# દ્વિતીયાવૃત્તિના બે બોલ



પરમાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રના કૃપાકટાક્ષથી પૂજ્ય સ્વામીશ્રી ચિદ્ઘનાનંદની "ગીતા" શાસ્ત્ર ઉપર રચેલી ચમત્કારવાળી "ગૂઢાર્થદીપિકા" ની ટીકાનો ગ્રન્થ બીજીવાર છાપવાનો પ્રસંગ આવ્યો, તેમાટે અમે તેમનાજ આભારી છીએ. જેમ એક સારા કવિ પોતાની કૃતિ બીજાઓના મોઢે ગવાતી સાંભળે છે ત્યારે તેને આનંદ થાય છે, તેમ શ્રીભગવાને ગાયેલી અને તેમના સ્વરૂપજ શ્રીવ્યાસ ભગવાને મહાભારતમાં ગુંથી લીધેલા આ પરમ ઉત્કૃષ્ટ ગાનનું શ્રવણ, મનન, નિદિધ્યાસન ભગવાનને અમારા અલ્પ પ્રયાસદ્વારા ગમ્યુંજ છે, એમ આ ગ્રન્થ છાપવાનો પુનઃ મંગળ પ્રસંગ આવ્યો તેથી અમે માનીએ છીએ. "ગુજરાતી પત્ર" અને "ગુજરાતી પ્રેસ" ના આદ્યદ્રષ્ટા અમારા પૂજ્ય પિતૃચરણ સદ્ગત ઇચ્છારામને શ્રીગીતા માટે અપૂર્વ ભાવ નાનપણથી હતો. તેથી તેમણે પોતાના જીવનકાળમાં તેનો સતત પ્રચાર કર્યો છે. તેમણે બહુ ખર્ચને ભોગે મળતી સંસ્કૃત ભાષામાં લખાયલી એવી પંદર ટીકાઓનો અપૂર્વ સંગ્રહ કરી મોટા ખર્ચે છપાવી હતી, જેની ખ્યાતિ એટલા હિન્દમાંજ નહિ પણ જગત્ ભરમાં સંસ્કૃત વિદ્યાના જાણકારોમાં થઇ રહી છે. પરલોકવાસી લોકમાન્ય તિલકે પોતાના 'કર્મયોગ રહસ્ય'માં પણ તેમના પરિશ્રમની કદર કરી છે. સદ્ગત અમારા પૂજ્ય પિતૃચરણની ગીતા ઉપર એક સરળ ટીકા ગુજરાતી ભાષામાં રચવાનો વિચાર હતો, પણ અન્ય વ્યવહારોમાં રોકાઈ જવાથી તેમનો આ મનોરથ સફળ થયો ન હોતો. પણ તેમણે સ્વરચિત "ચન્દ્રકાન્ત" મણિ નામક વેદાંત ગ્રન્થના દ્વિતીય ભાગમાં ગીતા એ કેવળ શુષ્ક વેદાંત અને સંન્યાસી થવા માટે નથી, પણ સંસાર વહેવારમાં ઉતારવા જેવું પુસ્તક છે, તે સિદ્ધ કરવા માટે જગન્નગરના અભેદ માર્ગ-પ્રવાસી અને મુમુક્ષુઓ માટે 'પથદર્શિકા' તરીકે બહુ સુંદર રીતે તેને ઓળખાવી છે, તે તરફ વાચકવૃન્દનું ધ્યાન ખેંચીએ છીએ. તેમણે પોતાના પ્રેસદ્વારા ગીતાજીનાં સારાં ભાષાંતરો કરાવ્યાં છે. શ્રીધરી ટીકાનુસાર કરાવાયલું ભાષાંતર હજી ગુજરાતી પ્રજામાં પ્રેમપૂર્વક વંચાય છે અને તેનું રોજ મનન થાય છે. મહારાષ્ટ્રી ભક્ત શ્રીજ્ઞાનેશ્વર મહારાજની ઓવીબદ્ધ ટીકાનું પણ સુંદર ભાષાંતર ડા. વરજીવનદાસ પાસે નહિ, પણ જાણીતા શિષ્ટ લેખક રા. રા. નારાયણ વિસનજી ઠક્કુર પાસે કરાવીને પ્રકટ કર્યું છે. તે જ પ્રમાણે તેમણે સદ્ગત શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પાસે શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે ગુજરાતી ભાષાંતર કરવાની ગોઠવણ કરી હતી, પણ શાસ્ત્રી ચારેક અધ્યાયોનું ભાષાંતર કરી ગુજરી જવાથી તે કામ અપૂર્ણ રહી ગયું છે. ગુજરાતી પ્રેસના આરંભકાળમાં કવિશ્રી નર્મદાશંકરનું ભાષાંતર, મહાત્મા તુલસીદાસજીનું હિન્દી પદ્ય ભાષાંતર, અને "પ્રમાણ સાહસી"કાર ઠક્કરનું ભાષાંતર પ્રકટ કરીને તેનો પણ ખૂબ પ્રચાર કર્યો હતો. તેજ પ્રમાણે બ્રાહ્મણાદિને સરળ થઈ પડે તે માટે બાલબોધ લિપિમાં ગુજરાતી શ્રીધરી ભાષાંતર પણ છપાવ્યું હતું. આ પ્રમાણે ગુજરાતી પ્રેસની ગીતાના પ્રચાર અર્થે સેવા છે. તેમાં આ ગ્રન્થથી વિશેષ વૃદ્ધિ અમારા હસ્તક થાય છે તે માટે પરમેશ્વરનો પાડ માનીયે છીએ.

સં. ૧૯૮૭
વસન્તપંચમી
મુંબઈ



નટવરલાલ ઇચ્છારામ દેશાઈ અને
"ગુજરાતી" પ્રેસના માલીકો

# દ્વિતીયાવૃત્તિના બે બોલ



પરમાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રના કૃપાકટાક્ષથી પૂજ્ય સ્વામીશ્રી ચિદ્ઘનાનંદની "ગીતા" શાસ્ત્ર ઉપર રચેલી ચમત્કારવાળી "ગૂઢાર્થદીપિકા" ની ટીકાનો ગ્રન્થ બીજીવાર છાપવાનો પ્રસંગ આવ્યો, તેમાટે અમે તેમનાજ આભારી છીએ. જેમ એક સારા કવિ પોતાની કૃતિ બીજાઓના મોઢે ગવાતી સાંભળે છે ત્યારે તેને આનંદ થાય છે, તેમ શ્રીભગવાને ગાયેલી અને તેમના સ્વરૂપજ શ્રીવ્યાસ ભગવાને મહાભારતમાં ગુંથી લીધેલા આ પરમ ઉત્કૃષ્ટ ગાનનું શ્રવણ, મનન, નિદિધ્યાસન ભગવાનને અમારા અલ્પ પ્રયાસદ્વારા ગમ્યુંજ છે, એમ આ ગ્રન્થ છાપવાનો પુનઃ મંગળ પ્રસંગ આવ્યો તેથી અમે માનીએ છીએ. "ગુજરાતી પત્ર" અને "ગુજરાતી પ્રેસ" ના આદ્યદ્રષ્ટા અમારા પૂજ્ય પિતૃચરણ સદ્ગત ઇચ્છારામને શ્રીગીતા માટે અપૂર્વ ભાવ નાનપણથી હતો. તેથી તેમણે પોતાના જીવનકાળમાં તેનો સતત પ્રચાર કર્યો છે. તેમણે બહુ ખર્ચને ભોગે મળતી સંસ્કૃત ભાષામાં લખાયલી એવી પંદર ટીકાઓનો અપૂર્વ સંગ્રહ કરી મોટા ખર્ચે છપાવી હતી, જેની ખ્યાતિ એકલા હિન્દમાંજ નહિ પણ જગત્ ભરમાં સંસ્કૃત વિદ્યાના જાણકારોમાં થઇ રહી છે. પરલોકવાસી લોકમાન્ય તિલકે પોતાના 'કર્મયોગ રહસ્ય'માં પણ તેમના પરિશ્રમની કદર કરી છે. સદ્ગત અમારા પૂજ્ય પિતૃચરણની ગીતા ઉપર એક સરળ ટીકા ગુજરાતી ભાષામાં રચવાનો વિચાર હતો, પણ અન્ય વ્યવહારોમાં રોકાઈ જવાથી તેમનો આ મનોરથ સરળ થયો ન હોતો. પણ તેમણે સ્વરચિત "ચન્દ્રકાન્ત" મણિ નામક વેદાંત ગ્રન્થના દ્વિતીય ભાગમાં ગીતા એ કેવળ શુષ્ક વેદાંત અને સંન્યાસી થવા માટે નથી, પણ સંસાર વહેવારમાં ઉતારવા જેવું પુસ્તક છે, તે સિદ્ધ કરવા માટે જગન્નગરના અભેદ માર્ગ-પ્રવાસી અને મુમુક્ષુઓ માટે 'પથદર્શિકા' તરીકે બહુ સુંદર રીતે તેને ઓળખાવી છે, તે તરફ વાચકવૃન્દનું ધ્યાન ખેંચીએ છીએ. તેમણે પોતાના પ્રેસદ્વારા ગીતાજીનાં સારાં ભાષાંતરો કરાવ્યાં છે. શ્રીધરી ટીકાનુસાર કરાવાયલું ભાષાંતર હજી ગુજરાતી પ્રજામાં પ્રેમપૂર્વક વંચાય છે અને તેનું રોજ મનન થાય છે. મહારાષ્ટ્રી ભક્ત શ્રીજ્ઞાનેશ્વર મહારાજની ઓવીબદ્ધ ટીકાનું પણ સુંદર ભાષાંતર ડા. વરજીવનદાસ પાસે નહિ, પણ જાણીતા શિષ્ટ લેખક રા. રા. નારાયણ વિસનજી ઠક્કુર પાસે કરાવીને પ્રકટ કર્યું છે. તે જ પ્રમાણે તેમણે સદ્ગત શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પાસે શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે ગુજરાતી ભાષાંતર કરવાની ગોઠવણ કરી હતી, પણ શાસ્ત્રી ચારેક અધ્યાયોનું ભાષાંતર કરી ગુજરી જવાથી તે કામ અપૂર્ણ રહી ગયું છે. ગુજરાતી પ્રેસના આરંભકાળમાં કવિશ્રી નર્મદાશંકરનું ભાષાંતર, મહાત્મા તુલસીદાસજીનું હિન્દી પદ્ય ભાષાંતર, અને "પ્રમાણ સાહસી"કાર ઠક્કરનું ભાષાંતર પ્રકટ કરીને તેનો પણ ખૂબ પ્રચાર કર્યો હતો. તેજ પ્રમાણે બ્રાહ્મણાદિને સરળ થઈ પડે તે માટે બાલબોધ લિપિમાં ગુજરાતી શ્રીધરી ભાષાંતર પણ છપાવ્યું હતું. આ પ્રમાણે ગુજરાતી પ્રેસની ગીતાના પ્રચાર અર્થે સેવા છે. તેમાં આ ગ્રન્થથી વિશેષ વૃદ્ધિ અમારા હસ્તક થાય છે તે માટે પરમેશ્વરનો પાડ માનીયે છીએ.

સં. ૧૯૮૭<br>વસન્તપંચમી<br>મુંબઈ



નટવરલાલ ઇચ્છારામ દેસાઈ અને<br>"ગુજરાતી" પ્રેસના માલીકો

# સ્વામી શ્રી ચિદ્‌ઘનાનંદગિરિજીની હકીકત

ગીતા ગૂઢાર્થદીપિકા વગેરે ગ્રંથોના કર્તા સ્વામીશ્રી ચિદ્‌ઘનાનંદગિરિજીના જીવન સંબંધી ઝાઝી હકીકત મળી શકતી નથી. અમારી વિનતિ ઉપરથી ભાવનગરના વિદ્વાન રા.રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ નીચે પ્રમાણે હકીકત એકઠી કરીને મોકલી છે તેજ, વાચકોની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે છાપીએ છીએ.

ભાવનગરના ભૂતપૂર્વ દીવાન સાહેબ ગૌરીશંકર ઉદયશંકર ઓઝાના જીવનચરિત્રમાં તેઓ વિશે થોડી ઘણી હકીકત ઉપલબ્ધ થાય છે.

આ સત્પુરુષ સંવત ૧૯૨૯ માં કાશીથી ભાવનગર પધાર્યા હતા અને ત્યાં સંવત ૧૯૪૨ સુધી રહ્યા હતા. એ દીર્ઘ સમયમાં તેમના મુખથી રા. રા. ગૌરીશંકરે ગીતા, આત્મપુરાણ, સિદ્ધાન્તલેશ, સ્વારાજ્યસિદ્ધિ, સંક્ષેપ શારીરક, ષોડશભાષ્ય આદિ અનેક સદ્ગ્રંથોનું શ્રવણ કર્યું હતું.

પોતાના ગુરુ સ્વામી ઉદ્ધવાનંદગિરિજી સમાધિસ્થ થયા પછી તેઓએ કાશીમાં ગુરુના આશ્રમમાંજ નિવાસ કર્યો હતો. તેઓના નિર્વાહનો ખર્ચ ભાવનગરના પ્રખ્યાત દીવાન સાહેબ ઓઝા ગગાભાઈ આપતા હતા.

સ્વામી શ્રી ચિદ્‌ઘનાનંદગિરિનાં હિન્દી ભાષામાં રચેલાં પુસ્તકો ચાર છેઃ ૧ આત્મપુરાણ, ૨ ગીતા ગૂઢાર્થદીપિકા, ૩ તત્ત્વાનુસંધાન; ૪ ન્યાયપ્રકાશ (આમાંથી ગીતા ગૂઢાર્થદીપિકાનું ગુજરાતી ભાષાંતર સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈએ કરાવેલું છે, અને જેની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે.) આ સઘળા ગ્રંથો ભાવનગરમાં તેમણે રચ્યા છે.

તેઓ ગગાભાઈ સાહેબની વાડી પાસે વિદેહકૈવલ્ય વજેશંકર ગુલાબરાય દેશાઈ, જેઓ પ્રથમ રાજ્યના મોટા અધિકારી હતા અને પાછળથી સંન્યાસી થયા હતા, તેઓની વાડીમાં રહેતા હતા, ત્યાં સવાર સાંજ વેદાન્તની કથા કરતા હતા. (કોઈ કોઈ વખતે માનશંકરભાઈ પણ કથા સાંભળવા જતા હતા.)

આત્મપુરાણનું હિંદી ભાષાંતર સ્વ. વજેશંકર ગુલાબરાય દેશાઈએ છપાવી આપ્યું હતું.

ગીતા ગૂઢાર્થદીપિકા અને તત્ત્વાનુસંધાન આ બે ગગાભાઈ સાહેબે છપાવેલ છે.

ન્યાયપ્રકાશની ઇતિશ્રીમાં સ્વામી શ્રી લખે છે કેઃ—

इति श्री परमहंस परिव्राजकाचार्य श्री स्वामी उद्धवानंदगिरि पूज्यपादशिष्येण स्वामी चिद्घनानंदगिरिणा विरचित न्यायप्रकाशप्रमाणादि षोडशपदार्थनिरूपणं नाम सप्तमपरिच्छेदः समाप्तः ॥

ગ્રંથ સમાપ્તિ કર્યાની મિતિ સં. ૧૯૪૧ ના માર્ગશીર્ષ સુદ ૪ ને વાર ગુરુ.

તેઓ પોતે પોતાના ગ્રંથોમાં પોતાને સાદા "સ્વામી" ઉપનામથીજ ઓળખાવે છે, છતાં ગગાભાઈ સાહેબે તેઓને "પરમહંસ પરિવ્રાજક" લખેલ છે, તેથી તેઓ એ રીતે પણ વિદ્વાનોમાં ઓળખાતા.

કાશીથી સ્વ. વિજયશંકરભાઇ ઉપર તેઓનો એક પત્ર છે. તે પત્ર વિ. સં. ૧૯૪૮ માં લખાયો છે. આ ઉપરથી જણાય છે કે તેઓ ત્યાં સુધી હૈયાત હતા.

આત્મપુરાણ અને તત્વાનુસંધાનમાં સ્વામીશ્રીએ પોતા વિશે જે કંઇ લખ્યું છે તે સંગ્રહાર્થ અત્ર છાપીએ છીએ.

## –आत्मपुराण–

संवत १९३१ शाके १७९६ वैशाख सुदी ३ रविवार कूंआरंभ कथा ॥ संवत् १९३४ शाके १७९४ कार्तिक शुक्रवार कूं समाप्त भया ता भाषा आत्मपुराण ग्रंथकी प्रवृत्ति करणे वास्ते श्री स्वामीजीकी आज्ञानैं देशाई विज्जयशंकरनै प्रथमवार भावनगर विषे छपाइ के प्रसिद्ध किया, अब दुसरे वार श्रीस्वामी चिद्घनानंदगिरि की आज्ञासै मुंबइ बंदर विषे जगदेश्वर छापखाना विषे शा. नारायणजी त्रिकमजी नैं तथा हरिप्रसाद भगीरथजीने छपाइ प्रसिद्ध कर्या है.

## तत्वानुसंधान–प्रस्तावना

या तें अधिकारी पुरुषों के बोधका हेतु होणे तै तिन भाषा ग्रंथोकी रचना भी सफल है ॥ इस प्रकारका विचार करि के श्री भावनगर राजधानी के मुख्य प्रधान श्री ब्रह्मनिष्ठ गौरीशंकरनें गुर्जर देशकी भाषा विषे ... ... ... ...

और अबी श्री स्वामी सच्चिदानंद सरस्वती नामयुक्त संन्यास आश्रमकूं धारण करि के स्थितिनीनों ने ही सर्व मुमुक्षु जनोंके हित वास्ते यह तत्वानुसंधान ग्रंथ छपाइ के प्रसिद्ध कर्या है ॥

यह तत्वानुसंधान मुंबई मध्ये निर्णयसागर छापखानामें संवत १९४३ शाके १८०८ मास कार्तिक तिथि १ वार गुरु छपा गया है.

इति श्री मत्परमहंस परिव्राजिकाचार्य श्री स्वामी उद्धवानंदगिरि पूज्यपाद शिष्येण स्वामी चिद्घनानंदगिरिणा विरचिते प्राकृत तत्वानुसंधाने चतुर्थः परिच्छेदः समाप्तः । समाप्तोऽयं तत्वानुसंधाननामा ग्रंथः । श्रीगुरुभ्यो नमः ॥ श्रीशंकराचार्येभ्यो नमः । श्रीकाशीविश्वेश्वराभ्यां नमः ।

સત્પુરૂષોનું જીવન સાદુંજ હોય છે; તેમના ગ્રંથોરૂપી અક્ષર દેહમાં તેમનો પરમાત્મારૂપ જીવાત્મા આપણને દર્શન દે છે, એજ મુખ્યત્વે ઉપયોગી છે. આ હકીકત પુરી પાડવા માટે રા. માનશંકરભાઇના અમો આભારી છીએ.

સંપાદક ન. ઈ. દેશાઈ

# પ્રસ્તાવના

જેમ શ્રીશુકમુનિના પ્રખર મુખથી નિકળેલા વચનામૃતરૂપ શ્રીમદ્‌ભાગવતના રસનું પાન કરવાથી ભક્તજનોને તૃપ્તિ થતી નથી, તેમ આ અમૃતરૂપ 'ગૂઢાર્થદીપિકા' જે સ્વામી શ્રીચિદ્‌ઘનાનંદે, મુમુક્ષુજનોના હિતને અર્થે પ્રકટ કરી છે, તેનું પાન કરવાથી કદી અધિકારી જનોને તૃપ્તિ મળતી નથી, એમ એ ગ્રન્થનું પઠનપાઠન–સાધુસંતોમાં અને ગૃહસ્થોમાં થતું વાંચન–જોતાં માનવાને કારણ મળે છે. ભાવનગરના માજી દીવાન બ્રહ્મનિષ્ઠ નાગર શ્રીમાન્ ગૌરીશંકર ઉદયશંકર ઉર્ફે ગગા ઓઝાને, સ્વામીશ્રીએ ગીતાશાસ્ત્ર, આત્મપુરાણાદિ સત્‌શાસ્ત્રનો જે કંઇ ઉપદેશ દીધો હતો, તેને ગ્રન્થરૂપે તેમણે પ્રકટ કરાવ્યો છે. આ ઉપદેશ–ટીકા મૂળ હિંદુસ્તાનીમાં થયેલી છે, પણ ગુર્જરવાસીઓને આવા પ્રસ્થાનત્રયમાંના એકનો અમૂલ્ય લાભ ઓછો મળવાથી તથા ગુર્જરવર્ગમાંથી ઘણાઓના આગ્રહથી, હાલમાં "ગુજરાતી" પ્રેસના માલીક તરફથી, ગુર્જરભાષામાં તેનું ભાષાંતર કરવામાં આવ્યું છે. (તેની આ બીજી આવૃત્તિ છે.) સ્વામી શ્રીચિદ્‌ઘનાનંદના ત્રણ મુખ્ય ગ્રન્થો છેઃ એક આત્મપુરાણ છે, જેનું હિંદુસ્તાનીમાંથી ગુજરાતી ભાષાંતર "ગુજરાતી" પ્રેસમાં જ કામ કરતા રા. રા. મણિલાલ છબારામ ભટ તથા શાસ્ત્રી છોટાલાલ ચંદ્રશંકર તરફથી બહાર પાડવામાં આવ્યું છે. બીજો ગ્રન્થ આ 'ગીતાગૂઢાર્થદીપિકા' છે. 'ન્યાય પ્રકાશ' નામનો ત્રીજો ગ્રન્થ હિંદુસ્તાનીમાં છે, જેમાં કણાદ મુનિકૃત વૈશેષિક શાસ્ત્રના દ્રવ્યાદિ સપ્ત પદાર્થોનું તથા ગૌતમ મુનિકૃત ન્યાયશાસ્ત્રના પ્રમાણ પ્રમેયાદિ સોળ પદાર્થોનું ઘણી જ સારી રીતે નિરૂપણ કર્યું છે. એ ઉપરાંત પણ અન્ય નાના નાના ગ્રન્થો છે. આ ગીતાગૂઢાર્થદીપિકામાં, આત્મપુરાણમાં તેમ જ અન્ય પ્રાકૃત ગ્રન્થોમાં ન્યાયશાસ્ત્રની કોટીનું એવી તો સરળ રીતે એમણે દિગ્‌દર્શન કરાવ્યું છે કે, એમની માફક ન્યાયશાસ્ત્રનું કોઇ પણ પ્રાકૃત ગ્રન્થમાં વિસ્તારથી નિરૂપણ કરેલું ભાગ્યે જ જોવામાં આવે છે. એમણે આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની "ગૂઢાર્થદીપિકા"ના પ્રારંભમાં, ગ્રન્થના રહસ્ય સંબંધમાં જે પ્રસ્તાવના આપેલી છે, તે નીચે પ્રમાણે છેઃ—

"शंकरं शंकराचार्यं व्यासं नारायणात्मकम् । सरस्वतीं च ब्रह्माणं प्रणमामि पुनः पुनः ॥ १ ॥

प्रकाशितं ब्रह्मतत्त्वं ब्रह्मष्टगुणशालिनम् । प्रणवस्योपदेष्टारं प्रणमाम्यनिशं गुरुम् ॥ २ ॥

श्रीकृष्णचरणद्वंद्वं प्रणिपत्य पुनः पुनः । प्राय· प्रत्यक्षरं कुर्वे गीतागूढार्थदीपिकाम् ॥ ३ ॥

અર્થઃ–શંકરરૂપ શ્રીશંકરાચાર્યને, નારાયણરૂપ વ્યાસને, સરસ્વતી દેવીને તથા તેના ભર્તા બ્રહ્માને હું વારંવાર નમસ્કાર કરું છું.[૧] જે શ્રીગુરુએ અમારા હૃદયમાં બ્રહ્મતત્ત્વ પ્રકાશ કર્યું છે, જે ગુરુ વિવેક વૈરાગ્યાદિ ઉત્તમ ગુણોવડે યુક્ત છે તથા જે ગુરુ અમે અધિકારી જનોને પ્રણવ મંત્રનો ઉપદેશ કરે, તે ગુરુને હું વારંવાર નમસ્કાર કરું છું.[૨] ગીતાશાસ્ત્રના કર્તા શ્રીકૃષ્ણ ભગવાનનાં બે ચરણકમલોને વારંવાર પ્રણામ કરી, મુમુક્ષુ જનોને શ્રીગીતાજીના દરેક અક્ષરોનો નિશ્ચય કરાવવા માટે, શ્રીશંકરાચાર્યકૃત ભાષ્ય, સ્વામી શંકરાનંદકૃત ટીકા, સ્વામી મધુસૂદનકૃત ટીકા તથા નીલકંઠ પંડિત કૃત ટીકા–આ ચારે ટીકાના અભિપ્રાયને લઈ, હું ગીતાગૂઢાર્થદીપિકા નામની ટીકા કરું છું.[૩]

આ લોકમાં મહાન્ તપ, બળ, તેજ તથા શક્તિવડે યુક્ત, સર્વ વિદ્યાના સમુદ્ર, સંપૂર્ણ સર્વજ્ઞોના ભૂષણરૂપ, સાક્ષાત્ નારાયણરૂપ તથા પરમ કૃપાળુ એવા શ્રીવ્યાસ ભગવાને, પોતાના પછી થનારા અન્ય અધિકારી જનોની બુદ્ધિમાં વિશે મંદતા જોઈ, તે અધિકારીઓને સર્વ પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવવા માટે, પુરુષાર્થની પ્રાપ્તિનાં સાધનને કહેવાવાળા વેદસમૂહના ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ આમ ચાર

વિભાગો કર્યા. આ ઋગાદિ ચારે વેદોવિશે રહેલા ઐતરેયાદિ અનેક શાખાઓમાંથી દરેક શાખાને પૈલ વૈશંપાયનાદિ, શિષ્ય પ્રશિષ્યદ્વારા વિસ્તારને પમાડવા લાગ્યા. આ રીતે ઋગાદિ વેદોનો વિસ્તાર થવા છતાં વેદનો અર્થ પરમ સૂક્ષ્મ, અત્યંત ગૂઢ તથા ઘણો જ દુર્વિજ્ઞેય છે—આમ હોવાથી વેદના અર્થો જાણવામાં અધિકારી જનોની બુદ્ધિ સમર્થ થતી નથી; તેથી અધિકારી જનોપ્રતિ અનુગ્રહ કરી, શ્રીવ્યાસ ભગવાને, તેઓને ધર્માદિ સર્વ પુરુષાર્થની પ્રાપ્તિ કરાવવા, ધર્માદિ પુરુષાર્થના સાધનને કહેવાવાળી તથા એક લાખ શ્લોકવાળી ભારત (મહાભારત) નામની સંહિતા રચી. જેમ સર્વ નક્ષત્રમાળાના મધ્યમાં ચંદ્રમંડળ સ્થિત છે, તેમ ભારત નામની સંહિતાના મધ્યમાં શ્રીવ્યાસ ભગવાને, કાર્ય પ્રપંચ સહિત અનાદિ અવિદ્યાની નિવૃત્તિદ્વારા, મુમુક્ષુને વિદેહ કૈવલ્યરૂપ ફળની પ્રાપ્તિ માટે, જીવ બ્રહ્મના અભેદને પ્રતિપાદન કરનારી, શ્રીકૃષ્ણ ભગવાન્ તથા અર્જુનના સંવાદરૂપ, અદ્વૈતરૂપ અમૃતને વરસાવનારી તથા સાતસો શ્લોકવાળી ગીતા-ઉપનિષદ્ નામની બ્રહ્મવિદ્યા સ્થાપન કરી. અજ્ઞાન સહિત સર્વ પ્રપંચના અભાવરૂપ સત્-ચિત્-આનંદ સ્વરૂપ તથા જીવથી અભિન્ન અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષ, એજ ગીતારૂપી બ્રહ્મવિદ્યાનું પરમ પ્રયોજન છે; અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષને શાસ્ત્રમાં વિષ્ણુનું પરમ પદ કહ્યું છે. આવા અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષની પ્રાપ્તિ માટે સૃષ્ટિના આદિ કાળમાં સર્વજ્ઞ એવા ઈશ્વરે કર્મ, ઉપાસના તથા જ્ઞાન નામના ત્રણ કાંડોથી યુક્ત ઋગાદિ વેદોને ઉત્પન્ન કર્યા. આ અઢાર અધ્યાયરૂપ ભગવદ્ગીતા પણ ઋગાદિવેદરૂપ છે. ભગવદ્ગીતા પણ ૭ ૭ અધ્યાયરૂપી ષટ્કોવડે, કર્મ, ઉપાસના તથા જ્ઞાન આ ત્રણ કાંડોરૂપ છે. ૭ અધ્યાયરૂપ પ્રથમ ષટ્કમાં કર્મનિષ્ઠાનું નિરૂપણ કર્યું છે, ૭ અધ્યાયરૂપ દ્વિતીય ષટ્કમાં ભગવદ્ભક્તિનિષ્ઠારૂપ ઉપાસનાનું નિરૂપણ કર્યું છે તથા ૭ અધ્યાયરૂપ તૃતીય ષટ્કમાં જ્ઞાનનિષ્ઠાનું કથન કર્યું છે. મધ્યના ષટ્કમાં રહેલી ભગવદ્ભક્તિનિષ્ઠા, કર્મનિષ્ઠાની પ્રાપ્તિમાં તથા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિમાં પ્રતિબંધક પાપરૂપ વિઘ્નને નાશ કરવાવાળી છે; માટે ભગવદ્ભક્તિનિષ્ઠા, કર્મનિષ્ઠામાં તેમ જ જ્ઞાનનિષ્ઠામાં અનુગત છે. આથી ભગવદ્ભક્તિનિષ્ઠા કર્મમિશ્ર, શુદ્ધ તથા જ્ઞાનમિશ્રના ભેદે કરી ત્રણ પ્રકારની કહેવાય છે તેમાં ગીતાના પ્રથમ ષટ્કમાં રહેલી ભગવદ્ભક્તિનિષ્ઠા કર્મમિશ્ર કહેવાય છે. બીજા ષટ્કમાં રહેલી ભગવદ્ભક્તિનિષ્ઠા શુદ્ધ કહેવાય છે તથા ત્રીજા ષટ્કમાં રહેલી ભગવદ્ભક્તિનિષ્ઠા જ્ઞાનમિશ્ર કહેવાય છે. કર્મનિષ્ઠાવડે મળેલી ભગવદ્ભક્તિનિષ્ઠાનું નામ કર્મમિશ્ર છે, જ્ઞાનનિષ્ઠાવડે મળેલી ભગવદ્ભક્તિનિષ્ઠાનું નામ જ્ઞાનમિશ્ર છે તથા કેવળ ભક્તિનિષ્ઠાનું નામ શુદ્ધ છે.

આ પ્રમાણે ભગવદ્ગીતા ઋગાદિ વેદત્રયીની માફક ત્રણકાંડરૂપ છે. તેમાં ગીતાના પ્રથમ ષટ્કરૂપ કર્મકાંડમાં, કર્મના તથા કર્મના ત્યાગના નિરૂપણ માર્ગવડે, અનેક પ્રકારની યુક્તિઓથી ત્વં પદના અર્થરૂપ કૂટસ્થ શુદ્ધ આત્માનું નિરૂપણ કર્યું છે; દ્વિતીય ષટ્કરૂપ ઉપાસનાકાંડમાં ભગવદ્ભક્તિનિષ્ઠાના વર્ણનરૂપ માર્ગવડે તત્ પદાર્થરૂપ પરમાત્મા દેવનું નિરૂપણ કર્યું છે; તથા તૃતીય ષટ્કરૂપ જ્ઞાનકાંડમાં શોધિત તત્ત્વં પદાર્થના અભેદરૂપ મહાવાકયનો અર્થ નિરૂપણ કર્યો છે. આ પ્રમાણે ત્રણ ષટ્કરૂપ ત્રણ કાંડનો પરસ્પર સંબંધ સંભવે છે. પૂર્વના અધ્યાયના અર્થનો ઉત્તરના અધ્યાયના અર્થ સાથે જે જે પ્રકારનો સંબંધ સંભવે છે, તે તે સંબંધ તે તે અધ્યાયના નિરૂપણ સમયે કથન કરવામાં આવ્યો છે.

આ અઢાર અધ્યાયરૂપ ભગવદ્ગીતામાં જે જે મોક્ષનું સાધન વિસ્તારવડે નિરૂપણ કર્યું છે, તેનું પ્રથમ સંક્ષેપે કરી નિરૂપણ કર્યું છે. અધિકારી પુરુષે પ્રથમ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ કરનારા કામ્યકર્મનો પરિત્યાગ કરી તથા નરકાદિ દુઃખને પ્રાપ્ત કરનારાં હિંસાદિ નિષિદ્ધ કર્મનો પરિત્યાગ કરી, ફળની ઇચ્છાથી રહિત કેવળ નિષ્કામ કર્મો કરવાં. નિષ્કામ કર્મમાં પણ પરમેશ્વરના નામનો જપ તથા સ્તુતિ આદિ પરમ ધર્મરૂપ છે. નિષ્કામ કર્મવડે તથા પરમેશ્વરના જપ સ્તુતિ આદિવડે અધિકારી પુરુષનું ચિત્ત પ્રતિબંધકરૂપ સર્વ પાપથી રહિત થઈ વિચાર કરવા યોગ્ય થાય છે. ત્યાર પછી અધિકારી પુરુષમાં નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક ઉત્પન્ન થાય છે. વિવેક થયા પછી આ લોકના વિષયસુખોમાં તથા સ્વર્ગાદિક લોકના વિષય-

સુખોમાં દોષદષ્ટિપૂર્વક વશીકાર નામનો વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્યની પ્રાપ્તિ થયા પછી શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ તથા તિતિક્ષા--આ ૭ સંપતની પ્રાપ્તિવડે સર્વના પરિત્યાગરૂપ સંન્યાસ પ્રાપ્ત થાય છે. સંન્યાસ પ્રાપ્ત થયા પછી, અધિકારી પુરુષને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છારૂપ મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે. મુમુક્ષતાની પ્રાપ્તિ પછી અધિકારી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જાય છે. ત્યાર પછી તે અધિકારી બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરે છે તથા શ્રવણ કરેલા અર્થનું મનન કરે છે. આ શ્રવણ તથા મનનમાં જ સર્વ ઉત્તર મીમાંસા શાસ્ત્રનો ઉપયોગ છે. શ્રવણ મનનની પરિપકવતા થયા પછી અધિકારી નિદિધ્યાસનને પ્રાપ્ત થાય છે. આ નિદિધ્યાસનમાં જ સંપૂર્ણ યોગશાસ્ત્રનો ઉપયોગ છે. શ્રવણવડે વેદાંતશાસ્ત્રરૂપ પ્રમાણગત અસંભાવનાની નિવૃત્તિ થાય છે, મનનવડે આત્મારૂપ પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિ થાય છે તથા નિદિધ્યાસનવડે દેહાદિકમાં આત્મત્વ બુદ્ધિરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિ થાય છે. આ રીતે અસંભાવનાદિ દોષથી રહિત ચિત્તમાં, ગુરૂપદિષ્ટ મહાવાકયથી, બ્રહ્માત્માનો સાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. બ્રહ્માત્મસાક્ષાત્કાર થયા પછી, અધિકારીની અવિદ્યાની નિવૃત્તિ થાય છે. આવરણશક્તિ પ્રધાનરૂપ અવિદ્યાની નિવૃત્તિ થયા પછી, અધિકારીના ભ્રમ તથા સંશય નિવૃત્ત થાય છે; અને ભાવી જન્મની પ્રાપ્તિ કરનારાં સર્વ સંચિત કર્મ નાશને પ્રાપ્ત થાય છે તથા આત્મસાક્ષાત્કારના પ્રભાવથી આગામી કર્મની ઉત્પત્તિ થતી નથી. આમ થવા છતા પ્રારબ્ધકર્મરૂપ વિક્ષેપના વશથી, અધિકારીની વાસના નિવૃત્ત થતી નથી. એ જ વાસના સર્વ કરતાં વધારે બળવાન્ છે. બળવાન્ વાસના પણ સંયમરૂપ ઉપાયવડે નિવૃત્ત થાય છે. સંયમ પણ ધારણા, ધ્યાન તથા સમાધિના ભેદે કરી ત્રણ પ્રકારનો છે. સંયમની પ્રાપ્તિ માટે પ્રથમ યમ, નિયમ, આસન, પ્રાણાયામ તથા પ્રત્યાહાર આ પાંચનો ઉપયોગ થવો જોઈએ. અધિકારીને ઈશ્વરના પ્રણિધાનથી સમાધિ શીઘ્ર પ્રાપ્ત થાય છે અને સમાધિવડે અધિકારીનો મનોનાશ તથા વાસનાક્ષય થાય છે. વળી તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસનાક્ષય આ ત્રણેનો એક સમયે અભ્યાસ કરવાથી અધિકારી પુરુષને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.

આ જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે શ્રુતિમાં વિદ્વત્સંન્યાસનું કથન કર્યું છે. પૂર્વની સવિકલ્પ સમાધિવડે નિરોધને પ્રાપ્ત થયેલા ચિત્તમાં, ત્રણ ભૂમિકાવાળી નિર્વિકલ્પ સમાધિ ઉત્પન્ન થાય છે. તેમાં પ્રથમની ભૂમિકામાં વિદ્વાન્ પુરુષ પોતાની ઇચ્છાથી ઉત્થાનને પ્રાપ્ત થાય છે; દ્વિતીય ભૂમકામાં વિદ્વાન્ બીજાવડે બોધને કરાયલો છતો, ઉત્થાનને પ્રાપ્ત થાય છે તથા તૃતીય ભૂમિકામાં વિદ્વાન્ પોતાની ઇચ્છાવડે તથા બીજાવડે, ઉત્થાનને પ્રાપ્ત થાય છે. આ સર્વકાળવિષે બ્રહ્માકારવૃત્તિ રહેલી જ હોય છે. આ રીતે નિર્વિકલ્પ સમાધિવાન્ પુરુષને શાસ્ત્રમાં બ્રાહ્મણ, બ્રહ્મવિદ્દરિષ્ઠ, ગુણાતીત, સ્થિતપ્રજ્ઞ, વિષ્ણુભક્ત, અતિવર્ણાશ્રમી, જીવન્મુક્ત તથા આત્મરતિ કહેવામાં આવે છે. આવો જીવન્મુક્ત પુરુષ, કૃતકૃત્ય ભાવને પ્રાપ્ત થાય છે; માટે શાસ્ત્ર પણ જીવન્મુક્ત પુરુષથી નિવૃત્ત થાય છે. સારાંશ એ કે, જીવન્મુક્ત પુરુષ ઉપર શાસ્ત્રનો કોઈ પણ વિધિનિષેધ નથી. વળી यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ( જે અધિકારીને પરમાત્મા વિશે પરમ ભક્તિ છે તથા જેવી પરમાત્મામાં પરમભક્તિ છે તેવી જ ગુરુમાં પરમ ભક્તિ છે, તે જ અધિકારી પુરુષની બુદ્ધિમાં શાસ્ત્રપ્રતિપાદિત અર્થ પ્રકાશમાન થાય છે. ) આ શ્રુતિ પ્રમાણે શરીર, મન તથા વાણીકૃત ભગવદ્દભક્તિનો ઉદ્યોગ, સર્વ અવસ્થામાં સિદ્ધ થાય છે, તેમાં પ્રથમની ભૂમિકામાં કરાયલી ભગવદ્દભક્તિ, ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ કરે છે; કેમકે ભગવદ્દભક્તિ વિના વિઘ્નો ઘણાં આવી પડવાથી ફળની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ હોય છે, એમ, पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः । अनेकजन्मसंसिद्धः ઇત્યાદિ ભગવાનનાં વચનોથી સિદ્ધ થાય છે.

વળી પૂર્વ પૂર્વ જન્મમાં ઉત્પન્નથયેલો સંસ્કાર અચિંત્ય શક્તિવાળો છે. આ પૂર્વ સંસ્કારના પ્રભાવથી જ જે પુરુષ, જેમ આકાશમાંથી ફળનો પાત થાય તેમ પ્રથમ જ કૃતકૃત્ય ભાવને પ્રાપ્ત થયો છે. તેવા પુરુષ માટે, શાસ્ત્રનો આરંભ નથી; કારણ પ્રથમના સિદ્ધિસાધનના અભ્યાસવડે ભગવત્કૃપા અત્યંત દુર્વિજ્ઞેય છે. આ રીતે પ્રથમ ભૂમિકા સિદ્ધ થવા છતાં, ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ માટે, અધિકારીએ ભગવદ્દભક્તિ અવશ્ય

કરવી જ જોઇએ. ભગવદ્‌ભક્તિ વિના ઉત્તર ભૂમિકા સિદ્ધ જ થતી નથી. વળી જેવી રીતે પૂર્વ અવસ્થામાં ભગવદ્‌ભક્તિના ફળની કલ્પના થાય છે, તેમ જીવન્મુક્ત દશામાં ભગવદ્‌ભક્તિના ફળની કલ્પના થતી નથી. જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષમાં જેમ દ્વેષ તથા ભેદના અભાવરૂપ ધર્મો સ્વભાવભૂત થઇ રહે છે, તેમ ભગવદ્‌ભક્તિ પણ સ્વભાવભૂત થઇ રહે છે. આ વાત तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ઇત્યાદિ વચનવડે શ્રીભગવાને પ્રતિપાદન કરી છે. માટે જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષ જ, મુખ્ય પ્રેમભક્ત કહેવાય છે. આ રીતે સર્વ મોક્ષનું સાધન શ્રીકૃષ્ણ ભગવાને, ગીતાશાસ્ત્રમાં કથન કર્યું છે.

મોક્ષના સાધનને જોઇ શ્રીમત્ શંકરાચાર્યે, સ્વામી શંકરાનંદે, સ્વામી મધુસૂદને તથા નીલકંઠ પંડિતે, ઘણા જ ઉત્સાહપૂર્વક ગીતાશાસ્ત્રપર સંસ્કૃત ટીકા કરી છે. જો કે આ સંસ્કૃત ટીકાઓથી વ્યાકરણાદિ સાધનવાળા મુમુક્ષુજનોને ગીતાશાસ્ત્રના અર્થનો બોધ થઇ શકે છે, છતાં સંસ્કૃત ટીકાવડે વ્યાકરણાદિ સાધનસંપન્ન મુમુક્ષુજનોને ગીતાશાસ્ત્રના અર્થનો બોધ થઇ શકતો નથી. માટે મુમુક્ષુજનને ગીતાશાસ્ત્રના અર્થનો બોધ કરાવવા, સંસ્કૃત ટીકાઓના અભિપ્રાયને લઇ, 'ગીતાગૂઢાર્થદીપિકા' નામની પ્રાકૃત ટીકાનો આરંભ કરવામાં આવ્યો છે. નિષ્કામ કર્મના અનુષ્ઠાનને શાસ્ત્રમાં મોક્ષના મૂળરૂપ કહ્યું છે તથા શોકમોહાદિ પાપરૂપ અસુર, મોક્ષની પ્રાપ્તિમાં પ્રતિબંધક કહ્યો છે; કારણ કે શોકમોહાદિ અસુરની પ્રાપ્તિથી, પુરુષ પોતાના વર્ણાશ્રમધર્મથી ભ્રષ્ટ થાય છે, શાસ્ત્રનિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત થાય છે તથા ફળની ઇચ્છાપૂર્વક અહંકારરહિત નાના પ્રકારની ક્રિયાને કરે છે. આ પ્રમાણે શોકમોહાદિ પાપરૂપ અસુરવડે નિત્યયુક્ત પુરુષ, મોક્ષરૂપ પુરુષાર્થને પ્રાપ્ત ન થઇ, જન્મ મરણાદિ અનેક દુઃખને પ્રાપ્ત થાય છે. આ દુઃખ સ્વભાવથી જ સર્વ પ્રાણીમાત્રના દ્વેષનો વિષય છે. માટે દુઃખની નિવૃત્તિ અર્થે, દુઃખના સાધનરૂપ શોક મોહાદિ અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે; કેમકે અનાદિ સંસારમાં દુઃખના કારણરૂપ શોકમોહાદિ અનેક જન્મોવડે દૃઢતાને પામે છે; અને તે કારણથી શોકમોહાદિનો ત્યાગ કરવો અત્યંત કઠિન છે. જો કે આ શોકમોહાદિની નિવૃત્તિ વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી; માટે મારા શોકમોહાદિ કોઇપણ ઉપાયે કરી નાશને પ્રાપ્ત થાઓ—આ રીતની ઉત્કટ ઇચ્છાવાળો જે મુમુક્ષુ પુરુષ છે તેના બોધમાટે, શ્રીકૃષ્ણ ભગવાને ગીતાશાસ્ત્ર કહ્યું છે. આ ગીતાશાસ્ત્રમાં अशोच्यानन्वशोचस्त्वं ઇત્યાદિ શ્લોકે કરી, 'શોકમોહાદિ અસુરની નિવૃત્તિના ઉપાયના ઉપદેશવડે પોતાના વર્ણાશ્રમધર્મના અનુષ્ઠાનથી તું મોક્ષરૂપ પુરુષાર્થને પ્રાપ્ત થશે,' આ રીતનો જે ભગવાનનો ઉપદેશ છે, તે ઉપદેશ સર્વ મુમુક્ષુ જનપ્રતિ સાધારણ છે; કેવળ એક અર્જુન પ્રતિ જ એ ઉપદેશ નથી.

કોઇ એવી શંકા કરે કે, શ્રીકૃષ્ણ ભગવાનનો જો મુમુક્ષુપ્રતિ આ સાધારણ ઉપદેશ હોય તો ગીતાશાસ્ત્રમાં શ્રીકૃષ્ણ ભગવાનના તથા અર્જુનના સંવાદરૂપે આ આખ્યાયિકા શા માટે રાખી ? તેના સમાધાનમાં જણાવવાનું કે, જેમ ઉપનિષદોનો ઉપદેશ સર્વ મુમુક્ષુ જનપ્રતિ સાધારણ છતાં ઉપનિષદ્‌માં જનક યાજ્ઞવલ્ક્યાદિકના સંવાદરૂપે જે આખ્યાયિકા છે, તે ઉપનિષદ્‌રૂપ બ્રહ્મવિદ્યાની સ્તુતિ અર્થે છે; તેમ ગીતાશાસ્ત્રમાં જે શ્રીકૃષ્ણ ભગવાન્ તથા અર્જુનના સંવાદરૂપ આખ્યાયિકા છે તે આખ્યાયિકા પણ ગીતારૂપ બ્રહ્મવિદ્યાની સ્તુતિ વાસ્તે છે. આ સ્તુતિ આ પ્રમાણે છેઃ-જેનો સર્વ લોક વિશે મહાન્ ભાવ છે એવો અર્જુન છે. આ અર્જુન રાજ્ય, ગુરુ, પુત્ર, મિત્ર આદિ પદાર્થમાં "હું એનો છું તથા એ મારા છે" આ પ્રકારની બુદ્ધિવડે સ્નેહને પ્રાપ્ત થયો. આ સ્નેહને લીધે અર્જુનને શોક તથા મોહ ઉત્પન્ન થયો તથા શોક મોહાદિથી તેનું વિવેકરૂપ વિજ્ઞાન નષ્ટ થયું. આ કારણથી સ્વભાવથી જ ક્ષત્રિયોની ધર્મરૂપ યુદ્ધમાં પ્રવૃત્તિ છતાં, અર્જુન શોકમોહના પ્રભાવથી, ધર્મયુદ્ધમાંથી ઉપરામ થવા લાગ્યો. આ રીતે શોકમોહના વશથી અર્જુન મહાન્ અનર્થવિષે મગ્ન થતો હતો; પણ શ્રીકૃષ્ણ ભગવાનના ઉપદેશથી, અર્જુન ગીતારૂપ બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થઇ, શોકમોહથી રહિત થઇ, પુનઃ પોતાના યુદ્ધધર્માવશે પ્રવૃત્ત થયો. આ રીતે અર્જુન કૃતકૃત્ય ભાવને પ્રાપ્ત થયો. ગીતારૂપ બ્રહ્મવિદ્યા આવા મહાન પ્રયોજનની પ્રાપ્તિ કરાવવાવાળી છે, માટે તે અત્યંત શ્રેષ્ઠ છે.

જેમ અન્ય ધર્મોમાં દૈવી સંપત્ તથા આસુરી સંપત્ જોવામાં આવે છે, તેમ આપણા આર્યધર્મના પુસ્તકમાં પણ છે. શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમાં આસુરી તથા દૈવી સંપતનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ખ્રીસ્તી ધર્મમાં પણ "પેરેડાઇઝ ગેઇન્ડ તથા પેરેડાઇઝ લોસ્ટ" એ દૈવી તથા આસુરી સંપતના વર્ણનરૂપે છે. મુસલમાની ધર્મમાં પણ આ જ પ્રમાણેનો આશય જોવામાં આવે છે. પણ મુસલમાની ધર્મમાં આસુરી સંપતને 'સૈતાન' એવું નામ આપ્યું છે. 'અસુર' એ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે:- 'અસુ' કહેતાં પ્રાણ તેનું 'ર' કહેતાં જે રંજન કરે તે અસુર કહેવાય તથા આ રીતની પ્રકૃતિ અસુરોની જ હોય છે, માટે તેઓને આસુરી સંપદ્રૂપ કહેવામાં આવે છે. 'દિવ્' એટલે પ્રકાશવું. આ રીતનું સ્વરૂપ દેવોનું હોય છે, માટે પ્રકાશાત્મક સ્વરૂપ જેનું છે, તેને દૈવી સંપત્ કરી કહેવામાં આવે છે. જેમ મણિ ખાણમાંથી કાઢવામાં આવેલો હોય છે, ત્યારે તેનું સ્વરૂપ મલાદિ દોષોથી વેષ્ટિત હોય છે; તે જ પ્રમાણે આસુરી સંપતવાળાનું સ્વરૂપ અજ્ઞાનાદિ દોષોથી વેષ્ટિત હોય છે. પણ તે મણિ જો સરાણપર ચઢાવી શુદ્ધ કરવામાં આવ્યો હોય છે તો તેનો પ્રકાશ અંધકારમાં પણ પડે છે. તે જ પ્રમાણે દૈવી સંપતવાળા પુરુષનું સ્વરૂપ સર્વત્ર પ્રકાશે છે.

શ્રીમદ્ભગવદ્ગીતામાં ઉપનિષદના કેટલાક મંત્રો એમના એમ શબ્દશઃ મૂકી દીધેલા જોવામાં આવે છે. દાખલા તરીકે કઠોપનિષદના ઘણા મંત્રો, શબ્દે શબ્દ આ ગીતામાં જોવામાં આવે છે. ઉપ-નિષદમાં બ્રહ્મવિદ્યા સંબંધીનું જ્ઞાન ઘણું ગુંચવાડાવાળું હોવાથી, આ ગીતામાં તે જ જ્ઞાન આખ્યાયિકાના રૂપમાં, અર્થાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ તથા અર્જુન-અર્થાત્ જીવ અને ઈશ્વર, જે બે પક્ષીઓ નવદ્વારવાળા શરીરરૂપી પુરી (નગરી)ને વિશે રહે છે, તેમના સંવાદરૂપે આપેલ છે. આ દેહનું વર્ણન કરવામાં તેને અશ્વત્થ એવું નામ આપવામાં આવ્યું છે. આ અશ્વત્થના બે અર્થો થઇ શકે છે. અશ્વત્થ એટલે પીપળાનું ઝાડ અથવા તો અ કહેતાં નહિ, શ્વ કહેતાં આવતી કાલે તથા ત્થ અર્થાત્ સ્થ કહેતાં રહેનારું; એટલે દેહરૂપી વૃક્ષ એવું છે કે, જેને આવતી કાલપર ભરોસો રહેતો નથી. આજ પ્રમાણેનું વર્ણન મુંડકોપનિષદના ત્રીજા મુંડકના પ્રથમ ખંડમાં આવ્યું છે. द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ (બે પક્ષીઓ સાથે જ ઉદ્ભવ પામેલા, સખારૂપે રહેલા, એક જ પીપળાના વૃક્ષને વિશે રહેલ છે. આ બે પક્ષીમાંથી એક તે વૃક્ષના મધુર એવાં ફળનું આસ્વાદન લે છે તથા બીજું પક્ષી તેનું આસ્વાદન લેતું નથી, પણ કેવળ જે પક્ષી ફળને ખાય છે તેને દ્રષ્ટારૂપે તે જોયા કરે છે.) તે જ રીતે ગીતાના પંદરમા અધ્યાયમાં શરીરનું અશ્વત્થવૃક્ષરૂપે વર્ણન કર્યું છે.

હવે આપણે ગીતાના કાળનિર્ણયપર આવીએ. ગીતા એ શબ્દનો અર્થ ગાન એમ થાય છે. શ્રીકૃષ્ણ ભગવાનવડે આ કથન કરાયલી, માટે એને ભગવદ્ગીતા (ભગવાને કરેલું ગાન) કહેવામાં આવે છે. આની રચનાના સંબંધમાં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોનું અનુમાન એવું છે કે, યુદ્ધભૂમિપર ઉભા ઉભા આ રીતનો ધર્મોપદેશ કરવો, તે 'પાગડે પગ ને બ્રહ્મોપદેશ'ના સરખો છે, માટે એ કોઈ બીજા કોઇએ રચી હશે. પણ ગીતા એ મહાભારતનો એક ભાગ તથા તેના કર્તા શ્રીવ્યાસ ભગવાન્ હોય, એમાં કોઇપણ રીતે અનૌચિત્ય નથી. ગીતામાં યોગ તથા સાંખ્ય શબ્દોનો વારંવાર ઉપયોગ થયેલો જોવામાં આવે છે. વળી કેટલીકવાર ગીતામાં એકબીજાનાં પરસ્પર વિરોધી વાક્યો પણ જોવામાં આવે છે. જેમકે એક ઠેકાણે કેવળ નૈષ્કર્મ્યનો ઉપદેશ કરે છે તથા કોઇ ઠેકાણે કર્મ કરવાની આજ્ઞા કરે છે. આનો નિર્ણય એ રીતનો થઇ શકે છે કે, પ્રવૃત્તિ હોવા છતાં નિવૃત્તિનો માર્ગ યોજવાના યત્નનું આ ગીતામાં પરિસ્ફોટન થાય છે. આ સઘળાપરથી અનુમાન એ આવે છે કે, આર્ય ધર્મે કોઇ સ્થિરરૂપ ધારણ કર્યું હોય ત્યાર પૂર્વે, ગીતાનો ઉદ્ભવ હોવો જોઇએ. અર્થાત્ સામાન્ય રીતે ગીતાનો સમય ઇ. સ. પૂર્વે ૨૦૦ થી ૩૦૦ પૂર્વે હોવો જોઇએ, એમ માનવામાં આવે છે. વેદ, બ્રાહ્મણ તથા ઉપનિષદોમાં દનો પ્રયોગ જેવો વારંવાર વાપરેલો જોવામાં આવે છે તેવો આમાં નથી. આ પરથી એમ થઇ શકે છે કે,

ઉપનિષદો રચાયાં તે સમયની લગભગ જ ગીતાની રચનાનો સમય હોવો જોઇએ. પટ્દર્શનોમાં જેમ અદ્વૈતજ્ઞાનનું જેવું જોઇએ તેવું પરિસ્ફોટન કર્યું નથી, તેમ ગીતામાં પણ નથી. પરંતુ પૂર્ણ રીતે અદ્વૈતજ્ઞાનના ભંડારરૂપ આ ભગવદ્ગીતા છે. જેમકે सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ । ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ આમ અદ્વૈતદર્શનનો પ્રવાહ ગીતામાં अशोच्यानन्वशोचस्त्वं'થી લઇ अच्छेद्योऽयमदाह्योयम् સુધી એક સરખો જ ચાલ્યો આવે છે તથા सर्वधर्मान् परित्यज्य ઇત્યાદિ શ્લોકવડે અખંડૈકાનંદરસનો ઉપસંહાર કર્યો છે. છેવટના અઢારમા અધ્યાયમાં તત્ત્વજ્ઞાનનું પૂર્ણપણે જ્ઞાન થવાના સંબંધમાં કહ્યું છે કે, ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ (અર્થાત્ ઇશ્વર પોતે અભેદરૂપ છતાં પ્રાણીમાત્રને સ્વરૂપાનુસંધાન થતાં સુધી ચક્રપર ભ્રમણ કરાવ્યા કરે છે.) એ પટ્દર્શનાદિ, અભેદ દર્શનનું પૂર્વરૂપ કહીએ તો ચાલે. પણ ગીતા એ અભેદદર્શનનું અંતિમરૂપ છે. અદ્વૈતસિદ્ધાંતના સંબંધમાં ભગવાન્ ગૌડપાદાચાર્યે ચોથા પ્રકરણમાં કહ્યું છે કે, "अस्ति नास्त्यस्ति नास्तीति नास्ति नास्तीति वा पुनः । चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिशः ॥ કેટલાકો પરમાત્માનું અસ્તિત્વ સર્વથી ભિન્નરૂપે છે એમ માને છે; જેમકે વૈશેષિકદર્શનવાળા. વૈનાશિકમતવાળાઓ પરમાત્માનું અસ્તિત્વ નથી એમ માને છે. અર્ધવૈનાશિકો એમ માને છે કે, પરમાત્માનું અસ્તિત્વ છે, તેમ નથી પણ ખરું તથા શૂન્યવાદીઓનું માનવું એવું છે કે, પરમાત્માનું અસ્તિત્વ છે જ નહિ. આ રીતે સત્ અસદાદિ વાદીઓ પરમાર્થતત્ત્વનું જ્ઞાન નહિ પ્રાપ્ત કરતાં પરમાત્માનું ચલ, સ્થિર, તેમ જ ચલ તથા સ્થિરના અભાવરૂપ ભાવોવડે વર્ણન કરે છે. પણ તે સઘળા સ્વભાવમૂઢ છે." હવે અદ્વૈતદર્શન પ્રમાણે જ્ઞાન ત્રણ પ્રકારનાં છે,—પારમાર્થિક જ્ઞાન, વ્યાવહારિક જ્ઞાન તથા પ્રાતિભાસિક જ્ઞાન. આ દરેક જ્ઞાન, મનુષ્યને જૂદી જૂદી અવસ્થાઓમાં થાય છે. જાગ્રદવસ્થામાં વ્યાવહારિક જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, સ્વપ્નાવસ્થામાં પ્રાતિભાસિક જ્ઞાનનો ઉદ્ભવ થાય છે તથા સુષુપ્તાવસ્થામાં પારમાર્થિક જ્ઞાનનો ઉદ્ભવ થાય છે. સ્વપ્નાવસ્થાનું જ્ઞાન ખોટું છે, એમ તો આપણને ખુલ્લું જ જાગ્રદવસ્થામાં આવતાં માલમ પડે છે; પણ વ્યાવહારિક જ્ઞાન ખોટું છે, એવો ભાસ આપણને એકદમ થતો નથી. સ્વપ્નાવસ્થામાં દૃષ્ટિના વિષયરૂપ કોઇ હોતું નથી, પણ કેવળ ચેતનજ્ઞાન જ સર્વ પ્રકારના વ્યવહારને ઉત્પન્ન કરે છે; તે જ પ્રમાણે જાગ્રદવસ્થાના સર્વ વ્યવહારો કેવળ ઉત્પત્તિથી રહિત, મિથ્યા તથા પરમાર્થ તત્ત્વના સંકલ્પરૂપ છે. અદ્વૈતસિદ્ધાંત સ્વીકાર કરે છે કે, જાગ્રદવસ્થા એ સ્વપ્નાવસ્થાના કારણની સ્મૃતિરૂપ છે તથા અભેદવાદીઓએ આ સ્મૃતિનું અધ્યાસ એવું નામ આપ્યું છે. જેમ છીપને વિશે રૂપાની ભ્રાંતિ થાય છે, તે અધ્યાસરૂપ, અર્થાત્ અવિદ્યારૂપ છે; તેમજ જાગ્રદવસ્થામાં આપણને દૃષ્ટિની સહાયતાથી મનને જે જૂદા જૂદા વિષયોનો સંકલ્પ કરાવે છે, તે સર્વ પણ તે અધ્યાસરૂપ છે. અહીં શંકા એ ઉઠશે કે, દૃષ્ટાંતમાં જે છીપના તથા રૂપાના દાખલાઓ આપ્યા છે, તે છીપ તથા રૂપું બેઉ જ્યારે મિથ્યા છે, ત્યારે પારમાર્થિક વિષય તેમ જ વ્યાવહારિક વિષય, બન્ને મિથ્યા થવા જોઇએ. પણ તેમ નથી. કારણ દરેક વ્યવહારના અધિષ્ઠાનરૂપ આત્મા છે તથા દરેક વ્યવહારનું મિથ્યાપણું સિદ્ધ થવાથી તેના અધિષ્ઠાનનું કદી મિથ્યાપણું સિદ્ધ થઇ શકશે નહિ. કેમકે જેમ જેમ તમે દરેક વ્યાવહારિક વસ્તુનો નિષેધ કરતા જાઓ છો, તેમ તેમ નિષેધકર્તારૂપ આત્માનો તમે સ્વીકાર કરતા જાઓ છો. આ પ્રમાણે અભેદજ્ઞાન એ સર્વ ધર્મોના તથા સર્વ પ્રકારના સુખદુઃખાદિના વિનાશકર્તારૂપ છે. આપણે જોઇએ છીએ કે, સ્વતંત્ર અસ્તિત્વવાળું કોઇ પણ અધિષ્ઠાન વ્યવહારને હોતું નથી; કેમકે કોઇ પણ વસ્તુનું પૃથક્કરણ કરવામાં આવે તો અનંત પરમાણુ સિવાય બીજી કોઇ પણ વસ્તુ તમને મળી શકશે નહિ. હવે નામનું તથા રૂપનું આ રીતે મિથ્યા કહેવાનું કારણ એ કે, પૃથક્કરણ કરવાથી દરેક વસ્તુનું નામ તથા રૂપ બેઉ જતાં રહે છે, પણ કેવળ પરમાણુઓ જ સર્વ વસ્તુઓમાં અવશેષરૂપે રહે છે. વળી વ્યવહારના વિષયો સર્વ ચિત્તદૃશ્ય છે તથા ચિત્ત જડ છે, તો પછી તેના વિષયો તો ક્યાંથી જ સદ્રૂપે હોય?

ગીતામાં ત્રણ કાંડ છે. પ્રથમના ૬ અધ્યાયોને કર્મકાંડ કહ્યો છે, બીજા ૬ અધ્યાયોને ઉપાસનાકાંડ કહ્યો છે તથા પાછળના ૬ અધ્યાયોને જ્ઞાનકાંડ કરી કહ્યો છે. જ્ઞાનમાર્ગની પ્રાપ્તિ પૂર્વે અર્થાત્ અભેદદર્શનની પ્રાપ્તિ પૂર્વે, ચિત્તશુદ્ધિને અર્થે એમાં કર્મો તથા ઉપાસના જોઈએ. કર્મો ત્રણ પ્રકારનાં છેઃ– નિત્ય, નૈમિત્તિક તથા કામ્ય. આ સર્વ કર્મો ત્રણ લોક, અર્થાત્ મનુષ્યલોક, પિતૃલોક તથા દેવલોકની એષણાના ફળરૂપે છે; અને એ એષણાવડે યુક્ત પુરુષ રેશમના કીડાની માફક પોતાના પ્રાકટ્ય સ્થાનને જાણતો નથી. જેમકે તૈત્તિરીય ઉપનિષદમાં કહ્યું છે કે अग्निमुग्धो ह वै धूमतान्तः स्वं लोकं न प्रतिजानाति (અગ્નિવડે મુગ્ધ થયેલો તથા ધૂમથી દુઃખિત થયેલો પુરુષ તેમાંથી બહાર નિકળવા શક્તિમાન્ થતો નથી), તેમ કામાસક્ત કામનાની આસક્તિમાંથી નિવૃત્ત થતો નથી. માટે કર્મ કરવા છતાં તેમાં અનાસક્તિ રાખવી, એ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે. ઉપાસના એ શબ્દોમાં બે પદો છેઃ उप તથા आसन. તેમાં उप શબ્દનો અર્થ मनसा उपगम्य અર્થાત્ મનવડે સમીપ જવું એમ થાય છે; જેમ કે દેવાદિનું સ્વરૂપ ઉપાસનાવડે જાણી શકાય છે. બીજો શબ્દ आसन છે જેનો અર્થ એ થાય છે કે, લૌકિક વ્યવહારોના વ્યવધાન સિવાય, અર્થાત્ લૌકિક વ્યવહારમાં જેમ હું મનુષ્ય છું તેમ હું દેવતારૂપ પણ છું, આ પ્રમાણેનો વિચાર જ્યાં સુધી સ્ફુટ ન થાય ત્યાં સુધી ચિંતન કર્યા જવું. શ્રુતિમાં પણ આ જ પ્રમાણે કહ્યું છે કે देवो भूत्वा देवानप्येति (તેણે દેવતાના સ્વરૂપરૂપે થઈ દેવોની સમીપ જવું જોઈએ). આ પ્રમાણે ઉપાસના કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે તથા ચિત્તની શુદ્ધિ થવા પછી સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે. આમ જ્યાં સુધી અધિકાર પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધી સર્વાત્મભાવની પ્રાપ્તિ સંબંધીનો ઉપદેશ પથ્થરપર પાણી રેડવા જેવો જ છે. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને વિરાટ્ સ્વરૂપ અર્થાત્ સર્વાત્મભાવવાળું સ્વરૂપ દર્શાવ્યું, ત્યારે જ તેણે કહ્યું કે, આપના આવા સ્વરૂપને જોઈ હું ભય પામું છું. જેમ કે किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव। तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ (હું અર્જુન કિરીટવાળા, ગદાવાળા તથા હાથમાં ચક્રવાળા આપને પૂર્વની માફક જોવાની ઇચ્છા રાખું છું, માટે હે સહસ્ર બાહુવાળા! હે વિશ્વમૂર્તિ! આપ આપના ચતુર્ભુજ સ્વરૂપે કરી પ્રકટ થાઓ.) અર્થાત્ સર્વાત્મભાવવાળું સ્વરૂપ જોવાનો, એટલે તે રૂપે થવાનો મારો એટલે અર્જુનનો હજી અધિકાર નથી, માટે તેવા ઉચ્ચ ભાવને પ્રાપ્ત થવાના સાધનરૂપ અજ્ઞાતીને જાણવા યોગ્ય આપના ચતુર્ભુજ સ્વરૂપે કરીને જ પ્રકટ થાઓ.

વળી કોઈ એમ શંકા કરે કે, इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन्। અર્થાત્ ઇન્દ્રિયો ઇંદ્રિયોના ભોગો ભોગવે છે, પણ મારે તેમાં કોઈ રીતે લેવા દેવા નથી. એમ પોપટની માફક વેદાંતને ઉચ્ચારનારાઓવડે શું જગત્ માત્ર કેવળ અનાચારની પરંપરામય નહિ થઈ જાય? આના સમાધાન અર્થે કહ્યું છે કે, चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन। आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ (ચાર પ્રકારના અધિકારી જનો અર્થાત્ આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની જનો કેવળ ઈશ્વરપરાયણ થાય છે, પણ પાંચમા પ્રકારના તામસી પ્રકૃતિવાળા જનો, જ્ઞાનનો સ્પર્શ પણ કરી શકતા નથી; તેઓ તો જગતને ઈશ્વરશૂન્ય માને છે તથા અનેક પ્રકારની નરકયાતના ભોગવતા ભ્રમણ કર્યા કરે છે.) આ રીતે અધિકાર પ્રમાણે ભિન્ન ભિન્ન રુચિએ ઉત્પન્ન થાય છે. આ જ રીતે મહિમ્ન સ્તોત્રમાં કહ્યું છે કે,

> त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च।
> रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ १ ॥

(ત્રણ વેદો, સાંખ્ય, યોગ, પાશુપત તથા વૈષ્ણવ આદિ અનેક પ્રકારના પ્રસ્થાનોમાંથી આ ઉત્તમ છે, આ પથ્ય છે એમ રુચિની ભિન્નતાને લીધે ઋજુ કુટિલ આદિ અનેક માર્ગોને લોકો અનુસરે છે, છતાં જળ માત્ર જેમ સમુદ્રમાં એકઠું થાય છે, તેમ સંપ્રદાયો જો કે ઘણા છે, પણ તે સઘળામાં ઉપાસ્ય એવો તું જ એક છે.) આ પ્રમાણે શાખાઓ જો કે ભિન્ન છે, પણ તે સઘળી શાખાઓનું પરમાત્મામાં ઐક્ય દર્શાવ્યું છે.

જો કે જગતમાં અનેક પ્રકારના ધર્મો રહેલા છે તથા તે ધર્માવલંબીઓ પોતપોતાના ધર્મને સત્ય કહે છે તથા તેઓ બીજાના ધર્મને અસત્ય કહે છે; પણ તે સર્વ વ્યવસ્થાનો અંત અધિકાર નિર્ણયવડે આવી જાય છે. સર્વ પોતપોતાના અધિકારાનુસાર વર્તતા હોવાથી કોઇ કોઇનો દ્વેષનો વિષય જ હોતો નથી; સર્વ પોતાના અધિકારાનુસાર ઉત્તરોત્તર અધિકારની વૃદ્ધિ માટે ઇચ્છા કરે છે; ભગવાનની અમુકનાપર કૃપા છે તથા અમુકનાપર અકૃપા છે એમ છે જ નહિ. આ જ હેતુથી ગીતામાં કહ્યું છે કે, समोहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ( હું સર્વ ભૂતમાત્રને વિશે સમાન છું, મને કોઈ દ્વેષ્ય નથી. તેમ જ મને કોઇ પ્રિય નથી.) બીજા ધર્માવલંબીઓ પણ અભેદરૂપ એક બ્રહ્મની જ ઉપાસના કરે છે, એમ જણાવવા કહ્યું છે કે येप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः । तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ ( જે જનો શ્રદ્ધાયુક્ત થઇ તથા અન્ય દેવ વિશે આસક્ત થઇ તેનું પૂજન કરે છે, તેઓ પણ મારું જ યજન કરે છે. )

આ રીતે ગીતામાં જોઇયે છીએ તો દરેક સ્થળે અદ્વૈતવાદ જ જોવામાં આવે છે. કર્મ તથા ઉપાસના બેઉ અદ્વૈતવાદથી ઉત્પન્ન થયેલ અભેદપ્રાપ્તિના સાધનોરૂપે છે. આ અદ્વૈતનું સત્ય જ્ઞાન જાણવા તથા ગ્રહણ કરવા અધિકારીને પ્રથમ માનસિક બળ ઉત્પન્ન થવું જોઇએ તથા વેદાંતશાસ્ત્રના ગૂઢ રહસ્યને વિશે લીન થવાનો તેણે પ્રયાસ કરવો જોઇએ. આ તો ખુલ્લું જ છે કે, દ્વૈતસિદ્ધાંત વ્યષ્ટિભાવને અત્યંત દૃઢ કરે છે તથા સ્વાર્થ તરફ દોરવી લઇ જાય છે; પણ કેવળ અદ્વૈતનું વિજ્ઞાન થવાથી જ મનુષ્યની કામનાઓનો તથા સ્વાર્થતાનો લય થઈ જાય છે; અદ્વૈતજ્ઞાનવડે વર્ણ, જાતિ, ધર્માદિ અનેક પૃથકતાઓનો અંત આવી જાય છે. ભિન્નતાનો અંત લાવનારું તથા ઐકયને વધારનારું એકલું આ અદ્વૈતજ્ઞાન જ છે. જ્યારે સર્વ પ્રકારના વ્યવહારનો ચેતનમાં રહેલ અવિદ્યારૂપ અનિર્વચનીય કાર્યમાં લય થાય છે તથા જ્યારે સુખની પ્રાપ્તિ કરવાવાળાં જ્ઞાનનો અર્થાત્ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે જ ચિંતન કરવા યોગ્ય આત્મા પોતાના અપ્રતિબદ્ધ કર્મવડે મનોરથસિદ્ધિમાં વર્તવાને છૂટો થાય છે. આ અદ્વૈતવાદને જ અભેદ, આત્મોપલબ્ધિ અથવા જ્ઞાન કરી કહેવામાં આવે છે. જેમ જેમ પ્રજામાં કેળવણીનો પ્રચાર વધતો જશે તેમ તેમ લોકોનું વલણ એ અભેદ ધર્મ તરફ જ વધતું જશે.

સ્વામી શ્રીચિદ્ઘનાનંદની ઉપલી પ્રસ્તાવનામાં ગીતાશાસ્ત્ર અને અભેદ એકરસ–બ્રહ્મરસનું જ્ઞાન–ભાન કરાવ્યું છે તે બહુ બહુ રીતે મનનીય, પૂજનીય ને માન્ય રખાય તેવું છે. મૂળ ટીકા કંઈક વધારે કઠિન ને સ્વામીશ્રી નૈયાયિક હોવાથી તેમનો હિંદી લેખ ઘણાઓને કઠિન પડે છે. આ ભાષાંતરના ગ્રન્થમાં સરળ રીતે સમજાવવાનો બન્યો તેટલો પ્રયત્ન કીધો છે, છતાં સુજ્ઞજન દોષ માટે દૃષ્ટિ કરાવશે તો મોટો આભાર થશે. આ ટીકામાં ન્યાયના ઘણા શબ્દો હોવાથી, પાછળ તેનો કોશ આપ્યો છે, જો કે મૂળમાં, કેટલેક સ્થળે તેનો અર્થ સમજાવ્યો છે, પણ સર્વત્ર તેમ બની શક્યું નથી. તેનું કારણ એ જ કે, તેમ કરવાં વાંચનારને હરકત પડવાનો સંભવ રહે છે.

પ્રકટકર્તા તરફથી જેમ આ ચિદ્ઘનાનંદગિરિ ભગવદ્ગીતાનો ગ્રન્થ બહાર પાડવામાં આવ્યો છે, તેમ શ્રીધરી ટીકાને અનુસારે ગુજરાતીમાં શાસ્ત્રી પ્રાણજીવન હરિહરનો કરેલો શબ્દશઃ ભાષાંતરરૂપ ગ્રન્થ ભગવદ્ગીતા ગુટકારૂપે બહાર પાડવામાં આવી ચૂકયો છે તથા થોડા સમયમાં ડા. વરજીવન દામોદર એલ. એમ. અને એસ. ની જ્ઞાનેશ્વરી ટીકાવાળી ભગવદ્ગીતા, જે અત્યંત ગુઢ રહસ્યથી ભરપૂર છે તે ગુજરાતીમાં બહાર પાડવામાં આવનાર છે, જેથી અભેદતત્ત્વના જિજ્ઞાસુઓને તત્ત્વજ્ઞાનપ્રાપ્તિમાં બહુ સહાય થઈ પડશે એવી આશા છે.

મુંબઇ,
સંવત્ ૧૯૬૬ ચૈત્રી પૂર્ણિમા. }

છોટાલાલ ચન્દ્રશંકર શાસ્ત્રી.



॥ तत्सत्परमात्मने नमः ॥

श्रीमत्स्वामी चिद्धनानंदकृत

# श्रीमद्भगवद्गीता

## ( गूढार्थदीपिका )

## પ્રથમ ષટ્ક ( ૧ થી ૬ અધ્યાય ) કર્મકાંડ

शंकरं शंकराचार्यं व्यासं नारायणात्मकम् ।
सरस्वतीं च ब्रह्माणं प्रणमामि पुनः पुनः ॥

અર્થ:—શંકરરૂપ શ્રીશંકરાચાર્યને, નારાયણરૂપ વ્યાસને, સરસ્વતી દેવીને તથા બ્રહ્માને હું વારંવાર નમસ્કાર કરું છું.

શ્રીમહાભારતાન્તર્ગત ભીષ્મપર્વમાં આ શ્રીગીતાશાસ્ત્ર કથન કરેલું છે. પાંડવ કૌરવ વચ્ચે યુદ્ધનો પ્રારંભ થયા પૂર્વે અર્જુનને મોહ થયો, ત્યારે પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને નિમિત્ત બનાવી, સર્વે ઉપનિષદ્યુક્ત વેદશાસ્ત્રના સારરૂપ આ ગીતાશાસ્ત્ર કહી સંભળાવ્યું હતું. અર્જુન અને શ્રીકૃષ્ણ ભગવાન્ વચ્ચેની આ સંવાદાત્મક આખ્યાયિકા છે. એના છ છ અધ્યાયોના ઝુમખા તેને ષટ્ક કહે છે; એવાં ત્રણ ષટ્ક છે. तत्त्वमसि એ બ્રહ્મવિદ્યાનું તત્ત્વમય વાક્ય છે. પ્રથમ ષટ્કમાં तत्, દ્વિતીય ષટ્કમાં त्वं અને તૃતીય ષટ્કમાં असि શબ્દથી तत् ને त्वम् શબ્દનું ઐકય પ્રતિપાદન કર્યું છે. તેમ જ આ ગીતાશાસ્ત્રના છ છ અધ્યાયોના બીજા પણ ત્રણ ષટ્ક કલ્પ્યા છે. પ્રથમ છ અધ્યાયોના ષટ્કમાં કર્મકાંડનું બીજામાં ભગવદ્ભક્તિનું અને ત્રીજામાં જ્ઞાનનું વર્ણન કરવામાં આવ્યું છે. ગીતાશાસ્ત્રનું અથવા બ્રહ્મવિદ્યાના ઉપદેશનું મુખ્ય રહસ્ય મનુષ્યપ્રાણીએ પ્રપંચમાં રહી નિયતિએ નિર્માણ કરેલા સ્વધર્મની યથાર્થ સેવા કરી એ દ્વારાએ પણ મોક્ષ પ્રાપ્ત કરવો, એ મુખ્ય છે અને તેજ વિષય સિદ્ધ કરેલો છે અર્થાત્

સંસારસું સરસો રહે ને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ. (ધનદાસકૃત અર્જુનગીતા)

એ ઉપદેશ શ્રીકૃષ્ણે અર્જુનને દીધો છે અને સમજાવ્યું છે કે જો નિષ્કામભાવે વ્યાવહારિક-વર્ણાશ્રમના ધર્મનું પાલન કરતાં પરમેશ્વરનું ચિંતન કરવામાં ન આવે તો જીવ ભ્રષ્ટ થાય છે, અને તેને મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી.

# શ્રીમધુસૂદનીય ભૂમિકા



અત્ર અત્યંત સૂક્ષ્મતાથી ભગવત્પૂજ્યપાદ શ્રીશંકરાચાર્યના ભાષ્યનું રહસ્ય વિચારપૂર્વક સમજ્યા પછી ગીતાના શ્લોકના દરેકે દરેક પાદનું વ્યાખ્યાન કહેવામાં આવ્યું છે. ૧ આ સંસાર કેવળ સ્વાર્થમય છે. આ સંસારમાંથી વિરક્ત થવું તે આ ગીતાશાસ્ત્રનું પ્રયોજન છે, અર્થાત્ પરમ મોક્ષની પ્રાપ્તિ, એ આ શાસ્ત્રનું પ્રયોજન છે. ૨ વિષ્ણુનું પરમ પદ સચ્ચિદાનંદરૂપે છે. આ પદ કેવળ આનંદથી ભરપૂર છે. આ પરમ પદ કેવી રીતે પ્રાપ્ત કરવું, તેને માટે ત્રણ વિભાગવાળા વેદો છે. ૩ હવે ક્રમે કરી ત્રણ વિભાગો કયા છે, તે હું કહું, તે તું સાંભળ. કર્મ, ઉપાસના તથા જ્ઞાન, આ ત્રણ પ્રકારના વિભાગોનું સૂચન કરવાવાળી અઢાર અધ્યાયોવાળી આ શ્રીમદ્ભગવદ્ગીતા છે. ૪ આ ગીતામાં છ છ અધ્યાયોના વિભાગ થઇ શકે છે. પ્રથમના છ અધ્યાયોમાં કર્મનિષ્ઠાનું નિરૂપણ છે તથા છેલ્લા છ અધ્યાયોમાં જ્ઞાનનિષ્ઠાનું નિરૂપણ છે. ૫

આથી કર્મ તથા જ્ઞાન બેઉ, જે અત્યંત વિરોધવાળાં છે, તેમનો સમાવેશ આ ગીતાશાસ્ત્રમાં કર્યો નથી. આ પહેલા તથા પાછલા બે વિભાગોની વચમાં ભગવાનને વિશે કેવા પ્રકારની ભક્તિ કરવી, તે સંબંધી વ્યાખ્યા છે. ૬ કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ આ બેઉની મધ્યમાં રહેલો ભક્તિમાર્ગ, સર્વ પ્રકારના ભયને ટાળવાવાળો છે. આ ભક્તિમાર્ગ ત્રણ પ્રકારનો છે. જેવો કે કર્મમાર્ગથી મિશ્રિત થયેલો, કેવળ શુદ્ધ તથા જ્ઞાનમાર્ગથી મિશ્રિત. ૭ હવે પ્રથમકાંડમાં શું કહ્યું છે તે તું સાંભળ. પ્રથમમાં કર્મનું નિરૂપણ છે. વળી આ કર્મનો જ્યારે ત્યાગ કરવામાં આવે છે ત્યારે ત્વં પદાર્થરૂપ જે વિશુદ્ધ આત્મા છે, તેની પ્રાપ્તિ અર્થાત્ સાક્ષાત્કાર થાય છે. એમ દર્શાવ્યું છે. ૮ હવે બીજા કાંડમાં શું કહ્યું છે, તે તું સાંભળ. તેમાં ભગવદ્ભક્તિ કેવા પ્રકારે કરવી, તે કહ્યું છે. 'આમ કરવાથી ભગવાન્, કે જે પરમ આનંદ સ્વરૂપે છે તથા જે તત્ પદાર્થરૂપે કહેવાય છે તેનો નિશ્ચય થાય છે. ૯ ત્રીજા કાંડમાં કર્મમાર્ગ તથા ભક્તિમાર્ગ આ બેઉ માર્ગોની એકતા કરવા સંબંધી નિરૂપણ કર્યું છે. આ રીતે ત્રણે કાંડોનો એક બીજા સાથે સંબંધ છે. ૧૦

વળી આ કાંડમાં દરેક અધ્યાયમાં વિશેષ વિશેષ પ્રકારનું સૂચન કરેલું છે. મુક્તિના સાધનરૂપ આ કર્મમાર્ગનું વર્ણન શાસ્ત્રીય રીતિથી કરવામાં આવેલું છે. ૧૧ કામનાવાળાં તથા નિષિદ્ધ કર્મો, આ બેઉ પ્રકારનાં કર્મોનો ત્યાગ કરવો જોઇએ. કેવળ નિષ્કામ કર્મનું સેવન કરવું જોઈએ. તેમાં પણ શ્રીભગવાનનાં જપ તથા સ્તુતિ આદિ ગાવાં એ પરમ ધર્મ, રૂપે છે. ૧૨ જ્યારે ચિત્તમાંથી પાપનો નાશ થાય છે અને ચિત્ત વિવેકવાળું બને છે ત્યારે તેનો આ વસ્તુ નિત્ય છે તથા આ વસ્તુ અનિત્ય છે, એ રીતનો વિવેક પરમાત્માને વિશે દૃઢ બને છે. ૧૩ ત્યાર પછી ક્રમે કરી આ લોક તેમજ પરલોક પણ નકામો છે, એમ થવાથી તે લોક વિશે બધાઓને વશ કરવાવાળું ચિત્ત અર્થવૈરાગ્યવાળું બને છે. ત્યાર બાદ શમ આદિ છ સંપત્તિવડે મનને વિશે કર્મનો સંન્યાસ દૃઢ થાય છે. ૧૪ એવી રીતે સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યા પછી ચિત્તમાં મોક્ષ મેળવવાની ઇચ્છા દૃઢ થાય છે ત્યારે તે ગુરુ સમીપ જવા પ્રવૃત્ત થાય છે તથા તેનો ઉપદેશ ગ્રહણ કરવા તત્પર બને છે. ૧૫

વેદાંતના શ્રવણાદિ કરવાથી મનમાં જે સંદેહ હોય છે, તેનો નાશ થાય છે. આમ થવા માટે આમાં સર્વ રીતે ઉત્તર મીમાંસાશાસ્ત્રનો ઉપદેશ કરેલો છે. ૧૬ આ રીતે મનનને વિશે ચિત્ત ચોંટવાથી તે નિદિધ્યાસનને વિશે જોડાય છે. આ થવા પછી સંપૂર્ણ યોગને વિશે ચિત્ત જોડાય છે. ૧૭ જ્યારે ચિત્તમાંથી સર્વ પ્રકારના દોષોનો ક્ષય થાય છે ત્યારે આ સર્વ વેદાંતનાં વચનોને લીધે બુદ્ધિ તત્ત્વજ્ઞાનની લાલસાવાળી થાય છે. આ રીતે તત્ત્વમસ્યાદિ મહાવાક્યથી મન વિશે કોઇ પ્રકારના સંકલ્પ વિકલ્પથી રહિત એવા સાક્ષાત્કારનો ઉદ્ભવ થાય છે. ૧૮ આ પ્રમાણે જ્યારે અવિદ્યાની નિવૃત્તિ થાય છે ત્યારે ચિત્તમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થવા માંડે છે. આમ અજ્ઞાનરૂપી આવરણનો નાશ થયા પછી મનમાં જે કાંઇ ભ્રમ તથા સંશયો હોય છે તે જતા રહે છે. ૧૯ આ પ્રમાણે જ્યારે થાય છે ત્યારે જે કર્મોનો આરંભ કરેલો નથી હોતો, તેવાં કર્મોનું તત્ત્વજ્ઞાનવાળાને લેપન થતું નથી. તેમજ તત્ત્વજ્ઞાનના પ્રભાવથી આગામી કર્મોનો સંસર્ગ પણ તેને થતો નથી. ૨૦

જો કે પ્રારબ્ધ કર્મોનો ક્ષય થાય છે, છતાં વાસનાનો નાશ થતો નથી. આ વાસનાનો ક્ષય તો પૂર્ણ સંયમવડેજ થાય છે. ૨૧ આ સંયમ ત્રણ પ્રકારનો છે, જેમકે ધારણા, ધ્યાન તથા સમાધિ. વાસનાના ક્ષયને માટે પ્રથમ યમાદિ પાંચ સાધનોની જરૂર છે. ૨૨ ઈશ્વરને વિશે પ્રણિધાન થવાથી સમાધિ જલદી સિદ્ધ થાય છે, આથી મનનો નાશ થાય છે તથા તેમ થવાથી વાસનાનો ક્ષય થાય છે. ૨૩ તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસનાનો ક્ષય આ ત્રણવડે જલદી જીવન્મુક્તિ દૃઢ થશે. ૨૪ આ કારણથી વિદ્વત્સંન્યાસનું વર્ણન આ ગીતામાં આપવામાં આવેલું છે. આ વિદ્વત્સંન્યાસ પ્રથમ અસિદ્ધ હોવાથી તેની સિદ્ધિને માટે મુમુક્ષુએ યત્ન કરવો જોઇએ. ૨૫

જ્યારે ચિત્તનો નિરોધ સવિકલ્પ સમાધિવડે થાય છે ત્યારે નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ થાય છે. આ નિર્વિકલ્પ સમાધિ ત્રણ ભૂમિકાવાળી છે. ૨૬ પ્રથમની ભૂમિકામાં પોતે પોતાની મેળેજ તન્મયતામાંથી ખસી જાય છે. બીજી ભૂમિકામાં અન્ય વડે તે ખસી જાય છે. પણ જ્યારે તે ત્રીજી ભૂમિકાને પામે છે ત્યારે તે જરા પણ તન્મયતામાંથી ખસતો નથી. ૨૭ જ્યારે આવી સ્થિતિને યોગી પામે છે, ત્યારે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે, એમ કહેવાય છે. તે યોગી બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. કોઇ પ્રકારના ગુણોનું તેને લેપન હોતું નથી. તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તેમજ તે વિષ્ણુભક્ત કહેવાય છે. ૨૮ આ રીતના યોગીને વર્ણાશ્રમધર્મો પણ હોતા નથી. તે જીવન્મુક્ત કહેવાય છે. તે આત્માના આનંદનો અનુભવ કરવાવાળો થાય છે. આત્મસાક્ષાત્કારરૂપી પોતાનું કર્તવ્ય તેણે સિદ્ધ કરેલું હોય છે. આ કારણથી કોઇ પણ શાસ્ત્રો તેને બંધન કરનારાં હોતાં નથી. ૨૯ જેની દેવોમાં શ્રેષ્ઠ ભક્તિ છે તથા જેવી દેવોમાં ભક્તિ છે તેવીજ ગુરુને વિશે છે, તેવા મહાત્માને જ ઉપર જણાવેલાં ગૂઢ રહસ્યોનું જ્ઞાન થાય છે. ૩૦

આ રીતના શ્રુતિના પ્રમાણવડે, કાયાવડે, મનવડે તથા વાણીવડે સર્વે અવસ્થામાં ભગવાનને વિશે ભક્તિ થવાની ખાસ આવશ્યકતા છે. ૩૧ પ્રથમની ભૂમિકામાં ભક્તિ કરવી જોઈએ તથા તે ભક્તિને અન્ય ભૂમિકાને વિશે જોડવી જોઈએ. જો તેમ નહિ કરવામાં આવે તો અનેક વિઘ્નોનો ઉદ્ભવ થવાથી ફળની સિદ્ધિ થવી અતિદુર્લભ હોય છે. ૩૨ જો કે મનુષ્ય પરાધીન હોય, છતાં પૂર્વના અભ્યાસના બળવડે તેને આત્મપ્રાપ્તિ થાય છે. આથી ભગવાને

કહ્યું છે કે, આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થવામાં અનેક જન્મની જરૂર છે. ૩૩ પૂર્વે જન્મના સંસ્કારની કોઇને ખબર હોતી નથી. આથી પ્રથમથીજ કોઇ કૃતકૃત્ય હોય તો તેણે આકાશને વિશે રહેલા ફળનું પડવું ગમે તે સ્થળે થાય છે તે રીતે થવું જોઇએ. ૩૪ જે કૃતકૃત્ય થયેલો છે, તેને શાસ્ત્રના આરંભની જરૂર પડતી નથી. સાધન તથા અભ્યાસ સિદ્ધ થવા પૂર્વે ભગવાનની કૃપા દુર્વિજ્ઞેય હોય છે. ૩૫

આ રીતે પ્રથમની ભૂમિકા પ્રાપ્ત થવા છતાં પણ તે પછીની ઉત્તરોત્તર ભૂમિકાની પ્રાપ્તિ થવા માટે ભગવાનની ભક્તિ કરવી જોઇએ. ભગવાનને વિશે ભક્તિ વિના તેમની કૃપા સંપાદન કરવી અશકય છે. ૩૬ જેને જીવન્મુક્ત દશા પ્રાપ્ત થઈ છે, તેને ભક્તિથી ઉત્પન્ન થનારી ફળની કલ્પના હોતી નથી. કોઇના પર દ્વેષ નહિ કરવો, એમ જીવન્મુક્તોનો જેમ સ્વભાવ હોય છે, તેજ પ્રમાણે તેઓનો સ્વભાવ આ રીતનો પણ હોય છે કે, સર્વકાળ ભગવાનના ભજનને વિશે ગાળવો. ૩૭ જેઓ આત્માનાજ આનંદનો અનુભવ કરવાવાળા છે, જેઓ મનનશીલ છે, કોઈ પણ બંધનથી જેઓ રહિત છે, તેઓ કોઈ પણ સ્વાર્થ વિના વામન સ્વરૂપ ભગવાનને વિશે ભક્તિ કરે છે. ૩૮ આ રીતનાં જે ભકિતવાળાઓ છે, તેઓમાંથી જે જ્ઞાની છે તે સર્વદા ઈશ્વરપરાયણ થઈ ગયો હોય છે તથા કેવળ એકને વિશેજ જેને ભકિત હોય છે તે ભકત શ્રેષ્ઠ છે. આ સર્વ કારણોને લીધે પ્રેમના આકર્ષણથી જે ભકત થયેલ હોય છે તે મુખ્ય કહેવાય છે. ૩૯ આ સર્વ બાબતોનું વર્ણન ભગવાને ગીતાશાસ્ત્રમાં કર્યું છે. આથી આ ગીતાનું રહસ્ય સંપૂર્ણ રીતે ખુલ્લું કરવા મારુ મન, હે શિષ્ય! ઉત્સાહવાળું થાય છે. ૪૦

મોક્ષનું મૂળ કારણ એ કહેવાય છે કે, સર્વ પ્રકારનાં કર્મો નિષ્કામ કરવાં. શોકાદિક આસુરી સ્વભાવ તથા પાપનો આસંગ, આ સર્વ મુકિતના દ્વારને બંધ કરવાવાળાં છે. ૪૧ 'આથી પોતાના ધર્મનો નાશ થાય છે, તેમજ જે ધર્મોનો પ્રતિષેધ કરેલો હોય છે તેવાં કર્મોનું તે સેવન કરે છે. આ રીતે જે ક્રિયા કરવામાં આવે છે તે અહંકારયુકત હોય છે, અથવા તો તેમાં કોઈ પણ પ્રકારના હેતુરૂપે ફળ રહેલું હોય છે. ૪૨ એવી રીતે આસુરી ભાવને જે પામેલો હોય છે તથા જે પાપથી ભરપૂર હોય છે, તે મનુષ્ય પુરુષાર્થની અર્થાત્ મોક્ષની પ્રાપ્તિને માટે અયોગ્ય બને છે અને તેને એક પછી એક દુઃખ આવ્યા જ કરે છે. ૪૩ સર્વ પ્રાણી માત્ર એમ ચાહે છે કે, મને દુઃખ નહિ પડે તો સારુ. આથી શોક તથા મોહાદિ રૂપ જે દુઃખનાં સાધનો છે તેમનો ત્યાગ કરવો જોઇએ. ૪૪ આ દુઃખનું કારણ અનેક જન્મપરંપરા વિશે ઉત્પન્ન થયેલું હોય છે. આ શોક તથા મોહ આદિ દુઃખે કરી તજી શકાય છે. માટે કોઈપણ ઉપાયવડે તેનો ત્યાગ કરવો જોઇએ. ૪૫

જે મનુષ્ય પુરુષાર્થ અર્થાત્ મોક્ષ વિષે તત્પર છે તથા જે આ રીતે ભગવાનની કૃપા સંપાદન કરવાની ઇચ્છાવાળો છે, તેવા પુરુષને ઉપદેશ કરવાની ઈચ્છાવાળા ભગવાન્ આ ઉત્તમ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરે છે. ૪૬

અવતરણિકા:—अशोच्यानन्वशोचस्त्वम् ઈત્યાદિ મૂળ શ્લોકમાં જે કહ્યું છે, તે વડે શોક મોહ આદિ સર્વ આસુરી ભાવ તથા પાપની નિવૃત્તિને માટે ઉપદેશ કર્યો છે. ૪૭ આ ઉપદેશ કરવાથી ભગવાન્ એમ કહે છે કે, મનુષ્યે પોતાના ધર્મનું જ સર્વદા સેવન કરવું તથા તેમ કરવાથી મનુષ્યને પુરુષાર્થની સિદ્ધિ થશે.

આ રીતે સર્વ મનુષ્યને સાધારણ રીતનો ભગવાને ઉપદેશ કરેલો છે.

શિષ્યઃ–આ ગીતામાં કોણ આખ્યાન કરે છે તથા કોને આખ્યાન કહેવામાં આવ્યું છે, તે મને કહેશો.

ગુરુ—ભગવદ્ગીતારૂપી આ આખ્યાયિકા શ્રીકૃષ્ણ ભગવાન્ તથા અર્જુનના સંવાદરૂપે છે, આ આખ્યાયિકા બ્રહ્મવિદ્યાની સ્તુતિને લઇને છે. જેમ ઉપનિષદમાં જનક તથા યાજ્ઞવલ્ક્ય આદિનો સંવાદ છે તેમ આમાં અર્જુન તથા શ્રીકૃષ્ણનો સંવાદ છે.

શિષ્યઃ—અર્જુન પ્રસિદ્ધ રીતે મહાનુભાવવાળો છે. જો કે તે આવો પ્રભાવશાળી હતો, છતાં આ તો સંજય છે, આ મારા ગુરુ છે, આ મારો પુત્ર થાય તથા આ મારા મિત્ર આદિ છે. આ રીતે આ હું છું તથા આ મારું છે, એ રીતના પ્રમાણને લઈ સ્નેહને વશ થઈ, શોક તથા મોહને વિશે ડૂબી ગયો તથા તેના વિવેકરૂપી વિજ્ઞાનનો નાશ થયો. જો કે પોતે ક્ષત્રિયનો ધર્મ, જે યુદ્ધ કરવું તેને વિશે પ્રવૃત્ત થયો હતો, છતાં આ ક્ષાત્રધર્મથી તે શા કારણથી વિરામ પામ્યો? તેમ જ અન્ય ધર્મ અર્થાત્ બ્રાહ્મણ આદિને અંગીકાર કરવા યોગ્ય ધર્મ, જે કે ભિક્ષા તથા જીવન આદિ છે તથા જે ક્ષાત્રપુરુષોને પ્રતિષિદ્ધ છે, તે ધર્મનો સ્વીકાર કરવા અર્જુન કેમ પ્રવૃત્ત થયો? હે ભગવન્! આપ મને તે જણાવશો. વળી આ અર્જુન મોટા અનર્થમાં કેવી રીતે ડુબી ગયો?

ગુરુઃ—શ્રીકૃષ્ણ ભગવાને જ્યારે તેને ઉપદેશ આપ્યો ત્યારે તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઈ. આ પ્રાપ્તિ થવાથી તેણે શોક તથા મોહનો ત્યાગ કર્યો તથા પોતાનો મૂળ ધર્મ જે ક્ષાત્રધર્મ તેને વિશે તે પ્રવૃત્ત થયો. તેમ કરવાથી અર્જુન પોતે કૃતકૃત્ય થયો. આ રીતે બ્રહ્મવિદ્યા મહાન્ પ્રયોજનવાળી તથા અત્યંત શ્રેષ્ઠ છે, એમ જણાય છે.

શિષ્યઃ–ભગવાને અર્જુનને જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો તથા પાંડવોમાંના બીજા કોઈ ભાઇને કેમ ઉપદેશ કર્યો નહિ?

ગુરુ–અર્જુનને ઉપદેશ કરવાનું કારણ એ કે, જે ઉપદેશને લાયક હોય, તેનેજ ઉપદેશ કરવો જોઇએ છે.

શિષ્ય—વળી ગીતામાં કહ્યુ છે કે, જો અર્જુનની સ્વધર્મમાં પ્રવૃત્તિ થઇ હતી, છતાં શોક તથા મોહ, "कथ भीष्ममहं संख्ये" ઇત્યાદિ શ્લોકથી અર્જુને જણાવ્યા છે, તેનું શું કારણ? બીજું વિવેક વિના પણ અર્જુનની સ્વધર્મરૂપી યુદ્ધમાં શા કારણથી પ્રવૃત્તિ થઇ?

ગુરુ—આ સર્વ બાબત दृष्ट्वा तु पाण्डवानीकं ઇત્યાદિ શ્લોકવડે પર સૈન્યનું વર્ણન કરી આ પ્રવૃત્તિનું કારણ જણાવ્યું છે. પ્રથમ શરુઆતમાં धर्मक्षेत्रे ઇત્યાદિ શ્લોકવડે ધૃતરાષ્ટ્ર સંજયને પ્રશ્ન કરે છે. આ પ્રમાણે ધૃતરાષ્ટ્ર બોલ્યા, આ રીતનું વચન વૈશંપાયન જનમેજયને કહે છે. ધૃતરાષ્ટ્રે પાંડવોના જયનું કારણ અનેક રીતે સાંભળ્યું હતું. વળી પોતાના પુત્રોએ રાજ્યનો નાશ કર્યો છે, આથી પોતાના પુત્રના જયના કારણની આશા રાખતો ભયને પામેલો ધૃતરાષ્ટ્ર નીચે પ્રમાણે પૂછવા લાગ્યોઃ—

# ચિદ્‌ઘનાનંદી ગીતા

## પ્રથમ અધ્યાય

### અર્જુનવિષાદયોગ

વૈશંપાયન રાજા જનમેજયને કહે છેઃ–કુરુક્ષેત્રરૂપ ધર્મક્ષેત્રમાં પાંડવ કૌરવોનાં સૈન્યો ભેગાં મળ્યાં, ત્યાં દિવ્ય નેત્રથી સર્વદર્શી બનેલા સંજયને રાજા ધૃતરાષ્ટ્રે પ્રશ્ન પૂછ્યું, કે પાંડવો અને મારા પુત્રો ભેગા મળ્યા પછી શું થયું અને સંજયે શ્રીકૃષ્ણાર્જુનના સંવાદરૂપી આખ્યાયિકા ધૃતરાષ્ટ્રને અઢાર અધ્યાયોમાં કહી સંભળાવી, ત્યાંથી ગીતાશાસ્ત્રનો પ્રારંભ થાય છે, એ પ્રારંભ કરતાં પ્રથમાધ્યાયમાં જ્ઞાનનો અધિકારી કોણ, તે કૃષ્ણાર્જુનના સંવાદરૂપે વર્ણવવામાં આવ્યું છે. આ સંવાદપર સ્વામી શ્રીચિદ્‌ઘનાનંદે જે ટીકા કરી છે, તદનુસાર આ ભાષાંતર છે. ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છેઃ—

**धृतराष्ट्र उवाच—धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

૧. ધૃતરાષ્ટ્ર પૂછે છેઃ–હે સંજય! ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં, એકઠા થયેલા તથા યુદ્ધની ઇચ્છા કરવાળા, મારા પુત્રો તથા રાજા પાંડુના પુત્રો શું શું કરવા લાગ્યા?

(૧) ટીકાઃ—જેવી રીતે ઉત્તમ ભૂમિરૂપ ક્ષેત્ર, યવ અને ગોધૂમ આદિ અન્નની ઉત્પત્તિનું તથા તેની વૃદ્ધિનું કારણ થઈ પડે છે; તેજ રીતે પૂર્વે અવિદ્યમાન ધર્મની ઉત્પત્તિનું, તેમજ વિદ્યમાન ધર્મની વૃદ્ધિનું જે કારણ થયેલું હોય અથવા તો ધર્મના ક્ષયથી જે સ્થાન રક્ષણ કરનારું હોય, તેનું નામ ધર્મક્ષેત્ર છે; અને જે ભૂમિ કુરુ દેશની સીમામાં આવેલી હોય, તે કુરુક્ષેત્ર. એ પ્રમાણે, કેવળ નિવાસ માત્ર કરવાથી જે (સ્થળ) ધર્મ તથા ધર્મના ફળની પ્રાપ્તિ કરાવનાર ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્ર છે, તે શ્રુતિ અને સ્મૃતિ આદિક સર્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. એ વિશે એક શ્રુતિ આ પ્રમાણે છે;–यदनु कुरुक्षेत्रं देवानां देवयजनं सर्वेषां भूतानां ब्रह्मसदनं इति । આનો અર્થ એવો થાય છે કે, 'જે કુરુક્ષેત્ર સર્વ દેવતાઓના દેવયજનરૂપ છે તથા સર્વ ભત પ્રાણીઓ માટે બ્રહ્મરૂપ મોક્ષની પ્રાપ્તિના સ્થાનરૂપ છે.' એ શ્રુતિ જાબાલ ઉપનિષદ્‌માં, બૃહસ્પતિએ યાજ્ઞવલ્કયને કહી છે. તેમ જ कुरुक्षेत्रं देवयजनम् એ શ્રુતિ શતપથ બ્રાહ્મણમાં કહેલી છે. ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિનાં પ્રમાણોવડે સિદ્ધ એવા ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં યુદ્ધની ઇચ્છા કરીને એકઠા થયેલા દુર્યોધન આદિક મારા પુત્રો તથા યુધિષ્ઠિર આદિ પાંડવોએ શું શું કર્યું, એમ ધૃતરાષ્ટ્ર રાજાએ સંજયને પૂછ્યું.

શંકાઃ–યુયુત્સવઃ (યુદ્ધની ઇચ્છા કરવાવાળા) વિશેષણથી ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રો તથા પાંડવોમાં યુદ્ધ કરવા માટેની ઇચ્છાનું કથન કરેલું છે, અને આ લોકમાં એવો એક નિયમ છે કે, જે પુરુષને જે કાર્ય કરવાની પ્રથમ ઇચ્છા હોય છે, તે પુરુષ પોતાની તે ઇચ્છા પ્રમાણે તે જ કાર્યમાં પ્રવૃત્તિ કરે છે; એટલે કે, બીજા કોઈ કાર્યમાં તેની પ્રવૃત્તિ થતી નથી. એટલા માટે, કૌરવ અને પાંડવોનું પરસ્પર કેવા પ્રકારનું યુદ્ધ થયું, એવી જાતનો પ્રશ્નજ ધૃતરાષ્ટ્રે કરવો જોઈતો હતો, . છતાં એ પ્રશ્નનો પરિત્યાગ કરીને, 'મારા પુત્રો તથા પાંડવોએ શું કર્યું?' એવો જે ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો છે, તે સર્વથા અયોગ્ય અને અપ્રાસંગિક જ લાગે છે.

સમાધાનઃ–ધૃતરાષ્ટ્રના એ પ્રશ્નનો અભિપ્રાય આ પ્રમાણે છે.'તે મારા (દુર્યોધન આદિ) પુત્રો તથા યુધિષ્ઠિર આદિ પાંડવોએ, તેમના મનમાં પૂર્વે ઉત્પન્ન થયેલી ઇચ્છા પ્રમાણે યુદ્ધજ કર્યું, કે કોઈ કારણથી એ યુદ્ધની ઇચ્છાનું નિવારણ થઈ જતાં, તેઓએ કોઈ બીજું જ કાર્ય કરવા માંડયું?' એમાં હવે યુદ્ધની ઇચ્છાની નિવૃત્તિનાં બે પ્રકારનાં કારણો સંભવે છેઃ એક તો દૃષ્ટ ભય અને

બીજું અદૃષ્ટ ભય. ભીષ્મ અને અર્જુન આદિક મહાન્ શૂરવીરોનાં દર્શનથી જે ભય ઉત્પન્ન થાય, તે દૃષ્ટ ભયને લીધે યુદ્ધની નિવૃત્તિનું કારણ સુપ્રસિદ્ધ જ છે. અત્ર એ દૃષ્ટ ભયરૂપ નિમિત્તનું ધૃતરાષ્ટ્રે કથન કર્યું નથી. દ્વિતીય અદૃષ્ટ ભયરૂપ કારણ કહેવા માટે તેણે કુરુક્ષેત્રને ધર્મક્ષેત્રનું વિશેષણ આપેલું છે. એવા ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં લડવાને ગયેલા યુધિષ્ઠિર આદિ પાંડવો પ્રથમથી જ ધર્માત્મા હોવાથી, કદાચિત્ ઉભય પક્ષમધ્યે થનારા હિંસાજન્ય અધર્મથી ભયભીત થઇને યુદ્ધના કાર્યને ત્યાગી દેશે, તો મારા દુર્યોધન આદિ પુત્રો અવશ્ય રાજ્યના સ્વામી બની જશે; અથવા તો, સ્વભાવથી જ પાપાત્મા મારા દુર્યોધન આદિ પુત્રોનાં અંતઃકરણો, ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રના પ્રભાવથી, કદાચિત્ શુદ્ધ થઇ ગયાં હશે, તો તેમનાં શુદ્ધ હૃદયમાં પાપનો પશ્ચાત્તાપ થતાં, કપટથી લીધેલાં રાજ્યને નહિ રાખી, તે તેઓ પાછું પાંડવોના હાથમાં સોંપી દેશે, તો મારા પુત્રો યુદ્ધ વિના જ સ્વાભાવિક રીતે નષ્ટ થઇ જશે ! એવી રીતે પોતાના પુત્રોને રાજ્યની પ્રાપ્તિ થવામાં અને પાંડવોને રાજ્યની અપ્રાપ્તિ થવામાં, દૃઢ ઉપાયને ન જોવાથી, ધૃતરાષ્ટ્રને મહાન્ ઉદ્વેગ થયો, એ જ આ પ્રશ્નનું મૂળ બીજ છે. 'હે સંજય !' એ સંબોધનથી જ ધૃતરાષ્ટ્રે એ અર્થનો બોધ કરેલો છે. રાગ અને દ્વેષ આદિ દોષોને જ સારી રીતે જિતી લે છે, તે પુરુષ સંજય કહેવાય છે. આપ સર્વથા રાગ અને દ્વેષથી રહિત હોવાથી પક્ષપાતનો ત્યાગ કરી, જે સત્ય હોય તે સર્વ વૃત્તાંત મને કહી સંભળાવો, એવો ધૃતરાષ્ટ્રના પ્રશ્નનો ઉદ્દેશ છે. આ શ્લોકમાં मामकाः किमकुर्वत ? એ વચનોથી જ ધૃતરાષ્ટ્રના પ્રશ્નની અને ઉદ્દેશની તત્કાળ સિદ્ધિ થઈ શકે છે; કારણ કે, યુધિષ્ઠિર આદિ પાંડવો પણ ધૃતરાષ્ટ્રના સમ્બન્ધી જ છે. એટલા માટે 'પાંડવાઃ' શબ્દનો ઉચ્ચાર વ્યર્થ જ દેખાય છે; પરંતુ એ 'પાંડવાઃ' શબ્દનો જૂદો ઉચ્ચાર કરીને, ધૃતરાષ્ટ્રે પાંડવોમાં પોતાના મમત્વનો અભાવ–તિરસ્કાર–દેખાડી, પાંડવો પ્રતિના પોતાના દ્રોહનું દર્શન કરાવ્યું છે. (૧)

અવતરણિકાઃ—હે જનમેજય ! એવી રીતે કૃપારૂપ નેત્રોથી રહિત, લોકપ્રસિદ્ધ નેત્રથી પણ હીન અને માત્ર પોતાના સ્નેહમાં જ પ્રલુબ્ધ થયેલા ધૃતરાષ્ટ્રના પ્રશ્નને સાંભળી તથા તેનાં અંતઃકરણના હેતુને જાણીને, ધર્માત્મા સંજય તેને ઉત્તર આપતો કહેવા લાગ્યો કે;–

संजय उवाच–दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

૨. સંજયે કહ્યું:-હે ધૃતરાષ્ટ્ર ! તે સંગ્રામના આરંભકાળમાં, પાંડવોની સેનાને વ્યૂહરચના યુક્ત ગોઠવાયલી જોઇને, રાજા દુર્યોધને દ્રોણાચાર્યની સમીપ જઇને આ પ્રકારનું વચન કહ્યું.

(૨) ટીકાઃ—યુધિષ્ઠિર આદિક પાંડવોને જોઇને, ભીષ્મ આદિક વીર પુરુષોના મનમાં દૃષ્ટ ભયની પ્રાપ્તિ થાય, એ કેવળ અસમ્ભવિત વાત છે અને બાંધવોના હિંસાજન્ય અધ–પાપરૂપ–અદૃષ્ટથી અર્જુનને જે ભય થયું હતું, તે કેવળ મોહને લીધે જ થયું હતું. અર્જુનના એ અદૃષ્ટ ભયનું પણ શ્રીભગવાને બ્રહ્મવિદ્યાના ઉપદેશથી નિવારણ કરી નાંખ્યું હતું. અર્થાત્ પાંડવોની ઉત્કૃષ્ટતાનો બોધ કરવા માટે, સંજયે 'દૃષ્ટ્વા તુ' વાક્યમાં, 'તુ' શબ્દનો ખાસ ઉપયોગ કરેલો છે. 'મારા દુર્યોધન આદિ પુત્રો, ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રના પ્રભાવથી શુદ્ધ બુદ્ધિવાળા થઇને, કદાચિત્ પાંડવોને તેમનું રાજ્ય પાછું આપી દેશે, એવી શંકા લાવીને તું વૃથા ગ્લાનિને ધારણ મા કર,' એવી રીતે ધૃતરાષ્ટ્રના મનમાં સંતોષ કરાવવા માટે, સંજય પ્રથમ તો દુર્યોધનના દુષ્ટ સ્વભાવનું વર્ણન કરે છે. ( दृष्ट्वा तु ) 'હે ધૃતરાષ્ટ્ર ! ધૃષ્ટદ્યુમ્ન આદિ મહાશૂરવીર પુરુષોએ વ્યૂહરચના કરીને સ્થાપિત કરેલી પાંડવોની સેનાને, પોતાનાં નેત્રોવડે પ્રત્યક્ષ જોઇ, રાજા દુર્યોધન, ધનુર્વિદ્યાના સમ્પ્રદાયની પ્રવૃત્તિ કરવાવાળા

દ્રોણાચાર્યની પાસે પોતે જ જઇને, આ પ્રમાણે વચન કહેવા લાગ્યો.' દ્રોણાચાર્યને પોતાની પાસે બોલાવી તેણે તેને એ વચન કહ્યું નહિ, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે. રાજા દુર્યોધન પોતે જ ચાલી ચલાવીને દ્રોણાચાર્ય પાસે ગયો, એમ કહેવાથી પાંડવોની સેનાના દર્શનથી, દુર્યોધનના મનમાં ઉત્પન્ન થયેલા ભયની સૂચના કરવામાં આવી છે. દુર્યોધન જો કે પોતાના મનમાં ભય ઉત્પન્ન થવાથી, પોતાની આત્મરક્ષા માટે જ દ્રોણાચાર્ય પાસે ગયો હતો; છતાં તે રાજનીતિમાં અત્યંત કુશળ અને પ્રવીણ હોવાથી, 'શિષ્યે પોતે જ ગુરુ પાસે જવું જોઇએ,' એવી રીતે આચાર્યના મહત્ત્વને જાળવી, પોતાના ભયને તેણે પોતાના અંતરમાં જ છૂપાવી રાખ્યું-એ પ્રકારના અર્થનું બોધન કરવા માટે, સંજયે દુર્યોધનને રાજાનું વિશેષણ લગાડેલું છે. 'દ્રોણાચાર્યને રાજા દુર્યોધને કહ્યું;' એટલા શબ્દોથી જ જો કે નિર્વાહ થઇ શકે એમ હતું-એટલે કે 'વચન' પદને લાવવાનું કાંઈ પણ પ્રયોજન હતું નહિ; તથાપિ 'વચન' શબ્દથી એ વાક્યમાં સંક્ષેપતા અને બહુ અર્થની પ્રતિપાદકતા ઇત્યાદિ અનેક ગુણપણાનું કથન કરેલું છે; અથવા તો દુર્યોધન રાજાએ, વચન માત્ર જ કહ્યું, કિંચિન્માત્ર પણ અર્થનો ઉલ્લેખ કર્યો નહિ, એ અર્થની પણ 'વચન' શબ્દથી સૂચના કરેલી છે.

અવતરણિકાઃ—હવે નીચેના ત્રીજા શ્લોકમાં રાજા દુર્યોધને દ્રોણાચાર્ય સમક્ષ જઇને જે વચન કહ્યું, તે વચનનું પશ્યૈતામ્ થી આરંભીને તસ્ય સંજનયન્ હર્ષમ્ શ્લોક ૧૨ પર્યંત વિસ્તારથી નિરૂપણ કરવામાં આવે છે. દ્રોણાચાર્યનો પાંડવોમાં, તેઓ પોતાના અત્યન્ત પ્રિય શિષ્ય હોવાથી, ઘણો જ સ્નેહ હતો. એટલે, આ દ્રોણાચાર્ય અમારા કૌરવોના પક્ષમાં રહીને પાંડવો સાથે યુદ્ધ તો નહિ જ કરે, એ પ્રકારનો પોતાના મનમાં એક વિચાર બાંધીને પાંડવો માટે દ્રોણાચાર્યના મનમાં ક્રોધ ઉત્પન્ન કરાવવાના હેતુથી, રાજા દુર્યોધન દ્રોણાચાર્ય પાસે જઇને પાંડવોની અવજ્ઞાનું કથન કરતો (તિરસ્કાર દર્શાવતો), આ રીતનું વચન કહેવા લાગ્યો;—

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥**

૩. હે આચાર્ય ! પાંડુ રાજાના પુત્રની આ મહાન્ સેનાને તમે જુઓ, જે સેનાને તમારા બુદ્ધિમાન્ શિષ્ય દ્રુપદપુત્રે વ્યૂહરચનાયુક્ત કીધી છે.

(૩) ટીકાઃ-દુર્યોધને દ્રોણને કહ્યુંઃ-હે આચાર્ય ! આપના જેવા મહાનુભાવ પુરુષોની અવજ્ઞા કરીને તથા ભયથી રહિત થઇને, સમીપમાં આવેલી તથા લડવાને તત્પર એવી પાંડવોની સેના અનેક અક્ષૌહિણી સંખ્યાવાળી હોવાથી મહતી એટલે મોટી છે અને તેથી તેનો અટકાવ કરવો અશક્ય છે. આ પાંડવોની સેનાને તમારાં નેત્રોવડે તમે પ્રત્યક્ષ જુવો ! હું આપનો શિષ્ય હોવાથી માત્ર આપને એક પ્રાર્થના જ કરું છું-જ્યારે આપ એ પાંડવોની સેનાને નિહાળશો, તે વેળાએ પાંડવોએ, ગુરુ છતાં, આપની કરેલી અવજ્ઞાનો આપને પોતાની મેળે જ નિશ્ચય થઇ જશે. આપને પ્રાર્થના એટલા માટે કરું છું કે, મારાથી આપને આજ્ઞા થઈ શકે નહિ.

શિષ્ય-પાંડવોએ કરેલી અવજ્ઞા નિવૃત્ત કરાવી અશક્ય છે; છતાં મારે એ અવજ્ઞાનો નાશ કેવી રીતે કરવો ? દ્રોણાચાર્યની શંકાનું શ્રવણ કરીને 'એ અવજ્ઞાના નિવારણનો ઉપાય આપને અત્યંત સુગમ અને સુલભ છે,' એવા હેતુવાળું ઉત્તર આપતાં, દુર્યોધન દ્રોણાચાર્ય પ્રતિ કહે છે કે;-"હે આચાર્ય ! આપ પાસેથી જ ધનુર્વિદ્યા શીખીને પ્રવીણ થયેલો દ્રુપદ-રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન છે. તે તમારો બુદ્ધિમાન્ શિષ્ય છે. આ દ્રુપદપુત્રે જ

પાંડવસેનાને રથના આકારરૂપે તથા પદ્માદિ આકારે ગોઠવેલી છે. શિષ્યના કરતાં ગુરુમાં અધિકતા હોવી જ જોઈએ, એ લોકશાસ્ત્ર પ્રસિદ્ધ છે. માટે જો આપ ધારો, તો એ અવજ્ઞાના નાશનો ઉપાય આપને અત્યંત સુગમ છે."

અહીં ધૃષ્ટદ્યુમ્ને પાંડવોની સેનાને વ્યૂહરચનાવાળી કરી છે, એમ કહેવાને બદલે, 'દ્રુપદપુત્રે પાંડવી સેનાની વ્યૂહરચના યુક્ત કરી છે,' એમ કહેવામાં દુર્યોધનનો ગૂઢ આશય એ છે કે, દ્રુપદરાજા વિશેના પૂર્વ વૈરની સ્મૃતિ કરાવી, દ્રોણાચાર્યના મનમાં ક્રોધની ઉત્પત્તિ કરવી. વળી દુર્યોધને દ્રુપદપુત્રને 'બુદ્ધિમાન્' વિશેષણ લગાડેલું છે. તે એટલા માટે કે, કદાચિત્ પણ આપે દ્રુપદપુત્રની ઉપેક્ષા કરવી નહિ. અર્થાત્ હે આચાર્ય ! અન્ય સમસ્ત કાર્યોનો ત્યાગ કરીને, આપ જલદી પધારી પાંડવોની સેનાને જુવો.

અથવા તો એ શ્લોકનાં પદોની નીચે પ્રમાણે પણ યોજના કરી શકાય છે:–'पांडुपुत्राणां' આ પદનો 'आचार्य' પદ સાથે તથા 'चमूं' પદ સાથે સંબંધ કરવો. એ પ્રમાણે પદોની યોજના કરવાથી, નીચે પ્રમાણે અર્થ સિદ્ધ થાય છે;–"હે પાંડુપુત્રોના અચાર્ય ! તમે પાંડવોની સેનાને જૂવો. પાંડવોમાં તમારો અત્યન્ત સ્નેહ હોવાથી આપ પાંડવોના જ આચાર્ય છો, પણ કાંઇ અમારા આચાર્ય તમે નથી. આ શિષ્યોએ તો તમારો ઘાટ ઘડવા જેવું તમારી સામે કૃત્ય કીધુ છે, વળી તમારા શિષ્ય 'દ્રુપદપુત્રે એ સેનાને વ્યૂહરચના યુક્ત કરી છે,' એમ કહેવાથી દુર્યોધને એવા અર્થની સૂચના કરેલી છે કે, આ દ્રુપદપુત્ર તમારા નાશ માટે જ ઉત્પન્ન થયેલો હોવા છતાં, તમોએ ધનુર્વિદ્યા શીખવી છે. આ તમારી કેવી મૂઢતા છે? આ તમારી મૂઢતા જ અમારા નાશનું અથવા તો અનર્થનું મહાકારણ થઇ પડ્યું છે. તેમ જ દ્રુપદપુત્ર બુદ્ધિમાન્ છે, એમ કહેવાથી દુર્યોધને એવો ભાવ જણાવેલો છે કે, દ્રુપદપુત્રે પોતાના શત્રુઓ પાસેથી જ તેમને મારવાના ઉપાયરૂપ ધનુર્વિદ્યા શીખડાવી છે, એટલા માટે જ હું તેને અત્યંત બુદ્ધિમાનના નામથી ઓળખું છું. હે આચાર્ય ! પોતાના શિષ્યોની સેનાને જોઇને માત્ર આપના મનમાં જ આનંદ થવાનો સંભવ છે. કારણ કે, તમે જ ભ્રાંતિમાં પડી ગયા છો બીજા કોઈ પણ ભ્રાંતિહીન મનુષ્યને તો એ સેનાના નિરીક્ષણથી કોઇ કાળે પણ આનંદ થવાનો નથી જ. માટે પાંડવસેના હું બીજા કોઇને પણ બતાવી શકું તેમ નથી; એટલા માટે માત્ર આપ જ ચાલો અને પાંડવોની સેનાને જુઓ.

આ રીતે દ્રોણાચાર્યને પાંડવોની સેના બતાવતો બતાવતો દુર્યોધન દ્રોણાચાર્યપ્રતિ શુભ દ્વેષદૃષ્ટિથી જોવા લાગ્યો. આમ કહેવામાં સંજયનો ધૃતરાષ્ટ્રને એવો અર્થ સમજાવવાનો ઉદ્દેશ હતો કે:–"ધર્મક્ષેત્રમાં વિચરવા છતાં પણ, તમારા દુર્યોધન આદિ પુત્રોના મનમાં, પોતાના ગુરુમાટે પણ દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થયેલી છે. દુર્યોધન આદિ ધર્મક્ષેત્રના પ્રભાવથી પશ્ચાત્તાપ કરીને યુદ્ધ કર્યા વિના જ પાંડવોને રાજ્ય આપી દેશે, એવું તમારે કદી પણ જાણવું નહિ. (૩)

અવતરણિકા:–શિષ્ય:–દ્રુપદપુત્ર સર્વ શૂરવીરોમાં એક સાધારણ વીર છે, એટલે દ્રુપદપુત્રથી કરાયલી વ્યૂહરચનાવાળી પાંડવોની સેનાને તો આપણામાંનો કોઇ એક સાધારણ યોધો પણ પરાજિત કરી નાંખશે, માટે આપ આ પાંડવની સેનાથી આટલા બધા ડરો છો શા માટે?

ગુરુ:–આ રીતની જ દ્રોણાચાર્યની શંકા સાંભળી, દુર્યોધન રાજા 'अत्र शूराः' ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે, પાંડવોની સેનામાંના શૂરવીર પુરુષોનાં નામો નીચે પ્રમાણે કહી સંભળાવે છે:–

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥**

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

આ પાંડવોની સેનામાં, યુદ્ધમાં ભીમ તથા અર્જુનની સમાન તથા મહાન્ ધનુષને ધરનારા બહુ શૂરવીર યોદ્ધાઓ રહેલા છે. તેઓનાં નામ નીચે પ્રમાણે છેઃ-મહારથી એવો યુયુધાન નામનો રાજા, વિરાટ નામનો રાજા, દ્રુપદ નામનો રાજા,[૪] વિશેષ પરાક્રમવાળો ધૃષ્ટકેતુ નામનો રાજા, ચેકિતાન નામનો રાજા, કાશીરાજા, સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ પુરુજિત્ નામનો રાજા, કુન્તિભોજ નામનો રાજા, શૈબ્ય નામનો રાજા,[૫] વિશેષ પરાક્રમી યુધામન્યુ નામનો રાજા, વીર્યવાળો ઉત્તમૌજા નામનો રાજા, સૌભદ્ર નામનો રાજા તથા દ્રૌપદીના પાંચ પુત્રો છે. આ સર્વ મહારથી છે.[૬]

ટીકાઃ-હે આચાર્ય ! પાંડવોની સેનામાં કેવળ એક ધૃષ્ટદ્યુમ્ન જ અર્થાત્ દ્રુપદ જ શૂરવીર નથી, કે જેથી આપણે એ પાંડવોની સેનાની ઉપેક્ષા કરી શકીએ. પણ એ પાંડવોની સેનામધ્યે બીજા પણ અનેક શૂરવીર પડેલા છે. માટે એમને જિતવા માટે અવશ્ય આપણે બનતા પ્રયત્નો કરવા જ જોઈએ. તેમના સંબંધી બેદરકારી કરવી જોઈતી નથી. હવે આ શૂરવીરોનાં વિશેષણોનું વર્ણન નીચે પ્રમાણે છેઃ-

'महेष्वासा इति' ઇષુ એટલે બાણુ તથા બાણો જેમના વિશે યોજવામાં આવતાં હોય, તે 'ઇષ્વાસાઃ' કહેવાય. અર્થાત્ મહાન્ ઇષ્વાસ કહેતાં ધનુષ જેમની પાસે હોય, તે 'મહેષ્વાસ,' એવા નામથી ઓળખાય છે. સાર એ કે, આ સર્વ શૂરવીરો પોતાના બાણુના સંધાનવડે દૂરથી જ શત્રુસેનાને નસાડી દેવાના કાર્યમાં કુશળ છે.

શિષ્યઃ-આ શૂરવીરો મહાન્ ધનુષોને ધારણ કરવાવાળા હોવાથી કાંઇ યુદ્ધવિદ્યામાં પણ કુશળ હોઇ શકે, એવો નિયમ હોઇ શકે નહિ; માટે મહેષ્વાસ કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુ.-આ શંકાનું સમાધાન કરવા રાજા દુર્યોધન ઉત્તર આપે છે;-'હે આચાર્ય ! જેમનાં પરાક્રમો સર્વ લોકમાં પ્રસિદ્ધ છે, એવા ભીમ અને અર્જુન સમાન જ યુદ્ધમાં તેમનાં પરાક્રમો કહેવાય છે. માટે તેઓને તરછોડી નાંખવા યોગ્ય નથી."

શિષ્યઃ-એવા પરાક્રમશાળી કયા કયા શૂરવીરો છે વારુ ?

ગુરુઃ-આ બાબત સ્પષ્ટ કરવા માટે દુર્યોધન દ્રોણાચાર્યને શૂર પુરુષોનાં નામો સ્પષ્ટતાથી કહી સંભળાવે છે. (युयुधान इति) જે યુદ્ધનો અતિશય ઉદ્યમ કરતો હોય, તે યુયુધાન કહેવાય અને આવો પાંડવોના સૈન્યમાં સાત્યકિ નામક રાજા છે. જે શત્રુને ભ્રમણ કરાવે તે વિરાટ નામથી ઓળખાય અને તેવા પ્રકારનો વિરાટ રાજા છે. તેમ જ દ્રુ એટલે વૃક્ષ તથા પદ એટલે ચિહ્ન; અર્થાત્ જેની ધ્વજામાં વૃક્ષનું ચિહ્ન હોય, તે દ્રુપદ. આવો દ્રુપદરાજા પણ સેનામાં ઉપસ્થિત છે. આ ત્રણે મહારથીઓ છે. (૪)

ટીકા-શત્રુઓને જે ભયભીત કરી નાંખે, તે ધૃષ્ટ કહેવાય. કેતુનો અર્થ ધ્વજા થાય. જેની ધ્વજા શત્રુના ભયનું કારણ હોય તે ધૃષ્ટકેતુ; અને ચિકિતાન નામક રાજાનો જે પુત્ર, તે ચેકિતાન. કાશીનો રાજકર્ત્તા પુરુષ તે કાશીરાજ. એ ત્રણે રાજાઓ વીર્યવાન્ છે. તેજસ્વી અને બળવાન્ શત્રુઓને પણ જે વિવિધ પ્રકારના ઉપાયો કરીને નસાડી દે, તે વીરની સંજ્ઞાથી ઓળખાય છે. આવા વીર પુરુષનું જે કર્મ, તે વીર્ય કહેવાય છે. આ વીર્ય જેનામાં રહેલું હોય, તે વીર્યવાન્. આ પ્રમાણે વીર્યવાન્ શબ્દની વ્યાખ્યા છે. પુરુ એટલે બહુ અથવા અનેક. એટલે કે, બહુ શૂરવીરોને

પણ જે જિતી લે, તે પુરુજિત્ કહેવાય. કુન્તીના પિતાનું નામ કુન્તિભોજ છે. શિબિ નામના રાજાના વંશમાં ઉત્પન્ન થયેલાનું નામ શૈબ્ય અર્થાત્ પાંડવની સેનામાંના તે પુરુજિત કહેવાય. કુન્તિભોજ અને શૈબ્ય નામક ત્રણે રાજાઓ નરપુંગવ છે. સર્વ નરોમાં ઉત્કૃષ્ટ તે નરપુંગવના નામથી ઓળખવામાં આવે છે. (૫)

ટીકાઃ–યુધા એટલે યુદ્ધ અને મન્યુ એટલે ક્રોધ. અર્થાત્ યુદ્ધમાં જે ક્રોધ સમાન વેગ અને આવેશ ધરાવતો હોય, તે યુધામન્યુના નામથી ઓળખાય. યુધામન્યુ પાંચાળ દેશનો રાજા છે અને તે વિક્રાંત છે. જેનામાં વિશેષ પરાક્રમનો વાસ હોય, તે વિક્રાંત કહેવાય. ઓજસ શબ્દનો અર્થ બળ થાય છે અને જેનું ઓજસ (બળ) ઉત્તમ હોય, તે ઉત્તમૌજા કહેવાય છે. ઉત્તમૌજા પાંચાળ દેશનો રાજા છે. આ રાજા વીર્યવાન્ છે. અથવા તો વીર્યવાન્, નરપુંગવ અને વિક્રાંત એ ત્રણે વિશેષણો યુયુધાન આદિ સર્વ રાજાઓનાં છે, એમ પણ થઇ શકે. સુભદ્રાનો જે પુત્ર તે સૌભદ્ર કહેવાય. અહીં સૌભદ્રથી અભિમન્યુનો અર્થ લેવાનો છે. તેમ જ દ્રુપદની પુત્રી દ્રૌપદીના જે પ્રતિવિંધ્ય આદિ પાંચ પુત્રો, તે સર્વ, દ્રૌપદેયના નામથી ઓળખાય છે અને 'द्रौपदेयाश्च' એ પદમાં જે 'च' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તે 'च' થી પૂર્વોક્ત રાજાઓથી ભિન્ન પાંડ્યરાજા અને ઘટોત્કચ,આદિ અન્ય સર્વ રાજાઓનાં નામો પણ ગ્રહણ કરવાં. યુધિષ્ઠિર આદિ પાંચ પાંડવો મુખ્ય તેમ જ અત્યંત પ્રસિદ્ધ હોવાથી તથા આ યુદ્ધના કારણરૂપ હોવાથી, દુર્યોધને પાંચ પાંડવોની ગણના કરેલી નથી. અથવા 'भीमार्जुनसमा युधि' એ વચનના ઉચ્ચારણથી દુર્યોધને યુયુધાન આદિ સર્વ શૂરવીરોને ભીમ અને અર્જુનની ઉપમા આપેલી હોવાથી, ભીમ અને અર્જુન એ બે શબ્દો પાંચે પાંડવોના ઉપલક્ષકરૂપે થઈ શકે છે, એમ પણ માની લેવાય. આવી રીતે યુયુધાન રાજાથી લઇને દ્રૌપદીના પાંચ પુત્રોપર્યંત ગણાવેલા સત્તર રાજાઓથી ભિન્ન બીજા પણ તેમના અર્થાત્ પાંડવોના શૂરવીર સંબંધીઓ છે અને તે સઘળા મહારથી છે. એમનામાં માત્ર રથી અથવા અર્ધરથી કોઇપણ નથી. અહીં 'महारथाः' શબ્દથી અતિરથીનો પણ સ્વીકાર કરી લેવો જોઈએ. મહારથી, અતિરથી, રથી અને અર્ધરથીનાં લક્ષણોનો ઉલ્લેખ શાસ્ત્રોમાં નીચે પ્રમાણે કરેલો છેઃ–

" एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम् । शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः ॥
अमितान्योधयेद्यस्तु संप्रोक्तोऽतिरथस्तु सः । रथस्त्वेकेन यो योद्धा तन्न्यूनोऽर्धरथः स्मृतः " ॥

એનો અર્થ એવો થાય છે કે, જે પુરુષ એકલો જ ધનુર્ધારી દશ હજાર શૂરવીરો સામો લઢી શકે તથા પોતે શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યામાં અત્યંત કુશલ હોય, તે પુરુષ મહારથી કહેવાય છે; જે પુરુષ એકલો જ અસંખ્ય શૂરવીરો સાથે સંગ્રામ કરે તથા શસ્ત્ર અને શાસ્ત્રવિદ્યામાં પણ અતિશય પ્રવીણ હોય તે પુરુષને અતિરથીના નામથી ઓળખાવામાં આવે છે; જે પુરુષ માત્ર એક શૂરવીર સામોજ લડી શકે, તેનું નામ રથી છે અને જે નર આવા રથીથી પણ ન્યૂન બળ ધરાવતો હોય, તે અર્ધરથીની પદવીને યોગ્ય ગણાય. (૬)

અવતરણિકાઃ–શિષ્ય.–"હે દુર્યોધન ! આ પાંડવોની સેનામાંના આટલા બધા મહાન્ શૂરવીરોને જોઇને કદાચિત્ તમારા મનમાં ભીતિ ઉત્પન્ન થતી હોય, તો તમે પાંડવો સાથેની શત્રુતાનો ત્યાગ કરી, એમની સાથે મિત્રતા કેમ કરતા નથી ?"

ગુરુઃ–આવા આશયનો નાશ કરવા માટે જ દુર્યોધન પોતાની સેનામાંના શૂરવીરોનાં નામો નીચે પ્રમાણે જણાવે છેઃ–

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥**

હે સર્વ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ આચાર્ય ! આપણા સર્વની મધ્યમાં જે શ્રેષ્ઠ યોધા છે, તે યોધાઓનો આપ નિશ્ચય કરો. મારી સેનાના જે પ્રધાન નાયક છે, તેમાંથી યત્કિંચિત્ (થોડાક) નાયકોનાં નામો ઉચ્ચારી, હું તમને કહું છું. ૭

ટીકાઃ-હે આચાર્ય ! અમારા સૈન્યમાં વિદ્યા, બળ, પૌરુષ, કુલ અને શીલ ઇત્યાદિ ગુણોવડે શ્રેષ્ઠ તથા અમારી સેનાને તે તે સ્થાનો પ્રતિ લઈ જાય એવા અસંખ્ય નાયકરૂપ યોધાઓનાં નામ માત્રથી જ નિર્દેશ કરી, હું મુખ્ય નાયકોનાં નામોનો જ આપ સમક્ષ ઉચ્ચાર કરું છું. એ સર્વ યોધાઓને આપ પ્રથમથી જ જાણો છો, એટલે કેટલાક અજ્ઞાત વીરોને જ્ઞાત કરવા માટે હું વર્ણન કરતો નથી, કિન્તુ પ્રસિદ્ધ યોધાઓનું પુનઃ સ્મરણ કરાવવા માટે જ હું આપ સમક્ષ આ યોધાઓનાં નામોનો ઉચ્ચાર કરું છું.

'अस्माकं तु' આ પદમાં જે 'तु' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તેથી દુર્યોધને પોતાના અંતરમાં ઉત્પન્ન થયેલા ભયનું બહાર પ્રકટીકરણ ન કરવાની ધીરતા બતાવેલી છે. 'हे द्विजोत्तम ! એ વિશેષણનો પ્રયોગ કરી દુર્યોધને દ્રોણાચાર્યની સ્તુતિ કરવા સાથે, યુદ્ધકાર્યમાં તેની પ્રવૃત્તિ કરાવવાનો પ્રયત્ન કરેલો સ્પષ્ટ જણાઈ આવે છે. અથવા તો 'हे द्विजोत्तम' પદનો જો દ્રોણાચાર્યના દ્વેષ પક્ષમાં સમાવેશ કરવામાં આવે, તો દુર્યોધનની એવી ભાવના દેખાઇ આવે કે, 'હે આચાર્ય ! તમો બ્રાહ્મણ હોવાથી યુદ્ધમાં એટલા બધા કુશળ નથી; એટલે કદાચિત્ તમો અમારાથી વિરુદ્ધ અથવા વિમુખ થઇ, પાંડવોના પક્ષમાં પણ ચાલ્યા જશો, તો પણ અમારા પક્ષમાં ભીષ્મ આદિ શ્રેષ્ઠ ક્ષત્રિયો રહેલા હોવાથી, જેમ તારાઓથી અંધકારને લેશ પણ હાનિ થતી નથી, તેમ અમારી લેશ માત્ર પણ હાનિ થવા સંભવ નથી.' તેમ જ 'संज्ञार्थं तान् ब्रवीमि ते' એમ કહેવાથી દુર્યોધને એવા અર્થની સૂચના કરેલી છે કે, 'પોતાના પ્રિય શિષ્ય પાંડવોની સેનાને જોઇને, હર્ષથી જો કે આપનું મન વ્યાકુલ થયેલું છે, તોપણ આપે ભીષ્મ આદિ શૂર પુરુષોની વિસ્મૃતિ કરવી જોઇતી નથી. અમારી સેનામાંના ભીષ્મ આદિ શૂર નરોની સ્મૃતિ કરાવવા માટે જ હું તે શૂરવીરોનાં નામોનું આપને જરાક કથન કરી સંભળાવું છું. વળી પાંડવ પક્ષના આ યોધાઓથી ભ્રાંતિમાં પડવું નહિ કે આપણો જય થશે નહિ.' (૭)

અવતરણિકાઃ-હવે રાજા દુર્યોધન દ્રોણાચાર્યની સમક્ષ પોતાની સેનામાંના શૂરવીર પુરુષોની ગણના નીચે પ્રમાણે કરે છેઃ—

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥**

આપ દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, કર્ણ, સંગ્રામને જિતવાવાળા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સૌમદત્તિ, જયદ્રથ. ૮

ટીકાઃ-'હે આચાર્ય ! અમારી સેનામાં પ્રથમ તો આપ પોતે જ એક મહાન્ શૂરવીર પુરુષ છો; અને બીજા ભીષ્મપિતામહ, કર્ણ અને સંગ્રામવિજેતા કૃપાચાર્ય છે.'

શિષ્યઃ-દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાની કર્ણ પછી ગણના કરવાથી, કદાચિત્ આચાર્યના મનમાં કોપ શું ન થાય?

ગુરુઃ-આ કોપનું નિવારણ કરવાના ઉદ્દેશથી દુર્યોધન પુનઃ કહેવા લાગ્યો કેઃ-"અશ્વત્થામા આદિક ચાર તો સર્વ શૂરવીરોમાં શ્રેષ્ઠ ને અમારી સેનાના મુખ્ય નાયક છે." એવી ગણના કરવાના અભિપ્રાયથી તે કહેવા લાગ્યો કેઃ-"હે આચાર્ય ! આપનો પુત્ર અશ્વત્થામા, મારો કનિષ્ઠ બંધુ વિકર્ણ, સોમદત્ત રાજાનો પુત્ર સૌમદત્તિ, કે જેને ભૂરિશ્રવાના નામથી પણ ઓળખવામાં આવે છે તે અને

સિંધુદેશનો રાજા જયદ્રથ. એ ચાર તો મહા અદ્વિતીય શૂરવીર પુરુષો છે." અહીં જે દુર્યોધને, ભીષ્મ આદિની પહેલાં દ્રોણાચાર્યની ગણના સર્વથી પ્રથમ કરેલી છે, તે માત્ર તેને પ્રસન્ન રાખવા માટે કરી છે. આ રીતે વિકર્ણ આદિની પહેલાં દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાની ગણના પ્રથમ કરી છે, તે પણ એવા જ આશયને લીધે કરી છે. વિશ્વમાં એક સર્વમાન્ય સિદ્ધાંત થઈ ગયો છે કે, પોતાની તથા પોતાના પુત્રની ઉત્કૃષ્ટતાની પ્રશંસા સાંભળી, સર્વના મનમાં આનંદની એક સરખી જ ભાવના ઉત્પન્ન થાય છે. [અહીં 'जयद्रथः' શબ્દને સ્થાને કોઇ કોઇ ગ્રંથમાં 'तथैव च' પાઠ પણ જોવામાં આવે છે.] (૮)

અવતરણિકાઃ–શિષ્યઃ–અહીં, 'હે દુર્યોધન ! શું તારી સેનામાં માત્ર આટલા જ શૂરવીરો છે, એમ શું દ્રોણાચાર્યને શંકા નહિ થાય ?

ગુરુઃ–આ શંકાનું સમાધાન કરવા માટે, 'અમારી સેનામાં બીજા પણ ઘણા શૂરવીરો છે,' એમ દેખાડવા દુર્યોધન નીચે પ્રમાણેનું ઉત્તર આપે છેઃ–

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजिवीताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

હે આચાર્ય ! અમારી સેનામાં પૂર્વે કહ્યા તે શૂરવીરો વિના બીજા પણ ઘણા શૂરવીરો છે. આ શૂરવીરોએ મારા જયરૂપ પ્રયોજન વાસ્તે, પોતાના જીવવાની આશાનો પણ ત્યાગ કર્યો છે. તેઓની પાસે યુદ્ધનાં સાધનરૂપે નાના પ્રકારનાં શસ્ત્ર છે તથા તે સર્વ શૂરવીરો યુદ્ધકળામાં બહુ જ કુશળ છે. ૯

ટીકાઃ–હે આચાર્ય ! અમારી સેનામાં કેવળ પૂર્વે કહેલા ભીષ્મ આદિક જ નહિ, કિંતુ શલ્ય, કૃતવર્મા અને ભગદત્ત ઇત્યાદિ બીજા ઘણા શૂરવીરો છે, આ તે સર્વે 'અમારા પ્રાણોનો પરિત્યાગ કરીને પણ અમે આ દુર્યોધનનો વિજય કરીશું,' એવો દૃઢતમ નિશ્ચય ધરાવનારા છે. એ સર્વ યોધાઓ શૂલ, ચક્ર, ગદા અને ખડ્ગ ઇત્યાદિ અનેક પ્રકારનાં યુદ્ધનાં સાધનરૂપ શસ્ત્રોને ધારણ કરનારા (વાપરી જાણનારા) છે અને યુદ્ધવિદ્યામાં અતિશય કુશળ છે.

અહીં 'शूराः' ઇત્યાદિ વિશેષણોવડે દુર્યોધને પોતાની સેનામાં પાંડવોની સેના કરતાં વિશેષ બાહુલ્યનો ભાવ દેખાડવાની ચેષ્ટા કરેલી છે તથા પોતામાં આ સેનાનો અનન્ય ભક્તિભાવ બતાવ્યો છે. પોતાના સૈન્યના શૌર્ય અને યુદ્ધની ઉદ્યમશીલતા તથા કુશલતાનું કથન કરીને જાણે દુર્યોધને એમ જ બતાવવા માગ્યું છે કે, 'અમારી સેના સર્વ પ્રકારે પાંડવોની સેના કરતાં અધિક બળવાળી છે.' (૯)

અવતરણિકાઃ–શિષ્યઃ–જેવી રીતે દુર્યોધનની સેનામાં શસ્ત્રાસ્ત્રવિદ્યાવિશારદ ભીષ્મ આદિક અનેક શૂરવીરો છે, તેવી જ રીતે પાંડવોની સેનામાં પણ શસ્ત્રવિદ્યામાં કુશળતા ધરાવનારા અનેક શૂરવીરો છે; અર્થાત્ તમારી અને પાંડવોની એમ ઉભયની સેના સમાન જ છે. તો પછી એક સારી અથવા નરસી કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુઃ–આવી શંકાના નિવારણ માટે દુર્યોધન પાંડવોની સેના કરતાં પોતાની સેનાની વિશેષતાનું બીજી રીતે દિગ્દર્શન નીચે પ્રમાણે કરાવે છે;–

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

હે આચાર્ય ! અમારી સેના અનંત છે તથા ભીષ્મથી સર્વ તરફથી રક્ષણ પામેલી છે; અને પાંડવોની સેના ન્યૂન છે તથા તે ભીમથી રક્ષિત છે. ૧૦

ટીકાઃ–હે આચાર્ય ! અમારી સેના એકાદશ અક્ષૌહિણી સંખ્યાવાળી છે. વળી સર્વ લોકમાં અત્યંત મહિમા ધરાવતા અને અત્યંત સૂક્ષ્મ બુદ્ધિવાળા ભીષ્મપિતામહવડે અમારી સેના રક્ષાયલી છે એટલા માટે જ અમારી સેના પાંડવોની સેના કરતાં મહા પ્રબળ છે. પાંડવોની સેના સપ્ત અક્ષૌહિણી હોવાથી, અમારા કરતાં ન્યૂન હોય, એ દેખીતું જ છે. અતિશય ચપળ બુદ્ધિવાળો અને દુર્બળ ભીમસેન આ સેનાનો સંરક્ષક હોવાથી, પાંડવોની સેના, અમારી સેના કરતાં, બહુ જ દુર્બળ અને શક્તિહીન પણ હોવી જ જોઈએ.

અથવા તો 'अपर्याप्तं तद् अस्माकं बलं भीष्माभिरक्षितम्–पर्याप्तं तु इदं एतेषां बलं भीमाभिरक्षितम्' એ દશમા શ્લોકનાં પદોની આવી રીતે પણ યોજના કરી શકાય છે. 'પાંડવોની સેના અમારો પરાજય કરવા સમર્થ નથી. સેના ભીષ્મવડે જ રક્ષાયલી છે, એટલે કે, મહાન્ પરાક્રમશાળી અને સૂક્ષ્મ બુદ્ધિવાળા ભીષ્મપિતામહની, અમે, પાંડવસેનાનો પરાજય કરવાના કાર્ય માટે યોજના કરેલી છે. તો પછી અમારા વિજયમાં શંકા કેવી રીતે હોય ? અને અમારી સેના, ભીમાભિરક્ષિત હોવાથી, એટલે કે અમારી સેનાનો પરાજય કરવા માટે ભીમની યોજના થયેલી હોવાથી, અમારા મનમાં પરાજયની લેશ માત્ર પણ ભીતિ નથી. અર્થાત્ ભીમ અત્યંત દુર્બળ અને અત્યંત સ્થૂલ બુદ્ધિવાળો હોવાથી, દુર્બળ પાંડવસેના કાંઈ પણ કરી શકે એમ નથી જ.'

અહીં પ્રથમ વ્યાખ્યામાં 'भीष्मेण–अभिरक्षितम्–भीष्माभिरक्षितम्' તથા 'भीमेन––अभिरक्षितम्–भीमाभिरक्षितम्'એ તૃતીયા તત્પુરુષ સમાસવડે 'भीष्माभिरक्षितम्' એ દુર્યોધનની સેનાનું વિશેષણ છે અને भीमाभिरक्षितम् એ પાંડવોની સેનાનું વિશેષણ છે. તેમ જ બીજા પ્રકારની વ્યાખ્યા કરતાં 'भीष्मः अभिरक्षितः यस्मै तद् भीष्माभिरक्षितम्' અને 'भीमः अभिरक्षितः यस्मै तद् भीमाभिरक्षितम्' એ પ્રમાણેના બહુવ્રીહિ સમાસવડે 'भीष्माभिरक्षितम्' એ પાંડવોની સેનાનું વિશેષણ અને'भीमाभिरक्षितम्' એ દુર્યોધનની સેનાનું વિશેષણ થાય. (૧૦)

અવતરણિકાઃ–શિષ્યઃ–પાંડવોની સેના કરતાં દુર્યોધનની સેનાને પ્રબળ જાણીને, જો દુર્યોધન ભયમુક્ત અર્થાત્ નિર્ભય બની ગયો હોય, તો પછી દુર્યોધને આવી કલ્પના કરવાની શી જરૂર છે?

ગુરુઃ–આવી દ્રોણાચાર્યની આશંકાને સાંભળી, દુર્યોધન રાજા દ્રોણાચાર્યને ઉદ્દેશી નીચે પ્રમાણે કહેવા લાગ્યો;–

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥ ११ ॥

એટલા માટે, વ્યૂહરચનાયુક્ત સેનાના સર્વે પ્રવેશમાર્ગો વિશે, પોતપોતાના સ્થાનપર ગોઠવાયલા (દ્રોણાચાર્યાદિક) તમે સર્વે યોધાઓ, આ ભીષ્મપિતામહનું સર્વ તરફથી રક્ષણ કરો. ૧૧

ટીકાઃ–[अयनेषु च] એ પદમાં જે 'च' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તે ચકારપૂર્વ કર્તવ્યની અપેક્ષાએ, એક વિશેષ કર્તવ્યનો બોધક છે.

યુદ્ધના પ્રારંભકાળમાં યથાયોગ્ય યુદ્ધભૂમિમધ્યે યોધાઓને, પૂર્વ ઉત્તર આદિ દિશાઓનાં વિભાગયુક્ત જે લડવાનાં સ્થાનો પ્રતિનિયત કરવામાં આવેલા હોય, તે સ્થાનોનું નામ અયન કહેવાય છે. સમસ્ત સેનાનો નેતા અર્થાત્ નાયક તો સમસ્ત સેનાને આશ્રિત કરીને, પોતે સેનાના મધ્યભાગમાં જ ઉભો રહે છે. આપણી સેનાના સેનાપતિ ભીષ્મપિતામહ છે અને તે યુદ્ધમાં અત્યંત રોકાયલા હોવાથી પોતાના સન્મુખ દેશપ્રતિ, દેશના પૃષ્ઠ ભાગપ્રતિ, કિંવા પોતાના વામ અને દક્ષિણ ભાગપ્રતિ દૃષ્ટિ દોડાવતા નથી, માટે દ્રોણાચાર્ય આદિ તમો સર્વ યોધાઓએ, તમારે માટે નક્કી કરવામાં આવેલી ભિન્નભિન્ન યુદ્ધભૂમિમાં દૃઢ રહીને, સર્વ દિશાઓથી ભીષ્મપિતામહનું જ રક્ષણ કરવું, કે જેથી પરસેનામાંના કોઈપણ શત્રુને, કોઈપણ માર્ગમાંથી આવવાનો અને

ભીષ્મના શરીરપર શસ્ત્ર ચલાવવાનો પ્રસંગ જ મળી શકે નહિ. તમારે અત્યંત સાવધાનતા પૂર્વક ભીષ્મપિતામહનું રક્ષણ કરવાનું છે. જ્યારે તમે સર્વ યોધાઓ આપણા એ સેનાધ્યક્ષ ભીષ્મપિતામહના શરીરનું એવી રીતે સંરક્ષણ કરશો, ત્યારે એ ભીષ્મની કૃપાથી આપણ સર્વનું પણ સંરક્ષણ થઇ શકશે.' (૧૧)

અવતરણિકાઃ-શિષ્યઃ-'હે સંજય! જ્યારે દુર્યોધને આ રીતનાં વચનો ઉચ્ચાર્યાં, ત્યારે અવશ્ય એનું કાંઇપણ પરિણામ થયેલું હોવું જોઇએ. એ પછી ભીષ્મ આદિ યોધાઓએ મળીને શું કર્યું?'

ગુરુ—આવા ધૃતરાષ્ટ્રના પ્રશ્નને સાંભળી, 'કોઇ અમારી સ્તુતિ કરો, કિંવા કોઈ નિંદા કરો, એની જરા પણ દરકાર ન કરતાં, રાજા દુર્યોધન માટે અમે અવશ્ય અમારા દેહનો ત્યાગ કરીશું-એવા અભિપ્રાયથી ભીષ્મપિતામહ, દુર્યોધનના ચિત્તમાં હર્ષ ઉત્પન્ન કરતાં સિંહનાદ અને શંખધ્વનિ કરવા લાગ્યા' એવા આશયને લઈ સંજય ધૃતરાષ્ટ્રને નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

હે ધૃતરાષ્ટ્ર! મહાન્ પ્રતાપવાળા તથા કુરુવંશમાં વૃદ્ધ એવા ભીષ્મપિતામહે, એ દુર્યોધન રાજાને હર્ષ ઉત્પન્ન કર્યો, (પછી) સિંહના નાદ જેવા ઉંચે સ્વરે શખને વગાડ્યો. ૧૨

ટીકાઃ-'હે ધૃતરાષ્ટ્ર! પાંડવોની સેનાને નિહાળીને, મનમાં ભયભીત થયેલો તથા પોતાના ભયનું નિવારણ કરવા માટે કપટભાવથી દ્રોણાચાર્યના શરણમાં આવી પડેલો રાજા દુર્યોધન, તેનો 'આવા કાળમાં પણ એ મારી સાથે કપટભાવથી વર્ત્તે છે,' એવો મનમાં અસંતોષ આવવાથી, દ્રોણાચાર્યે વચન માત્રથી પણ આદર કર્યો ન હોતો અને તેની એ બેદરકારીને જાણી લઇને જ 'अयनेषु च सर्वेषु' ઇત્યાદિ વચનોવડે દુર્યોધને ભીષ્મપિતામહની અત્યંત સ્તુતિ કરી હતી. દુર્યોધનના ભયની નિવૃત્તિ કરનાર તથા તેના જયની સૂચના કરનાર બુદ્ધિમાં રહેલા ઉલ્લાસરૂપ હર્ષને ઉત્પન્ન કરતા ભીષ્મપિતામહ મહાન્ સિંહનાદ કરી, ઉચ્ચ સ્વરથી શંખ વગાડવા લાગ્યા.'

અહીં સંજયે ભીષ્મને કુરુવૃદ્ધ, પિતામહ અને પ્રતાપવાન્ એવાં ત્રણ વિશેષણો આપેલાં છે. 'કુરુવૃદ્ધ' ના પ્રથમ વિશેષણવડે દ્રોણાચાર્ય તથા દુર્યોધન રાજાના અભિપ્રાયના જ્ઞાનની સૂચના કરવામાં આવેલી છે, કે જેથી કરી, જનસમાજમાં વૃદ્ધ પુરુષોમાં પણ પુત્રાદિકોના અભિપ્રાયનું જ્ઞાન થાય છે. 'પિતામહ' એ બીજા વિશેષણથી એ પ્રકારનો અભિપ્રાય સૂચિત કરવામાં આવેલો છે કે-'જેવી રીતે દ્રોણાચાર્યે, દુર્યોધનાદિ કૌરવોની ઉપેક્ષા કરી છે, તેવી રીતે અમારે તેમની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.' અને ત્રીજા 'પ્રતાપવાન્' એ વિશેષણથી એવો ભાવ વ્યકત કરવામાં આવેલો છે કે, 'સિંહનાદ સરખા ઉચ્ચ સ્વરથી ભીષ્મે જે શંખ વગાડ્યો, તેના શબ્દથી પાંડવોની સેનાને અવશ્ય ભયની પ્રાપ્તિ થશે.' (૧૨)

અવતરણિકાઃ-હવે સેનાપતિ ભીષ્મની આ પ્રવૃત્તિ દરમ્યાન જે કાર્યમાં બીજા સઘળા યોધાઓ પ્રવૃત્ત થઇ રહ્યા હતા, તેનું વર્ણન કરતાં સંજય નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ-

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

હે ધૃતરાષ્ટ્ર ! સેનાપતિ ભીષ્મની પ્રવૃત્તિ પછી, દુર્યોધનની સેનામાં અનેક શંખ, અનેક ભેરી, અનેક પણુવ, અનેક આનક તથા અનેક ગોમુખ શીઘ્ર વાગવા લાગ્યાં. એ શંખાદિનો શબ્દ મહાન્ ( મોટો ) થયો. ૧૩

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર ! સેનાપતિ ભીષ્મના શંખનો ધ્વનિ સાંભળવાથી, દ્રોણાચાર્યાદિક યોધાઓના હૃદયમાં યુદ્ધ કરવાનો ઉત્સાહ ઉત્પન્ન થયો અને તેઓ પણ પોતપોતાના શંખને જલદી વગાડવા લાગ્યા. બીજા સેનામાં રહેલા પુરુષો ભેરી, પણુવ, આનક, ગોમુખ ઇત્યાદિ વાદ્ય યંત્રો વગાડવા મંડી ગયા. આ શંખ તથા ભેરી વગેરેનો મોટો ધ્વનિરૂપ શબ્દ થવા લાગ્યો, તો પણ તે સાંભળવાથી પાંડવોના હૃદયમાં કિંચિત્ માત્ર પણ ક્ષોભ ઉત્પન્ન થયો નહિ. ( અહીં પણુવનો અર્થ મૃદંગ, આનકનો નગારું અને ગોમુખનો અર્થ રણુશિંગુ; આ રીતે વાદ્યયંત્રો સમજવાં ). (૧૩)

અવતરણિકા-એ પ્રકારે દુર્યોધન રાજાની સેનાની પ્રવૃત્તિનું કથન કરી, પાંડવોની સેનાની પ્રવૃત્તિનું કથન કરતો સંજય નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ-

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥

હે ધૃતરાષ્ટ્ર ! ભીષ્માદિકોના શંખાદિના શબ્દશ્રવણુ પછી, શ્વેતવર્ણું અશ્વો જોડેલા છે એવા મહાન્ રથમાં સ્થિત ( બેઠેલા ) જે શ્રીકૃષ્ણુ ભગવાન્ તથા અર્જુન, તે બંને પણુ શંખ વગાડવા લાગ્યા. ૧૪

ટીકા-યદ્યપિ પાંડવોની સેનામાં અર્જુન, શ્રીકૃષ્ણુ ભગવાન્ તથા બીજા સઘળા યોધાઓ પણુ પોતપોતાના રથમાં બેઠા હતા, એટલે માત્ર અર્જુન તથા શ્રીકૃષ્ણુ ભગવાનના રથને જ રથત્વરૂપ વિશેષણુ સંભવતું નથી; તથાપિ ततः श्वेतैर्हयैर्युक्ते ઇત્યાદિ વિશેષણુના ભાવયુક્ત રથમાં અર્જુન તથા ભગવાન્ બેઠા હતા, એમ કહેવામાં આવેલું છે. તે બીજા રથો કરતાં અર્જુનના રથની ઉત્કૃષ્ટતાનું બોધન કરવા માટે આ કહેવામાં આવેલું છે. ભાવાર્થ એ છે કે, અગ્નિ દેવતાએ અર્જુનને જે રથ આપ્યો હતો, તે રથ કોઇપણુ શત્રુથી ચલાયમાન થઈ શકે નહિ તેવો હતો. વળી તેમાં અર્જુન તથા શ્રીકૃષ્ણુ ભગવાન્ બેઠા હતા, કે તેથી કોઇ પણુ શત્રુથી તેમનો પરાભવ થાય એમ ન હતું.(૧૪)

અવતરણિકાઃ-હવે અર્જુન તથા શ્રીભગવાન્ જે જે શંખો વગાડતા હતા, તે તે શંખોનાં નામો તથા ભીમ વગેરેના શંખોનાં નામ બે શ્લોકમાં વર્ણુવતાં સંજય કહેવા લાગ્યો કે;-

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

શ્રીકૃષ્ણુ ભગવાન્ પાંચજન્ય નામનો શંખ વગાડવા લાગ્યા; અર્જુન દેવદત્ત નામનો શંખ વગાડવા લાગ્યો અને લોકને ભય ઉપજાવનારાં કર્મ કરવાવાળો તથા વૃક નામના અગ્નિને ઉદરમાં ધારણુ કરવાવાળો ભીમસેન પૌંડ્ર નામના મહાશંખને વગાડવા લાગ્યો. ૧૫

ટીકાઃ-પાંચ જનોથી જે ઉત્પન્ન થાય, તે પાંચજન્ય કહેવાય. તે પાંચજન્ય નામના શંખને હૃષીકેશ વગાડતા હતા. દેવતાઓએ આપેલો જે શંખ હોય, તે દેવદત્ત કહેવાય. આ દેવદત્ત નામના શંખને ધનંજય વગાડતા હતા.

અહીં સંજયે શ્રીકૃષ્ણુ ભગવાનને હૃષીકેશ કહેલ છે. તેનો અભિપ્રાય એવો છે કે-'હૃષીકેશ' એ શબ્દમાં 'હૃષીક' અને 'ઇશ' એવાં બે પદો રહેલાં છે. હૃષીક એટલે ઇંદ્રિયો અને ઇશ

એટલે તેનો પ્રેરક. તે બન્ને પદનો સમાસ કરીને, સર્વ ઇંદ્રિયોને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરાવનાર અંતર્યામીને ઇશ્વર કહેલ છે. એવા સર્વના અંતર્યામી શ્રીકૃષ્ણ ભગવાન્ પાંડવોની સહાયતામાં છે. પાંડવોને તમારા દુર્યોધનાદિ પુત્રો જિતી શકશે નહિ.

વળી સંજયે અર્જુનને ધનંજય કહેલ છે. સર્વ દિશાઓના જયકાળ વિષે સર્વ રાજાઓને જિતીને અર્જુન ધનને લઇ આવેલા છે, તે માટે અર્જુનને 'ધનંજય' કહેલો છે. એવો મહા પરાક્રમશાલી અર્જુન તમારા પુત્રોથી જિતાશે નહિ.

સંજયે ભીમસેનને 'વૃકોદર' એવું વિશેષણ આપેલું છે. તેનો એ હેતુ છે કે, વૃક નામના અગ્નિની માફક ભીમસેનમાં ઘણું અન્ન પાચન કરવાનું સામર્થ્ય રહેલું હતું. (૧૫)

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિર, અનંતવિજય નામનો શંખ વગાડવા લાગ્યા અને નકુલ તથા સહદેવ, એ બંને યથાક્રમ સુઘોષ અને મણિપુષ્પક, એ બે શંખો વગાડવા લાગ્યા. ૧૬

ટીકાઃ–જેનાથી નાશ ન થાય તેવો વિજય પ્રાપ્ત થાય, તેનું નામ 'અનંતવિજય,' એવા અનંતવિજય નામના શંખને કુંતીનો પુત્ર રાજા યુધિષ્ઠિર વગાડતો હતો. કુંતી માતાએ મહાતપ કરીને ધર્મરાજાનું આરાધન કર્યું હતું અને તે ધર્મરાજાથી કુંતીને યુધિષ્ઠિર પુત્રની પ્રાપ્તિ થઈ હતી. આથી 'યુધિષ્ઠિર રાજા મહાબળવાન્ છે,' એ પ્રકારનો યુધિષ્ઠિરનો પ્રભાવ જણાવવા માટે સંજયે યુધિષ્ઠિરને 'કુંતીનો પુત્ર' એમ કહેલ છે. વળી તે યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞનો કરનાર છે, તેથી તેને 'રાજા' વિશેષણ આપેલું છે; કારણ કે રાજા શબ્દની મુખ્ય અર્થતા તો યુધિષ્ઠિરને જ ઘટે છે. જયરૂપ ફળનો ભાગી બની, યુદ્ધમાં જે સ્થિત હોય, તેને યુધિષ્ઠિર કહે છે. યુધિષ્ઠિર શબ્દવડે સંજયે એવો અર્થ સૂચિત કરેલો છે કે, આ સંગ્રામમાં યુધિષ્ઠિર જ જયરૂપ ફળનો ભાગી બની ઉભો રહેશે-સ્થિત રહેશે ! અને તેના પ્રતિપક્ષી દુર્યોધનાદિક કૌરવો જયરૂપ ફળના ભાગી બની, સંગ્રામમાં ઉભા રહેશે નહિ.

એ બે શ્લોકોમાં પાંચજન્ય, દેવદત્ત, પૌંડ્ર, અનંતવિજય, સુઘોષ અને મણિપુષ્પક, એ છ શંખોનાં નામો કહેલાં છે. આ નામો આપી સંજયે એવો અર્થ જણાવ્યો છે કે, પાંડવોની સેનામાં તો આવાં આવાં નામોવડે પ્રસિદ્ધ આટઆટલા શંખો છે, પણ દુર્યોધન રાજાની સેનામાં આવા નામવાળો એક પણ પ્રસિદ્ધ શંખ નથી, તેથી પાંડવોની સેના તમારા દુર્યોધનાદિ પુત્રોની સેનાથી અત્યંત પ્રબળ છે. (૧૬)

અવતરણિકાઃ–ધૃતરાષ્ટ્રના હૃદયમાં પોતાના પુત્રોના જયની આશા છે, તે આશાનો નાશ કરી નાખવા પાંડવોના પક્ષમાં બીજા રાજાઓની એક સંમતિનું કથન કરતાં સંજય નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥ १८ ॥

હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! મહાધનુર્ધારી કાશીરાજા, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ્‌રાજા, શત્રુઓથી નહિ જિતાય એવો સાત્યકિ,[૧૭] દ્રુપદરાજા, દ્રૌપદીના પાંચ પુત્રો તથા મહાન્ સુભદ્રાનો પુત્ર (અભિમન્યુ) છે. આ સર્વ યોધા, પોતપોતાના ભિન્ન ભિન્ન શંખો વગાડવા લાગ્યા. ૧૭-૧૮

ટીકાઃ—હે ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણ ભગવાન્ સહિત અર્જુનાદિ પાંચ પાંડવોની પ્રવૃત્તિને જોઈને પાંડવોના પક્ષપાતી કાશીરાજા, શિખણ્ડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ્, સાત્યકિ, દ્રુપદ, દ્રૌપદીના પ્રતિવિંધ્યાદિ પાંચ પુત્રો તથા સુભદ્રાનો પુત્ર અભિમન્યુ, એ સર્વે યોધા પોતપોતાના જૂદા જૂદા શંખો વગાડવા લાગ્યા.

શ્મશ્રુરૂપ (મૂછરૂપ) કેશથી રહિતપણું-શિખંડ જેનામાં હોય તે શિખંડી કહેવાય. આ શિખંડી પંચાલ દેશનો રાજા છે. 'ધૃષ્ટદ્યુમ્ન' એ નામમાં 'ધૃષ્ટ' અને 'દ્યુમ્ન' એમ બે શબ્દો રહેલા છે. શત્રુઓને પીડા કરનાર ધૃષ્ટ કહેવાય છે અને દ્યુમ્નનો અર્થ બળ થાય છે. શત્રુઓને પીડા કરનારું બળ જેને હોય, તેને ધૃષ્ટદ્યુમ્ન કહેલો છે. સત્યક નામના રાજાના પુત્રનું નામ સાત્યકિ છે. ઘુંટણ સૂધી જેના બાહુ લાંબા હોય તે મહાબાહુ કહેવાય છે.

આ શ્લોકમાં परमेष्वासः એ વિશેષણ કાશીરાજાનું છે; महाबाहुः એ વિશેષણ સુભદ્રાના પુત્રનું છે. महारथः એ વિશેષણ શિખંડીનું છે. अपराजितः એ વિશેષણ સાત્યકિનું છે અથવા તો परमेष्वासः, महारथः, अपराजित. અને महाबाहुः એ ચારે વિશેષણો કાશીરાજા વગેરે સઘળા રાજાઓનાં પણ લઈ શકાય.*(૧૭-૧૮)

અવતરણિકા—અર્જુનાદિ પાંડવોના શંખોના શબ્દો સાંભળી દુર્યોધનાદિ કૌરવોની કેવા પ્રકારની સ્થિતિ થઈ. તેવી ધતરાષ્ટની શંકાનો નાશ કરવા સંજય કહેવા લાગ્યોઃ—

## हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! શંખધ્વનિથી થયેલા ભયની ઉત્પત્તિ પછી યુદ્ધ કરવાને તત્પર થયેલા ધૃતરાષ્ટ્રના સંબંધીઓને જોઈ, તે જ સમયે, શસ્ત્રપ્રહાર કરવામાં પ્રવૃત્ત થયેલા કપિધ્વજ અર્જુને, પોતાનું ગાંડીવ નામનું ધનુષ્ય હાથમાં લઈ, શ્રીકૃષ્ણ ભગવાનને નીચે પ્રમાણે વચન કહ્યું. ૨૦-૨૦ાા

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર! પાંડવોના શંખોના મહાન્ શબ્દો સાંભળી, તમારા દુર્યોધનાદિના ચિત્તમાં ઉત્પન્ન થયેલા ભયથી દુર્યોધનાદિને જો કે પલાયન કરી જવાનો સમય આવી લાગ્યો હતો, તોપણ પોતાના દૃઢ સ્વભાવથી તેઓ યુદ્ધમાંથી પલાયન ન કરી જતાં, ઉલટા યુદ્ધના ઉદ્યમમાં લાગ્યા અને રણક્ષેત્રમાં ઉભા રહ્યા. દુર્યોધનાદિને એવી રીતે જોઈ, તે સમયે કપિધ્વજ અર્જુને, યુદ્ધ કરવા માટે ગાંડીવ નામનું ધનુષ્ય પોતાના હાથમાં ધારણ કરી, પોતાના સારથિ હૃષીકેશ ભગવાનને નીચે પ્રમાણેના શબ્દો કહ્યાઃ-

અહીં આખા વિશ્વમાં જેનું પરાક્રમ પ્રસિદ્ધ છે, તેવા હનુમાનને કપિ કહેલો છે અને કપિ ( હનુમાન્ ) જેની ધ્વજામાં રહેલો છે તે 'કપિધ્વજ' કહેવાય. એ 'કપિધ્વજ' વિશેષણ અર્જુનને લગાડીને સંજયે એવા અર્થનું સૂચન કરેલું છે કે, જે હનુમાનની સહાયતાથી શ્રી-રામચંદ્રજીએ રાવણાદિ સઘળા અસુરોનો નાશ કર્યો છે, તે હનુમાન્ અર્જુનની ધ્વજા વિષે રહેલો છે. આથી અર્જુનને કોઈ પણ યોધાથી ભય ઉત્પન્ન થશે નહિ. નેત્રાદિ સર્વ ઈંદ્રિયોના પ્રવર્ત્તક હોવાથી અંતઃકરણની સર્વ વૃત્તિઓના જે જ્ઞાતા હોય, તે હૃષીકેશ કહેવાય. એવા અંત-ર્યામી શ્રીકૃષ્ણભગવાન્ પ્રત્યે અર્જુને નીચે પ્રમાણે શબ્દો કહ્યા. કૃષ્ણ ભગવાનની સંમતિ વિના સ્વતંત્રતાથી અર્જુન તે સમયે કોઇ પણ કાર્ય કરતો ન હતો. હે મહીપતે એ સંબોધનવડે સંજયે ધૃતરાષ્ટ્ર પ્રત્યે એવા અર્થની સૂચના કરી છે કે, આ અર્જુનાદિ પાંડવો જે જે કાર્યનો આરંભ કરે છે, તે પ્રથમ વિચાર કરીને જ કરે છે. વિચાર કર્યા સિવાય તેઓ કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થતા નથી. એટલે કે પાંડવો રાજનીતિમાં તથા ધર્મમાં અત્યંત કુશળ છે અને તમે પાંડવોનું રાજ્ય લીધું છે, તે વિચાર કર્યા સિવાય લીધું છે. માટે તમારામાં રાજનીતિ કે ધર્મ એમાંથી એકપણ નથી. આ કારણથી તમારો કદાપિ જય થવાનો નથી, પરંતુ નીતિ ધર્મવાળા પાંડવોનો જ જય થશે.(૨૦-૨૦ાા)

અવતરણિકાઃ-હવે પછીના અઢી શ્લોકમાં અર્જુનનાં વચનોનું નિરૂપણ કરતાં સંજયે નીચે પ્રમાણે કહ્યુંઃ-

## सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
## यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
## कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥

હે અચ્યુત ! બે સેનાના મધ્યભાગમાં મારા રથને સ્થાપો ( ઉભો રાખો ). ૨૧

હે ભગવન્! યુદ્ધની કામનાવાળા તથા રણભૂમિમાં ઉભેલા આ ભીષ્માદિક યોધાઓને હું-અર્જુન સારી રીતે જોઇ શકું, તે સ્થળમાં લઈ જઇ મારા રથને ઉભો કરો કે, એ યુદ્ધરૂપ વ્યાપારમાં મારે કોની સાથે યુદ્ધ કરવું છે, તે હું જાણી શકું. ૨૨

ટીકાઃ-અર્જુને કહ્યું; હે શ્રીકૃષ્ણ ભગવન્! આ અમારી સેના છે અને આ અમારા પ્રતિ-પક્ષી દુર્યોધનાદિની સેના છે. આ ઉભય સેનાઓના મધ્ય પ્રદેશમાં મારા રથને આપ ઉભો રાખો.

આ પ્રકારની આજ્ઞા અર્જુને ભગવાન્ પ્રત્યે કરી, એમ કહેવાથી એમ સૂચન કરવામાં આવેલું છે કે, પરમેશ્વરના અનન્ય ભક્તોને આ લોકમાં કાંઇ પણ કાર્ય દુર્ઘટ હોતું નથી. કારણ

કે સાક્ષાત્ પરમેશ્વર જ તેવા ભક્તોની આજ્ઞાનો અંગીકાર કરે છે. માટે પાંડવોનો અવશ્ય જય થશે. "હે અર્જુન ! આ બેઉ સેનાઓની મધ્યમાં જો હું તારા રથને ઉભો રાખીશ તો આ દુર્યોધનાદિ શત્રુઓ મને રથથી નીચે પાડી દેશે" એવી શ્રીકૃષ્ણ ભગવાનને શંકા થવાથી, અર્જુન કહે છે-(अच्युत इति) હે ભગવન્ ! સર્વ દેશમાં, સર્વ કાળમાં તથા સર્વ વસ્તુઓમાં જેનો નાશ થવાનો નથી, તેવા આપ 'અચ્યુત' છો. આવા આપને નીચે પાડી દેવાને કયો પુરુષ સમર્થ હોય ? અર્થાત્ તેમ કરવા કોઈ પણ પુરુષ સમર્થ નથી. અહીં હે अच्युत એવું સંબોધન કરી અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનમાં રહેલ વિકારથી રહિતપણાનું સૂચન કરેલું છે અને વિકારથી રહિતપણામાં ક્રોધાદિ વિકારનો કદી સંભવ હોતો નથી; જેથી 'મારા રથને આપ સેનાઓની મધ્યમાં ઉભો રાખો,' એવી અર્જુને આજ્ઞા કરેલ હોવાથી, અર્જુન ઉપર શ્રીકૃષ્ણ ભગવાનના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થવાની સંભાવના રહે છે. આ ક્રોધ પણ 'અચ્યુત' એવું સંબોધન કરી અર્જુને નાશ કર્યો છે. (૨૧)

શંકા-'હે અર્જુન ! આ ઉભય સેનાઓની મધ્યમાં તો હું તારો રથ લઈ જાઉં છું, પરંતુ ત્યાં રથ લઈ જવાથી તારો કયો હેતુ સિદ્ધ થશે, તે તું મને કહે; કારણ કે કાંઇ પણ હેતુ વિના તો મંદબુદ્ધિવાળા પુરુષો પણ કાંઇ પ્રવૃત્તિ કરતા નથી, તો બુદ્ધિમાન્ પુરુષોની પ્રવૃત્તિ કાંઈ પણ પ્રયોજન વિના કેમ હોઇ શકે ? અર્થાત્ તેમ ન હોવું જોઇએ,' એવી શ્રીકૃષ્ણ ભગવાનની શંકાનું નિવારણ કરવા અર્જુન પોતાનો હેતુ જણાવતાં કહે છેઃ—

ટીકાઃ—હે ભગવન્ ! આ રણક્ષેત્રમાં ઉભા રહેલા ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે કે જેઓને અમારી સાથે યુદ્ધ કરવાની ઈચ્છા (કામના) છે, તે સઘળા યોધાઓને, હું જે સ્થળે જઇ જોઇ શકું, તે સ્થળે આપ મારા રથને લઈ જઇને ઉભો રાખો.

यावत् એ શબ્દ કાળવાચક છે. અર્થાત્ ભીષ્માદિ સર્વ યોધાઓને હું સારી રીતે જોઇ શકું, તેટલા સમયપર્યંત આપ મારા રથને ઉભય સેનાઓની મધ્યમાં ઉભો રાખો. योद्धुकामान् એ વિશેષણ વાપરીને અર્જુને એવો અર્થ સૂચિત કરેલો છે કે, ભીષ્મ દ્રોણાદિ કેવળ યુદ્ધની જ ઈચ્છાવાળા છે, તેથી તેઓ અમારી સાથે કદાપિ મિત્રતા કરવાના નથી. अवस्थितान् એ વિશેષણવડે અર્જુને એવો ભાવ બતાવ્યો છે કે, ભીષ્મ દ્રોણાદિ આ રણક્ષેત્રમાંથી કદાચિત્ ચલાયમાન થશે નહિ. "હે અર્જુન ! તું તો યુદ્ધ કરનારો છે, કાંઈ યુદ્ધને જોનારો નથી, તો ભીષ્મ દ્રોણાદિ યોધાઓને જોવાથી તારો શું હેતુ સિદ્ધ થશે ?" એવી ભગવાનને શંકા થતાં અર્જુન યોધાઓને જોવાનો હેતુ જણાવતાં કહે છે કે; "कैर्मया सह योद्धव्यं इति."

सह શબ્દનો कैः मया એ બે શબ્દો સાથે સંબંધ સંભવે છે, જેથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, ભાઈઓમાં પણ પરસ્પર યુદ્ધ આ રણભૂમિમાં થયું છે. આવી આ ભૂમિમાં આવી રહેલા અમારા પ્રતિપક્ષી ભીષ્મ દ્રોણાદિ યોધાઓમાં કયા યોધાની સાથે મારે યુદ્ધ કરવું યોગ્ય છે તથા ભીષ્મ દ્રોણાદિ યોધાઓમાંથી કયા યોધાએ મારી સાથે યુદ્ધ કરવું યોગ્ય છે, તેવા એક મોટા કૌતુકનું જ્ઞાન થાય, તે જ માત્ર આ બન્ને સેનાઓની મધ્યમાં રથને ઉભો રાખવાનું પ્રયોજન છે. (૨૨)

અવતરણિકાઃ—શંકાઃ-હે અર્જુન ! એ ભીષ્મ તથા દ્રોણાદિ બંધુઓ જ યુદ્ધના સંકલ્પને ત્યજી દઇ, તમારી બન્નેની વચ્ચે મિત્રતા કરાવશે, તો તું પોતે યુદ્ધનો સંકલ્પ શા માટે કરે છે?' એવી શ્રીકૃષ્ણ ભગવાનને શંકા થતાં અર્જુન કહે છેઃ—

योत्स्यमानानवेक्ष्येऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

## અર્જુનનો શ્રીકૃષ્ણને હુકમ



सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत । (अ. १ लो, श्लो २१ मो)

ભાવાર્થ:—અર્જુન શ્રીકૃષ્ણને હુકમ કરે છે કે, હે અચ્યુત! બે સેનાના મધ્યભાગમાં મારા રથ ઉભો રાખો.

'ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ.

તેમ જ દુર્બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય કરવાની ઇચ્છાથી, ભીષ્મ તથા દ્રોણાદિક, આ કુરુક્ષેત્ર ભૂમિમાં આવ્યા છે. માટે યુદ્ધની કામનાવાળા ભીષ્મ તથા દ્રોણાદિક યોધાઓને, હું સારી રીતે જોઇ શકું. ૨૩

ટીકાઃ–હે ભગવન્ ! પોતાની રક્ષા કરેતુ એવા ઉપાયને નહિ જાણવો, તે દુર્બુદ્ધિ કહેવાય અને તેવી દુર્બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન છે. માત્ર યુદ્ધ કરીને જ દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છા રાખી, ભીષ્મ તથા દ્રોણાદિ સર્વ યોધાઓ આ ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં આવેલા છે. યુદ્ધની ઇચ્છાવાળા ભીષ્મ તથા દ્રોણાદિ યોધાઓને હું સારી રીતે જોઈ શકું, તે રીતે આપ મારા રથને રણમધ્યે ઉભો રાખો.

અહીં युद्धे प्रियचिकीर्षवः એ વિશેષણો કહી અર્જુને એવો અર્થ સૂચિત કરેલો છે કે, ભીષ્મ તથા દ્રોણાદિ વૃદ્ધ પુરુષો પણ માત્ર યુદ્ધ કરીને દુર્યોધનનું હિત (પ્રિય) કરવાની ઇચ્છા રાખે છે, પરંતુ દુર્યોધનના દુર્બુદ્ધિ આદિ દુર્ગુણોની નિવૃત્તિ કરી, દુર્યોધનનું હિત કરવાની ઇચ્છા કરતા નથી. આવા ભીષ્મ અને દ્રોણાદિ યોધાઓ અમારી બન્નેની વચ્ચે મિત્રતા શું કરાવશે ? योत्स्यमानान् એ વિશેષણ કહીને અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે, ભીષ્મ તથા દ્રોણાદિને કેવળ અમારી સાથે યુદ્ધ કરવાની જ ઇચ્છા છે. પરંતુ અમારી સાથે મિત્રતા કરવાની કાંઇ તેઓને ઇચ્છા નથી, તેથી તેમની સાથે યુદ્ધ કરવાને મારે પ્રથમ તેમને જોવા, તે જ યોગ્ય છે. (૨૩)

અવતરણિકાઃ–શંકા –'આવી રીતે અર્જુનથી પ્રેરિત થયેલા શ્રીકૃષ્ણ ભગવાન, અહિંસારૂપ પરમ ધર્મના આશયથી અર્જુનને યુદ્ધમાંથી અવશ્ય નિવૃત્ત કરશે,' એવી ધૃતરાષ્ટ્રને શંકા થવાથી તે શંકાનો નાશ કરવાની ઇચ્છાવાળા સંજયે, ધૃતરાષ્ટ્રને નીચે પ્રમાણે શબ્દો કહ્યાઃ–(આ પ્રમાણે વૈશંપાયન જનમેજયને કહે છે).

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

હે ભારત–ધૃતરાષ્ટ્ર ! એ પ્રકારે ગુડાકેશ અર્જુનના કહેવાથી હૃષીકેશ ભગવાને, બંને સેનાના મધ્યભાગમાં, ભીષ્મ તથા દ્રોણ બંનેની સન્મુખ તથા સર્વ રાજાઓની સન્મુખ ઉત્તમ રથને ઉભો રાખી કહ્યું કે, હે પાર્થ ! આ એકઠા થયેલા કૌરવોને તું જો. ૨૪–૨૫

ટીકાઃ–हे भारत એ સંબોધન ધૃતરાષ્ટ્રને કરેલું છે. આ સંબોધનવડે સંજયે એવો અર્થ સૂચવ્યો છે કે, તમારી ઉત્પત્તિ ભરતરાજાના વંશમાં થઇ છે, તેથી તમારે ભરતવંશની મર્યાદાનો વિચાર કરી, પોતાના સંબંધીઓના દ્રોહનો ત્યાગ કરવો યોગ્ય છે.

અર્જુનને ગુડાકેશ કહેવામાં આવેલ છે. 'ગુડાકેશ' શબ્દનો અર્થ એ છે કે–गुडाकायाः ईशः=गुडाकेशः અર્થાત્ 'ગુડાકા' નિદ્રાનો જે 'ઈશ' છે, તે 'ગુડાકેશ'; એટલે કે જેણે નિદ્રાને પોતાને વશ કરી છે તે 'ગુડાકેશ.' અથવા गुडाकवत् केशा यस्य सः गुडाकेशः । अंगुष्ठतर्जनीयोगो गुडानाम्नी तु मुद्रिका ॥ એ શાસ્ત્ર વચનાનુસાર હાથના અંગુઠાનો તર્જની આંગળી સાથે જે સંબંધ છે, તેને 'ગુડામુદ્રિકા' કહે છે. તે ગુડામુદ્રિકા પ્રમાણે જેના અગ્રકેશ છે, તે 'ગુડાકેશ' કહેવાય. અથવા

गुडं अकति व्याप्नोतीति गुडाकः शिवः । स शिवः ईशो यस्य सः गुडाकेशः ॥ અર્થાત્ गुडो गोलेक्षुपाकयोः એ શબ્દકોશના વચનાનુસાર 'ગુડ' શબ્દનો અર્થ 'ગોળ' થાય છે. વળી બ્રહ્માંડને ગુડ કહે છે. જેવી રીતે અગ્નિમાં તપાવેલા લોઢાના ગોળાની અંદર તેમ જ બહાર, સર્વત્ર અગ્નિ વ્યાપી રહે છે, તેવી રીતે આ બ્રહ્માંડરૂપી ગોળાની અંદર, તેમ જ બહાર જે વ્યાપી રહેલો હોય, તે 'ગુડાક' કહેવાય. આ શ્રીશિવ ભગવાન્ છે. શ્રુતિ કહે છે કે-विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं । અર્થાત્ સર્વ વિશ્વમાં વ્યાપી રહેલા એક શિવને પોતાના આત્મારૂપ જાણી પુરુષ મોક્ષ પામે છે. એવા ગુડાક અર્થાત્ શિવ જેના ઈશ, તે ગુડાકેશ કહેવાય છે. અથવા गुडवन्मधुरान् भक्तान् अकति प्राप्नोतीति गुडाकः शिवः । स शिवः ईशो यस्य सः गुडाकेशः ॥ જેવી રીતે લોકપ્રસિદ્ધ ગુડ (ગોળ) મધુર હોય છે, તેવી રીતે જે ભક્તજનોને મધુર બનીને પ્રાપ્ત થાય, તે ગુડાક કહેવાય. આવા શિવ ભગવાન્ છે. આવા શિવ ભગવાન્ જેના ઈશ, તે ગુડાકેશ કહેવાય.

હૃષીક એટલે ઇંદ્રિયો. સર્વ ઇંદ્રિયોને જે પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરે, તે હૃષીકેશ.

એવા હૃષીકેશ ભગવાન્ પ્રત્યે જ્યારે ગુડાકેશ અર્જુને ઉભય સેનાઓની મધ્યમાં રથને લઇ જઇને ઉભો રાખવાની આજ્ઞા કરી, ત્યારે "આ અર્જુન મારો સેવક-કિંકરરૂપે થઇને મને તેના સ્વામીને, સારથિપણાનું હલકું કામ કરવાની પ્રેરણા કરે છે" એવો દોષ મૂકીને શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન ઉપર ક્રોધ કર્યો નહિ; કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન્ સર્વદા ભક્તજનોને આધીન રહે છે. તેમ જ અર્જુનને યુદ્ધમાંથી નિવૃત્ત ન કરતાં, તેનાં વચનોને અર્થાત્ તેની આજ્ઞાને માન્ય રાખી તે બન્ને સેનાઓના મધ્યસ્થળમાં ભીષ્મ અને દ્રોણ એ બન્નેની સન્મુખ તથા સર્વ રાજાઓની સન્મુખ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનના ઉત્તમ રથને લઇ જઈ ઉભો રાખ્યો. અહીં "સર્વ રાજાઓની સન્મુખ રથને લઇ જઇને ઉભો રાખ્યો" એમ કહેવાથી પણ ભીષ્મ તથા દ્રોણાદિ સર્વ રાજાઓનો સમાવેશ થઇ જાય છે, એટલે ભીષ્મ અને દ્રોણને જૂદા જૂદા કહેવાનું પ્રયોજન રહેતું નથી. તો પણ સર્વ રાજાઓમાં ભીષ્મ તથા દ્રોણની અત્યંત પ્રધાનતાનું સૂચન કરવાને માટે તે બન્નેનાં નામો જૂદાં જૂદાં કહ્યાં છે. વળી "ત્યાં રથને લઇ જઇ ઉભો રાખ્યો" એમ કહેવાથી પણ ચાલી શકે એમ છે. પરંતુ બીજા સઘળા રથોમાં તે રથની ઉત્કૃષ્ટતાનું જ્ઞાન થવા માટે તે રથને 'ઉત્તમ' એવું વિશેષણ જોડવામાં આવેલું છે. આ રથની ઉત્કૃષ્ટતામાં નીચે આપેલા ચાર હેતુઓ સૂચિત થાય છે. પહેલો હેતુ એ કે, આ રથ અગ્નિદેવતાએ આપેલો છે; બીજો એ કે સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ આ રથને ચલાવનારા સારથિ છે; ત્રીજો હેતુ એ કે સાક્ષાત્ અર્જુન આ રથમાં બેઠેલો છે અને ચોથો એ કે, હનૂમાન્ આ રથની ધ્વજામાં રહેલા છે, આટલા હેતુઓ લઇ, આ રથમાં ઉત્કૃષ્ટતા રહેલી છે. આવા ઉત્તમ રથને બન્ને સેનાઓની મધ્યમાં ઉભો રાખ્યા પછી, સર્વના અંતરના ગુહ્ય વિચારોને જાણનારા શ્રીકૃષ્ણ ભગવાને પણ જાણ્યું કે, અર્જુનના હૃદયમાં પોતાના સંબંધીઓને જોવાથી શોક તથા મોહ ઉત્પન્ન થયો છે, તેથી ભગવાને ઉપહાસસહિત અર્જુનને કહ્યું:-"હે પાર્થ! કુરુવંશ વિષે ઉત્પન્ન થયેલા ભીષ્માદિ એકઠા થયેલા છે, તેમને તું સારી રીતે જો." અહીં હે પાર્થ એવું સંબોધન કરી ભગવાને એવો અર્થ સૂચવ્યો છે કે, પૃથા માતાનો પુત્ર, તે પાર્થ કહેવાય. પૃથા પોતાના સ્ત્રીસ્વભાવથી સર્વદા શોક તથા મોહથી યુક્ત છે. આ પૃથાનો તું પુત્ર છે તેથી તારા હૃદયમાં પણ શોક તથા મોહ ઉત્પન્ન થયો છે. એવી રીતે 'પાર્થ' શબ્દવડે અર્જુનનો ઉપહાસ (હાંસી) સૂચિત કરનાર શ્રીકૃષ્ણ ભગવાનને પોતાના (હૃષીકેશ શબ્દના અર્થરૂપ) અંતર્યામીપણાનું સૂચન કર્યું છે. અથવા હે પાર્થ એવું સંબોધન કરીને ભગવાને એવો અર્થ સૂચવ્યો છે કે, મારા પિતાની ભગિની (બહેન) પૃથાનો તું પુત્ર છે, તેથી તું મારો સંબંધી છે. માટે તારે એવી ચિંતા કદાપિ

ન જ કરવી કે, "આ કૃષ્ણ ભગવાન્ મારું સારથિપણું છોડી દઈ દુર્યોધનના પક્ષમાં જશે;" પરંતુ મારા સારથિપણાને માટે નિશ્ચિંત થઇ, આ ભીષ્મ તથા દ્રોણાદિ યોધાઓને સંશયરહિત થઇને તું જો. અહીં "આ ભીષ્મ તથા દ્રોણાદિ યોધાઓને જો," એ શબ્દો ભગવાને જે કહેલા છે, તેનો હેતુ એ છે કે, હું તારા સારથિપણામાં અત્યંત સાવધાન છું અને તું તો પ્રારંભમાં જ શોક તથા મોહને વશ થઇ, રથીપણાનો ત્યાગ કરવા ઇચ્છે છે અર્થાત્ રથમાંથી ઉતરી જવા ઇચ્છે છે તો આ સેનાને જોવાથી તારો કયો હેતુ સિદ્ધ થશે? આવી રીતે અર્જુનને ધૈર્ય આપવા માટે એ વચનો ભગવાને કહેલાં છે. નહિ તો એટલું જ કહેવું યોગ્ય હતું કે, "મેં બન્ને સેનાઓની મધ્યમાં રથને લઇ ઉભો રાખ્યો છે." (૨૪-૨૫)

અવતરણિકાઃ-શંકાઃ-'બન્ને સેનાઓની મધ્યમાં ઉભા રહીને અર્જુને શું જોયું' એવી ધૃતરાષ્ટ્રને શંકા થતાં સંજય કહેવા લાગ્યોઃ—

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥ २६ ॥

'તે સેનાને જો' એવી ભગવાનની આજ્ઞાપરથી, પાર્થે, બન્ને સેનામાં ઉભેલા પિતૃ, પિતા, પિતામહ, આચાર્ય, મામા, ભ્રાતા, પુત્રો, પૌત્રો, સખા, સસરાઓ તથા સુહૃદોને જોયા. ૨૬

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર! જયારે કૃષ્ણ ભગવાને યુદ્ધનો આરંભ કરવા માટે અર્જુનને સેના જોવાની આજ્ઞા કરી, ત્યારે અર્જુને બન્ને સેનાઓમાં ઉભેલા સર્વ યોધાઓને જોયા. સામેની સેનામાં અર્જુને પોતાના ભૂરિશ્રવા આદિ કાકાઓને જોયા, ભીષ્મ તથા સોમદત્ત આદિ પિતામહોને જોયા, દ્રોણ તથા કૃપ આદિ આચાર્યોને જોયા, શલ્ય તથા શકુનિ આદિ મામાઓને જોયા, તથા દુર્યોધનાદિ ભાઇઓને જોયા, લક્ષ્મણ આદિ પુત્રોને જોયા. તે લક્ષ્મણાદિ પુત્રોના પુત્રોને અર્થાત્ પૌત્રોને જોયા, પોતાની સમાન સામર્થ્યવાળા અશ્વત્થામા, જયદ્રથ આદિ સખાઓને જોયા તથા કૃતવર્મા તેમ જ ભગદત્ત આદિ સુહૃદોને જોયા! અહીં सुहृदः શબ્દવડે બીજા પણ જેટલા ઉપકાર કરનારા માતામહાદિ હોય, તેઓનો પણ સમાવેશ સમજી લેવો.

આવી રીતે સામેની સેનામાં જેમ અર્જુને પોતાના કાકાદિ સબંધીઓને જોયા, તેમ પોતાની સેનામાં પણ તેણે કાકા આદિ સંબંધીઓને જોયા. પોતાના પિતાના ભાઇને સંસ્કૃતમાં 'પિતૃવ્ય' અને માતાના ભાઇને 'માતુલ' કહેવામાં આવે છે. માતાના પિતાને માતામહ જાણવા. (૨૬).

અવતરણિકાઃ-આવી રીતે સર્વ સંબંધીઓને અર્જુને જોયા, તેથી "આ સબંધીઓની હિંસા મહા અધર્મરૂપ છે" એવી મોહરૂપ વિપરીત બુદ્ધિથી તેની વિવેકબુદ્ધિ નષ્ટ થવા લાગી તથા "યુદ્ધમાં થતી હિંસા, શાસ્ત્રવિહિત હોવાથી ધર્મરૂપ છે" એવા યથાર્થ જ્ઞાનનો પ્રતિબંધ કરનારા અને મમતા બુદ્ધિમાંથી જન્મ પામેલા શોક તથા મોહરૂપ ચિત્તના વૈકલ્યથી તેનો વિવેક નષ્ટ થઇ ગયો અને આરંભ કરેલા યુદ્ધસ્વરૂપ ધર્મથી ઉપરામ પામવાની મહા અનર્થકારક ઇચ્છા અર્જુનને થઇ આવી. આ અર્થનું નિરૂપણ કરતાં સંજયે કહ્યુ કેઃ—

तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥ २७ ॥

કુન્તીપુત્ર અર્જુન, એ યુદ્ધમાં મળેલા સર્વ બાંધવોને સારી રીતે જોઇને, પરમ કૃપાવિષ્ટ થવાથી ખેદ પામ્યો અને આ પ્રમાણે બોલ્યોઃ—૨૭

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર ! તે સઘળા બધુઓને જોતાં અર્જુનના હૃદયમાં સ્વત.સિદ્ધ કૃપા અને અત્યન્ત પરિતાપરૂપ વિષાદ વ્યાપી રહ્યા અને તેણે શ્રીભગવાનને નીચે પ્રમાણે કહ્યુ-

અહીં અર્જુનમા સ્વત સિદ્ધ કૃપાનુ સૂચન કરવા કૃપાને 'પરા' એવુ વિશેષણ લગાડવામાં આવેલુ છે. અથવા कृपया परयाविष्ट એ શબ્દોનો कृपया अपरया आविष्ट. એ પ્રમાણે પદચ્છેદ કરતાં એવો અર્થ થશે કે, પોતાની સેનાને માટે તો પહેલાથી જ અર્જુનને કૃપા હતી, પરંતુ અત્યારે તો કૌરવોની સેના ઉપર પણ અર્જુનને अपरा અર્થાત્ બીજી કૃપા થઈ. અહીં विषीदन्नि-दमब्रवीत् એ શબ્દોવડે વિષાદ અને શબ્દોની ઉચ્ચારણા, એ બન્ને ક્રિયાઓમા સમાનકાળપણું સૂચવેલુ છે, જેથી તે શબ્દો ઉચ્ચારતી વખતે કંઠમા ગદ્ગદિતપણુ તથા અશ્રુપાત આદિ વિષાદના કાર્યોની સ્થિતિનું બોધન કરેલુ છે. આ સૃષ્ટિમા વિષાદવાન્ પુરુષના વચનોમાં એ બાબત સ્પષ્ટ રીતે જોવામા આવે છે कौंतेय. એ શબ્દ વાપરવાનો હેતુ પ્રથમ શ્લોકમા કહેલા 'પાર્થ' શબ્દના હેતુની પેઠે જાણી લેવો. કુન્તીને જ પૃથા નામથી ઓળખાવવામા આવેલી છે (૨૭)

અવતરણિકા -હવે, શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રત્યે અર્જુનના શબ્દો अर्जुन उवाच ત્યાથી एवमु-क्त्वार्जुनः सङ्ख्ये એ વાક્ય સૂધી સંજયવડે કહેવાયલા હોય તોય ચાલે છે. સ્વધર્મમા પ્રવૃત્તિના કારણરૂપ તત્ત્વજ્ઞાનને રોકનારુ અને પોતાના તેમ જ પારકા શરીરમા "આ મારું છે" એવા પ્રકારનું જે આત્મીયત્વ અભિમાન છે, તે અભિમાનવાળા તથા કેવળ અનાત્મ પદાર્થોને જાણનારા તથા "આ યુદ્ધથી અમારો તથા આ મારા બધુઓનો અવશ્ય નાશ થશે" એમ જોવાવાળા અર્જુનને મહાશોક થવા લાગ્યો. અર્જુનના શોકનુ તથા તે શોકયુક્ત શરીરના અવયવોનું સૂચન નીચેના શ્લોકોમા કરવામાં આવ્યું છે -

अर्जुन उवाच-दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ।
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ॥ २८ ॥
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।

હે કૃષ્ણ ! આ રણભૂમિમાં આવેલા યુદ્ધની ઈચ્છાવાળા આ બાધવોને જોઇને, મારાં હાથ પગાદિક અગો વ્યથા પામે છે ( ઢીલા થઇ જાય છે ), મારું મુખ સુકાઇ જાય છે, મારા શરીરમા કપ ઉત્પન્ન થાય છે તથા મને રોમાચ થાય છે ૨૮-૨૮ાા

ટીકા -હે કૃષ્ણ ભગવન્ ! આ રણક્ષેત્રમા યુદ્ધ કરવાની ઇચ્છાવાળા દુર્યોધનાદિ અમારા બંધુઓને જોઈ મારા ચિત્તમાં શોક ઉત્પન્ન થયો છે અને તે શોકથી મારા હાથ તથા પગ વગેરેમા અતિ વ્યથા થાય છે, મારું મુખ પણ સૂકાતુ જાય છે. વળી મારા શરીરમા કપ ઉત્પન્ન થાય છે, તેમ જ મારા રૂવા ઉભા થાય છે

અહીં જો કે मुखं च शुष्यति એટલુ કહેવાથી પણ ચાલી શકે તેમ છે, છતાં શ્રમ આદિ નિમિત્તોવડે મુખનું શોષણ થાય છે, તેની અપેક્ષાએ શોકજન્ય મુખના શોષણની અધિકતાનુ કથન કરવા परिशुष्यति શબ્દમા परि ઉપસર્ગ વાપરેલો છે. (૨૮-૨૮ાા)

વળી—

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥ २९ ॥
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ।
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥ ३० ॥

હે કેશવ ! મારા હાથમાથી ગાડીવ પડી જાય છે, મારી ચામડી બળબળ થાય છે તથા

મારું મન ભ્રમણ કરે છે, તેથી મારા શરીરને સ્થિર કરવા પણ હું સમર્થ નથી, તેમ જ હું વિપરીત નિમિત્તોને દેખું છું. ૨૯।।-૩૦

ટીકાઃ-હે ભગવન્ ! આ રીતના શોકને લીધે ગાંડીવ ધનુષ પણ મારા હાથમાંથી નીચે પડી જાય છે તથા મારી ત્વચામાં પણ અત્યંત દાહ ઉત્પન્ન થાય છે. અહીં "મારુ ધનુષ નીચે પડી જાય છે" એ શબ્દોવડે અર્જુને પોતાના અધૈર્યરૂપ દૌર્બલ્યનું સૂચન કરેલું છે અને "મારી ત્વચામાં દાહ ઉત્પન્ન થાય છે" એ શબ્દોવડે અર્જુને પોતાના અંતરનો સન્તાપ સૂચિત કરેલો છે. "અત્યારે હું મારા શરીરને ઉભું રાખવા પણ સમર્થ નથી" એ શબ્દવડે અર્જુને પોતાની મૂર્છાવસ્થા જણાવી છે; કારણ કે, મૂર્છાવસ્થામાં પુરુષ પોતાના શરીરને ટટાર રાખી શકતો નથી. હવે તે મૂર્છાવસ્થાની પ્રાપ્તિનું કારણ એ છે કે, भ्रमतीव च मे मन इति આ મારું મન ભ્રમણ કરતા પુરુષની પેઠે ભ્રમણ કરે છે. ભ્રમણ કરતા પુરુષની સાદૃશ્યતારૂપ મનનો કોઈ એક વિકાર છે, જેને इव શબ્દવડે જણાવેલ છે. આ વિકારવિશેષ મૂર્છાની પૂર્વ અવસ્થારૂપે છે. न च शक्नोमि એ શબ્દોમાં જે ચકાર છે, તેનો હેતુ એ છે કે, મારું મન તે મૂર્છાની પૂર્વની અવસ્થાને પ્રાપ્ત થયું છે; તેથી હું મારા શરીરને અત્યારે ઉભું રાખી શકતો નથી. હવે તે શરીરને ઉભું રાખવાના અસામર્થ્યમાં બીજું પણ કારણ કહેલું છે. निमित्तानीति હે ભગવન્ ! "થોડા જ સમયમાં દુઃખની પ્રાપ્તિ થશે" એવી સૂચના કરનારાં નેત્રની સ્ફુરણા (જમણી આંખનું ફરકવું) વગેરે વિપરીત નિમિત્તોનો હું અનુભવ કરું છું. આ કારણથી પણ હું ઉભો રહેવા સમર્થ નથી. અઠ્ઠાવીસમા શ્લોકમાં दृष्ट्वेमं स्वजनं એ શબ્દોમાંના कृष्ण એ સંબોધનવડે અર્જુને એવો અર્થ સૂચિત કરેલો છે કે, હું અર્જુન આત્મજ્ઞાની નહિ હોવાથી દુઃખી છું, જેથી હું શોકજન્ય કલેશને ભોગવું છું.

कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

અર્થાત્-'કૃષ્' ધાતુ 'સત્તા' વાચક છે અને 'ણ' પ્રત્યય 'આનન્દ' વાચક છે; તેથી સત્તા અને આનંદ ઉભય શબ્દોની એકતાના ભાવરૂપ પરબ્રહ્મને कृष्ण નામ આપવામાં આવ્યું છે. એ શાસ્ત્રવચનાનુસાર આપ સત્ તથા આનંદ સ્વરૂપે હોવાથી શોક તેમ જ મોહાદિ વિકારોથી રહિત છો. તાત્પર્ય એ છે કે, પોતાના બંધુઓનું દર્શન જેમ મને થયું છે, તેમ તેઓનું દર્શન આપને પણ થયું છે. પરંતુ મારી પેઠે આપના ચિત્તમાં શોક તથા મોહાદિ વિકાર ઉત્પન્ન થયા નહિ. આટલી આપનામાં એક મહાન્ વિશેષતા છે, તેથી આપની માફક મને પણ શોકરહિત કરો. આ સઘળો અર્થ અર્જુને हे कृष्ण સંબોધનવડે સૂચિત કર્યો છે. "તારા શોકને નિવૃત્ત કરવાનું મારામાં સામર્થ્ય નથી" એવી ભગવાનની શંકાનું નિવારણ કરવા અર્જુને हे केशव એ સંબોધનવડે ભગવાનમાં શોકને નિવૃત્ત કરવાનું સામર્થ્ય રહેલું છે એમ સૂચિત કર્યું છે. केशौ वाति अनुकम्प्यतया गच्छतीति केशवः. અર્થાત્ જગતને ઉત્પન્ન કરનારા બ્રહ્માનું નામ क છે અને જગતનો સંહાર કરનાર રુદ્રનું નામ ईश છે. ફરી તે બન્નેને પોતાના અનુગ્રહના પાત્ર જાણીને જે પ્રાપ્ત થાય, તેનું નામ केशव છે. આ રીતે મારા શોકને નિવૃત્ત કરવામાં આપને કિંચિત્ માત્ર મુશ્કેલી નથી. અથવા कृष्ण સંબોધનવડે અર્જુને શ્રી-ભગવાનનું ભક્તજનોના દુઃખના નાશપણાનું સૂચન કર્યું છે અને केशव સંબોધનવડે કેશી આદિ દુષ્ટદૈત્યોની નિવૃત્તિ કરીને સર્વદા ભક્તજનોની પ્રતિપાલકતા સૂચવી છે. આવી રીતનો આપનો સ્વભાવ છે. માટે મારા શોકની નિવૃત્તિ કરી મારું પણ આપ અવશ્ય પાલન કરશો. (૨૯-૩૦)

અવતરણિકાઃ-એવી રીતે સત્ પ્રવૃત્તિના કારણરૂપ તત્ત્વજ્ઞાનને રોકનારા શોકને પૂર્વે મુખશોષણાદિ ચિહ્નદ્વારા ત્રણ શ્લોકોમાં જણાવ્યો. હવે તે શોકમાંથી ઉત્પન્ન થએલી વિપરીત પ્રવૃત્તિના કારણરૂપ વિપરીત બુદ્ધિનું વર્ણન કરતાં કહ્યું કેઃ-

# न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ।

આ યુદ્ધમા આપણા બાંધવોને હણવાથી હું કોઇ પણ રીતનું શ્રેય જોતો નથી. ૩૦॥

* ટીકા.-હે ભગવન્ ! આ યુદ્ધમાં દુર્યોધનાદિ બધુઓને મારવામાં હું મારુ કંઈ શ્રેય જોતો નથી. અહીં શ્રેયનો અર્થ પુરુષાર્થ થાય છે અને અર્જુન જે પદાર્થની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરે છે તે પદાર્થ 'પુરુષાર્થ' છે. પુરુષાર્થરૂપ શ્રેય બે પ્રકારનું હોય છે. જેમકે દૃષ્ટશ્રેય અને અદૃષ્ટશ્રેય. આ સૃષ્ટિમા રાજ્યાદિનુ જે સુખ મળે છે, તે દૃષ્ટશ્રેય કહેવાય છે અને સ્વર્ગમાં જે સુખ મળે છે તે અદૃષ્ટશ્રેય કહેવાય છે. આ ઉભય પ્રકારના શ્રેયની પ્રાપ્તિ બધુજનોને મારવાથી થાય, એમ હું કદી જોતો નથી, એમ તે કહે છે. ત્યારે ભગવાનને શંકા થઈ કે-"હે અર્જુન ! આ યુદ્ધમાં સ્વજનોને મારવાથી શ્રેયની પ્રાપ્તિ થશે, પરંતુ શ્રેયરૂપ ફળની પ્રાપ્તિ બહુ વિચાર કરવાથી જ પ્રતીત થાય છે, કાઇ સહેજ વિચાર કરવાથી પ્રતીત થતી નથી." ભગવાનની આ શંકાનુ નિવારણ કરવા અર્જુને अनुपश्यामि શબ્દમાં अनु ઉપસર્ગનો ઉપયોગ કર્યો છે. अनु શબ્દનો અર્થ पश्चात् થાય છે અને પૂર્વ વૃત્તાતની અપેક્ષાએ पश्चात् કહેવામાં આવે છે. તેથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, બહુ વિચાર કીધા પછી પણ હું બંધુઓને મારવામાં મારા શ્રેયની પ્રાપ્તિ જોતો નથી. स्वजनं એ શબ્દવડે અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે, જેઓ આપણા સંબધી નથી, તેઓને પણ યુદ્ધમા હણવાથી હું મારા શ્રેયની પ્રાપ્તિ જોતો નથી. કારણ કે શાસ્ત્રમા કહ્યુ છે કેઃ-

द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलवर्त्तिनौ । परिव्राद् योगयुक्तश्च रणे चाभिमुखो हत. ॥

અર્થ -આ સૃષ્ટિમાં બે પ્રકારના પુરુષો સૂર્યમંડળમા વાસ કરી રહેલા હોય છે: એક તો યોગયુક્ત સંન્યાસી અને બીજો યુદ્ધમાં લડીને મરણ પામેલો જે વીર પુરુષ હોય તે. આ પ્રમાણે શાસ્ત્રવચનાનુસાર યુદ્ધમાં મરણ પામેલા યોધાને પણ સ્વર્ગાદિ શ્રેયની પ્રાપ્તિ થાય છે એમ કહેલું છે; પરંતુ યુદ્ધમા હણનાર પુરુષને કાઇ પણ શ્રેયની પ્રાપ્તિ શાસ્ત્રમા કહેલી નથી; તો સ્વજન સિવાયના યોધાઓને મારવાથી પણ જ્યારે શ્રેયની પ્રાપ્તિ થવાની નથી, તો આપણા સ્વજનોને જ મારવાથી શ્રેયની પ્રાપ્તિ કેમ થઇ શકે ? અર્થાત્ નહિ થાય. આ સઘળો અર્થ અર્જુને स्वजनं એ શબ્દવડે સૂચવેલો છે, અને સિદ્ધ સાધનરૂપ દોષની નિવૃત્તિ કરવા અર્જુને आहवे એ શબ્દ કહેલો છે. કારણ કે आहवे એ 'યુદ્ધ' વાચક શબ્દ જો ન કહે તો યુદ્ધ વિના બધુઓની હિંસા કરીને શ્રેયની પ્રાપ્તિ કોઇ પણ શાસ્ત્રવેત્તા પુરુષ અંગીકાર કરતો નથી આ અર્થ પણ અર્જુને સિદ્ધ કર્યો છે. કારણ કે સિદ્ધ અર્થના સાધનરૂપ સિદ્ધ સાધનદોષ અર્જુનને પ્રાપ્ત થાય. તે દોષની નિવૃત્તિ કરવા અર્જુને आहवे શબ્દ કહેલો છે. તેનુ તાત્પર્ય એ છે કે, યુદ્ધવિના સંબધીઓને મારવાથી શ્રેયની પ્રાપ્તિ થાય છે, એવું કથન કોઇ પણ પુરુષ અંગીકાર કરતો નથી. વળી હું તો યુદ્ધમાં સબધીઓને પણ મારવામા શ્રેયની પ્રાપ્તિ દેખતો નથી. (૩૦॥)

અવતરણિકા -શકાઃ-"હે અર્જુન ! યુદ્ધમા સ્વજનને મારવાથી સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ શ્રેયની પ્રાપ્તિ તો નહિ થાય, પરંતુ તેમ કરવાથી તને રાજ્ય, વિજય અને વિષયસુખ, એ દૃષ્ટશ્રેયની પ્રાપ્તિ થશે, એ વાત નિર્વિવાદિત છે" એ પ્રમાણે શ્રીભગવાનને શકા થતાં અર્જુન નીચે પ્રમાણે કહે છેઃ—

# न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ॥ ३१ ॥
# किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ।

હે શ્રીકૃષ્ણ ! હું વિજયને ચહાતો નથી, રાજયને પણ ચહાતો નથી તથા સુખને પણ

ચહાતો નથી. હે ગોવિંદ ! આ રાજ્ય મળવાથી મને શું ફળ છે ? વિષયસુખથી શું ફળ છે ? તથા વિજય કરવાથી શું ફળ છે ? આ બધાની પ્રાપ્તિથી કિંચિત્ માત્ર પણ મને લાભ થશે નહિ. ૩૦॥–૩૧॥

ટીકાઃ—હે કૃષ્ણ ભગવન્ ! પોતાના બંધુઓની હિંસા કરવાથી પ્રાપ્ત થનારા વિજયની પ્રાપ્તિની હું ઈચ્છા રાખતો નથી; વિજય થવા પછી જે રાજ્ય પ્રાપ્ત થવાનું છે, તે રાજ્યની પ્રાપ્તિની પણ હું ઈચ્છા રાખતો નથી. વળી રાજ્યપ્રાપ્તિ પછી જે વિષયજન્ય સુખ મળવાનું છે, તે વિષયસુખની પ્રાપ્તિની પણ હું ઈચ્છા કરતો નથી. એટલું કહીને અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે, આ સૃષ્ટિમાં પુરુષને જે જે ફળ મેળવવાની ઈચ્છા હોય છે, તે પુરુષ તે તે ફળની પ્રાપ્તિના ઉપાયમાં પ્રવૃત્ત થાય છે. પરંતુ ફળની ઈચ્છાવિનાનો પુરુષ કોઈપણ ફળના ઉપાયમાં પ્રવૃત્ત થતો નથી. જેવી રીતે ભોજનરૂપ ફળની પ્રાપ્તિની ઈચ્છા કરનારો પુરુષ જ ભોજનરૂપ ફળની પ્રાપ્તિના ઉપાયરૂપ અન્નને રાંધવાની ક્રિયામાં પ્રવૃત્ત થાય છે, પરન્તુ તેવી ઇચ્છા વિનાનો પુરુષ અન્નને રાંધવાની ક્રિયામાં પ્રવૃત્ત થતો નથી. આ રીતે વિજય, રાજ્ય અને વિષયસુખ એ ફળો પ્રાપ્ત કરવાની જે જે પુરુષને ઈચ્છા હોય, તે પુરુષ તે વિજયાદિ ફળોની પ્રાપ્તિના ઉપાયરૂપ યુદ્ધમાં પ્રવૃત્ત થાય છે, પરન્તુ મને તો વિજય તથા રાજ્યાદિ ફળોની ઈચ્છા જ નથી, તેથી આ યુદ્ધરૂપ ઉપાયમાં મારી પ્રવૃત્તિ સંભવતી નથી. "હે અર્જુન ! દુર્યોધનાદિની ઈચ્છાનો વિષય વિજય તથા રાજ્યાદિ છે, તો તારામાં તે ઈચ્છાનો અભાવ શા માટે થયો છે ?" એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે-किन्नो राज्येनेति-હે ગોવિંદ ! દુર્યોધનાદિ ધર્મ તેમજ અધર્મના સ્વરૂપને જાણતા નથી, તેથી તેઓને તો રાજ્યસુખાદિની ઈચ્છા હોય. કારણ કે તે મૂર્ખ છે-પરન્તુ હું ધર્મના તેમ જ અધર્મના સ્વરૂપને જાણું છું તો પછી પ્રસિદ્ધ રાજ્યથી, વિષયસુખોથી તથા જીવનના સાધનરૂપ વિજયથી કેવા શ્રેયની પ્રાપ્તિ થવાની હતી ? અર્થાત્ રાજ્યાદિથી અમારું કિંચિત્ માત્ર પ્રયોજન સિદ્ધ નહિ થાય. તાત્પર્ય એ છે કે-વિજય, રાજ્ય અને ભોગ એ ત્રણેની પ્રાપ્તિ વિના અમારું અર્થાત્ વનવાસીઓનું આ જગતમાં સંતોષવડે કીર્તિપૂર્વક જીવન ચાલશે. માટે આ રાજ્યાદિની પ્રાપ્તિની મને ઈચ્છા નથી. અહીં हे गोविंद ! એ સંબોધનવડે અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે-ગો અર્થાત્ ઈન્દ્રિયોને અધિષ્ઠાનરૂપ કરીને જે હમેશાં જ પ્રાપ્ત થાય તેવા હે ગોવિન્દ ! હે અન્તર્યામી સ્વરૂપ આપ આ લોકોની રાજ્યાદિની પ્રાપ્તિ કરતાં મારા વૈરાગ્યને સારી રીતે જાણો છો (૩૦॥–૩૧॥)

અવતરણિકા-શંકાઃ-ભગવાનને એવી શંકા ઉત્પન્ન થઇ કે, "હે અર્જુન ! ધર્મશાસ્ત્રમાં એમ કહ્યું છે કેઃ-वृद्धौ च मातापितरौ भार्या साध्वी सुतः शिशुः । अप्यकार्यशतं कृत्वा भर्त्तव्या मनुरब्रवीत्॥

અર્થાત્-પોતાનાં વૃદ્ધ માતાપિતા, પતિવ્રતા સ્ત્રી તથા બાલ્ય અવસ્થાવાળા પુત્રાદિ, એ સઘળા બંધુઓનું ન કરવા યોગ્ય અનેક કાર્યો કરીને પણ ભરણપોષણ કરવું જોઈએ, એમ મનુ ભગવાને કહ્યુ છે. ઇત્યાદિ શાસ્ત્રવચનાનુસાર વૃદ્ધ માતાપિતાદિ સંબંધીઓના ભરણપોષણ અર્થે કરેલો અધર્મ પણ પુરુષને માથે દોષ મૂકતો નથી. તેથી જો કદાચિત્ તને આ રાજ્ય સુખાદિથી વૈરાગ્ય થાય, તોપણ આ સર્વ તારા સંબંધીઓના રાજ્યસુખાદિને માટે તારે આ યુદ્ધમાં પ્રવૃત્ત થવું જોઈએ" આ શંકાનું નિવારણ કરતાં અર્જુન નીચે પ્રમાણે કહે છે.–

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ॥ ३२ ॥**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ।**

હે ભગવન્ ! જે બાંધવોને વાસ્તે રાજ્ય, વિષય તથા સુખની અપેક્ષા અમે રાખીએ છીએ, તે બાંધવો તો પોતાના પ્રાણોની તથા ધનની આશાનો ત્યાગ કરી, આ યુદ્ધમાં (મરવા) આવી ઉભા છે. ૩૧॥–૩૨॥

ટીકાઃ-હે ભગવન્! એકાકી પુરુષને તો આ રાજ્યાદિની અપેક્ષા હોય નહિ અને જે બંધુઓને માટે અમને આ રાજ્યની, સુખના સાધનરૂપ વિષયની તેમ જ વિષયજન્ય સુખની અપેક્ષા છે, તે આ અમારા બંધુઓ તો, પોતાના પ્રાણોની આશાને છોડી દઈને તથા ધનની આશાનો પણ ત્યાગ કરી, માત્ર મરણ માટે જ, આ રણક્ષેત્રમાં આવીને ઉભા છે; તો અમારા પોતાના સ્વાર્થ માટે તથા સંબંધીઓના સ્વાર્થ માટે આ યુદ્ધરૂપ કાર્યમાં મારી પ્રવૃત્તિ સંભવતી નથી. આની પહેલાંના શ્લોકમાં 'ભોગ' શબ્દવડે 'વિષયજન્ય સુખ'નો અર્થ જણાવ્યો હતો, છતાં આ શ્લોકમાં 'સુખ'ને 'ભોગ' શબ્દથી જૂદો જણાવ્યો છે. તેથી અહીં 'ભોગ' શબ્દની લક્ષણાવૃત્તિ કરીને સુખના સાધનરૂપ સ્પર્શાદિ વિષયોનો અર્થ સમજવો. प्राणांस्त्यक्त्वा धनानि च એ શબ્દોમાં પ્રાણોનો ત્યાગ તથા ધનનો ત્યાગ કહેલો છે; પરંતુ જીવિત અવસ્થામાં પ્રાણોનો ત્યાગ તથા ધનનો ત્યાગ સંભવતો નથી. 'પ્રાણ' શબ્દની લક્ષણાવૃત્તિ કરી 'પ્રાણની આશા' એવો અર્થ સમજવો અને 'ધન' શબ્દની લક્ષણાવૃત્તિ કરી 'ધનની આશા' એવો અર્થ સમજવો. પ્રાણાદિની 'આશા'નો પરિત્યાગ, જીવિત અવસ્થામાં સંભવી શકે છે. "પોતાના પ્રાણનો ત્યાગ કરીને પણ પોતાના બંધુઓના સુખને માટે ધનની આશાનો સંભવ હોઈ શકે છે." આ રીતની શંકાની નિવૃત્તિ કરવાને માટે 'ધન'નો અર્થ 'પ્રાણ'થી ભિન્ન જણાવેલો છે. (૩૧॥-૩૨॥)

અવતરણિકાઃ-શંકાઃ-"હે અર્જુન! જે બંધુઓના સુખને અર્થે તને આ રાજ્યાદિની અપેક્ષા છે, તે તારા બંધુઓ આ યુદ્ધમાં આવ્યા નથી" એવી શ્રીભગવાનની શંકાનું નિવારણ કરતા અર્જુન તે બંધુઓનું વિશેષે કરીને વર્ણન કરતાં કહે છેઃ-

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ॥ ३३ ॥**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ।**

હે ભગવન્! આ યુદ્ધમાં કોઈ તો અમારા આચાર્ય છે, કોઈ પિતા છે, કોઈ પુત્ર છે, કોઈ પિતામહ છે, કોઈ મામા છે, કોઈ શ્વશુર છે, કોઈ પૌત્ર છે, કોઈ સાળા છે તથા કોઈ બીજા સંબંધી છે. ૩૨॥-૩૩॥

ટીકાઃ-આ શ્લોકનો અર્થ સ્પષ્ટ રીતે એવો છે કે, આ યુદ્ધભૂમિમાં જેટલા યોધાઓ એકઠા થયેલા છે, તે સર્વ યોધાઓ અમારા સંબંધી જ છે. તેઓમાં સંબંધ વિનાના કોઈ નથી. તે સર્વ સંબંધીઓ અત્યારે મરવાને તૈયાર થયા છે, તો કયા સંબંધીના રાજ્ય સુખાદિને માટે હું આ યુદ્ધમાં પ્રવૃત્ત થાઉં? (૩૨॥-૩૩॥)

અવતરણિકાઃ-શંકાઃ-"હે અર્જુન! જો કદાપિ તું ભીષ્મ તથા દ્રોણાદિ ઉપર કૃપા કરીને તેમને મારીશ નહિ, તોપણ એ ભીષ્મ તથા દ્રોણાદિ રાજ્યના લોભથી તને અવશ્ય મારશે. માટે તું જ એ ભીષ્મ તથા દ્રોણાદિને હણી રાજ્યને ભોગવ." એવી ભગવાનની શંકાનું નિવારણ કરતાં અર્જુન નીચે પ્રમાણે કહે છેઃ-

**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ॥ ३४ ॥**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ।**

હે મધુસૂદન! મને હણે, તોપણ આ 'આચાર્યાદિકને, ત્રણ લોકની રાજ્યપ્રાપ્તિ વાસ્તે પણ હણવાની હું ઇચ્છા કરું નહિ, તો આ પૃથ્વીના રાજ્યની પ્રાપ્તિ વાસ્તે તો તેમને હણવાની ઇચ્છા કેમ જ કરું? ૩૩॥-૩૪॥

ટીકાઃ—હે મધુસૂદન ભગવન્ ! તીક્ષ્ણ શસ્ત્રોવડે અમને હણનારા પૂર્વોક્ત આચાર્યોને હણવાની ઇચ્છા માત્ર પણ હું કરતો નથી, તો તે આચાર્યાદિને તીક્ષ્ણ શસ્ત્રોવડે શામાટે હું હણું અર્થાત્ હું તેમને હણીશ નહિ, કિંવા તે આચાર્યાદિને હણવાથી—મારી નાંખવાથી—જો કદાચિત્ મને આ ભૂમિ, સ્વર્ગ અને પાતાલ એ ત્રણે લોકનું રાજ્ય પ્રાપ્ત થાય; તો પણ હું આચાર્યાદિને હણવાની ઇચ્છા કરું નહિ, તો માત્ર આ પૃથિવીના જ રાજ્યની પ્રાપ્તિને માટે તો હું તેમનું હનન કરીશ નહિ, એમ કહેવાની શું જરૂર છે ? [ અહીં हे मधुसूदन ! એ સંબોધનવડે અર્જુને શ્રીભગવાનનું વૈદિકમાર્ગનું પ્રવર્ત્તકપણું સૂચવ્યું છે—એવા ] વૈદિકમાર્ગના પ્રવર્ત્તક થઇને, આપ મને આચાર્યાદિને હણવામાં શામાટે પ્રવૃત્ત કરો છો ? (૩૩।।—૩૪।।)

અવતરણિકા-શંકાઃ—"હે અર્જુન ! આચાર્યાદિને મારવામાં તું દોષ માને છે, તો આચાર્યોને મૂકી દઈ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ બીજા પુત્રોને તું માર; કારણ કે દુર્યોધનાદિએ તમને લાક્ષાગૃહમાં દાહ વગેરે યુક્તિથી ઘણા પ્રકારનાં દારુણ દુઃખો દીધાં હતાં. માટે દુર્યોધનાદિને હણવામાં તારી પ્રીતિ હોવી જોઈએ અર્થાત્ તારે તત્પર થવું જોઈએ." એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છેઃ—

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ॥ ३५ ॥**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

હે જનાર્દન ! આ દુર્યોધન આદિને હણવાથી આપણને શું આનંદ થવાનો છે ? કોઈ પણ પ્રકારનો આનંદ થવાનો નથી. ઉલટું આતતાયીને હણવાથી અમારે પાપનો જ આશ્રય કરવો પડશે. ૩૫।।—૩૬

ટીકાઃ—હે જનાર્દન ! ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ પુત્રો મારા ભાઈઓ હોવાથી તેમને હણવાવડે અમને શું સુખ થવાનું હતું ? અર્થાત્ તેમને હણવાથી અમને કિંચિત્ માત્ર પણ સુખની પ્રાપ્તિ નહિ થાય. તાત્પર્ય એ છે કે, મૂઢજનોની પ્રાપ્તિના વિષયો ક્ષણિક સુખાભાસવાળા છે. તે ક્ષણિક સુખાભાસનો લોભ કરી, ઘણા કાળ સુધી નરકની પ્રાપ્તિના હેતુરૂપ બંધુઓની હિંસા કરવી મને યોગ્ય નથી. અહીં જે સુખરૂપતાથી રહિત હોય તથા સુખની પેઠે પ્રતીત થાય, તેને સુખાભાસ કહેલો છે. આવા પ્રકારનાં વિષયજન્ય સુખો છે. हे जनार्दन એ સંબોધનવડે અર્જુને એવો અર્થ સૂચિત કરેલો છે કે, હે ભગવન્ ! જો કદાપિ દુર્યોધનાદિ મારી નાંખવાને યોગ્ય હોય તો આપ જ તેમને મારી નાંખો; કારણ કે પ્રલયકાળમાં સર્વજનોને હણવાથી પણ આપને કિંચિત્ માત્ર પાપનો સ્પર્શ થતો નથી. ભગવાનને એવી શંકા ઉત્પન્ન થઇ કે—"હે અર્જુન ! શાસ્ત્રમાં તો એમ કહ્યું છે કેઃ—अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः । क्षेत्रदारापहारी च षडेते आततायिनः ॥ અર્થાત્—આગ લગાડનાર, વિષ દેનાર (દંશ મારનાર), જેના હાથમાં શસ્ત્ર હોય છે તે, પરધનનું હરણ કરનાર, પારકા ક્ષેત્રનું હરણ કરનાર તથા પરસ્ત્રીનું હરણ કરનાર—એ છ આતતાયી કહેવાય છે. આ દુર્યોધનાદિમાં તો આ છએ પ્રકારનું આતતાયીપણું છે. વળી બીજા શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—आततायिनमायान्तं हन्यादेवाविचारयन् । नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥ અકસ્માત્ આવેલા આતતાયી પુરુષને બુદ્ધિમાન્ પુરુષ તે વખતે જ હણે છે અને તેને હણવામાં કિંચિત્ માત્ર પણ વિચાર કરતો નથી. આતતાયી પુરુષને હણવામાં હણનાર પુરુષને કિંચિત્ માત્ર પણ દોષ લાગતો નથી. એ શાસ્ત્રવચનાનુસાર આતતાયી પુરુષને મારવાથી દોષનો અભાવ પ્રતીત થાય છે. જેથી દુર્યોધનાદિ આતતાયી પુરુષોને તારે અવશ્ય હણવા યોગ્ય છે."

ભગવાનની આ શંકાનું નિવારણ કરવા અર્જુન કહે છે-( पापमेवेति ) દુર્યોધનાદિ આતતાયી પુરુષોને હણવાથી પણ અમને અવશ્ય પાપ લાગશે અથવા અમને હણવાથી એમને કેવળ પાપ લાગશે અને બીજા કોઈ દૃષ્ટ અથવા અદૃષ્ટ શ્રેયની પ્રાપ્તિ થશે નહિ. आततायिनं हन्यात् એ પૂર્વોક્ત વચનોમાં જો કે આતતાયી પુરુષોને હણવાનું વિધાન કરેલું છે, તથાપિ તે વચનો અર્થશાસ્ત્રનાં છે, પણ કાંઈ ધર્મશાસ્ત્રનાં નથી, વળી અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર બળવાન્ છે. ધર્મશાસ્ત્ર તો પ્રાણિ-માત્રની હિંસા કરવાનો નિષેધ કરે છે. અર્થશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર નીચે પ્રમાણે કહે છે કે:-स एव पापिष्ठतमो यः कुर्यात्कुलनाशनं इति । न हिंस्यात् सर्वभूतानि इति ॥ અર્થશાસ્ત્ર:-જે પુરુષ પોતાના કુળનો નાશ કરે છે, તે જ પુરુષને અત્યંત પાપિષ્ઠ જાણવો. વળી ધર્મશાસ્ત્ર:-બુદ્ધિમાન્ પુરુષ સર્વ પ્રાણીઓની હિંસા કરતો નથી. આવું ધર્મશાસ્ત્ર પૂર્વોક્ત અર્થશાસ્ત્રથી બળવાન્ છે, તેથી આ બંધુઓને હણવા અમને યોગ્ય નથી.

पापमेवाश्रयेत् ઇત્યાદિ અર્ધ શ્લોકનો નીચે પ્રમાણે બીજો અર્થ પણ થાય છે:-"હે અર્જુન ! જો કે દુર્યોધનાદિને હણવામાં તને પ્રીતિ ઉપજતી નથી, છતાં તમને હણવામાં દુર્યોધનાદિ પ્રીતિ ધરાવે છે, માટે દુર્યોધનાદિ તમને અવશ્ય મારી નાંખશે." એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે:-पापमेवेति ॥ पापं । एव । आश्रयेत् । अस्मान् हत्वा । एतान् । आततायिनः અમને હણવાથી દુર્યોધનાદિ આતતાયીઓને અવશ્ય પાપ જ લાગશે, પણ બીજું કાંઈ સુખ તેમને પ્રાપ્ત થશે નહિ. તાત્પર્ય એ છે કે, દુર્યોધનાદિ પહેલાંથી જ આતતાયી છે અને નહિ યુદ્ધ કરનારા એવા અમને હણીને અત્યારે પણ તેઓ પાપી જ થશે. પાપ સાથે અમને કાંઇ સંબંધ રહેતો નથી, જેથી અમને કિંચિત્ માત્ર પણ હાનિ પ્રાપ્ત થશે નહિ. (૩૫।।-૩૬)

અવતરણિકા:-"અન્ય પ્રાણીઓની હિંસા કરવામાં કાંઈ ફળ નથી, ઉલટા અનર્થની પ્રાપ્તિ થાય છે, તેથી કોઇપણ પ્રાણીની હિંસા કરવી યોગ્ય નથી," એ વિષે અર્જુને न च श्रेयोऽनुपश्यामि એ શબ્દોવડે કહ્યું. હવે તે બાબતની સમાપ્તિ કરતાં કહે છે:-

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥**

હે માધવ ! આ કારણથી અમારે અમારા બાંધવો, અર્થાત્ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિક પુત્રો હણવા યોગ્ય નથી. અમારા બાંધવોને હણીને અમે કેમ સુખી થઈશું ? ૩૭

ટીકા:-અહીં तस्मात् એ શબ્દ માટેના મૂળ શબ્દ तत् (તે) વડે, પૂર્વે કહેલા બંધુઓની હિંસા કરવાથી થતો અદૃષ્ટ ફળનો અભાવ તથા અનર્થની પ્રાપ્તિ, એ બન્ને બાબતોનો અર્થ સમજવો. તેમ કરવાથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, બંધુઓની હિંસા કરવાથી સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી, પણ ઉલટું મહાન્ અનર્થની પ્રાપ્તિ થાય છે. આ કારણથી અમે અમારા દુર્યોધનાદિ બંધુઓને હણવાની ઇચ્છા કરતા નથી. "હે અર્જુન ! બંધુઓને હણવાથી સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ સુખની પ્રાપ્તિ ન થાય, પરંતુ આ સૃષ્ટિનું દૃષ્ટ સુખ તો તમને અવશ્ય પ્રાપ્ત થશે જ;" એવી ભગવાનને શંકા થતાં, અર્જુન કહે છે-स्वजनं हीति-હે માધવ ! પોતાના સંબંધીઓના સુખમાટે જ શ્રેષ્ઠ પુરુષોની પ્રવૃત્તિ થાય છે, તેથી પોતાના સંબંધીઓને હણીને અમે કેવી રીતે સુખ પામીશું ? ઉલટું દુઃખ જ પામીશું. [ અહીં हे माधव એ સંબોધનવડે અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે-मा અર્થાત્ લક્ષ્મી અને धव અર્થાત્ પતિ-જે લક્ષ્મીના પતિ હોય તે માધવ એવો લક્ષ્મીના પતિ હોવાથી આપ અમને લક્ષ્મીરહિત બંધુઓની હિંસારૂપ નિન્દિત કર્મમાં પ્રવૃત્ત કરો છો તે યોગ્ય નથી. ] (૩૭)

અવતરણિકા:-શંકા:-"હે અર્જુન ! યુદ્ધમાં પોતાના બંધુઓની હિંસા કરવાથી જો કદાપિ કાંઇ દૃષ્ટ તેમ જ અદૃષ્ટ સુખની પ્રાપ્તિ ન થતી હોય પણ ઉલટી દોષની જ પ્રાપ્તિ થતી હોય, તો ભીષ્માદિ મહાન્ પુરુષોની પ્રવૃત્તિ, કુળનો ક્ષય કરવામાં તથા સ્વજનોની હિંસા કરવામાં શા માટે થાય ? એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છે:—

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥

હે ભગવન્ ! લોભગ્રસ્ત ચિત્તવાળા આ ભીષ્માદિક, જો કે કુળનો નાશ કરવાના દોષને તથા મિત્રદ્રોહના પાપને જાણતા નથી, છતાં હું તે જાણું છું. ૩૮

ટીકા -હે ભગવન્ ! પ્રાપ્ત થયેલા પદાર્થનો ત્યાગ ન થઇ શકે તે લોભ કહેવાય તથા તેવા લોભમાં ભીષ્માદિનાં ચિત્ત ગ્રસ્ત બની રહ્યાં છે. માટે કુળનો નાશ કરવાથી પ્રાપ્ત થનારા દોષનો તથા પોતાના મિત્રોની સાથે દ્રોહ કરવાથી પ્રાપ્ત થનારા પાતકને, જો કે ભીષ્માદિ વિચાર કરી જોતા નથી, તથાપિ તે દોષને તથા તે પાતકને અમે તો સારી રીતે જાણીએ છીએ. માટે યુદ્ધમાં ભીષ્માદિની પ્રવૃત્તિ સંભવે છે, પરન્તુ તેમાં અમારી પ્રવૃત્તિ સંભવતી નથી. એમ કહીને અર્જુને એક શંકાનું નિવારણ કર્યું. શંકા એ છે કે-"હે અર્જુન ! ભીષ્માદિ શિષ્ટ પુરુષ છે અને તેઓની પ્રવૃત્તિ પોતાના બંધુઓને મારવામાં જોવામાં આવે છે. શિષ્ટ પુરુષોના જે જે આચાર હોય છે, તે વેદમૂલક જ હોય છે. શ્રાદ્ધ આદિ કર્મોમાં પ્રવૃત્તિ કરવામાં જે શિષ્ટ પુરુષોનો આચાર છે, તે વેદમૂલક છે. એમ શિષ્ટ પુરુષોના આચારને અનુસરીને જ બીજા પુરુષોની પ્રવૃત્તિ થાય છે; તેથી આ ભીષ્માદિ શિષ્ટ પુરુષોની પોતાના બંધુઓને હણવામાં પ્રવૃત્તિ જોઇને તમારે પણ તેમાં પ્રવૃત્ત થવું જોઇએ." ભગવાનની આ શંકાનું નિવારણ અર્જુને लोभोपहतचेतसः એ વિશેષણવડે કરેલુ છે. કારણ કે, શિષ્ટ પુરુષોના આચારમાં લોભાદિ દોષ કારણ ન હોય, પરન્તુ કેવળ ધર્મબુદ્ધિ જ કારણ હોય છે. આચારમાં વેદમૂલકતાની કલ્પના કરી શકાય છે. વળી શિષ્ટ પુરુષોના આચાર બીજા જીવોએ અંગીકાર કરવા યોગ્ય હોય છે. પણ જો શિષ્ટ પુરુષના આચારમાં કેવળ લોભાદિ દોષ જ કારણ હોય, તો પછી શિષ્ટ પુરુષના આચારમાં વેદમૂલકતાની કલ્પના કરી શકાય નહિ. તેમ જ લોભાદિ દુર્ગુણોથી યુક્ત શિષ્ટ પુરુષોના આચાર, ઇતર પુરુષોએ અંગીકાર કરવા યોગ્ય પણ હોતા નથી. વળી ભીષ્માદિનો, બંધુઓને હણવામાં પ્રવૃત્તિરૂપ આચાર કેવળ લોભાદિ દોષના કારણરૂપે છે. આથી તેમનો આચાર વેદમૂલક નથી. એવા ભીષ્માદિના લોભમૂલક આચારને ગ્રહણ કરીને અમે બંધુઓની હિંસા કરવામાં શા માટે પ્રવૃત્ત થઇએ? અર્થાત્ તેવા કાર્યમાં અમે કદાપિ પ્રવૃત્ત થવાના નહિ. (૩૮)

અવતરણિકા -શંકા-"હે અર્જુન ! જો કે ભીષ્માદિ લોભથી યુદ્ધમાં પ્રવૃત્ત થયા છે; છતાં ધર્મશાસ્ત્રમાં કહ્યુ છે કે-"आहूतो न निवर्तेत द्यूतादपि रणादपि इति તથા विजितं क्षत्रियस्य इति ॥ અર્થાત ક્ષત્રિય રાજાને જો કોઇ પુરુષ દ્યૂત ( જુગાર ) રમવાને માટે તથા યુદ્ધ કરવાને માટે બોલાવે તો તે ક્ષત્રિય રાજા દ્યૂતથી કે યુદ્ધથી નિવૃત્ત નથી થતો; પરન્તુ તે પુરુષની સાથે અવશ્ય દ્યૂત ખેલે છે અથવા યુદ્ધ કરે છે. વળી યુદ્ધ કરીને એકઠું કરેલું ધન ક્ષત્રિયોનુ ધર્મ્ય (ધર્મયુક્ત માર્ગથી મેળવેલુ) ધન છે. આ રીતના ધર્મશાસ્ત્રના વચનાનુસાર ક્ષત્રિય રાજાનો યુદ્ધધર્મ સિદ્ધ થાય છે તથા યુદ્ધ કરીને એકઠું કરેલું ધન જ ધર્મ્ય ધન છે. વળી તને ભીષ્માદિએ યુદ્ધ કરવાને જ

બોલાવેલ છે, તેથી તારે આ યુદ્ધમાં પ્રવૃત્ત થવું જ જોઇએ," એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છેઃ—

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

હે જનાર્દન ! કુળનો નાશ કરવાના દોષને જાણવાવાળો હું, પાપના હેતુરૂપ આ યુદ્ધમાંથી નિવૃત્ત થવા વાસ્તે કેમ વિચાર ન કરું? અવશ્ય મારે વિચાર કરવો યોગ્ય જ છે. ૩૯

ટીકાઃ—હે જનાર્દન ! પોતાના કુળનો નાશ કરવાથી ઉત્પન્ન થનારા દોષને અમે સારી રીતે જાણીએ છીએ અને અમારે પાપ પ્રાપ્ત કરાવનારા આ યુદ્ધથી નિવૃત્ત થવા વિચાર કરવો, તે શું યોગ્ય નથી ? યુદ્ધથી નિવૃત્ત થવા અમારે વિચાર કરવો યોગ્ય જ છે. किमकार्यं दुरात्मनाम् દુરાત્મા પુરુષોએ ક્યું કાર્ય કરવું યોગ્ય નથી ? દુરાત્મા પુરુષોએ તો સર્વ કાર્યો કરવાં યોગ્ય છે. એ ન્યાયનો અંગીકાર કરી જેવી રીતે દુર્યોધનાદિ રાજ્યના લોભથી પોતાના કુળનો નાશ કરે છે, તથા પોતાના મિત્રોની સાથે દ્રોહ કરે છે; એવી રીતે અમારે કરવું યોગ્ય નથી. વળી आहूतो न निवर्तेत। એ ધર્મશાસ્ત્રનું વચન કેવળ લોભમૂલક છે. स एव पापिष्ठतमो यः कुर्यात्कुलनाशनं એ શબ્દોથી કુળનો નાશ કરવો, તે વિશેષ પાપસૂચક થાય છે. એથી આપે કહેલું લોભમૂલક વચન અંગીકાર કરી, યુદ્ધમાં અમારી પ્રવૃત્તિ સંભવતી નથી. તાત્પર્ય એ છે કે, જે પુરુષને જે કાર્યને માટે એમ જ્ઞાન થાય છે કે—"આ કાર્ય મારું શ્રેયઃસાધક છે" તે પુરુષ તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે. એ ઉપરથી એમ જણાય છે કે, શ્રેયઃસાધનતાનું જ્ઞાન જ પુરુષોને કોઇ પણ કાર્યમાં પ્રવૃત્ત કરનાર છે. જેની સાથે કદાપિ અશ્રેયનો સંબન્ધ નથી હોતો, તે 'શ્રેય' કહેવાય છે, જો આ બાબત અંગીકાર ન કરીએ તો શત્રુને મારવાને શ્યેનયજ્ઞ કરવામાં આવે છે. આ શ્યેનયજ્ઞ પણ ધર્મરૂપ હોવો જોઇએ; કારણ કે શત્રુના મરણરૂપ શ્રેયની સાધનતા શ્યેનયજ્ઞમાં પણ છે, પરંતુ શત્રુનું મરણરૂપ શ્રેય અશ્રેયનું સંબંધી નથી. કિન્તુ શ્યેનયજ્ઞવડે શત્રુને મારનારા પુરુષને નરકરૂપ અશ્રેયની પ્રાપ્તિ થાય છે. માટે શત્રુના મરણરૂપ શ્રેય, નરકરૂપ અશ્રેયની સાથે સંબંધ ધરાવનારું જ છે. આટલા માટે, શ્યેનયજ્ઞમાં ધર્મરૂપતા સંભવથી નથી. આ બાબત અન્ય શાસ્ત્રોમાં પણ કહેલી છે. फलतोऽपि च यत्कर्म नानर्थेनानुबोध्यते । केवलं प्रीतिहेतुत्वात् तद्धर्म इति कथ्यते ॥ જે કર્મ પોતાના ફળની પ્રાપ્તિથી પણ અનર્થની સાથે સંબંધ ધરાવતું નથી, કિન્તુ કેવળ સુખનો જ હેતુ હોય, તે કર્મને 'ધર્મ' કહેવામાં આવે છે. તેથી જો કે શ્યેનયજ્ઞ श्येनेनाभिचरन् यजेत ઇત્યાદિ શબ્દોવડે શાસ્ત્રમાં વિધાન કરેલું છે, તથાપિ તે શ્યેનના શત્રુના મરણરૂપ ફળ નરકરૂપ અશ્રેયના સંબંધીવાળું છે. તેથી શ્રેષ્ઠ પુરુષોની શ્યેનયજ્ઞમાં પ્રવૃત્તિ થતી નથી. એવી જ રીતે આ યુદ્ધ પણ आहूतो न निवर्तेत ઇત્યાદિ શાસ્ત્રનાં વચનોથી વિધાન કરેલું છે, તથાપિ યુદ્ધનું વિજયરૂપ રાજ્યાદિ ફળ, स एव पापिष्ठतमो यः कुर्यात्कुलनाशनं આ વચન સાથે સંબંધ ધરાવે છે. માટે વિજયરૂપ રાજ્યાદિ ફળ શ્રેયરૂપ નથી. એવા વિજયરૂપ રાજ્યાદિની પ્રાપ્તિને માટે અમારે આ યુદ્ધમાં પ્રવૃત્ત થવું યોગ્ય નથી. (૩૯)

અવતરણિકાઃ—"યુદ્ધના ફળરૂપ વિજયરૂપ રાજ્યાદિ અશ્રેયરૂપ હોવાથી અમારી ઇચ્છાના વિષયો નથી. માટે વિજયરૂપ રાજ્યાદિની પ્રાપ્તિને અર્થે અમારે આ યુદ્ધમાં પ્રવૃત્ત થવું યોગ્ય નથી," એવો અર્થ પૂર્વ શ્લોકમાં કહ્યો. હવે આ અર્થને પુનઃ દૃઢ કરવા અર્જુન વિજયરૂપ રાજ્યાદિમાં અનર્થના સંબંધીપણાનું કથન કરી, પાંચ શ્લોકમાં અશ્રેયરૂપતાનું વર્ણન કરે છેઃ—

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

શ્લોકાર્થઃ-હે ભગવન્! કુળનો નાશ થવાથી, પરંપરાથી પ્રાપ્ત થયેલા કુળના સર્વ ધર્મ નાશ પામે છે, વળી ધર્મનો નાશ થવાથી કુળમાં બચેલા સર્વને, અધર્મ પોતાને વશ કરી લે છે (કુળમાં રહેલા અધર્મી થઇ જાય છે.) ૪૦

ટીકાઃ-પોતાના વંશપરંપરાથી મળેલા, પોતાના કુળને અનુસરતા, જાતિને અનુસરતા અને કરવા યોગ્ય એવા અગ્નિહોત્રાદિક ધર્મો છે. આ ધર્મોની પ્રવૃત્તિ કરનારા વૃદ્ધ પુરુષોનો જ્યારે નાશ થાય છે, ત્યારે પ્રવૃત્તિ કરનારા પુરુષોના અભાવથી અગ્નિહોત્રાદિક કુળના સર્વ ધર્મો પણ નાશ પામે છે; તેમ જ વૃદ્ધ પુરુષોના નાશથી સર્વ ધર્મો નાશ પામે છે. કારણ કે શિક્ષા કરનારા વૃદ્ધ પુરુષોના અભાવથી, બાકી રહેલા સ્ત્રી તથા બાળક આદિથી બનેલો કુળને અનાચારરૂપ અધર્મ પોતાને વશ કરી લે છે. (૪૦)

વળી,

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥

શ્લોકાર્થઃ-હે કૃષ્ણ! અધર્મને વશ થવાથી, કુળની સર્વે સ્ત્રીઓ, વ્યભિચારિણી થઈ જાય છે. હે વાર્ષ્ણેય! વ્યભિચારિણી સ્ત્રીઓથી વર્ણસંકર પુત્રો ઉત્પન્ન થાય છે. ૪૧

ટીકાઃ-હે કૃષ્ણ! અધર્મની વૃદ્ધિ થવાથી કુળની સ્ત્રીઓ એવા કુતર્ક કરે છે કે, "અમારા પતિઓએ ધર્મનું ઉલ્લંઘન કરીને જ્યારે કુળનો નાશ કર્યો છે, તો અમને પતિવ્રતા ધર્મનું ઉલ્લંઘન કરી વ્યભિચાર કરવાથી શું દોષ લાગવાનો હતો?" આવા કુતર્કવાળી સ્ત્રીઓ વ્યભિચારકર્મમાં પ્રવૃત્ત થાય છે. ધર્મશાસ્ત્રમાં "પતિના ધર્માધર્મના ફળ સ્ત્રીને પણ મળે છે" એમ કહેલું છે, તેથી કુળનો નાશ કરીને પાપી બનેલા પતિત પતિઓના સંબંધથી સ્ત્રીઓની વ્યભિચાર કર્મમાં પ્રવૃત્તિ થાય છે. વળી વ્યભિચારિણી સ્ત્રીઓ સાથેના ઉચ્ચ જાતિવાળા પુરુષોના સંબંધથી અથવા નીચ જાતિવાળા પુરુષોના સંબંધથી વર્ણસંકર પુત્રોની ઉત્પત્તિ થાય છે. (૪૧)

વળી,

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥

શ્લોકાર્થઃ-કુળમાં થયેલા વર્ણસંકર પુત્રો, કુળનો નાશ કરવાવાળા પુરુષોને નરકમાં નાંખવા માટે જ જન્મે છે. કુળનો નાશ કરવાવાળા પુરુષોના પિતરો, પિંડ અને જળની ક્રિયાથી રહિત થવાથી નરકમાં પડે છે. ૪૨

ટીકાઃ-હે ભગવન્! કુળમાં ઉત્પન્ન થયેલા વર્ણસંકર પુત્રો, કુળનો નાશ કરનારા પુરુષોને નરક પ્રાપ્ત કરાવવા માટે જ હોય છે. એટલું જ નહિ પણ વર્ણસંકર પુત્રોથી, કુળનો નાશ કરનાર પુરુષોના પિતૃઓને પણ નરકની પ્રાપ્તિ થાય છે. (पतंतीति) પોતાના પિતૃઓને માટે પિંડક્રિયા કરનારા તથા જલક્રિયા કરનારા પુત્રો પાછળ ન રહે તે માટે, જેમની પિંડક્રિયા

તથા જલક્રિયા નિવૃત્ત થઈ ગઇ છે તેવા અર્થાત્ કુળનો નાશ કરનાર પુરુષોના પિતૃઓ નરકની પ્રાપ્તિને માટે સ્વર્ગથી ભ્રષ્ટ થઇને નીચે પડે છે.

ઇતિહાસ પુરાણાદિમાં એક વાત નીચે પ્રમાણે છેઃ-એક વેળા પરશુરામ સર્વ ક્ષત્રિયોને હણતા હતા. તે દરમ્યાન મરણ પામેલા ક્ષત્રિયોની સ્ત્રીઓ બ્રાહ્મણોના સમાગમથી પુત્રો ઉત્પન્ન કરતી હતી. જો કદાચિત્ અન્ય પુરુષથી ઉત્પન્ન થયેલા પુત્રથી અપાયેલી પિંડક્રિયા તથા જલક્રિયા પિતાને પ્રાપ્ત ન થતી હોય, તો, ક્ષત્રિય રાજાઓની સ્ત્રીઓ, બ્રાહ્મણોના સમાગમથી શા માટે પુત્રો ઉત્પન્ન કરે ? આ ઉપરથી એમ જણાય છે કે, જેવી રીતે સ્ત્રીરૂપ ક્ષેત્રમાં વીર્યરૂપ બીજ વાવનારા બીજપતિ પુરુષને પુત્રથી અપાયેલાં પિંડાદિ પ્રાપ્ત થાય છે, તેવી રીતે સ્ત્રીરૂપ ક્ષેત્રના પતિરૂપ પુરુષને પુત્રથી અપાયેલાં પિંડાદિ પ્રાપ્ત થાય છે. જો કે પુરાણની કથા આવી છે, તથાપિ શ્રુતિમાં તો એમ કહ્યું છે કે, બીજપતિ પુરુષને જ પુત્રથી અપાયેલાં પિંડાદિ પ્રાપ્ત થાય છે અને ક્ષેત્રપતિરૂપ પુરુષને પુત્રથી અપાયેલાં પિંડાદિ પ્રાપ્ત થતાં નથી. શ્રુતિ જણાવે છે કે-न शेषो अग्ने अन्यजातमस्ति । હે અગ્નિ ! પોતાની સ્ત્રીના ઉદરમાં અન્ય પુરુષથી ઉત્પન્ન થએલો પુત્ર તે 'પુત્ર' થતો નથી. યાસ્ક મુનિએ પણ કહ્યું છે કે-अन्योदर्यो मनसापि न मंतव्यो ममायं पुत्र इति । પોતાની સ્ત્રીના ઉદરમાં અન્ય પુરુષથી ઉત્પન્ન થયેલા પુત્રને ક્ષેત્રપતિ પિતાએ "આ મારો જ પુત્ર છે" એ પ્રમાણે મનમાં પણ માનવું નહિ. શ્રુતિમાં પોતાના વર્તમાન પિતા માટે સંશય પણ કહ્યો છે કે-ये यजामहे इति । तथा योऽहमस्मि स सन्यजे इति । જે અમે છીએ તે અમે યજન કરીએ છીએ; અમે બ્રાહ્મણ છીએ કે અબ્રાહ્મણ છીએ એ વાત અમે જાણતા નથી; કારણ કે અમારો જે લોકપ્રસિદ્ધ વર્તમાન પિતા છે તે પિતા-"આ પિતાથી હું ઉત્પન્ન થયો છું અથવા કોઈ અન્ય પિતાથી હું ઉત્પન્ન થયો છું"-એ પ્રકારના સંશયથી યુક્ત છેઃ તેથી "આજ અમારો પિતા છે," એ પ્રકારનો નિશ્ચય સંભવતો નથી; એ કારણથી "જે અમે છીએ તે અમે યજન કરીએ છીએ." એ શ્રુતિવચનાનુસાર બીજપતિરૂપ પિતાને જ પિંડાદિની પ્રાપ્તિ સિદ્ધ થાય છે, પરન્તુ ક્ષેત્રપતિ પિતાને પિંડાદિની પ્રાપ્તિ સિદ્ધ થતી નથી. સ્ત્રીરૂપ ક્ષેત્રમાં અન્ય પુરુષથી પુત્રની ઉત્પત્તિ કરવાનું વિધાન જે સ્મૃતિ આદિ શાસ્ત્રોમાં કરેલું છે, તે વિધાનનો મુખ્ય હેતુ આ સૃષ્ટિમાં માત્ર વંશ સ્થાપન કરવાનો છે; પરન્તુ ક્ષેત્રપતિ પુરુષને આવા પુત્રથી અપાયેલાં પિંડાદિ પ્રાપ્ત થાય છે, તેવો આ વિધાનનો જરાપણ હેતુ નથી. વર્ણસંકર પુત્રો ઉત્પન્ન થવાથી કુળનો નાશ કરનાર પુરુષોના પિતૃઓ પિંડાદિ ક્રિયાથી રહિત હોવાથી અવશ્ય નરકમાં પડે છે. 'यद्यपि' થી અહીં સુધીનો સઘળો અર્થ पतंति पितरो हि एषाम् એ શબ્દોવડે અર્જુને સૂચિત કરેલો છે. (૪૨)

વળી,

> दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
> उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥

શ્લોકાર્થઃ-હે ભગવન્ ! કુળને હણનારા પુરુષો, કુળને વર્ણસંકર કરવાવાળા છે અને આ દોષથી પરાપૂર્વથી પ્રાપ્ત થયેલા જાતિના ધર્મોનો તથા કુળના ધર્મોનો નાશ કરે છે. ૪૩

ટીકાઃ-હે ભગવન્ ! જે પુરુષો "આ કાર્ય અમારે કરવું યોગ્ય છે અને આ કાર્ય અમારે કરવું યોગ્ય નથી" એ પ્રકારના વિચારનો ત્યાગ કરી, કામ ક્રોધ લોભાદિને વશ થઇ, કુલધર્મના પ્રવર્તક પુરુષોને હણે છે, તે પુરુષો કુલઘ્ન કહેવાય છે. આવા કુલઘ્ન પુરુષોના વર્ણસંકરની ઉત્પત્તિ કરનારા પૂર્વોક્ત દોષો શ્રુતિસ્મૃતિમૂલક તથા પરંપરાથી મળેલા ક્ષત્રિયત્વાદિ જાતિપ્રયુક્ત ધર્મોનો તથા અસાધારણ ધર્મનો (સર્વ પ્રકારના ધર્મનો) નાશ કરે છે. (૪૩)

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ૪૪ ॥**

શ્લોકાર્થ:-હે જનાર્દન! જેઓએ કુળ જાતિ આદિના ધર્મો નષ્ટ કીધા છે, એવા મનુષ્યોને અવધિરહિત નરકમાં રહેવું પડે છે, એમ અમે આચાર્યના મુખથી સાંભળ્યું છે. ૪૪

ટીકા:-હે જનાર્દન! જે પુરુષ લોભને વશ થઈ, પોતાના કુળને હણી, પોતાના કુળધર્મનો તથા જાતિધર્મનો નાશ કરે છે. તે પુરુષોનો યુગ, મન્વંતર આદિ અવધિ વિના લાંબા કાળ સુધી રૌરવ નરકમાં નિવાસ થાય છે. અમે કેવળ અમારી બુદ્ધિની કલ્પનાથી આ નથી કહેતા, કિન્તુ પૂર્વથી આચાર્યોના મુખથી તથા મહાન્ ઋષિઓના મુખથી અમે શ્રવણ કરતા આવ્યા છીએ. प्रायश्चित्तमकुर्वाणाः पापेष्वभिरता नराः । अपश्चात्तापिनः पापान् निरयान् यांति दारुणान् ॥ પાપમાં પ્રીતિવાળા, પાપની નિવૃત્તિને અર્થે પ્રાયશ્ચિત્ત નહિ કરનારા, પુરુષો પાપને વશ થવાથી દારુણ નરકને પામે છે. એવા અનેક વચનોથી પાપી પુરુષોને નરકની પ્રાપ્તિનું કથન કરેલું છે. અહીં नरके नियतं એ શબ્દોમાં કેકારની પછી અકારનો લોપ માનીને अनियतं એવું પદચ્છેદ કરેલું છે અને તે अनियतं શબ્દ પ્રમાણે પહેલો અર્થ કહ્યો છે. જો ત્યાં અકારનો લોપ અંગીકાર ન કરીએ તો नियतं એવું પદચ્છેદ કરવું. नियतं શબ્દનો નિશ્ચયપૂર્વક અર્થ કરવો. એવા મનુષ્યોનો ખચીત નરકમાં નિવાસ થાય છે. (૪૪)

અવતરણિકા:-"પોતાના બંધુઓની હિંસામાં પર્યવસાનવાળો યુદ્ધ કરવાનો નિશ્ચય પણ અત્યંત પાપિષ્ઠ છે, તો યુદ્ધરૂપ કર્મ અત્યન્ત પાપિષ્ઠ હોય તેમાં શું શંકા?" એવો અર્થ સૂચિત કરવા પોતાના યુદ્ધના નિશ્ચયથી પોતાને ધિક્કાર આપતો અર્જુન કહે છે:-

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ૪૫ ॥**

શ્લોકાર્થ:-અરે મહાન્ આશ્ચર્ય છે! મોટા ખેદની વાત છે કે હું મહાન્ પાપ કરવાને નિશ્ચયવાળો બન્યો છું ને રાજ્યના સુખનો લોભ કરી, આપણા જ બાંધવોનો નાશ કરવા ઉદ્યુક્ત બન્યો છું એ જ મહાન્ પાપ છે. ૪૫

ટીકા:-હે ભગવન્! અમને આ મોટું આશ્ચર્ય થાય છે તથા મોટો ખેદ થાય છે કે, અમે વિચારવાન્ હોવા છતાં પણ મહાપાપ કરવાના પ્રયત્નમાં પડ્યા છીએ. "એવું કયું પાપ છે કે જે કરવાના પ્રયત્નમાં તમે પડ્યા છો?" એવી ભગવાનને શંકા થતાં, અર્જુન નીચે પ્રમાણે કહે છે. यदिति-રાજ્યની પ્રાપ્તિથી પ્રાપ્ત થનારા ક્ષણભંગુર વિષયસુખમાં લંપટતારૂપ લોભ રહેલો છે. આ લોભવડે અમે અમારા પોતાના ભ્રાતા-પુત્રાદિ બંધુઓને, તીક્ષ્ણ શસ્ત્રોવડે મારવાને ઉદ્યુક્ત (ઉદ્યમવાળા) થયા છીએ. આ જ મહાપાપ! એથી મોટું બીજું કોઈ પણ પાપ નથી. તાત્પર્ય એ છે કે-"જો તમારી એવી બુદ્ધિ છે તો યુદ્ધમાટે તૈયાર થઈ તમે અહીં શા માટે આવ્યા છો?" એ પ્રકારનાં વચનો આપે અમને કહેવાં નહિ કારણ કે વિચાર વિના કાર્ય કરનારા અમોએ એક મોટું ઉદ્ધતપણું કર્યું છે. (૪૫)

અવતરણિકા:-શંકા:-"હે અર્જુન! તને જો કે યુદ્ધાદિ કરવામાં વૈરાગ્ય થયો છે, છતાં ભીમસેનાદિને તો યુદ્ધ કરવાની બહુ ઉચ્છા છે, તેથી બંધુઓનો નાશ તો અવશ્ય થવાનો જ. તો પછી તારે કયું કાર્ય કરવું યોગ્ય છે?" એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે:-

**यदि माममप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

શ્લોકાર્થ:–જો કદી પ્રતિકારથી રહિત તથા શસ્ત્રોથી રહિત અમને શસ્ત્રવાળા ધૃતરાષ્ટ્રના પુત્રાદિક, આ યુદ્ધભૂમિમાં મારે, તો તે હનન–માર, અમારુ અત્યંત ક્ષેમરૂપ બનશે. ૪૬

ટીકા:–પોતાના પ્રાણોની રક્ષાને અર્થે કરેલો જે ઉપાય, તેને પ્રતિકાર કહે છે. પોતાના પ્રાણોની રક્ષા કરવાને અર્થે આપણને તાડન કરણાર ( મારનાર ) પુરુષને આપણે તાડન કરીએ, તે 'પ્રતિકાર' (સામો ઘા કરવો) કહેવાય છે; આવો પ્રતિકાર ન કરવો તે 'અપ્રતિકાર' કહેવાય. "બંધુઓને હું મારી 'નાખીશ'' એ પ્રકારના નિશ્ચયથી જ પાપની નિવૃત્તિ કરનારા શરીરના નાશ શિવાયના અર્થાત્ અન્ય પ્રાયશ્ચિત્ત હોય છે. આ પ્રાયશ્ચિત્ત પ્રતિકાર કહેવાય છે. પ્રતિકાર ન કરવો તે 'અપ્રતિકાર' કહેવાય છે. આવા પ્રતિકારથી રહિત એવો હું અપ્રતિકારરૂપે છું. કારણ કે હું શસ્ત્રોથી રહિત છું. એવા પ્રતિકારરહિત તથા શસ્ત્રરહિત મને જો કદાચિત્ હસ્તમાં શસ્ત્રો ધારણ કરનારા ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ પુત્રો, આ યુદ્ધભૂમિમાં હણશે અર્થાત્ મારશે, તો તે મારો ઘાત અમારુ અત્યંત હિતને કરનારું થશે. કારણ કે अहिंसा परमो धर्मः ઇત્યાદિ વચનોથી સૂચિત થતો સર્વભૂત પ્રાણીઓની અહિંસારૂપ ધર્મ આપણા પ્રાણોથી પણ ઉત્કૃષ્ટ છે. કારણ કે પ્રાણોને ધારણ કરવાથી અનેક પ્રકારના પાપની ઉત્પત્તિ થાય છે અને અહિંસા ધર્મથી કોઇ પણ પાપની ઉત્પત્તિ થતી નથી; પરન્તુ મહાન્ પુણ્ય ઉત્પન્ન થાય છે, માટે આજીવિકાની અપેક્ષાએ અમારુ મરણ જ અત્યંત હિતરૂપ છે. અમારા બંધુઓને મારવાના સંકલ્પથી ઉત્પન્ન થતા પાપની નિવૃત્તિ કરનારુ બીજુ એકે પ્રાયશ્ચિત્ત નથી; કિંતુ અમારુ મરણ જ તે પાપની નિવૃત્તિનું પ્રાયશ્ચિત્ત છે માટે અમારું મરણ જ અત્યંત હિતરૂપ છે. ( અહીં કોઇ પુસ્તકમાં तन्मे प्रियतरं भवेत् એવો પાઠ પણ હોય છે. આ પાઠનો પણ પૂર્વોક્ત અર્થ જ સમજવો. ) અથવા तन्मे क्षेमतरं भवेत् એ શબ્દોનો આ પ્રમાણે અર્થ કરવો –મરણ અમને ક્ષેમની પ્રાપ્તિ કરાવનારૂં જ થશે. શાસ્ત્રમાં ક્ષેમનું એવું સ્વરૂપ કહેલું છે કે–अप्राप्तप्रापणं योगः, क्षेमस्तु स्थितरक्षणं । અર્થાત્ અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ થાય, તે યોગ કહેવાય અને પૂર્વસ્થિત (પ્રથમ સંગ્રહેલી) વસ્તુનું જે રક્ષણ તે ક્ષેમ કહેવાય. ક્ષેમથી પણ અધિક ક્ષેમ હોય તે 'ક્ષેમતર' કહેવાય. આ પ્રસંગે તે 'ક્ષેમતર' જ છે. પોતાના કુળનો નાશ કરવાથી ઉત્પન્ન થનારા દોષવડે પ્રાપ્ત થનારી નરકની પ્રાપ્તિ તથા આ લોકમાં પ્રાપ્ત થનારી અપકીર્તિ ઇત્યાદિ સર્વ અનર્થોની નિવૃત્તિપૂર્વક જે પૂર્વકૃત પુણ્યકર્મોના નાશનો અભાવ છે, તે જ ક્ષેમતર છે. આ ક્ષેમતર અમને અમારા મરણથી જ પ્રાપ્ત થશે, તેથી બંધુઓ સાથે યુદ્ધ કરવા કરતાં અમારુ મરણ જ શ્રેષ્ઠ છે. (૪૬)

અવતરણિકા:–" અર્જુનના આ કથનની પછી શું વૃત્તાંત બન્યું " એવી ધૃતરાષ્ટ્રને શંકા થતાં સંજય કહે છે —

संजय उवाच– **एवमुक्त्वार्ऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

શ્લોકાર્થ: સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર જેનું મન શોકથી પીડિત થયું છે એવો અર્જુન સંગ્રામ વિષે આવા પ્રકારનાં વચન કહીને, ધનુષ તથા બાણનો ત્યાગ કરી, રથ ( ની બેસણી ) ઉપર બેસી ગયો ૪૭

## અર્જુનને શ્રીકૃષ્ણનો ઠપકો



श्रीभगवानुवाच-कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ? ॥ અ. ૨ જો, શ્લો. ૨ જો.

ભાવાર્થ:—શ્રીભગવાન્ બોલ્યાઃ—હે અર્જુન ! આવા સંકટની વેળાએ આર્ય પુરુષોએ નહિ સેવેલો, સ્વર્ગ નહિ આપવાવાળો, અને અપયશ કરનારો આ મોહ તને ક્યાંથી થયો ?

“ગુજરાતી” પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ.

ટીકા:-હે ધૃતરાષ્ટ્ર! પોતાના બંધુઓના વિનાશરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલા શોકવડે પીડિત મનવાળા અર્જુને, કૃષ્ણ ભગવાનને પૂર્વોક્ત વચનો કહી, શરસહિત ધનુષ્યનો પરિત્યાગ કર્યો તથા તે રથ ઉપર બેઠો. (૪૭)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "અર્જુનવિષાદયોગ" નામના પ્રથમ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# દ્વિતીય અધ્યાય

## સાંખ્યયોગ

અવતરણિકા:-"સર્વ પ્રાણીઓની અહિંસા તથા ભિક્ષાના અન્નનું ભોજન કરવું, એજ અમારો પરમ ધર્મ છે," એ પ્રકારની બુદ્ધિથી અર્જુનની યુદ્ધમાંથી વિમુખતાનું શ્રવણ કરી, પોતાના દુર્યોધનાદિ પુત્રોના રાજ્યની અચલતાના નિશ્ચયથી સ્વસ્થ થએલા ચિત્તવાળા ધૃતરાષ્ટ્રને હર્ષથી એવી આકાંક્ષા ઉત્પન્ન થઈ કે "તે દરમ્યાન શું વૃત્તાંત બન્યું" તે આકાંક્ષાની નિવૃત્તિ કરવાની ઇચ્છાવાળા સંજયે ધૃતરાષ્ટ્રને એવાં વચનો કહ્યાં કેઃ-( આ વૃત્તાંત વૈશંપાયન જનમેજય પ્રત્યે કહે છે):—

સંજય ઉવાચ- तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

શ્લોકાર્થ:-હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે કૃપાથી વ્યાપ્ત થયેલા અશ્રુથી પૂર્ણ આકુલ નેત્રવાળા તથા વિષાદને પામેલા અર્જુન પ્રતિ, શ્રીકૃષ્ણ ભગવાન્ આ પ્રમાણેનું વચન કહેવા લાગ્યા. ૧

ટીકા:-"એ ભીષ્મ-દુર્યોધનાદિ અમારા સંબંધી છે,' એ પ્રકારના વ્યામોહના કારણવાળા સ્નેહનું નામ 'કૃપા' છે. આ કૃપા અર્જુનના હૃદયમાં વ્યાપ્ત થઈ છે. અહીં कृपयाविष्टं એટલું કહેવાથી અર્જુનમાં વ્યાપ્તિરૂપ ક્રિયાનું કર્મપણું કથન કરેલું છે, તથા સ્નેહરૂપ કૃપામાં વ્યાપ્તિરૂપ ક્રિયાનું કર્તાપણું કથન કરેલું છે. એમ કહેવાથી કૃપામાં આગંતુકપણું નિવૃત્ત કર્યું. એવી સ્વભાવસિદ્ધ કૃપાથી અર્જુન વ્યાપ્ત થએલો છે, માટે અર્જુનને વિષાદ પ્રાપ્ત થયો છે. સ્નેહના વિષયરૂપ પોતાના બંધુઓના નાશની શંકાને લીધે શોકરૂપ ચિત્ત જ્યારે વ્યાકુલીભાવને પામે ત્યારે તેને 'વિષાદ' કહે છે. અહીં विषीदंतं એ શબ્દવડે વિષાદમાં પ્રાપ્તિરૂપ ક્રિયાનું કર્મપણું કહેલું છે; અને અર્જુનમાં પ્રાપ્તિરૂપ ક્રિયાનું કર્તાપણું કહેલું છે. એમ કહેવાથી વિષાદમાં આગંતુકપણું (આવવાપણું) સૂચિત કર્યું છે. કોઈ વખતે ઉત્પન્ન થનારા પદાર્થને 'આગંતુક' કહે છે. આગંતુક વિષાદને વશ થવાથી અશ્રુરૂપ જળથી પૂર્ણ થએલાં નેત્રવાળા, તથા વસ્તુના દર્શનની અસમર્થતારૂપ આકુળતાથી યુક્ત નેત્રવાળા અર્જુન પ્રત્યે મધુસૂદન ભગવાને અનેક પ્રકારની યુક્તિઓ સહિત નીચે પ્રમાણે વચનો કહ્યાં. અર્જુનની ભગવાને ઉપેક્ષા કરી નહિ; પણ તેને સમજાવ્યો કે લડ. અહીં સંજયે કૃષ્ણ ભગવાનને मधुसूदनः એ નામ આપ્યું છે. આ નામવડે સંજયે ધૃતરાષ્ટ્ર પ્રત્યે એવો અર્થ સૂચિત કર્યો છે કે, मध्वाख्यं असुरं सूदयतीति मधुसूदनः અર્થાત્-મધુ નામના અસુરનો જેણે નાશ કર્યો તે મધુસૂદન કહેવાય; એવા દુષ્ટોનો સંહાર કરનારા શ્રીકૃષ્ણ ભગવાન પોતાના સ્વભાવને અનુસરીને અર્જુન પ્રત્યે પણ તમારા દુર્યોધનાદિ દુષ્ટ પુત્રોને હણવાનો જ ઉપદેશ કરશે; અથવા પોતાનું 'મધુસૂદન' નામ સાર્થક કરવાને

કૃષ્ણ ભગવાન્ અર્જુનને નિમિત્ત માત્ર રાખીને પોતે જ તમારા દુષ્ટ પુત્રોને હણશે; તેથી તમારે તમારા પુત્રોના જયની આશા કદાપિ કરવી નહિ. (૧)

અવતરણિકા:-હવે કૃષ્ણ ભગવાનના શબ્દોનું એ શ્લોકમાં સંજય કથન નીચે પ્રમાણે કરે છેઃ-

**श्रीभगवानुवाच— कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

શ્લોકાર્થ:-શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છેઃ-હે અર્જુન ! આ ભયયુક્ત સ્થાનવિષે તને આ કશ્મલ અર્થાત્ જુસ્સાનો અવરોધ અર્થાત્ મોહ શો ? શ્રેષ્ઠ પુરુષોને આ મોહ સેવવા યોગ્ય નથી. તે સ્વર્ગનો વિરોધી તથા અપકીર્તિ કરાવનાર છે. ૨

ટીકા:-શ્રીભગવાનુવાચ એ વાક્યમાં રહેલા ભગવાન્ શબ્દનો અર્થ શાસ્ત્રમાં એવો કહેલો છે કે-ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः । वैराग्यस्याथ मोक्षस्य षण्णां भग इतींगना ॥ (૨)

અર્થ:-સંપૂર્ણ ઐશ્વર્ય, સંપૂર્ણ ધર્મ, સંપૂર્ણ યશ, સંપૂર્ણ શ્રી, સંપૂર્ણ વૈરાગ્ય તથા સંપૂર્ણ જ્ઞાન એ છ વસ્તુઓનું નામ 'ભગ' છે. તે ઐશ્વર્યાદિ છ ભગ પ્રતિબંધ વિના નિત્યમેવ જેનામાં રહેલાં છે તે ભગવાન્ કહેવાય. ભગવાન્ શબ્દનો આ પ્રમાણે પણ અર્થ થાય છેઃ-उत्पत्तिं च विनाशं च भूतानामागतिं गतिम् । वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति ॥

અર્થઃ-જે સર્વજ્ઞ પુરુષ સર્વ ભૂતો (પ્રાણીઓ)ની ઉત્પત્તિને તથા ઉત્પત્તિના કારણને જાણે છે, તે જ સર્વ ભૂતોના નાશને તથા નાશના કારણને જાણે છે; વળી જે સર્વજ્ઞ પુરુષ સર્વ ભૂતોની સંપદારૂપ આગતિને (પ્રાપ્તિને) તથા આપદારૂપ ગતિને જાણે છે, તેમ જ જે સર્વજ્ઞ પુરુષ વિદ્યાને તથા અવિદ્યાને જાણે છે તે સર્વજ્ઞ પુરુષને 'ભગવાન્' કહેવા યોગ્ય છે.

આવા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આ પ્રમાણે શબ્દો કહ્યાઃ-હે અર્જુન ! સ્નેહરૂપ કૃપા તથા પૂર્વોક્ત વિષાદ તથા અશ્રુપાત એ ત્રણ કારણોમાંથી ઉત્પન્ન થએલું, તથા શિષ્ટ પુરુષોથી નિંદા પામેલું હોવાથી અત્યંત મલિન સ્વરૂપવાળું, આ યુદ્ધરૂપ ધર્મમાંથી નિવૃત્તિરૂપ કશ્મલ (જુસ્સાનો અવરોધ) આ રણક્ષેત્રમાં, સર્વ ક્ષત્રિયોથી શ્રેષ્ઠ એવા તને કયા કારણથી પ્રાપ્ત થયું ? અર્થાત્ આ યુદ્ધરૂપ સ્વધર્મમાંથી નિવૃત્તિરૂપ કશ્મલ અર્થાત્ મોહ તને મોક્ષની ઇચ્છારૂપ હેતુથી પ્રાપ્ત થયો, કે સ્વર્ગની ઇચ્છારૂપ હેતુથી પ્રાપ્ત થયો, કે કીર્તિની ઇચ્છારૂપ હેતુથી પ્રાપ્ત થયો ?

આ ત્રણે હેતુઓનો, ક્રમે કરીને अनार्यजुष्टं, अस्वर्ग्यं તથા अकीर्तिकरं એ ત્રણે વિશેષણો વાપરીને શ્રીભગવાન્ નિષેધ કરે છે.

अनार्यजुष्टं ઇત્યાદિ અર્ધ શ્લોકથી એવો અર્થ સિદ્ધ થાય છે કેઃ-હે અર્જુન ! જે અશુદ્ધ અન્તઃકરણવાળા મુમુક્ષુજનો પોતાના વર્ણાશ્રમના ધર્મવડે અન્તઃકરણની શુદ્ધિ કરીને મોક્ષની ઇચ્છા કરે છે, તેવા મુમુક્ષુજનોએ તો આવું સ્વધર્મથી નિવૃત્તિરૂપ કશ્મલ કદાપિ પણ સેવન કરવા યોગ્ય નથી. વળી સર્વ કર્મોના સંન્યાસના અધિકારી તો શુદ્ધ અન્તઃકરણવાળા જ હોય છે, એ વાત હું તને આગળ કહીશ. તેથી મોક્ષની ઇચ્છારૂપ હેતુથી તે કશ્મલની પ્રાપ્તિ સંભવતી નથી, અને આ સ્વધર્મથી નિવૃત્તિરૂપ કશ્મલ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારા ધર્મનું વિરોધી છે, માટે સ્વર્ગની ઇચ્છાવાળા પુરુષે પણ કશ્મલ સેવન કરવા યોગ્ય નથી. વળી કશ્મલ આ લોકમાં કીર્તિનો અભાવ કરાવનારું છે; અથવા તો અપકીર્તિ કરાવનારું છે, તેથી આ લોકમાં કીર્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષોએ કશ્મલ સેવન કરવા યોગ્ય નથી. આ ઉપરથી એવો અર્થ સિદ્ધ થાય છે કે મોક્ષની ઇચ્છાવાળા પુરુષોએ, સ્વર્ગની ઇચ્છાવાળા પુરુષોએ તથા કીર્તિની ઇચ્છાવાળા પુરુષોએ સ્વધર્મમાંથી નિવૃત્તિરૂપ મેલનો સર્વથા ત્યાગ

કરવો યોગ્ય છે; અને તું તો મોક્ષની, સ્વર્ગની તથા કીર્તિની ઇચ્છાવાળો હોવા છતાં પણ આ મેલનું સેવન કરે છે. આ તારો વ્યવહાર યોગ્ય નથી. (૨)

અવતરણિકા:-"હે ભગવન્! મારા બંધુઓની સેનાને જોવાથી ગભરાટ ઉત્પન્ન થવાને લીધે હું ગભરાટને વશ થયો છું. આથી ધનુષ્યને ધારણ કરવાને પણ હું અસમર્થ છું, તો હવે મારે શું કરવું યોગ્ય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

શ્લોકાર્થ:-હે પૃથાના પુત્ર! તું નપુંસકપણાને પ્રાપ્ત મા થા; તારા જેવામાં-અર્જુનમાં આવો નપુંસકપણાનો ભાવ થવો ન જોઈએ. હે પરંતપ! આ ક્ષુદ્ર હૃદયના દૌર્બલ્યનો ત્યાગ કરી, તું યુદ્ધ વાસ્તે ઉઠી જઈ તૈયાર થા. ૩

ટીકા:-હે પૃથાના પુત્ર! ઓજ કહેવાં તેજ આદિના ભંગરૂપ ગભરાટના કલીબ (નપુંસક) ભાવને પ્રાપ્ત તું ન થા. અહીં हे पार्थ એ સંબોધનવડે ભગવાને અર્જુનને એવો અર્થ સૂચવ્યો છે કેઃ-પૃથા માતાએ દેવતાનું આરાધન કર્યું હતું અને તે દેવતાના પ્રસાદથી તેમને તારી પ્રાપ્તિ થઇ હતી. તેથી તારામાં બળની અધિકતા અત્યન્ત પ્રસિદ્ધ છે. (અથવા તો पातीति पः જન્મ મૃત્યુમાંથી રક્ષણ કરે તે અર્થાત્ બ્રહ્મવિદ્યા તથા पं अर्थयते इति ઇચ્છિનાર તે પાર્થ એટલે બ્રહ્મજિજ્ઞાસુ. તું આવા નપુંસકભાવને યોગ્ય નથી.) હવે અર્જુન જેવા શૂરવીરને કલીબભાવની અયોગ્યતા નિરૂપણ કરે છે. नैतदिति-સાક્ષાત્ મહેશ્વરની સાથે યુદ્ધ કરનારો તથા સર્વ લોકમાં પ્રસિદ્ધ મહાન્ પ્રતાપવાળો તું અર્જુન છે, તો પછી તારામાં આવો અધૈર્યરૂપ નપુંસકભાવ કવચિત્ પણ યોગ્ય નથી.

"હે ભગવન્! न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः-અર્થાત્-મારૂ મન ભ્રમણ કરે છે તેથી હું મારાં શરીરને ઉભું રાખવાને પણ સમર્થ નથી. એ પ્રમાણે મારું વૃત્તાંત મેં આપને પ્રથમ જ કહ્યુ છે, છતાં વારંવાર મને હવે શા માટે કહો છો?" એમ અર્જુન કહે, એમ સમજી, શ્રીભગવાન્ કહે છે-क्षुद्रं इति-હે અર્જુન! જેને હૃદયનું દૌર્બલ્ય કહે છે તેવું મનનું ભ્રમણરૂપ અધૈર્ય છે. આ અધૈર્ય સ્વસત્તાવાળા પુરુષને ક્ષુદ્ર બનાવે છે. આ ભ્રમણાદિરૂપ અધૈર્યને સહેલાઈથી નિવૃત્ત કરી શકાય છે તેથી તે ક્ષુદ્રરૂપ છે. એવા ક્ષુદ્ર અધૈર્યનો વિચારના બળથી સત્વર ત્યાગ કરીને આ સ્વધર્મરૂપ યુદ્ધ કરવા તું સાવધાન થા. અહીં हे परंतप એવું અર્જુનને સંબોધન કરીને ભગવાને અર્જુનને એવો અર્થ સૂચવ્યો છે કે-परं शत्रुं तापयतीति परंतपः અર્થાત્-પોતાના શત્રુઓને જે સંતાપ આપે તે 'પરંતપ' કહેવાય. આવો પરંતપ છતાં પણ તું અત્યંત ક્ષુદ્ર અધૈર્યરૂપ શત્રુનો નાશ નથી કરતો, એ મોટા આશ્ચર્યની વાત છે. તારું પરંતપ નામ સાર્થક કરવાને માટે તારે અધૈર્યરૂપ શત્રુનો નાશ અવશ્ય કરવો જોઈએ. (૩)

અવતરણિકા:-"હે ભગવન્! આ યુદ્ધનો હું પરિત્યાગ કરું છું તે કાંઇ શોક-મોહાદિને વશ થઇને કરતો નથી. પરન્તુ આ યુદ્ધમાં ધર્મરૂપતા નથી અને ઉલટી અધર્મરૂપતા છે. માટે હું આ યુદ્ધનો પરિત્યાગ કરું છું," આ પ્રકારના અર્જુનના વિચારને દર્શાવવા સંજય ધૃતરાષ્ટ્રને અર્જુન શું બોલ્યો તે કહે છે —

**अर्जुन उवाच— कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

શ્લોકાર્થ:-અર્જુન કહે છે -હે મધુસૂદન! હે અરિસૂદન! આ રણભૂમિમા, પૂજાના યોગ્ય ભીષ્મને તથા દ્રોણને બાણો મારી, હું અર્જુન, કેવા પ્રકારે હનન કરું? નહિ જ હનન કરું. ૪

ટીકાઃ-હે ભગવન્ ! અમારા કુળમાં વયે વૃદ્ધ તથા ગુણોવડે પણ વૃદ્ધ એવા ભીષ્મ પિતામહ છે તથા ધનુર્વિદ્યાના ગુરુ આ દ્રોણાચાર્ય છે. તેઓ બન્ને અમારા પિતાની પેઠે પુષ્પ, ચંદન તથા અક્ષતાદિથી પૂજવા યોગ્ય છે. એવા ભીષ્મ-દ્રોણાદિ વૃદ્ધોની સાથે ક્રીડાસ્થાનમાં આનંદની પ્રાપ્તિને અર્થે લીલાયુદ્ધ કરવું, તે પણ મને યોગ્ય નથી; તો આ યુદ્ધક્ષેત્રમાં તીક્ષ્ણ શસ્ત્રોવડે ભીષ્મ-દ્રોણાદિનું હનન કરવું મને કેવી રીતે યોગ્ય હોઈ શકે ? એ ભીષ્માદિનું હનન કરવું મને યોગ્ય નથી. તાત્પર્ય એ છે કે, દુર્યોધનાદિ, ભીષ્મ પિતામહને તથા દ્રોણાચાર્યને એક બાજુએ રાખીને અર્થાત્ ભીષ્માદિ વિના અમારી સાથે યુદ્ધ કરશે નહિ, કિંતુ ભીષ્મ-દ્રોણાદિને સન્મુખ રાખીને જ અમારી સાથે યુદ્ધ કરશે, અને ભીષ્મ તથા દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરવું ધર્મરૂપે નથી. કારણ કે વેદમાં વિધાન કરેલો ફળવાન્ અર્થ તે ધર્મ કહેવાય છે. આવા પ્રકારના ધર્મનું લક્ષણ ભીષ્મ-દ્રોણાદિના પૂજનમાં ઘટે છે, પણ તેમની સાથે યુદ્ધ કરવામાં તે લક્ષણ ઘટતું નથી; માટે આ યુદ્ધ ધર્મરૂપ નથી. (૪)

શંકાઃ-વૃદ્ધ પુરુષોની સાથે યુદ્ધ કરવાનું શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું નથી, તે જ પ્રમાણે વૃદ્ધ પુરુષ સાથે યુદ્ધ નહિ કરવું, એમ યુદ્ધનો શાસ્ત્રમાં નિષેધ પણ કર્યો નથી. માટે આ યુદ્ધમાં અધર્મરૂપતા પણ સંભવતી નથી. શાસ્ત્રથી નિષેધ કરવામાં આવેલો જ અધર્મ કહેવાય.

સમાધાનઃ-હે શિષ્ય ! શાસ્ત્રમાં એમ કહ્યું છે કેઃ—गुरुं हुंकृत्य तुंकृत्य विप्रान्निर्जित्य वादतः। श्मशाने जायते वृक्षः कंकगृध्रोपसेवितः ॥ અર્થાત્-જે પુરુષ પોતાના ગુરુને હુંકારા અને તુંકારા કરે છે તથા સાધુ બ્રાહ્મણોને વિવાદથી જીતે છે, તે પુરુષ મરીને શ્મશાનભૂમિમાં કંકગૃધ્ર આદિ પક્ષીઓથી યુક્ત વૃક્ષનાં શરીરને પામે છે.

આ વચનાનુસાર શબ્દવડે ગુરુનો દ્રોહ કરવાનો નિષેધ કરવામાં આવ્યો છે. જ્યારે શબ્દવડે કરેલો ગુરુદ્રોહ પણ અધર્મરૂપ છે ત્યારે ભીષ્મ તથા દ્રોણાદિ ગુરુઓની સાથે તીક્ષ્ણ શસ્ત્રોવડે યુદ્ધ કરવું તે અધર્મરૂપ કેમ નહિ કહેવાય ?

અહીં હે मधुसूदन અને હે अरिसूदन એમ બે સંબોધનો અર્જુન ભગવાનને કરેલાં છે. આ બન્નેનો અર્થ એક જ છે; તોપણ અર્જુન તે વખતે શોકથી વ્યાકુળ બનેલો હતો, તેથી અર્જુનને પહેલા ને છેલ્લા અર્થનું સ્મરણ રહ્યું નહિ, જેથી પુનરુક્તિનો દોષ અર્જુનને લાગે નહિ; સ્વસ્થ ચિત્તવાળા પુરુષને જ પુનરુક્તિનો દોષ લાગે છે. અથવા તો મધુસૂદન તથા અરિસૂદન એ બે સંબોધનોવડે અર્જુને ભગવાન્ પ્રત્યે એવો અર્થ સૂચવ્યો છે કે, હે ભગવન્ ! આપ તો મધુ અસુરાદિ શત્રુઓને જ મારો છો અને પોતાના મિત્રોને મારતા નથી, તેથી "પૂજા કરવાને યોગ્ય ભીષ્મદ્રોણાદિ ગુરુઓને તું મારી નાંખ" એ પ્રકારનાં વચનો કહેવાં આપને યોગ્ય નથી.

અવતરણિકાઃ-"હે અર્જુન ! ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય ઇત્યાદિમાં જે પૂજ્યતા છે તે પૂજ્યતા ગુરુપણાને લીધે છે; ગુરુપણા વિના તેઓની પૂજ્યતાનું બીજું કાંઈ પણ કારણ નથી. યદ્યપિ તે ગુરુપણું પૂર્વકાળમાં ભીષ્મ તથા દ્રોણાદિમાં રહેલું હતું, તથાપિ આ વખતે તે ભીષ્મ તથા દ્રોણાદિનું ગુરુપણું તેમને ગુરુરૂપ માનીને અંગીકાર કરવું તે તને ઉચિત નથી. કારણ કે ધર્મશાસ્ત્રમાં કહ્યુ છે છે કેઃ—गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः। उत्पथं प्रतिपन्नस्य परित्यागो विधीयते ॥ અર્થાત્-જે ગુરુ અહંકારાદિ દોષોવડે ઉન્મત્તભાવને પામેલો હોય અને જે ગુરુ શાસ્ત્રવિહિત કરવા યોગ્ય અર્થને તથા શાસ્ત્રનિષિદ્ધ નહિ કરવા યોગ્ય અર્થને જાણતો ન હોય અને જે ગુરુ શાસ્ત્રનિષિદ્ધ માર્ગમાં પ્રવૃત્ત થાય છે, તો એવા ગુરુનો શિષ્યે ત્યાગ કરવો. આ સર્વ લક્ષણ આ ભીષ્મ તથા દ્રોણાદિમાં ઘટે છે. કારણ કે તેઓ યુદ્ધના ગર્વથી મહાઉન્મત્ત ભાવને પામેલા છે.

તેમ જ તેઓએ કપટવડે 'રાજ્યનું ગ્રહણ કર્યું છે તથા પોતાના શિષ્યોની સાથે દ્રોહ કર્યો છે. ભીષ્મ તથા દ્રોણાદિ કાર્ય તેમ જ અકાર્યના જ્ઞાનથી પણ રહિત છે; તેથી જ તેઓ શાસ્ત્રનિષિદ્ધ માર્ગમાં ચાલનારા છે. એવા ભીષ્મદ્રોણાદિનું હનન કરવું તે જ શ્રેષ્ઠ છે." એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે–

**गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**
**हत्वार्थकामांस्तु गुरुनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥**

શ્લોકાર્થ:–હે ભગવન્! એ કારણથી, આ મહાનુભાવ ગુરુઓને નહિ હણતાં, આ લોકમાં ભિક્ષાના અન્નનું ભોજન કરવું શ્રેષ્ઠ છે. અર્થકામવાળા ગુરુઓનો વધ કરુ તો આ લોકમાં રહી, મારે રુધિરથી લપટાયલા ભોગ જ ભોગવવાના છે. ૫

ટીકા:–હે ભગવન્! ભીષ્મદ્રોણાચાર્યાદિ ગુરુઓને 'ન હણવાથી અમારુ પરલોક અવશ્ય સિદ્ધ થશે જ, અને આ સમયમાં તો ભીષ્માદિને ન હણવાથી રાજ્યરહિત થએલા અમોને, રાજાઓને માટે શાસ્ત્રમાં નિષેધ કરેલું એવું ભિક્ષાનું અન્ન ખાવું તે પણ અત્યંત શ્રેષ્ઠ છે; પરંતુ ભીષ્મદ્રોણાદિ ગુરુઓને હણીને અમારે રાજ્ય લેવું અમને શ્રેષ્ઠ નથી. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે–अकृत्वा परसंतापमगत्वा खलमंदिरम् । अक्लेशयित्वा चात्मानं यदल्पमपि तद्बहु ॥ અર્થ:–બીજાં પ્રાણીઓને સંતાપ ન આપતાં, વેદવિરુદ્ધ નાસ્તિકોના રહેવાના સ્થાને ન જતાં તથા પોતાના આત્માને કલેશ નહિ પમાડતાં, એક પુરુષને જો અલ્પ પદાર્થની પ્રાપ્તિ થાય તો તે અલ્પ પદાર્થની પ્રાપ્તિને પણ તે પુરુષે ઘણી કરી માનવી. માટે ભીષ્મ તથા દ્રોણાદિને મારવાથી પ્રાપ્ત થનારાં રાજ્ય કરતાં અમે ભીષ્માદિને ન મારીને ભિક્ષાન્નને જ ઘણું માની લઈએ છીએ. એ સર્વ અર્થ અર્જુને हि શબ્દવડે સૂચવ્યો છે.

"હે અર્જુન! गुरोरप्यवलिप्तस्य એ પૂર્વોક્ત વચનવડે ભીષ્મ તથા દ્રોણાદિમાં ગુરુપણાનો અભાવ છે એમ હું કહી ગયો છું, છતાં વારંવાર તેઓમાં તું ગુરુબુદ્ધિ શા માટે રાખે છે ?" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છે. महानुभावानिति–હે ભગવન્! શ્રવણ, અધ્યયન, તપ, આચાર ઇત્યાદિ શ્રેષ્ઠ ગુણોથી મહા પ્રભાવવાળા ભીષ્મ તથા દ્રોણાદિ છે. ભીષ્માદિએ કાળ તેમ જ કામાદિને પણ પોતાને વશ કરેલા છે. એવા મહાપુણ્યવાળા તેઓને પૂર્વોક્ત ક્ષુદ્રપાપકર્મનો સ્પર્શ માત્ર પણ થતો નથી. તેથી કિંચિત્ અનુચિત કર્મ જોઇને, એવા મહાનુભાવ પુરુષોમાંથી ગુરુત્વબુદ્ધિનો પરિત્યાગ કરવો અમને યોગ્ય નથી. અથવા हिमहानुभावान् એ એક પદનો એવો અર્થ કરવો કે हिमं जाड्यमपहन्तीति हिमहा आदित्यो अग्निर्वा, तस्यैव अनुभावः सामर्थ्यं येषाम् ते हिमहानुभावा तान् અર્થાત્–જડતારૂપ હિમનો જે નાશ કરે તે હિમહા કહેવાય અને તેવા સૂર્ય ભગવાન્ અથવા અગ્નિ છે. આવા સૂર્ય ભગવાન્ તથા અગ્નિના સરખુ જેઓનુ સામર્થ્ય હોય તેઓ 'હિમહાનુભાવ' કહેવાય. આવા અતિ તેજસ્વી ભીષ્મ–દ્રોણાદિને પૂર્વોક્ત ક્ષુદ્ર પાપદોષની પ્રાપ્તિ થઈ શકે નહિ. એ બાબત અન્ય શાસ્ત્રોમાં પણ કહી છે કે–धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् । तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥ અર્થ:–મહાન્ પુરુષોમાં જે કાંઈ ધર્મનું ઉલ્લંઘન તથા સાહસ જોવામાં આવે છે તે તેજસ્વીઓને, જેમ અગ્નિ સર્વ વસ્તુનું ભક્ષણ કરે છે છતા તે તેના પ્રતાપવડે લેપાતો નથી તેમ, દોષ આપનારાં થતાં નથી.

"હે અર્જુન! જ્યારે ભીષ્મ તથા દ્રોણાદિ પોતાના અર્થલોભથી આ યુદ્ધમાં પ્રવૃત્ત થશે, ત્યારે પોતાના આત્માને વેચનારા ભીષ્મ તથા દ્રોણાદિમાં પૂર્વોક્ત માહાત્મ્ય કેવી રીતે હોઇ શકશે ? એ વાત ભીષ્મ પિતામહે પોતે જ યુધિષ્ઠિરને કહેલી છે:–

अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित्। इति सत्यं महाराज बद्धोस्म्यर्थेन कौरवैः ॥ અર્થઃ- હે મહારાજ યુધિષ્ઠિર ! મનુષ્ય પૈસાનો દાસ છે, પણ પૈસો કોઇનો દાસ નથી. આમ જે શાસ્ત્રમાં કહ્યું છે તે સત્ય છે. વળી કૌરવોએ મને પૈસાથી બાંધી લીધેલ છે. માટે અર્થના લોભવાળા ભીષ્મ તથા દ્રોણાદિમાં પૂર્વોક્ત માહાત્મ્ય સંભવતું નથી, એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે:-हत्वेति-હે ભગવન્ ! ભીષ્મ તથા દ્રોણાદિ યદ્યપિ અર્થની કામનાવાળા છે, છતાં તેઓ અપેક્ષાએ કરીને તો અમારા ગુરુ જ છે-એ અર્થ અર્જુને પુનઃ ગુરુ શબ્દ કહીને સૂચવ્યો છે. એવા અર્થકામનાવાળા ગુરુઓને હણીને હું કેવળ વિષયો જ ભોગવીશ કે તે સિવાય બીજું વધારે ? હું મોક્ષને તો પ્રાપ્ત કરીશ નહિ જ. વળી એ વિષયભોગ જ અમને આ લોક વિષે પ્રાપ્ત થશે, પરલોકમાં વિષયભોગ અમને પ્રાપ્ત થવાનો નથી. વળી આ લોકમાં પણ શ્રેષ્ઠ પુરુષોએ નિંદા નહિ કરેલા એવા વિષયભોગ અમને પ્રાપ્ત થશે નહિ, કિંતુ અપયશરૂપી રુધિરવડે વ્યાપ્ત થવાથી અત્યન્ત નિંદિત વિષયભોગ અમને પ્રાપ્ત થશે. તો પછી શામાટે લડી ગુરુજનને હણવા ? તાત્પર્ય એ છે કે ભીષ્મ તથા દ્રોણાદિ ગુરુઓને મારવાથી જ્યારે આ લોકમાં પણ અમને આવા પ્રકારનું દુઃખ ઉત્પન્ન થશે, તો પરલોકનાં દુઃખનું હું શું વર્ણન કરું ?

અથવા अर्थकामान् એ વિષયરૂપ ભોગોનું વિશેષણ જાણવું, અને પછી એવો અર્થ કરવો કે ભીષ્મ તથા દ્રોણાદિ ગુરુઓને હણીને હું કેવળ અર્થકામરૂપ વિષયોને જ ભોગવીશ, પરન્તુ તેમને મારવાથી અમને કાંઇ ધર્મની કે મોક્ષની પ્રાપ્તિ થશે નહિ. (૫)

અવતરણિકા:-"હે અર્જુન ! ભિક્ષાના અન્નનું ભોજન કરવું ક્ષત્રિયોને માટે શાસ્ત્રમાં નિષિદ્ધ છે અને યુદ્ધ કરવું તે ક્ષત્રિયોને માટે શાસ્ત્રમાં વિહિત છે; તેથી યુદ્ધ કરવું એ તારો સ્વધર્મ હોવાથી યુદ્ધ જ તમારું શ્રેય કરનારું છે" એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે:-

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।**
**यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥**

શ્લોકાર્થ:-હે ભગવન્ ! ભિક્ષા કે યુદ્ધ, એ બેમાં કયો ધર્મ શ્રેષ્ઠ છે તે વાત અમે જાણતા નથી. યુદ્ધમાં પ્રવૃત્ત થઇને પણ અમે જીતશું કે અમને આ કૌરવો જીતશે (તે પણ અમે જાણતા નથી), અથવા જે ભીષ્માદિક બાંધવોનો વધ કરી અમે જીવવાની પણ ઇચ્છા નથી કરતા, તે ભીષ્મ દ્રોણાદિક બાંધવો અમારી સન્મુખ ઉભેલા છે. ૬

ટીકા:-હે ભગવન્ ! ભિક્ષાના અન્નનું ભોજન તથા યુદ્ધ, એ બન્ને ધર્મોમાં અમારે માટે કયો ધર્મ શ્રેષ્ઠ છે ? હિંસારહિત હોવાથી ભિક્ષાનું અન્ન શ્રેષ્ઠ છે કે સ્વધર્મ હોવાથી યુદ્ધ જ શ્રેષ્ઠ છે ? એ બાબત અમે જાણી શકતા નથી.

'હે અર્જુન ! ભિક્ષાના અન્નનું ભોજન તથા યુદ્ધ એ ઉભય ધર્મોમાં સ્વધર્મ હોવાથી યુદ્ધ જ તમારે માટે શ્રેષ્ઠ છે" એવી ભગવાનની શંકાને નિવૃત્ત કરવાને અર્જુન કહે છે-यद्वेति-હે ભગવન્ ! જો કદાચિત્ અમે યુદ્ધમાં પ્રવૃત્ત થઇએ તો પણ ભીષ્મ તથા દ્રોણાદિને અમે જીતશું કે ભીષ્મ તથા દ્રોણાદિ અમને જીતશે, એ બાબત તો અમે જાણતા નથી. જો કદાચિત્ ભીષ્મ તથા દ્રોણાદિ અમને જીતી લેશે તો અંતમાં અમને ભિક્ષા માગીને જ ભોજન કરવાની જરૂર પડશે, અથવા તો અમારું મરણ થશે. એ ઉભય સ્થિતિમાંથી એક સ્થિતિ તો અવશ્ય થવાની જ; તેથી યુદ્ધ કરવા કરતાં પ્રથમથી જ ભિક્ષા માગીને ભોજન કરવું અમારેમાટે શ્રેષ્ઠ છે.

'હે અર્જુન ! અમારો જય થશે અથવા ભીષ્માદિનો જય થશે, એ પ્રકારનો સંશય

તું શા માટે ડરે છે? હું કૃષ્ણ ભગવાન્ તમારી સહાયતામાં છું, તેથી તમારો જ અવશ્ય જય થશે" એવી ભગવાનની શંકાની નિવૃત્તિ કરવા અર્જુન કહે છે:—યાનેવેતિ—હે ભગવન્! જો કદાચિત્ આપની સહાયતાથી અમારો જય પણ થાય, તોપણ તે જય અંતમાં તો અમારો એક પરાજય જ છે; કારણ કે ભીષ્મ તથા દ્રોણાદિ બંધુઓને હણીને અમે અમારા પોતાના જીવન માત્રની પણ ઇચ્છા કરતા નથી, તો પછી તે બંધુઓને હણીને અમે વિષયભોગોની ઇચ્છા કેમ કરીશું? અર્થાત્ એવી ઇચ્છા અમો કરતા નથી. "અમે યુદ્ધમાં મરીશું" એવો નિશ્ચય કરીને આ ભીષ્મ તથા દ્રોણાદિ અમારી સન્મુખ ઉભેલા છે. આ પ્રિય બંધુઓનો નાશ કરવાથી જે જય થાય, તે જય પણ પરાજયરૂપ જ છે; તેથી યુદ્ધ કરવા કરતાં ભિક્ષાન્નનું ભોજન કરવું એ જ શ્રેષ્ઠ છે.

અહીં કોઇ ટીકાકારે न चैतद्विद्मः कतरन्नो गरीयो એ પ્રથમ પદનો એવો અર્થ કર્યો છે કે—"અમારી મધ્યમાં કઇ સેના મોટી છે, એ વાત અમે જાણતા નથી." પણ એ અર્થ બંધબેસતો નથી. આ શ્લોકની પછીના શ્લોકમાં पृच्छामि त्वां धर्मसंमूढचेताः એ શબ્દોવડે અર્જુને ધર્મમાં પણ સંશય બતાવ્યો છે. માટે તે શબ્દોને અનુસરીને આ શ્લોકમાં પણ ભિક્ષાન્ન અને યુદ્ધ, એ બન્ને ધર્મમાં જ અર્જુનનો સંશય સંભવે છે. પણ સેનાની અધિકતા વિષે સંશય સંભવતો નથી. કિંવા न चैतद्विद्मः એ વચનોવડે જો સેનાની અધિકતાનો સંશય અંગીકાર કરીએ, તો તે સેનાની અધિકતાના સંશયથી જ જયનો સંશય સિદ્ધ હોઇ શકે છે. તેથી यद्वा जयेम यदि वा नो जयेयुः એ બીજા પદમાં કહેવામાં આવેલો જયનો સંશય વ્યર્થ થઇ જશે. આ કારણથી પ્રથમ આપેલું વ્યાખ્યાન જ ઘણા ટીકાકારોને સંમત છે. (૬)

અવતરણિકા:—અહીં પૂર્વ ગ્રંથવડે સંસારના દોષોનું નિરૂપણ કરેલું છે અને તેવડે અધિકારી પુરુષનાં વિશેષણ કહેલાં છે. न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे આ ૩૧ મા શ્લોકના શબ્દોમાં રણમાં મરણ પામેલા શૂરવીરને યોગયુક્ત સંન્યાસીની પેઠે યોગક્ષેમની પ્રાપ્તિ કહેલી છે. તથા તેમ કહી अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयः એ કઠવલ્લી શ્રુતિવડે સિદ્ધ મોક્ષરૂપ શ્રેયનું કથન કરેલું છે અર્થાત્ મોક્ષરૂપ શ્રેય કરતાં ઇતર પદાર્થોમાં અશ્રેયરૂપતા કહેલી છે. એમ કહી નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક દર્શાવ્યો છે. વળી न कांक्षे विजयं कृष्ण આ રીતના ૩૨ મા શ્લોકવડે આ સૃષ્ટિનાં વિષયજન્ય સુખોથી વૈરાગ્ય દર્શાવ્યું છે; अपि त्रैलोक्यराज्यस्य हेतोः આ રીતના ૩૫ મા શ્લોકના શબ્દોવડે સ્વર્ગાદિ લોકનાં વિષયજન્ય સુખોથી વૈરાગ્ય દર્શાવ્યું છે. नरके नियतं वासो भवति આ રીતના ૪૪ મા શ્લોકના શબ્દોવડે આ સ્થૂલ શરીરથી ભિન્ન આત્માનું સ્વરૂપ દર્શાવ્યું છે. किं नो राज्येन गोविंद આ રીતે ૩૨ મા શ્લોકવડે મનનો નિગ્રહરૂપ શમ દર્શાવ્યો છે. તેમ જ किं भोगैर्जीवितेन वा આ શબ્દથી ઇન્દ્રિયોના નિગ્રહરૂપ શમ દર્શાવ્યો છે. यद्यप्येते न पश्यंति આ રીતે ૩૮ મા શ્લોકવડે નિર્લોભતાનું દર્શન કરાવ્યું છે. વળી तन्मे क्षेमतरं भवेत् આ ૪૬ મા શ્લોકથી તિતિક્ષા દર્શાવી છે. આ રીતે ગીતાશાસ્ત્રના પ્રથમ અધ્યાયનો અર્થ સંન્યાસના સાધનો સૂચિત કરે છે; અને આ અધ્યાયમાં તો श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके (૫) એ શબ્દોવડે ભિક્ષાન્નના ભોજનથી ઉપલક્ષિત સંન્યાસનું નિરૂપણ કર્યું છે; કારણ કે જે પુરુષે સંસારના સર્વ દોષો જાણેલા છે અને વળી જે પુરુષને આ લોક તથા પરલોકમાં વિષયજન્ય સુખોથી અત્યંત વૈરાગ્ય પ્રાપ્ત થયું છે અને વળી જે પુરુષ વિધિપૂર્વક બ્રહ્મવેત્તા ગુરુના શરણને પામેલો છે, તેવા સાધનસંપન્ન પુરુષને જ બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવાનો અધિકાર છે. પૂર્વ ગ્રંથમાં ભીષ્મ તથા દ્રોણાદિ સંકટને વશ થવાથી व्युत्थायाऽथ भिक्षाचर्यं चरंति એ શ્રુતિવડે સિદ્ધ ભિક્ષાચર્યવિષે અર્જુનની અભિલાષા દર્શાવી છે. હવે વિધિપૂર્વક બ્રહ્મવેત્તા ગુરુની સમીપમાં અર્જુનનું ગમન પણ ભીષ્મ તથા દ્રોણાદિના સંકટના મિષથી નીચે પ્રમાણે જણાવે છે:—

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प્रपन्नम् ॥७॥

શ્લોકાર્થ:-હે ભગવન્! કાર્પણ્યદોષથી તિરસ્કારને પ્રાપ્ત થયેલા સ્વભાવવાળો તથા ધર્મ-વિષયમાં સંશયથી વ્યાપ્ત થયેલ ચિત્તવાળો હું અર્જુન, તમારાથી શ્રેય જાણવા માગું છું; માટે જે શ્રેય નિશ્ચયપૂર્વક હોય, તે મને કહો. હું તમારો શિષ્ય છું, એટલે તમારે શરણે આવ્યો છું, માટે મને આપ શિક્ષા આપો (જે શ્રેય હોય તે સમજાવો). ૭

ટીકા:-ધનની હાનિને સહન નહિ કરી શકનાર કૃપણ કહેવાય છે. મોક્ષરૂપ પુરુષાર્થની પ્રાપ્તિથી રહિત સર્વ અનાત્મવેત્તા અજ્ઞાની પુરૂષ પણ કૃપણ પુરુષના સરખો હોવાથી, કૃપણ કહેવાય છે. यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणः અર્થાત્-હે ગાર્ગી! અધિકારી મનુષ્યશરીરને પામીને જે પુરુષ આ અક્ષર આત્માને ન જાણી આ લોકમાંથી જાય છે, તે અજ્ઞાની પુરુષ કૃપણ જ છે. વળી સ્મૃતિ કહે છે કે-कृपणोऽजितेंद्रियः-અર્થાત્ જે પુરુષે પોતાની ઇંદ્રિયોને જીતી નથી, તે પુરુષ કૃપણ જ છે.

આ રીતનાં શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણોથી અજ્ઞાની પુરુષોમાં પણ કૃપણરૂપતા સિદ્ધ થાય છે. કૃપણ પુરુષોમાં દેહાદિ અનાત્મ પદાર્થોનો અધ્યાસ ઉત્પન્ન થાય છે. વળી અધ્યાસ કૃપણતા કહેવાય છે. આ જન્મમાં એ જ અમારા બંધુઓ છે, તેઓનો નાશ થતા અમે જીવીને શું કરીશું? એ પ્રકારના કાર્પણ્યથી થયેલ અભિનિવેશરૂપ મમતાલક્ષણ દોષરૂપે છે. આ દોષથી યુદ્ધનો ઉદ્યમરૂપ સ્વભાવ મને તિરસ્કારને પ્રાપ્ત થયો છે, તથા ધર્મનો નિર્ણય કરનાર પ્રમાણના અદર્શ-નથી ભીષ્મ તથા દ્રોણાદિને હણવા અમારો ધર્મ છે? કે એ જ ભીષ્માદિનું પાલન કરવું તે અમારો ધર્મ છે? કે પૃથિવીનું પરિપાલન કરવું તે અમારો ધર્મ છે? અથવા પૂર્વ પ્રાપ્ત વનમાં નિવાસ કરવો તે અમારો ધર્મ છે? આવા અનેક સંશયોથી મારુ ચિત્ત વ્યાપ્ત થયું છે. એવા સંશયાત્મક ચિત્ત-વાળો હું અર્જુન આપને અમારુ શ્રેય પૂછું છું. તેથી જે પરમ પુરુષાર્થરૂપ શ્રેય અર્થાત્ એકાં-તિકરૂપ તથા આત્યતિકરૂપ નિશ્ચય હોય તે શ્રેય આપ મને કહો. સ્વસાધનોની પ્રાપ્તિ પછી અવશ્ય જે ભાવીપણુ તે એકાંતિકપણું કહેવાય છે. અને એકવાર ઉત્પન્ન થયેલાનો પુનઃ કદાચિત્ જે નાશ ન થવો, તે આત્યંતિકપણું કહેવાય છે. જેવી રીતે, સુપ્તિમાં ઔષધ કરવાથી કદાચિત્ રોગની નિવૃત્તિ ન પણ થાય અને કદાચિત્ તે ઔષધથી રોગની નિવૃત્તિ પણ થાય, તો પણ પુનઃ રોગની ઉત્પત્તિથી રોગની નિવૃત્તિનો નાશ થઇ જાય છે, તેવી રીતે યાગ કરવાથી પણ કોઇ પ્રતિબંધને વશ થવાથી સ્વર્ગની પ્રાપ્તિ ન પણ થાય અને તે યાગથી (યજ્ઞથી) પ્રાપ્ત થએલો પણ સ્વર્ગ દુ ખથી મિશ્રિત થાય છે તથા નાશ પામે છે, તેથી રોગની નિવૃત્તિમાં તથા સ્વર્ગની પ્રાપ્તિમાં એકાંતિકપણું તથા આત્યંતિકપણું સંભવતું નથી. પરન્તુ આત્મસાક્ષાત્કાર થવા પછી પરમ પુરુ ષાર્થરૂપ શ્રેય અવશ્ય પ્રાપ્ત થાય છે. તેથી શ્રેયમાં એકાતિકપણું પણ છે અને એકવાર પ્રાપ્ત થએલું આ શ્રેય કદાચિત્ નાશ પામતું નથી તેથી તે શ્રેયમાં આત્યંતિકપણું પણ છે. આવા શ્રેયનો અમને ઉપદેશ કરો.

"હે અર્જુન! શ્રુતિમાં એવું કહ્યુ છે કે नापुत्रायाशिष्याय वै पुनः અર્થઃ-જે પુરુષ પુત્ર-ભાવથી તથા શિષ્યભાવથી રહિત હોય, તે પુરુષ પ્રત્યે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. તું મારો સખા છે, પણ મારો શિષ્ય નથી, તેથી તને હું શ્રેયનો ઉપદેશ કેવી રીતે કરું?" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છેઃ-शिष्यस्तेहमिति-હે ભગવન્! આપની શિક્ષાને યોગ્ય હોવાથી હું આપનો શિષ્ય છું, પણ હું આપનો સખા નથી. સમાન જ્ઞાનવાળા પુરુષોને જ સખાભાવ હોય છે; ન્યૂનાધિક જ્ઞાનવાળા પુરુષોનો પરસ્પર સખાભાવ હોતો નથી. હું તમારા

કરતાં અત્યંત ન્યૂન જ્ઞાનવાળો છું, તેથી હું આપનો સખા નથી, કિન્તુ શિષ્ય છું; માટે હું આપનાં શરણને પ્રાપ્ત થયો છું. શિષ્યરૂપ મને આપ કૃપા કરી શ્રેયનો ઉપદેશ કરો અને શિષ્યભાવરહિતપણાની શંકા દૂર કરી આપ મારી ઉપેક્ષા નહિ કરો.

અર્જુનના ઉપલાં શબ્દોવડે બ્રહ્મવેત્તા ગુરુની સમીપમાં શિષ્યના ગમનનું બોધન કરનારી બે શ્રુતિઓનો અર્થ નિરૂપણ કર્યો છે, જેમકે (૧) तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं इति (૨) भृगुर्वै वारुणि. वरुणं पितरमुपससार अधीहि भगवो ब्रह्मेति ॥ અર્થાત્-બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિને અર્થે અધિકારી પુરુષે પોતાના હસ્તોમાં સમિધ આદિ ભેટો લઇ, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જવું. વરુણનો પુત્ર ભૃગુઋષિ, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે પોતાના વરુણ પિતાની સમીપમાં ગયો; ત્યાં જઇને, હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો, એ પ્રકારનો પ્રશ્ન કર્યો (આ વરુણ તથા ભૃગુનો સંવાદ આત્મપુરાણના દશમા અધ્યાયમાં વિસ્તારપૂર્વક નિરૂપણ કરેલો છે.)(૭)

અવતરણિકા:-"હે અર્જુન! તું સર્વ શાસ્ત્રોનો વેત્તા (જાણનાર) પંડિત છે, તેથી તું પોતે જ શ્રેયનો વિચાર કર. તું મારો શિષ્ય શા માટે થાય છે?" એવી ભગવાનની શંકાનું નિવારણ કરવા અર્જુન કહે છે—

**नहि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।**
**अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥**

શ્લોકાર્થ:-હે ભગવન્! જે શ્રેય અમારી ઇન્દ્રિયોના સંતાપનો નાશ કરે તેવું શ્રેય હું જોતો નથી. આ ભૂમિમાં શત્રુઓથી રહિત થવાથી, ધનધાન્યયુક્ત રાજ્ય મળવાથી તથા દેવતાનું અધિપતિપણું મળવાથી પણ હું શ્રેય જોતો નથી. ૮

ટીકા:-હે ભગવન્! જે શ્રેય પ્રાપ્ત થયા પછી મારા શોકનું નિવારણ થાય તેવા શ્રેયને હું જાણતો નથી, માટે મને તેવા શ્રેયનો ઉપદેશ કરો. એમ કહી અર્જુને એ શ્રુતિનો અર્થ સૂચવ્યો છે કે—सोऽहं भगव. शोचामि तं मां भगवाञ्छोकस्य पारं तारयतु इति । અર્થ.-હે ભગવન્ સનત્કુમાર! આત્મવેત્તા પુરુષ શોકને તરેલો છે, એ વાત મેં આપના સરખા વિદ્વાન્ પુરુષોના મુખથી સાંભળી છે અને હું નારદ તો શોકને પ્રાપ્ત થાઉં છું, તેથી હું આત્મવેત્તા નથી; મને નારદને આપ શોકથી પાર ઉતારો. તાત્પર્ય એ છે કે, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને મારા શોકનો આપ નાશ કરો. (આ રીતનો સનત્કુમાર તથા નારદનો સંવાદ આત્મપુરાણના ૧૩ મા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરેલો છે.)

"હે અર્જુન! જો શોક નિવૃત્ત ન થાય તો તેથી તને શું હાનિ છે?" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન શોકનાં વિશેષણ કહે છે.-इंद्रियाणामुच्छोषणमिति હે ભગવન્! શોક સર્વદા મારી ઇંદ્રિયોને સંતાપ આપનારો છે. શોક થવાથી મને મોટી હાનિ છે; તેથી શોકની નિવૃત્તિ અવશ્ય કરવી જોઇએ.

"હે અર્જુન! જો તું આ યુદ્ધમાં પ્રવૃત્ત થશે, તો તારા શોકની અવશ્ય નિવૃત્તિ થશે. યુદ્ધમાં જો તારો જય થશે, તો રાજ્યની પ્રાપ્તિથી તારા શોકની નિવૃત્તિ થશે અને જો યુદ્ધમાં તું મરણ પામશે, તો સ્વર્ગની પ્રાપ્તિથી તારા શોકની નિવૃત્તિ થશે; તેથી યુદ્ધ ત્યજી શોકની નિવૃત્તિને અર્થે તું બીજા ઉપાય શા માટે શોધે છે?" એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે -अवाप्य भूमाविति-હે ભગવન્! આ ભૂમિમાં શત્રુઓથી રહિત તથા ધનધાન્યાદિ પદાર્થોથી યુક્ત એવાં રાજ્યની પ્રાપ્તિ થવાથી તથા ઇંદ્રથી લઇને હિરણ્યગર્ભ સૂધીના સર્વ દેવતાઓના ઐશ્વર્યને પ્રાપ્ત કરી જો કદાચિત્ હું ખુશી થાઉં, તોપણ જે શ્રેય મારા શોકનું નિવારણ કરે તેવા શ્રેયને હું એમાંથી કોઇમાં

પણ દેખતો નથી. શોકની નિવૃત્તિ કરનારું શ્રેય આ યુદ્ધ સિવાય કોઈ ભિન્ન (જૂદું) જ છે. તાત્પર્ય એ છે કે, આ લોકના વિષયભોગમાં તથા સ્વર્ગાદિલોકના વિષયભોગમાં, શ્રુતિપ્રમાણાનુસાર તેમ જ યુક્તિરૂપ અનુમાનપ્રમાણાનુસાર, અનિત્યતા જ સિદ્ધ થાય છે, તેથી અનિત્ય ભોગોથી શોકની નિવૃત્તિ સંભવતી નથી. ઉલટાં ભોગ ત્રણે કાલમાં પુરુષને શોકની પ્રાપ્તિ જ કરાવે છે જો ભોગ પ્રાપ્ત થતા નથી તો ભોગ પ્રાપ્ત કરવાની ઈચ્છા પુરુષને શોકની પ્રાપ્તિ કરાવે છે. વળી અંતસમયે ભોગ જૂદા પડીને (વિયોગથી) પુરુષને શોકની પ્રાપ્તિ કરાવે છે. એવી રીતે શોક ઉત્પન્ન કરનારા અનિત્ય ભોગોથી શોકની નિવૃત્તિ સંભવતી નથી. શ્રુતિ કહે છે કે:–तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते इति–અર્થ જેવી રીતે કર્મવડે પ્રાપ્ત થયેલા આ લોકના પદાર્થો નાશ પામે છે, તેવી રીતે પુણ્યકર્મોથી પ્રાપ્ત થયેલા સ્વર્ગાદિ લોકના પદાર્થો પણ નાશ પામે છે." આ શ્રુતિથી સર્વ ભોગોમાં અનિત્યતા સિદ્ધ થાય છે. આ લોકના તથા પરલોકના સર્વ પદાર્થ અનિત્ય હોવાને યોગ્ય છે. કાર્ય થઈ ગયા પછી જે જે કાર્ય થાય છે તે તે કાર્ય અનિત્ય જ હોય છે, જેમકે ઘટ (ઘડો) આદિ પદાર્થોના દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે. આ પ્રમાણે અનુમાનરૂપ યુક્તિવડે પણ સર્વ ભોગોમાં અનિત્યતા સિદ્ધ થાય છે. વળી આ લોકમહિના પદાર્થોનો નાશ સર્વ લોકોને પ્રત્યક્ષ જ પ્રતીત થાય છે. આવા અનિત્ય પદાર્થોની પ્રાપ્તિવડે, શોકની નિવૃત્તિ થવાનો સંભવ નથી. તેથી શોકની નિવૃત્તિને અર્થે મારે યુદ્ધ કરવું યોગ્ય નથી. એ રીતે આ લોક તથા પરલોકના ભોગોનું વૈરાગ્ય અધિકારીના વિશેષણવડે જણાવેલ છે. ( ૮ )

અવતરણિકા:–"હે સંજય ! એવા શબ્દો કહીને પછી અર્જુને શું કર્યું ?" એવી ધૃતરાષ્ટ્રને આકાંક્ષા થવાથી સંજય કહે છે:—

**संजय उवाच—एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥**

શ્લોકાર્થ:–સંજય કહે છે:–હે ધૃતરાષ્ટ્ર ! શત્રુઓને સંતાપ ઉપજાવનાર તથા નિદ્રાને જીતનાર અર્જુન, હૃષીકેશ ભગવાન્ ગોવિંદ પ્રતિ પ્રથમ આ પ્રકારનાં વચનો કહી, અને તે પછી 'હું યુદ્ધ નહિ કરીશ' એ પ્રકારનાં વચનો કહી, તૂષ્ણીંભાવને પ્રાપ્ત થયો. ૯

ટીકા:–ગુડાકા અર્થાત્ નિદ્રાને વશ કરનાર ગુડાકેશ કહેવાય છે. ગુડાકેશ શબ્દના બીજા અર્થો પ્રથમ અધ્યાયમાં આપવામાં આવ્યા છે. નિદ્રારૂપ આલસ્યથી રહિત તથા પોતાના શત્રુઓને સંતાપ આપનાર અર્જુને, હૃષીકેશ અર્થાત્ ઇંદ્રિયોના પ્રવર્ત્તક અંતર્યામી કૃષ્ણ ભગવાન્ પ્રત્યે, પૂર્વોક્ત વચનો કહી, અંતે એવું કહ્યું કે, "આ ભીષ્મ તથા દ્રોણાદિની સાથે હું કદાચિત્ પણ યુદ્ધ કરીશ નહિ;" આ રીતે શ્રીગોવિંદને કહ્યા પછી, અર્જુન તૂષ્ણીંભાવને પામ્યો. 'ગોવિંદ' શબ્દનો શાસ્ત્રમાં એવો અર્થ કર્યો છે કે:–गोभिर्वेदांतवाक्यैरेव विंदते लभ्यते इति गोविंदः અર્થાત્ ગો શબ્દ तत्त्वमसि, अहं ब्रह्मास्मि ઇત્યાદિ વેદાંતવાકયોનો વાચક છે, આ વાકયો ગો કહેવાય છે. વેદાંતવાકયોથી જ જે પ્રાપ્ત થાય તેને ગોવિંદ કહેવા. અથવા गां वेदलक्षणां वाणीं विंदतीति गोविंदः અર્થાત્ ઋગ્, યજુષ્, સામ અને અથર્વણ એ ચારે વેદરૂપ વાણીને જે સારી' રીતે જાણે તેને ગોવિંદ કહેવા. એટલું કહેવામાં સર્વ વેદોના ઉપાદાન કારણત્વરૂપ કૃષ્ણ ભગવાનમાં સર્વજ્ઞતાનું સૂચન કર્યું છે. આ શ્લોકનો પ્રારંભમાં एवमुक्त्वा એ શબ્દોથી એવો ભાવ સૂચિત થાય છે કે कथं भीष्ममहं संख्ये ઇત્યાદિ શબ્દોવડે, અર્જુને યુદ્ધના સ્વરૂપની અયોગ્યતા કથન કરી; અને તે પછી न योत्स्ये એ શબ્દોવડે અર્જુને યુદ્ધના ફળના અભાવનું વર્ણન કર્યું. ત્યાર પછી અર્જુનને તૂષ્ણીંભાવ પ્રાપ્ત થયો. તાત્પર્ય એ છે કે

નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોના દર્શનાદિ રૂપ સર્વ વ્યાપારની નિવૃત્તિ કરીઅર્જુન નિર્વ્યાપાર થયો. એ જ અર્જુનનો તૂષ્ણીંભાવ અહીં જાણવો. કેવળ વાણીમાત્રનો નિરોધ તૂષ્ણીંભાવ નથી. અહીં बभूव ह એ શબ્દોમાં ह શબ્દવડે એવો ભાવ સૂચવ્યો છે કે, સ્વભાવથી જ આલસ્યરહિત તથા સર્વ શત્રુઓને સંતાપ આપનાર અર્જુનમાં, આગન્તુક આલસ્ય તથા શત્રુઓનું અતાપકત્વ કદાચિત્ પણ રહી શકશે નહિ. વળી સર્વજ્ઞતા સૂચવનારા 'ગોવિંદ' શબ્દ તથા સર્વશક્તિસંપન્નતા સૂચવનારા 'હૃષીકેશ' શબ્દવડે અર્જુનના શોક તથા મોહની નિવૃત્તિ કરવામાં શ્રીકૃષ્ણ ભગવાનના આયાસ (પ્રયત્ન)ના અભાવનું સૂચન કરવામાં આવ્યું છે. તાત્પર્ય એ છે કેઃ–સર્વશક્તિસંપન્ન સર્વજ્ઞ કૃષ્ણ ભગવાનને ઘણા જ અલ્પ શોક તથા મોહની નિવૃત્તિ કરવામાં શું પરિશ્રમ પડવાનો હતો? (૯)

અવતરણિકાઃ–"યુદ્ધની ઉપેક્ષા કરનાર અર્જુનની ભગવાને ઉપેક્ષા જ કરી હોવી જોઇએ," એવી ધૃતરાષ્ટ્રની દુરાશાને નિવૃત્ત કરવા, "યુદ્ધ વિષે અર્જુનની ઉપેક્ષા જોતા છતાં કૃષ્ણ ભગવાને અર્જુનની ઉપેક્ષા કરી નહિ." એ પ્રમાણેનો ભાવ સૂચિત કરતાં સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કેઃ–

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥**

શ્લોકાર્થઃ–હે ધૃતરાષ્ટ્ર ! હૃષીકેશ એવા શ્રીકૃષ્ણ ભગવાન્, બંને સેનાની મધ્યે ઉભેલા વિષાદ પામેલા અર્જુન પ્રતિ આ પ્રમાણે વચન બોલ્યા. ૧૦

ટીકાઃ–હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા રાજા ધૃતરાષ્ટ્ર! યુદ્ધના ઉદ્યમને અર્થે બન્ને સેનાઓની મધ્યમાં આવી, ઉદ્યમના વિરોધી મોહરૂપ વિષાદને પામેલા અર્જુનના અનુચિત આચરણને પ્રકટ કરી, તેને લજ્જારૂપ સમુદ્રમાં જેમ ડુબાડાય તેમ અંતર્યામી ભગવાને અર્જુન પ્રત્યે, પરમ ગંભીર અર્થવાળા તથા અનુચિત આચરણને પ્રકાશ કરનારા अशोच्यान् ઇત્યાદિ વચનો કહ્યાં.

અહીં प्रहसन् इव એ શબ્દોમાં इव શબ્દ રહેલો છે તેનો હેતુ એ છે કે, અન્ય પુરુષના અનુચિત આચરણોને પ્રકટ કરી તેને લજ્જિત કરવો, તેને 'પ્રહાસ' કહે છે. એ લજ્જા દુઃખરૂપ પણ હોય છે, તેથી જે પુરુષ જે પુરુષના દ્વેષનો વિષય હોય છે, તે પુરુષ જ પેલા પુરુષના પ્રહાસનો મુખ્ય વિષય છે. પરન્તુ અર્જુન ભગવાનના દ્વેષનો વિષય નથી, કિંતુ અર્જુન ભગવાનની કૃપાનો વિષય છે; અને અર્જુનના અનુચિત આચરણને પ્રકટ કરી લજ્જા ઉત્પન્ન કરવાનું અહીં કારણ નથી, પરંતુ અર્જુનને વિવેક ઉત્પન્ન કરવાનું કારણ છે. આથી અર્જુનવિષે પ્રહાસ ગૌણ છે પણ મુખ્ય નથી. તાત્પર્ય એ છે કે, જેમ કોઇ પુરુષ પોતાના શત્રુને લજ્જા ઉત્પન્ન કરાવવાને તેનાં અનુચિત આચરણોને પ્રકાશિત કરે છે, તેમ શ્રીકૃષ્ણ ભગવાન્ પણ અર્જુનમાં વિવેકની ઉત્પત્તિ કરવા તેનાં અનુચિત આચરણો પ્રકટ કરતા હતા. લજ્જાની ઉત્પત્તિ, અનુચિત આચરણને પ્રકટ કરવાથી અવશ્ય થાય છે, તેથી લજ્જાની ઉત્પત્તિ થાઓ અથવા ન થાઓ, પરંતુ લજ્જાની ઉત્પત્તિ કરવાનો કાંઈ ભગવાનનો હેતુ નથી; કેવળ વિવેકની ઉત્પત્તિ કરવાનો જ હેતુ છે. આ સઘળો અર્થ इव શબ્દવડે સૂચિત કરેલો છે. सेनयोरुभयोर्मध्ये विषीदंतम् એવું જે વિશેષણ અર્જુનને લગાડવામાં આવ્યું છે, તેનો હેતુ એ છે કે–યુદ્ધનો આરંભ કર્યા પહેલાં જ પોતાના ઘરમાં બેસી રહીને જો તું કદાચિત્ યુદ્ધની ઉપેક્ષા કરતો હોત, તો તે તારું અનુચિત આચરણ કહેવાત નહિ, પરંતુ તું તો મહા ઉત્સાહપૂર્વક આ યુદ્ધભૂમિમાં આવીને ઉભો રહ્યો છે. હવે

યુદ્ધની ઉપેક્ષા કરે છે; તેથી આ તારું બહુ અનુચિત આચરણ કહેવાય. આ બાબત अशोच्यान् ઇત્યાદિ શબ્દોમાં હવે પછી સ્પષ્ટ થશે. (૧૦)

અવતરણિકા:–યુદ્ધરૂપ સ્વધર્મમાં પૂર્વ સ્વભાવથી ઉત્પન્ન થએલી અર્જુનની પ્રવૃત્તિ બે પ્રકારના મોહવડે તથા મોહથી જન્મ પામેલા શોકવડે નાશ પામી. તેથી પુનઃ યુદ્ધરૂપ સ્વધર્મમાં અર્જુનની પ્રવૃત્તિ કરાવવાને અર્થે, અર્જુનનો બે પ્રકારનો મોહ અવશ્ય દૂર કરવા યોગ્ય છે. સર્વ સંસારધર્મોથી રહિત, સ્વપ્રકાશ પરમાનંદસ્વરૂપ આત્મામાં સ્થૂળ શરીર તથા સૂક્ષ્મ શરીર, એ બે શરીરો તથા તે ઉભય શરીરોનાં કારણરૂપ અવિદ્યા, એ ત્રણે ઉપાધિઓના અવિવેકથી, મિથ્યારૂપ સંસારમાં જે સત્યત્વ તથા આત્મધર્મ આદિ પ્રતીત થાય છે, તે પ્રથમ મોહરૂપે છે. આ મોહ સર્વ પ્રાણીઓમાં રહેલો છે, તથા તે સાધારણ છે. યુદ્ધરૂપ સ્વધર્મમાં હિંસાદિના બાહુલ્યથી જે અધર્મત્વની પ્રતીતિ, તે બીજો મોહ છે. આ બીજો મોહ કરુણાદિ દોષવડે કેવળ અર્જુનને જ પ્રાપ્ત થયો છે. તેથી બીજો મોહ અસાધારણ છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ ઉપાધિઓના વિવેકથી પ્રાપ્ત થએલો શુદ્ધ આત્મસ્વરૂપનો બોધ, તે પ્રથમ (પહેલા પ્રકારના) મોહનો નાશ કરે છે; જેથી આ બોધ સર્વ પ્રાણીમાત્રને સાધારણ હોય છે. યુદ્ધમાં જો કે હિંસાદિ થાય છે, તથાપિ યુદ્ધ ક્ષત્રિયરાજાઓનો સ્વધર્મ છે, તેથી યુદ્ધમાં અધર્મરૂપતા નથી. આ પ્રકારનો બોધ બીજા પ્રકારના મોહનો નાશ કરે છે. બીજો બોધ કેવળ અર્જુન પ્રત્યે જ છે, તેથી તે અસાધારણ છે. આવી રીતે જ્યારે બે પ્રકારના બોધવડે બે પ્રકારના મોહની નિવૃત્તિ થાય છે, ત્યારે મોહરૂપ કારણ નિવૃત્ત થયા પછી, તેના શોકરૂપ કાર્યની પોતાની મેળે જ નિવૃત્તિ થઈ જાય છે. શોકની નિવૃત્તિને અર્થે કોઈ બીજા સાધનની અપેક્ષા રહેતી નથી. આ પ્રકારના હેતુથી કૃષ્ણ ભગવાન્, ઉભય પ્રકારના મોહ વિષે કથન કરતાં અર્જુન પ્રત્યે કહે છે:–

**श्रीभगवानुवाच—अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

શ્લોકાર્થ:–શ્રી ભગવાન્ કહે છે:–હે અર્જુન ! શોક કરવા અયોગ્ય ભીષ્મ તથા દ્રોણાદિનો તું શોક કરે છે તેમ જ બુદ્ધિમાન્ પુરુષને ન ઘટે તેવાં અયોગ્ય વચનોનું તું કથન કરે છે, પણ પંડિત પુરુષો તો પ્રાણથી રહિત કે પ્રાણયુક્ત બાંધવોનો શોક કરતા નથી. ૧૧

ટીકા:–હે અર્જુન ! આત્મદૃષ્ટિથી, તેમ જ શરીરદૃષ્ટિથી શોક નહિ કરવા યોગ્ય ભીષ્મ તથા દ્રોણાદિને માટે, તું પંડિત હોવા છતાં પણ શોક કરે છે એ શું ? दृष्ट्वेमं स्वजनं कृष्ण ઇત્યાદિ વચનોવડે તું નીચે પ્રમાણે શોક કરે છે:–ભીષ્મ તથા દ્રોણાદિ મારા નિમિત્તથી મૃત્યુ પામવાથી તેઓના વિના હું રાજ્ય તથા સુખાદિને શું કરીશ ? પરંતુ તેવો શોક કરવો તને ઉચિત નથી; કારણ કે શોક કરવાને અયોગ્ય પદાર્થમાં શોચ્યત્વ બુદ્ધિરૂપ ભ્રમ, પશુ પક્ષી આદિ સર્વ પ્રાણીમાત્રમાં સાધારણ છે, પણ તું તો અત્યંત પંડિત હોવા છતાં પણ તેવા ભ્રમને પામ્યો છે, તેથી તને એવો ભ્રમ થયો અત્યંત અનુચિત છે. कुतस्त्वा कश्मलमिदम् ઇત્યાદિ મારાં વચનોથી, "આ મેં બહુ અનુચિત કર્યું છે" એવી તને વિચારની પ્રાપ્તિ થવી જોઇતી હતી; અને તું પોતે પણ બુદ્ધિમાન્ છે. એવો બુદ્ધિમાન્ હોવા છતાં પણ તું બુદ્ધિમાન્ પુરુષોએ નહિ કહેવા યોગ્ય कथं भीष्ममहं संख्ये ઇત્યાદિ વચનો કહે છે, પરન્તુ લજ્જાથી તૂષ્ણીંભાવને પામતો નથી, એથી મોટો બીજો શું અનુચિત વ્યવહાર હોઈ શકે ? તેથી યુદ્ધમાંથી નિવૃત્ત થવારૂપ અધર્મ વિષે જે ધર્મત્વ બુદ્ધિરૂપ ભ્રાંતિ છે, તથા યુદ્ધરૂપ ધર્મ વિષે જે અધર્મત્વ બુદ્ધિરૂપ ભ્રાંતિ છે, તેવી અસાધારણ ભ્રાંતિ તને અર્થાત્ અત્યંત પંડિતને ઉચિત નથી.

प्रज्ञावादांश्च भाषसे એ શબ્દોનો અર્થ એવો કરવો કે–આત્માને દેહથી ભિન્ન જાણનારા પ્રજ્ઞાવાન્ પુરુષોના (नरके नियतं वासः । पतंति पितरो ह्येषाम् ઈત્યાદિ ) વચનોને જ માત્ર તું કથન કરે છે; પરન્તુ પ્રજ્ઞાવાન્ પુરુષોની માફક વચનોના યથાર્થ તાત્પર્યને તો તું જાણતો જ નથી. જો તું શાસ્ત્રના વચનોનું યથાર્થ તાત્પર્ય જાણતો હોત, તો તું શોક તથા મોહને પ્રાપ્ત થાત નહિ.

"હે ભગવન્ ! વસિષ્ઠાદિ મહાન્ પુરુષોએ પણ પોતાના પુત્રાદિ બંધુઓના મરવાથી મહા શોક કર્યો છે, તેથી પોતાના બંધુઓના મરવાથી શોક કરવો અનુચિત કેમ ? શિષ્ટાચારવડે પ્રાપ્ત હોવાથી શોક કરવો ઉચિત જ છે." એવી અર્જુનને શંકા થતાં ભગવાન્ કહે છે–गतासूनिति–હે અર્જુન ! વિચારવડે પ્રાપ્ત થએલા આત્માના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનવાળા પંડિત પુરુષો, પ્રાણથી રહિત બંધુઓના શરીરોનો તથા પ્રાણયુક્ત બંધુઓના શરીરોનો શોક કરતા નથી. તાત્પર્ય એ છે કે, " મૃત્યુ પામેલા અમારા બંધુઓ સર્વ પદાર્થોનો પરિત્યાગ કરીને જાય છે, તેઓ અત્યારે શું કરતા હશે ? તથા કેવા સ્થળે રહેતા હશે ? અથવા અત્યારે જીવતા અમારા બંધુઓ મરણ પામેલા સંબંધીઓના વિયોગથી કેવી રીતે જીવશે ?" એવા પ્રકારના વ્યામોહને પંડિત પુરુષો કદી પણ પ્રાપ્ત થતા નથી. બ્રહ્મવેત્તા પંડિત પુરુષોને સમાધિકાળમાં તો બંધુઓની પ્રતીતિ જ થતી નથી અને સમાધિમાંથી ઉઠવાના સમયે જોકે બ્રહ્મવેત્તા પુરુષોને બંધુઓની પ્રતીતિ થાય છે, તથાપિ બ્રહ્મવેત્તા પુરુષ વ્યુત્થાન ( સમાધિમાંથી ઉઠવાના ) સમયમાં બંધુઓ છે, પણ તે મિથ્યા છે, એવો નિશ્ચય કરે છે. જેવી રીતે રજ્જુ (દોરડું) રૂપ અધિષ્ઠાનના સાક્ષાત્કારથી સર્પ હોવાના ભ્રમમાંથી નિવૃત્ત થયા પછી, સર્પના ભ્રમથી ઉત્પન્ન થયેલા ભય–કંપ આદિ પોતાની મેળે જ નિવૃત્ત થઈ જાય છે; અથવા પિત્તદોષયુક્ત રસનઈંદ્રિય ( રસને ઓળખનારી ઈંદ્રિય–જિહ્વા–જીભ ) વાળા પુરુષને કદાચિત્ ગોળમાં તિક્ત ( તીખા ) રસની પ્રતીતિ થતાં પણ, ગોળમાં મધુર રસ હોવાનો નિશ્ચય પુરુષના હૃદયમાં બળવાન્ હોવાથી, તિક્ત રસની ઇચ્છાને તૃપ્ત કરવાને પુરુષની ગોળ (ખાવા)માં પ્રવૃત્તિ થતી નથી; તેવી રીતે શોકના વિષય નહિ એવા પદાર્થોમાં શોક બુદ્ધિરૂપ ભ્રમ પણ અધિષ્ઠાન આત્માના અજ્ઞાનનો બનેલો છે. જ્યારે અધિષ્ઠાન આત્માના સાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, ત્યારે અજ્ઞાનના કાર્યરૂપ શોકનો ભ્રમ પોતાની મેળે જ નિવૃત્ત થઈ જાય છે. હવે વસિષ્ઠાદિ મહાન્ પુરુષોએ પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી જે શોક–મોહાદિ કર્યાં છે તે શોક–મોહાદિ શિષ્ટાચારરૂપ હોવાથી ગ્રહણ કરવા જોઈએ નહિ. કારણ કે શિષ્ટ પુરુષોએ ધર્મ બુદ્ધિવડે જે અલૌકિક વ્યવહાર અનુષ્ઠાન કર્યો છે, તે જ શિષ્ટાચાર કહેવાય છે, પણ અન્ય નહિ. શિષ્ટાચારનું લક્ષણ વસિષ્ઠાદિના શોક તથા મોહાદિમાં ઘટતું નથી; કારણ કે શોક તથા મોહાદિ, પશુ તથા પક્ષી આદિ સર્વ પ્રાણીઓને સ્વભાવથી જ પ્રાપ્ત થયેલા છે. તેથી તેઓમાં અલૌકિકરૂપતા સંભવતી નથી. વળી વસિષ્ઠાદિએ કાંઇ ધર્મબુદ્ધિવડે શોક તથા મોહાદિ કર્યાં નથી, તેથી પણ શોક તથા મોહાદિમાં શિષ્ટાચારરૂપતા સંભવતી નથી. આ પ્રકારના શિષ્ટાચારના લક્ષણનો પરિત્યાગ કરીને જો સામાન્યતઃ શિષ્ટ પુરુષોના વ્યવહારમાત્રને જ પ્રમાણભૂત માનીએ, તો શિષ્ટ પુરુષોની મળમૂત્રાદિના પરિત્યાગરૂપ જે સ્વાભાવિક ચેષ્ટા છે, તે સ્વાભાવિક ચેષ્ટાને પણ શિષ્ટાચારરૂપ માનીને ગ્રહણ કરવી જોઈએ; પરંતુ સ્વાભાવિક ચેષ્ટાને કોઈ પણ બુદ્ધિમાન્ પુરુષ, શિષ્ટાચારરૂપ માનીને ગ્રહણ કરતો નથી. એથી વસિષ્ઠાદિના શોક મોહને જોઇને તારે પણ શોક મોહ કરવો યોગ્ય નથી. (૧૧)

અવતરણિકાઃ–હવે नत्वेवाहं ઈત્યાદિ ૧૯ શ્લોકવડે अशोच्यानन्वशोचस्त्वम् એ શબ્દોના અર્થને વિસ્તારપૂર્વક નિરૂપણ કરે છે. ત્યારપછી स्वधर्ममपि चावेक्ष्य ઈત્યાદિ ૮ શ્લોકોવડે प्रज्ञावादांश्च भाषसे એ શબ્દોના અર્થને વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે. કારણ કે સાધારણ અને અસાધારણ એ

એ પ્રકારના મોહો ભિન્ન ભિન્ન પ્રયત્નવડે જ નિવૃત્ત થાય છે પણ એક પ્રયત્નવડે નિવૃત્ત થતા નથી. સ્થૂળ શરીરથી આત્માનો ભેદ સિદ્ધ કરવા પ્રથમ આત્મામા નિત્યત્વનું હોવાપણું સિદ્ધ કરે છે —

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

શ્લોકાર્થ –હે અર્જુન ! હું કૃષ્ણ ભગવાન્ આજથી પૂર્વે કદાચિત્ ન હતો એમ કહી શકાશે નહિ તેમ તું અર્જુન પણ આજથી પૂર્વ કદાચિત્ ન હતો એમ પણ કહી શકાશે નહિ આ સર્વે રાજાઓ આજથી પૂર્વે કદાચિત્ ન હતા એમ પણ કહી શકાશે નહિ, પરતુ હું, તુ, આ સર્વે રાજા પૂર્વે થયા હતા, હવે પછી આપણ સર્વ નહિ હઈશું એમ પણ કહેવાશે નહિ, પરંતુ આપણ, સર્વ હવે પછી પણ હોઈશું ૧૨

ટીકા'-"હે અર્જુન! જેવી રીતે સર્વ જગતનુ કારણ હું કૃષ્ણ ભગવાન્ આજના સમયની પૂર્વે કદાપિ થયો ન હતો, તેમ કહી શકાય નહિ, કિંતુ આ પૂર્વે પણ હું હતો જ, તેવી જ રીતે તુ અર્જુન તેમ જ ભીષ્મ તથા દ્રોણાદિ સર્વ રાજાઓ પણ આ સમયની પૂર્વે કદાપિ થયા ન હતા એમ પણ કહી શકાય નહિ, કિંતુ તુ, અર્જુન તથા ભીષ્માદિ રાજાઓ પણ આ સમયની પૂર્વે હતા જ" એમ કહીને શ્રીભગવાને આત્મા વિષે પ્રાગભાવનુ અપ્રતિયોગીપણું દર્શાવ્યું. અર્થાત્ પ્રાક્નો અભાવ નથી. વળી "હું કૃષ્ણ ભગવાન્, તું અર્જુન તથા ભીષ્મ અને દ્રોણાદિ સર્વ રાજાઓ, ભવિષ્યના સમયમા કદાચિત્ નહિ થઈએ એમ પણ કહી શકાય નહિ કિંતુ આપણે સર્વ હવે પછીના સમયમા પણ થઈશુ જ." એમ કહીને ભગવાને આત્મા વિષે પ્રધ્વંસાભાવનુ અપ્રતિયોગીપણું દર્શાવ્યુ અર્થાત્ પ્રધ્વંસનો અભાવ નથી.

આ ઉપરથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, ભૂતકાળમા તથા ભવિષ્યતકાળમાં તથા વર્તમાનકાળમા જેઓ વિદ્યમાન હોય છે તે 'નિત્ય' કહેવાય છે આ નિત્યનું લક્ષણ આત્મામા જ ઘટે છે, પણ આ સ્થૂળ દેહમા ઘટતું નથી. તેથી આત્મા જ નિત્ય છે નિત્ય હોવાથી આત્મા સ્થૂળ શરીરથી વિલક્ષણ જ સિદ્ધ થાય છે. એ વિલક્ષણતાને नत्वेवाहं એ શબ્દોમા રહેલા तु શબ્દવડે સૂચિત કરેલો છે (૧૨)

અવતરણિકા: "હે ભગવન ! 'ચેતનતા ધર્મથી વિશિષ્ટ આ સ્થૂળદેહ આત્મા છે,' એ પ્રકારની માન્યતા નાસ્તિક ચાર્વાકની છે. આ સ્થૂળદેહને આત્મા માનવાથી તેઓના મતાનુસાર "હું સ્થૂળ છુ", "હું ગૌર (શ્વેત વર્ણવાળો) છુ" "હું ચાલુ છુ" ઇત્યાદિ જ્ઞાનોની પ્રામાણ્યતા પણ કોઈ પણ પ્રકારના બાધવિના સિદ્ધ થાય છે આ દેહથી આત્માને જો ભિન્ન માનીએ તો તે સર્વ જ્ઞાન અપ્રમાણરૂપ થશે તેથી આ સ્થૂળદેહથી આત્મા ભિન્ન નથી કિંતુ સ્થૂલત્વ, ગૌરત્વ આદિ ધર્મોવાળો આ સ્થૂળદેહ જ આત્મા છે. કિંવા આત્માને આ સ્થૂળ શરીરથી ભિન્ન અંગીકાર કરીએ, તોપણ આત્મામા જન્મમરણનો અભાવ સંભવે નહિ, કારણ કે "દેવદત્ત નામક પુરુષ જન્મ પામ્યો" તથા "દેવદત્ત નામક પુરુષ મરણ પામ્યો' એ પ્રકારની પ્રતીતિ સર્વ જનોને હોય છે, તેથી દેહના જન્મ સાથે આત્માનો પણ જન્મ સંભવે છે, તથા દેહના મરણ સાથે આત્માનું પણ મરણ સંભવે છે" એવી અર્જુનને શંકા થતા, શ્રી ભગવાન્ કહે છે —

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! જેમ દેહી આત્માને આ દેહ વિષે કૌમાર, યૌવન ને જરા એ ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે.) તેમાં ધીર પુરુષને મોહ થતો નથી. ૧૩

ટીકા:-ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં આ જગત્‌મંડળવર્તી જેટલા દેહ છે, તે સર્વ દેહ જેના હોય તેને 'દેહી' કહે છે. તે એક જ દેહી આત્મા, વિભુ હોવાથી સર્વ દેહોની સાથે સંબંધવાળો છે. ચેતનસ્વરૂપ આત્માવડે જ સર્વ શરીરમાં વિવિધ પ્રકારની ચેષ્ટા સિદ્ધ થઇ શકે છે.

"દેહને લીધે આત્માનો ભેદ માનવામાં કિંચિત્ માત્ર પણ પ્રમાણ નથી," એ અર્થ સૂચવવા જ देहिनः શબ્દ એકવચન વાપરેલો છે. આ શ્લોકની પૂર્વના શ્લોકમાં सर्वे वयं એ પ્રમાણે બહુવચન કહેલું હતું. બહુવચનનું તાત્પર્ય શરીરના ભેદ વિષે છે, પરન્તુ આત્માના ભેદ વિષે નથી. તેથી પૂર્વ તથા ઉત્તર વચનોનો વિરોધ થતો નથી. આ વર્તમાન સ્થૂળ દેહમાં બાલ્યાવસ્થા, યૌવનાવસ્થા તથા વૃદ્ધાવસ્થા એવી પરસ્પર વિરુદ્ધ ત્રણ અવસ્થા, એવા એક જ દેહી આત્માની થાય છે. બાલ્યાદિ ત્રણ અવસ્થાના ભેદથી દેહી આત્માના ભેદ થતા નથી. કારણ કે જે હું પૂર્વની બાલ્યાવસ્થામાં મારા પોતાના માતાપિતાદિનો અનુભવ કરતો હતો, તે જ હું અત્યારે વૃદ્ધાવસ્થામાં મારા પુત્ર તથા પૌત્રાદિનો અનુભવ કરું છું. આ પ્રત્યભિજ્ઞા જ્ઞાનના બળથી બાલ્યાવસ્થાના આત્માનો તથા વૃદ્ધાવસ્થાના આત્માનો અભેદ સિદ્ધ થાય છે. બાલ્યાવસ્થાના શરીરનો તથા વૃદ્ધાવસ્થાના શરીરનો ભેદ તો સર્વને પ્રત્યક્ષ પ્રતીત થાય છે. તેથી દેહના ભેદવડે આત્માના ભેદ થતા નથી. આ રીતે જન્માદિ વિકારોથી રહિત આત્માને આ શરીર કરતાં અત્યંત વિલક્ષણ શરીરની પ્રાપ્તિ સ્વપ્નમાં તથા યોગના પ્રભાવજન્ય ઐશ્વર્યમાં થાય છે.

દરેક દેહના ભેદની પ્રતીતિ થતાં પણ "તેજ હું છું" આ પ્રકારના કેવળ પ્રત્યભિજ્ઞા જ્ઞાનથી આત્માની એકતા સિદ્ધ થાય છે. જો કદાચિત્ આ સ્થૂળદેહ આત્મા હોય, તો બાલ્ય, યૌવનાદિ અવસ્થાઓના ભેદવડે, દેહના ભેદ સિદ્ધ થતાં, "તે જ હું છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન થવું જોઇએ નહિ. કારણકે એક પુરુષમાં રહેલા સંસ્કાર અન્ય પુરુષના પ્રત્યભિજ્ઞા જ્ઞાનનું કારણ થાય નહિ. પણ એક અધિકરણમાં વર્તમાન સંસ્કારોનો તથા પ્રત્યભિજ્ઞા જ્ઞાનનો પરસ્પર કારણ તથા કાર્યભાવ થાય છે. કિંવા બાલ્ય, યૌવન અને વૃદ્ધ એ ત્રણ અવસ્થાઓના ભેદ થતાં પણ, અવસ્થારૂપ ધર્મોનો આશ્રય જે દેહ છે, તે દેહ બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા પર્યંત એક જ રહે છે. "દેહની એકતાને પ્રત્યભિજ્ઞા જ્ઞાન વિષય કરે છે. આત્માની એકતાને પ્રત્યભિજ્ઞા જ્ઞાન વિષય કરતું નથી." આ પ્રમાણે ચાર્વાક વાદીના જે વચનો છે, તે સંભવતા નથી; અર્થાત્ તે વચનો સત્ય નથી. કારણ કે સ્વપ્નમાં જાગૃત અવસ્થાવાળા દેહથી ભિન્ન દેહ હોય છે અને યોગના પ્રભાવથી યોગી પુરુષ અનેક દેહોને રચે છે. ત્યાં ધર્મીરૂપ દેહોનો જ ભેદ છે. તેથી ભેદમાં "તે જ હું છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન હોવું જોઇએ નહિ. "તેજ હું છું" એવું પ્રત્યભિજ્ઞાજ્ઞાન સ્વપ્નદ્રષ્ટા પુરુષને તથા યોગી પુરુષને હોય છે. દેહોની એકતાને પ્રત્યભિજ્ઞાજ્ઞાન વિષય કરતું નથી. આ હેતુને અર્થે બાલ્યાદિ અવસ્થા તથા સ્વપ્નદ્રષ્ટા યોગી પુરુષનો દેહ, એ બે પ્રકારનાં દૃષ્ટાંતો આપ્યાં છે. જેવી રીતે મરુ તથા મરીચિકાદિમાં જલાદિની બુદ્ધિ ભ્રાંતિરૂપ હોય છે, તેવી રીતે "હું સ્થૂળ છું," "હું ગૌર છું," "હું ચાલું છું" ઇત્યાદિ પ્રકારની બુદ્ધિ પણ ભ્રાંતિરૂપ જ છે. કારણકે અધિષ્ઠાન વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન બુદ્ધિનો બાધ થઇ જાય છે. અધિષ્ઠાનરૂપ આત્માના જ્ઞાનવડે જે વસ્તુનો બાધ થાય છે તે વસ્તુ ભ્રાંતિરુપે કહેવાય. (આ વાત न जायते ઇત્યાદિ શબ્દોમાં આગળ જતાં સ્પષ્ટ થશે.) આવી રીતે દેહથી ભિન્ન રહેલો આત્મા, દેહ ઉત્પન્ન થતાં દેહની સાથે ઉત્પન્ન થાય છે તથા દેહનો નાશ થતાં દેહની સાથે નાશ પામે છે, એવું કહેનારનો પક્ષ પણ ખંડન

થએલો જાણવો. કારણકે તે પક્ષમાં યદ્યપિ બાલ્ય યૌવનાદિ અવસ્થાઓના ભેદ થતાં પણ "તે હું જ છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન ધર્મીરૂપ દેહની એકતાના કારણથી સંભવિત હોઇ શકે છે; તથાપિ જે સ્વપ્નમાં તથા યોગજન્ય ઐશ્વર્યમાં ધર્મીરૂપ દેહોના ભેદ હોય છે, તે સ્થળે "તે હું જ છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન સંભવશે નહિ. ત્યાં પણ પ્રત્યભિજ્ઞાજ્ઞાન તો હોય છે જ; તેથી દેહના ઉત્પત્તિ તથા નાશની સાથે આત્માના ઉત્પત્તિ તથા નાશ માનવા, તે અત્યંત વિરુદ્ધ છે.

દેહિનોઽસ્મિન્ એ શ્લોકનો અર્થ બીજો પણ થાય છે. જેવી રીતે જન્માદિ વિકારોથી રહિત એક જ આત્માને કૌમારાદિ ત્રણ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, તેવી રીતે આ દેહમાંથી પ્રાણના ઉત્ક્રમણ પછી તેને બીજા દેહની પ્રાપ્તિ થાય છે. ત્યાં જેવી રીતે બાલ્યાદિ અવસ્થાઓના પ્રાપ્તિકાળમાં "તે હું જ છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન હોય છે, તેવી રીતે મરણ પછી બીજો દેહ પ્રાપ્ત થતાં "તે હું જ છુ" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન હોતું નથી. "તે હું જ છુ" એ પ્રકારના પ્રત્યભિજ્ઞાજ્ઞાનવડે યદ્યપિ ત્યાં પૂર્વ તથા ઉત્તર દેહોમાં આત્માની એકતા સિદ્ધ થતી નથી, તથાપિ યુક્તિવડે ત્યાં આત્માની એકતા સિદ્ધ થઇ શકે છે. તે યુક્તિ આ છેઃ–માતાના ઉદરમાંથી બહાર નીકળેલા બાળકને બાલ્યાવસ્થામાં હર્ષ, શોક તથા ભય આદિની પ્રાપ્તિ હોય છે. આ હર્ષ, શોક તથા ભયાદિની પ્રાપ્તિનું બીજું તો કાંઈ કારણ સંભવતું નથી, કિન્તુ કેવળ પૂર્વ જન્મના સંસ્કાર જ આ હર્ષાદિનું કારણ છે. જો કદાચિત્ આપણે પૂર્વજન્મસંસ્કારનો અંગીકાર ન કરીએ તો, માતાના ઉદરમાંથી બહાર નીકળેલા બાળકની માતાના સ્તન્ય (દૂધ) પાનાદિમાં જે પ્રવૃત્તિ થાય છે, તે પ્રવૃત્તિ થવી જોઇએ નહિ. કારણ કે ચેતનયુક્ત પ્રાણીને જે જે પ્રવૃત્તિ હોય છે, તે તે પ્રવૃત્તિ "આ વસ્તુ મારા ઇષ્ટનું સાધન છે" એ પ્રકારના ઇષ્ટસાધનતા જ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલી હોય છે. ઇષ્ટસાધનતાના જ્ઞાન વિના કોઇ પણ પ્રવૃત્તિ થતી નથી. માટે માતાનું સ્તન્ય (દૂધ) પાન કરવામાં બાળકની પ્રથમ પ્રવૃત્તિની પૂર્વે "આ સ્તન્ય (દૂધ) પાન મારા ઇષ્ટનું સાધન છે" એ પ્રકારનું ઇષ્ટસાધનતાજ્ઞાન આ બાળકમાં અવશ્ય માનવું જોઇએ. જન્મકાળમાં ઇષ્ટસાધનતાનું જ્ઞાન અનુભવરૂપે સંભવતું નથી; પરન્તુ આ ઇષ્ટસાધનતાનું જ્ઞાન સ્મૃતિરૂપ માનવું જોઇશે. જે જે સ્મૃતિરૂપ જ્ઞાન થાય છે તે તે પૂર્વ અનુભવજન્ય સંસ્કારોથી જ થાય છે, સંસ્કારો વિના સ્મૃતિરૂપ જ્ઞાન હોતું નથી. તેથી બાળકને પૂર્વ જન્મોમાં "આ માતાનું સ્તન્ય (દૂધ) પાન મારી ક્ષુધાની નિવૃત્તિરૂપ ઇષ્ટનું સાધન છે." એ પ્રકારનો અનુભવ બહુવાર થયેલો છે. આ અનુભવજન્ય સંસ્કારોથી જ બાળકને જન્મકાળમાં સ્મરણરૂપ ઇષ્ટસાધનતાનું જ્ઞાન હોય છે. આ પ્રમાણે અંગીકાર કરવું પડશે; અને સંસ્કાર પણ નહિ બોધન થએલા સ્મૃતિજ્ઞાનને ઉત્પન્ન કરે નહિ, કિંતુ બોધન થએલા સ્મૃતિજ્ઞાનને જ ઉત્પન્ન કરે છે. જો નહિ બોધન થએલ સંસ્કારોથી પણ વસ્તુની સ્મૃતિ થતી હોય, તો સર્વ કાળમાં (દરેક વખતે) તે વસ્તુની સ્મૃતિ હોવી જોઇએ. તેથી જન્મકાળમાં બાળકના પૂર્વ જન્મના સંસ્કારોનું બોધન કરનારા પુણ્યપાપરૂપ અદૃષ્ટ વિના બીજું કાંઈ સંભવતું નથી. કિંતુ જે પૂર્વ જન્મોના પુણ્યપાપરૂપ અદૃષ્ટોએ આ વર્તમાન શરીર આપ્યું છે, તે પુણ્ય પાપરૂપ અદૃષ્ટ જ જન્મકાળમાં પૂર્વ જન્મના સંસ્કારોનો બોધ કરે છે. પૂર્વ જન્મના સંસ્કાર તથા પુણ્ય તેમ જ પાપરૂપ અદૃષ્ટ આત્મારૂપ આશ્રયવિના સ્વતંત્ર રહે નહિ. તેથી પૂર્વ જન્મમાં આત્માની વિદ્યમાનતા (હોવાપણું) અંગીકાર કરવી જોઈએ. આ પ્રકારની યુક્તિવડે જ પૂર્વ તથા ઉત્તર શરીરમાં આત્માની એકતા સિદ્ધ થાય છે.

અથવા દેહિનોઽસ્મિન્ આ શ્લોકનો આ પ્રમાણે ત્રીજો અર્થ કરવો. જેવી રીતે એક જ દેહી આત્માના ક્રમથી દેહની બાલ્યાદિ અવસ્થાઓના ઉત્પત્તિ તથા વિનાશ હોવા છતાં ઉત્પત્તિઆદિ નિત્ય હોવાથી ભેદ હોતો નથી, તેવી રીતે વિભુ હોવાથી એક જ

આત્માને એક જ કાળમાં સર્વ દેહોની પ્રાપ્તિ થાય છે. હવે જો આત્માને દેહાદિની માફક મધ્યમ પરિણામવાળો માનીએ, તો આત્મામાં દેહાદિની પેઠે અનિત્યતા પ્રાપ્ત થશે. જો આત્માને અણુપરિમાણવાળો માનીએ, તો સર્વ શરીરમાં વ્યાપક સુખ દુઃખની પ્રતીતિ ન હોવી જોઇએ. એ બન્ને દોષોની નિવૃત્તિ કરવા માટે આત્માને "વિભુ" માનવો જોઈએ.

સર્વ શરીરોમાં अहमस्मि-अहमस्मि એ પ્રકારની એકાકાર પ્રતીતિ જોવામાં આવે છે, તેથી સર્વ શરીરોમાં એક જ આત્મા વ્યાપકસ્વરૂપે છે. આવી રીતે સર્વ શરીરોમાં આત્માની એકતા સિદ્ધ થયા છતાં પણ ભીષ્મ તથા દ્રોણાદિ વધ્ય છે, અને હું અર્જુન તેમનો ઘાતક (હણનાર) છું, એ પ્રકારના ભેદની કલ્પના કરી, તું મોહને પ્રાપ્ત થયો હોય તો, તેમાં તારું અવિદ્વાન્‌પણું જ એક કારણ છે. જે પુરુષ સર્વ શરીરોમાં આત્માની એકતાને જાણે છે, તે વિદ્વાન્ તથા વિવેકી પુરુષ શરીરમાં મોહને પ્રાપ્ત થતો નથી; કારણકે "હું તેમનું હનન કરનારો છું અથવા મારાથી તેનું હનન થશે (તે હણાશે)" એ પ્રકારનું ભેદદર્શન વિદ્વાન્ પુરુષને હોતું નથી.

આમ કહી ભગવાને એવું અનુમાન સૂચિત કર્યું છે કે, વાદીઓના વિવાદના વિષયરૂપ આ ભીષ્મ તથા દ્રોણાદિ સર્વદેહ એકભોક્તા આત્માયુક્ત છે અર્થાત્ દેહત્વધર્મવાળા હોવાથી બાલ્ય તથા યૌવનાદિ ધર્મોવાળા છે. હવે શ્રુતિ કહે છે કે (एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतांतरात्मा) એક જ આત્મા-દેવ સર્વભૂત પ્રાણીઓમાં વ્યાપક છે તથા કાષ્ઠમાંહેના અગ્નિની પેઠે ગૂઢ છે તથા સર્વભૂત પ્રાણીઓના અંતરાત્મારૂપે છે.

એમ કહીને આત્મામાં નિત્યપણું તથા વિભુપણું સિદ્ધ કર્યું. આ સિદ્ધ થવાથી નીચેના મતોનું ખંડન કર્યું છે. નાસ્તિક એટલે ચાર્વાક આ સ્થૂલદેહને જ આત્મા માને છે. ચાર્વાકમાંથી કોઈક ઇંદ્રિયોને જ આત્મા માને છે અને કોઈ મનને આત્મા માને છે. એક પક્ષવાળા કેટલાક તો પ્રાણોને જ આત્મા માને છે. સૌગત ક્ષણિક વિજ્ઞાનને જ આત્મા માને છે. દિગંબર, આત્માને દેહથી ભિન્ન તથા સ્થિર સ્વભાવવાળો તથા દેહના સમાન પરિમાણવાળો માને છે, અને મધ્યમ પરિમાણવાળામાં નિત્યતા સંભવે નહિ, તેથી "નિત્ય તથા અણુપરિમાણવાળો આત્મા છે" એ પ્રમાણે દિગંબરોના એક પક્ષવાળા માને છે. સિદ્ધાન્તમાં આત્માને નિત્ય તથા વિભુ સિદ્ધ કરવામાં સર્વમતનું ખંડન થઈ જાય છે. (૧૩)

અવતરણિકાઃ-"હે ભગવન્! આત્મા નિત્ય છે તથા વિભુ છે, એ અર્થમાં હું વિવાદ કરતો નથી. પરંતુ સર્વ દેહોમાં આત્મા એક છે, એ અર્થને હું સમજી શકતો નથી. કારણકે બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર, એવા નવ ગુણોવાળો નિત્ય વિભુ આત્મા હોય છે. આત્મા દરેક શરીરમાં ભિન્ન-ભિન્ન (જૂદો-જૂદો) હોય છે. આ પ્રમાણે વૈશેષિક મત અંગીકાર કરે છે. આ જ પક્ષને બીજા તાર્કિક-મીમાંસક વગેરે પણ અંગીકાર કરે છે. આત્માને નિર્ગુણ માનનારા સાંખ્ય શાસ્ત્રવાળા તો આત્મા સુખ દુઃખાદિ ગુણોવાળો છે એ અર્થનો જ વિવાદ કરે છે, તથાપિ આત્મા ભિન્ન ભિન્ન છે, એ અર્થવિષે સાંખ્યશાસ્ત્રવાળા પણ વિવાદ કરતા નથી. જો કદાચિત્ સર્વ શરીરોમાં એક જ આત્મા અંગીકાર કરીએ, તો એક શરીરને સુખની પ્રાપ્તિ થતાં સર્વ શરીરોને સુખની પ્રાપ્તિ થવી જોઈએ; તેમ જ એક શરીરને દુઃખની પ્રાપ્તિ થતાં સર્વ શરીરોને દુઃખની પ્રાપ્તિ થવી જોઇએ. પણ એક શરીરને સુખદુઃખની પ્રાપ્તિ થતાં સર્વ શરીરોને સુખદુઃખની પ્રાપ્તિ થયેલી જોવામાં આવતી નથી. તેથી દરેક શરીરમાં ભિન્ન ભિન્ન આત્મા માનવા જોઈએ. આ પ્રમાણે આત્માનો ભેદ સિદ્ધ થતાં ભીષ્મ દ્રોણાદિથી ભિન્ન એવો હું આત્મા યદ્યપિ નિત્ય છું તથા વિભુ છું; તથાપિ હું આત્મા તથા સુખ દુઃખાદિ ગુણોવાળો છું, તેથી આ ભીષ્મ તથા દ્રોણાદિ બંધુઓનો નાશ

થતાં મને સુખનો વિયોગ તથા દુઃખનો સંયોગ અવશ્ય થશે. તેથી મારે શોક મોહ કરવો અનુચિત નથી, કિન્તુ ઉચિત છે," આ પ્રમાણે અર્જુનને શંકા થવાથી તેનું નિવારણ કરવા ભગવાન્ લિંગદેહનો વિવેક કરવા માટે નીચે પ્રમાણે કહે છે

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

શ્લોકાર્થઃ–હે કુન્તીના પુત્ર! હે ભરતવંશ વિષે જન્મેલા અર્જુન! અનિયત સ્વભાવવાળી તથા વિષયોની સાથે સબંધવાળી ઇંદ્રિયો, ઉત્પત્તિ તથા નાશવાન્ અતઃકરણને જ શીતોષ્ણની પ્રાપ્તિવડે સુખદુઃખની પ્રાપ્તિ કરવાવાળી છે, તેને તું સહન કર. ૧૪

ટીકાઃ–જેવડે વિષય જાણવામાં આવે છે, તેનું નામ માત્રા (માપ) છે. આવી નેત્રાદિ ઇંદ્રિયો છે. નેત્રાદિ ઇંદ્રિયોવડે જ રૂપાદિ વિષયો જાણવામાં આવે છે. નેત્રાદિ ઇંદ્રિયોનો રૂપાદિ વિષયોની સાથના યથાયોગ્ય સબધનુ નામ માત્રાસ્પર્શ છે. અથવા કૌષીતકિ ઉપનિષદ્‌માં વાક્ (વાચા) આદિ દશ ઇંદ્રિયોને પ્રજ્ઞામાત્રા કહી છે અને નામાદિ દશ વિષયોને ભૂતમાત્રા કહી છે. વાક્ આદિ દશ ઇંદ્રિયો તથા નામાદિ દશ વિષયોનો અર્થ 'માત્રા' શબ્દવડે સમજી લેવો.

ઇંદ્રિયના વિષયરૂપ માત્રાઓનો પરસ્પર વિષય તથા વિષયી ભાવરૂપ સંબંધ માત્રાસ્પર્શ કહેવાય છે. અથવા માત્રા એ પ્રમાતાનું વાચક તૃતીયા વિભક્તિનું ભિન્ન પદ જાણવું. પ્રમાતાની સાથે જે વિષય ઇંદ્રિયોનો સંબધક છે તે માત્રા સ્પર્શ છે.

આગમ એટલે ઉત્પત્તિ અને અપાય એટલે નાશ. આગમ તથા અપાય જેમાં હોય તે આગમાપાયી કહેવાય. એવા આગમાપાયી અંતઃકરણને જ માત્રાસ્પર્શ, શીત ઉષ્ણાદિની પ્રાપ્તિદ્વારા સુખદુઃખ પ્રાપ્ત થાય છે સર્વવ્યાપક નિત્ય આત્માને માત્રાસ્પર્શ સુખદુઃખની પ્રાપ્તિ કરતો નથી, કારણકે નિત્યસ્વરૂપ આત્મા નિર્ગુણ તથા વિકારથી રહિત છે. શ્રુતિ કહે છે કે (साक्षी चेता केवलो निर्गुणश्च) આત્માદેવ સર્વના સાક્ષીરૂપે ચેતનરૂપે અદ્વિતીયરૂપે નિર્ગુણરૂપે તથા નિષ્ક્રિયરૂપે છે. એવા નિર્વિકાર નિત્ય આત્માને અનિત્ય અંતઃકરણના સુખદુઃખાદિ ધર્મોની આશ્રયતા સભવે નહિ. કારણકે ધર્મ અને અધર્મ એ બન્નેમાં અભેદ જ હોય છે. અભેદ વિના તેમનો બીજો કોઈ સંબંધ સંભવતો નથી. નિત્ય તથા અનિત્યનો અભેદ કહેવો, તે અત્યંત વિરુદ્ધ છે, તેથી સુખ દુઃખાદિ આત્માનો ધર્મ નથી તથા સુખ દુઃખાદિરૂપ સાક્ષ્ય પદાર્થોમાં સાક્ષી આત્માનું ધર્મપણું કદાચિત પણ સંભવે નહિ, તેથી પણ આ અર્થ સિદ્ધ થયો સુખદુઃખાદિ ધર્મોનો આશ્રય કેવળ અંતઃકરણને જ છે આત્મા સુખદુઃખાદિ ધર્મોના આશ્રય રૂપ નથી. અંતઃકરણ દરેક શરીરમાં ભિન્ન ભિન્ન હોય છે. અંતઃકરણના ભેદને અંગીકાર કરીને જ કોઇ સુખી હોય છે, કોઇ દુઃખી હોય છે ઇત્યાદિ વ્યવસ્થાનો સંભવ હોઇ શકે છે; પણ સુખદુઃખાદિની વ્યવસ્થાની અનુપપત્તિથી દરેક શરીરમાં આત્માનો અભેદ માનવો, તે અત્યંત અસંગત છે. એમ ન માને તો સર્વ જગતનો પ્રકાશ કરનાર તથા જન્માદિ વિકારોથી રહિત આત્મા સત્‌રૂપવડે તથા સ્ફુરણરૂપવડે સર્વ પદાર્થોમાં અનુગત થયેલો પ્રતીત થાય છે; તેથી તે સત્તાનું આત્માના ભેદમાં સ્ફુરણરૂપે કોઈ પણ પ્રમાણ નથી. ઉલટું एको देवः सर्वभूतेषु गूढ ઈત્યાદિ અનેક શ્રુતિઓ આત્માના અભેદનું જ પ્રમાણ છે.

સુખદુઃખાદિની ઉત્પત્તિમાં અંતઃકરણને કારણતા છે, એ વાત નૈયાયિકો તેમ જ સિદ્ધાંતીઓ એમ બન્ને અંગીકાર કરે છે. નૈયાયિકો તો મનરૂપ અંતઃકરણને સુખદુઃખાદિ ધર્મોનું નિમિત્તકારણ

માને છે અને આત્માને સુખદુઃખાદિનું સમવાયી કારણ માને છે. સિદ્ધાન્તમાં અંતઃકરણને જ સુખ-દુઃખાદિનું ઉપાદાન કારણ માન્યું છે. ત્યાં साक्षी चेता केवलो निर्गुणश्च ઈત્યાદિ શ્રુતિઓએ આત્માને નિર્ગુણ કહ્યો છે. નિર્ગુણ આત્મામાં ગુણની સમવાયી કારણતા કહેવી, એ શ્રુતિથી વિરુદ્ધ છે. અંતઃકરણ વિના બીજા કોઇ પણ પદાર્થમાં સુખદુઃખાદિની સમવાયી કારણતા સંભવતી નથી. નિમિત્ત કારણતાની અપેક્ષાએ સમવાયી કારણતા શ્રેષ્ઠ હોય છે. તેથી નૈયાયિકોએ અન્તઃકરણને સુખદુઃખાદિનું સમવાયી કારણ માનવું જોઇએ. પણ કેવળ યુક્તિવડે જ અન્તઃકરણમાં સુખ-દુઃખાદિ ધર્મોની ઉપાદાન કારણતા સિદ્ધ નથી, કિંતુ પ્રમાણવડે પણ સિદ્ધ થાય છે. શ્રુતિ કહે છે કે (कामः संकल्पो विचिकित्सा श्रद्धा अश्रद्धा धृतिरधृति र्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एवेति) ઇચ્છા, સંકલ્પ, સંશય શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, જ્ઞાન અને ભય, એ સર્વ મનરૂપ જ છે. શ્રુતિ કામાદિ વિકારોનું મનની સાથે અભેદ કથન કરતાં મનને કામાદિ વિકારોનું ઉપાદાન કારણત્વ કથન કરે છે. શ્રુતિમાં કામાદિ વિકાર સુખદુઃખાદિ ધર્મોના પણ ઉપલક્ષક (દર્શાવનાર) છે અને આત્માને અનેક શ્રુતિઓએ સ્વપ્રકાશ-જ્ઞાનાનંદરૂપ કહેલો છે. તેથી આત્માને સુખદુઃખાદિ ધર્મોની આશ્રયતા સંભવતી નથી. આથી નૈયાયિકો વગેરેએ આત્મામાં યથાભેદ જે વિકારીપણું અંગીકાર કરેલું છે, તે કેવળ ભ્રાંતિવડે જ અંગીકાર કરેલું છે.

હે અર્જુન ! આગમાપાયી હોવાથી તથા દશ્ય હોવાથી, નિત્યદ્રષ્ટા આત્માથી ભિન્ન અન્તઃકરણમાં સુખદુઃખાદિની ઉત્પત્તિ કરનાર માત્રાસ્પર્શ નિયત સ્વભાવવાળા નથી, કિંતુ અનિયત સ્વભાવવાળા છે. કારણકે એક સમયે સુખ ઉત્પન્ન કરનાર શીત તથા ઉષ્ણાદિ બીજે સમયે દુઃખ ઉત્પન્ન કરે છે. તે જ પ્રમાણે કોઈ સમયે દુઃખ ઉત્પન્ન કરનાર શીત તથા ઉષ્ણાદિ બીજે સમયે સુખ ઉત્પન્ન કરે છે. તેથી માત્રાસ્પર્શ અનિયત સ્વભાવવાળા છે. અહીં શીત તથા ઉષ્ણનો અર્થ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારના સુખદુઃખના અર્થનો બોધક છે. જ્વરાદિ વ્યાધિઓવડે અન્તઃકરણમાં ઉત્પન્ન થનારું દુઃખ આધ્યાત્મિક દુઃખ કહેવાય છે; સિંહ તથા સર્પાદિ પ્રાણીઓવડે ઉત્પન્ન થનાર દુઃખ આધિભૌતિક દુઃખ કહેવાય છે; અને જળ, અગ્નિ વગેરેથી ઉત્પન્ન થનાર દુઃખ આધિદૈવિક દુઃખ કહેવાય છે. આ રીતે સુખના પણ ત્રણ ભેદ જાણી લેવા.

હે અર્જુન ! અત્યંત સ્થિર સ્વભાવવાળા તથા નિર્વિકાર આત્માથી ભિન્ન વિકારી અંતઃકરણને સુખદુઃખની પ્રાપ્તિ કરાવનારા ભીષ્મ તથા દ્રોણાદિના સંયોગરૂપ માત્રાસ્પર્શોને તું સહન કર. તાત્પર્ય એ છે કે, "હું અવિકારી આત્માને કિંચિત્ માત્ર પણ હાનિ કરતો નથી," એ પ્રકારના વિવેકવડે તું માત્રા સ્પર્શોની ઉપેક્ષા કર તથા દુઃખાદિ ધર્મવાળા અન્તઃકરણના તાદાત્મ્ય અધ્યાસથી તું તારા આત્માને દુઃખી ન માન, એ જ માત્રાસ્પર્શોને સહન કરવાની ક્રિયા છે.

અહીં હે કૌંતેય હે ભારત એ બન્ને સંબોધનવડે શ્રીભગવાને અર્જુન પ્રત્યે એવો અર્થ સૂચવ્યો છે કે, માતૃકુળ તથા પિતૃકુળ એમ ઉભય કુળોથી તું અત્યંત શુદ્ધ છે. માટે તને આ પ્રકારનું અજ્ઞાન ઉચિત નથી. વળી કોઇ ટીકામાં आगमापायिनः એ વિશેષણ માત્રાસ્પર્શોનું જ કરેલું છે. આગમાપાયી હોવાથી માત્રાસ્પર્શ અનિત્ય છે, એ પ્રમાણે તેનો અર્થ કર્યો છે. પરંતુ આ વ્યાખ્યાનમાં शीतोष्णसुखदुःखदाः એ શબ્દોવડે કથન કરેલી સુખદુઃખની પ્રાપ્તિ માત્રાસ્પર્શ કોને કરે છે, એ પ્રકારની જિજ્ઞાસા થતાં "અન્તઃકરણને સુખદુઃખની પ્રાપ્તિ કરે છે" એ પ્રમાણે અર્થ કરવાથી, 'અન્તઃકરણ'નો અર્થ સૂચિત થાય છે. પૂર્વ વ્યાખ્યામાં आगमापायिनः એ શબ્દ અન્તઃકરણનો જ વાચક છે, તેથી આગમાપાયીવડે અન્તઃકરણની જ પ્રાપ્તિ થાય છે. (૧૪)

અવતરણિકાઃ—"હે ભગવન્ ! અન્તઃકરણને જો સુખદુઃખનો આશ્રય માનશો, તો અંતઃકરણને જ કર્તા ભોક્તાપણાની પ્રાપ્તિવડે ચેતનરૂપતા અંગીકાર કરવી પડશે. અંતઃકરણને ચેતનરૂપતા

સિદ્ધ થશે, તો અન્તઃકરણથી ભિન્ન તથા અંતઃકરણને પ્રકાશ કરવાવાળા ભોક્તા આત્માવિષે કાંઇ પ્રમાણ નથી. આથી કેવળ નામ માત્રમાં જ વિવાદ સિદ્ધ થશે, પણ નામોના અર્થમાં કાંઇ વિવાદ થશે નહિ. કેટલાક પક્ષીવાદીઓએ આત્માને અંતઃકરણ શબ્દવડે કથન કર્યો, કેટલાકોએ તેને આત્મા કહ્યો. અન્તઃકરણથી ભિન્ન જો ચેતન આત્મા અંગીકાર કરશો તો વેદાન્ત-સિદ્ધાન્તમાં અંગીકાર કરેલી બંધ તથા મોક્ષ અને ઉભયની સમાનાધિકરણતા સિદ્ધ થશે નહિ; કિંતુ બંધ તથા મોક્ષનું ભિન્ન ભિન્ન અધિકરણ સિદ્ધ થશે. તેમ થવાથી સુખદુઃખ આશ્રયરૂપે હોવાથી અંતઃકરણ બંધનું અધિકરણ થશે અને અંતઃકરણથી ભિન્ન આત્મા મોક્ષનું અધિકરણ થશે." એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવા શ્રીભગવાન્ કહે છે:—

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

શ્લોકાર્થ:–હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન! સમાન સુખદુઃખવાળા ધીર પુરુષને માત્રાસ્પર્શો (ઇંદ્રિયો) જે કારણથી વ્યથા કરતા નથી, તે જ કારણથી ધીર પુરુષ મોક્ષની પ્રાપ્તિને વાસ્તે યોગ્ય હોય છે. ૧૫

ટીકા:–હે અર્જુન! ( अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति )-સ્વપ્નાવસ્થામાં સૂર્યાદિ જ્યોતિઓનો અભાવ થતાં આત્મા પુરુષ જ સ્વયંજ્યોતિ છે આ શ્રુતિના પ્રમાણથી સ્વપ્રકાશરૂપવડે સિદ્ધ ચેતન આત્મા પોતાના પરિપૂર્ણ સ્વરૂપવડે સર્વ શરીરરૂપ પુરીઓમાં નિવાસ કરે છે. આ કારણથી શ્રુતિ ભગવતી ચેતન આત્માને 'પુરુષ' કહે છે અથવા આઠ પુરીઓમાં નિવાસ કરનાર 'પુરુષ' કહેવાય છે. એ આઠ પુરીઓ નીચે પ્રમાણે છે —

कर्मेंद्रियाणि खलु पञ्च तथा पराणि ज्ञानेंद्रियाणि मनआदि चतुष्टयं च ।
प्राणादि पंचकमथो वियदादिकं च कामश्च कर्म च तमः पुनरष्टमी पूरिति ॥

અર્થ:–વાક્ આદિ પાંચ કર્મ ઇંદ્રિય, શ્રોત્રાદિ પાંચ જ્ઞાન ઇંદ્રિય, મન આદિ ચાર અંતઃકરણ, પ્રાણાદિ પાંચ પ્રાણ, આકાશાદિ પંચભૂત , કામ, કર્મ ને તમ· આ આઠનું 'પુર' છે. 'અહીં તમ શબ્દવડે કારણ અજ્ઞાન અર્થ સમજવો. શ્રુતિ કહે છે કે ( स वायं पुरुषः सर्वासु पूर्षु पुरि वा शयः ) આ ચેતન આત્મા શરીરાદિરૂપ સર્વ પુરીઓમાં નિવાસ કરતો હોવાથી, પુરુષસંજ્ઞાને પ્રાપ્ત થાય છે. અથવા શરીરરૂપ પુરીમાં શયન કરનાર હોવાથી પુરુષ કહેવાય છે. આવા સ્વયંજ્યોતિ આત્માને અનાત્મ અંતઃકરણના ધર્મરૂપવડે તથા દૃશ્યરૂપવડે સુખદુઃખ સમાન જ છે. આ કારણથી આત્માને સમાન સુખદુઃખ ધર્મવાળો કહે છે. અહીં દુઃખસુખનો અર્થ પૂર્વોક્ત અંતઃકરણના કામ-સંકલ્પાદિ સર્વ ધર્મોનો ઉપલક્ષક છે. શ્રુતિ કહે છે કે ( एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्धते कर्मणा नो कनीयान् ) આ આત્મા નિત્યસ્વરૂપે છે. બ્રહ્મરૂપ આત્માનો મહિમા એવો છે કે તે પુણ્યકર્મવડે સુખરૂપ વૃદ્ધિને પ્રાપ્ત થતો નથી અને પાપકર્મવડે દુઃખરૂપ કનિષ્ઠતાને પ્રાપ્ત થતો નથી." આ શ્રુતિએ આત્મામાં સુખ દુઃખ બન્ને ધર્મોનો નિષેધ કર્યો છે. આ શ્રુતિથી આત્મામાં કામ સંકલ્પાદિ સર્વ ધર્મોનો નિષેધ પણ જાણી લેવો. સ્વયંજ્યોતિ આત્મા પોતાના ચિદાભાસદ્વારા બુદ્ધિની સાથે તાદાત્મ્ય અધ્યાસને પ્રાપ્ત થઇને, બુદ્ધિને શુભાશુભ કાર્યમાં પ્રેરણા કરે છે. તેથી બુદ્ધિના પ્રેરકરૂપ સાક્ષી આત્માને 'ધીર' કહેવામાં આવે છે. धियमीरयतीति धीर इति ॥ શ્રુતિ કહે છે કે (सधीः स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति) બુદ્ધિરૂપ ઉપાધિવાળો આત્માદેવ સ્વપ્નને પ્રાપ્ત થઇ જાગ્રતનો પરિત્યાગ કરે છે." એમ કહીને આત્મામાં બંધની પ્રસક્તિ દર્શાવી છે, જે અધિ-

કરણમાં જે વસ્તુ સ્વભાવથી હોય નહિ, તે અધિકરણમાં તે વસ્તુનો આરોપ કરવો, તેને 'પ્રસક્તિ' કહેવામાં આવે છે. આ વાત બીજાં શાસ્ત્રોમાં પણ કહેલી છે.

यतो मानानि सिद्ध्यंति जाग्रदादित्रयं तथा ।
भावाभावविभागश्च स ब्रह्मास्मीति चोच्यते ॥

અર્થઃ-જે સ્વયંજ્યોતિ આત્માથી પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણ સિદ્ધ થાય છે તથા જાગ્રત આદિ ત્રણ અવસ્થા સિદ્ધ થાય છે તથા 'આ ભાવ પદાર્થ છે'. અને 'આ અભાવ પદાર્થ છે' ઇત્યાદિ ભેદ સિદ્ધ થાય છે, તે સાક્ષી આત્માને 'હું બ્રહ્મસ્વરૂપે છું' (ब्रह्मास्मि) ઇત્યાદિ મહાવાકયોએ જણાવેલો છે. એવા સમદુઃખસુખધીર પુરુષને પૂર્વોક્ત સુખ દુઃખ દેનાર માત્રાસ્પર્શો (વિષયો) વાસ્તવિક રીતે વ્યથા દુઃખની પ્રાપ્તિ કરતા નથી, કારણ કે સ્વયંજ્યોતિ પુરુષ સર્વ વિકારોનો પ્રકાશક હોવાથી વિકારોને યોગ્ય નથી. શ્રુતિ કહે છે કે—

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतांतरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

અર્થઃ-"જેવી રીતે સર્વ લોકના ચક્ષુ સૂર્ય ભગવાન્, ચક્ષુના વિષયરૂપ બાહ્ય દોષોથી લેપાયમાન થતા નથી, તેવી રીતે એક અદ્વિતીયરૂપ સર્વ પ્રાણીઓનો અંતરાત્મા, લોકના દુઃખોથી લેપાયમાન થતો નથી." આ કારણથી ધીર પુરુષ પોતાના સ્વરૂપભૂત બ્રહ્માત્માની એકતાના જ્ઞાનવડે, સર્વ દુઃખોના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક અદ્વિતીય, સ્વપ્રકાશ તથા પરમાનંદરૂપ મોક્ષની પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે. જો કદાચિત્ સ્વયંજ્યોતિ આત્મા આરોપણ કરેલા બંધનો આશ્રય ન હોય, પણ કિંતુ સ્વાભાવિક બંધનો આશ્રય હોય, તો ધર્મીની નિવૃત્તિવિના સ્વાભાવિક ધર્મોની નિવૃત્તિ થાય નહિ. જેવી રીતે અગ્નિરૂપ ધર્મીની નિવૃત્તિવિના તેના ઉષ્ણતાદિ સ્વાભાવિક ધર્મની નિવૃત્તિ થતી નથી, તેવી રીતે આત્મારૂપ ધર્મીની નિવૃત્તિવિના સ્વાભાવિક બંધરૂપ ધર્મની કદાચિત્ પણ નિવૃત્તિ થશે નહિ. આત્મા નિત્ય છે, તેથી આત્માની કદાચિત્ પણ નિવૃત્તિ સંભવતી નથી. એથી આત્મા કદાચિત્ પણ મુક્ત ન હોવો જોઇએ. આ બાબત અન્ય શાસ્ત્રોમાં પણ કહેલી છે. જેમ કેઃ-

आत्मा कर्त्रादि रूपश्चेन्माकांक्षीस्तर्हि मुक्तताम् ।
न हि स्वभावो भावानां व्यावर्त्तेतैष्ण्योपद्रवैः ॥

અર્થઃ-આત્મા જો કદાચિત્ સ્વભાવથી જ કર્તૃત્વ ભોકતૃત્વ આદિરૂપ બંધવાળો હોય, તો હે શિષ્ય! તું મુક્તપણાની ઇચ્છા કરતો ના. કારણ કે સૂર્યનો ઉષ્ણતારૂપ સ્વાભાવિક ધર્મ, સૂર્યરૂપ ધર્મીની નિવૃત્તિવિના નિવૃત્ત થતો નથી તેમ. ભાવ પદાર્થોનો જે સ્વાભાવિક ધર્મ હોય છે તે ધર્મ, ભાવ પદાર્થરૂપ ધર્મીની નિવૃત્તિવિના કદાચિત્ પણ નિવૃત્ત થતો નથી. જેમ કે આત્મામાં સ્વાભાવિક બંધનો અંગીકાર કરવાથી કોઇને પણ મોક્ષની પ્રાપ્તિ થશે નહિ, તેથી विमुक्तश्च विमुच्यते ज्ञानादेव तु कैवल्यम् ઇત્યાદિ જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિનું કથન કરનારી અનેક શ્રુતિઓથી પણ આત્મામાં બંધ ભાવ વિરુદ્ધ છે.

શંકાઃ-આત્મામાં જો કદાચિત્સ્વાભાવિક બંધ અંગીકાર કરીએ, તો આ પૂર્વોક્ત દોષ અમને પણ પ્રાપ્ત થાય, પરંતુ આત્મામાં બંધ અમે સ્વાભાવિક રીતે જ અંગીકાર કરતા નથી, કિંતુ આત્મામાં બુદ્ધિ આદિ ઉપાધિકૃત બંધ છે. શ્રુતિ કહે છે કે (आत्मेंद्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः) દેહ, ઇંદ્રિય તથા મનરૂપ ઉપાધિથી યુક્ત આત્માને બુદ્ધિમાન્ પુરુષો ભોક્તા કહે છે. આ પ્રમાણે આત્મામાં ઉપાધિકૃત બંધનો અંગીકાર કરતાં અને આત્મારૂપ ધર્મી વિદ્યમાન હોવા છતાં પણ ઔપાધિક બંધની નિવૃત્તિવડે મુક્તિની પ્રાપ્તિ થઇ શકે છે.

સમાધાનઃ–હે વિવાદ કરનાર ! તારા એ કથનથી એમ સિદ્ધ થાય છે કે, જે વસ્તુ પોતાના ધર્મોને અન્ય વસ્તુમાં સ્થિતરૂપ કરીને પ્રતીત કરાવે છે, તે વસ્તુ 'ઉપાધિ' કહેવાય છે. જેવી રીતે રાતા વર્ણવાળું જપા નામનું પુષ્પ (જાસુદીનું ફુલ), પોતાના રાતા વર્ણને સામે રહેલા સ્ફટિકમણિમાં સ્થિતરૂપ કરીને પ્રતીત કરાવે છે, તેથી સ્ફટિક જપા પુષ્પના ઉપાધિરૂપે કહે છે; તેવી રીતે બુદ્ધિ-આદિ પણ પોતાના સુખદુઃખાદિ ધર્મોને આત્મામાં સ્થિતરૂપ કરીને પ્રતીત કરાવે છે; તેથી બુદ્ધિ-આદિ પણ ઉપાધિ છે. પણ જે ધર્મ ઉપાધિકૃત હોય છે, તે અસત્ય પણ હોય છે. જેવી રીતે જપા પુષ્પરૂપ ઉપાધિએ કરેલી સ્ફટિકમણિમાં જે રકતતા (રતાશ) છે, તે રકતતા અસત્ય જ છે. તેવી રીતે બુદ્ધિઆદિ ઉપાધિએ કરેલો આત્મામાં કર્તૃત્વ ભોકતૃત્વાદિ જે બંધ, તે પણ અસત્ય જ હોવો જોઇએ. એ પ્રમાણે બંધમાં ઔપાધિકતા માનીને અસત્યરૂપતાને અંગીકાર કરનાર તથા શંકા ઉઠાવનાર તું પણ જે અમે કહીએ છીએ તે જ કહે છે, તું મને અનુકૂળ છે પણ પ્રતિકૂળ નથી. વાસ્તવિક રીતે કર્તૃત્વ ભોકતૃત્વાદિ સર્વ સંસારધર્મોના સંબંધથી રહિત આત્મામાં, અન્તઃકરણાદિ ઉપાધિના કારણથી, સંસારધર્મોના સંબંધની જે પ્રતીતિ છે, તે જ આત્મામાં બંધ છે અને પોતાના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી, જ્યારે પોતાના સ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તથા અજ્ઞાનના કાર્યરૂપ બુદ્ધિ આદિ ઉપાધિઓની નિવૃત્તિ થાય છે તથા ઉપાધિકૃત સર્વ ભ્રમની નિવૃત્તિ થાય છે, ત્યારે સર્વ દૃશ્ય પ્રપંચના સંબંધથી રહિત હોવાથી, શુદ્ધરૂપ તથા સ્વપ્રકાશ પરમાનંદરૂપતાવડે સર્વત્ર પરિપૂર્ણ રૂપ આત્માદેવનો સ્વતઃજ કૈવલ્યરૂપ મોક્ષ થાય છે. માટે બંધ તથા મોક્ષ એ બન્નેનાં ભિન્નભિન્ન અધિકરણ નથીઃ પણ એક જ આત્મા બન્નેનું અધિકરણ છે. આ કથનથી, 'અંતઃકરણ' અને 'આત્મા' એવાં નામ માત્રમાં જ વિવાદ છે, પણ તે બન્ને નામોનો અર્થ એક જ છે. એ પ્રમાણે જે પૂર્વ વાદિએ કહ્યું હતું, તેનું પણ ખંડન થયલું જાણવું, કારણ કે પ્રકાશ્ય અને પ્રકાશક એ ઉભયની એકતા સંભવતી નથી. જેવી રીતે પ્રકાશ્ય ઘટાદિ પદાર્થ અને પ્રકાશક દીપકાદિ પદાર્થ, એ બન્નેની એકતા સંભવતી નથી, તેવી રીતે પ્રકાશ્યરૂપ અંતઃકરણાદિ તથા પ્રકાશક સાક્ષી આત્મા, એ બન્નેની પણ એકતા સંભવતી નથી. પણ પ્રકાશ્ય પદાર્થ પ્રકાશકથી ભિન્ન જ હોય છે. જો કદાચિત એક જ પદાર્થને પ્રકાશ્યરૂપ તથા પ્રકાશકરૂપ માનીએ, તો એક જ પદાર્થમાં પ્રકાશરૂપ ક્રિયાનું કર્તાપણું તથા કર્મપણું પ્રાપ્ત થશે, જે અત્યંત વિરુદ્ધ છે. એક જ વસ્તુમાં એક ક્રિયાનું કર્તાપણું તથા કર્મપણું ક્યાંઈ પણ જોવામાં આવતું નથી.

શંકાઃ–એક જ વસ્તુમાં જો પ્રકાશ્યતા તથા પ્રકાશકતા ન હોય, તો આત્મામાં પણ તે પ્રકાશ્યતા તથા પ્રકાશકતા કેવી રીતે સંભવે ?

સમાધાનઃ–સ્વયંજ્યોતિ આત્મામાં અમે કેવળ પ્રકાશકતા જ અંગીકાર કરીએ છીએ; ઘટાદિ પદાર્થોની પેઠે આત્મામાં પ્રકાશ્યતા અમે અંગીકાર કરતા નથી. આત્મામાં અંતઃકરણાદિનું પ્રકાશકપણું રહેલું છે, સ્વપ્રકાશ જ્ઞાન રૂપતાથી ભિન્ન નથી; પણ પ્રકાશકપણું સ્વપ્રકાશજ્ઞાનરૂપે જ હોય છે. આવી રીતનું પ્રકાશકપણું આત્માથી ભિન્ન અન્તઃકરણાદિમાં કદી સંભવતું નથી.

શંકાઃ–બુદ્ધિની વૃત્તિઓથી ભિન્ન બીજું કોઇ જ્ઞાન નથી, તેથી બુદ્ધિની વૃત્તિઓ જ જ્ઞાનરૂપે છે, એમ કહીએ તો શું ખોટું ?

સમાધાનઃ–જ્ઞાન સર્વ દેશમાં તથા સર્વકાળમાં અનુગત છે, તથા તે ભેદ કરનારા ધર્મોથી રહિત છે. તેથી જ્ઞાન વિભુ, નિત્ય તથા એક છે. વળી બુદ્ધિની પરિણામરૂપ વૃત્તિઓ પરિછિન્ન છે, અનિત્ય તથા અનેક છે. એવા વિભુરૂપ તથા અનિત્યરૂપ એક જ્ઞાનને પરિચ્છિન્ન, અનિત્ય તથા અનેક વૃત્તિરૂપતા સંભવે નહિ.

શંકા:-જ્ઞાનને જો નિત્ય તથા એક અંગીકાર કરશો તો "અમારામાં પૂર્વનું ઘટજ્ઞાન નષ્ટ થયું છે અને અત્યારે પટજ્ઞાન ઉત્પન્ન થયું છે" એ પ્રકારની પ્રતીતિ તથા જ્ઞાનના ઉત્પત્તિ નાશને તથા ભેદને વિષય કરનારી થશે નહિ.

**સમાધાન:**-આ પ્રતીતિ જ્ઞાનના ઉત્પત્તિ તથા નાશનો વિષય કરતી નથી, પણ સાક્ષી આત્મારૂપ જ્ઞાનના ઘટાદિ વિષયોની સાથે વૃત્તિદ્વારા સંબંધના ઉત્પત્તિ તથા નાશાદિને આ પ્રતીતિ વિષય કરે છે. જો એ પ્રમાણે અંગીકાર ન કરીએ, તો જ્ઞાનની ઉત્પત્તિ, નાશ તથા ભેદ વગેરેની કલ્પના કરવામાં અત્યંત ગૌરવરૂપ દોષની પ્રાપ્તિ થશે. તેથી સાક્ષી આત્મારૂપ જ્ઞાન નિત્ય, વિભુ, એક તથા અદ્વિતીયરૂપ છે. શ્રુતિ કહે છેઃ "(न हि द्रष्टुर्दृष्टे र्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्, आकाशवत्सर्वगतश्च नित्यः महद्भूतमनंतमपार विज्ञानघन एव तदेव ब्रह्म पूर्वमनपरमनन्तरमबाह्यमयमात्माब्रह्म सर्वानुभूरिति) દ્રષ્ટા આત્માના સ્વરૂપભૂત જ્ઞાનરૂપ દૃષ્ટિ છે. આ દૃષ્ટિ નાશથી રહિત છે, તેથી દૃષ્ટિનો કોઈ પણ અવસ્થામાં અભાવ થશે નહિ. વળી જ્ઞાનસ્વરૂપ આત્મા આકાશની જેમ સર્વત્ર વ્યાપક નિત્ય મહાન્ રૂપ છે, અનંત, અપાર તથા વિજ્ઞાનઘન છે. આવા જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ કારણથી રહિત છે. કાર્યથી રહિત, અંતરપણાથી રહિત તથા બાહ્યપણાથી રહિત છે. આવો જ્ઞાનસ્વરૂપ આત્મા બ્રહ્મરૂપે છે. આવી અનેક શ્રુતિઓ આત્માને વિભુ, નિત્ય, સ્વપ્રકાશ તથા જ્ઞાનરૂપ કહે છે. આટલા કથનથી અવિદ્યારૂપ કારણ ઉપાધિથી પણ આત્માનો ભેદ સિદ્ધ થાય છે. આ પ્રમાણે એ અર્થ સિદ્ધ થાય છે કે, સ્થૂળ તથા સૂક્ષ્મ કારણરૂપ અસત્ય ઉપાધિઓવડે કરેલા આત્મામાં જ બંધરૂપી ભ્રમ છે. તે બંધરૂપ ભ્રમની જ્યારે આત્માના જ્ઞાનવડે નિવૃત્તિ થાય છે, ત્યારે સ્વયંજ્યોતિ પુરુષને મોક્ષની પ્રાપ્તિ થાય છે. અમારા આ સિદ્ધાન્તમાં પૂર્વોક્ત કિંચિત્ માત્ર પણ દોષની પ્રાપ્તિ થશે નહિ.

અહીં हे पुरुषर्षभ એ સંબોધનવડે ભગવાને અર્જુન પ્રત્યે એવો અર્થ સૂચિત કર્યો છે કે, સ્વપ્રકાશ ચૈતન્યરૂપતાથી તારામાં જે પુરુષપણું છે, તથા પરમાનંદરૂપતાથી સર્વ દ્વૈત પ્રપંચની અપેક્ષાએ તારામાં જે શ્રેષ્ઠતારૂપ ઋષભપણું છે, તેને અર્થાત્ પુરુષપણાને તથા ઋષભપણાને નહિ જાણવાથી જ તું શોકને પ્રાપ્ત થયો છું. આ શોકની નિવૃત્તિનો કોઈ બીજો ઉપાય નથી, પણ સ્વરૂપના સ્વજ્ઞાનથી જ તારા શોકની નિવૃત્તિ થશે. કહે છે કે, (तरति शोकमात्मवित्) આત્મવેત્તા પુરુષ શોકથી રહિત હોય છે. આ શ્લોકમાં पुरुषं એમ એક વચનવાળા શબ્દવડે સાંખ્ય શાસ્ત્રના મતનું ખંડન કર્યું છે; કારણ કે સાંખ્ય શાસ્ત્રવાળાઓ અનેક પુરુષોનો અંગીકાર કરે છે. (૧૫).

શંકા:-હે ભગવન્! યદ્યપિ ચેતન આત્મા પુરુષ એક જ છે, તથાપિ પુરુષમાં સત્યરૂપ જડ પદાર્થોનો દ્રષ્ટાપણારૂપ સસાર અસત્ય નથી, પણ સંસાર સત્ય છે. વળી સસાર સત્ય હોવાથી શીત તથા ઉષ્ણાદિરૂપ સુખ તથા દુ:ખનાં કારણો વિદ્યમાન હોવાથી, સુખ તથા દુ:ખનો ભોગ પણ અવશ્ય કરીને હોવો જોઈએ. સત્ય વસ્તુની જ્ઞાનથી નિવૃત્તિ થાય નહિ. જો સત્યવસ્તુની જ્ઞાનથી નિવૃત્તિ થતી હોય તો પછી સત્ય આત્માની પણ જ્ઞાનથી નિવૃત્તિ થવી જોઈએ. એથી પૂર્વોક્ત માત્રા સ્પર્શોની તિતિક્ષા કેવી રીતે સંભવે તથા પુરુષ મોક્ષની પ્રાપ્તિને માટે કેવી રીતે યોગ્ય થાય?

**સમાધાન:**-હે અર્જુન! જેવી રીતે છીપમાં કલ્પિત જે રૂપું હોય છે, તે રૂપાની નિવૃત્તિ. છીપ રૂપ અધિષ્ઠાનના જ્ઞાનથી થાય છે, તેવી રીતે સર્વ દ્વૈત પ્રપંચ આત્મામાં કલ્પિત હોવાથી અધિષ્ઠાન આત્માના જ્ઞાનવડે કલ્પિત પ્રપંચની નિવૃત્તિ બની શકે છે.

અવતરણિકા:-"હે ભગવન્ ! જેવી રીતે આત્માની પ્રતીતિ થાય છે તેવી રીતે અનાત્મ પ્રપંચની પણ પ્રતીતિ થાય છે; તેથી આત્મા તથા અનાત્મા એ બેઉની સરખી પ્રતીતિ થતાં આત્માની પેઠે અનાત્મ જગત્ પણ સત્ય શા માટે ન હોય? તથા અનાત્મ જગતની પેઠે આત્મા પણ અસત્ય શામાટે ન હોય? એવી અર્જુનની શંકાનું નિવારણ કરવા શ્રીકૃષ્ણ ભગવાન્ બન્ને વિષે વિવરણ કરે છે.—

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! અસત્ વસ્તુની સત્તા સંભવતી નથી તથા સત્ વસ્તુનો અભાવ સંભવતો નથી. એમ સત્ તથા અસત્‌ની મર્યાદા તત્ત્વદર્શી પુરુષોએ જોઇ છે. ૧૬

ટીકા:-કાળકૃત પરિચ્છેદ, દેશકૃત પરિચ્છેદ અને વસ્તુકૃત પરિચ્છેદ, એ ત્રણ પ્રકારના પરિચ્છેદવાળો જે પદાર્થ હોય છે તે પદાર્થ અસત્ કહેવાય છે. આવા ઘટાદિ અનાત્મ પદાર્થો છે. પ્રાગભાવનું તથા પ્રધ્વંસાભાવનું પ્રતિયોગીપણું કાલપરિચ્છેદ કહેવાય છે. જેમ ઘટની ઉત્પત્તિની પૂર્વે ઘટનો મૃત્તિકા (માટી)માં પ્રાગભાવ રહે છે, પ્રાગભાવનું પ્રતિયોગીપણું ઘટમાં છે. વળી ઘટના નાશની પછી ઘટનો પ્રધ્વંસાભાવ ઘટના કપાલોમાં અર્થાત્ ઘટના ઠીકરામાં રહે છે. તે પ્રધ્વંસાભાવનું પ્રતિયોગીપણું ઘટમાં છે તેથી ઘટ કાળકૃત પરિચ્છેદવાળો છે. ઘટનો નાશ થયા પછી જે ઠીકરાં રહે છે તે 'કપાલ' કહેવાય છે.

અત્યંતાભાવનું પ્રતિયોગીપણું દેશ પરિચ્છેદ કહેવાય છે. જે દેશમાં ઘટ રહે છે તે દેશને છોડી ( તે દેશ સિવાય ) અન્ય સર્વ દેશમાં તે ઘટનો અત્યંતાભાવ રહે છે. આ અત્યંતાભાવનું પ્રતિયોગીપણું ઘટમાં રહે છે, તેથી ઘટ દેશકૃત પરિચ્છેદવાળો છે. વેદાન્ત-સિદ્ધાન્તમાં જો કે જે પદાર્થ કાળકૃત પરિચ્છેદવાળા હોય છે, તે પદાર્થ નિયમવડે દેશકૃત પરિચ્છેદવાળો પણ હોય છે, તેથી કાળકૃત પરિચ્છેદનું ગ્રહણ કરવાથી જ દેશકૃત પરિચ્છેદનો અર્થ પણ ગ્રહણ થઇ શકે છે. પણ દેશકૃત પરિચ્છેદને જૂદો ( ભિન્ન ) ગ્રહણ કરવો સંભવતો નથી, છતાં નૈયાયિકો, પૃથિવી, જલ, તથા તેજ-વાયુએ ચારના પરમાણુઓને તથા મનને મૂર્તદ્રવ્ય રૂપે તથા નિત્ય સ્વરૂપે માને છે. તેથી નૈયાયિકો પરમાણુઓમાં તથા મનમાં કેવળ દેશકૃત પરિચ્છેદ જ અંગીકાર કરે છે તથા કાળકૃત પરિચ્છેદ અંગીકાર કરતા નથી. એ કારણથી અહીં કાળકૃત પરિચ્છેદથી દેશકૃત પરિચ્છેદ ભિન્ન ગ્રહણ કર્યો છે. સજાતીય ભેદ, વિજાતીય ભેદ અને સ્વગત ભેદ એ ત્રણ પ્રકારના ભેદનું નામ વસ્તુકૃત પરિચ્છેદ છે. એક વૃક્ષનો બીજા વૃક્ષથી જે ભેદ છે તે સજાતીય ભેદ કહેવાય છે અને વૃક્ષનો પાષાણાદિથી જે ભેદ છે તે વિજાતીય ભેદ કહેવાય છે, વળી વૃક્ષનો પોતાના પત્ર-પુષ્પ તથા ફલાદિથી જે ભેદ છે, તે ભેદ સ્વગત ભેદ કહેવાય છે. અથવા (૧) જીવ અને ઇશ્વરનો ભેદ, (૨) જીવ અને જગતનો ભેદ, (૩) જીવોનો પરસ્પર ભેદ, (૪) ઇશ્વર અને જગતનો ભેદ, તથા (૫) જગતનો પરસ્પર ભેદ, એ પાંચ પ્રકારનો ભેદ વસ્તુ પરિચ્છેદ કહેવાય છે. જોકે વેદાન્ત-સિદ્ધાન્તમાં તો જે પદાર્થ કાળકૃત પરિચ્છેદવાળો તથા દેશકૃત પરિચ્છેદવાળો હોય છે, તે પદાર્થ નિયમવડે વસ્તુ પરિચ્છેદવાળો પણ હોય છે; માટે કાળકૃત અને દેશકૃત પરિચ્છેદનું ગ્રહણ કરવાથી વસ્તુકૃત પરિચ્છેદનું પણ ગ્રહણ થઇ શકે છે. અર્થાત્ એવો અર્થ સૂચિત થઇ શકે છે કે વસ્તુકૃત પરિચ્છેદને ભિન્ન ગ્રહણ કરવો ઉચિત નથી, તથાપિ નૈયાયિકોના મત પ્રમાણે આકાશ-કાલ તથા દિશા એ ત્રણ નિત્ય, તથા વિભુ છે, તેથી આકાશાદિમાં નૈયાયિકો કાળકૃત પરિચ્છેદ તથા દેશકૃત પરિચ્છેદ માનતા નથી. કિન્તુ તેઓ આકાશાદિમાં વસ્તુકૃત પરિચ્છેદ તો અંગી-

કાર કરે છે. આ કારણથી કાળકૃત પરિચ્છેદ અને દેશકૃત પરિચ્છેદ એ બન્ને પરિચ્છેદોથી વસ્તુકૃત પરિચ્છેદને ભિન્ન ગ્રહણ કર્યો છે. અસતરૂપ શીત ઉષ્ણાદિ સર્વ પ્રપંચો, આ પ્રકારે ત્રણ પરિચ્છેદવાળા હોવાથી, અસત્ પ્રપંચોનો સત્તારૂપ ભાવ સંભવે નહિ. (અહીં સત્તા શબ્દવડે ત્રણ પરિચ્છેદોથી રહિત પારમાર્થિકપણાનો અર્થ ગ્રહણ કરવો.) જેવી રીતે ઘટત્વ અને ઘટત્વનો અભાવ એ બન્ને ધર્મ પરસ્પર વિરોધી હોવાથી એક અધિકરણમાં કદાચિત્ પણ રહેતા નથી, તેવી રીતે પરિચ્છિન્નરૂપ અસત્ત્વ તથા અપરિચ્છિન્નરૂપ સત્ત્વ આ બેઉ ધર્મ પણ પરસ્પર વિરોધી હોવાથી, એક અધિકરણમાં કદાચિત્ પણ રહી શકે નહિ. તાત્પર્ય એ છે કે-અનાત્મરૂપ જેટલા દૃશ્ય પ્રપંચ છે, તે સર્વ દૃશ્ય પ્રપંચ સર્વત્ર વ્યાપી રહેલ નથી. કોઇ કાળમાં, કોઇ દેશમાં તથા કોઈ વસ્તુમાં દૃશ્ય પ્રપંચનો નિષેધ છે. ઉદાહરણઃ-ઘટની ઉત્પત્તિના પૂર્વકાળમાં તેના નાશના ઉત્તરકાળમાં (નાશ પછીના કાળમાં), તેના અધિકરણ સિવાય અન્ય સર્વ દેશમાં તથા પટાદિ વસ્તુઓમાં ઘટો નાસ્તિ એ પ્રમાણેનો નિષેધ જ થાય છે. હવે સત્ વસ્તુ સર્વત્ર અનુગત છે. તેથી સત્ વસ્તુનો કોઈ કાળે, કોઇ દેશમાં તથા કોઇ વસ્તુમાં કદાચિત્ પણ નિષેધ થતો નથી. એટલે એક જ દોરડામાં પ્રતીત થયેલા સર્પ, દંડ, જલધારા, માલા આદિ કલ્પિત સર્પાદિમાં રજ્જુ (દોરડું) अयं सर्वः; अयं दंडः "આ સર્પ; આ દંડ"- એ પ્રમાણે इदम् "આ" રૂપવડે પ્રતીત થાય છે. તેથી રજ્જુ, કલ્પિત સર્પ દંડાદિમાં વ્યાપ્ત છે. વળી સર્પની પ્રતીતિમાં દંડની પ્રતીતિ થાય નહિ અને દંડની પ્રતીતિમાં સર્પની પ્રતીતિ થાય નહિ. માટે કલ્પિત સર્પ તથા દંડાદિ પરસ્પર વ્યભિચારી હોવાથી અનુગત નથી. આ કારણથી જ અનનુગત સર્પદંડાદિ અનુગત રજ્જુમાં કલ્પિત છે. તેવી રીતે सन्पटः, सन्घटः,* એ પ્રમાણે સર્વ પદાર્થોમાં સત્ વસ્તુતઃ અનુગત હોઇને પ્રતીત થાય છે. તેથી સત્ વસ્તુ સર્વત્ર વ્યાપ્ત છે. "ઘટ પટ નથી" તથા "પટ ઘટ નથી" એ પ્રમાણે ઘટ-પટાદિ પદાર્થ પરસ્પર વ્યભિચારી હોવાથી અનુગત નથી. માટે નહિ વ્યાપ્ત ઘટપટાદિ પ્રપંચ વ્યાપ્ત સત્ વસ્તુમાં કલ્પિત છે.

અહીં અર્જુન શંકા કરે છે કે, "હે ભગવન્! અનુગતપણાથી રહિત વ્યભિચારી વસ્તુને જો કલ્પિત માનશો તો સત્ વસ્તુ પણ કલ્પિત હોવી જોઇએ. કારણ કે સત્ વસ્તુ પણ શશશૃંગ (શશલાના સિંગડા) વંધ્યા પુત્રાદિ તુચ્છ પદાર્થોથી ભિન્ન હોવાથી વ્યભિચારી જ છે." શ્રીભગવાન્ કહે છે (नाभावो विद्यते सतः इति) હે અર્જુન ! સત્ અધિકરણમાં રહેનારા ભેદની વિરુદ્ધતાને વસ્તુપરિચ્છેદ કહે છે. જેમ ઘટરૂપ સત્ વસ્તુમાં રહેનારા પટના ભેદનું વિરોધીપણું પટમાં છે, તેમ જ પટમાં વસ્તુપરિચ્છેદ પણ છે. શશશૃંગ અને વંધ્યાપુત્રાદિ અસત્ પદાર્થોમાં સતરૂપતા નથી, તેથી શશશૃંગાદિ અસત્ પદાર્થોથી સત વસ્તુનો ભેદ અંગીકાર કરતા હોવા છતાં પણ સત્વસ્તુમાં વસ્તુપરિચ્છેદની પ્રાપ્તિ થશે નહિ. હવે સ્વપ્રકાશ નિત્ય વિભુરૂપ એક જ સત્ વસ્તુ સર્વવ્યાપક છે, તેથી સત્વસ્તુમાં કોઇ પણ સત્વ્યક્તિનો ભેદ સંભવશે નહિ; કારણ કે-*घटः सन् पटः सन् ઇત્યાદિ પ્રતીતિ સર્વ લોકોને હોય છે. તેથી સત્વસ્તુમાં ઘટાદિ પદાર્થોના રહેનારા ભેદનું વિરોધીપણું સંભવતું નથી. દેશના તથા કાલના અને વસ્તુના પરિચ્છેદથી રહિત સત્વસ્તુનો દેશ-કાલ-વસ્તુકૃત પરિચ્છિન્નત્વ†રૂપ અભાવ સંભવશે નહિ. કારણ કે જેવી રીતે ઘટત્વ અને ઘટત્વનો અભાવ, એ બન્ને ધર્મ પરસ્પર વિરોધી હોવાથી એક અધિકરણમાં રહેતા નથી, તેવી રીતે પરિચ્છિન્નત્વ અને અપરિચ્છિન્નત્વ એ બન્ને ધર્મો પણ પરસ્પર વિરોધી હોવાથી એક અધિકરણમાં રહેશે નહિ.

શંકાઃ-"જેમાં દેશ-કાલ-વસ્તુપરિચ્છેદનો નિષેધ કરો છો, એવી કોઇ સત્ વસ્તુ છે જ

* घटः सन् ઘટ છે. पटः सन् પટ છે. † અમુક દેશ તથા કાળથી માપમાં આવે તેવું.

નહિ, કિંતુ સત્તા નામની એક *પરાજાતિ છે. સત્તા જાતિ દ્રવ્ય-ગુણ-કર્મ એ ત્રણ પદાર્થોમાં તો સમવાય સંબંધ કરીને રહે છે અને દ્રવ્યાદિમાં રહેનારા સામાન્ય-વિશેષ-સમવાય† એ ત્રણ પદાર્થોમાં સત્તાજાતિ સામાનાધિકરણ્ય સંબંધ કરીને રહે છે. આ કારણથી જ દ્રવ્યાદિ છ પદાર્થોમાં द्रव्यं सत् गुणःसत् ઇત્યાદિ સત્ વ્યવહાર થાય છે. તેથી ઉત્પત્તિની પૂર્વે વર્તમાન પ્રાગભાવ પ્રતિયોગી હોવાથી અસતરૂપ ઘટાદિ, કુંભારના દંડ ચક્રાદિ કારણોના વ્યાપારથી સત્પણારૂપે થાય છે, અને સતરૂપ ઘટાદિનો જ મૃત્તિકાદિ કારણોના નાશથી અભાવ પણ થાય છે. તેથી અસત્ પદાર્થનો ભાવ હોતો નથી અને સત્ વસ્તુનો અભાવ હોતો નથી, એવાં આપનાં વચનો સંભવતાં નથી."

આ પ્રમાણે અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે. ( उभयोरपीति ) હે અર્જુન! જે સત્ વસ્તુ હોય છે, તે સર્વ કાળમાં સત્ જ હોય છે, કદાપિ પણ અસત્ હોતી નથી. જે અસત્ વસ્તુ હોય છે, તે સર્વ કાળમાં અસત્ જ હોય છે, કદાપિ સત્ થતી નથી. આ પ્રકારનો મર્યાદારૂપ અંત, વસ્તુઓનાં યથાર્થ સ્વરૂપને જાણનારા બ્રહ્મવેત્તા પુરુષોએ વિચારપૂર્વક શ્રુતિ સ્મૃતિ તથા યુક્તિવડે નિશ્ચિત કર્યો છે. કુતાર્કિક એટલે નૈયાયિકાદિએ મર્યાદારૂપ અંતને નિશ્ચિત કર્યો નથી. શ્રુતિના તથા સ્મૃતિના પ્રમાણથી વિરુદ્ધ તર્ક કુતર્ક કહેવાય છે. કુતર્કને કથન કરનારા વાદીઓને કુતાર્કિક કહ્યા છે. એવા કુતાર્કિક પુરુષોમાં પૂર્વોક્ત વિપરિત ભ્રમનો સંભવ હોઇ શકે છે.

અહીં શ્લોકમાં अतस्तु શબ્દોમાં રહેલ तु શબ્દનો નિશ્ચયરૂપ અવધારણ અર્થ છે. तु શબ્દનો अंतः શબ્દની સાથે જો અન્વય કરીએ, તો એ અર્થ સિદ્ધ થાય છે કે-સત્ વસ્તુ સત્ જ હોય છે અને અસત્ વસ્તુ અસત્ જ હોય છે. આ પ્રકારનો સત-અસત્નો નિયમ તત્વદર્શી પુરુષોએ દેખ્યો છે, પણ સત્-અસત્ વસ્તુનો અનિયમ દેખ્યો નથી.

હવે तु શબ્દનો तत्त्वदर्शिभिः એ શબ્દની સાથે અન્વય કરીએ, તો એ અર્થ સિદ્ધ થાય છે કે-તત્ત્વદર્શી પુરુષોએ જ સત્-અસત વસ્તુનો નિયમ દેખ્યો છે, પણ અતત્ત્વદર્શી પુરુષોએ આ નિયમ દેખ્યો નથી. શ્રુતિ કહે છે કે सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयमिति, ऐतदात्म्यमिदं सर्वं, तत्सत्यं, स आत्मा तत्त्वमसि, श्वेतकेतो इति "હે પ્રિયદર્શન ! આ જોવામાં આવતો પ્રપંચ પૂર્વે સત સ્વરૂપે હતો. તે એકસ્વરૂપે તથા દ્વૈતભાવથી રહિત હતો. આ સર્વ આત્મારૂપે હતું. તે સત્ય છે, તે જ આત્મા છે. હે શ્વેતકેતુ ! તે તું છે.' (છાંદોગ્ય ઉપનિષદ્નો અધ્યાય છઠ્ઠો) આ શ્રુતિ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત એક અદ્વિતીય વસ્તુ જ કથન કરે છે. વળી वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् इति ઘટ ‡શરાવાદિ વિકાર કેવળ વાણીમાત્ર હોવાથી મિથ્યા છે; ઘટ-શરાવાદિ વિકારોના કારણરૂપ મૃત્તિકા જ સત્ય છે. આ શ્રુતિ પરસ્પર વ્યભિચારીરૂપ ઘટ-શરાવાદિ વિકારોમાં મિથ્યાપણાનું કથન કરે છે. તથા अन्नेन सौम्य शुंगेनापोमूलमन्विच्छ अद्भिः सौम्य शुंगेन तेजोमूलमन्विच्छ तेजसा सौम्य शुंगेन सन्मूलमन्विच्छ सन्मूलाः सौम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा इति "હે પ્રિયદર્શન શ્વેતકેતુ ! આ પૃથ્વીરૂપ કાર્યવડે તું જલરૂપ કારણનો નિશ્ચય કર, જળરૂપ કાર્યવડે તું તેજરૂપ કારણનો નિશ્ચય કર, તથા તેજરૂપ કાર્યવડે તું સત્વસ્તુરૂપ કારણનો નિશ્ચય કર. હે શ્વેતકેતુ ! આ સર્વ પ્રજા સદ્વસ્તુથી જ ઉત્પન્ન થાય છે, સત્વસ્તુમાં જ સ્થિત થાય છે, તથા સત્વસ્તુમાં જ લયભાવને પ્રાપ્ત થાય છે." આ શ્રુતિ સત્વસ્તુમાં જ પૃથિવી આદિ સર્વ વિકારોનું કલ્પિતપણું કહે છે. ( सदेव सौम्येदमग्र आसीत् ઇત્યાદિ સર્વ શ્રુતિઓનો અર્થ આત્મપુરાણના બારમા અધ્યાયમાં વિસ્તારથી આપેલો છે.) ક્વિા

* પરાજાતિ એટલે સત્તા જાતિ. તે દ્રવ્ય, ગુણ તથા કર્મમાં રહે છે અને અપરા તેની અપેક્ષાએ ન્યૂનમાં રહે છે.
† એ જાતનો સંબંધ છે. જેમ ઘડામાં માટી રહેલી છે તે સમવાય સંબંધથી રહેલી છે. ‡ કોડીયું.

द्रव्यं सत्, गुणः सन् ઇત્યાદિ પ્રતીતિઓનો વિષય જે સત્તા તે પરાજાતિરૂપ છે. એ પ્રમાણે નૈયાયિકોનું કથન છે તે અત્યંત અસંગત છે; કારણ કે *सन् सन् એ સત્તાને વિષય કરનારી પ્રતીતિ દ્રવ્યાદિ સર્વ પદાર્થમાત્રમાં સમાન હોય છે. કેવળ દ્રવ્ય, ગુણ તથા કર્મ એ ત્રણ પદાર્થોમાં પ્રતીતિ હોય નહિ; તેથી सत् सत् આ પ્રકારની પ્રતીતિવડે દ્રવ્ય, ગુણ તથા કર્મમાત્રમાં રહેનારી સત્તાજાતિની કલ્પના થઇ શકે નહિ. હવે એકરૂપ પ્રતીતિ એકરૂપ વિષયવડે જ સિદ્ધ થાય છે. એકરૂપ પ્રતીતિમાં સંબંધનો ભેદ તથા સ્વરૂપનો ભેદ કલ્પવો અનુચિત છે. જેવી રીતે અનેક ઘટોમાં આ ઘટ, આ પટ અને એ પ્રકારની એકરૂપ પ્રતીતિ ઘટત્વરૂપ એક રૂપ વિષયવડે જ સિદ્ધ થઈ શકે છે, તેથી ઘટવ્યક્તિઓમાં ઘટત્વધર્મના સંબધનો ભેદ કલ્પવો અનુચિત છે, તેવી રીતે सत् सत् એમ એકરૂપ પ્રતીતિ દ્રવ્ય, ગુણ તથા કર્મ એ ત્રણ પદાર્થોમાં તો સમવાય સંબંધ વિશિષ્ટ સત્તાને વિષય કરે છે અને સામાન્ય વિષય તથા સમવાય એ ત્રણ પદાર્થોમાં †સામાનાધિકરણ્ય સંબંધ વિશિષ્ટ સત્તાનો વિષય કરે છે. આ પ્રમાણે સંબંધનો ભેદ કલ્પવો ઉચિત નથી અને વિષયની એકરૂપતાનો અભાવ હોવા છતાં પણ જો કદાચિત્ પ્રતીતિની એકરૂપતા અંગીકાર કરશો તો તમારા મતમાં કોઇ પણ જાતિની સિદ્ધિ થશે નહિ. તેથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, નૈયાયિકોએ અંગીકાર કરેલી સત્તાજાતિ ‡(घटः सन् पटः सन्) ઇત્યાદિ સત્, વ્યવહારોના સાધકરૂપ નથી; પરંતુ જ્ઞાત તથા અજ્ઞાત અવસ્થાને પ્રકાશ કરનારી તથા સ્વતઃસ્ફુરણરૂપ એક જ સત્‌વસ્તુ પોતાના §તાદાત્મ્ય અધ્યાસવડે સર્વ પદાર્થોમાં सन् सन् એ પ્રકારના સત્ વ્યવહારના સાધકરૂપે થાય છે. કિંવા सन्घटः सन्पटः ઇત્યાદિ પ્રતીતિઓ ઘટપટાદિ વ્યક્તિઓમાં સત્તા વ્યક્તિના અભેદમાત્રને જ જણાવે છે. પણ ઘટ–પટાદિ વ્યક્તિઓમાં સત્તાજાતિના સમવાયીપણાને પ્રતીતિઓ વિષય કરતી નથી. કારણ કે અભેદને વિષય કરનારી પ્રતીતિનો, ભેદવડે થયેલ સમવાય સંબંધવડે નિર્વાહ થઇ શકે નહિ. આ પ્રમાણે द्रव्यं सत् गुणः सन् ઇત્યાદિ પ્રતીતિઓવડે એક સત્ વસ્તુનો દ્રવ્યાદિ સર્વ પદાર્થોની સાથે અભેદ સિદ્ધ થતાં દ્રવ્ય–ગુણાદિ ધર્મીઓમાં સત્તાજાતિરૂપ ધર્મ પણ કલ્પાય નહિ.

તેથી સત્ વસ્તુરૂપ ધર્મીમાં દ્રવ્યગુણાદિ પદાર્થોનો અભેદ જ અંગીકાર કરવા યોગ્ય છે. જડનો તથા ચેતનનો અભેદ વાસ્તવિક રીતે સંભવે નહિ, કિન્તુ આધ્યાસિક અભેદ જ સંભવે છે. કિંવા નૈયાયિકોએ વિભુરૂપ કાળ પદાર્થનો સર્વ પદાર્થોની સાથે સંબંધ અંગીકાર કર્યો છે. કાળના સંબંધથી ભિન્ન, સત્તાજાતિરૂપ પદાર્થને માનવામાં, કોઇ પ્રમાણ નથી. તેથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, જેવી રીતે કોઇ દેશમાં તથા કોઇ કાળમાં અઘટરૂપ ઘટાદિ પદાર્થો હોય છે, તે પટાદિ પદાર્થોને અન્ય દેશમાં તથા અન્ય કાળમાં ઘટરૂપ સત્તા હોતી નથી. જેવી રીતે કોઇ દેશમાં તથા કોઇ કાળમાં ઘટરૂપવડે સ્થિત ઘટની અઘટરૂપતા અન્ય દેશમાં તથા અન્ય કાળમાં સાક્ષાત્ ઇંદ્રથી પણ સિદ્ધ થઇ શકે નહિ, તેવી રીતે કોઇ દેશમાં તથા કોઇ કાળમાં અસત્ રૂપવડે વિદ્યમાન પદાર્થનું અન્ય દેશમાં તથા અન્ય કાળમાં સત્ત્વ સિદ્ધ થઈ શકે નહિ. તેમજ કોઇ દેશમાં તથા કોઇ કાળમાં સત્ રૂપવડે વિદ્યમાન પદાર્થનું અન્ય દેશમાં તથા અન્ય કાળમાં અસત્ત્વ સિદ્ધ થઇ શકે નહિ. તેથી સત્–અસત્ ઉભયનાં નિયતરૂપ જ અંગીકાર કરવા યોગ્ય છે. એક જ સત્ વસ્તુ માયા કલ્પિત અસત્યની નિવૃત્તિ કરી મોક્ષરૂપ અમૃતની પ્રાપ્તિને યોગ્ય થાય છે, તથા સત્ વસ્તુ માત્રની દૃષ્ટિવડે પૂર્વોક્ત તિતિક્ષા પણ સંભવિત થઇ શકે છે. ૧૬

અવતરણિકાઃ—"હે ભગવન્! પૂર્વે કથન કરેલી દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત

* છે, છે. † જેને રહેવા માટે એક જ સ્થાન હોય તે સમાનાધિકરણ્ય કહેવાય; ને સમાનાધિકરણ્યનો ભાવ તે સામાનાધિકરણ્ય. ‡ ઘટ છે, પટ છે. § તદાકાર.

જે સત્ વસ્તુ છે, તે સત્ વસ્તુ જ્ઞાનરૂપ સ્ફુરણથી ભિન્ન છે અથવા અભિન્ન છે? ત્યાં પ્રથમ ભેદ પક્ષ સંભવશે નહિ. કારણ કે સત્ વસ્તુને જો જ્ઞાનરૂપ સ્ફુરણથી ભિન્ન અંગીકાર કરશો, તો સત્ વસ્તુ ભેદરૂપ વસ્તુ પરિચ્છેદવાળી હોવી જોઈએ. પરિચ્છિન્નતાની પ્રાપ્તિરૂપ દોષની નિવૃત્તિને માટે સત્ વસ્તુ જ્ઞાનરૂપ સ્ફુરણથી અભિન્ન છે, એ બીજો પક્ષ અંગીકાર કરવો પડશે. જેવી રીતે 'આ સર્પ છે,' આ પ્રતીતિવડે રજ્જુમાં સર્પનો જ અભેદ પ્રતીત થાય છે, તે અભેદ વાસ્તવિક નથી, કિન્તુ તે અભેદ આધ્યાસિક છે. તેવી રીતે સત્ વસ્તુમાં જો જ્ઞાનરૂપ સ્ફુરણનો આધ્યાસિક અભેદ અંગીકાર કરશો, તો જ્ઞાનરૂપ સ્ફુરણથી વાસ્તવિક રીતે ભિન્ન હોનારી સત્ વસ્તુ, ઘટાદિ પદાર્થોની માફક જડ હોવી જોઈએ. માટે જડતા દોષની નિવૃત્તિને માટે સત વસ્તુમાં જ્ઞાનરૂપ સ્ફુરણનો વાસ્તવિક અભેદ અંગીકાર કરવો પડશે. એ વાસ્તવિક અભેદને અંગીકાર કરતા છતાં પણ સત્‌વસ્તુમાં પુનઃ દેશ-કાલ-વસ્તુ-પરિચ્છેદની પ્રાપ્તિ થશે; કારણકે મારામાં પૂર્વેના ઘટનું જ્ઞાન નાશ પામ્યું છે અને અત્યારે પટનું જ્ઞાન ઉત્પન્ન થયું છે, આ પ્રકારની પ્રતીતિ સર્વે લોકોને થાય છે. આ પ્રતીતિથી જ્ઞાનરૂપ સ્ફુરણની ઉત્પત્તિ તથા નાશ સિદ્ધ થાય છે. હું ઘટને જાણું છું, એ પ્રકારની પ્રતીતિ સર્વે લોકોને હોય છે. આ પ્રતીતિથી અહમ્-હું શબ્દના અર્થમાં જ્ઞાનરૂપ સ્ફુરણની આશ્રયતા સિદ્ધ થાય છે અને ઘટમાં જ્ઞાનરૂપ સ્ફુરણની વિષયતા સિદ્ધ થાય છે, તે જ્ઞાનરૂપ સ્ફુરણ દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદવાળા જ સિદ્ધ થાય છે. આવા પરિચ્છિન્ન જ્ઞાનરૂપ સ્ફુરણથી જ્યારે સત્‌વસ્તુનો વાસ્તવિક રીતે અભેદ થશે ત્યારે સત્‌વસ્તુમાં પણ દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદ પ્રાપ્ત થશે, એટલે સત્‌વસ્તુ દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે, એવાં આપનાં વચનો સંભવતાં નથી.' એ પ્રમાણે અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે-

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! જે સતરૂપ સ્ફુરણને આ સર્વદશ્ય પ્રપંચ વ્યાપ્ત કરે છે, તે સત-રૂપ સ્ફુરણને પરિચ્છેદરૂપ વિનાશથી રહિત તું જાણ. એ કારણથી આ અપરિચ્છિન્ન સતરૂપ સ્ફુરણનો પરિચ્છિન્નતારૂપ વિનાશ કોઈ પણ કરવા સમર્થ નથી. ૧૭

ટીકા:-દેશકૃત પરિચ્છેદ, કાલકૃત પરિચ્છેદ અને વસ્તુકૃત પરિચ્છેદ, આ ત્રણ પ્રકારના પરિચ્છેદનું નામ વિનાશ છે. તે વિનાશ જેને પ્રાપ્ત થાય, તે વિનાશી કહેવાય છે. એવા પરિચ્છિન્ન પદાર્થો છે. વિનાશી પદાર્થોથી જે વિલક્ષણ હોય, તે અવિનાશી કહેવાય છે, અર્થાત્ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત વસ્તુ અવિનાશી કહેવાય છે. હે અર્જુન! સત્‌વસ્તુરૂપ સ્ફુરણને તું આ પ્રકારનું અવિનાશી જાણ. સત્‌વસ્તુરૂપ સ્ફુરણ કેવું છે કે, જે એક, અદ્વિતીય, નિત્ય અને વિભુરૂપ *સ્ફુરણે સ્વતઃ સત્તા સ્ફૂર્તિથી રહિત આ સર્વ દૃશ્ય પ્રપંચો વ્યાપ્ત કર્યા છે. જેવી રીતે રજ્જુરૂપ અધિષ્ઠાને કલ્પિત સર્પ, દંડ તથા જલધારા આદિ વ્યાપ્ત કર્યાં છે, તેવી રીતે સત્‌વસ્તુરૂપ સ્ફુરણે પોતાની સત્તાસ્ફૂર્તિના અધ્યાસવડે સર્વ દૃશ્ય પ્રપંચ વ્યાપ્ત કર્યાં છે. આવા સત્‌વસ્તુરૂપ સ્ફુરણને, હે અર્જુન! તું પરિચ્છિન્નતારૂપ વિનાશથી રહિત જ જાણ. કારણ કે પરિચ્છેદરૂપ નાશથી રહિત તથા સર્વદા અપરોક્ષરૂપ સર્વત્ર વ્યાપક સતરૂપ સ્ફુરણરૂપે છે. આ સતરૂપ સ્ફુરણના પરિચ્છિન્નતારૂપ વિનાશને કોઈ આશ્રય અથવા કોઈ વિષય અથવા કોઈ ઇંદ્રિય, અર્થના સંબંધરૂપ હેતુ કરવામાં સમર્થ થશે નહિ. કારણ કે કલ્પિત વસ્તુ

* પ્રકાશ.

અકલ્પિત વસ્તુનો પરિચ્છેદ કરી શકે નહિ. જેવી રીતે રજ્જુમાં કલ્પિત સર્પદંડાદિ અકલ્પિત રજ્જુનો પરિચ્છેદ કરી શકે નહિ, તેવી રીતે સત્વસ્તુરૂપ સ્ફુરણમાં કલ્પિત વિષયરૂપ ઇંદ્રિયાદિ અકલ્પિત સ્ફુરણનો પરિચ્છેદ કરી શકે નહિ. જો વાદી સત્વસ્તુરૂપ સ્ફુરણમાં પરિચ્છિન્નપણાના આરોપનો અંગીકાર કરે, તો ઔપાધિક પરિચ્છિન્નપણાનો અમારે પણ અંગીકાર કરવો જોઇએ. પરન્તુ સ્ફુરણમાં વાસ્તવિક રીતે પરિચ્છિન્નપણું છે જ નહિ. કિંવા, 'હું ઘટને જાણું છું,' એવા જ્ઞાનમાં અહંકાર તો આશ્રયરૂપવડે પ્રતીત થાય છે, અને ઘટ વિષયરૂપવડે પ્રતીત થાય છે. ઉત્પત્તિવાળી તથા નાશવાળી કોઇ અંતઃકરણની વૃત્તિ સર્વવ્યાપક સતરૂપ સ્ફુરણના *અભિવ્યંજકતારૂપવડે પ્રતીત થાય છે. અભિવ્યંજક વૃત્તિરૂપ ઉપાધિના ઉત્પત્તિવડે તથા નાશવડે જ વૃત્તિ-ઉપહિત સતરૂપ સ્ફુરણમાં ઉત્પત્તિ તથા નાશ પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે સતરૂપ સ્ફુરણના ઉત્પત્તિ તથા નાશ થાય જ નહિ. અથવા તો આત્માનો તથા મનનો સંયોગ જ્ઞાનના કારણરૂપે હોય છે. એ પ્રમાણે નૈયાયિકોએ પણ અંગીકાર કર્યું છે. સંયોગરૂપ ઉપાધિના ઉત્પત્તિ તથા નાશવડે જ સંયોગ ઉપહિત સતરૂપ સ્ફુરણમાં ઉત્પત્તિ તથા નાશ પ્રતીત થાય છે, પણ ખરી રીતે સ્ફુરણની ઉત્પત્તિ તથા નાશ થતાં નથી.

જેવી રીતે મીમાંસકોના મતપ્રમાણે, સ્વભાવથી ઉત્પત્તિરહિત તથા નાશરહિત જે વર્ણાત્મક શબ્દ છે, તે શબ્દમાં ધ્વનિરૂપ ઉપાધિના ઉત્પત્તિનો તથા નાશનો આરોપ થાય છે; અથવા નૈયાયિકોના મતપ્રમાણે વાસ્તવિક રીતે ઉત્પત્તિથી તથા નાશથી રહિત આકાશમાં ઘટરૂપ ઉપાધિના ઉત્પત્તિ તથા નાશનો આરોપ થાય છે, તેવી રીતે વેદાન્તના સિદ્ધાન્તમાં પણ વાસ્તવિક રીતે ઉત્પત્તિ તથા નાશથી રહિત જ્ઞાનરૂપ સ્ફુરણમાં અન્તઃકરણની વૃત્તિરૂપ ઉપાધિના ઉત્પત્તિ તથા નાશનો આરોપ થાય છે. આત્મા અને મનના સંયોગરૂપ ઉપાધિની ઉત્પત્તિનો તથા નાશનો આરોપ સ્ફુરણમાં થાય છે; પણ ખરી રીતે સત્વસ્તુરૂપ સ્ફુરણની ઉત્પત્તિ તથા નાશ થશે નહિ. જો કે સત્વસ્તુરૂપ સ્ફુરણમાં અહંકાર કલ્પિત છે, તેથી કલ્પિત અહકારમાં સ્ફુરણની આશ્રયતા સંભવતી નથી; તથાપિ અહંકારની વૃત્તિની સાથે સ્ફુરણનો તાદાત્મ્ય-અધ્યાસ છે. આ કારણથી વૃત્તિના આશ્રયરૂપ અહંકારનું આશ્રિત થયલું સ્ફુરણ પ્રતીત થાય છે. પણ ખરી રીતે અહંકાર એ સ્ફુરણના પણ આશ્રયરૂપે નથી; કારણ કે સુષુપ્તિ અવસ્થામાં અહંકારનો અભાવ થતાં તેનું સૂક્ષ્મ વાસનાયુક્ત અજ્ઞાનને પ્રકાશિત કરનારું ચૈતન્ય સ્વતઃ જ સ્ફુરણ થાય છે. કદાપિ સુષુપ્તિ અવસ્થામાં ચૈતન્ય સ્વતઃ સ્ફુરણરૂપે ન થાય, તો "આટલા વખત સૂધી મેં કિંચિત્ માત્ર પણ જાણ્યું નથી" એ પ્રકારનું અજ્ઞાનવિષયક સ્મરણ સુષુપ્તિમાંથી ઉઠેલા પુરુષને થાય છે, તે ન થવું જોઇએ; પણ એ પ્રકારનું સ્મરણ સર્વ પુરુષોને થાય છે. એથી એમ જાણવામાં આવે છે કે, સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનને પ્રકાશિત કરનારું ચૈતન્ય સ્વતઃ સ્ફુરણરૂપ છે. આ સ્ફુરણરૂપ અનુભવવડે જ જાગ્રત અવસ્થામાં અજ્ઞાન વિષયનું સ્મરણ થાય છે. અથવા કેવળ જાગ્રત અવસ્થાના સ્મરણની અનુપપત્તિથી જ સુષુપ્તિ અવસ્થામાં ચૈતન્યરૂપ સ્ફુરણની સિદ્ધિ થતી નથીઃ કિંતુ સાક્ષાત્ શ્રુતિપ્રમાણવડે જ જ્ઞાનરૂપ સ્ફુરણની સિદ્ધિ થાય છે. શ્રુતિ કહે છે કે (यद्वैतन्न पश्यति पश्यन्वै तद्द्रष्टव्यं न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्) "સુષુપ્તિ અવસ્થામાં આત્માદેવ દ્વૈત પ્રપંચને દેખતો નથી, પણ તેથી પોતાના ચૈતન્યરૂપ સ્ફુરણનો અભાવ હોવાથી દેખતો નથી, એમ કહેવાય નહિ. સુષુપ્તિ અવસ્થામાં આત્માદેવ પોતાના ચૈતન્યરૂપ સ્ફુરણવડે દેખતા હોવા

* ચોતરફથી જણાવવારૂપ.

છતાં પણ, ત્યાં દ્વૈત પ્રપંચનો અભાવ હોવાથી દ્વૈત પ્રપંચને તે દેખતો નથી. કારણ કે દ્રષ્ટા આત્માના સ્વરૂપભૂત જે સ્ફુરણરૂપ દૃષ્ટિ છે, તે દૃષ્ટિ નાશથી રહિત છે. તેથી સ્ફુરણરૂપ દૃષ્ટિનો કોઇ પણ અવસ્થામાં અભાવ હોતો નથી.” આ શ્રુતિ સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્રકાશરૂપ સ્ફુરણના સદ્ભાવનું તથા નિત્યતાનું કથન કરે છે. હવે જેવી રીતે અહંકારાદિ, જ્ઞાનરૂપ સ્ફુરણમાં કલ્પિત છે, તેવી રીતે ઘટાદિ વિષયોની અજ્ઞાત અવસ્થાને પ્રકાશિત કરનારું જે સત્ વસ્તુરૂપ સ્ફુરણ છે, તે સ્ફુરણમાં ઘટાદિ વિષય પણ કલ્પિત છે; કારણ કે “જે ઘટને અમે પૂર્વે જાણ્યો ન હતો, તે જ ઘટને અત્યારે અમે જાણ્યો છે” એ પ્રકારના અનુભવવડે જ ઘટની અજ્ઞાત અવસ્થા સિદ્ધ થાય છે. હવે જે જ્ઞાન અજ્ઞાત વસ્તુને પ્રકાશિત કરે છે, તે જ્ઞાન જ *પ્રમાજ્ઞાન હોય છે. આ પ્રમાણે અજ્ઞાત અર્થના જ્ઞાપકત્વરૂપ પ્રમાજ્ઞાનનાં લક્ષણ સર્વ શાસ્ત્રવાળા અંગીકાર કરે છે. આ કારણથી જ નૈયાયિકોએ યથાર્થાનુભવઃ પ્રમા એ પ્રમાના લક્ષણમાં, †પૂર્વજ્ઞાત અર્થને વિષય કરનારી સ્મૃતિના નિવારણ કરવા વાસ્તે, અનુભવ એ શબ્દ કથન કરેલો છે. હવે ઘટાદિ વિષયોમાં જે અજ્ઞાતપણું છે, તે અજ્ઞાતપણું નેત્રાદિ ઇંદ્રિયોથી જાણવામાં આવતું નથી. કારણ કે અજ્ઞાતપણાને જાણવામાં નેત્રાદિ ઇંદ્રિયોનું સામર્થ્ય નથી, તેમ ઘટાદિ પદાર્થોનું અજ્ઞાતપણું અનુભવ પ્રમાણવડે પણ જાણવામાં આવતું નથી. જેમ પર્વતમાં રહેલા અગ્નિને જણાવનારું ધૂમ્રરૂપ લિંગ હોય છે, તેવી રીતે અજ્ઞાતપણાને જણાવનારું કોઈ લિંગ નથી. હવે વાદી જો અજ્ઞાતપણાની સિદ્ધિને વાસ્તે આ પ્રકારનું અનુમાન કરે કે, “એ ઘટ પૂર્વે અજ્ઞાત હતો, હાલના કાળમાં તે જ્ઞાત હોવાથી–,” તો એ પ્રકારના અનુમાનવડે પણ ઘટનું અજ્ઞાતપણું સિદ્ધ થશે નહિ; કારણ કે જ્યાં એક જ ઘટમાં વ્યાધાનથી રહિત ‘આ ઘટ, આ પટ’ એ પ્રકારનાં અનેક જ્ઞાન થાય છે, ત્યાં પ્રથમ જ્ઞાન સિવાય દ્વિતીય તથા તૃતીય આદિ જ્ઞાનોનો વિષય જે ઘટ છે, તે ઘટમાં હાલના કાળમાં જ્ઞાતપણાનો હેતુ તો રહે છે જ, પરન્તુ પૂર્વના અજ્ઞાતપણારૂપ સાધ્ય રહે નહિ; કારણ કે તે સ્થળે જ પૂર્વ પૂર્વ જ્ઞાનવડે જ્ઞાત ઘટનો જ ઉત્તર ઉત્તર જ્ઞાન વિષય કરે છે. તેથી ‡સાધ્યના અભાવવાળા ઘટમાં રહેનારો હેતુ વ્યભિચારી છે. આથી પૂર્વ અજ્ઞાતત્વરૂપ સાધ્યની સિદ્ધિ થઇ શકે નહિ. વળી હાલના જ્ઞાતત્વરૂપ હેતુનો પૂર્વ અજ્ઞાતત્વરૂપ સાધ્યથી ભેદ સિદ્ધ થશે નહિ. કારણ કે જે પૂર્વે અજ્ઞાત હોય છે તે હાલના કાળમાં જ્ઞાત થાય છે, તેને જ હાલના કાળમાં જ્ઞાત કહે છે. જે હેતુ પોતાના સાધ્યથી અભિન્ન હોય છે, તે હેતુ સિદ્ધ–સાધનતાના દોષવાળો હોય છે. આ કારણથી પણ દુષ્ટ હેતુથી અજ્ઞાતત્વરૂપ સાધ્યની સિદ્ધિ થતી નથી. ઘટાદિની અજ્ઞાત અવસ્થાના જ્ઞાન વિના ઘટાદિ વિષે સ્વવિષયક પ્રત્યક્ષ જ્ઞાનના પ્રતિકારણતા અર્થાત્ જ્ઞાનને વિશે કારણરૂપતા ગ્રહણ કરવામાં આવશે નહિ. કારણ કે જે વસ્તુ વિષે જે કાર્યથી નિયમવડે પૂર્વવર્ત્તીપણાનું જ્ઞાન થાય છે, તે વસ્તુ વિષે તે કાર્યની કારણતા ગ્રહણ કરવામાં આવે છે. જેમ મૃત્તિકા વિષે ઘટરૂપ કાર્યથી પૂર્વવર્ત્તીપણાનુ જ્ઞાન થયા પછી જ મૃત્તિકા વિષે ઘટની કારણતા સમજાય છે. પૂર્વવર્ત્તીપણાના જ્ઞાન વિના કારણતા સમજાશે નહિ, તેથી ઘટના પ્રત્યક્ષ જ્ઞાનની પૂર્વે ઘટને અજ્ઞાત અવસ્થાના જ્ઞાનનો અવશ્ય અંગીકાર કરવો જોઇએ. વળી ઘટની અવસ્થાનું જ્ઞાન જો ન થતું હોય, તો “હું ઘટને જાણતો નથી” એ પ્રકારના સર્વ લોકના અનુભવનો વિરોધ થશે. તેથી એવો અર્થ સિદ્ધ થાય છે કે, અજ્ઞાતરૂપ સ્ફુરણ પોતાના સ્વયંજ્યોતિરૂપવડે પ્રકાશમાન થઇને પોતાનામાં કલ્પિત ઘટાદિ પદાર્થોને પણ પ્રકાશિત કરે છે. માટે અજ્ઞાતરૂપ સ્ફુરણમાં જ ઘટાદિ પદાર્થોનું કલ્પિતપણું સિદ્ધ થાય છે.

* યથાર્થ જ્ઞાન. † પ્રથમથી જાણેલુ ‡ સાધવા યોગ્ય પદાર્થના

જો કદાપિ અજ્ઞાતરૂપ સ્ફુરણ ઘટાદિ પદાર્થોને પ્રકાશિત ન કરતું હોય, તો ઘટાદિ પદાર્થો સ્વભાવથી જડ હોવાથી, તેમનું અજ્ઞાતપણું તથા અજ્ઞાતપણાનું જ્ઞાન, એ બન્ને સિદ્ધ થશે નહિ. વળી સત્‌વસ્તુરૂપ સ્ફુરણમાં અજ્ઞાતપણું પોતાનામાં કલ્પિત અજ્ઞાનવડે જ છે; એ વાત अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जंतवः* એ શબ્દોવડે શ્રીભગવાન્ પોતે જ આગળ કહેશે.

આટલા કથનવડે સત્‌વસ્તુરૂપ સ્ફુરણમાં વિભુપણું સિદ્ધ કર્યું. હવે કહે છે કે-महद्भूतमनंतमपारं विज्ञानघन एवेति सत्यं ज्ञानमनंतं ब्रह्म इति 'સત્‌વસ્તુરૂપ સ્ફુરણ મહાન્‌રૂપે અનંત, અપાર, વિજ્ઞાનઘન, સત્ય જ્ઞાનરૂપ તથા અનંત છે.' આ શ્રુતિ સત્‌વસ્તુરૂપ †સ્ફુરણમાં મહત્‌પણું તથા અનંતપણું કથન કરે છે. જ્ઞાનરૂપ સ્ફુરણમાં કલ્પિત જે આ સર્વ જગત્ છે, તે સર્વ જગતની સાથે સ્ફુરણનો જે કલ્પિત તાદાત્મ્ય સંબંધ છે, તે જ સ્ફુરણમાં મહત્‌પણું પણ છે. દેશ-કાલ-વસ્તુપરિચ્છેદથી જે રહિતપણું છે, તે જ તે સ્ફુરણમાં અનંતપણું છે, એથી શૂન્યવાદીઓના મતનું પણ ખંડન થયું. કારણ કે અધિષ્ઠાન વસ્તુવિના કોઇપણ ભ્રમ થશે નહિ તથા અધિષ્ઠાનવિના ભ્રમનો નાશ પણ થશે નહિ. શૂન્યવાદીઓના મતપ્રમાણે કોઇ સત્‌વસ્તુ અધિષ્ઠાન નથી, તેથી તેમનો મત અસંગત છે. શ્રુતિ કહે છે કે-पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः 'સ્વયંજ્યોતિરૂપ પુરુષથી બીજી કોઈ પણ વસ્તુ છે નહિ, કિન્તુ સ્વયંજ્યોતિ પુરુષ જ આ સર્વ જગતના અવધિરૂપે તથા પરાગતિરૂપે છે.' આ શ્રુતિ સર્વ જગતના બાધના અવધિરૂપવડે સ્વયંજ્યોતિ પુરુષનું કથન કરે છે. આ વાત ભગવાન ભાષ્યકારોએ પણ કહેલી છે. सर्वं विनश्यद्वस्तुजातं पुरुषांतं विनश्यति पुरुषो विनाशहेत्वभावान्न विनश्यति અર્થઃ-"આ સ્થૂલ પ્રપંચથી અવ્યાકૃત પર્યંત જેટલી નાશવાન્ વસ્તુઓ છે, તે સર્વ વસ્તુ ચૈતન્યરૂપ પુરુષ પર્યન્ત નાશને પ્રાપ્ત થાય છે. પુરુષનો નાશ કરનારું કોઈ કારણ નથી, તેથી પુરુષ નાશને પ્રાપ્ત થશે જ નહિ." એ પ્રમાણથી ક્ષણિક વિજ્ઞાનવાદીઓના મતનું ખંડન થાય છે. કારણ કે જો કદાચિત્ આત્મા ક્ષણિક હોય, તો "જે હું બાલ્યાવસ્થામાં મારા માતાપિતાનો અનુભવ કરતો હતો, તે જ હું અત્યારે વૃદ્ધાવસ્થામાં માતાપિતાને સંભારું છું" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાજ્ઞાન કે જે સર્વ પ્રાણીઓને થાય છે, તે થવું જોઇએ નહિ. કારણ કે જે પુરુષ જે વસ્તુને દેખે છે તે જ પુરુષ કાળાંતરે તે વસ્તુને સંભારે છે. પણ અન્ય પુરુષવડે દેખેલી વસ્તુને અન્ય પુરુષ સંભારતો નથી. તેથી આત્મા ક્ષણિક નથી એમ ઠરે છે. એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સર્વત્ર વ્યાપક તથા અદ્વિતીયરૂપ જે સ્વપ્રકાશ સ્ફુરણરૂપ સત્ વસ્તુ છે, તે સ્ફુરણરૂપ સત્ વસ્તુ પૂર્વોક્ત દેશ તથા કાલાદી સર્વ પરિચ્છેદથી રહિત છે. તેથી "સત્ વસ્તુનો અભાવ કદાચિત્ પણ થતો નથી," એ પ્રમાણે શ્રીભગવાને જે કહ્યું છે તે યથાર્થ કહ્યું છે. (૧૭)

અવતરણિકા:-"પૂર્વે આપે સ્ફુરણરૂપ સત્‌વસ્તુને અવિનાશી કહી, તે સંભવતું નથી; કારણ કે જેવી રીતે પાન, કાથો, ચૂનો અને સોપારી એ ચારેના સમુદાયરૂપ તાંબૂલમાં રક્તતા ઉત્પન્ન થાય છે, તેવી રીતે પૃથ્વી, જલ, તેજ તથા વાયુ એ ચારે ભૂતોના સમુદાયરૂપ આ સ્થૂલ શરીરમાં એક ચૈતન્યતાધર્મ ઉત્પન્ન થાય છે. તેથી ચૈતન્યરૂપ સ્ફુરણ આ સ્થૂલ શરીરનો જ ધર્મ છે. હવે આ સ્થૂલ શરીર તો ક્ષણેક્ષણે નાશને પ્રાપ્ત થાય છે, તેથી શરીરરૂપ ધર્મીનો નાશ થતાં જ્ઞાનરૂપ સ્ફુરણનો પણ અવશ્ય નાશ થવાનો." આ પ્રકારની ભૂત ચૈતન્યવાદીઓની શંકા ઉભી થાય છે. તેનુ ખંડન કરવા શ્રીભગવાન્ नासतो विद्यते भावो એ પૂર્વોક્ત વચનોનો અર્થ વિસ્તારથી નિરૂપણ કરે છેઃ—

* અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયલું છે, તેથી પ્રાણીઓ મુંઝાય છે † પ્રકાશમાં

# अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
# अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत ॥ १८ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! નિત્ય તથા શરીરરૂપ ઉપાધિવાળો, નાશથી રહિત તથા પ્રમેયભાવથી રહિત એવો જે સ્ફુરણરૂપ આત્મા છે, તે એક આત્મા જ છે. તે જ આ સર્વ નાશવંત દેહનું કથન કરે છે. માટે તું યુદ્ધ કર. ૧૮

ટીકા:-વૃદ્ધિવાળો તથા ક્ષયવાળો હોવાથી શરીર નામવડે પ્રસિદ્ધ તથા નાશરૂપ અંતવાળો જે આ પ્રત્યક્ષ દેહ છે, (અહીં દેહાઃ એ બહુ વચનવડે સ્થૂળ સૂક્ષ્મ અને કારણરૂપ જેટલા વિરાટ્, સૂત્ર, અવ્યાકૃત નામના સમષ્ટિ તથા વ્યષ્ટિ શરીરો છે, તે સર્વ શરીરોનો અર્થ સમજવો) અને નિત્ય તથા વિનાશથી રહિત તથા આધ્યાસિક સંબધવડે શરીરવાળો એવો જે સ્વપ્રકાશ સ્ફુરણરૂપ આત્મા છે, તે એક જ આત્માનાં સ્થૂલ સૂક્ષ્મ અને કારણરૂપ સર્વ શરીરો દશ્યરૂપ તથા ભોગ્યરૂપ છે. તેથી શ્રુતિ ભગવતીએ તથા બ્રહ્મવેત્તા પુરુષોએ સર્વ દેહને દશ્યત્વરૂપવડે તથા ભોગ્યત્વરૂપવડે એક જ આત્માના સંબંધી કહેલા છે.

તૈત્તિરીય શ્રુતિમાં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એમ પાંચ કોશોની કલ્પના કરી છે. સર્વ કોશોના અધિષ્ઠાનરૂપ તથા અકલ્પિત પુચ્છ પ્રતિષ્ઠારૂપ બ્રહ્મ કથન કરેલો છે. (૧) પંચીકૃત પંચ મહાભૂતો તથા પચમહાભૂતોના કાર્યરૂપ જે સર્વ આકાર પદાર્થોના સમુદાયરૂપ વિરાટ્ છે, તે અન્નમય કોશ છે. એ સ્થૂલતા સમષ્ટિરૂપે છે. (૨) સ્થૂલ સમષ્ટિના કારણરૂપ જે અપંચીકૃત પચમહાભૂત છે તથા તે અપંચીકૃત ભૂતોના કાર્યરૂપ જે સર્વ નિરાકાર પદાર્થોના સમુદાયરૂપ સૂત્ર નામે હિરણ્યગર્ભ છે, તે સૂક્ષ્મ સમષ્ટિ રૂપે છે. त्रयं वा इदं नामरूपं कर्मेति-આ બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શ્રુતિ છે. એમાં સૂક્ષ્મ સમષ્ટિનાં નામ, રૂપ તથા કર્મ એ ત્રણ રૂપ કહ્યાં છે. સૂક્ષ્મ સમષ્ટિ પોતામાં રહેલી કર્મરૂપતાવડે જ્યારે ક્રિયાશક્તિ માત્રને ગ્રહણ કરે છે, ત્યારે પ્રાણમય સંજ્ઞાને પ્રાપ્ત થાય છે; (૩) અને સૂક્ષ્મ સમષ્ટિ પોતામાં રહેલી નામરૂપતાવડે, જ્યારે જ્ઞાન શક્તિમાત્રને ગ્રહણ કરે છે, ત્યારે મનોમય સંજ્ઞાને પ્રાપ્ત થાય છે; (૪) વળી સૂક્ષ્મ સમષ્ટિ પોતામાં રહેલી સ્વરૂપતાવડે ક્રિયા અને નામ બન્નેનો આશ્રય થવાથી જ્યારે કર્તૃત્વ માત્રને ગ્રહણ કરે છે, ત્યારે વિજ્ઞાનમય સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે એક જ હિરણ્યગર્ભ નામનો લિંગશરીરરૂપ કોશ પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય એ ત્રણ કોશરૂપ થાય છે. (૫) વળી હિરણ્યગર્ભરૂપ લિંગશરીરનો પણ કારણરૂપ તથા સર્વ પ્રપંચના વાસનારૂપ સંસ્કારોનો આશ્રયરૂપ, એવો જે અવ્યાકૃત નામે માયાયુક્ત ચૈતન્ય આત્મા છે, તે આનંદમય કોશ છે. અન્નમયાદિ સર્વ કોશને શ્રુતિ એક જ આત્માનાં શરીરરૂપે કહે છે. શ્રુતિ કહે છે કે-( तस्यैव एष शारीर आत्मा यः पूर्वस्येति 'પૂર્વે અન્નમય કોશનો જે સત્ય તથા જ્ઞાન અનંતરૂપ શારીર આત્મા કહેલો છે, તે જ પ્રાણમય કોશનો પણ શારીર આત્મા છે.' શરીરમાં જે (કંઈ વસ્તુ) વિદ્યમાન હોય, તે શારીર કહેવાય છે. આ પ્રકારનાં શ્રુતિવચન મનોમય, વિજ્ઞાનમય અને આનદમય એ ત્રણ કોશો વિષે પણ જાણી લેવાં. (એ પાચે કોશોની પ્રક્રિયા આત્મપુરાણના દશમાં અધ્યાયમાં સવિસ્તર કહેવામાં આવેલી છે.)

अंतवंत इमे देहा. આ શ્લોકના શબ્દોની આ પ્રકારે યોજના કરવી. ત્રણ લોકમાં રહેલ સર્વ પ્રાણીઓના સંબંધી સ્થાવરરૂપ તથા જંગમરૂપ સર્વ દેહ એક જ સ્વયંજ્યોતિ આત્માના છે, એમ તેઓ કહે છે કે—एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतांतरात्मा । कर्माध्यक्षः सर्व-

भूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥ "એક અદ્વિતીય આત્માદેવ સર્વ શરીરોમાં ગૂઢ થઇને રહે છે, સર્વવ્યાપી છે, સર્વ ભૂતોનો અંતરાત્મા છે, પુણ્ય અને પાપનાં કર્મોના ફળનો પ્રદાતા છે, સર્વભૂતોનો અધિષ્ઠાન છે, બુદ્ધિ આદિ સર્વ સમુદાયનો સાક્ષીરૂપે છે, ચૈતન્યરૂપ છે, અદ્વિતીયરૂપ છે, નિર્ગુણ છે, નિષ્ક્રિય છે." આ શ્રુતિ સ્થાવરરૂપ તથા જંગમરૂપ સર્વ શરીરોના સંબંધવાળા એક નિત્ય વિભુ આત્માનું નિરૂપણ કરે છે.

શંકાઃ-"હે ભગવન્! જ્યાં સૂધી આ કાળ રહે છે, ત્યાંસૂધી સ્થાયી હોવું, તે નિત્યપણું કહેવાય છે. તેથી કાળની સાથે આત્માના નાશનો અંગીકાર કરતાં છતાં પણ અવિદ્યાદિની માફક આત્મામાં પણ આ નિત્યપણાનો સંભવ હોઇ શકે છે."

એવી અર્જુનને શંકા થતાં શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છેઃ-अनाशिनः इति-હે અર્જુન! દેશ-કાલ-વસ્તુપરિચ્છેદવાળા અવિદ્યાદિ અધિષ્ઠાન આત્મામાં કલ્પિત હોવાથી યદ્યપિ અનિત્ય છે, તથાપિ અવિદ્યાદિમાં યાવત્કાલ સ્થાયિત્વરૂપ ગૌણ નિત્યપણું પ્રતીત થાય છે, તે કાળમાં અબાધ્યત્વરૂપ મુખ્ય નિત્યત્વ અવિદ્યાદિમા હોતું નથી. વળી દેશ, કાલ અને વસ્તુપરિચ્છેદથી રહિત હોવાથી અકલ્પિત આત્માના નાશનું કાંઇ કારણ નથી. આત્મામાં મુખ્ય જ કૂટસ્થરૂપ નિત્યત્વ છે. અવિદ્યાદિની માફક પરિણામીરૂપ નિત્યત્વ તથા યાવત્કાલ સ્થાયીત્વરૂપ નિત્યત્વ આ બન્ને આત્મામાં નથી.

શંકાઃ-"સર્વ દેહોના સંબંધવાળા ચૈતન્ય આત્મા વિષે કોઇ પ્રમાણ છે અથવા નથી? ચૈતન્ય આત્મામાં કોઇ પ્રમાણ નથી, એ બીજો પક્ષ સંભવશે નહિ. કારણ કે જે વસ્તુમાં કોઇ પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય નથી હોતો, તે વસ્તુ અસત્ય જ હોય છે. જેવી રીતે વંધ્યાપુત્ર તથા શશશૃંગ કોઈ પ્રમાણજન્ય જ્ઞાનના વિષય નથી, તેથી અસત્ય જ છે. તેવી રીતે પ્રમાણજન્ય જ્ઞાનનો અવિષય હોવાથી ચૈતન્ય આત્મા પણ અસત્ય જ થવાનો અને આત્માના સાક્ષાત્કારને વાસ્તે શાસ્ત્રનો આરંભ પણ વ્યર્થ જ થવાનો, ઇત્યાદિ સર્વ દોષોની નિવૃત્તિ કરવાને માટે દેહી આત્મામાં કોઇ પ્રમાણ છે, એ પ્રથમ પક્ષનો અવશ્ય કરીને અંગીકાર કરવો પડશે. કિંવા शास्त्रयोनित्वात् એ સૂત્રના વ્યાખ્યાનમાં ભગવાન્ ભાષ્યકારોએ પણ આત્માની સિદ્ધિ વિશે એક ઉપનિષદ્રૂપ શાસ્ત્ર જ પ્રમાણ કહ્યું છે તથા तं त्वौपनिषदं पुरुषं पृच्छामि એ શ્રુતિએ પણ આત્માની સિદ્ધિવિષે ઉપનિષદ્રૂપ પ્રમાણ કથન કર્યું છે. તેથી પ્રમાણનો વિષય હોવાથી ચૈતન્યરૂપ આત્મામાં ભેદરૂપ વસ્તુપરિચ્છેદ અવશ્ય કરીને પ્રાપ્ત થશે."

આ રીતની અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-अप्रमेयस्येति-હે અર્જુન! જેવી રીતે ઘટપટાદિ સર્વ પદાર્થોને પ્રકાશિત કરનારા સૂર્ય ભગવાનને પોતાના પ્રકાશને વાસ્તે ઘટાદિ પદાર્થોની અપેક્ષા હોતી નથી, તેવી રીતે પ્રમાણ તથા પ્રમેયાદિ સર્વ જગતને પ્રકાશિત કરનારા સ્વપ્રકાશ ચૈતન્યરૂપ આત્માને પોતાનો પ્રકાશ કરવાને વાસ્તે પ્રમાણાદિની અપેક્ષા હોતી નથી. આ કારણથી આત્માદેવ અપ્રમેય છે. શ્રુતિ કહે છે કે-एकधैवानुद्रष्टव्यमेतदप्रमेयं ध्रुवमप्रमेयं न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भांति कुतोऽयमग्निः ; तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् विज्ञातारमरेकेन विजानीयात् "આ ચૈતન્ય આત્મા એક પ્રકારવડે જ દેખવા યોગ્ય છે. આ આત્માદેવ અપ્રમેય, કૂટસ્થ તથા અપ્રમેય છે. આ સ્વયંજ્યોતિ આત્મામાં સૂર્ય પણ પ્રકાશ કરી શકતો નથી, ચન્દ્ર અને તારકગણ પણ પ્રકાશ કરી શકતા નથી, વિદ્યુત્ પણ પ્રકાશ કરી શકતી નથી તથા અગ્નિ પણ પ્રકાશ કરતો નથી. આ સ્વયંજ્યોતિ

આત્માના પ્રકાશનો આશ્રય કરવાથી જ સૂર્યચન્દ્રાદિ સર્વ પદાર્થો પ્રતીત થાય છે. વળી આત્માદેવના સ્વયંજ્યોતિ પ્રકાશવડે જ સૂર્યચન્દ્રાદિ સર્વ જગત્ પ્રકાશમાન થાય છે. જે સ્વયંજ્યોતિ આત્માવડે આ લોક સર્વે પદાર્થોને જાણે છે, સર્વના દ્રષ્ટા અર્થાત્ વિજ્ઞાનતારૂપ તે આત્માને આ જીવ કયા પ્રમાણવડે જાણી શકશે? કોઇ પણ પ્રમાણવડે જાણી શકતો નથી.” આ સ્વયંજ્યોતિ આત્માને પોતાના પ્રકાશને વાસ્તે કોઇ પણ પ્રમાણની અપેક્ષા નથી, કિંતુ પોતામાં કલ્પિત અજ્ઞાનનું કાર્ય છે. કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિને વાસ્તે સ્વયંજ્યોતિ આત્માને કલ્પિત વૃત્તિવિશેષની અપેક્ષા છે. જેવો યક્ષ હોય છે તેવું જ તેનું બલિ હોય છે, એ શાસ્ત્રના ન્યાય પ્રમાણે, કલ્પિત વસ્તુની કલ્પિત વસ્તુ જ વિરોધી સિદ્ધ થાય છે. તેથી કલ્પિત અંતઃકરણની નિવૃત્તિવડે કલ્પિત કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ સભવે છે. કલ્પિત સર્વ પ્રપંચની નિવૃત્તિ કરનારી અંતઃકરણની વૃત્તિવિશેષ કેવળ तत्त्वमसि આદિ વાક્ય માત્રથી જ ઉત્પન્ન થાય છે, પણ પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે ઉત્પન્ન થશે નહિ. તેથી આ વૃત્તિવિશેષની ઉત્પત્તિને વાસ્તે, શાસ્ત્રનો આરંભ પણ સફળ છે. ચૈતન્યસ્વરૂપ આત્માદેવ સર્વ કાળમાં સ્વતઃજ પ્રકાશમાન સર્વ કલ્પનાના અધિષ્ઠાનરૂપે તથા સર્વ દૃશ્ય પ્રપંચના પ્રકાશકરૂપે છે. આવા સ્વપ્રકાશ અધિષ્ઠાન આત્મામાં વન્ધ્યાપુત્ર તથા શશશૃંગાદિની પેઠે અસત્યરૂપતા સંભવશે નહિ एकमेवाद्वितीयं सत्यं ज्ञानमनंतं ब्रह्म ઈત્યાદિ શાસ્ત્ર અદ્વિતીય બ્રહ્મથી ભિન્ન સર્વ જગત્માં કલ્પિતપણાનું કથન કરતાં પોતામાં પણ કલ્પિતરૂપતાનું બોધન કરે છે. પણ જો કદાચિત્ શાસ્ત્ર પોતામાં કલ્પિતપણાનું બોધન નહિ કરશે, તો શાસ્ત્ર સદ્વિતીય બ્રહ્મને અદ્વિતીયરૂપવડે બોધન કરી પોતે જ અપ્રમાણરૂપ થશે. કલ્પિત વસ્તુ અકલ્પિત વસ્તુનો પરિચ્છેદ કરશે નહિ, એ વાત પૂર્વે કથન કરવામાં આવી છે. તેથી સ્વપ્રકાશ આત્મામાં ભેદરૂપ વસ્તુ પરિચ્છેદની પણ પ્રાપ્તિ થશે નહિ. કિંવા સર્વ કાળમાં આત્માની સ્વપ્રકાશતા કેવળ શ્રુતિ પ્રમાણવડે જ સિદ્ધ નથી, કિન્તુ ભગવાન્ ભાષ્યકારોએ આત્માની સ્વપ્રકાશતા સિદ્ધ કરી છે.

તે યુક્તિ એ છે કે, જે પુરુષને જે વસ્તુમાં સંશય, વિપર્યય, વ્યતિરેક પ્રમા એ ત્રણમાંથી એકનું પણ જ્ઞાન થતું નથી, તે પુરુષને તે વસ્તુમાં તે સંશયાદિનું વિરોધી જ્ઞાન અવશ્ય કરીને થાય છે. આ પ્રકારનો નિયમ સર્વત્ર જોવામાં આવે છે. જે પુરુષને જે ઘટમાં ‘ઘટ છે અથવા નથી,’ એ પ્રકારનો સંશય, ‘ઘટ છે નહિ’ એ પ્રકારનો વિપર્યય તથા ‘ઘટ નથી જ’ એ પ્રકારની વ્યતિરેકપ્રમા એ ત્રણમાંથી એકનું પણ જ્ઞાન થતું નથી, તે પુરુષને ત્યાં સંશયાદિ ત્રણેનું વિરોધી ઘટ.અસ્તિ ‘ઘટ છે’ એ પ્રકારનું જ્ઞાન અવશ્ય કરીને થાય છે. જો કદાચિત્ વિરોધી જ્ઞાન ત્યાં ન હોય, તો સંશયાદિ ત્રણમાંથી કોઇ એક અવશ્ય હોવું જોઇએ. હવે આત્મામાં તો કોઇ પણ પુરુષને ‘હું છું અથવા નથી’ એ પ્રકારનો સંશય, ‘હું છું નહિ’ એ પ્રકારનો વિપર્યય તથા ‘હું નથી’ એ પ્રકારની વ્યતિરેકપ્રમા એ ત્રણમાંથી એક પણ જ્ઞાન હોતું નથી, તેથી સર્વ પુરુષોને સર્વ કાળમાં સંશયાદિનું વિરોધી આત્માના વાસ્તવિકસ્વરૂપનું જ્ઞાન અવશ્ય કહેવું પડશે. કદાચિત્ આત્માના સ્વરૂપનું જ્ઞાન ન હોય, તો સંશયાદિ ત્રણમાંથી કોઇ એક જ્ઞાન પણ હોવું જ જોઇએ. પણ આત્મામાં સંશયાદિ હોતા નથી, તેથી આત્મા સર્વ કાળમાં સ્વપ્રકાશસ્વરૂપે છે.

વેદાન્ત સિદ્ધાન્તમાં સ્વપ્રકાશ જ્ઞાન આત્માને આશ્રિત નહિ રહે તેમ નથી; કારણ કે સ્વપ્રકાશ જ્ઞાનરૂપ જ આત્મા છે. કદાચિત્ આત્માને જ્ઞાનનો આશ્રય માનીએ તો જે વસ્તુ જે જ્ઞાનનો આશ્રયરૂપ કર્તા હોય છે, તે જ વસ્તુ તે જ જ્ઞાનનું વિષયરૂપ કર્મ થશે નહિ. કેમકે જ્ઞાનનો કર્તા તથા કર્મ ભિન્ન ભિન્ન હોય છે, તેથી જ્ઞાનવડે આત્માની સિદ્ધિ થશે નહિ. આત્માને જો જ્ઞાનથી ભિન્ન માનીએ તો જે જે પદાર્થ જ્ઞાનથી ભિન્ન હોય છે તે તે પદાર્થ

જડ જ હોય છે. જેવી રીતે જ્ઞાનથી ભિન્ન હોવાથી ઘટાદિ પદાર્થ જડરૂપ છે, તેવી રીતે જ્ઞાનથી ભિન્ન હોવાથી આત્મા પણ જડરૂપ થવાનો. વળી જે જે પદાર્થ જડ હોય છે, તે તે પદાર્થ કલ્પિત હોય છે. જેમ જડ હોવાથી ઘટાદિ પદાર્થ કલ્પિત છે, તેમ જડ થવાથી આત્મા પણ કલ્પિત થવાનો. વળી આત્મા કલ્પિત થતાં શૂન્યવાદની પ્રાપ્તિ થવાની. તેથી આત્મા જ્ઞાનથી ભિન્ન નથી, કિન્તુ આત્મા સ્વપ્રકાશ જ્ઞાન સ્વરૂપ જ છે. સ્વપ્રકાશજ્ઞાનસ્વરૂપ આત્મા અવિદ્યારૂપ ઉપાધિના સંબંધથી સાક્ષી કહેવામાં આવે છે. વળી વૃત્તિવાળા અંતઃકરણરૂપ ઉપાધિના સંબંધથી પ્રમાતા કહેવામાં આવે છે. આ ચક્ષુઆદિ ઇંદ્રિયો પ્રમાતાનું કારણ હોય છે. તે જ પ્રમાતા ચક્ષુઆદિ ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિરૂપ પરિણામની સાથે, બાહ્યઘટાદિ પદાર્થોને વ્યાપ્ય કરીને ઘટાદિના આકારરૂપે થાય છે. અંતઃકરણના એક જ વૃત્તિરૂપ પરિણામમાં ઘટાવચ્છિન્ન ચૈતન્ય તથા અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય બન્ને એકતાના ભાવને પ્રાપ્ત થાય છે. જેવી રીતે ગૃહમાં ઘટ પ્રાપ્ત થતાં ગૃહાકાશની તથા ઘટાકાશની એકતા થાય છે, તેવી રીતે વૃત્તિરૂપ ઉપાધિ અને ઘટરૂપ ઉપાધિ એક દેશમાં સ્થિત થતાં વૃત્તિઉપહિત ચેતનની તથા ઘટઉપહિત ચેતનની એકતા થાય છે. ઘટાવચ્છિન્ન ચૈતન્ય પ્રમાતા ચૈતન્યના અભેદથી પોતાના અજ્ઞાનને નાશ કરીને અપરોક્ષરૂપે થાય છે. વળી પોતાના ઉપાધિરૂપ ઘટને પોતાના તાદાત્મ્ય અધ્યાસથી ચૈતન્ય પ્રકાશિત કરે છે, અત્યંત સ્વચ્છ જે અંતઃકરણની પરિણામરૂપ વૃત્તિને વૃત્તિઉપહિત ચૈતન્ય પ્રકાશિત કરે છે. એ પ્રમાણે અંતઃકરણ, વૃત્તિ અને ઘટ એ ત્રણેની અપરોક્ષતા થાય છે. 'अहं जानामि घटम्–હું ઘડાને જાણું છું' એ ત્રણેની અપરોક્ષતાનો આકાર છે.

એ પ્રમાણે અંતર્ અને બહિર્ રહેલ સર્વ અનાત્મપદાર્થોને પ્રકાશિત કરનારું ચૈતન્ય, જો કે એકરૂપ છે, છતાં ઘટાદિ બાહ્ય પદાર્થોને પ્રકાશિત કરવામાં ચૈતન્યને અંતઃકરણની વૃત્તિની અપેક્ષા રહે છે. આ કારણથી જ ચૈતન્યમાં પ્રમાતાપણું છે, અને અંતઃકરણને તથા અંતઃકરણની વૃત્તિઓને પ્રકાશિત કરવામાં ચૈતન્યને કોઈ વૃત્તિની અપેક્ષા નથી. આ કારણથી જ ચૈતન્યમાં સાક્ષીરૂપતા છે. જો કદાચિત્ ચૈતન્ય અંતઃકરણની વૃત્તિને ઘટાદિની જેમ બીજી વૃત્તિની અપેક્ષાવડે પ્રકાશિત કરશે, તો બીજી વૃત્તિને ત્રીજી વૃત્તિની અપેક્ષાવડે પ્રકાશિત કરશે. ત્રીજી વૃત્તિને ચોથી વૃત્તિવડે પ્રકાશિત કરશે. એ પ્રમાણે વૃત્તિઓની ધારા માનવામાં અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. તેથી સાક્ષી આત્મા પોતાના સ્વરૂપથી જ અંતઃકરણને તથા તેની વૃત્તિઓને પ્રકાશિત કરે છે. તેમને પ્રકાશિત કરવામાં વૃત્તિની અપેક્ષા કરશે નહિ.

એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે કારણથી પૂર્વોક્ત શ્રુતિઓવડે તથા યુક્તિઓવડે એક સ્વપ્રકાશ સ્ફુરણરૂપ આત્મા સર્વદા નિત્ય, સર્વત્ર વ્યાપક, જન્મ–મરણરૂપ સંસારથી રહિત સર્વ પદાર્થોના પ્રકાશકરૂપે તથા સર્વદા એકરૂપ છે, તે કારણથી અવિનાશી આત્માના નાશની શંકા કરીને, પોતાના યુદ્ધરૂપ ધર્મમાં પૂર્વે પ્રવૃત્ત થયેલા એવા તને, યુદ્ધથી નિવૃત્ત થવું યોગ્ય નથી.

આ પ્રકારના વચનો શ્રી ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે–तस्माद्युद्धयस्व भारत इति. તાત્પર્ય એ છે કે, સ્વપ્રકાશ જ્ઞાનરૂપ આત્મા તો કદાચિત્ પણ નાશ પામતો નથી. વળી ભીષ્મ–દ્રોણાદિના શરીર તો મિથ્યારૂપ, અનિત્ય છે, તેથી આ શરીર પોતે જ નષ્ટ થયેલાં જેવાં છે. એવાં અનિત્ય શરીરોના હનનથી નિવૃત્ત થઈને તું તારા સ્વધર્મનો નાશ કર નહિ.

અહીં युद्धयस्व શબ્દવડે ભગવાને અર્જુન પ્રત્યે યુદ્ધરૂપ ધર્મનું વિધાન કર્યું નથી, કિન્તુ આ શબ્દવડે ભગવાને પૂર્વપ્રાપ્ત યુદ્ધનો અનુવાદ માત્ર કર્યો છે. કારણ કે આત્મજ્ઞાનના ઉપદેશ પ્રસંગમાં યુદ્ધરૂપ ધર્મની વિધિ સંભવે નહિ, કિન્તુ ભગવાનના ઉપદેશવિના જ અર્જુન પૂર્વ

યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો, પરન્તુ શોકને તથા મોહને વશ થવાથી અર્જુન યુદ્ધથી નિવૃત્ત થયો હતો. શોક તથા મોહ ભગવાનના ઉપદેશજન્ય જ્ઞાનથી નિવૃત્ત થયો. તેથી अपवादाऽपवादे उत्सर्गस्य स्थितिः એ ન્યાયવડે युद्धयस्व ભગવાનનું વચન અનુવાદરૂપે છે, પણ વિધિરૂપે નથી. અહીં પૂર્વ પ્રાપ્ત યુદ્ધનો શોક મોહ અપવાદરૂપે છે અને શોકનું તથા મોહનું વિચારજન્ય જ્ઞાન અપવાદરૂપે છે. આ શોકરૂપ તથા મોહરૂપ અપવાદનો વિચારજન્ય જ્ઞાનરૂપ અપવાદ થતાં પૂર્વે પ્રાપ્ત યુદ્ધરૂપ ઉત્સર્ગની જ સ્થિતિ થાય છે. જેવી રીતે ભોજન કરવામાં પ્રવૃત્ત થયેલો ક્ષુધાવાન્ પુરુષ કોઇ અશુદ્ધિ આદિની શંકા કરીને ભોજનથી નિવૃત્ત થઇ જાય અને કોઈ ધર્માત્મા પુરુષ તેની શંકાની નિવૃત્તિ કરીને તે પુરુષપ્રત્યે "તું ભોજન કર" એ પ્રકારના વચન કહે ને ભોજન કરે તેમ અર્જુન યુદ્ધ માટે તૈયાર થાય છે. એમાં "તું ભોજન કર" એ પ્રકારનાં વચનો વિધિરૂપ નથી, કિન્તુ પૂર્વ પ્રાપ્ત ભોજનના અનુવાદરૂપ છે. પૂર્વે અપ્રાપ્ત અર્થનું બોધન કરનારાં વચન જ વિધિરૂપ હોય છે. કોઇક ગ્રન્થકાર તો युद्धयस्व એ શબ્દને વિધિરૂપ માનીને મોક્ષની પ્રાપ્તિમાં જ્ઞાન અને કર્મ બન્નેનો સમુચ્ચય અંગીકાર કરે છે. પણ તેમનું તે કથન અસંગત છે. કારણ કે युद्धयस्व એ શબ્દથી મોક્ષની પ્રાપ્તિ જ્ઞાન તથા કર્મ બેના સમુચ્ચયથી થાય છે, એ અર્થ પ્રતીત થતો નથી. જ્ઞાનના તથા કર્મના સમુચ્ચયનું આગળ વિસ્તારથી ખંડન કરવામાં આવશે. (૧૮)

અવતરણિકા:–"હે ભગવન્! अशोच्यानन्वशोचस्त्वम् ઇત્યાદિ વચનોવડે ભીષ્મ તથા દ્રોણાદિ બંધુઓના નાશથી ઉત્પન્ન થતો શોકની નિવૃત્તિ થતાં ભીષ્મ તથા દ્રોણાદિનો નાશ કરવાથી ઉત્પન્ન થનારા પાપને નિવૃત્ત કરવાનો કોઈ ઉપાય નથી. જો આપ એમ કહો કે જ્યાં શોક થતો નથી ત્યાં પાપ થતું નથી, તો એ નિયમ સંભવતો નથી. માનો કે કોઇ પુરુષે પોતાના શત્રુરૂપ બ્રાહ્મણનુ હનન કર્યું. શત્રુરૂપ બ્રાહ્મણને હણવાથી પુરુષને શોક થશે નહિ, અને તેથી પુરુષને બ્રહ્મહત્યાજન્ય પાપ પણ થવું જોઇએ નહિ. પણ શોક નહિ થવા છતાં તે પુરુષને પાપ તો અવશ્ય કરીને લાગે છે જ. તેથી ભીષ્મ તથા દ્રોણાદિને હણનાર જે હું અર્જુન છું તથા તેમને હણવામાં મને પ્રેરણા કરનાર જે આપ છો, તે આપણને ઉભયને એ બંધુઓની હિંસાથી અવશ્ય કરીને પાપ થશે, તેથી "તું યુદ્ધ કર" એ શબ્દો આપે પહેલાં જે કહ્યાં છે, તે અસંગત છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કઠવલ્લી ઉપનિષદના મંત્રવડે તે શંકાની નિવૃત્તિ કરતાં કહે છે:–

## य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
## उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! જે પુરુષ આત્માને હણનારો એમ કહે છે ને આત્માને હણ્યો એમ માને છે, તે બન્ને પુરુષ આત્માને ઓળખતા નથી; કેમકે આત્મા કોઇને હણતો નથી. તથા પોતે હણાતો પણ નથી. ૧૯

ટીકા:–હે અર્જુન! પૂર્વે મેં કહેલા અવિનાશી અપ્રમેયરૂપ દેહી આત્માને જે પુરુષ "હું આ વસ્તુને હણનારો છું' એ પ્રમાણે હનનરૂપ ક્રિયાનો કર્તા જાણે છે, અને જે પુરુષ આ આત્માદેવને "દેહના હનનવડે હું હણાયો છું" એ પ્રમાણે હનન ક્રિયાના કર્મરૂપે જાણે છે, તે ઉભય પુરુષો દેહાભિમાની હોવાથી, કર્તા તથા કર્મભાવથી રહિત અવિકારી આત્માને શાસ્ત્રના પ્રમાણવડે દેહાદિથી ભિન્ન છે, એમ જાણતા નથી. શા માટે જાણતા નથી? જે કારણથી કે આત્માદેવ કોઇ પણ પ્રાણીને હનન કરતો નથી, તથા પોતે પણ કોઇનાથી હનન

થતા નથી, એવા હનનક્રિયાના કર્તૃત્વથી અર્થાત્ કર્મભાવથી રહિત આત્માદેવને જે મૂઢ પુરુષ હનનક્રિયાના કર્ત્તારૂપે તથા કર્મરૂપે માને છે, તે મૂઢ પુરુષ આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણતો નથી જ.

(૧) અહીં યદ્યપિ य एनं वेत्ति हंतारं हतं वा એટલા શબ્દો માત્ર કહેવાથી જ પૂર્વોક્ત અર્થની સિદ્ધિ થઈ શકે છે, તેથી य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतं એ પદની બે વાર આવૃત્તિ કરવી નિષ્ફળ છે, તથાપિ આ પદોની આવૃત્તિ વાક્યના અલંકાર વાસ્તે છે. (૨) અથવા य एनं वेत्ति हंतारम् એ વચનવડે નૈયાયિકોનું કથન કર્યું છે. નૈયાયિક આત્માને જ હનનાદિ ક્રિયાઓનો કર્ત્તા માને છે, અને यश्चैनं मन्यते हतं એ વચનવડે ચાર્વાકોનું કથન કર્યું છે. ચાર્વાકાદિ શરીરાદિરૂપ આત્માને નાશવાન્ માને છે. પણ નૈયાયિક અને ચાર્વાક બન્ને આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી. આ પ્રમાણે વાદીઓનો ભેદ જણાવવાને વાસ્તે તે પદની બે વાર આવૃત્તિ કરી છે. (૩) અથવા જે પુરુષ આત્માને હનનક્રિયાનો કર્ત્તા જાણે છે, તે પુરુષ અત્યંત શૂરવીર છે, અને જે પુરુષ આત્માને હનનક્રિયાનું કર્મ માને છે, તે પુરુષ અત્યંત કાયર છે. એ પ્રકારના ભેદ જણાવવાને વાસ્તે આ પદોની બે વાર આવૃત્તિ કરી છે. (૪) અહીં य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् આ શ્લોકના પૂર્વાર્ધમાં हंता चेन्मन्यते हंतुं हतश्चेन्मन्यते हतम् એ કઠવલ્લી શ્રુતિના પૂર્વાર્ધનો અર્થ નિરૂપણ કર્યો છે. શ્રુતિનો તથા શ્લોકનો ઉત્તરાર્ધ એક સરખો જ છે. (૧૯)

અવતરણિકાઃ—"હે ભગવન્! આત્માદેવ હનનરૂપ ક્રિયાના કર્ત્તારૂપે તથા કર્મરૂપે કેવા કારણથી નથી થતો?" એવી અર્જુનને શંકા થતાં "આત્માદેવ જન્માદિ સર્વ વિકારોથી રહિત છે, તેથી હનનરૂપ ક્રિયાના કર્ત્તારૂપે તથા કર્મરૂપે થશે નહિ." એ પ્રમાણે ઉત્તર શ્રીભગવાન્ કઠવલ્લી ઉપનિષદ્‌ના દ્વિતીય મન્ત્રવડે કથન કરે છેઃ—

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! આત્માદેવ જન્મતો નથી, મરતો નથી; આત્મા પૂર્વે ન હતો એમ નથી, ઉત્તરમાં ન હશે એમ પણ નથી. એટલા માટે આત્મા અજ, નિત્ય, શાશ્વત તથા પુરાણરૂપે છે. આવો આત્મા, શરીર હણાયા છતાં હણાતો નથી. ૨૦

ટીકાઃ-જન્મ, અસ્તિ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશ, એ છ ભાવવિકાર શાસ્ત્રમાં કહેલા છે. એ છ વિકારોમાં પ્રથમ જન્મરૂપ વિકારનું તથા છેલ્લા વિનાશવિકારનું શ્રીભગવાન્ ખંડન કરે છે. (न जायते म्रियते वेति) હે અર્જુન! આત્માદેવ જન્મને પ્રાપ્ત થતો નથી, કારણ કે આત્માદેવ કોઇ પણ કાળમાં પૂર્વે ન હોઇને પશ્ચાત્ ઉત્પત્તિવાળો થતો નથી. જે પદાર્થ પૂર્વે ન હોઇને પશ્ચાત્ થાય છે, તે પદાર્થ જ ઉત્પત્તિરૂપ વિક્રિયાને પ્રાપ્ત થાય છે. જેમ કે ઘટાદિ પદાર્થ પૂર્વે ન હોઇને પશ્ચાત થાય છે, તેથી ઘટાદિ પદાર્થ ઉત્પત્તિરૂપ વિકારવાળો છે; પણ આત્માદેવ તો પૂર્વકાળમાં પણ વિદ્યમાન છે, તેથી આત્માદેવ ઉત્પત્તિરૂપ વિકારને પણ પ્રાપ્ત થતો નથી. આ કારણથી આત્માદેવ અજ છે.

આ આત્માદેવ મરણરૂપ વિકારને પણ પ્રાપ્ત થતો નથી, કારણ કે આત્માદેવ પૂર્વકાળમાં વિદ્યમાન હોઇને ઉત્તરકાળમાં કદાચિત્ પણ અવિદ્યમાન હોતો નથી. જે પદાર્થ પૂર્વકાળમાં વિદ્યમાન હોઇને ઉત્તરકાળમાં અવિદ્યમાન હોય છે, તે પદાર્થ જ મરણરૂપ વિકારને પ્રાપ્ત

થાય છે. જેવી રીતે ઘટાદિ પદાર્થ પૂર્વકાળમાં વિદ્યમાન હોઇને ઉત્તરકાળમાં અવિદ્યમાન હોય છે; તેથી ઘટાદિ પદાર્થ નાશરૂપ વિકારને પણ પ્રાપ્ત થાય છે. પણ આત્માદેવ તો ઉત્તરકાળમાં પણ વિદ્યમાન છે, તેથી મરણરૂપ વિકારને પ્રાપ્ત થતો નથી. આ કારણથી આત્માદેવ નિત્ય છે,' અર્થાત્ વિનાશ થવાને યોગ્ય નથી.

અહીં न जायते म्रियते वा એ વચનોવડે આત્માના જન્મના તથા મરણના અભાવની પ્રતિજ્ઞા કરી છે. कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः આ વચનોમાં રહેલાં પદોની બે પ્રકારથી યોજના કરીને તે પ્રતિજ્ઞાનું ઉપાદાન કર્યું અને अजो नित्यः એ શબ્દોવડે તે પ્રતિજ્ઞાનો ઉપસંહાર કર્યો. જન્માદિ છ વિકારોમાં જન્મરૂપ આદિ વિકાર છે તથા મરણરૂપ અંતનો ( છેલ્લો ) વિકાર, આ બન્ને વિકારોનો નિષેધ કરીને યદ્યપિ બન્ને વિકારોના મધ્યવર્તી તથા તે બન્ને વિકારોના વ્યાપ્ય જે ચારે વિકાર છે, તેમનો નિષેધ થઇ શકે છે. તથાપિ અહીં નહિ કહેલા ગમન તથા આગમનાદિ સર્વ વિકારોનો નિષેધ જણાવવાને વાસ્તે શ્રીભગવાન્ અપક્ષય અને વૃદ્ધિ એ બન્ને વિકારોનો શાશ્વત અને પુરાણ એ બન્ને શબ્દોવડે નિષેધ કરે છે. शाश्वत इति. આત્માદેવ કૂટસ્થતારૂપ નિત્યતાવાળો છે, તેથી આત્માદેવના સ્વરૂપથી અપક્ષય થતો નથી. આત્માદેવ નિર્ગુણ છે, તેથી આત્માદેવના ગુણથી પણ અપક્ષય થશે નહિ. આ કારણથી આત્માદેવ શાશ્વત છે. જે વસ્તુ અપક્ષયથી તથા અપચયથી રહિત હોઇને સર્વ કાળમાં વિદ્યમાન હોય છે, તે વસ્તુ શાશ્વત કહેવાય છે. એવો એકલો આત્માદેવ જ છે.

શંકાઃ-"હે ભગવન્! આત્માદેવ અપક્ષયને પ્રાપ્ત ન થાય; તો પણ વૃદ્ધિને શા માટે પ્રાપ્ત ન થાય?" એવી અર્જુનને શંકા થતાં ભગવાન્ કહે છેઃ-पुराण इति-હે અર્જુન! આત્માદેવ આજથી પૂર્વે પણ નવીન જ હતો. કાંઇ આ કાળમાં આત્માદેવ નવીન અવસ્થાને પ્રાપ્ત થયો નથી, તેથી આત્માદેવ પુરાણ છે. તાત્પર્ય એ છે કે, સર્વકાળમાં આત્માદેવ એકરૂપે છે. આ લોકમાં જે પદાર્થ કોઇ ઉપચયરૂપ નવીન અવસ્થાને પ્રાપ્ત થાય છે, તે પદાર્થ જ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે; જેવા શરીરાદિ પદાર્થો છે. હવે આત્માદેવ સર્વ કાળમાં એકરૂપે જ છે, તેથી આત્માદેવ અપચયને તથા ઉપચયને પ્રાપ્ત થતો નથી. આ કારણથી આત્માદેવ વૃદ્ધિને પ્રાપ્ત થતો નથી. અહીં જ્વરાદિ રોગોવડે શરીરના અવયવોની ક્ષીણતાને અપચય કહેવામાં આવે છે, અને અન્નાદિનું ભક્ષણ કરવાથી શરીરના અવયવોની વૃદ્ધિને ઉપચય કરી કહેવામાં આવે છે. અહીં અસ્તિ અને વિપરિણામ એ બન્ને વિકારો જન્મ અને નાશ એ બેઉ વિકારોના અંતર્ભૂત છે, તેથી બન્ને વિકારોનો પૃથક્ ( જૂદો ) નિષેધ કર્યો નથી, પરંતુ જન્મમરણના નિષેધવડે અસ્તિ અને વિપરિણામ એ બન્નેનો નિષેધ જાણી લેવો. હે અર્જુન! જે કારણથી આત્માદેવ જન્માદિ સર્વ વિકારોથી રહિત છે, તે કારણથી શસ્ત્રાદિ ઉપાયોવડે આ શરીરનું હનન થતાં પણ શરીરના કલ્પિત સંબંધવાળો આત્માદેવ કોઇ ઉપાયે કરીને હનનને પ્રાપ્ત થતો નથી. જેવી રીતે ઘટરૂપ ઉપાધિનો નાશ થતાં પણ આકાશનો નાશ થતો નથી, તેવી રીતે દેહાદિ ઉપાધિઓનો નાશ થતાં પણ આત્માનો નાશ થતો નથી. શ્રુતિ કહે છે કે ( अविनाशी वा अरेऽयमात्मा ) હે મૈત્રેયી! આત્માદેવ વિનાશથી રહિત છે. (૨૦)

અવતરણિકાઃ-પૂર્વે य एनं वेत्ति हंतारम् આ શ્લોકમાં नायं हंति न हन्यते એ શબ્દોવડે એ પ્રકારની પ્રતિજ્ઞા કરી હતી કે, આત્મા કોઇને હનન કરતો નથી અને કોઇનાથી હનન થતો નથી-'આત્મા કોઇનાથી હણાતો નથી.' એ પ્રતિજ્ઞાનું તો પૂર્વ શ્લોકમાં વિસ્તારથી ઉપપાદન કર્યું.'

હવે "આત્મા કોઇને પણ હણતો નથી" એ પ્રતિજ્ઞાનું ઉપપાદન કરતાં શ્રીભગવાન્ પૂર્વ પ્રસંગનો ઉપસંહાર કરે છેઃ—

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥ २१ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ! જે પુરુષ આત્માદેવને અવિનાશીરૂપે, નિત્યરૂપે, અજરૂપે તથા અવ્યયરૂપે જાણે છે, તે પુરુષ કોને મારે છે? તથા કેવા પ્રકારે મારે છે? તે પુરુષ કોને મરાવે છે તથા કેવા પ્રકારે મરાવે છે? તે પુરુષ કોઇને હણતો નથી તથા કોઇને હણાવતો પણ નથી. ૨૧

ટીકાઃ-વિનાશ પામવાનો જેનો સ્વભાવ નથી, તે અવિનાશી કહેવાય છે. વિનાશરૂપ અંતઃકરણથી રહિત આત્મા છે. અવિનાશીપણાવિષે હેતુ કહે છે. अव्ययं इति-અવયવોના અપચયરૂપ તથા ગુણોના અપચયરૂપ વ્યય જેમાં વિદ્યમાન નથી તે અવ્યય કહેવાય છે. આ લોકમાં તંતુઆદિ અવયવોના અપચયવડે તથા રૂપાદિ ગુણોના અપચયવડે પટાદિ પદાર્થોનો વિનાશ જોવામાં આવે છે. હવે આત્માદેવ નિરવયવ હોવાથી અવયવોના અપચયથી રહિત છે તથા નિર્ગુણ હોવાથી ગુણોના અપચયથી પણ રહિત છે, તેથી કદાચિત્ પણ આત્માદેવનો વિનાશ સંભવતો નથી. આ કથનથી એ અનુમાન સિદ્ધ થયું કે, આત્મા અવિનાશી હોવાને યોગ્ય છે અને અવ્યય હોવાથી જે પદાર્થ અવિનાશી હોતો નથી, તે પદાર્થ અવ્યય પણ હોતો નથી, જેવા કે પટાદિ પદાર્થો છે.

અર્જુનઃ-"હે ભગવન્! આત્મા વિનાશી હોવાને યોગ્ય છે, કારણ કે ઘટાદિકમાં જેમ જન્યત્વ હેતુ રહેલો હોવાથી તેમાં વિનાશીપણું રહેલું છે, તેમ જન્યત્વ હેતુ આત્મામાં પણ રહેલો હોવાથી તેમાં પણ વિનાશીપણાનું અનુમાન થઇ શકે છે."

એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવાને આત્મા વિષે જન્યત્વહેતુની અસિદ્ધિ ભગવાન્ કથન કરે છેઃ—अज इति-જે કદાપિ પણ જન્મને પ્રાપ્ત ન થાય, તે અજ કહેવાય છે અર્થાત્ અજ આવો જન્મ આદિ વિકારથી રહિત આત્મા છે. તેના અજપણાવિષે હેતુ કહે છે. नित्यं इति-જે સર્વ કાળમાં વિદ્યમાન હોય, તે નિત્ય કહેવાય છે. હવે આ લોકમાં જે પદાર્થ પૂર્વે વિદ્યમાન હોતો નથી, તે પદાર્થનો જ જન્મ જોવામાં આવે છે. જેવી રીતે ઘટપટાદિ પદાર્થ પોતાની ઉત્પત્તિની પૂર્વે ન વિદ્યમાન હોવા છતાં પણ પછી જન્મને પ્રાપ્ત થાય છે. પણ આત્માદેવ તો સર્વ કાળમાં વિદ્યમાન છે, તેથી એક આત્માદેવનો કદાચિત્ પણ જન્મ સંભવે નહિ.

આ કથનથી એ અનુમાન સિદ્ધ થાય છે કે, આત્મા જન્મથી રહિત હોવાને યોગ્ય છે-નિત્ય હોવાથી જે પદાર્થ જન્મથી રહિત હોતો નથી તે પદાર્થ નિત્ય પણ હોતો નથી; જેવા ઘટપટાદિ પદાર્થો છે. અથવા 'અવિનાશી' શબ્દવડે બાધથી રહિત સત્ય વસ્તુનો અર્થ ગ્રહણ કરવો. તેમ જ 'નિત્ય' શબ્દવડે સર્વત્ર વ્યાપક વસ્તુનો અર્થ ગ્રહણ કરવો. તે વિષે હેતુ કહે છે. (अजं अव्ययं इति) જન્મથી રહિત વસ્તુ અજ કહેવાય છે, અને નાશથી રહિત વસ્તુ અવ્યય કહેવાય છે. આ લોકમાં જે પદાર્થ ઉત્પત્તિમાન્ હોય તથા નાશવાન્ હોય, તે પદાર્થ સત્યરૂપ તથા સર્વત્ર વ્યાપક હોય નહિ. જેવી રીતે ઉત્પત્તિવાળો તથા નાશવાળો ઘટાદિ પદાર્થ સત્યરૂપ નથી તથા સર્વત્ર વ્યાપક પણ નથી. આત્માદેવ તો ઉત્પત્તિ તથા નાશથી

રહિત છે, તેથી આત્માદેવ સત્યરૂપે છે તથા સર્વત્ર વ્યાપક છે. આ કથનથી એ અનુમાન સિદ્ધ થાય છે કે, આત્મા અવિનાશી તથા નિત્ય હોવાને યોગ્ય છે. અજ અને અવ્યય હોવાથી જે પદાર્થ અવિનાશી તથા નિત્ય હોતો નથી, તે પદાર્થ અજ તથા અવ્યય પણ હોતો નથી; જેવા કે ઘટાદિ પદાર્થો છે.

આ પ્રમાણે અવિનાશીરૂપ, નિત્યરૂપ, અજરૂપ તથા અવ્યયરૂપ આત્માદેવને જે પુરુષ ગુરુ અને શાસ્ત્રના ઉપદેશથી, "હું જન્માદિ સર્વ વિકારોથી રહિત છું, બુદ્ધિ આદિ સર્વ પદાર્થોનો પ્રકાશક છું, સર્વ દ્વૈત પ્રપંચથી રહિત છુ તથા પરમાનંદ બોધરૂપ છુ" એ પ્રમાણે સાક્ષાત્કાર કરે છે, તે વિદ્વાન્ પુરુષ કોને હણે છે? તથા કેઇ રીતે હણે છે? અર્થાત્ વિદ્વાન્ પુરુષ કોઇને પણ હનન કરતો નથી તથા કોઇ પ્રકારે પણ હનન કરતો નથી. વળી તે વિદ્વાન્ શું કોઈની પાસે હનન કરાવે છે અથવા કોઈ પણ પ્રકારે કરી હનન કરાવે છે? ના, તે કોઈની પાસે હણાવતો નથી તથા કોઇ પ્રકારે કરી હણાવતો પણ નથી. કારણ કે જન્માદિ સર્વ વિકારોથી રહિત તથા કર્તાપણાથી રહિત જે વિદ્વાન્ પુરુષ છે, તે વિદ્વાન્ પુરુષનું તે હનનરૂપ ક્રિયામા સાક્ષાત્કર્તાપણું તથા પ્રયોજકકર્તાપણું સંભવે નહિ. શ્રુતિ કહે છે કે ( आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुष । किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ) વિદ્વાન્ પુરુષ જ્યારે "પરિપૂર્ણ અદ્વિતીય બ્રહ્મ હું છુ" એ પ્રમાણે આત્માને જાણે છે, ત્યારે તે પુરુષ કઇ વસ્તુની ઇચ્છા કરીને કોના પ્રયોજનને અર્થે આ શરીરનો સંતાપ કરશે?" એવું જાણનાર કઇ પણ ઈચ્છા, કોઇના પણ પ્રયોજનાર્થે નહિ કરશે. આ શ્રુતિ, શુદ્ધ આત્માને જાણનાર વિદ્વાન્ પુરુષમાં કર્તૃત્વ તથા ભોક્તૃત્વ આદિ સંસારના અભાવનો બોધ કરે છે.

સારાશ:–શુદ્ધ આત્માના જ્ઞાનવડે વિદ્વાન્ પુરુષના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. અજ્ઞાન નિવૃત્ત થતા अहमम અધ્યાસની નિવૃત્તિ થાય છે, અધ્યાસ નિવૃત્તિ થતાં રાગદ્વેષાદિની નિવૃત્તિ થાય છે, રાગદ્વેષાદિ નિવૃત્ત થતાં કર્તૃત્વ તથા ભોક્તૃત્વ આદિની નિવૃત્તિ થાય છે. આ પ્રમાણે આત્માનું જ્ઞાન જ સર્વ અનર્થોની નિવૃત્તિનું કારણ છે. આ શ્લોકમાં શ્રીભગવાનનો અર્જુનને કહેવાનો એ હેતુ છે કે, વાસ્તવિક રીતે વિચાર કરીને જોઇએ, તો આત્માદેવ સર્વ વિકારોથી રહિત છે, તેથી તે કોઇ પણ કાર્યને કરતો નથી તથા કરાવતો નથી, તથાપિ મૂઢ પુરુષ અજ્ઞાનને વશ થઈ, સ્વપ્નની માફક પોતાના આત્મામાં કર્તૃત્વાદિ ધર્મ માને છે. આ વાત उभौ तौ न विजानीत એ ગીતાના શબ્દો વડે પૂર્વે કહેવામાં આવી છે. શ્રુતિ પણ કહે છે કે, (ध्यायतीव लेलायतीव ) વાસ્તવિક રીતે સર્વ વિકારોથી રહિત આત્માદેવ, બુદ્ધિરૂપ ઉપાધિ જ્યારે ધ્યાન કરે છે ત્યારે, ધ્યાન કર્તાની જેમ પ્રતીત થાય છે અને જ્યારે બુદ્ધિરૂપ ઉપાધિ ચલાયમાન થાય છે, ત્યારે આત્મા ચલાયમાન થતાની પેઠે પ્રતીત થાય છે. આ કારણથી સર્વ શાસ્ત્ર અવિદ્વાન્ અધિકારીને વાસ્તે જ કથન કરે છે. વિદ્વાન્ પુરુષોને વાસ્તે કોઈ પણ શાસ્ત્ર નથી. કારણ કે વિદ્વાન્ પુરુષ તો આત્મજ્ઞાનવડે, અજ્ઞાનરૂપ મૂલસહિત અધ્યાસથી નિવૃત્ત થયલા આત્મામા, કર્તૃત્વાદિ માનતો નથી. જેવી રીતે સ્થાણુના વાસ્તવિક સ્વરૂપને જાણનારો પુરુષ સ્થાણુમાં ચોરપણું માનતો નથી, તેવી રીતે આત્માના અકર્તૃત્વાદિ જ વાસ્તવિક સ્વરૂપને જાણનારો વિદ્વાન્ પુરુષ, આત્મામાં કર્તાપણું માનતો નથી. આથી એ સિદ્ધ થાય છે કે, સર્વ વિકારોથી રહિત હોવાથી તથા અદ્વિતીયરૂપ હોવાથી વિદ્વાન્ પુરુષ હનનાદિ ક્રિયાને કરતો નથી તથા કરાવતો નથી. શ્રુતિ કહે છે કે आनंद ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चनेति 'બ્રહ્મના સ્વરૂપભૂત આનંદને જાણનારો વિદ્વાન્ પુરુષ કોઈથી પણ ભયને પ્રાપ્ત થતો નથી.' અહીં ભયના નિષેધવડે સર્વ વિકારોનો નિષેધ જાણવો.

એ પ્રમાણે વાસ્તવિક રીતે આત્મામાં કર્તૃત્વાદિનો અભાવ થતાં પણ અર્જુને, પોતા વિષે હનનરૂપ ક્રિયાનું કર્ત્તાપણું આરોપણ કરીને તથા શ્રીભગવાનમાં હનનરૂપ ક્રિયાનું પ્રયોજક-કર્ત્તાપણું આરોપણ કરીને પોતા વિષે તથા ભગવાન્ વિષે હિંસાજન્ય દોષની શંકા કરી; અને શ્રીભગવાને પણ અર્જુનનો આ અભિપ્રાય જાણી લઇ, અર્જુન વિષે હનનરૂપ ક્રિયાના કર્ત્તાપણાનો નિષેધ કર્યો અને પોતા વિષે હનનરૂપ ક્રિયાના પ્રયોજકકર્ત્તાપણાનો નિષેધ કર્યો. જે પુરુષ પોતે ક્રિયા કરે નહિ, અને ક્રિયામાં બીજાને પ્રેરણા કરે છે તે પુરુષને પ્રયોજક કર્ત્તા કહે છે. તાત્પર્ય એ છે કે, આત્માદેવ વાસ્તવિક રીતે સર્વ વિકારોથી રહિત છે, તેથી તારા પોતા વિષે હનનરૂપ ક્રિયાનું કર્ત્તાપણું આરોપણ કરી તથા મારા વિષે હનનરૂપ ક્રિયાનું પ્રયોજકકર્ત્તાપણું આરોપણ કરી તારે પાપની પ્રાપ્તિની શંકા કદાચિત્ પણ કરવી નહિ. અહીં શ્રીભગવાને આત્મામાં અવિક્રિયતા દર્શાવી કર્તૃત્વનો નિષેધ કર્યો છે, તેથી એમ જાણવું કે, શ્રીભગવાનનો હેતુ સર્વ કર્મોના નિષેધરૂપે છે, કેવળ હનનરૂપ ક્રિયાના નિષેધરૂપે હેતુ નથી. તેથી મૂળ શ્લોકમાં જે કેવળ હનનક્રિયાનો નિષેધ કર્યો છે, તે નિષેધ સર્વ કર્મોના નિષેધરૂપે કરી જાણવો. પૂર્વ પ્રસંગમાં હનનરૂપ ક્રિયા જ પ્રાપ્ત છે, માટે ભગવાને હનન-રૂપ ક્રિયાનો નિષેધ કર્યો છે. પરંતુ હનનરૂપ ક્રિયાના નિષેધવડે સર્વ કર્મોનો નિષેધ જ ભગવાનને સંમત છે. કારણ કે અવિક્રિયત્વરૂપ હેતુ આત્મામાં હનનરૂપ ક્રિયાનો જેવી રીતે નિષેધ કરે છે, તેવી રીતે બીજાં સર્વ કર્મોનો પણ નિષેધ કરે છે. કેવળ હનનરૂપ ક્રિયાનો નિષેધ કરવામાં નથી આવ્યો. આ કારણથી જ तस्य कार्यं न विद्यते એ શબ્દોવડે શ્રીભગવાન પોતે જ સર્વ કર્મોનો નિષેધ આગળ જતાં કહી બતાવશે. આ કહેવાથી મૂઢ જનોની એક શંકાનું ખંડન થયલું જાણવું.

તે શંકા નીચે પ્રમાણે છે:—कं घातयति हंति कं એ શબ્દોવડે ભગવાને કેવળ હનનરૂપ ક્રિયાનો નિષેધ કર્યો છે, બીજાં કર્મોનો નિષેધ કર્યો નથી. તેથી હનનરૂપ કર્મથી ભિન્ન બીજાં કર્મોનો તો ભગવાને પણ કર્ત્તવ્યતારૂપવડે અંગીકાર કરેલો છે. આ શંકા સંભવી શકશે નહિ. કારણ કે तस्माद्युद्धयस्व भारत એ શબ્દોવડે હનનરૂપ કર્મનું તો ભગવાને પોતે જ વિધાન કર્યું છે, તેથી कं घातयति हंति कं એ શબ્દોનો અર્થ જ એવો જ અંગીકાર કરવો પડશે કે, વાસ્તવિક રીતે આત્મા હનનરૂપ ક્રિયાનો કર્ત્તા નથી. તેથી આત્મામાં કર્ત્તાપણાનો અભાવ જેવો હનનરૂપ ક્રિયા વિષે છે, તેવો જ બીજાં કર્મો વિષે પણ જાણી લેવો. (૨૧)

અવતરણિકા:—"હે ભગવન્! પૂર્વોક્ત શ્રુતિની યુક્તિઓવડે યદ્યપિ આત્મામાં અવિનાશી-પણું જ સિદ્ધ થાય છે, તથાપિ આ સ્થૂલ શરીરોમાં અવિનાશીપણું નથી. વળી શરીર નાશવાન્ છે; અને શરીરોનો નાશ કરવાનું સાધન યુદ્ધ છે. તેથી અનેક પુણ્ય કર્મોના સાધનરૂપ ભીષ્મ તથા દ્રોણાદિનાં શરીરોનો યુદ્ધ કરીને વિનાશ કરવો, તે અમને કેવી રીતે ઉચિત હોઇ શકે? અર્થાત્ ભીષ્મ, તથા દ્રોણાદિનાં શરીરોનો નાશ કરવો, અમને ઉચિત નથી." આવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ—

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

શ્લોકાર્થ:—હે અર્જુન! જેમ મનુષ્ય જીર્ણ વસ્ત્રોનો પરિત્યાગ કરી, બીજાં નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે, તેમ દેહ પણ જીર્ણ શરીરનો પરિત્યાગ કરી, બીજાં નવીન શરીરોને પ્રાપ્ત કરે છે. ૨૨

ટીકાઃ-હે અર્જુન! જેવી રીતે વિક્રિયાથી રહિત થયલો પુરુષ, પૂર્વનાં નિકૃષ્ટ અને જીર્ણ વસ્ત્રોનો પરિત્યાગ કરી બીજાં ઉત્કૃષ્ટ નવીન વસ્ત્રોને ગ્રહણ કરે છે, તેવી રીતે ઉત્તમ ધર્મોને કરનાર ભીષ્મ તથા દ્રોણાદિ દેહી પણ, અવસ્થાવડે તથા તપવડે કૃશ થયેલાં ભીષ્માદિ નામોવાળાં શરીરોને પરિત્યાગ કરી, પૂર્વે સંપાદન કરેલાં પુણ્યકર્મોનાં ફળ ભોગવવાને વાસ્તે સર્વથી ઉત્કૃષ્ટ દેવતાદિ શરીરોને પ્રાપ્ત થશે. શ્રુતિ કહે છે કે-अन्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते पित्र्यं वा गांधर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वा इति. આ જીવાત્મા પૂર્વનાં શરીરનો પરિત્યાગ કરી, પુણ્ય કર્મોને વશ થઈ પિતૃલોકમાં, ગંધર્વલોકમાં, દેવલોકમાં, પ્રજાપતિલોકમાં અથવા બ્રહ્મલોકમાં, બીજા ઉત્કૃષ્ટ દેવતાનાં શરીરોને પ્રાપ્ત થાય છે." આમ કહેવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જીવનકાલ પર્યંત કરેલા ધર્મના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયલા ક્લેશવડે, અત્યંત કૃશ શરીરવાળા થયેલા ભીષ્મ તથા દ્રોણાદિ આ વર્ત્તમાન શરીરના નાશ વિના, ધર્માનુષ્ઠાનનાં ફળ ભોગવવામાં સમર્થ હોઇ શકે નહિ. કિન્તુ સ્વર્ગાદિ સુખોની પ્રાપ્તિમાં પ્રતિબંધક વર્ત્તમાન શરીરોનો નાશ થયા પછી જ ભીષ્મ તથા દ્રોણાદિ, સ્વર્ગાદિ સુખોને ભોગવવામાં સમર્થ થશે. તેથી ધર્મયુદ્ધ કરીને જ્યારે તું ભીષ્મ-દ્રોણાદિનાં વર્ત્તમાન શરીરોનો નાશ કરીશ, ત્યારે ભીષ્મ તથા દ્રોણાદિ આ જીર્ણ શરીરરૂપ પ્રતિબંધથી રહિત થઇ, સ્વર્ગાદિ લોકોમાં દિવ્ય શરીરને પ્રાપ્ત થઇ અનેક પ્રકારનાં સુખોને પ્રાપ્ત થશે. તેથી ભીષ્મ તથા દ્રોણાદિની ઉપર તારો મહાન્ ઉપકાર થશે, પણ ભીષ્મ તથા દ્રોણાદિ ઉપર મહાન્ ઉપકાર કરનારા આ યુદ્ધમાં તેમના પર અપકાર કરનારી બુદ્ધિના ભ્રમમાં તું પડ નહિ.

આ પ્રકારનો ભગવાનનો હેતુ अपराणि अन्यानि संयाति એ ત્રણ શબ્દોના કથનથી જાણવામાં આવે છે. કોઇ ટીકામાં તો આ શ્લોકનો એ હેતુ વર્ણન કર્યો છે કે, જેવી રીતે દેવદત્તાદિ નામવાળા પુરુષો, પૂર્વનાં જીર્ણ વસ્ત્રોનો પરિત્યાગ કરી, બીજાં નવીન વસ્ત્રોને ગ્રહણ કરે છે, તેવી રીતે દેહી આત્મા પણ પૂર્વના જીર્ણ શરીરોને પરિત્યાગ કરી, બીજાં નવીન શરીરોને પ્રાપ્ત થાય છે. જેવી રીતે આગમન તથા નિર્ગમન તેમ જ નામ-રૂપાદિની વિચિત્રતા તથા શિથિલતા ઇત્યાદિ સર્વ વિકાર વસ્ત્રોમાં જ હોય છે, પણ પુરુષમાં તે વિકાર હોતો નથી, તેવી રીતે ઉત્પત્તિ નાશાદિ સર્વ વિકારો શરીરોમાં હોય છે; પણ નિરવયવસ્વરૂપ આત્મામાં ઉત્પત્તિ-નાશાદિરૂપ વિકાર હોતો નથી. આટલા કથનથી આત્મામાં દેહ તથા ઇંદ્રિયાદિથી ભિન્નપણું, સર્વ વિકારોથી રહિતપણું તથા નિત્યપણું સૂચિત કર્યું છે. (૨૨)

અવતરણિકાઃ-"હે ભગવન્! જેવી રીતે અગ્નિવડે ગૃહ દગ્ધ થતાં ગૃહમાં રહેલો પુરુષ પણ દગ્ધ થાય છે, તેવી રીતે સ્થૂલ દેહનો નાશ થતાં દેહમાં રહેલા આત્માનો પણ નાશ થવાનો" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપતાં કહે છેઃ-

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! આત્માને ખડ્ગાદિ શસ્ત્ર પણ છેદન કરતું નથી, આત્માને અગ્નિ પણ દાહ કરી શકતો નથી, આત્માને જલ પણ ભીંજાવી શકતું નથી, તથા આત્માને વાયુ પણ શોષણ કરી શકતો નથી. ૨૩

ટીકાઃ-હે અર્જુન! જેવી રીતે ખડ્ગાદિ તીક્ષ્ણ શસ્ત્ર સ્થુલ શરીરનું છેદન કરે છે, તેવી રીતે આત્માને તીક્ષ્ણ શસ્ત્ર છેદી શકતું નથી. જેવી રીતે અત્યંત પ્રજ્વલિત અગ્નિ આ શરીરને

ભસ્મ કરે છે, તેવી રીતે પ્રજ્વલિત અગ્નિ આત્માને ભસ્મ કરી શકતો નથી. જેવી રીતે અત્યંત વેગવાળું જળ શરીરને ગાળી તેના અવયવોનું શિથિલતારૂપ ક્લેદન (ભીંજાવી દેવાનું કર્મ) કરે છે, તેવી રીતે અત્યંત વેગવાળું જળ આત્માનું ક્લેદન (ભીંજવી દેવાપણું) કરી શકતું નથી. જેવી રીતે અત્યંત પ્રબળ વાયુ શરીરાદિનું નીરસતારૂપ શોષણ કરે છે, તેવી રીતે અત્યંત પ્રબળ વાયુ પણ આત્માનું શોષણ કરી શકતો નથી. જેટલા નાશ કરનારા પદાર્થો છે, તે સર્વ પદાર્થોનો આત્મા વિષે નિષેધ કહેલ છે. તેથી કેવળ શસ્ત્રાદિનો નિષેધ કરવો ઉચિત નથી, પણ યુદ્ધના સમયમાં શસ્ત્રાદિ જ પ્રાપ્ત છે, તેથી ભગવાને શસ્ત્રાદિનો જ નિષેધ કર્યો છે; શસ્ત્રાદિનો નિષેધ, નાશ કરનારા સર્વ પદાર્થોના નિષેધને જણાવે છે. અથવા આ લોકમાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ એ ચારમાં જ નાશની કારણતા જોવામાં આવે છે. આકાશમાં કોઇ પણ પદાર્થના નાશની કારણતા જોવામાં આવતી નથી, તેથી અહીં પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર ભૂતો (તત્ત્વો)નું જ કથન કર્યું છે, પણ આકાશનુ કથન કર્યું નથી. આ લોકમાં જેટલાં નાશનાં કારણો છે, તે સર્વ પૃથિવી આદિ ચાર ભૂતોની અંદર જ રહેલ છે, તેથી પૃથિવી આદિ ચાર ભૂતોનો નિષેધ કરી નાશ કરનારા સર્વ પદાર્થોનો નિષેધ સિદ્ધ થઇ શકે છે. અહીં ખડ્ગાદિ શસ્ત્ર પૃથિવી વિશેષના વિકારરૂપે હોવાથી પૃથિવીના સ્વરૂપે છે. ૨૩

અવતરણિકાઃ-"હે ભગવન્ ! આત્માને શસ્ત્રાદિ નાશ કરી શકતાં નથી, એ પ્રકારની માત્ર પ્રતિજ્ઞાવડે જ અર્થની સિદ્ધિ થતી નથી, કિંતુ કોઇ હેતુથી જ અર્થની સિદ્ધિ થાય છે. તેથી આત્માને શસ્ત્રાદિ નાશ કરી શકતાં નથી, એ પ્રતિજ્ઞામાં કયો હેતુ છે ?" એવી અર્જુનને શંકા થતાં, શસ્ત્રાદિની આત્માને નાશ કરવાની અસમર્થતા વિષે તથા આત્માના શસ્ત્રાદિજન્ય નાશની અયોગ્યતા વિષે ભગવાન્ હેતુ કહે છેઃ-

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! આ આત્મા અચ્છેદ્ય છે, આ અદાહ્ય છે, આ અક્લેદ્ય ( ન પલળી શકે તેવો ) છે, આ અશોષ્ય (શોષાય નહિ તેવો) છે, આ નિત્ય, સર્વગત, સ્થાણુ, અચળ તથા સનાતન છે. ૨૪

ટીકાઃ-હે અર્જુન ! જે કારણથી આત્મા છેદન કરવા અશક્ય છે, તે કારણથી આત્માને ખડ્ગાદિ શસ્ત્ર છેદી શકતાં નથી. જે કારણથી આત્મા દગ્ધ કરવાને અશક્ય છે, તે કારણથી આત્માને અગ્નિ દગ્ધ કરી શકતો નથી. જે કારણથી આત્મા પલળવાને અશક્ય છે, તે કારણથી આત્માને જળ ભીંજવી શકતું નથી. જે કારણથી આત્મા શોષણ કરવાને અશક્ય છે, તે કારણથી આત્માને વાયુ શોષણ કરી શકતો નથી. આ રીતે યથાક્રમથી અચ્છેદ્યાદિ ચાર હેતુઓની પૂર્વ શ્લોકમાં કહેલી પ્રતિજ્ઞા વિષે યોજના કરવી. અહીં एव च એ શબ્દોમાં રહેલો-एव શબ્દ, અચ્છેદ્યત્વાદિ ચારેની સાથે સંબંધને પ્રાપ્ત થયલા આત્મામાં છેદ્યત્વાદિ ધર્મોની વ્યાવૃત્તિ કરે છે; અર્થાત્ આત્મા અચ્છેદ્ય જ છે, પરંતુ છેદ્ય નથી. એ પ્રમાણે અદાહ્યત્વાદિ ધર્મો વિષે પણ જાણી લેવું. વળી च શબ્દ અચ્છેદ્યત્વાદિ ચારેનો સમુચ્ચય કરાવવાને વાસ્તે છે.

શંકાઃ-"હે ભગવન્ ! જે અચ્છેદ્યત્વાદિ હેતુઓના બળથી આત્મામાં શસ્ત્રાદિકૃત છેદનાદિનો અભાવ સિદ્ધ કરે છે, તે અચ્છેદ્યત્વાદિ હેતુ આત્મામાં રહેતો નથી. તેથી અચ્છેદ્યત્વાદિ હેતુઓવડે આત્મામાં છેદનાદિનો અભાવ કેવી રીતે સિદ્ધ થશે ?"

સમાધાનઃ–અર્જુનને આ શંકા થતાં અચ્છેદ્યત્વાદિ હેતુઓને સિદ્ધ કરવાને વાસ્તે શ્લોકના ઉત્તરાર્ધવડે શ્રીભગવાન્ હેતુનું કથન કરે છે–( नित्यः इति ). હે અર્જુન ! જે પદાર્થ પૂર્વ અપર ભાવવાળો હોય છે, તે પદાર્થ અનિત્ય હોય છે. જેવી રીતે ઘટાદિ પદાર્થ પૂર્વ અપર ભાવવાળા હોવાથી અનિત્ય છે. આત્માદેવ પૂર્વના અપરભાવથી રહિત છે, તેથી નિત્ય છે. નિત્ય હોવાથી જ આત્માદેવ ઉત્પત્તિથી રહિત છે. જે પદાર્થ સર્વત્ર વ્યાપક હોતો નથી, તે પદાર્થ અનિત્ય જ હોય છે. જેવી રીતે ઘટાદિ પદાર્થ સર્વત્ર વ્યાપક નથી, તેથી અનિત્ય જ છે. તે જ રીતે આત્માદેવ પણ જો કદાચિત્ સર્વત્ર વ્યાપક ન હોય, તો અનિત્ય જ હોવો જોઇએ. જો કે નૈયાયિકોએ પૃથ્વી આદિના પરમાણુઓને અવ્યાપક માનીને પણ નિત્ય જ માન્યા છે, તેથી "જે અવ્યાપક હોય તે અનિત્ય જ હોય" એ પ્રકારનો નિયમ સંભવશે નહિ; તથાપિ વેદાન્તસિદ્ધાંત પ્રમાણે પરમાણુ નિત્યરૂપે નથી, તેથી નિયમનો ભંગ થતો નથી. આત્માદેવ તો અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપવડે સર્વત્ર વ્યાપક છે; આ કારણથી આત્માદેવ નિત્ય છે. આ કથનથી એ અનુમાન સિદ્ધ થાય છે કે, આત્મા નિત્ય હોવાને યોગ્ય છે. કારણ કે તે સર્વત્ર વ્યાપકરૂપે છે. જે પદાર્થ નિત્ય હોતો નથી, તે પદાર્થ સર્વત્ર વ્યાપક પણ હોતો નથી. જેવા કે ઘટાદિ પદાર્થો છે. સર્વત્ર વ્યાપક હોવાથી આત્માદેવ પ્રાપ્તિનો વિષય પણ નથી. આ લોકમાં જે જે પદાર્થો વિકારી હોય છે, તે તે પદાર્થો સર્વત્ર વ્યાપક હોતા નથી. જેવી રીતે ઘટાદિ પદાર્થો વિકારી હોવાથી સર્વત્ર વ્યાપક નથી, તેવી રીતે જો કદાચિત્ આત્માદેવ પણ વિકારી હોય, તો સર્વત્ર વ્યાપક ન હોય. આત્માદેવ સ્થાણુ છે, અર્થાત્ અવિકારી છે; એ કારણથી "આત્માદેવ સર્વત્ર વ્યાપક છે." એ કથનથી એ અનુમાન સિદ્ધ થાય છે કે, આત્મા સર્વત્ર વ્યાપક હોવાને યોગ્ય છે–કારણ કે તે અવિકારી છે. જે જે પદાર્થો સર્વત્ર વ્યાપક હોતા નથી, તે તે પદાર્થો અવિકારી પણ હોતા નથી. જેવા કે ઘટાદિ પદાર્થો છે. આટલા કથનવડે આત્મા વિષે વિકાર્યત્વનો નિષેધ કર્યો.

હવે આ લોકમાં જે જે પદાર્થો ચલનરૂપ ક્રિયાવાળા હોય છે, તે તે પદાર્થો વિકારી જ હોય છે. જેવી રીતે ઘટાદિ પદાર્થો ચલનરૂપ ક્રિયાવાળા છે, તેથી વિકારી છે, તેવી રીતે આત્માદેવ પણ જો કદાચિત્ ચલનરૂપ ક્રિયાવાળો હોય, તો વિકારી જ હોવો જોઇએ. પણ આત્માદેવ ચલનરૂપ ક્રિયાથી રહિત અચલરૂપે છે, એ કારણથી આત્માદેવ વિકારી પણ નથી. આ કથનથી એ અનુમાન સિદ્ધ થાય છે કે, આત્મા અવિકારી હોવાને યોગ્ય છે; કારણ કે તે અચલ છે. જે જે પદાર્થો અવિકારી હોતા નથી, તે તે પદાર્થો અચલ પણ હોતા નથી; જેવા કે ઘટાદિ પદાર્થો છે. આટલા કથનવડે આત્મા વિષે સંસ્કાર્યત્વનો નિષેધ કર્યો. અહીં પૂર્વાવસ્થાનો પરિત્યાગ કરીને જે બીજી અવસ્થાની પ્રાપ્તિ છે, તે વિક્રિયા કહેવાય છે. અવસ્થા એક હોતાં પણ જે ચલન માત્ર છે, તે ક્રિયા કહેવાય છે. તેથી અવિક્રિયત્વરૂપ સાધ્યની તથા અચલત્વરૂપ હેતુની એકતા સિદ્ધ થશે નહિ. જે કારણથી આત્માદેવ નિત્ય, સર્વગત, સ્થાણુ તથા અચલરૂપ છે, તે જ કારણથી આત્માદેવ સનાતન છે, અર્થાત્ સર્વદા એકરૂપ છે એટલે કે કોઇ પણ ક્રિયાના કર્મરૂપે તે નથી.

તાત્પર્ય એ છે કે, જે પદાર્થ ક્રિયાજન્ય ફળવાળો હોય છે, તે પદાર્થ કર્મ કહેવાય છે. ક્રિયાજન્ય ફળ ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ એવા ભેદવડે ચાર પ્રકારનાં હોય છે. આ રીતે ચાર પ્રકારનાં ફળના યોગથી યથાક્રમે કર્મ પણ ઉત્પાદ્ય, પ્રાપ્ય, વિકાર્ય અને સંસ્કાર્ય એ પ્રમાણે ચાર પ્રકારનાં હોય છે. આત્માદેવ નિત્ય છે તેથી ઉત્પાદ્ય કર્મરૂપે નથી; અનિત્ય ઘટાદિ જ ઉત્પાદ્યરૂપ હોય છે અને આત્માદેવ સર્વત્ર વ્યાપક છે, તેથી પ્રાપ્ય કર્મરૂપે પણ નથી, કારણ

પરિચ્છિન્ન ગ્રામાદિ જ પ્રાપ્યરૂપે હોય છે. આત્માદેવ સ્થાણુરૂપે છે, તેથી વિકાર્ય કર્મરૂપે પણ નથી, સ્થાણુભાવથી રહિત વિક્રિયાવાળા ક્ષીરાદિ પદાર્થો જ વિકાર્યરૂપ હોય છે. આત્માદેવ ચલનરૂપ ક્રિયાથી રહિત અચલ છે, તેથી સંસ્કાર્ય કર્મરૂપે પણ નથી. ક્રિયાવાળા દર્પણાદિ પદાર્થો જ સંસ્કાર્યરૂપ હોય છે. શ્રુતિ કહે છે કે-"आकाशवत्सर्वगतश्च नित्यः वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येक । निष्कलं निष्क्रियं शांतं इति-આત્માદેવ આકાશની પેઠે સર્વત્ર વ્યાપક, નિત્ય, મહાન્ વૃક્ષની પેઠે સ્થિર, પોતાના સ્વપ્રકાશરૂપમાં સ્થિત, એક તથા અદ્વિતીયરૂપે નિરવયવરૂપે ક્રિયાથી રહિત તથા શાંતસ્વરૂપે છે." ઇત્યાદિ શ્રુતિઓ આત્માદેવને નિત્ય, સર્વગત, સ્થાણુ તથા અચલરૂપ વડે કથન કરે છે. "यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अंतरो योऽप्सु तिष्ठन्नद्भ्योंतरो यस्तेजसि तिष्ठंस्तेजसोंतरो यो वायौ तिष्ठन्वायोरंतरः इति-આત્માદેવ પૃથિવીમાં રહેલ હોવાથી પૃથિવીની પણ અંતર (અંદર) હોય છે. તથા આત્માદેવ જળમાં રહેલ હોવાથી જળની પણ અંદર હોય છે. આત્માદેવ અગ્નિરૂપ તેજમાં રહેલ હોવાથી તેજની પણ અંદર હોય છે. આત્માદેવ વાયુમાં રહેલ હોવાથી વાયુની પણ અંદર હોય છે." ઇત્યાદિ શ્રુતિઓ સર્વત્ર વ્યાપક આત્માને સર્વના અંતર્યામીરૂપવડે કથન કરતાં, આત્મામાં શસ્ત્રાદિકૃત છેદનાદિની અવિષયતાનું કથન કરે છે.

તાત્પર્ય એ છે કે, જે પદાર્થ શસ્ત્રાદિની અંતર સ્થિત ન હોય, તે પદાર્થને જ શસ્ત્રાદિ છેદનાદિ કરે છે. પણ આત્માદેવ તો શસ્ત્રાદિ જડ પદાર્થોને સત્તા અર્થાત્ સ્ફૂર્તિ દેનારો હોવાથી શસ્ત્રાદિના પણ પ્રેરક અંતર્યામીરૂપે છે. તેથી આત્માદેવને શસ્ત્રાદિ કેવી રીતે છેદનાદિ કરશે? આ અર્થમાં येन सर्यस्तपति तेजसेद्धः ઇત્યાદિ શ્રુતિઓ પણ પ્રમાણરૂપ જાણી લેવી. એ અર્થને આ ગીતાના સાતમા અધ્યાયમાં શ્રીભગવાન્ પોતે જ પ્રકટ કરશે. (૨૪)

અવતરણિકા:-કિંવા આત્મામાં છેદ્યત્વ-દાહ્યત્વ આદિને વિષય કરનારાં કોઇ પ્રમાણ પણ નથી. એ કારણથી આત્મામાં છેદ્યત્વ-દાહ્યત્વાદિનો અભાવ છે. એ અર્થને ( अव्यक्तोऽयं ) આ અર્ધ શ્લોકવડે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! વેદ ભગવાને આત્મા અવ્યક્ત, અચિંત્ય, તથા અવિકાર્ય ( વિકાર રહિત ) કહ્યો છે. તે માટે તું આ આત્માને એ પ્રકારે જાણીને, શોક કરવાને લાયક નથી. ૨૫.

ટીકા:-જે પદાર્થ નેત્રાદિ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય છે, તે પદાર્થ પ્રત્યક્ષ કહેવાય છે. પ્રત્યક્ષ હોવાથી તે પદાર્થ વ્યક્તરૂપે કહેવાય છે. જેવા રૂપાદિ ગુણોવાળા ઘટાદિ પદાર્થ છે. આત્માદેવ તો રૂપાદિ ગુણોથી રહિત હોવાથી નેત્રાદિ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી. આ કારણથી આત્માદેવ અપ્રત્યક્ષ છે અપ્રત્યક્ષ હોવાથી આત્માદેવ અવ્યક્ત કહેવાય છે. આ કારણથી પ્રત્યક્ષ પ્રમાણ આત્માના છેદ્યત્વાદિને ગ્રહણ કરી શકશે નહિ.

અર્જુન:-"હે ભગવન્! આત્મામાં પ્રત્યક્ષ પ્રમાણ અપ્રવૃત્ત હોવા છતાં પણ અનુમાન પ્રમાણ પ્રવૃત્ત થશે."

શ્રીભગવાન:-( अचिंत्योऽयं इति ) જે પદાર્થ અનુમાન પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય હોય, તે પદાર્થ ચિંત્ય કહેવાય છે. જેવી રીતે પર્વતાદિમાં રહેલા અગ્નિ આદિ પદાર્થો અનુમાનજન્ય જ્ઞાનના વિષય હોવાથી ચિંત્ય કહેવાય છે. આત્માદેવ તો અગ્નિ આદિ અનુમેય

પદાર્થોથી વિલક્ષણ છે, અર્થાત્ અનુમાનજન્ય જ્ઞાનનો વિષય નથી; તેથી આત્માદેવ અચિંત્ય કહેવાય છે.

તાત્પર્ય એ છે કે, જે પદાર્થ કોઇ પણ સ્થાનમાં પ્રત્યક્ષ હોય છે, તે પદાર્થનું જ અન્ય સ્થાનમાં અનુમાન થાય છે. જે પદાર્થ સર્વથા અપ્રત્યક્ષ હોય છે, તેનું અનુમાન થશે નહિ. જેવી રીતે ગૃહમાંહેના પ્રત્યક્ષ અગ્નિની ધૂમ્રમાં વ્યાપ્તિ નિશ્ચિત કરીને કોઇ પુરુષ પર્વતમાં ધૂમ્રને જોઇને "આ પર્વત અગ્નિવાળો છે" એ પ્રકારનું અનુમાન કરે છે અને જે પદાર્થ કોઇ પણ સ્થાનમાં પ્રત્યક્ષ થતો નથી, તે પદાર્થની વ્યાપ્તિનું જ્ઞાન જ સંભવતું નથી, તેથી તે પદાર્થનું અનુમાન પણ થઈ શકતું નથી. આત્માનું તો નેત્રાદિ ઇંદ્રિયો-વડે પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, તેથી અનુમાન પ્રમાણવડે પણ આત્માના છેદ્યત્વાદિનું ગ્રહણ થઇ શકશે નહિ.

અર્જુનઃ-"હે ભગવન્ ! જે પદાર્થ કોઇ પણ સ્થળમાં પ્રત્યક્ષ હોય છે, તે પદાર્થનું જ અન્ય સ્થળમાં અનુમાન થાય છે. પણ સર્વથા અપ્રત્યક્ષ પદાર્થનું અનુમાન થશે નહિ. આવો જે નિયમ આપે કહ્યો તે સંભવતો નથી, કારણ કે નેત્રાદિ ઇંદ્રિયોનું તથા ધર્મનું તેમ જ અધર્મનું કોઇ પણ સ્થળે પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી; પરંતુ તેઓમાં પણ અનુમાનની વિષયતા તો જોવામાં આવે છે. અનુમાનનો પ્રકાર એ છે કેઃ-રૂપાદિની પ્રતીતિ કરણવડે સાધ્ય થવાને યોગ્ય છે તથા ક્રિયા હોવાથી જે જે ક્રિયા થાય છે તે તે કરણવડે ( ક્રિયામાં અત્યંત સાધક, જે વિના ક્રિયા થાય નહિ) સાધ્ય થાય છે. જેવી રીતે છેદનરૂપ ક્રિયા શસ્ત્રરૂપ કરણવડે સાધ્ય થાય છે. આ પ્રકારના અનુ-માનથી રૂપાદિની પ્રતીતિઓના કરણસ્વરૂપ રૂપવડે નેત્રાદિ ઇંદ્રિયોની સિદ્ધિ થાય છે. 'સુખી હોવાથી આ પુરુષ ધર્મવાન્ છે અને દુઃખી હોવાથી આ પુરુષ અધર્મવાન્ છે,' એ અનુમાનથી ધર્મની તેમ જ અધર્મની સિદ્ધિ થાય છે. આ રીતે સર્વથા અપ્રત્યક્ષ આત્મામાં પણ અનુમાનની વિષયતા બની શકે છે."

શ્રીભગવાન્ કહે છેઃ—( अविकार्योयं इति ) હે અર્જુન ! અનેક પ્રકારની વિક્રિયાવાળા ઇંદ્રિયાદિ પદાર્થો જ, પોતાના કાર્યની અન્યથા અનુપપત્તિવડે કલ્પ્યમાન થઇને, અર્થાપત્તિ પ્રમાણના તથા અનુમાન પ્રમાણના વિષયસ્વરૂપે થાય છે. આત્માદેવ તો સર્વ વિક્રિયાથી રહિત છે, એ કારણથી આત્માદેવ અર્થાપત્તિ પ્રમાણનો તથા અનુમાન પ્રમાણનો વિષય થશે નહિ. અનુમાનની જેમ લૌકિક શબ્દ પણ પ્રત્યક્ષાદિ પ્રમાણપૂર્વક જ હોય છે, તેથી પ્રત્યક્ષ પ્રમાણનો નિષેધ થતાં લૌકિક શબ્દનો પણ અર્થથી જ નિષેધ સિદ્ધ થાય છે.

અર્જુનઃ-"હે ભગવન્ ! પ્રત્યક્ષ, અનુમાન, અર્થાપત્તિ અને લૌકિક શબ્દ એ ચારે પ્રમાણ આત્મામાં છેદ્યત્વ-દાહ્યત્વાદિને નહિ ગ્રહણ કરે, તથાપિ વેદ પ્રમાણ છેદ્યત્વાદિને ગ્રહણ કરશે જ."

શ્રીભગવાન્ કહે છેઃ-( उच्यते इति ) હે અર્જુન ! વેદ ભગવાન્ તો આત્માને અચ્છેદ્ય રૂપ-વડે તથા અવ્યક્તરૂપવડે પ્રતિપાદન કરે છે, તેથી લક્ષણાવૃત્તિવડે નિર્વિકાર આત્માને પ્રતિ-પાદન કરનારા વેદ ભગવાન્ આત્માના છેદ્યત્વાદિ ધર્મોને કેવી રીતે પ્રતિપાદન કરશે ? તેમ તે વેદનું પ્રતિપાદન કરશે નહિ, તેથી આત્મામાં છેદ્યત્વ-દાહ્યત્વાદિ ધર્મોને વિષય કરનારું કોઇ પણ પ્રમાણ નથી. આ કારણથી આત્માદેવ અચ્છેદ્યરૂપ તથા અદાહ્યરૂપ છે.

नैनं छिंदंति शस्त्राणि એ શ્લોકવડે શસ્ત્ર તથા અગ્નિ આદિમાં આત્માનો નાશ કરવાનું અસામર્થ્ય કથન કર્યું, અને अच्छेद्योऽयमदाह्योऽयं એ શ્લોકવડે આત્મામાં છેદન-દાહાદિરૂપ ક્રિયાના કર્મપણાની અયોગ્યતા નિરૂપણ કરી. વળી अव्यक्तोऽयमचिंत्योऽयं એ અર્ધ શ્લોક-વડે આત્મામાં છેદ્યત્વાદિને ગ્રહણ કરનારાં પ્રમાણોનો અભાવ કહ્યો. આ કારણથી અહીં

પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થશે નહિ. वेदाविनाशिनं नित्यं ઇત્યાદિ શ્લોકોમાં ભગવાન્ ભાષ્યકારોએ અર્થવડે તથા શબ્દવડે પુનરુક્તિ દોષની નિવૃત્તિ કરી નહિ. આ વિષે ભાષ્યકારોનો એ હેતુ છે કે, આત્માદેવ અત્યંત દુર્બોધ છે. તેથી શ્રીકૃષ્ણ ભગવાન્ વારંવાર પ્રસંગને પ્રાપ્ત કરી, આત્માદેવનું શબ્દાંતરે કરીને નિરૂપણ કરે છે. અધિકારી પુરુષોના સંસારની નિવૃત્તિ કરવાને માટે આત્મવસ્તુ કોઈ પ્રકારે પણ જો અધિકારી પુરુષોની બુદ્ધિમાં આરૂઢ થાય, તો તે શ્રેષ્ઠ છે. તેથી દુર્વિજ્ઞેય આત્મવસ્તુનું પુનઃ પુનઃ કથન કરવામાં પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. લોકપ્રસિદ્ધ વસ્તુનું પુનઃ પુનઃ કથન કરવામાં જ પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થાય છે.

કોઈ ટીકામાં અવ્યક્ત, અચિંત્ય, અવિકાર્ય એ ત્રણે શબ્દોનો આ પ્રમાણે અર્થ કર્યો છેઃ-પ્રત્યક્ષ પ્રમાણના વિષયરૂપ આ સ્થૂલ શરીર વ્યક્ત કહેવાય છે. તે સ્થૂલ શરીરથી પ્રત્યક્ આત્મા ભિન્ન છે, તેથી પ્રત્યક્ આત્મા અવ્યક્ત કહેવાય છે. રૂપાદિના પ્રકાશરૂપ કાર્યવડે અનુમાન કરવા યોગ્ય ચક્ષુઆદિના સમુદાયરૂપ લિંગશરીર ચિંત્ય કહેવાય છે. લિંગ શરીરથી પણ આત્માદેવ ભિન્ન છે. તેથી આત્માદેવ અચિંત્ય કહેવાય છે. વળી સ્થૂલરૂપ તથા સૂક્ષ્મરૂપ કાર્યભાવવડે સ્થિત હોવા યોગ્ય જે ત્રિગુણાત્મક મૂલ અજ્ઞાનરૂપ કારણ શરીર છે, તે અજ્ઞાનરૂપ કારણ શરીર કેવળ સાક્ષીવડે જ ગમ્ય છે, કારણશરીર વિકાર્ય કહેવાય છે. કારણશરીરથી પણ આત્મા ભિન્ન છે, તેથી આત્માદેવ અવિકાર્ય કહેવાય છે. આ પ્રમાણે ગુરુશાસ્ત્રના અધિકારી પુરુષો પ્રત્યે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરનો નિષેધમુખવડે આત્માદેવ ઉપદેશ કરે છે. કોઈપણ ગોશૃંગગ્રાહિકાન્યાયવડે "આ પ્રકારનો આત્મા છે" એ પ્રમાણે વિધિમુખ કરીને કથન કરતા નથી. કોઈએ પૂછ્યુંઃ "મારી ગાય કઈ છે?" આગળ કોઇ પુરુષે ગાયને શિંગડાંથી પકડી કરીને "આ તમારી ગાય છે" એ પ્રમાણે ગાય બતાવી. આનું નામ ગોશૃંગગ્રાહિકાન્યાય કહેવાય છે.

આ પ્રમાણે પૂર્વોક્ત અનેક પ્રકારની યુક્તિઓવડે આત્માની નિત્યતા તથા નિર્વિકારતા સિદ્ધ થતાં તારે શોક કરવો ઉચિત નથી. એ પ્રમાણે ઉપસંહાર શ્રીભગવાન્ કરે છે-(तस्मादेवं) ઇત્યાદિ અર્ધ શ્લોકવડે, હે અર્જુન ! પહેલાંજ મેં તારા પ્રત્યે નિત્ય તથા વિકારથી રહિત આત્માનું સ્વરૂપ કથન કર્યું છે. આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર જ શોકના કારણરૂપ અજ્ઞાનનો નિવર્ત્તક છે. આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થયલા તને શોક કરવો ઉચિત નથી, કારણ કે અજ્ઞાન નિવૃત્ત થતાં તેના કાર્યની પણ અવશ્ય નિવૃત્તિ થાય છે. તાત્પર્ય એ છે કે, નિર્વિકાર તથા નિત્ય આત્માને ન જાણીને જે તું પૂર્વે શોક કરતો હતો, તે તને ઉચિત હતું પરંતુ અત્યારે મારા ઉપદેશથી આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણીને તારે શોક કરવો ઉચિત નથી. કેમકે શ્રુતિ કહે છે કે-( तरति शोकमात्मवित् ) આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણનારો વિદ્વાન્ પુરુષ, સર્વ શોકથી રહિત થાય છે. (૨૫)

અવતરણિકાઃ-પહેલાંના પ્રસંગમાં "આત્મા જન્મ-મરણાદિ વિકારોથી રહિત છે આ કારણથી તું શોક કરવાને યોગ્ય નથી," એ વાત ભગવાને અર્જુન પ્રત્યે કહી. હવે "આત્મામાં જન્મ-મરણાદિ વિકારોનો અંગીકાર કરીને પણ તું શોક કરવાને યોગ્ય નથી" એ અર્થને શ્રીભગવાન્ બે શ્લોકોવડે પ્રતિપાદન કરે છે.

આત્મા વિજ્ઞાનસ્વરૂપ છે તથા ક્ષણક્ષણમાં વિનાશને પ્રાપ્ત થાય છે, એ પ્રકારનો આત્મા સૌગતો માને છે. આ સ્થૂલ દેહ જ આત્મા છે, સ્થૂલદેહરૂપ આત્મા સ્થિર હોઇને પણ ક્ષણ ક્ષણમાં પરિણામને પ્રાપ્ત થાય છે, જન્મને પ્રાપ્ત થાય છે, નાશને પ્રાપ્ત થાય છે તથા પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે એ પ્રકારનો આત્મા લોકાયતિકો માને છે. આત્મા દેહથી ભિન્ન

હોઇને દેહની સાથે જ જન્મે છે, તથા દેહની સાથે જ નાશ પામે છે, એ પ્રકારનો આત્મા કેટલાક બીજા માને છે. વળી સૃષ્ટિના આદિ કાળમાં જેવી રીતે આકાશની ઉત્પત્તિ થાય છે, તેવી રીતે આત્માની પણ ઉત્પત્તિ થાય છે અને દેહોનો ભેદ હોવા છતાં પણ આત્મા કલ્પપર્યંત સ્થિર રહે છે, તથા કલ્પના અંતમાં આત્મા નાશને પ્રાપ્ત થાય છે; આ પ્રકારનો આત્મા બીજા માને છે. આત્મા નિત્ય છે, તથા નિત્ય જ આત્મા જન્મને તથા મરણને પ્રાપ્ત થાય છે, આ પ્રકારનો આત્મા તાર્કિકો માને છે. એ તાર્કિકોનો એવો અભિપ્રાય છે કે, અપૂર્વ દેહ ઇંદ્રિયાદિનો જે સંબંધ, તે જન્મ કહેવાય છે અને પૂર્વ દેહ ઇંદ્રિયાદિના સંબંધની જે નિવૃત્તિ, તે મરણ કહેવાય છે. જન્મ તથા મરણ બન્ને ધર્મથી તેમ જ અધર્મથી ઉત્પન્ન થાય છે, તેથી ધર્મના તથા અધર્મના આધારરૂપ નિત્ય વસ્તુનાં જ જન્મ-મરણ મુખ્ય છે. શરીરાદિ અનિત્ય વસ્તુમાં જો ધર્મ-અધર્મનું આધારપણું માનીએ, તો આશ્રયના નાશથી ધર્મનો તથા અધર્મનો પણ નાશ થવાનો. તેથી કરેલાં કર્મોનાં ફળના ભોગ વિના જ નિવૃત્તિરૂપ કૃતહાનિ દોષ તથા ન કરેલાં કર્મોનાં ફળના ભોગરૂપ અકૃતાભ્યાગમરૂપ દોષ, એ બન્ને દોષોની પ્રાપ્તિ થશે; તેથી અનિત્ય વસ્તુમાં ધર્મનું તથા અધર્મનું આધારપણું સંભવશે નહિ. એ કારણથી શરીરાદિ અનિત્ય વસ્તુનાં જન્મ-મરણ મુખ્ય નથી, કિન્તુ ગૌણ છે. આ પ્રકારનો આત્મા તાર્કિકો માને છે. કોઇ શાસ્ત્રવાળા તો એમ માને છે કે, જેવી રીતે કર્ણશષ્કુલિરૂપ ઉપાધિના જન્મથી શ્રોત્રરૂપ નિત્ય આકાશનો જન્મ થાય છે; અને કર્ણશષ્કુલિરૂપ ઉપાધિના નાશથી તેનો નાશ થાય છે. વળી જન્મ તથા મરણ બન્ને ઔપાધિક હોવાથી અમુખ્ય છે. તેવી રીતે નિત્ય આત્માનો પણ દેહરૂપ ઉપાધિના જન્મથી જન્મ થાય છે અને દેહરૂપ ઉપાધિના મરણથી મરણ થાય છે. આ જન્મરૂપ તથા મરણરૂપ બન્ને ઔપાધિક હોવાથી અમુખ્ય છે, પણ મુખ્ય નથી. આ પ્રકારનો કોઇએક વાદીઓ આત્માને અનિત્ય માને છે અને કેટલાક વાદીઓ આત્માને નિત્ય માને છે. આત્મા અનિત્ય હોય તો એ પક્ષ વિષે પણ શ્રીભગવાન્ આત્માના શોકનો નિષેધ કરે છેઃ—

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-( આત્મા અનિત્ય છે એમ માનીએ તો,) અનિત્ય પક્ષમાં પણ જો તું આત્માને નિત્ય જન્મ પામતો તથા નિત્ય મરણ પામતો માનતો હોય તો પણ, હે મહાબાહો અર્જુન ! આ પ્રકારનો શોક કરવાને તું યોગ્ય નથી. ૨૬

ટીકાઃ-હે અર્જુન ! આત્માદેવ અત્યંત દુર્બોધ છે તેથી વારંવાર આત્માને શ્રવણ કરતાં છતાં પણ આત્માનો નિશ્ચય કરવાની અસમર્થતાથી, પૂર્વે કથન કરેલા મારા પક્ષનો અંગીકાર નહિ કરીને, જો તું કોઇ બીજા પક્ષનો અંગીકાર કરતો હોય તો બીજા પક્ષમાં પણ આત્મા અનિત્ય છે. અનિત્ય પક્ષનો આશ્રય કરીને જો તું આત્માદેવને નિત્ય જ જન્મેલો તથા નિત્ય જ મરણ પામતો માનતો હોય તો પણ તારે શોક કરવો ઉચિત નથી. કેમકે જે નિત્ય જન્મે છે તે નિત્ય મરે છે. તેનો શોક કોઈ પણ ડાહ્યો પુરુષ કરશે નહિ.

વિજ્ઞાનરૂપ આત્મા ક્ષણિક છે. આ ક્ષણિક પક્ષમાં ‘નિત્ય’ શબ્દનો અર્થ ‘પ્રતિક્ષણ’ કરવો અર્થાત્ આત્માને જો તું ક્ષણે ક્ષણે જન્મેલો તથા મરેલો માનતો હોય અને ક્ષણિક પક્ષથી ભિન્ન બીજા પક્ષોમાં નિત્ય શબ્દનો અર્થ આવશ્યક હોવાથી નિત્ય શબ્દનો નિયત અર્થ કરવો; અર્થાત્ દેવદત્ત નામનો પુરુષ જન્મ્યો છે, તથા દેવદત્ત નામનો પુરુષ મૂઓ છે,

એ પ્રકારની લૌકિક પ્રતીતિને વશ રહી નિયમવડે જો તું આત્માનાં જન્મ તથા મરણ કલ્પતો હોય તો પણ, હે મહાબાહો અર્જુન! (अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयं) એ પ્રકારનો શોક કરવાને તું યોગ્ય નથી. કારણ જેમ ભીષ્મ-દ્રોણાદિ આત્મા નિત્ય જન્મવાળા તથા મરણવાળા છે, તેવો તું પોતે પણ નિત્ય જ જન્મવાળો તથા મરણવાળો છે. અહીં हे महाबाहो! એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનનું ઉપહાસ સૂચન કર્યું છે. જેવી રીતે આ લોકમાં જે કોઇ પુરુષ કોઇ નિકૃષ્ટ કર્મ કરે છે, તે વખતે તે પુરુષના માતાપિતાદિ વૃદ્ધ પુરુષો તે પુરુષ પ્રત્યે "તું અમારા કુળમાં સુપુત્ર ઉત્પન્ન થયો છે" એ પ્રકારનાં વચન કહે છે. આ વચન તે પુરુષના ઉપહાસનું જ સૂચન કરે છે; તેવી રીતે અત્યંત બહિર્મુખ પુરુષોએ અંગીકાર કરેલા આત્માના અનિત્યપણાને અર્જુન અંગીકાર કરવા લાગ્યો. આ વખતે શ્રીભગવાને हे महाबाहो એ સંબોધન અર્જુનને કર્યું છે. તેથી हे महाबाहो એ સંબોધનવડે ભગવાને અર્જુનનો ઉપહાસ સૂચવ્યો છે. અથવા हे महाबाहो એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુન ઉપર પોતાની કૃપા સૂચિત કરી. અર્થાત્ સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ જે તું અર્જુન છે, તેવા તારામાં "આત્મા અનિત્ય છે" એ પ્રકારની કુદૃષ્ટિ જરાપણ સંભવશે નથી.

વિજ્ઞાનરૂપ આત્મા ક્ષણિક છે, આ પ્રથમ પક્ષ પ્રમાણે તથા આ સ્થૂલ દેહ જ આત્મા છે એ રીતના બીજા પક્ષ પ્રમાણે તથા દેહની સાથે જ આત્મા જન્મને તથા મરણને પ્રાપ્ત થાય છે એ રીતના ત્રીજા પક્ષ પ્રમાણે જન્મનો તો અભાવ જ છે. એથી એ ત્રણે પક્ષો પ્રમાણે પાપનો ભય તો સંભવતો જ નથી, અને તું તો પાપના ભયવડે જ ગુરુજનોને મારવાના ભયથી શોક કરે છે. પણ ઉપરોક્ત ત્રણ પક્ષોમાં 'આત્મા ક્ષણિક છે' એ પક્ષ પ્રમાણે તો દૃષ્ટ દુઃખ પણ સંભવતું નથી. કારણ કે જે બંધુઓના નાશના દર્શનથી તે દૃષ્ટ દુઃખ થાય છે, તે બંધુઓના નાશનું દર્શન ક્ષણિક આત્મા વિષે સંભવતું જ નથી. આ ક્ષણિક પક્ષમાં બીજા પક્ષો કરતાં અધિકતા છે અને ક્ષણિક પક્ષથી ભિન્ન બીજા પક્ષોમાં તો દૃષ્ટ દુઃખ તથા તે દૃષ્ટ દુઃખજન્ય શોક સંભવવાળા છે. [આ અર્થ જણાવવાને વાસ્તે જ શ્રીભગવાને एवम् શબ્દ કથન કર્યો છે. અર્થાત્ તે પક્ષ પ્રમાણે દૃષ્ટ દુઃખજન્ય શોકનો સંભવ હોતાં, પણ અદૃષ્ટ દુઃખજન્ય શોક કરવો, તે સર્વ પ્રકારથી તને ઉચિત નથી એમ કહ્યુ છે.] (૨૬)

અવતરણિકા:—"હે ભગવન્! પૂર્વોક્ત ત્રણ પક્ષોમાં યદ્યપિ શોક કરવો ઉચિત નથી, તથાપિ જે પક્ષમાં સૃષ્ટિના આદિકાળથી લઇને પ્રલયપર્યંત આત્મા સ્થિર રહે છે તથા જે તાર્કિકના પક્ષમાં આત્મા સર્વદા નિત્ય છે, તે બન્ને પક્ષોમાં દૃષ્ટ દુઃખ તથા અદૃષ્ટ દુઃખ એ બન્ને પ્રકારનાં દુઃખો સંભવે છે. તેથી, દૃષ્ટ-અદૃષ્ટ દુઃખના ભયવડે જ હું શોક કરું છું" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ બીજા શ્લોકવડે તેનો ઉત્તર કહે છેઃ—

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે કારણથી જન્મને પ્રાપ્ત થયેલો આત્મા અવશ્ય કરીને મૃત્યુને પામે છે, અને મરણને પ્રાપ્ત થયેલો અવશ્ય કરીને જન્મ પામે છે. તે કારણને નિવૃત્ત કરવા અશક્ય જન્મ-મરણરૂપ અર્થ વિષે તું શોક કરવા યોગ્ય નથી. ૨૭

ટીકાઃ-પૂર્વ જન્મોમાં કરેલાં પુણ્ય-પાપરૂપ કર્મોને વશ હોવાથી, શરીર-ઇંદ્રિયાદિના સંબંધરૂપ જન્મ જેને પ્રાપ્ત થયો છે એવો સ્થિર સ્વભાવવાળો આત્મા છે. આત્માનાં પ્રાગ્-

બધકર્મોના નાશની પછી, દેહ-ઇંદ્રિયાદિના સંબંધની નિવૃત્તિરૂપ મરણ અવશ્ય કરીને થાય છે. કારણ કે આ લોકમાં જે જે પદાર્થોનો સંયોગ, કર્મને વશ હોવાથી થાય છે, તે તે પદાર્થોના અંતમાં અવશ્ય કરીને વિયોગ થાય છે. વળી જે આત્માનું મરણ થાય છે તે આત્માનો, પૂર્વ શરીરમાં કરેલાં પુણ્ય કર્મોનાં તથા પાપ કર્મોનાં ફળ ભોગવવાને વાસ્તે અવશ્ય કરીને જન્મ થાય છે. અહીં યદ્યપિ મૃત્યુને પ્રાપ્ત થયલાનો અવશ્ય કરીને જન્મ થાય છે, એ પ્રકારના નિયમનો જીવન્મુક્ત પુરુષો વિષે વ્યભિચાર થાય છે. કારણ કે જીવન્મુક્ત પુરુષોનું મૃત્યુ તો થાય છે, પરંતુ જીવન્મુક્ત પુરુષનો પુનર્જન્મ થતો નથી. તથાપિ સંચિત કર્મવાળા પુરુષનો જ મરણ પછી અવશ્ય કરીને જન્મ થાય છે. જીવન્મુક્ત પુરુષના જ્ઞાનરૂપ અગ્નિવડે સર્વ સંચિત કર્મ ભસ્મ થઇ જાય છે, તેથી જીવન્મુક્ત પુરુષને મરણ પછી પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી. તે કારણથી નિવૃત્ત કરવાને અશક્ય એવા જન્મ-મરણરૂપ અર્થ વિષે તું વિદ્વાન્ થઇને શોક કરવાને યોગ્ય નથી. [ આ વાત શ્રીભગવાન્ ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे એ શબ્દોવડે આગળ જતાં કથન કરશે. ] તાત્પર્ય એ છે કે, જો કદાચિત્ તારાથી યુદ્ધવડે નહિ હણેલા ભીષ્મ-દ્રોણાદિ જીવતા જ રહે, તો ભીષ્મ-દ્રોણાદિની સાથે યુદ્ધ કરવામાં તારે શોક કરવો ઉચિત ગણાય; પરંતુ ભીષ્મ-દ્રોણાદિ તો તારા યુદ્ધ વિના પણ પોતાની મેળે જ કર્મના ક્ષયથી કર્મ ભોગવવાનાં ભોગવાઈ રહ્યા પછી મૃત્યુને પ્રાપ્ત થશે, ત્યારે ભીષ્મ-દ્રોણાદિનાં મૃત્યુને નિવૃત્ત કરવાનું તારું સામર્થ્ય નથી. તેથી તારે આ સમયે દૃષ્ટ દુઃખજન્ય શોક કરવો ઉચિત નથી. [ આ પ્રમાણે અદૃષ્ટ દુઃખજન્ય શોકની શંકા વિષે પણ तस्मादपरिहार्येर्थे न त्वं शोचितुमर्हसि એ જ ઉત્તર જાણી લેવો. ]

અહીં આ લોકમાં બંધુઓનાં મરણજન્ય દુઃખને દૃષ્ટ દુઃખ કહે છે અને પરલોકમાં પાપ-કર્મજન્ય દુઃખ અદૃષ્ટ દુઃખ કહેવાય છે. અદૃષ્ટદુઃખજન્ય શોકના પક્ષમાં પણ अपरिहार्येर्थे એ શબ્દોનો આ પ્રમાણે અર્થ કરવો:- જેવી રીતે બ્રાહ્મણને અગ્નિહોત્રાદિ કર્મ નિયમથી કરવાં યોગ્ય છે, તેવી રીતે ક્ષત્રિય રાજાએ યુદ્ધરૂપ કર્મ પણ નિયમથી કરવું યોગ્ય છે. જેવી રીતે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોમાં પશુઓની હિંસા કરવાથી દોષ થતો નથી; તેવી રીતે યુદ્ધમાં પણ બંધુઓ વગેરેની હિંસા કરવાથી દોષ થતો નથી. ગૌતમ સ્મૃતિ કહે છે કે-( न दोषो हिंसायामाहवे इति ) યુદ્ધમાં હિંસા કરવાથી દોષ થતો નથી. [ આ સર્વ વાત स्वधर्ममपि चावेक्ष्य એ શ્લોકમાં આગળ જતાં સ્પષ્ટ થશે. ] તેથી જેવી રીતે વેદે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ વિહિત કર્મો ન કરવાથી બ્રાહ્મણને પ્રત્યવાયની પ્રાપ્તિ થાય છે, માટે અગ્નિહોત્રાદિ કર્મોનો પરિત્યાગ કરવો અશક્ય છે, તેવી જ રીતે વેદવિહિત હોવાથી પરિત્યાગ કરવાને અશક્ય યુદ્ધરૂપ અર્થ વિષે તું અદૃષ્ટ દુઃખના ભયવડે શોક કરવાને યોગ્ય નથી.

વળી અગ્નિહોત્રાદિ નિત્ય કર્મોની માફક જો કદાચિત્ યુદ્ધનો નિત્ય કર્મરૂપે અંગીકાર ન કરીએ કિન્તુ તેનો કેવળ કામ્યકર્મરૂપે જ અંગીકાર કરીએ તો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ કહે છે કે, (य आहवेषु युध्यंते भूम्यर्थमपराङ्मुखाः । अकूटैरायुधैर्यांति ते स्वर्गं योगिनो यथा) જે યોદ્ધા પુરુષો ભૂમિના રાજ્યની પ્રાપ્તિને વાસ્તે યુદ્ધમાં કપટથી રહિત શસ્ત્રોવડે યુદ્ધ કરે છે, તથા તે યુદ્ધથી વિમુખ થતા નથી, તે યોદ્ધા પુરુષો, યોગી પુરુષોની માફક સ્વર્ગને પામે છે. આ શબ્દોથી યુદ્ધમાં કામ્ય કર્મરૂપતા પ્રતીત થાય છે. हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् એ ભગવાનનાં વચનોથી પણ યુદ્ધ વિષે કામ્યકર્મરૂપતા જ પ્રતીત થાય છે. તથાપિ આરંભ કરેલું કામ્યકર્મ પણ અવશ્ય સમાપ્ત કરવા યોગ્ય છે તેથી તે પણ નિત્યકર્મની તુલ્ય જ હોય છે. યુદ્ધરૂપ કર્મ પણ પૂર્વે આરંભ કરેલું છે, તેથી તે વિષે કામ્ય કર્મરૂપતાનો અંગીકાર કરતાં છતાં પણ

નિત્યકર્મની પેઠે જ, તારે યુદ્ધરૂપ કર્મનો પરિત્યાગ કરવો અશક્ય છે. અથવા अथ चैनं नित्यजातं એ શ્લોક તથા जातस्य हि ध्रुवो मृत्युः એ શ્લોક, એ બન્ને શ્લોકો આત્માના નિત્યત્વ પક્ષમાં જ છે. આત્માના અનિત્યત્વ પક્ષમાં એ બન્ને શ્લોકો નથી. કારણ કે પરમ આસ્તિક અર્જુનમાં વેદબાહ્ય નાસ્તિકોના મતનો અંગીકાર કરવો સંભવતો નથી. આ પક્ષમાં તે શ્લોકના અક્ષરોની આ પ્રમાણે યોજના કરવીઃ-જે વસ્તુ વાસ્તવિક રીતે નિત્ય હોઈને જ, દેહ-ઇંદ્રિયાદિના સંબંધને વશ રહેવાથી, જન્મ પામ્યાની પેઠે પ્રતીત થાય છે, તે નિત્યજાત કહેવાય છે. એવા વાસ્તવિક રીતે નિત્ય આત્માને પણ જો તું જન્મેલો માને તથા મરેલો માને, તો પણ તું શોક કરવા યોગ્ય નથી.

આ પ્રકારની પ્રતિજ્ઞા પહેલા શ્લોકમાં કરીને તે પ્રતિજ્ઞાની સિદ્ધિ કરવાને વાસ્તે બીજા શ્લોકવડે હેતુ કહે છે-जातस्य हि इति. યદ્યપિ નિત્ય વસ્તુનાં જન્મ તથા મરણ સંભવતાં નથી તથાપિ ઉપાધિના જન્મ-મરણથી નિત્ય વસ્તુ વિષે પણ જન્મ-મરણનો વ્યવહાર પૂર્વે કથન કરવામાં આવ્યો છે. બીજો સઘળો અર્થ સ્પષ્ટ જ છે. (૨૭)

અવતરણિકાઃ-પૂર્વના પ્રસંગમાં સર્વ પ્રકારથી આત્માના અશોચ્યત્વનું નિરૂપણ કર્યું. હવે, "આત્મા શોકનો અવિષય હોવા છતાં પણ ભૂતો (તત્ત્વો)ના સમુદાયરૂપ ભીષ્મ-દ્રોણાદિનાં શરીરોનો ઉદ્દેશ કરીને હું શોક કરું છું" એ પ્રકારની અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તેની નિવૃત્તિ કરતાં કહે છેઃ-

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

શ્લોકાર્થઃ-હે ભારત! આ શરીર આદિકાળમાં અવ્યક્ત છે, તથા મધ્યકાળમાં વ્યક્ત છે, તથા મરણકાળમાં અવ્યક્ત છે, એવા શરીર માટે દુઃખજન્ય પ્રલાપ શાનો કરવો? ૨૮

ટીકાઃ-હે ભારત! પૃથિવી આદિ પંચભૂતોના સમુદાયરૂપ ભીષ્મ-દ્રોણાદિ નામવાળાં સ્થૂલ શરીરો પોતાની ઉત્પત્તિની પૂર્વે પ્રતીત થતાં નથી. પણ એ શરીરો જન્મની પછી તથા મરણની પૂર્વે મધ્યકાળમાં પ્રતીત થાય છે; પરંતુ મરણની પછી એ શરીરો પ્રતીત થતાં નથી. *તેથી એ શરીરો આદિકાળમાં તથા અંતકાળમાં તો અવ્યક્ત છે તથા મધ્યકાળમાં વ્યક્ત છે.* ન પ્રતીત થાય તે અવ્યક્ત કહેવાય અને પ્રતીત થાય તે વ્યક્ત કહેવાય. જેવી રીતે સ્વપ્નના પદાર્થો, ઇંદ્રજાળના પદાર્થો તથા રજ્જુ તેમ જ સર્પાદિ પોતાની પ્રતીતિના સમાનકાળમાં જ સ્થિત હોય છે, પોતાની પ્રતીતિના પૂર્વ તથા ઉત્તર કાળમાં સ્થિત હોતા નથી, તેવી જ રીતે એ શરીરો પણ કેવળ મધ્યકાળમાં જ પ્રતીત થાય છે, પૂર્વકાળમાં તથા ઉત્તર કાળમાં પ્રતીત થતાં નથી. (आदावंते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा) જે પદાર્થો આદિકાળમાં તથા અંતકાળમાં હોતા નથી, તે પદાર્થો મધ્યકાળમાં પણ હોતા નથી. જેવી રીતે સ્વપ્નાદિના પદાર્થો આદિકાળમાં તથા અંતકાળમાં હોતા નથી તેથી મધ્યકાળમાં પણ હોતા નથી, તેવી રીતે એ શરીરો પણ આદિકાળમાં તથા અંતકાળમાં નથી. તેથી મધ્યકાળમાં પણ નથી. એવા મિથ્યારૂપ અત્યંત તુચ્છ શરીરોમાં દુઃખજન્ય પ્રલાપ કરવો, તારા જેવાને ઉચિત નથી. જેવી રીતે સ્વપ્નમાં પોતાના બંધુઓને તથા ધનને પામીને જાગ્રત અવસ્થામાં તે બંધુ-ધનાદિના નાશથી કોઈ મૂઢ પુરુષ પણ શોક કરતો નથી, તેવી રીતે આ અનિત્ય ભીષ્મ-દ્રોણાદિનાં શરીરોના ઉદ્દેશવડે તારે શોક કરવો યોગ્ય નથી.

ભૂત શબ્દવડે આકાશાદિ પંચ મહાભૂતોનો અર્થ પણ ગ્રહણ કરાય છે. આ પક્ષ પ્રમાણે આ શ્લોકનાં પદોની નીચે પ્રમાણે યોજના કરવીઃ-અવ્યાકૃત નામે અવિદ્યાથી ઉપહિત ચૈતન્ય

અવ્યક્ત કહેવાય છે. જે આકાશાદિ ભૂતોની પૂર્વાવસ્થા અવ્યક્ત હોય છે, તે આકાશાદિ ભૂતો અવ્યક્તાદિ કહેવાય છે. વળી જે આકાશાદિ ભૂતોની સ્થિતિ–અવસ્થા નામરૂપવડે પ્રકટરૂપે છે, તે આકાશાદિ ભૂતો વ્યક્તમધ્ય કહેવાય છે. જેવી રીતે ઘટ–શરાવાદિ કાર્યોનો મૃત્તિકારૂપ ઉપાદાન કારણમાં લય થાય છે; તેવી રીતે આકાશાદિ ભૂતોનું અવ્યક્તરૂપ પોતાના કારણમાં નિધન અર્થાત્ પ્રલય છે. આકાશાદિ ભૂતો અવ્યક્ત નિધન કહેવાય છે. શ્રુતિ કહે છે કે ( तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियत इति ) એ આકાશાદિ પોતાની ઉત્પત્તિની પૂર્વે અવ્યાકૃતરૂપ હતાં. અવ્યાકૃતરૂપ પ્રપંચ સૃષ્ટિકાળમાં નામરૂપવડે પ્રકટ થયાં.

ઇત્યાદિ શ્રુતિ માયાથી ઉપહિત ચૈતન્યરૂપ અવ્યક્તને જ આકાશાદિ સર્વ પ્રપંચના ઉપાદાનરૂપે તથા આધારરૂપે કથન કરે છે; અને ઉપાદાનરૂપ અવ્યક્તને આકાશાદિ પ્રપંચના લયની સ્થાનરૂપતા તો અર્થથી જ સિદ્ધ થાય છે; કારણ કે પોતાના ઉપાદાન કારણમાં કાર્યનો લય જોવામાં આવે છે; ઉપાદાન કારણ સિવાય કોઇ અન્ય પદાર્થમાં કાર્યનો લય થતો નથી. એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, અજ્ઞાનવડે કલ્પિત હોવાથી અત્યંત તુચ્છ આકાશાદિ પંચભૂતોના ઉદ્દેશવડે પણ જ્યારે તારે શોક કરવો ઉચિત નથી, ત્યારે તે આકાશાદિ ભૂતોનાં કાર્યરૂપ ભીષ્મ–દ્રોણાદિ શરીરોના ઉદ્દેશવડે શોક કરવો ઉચિત નથી. તેમાં કહેવાનું જ શું?

અથવા આકાશાદિ પંચભૂત તથા તેનાં કાર્ય શરીરાદિ પોતાના અવ્યક્તરૂપવડે સર્વદા વિદ્યમાન છે. કોઇ પણ કાળમાં તેમનો નાશ થતો નથી, તેથી તેમના ઉદ્દેશવડે પ્રલાપ કરવો તને ઉચિત નથી. [અહીં हे भारत એ સંબોધનવડે ભગવાને અર્જુન પ્રત્યે એ અર્થ સૂચવ્યો છે કે, તું શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયો છે, તેથી તું શાસ્ત્રના અર્થનો નિશ્ચય કરવા યોગ્ય છે; તે શાસ્ત્રના અર્થનો તું કેમ નિશ્ચય કરતો નથી ? ] (૨૮)

અવતરણિકાઃ—( અર્જુનની શંકા ) હે ભગવન્ ! આ લોકમાં શાસ્ત્રના અર્થને જાણનારા અતિ વિદ્વાન્ પુરુષો પણ શોક કરતા જોવામાં આવે છે; તેથી 'તું વિદ્વાન્ હોઇને શોક શા માટે કરે છે' એ પ્રકારનો ઉપાલંભ વારંવાર મને આપ શા માટે આપો છો ? કિંવા શાસ્ત્રમાં એમ કહ્યું છે કે (वक्तुरेव हि तज्जाड्यं श्रोता यत्र न बुध्यते) જ્યાં શ્રોતા બોધ પામે નહિ, ત્યાં વક્તાની જ જડતા જાણવી. તેથી તમારાં વચનોના અર્થનો બોધ ન થાય તેમાં મને દોષ નથી.

સમાધાનઃ–( શ્રીકૃષ્ણ કહે છે ) હે અર્જુન ! જેવી રીતે તને આત્માના અજ્ઞાનથી જ શોક થયો છે, તેવી રીતે બીજા વિદ્વાનોને પણ શોક આત્માના અજ્ઞાનથી જ થાય છે. જેવી રીતે અન્ય પુરુષોને આત્માનાં પ્રતિપાદક શાસ્ત્રના અર્થનો બોધ નથી થતો, તે પોતાના અંતઃકરણના દોષથી નથી થતો પણ કાંઇ વક્તા પુરુષના દોષથી નહિ; તેવી રીતે તને મારાં વચનના અર્થનો બોધ થયો નથી, તે પણ તારા પોતાના અંતઃકરણના દોષથી થયો નથી. એમાં કાંઇ મારો દોષ નથી. તેથી તારા પૂર્વોક્ત ઉભય દોષ સંભવતા નથી. આ પ્રકારના હેતુવડે શ્રીભગવાન્ આત્માની દુર્વિજ્ઞેયતાનું નિરૂપણ કરતાં કહે છેઃ–

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન ! કોઇ પુરુષ આત્માને આશ્ચર્યવત્ જુએ છે, અન્ય કોઇ પુરુષ આત્માને આશ્ચર્યવત્ કથન કરે છે, અન્ય કોઇ પુરુષ આત્માને આશ્ચર્યવત્ શ્રવણ કરે છે, તથા કોઇક પુરુષ આ આત્માને શ્રવણ કરવા છતાં પણ જાણતો નથી. ૨૯

ટીકા:-(एनं એ શબ્દવડે કથન કરેલું જે આત્મારૂપ કર્મ છે, पश्यति એ શબ્દવડે કથન કરેલી જે દર્શનરૂપ ક્રિયા છે, તથા कश्चित् શબ્દવડે કથન કરેલો જે અધિકારી પુરુષરૂપ કર્ત્તા છે, એ ત્રણેનું જ आश्चर्यवत् એ વિશેષણ છે. હવે પ્રથમ આત્મારૂપ કર્મમાં આશ્ચર્યવત્‌પણું નિરૂપણ કરે છે.) હે અર્જુન ! આત્માદેવ આશ્ચર્યવત્ છે, અર્થાત્ અદ્‌ભુત પદાર્થની સમાન છે. તે અવિદ્યાવડે કલ્પિત અનેક પ્રકારના વિરુદ્ધ ધર્મવાળો પ્રતીત થાય છે. આ કારણથી આત્માદેવ વાસ્તવિક રીતે સર્વદા વિદ્યમાન હોવા છતાં પણ અવિદ્યમાન હોય તેવી રીતે પ્રતીત થાય છે. આત્માદેવ સ્વપ્રકાશ ચૈતન્યરૂપ હોવા છતાં પણ જડની પેઠે પ્રતીત થાય છે. આત્માદેવ વાસ્તવિક રીતે આનંદરૂપ હોવા છતાં પણ દુઃખની પેઠે પ્રતીત થાય છે. સર્વ વિકારોથી રહિત હોવા છતાં તે વિકારવાનની પેઠે પ્રતીત થાય છે. નિત્ય હોવા છતાં અનિત્યની પેઠે તે પ્રતીત થાય છે. પ્રકાશમાન હોવા છતાં તે અપ્રકાશમાનની પેઠે પ્રતીત થાય છે. બ્રહ્મથી અભિન્ન હોવા છતાં બ્રહ્મથી ભિન્ન હોય તેમ તે પ્રતીત થાય છે, સર્વદા મુક્ત હોવા છતાં બદ્ધની પેઠે તે પ્રતીત થાય છે. આ રીતે તે અદ્વિતીયરૂપ હોવા છતાં દ્વિતીયની પેઠે પ્રતીત થાય છે. આવી આવી અનેક પ્રકારની આશ્ચર્યવત્ રૂપતા આત્મામાં છે. આવા આશ્ચર્યવત્ આત્માને, શમ-દમાદિ-સાધનસંપન્ન તથા અંત્ય શરીરવાળો કોઈક જ પુરુષ, ગુરુશાસ્ત્રના ઉપદેશથી અવિદ્યારચિત સર્વ દ્વૈત પ્રપંચનો નિષેધ કરી, પરમાત્માના સ્વરૂપમાત્રને વિષય કરનારી, મહાવાક્યરૂપ વેદાન્તજન્ય તથા સર્વ પુણ્યકર્મોના ફળરૂપ અંતઃકરણની વૃત્તિમાં, આત્મસાક્ષાત્કાર કરે છે.

હવે દર્શનરૂપ ક્રિયામાં આશ્ચર્યવત્ રૂપપણાનું નિરૂપણ કરે છે. पश्यति શબ્દના અર્થરૂપ આત્માની દર્શનરૂપ ક્રિયા પણ આશ્ચર્યવત્ છે. કારણ કે જે અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન, સ્વરૂપથી મિથ્યારૂપ હોવા છતાં પણ, સત્ય આત્માનું અભિવ્યંજક છે; તથા જે જ્ઞાન અવિદ્યાના કાર્યરૂપ હોવા છતાં પણ અવિદ્યાનો નાશ કરે છે; તથા જે જ્ઞાન અવિદ્યારૂપ કારણનો નાશ કરતાં, તે અવિદ્યાનું કાર્ય હોવાથી, પોતાનો જ નાશ કરે છે; એવા પ્રકારની અનેક આશ્ચર્યવત્ રૂપતા જ્ઞાનરૂપ દર્શનમાં છે.

હવે દર્શનરૂપ ક્રિયાની વિદ્વાનરૂપ કર્ત્તા વિષે આશ્ચર્યવત્ રૂપતાનું નિરૂપણ કરે છે. कश्चित् શબ્દવડે કથન કરેલો આત્મસાક્ષાત્કારવાળો વિદ્વાન્ પુરુષ પણ આશ્ચર્યવત્ છે, કારણ કે વિદ્વાન્ પુરુષ આત્મસાક્ષાત્કારવડે અવિદ્યાથી તથા અવિદ્યાનાં કાર્યથી રહિત હોવા છતાં પણ પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી અજ્ઞાની પુરુષની પેઠે વ્યવહાર કરે છે, સર્વદા સમાધિમાં સ્થિત હોવા છતાં પણ વ્યુત્થાનને પ્રાપ્ત થાય છે તથા તે પુરુષ વ્યુત્થાનને પ્રાપ્ત થવા છતાં પુનઃ સમાધિને અનુભવે છે; આવી આવી અનેક પ્રકારની આશ્ચર્યવતરૂપતા વિદ્વાન્ પુરુષમાં હોય છે, તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આત્મા, આત્માનું જ્ઞાન તથા આત્માને જાણનારો પુરુષ એ ત્રણે આશ્ચર્યરૂપ છે. આવા પરમ દુર્વિજ્ઞેય આત્માને તું પ્રયત્ન વિના કેવી રીતે જાણી શકીશ? અર્થાત્ પ્રયત્ન વિના આત્માને જાણવો અત્યંત કઠિન છે.

એ પ્રમાણે ઉપદેશ કરનારા બ્રહ્મવેત્તા પુરુષોના અભાવથી પણ આત્મા દુર્વિજ્ઞેય છે. કારણ કે આત્માને અપરોક્ષરૂપે જાણનાર વિદ્વાન્ પુરુષ જ બીજા અધિકારી પુરુષ પ્રત્યે આત્માનો ઉપદેશ કરી શકે છે; પણ જે પુરુષ પોતે જ આત્માને જાણતો નથી, તે અજ્ઞાની પુરુષ બીજા કોઈ પ્રત્યે આત્માનો ઉપદેશ કરી શકતો નથી. પરન્તુ આત્માને અપરોક્ષ જાણનાર વિદ્વાન્ પુરુષ વિશેષે કરીને સમાધિયુક્ત જ હોય છે. તેથી સમાધિમાં બૂડેલો બ્રહ્મવેત્તા પુરુષ બીજા અધિકારી પુરુષો પ્રત્યે કેવી રીતે આત્માનો ઉપદેશ કરશે? અર્થાત્ નહિ

કરશે. કારણ કે ચિત્તની બાહ્યવૃત્તિ વિના ઉપદેશ કરવો સંભવતો નથી. સમાધિથી વ્યુત્થાનને પ્રાપ્ત થયેલ બ્રહ્મવેત્તા પુરુષ, યદ્યપિ અધિકારી જનોની પ્રત્યે આત્માનો ઉપદેશ કરવા સમર્થ હોય, તોપણ તે બ્રહ્મવેત્તા પુરુષને બીજા અધિકારી પુરુષોએ જાણવો કઠિન છે. કદાચિત અધિકારી પુરુષ ગમે તે પ્રકારે કરીને બ્રહ્મવેત્તા પુરુષને જાણે તોપણ બ્રહ્મવેત્તા પુરુષ લાભ, પૂજા, ખ્યાતિ વગેરે પ્રયોજનની અપેક્ષા કરતો નથી. તેથી તે અધિકારી પુરુષ પ્રત્યે આત્માનો ઉપદેશ કરશે નહિ. કદાચિત્ બ્રહ્મવેત્તા પુરુષ કોઇપણ પ્રકારે કૃપા માત્ર કરીને અધિકારી પુરુષની પ્રત્યે આત્માનો ઉપદેશ પણ કરે, તો પણ કૃપાળુ બ્રહ્મવેત્તા પુરુષ ઈશ્વરની માફક મળવો અત્યંત દુર્લભ છે.

આ પ્રકારના હેતુથી શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે आश्चर्यवद्वदति तथैव चान्यः इति- હે અર્જુન ! આત્માદેવને અન્ય પુરુષ આશ્ચર્યવત્ કથન કરે છે. [અહીં–અન્યઃ શબ્દવડે સર્વ અજ્ઞાની જનોથી વિલક્ષણ પુરુષનો અર્થ ગ્રહણ કરવો. આત્માને દેખનારા પુરુષથી ભિન્ન પુરુષનો અર્થ ગ્રહણ કરવો નહિ. કારણ કે જે પુરુષ જે વસ્તુને જાણે છે, તે પુરુષ તે વસ્તુનું કથન કરે છે. પણ તે વસ્તુના જ્ઞાન વિના તે વસ્તુનું કથન સંભવતું નથી. તેથી આત્માને જાણનાર પુરુષથી ભિન્ન પુરુષનો અર્થ अन्य શબ્દવડે ગ્રહણ કરીએ, તો 'વદતો વ્યાઘાત' દોષની પ્રાપ્તિ થશે ] [અહીં પણ एनं શબ્દવડે કહેલું આત્મારૂપ કર્મ, वदति એ શબ્દવડે કહેલી બોલવાની ક્રિયા તથા अन्य શબ્દવડે કહેલો બોલવાની ક્રિયાનો કર્તા આ ત્રણેનું જ आश्चर्यवत् એ વિશેષણ જાણવું. આત્મારૂપ કર્મમાં તથા વિદ્વાન્ પુરુષરૂપ કર્ત્તામાં આશ્ચર્યવત્‌રૂપતા આ શ્લોકમાં પૂર્વે કહેવામાં આવી છે, તે અહીં પણ જાણી લેવી. ]

હવે બોલવાની ક્રિયામાં આશ્ચર્યવત્‌રૂપતાનું નિરૂપણ કરે છેઃ–હે અર્જુન ! સર્વ શબ્દોને અવાચ્ય એવા આત્માદેવનું કથન પણ આશ્ચર્યવત્ છે. શ્રુતિ કહે છે કે, (यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह) મન સહિત વાણી પણ આત્માને ન પ્રાપ્ત હોઇને આત્માથી નિવૃત્ત થઈ આવે છે. તાત્પર્ય એ છે કે, અવિદ્યા–અંતઃકરણાદિ વિશિષ્ટ અર્થમાં જેમની શક્તિ છે તથા ભાગ–ત્યાગ–લક્ષણાવડે કલ્પિત જેમનો સંબંધ છે, એવા જે तत् અને त्वम् આદિ શબ્દો છે તે શબ્દોવડે સર્વ ધર્મોથી રહિત શુદ્ધ આત્માનું નિર્વિકલ્પ સાક્ષાત્કારરૂપ પ્રતિપાદન અત્યંત આશ્ચર્યસ્વરૂપ છે. એ કારણથી લોકમાં કોઈ જાતિ–ગુણાદિ ધર્મોનો અંગીકાર કરીને જ, શબ્દ પોતાના અર્થનો બોધ કરે છે. પણ જાતિ–ગુણાદિ ધર્મો વિના કોઈ પણ અર્થનો બોધ શબ્દ કરતો નથી.

સુતેલા પુરુષને ઉઠાડનારાં વચનોની પેઠે तत्त्वमसि આદિ વાક્યો, શક્તિરૂપ સંબંધ વિના જ, લક્ષણારૂપ સંબંધ વિના જ તથા અન્ય કોઈ સંબંધ વિના જ, શુદ્ધાત્માનું પ્રતિપાદન કરે છે, તે અત્યંત આશ્ચર્યવત્ છે. આ માટે શબ્દનું સામર્થ્ય કોઈ પણ પુરુષથી ચિંતન કરી શકાશે નહિ.

શિષ્યઃ–શક્તિ તથા લક્ષણાદિ સંબંધ વિના જ ગમે તે શબ્દ જો કદાચિત્ પોતાના અર્થનો બોધ કરતો હોય, તો તે શબ્દથી કોઈ બીજા પદાર્થનો પણ બોધ થવો જોઇએ. શબ્દના સંબંધનો અભાવ સર્વ પદાર્થોમાં એકસરખો જ છે.

ગુરુઃ–એ દોષલક્ષણા અંગીકાર પક્ષમાં પણ સરખી જ છે. શક્ય અર્થના સંબંધનું નામ લક્ષણા છે. આ શક્ય સંબંધરૂપ લક્ષણા અનેક પદાર્થોમાં રહે છે; તેથી સર્વ પદાર્થોનો બોધ થવો જોઇએ. જેવી રીતે "ગંગા વિષે ગ્રામ છે" એ વાક્યમાં રહેલ ગંગા શબ્દથી તીર વિષે લક્ષણા થાય છે. ગંગા શબ્દનો શક્ય અર્થ જે જળનો પ્રવાહ છે. તે જળના પ્રવાહનો જેવો તીરની સાથે સંયોગ અથવા સંબંધ છે, તેવો જ જળમાં રહેનારાં મત્સ્યાદિ તથા નૌકાદિ અનેક પદાર્થોની સાથે સંયોગ અથવા સંબંધ છે.

શિષ્યઃ–જો કે શબ્દ અર્થનો સંબંધ અનેક પદાર્થોની સાથે હોય છે, તથાપિ જે અર્થનો બોધ કરાવવાનો વક્તા પુરુષનો હેતુ હોય છે, તે જ અર્થનો તે શબ્દથી બોધ થાય છે, પણ તેથી અન્ય અર્થનો બોધ થતો નથી.

ગુરુઃ–વક્તા પુરુષનો હેતુ પણ સર્વ શ્રોતા પુરુષો પ્રત્યે એક સરખો જ છે, પણ સર્વ શ્રોતા પુરુષોને વક્તાના હેતુથી તે જ અર્થનો બોધ થવો જોઈએ, એવું પણ જોવામાં આવતું નથી.

શિષ્યઃ–સર્વ શ્રોતા પુરુષોમાં કોઈ એક શ્રોતા જ વક્તા પુરુષના હેતુ વિશેષનો નિશ્ચય પણ કરે છે. સર્વ શ્રોતા પુરુષ તે હેતુનો નિશ્ચય કરી શકે નહિ.

ગુરુઃ–તારા એ કથનથી એ અર્થ સિદ્ધ થાય છે કે, શ્રોતા પુરુષમાં રહેલ નિર્દોષત્વરૂપ વિશેષ ધર્મ વક્તા પુરુષના હેતુનો નિશ્ચય કરનાર છે. આ હેતુનો નિશ્ચયાત્મક નિર્દોષત્વરૂપ વિશેષ ધર્મ અમારા મત પ્રમાણે પણ કોઇથી નિવૃત્ત કરી શકાશે નહિ. તેથી શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષને, ભાગ–ત્યાગ–લક્ષણાવડે, तत्त्वमसि આદિ મહાવાક્યના અર્થના બોધનો તું અંગીકાર કરે છે. શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષને तत्त्वमसि આદિ શબ્દ વિશેષ શક્તિ–લક્ષણાદિરૂપ સંબંધ વિના જ, અખંડ ચૈતન્ય વસ્તુનો સાક્ષાત્કાર ઉત્પન્ન કરે છે. માટે અમારા શક્તિ–લક્ષણાદિ સંબંધ અંગીકાર ન કરવાના પક્ષમાં કિંચિન્માત્ર દોષની પ્રાપ્તિ થશે નહિ. પણ ઉલટું અમારા પક્ષમાં यतो वाचो निवर्तंते એ શ્રુતિનો અર્થ પણ સંકોચ વિના જ સિદ્ધ થાય છે. લક્ષણાનો અંગીકાર કરવાના પક્ષમાં તો આ શ્રુતિનું વચન શક્તિ–વૃત્તિવડે આત્માને બોધ કરી શકતું નથી. એ પ્રમાણે સંકોચ કરવો પડે છે.

એ જ ભગવાનનો અભિપ્રાય વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે પણ अगृहीत्वैव संबंधमभिधानाभिधेययोः। हित्वा निद्रां प्रबुध्यंते सुषुप्ते बोधिताः परे ઇત્યાદિ શ્લોકોવડે વર્ણવ્યો છે. તે શ્લોકોનો એ હેતુ છે કે– શબ્દની શક્તિ અચિંત્ય હોય છે. જેવી રીતે સુષુપ્તિને પ્રાપ્ત થયલા પુરુષને તે વખતે શબ્દ તથા અર્થ એ બન્નેના શક્તિ–લક્ષણાદિ સંબંધોનું જ્ઞાન નથી, તથાપિ તે સુષુપ્ત પુરુષને, "હે દેવ-દત્ત ઉઠ" ઇત્યાદિ શબ્દોવડે તેને અન્ય પુરુષો બોધ કરે છે, ત્યારે તે સુષુપ્તિથી જાગ્રત થાય છે. તેવી રીતે શુદ્ધ અંતઃકરણવાળો અધિકારી પુરુષ પણ શક્તિ–લક્ષણાદિ સંબંધના જ્ઞાન વિના જ तत्त्वमसि આદિ વાક્યોથી અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. આવી આવી અનેક પ્રકારની આશ્ચર્યવત્ રૂપતા બોલવાની ક્રિયામાં રહેલી છે.

આથી એ અર્થ સિદ્ધ થાય છે કે, વચનનો વિષય આત્મા, વચનનો વક્તા વિદ્વાન્ પુરુષ તથા વચનરૂપ ક્રિયા, એ ત્રણે અત્યંત આશ્ચર્યરૂપ છે. આ કારણથી આત્માદેવ અત્યંત દુર્વિજ્ઞેય છે.

હવે શ્રોતા પુરુષની દુર્લભતાના કથનવડે આત્માની દુર્વિજ્ઞેયતાનું નિરૂપણ કરવામાં આવે છે– आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद इति–હે અર્જુન ! આત્માનો સાક્ષાત્કાર કરનારા તથ આત્માનું કથન કરનારા મુક્ત પુરુષથી ભિન્ન જે મુમુક્ષુ જન છે, તે સમિધાના જૂડા હાથમાં લઇ વિધિપૂર્વક બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઈ, શ્રવણ કરે છે અર્થાત્ સર્વ વેદાંત વાક્યોના તાત્પર્યના વિષયરૂપવડે આત્મા શું છે, કેવો છે ઇત્યાદિનો નિશ્ચય કરે છે. આ પણ અત્યંત આશ્ચર્યવત્ છે. બ્રહ્મવેત્તા ગુરુના મુખથી આત્માનું શ્રવણ કરીને પણ, મનનની તથા નિદિધ્યાસનની પરિપકવતાવડે આત્માનો સાક્ષાત્કાર કરવો, પણ આશ્ચર્યવત્ છે. સાક્ષાત્કારની આશ્ચર્યરૂપતા आश्चर्यवत्पश्यति कश्चिदेनम् એ શબ્દોવડે પૂર્વે કથન કરવામાં આવેલી છે. પૂર્વની પેઠે અહીં પણ શ્રવણનો વિષય આત્મા, શ્રવણરૂપ ક્રિયા તથા શ્રવણકર્તા પુરુષ એ ત્રણેનું જ आश्चर्यवत् વિશેષણ

વળી આત્મામાં તથા શ્રવણરૂપ ક્રિયામાં પૂર્વોક્ત આશ્ચર્યવત્ રૂપપણું જ જાણી લેવું. શ્રવણકર્ત્તા પુરુષમાં તો એવું આશ્ચર્યરૂપપણું છે કે, પૂર્વે અનેક જન્મોમાં અનુષ્ઠાન કરેલાં પુણ્ય કર્મોવડે જેના મનનો પાપરૂપ મળ નિવૃત્ત થઈ ગયો છે તથા ગુરુ તથા શાસ્ત્રનાં વચનોમાં જેની અત્યંત શ્રદ્ધા છે, એવા ઉત્તમ અધિકારી પુરુષોની આ લોકમાં દુર્લભતા જ શ્રોતા પુરુષમાં આશ્ચર્યરૂપ છે. [ આ વાત શ્રીભગવાન્ પોતે જ मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः इति એ શ્લોકમાં આગળ જતાં કથન કરશે. ] શ્રુતિ કહે છે ( श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वंतोऽपि बहवो यं न विद्युः आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः इति ) આત્માદેવ ઘણા પુરુષોને શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી; અને ઘણા પુરુષો શ્રવણ કરવા છતાં પણ આત્માને જાણી શકતા નથી. આત્માદેવનો વક્તા પુરુષ પણ બહુ આશ્ચર્યરૂપ છે. વળી આત્માદેવને પ્રાપ્ત થનારો પુરુષ પણ અતિ કુશલ છે. અને બ્રહ્મવેત્તા કુશલ ગુરુવડે ઉપદેશ પામેલો આત્માને જાણનારો વિદ્વાન પુરુષ પણ આશ્ચર્ય સ્વરૂપ છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! જે અધિકારી પુરુષ બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરશે, તે અધિકારી પુરુષ આત્માનો અવશ્ય કરીને સાક્ષાત્કાર કરશે, એમાં આશ્ચર્ય શું છે?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ— न चैव कश्चित् इति એ શબ્દોમાં રહેલો ચકાર પૂર્વ વચનમાં રહેલા एनं वेद એ બન્નેના અનુષંગ વાસ્તે છે. પૂર્વ વચનમાં રહેલા શબ્દનો ઉત્તર વચનમાં સંબંધ કરવાનું નામ અનુષંગ કહેવાય છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, કોઈ પુરુષ બ્રહ્મવેત્તા ગુરુના મુખથી શ્રવણાદિ કરતાં પણ કોઇ પ્રતિબંધથી આત્માને જાણી શકતો નથી. જ્યારે શ્રવણાદિ કરવાં છતાં પણ કોઇ પુરુષ આત્માને જાણી શકતો નથી, ત્યારે શ્રવણાદિ નહિ કરનાર પુરુષ આત્માને જાણે નહિ, તેમાં તો શું કહેવાનું? આ વાત વાર્તિકકાર ભગવાને પણ કહેલી છે. ( कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि बंधपरिक्षयात् । असावपि च भूतो वा भावी वा वर्त्ततेऽथवा ) આત્માનું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે, એવી શિષ્યને શંકા થતાં ગુરૂ કહે છે કે, આત્માનું જ્ઞાન પ્રતિબંધના નાશથી પ્રાપ્ત થાય છે. પ્રતિબંધ પણ ભૂત પ્રતિબંધ, ભાવી પ્રતિબંધ અને વર્ત્તમાન પ્રતિબંધ એમ ત્રણ પ્રકારનો હોય છે. શ્રવણાદિ કાળમાં પૂર્વદૃષ્ટ અનાત્મ પદાર્થોનું વારંવાર સ્મરણ થવું, તે ભૂત પ્રતિબંધ કહેવાય છે, જન્માદિની પ્રાપ્તિ કરાવનાર કોઇ પ્રબળ અદૃષ્ટ વિશેષ ભાવી પ્રતિબંધ કહેવાય છે અને વિષયાસક્તિ, મંદબુદ્ધિ, કુતર્ક તથા વિપરીત અર્થમાં દુરાગ્રહ, એ ચાર પ્રકારનો વર્ત્તમાન પ્રતિબંધ કહેવાય છે. આ ત્રણે પ્રતિબંધોમાંથી એક પ્રતિબંધ પણ જે અધિકારી પુરુષમાં હોય છે તે અધિકારી પુરુષ શ્રવણાદિ કરતાં છતાં પણ આત્માને જાણી શકતો નથી. જેવી રીતે વામદેવને ભાવી પ્રતિબંધની વશતાથી શ્રવણાદિવડે એક જન્મમાં જ્ઞાન થયું નહિ, કિંતુ બીજા જન્મમાં માતાના ઉદરમાં પ્રતિબંધનો નાશ થતાં વામદેવને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે. એ વાત આત્મપુરાણના પહેલા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવી છે. ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः આ સ્મૃતિમાં પણ પાપ કર્મરૂપ પ્રતિબંધના નાશ પછી જ અધિકારી પુરુષોને જ્ઞાનની પ્રાપ્તિ કથન કરેલી છે. વળી તે સર્વ પ્રતિબંધોનો નાશ થવો અત્યંત દુર્લભ છે. એ કારણથી આત્માદેવ દુર્વિજ્ઞેય છે.

અહીં श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् એ વાક્યનો જો પૂર્વોક્ત અર્થ ન કરીએ, કિંતુ આત્માદેવને શ્રવણ કરીને પણ કોઇ પણ પુરુષ જાણી શકતો નથી, એ પ્રમાણે અર્થ કરીએ, તો आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः એ શ્રુતિની સાથે આ ગીતાનાં વચનની એકવાક્યતા સિદ્ધ થશે નહિ.

તથા यततामपि सिद्धानां कश्चिन्मा वेत्ति तत्त्वत એ ભગવાનનાં વચનનો પણ વિરોધ થશે. અથવા न चैव कश्चित् એ અંત્ય વચનનો कश्चिदेनं न पश्यति-कश्चित् एन न वदति-कश्चित् एनं न शृणोति-कश्चित् श्रुत्वापि एनं न वेद એ પ્રમાણે સર્વત્ર સંબંધ કરવો પડશે. તેમ કરવાથી આ પાંચ પ્રકાર સિદ્ધ થાય છેઃ–(૧) કેટલાક પુરુષો આત્માદેવને કેવળ જાણે જ છે પણ કથન કરી શકતા નથી; (૨) કેટલાક પુરુષો તો આત્માદેવને જાણે પણ છે તથા કથન પણ કરે છે; (૩) કેટલાક પુરુષો તો વચનને શ્રવણ પણ કરે છે તથા તે વચનના અર્થને પણ જાણે છે; (૪) કેટલાક પુરુષો વચનને શ્રવણ કરવા છતાં પણ તેના અર્થને જાણતા નથી અને (૫) કેટલાક પુરુષો તો દર્શન, કથન તથા શ્રવણ એ સર્વથી બહિર્ભૂત હોય છે. અવિદ્વાન્ પક્ષમાં અસંભાવનાવડે તથા વિપરીત-ભાવનાવડે પ્રતિબદ્ધ થવાથી દર્શનમાં, વદન ( બોલવા )માં તથા શ્રવણમા આશ્ચર્યરૂપપણું છે. બીજો સર્વ અર્થ સ્પષ્ટ છે.

કોઈ ટીકામાં તો आश्चर्यवत्पश्यति એ શ્લોકનો એ અર્થ કર્યો છે કે, પૂર્વ શ્લોકમાં કહેલા ભૂતભૌતિક પ્રપચને કોઇ બ્રહ્મવેત્તા પુરુષ આશ્ચર્યવત્ દેખે છે, એટલે કે સ્વપ્નસમાન–ઐંદ્રજાલિક પદાર્થોની તુલ્ય દેખે છે, અને અન્ય વિદ્વાન્ પુરુષ આ પ્રપંચને આશ્ચર્યવત્ કહે છે, એટલે કે સત્–અસતથી વિલક્ષણ આ પ્રપંચને લોકમા અપ્રસિદ્ધ અનિર્વચનીયરૂપે કહે છે. અન્ય પુરુષ આ પ્રપંચને આશ્ચર્યવત્ શ્રવણ કરે છે, એટલે કે અનાત્મરૂપવડે પ્રસિદ્ધ આ પ્રપંચમાં, इमे लोका इमे देवा इमे वेदा इदं सर्वं यदयमात्मा ઈત્યાદિ શ્રુતિવડે પ્રત્યક્સ્વરૂપ આત્મ-રૂપતાનુ શ્રવણ પણ આશ્ચર્યરૂપે છે. અને કોઈ પુરુષ તો આ પ્રપંચનું, શ્રવણ કરીને સ્વપ્નાદિ દૃષ્ટાંતોથી કથન કરીને તથા સાક્ષાત્કાર કરીને પણ વાસ્તવિક રીતે આત્માને જાણતો નથી. (૨૯)

અવતરણિકા –પૂર્વ શ્લોકમાં કથન કરેલો જે સર્વ પ્રાણીઓ પ્રત્યે સાધારણ ભ્રમની નિવૃત્તિના સાધનરૂપ વિચાર છે તે વિચારની હવે સમાપ્તિ કરે છે –

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

શ્લોકાર્થઃ–હે ભારત ! સર્વ પ્રાણીઓનો નાશ થવા છતાં, દેહી આત્માનો નાશ થતો નથી એ વાત જેમ નિયત છે, તે કારણથી તું અર્જુન પણ સર્વે ભૂતોનો શોક કરવાને યોગ્ય નથી.૩૦

ટીકાઃ–હે અર્જુન ! બ્રહ્માથી લઈને એક પિપીલિકા અર્થાત્ કીડી પર્યંત જેટલા પ્રાણીઓ છે, તે સર્વ પ્રાણીઓના દેહોનો નાશ થતાં છતાં પણ, આ લિંગદેહરૂપ ઉપાધિવાળો આત્મા નાશને પ્રાપ્ત થતો નથી. જેવી રીતે ઘટરૂપ ઉપાધિઓનો નાશ થતાં પણ ઘટોમાં રહેલા આકાશનો નાશ થતો નથી, તે રીતે દેહોનો નાશ થતાં પણ આત્માદેવ નાશને પામતો નથી. નિયમપૂર્વક આ બાબત ભીષ્મ–દ્રોણાદિ ભાવને પ્રાપ્ત થયેલા આ સ્થૂલરૂપ તથા સૂક્ષ્મરૂપ આકાશાદિ સર્વ ભૂતોના ઉદ્દેશવડે તું શોક કરવા યોગ્ય નથી.

તાત્પર્ય એ છે કે–આ સ્થૂલ શરીરનો તો અવશ્ય કરીને નાશ થશે. નાશને નિવૃત્ત કરવા કોઈ પણ સમર્થ નથી.

આ સ્થૂલ શરીરનો શોક કરવો તને ઉચિત નથી. વળી સૂક્ષ્મ લિંગ દેહ તો આત્માની માફક શસ્ત્રાદિવડે નષ્ટ થતો નથી, તેથી લિંગ દેહનો પણ શોક કરવો તને ઉચિત નથી. તેથી સ્થૂલ દેહ, લિંગ દેહ અને આત્મા એ ત્રણેનો શોક કરવો સંભવતો નહિ. (૩૦)

અવતરણિકાઃ-આ પ્રમાણે સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર તથા બન્ને શરીરોના કારણરૂપ અવિદ્યા એ ત્રણ ઉપાધિઓના અવિવેકથી, મિથ્યારૂપ સંસારમાં સત્યત્વ તથા આત્મધર્મત્વ આદિની પ્રતીતિરૂપ તથા સર્વ પ્રાણીઓને સાધારણ ભ્રમની નિવૃત્તિ કરવાને વાસ્તે શ્રીભગવાને અર્જુન પ્રત્યે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણ ઉપાધિઓથી ભિન્ન કરીને, આત્માના સ્વરૂપનું કથન કર્યું. હવે, યુદ્ધરૂપ સ્વધર્મમાં હિંસાની બાહુલ્યતાવડે અધર્મત્વ બુદ્ધિરૂપ તથા કરુણાદિ દોષોથી ઉત્પન્ન થયલો એવો અર્જુનનો સાધારણ ભ્રમ નિવૃત્ત કરવાને વાસ્તે શ્રી ભગવાન્ અર્જુન પ્રત્યે તે હિંસાપ્રધાન યુદ્ધમાં પણ સ્વધર્મતાવડે અધર્મપણાનો અભાવ કહે છેઃ-

## स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
## धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! આપણો ક્ષત્રિયનો શો ધર્મ ( છે તે ) જોઈ (વિચારી) પણ તું યુદ્ધમાંથી ચલાયમાન થવા યોગ્ય નથી. ક્ષત્રિય રાજાને ધર્મરૂપ યુદ્ધથી બીજું કંઈ શ્રેયકારક સાધન હોતું નથી. ૩૧

ટીકાઃ-હે અર્જુન ! પૂર્વોક્ત રીતિથી કેવળ પરમાર્થતત્ત્વના વિચારવડે જ તું યુદ્ધથી નિવૃત્ત થવા યોગ્ય નથી એટલું જ નહિ, કિન્તુ યુદ્ધથી પાછું નહિ હઠવું, એ પ્રકારનો ક્ષત્રિય રાજાઓના પરાઙ્મુખત્વરૂપ સ્વધર્મનો શાસ્ત્રથી વિચાર કરીને પણ તું સ્વધર્મરૂપ યુદ્ધથી અધર્મત્વની ભ્રાંતિ કરી નિવૃત્ત થવા યોગ્ય નથી. તેથી यद्यप्येते न पश्यंति એ શબ્દોથી તે नरके नियतं वासो भवति એ શબ્દો સુધીના સર્વ શબ્દોવડે યુદ્ધમાં કલ્પેલી પાપની કારણતા, कथं भीष्ममहं संख्ये ઇત્યાદિ શબ્દોવડે યુદ્ધમાં ગુરુઓનો તથા બ્રાહ્મણના વધનો નિષેધ, આ સઘળી વાત તેં ધર્મશાસ્ત્રના અવિચારથી કહી હતી. કારણ કે અપરાઙ્મુખત્વરૂપ ધર્મ સહિત યુદ્ધથી ક્ષત્રિય રાજાને બીજું કોઈ શ્રેયનું સાધન નથી. કિન્તુ યુદ્ધ એ જ પૃથિવીના જયદ્વારા પ્રજાનું રક્ષણ તથા બ્રાહ્મણોની શુશ્રૂષા ઇત્યાદિ ક્ષત્રિયોના ધર્મનો નિર્વાહ કરનારું છે. તેથી ક્ષત્રિય રાજાઓને સ્વધર્મોથી યુદ્ધ જ શ્રેષ્ઠ ધર્મ છે. આ વાત પરાશર ઋષિએ પણ કહી છે.

क्षत्रियो हि प्रजा रक्षन् शस्त्रपाणिः प्रदंडवान् । निर्जित्य परसैन्यानि क्षितिं धर्मेण पालयेत् ॥

અર્થઃ-ક્ષત્રિય રાજાએ પોતાની પ્રજાનું રક્ષણ કરવું, શસ્ત્રોને હસ્તમાં ધારણ કરવાં, દુષ્ટજનોને દંડ આપવો, તથા અન્ય શત્રુઓના સૈન્યોને જિતીને ધર્મવડે પૃથિવીનું પાલન કરવું. વળી આ વાત મનુ ભગવાને પણ કહી છેઃ—

"समोत्तमाधमै राजा चाहूतः पालयन् प्रजाः । न निवर्तेत संग्रामात् क्षात्रं धर्ममनुस्मरन् ॥१॥
संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् । शुश्रूषा ब्राह्मणानां च राज्ञः श्रेयस्करं परम् ॥ २ ॥

અર્થઃ-પોતાની પ્રજાઓનું પાલન કરતા ક્ષત્રિય રાજાએ પોતાની સમાન જાતિવાળા ક્ષત્રિયોને, ઉત્તમ જાતિવાળા બ્રાહ્મણોને તથા અધમ જાતિવાળા વૈશ્યાદિકોને સંગ્રામ કરવાને વાસ્તે બોલાવવા, છતાં પોતાના ક્ષત્રિય ધર્મનું, સ્મરણ કરીને સંગ્રામથી નિવૃત્ત થવું નહિ. યુદ્ધમાંથી ભાગવું નહિ, પ્રજાનું પાલન કરવું તથા બ્રાહ્મણોની શુશ્રૂષા કરવી, એ ત્રણ ધર્મો, રાજાનું પરમ શ્રેય કરનારા છે." ઇત્યાદિ સ્મૃતિવચનોથી યુદ્ધ જ ક્ષત્રિય રાજાનો શ્રેષ્ઠ ધર્મ સિદ્ધ થાય છે. યદ્યપિ યુદ્ધથી ભિન્ન બીજા પણ અનેક ધર્મો ક્ષત્રિયના શ્રેયના સાધનરૂપે છે, તેથી યુદ્ધથી ભિન્ન બીજો કોઈ ધર્મ ક્ષત્રિયના શ્રેયનું સાધન નથી, એ પ્રકારનું કથન સંભવતું નથી. તથાપિ ક્ષત્રિય રાજાના સર્વ ધર્મોમાં યુદ્ધરૂપ ધર્મની શ્રેષ્ઠતા કહેવાને વાસ્તે શ્રીભગવાને આ વચનો કહેલાં છે. કાંઈ

બીજા ધર્મોનો નિષેધ કરવાને વાસ્તે આ વચનો ભગવાને કહ્યાં નથી. યુદ્ધથી પણ અત્યંત શ્રેષ્ઠ કોઈ બીજો ધર્મ છે, તેથી ધર્મ કરવાને વાસ્તે યુદ્ધથી નિવૃત્તિનો સંભવ હોઈ શકે છે, એ શંકાને પણ આટલા કથનથી નિવૃત્ત કરી છે તથા न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे એ પ્રકારના અર્જુનના શબ્દોનું પણ ખંડન કર્યું છે. (૩૧)

અવતરણિકા:-અર્જુનની શંકા-"હે ભગવાન્! યદ્યપિ ક્ષત્રિય રાજાનો ધર્મ હોવાથી યુદ્ધ અવશ્ય કરીને કરવું મને યોગ્ય છે, તથાપિ ભીષ્મ-દ્રોણાદિ ગુરુઓની સાથે યુદ્ધ કરવાનું ઉચિત નથી; કારણ કે પોતાના ગુરુઓની સાથે યુદ્ધ કરવું અત્યંત નિંદિત કર્મ છે," એવી અર્જુનને શંકા થતાં શ્રી ભગવાન્ ઉત્તર આપે છેઃ-

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥ ३२ ॥

શ્લોકાર્થ:-હે પાર્થ! જે ક્ષત્રિય રાજાઓ પ્રયત્ન વિના પ્રાપ્ત થયેલાં તથા પ્રતિબંધથી રહિત સ્વર્ગના સાધનરૂપ આ રીતનાં યુદ્ધને મેળવે છે, તે ક્ષત્રિયો સુખને પ્રાપ્ત થાય છે. ૩૨

ટીકા:-હે પૃથાના પુત્ર અર્જુન! "તમે અમારી સાથે યુદ્ધ કરો" એ પ્રકારના પ્રાર્થનારૂપ પ્રયત્ન વિના જ આ યુદ્ધ પ્રાપ્ત થયું છે. એ યુદ્ધ કેવું છે? આ યુદ્ધ ભીષ્મ-દ્રોણાદિ વીર પુરુષો પ્રતિપક્ષી થઈને કરનારા છે, તેમ જ આ યુદ્ધ કીર્તિની તથા રાજ્યની પ્રાપ્તિ ઈત્યાદિ દૃષ્ટ ફળોના સાધનરૂપે છે. આ યુદ્ધને પામનારા ક્ષત્રિય રાજાઓ પરમ સુખને પામે છે. કારણ કે યુદ્ધવડે જો કદાચિત્ જય થાય છે, તો પ્રયત્ન વિના જ આ લોકમાં યશની તથા રાજ્યની પ્રાપ્તિ થાય છે અને જો કદાચિત્ યુદ્ધથી પરાજય થાય છે, તો અત્યંત શીઘ્ર જ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ જ અર્થને શ્રીભગવાન્ કથન કરે છેઃ-स्वर्गद्वारमपावृत इति. આ યુદ્ધ કેવું છે? પ્રતિબંધથી રહિત સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપે છે. અર્થાત્ વ્યવધાન વિના જ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારું છે. યદ્યપિ જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો પણ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારા છે, તથાપિ તે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિમાં વર્તમાન શરીરના નાશની તથા પ્રતિબંધના અભાવની અપેક્ષા કરે છે, તેથી જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ ચિરકાળ પછી જ સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ કરાવે છે. પણ યુદ્ધની માફક શીઘ્ર જ સ્વર્ગની પ્રાપ્તિ કરાવતા નથી. અહીં स्वर्गद्वारमपावृतं એ શબ્દોવડે ભગવાને, જેમ શ્યેન યજ્ઞ કરવાથી પ્રત્યવાય થાય છે, તેમ યુદ્ધ કરવાથી પણ પ્રત્યવાય થશે, એ પ્રકારની અર્જુનની શંકાની નિવૃત્તિ કરી છે. श्येनेनाभिचरन् यजेत ઈત્યાદિ વચનોવડે જો કે શ્યેનયજ્ઞાદિનું વિધાન કરવામાં આવે છે, તથાપિ તે શ્યેનયજ્ઞાદિ પોતાના ફળના દોષે કરીને દુષ્ટ છે; કારણ કે શ્યેનયજ્ઞાદિના ફળરૂપ શત્રુના મરણરૂપ ફળ न हिंस्यात्सर्वाणि भूतानि-ब्राह्मणं न हन्यात् "સર્વ પ્રાણીઓની હિંસા કરવી નહિ. બ્રાહ્મણની હત્યા ન કરવી." ઈત્યાદિ શાસ્ત્રવડે નિષિદ્ધ છે. તેથી શત્રુહનનરૂપ ફળ પ્રત્યવાયને ઉત્પન્ન કરનાર છે, શ્યેનયજ્ઞના ફળમાં કાંઈ વિધિવચન પણ નથી; તેથી 'વિધિયુક્ત અર્થમાં નિષેધને અવકાશ હોય નહિ' એ પ્રકારના ન્યાયની પણ ત્યાં પ્રાપ્તિ થતી નથી. વળી યુદ્ધનું ફળ જે સ્વર્ગ છે તે સ્વર્ગ કોઈ શાસ્ત્રવડે નિષિદ્ધ નથી, કિંતુ સ્વર્ગ શાસ્ત્રવડે વિહિત છે. આ વાત મનુ ભગવાને પણ કહેલી છેઃ—

आहवेषु मिथोन्योन्यं जिघांसंतो महीक्षितः । युद्धयमानाः परं शक्त्या स्वर्गं यांत्यपराङ्मुखाः ॥

અર્થ:-યુદ્ધમાં પરસ્પર હનન કરવાની ઈચ્છાવાળા ક્ષત્રિય રાજાઓ યથાશક્તિપરિમાણ પરસ્પર યુદ્ધ કરતાં યુદ્ધથી પરાઙ્મુખ નહિ થતાં સ્વર્ગને પામે છે. કિંવા જેવી રીતે अग्निपो-

મીયં पशुमालमेत એ વચને વિધાન કરેલી યજ્ઞમાં પશુની હિંસાને न हिंस्यात्सर्वा भूतानि એ નિષેધ સ્પર્શ કરી શકશે નહિ. તેવી રીતે આ યુદ્ધ પણ શાસ્ત્રવડે વિધાન કરેલું છે. તેથી આ યુદ્ધનો પણ નિષેધ સ્પર્શ કરી શકશે નહિ.

તાત્પર્ય એ છે કે, न हिंस्यात्सर्वांभूतानि એ તો સામાન્ય શાસ્ત્ર છે અને अग्नीषोमीयं पशुमालभेत એ વિશેષશાસ્ત્ર છે. સામાન્ય શાસ્ત્રની અપેક્ષાએ કરીને વિશેષશાસ્ત્ર બળવાન્ હોય છે. તેથી વિશેષશાસ્ત્રવડે સામાન્યશાસ્ત્રનો સંકોચ કરવામાં આવે છે, માટે શાસ્ત્રવિહિત યુદ્ધ તથા યજ્ઞાદિ ભિન્ન સ્થળમાં કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. એ પ્રમાણે સામાન્યશાસ્ત્રનો સંકોચ કરવો સંભવે છે. જો કદાચિત્ न हिंस्यात्सर्वाभूतानि સામાન્યશાસ્ત્રના અર્થનો આ પ્રમાણે સંકોચ ન કરીએ, તો अग्निषोमीयं पशुमालभेत ઇત્યાદિ સર્વ વચન વ્યર્થ થશે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જેવી રીતે अग्नीषोमीय પશુની હિંસા શાસ્ત્રવિહિત હોવાથી પ્રત્યવાયને ઉત્પન્ન કરતી નથી, તેવી રીતે યુદ્ધમાં રહેલી હિંસા પણ શાસ્ત્રવિહિત હોવાથી પ્રત્યવાયને ઉત્પન્ન કરશે નહિ. વળી યુદ્ધમાં પણ ભીષ્મ–દ્રોણાદિ ગુરુઓના હનનવડે કહેવામાં આવતો દોષ સંભવતો નથી. કારણ કે ભીષ્મ–દ્રોણાદિ જો કે તારા ગુરુઓ છે, તથાપિ તે ભીષ્મ–દ્રોણાદિ આતતાયી છે, તેથી તેમનું હનન કરવાથી દોષ લાગશે નહિ. આ વાત મનુ ભગવાને પણ કહેલી છે.

"गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायातं हन्यादेवाविचारयन् ।।
नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।।

અર્થઃ–પોતાનો ગુરુ હોય, બાળક હોય, વૃદ્ધ હોય અથવા શાસ્ત્રવેત્તા બ્રાહ્મણ હોય, પરંતુ જો તે આતતાયી હોય અને આપણી સન્મુખ પ્રાપ્ત થાય, તો બુદ્ધિમાન્ પુરુષે વિચાર વિના જ, તે આતતાયી પુરુષને હણવો. તે આતતાયીને હણવાથી બુદ્ધિમાન્ પુરુષને દોષની પ્રાપ્તિ થતી નથી" આતતાયીના લક્ષણો પ્રથમ અધ્યાયમાં કહેવામાં આવેલાં છે. તેથી ભીષ્મ–દ્રોણાદિના હનનથી તને કિંચિત્માત્ર પણ દોષની પ્રાપ્તિ થતી નથી. અહીં सुखिनः क्षत्रियाः એ વચનવડે યુદ્ધકર્તા પુરુષને સુખની પ્રાપ્તિ કહેવામાં આવેલી છે. તેમ કરીને, અર્થાત્ स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव બંધુઓને મારીને હું સુખ પામીશ નહિ, એ અર્જુનના વચનનું ખંડન કર્યું છે. ૩૨

અવતરણિકા:—અર્જુનની શંકા–"હે ભગવન્! જે પુરુષને જે કર્મનાં ફળની ઇચ્છા હોય છે, તે પુરુષ જ તે ફળની પ્રાપ્તિ વાસ્તે તે કર્મમાં પ્રવૃત્ત થાય છે. ફળની ઇચ્છા વિના કોઈની પણ પ્રવૃત્તિ થતી નથી. આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. મને યુદ્ધના ફળની ઇચ્છા નથી. આ કારણથી જ 'न कांक्षे विजयं कृष्ण' તથા 'अपि त्रैलोक्यराज्यस्य' એ પ્રકારના શબ્દો પૂર્વે મેં કહેલા છે. તેથી ફળની ઇચ્છાથી રહિત એવા મને યુદ્ધ કરવું ઉચિત નથી," એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે યુદ્ધ નહિ કરવાથી થનારી દોષની પ્રાપ્તિનું કથન કરે છેઃ—

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન! જો કદાપિ તું ધર્મરૂપ સંગ્રામને વિષે નહિ જોડાશે તો સંગ્રામ નહિ કરવા થકી તું પોતાના ધર્મનો તથા કીર્તિનો ત્યાગ કરી પાપનો ભાગી થઇશ. ૩૩

ટીકાઃ—પૂર્વે યુદ્ધની કર્ત્તવ્યતા કહી. યુદ્ધની કર્ત્તવ્યતારૂપ પ્રથમ પક્ષની અપેક્ષાએ કરીને 'યુદ્ધ ન કરવું' એ બીજો પક્ષ છે. આ બીજા પક્ષનો બોધ કરવાને વાસ્તે આ શ્લોકના પ્રારંભમાં અથ શબ્દ કહેવામાં આવ્યો છે. ભીષ્મ–દ્રોણાદિ વીર પુરુષો જેમાં પ્રતિયોગી છે, એવો જે આ સંગ્રામ છે, તે યુદ્ધરૂપ સંગ્રામ હિંસાદિ દોષોથી રહિત છે. તેથી તે ધર્મ્યરૂપે છે, અથવા શ્રેષ્ઠ પુરુષોના ધર્મથી અવિરુદ્ધ છે, ધર્મ્યરૂપે છે. શ્રેષ્ઠ પુરુષોનો ધર્મ મનુ ભગવાન્ એ કહે છે કે–ક્ષત્રિય રાજાએ રણભૂમિમાં યુદ્ધ કરતાં કપટથી રહિત આયુધોવડે શત્રુઓનું હનન કરવું તથા રથવિના સમાન પૃથ્વી ઉપર ઉભેલા શત્રુને હણવો નહિ. નપુંસક શત્રુને પણ હણવો નહિ, તથા જે શત્રુ 'હું તમારો છું' એ પ્રમાણે કહે તેને પણ હણવો નહિ, જે શત્રુ નિદ્રામાં સૂતો હોય, જે શત્રુ વસ્ત્રોથી રહિત નગ્ન હોય, જે શત્રુ આયુધોથી રહિત હોય, જે બીજાની સાથે કેવળ યુદ્ધ જોવાને જ આવ્યો હોય, જે પરીક્ષા કરનારો હોય, જે રોગી હોય, જે પુરુષ ભયયુક્ત હોય, તથા જે પુરુષ યુદ્ધમાંથી પાછો ભાગેલો હોય, ઇત્યાદિ શત્રુ પુરુષોને યોદ્ધા પુરુષે હણવા નહિ; ઇત્યાદિ શ્રેષ્ઠ પુરુષોના ધર્મોનું ઉલ્લંઘન કરીને જે પુરુષ યુદ્ધ કરે છે તે પુરુષ યુદ્ધના સ્વર્ગાદિ ફળને પામતો નથી, કિંતુ તે પુરુષ કેવળ પાપને જ પામે છે. તું અર્જુનને તો દુર્યોધનાદિ શત્રુઓએ યુદ્ધ કરવાને વાસ્તે બોલાવ્યા છતાં પણ જો સદ્ધર્મવડે યુક્ત આ યુદ્ધરૂપી સંગ્રામ નહિ કરશે, અર્થાત્ ધર્મથી અથવા લોકથી ભયભીત થઇને જો તું આ યુદ્ધથી પાછો ફરીશ, તો निर्जित्य परसैन्यानि क्षितिं धर्मेण पालयेत् ઇત્યાદિ શાસ્ત્રવડે વિધાન કરેલું યુદ્ધ નહિ લડવાથી પોતાના ધર્મના ત્યાગવડે, અર્થાત્ પોતાના ધર્મનું અનુષ્ઠાન ન કરીને તથા "આ અર્જુન સાક્ષાત્ મહાદેવાદિ ઈશ્વરોની સાથે પણ યુદ્ધ કરતો હતો તેથી એ અર્જુન મહાન્ પરાક્રમવાળો છે," એ પ્રકારની પોતાની કીર્ત્તિના પરિત્યાગવડે, न निवर्तेत संग्रामात् ઇત્યાદિ શાસ્ત્રવડે નિષિદ્ધ જે સંગ્રામથી નિવૃત્તિરૂપ આચરણ છે, તે નિષિદ્ધ આચરણજન્ય પાપને જ તું કેવળ પ્રાપ્ત થશે; પણ કોઇ ધર્મને તથા કીર્ત્તિને પામશે નહિ

અથવા स्वधर्मं हित्वा पापमवाप्स्यसि એ શબ્દોનો આ પ્રમાણે બીજો અર્થ કરવો. પૂર્વે અનેક જન્મોમાં તેં એકઠા કરેલા પુણ્યરૂપી ધર્મોના પરિત્યાગવડે તું કેવળ રાજકૃત પાપને જ પામશે. તાત્પર્ય એ છે કે–જો કદાચિત્ તું આ યુદ્ધથી પાછો ફરીશ તોપણ એ દુર્યોધનાદિ દુષ્ટો અવશ્ય તારુ હનન કરશે અને યુદ્ધથી પાછા હઠીને જો તું દુર્યોધનાદિના હસ્તથી માર્યો જઇશ, તો ઘણા જન્મોમાં એકઠાં કરેલાં તારાં પુણ્યકર્મોના પરિત્યાગવડે, એ દુર્યોધનાદિએ કરેલાં પાપકર્મોને જ તું પ્રાપ્ત થશે. તેથી એમ કરવું તને ઉચિત નથી. આ વાત મનુ ભગવાને પણ કહેલી છેઃ—

અવતરણિકાઃ-આ પ્રમાણે પૂર્વ શ્લોકમાં યુદ્ધનો પરિત્યાગ કરવાથી અર્જુનને કીર્તિરૂપ ઇષ્ટની તથા ધર્મરૂપ ઇષ્ટની અપ્રાપ્તિ કથન કરી, તથા પાપરૂપ અનિષ્ટની પ્રાપ્તિ કથન કરી. હવે પાપરૂપ અનિષ્ટ તો ઘણા કાળની પછી પરલોકમાં દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે અને શિષ્ટ પુરુષોએ કરેલ નિંદારૂપ અનિષ્ટ તો તુરત જ દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે તથા બુદ્ધિમાન્ પુરુષોએ તે નિંદાજન્ય દુઃખ સહન કરવું પણ અશકય છે, એ વાત શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કથન કરે છેઃ-

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ-તથા દેવ, ઋષિ અને મનુષ્ય તારી અકીર્તિ લાંબા સમય સુધી કહેશે તથા ગુણવાન્ પુરુષને અકીર્તિ મરણ કરતાં પણ અધિક છે. ૩૪

ટીકાઃ-હે અર્જુન ! જો તું આ યુદ્ધથી નિવૃત્ત થશે, તો દેવતા, ઋષિ, મનુષ્યાદિ જેટલાં ભૂત પ્રાણીઓ છે તે સર્વ પ્રાણીઓ પરસ્પર કથા પ્રસંગમાં "આ અર્જુન ધર્માત્મા નથી, તેમ જ શૂરવીર પણ નથી" એ પ્રકારની તારી અકીર્તિનું દીર્ઘકાળ પર્યંત કથન કરશે. અહીં च अपि એ બન્ને શબ્દો પૂર્વે કથન કરેલ કીર્તિના નાશનો તથા ધર્મના નાશનો સમુચ્ચય કરાવવાને વાસ્તે છે. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે,-આ યુદ્ધથી નિવૃત્ત થવાથી તું કીર્તિ અને ધર્મ એ બન્નેનો પરિત્યાગ કરી, કેવળ પાપને જ પામશે. એટલું જ નહિ, કિંતુ અકીર્તિને પણ તું પ્રાપ્ત થશે; તથા કેવળ તું તે અકીર્તિને પ્રાપ્ત થશે એટલું જ નહિ, પરંતુ બીજા દેવ, ઋષિ, મનુષ્યાદિ પ્રાણી પણ તારી અકીર્તિનું કથન કરશે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! યુદ્ધમાં પોતાના મરણનો સંદેહ રહે છે, તેથી મરણને નિવૃત્ત કરવાને વાસ્તે પોતાની અકીર્તિ પણ સંહારવાને યોગ્ય છે. માટે પોતાના આત્માની રક્ષા કરવી અત્યન્ત અપેક્ષિત છે. આ વાત મહાભારતના શાંતિપર્વમાં પણ કહી છેઃ-

"साम्ना दानेन भेदेन समस्तैरुत वा पृथक्। विजेतुं प्रयतेतारीन् न युद्धयेत कदाचन ॥१॥
अनित्यो विजयो यस्माद्दृश्यते युद्धयमानयोः। पराजयश्च संग्रामे तस्माद्युद्धं विवर्जयेत् २
त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसम्भवे । तथा युद्धयेत संयत्तो विजयेत रिपून्यथा ॥ ३ ॥

અર્થઃ-સામ, દાન, ભેદ, એ ત્રણ ઉપાયોવડે અથવા એક એક ઉપાયવડે બુદ્ધિમાન્ પુરુષે પોતાના શત્રુઓને જિતવાને વાસ્તે પ્રયત્ન કરવો. જે કારણથી સંગ્રામમાં યુદ્ધ કરનાર પુરુષોનો નિયમાનુસાર જય જોવામાં આવતો નથી, કિંતુ ઘણાં સ્થળે પરાજય જ જોવામાં આવે છે, તે કારણથી બુદ્ધિમાન્ પુરુષે યુદ્ધ કરવું નહિ. અને પૂર્વે કહેલા સામ, દાન, ભેદ એ ત્રણ ઉપાયોનો જ્યાં અસંભવ હોય ત્યાં તેણે એવી રીતે સાવધાન થઇને યુદ્ધ કરવું, કે જેથી પોતાના શત્રુઓને જિતી લેવાય. તેથી મરણથી ભયને પ્રાપ્ત થયેલા પુરુષને અકીર્તિજન્ય દુઃખ શું કરશે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે શંકાની નિવૃત્તિ કરે છે-संभावितस्य इति-હે અર્જુન ! 'આ પુરુષ અત્યંત ધર્માત્મા છે તથા અત્યંત શૂરવીર છે' ઇત્યાદિ અનેક ગુણોવડે લોકોમાં શ્રેષ્ઠ મનાયેલો પુરુષ સંભાવિત કહેવાય છે. એવા સંભાવિત પુરુષની લોકમાં ફેલાયલી અકીર્તિ મરણથી પણ અધિક છે. તેથી તે અકીર્તિથી તો તે સંભાવિત પુરુષનું મરણ જ શ્રેષ્ઠ છે. તું અર્જુન પણ ધર્મનિષ્ઠાવડે તથા મહાદેવાદિ ઇશ્વરોની સાથેના યુદ્ધવડે લોકમાં બહુ સંભાવિત છે, તેથી તું અકીર્તિજન્ય દુઃખને સહન કરી શકશે નહિ, અને પૂર્વે કહેલાં જે શાંતિ-

પર્વનાં વચનો છે, તે વચનો તો અર્થવાદરૂપ છે. તેથી न निवर्तेत संग्रामात् ઇત્યાદિ ધર્મશાસ્ત્રના વચનવડે આ વચન દુર્બલ છે. (૩૪)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્! આ લોકમાં શત્રુભાવથી તથા મિત્રભાવથી રહિત ઉદાસીન પુરુષો મને યુદ્ધથી વિમુખ થયેલો જોઇને મારી નિંદા કરે, તો તે ભલે કરતા રહે, પરંતુ આ મહારથી ભીષ્મ-દ્રોણાદિ પુરુષો મને યુદ્ધથી નિવૃત્ત થયલો જોઇને 'અર્જુન બહુ કરુણાયુક્ત છે' એ પ્રમાણે મારી સ્તુતિ શું નહિ કરશે?" એવી અર્જુનને શંકા થતાં ભગવાન્ ઉત્તર આપે છે:—

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! આ ભીષ્મ-દ્રોણાદિ મહારથીઓ તને ભયવડે રણમાંથી ઉપરામ પામેલો માનશે, ત્યારે જે ભીષ્મ-દ્રોણાદિકોને તું ઘણા જ ગુણવાળો માનવામાં આવ્યો છે તે ભીષ્મ-દ્રોણાદિને લેખે તું લઘુપણાને પ્રાપ્ત થઇશ. ૩૫

ટીકા:-હે અર્જુન! જો તું યુદ્ધ નહિ કરશે, તો એ ભીષ્મ-દ્રોણાદિ મહારથીઓ "અર્જુન કર્ણાદિ શૂરવીરોના ભયથી યુદ્ધથી નિવૃત્ત થયો છે, કાંઈ દયાવડે યુદ્ધથી નિવૃત્ત થયો નથી" એ પ્રમાણે તને માનશે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! પૂર્વે ભીષ્મ-દ્રોણાદિ મને ધર્મ, પરાક્રમ, ધૈર્ય ઇત્યાદિ ગુણોવડે શ્રેષ્ઠ માનતા હતા, તેથી અત્યારે તે ભીષ્મ-દ્રોણાદિ મને કર્ણાદિ શૂરવીરોના ભયથી યુદ્ધમાંથી નિવૃત્ત થયલો કેવી રીતે માનશે?"

ભગવાને કરેલું સમાધાન:-येषां च त्वं बहुमतः इति-હે અર્જુન! જે ભીષ્મ-દ્રોણાદિકોએ પૂર્વે તને "આ અર્જુન ધર્મ, પરાક્રમ, ધૈર્ય ઇત્યાદિ અનેક ગુણોએ કરીને યુક્ત છે," એ પ્રમાણે માન્યો હતો, તે હવે તું જો આ યુદ્ધથી નિવૃત્ત થશે તો તે જ ભીષ્મ-દ્રોણાદિના જ અનાદરરૂપ લાઘવને પ્રાપ્ત થશે. (૩૫)

અવતરણિકા:-'હે ભગવન્! મને યુદ્ધથી નિવૃત્ત થયલો જોઇને એ ભીષ્મ-દ્રોણાદિ મહારથી મને શ્રેષ્ઠ ન માને, પરંતુ યુદ્ધમાંથી મારી નિવૃત્તિ થવી તે મારા દુર્યોધનાદિ શત્રુઓને બહુ અનુકૂળ છે, તેથી તે દુર્યોધનાદિ શત્રુઓ તો મને યુદ્ધથી નિવૃત્ત થયલો જોઇને શ્રેષ્ઠ માનશે જ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છે:—

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! જ્યારે દુર્યોધનાદિ શત્રુઓ તારા સામર્થ્યની નિંદા કરશે તથા નહિ કહેવા યોગ્ય અનેક પ્રકારનાં વચનો તને કહેશે, ત્યારે તે કરતાં અધિક દુઃખ તને બીજું શું થવાનું છે? ૩૬

ટીકા:-હે અર્જુન! જ્યારે તું આ યુદ્ધથી નિવૃત્ત થશે, ત્યારે સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા તારા સામર્થ્યની નિંદા કરતાં દુર્યોધન, તથા કર્ણ વિકર્ણાદિ તારા શત્રુઓ પણ નહિ કહેવા યોગ્ય અનેક પ્રકારના ધિક્કારના શબ્દો તારે માટે બોલશે.

અર્જુનના રાગ:-"હે ભગવન્! ભીષ્મ-દ્રોણાદિનો નાશ થવાથી ઉત્પન્ન થનારા કષ્ટરૂપ દુ:ખને નહિ સહન કરતાં યુદ્ધથી નિવૃત્ત થયલો હું અર્જુન, શત્રુઓએ કરેલી મારા સામર્થ્યની નિન્દાથી ઉત્પન્ન થયલા દુ:ખને સહન કરીશ."

ભગવાને કરેલું સમાધાન:-ततो दुःखतरं नु किं इति-હે અર્જુન! લોકનિંદાથી પ્રાપ્ત થયલા દુ:ખથી કયું દુ:ખ અધિક છે? અર્થાત્ નિંદાજન્ય દુ:ખથી અધિક કોઇ પણ દુ:ખ નથી, માટે નિંદાજન્ય દુ:ખને તું સહી શકશે નહિ (૩૬)

અવતરણિકા:—અર્જુનની શંકા-"હે ભગવન્! જો હું આ યુદ્ધમાં ભીષ્મ-દ્રોણાદિ ગુરુઓને હણીશ, તો મધ્યસ્થ પુરુષો મારી નિંદા કરશે અને જો હું યુદ્ધથી નિવૃત્ત થઇશ, તો દુર્યોધનાદિ શત્રુઓ મારી નિંદા કરશે. તેથી યુદ્ધ કરવું તથા યુદ્ધ નહિ કરવું, એમ બન્ને પક્ષોમાં નિંદાજન્ય દુ:ખની પ્રાપ્તિ તુલ્ય જ છે, માટે તેનું કેમ?" શ્રીભગવાન્ કહે છે:-"જયપક્ષમાં તથા પરાજયપક્ષમાં તને નિશ્ચિત રીતે લાભની જ પ્રાપ્તિ છે. માટે યુદ્ધ કરવાને જ તારે ઉતરવું જોઈએ." એવા આશયથી ભગવાન્ નીચે પ્રમાણે કહે છે:-

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७॥

શ્લોકાર્થ:-હે કુંતીપુત્ર અર્જુન! જો કદાપિ આ યુદ્ધમાં તું મૃત્યુને પામીશ તો સ્વર્ગને પ્રાપ્ત થશે, અથવા જો તું શત્રુને જિતીશ તો આ પૃથ્વીને ભોગવીશ. માટે નિશ્ચયયુક્ત થઇ તું યુદ્ધને માટે તૈયાર થઇ જા. ૩૭

ટીકા:-હે અર્જુન! આ યુદ્ધમાં જો કદાચિત્ તું દુર્યોધનાદિ શત્રુઓથી મૃત્યુને પામશે, તો તું અવશ્ય સ્વર્ગને પામશે અને જો કદાચિત્ તું દુર્યોધનાદિ શત્રુઓને જિતશે, તો તું શત્રુરૂપ કંટકોથી રહિત પૃથિવીના રાજ્યને ભોગવશે. માટે પરાજયપક્ષમાં તથા જયપક્ષમાં એમ બન્ને પક્ષોમાં તને લાભની જ પ્રાપ્તિ છે. માટે "કાં તો હું દુર્યોધનાદિ શત્રુઓને જિતીશ અને કાં તો હું મૃત્યુ પામીશ" એ પ્રકારનો દઢ નિશ્ચય કરીને તું આ યુદ્ધ કરવાને ઉઠી જઇ ઉભો થા! (આટલા કથનથી અર્જુનના न चैतद्विद्मः कतरन्नो गरीयः ઈત્યાદિ સર્વ વચનોનું ખંડન કર્યું. (૩૭)

અવતરણિકા:—અર્જુનની શંકા:-"હે ભગવન્! જો કદાચિત્ હું સ્વર્ગની પ્રાપ્તિ વાસ્તે આ યુદ્ધ કરીશ, તો જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોની જેમ આ યુદ્ધને નિત્યકર્મરૂપતા સંભવશે નહિ, કિંતુ કામ્યકર્મરૂપતા થશે, અને જો કદાચિત્ હું આ પૃથિવીના રાજ્યની પ્રાપ્તિને વાસ્તે યુદ્ધ કરીશ, તો યુદ્ધનું વિધાન કરનારા શાસ્ત્રને અર્થશાસ્ત્રરૂપતા પ્રાપ્ત થશે. તેવડે શાસ્ત્ર વિષે ધર્મશાસ્ત્રની અપેક્ષાએ કરીને દુર્બળતા સિદ્ધ થશે. તેથી કામ્યકર્મરૂપ યુદ્ધ ન કરવાથી મને કેવી રીતે પાપ થશે? અર્થાત્ નહિ થશે. તથા રાજ્યરૂપ દષ્ટ અર્થની પ્રાપ્તિ કરાવનાર ગુરુબ્રાહ્મણોના હનનરૂપ યુદ્ધમાં કેવી રીતે ધર્મરૂપતા થશે? અર્થાત્ નહીં થશે. તેથી अथ चेत्त्वमिमं धर्म्यम् એ પૂર્વ શ્લોકનો અર્થ અસંગત છે." આવો અર્જુનનો આશય જાણી શ્રીભગવાન્ નીચે પ્રમાણે કહે છે:—

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન! સુખ તથા દુઃખ આ બન્નેને, લાભ તેમ જ અલાભ એ બેઉને તથા જયને અને પરાજયને આ બેઉને સમાન ગણ્યા પછી તું યુદ્ધને માટે તૈયાર થઈ જા. આ પ્રમાણે યુદ્ધ કરવાથી તું કદી પાપનો ભાગી થઈશ નહિ. ૩૮

ટીકા:-(ઇષ્ટ તથા અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમાં રાગથી તથા દ્વેષથી રહિત થવું, તે સમતાભાવ કહેવાય છે.) સુખમાં તથા સુખના કારણરૂપ લાભમાં તથા લાભના કારણરૂપ જયમાં રાગ ન કરીને, તેમ જ દુઃખમાં તથા દુઃખના કારણરૂપ અલાભમાં તથા અલાભના કારણરૂપ અજયમાં દ્વેષ ન કરીને તું આ યુદ્ધ કરવાને વાસ્તે તૈયાર થા. આ પ્રમાણે સુખની કામનાનો પરિત્યાગ કરીને તથા દુઃખની નિવૃત્તિની કામનાનો પરિત્યાગ કરીને કેવળ સ્વધર્મ બુદ્ધિવડે જો તું આ યુદ્ધ કરીશ, તો ગુરુઓના તથા બ્રાહ્મણોના હનનથી ઉત્પન્ન થનારાં પાપને તથા નિત્યકર્મ નહિ કરવાથી ઉત્પન્ન થનારાં પાપને તું પ્રાપ્ત થઈશ નહિ. જે પુરુષ આ લોકોના ફળની કામનાવડે યુદ્ધ કરે છે, તે પુરુષ ગુરુ-બ્રાહ્મણાદિના નાશથી ઉત્પન્ન થનારાં પાપને અવશ્ય પ્રાપ્ત થાય છે. જે પુરુષ યુદ્ધ કરતો નથી, તે પુરુષ નિત્યકર્મને કરવાથી ઉત્પન્ન થનારાં પાપને પ્રાપ્ત થાય છે. તેથી ફળની ઇચ્છા વિના કેવળ સ્વધર્મ જાણીને યુદ્ધ કરવાથી પુરુષ બેઉ પ્રકારનાં પાપોને પ્રાપ્ત થતો નથી. हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीं એ શબ્દોવડે જે મેં પૂર્વે યુદ્ધના ફળનું કથન કર્યું છે, તે આનુષંગિક ફળનું કથન કર્યું છે. તેથી પૂર્વ વચનનો પણ વિરોધ થતો નથી. એ વાત આપસ્તંબ ઋષિએ પણ નીચે પ્રમાણે કહેલી છે:-(तद्यथाऽऽम्रे फलार्थे निर्मिते छायागन्ध इत्यनूत्पद्येते एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यंते नोचेदनूत्पद्यंते न धर्महानिर्भवतीति-) જેવી રીતે આ લોકમાં આમ્રફળોની પ્રાપ્તિવાસ્તે વાવવામાં આવેલા વૃક્ષની છાયા તથા સુગંધ અવશ્ય કરીને પ્રાપ્ત થાય છે, ત્યાં જે છાયાની તથા સુગંધની પ્રાપ્તિ થાય છે, તે વૃક્ષનું આનુષંગિક ફળ છે, તેવી રીતે 'આ ધર્મ મારે અવશ્ય કરવાયોગ્ય છે,' એ પ્રમાણે સ્વધર્મબુદ્ધિવડે કરેલા ધર્મવડે રાજ્ય તથા સ્વર્ગાદિ અર્થ પણ અવશ્ય કરીને પ્રાપ્ત થાય છે. પરંતુ રાજ્ય તથા સ્વર્ગાદિ પદાર્થ ધર્મના આનુષંગિક ફળરૂપે છે. જો કદાચિત્ રાજ્ય તથા સ્વર્ગાદિ અર્થ ન પણ પ્રાપ્ત થાય, તો પણ આ કરેલા ધર્મની હાનિ થતી નથી. તેથી યુદ્ધનું વિધાન કરનારું શાસ્ત્ર અર્થશાસ્ત્રરૂપે નથી, કિન્તુ ધર્મશાસ્ત્રરૂપે છે. આટલા કથનથી શ્રીભગવાને पापमेवाश्रयेदस्मान् ઇત્યાદિ અર્જુનના શબ્દોનું ખંડન કર્યું. (૩૮)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્! સ્વધર્મની બુદ્ધિવડે યુદ્ધ કરનાર પુરુષને આપે પાપનો જે અભાવ કહ્યો, તે સત્ય છે, પણ મારા પ્રત્યે યુદ્ધ કરવાનો ઉપદેશ કરવો, આપને ઉચિત નથી. કારણ કે પૂર્વે આપે य एनं वेत्ति हंतारं । कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ઇત્યાદિ વચનોવડે, વિદ્વાન્ પુરુષમાં સર્વ કર્મોનો નિષેધ કહેલો છે. હું અકર્તા, અભોક્તા તથા શુદ્ધ સ્વરૂપ છું અને આ યુદ્ધ કરીને હું તેનાં ફળને ભોગવીશ, એ પ્રકારનું જ્ઞાન પણ સંભવતું નથી, માટે અહીં અકર્તૃત્વ બુદ્ધિનો તથા કર્તૃત્વબુદ્ધિનો પરસ્પર વિરોધ છે. એક અધિકરણમાં ( સ્થાનમાં ) એક જ સમયે બન્ને બુદ્ધિ હોઇ શકે નહિ. જેવી રીતે પ્રકાશ તથા અંધકાર એ બન્નેનો સમુચ્ચય થાય નહિ, તેવી રીતે જ્ઞાન તથા કર્મ એ બન્નેનો પણ સમુચ્ચય થતો નથી. [ આ અર્જુનનો અભિપ્રાય ज्यायसी चेत् આ શ્લોકમાં આગળ જતાં સ્પષ્ટ થશે. ] તેથી એક જ હું-અર્જુનની પ્રત્યે, જ્ઞાનનો ઉપદેશ તથા કર્મનો ઉપદેશ સંભવતો નથી."

ભગવાને કરેલું સમાધાન:-વિદ્વત્ અવસ્થાના તથા અવિદ્વત્ અવસ્થાના ભેદે કરીને એક જ પુરુષ પ્રત્યે જ્ઞાનનો ઉપદેશ તથા કર્મનો ઉપદેશ સંભવિત હોઇ શકે છે, આ રીતનો ઉત્તર નીચલા શ્લોકથી ભગવાન્ આપે છે:—

## एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
## बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! મેં તને આ રીતની બુદ્ધિ બ્રહ્મને વિષે કહેલી છે. હવે કર્મયોગને વિષે કહેવામાં આવતી બુદ્ધિનું તું શ્રવણ કર, કે જે શ્રવણ કર્યા પછી તે પ્રકારની બુદ્ધિવાળો થયલો તું, કર્મના બંધનો ત્યાગ કરશે. ૩૯

ટીકાઃ-હે અર્જુન ! હવે આપણે દેહાદિ સર્વ ઉપાધિઓથી ભિન્ન કરીને પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ પ્રતિપાદન કરીએ. આનું નામ સાંખ્ય અર્થાત્ જ્ઞાન છે. આવું ઉપનિષદ્‌રૂપ શાસ્ત્ર છે. ઉપનિષદ્‌વડે જે વસ્તુ પ્રતિપાદન કરીએ, તે વસ્તુ સાંખ્ય કહેવાય છે. એવું જીવનું વાસ્તવિક સ્વરૂપ પરમાત્મા દેવ છે, સાંખ્ય નામના પરમાત્મા દેવ વિષે, न त्वेवाहं जातु नासं એ શ્લોકથી स्वधर्ममपि चावेक्ष्य એ શ્લોકની પૂર્વના ૨૧ શ્લોકોવડે, જ્ઞાનરૂપ બુદ્ધિ મેં તારા પ્રત્યે કથન કરી છે. હવે તે બુદ્ધિ કેવી છે ? જન્મ-મરણાદિ સર્વ અનર્થોની નિવૃત્તિના કારણ-રૂપ આત્મજ્ઞાનરૂપ બુદ્ધિ પણ જે અધિકારી પુરુષને પ્રાપ્ત થઇ છે, તે વિદ્વાન્ પુરુષની પ્રત્યે કદાપિ પણ મેં કર્મોની કર્તવ્યતા કથન કરી નથી, પણ तस्य कार्यं न विद्यते એ વચનવડે, વિદ્વાન્ પુરુષમાં સર્વ કર્મોની કર્તવ્યતાનો અભાવ છે, તે આગળ મારે કથન કરવાનો છે. જો કે અત્યારે તો હું વિદ્વાન્ પુરુષમાં કર્મોની કર્તવ્યતાનું કથન કરુ અને, આગળ વિદ્વાન્ પુરુષમાં સર્વ કર્મોની કર્તવ્યતાનો અભાવ કથન કરુ, તો મારાં પૂર્વ અને ઉત્તર વચનોનો વિરોધ થાય; પણ વિદ્વાન્ પુરુષમાં કર્મોની કર્તવ્યતામાં મારો હેતુ નથી, કિન્તુ મારો હેતુ એ છે કેઃ-આ પ્રમાણે ઉપદેશ કરતાં છતાં પણ જો કદાચિત્ પોતાના ચિત્તના દોષથી તને બ્રહ્માત્માકાર બુદ્ધિ ઉત્પન્ન ન થાય, તો ચિત્તના દોષની નિવૃત્તિવડે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ વાસ્તે તારે નિષ્કામ કર્મયોગ જ અનુષ્ઠાન કરવા યોગ્ય છે. કર્મયોગમાં કરવા યોગ્ય सुखदुःखे समे कृत्वा એ શ્લોકમાં કહેલી જે ઇચ્છાના ત્યાગરૂપ બુદ્ધિ છે, તે બુદ્ધિને હવે હું વિસ્તારથી કહું છું, તેનું તું શ્રવણ કર.

અહીં योगे तु શબ્દોમાં રહેલ तु શબ્દ, પૂર્વે કથન કરેલી જ્ઞાનરૂપ બુદ્ધિમાં કર્મયોગ વિષયત્વના અભાવને સૂચિત કરે છે અને તેથી આ અર્થ સિદ્ધ થાય છે કે, શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ પ્રત્યે તો આત્મજ્ઞાનનો જ ઉપદેશ કરવો યોગ્ય છે. પણ જે પુરુષનું અંતઃકરણ શુદ્ધ થયું નથી, તે પુરુષ પ્રત્યે કર્મનો જ ઉપદેશ કરવો યોગ્ય છે. તેથી જ્ઞાન તથા કર્મ એ બન્નેના સમુચ્ચયની શંકાવડે વિરોધની પ્રાપ્તિ થતી નથી.

હવે ફળના કથનવડે કર્મયોગ વિષયક બુદ્ધિની સ્તુતિ કરે છે. बुद्ध्या युक्तो यया इति જે વ્યવ-સાયાત્મક બુદ્ધિવડે નિષ્કામ કર્મોમાં જોડાયલો તું કર્મજન્ય અંતઃકરણની અશુદ્ધિરૂપ બંધનો પરિત્યાગ કરીશ. તાત્પર્ય એ છે કે પાપકર્મથી ઉત્પન્ન થયેલ અંતઃકરણની અશુદ્ધિરૂપ જ્ઞાનનો પ્રતિબંધ ધર્મરૂપ કર્મવડે જ નિવૃત્ત થાય છે, બીજા કોઇ ઉપાયથી થતો નથી. શ્રુતિ પણ કહે છે કે (धर्मेण पापमपनुदति) અધિકારી પુરુષ નિષ્કામ કર્મરૂપ ધર્મ કરીને પાપને નિવૃત્ત કરે છે. હવે શ્રવણ-મનનાદિરૂપ વિચાર તો પાપકર્મરૂપ પ્રતિબંધથી રહિત પુરુષના અસંભાવનારૂપ તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધને નિવૃત્ત કરે છે. તેથી પાપકર્મરૂપ પ્રતિબંધની નિવૃત્તિ કરવાને માટે શ્રવણાદિરૂપ વિચારનો ઉપદેશ આવતો નથી. અત્યારના સમયે તારું અંતઃકરણ અત્યંત મલિન છે, તેથી અત્યારે તારે બહિરંગ સાધનરૂપ કર્મ જ કરવા યોગ્ય છે. આ કાળે તારામાં શ્રવણાદિકની યોગ્યતા પણ ઉત્પન્ન થઈ નથી, તો જ્ઞાનની યોગ્યતા તારામાં ક્યાંથી હશે ? અર્થાત્ આ સમયે જ્ઞાનની યોગ્યતા તારામાં નથી, એ જ વાત

कर्मण्येवाधिकारस्ते એ શ્લોકમાં આગળ જતાં કહેવામાં આવશે. આટલા કથનવડે ભગવાને એવા પ્રકારની શંકાનું ખંડન કર્યું છે કે-'સાંખ્યબુદ્ધિનાં શ્રવણાદિરૂપ અંતરંગસાધનોને છોડીને, ભગવાન્ અર્જુન પ્રત્યે કર્મરૂપ બહિરંગસાધનનો ઉપદેશ શા વાસ્તે કરે છે?' (૩૯)

અવતરણિકાઃ—અર્જુનની શંકાઃ-"હે ભગવન્! तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन આ શ્રુતિ કહે છે કે વિવિદિષાની પ્રાપ્તિને વાસ્તે તથા જ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે યજ્ઞ, દાન, તપાદિનું વિધાન કર્યું છે, પણ યજ્ઞ-દાનાદિ કર્મોવડે સાક્ષાત્ વિવિદિષાની તથા જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. કિન્તુ અંતઃકરણની શુદ્ધિદ્વારા તે વિવિદિષાની તથા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે." આ કારણથી આપે મારા પ્રત્યે કર્મોના અનુષ્ઠાનનું વિધાન કર્યું છે અને શ્રુતિએ તો કર્મનાં ફળને નાશવાન્ કહ્યાં છે. શ્રુતિ કહે છે કે तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते જેવી રીતે આ લોકમાં કર્મવડે ઉત્પન્ન થવાથી ગૃહાદિ પદાર્થ નાશને પ્રાપ્ત થાય છે, તેવી રીતે પરલોકમાં પુણ્ય કર્મવડે ઉત્પન્ન થવાથી સ્વર્ગાદિ પદાર્થ પણ નાશને પ્રાપ્ત થાય છે. અથવા જેવી રીતે સ્વર્ગની પ્રાપ્તિને વાસ્તે કરેલાં જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કામ્ય કર્મરૂપ જ હોય છે, તેવી રીતે જ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે અથવા જ્ઞાનની ઈચ્છારૂપ વિવિદિષાની પ્રાપ્તિને વાસ્તે કરેલાં યજ્ઞ-દાનાદિ કર્મો પણ કામ્ય કર્મરૂપ જ થશે; અને જે જે કામ્ય કર્મ હોય છે, તે તે, સર્વ અંગોની સંપૂર્ણતાપૂર્વક અનુષ્ઠાન કરવાથી જ ફળનો હેતુ થાય છે. કિંચિત્ અંગના વૈગુણ્યવડે તે કામ્ય કર્મ ફળની પ્રાપ્તિ કરે નહિ. તેથી યત્કિંચિત્ અંગોની ન્યૂનતાવડે તથા અધિકતાવડે તે યજ્ઞ તથા દાનાદિ કર્મોમાં વૈગુણ્ય દોષની પ્રાપ્તિ સંભવે છે. यज्ञेन दानेन આ શ્રુતિએ વિધાન કરેલાં યજ્ઞ-દાનાદિ સર્વ કર્મો પોતાના સો વર્ષના આયુષ્યની સમાપ્તિ પર્યંત પણ એક પુરુષ કરવા અશક્ય છે. તેથી कर्मैव प्रहाल्यति એ વચનવડે આપે કથન કરેલ કર્મયોગની ફળની પ્રાપ્તિની આશા મને થતી નથી." આ અર્જુનની શંકાનો ભગવાન્ નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ-

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥

શ્લોકાર્થઃ-આ નિષ્કામ કર્મયોગ વિષે, કર્મના ફળનો નાશ થતો નથી તથા પ્રત્યવાય (વિઘ્ન) પણ હોતું નથી. વળી નિષ્કામ ધર્મમાંનો જરા પણ ધર્મ થાય, તો તે પુરુષની મહાન્ ભયમાંથી રક્ષા કરે છે. ૪૦

ટીકાઃ-યજ્ઞ-દાનાદિ કર્મોએ જે ફળનો આરંભ કર્યો છે, તે ફળ અભિક્રમ કહેવાય છે. શ્રુતિવચનવડે કથન કરેલો જે તે ફળનો નાશ છે તે ફળનાશ આ નિષ્કામ કર્મરૂપ યોગમાં કદાચિત્ પણ થતો નથી; કારણ કે तद्यथेह कर्मचितो આ શ્રુતિએ કર્મવડે પ્રાપ્ત થનારા લોકનો નાશ કથન કર્યો છે. અહીં લોક શબ્દ કેવળ ભોગ્ય પદાર્થોનો જ વાચક છે. નિષ્કામ કર્મરૂપ યોગના ફળરૂપ ચિત્તની શુદ્ધિ, પાપોના ક્ષયરૂપે છે. તેથી ચિત્તની શુદ્ધિરૂપ ફળ વિષે લોક શબ્દની અર્થરૂપતા નથી. માટે ચિત્ત શુદ્ધિરૂપ ફળનો સ્વર્ગાદિની માફક ક્ષય સંભવતો નથી. અથવા તત્ત્વ સાક્ષાત્કાર પર્યંત રહેનારી વિવિદિષા જ યજ્ઞ-જ્ઞાનાદિ કર્મોના ફળરૂપે છે. વળી તે સાક્ષાત્કાર વ્યવધાન વિના જ અજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળને ઉત્પન્ન કરનાર છે. જેવી રીતે સૂર્યાદિનો પ્રકાશ વ્યવધાન વિના જ અંધકારની નિવૃત્તિ કરે છે. માટે તત્ત્વ સાક્ષાત્કાર અજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળને ઉત્પન્ન કર્યાવિના નાશ પામતો નથી, પણ અજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળને ઉત્પન્ન

કરીને જ તત્ત્વ સાક્ષાત્કાર નાશ પામે છે. જેવી રીતે સૂર્યાદિનો પ્રકાશ અંધકારનો નાશ કરીને જ નિવૃત્ત થાય છે.

આ પ્રકારના હેતુવડે જ શ્રીભગવાને नेहाभिक्रमनाशोऽस्ति એ પ્રકારના શબ્દો કહ્યા છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણુ કથન કરેલી છે. तद्यथेहेति या निंदा सा फले न तु कर्मणि । फलेच्छां तु परित्यज्य कृतं कर्म विशुद्धिकृत ॥ तद्यथेह कर्मचित्तो लोकः क्षीयते આ શ્રુતિવચને કથન કરેલી નિંદા સ્વર્ગાદિ ફલવિષયક જ છે; કાંઈ યજ્ઞ તથા દાનાદિ કર્મ વિષયક નિંદા નથી. માટે ફળની ઇચ્છાનો પરિત્યાગ કરીને કરેલાં યજ્ઞ-દાનાદિકર્મ અધિકારી પુરુષના અંતઃકરણુની શુદ્ધિ કરનારાં છે. યજ્ઞ-દાનાદિ કર્મોનાં અંગોની ન્યૂનતારૂપ તથા અધિકતારૂપ વૈગુણ્યે કરીને કરેલો જે તે કર્મોનો વૈગુણ્યરૂપ પ્રત્યવાય છે, તે પ્રત્યવાય પણુ નિષ્કામ કર્મરૂપ યોગમાં નથી. કારણુ કે तमेतं वेदानुवचनेन આ શ્રુતિવચનવડે, યજ્ઞ તથા દાનાદિ નિત્ય કર્મોનો જ ઉપયોગ, પ્રતિબંધક પાપોની નિવૃત્તિદ્વારા વિવિદિષા વિષે કથન કર્યો છે. પણુ નિત્ય કર્મો વિષે સર્વ અંગોની સંપૂર્ણતાનો નિયમ હોતો નથી. तमेतं वेदानुवचनेन આ શ્રુતિએ યજ્ઞ તથા દાનાદિ કામ્ય કર્મોનો પણુ વિવિદિષામાં ઉપયોગ કથન કર્યો છે. એ પક્ષને અંગીકાર કરવા છતાં પણુ ફળની ઇચ્છાથી રહિત હોવાથી યજ્ઞ તથા દાનાદિ કામ્ય કર્મોને પણુ નિત્યકર્મની જ તુલ્યતા છે. કારણુ કે કામ્યકર્મરૂપ અગ્નિહોત્ર તથા નિત્ય કર્મરૂપ અગ્નિહોત્ર, આ ઉભય અગ્નિહોત્રોમાં સ્વરૂપથી તો કાંઇ વિશેષતા નથી, પરન્તુ જો અગ્નિહોત્ર સ્વર્ગાદિ ફળની ઇચ્છાપૂર્વક કરવામાં આવે તો પછી અગ્નિહોત્રમાં કામ્યકર્મરૂપતાનો વ્યવહાર થાય છે. તેમ જ જો અગ્નિહોત્ર સ્વર્ગાદિ ફળની ઇચ્છા વિના કરવામાં આવે છે, તો તે અગ્નિહોત્રમાં નિત્ય કર્મરૂપતાનો વ્યવહાર હોય છે. આ પ્રમાણે સ્વર્ગાદિ ફળની ઇચ્છાવડે તથા ઇચ્છાના અભાવવડે જ અગ્નિહોત્રમાં કામ્ય કર્મરૂપતા તથા નિત્ય કર્મરૂપતા સિદ્ધ થાય છે.

એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિવાસ્તે કરેલાં યજ્ઞ તથા દાનાદિ સકામ કર્મો વિષે તો યથાવિધિ સર્વ અંગોની પૂર્ણતા કરવાનો જ નિયમ છે. કદાચિત્ સકામ પુરુષ યથાવિધિ કર્મોનાં સર્વ અંગોની પૂર્ણતા ન કરે, તો યજ્ઞ તથા દાનાદિ કર્મ વૈગુણ્યભાવને પ્રાપ્ત થઇને ફળની પ્રાપ્તિ કરશે નહિ. ફળની ઇચ્છાથી રહિત થઇને કેવળ અંતઃકરણુની શુદ્ધિ વાસ્તે કરેલાં યજ્ઞ તથા દાનાદિ નિષ્કામ કર્મોની યજમાનરૂપ કર્ત્તાથી ભિન્ન પ્રતિનિધિ આદિવડે પણુ સમાપ્તિ થઇ શકે છે; તેથી, એ નિષ્કામ કર્મોમાં અંગોનો વૈગુણ્યજન્ય પ્રત્યવાય હોતો નથી.

અહીં યજમાન પુરુષ કોઇ રોગાદિ નિમિત્તથી જે કર્મ કરવામાં સમર્થ ન હોય, તે કર્મને જે બ્રાહ્મણદ્વારા સમાપ્ત કરાવે છે, તે બ્રાહ્મણુ પ્રતિનિધિ કહેવાય છે. કિંવા तमेतं वेदानुवचनेन આ શ્રુતિએ અંતઃકરણુની શુદ્ધિ વાસ્તે વિધાન કરેલા જે યજ્ઞ-દાનાદિ ધર્મો છે, તે ધર્મની મધ્યમાં સંખ્યાવડે અથવા અંગોવડે ભગવાનના આરાધન માટે અનુષ્ઠાન કરો, સ્વલ્પ ધર્મ પણુ જન્મરૂપ તથા મરણુરૂપ સંસારના મહાન્ ભયમાંથી અધિકારી પુરુષનું રક્ષણુ કરે છે. આ વાત સ્મૃતિમાં પણુ કહેલી છે. सर्वपापप्रसक्तोऽपि ध्यायन्निमिषमच्युतम ॥ भूयस्तपस्वी भवति पंक्तिपावनपावनः ॥ સર્વ પાપકર્મોમાં પ્રીતિવાળો થયલો પુરુષ પણુ અનન્ય થઇને એક નિમિષ માત્ર પણુ અચ્યુત પરમાત્મા દેવનું ધ્યાન કરીને તે ધ્યાનના પ્રભાવથી પુનઃ તપસ્વી થાય છે તથા પંક્તિને પવિત્ર કરનાર પુરુષોને પણુ પવિત્ર કરનાર થાય છે. અને तमेतं वेदानुवचनेन આ શ્રુતિવચનમાં સર્વ કર્મોના સમુચ્ચયનું વિધાન કરનાર કોઇ પણુ વચન નથી. માટે અંતઃકરણુની અશુદ્ધિની ન્યૂનતાવડે તથા અધિકતાવડે યજ્ઞ-દાનાદિ કર્મોના અનુષ્ઠાનની ન્યૂનતા તથા અધિકતાનો પણુ સંભવ હોઇ શકે છે. તેથી कर्मबंधं प्रहास्यसि એ મારા શબ્દો યથાર્થ છે. (૪૦)

અવતરણિકા:-હવે આ પૂર્વ શ્લોકમાં કહેલા અર્થને સ્પષ્ટ કરવાને વાસ્તે, तमेतं वेदानुवचनेन આ શ્રુતિએ વિધાન કરેલાં યજ્ઞ-દાનાદિ કર્મોમાં એકાર્થતા નીચે પ્રમાણે નિરૂપણ કરે છે:-

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! શ્રેયના માર્ગમાં આત્મતત્ત્વના નિશ્ચયરૂપ બુદ્ધિ એક જ કહેલી છે, પણ સકામ પુરુષોની બુદ્ધિઓ અનેક શાખાવાળી તથા અનંત હોય છે. ૪૧

ટીકા:-હે અર્જુન! મોક્ષરૂપ શ્રેયના માર્ગમાં અથવા तमेतं वेदानुवचनेन આ શ્રુતિવચનમાં બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ તથા સંન્યાસ એ ચારે આશ્રમોને, આત્મતત્ત્વના નિશ્ચયરૂપ બુદ્ધિ એક જ સિદ્ધ કરવા વિવિક્ષિત છે. કારણ કે वेदानुवचनेन, यज्ञेन, दानेन, तपसा, अनाशकेन આ શબ્દોમાં રહેલી તૃતીયા વિભક્તિ વેદાનુવચનાદિમાં પરસ્પર નિરપેક્ષ સાધનરૂપતાનો બોધ કરે છે. ગુરુના મુખથી વેદોનું અધ્યયન કરવું, તે વેદાનુવચન કહેવાય છે. વળી વેદોનું અધ્યયન બ્રહ્મચારીના સર્વ ધર્મોમાં પ્રધાન ધર્મ છે. તેથી તે વેદાનુવચનવડે બ્રહ્મચારીના સર્વ ધર્મોનો અર્થ ગ્રહણ કરવો તથા યજ્ઞ અને દાન એ બે ગૃહસ્થના સર્વ ધર્મોમાં પ્રધાન ધર્મ છે. માટે યજ્ઞવડે તથા દાનવડે ગૃહસ્થોમાં સર્વ ધર્મોનો અર્થ ગ્રહણ કરવો. કૃચ્છ્રચાંદ્રાયણનું નામ તપ છે. આ તપ, વાનપ્રસ્થના સર્વ ધર્મોમાં પ્રધાનધર્મ છે, તેથી તપવડે વાનપ્રસ્થના સર્વ ધર્મોનો અર્થ ગ્રહણ કરવો. મૃત્યુના કારણરૂપ અનશન વ્રતની નિવૃત્તિ કરવાને વાસ્તે તપને 'અનાશક' એવું વિશેષણ આપવામાં આવ્યું છે. આ પ્રમાણે સર્વ ભૂત પ્રાણીઓને અભયદાન તથા પ્રણવાદિ મંત્રોનો જપ ઇત્યાદિ સંન્યાસીના ધર્મો પણ જાણી લેવા.

ભગવાન્ ભાષ્યકારોએ તો આ શ્લોકનું આ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે. સાંખ્યવિષયક તથા યોગવિષયક બુદ્ધિ એક જ ફળને ઉત્પન્ન કરનાર હોવાથી એક છે, તે બુદ્ધિ નિર્દોષ વેદવાક્યોથી ઉત્પન્ન થયેલી હોવાથી વ્યવસાયાત્મિકા (પ્રવૃત્તિવાળી) છે. અર્થાત્ તે સર્વ વિપરીત બુદ્ધિઓની બાધક છે અને અવ્યવસાયી અજ્ઞાની પુરુષોની બહુ શાખાવાળી અનંત બુદ્ધિઓ વિપરીત હોવાથી વ્યવસાયાત્મિકા બુદ્ધિવડે બાધ્ય છે.

કોઇ ટીકામાં તો એવો અર્થ કર્યો છે કે, 'પરમેશ્વરના આરાધનવડે જ હું આ સંસાર સમુદ્રને તરીશ' એવા પ્રકારની નિશ્ચયરૂપવાળી એકનિષ્ઠ બુદ્ધિ જ કર્મયોગ વિષે હોય છે.

સર્વ પ્રકારે જ્ઞાનકાંડને અનુસરી, स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्-આ વચનનો અર્થ સારી રીતે સિદ્ધ થાય છે અને કર્મકાંડમાં તો સ્વર્ગાદિ ફળની કામનાવાળા અવ્યવસાયી પુરુષોની બુદ્ધિઓ બહુ શાખાવાળી થાય છે, અર્થાત્ કામનાઓના અનેક ભેદોથી બુદ્ધિઓ પણ અનેક ભેદવાળી થાય છે; તથા કર્મફળનો તેમ જ ગુણફળાદિનો વિષય કરનારી ઉપશાખાઓના ભેદથી તે બુદ્ધિઓ અનંત થાય છે.

अनंताहि આ શબ્દોમાં રહેલ हि શબ્દ સકામ પુરુષોની બુદ્ધિઓમાં અનંતરૂપતાની પ્રસિદ્ધિનો બોધ કરવાને માટે છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, અંતઃકરણની શુદ્ધિ કરવાને વાસ્તે નિષ્કામ કર્મો, સકામ કર્મોની અપેક્ષાએ કરી મોટી વિલક્ષણતાવાળા છે. (૪૧)

અવતરણિકા.—અર્જુનની શંકા:-"હે ભગવન્! જેવી રીતે નિષ્કામ અધિકારી પુરુષોને એક જ વ્યવસાયાત્મિકા (પ્રવૃત્તિ કરાવનારી) બુદ્ધિ પ્રાપ્ત થાય છે, તેવી રીતે સકામ પુરુષોને તે વ્યવસાયાત્મિકા બુદ્ધિ કેમ પ્રાપ્ત થતી નથી? અર્થાત્ સકામ પુરુષોને પણ વ્યવસાયાત્મિકા બુદ્ધિ પ્રાપ્ત થવી જોઇએ, આ કારણથી જ શાસ્ત્રરૂપ પ્રમાણ તો બન્નેને એક સરખું જ પ્રાપ્ત

થાય છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ 'પ્રતિબંધના વશથી સકામ પુરુષોને એક વ્યવસાયાત્મિકા બુદ્ધિ પ્રાપ્ત થતી નથી' એ પ્રકારનો ઉત્તર ત્રણ શ્લોકોવડે કથન કરે છેઃ-

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! અવિચારથી રમણિક, જન્મ કર્મનાં ફળને દેવાવાળી તથા ભોગની તેમ જ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે અગ્નિહોત્રાદિ કર્મોના વિસ્તારને પ્રતિપાદન કરવાવાળી કર્મકાંડરૂપી વાણીને, વિચારહીન પુરુષ જ કથન કરે છે. (આવી વાણીને કહેવાવાળા વિચારહીન શામાટે કહેવામાં આવે છે ?) કારણ કે તેઓ કેવળ વેદના અર્થવાદોમાં જ પ્રીતિવાળા હોય છે, કર્મના ફળથી ભિન્ન બીજું કાંઈ જ્ઞાનનું ફળ નથી એવું કહેવાવાળા છે, કામસ્વરૂપ હોય છે, તેઓ સ્વર્ગને જ ઉત્કૃષ્ટ માનવાવાળા છે, ભોગમાં તથા ઐશ્વર્યમાં જ આસક્તિવાળા હોય છે તથા કેવળ વાણીવડે જ તેઓનાં પોતાનાં ચિત્ત આચ્છાદિત થયલાં હોય છે. આ રીતના બહિર્મુખ પુરુષોનાં અંતઃકરણમાં, વ્યવસાયાત્મિકા બુદ્ધિ હોતી જ નથી. ૪૨-૪૪

ટીકાઃ-હે અર્જુન ! स्वाध्यायोऽध्येतव्यः અર્થાત્ અધિકારી પુરુષોએ વેદનું અધ્યયન કરવું. આ અધ્યયન વિધિથી પ્રાપ્ત થયલી અત્યંત પ્રસિદ્ધ કર્મકાંડરૂપ વાણી છે. આ વાણી કેવી છે? જેવી રીતે નિર્ગંધ પુષ્પોથી યુક્ત પલાશનું વૃક્ષ દૂરથી રમણિક લાગે છે, તેવી રીતે આ વાણી અવિચારથી જ રમણિક લાગે છે. કારણ કે તે વાણીવડે કેવળ સ્વર્ગાદિ ફળોનું, યજ્ઞાદિ સાધનોનું તથા બન્નેના પરસ્પર સંબંધનું જ જ્ઞાન થાય છે; કોઈ નિરતિશય આનંદસ્વરૂપ ફળની પ્રાપ્તિ થતી નથી.

અર્જુનની શંકા-"હે ભગવન્ ! કર્મકાંડરૂપ વાણીથી નિરતિશય આનંદરૂપ ફળની પ્રાપ્તિ થતી નથી તેનું શું કારણ છે?"

ભગવાને કરેલું સમાધાનઃ-जन्मकर्मफलप्रदां इति. અપૂર્વ શરીરના અને ઇંદ્રિયાદિના સંબંધરૂપ જન્મ, તે જન્મને અધીન વર્ણાશ્રમનાં અભિમાનજન્ય અગ્નિહોત્રાદિ કર્મો અને તે કર્મોને અધીન પુત્ર, પશુ તથા સ્વર્ગાદિરૂપ નાશવાનૂ ફળોઃ-એ પ્રમાણે એ 'જન્મ કર્મ અને ફળ, એ ત્રણેને, ઘટીયંત્રની પેઠે વિચ્છેદથી રહિત કર્મકાંડરૂપ વાણી પ્રાપ્ત કરે છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! તે વાણી તે જન્માદિની જ પ્રાપ્તિ કરે છે, એ વાત કેવી રીતે જાણવામાં આવે ?"

ભગવાને કરેલું સમાધાનઃ-भोगैश्वर्यगतिं प्रति क्रियाविशेषबहुलां इति. અમૃતનું પાન, ઉર્વશી આદિ અપ્સરાઓની સાથે વિહાર તથા પારિજાત વૃક્ષની સુગંધ ઇત્યાદિ પદાર્થોની પ્રાપ્તિથી થયલો ભોગ તથા તે ભોગના કારણરૂપ દેવતાઓના સ્વામીપણારૂપ ઐશ્વર્યો એ બન્નેની પ્રાપ્તિને માટે સાધનભૂત જે અગ્નિહોત્ર, દર્શ પૌર્ણમાસ, જ્યોતિષ્ટોમ ઇત્યાદિ ક્રિયાવિશેષો છે

તે ક્રિયાવશેષોવડે જે વાણી બહુ વિસ્તારને પ્રાપ્ત થઈ રહે છે; અર્થાત્ ભોગ અને ઐશ્વર્ય એ બન્નેના સાધનભૂત ક્રિયાવિશેષોને જે વાણી અત્યંત વિસ્તારથી, પ્રતિપાદન કરનારી છે, તે વાણીનું કર્મકાંડમાં જ્ઞાનકાંડની અપેક્ષાએ કરીને અત્યંત વિસ્તારપણું સર્વત્ર પ્રસિદ્ધ જ.છે. એવી કર્મકાંડરૂપ વાણીને પરમાર્થરૂપ સ્વર્ગાદિ ફલની શ્રેષ્ઠતારૂપે અંગીકાર કરે છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! તે કર્મકાંડરૂપ વાણીનો સ્વર્ગાદિરૂપ ફલની ઉત્કૃષ્ટતારૂપે કોણ અંગીકાર કરે છે?"

ભગવાને કરેલું સમાધાન:–अविपश्चितः इति. વિચારજન્ય તાત્પર્યજ્ઞાનથી રહિત પુરુષ જ તે વાણીને સ્વર્ગાદિરૂપ ફલની શ્રેષ્ઠતારૂપે માને છે. આ કારણથી જ સકામ પુરુષ,–'વેદમાં રહેલા (अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति) ચાતુર્માસ્ય યજ્ઞને કરનારા પુરુષને અક્ષય સુકૃત થાય છે, ઇત્યાદિ અર્થવાદ યથાર્થ જ છે' આ પ્રકારના મિથ્યા વિશ્વાસવડે સંતોષને પ્રાપ્ત થાય છે. આ કારણથી જ સકામ પુરુષ, એ પ્રકારનાં વચનો કહે છે કે, કર્મકાંડની અપેક્ષાએ કરીને કાંઈ જ્ઞાનકાંડ ભિન્ન નથી. પરંતુ જ્ઞાનકાંડ કર્મકાંડના જ શેષરૂપે (ભાગ) છે. જ્ઞાનકાંડમાં રહેલાં 'तत् પદાર્થનાં બોધક વચનો તો દેવતાના સ્વરૂપનું બોધન કરે છે અને त्वम् પદાર્થનાં બોધક વચનો તો કર્મકર્ત્તા યજમાનના સ્વરૂપનું બોધન કરે છે, અને तत् त्वम् પદાર્થના અભેદનું બોધન કરનારાં વચનો તો 'કર્મકર્ત્તા પુરુષ સાક્ષાત્ ઈશ્વરરૂપ છે' એ પ્રમાણે કર્મકર્ત્તા પુરુષની જ સ્તુતિ કરે છે. આ પ્રમાણે સંપૂર્ણ વેદ કર્મપર જ છે। અને કર્મના ફળરૂપ સ્વર્ગાદિની અપેક્ષાએ કરીને બીજા કોઈ જ્ઞાનનું નિરતિશય આનંદરૂપ ફળ નથી. આ પ્રમાણે સકામ પુરુષ અનેક પ્રકારની કલ્પનાવડે, સર્વ પ્રકારે જ્ઞાનકાંડથી વિરુદ્ધ અર્થ કરનારા છે.

અર્જુનની શંકા:–"હે ભગવન્! બહિર્મુખ સકામ પુરુષ નિરતિશય આનંદરૂપ મોક્ષમાં શામાટે દ્વેષ કરે છે?"

ભગવાને કરેલું સમાધાન:—कामात्मानः इति–હે અર્જુન! કામનાઓના અનેક પ્રકારના વિષયોવડે તેનું ચિત્ત સર્વદા વ્યાકુળ થઈ રહ્યું હોય છે, તેથી કામમય પુરુષ સાક્ષાત્ મોક્ષવિષે પણ દ્વેષ કરે છે.

અર્જુનની શંકા:–"હે ભગવન્! સકામ પુરુષ જેવી રીતે બીજા વિષયોની કામના કરે છે, તેવી રીતે નિરતિશય આનંદરૂપ મોક્ષની કામના શમાટે કરતો નથી?"

ભગવાને કરેલું સમાધાન:–स्वर्गपरा. इति–હે અર્જુન! ઉર્વશી, નંદનવન, અમૃત ઇત્યાદિ અનેક વિષયોથી યુક્ત સ્વર્ગ જ જેમને સર્વથી ઉત્કૃષ્ટ છે, તથા સ્વર્ગથી ભિન્ન બીજું કોઈ પુરુષાર્થ નથી' તેવા પુરુષોમાં વિવેક–વૈરાગ્યાદિ સાધનોનો અભાવ છે. તેથી ભ્રાંત પુરુષ મોક્ષની કથા માત્ર પણ સહી શકતો નથી, તો મૂઢ પુરુષોને મોક્ષની ઈચ્છા તો ક્યાંથી જ હોય?

આ પ્રમાણે પૂર્વોક્ત ભોગ અને ઐશ્વર્ય બન્નેમાં ક્ષયપણું, સાતિશયતા ઇત્યાદિ દોષોના અદર્શનવડે જેમનાં અંતઃકરણ અત્યંત આસક્ત થયાં છે, કર્મકાંડરૂપ વાણીવડે જેમનું વિવેક-જ્ઞાન આચ્છાદિત થઇ ગયું છે, તથા "अक्षय्यं ह वै ઇત્યાદિ અર્થવાદનાં વચનો કેવળ સ્તુતિપર છે, પણ પ્રમાણાંતરવડે અબાધિત તાત્પર્યના વિષયભૂત અર્થમાં જ વેદોની પ્રમાણરૂપતા છે," એ પ્રકારનો પ્રસિદ્ધ અર્થ પણ જાણવાને જે પુરુષો અસમર્થ છે, એવા સકામ પુરુષોના સમાધિ નામના અંતઃકરણમાં વ્યવસાયાત્મિકા બુદ્ધિ હોતી નથી. સમાધિ શબ્દવડે પરમાત્માનો અર્થ ગ્રહણ કરવો. પરમાત્માવિષયક વ્યવસાયાત્મિકા બુદ્ધિ આવા પુરુષોને હોતી નથી. समाधीयतेऽस्मिन् सर्वं स समाधिः આ પ્રકારની વ્યુત્પત્તિવડે અંતઃકરણ વિષે તથા પરમાત્મા વિષે સમાધિ શબ્દની અર્થરૂપતાનો સંભવ થઇ શકે છે.

કોઇ ટીકાકારે તો સમાધિ શબ્દનો અર્થ નીચે પ્રમાણે કર્યો છેઃ-'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારની સ્થિતિનું નામ સમાધિ છે. સમાધિના નિમિત્તથી પુરુષોની વ્યવસાયાત્મિકા બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. પણ અહીં એ હેતુ છે કે, જો કે સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ કરનારાં અગ્નિહોત્રાદિ કામ્ય કર્મ, અંતઃકરણની શુદ્ધિને વાસ્તે કરવા યોગ્ય અગ્નિહોત્રાદિથી વિલક્ષણ નથી; તથાપિ સ્વર્ગાદિફળની ઇચ્છારૂપ દોષના કારણથી કામ્ય અગ્નિહોત્રાદિ કર્મો, અંતઃકરણની શુદ્ધિને સંપાદન કરતાં નથી. યદ્યપિ ભોગોને અનુકૂળ અંતઃકરણની શુદ્ધિ સકામ કર્મોથી પણ થઇ શકે છે, તથાપિ અંતઃકરણની શુદ્ધિ આત્મજ્ઞાનના ઉપયોગની નથી. આ અર્થનું બોધન કરવાને વાસ્તે શ્રીભગવાને भोगैश्वर्यप्रसक्तानां એ વચન પુનઃ કથન કરેલું છે. ફળની ઇચ્છા વિના કરેલાં અગ્નિહોત્રાદિ નિષ્કામ કર્મો તો આત્મજ્ઞાનને માટે ઉપયોગી અંતઃકરણની શુદ્ધિને જ પ્રાપ્ત કરે છે. એથી નિષ્કામ વિપશ્ચિત્ પુરુષોના ફળમાં તથા સકામ અવિપશ્ચિત્ પુરુષોના ફળમાં મહાન્ વિલક્ષણતા સિદ્ધ થાય છે. આ વાત આગળ જતાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે. (૪૨-૪૪)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! સકામ પુરુષોને પોતાના અંતઃકરણના દોષથી વ્યવસાયાત્મિકા બુદ્ધિ ન પ્રાપ્ત થાય, પરંતુ વ્યવસાયાત્મિકા બુદ્ધિવડે અગ્નિહોત્રાદિ કર્મોને કરનાર નિષ્કામ પુરુષોને અગ્નિહોત્રાદિ કર્મોવડે સ્વાભાવિક સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ અવશ્ય થશે; તેથી આત્મજ્ઞાનનો પ્રતિબંધ સકામ તથા નિષ્કામ ઉભયમાં સમાન જ છે," એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

શ્લોકાર્થઃ-કર્મકાંડરૂપી વેદો, ત્રણ ગુણોનો વિસ્તાર કરવાવાળા છે. માટે તું ત્રણ ગુણોથી રહિત થા, દ્વંદ્વ ધર્મોથી રહિત થા, તું સર્વદા ધૈર્યને વિશે સ્થિત રહે, તું યોગક્ષેમથી રહિત થા તથા આત્મવાન્ થા. ૪૫

ટીકાઃ-સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોનું કાર્ય ત્રૈગુણ્ય કહેવાય છે. એવો કામમૂલક સંસાર છે. એ કામમૂલક સંસાર પ્રકાશતારૂપવડે જેમનો વિષય છે, તે ત્રૈગુણ્ય વિષય કહેવાય છે. આવો કર્મકાંડરૂપ વેદ છે. અર્થાત્, જે પુરુષ જે ફળની પ્રાપ્તિની કામનાવાળો હોય છે, તે પુરુષ પ્રતિ વેદ તે ફળનું સૂચન કરે છે. તાત્પર્ય જે પુરુષ જે ફળની ઇચ્છાવડે જે કર્મનું અનુષ્ઠાન કરે છે, તે પુરુષને તે કર્મ તેવા જ પ્રકારના ફળની પ્રાપ્તિ કરે છે; જે ફળની કામના વિના કોઇ પણ કર્મ ફળની પ્રાપ્તિ કરતું નથી. તેથી અન્વયવ્યતિરેકવડે પુરુષની કામના જ ફળની પ્રાપ્તિ વિષે કારણ છે. તેથી હે અર્જુન! તું નિસ્ત્રૈગુણ્ય છે, અર્થાત્ સ્વર્ગાદિ ફળની કામનાથી રહિત એવા તને, સંસારની પ્રાપ્તિ થશે નહિ. [આટલા કથનથી "નિષ્કામ પુરુષોને પણ અગ્નિહોત્રાદિ કર્મોવડે સ્વભાવથી જ સ્વર્ગાદિ સંસારની પ્રાપ્તિ થશે" એવી અર્જુનની શંકાનું ખંડન કર્યું. ]

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! શીત-ઉષ્ણાદિની નિવૃત્તિ કરવાને વાસ્તે વસ્ત્રાદિ પદાર્થોની અપેક્ષા અવશ્ય સંભવે છે. અપેક્ષા વિદ્યમાન હોતાં નિષ્કામતા કેવી રીતે સંભવે?"

ભગવાને કરેલું સમાધાનઃ-निर्द्वंद्वः इति. [ અહીં निस्त्रैगुण्यो भव એ શબ્દોમાં રહેલ भव શબ્દનો ઉત્તર શબ્દોમાં સર્વત્ર સંબંધ કરવો. ] હે અર્જુન! मात्रास्पर्शास्तु આ શ્લોકમાં પૂર્વે કથન કરેલી યુક્તિવડે શીત ઉષ્ણ, સુખ દુઃખ, માન અપમાન, શત્રુ મિત્ર ઇત્યાદિ સર્વ દ્વંદ્વ ધર્મોથી તું રહિત થા; અર્થાત્ સર્વ દ્વંદ્વ ધર્મોના સહન સ્વભાવવાળો તું થા.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! નહિ સહન કરવા યોગ્ય દુઃખ કઇ રીતે સહી શકાય?"

ભગવાને કરેલું સમાધાનઃ-नित्यसत्वस्थः इति. નિત્ય એટલે અચલ એવું ધૈર્ય નામે સત્વ છે. સત્વમાં નિત્ય સત્વસ્થ કહેવાય છે. એવો નિત્ય સત્વસ્થ તું થા. જે પુરુષનું સત્વ, રજ અને તમ બન્નેવડે તિરસ્કારને પ્રાપ્ત હોય તે પુરુષ શીત-ઉષ્ણાદિથી ઉત્પન્ન થયેલી પીડાવડે "હું હમણાં મરીશ" એ પ્રમાણે પોતાને માનતાં સ્વધર્મથી વિમુખ થાય છે. તું તો રજ તથા તમ બન્નેનો તિરસ્કાર કરીને કેવળ સત્વધર્મનો આશ્રય કર.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! શીત-ઉષ્ણાદિને સહન કરતાં છતાં પણ ક્ષુધા તથા તૃષાની નિવૃત્તિ કરવાને વાસ્તે, પૂર્વે નહિ પ્રાપ્ત થયેલા અન્નાદિ પદાર્થોની પ્રાપ્તિને વાસ્તે તથા પૂર્વે પ્રાપ્ત થયેલા અન્નાદિ પદાર્થોનું રક્ષણ કરવાને વાસ્તે અવશ્ય પ્રયત્ન કરવો પડશે. પ્રયત્ન વિદ્યમાન હોવા છતાં, નિત્યસત્વસ્થપણું કેવી રીતે હોય? અર્થાત્ ન જ હોય."

ભગવાને કરેલું સમાધાનઃ-निर्योगक्षेमः इति-હે અર્જુન! પૂર્વે અપ્રાપ્ત વસ્તુની જે પ્રાપ્તિ તે યોગ કહેવાય છે અને પૂર્વે પ્રાપ્ત કરેલી વસ્તુનું જે રક્ષણ તે ક્ષેમ કહેવાય છે. યોગ અને ક્ષેમ ઉભયથી તું રહિત થા. અર્થાત્ ચિત્તના વિક્ષેપના હેતુરૂપ પદાર્થોના પરિગ્રહથી તું રહિત થા.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! યોગથી તથા ક્ષેમથી રહિત જો હું થાઉં, તો હું કેવી રીતે જીવી શકું? અર્થાત્ મારું જીવન રહેશે નહિ."

ભગવાને કરેલું સમાધાનઃ-પોતાના જીવની ચિંતા ન કર, સર્વનો અંતર્યામી પરમેશ્વર જ તારા યોગ-ક્ષેમાદિનો નિર્વાહ કરશે." आत्मवान् इति-જે પુરુષનો આત્મા તથા પરમાત્મા ધ્યેયતારૂપવડે તથા યોગ-ક્ષેમાદિના નિર્વાહ કર્તારૂપવડે વિદ્યમાન હોય છે, તે પુરુષ આત્મવાન્ કહેવાય છે. એવો આત્મવાન્ તું થા. અર્થાત્ તું એ પ્રકારના નિશ્ચયવડે નિશ્ચિત થા કે-"સર્વ કામનાઓનો પરિત્યાગ કરીને પરમેશ્વરનું આરાધન કરનારા મને દેહની યાત્રા માટે અપેક્ષિત અન્ન-વસ્ત્રાદિ સર્વ પદાર્થોને અંતર્યામી ઈશ્વર જ સંપાદન કરશે." આત્મવાન્ થા અર્થાત્ અપ્રમત્ત થા. (૪૫)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! સ્વર્ગાદિ ફળવાળી સર્વ કામનાઓનો પરિત્યાગ કરીને કર્મોને કરનારો હું અર્જુન કર્મવડે પ્રાપ્ત થવા યોગ્ય સ્વર્ગાદિ આનંદોથી રહિત થઇશ; કારણ કે 'કામના વિના સ્વર્ગાદિ આનંદોની પ્રાપ્તિ થતી નથી,' એ વાત પૂર્વે આપ કથન કરી ગયા છો."

એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ "બ્રહ્માનંદ પ્રાપ્ત થવાથી સર્વ આનંદ પ્રાપ્ત થાય છે" એ પ્રકારનું ઉત્તર નીચલા શ્લોકવડે આપે છેઃ—

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

શ્લોકાર્થઃ-જેમ અલ્પ જળવાળા સ્થાનમાં જેટલું સ્નાનપાનાદિરૂપ પ્રયોજન સિદ્ધ થાય છે; તે કરતાં વધારે સ્નાનપાનાદિરૂપ સર્વ પ્રયોજન મહાન્ જળવાળા તળાવમાં સિદ્ધ થાય છે, તેમ જ જેટલો હિરણ્યગર્ભના લોકપર્યંતનો આનંદ વેદમાં કહેલાં કામ્યકર્મોવડે સિદ્ધ થાય છે તે કરતાં વધારે આનંદ બ્રહ્મસાક્ષાત્કારવાળા બ્રહ્મવેત્તા પુરુષને હોય છે. ૪૬

ટીકાઃ-હે અર્જુન! જેવી રીતે પર્વતમાંથી નીકળેલાં અનેક જળનાં ઝરણાં કોઈ નીચી ભૂમિમાં જઇને એકઠાં થાય છે ને તે 'તળાવ' નામે ઓળખાય છે; ત્યાં એક એક ઝરણાના

જળથી યથાક્રમથી સિદ્ધ થનારાં સ્નાન, પાન, વસ્ત્રપ્રક્ષાલન (વસ્ત્રોને ધોવાં) આદિ સર્વ પ્રયોજન ઝરણાંનાં જળના સમૂહરૂપ મહાન્ તળાવમાં સિદ્ધ થાય છે; કારણ કે સર્વ ઝરણાંનાં જળનો, તળાવમાં જ અંતર્ભાવ છે; એવી જ રીતે વેદોમાં કહેલાં જેટલાં અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમ, અશ્વમેધ વગેરે કામ્ય કર્મો છે. તે કામ્ય કર્મોવડે સકામ પુરુષોને ક્રમવડે પ્રાપ્ત થનારો સ્વર્ગલોકથી તે બ્રહ્મલોક પર્યંતનો જે વિષયજન્ય આનંદ છે, તે સર્વ આનંદ બ્રહ્મસાક્ષાત્કારવાન્ બ્રહ્મવેત્તા પુરુષને, એક જ કાળમાં પ્રાપ્ત થાય છે. કારણ કે ભૂમિલોકથી લઈને બ્રહ્મલોક પર્યંત જેટલા વિષયજન્ય ક્ષુદ્ર આનંદો છે તે સર્વ બ્રહ્માનંદના અંશરૂપ છે. તેથી સર્વ ક્ષુદ્ર આનંદો બ્રહ્માનંદના અંતર્ભૂત જ છે. શ્રુતિ કહે છે કે, (एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवंति) બ્રહ્માથી માંડી સર્વ પ્રાણીમાત્ર સુધી પ્રત્યેક જન બ્રહ્માનંદના અંશમાત્રનો અંગીકાર કરીને આનંદપૂર્વક જીવે છે. યદ્યપિ એક અદ્વિતીય બ્રહ્માનંદમાં અંશ–અંશીભાવ સંભવતો નથી, તથાપિ જેવી રીતે એક જ આકાશમાં ઘટાદિ ઉપાધિઓની વશતાથી અંશ–અંશીભાવનો વ્યવહાર થાય છે, તેવી રીતે એક જ બ્રહ્માનંદમાં અવિદ્યાકૃત અંતઃકરણાદિ ઉપાધિઓની વશતાથી અંશ–અંશીભાવનો વ્યવહાર થાય છે; પણ વાસ્તવિક રીતે અંશ–અંશીભાવ છે જ નહિ. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, નિષ્કામ કર્મોવડે જ્યારે તારું અંતઃકરણ શુદ્ધ થશે, ત્યારે તને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે અને આત્મજ્ઞાનવડે તને બ્રહ્માનંદની પ્રાપ્તિ થશે અને તે બ્રહ્માનંદમાં જ હિરણ્યગર્ભાદિ સર્વ આનંદોનો અંતર્ભાવ છે. બ્રહ્માનંદની પ્રાપ્તિવડે તને સર્વ આનંદોની પ્રાપ્તિ થશે. માટે વિષયજન્ય ક્ષુદ્ર આનંદોની પ્રાપ્તિ વાસ્તે તારે કામ્ય કર્મો કરવાનું કાંઇ પ્રયોજન નથી; પણ બ્રહ્માનંદની પ્રાપ્તિ કરનારાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે તું નિષ્કામ કર્મો કર.

કેટલાક ટીકાકારોએ તો આ શ્લોકના શબ્દોની આ પ્રકારે યોજના કરીને અર્થ કર્યો છે. ( यावान् अर्थः । उदपाने । सर्वतः । संप्लुतोदके । तावान् । सर्वेषु । वेदेषु । ब्राह्मणस्य । विजानतः । इति ॥ ) જેવી રીતે સર્વ બાજુથી મહાન્ જળવાળા મહાન્ તળાવમાં એક પુરુષનાં સ્નાન–પાનાદિ સર્વ પ્રયોજનો, એક ઘટ જેટલા જળવડે જ સિદ્ધ થાય છે, કાંઇ તે મહાન્ તળાવના સર્વ જળનો વ્યય કરવાથી સ્નાન–પાનાદિ સર્વ પ્રયોજનો સિદ્ધ થતાં નથી; તેવી રીતે શુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુજનનાં સર્વ પ્રયોજનો સર્વ વેદોમાં ઉપનિષદ્રૂપ વેદના એક દેશનું શ્રવણ માત્ર કરવાથી જ સિદ્ધ થાય છે; મુમુક્ષુજનોને પોતાના પ્રયોજનની સિદ્ધિ વાસ્તે કાંઇ સર્વ વેદોના અર્થના અનુષ્ઠાનની અપેક્ષા રહેતી નથી. જેથી એક જન્મવડે સર્વ વેદોના અર્થનું અનુષ્ઠાન કરવું, તે સંભવી શકતું નથી. આ બન્ને વ્યાખ્યાનોમાં પહેલું વ્યાખ્યાન ઘણા ટીકાકારોને સંમત છે અને બીજું વ્યાખ્યાન કોઇ એક ટીકાકારે કર્યું છે. પરંતુ પહેલા વ્યાખ્યાનમાં શ્લોકના પૂર્વાર્ધમાં अनेकस्मिन् यथा, तथा, भवति એ ચાર શબ્દોનો અધ્યાહાર કરવો પડે છે. અને શ્લોકના ઉત્તરાર્ધમાં રહેલા દાર્ષ્ટાંતિક ભાગમાં, પૂર્વાર્દ્ધની સાથે यावान् तावान् એ બંને શબ્દોનો અનુષંગ કરવો પડે છે. આ પદોનો અધ્યાહાર તથા અનુષંગ બીજા વ્યાખ્યાનમાં કરવો પડતો નથી. પૂર્વ નહિ કહેવાયેલ શબ્દનો વાક્ય વિષે સંબંધ કરવો, તે અધ્યાહાર કહેવાય છે અને પૂર્વ વાક્યમાં રહેલા શબ્દનો ઉત્તર વાક્ય વિષે સંબંધ કરવો, તે અનુષંગ કહેવાય છે. (૪૬)

અવતરણિકા:–અર્જુનની શંકા:–"હે ભગવન્ ! નિષ્કામ કર્મ સ્વતંત્ર થઇને બ્રહ્માનંદની પ્રાપ્તિ કરતું નથી, કિન્તુ અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનના સંપાદનવડે જ તે બ્રહ્માનંદની પ્રાપ્તિ કરે છે. તેથી જે આત્મજ્ઞાન વડે સાક્ષાત્ બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે, તે આત્મજ્ઞાન જ મારે પ્રથમ સંપાદન કરવા યોગ્ય છે. આત્મજ્ઞાનને ત્યજીને, અતિ પ્રયત્નથી સિદ્ધ થનાર તથા બહિરંગ સાધનરૂપ એવાં નિષ્કામ કર્મો કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી."

એવી અર્જુનને શંકા થતાં ભગવાન્ "હવે તને નિષ્કામ કર્મો વિષે જ અધિકાર છે" એ પ્રકારનો ઉત્તર નીચલા શ્લોકવડે આપે છેઃ—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७॥**

શ્લોકાર્થઃ–કર્મને વિશે જ તારો અધિકાર થાઓ, પણ કર્મના ફળ વિશે કદાપિ તારો અધિકાર થાઓ મા. તું કર્મોનાં ફળનો ઉત્પાદક થા નહિ, તેમ જ કર્મ નહિ કરવામાં તારી પ્રીતિ મા થાઓ. ૪૭

ટીકાઃ–હે અર્જુન! આત્મજ્ઞાનની ઉત્પત્તિને અયોગ્ય, અશુદ્ધ અંતઃકરણવાળા તને, હવે અંતઃકરણની શુદ્ધિ કરનાર નિષ્કામ કર્મોમાં જ અધિકાર હો; અર્થાત્ "હવે મારે નિષ્કામ કર્મો જ કરવા યોગ્ય છે," એ પ્રકારનો તને બોધ થાઓ, જ્ઞાનનિષ્ઠારૂપ વેદાંતવાકયોના વિચાર વિષે કર્તવ્યતાનો બોધ હવે તને મા થાઓ. આ પ્રમાણે કર્મને કરનારા તને, કર્મોનાં સ્વર્ગાદિ ફળો વિષે, કર્મોના અનુષ્ઠાનથી પૂર્વના કાળ વિષે, કર્મોના અનુષ્ઠાનના ઉત્તર કાળ વિષે તથા કર્મોના અનુષ્ઠાન કાળ વિષે કદાચિત્ પણ અધિકાર હોતો નથી. અર્થાત્ "કર્મોનાં સ્વર્ગાદિ ફળો મારે ભોગવવાં છે," એ પ્રકારનો બોધ કદાચિત્ પણ તને નહિ થાઓ.

અર્જુનની શંકા–"હે ભગવન્! 'મારે કર્મનાં સ્વર્ગાદિ ફળો ભોગવવાં છે' એ પ્રકારની બુદ્ધિનો અભાવ થતાં પણ કર્મ પોતાના સામર્થ્યથી જ સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિ કરશે તેનું કેમ?"

ભગવાને કરેલું સમાધાનઃ–[ "ફળની કામના વિના કર્મ ફળની પ્રાપ્તિ કરતું નથી." આ ઉત્તર નીચલા વચન વડે આપે છે. જેમ કે मा कर्मफलहेतुर्भूः इति. ] હે અર્જુન! ફળની કામનાવડે કર્મોને કરતો પુરુષ ફળનો ઉત્પાદક થાય છે, અને તું અર્જુન તો ફળની કામનાથી રહિત થઈને કર્મનાં ફળનો ઉત્પાદક થા નહિ. કારણ કે–"નિષ્કામ પુરુષોએ ભગવદર્પણ બુદ્ધિવડે કરેલાં કર્મ, સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ કરતાં નથી," એ વાત કથન કરવામાં આવી છે, તે તું પૂર્ણ રીતે જાણે છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! જો કદાચિત્ કર્મો પોતાના સામર્થ્યથી ફળની પ્રાપ્તિ ન કરતાં હોય, તો એવાં નિષ્ફળ કર્મોને કરવાનું જ શું પ્રયોજન છે?"

ભગવાને કરેલું સમાધાનઃ—मा ते संगोऽस्त्वकर्मणि इति. જો કદાચિત્ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિની ઇચ્છા ન હોય, તો દુઃખરૂપ કર્મોને કરવાનું જ શું પ્રયોજન છે? એ પ્રકારની કર્મોને ન કરવા વિષે તારી પ્રીતિ મા થાઓ. (૪૭)

હવે પૂર્વે કથન કરેલા અર્થને જ વિસ્તારથી નિરૂપણ કરે છેઃ—

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન! તું યોગને વિષે સ્થિતિવાળો થઈ, ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી તથા ફળની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ આ બન્નેમાં હર્ષથી તથા શોકથી રહિત થઇ કર્મો કર. હર્ષથી તથા શોકથી રહિત થવું તેને યોગ કહેવામાં આવે છે. ૪૮

ટીકાઃ–હે અર્જુન! તું યોગમાં સ્થિત થઈને, સ્વર્ગાદિ ફળની ઇચ્છારૂપ સંગનો પરિત્યાગ કરીને તથા 'હું આ કર્મનો કર્તા છું' એ પ્રકારના કર્તૃત્વ અભિનિવેશનો પરિત્યાગ કરીને ભલે

કર્મો કર. (હવે સંગના ત્યાગનો ઉપાય કહે છે-सिद्ध्यसिद्धयोः समो भूत्वा इति.) હે અર્જુન! વેદોક્ત કર્મોનાં સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિમાં તું હર્ષનો પરિત્યાગ કરીને તથા સ્વર્ગાદિ ફળોની અપ્રાપ્તિમાં વિષાદનો પરિત્યાગ કરીને કેવળ ઈશ્વરના આરાધનની બુદ્ધિવડે જ કર્મો કર.

**અર્જુનની શંકાઃ**–"હે ભગવન્! પૂર્વે આપે યોગ શબ્દવડે કર્મોનું કથન કર્યું હતું અને અત્યારે આપ કહો છો કે, યોગવિષે સ્થિત થઈને તું કર્મો કર. તેથી આપનાં પૂર્વનાં તથા ઉત્તર વચનોનો અભિપ્રાય (ભાવ) હું જાણી શકતો નથી."

**ભગવાને કરેલું સમાધાનઃ**-समत्वं योग उच्यते-હે અર્જુન! કર્મોના ફળની પ્રાપ્તિવિષે તથા કર્મોના ફળની અપ્રાપ્તિવિષે હર્ષ તથા વિષાદથી રહિતપણારૂપ સમત્વ જ અહીં योगस्थः कुरु कर्माणि એ શબ્દોમાં રહેલા योग શબ્દવડે કથન કર્યું છે. અહીં योग શબ્દવડે કાંઇ કર્મોનું કથન કર્યું નથી, તેથી પૂર્વોત્તર વચનનો વિરોધ આવતો નથી. પૂર્વે सुखदुःखे समे कृत्वा આ શ્લોકમાં જય તથા અજય આ બન્નેની સમતાવડે કેવળ યુદ્ધ માત્રની કર્તવ્યતા કથન કરી હતી. આ કારણથી પૂર્વ પ્રસંગમાં યુદ્ધની જ કર્તવ્યતા પ્રાપ્ત હતી, અને અહીં તો દૃષ્ટરૂપ તથા અદૃષ્ટરૂપ સર્વ ફળોના પરિત્યાગવડે વર્ણાશ્રમનાં સર્વ કર્મોની કર્તવ્યતા કથન કરી છે. તેથી પૂર્વ તથા ઉત્તર વચનોમાં પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. (૪૮)

અવતરણિકાઃ– અર્જુનની શંકાઃ–"હે ભગવન્! શું કેવળ કર્મોનું અનુષ્ઠાન જ પુરુષાર્થરૂપ છે, જે કારણથી 'સર્વ કાળમાં નિષ્કામ કર્મો જ પુરુષે કરવાં' એ પ્રમાણેનો ઉપદેશ આપ વારંવાર કરો છો? કિંવા (प्रयोजनमनुद्दिश्य मंदोपि न प्रवर्त्तते)–કિંચિત્ ફળરૂપ પ્રયોજનનો ઉદ્દેશ કર્યા વિના, મૂઢ પુરુષ પણ કોઈ કાર્યમાં પ્રવૃત્ત થતો નથી. આ રીતના આ લોકપ્રસિદ્ધ ન્યાયથી પણ નિષ્કામ કર્મોમાં પ્રવૃત્તિ સંભવતી નથી. તેથી ફળની કામના વિના નિષ્ફળ કર્મો કરવા કરતાં ફળની કામનાવડે કર્મોનું અનુષ્ઠાન કરવું તે જ શ્રેષ્ઠ છે." આવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે આનો ઉત્તર નીચલા શ્લોકથી હું જણાવું છું. તું સાંભળ.

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! નિષ્કામ કર્મના કરતાં કામ્ય કર્મ અત્યંત દૂરતાવડે અધમ છે, તેથી પરમાત્મબુદ્ધિ માટે નિષ્કામ કર્મ કરવાની તું ઇચ્છા-કર. જે પુરુષ ફળની કામનાવાળો હોય છે, તે કૃપણ હોય છે. ૪૯

ટીકાઃ–હે અર્જુન! જે કારણથી, આત્મજ્ઞાનરૂપ બુદ્ધિના સાધનરૂપ જે નિષ્કામ કર્મયોગ છે અર્થાત્ જેને બુદ્ધિયોગ કહેવામાં આવે છે તે બુદ્ધિયોગથી જન્મના તેમ જ મરણના હેતુરૂપ સકામકર્મ અત્યંત દૂરતાવડે અધમ છે; અથવા તો પરમાત્માવિષયક બુદ્ધિયોગથી પણ આ સંપૂર્ણ કર્મ અધમ છે. માટે સર્વ અનર્થોની નિવૃત્તિ કરનારી પરમાત્મવિષયકબુદ્ધિની પ્રાપ્તિવાસ્તે, પ્રતિબંધક પાપકર્મોની નિવૃત્તિદ્વારા નિષ્કામ કર્મયોગ કરવાની તું ઇચ્છા કર. હે અર્જુન! સ્વર્ગાદિ ફળની કામનાવડે સકામ કર્મ કરનાર પુરુષ કૃપણ હોય છે; અર્થાત્ સકામ પુરુષ સર્વદા જન્મ-મરણાદિરૂપ ઘટીયંત્રના ભ્રમણવડે અનેક પ્રકારની દીન દશાઓને જ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે (यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणः) "હે ગાર્ગી! આ ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરને પામ્યા પછી, જે પુરુષ અક્ષર પરમાત્મા દેવને ન જાણીને, આ મનુષ્ય લોકથી વિદાય થાય છે, તે પુરુષને કૃપણ જ જાણવો." હે અર્જુન! આવી રીતના અધિકારી મનુષ્યો શરીરને પામીને પોતાનું કલ્યાણ કરી શકવા નથી, તેથી તેઓ જેમ કૃપણ છે તેમ તું

કૃપણ ન થા. કિંતુ જન્મ-મરણાદિ સર્વ અનર્થોની નિવૃત્તિ કરનારા આત્મજ્ઞાનને અંતઃકરણની શુદ્ધિદ્વારા ઉત્પન્ન કરનારા નિષ્કામ કર્મયોગને જ તું કર.

અહીં कृपणाः એ શબ્દનું કથન કરીને શ્રીભગવાને અર્જુન પ્રત્યે એ અર્થ સૂચવ્યો છે કે, જેવી રીતે આ લોકમાં કોઇ કૃપણ પુરુષ અનેક પ્રકારનાં દુઃખોને સહન કરીને તથા અનેક પ્રકારનાં છળ-કપટ કરીને ધન એકઠું કરે છે, તે કૃપણ પુરુષ આ લોકના યત્કિંચિત્ વિષયજન્ય સુખના લોભે કરીને, તે ધનનું દાન કરતો નથી. અને આથી તે કૃપણ પુરુષ, તે ધનના દાનથી ઉત્પન્ન થતાં મહાન્ સુખનો અનુભવ કરી શકતો નથી. આ ધનને એકઠું કરવામાં કરેલાં પાપકર્મોનાં નરકાદિ દુઃખોનો જ તે (કૃપણ પુરુષ) અનુભવ કરે છે; એમ તે કૃપણ પુરુષ પોતાની હાનિ પોતે જ કરે છે. તેવી રીતે સકામ પુરુષ પણ મહાન્ દુઃખોને સહન કરીને સ્વર્ગાદિકની પ્રાપ્તિનાં કર્મો કરે છે; પરંતુ સ્વર્ગ, ધન, પુત્ર, પશુ ઇત્યાદિ અલ્પ ફળોના લોભે કરીને તે સકામ પુરુષ કર્મો કરવાથી મોક્ષરૂપ પરમાનન્દને પ્રાપ્ત થતો નથી; પરંતુ તે અનેક દુઃખોવડે મળેલાં સ્વર્ગાદિ તુચ્છ ફળોને જ પ્રાપ્ત થાય છે. આ કારણથી સકામ પુરુષ પોતાની હાનિ પોતે જ કરે છે. આવા સકામ પુરુષોની દુર્ભાગ્યતાનો તથા મૂઢતાનો બુદ્ધિમાન્ પુરુષોને બહુ શોક થાય છે. (આ સર્વ અર્થ ભગવાને कृपण શબ્દવડે સૂચિત કર્યો છે) (૪૯)

અવતરણિકાઃ-આ પ્રમાણે બુદ્ધિયોગનો અભાવ થતાં દોષનું નિરૂપણ કર્યું; હવે તે બુદ્ધિયોગ વિદ્યમાન હોતાં ગુણનું નીચલા શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

શ્લોકાર્થઃ-જે કારણથી આ કર્મમાં સમત્વ બુદ્ધિવાળો પુરુષ પુણ્ય તથા પાપ બન્નેનો ત્યાગ કરે છે, તે કારણથી સમત્વ બુદ્ધિરૂપ યોગને માટે તું ઉદ્યમવાળો થા; કારણ યોગ એ જ કર્મને વિશે કુશળપણું છે. ૫૦

ટીકાઃ-હે અર્જુન ! શાસ્ત્રે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મોના ફળની પ્રાપ્તિમાં તથા ફળની અપ્રાપ્તિમાં, હર્ષથી તેમ જ વિષાદથી રહિતતારૂપ સમત્વબુદ્ધિયુક્ત અધિકારી પુરુષ જે કારણથી પુણ્ય તથા પાપ ઉભયને, અંતઃકરણની શુદ્ધિ અને જ્ઞાનની પ્રાપ્તિદ્વારા પરિત્યાગ કરે છે, તે કારણથી સમત્વબુદ્ધિરૂપ યોગની પ્રાપ્તિ વાસ્તે તું દૃઢ ઉદ્યમવાળો થા. કારણ કે સમત્વબુદ્ધિરૂપ યોગ જ, કર્મોમાં પ્રવર્ત્તમાન પુરુષનું કુશળપણું છે.

તાત્પર્ય એ છે કે, વાસ્તવિક રીતે બંધના હેતુરૂપ કર્મોનો પણ જે સમત્વબુદ્ધિરૂપ યોગ-મોક્ષ વિષે ઉપયોગ સિદ્ધ કરે છે, તે જ સમત્વબુદ્ધિરૂપ યોગમાં મહાન્ કુશળતા છે. આટલા કથનથી ભગવાને અર્જુન પ્રત્યે એ અર્થ જણાવ્યો છે કે, સમત્વબુદ્ધિવડે યુક્ત કર્મયોગ પોતે કર્મરૂપ હોવા છતાં પણ પોતાનાં સજાતીય દુષ્ટ કર્મોનો નાશ કરે છે. તેથી કર્મયોગ મહાન્ (ઉત્તમ) કુશળ છે. અને તું અર્જુન તો ચેતનરૂપ હોવા છતાં પણ પોતાના સજાતીય દુર્યોધનાદિ દુષ્ટોનો નાશ કરતો નથી, તેથી તું કુશળ નથી.

અથવા આ શ્લોકનો નીચે પ્રમાણે બીજો અર્થ કરવોઃ-(बुद्धियुक्तः । जहाति । इह । उभे । सुकृतदुष्कृते । तस्मात् । योगाय । युज्यस्व । योगः । कर्मसु । कौशलं । इति ॥) સમત્વ બુદ્ધિયુક્ત કર્મો કરીને અંતઃકરણની શુદ્ધિદ્વારા પરમાત્મસાક્ષાત્કારવડે યુક્ત થયેલો પુરુષ, જે કારણથી પુણ્ય તથા પાપ બન્નેનો પરિત્યાગ કરે છે તે કારણથી તું સમત્વબુદ્ધિયુક્ત કર્મયોગની પ્રાપ્તિ

વાસ્તે ઉદ્યમવાળો થા; કારણ કે સર્વ કર્મોની મધ્યે તે સમત્વબુદ્ધિયુક્ત કર્મયોગ દુષ્ટકર્મોને નિવૃત્ત કરવામાં બહુ ચતુર હોય છે. (૫૦)

અવતરણિકા:-"હે ભગવન્! અધિકારી પુરુષને પાપકર્મોની નિવૃત્તિ તો અપેક્ષિત છે, પરંતુ પુણ્યકર્મોની નિવૃત્તિ અપેક્ષિત નથી. જો પુણ્યકર્મોની પણ નિવૃત્તિ હોય, તો પુરુષાર્થની જ હાનિ થશે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ સ્વર્ગાદિ તુચ્છ ફળોનો ત્યાગ કરવાથી પરમ પુરુષાર્થની પ્રાપ્તિરૂપ ફળનું કથન કરે છે:—

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥

શ્લોકાર્થ:-જેવી રીતે સમત્વબુદ્ધિવાળો પુરુષ કર્મજન્ય ફળોનો ત્યાગ કરવાથી આત્મસાક્ષાત્કારવાળો થાય છે તથા જન્મરૂપ બંધનથી રહિત થઈ, અવિદ્યાદિ રોગથી રહિત મોક્ષરૂપ પદને પ્રાપ્ત થાય છે, તે જ રીતે તું પણ પ્રાપ્ત કર. ૫૧

ટીકા:—હે અર્જુન! સમત્વબુદ્ધિવાળા પુરુષો, અગ્નિહોત્રાદિ કર્મોવડે ઉત્પન્ન થતાં સ્વર્ગાદિરૂપ ફળોનો પરિત્યાગ કરી કેવળ ઇશ્વરના આરાધન વાસ્તે, કર્મોને કરતાં, અન્તઃકરણની શુદ્ધિદ્વારા तत्त्वमसि આદિ વાક્યથી ઉત્પન્ન થતા આત્માકાર બુદ્ધિરૂપ મનીષાવાળા થાય છે; અને આ પ્રમાણે આત્મજ્ઞાનરૂપ મનીષાને પ્રાપ્ત થઇને અધિકારી પુરુષ, જન્મરૂપ બંધથી અત્યંત મુક્ત થતાં, કાર્યસહિત અવિદ્યારૂપ રોગથી રહિત તથા સર્વ ભયથી રહિત જે પરમાનંદસ્વરૂપ, બ્રહ્મરૂપ મોક્ષ છે તે મોક્ષરૂપ પુરુષાર્થને અભેદવડે પ્રાપ્ત થાય છે.

અહીં શ્રીભગવાનનો એ હેતુ છે કે, જે કારણથી ફળની કામનાનો પરિત્યાગ કરી, સમત્વબુદ્ધિવડે પોતાનાં વર્ણાશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન કરનાર પુરુષ, નિષ્કામ કર્મોના પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળો થાય છે; અને અંતઃકરણની શુદ્ધિની પછી અધિકારી પુરુષ, तत्त्वमसि આદિ પ્રમાણોથી ઉત્પન્ન થયલા આત્મજ્ઞાનના પ્રભાવથી, કાર્યસહિત અવિદ્યાથી રહિત થઇને, સર્વ અનર્થની નિવૃત્તિપૂર્વક, પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. આ મોક્ષને શાસ્ત્રમાં વિષ્ણુના પરમપદરૂપ કહેલો છે માટે તું અર્જુન પણ, यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे એ પૂર્વોક્ત વચનથી, મોક્ષરૂપ શ્રેયની ઇચ્છાવાળો પ્રતીત થાય છે; તેથી તું પણ મોક્ષની પ્રાપ્તિ વાસ્તે આ પ્રકારનો નિષ્કામ કર્મયોગ કર. (૫૧)

અવતરણિકા:-"હે ભગવન્! આ પ્રમાણે નિષ્કામ કર્મોનું અનુષ્ઠાન કરતાં કયા કાળે મારા અંતઃકરણની શુદ્ધિ થશે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે વિષે કાલના નિયમના અભાવને નીચલા શ્લોકવડે જણાવે છે:—

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

શ્લોકાર્થ:-જે સમયે તારું અંતઃકરણ અવિવેકરૂપ મેલનો ત્યાગ કરશે, તે સમયે શ્રવણ કરવા યોગ્ય ફળના તથા શ્રવણ કીધેલા કર્મફળના વૈરાગ્યને તું પ્રાપ્ત થઇશ. ૫૨

ટીકા:-હે અર્જુન! નિષ્કામ કર્મો કરતાં આટલા કાળ પછી અંતઃકરણની શુદ્ધિ થાય છે, એવા પ્રકારનો કાળનો નિયમ અહીં નથી. પરંતુ નિષ્કામ કર્મોને કરવા પછી જે કાળે તારું અંતઃકરણ, 'તે હું છું;' 'એ મારું છે' ઇત્યાદિ, અહંમમતા અભિમાનરૂપ તથા અવિવેકરૂપ કાલુ-

ષ્યનો પરિત્યાગ કરશે, અર્થાત્ રજોગુણરૂપ-તમોગુણરૂપ મળનો પરિત્યાગ કરીને કેવળ શુદ્ધ સત્ત્વભાવને પ્રાપ્ત થશે, તે કાળે તરત જ શ્રવણ કરવા યોગ્ય અગ્નિહોત્રાદિ કર્મોનાં સ્વર્ગાદિ ફળોના વૈરાગ્યને તથા પૂર્વે શ્રવણ કરેલાં કર્મોનાં સ્વર્ગાદિ ફળોના વૈરાગ્યને તું પ્રાપ્ત થઇશ; અર્થાત્ સ્વર્ગાદિ ફળોને મિથ્યારૂપ જાણીને તેમની પ્રાપ્તિની તૃષ્ણાથી તું રહિત થઈશ. શ્રુતિ કહે છે કે, (परीक्ष्य लोकान्कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात्) બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છાવાળા અધિકારી પુરુષે, કર્મોવડે રચિત સ્વર્ગાદિક લોકોને અનિત્ય દુઃખરૂપ જાણી, તેમનાથી વૈરાગ્યને પ્રાપ્ત થવું.

અહીં ભગવાનનું એ તાત્પર્ય છે કે, અશુદ્ધ અંતઃકરણમાં વૈરાગ્ય થતું નથી; પણ શુદ્ધ અંતઃકરણમાં જ વૈરાગ્ય થાય છે. તેથી જે કાળે તને આ લોકનાં વિષયસુખોમાં તથા સ્વર્ગાદિ લોકોનાં વિષયસુખોમાં દોષદૃષ્ટિપૂર્વક તીવ્ર વૈરાગ્યની પ્રાપ્તિ થાય, તે કાળે વૈરાગ્યરૂપ ફળવડે તારે પોતાના અંતઃકરણની શુદ્ધિ જાણવી. જ્યાં સુધી વિષયોથી વૈરાગ્ય ન થાય, ત્યાં સુધી તારે પોતાના અંતઃકરણને મલિન જ જાણવું. (૫૨)

અવતરણિકા:-"હે ભગવન્! નિષ્કામ કર્મોના અનુષ્ઠાનથી જેને અંતઃકરણની શુદ્ધિવડે વૈરાગ્ય ઉત્પન્ન થયું હોય છે, એવો કોઇ અધિકારી પુરુષ હોય તે અધિકારી પુરુષને કયે કાળે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે.

## श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला।
## समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

શ્લોકાર્થ:-પૂર્વના નાના પ્રકારનાં ફળોના શ્રવણથી સંશયને પામેલો એવો જે તું, તે તારી બુદ્ધિ જે સમયે પરમાત્માને વિશે નિશ્ચળ થશે તથા તેને વિશે જ અચળ થઇને સ્થિતિ કરશે, ત્યારે તું જીવ-બ્રહ્મના અભેદ જ્ઞાનને પામીશ. ૫૩

ટીકા:-હે અર્જુન! જેમનાં વાસ્તવિક તાત્પર્યનો વિચાર કર્યો નથી, એવાં સ્વર્ગાદિ નાના પ્રકારનાં ફળોનાં શ્રવણોવડે પ્રાપ્ત થયલી અનેક પ્રકારના સંશયવાળી વિપરીત ભાવનાઓ છે. આ સંશયવાળી વિપરીત ભાવનાઓવડે, પૂર્વે વિક્ષેપને પ્રાપ્ત થયલી તારી બુદ્ધિ જે કાળે અંતઃકરણની શુદ્ધિથી પ્રાપ્ત થયલા વિવેકજન્ય પદાર્થોમાં દોષતા-દર્શને કરીને, તે વિક્ષેપનો પરિત્યાગ કરીને, અંતરપરમાત્માદેવમાં નિશ્ચલ થતાં, અર્થાત્ જાગ્રત સ્વપ્નદર્શનરૂપ વિક્ષેપથી રહિત થતાં તથા પરમાત્માદેવમાં અચલ થતાં, અર્થાત્ સુષુપ્તિ, મૂર્છા, સ્તબ્ધભાવ ઇત્યાદિ લયરૂપ ચલનથી રહિત થઈ સ્થિતિ કરશે-અર્થાત્ લય અને વિક્ષેપરૂપ બન્નેનો પરિત્યાગ કરીને જ્યારે તે પરમાત્માદેવમાં એકાગ્રભાવને પ્રાપ્ત થશે; (અથવા निश्चला अचला એ બન્ને શબ્દોનો આ પ્રમાણે અર્થ કરવો. निश्चला એટલે અસંભાવનાથી તથા વિપરીત ભાવનાથી રહિત થયલી તથા अचला એટલે દીર્ઘકાળ, આદર, નિરંતર અને સત્કાર એ ચારેનું સેવન કરીને વિજાતીય વૃત્તિઓવડે નહિ દૂષિત થયલી,) અર્થાત્ જે કાળે વાયુથી રહિત દીપકની જેમ પરમાત્મા દેવમાં તારી બુદ્ધિ સ્થિતિ કરશે તે કાળે तत्त्वमसि આદિ વાક્યોથી ઉત્પન્ન થયલા જીવ-બ્રહ્મના અભેદ સાક્ષાત્કારરૂપ યોગને તું પ્રાપ્ત થઇશ. આવા જ્ઞાન કાળે બીજું કાંઇ કર્તવ્ય નથી. તેથી તે કાળે તું કૃતકૃત્ય થશે તથા સ્થિતપ્રજ્ઞ થશે. (૫૩)

अर्जुन उवाच-स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

શ્લોકાર્થ:-અર્જુન પૂછે છે:-હે કેશવ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ પુરુષનું લક્ષણ કેવું છે, સમાધિમાંથી ઉઠેલો સ્થિતપ્રજ્ઞ પુરુષ કેવી રીતે ભાષણ કરે છે, કેવી રીતે તે બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તથા તે કેવી રીતે વિષયોને પામે છે? ૫૪

ટીકા:-અર્જુને પૂછયું, 'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારની જેની પ્રજ્ઞા નિશ્ચલ થઈ છે, તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. સ્થિતપ્રજ્ઞ પુરુષ બે પ્રકારની અવસ્થાવાળો હોય છે; એક તો સમાધિમાં સ્થિત હોય છે, અને બીજો સમાધિથી ઉત્થાન થયલા ચિત્તવાળો હોય છે. આ કારણથી જ સ્થિતપ્રજ્ઞ પુરુષનું 'સમાધિસ્થ' એ વિશેષણ કહેલું છે. એવા સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં શું લક્ષણ છે? અર્થાત્ સમાધિમાં રહેલો સ્થિતપ્રજ્ઞ પુરુષ બીજા કેવાં લક્ષણોવડે પુરુષોમાં ઓળખાય છે? પ્રથમ પ્રશ્ન નીચે પ્રમાણે કરે છે:-સમાધિથી જેનું ચિત્ત વ્યુત્થાનને પ્રાપ્ત થયું હોય, એવી બીજી અવસ્થાવાળો સ્થિતપ્રજ્ઞ પુરુષ પોતાની સ્તુતિ વિષે તથા નિંદા વિષે હર્ષપૂર્વક તથા દ્વેષપૂર્વક વચનો કેવી રીતે કથન કરે છે? દ્વિતીય પ્રશ્ન નીચે પ્રમાણે કરે છે:-સમાધિથી વ્યુત્થાનને પ્રાપ્ત થયલા ચિત્તનો નિગ્રહ કરવાને વાસ્તે સ્થિતપ્રજ્ઞ પુરુષ નેત્રાદિ બાહ્ય ઈન્દ્રિયોનો નિગ્રહ કેવા પ્રકારે કરે છે? તૃતીય પ્રશ્ન નીચે પ્રમાણે છે:-બાહ્ય ઈંદ્રિયોના નિગ્રહના અભાવકાળમાં સ્થિતપ્રજ્ઞ પુરુષ કયા પ્રકારે વિષયોને પ્રાપ્ત થાય છે? ચતુર્થ પ્રશ્ન એ છે કે, વ્યુત્થાન ચિત્તવાળા સ્થિતપ્રજ્ઞ પુરુષનું ભાષણ, આસન અને ગમન એ ત્રણ અજ્ઞાની પુરુષોના ભાષણાદિથી કેવા પ્રકારે વિલક્ષણ છે?

આ પ્રમાણે અર્જુનના ચાર પ્રશ્નો સિદ્ધ થાય છે. સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ વિષે પ્રથમ એક પ્રશ્ન છે અને સમાધિથી ઉત્થાન ચિત્તવાળા સ્થિતપ્રજ્ઞ વિષે ત્રણ પ્રશ્નો છે. અહીં हे केशव એ સંબોધનના કથનથી અર્જુને એ અર્થ સૂચવ્યો છે કે, સર્વના અંતર્યામી હોવાથી આપ જ આ રહસ્યના અર્થને કહેવામાં સમર્થ છો. (૫૪)

અવતરણિકા:-હવે શ્રીભગવાન્ એ ચારે પ્રશ્નોના ઉત્તરો યથાક્રમથી આ દ્વિતીય અધ્યાયની સમાપ્તિ પર્યંત કથન કરે છે. એક શ્લોકવડે પ્રથમ પ્રશ્નનો ઉત્તર કહે છે:—

श्रीभगवानुवाच-प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન! જે સમાધિસ્થ પુરુષ પોતાના મનમાં રહેલી સર્વ કામનાઓનો પરિત્યાગ કરે છે તથા આત્મામાં આત્માવડે જ તૃપ્ત થાય છે, તે સમયે તે સમાધિસ્થ પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

ટીકા:-શ્રીભગવાને કહ્યું:-હે અર્જુન! કામ-સંકલ્પાદિ મનની વૃત્તિઓને અન્ય શાસ્ત્રમાં પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ ભેદવડે પાંચ પ્રકારની કહેલી છે. આ કામ-સંકલ્પાદિ સર્વ વૃત્તિઓનો, જે કાળે વિદ્વાન્ પુરુષ, કારણના બાધવડે, પરિત્યાગ કરે છે; અર્થાત્ જે કાળે કામ-સંકલ્પાદિ સર્વ વૃત્તિઓથી રહિત થાય છે, તે કાળે સમાધિસ્થ વિદ્વાન્ પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (હવે કામ-સંકલ્પાદિ વિષે, અનાત્મ વસ્તુની ધર્મરૂપતાનું કથન કરીને, પરિત્યાગ કરવાની યોગ્યતાનું નિરૂપણ કરે છે.) मनोगतान् इति-હે અર્જુન! કામ-સંકલ્પાદિ સર્વ ધર્મ મનના જ છે, પણ આત્માના ધર્મ નથી. જો કદાચિત્ કામ-

સંકલ્પાદિ આત્માના જ સ્વાભાવિક ધર્મ હોય તો જેવી રીતે અગ્નિનો સ્વાભાવિક ઉષ્ણતારૂપ ધર્મ, અગ્નિ વિદ્યમાન હોતાં કદાચિત્ પણ નિવૃત્ત થતો નથી, તેવી રીતે આત્મા વિદ્યમાન હોતાં કામ-સંકલ્પાદિ ધર્મ કદાચિત પણ નિવૃત્ત થશે નહિ. કામ-સંકલ્પાદિ આત્માના ધર્મ નથી, પરંતુ મનના જ ધર્મ છે. તેથી કારણરૂપ મનનો પરિત્યાગ કર્યા પછી કામ-સંકલ્પાદિ ધર્મનો પરિત્યાગ કરવો શક્ય છે. કામ-સંકલ્પાદિ મનના જ ધર્મ છે. એ અર્થ વિષે कामः संकल्पो विचिकित्सा ઇત્યાદિ શ્રુતિ પણ પ્રમાણરૂપે છે. (આમ કહેવાથી, બુદ્ધિ, સુખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ અને અધર્મ એ આઠે આત્માના ધર્મ છે, એમ માનનારા નૈયાયિકોના મતનું ખંડન કર્યું)

**અર્જુનની શંકા:**-હે ભગવન્! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ વિદ્વાનનું મુખ પ્રસન્ન થયલું પ્રતીત થાય છે. વળી મુખની પ્રસન્નતા અંતરના સંતોષ વિના થતી નથી. તેથી મુખની પ્રસન્નતારૂપ હેતુથી સ્થિતપ્રજ્ઞ પુરુષનો સંતોષવિશેષ અનુમાન કરી શકાય છે. આ સન્તોષ સર્વ વૃત્તિઓનો પરિત્યાગ કરતાં કેવી રીતે સંભવશે?

**ભગવાને કરેલું સમાધાન:**-"आत्मन्येवात्मना तुष्ट इति. હે અર્જુન! વિદ્વાન્ પુરુષ પરમાનન્દ સ્વરૂપ આત્મા વિષે જ પરમ પુરુષાર્થની પ્રાપ્તિથી તૃપ્તિને પામે છેઃ કાંઇ અનાત્મ તુચ્છ પદાર્થો વિષે વિદ્વાન્ પુરુષ તૃપ્તિને પ્રાપ્ત થતો નથી. પરમાનંદસ્વરૂપ આત્મા વિષે પણ, સ્વપ્રકાશ ચૈતન્યરૂપવડે ભાસમાન આત્માવડે જ તૃપ્તિને પ્રાપ્ત થાય છે, કાંઇ મનની વૃત્તિવિશેષવડે તૃપ્તિને પ્રાપ્ત થતો નથી. માટે સ્થિતપ્રજ્ઞ પુરુષમાં મનની વૃત્તિ વિના પણ સંતોષના વિશેષનો સમ્ભવ હોઇ શકે છે, શ્રુતિ કહે છે કે, यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः ॥ अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते-અર્થ:-પુરુષના મનમાં રહેલ કામ-સંકલ્પાદિ જે કાળે નિઃશેષથી નિવૃત્ત થાય છે, તે કાળે જીવ અમૃત ભાવને પ્રાપ્ત થાય છે, તથા આ શરીરમાં આનંદસ્વરૂપ બ્રહ્મને અનુભવે છે." આથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સમાધિ વિષે રહેલો સ્થિતપ્રજ્ઞ પુરુષ ઉપર કહેલા લક્ષણવાચક શબ્દોવડે કથન કરવામાં આવે છે. આ રીતે પ્રથમ પ્રશ્નનો ઉત્તર સિદ્ધ થયો. (૫૫)

**અવતરણિકા:**-અર્જુનની શંકા:-હવે સમાધિથી ઉત્થાનને પ્રાપ્ત થયલા સ્થિતપ્રજ્ઞનાં ભાષણ, આસન અને ગમન એ ત્રણમાં મૂઢ પુરુષોનાં ભાષણાદિથી શું વિલક્ષણતા છે તે વિલક્ષણતાનું સૂચન કરતાં શ્રીભગવાન્ *किं प्रभाषेत* એ દ્વિતીય પ્રશ્નના ઉત્તરને બે શ્લોકોવડે કથન કરે છેઃ—

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

**શ્લોકાર્થ:**-દુઃખને વિશે ઉદ્વેગને નહિ પામે એવા મનવાળો, વિષયસુખો વિશે નિવૃત્ત પામેલી સ્પૃહાવાળો તથા રાગ, ભય અને ક્રોધ જેના નાશ પામ્યા છે એવા મનનશીલ પુરુષને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. ૫૬

**ટીકા:**-આધ્યાત્મિક દુઃખ, આધિભૌતિક દુઃખ અને આધિદૈવિક દુઃખ એ ત્રણ પ્રકારનાં દુઃખો હોય છે. શોક-મોહાદિ આધિવડે ઉત્પન્ન થયલાં દુઃખો તથા જ્વર-શૂલ આદિ વ્યાધિઓવડે થનારાં સર્વ દુઃખો આધ્યાત્મિક દુઃખો કહેવાય છે. વ્યાઘ્રસર્પાદિવડે થનારાં સર્વ દુઃખો આધિભૌતિક દુઃખો કહેવાય છે અને અતિવાયુ, અતિવૃષ્ટિ, અગ્નિ આદિથી ઉત્પન્ન થનારાં દુઃખો આધિદૈવિક દુઃખો કહેવાય છે. સર્વ દુઃખ રજોગુણના પરિણામરૂપ તથા સંતાપરૂપ

અંતઃકરણની વૃત્તિવિશેષરૂપ હોય છે તથા પાપકર્મરૂપ પ્રારબ્ધવડે પ્રાપ્ત થાય છે. એવાં દુઃખોની પ્રાપ્તિ થતાં જેનું મન, તે દુઃખોને નિવૃત્ત કરવાની અસમર્થતાવડે, ઉદ્વેગને પ્રાપ્ત થતું નથી, તે અનુદ્વિગ્ન મનવાળો કહેવાય છે. અને અવિવેકી પુરુષોને તો દુઃખની પ્રાપ્તિકાળે આ પ્રકારનો ઉદ્વેગ થાય છે–"હું મોટો પાપાત્મા છું," "આવાં દારુણ દુઃખો ભોગવનાર મને દુરાત્માને ધિક્કાર છે," "એવાં મારાં દુઃખોને કોણ નિવૃત્ત કરશે?" આ પ્રકારના અનુતાપરૂપ ભ્રાંતિ હોય છે. આ ભ્રાંતિરૂપ તમોગુણના પરિણામરૂપ જે અંતઃકરણની વૃત્તિવિશેષ હોય છે તેને ઉદ્વેગ કહે છે. અવિવેકી પુરુષોને દુઃખરૂપ ફળની પ્રાપ્તિના સમયમાં જેવો ઉદ્વેગ થાય છે, તેવો ઉદ્વેગ જો કદાચિત્ અવિવેકી પુરુષોને પાપકર્મો કરવાના કાળમાં થતો હોય તો પાપકર્મોની પ્રવૃત્તિનો પ્રતિબંધક થવાથી તે ઉદ્વેગ સફળ કહેવાય. પરંતુ પાપકર્મો કરવાના કાળમાં અવિવેકી પુરુષોને ઉદ્વેગ થતો જ નથી અને જેવી રીતે ગૃહને અગ્નિ લાગે ત્યારે અગ્નિની શાંતિ કરવાને વાસ્તે કૂપ ખોદવો નિષ્ફળ થાય છે, તેવી જ રીતે પાપકર્મોનાં દુઃખરૂપ ફળને ભોગવવાના કાળે ઉત્પન્ન થયલો ઉદ્વેગ નિષ્ફળ જ થાય છે. કારણ કે પાપરૂપ કારણ વિદ્યમાન હોતાં તેનું દુઃખરૂપ કાર્ય અવશ્ય કરીને ઉત્પન્ન થાય છે. આ દુઃખની નિવૃત્તિ ઉદ્વેગથી થતી નથી. દુઃખનું પાપરૂપ કારણ વિદ્યમાન હોવા છતાં પણ 'મને શા માટે દુઃખ ઉત્પન્ન થાય છે?' એ પ્રકારનો અવિવેક ભ્રમરૂપ છે. તેથી ભ્રમરૂપ અવિવેક સ્થિતપ્રજ્ઞપુરુષમાં સંભવતો નથી. વિદ્વાન પુરુષનું શરીર પણ પુણ્ય અને પાપનાં કર્મોવડે રચાયલું હોય છે, તેથી પ્રારબ્ધ પાપકર્મ વિદ્વાન્ પુરુષને કેવળ દુઃખમાત્રની જ પ્રાપ્તિ કરે છે; પરંતુ દુઃખની પ્રાપ્તિના ઉત્તર કાળમાં અવિવેકરૂપ ભ્રમની પ્રાપ્તિ કરતું નથી.

અર્જુનની શંકાઃ–હે ભગવન્! દુઃખની પ્રાપ્તિના ઉત્તર કાળમાં ઉત્પન્ન થયેલ અવિવેકરૂપ ભ્રમ બીજા દુઃખનું કારણ થાય છે. તેથી અવિવેકરૂપ ભ્રમ પણ બીજાં પ્રારબ્ધ કર્મોવડે જ પ્રાપ્ત થાય છે. વિદ્વાન્ પુરુષને પણ પ્રારબ્ધકર્મના વશથી અવિવેકરૂપ ભ્રમ અવશ્ય થવાનો.

ભગવાને કરેલું સમાધાનઃ–હે અર્જુન! ભ્રમનું જે ઉપાદાન કારણ અજ્ઞાન છે, તે અજ્ઞાન સ્થિતપ્રજ્ઞ પુરુષનું નાશ થઇ ગયું હોય છે. તેથી સ્થિતપ્રજ્ઞ પુરુષમાં અવિવેકરૂપ ભ્રમ સંભવતો નથી. તેમ વિદ્વાન્ પુરુષમાં, ભ્રમજન્ય દુઃખની પ્રાપ્તિ કરનારું પ્રારબ્ધ કર્મ પણ હોતું નથી. વળી કોઇ પણ પ્રકારે કરી વિદ્વાન્ પુરુષના દેહની યાત્રા માત્રનો નિર્વાહ કરનારા પ્રારબ્ધ કર્મના ફળના ભોગનો સંભવ ભ્રમનો નાશ હોવા છતાં પણ બાધિતાનુવૃત્તિવડે, વિદ્વાન્ પુરુષવિષે હોઈ શકે છે. (આ વાત આગળ વિસ્તારથી કહેવામાં આવશે.) અથવા તો વિદ્વાન્ પુરુષ જેવી રીતે દુઃખોની પ્રાપ્તિમાં ઉદ્વેગથી રહિત હોય છે, તેવી રીતે સુખોની પ્રાપ્તિમાં સ્પૃહાથી પણ રહિત હોય છે. સત્વગુણના પરિણામરૂપ અંતઃકરણની પ્રીતિરૂપ વૃત્તિવિશેષ સુખ કહેવાય છે. સુખ પણ દુઃખની પેઠે આધ્યાત્મિક સુખ, આધિભૌતિક સુખ, અને આધિદૈવિક સુખ–એવા ભેદવડે ત્રણ પ્રકારનું હોય છે. પ્રિય વસ્તુના ધ્યાનવડે તથા પાંડિત્યાદિના અભિમાનવડે ઉત્પન્ન થયલું સુખ આધ્યાત્મિક સુખ કહેવાય છે. સ્ત્રીથી, પુત્રથી તથા મિત્રાદિથી ઉત્પન્ન થયલું સુખ આધિભૌતિક સુખ કહેવાય છે અને મંદમંદ પવન તથા વૃષ્ટિ વગેરેથી ઉત્પન્ન થયલું સુખ આધિદૈવિક સુખ કહેવાય છે.

[ આ ગીતા શાસ્ત્રના અઢારમા અધ્યાયમાં કહેલી રીતિથી સાત્ત્વિક, રાજસ અને તામસ એ ભેદથી સુખ ત્રણ પ્રકારનાં થાય છે. અન્ય શાસ્ત્રોક્ત રીતિથી વૈષયિક, આભિમાનિક, માનોરથિક, આભ્યાસિક એવા ભેદવડે સુખ ચાર પ્રકારનાં થાય છે. વિષયના સંબંધથી ઉત્પન્ન થનારું સુખ વૈષયિક સુખ કહેવાય છે; રાજ્યપાંડિત્યાદિના અભિમાનવડે ઉત્પન્ન થનારું સુખ આભિ-

માનિક કહેવાય છે; પ્રિય વિષયોનું ધ્યાન કરવાથી ઉત્પન્ન થનારુ સુખ માનોરથિક સુખ કહેવાય છે; સૂર્ય ભગવાનના નમસ્કારાદિવડે ઉત્પન્ન થનારુ સુખ આભ્યાસિક સુખ કહેવાય છે.]

આ પ્રમાણે અનેક પ્રકારનાં સુખોને જાણવા વાસ્તે શ્રીભગવાને सुखेषु એમ બહુવચન કહ્યું છે. આ સર્વ સુખો પુણ્યકર્મરૂપ પ્રારબ્ધથી પ્રાપ્ત થાય છે. સર્વ સુખોમાં વિદ્વાન્ પુરુષ સ્પૃહાથી રહિત હોય છે. સુખના અનુભવ કાળમાં, સુખનાં સજાતીય બીજાં સુખની પ્રાપ્તિ કરનારા ધર્મનું અનુષ્ઠાન ન કરીને, તે તે સુખની પ્રાપ્તિની આકાંક્ષારૂપ તામસી અંતઃકરણની વૃત્તિવિશેષ સ્પૃહા કહેવાય છે. આ સ્પૃહા ભ્રાંતિરૂપે છે; આવી ભ્રાંતિરૂપ સ્પૃહા અવિવેકી પુરુષોમાં જ ઉત્પન્ન થાય છે, વિવેકી પુરુષોમાં ભ્રાંતિરૂપ સ્પૃહા ઉત્પન્ન થતી જ નથી.

એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જેવી રીતે પાપકર્મરૂપ કારણ વિદ્યમાન હોવા છતાં પણ દુઃખરૂપ કાર્ય મને ન પ્રાપ્ત થાય, એ પ્રકારનો વ્યર્થ આકાંક્ષારૂપ ઉદ્વેગ વિવેકી પુરુષોમાં સંભવતો નથી; તેવી રીતે પુણ્યકર્મરૂપ કારણ ન વિદ્યમાન હોવા છતાં પણ સુખરૂપ કાર્ય મને પ્રાપ્ત થાય, એ પ્રકારની વ્યર્થ આકાંક્ષારૂપ સ્પૃહા તૃષ્ણા કહેવાય છે. આ તૃષ્ણારૂપ સ્પૃહા પણ વિવેકી પુરુષમાં સંભવતી નથી. પ્રારબ્ધ પુણ્યકર્મ તો વિદ્વાન્ પુરુષને કેવળ સુખમાત્રની જ પ્રાપ્તિ કરે છે. કાંઇ ભ્રાંતિરૂપ સ્પૃહાની પ્રાપ્તિ કરતું નથી. અથવા હર્ષરૂપ અંતઃકરણની વૃત્તિવિશેષ છે તેને સ્પૃહા કહેવામાં આવે છે. "આવું ઉત્કૃષ્ટ સુખ મને પ્રાપ્ત થયું છે તેથી મને ધન્ય છે," "ત્રણે લોકોમાં મારા સમાન સુખવાળો કોઇ પણ પ્રાણી નથી," "કોઇ પણ ઉપાયે કરીને મારુ સુખ નાશને પ્રાપ્ત નહિ થાય," ઇત્યાદિ ઉત્કૃષ્ટતારૂપ અંતઃકરણની તામસી વૃત્તિવિશેષ, હર્ષ કહેવાય છે. આ હર્ષરૂપ પણ સ્પૃહા ભ્રાંતિરૂપે જ છે. સ્પૃહા શબ્દનો અર્થ શ્રીભગવાન્ न प्रहृष्येत् प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् આ શ્લોકમાં આગળ જતાં કહેશે.] હર્ષરૂપ ભ્રાંતિ પણ વિદ્વાન્ પુરુષમાં સંભવતી નથી. રાગ, ભય, ક્રોધ વગેરે વિદ્વાન્ પુરુષના નિવૃત્ત થઇ ગયલા હોય છે. "આ વિષય બહુ સુંદર છે" એ પ્રકારની શોભન બુદ્ધિરૂપ અધ્યાસવડે ઉત્પન્ન થયલી રંજનરૂપ અંતઃકરણની વૃત્તિવિશેષ તથા તેને વિશે અત્યંત અભિનિવેશ, રાગ કહેવાય છે; આ રાગના વિષયરૂપ પદાર્થનો નાશ કરનારુ કોઇ કારણ પ્રાપ્ત થતાં, કારણને નિવૃત્ત કરવામાં પોતાને અસમર્થ માનનાર પુરુષની જે દીનતારૂપ અંતઃકરણની વૃત્તિવિશેષ છે, તે ભય કહેવાય છે. વળી રાગના વિષયરૂપ પ્રિય વસ્તુનો નાશ કરનાર કોઈ કારણ પ્રાપ્ત થતાં, કારણને નિવૃત્ત કરવામાં પોતાને અસમર્થ માનનાર પુરુષની પ્રજ્વલનરૂપ અંતઃકરણની વૃત્તિવિશેષ, ક્રોધ કહેવાય છે; એ રાગ, ભય અને ક્રોધ ત્રણે, ભયરૂપ જ છે. જેનામાંથી ભ્રમરૂપ રાગ, ભય તથા ક્રોધ ત્રણે નિવૃત્ત થઈ ગયાં છે, તેને વીતરાગભયક્રોધ કહેવામાં આવે છે. આ પ્રકારનો મનનશીલ સંન્યાસી સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આવો સ્થિતપ્રજ્ઞ પુરુષ પોતાના અંતર અનુભવને પ્રકટ કરીને, પોતાના શિષ્યો પ્રત્યે શિક્ષા કરવાને વાસ્તે, ઉદ્વેગથી રહિતપણાનું, સ્પૃહાથી રહિતપણાનું તથા રાગ, ભય તથા ક્રોધથી રહિતપણાનું કથન કરનારાં વચનોને જ કથન કરે છે; અર્થાત્ મારી પેઠે બીજા પણ મુમુક્ષુ દુઃખોમાં ઉદ્વેગ ન કરે તથા સુખોમાં સ્પૃહા ન કરે તથા રાગ, ભય તથા ક્રોધથી રહિત થાય. (૫૬)

અને વળીઃ—

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

શ્લોકાર્થ:-જે વિદ્વાન્ પુરુષ દેહાદિ સર્વ પદાર્થોમાં સ્નેહથી રહિત છે તથા પ્રિય અપ્રિય વિષયને પ્રાપ્ત થઈ તેની પ્રશંસા નથી કરતો, તેમ જ તેનો દ્વેષ પણ નથી કરતો, તે વિદ્વાન્ પુરુષની પ્રજ્ઞા સ્થિત થાય છે. ૫૭

ટીકા:-હે અર્જુન ! જે વિદ્વાન્ મુનિ પોતાના દેહ-જીવનાદિ સર્વ પદાર્થોમાં અભિસ્નેહથી રહિત હોય છે. જે વિદ્યમાન હોવાં, અન્ય વસ્તુની હાનિ તથા વૃદ્ધિ પોતામાં આરોપણ કરવામાં આવે, એવી અન્ય વસ્તુ વિષયક અંતઃકરણની તામસી વૃત્તિવિશેષને પ્રેમ કહે છે, તે સ્નેહ કહેવાય છે. આ સ્નેહની વશતાથી જ આ લોક પોતાનાં સ્ત્રી, પુત્ર ધનાદિ પદાર્થોની હાનિ તથા વૃદ્ધિને પોતાવિષે માને છે. આ સ્નેહથી સર્વ પ્રકારે રહિત હોનાર અનભિસ્નેહવાળો કહેવાય છે. આવા અનભિસ્નેહવાળો વિદ્વાન્ પુરુષ પણ પરમાનંદસ્વરૂપ આત્માદેવ વિષે તો સર્વ પ્રકારથી સ્નેહવાળો હોય છે. કારણ કે દેહાદિ અનાત્મ પદાર્થોના સ્નેહનો પરિત્યાગ અંતર આત્માના સ્નેહ વાસ્તે જ છે. આત્માના સ્નેહ વિના બાહ્ય પદાર્થોના સ્નેહનો પરિત્યાગ કરવો નિષ્ફળ છે. જે વિદ્વાન્ પુરુષ, પુણ્ય કર્મરૂપ પ્રારબ્ધે પ્રાપ્ત કરેલાં સુખના કારણરૂપ પ્રિય વિષયોને પામીને હર્ષવિશેષપૂર્વક વિષયોની પ્રશંસા કરતો નથી તે વિદ્વાન્ પુરુષ, પાપકર્મરૂપ પ્રારબ્ધે પ્રાપ્ત કરેલાં દુઃખના કારણરૂપ અપ્રિય વિષયોને પામીને, અસૂયાપૂર્વક અપ્રિય વિષયોની નિંદા કરતો નથી.

તાત્પર્ય એ છે કે, અજ્ઞાની પુરુષોનાં સુખના હેતુરૂપ જે પોતાનાં સ્ત્રી પુત્રાદિ પદાર્થો છે, તે પદાર્થો અજ્ઞાની પુરુષોને શુભ વિષયવાળા હોય છે. તે શુભ વિષયોના ગુણનું કથન કરવામાં પ્રવૃત્ત કરનારી, અજ્ઞાની પુરુષોના અંતઃકરણની જે ભ્રાંતિરૂપ તામસી વૃત્તિવિશેષ છે તે અભિનંદન કહેવાય છે. આ સ્ત્રીપુત્રાદિ પદાર્થોના ગુણોનું કથન અન્ય પુરુષોની પ્રીતિને વાસ્તે નથી, માટે તે વ્યર્થ છે. આ પ્રમાણે અન્ય પુરુષોના વિદ્યા તથા પ્રતિષ્ઠાદિ ગુણો ઈર્ષાની ઉત્પત્તિદ્વારા અજ્ઞાની પુરુષોને દુઃખનું જ કારણ છે. તેથી અન્ય પુરુષોના વિદ્યાદિ ગુણ અજ્ઞાની પુરુષોને અશુભ વિષયવાળા છે. અશુભ વિષયોની નિંદાદિવિષે પ્રવૃત્ત કરનારી, અજ્ઞાની પુરુષોના અન્તઃકરણની ભ્રાંતિરૂપ વૃત્તિવિશેષ, દ્વેષ કહેવાય છે. તે દ્વેષ પણ તમોગુણનું જ કારણ છે. આ અજ્ઞાની પુરુષે કરેલી નિંદા અન્ય પુરુષોની વિદ્યાદિ ઉત્કૃષ્ટતાનું નિવારણ કરી શકતી નથી, માટે તે નિંદા વ્યર્થ જ છે. એથી અભિનંદન તથા દ્વેષ બન્ને ભ્રાંતિરૂપ છે તથા તમોગુણનું પરિણામ છે. આવું અભિનંદન તથા દ્વેષ બન્ને ભ્રાંતિથી રહિત તથા શુદ્ધ અંતઃકરણવાળા સ્થિતપ્રજ્ઞ પુરુષમાં કેવી રીતે સંભવે ? અર્થાત્ ન જ સંભવે. દ્વેષાદિ તામસીવૃત્તિ જ અંતઃકરણને ચલાયમાન કરનારી છે. દ્વેષાદિનો અભાવ થતાં સ્નેહથી રહિત તથા હર્ષવિષાદથી રહિત વિદ્વાન્ મુનિની આત્મતત્ત્વ વિષયક પ્રજ્ઞા પ્રતિષ્ઠિત જ હોય છે, અર્થાત્ મોક્ષરૂપ ફળમાં પર્યવસાનવાળી હોય છે અને તે જ મુનિ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આ પ્રમાણે બીજા મુમુક્ષુએ પણ સર્વ પદાર્થોમાં સ્નેહથી રહિત થઈ, પ્રિય વિષયોને પામીને તેમની પ્રશંસા ન કરવી તથા અપ્રિય વિષયોને પામીને તેમની નિંદા ન કરવી.

એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જેવી રીતે અજ્ઞાની પુરુષ શુભાશુભ પદાર્થોની પ્રાપ્તિના કાળમાં પ્રશંસારૂપ વચનો તથા નિંદારૂપ વચનો બોલે છે, તેવી રીતે તે વિદ્વાન્ પુરુષ શુભાશુભ પદાર્થોની પ્રાપ્તિના કાળમાં પ્રશંસારૂપ વચનો તથા નિંદારૂપ વચનો બોલતા નથી, કિન્તુ શુભાશુભ ઉભયની પ્રાપ્તિમાં તે વિદ્વાન્ પુરુષ ઉદાસીન જ રહે છે. (૫૭)

અવતરણિકા:-હવે કિમાસીત આ તૃતીય પ્રશ્નના ઉત્તરને શ્રીભગવાન્ છ શ્લોકોવડે કથન કરે છે. જે ઇંદ્રિયો પ્રારબ્ધકર્મની વશતાથી સમાધિમાંથી ઉત્થાનવડે વિક્ષેપને પ્રાપ્ત થઈ હોય છે,

તે ઇંદ્રિયોને પુનઃ અંતર્મુખ કરી, સમાધિ વાસ્તે જ સ્થિતપ્રજ્ઞ પુરુષની સ્થિતિ થાય છે, એ અર્થનું નિરૂપણ કરવાને વાસ્તે શ્રીભગવાન્ કહે છેઃ-

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

શ્લોકાર્થઃ-જેમ કાચબો પોતાનાં શિરપાદાદિ અંગોનો સંકોચ કરે છે, તેમ વિદ્વાન્ પુરુષ જે સમયે પોતાની સર્વ ઇન્દ્રિયોને શબ્દાદિક વિષયોમાંથી ફરીને સંકોચી લે છે, તે સમયે વિદ્વાન્ પુરુષની પ્રજ્ઞા સ્થિત થાય છે. ૫૮

ટીકા-હે અર્જુન ! જેવી રીતે કૂર્મ (કાચબો) બીજાના ભયથી પોતાનાં શિરપાદાદિ સર્વ અંગોનો પોતાના શરીરમાં જ સંકોચ કરી લે છે, તેવી રીતે સમાધિમાંથી ઉત્થાનને પ્રાપ્ત થયેલો વિદ્વાન્ પુરુષ, જે કાળે રાગાદિ દોષોની પ્રાપ્તિના ભયથી તથા સમાધિના વિઘ્નોના ભયથી પોતાની શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોનો શબ્દાદિ વિષયોમાંથી પુનઃ સંકોચ કરી લે છે, તે કાળે વિદ્વાન્ પુરુષની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થાય છે. ત્યાં પૂર્વના બે શ્લોકોવડે સમાધિમાંથી વ્યુત્થાન દશાવિષે પણ વિદ્વાન્ પુરુષમાં સર્વ તામસ વૃત્તિઓનો અભાવ કથન કર્યો; અને હવે આ શ્લોકવડે પુનઃ સમાધિ અવસ્થા વિષે સકલવૃત્તિઓનો અભાવ કથન કર્યો છે. પૂર્વ કરતાં અહીં આટલી વિલક્ષણતા છે. (૫૮)

અવતરણિકાઃ-અર્જુનની શંકા;-"હે ભગવન્ ! શબ્દાદિ વિષયોથી શ્રોત્રાદિ ઇંદ્રિયોની નિવૃત્તિનો કદાચિત્ સ્થિતપ્રજ્ઞતાનો હેતુ હોય, તો રોગાદિ નિમિત્તની વશતાથી મૂઢ પુરુષોની શ્રોત્રાદિ ઇંદ્રિયોની પણ શબ્દાદિ વિષયોથી નિવૃત્તિ જોવામાં આવે છે; તે માટે રાગાદિવાળા સર્વ મૂઢ પુરુષો સ્થિતપ્રજ્ઞ હોવા જોઇએ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**विषया विनिवर्त्तंते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

શ્લોકાર્થઃ-ઇંદ્રિયોવડે વિષયને ગ્રહણ કરવામાં અસમર્થ રોગી પુરુષના શબ્દાદિ વિષયો જો કે નિવૃત્ત થઇ જાય છે, પણ તેના વિષયનો રાગ કદી નિવૃત્ત થતો નથી. તેમ છતાં સ્થિતપ્રજ્ઞ પુરુષને તો બ્રહ્મનો સાક્ષાત્કાર થયલો હોવાથી તેનો રાગ પણ નિવૃત્ત થઇ ગયલો હોય છે. ૫૯

ટીકાઃ-શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરવામાં અસમર્થ એવો દેહાભિમાનવાળો રોગી-મૂઢ પુરુષ છે, અથવા કાષ્ઠની પેઠે સર્વ ઇંદ્રિયોને ચેષ્ટાથી રહિત તપસ્વી માફક રોગી આદિ મૂઢ પુરુષોના પણ તે શબ્દાદિ વિષયો નિવૃત્ત થઈ જાય છે; પરંતુ અજ્ઞાની પુરુષોનો શબ્દાદિ વિષયોનો રાગ નિવૃત્ત થતો નથી; પરંતુ વિષયોનો રાગ કાળે પણ અજ્ઞાની પુરુષોનો જ થઈ રહે છે. સ્થિતપ્રજ્ઞ પુરુષના તો 'પરમાનંદ સ્વરૂપ બ્રહ્મ હું છું' એ પ્રકારના સાક્ષાત્કારવડે, શબ્દાદિ વિષયો તથા તે વિષયોનો રાગ બન્ને નિવૃત્ત થઇ જાય છે. આ વાત યાવાનર્થ उदपाने આ શ્લોકમાં પૂર્વે કહેવામાં આવી છે, તેથી રાગસહિત વિષયોની નિવૃત્તિ જ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ છે. રોગાદિથી ગ્રસ્ત થયેલા મૂઢ પુરુષમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થઇ શકતી નથી.

આથી એ અર્થ સિદ્ધ થાય છે કે પરમાત્મ દેવના યથાર્થ સાક્ષાત્કાર વિના, રાગસહિત વિષયોની નિવૃત્તિ થતી નથી. માટે અધિકારી પુરુષે રાગસહિત વિષયોને નિવૃત્ત કરનારી તથા યથાર્થજ્ઞાનરૂપ પ્રજ્ઞાની સ્થિરતાને, અવશ્ય સંપાદન કરવી જોઈએ. (૫૯)

અવતરણિકા:–પ્રજ્ઞાની સ્થિરતામાં બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ તથા આંતર મનનો નિગ્રહ, આ બન્ને અસાધારણ કારણ છે. આ બન્નેનો અભાવ થતાં પ્રજ્ઞાનો નાશ જોવામાં આવે છે. આ અર્થ કહેવા પહેલાં બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ નહિ કરવાથી થતા દોષનું વર્ણન નીચલા શ્લોકથી કરવામાં આવે છેઃ—

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥**

શ્લોકાર્થ:–હે કુંતીના પુત્ર અર્જુન! યત્ન કરવાવાળા વિવેકી પુરુષના મનને પણ અત્યંત બળવાન્ શ્રોત્રાદિક ઇંદ્રિયો બળાત્કારે વિકારને પ્રાપ્ત કરે છે. ૬૦

ટીકા:–હે અર્જુન! વારંવાર શબ્દાદિ વિષયોમાં દોષદર્શનરૂપ યત્ન કરનારા અત્યંત વિવેકી પુરુષના, ક્ષણમાત્ર નિર્વિકાર કરેલા મનને પણ શ્રોત્રાદિ ઇંદ્રિયો નાના પ્રકારના વિકારોની પ્રાપ્તિ કરે છે.

અર્જુનની શંકા:–"હે ભગવન્! વિકારનો વિરોધ કરનાર વિવેક વિદ્યમાન હોતાં વિવેકી પુરુષના મનને ઇંદ્રિયો વિકારની પ્રાપ્તિ કરી શકશે નહિ."

ભગવાને કરેલું સમાધાનઃ–ઇંદ્રિયોનો પ્રભાવ કેવો હોય છે, તે માટે प्रमाथीनि ઇત્યાદિ વિશેષણો આપ્યાં છે. હે અર્જુન! શ્રોત્રાદિ ઇંદ્રિયો અત્યંત બળવાન્ છે, તેથી ઇંદ્રિયો વિવેકનો પરાભવ કરવામાં સમર્થ છે. વિચારવાન્ પુરુષરૂપ સ્વામીને દેખતાં છતાં તથા વિવેકરૂપ રક્ષક વિદ્યમાન છતાં પણ, સર્વેનો પરાભવ કરીને, એ શ્રોત્રાદિ ઇંદ્રિયો, તે વિવેકજન્ય પ્રજ્ઞાને, પ્રાપ્ત થયેલા મનને, પ્રજ્ઞાથી નિવૃત્ત કરીને પોતાના શબ્દાદિ વિષયોમાં જ બળાત્કારથી ઘસડી લાવે છે.

અહીં यततो हि એ શબ્દોમાં રહેલો જે हि શબ્દ છે, તે જ શબ્દવડે ભગવાને લોકપ્રસિદ્ધિનું બોધન કર્યું. આ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે. જેવી રીતે કોઇ બળવાન્ શત્રુ, ધનવાન્ પુરુષોનો તથા ધનના રક્ષક પુરુષોનો તિરસ્કાર કરીને, તેમના દેખતાં છતાં પણ બળાત્કારથી તેમના ધનાદિ પદાર્થો લઇ જાય છે, તેવી રીતે શ્રોત્રાદિ ઇંદ્રિયો પણ, શબ્દાદિ વિષયોની સમીપતાને પ્રાપ્ત થઇ, વિવેકાદિનો પરાભવ કરીને બળાત્કારથી મનને તે વિષયોમાં ઘસડી લઈ જાય છે. (૬૦)

અવતરણિકા:–અર્જુનની શંકા:–"હે ભગવન્! તે શ્રોત્રાદિ ઇંદ્રિયો જો એવી બળવાન્ છે, તો તે ઇંદ્રિયોનો નિરોધ મારાથી કેવી રીતે થઇ શકશે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે ઇન્દ્રિયોના નિરોધનો ઉપાય કહે છેઃ—

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥**

શ્લોકાર્થ:–મારો અનન્યભક્ત પોતાની સર્વ ઇંદ્રિયોને વશ કરી, પોતે નિગૃહિત મનવાળો થઇ રહે છે. આ રીતે જે પુરુષની ઇંદ્રિયો વશ રહે છે તે પુરુષની પ્રજ્ઞા સ્થિર થાય છે. ૬૧

ટીકાઃ–હે અર્જુન ! જ્ઞાનના સાધનરૂપ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો છે તથા ક્રિયાના સાધનરૂપ જે વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિયો છે. તે સર્વ ઇંદ્રિયોને પોતાને વશ કરીને, અર્થાત્ શબ્દાદિક વિષયોથી ઇંદ્રિયોનો નિરોધ કરીને વિવેકી પુરુષે મનના નિગ્રહવાળા થઇ રહેવું અર્થાત્ બાહ્ય અને આંતર સર્વ વ્યાપારોથી રહિત થઇને રહેવું.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! પૂર્વે આપે તે ઇંદ્રિયોને મહાન્ બળવાન્ કહી છે. આવી બળવાન્ ઈંદ્રિયોને પોતાને વશ કરવી, કેવી રીતે સંભવે ?"

ભગવાને કરેલું સમાધાનઃ–( मत्पर इति. ) હે અર્જુન ! સર્વ પ્રાણીમાત્રના આત્મારૂપ હું વાસુદેવ જ, જે પુરુષને સર્વથી ઉત્કૃષ્ટ છું, તે પુરુષ મત્પર કહેવાય છે. એવો મારો અનન્યભક્ત જ તે ઈન્દ્રિયોને પોતાને વશ કરે છે. ( न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ) સર્વ પ્રાણીમાત્રના આત્મારૂપ વાસુદેવના અનન્ય ભક્તોને કોઇ પણ કાર્યમાં અશુભની પ્રાપ્તિ થતી નથી; પરંતુ તેમનાં સર્વ કાર્ય નિર્વિઘ્ન સમાપ્ત થાય છે. એ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે કે, જ્યાં સૂધી એક પુરુષે કોઇ બળવાન્ મહારાજાનો આશ્રય લીધો નથી, ત્યાં સૂધી જ તે પુરુષને અન્ય શત્રુઓ દુઃખ પમાડે છે, પણ તે પુરુષ જ્યારે બળવાન્ મહારાજાનો આશ્રય પામે છે, ત્યારે "એ પુરુષ હવે મહારાજાના આશ્રયને પામ્યો છે, માટે તેનું દમન કરી શકાશે નહિ" એ પ્રમાણે માનીને તે શત્રુ પોતે જ તે પુરુષને વશ થઈ જાય છે. તેવી રીતે અધિકારી પુરુષ પણ જ્યાં સૂધી સર્વાંતર્યામી ઈશ્વરના શરણને પ્રાપ્ત થતો નથી, ત્યાંસૂધી જ શ્રોત્રાદિ ઈંદ્રિયો અધિકારી પુરુષને બહિર્મુખ કરે છે. પણ અધિકારી પુરુષ જ્યારે અંતર્યામી ઈશ્વરના શરણને પ્રાપ્ત થાય છે, ત્યારે "અધિકારી પુરુષ હવે અંતર્યામી ઈશ્વરના શરણને પ્રાપ્ત થયો છે," એ પ્રમાણે માનીને તે ઇંદ્રિયો પોતે જ તે અધિકારી પુરુષને તાબે થઇ જાય છે.

એ સર્વ અર્થ वशे हि માંહેના हि શબ્દવડે ભગવાને સૂચિત કર્યો છે. એવા ભગવદ્‌ભક્તિના મહાન્ પ્રભાવને આગળ વિસ્તારપૂર્વક નિરૂપણ કરવામાં આવશે. હવે ભગવાન્ ઇંદ્રિયોને વશ કરવાનું ફળ કહે છે –वशे हि इति. હે અર્જુન ! જે વિદ્વાન્ પુરુષની શ્રોત્રાદિ ઇંદ્રિયો વશ થાય છે, તે વિદ્વાન્ પુરુષની શાસ્ત્રજન્ય પ્રજ્ઞા સ્થિરતાને પ્રાપ્ત થાય છે. તેથી किमासीत એ તૃતીય પ્રશ્નનો ઉત્તર સિદ્ધ થયો કે–તે વિદ્વાન્ પુરુષ શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોને પોતાને વશ કરીને રહે છે. (૬૧)

અવતરણિકાઃ–અર્જુનની શંકાઃ–'હે ભગવન્ ! મનવિષે જે અનર્થની કારણતા છે, તે બાહ્ય ઇંદ્રિયોની પ્રવૃત્તિદ્વારા જ છે. સ્વભાવથી મનવિષે અનર્થની કારણતા નથી. તેથી જે પુરુષે શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો છે, તે પુરુષને–દાંતોથી રહિત કરેલા સર્પની પેઠે, મનનો નિગ્રહ નહિ કરવાં છતાં પણ કોઇ અનર્થની પ્રાપ્તિ થતી નથી, કિંતુ બાહ્ય પ્રવૃત્તિના અભાવે કરીને જ તે પુરુષ કૃતકૃત્ય થાય છે. તેથી પૂર્વ શ્લોકમાં युक्त आसीत એ શબ્દોવડે આપે કહેલો જે મનનો નિગ્રહ છે, તે વ્યર્થ જ કહેલો છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ સર્વ ઇંદ્રિયોના *નિગ્રહવાન્ પુરુષને પણ–મનનો નિગ્રહ નહિ–કરતાં સર્વ અનર્થોની* પ્રાપ્તિ થાય છે, તથા તે બાબત બે શ્લોકોવડે સમજાવે છેઃ—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प્રणश्यति ॥ ६३ ॥

શ્લોકાર્થઃ-શબ્દાદિ વિષયોનું મનવડે ધ્યાન કરવાથી પુરુષનો વિષયમાં આસંગ થાય છે. આ પ્રમાણેના આસગથી કામ ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાય છે, સંમોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે તથા બુદ્ધિના નાશને લીધે તેનો પોતાનો પણ નાશ થઈ જાય છે. ૬૨-૬૩

ટીકાઃ-હે અર્જુન ! જે પુરુષ, પોતાની શ્રોત્રાદિ ઇંદ્રિયોનો શબ્દાદિ વિષયોમાંથી નિરોધ કરીને પણ, મનવડે વારંવાર શબ્દાદિ વિષયોનું ચિંતન કરે છે, તે પુરુષનો વિષયો વિશે અવશ્ય સંગ ઉત્પન્ન થાય છે. "આ વિષય મારા સુખનું સાધન છે" એ પ્રકારના શોભન અધ્યાસરૂપ જે પ્રીતિવિશેષ છે, તે સંગ કહેવાય છે. વળી સુખના સાધનવાળો જ્ઞાનરૂપ સંગ વિષયોમાં પુરુષને કામ ઉત્પન્ન કરે છે. "એ વિષય મને ક્યારે પ્રાપ્ત થશે ?" એ પ્રકારની તૃષ્ણાવિશેષ, તે કામ કહેવાય છે, અને કોઇ અન્ય પુરુષવડે હણાયલો જે તૃષ્ણારૂપ કામ છે, તે કામથી હનન કરનાર અન્ય પુરુષવિષયક અભિજ્વલનરૂપ ક્રોધ ઉત્પન્ન થાય છે, અને અભિજ્વલનરૂપ ક્રોધથી કાર્યના તથા અકાર્યના વિવેકના નાશરૂપ સંમોહ ઉત્પન્ન થાય છે, અને સંમોહથી ગુરુવડે તથા શાસ્ત્રવડે ઉપદિષ્ટ અનર્થના અનુસંધાનરૂપ સ્મૃતિનો વિભ્રંશ થાય છે, અને સ્મૃતિના વિભ્રંશથી અદ્વિતીય આત્માકાર મનની વૃત્તિરૂપ બુદ્ધિનો નાશ થાય છે. તાત્પર્ય એ છે કે, વિપરીત ભાવનાની વૃદ્ધિરૂપ દોષવડે, પ્રતિબંધ હોવાથી બુદ્ધિની ઉત્પત્તિ જ થતી નથી અને ઉત્પન્ન થયલી બુદ્ધિનો, ફળની પ્રાપ્તિ કરવામાં અયોગ્યતાવડે, વિલય થઇ જાય છે. તે જ બુદ્ધિનો નાશ છે. બુદ્ધિના નાશથી પુરુષ નાશને પ્રાપ્ત થાય છે, અર્થાત્ સર્વ પુરુષાર્થને અયોગ્ય થાય છે. કારણ કે આ લોકમાં પણ જે પુરુષ પુરુષાર્થને અયોગ્ય થાય છે, તે પુરુષ "એ મરી ગયેલો છે" એ પ્રકારે લોકોથી ઓળખાય છે, સર્વ પુરુષાર્થને અયોગ્ય થયલો પુરુષ મૃત્યુ પામેલો જ જાણવો.

એથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે પુરુષ મનનો નિગ્રહ ન કરીને, કેવળ બાહ્ય ઇંદ્રિયોનો જ નિગ્રહ કરે છે, તે પુરુષને પણ જ્યારે મહાન્ અનર્થની પ્રાપ્તિ થાય છે, ત્યારે મન અને ઇન્દ્રિય બન્નેના નિગ્રહથી રહિત પુરુષને મહાન્ અનર્થની પ્રાપ્તિ થાય, તેમા શું કહેવાનું છે ? માટે અધિકારી પુરુષે પ્રયત્ન કરીને પણ મનનો નિગ્રહ કરવો. મનના નિગ્રહ વિના કેવળ બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત થતી નથી. (૬૨-૬૩)

અવતરણિકા:-પૂર્વ શ્લોકમાં બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કરતાં છતાં પણ મનનો નિગ્રહ નહિ કરવાથી થતા દોષની પ્રાપ્તિનું કથન કર્યું; હવે જો કોઇ મનનો નિગ્રહ કરે, પણ બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ નહિ કરે છતાં તેને દોષની પ્રાપ્તિ થતી નથી, એ અર્થનું કથન કરતાં શ્રીભગવાન્ किं व्रजेत એ ચતુર્થ પ્રશ્નના ઉત્તરને આઠ શ્લોકોવડે કથન કરે છે—

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

શ્લોકાર્થ:-મનોનિગ્રહવાળો પુરુષ રાગદ્વેષથી રહિત તથા મનને અધીન એવી ઇંદ્રિયોવડે વિષયોને ગ્રહણ કરે છે, છતાં તે ચિત્તથી સ્વચ્છતાને જ પ્રાપ્ત થયલો હોય છે, ૬૪

ટીકા:–જે પુરુષે મનનો નિગ્રહ કર્યો નથી, તે પુરુષ બાહ્ય શ્રોત્રાદિ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને પણ, રાગદ્વેષયુક્ત મનવડે, શબ્દાદિ વિષયોનું ચિંતન કરતાં, જેવી રીતે પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે, તેવી રીતે મનના નિગ્રહવાળો પુરુષ પુરુષાર્થથી ભ્રષ્ટ થતો નથી. આ પ્રકારની વિલક્ષણતાનો બોધ કરવાને વાસ્તે શ્રીભગવાને रागद्वेषवियुक्तैस्तु એ વચનમાં तु શબ્દ કથન કરેલો છે. હે અર્જુન! જે પુરુષે પોતાના મનનો નિગ્રહ કર્યો છે, તે પુરુષ તો, વશીકૃત મનને અધીન વર્તનાર તથા રાગદ્વેષથી રહિત એવી શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે શાસ્ત્રવિહિત શબ્દાદિ વિષયોને ગ્રહણ કરતાં છતાં પણ, પ્રસાદને જ પ્રાપ્ત થાય છે. (અહીં પરમાત્માના સાક્ષાત્કારની યોગ્યતારૂપ જે ચિત્તની સ્વચ્છતા છે તે પ્રસાદ કહેવાય છે.) જે ઇન્દ્રિયો રાગદ્વેષવડે યુક્ત હોય છે તે ઇન્દ્રિયો જ દોષનું કારણ થાય છે, અને વિદ્વાન્ પુરુષ જ્યારે મનને પોતાને વશ કરી લે છે, રાગ-દ્વેષ ઉભયથી નિવૃત્ત થઈ જાય છે અને તે રાગ-દ્વેષનો અભાવ થતાં તે રાગદ્વેષને અધીન ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થતી નથી; તથા પ્રારબ્ધ કર્મો વિદ્યમાન છતાં શબ્દાદિ વિષયોની પ્રતીતિ નિવૃત્ત થતી નથી; તેથી શાસ્ત્રવિહિત શબ્દાદિ વિષયોની પ્રતીતિ માત્ર વિદ્વાન્ પુરુષને દોષની પ્રાપ્તિ કરતી નથી, આટલા કથનથી એમ સૂચન કર્યું કે, શબ્દાદિ વિષયોનું સ્મરણ માત્ર પણ જ્યારે અનર્થનું કારણ છે, ત્યારે શબ્દાદિ વિષયોનો ભોગ તો મહાન્ અનર્થનું કારણ જ થશે; તો પોતાના પ્રાણોની રક્ષા કરવાને શબ્દાદિ વિષયોને ભોગવનાર વિદ્વાન્ પુરુષ અનર્થને કેમ પ્રાપ્ત નહિ થશે? અર્થાત્ વિદ્વાન્ પુરુષ પણ અવશ્ય કરીને અનર્થને પ્રાપ્ત થશે જ.– એથી किं व्रजेत એ ચતુર્થ પ્રશ્નનો એ ઉત્તર સિદ્ધ થયો કે, રાગ-દ્વેષથી રહિત તથા પોતાને વશવર્તી એવી શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે વિદ્વાન્ પુરુષ શાસ્ત્રવિહિત શબ્દાદિ વિષયોને પ્રાપ્ત થાય છે. (૬૪)

અવતરણિકા:–પૂર્વ શ્લોકમાં મનના નિગ્રહવાળો પુરુષ પ્રસાદને પ્રાપ્ત થાય છે, એ વાત કથન કરી. હવે ચિત્તની સ્વચ્છતારૂપ પ્રસાદને પ્રાપ્ત થતાં કયું ફળ પ્રાપ્ત થાય છે? તે મને કહો. એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે પ્રસાદના ફળનું કથન કરે છે.

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥**

શ્લોકાર્થ:–પ્રસાદને પામેલા વિદ્વાન્ સંન્યાસીનાં સર્વ દુઃખોનો નાશ થાય છે, જેથી સ્વચ્છ ચિત્તવાળા સંન્યાસીની બુદ્ધિ શીઘ્ર સ્થિર થાય છે. ૬૫

ટીકા:–ચિત્તની સ્વચ્છતારૂપ પ્રસાદને પ્રાપ્ત થતાં વિદ્વાન્ સંન્યાસીના અજ્ઞાનજન્ય આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક સર્વ દુઃખોનો નાશ થાય છે અને તે કારણથી સ્વચ્છ ચિત્તવાળા સંન્યાસીની બ્રહ્મ અને આત્મા એ બન્નેના અભેદને વિષય કરનારી બુદ્ધિ શીઘ્ર જ સ્થિર થાય છે કારણ કે જે અસંભાવના તથા વિપરીત ભાવના એ બન્ને બુદ્ધિની સ્થિરતામાં પ્રતિબંધક થાય છે, તે અસંભાવના તથા વિપરીત ભાવના બન્ને, વિદ્વાન્ પુરુષમાં હોતી નથી. તેથી પ્રતિબંધથી રહિત થયેલી બુદ્ધિ શીઘ્ર જ સ્થિરભાવને પ્રાપ્ત થાય છે, સમજવાનું એ કે, ચિત્તની સ્વચ્છતારૂપ પ્રસાદ પ્રાપ્ત થતાં પણ સાક્ષાત્ આધ્યાત્મિકાદિ દુઃખોની નિવૃત્તિ થતી નથી, કિન્તુ પરંપરાવડે તે દુઃખોની નિવૃત્તિ થાય છે. ચિત્તના પ્રસાદથી બુદ્ધિની સ્થિરતા થાય છે, બુદ્ધિની સ્થિરતાથી બુદ્ધિના વિરોધી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, અજ્ઞાનની નિવૃત્તિથી અજ્ઞાનનાં કાર્યરૂપ સકળ દુઃખોની હાનિ થાય છે. આ પ્રકારની પરંપરાવડે દુઃખોની નિવૃત્તિ

થાય છે; તેથી ચિત્તના પ્રસાદ હોતાં સર્વ દુઃખોનો નાશ કથન કરવો, સંભવતો નથી. તથાપિ ચિત્તના પ્રસાદની પ્રાપ્તિ વાસ્તે પ્રયત્નની અધિકતાનું જ બોધન કરવા વાસ્તે, ચિત્તના પ્રસાદમાં સર્વ દુઃખોના નાશની કારણતા કથન કરી છે. એથી કિંચિત્ માત્ર પણ વિરોધની પ્રાપ્તિ થતી નથી. (૬૫)

અવતરણિકા-પૂર્વ શ્લોકમાં અન્વય મુખવડે કથન કરેલો જે અર્થ છે, તે અર્થને હવે વ્યતિરેક મુખવડે દૃઢ કરે છેઃ--

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥

શ્લોકાર્થ-ચિત્તના જયથી રહિત (અયુક્ત) પુરુષને બુદ્ધિ ઉત્પન્ન થતી નથી, તેમજ અયુક્ત પુરુષને ભાવના ઉત્પન્ન થતી નથી તથા ભાવનાથી રહિત એવા પુરુષને શાંતિ ઉત્પન્ન થતી નથી અને શાંતિથી રહિત પુરુષને સુખ તો ક્યાંથી જ હોય? ૬૬

ટીકા-જે પુરુષે પોતાનાં ચિત્તને વશ કર્યું નથી, તે પુરુષ અયુક્ત કહેવાય છે. અયુક્ત પુરુષને, શ્રવણ-મનનરૂપ વેદાંત વિચારવડે ઉત્પન્ન થયલી આત્મવિષયક બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. વળી બુદ્ધિનો અભાવ થતાં અયુક્ત પુરુષને, વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત, સજાતીય વૃત્તિઓના પ્રવાહરૂપ નિદિધ્યાસનરૂપ ભાવના ઉત્પન્ન થતી નથી. તેમ જ નિદિધ્યાસનરૂપ ભાવનાથી રહિત પુરુષને, કાર્યસહિત અવિદ્યાને નિવૃત્ત કરનારી તથા तत्त्वमसि આદિ વેદાંત વાક્યોથી ઉત્પન્ન થયલી તથા જીવ-બ્રહ્મના અભેદને વિષય કરનારી સાક્ષાત્કારરૂપ શાંતિ ઉત્પન્ન થતી નથી. તથા આત્મસાક્ષાત્કારરૂપ શાંતિથી રહિત પુરુષને મોક્ષાનંદરૂપ સુખ પણ પ્રાપ્ત થતું નથી. (૬૬)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! અયુક્ત પુરુષમાં બુદ્ધિ કયા કારણથી થતી નથી?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે બુદ્ધિની ઉત્પત્તિ ન થવાના કારણ વિશે કહે છેઃ—

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

શ્લોકાર્થઃ-જેમ જળમાં રહેલી નૌકાને પ્રતિકૂલ વાયુ હરણ કરે છે, તેમ જ પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થયલી ઇંદ્રિયોના મધ્યમાંથી, જો એક પણ ઇંદ્રિયને લક્ષ્ય કરી મન પ્રવૃત્ત થાય છે, તો એક ઇંદ્રિય પણ સાધુ પુરુષની પ્રજ્ઞાનું હરણ કરે છે. ૬૭

ટીકાઃ-પોતપોતાના શબ્દાદિ વિષયોમાં પ્રવર્તમાન તથા નહિ વશ કરાયલી એવી શ્રોત્રાદિ ઇંદ્રિયોની મધ્યમાંથી એક ઇંદ્રિયને અનુસરી જે મન પ્રવૃત્ત થાય છે, તે મનની સાથે રહેલી એક ઇન્દ્રિય પણ સાધક પુરુષની અથવા તેના મનની શાસ્ત્રજન્ય આત્મવિષયક પ્રજ્ઞાને નિવૃત્ત કરી દે છે. જેવી રીતે જળમાં રહેલી નૌકાને પ્રતિકૂળ વાયુ પાષાણાદિમાં લઇ જઇને નષ્ટ કરી નાખે છે, તેવી રીતે એક ઇન્દ્રિય પણ અધિકારી પુરુષની પ્રજ્ઞાને બહિર્મુખતાવડે નષ્ટ કરી નાંખે છે. તાત્પર્ય એ છે કે, રાગદ્વેષયુક્ત મનની સહાયતાને લઇને પોતાના વિષયમાં પ્રવૃત્ત થયલી એક ઇન્દ્રિય પણ જ્યારે અધિકારી પુરુષની પ્રજ્ઞાનો નાશ કરે છે, ત્યારે સર્વ ઇન્દ્રિયો અધિકારી પુરુષની પ્રજ્ઞાનો નાશ કરે, તેમાં તો શું જ કહેવાનું? પ્રતિકૂળ વાયુમાં

જળમાં જ નૌકાને હરણ કરવાનું સામર્થ્ય રહેલું છે, પૃથ્વીપર રહેલી નૌકાનું હરણ કરવાનું તેનામાં સામર્થ્ય પણ હોતું નથી. એ અર્થનું સૂચન કરવાને વાસ્તે દૃષ્ટાંતમાં अंमसि એ શબ્દ કથન કરેલો છે. આ પ્રમાણે, દાર્ષ્ટાંતિકમાં જળની સમાન મનની ચંચળતા વિદ્યમાન છતાં જ પ્રજ્ઞાને હરણ કરવાનું સામર્થ્ય ઇન્દ્રિયને હોય છે અને પૃથ્વીની સમાન મનની સ્થિરતા વિદ્યમાન હોતાં પ્રજ્ઞાનું હરણ કરવાનું સામર્થ્ય ઇન્દ્રિયને હોતું નથી. અહીં અન્ય ટીકાઓમાં यत् तत् એ બન્ને શબ્દોથી મનનો અર્થ સમજીને એ અર્થ કર્યો છે કે, વિષયોમાં પ્રવૃત્ત ઇન્દ્રિયોને લક્ષ્ય કરીને જે મન ઇન્દ્રિયોનું અનુસારી થઇ વર્તે છે તે જ મન પુરુષની પ્રજ્ઞાનું હરણ કરે છે. (૬૭)

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

શ્લોકાર્થ:–આમ હોવાથી, હે મહાબાહુવાળા અર્જુન ! જે પુરુષની સર્વ ઇન્દ્રિયો પોતપોતાના શબ્દાદિક વિષયોથી નિવૃત્ત થાય છે તે જ પુરુષની પ્રજ્ઞા સ્થિર થાય છે. ૬૮

ટીકા:–હે મહાન્ બાહુવાળા અર્જુન ! ઇન્દ્રિયો બહિર્મુખ થયલા પુરુષની પ્રજ્ઞાને નષ્ટ કરતી હોવાથી તે પુરુષની મનસહિત શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયો પોતપોતાના શબ્દાદિ વિષયોમાંથી નિગ્રહને પામેલી હોય છે. તત્ત્વવેત્તારૂપ સિદ્ધ પુરુષની જ અથવા મુમુક્ષુરૂપ સાધક પુરુષની જ આત્મવિષયક પ્રજ્ઞા સ્થિર હોય છે. ઇંદ્રિયોના નિગ્રહથી રહિત પુરુષની પ્રજ્ઞા સ્થિર થતી નથી. અહીં हे महाबाहो એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, તું અર્જુન સર્વ બાહ્ય શત્રુઓનું નિવારણ કરવામાં સમર્થ છે, તેથી આંતર ઇંદ્રિયરૂપ શત્રુઓને નિવૃત્ત કરવામાં પણ તું સમર્થ છો. મનસહિત ઇંદ્રિયોનો સંયમ તત્ત્વવેત્તા સ્થિતપ્રજ્ઞ પુરુષના લક્ષણરૂપ છે અને મુમુક્ષુજન પ્રતિ મનસહિત ઇંદ્રિયોનો સંયમ પ્રજ્ઞાની પ્રાપ્તિના સાધનરૂપ છે. આ કારણથી જ तस्य શબ્દવડે તત્ત્વવેત્તા તથા મુમુક્ષુ એ બન્નેનો અર્થ ગ્રહણ કર્યો છે. તેથી મુમુક્ષુ જને પોતાની પ્રજ્ઞાની સ્થિરતા કરવાને વાસ્તે અત્યંત પ્રયત્નપૂર્વક ઇંદ્રિયોનો સંયમ કરવો જોઈએ. (૬૮)

અવતરણિકા:–હવે સ્થિતપ્રજ્ઞની સર્વ ઇંદ્રિયોનો સંયમ સ્વતઃ જ સિદ્ધ છે, એ અર્થને શ્રીભગવાન્ કથન કરે છે:–

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! સાક્ષાત્કારરૂપ પ્રજ્ઞા સર્વ અજ્ઞાની જનોની રાત્રિરૂપે છે. આ પ્રજ્ઞારૂપી રાત્રિમાં ઇંદ્રિયોના સંયમવાળો પુરુષ જાગે છે તથા જે અવિદ્યારૂપ નિદ્રામાં સર્વે અજ્ઞાની પુરુષ જાગે છે તે અવિદ્યા, જેને સાક્ષાત્કાર થયલો છે એવા સ્થિતપ્રજ્ઞને રાત્રિરૂપે હોય છે. ૬૯

અજ્ઞાની પુરુષ, સ્વપ્નની માફક અનેક પ્રકારના વ્યવહારો કરે છે. અવિદ્યા, લોકપ્રસિદ્ધ રાત્રિની પેઠે, આત્મસાક્ષાત્કારવાન્ સ્થિતપ્રજ્ઞની રાત્રિરૂપે છે. તાત્પર્ય એ છે કે, જ્યાં સૂધી પુરુષ નિદ્રામાંથી જાગ્રત થતો નથી, ત્યાં સૂધી અનેક પ્રકારનાં સ્વપ્નોનાં દર્શન થાય છે. પણ નિદ્રામાંથી જાગ્રત થયા પછી સ્વપ્નોનાં દર્શન થતાં નથી; કારણ કે બાધપર્યંત જ ભ્રમની વિદ્યમાનતા હોય છે. બાધના ઉત્તરકાળમાં ભ્રમ રહેતો નથી. જેવી રીતે "આ સર્પ નથી કિંતુ રજ્જુ છે," એ પ્રકારના બાધ સૂધી જ સર્પભ્રમની સ્થિતિ હોય છે, પણ બાધ નિવૃત્ત થતાં સર્પભ્રમ રહેતો નથી. તેવી રીતે અધિકારી પુરુષને જ્યાંસૂધી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઇ નથી, ત્યાંસૂધી જ સંસારભ્રમ રહે છે, અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થતાં સંસારભ્રમ નિવૃત્ત થઇ જાય છે. તેથી જ્ઞાનકાળમાં વિદ્વાન્ પુરુષનો ભ્રમજન્ય કોઇપણ વ્યવહાર હોતો નથી. આ વાત વાર્તિક ગ્રંથના કર્તા સુરેશ્વરાચાર્યે પણ કથન કરેલી છે:-

कारकव्यवहारे हि शुद्धं वस्तु न वीक्ष्यते । शुद्धे वस्तुनि सिद्धे च कारकव्यावृतिस्तथा ॥ १ ॥

काकोलूकनिशेवायं संसारोऽज्ञात्मवेदिनोः । या निशा सर्वभूतानामित्यवोचत्स्वयं हरिः ॥ २ ॥

बुद्धतत्त्वस्य लोकोऽयं जडोन्मत्तपिशाचवत् । बुद्धतत्त्वोऽपि लोकस्य जडोन्मत्तपिशाचवत् ॥ ३ ॥

અર્થ-કર્ત્તા, કારણ ઇત્યાદિ કારકોનો વ્યવહાર થતાં શુદ્ધ આત્મવસ્તુ જોવામાં આવતી નથી. શુદ્ધ આત્મવસ્તુ સિદ્ધ થતાં સર્વ વિકારોની નિવૃત્તિ થઇ જાય છે. (૧) જેવી રીતે કાક પક્ષીની રાત્રિ ઉલૂક (ઘૂવડ) પક્ષીની નથી. કિંતુ ઉલૂક પક્ષી રાત્રિમાં અનેક પ્રકારના ખાનપાનાદિ વ્યવહાર કરે છે, અને ઉલૂક પક્ષીની જે લોક પ્રસિદ્ધ દિવસરૂપ રાત્રિ છે, તે દિવસે કાક (કાગડાની) પક્ષીની રાત્રિ નથી, કિંતુ દિવસમાં કાક અનેક પ્રકારના ખાનપાનાદિ વ્યવહારો કરે છે; તેવી રીતે જ અજ્ઞાની પુરુષને અને આત્મવેત્તા પુરુષને આ સંસાર છે આ વાત या निशा सर्वभूतानां એ વચનવડે શ્રીભગવાને પોતે જ કહી છે. (૨) વળી જે પુરુષે પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણ્યું છે, તે વિદ્વાન્ પુરુષને આ સર્વ લોકો જડ ઉન્મત્ત પિશાચની માફક પ્રતીત થાય છે. સર્વ લોકોને પણ વિદ્વાન્ પુરુષ જડ ઉન્મત્ત પિશાચની પેઠે જણાય છે. (૩). આથી એ અર્થ સિદ્ધ થાય છે કે;-જે પુરુષને જે વસ્તુનું વિપરીત દર્શન થાય છે, તે પુરુષને તે વસ્તુનું સમ્યક્ દર્શન થતું નથી. કારણ કે તે વસ્તુનું વિપરીત દર્શન, તે વસ્તુના સમ્યક્ દર્શનના અભાવમાંથી જ ઉત્પન્ન થયલું હોય છે. તેમ જ જે પુરુષને જે વસ્તુનું સમ્યક્ દર્શન થયલુ હોય છે, તે પુરુષને તે વસ્તુનુ વિપરીત દર્શન હોતું નથી. કારણ કે વિપરીત દર્શનના કારણરૂપ વસ્તુનું અદર્શન છે, તે અદર્શન તે વસ્તુના સમ્યક્ દર્શનથી નિવૃત્ત થઇ જાય છે. જેવી રીતે, જે પુરુષને 'આ સર્પ છે' એ પ્રમાણે રજ્જુ વિષે વિપરીત દર્શન થયું હોય છે, તે પુરુષને તે કાળે 'આ રજ્જુ છે' એ પ્રકારનું સમ્યક્ દર્શન હોતું નથી, અને જે પુરુષને 'આ રજ્જુ છે' એ પ્રકારનું સમ્યક્ દર્શન થયું હોય છે, તે પુરુષને તે કાળે 'આ સર્પ છે' એ પ્રકારનું વિપરીત દર્શન થશે નહિ; તેવી રીતે આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણનાર વિદ્વાન્ પુરુષને પ્રપંચવિષયક વિપરીત દર્શન હોતું નથી. પ્રપંચવિષયક વિપરીત દર્શનવાળા અજ્ઞાની પુરુષોને આત્માનું સમ્યક્ દર્શન હોતું નથી. શ્રુતિ કહે છે કે;-यत्र वा अन्यदिव स्यात्तत्रान्योऽन्यत्पश्येद् इति। यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् इति ॥ અર્થઃ-જે અવિદ્યાકાળે અદ્વિતીય આત્મા દ્વૈતની માફક થાય છે, તે અવિદ્યાકાળે પુરુષ પોતાને અન્ય માનીને પોતાથી ભિન્ન અન્ય પદાર્થોને દેખે છે. પણ જે વિદ્યાકાળે વિદ્વાન્ પુરુષને આ સર્વ જગત્ પોતાના આત્મારૂપ થયલું હોય છે, તે વિદ્યાકાળે વિદ્વાન્ પુરુષ કયા કારણ વડે કયા પદાર્થોને પોતાથી ભિન્ન દેખે ? અર્થાત્ વિદ્વાન્ પુરુષ પોતાથી ભિન્ન કોઇપણ પદાર્થને દેખતો નથી. આ બન્ને શ્રુતિઓ યથા-

ક્રમથી અવિદ્યાની વ્યવસ્થાનું તથા વિદ્યાની વ્યવસ્થાનું કથન કરે છે. તેથી તત્ત્વદર્શી વિદ્વાન્ પુરુષ વિષે અવિદ્યાકૃત ક્રિયા-કારકાદિ વ્યવહાર કદાચિત્ પણ સંભવતો નથી. તેથી સ્થિતપ્રજ્ઞ વિદ્વાન્ પુરુષનો ઇંદ્રિયોનો સંયમ, સ્વભાવથી જ સિદ્ધ છે. પણ મુમુક્ષુની માફક કાંઈ પ્રયત્નસાધ્ય હોતો નથી. (૬૯)

અવતરણિકાઃ-સ્થિતપ્રજ્ઞ વિદ્વાન્ પુરુષનો ઇંદ્રિયોનો સંયમ જેવી રીતે સ્વભાવથી જ સિદ્ધ છે, તેવી રીતે સ્થિતપ્રજ્ઞ વિદ્વાન્ પુરુષના સર્વ વિક્ષેપોની શાંતિ પણ સ્વભાવથી જ સિદ્ધ છે. આ અર્થને શ્રીભગવાન્ દૃષ્ટાંતવડે નિરૂપણ કરે છે.—

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥

શ્લોકાર્થઃ-જેવી રીતે સર્વ નદીઓવડે પૂર્ણ થયેલ તથા અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રને વિષે વર્ષાકાળનું જળ પ્રવેશ કરે છે, તેમ જ સ્થિતપ્રજ્ઞ પુરુષને વિશે સર્વ શબ્દાદિ વિષયો પ્રવેશ કરે છે. આ રીતે સ્થિતપ્રજ્ઞ પુરુષ જ સર્વ વિક્ષેપની નિવૃત્તિરૂપ શાંતિને પ્રાપ્ત થાય છે, પણ વિષયોની કામનાવાળો પુરુષ શાંતિને પ્રાપ્ત થતો નથી. ૭૦

ટીકાઃ-શ્રીગંગા, યમુના, ગોદાવરી, સિંધુ, સરસ્વતી ઈત્યાદિ સર્વ નદીઓના જળવડે સર્વ બાજુએથી પૂર્ણ થયેલા સમુદ્રમાં જ વૃષ્ટિ આદિથી ઉત્પન્ન થયેલું સર્વ જળ પ્રવેશ કરે છે, આ સર્વ જળનો પ્રવેશ થતાં પણ તે સમુદ્ર અચલ-પ્રતિષ્ઠ જ રહે છે. જેણે પોતાની મર્યાદાનો પરિત્યાગ કર્યો નથી, તે અચળ-પ્રતિષ્ઠ કહેવાય છે. મૈનાકાદિક પર્વતો અચલ કહેવાય છે. મૈનાકાદિ પર્વતોની સ્થિતિ જેમાં હોય છે, તે અચલપ્રતિષ્ઠ કહેવાય છે. આટલા કથનથી સમુદ્રની ગંભીરતાની અધિકતાનું કથન કર્યું. એવા મહાન ગંભીર સમુદ્રમાં જ સર્વ જળ પ્રવેશ કરે છે, પરન્તુ જળના પ્રવેશ કરવાથી સમુદ્ર કિંચિત્ માત્ર પણ ક્ષોભને પ્રાપ્ત થતો નથી; એ વાત સર્વ લોકોને અનુભવસિદ્ધ છે. તેવી રીતે નિર્વિકારરૂપવડે રહેલા જે સ્થિતપ્રજ્ઞ પુરુષને, અજ્ઞાની પુરુષોની કામનાના શબ્દાદિ વિષયો, પ્રારબ્ધ કર્મની વશતાથી પ્રાપ્ત થાય છે, પરન્તુ શબ્દાદિ વિષયો જે વિદ્વાન્ પુરુષને વિકારની પ્રાપ્તિ કરી શકતા નથી, એવા મહાન્ સમુદ્રની સમાન સ્થિતપ્રજ્ઞ વિદ્વાન્ પુરુષ જ લૌકિક તથા વૈદિક સર્વ કર્મોની નિવૃત્તિરૂપ તથા કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ શાંતિને પ્રાપ્ત થાય છે. જે પુરુષ શબ્દાદિ વિષયોની પ્રાપ્તિની ઇચ્છાવાળો છે, તે પુરુષ શાંતિને પ્રાપ્ત થતો નથી, કિન્તુ વિષયાસક્ત પુરુષ સર્વ કાળે લૌકિક તથા વૈદિક કર્મરૂપ વિક્ષેપવડે મહાન્ ક્લેશરૂપ સમુદ્રમાં મગ્ન થયા કરે છે. આટલું કહેવાથી એ અર્થ દર્શાવ્યો છે કે, જે પુરુષને ગુરુશાસ્ત્રના ઉપદેશથી આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થઈ છે, તે જ્ઞાનવાન્ પુરુષને જ ફળરૂપ વિદ્વત્સંન્યાસ પ્રાપ્ત થાય છે. વળી જ્ઞાનવાન્ પુરુષને જ સર્વ વિક્ષેપની નિવૃત્તિરૂપ જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે, તથા વિષયભોગને પ્રાપ્ત થતાં છતાં પણ તેને નિર્વિકારતા જ પ્રાપ્ત થાય છે. (૭૦)

અવતરણિકાઃ-વિષયોની કામનાવાળો પુરુષ શાંતિને પ્રાપ્ત થતો નથી. માટે પ્રાપ્ત થયેલા વિષયોનો, વિવેકી પુરુષે પરિત્યાગ જ કરવો જોઈએ. આ અર્થ ભગવાન્ હવે કહે છે.-

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥

શ્લોકાર્થ:-જે પુરુષ સર્વ કામનાઓનો પરિત્યાગ કરી નિઃસ્પૃહ, નિર્મમ તથા નિરહંકાર થઇ વિચરે છે, તે સ્થિતપ્રજ્ઞ પુરુષ પરમ શાંતિને પ્રાપ્ત થાય છે. ૭૧

ટીકા:-ગૃહ, ક્ષેત્ર, ધનાદિ જેટલાં બહારનાં કામ છે, મનોરાજ્યરૂપ જેટલાં અંતરનાં કામ છે તથા વાસનારૂપ જેટલાં કામ છે, તે ત્રણ પ્રકારનાં કામોને જે પુરુષ માર્ગમાં ચાલતાં તૃણોના સ્પર્શની માફક તુચ્છ જાણીને તેમની ઉપેક્ષા કરી દે છે, તેમ જ જે પુરુષ પોતાના શરીરના જીવનમાત્રની ઇચ્છાથી પણ રહિત છે, તથા જે પુરુષ શરીર-ઈંદ્રિયાદિ સંઘાત વિષે "એ જ હું છું" એ પ્રકારના અભિમાનરૂપ અહંકારથી રહિત છે, અથવા વિદ્યા, ઉત્તમ આશ્રમ વગેરેની પ્રાપ્તિથી ઉત્પન્ન થયલા ઉત્કૃષ્ટ બુદ્ધિરૂપ અહંકારથી જે રહિત જ છે તથા જે પુરષ નિરહંકાર હોવાથી નિર્મમ છે અર્થાત્ શરીરના નિર્વાહ વાસ્તે પ્રારબ્ધ કર્મે પ્રાપ્ત કરેલી કંથા કૌપીનાદિ પણ "એ મારાં છે." એ પ્રકારના અભિમાનથી જે પુરુષ રહિત છે; એ પ્રમાણે સર્વ પદાર્થોની ઉપેક્ષા કરીને, નિઃસ્પૃહ થઇને, નિરહંકાર થઇને તથા નિર્મમ થઇને જે પુરુષ પ્રારબ્ધ કર્મની વશતાથી શાસ્ત્રવિહિત ભોગોને ભોગવે છે અથવા પોતાની ઇચ્છાપૂર્વક સર્વત્ર વિચરે છે, તે સ્થિતપ્રજ્ઞ પુરુષ, સર્વ સંસારદુઃખોની ઉપરમતારૂપ કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ શાંતિને, આત્મજ્ઞાનના બળથી પ્રાપ્ત થાય છે. આ પ્રકારનું ગમન સ્થિતપ્રજ્ઞ પુરુષનું હોય છે. આટલા કથનથી किं व्रजेत એ ચતુર્થ પ્રશ્નનો ઉત્તર સિદ્ધ થયો. (૭૧)

અવતરણિકા:-પૂર્વ ગ્રંથમાં એવું નિરૂપણ કર્યું છે કે,-ચાર પ્રશ્નોના ચાર ઉત્તરોના નિમિત્તવડે મુમુક્ષુજને સ્થિતપ્રજ્ઞ પુરુષનાં સર્વ લક્ષણોને અવશ્ય સંપાદન કરવાં. હવે શ્રીભગવાન્, નિષ્કામ કર્મયોગના ફળરૂપ સાંખ્યનિષ્ઠાનું નિરૂપણ કરીને તેની સ્તુતિ કરતાં, તેનો ઉપસંહાર કરે છે.-

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥**

શ્લોકાર્થ:-હે પાર્થ! આ બ્રાહ્મી (બ્રહ્મની સાથે સંબંધ ધરાવનારી) સ્થિતિ જેને પ્રાપ્ત થઈ હોય છે તે મનુષ્યને કદી મોહ પ્રાપ્ત થતો નથી. છેવટની અવસ્થામાં પણ જો કોઈ પુરુષની આવી સ્થિતિ થાય છે તો તેનો બ્રહ્મને વિષે લય થાય છે. ૭૨

ટીકા:-હે અર્જુન! પૂર્વે મેં તારા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણોના વ્યાજવડે કથન કરેલી, તથા एषा तेऽभिहिता सांख्ये बुद्धि. એ વચનવડે કથન કરેલી, સર્વ કર્મોના સંન્યાસપૂર્વક પરમાત્માના જ્ઞાનરૂપ સ્થિતિ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને વિષય કરનારી છે. તેથી તે સ્થિતિ બ્રાહ્મી એવા નામે કહેવાય છે. એવી બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિને જે કોઈ પુરુષ પ્રાપ્ત થાય છે, તે પુરુષ પુનઃ કદાચિત્ પણ અજ્ઞાનરૂપ મોહને પ્રાપ્ત થતો નથી. કારણ અજ્ઞાન અનાદિ તથા ઉત્પત્તિથી રહિત છે. માટે આત્મજ્ઞાનવડે એકવાર નાશને પ્રાપ્ત થયલું અજ્ઞાન પુનઃ કદાપિ પણ ઉત્પન્ન થતું નથી. આવી બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિમાં જે કોઈ પુરુષ અંત્ય અવસ્થામાં પણ-સ્થિત હોય છે, તે પુરુષ પણ બ્રહ્મ નિર્વાણને પ્રાપ્ત થાય છે. અર્થાત્ બ્રહ્મમાં જ આનંદને પ્રાપ્ત થાય છે. અથવા બ્રહ્મરૂપ આનંદને "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના અભેદરૂપવડે પ્રાપ્ત થાય છે. અહીં निर्वाण એ શબ્દ આનંદનો બોધક છે. અને કોઇ ટીકામાં તો ब्रह्म निर्वाण એ બન્ને શબ્દો ભિન્ન માની એ અર્થ કર્યો છે કે,-તે બ્રાહ્મી સ્થિતિમાં સ્થિત થઇને વિદ્વાન્ પુરુષ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

અર્જુનની શંકાઃ-"જેવી રીતે સ્વર્ગાદિ લોક, ગમનરૂપ ક્રિયાવડે પ્રાપ્ત થાય છે, તેવી રીતે બ્રહ્મ પણ ગમનરૂપ ક્રિયાવડે શું પ્રાપ્ત થશે ?" એવી અર્જુનને શંકા થતાં તે શંકાને નિવૃત્ત કરવાને વાસ્તે તે બ્રહ્મનું વિશેષણ કહે છે–निर्वाणं इति. निर्गतं वानं गमनं यस्मिन्प्राप्ये ब्रह्मणि तन्निर्वाणं અર્થાત્-નિવૃત્ત પામી ગઈ છે ગમનરૂપ ક્રિયા જે બ્રહ્મ વિશે તે 'નિર્વાણ' કહેવાય છે. શ્રુતિ કહે છે કે–न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवलीयंते ब्रह्मैव सन् ब्रह्माप्येति–અર્થઃ-મરણકાળે જેવી રીતે અજ્ઞાની પુરુષોના પ્રાણ આ શરીરથી ઉત્ક્રમણ કરે છે, તેવી રીતે બ્રહ્મવેત્તા જ્ઞાની પુરુષના પ્રાણ આ શરીરમાંથી બહાર ઉત્ક્રમણ કરતા નથી, કિંતુ તે પ્રાણ આ શરીરની ભીતરમાં જ લયભાવને પ્રાપ્ત થાય છે, અને એ વિદ્વાન્ પુરુષ બ્રહ્મરૂપ થઇને જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અહીં अंतकालेऽपि એ શબ્દોમાં જે अपि શબ્દ રહેલો છે, તે अपि શબ્દવડે શ્રીભગવાને કૈમુતિક ન્યાય સૂચિત કરેલો છે. જો અધિકારી પુરુષ અંત્ય અવસ્થામાં પણ બ્રહ્મનિષ્ઠામાં રહેલો હોય છે તો તે આનંદસ્વરૂપ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે, તો પછી જે પુરુષ બ્રહ્મચર્ય આશ્રમથી જ સંન્યાસ કરીને મરણ પર્યંત બ્રાહ્મી સ્થિતિમાં સ્થિત થયલો હોય તો તે પુરુષ બ્રહ્મને પ્રાપ્ત થાય તેમાં તો શું જ કહેવાનું ?

विज्ञाय चरमावस्थां देवताभ्यो नृपोत्तमः । खट्वांगनामा राजर्षिर्मुहूर्ते मुक्तिमेयिवान् ॥ इति.

અર્થ–સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ ખટ્વાંગ નામે રાજર્ષિ પોતાની અંત્ય અવસ્થાને જાઈને દેવતાઓના ઉપદેશથી એક મુહૂર્ત માત્રમાં કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થયા હતા.

હવે આ દ્વિતીય અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરેલા અર્થનું સંક્ષેપમાં નિરૂપણ કરનારો શ્લોક નીચે પ્રમાણે કહેવામાં આવે છેઃ-

ज्ञानं तत्साधनं कर्म सत्वशुद्धिश्च तत्फलम् । तत्फलं ज्ञाननिष्ठैवेत्यध्यायेऽस्मिन्प्रकीर्त्तितम् ॥

અર્થ–આ ભગવદ્ગીતાના દ્વિતીય અધ્યાયમાં આત્મજ્ઞાનનું કથન કર્યું છે, તથા જ્ઞાનની પરંપરાના સાધનરૂપ નિષ્કામ કર્મનું કથન કર્યું છે. નિષ્કામ કર્મનું અંતઃકરણની શુદ્ધિરૂપ ફળ કથન કર્યું છે, તેમ જ અંતઃકરણની શુદ્ધિનું જ્ઞાનનિષ્ઠારૂપ ફળ કથન કર્યું છે. એટલા વિષયો આ દ્વિતીય અધ્યાયમાં કથન કરેલા છે. (૭૨)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "સાંખ્યયોગ" નામના દ્વિતીય અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# તૃતીય અધ્યાય

## કર્મયોગ

### શ્રી ગીતાના અધ્યાયોની સંગતિ

આ ભગવદ્ગીતાના પ્રથમ અધ્યાય વડે ઉપોદ્ઘાત કરેલો સંપૂર્ણ ગીતાશાસ્ત્રનો અર્થ, સૂત્રરૂપ દ્વિતીય અધ્યાયવડે નીચે પ્રમાણે સૂચિત કર્યો છે. અધિકારી પુરુષને પ્રથમ નિષ્કામ કર્મનિષ્ઠા હોય છે; ત્યાર પછી અંતઃકરણની શુદ્ધિ થાય છે; ત્યાર પછી શમદમાદિ સાધનપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ થાય છે; ત્યાર પછી વેદાંતવાક્યોના વિચારસહિત ભગવદ્ભક્તિની નિષ્ઠા થાય છે; ત્યાર પછી તત્ત્વજ્ઞાનનિષ્ઠા થાય છે; ત્યાર પછી તત્ત્વજ્ઞાનનિષ્ઠાનું ત્રિગુણાત્મક અવિદ્યાની નિવૃત્તિપૂર્વક જીવન્મુક્તિરૂપ ફળ થાય છે; જીવન્મુક્તિરૂપ ફળ પ્રારબ્ધ કર્મના ભોગપર્યંત રહે છે; પ્રારબ્ધકર્મ સમાપ્ત થયા પછી તેને વિદેહમુક્તિ થાય છે; જીવન્મુક્તિદશામાં પરમ-પુરુષાર્થના અવલંબનવડે પુરુષને પરમવૈરાગ્યની પ્રાપ્તિ થાય છે; પરમ વૈરાગ્યની પ્રાપ્તિમાં દૈવીસંપદ્ નામે શુભવાસના ઉપયોગી હોય છે; તેથી શુભવાસના ગ્રહણ કરવા યોગ્ય છે. આસુરી સંપદ્ નામે અશુભવાસના પરમ વૈરાગ્યની પ્રાપ્તિમાં વિરોધી હોવાથી અશુભવાસના પરિત્યાગ કરવા યોગ્ય છે. દૈવી સંપદનું અસાધારણ કારણ સાત્વિકીશ્રદ્ધા છે; આસુરી સંપદનું અસાધારણ કારણ રાજસી તથા તામસીશ્રદ્ધા છે. આ પ્રમાણે ગ્રહણ કરવા યોગ્ય તથા પરિત્યાગ કરવા યોગ્ય પદાર્થોના વિભાગવડે સર્વ ગીતાશાસ્ત્રના અર્થની પરિસમાપ્તિ થાય છે. આ સર્વ અર્થ આ ગીતાના સૂત્રરૂપે દ્વિતીય અધ્યાયમાં સૂચિત કર્યો છે. આ ગીતાના દ્વિતીય અધ્યાયમાં योगस्थः कुरु कर्माणि ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી અંતઃકરણની શુદ્ધિના સાધન-રૂપ નિષ્કામ કર્મનિષ્ઠા છે. નિષ્કામ કર્મનિષ્ઠા સામાન્યરૂપવડે તથા વિશેષરૂપવડે આ ગીતાના તૃતીય અને ચતુર્થ એ બે અધ્યાયોમાં નિરૂપણ કરી છે. ત્યાર પછી विहाय कामान्यः सर्वान् ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષને શમદમાદિ સાધન સંપત્તિ-પૂર્વક સર્વ કર્મોના સંન્યાસની નિષ્ઠા છે. સર્વકર્મસંન્યાસનિષ્ઠા આ ગીતાના પંચમ અને ષષ્ઠ એ બે અધ્યાયોમાં નિરૂપણ કરી છે. એટલાથી त्वं પદાર્થનું નિરૂપણ સિદ્ધ થાય છે.

ત્યારપછી युक्त आसीत मत्परः ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી વેદાંતવાક્યોના વિચાર સહિત અનેક પ્રકારની ભગવદ્ભક્તિનિષ્ઠા છે. ભગવદ્ભક્તિનિષ્ઠા આ ગીતાના સપ્તમ, અષ્ટમ, નવમ, દશમ, એકાદશ અને દ્વાદશ એ છ અધ્યાયોમાં નિરૂપણ કરી છે. એટલાથી तत् પદાર્થનું નિરૂપણ સંસિદ્ધ થાય છે. પૂર્વ પૂર્વ અધ્યાયના ઉત્તર ઉત્તર અધ્યાયની સાથે સંબંધરૂપ જે અવાંતર ગતિ છે, તથા અવાંતર પ્રયોજનોનો જે ભેદ છે, તે બન્ને તે તે અધ્યાયના વ્યાખ્યાનમાં નિરૂપણ કરવામાં આવશે.

ત્યાર પછી वेदाविनाशिनं नित्यं ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી तत्त्वं પદાર્થના અભેદ જ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાનનિષ્ઠા આ ગીતાના ત્રયોદશ (તેરમા) અધ્યાયમાં પ્રકૃતિપુરુષના વિવેક-દ્વારા નિરૂપણ કરી છે. ત્યાર પછી त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલું ત્રૈગુણ્યનિવૃત્તિરૂપ જ્ઞાનનિષ્ઠાનું ફળ આ ગીતાના ચૌદમા અધ્યાયમાં નિરૂપણ કરેલું છે. ત્રૈગુણ્યની નિવૃત્તિ એ જ જીવન્મુક્તિ છે. એ વાત ગુણાતીત પુરુષના લક્ષણોના

કથનવડે નિરૂપણ કરી છે. ત્યાર પછી तदा गंतासि निर्वेदम् ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી પરમ વૈરાગ્ય નિષ્ઠા આ ગીતાના પંદરમા અધ્યાયમાં સંસારરૂપ વૃક્ષના ઉચ્છેદનદ્વારા નિરૂપણ કરી છે. ત્યાર પછી दुःखेष्वनुद्विग्नमनाः ઇત્યાદિ વચનોમાં સ્થિતપ્રજ્ઞ પુરુષના લક્ષણવડે સૂચન કરેલી પરવૈરાગ્ય માટે ઉપયોગી એવી દૈવી સંપદ્ ગ્રહણ કરવા યોગ્ય છે અને यामिमां पुष्पितां वाचं ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી પરવૈરાગ્યની વિરોધી આસુરી સંપદ્ છે. આ આસુરી સંપદ્ પરિત્યાગ કરવા યોગ્ય છે. આ સર્વ વાત આ ગીતાના સોળમા અધ્યાયમાં કથન કરેલી છે. ત્યારપછી निर्द्वंद्वो नित्यसत्त्वस्थः ઇત્યાદિ વચનોવડે સૂચન કરેલી દૈવી સંપદના અસાધારણ કારણરૂપ સાત્વિકી શ્રદ્ધા છે. સાત્વિકી શ્રદ્ધા આ ગીતાના સત્તરમા અધ્યાયમાં, રાજસી અને તામસી શ્રદ્ધાની નિવૃત્તિપૂર્વક, કથન કરેલી છે. આ પ્રમાણે તેરમા અધ્યાયથી સત્તરમા અધ્યાયપર્યંત પાંચ અધ્યાયોમાં ફળસહિત જ્ઞાનનિષ્ઠા નિરૂપણ કરી છે.

ત્યાર પછી આ ગીતાના અઢારમા અધ્યાયમાં પૂર્વે કથન કરેલા સર્વ અર્થનો ઉપસંહાર કર્યો છે. આ પ્રમાણે આખી ગીતાના અર્થનો પરસ્પર સંબંધ સિદ્ધ થાય છે. પૂર્વના દ્વિતીય અધ્યાયમાં સાંખ્ય બુદ્ધિનો આશ્રય કરીને શ્રીભગવાને एषा तेऽभिहिता सांख्ये बुद्धिः ઇત્યાદિ વચનોવડે જ્ઞાનનિષ્ઠા કથન કરી હતી તથા યોગબુદ્ધિનો આશ્રય કરીને શ્રીભગવાને योगे त्विमां शृणु ત્યાંથી તે कर्मण्येवाधिकारस्ते मा ते संगोऽस्त्वकर्मणि એ શબ્દો પર્યંત સર્વ વચનોવડે કર્મનિષ્ઠા કથન કરી હતી. પરંતુ જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓના અધિકારીઓના ભેદ શ્રીભગવાને સ્પષ્ટ કરીને કથન કર્યા નથી.

શંકા:–બન્ને નિષ્ઠાઓનો એક જ અધિકારી છે. કારણ કે જ્ઞાન અને કર્મ ઉભયનો સમુચ્ચય જ મોક્ષની પ્રાપ્તિના હેતુરૂપ છે.

સમાધાન:–જ્ઞાન અને કર્મ એ બન્નેનો સમુચ્ચય અંગીકાર કરીને બન્નેની એક અધિકારિતા શ્રીભગવાનને વાંછિત નથી. કારણ કે दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय એ વચનવડે શ્રીભગવાને, જ્ઞાનનિષ્ઠાની અપેક્ષાએ કરીને, કર્મનિષ્ઠા વિષે નિકૃષ્ટતા કથન કરી છે. यावानर्थ उदपाने એ વચનવડે શ્રીભગવાને આત્મજ્ઞાનના ફળ વિષે સર્વ કર્મોના ફળનો અંતર્ભાવ દર્શાવ્યો છે. તેમ જ સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણ કહીને શ્રીભગવાને एषा ब्राह्मी स्थितिः पार्थ એ વચનવડે પ્રશંસાસહિત જ્ઞાનના ફળનો ઉપસંહાર કર્યો છે. या निशा सर्वभूतानाम् ઇત્યાદિ વચનોવડે શ્રીભગવાને જ્ઞાનવાન્ પુરુષને, દ્વૈતદર્શનના અભાવથી, કર્મોના અનુષ્ઠાનનો અસંભવ કથન કર્યો છે. જેમ લોકમાં અંધકારની નિવૃત્તિમાં કેવળ પ્રકાશ માત્ર જ કારણ હોય છે, તેવી રીતે અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષફળમાં પણ કેવળ જ્ઞાન જ કારણ છે. શ્રુતિ પણ જ્ઞાનમાત્રથી જ મોક્ષની પ્રાપ્તિનું કથન કરે છે. શ્રુતિ કહે છે કે–तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय અર્થ–અધિકારી પુરુષ આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરીને, સંસારરૂપ મૃત્યુનો નાશ કરે છે, માટે મોક્ષની પ્રાપ્તિ વાસ્તે આત્મસાક્ષાત્કાર વિના બીજો કોઇ માર્ગ નથી. તેથી જ્ઞાન અને કર્મ એ બન્નેનો સમુચ્ચય સંભવશે નહિ, તેમ જ એક અધિકારિતા પણ સંભવશે નહિ.

શંકા:–જેવી રીતે પ્રકાશ તથા અંધકાર એ બન્ને પરસ્પર વિરોધી છે, તેથી તે બન્નેનો સમુચ્ચય સંભવતો નથી, તેવી રીતે આત્મજ્ઞાન તથા કર્મ એ બન્ને પણ પરસ્પર વિરોધી છે; તેથી તે બન્નેનો પણ સમુચ્ચય સંભવશે નહિ. તેથી જ્ઞાન તથા કર્મ એ બન્નેના ભિન્ન ભિન્ન જ અધિકારી હોય છે.

સમાધાનઃ—જ્ઞાન તથા કર્મ એ બન્નેનો ભિન્ન ભિન્ન જ અધિકારી હોય છે, એ વાત યદ્યપિ સત્ય છે, તથાપિ એક જ અર્જુનની પ્રત્યે જ્ઞાન અને કર્મ એ બન્નેનો ઉપદેશ કરવો સંભવતો નથી. કારણ કે જે દેહાભિમાની પુરુષ કર્મનો અધિકારી હોય છે, તે પુરુષની પ્રત્યે જ્ઞાન-નિષ્ઠાનો ઉપદેશ કરવો યોગ્ય હોતો નથી, અને જે દેહાભિમાનથી રહિત પુરુષ જ્ઞાનનો અધિકારી હોય છે, તે પુરુષની પ્રત્યે કર્મનિષ્ઠાનો ઉપદેશ કરવો યોગ્ય હોતો નથી.

શંકાઃ—શું એક જ પુરુષની પ્રત્યે વિકલ્પે કરીને જ્ઞાન અને કર્મ એ બન્નેના ઉપદેશનો સંભવ હોઈ શકે છે ?

સમાધાનઃ—સમાન સ્વભાવવાળા પદાર્થોનું જ વિકલ્પે કરીને વિધાન થાય છે. જેવી રીતે હોમમાં સમાન સ્વભાવવાળા વ્રીહિ–યવાદિ પદાર્થોનું વિકલ્પે કરીને વિધાન થાય છે. પરંતુ ઉત્કૃષ્ટ–નિકૃષ્ટ પદાર્થોનું વિકલ્પે કરીને વિધાન થતું નથી. આત્મજ્ઞાનની અપેક્ષાએ કરીને કર્મો વિષે નિકૃષ્ટતા, તથા કર્મોની અપેક્ષાએ કરીને આત્મજ્ઞાન વિષે ઉત્કૃષ્ટતા, दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ઈત્યાદિ વચનોવડે સ્પષ્ટ જ છે. તેથી જ્ઞાન અને કર્મ એ બન્નેનો વિકલ્પ સંભવતો નથી. કિંવા કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિવડે ઉપલક્ષિત બ્રહ્માનંદરૂપ મોક્ષ વિષે, કર્મોનાં સ્વર્ગાદિ ફળોની માફક ન્યૂનાધિકતા સંભવતી નથી. આ કારણથી પણ જ્ઞાન અને કર્મ એ બન્નેનો સમુચ્ચય સંભવે નહિ. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓના જો કદાચિત્ ભિન્ન ભિન્ન અધિકારી માનીએ તો એક પુરુષ પ્રત્યે બન્ને નિષ્ઠાઓનો ઉપદેશ સંભવે નહિ. બન્ને નિષ્ઠાઓનો જો કદાચિત્ એક જ અધિકારી માનીએ, તો પરસ્પર વિરુદ્ધ એ બન્ને નિષ્ઠાઓનો સમુચ્ચય સંભવશે નહિ; તથા કર્મની અપેક્ષાએ કરીને આત્મજ્ઞાન વિષે શ્રેષ્ઠતા પણ સિદ્ધ થશે નહિ. જો કદાચિત્ જ્ઞાન અને કર્મ એ બન્નેના વિકલ્પનો અંગીકાર કરીએ, તો સર્વથી ઉત્કૃષ્ટ તથા પરિશ્રમ વિના જ સિદ્ધ થનાર આત્મજ્ઞાનનો પરિત્યાગ કરી બહુ પરિશ્રમવડે સિદ્ધ થનાર તથા અત્યંત નિકૃષ્ટ એવું કર્મનું અનુષ્ઠાન કોઈ પણ પુરુષ કરશે નહિ. આ પ્રકારના વિચારવડે અત્યંત વ્યાકુળ બુદ્ધિવાળો અર્જુન શ્રીભગવાનની પ્રત્યે આ પ્રકારનાં વચન કહેવા લાગ્યોઃ—

अर्जुन उवाच—ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

શ્લોકાર્થઃ—હે જનાર્દન ! આપને જ્યારે નિષ્કામ કર્મના કરતાં આત્માના વિષયવાળી બુદ્ધિ વધારે સંમત છે, તો પછી હે કેશવ ! આપ મને હિંસારૂપ ઘોર કર્મને વિષે શા માટે પ્રેરણા કરો છો ? ૧

ટીકાઃ—હે જનાર્દન ! જો કદાચિત્ તમે નિષ્કામ કર્મોથી આત્મતત્ત્વ સંબંધી બુદ્ધિ અત્યંત શ્રેષ્ઠરૂપ છે, એમ માનો છો તો હે કેશવ ! હિંસાદિ અનેક આયાસોવડે યુક્ત આ યુદ્ધરૂપ ઘોર કર્મમાં મને અર્થાત્ આપના અત્યંત ભક્તને कर्मण्येवाधिकारस्ते ઈત્યાદિ વચનોવડે આપ વારંવાર શા માટે પ્રેરણા કરો છો ?

( सर्वैर्जनैरर्द्यते याच्यते स्वाभिलषितसिद्धये इति जनार्दनः ) અર્થાત્ પોતપોતાના મનવાંછિત પદાર્થોની પ્રાપ્તિ વાસ્તે સર્વજનો જેના પ્રતિ યાચના કરે છે, તે જનાર્દન કહેવાય છે. અથવા, ( जनं जननं तत्कारणमज्ञानं च स्वसाक्षात्कारेणार्दयति हिनस्तीति जनार्दनः ) અર્થઃ—જન્મનો તથા જન્મના કારણ અજ્ઞાનનો જે પોતાના સાક્ષાત્કારવડે નાશ કરે છે, તે જનાર્દન કહેવાય છે. અહીં

હે जनार्दन એ સંબોધનવડે અર્જુને એ અર્થ સૂચન કર્યો છે કે, સર્વના ઈશ્વર તથા સર્વ ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ કરનાર આપ ભગવાન્ છો. એક આપના જ, शिष्यस्तेहं शाधि मां ઇત્યાદિ પ્રાર્થનાપૂર્વક, શરણને પ્રાપ્ત થયેલો હું ભક્ત અર્જુન છું. માટે મારી સાથે વંચના કરવી આપને ઉચિત નથી. (૧)

અવતરણિકા:-"હે અર્જુન! હું કૃષ્ણ ભગવાન્ કોઇ પણ પ્રાણીની સાથે વંચના કરતો નથી, તો પછી અત્યંત પ્રિય ભક્ત એવા તારી સાથે હું કેવી રીતે વંચના કરીશ? અર્થાત્ નહિ કરું. વળી તું અર્જુન વંચના કરવાનું કયું ચિહ્ન મારામાં દેખે છે?" એવી ભગવાનને શંકા થતાં શ્રીભગવાન્ પ્રત્યે અર્જુન કહે છેઃ—

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

શ્લોકાર્થ:-હે ભગવન્! ભળતાં વચનો કહેવાથી જેમ બુદ્ધિ વ્યામોહને પામે છે, તેમ આપ મારી બુદ્ધિને વ્યામોહમાં નાંખો છો. આપ મને એક જ અધિકારનો નિશ્ચય કરી કહો, કે જેથી હું (અર્જુન) મોક્ષને પામું. ૨

ટીકા:-હે ભગવન્! त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन-ઇત્યાદિ વચનોવડે આપ પૂર્વે કોઇ સ્થળે તો વેદનિષ્ઠાનો પરિત્યાગ કરાવતા હતા અને कर्मण्येवाधिकारस्ते ઇત્યાદિ વચનોવડે પૂર્વે કોઈ સ્થળે તો આપ વેદનિષ્ઠાનું ગ્રહણ કરાવતા હતા; તેમ જ निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ઇત્યાદિ વચનોવડે પૂર્વે કોઇ સ્થળે આપ નિવૃત્તિમાર્ગનો ઉપદેશ કરતા હતા, તેમ જ धर्म्याद्धि युद्धाच्छ्रेयोन्यत्क्षत्रियस्य न विद्यते ઇત્યાદિ વચનોવડે પૂર્વે કોઇ સ્થળે આપ પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ કરતા હતા. આ પ્રમાણે જ્ઞાનનિષ્ઠાનું તથા કર્મનિષ્ઠાનું પ્રતિપાદન કરનારાં આપનાં વચનો યદ્યપિ એકત્ર મળેલા અર્થનું કથન કરતાં નથી, કિન્તુ ભિન્ન ભિન્ન અર્થનું કથન કરે છે; તથાપિ મને (અર્જુનને) તો, પોતાની બુદ્ધિના દોષથી જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા આ બન્નેનો એક જ અધિકારી છે, એ પ્રકારના સંશયવાળા આપનાં વચનો જણાય છે. (એ અર્થ અર્જુને व्यामिश्रेणेव એ શબ્દોમાં રહેલ इव શબ્દવડે સૂચન કર્યો.)

"હે ભગવન્! એવાં જ્ઞાનકર્મનિષ્ઠાનાં પ્રતિપાદક વ્યામિશ્રિત વાક્યોવડે આપ, હું મંદબુદ્ધિ એવા અર્જુનનાં અંતઃકરણને જાણે કે મોહની પ્રાપ્તિ કરો છો." (અહીં मोहयसीव એ શબ્દોમાં રહેલો જે इव શબ્દ છે તે इव શબ્દવડે અર્જુને એ અર્થ સૂચન કર્યો છે કે:-આપ પરમ કૃપાળુ છો, તેથી આપ મારા મોહને નિવૃત્ત કરવાને વાસ્તે જ પ્રવૃત્ત થયા છો, કાંઇ મારામાં મોહ ઉત્પન્ન કરવાને વાસ્તે આપ પ્રવૃત્ત થયા નથી; તથાપિ આપનાં વચનોને શ્રવણ કરવાથી મને થયેલ ભ્રમરૂપ મોહ કેવળ મારા અંતઃકરણના દોષથી જ થયો છે.)

"હે ભગવન્! જ્ઞાન અને કર્મ એ બન્નેનો જો કદાચિત્ એક જ પુરુષ અધિકારી હોય, તો પરસ્પર વિરુદ્ધ હોવાથી જ્ઞાન અને કર્મ બન્નેનો સમુચ્ચય સંભવશે નહિ. જ્ઞાન તથા કર્મ બન્ને એક અર્થના હેતુ નથી, તેથી તે બન્નેનો વિકલ્પ પણ સંભવશે નહિ. પૂર્વોક્ત રીતિથી જો કદાચિત્ આપ જ્ઞાન અને કર્મ એ બન્નેના અધિકારીના ભેદ માનતા હો, તો એક જ હું અર્જુનની પ્રત્યે, પરસ્પર વિરુદ્ધ, જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એ બન્નેનો ઉપદેશ સંભવતો નથી. જેવી રીતે એક જ પુરુષ એક જ દેશ-કાળે પરસ્પર વિરુદ્ધ સ્થિતિ તથા ગમન એ બન્ને કરવામાં સમર્થ હોય નહિ, તેવી રીતે એક જ હું અર્જુન એક જ કાળે પરસ્પર વિરુદ્ધ જ્ઞાનનિષ્ઠા તથા

કર્મનિષ્ઠા એ બન્નેનું અનુષ્ઠાન કરવામાં સમર્થ છું નહિ. તેથી જ્ઞાનનો અધિકાર અને કર્મનો અધિકાર એ બન્નેમાંથી એક જ અધિકારને આપ નિશ્ચયવડે મારા પ્રત્યે કથન કરો. આ અધિકારથી નિશ્ચયપૂર્વક આપનાં વચનવડે હું અર્જુન, જ્ઞાન અને કર્મ એ બન્નેમાંથી એક, જ્ઞાનનું અથવા કર્મનું અનુષ્ઠાન કરીને મોક્ષરૂપ શ્રેયને પ્રાપ્ત થાઉં." અહીં જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓનો જો એક અધિકારી છે એમ અંગીકાર કરીએ, તો બન્ને નિષ્ઠાઓનો વિકલ્પ તથા સમુચ્ચય સંભવશે નહિ. તેથી બન્ને નિષ્ઠાઓના અધિકારીના ભેદ જાણવાને વાસ્તે અહીં બે શ્લોકોવડે અર્જુન પ્રશ્ન પૂછે છે, એમ સિદ્ધ થાય છે. (૨)

અવતરણિકાઃ—આ પ્રમાણે જ્યારે અર્જુને જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓના અધિકારીના ભેદનો પ્રશ્ન કર્યો, ત્યારે શ્રીભગવાન્ અર્જુનના પ્રશ્નોનો ઉત્તર કહેવા લાગ્યાઃ—

**શ્રીભગવાનુવાચ-लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-હે પાપરહિત અર્જુન ! આ લોક વિષે, પૂર્વના અધ્યાયમાં, નિષ્ઠા બે પ્રકારની છે એમ મેં તને કહ્યું છે. તેમાં તત્ત્વવેત્તા પુરુષોને જ્ઞાનરૂપી યોગે કરી પ્રાપ્ત થનારી એક નિષ્ઠા છે તથા કર્મરૂપ યોગવાન પુરુષોને કર્મરૂપી યોગે કરી પ્રાપ્ત થનારી બીજી નિષ્ઠા છે. ૩

ટીકાઃ—હે અર્જુન ! અધિકારીરૂપે કરી અંગીકાર કરેલા શુદ્ધ અંતઃકરણવાળા તથા અશુદ્ધ અંતઃકરણવાળા એવા બે પ્રકારના પુરુષરૂપ આ લોકમાં જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એમ બે પ્રકારની સ્થિતિરૂપ નિષ્ઠા પૂર્વ અધ્યાયમાં મેં કૃષ્ણ ભગવાને તારા પ્રત્યે સ્પષ્ટરૂપવડે કથન કરી હતી. તેથી જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓમાં એક અધિકારી કેવી રીતે હોય એવી શંકાવડે તું ગ્લાનિને પ્રાપ્ત ન થા.

(અહીં હે अनघ અર્થાત્-હે પાપોથી રહિત ! એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનમાં બ્રહ્મવિદ્યાના ઉપદેશની યોગ્યતા સૂચિત કરી. કારણ કે ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ઇત્યાદિ શાસ્ત્રોના વચનોએ પાપકર્મથી રહિત પુરુષોમાં જ આત્મજ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતા કથન કરી છે. એક જ સ્થિતરૂપ નિષ્ઠા, સાધ્ય અવસ્થા તથા સાધન અવસ્થા એમ બે અવસ્થાઓના ભેદવડે બે પ્રકારની હોય છે. કાંઈ બન્ને નિષ્ઠાઓ સ્વતંત્ર નથી, એ અર્થનું બોધન કરવાને વાસ્તે શ્રીભગવાને निष्ठा શબ્દમાં એક વચન કહેલું છે. જો કદાચિત્ સ્વતંત્ર બન્ને નિષ્ઠા ભગવાનને અભિમત હોત તો निष्ठे એ પ્રકારનું દ્વિવચન જ ભગવાન્ કથન કરત. આ અર્થને एकं सांख्यं च योगं च यः पश्यति એ શબ્દોવડે શ્રીભગવાન્ આગળ જતાં કથન કરશે. હવે તે જ સ્થિતિરૂપ નિષ્ઠાને બે પ્રકારના રૂપવડે વર્ણન કરે છે.)

(ज्ञानयोगेन सांख्यानां इति) પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને વિષય કરનારી બુદ્ધિ સાંખ્યા કહેવાય છે. આ સાંખ્યા નામની બુદ્ધિને પ્રાપ્ત થનાર તે સાંખ્ય કહેવાય છે. અર્થાત્ જે પુરુષોએ બ્રહ્મચર્યાશ્રમથી જ સંન્યાસને ધારણ કર્યો છે, જે પુરુષોએ વેદાંતના શ્રવણ-મનનાદિવડે આત્મવસ્તુનો નિશ્ચય કર્યો છે, તથા જે પુરુષો જ્ઞાનભૂમિકામાં આરૂઢ થયા છે, એવા શુદ્ધ અંતઃકરણવાળા સાંખ્ય નામના પુરુષોને, तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ઇત્યાદિ વચનોવડે, પૂર્વે, જ્ઞાનરૂપ યોગવડે જ નિષ્ઠા કથન કરી છે. (युज्यते ब्रह्मणा अनेन स योगः) અર્થાત્-અધિકારી પુરુષ જેવડે બ્રહ્મની સાથે જોડાય છે તે યોગ કહેવાય છે. વળી અધિકારી પુરુષ જ્ઞાનવડે જ બ્રહ્મની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે તેથી જ્ઞાન જ યોગરૂપે છે. જે પુરુષોનાં અંતઃકરણો શુદ્ધ થયાં નથી, તથા જે પુરુષો જ્ઞાનભૂમિકામાં આરૂઢ થયા નથી, એવા કર્મોના અધિકારીરૂપ

યોગી પુરુષોને, અંતઃકરણની શુદ્ધિદ્વારા, જ્ઞાનભૂમિકામાં આરૂઢ થવાને વાસ્તે, धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ઇત્યાદિ વચનોવડે, કર્મરૂપ યોગવડે જ પૂર્વે નિષ્ઠા કથન કરી છે. युज्यते अंतःकरणशुद्ध्या अनेन स योगः અર્થાત્–અધિકારી પુરુષ જેવડે અંતઃકરણની શુદ્ધિની સાથે જોડાય છે, તે યોગ કહેવાય છે. એવાં અંતઃકરણની શુદ્ધિ કરનારાં નિષ્કામ કર્મ છે. તેથી નિષ્કામ કર્મ જ યોગરૂપ છે. આ કથનથી એ અર્થ સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત પ્રકારે જ્ઞાન તથા કર્મ એ બન્નેનો સમુચ્ચય તથા વિકલ્પ સંભવતો નથી. કિન્તુ પહેલાં નિષ્કામ કર્મોવડે જેમનાં અંતઃકરણો શુદ્ધ થયાં હોય છે એવા અધિકારી પુરુષોને સર્વ કર્મોના સંન્યાસવડે જ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેથી ચિત્તની શુદ્ધિરૂપ તથા ચિત્તની અશુદ્ધિરૂપ બે અવસ્થાઓના ભેદવડે એક જ તું–અર્જુનની પ્રત્યે મેં एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ઇત્યાદિ વચનોવડે બે પ્રકારની નિષ્ઠા કથન કરી છે. તેથી ભૂમિકાના ભેદવડે એક જ પુરુષની પ્રત્યે જ્ઞાન અને કર્મ એ બન્નેનો ઉપયોગ સંભવિત હોઇ શકે છે. તેથી જ્ઞાન અને કર્મ એ બન્નેના અધિકારનો ભેદ છતાં પણ ઉપદેશ વ્યર્થ જતો નથી.

આ અર્થ જણાવવાને વાસ્તે શ્રીભગવાન્, આ તૃતીય અધ્યાયમાં, અશુદ્ધ ચિત્તવાળા પુરુષને ચિત્તની શુદ્ધિપર્યંત, નિષ્કામ કર્મોના અનુષ્ઠાનની કર્તવ્યતાના कर्मणामनारंभात् એ વાક્યથી मोघं पार्थ स जीवति એ વાક્ય સૂધી ૧૩ શ્લોકોવડે કથન કરશે અને જે પુરુષોનાં ચિત્ત શુદ્ધ થયાં છે, એવા જ્ઞાનવાન્ પુરુષોને તો તે કર્મો કિંચિત્ માત્ર પણ અપેક્ષિત નથી. આ અર્થને यस्त्वात्मरतिः ઇત્યાદિ શ્લોકોવડે કથન કરશે. ત્યાર પછી तस्मादसक्तः ઇત્યાદિ વચનોવડે તો, બંધના હેતુરૂપ કર્મોને પણ ફળની ઇચ્છાથી રહિતપણારૂપ કૌશલ્યવડે, અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની ઉત્પત્તિદ્વારા મોક્ષનું જ કારણપણું સંભવે છે, એ અર્થ (ભગવાન્) કથન કરશે. ત્યાર પછી अथ केन प्रयुक्तोऽयं એ અર્જુનના પ્રશ્નોનું ઉત્થાપન કરીને, કામદોષવડે જ કામ્ય કર્મોને અંતઃકરણની શુદ્ધિનું કારણપણું નથી, તેથી કામથી રહિત થઈને કર્મો કરનાર તું અર્જુન અંતઃકરણની શુદ્ધિવડે જ્ઞાનનો અધિકારી થશે; એ અર્થ શ્રીભગવાન્ આ તૃતીય અધ્યાયની સમાપ્તિ પર્યંત કથન કરશે. (૩)

અવતરણિકા:–જેવી રીતે મૃત્તિકા, દંડ, ચક્ર, કુલાલ વગેરે કારણોનો અભાવ થતાં ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ જ હોતી નથી, તેવી રીતે નિષ્કામ કર્મરૂપ કારણનો અભાવ થતાં જ્ઞાનરૂપ કાર્યની ઉત્પત્તિ જ હોતી નથી. આ અર્થ શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કથન કરે છે—

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! અધિકારી પુરુષ નિષ્કામ કર્મો ન કરવાથી જ નિષ્કર્મ ભાવને પ્રાપ્ત થતો નથી. તેમ જ સંન્યાસથી પણ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થતો નથી. ૪

ટીકા:–तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसानाशकेन આ શ્રુતિએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે કથન કરેલાં, પોતપોતાના વર્ણાશ્રમને અનુસાર, જે વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ ઇત્યાદિ કર્મો છે, તે નિત્ય નૈમિત્તિક કર્મોને જે પુરુષ નિષ્કામ થઈને કરતો નથી, તે પુરુષનું અંતઃકરણ શુદ્ધ હોતું નથી અને અંતઃકરણની શુદ્ધિ વિના પુરુષ આત્મજ્ઞાનની પ્રાપ્તિને યોગ્ય થતો નથી, તેથી નિષ્કામ કર્મો નહિ કરવાથી અશુદ્ધ ચિત્તવાળો પુરુષ સર્વ કર્મોથી રહિતતારૂપ નૈષ્કર્મ્યને પ્રાપ્ત થતો નથી; અર્થાત્ જ્ઞાનરૂપ યોગવડે નિષ્ઠાને પ્રાપ્ત થતો નથી.

અર્જુનની શંકાઃ–હે ભગવન્ ! શ્રુતિમાં સર્વ કર્મોના સંન્યાસથી જ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ કથન કરી છે તથા કર્મોવડે જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિનો નિષેધ પણ કથન કર્યો છે. શ્રુતિ કહે છે કે-एतमेव प्रव्राजिनो लोकमिच्छंतः प्रव्रजंति इति; न कर्मणा, न प्रजया, न धनेन; त्यागेनैकेऽमृतत्वमानशुः અર્થાત્–સંન્યાસીઓને પ્રાપ્ત થવા યોગ્ય જે અદ્વિતીય બ્રહ્મરૂપ લોક છે; તે બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા કરતા અધિકારી પુરુષો સંન્યાસને ગ્રહણ કરે છે; અને પૂર્વનો કોઈ પણ વિદ્વાન્ પુરુષ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષને, અગ્નિહોત્રાદિ કર્મોવડે, પુત્રાદિ પ્રજાવડે તથા સુવર્ણાદિ ધનવડે પ્રાપ્ત થતો નથી; કિન્તુ એક ત્યાગવડે જ મોક્ષરૂપ અમૃતને પ્રાપ્ત થાય છે. માટે સર્વ કર્મોના સંન્યાસથી જ જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થઈ શકે છે. પણ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વાસ્તે કર્મો કરવાં વ્યર્થ છે.

ભગવાને કરેલું સમાધાનઃ–न च संन्यसनात् इति–હે અર્જુન ! નિષ્કામ કર્મોના અનુષ્ઠાનવડે અંતઃકરણની શુદ્ધિ કર્યા વિના જ કરેલો જે સંન્યાસ, તે સંન્યાસથી અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ, મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરનારી જ્ઞાનનિષ્ઠારૂપ સિદ્ધિને પ્રાપ્ત થતો નથી.

તાત્પર્ય એ છે કે, નિષ્કામ કર્મોના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલી ચિત્તની શુદ્ધિ વિના પ્રથમ સંન્યાસ જ સંભવતો નથી. કારણ કે यदहरेव विरजेत तदहरेव प्रव्रजेत–અર્થ–અધિકારી પુરુષ જે દિવસે સર્વ વિષયસુખોમાંથી વૈરાગ્યને પ્રાપ્ત થાય, તે દિવસથી સંન્યાસને ગ્રહણ કરવો. આ શ્રુતિએ વૈરાગ્યવાન્ પુરુષને જ સંન્યાસનો અધિકારી કહ્યો છે; પણ વૈરાગ્ય અશુદ્ધ ચિત્તવાળા પુરુષને હોતો નથી. અશુદ્ધ ચિત્તવાળો પુરુષ જો કદાચિત્ दंडग्रहणमात्रेण नरो नारायणो भवेत् અર્થાત્–દંડાદિ ચિન્હોને માત્ર ગ્રહણ કરીને જ પુરુષ નારાયણરૂપ થાય છે–ઇત્યાદિ પ્રરોચક વચનો શ્રવણ કરીને, ઔત્સુક્યમાત્રવડે સંન્યાસને ગ્રહણ કરે છે, તોપણ તે અશુદ્ધ ચિત્તવાળા પુરુષને સંન્યાસ જ્ઞાનનિષ્ઠારૂપ ફળની પ્રાપ્તિ કરતો નથી; પણ ઉલટું પ્રત્યવાયની જ પ્રાપ્તિ કરે છે. અહીં કાર્યના અધિકારનો તથા ફળનો વિચાર ન કરીને કાર્યમાં પ્રવૃત્ત કરનાર જે આહ્‌લાદ વિશેષ છે, તેનું નામ ઔત્સુક્ય છે. આ ઔત્સુક્યને કુતૂહલ પણ કહે છે. પૂર્વે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસવડે મોક્ષની પ્રાપ્તિનું કથન કરનાર જે શ્રુતિવચનો કહ્યાં હતાં, તે શ્રુતિવચનો શુદ્ધ ચિત્તવાળા પુરુષ ઉપર છે, અશુદ્ધ ચિત્તવાળા પુરુષ ઉપર નથી. (૪)

અવતરણિકાઃ–નિષ્કામ કર્મોના અનુષ્ઠાનવડે જે પુરુષનું ચિત્ત શુદ્ધ થયું નથી, તે પુરુષ સર્વદા બહિર્મુખ જ રહે છે. *આ અર્થને શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે:–*

## नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
## कार्यते ह्यवशः कर्म सर्वं प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

શ્લોકાર્થઃ–કોઈ પણ અજ્ઞાની પુરુષ કદાપિ ક્ષણમાત્ર પણ કર્મોને નહિ કરતો છતો રહેતો નથી. માટે પ્રકૃતિજન્ય અર્થાત્ પ્રકૃતિથી થયલા સત્વાદિ ગુણો પરતંત્ર એવા સર્વ અજ્ઞાનીજનો પાસે લૌકિક તેમ જ વૈદિક સર્વ કર્મો કરાવે છે. ૫

ટીકાઃ–હે અર્જુન ! જે પુરુષે મનસહિત ઇંદ્રિયોને પોતાને વશ કરી નથી, એવો અજિતેંદ્રિય કોઇપણ પુરુષ, જે કારણથી કદાચિત્ એક ક્ષણમાત્ર કાળ પર્યંત પણ ખાનપાનાદિ લૌકિક કર્મોને તથા અગ્નિહોત્રાદિ વૈદિક કર્મોને કર્યા વિના રહેતો નથી, કિન્તુ અજિતેન્દ્રિય પુરુષ લૌકિક–વૈદિક કર્મો કરતો જ રહે છે, તે કારણથી અશુદ્ધ ચિત્તવાળા પુરુષને સર્વ કર્મોનો સંન્યાસ કરવો સંભવતો નથી.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! અશુદ્ધ ચિત્તવાળો અવિદ્વાન્ પુરુષ લૌકિક–વૈદિક કર્મો કર્યા વિના રહેતો નથી, કિન્તુ તે કર્મોને કરતો જ રહે છે, તેનું શું કારણ છે?"

ભગવાને કરેલું સમાધાનઃ-कार्यते हि इति-હે અર્જુન! મૂળ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જે સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણો છે અથવા સ્વભાવરૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા રાગદ્વેષાદિ ગુણો પ્રકૃતિજન્ય ગુણો કહેવાય છે. ચિત્તશુદ્ધિથી રહિત અસ્વતંત્ર સર્વ પ્રાણીઓને પ્રકૃતિજન્ય ગુણો લૌકિક-વૈદિક સર્વ કર્મ કરાવે છે, અથવા કાયિક, વાચિક અને માનસિક એ સર્વ કર્મ કરાવે છે. તે કારણથી અશુદ્ધ ચિત્તવાળો કોઈપણ અવિદ્વાન્ પુરુષ કર્મો કર્યા સિવાય રહેતો નથી; કિંતુ પ્રકૃતિજન્ય ગુણોવડે ચલાયમાન થયલો પરાધીન અજ્ઞાની પુરુષ સર્વ કાળે કર્મોને કરતો જ રહે છે. એવા અશુદ્ધ ચિત્તવાળા પુરુષને સર્વ કર્મોનો સંન્યાસ કરવો સંભવતો નથી. જ્યારે અશુદ્ધ ચિત્તવાળા પુરુષને સંન્યાસ સંભવતો નથી, ત્યારે અશુદ્ધ ચિત્તવાળા પુરુષને સંન્યાસજન્ય જ્ઞાનનિષ્ઠા સંભવતી નથી, તેમાં તો શું જ કહેવાનું ? (૫)

અવતરણિકાઃ—કિંવા જે પુરુષે નિષ્કામ કર્મોના અનુષ્ઠાનથી પોતાના ચિત્તને શુદ્ધ કર્યું નથી, કિંતુ ઔત્સુક્યમાત્રવડે પ્રથમ સંન્યાસને જ ગ્રહણ કર્યો છે, એવો અશુદ્ધ ચિત્તવાળો પુરુષ સંન્યાસના ફળને પ્રાપ્ત થતો નથી; એ અર્થને શ્રીભગવાન્ કથન કરે છેઃ-

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

શ્લોકાર્થઃ-જે વિમૂઢાત્મા પુરુષ વાગાદિ કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરે છે, પણ શબ્દાદિ વિષયોનું મનવડે સ્મરણ કરતો રહે છે તે પુરુષ મિથ્યા આચારવાળો (ઢગી) કહેવાય છે. ૬

ટીકાઃ-રાગદ્વેષવડે જેનું અંતઃકરણ દૂષિત છે, એવા અશુદ્ધ અંતઃકરણવાળો જે પુરુષ કેવળ ઔત્સુક્ય માત્રથી વાક્, પાણિ, પાદ આદિ કર્મેંદ્રિયોનો નિરોધ કરીને અર્થાત્ બાહ્ય ઇંદ્રિયોવડે કર્મોને નહિ કરીને, રાગ-દ્વેષવડે પ્રેરિત મનવડે શબ્દ-સ્પર્શાદિ વિષયોને સ્મરણ કરતો રહે છે, પણ આત્મતત્ત્વનું સ્મરણ કરતો રહેતો નથી, અર્થાત્ "મેં સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે" એ પ્રકારના અભિમાનવડે જે પુરુષ સર્વ કર્મોથી રહિત થઈ રહ્યો હોય છે, તે પુરુષ મિથ્યા આચારવાળો કહેવાય છે. તાત્પર્ય એ છે કે, તે પુરુષનું અંતઃકરણ શુદ્ધ થતું નથી. તેથી જ્ઞાનનિષ્ઠારૂપ ફળની પ્રાપ્તિને અયોગ્ય થયલો તે પુરુષ પાપ આચરણવાળો કહેવાય છે. આ વાત ધર્મશાસ્ત્રમાં પણ કહેલી છેઃ—

त्वंपदार्थविवेकाय संन्यासः सर्वकर्मणाम् । श्रुत्येह विहितो यस्मात्तत्त्यागी पतितो भवेत् ॥

અર્થ-શ્રુતિ ભગવતીએ, અધિકારી લોક વિષે त्वं પદાર્થ આત્માનો વિચાર કરવા વાસ્તે જ સર્વ કર્મોનો સંન્યાસ વિધાન કર્યો છે, માટે ઔત્સુક્ય માત્રવડે સંન્યાસને ગ્રહણ કરીને જે અશુદ્ધ ચિત્તવાળો પુરુષ त्वं પદાર્થરૂપ આત્માનો વિચાર કરતો નથી, તે બહિર્મુખ સંન્યાસી પતિત થાય છે. તેથી અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ સંન્યાસથી જ્ઞાનનિષ્ઠારૂપ સિદ્ધિને પ્રાપ્ત થતો નથી, એવી જે વાત શ્રીભગવાને કથન કરી છે, તે યથાર્થ છે. (૬)

અવતરણિકાઃ-હવે ચિત્તશુદ્ધિ વિના કેવળ ઔત્સુક્યમાત્રવડે સર્વ કર્મોનો જે સંન્યાસ છે, તે સંન્યાસને ન કરી, અધિકારી પુરુષે પોતાના ચિત્તની શુદ્ધિ વાસ્તે શાસ્ત્રવિહિત નિષ્કામ કર્મોને જ કરવાં. આ અર્થને શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કથન કરે છેઃ-

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પુરુષ મનસહિત શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોને રોકી ફલેચ્છાથી રહિત થઇ વાગાદિ કર્મેન્દ્રિયોવડે નિષ્કામ કર્મોને કરે છે તે પુરુષ અશુદ્ધ ચિત્તવાળા સંન્યાસી કરતાં પણ શ્રેષ્ઠ છે. ૭

ટીકાઃ-હે અર્જુન! અધિકારી પુરુષ શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયોને મનસહિત રોકીને અર્થાત્ પાપની ઉત્પત્તિના હેતુરૂપ શબ્દાદિ વિષયોની આસક્તિથી શ્રોત્રાદિ ઇંદ્રિયોને નિવૃત્ત કરીને અથવા વિવેક યુક્ત મનવડે શ્રોત્રાદિ ઇંદ્રિયોને રોકીને, વાક્-હસ્ત આદિ કર્મેંદ્રિયોવડે શાસ્ત્ર વિહિત કર્મો કરે છે, પરંતુ કર્મોના ફળની ઇચ્છા કરતો નથી. આવો નિષ્કામ કર્મોને કરનાર અધિકારી પુરુષ પૂર્વોક્ત અશુદ્ધ અંતઃકરણવાળા મિથ્યાચાર સંન્યાસીથી બહુ શ્રેષ્ઠ છે. આ વિલક્ષણતા જણાવવાને વાસ્તે શ્રીભગવાને મૂળ શ્લોકમાં (यस्तु)तु શબ્દ કથન કર્યો છે. તાત્પર્ય એ છે કે, હે અર્જુન! આ મહાન્ આશ્ચર્યને તું જો! બન્ને પુરુષોને જો કે પરિશ્રમ તો તુલ્ય જ છે, તથાપિ એક પુરુષ તો વાગાદિ કર્મેંદ્રિયોવડે, મનસહિત શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોને, વિષયોમાં પ્રવૃત્ત કરતાં પરમ પુરુષાર્થરૂપ ફળથી રહિત થાય છે, અને બીજો પુરુષ તો મનસહિત શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોને, શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરીને, વાગાદિ કર્મેંદ્રિયોવડે કર્મોને કરતાં છતાં પણ પરમ પુરુષાર્થને પ્રાપ્ત થાય છે. માટે ચિત્તશુદ્ધિથી રહિત સંન્યાસીથી નિષ્કામ કર્મો કરનાર પુરુષ બહુ શ્રેષ્ઠ છે. (૭)

અવતરણિકાઃ-અશુદ્ધ અંતઃકરણવાળા સંન્યાસી કરતાં નિષ્કામ કર્મો કરનાર પુરુષ બહુ શ્રેષ્ઠ છે. તે કારણથી તું મનસહિત જ્ઞાનેંદ્રિયોને રોકીને, વાગાદિ કર્મેંદ્રિયોવડે નિત્ય-નૈમિત્તિક કર્મોને કર. આ અર્થને શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કથન કરે છેઃ—

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! તું નિત્ય તથા નૈમિત્તિક કર્મોને કર; કારણ કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં તે શ્રેષ્ઠ છે. વળી નિષ્કામ કર્મ કરવાથી કર્મથી રહિત થયલા એવા તને શરીરની યાત્રા અર્થાત્ દેહાદિ પ્રાપ્ત થશે નહિ. ૮

ટીકાઃ-હે અર્જુન! અંતઃકરણની શુદ્ધિ કરનાર કર્મોનાં અનુષ્ઠાનથી રહિત તું સ્વર્ગાદિ ફળોની ઇચ્છાથી રહિત થઇને, શ્રુતિએ તથા સ્મૃતિએ પ્રતિપાદન કરેલાં સંધ્યોપાસનાદિ નિત્ય કર્મોને તથા ગ્રહણને વિશે કરવાનાં નૈમિત્તિક કર્મોને તથા શ્રાદ્ધાદિ નૈમિત્તિક કર્મોને જ કર.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! શુદ્ધ અંતઃકરણવાળા પુરુષે કયા કારણથી કર્મો જ કરવાં યોગ્ય છે?"

ભગવાને કરેલું સમાધાનઃ-कर्म ज्यायो ह्यकर्मणः ઇતિ-નિત્ય-નૈમિત્તિક કર્મો ન કરવા કરતાં નિત્ય નૈમિત્તિક કર્મો કરવાં, તે જ અત્યંત શ્રેષ્ઠ છે. આ કારણથી અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે ફળની ઇચ્છાથી રહિત થઇને નિત્ય-નૈમિત્તિક કર્મો જ અવશ્ય કરીને કરવાં. જો કે संन्यास एवात्यरेचयत् આ શ્રુતિએ ધર્માદિ સર્વ સાધનો કરતાં સંન્યાસને જ શ્રેષ્ઠરૂપ કહેલો છે. તેથી સંન્યાસ કરતાં કર્મોમાં શ્રેષ્ઠતા કહેવી સંભવતી નથી. તોપણ જીવન્મુક્તિના સુખને વાસ્તે બ્રહ્મવેત્તા પુરુષે કરેલો વિદ્વત્સંન્યાસ તેમ જ આત્મજ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે શુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુજને કરેલો વિવિદિષા સંન્યાસ, આ બન્ને પ્રકારના સંન્યાસ વિષે જ શ્રુતિએ ધર્માદિ સર્વ સાધનો કરતાં, શ્રેષ્ઠતા કથન કરી છે. આ પ્રસંગે સંન્યાસ કરતાં કર્મોમાં જે શ્રેષ્ઠતા કથન કરી છે તે, અશુદ્ધ ચિત્તવાળા પુરુષો કેવળ ઔત્સુક્યમાત્રવડે જે સંન્યાસ કરે

છે તે સંન્યાસ કરતાં નિષ્કામ કર્મોમાં શ્રેષ્ઠતા કથન કરી છે. કાંઇ સંન્યાસની નિંદા કરવાનો ભગવાનનો હેતુ નથી. (ધર્મ, સત્ય, તપ, દમ, શમ, દાન, પ્રજનન, આહિતાગ્નિ, અગ્નિહોત્ર, યજ્ઞ અને માનસ આ અગિયાર સાધનોથી સંન્યાસની અધિકતા આત્મપુરાણના દશમા અધ્યાયના અંતમાં વિસ્તારથી કથન કરવામાં આવેલ છે.) કિંવા હે અર્જુન! નિત્ય-નૈમિત્તિક કર્મો ન કરવાથી કેવળ તારા અંતઃકરણની શુદ્ધિનો અભાવ થશે, એટલું જ નહિ, પરંતુ યુદ્ધાદિ કર્મો નહિ કરવાથી તારા શરીરના ખાનપાનાદિ વ્યવહાર પણ સિદ્ધ થશે નહિ. અહીં ભગવાનનો એ હેતુ છે કે, તું અર્જુન ક્ષત્રિય છે, તેથી સંન્યાસાશ્રમ ધારણ કરીને ભિક્ષાવૃત્તિથી શરીરનો નિર્વાહ કરવાનો તારો અધિકાર નથી. કારણ કે શ્રુતિ-સ્મૃતિઓમાં બ્રાહ્મણને જ સંન્યાસ લેવાનો અધિકાર કહેલો છે.

શ્રુતિ કહે છે કે-ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरंति इति- અર્થ-પુત્રની એષણાનો, વિત્તની એષણાનો તથા લોકની એષણાનો પરિત્યાગ કરીને વૈરાગ્યવાન્ બ્રાહ્મણ સંન્યાસપૂર્વક ભિક્ષાવૃત્તિ કરે છે. સ્મૃતિ કહે છે કે,-चत्वार आश्रमा ब्राह्मणस्य त्रयो राजन्यस्य द्वौ वैश्यस्य इति-અર્થ-બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો બ્રાહ્મણના હોય છે, બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને વાનપ્રસ્થ એ ત્રણ આશ્રમો ક્ષત્રિયના હોય છે અને બ્રહ્મચર્ય તથા ગાર્હસ્થ્ય એ બે આશ્રમો વૈશ્યના હોય છે. એક બીજી સ્મૃતિ કહે છે કે, मुखजानामयं धर्मो वैष्णवं लिंगधारणम् ॥ बाहुजातोरुजातानां नाय धर्मो विधीयते-અર્થ-પરમેશ્વરના મુખથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોનો જ ધર્મ એ છે કે દંડાદિ ચિહ્ન ધારણ કરીને સંન્યાસ લેવો. પરમેશ્વરના બાહુથી ઉત્પન્ન થયલા ક્ષત્રિયોનો તથા પરમેશ્વરના ઉરુસ્થળથી ઉત્પન્ન થયલા વૈશ્યોનો લિંગસંન્યાસ વિધાન કર્યો નથી. ઇત્યાદિ અનેક શ્રુતિસ્મૃતિમાં બ્રાહ્મણોને જ સંન્યાસાશ્રમનો અધિકાર કહેલો છે. ક્ષત્રિયને તથા વૈશ્યને સંન્યાસનો અધિકાર કહેલો નથી. આ પ્રકારના હેતુથી જ શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એમ કહ્યું છે કે, યુદ્ધાદિ કર્મોવિના તારા શરીરના ખાનપાનાદિ વ્યવહાર સિદ્ધ થશે નહિ. (૮)

અવતરણિકા:-"હે ભગવન્! कर्मणा बध्यते जंतुर्विद्यया च विमुच्यते અર્થ-જીવ કર્મોવડે સંસારમાં બંધાય છે, અને વિદ્યાવડે સંસારથી મુક્ત થાય છે. આ સ્મૃતિવચનવડે સર્વ કર્મો વિષે બંધનની હેતુતા જ સિદ્ધ થાય છે; તેથી મુમુક્ષુજને બંધનનાં હેતુભૂત કર્મો કરવા યોગ્ય નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ હવે એ પ્રકારનો ઉત્તર આપે છે કે:-કામ્ય કર્મોને જ બંધની હેતુતા છે, ઇશ્વરાર્પણ બુદ્ધિવડે કરેલાં કર્મોને બંધની હેતુતા નથી.

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! આ લોક પરમેશ્વરની આરાધના માટે એક કર્મમાંથી અન્ય કર્મ વિશે, એમ કર્મ કરી બંધાય છે. માટે તું ફળની ઇચ્છાથી રહિત થઇ, પરમેશ્વરની આરાધનાને માટે કર્મો કર. ૯

ટીકા:—यज्ञो वै विष्णुः અર્થાત્-વિષ્ણુ ભગવાન્ યજ્ઞરૂપ છે. આ શ્રુતિથી યજ્ઞ શબ્દ પરમેશ્વરનો વાચક સિદ્ધ થાય છે. પરમેશ્વરના આરાધનને વાસ્તે કરવામાં આવતાં નિત્ય-નૈમિત્તિક કર્મો યથાર્થ કર્મો કહેવાય છે. એવાં નિષ્કામ કર્મોથી ભિન્ન, સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિને વાસ્તે કામ્યકર્મોમાં પ્રવૃત્ત થયેલો કર્મોનો અધિકારી પુરુષ જ કામ્યકર્મોવડે બંધાય છે અને પરમેશ્વરના આરાધન અર્થે કરેલાં નિષ્કામ કર્મોવડે અધિકારી પુરુષ બંધાતો નથી. તેથી

कर्मणा बध्यते जन्तुः એ પૂર્વોક્ત સ્મૃતિમાં પણ કેવળ કામ્ય કર્મો વિષે જ બંધનની હેતુતા કથન કરી છે, નિષ્કામ કર્મોમાં બંધનની હેતુતા કથન કરી નથી. તેથી હે અર્જુન! તું સ્વર્ગાદિ ફળોની ઇચ્છાથી રહિત થઇને કેવળ પરમેશ્વરની આરાધના માટે શ્રદ્ધાભક્તિપૂર્વક નિત્ય-નૈમિત્તિક કર્મોને કર. (૯)

અવતરણિકા:-કિંવા ભગવાન્ પ્રજાપતિના વચનાનુસાર પણ અધિકારી પુરુષે કર્મ જ કરવા યોગ્ય છે, એ અર્થને શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે અર્જુનની પ્રત્યે કથન કરે છે:—

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

શ્લોકાર્થ:-કલ્પના આદિમાં પ્રજાપતિ યજ્ઞની અધિકારી પ્રજાને ઉત્પન્ન કરી કહેવા લાગ્યા કે, હે પ્રજા! આ યજ્ઞ જ તમોને મનવાંછિત ફળની પ્રાપ્તિ કરવાવાળો છે, માટે યજ્ઞ કરી તમે વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. ૧૦

ટીકા:-શ્રુતિ-સ્મૃતિઓવડે વિધાન કરેલાં સ્વવર્ણાશ્રમના યજ્ઞાદિરૂપ કર્મોની સાથે જે જોડાયલો હોય, તે સહયજ્ઞ કહેવાય છે. અર્થાત્ કર્મોના અધિકારીઓ સહયજ્ઞ કહેવાય છે. એવાં યજ્ઞાદિરૂપ કર્મોના અધિકારી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણિક પ્રજાને સૃષ્ટિના આદિકાળમા રચીને, પરમકૃપાળુ ભગવાન્ પ્રજાપતિએ ત્રૈવર્ણિક પ્રજાની પ્રત્યે એ પ્રકારનાં વચનો કહ્યાં કે,-હે પ્રજા! પોતપોતાના વર્ણાશ્રમે કરીને ઉચિત યજ્ઞાદિરૂપ ધર્મ કરીને તમે ઉત્તરકાળે વૃદ્ધિને પ્રાપ્ત થાઓ। પ્રજા પૂછે છે કે,-યજ્ઞાદિરૂપ ધર્મવડે કેવી રીતે વૃદ્ધિ થાય ?" પ્રજાપતિ કહેવા લાગ્યા एष वोऽस्त्विष्टकामधुक् इति-હે પ્રજા! યજ્ઞાદિરૂપ ધર્મ જ તમોને અર્થાત્ અધિકારી જનોને મનવાંછિત ફળોની પ્રાપ્તિ કરનાર થાઓ.

શંકા:-सहयज्ञाः એ વચનમાં જે 'યજ્ઞ'નું ગ્રહણ કરવામાં આવેલું છે, તે યજ્ઞનું ગ્રહણ, અવશ્ય કરવા યોગ્ય નિત્ય-નૈમિત્તિક કર્મોનું જ ઉપલક્ષક છે, પણ કામ્ય કર્મોનું ઉપલક્ષક નથી. કારણ કે તે કર્મો નહિ કરવાથી થનારી પ્રત્યવાયની પ્રાપ્તિ નિત્ય-નૈમિત્તિક કર્મો નહિ કરવાથી જ થાય છે; કામ્યકર્મો નહિ કરવાથી કાંઇ પ્રત્યવાયની પ્રાપ્તિ થતી નથી. કિંવા, આ ગીતાશાસ્ત્રમાં કામ્ય કર્મો કહેવાનો કોઇ પ્રસંગ પણ નથી; ઉલટાં मा कर्मफलहेतुर्भूः એ વચનવડે કામ્ય કર્મોનો નિષેધ જ કર્યો છે. તેથી નિષ્કામ કર્મોના પ્રસંગમાં યજ્ઞાદિરૂપ ધર્મ તને મનવાંછિત ફળોની પ્રાપ્તિ કરશે, એ ફળનું કથન અસંગત છે.

સમાધાન:-કામ્ય કર્મોની માફક નિત્ય નૈમિત્તિક કર્મોનું પણ આનુષંગિક ફળ સંભવિત હોઇ શકે છે. આ વાત આપસ્તંબ ઋષિએ પણ કહેલી છે:-तद्यथाम्रे फलार्थे निर्मिते च्छायागंधे इत्यनूत्पद्येते। एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यंते । नो चेदनूत्पद्यन्ते न धर्महानिर्भवतीति। અર્થ-જેવી રીતે કોઇ પુરુષે ફળોની પ્રાપ્તિ વાસ્તે વાવેલું જે આમ્રવૃક્ષ હોય છે, તે આમ્રવૃક્ષની છાયા અને સુગંધ બન્ને, આનુષંગિક ફળ વાવનાર પુરુષને અવશ્ય પ્રાપ્ત થાય છે; તેવી રીતે અધિકારી પુરુષે સ્વધર્મ જાણીને કરેલાં નિત્ય-નૈમિત્તિક કર્મો થયા પછી, કર્મકર્ત્તા પુરુષને મનવાંછિત પદાર્થોની પ્રાપ્તિરૂપ આનુષંગિક ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. જો કદાચિત્ કર્મકર્ત્તા પુરુષને આનુષંગિક ફળ ન પ્રાપ્ત થાય, તોપણ નિત્ય-નૈમિત્તિકરૂપ ધર્મની હાનિ થશે નહિ. આથી અંતઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષરૂપ પરમફળ પુરુષને અવશ્ય પ્રાપ્ત થાય છે.

અર્જુનની શંકા:-કામ્ય કર્મોની માફક જો કદાચિત્ નિત્ય કર્મોના પણ ફળોનો અંગીકાર કરશો, તો કામ્ય કર્મો કરતાં નિત્ય કર્મોમાં વિલક્ષણતા શું નહિ સિદ્ધ થાય?

ભગવાને કરેલું સમાધાનઃ-કામ્યકર્મ તથા નિત્યકર્મ એ બન્નેમાં ફળની કારણતા સમાન હોવા છતાં પણ ફળની ઇચ્છાવડે કરેલાં કર્મને કામ્યકર્મ કહે છે અને ફળની ઇચ્છાથી રહિત થઇને કરેલાં કર્મને નિત્યકર્મ કહે છે. આ રીતિથી કામ્યકર્મો કરતાં નિત્યકર્મોમાં વિલક્ષણતા સંભવે છે અને વસ્તુના સ્વભાવથી જ અનિચ્છિત ફળની પણ ઉત્પત્તિનો અંગીકાર કરતાં બન્નેમાં વિશેષતા સંભવતી નથી. આ વાતનું આગળ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે. માટે યજ્ઞાદિરૂપ ધર્મ તને મનવાંછિત ફળોની પ્રાપ્તિ કરનાર થાઓ, એ વચન અસંગત નથી, કિંતુ યથાર્થ છે. સ્મૃતિ કહે છે કેઃ-(संध्यामुपासते इति) 'જે પુરુષ નિરંતર શ્રદ્ધાભક્તિપૂર્વક સંધ્યાની ઉપાસના કરે છે, તે પુરુષ સર્વ પાપોથી રહિત થઇને રોગાદિ વિકારોથી રહિત બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.' ઇત્યાદિ અનેક વચનોવડે સંધ્યા-ઉપાસનાદિ નિત્યકર્મોનું બ્રહ્મલોકાદિની પ્રાપ્તિરૂપ આનુષંગિક ફળ કથન કર્યું છે. (૧૦)

અવતરણિકાઃ-"હે ભગવન્! યજ્ઞાદિરૂપ ધર્મને મનવાંછિત ફળોની પ્રાપ્તિનું હેતુપણું કયા પ્રકારે છે ?" એવી શંકા અર્જુનને થતાં તે પ્રકારનું નિરૂપણ કરતાં ભગવાન્ કહે છે કેઃ-

देवान्भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

શ્લોકાર્થઃ-હે પ્રજા ! તમો અધિકારીઓ યજ્ઞાદિરૂપ ધર્મવડે ઇંદ્રાદિ દેવોને સંતુષ્ટ કરો, જેથી ઇંદ્રાદિ દેવો તમને સંતુષ્ટ કરશે. આ પ્રમાણે એક બીજાને સંતુષ્ટ કરવાથી તમે બન્નો પરમ શ્રેયને પ્રાપ્ત થશો. ૧૧

ટીકાઃ-હે પ્રજા! તમે સર્વ યજમાનો યજ્ઞાદિરૂપ ધર્મવડે ઇંદ્રાદિ દેવતાઓને સંતુષ્ટ કરો. અને યજ્ઞમાંહેના હવિષ્ય ભાગોવડે તમોએ સંતુષ્ટ કરેલા ઇંદ્રાદિ દેવતાઓ જળની વૃષ્ટિ આદિથી અન્નની ઉત્પત્તિદ્વારા તમને-યજમાનને સંતુષ્ટ કરે. આ પ્રમાણે પરસ્પર સંતુષ્ટ કરતાં તમે પ્રજા તથા ઇંદ્રાદિ દેવતાઓ બન્ને મનવાંછિત અર્થરૂપ પરમ શ્રેયને પ્રાપ્ત થશો. તમને સંતુષ્ટ કરવાથી ઇંદ્રાદિ દેવતાઓ તૃપ્તિરૂપ પરમ શ્રેયને પ્રાપ્ત થશે અને ઇંદ્રાદિ દેવતાઓને સંતુષ્ટ કરવાથી તમે પ્રજા સ્વર્ગરૂપ પરમ શ્રેયને પ્રાપ્ત થશો. (૧૧)

અવતરણિકાઃ-કિંવા યજ્ઞાદિરૂપ ધર્મવડે તમને પરલોકમાં રહેલાં સ્વર્ગાદિરૂપ ફળની પ્રાપ્તિ થશે; એટલું જ નહિ, કિંતુ આ લોકમાં રહેલા અન્ન, સુવર્ણ, પશુ વગેરે ફળની પણ પ્રાપ્તિ થશે. આ અર્થયુક્ત વાત પ્રજાપતિ નીચલા શ્લોકથી જણાવે છેઃ—

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

શ્લોકાર્થઃ-કારણ, યજ્ઞવડે સંતુષ્ટ થયલા દેવતાઓ તમને મનવાંછિત ભોગો આપશે, પણ જે પુરુષ દેવતાઓને નહિ દઇને દેવોના આપેલા ભોગો ભોગવે છે તે પુરુષ ચોર-કૃતઘ્ની છે. ૧૨

ટીકાઃ-હે પ્રજા ! આ પ્રમાણે શ્રૌત-સ્માર્ત યજ્ઞરૂપ ધર્મવડે સંતુષ્ટ થયેલા ઇંદ્રાદિ દેવતાઓ તમને કર્મકર્ત્તા યજમાનોને અન્ન, પશુ, સુવર્ણ ઇત્યાદિ મનવાંછિત ભોગો આપશે અને જેવી રીતે કોઇ પુરુષ કોઇ અન્ય પુરુષને ઋણ આપે છે, તેવી રીતે ઇંદ્રાદિ દેવતાઓએ તમને આપેલા અન્નાદિ ભોગોને, ઇંદ્રાદિ દેવતાઓને ન આપીને, અર્થાત્ ઇંદ્રાદિ દેવતાઓના ઉદ્દેશવડે વ્રીહિ-યવાદિ પદાર્થોના ત્યાગરૂપ વૈશ્વદેવ, અગ્નિહોત્ર, જાતેષ્ટિ ઇત્યાદિ નિત્ય-નૈમિત્તિક યાગ

નહિ કરીને, જે પુરુષ કેવળ પોતાના દેહ-ઇંદ્રયાદિની પુષ્ટિ કરવાને વાસ્તે અન્નાદિ પદાર્થોને ભોગવે છે, તે પુરુષ દેવતાઓનો ચોર જ છે તથા કૃતઘ્ન છે; કારણ કે તે પુરુષે દેવતાઓના અન્નાદિ પદાર્થોનું તો હરણ કર્યું છે અને યજ્ઞાદિવડે દેવતાઓના ઋણની નિવૃત્તિ કરી નથી. (૧૨)

અવતરણિકાઃ-કિંવા યજ્ઞાદિ કર્મો ન કરવાથી અધિકારી પુરુષને કેવળ ચોર ભાવની તથા કૃતઘ્નતાની જ પ્રાપ્તિ થતી નથી, પરંતુ યજ્ઞાદિ કર્મો નહિ કરવાથી અધિકારી પુરુષને પ્રત્યવાયની પણ પ્રાપ્તિ થાય છે. આ અર્થને અન્વય-વ્યતિરેકવડે નિરૂપણ કરવામાં આવે છેઃ—

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥**

શ્લોકાર્થઃ-જે પુરુષ યજ્ઞના શેષરૂપ અન્નનું ભોજન કરે છે તે શિષ્ટ પુરુષ સર્વ પાપોનો પરિત્યાગ કરે છે, તથા જે પાપાત્મા પુરુષ કેવળ પોતાને વાસ્તે જ અન્નને પકાવે છે, તે પુરુષ પાપનું જ ભોજન કરે છે. ૧૩

ટીકાઃ-જે અધિકારી પુરુષ ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ,-એ પાંચ યજ્ઞો કરીને પરિશેષ રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરે છે, તે પુરુષ જ શિષ્ટ કહેવાય છે. શ્રદ્ધાપૂર્વક તથા ભક્તિપૂર્વક વેદવિહિત કર્મ કરનાર પુરુષને જ શાસ્ત્રમાં શિષ્ટ કહ્યો છે. સર્વ પાપો શિષ્ટ પુરુષનો પરિત્યાગ કરે છે. પ્રમાદવડે કરેલાં પાપો તથા પંચસૂનારૂપ નિમિત્તથી ઉત્પન્ન થયલાં પાપો તથા વિહિત કર્મો ન કરવાથી પ્રાપ્ત થયલાં પાપો,-આ સર્વ પાપોથી રહિત તે પુરુષ થાય છે.

આટલા કથનથી યજ્ઞાદિ કરનાર પુરુષને પાપની પ્રાપ્તિનો અભાવ કથન કર્યો. હવે તે યજ્ઞાદિ કર્મો નહિ કરનાર પુરુષને થતી પ્રત્યવાયની પ્રાપ્તિનું કથન કરે છે.

भुंजते ते तु इति. પંચ મહાયજ્ઞો નહિ કરનાર જે પાપાત્મા પુરુષ કેવળ પોતાનું ઉદર ભરવાને વાસ્તે અન્નને પકાવે છે અને દેવતા-અતિથિ વગેરેને માટે અન્નને પકાવતો નથી, તે પુરુષ પણ અન્નનું ભોજન કરતો નથી, કેવળ પાપનું જ ભોજન કરે છે. જો કે પાપાત્મા પુરુષની દૃષ્ટિથી જોતાં તો તે અન્ન છે, તો પણ શાસ્ત્રની દૃષ્ટિવડે જોતાં તથા દેવતાઓની દૃષ્ટિથી જોતાં તો તે અન્ન પાપરૂપ છે.

અહીં पापाः अघं भुञ्जते એ વચનવડે એ અર્થનો બોધ કર્યો છે કે, જે પુરુષ પંચયજ્ઞો નહિ કરીને કેવળ પોતાના ઉદરને ભરવાને વાસ્તે જ અન્નને પકાવે છે તે પુરુષ પૂર્વે જ પંચસૂનાકૃત પાપવાળો તથા પ્રમાદકૃત હિંસાજન્ય પાપવાળો થઇને પણ પુનઃ વૈશ્વદેવાદિ નિત્ય કર્મો નહિ કરવાથી ઉત્પન્ન થયેલા બીજા પાપને પ્રાપ્ત થાય છે. સ્મૃતિ કહે છે કે-"कंडनी पेषणी चुल्ली उदकुंभी च मार्जनी । पंचसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विंदति ॥ ગૃહસ્થ પુરુષોના ગૃહમાં જીવોની હિંસા થવાનાં પાંચ સ્થાનો હોય છે. એક તો ઊખલમાં અન્ન કૂટવાથી જીવોની હિંસા થાય છે, પાષાણથી ઘંટીમાં અન્નને દળવાથી જીવોની હિંસા થાય છે, અન્ન રાંધવાને વાસ્તે ચુલામાં અગ્નિ સળગાવવાથી જીવોની હિંસા થાય છે; વાસણોમાં જળ ભરવાથી જીવોની હિંસા થાય છે અને માટી જળ વગેરેથી ઘરનું માર્જન કરવાથી (લીંપવાથી) જીવોની હિંસા થાય છે. આ પાંચ પ્રકારની જીવહિંસા કરીને ગૃહસ્થ પુરુષ સ્વર્ગને પ્રાપ્ત થતો નથી." આ પાંચ હિંસાસ્થાનોથી ઉત્પન્ન થયલાં પાપો પંચયજ્ઞોવડે નિવૃત્ત થાય છે. આ પંચ યજ્ઞ નીચે પ્રમાણેઃ- ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा । नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ બ્રાહ્મણાદિ ગૃહસ્થ પુરુષે

સર્વદા ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને પિતૃયજ્ઞ,–એ પંચયજ્ઞ યથાશક્તિ કરવા. આ પંચયજ્ઞોનો પરિત્યાગ કદાચિત્ પણ કરવો નહિ." વેદનું પઠન-પાઠન કરવું તથા સંધ્યોપાસન કરવું, તે ઋષિયજ્ઞ કહેવાય છે; અગ્નિહોત્રાદિ કરવા, તે દેવયજ્ઞ કહેવાય છે; બલિવૈશ્વદેવ કરવો, તે ભૂતયજ્ઞ કહેવાય છે; ઘેર આવેલા અતિથિને અન્નાદિવડે સંતુષ્ટ કરવો, તે મનુષ્યયજ્ઞ કહેવાય છે ને શ્રાદ્ધ-તર્પણ કરવાં, તે પિતૃયજ્ઞ કહેવાય છે. આ યજ્ઞો નહિ કરનાર ગૃહસ્થ પુરુષને થતી દોષની પ્રાપ્તિ પારાશર સ્મૃતિમાં પણ કહેલી છે:—"वैश्वदेवविहीना ये आतिथ्येन विवर्जिताः । सर्वे ते नरकं यान्ति काष्ठयोनिं व्रजन्ति ते ॥ જે બ્રાહ્મણાદિ ગૃહસ્થો વૈશ્વદેવ કરવાથી રહિત છે તથા અતિથિને ભોજન આપવાથી રહિત છે, તે પુરુષો મરણ પામીને નરકને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી કાઠયોનિને પ્રાપ્ત થાય છે."

કિંવા જે ગૃહસ્થ પુરુષના ગૃહથી અતિથિ પુરુષ અન્નાદિની પ્રાપ્તિ વિના નિરાશ થઇ ચાલ્યો જાય છે, તે ગૃહસ્થ પુરુષે કાષ્ઠના હજારો ભારાવડે તથા ઘૃતના સેંકડો કુંભોવડે કરેલો હોમ તે પુરુષને કિંચિત્ માત્ર પણ ફળની પ્રાપ્તિ કરતો નથી. અતિથિનાં લક્ષણો પારાશરસ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યાં છે કે:—"दूराध्वोपगतं श्रान्तं वैश्वदेव उपस्थितम् । अतिथिं तं विजानीयान्नातिथिः पूर्वमागतः ॥ चौरो वा यदि चांडालः शत्रुर्वा पितृघातकः । वैश्वदेवे तु संप्राप्ते सोऽतिथिः सर्वसंगमः ॥ न पृच्छेद्गोत्रचरणे स्वाध्यायं च व्रतानि च । हृदयं कल्पयेत्तस्मिन्सर्वदेवमयो हि सः ॥ જે પુરુષ દૂરથી ચાલીને આવ્યો હોય, થાકેલો હોય તથા વૈશ્વદેવ કરવાના સમયે આવેલો હોય, તો તેને અતિથિ જાણવો. પણ તે પૂર્વે જ, જે પોતાના પુરોહિતાદિ આવેલા હોય તે અતિથિ કહેવાતા નથી. વૈશ્વદેવ કરવાના સમયે, બ્રાહ્મણાદિ ગૃહસ્થ પુરુષોને ઘેર જે કોઈ અન્નાર્થી ચોર, ચાંડાલ, શત્રુ અથવા પિતાનું હનન કરનાર આવે, તે અન્નાર્થી પુરુષને અતિથિ જાણવો તથા સર્વ સત્સંગાદિનું કારણ જાણવો. કિંવા ગૃહસ્થ પુરુષે પોતાને ઘેર આવેલા અન્નાર્થી અતિથિનું ગોત્ર પૂછવું નહિ, વેદની શાખાદિ પણ પૂછવી નહિ, ઋગ્વેદાદિનું અધ્યયન પણ પૂછવું નહિ તથા બ્રહ્મચર્યાદિ વ્રત પણ પૂછવું નહિ, કિંતુ તે ગૃહસ્થ પુરુષ તે અતિથિ વિષે, એ અતિથિ સર્વ દેવમય વિષ્ણુરૂપ છે, એ પ્રકારની ભાવના કરીને તે અતિથિને અન્નાદિ આપવું."

તેથી જે બ્રાહ્મણાદિ ગૃહસ્થ પુરુષ પૂર્વોક્ત પંચયજ્ઞો ન કરીને કેવળ પોતાના ઉદરભરણને વાસ્તે જ અન્નને પકાવે છે, તે પુરુષ અન્નરૂપે રહેલ પાપનું જ ભોજન કરે છે. (૧૩)

અવતરણિકા:-કિંવા, કેવળ પૂર્વોક્ત પ્રજાપતિનાં વચનમાત્રથી જ તે યજ્ઞાદિ કર્મ કરવા યોગ્ય છે, એટલું જ નહિ, પરંતુ આ જગતરૂપ ચક્રની પ્રવૃત્તિનો હેતુ હોવાથી પણ તે યજ્ઞાદિ કર્મ કરવા યોગ્ય છે. આ અર્થયુક્ત હકીકત શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે ત્રણ શ્લોકોવડે નીચે પ્રમાણે કહેશે:—

**अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! અન્નથી શરીર ઉત્પન્ન થાય છે, તે અન્નની ઉત્પત્તિ જળની વૃષ્ટિવડે થાય છે, જળની વૃષ્ટિ અપૂર્વરૂપ ધર્મવડે ઉત્પન્ન થાય છે તથા અપૂર્વરૂપ ધર્મ કર્મથી ઉત્પન્ન થાય છે. ૧૪

ટીકા:-હે અર્જુન ! ભોજનદ્વારા પુરુષ, સ્ત્રીઓના શરીરમાં પ્રાપ્ત થઇને, શુક્ર-શોણિતરૂપવડે પરિણામને પ્રાપ્ત થએલું જે વ્રીહિ-યવાદિ અન્ન છે, તે અન્નથી જ સર્વ મનુષ્યાદિ

પ્રાણીઓનાં શરીરો ઉત્પન્ન થાય છે. તે વ્રીહિ-યવાદિ અન્નની ઉત્પત્તિ જળની વૃષ્ટિથી થાય છે, એ વાત સર્વ પ્રાણીઓને પ્રત્યક્ષસિદ્ધ છે. કારીરી ઇષ્ટિથી તથા અગ્નિહોત્રાદિથી ઉત્પન્ન થયલા જે ધર્મને શાસ્ત્રમાં અપૂર્વ એટલે અદૃષ્ટ નામવડે કથન કરેલો છે, તે ધર્મરૂપ યજ્ઞથી જળની વૃષ્ટિ ઉત્પન્ન થાય છે. મનુસ્મૃતિ કહે છે કેઃ—"अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ વૈદિક અગ્નિમાં પ્રાતઃસાયંકાળમાં શ્રદ્ધા ભક્તિપૂર્વક નાંખેલી ઘૃતાદિ પદાર્થોની આહુતિ સૂક્ષ્મરૂપે કરીને આદિત્યમાં રહે છે. આહુતિવિશિષ્ટ આદિત્યથી મેઘોદ્વારા જળની વૃષ્ટિ ઉત્પન્ન થાય છે. જળની વૃષ્ટિથી વ્રીહિ-યવાદિ અન્ન ઉત્પન્ન થાય છે, અન્નથી આ મનુષ્યાદિ શરીરો ઉત્પન્ન થાય છે તથા તે ધર્મરૂપ યજ્ઞ, અગ્નિહોત્ર તથા કારીરી-ઇષ્ટિ આદિ કર્મોથી ઉત્પન્ન થાય છે." (૧૪)

વળી—

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! અગ્નિહોત્રાદિક કર્મોને તું વેદથી ઉત્પન્ન થયલાં જાણ તથા વેદોને પરમાત્મા દેવથી ઉત્પન્ન થયલા જાણ. આ કારણથી જ સર્વ અર્થના પ્રકાશક તથા નાશથી રહિત વેદો ધર્મરૂપ યજ્ઞમાં રહેલા છે. ૧૫

ટીકાઃ—બ્રહ્મ એટલે વેદ. વેદરૂપ બ્રહ્મ જેમાં પ્રમાણ છે, તે બ્રહ્મોદ્ભવ કહેવાય છે. અગ્નિહોત્રાદિ કર્મોને તું બ્રહ્મોદ્ભવ જાણ. અર્થાત્ વેદે વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મોને જ તું અપૂર્વરૂપ ધર્મનું સાધન જાણ, પણ બીજાં પાખંડ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલાં કર્મોને તારે અપૂર્વરૂપ ધર્મનું સાધન જાણવું નહિ.

અર્જુનની શંકાઃ—હે ભગવન્! પાખંડ શાસ્ત્રોની અપેક્ષાએ કરીને વેદમાં શું વિલક્ષણતા છે, કે જે વિલક્ષણતાએ કરીને વેદપ્રતિપાદિત અર્થ જ ધર્મરૂપ હોય છે, પણ બીજાં પાખંડ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા અર્થ ધર્મરૂપ હોતા નથી?

ભગવાને કરેલું સમાધાનઃ—પાખણ્ડ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા અર્થ ધર્મરૂપે હોતા નથી. કારણ કે (ब्रह्माक्षरसमुद्भवं इति.) હે અર્જુન! ભ્રમ, પ્રમાદ, કરણોનું અપાટવ, વિપ્રલિપ્સા ઇત્યાદિ સર્વ દોષોથી રહિત જે પરમાત્મા દેવ છે, તે અક્ષર પરમાત્મા દેવથી જ, પુરુષના નિઃશ્વાસોની પેઠે, પ્રયત્ન વિના જ ઋગ્, યજુષ્, સામ અને અથર્વણ એ ચાર વેદો પ્રાદુર્ભાવ પામ્યા છે. આ કારણથી ભ્રમ-પ્રમાદ વગેરે દોષોની શંકાથી રહિત થયલાં અપૌરુષેય વેદોનાં વચનો જ, ધર્મરૂપ અતીંદ્રિય અર્થવિષયક પ્રમાની અર્થાત્ યથાર્થજ્ઞાનની જનકતાવડે પ્રમાણરૂપે છે. ભ્રમ પ્રમાદાદિ દોષોવાળા પુરુષોએ રચેલાં પાખણ્ડ વાક્યો, અતીંદ્રિય ધર્મવિષયક પ્રમાને ઉત્પન્ન કરતાં નથી. તેથી પાખણ્ડશાસ્ત્ર ધર્મમાં પ્રમાણરૂપે નથી. અન્ય પદાર્થોં વિષે અન્ય બુદ્ધિ કરવી, તે ભ્રમ કહેવાય છે અને અવશ્ય કરવા યોગ્ય અર્થને પણ ન કરવો તે પ્રમાદ કહેવાય છે. નેત્રાદિ કરણોમાં અર્થાત્ ઇંદ્રિયોમાં વસ્તુની યથાર્થ ગ્રહણ કરવાની શક્તિ ન હોવી, તે કરણાપાટવ એટલે ઇંદ્રિયોનું અકૌશલ્ય કહેવાય છે તથા અન્ય લોકોનું વંચન કરવાની જે ઇચ્છા, તે વિપ્રલિપ્સા કહેવાય છે.

હે અર્જુન! અક્ષર પરમાત્મા દેવથી જ વેદોનો પ્રાદુર્ભાવ થયો છે, એ વાત શ્રુતિમાં પણ કહી છે. શ્રુતિ કહે છે કે-(अस्य महतो भूतस्य निःश्वसितमेतयदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानि इति ॥ ) ઋગ્વેદ, યજુર્વેદ,

સામવેદ, અથર્વણવેદ એ ચારે વેદો મહાન્ પરમાત્મા દેવના નિઃશ્વાસરૂપે છે. આ ચાર વેદો, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદ્, શ્લોક, સૂત્ર, અનુવ્યાખ્યાન અને વ્યાખ્યાન એ ભેદવડે અષ્ટ પ્રકારના થાય છે.

આ ઇતિહાસ પુરાણાદિ આઠેનો અર્થ આત્મપુરાણના સાતમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે. આ પ્રમાણે સાક્ષાત્ પરમાત્માદેવથી જ ઉત્પન્ન થવાથી સર્વ અર્થના પ્રકાશક તથા અવિનાશી વેદ અતીંદ્રિય ધર્મરૂપ યજ્ઞમાં પોતાના તાત્પર્યવડે સ્થિત થાય છે. તેથી પાખણ્ડ શાસ્ત્રવડે પ્રતિપાદિત નિકૃષ્ટ ધર્મનો પરિત્યાગ કરીને, અધિકારી પુરુષે વેદપ્રતિપાદિત ધર્મનું જ અનુષ્ઠાન કરવું. (૧૫)

અવતરણિકાઃ-"હે ભગવન્! આ પ્રમાણે વેદાદિની ઉત્પત્તિ થાઓ, તેમ કહેવાથી આ પ્રસંગે કયા ફળની સિદ્ધિ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! આ લોકમાં જે અધિકારી પુરુષ આ રીતે પ્રવૃત્ત થયલા ચક્રને નથી અંગીકાર કરતો, તે પાપી જીવનવાળો તથા ઇન્દ્રિયારામ પુરુષ વ્યર્થ જ જીવે છે. ૧૬

ટીકાઃ-હે અર્જુન! સર્વજ્ઞ પરમેશ્વરથી, સર્વ અર્થને પ્રકાશિત કરનાર તથા નિત્ય નિર્દોષ એવા વેદનો પ્રાદુર્ભાવ થાય છે, ત્યાર પછી વેદોક્ત કર્મોનું જ્ઞાન થાય છે, કર્મોના જ્ઞાનની પછી કર્મોના અનુષ્ઠાનથી અપૂર્વરૂપ ધર્મની ઉત્પત્તિ થાય છે, ધર્મની ઉત્પત્તિ પછી જળની વૃષ્ટિ થાય છે અને જળની વૃષ્ટિથી વ્રીહિ–યવાદિ અન્ન ઉત્પન્ન થાય છે, અન્નથી મનુષ્યાદિ ભૂતો ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી મનુષ્યાદિની પુનઃ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે. આ પ્રમાણે સર્વ જગતનો નિર્વાહ કરવાને વાસ્તે પરમેશ્વરે પ્રવૃત્ત કરેલા ચક્રને જે અધિકારી પુરુષ અંગીકાર કરતો નથી, તે પુરુષ પાપરૂપ જીવનવાળો હોવાથી જીવે છે, તોપણ વ્યર્થ જ જીવે છે. અર્થાત્ આવા પુરુષના જીવન કરતાં મરણ જ શ્રેષ્ઠ છે. કારણ કે શરીરનો પરિત્યાગ કરીને બીજા જન્મમાં પુરુષને કદાચિત્ જ ધર્મનું અનુષ્ઠાન સંભવિત હોઈ શકે છે તથા આ જન્મમાં વેદ-વિહિત કર્મો ન કરવાથી પાપનો જે સંગ્રહ થાય છે, તેથી પુનર્જન્મમાં પણ ધર્મપ્રવૃત્તિથી રહિત થાય છે, માટે પુરુષના જીવન કરતાં મરણ જ શ્રેષ્ઠ છે.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! પૂર્વોક્ત ચક્રનો અંગીકાર ન કરનારા બ્રહ્મવેત્તા પુરુષનું પણ જીવન નિષ્ફળ થશે, એમ મારું માનવું છે.

ભગવાને કરેલું સમાધાનઃ-તારી માન્યતામાં ભૂલ છે. હું તને અજ્ઞાની પુરુષનાં વિશેષણ કહું છું. શ્રોત્રાદિક ઇન્દ્રિયોવડે શબ્દાદિ વિષયોમાં જે પુરુષ રમણ કરે છે, તે ઇન્દ્રિયારામ કહેવાય છે. એવો વિષયલંપટ પુરુષ કેવળ કર્મોનો જ અધિકારી હોય છે. કર્મોનો અધિકારી હોવા છતાં પણ જે પુરુષ કર્મો કરતો નથી, તે પુરુષ વિહિત કર્મો ન કરવાથી કેવળ પાપનો જ સંગ્રહ કરતાં વ્યર્થ જ જીવે છે અને જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષ ઇંદ્રિયારામ નથી, તેથી કર્મો ન કરવાથી વિદ્વાન્ પુરુષ પ્રત્યવાયને પ્રાપ્ત થતો નથી. (૧૬)

અવતરણિકાઃ-જે પુરુષ ઇંદ્રિયારામ નથી તથા પરમાર્થ વસ્તુને સર્વદા જાણનાર છે, તે વિદ્વાન્ પુરુષ, આ જગતરૂપ ચક્રના હેતુભૂત કર્મોનું અનુષ્ઠાન નહિ કરતાં છતાં પણ પ્રત્યવાયને પ્રાપ્ત થતો નથી. પણ તે વિદ્વાન્ પુરુષ કૃતકૃત્યભાવને પ્રાપ્ત થાય છે, એવું અર્થયુક્ત વચન શ્રીભગવાન્ બે શ્લોકવડે કથન કરે છેઃ—

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! વળી જે મનુષ્ય આત્મા વિશે પ્રીતિવાળો હોય છે, આત્માવડે જ તૃપ્ત થયલો છે તથા આત્મામાં જ સંતુષ્ટ હોય છે, તે પુરુષને કોઇપણ કાર્ય કર્તવ્ય રહેતું નથી. ૧૭

ટીકાઃ-હે અર્જુન! જે પુરુષ ઇંદ્રિયારામ હોય છે, તે વિષયલંપટ પુરુષ સક્, ચંદન તથા વનિતા ઇત્યાદિ વિષયોની પ્રાપ્તિ કરીને જ રતિનો અનુભવ કરે છે. આવો પુરુષ મનોહર અન્નપાનાદિ પદાર્થોની પ્રાપ્તિ કરીને જ તૃપ્તિનો અનુભવ કરે છે. ઇંદ્રિયારામ પુરુષ સુવર્ણ, પુત્ર, પશુ ઇત્યાદિ પદાર્થોની પ્રાપ્તિ કરીને તથા રોગાદિની અપ્રાપ્તિ કરીને જ તુષ્ટિનો અનુભવ કરે છે. વળી સુવર્ણાદિ પદાર્થો અપ્રાપ્ત થતાં, ઇંદ્રિયારામ રાગી પુરુષોમાં યથાક્રમથી અરતિ, અતૃપ્તિ અને અતુષ્ટિ જ જોવામાં આવે છે. [અહીં રતિ, તૃપ્તિ અને તુષ્ટિ એ ત્રણ મનની વૃત્તિવિશેષ છે. આ ત્રણે સાક્ષીરૂપ અનુભવવડે સિદ્ધ છે.] જે વિદ્વાન્ પુરુષને પરમાનંદ સ્વરૂપ પરમાત્મા દેવની પ્રાપ્તિ થયલી હોય છે, તે વિદ્વાન્ પુરુષ દ્વૈત દર્શનના અભાવથી તથા વિષયસુખોમાં તુચ્છ બુદ્ધિવાળો હોવાથી વિષયસુખોની ઇચ્છા જ કરતો નથી. [આ વાત यावानर्थ उदपाने એ શ્લોકમાં પૂર્વે કથન કરવામાં આવેલી છે.] આ કારણથી તે બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ આનંદસ્વરૂપ આત્મામાં જ રતિ કરે છે, પણ સ્ત્રી આદિ વિષયોમાં તે રતિ કરતો નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! આનંદસ્વરૂપ આત્મામાં તો સર્વ પ્રાણીમાત્રની નિરુપાધિક પ્રીતિ છે તથા પોતાના આત્માને વાસ્તે જ સ્ત્રીપુત્રાદિમાં પ્રીતિ હોય છે; તેથી આત્મરતિવાળા વિદ્વાન્ પુરુષમાં અજ્ઞાની પુરુષો કરતાં વિલક્ષણતા સિદ્ધ થતી નથી, તેનું કેમ?

ભગવાને કરેલું સમાધાનઃ-હે અર્જુન! વિદ્વાન્ પુરુષ પરમાનંદ સ્વરૂપ આત્માવડે જ તૃપ્ત થાય છે. અજ્ઞાની પુરુષની જેમ વિદ્વાન્ પુરુષ કાંઈ મનોરમા સ્ત્રીઓવડે તથા મિષ્ટાન્નવડે તૃપ્ત થતો નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! જે પુરુષનો જઠરાગ્નિ રોગાદિવડે મંદ થયો છે તથા ધાતુક્ષય થઈ ગયો હોય છે, તે પુરુષ મિષ્ટાન્નવડે તૃપ્ત થતો નથી તથા મનોરમા સ્ત્રીઓમાં પણ રમણ કરતો નથી, તેથી રોગી પુરુષ કરતાં વિદ્વાન્ પુરુષમાં કોઈ રીતની વિલક્ષણતા જોવામાં આવતી નથી.

ભગવાને કરેલુ સમાધાનઃ-હે અર્જુન! વિદ્વાન્ પુરુષ કેવળ આનંદસ્વરૂપ આત્મામાં સંતોષને પ્રાપ્ત થયો હોય છે, બીજા કોઈ અનાત્મ પદાર્થોમાં વિદ્વાન્ પુરુષ સંતોષને પ્રાપ્ત થતો નથી અને રોગાદિવડે જે પુરુષનો જઠરાગ્નિ મંદ થયો હોય છે તથા ધાતુક્ષય થયો હોય છે તે પુરુષ તો જઠરાગ્નિને પ્રજ્વલિત કરવાને વાસ્તે તથા ધાતુની વૃદ્ધિ કરવાને વાસ્તે, અનેક પ્રકારનાં ઔષધોને અર્થે જ્યાં ત્યાં ભ્રમણ કરે છે, પણ આનંદસ્વરૂપ આત્મામાં અજ્ઞાની પુરુષ સંતોષને પ્રાપ્ત થતો નથી.

આ વિલક્ષણતાનું બોધન કરવાને વાસ્તે શ્રીભગવાને यस्त्वात्मरतिः એ વચનમાં તુ શબ્દ કહેલો છે. શ્રુતિ કહે છે કે-"आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ વિદ્વાન્ પુરુષ આનંદસ્વરૂપ આત્માવિષે જ ક્રીડા કરે છે, તે આત્મા વિષે જ રતિ કરે છે તથા તે આત્મા વિષે જ ક્રિયાવાન્ થાય છે."

આવા બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ વિષે કર્મોના અધિકારીપણાનો કોઇ હેતુ નથી. એ કારણથી વિદ્વાન્ પુરુષને કોઇ પણ લૌકિક કે વૈદિક કાર્ય કર્તવ્ય નથી; કિન્તુ બ્રહ્મવેત્તા પુરુષ કૃતકૃત્ય

નથી. અહીં मानवः એ શબ્દવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, જે કોઇ પણ મનુષ્ય આ પ્રમાણે આત્મરતિ થાય છે, આત્મતૃપ્ત થાય છે તથા આત્મસંતુષ્ટ થાય છે, તેજ મનુષ્ય કૃતકૃત્યભાવને પ્રાપ્ત થાય છે. કૃતકૃત્યભાવની પ્રાપ્તિમાં બ્રાહ્મણત્વાદિ ઉત્તમ જાતિનો કિંચિન્માત્ર પણ ઉપયોગ નથી. (૧૭)

અવતરણિકાઃ-"હે ભગવન્! આત્મસાક્ષાત્કારવાન્ પુરુષને પણ સ્વર્ગાદિ સુખોની પ્રાપ્તિને વાસ્તે અથવા મોક્ષની પ્રાપ્તિને વાસ્તે અથવા પ્રત્યવાયની નિવૃત્તિને વાસ્તે અવશ્ય કર્મ કરવા યોગ્ય છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છે-

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! વિદ્વાન્ પુરુષને કર્મવડે કંઈપણ પ્રયોજન નથી તથા કર્મોના ન કરવાવડે આ લોકમાં કોઇ અર્થ પણ નથી. આ કારણથી વિદ્વાન્ પુરુષને સર્વ ભૂતોમાં કોઇ પણ પ્રયોજનનો સંબંધ નથી. ૧૮

ટીકાઃ-હે અર્જુન! જે પુરુષ આત્મરત છે, આત્મતૃપ્ત છે તથા આત્મસંતુષ્ટ છે, તે આત્મવેત્તા પુરુષને નિત્ય-નૈમિત્તિક કર્મોવડે કોઈ પણ અભ્યુદયરૂપ પ્રયોજન તથા નિઃશ્રેયસરૂપ પ્રયોજન હોતું નથી. કારણ કે વિદ્વાન્ પુરુષને સ્વર્ગાદિરૂપ અભ્યુદયની પ્રાપ્તિની તો ઇચ્છા માત્ર પણ નથી; અને મોક્ષરૂપ નિઃશ્રેયસ્ તો કર્મોવડે સાધ્ય જ નથી. શ્રુતિ કહે છે કે-'परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन इति ॥ અધિકારી બ્રાહ્મણે, પુણ્યકર્મોવડે રચેલાં સ્વર્ગાદિ લોકોને, અનિત્યતા, સાતિશયતા વગેરે દોષોવાળા જાણી, સ્વર્ગાદિ લોકોથી વૈરાગ્યને પ્રાપ્ત થવું:' આ કારણથી આત્મરૂપ નિત્ય મોક્ષ, નિત્ય નૈમિત્તિક કર્મોવડે પ્રાપ્ત થતો નથી. અહીં नैव तस्य એ શબ્દોમાં રહેલો જે एव શબ્દ છે, તે एव શબ્દ આત્મરૂપ નિત્ય મોક્ષ વિષે જ્ઞાનસાધ્યતાની પણ નિવૃત્તિ સૂચન કરે છે. અર્થાત્ આત્મારૂપ નિત્ય મોક્ષ જેવી રીતે કર્મોવડે સાધ્ય નથી, તેવી રીતે જ્ઞાનવડે પણ સાધ્ય નથી; કારણ કે આત્મરૂપ મોક્ષ વાસ્તવિક રીતે જીવોને નિત્ય જ પ્રાપ્ત છે. તથાપિ આત્માનું અજ્ઞાન જ મોક્ષની અપ્રાપ્તિરૂપે છે. અજ્ઞાન તત્ત્વજ્ઞાનવડે જ નિવૃત્ત થાય છે. આ તત્ત્વજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થતાં વિદ્વાન્ પુરુષને કર્મોવડે સિદ્ધ થનારુ તથા તત્ત્વજ્ઞાનવડે સિદ્ધ થનારુ કાંઈપણ પ્રયોજન બાકી રહેતું નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! નિત્ય નૈમિત્તિક કર્મો નહિ કરવાથી શાસ્ત્રમાં પ્રત્યવાયની પ્રાપ્તિ કહેલી છે, તેથી વિદ્વાન્ પુરુષે પણ પ્રત્યવાયની નિવૃત્તિ કરવાને વાસ્તે નિત્ય નૈમિત્તિક કર્મો અવશ્ય કરવા યોગ્ય છે.

ભગવાને કરેલું સમાધાનઃ-હે અર્જુન! બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષને, નિત્યનૈમિત્તિક કર્મો ન કરવાથી, આ લોકમાં કિંચિત્ માત્ર પણ નિંદારૂપ અનર્થ તથા પ્રત્યવાયની પ્રાપ્તિરૂપ અનર્થ થતો નથી. (આ શ્લોકના પૂર્વાર્દ્ધવડે કથન કરેલા સર્વ અર્થવિષે न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः આ યુક્તિનું ઉત્તરાર્દ્ધવડે કથન કરે છે.) હે અર્જુન! એક બ્રહ્મવેત્તા પુરુષને, બ્રહ્માથી લઈને સ્થાવર પર્યંત સર્વ ભૂતોવિષે, કોઇપણ પ્રયોજનનો સંબંધ નથી. અર્થાત્ કોઈપણ ભૂતવિશેષનો આશ્રય કરીને કોઈ ક્રિયા સાધ્ય અર્થ હોતી નથી આ કારણથી બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષને, નિત્યનૈમિત્તિક કર્મો કરવાં તેમ જ ન કરવાં, એ બન્ને નિષ્પ્રયોજન છે. શ્રુતિ કહે છે કે (नैनं कृताकृते तपतः इति-) બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષને કર્મોનું કરવું તથા ન કરવું, એ બન્ને તપાયમાન

અર્જુનની શંકાઃ–હે ભગવન્ ! બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ પણ, મોક્ષની પ્રાપ્તિમાં ઇંદ્રાદિ દેવતાઓ અનેક પ્રકારનાં વિઘ્નો કરશે, તેથી તે વિઘ્નોની નિવૃત્તિ કરવાને વાસ્તે તે બ્રહ્મવેત્તા પુરુષે પણ દેવતાઓના આરાધનરૂપ કર્મ અવશ્ય કરવું જોઇએ.

ભગવાને કરેલું સમાધાનઃ–હે અર્જુન ! આત્મજ્ઞાનની પૂર્વે જ દેવતા વિઘ્ન કરે છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિની પછી મોક્ષની પ્રાપ્તિમાં દેવતા વિઘ્ન કરવાને સમર્થ હોતા નથી. શ્રુતિ કહે છે કે (तस्य ह न देवाश्च नाभूत्या ईशत आत्मा ह्येषां स भवति) બ્રહ્મવેત્તા પુરુષ દેવતાઓના આત્મરૂપે છે; આ કારણથી ઇંદ્રાદિ દેવતા બ્રહ્મવેત્તા પુરુષનો પરાભવ કરવા સમર્થ નથી. તેથી બ્રહ્મવેત્તા પુરુષે, વિઘ્નોની નિવૃત્તિ કરવાને વાસ્તે, દેવતાઓના આરાધનરૂપ કર્મ પણ કર્તવ્ય નથી.

આવા બ્રહ્મવેત્તા પુરુષને સપ્તભૂમિકાઓના ભેદવડે વસિષ્ઠભગવાને પણ નિરૂપણ કરેલો છે. “ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा परिकीर्तिता । विचारणा द्वितीया स्यात्तृतीया तनुमानसा ॥ सत्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका । पदार्थाभावनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥ શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવની, તુરીયા, એ સપ્ત ભૂમિકા જ્ઞાનની હોય છે. તેમ જ નિત્યાનિત્ય વસ્તુનો વિચાર તથા આ લોકના અને પરલોકના વિષયસુખોમાંથી વૈરાગ્ય તથા શમદમાદિ ષટ્ સંપત્તિ એ ત્રણે સાધનપૂર્વક જે મોક્ષની ઇચ્છા છે તથા જેને મુમુક્ષુતા કહે છે, તે શુભેચ્છા. શ્રોત્રિય બ્રહ્મવેત્તા ગુરુની સમીપમાં જઇને વેદાંત વચનોનું શ્રવણ કરવું તથા શ્રવણ કરેલા અર્થનું મનન કરવું, તે વિચારણા. નિદિધ્યાસનરૂપ અભ્યાસથી મનની એકાગ્રતા કરીને મન વિષે જે સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાની યોગ્યતા તે તનુમાનસા. આ ત્રણે ભૂમિકા જ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ છે અને આ ત્રણે ભૂમિકામાં સર્વ જગત ભેદવડે વિશિષ્ટ થયેલું પ્રતીત થાય છે. તેથી એ ત્રણે ભૂમિકાઓને ‘જાગ્રત્ અવસ્થા’ એવું નામ આપવામાં આવ્યું છે. આ વાત પણ વસિષ્ઠ ભગવાને કથન કરેલી છે. भूमिकात्रितयं त्वेतद्रामजाग्रदिति स्थितम् । यथावद्भेदबुद्ध्येदं जगज्जाग्रति दृश्यते ॥ હે રામચંદ્ર ! જેવી રીતે જાગ્રત્ અવસ્થામાં આ જગત્ યથાવત્ ભેદ બુદ્ધિવડે દેખાય છે તેવી રીતે આ ત્રણે ભૂમિકાઓમાં પણ આ સર્વ જગત્ યથાવત્ ભેદબુદ્ધિવડે દેખાય છે.” તેથી શુભેચ્છા, વિચારણા અને તનુમાનસા એ ત્રણ ભૂમિકાઓને જાગ્રત્ અવસ્થા એવું નામ આપવામાં આવે છે. ત્યારપછી અધિકારી પુરુષને, तत्त्वमसि આદિ વેદાંત વાક્યોથી, નિર્વિકલ્પક બ્રહ્માત્મ ઐક્યવિષયક જે સાક્ષાત્કાર થાય છે, તે સત્વાપત્તિ. આ સત્વાપત્તિ નામની ચતુર્થ ભૂમિકામાં આ સર્વ જગત્ સ્વપ્નની જેમ મિથ્યારૂપવડે પ્રતીત થાય છે. આ કારણથી ફળરૂપ સત્વાપત્તિને સ્વપ્ન અવસ્થા એવું નામ આપવામાં આવ્યું છે. આ વાત પણ વસિષ્ઠ ભગવાને કહી છેઃ–अद्वैते स्थैर्यमायाते द्वैते प्रशममागते । पश्यति स्वप्नवल्लोकं चतुर्थीभूमिका मता ॥ જે કાળે અદ્વૈતની સ્થિરતા પ્રાપ્ત થાય છે, તથા દ્વૈતની નિવૃત્તિ થાય છે, તથા વિદ્વાન્ પુરુષ સર્વ જગતને સ્વપ્નની જેમ મિથ્યા દેખે છે, તે વખતે તેણે ચતુર્થી ભૂમિકા પ્રાપ્ત કરી કહેવાય છે. ચતુર્થી ભૂમિકાને પ્રાપ્ત થયેલો યોગી પુરુષ બ્રહ્મવિત્ કહેવાય છે. પાંચમી, છઠ્ઠી તથા સાતમી એ ત્રણ ભૂમિકાઓ જીવન્મુક્તિના જ અવાંતરભેદ છે. સવિકલ્પક સમાધિના અભ્યાસવડે નિરુદ્ધ થયેલા મન વિષે જે નિર્વિકલ્પક સમાધિ અવસ્થા છે, તે અસંસક્તિ નામની પાંચમી ભૂમિકાને સુષુપ્તિ નામવડે કહેવામાં આવે છે. એ પાંચમી ભૂમિકાવાળો યોગી પુરુષ પોતે જ સમાધિમાંથી વ્યુત્થાનને પ્રાપ્ત થાય છે. તેથી પાંચમી ભૂમિકાવાળો યોગી પુરુષ બ્રહ્મવિદ્વર કહેવામાં આવે છે. ત્યાર પછી અસંસક્તિ નામની પાંચમી ભૂમિકાની પરિપકવતાવડે ચિરકાલ પર્યંત સ્થિર થયેલી જે નિર્વિકલ્પક સમાધિ અવસ્થા, તે પદાર્થાભાવની. એ પદાર્થાભાવની નામની છઠ્ઠી ભૂમિકા ગાઢ સુષુપ્તિ કહેવાય છે. આ પદાર્થાભાવની નામની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થયેલો યોગી પુરુષ પોતે જ સમાધિમાંથી ઉઠતો નથી. કિંતુ

બીજા શિષ્યાદિના પ્રયત્નવડે જ તે યોગી પુરુષ સમાધિમાંથી વ્યુત્થાનને પ્રાપ્ત થાય છે. તે છઠ્ઠી ભૂમિકાવાળો યોગી પુરુષ બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે. આ વાત પણ વસિષ્ઠ ભગવાને કહેલી છેઃ- "पंचमीभूमिकामेत्य सुषुप्तिपदनामिकाम् । षष्ठीं गाढसुषुप्त्याख्यां क्रमात्पतति भूमिकाम् ॥ યોગી પુરુષ સુષુપ્તિ નામની પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થઇને ક્રમથી ગાઢ સુષુપ્તિ નામની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થાય છે, તથા સમાધિ અવસ્થામાંથી યોગી પુરુષ પોતે પણ વ્યુત્થાનને પ્રાપ્ત થતો નથી તથા અન્ય શિષ્યાદિવડે પણ વ્યુત્થાનને પ્રાપ્ત થતો નથી, કિન્તુ સર્વથા ભેદદર્શનના અભાવથી તદ્રૂપ જ થાય છે, તથા પોતાના પ્રયત્નવિના જ પરમેશ્વરવડે પ્રેરિત થએલા વિદ્વાન્ પુરુષના દેહને વ્યવહાર, પ્રાણવાયુની વશતાથી તથા પ્રારબ્ધ કર્મની વશતાથી અન્ય લોક જ સિદ્ધ કરે છે, તથા વિદ્વાન્ પુરુષ સર્વદા પરિપૂર્ણ પરમાનંદઘન થઇને રહે છે. આ અવસ્થા તુરીયા નામની સાતમી ભૂમિકા કહેવાય છે. આ સાતમી ભૂમિકાને પ્રાપ્ત થએલો યોગી પુરુષ બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે." આ સાત ભૂમિકાઓના સંગ્રહનો આ શ્લોક છેઃ-

"चतुर्थीभूमिकाज्ञानं तिस्रस्युः साधनं पुरा । जीवन्मुक्तेरवस्थास्तु परास्तिस्रः प्रकीर्तिताः ॥

અર્થઃ-શુભ ઇચ્છા, વિચારણા, તનુમાનસા એ પૂર્વની ત્રણ ભૂમિકાઓ સાધનરૂપે છે, સત્ત્વાપત્તિ નામની ચોથી ભૂમિકા જ્ઞાનરૂપ છે અને અસંસક્તિ, પદાર્થાભાવની તથા તુરીયા એ ત્રણ ભૂમિકાઓ જીવન્મુક્તિની અવસ્થાવિશેષ છે." આ સાત ભૂમિકાઓ કહેવાનું આ પ્રસંગે એ પ્રયોજન છે કે,-જે પુરુષ શુભઇચ્છા, વિચારણા, તનુમાનસા સાધનરૂપ પહેલી ત્રણ ભૂમિકાઓને પ્રાપ્ત થયો છે, તે પુરુષ જ્યારે કર્મોનો અધિકારી નથી, ત્યારે ચોથી ભૂમિકાવાળો જ્ઞાનવાન્ પુરુષ તથા છેલ્લી ત્રણ ભૂમિકાવાળો જીવન્મુક્ત પુરુષ કર્મોનો અધિકારી ન હોય, તેમાં તો શું જ કહેવું. (૧૮)

અવતરણિકાઃ--તું અર્જુન આ પ્રકારના જ્ઞાનવાળો નથી, કિંતુ કેવળ કર્મોનો જ અધિકારી છે. માટે ફળની ઇચ્છાથી રહિત થઇને તું નિત્ય-નૈમિત્તિક કર્મો જ કર. આ પ્રકારના અર્થવાળી હકીકત શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કહે છેઃ—

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुषः ॥ १९ ॥**

શ્લોકાર્થઃ-આ કારણથી તું ફળની કામનાથી રહિત થઈ સર્વદા અવશ્ય કરવા યોગ્ય નિત્ય-નૈમિત્તિક કર્મને સારી રીતે કર. આ રીતે કરનારો પુરુષ ફળની કામનાથી રહિત થઈ કર્મને કરતો છતો મોક્ષને જ પ્રાપ્ત થાય છે. ૧૯

ટીકાઃ-હે અર્જુન ! તું જ્ઞાનવાન્ નથી, કિંતુ કેવળ કર્મોનો જ અધિકારી છે. માટે यावज्जीवमग्निहोत्रं जुहुयात् ઇત્યાદિ શ્રુતિઓએ વિધાન કરેલાં, તથા तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसानाशकेन આ શ્રુતિએ આત્મજ્ઞાન વિષે જેનો ઉપયોગ કથન કર્યો છે, એવાં નિત્ય-નૈમિત્તિક કર્મોને, તું ફળની ઇચ્છાથી રહિત થઇને શ્રદ્ધાભક્તિપૂર્વક નિરંતર કર. કારણ કે પુરુષ ફળની ઇચ્છાથી રહિત થઇને, નિરંતર નિત્ય-નૈમિત્તિક કર્મો કરતાં અંતઃકરણની શુદ્ધિ દ્વારા તથા આત્મજ્ઞાનદ્વારા મોક્ષને જ પ્રાપ્ત થાય છે. (૧૯)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! જ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરુષને પણ, જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વાસ્તે તથા શ્રવણ-મનન-નિદિધ્યાસનના અનુષ્ઠાનને અર્થે, સર્વ કર્મોનો ત્યાગરૂપ સંન્યાસ શાસ્ત્રમાં વિધાન કર્યો છે. તેથી કેવળ જ્ઞાનવાન્ પુરુષને જ કર્મોનો અધિકાર નથી, કિંતુ જ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છાવાળા વિરક્ત પુરુષને પણ કર્મોનો અનધિકાર જ છે.

પ્રાપ્તિની ઇચ્છાવાળો તથા વિરક્ત એવો હું-અર્જુન પણ કર્મનો પરિત્યાગ કરવાને જ યોગ્ય છું." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ક્ષત્રિય રાજાને સંન્યાસના અનધિકારનું પ્રતિપાદન કરીને, તે શંકાને નિવૃત્ત કરે છેઃ—

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

શ્લોકાર્થઃ-જે પ્રમાણે પૂર્વે જનકાદિક ક્ષત્રિય રાજાઓ કર્મો કરવાથી જ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા હતા, તે જ પ્રમાણે તું પણ કર્મને જ કરવા યોગ્ય છે. વળી લોકસંગ્રહને દેખતો છતો પણ તું કર્મ કરવાને જ યોગ્ય છે. ૨૦

ટીકાઃ-હે અર્જુન ! શ્રુતિ-સ્મૃતિમાં પ્રસિદ્ધ જનક રાજા, અજાતશત્રુ રાજા, અશ્વપતિ રાજા તથા ભગીરથ રાજા ઇત્યાદિ ક્ષત્રિય વિદ્વાન્ રાજાઓ પણ નિત્ય-નૈમિત્તિક કર્મો કરીને જ, અંતઃકરણની શુદ્ધિદ્વારા, શ્રવણ-મનનાદિવડે સાધ્ય જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયેલા છે; કાંઇ કર્મોનો ત્યાગ કરીને જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા નથી. આ વાત યથાર્થ છે, માટે તું ક્ષત્રિય અર્જુન પણ જ્ઞાનની ઇચ્છાવાળો હોવાથી અથવા વિદ્વાન્ હોવાથી સર્વ પ્રકારે કર્મ જ કરવાને યોગ્ય છે; કર્મોનો ત્યાગ કરવાને તું યોગ્ય નથી. કારણ કે "ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति-બ્રાહ્મણો પુત્રની, વિત્તની અને લોકની એષણા છોડી દઈ સંન્યાસી થવું." એવું જે સંન્યાસાશ્રમનું વિધાયક શ્રુતિવચન છે, તે વચનમાં બ્રાહ્મણનો જ સંન્યાસ વિષે અધિકાર કથન કરેલો છે. ક્ષત્રિય-વૈશ્યનો અધિકાર કથન કર્યો નથી. જેવી રીતે "स्वाराज्यकामो राजा राजसूयेन यजेत સ્વરાજ્યની કામનાવાળા રાજાએ રાજસૂય યજ્ઞ કરવો." એ વચનમાં રાજસૂય યજ્ઞવિષે ક્ષત્રિય રાજાનો જ અધિકાર કથન કર્યો છે, પણ બ્રાહ્મણાદિનો અધિકાર કથન કર્યો નથી. અને "चत्वार आश्रमा ब्राह्मणस्य त्रयो राजन्यस्य द्वौ वैश्यस्य-અર્થાત્-બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચારે આશ્રમો બ્રાહ્મણના જ હોય છે, સંન્યાસ સિવાય ત્રણ આશ્રમો ક્ષત્રિય રાજાના હોય છે અને બ્રહ્મચર્ય તથા ગાર્હસ્થ્ય એ બે આશ્રમો વૈશ્યના હોય છે." આ રીતના અનેક શ્રુતિ-સ્મૃતિવચનમાં ક્ષત્રિયને તથા વૈશ્યને સંન્યાસના અભાવનું કથન કરેલું છે. આ શ્રુતિ-સ્મૃતિ વચનોના તાત્પર્યને જાણનાર જનકાદિ ક્ષત્રિય રાજાઓ નિત્ય-નૈમિત્તિક કર્મો કરીને જ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા છે, પણ કર્મોના ત્યાગરૂપ સંન્યાસવડે જનકાદિ રાજાઓ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયા ન હતા. કિંવા, "सर्वे राजाश्रिता धर्मा राजा धर्मस्य धारकः-અર્થાત્-શ્રુતિ-સ્મૃતિવડે પ્રતિપાદિત સર્વ ધર્મો રાજાનો આશ્રય કરી રહે છે તથા રાજા જ સર્વ ધર્મોનો ધારણ કરનાર થાય છે." આ સ્મૃતિવચનથી સર્વ વર્ણાશ્રમોના ધર્મોનું પ્રવર્તકપણું ક્ષત્રિય રાજામાં સિદ્ધ થાય છે. આ કારણથી પણ ક્ષત્રિય રાજાએ અવશ્ય કરીને કર્મો કરવાં. આ અર્થને શ્રીભગવાન્ કથન કરે છેઃ-

लोकसंग्रहमेवापीति—લોકોને પોતપોતાના ધર્મ વિષે પ્રવૃત્ત કરવા તથા અધર્મમાંથી નિવૃત્ત કરવા તેનું નામ લોકસંગ્રહ કહેવાય છે. લોકસંગ્રહને દેખતાં છતાં તેમ જ પૂર્વે જનકાદિ ક્ષત્રિય રાજાઓના શિષ્ટાચારને દેખતાં છતાં પણ તું અર્જુન નિત્ય-નૈમિત્તિક કર્મો કરવાને જ યોગ્ય છે. અર્થાત્ ક્ષત્રિયજન્મની પ્રાપ્તિ કરનારાં કર્મોવડે આરંભાયલા શરીરવાળો તું અર્જુન વિદ્વાન્ હોવા છતાં પણ જનકાદિની જેમ, આરબ્ધકર્મના બળવડે લોકસંગ્રહને વાસ્તે કર્મ કરવાને જ યોગ્ય છે; કાંઇ કર્મનો ત્યાગ કરવાને તું યોગ્ય નથી; કારણ કર્મોનો સંન્યાસ કરવા યોગ્ય બ્રાહ્મણ શરીર તને પ્રાપ્ત થયું નથી.

આ પ્રકારના શ્રીભગવાનના અભિપ્રાયને જાણનારા ભગવાન્ ભાષ્યકારોએ એ પ્રકારનો નિર્ણય કર્યો છે કે-બ્રાહ્મણને જ સંન્યાસનો અધિકાર છે, પણ અન્ય ક્ષત્રિયાદિને સંન્યાસનો અધિકાર નથી. કહ્યું છે કે, "सर्वाधिकारविच्छेदि ज्ञानं चेदभ्युपेयते । कुतोऽधिकारनियमो व्युत्थाने क्रियते बलात् ॥ અર્થઃ-સર્વ અધિકારોનો વિચ્છેદ કરનારું જ્ઞાન જ્યારે ક્ષત્રિયનો અને વૈશ્યનો અંગીકાર કરે છે, ત્યારે 'સંન્યાસનો બ્રાહ્મણોને જ અધિકાર છે, પણ ક્ષત્રિયને અને વૈશ્યને નથી,' એ પ્રકારના સંન્યાસના અધિકારના નિયમનો બલાત્કારથી શામાટે અંગીકાર કરો છો? અર્થાત્ એ નિયમ પણ માનવો જોઇતો નથી," ઇત્યાદિ વચનોવડે વાર્તિકકારે ક્ષત્રિયને અને વૈશ્યને પણ સંન્યાસનો જે અધિકાર સિદ્ધ કર્યો છે, તે પ્રૌઢિવાદથી સિદ્ધ કર્યો છે. સર્વથા અનુપપન્ન અર્થને પણ પોતાની પ્રજ્ઞાના બળથી સિદ્ધ કરી દેવો, તે પ્રૌઢિવાદ કહેવાય છે. અથવા ભરત-ઋષભાદિની માફક ક્ષત્રિયને અને વૈશ્યને સંન્યાસનું પ્રતિપાદન કરનારાં વચનોનું તાત્પર્ય અલિંગવિદ્વત્ સંન્યાસ વિષે છે. સર્વ પ્રકારે કેવળ દંડાદિચિહ્નપૂર્વક વિવિદિષા સંન્યાસનો અધિકાર બ્રાહ્મણને જ છે, પણ ક્ષત્રિયાદિને નથી. (૨૦)

અવતરણિકાઃ-"હે ભગવન્! જો કદાચિત્ હું અર્જુન તે કર્મો કરુ પણ ખરો, તોપણ બીજા લોક તે કર્મોને કેવી રીતે કરશે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ "બીજા લોક શ્રેષ્ઠ પુરુષોના આચારને અનુસરીને જ પ્રવૃત્ત થાય છે." એ પ્રકારનો ઉત્તર આપે છેઃ—

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! શ્રેષ્ઠ પુરુષ જે જે કર્મને કરે છે, તે તે કર્મને જ અન્ય જન પણ કરે છે તથા શ્રેષ્ઠ પુરુષ જેને પ્રમાણ કરે છે તેને જ અન્ય લોક પણ પ્રમાણ કરે છે. ૨૧

ટીકાઃ-હે અર્જુન! સર્વ લોકોમાં પ્રધાનભૂત રાજાદિ શ્રેષ્ઠ પુરુષ જે જે શુભ કર્મ તથા અશુભ કર્મ કરે છે, તે તે શુભ કર્મ તથા અશુભ કર્મ, રાજાદિની આજ્ઞાનુસાર ચાલનાર બીજા લોક પણ કરે છે. રાજાદિથી સ્વતંત્ર થઈ બીજા લોક કિંચિત્ માત્ર પણ કાર્ય કરતા નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! બીજા લોક, શાસ્ત્રનો સારી રીતે વિચાર કરીને તથા શાસ્ત્રથી વિરુદ્ધ રાજાદિ શ્રેષ્ઠ પુરુષોના આચારનો પરિત્યાગ કરીને, કેવળ શાસ્ત્રવિહિત આચાર શામાટે કરતા નથી?

ભગવાને કરેલું સમાધાનઃ-બીજા લોકોને, શ્રેષ્ઠાચારની જેમ, પ્રમાણપણાનો નિશ્ચય પણ શ્રેષ્ઠ પુરુષોને અનુસરીને જ થાય છે. તેથી જ મેં ઉપર કહ્યું છે કે-स यत्प्रमाणं कुरुते इति. હે અર્જુન! રાજાદિ શ્રેષ્ઠ પુરુષ, જે લૌકિક પદાર્થનો અથવા વૈદિક પદાર્થનો પ્રમાણરૂપવડે અંગીકાર કરે છે, તે જ લૌકિક પદાર્થને તથા વૈદિક પદાર્થને બીજા લોકો પણ પ્રમાણરૂપવડે અંગીકાર કરે છે. બીજા લોક રાજાદિ શ્રેષ્ઠ પુરુષોથી સ્વતંત્ર હોઇને, કોઇ પણ પદાર્થનો પ્રમાણરૂપવડે અંગીકાર કરતા નથી. તેથી હે અર્જુન! સર્વ લોકોમાં પ્રધાનભૂત તથા રાજારૂપ એવા તારે, લોકોના સંરક્ષણવાસ્તે અવશ્ય કરીને કર્મો કરવા યોગ્ય છે. તારી શુભકર્મોમાં પ્રવૃત્તિ જોઇને બીજા લોકો પણ અવશ્ય શુભકર્મોમાં પ્રવૃત્ત થશે. માટે રાજાદિ પ્રધાન પુરુષોને અનુસરીને જ બીજા સર્વ લોકોનો વ્યવહાર થાય છે. (૨૧)

અવતરણિકાઃ-"હે અર્જુન! બીજા લોકોને શુભકર્મોમાં પ્રવૃત્ત કરવાને વાસ્તે, રાજાદિ શ્રેષ્ઠ પુરુષોએ અવશ્ય કરીને શુભકર્મોમાં પ્રવૃત્ત થવું, એ અર્થને માટે હું કૃષ્ણભગવાન્ જ દૃષ્ટાંત છું;" આ અર્થ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ કહે છેઃ—

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! મારે ત્રણ લોકોને વિશે કિંચિત્ માત્ર કાંઈ પણ કરવા યોગ્ય નથી, આથી મને પૂર્વનું અપ્રાપ્ત ફળ કિંચિત્ માત્ર પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી, છતાં હું કર્મ વિશે પ્રસિદ્ધ રીતે વર્તું છું. ૨૨

ટીકા:-જેવી રીતે ગૃહના સ્વામીને ગૃહમાં રહેલા સર્વ પદાર્થો પ્રાપ્ત જ છે, તેવી રીતે સર્વ બ્રહ્માંડના સ્વામીરૂપ ( શ્રીકૃષ્ણ ભગવાન્ ) એવા મને બ્રહ્માંડમાં રહેલા સર્વ પદાર્થો પ્રાપ્ત જ છે. કોઈપણ પદાર્થ મને અપ્રાપ્ત નથી. આ લોકમાં પૂર્વે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિને વાસ્તે જ પ્રયત્ન કરવામાં આવે છે, પૂર્વે પ્રાપ્ત થયેલી વસ્તુની પ્રાપ્તિ વાસ્તે કોઈપણ પ્રયત્ન કરતું નથી. તેથી લોકોમાં કોઈપણ પદાર્થની પ્રાપ્તિના ઉદ્દેશવડે મને કિંચિત્ માત્ર પણ કર્તવ્ય નથી. તો પણ હું ( કૃષ્ણભગવાન્ ) વેદવિહિત શુભ કર્મોમાં પ્રવૃત્ત થાઉં જ છું, પણ શુભ કર્મોનો હું કદાચિત્ પણ પરિત્યાગ કરતો નથી. શુભ કર્મોમાં મારી પ્રવૃત્તિ તને પણ પ્રત્યક્ષ જ સિદ્ધ છે. (આ પ્રસિદ્ધિનું જ્ઞાન કરવા માટે શ્રીભગવાને वर्त एव च એ શબ્દોમાં રહેલો च શબ્દ કથન કર્યો છે, અને हे पार्थ એ સંબોધનવડે મેં એવા અર્થનું સૂચન કર્યું છે કે,) શુદ્ધ ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થવાથી તું અર્જુન મારી સમાન જ શૂરવીર છે. તેથી મારી જેમ તારે પણ શુભ કર્મમાં પ્રવૃત્ત થવું ઉચિત છે. (૨૨)

અવતરણિકા:-"હે ભગવન્ ! પોતે શુભ કર્મોમાં પ્રવૃત્ત થઈને બીજા લોકોને પણ શુભ કર્મોમાં પ્રવૃત્ત કરવા, એ પ્રકારનો લોકસંગ્રહ કરવાનું કાંઈ પણ ફળ નથી; તેથી લોકોનો સંગ્રહ પણ તમારે કરવા યોગ્ય નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છે:—

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! જો કદાપિ હું ( કૃષ્ણભગવાન્ ) આળસથી રહિત થઈ શુભ કર્મમાં નહિ પ્રવર્તું તો કર્મના અધિકારી મનુષ્યો સર્વ રીતે મારા માર્ગનું જ અવલંબન કરશે. ૨૩

ટીકા:-હે અર્જુન ! હું હવે કર્મો કરીને કૃતાર્થ થયો છું. હવે મારે કિંચિત્ માત્ર પણ સિદ્ધ કરવા યોગ્ય રહ્યું નથી. એ પ્રકારની કૃતકૃત્ય બુદ્ધિવડે જો કદાચિત્ હું (કૃષ્ણ ભગવાન્) આળસથી રહિત થઈને શુભ કર્મોમાં પ્રવૃત્ત ન થાઉં, તો જેટલા કર્મોના અધિકારી મનુષ્યો છે, તે સર્વ મનુષ્યો, મને શુભ કર્મોથી રહિત થયલો જોઈને પોતે પણ શુભ કર્મોથી રહિત થશે. કારણ કે "આ કૃષ્ણ ભગવાન્ સર્વજ્ઞ છે," એ પ્રકારની મારા વિષે સર્વજ્ઞત્વબુદ્ધિવડે, સર્વ અધિકારી મનુષ્યો સર્વ પ્રકારે મારા જ માર્ગનો અંગીકાર કરે છે. (૨૩)

અવતરણિકા:-"હે ભગવન્ ! સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા આપના શુભ કર્મોના ત્યાગરૂપ માર્ગનો અંગીકાર કરવો એ, અધિકારી મનુષ્યોને ઉચિત જ છે; તેમ કરવાથી અધિકારી મનુષ્યોનો શું દોષ છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છે:—

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

શ્લોકાર્થ:–જો કદાપિ હું ઈશ્વર શુભ કર્મને નહિ કરું તો આ સર્વ લોક નાશને પ્રાપ્ત થશે, હું જ વર્ણસંકરનો કર્તા થઇશ તથા આ સર્વ પ્રજાનો હનન કરનાર પણ હું જ બનીશ. ૨૪

ટીકા:–હે અર્જુન ! સર્વનો ઈશ્વર હું (કૃષ્ણ ભગવાન્) જો કદાચિત્ શાસ્ત્રવિહિત શુભ કર્મો ન કરું, તો મને અનુસરીને વર્ત્તનાર મનુ આદિ શ્રેષ્ઠ પુરુષો પણ શુભ કર્મોમાં પ્રવૃત્ત થશે નહિ, તેથી જળની વૃષ્ટિદ્વારા સર્વ લોકોની સ્થિતિના કારણરૂપ, યજ્ઞાદિ સર્વ કર્મોનો લોપ થઈ જશે. સર્વ કર્મોનો લોપ થતાં આ સર્વ લોકો નાશને પ્રાપ્ત થશે. સર્વ લોકોનો નાશ થયા પછી જે વર્ણસંકર થવું, તે વર્ણસંકરનો કરનાર પણ હું જ થઇશ, અને તેમ કરીને હું જ આ સર્વ પ્રજાનો હણનાર થઈશ. તેથી એ વાત મને અત્યંત અનુચિત છે, કારણ કે સર્વ પ્રજાનો અનુગ્રહ કરવાને વાસ્તે પ્રવૃત્ત થયલા ( કૃષ્ણ ભગવાન્ એવા ) મારે, ધર્મનો લોપ કરીને, સર્વ પ્રજાનું હનન કરવું ઉચિત નથી.

અથવા यद्यदाचरति श्रेष्ठ. ઇત્યાદિ ચાર શ્લોકોનો બીજો અર્થ એ કરવો કે, હે અર્જુન ! કેવળ લોકસંગ્રહને દેખવાથી જ તું કર્મ કરવાને યોગ્ય નથી, કિન્તુ શ્રેષ્ઠાચારથી પણ કર્મ કરવાને યોગ્ય છે. આ અર્થ શ્રીભગવાન્ કહે છે–यद्यदाचरति श्रेष्ठ इति. સર્વ પ્રાણીઓથી શ્રેષ્ઠ ( શ્રીકૃષ્ણ ભગવાન્ એવા ) મારો જે પ્રકારનો આચાર છે, તે પ્રકારનો આચાર મને અનુસરીને વર્ત્તનાર તું (અર્જુન) પણ કરવા યોગ્ય છે. મારાથી સ્વતંત્ર થઇને કિંચિત્ માત્ર પણ આચાર તારે કરવા યોગ્ય નથી.

અર્જુનની શંકા:–"હે ભગવન્ ! આપનો આચાર કયા પ્રકારનો છે કે, જે આચાર મારે અવશ્ય કરીને તેનો અંગીકાર કરવા યોગ્ય છે ?"

ભગવાને કરેલું સમાધાન:–આ શંકાનું નિવારણ મેં न मे पार्थास्ति कर्त्तव्यम् ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે કથન કર્યું છે. (૨૪)

અવતરણિકા:–"હે ભગવન્ ! આપ ઈશ્વર છો; તેથી લોકસંગ્રહ વાસ્તે શુભકર્મોને કરતાં છતાં પણ 'હું સર્વદા અકર્ત્તા છું,' એ પ્રકારના કર્તાપણાના અભિમાનના અભાવથી આપની કિંચિત્ માત્ર પણ હાનિ થતી નથી. અને હું અર્જુન તો જીવ છું, તેથી લોકસંગ્રહવાસ્તે શુભકર્મો કરવાથી 'હું કર્મોનો કર્ત્તા છું.' એ પ્રકારના કર્તૃત્વના અભિમાનવડે મારા જ્ઞાનનો અભિભવ અવશ્ય કરીને થશે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**

શ્લોકાર્થ:–હે ભારત ! જેમ અજ્ઞાની પુરુષ કર્મને વિશે અભિનિવેશવાળો થઇ કર્મને કરે છે, તેમ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળો વિદ્વાન્ પુરુષ અભિનિવેશથી રહિત થઇ કર્મને કરે છે. ૨૫

ટીકા:–હે ભારત ! આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરુષ, "હું કર્મોનો કર્ત્તા છું," એ પ્રકારના કર્તૃત્વ અભિમાનવડે તથા સ્વર્ગાદિ ફળોની ઇચ્છાવડે, યજ્ઞાદિ કર્મોમાં અભિનિવેશવાળો થતાં, જે પ્રકારે શ્રદ્ધાભક્તિપૂર્વક યજ્ઞાદિ કર્મો કરે છે, તે પ્રકારે લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા વિદ્વાન્ પુરુષે પણ શ્રદ્ધાભક્તિપૂર્વક યજ્ઞાદિ કર્મો કરવાં. પરંતુ વિદ્વાન્ પુરુષે કર્તૃત્વના અભિમાનથી રહિત થઇને તથા સ્વર્ગાદિ ફળોની ઇચ્છાથી રહિત થઇને શુભકર્મો કરવાં.

અહીં હે ભારત એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુન પ્રત્યે એ અર્થ સૂચવ્યો છે વંશમાં જેની ઉત્પત્તિ થાય તે ભારત કહેવાય છે; અથવા 'ભા' એટલે જ્ઞાન; જ્ઞાન

પ્રીતિવાળો હોય તે ભારત કહેવાય છે; એવા ભારત નામવાળો તું અર્જુન અજ્ઞાની પુરુષની માફક વિદ્વાન્ પુરુષે પણ લોકસંગ્રહ વાસ્તે શુભ કર્મો કરવાં, આ રીતના શાસ્ત્રના અર્થને ધારણ કરવાને તું યોગ્ય છે. અર્થને ધારણ કરવાથી જ તારામાં ભારત એ નામ સાર્થક થશે. (૨૫)

અવતરણિકા:-"હે ભગવન્ ! વિદ્વાન્ પુરુષે, શુભકર્મોનું અનુષ્ઠાન કરીને લોકસંગ્રહ કરવો; પણ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરીને લોકસંગ્રહ કરવો નહિ. તેમાં શો હેતુ છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છે:—

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! વિદ્વાન્ પુરુષ, કર્મના સંગી અવિવેકી પુરુષ વિશે બુદ્ધિભેદ ઉત્પન્ન કરતો નથી, પણ વિદ્વાન્ પુરુષ આદરપૂર્વક સર્વ કર્મોને કરતો છતો અવિવેકી પુરુષને પણ કર્મમાં જોડે છે. ૨૬

ટીકા:-હે અર્જુન ! કર્તૃત્વના અભિમાનવડે તથા સ્વર્ગાદિ ફળોની ઇચ્છાવડે, યજ્ઞાદિ કર્મોમાં અભિનિવેશવાળા અજ્ઞાની પુરુષોની જે બુદ્ધિ, "હું આ કર્મ કરીશ તથા હું આ ફળને ભોગવીશ." એ પ્રકારની બુદ્ધિમાં ભેદને વિદ્વાન્ પુરુષ ઉત્પન્ન કરતો નથી. અર્થાત્ "તું આત્મા અકર્ત્તા છે તથા અભોક્તા છે" એ પ્રકારના ઉપદેશ વડે તે અજ્ઞાની પુરુષોની બુદ્ધિને, શુભકર્મોથી ચલાયમાન કરતો નથી. કિંતુ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળો વિદ્વાન્ પુરુષ પોતે શ્રદ્ધા ભક્તિપૂર્વક શુભકર્મોને કરતો છતો, અજ્ઞાની પુરુષોની પણ શુભકર્મો વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરીને તેઓને શુભકર્મોમાં જ નિરંતર જોડે છે. કારણ કે શાસ્ત્રવિહિત શુભકર્મોના અનુષ્ઠાનથી જે પુરુષનું અંતઃકરણ શુદ્ધ થયું છે, તે પુરુષ જ અકર્ત્તા આત્માના ઉપદેશનો અધિકારી થાય છે. અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ અકર્ત્તા આત્માના ઉપદેશનો અધિકારી થતો નથી. અનધિકારી પુરુષો પ્રત્યે અકર્ત્તા આત્માનો ઉપદેશ કરવાથી તેમની બુદ્ધિ શુભકર્મોથી ચલાયમાન થાય છે તથા તે અજ્ઞાની પુરુષોની શ્રદ્ધા શુભકર્મથી નિવૃત્ત થાય છે. તેથી અજ્ઞાની પુરુષોને સ્વર્ગાદિ ઉત્તમ લોકોની પણ પ્રાપ્તિ થતી નથી; તથા અશુદ્ધ અંતઃકરણમાં આત્માનું જ્ઞાન પણ ઉત્પન્ન થતું નથી. તેથી અજ્ઞાની પુરુષ ભોગ અને મોક્ષ ઉભયથી ભ્રષ્ટ થાય છે.

આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે:-अज्ञस्यार्द्धप्रबुद्धस्य सर्वं ब्रह्मेति यो वदेत् । महानिरयजालेषु स तेन विनियोजितः ॥ અર્થાત્-અંતઃકરણની શુદ્ધિથી રહિત, તથા વિષયોમાં આસક્ત એવો, જે કેવળ કર્મોનો અધિકારી, અર્દ્ધપ્રબુદ્ધ, અજ્ઞાની પુરુષ છે, તે પ્રત્યે જે વિદ્વાન્ પુરુષ, "તું, હું અને આ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે," એ પ્રકારનો ઉપદેશ કરે છે, તો તે વિદ્વાન્ પુરુષે, અજ્ઞાની પુરુષને મહારૌરવ નરકાદિને વિષે પ્રાપ્ત કર્યો છે. તેથી વિદ્વાન્ પુરુષે પોતે શુભ કર્મોમાં પ્રવૃત્ત થઈને અજ્ઞાની પુરુષોને પણ શુભ કર્મોમાં જ પ્રવૃત્ત કરવા. શુભ કર્મો કરવાથી જ્યારે અજ્ઞાની પુરુષોના અંતઃકરણની શુદ્ધિ થાય, ત્યાર પછી વિદ્વાન્ પુરુષે અજ્ઞાની પુરુષો પ્રત્યે અકર્ત્તા અને અભોક્તા આત્માનો ઉપદેશ કરવો. (૨૬)

અવતરણિકા:-અજ્ઞાની પુરુષ તથા જ્ઞાની પુરુષ એ બન્નેમાં શુભ કર્મોના અનુષ્ઠાનની સમાનતા હોવા છતાં પણ, કર્તૃત્વ અભિમાન તથા કર્તૃત્વ અભિમાનનો અભાવ, એ બન્ને હેતુઓ વડે અજ્ઞાની તથા જ્ઞાની બન્નેની વિલક્ષણતા દર્શાવતાં, શ્રીભગવાન્ सक्ताः कर्मण्यविद्वांसो એ પૂર્વોક્ત શ્લોકના અર્થનું બે શ્લોકોવડે સ્પષ્ટીકરણ કરે છે:—

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ २७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! માયાના ગુણને લીધે સર્વ રીતે કર્મો કરવામાં આવે છે, પણ અહંકારવડે જેનું અંતઃકરણ મૂઢ બનેલું છે એવો અજ્ઞાની પુરુષ 'હું કર્મનો કર્તા છું' આ પ્રમાણે માને છે. ૨૭

ટીકાઃ—હે અર્જુન ! માયા સત્વ, રજ, તમ એ ત્રણે ગુણોરૂપ છે, તથા તે મિથ્યા જ્ઞાનરૂપ છે. વળી देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् એ શ્વેતાશ્વેતર ઉપનિષદની શ્રુતિમાં જે માયાને પરમેશ્વરની શક્તિરૂપે કહેલી છે, તે માયા પ્રકૃતિ કહેવાય છે. શ્રુતિ કહે છે કે—मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् અર્થાત—માયાને જગતની પ્રકૃતિ જાણવી તથા માયોપાધિવાળાને મહેશ્વર જાણવો. એવી માયારૂપ પ્રકૃતિના વિકારરૂપ જેટલા દેહ–ઇંદ્રિય–અંતઃકરણાદિ કાર્ય–કારણરૂપ ગુણો છે, તે ગુણો જ સર્વ પ્રકારે લૌકિક–વૈદિક સર્વ કર્મો કરે છે, પણ અસંગ આત્મા તે કર્મો કરતો નથી. તથાપિ કાર્ય–કારણરૂપ સંઘાતમાં, આત્મત્વ બુદ્ધિરૂપ જે અહંકાર છે, તે અહંકારવડે વિમૂઢ થયેલ એવો તથા વિવેક કરવામાં અસમર્થ એવો આત્માવાળો કહેવાય છે. અથવા તો તેનું અંતઃકરણ, અહંકારવડે વિમૂઢ આત્માવાળું કહેવાય છે. એવો અનાત્મ પદાર્થોમાં આત્મત્વનું અભિમાન કરનાર અજ્ઞાની પુરુષ, દેહાદિના અધ્યાસવડે, "હું જ કર્તા છું" એ પ્રમાણે પોતાના આત્માને જ સર્વ કર્મોનો કર્તા માને છે, પણ પ્રકૃતિના ગુણોને કર્મોનો કર્તા માનતો નથી. (૨૭)

અવતરણિકાઃ—હવે, જેવી રીતે અજ્ઞાની પુરુષ કર્મોના કર્તારૂપે પોતાના આત્માને જ માને છે, તેવી રીતે વિદ્વાન્ જ્ઞાની પુરુષ કર્મોના કર્તારૂપે પોતાના આત્માને માનતો નથી; એ અર્થ શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥ २८ ॥**

શ્લોકાર્થઃ—હે મહાન્ બાહુવાળા અર્જુન ! ગુણકર્મવિભાગના યથાર્થ સ્વરૂપને જાણનારો વિદ્વાન્ પુરુષ તો, ઇંદ્રિયાદિક સાધનો જ રૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત થાય છે, પણ અસંગ આત્મા પ્રવૃત્ત થતો નથી, એમ માની કર્તાપણાનું અભિમાન ધરતો નથી. ૨૮

ટીકાઃ—તત્ત્વ એટલે યથાર્થ સ્વરૂપ; તેને જાણનાર તે તત્ત્વવિત્ કહેવાય છે. અહીં तत्त्ववित्तु માં રહેલો तु શબ્દ, પૂર્વ શ્લોકમાં કથન કરેલી, અજ્ઞાની પુરુષ કરતાં તત્ત્વવેત્તા પુરુષની વિલક્ષણતાનું કથન કરે છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! વિદ્વાન્ પુરુષ કઈ વસ્તુના તત્ત્વને જાણે ?"

ભગવાને કરેલું સમાધાનઃ—गुणकर्मविभागयोः इति 'અહં' અભિમાનના વિષયરૂપ દેહ, ઇંદ્રિય–અંતઃકરણ છે. તેઓ ગુણરૂપ કહેવાય છે. વળી 'મમ' અભિમાનના વિષયરૂપ દેહ, ઇંદ્રિય–અંતઃકરણનો વ્યાપાર છે. તે વ્યાપારો કર્મ કહેવાય છે. જે વસ્તુ સર્વ જડ વિકારોની પ્રકાશક હોવાથી, સર્વ જડ વિકારોથી પૃથક્ છે, તે વિભાગ કહેવાય છે. એવો સ્વપ્રકાશ જ્ઞાનરૂપ અસંગ આત્મા છે. ગુણકર્મ તો ભાસ્ય, જડ અને વિકારીરૂપે છે. વિભાગરૂપ આત્માદેવ તો ભાસક, ચેતન, નિર્વિકાર રૂપ છે. આ પ્રમાણે ગુણકર્મ અને વિભાગ એ બન્નેનું યથાર્થ સ્વરૂપ જાણનાર વિદ્વાન્ પુરુષ તો, "આ ઇંદ્રિયાદિ કરણ જ વિકારી હોવાથી પોતપોતાના રૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત થાય છે. નિર્વિકાર આત્મા રૂપાદિ વિષયોમા પ્રવૃત્ત થતો નથી," એ પ્રકારનો નિશ્ચય કરીને, અજ્ઞાની પુરુષની પેઠે પોતાના આત્મામાં કર્તૃત્વનું અભિમાન કરતો નથી.

કોઈ ટીકામાં તો तत्त्ववित्तु महाबाहो આ શ્લોકનો એ પ્રમાણે અર્થ કર્યો છે કે, ચક્ષુ આદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાક્‌આદિ પાંચ કર્મેંદ્રિયો, બુદ્ધિ અને મન એ સર્વે, ગુણ કહેવાય છે. વળી ચક્ષુ આદિ ઇંદ્રિયોનો વ્યાપાર કર્મ કહેવાય છે. 'વિભાગ' શબ્દનો 'ગુણ' શબ્દની સાથે તથા 'કર્મ' શબ્દની સાથે સંબંધ કરવો. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, ચક્ષુ-શ્રોત્રાદિ ઇંદ્રિયોની જ દર્શન-શ્રવણાદિ ક્રિયાઓ છે. વાક્‌-પાણિ (હાથ) વગેરે ઇંદ્રિયોની જ વચન-આદાન (આપવું) વગેરે ક્રિયાઓ છે. બુદ્ધિની જ અંતઃકરણરૂપ ક્રિયા છે. મનની જ સંકલ્પરૂપ ક્રિયા છે. પરંતુ આત્માની કોઈપણ ક્રિયા નથી. કિંતુ આત્માદેવ સર્વદા કૂટસ્થ, અસંગ-ચિતરૂપ રહેલો છે. આ પ્રકારનો જે ગુણવિભાગ તથા કર્મવિભાગ છે, તે બન્ને વિભાગોના તથા આત્માના યથાર્થ સ્વરૂપને સારી રીતે જાણનાર તત્ત્વવિત્ કહેવાય છે. તત્ત્વવેત્તા વિદ્વાન્ પુરુષ એવો નિશ્ચય કરે છે કે-"સર્વ કર્મોમાં આ ચક્ષુ આદિ ઇંદ્રિયો જ રૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત થાય છે તથા વાક્‌આદિ ઇંદ્રિયો જ વચનાદિમાં પ્રવૃત્ત થાય છે. વળી બુદ્ધિ જ ચક્ષુ આદિ ઇંદ્રિયોનાં કર્મોમાં 'હું કર્ત્તા છું' એ પ્રકારનું અભિમાન કરે છે. હું આત્મા તો શ્રવણ કરતો નથી, દેખતો નથી, બોલતો નથી, કરતો નથી, ચાલતો નથી; કિંતુ કૂટસ્થ, અસંગ, ચેતનરૂપવડે સર્વદા તૂષ્ણીં જ રહું છું." આ પ્રકારનો નિશ્ચય કરીને તત્ત્વવેત્તા પુરુષ ઇંદ્રિયાદિના કર્મોમાં 'અહં મમ' એવું અભિમાન કરતો નથી.

અને કોઈ ટીકામાં તો तत्त्ववित्तु આ શ્લોકના શબ્દોની એ પ્રકારે યોજના કરી છે કે-यस्तत्त्ववित् स गुणा गुणेषु वर्त्तंते इति मत्वा गुणविभागे कर्मविभागे च न सज्जते; અને અર્થ એ પ્રમાણે કર્યો છે કે, આત્મા અને અનાત્મા એ બન્નેના યથાર્થ સ્વરૂપને જાણનારા વિદ્વાન્ પુરુષે, "બુદ્ધિ-ચક્ષુ આદિ ગુણો જ સુખરૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત થાય છે, આત્મા તો કોઈપણ વિષયમાં પ્રવૃત્ત થતો નથી," એ પ્રકારનો નિશ્ચય કરીને ગુણવિભાગમાં તથા કર્મવિભાગમાં 'અહં મમ' અભિમાન કરવું નહિ. અહીં સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોના, જે બુદ્ધિ, અહંકાર, જ્ઞાનેન્દ્રિય, કર્મેંદ્રિયના વિષયવડે જે ભિન્ન ભિન્ન અવસ્થા છે, તે ગુણવિભાગ કહેવાય છે. ગુણવિભાગમાં "હું બુદ્ધિ-અહંકારાદિ રૂપ છું." એ પ્રકારનું અહં અભિમાન તત્ત્વવેત્તા પુરુષે કરવું નહિ. અને બુદ્ધિ અહંકારાદિનાં જે ભિન્ન ભિન્ન કર્મો છે, તે કર્મવિભાગ કહેવાય છે. કર્મવિભાગમાં "આ કર્મ મારું છે" એ પ્રકારનું મમ અભિમાન તત્ત્વવેત્તા પુરુષે કરવું નહિ.

અહીં હે महाबाहो એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે-જાનુપર્યંત જેના દીર્ઘ બાહુ છે, તે મહાબાહુ કહેવાય છે; વળી સામુદ્રિક શાસ્ત્રમાં મહાબાહુપણું શ્રેષ્ઠ પુરુષનું લક્ષણ કહ્યું છે. તેથી એવા શ્રેષ્ઠ પુરુષોના લક્ષણવાળો થઈને તું અન્ય પુરુષોની જેમ અવિવેકી થવાને યોગ્ય નથી. (૨૮)

અવતરણિકાઃ-પૂર્વ પ્રસંગમાં, વિદ્વાન્ તથા અવિદ્વાન્ એ બન્નેમાં કર્મોના અનુષ્ઠાનની સમાનતા કથન કરીને વિદ્વાન્ પુરુષે અવિદ્વાન્ પુરુષના બુદ્ધિભેદને ઉત્પન્ન કરવો નહિ, એ અર્થ કથન કર્યો. હવે તે અર્થનો ઉપસંહાર કરવામાં આવે છેઃ—

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! પ્રકૃતિના ગુણવડે મૂઢ થયેલો અજ્ઞાની જીવ ગુણના કર્મમાં આસક્તિ કરે છે. અનાત્મવેત્તા અનધિકારી પુરુષને, આત્મવેત્તા વિદ્વાને શુભકર્મની શ્રદ્ધામાંથી ચલાયમાન કરવો નહિ. ૨૯

ટીકાઃ–હે અર્જુન ! પૂર્વે કથન કરેલી માયારૂપ પ્રકૃતિના કાર્યરૂપે દેહ, ઇંદ્રિય તથા અંતઃકરણાદિ વિકાર છે. વિકારરૂપ ગુણોવડે સંમૂઢ થઇને અર્થાત્ સ્વસ્વરૂપના સ્ફુરણવડે દેહાદિને જ આત્મારૂપ માનીને, જે અજ્ઞાની પુરુષો, દેહ, ઇન્દ્રિય–અંતઃકરણાદિના વ્યાપારોમાં જ "અમે સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ વાસ્તે કર્મો કરીએ છીએ," એ પ્રકારની અત્યંત દૃઢ આત્મીયત્વ બુદ્ધિ કરે છે; તેવા કર્મોના અધિકારી, અનાત્મ પદાર્થોના અભિમાનવાળા તથા અશુદ્ધ ચિત્તવાળા હોવાથી, જ્ઞાનના અધિકારને નહિ પ્રાપ્ત થયેલા અજ્ઞાની પુરુષોને વિદ્વાને ઉપદેશ આપી શુભ કર્મોની શ્રદ્ધાથી ચલાયમાન કરવા નહિ.

આ ઉપદેશ નીચે પ્રમાણે છેઃ–"તારે ફળની કામનાથી કર્મો કરવાં નહિ. અથવા કર્મોનાં ફળ અસત્ છે, કર્મોનો કરનાર મિથ્યા છે, તું બ્રહ્મરૂપ છે અથવા તારે કિંચિત્માત્ર કર્તવ્ય નથી." કિંતુ ઉલટાં શુભકર્મોની સ્તુતિ કરીને, વિદ્વાન્ પુરુષે અજ્ઞાની પુરુષોને શુભકર્મોમાં જ પ્રવૃત્ત કરવા. જે પુરુષ શુદ્ધ અંતઃકરણવાળો હોવાથી અધિકારી છે, તે પુરુષ તો ઉપદેશ વિના પોતે જ, વિવેકની ઉત્પત્તિવડે ચલાયમાનતાથી રહિત જ્ઞાનના અધિકારને પ્રાપ્ત થાય છે.

જે વસ્તુનું જ્ઞાન હોવા છતાં પણ તેથી અન્ય વસ્તુનું જ્ઞાન થાય નહિ, તથા જે વસ્તુનું જ્ઞાન ન હોવા છતાં તેથી અન્ય વસ્તુનું જ્ઞાન થઈ જાય, તે વસ્તુ 'અકૃત્સ્ન' કહેવાય છે. જેવી રીતે એક ઘટનું જ્ઞાન નહિ થવા છતાં પણ ઘટથી ભિન્ન પટાદિ પદાર્થોનું જ્ઞાન થતું નથી, અને ઘટનું જ્ઞાન નહિ થવા છતાં પણ ઘટથી ભિન્ન પટાદિ પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે; તેથી ઘટાદિ સર્વ અનાત્મ પદાર્થોને 'અકૃત્સ્ન' નામથી બોલાવવામાં આવે છે. જે એક વસ્તુનું જ્ઞાન થતાં સર્વ વસ્તુઓનું જ્ઞાન થઈ જાય તથા જે એક વસ્તુનું જ્ઞાન ન થતાં સર્વ વસ્તુઓનું જ્ઞાન ન થાય, તે વસ્તુ 'કૃત્સ્ન' કહેવાય છે. જેવી રીતે એક અદ્વિતીય આત્માનું જ્ઞાન થતાં સર્વ અનાત્મ પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે, અને અદ્વિતીય આત્માનું જ્ઞાન નહિ થતાં સર્વ અનાત્મ પદાર્થોનું જ્ઞાન થતું નથી; તેથી અદ્વિતીય આત્માને "કૃત્સ્ન" એવા નામથી બોલાવવામાં આવે છે. શ્રુતિ કહે છે કે–आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम्–અર્થાત્–હે મૈત્રેયી ! અધિષ્ઠાનરૂપ આત્માના દર્શનવડે, શ્રવણવડે, મનનવડે તથા વિજ્ઞાનવડે આ સર્વ અનાત્મ જગત્ જાણવામાં આવે છે. આ પ્રકારે અકૃત્સ્ન તથા કૃત્સ્ન એ બન્ને શબ્દોનો અર્થ વાર્તિક ગ્રંથમાં સુરેશ્વરાચાર્યે કથન કર્યો છે.

કોઇ ટીકામાં તો प्रकृतेः શબ્દનો गुणकर्मसु શબ્દ સાથે અન્વય કરીને એ અર્થ કર્યો છે કે, અહંકારાદિ ગુણોવડે સંમૂઢ થયેલો અજ્ઞાની પુરુષ, પ્રકૃતિના દેહાદિ ગુણોમાં તથા ગમનાદિ કર્મોમાં "હું બ્રાહ્મણ છું, યજ્ઞાદિ મારાં કર્મો છે," એ પ્રકારનું અહંમમનું અભિમાન કરે છે. (૨૯)

અવતરણિકાઃ–પૂર્વ પ્રસંગમાં, અજ્ઞાની પુરુષ અને જ્ઞાનવાન્ પુરુષ, બન્નેમાં શુભકર્મોના અનુષ્ઠાનની સમાનતા છતાં પણ, અજ્ઞાની પુરુષમાં તો કર્તૃત્વનું અભિમાન રહે છે અને જ્ઞાની પુરુષમાં કર્તૃત્વના અભિમાનનો અભાવ રહે છે, એ પ્રકારે બન્નેની વિલક્ષણતા કથન કરી. હવે અજ્ઞાની પુરુષ પણ બે પ્રકારના હોય છેઃ એક મોક્ષની ઇચ્છાવાળો મુમુક્ષુ અજ્ઞાની હોય છે, અને બીજો મોક્ષની ઇચ્છાથી રહિત અમુમુક્ષુ અજ્ઞાની હોય છે. અમુમુક્ષુ અજ્ઞાની અપેક્ષાએ કરીને મુમુક્ષુ અજ્ઞાનીમાં, સર્વ કર્મોનું શ્રીભગવત્ અર્પણ તથા ફળની ઇચ્છાનો અભાવ, એ પ્રકારની વિલક્ષણતાનું કથન કરતાં શ્રીભગવાન્, અર્જુન મુમુક્ષુ અજ્ઞાની પણ કર્મનો અધિકારી છે, એમ સૂચવી કર્મોના અધિકારને દૃઢ કરે છે.–

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! તું, હું પરમેશ્વર વિશે અધ્યાત્મ ચિત્તવડે સર્વ કર્મો સમર્પણ કરી તથા કામનાથી રહિત, મમતાથી રહિત અને શોકથી રહિત થઇ, આ યુદ્ધ કર. ૩૦

ટીકા:-હે અર્જુન ! સર્વજ્ઞ તથા સર્વ જગત્‌નો નિયંતા તથા સર્વનો આત્મારૂપ એવો હું પરમેશ્વર વાસુદેવ છું. એવા હું સ્વરૂપ પરમેશ્વરમાં, તું સર્વ લૌકિક-વૈદિક કર્મોને અધ્યાત્મ ચિત્તવડે સમર્પણ કર. આત્માનું પ્રતિપાદન કરવાને વાસ્તે જે શાસ્ત્ર પ્રવૃત્ત થાય, તે શાસ્ત્ર અધ્યાત્મ કહેવાય છે; આવું ઉપનિષદ્‌રૂપ વેદાંત શાસ્ત્ર છે. અધ્યાત્મ શાસ્ત્રના વિચારમાં જે ચિત્ત તત્પર થાય, તે ચિત્ત અધ્યાત્મચેતસ્ કહેવાય છે. અર્થાત્ આત્મા-અનાત્માના વિવેકવાળું ચિત્ત અધ્યાત્મચેતસ્ કહેવાય છે. અધ્યાત્મ ચિત્તવડે તું સર્વ કર્મોને હું સ્વરૂપ પરમેશ્વરમાં તું સમર્પણ કર.

તાત્પર્ય એ છે કે-"હું અર્જુન કર્ત્તારૂપ અંતર્યામી ઈશ્વરને અધીન છું, અને જેવી રીતે ભૃત્ય ( નોકર ) મહારાજાને વાસ્તે સર્વ કર્મો કરે છે, તેવી રીતે હું પણ ઈશ્વરને વાસ્તે જ સર્વ કર્મો કરું છું," એ પ્રકારની બુદ્ધિવડે સર્વ કર્મોનું હું રૂપ ઈશ્વરમાં અર્પણ કરીને તથા સર્વ કામનાઓથી રહિત થઇને તથા દેહ-પુત્ર-ભ્રાતાદિમાં મમતા અભિમાનથી રહિત થઇને તથા આ લોકમાં અપકીર્ત્તિના હેતુરૂપ તથા પરલોકમાં નરકની પ્રાપ્તિના હેતુરૂપ જે શોકરૂપ જ્વર છે, તે શોકરૂપ જ્વરથી રહિત થઇને, તું મુમુક્ષુ અજ્ઞાની અર્જુન, આ યુદ્ધ કર. અર્થાત્ શાસ્ત્રવિહિત શુભ કર્મોને કર. ( અહીં શ્રીભગવાન્ અર્પણ તથા નિષ્કામપણું એ બન્ને યુદ્ધ વિષે જ કથન કરે છે; કારણ કે યુદ્ધથી ભિન્ન કોઇ પણ કર્મમાં અર્જુનને મમતા તથા શોક પ્રાપ્ત નથી, કિન્તુ યુદ્ધમાં જ મમતા તથા શોક પ્રાપ્ત છે. ) (૩૦)

અવતરણિકા:-સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી રહિત થઇને તથા શ્રીભગવત્‌અર્પણ બુદ્ધિવડે, વેદવિહિત શુભ કર્મોનું અનુષ્ઠાન જ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ કરનાર છે. એ અર્થનું હવે શ્રીભગવાન્ કથન કરે છે:-

> ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
> श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! જે કોઇ મનુષ્ય શ્રદ્ધાવાન્ થઈ તથા અસૂયાથી રહિત થઈ, મારા આ નિત્ય મતને અંગીકાર કરે છે, તે પુરુષ પણ પુણ્ય તથા પાપ કર્મનો પરિત્યાગ કરે છે. ૩૧

ટીકા:-હે અર્જુન ! ફળની ઇચ્છાથી રહિત થઇને તથા શ્રીભગવત અર્પણ બુદ્ધિવડે અધિકારી પુરુષે, શાસ્ત્રવિહિત શુભ કર્મોનું અનુષ્ઠાન કરવું, એવો મારો મત નિત્ય એવા વેદવડે બોધિત હોવાથી અનાદિ પરંપરાવડે પ્રાપ્ત છે, માટે તે નિત્ય છે. અથવા મારો મત અધિકારી પુરુષોએ અવશ્ય કરીને કરવા યોગ્ય હોવાથી નિત્ય છે. આ રીતના મારા નિત્ય મતનો જે કોઇ મનુષ્ય શ્રદ્ધાવાળો થઇને તથા અસૂયાથી રહિત થઇને અંગીકાર કરે છે, તે મનુષ્ય પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા યથાર્થ જ્ઞાનીની માફક પુણ્ય-પાપ કર્મોથી રહિત થાય છે.

શાસ્ત્રે તથા ગુરુએ ઉપદેશ કરેલો અર્થ જો કદાચિત્ પોતાના અનુભવમાં ન પણ આવતો હોય તો પણ તે અર્થ વિષે "એ અર્થ આ પ્રકારે છે" એ પ્રકારના વિશ્વાસનું નામ શ્રદ્ધા કહેવાય છે. કોઈ પુરુષના ગુણોવિષે દોષનું પ્રકટ કરવું તેનું નામ અસૂયા કહેવાય છે. આ પ્રસંગે અસૂયા એ પ્રકારની છે કે, આ દુઃખરૂપ યુદ્ધધર્મમાં મને અર્થાત્ અર્જુનને પ્રવૃત્ત કરનાર આ ભગવાન્ કરુણાથી રહિત છે. એવી અસૂયાને સર્વ પ્રાણીઓના સુહૃદ્‌રૂપ તથા ગુરુરૂપ હું વાસુદેવ

ભગવાન્‌માં નહિ કરતાં, જે મનુષ્ય મારા આ મતનો શ્રદ્ધાભક્તિપૂર્વક અંગીકાર કરે છે, તે મનુષ્ય પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા પુણ્ય-પાપ કર્મોનો પરિત્યાગ કરે છે.

તાત્પર્ય એ છે કે, જ્ઞાનવાન્ પુરુષોનાં ભાવી શરીરોની પ્રાપ્તિ કરનાર જેટલાં પુણ્ય-પાપરૂપ સંચિત કર્મો છે, તે સંચિત કર્મો તો જ્ઞાનરૂપ અગ્નિવડે દગ્ધ થઈ જાય છે; અને જે પ્રારબ્ધ કર્મોએ આ શરીર આપ્યું છે, તે પ્રારબ્ધ કર્મો ભોગવડે ક્ષય પામે છે અને જ્ઞાનવાન્ આ વર્ત્તમાન શરીરમાં જે પુણ્ય-પાપ કર્મ કરે છે, તે પુણ્ય-પાપરૂપ કર્મ, જ્ઞાનવાન્ પુરુષની સેવા કરનાર ભક્તજન તથા નિંદા કરનાર દુષ્ટ જન લઈ જાય છે. શ્રુતિ કહે છે કે (तस्य पुत्रा दायमुपयंति, सुहृदः साधु कृत्यां, द्विषंतः पापकृत्याम्) જ્ઞાનવાન્ પુરુષના ધનાદિ પદાર્થો તો પુત્ર શિષ્યાદિ લઈ જાય છે, અને પુણ્ય કર્મો સેવા કરનાર ભક્તજન લઈ જાય છે તથા પાપકર્મો નિંદા કરનાર દુષ્ટજન લઈ જાય છે. આ પ્રમાણે વિદ્વાન્ પુરુષ સર્વ પુણ્યપાપ કર્મોથી રહિત થાય છે. અહીં મનુષ્યને જ શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મોનો અધિકાર છે, અન્ય કોઈને અધિકાર નથી. તેથી ભગવાને मानवाः એ શબ્દ કથન કર્યો છે. (૩૧)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં, ભગવત્ અર્પણ બુદ્ધિવડે નિષ્કામ કર્મોના અનુષ્ઠાનરૂપ ભગવાનના મતના અંગીકારરૂપ અન્વય વિષે, અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા, સર્વ કર્મોથી રહિતતારૂપ ગુણનું કથન કર્યું. હવે નીચેના શ્લોકમાં ભગવત્‌મતનો નહિ અંગીકાર કરવારૂપ વ્યતિરેકવિષે દોષની પ્રાપ્તિનું કથન કરે છેઃ—

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! વળી જે પુરુષ મારા આ પૂર્વે કહેલ મતને વિશે દોષનું આરોપણ કરી તેનો અંગીકાર નથી કરતો, તેને તું દુષ્ટ ચિત્તવાળો જાણ, સર્વ જ્ઞાનને વિશે મૂઢ જાણ તથા તેને સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ જાણ. ૩૨

ટીકાઃ-હે અર્જુન ! નાસ્તિકપણાથી ગુરુશાસ્ત્રનાં વચનોમાં શ્રદ્ધા નહિ કરનારા, ગુણોમાં દોષોના કથનરૂપ અસૂયા કરનારા, પૂર્વોક્ત મારા મતનો અંગીકાર નહિ કરનારા પુરુષોને તું અત્યંત દુષ્ટ ચિત્તવાળો જાણ. આ કારણથી કર્મવિષયક જ્ઞાનમાં તથા સગુણનિર્ગુણ બ્રહ્મવિષયક જ્ઞાનમાં પ્રમાણથી, પ્રમેયથી તથા પ્રયોજનથી પુરુષને વિશેષે કરીને મૂઢ થયેલો તું જાણ. તાત્પર્ય એ છે કે, કર્મવિષયક જ્ઞાન તથા સગુણનિર્ગુણ બ્રહ્મવિષયક જ્ઞાન કયા પ્રમાણમાંથી ઉત્પન્ન થાય છે તથા તે જ્ઞાનોનો પ્રમેય કોણ છે તથા તે જ્ઞાનોનું પ્રયોજન કયું છે, એ અર્થને પુરુષ જાણી શકતો નથી. આ કારણથી જ તેવા પુરુષોને તું સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થયેલા જાણ. (૩૨)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! જેવી રીતે આ લોકમાં જે પુરુષો મહારાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તે પુરુષોને મહાન્ ભયની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે આપ ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં મહાન્ ભયની પ્રાપ્તિને દેખતાં છતાં પણ પુરુષો કયા કારણથી અસૂયા કરીને આપના મતનો અંગીકાર કરતા નથી ? તથા કયા કારણથી સર્વ પુરુષાર્થોનાં સાધનોમાં અવળી બુદ્ધિ કરે છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! જ્ઞાનવાન્ પુરુષ પણ પોતાની પ્રકૃતિને અનુસાર ચેષ્ટા કરે છે. આથી સર્વ પ્રાણી પ્રકૃતિને જ અનુસરનારાં છે, તો પછી મારો નિગ્રહ શું કરી શકશે ? ૩૩

ટીકા:–હે અર્જુન ! પૂર્વ જન્મોમાં કરેલા ધર્મ–અધર્મના તેમ જ જ્ઞાન–ઇચ્છાદિના જે સંસ્કારો છે, જે સંસ્કારો આ વર્ત્તમાન જન્મમાં અભિવ્યક્તિને પ્રાપ્ત થયા છે, તે અભિવ્યક્ત સંસ્કારોનું નામ પ્રકૃતિ છે. પ્રકૃતિ સર્વ પ્રકારે બળવાન્ છે. આવી બળવાન્ પ્રકૃતિને અનુસરીને જ બ્રહ્મવેત્તા પુરુષ પણ ચેષ્ટા કરે છે. (અથવા જ્ઞાનવાન્ શબ્દવડે કેવળ ગુણદોષને જાણનાર પુરુષનો અર્થ ગ્રહણ કરવો ) આચાર્યનું વચન એવું છે કે (पश्वादिभिश्चाविशेषात्) ખાનપાનાદિના વ્યવહારના સમયમાં વિદ્વાન્ પુરુષની, પશુ વગેરેની સાથે, તુલ્યતા જ છે. એવો બ્રહ્મવેત્તા જ્ઞાનવાન્ અથવા ગુણદોષને જાણનાર જ્ઞાનવાન્ પણ જ્યારે પોતાની સંસ્કારરૂપ પ્રકૃતિને અનુસરીને જ ચેષ્ટા કરે છે, ત્યારે બીજા અજ્ઞાની મૂર્ખ પુરુષ પોતાની પ્રકૃતિને અનુસરીને જ ચેષ્ટા કરે, તેમાં શું નવાઈ છે ? તેથી પ્રકૃતિ જો કે અવિવેકી પ્રાણીઓને પુરુષાર્થથી ભ્રષ્ટ કરનારી છે, તથાપિ સર્વ પ્રાણીઓ પ્રકૃતિનું જ અનુસરણ કરે છે. તેમાં હું અર્થાત્ પરમેશ્વરકૃત નિગ્રહ તથા રાજાકૃત નિગ્રહ શું કરશે ? અર્થાત્ ઉત્કટ રાગવડે પાપકર્મોમાં પ્રવૃત્ત થયેલા પુરુષોને નિગ્રહ પાપકર્મોથી નિવૃત્ત કરવા સમર્થ નથી. તાત્પર્ય એ છે કે, જે પુરુષ પાપકર્મોમાં મહાન્ નરકની સાધનાને જાણીને પણ દુર્વાસનાની પ્રબળતાથી પુનઃ પાપકર્મોમાં જ પ્રવૃત્ત થાય છે, તે પુરુષ મારી આજ્ઞાના ઉલ્લંઘનથી ઉત્પન્ન થતા દોષથી કદાચિત્ ભય પામશે નહિ. (૩૩)

અવતરણિકા:–"હે ભગવન ! જો કદાચિત્ સર્વ પ્રાણી પોતપોતાની પ્રકૃતિના જ વશવર્ત્તી હોય, તો લૌકિક પુરુષાર્થનો તથા વૈદિક પુરુષાર્થનો કાંઇ પણ વિષય થશે નહિ. તેથી स्वर्गकामो यजेत ઇત્યાદિ વિધિવાક્યોમાં તથા परदारा न गच्छेत ઇત્યાદિ નિષેધવાક્યોમાં અનર્થતા પ્રાપ્ત થશે. કારણ કે આ લોકમાં પૂર્વ સંસ્કારરૂપ પ્રકૃતિથી રહિત કોઈ પણ પ્રાણી નથી, કે જેની પ્રતિ વિધિ–નિષેધ મુખવાક્યોને અર્થવત્પણું પ્રાપ્ત થાય," એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ—

इंद्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥

શ્લોકાર્થ:–દરેક ઇંદ્રિયના શબ્દાદિક વિષયોમાં રાગ તથા દ્વેષ બન્ને સ્થિતિ કરીને રહેલા છે, પણ રાગ તથા દ્વેષ બન્ને આ પ્રાણીના શત્રુ જ છે; તેથી તે, રાગ તથા દ્વેષ બેઉને વશ થતો નથી. ૩૪

ટીકા:–હે અર્જુન ! શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ, આ પાંચ જ્ઞાનઇંદ્રિયો છે, તથા વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ, આ પાંચ કર્મઇન્દ્રિયો છે. વળી જ્ઞાનઇંદ્રિયોના અને કર્મઇંદ્રિયોના ક્રમાનુસાર શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વચન, તથા આદાન, ગમન, આનંદ, મલવિસર્જન એ દશ વિષયો છે. આવા શબ્દ–સ્પર્શાદિ વિષયોમાં તથા વચન આદાનાદિ વિષયોમાંથી જે જે વિષય પુરુષને અનુકૂલ હોય છે, તે તે વિષય જો કદાચિત્ શાસ્ત્રવડે નિષિદ્ધ પણ હોય, તો પણ તે તે વિષયમાં પુરુષનો રાગ જ થાય છે, અને તે વિષયોમાં જે જે વિષય પુરુષને પ્રતિકૂળ હોય છે, તે તે વિષય જો કદાચિત્ શાસ્ત્રવિહિત પણ હોય, તોપણ તે તે વિષયમાં પુરુષનો દ્વેષ જ થાય છે. આ પ્રમાણે શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોના શબ્દાદિ સર્વ વિષયોમાં, અનુકૂળતાવડે તથા પ્રતિકૂળતાવડે રાગ–દ્વેષ બન્ને નિયમપૂર્વક જ રહે છે. કાંઇ સર્વ વિષયોમાં રાગ–દ્વેષ નિયમ વિના જ રહેતા નથી. પુરુષે રાગ દ્વેષને વશ ન થવું, તે જ પુરુષાર્થનો તથા શાસ્ત્રનો વિષય છે.

તાત્પર્ય એ છે કે-(૧)"પરસ્ત્રીગમનાદિ કર્મો મહાન્ નરકની પ્રાપ્તિ કરનાર છે" એ પ્રકારનું જે બળવત્ અનિષ્ટ સાધનતાનું જ્ઞાન છે, તે જ્ઞાન સાથે તેનો નાશ કરનારું જ્ઞાન જોડાયલું હોય છે. જેમકે "આ પરસ્ત્રીગમનાદિ કર્મો મારા વિષય સુખરૂપ ઇષ્ટનાં સાધન છે" એ પ્રકારનું ઇષ્ટસાધનતાનું જ્ઞાન છે. આ ઇષ્ટસાધનતાના જ્ઞાનવડે ઉત્પન્ન થયેલાં પરસ્ત્રીગમનાદિ કર્મોમાં રાગનો અંગીકાર કરીને જ પ્રકૃતિ આ પુરુષને પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ કર્મોમાં પ્રવૃત્ત કરે છે. (૨) એ જ પ્રમાણે "સંધ્યાવંદનાદિ કર્મો સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ કરનાર છે," એ પ્રકારનું જે ઇષ્ટસાધનતાનું જ્ઞાન છે, તે જ્ઞાન સાથે તેનો નાશ કરનારું જ્ઞાન જોડાયલું હોય છે. જેમકે "એ સંધ્યાવંદનાદિ કર્મો મારાં દુઃખરૂપ અનિષ્ટનાં સાધન છે" એ પ્રકારનું અનિષ્ટસાધનતાનું જ્ઞાન છે. આ અનિષ્ટસાધનતાના જ્ઞાનથી ઉત્પન્ન થયેલાં સંધ્યાવંદનાદિ કર્મોમાં દ્વેષનો અંગીકાર કરીને જ પ્રકૃતિ પુરુષને સંધ્યાવંદન વિહિત કર્મોથી નિવૃત્ત કરે છે. (૩) જે કાળે ધર્મશાસ્ત્ર, પરસ્ત્રીગમનાદિ કર્મોમાં "પરસ્ત્રીગમનાદિ કર્મ નરકની પ્રાપ્તિ કરાવનાર છે" એ પ્રકારે આ અનિષ્ટસાધનતાનો બોધ કરે છે, તે કાળે જરાપણ અનિષ્ટસાધનતાના જ્ઞાનનો નાશ કદી થતો નથી. જેવી રીતે ઘટરૂપ પ્રતિયોગી વિદ્યમાન હોતાં ઘટાભાવ રહે નહિ. વળી પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ કર્મો વિષે રાગની ઉત્પત્તિ કરવામાં ઇષ્ટસાધનતાના જ્ઞાનનું, બળાત્કારે અનિષ્ટસાધનતાના જ્ઞાનનો અભાવ જ, સહકારી કારણ હતું. આ સહકારી જ્ઞાનનો અભાવ થતાં કેવળ ઇષ્ટસાધનતાનું જ્ઞાન, પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ કર્મોમાં રાગ ઉત્પન્ન કરી શકે નહિ. જેવી રીતે મધ અને વિષ એ બન્નેવડે યુક્ત જે અન્ન છે, તે અન્ન વિષે "આ અન્ન મારી ક્ષુધાની નિવૃત્તિનું સાધન છે" એ પ્રકારનું ઇષ્ટસાધનતાનું જ્ઞાન છતાં પણ, જે પુરુષને તે અન્નવિષે "આ અન્ન મારા મરણનું સાધન છે" એ પ્રકારનું અનિષ્ટસાધનતાનું જ્ઞાન થયું છે, તે પુરુષનું કેવળ ઇષ્ટસાધનતા જ્ઞાન, અન્નવિષે રાગ ઉત્પન્ન કરી શકતું નથી. (૪) આ પ્રમાણે જે કાળે, ધર્મશાસ્ત્ર, સંધ્યાવંદનાદિ વિહિત કર્મોવિષે "સંધ્યાવંદનાદિ કર્મ સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિનાં સાધન છે" એ પ્રકારની બળવત ઇષ્ટસાધનતાનું સૂચન કરે છે, તે કાળે સંધ્યાવંદનાદિ વિહિત કર્મોવિષે બળવત્ ઇષ્ટસાધનતાના જ્ઞાનનો નાશ કદી થશે નહિ. જેવી રીતે ઘટરૂપ પ્રતિયોગીની સ્થિતિ છતાં ઘટાભાવ રહેતો નથી, તેમ વિધિ મુખ બળવાન્ થવાથી નિષેધ મુખ વચન વિશે રાગ જતો રહે છે. (૫) વળી સંધ્યાવંદનાદિ વિહિત કર્મોવિષે દ્વેષની ઉત્પત્તિ કરવામાં, અનિષ્ટસાધનતાના જ્ઞાનનું સહકારી કારણ બળવત ઇષ્ટસાધનતાના જ્ઞાનનો અભાવ જ હતું, તે સહકારી કારણનો અભાવ થતાં કેવળ અનિષ્ટસાધનતાનું જ્ઞાન, સંધ્યાવંદનાદિ વિહિત કર્મોવિષે, દ્વેષ ઉત્પન્ન કરી શકતું નથી. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, શાસ્ત્ર પ્રતિબંધથી રહિત થયેલા પુરુષને સંધ્યાવંદનાદિ વિહિત કર્મોવિષે પ્રવૃત્ત કરે છે, અને પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ કર્મોથી નિવૃત્ત કરે છે. આ પ્રમાણે શાસ્ત્રના વિચારજન્ય જ્ઞાનની પ્રબળતાવડે જ્યારે સ્વાભાવિક રાગદ્વેષના કારણની નિવૃત્તિ થાય છે, ત્યારે કારણની નિવૃત્તિવડે સ્વાભાવિક રાગદ્વેષરૂપ કાર્ય પણ નિવૃત્ત થઇ જાય છે. તેથી તે પ્રકૃતિ શાસ્ત્ર વિશે દૃષ્ટિવાળા પુરુષને વિપરીત માર્ગમાં પ્રવૃત્ત કરી શકતી નથી. તેથી શાસ્ત્રને તથા પુરુષાર્થને વ્યર્થતાની પ્રાપ્તિ થતી નથી. આ હેતુવડે શ્રીભગવાને तयोर्न वशमागच्छेत् એ વચન કહ્યું છે. અર્થાત્ પુરુષ રાગદ્વેષને અધીન થઈ કોઇ કર્મમાં પ્રવૃત્ત થતો નથી અથવા કોઇ કર્મથી નિવૃત્ત થતો નથી. કિન્તુ શાસ્ત્રજન્ય જ્ઞાનવડે રાગદ્વેષના નાશદ્વારા તે રાગદ્વેષનો નાશ જ કરે છે. સ્વાભાવિક દોષજન્ય રાગ-દ્વેષ બન્ને મોક્ષરૂપ શ્રેયની ઇચ્છાવાળા પુરુષને શત્રુરૂપે થાય છે.

તાત્પર્ય એ છે કે, જેવી રીતે માર્ગમાં ચાલનાર પુરુષોને દુષ્ટ ચોર અનેક પ્રકાર કરે છે, તેવી રીતે મોક્ષરૂપ શ્રેયના આત્મજ્ઞાનરૂપ માર્ગમાં પ્રવૃત્ત થયેલા

રાગદ્વેષ ઉભય અનેક પ્રકારનાં વિઘ્નો કરનારા છે. તેથી અધિકારી પુરુષે રાગ-દ્વેષનો અવશ્ય કરીને નાશ કરવો. (૩૪)

અવતરણિકાઃ-"હે ભગવન્! સ્વાભાવિક રાગદ્વેષવડે ઉત્પન્ન થયેલી પશુ-મનુષ્યાદિ સર્વ પ્રાણીઓની સાધારણ પ્રવૃત્તિની નિવૃત્તિવડે, જ્યારે પુરુષને શાસ્ત્ર વિહિતકર્મો જ કરવાં યોગ્ય થયાં, ત્યારે તો જેવી રીતે આ યુદ્ધમાં શાસ્ત્રવિહિત કર્મરૂપતા છે, તેવી રીતે સંન્યાસપૂર્વક ભિક્ષાના અન્નના ભોજન વિષે પણ શાસ્ત્રવિહિત કર્મરૂપતા છે. તેથી અત્યંત સુગમ તથા હિંસાદિથી રહિત જે ભિક્ષાના અન્નનું ભોજન છે, તે જ મારે કરવા યોગ્ય છે. તો અત્યંત દુઃખરૂપ તથા હિંસાદિ પાપના કારણરૂપ આ યુદ્ધ કરવામાં મારું શું પ્રયોજન છે?" એવી અર્જુનને શંકા થવાં શ્રીભગવાન્ નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ-

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! સર્વ અંગોની સંપૂર્ણતાપૂર્વક કરાયલા પરધર્મ કરતાં કંઇ એક અંગોની ન્યૂનતા પૂર્વક કરાયલો પોતાનો ધર્મ અત્યંત શ્રેષ્ઠ છે. આ કારણથી પોતાના ધર્મમાં મરણ થાય તે પણ શ્રેષ્ઠ છે, પણ પરનો ધર્મ તો કેવળ ભયને જ પ્રાપ્ત કરવાવાળો છે. ૩૫

ટીકાઃ-હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ જે ચાર વર્ણો છે, તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો છે. આ ચાર વર્ણોમાં તથા ચાર આશ્રમોમાં જે જે વર્ણની પ્રત્યે તથા જે જે આશ્રમની પ્રત્યે, ધર્મશાસ્ત્રે જે જે ધર્મ વિધાન કર્યો હોય, તે તે ધર્મ તે તે વર્ણનો તથા તે તે આશ્રમનો સ્વધર્મ કહેવાય છે. તે તે ધર્મ બીજા વર્ણનો તથા બીજા આશ્રમનો પરધર્મ કહેવાય છે. જેવી રીતે બૃહસ્પતિસવ નામનો યજ્ઞ શાસ્ત્રે બ્રાહ્મણની પ્રત્યે જ વિધાન કર્યો છે, ક્ષત્રિયાદિ પ્રત્યે વિધાન કર્યો નથી. તેથી બૃહસ્પતિસવ નામનો યજ્ઞ બ્રાહ્મણનો સ્વધર્મ છે, પણ ક્ષત્રિયાદિનો પરધર્મ છે. એ જ પ્રમાણે રાજસૂય નામનો યજ્ઞ એક ક્ષત્રિયની પ્રત્યે જ વિધાન કર્યો છે, પણ બ્રાહ્મણાદિ પ્રત્યે વિધાન કર્યો નથી. તેથી રાજસૂય નામનો યજ્ઞ ક્ષત્રિયનો સ્વધર્મ છે, પણ બ્રાહ્મણાદિનો પરધર્મ છે. એ પ્રમાણે સર્વ અસાધારણ ધર્મોમાં સ્વધર્મતા તથા પરધર્મતા જાણી લેવી. ઇશ્વરના નામનું સ્મરણ કરવું વગેરે સાધારણ ધર્મોમાં સર્વ પ્રાણીમાત્રની સ્વધર્મતા જ રહે છે, કોઇપણ પ્રાણીની પરધર્મતા થતી નથી. આ કારણથી ધર્મ અસાધારણ કહ્યો છે. દ્રવ્ય, મંત્ર, દેવતા ઇત્યાદિ સર્વ અંગોની સંપૂર્ણતા વિના જ ધર્મ વિગુણ કહેવાય છે. આ પ્રકારનો વિગુણ કરવામાં આવતો સ્વધર્મ, સર્વ અંગોની સંપૂર્ણતા પૂર્વક કરેલા પરધર્મથી અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે એક વેદ પ્રમાણ સિવાય બીજું કાંઇ પ્રમાણ ધર્મવિષે નથી. કિન્તુ ધર્મવિષે એક વેદ જ પ્રમાણ છે.

આ વાત चोदनालक्षणोऽर्थो धर्मः એ પૂર્વ મીમાંસાના સૂત્રમાં વિસ્તારથી કથન કરી છે. તેથી "પરધર્મ પણ ધર્મ હોવાથી સ્વધર્મની જેમ અનુષ્ઠાન કરવા યોગ્ય છે." એ પ્રકારનું અનુમાન પ્રમાણ ધર્મવિષે હોઇ શકે નહિ. તેથી યત્કિંચિત્ અંગોની ન્યૂનતાવડે વિગુણભાવને પ્રાપ્ત થયેલ વિગુણ સ્વધર્મવિષે પણ રહેલા સ્વધર્મનિષ્ઠ પુરુષનું મરણ પણ, પરધર્મવિષે રહેલા પુરુષ કરતાં, અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે સ્વધર્મમાં રહેલા પુરુષનું મરણ આ લોક વિષે તે પુરુષને કીર્તિની પ્રાપ્તિ કરનાર છે, અને પરલોકવિષે સ્વર્ગાદિની પ્રાપ્તિ કરનાર છે. તેથી તે મરણ પણ અત્યંત શ્રેષ્ઠ છે. વળી પરધર્મ પુરુષને આ લોકવિષે અકીર્તિની પ્રાપ્તિ કરે છે,

અને પરલોકવિષે નરકાદિની પ્રાપ્તિ કરે છે. તેથી જેવી રીતે રાગદ્વેષથી ઉત્પન્ન થયેલી સ્વાભાવિક પ્રવૃત્તિ પુરુષે પરિત્યાગ કરવા યોગ્ય છે, તેવી રીતે પરધર્મ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે. પૂર્વ પ્રસંગમાં શ્રીભગવાનના મતનો અંગીકાર કરનાર પુરુષોને શ્રેયની પ્રાપ્તિ કથન કરી, તથા ભગવાનના મતનો નહિ અંગીકાર કરનાર પુરુષોને શ્રેયના માર્ગથી ભ્રષ્ટપણું કથન કર્યું તેમ જ શ્રેયના માર્ગથી ભ્રષ્ટ થવામાં, તથા ફળની ઇચ્છાપૂર્વક કામ્યકર્મો કરવામાં તથા કેવળ પાપકર્મો કરવામાં, ये त्वेतदभ्यसूयन्तः ઇત્યાદિ વચનોવડે બહુ કારણો કથન કર્યા. તે સર્વ કારણોને સંક્ષેપમાં કથન કરનારો આ શ્લોક છેઃ-

श्रद्धाहानिस्तथासूयादुष्टचित्तत्वमूढते॥ प्रकृतेर्वशवर्तित्वं रागद्वेषौ च पुष्कलौ ॥ परधर्मरुचित्वंचेत्युक्ता दुर्मार्गवाहकाः અર્થ-શ્રદ્ધાથી રહિત થવું, અસૂયા કરવી, ચિત્તની દુષ્ટતા, મૂઢતા તથા પ્રકૃતિને વશવર્તી થવું, તથા પુષ્કળ રાગ-દ્વેષ તથા પરધર્મવિષે પ્રીતિ કરવી, એ સર્વ દુર્માર્ગે પ્રાપ્તિ કરનાર છે. (૩૫)

અવતરણિકાઃ-પુરુષની કામ્ય કર્મોવિષે પ્રીતિ કરાવનારા તેમ જ નિષિદ્ધ કર્મોવિષે પ્રીતિ કરાવનારા કારણની નિવૃત્તિ કરીને શ્રીભગવાનના પૂર્વોક્ત મતનું આશ્રયણ કરવાને વાસ્તે અર્જુન પહેલાં તે કારણનું સ્વરૂપ પૂછે છેઃ-

**अर्जुन उवाच–अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ-અર્જુન પૂછે છેઃ-હે વાર્ષ્ણેય! પુરુષ પાપ કરવાની ઇચ્છા નહિ કરવા છતાં પણ બળાત્કારે પ્રવૃત્ત કરાયેલ પુરુષની માફક કોનાવડે પ્રવૃત્ત કરાયેલો પાપકર્મને કરે છે? ૩૬

ટીકાઃ-અર્જુને કહ્યું;-હે ભગવન્! ध्यायतो विषयान्पुंसः ઇત્યાદિ વચનોવડે પૂર્વે પણ આપે અનર્થનું મૂળ કથન કર્યું હતું અને અત્યારે પણ આપે प्रकृतेर्गुणसंमूढाः ઇત્યાદિ વચનોવડે ઘણા પ્રકારના અનર્થનું મૂળ કથન કર્યું છે. તે સર્વ, સમાન પ્રધાનતાવડે અનર્થનાં જ કારણ છે અને તે સર્વમાં એક જ મુખ્ય કારણ છે, બીજાં સર્વ ગૌણ છે. પ્રથમ પક્ષવિષે સર્વ કારણોને ભિન્ન ભિન્ન નિવૃત્ત કરવામાં મહાન્ પરિશ્રમ પડશે; અને બીજા પક્ષવિષે એક જ પ્રધાન કારણને નિવૃત્ત કરતાં પુરુષને કૃતકૃત્ય ભાવની પ્રાપ્તિ થશે. તેથી હે ભગવન્! આપ એ વાત કહો છો કે, આપના મતનો નહિ અંગીકાર કરનાર તથા સર્વ જ્ઞાનોમાં મૂઢ પુરુષ, અનર્થની પ્રાપ્તિ કરનારાં અનેક પ્રકારનાં નિષિદ્ધકર્મો તથા કામ્યકર્મો, કયા બળવાન્ કારણવડે પ્રવૃત્ત થઈને કરે છે? (અહીં પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ કર્મો છે અને શત્રુનો નાશ કરનારાં શ્યેન યજ્ઞાદિ કામ્ય કર્મો છે. આ બન્ને પ્રકારનાં કર્મો પુરુષને અનર્થની જ પ્રાપ્તિ કરનારાં છે. માટે તે બન્ને પ્રકારનાં કર્મોનો અર્થ 'પાપ' શબ્દવડે ગ્રહણ કર્યો છે.)

હે ભગવન્! પુરુષ પોતે પાપકર્મો કરવાની નહિ ઇચ્છા કરતાં છતાં પણ બલાત્કારથી પાપકર્મો કરે છે, અને પરમ પુરુષાર્થના સાધનરૂપવડે આપે ઉપદેશ કરેલાં કર્મો કરવાની ઇચ્છા કરવા છતાં પણ પુરુષ તે કર્મો કરતો નથી. તેથી એમ જણાય છે કે, પુરુષ પરતંત્ર છે, પણ સ્વતંત્ર નથી; પરતંત્રતા વિના એ વાત સંભવતી નથી. તેથી હે ભગવન્! જેમ મહારાજાએ બળાત્કારથી કોઈ કાર્યમાં પ્રવૃત્ત કરેલો ભૃત્ય, કોઈ કાર્ય કરવાની નહિ ઇચ્છા કરવા છતાં પણ તે કાર્ય અવશ્ય કરે છે, તેમ જે બળવાન્ કારણવડે પ્રવૃત્ત થયેલો તે પુરુષ, તમારા મતના વિરોધી પાપકર્મોને સર્વ અનર્થોના મૂળ જાણવા છતાં પણ પાપકર્મો કરે છે. આવા અનર્થમાં પ્રવૃત્ત કરનાર કારણનું સ્વરૂપ આપ મારા પ્રત્યે કથન કરો, જે કારણના સ્વરૂપને જાણી હું અર્જુન તે કારણનો નાશ કરવાને વાસ્તે પ્રયત્ન કરું.

અહીં अनिच्छन्नपि એ વચનવડે અર્જુને એ અર્થ સૂચવ્યો છે કે, પૂર્વે કથન કરેલા રાગ-દ્વેષવિશે પણ પ્રવૃત્તિની કારણતા સંભવતી નથી. કારણ કે, રાગ વિદ્યમાન હોવાથી ઇચ્છા અવશ્ય થાય છે. માટે પુરુષમાં ઇચ્છાનો અભાવ હોતાં તે રાગનો પણ અભાવ જ છે. જ્યારે રાગવિષે અપ્રવર્ત્તકતા સિદ્ધ થઇ, તો તે રાગજન્ય સંસ્કારોથી ઉત્પન્ન થયેલા ધર્મ તથા અધર્મમાં પણ પ્રવૃત્તિ સંભવશે નહિ. વળી ધર્મ-અધર્મ વિષે અપ્રવર્ત્તકતા હોવાથી ધર્મ-અધર્મની અપેક્ષા કરનારા ઈશ્વર વિષે પણ પ્રવર્ત્તકતા સંભવશે નહિ.

હે वार्ष्णेय આ સંબોધન કહીને અર્જુને એ અર્થ સૂચન કર્યો છે કે, મારા માતામહના કુળ વૃષ્ણિવંશમાં, પોતાના ભક્તજનોનો ઉદ્ધાર કરવા વાસ્તે આપે અવતાર ધારણ કર્યો છે. અને હું અર્જુન પણ તેજ વંશમાં ઉત્પન્ન થયેલાં કુંતી માતાનો પુત્ર છું. તેથી મને આપનો જાણીને આપે મારી ઉપેક્ષા કરવી નહિ, કિંતુ મારા આ પ્રશ્નનો આપે યથાર્થ ઉત્તર આપવો. (૩૬)

અવતરણિકાઃ-આ પ્રમાણે અર્જુનવડે પૂછેલા શ્રીભગવાન્ काममय एवायं पुरुषः इति । आत्मैवेदमग्रआसीदेक एव। सोऽकामयत, जाया मे स्यात्, अथ प्रजामेस्यात्, अथ वित्तंमेस्यात्, अथकर्मकुर्वीय ઇત્યાદિ શ્રુતિઓવડે સિદ્ધ, તથા अकामस्य क्रियाकाचिद्दृश्यतेनेह कर्हिचित् ॥ यद्यद्धिकुरुतेजंतुस्तत्तत्कामस्यचेष्टितम् ॥ ઇત્યાદિ સ્મૃતિઓવડે સિદ્ધ ઉત્તર આપવા લાગ્યા. તે શ્રુતિઓનો તથા સ્મૃતિવચનોનો એ અર્થ છે કે, 'પુરુષ કામમય જ છે. આ જગતની ઉત્પત્તિની પૂર્વે એક આત્મા જ હતો. આત્માદેવ એ પ્રકારની કામના કરવા લાગ્યો કે, મને જાયા પ્રાપ્ત થાય, મને પ્રજા પ્રાપ્ત થાય, મને ધન પ્રાપ્ત થાય અને હુ કર્મો કરુ.' 'આ લોકમાં કામનાથી રહિત પુરુષની કોઇ પણ ક્રિયા જોવામાં આવતી નથી તેથી આ જીવ જે જે કર્મો કરે છે, તે સર્વ આ કામની જ ચેષ્ટા છે.' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિથી સિદ્ધ ઉત્તર હુ તને આપું છું તે તું સાંભળઃ—

श्रीभगवानुवाच—काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

શ્લોકાર્થઃ-શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છેઃ-હે અર્જુન ! અનર્થ માર્ગમાં પ્રવૃત્ત કરાવવાવાળો કામ જ છે. આ કામ જ ક્રોધરૂપે છે. તે રજોગુણથી ઉત્પન્ન થયેલ મહાન્ આહારવાળો તથા અત્યંત ઉગ્ર છે. માટે આ સંસારને વિશે કામને જ તું વૈરીરૂપે જાણ. ૩૭

ટીકા-શ્રીભગવાને કહ્યુંઃ-હે અર્જુન ! પુરુષને બળાત્કારથી અનર્થ માર્ગમાં પ્રવૃત્ત કરવાનું કારણ જે તે પૂછ્યું, તે કારણ કામરૂપ મહાન્ શત્રુ જ છે. એ કામવડે જ સર્વ પ્રાણીઓને સર્વ અનર્થોની પ્રાપ્તિ થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! જેમ એ કામ પ્રાણીઓને અનર્થમાં પ્રવૃત્ત કરે છે. તેમ ક્રોધ પણ પ્રાણીઓને સર્વ અનર્થમાં પ્રવૃત્ત કરે છે, તેથી કેવળ કામ વિષે જ પ્રવર્ત્તકતા સંભવતી નથી."

ભગવાને કરેલું સમાધાનઃ-क्रोध एषः इति-હે અર્જુન ! વિષયોની અભિલાષારૂપ કામથી ક્રોધ ભિન્ન નથી. કિંતુ કામ જ ક્રોધરૂપ હોય છે. તાત્પર્ય એ છે કે, કોઈ પુરુષ કોઇ ધનાદિ પદાર્થોની ઇચ્છા કરીને જ્યારે કોઈ ધનવાન્ પુરુષની સમીપ જાય, અને આગળ કોઇ દુષ્ટ પુરુષ તે પુરુષની ઇચ્છા પૂર્ણ થવા દે નહિ, ત્યારે તે પુરુષનો ઇચ્છારૂપ કામ જ, તે દુષ્ટ પુરુષ ઉપર ક્રોધરૂપ થઇ પરિણામને પ્રાપ્ત થાય છે. આ વાત સર્વ લોકોને અનુભવસિદ્ધ છે. માટે કામ જ ક્રોધરૂપ છે. કામરૂપ મહાશત્રુને નિવૃત્ત કરતાં પુરુષને સર્વ પુરુષાર્થોની પ્રાપ્તિ થાય છે.

હવે કામરૂપ શત્રુને નિવૃત્ત કરનારા ઉપાયો જાણવવાને વાસ્તે તે કામરૂપ શત્રુના કારણનું કથન કરે છે-रजोगुणसमुद्भवः इति-હે અર્જુન ! દુઃખની પ્રવૃત્તિના સૈન્યરૂપે રજોગુણ છે, રજોગુણ

જેનું સમુદ્ભવ એટલે કારણ છે, એવો કામ છે. વળી લોકમાં કારણના સમાન સ્વભાવવાળાં જ કાર્ય હોય છેઃ તેથી જેમ રજોગુણરૂપ કારણ દુઃખની પ્રવૃત્તિ આદિરૂપ છે, તેમ કામરૂપ કાર્ય પણ દુઃખની પ્રવૃત્તિ આદિરૂપ જ છે. જો કે રજોગુણની જેમ તમોગુણ પણ તે કામનું કારણ છે, તેથી रजोगुणसमुद्भवः એ વચનની જેમ तमोगुणसमुद्भवः એ વચન પણ કહેવું ઉચિત હતું, તો પણ દુઃખવિષે તથા પ્રવૃત્તિવિષે રજોગુણની જ પ્રધાનતા છે, પણ તમોગુણની પ્રધાનતા નથી. તેથી અહીં રજોગુણનું જ કથન કર્યું છે. એટલા કથનથી શ્રીભગવાને એ અર્થનું બોધન કર્યું છે કે, સાત્વિક વૃત્તિવડે જ્યારે રજોગુણરૂપ કારણની નિવૃત્તિ થાય છે, ત્યારે કારણ નિવૃત્ત થતાં કામરૂપ કાર્ય પોતાની મેળે જ નિવૃત્ત થઈ જાય છે. તેથી સાત્વિક વૃત્તિ જ રજોગુણની નિવૃત્તિદ્વારા કામની નિવૃત્તિનો ઉપાય છે.

અથવા, "હે ભગવન્! કયા પ્રકારે અનર્થવિષે કામની પ્રવર્ત્તકતા છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે रजोगुणसमुद्भवः ઇતિ–હે અર્જુન! દુઃખની પ્રવૃત્તિ આદિરૂપ રજોગુણની ઉત્પત્તિ જેનાવડે થાય છે, તે રજોગુણસદ્ભવ કહેવાય છે. એવા રજોગુણના કારણરૂપે કામ છે. તાત્પર્ય એ છે કે, વિષયોની અભિલાષારૂપ કામ પોતે પ્રકટ થઈને રજોગુણને પ્રવૃત્ત કરતાં, પુરુષને દુઃખરૂપ કર્મોમાં પ્રવૃત્ત કરે છે. તેથી અધિકારી પુરુષોએ કામરૂપ શત્રુનો અવશ્ય જય કરવા યોગ્ય છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! આ લોકમાં શત્રુને જિતવાને વાસ્તે સામ, દાન, ભેદ, દંડ એ ચાર ઉપાયો હોય છે. સામ, દાન, ભેદ, એ ત્રણ ઉપાયોથી જો શત્રુ વશ ન થાય તો તે શત્રુને જિતવાને વાસ્તે ચોથો દંડરૂપ ઉપાય કરવો. પરંતુ ત્રણ ઉપાયો કર્યા વિના જ પહેલેથી જ દંડરૂપ ઉપાય કરવો ઉચિત નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કામરૂપ શત્રુને જિતવામાં પહેલા ત્રણ ઉપાયોનો અસંભવ કહેવાને વાસ્તે, તે કામરૂપ શત્રુનાં બે વિશેષણો કહે છે. महाशनः महापाप्मा ઇતિ મહાન્ છે અશન એટલે આહાર જેનો તે મહાશન કહેવાય, એવો કામ છે. તાત્પર્ય એ છે કે, અનેક પ્રકારના મહાન્ ભોગોની પ્રાપ્તિવડે પણ કામ કદાચિત્ તૃપ્ત થતો નથી. એ વાત સ્મૃતિમાં પણ કહી છેઃ—

"न जातु कामः कामानामुपभोगेन शाम्यति। हविषा कृष्णवर्त्मेव भूय एवाऽभिवर्धते ॥ १ ॥ यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः। नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥ २ ॥ અર્થઃ—કામ ગમે તેટલા પદાર્થોના ભોગવડે કદાચિત્ પણ શાંતિને પ્રાપ્ત થતો નથી. કિન્તુ જેમ અગ્નિ, ઘૃત–કાષ્ઠાદિ તેમાં નાંખવાથી, વૃદ્ધિને પ્રાપ્ત થતો જાય છે તેમ કામ પણ ઘણા પદાર્થોના ભોગવડે દિવસે દિવસે વૃદ્ધિને પ્રાપ્ત થતો જાય છે અને આ પૃથિવીમાં જેટલાં વ્રીહિ–યવાદિ અન્ન છે, જેટલાં સુવર્ણાદિ ધન છે, જેટલાં ગો–અશ્વાદિ પશુઓ છે તથા જેટલી સુંદર સ્ત્રીઓ છે, તે સર્વ પદાર્થો જો કદાચિત્ કામનાવાળા કોઈ એક પુરુષને પ્રાપ્ત થાય, તો પણ તે સર્વ પદાર્થો તે પુરુષની કામનાને તૃપ્ત કરવા સમર્થ થતા નથી. તો પછી અલ્પ ભોગોવડે તે કામની શાંતિ કેવી રીતે થાય. અર્થાત્ ન જ થાય. આ પ્રકારનો વિચાર કરીને પુરુષે શાંતિને પ્રાપ્ત થવું." તેથી દાનરૂપ ઉપાયોવડે કામરૂપ શત્રુ વશ થતો નથી. એ જ પ્રમાણે સામ અને ભેદ એ બન્ને ઉપાયોવડે પણ કામરૂપ શત્રુ વશ થતો નથી. કારણ કામરૂપ શત્રુ મહાપાપ્મા એટલે અત્યંત ઉગ્ર છે. આ કારણથી જ કામવડે પ્રેરિત થયેલો પુરુષ, પાપકર્મોથી થતી દુઃખરૂપ ફળની પ્રાપ્તિને જાણતાં છતાં પણ, પુનઃ તે પાપકર્મો જ કરે છે. એવો અત્યંત ઉગ્ર કામરૂપ શત્રુ સામ અને ભેદ એ બન્ને ઉપાયોવડે વશ થઇ શકે નહિ; કારણ કે લોકમાં

વવાળો શત્રુ જ સામ–ભેદરૂપ ઉપાયવડે વશ થાય છે. તેથી હે અર્જુન ! આ સંસારમાં તું એ કામને જ શત્રુરૂપ જાણ. (૩૭)

અવતરણિકા:–પૂર્વ શ્લોકમાં કામ વિષે અત્યંત ઉગ્રરૂપવડે જે શત્રુપણું કથન કર્યું, તે શત્રુપણાને હવે ત્રણ દષ્ટાંતોવડે સ્પષ્ટ કરે છે:—

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! જેમ ધૂમ અગ્નિને આવૃત કરે છે, જેમ રજરૂપ મળ દર્પણને આવૃત કરે છે તથા જેમ જરાયુ ચર્મ ગર્ભને આવૃત કરે છે, તેમ કામ જ્ઞાનને આવૃત કરી રહે છે. ૩૮

ટીકા:–હે અર્જુન ! આ સ્થૂલ શરીરના આરંભની પૂર્વે, અંતઃકરણ કામાદિ વૃત્તિઓને પ્રાપ્ત થતું નથી, તેથી સ્થૂલ શરીરની ઉત્પત્તિની પૂર્વે અંતઃકરણ સૂક્ષ્મ કહેવાય છે અને શરીરનો આરંભ કરનાર પુણ્ય–પાપ કર્મોવડે રચાયેલ સ્થૂલ શરીર વિષે રહીને અંતઃકરણ કામાદિ વૃત્તિઓને પ્રાપ્ત થાય છે. તેથી સ્થૂલ શરીરાવચ્છિન્ન અંતઃકરણમાં અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલો કામ સ્થૂલ કહેવાય છે. તે જ કામ વિષયોની ચિંતન અવસ્થામાં પુનઃ પુનઃ વૃદ્ધિને પ્રાપ્ત થતાં સ્થૂલતર કહેવાય છે. તે જ કામ વિષયોની ભોગ અવસ્થામાં અત્યંત વૃદ્ધિને પ્રાપ્ત થતાં સ્થૂલતમ કહેવાય છે. અને સ્થૂલથી પણ અધિક સ્થૂલ તે સ્થૂલતર અને સ્થૂલતરથી પણ અધિક સ્થૂલ તે સ્થૂલતમ કહેવાય છે. આ પ્રકારે એક જ કામ સ્થૂલ, સ્થૂલતર, અને સ્થૂલતમ એમ ત્રણ અવસ્થાવાળો થાય છે. કામની પ્રથમ સ્થૂલ અવસ્થા વિષે દૃષ્ટાંત કહે છે:-धूमेनाव्रियते वह्नि इति હે અર્જુન ! જેમ અગ્નિની સાથે ઉત્પન્ન થયેલો અપ્રકાશરૂપ ધૂમ પ્રકાશરૂપ અગ્નિને આવૃત કરે છે, તેમ આ સ્થૂલ કામ જ્ઞાનને આવૃત કરે છે. હવે કામની બીજી સ્થૂલતર અવસ્થાવિષે દૃષ્ટાંત કહે છે. यथाऽऽदर्शो मलेन च इति–હે અર્જુન ! જેમ દર્પણની પશ્ચાત્ ઉત્પન્ન થયેલો રજરૂપ મલ દર્પણને આવૃત કરે છે, તેમ આ સ્થૂલતર કામ પણ જ્ઞાનને આવૃત કરે છે. હવે કામની ત્રીજી સ્થૂલતમ અવસ્થાવિષે દૃષ્ટાંત કથન કરે છે:–यथोल्बेनावृतो गर्भः इति–હે અર્જુન ! જેમ માતાના ઉદરમાં રહેલા ગર્ભને સર્વ બાજુએથી વીંટાળી રહેલું જરાયુ નામનું ચર્મ ગર્ભને આવૃત કરે છે, તેમ આ સ્થૂલતમ કામ જ્ઞાનને આવૃત કરે છે.

અહીં આ ત્રણ દૃષ્ટાંતોમાં પરસ્પર એટલી વિશેષતા છે કે, ધૂમવડે આવૃત થયેલો અગ્નિ દાહાદિરૂપ પોતાનું કાર્ય કરે જ છે, પણ રજરૂપ મલવડે આવૃત થયેલું દર્પણ તો પ્રતિબિંબના ગ્રહણરૂપ પોતાનું કાર્ય કરતું નથી. માટે દર્પણની સ્વચ્છતા માત્રનું તિરોધાન રજરૂપ મલવડે થઈ રહ્યું છે; પરંતુ તે દર્પણ સ્વરૂપથી તો પ્રતીત થઇ રહે છે. અને જરાયુ નામના ચર્મવડે આવૃત થયેલો ગર્ભ તો હસ્ત–પાદાદિના પ્રસારણરૂપ પોતાના કાર્યને પણ કરતો નથી તથા પોતાના સ્વરૂપથી પણ પ્રતીત થતો નથી. આ પ્રકારની દૃષ્ટાંતોની વિલક્ષણતાનો અંગીકાર કરીને જ કામની સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ, એ ત્રણ અવસ્થાઓ વિષે યથાક્રમથી ત્રણ દૃષ્ટાંતો કથન કર્યાં છે. (૩૮)

અવતરણિકા:–પૂર્વ શ્લોકમાં तथा तेनेदमावृतं એ જે સંગ્રહવચન કહ્યું હતું, તે સંગ્રહવચનના અર્થને હવે વિસ્તારપૂર્વક કથન કરે છે:—

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

શ્લોકાર્થ:-હે કૌન્તેય ! આ કામ જ અજ્ઞાનને આવૃત કરે છે. કામ જ્ઞાની પુરુષના નિત્ય વૈરીરૂપે ઇચ્છા તથા તૃષ્ણારૂપે છે તેમ જ તે અગ્નિની માફક તૃપ્તિથી રહિત છે. ૩૯

ટીકા:-હે અર્જુન ! જે વડે વસ્તુને જાણીએ તે જ્ઞાન કહેવાય છે. આવું અંતઃકરણ છે. અંતઃકરણવડે જ વસ્તુ જાણવામાં આવે છે અથવા અંતઃકરણની વૃત્તિરૂપ વિવેક વિજ્ઞાન તે જ્ઞાન કહેવાય છે. એવા જ્ઞાનને કામે જ આવૃત કર્યું છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! જો કે કામે જ્ઞાનને આવૃત કર્યું છે; તથાપિ અવિચાર, સિદ્ધ સુખનો હેતુ હોવાથી કામ ગ્રહણ કરવા યોગ્ય છે તેનું કેમ ?"

ભગવાને કરેલું સમાધાન:-ज्ञानिनो नित्यवैरिणा इति-હે અર્જુન ! કામ જ્ઞાની પુરુષોનો નિત્યનો વૈરી હોય છે; કારણ કે અજ્ઞાની પુરુષ તો વિષયભોગકાળે કામને મિત્રની માફક જાણે છે અને અજ્ઞાની પુરુષને જ્યારે કામનું કાર્યરૂપ દુઃખ આવી પડે છે, ત્યારે અજ્ઞાની પુરુષ "કામે જ મને આ દુઃખ આપ્યું છે" એ પ્રમાણે કામને શત્રુરૂપ જાણે છે, તેથી અજ્ઞાની પુરુષનો કામ નિત્યનો વૈરી નથી; કિન્તુ દુઃખરૂપ પરિણામકાળે જ વૈરી છે અને જ્ઞાનવાન્ પુરુષ તો વિષય ભોગકાળે પણ "આ કામે જ મને આ અનર્થમાં પ્રવૃત્ત કર્યો છે" એ પ્રમાણે તે કામને વૈરીરૂપે જાણે છે. તેથી જ્ઞાનવાન્ પુરુષ, વિષયભોગકાળે તથા તેના દુઃખરૂપ પરિણામકાળે કામવડે દુઃખી જ થાય છે. આ કારણથી કામ જ્ઞાનવાન્ પુરુષનો નિત્યનો વૈરી છે. એવા નિત્ય વૈરીરૂપ કામને જ્ઞાનવાન્ પુરુષે અવશ્ય કરીને હણવો.

અર્જુનની શંકા:-"હે ભગવન્! કામનું સ્વરૂપ જાણ્યા વિના તેનું હનન સંભવે નહિ, તેથી કામનું સ્વરૂપ કહેવું જોઇએ."

ભગવાને કરેલું સમાધાન:-( कामरूपेण इति ) ઇચ્છા-તૃષ્ણારૂપ કામ જ જેનું રૂપ છે, એવો એ કામ છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! જો કે કામ વિવેકી પુરુષનો નિત્યનો વૈરી જ છે. તેથી વિવેકી પુરુષોએ તો તે કામનું અવશ્ય હનન કરવું, તથાપિ અવિવેકી પુરુષોનો કામ નિત્યનો વૈરી નથી, તેથી અવિવેકી પુરુષોએ તો કામનું અવશ્ય કરીને ગ્રહણ કરવું."

ભગવાને કરેલું સમાધાન:-दुष्पूरेणानलेन च इति-હે અર્જુન ! જેમ અગ્નિ, ઘૃત-કાષ્ઠાદિ વડે તૃપ્ત થતો નથી, તેમ કામ પણ અનેક પ્રકારના ભોગોવડે તૃપ્ત થતો નથી. આ કારણથી કામ નિરંતર સંતાપનો જ હેતુ છે. તેથી વિવેકી પુરુષની જેમ અવિવેકી પુરુષે કામનો પરિત્યાગ કરવો જોઇએ.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! આ લોકમાં જે જે ઇચ્છા થાય છે, તે તે ઇચ્છા પોતપોતાના વિષયની પ્રાપ્તિથી નિવૃત્ત થઈ જાય છે. અને કામ પણ ઇચ્છારૂપ જ છે, તેથી કામ પણ તે તે વિષયોના ભોગવડે પોતાની મેળે જ નિવૃત્ત થઇ જશે. કામની નિવૃત્તિ કરવાને વાસ્તે બીજા ઉપાયનું કાંઈ પ્રયોજન નથી."

ભગવાને કરેલું સમાધાન:-दुष्पूरेणानलेन च इति-હે અર્જુન ! વિષયની પ્રાપ્તિના કાળે જો કે વિષયને ઇચ્છાનું તિરોધાન થાય છે; તથાપિ કાલાંતરે પુનઃ તે ઇચ્છાનો આવિર્ભાવ થાય છે; તેથી વિષયની પ્રાપ્તિ ઇચ્છાને ટાળનાર નથી, કિંતુ વિષયો વિષે વારંવાર દોષ-દૃષ્ટિ જ ઇચ્છાના નાશકરૂપે છે. (૩૯)

અવતરણિકાઃ-"હે ભગવન્! આ લોકમાં જે શત્રુનું સ્થાન જ્ઞાત હોય છે, તે જ શત્રુ જિતાય છે. શત્રુના સ્થાનના જ્ઞાનવિના શત્રુ જિતાતો નથી. તેથી કામશત્રુને જિતવાને વાસ્તે પહેલાં તે કામનું અધિષ્ઠાન જાણવું જોઇએ, કે જે અધિષ્ઠાનનો આશ્રિત થઈને કામ લોકોને અનર્થની પ્રાપ્તિ કરે છે, તે કામનું અધિષ્ઠાન કયું છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કામનું અધિષ્ઠાન કહે છેઃ-

इंद्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! ઇંદ્રિય, મન તથા બુદ્ધિ આ ત્રણ જ કામના અધિષ્ઠાનરૂપે કહેવામાં આવે છે. આ ત્રણવડે આવૃત થયલો કામ જ્ઞાનને આવૃત કરી દેહાભિમાની જીવને મોહની પ્રાપ્તિ કરે છે. ૪૦

ટીકાઃ-હે અર્જુન! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચેને યથાક્રમથી વિષય કરનાર શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, તથા વચન, આદાન, ગમન, આનંદ અને વિસર્ગ એ પાંચ ક્રિયાઓને યથાક્રમથી ઉત્પન્ન કરનાર વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ એ પાંચ કર્મેંદ્રિયો છે. એ દશ ઇંદ્રિયો, તેમ જ સંકલ્પરૂપ મન અને નિશ્ચયરૂપ બુદ્ધિ, એ ત્રણે આ કામનાં અધિષ્ઠાન કહેવાય છે. એ ત્રણવડે જ કામ વિવેકજ્ઞાનને આવૃત કરી દેહાભિમાની પુરુષને અનેક પ્રકારના મોહની પ્રાપ્તિ કરે છે. (૪૦)

અવતરણિકાઃ-ઇંદ્રિયાદિને આશ્રિત હોવાથી જ કામ દેહાભિમાની જીવોને અનેક પ્રકારના મોહની પ્રાપ્તિ કરે છે. માટે પહેલાં તું ઇંદ્રિયાદિને જ જિતી લે. ઇંદ્રિયાદિ જિતાતાં કામ પણ સુખે જ જિતાશે. આ અર્થ શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે કથન કરે છેઃ-

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! આ કારણથી તું અર્જુન પ્રથમ ઇંદ્રિયોને વશ કરી સર્વ પાપોના મૂળભૂત તથા જ્ઞાન-વિજ્ઞાનના નાશ કરવાવાળા કામનો જ નાશ કર. ૪૧

ટીકાઃ-હે અર્જુન! આ કામના અધિષ્ઠાનરૂપે શ્રોત્રાદિ ઇંદ્રિયો જ છે. જેમ કોઇ રાજાનાં પર્વત, દુર્ગ વગેરે અધિષ્ઠાન હોય છે, તેમ આ કામનાં શ્રોત્રાદિ ઇંદ્રિયો જ અધિષ્ઠાનરૂપે છે. માટે તું અર્જુન કામકૃત મોહની પૂર્વે અથવા કામના નિરોધની પૂર્વે શ્રોત્રાદિ ઇંદ્રિયોને વશ કરીને પ્રથમ કામનો નાશ કર. ઇંદ્રિયોને વશ કર્યા વિના કામનો નાશ થતો નથી. જેમ કોઇ પર્વતમાં તથા કોઈ દુર્ગાદિમાં રહેલા રાજાના પર્વત-દુર્ગાદિને પ્રથમ પોતાને વશ (તાબે) કરીને પછી અન્ય રાજાઓ રાજાનો નાશ કરે છે. પર્વત-દુર્ગાદિને વશ કર્યા વિના રાજાનો બીજા રાજાઓ નાશ કરી શકતા નથી. તેમ જ ઇન્દ્રિયોને વશ કર્યા વિના કામનો નાશ થતો નથી. તથા શ્રોત્રાદિ ઇન્દ્રિયોને વશ કર્યા પછી જ મન-બુદ્ધિ એ બન્નેનું પણ વશ કરવું સિદ્ધ થાય છે. કારણ કે સંકલ્પરૂપ મન તથા નિશ્ચયરૂપ બુદ્ધિ એ બન્ને બાહ્ય ઇન્દ્રિયજન્ય વૃત્તિદ્વારા જ અનર્થના કારણરૂપ હોય છે. બાહ્ય ઇન્દ્રિયજન્ય વૃત્તિ વિના બન્નેમાં અનર્થની કારણતા સંભવે નહિ, તેથી શ્રોત્રાદિ ઇન્દ્રિયો વશ થયા પછી મન અને બુદ્ધિ અવશ્ય કરીને વશ થાય છે. આ કારણથી જ પૂર્વ શ્લોકમાં इंद्रियाणि मनो बुद्धिः એ વચનવડે ઇન્દ્રિય, મન અને બુદ્ધિ એ ત્રણેનું ભિન્ન ભિન્ન કથન કરીને આ શ્લોકમાં इंद्रियाणि એ શબ્દવડે કેવળ શ્રોત્રાદિ ઇંદ્રિયોનું જ કથન કર્યું છે.

અથવા જેમ બાહ્ય શબ્દાદિના જ્ઞાન વિષે શ્રોત્રાદિને ઇંદ્રિયરૂપતા છે, તેમ અંતર સુખદુઃખાદિના જ્ઞાન વિષે મન-બુદ્ધિને પણ ઇંદ્રિયરૂપતા છે. તેથી इंद्रियाणि એ શબ્દવડે મન-બુદ્ધિનું પણ ગ્રહણ થઈ શકે છે. અહીં हे भरतर्षभ એ સંબોધન કહીને શ્રીભગવાને એ અર્થ સૂચન કર્યો છે કે, મહાન્ ભરતવંશ વિષે તું ઉત્પન્ન થયો છે, તેથી ઇંદ્રિયોને વશ કરવામાં તું સમર્થ છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! આ લોકમાં જે કોઈ પુરુષ કોઈ મહાન્ અપરાધ કરે છે, તે પુરુષનો જ રાજા નાશ કરે છે. અપરાધ વિના કોઈનો પણ કોઈ નાશ કરતું નથી. તો પછી એવો અપરાધ આ કામે શું કર્યો છે કે, જે અપરાધ માટે હું એનો નાશ કરું?"

ભગવાને કરેલું સમાધાન:-કામકૃત અપરાધનું વર્ણન સાંભળ. पाप्मानं ज्ञानविज्ञाननाशनं इति- હે અર્જુન! જીવ કામને વશ થતાં જ સર્વ પાપો કરે છે. કામરહિત પુરુષ કાંઈપણ પાપ કરતો નથી. તેથી અન્વયવ્યતિરેકવડે કામ જ સર્વ પાપકર્મોના મૂળરૂપ છે. પુનઃ કામ એવો છે કે- ગુરુ-શાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયેલ આત્માનું પરોક્ષજ્ઞાન તથા પરોક્ષજ્ઞાનના ફળરૂપ આત્માના અપરોક્ષજ્ઞાનરૂપ વિજ્ઞાન, એ જ્ઞાન-વિજ્ઞાન બન્ને પુરુષને મોક્ષની પ્રાપ્તિ કરનાર છે. માટે જ્ઞાન-વિજ્ઞાન બન્નેનો નાશ કરનાર કામ છે. એવા મહાન્ અપરાધવાળા કામનો અવશ્ય કરીને નાશ કરવો જોઇએ.

અર્જુનની શંકા:-"હે ભગવન્! કામનો નાશ કરવાને વાસ્તે પૂર્વે આપે ઇંદ્રિયોનું વશ કરવું કથન કર્યું. જો કે જે તે પ્રકારે બાહ્યશ્રોત્રાદિ ઇંદ્રિયોનું વશ કરવું તે તો સંભવિત હોઇ શકે છે, પણ અંતરની તૃષ્ણાનો ત્યાગ કરવો બહુ દુર્ઘટ છે.

ભગવાને કરેલું સમાધાન:-"હે અર્જુન! रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्त्तते આ વચનમાં પૂર્વે હું, પરવસ્તુના દર્શનને રસરૂપ તૃષ્ણાની નિવૃત્તિ વિષે કારણરૂપે કથન કરી આવ્યો છું.' (૪૧)

અવતરણિકા:-"હે ભગવન્! જે પરવસ્તુના દર્શનથી તૃષ્ણાની નિવૃત્તિ થાય છે, તે પર-વસ્તુ કઇ છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્, 'પર' શબ્દના અર્થરૂપ શુદ્ધ આત્માને દેહાદિથી ભિન્ન નિરૂપણ કરે છેઃ—

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! વેદની શ્રુતિઓ શ્રોત્રાદિક ઇન્દ્રિયોને સ્થૂલ શરીરથી પર કહે છે. મન એ ઇન્દ્રિયોથી પર છે, બુદ્ધિ મનથી પર છે તથા બુદ્ધિથી જે પર અર્થાત્ શ્રેષ્ઠ છે તે આત્મા છે. ૪૨

ટીકા:-હે અર્જુન! સ્થૂલ, જડ, પરિચ્છિન્ન તથા બાહ્ય એવા જે આ દેહાદિ અર્થો છે, તે દેહાદિ અર્થોની અપેક્ષાએ કરીને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિય સૂક્ષ્મરૂપે, પ્રકાશકરૂપે, વ્યાપકરૂપે તથા અંતરસ્થિતરૂપે છે. તેથી વેદવેત્તા પુરુષ અથવા વેદની શ્રુતિઓ તે શ્રોત્રાદિ ઇંદ્રિયોને દેહાદિ અર્થો કરતાં પર કહે છે અર્થાત્ ઉત્કૃષ્ટ કહે છે. એ પ્રમાણે આગળ પણ જાણી લેવું. વળી સંકલ્પ-વિકલ્પરૂપ મન જ તે શ્રોત્રાદિ ઇંદ્રિયોનું પ્રવર્તક છે. મનવિના ઇંદ્રિયોની પ્રવૃત્તિ થતી નથી. માટે મનની સાવધાનતા વિના સમીપ વસ્તુનું પણ નેત્રાદિ ઇંદ્રિયોવડે ગ્રહણ થતું નથી. તેથી શ્રોત્રાદિ ઇંદ્રિયો કરતાં સંકલ્પ-વિકલ્પરૂપ મન પર છે અને નિશ્ચયરૂપ બુદ્ધિપૂર્વક જ મનનો સંકલ્પરૂપ ધર્મ ઉત્પન્ન થાય છે. નિશ્ચયવિના સંકલ્પ થતો નથી, તેથી સંકલ્પરૂપ મન કરતાં નિશ્ચયરૂપ બુદ્ધિ પર છે અને આત્માદેવ બુદ્ધિનો પ્રકાશક હોવાથી બુદ્ધિ કરતાં પણ પર છે, આ દેહીરૂપ

આત્માને, ઇંદ્રિયાદિ આશ્રયોવડે યુક્ત થયેલો કામ, જ્ઞાનના આવરણદ્વારા મોહની પ્રાપ્તિ કરે છે. બુદ્ધિના દ્રષ્ટારૂપ આ સાક્ષી આત્મા જ 'પર' શબ્દનો અર્થ છે.

અહીં बुद्धेः परतस्तु सः એ વચનમાં રહેલા सः શબ્દવડે યદ્યપિ વ્યવધાનથી રહિત વસ્તુનો જ પરામર્શ થાય છે, પણ વ્યવધાનથી યુક્ત વસ્તુનો પરામર્શ થતો નથી. તથાપિ જેમ શ્રુતિમાં आत्मैवेदमग्र आसीत् એ વચનવડે આત્માનું પ્રતિપાદન કર્યા પછી અનેક પદાર્થોનું પ્રતિપાદન કરીને ત્યારપછી सः एष इह प्रविष्टः એ પ્રકારનું વચન કથન કર્યું છે. આ વચનમાં રહેલા सः શબ્દવડે પૂર્વે आत्मैवेदमग्र आसीत् એ વચનમાં કથન કરેલા વ્યવહિત આત્માનો પણ પરામર્શ કર્યો છે. તેમ અહીં પણ ચાળીસમા શ્લોકમાં દેહિનં એ શબ્દવડે કથન કરેલા વ્યવહિત આત્માનો, स શબ્દવડે, પરામર્શ સંભવિત હોઇ શકે છે. શ્રુતિ કહે છે કેઃ-

इंद्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १ ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥ २ ॥

અર્થઃ-શ્રોત્રાદિ ઇંદ્રિયો કરતાં શબ્દાદિ અર્થો પર છે, અર્થો કરતાં મન પર છે, મન કરતાં વ્યષ્ટિ બુદ્ધિ પર છે, વ્યષ્ટિ બુદ્ધિ કરતાં હિરણ્યગર્ભની સમષ્ટિ બુદ્ધિ પર છે, સમષ્ટિ બુદ્ધિ કરતાં માયારૂપ અવ્યાકૃત પર છે અને માયારૂપ અવ્યાકૃત કરતાં સર્વે જડ પદાર્થોને પ્રકાશિત કરનાર પૂર્ણાત્મા પર છે.

અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! આવા પરિપૂર્ણ આત્મા કરતાં પણ કોઈ પર હશે ?

ભગવાને કરેલું સમાધાનઃ-સાક્ષાત્ શ્રુતિ ભગવતી કહે છે-पुरुषान्न परं किंचित् इति-પરમાત્માદેવ કરતાં પર કોઇ પણ વસ્તુ નથી. કારણ કે તે પરમાત્મા દેવ જ કાષ્ઠારૂપ છે અર્થાત્ સર્વનું અધિષ્ઠાન હોવાથી સમાપ્તિરૂપ છે. તથા सोऽध्वनः परमाप्नोति तद्विष्णोः परमं पदं ઇત્યાદિ શ્રુતિઓવડે સિદ્ધ પરાગતિરૂપ પણ તે પરમાત્માદેવ જ છે. એ સર્વ અર્થ यो बुद्धेः परतस्तु सः એ વચનવડે શ્રીભગવાને કથન કર્યો છે. અહીં શ્રુતિનું તથા ભગવત્ વચનનું તાત્પર્ય આત્માના પરત્વ વિષે જ છે. કાંઇ ઇંદ્રિયાદિના પરત્વ વિષે તાત્પર્ય નથી અને શ્રુતિમાં इंद्रियेभ्यः परा ह्यर्थाः એવું જે વચન રહેલું છે, તે વચનને સ્થાને શ્રીભગવાને अर्थेभ्यः पराणींद्रियाणि એ વચન કથન કર્યું છે. જેમ શબ્દાદિ અર્થો વિષે ઇંદ્રિયો કરતાં પરત્વ સંભવે છે, તેમ પૂર્વોક્ત હેતુઓથી ઇંદ્રિયો વિશે પણ દેહાદિ અર્થો કરતાં પરત્વનો સંભવ છે. તેથી શ્રુતિવચનની સાથે ભગવાનના વચનનો વિરોધ થતો નથી. આ બન્ને શ્રુતિઓનો અર્થ આત્મપુરાણના નવમા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવ્યો છે. (૪૨)

અવતરણિકાઃ-હવે પૂર્વ વચનોના કહેવાવડે સિદ્ધ થયેલો જે અર્થ છે, તે ફલિતાર્થનું શ્રીભગવાન્ કથન કરે છેઃ-

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥**

શ્લોકાર્થઃ-હે મહાન્ બાહુવાળા અર્જુન ! આ રીતે આત્માદેવને બુદ્ધિથી પર જાણી તથા મનને નિશ્ચયરૂપ બુદ્ધિવડે સ્થિર કરી તૃષ્ણારૂપ તથા દુઃખે કરી વશ થનારા કામરૂપ શત્રુનો તું નાશ કર. ૪૩

ટીકાઃ-હે અર્જુન ! रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्त्तते જે આત્માદેવ 'પર' શબ્દવડે કથન કર્યો છે, તે પરિપૂર્ણ આત્માદેવને સાક્ષાત્કાર બુદ્ધિથી પર કરીને તથા સાક્ષી આત્મા બુદ્ધિ કરતાં પણ

પર છે, એ પ્રકારની નિશ્ચયરૂપ બુદ્ધિવડે, મનને સ્થિર કરીને તું, સર્વ પુરુષાર્થનો નાશ કરનાર કામરૂપ શત્રુનો નાશ કર. એ કામરૂપ શત્રુ કેવો છે? જેનું સ્વરૂપ ઇચ્છા અને તૃષ્ણા છે. વળી તે કામનો પર આત્માના સાક્ષાત્કાર વિના બહુ દુઃખવડે પણ નાશ કરવો અશક્ય છે. એવા કામનો નાશ થયા પછી સર્વ અનર્થોની નિવૃત્તિ થાય છે. કામના નાશ વિના જન્મ-મરણાદિ અનર્થોની નિવૃત્તિ થતી નથી. અહીં दुरासदं એ જે કામનું વિશેષણ છે, તે "કામનો નાશ કરવાને વાસ્તે અધિકારી પુરુષે અત્યંત અધિક પ્રયત્ન કરવો," એ અર્થનું સૂચન કરવાને વાસ્તે કથન કર્યો છે. હે महाबाहो એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, મહાન્ પરાક્રમવાળા તારે અર્થાત્ અર્જુનને, કામરૂપ શત્રુનો નાશ કરવો અત્યંત સુગમ છે. આ તૃતીય અધ્યાયના સર્વ અર્થને સંક્ષેપમાં કથન કરનારો આ શ્લોક છે:-

उपायः कर्मनिष्ठाऽत्र प्राधान्येनोपसंहृता । उपेयाज्ञाननिष्ठा तु तद्गुणत्वेन कीर्तिता ॥ અર્થાત્ જ્ઞાનનિષ્ઠાના ઉપાયરૂપ નિષ્કામ કર્મનિષ્ઠા આ તૃતીય અધ્યાયમાં પ્રધાનરૂપે કથન કરી છે અને ફળરૂપ જ્ઞાનનિષ્ઠા તો તેના ગૌણ રૂપવડે કથન કરી છે. (૪૩)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "કર્મયોગ" નામના તૃતીય અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

---

# ચતુર્થ અધ્યાય



## જ્ઞાનવિભાગયોગ

પૂર્વ અધ્યાયમાં જો કે ઉપાયવડે પ્રાપ્ત થવા યોગ્ય ઉપેયરૂપ જ્ઞાનયોગ છે તથા જ્ઞાનયોગના ઉપાયરૂપ કર્મયોગ છે. આ બન્ને યોગોનું, યથાક્રમથી ઉપેયરૂપવડે તથા ઉપાયરૂપવડે, શ્રીભગવાને કથન કર્યું છે. તોપણ एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति આ વક્ષ્યમાણ વચનની રીતિથી સાધ્યરૂપ જ્ઞાનયોગ તથા તેના સાધનરૂપ કર્મયોગ એમ બન્ને યોગોના ફળની એકતાથી એકતા કથન કરીને સાધનરૂપ કર્મયોગની તથા સાધ્યરૂપ જ્ઞાનયોગની-અનેક પ્રકારના ગુણોના આધાન અર્થે-શ્રીભગવાન્ વિદ્યાવંશનું કથન કરીને સ્તુતિ કરે છે:-

श्रीभगवानुवाच— इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

રાજાઓ વિષે બળનું આધાન કરીને, તે રાજાઓને અધીન સર્વ જગતનું પાલન કરવાને વાસ્તે મેં-કૃષ્ણ ભગવાને તે રાજાઓ પ્રત્યે જ્ઞાનયોગનું કથન કર્યું હતું.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! જ્ઞાનયોગવડે રાજાઓ વિષે કયા પ્રકારે બળનું આધાન થાય છે?"

ભગવાને કરેલું સમાધાન:-(જ્ઞાનયોગ વિષે વિશેષે કરી બળના આધાનની કારણતાનું નિરૂપણ કરે છે-अव्ययं इति)-હે અર્જુન ! નાશરહિત વેદ ભગવાન્ જ આ જ્ઞાનયોગના મૂળરૂપ છે. આ કારણથી જ્ઞાનયોગ અવ્યય કહેવાય છે. અથવા તે જ્ઞાનયોગના ફળરૂપ મોક્ષ નાશથી રહિત છે. આ કારણથી પણ જ્ઞાનયોગ અવ્યય કહેવાય છે. આ પ્રકારે વેદરૂપ મૂળવડે તથા મોક્ષરૂપ ફળવડે નાશથી રહિત જ્ઞાનયોગ છે. આવા જ્ઞાનયોગ વિષે રાજાઓના બળની આધાનકર્તા સંભવે છે. હે અર્જુન ! મારા શિષ્ય સૂર્યે પોતાના વૈવસ્વત મનુ નામના પુત્રને જ્ઞાનયોગ કથન કર્યો અને વૈવસ્વત મનુએ પોતાના ઈક્ષ્વાકુ નામના પુત્રની પ્રત્યે જ્ઞાનયોગ કથન કર્યો. ઇક્ષ્વાકુ સર્વ રાજાઓ કરતાં આદિરાજા છે. જો કે શ્રીભગવાનનો એ ઉપદેશ દરેક મન્વંતરમાં સ્વાયંભુવ મનુ આદિ સર્વ મનુઓ પ્રતિ સાધારણ જ છે, તોપણ આ (ચાલુ) કાળમાં વિદ્યમાન વૈવસ્વત મન્વંતરના હેતુવડે શ્રીભગવાને સૂર્યથી લઈને વિદ્યાના સંપ્રદાયની ગણના કરી છે. (૧)

અને વળી—

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! આ પ્રમાણે પરંપરાએ કરી પ્રાપ્ત આ જ્ઞાનયોગને રાજર્ષિઓ જાણે છે. આ જ્ઞાનયોગ હાલના સમયમાં દીર્ઘ સમય થયાં નષ્ટ થઈ રહ્યો છે. ૨

ટીકા:-હે અર્જુન ! આ પ્રમાણે સૂર્યથી આદિ લઈને ગુરુ-શિષ્યોની પરંપરાવડે પ્રાપ્ત થયેલા જ્ઞાનયોગને, નિમિ, જનક, અજાતશત્રુ, કૈકેય ઇત્યાદિ રાજર્ષિઓએ પોતપોતાના સૂક્ષ્મ અર્થને જાણનાર આચાર્ય-પિતા વગેરે પાસેથી જાણેલ છે.

જે રાજા તેમ જ ઋષિ હોય તો તેને રાજઋષિ અથવા રાજર્ષિ કહેવામાં આવે છે. અર્થાત્ ક્ષત્રિય રાજાઓ રાજર્ષિ કહેવાય છે. અથવા राजर्षयः એ શબ્દવડે રાજાઓનો તથા ઋષિઓનો ભિન્ન ભિન્ન અર્થ ગ્રહણ કરવો. રાજા શબ્દવડે નિમિ, જનક, અજાતશત્રુ, કૈકેય ઇત્યાદિ રાજાઓનો અર્થ સમજવો અને ઋષિ શબ્દવડે સનક, વસિષ્ઠ ઈત્યાદિ ઋષિઓનો અર્થ સમજવો. આ પ્રકારનો અર્થ કોઇ ટીકામાં કથન કર્યો છે અને કોઈ ટીકામાં તો राजर्षयः શબ્દવડે પૂર્વોક્ત રીતિથી ક્ષત્રિય રાજાઓનો જ અર્થ ગ્રહણ કર્યો છે, પરંતુ તે શબ્દને સનક, વસિષ્ઠ ઇત્યાદિ બ્રાહ્મણ ઋષિઓનો પણ ઉપલક્ષક અંગીકાર કર્યો છે. તેથી એ જ્ઞાનયોગ, અનાદિ વેદમૂલક હોવાથી, તથા નાશથી રહિત મોક્ષરૂપ ફળને ઉત્પન્ન કરનાર હોવાથી તથા અનાદિ ગુરુ-શિષ્યોની પરંપરાવડે પ્રાપ્ત હોવાથી, કૃત્રિમ શંકાનો વિષય થતો નથી. તાત્પર્ય એ છે કે "જ્ઞાનયોગ પૂર્વે ન હતો કિંતુ આ કાળે જ થયો છે," આ પ્રકારની કૃત્રિમ શંકા જ્ઞાનયોગ વિષે સંભવતી નથી. એવા મહાન્ પ્રભાવવાળો જ્ઞાનયોગ છે. એ પ્રકારે જ્ઞાનયોગ વિષે મુમુક્ષુ જનોની અત્યંત શ્રદ્ધા કરાવવા વાસ્તે શ્રીભગવાને જ્ઞાનયોગની સ્તુતિ કથન કરી છે.

હે અર્જુન ! એવો તે મહાન્ પ્રયોજનવાળો જ્ઞાનયોગ ધર્મની ન્યૂનતા કરનાર દીર્ઘ કાળવડે, આ દ્વાપરના અંતમાં મારા-તારા વ્યવહારકાળ વિષે, દુર્બળ-અજિતેંદ્રિય-અનધિકારી પુરુષોને પ્રાપ્ત થઈને, કામ-ક્રોધાદિ વિકારોવડે અભિભવને પ્રાપ્ત થતાં વિચ્છિન્ન સંપ્રદાયવાળો

થઈ ગયો છે. જ્ઞાનયોગવિના અધિકારીજનોને મોક્ષરૂપ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી. તેથી આ લોકોનું અત્યંત દુર્ભાગ્ય છે.

અહીં હે પરંતપ એ સંબોધનવડે ભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, परं शत्रुं तापयतीति परंतपः–અર્થાત્ કામ–ક્રોધાદિ શત્રુઓ પરં કહેવાય છે. કામ–ક્રોધાદિ શત્રુઓને જે પુરુષ પોતાના શૌર્યવડે, બળવાન વિવેકવડે અથવા તપવડે સૂર્યની જેમ તપાયમાન કરે છે, તે પુરુષ પરંતપ કહેવાય છે. અર્થાત્ જિતેંદ્રિય પુરુષ પરંતપ છે. એવું તારુ જિતેંદ્રિયપણું સ્વર્ગની ઉર્વશી આદિ અપ્સરાઓની ઉપેક્ષા કરવાથી શાસ્ત્રમાં પ્રસિદ્ધ જ છે. એવો જિતેંદ્રિય હોવાથી તું અર્જુન આ જ્ઞાનયોગ વિષે અધિકારી છે. (૨)

અને વળી—

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

શ્લોકાર્થઃ–તું અર્જુન મારો ભક્ત તથા સખા છે, તેથી જ આ અનાદિ જ્ઞાનયોગ આ સમયે મેં–કૃષ્ણ ભગવાને તને કહ્યો છે. કારણ આ જ્ઞાનયોગ ઉત્તમ તથા અત્યંત ગોપ્ય છે. ૩

ટીકાઃ–હે અર્જુન ! જે જ્ઞાનયોગ પૂર્વે મેં સૂર્યાદિ શિષ્યોની પ્રતિ ઉપદેશ કરેલો, પણ વર્તમાન કાળમાં અધિકારી પુરુષોના અભાવથી જે વિચ્છિન્ન સંપ્રદાયવાળો થઇ ગયો છે, તથા જે જ્ઞાનયોગવિના પુરુષોને મોક્ષરૂપ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી, તે જ–ગુરુ–શિષ્યોની પરંપરાવડે અનાદિ જ્ઞાનયોગ, આ સંપ્રદાયના વિચ્છેદકાળે અતિ સ્નેહયુક્ત મેં અર્થાત્ કૃષ્ણ ભગવાને તું અર્થાત્ અર્જુન પ્રત્યે વિસ્તારથી કથન કર્યો છે. બીજા ગમે તે પુરુષની પ્રત્યે મેં જ્ઞાનયોગનો ઉપદેશ કર્યો નથી. તું અર્થાત્ અર્જુન મારો ભક્ત છે અર્થાત્ મારા શરણને પ્રાપ્ત થયો છે, અને તું મારામાં અત્યંત પ્રીતિ ધરાવે છે તથા તું અર્જુન મારો સખા છે અર્થાત્ મારી સમાન અવસ્થાવાળો, મારામાં સ્નેહવાળો તથા મારી સહાયતા કરનારો છે, એ કારણથી એ જ્ઞાનયોગ મેં તારી પ્રત્યે કથન કર્યો છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! આ જ્ઞાનયોગ મારા સિવાય બીજા પુરુષો પ્રત્યે આપે શા વાસ્તે કથન નથી કર્યો ?"

ભગવાને કરેલું સમાધાનઃ–रहस्यं ह्येतदुत्तमं इति–હે અર્જુન ! આ જ્ઞાનયોગ અત્યંત ઉત્તમ છે તથા અત્યંત ગોપ્ય રાખવા યોગ્ય છે. માટે મેં આ જ્ઞાનયોગ અન્ય કોઈ પુરુષપ્રત્યે કથન કર્યો નથી. શ્રુતિ કહે છે કે—विद्या ह वै ब्राह्मण मा जगाम गोपाय मा शेवधिष्टेहमस्मि ॥ असूयकायानृजवेऽयताय न मां ब्रूया वीर्यवती तथा स्याम् ॥ અર્થાત્ એક કાળે બ્રહ્મવિદ્યા બ્રહ્મવેત્તા બ્રાહ્મણોની સમીપ ગઈ. ત્યાં જઇને તેણે બ્રાહ્મણોની પ્રત્યે એ પ્રકારનાં વચનો કહ્યાં કે–"હે બ્રાહ્મણો ! તમે મને અત્યંત ગોપ્ય રાખો, તેમ કરવાથી હું તમને ભોગ અને મોક્ષ બન્નેની પ્રાપ્તિ કરાવીશ. જો કદાચિત કૃપાને વશ થઇને તમે મને ગોપ્ય નહિ રાખી શકો, તોપણ વિવેક–વૈરાગ્યાદિ સાધનસંપન્ન અધિકારીઓની પ્રત્યે મારો ઉપદેશ કરો. પણ જે પુરુષ અસૂયાવાળો હોય તથા ઋજુભાવથી રહિત હોય તથા મનસહિત ઇંદ્રિયોના નિગ્રહથી રહિત હોય, એવા અનધિકારી પુરુષની પ્રત્યે મારો ઉપદેશ તમારે કદાચિત્ પણ ન કરવો. કિન્તુ અધિકારી પુરુષો પ્રત્યે જ ઉપદેશ કરવો, કે જેથી કરીને હું બ્રહ્મવિદ્યા ફળનો હેતુ થાઉં." આ શ્રુતિનો સવિસ્તર અર્થ તો આત્મપુરાણના દ્વિતીય અધ્યાયમાં કથન કરવામાં આવેલો છે, તેથી અહીં સંક્ષેપમાં કહ્યો છે. (૩)

અવતરણિકા:–શાસ્ત્રવિચારથી રહિત મૂર્ખ લોકોને, વસુદેવના પુત્રરૂપ શ્રીકૃષ્ણ ભગવાન વિષે મનુષ્યત્વરૂપ હેતુવડે, જે અસર્વજ્ઞપણાની તથા અનિત્યપણાની શંકા થાય છે, તે શંકાને નિવૃત્ત કરવાને વાસ્તે, તે શંકાનો અનુવાદ કરતો અર્જુન શ્રીભગવાન્ પ્રત્યે પ્રશ્ન કરે છે;–

**अर्जुन उवाच–अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥**

શ્લોકાર્થ:–અર્જુન કહે છે:–હે ભગવન્! આપનો જન્મ તો હમણાં જ થયલો છે તથા સૂર્યનો જન્મ તો પૂર્વે થયલો છે. માટે આપ કૃષ્ણ ભગવાને સૃષ્ટિના આદિકાળમાં સૂર્યને જ્ઞાનયોગ કહ્યો. આ વાતનો નિશ્ચય હું અર્જુન કેવી રીતે કરી શકું? ૪

ટીકા:–અર્જુન કહે છે:–હે ભગવન્! આપ કૃષ્ણ ભગવાનનો શરીરના ગ્રહણરૂપ જન્મ તો આ દ્વાપરના અંતકાળમાં વસુદેવના ગૃહમાં થયો છે. વળી જન્મ પણ મનુષ્યત્વ જાતિવાળો હોવાથી નિકૃષ્ટ છે અને સૂર્યનો જન્મ તો સૃષ્ટિના આદિકાળમાં થયો છે. વળી સૂર્યનો જન્મ દેવત્વ જાતિવાળો હોવાથી ઉત્કૃષ્ટ છે. ( અહીં न जायते म्रियते वा कदाचित् ઇત્યાદિ વચનોવડે પૂર્વે આત્માના જન્મનો અભાવ વિસ્તારથી કથન કરવામાં આવે છે. તેથી આત્માના જન્મ વિષે અર્જુનનો પ્રશ્ન સંભવતો નથી, કિન્તુ સ્થૂલ દેહના જન્મના હેતુવડે જ અર્જુનનો એ પ્રશ્ન છે. ) તેથી હે ભગવન્! અત્યારે આ કાળે ઉત્પન્ન થયેલા તથા અસર્વજ્ઞરૂપ તથા મનુષ્યરૂપ તમે, પૂર્વે સૃષ્ટિના આદિકાળ વિષે ઉત્પન્ન થયેલા સર્વજ્ઞ સૂર્યની પ્રત્યે જ્ઞાનયોગ કથન કર્યો છે, એ અર્થ હું અર્જુન અવિરુદ્ધતાથી કઇ રીતે નિશ્ચિત કરું? કિંતુ આપના એ વચનનો અર્થ મને અત્યંત વિરુદ્ધ પ્રતીત થાય છે.

અહીં અર્જુનનો એ હેતુ છે કે–સૂર્યની પ્રત્યે આપે જે જ્ઞાનયોગનો ઉપદેશ કર્યો હતો, તે વર્તમાન દેહથી ભિન્ન કોઇ બીજા દેહવડે ઉપદેશ કર્યો હોય, અથવા આ વર્તમાન દેહવડે જ ઉપદેશ કર્યો હોય. હવે તેમાં પ્રથમ પક્ષનો જો આપ અંગીકાર કરશો, તો તે સંભવશે નહિ. કારણ કે પૂર્વ જન્મમાં અનુભવ કરેલા અર્થનું સ્મરણ બીજા જન્મમાં અસર્વજ્ઞ પુરુષને હોતું નથી. જો કદાચિત્ પૂર્વ જન્મમાં અનુભવ કરેલા અર્થનું સ્મરણ, બીજા જન્મમાં પણ અસર્વજ્ઞ પુરુષને થતું હોય, તો મને અર્જુનને પણ પૂર્વ જન્મમાં અનુભવ કરેલા અર્થનું આ જન્મમાં સ્મરણ થવું જોઇએ. પણ તે સ્મરણ મને થતું નથી અને તમારામાં તથા મારામાં મનુષ્યરૂપતાવડે અસર્વજ્ઞપણું તુલ્ય જ છે. તેથી મારી માફક તમને પણ, જન્માંતરમાં અનુભવ કરેલા પદાર્થનું આ જન્મમાં સ્મરણ ન હોવું જોઇએ. વળી "આ વર્તમાન દેહવડે જ પૂર્વે સૂર્યની પ્રત્યે મેં જ્ઞાનયોગનો ઉપદેશ કર્યો છે" એ પ્રમાણે બીજા પક્ષનો અંગીકાર કરશો, તો તે પણ સંભવશે નહિ. કારણ કે વર્તમાન કાળમાં તમારો પિતાથી ઉત્પન્ન થયેલો દેહ પૂર્વે સૃષ્ટિના આદિકાળે વિદ્યમાન હતો નહિ તેથી આ વર્તમાન દેહવડે પણ આપનો સૂર્યની પ્રત્યે ઉપદેશ સંભવશે નહિ. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે–આ દેહથી ભિન્ન બીજા કોઇ દેહવડે સૃષ્ટિના આદિકાળમાં આપની સ્થિતિનો સંભવ છતાં પણ, તે દેહવડે અનુભવ કરેલા અર્થનું આ વર્તમાન દેહ વિષે સ્મરણ સંભવશે નહિ; અને આ વર્તમાન દેહવડે સ્મરણની સિદ્ધિ છતાં પણ, સૃષ્ટિના આદિકાળમાં આ વર્તમાન દેહની સ્થિતિ સંભવશે નહિ. આ પ્રકારે અસર્વજ્ઞત્વ અને અનિત્યત્વ એ બન્ને હેતુઓવડે અર્જુનના બે પૂર્વ પક્ષ સિદ્ધ થાય છે. (૪)

અવતરણિકા:-હવે ભગવાન્ પોતાના વિષે સર્વજ્ઞપણાનું કથન કરીને, પહેલાં પૂર્વપક્ષના પરિહારનું કથન કરે છે:—

श्रीभगवानुवाच– बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

શ્લોકાર્થઃ-ત્યારે ભગવાન્ કહે છે:-હે અર્જુન! મારા તથા તારા અનેક જન્મો વ્યતીત થયા છે. આ સર્વ જન્મોને હું કૃષ્ણ ભગવાન્ જાણું છું પણ હે પરંતપ! તું તે જન્મને જાણતો નથી. ૫

ટીકા:-શ્રી ભગવાન્ કહે છે:-હે અર્જુન! જેમ આ લોક સર્વદા વિદ્યમાન્ સૂર્યનો પણ ઉદય માને છે, તેમ વાસ્તવિક રીતે જન્મથી રહિત છતાં પણ, લોકદૃષ્ટિના અભિપ્રાયે કરીને મારા કૃષ્ણના અર્થાત્ ભગવાનના-લીલા માત્રથી દેહના ગ્રહણરૂપ અનેક જન્મો પૂર્વે વ્યતીત થઈ ગયા છે અને આત્મજ્ઞાનથી રહિત તારા અર્જુનના પણ, પુણ્યપાપ કર્મોની વશતાથી, દેહના ગ્રહણરૂપ અનેક જન્મો પૂર્વે થઈ ગયા છે. અહીં तव એ અર્જુનને માટે કહેવામાં આવેલો શબ્દ બીજા જીવોના પણ ઉપલક્ષકરૂપે છે. અથવા तव શબ્દ એક જીવવાદના અભિપ્રાયે કરીને કથન કર્યો છે.

હે અર્જુન! મારા પોતાના સર્વ જન્મોને, તારા સર્વ જન્મોને તથા અન્ય જીવોના સર્વ જન્મોને હું સર્વજ્ઞ સર્વ શક્તિસંપન્ન ઈશ્વર જ જાણું છું. તું આવૃત જ્ઞાનશક્તિવાળો અજ્ઞાની અર્જુન આ સર્વ જન્મોને જાણતો નથી. તાત્પર્ય એ છે કે-તું અર્જુન અજ્ઞાનદોષની વશતાથી જ્યારે પૂર્વે વ્યતીત થયેલા પોતાના જન્મોને પણ જાણતો નથી ત્યારે પૂર્વે વ્યતીત થયેલા મારા જન્મોને તથા અન્ય જીવોના જન્મોને તું કેવી રીતે જાણી શકે? અર્થાત્ જાણી શકે નહિ.

અહીં हे अर्जुन! એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે શાસ્ત્રમાં કોઈ વૃક્ષવિશેષને પણ અર્જુન નામવડે બોલવામાં આવે છે. આ અર્જુન નામના વૃક્ષની જ્ઞાનશક્તિ જેમ આવૃત રહે છે, તેમ તારી અર્જુનની પણ જ્ઞાનશક્તિ આવૃત થઈ રહી છે. તેથી તારા પોતાના જન્મોને તથા મારા જન્મોને તું જાણી શકતો નથી.

हे परंतप એ સંબોધન કહીને શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે,-પર એટલે શત્રુને ભેદદૃષ્ટિથી કલ્પના કરીને તે શત્રુનું હનન કરવામાં તું પ્રવૃત્ત થયો છે. જેવી રીતે કોઈ મૂઢ બાળક પોતાના શરીરને જ પિશાચ કલ્પીને તેનું હનન કરવામાં પ્રવૃત્ત થાય છે, તે રીતે તું પ્રવૃત્ત થયો છે. તેથી વિપરીતદશા હોવાથી તું અર્જુન ભ્રાન્ત છે. અહીં हे अर्जुन, हे परंतप એ બન્ને સંબોધનવડે શ્રીભગવાને આવરણ અને વિક્ષેપ એ બન્ને વિષે અજ્ઞાનની ધર્મરૂપતા કથન કરી છે. (૫)

અવતરણિકા:-"હે ભગવન્! જો કદાચિત્ પૂર્વે વ્યતીત થયેલા પોતાના અનેક જન્મોનું આપ સ્મરણ કરો છો, તો આપ પણ જાતિસ્મર નામના કોઈ જીવવિશેષ હશો. કારણ કે જાતિસ્મરયોગી પુરુષોને, સર્વાત્મ અભિમાનવડે, બીજા જન્મોના જ્ઞાનનો પણ સંભવ હોઈ શકે છે. જેમ કે, વામદેવને સર્વાત્મ અભિમાનવડે પૂર્વના અનેક જન્મોનું સ્મરણ થયલું હતું. આ વામદેવ માતાના ઉદરમાં રહીને એ પ્રકારનાં વચનો કહેતો હતો કે "હે અધિકારીજનો! હું વામદેવ જીવ હોવા છતાં પણ પૂર્વે મનુ થયો છું, સૂર્ય થયો છું તથા કક્ષીવાન્ ઋષિ થયો છું." આ પ્રમાણે વામદેવ નામનો જીવ સર્વાત્મ અભિમાનવડે પૂર્વના અનેક જન્મોનું

હતો. જન્મોના સ્મરણવડે જેમ વામદેવમાં મુખ્ય સર્વજ્ઞપણું સિદ્ધ થતું નથી, તેમ પૂર્વ જન્મોના સ્મરણવડે આપવિષે પણ મુખ્ય સર્વજ્ઞપણું સિદ્ધ થશે નહિ. માટે ઇશ્વર ભાવથી રહિત એવા તમે શ્રીકૃષ્ણ ભગવાન્ પૂર્વે સર્વજ્ઞ સૂર્યની પ્રત્યે, જ્ઞાનયોગ કેવી રીતે ઉપદેશ કરતા હવા ? અર્થાત્ સર્વજ્ઞ સૂર્ય પ્રત્યે આપનો ઉપદેશ સંભવતો નથી. હે ભગવન્ ! જીવમાં મુખ્ય સર્વજ્ઞપણું સંભવતું નથી. કારણ કે વ્યષ્ટિ ઉપાધિવાળા જીવ કહેવાય છે. જીવ પરિચ્છિન્ન હોવાથી વ્યષ્ટિ ઉપાધિવાળો છે. તેથી પરિચ્છિન્ન જીવનો ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન સર્વ પદાર્થોની સાથે સંબંધ સંભવતો નથી. વળી સર્વ પદાર્થોની સાથે સંબંધવિના સર્વ પદાર્થોનું જ્ઞાન પણ સંભવતું નથી. હે ભગવન્ ! વ્યષ્ટિ ઉપાધિવાળાની શી વાત કરવી ! પરન્તુ સમષ્ટિ ઉપાધિવાળા વિરાટવિશે તથા સમષ્ટિ ઉપાધિવાળા હિરણ્યગર્ભને વિશે પણ સર્વ પદાર્થોનું જ્ઞાન સંભવતું નથી. કારણ કે સમષ્ટિ સ્થૂલ ભૂતરૂપ ઉપાધિવાળા વિરાટ્‌ને યદ્યપિ સ્થૂલ ભૂતોનું કાર્યવિષયક જ્ઞાન સંભવે છે, તથાપિ વિરાટને સૂક્ષ્મ ભૂતોનું પરિણામવિષયક જ્ઞાન, તેમ જ માયાનું પરિણામ વિષયક જ્ઞાન સંભવતું નથી. એ પ્રમાણે સમષ્ટિ સૂક્ષ્મભૂતરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભને યદ્યપિ સ્થૂલ ભૂતોનું પરિણામવિષયક જ્ઞાન તથા સૂક્ષ્મ ભૂતોનું પરિણામવિષયક જ્ઞાન સંભવી શકે છે, તથાપિ હિરણ્યગર્ભને, સૂક્ષ્મ ભૂતોના કારણરૂપ માયાના પરિણામરૂપ-આકાશાદિ,-સૃષ્ટિક્રમાદિ વિષયકજ્ઞાન સંભવતું નથી. તેથી વિરાટ્ વિષે તથા હિરણ્યગર્ભવિષે પણ મુખ્ય સર્વજ્ઞતા સંભવતી નથી, તો પછી વ્યષ્ટિ ઉપાધિવાળા જીવોવિષે તો મુખ્ય સર્વજ્ઞતા કેવી રીતે જ સંભવશે ! અર્થાત્ ન જ સંભવે. તેથી, માયારૂપ કારણ ઉપાધિવાળો હોવાથી, ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન સર્વ પદાર્થ વિષયક જ્ઞાનવાળો માયાઉપહિત ઈશ્વર જ મુખ્ય સર્વજ્ઞ છે. એવા જન્મ-મરણથી રહિત, નિત્ય, સર્વજ્ઞ ઇશ્વરવિષે પુણ્ય-પાપકર્મ નથી. તેથી પ્રથમ તો તે ઈશ્વરનો જન્મ થવો જ સંભવતો નથી, તો પૂર્વ વ્યતીત થયેલા અનેક જન્મ ઇશ્વરને કેમ સંભવશે ? અર્થાત્ સંભવશે નહિ. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જો કદાચિત્ આપ જીવસ્વરૂપ હો તો મારી પેઠે આપમાં સર્વજ્ઞતા સંભવતી નથી અને જો કદાચિત્ આપ ઈશ્વરસ્વરૂપે હો, તો આપમાં દેહસ્વરૂપે ગ્રહણરૂપ જન્મ સંભવતો નથી." એવી અર્જુનની બન્ને શંકાઓને નિવૃત્ત કરતાં શ્રીભગવાન્ પૂર્વે કથન કરેલા અનિત્યત્વ પક્ષના પણ પરિહારનું કથન કરે છેઃ—

## अजोऽपि सन्नव्ययात्मा भूतानामिश्वरोपि सन् ।
## प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

શ્લોકાર્થઃ-હું કૃષ્ણ ભગવાન્, જન્મથી રહિત છતાં, મરણથી રહિત છતાં તથા સર્વ ભૂતોના ઇશ્વર છતાં પણ મારી માયાનો આશ્રય કરી મારી માયાવડે જન્મવાળો થાઉં છું. ૬

ટીકા-અપૂર્વ દેહ-ઇંદ્રિયાદિનું જે ગ્રહણ છે, તે જન્મ કહેવાય છે અને પૂર્વે ગ્રહણ કરેલા દેહ-ઇંદ્રિયાદિનું જે મરણ તે વ્યય કહેવાય છે. આ જન્મ-મરણ બન્નેને નૈયાયિકો પ્રેત્યભાવના નામથી બોલાવે છે. આ જન્મ-મરણનું બન્નેનું जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च એ વચનવડે પૂર્વે કથન કરવામાં આવ્યું છે. આ જન્મ-મરણ બન્ને આ જીવને ધર્મ-અધર્મની વશતાથી પ્રાપ્ત થાય છે, અને ધર્મ-અધર્મનું વશપણું દેહાભિમાની અજ્ઞાની જીવને કર્મોના અધિકારીપણા વડે જ થાય છે. સર્વના કારણરૂપ સર્વજ્ઞ ઇશ્વરને આ પ્રકારનો દેહના ગ્રહણરૂપ જન્મ સંભવતો નથી, એમ જે પૂર્વે કથન કર્યું હતું, તે યથાર્થ જ છે. કારણ કે જો કદાચિત્ ઇશ્વરનું શરીર સ્થૂલ ભૂતોના કાર્યરૂપે હોય તથા સ્થૂલ ભૂતોના કાર્યરૂપે થયેલું શરીર જો

કદાચિત્ વ્યષ્ટિરૂપ હોય, તો જાગ્રત અવસ્થામાં રહેલા અસ્મદાદિ વિશ્વનામના જીવોની તુલ્ય જ ઈશ્વર થશે. વળી જો કદાચિત્ ઈશ્વરનું શરીર સમષ્ટિરૂપ હોય, તો ઈશ્વર વિષે વિરાટ્ નામે જીવરૂપતા પ્રાપ્ત થશે. કારણ કે સમષ્ટિ સ્થૂલ ઉપાધિવાળો વિરાટ્ જ હોય છે અને ઈશ્વરનું શરીર જો કદાચિત્ સૂક્ષ્મ ભૂતોના કાર્યરૂપ હોય, અને સૂક્ષ્મ ભૂતોના કાર્યરૂપ છતાં પણ ઈશ્વરનું શરીર જો કદાચિત્ વ્યષ્ટિરૂપ હોય, તો ઈશ્વર વિષે, સ્વપ્નાવસ્થામાં રહેલ, તૈજસ નામના જીવોની તુલ્યતા પ્રાપ્ત થશે. જો કદાચિત્ ઈશ્વરનું શરીર સમષ્ટિરૂપ હોય, તો ઈશ્વર વિષે હિરણ્યગર્ભ નામે જીવતારૂપ પ્રાપ્ત થશે. કારણ કે સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળો હિરણ્યગર્ભ જ હોય છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આકાશાદિ ભૂતોના કાર્યરૂપે તથા કોઈ પણ જીવે નહિ આશ્રય કરેલું એવું ભૌતિક શરીર ઈશ્વરનું સંભવતું નથી. જો કોઈ એમ કહે કે–કોઈ જીવવડે યુક્ત ભૌતિક શરીર વિષે, ભૂતાવેશની જેમ, ઈશ્વર પ્રવેશ કરે છે; તો તેમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે જીવવડે યુક્ત ભૌતિક શરીર વિષે ઈશ્વરે પ્રવેશ કર્યો છે. આ શરીરવડે જીવને સુખ–દુઃખનો ભોગ થાય છે અથવા શું નથી થતો ? તેમાં જો પ્રથમ પક્ષનો અંગીકાર કરો, તો અંતર્યામી રૂપવડે ઈશ્વરનો પ્રવેશ સર્વ શરીરોમાં વિદ્યમાન છે; તેથી ઈશ્વરનો અમુક શરીર વિશે પ્રવેશ માનવો વ્યર્થ થશે. જો બીજા પક્ષનો અંગીકાર કરો તો શરીર જીવનું સંભવશે નહિ. તેથી કોઈ પ્રકારે પણ ઈશ્વરનું ભૌતિક શરીર સંભવતું નથી. આ સર્વ અર્થનો શ્રીભગવાન્ શ્લોકના પૂર્વાર્દ્ધવડે અંગીકાર કરે છે. अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् इति–હે અર્જુન ! અપૂર્વ દેહના ગ્રહણરૂપ જન્મથી પણ હું કૃષ્ણ ભગવાન રહિત છું અને પૂર્વ દેહના પરિત્યાગરૂપ અર્થાત્ મરણરૂપ વ્યયથી પણ હું કૃષ્ણ ભગવાન્ રહિત છું. બ્રહ્માથી લઈને સ્તંબ સુધીના સર્વ ભૂતોનો હું કૃષ્ણ ભગવાન્ ઈશ્વર છું. એટલા કથનથી શ્રીભગવાને પોતા વિષે ધર્મ–અધર્મનું વશપણું નિવૃત્ત કર્યું. કારણ કે જન્મ–મરણવાળો પરાધીન જીવ જ ધર્મ–અધર્મને વશ થાય છે; પણ સ્વતંત્ર ઈશ્વર ધર્મ–અધર્મને વશ થતો નથી.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! એવા જન્મ–મરણાદિ વિકારોથી રહિત આપ ઈશ્વરને દેહનું ગ્રહણ કયા પ્રકારે સંભવશે ?"

ભગવાને કરેલું સમાધાનઃ–( હું તારું શ્લોકના ઉત્તરાર્દ્ધવડે સમાધાન કરું છું. प्रकृतिं स्वामधिष्ठाय संभवामि इति ) હે અર્જુન ! જો કે વાસ્તવિક રીતે હું કૃષ્ણ ભગવાન્ જન્મ-મરણાદિ સર્વ વિકારોથી રહિત છું. તથાપિ હું પરમેશ્વરની ઉપાધિરૂપ તથા વિચિત્ર અનેક શક્તિઓવાળી, अघटितघटनापटीयसी નામવાળી તથા સત્વ, રજ, તમ એ ત્રિગુણરૂપ, એવી માયારૂપ પ્રકૃતિને પોતાના ચિદાભાસદ્વારા વશ કરીને માયાના પરિણામ વિશેષોવડે જ, દેહવાળાની પેઠે તથા જન્મેલાની પેઠે પ્રતીત થાઉં છું. તાત્પર્ય એ છે કે, ઉત્પત્તિથી રહિત હોવાથી અનાદિ એવી માયા જ હું અર્થાત પરમાત્મા દેવની ઉપાધિ છે. માયા વ્યવહારકાળ-પર્યંત સ્થાયી હોવાથી નિત્ય છે તથા હું અર્થાત્ પરમાત્મા દેવ વિષે સર્વ જગતના કારણપણાની તે સંપાદક છે તથા હું અર્થાત્ પરમાત્મા દેવની ઇચ્છાવડે જ માયા પ્રવૃત્ત થાય છે. એવી માયા જ વિશુદ્ધ સત્વરૂપવડે હું અર્થાત્ પરમાત્મા દેવની મૂર્તિ છે. આ માયારૂપ મૂર્તિવિશિષ્ટ હું અર્થાત્ પરમાત્મા દેવ વિષે, જન્મથી રહિતપણું, મરણથી રહિતપણું તથા સર્વ ભૂતોનું ઈશ્વરપણું સંભવિત હોઈ શકે છે. તેથી શુદ્ધ સત્ત્વપ્રધાન માયારૂપ નિત્ય દેહવડે જ હું અર્થાત્ પરમાત્મદેવ, સૃષ્ટિના આદિ કાળ વિષે સૂર્યની પ્રત્યે તથા વર્તમાન કાળ વિષે તું અર્જુનની પ્રત્યે, આ જ્ઞાનયોગનો ઉપદેશ કરું છું. આ અર્થમાં કિંચિત્ માત્ર પણ પૂર્વોક્ત દોષોની પ્રાપ્તિ થતી શ્રુતિ કહે છે કે–आकाशशरीरं ब्रह्म–અર્થાત્ આકાશ નામવાળું માયારૂપ અવ્યાકૃતરૂપ

બ્રહ્મ છે, ઇત્યાદિ શ્રુતિઓમાં માયા જ બ્રહ્મનું શરીર કહેલું છે. માયારૂપ શરીરવડે હું-પરમાત્માદેવની સ્થિતિ, જગતના ઉત્પત્તિકાળે, સ્થિતિકાળે તથા પ્રલયકાળે, સર્વદા સંભવિત હોઈ શકે છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! જો કદાચિત્ કેવળ માયા જ આપનું શરીર હોય પણ ભૌતિક શરીર ન હોય, તો ભૌતિક શરીરના મનુષ્યત્વાદિ ધર્મ આપના શરીરમાં શા વાસ્તે પ્રતીત થાય છે?"

ભગવાને કરેલું સમાધાનઃ-आत्ममायया इति હે અર્જુન! મારામાં મનુષ્યત્વાદિ ધર્મ કાંઈ વાસ્તવિક રીતે નથી; કિંતુ લોકો ઉપર અનુગ્રહ કરવા વાસ્તે મારી માયાવડે જ મનુષ્યત્વાદિ ધર્મ પ્રતીત થાય છે. આ વાત મોક્ષધર્મમાં પણ કહી છે—

माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद । सर्वभूतगुणैर्युक्तं न तु मां द्रष्टुमर्हसि ॥

અર્થાત્-હે નારદ! શરીરવિશિષ્ટ મને તું આ ચર્મચક્ષુઓવડે દેખે છે. આ શરીર મેં માયાવડે રચ્યું છે અને કારણ માયારૂપ શરીરવાળા મને તું આ ચર્મચક્ષુઓવડે દેખવા સમર્થ નથી. અનેક શક્તિઓવાળી તથા માયા નામવાળી માયારૂપ કારણ ઉપાધિ જ પરમેશ્વરના દેહરૂપે છે. એ પ્રમાણે ભગવાન્ ભાષ્યકારોનો મત કથન કર્યો અને બીજા કોઈ શાસ્ત્રવાળા તો પરમેશ્વર વિષે દેહદેહી ભાવને માનતા નથી, કિંતુ સત્ ચિત્ આનંદઘન ભગવાન્ વાસુદેવ પરિપૂર્ણ નિર્ગુણ પરમાત્મા જ પરમેશ્વરનું શરીર છે, બીજું કોઈ ભૌતિક શરીર તથા માયિક શરીર પરમેશ્વરનું નથી. શ્રુતિ કહે છે કે-स भगवः कस्मिन्प्रतिष्ठितः स्वे महिम्नि-અર્થાત્-હે ભગવન્! પરમાત્માદેવ કોનામાં રહે છે?

ભગવાને કરેલું સમાધાનઃ-પરમાત્માદેવ પોતાના સત્, ચિત્ તથા આનંદરૂપ મહિમામાં જ રહે છે. ઇત્યાદિ શ્રુતિઓમાં પરમાત્માદેવની, પોતાના સ્વરૂપવિષે જ સ્થિતિ કથન કરી છે, પણ કોઈ માયિક શરીરવિષે તથા ભૌતિક શરીરવિષે સ્થિતિ કથન કરી નથી. આ પક્ષમાં આ શ્લોકની નીચે પ્રમાણે યોજના કરવી-आकाशवत्सर्वगतश्च नित्यः ॥ अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ॥ અર્થાત્-પરમાત્માદેવ આકાશની જેમ સર્વત્રવ્યાપક છે તથા નિત્ય છે. હે મૈત્રેયી! આત્માદેવ સ્વરૂપથી પણ નાશરહિત છે તથા ધર્મના નાશ પ્રયુક્ત નાશથી પણ રહિત છે. ઇત્યાદિ શ્રુતિ પ્રમાણોથી, હું પરમાત્માદેવ, વાસ્તવિક રીતે જન્મ-મરણાદિ વિકારોથી રહિત હોવા છતાં, સર્વ જગતના પ્રકાશરૂપ હોવા છતાં તથા સર્વ જગતના કારણરૂપે માયાના અધિષ્ઠાનરૂપે હોવાથી સર્વ ભૂતોના ઈશ્વરરૂપ હોવા છતાં પણ, स्वां प्रकृतिं એટલે પોતાના, સ્વરૂપભૂત સત્, ચિત્ તથા આનંદઘન એકરસ સ્વભાવરૂપ પ્રકૃતિને अधिष्ठाय એટલે આશ્રય કરીને અર્થાત્ પોતાના સ્વરૂપવિષે સ્થિત થઈને संभवामि એટલે દેહદેહીભાવ વિના જ લોકપ્રસિદ્ધ દેહવાળા જીવોની જેમ "એ પરમેશ્વર દેહવાળા છે" એ પ્રકારના વ્યવહારનો વિષય થાઉં છું.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! માયિક દેહથી તથા ભૌતિક દેહથી રહિત સત્, ચિત્ આનંદઘન જે આપ છો, તેવા આપ વિષે આ મનુષ્ય દેહત્વની પ્રતીતિ શા માટે થાય છે?"

ભગવાને કરેલું સમાધાનઃ-आत्ममायया इति-હે અર્જુન! દેહદેહી ભાવથી રહિત હું નિત્ય, શુદ્ધ, સત, ચિત્ આનંદઘન ભગવાન્ વાસુદેવ છું. એવા હું પરમાત્માદેવ વિષે જે દેહ-દેહીરૂપ પ્રતીતિ છે, તે કેવળ માયામાત્ર છે. વાસ્તવિક રીતે મારામાં દેહ-દેહીભાવ નથી. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છેઃ—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम् । जगद्धिताय सोऽप्यत्र देहीवाभाति मायया ॥ १ ॥
अहो भाग्यमहो भाग्यं नंदगोपव्रजौकसाम् । यन्मित्रं परमानंदं पूर्णब्रह्म सनातनम् ॥ २ ॥

અર્થાત્-આ કૃષ્ણ ભગવાનને તું સર્વ ભૂતપ્રાણીઓના આત્મારૂપ જાણ. સર્વભૂત પ્રાણીઓના આત્મારૂપ હોવા છતાં પણ કૃષ્ણ ભગવાન્ આ લોકમાં ભક્તજનોનો ઉદ્ધાર કરવાને

વાસ્તે, પોતાની માયાવડે, દેહવાળા જીવોની માફક પ્રતીત થાય છે-કિંવા વ્રજભૂમિમાં રહેનારા નંદ, ગોપ તથા ગોપીઓ સર્વનાં અહોભાગ્ય છે. અહોભાગ્ય કે જે વ્રજવાસી લોકોને, પરમાનંદ, પરિપૂર્ણ-સનાતન બ્રહ્મ, કૃષ્ણરૂપવડે, મિત્રભાવને પ્રાપ્ત થયા છે. કોઇક પુરુષ તો પરમાત્માદેવને નિત્ય, નિરવયવ, નિર્વિકાર, પરમાનંદરૂપ માનીને તે પરમાત્માદેવવિષે અવયવ-અવયવી ભાવનો વાસ્તવિક રીતે જ અંગીકાર કરે છે. એવા પુરુષોનું કથન અત્યંત નિર્યુક્તિક છે. (૬)

અવતરણિકાઃ-"હે ભગવન્! એ પ્રકારે સત્, ચિત્-આનંદરૂપ આપનો કયા કાળે તથા કયા પ્રયોજનાર્થે દેહવાળા જીવની માફક વ્યવહાર થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે જે સમયે ધર્મની હાનિ થાય છે તથા અધર્મની વૃદ્ધિ થાય છે, તે તે સમયે હું પરમાત્મા દેહને ઉત્પન્ન કરું છું. ૭

ટીકાઃ-હે અર્જુન! વેદવડે વિધાન કરેલો પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ ધર્મ છે. ધર્મ કામનાપૂર્વક કરવાથી પ્રાણીઓના સ્વર્ગાદિરૂપ અભ્યુદયના સાધનરૂપે થાય છે. વળી નિષ્કામ ધર્મ કરવાથી પ્રાણીઓના મોક્ષરૂપ નિઃશ્રેયનું સાધન થાય છે. વળી ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોનો તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમોનો અભિવ્યંજક છે અર્થાત્ જણાવનાર છે. શ્રદ્ધા ભક્તિપૂર્વક અગ્નિહોત્રાદિ કર્મો કરવાં, તે પ્રવૃત્તિરૂપ ધર્મ કહેવાય છે અને પરસ્ત્રી ગમનાદિ નહિ કરવાં તે નિવૃત્તિરૂપ ધર્મ કહેવાય છે. એવા ધર્મની જે જે કાળે હાનિ થાય છે અને વેદવડે નિષિદ્ધ કરેલા નાના પ્રકારનાં દુઃખોના સાધનરૂપ તથા ધર્મના વિરોધી અધર્મની જે જે કાળે વૃદ્ધિ થાય છે, તે તે કાળે હું પરમાત્મા દેવ પોતાના દેહને સર્જું છું. અર્થાત્ નિત્ય-સિદ્ધ પોતાના દેહને માયાવડે રચેલાની માફક દેખાડું છું. અહીં હે ભારત એ સંબોધન વડે ભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, ભરતવંશમાં જે ઉત્પન્ન થાય તે ભારત કહેવાય છે. અથવા ભા એટલે જ્ઞાન તેને વિષે જે રત હોય અર્થાત્ જ્ઞાનવિષે પ્રીતિવાળો હોય, તે ભારત કહેવાય છે. એવા ભારત નામવાળો તું અર્જુન ધર્મની હાનિને સહન કરવા સમર્થ નથી. (૭)

અવતરણિકાઃ-"હે ભગવન્! ધર્મની હાનિ તથા અધર્મની વૃદ્ધિ એ બન્ને આપના પરિતોષનું કારણ હશે, કે જેથી કરીને આપ તે કાળ વિષે જ અવતાર ધારણ કરો છો; તેથી આપનો અવતાર ઉલટો લોકોને અનર્થની પ્રાપ્તિ કરનાર જ થયો." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-સાધુ પુરુષોનું રક્ષણ કરવા, પાપી પુરુષોનો નાશ કરવા તથા ધર્મની સ્થાપના કરવા માટે હું પરમેશ્વર યુગે યુગે અવતારને ધારણ કરું છું. ૮

ટીકાઃ-હે અર્જુન! ધર્મની હાનિવડે હાનિને પ્રાપ્ત થયેલા તથા નિરંતર વેદ પ્રતિપાદિત માર્ગમાં રહેલા, એવા વેદ વિહિત પુણ્યકર્મો કરનારા શ્રેષ્ઠ પુરુષો પોતાના પ્રાણોનો નાશ થતાં પણ પોતાના ધર્મનો પરિત્યાગ કરતા નથી. આવા શ્રેષ્ઠ પુરુષો સાધુ કહેવાય છે. તેવા સાધુ પુરુષોનું રક્ષણ કરવા વાસ્તે અને અધર્મની વૃદ્ધિવડે વૃદ્ધિને પ્રાપ્ત થયેલા તથા વેદમાર્ગના

વિરોધી તથા શરીર-મન-વાણીવડે સર્વદા વેદનિષિદ્ધ પાપકર્મો કરનારા દુષ્ટ પુરુષો દુષ્કૃત કહેવાય છે. આ દુષ્કૃત પુરુષોનો સમૂળો નાશ કરવાને વાસ્તે હું પરમેશ્વર દરેક યુગમાં અવતારને ધારણ કરું છું.

"હે ભગવન્! સાધુ પુરુષોનો નાશ તથા દુષ્ટ પુરુષોનું રક્ષણ એ બન્ને આપ કયા પ્રકારે કરો છો?" धर्मसंस्थापनार्थाय इति હે અર્જુન! પૂર્વે વૃદ્ધિને પ્રાપ્ત થયેલા અધર્મની નિવૃત્તિ કરીને ધર્મનું જે સમ્યક્ સ્થાપન અર્થાત્ વેદમાર્ગનું પરિરક્ષણ છે, તે ધર્મસંસ્થાપન કહેવાય છે. આ ધર્મનું સંસ્થાપન કરવાને વાસ્તે હું પરમાત્માદેવ અવતારને ધારણ કરું છું. ધર્મના સ્થાપનવડે સાધુ પુરુષોનું રક્ષણ તથા દુષ્ટ પુરુષોનો વિનાશ અવશ્ય કરીને થાય છે. તેથી મારો અવતાર કોઇને અનર્થની પ્રાપ્તિ કરનાર નથી. (૮)

અવતરણિકાઃ-ભગવાનના જન્મ તથા કર્મ કયાં છે, તથા તે જાણવાથી શું ફળ મળે છે, એવી અર્જુનની શંકાનો ભગવાન્ પરિહાર કરતા બોલ્યા કેઃ—

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પુરુષ મારા દિવ્ય જન્મને તથા કર્મને આ રીતે યથાર્થ જાણે છે, તે પુરુષ આ દેહનો પરિત્યાગ કર્યા પછી ફરી જન્મને પ્રાપ્ત થતો નથી, પણ મને અર્થાત્ પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે. ૯

ટીકાઃ-હે અર્જુન! નિત્યસિદ્ધ જે હું સત્, ચિત્ તથા આનંદઘન છું, એવા મારો અર્થાત્ પરમાત્માદેવનો, પોતાની લીલા માત્રવડે, લોકપ્રસિદ્ધ જીવોના જે જન્મની પેઠે જન્મના અનુકરણમાત્ર રૂપ જન્મ છે તથા હું નિત્યસિદ્ધ પરમેશ્વરના, વેદવિહિત ધર્મની સ્થાપનાવડે, જગતના પરિપાલનરૂપ જે કર્મ છે, એમ મારાં જન્મ અને કર્મ ઉભય દિવ્ય છે. અર્થાત્ બીજા પ્રાકૃત પુરુષોને, તે કરવું અશક્ય હોય છે. કેવળ મારાં અર્થાત્ ઈશ્વરનાં જ અસાધારણ ધર્મરૂપ તે જન્મ તથા કર્મરૂપ છે. એવાં મારાં દિવ્ય જન્મ-કર્મ બન્નેને પુરુષ अजोपि सन्नव्ययात्मा ઇત્યાદિ વચનોક્ત રીતિથી તત્ત્વથી જાણે છે; અર્થાત્ મૂઢ પુરુષોએ જ શ્રીભગવાન્ વિષે મનુષ્યત્વની ભ્રાંતિ કરીને ઇતર જીવોની પેઠે, ગર્ભવાસાદિરૂપ જન્મ આરોપણ કર્યો છે તથા પોતાના સ્વાર્થ વાસ્તે તે કર્મ આરોપણ કર્યું છે. આરોપિત જન્મ-કર્મને વાસ્તવિક રીતે શુદ્ધ-સત્-ચિત્-આનંદસ્વરૂપના જ્ઞાનથી નિવૃત્ત કરીને, જન્મથી રહિત પરમેશ્વરનું પણ, પોતાની માયાવડે લીલા માત્રથી લોકપ્રસિદ્ધ જીવોના જન્મની માફક જન્મનું અનુકરણ માત્ર સંભવે છે. વાસ્તવિક રીતે અકર્તા પરમેશ્વરનું પણ, બીજા લોકો ઉપર અનુગ્રહ કરવાને વાસ્તે લોકપ્રસિદ્ધ જીવોના કર્મની માફક, કર્મનું અનુકરણ માત્ર સંભવિત હોઇ શકે છે. આ પ્રકારે મારાં જન્મ-કર્મને વાસ્તવિકરૂપથી જાણનાર તથા આ પ્રકારે પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણનાર પુરુષ આ વર્તમાન શરીરનો પરિત્યાગ કરીને પુનઃ બીજા જન્મને પ્રાપ્ત થતો નથી. કિન્તુ તે પુરુષ સત્-ચિત્-આનંદઘન મને અર્થાત્ ભગવાન્ વાસુદેવને જ પ્રાપ્ત થાય છે. અર્થાત "સત્-ચિત્-આનંદરૂપ પરમાત્માદેવ હું છું" એ પ્રકારના અભેદજ્ઞાનથી તે પુરુષ આ સંસારથી મુક્ત થાય છે. (૯)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં मामेति सोऽर्जुन એ વચન કહ્યું. હવે શ્રીભગવાન્ પોતાના વાસ્તવિક સ્વરૂપને સર્વ મુક્ત પુરુષોની પ્રાપ્તિના પદરૂપવડે પરમપુરુષાર્થરૂપતાનું તથા મોક્ષમાર્ગને અનાદિ પરંપરાવડે પ્રાપ્તપણાનું કથન કરે છેઃ—

## वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
## बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

શ્લોકાર્થઃ-રાગ, ભય તથા ક્રોધથી રહિત, મારે વિષે ચિત્તવાળા, મારાં શરણને પ્રાપ્ત થયલા તથા જ્ઞાનતપવડે પાપથી રહિત થયલા એવા ઘણા પુરુષો મારાં સ્વરૂપને પ્રાપ્ત થયા છે.૧૦

ટીકાઃ-સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિની જે તૃષ્ણા તે રાગ કહેવાય છે. અને "સ્ત્રી-પુત્ર-ધનાદિ સર્વ વિષયોનો પરિત્યાગ કરીને જ્ઞાનમાર્ગમાં સ્થિત થતાં મારું કયા પ્રકારે જીવન રહેશે ?" એ પ્રકારનો જે ત્રાસ તે ભય કહેવાય છે. અને "સર્વ વિષયોના મૂળથી ઉચ્છેદન કરનારા જ્ઞાનમાર્ગથી કેવી રીતે મારું હિત થશે ? અર્થાત્ હિત નહિ થશે," એ પ્રકારનો દ્વેષ ક્રોધ કહેવાય છે. એ રાગ-ભય-ક્રોધ ત્રણે વિવેકવડે જે પુરુષોના નિવૃત્ત થયા છે, તે પુરુષો વીતરાગભયક્રોધ કહેવાય છે, અર્થાત્ શુદ્ધ અંતઃકરણવાળા છે, વળી જેઓ मन्मयाः એટલે મને અર્થાત્ તત્પદાર્થરૂપ પરમાત્માદેવને ત્વંપદાર્થરૂપ પોતાના આત્માની સાથે અભેદવડે સાક્ષાત્કાર કરનાર અથવા मन्मयाः એટલે મારાવિશે અર્થાત્ એક પરમાત્માદેવ વિષે જ ચિત્તવાળા છે. વળી જેઓ मामुपाश्रिताः એટલે અનન્ય પ્રેમભક્તિવડે મારા-પરમાત્માદેવના જ શરણને પ્રાપ્ત થનારા અનેક શુક-વામદેવાદિ પુરુષો જ્ઞાનરૂપ તપવડે સર્વ પાપોથી રહિત થઇને અર્થાત્ કાર્યસહિત અજ્ઞાનરૂપ મળથી રહિત થઇને મારા સત-ચિત્-આનંદસ્વરૂપભૂત મોક્ષને પ્રાપ્ત થયેલા છે. અથવા ज्ञानतपसा पूताः એટલે જ્ઞાનરૂપ તપવડે જીવન્મુક્ત થયેલા પુરુષો मद्भावमागताः એટલે હું અર્થાત્ પરમાત્માવિષયક રતિનામના પ્રેમભાવને પ્રાપ્ત થયેલા છે. આ અર્થ શ્રીભગવાન્ પોતે જ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते એ વચનવડે આગળ કથન કરશે. (૧૦)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! જે પુરુષો જ્ઞાનરૂપ તપવડે પવિત્ર થયેલા છે, તે નિષ્કામ પુરુષો તો આપના ભાવને પ્રાપ્ત થાય છે, અને જે પુરુષો જ્ઞાનરૂપ તપવડે પવિત્ર નથી થયેલા, તે સકામ પુરુષો આપના ભાવને પ્રાપ્ત થતા નથી. એ પ્રમાણે નિષ્કામ પુરુષોને પોતાના ( પરમાત્માના ) ભાવની પ્રાપ્તિ કરનાર તથા સકામ પુરુષોને પોતાના ભાવની નહિ પ્રાપ્તિ કરનાર એવા આપ ઈશ્વર છો. આવા આપને વિષમતાદોષની પ્રાપ્તિ તથા નિર્દયતાના દોષની પ્રાપ્તિ અવશ્ય કરીને થશે, એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

## ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
## मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ ! જે પુરુષ જે પ્રકારે કરી મને અર્થાત્ પરમેશ્વરને ભજે છે તે પુરુષને હું પરમેશ્વર તે પ્રકારે જ અનુગ્રહ કરુ છું. કર્મનો અધિકારી મનુષ્ય સર્વ પ્રકારે કરી મારા પરમેશ્વરના ભજનમાર્ગને જ અનુસરે છે. ૧૧

ટીકાઃ-હે અર્જુન ! આ લોકમાં દુઃખવડે પીડિત જે આર્ત્ત પુરુષો છે, ધનાદિ પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા કરનાર જે અર્થાર્થી પુરુષો છે, આત્માને જાણવાની ઈચ્છાવાળા જે જિજ્ઞાસુ પુરુષો છે તથા તત્ત્વસાક્ષાત્કારવાળા જે જ્ઞાની પુરુષો છે, તે ચારે પ્રકારના પુરુષો વિષે જે જે પુરુષ સકામપણાવડે તથા નિષ્કામપણાવડે, સર્વ કર્મોના ફલપ્રદાતા મને અર્થાત્ ઈશ્વરને ભજે છે, તે પુરુષોને તે તે મનવાંછિત ફળની પ્રાપ્તિવડે હું અર્થાત્ પરમેશ્વર અનુગ્રહ કરું છું. તે ભક્ત જનોને હું અર્થાત્ પરમેશ્વર વિપરીત ફળની પ્રાપ્તિ કરતો નથી. મોક્ષની ઇચ્છાથી રહિત આર્ત્ત ભક્તોને તો તેમની પીડાની નિવૃત્તિ કરીને હું અનુગ્રહ કરુ છું. અને तमेतं वेदानुवचनेन ब्राह्मणा वि[illegible]

दानेन तपसाऽनाशकेन આ શ્રુતિએ વિધાન કરેલાં નિષ્કામ કર્મો કરનારા જિજ્ઞાસુ ભક્તોને તો આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે હું અનુગ્રહ કરું છું અને જ્ઞાનવાન્ ભક્તોને મોક્ષની પ્રાપ્તિવડે અનુગ્રહ કરું છું. એક વસ્તુની કામનાવાળા ભક્ત જનોને બીજી વસ્તુની પ્રાપ્તિ હું કરતો નથી, તેથી પુરુષોની ભાવનાનુસાર ફળ આપનાર મારા વિષે અર્થાત્ પરમેશ્વરવિષે વિષમતાદોષની તથા નિર્દયપણાના દોષની પ્રાપ્તિ સંભવતી નથી.

અર્જુનની શંકા:-"હે ભગવન્! યદ્યપિ આપ લોકોની ભાવનાનુસાર જ ફળની પ્રાપ્તિ કરો છો, તથાપિ પોતાના ભક્ત જનોની પ્રત્યે જ ફળની પ્રાપ્તિ કરો છો; અન્ય ઇંદ્રાદિ દેવતાઓના ભક્તોને આપ ફળની પ્રાપ્તિ કરતા નથી. તેથી આપનાવિષે વિષમતાદોષ તથા નિર્દયતાદોષ રહેલો છે, તેનું કેમ ?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मम वर्त्मानुवर्त्तते मनुष्याः पार्थ सर्वशः इति-હે અર્જુન ! ઇંદ્ર, અગ્નિ, સૂર્ય ઇત્યાદિ દેવતાઓનું ભજન કરનાર તથા કર્મનો અધિકારી મનુષ્ય પણ હું-અંતર્યામી વાસુદેવના જ જ્ઞાન તથા કર્મરૂપ માર્ગનું અનુસરણ કરે છે, અર્થાત્ મનુષ્ય પણ મારું અર્થાત્ પરમેશ્વરનું ભજન કરે છે. ઇંદ્રાદિ દેવતાઓના ભક્તોને પણ હું-પરમાત્માદેવ જ ઇંદ્રાદિરૂપવડે તેવા ફળની પ્રાપ્તિ કરું છું. તેથી પરમેશ્વરવિષે કિંચિત્માત્ર પણ વિષમતાદોષની તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ સંભવતી નથી. આ અર્થને फलमत उपपत्तेः એ સૂત્રવડે શ્રીવ્યાસ ભગવાને પણ કથન કરેલો છે. એ અર્થને येऽप्यन्यदेवताभक्ताः ઇત્યાદિ વચનોવડે શ્રીભગવાન્ પોતે જ આગળ સ્પષ્ટ કરીને કથન કરશે. એ અર્થને इंद्रमित्रवरुणमग्निमाहुः ઇત્યાદિ વેદના મંત્રો કથન કરે છે. (૧૧)

અવતરણિકા:-"હે ભગવન્! આ પ્રકારે આપ ઈશ્વર જ જો કદાચિત્ ઇંદ્રાદિરૂપવડે સર્વ લોકોને પોતાના ફળની પ્રાપ્તિ કરનાર હો, તો સર્વજન સાક્ષાત્ આપ પરમેશ્વરને જ શા વાસ્તે નથી ભજતા? સાક્ષાત્ આપ ઈશ્વરને છોડીને ઇંદ્રાદિ દેવતાઓને શા વાસ્તે ભજે છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

**कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

શ્લોકાર્થ:-આ લોકમાં કર્મોનાં ફળની ઇચ્છા કરનારો સકામ પુરુષ ઇંદ્રાદિ દેવોનું પૂજન કરે છે, જેથી આ મનુષ્યલોકમાં સકામ પુરુષને કર્મજન્ય ફળ શીઘ્ર જ પ્રાપ્ત થાય છે. ૧૨

ટીકા:-હે અર્જુન! જે પુરુષ આ લોક વિષે યજ્ઞાદિકર્મોથી ધન-પુત્રાદિ ફળોની ઇચ્છા કરે છે, તે સકામ પુરુષ તો ઇંદ્ર, અગ્નિ, સૂર્ય વગેરે દેવતાઓનું જ પૂજન કરે છે. પુરુષ નિષ્કામ થઈને કદાચિત પણ મારું અર્થાત્ પરમેશ્વરનું પૂજન કરતો નથી. કારણ કે ફળની ઇચ્છા કરીને ઇંદ્રાદિ દેવતાઓનું પૂજન કરનાર અર્થાત્ યજ્ઞાદિ કર્મો કરીને ઇંદ્રાદિ દેવતાઓને પ્રસન્ન કરનાર સકામ પુરુષોને કર્મજન્ય ફળની પ્રાપ્તિ આ મનુષ્ય લોકમાં શીઘ્ર જ થાય છે અને આત્મજ્ઞાનનું મોક્ષરૂપ ફળ તો અંતઃકરણની શુદ્ધિ વિના પ્રાપ્ત થતું નથી. કિંતુ જ્ઞાનનું ફળ પોતાની પ્રાપ્તિ વિષે અંતઃકરણની શુદ્ધિની અપેક્ષા અવશ્ય કરે છે. વળી અંતઃકરણની શુદ્ધિ અનેક જન્મોના પુણ્ય કર્મવડે થાય છે, તેથી કર્મના ફળની માફક જ્ઞાનનું ફળ શીઘ્ર પ્રાપ્ત થતું નથી. "મનુષ્ય લોકમાં કર્મનું ફળ શીઘ્ર જ પ્રાપ્ત થાય છે" એ વચન કહીને ભગવાને એ અર્થ સૂચિત કર્યો કે, આ મનુષ્ય લોકથી ભિન્ન બીજા લોકોમાં પણ વર્ણાશ્રમના ધર્મોથી ભિન્ન અન્ય કર્મો કરવાથી ફળની પ્રાપ્તિ અવશ્ય કરીને થાય છે. તેથી હે અર્જુન! મોક્ષથી વિમુખ થયેલા સકામ પુરુષો તુચ્છ ફળની પ્રાપ્તિ વાસ્તે અન્ય ઇંદ્રાદિ દેવતાઓનું પૂજન

કરે છે. માટે જેમ મુમુક્ષુજન સાક્ષાત્ મારું અર્થાત્ પરમેશ્વરનું જ પૂજન કરે છે, તેમ સકામ પુરુષ સાક્ષાત્ મારું અર્થાત્ પરમેશ્વરનું પૂજન કરતો નથી. (૧૨)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં સકામતાના તથા નિષ્કામતાના ભેદવડે, સર્વ પુરુષોમાં સમાન સ્વભાવતાનો અભાવ કથન કર્યો. હવે શરીરનો આરંભ કરનાર સત્ત્વાદિ ગુણોની વિષમતાવડે પણ સર્વ પુરુષો વિષે સમાન સ્વભાવતાનો અભાવ કથન કરે છેઃ—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

શ્લોકાર્થઃ-મેં અર્થાત્ પરમેશ્વરે ગુણ તથા કર્મના વિભાગે કરી ચાર વર્ણો ઉત્પન્ન કર્યા છે. આ ચારે વર્ણોનો હું કર્તારૂપ છું, છતાં મને અર્થાત્ પરમેશ્વરને તારે અકર્ત્તારૂપે તથા અવ્યયરૂપે જાણવો. ૧૩

ટીકાઃ-હે અર્જુન ! મેં ઈશ્વરે સૃષ્ટિના આદિ કાળવિષે સત્ત્વાદિ ગુણોના ભેદવડે તથા શમદમાદિ કર્મોના ભેદવડે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણો ભિન્ન ભિન્ન ઉત્પન્ન કર્યાં છે. સત્ત્વગુણ પ્રધાનવાળા બ્રાહ્મણોના સત્ત્વગુણનાં કાર્યરૂપ શમદમાદિ જ કર્મ છે. સત્ત્વગુણ ગૌણ અને રજોગુણ પ્રધાનવાળા ક્ષત્રિયોનાં તે તે ગુણનાં કાર્યરૂપ શૌર્ય તેજાદિ જ કર્મ છે. તમોગુણ ગૌણ અને રજોગુણ પ્રધાનવાળા વૈશ્યોનાં તે તે ગુણના કાર્યરૂપ કૃષિ વાણિજ્યાદિ કર્મ છે. તમોગુણ પ્રધાનવાળા શૂદ્રોનાં તમોગુણનાં કાર્યરૂપ-ત્રૈવર્ણિક પુરુષોની સેવા આદિ જે કર્મ છે. આ પ્રમાણે ગુણોના ભેદવડે તથા કર્મોના ભેદવડે ચારે વર્ણો રહેલા છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! આ પ્રકારે ગુણ-કર્મના ભેદવડે વિષમ સ્વભાવવાળા ચારે વર્ણોને ઉત્પન્ન કરનાર આપ ઈશ્વરમાં વિષમતા દોષની પ્રાપ્તિ અવશ્ય કરીને થશે. તેનું કેમ ?

ભગવાને કરેલું સમાધાનઃ-तस्य कर्त्तारमपि मां विद्ध्यकर्त्तारमव्ययम् इति-હે અર્જુન ! યદ્યપિ હું પરમેશ્વર વ્યવહાર દૃષ્ટિવડે વિષમ સ્વભાવવાળા ચારે વર્ણોનો કર્ત્તા છું, તથાપિ પરમાર્થ દૃષ્ટિવડે તું મને અકર્ત્તારૂપ જ તથા અવ્યયરૂપ જાણ, અર્થાત્ નિરહંકારતાવડે અબાધિત મહિ-

સાધારણ તથા અસાધારણ રૂપવડે ઉત્પન્ન કર્યાં છે. તેથી જેમ પુત્રની પ્રસન્નતાવડે પિતાની પ્રસન્નતા થાય છે, તેમ ઇંદ્રાદિ દેવતાઓની પ્રસન્નતાવડે મારી પરમેશ્વરની પણ પ્રસન્નતા થાય છે. એ પ્રકારે પ્રસન્નતાને પ્રાપ્ત થયેલો હું પરમેશ્વર ઇંદ્રાદિ દેવતાઓના ભક્તોને પણ કર્મના ફળની પ્રાપ્તિ કરું છું. (૧૩)

અવતરણિકા:-"હે ભગવન્! પૂર્વે આપે "કર્ત્તારૂપ હું-પરમેશ્વરને તું અકર્ત્તારૂપ જાણ" એ પ્રકારનું વચન કથન કર્યું, તે કર્ત્તાને અકર્ત્તારૂપતા કયા પ્રકારે સંભવશે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે અર્થને સ્પષ્ટ કરીને નિરૂપણ કરે છે:—

**न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्धयते ॥ १४ ॥**

શ્લોકાર્થ:-મને પરમેશ્વરને આ કર્મ લેપાયમાન કરતાં નથી તથા મને કર્મનાં ફળ વિષે તૃષ્ણા પણ નથી. આ રીતે જે પુરુષ મને પરમેશ્વરને જાણે છે તે પુરુષ પણ કર્મવડે બંધાતો નથી. ૧૪

ટીકા:-હે અર્જુન ! નિરહંકારતાવડે કર્તૃત્વ અભિમાનથી રહિત હું ભગવાન્ છું. મને આ જગતની ઉત્પત્તિ તથા સ્થિતિ આદિ કર્મ લિપાયમાન કરતાં નથી, અર્થાત્ જેમ અન્ય અજ્ઞાની પુરુષોને કર્મ દેહની આરંભતાવડે બાંધે છે, તેમ મને પરમેશ્વરને તે કર્મ બંધન કરતાં નથી. તેથી વ્યવહારદૃષ્ટિવડે હું કર્મોનો કર્ત્તા હોવા છતાં પણ વાસ્તવિક રીતે અકર્ત્તારૂપ જ છું.

એ પ્રમાણે શ્રીભગવાન્ પોતાવિષે કર્ત્તાપણાનો નિષેધ કરીને હવે ભોક્તાપણાનો પણ નિષેધ કરે છે-न मे कर्मफले स्पृहा इति-હે અર્જુન ! જેમ અજ્ઞાની જીવોને કર્મોનાં સ્વર્ગાદિ ફળો વિષે "એ ફળ મને પ્રાપ્ત થાય" એ પ્રકારની તૃષ્ણા થાય છે, તેમ મને એટલે કે આપ્તકામ ઈશ્વરને કર્મોનાં ફળો વિષે તૃષ્ણા નથી. શ્રુતિ કહે છે કે-आप्तकामस्य का स्पृहा इति-અર્થાત્-સર્વાત્મ દૃષ્ટિવડે સર્વ પદાર્થ મેળવનારો પુરુષ આપ્તકામ કહેવાય છે. એવા આપ્તકામ પુરુષને કિંચિન્માત્ર પણ કોઇ ફળની તૃષ્ણા થતી નથી. તાત્પર્ય એ છે કે, આ લોકમાં અજ્ઞાની જીવોને જે કર્મ બંધન કરે છે, તેનું કારણ એ છે કે "હું આ કર્મોનો કર્ત્તા છું તથા હું કર્મોના ફળને પ્રાપ્ત થઇશ" એ પ્રકારનું કર્તૃત્વનું અભિમાન તથા ફળની તૃષ્ણા એ બન્ને હોય છે. કર્તૃત્વનું અભિમાન તથા ફળની તૃષ્ણા એ બન્નેવિના કર્મ કોઇને પણ બંધન કરતાં નથી. વળી કર્તૃત્વનું અભિમાન તથા ફળની તૃષ્ણા એ બન્ને મારા વિશે અર્થાત્ આપ્તકામ ઈશ્વર વિષે નથી. આ કારણથી કર્મ મને ઈશ્વરને બંધન કરતાં નથી. આ પ્રકારે કર્મોને કરતાં છતાં પણ હું ઈશ્વર વાસ્તવિક રીતે અકર્ત્તારૂપ જ છું.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! એ પ્રકારે આપ ઈશ્વર વિષે અકર્ત્તાપણું તથા અભોક્તાપણું સિદ્ધ થતાં તે જાણવાથી અમને લોકોને શું ફળ પ્રાપ્ત થાય છે?"

ભગવાને કરેલું સમાધાન:-इति मां योऽभिजानाति इति-હે અર્જુન ! એ પ્રકારે જે કોઇ અન્ય પુરુષ પણ અકર્ત્તા-અભોક્તા મને પરમેશ્વરને પોતાના આત્મારૂપે જાણે છે, તે પુરુષ પણ મારી પેઠે કર્મોવડે બંધાતો નથી. અર્થાત અકર્ત્તા આત્માના જ્ઞાનવડે તે પુરુષ પણ કર્મોથી મુક્ત જ થાય છે. (૧૪)

અવતરણિકા:-"હું કર્ત્ત નથી તથા મને કર્મોનાં ફળની તૃષ્ણા પણ નથી." એ પ્રકારનું અકર્ત્તા તથા અભોક્તા આત્માના જ્ઞાનથી પુરુષ કર્મોવડે બંધાતો નથી. તે કારણથી પૂર્વે અનેક મહાન્ પુરુષો આત્માને અકર્ત્તા તથા અભોક્તા જાણીને કર્મો જ કરતા હવા. તે પ્રકારે તું અર્જુન પણ કર્મો જ કર. આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છે:—

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

શ્લોકાર્થ:–આ રીતે આત્માને અકર્તા તથા અભોક્તા જાણી પૂર્વના મુમુક્ષુઓએ કર્મો કર્યાં છે, તેમ જ તેઓના કરતાં પણ પૂર્વના મુમુક્ષુઓએ યુગાંતરમાં કર્મો જ કર્યાં છે, માટે તું અર્જુન પણ કર્મને જ કર. ૧૫

ટીકા:–હે અર્જુન ! આ દ્વાપરયુગમાં પૂર્વે મોક્ષની ઇચ્છાવાળા યયાતિ રાજા, યદુરાજા ઇત્યાદિ રાજાઓ પણ આત્માદેવને અકર્ત્તા તથા અભોક્તા જાણીને પોતાના વર્ણાશ્રમનાં કર્મો જ કરતા હતા. તે કર્મોનો પરિત્યાગ કરીને રાજાઓ તૂષ્ણીંભાવને તથા સંન્યાસને કરતા ન હતા. માટે તું અર્જુન પણ આત્માને અકર્ત્તા તથા અભોક્તા જાણીને કર્મો જ કર. તૂષ્ણીંભાવને તથા સંન્યાસને ધારણ ન કર. હે અર્જુન ! જો કદાચિત્ તું તત્ત્વવેત્તા ન હોય, તો તું તારા પોતાના અંતઃકરણની શુદ્ધિ વાસ્તે કર્મો કર. જો કદાચિત્ તું તત્ત્વવેત્તા હોય, તો તું લોકસંગ્રહ વાસ્તે કર્મો કર. સર્વ પ્રકારે તારે કર્મ કરવા યોગ્ય છે.

અર્જુનની શંકા:–"હે ભગવન્ ! આ દ્વાપરયુગમાં પૂર્વે યયાતિ તથા યદુ વગેરે રાજાઓ કર્મો કરતા હતા, એ પ્રકારનું વચન આપે કથન કર્યું, તે વડે એમ જાણવામાં આવે છે કે, કેવળ આ દ્વાપરયુગમાં જ કર્મો કરવાનો અધિકાર છે, પણ અન્ય ત્રેતાદિ યુગોમાં કર્મો કરવાનો અધિકાર નથી."

ભગવાને કરેલું સમાધાન:–पूर्वैः पूर्वतरं कृतं इति–હે અર્જુન ! કેવળ આ દ્વાપરયુગ વિષે જ પૂર્વે યયાતિરાજા તથા યદુરાજા વગેરે રાજાઓ કર્મો કરતા હતા, એટલું જ નહિ પણ આ યુગની પૂર્વે ત્રેતાદિ યુગો વિષે જનકાદિ રાજાઓ પણ આત્માદેવને અકર્ત્તા તથા અભોક્તા જાણીને કર્મો કરતા હતા. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આ યુગમાં તથા બીજા યુગોમાં પણ મુમુક્ષુ રાજાઓ તથા તત્ત્વવેત્તા રાજાઓ અંતઃકરણની શુદ્ધિને વાસ્તે અથવા લોકસંગ્રહને વાસ્તે પોતાનાં વર્ણાશ્રમનાં કર્મો અવશ્ય કરીને કરતા હતા. તેથી તે રાજાઓની પેઠે તું–અર્જુને પણ પોતાના વર્ણાશ્રમનાં કર્મો અવશ્ય કરીને કરવાં જોઇએ. (૧૫)

અવતરણિકા:–"હે ભગવન્ ! શું કર્મોવિષે કાંઇ સંશય પણ છે, કે જેથી કરીને આપ "पूर्वैः पूर्वतरं कृतं એ વચનવડે કર્મને અત્યંત દૃઢ કરો છો ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ "તે કર્મવિષે સંશય છે, એ કારણથી જ તે કર્મવિષે બુદ્ધિમાન્ પુરુષ પણ મોહને પ્રાપ્ત થાય છે" એ પ્રકારનો નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ—

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! કર્મ શું છે તથા અકર્મ શું છે, આના અર્થ વિષે બુદ્ધિમાન્ પુરુષ પણ મોહને પ્રાપ્ત થાય છે. માટે હું તને કર્મ તથા અકર્મ કહું છું, જે જાણવાથી તું સંસારથી મુક્ત થશે. ૧૬

ટીકા:–હે અર્જુન ! નૌકામાં બેઠેલા પુરુષને, તીર ઉપર ઉભેલાં ગમનરૂપ ક્રિયાથી રહિત વૃક્ષોવિષે પણ ગમનરૂપ ક્રિયાનો ભ્રમ જોવામાં આવે છે તથા ગમનરૂપ ક્રિયાવાળા પુરુષોવિષે પણ દૂરથી ગમનક્રિયાના અભાવરૂપ ભ્રમ જોવામાં આવે છે. તેથી "વાસ્તવિક

રીતે કર્મ શી વસ્તુ છે ?" તથા "વાસ્તવિક રીતે અકર્મ શી વસ્તુ છે ?" એ પ્રકારના અર્થ વિષે બુદ્ધિમાન્ પુરુષો પણ મોહને પ્રાપ્ત થતા આવ્યા છે. અર્થાત્ તે કર્મ–અકર્મના સ્વરૂપનો નિર્ણય કરવામાં અસમર્થ થતા આવ્યા છે.

કોઈ ટીકામાં તો किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः આ અર્ધા શ્લોકનો એ અર્થ કહ્યો છે કે, શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રવડે વિધાન કરેલ અર્થ કર્મ કહેવાય છે; અને શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રવડે નહિ વિધાન કરેલ અર્થ અકર્મ કહેવાય છે. એ પ્રકારે કોઈક પંડિત પુરુષ કર્મ–અકર્મનું સ્વરૂપ કથન કરે છે. વળી કેટલાક પંડિત જનો એમ કહે છે કે, શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રવડે વિધાન કરેલ અર્થ કર્મ કહેવાય છે અને તે કર્મોના સંન્યાસનું નામ અકર્મ છે. કેટલાક શાસ્ત્રવેત્તા પુરુષો તો એમ કહે છે કે, ગમન–આગમનાદિ ક્રિયાઓ કર્મ કહેવાય છે અને ગમનાદિ ક્રિયાઓથી રહિત થઈને તૂષ્ણીંસ્થિત થવું, તે અકર્મ કહેવાય છે. એ પ્રકારે કર્મ–અકર્મના સ્વરૂપવિષે ઘણા પ્રકારના વિવાદ જોવામાં આવે છે. તેથી કર્મ શબ્દનો વાચ્યાર્થ શું છે અને અકર્મ શબ્દનો વાચ્યાર્થ શું છે, એ પ્રકારના અર્થમાં શાસ્ત્રવેત્તા પુરુષ પણ મોહને પ્રાપ્ત થાય છે; અર્થાત્ તેઓ કર્મ અકર્મના વાસ્તવિક સ્વરૂપનો નિર્ણય કરવામાં અસમર્થ થાય છે. આ કારણથી હું કૃષ્ણ ભગવાન્ તારી અર્જુનની પ્રત્યે કર્મના સ્વરૂપને તથા અકર્મના સ્વરૂપને સંશયની નિવૃત્તિપૂર્વક કથન કરું છું.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! કર્મ–અકર્મને જાણવાથી શું ફળની પ્રાપ્તિ થાય છે ?"

ભગવાને કરેલું સમાધાનઃ–यज्ज्ञात्वा इति–હે અર્જુન ! તે કર્મના સ્વરૂપને તથા તે અકર્મના સ્વરૂપને યથાર્થ જાણવાથી તું આ સંસારથી મુક્ત થઈશ અર્થાત્ આ સંસારથી મુક્તિ તે જ કર્મ–અકર્મના જ્ઞાનનું ફળ છે. જો કે तत्ते कर्म प्रवक्ष्यामि એ વચનમાં કેવળ કર્મફળ જ છે, તો પણ तत्ते એ શબ્દની પછી અકાર સમજતાં અકર્મનું પણ ગ્રહણ થઈ શકે છે. (૧૬)

અવતરણિકાઃ–"હે ભગવન્ ! કર્મ–અકર્મનું સ્વરૂપ સર્વ લોકવિષે પ્રસિદ્ધ જ છે. તેથી હું અર્જુન પણ કર્મ–અકર્મના સ્વરૂપને જાણું છું. દેહ તથા ઇંદ્રિયાદિનો વ્યાપાર કર્મ કહેવાય છે અને સર્વ વ્યાપારથી રહિત થઈને તૂષ્ણીંસ્થિત થવું તે અકર્મ કહેવાય છે. એવા સર્વ લોકોમાં પ્રસિદ્ધ કર્મ–અકર્મના સ્વરૂપવિષે આપને બીજું શું કહેવું છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥**

શ્લોકાર્થઃ–શાસ્ત્રવિહિત કર્મનું તત્ત્વ પણ જાણવા યોગ્ય છે, નિષિદ્ધ કર્મનું તત્ત્વ પણ જાણવા યોગ્ય છે તથા અકર્મનું તત્ત્વ પણ જાણવા યોગ્ય છે. કારણ કે કર્મ, વિકર્મ તથા અકર્મનું તત્ત્વ અત્યંત દુર્બોધ્ય છે. ૧૭

ટીકાઃ–(૧) હે અર્જુન ! શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે વિધાન કરેલા અર્થનું નામ કર્મ છે. કર્મનું પણ વાસ્તવિક સ્વરૂપ તારે અવશ્ય જાણવા યોગ્ય છે. કારણ કે કર્મનું સ્વરૂપ જાણ્યા વિના કર્મનું અનુષ્ઠાન થઈ શકતું નથી. (૨) શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રે નિષેધ કરેલા અર્થનું નામ વિકર્મ છે. વિકર્મનું પણ વાસ્તવિક સ્વરૂપ તારે અવશ્ય કરીને જાણવા યોગ્ય છે. કારણ કે નિષિદ્ધ કર્મ જાણ્યા વિના નિષિદ્ધકર્મથી નિવૃત્ત થઈને અને સર્વ વ્યાપારથી રહિત થઈને જે તૂષ્ણીં સ્થિત થવું, તે અકર્મ કહેવાય છે. (૩) અકર્મનું પણ વાસ્તવિક સ્વરૂપ તારે અવશ્ય કરીને જાણવા યોગ્ય છે, કારણ કે કર્મ, વિકર્મ અને અકર્મ એ ત્રણેનું વાસ્તવિક સ્વરૂપ અત્યંત દુર્વિજ્ઞેય છે.

અહીં गहना कर्मणो गतिः એ વચનમાં રહેલો જે 'કર્મ' શબ્દ છે તે કર્મશબ્દ વિકર્મ અને અકર્મ એ બન્નેનો પણ ઉપલક્ષક છે અર્થાત્ તે કર્મ શબ્દવડે કર્મ, વિકર્મ તથા અકર્મ એ ત્રણેનો અર્થ ગ્રહણ કરવો. વળી कर्मणः विकर्मणः अकर्मणः એ ત્રણ શબ્દોની પછી तत्त्वं એ શબ્દનો અધ્યાહાર કરવો તથા बोद्धव्यं એ ત્રણે શબ્દોની પછી अस्ति એ શબ્દનો અધ્યાહાર કરવો. તેમ કરવાથી कर्मणस्तत्त्वं बोद्धव्यमस्ति એ પ્રકારનાં ત્રણ વાક્યો સિદ્ધ થાય છે. તેથી કર્મોનું પણ વાસ્તવિક સ્વરૂપ તારે જાણવા યોગ્ય છે, એ પ્રકારનો તે વાક્યોનો અર્થ સિદ્ધ થાય છે. (૧૭)

## कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
## स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! જે પુરુષ કર્મને વિષે અકર્મ દેખે છે તથા જે પુરુષ અકર્મ વિષે કર્મને દેખે છે, તે જ પુરુષ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન્, યોગયુક્ત અને સર્વ કર્મનો કર્તા છે. ૧૮

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! કર્મ, વિકર્મ તથા અકર્મ એ ત્રણેનું જે વાસ્તવિક સ્વરૂપ મારે અવશ્ય કરીને જાણવા યોગ્ય છે, તે ત્રણે કર્માદિનું વાસ્તવિક સ્વરૂપ કયા પ્રકારનું છે?'

ભગવાને કરેલું સમાધાનઃ-હે અર્જુન ! કર્મનું વાસ્તવિક સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે હું તને કહું છું. દેહ, ઇંદ્રિય, બુદ્ધિ વગેરેના જે શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રવિહિત વ્યાપાર છે તથા શાસ્ત્રનિષિદ્ધ વ્યાપાર છે તેનું નામ કર્મ છે. કર્મ વાસ્તવિક રીતે તો દેહ-ઇંદ્રિયાદિકને વિષે જ રહે છે. અસંગ આત્માવિષે કર્મ રહેતું નથી. તો પણ તે વ્યાપારરૂપ કર્મ अहं करोमि (હું કરું છું) એ ધર્મોધ્યાસરૂપ પ્રતીતિના બળથી આત્માવિષે આરોપણ કરવામાં આવે છે. જેમ નદીના તીર ઉપર ઉભેલાં વૃક્ષોમાં જો કે વાસ્તવિક રીતે ગમનરૂપ ક્રિયા નથી, તો પણ નૌકામાં બેઠેલો પુરુષ નૌકા ચાલવાથી, તે વૃક્ષોવિષે ગમનરૂપ ક્રિયાનું આરોપણ કરે છે; તેમ શાસ્ત્રવિચારથી રહિત મૂઢ પુરુષ, અક્રિય આત્માવિષે, દેહ ઇંદ્રિયાદિના વ્યાપારરૂપ કર્મનું આરોપણ કરે છે. આત્માવિષે આરોપિત કર્મવિષે, વિદ્વાન્ પુરુષ આત્માના અકર્ત્તાસ્વરૂપનો વિચાર કરીને વાસ્તવિક રીતે, કર્મના અભાવને જ દેખે છે. તાત્પર્ય એ છે કે, જેમ નૌકામાં બેઠેલા પુરુષો યદ્યપિ તીરસ્થ વૃક્ષોવિષે ગમનરૂપ કર્મનું આરોપણ કરે છે, તથાપિ વાસ્તવિક રીતે વૃક્ષોવિષે ગમનરૂપ કર્મનો અભાવ જ છે, એમ જાણે છે. તેમ મૂઢ પુરુષો યદ્યપિ અક્રિય આત્માવિષે દેહાદિના વ્યાપારરૂપ કર્મનું આરોપણ કરે છે, તથાપિ તે અક્રિય આત્માવિષે વાસ્તવિક રીતે કર્મોનો અભાવ જ છે.

આ પ્રકારે વિદ્વાન્ પુરુષ કર્મવિષે અકર્મને દેખે છે, અને સત્ત્વાદિ ત્રણ ગુણોવાળી માયાનું પરિણામ હોવાથી સર્વ કાળવિષે વ્યાપારરૂપ કર્મવાળાં દેહ-ઇંદ્રિયાદિ વિષે વાસ્તવિક રીતે કર્મનો અભાવ રહેતો નથી, કિંતુ દેહ-ઇન્દ્રિયાદિ વિષે કર્મના અભાવનું આરોપણ થાય છે. જેમ દૂર દેશમાં રહેલા ગમનરૂપ ક્રિયાવાળા પુરુષોવિષે યદ્યપિ વાસ્તવિક રીતે ગમનરૂપ ક્રિયાનો અભાવ નથી, તથાપિ દૂરત્વ દોષની વશતાથી તે પુરુષો વિષે ગમનરૂપ ક્રિયાના અભાવનું આરોપણ થાય છે; તથા જેમ આકાશમાં રહેલાં ચંદ્ર-તારકાદિ નક્ષત્રો વિષે યદ્યપિ ગમનરૂપ ક્રિયાનો અભાવ નથી, કિન્તુ સર્વદા તેમના વિષે ગમનરૂપ ક્રિયા છે, છતાં દૂરત્વ દોષના કારણથી નક્ષત્રો વિષે ગમન ક્રિયાના અભાવનું આરોપણ થાય છે. તેમ સર્વદા વ્યાપારરૂપ કર્મવાળાં દેહ-ઇંદ્રિયાદિ વિષે વાસ્તવિક રીતે કર્મનો અભાવ નથી, કિંતુ "હું તુષ્ણીં સ્થિત છું, કિંચિત્ માત્ર પણ કર્મ કરતો નથી," એ પ્રકારની અધ્યાસરૂપ પ્રતીતિના બળથી

દેહ-ઇંદ્રિયાદિ વિષે કર્મના અભાવનું આરોપણ કરવામાં આવે છે. એવું દેહ-ઇંદ્રિયાદિ વિષે આરોપણ કરેલ વ્યાપારની ઉપરામતારૂપ અકર્મ વિષે, વિદ્વાન્ પુરુષ દેહ-ઇંદ્રિયાદિના સર્વદા વ્યાપારત્વરૂપ વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરીને, વાસ્તવિક રીતે કર્મને દેખે છે; અર્થાત્ આરોપિત અકર્મ વિષે, જેનું નામ કર્મ નિવૃત્તિ છે, એવા પ્રયત્નરૂપ વ્યાપારને નિગ્રહ પણ કહે છે. તે પ્રયત્નરૂપ કર્મને વિદ્વાન્ પુરુષ દેખે છે. તાત્પર્ય એ છે કે-જેમ ચક્ષુના સંબંધવાળા દૂર પ્રદેશમાં રહેલા પુરુષો વિશે તથા આકાશમાં રહેલા ગમનરૂપ ક્રિયાવાળાં કર્મ નિવૃત્તિનાં નક્ષત્રો વિષે જો કે દૂરત્વ દોષથી, ગમનરૂપ ક્રિયાનો અભાવ પ્રતીત થાય છે, તથાપિ તે પુરુષો તથા નક્ષત્રો વાસ્તવિક રીતે ગમનરૂપ ક્રિયાવાળાં જ છે; તેમ "હું તૂષ્ણીં સ્થિત થયલો, કિંચિત્ માત્ર પણ કરતો નથી." એ પ્રકારની આયાસરૂપ પ્રતીતિના બળથી જો કે દેહ-ઇંદ્રિયાદિ વિષે વ્યાપારરૂપ કર્મનો અભાવ પ્રતીત થાય છે, તથાપિ દેહ-ઇંદ્રિયાદિક વાસ્તવિક રીતે કર્મવાળાં જ છે. વળી ઉદાસીન અવસ્થા વિષે પણ "હું ઉદાસીન થઇ રહ્યો હતો," એ પ્રકારનું અભિમાન જ એક કર્મ છે. એ પ્રકારે કર્મવિષે અકર્મને દેખનાર તથા અકર્મ વિષે કર્મને દેખનાર પરમાર્થદર્શી વિદ્વાન્ પુરુષ જ સર્વ મનુષ્યો વિષે બુદ્ધિમાન્ છે, તથા તે પુરુષ જ યોગયુક્ત છે, તથા તે પુરુષ જ સર્વ કર્મોનો કરનારો છે.

અહીં બુદ્ધિમત્ત્વ, યોગયુક્તત્વ, કૃત્સ્નકર્મકૃત્ત્વ એ ત્રણ ધર્મોવડે શ્રીભગવાને પરમાર્થદર્શી પુરુષની સ્તુતિ કથન કરી છે. कर्मण्यकर्म यः पश्येत् એ પ્રથમ પાદવડે શ્રીભગવાને કર્મનું તથા વિકર્મનું વાસ્તવિક સ્વરૂપ દર્શાવ્યું. માટે 'કર્મ' શબ્દ, વિહિત કર્મ તથા નિષિદ્ધ કર્મ બન્નેનો વાચક છે.

अकर्मणि च कर्म यः એ દ્વિતીય પાદવડે શ્રીભગવાને અકર્મનું વાસ્તવિક સ્વરૂપ દર્શાવ્યું. તેથી હે અર્જુન ! તું એમ માને છે, કે-"એ સર્વ કર્મ બંધના હેતુ છે. તેથી કર્મ મારે કરવા યોગ્ય નથી, કિંતુ મારે તૂષ્ણીં ભાવથી જ સુખપૂર્વક રહેવું યોગ્ય છે," તો તે તારું માનવું મિથ્યા જ છે, કારણ કે "હું કર્મોનો કર્તા છું" એ પ્રકારનું કર્તૃત્વ અભિમાન જ્યાં સૂધી પુરુષને હોય છે, ત્યાં સૂધી જ વિહિત કર્મ તથા નિષિદ્ધ કર્મ પુરુષને બંધનની પ્રાપ્તિ કરે છે; કર્તૃત્વ અભિમાનથી રહિત થઇને કેવળ દેહ તથા ઇંદ્રિયાદિનો ધર્મ માનીને કરેલાં કર્મો પુરુષને બંધનની પ્રાપ્તિ કરતાં નથી. આ અર્થ न मां कर्माणि लिंपंति ઇત્યાદિ વચનોવડે પૂર્વે કથન કરવામાં આવ્યો છે. હે અર્જુન ! કર્તૃત્વ અભિમાન વિદ્યમાન હોતાં, "હું તૂષ્ણીંસ્થિત હતો" એ પ્રકારની ઉદાસીનતાના અભિમાનરૂપ કર્મ પણ પુરુષના બંધનો જ હેતુ થાય છે. કારણ કે કર્તૃત્વના અભિમાની પુરુષે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યું નથી. તેથી, હે અર્જુન ! કર્મ, વિકર્મ અને અકર્મ એ ત્રણેના પૂર્વોક્ત વાસ્તવિક સ્વરૂપને જાણીને તથા વિકર્મ અને અકર્મ એ બેનો ત્યાગ કરીને, કર્તૃત્વના અભિમાનથી રહિત થઇને તથા ફળની ઇચ્છાથી રહિત થઇને તું શાસ્ત્રવિહિત શુભ કર્મો જ કર.

અથવા આ શ્લોકનો આ પ્રમાણે બીજો અર્થ કરવો:-પ્રત્યક્ષાદિ પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય કર્મ કહેવાય છે. આવો દૃશ્યરૂપ તથા જડરૂપ પ્રપંચ છે. જે વસ્તુ પ્રત્યક્ષાદિ પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય ન હોય, તે વસ્તુ અકર્મ કહેવાય છે. એવું સ્વપ્રકાશરૂપ તથા સર્વ ભ્રમના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય છે. જે પુરુષ જગતરૂપ કર્મ વિષે, પોતાના સત્તાસ્ફુરણરૂપવડે રહેલ સ્વપ્રકાશ અધિષ્ઠાન ચૈતન્યરૂપ અકર્મને, પરમાર્થ દૃષ્ટિવડે દેખે છે તથા જે પુરુષ સ્વપ્રકાશ અધિષ્ઠાન ચૈતન્યરૂપ અકર્મ વિષે, આ માયામય દૃશ્ય પ્રપંચરૂપ કર્મને કલ્પિત દેખે છે, અર્થાત્ દ્રષ્ટા ચૈતન્યનો તથા દૃશ્ય પ્રપંચનો કોઇ પણ સંબંધ સંભવતો નથી, તેથી દૃશ્ય પ્રપંચ દ્રષ્ટા ચૈતન્યવિષે વાસ્ત-

વિક રીતે નથી. આમ જોનાર પરમાર્થદર્શી કહેવાય છે. શ્રુતિ કહે છે કેઃ–यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति । सर्वभूतेषु चात्मानं ततो न विजिगुप्सते ॥ અર્થાત્–જે પુરુષ સર્વ ભૂતોને અધિષ્ઠાન આત્માવિષે કલ્પિત દેખે છે, તથા સર્વ ભૂતો વિષે સત્તાસ્ફુરણરૂપવડે આત્માને અનુસ્યૂત દેખે છે, તે પરમાર્થદર્શી પુરુષ જ સર્વથી શ્રેષ્ઠ છે.

એ પ્રકારે ચૈતન્ય આત્માનો તથા દૃશ્ય જગતનો પરસ્પર અધ્યાસ થતાં પણ વાસ્તવિક રીતે શુદ્ધ ચૈતન્યને જ જોનાર વિદ્વાન્ પુરુષ જ સર્વ મનુષ્યોની મધ્યમાં અત્યંત બુદ્ધિમાન્ છે. વિદ્વાન્ પુરુષથી ભિન્ન કોઈ પણ પુરુષ બુદ્ધિમાન્ નથી. કારણ કે આ લોકમાં પણ યથાવત્ વસ્તુના સ્વરૂપને જાણનાર પુરુષને જ બુદ્ધિમાન્ કહેવામાં આવે છે. અયથાવત્ વસ્તુના સ્વરૂપને જાણનાર પુરુષ બુદ્ધિમાન્ કહેવાતો નથી. જેમ રજ્જુને રજ્જુરૂપ જાણનાર પુરુષ બુદ્ધિમાન્ કહેવાય છે અને રજ્જુને સર્પરૂપ જાણનાર પુરુષ બુદ્ધિમાન્ કહેવાતો નથી, તેમ સર્વના અધિષ્ઠાનરૂપ શુદ્ધ ચૈતન્યને દેખનાર પુરુષ જ પરમાર્થદર્શી હોવાથી બુદ્ધિમાન્ છે અને અનાત્મ પ્રપંચને દેખનાર અજ્ઞાની પુરુષ તો મિથ્યાદર્શી હોવાથી બુદ્ધિમાન્ કહેવાતો નથી. પરમાર્થદર્શી પુરુષ જ બુદ્ધિના સાધનરૂપ યોગવડે યુક્ત છે, અર્થાત્ અંતઃકરણની શુદ્ધિવડે એકાગ્ર ચિત્તવાળો છે. આ કારણથી તે જ પુરુષ અંતઃકરણની શુદ્ધિના સાધનરૂપ સર્વ કર્મોનો કર્તા છે. આ પ્રકારે બુદ્ધિમત્ત્વ, યોગયુક્તત્વ અને કૃત્સ્નકર્મકૃત્ત્વ એ વાસ્તવિક ત્રણ ધર્મોવડે પરમાર્થદર્શી પુરુષની સ્તુતિ કરવામાં આવે છે.

હે અર્જુન ! પરમાર્થદર્શી પુરુષ આ પ્રકારના મહાન્‌પણાને પ્રાપ્ત હોય છે. માટે તું અર્જુન પણ પરમાર્થદર્શી થા. આ પરમાર્થદર્શીપણાવડે જ તારામાં સર્વ કર્મોનું કર્તાપણું સિદ્ધ થશે. તેથી કર્મ તથા અકર્મના સ્વરૂપને જાણીને તું આ સંસારથી મુક્ત થઈશ, એમ જે પૂર્વે કહ્યું હતું; તથા કર્મ, વિકર્મ, તથા અકર્મ એ ત્રણેનાં વાસ્તવિક સ્વરૂપ તારે જાણવા યોગ્ય છે, એમ જે પૂર્વે કહ્યું હતું; તથા તે જ પુરુષ બુદ્ધિમાન્ છે, ઇત્યાદિ જે સ્તુતિ કરી હતી, તે સર્વ વાત પરમાર્થ વસ્તુનું દર્શન થતાં જ સંભવી શકે છે, પણ અન્ય વસ્તુના દર્શનથી સંભવશે નહિ. કારણ કે ચૈતન્યરૂપ પરમાર્થ વસ્તુથી ભિન્ન જેટલા અનાત્મ પદાર્થો છે, તે અનાત્મ પદાર્થોના જ્ઞાનથી, અશુભ સંસારમાંથી મુક્તિ સંભવતી નથી, ઉલટા બંધની જ પ્રાપ્તિ થાય છે. પરમાર્થ વસ્તુથી ભિન્ન સર્વ પદાર્થ અતત્ત્વરૂપે છે; તેથી તે અતત્ત્વરૂપ પદાર્થ અધિકારી પુરુષે જાણવા યોગ્ય નથી. અનાત્મ પદાર્થોનું જ્ઞાન થતાં પુરુષ વિષે બુદ્ધિમાન્‌પણું પણ સંભવતું નથી, તેથી પરમાર્થદર્શી પુરુષોનું પૂર્વોક્ત વ્યાખ્યાન યુક્ત છે.

કોઇ ટીકા વિષે તો कर्मण्यकर्म यः पश्येत् એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે–પરમેશ્વરની પ્રસન્નતા વાસ્તે કરેલાં અગ્નિહોત્ર તથા સંધ્યોપાસન વગેરે નિત્ય કર્મો બંધના હેતુ થતાં નથી. તેથી નિત્યકર્મ વિષે જે પુરુષ એમ દેખે છે કે–'એ નિત્યકર્મ બંધનો અહેતુ હોવાથી અકર્મરૂપ જ છે,' અને નિત્યકર્મો ન કરવાં તે અકર્મ કહેવાય છે. નિત્યકર્મોના ન કરવારૂપ અકર્મ અધિકારી પુરુષના પ્રત્યવાયનો હેતુ થાય છે. તેથી અકર્મ વિષે જે પુરુષ એમ દેખે છે કે, 'એ અકર્મપ્રત્યવાયનો હેતુ હોવાથી કર્મરૂપ જ છે;' તે પુરુષ જ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, યોગયુક્ત છે તથા સર્વ કર્મોનો કર્તા છે. પણ તે અર્થ અસંગત છે. કારણ કે 'આ અકર્મ છે,' એ પ્રકારનું જ્ઞાન નિત્યકર્મ વિષે છે, પણ તે જ્ઞાન રજ્જુ વિષે સર્પના જ્ઞાનની જેમ ભ્રાંતિરૂપ જ છે. તેથી તે ભ્રાંતિજ્ઞાન વિષે, यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् એ વચનવડે કથન કરેલી અશુભ સંસારમાંથી મોક્ષની હેતુતા સંભવતી નથી. કિંતુ તે જ્ઞાન મિથ્યારૂપ હોવાથી પોતે જ અશુભરૂપ છે. વળી ભ્રાંતિજ્ઞાન, बोद्धव्यम् વચનવડે કથન કરેલા જાણવા યોગ્ય ''

નથી તથા ભ્રાંતિજ્ઞાન પ્રાપ્ત થતાં બુદ્ધિમત્ત્વ-યોગયુક્તત્વ ઇત્યાદિ સ્તુતિ પણ સંભવતી નથી, ઉલટો ભ્રાંતિજ્ઞાનવાળો પુરૂષ મિથ્યાદર્શી જ કહેવાય છે અને નિત્યકર્મોનું અનુષ્ઠાન તો સ્વરૂપથી જ અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાન વિષે ઉપયોગી છે! નિત્યકર્મવિષે અકર્મબુદ્ધિ કોઇમાં પણ ઉપયોગી નથી. કારણ કે શાસ્ત્રવિહિત અર્થ અંતઃકરણની શુદ્ધિવિષે તથા જ્ઞાનવિષે ઉપયોગી હોય છે. જેમ શાસ્ત્રે વાક્ તથા મન ઇત્યાદિ વિષે બ્રહ્મદૃષ્ટિ વિધાન કરી છે, તેથી અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનવિષે દૃષ્ટિનો ઉપયોગ છે, તેમ 'નિત્યકર્મ અકર્મરૂપ છે,' એ પ્રકારની દૃષ્ટિ કોઈ શાસ્ત્રે વિધાન કરી નથી; તેથી તે દૃષ્ટિનો ઉપયોગ શાસ્ત્રવિષે સંભવતો નથી.

"कर्मण्यकर्म य. पश्येत् એ ગીતાનું વચન જ કર્મવિષે અકર્મદૃષ્ટિનું વિધાન કરે છે" એ પ્રકારનું વચન કોઇ કથન કરે, તો તે પણ સંભવતું નથી. કારણ કે આ ગીતાવચનનો એ પ્રકારનો અર્થ માનવામાં, પૂર્વે यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ઇત્યાદિ ઉપક્રમાદિ વચનોનો વિરોધ કથન કરવામાં આવ્યો છે. એ પ્રકારે નિત્યકર્મોના નહિ કરવારૂપ અકર્મ પણ સ્વરૂપથી જ, નિત્યકર્મથી વિરુદ્ધ કર્મની લક્ષકતાવડે ઉપયોગી થાય છે. અકર્મવિષે કર્મદૃષ્ટિ કોઇપણ અર્થવિષે ઉપયોગી નથી તથા નિત્યકર્મ નહિ કરવાથી પ્રત્યવાય પણ થતો નથી. કારણ કે નિત્યકર્મ નહિ કરવાં તે અભાવરૂપ છે અને પ્રત્યવાય ભાવરૂપ છે. આ અભાવથી ભાવની ઉત્પત્તિ સંભવતી નથી. જો કદાચિત્ અભાવથી પણ ભાવકાર્યની ઉત્પત્તિ થતી હોય, તો અભાવ સર્વ દેશકાળ વિષે વિદ્યમાન છે. તેથી સર્વ દેશ વિષે તથા સર્વ કાળ વિષે સર્વ કર્મોની ઉત્પત્તિ થવી જોઇએ. પણ એવું જોવામાં આવતું નથી તેથી અભાવથી ભાવની ઉત્પત્તિ માનવી, એ અત્યંત વિરુદ્ધ છે. કિંવા ભાવરૂપ અર્થ જ ધર્મ-અધર્મરૂપ અપૂર્વને ઉત્પન્ન કરનાર હોય છે, અભાવરૂપ અર્થ અપૂર્વને ઉત્પન્ન કરનાર હોવો જોઈએ નહિ. તેથી નિત્યકર્મનો અભાવ પ્રત્યવાયને ઉત્પન્ન કરનાર નથી, કિંતુ નિત્યકર્મના અનુષ્ઠાન કાળ વિષે નિત્યકર્મનાં વિરોધી શયન તથા ઉપવેશનાદિ નિત્યકર્મનું અકરણવડે જણાયેલ ભાવરૂપ કર્મ જ પ્રત્યવાયનો હેતુ છે. એ સર્વ વૈદિક પુરુષોનો સિદ્ધાંત છે. તેથી મિથ્યા જ્ઞાનના નિવૃત્તિપ્રસંગ વિષે, મિથ્યા જ્ઞાનનું જ વ્યાખ્યાન કરવું, એ અત્યંત વિરુદ્ધ છે.

જો કોઇ વિવાદ કરનાર વાદી એમ કહે કે-ભગવાનનું વચન નિત્યકર્મોના અનુષ્ઠાન ઉપર જ છે, તો એ કથન પણ સંભવતું નથી. કારણ કે 'અધિકારી પુરુષે નિત્યકર્મો કરવાં, એ પ્રકારનો અર્થ, कर्मण्यकर्म य. पश्येत् એ શબ્દો કથન કરતા નથી અને જો તે અર્થનો બોધ કરવાને વાસ્તે કદાચિત શ્રીભગવાન્ તે વચન કથન કરે, તો શ્રીભગવાન વિષે જ મિથ્યાવાદીપણું સિદ્ધ થાય.

કોઇ ટીકામાં कर्मण्यकर्म यः पश्येत् એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, પૂર્વે कर्मणो ह्यपि बोद्धव्यं એ શ્લોકમાં "કર્મ, વિકર્મ અને અકર્મ એ ત્રણેની જે પરિઅવસાનરૂપ ગતિ છે, તે અત્યંત ગહન છે. તેથી અધિકારી પુરુષે કર્માદિની ગતિ અવશ્ય કરીને જાણવા યોગ્ય છે" એ અર્થ શ્રીભગવાને કથન કર્યો હતો. તે અર્થનું જ વ્યાખ્યાનરૂપ कर्मण्यकर्म यः पश्येन्मनुष्येषु बुद्धिमान् એ વચન આ પ્રમાણે છેઃ-कर्मणि એ શબ્દવડે કર્મ, અકર્મ અને વિકર્મ એ ત્રણેનો અર્થ ગ્રહણ કરવો. અને अकर्म એ શબ્દવડે, કર્મ, અકર્મ તથા વિકર્મ એ ત્રણેથી વિપરીત ભાવનો અર્થ ગ્રહણ કરવો.

જે પુરુષ કર્મ વિષે અકર્મને દેખે છે, અર્થાત્ કર્મથી વિપરીતભાવને દેખે છે; તેમાં કર્મ, અકર્મ તથા વિકર્મ એ ત્રણેમાં, કર્માદિકથી વિપરીતરૂપતા, શાસ્ત્રપ્રમાણથી જોવામાં આવે છે. જેમ કર્મવિષે શ્રદ્ધાથી રહિત પુરુષે કરેલું યજ્ઞરૂપ કર્મ ફળનો અહેતુ હોવાથી, કર્યા છતાં પણ ન કર્યા

સમાન છે. તેથી શ્રદ્ધાહીન પુરુષે કરેલું યજ્ઞરૂપ કર્મ, અકર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે અને દાંભિક પુરુષે કરેલું યજ્ઞરૂપ કર્મ વિકર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. આ અર્થ શ્રીભગવાન્ પોતે જ अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् । असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ ઈત્યાદિ શ્લોકમાં આગળ જતાં કથન કરશે.

(૧) આ પ્રકારે સર્વ વ્યાપારથી રહિત ઉદાસીનતા યદ્યપિ અકર્મરૂપ છે, તથાપિ દુઃખી પુરુષોની રક્ષા કરવામાં સમર્થ પુરુષ ઉદાસીનતાનો અંગીકાર કરીને, જો તે દુઃખી પુરુષોની રક્ષા કરતો નથી, તો તે સમર્થ પુરુષનુ ઉદાસીનતારૂપ અકર્મ, વિકર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. (૨) પિતૃયજ્ઞાદિ પાંચયજ્ઞો તેના વિહિતકાળે ન કરવા, તે યદ્યપિ અકર્મરૂપ છે, તથાપિ કાળને અનુસરી ઈશ્વરના આરાધન વિષે જે પુરુષ અત્યંત આસક્ત હોય છે, તે પુરુષનું પચયજ્ઞાદિના નહિ કરવારૂપ અકર્મ પણ, કર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. એ વાત सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज આ શ્લોકમાં શ્રીભગવાને પોતે જ કથન કરી છે. (૩) નિત્યકર્મના પરિત્યાગથી કથન કરેલ પાપની પ્રાપ્તિ પણ, નિત્યકર્મ કરવાના કાળ વિષે, શાસ્ત્રનિષિદ્ધ લૌકિક વ્યવહાર કરવાથી જ પાપની પ્રાપ્તિ કથન કરી છે; પરંતુ કાળને અનુસરી ઈશ્વરના આરાધનમાં આસક્ત થયેલો પુરુષ પ્રત્યવાયને પ્રાપ્ત થતો નથી. આ કારણથી જ પૂર્વે જલ વગેરેની અંદર ઉભા રહીને તપ કરનાર ઋષિઓ, કાળપરત્વે નિત્યકર્મો નહિ કરવાથી પ્રત્યવાયને પ્રાપ્ત થયેલા નથી. (૪) એ જ પ્રકારે કોઈ પશુની હિંસા કરવી, તે જો કે વિકર્મરૂપ છે, તોપણ अग्नीषोमीयं पशुमालभेत એ વચનથી, યજ્ઞમાં કરેલી પશુની હિંસા, કર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. વળી વ્યર્થ નષ્ટ કરાતાં પશુની હિંસાથી કાંઈ ધર્મરૂપ અપૂર્વ ઉત્પન્ન થતો નથી. તેથી પશુની હિંસા કર્મરૂપ પણ નથી અને કોઈ કામનાવાળા પુરુષે પશુની હિંસા કરવી નહિ, તેથી હિંસા વિકર્મરૂપ પણ નથી, કિન્તુ પરિશેષથી કરેલી પશુની હિંસા નહિ કર્યા તુલ્ય થાય છે. તેથી આ વ્યર્થ હિંસા અકર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. (૫) તે જ પ્રમાણે ચોર પુરુષને છોડી દેવો, તે યદ્યપિ ચોરના સહવર્તી પુરુષોના કર્મરૂપ જ છે, તથાપિ ચોર પુરુષને છોડી દેવો, તે રાજાનું તો વિકર્મ જ છે. કારણ કે–स्तेन प्रमुक्तो राजनि पापमार्ष्टि ઈત્યાદિ વચનો વિષે, ચોરને છોડી દેવો, તે રાજાને પાપની પ્રાપ્તિનો હેતુ કહ્યો છે અને તે જ ચોરને છોડી દેવો, તે નિષ્કામ સંન્યાસીઓની ઉપેક્ષાનો વિષય હોવાથી તેમના અકર્મરૂપ જ છે. (૬) એ જ પ્રમાણે સત્ય વચન કહેવું, તે જો કે કર્મરૂપ છે. તથાપિ જે સત્ય વચનથી કોઈ પ્રાણીની હિંસા થાય છે, તે સત્ય વચનરૂપ કર્મ પણ વિકર્મ વિષે જ પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. (૭) એ જ પ્રમાણે મિથ્યા વચન કહેવું, તે જો કે વિકર્મરૂપ છે. તથાપિ જે મિથ્યા વચન કહેવાથી કોઈ પ્રાણીની રક્ષા થાય છે, તે મિથ્યા વચનરૂપ વિકર્મનું કર્મ વિષે જ પરિઅવસાન થાય છે. એ પ્રમાણે જે પુરુષ શાસ્ત્રપ્રમાણથી કર્મ વિષે અકર્મરૂપતાને દેખે છે, અને અકર્મ વિષે કર્મરૂપતાને તથા વિકર્મરૂપતાને દેખે છે અને વિકર્મ વિષે કર્મરૂપતાને તથા અકર્મરૂપતાને દેખે છે, તે કાર્ય–અકાર્યના વિભાગને જાણનાર પુરુષ, કર્માદિના વાસ્તવિક સ્વરૂપના બોધવાળો હોવાથી બુદ્ધિમાન્ કહેવાય છે.

પૂર્વે किं कर्म किमकर्मेति એ શ્લોકમાં જે કર્મ–અકર્મના સ્વરૂપ વિષે કવિ (વિદ્વાન્) પુરુષોને કથન કરેલ મોહની પ્રાપ્તિ તથા यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् એ વચનમાં કર્મ–અકર્મના જ્ઞાનને અશુભ સંસારથી કહેલ મોક્ષનો હેતુ, તે કર્મ–અકર્મ બન્નેનું સ્વરૂપ હું તારી પ્રત્યે કથન કરું છું. આ પ્રકારના વચનો શ્રીભગવાને અર્જુનની પ્રત્યે કથન કર્યાં હતાં. તે જ વચનના વ્યાખ્યાનરૂપ अकर्मणि च कर्म यः પદ્યેત્સ યુક્તઃ એ વચન છે. આ વચનમાં રહેલા ચકાર

કર્મવિષે અકર્મદર્શન તથા અકર્મ વિષે કર્મદર્શન, એ બન્ને દર્શનોનો સમુચ્ચય કરાવવાને વાસ્તે છે. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે પુરુષ બુદ્ધિમાન્ છે તથા યુક્ત છે, તે જ પુરુષ કૃત્સ્નકર્મકૃત્ છે. જે પુરુષ કેવળ બુદ્ધિમાન્ જ છે તથા યુક્ત નથી, તે પુરુષ કૃત્સ્નકર્મકૃત્ નથી. તેમ જ જે પુરુષ કેવળ યુક્ત જ છે પણ બુદ્ધિમાન્ નથી, તે પુરુષ પણ કૃત્સ્નકર્મકૃત્ નથી. આ અર્થ હવે સ્પષ્ટ કરીને દર્શાવવામાં આવે છે. જે પુરુષ અકર્મવિષે કર્મને દેખે છે, તે પુરુષ યુક્ત કહેવાય છે. તેમાં સ્પંદથી રહિત જે કૂટસ્થ આત્મા છે, તે અકર્મ કહેવાય છે અને સ્પંદ સહિત જે આકાશાદિ બાહ્ય પ્રપંચ છે, તથા મન બુદ્ધિ આદિ જે આંતર પ્રપંચ છે, તે બન્ને પ્રકારના પ્રપંચ કર્મ કહેવાય છે. કૂટસ્થ વસ્તુરૂપ અકર્મવિષે, પ્રપંચરૂપ કર્મને આધાર તથા આધેય ભાવવડે અથવા ઉપાદાન તથા ઉપાદેય ભાવવડે અથવા અધિષ્ઠાન તથા અધ્યસ્ત ભાવવડે દેખનાર શાસ્ત્રવેત્તા પુરુષ કર્મો કરે છે. (૧) તેમાં પ્રથમ સાંખ્ય શાસ્ત્રવાળાને તો જેમ જપા કુસુમની રક્તતા સ્ફટિક વિષે પ્રતીત થાય છે તેમ "સંઘાતના કર્તૃત્વાદિ ધર્મ હું અસંગ કૂટસ્થ વિષે અવિવેકથી પ્રતીત થાય છે" એ પ્રકારની ભાવના કરતાં કર્મો કરે છે. (૨) વળી બીજો ઉપનિષદ્ શાસ્ત્રનો વેત્તા પુરુષ તો જેમ સુવર્ણથી ઉત્પન્ન થયેલાં કુંડલ-કંકણાદિ કાર્ય સુવર્ણરૂપ જ હોય છે, તેમ "બ્રહ્મથી ઉત્પન્ન થયલું આ સર્વ જગત્ પણ બ્રહ્મરૂપ જ છે, તેથી યજ્ઞાદિ કર્મ તથા તે કર્મનાં દ્રવ્યદેવતાદિ સાધન તથા હું કર્મોનો કર્તા, આ સર્વ બ્રહ્મરૂપ જ છે" એ પ્રકારની ભાવના કરતા છતાં કર્મો કરે છે, એ બન્ને યુક્ત કહેવાય છે. તેમાં પૂર્વોક્ત રીતિથી જે પુરુષ બુદ્ધિમાન્ છે, પરંતુ આ પ્રકારનો યુક્ત નથી, તે બુદ્ધિમાન્ અયુક્ત પુરુષ જે જે કર્મ કરે છે તે સર્વ કર્મ તે પુરુષનાં અસત્ જ હોય છે. તેથી તે કર્મ તે પુરુષને અશુભ સંસારમાંથી મુક્ત કરતું નથી. શ્રુતિ કહે છે કે-यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिन् लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यंतवदेवास्य तद्भवति-અર્થાત્-હે ગાર્ગી ! જે પુરુષ અક્ષર આત્માને ન જાણીને આ મનુષ્ય લોકમાં જે જે હોમ કરે છે, તથા જે જે યજ્ઞ કરે છે તથા અનેક સહસ્ર વર્ષ પર્યંત જે જે તપ કરે છે, તે સર્વ હોમ યજ્ઞાદિ કર્મ પુરુષને નાશવાન્ ફળની જ પ્રાપ્તિ કરે છે. જે પુરુષ યુક્ત તો છે, પરંતુ બુદ્ધિમાન્ નથી, તે પુરુષ નહિ કરવા યોગ્ય કર્મો પણ કરે છે. તથા તેથી તે પુરુષ પ્રત્યવાયને જ પ્રાપ્ત થાય છે. કારણ પાપના અસ્પર્શનું કારણ આત્માનું અપરોક્ષજ્ઞાન નિર્બુદ્ધિયુક્ત પુરુષને નથી; કિન્તુ યુક્ત પુરુષને કેવળ પરોક્ષજ્ઞાન જ છે. विद्यां चाविद्यां च આ શ્રુતિએ, કર્મને તથા પરોક્ષજ્ઞાનને, અવિદ્યા ને વિદ્યા એ બે શબ્દોથી કથન કરીને, તે બન્નેનો સમુચ્ચય કથન કર્યો છે.

અથવા અકર્મ વિષે કર્મનું દર્શન બે પ્રકારનું હોય છે. એક તો પરોક્ષદર્શન હોય છે અને બીજું અપરોક્ષ દર્શન હોય છે. તેમાં પરોક્ષદર્શનવાળો જ્ઞાન તથા કર્મ બન્નેના સમુચ્ચયનું અનુષ્ઠાન કરતો હોવાથી બુદ્ધિમાન્ કહેવાય છે અને બીજું અપરોક્ષદર્શન પણ બે પ્રકારનું હોય છે. એક તો ઉપાસ્ય સાક્ષાત્કારરૂપ, બીજું તત્ત્વસાક્ષાત્કારરૂપ તેમાં જે વસ્તુની ઉપાસના કરીએ તે ઉપાસ્ય કહેવાય છે. ઉપાસ્ય બે પ્રકારનું હોય છે. એક વ્યાકૃતરૂપ અને બીજું અવ્યાકૃતરૂપ. ઉપાસ્યના ભેદવડે ઉપાસ્યવિષયક સાક્ષાત્કાર પણ બે પ્રકારના થાય છે. તેમાં કાર્યરૂપ સૂત્ર આત્માનું નામ વ્યાકૃત છે અને સર્વ જગતના કારણનું નામ અવ્યાકૃત છે. તેમાં સૂત્રરૂપ વ્યાકૃતનો સાક્ષાત્કારવાન્ પુરુષ દેહાભિમાનથી રહિત હોવાથી યોગશાસ્ત્રમાં વિદેહ નામથી ઓળખાય છે. કારણરૂપ અવ્યાકૃતનો સાક્ષાત્કારવાન્ પુરુષ પ્રકૃતિલય નામથી ઓળખાય છે. अन्यदेवाहुः संभवात् ઇત્યાદિ શ્રુતિએ, સંભવ અને અસંભવ એ બે શબ્દોથી બન્ને ઉપાસનાઓનું કથન કરીને, સમુચ્ચય વિધાન કર્યો છે. ઉપાસનાવાળો પુરુષ યુક્ત કહેવાય

છે. ઉપાસક મુક્ત પુરુષનાં આગળ બાકી કર્ત્તવ્ય રહે છે. તેથી મુક્ત પુરુષ પણ કૃત્સ્નકર્મકૃત્ થઈ શકે નહિ. કિન્તુ જે પુરુષને પ્રપંચરૂપ કર્મના બાધવડે કૂટસ્થ આત્મારૂપ અકર્મનું મુખ્ય દર્શન પ્રાપ્ત થયું છે, તે તત્ત્વસાક્ષાત્કારવાન્ પુરુષ જ કૃતકૃત્ય હોવાથી મુખ્ય કૃત્સ્નકર્મકૃત્ કહેવાય છે. એ સર્વેમાં પ્રથમ જ્ઞાન તથા કર્મના સમુચ્ચયનું અનુષ્ઠાન કરનાર પુરુષ તો દેહાભિમાની મનુષ્યોમાં જ બુદ્ધિમાન્ છે. તેથી અક્રાંતદર્શી હોવાથી તે પુરુષ અકવિ જ છે. વ્યાકૃત ઉપાસ્ય-વિષયક સાક્ષાત્કારવાન્ તથા અવ્યાકૃત ઉપાસ્યવિષયક સાક્ષાત્કારવાન્, એમાંના બન્ને ક્રાંતદર્શી હોવાથી યદ્યપિ કવિ છે, તથાપિ તત્ત્વવસ્તુવિષે મૂઢ હોવાથી તે બન્ને कवयोप्यत्र मोहिताः એ વચનવડે કથન કર્યાં છે. આ બન્નેની વ્યવધાનતાવડે અશુભ સંસારમાંથી મુક્તિ થાય છે અને તત્ત્વસાક્ષાત્કારવાન્ ઉત્તમ પુરુષ તો જીવતા છતાં જ અશુભ સંસારમાંથી મુક્ત થાય છે. અહીં સૂક્ષ્મદર્શી પુરુષનું નામ ક્રાંતદર્શી છે.

અથવા, कर्मण्यकर्म यः पश्येत् એ શ્લોકનો આ પ્રમાણે અર્થ કરવો–પૂર્વે तत्ते कर्म प्रवक्ष्यामि એ વચનવિષે શ્રીભગવાને કર્મ અને અકર્મ બન્નેને વક્તવ્યરૂપવડે કથન કર્યાં હતાં; અને कर्मणो ह्यपि बोद्धव्यं એ વચનવિષે બન્નેને બોદ્ધવ્યરૂપવડે કથન કર્યાં હતાં. આ કર્મ–અકર્મનો બોધ લક્ષણવિના હોતો નહિ. તેથી આ શ્લોકમાં બન્નેનું લક્ષણ કથન કરવું તે જ ઉચિત છે. તેમાં कर्मण्यकर्म यः पश्येत् એ વચનવડે, "અકર્મથી વિશેષિત હોય છે તે જ કર્મ હોય છે પણ અન્ય કર્મ હોઈ શકે નહિ" એ કર્મનું લક્ષણ કથન કર્યું છે; અને अकर्मणि च कर्म यः એ વચનવડે "કર્મથી વિશેષિત હોય છે તે જ અકર્મ હોય છે" એ અકર્મનું લક્ષણ કથન કર્યું છે. આ વ્યાખ્યાનવિષે શ્લોકના અક્ષરોનો અર્થ નીચે પ્રમાણે કરવો. દ્રવ્ય તથા દેવતાદિ સાધનો સહિત જે યજ્ઞાદિ છે તે કર્મ કહેવાય છે, અને સ્પંદથી રહિત કૂટસ્થ બ્રહ્મનું નામ અકર્મ છે. જે પુરુષ સાધનસહિત યજ્ઞાદિરૂપ કર્મવિષે કૂટસ્થ બ્રહ્મરૂપ અકર્મને દેખે છે, અર્થાત્–अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् । मंत्रोहमहमेवाज्यमहमग्निरहं हुतं ॥ એ ભગવત્વચનોક્ત રીતિથી યજ્ઞાદિ કર્મવિષે તથા કર્મના દ્રવ્ય તથા દેવતાદિ અંગો વિષે પુરુષે બ્રહ્મદૃષ્ટિ કરવી. બ્રહ્મદૃષ્ટિવિના જે કર્મ કરવામાં આવે છે તે કર્મ વ્યર્થ ચેષ્ટારૂપ જ હોય છે. આ કારણથી કર્મોની ગતિ અત્યંત ગહન છે.

અર્જુનની શંકા–"હે ભગવન્! જે અકર્મ કર્મવિષે આરોપિત છે, તે અકર્મ શી વસ્તુ છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–अकर्मणि च कर्म यः इति–હે અર્જુન! જે વસ્તુવિષે પુણ્યપાપરૂપ કર્મ पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन આ શ્રુતિના બળથી પ્રતીત થાય છે તથા જે વસ્તુવિષે પુણ્યપાપ કર્મનું સુખ દુઃખરૂપ ફળ, अहं सुखी–अहं दुःखी એ પ્રતીતિના બળથી પ્રતીત થાય છે, તે પ્રત્યક્ ચેતન જ અકર્મરૂપ છે. જેમ સર્પભાવથી રહિત રજ્જુવિષે સર્પ અધ્યસ્ત હોય છે, તેમ સ્પંદભાવથી રહિત ચેતનરૂપ અકર્મવિષે સ્પંદરૂપ કર્મ અધ્યસ્ત છે. આ પ્રકારે પુરુષ અકર્મવિષે કર્મને દેખે છે. અહીં તાત્પર્ય એ છે કે, જેમ રજ્જુવિષે અધ્યસ્ત સર્પને દેખનારા પુરુષને, "એ સર્પ નથી કિન્તુ રજ્જુ છે" એ પ્રકારના આપ્તવક્તા પુરુષના વચનથી જો કદાચિત્ વિક્ષેપની પ્રબળતાના કારણથી, રજ્જુત્વનું જ્ઞાન થતું નથી, તો તે આપ્તવક્તા પુરુષ ભ્રાંત પુરુષની પ્રત્યે "આ સર્પની તું રજ્જુદૃષ્ટિવડે ઉપાસના કર" એ પ્રકારનો જ્યારે ઉપદેશ કરે છે, ત્યારે તે ભ્રાંત પુરુષ ઉપાસનાની દૃઢતાથી સર્પનું વિસ્મરણ કરીને, રજ્જુત્વનો જ સાક્ષાત્કાર કરે છે. જે પુરુષ "એ સર્પ નથી કિન્તુ રજ્જુ જ છે" એ પ્રકારના વચનથી જ રજ્જુના વાસ્તવિક સ્વરૂપને જાણે છે, તે પુરુષને "એ સર્પ રજ્જુ જ છે," એ પ્રકારની વૃત્તિઓની નિરંતર પ્રવાહરૂપ ઉપાસના કરવાનું કિંચિત્ માત્ર પણ પ્રયોજન નથી. એ પ્રકારે કૂટસ્થ બ્રહ્મરૂપ અકર્મવિષે અધ્યસ્ત જે કર્ત્તા તથા ક્રિયાદિ પ્રપંચરૂપ કર્મ છે, તે પ્રપંચરૂપ કર્મને तत्त्वमसि એ વચનથી બાધ કરીને

શુદ્ધ અંતઃકરણવાળા પુરુષને કૂટસ્થ બ્રહ્મરૂપ અકર્મનો બોધ થઈ શકે છે. જે પુરુષનું અંતઃકરણ શુદ્ધ નથી, તે પુરુષ જ્યારે અકર્મ દૃષ્ટિવડે કર્મની ઉપાસના કરે છે, ત્યારે ઉપાસનાની દઢતાથી તે પુરુષે પણ કર્મનું તિરોધાન કરીને, અકર્મના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો. આ પ્રકારના વિલક્ષણ વ્યાખ્યાનવડે ટીકાકારે શ્રીભાષ્યકાર ભગવાનની આગળ આ પ્રકારની પ્રાર્થના કરી છે. "व्याख्यातुरपि मेनास्ति भाष्यकारेण तुल्यता। गुहान्तर्द्योतिनोऽस्ति किं दीपस्यार्कतुल्यता ॥ અર્થાત્-એ પ્રકારે વિલક્ષણ વ્યાખ્યાન પણ કરનાર જે હું છું તેવા મને ભગવાન્ ભાષ્યકારોની તુલ્યતા થાય નહિ, કે જેવી રીતે કોઈ ગુહાવિષે પ્રકાશ કરનાર દીપકની સાથે સૂર્ય ભગવાનની તુલ્યતા હોતી નથી." (૧૮)

અવતરણિકાઃ-હવે પૂર્વોક્ત પરમાર્થદર્શી પુરુષે કર્તૃત્વ અભિમાનના અભાવથી, કર્મોવડે અલિપ્તપણું શ્રીભગવાન્ यस्य सर्वे એ વચનથી લઈને ब्रह्मकर्म समाधिना એ વચન સૂધી વિસ્તારથી કથન કરે છેઃ-

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥**

શ્લોકાર્થઃ--જે પુરુષનાં સર્વ કર્મો કામ સંકલ્પથી રહિત છે તથા ધ્યાનરૂપી અગ્નિવડે જેઓનાં કર્મો દગ્ધ થયલાં છે તે પુરુષને બ્રહ્મવેત્તા પંડિત કહે છે. ૧૯

ટીકાઃ—હે અર્જુન! પૂર્વ શ્લોકમાં કથન કરેલાં જે પુરુષનાં સર્વ લૌકિક-વૈદિક કર્મ કામથી રહિત તથા સંકલ્પથી રહિત થયાં છે, (સ્વર્ગાદિ ફળોની જે તૃષ્ણા છે, તે કામ કહેવાય છે અને હું કર્મોનો કર્તા છું, એ પ્રકારનું જે કર્તૃત્વ અભિમાન છે તે સંકલ્પ કહેવાય છે.) અર્થાત્ જે પુરુષનાં સર્વ કર્મ કેવળ લોકસંગ્રહ વાસ્તે અથવા શરીરના જીવન માત્ર વાસ્તે પ્રારબ્ધકર્મના વેગથી વ્યર્થ ચેષ્ટારૂપ થયાં છે તે પુરુષ પરમાર્થદર્શી છે.

પૂર્વ શ્લોકમાં કથન કરેલા પ્રપંચરૂપ કર્મવિષે, સત્તાસ્ફૂર્તિરૂપવડે, ચૈતન્ય બ્રહ્મરૂપ અકર્મનું જે દર્શન તથા બ્રહ્મરૂપ અકર્મવિષે, કલ્પિતરૂપવડે પ્રપંચરૂપ કર્મનું દર્શન, તે દર્શનનું નામ જ્ઞાન છે. આ જ્ઞાન પ્રસિદ્ધ અગ્નિની જેમ, સર્વ કર્મોનું દાહક હોવાથી અગ્નિરૂપ છે. જ્ઞાનરૂપ અગ્નિવડે પરમાર્થદર્શીનાં શુભ તથા અશુભ કર્મ દગ્ધ થઈ ગયાં હોય છે. શ્રીવ્યાસસૂત્ર કહે છે કે-(तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्-અર્થાત્ પરમાત્માદેવનો સાક્ષાત્કાર થતાં સાક્ષાત્કારની પછી કરેલાં પુણ્યપાપ કર્મોનો સંબંધ જ તે વિદ્વાન્ પુરુષને થતો નથી. અને તે સાક્ષાત્કારની પૂર્વે કરેલાં સંચિત કર્મોનો જ્ઞાનરૂપ અગ્નિવડે નાશ થઈ જાય છે. આ વાત ઘણી શ્રુતિ-સ્મૃતિઓમાં જોવામાં આવે છે. એવા વિદ્વાન્ પુરુષને બ્રહ્મવેત્તા પુરુષ વાસ્તવિક રીતે પંડિત કહે છે.

અહીં સર્વત્ર ચૈતન્ય બ્રહ્મને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિનું નામ પંડા છે. આ પંડા નામની વૃત્તિ જે પુરુષના અંતઃકરણ વિષે ઉત્પન્ન થાય છે તે પુરુષ પંડિત છે, અને લોકવિષે પણ સમ્યક્દર્શી પુરુષ જ પંડિત કહેવાય છે. ભ્રાંતપુરુષ પંડિત કહેવાતો નથી. સમ્યક્દર્શીપણું વિદ્વાન્ પુરુષવિષે જ હોય છે પણ અજ્ઞાની પુરુષ વિષે સમ્યક્દર્શીપણું હોતું નથી. તેથી વિદ્વાન્ પુરુષ જ પંડિત છે. (૧૯)

અવતરણિકાઃ—"હે ભગવન્! જ્ઞાનરૂપ અગ્નિવડે, પૂર્વે આરંભ કરેલાં તથા પ્રારબ્ધ કર્મથી ભિન્ન એવાં કર્મોના નાશ થાઓ તથા આગામિક કર્મોની અનુત્પત્તિ થાઓ; પરંતુ જ્ઞાનની ઉત્પત્તિના કાળે કરેલું જે કર્મ છે તે કર્મ પૂર્વ કર્મો વિષે તથા ઉત્તર કર્મો વિષે અંતર્ભૂત થઈ શકે નહિ. તેથી કર્મ તો જ્ઞાનવાન્ પુરુષને અવશ્ય કરીને ફળની પ્રાપ્તિ કરશે." અર્જુનની એ પ્રમાણે શંકા હોય તો તેનું ભગવાન્ નીચે પ્રમાણે નિવારણ કરે છેઃ—

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

શ્લોકાર્થઃ—કર્મફલના આસંગનો પરિત્યાગ કરી, નિત્યતૃપ્ત તથા નિરાશ્રય થઈ, કર્મમાં પ્રવૃત્ત છતાં પણ વિદ્વાન્ કિંચિત્ માત્ર પણ કરતો નથી. ૨૦

ટીકાઃ—હે અર્જુન ! નિત્ય નૈમિત્તિક કર્મો વિષે "હું એ કર્મોનો કર્ત્તા છું" એ પ્રકારના કર્તૃત્વના અભિમાનનું નામ કર્મઆસંગ છે, અને કર્મોનાં સ્વર્ગાદિક ફળોવિષે ભોગની અભિલાષાનું નામ ફલઆસંગ છે. કર્મઆસંગનો તથા ફલઆસંગનો પરિત્યાગ કરીને અર્થાત્ અકર્ત્તા તથા અભોક્તા આત્માના યથાર્થ જ્ઞાનવડે આસંગનો બાધ કરીને જે પુરુષ નિત્યતૃપ્ત થયો છે, અર્થાત્ પરમાનંદ સ્વરૂપના લાભવડે જે પુરુષ સર્વ પદાર્થો વિષે નિરાકાંક્ષ થયો છે, તથા જે પુરુષ નિરાશ્રય થયો છે અર્થાત્ અદ્વૈત આત્મદર્શનવડે જે પુરુષ દેહ ઇંદ્રિયાદિરૂપ આશ્રયના અભિમાનથી રહિત થયો છે, તે જીવન્મુક્ત પુરુષ, સમાધિમાંહેથી વ્યુત્થાનદશામાં, પ્રારબ્ધ કર્મની વશતાના કારણથી લોકદૃષ્ટિવડે, લૌકિક તથા વૈદિક કર્મોનું સાંગોપાંગ અનુષ્ઠાન કરવાને વાસ્તે પ્રવૃત્ત થયા છતાં પણ પોતાની પરમાર્થ દૃષ્ટિવડે કિંચિત્ માત્ર પણ કર્મ કરતો નથી. કારણ કે નિષ્ક્રિય આત્માના સાક્ષાત્કારવડે તે વિદ્વાન્ પુરુષનાં સર્વ કર્મ બાધભાવને પ્રાપ્ત થયાં છે. અહીં વિદ્વાન્ પુરુષનાં नित्यतृप्तः निराश्रयः એવાં જે બે વિશેષણો કહ્યાં છે, તે બન્ને વિશેષણો હેતુરૂપ છે. તેમાં ફળઆસંગની નિવૃત્તિ વિષે नित्यतृप्तः એ હેતુ છે અને કર્મઆસંગની નિવૃત્તિવિષે निराश्रयः એ હેતુ છે. તેમ કરવાથી નીચે પ્રમાણે બે અનુમાન સિદ્ધ થાય છે;-વિદ્વાન્ પુરુષ નિત્યતૃપ્ત હોવાથી ફળની અભિલાષારૂપ ફલઆસંગથી રહિત છે. જે પુરુષ ફલઆસંગથી રહિત થતો નથી તે પુરુષ નિત્યતૃપ્ત પણ થતો નથી. જેવી રીતે અજ્ઞાની પુરુષ છે. વિદ્વાન્ પુરુષ નિરાશ્રય હોવાથી કર્તૃત્વ અભિમાનરૂપ કર્મઆસંગથી રહિત છે, જે પુરુષ કર્મઆસંગથી રહિત થતો નથી, તે પુરુષ નિરાશ્રય પણ થતો નથી, કે જેવી રીતે અજ્ઞાની પુરુષ છે. (૨૦)

અવતરણિકાઃ—અત્યંત વિક્ષેપનો હેતુરૂપ જ્યોતિષ્ટોમાદિ કર્મોને પણ જ્યારે સમ્યક્ જ્ઞાનની વશતાથી બંધની હેતુતા હોતી નથી, ત્યારે શરીરની સ્થિતિમાત્રનો હેતુ તથા વિક્ષેપની પ્રાપ્તિ નહિ કરનાર જે ભિક્ષાટનાદિ યતિનાં કર્મો છે, તે કર્મોને સમ્યક્ દર્શનના બળથી બંધની હેતુતા ન હોય, તેમાં શું શંકા છે ? આ પ્રકારના કૈમુતિક ન્યાયવડે શ્રીભગવાન્, ભિક્ષાટનાદિ કર્મોવિષે, બંધની હેતુતાનો અભાવ કથન કરે છેઃ—

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

શ્લોકાર્થઃ—જે પુરુષ તૃષ્ણાથી રહિત છે, જેણે પોતાના ચિત્તાત્માને જિત્યો છે તથા જેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે તે પુરુષ કર્તૃત્વ અભિમાનથી રહિત શરીરની સ્થિતિ વિષે ઉપયોગી ભિક્ષાટનાદિ કર્મને કરતો છતાં પાપને પ્રાપ્ત થતો નથી. ૨૧

ટીકાઃ—હે અર્જુન ! જે પુરુષ સ્વર્ગાદિ ફળની તૃષ્ણાથી રહિત છે તથા જે પુરુષે અંતઃકરણરૂપ ચિત્તનો તથા બાહ્યઇંદ્રિયસહિત દેહરૂપ આત્માનો પ્રત્યાહારવડે નિગ્રહ કર્યો છે, તે પુરુષ જિતેંદ્રિય છે, તેથી તે પુરુષ તૃષ્ણાથી રહિત હોવાથી ત્યક્તસર્વપરિગ્રહ છે. વિષયભોગના સાધનરૂપ જે ધનાદિ ઉપકરણ તે પરિગ્રહ કહેવાય છે; ને વિષયભોગના ઉપકરણરૂપ સર્વે પરિગ્રહનો જેણે ત્યાગ કર્યો છે, તે ત્યક્તસર્વપરિગ્રહ કહેવાય છે. આવો નિરાશી, ચિત્ત-

તથા ત્યક્તસર્વપરિગ્રહ સંન્યાસી, પ્રારબ્ધ કર્મની વશતાથી, શારીર કર્મને કરતાં છતાં કિલ્બિષને પ્રાપ્ત થતો નથી. શરીરની સ્થિતિમાત્ર જેમનું પ્રયોજન છે, એવાં જે, કંથા કૌપીનાદિના ગ્રહણરૂપ તથા ભિક્ષાટનાદિરૂપ કાયિક, વાચિક અને માનસિક કર્મો સંન્યાસી પ્રત્યે શાસ્ત્રે વિધાન કર્યાં છે. આ કર્મો શારીરકર્મ કહેવાય છે. કર્તૃત્વ અભિમાનથી રહિત થઇને અન્યારોપિત કર્તૃત્વરૂપવડે, શારીરકર્મોને કરનાર સંન્યાસી, ધર્મ-અધર્મના ફળભૂત અનિષ્ટ સંસારરૂપ કિલ્બિષને પ્રાપ્ત થતો નથી. જો કે પાપને જ કિલ્બિષ કહે છે, તોપણ પાપની જેમ સકામ પુણ્ય પણ અનિષ્ટ ફળનો જ હેતુ હોય છે, તેથી પુણ્ય પણ કિલ્બિષરૂપ જ છે.

(૧) કોઈ ટીકામાં શારીર શબ્દનો એવો અર્થ કર્યો છે કે, શરીરવડે જે કર્મ સિદ્ધ થાય છે, તે કર્મ શારીર કહેવાય છે. તેથી આ વ્યાખ્યાનમાં केवलं कर्म कुर्वन् એટલું વચનમાત્ર કહેવાથી જે અર્થ સિદ્ધ થાય છે, તેથી અધિક અર્થ શારીર શબ્દ કહેવાથી સિદ્ધ થતો નથી. તેથી ઇતરકર્મનો અવ્યાવર્ત્તક હોવાથી શારીર શબ્દ વ્યર્થ જ થશે. (૨) કોઇ ટીકાકાર જો એમ કહે કે, વાચિક તથા માનસિક કર્મની વ્યાવૃત્તિ કરવા વાસ્તે 'શારીર' શબ્દ છે, તો તેથી શારીર શબ્દ વ્યર્થ નથી તથા એ કથન પણ સંભવતું નથી. કારણ કે शारीरं केवलं कर्म એ વચનમાં રહેલો જે कर्म શબ્દ છે, તે कर्म શબ્દ વિહિત કર્મનો વાચક છે, અથવા વિહિત, નિષિદ્ધ તથા સાધારણ કર્મમાત્રનો વાચક છે. તેમાં कर्म શબ્દ વિહિતકર્મનો વાચક છે, એ પ્રથમ પક્ષનો જો અંગીકાર કરીએ, તો તે વચનનો એ અર્થ સિદ્ધ થાય છે કે, શાસ્ત્રવિહિત શારીર કર્મને કરનાર વિદ્વાન્ પુરુષ કિલ્બિષને પ્રાપ્ત થતો નથી. વિહિતકર્મ વિષે કિલ્બિષની હેતુતા ક્યાંય પણ પ્રાપ્ત નથી અને પ્રાપ્ત અર્થનો જ પ્રતિષેધ હોય છે, પણ અપ્રાપ્ત અર્થનો પ્રતિષેધ પણ હોતો નથી. તેથી અપ્રાપ્ત અર્થનું પ્રતિષેધક હોવાથી તે વચન અનર્થક થશે. શાસ્ત્રવિહિત શારીર કર્મને કરનાર વિદ્વાન્ પુરુષ કિલ્બિષને પ્રાપ્ત થતો નથી. એ કથનથી એ અર્થ સિદ્ધ થાય છે કે, શાસ્ત્રવિહિત વાચિક તથા માનસિક કર્મને કરનાર પુરુષ કિલ્બિષને પ્રાપ્ત થાય છે; તેથી એ વાત શાસ્ત્રથી વિરુદ્ધ જ છે. कर्म શબ્દ વિહિત, નિષિદ્ધ તથા સાધારણ કર્મનો વાચક છે. એ પ્રમાણે જો બીજા પક્ષનો અંગીકાર કરીએ, તો એ અર્થ સિદ્ધ થશે કે, શાસ્ત્રવિહિત તથા નિષિદ્ધ શારીર કર્મને કરનાર વિદ્વાન્ પુરુષ કિલ્બિષને પ્રાપ્ત થતો નથી. એ કથન પણ પૂર્વની જેમ અત્યંત વિરુદ્ધ જ છે. તેથી 'શારીર' શબ્દનું વ્યાખ્યાન અત્યંત અસંગત છે, કિન્તુ પૂર્વોક્ત વ્યાખ્યાન જ સમીચીન છે. ( ૨૧ )

અવતરણિકા:-જેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે એવા સંન્યાસીને શરીરની સ્થિતિ વિષે ઉપયોગી કર્મોની કર્ત્તવ્યતા પૂર્વ શ્લોકમાં કથન કરી હતી. તેમાં, અન્નવસ્ત્રાદિ વિના શરીરની સ્થિતિ જ સંભવતી નથી, તેથી યાચનાઆદિ પોતાના પ્રયત્નવડે પણ સંન્યાસીએ અન્નવસ્ત્રાદિને સંપાદન કરવાં, એ પ્રકારનો અર્થ પ્રાપ્ત થતાં, શ્રીભગવાન્ તે વિષે નિયમનું કથન કરે છેઃ-

> यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
> समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

શ્લોકાર્થ:-હે અર્જુન! જે પુરુષ યદૃચ્છા લાભવડે સંતુષ્ટ છે, દ્વંદ્વ ધર્મોથી રહિત છે, મત્સરથી રહિત છે તથા પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં સમાન છે તે પુરુષ ભિક્ષાટનાદિ કર્મને કરતો છતાં બંધને પ્રાપ્ત થતો નથી. ૨૨

ટીકા:-સંન્યાસીની પ્રત્યે શાસ્ત્રે વિધાન કરેલો, શરીરની સ્થિતિ માત્ર વિષે ઉપયોગી શાસ્ત્રવિહિત પ્રયત્નથી ભિન્ન જેટલા યાચના, કૃષિ, સેવા, વાણિજ્ય વગેરે પ્રયત્નો છે, જે

પ્રયત્નો સંન્યાસીની પ્રત્યે શાસ્ત્રે નિષેધ કર્યા છે, તે શાસ્ત્રનિષિદ્ધ પ્રયત્નો ન કરવા, તે યદૃચ્છા કહેવાય છે. યદૃચ્છાવડે શાસ્ત્રવિહિત અન્નઆદિ પદાર્થોના લાભવડે જે સંન્યાસી સંતુષ્ટ છે, અર્થાત્ તેથી અધિક પદાર્થોની તૃષ્ણાથી રહિત છે, તે સંન્યાસીનું નામ યદૃચ્છાલાભસંતુષ્ટ છે. શાસ્ત્રમાં भैक्ष्यं चरेत् એ વચનથી સંન્યાસીને ભિક્ષાનું વિધાન કરીને પશ્ચાત્ એ વચન કહ્યું છે– अयाचितमसंकॢप्तमुपपन्नं यदृच्छया–અર્થાત્–ભિક્ષાટન કરવાને વાસ્તે જે ઉદ્યમ છે, તે ઉદ્યમના પૂર્વ કાળમાં તે સંન્યાસીની પ્રત્યે કોઈ શ્રેષ્ઠ ગૃહસ્થે નિમંત્રણ કરેલું જે ભિક્ષાન્ન છે, તે ભિક્ષાન્ન (૧) અયાચિત કહેવાય છે. આ અયાચિત ભિક્ષાન્નને પણ સંન્યાસીએ ગ્રહણ કરવું અને સંકલ્પ વિના જ પાંચ ગૃહોથી અથવા સાત ગૃહોથી માધુકરી વૃત્તિથી પ્રાપ્ત થયેલું અન્ન (૨) અસંકલૃપ્ત કહેવાય છે. આ અસંકલૃપ્ત અન્નને પણ સંન્યાસીએ ગ્રહણ કરવું. વળી પોતાના પ્રયત્ન વિના જ તે સંન્યાસીની સમીપ ભક્તજનોએ પ્રાપ્ત કરેલું પકવઅન્ન (૩) ઉપપન્ન કહેવાય છે. એવા ઉપપન્ન અન્નને પણ સંન્યાસીએ ગ્રહણ કરવું. આ વાત અન્ય શાસ્ત્ર વિષે પણ કથન કરી છેઃ–माधुकरमसंकॢप्तं प्राक्प्रणीतमयाचितं। तात्कालिकोपपन्नं च भैक्ष्यं पंचविधं स्मृतम् ॥ અર્થાત્–માધુકર, પ્રાક્પ્રણીત, અયાચિત, તાત્કાલિક અને ઉપપન્ન એ પાંચ પ્રકારનું ભિક્ષાન્ન સંન્યાસીને વાસ્તે હોય છે. મનના સંકલ્પના અવિષયભૂત જે ત્રણ ગૃહ, પાંચ ગૃહ અથવા સાત ગૃહ છે, તે ગૃહોથી જે અન્ન પ્રાપ્ત થાય છે, તે માધુકર કહેવાય છે (૧). શયનમાંથી ઉત્થાનની પૂર્વે કોઈ ભક્તજને કરેલી જે ભિક્ષાન્નની પ્રાર્થના છે, તે ભિક્ષાન્ન પ્રાક્પ્રણીત કહેવાય છે (૨). ભિક્ષાટનના ઉદ્યમની પૂર્વે કોઈ ભક્તજને ભિક્ષાન્નનું નિમંત્રણ આપ્યું હોય, તો તે ભિક્ષાન્ન અયાચિત કહેવાય છે (૩). ભિક્ષાટનને વાસ્તે ઉદ્યમ કર્યા પછી કોઈ ભક્તજને ભિક્ષા વાસ્તે પ્રાર્થના કરી હોય તો તે ભિક્ષાન્ન તાત્કાલિક કહેવાય છે (૪). ભિક્ષાના સમયે પોતાના આસન ઉપર જ કોઈ ભક્તજન પકવ અન્ન લઈ આવે, તે અન્ન ઉપપન્ન કહેવાય છે (૫). ઈત્યાદિ શાસ્ત્રનાં વચનો સંન્યાસીની પ્રત્યે ભિક્ષાન્નના નિયમનું વિધાન કરતાં, યાચનાદિ પ્રયત્નોની નિવૃત્તિનું કથન કરે છે.

આ વાત મનુ ભગવાને પણ કહી છેઃ–न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्रांगविद्यया। नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित्॥ અર્થાત્–સંન્યાસીએ ઉત્પાતવડે, નિમિત્તવડે, નક્ષત્ર વિદ્યાવડે, અંગવિદ્યાવડે, અનુશાસનવડે તથા વાદવડે કદાચિત્ પણ ભિક્ષા ગ્રહણ કરવાની ઈચ્છા કરવી નહિ. અહીં ભૂકંપાદિનાં શુભ તથા અશુભ ફળનું કથન કરવું તે (૧) ઉત્પાત કહેવાય છે; ચક્ષુ આદિની સ્પંદરૂપ ક્રિયાનાં શુભ તથા અશુભ ફળનું કથન કરવું તે (૨) નિમિત્ત કહેવાય છે; અશ્વિની આદિ નક્ષત્રોનાં શુભ તથા અશુભ ફળનું કથન કરવું તે (૩) નક્ષત્રવિદ્યા કહેવાય છે; હસ્તાદિની રેખાઓનાં શુભ તથા અશુભ ફળનું કથન કરવું તે (૪) અંગવિદ્યા કહેવાય છે; "એ નીતિમાર્ગ આ પ્રકારનો છે. આ પ્રકારે તમારે નીતિમાર્ગ વિષે વર્તવું." આ પ્રકારનો ઉપદેશ (૫) અનુશાસન કહેવાય છે અને શાસ્ત્રના અર્થનું કથન કરવું તે (૬) વાદ કહેવાય છે. ઈત્યાદિ ઉપાયોવડે સંન્યાસીએ પોતાના શરીરનો નિર્વાહ કદાચિત્ પણ કરવો નહિ. કિન્તુ પૂર્વોક્ત રીતિથી ભિક્ષાન્નથી શરીરનો નિર્વાહ કરવો. यतयो भिक्षार्थं ग्रामं प्रविशंति ઈત્યાદિ શાસ્ત્રે વિધાન કરેલો તે શાસ્ત્રવિહિત પ્રયત્ન તો સંન્યાસીએ અવશ્ય કરવો. શાસ્ત્રવિહિત પ્રયત્નવડે પ્રાપ્ત થવા યોગ્ય અન્ન તથા વસ્ત્રાદિ પદાર્થ પણ શાસ્ત્રવડે નિયત જ પ્રાપ્ત થાય છે. તેથી શાસ્ત્રવિહિત પ્રયત્નવડે જે સંન્યાસીને શાસ્ત્રવિહિત અન્ન તથા વસ્ત્રાદિ પદાર્થોની પ્રાપ્તિ યદૃચ્છા લાભરૂપ જ છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કથન કરી છેઃ–(कौपीनयुगलं वासः कंथां शीतनिवारणीं पादुके चापि गृह्णीयात् कुर्यान्नान्यस्य संग्रहम् ॥) અર્થાત્ સંન્યાસીએ બે કૌપીન, કૌપીન ઉપર બાંધવા વાસ્તે એ કટીવસ્ત્રો, શીતની નિવૃત્તિ કરવા વાસ્તે કંબલાદિરૂપ કંથા તથા પાદુકા ગ્રહણ કરવી. એથી અધિક દ્રવ્યાદિ પદાર્થોનો સંગ્રહ કરવો નહિ. એ પ્રકારે બીજાં પણ વિધિ તથા નિષેધરૂપ વચનો જાણી લેવાં.

અર્જુને કરેલી શંકાઃ–"હે ભગવન્! યાચનાદિ પ્રયત્ન વિના અન્ન વસ્ત્રાદિ અપ્રાપ્ત થતાં, ક્ષુધા, શીત–ઉષ્ણ વગેરેવડે પીડિત થયલો સંન્યાસી કયે પ્રકારે જીવે?"

ભગવાને કરેલું સમાધાનઃ- द्वंद्वातीतः इति-હે અર્જુન! ક્ષુધા અને પિપાસા, શીત અને ઉષ્ણ, વાત અને વર્ષા ઈત્યાદિ સર્વ દ્વન્દ્વધર્મોથી સંન્યાસી રહિત છે. તાત્પર્ય એ છે કે, સમાધિ દશા વિષે તો બ્રહ્મવેત્તા સંન્યાસીને દ્વંદ્વ ધર્મ સ્ફુરણ જ થતો નથી. સમાધિથી વ્યુત્થાનદશાવિષે યદ્યપિ દ્વન્દ્વધર્મ સ્ફુરણ થાય છે, તથાપિ પરમાનંદરૂપ અદ્વિતીય, અકર્ત્તા, અભોક્તા આત્માના સાક્ષાત્કારવડે સર્વ દ્વન્દ્વધર્મનો બાધ થઈ જાય છે. તેથી બાધિત દ્વન્દ્વધર્મવડે હન્યમાન થયલો સંન્યાસી ચિત્તના ક્ષોભથી રહિત જ હોય છે. બ્રહ્મવેત્તા સંન્યાસી દ્વંદ્વધર્મોથી રહિત છે, માટે બ્રહ્મવેત્તા સંન્યાસી, અન્ય પુરુષને કોઈ વસ્તુની પ્રાપ્તિ વિષે તથા પોતાને કોઈ વસ્તુની અપ્રાપ્તિવિષે વિમત્સર છે. પરની ઉત્કૃષ્ટતાને નહિ સહન કરવાપૂર્વક જે પોતાની ઉત્કૃષ્ટતાની ઈચ્છા છે તે મત્સર કહેવાય છે. મત્સરથી જે રહિત હોય તે વિમત્સર છે. બ્રહ્મવેત્તા સંન્યાસી અદ્વિતીય આત્માના સાક્ષાત્કારવડે મત્સરથી રહિત છે, માટે બ્રહ્મવેત્તા સંન્યાસી યદૃચ્છાલાભની પ્રાપ્તિવિષે તથા અપ્રાપ્તિવિષે સમાન છે. અર્થાત્ યદૃચ્છાલાભની પ્રાપ્તિવિષે હર્ષથી રહિત છે અને અપ્રાપ્તિવિષે વિષાદથી રહિત છે. એવો બ્રહ્મવેત્તા સંન્યાસી પોતાના અનુભવવડે અકર્ત્તા જ છે. પરંતુ અન્ય પુરુષોએ તેનાવિષે આરોપણ કરેલું જે કર્તૃત્વ છે તે આરોપિત કર્તૃત્વવડે બ્રહ્મવેત્તા સંન્યાસી, શરીરની સ્થિતિમાત્રવિષે ઉપયોગી ભિક્ષાટનાદિ શાસ્ત્રવિહિત કર્મોને કરતાં છતાં પણ, બંધને પ્રાપ્ત થતો નથી. કારણ કે પૂર્વોક્ત જ્ઞાનરૂપ અગ્નિવડે બંધન હેતુરૂપ તેના અજ્ઞાનસહિત કર્મોનો દાહ થઈ ગયો હોય છે. (૨૨)

અવતરણિકાઃ—" હે ભગવન્! પૂર્વે આપે એમ કહ્યુ હતું કે,–જેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે તથા યદૃચ્છાલાભ વડે જેનું ચિત્ત સંતોષને પ્રાપ્ત થયું છે, એવા સંન્યાસીના માત્ર શરીરની સ્થિતિ વિષે ઉપયોગી ભિક્ષાટનાદિ કર્મો કરતાં છતાં પણ બ્રહ્મવેત્તા સંન્યાસી બંધને પ્રાપ્ત થતો નથી. આ આપના કથનથી એ અર્થ પ્રતીત થાય છે કે,–ગૃહસ્થાશ્રમમાં રહેલા જનક-અજાતશત્રુઆદિ બ્રહ્મવેત્તાઓનાં જે યજ્ઞાદિ કર્મો છે, તે યજ્ઞાદિ કર્મો અવશ્ય જનકાદિના બંધનાં હેતુ થશે " એવી અર્જુનને શંકા થતાં તે શંકાની નિવૃતિ કરવાને વાસ્તે શ્રીભગવાન્ त्यक्त्वा कर्मफलासंगं ઈત્યાદિ વચનવડે કથન કરેલા અર્થને હવે સ્પષ્ટ રીતે કથન કરે છેઃ—

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

શ્લોકાર્થઃ—જે વિદ્વાન્ પુરુષ ફળની અભિલાષાથી રહિત તથા અધ્યાસથી રહિત છે, જેનું ચિત્ત જ્ઞાન વિષે સ્થિત છે તથા જે યજ્ઞાદિના રક્ષણ વાસ્તે કર્માચરણ કરે છે, તે વિદ્વાન પુરુષના યજ્ઞાદિ કર્મ ફળસહિત નાશને પ્રાપ્ત થાય છે. ૨૩

ટીકાઃ—હે અર્જુન ! જે પુરુષ ગતસંગ છે અર્થાત્ સ્વર્ગાદિ ફળોની અભિલાષાથી રહિત છે તથા જે પુરુષ મુક્ત છે અર્થાત્ " હું કર્ત્તા છું-હું ભોક્તા છું " એ પ્રકારના કર્તૃત્વ-ભોક્તૃત્વ અધ્યાસથી રહિત છે તથા જે પુરુષ જ્ઞાનાવસ્થિત ચેતસ્ છે અર્થાત્ तत्त्वमसि આદિ મહાવાક્યોથી ઉત્પન્ન થતા નિર્વિકલ્પરૂપ જીવ—બ્રહ્મના અભેદ જ્ઞાનવિષે જેનું ચિત્ત અવસ્થિત થયું છે, તે સ્થિતપ્રજ્ઞ પુરુષ છે. અહીં गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः એ ત્રણ શબ્દોવડે વિદ્વાન્ પુરુષનાં ત્રણ વિશેષણો કથન કર્યા; તેમાં પૂર્વ પૂર્વ વિશેષણની સિદ્ધિવિષે ઉત્તર ઉત્તર વિશેષણ હેતુરૂપ છે. તેમ કરવાથી આ બે અનુમાન સિદ્ધ થાય છેઃ કર્તૃત્વ તથા

ભોક્તૃત્વ અધ્યાસથી રહિત હોવાથી વિદ્વાન્ પુરુષ ફળની અભિલાષારૂપ સંગથી રહિત છે. જે પુરુષ સંગથી રહિત ન હોય, તે પુરુષ અધ્યાસથી રહિત પણ હોતો નથી; જેમ કે અજ્ઞાની પુરુષ છે. સ્થિતપ્રજ્ઞ હોવાથી વિદ્વાન્ પુરુષ અધ્યાસથી રહિત છે. અધ્યાસથી રહિત પુરુષ સ્થિતપ્રજ્ઞ પણ હોતો નથી. જેમ કે અજ્ઞાની પુરુષ છે. બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ પણ, પ્રારબ્ધ કર્મને વશ રહીને વેદવિહિત યજ્ઞ-દાનાદિના સંરક્ષણ કરવાને વાસ્તે અર્થાત્ જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોમાં શ્રેષ્ઠાચારવડે લોકોની પ્રવૃત્તિ કરાવવા વાસ્તે અથવા यज्ञो वै विष्णुः ઈત્યાદિ વચનોમાં 'યજ્ઞ' શબ્દવડે કથન કરેલા જે વિષ્ણુ છે તે વિષ્ણુની પ્રસન્નતા વાસ્તે, જો કે યજ્ઞ-દાનાદિ કર્મોને કરે છે; છતાં વિદ્વાન્ પુરુષનાં યજ્ઞ-દાનાદિ સર્વ કર્મ સમગ્ર નાશને પ્રાપ્ત થાય છે. (અગ્ર એટલે ફળ; ફળરૂપ અગ્રની સહિત તે સમગ્ર કહેવાય છે.) અર્થાત્ તત્ત્વ સાક્ષાત્કારના બળથી, અવિદ્યારૂપ કારણની નિવૃત્તિ થતાં, વિદ્વાન્ પુરુષનાં ફળસહિત કર્મ નાશને જ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयंते इति-અર્થાત્-જેમ પ્રજ્વલિત અગ્નિમાં પ્રાપ્ત થયેલો ઈષીકાતૂલ નાશને પ્રાપ્ત થાય છે, તેમ બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષનાં સર્વ પુણ્ય તથા પાપ કર્મ, જ્ઞાનરૂપ અગ્નિવડે નાશને પ્રાપ્ત થાય છે. આ અર્થ શ્રીભગવાન્ પોતે જ ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा આ શ્લોકમાં કથન કરશે. (૨૩)

અવતરણિકા:—"હે ભગવન્! ક્રિયમાણ કર્મ ફળ ઉત્પન્ન કરીને કેવી રીતે નાશને પ્રાપ્ત થશે? અર્થાત્ ફળ આપ્યા વિના કર્મનો નાશ થશે નહિ. કારણ કે (नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि-અર્થાત્-ફળના ભોગવિના શુભ—અશુભ કર્મ, કલ્પકોટિ શત વર્ષોવડે પણ નાશને પ્રાપ્ત થતાં નથી.) ઈત્યાદિ વચનોમાં ફળના ભોગવિના કર્મોના નાશનો નિષેધ જ કર્યો છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્:-"બ્રહ્મ સાક્ષાત્કારવડે તે કર્મનાં કારણનો નાશ થવાથી કર્મ પણ નાશને જ પ્રાપ્ત થાય છે." એ બાબત હવે સમજાવે છે.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

શ્લોકાર્થ:-અર્પણ પણ બ્રહ્મ જ છે, હવિ પણ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તાએ કરેલ હોમ પણ બ્રહ્મ છે, હવનવડે પ્રાપ્ત થવા યોગ્ય સ્વર્ગાદિક પણ બ્રહ્મરૂપ છે તથા કર્મ વિષે બ્રહ્મ બુદ્ધિવાળા પુરુષનું ગંતવ્ય સ્થાન પણ પરમાનંદ સ્વરૂપ બ્રહ્મ જ છે. ૨૪

ટીકા:-કર્ત્તા, કર્મ, કરણ, સંપ્રદાન અને અધિકરણ એ પાંચ પ્રકારના કારકોવડે યજ્ઞાદિરૂપ ક્રિયા સિદ્ધ થાય છે. તેમાં ઈંદ્રાદિ દેવતાઓના ઉદ્દેશવડે ઘૃતાદિરૂપ દ્રવ્યનો ત્યાગ કરવો તે યાગ કહેવાય છે. આ યાગ ત્યાગ કરવા યોગ્ય ઘૃતાદિ દ્રવ્યનો અગ્નિ વિષે પ્રક્ષેપ કરવાથી હોમ કહેવાય છે. તેમાં ઉદ્દિશ્યમાન ઈંદ્રાદિ દેવતા સંપ્રદાન છે અને ત્યાગ કરવા યોગ્ય ઘૃતાદિને હવિષ્ કહેવામાં આવે છે. ઘૃતાદિરૂપ હવિષ્, ત્યાગ પ્રક્ષેપરૂપ ધાતુ અર્થના સાક્ષાત્ કર્મરૂપ છે; અને તેના ફળભૂત સ્વર્ગાદિક વ્યવહિત ભાવનાના કર્મરૂપ છે. અગ્નિવિષે ઘૃતાદિરૂપ હવિષના પ્રક્ષેપમાં, જુહુ આદિ હવિષના ધારક હોવાથી, કરણરૂપ છે; તથા ઈંદ્રાદિરૂપ અર્થની પ્રકાશતાવડે इंद्राय स्वाहा એ મંત્રાદિ પણ કરણરૂપ જ છે. એ પ્રકારે કારક અને જ્ઞાપક ભેદવડે કરણ બે પ્રકારનાં હોય છે. દેવતાના ઉદ્દેશવડે ઘૃતાદિ દ્રવ્યનો ત્યાગ તથા દ્રવ્યનો અગ્નિમાં પ્રક્ષેપ, એ બે પ્રકારની ક્રિયા થાય છે. તેમાં પ્રથમ ત્યાગરૂપ ક્રિયા વિષે તો યજમાન પુરુષ જ કર્ત્તા હોય છે; અને બીજી પ્રક્ષેપરૂપ ક્રિયાવિષે, યજમાન પુરુષે દક્ષિણા આપીને સ્થાપન કરેલો અધ્વર્યુ કર્ત્તા હોય છે. આહવનીયાદિ અગ્નિ હવિષના પ્રક્ષેપના ..
હોય છે. એ પ્રકારે દેશ-કાળાદિ સર્વ ક્રિયાઓની પ્રત્યે સાધારણ અધિકરણરૂપ જાણ

એ પ્રકારે જેટલા ક્રિયાકારક વ્યવહાર છે તે સર્વ બ્રહ્મના અજ્ઞાનવડે કલ્પિત છે. તેથી જેમ રજ્જુના અજ્ઞાનવડે કલ્પિત સર્પ, દંડ તથા માળાનો રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાનવડે બાધ થઈ જાય છે; તેમ અધિષ્ઠાન બ્રહ્મના સાક્ષાત્કારવડે, ક્રિયા—કારકાદિ સર્વ વ્યવહાર બાધને પ્રાપ્ત થાય છે તેથી વિદ્વાન્ પુરુષ વિષે, ક્રિયા—કારકાદિરૂપ વ્યવહારાભાસ, બાધિતાનુવૃત્તિવડે પ્રતીત થત દગ્ધપટની જેમ કોઈ ફળને ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી. આ પ્રકારના અર્થને શ્રીભગવાન્ આ શ્લોકવડે કથન કરે છે તથા 'બ્રહ્મદૃષ્ટિ જ સર્વ યજ્ઞરૂપ છે' એ પ્રકારે બ્રહ્મદૃષ્ટિની સ્તુતિ કરે છે.

હવે તે પ્રકાર દર્શાવે છેઃ-અર્પ્યતે અનેન તત્ અર્પણમ્-અર્થાત્-જે વડે ઘૃતાદિરૂપ હવિષ્ અગ્નિ વિષે અર્પણ કરવામાં આવે છે તે અર્પણ કહેવાય છે. આ પ્રકારની કરણવ્યુત્પત્તિવડે અર્પણ શબ્દ જુહૂઆદિ કરણોનો તથા મંત્રાદિ કરણોનો વાચક છે. અર્પ્યતે અસ્મૈ તત્ અર્પણમ્-અર્થાત્-ઘૃતાદિરૂપ હવિષ્ જેની પ્રત્યે અર્પણ કરીએ તે અર્પણ કહેવાય છે. આ પ્રકારની વ્યુત્પત્તિવડે અર્પણ શબ્દ ઇંદ્રાદિ દેવતારૂપ સંપ્રદાનનો વાચક છે. તેમ જ અર્પ્યતે અસ્મિન્ તત્ અર્પણમ્-અર્થાત્-ઘૃતાદિરૂપ હવિષ્ જેને વિષે અર્પણ કરીએ તે અર્પણ કહેવાય છે. આ પ્રકારની વ્યુત્પત્તિવડે અર્પણ શબ્દ દેશ-કાળાદિરૂપ અધિકરણનો વાચક છે. આ પ્રકારે એક જ અર્પણ શબ્દ કરણ, સંપ્રદાન અને અધિકરણ એ ત્રણ કારકોનો વાચક છે, તેથી જુહુ તથા મંત્રાદિરૂપ કરણ કારક, દેવતાદિરૂપ સંપ્રદાનકારક તથા દેશ-કાલાદિરૂપ અધિકરણકારક એ સર્વ બ્રહ્મ વિષે કલ્પિત હોવાથી બ્રહ્મરૂપ જ છે તાત્પર્ય એ છે કે, જેમ રજ્જુ વિષે કલ્પિત સર્પ તથા દંડાદિ, રજ્જુરૂપ અધિષ્ઠાનથી ભિન્નતાવડે અસત્ જ છે, તેમ કારક પણ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્નતાવડે અસત્ જ છે. યજમાનકર્તૃક ત્યાગરૂપ ક્રિયાના તથા અધ્વર્યુકર્તૃક પ્રક્ષેપરૂપ ક્રિયાના સાક્ષાત્ કર્મરૂપ ઘૃતાદિ હવિષ્ બ્રહ્મરૂપ જ છે. આહવનીયાદિ અગ્નિ વિષે ઘૃતાદિરૂપ હવિષ્ નાંખવામાં આવે છે. આ અગ્નિરૂપ અધિકરણકારક પણ બ્રહ્મરૂપ જ છે. યજમાને દેવતાના ઉદ્દેશવડે ઘૃતાદિરૂપ હવિષનો ત્યાગ કર્યો છે તથા જે અધ્વર્યુએ ઘૃતાદિરૂપ હવિષનો અગ્નિ વિષે પ્રક્ષેપ કર્યો છે, તે યજમાનરૂપ કર્ત્તાકારક તથા અધ્વર્યુરૂપ કર્ત્તાકારક બન્ને બ્રહ્મરૂપ જ છે. હુતં શબ્દવડે કથન કરેલો ત્યાગ ક્રિયારૂપ તથા પ્રક્ષેપરૂપ હવન છે આ ક્રિયારૂપ હવન પણ બ્રહ્મરૂપ જ છે. આ હવનરૂપ ક્રિયાવડે પ્રાપ્ત થવા યોગ્ય સ્વર્ગાદિરૂપ કર્મકારક પણ બ્રહ્મરૂપ જ છે. આ પ્રકારે કર્મ વિષે બ્રહ્મદૃષ્ટિરૂપ સમાધિ જેને છે, તે કર્મસમાધિવાળો કહેવાય છે.

આ રીતે કર્મોનું અનુષ્ઠાન કરનાર બ્રહ્મવેત્તા પુરુષે પણ પરમાનન્દસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મ જ ગંતવ્ય છે. અહીં कर्मसमाधिना એ શબ્દની પછી ब्रह्म गंतव्यं એ બન્ને શબ્દોનો, પૂર્વવાક્યથી અનુષંગ કરવો. અથવા अर्प्यते अस्मै फलाय तत् अर्पणम्-અર્થાત્-જે ફળની પ્રાપ્તિને વાસ્તે હવિષ્ અર્પણ કરીએ તે અર્પણ કહેવાય છે. આ પ્રકારની વ્યુત્પત્તિવડે 'અર્પણ' શબ્દથી જ સ્વર્ગાદિ ફળોનો પણ અર્થ ગ્રહણ કરવો. गंतव्यं શબ્દથી સ્વર્ગાદિનું ગ્રહણ કરવું નહિ. ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्मसमाधिना એ શ્લોકનો ઉત્તરાર્દ્ધ જ્ઞાનના ફળનું કથન કરવા વાસ્તે જ છે. એ જ વ્યાખ્યાન સમીચીન છે. તેમાં આ બીજા વ્યાખ્યાનમાં ब्रह्मकर्मसमाधिना એ એક જ સમસ્ત પદ છે. અથવા ब्रह्मैव तेन એમાં રહેલ ब्रह्म શબ્દનો, પૂર્વ हुत એ શબ્દની સાથે અન્વય કરવો. ब्रह्मकर्मसमाधिना એમાં રહેલા ब्रह्म શબ્દનો गंतव्यम् શબ્દની સાથે અન્વય કરવો. તેથી ब्रह्म અને कर्मसमाधिना એ બન્ને શબ્દો ભિન્ન ભિન્ન જ છે. આ બીજા વ્યાખ્યાનમાં પૂર્વ વ્યાખ્યાનની માફક ब्रह्म અને गंतव्यम् એ બન્ને શબ્દોના અનુષંગરૂપ કલેશની પ્રાપ્તિ થતી નથી. અહીં ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्मसमाधिना એ વચનવડે શ્રીભગવાને બ્રહ્મવેત્તા પુરુષને જે બ્રહ્મની પ્રાપ્તિ કથન કરી છે, તે 'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારના અભેદરૂપવડે બ્રહ્મની પ્રાપ્તિ કથન

કરી છે; કાંઈ સ્વર્ગાદિની માફક ભિન્ન રૂપવડે અથવા સ્વામીસેવક ભાવવડે પ્રાપ્તિ કથન કરી નથી. શ્રુતિ કહે છે કે ब्रह्मवेद ब्रह्मैव भवति इति-અર્થ-બ્રહ્મને જાણનાર પુરુષ બ્રહ્મરૂપ જ હોય છે. આ કારણથી બ્રહ્મવેત્તા પુરુષ સ્વર્ગાદિ તુચ્છ ફળોને પ્રાપ્ત થતો નથી. કારણ કે બ્રહ્મવેત્તા પુરુષના, બ્રહ્મવિદ્યાવડે, અવિદ્યાકૃત સર્વ કારક વ્યવહાર નાશને પ્રાપ્ત થયા છે. આ વાત વાર્તિક ગ્રંથના કર્ત્તા સુરેશ્વરાચાર્યે પણ નીચે પ્રમાણે કથન કરી છેઃ—

"कारकव्यवहारे हि शुद्धं वस्तु न वीक्ष्यते । शुद्धे वस्तुनि सिद्धे च कारकव्यापृतिः कुतः ॥ અર્થ—કર્ત્તા-કર્માદિ કારકોનો વ્યવહાર થતાં આત્મારૂપ શુદ્ધ વસ્તુ દેખવામાં આવતી નથી. શુદ્ધ વસ્તુનો સાક્ષાત્કાર થતાં કારકોનો વ્યાપાર થતો નથી." કોઈ ટીકાકારે તો આ શ્લોકનું એવું વ્યાખ્યાન કર્યું છે કે-જેમ નામ, વાક્, મન ઈત્યાદિના સ્વરૂપનો બાધ ન કરીને, નામાદિ વિષે શ્રુતિએ બ્રહ્મદષ્ટિનું વિધાન કર્યું છે, તેમ અહીં શ્રીભગવાને પણ અર્પણાદિ કારકોના સ્વરૂપનો બાધ ન કરીને, અર્પણાદિ કારકો વિષે બ્રહ્મદૃષ્ટિનું વિધાન કર્યું છે. આ વ્યાખ્યાનનું, શ્રીભાષ્યકારોએ, તાત્પર્યના નિશ્ચયાત્મક ઉપક્રમાદિનો વિરોધ કરીને તથા "બ્રહ્મવિદ્યાના પ્રકરણમાં સંપત્ ઉપાસનાની પ્રાપ્તિ જ નથી." ઈત્યાદિ યુક્તિઓવડે, વિસ્તારથી ખંડન કર્યું છે. (૨૪)

અવતરણિકા:-પૂર્વે ब्रह्मार्पणं આ મંત્રરૂપ શ્લોકમાં સર્વત્ર બ્રહ્મદૃષ્ટિરૂપ સમ્યક્ દર્શનની યજ્ઞરૂપવડે સ્તુતિ કથન કરી. હવે સમ્યક્ દર્શનની પુનઃ સ્તુતિ કરવા વાસ્તે શ્રીભગવાન્ બીજા યજ્ઞોનું પણ કથન કરે છેઃ—

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

શ્લોકાર્થ:-બીજા કર્મી પુરુષો દૈવ યજ્ઞને જ સર્વદા કરે છે તથા બીજા તત્ત્વવેત્તા પુરુષો બ્રહ્મરૂપ અગ્નિ વિષે આત્માનો આત્મારૂપે કરી હોમ કરે છે. ૨૫

ટીકા:-હે અર્જુન ! ઇંદ્ર, અગ્નિ, વાયુ આદિ દેવતાને જે કર્મવડે સંતુષ્ટ કરવામાં આવે છે, તેનું નામ દૈવ કર્મ છે. એવું દર્શ, પૂર્ણમાસ, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કર્મ છે. દૈવ યજ્ઞ જ બીજા કર્મી પુરુષો સર્વદા કરે છે. કર્મી પુરુષો જ્ઞાનયજ્ઞ કદાચિત્ પણ કરતા નથી. આ પ્રમાણે કર્મયજ્ઞનું કથન કરીને, અંતઃકરણની શુદ્ધિદ્વારા કર્મયજ્ઞના ફળભૂત જ્ઞાનયજ્ઞનું શ્રીભગવાન્ કથન કરે છે-ब्रह्माग्नौ इति-હે અર્જુન ! સત્ય, જ્ઞાન, અનંત, આનંદરૂપ તથા સર્વ વિશેષોથી રહિત તત્પદાર્થરૂપ બ્રહ્મ છે. આ બ્રહ્મ જ, જ્ઞાત થયેલાં સર્વ કર્મોનો દાહક હોવાથી, અગ્નિની પેઠે અગ્નિરૂપ છે. તત્પદાર્થ બ્રહ્મરૂપ અગ્નિવિષે, બીજા તત્ત્વવેત્તા સંન્યાસી, त्वं પદાર્થરૂપ પ્રત્યક્ આત્માનો અભિન્નરૂપવડે હોમ કરે છે. અર્થાત્ त्वं પદાર્થરૂપ પ્રત્યક્ આત્માને બ્રહ્મરૂપે દેખે છે. અહીં यज्ञेनैव એમાં રહેલો एव જીવ તથા બ્રહ્મના ભેદની નિવૃત્તિ કરવા વાસ્તે છે. અહીં જીવ તથા બ્રહ્મના અભેદ જ્ઞાનને યજ્ઞરૂપે સંપાદન કરીને श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः ઈત્યાદિ વચનોવડે જ્ઞાનયજ્ઞની સ્તુતિ કરવા વાસ્તે, જ્ઞાનયજ્ઞના સાધનરૂપ યજ્ઞોમાં, શ્રીભગવાને જ્ઞાનયજ્ઞ કથન કર્યો છે. (૨૫)

અવતરણિકા:—શ્રીભગવાને મુખ્ય યજ્ઞ તથા ગૌણ યજ્ઞ એ બે યજ્ઞનું કથન કર્યું. હવે વેદમાં જેટલાં શ્રેયનાં સાધનો કથન કર્યાં છે, તે સર્વ સાધનો શ્રીભગવાન્ યજ્ઞરૂપે પ્રતિપાદન કરે છેઃ—

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

શ્લોકાર્થ:--બીજા પુરુષો શ્રોત્રાદિક ઇન્દ્રિયોનો સંયમરૂપ અગ્નિ વિષે હોમ કરે છે તથા કેટલાક અન્ય પુરુષો શબ્દાદિક વિષયોને શ્રોત્રાદિક ઇન્દ્રિયરૂપ અગ્નિમાં હોમ કરે છે. ૨૬

ટીકા:—હે અર્જુન ! યમ, નિયમ, આસન અને પ્રાણાયામ એ ચારેને સિદ્ધ કરીને કેવળ પ્રત્યાહાર પરાયણ અધિકારી પુરુષો શ્રોત્રાદિ પંચ જ્ઞાનેન્દ્રિયોને, પોતપોતાના શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરીને, સંયમરૂપ અગ્નિવિષે હોમ કરે છે. અહીં त्रयमेकत्र संयमः આ પતંજલિ ભગવાનના સૂત્રમાં એક વસ્તુને વિષય કરનાર ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેનું સંયમ શબ્દવડે કથન કર્યું છે. તેમાં હૃદયકમળાદિક સ્થાનોમાં ચિરકાળ સૂધી મનનું સ્થાપન કરવું તે ધારણા કહેવાય છે. એક સ્થાનમાં ધારણ કરેલા ચિત્તનો, ઉત્તર-ઉત્તર વિજાતીય વૃત્તિઓએ કરેલા વ્યવધાન સહિત, ભગવત્ આકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ ધ્યાન કહેવાય છે. ચિત્તના, વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત, કેવળ ભગવત્ આકાર-સજાતીય વૃત્તિઓનો પ્રવાહ સમાધિ કહેવાય છે. સમાધિ પણ ચિત્તની ભૂમિકાઓના ભેદવડે બે પ્રકારની હોય છે. એક તો સંપ્રજ્ઞાત નામે સમાધિ હોય છે અને બીજી અસંપ્રજ્ઞાત નામે સમાધિ હોય છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, અને નિરુદ્ધ એ પાંચ ભૂમિકા ચિત્તની હોય છે. ભૂમિકાઓ એટલે અવસ્થાવિશેષ. રાગ દ્વેષાદિની વશતાથી વિષયોમાં અત્યંત અભિનિવેશવાળું ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે. નિદ્રાતન્દ્રાદિવડે ગ્રસ્ત થયલું ચિત્ત મૂઢ કહેવાય છે. સર્વ કાળે વિષયોમાં આસક્ત છતાં પણ જે ચિત્ત કદાચિત્ દૈવયોગથી ધ્યાનનિષ્ઠ હોય છે તે ચિત્ત ક્ષિપ્તથી શ્રેષ્ઠ હોવાથી વિક્ષિપ્ત કહેવાય છે. ક્ષિપ્ત ચિત્તમાં તથા મૂઢ ચિત્તમાં સમાધિ હોવાની શંકા જ થતી નથી. વિક્ષિપ્ત ચિત્તમાં તો કદાચિત્ સમાધિ થાય પણ ખરી, પરંતુ વિક્ષેપની પ્રધાનતાથી તે સમાધિ યોગપક્ષવિષે વર્તતી નથી, કિન્તુ જેમ મહાન્ પવનવડે વિક્ષિપ્ત થયેલો દીપક પોતે જ નાશ પામી જાય છે, તેમ કદાચિત્ તે સમાધિ પણ પોતાની મેળે જ નાશને પ્રાપ્ત થાય છે. ચિત્તમાં એક વસ્તુને વિષય કરનારી ધારાવાહિક વૃત્તિઓનું જે સામર્થ્ય છે તે એકાગ્ર કહેવાય છે. તેમાં સત્ત્વગુણની વૃદ્ધિવડે તમોગુણકૃત તન્દ્રાદિરૂપ લયનો અભાવ થતાં આમાકાર વૃત્તિ થાય છે. આત્માકાર વૃત્તિ, રજોગુણકૃત ચંચલતારૂપ વિક્ષેપના અભાવથી, એક વસ્તુવિષયક જ થાય છે. આ પ્રકારે શુદ્ધ સત્ત્વગુણ થતાં જ ચિત્ત એકાગ્ર થાય છે. એકાગ્ર ચિત્તમાં જ સંપ્રજ્ઞાત નામની સમાધિ થાય છે. સંપ્રજ્ઞાત નામની સમાધિમાં ધ્યેયાકાર વૃત્તિ પણ પ્રતીત થાય છે. જે કાળે તે ધ્યેયાકાર વૃત્તિ નિરોધને પ્રાપ્ત થાય છે, તે કાળે ચિત્ત નિરુદ્ધ કહેવાય છે. નિરુદ્ધ ચિત્તમાં અસંપ્રજ્ઞાત નામે સમાધિ થાય છે. એ જ અસંપ્રજ્ઞાત સમાધિ સર્વ સુખોથી વિરક્ત યોગી પુરુષનો દૃઢ ભૂમિકારૂપ થયલો ધર્મમેઘ કહેવાય છે. આ પ્રકારે અનેકરૂપે ધારણાદિ સંયમોના ભેદ છે. તેથી संयमाग्निषु આ વચનમાં શ્રીભગવાને બહુ વચન કથન કર્યું છે. આવા સંયમરૂપ અગ્નિઓ વિષે કોઈક અધિકારી પુરુષ શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો હોમ કરે છે; અર્થાત્ ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેની સિદ્ધિવાસ્તે શ્રોત્રાદિ ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પ્રત્યાહરણ કરે છે. પોતપોતાના વિષયોમાંથી નિગ્રહને પ્રાપ્ત થયલી ઇંદ્રિયો ચિત્તરૂપ જ થાય છે. તેને જ શાસ્ત્રમાં પ્રત્યાહાર કહેવામાં આવે છે. પ્રત્યાહારની પછી વિક્ષેપના અભાવથી તે ચિત્ત ધારણાદિને સંપાદન કરે છે. એટલા કથનથી પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં ચાર અંગો કથન કર્યાં, તેમ કરીને સમાધિ અવસ્થામાં સર્વ ઇંદ્રિયજન્ય વૃત્તિઓના નિરોધને યજ્ઞરૂપે વર્ણન કર્યો.

હવે "સમાધિમાંથી વ્યુત્થાન દશામાં, રાગદ્વેષથી રહિત થઇને જે શાસ્ત્રવિહિત વિષયોનો ભોગ છે તે પણ એક યજ્ઞરૂપ જ છે" એ અર્થ શ્રીભગવાન કથન કરે છે-शब्दादीन् विषयानन्ये इन्द्रियाग्निषु जुह्वति इति-હે અર્જુન! સમાધિમાંથી વ્યુત્થાનને પ્રાપ્ત થયેલા યોગી પુરુષો રાગદ્વેષથી

રહિત થઈને વ્યુત્થાનકાળે શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે, શાસ્ત્રથી અવિરુદ્ધ શબ્દાદિ વિષયોને ગ્રહણ કરે છે તથા તે જ શ્રોત્રાદિ ઇંદ્રિયો વિષે શબ્દાદિ વિષયોનો હોમ કરે છે. (૨૬)

અવતરણિકાઃ—આ પૂર્વ શ્લોકમાં, પાતંજલ મતને અનુસરીને લયપૂર્વક સમાધિરૂપ તથા સમાધિમાંથી વ્યુત્થાનદશારૂપ, એ બન્ને યજ્ઞોનું કથન કર્યું. હવે આ શ્લોકમાં બ્રહ્મવાદી પુરુષોના મતને અનુસરીને સર્વ સાધનોના ફળરૂપ તથા કારણના નાશવડે વ્યુત્થાનથી રહિત એવા નિરોધપૂર્વક સમાધિરૂપ યજ્ઞાંતરને શ્રીભગવાન્ કથન કરે છેઃ—

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७॥

શ્લોકાર્થઃ-વળી કેટલાક અધિકારી તો સર્વ ઇન્દ્રિયોના કર્મને તથા પ્રાણનાં સર્વ કર્મોને જ્ઞાનવડે દીપિત આત્મસંયમ યોગરૂપ અગ્નિમાં હોમ કરે છે. ૨૭

ટીકાઃ-સમાધિ બે પ્રકારની હોય છે. એક લયપૂર્વક સમાધિ· અને બીજી બાધપૂર્વક સમાધિ. તેમાં तदनन्यत्वमारंभणशब्दादिभ्यः આ સૂત્રમાં શ્રીવ્યાસ ભગવાને કારણથી ભિન્ન કરીને કાર્યનું અસત્ત્વ કથન કર્યું છે. તેથી પંચીકૃત પંચભૂતોનું વ્યષ્ટિરૂપ કાર્ય, સમષ્ટિરૂપ વિરાટનું કાર્ય હોવાથી, વિરાટ્‌રૂપ કારણથી ભિન્ન નથી. સમષ્ટિરૂપ પંચીકૃત પંચભૂતાત્મક કાર્ય પણ અપંચીકૃત પંચમહાભૂતોના કાર્યરૂપ હોવાથી, અપંચીકૃત પંચમહાભૂતરૂપ કારણથી ભિન્ન નથી. પંચભૂતોમાં પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ ગુણોવાળી પૃથિવી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આ ચાર ગુણોવાળા જળનું કાર્ય હોવાથી જળરૂપ કારણથી ભિન્ન નથી તથા ચાર ગુણોવાળું જળ પણ શબ્દ, સ્પર્શ, રૂપ એ ત્રણ ગુણોવાળા તેજનું કાર્ય હોવાથી, તેજ-રૂપ કારણથી ભિન્ન નથી. ત્રણ ગુણોવાળું તેજ પણ શબ્દ તથા સ્પર્શ એ બે ગુણોવાળા વાયુનું કાર્ય હોવાથી, વાયુરૂપ કારણથી ભિન્ન નથી. અને બે ગુણવાળો વાયુ પણ એક શબ્દ ગુણવાળા આકાશનું કાર્ય હોવાથી આકાશરૂપ કારણથી ભિન્ન નથી. શબ્દ ગુણવાળું આકાશ પણ, बहुस्यां એ શ્રુતિએ કથન કરેલા પરમેશ્વરના સંકલ્પરૂપ અહંકારનું કાર્ય હોવાથી અહંકારરૂપ કારણથી ભિન્ન નથી. વળી સંકલ્પરૂપ અહંકાર પણ, तदैक्षत એ શ્રુતિએ કથન કરેલા માયા ઇક્ષણરૂપ મહત્તત્ત્વનું કાર્ય હોવાથી, મહત્તત્ત્વરૂપ કારણથી ભિન્ન નથી. ઈક્ષણરૂપ મહત્તત્ત્વ પણ માયાનું પરિણામ હોવાથી તે માયારૂપ કારણથી ભિન્ન નથી. વળી માયારૂપ કારણ પણ જડરૂપ હોવાથી ચૈતન્યરૂપ બ્રહ્મવિષે અધ્યસ્ત છે, તેથી ચૈતન્ય બ્રહ્મથી માયારૂપ કારણ ભિન્ન નથી. આ પ્રકારે નિરંતર ચિંતન કરીને, કાર્ય–કારણરૂપ સર્વ પ્રપંચો વિદ્યમાન હોતાં પણ જે ચૈતન્ય બ્રહ્મ માત્ર વિષયક સમાધિ તે લયપૂર્વક સમાધિ કહેવાય છે. લય-પૂર્વક સમાધિ વિષે અધિકારી પુરુષને, तत्त्वमसि આદિ વેદાંત મહાવાકયોના અર્થનું જ્ઞાન હોતું નથી. તેથી કાર્ય સહિત અવિદ્યાનો નાશ થયલો હોતો નથી. કિન્તુ અવિદ્યા લયના ચિંતન કાળે વિદ્યમાન જ છે. અવિદ્યા વિદ્યમાન હોતાં અવિદ્યારૂપ કારણથી પુનઃ સંસારરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે. તેથી લયપૂર્વક સમાધિ સુષુપ્તિની માફક સબીજ સમાધિ છે, પણ મુખ્ય નિર્બીજ સમાધિ નથી. જે કાળે तत्त्वमसि આદિ મહાવાકયજન્ય સાક્ષાત્કારવડે અવિદ્યાની નિવૃત્તિ થાય છે તથા ઉત્પત્તિ ક્રમથી અવિદ્યાના મહત્તત્ત્વાદિ સર્વ કાર્યોની નિવૃત્તિ થાય છે, તેમ જ તત્ત્વસાક્ષાત્કારવડે એકવાર નાશને પ્રાપ્ત થયલી અનાદિ વિદ્યા પુનઃ કદાચિત્ પણ ઉત્થાનને પ્રાપ્ત થતી નથી તથા તે અવિદ્યાનું કાર્ય પણ પુનઃ ઉત્થાનને પ્રાપ્ત થતું નથી, તે કાળે વિદ્વાન્

પુરુષને મુખ્ય નિર્બીજ બાધપૂર્વક સમાધિ થાય છે. બાધપૂર્વક સમાધિ જ આ શ્લોકવડે શ્રી ભગવાને કથન કરી છે.

આ પ્રમાણે આંતર અને બાહ્ય એવા ભેદવડે ઇંદ્રિય બે પ્રકારની હોય છેઃ-તેમાં શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય તથા વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ એ પાંચ કર્મેન્દ્રિય, એ પ્રમાણે દશ ઇંદ્રિયો બાહ્ય ઇંદ્રિય કહેવાય છે અને મન તથા બુદ્ધિ એ બે આંતર ઇંદ્રિય કહેવાય છે. બાહ્ય અને આંતર સર્વ ઇંદ્રિયોનાં જેટલાં સ્થૂલરૂપ તથા સંસ્કારરૂપ કર્મો છે તે સઘળાં નીચે પ્રમાણે છેઃ-શબ્દનું શ્રવણ શ્રોત્ર ઇંદ્રિયનું કર્મ છે; સ્પર્શનું ગ્રહણ ત્વક્ ઇંદ્રિયનું કર્મ છે; રૂપનું દર્શન ચક્ષુ ઇંદ્રિયનું કર્મ છે; રસનું ગ્રહણ રસન ઇંદ્રિયનું કર્મ છે; ગંધનું ગ્રહણ ઘ્રાણ ઇંદ્રિયનું કર્મ છે; વચનનું ઉચ્ચારણ વાક્ ઇંદ્રિયનું કર્મ છે; વસ્તુનું ગ્રહણ પાણિ ઇંદ્રિયનું કર્મ છે; ગમનાગમન પાદ ઇંદ્રિયનું કર્મ છે; વિષયાનંદ ઉપસ્થ ઇંદ્રિયનું કર્મ છે; મળનો પરિત્યાગ પાયુ ઇંદ્રિયનું કર્મ છે; સંકલ્પ મનનું કર્મ છે; નિશ્ચય બુદ્ધિનું કર્મ છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આ પાંચ પ્રાણોનાં સઘળાં કર્મો નીચે પ્રમાણે છેઃ-બહિર્ગમન પ્રાણનું કર્મ છે; અધોગમન અપાનનું કર્મ છે; હસ્ત-પાદાદિ અંગોનું આકુંચન તથા પ્રસારણ વગેરે વ્યાનનાં કર્મો છે; ભોજન કરેલા અન્ન અને જળનું સમાન કરવું સમાનનું કર્મ છે; અને ઉર્ધ્વગમન એ ઉદાનનું કર્મ છે. એ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ અને મન તથા બુદ્ધિ, એ સપ્તદશ તત્ત્વોના સમુદાયરૂપ લિંગ શરીરનું કથન કર્યું. "આ સૂક્ષ્મ શરીર વિશે પણ સૂક્ષ્મ ભૂતોના સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ જ વિવક્ષિત છે," એ અર્થ જણાવવાને વાસ્તે શ્રીભગવાને ઇંદ્રિયોનાં કર્મોનું તથા પ્રાણોનાં કર્મોનું सर्वाणि એ વિશેષણવડે કથન કરેલું છે. એવા સપ્તદશ તત્ત્વરૂપ લિંગ શરીરનો હોમ અન્ય કોઈ વિદ્વાન્ પુરુષ, આત્મસંયમ યોગાગ્નિ વિષે કરે છે. આત્માને વિષય કરનારા ધારણા, ધ્યાન એ સંપ્રજ્ઞાત સમાધિરૂપ સંયમનો પરિપાક થવાથી સિદ્ધ થયલો નિરોધ સમાધિરૂપ યોગ છે, તે આત્મસંયમ યોગ કહેવાય છે. આવા નિરોધ સમાધિરૂપ યોગને પતંજલિ ભગવાને પણ યોગસૂત્રોમાં કથન કરેલો છે– व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः इति-અર્થાત્-ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓ વ્યુત્થાન કહેવાય છે. વ્યુત્થાનના સંસ્કાર સમાધિના વિરોધી હોય છે. વિરોધી સંસ્કાર, યોગી પુરુષના પ્રયત્નવડે દિવસે દિવસે તથા ક્ષણે ક્ષણે અભિભવને પ્રાપ્ત થાય છે. અને વ્યુત્થાન સંસ્કારના વિરોધીરૂપ જે નિરોધનો સંસ્કાર છે તે દિવસે દિવસે તથા ક્ષણે ક્ષણે પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી નિરોધ માત્ર ક્ષણની સાથે જે ચિત્તનો અન્વય છે તે નિરોધપરિણામ કહેવાય છે. નિરોધપરિણામનાં ફળને પતંજલિ ભગવાને યોગસૂત્રોમાં નીચે પ્રમાણે કથન કરેલ છેઃ-तस्य प्रशांतवाहितासंस्कारादिति-અર્થાત્-નિરોધપરિણામની પછી નિરોધ સંસ્કારોની દૃઢતાવડે ચિત્તને પ્રશાંતવાહિતા થાય છે. અર્થાત્ તમોગુણ તથા રજોગુણ એ બન્ને ગુણોનો નાશ થયા પછી, લયવિક્ષેપ હોવાથી રહિતપણાવડે શુદ્ધ સત્ત્વરૂપ ચિત્ત પ્રશાંત કહેવાય છે. વળી પૂર્વ પૂર્વ પ્રશમના સંસ્કારોની બાહુલ્યતાવડે થનારી અધિકતા પ્રશાંતવાહિતા કહેવાય છે. નિરોધ સમાધિના કારણને પણ પતંજલિ ભગવાને યોગસૂત્રમાં નીચે પ્રમાણે કથન કરેલ છેઃ-विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः इति-અર્થાત્-વૃત્તિની ઉપરામતારૂપ વિરામનો જે પ્રત્યય એટલે કારણ છે અર્થાત્ વૃત્તિની ઉપરામતા વાસ્તે પુરુષના પ્રયત્નનો જે પુનઃ પુનઃ સંપાદનરૂપ અભ્યાસ છે, તે અભ્યાસજન્ય સંપ્રજ્ઞાત સમાધિથી વિલક્ષણ અસંપ્રજ્ઞાત સમાધિ હોય છે. આ પ્રકારનો નિરોધ સમાધિરૂપ આત્મસંયમયોગ અગ્નિરૂપ છે. તે આત્મસંયમયોગરૂપ અગ્નિ જ્ઞાનવડે દીપિત છે, અર્થાત્ વેદાંતવાક્યથી ઉત્પન્ન થયેલા બ્રહ્મ સાક્ષા-

સ્કારવડે કાર્યસહિત અવિદ્યાના નાશદ્વારા અત્યંત ઉજ્જ્વલિત છે. એવી જ્ઞાનવડે દીપિત આત્મસંયમ યોગાગ્નિરૂપ બાધપૂર્વક સમાધિ વિષે અન્ય કોઈ વિદ્વાન્ પુરુષ સમષ્ટિ લિંગ શરીરનો હોમ કરે છે, અર્થાત્ તે સમાધિ વિષે લિંગ શરીરનું પ્રવિલાપન કરે છે. અહીં सर्वाणि आत्मज्ञानदीपिते એ ત્રણ વિશેષણો કહીને તથા अग्नौ એ એક વચન કહીને, પૂર્વે કથન કરેલા યજ્ઞથી આ યજ્ઞમાં વિલક્ષણતા સૂચન કરી છે. તેથી અહીં પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. (૨૭)

અવતરણિકાઃ—પૂર્વે दैवमेवापरे यज्ञं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાને પાંચ યજ્ઞોનું કથન કર્યું. હવે આ એક જ શ્લોકવડે શ્રીભગવાન ષટ્ યજ્ઞોનું કથન કરે છે.

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।**

**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः शंसितव्रताः ॥ २८ ॥**

શ્લોકાર્થ:—કેટલાક અધિકારી પુરુષ દ્રવ્યના ત્યાગરૂપ યજ્ઞને કરે છે, કેટલાક અધિકારી પુરુષ તપરૂપ યજ્ઞને કરે છે, કેટલાક અધિકારી યોગરૂપ યજ્ઞને કરે છે, કેટલાક અધિકારી વેદાભ્યાસ રૂપ યજ્ઞને તથા જ્ઞાનરૂપ યજ્ઞને કરે છે તથા કેટલાક યત્નશીલ પુરુષ અત્યંત દૃઢવ્રતરૂપ યજ્ઞને કરે છે. ૨૮

ટીકા:—હે અર્જુન ! શાસ્ત્રની વિધિ પ્રમાણે દ્રવ્યના ત્યાગરૂપ યજ્ઞને જે કરે છે તે અધિકારી પુરુષો દ્રવ્યયજ્ઞવાળા કહેવાય છે; અર્થાત્ પૂર્ત દત્ત નામનાં સ્માર્ત કર્મને કરનાર પુરુષો દ્રવ્યયજ્ઞવાળા કહેવાય છે. પૂર્ત અને દત્ત એ બન્ને કર્મોનું સ્વરૂપ સ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—वापीकूपतडागादिदेवतायतनानि च । अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥ शरणागतसंत्राणं भूतानां चाप्यहिंसनम् ॥ बहिर्वेदि च यद्दानं दत्तमित्यभिधीयते ॥ અર્થાત્—વાવ બનાવવી, કૂપ ખોદાવવો, તળાવ બનાવવું, વિષ્ણુ તથા શિવાદિ દેવતાઓનાં મંદિર બનાવવાં, ક્ષુધાતુર પ્રાણીઓને અન્નપ્રદાન કરવું, લોકોના નિવાસ સુખને માટે ધર્મશાળા તથા બગીચા બનાવવા ઇત્યાદિ સર્વ કર્મ પૂર્ત કહેવાય છે. શરણાગત પ્રાણીઓની રક્ષા કરવી, કોઈ પણ ભૂતપ્રાણીની હિંસા ન કરવી તથા વેદીથી બાહ્ય જે દાન તે સર્વ કર્મ દત્ત કહેવાય છે. આ પ્રકારનાં પૂર્ત અને દત્ત નામનાં સ્માર્ત કર્મોને કરનાર પુરુષ દ્રવ્યયજ્ઞવાળો કહેવાય છે. ઇષ્ટ નામના શ્રૌતકર્મનું दैवमेवापरे यज्ञं એ વચનવડે પૂર્વે કથન કરવામાં આવ્યું છે અને વેદીની અંદર આપવામાં આવતું દાન પણ શ્રૌતકર્મના અંતર્ભૂત જ છે. (૧)

કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ જેમનાં યજ્ઞરૂપે છે, તે અધિકારી પુરુષો તપોયજ્ઞવાળા કહેવાય છે. અર્થાત્ કોઈ તપસ્વી પુરુષ કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપરૂપ યજ્ઞને જ કરે છે. (૨) ચિત્તની વૃત્તિના નિરોધરૂપ અષ્ટાંગ યોગ જ જેમનાં યજ્ઞરૂપે છે, તે અધિકારી પુરુષો યોગયજ્ઞવાળા કહેવાય છે. અર્થાત્ કોઈ અધિકારી પુરુષ અષ્ટાંગયોગરૂપ યજ્ઞને જ કરે છે. (૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન, (૮) સમાધિ. એ યોગનાં અષ્ટ અંગો કહેવાય છે. તેમાં પ્રત્યાહારનું સ્વરૂપ श्रोत्रादीनींद्रियाण्यन्ये એ વચનમાં પૂર્વે કથન કરવામાં આવેલું છે. ધારણા, ધ્યાન અને સમાધિ એમ ત્રણનું સ્વરૂપ आत्मसंयमयोगाग्नौ એ વચનમાં પૂર્વે કથન કરવામાં આવેલું છે. પ્રાણાયમનું સ્વરૂપ अपाने जुह्वति प्राणं એ આગળના શ્લોકમાં કથન કરવામાં આવશે. તેથી હવે યમ, નિયમ અને આસન એ ત્રણનું સ્વરૂપ કથન કરે છે. (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ એ પાંચ પ્રકારનો યમ હોય છે. (૧) શૌચ, (૨) સંતોષ, (૩) તપ, (૪) સ્વાધ્યાય, (૫) ઈશ્વર પ્રણિધાન, એ પાંચ પ્રકારનો નિયમ હોય છે, અને આસન તે પદ્મ, સ્વસ્તિક, ભદ્ર ઇત્યાદિ ભેદવડે અનેક પ્રકારનાં હોય છે.

શાસ્ત્રવડે અપ્રતિપાદિત કોઈ પ્રાણીનો વધ કરવો તે હિંસા કહેવાય છે. અહીં 'શાસ્ત્રવડે અપ્રતિપાદિત' એટલા કથનથી अग्नीषोमीयं पशुमालभेत ઇત્યાદિ શાસ્ત્રે વિધાન કરેલા યજ્ઞ વિષે પશુના વધથી થનારી હિંસાપણાની નિવૃત્તિ કરી છે. હિંસા પણ કૃત, કારિત, અનુમોદિત એ ભેદવડે ત્રણ પ્રકારની હોય છે. જે હિંસા પુરુષે પોતે જ કરી હોય તે કૃત કહેવાય છે. જે હિંસા પુરુષે કોઈ અન્યદ્વારા કરાવી હોય તે હિંસા કારિત કહેવાય છે. પુરુષે જે હિંસાની પ્રશંસા કરી હોય તે હિંસા અનુમોદિત કહેવાય છે. એ પ્રકારની હિંસામાંથી નિવૃત્તિરૂપ ઉપરામતા છે, તે અહિંસા કહેવાય છે. (૧) અયથાર્થ ભાષણ કરવું તથા નહિ હનન કરવા યોગ્ય પ્રાણિની હિંસાને અનુકૂળ સત્ય ભાષણ કરવું, તે બન્ને મિથ્યા ભાષણ કહેવાય છે. આ બન્ને પ્રકારનાં મિથ્યા ભાષણમાંથી નિવૃત્તિરૂપ ઉપરામતા તે સત્ય કહેવાય છે. (૨) શાસ્ત્રવડે અપ્રતિપાદિત માર્ગે પરદ્રવ્યનો સ્વીકાર કરવો, તે સ્તેય કહેવાય છે. સ્તેયમાંથી નિવૃત્તિરૂપ ઉપરામતા તે અસ્તેય કહેવાય છે. (૩) શાસ્ત્રવડે નિષિદ્ધ સ્ત્રી પુરુષના સંબંધરૂપ મૈથુનથી નિવૃત્તિરૂપ ઉપરામતા તે બ્રહ્મચર્ય કહેવાય છે. (૪) શાસ્ત્રનિષિદ્ધ માર્ગવડે, શરીરયાત્રાનાં નિર્વાહક ભોગનાં સાધનોથી અધિક ભોગનાં સાધનોનો સ્વીકાર કરવો, તે પરિગ્રહ કહેવાય છે. પરિગ્રહમાંથી નિવૃત્તિરૂપ ઉપરામતા તે અપરિગ્રહ કહેવાય છે,

હવે પાંચ પ્રકારના નિયમનું નિરૂપણ કરે છે. શૌચ બે પ્રકારનો હોય છે. એક બાહ્યશૌચ અને બીજો આંતરશૌચ. મૃત્તિકા—જળાદિવડે શરીરનું પ્રક્ષાલન કરવું તથા હિત, મિત, મેધ્ય અન્નાદિનું ભોજન કરવું તે બાહ્યશૌચ કહેવાય છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા ઇત્યાદિ ગુણોવડે ચિત્તના મદ–માનાદિરૂપ મળની નિવૃત્તિ કરવી, તે આંતરશૌચ કહેવાય છે. સુખી પ્રાણીઓ વિષે મિત્રભાવ કરવો, તે મૈત્રી કહેવાય છે. દુઃખી પ્રાણીઓ ઉપર કૃપા કરવી, તે કરુણા કહેવાય છે. પુણ્યવાન્ પુરુષોને જોઇને પ્રસન્ન થવું, તે મુદિતા કહેવાય છે. પાપી દુષ્ટજનોના સંગનો પરિત્યાગ કરવો, તે ઉપેક્ષા કહેવાય છે. (૧) પોતાની સમીપ વિદ્યમાન ભોગનાં સાધનોથી અધિક ભોગનાં સાધનો નહિ સંપાદન કરવાની ઇચ્છારૂપ ચિત્તની વૃત્તિવિશેષ, તે સંતોષ કહેવાય છે. (૨) ક્ષુધા, તૃષા, શીત–ઉષ્ણ ઇત્યાદિ દ્વંદ્વ ધર્મો સહન કરવા, તેમ જ કાષ્ઠમૌન અને આકારમૌન ઇત્યાદિ વ્રત તે સર્વે તપ કહેવાય છે. હસ્તાદિ અંગોની ચેષ્ટા કરીને પણ પોતાના અભિપ્રાયને પ્રકટ ન કરવો, તે કાષ્ઠમૌન કહેવાય છે. હસ્તાદિ અંગોની ચેષ્ટા કરીને પોતાના અભિપ્રાયને પ્રકટ કરવો, પરંતુ મુખથી વચન ઉચ્ચારણ ન કરવાં, તે આકારમૌન કહેવાય છે. (૩) મોક્ષના પ્રતિપાદક વેદાંતશાસ્ત્રનું અધ્યયન અથવા પ્રણવ મંત્રનો જપ, તે સ્વાધ્યાય કહેવાય છે. (૪) ફળની ઇચ્છાથી રહિત થઇને, સર્વ કર્મોને, પરમ ગુરુરૂપ ઈશ્વર વિષે અર્પણ કરવાં, તે ઈશ્વર પ્રણિધાન કહેવાય છે. (૫) એ પ્રમાણે યોગશાસ્ત્રની રીતિથી પાંચ પ્રકારના યમ—નિયમનું નિરૂપણ કર્યું. પુરાણમાં (૧) સ્તેયકર્મ નિવૃત્તિ, (૨) કરુણા, (૩) આર્જવ, (૪) શાંતિ, (૫) શૌચ, (૬) ધૃતિ, (૭) મિતાહાર, (૮) સત્ય ભાષણ, (૯) જીવહિંસન અને (૧૦) બ્રહ્મચર્ય. એ પ્રમાણે દશ પ્રકારના યમો કથન કર્યા છે. (૧) આસ્તિકત્વ, (૨) હર્ષ, (૩) તપ, (૪) સુરાર્ચન, (૫) દાન, (૬) લજ્જા, (૭) સદ્જ્ઞાન, (૮) હોમ, (૯) સત્ શ્રવણ, (૧૦) જપ. એ પ્રમાણે દશ પ્રકારના નિયમો કથન કર્યા છે. તેમાંના વધારાના પાંચ યમો અને નિયમો પૂર્વોક્ત પાંચ યમો–નિયમોના અંતર્ભૂત જ છે. આ પ્રકારના યમનિયમાદિ અષ્ટ અંગો વિશે અભ્યાસ પરાયણ અધિકારી પુરુષ યોગયજ્ઞ કહેવાય છે. (૩)

વિધિપૂર્વક ગુરુની સમીપ નિવાસ કરીને ઋગાદિ વેદોનો અભ્યાસ કરનાર અધિકારી પુરુષ સ્વાધ્યાય યજ્ઞ કહેવાય છે અર્થાત્ કેટલાક અધિકારી પુરુષો વેદાભ્યાસરૂપ યજ્ઞને જ કરે છે.(૪)

અનેક પ્રકારની યુક્તિઓવડે વેદના અર્થનો નિશ્ચય કરનાર અધિકારી પુરુષ જ્ઞાનયજ્ઞ કહેવાય છે, અર્થાત્ કોઈ અધિકારી પુરુષ વેદના અર્થના નિશ્ચયરૂપ યજ્ઞને જ કરે છે. (૫)

હવે યજ્ઞાંતરનું કથન કરે છે-यतय· संशितव्रताः इति-હે અર્જુન ! કોઈ યત્નશીલ અધિકારી પુરુષ સંશિતવ્રતરૂપ યજ્ઞને જ કરે છે. જેમનાં અહિંસાદિ વ્રતો સારી રીતે અત્યંત દૃઢ થયાં છે, તે અધિકારી પુરુષો સંશિતવ્રત કહેવાય છે. આ વાત ભગવાન્ પતંજલિએ પણ યોગશાસ્ત્રમાં કહી છે. "जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमामहाव्रत इति-અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ પાંચ યમો જાતિ, દેશ, કાળ, અને સમય એ ચારવડે અનવચ્છિન્ન હોવાથી, અત્યંત દૃઢ ભૂમિકારૂપ થયલાં મહાવ્રત કહેવાય છે." હવે અહિંસાદિ પાંચ યમો વિષે, જાતિ—દેશાદિવડે અનવચ્છિન્નતા સ્પષ્ટ કરવાને વાસ્તે, પ્રથમ અહિંસાદિવિષે જાતિ—દેશાદિવડે અનવચ્છિન્નતાનું નિરૂપણ કરે છે. (૧) "એક મૃગ સિવાય બીજાં ગાયઅશ્વાદિ પ્રાણીઓને હું કદાચિત્ પણ હણીશ નહિ," એ પ્રકારનો સંકલ્પ મનમાં કરીને, ગાયઅશ્વાદિ પ્રાણીઓની અહિંસા તે અહિંસા જાતિ અવચ્છિન્ન કહેવાય છે. (૨) "તીર્થમાં હું કોઈ પણ જીવની હિંસા નહીં કરુ." એ પ્રકારનો સંકલ્પ મનમાં કરીને, તીર્થમાત્રમાં કોઈ પ્રાણીની હિંસા ન કરવી, તે અહિંસા દેશાવચ્છિન્ન કહેવાય છે (૩) "એકાદશીને દિવસે તથા અન્ય કોઈ પવિત્ર દિવસે હું કોઈ પણ જીવની હિંસા નહિ કરું," એ પ્રકારનો સંકલ્પ મનમાં કરીને, એકાદશી આદિ પવિત્ર દિવસે કોઈ પણ જીવની હિંસા નહિ કરનાર તે અહિંસા કાલાવચ્છિન્ન કહેવાય છે. (૪) "દેવતા-બ્રાહ્મણોના પ્રયોજનવિના અથવા યુદ્ધવિના હું કોઈ પણ જીવની હિંસા નહિ કરુ" એ પ્રકારનો સંકલ્પ મનમાં કરીને, પ્રયોજનવિના કોઈ પણ જીવની હિંસા નહિ કરનાર તે અહિંસા સમયાવચ્છિન્ન કહેવાય છે. અહિં સમય શબ્દ પ્રયોજન વિશેષને માટે છે.

વસ્તુના વિચારવડે કામની નિવૃત્તિ થાય છે. અસ્તેય અને અપરિગ્રહરૂપ સંતોષવડે લોભની નિવૃત્તિ થાય છે. સત્યવડે તથા યથાર્થ જ્ઞાનરૂપ વિવેકવડે મોહની નિવૃત્તિ થાય છે. એ પ્રકારે કામ-ક્રોધાદિ નિવૃત્ત થયા પછી, કામ-ક્રોધાદિના કાર્યરૂપ સર્વ અનર્થોની નિવૃત્તિ થાય છે. અહિંસાદિનાં બીજાં પણ અનેક ફળો સકામ પુરુષોને વાસ્તે યોગશાસ્ત્રમાં કથન કર્યાં છે. ૨૮

અવતરણિકા:-હવે દોઢ શ્લોકવડે શ્રીભગવાન્ પ્રાણાયામરૂપ યજ્ઞનું કથન કરે છેઃ—

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥**
**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति।**

શ્લોકાર્થ:-અન્ય અધિકારી પુરુષ અપાનવિષે પ્રાણનો હોમ કરે છે, પ્રાણ વિષે અપાનનો હોમ કરે છે તથા નિયત આહારવાળા અન્ય અધિકારી જન પ્રાણ અપાનની ગતિને રોકવાવડે પ્રાણાયામપરાયણ થઇ પ્રાણોમાં જ્ઞાનકર્મરૂપ ઇન્દ્રિયોનો હોમ કરે છે. ૨૯-૨૯ાા

ટીકા:-હે અર્જુન! અધિકારી પુરુષો તો અપાનની પ્રશ્વાસરૂપ વૃત્તિ વિષે પ્રાણની શ્વાસરૂપ વૃત્તિનો હોમ કરે છે અર્થાત્ શરીરની અંદર બાહ્ય વાયુના પ્રવેશવડે પૂરક નામે પ્રાણાયામ કરે છે તથા તે અધિકારી પુરુષો પ્રાણની શ્વાસરૂપ વૃત્તિ વિષે અપાનની પ્રશ્વાસરૂપ વૃત્તિનો હોમ કરે છે, અર્થાત્ શરીરની અંદરના વાયુને બાહ્યદેશ વિષે નિર્ગમન કરીને રેચક નામનો પ્રાણાયામ કરે છે. અહીં પૂરક અને રેચક એ બે પ્રકારના પ્રાણાયામના કથનવડે શ્રીભગવાને બે પ્રકારના કુંભકનું પણ અર્થથી જ કથન કર્યું છે. કારણ કે પૂરક—રેચક વિના બે પ્રકારનો કુંભક સિદ્ધ થતો નથી. આંતરકુંભક અને બાહ્યકુંભક એવા ભેદવડે કુંભક બે પ્રકારનો હોય છે. યથાશક્તિ પરિમાણ બાહ્ય વાયુને નાસિકા દ્વારા શરીરની અંદર પૂરણ કરીને, ત્યાર પછી જે શ્વાસ-પ્રશ્વાસનો નિરોધ કરવામાં આવે છે, તે આંતરકુંભક કહેવાય છે. યથાશકિત પરિમાણ શરીરની અંદરના વાયુનો નાસિકાદ્વારા બાહ્ય પરિત્યાગ કરીને, ત્યારપછી જે શ્વાસ-પ્રશ્વાસનો નિરોધ કરવામાં આવે છે, તે બાહ્યકુભક કહેવાય છે.

હવે, પૂર્વે કથન કરેલા પૂરક, રેચક અને કુંભક એ ત્રણ પ્રકારના પ્રાણાયામના અનુવાદપૂર્વક ચોથા કુંભકનું શ્રીભગવાન્ કથન કરે છે:-प्राणापानगती रुद्ध्वा इति-હે અર્જુન! મુખ અથવા નાસિકાદ્વારા શરીરની અંદરના વાયુનું બાહ્ય નિર્ગમન થાય છે. આ શ્વાસ પ્રાણની ગતિ છે. બહાર નિકળેલા વાયુનો મુખ અથવા નાસિકાદ્વારા, શરીરની અંદરનો પ્રવેશ તે પ્રશ્વાસ કહેવાય છે. પ્રશ્વાસ અપાનની ગતિ છે. તેમાં પૂરક વિષે પ્રાણના શ્વાસરૂપ ગતિનો નિરોધ થાય છે અને રેચકમાં અપાનના પ્રશ્વાસરૂપ ગતિનો નિરોધ થાય છે. કુંભકમાં બન્ને ગતિઓનો નિરોધ થાય છે. એ પ્રકારે ક્રમે કરીને તથા એક જ કાળે, પ્રાણ-અપાનની શ્વાસ-પ્રશ્વાસરૂપ ગતિને રોકીને, ત્રિવિધ પ્રાણાયામ પરાયણ થયેલા તથા આહાર અને નિયમાદિ યોગનાં સાધનોવડે વિશિષ્ટ થયલા કોઈ અધિકારી જનો, બાહ્ય-આંતર કુંભકના અભ્યાસવડે નિગ્રહ કરેલા પ્રાણો વિષે, જ્ઞાન-કર્મ-ઇંદ્રિયરૂપ પ્રાણોનો હોમ કરે છે, અર્થાત્ ચતુર્થ કુંભકના અભ્યાસવડે ઇંદ્રિયોના નિગૃહિત પ્રાણો વિષે લય કરે છે.

આ સર્વ અર્થ ભગવાન્ પતજલિએ યોગસૂત્રોમાં સંક્ષેપે કરીને તથા વિસ્તારથી કથન કર્યો છે. સંક્ષેપસૂત્ર આ પ્રમાણે-"तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदलक्षण. प्राणायामः इति-અર્થાત્ આસન સ્થિર થતાં પ્રાણાયામ કરવા યોગ્ય છે. પ્રાણાયામ શ્વાસ-પ્રશ્વાસની ગતિના નિરોધરૂપ

છે અર્થાત્ પ્રાણ-અપાન એ બન્નેના (ક્રમાનુસાર) ધર્મરૂપ જે શ્વાસ અને પ્રશ્વાસ છે, તે શ્વાસ-પ્રશ્વાસ બન્નેની, પુરુષ પ્રયત્ન વિના જ, જે સ્વાભાવિક ચલનરૂપ ગતિ છે, તે ગતિનો ક્રમે કરીને તથા એક જ કાળે જે પુરુષપ્રયત્નવિશેષવડે જે નિરોધનું સ્વરૂપ તે પ્રાણાયામ કહેવાય છે. આ સંક્ષિપ્ત અર્થને હવે વિસ્તારથી કથન કરે છેઃ-"बाह्याभ्यंतरस्तंभवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घः सूक्ष्म इति-અર્થાત્ પ્રાણાયામ બાહ્યવૃત્તિ, આભ્યંતરવૃત્તિ, સ્તંભવૃત્તિ અને તુરીય એ ભેદવડે ચાર પ્રકારનો હોય છે." (૧) બાહ્યગતિના નિરોધરૂપ હોવાથી પૂરક બાહ્યવૃત્તિ કહેવાય છે. (૨) આંતરવૃત્તિના નિરોધરૂપ હોવાથી રેચક આંતરવૃત્તિ કહેવાય છે. અથવા બાહ્યવૃત્તિ શબ્દવડે રેચકનો અર્થ ગ્રહણ કરવો અને આભ્યંતરવૃત્તિ શબ્દવડે પૂરકનો અર્થ ગ્રહણ કરવો. (૩) એક જ કાળે ઉભય ગતિઓનો જે નિરોધ છે, તે સ્તંભ કહેવાય છે. કુંભક સ્તંભરૂપ હોવાથી સ્તંભવૃત્તિ કહેવાય છે; અર્થાત્ જ્યાં શ્વાસ અને પ્રશ્વાસ બન્નેનો એક જ વિધારક પ્રયત્નથી અભાવ થાય છે અને પૂર્વની પેઠે પૂરણના પ્રયત્નનું પણ વિધારણ હોતું નથી તથા રેચનના પ્રયત્નનું પણ વિધારણ હોતું નથી, કિન્તુ જેમ અગ્નિવડે તપ્ત થયલા પાષાણ ઉપર નાંખેલું જળ પરિશોષણને પ્રાપ્ત થતાં સર્વ બાજુએથી સંકોચને પ્રાપ્ત થાય છે, તેમ સર્વદા ચલન સ્વભાવવાળો પ્રાણવાયુ પણ બળવાન્ વિધારક પ્રયત્નવડે ચલન ક્રિયાથી રહિત થતાં શરીર વિષે જ સૂક્ષ્મ થઇને રહે છે, તે કાળે તે સૂક્ષ્મ પ્રાણવાયુ પૂરણને પણ પ્રાપ્ત થતો નથી, તેથી પૂરક થતો નથી તથા સૂક્ષ્મ પ્રાણવાયુ રેચનને પ્રાપ્ત થતો નહિ હોવાથી રેચક પણ કહેવાય નહિ, કિન્તુ પરિશેષથી વિરુદ્ધ થયલો પ્રાણવાયુ કુંભક જ કહેવાય છે. આ પૂરક, રેચક અને કુંભક ત્રણ પ્રકારનો પ્રાણાયામ દેશવડે, કાળવડે તથા સંખ્યાવડે પરીક્ષા કરેલો હોઇને સૂક્ષ્મ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. જેમ ઘનીભૂત તૂલનો પિંડ, પ્રસારણ કરતાં, વિરલતાવડે દીર્ઘ થાય છે તથા સૂક્ષ્મ થાય છે, તેમ પ્રાણવાયુ પણ દેશ-કાળ સંખ્યાની અધિકતાવડે અભ્યાસ કરેલો હોવાથી દીર્ઘ થાય છે તથા દુર્લક્ષ્યતાવડે સૂક્ષ્મ પણ થાય છે. તે પ્રકાર નીચે પ્રમાણેઃ-પ્રાણની ગતિરૂપ શ્વાસ હૃદય દેશથી નીકળીને નાસિકાના અગ્ર ભાગની સન્મુખ બાર આંગળ સુધી દેશમાં જઇને સમાપ્ત થાય છે, અને અપાનની ગતિરૂપ જે પ્રશ્વાસ તે પ્રવાસ શ્વાસની સમાપ્તિના દેશથી પુનઃ ઉલટીને ( પાછો ફરીને ) હૃદય દેશવિષે જઇને સમાપ્ત થાય છે. સર્વ મનુષ્યોના પ્રાણ-અપાનની આ સ્વાભાવિક ગતિ હોય છે અને અભ્યાસવડે પ્રાણવાયુ યથાક્રમે નાભિ દેશથી નીકળીને અથવા આધાર દેશથી નીકળીને, નાસિકાના અગ્રભાગની સન્મુખ ચોવીશ આંગળ સૂધીના દેશ વિષે અથવા છત્રીશ આંગળ સુધીના દેશ વિષે જઇને સમાપ્ત થાય છે. પુનઃ સમાપ્તિ દેશથી જ ઉલટીને (ફરીને) નાસિકાદ્વારા નાભિ દેશ વિષે અથવા આધાર દેશ વિષે તે પ્રાપ્ત થાય છે. બાહ્ય દેશમાં વાયુનો સંબંધ, વાયુથી રહિત દેશમાં આપણી નાસિકાની સન્મુખ ઈષીકાનું સૂક્ષ્મ તરણું રાખીને, તે તરણાની ચલનરૂપ ક્રિયાથી અનુમાન કરવામાં આવે છે. શરીરના અંતર દેશમાં, પ્રાણવાયુનો સંબંધ પિપીલિકા (કીડી)ના સ્પર્શની સમાન સ્પર્શવડે અનુમાન કરવામાં આવે છે. એ (૧) દેશપરીક્ષા કહેવાય છે. નેત્રોની નિમેષ ક્રિયાવચ્છિન્ન કાળનો ચોથો ભાગ તે ક્ષણ કહેવાય છે. ક્ષણોની ઇયત્તાનો નિશ્ચય કરવો તે (૨) કાળપરીક્ષા કહેવાય છે. પોતાના જાનુમંડલને પોતાના હસ્તથી પ્રદક્ષિણાની માફક ત્રણ વાર સ્પર્શ કરીને છોટિકા મુદ્રા કરવી. તે છોટિકા મુદ્રાવચ્છિન્ન કાળ તે માત્રા કહેવાય છે. તેવી છત્રીસ માત્રાઓ કરવાથી પ્રથમ ઉદ્ઘાત તે મંદ કહેવાય છે, અને તે જ ઉદ્ઘાત પૂર્વથી બમણો કરતાં બીજો મધ્ય કહેવાય છે. તે જ ઉદ્ઘાતને ત્રણગણો કરતાં ત્રીજો તીવ્ર કહેવાય છે, તેમાં નાભિ દેશથી ઉઠાવીને વિરેચન કરેલા પ્રાણવાયુનું જે શિરમાં અભિહનન તે ઉદ્ઘાત કહેવાય છે. આ (૩) સંખ્યાપરીક્ષા કહેવાય છે, અથવા પ્રણવ મંત્રના જપની આવૃત્તિના ભેદવડે સંખ્યાપ-

રીક્ષા જાણવી. અથવા શ્વાસ પ્રદેશોની ગણના કરીને સંખ્યાપરીક્ષા જાણવી. એ પ્રકારે કાલ અને સંખ્યા એ બન્નેના યત્કિંચિત્ ભેદનો અંગીકાર કરીને ભિન્ન ભિન્ન કથન કર્યું છે. જો કે કુંભક વિષે પૂરક—રેચકની પેઠે દેશવ્યાપ્તિ પ્રતીત થતી નથી, તો પણ કાળવ્યાપ્તિ તથા સંખ્યાવ્યાપ્તિ કુંભક વિષે પણ જાણવામાં આવે છે. એ ત્રણ પ્રકારનો પ્રાણાયામ, દરરોજ અભ્યાસ કરવાથી, દિવસ-પક્ષ-માસ ઈત્યાદિ ક્રમે કરીને અધિક દેશ-કાળવિષે વ્યાપક થવાથી, દીર્ઘ કહેવામા આવે છે; તથા પરમ નૈપુણ્ય સમાધિવડે ગમ્ય થવાથી સૂક્ષ્મ કહેવાય છે. એવી રીતે પૂરક, રેચક, અને કુંભક એ ત્રણ પ્રકારના પ્રાણાયામનું કથન કર્યું.

હવે ફળરૂપ ચતુર્થ પ્રાણાયામનુ નિરૂપણ કરે છે. ભગવાન્ પતંજલિનું સૂત્ર કહે કે-बाह्याऽभ्यंतरविषयाक्षेपी चतुर्थः इति-અર્થાત્ બાહ્ય વિષય જે શ્વાસ તે રેચક કહેવાય છે, અને અંતર વિષય જે પ્રશ્વાસ તે પૂરક કહેવાય છે; અથવા 'બાહ્ય વિષય' શબ્દવડે પૂરકનો અર્થ ગ્રહણ કરવો અને 'અભ્યંતર વિષય' શબ્દવડે રેચકનો અર્થ ગ્રહણ કરવો. રેચક અને પૂરક બન્નેની અપેક્ષાએ કરીને, એક જ બળવાન્ વિધારક પ્રયત્નની વશતાથી, બાહ્ય તથા અંતરભેદ વડે બે પ્રકારનો તૃતીય કુંભક થાય છે. રેચક-પૂરક બન્નેની ન અપેક્ષા કરીને, કેવળ કુંભકના અભ્યાસની દૃઢતાવડે, અનેકવાર પ્રયત્નવડે ચતુર્થ કુંભક થાય છે.

અથવા સૂત્રનું આ પ્રમાણે બીજું વ્યાખ્યાન કરવું:-પૂર્વે કથન કરેલા બાર આંગળ સૂધી, ચોવીશ આંગળ સૂધી તથા છત્રીસ આંગળ સૂધી પ્રાણને જવાનો બાહ્ય પ્રદેશ છે. આ બાહ્ય દેશ જ, 'બાહ્ય વિષય' શબ્દવડે સમજવો. 'અભ્યંતર વિષય' શબ્દવડે તો હૃદય-નાભિચક્રાદિનો અર્થ ગ્રહણ કરવો. બન્ને વિષયોનો સૂક્ષ્મ દૃષ્ટિથી નિશ્ચય કરીને સ્તંભરૂપ ગતિનો વિચ્છેદ છે, તે આ ચતુર્થ પ્રાણાયામ કહેવાય છે. ત્રીજો કુંભક નામે પ્રાણાયામ તો બાહ્યવિષય અને અભ્યંતરવિષય એ બન્ને વિષયોનો નિશ્ચય વિના જ શીઘ્ર થાય છે. આટલી જ ત્રીજા કુંભક નામના પ્રાણાયામ વિષે તથા ચોથા કુંભક નામના પ્રાણાયામ વિષે વિશેષતા છે. એ જ ચાર પ્રકારના પ્રાણાયામ શ્રીભગવાને अपाने जुह्वति प्राण ઈત્યાદિ દોઢ શ્લોક વડે કથન કર્યા છે. (૨૯-૨૯॥)

અવતરણિકા:-दैवमेवापरे यज्ञं ત્યાંથી લઈને સાડાપાંચ શ્લોકોવડે દ્વાદશ યજ્ઞો કથન કર્યા. હવે દ્વાદશ પ્રકારના યજ્ઞોના જાણનાર પુરુષોને તથા દ્વાદશ પ્રકારના યજ્ઞો કરનારા પુરુષોને જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ શ્રીભગવાન્ કથન કરે છે:-

**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥**
**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

શ્લોકાર્થ:-યજ્ઞના કરવાવાળા, યજ્ઞવડે નાશ થયેલા પાપવાળા, યજ્ઞના ઉત્તર કાળમાં અમૃતરૂપ અન્નનું ભોજન કરવાવાળા આ સર્વે અધિકારી જન નિત્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. હે અર્જુન! આ યજ્ઞથી રહિત પુરુષને મનુષ્યલોક પણ પ્રાપ્ત થતો નથી તો સ્વર્ગાદિ લોક તો ક્યાંથી જ હોય? ૩૦-૩૧

ટીકા:—હે અર્જુન! પૂર્વોક્ત દ્વાદશ યજ્ઞોને ગુરુ-શાસ્ત્રના ઉપદેશથી જાણનાર અથવા તે દ્વાદશ યજ્ઞોને પ્રાપ્ત થનાર અર્થાત્ શ્રદ્ધાપૂર્વક યજ્ઞો કરનારા પુરુષો તે યજ્ઞવિદ્ કહેવાય છે. એવા યજ્ઞોને જાણનારા તથા તે યજ્ઞો કરનારા પાપકર્મરૂપ કલ્મષ પૂર્વોક્ત યજ્ઞોવડે નાશને પામેલ તથા તે યજ્ઞો કરીને બાકી રહેલા કાળવિષે અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા તે સર્વે અધિકારી

પુરુષ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા નિત્ય બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ જન્મ-મરણાદિરૂપ સંસારથી તે પુરુષ મુક્ત થાય છે. એટલા કથનથી યજ્ઞ કરનાર પુરુષોને ફળની પ્રાપ્તિ કથન કરી. હવે યજ્ઞો નહિ કરનારા પુરુષોને દોષની પ્રાપ્તિ કથન કરે છે–नाय लोकोऽस्त्ययज्ञस्य इति–હે અર્જુન! પૂર્વોક્ત દ્વાદશ યજ્ઞોમાં કોઈ પણ યજ્ઞને જે પુરુષ કરતો નથી, તે અયજ્ઞ કહેવાય છે. એવા અયજ્ઞ પુરુષોને અલ્પ સુખવાળો મનુષ્ય લોક પણ પ્રાપ્ત થતો નથી. કારણ કે તે અયજ્ઞ પુરુષ સર્વ શિષ્ટ પુરુષોવડે નિંદ્ય હોવાથી દુઃખી જ છે. જ્યારે તે અયજ્ઞ પુરુષને અલ્પ સુખવાળો મનુષ્ય લોક પણ ન પ્રાપ્ત થાય, ત્યારે મહાન્ પુણ્ય કર્મોવડે પ્રાપ્ત થનારો સ્વર્ગાદિરૂપ લોક તે અયજ્ઞ પુરુષને કેવી રીતે પ્રાપ્ત થાય? અર્થાત્ તે અયજ્ઞ પુરુષને કોઈ પણ લોક પ્રાપ્ત થતો નથી. (૩૦–૩૧)

અવતરણિકાઃ–"હે ભગવન્! પૂર્વે આપે જે ફળ સહિત યજ્ઞોનું કથન કર્યું છે, તે કેવળ પોતાની કલ્પનાવડે જ કથન કર્યું છે. તે ફળ સહિત યજ્ઞો વિષે બીજું કોઈ પ્રમાણ નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ "સાક્ષાત્ વેદ જ આ યજ્ઞો વિષે પ્રમાણરૂપ છે." એ પ્રકારનો ઉત્તર આપે છેઃ—

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

શ્લોકાર્થઃ—આ રીતે અનેક પ્રકારના યજ્ઞો વેદના મુખ વિષે વિસ્તૃત છે. તે સર્વ યજ્ઞોને તું કર્મજન્ય જાણ. આ પ્રમાણે જાણવાથી તું આ સંસારથી મુક્ત થશે. ૩૨

ટીકાઃ—હે અર્જુન! दैवमेवापरे यज्ञं એ વચનથી પ્રારંભ કરીને પૂર્વે કથન કરેલા દ્વાદશ યજ્ઞો સર્વ વૈદિક શ્રેયના સાધનરૂપ છે. આ સર્વ યજ્ઞો ઋગાદિ વેદના મુખ વિષે વિસ્તૃત છે, ઋગાદિ વેદદ્વારા જ તે સર્વ યજ્ઞો જાણવામાં આવે છે. કેવળ મારી પોતાની કલ્પનાવડે મેં તે યજ્ઞોનું કથન કર્યું નથી. હે અર્જુન! તે સર્વ યજ્ઞોને તું કાયિક, વાચિક તથા માનસિક કર્મોથી જ ઉત્પન્ન થયલા જાણ. આ યજ્ઞોને આત્માથી ઉત્પન્ન થયલા જાણવા નહિ "એ આત્માદેવ સર્વ વ્યાપારોથી રહિત છે માટે તે યજ્ઞો મારા અર્થાત્ આત્માના વ્યાપારરૂપ નથી. કિન્તુ હું આત્મા સર્વ વ્યાપારોથી રહિત અસંગ તથા ઉદાસીન છું" એ પ્રમાણે આત્માદેવને અસંગ તથા ઉદાસીન જાણીને તું અર્જુન આ સંસાર બંધથી મુક્ત થઈશ. (૩૨)

અવતરણિકાઃ–પૂર્વ પ્રસંગમાં શ્રીભગવાને સર્વ યજ્ઞોને તુલ્ય જ કહ્યા, તેથી "કર્મયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ એ બન્ને યજ્ઞો સમાન જ થશે." એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ એ બન્ને યજ્ઞોની સમાનતાને નિવૃત્ત કરવાને વાસ્તે જ્ઞાનયજ્ઞની શ્રેષ્ઠતાનું કથન કરે છેઃ—

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! દ્રવ્યમય યજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે. માટે હે પાર્થ! સર્વ નિરવશેષ કર્મ, જ્ઞાન વિષે પરિઅવસાનને પ્રાપ્ત થાય છે. ૩૩

ટીકાઃ—હે અર્જુન! દ્રવ્યમય યજ્ઞથી લઈને જેટલા જ્ઞાનથી શૂન્ય યજ્ઞો છે, તે સર્વ યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે જ્ઞાનથી શૂન્ય સર્વ યજ્ઞો સંસારરૂપ ફળની જ પ્રાપ્તિ કરનારા છે. જ્ઞાનયજ્ઞ તો સાક્ષાત્ મોક્ષરૂપ ફળની જ પ્રાપ્તિ કરનાર છે. શ્રુતિ કહે છે કે-ज्ञानादेव तु कैवल्यं-અર્થાત્ અધિકારી પુરુષને જ્ઞાનથી જ કૈવલ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે. હવે

જ્ઞાનયજ્ઞની શ્રેષ્ઠતા વિષે શ્રીભગવાન્ હેતુ કહે છે-सर्वं कर्माखिलं इति-હે અર્જુન! અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમ, સોમ યજ્ઞ, અને ચયન યજ્ઞ વગેરે જેટલાં શ્રૌત કર્મો છે, તથા ઉપાસનાદિરૂપ જેટલાં સ્માર્ત્ત કર્મો છે, તે સર્વ કર્મો નિરવશેષ થયલા બ્રહ્માત્મ ઐક્ય જ્ઞાન વિષે જ સમાપ્ત થાય છે. અર્થાત્ તે સર્વ શ્રૌત તથા સ્માર્ત કર્મો પાપરૂપ પ્રતિબંધની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાન વિષે જ પરિઅવસાનને પામે છે.

શ્રુતિ કહે છે કે-तमेवं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसानाशकेन इति ॥ धर्मेण पापमपनुदति इति-અર્થાત્-અધિકારી બ્રાહ્મણ વેદનું અધ્યયન કરીને, યજ્ઞ કરીને, દાન કરીને તથા તપ કરીને આત્માદેવને જાણવાની ઇચ્છા કરે છે. અધિકારી ધર્મવડે પાપને નિવૃત્ત કરે છે. "પ્રતિબંધક પાપોની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાન વિષે જ સર્વ શુભ કર્મોનો ઉપયોગ છે." આ અર્થ શ્રીવ્યાસ ભગવાને તથા ભાષ્યકારોએ सर्वापेक्षायज्ञादिश्रुतेरश्ववत् આ સૂત્રમાં વિસ્તારથી કથન કરેલ છે. તેથી જ્ઞાનરૂપ યજ્ઞ જ સર્વ યજ્ઞોથી શ્રેષ્ઠ છે. (૩૩)

અવતરણિકાઃ-"હે ભગવન્! જે આત્મજ્ઞાન વિષે સર્વ શુભ કર્મોનું પરિઅવસાન છે, તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિષે અત્યંત સહેલો ઉપાય કયો છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે ઉપાયનું કથન કરે છેઃ—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ—આત્મજ્ઞાનને તું બ્રહ્મવેત્તા ગુરુની સમીપ દંડવત્ પ્રણામવડે, પ્રશ્નવડે તથા સેવાવડે મેળવ. આ રીતે કરવાથી પ્રસન્ન થયેલ તત્ત્વદર્શી જ્ઞાની ગુરુ તને જ્ઞાનનો ઉપદેશ કરશે. ૩૪

ટીકાઃ-હે અર્જુન! સર્વ શુભ કર્મોના ફળભૂત આત્મજ્ઞાનને તું અવશ્ય કરીને પ્રાપ્ત થા. આત્મજ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે તું આ પ્રકારનો ઉપાય કર. आचार्यवान् पुरुषो वेद એ શ્રુતિએ, બ્રહ્મવેત્તા આચાર્યના ઉપદેશથી જ, જ્ઞાનની પ્રાપ્તિ કથન કરી છે. તેથી તું અર્જુન પણ બ્રહ્મવેત્તા આચાર્યની સમીપ જઇને પ્રથમ દંડવત્ પ્રણામ કર તથા સર્વ પ્રકારે આચાર્યોની અનુકૂળતાના સંપાદકરૂપ વ્યાપારવિશેષ સેવા કહેવાય છે. આવી સેવા તું કર. ત્યાર પછી "હે ભગવન્! હું કોણ છું, હું કેવી રીતે બંધાયમાન થયો છું તથા કયા ઉપાયે હું આ સંસારથી મુક્ત થઈશ?" એ પ્રકારનો પ્રશ્ન તું ગુરુની આગળ કર. આ પ્રકારે ભક્તિ શ્રદ્ધાપૂર્વક તારા દંડવત્ પ્રણામવડે તથા સેવાવડે પ્રસન્ન થયલા તત્ત્વદર્શી જ્ઞાનવાન્ ગુરુ તારી પ્રત્યે આત્મજ્ઞાનનો ઉપદેશ કરશે, કે જે આત્મજ્ઞાન સાક્ષાત્ મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરનાર છે. પદોના (શબ્દોના) જ્ઞાનમાં, વાક્યોના જ્ઞાનમાં તથા અનેક પ્રકારની યુક્તિઓના જ્ઞાનમાં જે પુરુષો અત્યંત કુશળ હોય છે, તેઓ જ્ઞાની કહેવાય છે. જે પુરુષોને સંશય તથા વિપરીત ભાવનાથી રહિત આત્માનો સાક્ષાત્કાર થયો છે, તે પુરુષો તત્ત્વદર્શી કહેવાય છે. એવા જ્ઞાનવાન્ તત્ત્વદર્શી પુરુષોએ ઉપદેશ કરેલું આત્મજ્ઞાન જ મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરે છે. આ તત્ત્વદર્શીપણાથી રહિત કેવળ પદ, વાક્ય તથા યુક્તિ આદિના જ્ઞાનમાં કુશલ પુરુષે ઉપદેશ કરેલું આત્મજ્ઞાન મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરતું નથી. અર્થાત્ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુએ ઉપદેશ કરેલું આત્મજ્ઞાન જ મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરે છે. તેમાં ज्ञानिनः એ શબ્દવડે શ્રીભગવાને શ્રોત્રિયનું કથન કર્યું છે. અને तत्त्वदर्शिनः એ શબ્દવડે શ્રીભગવાને બ્રહ્મનિષ્ઠનું કથન કર્યું છે. આ અર્થ સાક્ષાત્ શ્રુતિ ભગવતી પણ કથન કરે છે કે-तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं इति-અર્થાત્-પરમાત્મા દેવના સાક્ષાત્કાર વાસ્તે અધિકારી પુરુષે યથાશક્તિ ભેટો

હસ્તમાં લઈને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપે જવું. અહીં ज्ञानिनः तत्त्वदर्शिन એ આચાર્યના વાચક બન્ને શબ્દોમાં ભગવાને કહેલ બહુ વચન આચાર્યની મહત્તાનો બોધ કરવા વાસ્તે કહ્યું છે. કાંઈ બહુવચનવડે ઘણા આચાર્ય ભગવાન્ વિવક્ષિત નથી. કારણ કે શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ એક જ આચાર્યથી અધિકારી શિષ્યને તત્ત્વ સાક્ષાત્કારની પ્રાપ્તિ થઈ શકે છે. આ તત્ત્વ સાક્ષાત્કારની પ્રાપ્તિ વાસ્તે ઘણા આચાર્યોની સમીપ જવાનું કિંચિત્ માત્ર પણ પ્રયોજન નથી. (૩૪)

અવતરણિકા:--"હે ભગવન્! આ પ્રકારના અત્યંત દૃઢ ઉપાયવડે આત્મજ્ઞાન ઉત્પન્ન કર્યા છતાં તે જ્ઞાનવડે ક્યા ફળની પ્રાપ્તિ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે આત્મજ્ઞાનના ફળનું વર્ણન કરે છેઃ-

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

શ્લોકાર્થ:—હે અર્જુન! પૂર્વે જે જ્ઞાન કહ્યુ છે તેને પ્રાપ્ત થઈ તું ફરી આ પ્રકારના મોહને પ્રાપ્ત થશે નહિ. આત્મજ્ઞાનવડે આ સર્વ ભૂતોને પોતાના આત્મા વિશે તથા મારા વિશે અર્થાત્ પરમેશ્વર વિશે અભેદરૂપે કરી તું જોશે. ૩૫

ટીકા:—હે અર્જુન! શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુએ ઉપદેશ કરેલા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈને, બંધુઓના વધાદિ નિમિત્તવાળા ભ્રમરૂપ શોકને તું પુનઃ કદાચિત્ પણ પ્રાપ્ત થઇશ નહિ. કારણ કે આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થયલા બ્રહ્માથી લઈને સ્તબ પર્યંત પિતા તથા પુત્રાદિ સર્વ ભૂત પ્રાણીઓને આત્મજ્ઞાનવડે, તું પોતાના ત્વંપદાર્થ આત્મા વિષે તથા વાસ્તવિક રીતે ભેદથી રહિત સર્વના અધિષ્ઠાનભૂત હું તત્પદાર્થ પરમેશ્વર વિષે, અભેદરૂપ દેખીશ. કારણ કે અધિષ્ઠાનથી ભિન્ન કલ્પિત વસ્તુનો અભાવ જ હોય છે. તાત્પર્ય એ છે કે, મને અર્થાત્ ભગવાન્ વાસુદેવને પોતાના આત્મારૂપ જાણીને, અજ્ઞાનનો નાશ થયા પછી સર્વ ભૂત પ્રાણી અજ્ઞાનના કાર્યરૂપ રહેશે નહિ. કોઇ ટીકામાં તો आत्मनि અને मयि એ બન્ને શબ્દોનું સમાનાધિકરણ અંગીકાર કરીને ." આત્મારૂપ મારા વિશે અર્થાત્ પરમેશ્વર વિષે સર્વ ભૂતોને તું જોઇશ." એ પ્રકારનો અર્થ કથન કર્યો છે. (૩૫)

અવતરણિકા.—"હે ભગવન્! આ પ્રકારના આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇને પણ હું અર્જુન, ભીષ્મ તથા દ્રોણાદિ ગુરુઓના તથા દુર્યોધનાદિ બંધુઓના વધથી ઉત્પન્ન થતા પાપથી મુક્ત થઇશ નહિ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ આત્મજ્ઞાનનું પરમ માહાત્મ્ય કથન કરે છે.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

શ્લોકાર્થઃ—જો કદાપિ તું સર્વે પાપ કરનારા પુરુષો કરતાં અત્યંત પાપ કરવાવાળો

આત્મવેત્તા પુરુષ સર્વ સંસારરૂપ શોકને તરે છે. અહીં વૃજિનં એ શબ્દવડે સંસારરૂપ ફળની પ્રાપ્તિ કરનાર સર્વ ધર્મ તથા અધર્મરૂપ કર્મોનો અર્થ ગ્રહણ કરવો. કારણ કે મોક્ષની ઈચ્છાવાળા અધિકારી પુરુષને પાપ કર્મની માફક પુણ્ય કર્મ પણ અનિષ્ટ જ છે. (૩૬)

અવતરણિકાઃ—"હે ભગવન્! અધિકારી પુરુષ આત્મજ્ઞાનરૂપ નૌકાવડે પુણ્ય પાપરૂપ સમુદ્રને તરે છે, એ વાત પૂર્વે આપે કથન કરી. પણ જેમ નૌકાવડે તર્યા છતાં પણ સમુદ્રનો નાશ થયો નથી, તેમ આત્મજ્ઞાનરૂપ નૌકાવડે પુણ્ય પાપરૂપ સમુદ્રને તર્યા છતાં પણ પુણ્ય પાપરૂપ કર્મનો નાશ થતો નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ આત્મજ્ઞાનવડે કર્મોના નાશ વિષે બીજું દૃષ્ટાંત કથન કરે છેઃ-

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોને ભસ્મીભૂત કરે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મીભૂત કરે છે. ૩૭

ટીકાઃ—હે અર્જુન! જેમ અત્યંત પ્રજ્વલિત અગ્નિ ઘણાં કાષ્ઠોને પણ ભસ્મીભૂત કરી નાંખે છે, તેમ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનો આત્મજ્ઞાનરૂપ અગ્નિ પણ પ્રારબ્ધ કર્મથી ભિન્ન સર્વ પુણ્ય પાપકર્મોને ભસ્મીભૂત કરી નાંખે છે. અર્થાત્ જ્ઞાનરૂપ અગ્નિ પુણ્યપાપ કર્મોના કારણભૂત અજ્ઞાનનો નાશ કરીને કર્મોનો પણ નાશ કરે છે. શ્રુતિ કહે છે કે;- "भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टेपरावरे ॥ અર્થાત્-બ્રહ્માદિ દેવતાઓથી પણ અત્યંત ઉત્કૃષ્ટ પરમાત્મા દેવનો સાક્ષાત્કાર થતાં વિદ્વાન્ પુરુષની આત્મા તથા અનાત્માના અધ્યાસરૂપ હૃદયગ્રંથિ નાશને પ્રાપ્ત થાય છે." આત્મા દેહાદિથી ભિન્ન છે અથવા દેહાદિરૂપ છે. તેમાં દેહાદિથી ભિન્ન થયલો આત્મા બ્રહ્મરૂપ છે અથવા બ્રહ્મથી ભિન્ન છે વગેરે આત્મવિષયક સંશય છે, તે સર્વ સંશય પણ નાશને પ્રાપ્ત થાય છે. જે પુણ્યપાપરૂપ પ્રારબ્ધ કર્મોએ આ શરીર આપ્યું છે, તે પ્રારબ્ધ કર્મો સિવાય બીજાં સર્વ કર્મો નાશને પ્રાપ્ત થાય છે. આ વાત શ્રીવ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રોમાં કથન કરી છેઃ-तदधिगमउत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्-અર્થાત્-"હું બ્રહ્મરૂપ છું," એ પ્રકારનો આત્મસાક્ષાત્કાર થતાં વિદ્વાન્ પુરુષનાં પૂર્વ સંચિત કર્મોનો નાશ થઈ જાય છે, અને જેમ જળમાં રહેલા પદ્મપત્રને જળનો સ્પર્શ થતો નથી, તેમ આત્મજ્ઞાનની પછી કરેલાં કર્મોનો વિદ્વાન્ પુરુષને સ્પર્શ જ થતો નથી." આ વાત અનેક શ્રુતિ સ્મૃતિઓમાં કથન કરી છે. જે શરીર વિષે વિદ્વાન્ પુરુષને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થઇ છે, તે શરીરનો આરંભ કરનારો પુણ્ય તથા પાપરૂપ પ્રારબ્ધ કર્મોનો શરીરના નાશકાળમાં જ નાશ થાય છે. શ્રુતિ કહે છે કે,-"तस्य तावदेव चिरं यावन्नविमोक्ष्येऽथ संपत्स्ये-અર્થાત્-વિદ્વાન્ પુરુષને વિદેહમોક્ષની પ્રાપ્તિવિષે તેટલા કાળ સૂધીનો જ વિલંબ છે કે, જેટલા કાળસૂધી પ્રારબ્ધ કર્મોના ભોગપૂર્વક શરીરની નિવૃત્તિ થઇ નથી. એ શરીર નિવૃત્ત થયા પછી વિદ્વાન્ પુરુષ વિદેહ મોક્ષને પ્રાપ્ત થાય છે." આ વાત શ્રીવ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રોમાં પણ કથન કરી છેઃ-"भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते-અર્થાત્-સંચિત અને ક્રિયામાણ કર્મોથી ભિન્ન પુણ્ય-પાપરૂપ પ્રારબ્ધ કર્મોનો ભોગથી નાશ કરીને વિદ્વાન્ પુરુષ વિદેહમોક્ષને પ્રાપ્ત થાય છે." અને વસિષ્ઠ-સનકાદિ અધિકારક પુરુષોને તો જ્ઞાનની ઉત્પત્તિની પછી જ બીજાં શરીરોની પ્રાપ્તિ શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તેથી "यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् એ સૂત્રના વ્યાખ્યાનમાં ભગવાન્ ભાષ્યકારોએ આ પ્રકારની વ્યવસ્થા કથન કરી

છે કે, વસિષ્ઠાદિને જે શરીરવિષે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે, તે શરીરનો આરંભ કરનાર પ્રારબ્ધ કર્મો જ વસિષ્ઠાદિનાં બીજાં શરીરોનો પણ આરંભ કરે છે." તાત્પર્ય એ છે કે, અનેક શરીરોનો આરંભ કરનાર જે બળવાન્ પ્રારબ્ધ કર્મ છે, તે અધિકાર કહેવાય છે. આવો અધિકાર વસિષ્ઠાદિ ઉપાસક પુરુષોનો જ હોય છે, અન્ય જીવોનો હોતો નથી. આવો અધિકાર જ્યાં સૂધી રહે છે, ત્યાં સૂધી જ વસિષ્ઠાદિક અધિકારક પુરુષોની સ્થિતિ હોય છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે કર્મોએ પોતાનાં ફળનો આરંભ નથી કર્યો તે કર્મ આત્મજ્ઞાનરૂપ અગ્નિવડે નષ્ટ થઈ જાય છે. જે કર્મોએ પોતાના ફળનો આરંભ કર્યો છે, તે કર્મ તે. ભોગની સમાપ્તિ પર્યંત રહે છે. પ્રારબ્ધકર્મોનો ભોગ, અસ્મદાદિ તત્ત્વવેત્તા જીવો વિષે એક જ દેહવડે થાય છે અને વસિષ્ઠાદિ અધિકારક પુરુષો વિષે તે ભોગ અનેક દેહોવડે થાય છે. (૩૭)

અવતરણિકાઃ—આ આત્મજ્ઞાનનો એવો મહાન્ પ્રભાવ છે. તે કારણથી આત્મજ્ઞાનની સમાન બીજો કોઈ પદાર્થ નથી. આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥

શ્લોકાર્થઃ—આ વેદ લોક વિશે જ્ઞાનની સમાન કોઈ પણ પવિત્ર વસ્તુ વિદ્યમાન નથી માટે મહાન્ કાળે કરીને કર્મયોગથી જેનું ચિત્ત શુદ્ધ થયું છે એવો પુરુષ પોતે આ જ્ઞાનને પોતાના અંતઃકરણ વિશે પ્રાપ્ત થાય છે. ૩૮

ટીકાઃ—હે અર્જુન ! વેદોમાં અથવા લોકવ્યવહારમાં આત્મજ્ઞાનના જેવો બીજો કોઈ પદાર્થ શુદ્ધિ કરનારો નથી, કિન્તુ એક આત્મજ્ઞાન જ શુદ્ધિ કરનાર છે; કારણ કે આત્મજ્ઞાનથી ભિન્ન બીજાં કર્મ તથા ઉપાસના વગેરે ઉપાયો અજ્ઞાનની નિવૃત્તિ કરતા નથી. આ ભિન્ન ઉપાયો અજ્ઞાનરૂપ મૂળસહિત પાપોની જો કે નિવૃત્તિ કરતા નથી, કિન્તુ યત્કિંચિત્ પાપની નિવૃત્તિ કરે છે. જેમ કે, પ્રાયશ્ચિત્ત યત્કિંચિત્ પાપની નિવૃત્તિ કરે છે. જ્યાં સૂધી સર્વ પાપોના મૂળકારણરૂપ અજ્ઞાન વિદ્યમાન હોય છે, ત્યાં સૂધી કોઈ પ્રાયશ્ચિત્તાદિ ઉપાયોવડે એક પાપનો નાશ થતાં પુનઃ બીજો પાપ અવશ્ય કરીને ઉત્પન્ન થશે. આત્મજ્ઞાનવડે તો અજ્ઞાનની નિવૃત્તિ થતાં મૂળસહિત સર્વ પાપોની નિવૃત્તિ થાય છે. તેથી આત્મજ્ઞાનના જેવો બીજો કોઈ શુદ્ધિ કરવાનો ઉપાય નથી.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! આત્માનું જ્ઞાન સર્વ પ્રાણીઓને શીઘ્ર જ શા વાસ્તે ઉત્પન્ન નથી થતું ?"

ભગવાને કરેલું સમાધાનઃ—तत्स्वयं योगसंसिद्धः इति–હે અર્જુન ! જે અધિકારી પુરુષ, ઘણા કાળ સૂધી પૂર્વોક્ત કર્મયોગવડે, અંતઃકરણની શુદ્ધિપૂર્વક, આત્મજ્ઞાનની યોગ્યતાને પ્રાપ્ત થયો છે, તે અધિકારી પુરુષ પોતે જ પોતાના અંતઃકરણમાં આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. અંતઃકરણની શુદ્ધિરૂપ યોગ્યતાને નહિ પ્રાપ્ત થયલો પુરુષ આત્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી. અન્ય કોઈ પુરુષે આપેલા જ્ઞાનને, પોતામાં સ્થિતરૂપ કરીને પણ પ્રાપ્ત થતો નથી તથા અન્ય કોઇ પુરુષમાં રહેલા જ્ઞાનને પોતાનું કરીને પણ પ્રાપ્ત થતો નથી. કિંતુ શુદ્ધ ચિત્તવાળો પુરુષ પોતે જ પોતાના અંતઃકરણમાં આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. (૩૮)

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

શ્લોકાર્થ:—જે પુરુષ શ્રદ્ધાવાન્ છે, ગુરુની ઉપાસનામાં તત્પર છે તથા જિતેન્દ્રિય છે, તે પુરુષ જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે તથા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇ શીઘ્ર કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. ૩૯

ટીકા:—હે અર્જુન! "એ વચનો યથાર્થ અર્થ જ કહેનારાં છે" એ પ્રકારે, બ્રહ્મવેત્તા ગુરુનાં વચનો વિષે તથા વેદાંતશાસ્ત્રનાં વચનો વિષે, પ્રમાણરૂપ આસ્તિકયબુદ્ધિ શ્રદ્ધા કહેવાય છે. એવી શ્રદ્ધાવાળો પુરુષ જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે.

અર્જુનની શંકા:—"એવો શ્રદ્ધાવાન્ છતાં પણ જે પુરુષ અત્યંત આળસુ હોય છે તે આળસુ પુરુષને પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવી જોઇએ."

ભગવાને કરેલું સમાધાન:—શ્રીભગવાન્ કહે છે-तत्पर इति-હે અર્જુન! જે પુરુષ શ્રદ્ધાવાન્ હોય છે તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિના ઉપાયભૂત બ્રહ્મવેત્તા ગુરુની ઉપાસનાદિ ઉપાયોમાં આલસ્યથી રહિત થઇને અત્યંત તત્પર થનાર તે પુરુષ જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. આ તત્પરતા વિના કેવળ શ્રદ્ધાવાન્ પુરુષ આત્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી.

અર્જુનની શંકા:—"હે ભગવન્! જે પુરુષ શ્રદ્ધાવાન્, બ્રહ્મવેત્તા ગુરુની ઉપાસનાદિમાં તત્પર પણ છે. પરંતુ શ્રોત્રાદિ ઇંદ્રિયોને પોતપોતાના શબ્દાદિ વિષયોમાંથી નિવૃત્ત નહિ કરનાર અજિતેંદ્રિય પુરુષને પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવી જોઇએ."

ભગવાને કરેલું સમાધાન:—संयतेंद्रियः इति-હે અર્જુન! શ્રદ્ધાવાન્ પુરુષે પોતાની શ્રોત્રાદિ ઇંદ્રિયોને શબ્દાદિ વિષયોમાંથી નિવૃત્ત છતાં અજિતેંદ્રિય પુરુષ પણ આત્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી. કિન્તુ શ્રદ્ધાવાન્, તત્પર, જિતેંદ્રિય પુરુષ જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે અને तद्विद्धि प्रणिपातेन આ શ્લોકમાં પૂર્વે પ્રણિપાત, પ્રશ્ન અને સેવા એ ત્રણ આત્મજ્ઞાનના કથન કરેલા ત્રણે બાહ્ય ઉપાયો તો દાંભિક-માયાવી પુરુષ વિષે પણ સંભવિત હોઈ શકે છે. તેથી પ્રણિપાતાદિ બાહ્ય ઉપાયના નિયમવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિષે હેતુ હોય નહિ. આ શ્લોકમાં કથન કરેલા શ્રદ્ધા, તત્પરતા તથા જિતેંદ્રિયતા એ આંતર ત્રણ ઉપાયો તો નિયમપૂર્વક આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરે છે. એવા શ્રદ્ધાદિ ત્રણ ઉપાયોવડે અધિકારી પુરુષ આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇને કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ કૈવલ્ય મુક્તિને વ્યવધાન વિના જ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે,-જેમ કે દીપક પોતાની ઉત્પત્તિવડે જ અંધકારની નિવૃત્તિ કરે છે. આ અંધકારની નિવૃત્તિ કરવામાં દીપક કોઈ પણ સહકારી કારણની અપેક્ષા કરતો નથી, તેમ આત્મજ્ઞાન પણ માત્ર પોતાની ઉત્પત્તિવડે જ અજ્ઞાનની નિવૃત્તિ કરે છે. અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં આત્મજ્ઞાન વિશે બીજા કોઈ પણ પ્રસંખ્યાનાદિ ઉપાયોની અપેક્ષા હોતી નથી. (૩૯)

અવતરણિકા:—"આ પૂર્વોક્ત અર્થમાં તારે કદાચિત્ પણ સંશય કરવો નહિ, કારણ કે સંશયવાન્ પુરુષ મહાન્ અનર્થને પ્રાપ્ત થાય છે." એ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છે:-

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥**

શ્લોકાર્થ:-અજ્ઞાની પુરુષ, અશ્રદ્ધાવાન્ પુરુષ તથા સંશયયુક્ત પુરુષ વિનાશને જ પ્રાપ્ત થાય છે. આ સંશયયુક્ત પુરુષને જેમ મનુષ્યલોક સિદ્ધ થતો નથી તથા સ્વર્ગાદિરૂપ પરલોક સિદ્ધ થતો નથી, તેમ ભોજનાદિથી ઉત્પન્ન થતું સુખ પણ પ્રાપ્ત થતું નથી. ૪૦

ટીકા:-હે અર્જુન! વેદાંતશાસ્ત્રના અધ્યયનથી રહિત હોવાથી આત્મજ્ઞાનથી શૂન્ય પુરુષ અજ્ઞ કહેવાય છે. બ્રહ્મવેત્તા ગુરુએ કથન કરેલા અર્થ વિશે તથા વેદાંત શાસ્ત્રે કથન કરેલા

અર્થ વિષે "આ અર્થ આ પ્રકારનો નથી" એ પ્રકારની વિપર્યયરૂપ નાસ્તિકય બુદ્ધિવાળો પુરુષ અશ્રદ્ધધાન કહેવાય છે. લૌકિક-વૈદિક સર્વ અર્થોવિષે "આ અર્થ આ પ્રકારનો છે અથવા અન્ય પ્રકારનો છે," એ પ્રકારના સંશયયુક્ત પુરુષો તે સંશયાત્મા કહેવાય છે. અજ્ઞ પુરુષ, અશ્રદ્ધધાન પુરુષ તથા સંશયાત્મા પુરુષ એ ત્રણે પુરુષો નાશને જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ પોતાના અર્થથી ભ્રષ્ટ થાય છે. સંશયાત્મા પુરુષો જે પ્રકારના અનર્થને પ્રાપ્ત થાય છે, તે પ્રકારના અનર્થને અજ્ઞ પુરુષો તથા અશ્રદ્ધધાન પુરુષો પ્રાપ્ત થતા નથી, કિન્તુ તેથી ન્યૂન અનર્થને પ્રાપ્ત થાય છે. આ પ્રકારે સંશયાત્મા પુરુષ કરતાં અજ્ઞ પુરુષવિષે તથા અશ્રદ્ધધાન પુરુષવિષે ન્યૂનતાનું બોધન કરવા વાસ્તે, બન્નેના વાચક શબ્દોના અંતમાં ચકાર કથન કર્યો છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! સંશયાત્મા પુરુષ અજ્ઞ પુરુષથી તથા અશ્રદ્ધધાન પુરુષથી વધારે અનર્થને પ્રાપ્ત થાય છે, એ વાત કઈ રીતે જાણવામાં આવે?"

ભગવાને કરેલું સમાધાન:—नायं लोक इति-હે અર્જુન! સંશયાત્મા પુરુષ પોતાના મિત્રો વિષે પણ "એ મારા મિત્રો છે અથવા શત્રુ છે?" એ પ્રકારનો સંશય જ કરે છે. સંશયાત્મા પુરુષ ધનાદિ પદાર્થો એકઠા કરવામાં પણ પ્રવૃત્ત થતો નથી, તેથી સંશયાત્મા પુરુષને આ મનુષ્ય લોક પણ સિદ્ધ થતો નથી. સંશયાત્મા પુરુષને વેદનાં વચનો વિષે પણ સર્વદા સંશય રહ્યા કરે છે, તેથી સંશયાત્મા પુરુષને ધર્મની તથા જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. આ કારણથી સંશયાત્મા પુરુષને સ્વર્ગ-મોક્ષાદિરૂપ પરલોક પણ સિદ્ધ થતો નથી. વળી સંશયાત્મા પુરુષને ભોજનાદિ વિષે પણ "આ ભોજન હું કરુ કે ન કરુ?" એ પ્રકારનો સંશય સર્વદા થયા કરે છે. તેથી તે સંશયાત્મા પુરુષને ભોજનાદિકૃત વિષયસુખ પણ પ્રાપ્ત થતું નથી. તાત્પર્ય એ છે કે, અજ્ઞ પુરુષને તથા અશ્રદ્ધધાન પુરુષને યદ્યપિ પરલોક પ્રાપ્ત થતો નથી, તથાપિ આ મનુષ્ય લોક તથા ભોજનાદિકૃત વિષયસુખ એ બન્ને પ્રાપ્ત થાય છે. આ કારણથી શાસ્ત્રવેત્તા પુરુષોએ અજ્ઞ પુરુષને સુસાધ્ય કહ્યો છે, અને અશ્રદ્ધધાન પુરુષને પ્રયત્નસાધ્ય કહ્યો છે તથા સંશયાત્માને અસાધ્ય કહ્યો છે. જે પુરુષની સુખથી સન્માર્ગમાં પ્રવૃત્તિ થઈ શકે, તે પુરુષ સુસાધ્ય કહેવાય છે. જે પુરુષની બહુ પ્રયત્નવડે સન્માર્ગ વિષે પ્રવૃત્તિ થઈ શકે તે પુરુષ પ્રયત્નસાધ્ય કહેવાય છે; અને કોઈ પ્રકારે પણ જે પુરુષની સન્માર્ગ વિષે પ્રવૃત્તિ થઈ શકતી નથી, તે પુરુષ અસાધ્ય કહેવાય છે. તેથી સંશયાત્મા પુરુષ સર્વથી વધારે પાપિષ્ઠ છે. (૪૦)

અવતરણિકા:—એવા સર્વ અર્થોના મૂળભૂત સંશયને નિવૃત્ત કરવાને વાસ્તે આત્માના નિશ્ચયરૂપ ઉપાયને કથન કરતાં શ્રીભગવાન્ એ અધ્યાયોવડે કથન કરેલી જે પૂર્વ-ઉત્તર ભૂમિકાના ભેદવડે કર્મ-જ્ઞાનમય બે પ્રકારની બ્રહ્મનિષ્ઠા છે, તેનો હવે ઉપસંહાર કરે છે:-

## योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
## आत्मवंतं न कर्माणि निबन्धन्ति धनंजय ॥ ४१ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન! જેણે સમત્વ બુદ્ધિરૂપ યોગવડે કર્મને ભગવદ્ અર્પણ કર્યાં છે તથા જેણે આત્મજ્ઞાનના ઉપાયવડે સંશયનું છેદન કર્યું છે, તેવા પ્રમાદથી રહિત પુરુષને કર્મો બંધનકારક થતાં નથી. ૪૧

ટીકા:-હે અર્જુન! ભગવત્ આરાધનરૂપ સમત્વ બુદ્ધિયોગ કહેવાય છે. એવા યોગવડે મારા વિશે અર્થાત્-શ્રીભગવાન્ વિષે જેણે સર્વ કર્મો સમર્પણ કરેલાં છે, અથવા પરમાર્થ વસ્તુના દર્શનરૂપ યોગવડે સર્વ કર્મોનો ત્યાગ કરનાર યોગસંન્યસ્તકર્મા કહેવાય છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! સંશય વિદ્યમાન હોતાં યોગસંન્યસ્તકર્મપણું જ કયા પ્રકારે સંભવશે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-ज्ञानसंछिन्नसंशयं इति-હે અર્જુન! આત્માના નિશ્ચયરૂપ જ્ઞાનવડે સંશયનું છેદન કરનારાને યોગ સંન્યસ્ત કર્મપણું સંભવે છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! વિષયોની પરવશતારૂપ પ્રમાદ વિદ્યમાન હોતાં જ્ઞાનની ઉત્પત્તિ જ સંભવશે નહિ."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-आत्मवंतं इति-હે અર્જુન! પરવશતારૂપ પ્રમાદથી રહિત હોવાથી સાવધાન તથા પુરુષ અપ્રમાદી હોવાથી જ્ઞાનવાન્ યોગસંન્યસ્તકર્મા છે. તે વિદ્વાન્ પુરુષને, લોકસંગ્રહ વાસ્તે કરેલાં શુભ કર્મો અથવા વ્યર્થ ચેષ્ટારૂપ કર્મો બંધન કરતાં નથી. અર્થાત્ તે કર્મો દેવતાદિરૂપ ઇષ્ટ શરીરનો, પશુઆદિરૂપ અનિષ્ટ શરીરનો તથા મનુષ્યાદિરૂપ મિશ્રિત શરીરનો આરંભ કરતાં નથી. (૪૧)

અવતરણિકાઃ-આત્મજ્ઞાનવડે જેનો સશય નષ્ટ થયો છે, એવા વિદ્વાન્ પુરુષને આ લૌકિક-વૈદિક કર્મો બંધન કરતાં નથી. તે કારણથી તું અર્જુન પણ આત્મજ્ઞાનવડે સંશયનું છેદન કરીને સ્વધર્મવિષે તત્પર થા. આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ-

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ તથા બુદ્ધિ વિષે રહેલ આ સંશયનું આત્મજ્ઞાનરૂપ ખડ્ગવડે છેદન કરી તું નિષ્કામ કર્મને કર. માટે તું હાલ યુદ્ધને માટે તૈયાર થઈ જા. ૪૨

ટીકાઃ-હે અર્જુન! અવિવેકરૂપ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તથા બુદ્ધિરૂપ હૃદયમાં રહેલા સર્વ અનર્થોના મૂળભૂત સંશયનું, આત્માને વિષય કરનાર નિશ્ચયરૂપ ખડ્ગવડે છેદન કરીને તું સમ્યક્ દર્શનના ઉપાયભૂત નિષ્કામ કર્મયોગ કર. આથી તું આ કાળે આ યુદ્ધ કરવાને વાસ્તે ઉઠીને ઉભો થા.

અહીં अज्ञानसंभूतं એ શબ્દવડે શ્રીભગવાને સંશયના કારણનું કથન કર્યું; અને हृत्स्थं એ શબ્દવડે સંશયના આશ્રયનું કથન કર્યું તે કથનથી એ અર્થ બોધન કર્યો કે-જેમ લોકમાં શત્રુના કારણના આશ્રયનું જ્ઞાન થવાથી તે શત્રુ સુખથી હણી શકાય છે, તેમ આ સંશયરૂપ શત્રુના કારણનું તથા આશ્રયનું જ્ઞાન થયા પછી સશયરૂપ શત્રુને પણ તેના કારણાદિની નિવૃત્તિવડે સુખથી જ નષ્ટ કરી શકાય છે. હે भारत એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, ભરતવંશમાં ઉત્પન્ન થયલા તારા અર્જુનના યુદ્ધનો ઉદ્યમ નિષ્ફળ નથી, કિન્તુ અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનનો હેતુ હોવાથી સફળ છે. આ ચોથા અધ્યાયના સર્વ અર્થને સંક્ષેપમાં કથન કરનારો નીચેનો શ્લોક છેઃ-स्वस्यानीशत्वबाधेन भक्तिश्रद्धे दृढीकृते । धीहेतुः कर्मनिष्ठा च हरिणेहोपसंहृता ॥

અર્થાત્-આ ચોથા અધ્યાયમાં શ્રીભગવાને પોતાના અનીશ્વરપણાની નિવૃત્તિ કરીને, પોતા વિષે અર્જુનની ભક્તિને તથા શ્રદ્ધાને દૃઢ કરી, અને આત્મજ્ઞાનના કારણરૂપ કર્મનિષ્ઠાનો ઉપસંહાર કર્યો. (૪૨)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "જ્ઞાનવિભાગયોગ" નામના ચતુર્થ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# પંચમ અધ્યાય

## સંન્યાસયોગ-ભૂમિકા

તૃતીય અને ચતુર્થ એ બંને અધ્યાયોવડે કર્મ અને જ્ઞાન એ બંનેનું નિરૂપણ કર્યું. હવે પંચમ અને ષષ્ઠ એ બે અધ્યાયોવડે કર્મ તથા કર્મના ત્યાગરૂપ સંન્યાસ એ બેનું નિરૂપણ કરવામાં આવશે. પૂર્વના તૃતીય અધ્યાયમાં ज्यायसी चेत्कर्मणस्ते ઇત્યાદિ વચનોવડે અર્જુને પ્રશ્ન કરતાં, શ્રીભગવાને, જ્ઞાન અને કર્મ એ બંનેના વિકલ્પનો તથા સમુચ્ચયનો અસંભવ કથન કરીને, અધિકારી પુરુષના ભેદની વ્યવસ્થા કરીને लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ઇત્યાદિ વચનોવડે નિર્ણય કર્યો. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અજ્ઞ પુરુષ જેનો અધિકારી છે, એવું કર્મ આત્મજ્ઞાનની સાથે સમુચ્ચયને પ્રાપ્ત થતું નથી. જેમ પ્રકાશરૂપ તેજ તથા અંધકારરૂપ તિમિર એ બન્નેનો પરસ્પર સમુચ્ચય સંભવતો નથી, તેમ જ્ઞાન તથા કર્મ એ બન્નેનો પરસ્પર સમુચ્ચય પણ સંભવશે નહિ. કારણ કે કર્મોના હેતુરૂપ ભેદબુદ્ધિનો નાશ કરનાર આત્મજ્ઞાન છે. તેથી આત્મજ્ઞાન કર્મોનું વિરોધી જ છે અને વિરોધી પદાર્થોનું એક દેશવિષે તથા એક કાળવિષે એકઠા થવું કદાચિત્ પણ સંભવતું નથી. વળી કર્મ, જ્ઞાનની સાથે વિકલ્પને પણ પ્રાપ્ત થતું નથી. કારણ કે જે બે પદાર્થો એક જ કાર્યની સિદ્ધિ કરવા વાસ્તે હોય છે, તે પદાર્થોનો જ પરસ્પર વિકલ્પ હોય છે. આ પ્રસંગે તો જ્ઞાન તથા કર્મ એ બન્ને એક કાર્યની સિદ્ધિ વાસ્તે નથી, કારણ કે આત્મજ્ઞાનનું કાર્ય અજ્ઞાનનો નાશ છે. અજ્ઞાનનો નાશ કર્મવડે થઇ શકતો નથી. કિન્તુ માત્ર જ્ઞાનવડે જ અજ્ઞાનનો નાશ થાય છે. શ્રુતિ કહે છે કે-"तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय-અર્થાત્ આત્માદેવને જાણીને અધિકારી પુરુષ કાર્યસહિત અજ્ઞાનનો નાશ કરે છે. અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ વાસ્તે આત્મજ્ઞાન વિના બીજો કોઈ માર્ગ નથી." કિન્તુ એક આત્મજ્ઞાન જ મોક્ષની પ્રાપ્તિનો માર્ગ છે. આત્મજ્ઞાન ઉત્પન્ન થયા પછી કર્મોનું કાર્ય કિંચિત્માત્ર પણ અપેક્ષિત નથી. આ અર્થ यावानर्थ उदपाने આ શ્લોકમાં પૂર્વે કથન કરવામાં આવ્યો છે. આ પ્રકારે જ્ઞાનવાન્ પુરુષવિષે કર્મોના અનધિકારનો નિશ્ચય થતાં પ્રારબ્ધકર્મની વશતાથી વૃથા ચેષ્ટારૂપ કર્મોનું અનુષ્ઠાન થાય અથવા સર્વ કર્મોનો સંન્યાસ થાય, આ વાત નિર્વિવાદ રીતે ચોથા અધ્યાયમાં નિર્ણિત કરી. જે પુરુષને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ નથી, એવા અજ્ઞાની પુરુષે તો અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનની ઉત્પત્તિ કરવા વાસ્તે કર્મો અવશ્ય કરવાં. શ્રુતિ કહે છે કે-तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन ઇતિ-આ શ્રુતિએ વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ ઇત્યાદિ સર્વ કર્મોનો અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાન વિષે ઉપયોગ કથન કર્યો છે. અને सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते આ વચનમાં શ્રીભગવાને પોતે જ સર્વ કર્મોનો આત્મજ્ઞાન વિષે ઉપયોગ કથન કર્યો છે. જેમ શ્રુતિએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે કર્મોનું અનુષ્ઠાન કહ્યું છે, તેમ શ્રુતિએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ પણ કહ્યો છે. શ્રુતિ કહે છે કે-एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ॥ शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्-અર્થાત્ સંન્યાસી પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય જ આત્મારૂપ લોક છે. આત્મારૂપ લોકની પ્રાપ્તિની ઇચ્છા કરનાર અધિકારીજન સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ તથા અધિકારી જન, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, અને સમાધાન એ ષટ્સંપત્તિ યુક્ત હોઇને પોતાના હૃદયદેશ વિષે પ્રત્યક્ આત્માને દેખે છે.

उपरति શબ્દવડે 'સંન્યાસ'નો જ અર્થ ગ્રહણ કરવાનો છે. ઇત્યાદિ શ્રુતિઓએ સર્વ કર્મોના સંન્યાસને જ આત્મજ્ઞાનનો હેતુ કહ્યો છે. તેમાં જેમ જ્ઞાન અને કર્મ એ બન્નેનો સમુચ્ચય સંભવતો નથી, તેમ કર્મ તથા કર્મોનો ત્યાગ એ બન્નેનો સમુચ્ચય સંભવતો નથી, કારણ કે જે પદાર્થો એક જ કાળે એકઠા રહે છે, તે પદાર્થોનો જ પરસ્પર સમુચ્ચય થાય છે. ભિન્ન દેશ તથા કાલવૃત્તિવાળા પદાર્થોનો પરસ્પર સમુચ્ચય સંભવતો નથી. અને કર્મ તથા કર્મોનો ત્યાગ એ બન્ને પણ તેજ તથા તિમિરની જેમ પરસ્પર વિરુદ્ધ છે, તેથી તે બન્નેનું એક જ કાળે એક જ વર્ત્તન સંભવતું નથી. તેથી કર્મ તથા કર્મોનો ત્યાગ, એ બન્નેનો સમુચ્ચય સંભવતો નથી.

શંકા:-કર્મ અને કર્મોનો ત્યાગ એ બન્નેનું ફળ આત્મજ્ઞાન જ છે. તેથી એકાર્થતા હોવાથી બન્નેનો વિકલ્પ શા વાસ્તે ન થાય?

સમાધાન:-આત્મજ્ઞાનની ઉત્પત્તિ કરવામાં કર્મનું તથા કર્મના ત્યાગનું દ્વાર ભિન્ન ભિન્ન જ છે, તેથી બન્નેનો વિકલ્પ પણ સંભવતો નથી. જ્યાં બે પદાર્થોના એક કાર્યની ઉત્પત્તિ કરવામાં એક જ દ્વાર હોય છે ત્યાં જ બન્ને પદાર્થોનો વિકલ્પ થાય છે. તેમાં આત્મજ્ઞાનની ઉત્પત્તિ વિષે પ્રતિબંધક પાપકર્મોની નિવૃત્તિ નિત્ય—નૈમિત્તિક કર્મો કરવાથી જ થાય છે. તેથી નિત્ય-નૈમિત્તિક કર્મોનું પાપોના નાશરૂપ અદૃષ્ટ જ દ્વાર છે. જે પુરુષનું ચિત્ત લૌકિક-વૈદિક કર્મોવડે અત્યંત વિક્ષિપ્ત છે, તે પુરુષને પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. આ વિક્ષેપની નિવૃત્તિ સંન્યાસવડે જ થાય છે. માટે કર્મોના ત્યાગરૂપ સંન્યાસનું, વિક્ષેપની નિવૃત્તિવડે આત્મવિચારના અવસરની પ્રાપ્તિરૂપ દૃષ્ટ જ દ્વાર છે. તેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે થયેલાં કર્મો તથા કર્મોનો ત્યાગ એ બન્ને અદૃષ્ટ તથા દૃષ્ટ દ્વારના ભેદવડે વિકલ્પને પ્રાપ્ત થતાં નથી. તેથી સમુચ્ચયનો તથા વિકલ્પનો અસંભવ થતાં કર્મો તથા કર્મોના ત્યાગરૂપ સંન્યાસ એ બન્નેનું યથાક્રમે જ અનુષ્ઠાન કરવું. ક્રમની બાબતમાં પણ સંન્યાસની પછી કર્મોનું અનુષ્ઠાન કરવું, તથા કર્મોના અનુષ્ઠાનની પછી સંન્યાસ કરવો. તેમાં સંન્યાસની પછી કર્મોનું અનુષ્ઠાન કરવું, તે પ્રથમ પક્ષ તો સંભવશે નહિ; કારણ કે અધિકારી પુરુષ જો કદાચિત્ સંન્યાસની પછી પુનઃ કર્મોનું અનુષ્ઠાન કરે, તો પરિત્યાગ કરેલા પૂર્વના આશ્રમનો પુનઃ અંગીકાર કરવાપણું થાય; તેમ કરવાથી તે સંન્યાસી આરૂઢ પતિત થાય અને તે સન્યાસી કર્મોનો અધિકારી પણ નથી. તેથી સંન્યાસને ધારણ કરીને તે પુરુષ જો પુનઃ કર્મો કરે, તો તેણે પૂર્વે આચરણ કરેલો સંન્યાસ જ વ્યર્થ થાય. કારણ કે સંન્યાસ કર્મોની પેઠે અદૃષ્ટાર્થક નથી, કિંતુ વિક્ષેપની નિવૃત્તિરૂપ દૃષ્ટાર્થક જ છે. અને પ્રથમ કરેલા સંન્યાસવડે જ પુરુષને જ્ઞાનના અધિકારની પ્રાપ્તિ થઈ જાય છે. પણ સંન્યાસની પછી પુનઃ કર્મોનું અનુષ્ઠાન કરવું તે વ્યર્થ જ છે. તેથી સંન્યાસની પછી અધિકારી પુરુષે કર્મોનું અનુષ્ઠાન કદાચિત્ પણ કરવું નહિ. કિંતુ અધિકારી પુરુષે પ્રથમ ભગવત્ અર્પણ બુદ્ધિવડે નિષ્કામ કર્મોનું અનુષ્ઠાન કરવું. તે વડે અંતઃકરણની શુદ્ધિ થયા પછી તીવ્ર વૈરાગ્યવડે જ્યારે દૃઢ આત્મજ્ઞાનની ઇચ્છા થાય, કે જે ઇચ્છાને શ્રુતિમાં વિવિદિષા કહેલી છે, ત્યારે જ વેદાંત વાક્યોના શ્રવણ-મનનાદિરૂપ વિચાર કરવા વાસ્તે અધિકારી પુરુષે સંન્યાસ કરવો, એ જ શ્રીકૃષ્ણ ભગવાનનો મત છે તથા સર્વ વેદોનો મત છે. પોતાના મતને શ્રીકૃષ્ણ ભગવાને न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते એ વચનવડે પૂર્વે કથન કરેલ છે અને તે જ પોતાના મતનું શ્રીભગવાન્ आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते। योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ આ શ્લોકવડે આગળ કથન કરશે.

અહીં યોગશબ્દવડે તીવ્ર વૈરાગ્ય પૂર્વક વિવિદિષાનો અર્થ ગ્રહણ કરવો. આ વાત વાર્તિકકારે પણ કથન કરેલી છે.-प्रत्यग्विविदिषासिद्ध्यै वेदानुवचनादयः। ब्रह्मावाप्त्यै तु तत्त्यागमीप्सन्तीति श्रुतेर्बलात् ॥

અર્થાત્—तमेतं वेदानुवचनेन આ શ્રુતિએ વિધાન કરેલાં વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ વગેરે કર્મો છે, તે કર્મો તો પ્રત્યક્ આત્માને જાણવાની ઈચ્છારૂપ વિવિદિષાની પ્રાપ્તિ વાસ્તે જ છે, અને પ્રત્યક્ અભિન્ન બ્રહ્મની પ્રાપ્તિ વાસ્તે તો एतमेवप्रव्राजिनो लोकमिच्छंतः प्रव्रजति આ શ્રુતિએ પ્રતિપાદન કરેલો સર્વ કર્મોનો ત્યાગ જ છે. સ્મૃતિ પણ કહે છે કે-"कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते અર્થાત્-નિષ્કામ કર્મોના અનુષ્ઠાનવડે અંતઃકરણ શુદ્ધ થયા પછી સર્વ કર્મોના ત્યાગથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુભૂત વિવિદિષા સંન્યાસ પણ ક્રમસંન્યાસ અને અક્રમસંન્યાસ એ ભેદવડે બે પ્રકારનો હોય છે. તેમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ ધારણ કરવો. ત્યારપછી ગૃહસ્થાશ્રમ ધારણ કરવો. ત્યારપછી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો. ત્યારપછી ચોથી અવસ્થામાં સંન્યાસાશ્રમ ધારણ કરવો. આ ક્રમસંન્યાસ કહેવાય છે અને સંસારથી અત્યંત તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થતાં, બ્રહ્મચર્યાદિ આશ્રમોની પછી જ સંન્યાસાશ્રમ ધારણ કરવો, તે અક્રમ સંન્યાસ કહેવાય છે. શ્રુતિ કહે છે કે-ब्रह्मचर्यं समाप्य गृही भवेद्गृहाद्वनी भूत्वा प्रव्रजेत् ॥ यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद्वा गृहाद्वा वनाद्वा यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् इति ॥ અર્થાત્-અધિકારી પુરુષ બ્રહ્મચર્યની સમાપ્તિ કરીને ગૃહસ્થ થાય છે તથા ગૃહસ્થાશ્રમની પછી તેણે વાનપ્રસ્થ થઈને સંન્યાસને ગ્રહણ કરવો. જો કદાચિત્ અધિકારી પુરુષને પૂર્વના પુણ્ય કર્મોના પ્રભાવથી પ્રથમ જ તીવ્ર વૈરાગ્યની પ્રાપ્તિ થાય, તો તે અધિકારી પુરુષે બ્રહ્મચર્યાશ્રમની પછી જ સંન્યાસાશ્રમને ધારણ કરવો અથવા વાનપ્રસ્થાશ્રમની પછી સંન્યાસાશ્રમને ધારણ કરવો. તેમાં કિંચિત્ માત્ર પણ ક્રમ નથી. કિંતુ જે દિવસે અધિકારી પુરુષને તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થાય, તે દિવસે તેણે સંન્યાસને ધારણ કરવો. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અજ્ઞાની મુમુક્ષુજને વૈરાગ્યથી રહિત દશામાં નિષ્કામ કર્મોનું જ અનુષ્ઠાન કરવું યોગ્ય છે. અજ્ઞાની મુમુક્ષુજને વૈરાગ્યદશામાં કર્મોનો સંન્યાય જ કરવો યોગ્ય છે. તે જ સંન્યાસ, શ્રવણ-મનન કરવા વાસ્તે અવસરની પ્રાપ્તિ થતાં, પુરુષના જ્ઞાનના અર્થે થાય છે. આ પ્રકારે અવિરક્તતાદશા તથા વિરક્તતાદશા એ બન્ને દશાઓના ભેદવડે, એક જ અજ્ઞાની મુમુક્ષુજનની પ્રત્યે, કર્મોની કર્તવ્યતા તથા કર્મોના ત્યાગરૂપ સંન્યાસની કર્તવ્યતા કહેવા વાસ્તે શ્રીભગવાને આ પાંચમા અધ્યાયનો તથા વક્ષ્યમાણ છઠ્ઠા અધ્યાયનો પ્રારંભ કર્યો છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિની પછી જીવન્મુક્તિના આનંદને વાસ્તે કરવા યોગ્ય વિદ્વત્સંન્યાસ તો આત્મજ્ઞાનના બળથી અર્થવડે જ સિદ્ધ છે. તે વિષે સંદેહનો અભાવ હોવાથી વિદ્વત્સંન્યાસનો અહીં વિચાર કર્યો નથી. કિન્તુ વિવિદિષા સંન્યાસનો જ અહીં વિચાર કર્યો છે.

અવતરણિકા:-પૂર્વોક્ત શ્રીભગવાનના અભિપ્રાયને જાણ્યાવિના અર્જુનને આ પ્રમાણે સંશય થયો કે,-શ્રીભગવાને એક અજ્ઞાની મુમુક્ષુની પ્રત્યે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે કર્મોનું તથા કર્મોના ત્યાગનું વિધાન કર્યું છે. કર્મ તથા કર્મોનો ત્યાગ એ બે તેજ-તિમિરની માફક પરસ્પર વિરોધી હોવાથી, એક કાળે એક અધિકારી પુરુષવડે અનુષ્ઠાન કરી શકાય નહિ; તેથી મારે અર્થાત્-મુમુક્ષુ અર્જુને આ કાળે કર્મો જ કરવા યોગ્ય છે? કે કર્મોના ત્યાગરૂપ સંન્યાસ જ કરવા યોગ્ય છે? આ પ્રકારના સંશયવાળો અર્જુન શ્રીભગવાનપ્રત્યે પ્રશ્ન કરે છેઃ—

**अर्जुन उवाच- संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥**

શ્લોકાર્થ:-અર્જુન કહે છે-હે કૃષ્ણ ભગવન્! આપ કર્મના સંન્યાસને કથન કરો છો. તે જ પ્રમાણે વળી કર્મયોગને પણ કથન કરો છો. આ બેમાં જે એક શ્રેષ્ઠ હોય, તેનો નિશ્ચય કરી મારા પ્રતિ કથન કરો. ૧

ટીકાઃ—હે કૃષ્ણ અથવા હે સત્ય-આનંદરૂપ અથવા હે ભક્તજનોના દુઃખને નષ્ટ કરનારા! यावज्जीवमग्निहोत्रं जुहोति ઇત્યાદિ શ્રુતિઓવડે વિધાન કરેલાં નિત્ય-નૈમિત્તિક કર્મોના ત્યાગરૂપ સંન્યાસને અજ્ઞાની મુમુક્ષુ જનની પ્રત્યે, एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजंति આ શ્રુતિના વચનવડે અથવા निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः। शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥ ઇત્યાદિ પૂર્વોક્ત ગીતાના વચનવડે કથન કરો છો; તથા તે કર્મોના ત્યાગરૂપ સંન્યાસથી અત્યંત વિરુદ્ધ જે કર્મોના અનુષ્ઠાનરૂપ કર્મયોગ છે, તે કર્મયોગને પણ આપ તે અજ્ઞાની મુમુક્ષુ જનની પ્રત્યે, तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसानाशकेन આ શ્રુતિવડે અથવા छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत આ પૂર્વોક્ત ગીતા વચનવડે, કથન કરો છો. અહીં યદ્યપિ "કર્મોના સંન્યાસને તથા કર્મયોગને આપ આ ગીતા-વચનવડે કથન કરો છો" એટલું જ માત્ર કહેવું સંભવે છે, પણ "આ શ્રુતિ વચનવડે કહો છો" એમ કહેવું સંભવતું નથી, તથાપિ पुनर्योगं च शंससि એ વચનમાં રહેલો જે पुनः શબ્દ છે, તે पुनः શબ્દવડે અર્જુને એ અર્થ સૂચવ્યો છે કે, જેમ અત્યારે આ ગીતાનાં વચનોવડે એક જ મુમુક્ષુ જનની પ્રત્યે કર્મોના સંન્યાસનું તથા કર્મયોગનું કથન કરો છો, તેમ સૃષ્ટિના આદિકાળમાં પણ વેદોના કર્તા આપે વેદોમાં પણ આ પ્રકારે કથન કર્યું છે. હે ભગવન્! આ પ્રકારે એક જ અજ્ઞાની મુમુક્ષુ જનની પ્રત્યે આપે કર્મોનું તથા કર્મોના ત્યાગનું (બન્નેનું) વિધાન કર્યું છે, તો તે બન્નેનું એક જ કાળે અને એક જ અધિકારી પુરુષે અનુષ્ઠાન કરવું, સંભવતું નથી. જેમ એક જ કાળે અને એક જ પુરુષવિષે સ્થિતિ તથા ગમન એ બન્ને સંભવતાં નથી; તેથી કર્મ તથા કર્મોના ત્યાગરૂપ સંન્યાસ એ બન્નેમાં કર્મને અથવા સંન્યાસને આ બેમાંથી જેને અત્યંત શ્રેષ્ઠ માનતા હો, તે કર્મયોગનું અથવા સંન્યાસનું આપ નિશ્ચયપૂર્વક મારી પ્રત્યે કથન કરો. જે આપના નિશ્ચિત મતને, હું અર્જુન પોતાના શ્રેયના સાધનરૂપ માનીને, અનુષ્ઠાન કરીશ. (૧)

અવતરણિકાઃ—આ પ્રકારના અર્જુનના પ્રશ્નને શ્રવણ કરી ભગવાન્ હવે તે પ્રશ્નનો ઉત્તર કહે છે.—

**श्रीभगवानुवाच– संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥**

શ્લોકાર્થઃ—શ્રીભગવાન્ કહે છે—હે અર્જુન! સંન્યાસ તથા કર્મયોગ આ બન્ને મોક્ષના હેતુ છે. તે બેમાં પણ કર્મના સંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે. ૨

ટીકાઃ—હે અર્જુન! શાસ્ત્રની વિધિપૂર્વક સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ તથા પોતપોતાના વર્ણાશ્રમને અનુસરીને નિત્ય-નૈમિત્તિક કર્મોના અનુષ્ઠાનરૂપ જે કર્મયોગ છે, તે બન્ને આત્મજ્ઞાનની ઉત્પત્તિના હેતુ હોવાથી મોક્ષની જ પ્રાપ્તિ કરનારા છે. તથાપિ તે બન્નેમાં અંતઃકરણની શુદ્ધિથી રહિત અનધિકારી પુરુષે કરેલા સંન્યાસ કરતાં કર્મયોગજ શ્રેષ્ઠ છે. કારણ કે અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે કરેલો સંન્યાસ, અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષમાં આત્મજ્ઞાનના અધિકારીપણાનો સંપાદક થતો નથી અને નિષ્કામ કર્મયોગ તો પુરુષમાં આત્મજ્ઞાનના અધિકારીપણાનો સંપાદક જ થાય છે; તેથી કર્મયોગ સંન્યાસ કરતાં શ્રેષ્ઠ છે. (૨)

અવતરણિકાઃ-હવે ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ નિષ્કામ કર્મયોગની સ્તુતિ કરે છે, એ હેતુથી કે અધિકારી પુરુષો કર્મયોગ વિષે પ્રવૃત્ત થાય.

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति।**
**निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પુરુષ દ્વેષ કરતો નથી, સ્વર્ગાદિ ફળની ઈચ્છા કરતો નથી તથા રાગ દ્વેષથી રહિત છે, તે પુરુષને નિત્ય સંન્યાસી જાણવો. કારણ તે પુરુષ સુખપૂર્વક જ બંધથી મુક્ત થાય છે. ૩

ટીકાઃ-હે અર્જુન! ભગવત્ અર્પણ બુદ્ધિવડે કરેલાં નિત્ય-નૈમિત્તિક કર્મોવિષે, જે પુરુષ "એ સર્વ કર્મ નિષ્ફળ જ છે" એવી નિષ્ફળપણાની શંકાવડે દ્વેષ કરતો નથી, તથા જે અધિકારી પુરુષ કર્મોનાં સ્વર્ગાદિ ફળોની ઈચ્છા કરતો નથી તથા અધિકારી પુરુષ રાગદ્વેષથી રહિત છે, એવા અધિકારી પુરુષને, પોતાના નિત્ય-નૈમિત્તિક કર્મોમાં પ્રવૃત્ત થયેલો છતાં, નિત્યજ સંન્યાસી જાણવો, કારણ કે નિષ્કામ કર્મો કરનાર અધિકારી પુરુષ, અંતઃકરણની અશુદ્ધિરૂપ જ્ઞાનના પ્રતિબંધથી નિત્ય-અનિત્ય વસ્તુનો વિવેક કરીને અનાયાસે જ મુક્ત થાય છે, અર્થાત્ શુદ્ધ અંતઃકરણવાળો થાય છે. (૩)

અવતરણિકા:-"હે ભગવન્! જે પુરુષ પોતાનાં નિત્ય-નૈમિત્તિક કર્મોમાં પ્રવૃત્ત થયલો છે, તે પુરુષને કઈ રીતે નિત્ય સંન્યાસી જાણવો? કિન્તુ કર્મકર્ત્તા પુરુષવિષે સંન્યાસીપણું સંભવતું નથી. કારણ કે નિત્ય-નૈમિત્તિક કર્મ તથા તે કર્મોના ત્યાગરૂપ સંન્યાસ એ બન્ને તેજ-તિમિરની માફક સ્વરૂપથી જ વિરોધી છે. જ્યાં કર્મીપણું રહે છે, ત્યા સંન્યાસીપણું રહેતું નથી, અને જ્યાં સંન્યાસીપણું રહે છે, ત્યાં કર્મીપણું રહેતું નથી. અને જો આપ એમ કહો કે, "કર્મ તથા કર્મોનો સંન્યાસ એ બન્નેનું ફળ એક જ છે, તેથી નિષ્કામ કર્મોના કર્ત્તા પુરુષવિષે સંન્યાસીપણું સંભવિત હોઈ શકે છે," તો એ આપનું કહેવું પણ સંભવતું નથી. કારણ કે જે સાધનો સ્વરૂપથી વિરુદ્ધ હોય છે, તે સાધનોના ફળવિષે પણ વિરોધ જ હોય છે. વિરુદ્ધ સાધનોનાં ફલની એકતા કદી સભવે નહિ. તેથી કર્મયોગ તથા કર્મોના ત્યાગરૂપ સંન્યાસ, એ બન્ને એક નિઃશ્રેયસની પ્રાપ્તિ કરનારા છે એ પૂર્વોક્ત આપનુ વચન અસગત જ છે." એવી અર્જુનને શકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥**

શ્લોકાર્થ:-વિચારહીન પુરુષો સંન્યાસ તથા કર્મયોગ બેઉને વિરુદ્ધ ફળવાળા કથન કરે છે, પણ વિચારવાન્ પડિત પુરુષો આ પ્રમાણે કહેતા નથી. કારણ બેમાંથી એકનો પણ આશ્રય કરનારો પુરુષ બેઉના કલ્યાણરૂપ ફળને પ્રાપ્ત થાય છે. ૪

ટીકા:-હે અર્જુન! સંશય-વિપરીત ભાવનાથી રહિત જે યથાર્થ આત્માકાર બુદ્ધિ છે તે સખ્ય કહેવાય છે. આત્માકાર બુદ્ધિરૂપ સંખ્યાની જે પ્રાપ્તિ, તે સાખ્ય કહેવાય છે. આ સાંખ્ય આત્મજ્ઞાનનું અંતરંગ સાધન હોવાથી સન્યાસરૂપ જ છે. એવો સાંખ્ય નામનો સંન્યાસ તથા પૂર્વે કથન કરેલો કર્મયોગ એ બન્ને ભિન્ન ભિન્ન ફળના હેતુઓ છે. આ પ્રકારના વચનો, શાસ્ત્રાર્થના વિવેક-વિજ્ઞાનથી રહિત પુરુષ જ કહે છે. શાસ્ત્રાર્થના વિવેક-વિજ્ઞાનવાળા પડિત પુરુષો આ પ્રમાણે કહેતા નથી. (૪)

અર્જુનની શંકા:-"હે ભગવન્! પડિત પુરુષો જો આ પ્રકારનાં વચનો કહેતા નથી, તો પંડિત પુરુષોનો શું મત છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-પંડિત પુરુષોના મતનું વર્ણન હું કરુ છું.-*एकमप्यास्थितः इति*-હે અર્જુન! પંડિત પુરુષોનો મત છે કે, નિષ્કામ કર્મ તથા કર્મોનો સંન્યાસ એ બન્નેમાં એક જ કર્મયોગ અથવા સન્યાસ, જે પુરુષ પોતાના અધિકારને અનુસાર શાસ્ત્રની વિધિપૂર્વક

કરે છે, તે અધિકારી પુરુષ આત્મજ્ઞાનની ઉત્પત્તિદ્વારા, બન્નેના એક જ મોક્ષરૂપ ફળને પ્રાપ્ત થાય છે. તેથી નિષ્કામ કર્મકર્ત્તા પુરુષ વિષે સંન્યાસીપણું સંભવિત હોઈ શકે છે. (૪)

અવતરણિકા:-"હે ભગવન્! સંન્યાસ તથા કર્મયોગ એ બન્નેમાં એકનું અનુષ્ઠાન કરવાથી અધિકારી પુરુષ બન્નેનાં ફળને કેવી રીતે પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

શ્લોકાર્થઃ-સાંખ્યવાદી પુરુષોને જે સ્થાન પ્રાપ્ત થાય છે તે જ સ્થાનને યોગી પુરુષો પણ પ્રાપ્ત થાય છે. માટે જે અધિકારી પુરુષ સાંખ્યને તથા યોગને એકરૂપે જૂવે છે, તે જ પુરુષ સમ્યક પ્રકારે જૂવે છે. ૫

ટીકા:-હે અર્જુન! જ્ઞાનનિષ્ઠાયુક્ત સંન્યાસીઓ આ જન્મમાં કર્મોના અનુષ્ઠાનથી રહિત છતાં પણ પૂર્વ જન્મનાં કર્મોવડે શુદ્ધ અંતઃકરણવાળા હોય છે. આવા શુદ્ધ અંતઃકરણવાળા સંન્યાસીઓ શ્રવણ-મનનાદિ પૂર્વક જ્ઞાનનિષ્ઠાવડે મોક્ષરૂપ સ્થાનને પ્રાપ્ત થાય છે. અહીં જે સ્થાનવિશે રહેવાથી વિદ્વાન્ પુરુષને કદાચિત્ પણ પુનરાવૃત્તિની પ્રાપ્તિ થતી નથી, તે સ્થાનવિશે કહેવામાં આવે છે. એવા સ્થાનરૂપ અવિદ્યાની નિવૃત્તિપૂર્વક અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિ તે મોક્ષ જ છે. આ મોક્ષથી ભિન્ન જેટલાં બ્રહ્મલોક, વૈકુંઠલોક, ગોલોક, સ્વર્ગલોક ઈત્યાદિ લોકોને પ્રાપ્ત થયેલો પુરુષ પુનઃ જન્મ-મરણાદિરૂપ આવૃત્તિને પ્રાપ્ત થાય છે. એ વાત શ્રીભગવાને પોતે જ-आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन આ વચનવડે સ્પષ્ટ કરી છે. તેથી સ્થાન શબ્દવડે અહીં બ્રહ્મલોકાદિનું સ્થાન ગ્રહણ થઈ શકતું નથી. એવો બ્રહ્મરૂપ મોક્ષ યદ્યપિ અધિકારી પુરુષને નિત્ય જ પ્રાપ્ત છે, તથાપિ અજ્ઞાનની આવરણશક્તિકે અપ્રાપ્ત થયલાની માફક થઈ રહ્યો છે. જેમ વિસ્મૃત થઈ ગયલા કંઠમાં રહેલા ઘરેણાની, તેના જ્ઞાન (સ્મૃતિ) વડે, પુનઃ પ્રાપ્તિ કહેવાય છે, તેમ મહાવાક્યજન્ય તત્ત્વસાક્ષાત્કારવડે જ્યારે આવરણની નિવૃત્તિ થાય છે, ત્યારે તે મોક્ષ પ્રાપ્ત થયલાની પેઠે પ્રાપ્ત કહેવાય છે. ફળની ઇચ્છાથી રહિત થઈને કેવળ ભગવત્ અર્પણ બુદ્ધિવડે કરેલાં શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મોનું નામ યોગ છે. નિષ્કામ કર્મરૂપ યોગ જે અધિકારી પુરુષો વિષે વિદ્યમાન હોય, તે અધિકારી પુરુષો યોગી કહેવાય છે. એવા યોગી પુરુષો પણ, આ જન્મમાં અથવા બીજા જન્મમાં, અંતઃકરણની શુદ્ધિવડે, સંન્યાસ પૂર્વક શ્રવણાદિવડે પ્રાપ્ત થયેલી જ્ઞાનનિષ્ઠાવડે મોક્ષરૂપ સ્થાનને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસનું તથા નિષ્કામ કર્મયોગનું એક જ મોક્ષરૂપ ફળ છે. તેથી જે અધિકારી પુરુષ સાંખ્ય નામે સંન્યાસને તથા નિષ્કામ કર્મયોગને એકરૂપ દેખે છે, તે અધિકારી પુરુષ જ યથાર્થ દેખે છે અને જે પુરુષ તે બન્નેને ભિન્ન ભિન્ન દેખે છે, તે પુરુષ યથાર્થદર્શી કહેવાતો નથી. કિન્તુ તે પુરુષ વિપરીતદર્શી કહેવાય છે. અહીં શ્રીભગવાનનો એ હેતુ છે કે, જે અધિકારી પુરુષોમાં સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા જોવામાં આવે છે અને કર્મનિષ્ઠા જોવામાં આવતી નથી, તે પુરુષોવિષે સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠારૂપ લિંગવડે, પૂર્વે અનેક જન્મોમાં ભગવાન્ વિશે અર્પણ કરાયેલ કર્મનિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે. કારણવિના કાર્યની ઉત્પત્તિ હોતી નથી. જો કારણ કદાચિત્ પ્રત્યક્ષ પ્રતીત ન થતું હોય તો તે કાર્યરૂપ લિંગથી કારણનું અનુમાન કરવામાં આવે છે. જેમ વરસાદના કાર્યરૂપે નદીના જળની વૃદ્ધિ છે, તથા જળની વૃદ્ધિરૂપ હેતુથી દેશાંતરમાં વરસાદરૂપ કારણનું

અનુમાન કરવામાં આવે છે, તેમ આ જન્મના સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠારૂપ હેતુવડે, આથી પૂર્વના જન્મોની કર્મનિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે અને જે અધિકારી પુરુષો વિષે અત્યારે ભગવાન વિશે અર્પિત કર્મનિષ્ઠા જોવામાં આવે છે અને સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા જોવામાં આવતી નથી, તે પુરુષોમાં કર્મનિષ્ઠારૂપ લિંગવડે આગળ થનારી સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે. કારણ કે જ્યાં કારણ સામગ્રી હોય છે, ત્યાં કાર્ય અવશ્ય ઉત્પન્ન થાય છે, તેથી કારણ સામગ્રીથી ભાવી કાર્યનું અનુમાન કરવામાં આવે છે. જેમ મેઘની રચના-વિશેષવડે ભાવી વરસાદનું અનુમાન થાય છે, તેમ ભગવત્ વિશે અર્પિત કર્મનિષ્ઠાવડે ભાવી જ્ઞાનનિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે. તેથી અજ્ઞાની મુમુક્ષુ જને પ્રથમ અંતઃકરણની શુદ્ધિ-વાસ્તે નિષ્કામકર્મો જ કરવાં, પણ સંન્યાસ પ્રથમ કરવો નહિ. સંન્યાસ તો તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થતાં પોતાની મેળે જ સિદ્ધ થશે. (૫)

અવતરણિકાઃ–"હે ભગવન્! સંન્યાસ જ્ઞાનનિષ્ઠાનો હેતુ હોવાથી અવશ્ય કરીને કરવા યોગ્ય જ છે. તેથી જેમ શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વાસ્તે સંન્યાસ કરે છે, તેમ અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે પણ સંન્યાસ જ પ્રથમ શા વાસ્તે ન કરવો જોઈએ? અર્થાત્ અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે પણ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વાસ્તે પ્રથમ સંન્યાસ જ કરવો જોઈએ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન! કર્મયોગવિના કરવામાં આવતો સંન્યાસ તો દુઃખને જ પ્રાપ્ત કરે છે તથા કર્મયોગ યુક્ત પુરુષ તો સંન્યાસી થઈને જલદીથી બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. ૬

ટીકાઃ–હે અર્જુન! અંતઃકરણની શુદ્ધિ કરનારાં શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મો ન કરીને, જે પુરુષ કેવળ હઠ માત્રથી પ્રથમ સંન્યાસ જ કરે છે, તે હઠપૂર્વક કરેલો સંન્યાસ તે પુરુષને કેવળ દુઃખની જ પ્રાપ્તિ કરે છે. આ સંન્યાસથી તે પુરુષને કિંચિત્માત્ર પણ સુખ થતું નથી. કારણ કે તે પુરુષનું અંતઃકરણ શુદ્ધ થયલું હોતું નથી. તેથી સંન્યાસના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા અશુદ્ધ અંતઃકરણવાળા સંન્યાસીને કદાચિત્ પણ પ્રાપ્ત થતી નથી અને જે નિષ્કામ કર્મો અંતઃકરણની શુદ્ધિ કરે છે, તે કર્મો કરવાનો સંન્યાસીનો અધિકાર નથી. તેથી કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા એ બન્ને નિષ્ઠાઓથી ભ્રષ્ટ થવાથી અશુદ્ધ અંતઃકરણવાળો સંન્યાસી મહાન્ સંકટને પ્રાપ્ત થાય છે. જે પુરુષ અંતઃકરણની શુદ્ધિ કરનાર નિષ્કામ કર્મયોગવડે યુક્ત છે, તે પુરુષ તો શુદ્ધ અંતઃકરણવાળો હોવાથી, મનનશીલ સંન્યાસી થઈને સત્ ચિત્ આનંદસ્વરૂપ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનો શીઘ્ર જ સાક્ષાત્કાર કરે છે. આ સર્વ અર્થ–न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते। न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ઈત્યાદિ શ્લોકવડે પૂર્વે જ કથન કરવામાં આવ્યો છે, તેથી કર્મયોગ તથા કર્મોનો સંન્યાસ એ બન્નેવિશે એક ફળની હેતુતા છતાં પણ અશુદ્ધ અંતઃકરણ-વાળા પુરુષે કરેલા સંન્યાસ કરતાં કર્મયોગ અત્યંત શ્રેષ્ઠ છે. એમ જે પૂર્વે કહેવામાં આવ્યું હતું તે યુક્ત જ છે. (૬)

અવતરણિકાઃ–"હે ભગવન્! कर्मणा बध्यते जंतुः ઈત્યાદિ વચનોમાં કર્મોને બંધનો જ હેતુ કહેલો છે, તેથી કર્મયોગયુક્ત પુરુષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, એ આપનું વચન અસંગત છે" એવી અર્જુનની શંકા થતાં શ્રીભગવાન્ કહે છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७॥

શ્લોકાર્થ:-જે પુરુષ યોગે કરી યુક્ત હોય છે, વિશુદ્ધાત્મા છે, વિજિતાત્મા છે, જિતેન્દ્રિય છે તથા જેનો આત્મા સર્વ ભૂતોમાં આત્મારૂપ છે તેવો પુરુષ કર્મને કરતો છતાં પણ કર્મથી લેપાયમાન થતો નથી. ૭

ટીકાઃ—હે અર્જુન ! ભગવત્ અર્પણતા તથા ફળની ઈચ્છાથી રહિતપણું ઇત્યાદિ ગુણો વડે યુક્ત શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મો યોગ કહેવાય છે. આ યોગવડે યુક્ત પુરુષ પ્રથમ વિશુદ્ધાત્મા થાય છે. વિશુદ્ધ એટલે રજ-તમથી રહિત, આત્મા એટલે અંતઃકરણ જેનું હોય છે, તે વિશુદ્ધાત્મા કહેવાય છે. એવો વિશુદ્ધાત્મા થવાથી પુરુષ વિજિતાત્મા થાય છે. આત્મા એટલે દેહ સમજવો, તે દેહ જેણે વશ કર્યો છે, તે વિજિતાત્મા કહેવાય છે. વિજિતાત્મા થઈને અધિકારી પુરુષ જિતેંદ્રિય થાય છે. જેણે સર્વ બાહ્ય ઇંદ્રિયોને પોતાને વશ કરેલ છે, તે જિતેન્દ્રિય કહેવાય છે. અહીં विशुद्धात्मा, विजितात्मा, जितेन्द्रिय એ ત્રણ શબ્દોવડે શ્રીભગવાને યથાક્રમે મનોદંડ, કાયદંડ તથા વાક્‌દંડ એ ત્રણ દંડોથી યુક્ત ત્રિદંડીનું કથન કર્યું. આ વાત મનુએ પણ કહી છે (वाग्दंडोऽथ मनोदंड कायदंडस्तथैव च । यस्यैते नियता दंडा. स त्रिदंडीति कथ्यते ॥ અર્થાત્-વાક્‌દંડ, મનોદંડ અને કાયદંડ એ ત્રણ દંડોને નિયમ પૂર્વક ધારણ કરનાર પુરુષ ત્રિદંડી કહેવાય છે. અહીં वाक् શબ્દ સર્વ બાહ્ય ઇંદ્રિયોનો ઉપલક્ષક છે. એવા ત્રિદંડી પુરુષને સર્વાત્મજ્ઞાન અવશ્ય કરીને થાય છે:) એ અર્થ શ્રીભગવાન્ કહે છે:-सर्वभूतात्मभूतात्मा इति બ્રહ્માથી લઈને સ્તંભ પર્યંત જેટલા ચેતન ભૂત છે તથા આકાશાદિ જેટલા અચેતન ભૂત છે, તે ચેતન અચેતનરૂપ સર્વ ભૂતોના સ્વરૂપભૂત, જેનો પ્રત્યક્‌ચેતન આત્મા છે, તે સર્વભૂતાત્મભૂતાત્મા કહેવાય છે. તાત્પર્ય એ છે કે કુંડલ કડાદિ ભૂષણોનુ સુવર્ણ જ વાસ્તવિક સ્વરૂપ થાય છે, તેમ "સર્વ જડ અજડ પ્રપંચનું હું જ વાસ્તવિક સ્વરૂપ છું," એ પ્રકારે જે પુરુષ સર્વ પ્રપચને પોતાના આત્મારૂપ દેખે છે, તે પરમાર્થદર્શી વિદ્વાન્ પુરુષ, અન્ય પુરુષોની દૃષ્ટિવડે કર્મો કરતો હોવા છતાં પણ, કર્તૃત્વ અભિમાનના અભાવથી કર્મોવડે લેપાયમાન થતો નથી. અર્થાત્ કર્મ તે વિદ્વાન્ પુરુષને બંધની પ્રાપ્તિ કરતું નથી. કારણ કે સ્વદૃષ્ટિવડે જોતાં વિદ્વાન્ પુરુષ વિષે કર્મોનું કર્તાપણું નથી.

અહીં કોઇ ટીકામાં તો सर्वभूतात्मभूतात्मा આ શબ્દનો એ અર્થ કર્યો છે કે सर्व શબ્દ આકાશાદિ જડ પ્રપંચનો વાચક છે, અને आत्म શબ્દ અજડ પ્રપંચનો વાચક છે. વળી सर्व-आत्म એ બે શબ્દોની પછી જે भूत શબ્દ છે, તે भूत શબ્દ સ્વરૂપનો વાચક છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે सर्वभूत તથા आत्मभूत જેનો आत्मा છે તે सर्वभूतात्मभूतात्मा કહેવાય છે. આ પ્રકારના અર્થનો જો અંગીકાર ન કરીએ, કિન્તુ "જેનો આત્મા સર્વભૂતોનો આત્મભૂત છે, તે સર્વભૂતાત્મા કહેવાય છે" એ પ્રકારના અર્થનો જો અંગીકાર કરીએ, તો सर्वभूतात्मा એટલું જ માત્ર કહેવાથી વાંછિત અર્થની સિદ્ધિ થઇ શકે છે. તેથી आत्मभूत એ શબ્દ અધિક થશે. આ પ્રકારે પ્રથમ વ્યાખ્યાનમાં आत्मभूत એ શબ્દની અધિકતારૂપ દૂષણ દઈને કોઇ ટીકાકારે આ અર્થ કર્યો છે. आत्मभूत શબ્દની અધિકતારૂપ દૂષણ આ ટીકામાં પણ પ્રાપ્ત થાય છે. કારણ કે सर्व શબ્દવડે જ સપૂર્ણ જડ અજડ પ્રપંચનું ગ્રહણ થઈ શકે છે. सर्व શબ્દનો સંકોચ કરીને કેવળ જડ પ્રપંચનો અર્થ सर्व શબ્દવડે ગ્રહણ કરવો, તે સંભવતું નથી તેથી सर्वभूतात्मभूतात्मा એ શબ્દનું, ભાષ્યકારોને અનુસરતું, પ્રથમ વ્યાખ્યાન જ સમીચીન છે. (૭)

અવતરણિકાઃ—હવે પૂર્વોક્ત અર્થને બે શ્લોકોવડે શ્રીભગવાન્ સ્પષ્ટ કરે છેઃ—

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन् श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! યોગયુક્ત પરમાર્થદર્શી પુરુષ, જોતો છતો, શ્રવણ કરતો છતો, સ્પર્શ કરતો છતો, ગંધને ગ્રહણ કરતો છતો, ભક્ષણ કરતો છતો, ગમન કરતો છતો, નિદ્રા કરતો છતો, શ્વાસ લેતો છતો, શબ્દનો ઉચ્ચાર કરતો છતો, મલનો પરિત્યાગ કરતો છતો, ગ્રહણ કરતો છતો, ઉન્મેષ કરતો છતો તેમ જ નિમેષને કરતો છતો પણ ઇંદ્રિયાદિકો જ પોતપોતાના રૂપાદિ અર્થો વિષે પ્રવૃત્ત થાય છે, પણ હું કંઈપણ કરતો નથી, આ પ્રકારે માને છે. ૮–૯

ટીકાઃ—હે અર્જુન ! યુક્ત અર્થાત્ નિરુદ્ધ ચિત્તવાળો પુરુષ તત્ત્વવિત્ છે, અર્થાત્ પરમાર્થદર્શી છે. અથવા જે પુરુષ પ્રથમ તો નિષ્કામ કર્મયોગવડે યુક્ત છે અને ત્યાર પછી અંતઃકરણની શુદ્ધિદ્વારા તત્ત્વવેત્તા થયો છે, એવો પરમાર્થદર્શી પુરુષ, ચક્ષુ આદિ પાંચ જ્ઞાનેંદ્રિયોવડે, વાક્આદિ પાંચ કર્મેન્દ્રિયોવડે, પ્રાણાદિ પાંચ પ્રાણોવડે તથા બુદ્ધિઆદિ ચાર અંતઃકરણોવડે, શાસ્ત્રવિહિત રૂપાદિ વિષયોને ગ્રહણ કરતો હોવા છતાં પણ, "એ ઇંદ્રિયાદિ જ પ્રવર્ત્ત થાય છે, હું અસંગ આત્મા એ રૂપાદિ વિષયોમાં કદાચિત્ પણ પ્રવર્ત્ત થતો નથી" એ પ્રકારે રૂપાદિ વિષયો વિષે નિશ્ચય કરીને "હું અસંગ આત્મા કિંચિત્ માત્ર પણ કરતો નથી," એ પ્રકારે તત્ત્વવેત્તા પુરુષ સર્વદા માને છે.

અહીં पश्यन्, शृण्वन्, स्पृशन्, जिघ्रन्, अश्नन् આ પાંચ શબ્દોવડે શ્રીભગવાને યથાક્રમે ચક્ષુ, શ્રોત્ર, ત્વક્, ઘ્રાણ, રસન એ પાંચ જ્ઞાનેંદ્રિયોનો વ્યાપાર કથન કર્યો છે. તેમાં રૂપાદિનું દર્શન કરવું એ ચક્ષુ ઇંદ્રિયનો વ્યાપાર છે, શબ્દશ્રવણ શ્રોત્રેંદ્રિયનો વ્યાપાર છે; સ્પર્શનું ગ્રહણ ત્વક્ઇંદ્રિયનો વ્યાપાર છે; ગંધનું ગ્રહણ ઘ્રાણઇંદ્રિયનો વ્યાપાર છે; અને રસનું ગ્રહણ રસનઇંદ્રિયનો વ્યાપાર છે. गच्छन्, प्रलपन्, विसृजन्, गृह्णन्, એ ચાર શબ્દોવડે શ્રીભગવાને યથાક્રમે પાદ, વાક્, પાયુ, હસ્ત એ ચાર કર્મેન્દ્રિયોનો વ્યાપાર કથન કર્યો છે. તેમાં ગમન પાદઇંદ્રિયનો વ્યાપાર છે; વચનનું ઉચ્ચારણ વાક્ઇંદ્રિયનો વ્યાપાર છે; મળનો વિસર્ગ પાયુઇંદ્રિયનો વ્યાપાર છે; અને ગ્રહણ હસ્તઇંદ્રિયનો વ્યાપાર છે. એ ચારે વ્યાપારો ઉપસ્થ ઇંદ્રિયના વિષયાનંદરૂપ વ્યાપારના ઉપલક્ષક પણ છે. श्वसन् શબ્દવડે કથન કરેલો પ્રાણનો શ્વાસરૂપ વ્યાપાર પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન એ પાંચ પ્રાણોના વ્યાપારોનો પણ ઉપલક્ષક છે. उन्मिषन् निमिषन् એ શબ્દોવડે કથન કરેલો ઉન્મેષ-નિમેષરૂપ વ્યાપાર નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ પાંચ પ્રાણોના વ્યાપારોનો ઉપલક્ષક છે. स्वपन् એ શબ્દવડે કથન કરેલો બુદ્ધિનો નિદ્રારૂપ વ્યાપાર મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ ચાર અંતઃકરણના વ્યાપારોનો ઉપલક્ષક છે. આ પ્રકારે તત્ત્વવેત્તા પુરુષ સર્વ વ્યાપારોમાં આત્માને અકર્ત્તારૂપ જ દેખે છે. આ કારણથી તત્ત્વવેત્તા પુરુષ, ઇંદ્રિયાદિવડે સર્વ વ્યાપારો કરતો હોવા છતાં પણ, વ્યાપારોવડે બંધાયમાન થતો નથી. (૮–૯)

અવતરણિકાઃ—"હે ભગવન્ ! વિદ્વાન્ પુરુષ કર્તૃત્વ અભિમાનના અભાવથી સર્વ કર્મોને કરતો છતાં પણ લેપાયમાન થતો નથી. એ અર્થ પૂર્વે આપે કથન કર્યો. તેથી એમ જણાય

છે કે,-અવિદ્વાન્ પુરુષ તો કર્તૃત્વ અભિમાનની વશતાથી, કર્મોને કરવાથી અવશ્ય કરીને લેપાયમાન થશે. તેથી કર્મોમાં પ્રવૃત્ત થયલા વિદ્વાન્ પુરુષને સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા કેવા પ્રકારે પ્રાપ્ત થશે ? અર્થાત્ પ્રાપ્ત થશે નહિ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

શ્લોકાર્થ:—જે પુરુષ પરમેશ્વર વિશે સમર્પણ કરી તથા ફળની ઈચ્છાનો પરિત્યાગ કરી કર્મને કરે છે, તે પુરુષ જેમ જળવડે કમળનું પત્ર લેપાયમાન થતું નથી તેમ કર્મવડે લેપાયમાન થતો નથી. ૧૦

ટીકા:—હે અર્જુન ! જે પુરુષ પરમેશ્વરમાં લૌકિક-વૈદિક કર્મોનું સમર્પણ કરીને તથા કર્મોનાં સ્વર્ગાદિ ફળોની ઈચ્છાનો પરિત્યાગ કરીને, જેમ ભૃત્ય પોતાના સ્વામી વાસ્તે સર્વ કર્મો કરે છે, તેમ "હું પણ કેવળ પરમેશ્વરની પ્રસન્નતાને વાસ્તે જ સર્વ કર્મો કરુ છું," એ પ્રકારના અભિપ્રાયવડે, લૌકિક-વૈદિક સર્વ કર્મો કરનાર પુરુષ પણ વિદ્વાન્ પુરુષની માફક પુણ્ય-પાપકર્મોવડે લેપાયમાન થતો નથી. જેમ પદ્મના પત્ર ઉપર નાંખેલા જળવડે પદ્મનું પત્ર લેપાયમાન થતું નથી, તેમ ભગવત્ અર્પણ બુદ્ધિવડે કરેલાં કર્મોવડે અધિકારી પુરુષ લેપાયમાન થતો નથી. અર્થાત્ નિષ્કામ કર્મો અધિકારી પુરુષના બંધનો હેતુ થતાં નથી, કિન્તુ તે નિષ્કામ કર્મો અધિકારી પુરુષના અંતઃકરણની શુદ્ધિના હેતુ થાય છે. (૧૦)

અવતરણિકા:—હવે આ અર્થને શ્રીભગવાન્ સ્પષ્ટ કરીને પ્રતિપાદન કરે છેઃ—

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

શ્લોકાર્થ:—અધિકારી જન ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી અંતઃકરણની શુદ્ધિ માટે કેવળ શરીરવડે, મનવડે, બુદ્ધિવડે તથા ઇન્દ્રિયોવડે કર્મને જ કરે છે. ૧૧

ટીકા:—હે અર્જુન ! મોક્ષની ઈચ્છાવાળા અધિકારી જનો, પોતાનાં અંતઃકરણની શુદ્ધિ કરવાને વાસ્તે, સ્વર્ગાદિ ફળોની ઈચ્છાનો પરિત્યાગ કરીને, કેવળ શરીરવડે, મનવડે, બુદ્ધિવડે તથા ઇદ્રિયોવડે, પોતાના વર્ણાશ્રમને અનુસાર નિત્ય-નૈમિત્તિક કર્મો જ કરે છે. અહીં "એ કર્મોને હું ઈશ્વરની પ્રસન્નતા વાસ્તે જ કરુ છું, કાંઇ પોતાના સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિ વાસ્તે હું એ કર્મો કરતો નથી." એ પ્રકારનો મમતાનો જે અભાવ તે જ શરીર, મન, બુદ્ધિ તથા ઇંદ્રિય એ ચારે વિષે કેવળરૂપતા છે. (૧૧)

અવતરણિકા:—"હે ભગવન્ ! કર્તૃત્વ-અભિમાનની સમાન થયલાં તે જ કર્મો કરીને કોઇક પુરુષ મુક્ત થાય છે અને કોઇક પુરુષ બંધાયમાન થાય છે; આ પ્રકારની વિષમતાવિષે શું હેતુ છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે:—

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

શ્લોકાર્થ:—યુક્ત પુરુષ કર્મના ફળનો પરિત્યાગ કરી કર્મને કરે છે, છતાં સત્વ શુદ્ધિના ક્રમથી ઉત્પન્ન થયેલ મોક્ષરૂપ શાંતિને પ્રાપ્ત થાય છે તથા અયુક્ત પુરુષ તો કામનાને લીધે ફળવિષે આસક્ત હોવાથી બંધાયમાન થાય છે. ૧૨

ટીકા:—હે અર્જુન ! "આ સર્વ કર્મ પરમેશ્વરની પ્રસન્નતા વાસ્તે જ છે, મારા ફળને વાસ્તે નથી." આ પ્રકારના અભિપ્રાયવાળો પુરુષ યુક્ત કહેવાય છે. એ પ્રકારનો યુક્ત પુરુષ કર્મોનાં સ્વર્ગાદિ ફળોનો પરિત્યાગ કરીને, નિત્ય-નૈમિત્તિક કર્મોને કરતાં, મોક્ષરૂપ શાંતિને જ પ્રાપ્ત થાય છે. આ મોક્ષરૂપ શાંતિ નૈષ્ઠિકી છે, અર્થાત્ પ્રથમ અંતઃકરણની શુદ્ધિ, ત્યાર પછી નિત્ય-અનિત્ય વસ્તુનો વિવેક, ત્યાર પછી સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા, એ ક્રમે કરીને જે મોક્ષરૂપ શાંતિ ઉત્પન્ન થઈ છે, તે નૈષ્ઠિકી મોક્ષરૂપ શાંતિને યુક્ત પુરુષ પ્રાપ્ત થાય છે. જે પુરુષ અયુક્ત છે, અર્થાત્ "એ સર્વ કર્મ પરમેશ્વર વાસ્તે જ છે, મારા ફળ વાસ્તે નથી," એ પ્રકારના અભિપ્રાયથી જે પુરુષ રહિત છે, તે અયુક્ત પુરુષ કામનાવડે, કર્મોનાં સ્વર્ગાદિ ફળોવિષે, "હું આ સ્વર્ગાદિની પ્રાપ્તિ વાસ્તે કર્મો કરું છું." આ પ્રકારે આસક્ત થઈને, કર્મોવડે બંધાયમાન થાય છે, અર્થાત્ સકામ કર્મોવડે અયુક્ત પુરુષ સંસારરૂપ બંધને જ પ્રાપ્ત થાય છે, તેથી હે અર્જુન ! તું પણ યુક્ત થઈને કર્મો જ કર. (૧૨)

અવતરણિકા:-અશુદ્ધ "ચિત્તવાળા પુરુષોને કેવળ સંન્યાસ કરતાં કર્મયોગ જ શ્રેષ્ઠ છે" એ પૂર્વોક્ત અર્થને આટલે સુધી વિસ્તારપૂર્વક કથન કર્યો. હવે "શુદ્ધ ચિત્તવાળા પુરુષને સર્વ કર્મોનો સંન્યાસ જ શ્રેષ્ઠ છે," એ અર્થ શ્રીભગવાન્ કથન કરે છે:—

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

શ્લોકાર્થ:—સર્વ કર્મનો મનવડે પરિત્યાગ કરી દેહથી ભિન્ન આત્મદર્શી વશી પુરુષ નવ-દ્વારવાળા આ દેહવિશે કોઈપણ કાર્યને નહિ કરતો છતો તથા કોઈપણ કાર્યને નહિ કરાવતો છતો સુખપૂર્વક સ્થિત થાય છે. ૧૩

ટીકા:—હે અર્જુન ! નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રતિષિદ્ધ એ ચાર પ્રકારનાં કર્મો છે. कर्मण्यकर्म यः पश्येत् આ શ્લોક વિષે કથન કરેલ અકર્તા આત્મસ્વરૂપના સમ્યક્ દર્શનયુક્ત મનવડે કર્મનો પરિત્યાગ કરીને પ્રારબ્ધ કર્મની વશતાથી સંન્યાસી સ્થિત થાય છે.

અર્જુનની શંકા:—સંન્યાસી શું દુઃખપૂર્વક રહે છે ?

શ્રીભગવાને કરેલું સમાધાન:—सुखं इति–હે અર્જુન ! શરીરનો વ્યાપાર, વાક્આદિ ઇંદ્રિયોનો વ્યાપાર તથા મનનો વ્યાપાર એ ત્રણ વ્યાપારો જ પ્રાણીઓને આયાસની પ્રાપ્તિ કરે છે. આયાસના હેતુરૂપ ત્રણે વ્યાપારો સંન્યાસી વિષે હોતા નથી, તેથી સંન્યાસી આયાસથી રહિત થઈને જ રહે છે.

અર્જુનની શંકા:—હે ભગવન્ ! સંન્યાસીનાં શરીર, ઇંદ્રિય અને મન એ ત્રણે સ્વતંત્ર થઈને પોતપોતાના વ્યાપારમાં શા વાસ્તે પ્રવૃત્ત થતાં નથી ?

શ્રીભગવાને કરેલું સમાધાન:—वशी इति–હે અર્જુન ! સંન્યાસીએ કાર્યકારણરૂપ સંઘાત પોતાને વશ કર્યો હોય છે, તેથી સંન્યાસીનાં શરીર, ઇંદ્રિય અને મન એ ત્રણે સ્વતંત્ર થઈને કોઈ વ્યાપારમાં પ્રવૃત્ત થતાં નથી.

અર્જુનની શંકા:—હે ભગવન્ ! સર્વ વ્યાપારથી રહિત સંન્યાસી ક્યા સ્થાનમાં સ્થિત થાય છે ?

શ્રીભગવાને કરેલું સમાધાન:—नवद्वारे पुरे इति–બે શ્રોત્ર, બે ચક્ષુ, બે નાસિકા, એક મુખ એ સપ્તદ્વાર તો માત્ર મસ્તક વિષે જ છે અને પાયુ તથા ઉપસ્થ એ બે દ્વાર નીચે રહે છે. એ નવ દ્વારોવડે વિશિષ્ટ સ્થૂલ શરીરરૂપ પુરવિષે સંન્યાસી સ્થિત થાય છે.

અર્જુનની શંકાઃ—હે ભગવન્ ! સંન્યાસી–અસંન્યાસી, વિદ્વાન્–અવિદ્વાન્ ઇત્યાદિ સર્વ પ્રાણીમાત્ર નવ દ્વારવાળા દેહવિષે જ રહે છે, કેવળ સંન્યાસી જ દેહવિષે રહેતો નથી.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—દેહી ઇતિ–હે અર્જુન ! વિદ્વાન્ સંન્યાસી આ નવ દ્વારવાળા દેહવિષે રહ્યા છતાં પણ દેહથી પોતાના આત્માને ભિન્નરૂપે દેખે છે, પણ દેહરૂપ આત્માને દેખતો નથી. આ કારણથી જ જેમ કોઇ પ્રવાસી પુરુષ કોઇ પરગૃહમાં નિવાસ કરે છે, પરંતુ તે ગૃહની વૃદ્ધિ–હાનિવડે પ્રવાસી પુરુષ હર્ષ–શોકને પ્રાપ્ત થતો નથી, તેમ વિદ્વાન્ સંન્યાસી પણ આ શરીરના પૂજન–પરાભવ વડે હર્ષ–વિષાદને પ્રાપ્ત થતો નથી. કિન્તુ અહંતા–મમતાથી રહિત થઇને આ દેહવિષે રહે છે અને અજ્ઞાની પુરુષ તો દેહના તાદાત્મ્ય અભિમાનથી પોતાને દેહરૂપ જ માને છે–દેહીરૂપ માનતો નથી. આ કારણથી જ અજ્ઞાની પુરુષ, આ દેહના અધિકરણને જ આત્માનું અધિકરણ માનીને " હું આ ગૃહવિષે સ્થિત છું, હું આ ભૂમિ વિષે સ્થિત છું, હું આ આસન વિષે સ્થિત છું" એ પ્રકારે જ પોતાને માને છે. " હું આ દેહવિષે સ્થિત છું " આ પ્રમાણે અજ્ઞાની પુરુષ પોતાને માનતો નથી. કારણ કે અજ્ઞાની પુરુષે પોતાના આત્માને આ દેહથી ભિન્ન જાણ્યો નથી અને આત્માને સંઘાતથી ભિન્ન જાણનાર સર્વ કર્મોનો સંન્યાસી એવો વિદ્વાન્ સંન્યાસી તો " હું આ દેહ વિષે સ્થિત છું " એ પ્રમાણે જ પોતાને માને છે પણ પોતાને દેહરૂપ માનતો નથી. આ કારણથી અવિક્રિય આત્માવિષે અવિદ્યાવડે આરોપિત દેહાદિના સર્વ વ્યાપારોનો જે તત્ત્વસાક્ષાત્કારવડે બાધ છે, તે જ સર્વ કર્મોનો સંન્યાસ કહેવાય છે. આ પ્રકારની ( અજ્ઞાની પુરુષ કરતાં) વિલક્ષણતાનો અંગીકાર કરીને જ શ્રીભગવાને વિદ્વાન્ પુરુષનું નવદ્વારે પુરે આસ્તે એ વિશેષણ કથન કરેલું છે.

અર્જુનની શંકાઃ—હે ભગવન્ ! જેમ નૌકાના ચલનરૂપ વ્યાપારનું તીરપર રહેલા વૃક્ષ વિષે આરોપણ થાય છે, તેમ આત્માવિશે આરોપિત દેહાદિના વ્યાપારોનો વિદ્યાવડે બાધ થતાં, આત્માવિષે પોતાના વ્યાપારવડે કર્તાપણું થશે તથા દેહાદિના વ્યાપાર વિષે પ્રયોજક કર્તાપણું થશે.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ— નૈવ કુર્વન્ન કારયન્ ઇતિ–હે અર્જુન ! આત્મદેવ પોતે કોઇ પણ વ્યાપાર કરતો નથી તથા પ્રેરણાવડે દેહ–ઇંદ્રિયાદિથી કોઇ વ્યાપાર કરાવતો પણ નથી, કિન્તુ ઉદાસીન રહે છે.

કોઈ ટીકામાં તો નવદ્વારે પુરે એ વચનનો એ અર્થ કર્યો છે કે, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, પ્રાણ, બુદ્ધિ, અહંકાર, ચિત્ત એ નવ દ્વારવાળા શરીરરૂપ પુર વિષે વિદ્વાન્ પુરુષ રહે છે. તાત્પર્ય એ છે કે, લોકપ્રસિદ્ધ પુરના રાજાને પુરનાં દ્વારોવડે જ બહારના વિષયો પ્રાપ્ત થાય છે, તેમ આ શરીરરૂપ પુરનો અધિપતિ જીવાત્મારૂપ રાજા ભોગવાસ્તે બહારના શબ્દાદિ વિષયોવિશે શ્રોત્રાદિ દ્વારોવડે પ્રવેશ કરે છે. તેથી શ્રોત્રાદિ પણ પ્રસિદ્ધ પુર અર્થાત્ નગરનાં દ્વારોની માફક દ્વારરૂપ છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! જેમ દેવદત્ત નામના પુરુષમાં વાસ્તવિક રીતે રહેલી ગમનરૂપ ક્રિયા દેવદત્ત પુરુષના સ્થિતિકાળે હોતી નથી, તેમ આત્મામાં વાસ્તવિક રીતે રહેલાં કર્તૃત્વ તથા કારયિતૃત્વ સંન્યાસકાળે આત્મામાં હોતાં નથી, એવું શું આપના કથનનું તાત્પર્ય છે ? અથવા જેમ આકાશમાં તલમલિનતાદિ વાસ્તવિક રીતે નથી, તેમ આત્માવિષે પણ કર્તૃત્વ તથા કારયિતૃત્વ વાસ્તવિક રીતે છે જ નહિ, એવું શું આપના કથનનું તાત્પર્ય છે ?" (૧૩)

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—આ પ્રકારના તારા સંશયની નિવૃત્તિ કરવા હું કહું છુંઃ—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

શ્લોકાર્થ:—આત્માદેવ દેહાદિકોના કર્તૃત્વને ઉત્પન્ન કરતો નથી, કર્મને ઉત્પન્ન કરતો નથી તથા કર્મના ફળના સંબંધને પણ ઉત્પન્ન કરતો નથી, છતાં અજ્ઞાનરૂપ માયા જ સર્વ કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે. ૧૪

ટીકા:—હે અર્જુન ! દેહ-ઇંદ્રિયાદિ સર્વ સંઘાતના સ્વામીરૂપ આત્માદેવ દેહ-ઇંદ્રિયાદિના કર્તૃત્વને ઉત્પન્ન કરતો નથી અર્થાત્ "તમે આ કાર્ય કરો" એ પ્રકારની પ્રેરણાવડે આત્માદેવ કોઈ પણ કાર્ય કરાવતો નથી; તેથી આત્માદેવ વિષે પ્રયોજક કર્તાપણારૂપ કારયિતૃત્વ સંભવતું નથી. વળી દેહ-ઇંદ્રિયાદિને વાંચ્છિત જે ઘટાદિરૂપ કર્મો છે, તે ઘટાદિકરૂપ કર્મો પણ એ આત્માદેવ ઉત્પન્ન કરતો નથી. અર્થાત્ આત્માદેવ ઘટાદિ પદાર્થોનો કર્તા પણ થતો નથી; તેમ જ એ આત્માદેવવિષે કર્તૃત્વ પણ નથી. કર્મો કરનાર લોકોનો જે કર્મનાં ફળની સાથે સંબંધ છે, તે કર્મફળનો સંબંધ પણ એ આત્માદેવ ઉત્પન્ન કરતો નથી, અર્થાત્ એ આત્માદેવ કોઇને ફળ ભોગવાવનાર નથી, તેમ જ પોતે પણ ફળને ભોગવતો નથી. તે આત્માદેવ વિષે ભોજયિતૃત્વ તથા ભોક્તૃત્વ પણ સંભવતું નથી. આ જ અર્થનું शरीरस्थोपि कौंतेय न करोति न लिप्यते એ ગીતાનું વચન પણ કથન કરે છે.

અર્જુનની શંકા:—હે ભગવન્ ! આત્માદેવ જ્યારે પોતે કિંચિત્ માત્ર કાર્ય કરતો નથી તથા કરાવતો પણ નથી, ત્યારે બીજું કોણ કાર્યો કરવામાં તથા કરાવવામાં પ્રવૃત્ત થાય છે?

શ્રીભગવાને કરેલું સમાધાન:—स्वभावस्तु प्रवर्त्तते इति–હે અર્જુન ! અજ્ઞાનરૂપ જે દૈવી માયા તે માયા પ્રકૃતિ પણ કહેવાય છે, તે માયારૂપ પ્રકૃતિ જ કાર્ય કરવામાં તથા કરાવવામાં પ્રવૃત્ત થાય છે.

અહીં કોઈ ટીકામાં स्वभावस्तु प्रवर्त्तते એ વચનનો એ અર્થ કથન કર્યો છે કે, ચૈતન્ય સ્વરૂપ આત્મા સૂર્યની જેમ સર્વના પ્રકાશરૂપે છે, કોઈ કર્માદિવિષે પ્રવર્તક નથી; કિન્તુ જે જે વસ્તુનો જેવો જેવો સ્વભાવ હોય છે, તે સ્વભાવ જ તે તે પ્રકારે પ્રવૃત્ત થાય છે. જેમ એક જ સૂર્યનો ઉદય થતાં કમળોનો સ્વભાવથી જ વિકાસ થાય છે અને કુમુદોનો સ્વભાવથી જ સંકોચ થાય છે, છતાં સૂર્ય કાંઈ કોઇનો વિકાસ કે સંકોચ કરતો નથી, તેમ એક જ આત્મા પ્રકાશમાન થતાં ઘટાદિ પદાર્થ ચેષ્ટા કરતાં નથી અને મનુષ્યાદિ નાના પ્રકારની ચેષ્ટા કરે છે, છતાં આત્માદેવ તો કોઇ પણ પદાર્થને પ્રવૃત્ત કે નિવૃત્ત કરતો નથી. (૧૪)

અવતરણિકા:—"હે ભગવન્ ! ઈશ્વર તો પ્રેરણાવડે જીવની પ્રત્યે કર્મોનો કરાવનાર છે અને જીવ કર્મો કરનાર છે, આ કારણથી ઈશ્વર વિષે તો કારયિતૃત્વ છે અને જીવવિષે કર્તૃત્વ છે. આ વાત શ્રુતિમાં તથા સ્મૃતિમાં પણ કહી છે. શ્રુતિ કહે છે કે एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष उ ह्येवासाधु कर्म कारयति तं यमधो निनीषते इति–અર્થાત્–પરમેશ્વર જે પુરુષને આ લોકની ઉપર સ્વર્ગાદિ લોકોમાં લઇ જવાની ઈચ્છા કરે છે, તે પુરુષને પ્રેરણાવડે પુણ્યકર્મ કરાવે છે, અને પરમેશ્વર જે પુરુષને નરકાદિ નીચ લોકોમાં લઈ જવાની ઈચ્છા કરે છે, તે પુરુષને પ્રેરણાવડે પાપકર્મો કરાવે છે. આ રીતે શ્રુતિ ઈશ્વરવિષે પુણ્ય-પાપ કર્મોનું કારયિતૃત્વ કથન કરે છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે-अज्ञो जंतुरनीशोऽयमात्मनः सुखदुःखयोः । ईश्वरप्रेरितो गच्छेत्स्वर्गं वा श्वभ्रमेव वा ॥ અર્થાત્–અજ્ઞાની જીવ પોતાના સુખવિષે તથા દુઃખવિષે અસમર્થ જ છે, કિંતુ ઈશ્વરવડે પ્રેરિત થયેલો એ જીવ પોતાનાં પુણ્ય-પાપની વશતાથી સ્વર્ગ-નરકાદિને પ્રાપ્ત થાય છે. જે પુરુષ પુણ્ય-પાપ કર્મોનો કર્તા હોય છે તથા જે પુરુષ પ્રેરણાવડે પુણ્ય-પાપ કર્મોનો કરાવનાર હોય છે, તે બન્નેને જ પુણ્ય-પાપ કર્મોનો લેપ અવશ્ય થાય છે. તેથી જીવવિષે કર્તાપણાવડે તથા ઈશ્વરવિષે કારયિતાપણાવડે, પુણ્ય-પાપ કર્મોનો લેપ અવશ્ય ...

તેથી "એ આત્માદેવ કાંઈ કરતો નથી તથા કરાવતો નથી, કિન્તુ એ પ્રકૃતિરૂપ સ્વભાવ જ સર્વ કાર્યોવિષે પ્રવૃત્ત થાય છે," "એ આપનું કહેવું શ્રુતિ-સ્મૃતિથી વિરુદ્ધ હોવાથી અસંગત છે," એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥**

શ્લોકાર્થઃ—પરમેશ્વર કોઈપણ જીવના પાપને ગ્રહણ કરતો નથી તેમ જ પુણ્યને પણ ગ્રહણ કરતો નથી, છતાં અજ્ઞાને કરી આવૃત્ત જ્ઞાનવડે જીવ મોહને પ્રાપ્ત થાય છે. ૧૫

ટીકાઃ—હે અર્જુન! સર્વત્ર વ્યાપક હોવાથી નિષ્ક્રિય પરમેશ્વર કોઈપણ જીવનાં પાપને તથા પુણ્યને ગ્રહણ કરતો નથી. કારણ કે પરમાર્થ દૃષ્ટિવડે જોતાં જીવવિષે પુણ્ય-પાપ કર્મોનું કર્ત્તાપણું નથી અને ઈશ્વરવિષે પુણ્ય-પાપ કર્મોનું કારયિતાપણું નથી.

અર્જુનની શંકાઃ—હે ભગવન્! જો કદાચિત્ પરમેશ્વર વિષે વાસ્તવિક રીતે કર્મોનું કારયિતૃત્વ ન હોય તથા જીવવિષે કર્મોનું કર્તૃત્વ ન હોય, તો પરમેશ્વર વિષે કર્મોના કારયિતૃત્વનું તથા જીવ વિષે કર્મોના કર્તૃત્વનું કથન કરનારી પૂર્વોક્ત શ્રુતિ-સ્મૃતિ અસંગત થશે; અને આ લોકમાં પણ શિષ્ટ પુરુષો ઈશ્વરની પ્રસન્નતા વાસ્તે શુભ કર્મો કરે છે અને શુભ કર્મો નહિ કરવાથી ભયને પ્રાપ્ત થાય છે, આ લોકોનો વ્યવહાર પણ અસંગત થશે.

શ્રીભગવાને કરેલુ સમાધાનઃ—अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतव इति–હે અર્જુન! આવરણ-વિક્ષેપ-શક્તિવાળું માયારૂપ મિથ્યા અજ્ઞાન યુક્ત તમ (અંધકાર)વડે આવૃત થયેલું, જીવ-ઈશ્વર તથા જગતના ભેદભ્રમના અધિષ્ઠાનરૂપ તથા નિત્ય-સ્વપ્રકાશ-સચ્ચિદાનંદ-અદ્વિતીયરૂપ તથા પરમાર્થ-સત્યરૂપ જે જ્ઞાન છે, તે જ્ઞાનસ્વરૂપ આત્માના આવરણવડે પોતાના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનાર સંસારી જીવ મોહને પ્રાપ્ત થાય છે; અર્થાત્ પ્રમાતા-પ્રમાણ-પ્રમેય, કર્ત્તા-કર્મ-કરણ, ભોક્તા-ભોગ્ય-ભોગ એ નવ પ્રકારના સંસારભ્રમરૂપ વિક્ષેપવાળા મોહને જીવ પ્રાપ્ત થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, વાસ્તવિક રીતે અકર્ત્તા-અભોક્તારૂપ પરમાનંદ-અદ્વિતીય આત્મા છે. તે આત્માના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનવડે જ, અવિવેકી મૂઢ પુરુષોને "એ જીવ છે." "એ ઈશ્વર છે," "એ જગત્ છે," ઇત્યાદિ ભેદભ્રમ પ્રતીત થાય, અર્થાત્ "જીવ પુણ્યપાપ કર્મોનો કર્ત્તા છે" અને "ઈશ્વર પુણ્યપાપ કર્મોનો કરાવનાર છે" ઇત્યાદિ ભેદ-ભ્રમ પ્રતીત થાય છે. एष ह ह्येव साधु कर्म कारयति ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિ-વચન, અજ્ઞાની મૂઢ પુરુષોના ભ્રાંતિજ્ઞાનનો જ માત્ર અનુવાદ કરે છે, કાંઈ શ્રુતિ-સ્મૃતિ-વચનોનું તાત્પર્ય ભેદભ્રમના બોધન વિષે નથી. તેથી વાસ્તવિક રીતે અદ્વિતીય આત્માનાં બોધક तत्त्वमसि આદિ મહાવાક્યો છે. આ મહાવાક્યોનાં જ શ્રુતિ-સ્મૃતિનાં-વચનો શેષરૂપ છે. તેથી શ્રુતિ-સ્મૃતિ વચનોનો પણ અહીં વિરોધ થતો નથી.

કોઈ ટીકામાં તો अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः આ વચનનો એ હેતુ કહ્યો છે કે, જેમ ચક્રવર્ત્તી મહારાજાને જાગ્રત અવસ્થામાં "હું સર્વ પ્રજાનો ઈશ્વર છું," એ પ્રકારનું જ્ઞાન જ્યારે નિદ્રારૂપ અજ્ઞાનવડે આવૃત થાય છે, ત્યારે ચક્રવર્ત્તી રાજા સ્વપ્નાવસ્થામાં અનેક પ્રકારનાં સંકટોને દેખે છે, તથા "હું અત્યંત દીન છું" "હું અત્યંત દુઃખી છું" એ પ્રકારના મોહને પ્રાપ્ત થાય છે, તેમ જીવ પણ अहं ब्रह्मास्मि ઇત્યાદિ વેદનાં વચનોથી પોતાના બ્રહ્મભાવને નહિ જાણીને તથા ઈશ્વરથી પોતાને જૂદો માનીને અર્થાત્ ઈશ્વરને સ્વામી માનીને તથા પોતાને ઈશ્વરનો સેવક માનીને, વારંવાર જન્મ-મરણરૂપ મોહને પ્રાપ્ત થાય છે. આ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेव स देवानां इति ॥ उदरमतरं कुरुते

अथ तस्य भयं भवति इति ॥ मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति इति ॥ અર્થાત્–જે પુરુષ "આ દેવતા ભિન્ન છે તથા હું ભિન્ન છું" એ પ્રકારે દેવતાથી પોતાને ભિન્ન માનીને દેવતાનું ધ્યાન કરે છે, તે ભેદદર્શી પુરુષ દેવતાના સ્વરૂપને તથા પોતાના સ્વરૂપને યથાર્થ જાણતો નથી. જેમ લોકપ્રસિદ્ધ અશ્વ–મહિષાદિ પશુ કિંચિત્ માત્ર પણ જાણતા નથી, તેમ ભેદદર્શી પુરુષ પણ દેવતાઓનો પશુ જ છે. ભેદદર્શી અજ્ઞાની પુરુષ દેવતાઓનો પશુ છે, એ વાત આત્મ-પુરાણના ચોથા અધ્યાયમાં દધ્યઙ્ અથર્વણ–દેવરાજ ઇંદ્રના સંવાદમાં વિસ્તારથી કથન કરવામાં આવેલ છે. જે પુરુષ ઈશ્વરથી પોતામાં કિંચિત્ માત્ર પણ ભેદનો અંગીકાર કરે છે, તે ભેદદર્શી પુરુષને મહાન્ ભયની પ્રાપ્તિ થાય છે. જે પુરુષ અદ્વિતીય બ્રહ્મ વિષે અનેક ભાવને દેખે છે, તે ભેદદર્શી પુરુષ મૃત્યુથી (પછી) મૃત્યુને પ્રાપ્ત થાય છે, અર્થાત્ વારંવાર જન્મ–મરણને પ્રાપ્ત થાય છે. (૧૫)

અવતરણિકાઃ–"હે ભગવન્! જ્યારે સર્વે જીવો અનાદિ અજ્ઞાનવડે આવૃત્ત થયા, ત્યારે આ જન્મ–મરણરૂપ સંસારની નિવૃત્તિ કઈ રીતે થશે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ–

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

શ્લોકાર્થઃ—વળી જે પુરુષના અજ્ઞાનનો આત્માના જ્ઞાનવડે નાશ થયો છે તે પુરુષનું આત્મજ્ઞાન સૂર્યની માફક પરબ્રહ્મનો પ્રકાશ કરે છે. ૧૬

ટીકાઃ–હે અર્જુન! અજ્ઞાન આવરણ–વિક્ષેપ–શક્તિવાળું છે, અનાદિ છે અર્થાત્ ઉત્પત્તિથી રહિત છે, અનિર્વચનીય છે અર્થાત્ સત્, અસત્ અને સત્ અસત્ એ ત્રણે પક્ષોથી રહિત છે. તે સર્વ અનર્થોના મૂળ કારણરૂપે છે તથા સ્વાશ્રય અભિન્ન વિષયક છે. જેમ આશ્રિત કરાયલા ગૃહને જ અંધકાર આવૃત કરે છે, તેમ આશ્રિત અજ્ઞાન આત્માદેવને આવૃત કરે છે, આ અજ્ઞાનને શાસ્ત્રમાં માયા, અવિદ્યા, પ્રકૃતિ, પ્રધાન, અવ્યક્ત, શક્તિ ઈત્યાદિ નામોવડે બોલાવવામાં આવે છે. અધિકારી પુરુષોના આત્મવિષયક જ્ઞાનવડે અજ્ઞાન નાશ પામે છે. આ જ્ઞાન બ્રહ્મવેત્તા ગુરુએ ઉપદેશ કરેલા વેદાંત મહાવાક્યવડે ઉત્પન્ન થાય છે. જ્ઞાન શ્રવણ–મનન–નિદિધ્યાસનની પરિપક્વતાવડે નિર્મળ થયલા અંતઃકરણની વૃત્તિરૂપે છે તથા આ જ્ઞાન શોધિતતત્ત્વ પદાર્થોના અભેદરૂપ શુદ્ધ–સચ્ચિદાનંદ–અખંડ–એકરસરૂપે વસ્તુને વિષય કરનારું છે. નિર્વિકલ્પક આત્મસાક્ષાત્કારવડે અધિકારી પુરુષનું અજ્ઞાન નાશ પામે છે. તાત્પર્ય એ છે કે, જેમ શુક્તિ વિષે રજતભ્રમની પછી ઉત્પન્ન થયલું જે "એ શુક્તિ (છીપ)જ છે, રજત નથી" એ પ્રકારનું શુક્તિવિષયક જ્ઞાન શુક્તિ વિષે રજતના ત્રૈકાલિક અસત્ત્વરૂપ બાધને કરે છે, તેમ આત્મજ્ઞાન પણ અદ્વિતીય બ્રહ્મ વિષે અજ્ઞાનના ત્રૈકાલિક અસત્ત્વરૂપ બાધને કરે છે. જેમ મુદ્ગરનો પ્રહાર ઘટના સૂક્ષ્મ અવસ્થારૂપ ધ્વંસને કરે છે, તેમ આત્મજ્ઞાન કાંઇ અજ્ઞાનના સૂક્ષ્મ અવસ્થારૂપ ધ્વંસને કરતું નથી. અધિકારી જનોનું આત્મજ્ઞાન લોકપ્રસિદ્ધ સૂર્યની જેમ સત્ય, જ્ઞાન, અનંત, આનંદરૂપ–એક–અદ્વિતીય પરમાત્મતત્ત્વને પ્રકાશિત કરે છે.

તાત્પર્ય એ છે કે, જેમ એક સૂર્ય માત્ર પોતાના ઉદયવડે જ નિરવશેષ અંધકારની નિવૃત્તિ કરીને ઘટાદિ પદાર્થોને પ્રકાશિત કરે છે, પણ અંધકારની નિવૃત્તિ કરવામાં સૂર્ય અન્ય કોઈની સહાયતાની અપેક્ષા કરતો નથી, તેમ શુદ્ધ સત્ત્વના પરિણામરૂપ હોવાથી વ્યાપક તથા પ્રકાશ-રૂપ બ્રહ્મજ્ઞાન પણ પોતાની માત્ર ઉત્પત્તિવડે જ કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ કરીને અદ્વિતીય પરમાત્મ તત્ત્વને પ્રકાશિત કરે છે. કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં બ્રહ્મ-

સાક્ષાત્કાર અન્ય કોઈની સહાયતાની અપેક્ષા કરતો નથી. અહીં तत् ज्ञानं पर प्रकाशयति એ વચનવડે અદ્વિતીય-સ્વપ્રકાશ બ્રહ્મ વિષે જ્ઞાનકૃત પ્રકાશ્યતા કથન કરી છે. અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિપૂર્વક બ્રહ્મની અભ્યક્તિ માત્ર આ વિષે જાણવી. આને વેદાંતશાસ્ત્રમાં વૃત્તિવ્યાપ્તિ એવા નામથી કહેવામાં આવે છે. અને अज्ञानेनावृतं ज्ञान તથા ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः આ બન્ને વચનોવડે શ્રીભગવાને અજ્ઞાન વિષે આવરણરૂપતા તથા જ્ઞાને કરીને નશ્યતા કથન કરી છે. આ કથનથી શ્રીભગવાને, અજ્ઞાનવિષે નૈયાયિકોએ અંગીકાર કરેલી જ્ઞાનાભાવરૂપતા નિવૃત્ત કરી. કારણ કે અભાવ કોઈ વસ્તુનું આવરણ કરતો નથી તથા જ્ઞાનનો અભાવ જ્ઞાનવડે નષ્ટ પણ થઈ શકે નહિ, કારણ કે વિદ્યમાન વસ્તુઓનો જ પરસ્પર નાશ્ય-નાશક ભાવ હોય છે, તેથી જ્ઞાનનો અભાવ અજ્ઞાન નથી, કિન્તુ "હું અજ્ઞાની છું, હું પોતાને તથા અન્યને જાણતો નથી" ઇત્યાદિ સાક્ષીરૂપ પ્રત્યક્ષવડે સિદ્ધ ભાવરૂપ જ અજ્ઞાન છે.

येषाम् तेषाम् એ બહુવચનમા સામાન્ય અર્થના વાચક यत् तत् એ બન્ને શબ્દોવડે શ્રીભગવાને "બ્રાહ્મણત્વાદિ ઉત્તમ જાતિ વિષે જ તથા ઉત્તમ આશ્રમ વિષે જ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે; તેથી ભિન્ન જાતિ વિષે તથા તેથી ભિન્ન આશ્રમ વિષે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. તેમ જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ પણ થતી નથી." એ પ્રકારના નિયમનો અભાવ કથન કર્યો. કિન્તુ સર્વ જાતિઓવિષે તથા સર્વ આશ્રમોવિષે શ્રવણાદિ સાધનોવડે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ તથા જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. આ વાત શ્રુતિમાં પણ કહી છેઃ-तद्यो यो देवाना प्रत्यबुध्यत स एव तद्भवत्तथर्षीणां तथा मनुष्याणां इति-અર્થાત્-દેવતાઓની મધ્યે જે જે દેવતા અદ્વિતીય બ્રહ્મને "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે પોતાના આત્મારૂપ જાણે છે, તે તે દેવતા અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક બ્રહ્મરૂપ જ થાય છે; તથા ઋષિઓની મધ્યે જે જે ઋષિ અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણે છે, તે તે ઋષિ અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક બ્રહ્મરૂપ જ થાય છે. મનુષ્યોની મધ્યે જે જે મનુષ્ય અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણે છે, તે તે મનુષ્ય અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક બ્રહ્મરૂપ જ થાય છે. ઇત્યાદિ શ્રુતિઓએ મનુષ્યમાત્રને આત્મજ્ઞાનની પ્રાપ્તિ તથા આત્મજ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ કથન કરી છે. તેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિષે તથા જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ વિષે ઉત્તમ જાતિ-આશ્રમનો કિંચિત્ માત્ર પણ નિયમ નથી, કિન્તુ આત્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ શ્રવણ વિષે જ નિયમ છે. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણિક પુરુષોએ તો વેદવચનોના શ્રવણથી આત્મજ્ઞાન સંપાદન કરવું અને શૂદ્રાદિએ અદ્વૈતના પ્રતિપાદક પુરાણાદિનું શ્રવણ કરીને આત્મજ્ઞાન સંપાદન કરવું. આ શ્રવણના નિયમની પ્રક્રિયા આત્મપુરાણના સાતમા અધ્યાયમાં વિસ્તારથી કથન કરવામાં આવેલ છે.

અહીં अज्ञानेनावृतं ज्ञानं એ વચનવડે શ્રીભગવાને આત્માવિષે અજ્ઞાનકૃત આવરણનું કથન કર્યું છે અને ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः આ વચનવડે શ્રીભગવાને આત્મજ્ઞાનવડે આવરણની નિવૃત્તિ કથન કરી છે. અજ્ઞાનકૃત આવરણ બે પ્રકારનું હોય છેઃ-એક તો અસત્ત્વાપાદક અને બીજું અભાનાપાદક. જેમ આવરણ બે પ્રકારનું હોય છે, તેમ આત્મજ્ઞાન પણ બે પ્રકારનું હોય છે. તેમાં એક પરોક્ષ જ્ઞાન અને બીજું અપરોક્ષ જ્ઞાન. અવાંતર વાક્યના શ્રવણથી ઉત્પન્ન થયલું જ્ઞાન પરોક્ષ જ્ઞાન કહેવાય છે અને મહાવાક્યના શ્રવણથી ઉત્પન્ન થયલું જ્ઞાન અપરોક્ષજ્ઞાન કહેવાય છે. तत्पदार्थरूप ઈશ્વરના તથા त्वम्પદાર્થરૂપ જીવના સ્વરૂપ માત્રને કથન કરનારાં વાક્યો અવાંતર વાક્યો કહેવાય છે. જેમ કે सत्यं ज्ञानमनतं ब्रह्म ઇત્યાદિ વાક્યો છે. ઈશ્વરના તથા જીવના અભેદને કથન કરનારાં વાક્યો

મહાવાક્યો કહેવાય છે જેમ કે तत्त्वमसि-अहं ब्रह्मास्मि ઇત્યાદિ વાક્યો છે. તેમાં ब्रह्म नास्ति એ પ્રકારના ભ્રમને ઉત્પન્ન કરનાર પ્રથમ અસત્ત્વાપાદક આવરણ તો પરોક્ષ, અપરોક્ષ તથા સાધારણ પ્રમાણજન્ય જ્ઞાનવડે નિવૃત્ત થાય છે. કારણ કે જેમ પર્વતવિષે ધૂમ્રરૂપ હેતુના દર્શનથી "એ પર્વત અગ્નિવાળો છે." એ પ્રકારનું અનુમિતિરૂપ પરોક્ષ જ્ઞાન થતાં પણ "પર્વતવિષે અગ્નિ નથી," એ પ્રકારના ભ્રમની નિવૃત્તિ થઈ જાય છે, તેમ सत्यं ज्ञानमनंतं ब्रह्म अस्ति એ વાક્યથી બ્રહ્મનો પરોક્ષ નિશ્ચય થતાં પણ "બ્રહ્મ નથી," એ પ્રકારના ભ્રમની નિવૃત્તિ થઇ જાય છે. "બ્રહ્મ તો છે, પરંતુ બ્રહ્મ મને ભાસતો નથી," એ પ્રકારના ભ્રમને ઉત્પન્ન કરનાર અભાનાપાદક આવરણ તો "હું બ્રહ્મરૂપ છું," એ પ્રકારના અપરોક્ષ જ્ઞાનથી જ નિવૃત્ત થાય છે. પરોક્ષ જ્ઞાનવડે અભાનાપાદક આવરણની નિવૃત્તિ થતી નથી. "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જ્ઞાન, વાક્યથી ઉત્પન્ન થયું હોવા છતાં પણ, दशमस्त्वमसि (દશમો તું છે.) એ વાક્યજન્ય જ્ઞાનની પેઠે અપરોક્ષરૂપ જ થાય છે એ વાત સર્વ વેદાંત શાસ્ત્રોમાં નિર્ણિત જ છે. (૧૬)

અવતરણિકાઃ—"હે ભગવન્! આત્મજ્ઞાનવડે પરમાત્મ તત્ત્વ પ્રકાશ થયા પછી તે કેવા ફળની પ્રાપ્તિ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે આત્મજ્ઞાનના વિદેહ મુક્તિરૂપ ફળનું કથન કરે છેઃ—

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

શ્લોકાર્થઃ-જેની પરબ્રહ્મ વિશે બુદ્ધિ છે, જેનો આત્મા પરબ્રહ્મરૂપ જ છે, જેની નિષ્ઠા પરબ્રહ્મ વિશે થઇ છે, જેને પ્રાપ્ત થવા યોગ્ય એક પરબ્રહ્મ જ છે તથા જ્ઞાનવડે જેનાં પુણ્ય અને પાપ કર્મો નાશ પામ્યાં છે તેવો વિદ્વાન્ સંન્યાસી અપુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે. ૧૭

ટીકાઃ-હે અર્જુન! જ્ઞાનવડે પ્રકાશિત સચ્ચિદાનંદઘન પરમાત્મ તત્ત્વ વિશે બાહ્ય સર્વ વિષયોના પરિત્યાગ પૂર્વક, વિવેકાદિ સાધનોની પરિપકવતાથી અંતઃકરણની સાક્ષાત્કારરૂપ પરિ અવસાનને પ્રાપ્ત થયેલ વૃત્તિવાળા પુરુષો તદ્બુદ્ધિ કહેવાય છે અર્થાત્ તે પુરુષો સર્વદા નિર્વિકલ્પક સમાધિવાળા છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્! तद्बुद्धयः એ વચનવડે જીવ વૃત્તિરૂપ બોધનો આશ્રય પ્રતીત થાય છે અને પરબ્રહ્મ વૃત્તિરૂપ બોધનો વિષય પ્રતીત થાય છે; તેથી જીવોનો તથા પરબ્રહ્મનો પરસ્પર બોદ્ધૃબોદ્ધવ્યરૂપ ભેદ અવશ્ય કરીને થશે. તેમાં બોધના આશ્રયનું નામ બોદ્ધૃ છે અને બોધના વિષયનું નામ બોદ્ધવ્ય છે."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—तदात्मानः इति-હે અર્જુન! જેમનો આત્મા પરબ્રહ્મ જ છે, એવા વિદ્વાન્ પુરુષો તદાત્મા કહેવાય છે; તેથી માયાવડે કલ્પિત બોદ્ધૃબોદ્ધવ્ય ભાવ વાસ્તવિક અભેદનો વિરોધી હોતો નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! વિદ્વાન્ પુરુષોનું तदात्मानः એવું જે વિશેષણ આપે કથન કર્યું છે, તે વિશેષણ વ્યર્થ જ છે, કારણ કે જે વિશેષણ વિદ્વાન્ પુરુષોને બીજા અજ્ઞાની પુરુષોથી વ્યાવૃત્ત કરે છે, તે જ વિશેષણ વિદ્વાન્ પુરુષોનું સાર્થક થાય છે. વ્યાવર્તકપણું तदात्मानः એ વિશેષણવિષે ઘટતું નથી. કારણ કે અજ્ઞાની પુરુષો પણ વાસ્તવિક રીતે પરબ્રહ્મરૂપ જ છે.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—હે અર્જુન! तदात्मानः એ વિશેષણનું તાત્પર્ય દેહાદિવિષે આત્મત્વબુદ્ધિ નિવૃત્ત કરવાનું છે. અહીં હેતુ એ છે કે, અજ્ઞાની પુરુષ વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ થવા છતાં પણ પરબ્રહ્મવિષે આત્મબુદ્ધિ કરતો નથી, કિન્તુ અનાત્મરૂપ દેહાદિવિષે જ આત્મા-

ભિમાન કરે છે. તેથી અજ્ઞાની પુરુષ तदात्मानः કહેવાતા નથી અને જ્ઞાનવાન્ પુરુષ તો અનાત્મારૂપ દેહાદિવિષે આત્માભિમાન કરતો નથી, કિન્તુ પરબ્રહ્મવિષે જ આત્મબુદ્ધિ કરે છે તેથી જ્ઞાનવાન પુરુષ જ तदात्मानः કહેવાય છે. તેથી तदात्मानः એ જ્ઞાનવાનનું વિશેષણ સાર્થક છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! લૌકિક તથા વૈદિક કર્મોના અનુષ્ઠાનરૂપ વિક્ષેપ વિદ્યમાન હોતાં દેહાદિના અભિમાનની નિવૃત્તિ કેવી રીતે થશે? અર્થાત્ નહિ થાય."

શ્રીભગવાને કરેલું સમાધાન:-तन्निष्ठः इति–હે અર્જુન! સર્વ કર્મોના અનુષ્ઠાનરૂપ વિક્ષેપની નિવૃત્તિ કરીને પરબ્રહ્મવિષે જ જેમની સ્થિતિ છે, તે પુરુષો તન્નિષ્ઠા કહેવાય છે, અર્થાત્ જે પુરુષો સર્વ કર્મોનો સંન્યાસ કરીને, એક પરબ્રહ્મના વિચારપરાયણ થયા છે, તેઓ જ તન્નિષ્ઠા કહેવાય છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! સ્વર્ગાદિ ફળવિષયક રાગ વિદ્યમાન હોતાં ફળનાં સાધનરૂપ કર્મોનો પરિત્યાગ કેવી રીતે થશે? અર્થાત્ નહિ થશે,"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—तत्परायणा. इति–હે અર્જુન! જેમને એક પરબ્રહ્મ જ પ્રાપ્ત થવા યોગ્ય છે, તે પુરુષો તત્પરાયણ કહેવાય છે અર્થાત્ જે પુરુષો સ્વર્ગાદિ સર્વ ફળોથી વિરક્ત છે તેઓ તત્પરાયણ છે. અહીં तद्बुद्धयः એ શબ્દવડે મેં બ્રહ્મસાક્ષાત્કારનું કથન કર્યું છે અને तदात्मानः, तन्निष्ठाः, तत्परायणाः એ ત્રણ શબ્દોવડે મેં બ્રહ્મસાક્ષાત્કારનાં સાધનો કથન કર્યાં છે. તેમાં तदात्मानः એ શબ્દવડે મેં દેહાદિ અનાત્મ પદાર્થોવિષે આત્માભિમાનરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિના ફળરૂપ પરિપક્વ નિદિધ્યાસનનું કથન કર્યું છે અને तन्निष्ठाः એ શબ્દવડે મેં સર્વ કર્મોનાં સંન્યાસપૂર્વક પ્રમાણ તથા પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિના ફળરૂપ પરિપક્વ શ્રવણ તથા મનનરૂપ વેદાંત વિચારનું કથન કર્યું છે અને तत्परायणाः એ વચનવડે મેં આ લોક તથા પરલોકનાં વિષય સુખોમાંથી તીવ્ર વૈરાગ્યનું કથન કર્યું છે. તેમાં ઉત્તર–ઉત્તર સાધનને પૂર્વ–પૂર્વ સાધનની હેતુતા છે. જેમ કે બ્રહ્મસાક્ષાત્કારવિષે નિદિધ્યાસનની હેતુતા છે, નિદિધ્યાસનવિષે શ્રવણ તથા મનનરૂપ વેદાંત વિચારની હેતુતા છે, અને વેદાંત વિચારવિષે વૈરાગ્યની હેતુતા છે. આ પ્રકારે तद्बुद्धय, तदात्मानः, तन्निष्ठाः, तत्परायणा., એ ચારે વિશેષણોવડે યુક્ત સંન્યાસીઓ પુનઃ શરીરના સંબંધના અભાવરૂપ અપુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે અર્થાત્ વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥

શ્લોકાર્થઃ—જ્ઞાનવાન્ પુરુષ વિદ્યા વિનયયુક્ત બ્રાહ્મણવિષે, ગાયવિષે, હસ્તીવિષે, શ્વાનવિષે તથા ચાંડાલવિષે સમદર્શી જ હોય છે. ૧૮

ટીકાઃ—હે અર્જુન! વેદના અર્થના સમ્યક્ જ્ઞાનરૂપે જે વિદ્યા છે અથવા અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરનારી બ્રહ્મવિદ્યારૂપે જે વિદ્યા છે, તે વિદ્યાદિને પ્રાપ્ત થઇને પણ નિરહંકારતારૂપે જે વિનય છે, તે વિદ્યા અને વિનય ઉભયસંપન્ન જે સર્વથી ઉત્તમ સાત્વિક બ્રાહ્મણો છે અને તે બ્રાહ્મણોની અપેક્ષાવડે મધ્યમ તથા સંસ્કારોથી રહિત એવી જે રાજસ ગૌ (ગાય) છે તથા અત્યંત તમોગુણયુક્ત તથા સર્વથી અધમ એવા જે હસ્તી, શ્વાન, ચાંડાલ છે, અર્થાત્ યથાક્રમે ઉત્તમ-મધ્યમ-અધમરૂપ જેટલાં સાત્વિક, રાજસ અને તામસ પ્રાણીઓ છે, તે પ્રાણીઓમાં જ્ઞાનવાન્ પુરુષો સમદર્શીજ હોય છે અર્થાત્ સત્ત્વાદિ ગુણોવડે તથા ગુણજન્ય સંસ્કારોવડે નહિ સ્પર્શ કરેલા પરબ્રહ્મનું નામ 'સમ' છે. આવા પરબ્રહ્મને જ વિદ્વાન્ પુરુષો સર્વત્ર દેખે છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કથન કરી છેઃ-

"अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् । आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥ અર્થાત્- અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ એ પાંચ અંશ જ સર્વત્ર વ્યાપક છે. તેમાં પહેલા ત્રણ અંશ બ્રહ્મરૂપે છે અને છેલ્લા બે અંશ જગતરૂપે છે." આ પ્રકારે વિદ્વાન્ પુરુષો સર્વત્ર અસ્તિ-ભાતિ-પ્રિયરૂપ બ્રહ્મને દેખે છે. તાત્પર્ય એ છે કે, જેમ અત્યંત પવિત્ર ગંગાજળમાં, તળાવના જળમાં, અત્યંત નિષિદ્ધ મદિરામાં તથા અત્યંત મલિન મૂત્રમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યને ગંગાજળાદિના ગુણદોષોનો સંબંધ થતો નથી; તેમ પોતાના ચિદાભાસદ્વારા સર્વ ઉંચ-નીચ ઉપાધિઓમાં પ્રતિબિંબ ભાવને પ્રાપ્ત થયલા બ્રહ્મને ઉંચ-નીચ ઉપધિઓના ગુણદોષનો સંબંધ થતો નથી. આ પ્રકારનો નિરંતર વિચાર કરતા બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષો સર્વત્ર સમદૃષ્ટિવડે રાગદ્વેષથી રહિત થઇને, પરમાનન્દની સ્ફૂર્તિવડે જીવન્મુક્તિના સુખને જ સર્વદા અનુભવે છે. (૧૮)

અવતરણિકાઃ—"હે ભગવન્! પરસ્પર વિષમ સ્વભાવવાળા જે સાત્વિક-રાજસ-તામસ પ્રાણીઓ છે, તે વિષમ સ્વભાવવાળા પ્રાણીઓવિષે સમત્વબુદ્ધિ કરવાનો ધર્મશાસ્ત્રમાં નિષેધ કર્યો છે. ગૌતમસ્મૃતિ કહે છે કે, तस्यान्नमभोज्यं भवति समासमाभ्यां विषमसमे पूजातः इति-અર્થાત્- ચારે વેદોના જ્ઞાતારૂપવડે તુલ્ય તથા સદાચારવિષે પ્રવૃત્તિરૂપતાવડે તુલ્ય બે બ્રાહ્મણોમાંથી એક બ્રાહ્મણનું જે પુરુષ વસ્ત્ર-અલંકાર-અન્નાદિના દાનપૂર્વક જે પ્રકારનું પૂજન કરે છે, તે પ્રકારનું પૂજન તે બીજા બ્રાહ્મણનું કરતો નથી, કિન્તુ તે બ્રાહ્મણનું તેથી ન્યૂન પૂજન કરે છે. એક બ્રાહ્મણ ચારે વેદોનો વક્તા છે તથા સદાચારથી યુક્ત છે અને બીજો બ્રાહ્મણ તેથી અલ્પ વેદનો વક્તા છે તથા સદાચારથી રહિત, છે તે અધિક-ન્યૂન બન્ને બ્રાહ્મણોનું, જે પુરુષ વસ્ત્રાલંકાર તથા અન્નાદિ પદાર્થોના દાનપૂર્વક, સમાન જ પૂજન કરે છે, તે પૂજન કરનાર પુરુષનું અન્ન શિષ્ટ પુરુષોએ ભોજન કરવું નહિ. કિંવા સમ પુરુષોની વિષમ પૂજા કરનારા પુરુષને તથા વિષમ પુરુષોની સમાન પૂજા કરનારા પુરુષને ધર્મશાસ્ત્રે દોષની પણ પ્રાપ્તિ કથન કરી છે. ધર્મશાસ્ત્ર કહે છે કે, पूजयिता प्रतिपत्तिविशेषमकुर्वन् धर्माद्धनाच्च हीयते इति- અર્થાત્-પૂજન કરનારો પુરુષ, સમ-વિષમ ભાવનો વિચાર નહિ કરવાથી ધર્મથી અને ધનથી રહિત થાય છે. યદ્યપિ બ્રાહ્મણ ગૌ, હસ્તી, શ્વાન, ચાંડાલ ઇત્યાદિ સર્વ ઉંચ-નીચ પદાર્થોવિષે સમબુદ્ધિ કરનારા બ્રહ્મવેત્તા સંન્યાસીઓ છે, તે સંન્યાસીઓ ધનન

તથા અન્નના સંગ્રહથી રહિત છે. તેથી તે સંન્યાસીઓ વિષે અભોજ્યાન્નત્વ તથા ધનહીનત્વ સ્વતઃ જ વિદ્યમાન છે; તથાપિ સમબુદ્ધિથી સંન્યાસીઓવિષે પણ ધર્મની હાનિરૂપ દોષ અવશ્ય કરીને થશે; અને વાસ્તવિક રીતે વિચાર કરીને જોઇએ તો तस्यान्नमभोज्यं એ વચને જે અભોજ્યાન્નત્વ કથન કર્યું છે, તે અભોજ્યાન્નત્વ સમ બુદ્ધિવાળા પુરુષોવિષે અશુચિપણાવડે પાપની ઉત્પત્તિનું જ ઉપલક્ષક છે. આ પાપની ઉત્પત્તિ સંન્યાસીઓવિષે પણ સંભવિત હોઇ શકે છે. તપસ્વી પુરુષોનું તપ જ ધન હોય છે, તેથી તપરૂપ ધનની હાનિ પણ સંન્યાસીઓવિષે સંભવિત હોઇ શકે છે. તેથી "સર્વત્ર સમદર્શી પંડિત પુરુષ જ જીવન્મુક્ત છે" એ આપનું વચન અસંગત છે;" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! જે પુરુષનું મન બ્રહ્મભાવવિશે સ્થિત થયું છે તે પુરુષ આ જીવિત દશામાં જ દ્વૈત પ્રપંચનું અતિક્રમણ કરે છે. બ્રહ્મ નિર્દોષ તથા સમ હોવાથી સમદર્શી પુરુષ વિશે જ સ્થિત છે. ૧૯

ટીકાઃ-હે અર્જુન ! પરસ્પર વિષમ સ્વભાવવાળા સર્વ ભૂતોવિષે જે બ્રહ્મ, અસ્તિ-ભાતિ-પ્રિયરૂપ સમાનપણાથી રહેલા બ્રહ્મના સમભાવવિષે શુદ્ધ મનના નિશ્ચયવાળા સમદર્શી પંડિત પુરુષોએ જીવન દશામાં જ સર્વ દ્વૈત પ્રપંચ અતિક્રમણ કરેલો હોય છે, અર્થાત્ સર્વ દ્વૈત પ્રપંચનો બાધ કરેલો હોય છે. તાત્પર્ય એ છે કે, જ્યારે જીવન દશામાં જ વિદ્વાન્ પુરુષોએ દ્વૈત પ્રપંચનું અતિક્રમણ કરેલું હોય છે, ત્યારે આ શરીરના પાતની પછી વિદ્વાન્ પુરુષો આ દ્વૈત પ્રપંચનું અતિક્રમણ કરે તેમાં શું સંશય ? પરબ્રહ્મ નિર્દોષ તથા સમ-રૂપે છે, અર્થાત્ પરબ્રહ્મ જન્મ તથા મરણાદિ સર્વ વિકારોથી રહિત છે, તથા કૂટસ્થ નિત્ય એકરસ તથા અદ્વિતીયરૂપે છે. આ કારણથી સમદર્શી વિદ્વાન્ પુરુષો અદ્વિતીય બ્રહ્મવિષે જ અભેદરૂપ રહે છે. અહીં શ્રીભગવાનનો એ હેતુ છે કે, કોઇ પણ વસ્તુમાં દુષ્ટપણું બે પ્રકારનું હોય છેઃ-એક તો સ્વભાવથી અદુષ્ટ વસ્તુને પણ કોઈ દુષ્ટ વસ્તુના સંબંધથી દુષ્ટપણું થાય છે, જેમ કે સ્વભાવથી અદુષ્ટ ગંગાજળને મૂત્રમાં નાંખવાથી તેને દુષ્ટપણું થાય છે; અને બીજું વસ્તુમાં સ્વભાવથી જ દુષ્ટપણું હોય છે, જેમ કે મૂત્રાદિ મલિન પદાર્થોમાં સ્વભાવથી જ દુષ્ટપણું હોય છે. તેમાં સ્વભાવથી દોષવાળા શ્વાન-ચાંડાલાદિ વિશે સ્પર્શ કરીને રહેલ બ્રહ્મ શ્વાનાદિના દોષોવડે અવશ્ય દુષ્ટતાને પ્રાપ્ત થશે. આ પ્રકારે વિચારહીન મૂઢ પુરુષોએ અદ્વિતીય બ્રહ્મવિષે દુષ્ટપણું સંભાવના કરેલું હોવા છતાં પણ, બ્રહ્મ સર્વ દોષોના સંબંધથી રહિત જ છે; કારણ કે બ્રહ્મ આકાશની માફક અસંગ જ છે. અસંગ બ્રહ્મને કોઇપણ દોષનો સ્પર્શ થતો નથી. શ્રુતિ કહે છે કે-असंगो ह्ययं पुरुषः इति ॥ असंगो न हि सज्जते इति ॥ सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ॥ एकस्तथा सर्वभूतांतरात्मा न लिप्यते लोकदुःखेन बाह्य इति ॥ અર્થાત્-આત્માદેવ અસંગ હોવાથી તે કોઇ પણ પદાર્થની સાથે સંબંધને પ્રાપ્ત થતો નથી. જેમ સર્વ લોકોના પ્રકાશક સૂર્ય ભગવાન્, પ્રકાશ્યરૂપ ઘટાદિ પદાર્થોના દોષોવડે લિપાયમાન થતો નથી, તેમ સર્વ ભૂતોનો અંતરાત્મારૂપ એક અદ્વિતીય બ્રહ્મ પણ દેહાદિના દુઃખાદિ ધર્મોવડે લિપા-યમાન થતો નથી. તેથી દુષ્ટઉપાધિઓના સંબંધથી આત્માવિષે દુષ્ટતા સંભવી શકે નહિ. કામાદિ ધર્મવત્તાવડે આત્માદેવવિષે સ્વતઃ જ દુષ્ટપણું સંભવતું નથી. કારણ કે જો કામાદિ આત્માના ધર્મો હોત, તો કામાદિવડે આત્માવિષે સ્વતઃ જ દુષ્ટપણું હોત, પરંતુ કામાદિ આત્માના

ધર્મો નથી. કિંતુ कामः संकल्पो विचिकित्सा આ શ્રુતિમાં કામાદિ સર્વ ધર્મો અંતઃકરણના જ કથન કરેલા છે, પણ આત્માનો કોઈ પણ ધર્મ કથન કરેલો નથી. કિન્તુ साक्षी चेता केवलो निर्गुणश्च એ શ્રુતિ આત્માને સર્વ ધર્મોથી રહિત નિર્ગુણરૂપે કહે છે. આ પ્રકારે સર્વ દોષોથી રહિત બ્રહ્મને જ પોતાના આત્મારૂપ જાણનાર જીવન્મુક્ત સંન્યાસીઓને, પાપની ઉત્પત્તિ, તપરૂપ ધનની હાનિ તથા ધર્મની હાનિ ઇત્યાદિ દોષોવડે, દુષ્ટ કહેવું અત્યંત વિરુદ્ધ છે. અને समासमाभ्यां विषमसमे पूजातः આ સ્મૃતિવચન તો અજ્ઞાની ગૃહસ્થવિષયક જ છે. બ્રહ્મવેત્તા સંન્યાસી વિષયક તે સ્મૃતિવચન નથી. કારણ કે સ્મૃતિમાં तस्यान्नमभोज्यम् એ પ્રકારનો પ્રથમ ઉપક્રમ કર્યો છે; ત્યાર પછી મધ્યમાં समासमाभ्यां विषमसमे पूजातः એ વચન કથન કર્યું છે; અને ત્યાર પછી पूजयिता प्रतिपत्तिविशेषमकुर्वन् धनाद्धर्माच्च हीयते એ પ્રકારનો ઉપસંહાર કર્યો છે. એ ઉપક્રમ-ઉપસંહારનાં વચનથી અવિદ્વાન્ ગૃહસ્થ જ પ્રતીત થાય છે. કારણ કે પ્રાપ્ત વસ્તુનો જ નિષેધ થાય છે, અપ્રાપ્ત વસ્તુનો નિષેધ હોતો નથી અને અન્નનો સંગ્રહ તથા ધનનો સંગ્રહ ગૃહસ્થ પુરુષને જ પ્રાપ્ત છે, સંન્યાસીને અન્નનો સંગ્રહ તથા ધનનો સંગ્રહ પ્રાપ્ત નથી. તેથી સમ પુરુષોની વિષમ પૂજા કરનારા પુરુષોનું તથા વિષમ પુરુષોની સમ પૂજા કરનારા પુરુષોનું અન્ન ભોજન કરવા યોગ્ય નથી. વળી "આ પ્રકારની પૂજા કરનારા પુરુષો ધનથી તથા ધર્મથી રહિત થાય છે" એ પ્રકારનો નિષેધ અવિદ્વાન્ ગૃહસ્થવિષે જ ઘટે છે; બ્રહ્મવેત્તા સંન્યાસીવિષે નિષેધ ઘટતો નથી. अन्नमभोज्यम् એ વચનનો મુખ્ય અર્થ છોડીને તે વચનવડે પાપની ઉત્પત્તિનો અર્થ ગ્રહણ કરવો તથા ધન શબ્દનો સુવર્ણાદિરૂપ મુખ્ય અર્થ છોડીને ધન શબ્દવડે તપનો અર્થ ગ્રહણ કરવો, તે અત્યંત અસંગત છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જેમ સુવર્ણમય દેવતાની પ્રતિમા તથા સુવર્ણમય પ્રતિમાનું સિંહાસન આ બન્નેવિષે સુવર્ણદ્રષ્ટા પુરુષ તો સમાનતા જ દેખે છે; અને સુવર્ણ દૃષ્ટિથી રહિત કેવળ આકારદૃષ્ટિવાળો પૂજક પુરુષ તો તે બન્નેમાં મહાન્ વિષમતા જ દેખે છે. તેમ બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ, બ્રાહ્મણ, ગૌ, હસ્તી, શ્વાન, ચાંડાલાદિ પદાર્થોવિષે, એક પરિપૂર્ણ બ્રહ્મને જ દેખે છે અને અજ્ઞાની પુરુષ તે પદાર્થો વિષે મહાન્ વિષમતા દેખે છે. આથી પૂજાસ્મૃતિ ભ્રાંતિકૃત ન્યૂનાધિકતાનો વિષય કરે છે, અને विद्याविनयसम्पन्ने એ ભગવાનનું વચન પરમાર્થ વસ્તુનો વિષય કરે છે તેથી સ્મૃતિવચનનો અહીં વિરોધ થતો નથી. (૧૯)

અવતરણિકાઃ—પરબ્રહ્મ નિર્દોષ છે, તથા સર્વત્ર સમ છે તે કારણથી તે નિર્દોષ સમ બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણનાર બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ પોતે પણ રાગ-દ્વેષાદિ દોષોથી રહિત થઈને રહે છે. આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

શ્લોકાર્થઃ-વિદ્વાન્ પુરુષ પ્રિય વસ્તુને પામી હર્ષને પ્રાપ્ત થતો નથી, તેમ જ અપ્રિય વસ્તુને પામી ઉદ્વેગને પ્રાપ્ત થતો નથી. કારણ કે વિદ્વાન્ પુરુષ સ્થિરબુદ્ધિ, સંમોહથી રહિત, બ્રહ્મવિત્ તથા બ્રહ્મવિષે જ સ્થિત છે. ૨૦

ટીકાઃ—હે અર્જુન! સમદર્શી વિદ્વાન્ સંન્યાસી, સુખ કરનારા પ્રિય પદાર્થોને પ્રાપ્ત થઈને, હર્ષને પ્રાપ્ત થતો નથી; તથા દુઃખ કરનારા અપ્રિય પદાર્થોને પ્રાપ્ત થઈને વિષાદને પ્રાપ્ત થતો નથી, કિન્તુ તે બન્નેને પોતાના પ્રારબ્ધકર્મના ફળરૂપ જાણીને સર્વદા એકરસ જ રહે છે. આ સર્વ અર્થ दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः આ શ્લોકમાં પૂર્વે વિસ્તારથી કહેવામાં આવેલો

છે. પ્રિય-અપ્રિય પદાર્થોને પ્રાપ્ત થઈને પણ હર્ષ-વિષાદથી રહિત થવું ઇત્યાદિ જીવન્મુક્ત પુરુષોનું સ્વાભાવિક ચરિત છે. આ સ્વાભાવિક ચરિતને મુમુક્ષુજને પ્રયત્નપૂર્વક સંપાદન કરવું જોઈએ. આ અર્થનું બોધન કરવાને વાસ્તે શ્રીભગવાને प्रहृष्येत्-नोद्विजेत् એ બન્ને શબ્દોમાં વિધિના હેતુ વાચક लिङ् પ્રત્યય કથન કર્યો છે, કાંઈ જીવન્મુક્ત પુરુષ ઉપર તે વિધિવચન નથી. તાત્પર્ય એ છે કે, સર્વત્ર અદ્વિતીય આત્માને દેખનાર વિદ્વાન્ પુરુષને પોતાથી ભિન્નરૂપ કોઈ પણ પ્રિય-અપ્રિય પદાર્થની પ્રાપ્તિ સંભવતી નથી. લોકમાં પોતાથી ભિન્ન જાણવામાં આવેલો પદાર્થ જ હર્ષ-વિષાદનો હેતુ થાય છે, પોતાનો આત્મા કોઇના હર્ષ-વિષાદનો હેતુ થતો નથી. આ કારણથી પ્રિય-અપ્રિય પદાર્થની પ્રાપ્તિવડે વિદ્વાન્ પુરુષને હર્ષ-વિષાદની પ્રાપ્તિ સંભવતી નથી.

હવે જે અદ્વિતીય આત્માના જ્ઞાનવડે વિદ્વાન્ પુરુષને હર્ષ-વિષાદની પ્રાપ્તિ થતી નથી, તે આત્મજ્ઞાનનું સાધનપૂર્વક અહીં નિરૂપણ કરવામાં આવે છે. स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थित इति સંન્યાસપૂર્વક વેદાંત વાક્યોના વિચારની પરિપક્વતા વડે જેની બુદ્ધિ બ્રહ્મવિષે સંશયથી રહિત થઇ છે તે સ્થિર બુદ્ધિ કહેવાય છે અર્થાત્ શ્રવણના ફળરૂપ પ્રમાણગત અસંભાવનાની નિવૃત્તિ છે, તથા મનના ફળરૂપ પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિ છે. આ બન્ને ફળને પ્રાપ્ત થનાર પુરુષ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! પ્રમાણગત અસંભાવનાથી તથા પ્રમેયગત અસંભાવનાથી રહિત પુરુષને પણ વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની વશતાથી આત્માનો સાક્ષાત્કાર થશે નહિ."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-આ માટે નિદિધ્યાસનનું હું વર્ણન કરું છું તે સાંભળ- असंमूढ इति-અનાત્માકાર વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત આત્માકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ તે નિદિધ્યાસન કહેવાય છે. આ નિદિધ્યાસનની પરિપક્વતાવડે વિપરીત ભાવનારૂપ સંમોહથી રહિત પુરુષ અસંમૂઢ કહેવાય છે. વેદાંતશાસ્ત્ર શું જીવ-બ્રહ્મના અભેદનું પ્રતિપાદક છે અથવા ભેદનું પ્રતિપાદક છે ? એ પ્રકારનો સંશય પ્રમાણગત અસંભાવના કહેવાય છે. અને જીવાત્મા શું બ્રહ્મરૂપે છે અથવા નથી ? ઇત્યાદિ સંશયો પ્રમેયગત અસંભાવના કહેવાય છે. દેહાદિવિષે આત્મત્વબુદ્ધિ વિપરીત ભાવના કહેવાય છે. આ અસંભાવના અને વિપરીત ભાવના આત્મજ્ઞાનનો નાશ કરે છે. જ્યારે શ્રવણ-મનન-નિદિધ્યાસનથી અસંભાવના તથા વિપરીતભાવનાની નિવૃત્તિ થાય છે, ત્યારે સર્વ પ્રતિબંધોથી રહિત થયેલો પુરુષ બ્રહ્મવિત્ થાય છે અર્થાત્ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે બ્રહ્મનો પોતાના આત્મારૂપવડે સાક્ષાત્કાર કરે છે. ત્યાર પછી સમાધિની પરિપક્વતાવડે વિદ્વાન્ પુરુષ નિર્દોષ-સમ બ્રહ્મવિષે જ અભેદરૂપ થઈ રહેછે તથા બ્રહ્મથી ભિન્ન બીજા કોઈ પદાર્થવિષે સ્થિત થતો નથી. આ પ્રકારે બ્રહ્મવિષે સ્થિત થયલો વિદ્વાન્ પુરુષ જીવન્મુક્ત કહેવાય છે તથા સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આવા જીવન્મુક્ત પુરુષવિષે દ્વૈત પ્રપંચનું દર્શન નથી, તેથી તે જીવન્મુક્ત પુરુષને પ્રિય-અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં પણ કહેલ હર્ષ-વિષાદનો અભાવ ઉચિત જ છે. વળી સાધક મુમુક્ષુજને તો દ્વૈત દર્શન વિદ્યમાન હોતાં વિષયોમાં દોષદૃષ્ટિવડે, હર્ષ-વિષાદનો પ્રયત્ને કરીને પરિત્યાગ કરવો. (૨૦)

અવતરણિકાઃ—"હે ભગવન્ ! બાહ્ય શબ્દાદિ વિષયોમાં જે પ્રીતિ છે, તે પ્રીતિ પૂર્વના અનેક જન્મોમાં અનુભૂત હોવાથી અત્યંત પ્રબળ છે. તેથી બાહ્ય વિષયોમાં જેનું ચિત્ત આસક્ત થયું છે, એવા પુરુષની-સર્વ દૃષ્ટ સુખોથી રહિત અલૌકિક બ્રહ્મવિષેની સ્થિતિ કેવી રીતે હોય અર્થાત્ ન જ હોય. અને જો આપ એમ કહો કે-બ્રહ્મ પરમાનંદરૂપ છે, તેથી બાહ્ય વિષયોની પ્રીતિના પરિત્યાગવડે બ્રહ્મવિષે પુરુષની સ્થિતિ સંભવિત થઇ શકે છે, તો તે આપનું કથન

પણ સંભવતું નથી. કારણ કે બ્રહ્મના આનંદનો અનુભવ થતો નથી, તેથી બ્રહ્માનંદને ચિત્તની સ્થિતિની હેતુતા સંભવતી નથી. અનુભવ કરેલો આનંદ જ ચિત્તની સ્થિતિનો હેતુ હોય છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે:—

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

શ્લોકાર્થ:–બાહ્ય શબ્દાદિક વિષયો વિશે આસક્તિથી રહિત પુરુષ અંતઃકરણ વિશે રહેલા સુખને પ્રાપ્ત થાય છે તથા તૃષ્ણાથી રહિત બ્રહ્મયોગને વિશે યુક્ત ચિત્તવાળો નાશથી રહિત સુખને પણ પ્રાપ્ત થાય છે. ૨૧

ટીકા:–હે અર્જુન! શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે ગ્રહણ કરવા યોગ્ય શબ્દાદિ વિષયો છે. આ શબ્દાદિ વિષયોમાં અનાત્મ વસ્તુનો ધર્મ હોવાથી બાહ્ય કહેવાય છે. આવા બાહ્ય શબ્દાદિ વિષયોમાં આસક્તિને નહિ પ્રાપ્ત થયેલ પુરુષ નિષ્કામ પુરુષ છે. નિષ્કામ પુરુષ તૃષ્ણાથી રહિત હોવાથી અત્યંત વિરક્ત થઇને, પોતાના અંતઃકરણમાં રહેલ બાહ્ય વિષયોની અપેક્ષાથી રહિત ઉપશમરૂપ સુખનો જ નિર્મળ અંતઃકરણની વૃત્તિવડે અનુભવ કરે છે. આ વાત ભારતમાં કહેલી છેઃ–(" यच कामसुखं लोके यच दिव्यं महत्सुखम्। तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ અર્થાત્ ) આ લોકમાં જે કામજન્ય સુખ તથા સ્વર્ગાદિ લોકોમાં જે મહાન્ દિવ્ય સુખ તે સર્વ સુખ તૃષ્ણાની નિવૃત્તિજન્ય સુખના સોળમા ભાગના સરખું પણ હોતું નથી." અથવા आत्मनि એ શબ્દવડે પ્રત્યક્ આત્માનો અર્થ ગ્રહણ કરવો. આ પક્ષવિષે આ વચનનો નીચે પ્રમાણે અર્થ કરવોઃ–त्वंપદાર્થરૂપ પ્રત્યક્ આત્માવિષે વિદ્યમાન સ્વરૂપભૂત સુખનો સુષુપ્તિ–અવસ્થામાં સર્વ પ્રાણીઓને અનુભવ થાય છે. જે સુખ બાહ્ય વિષયોની આસક્તિરૂપ પ્રતિબંધની વશતાથી પ્રતીત થતું નથી, તે સ્વરૂપભૂત સુખને વિદ્વાન્ પુરુષ બાહ્ય વિષયોથી આસક્તિના અભાવથી પ્રાપ્ત થાય છે. વળી વિદ્વાન્ પુરુષ કેવળ त्वंપદાર્થ આત્માના સુખને જ પ્રાપ્ત થતો નથી, કિંતુ तत्પદાર્થની એકતાના અનુભવવડે પૂર્ણ સુખને જ અનુભવે છે.

આ અર્થ શ્રીભગવાન્ કહે છે:–स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते इति–પરમાત્મારૂપ બ્રહ્મવિષે જ સમાધિરૂપ યોગ બ્રહ્મયોગ છે. આ બ્રહ્મયોગવડે જેનો આત્મા અથવા અંતઃકરણ યુક્ત છે, અર્થાત્ બ્રહ્મયોગવિષે જેનું અંતઃકરણ સંલગ્ન છે, તે બ્રહ્મયોગયુક્તાત્મા કહેવાય છે. અથવા, ब्रह्म શબ્દવડે તત્પદાર્થનો અર્થ ગ્રહણ કરવો. જેનો त्वंપદાર્થરૂપ આત્મા, तत्પદાર્થરૂપ બ્રહ્મવિષે, મહાવાક્યાર્થના અનુભવરૂપ સમાધિયોગવડે યુક્ત થયો છે એટલે કે એકતાને પ્રાપ્ત થયો છે, તે બ્રહ્મયોગયુક્તાત્મા કહેવાય છે. એવો બ્રહ્મયોગયુક્તાત્મા વિદ્વાન્ પુરુષ ઉત્પત્તિ નાશથી રહિત સ્વસ્વરૂપભૂત નિત્ય સુખને જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ વિદ્વાન્ પુરુષ સર્વદા સુખાનુભવરૂપ જ થાય છે. યદ્યપિ આત્માસ્વરૂપ–નિત્ય સુખ વાસ્તવિક રીતે પુરુષને તત્ત્વસાક્ષાત્કારની પૂર્વે પણ પ્રાપ્ત જ છે, તેથી તેની પ્રાપ્તિ કહેવી સંભવતી નથી. કારણ કે પૂર્વે અપ્રાપ્ત વસ્તુની જ પ્રાપ્તિ થાય છે, તથાપિ તત્ત્વસાક્ષાત્કારની પૂર્વે નિત્ય સુખ અવિદ્યાવડે આવૃત છે, એ જ નિત્ય સુખની અપ્રાપ્તિ છે; તત્ત્વસાક્ષાત્કારવડે અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય છે, એ જ સુખની પ્રાપ્તિ છે; અર્થાત્ નિત્ય સુખનું અજ્ઞાન તે જ નિત્ય સુખની અપ્રાપ્તિ છે. નિત્ય સુખનું અપરોક્ષ જ્ઞાન તે જ નિત્ય સુખની પ્રાપ્તિ છે. તેથી પ્રત્યક્ આત્માવિષે અભેદરૂપે રહેલ નિત્ય સુખના અનુભવની ઇચ્છા કરનાર અધિકારી પુરુષે; મહાન્ નરકોની પ્રાપ્તિ કરનારી તથા ક્ષણિક બાહ્ય વિષયોની પ્રીતિથી પોતાની ઇંદ્રિયોને નિવૃત્ત કરવી. તેમ કરવાથી જ પુરુષની પ્રત્યક્ અભિન્ન બ્રહ્મવિષે સ્થિતિ થાય છે. (૨૧)

અવતરણિકા:—"હે ભગવન્! બાહ્ય વિષયોની પ્રીતિની જ્યારે નિવૃત્તિ થાય ત્યારે આત્માના નિત્ય સુખનો અનુભવ થાય. આત્માના નિત્ય સુખનો જ્યારે અનુભવ થાય ત્યારે અનુભવના પ્રસાદથી બાહ્ય વિષયોની પ્રીતિની નિવૃત્તિ થાય છે. આ પ્રકારે નિત્ય સુખનો અનુભવ તથા બાહ્ય વિષયોની પ્રીતિની નિવૃત્તિ, એ બન્નેની અન્યોઅન્ય આશ્રયતા પ્રાપ્ત થાય છે. જે બે પદાર્થોવિષે અન્યોઅન્ય આશ્રયતા પ્રાપ્ત થાય છે, તે પદાર્થોવિષે એક પણ પદાર્થ સિદ્ધ થતો નથી." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ "વિષયોવિષે દોષદર્શનના અભ્યાસવડે જ વિષયોની પ્રીતિની નિવૃત્તિ થાય છે, તેથી અન્યોઅન્ય આશ્રયતારૂપ દોષની પ્રાપ્તિ થતી નથી." એ પ્રકારનો ઉત્તર આપે છેઃ—

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! જેટલા વિષય ઇન્દ્રિયના સંબંધજન્ય ભોગ છે તે સર્વ ભોગ દુઃખના હેતુ છે તથા આદિ અંતવાળા છે, માટે વિવેકી પુરુષે તે ભોગો વિશે પ્રીતિ કરવી નહિ. ૨૨

ટીકાઃ-હે અર્જુન ! શબ્દાદિ વિષયોની સાથે શ્રોત્રાદિ ઇંદ્રિયોનો સંબંધ સંસ્પર્શ કહેવાય છે. આ સંસ્પર્શથી ઉત્પન્ન થતા અત્યંત ક્ષુદ્ર લેશમાત્ર સુખના અનુભવરૂપ સર્વ ભોગ, આ લોકમાં તથા પરલોકમાં રાગદ્વેષવડે વ્યાપ્ત હોવાથી દુઃખના જ હેતુઓ છે, અર્થાત્ મનુષ્યલોકથી લઇને બ્રહ્મલોક પર્યંત સર્વ ભોગ કાળે કરી દુઃખના જ હેતુઓ છે. આ વાત વિષ્ણુપુરાણમાં પણ કહી છે:-('यावतः कुरुते जंतुः संबंधान्मनसः प्रियान् । तावतोऽस्य निखन्यंते हृदये शोकशंकवः ॥ અર્થાત્) જીવ જેટલા મનના પ્રિય સંબંધો કરે છે, તેટલા જ શોકરૂપી શંકુ પુરુષના હૃદયમાં છિદ્ર કરે છે.' આ પ્રકારના ભોગ પણ કાંઇ સ્થિર નથી, કિંતુ આદિ-અંતવાળા છે. અહીં વિષયઇંદ્રિયના સંયોગનું નામ આદિ છે અને તેમના વિયોગનું નામ અંત છે. આ આદિ અંત બન્ને જેમનામાં વિદ્યમાન હોય તેઓ આદિ-અંતવંત કહેવાય છે. અર્થાત્ ભોગ આદિ કાળે પણ નથી તથા અંતકાળે પણ નથી, કિંતુ સ્વપ્નના પદાર્થોની પેઠે ભોગ કેવળ મધ્યકાળે જ પ્રતીત થાય છે તેથી ભોગ સ્વપ્નના પદાર્થોની પેઠે ક્ષણિક છે તથા મિથ્યારૂપ છે. આ વાત શ્રીગૌડપાદાચાર્યે પણ કહી છે—आदावंते च यन्नास्ति वर्त्तमानेपि तत्तथा इति—અર્થાત્—જે પદાર્થ આદિ કાળે પણ હોતો નથી અને અંતકાળે પણ હોતો નથી, તે પદાર્થ વર્તમાનકાળે પણ વાસ્તવિક રીતે હોય નહિ, જેમ કે, સ્વપ્નના પદાર્થો છે. હે અર્જુન! વિષયજન્ય ભોગ આ પ્રકારના છે. તે કારણ માટે વિવેકી પુરુષ તે ભોગો વિષે રમણ કરતો નથી. અર્થાત્ ભોગોને પ્રતિકૂળ જાણીને વિવેકી પુરુષો ભોગો વિષે પ્રીતિનો અનુભવ કરતા નથી. આ વાત પતંજલિ ભગવાને પણ યોગસૂત્રોમાં કહેલી છે—परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः इति—અર્થાત્—જેણે સારી રીતે ક્લેશાદિના સ્વરૂપનો નિશ્ચય કર્યો છે એવા વિવેકી પુરુષને આ લોકનાં તથા પરલોકનાં સર્વ વિષયસુખ દુઃખરૂપ જ પ્રતીત થાય છે. પણ અવિવેકી પુરુષને વિષયસુખ દુઃખરૂપ પ્રતીત થતું નથી. આ કારણથી જ શાસ્ત્રમાં વિવેકી પુરુષને માત્ર નેત્રની તુલ્ય કહ્યો છે. જેમ જેમ ઉર્ણનાભિજંતુકૃત તંતુ અત્યંત સૂક્ષ્મ હોય છે તથા અત્યંત કોમળ હોય છે, એવો તંતુ પણ નેત્રમાં પડીને પોતાના સ્પર્શવડે નેત્રને દુઃખની જ પ્રાપ્તિ કરે છે, પણ નેત્રથી ભિન્ન બીજાં સુખ તથા નાસિકાદિ અંગોમાં પડીને તે તંતુ દુઃખની પ્રાપ્તિ કરતું નથી. તેમ મધુ અને વિષ (બન્ને) ભેળવેલા અન્નના ભોજનની પેઠે, ત્રણે કાળ વિશે ક્લેશવડે વ્યાપ્ત વિષયભોગનાં સાધનો છે. આ વિષયભોગનાં સાધનો વિવેકી પુરુષને જ દુઃખની પ્રાપ્તિ કરે છે અર્થાત્ વિવેકી પુરુષ જ

તેમને દુઃખરૂપ માને છે અને રાત-દહાડો ઘણા પ્રકારનાં દુઃખોને સહન કરનારા અવિવેકી મૂઢ પુરુષને વિષયભોગનાં સાધનો દુઃખની પ્રાપ્તિ કરતાં નથી, અર્થાત્ અવિવેકી પુરુષ ભોગનાં સાધનોને દુઃખરૂપ માનતો નથી. પતંજલિ સૂત્રમાં परिणामतापसंस्कारदु लैः એ શબ્દવડે, ભૂત-વર્તમાન-ભવિષ્ય એ ત્રણે કાળમાં પણ, દુઃખવડે મિશ્રિત હોવાથી વિષયસુખો વિષે ઔપાધિક દુઃખરૂપતા કથન કરી છે. गुणवृत्तिविरोधात् એ શબ્દવડે વિષયસુખો વિષે સ્વરૂપથી પણ દુઃખ-રૂપતા કથન કરી છે. તેમાં परिणामतापसंस्कारदुःखैः એ વચનના અંતમાં રહેલા દુઃખ શબ્દનો પરિણામ, તાપ અને સંસ્કાર એ ત્રણે શબ્દોની સાથે સંબંધ કરવો. એમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, પરિણામદુઃખ-તાપદુઃખ તથા સંસ્કારદુઃખ એ ત્રણે રૂપતાવડે વિષયસુખો દુઃખરૂપ જ છે. જેટલા વિષયસુખના અનુભવ હોય છે, તે સર્વ રાગવડે યુક્ત જ હોય છે. રાગ વિના વિષયસુખનો અનુભવ હોતો નથી. કારણ કે જે પુરુષનો જે વસ્તુવિષે રાગ હોય છે, તે પુરુષ જ તે વસ્તુની પ્રાપ્તિવડે સુખી થાય; તેમ જ જે પુરુષનો જે વસ્તુવિષે રાગ હોતો નથી, તે પુરુષ તે વસ્તુની પ્રાપ્તિવડે સુખી થતો નથી. આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. તેથી વિષયની પ્રાપ્તિની પૂર્વે ઉદ્ભૂત થયલો રાગ જ વિષયની પ્રાપ્તિના કાળે સુખરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે, અને તે રાગ ક્ષણે-ક્ષણે વૃદ્ધિને પ્રાપ્ત થતો જાય છે. રાગના વિષયરૂપ પદાર્થની જ્યારે અપ્રાપ્તિ થાય છે, ત્યારે અવશ્ય દુઃખની પ્રાપ્તિ થાય છે, તેથી રાગ દુઃખરૂપ જ છે. ભોગોવિષે પરિતૃપ્તતાવડે ઇંદ્રિયોની જે ઉપશાંતિ તે સુખ કહેવાય છે. ભોગોવિષે લોલુપતાથી ઇંદ્રિયોની જે અનુપશાંતિ તે દુઃખ કહેવાય છે. બહુ ભોગો ભોગવવાવડે ઇંદ્રિયોને તૃષ્ણાથી રહિત કરવામાં કોઈપણ પ્રાણી સમર્થ નથી. ઉલટા બહુ ભોગો ભોગવવાથી તૃષ્ણાની વૃદ્ધિ થતી જાય છે. જેમકે અગ્નિમાં ઘૃત-કાષ્ઠાદિ નાંખવાથી અગ્નિની વૃદ્ધિ થતી જાય છે. તેથી વિષયસુખ દુઃખરૂપ રાગનું પરિણામ હોવાથી દુઃખરૂપ જ હોય છે. કાર્ય-કારણનો અભેદ જ હોય છે. કારણથી વિષયસુખ દુઃખરૂપ રાગનું પરિણામ હોવાથી દુઃખરૂપ જ છે. એવી રીતે વિષયસુખવિષે પરિણામે-દુઃખરૂપતા કથન કરી.

હવે તાપરૂપ-દુઃખરૂપતા કથન કરે છે. એક પુરુષ જે કાળે વિષયસુખનો અનુભવ કરે છે, તે કાળે તે વિષયસુખને પ્રતિકૂળ જેટલાં દુઃખનાં સાધનો છે, તે સર્વ દુઃખનાં સાધનોમાં મનુષ્ય દ્વેષ કરે છે. વળી દુઃખનાં સાધનરૂપ ભૂતોનું હનન નહિ કરવાથી વિષયસુખનો ભોગ સંભવતો નથી. આથી વિષયસુખવાસ્તે પુરુષ પ્રતિકૂલ ભૂતોને અવશ્ય હણે છે. તેમાં જેટલાં દુઃખનાં સાધનો છે, તે સર્વ દુઃખનાં સાધનો મને પ્રાપ્ત ન થાય, એ પ્રકારનો સંકલ્પવિશેષ તે દ્વેષ કહેવાય છે. દ્વેષના વિષયરૂપ જેટલાં દુઃખનાં સાધનો છે, તે સર્વેની નિવૃત્તિ કરવામાં કોઈ પણ પ્રાણી સમર્થ હોતો નથી. તેથી વિષયસુખના અનુભવ કાલ વિષે પણ સુખનો વિરોધીવિ-ષયક દ્વેષ સર્વદા થયા કરે છે. દ્વેષ વિદ્યમાન હોતાં તાપદુઃખને નિવૃત્ત કરવું અશક્ય છે. અહીં તાપને જ દ્વેષ કહે છે. આ પ્રકારે દુઃખનાં સાધનોને નિવૃત્ત કરવામાં અસમર્થ પુરુષ ત્રણે કાળે મોહને અવશ્ય કરીને પ્રાપ્ત થાય છે. તેથી તાપદુઃખતાની માફક સંમોહદુઃખતા પણ નિવૃત્ત કરવી અશક્ય છે. તેમ તાપરૂપ દ્વેષથી કર્માશય ઉત્પન્ન થાય છે. કારણ કે વિષયસુખનાં સાધનોની ઇચ્છા કરનાર પુરુષ શરીરવડે, મનવડે તથા વાણીવડે અવશ્ય પ્રવૃત્ત થાય છે. પ્રવૃત્તિની પછી પોતાને અનુકૂળ પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરે છે અને પોતાને પ્રતિકૂળ પ્રાણીઓનું હનન કરે છે. અનુકૂળ પ્રાણીઓ ઉપરના અનુગ્રહથી તથા પ્રતિકૂળ પ્રાણીઓના હનનથી પુરુષ ધર્મ તેમ જ અધર્મને સંપાદન કરે છે, આનું નામ કર્માશય કહેવાય છે. આ કર્માશય લોભથી તથા મોહથી થાય છે. એવી રીતે વિષયસુખોવિષે તાપદુઃખતા કથન કરી.

હવે સંસ્કારની દુઃખતાનું કથન કરે છે. વર્તમાન કાળે જે વિષયસુખનો અનુભવ છે, તે વિષયસુખનો અનુભવ, પોતાના નાશકાળે, પુરુષના ચિત્તમાં સંસ્કારોને ઉત્પન્ન કરી જાય છે. પ્રથમ સંસ્કારો સુખવિષયક સ્મરણને ઉત્પન્ન કરે છે. ત્યાર પછી સુખવિષયક સ્મરણ સુખોવિષે રાગને ઉત્પન્ન કરે છે. ત્યાર પછી સુખવિષયક રાગ સુખની પ્રાપ્તિવાસ્તે શરીર–મન–વાણીની ચેષ્ટાને ઉત્પન્ન કરે છે. ત્યાર પછી શરીરાદિની ચેષ્ટા પુણ્યપાપરૂપ કર્માશયને ઉત્પન્ન કરે છે. ત્યાર પછી પુણ્ય–પાપ કર્મ જન્માદિની પ્રાપ્તિ કરે છેઃ આનું નામ સંસ્કારદુઃખતા છે. એ પ્રકારે તાપ–મોહના સંસ્કાર પણ જાણી લેવા. એવી રીતે એ અર્થ કથન કર્યો કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળવિષે દુઃખવડે યુક્ત હોવાથી સર્વ વિષયસુખ દુઃખરૂપ જ છે.

હવે વિષયસુખોવિષે સ્વરૂપવડે પણ દુઃખરૂપતાનું કથન गुणवृत्तिविरोधाच्च એ વચનવડે (કથન કરે છે). અહીં સુખરૂપ જે સત્ત્વગુણ છે, દુઃખરૂપ જે રજોગુણ છે તથા મોહરૂપ જે તમોગુણ છે, એ ત્રણેનો અર્થ ગુણ શબ્દવડે ગ્રહણ કરવો. સત્ત્વ–રજ–તમ ત્રણે ગુણ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળા હોવા છતાં પણ, જેમ તેલ–વર્તિ–અગ્નિ એ ત્રણે મળીને એક જ દીપકરૂપ કાર્યને ઉત્પન્ન કરે છે, તેમ પુરુષના ભોગને વાસ્તે ત્રિગુણાત્મક કાર્યને ઉત્પન્ન કરે છે. ત્રિગુણાત્મક કાર્ય વિષે પણ એક ગુણની પ્રધાનતા હોય છે અને બીજા બે ગુણોની ગૌણતા હોય છે. એક પ્રધાન ગુણનો અંગીકાર કરીને જ ત્રિગુણાત્મક કાર્ય પણ સાત્વિક–રાજસ–તામસ એ પ્રમાણે એક એક ગુણે કરીને કહેવામાં આવે છે. તેમાં સુખના ઉપભોગરૂપ જે પ્રતીતિ તે ઉદ્ભૂત સત્ત્વગુણનું કાર્ય હોવા છતાં પણ અનુદ્ભૂત રજ–તમનું પણ કાર્ય થાય છે. પણ કેવળ સત્ત્વગુણનું પ્રતીતિ કાર્ય નથી, તેથી સુખના ઉપભોગરૂપ પ્રતીતિ પણ ત્રિગુણાત્મક જ છે. તેથી સુખના ઉપભોગરૂપ પ્રત્યયવિષે સુખરૂપતા તથા દુઃખરૂપતા તથા વિષાદરૂપતા એ ત્રણે વિદ્યમાન છે. આ કારણથી જ વિવેકી પુરુષને સર્વ વિષયસુખોનો અનુભવ દુઃખરૂપ જ છે. એવા દુઃખરૂપ વિષયસુખના ઉપભોગરૂપ પ્રતીતિ પણ કાંઈ સ્થિર નથી, કિંતુ તે શીઘ્ર જ નાશને પ્રાપ્ત થાય છે; કારણ કે चलं हि गुणवृत्तं એ વચનવડે ચિત્તને શીઘ્રપરિણામવાળું કથન કરેલું છે.

અર્જુનની શંકાઃ—એક જ પ્રત્યય એક જ કાળે પરસ્પર વિરુદ્ધ સુખદુઃખ અની મોહ-રૂપતાને કેવી રીતે પ્રાપ્ત થશે ? અર્થાત્ નહિ પ્રાપ્ત થશે.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—ઉદ્ભૂત–અનુદ્ભૂત એ બન્નેનો પરસ્પર વિરોધ હોય નહિ, કિંતુ સમ વૃત્તિવાળા ગુણોનો જ એક કાળે પરસ્પર વિરોધ થાય છે, વિષમ વૃત્તિવાળા ગુણોનો એક કાળે પરસ્પર વિરોધ થતો નથી. જેમ એક પુરુષમાં અભિવ્યક્તિને પ્રાપ્ત થયલાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ચારે પોતાની માફક અભિવ્યક્તિને પ્રાપ્ત થયલાં અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ ચારેની સાથે જ યથાક્રમે વિરોધ કરે છે. અનભિવ્યક્ત અધર્માદિની સાથે અભિવ્યક્ત ધર્માદિ વિરોધ કરતાં નથી. આ લોકમાં પણ એક પ્રધાન પુરુષનો બીજા પ્રધાન પુરુષની સાથે જ વિરોધ થાય છે. દુર્બલ પુરુષની સાથે પ્રધાન પુરુષનો વિરોધ હોતો નથી; તેમ સત્ત્વ, રજ, તમ એ ત્રણે ગુણો પણ એક કાળે પરસ્પર પ્રધાનતાને સહન કરતા નથી; તેમ જ એક–બીજાના સદ્ભાવમાત્રને અસહન કરતા પણ નથી. આ પ્રકારે પરિણામદુઃખ, તાપદુઃખ, સંસ્કારદુઃખ એ ત્રણે વિષે પણ એક જ કાળે રાગ–દ્વેષ–મોહ એ ત્રણેનો સદ્ભાવ જાણી લેવો; કારણ કે રાગ–દ્વેષાદિ ક્લેશ, પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એ ચાર રૂપોવડે ચાર અવસ્થાઓવાળા જ હોય છે.

હવે ક્લેશોનું સ્વરૂપ યોગશાસ્ત્રની રીતિથી વર્ણન કરવામાં આવે છે. યોગ–સૂત્રો કહે છે કે–अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पंच क्लेशाः ॥ १ ॥ अविद्याक्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ २ ॥

अनित्याशुचिदुःखाऽनात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ ३ ॥ दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता ॥ ४ ॥ सुखानुशयी रागः ॥ ५ ॥ दुःखानुशयी द्वेषः ॥ ६ ॥ स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥ ७ ॥ ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ ८ ॥ ध्यानहेयास्तद्वृत्तय ॥ ९ ॥ क्लेशमूलः कर्माशयो दृष्टाऽदृष्टजन्मवेदनीयः ॥ १० ॥ सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥ ११ ॥ હવે યથાક્રમે એકાદશ સૂત્રોનો અર્થ નિરૂપણ કરે છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ એ પાંચ કલેશ હોય છે. તેમાં કર્મના તથા તેનાં ફળના પ્રવર્ત્તક થઇને જે પુરુષને દુઃખની પ્રાપ્તિ કરે છે, તે કલેશ કહેવાય છે. આ પ્રકારનું લક્ષણ અવિદ્યાદિ પાંચેમાં ઘટે છે, તેથી અવિદ્યાદિ પાચે કલેશ કહેવાય છે (૧). આ પાંચ કલેશોમાં પણ પ્રથમ કલેશરૂપ અવિદ્યા જ પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન, ઉદાર એ ચાર અવસ્થાવાળી હોય છે અને તે અસ્મિતાદિ ચાર કલેશોના કારણરૂપે છે. તેમાં તત્‌અભાવવાળામાં તત્ત્વતાબુદ્ધિ, વિપર્યય, મિથ્યાજ્ઞાન અને અવિદ્યા એ ચારે શબ્દ એક જ અર્થના વાચક છે (૨). અવિદ્યા ચાર પ્રકારની હોય છે, તેમાં અનિત્ય પદાર્થો વિષે નિત્ય બુદ્ધિ કરવી, એ પ્રથમ અવિદ્યા છે. જેવી રીતે પૃથિવી, ચંદ્ર, સૂર્ય, તારાગણ, સ્વર્ગ, દેવતા ઈત્યાદિ અનિત્ય પદાર્થો વિષે "આ સર્વ પદાર્થ નિત્ય છે" એ પ્રકારની બુદ્ધિ કરવી અને અશુચિ પદાર્થો વિષે શુચિની બુદ્ધિ કરવી, એ બીજી અવિદ્યા છે. જેવી રીતે સ્રીના અશુચિ શરીર વિષે શુચિ બુદ્ધિ કરવી. એ વાત શ્રીવ્યાસ ભગવાને પણ કહેલી છે – (स्थानाद्बीजादुपष्टम्भान्निष्पंदान्निधनादपि ॥ कायमाधेयशौचत्वात्पंडिता ह्यशुचिं विदुः ॥ અર્થાત્–શાસ્ત્રના યથાર્થ તાત્પર્યને જાણનાર વિદ્વાન્ પુરુષ શરીરને સ્થાન, બીજ, ઉપષ્ટંભ, નિષ્પંદ, નિધન, આધેયશૌચ, એટલા હેતુઓથી અશુચિ જ જાણે છે. તેમાં વિષ્ઠા–મૂત્રાદિવડે યુક્ત માતાનું ઉદર સ્થાન કહેવાય છે એવા મલિન સ્થાનમાં શરીરની સ્થિતિ થાય છે. તેથી શરીર સ્થાનથી પણ અશુચિ જ છે. વળી પિતાનું જે સપ્તમ ધાતુરૂપ શુક્ર છે તથા માતાનુ જે સપ્તમ ધાતુરૂપ શોણિત છે, તે બીજ કહેવાય છે. એવા બીજથી આ શરીરની ઉત્પત્તિ થાય છે તેથી શરીર બીજથી પણ અશુચિ જ છે. અન્નના પરિણામરૂપ જે શ્લેષ્મ–રુધિરાદિ છે, તે ઉપષ્ટંભ કહેવાય છે. એ ઉપષ્ટંભથી પણ શરીર અશુચિ જ છે. મુખ, નાસિકા, કર્ણ, નેત્ર, પાયુ, ઉપસ્થ એ સર્વ દ્વારોથી જે મળનુ બહાર નીકળવું છે, તે નિષ્પંદ કહેવાય છે. આ નિષ્પંદથી પણ શરીર અશુચિ જ છે મરણ નિધન કહેવાય છે. તેમ જ મરણવડે વિદ્વાન્ બ્રાહ્મણનું શરીર પણ અશુચિ થાય છે, નિધનથી પણ શરીર અશુચિ જ છે. સ્નાન–ચંદનલેપાદિવડે જે શરીરવિષે શુચિત્વનું અપાદાન કરવું તે આધેયશૌચ કહેવાય છે. આ આધેયશૌચતાવડે પણ શરીર અશુચિ જ છે. એવા અશુચિ સ્રીના શરીરવિષે શુચિ બુદ્ધિ કરવી તે બીજી અવિદ્યા છે. વળી દુઃખરૂપ વિષયના ભોગોવિષે સુખ બુદ્ધિ કરવી, તે ત્રીજી અવિદ્યા છે. દુઃખવિષે સુખ બુદ્ધિ તો परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः આ સૂત્રના વ્યાખ્યાનમા પૂર્વે કથન કરવામાં આવેલ છે અને અનાત્મ વસ્તુવિષે આત્મબુદ્ધિ કરવી એ ચોથી અવિદ્યા છે. જેમ અનાત્મરૂપ આ સ્થૂલ શરીરવિષે "હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું" એ પ્રકારની આત્મબુદ્ધિ કરવી. એ પ્રમાણે ચાર પ્રકારના ભેદવાળી અવિદ્યા જ અસ્મિતાદિ સર્વ કલેશોના મૂળભૂત છે. આ અવિદ્યાને શાસ્ત્રમાં તમ કહેવામાં આવે છે (૩). અને દૃક્‌શક્તિવાળો પુરુષ દર્શનશક્તિવાળી બુદ્ધિ આ બન્ને ભોક્તા ભોગ્યરૂપવડે અત્યંત ભિન્ન છે. પુરુષ અને બુદ્ધિ બન્નેનું જે અવિદ્યાકૃત અભેદાભિમાન છે, તે અસ્મિતા કહેવાય છે. આ અસ્મિતાને બ્રહ્મવેત્તા પુરુષ હૃદયગ્રંથિ કહે છે. આ અસ્મિતાને જ શાસ્ત્રમાં મોહ કહેવામાં આવે છે (૪). સુખની પ્રાપ્તિના જે સાધનો છે, તે સર્વ સાધનોથી રહિત પુરુષનો જે, "સર્વ પ્રકારનાં સુખ મને પ્રાપ્ત થાય," એ પ્રકારનો વિપર્યયવિશેષ છે, તે રાગ કહેવાય છે. આ રાગને શાસ્ત્રમાં મહામોહ નામથી કહેવામા આવે છે. (૫) દુઃખની પ્રાપ્તિ કરનાર સાધનો વિદ્યમાન હોવાં પણ "મને કોઇ પ્રકારનું દુઃખ પ્રાપ્ત ન થાય" એ પ્રકારનો

જે વિપર્યયવિશેષ છે, તે દ્વેષ કહેવાય છે. આ દ્વેષને શાસ્ત્રમાં તામિસ્ર કહેવામાં આવે છે. (૬). જીવનના હેતુરૂપ જે આયુષ્ છે, તે આયુષનો અભાવ થતાં પણ અનિત્ય એવા દેહથી ઈંદ્રિયાદિની સાથે "મારો કદાચિત્ પણ વિયોગ થાય નહિ" એ પ્રકારનો જે વિદ્વાન્ અવિદ્વાન્ સર્વ પ્રાણીઓમાં સાધારણ મરણના ત્રાસરૂપ વિપર્યય છે, તે અભિનિવેશ કહેવાય છે. આ અભિનિવેશને શાસ્ત્રમાં અંધતામિસ્ર કહેવામાં આવે છે. (૭). એ વાત પુરાણમાં પણ કહેલી છેઃ– तमो मोहो महामोहस्तामिस्रो ह्यंधसंज्ञितः । अविद्या पंचपर्वैषा प्रादुर्भूता महात्मनः ॥ અર્થાત્ પુરુષની અવિદ્યા તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ પાંચ પ્રકારોવડે પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે. અવિદ્યાદિ પાંચ કલેશો, પ્રસુપ્ત અવસ્થા, તનુ અવસ્થા, વિચ્છિન્ન અવસ્થા અને ઉદાર અવસ્થા એ ચાર અવસ્થાઓવાળા હોય છે. તેમાં, અસત્ કાર્યની કદાચિત્ પણ ઉત્પત્તિ હોતી નથી. અવિદ્યાદિ પાંચ કલેશોની, તેમની ઉત્પત્તિની પૂર્વે, જે અનભિવ્યક્તરૂપ સ્થિતિ છે, તે પ્રસુપ્ત અવસ્થા કહેવાય છે. અભિવ્યક્તિને પ્રાપ્ત થતાં પણ, કલેશોવિષે બીજાં સહકારી કારણોના અલાભથી જે કાર્યની અજનકતા છે, તે તનુ અવસ્થા કહેવાય છે. અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલા તથા પોતપોતાનાં કાર્યને પણ ઉત્પન્ન કરનારા કલેશોનો બળવાન્ જ્ઞાનવડે અભિભવ છે. આ વિચ્છિન્ન અવસ્થા કહેવાય છે, અભિવ્યક્તિને પણ પ્રાપ્ત થયેલ તથા બીજાં સહકારી કારણોની સંપત્તિને પણ પ્રાપ્ત થયેલ કલેશો વિષે પ્રતિબંધથી રહિતપણાવડે પોતપોતાનાં કાર્યોની જે જનકતા તે ઉદાર અવસ્થા કહેવાય છે. આ પ્રકારની ચાર અવસ્થાઓવડે વિશિષ્ટ તથા વિપર્યય બુદ્ધિરૂપ અસ્મિતાદિ ચાર કલેશોના ક્ષેત્રરૂપ અવિદ્યા છે. અર્થાત્ અવિદ્યા આ ચારે કલેશોની ઉત્પત્તિની ભૂમિરૂપ છે. સર્વ કલેશોમાં વિપરીત બુદ્ધિરૂપતા પૂર્વે કથન કરવામાં આવી છે, તેથી અવિદ્યાની નિવૃત્તિવડે જ અસ્મિતાદિ સર્વ કલેશોની નિવૃત્તિ થાય છે. કલેશ પણ સૂક્ષ્મ અને સ્થૂલ એ ભેદવડે બે પ્રકારના હોય છે. તેમાં પ્રકૃતિમાં લીન પુરુષોના જે સુપ્ત કલેશ છે તથા વિરોધી ભાવનાવડે તનુ કરેલા જે યોગી પુરુષોના તનુ કલેશ છે, તે પ્રસુપ્તાવસ્થાવાળા કલેશ તથા તનુઅવસ્થાવાળા કલેશ બન્ને સૂક્ષ્મ કહેવાય છે. આ સૂક્ષ્મ કલેશ મનના નિરોધરૂપ નિર્બીજ સમાધિવડે જ નિવૃત્ત થાય છે. આ મનના નિરોધને સૂત્રમાં પ્રતિપ્રસવ કહેવામાં આવે છે (૮). સૂક્ષ્મ કલેશોના કાર્યરૂપ જે વિચ્છિન્ન અવસ્થાવાળા તથા ઉદાર અવસ્થાવાળા કલેશ છે, તે બન્ને પ્રકારના કલેશ સ્થૂલ કહેવાય છે. તેમાં જે કલેશ વચમાં વિચ્છેદને પ્રાપ્ત થઇને તે તે સ્વરૂપવડે પુનઃ પુનઃ પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે, તે કલેશ વિચ્છિન્ન કહેવાય છેઃ–જેમકે રાગકાળે ક્રોધ વિદ્યમાન છતાં પણ પ્રાદુર્ભૂત પામતો નથી, કિન્તુ કાળાંતરે ક્રોધ ઉત્પન્ન થાય છે, તેથી ક્રોધ વિચ્છિન્ન કહેવાય છે. એ પ્રકારે જે કાળે ચૈત્ર નામે પુરુષ એક સ્રીવિષે રાગવાળો હોય, તે કાળે તે ચૈત્ર નામનો પુરુષ અન્ય સ્રીઓવિષે કાંઈ વૈરાગ્યને પ્રાપ્ત થતો નથી, કિન્તુ તે કાળે તે ચૈત્ર પુરુષનો રાગ એક સ્રીવિષે વૃત્તિને પ્રાપ્ત થાય છે અને અન્ય સ્રીઓવિષે તે રાગ ભવિષ્યમાં વૃત્તિને પ્રાપ્ત થશે, તેથી તે કાળે તે રાગ વિચ્છિન્ન કહેવાય છે. આ પ્રકારની રીતિ બીજા કલેશોવિષે પણ જાણી લેવી. જે કલેશ જે કાળે વિષયોવિષે વૃત્તિને પ્રાપ્ત થાય છે, તે કલેશ તે કાળે સર્વરૂપવાવડે પ્રાદુર્ભૂત થતાં ઉદાર કહેવાય છે. વિચ્છિન્ન અવસ્થાવાળા તથા ઉદાર અવસ્થાવાળા, બન્ને પ્રકારના કલેશો અત્યંત સ્થૂલ છે. તેથી બન્ને પ્રકારના કલેશની, શુદ્ધ–સત્ત્વમય ભગવાનનાં ધ્યાનવડે જ નિવૃત્તિ થાય છે. બન્ને સ્થૂલ કલેશ પોતાની નિવૃત્તિવિષે મનના નિરોધની અપેક્ષા કરતા નથી. સૂક્ષ્મ કલેશ જ પોતાની નિવૃત્તિવિષે મનના નિરોધની અપેક્ષા કરે છે. જેમ લોકમાં વસ્રનો જે સ્થૂલ મળ છે, તે સ્થૂલ મળ જળના પ્રક્ષાલનથી નિવૃત્ત થઇ જાય છે,

અને વસ્ત્રમાં જે સૂક્ષ્મ મળ છે, તે સૂક્ષ્મ મળ ક્ષારાદિના સંયોગથી નિવૃત્ત થાય છે. તેમ સ્થૂલ કલેશ ભગવાનના ધ્યાનવડે નિવૃત્ત થાય છે અને સૂક્ષ્મ કલેશ મનના નિરોધવડે નિવૃત્ત થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, પૂર્વોક્ત પરિણામદુઃખ, તાપદુઃખ તથા સંસ્કારદુઃખ એ ત્રણેવિષે પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન એ ત્રણ રૂપે કરીને સર્વ કલેશ સર્વદા રહે છે. ઉદાર અવસ્થા તો કોઈ કાળે કોઈ કલેશની જ હોય છે. અવિદ્યાદિ પાંચ, પીડારૂપ દુઃખને ઉત્પન્ન કરનાર હોવાથી કલેશ શબ્દના વાચ્ય થાય છે (૯). ધર્મ–અધર્મરૂપ કર્માશય કલેશ મૂલક જ હોય છે, અર્થાત્ કર્માશયનો મૂળભૂત કલેશ જ છે. કલેશમૂલક કર્માશય પણ બે પ્રકારના હોય છે. એક તો દૃષ્ટજન્મવેદનીય અને બીજો અદૃષ્ટજન્મવેદનીય. તેમાં જે દેહવડે ધર્મ–અધર્મરૂપ કર્મ થયા કરે છે, તે દેહવડે જે કર્મોનાં ફળનુ ભોગવવું છે, તે દૃષ્ટજન્મવેદનીય કહેવાય છે. અને જે કર્માશયનું ફળ આ શરીરવિષે ભોગવવામાં આવે નહિ, કિન્તુ જન્માંતરે ભોગવવામાં આવે તે કર્માશય અદૃષ્ટજન્મવેદનીય કહેવાય છે (૧૦). મૂળભૂત કલેશો વિદ્યમાન હોતાં ધર્મ–અધર્મરૂપ કર્માશયનું ફળ અવશ્ય કરીને થાય છે. આ કર્માશયનું ફળ પણ જાતિ, આયુષ્ તથા ભોગ એ ભેદવડે ત્રણ પ્રકારનું હોય છે. તેમાં જન્મ જાતિરૂપે કહેવાય છે. અથવા બ્રાહ્મણત્વ, દેવત્વ વગેરે જાતિ કહેવાય છે અને દેહ તથા પ્રાણ એ બન્નેનો જે ચિરકાળ પર્યંત સંબંધ છે, તે આયુષ્ કહેવાય છે. શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે શબ્દાદિ વિષયોનો જે અનુભવ તે ભોગ કહેવાય છે. એ ત્રણેમાં ભોગ મુખ્ય છે, અને જાતિ તથા આયુષ્ એ બે ભોગના શેષરૂપ છે (૧૧). આ પ્રમાણે અવિદ્યાદિ કલેશોની સંતતિ નિરંતર પ્રવૃત્ત થઈ રહી છે. આ પૂર્વોક્ત સર્વ અભિપ્રાયને મનમા રાખીને શ્રીભગવાને ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते । आद्यंतवन्तः એ વચન કથન કરેલું છે. તેમાં વિષયભોગોવિષે દુઃખયોનિત્વ તો परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च એ વચન વડે પૂર્વે કથન કર્યું છે, અને વિષયભોગોવિષે આદ્યંતત્વ चलं हि गुणवृत्तम् એ વચન-વડે પૂર્વે કથન કર્યું છે. આ સર્વ વ્યાખ્યાન યોગશાસ્ત્રના મતાનુસાર કથન કર્યું છે.

વેદાંતમતમાં તો તેનો એ અર્થ છે કે, બ્રહ્મનું આશ્રિત તથા બ્રહ્મને વિષય કરનારુ અનાદિભાવ-રૂપ અજ્ઞાન તે અવિદ્યા કહેવાય છે. સુખ દુ ખાદિ ધર્મસહિત અહંકારનો જે આત્માવિષે અધ્યાસ તે અસ્મિતા કહેવાય છે. રાગ દ્વેષ તથા અભિનિવેશ એ ત્રણ અહંકારની વૃત્તિવિશેષ છે. આ પ્રકારે સંસાર અવિદ્યા મૂલક હોવાથી અવિદ્યારૂપ જ છે, તેથી સર્વ વિષયભોગ મિથ્યારૂપ હોવાથી, રજ્જુવિષે સર્પના અધ્યાસની પેઠે, દુઃખનાં જ કારણરૂપે છે; તથા સ્વપ્ન પદાર્થોની પેઠે માત્ર દૃષ્ટિસૃષ્ટિ હોવાથી આદિ–અંતવાળા છે. અધિષ્ઠાન આત્માના સાક્ષાત્કારવડે જે પુરુષનો અજ્ઞાન સહિત ભ્રમ નિવૃત્ત થઈ ગયો છે, એવો વિદ્વાન્ પુરુષ મિથ્યા વિષયભોગોમાં રમણ કરતો નથી. જેમ મૃગતૃષ્ણાના વાસ્તવિક સ્વરૂપને જાણનાર પુરુષ જળની પ્રાપ્તિની ઈચ્છાવડે તેમાં પ્રવૃત્ત થતો નથી, તેમ અધિષ્ઠાન આત્માના જ્ઞાનથી સર્વે પ્રપંચને મિથ્યા જાણનાર વિદ્વાન્ પુરુષ વિષય ભોગોમાં પ્રીતિ કરતો નથી, કિન્તુ "આ સંસારમાં સુખનો ગંધ માત્ર પણ નથી" એ પ્રકારનો નિશ્ચય કરીને વિદ્વાન્ પુરુષ સસારમાંથી સર્વ ઇંદ્રિયોને નિવૃત્ત કરે છે. (૨૨)

અવતરણિકાઃ—સર્વ અનર્થોની પ્રાપ્તિના હેતુરૂપ, શ્રેયમાર્ગના વિરોધી તથા અલ્પ પ્રયત્ન-વડે દુર્નિવાર એવો અત્યંત કષ્ટરૂપ દોષ મહાન્ પ્રયત્નવડે પણ મુમુક્ષુ જનોએ નિવૃત્ત કરવો યોગ્ય છેઃ આ પ્રકારે પ્રયત્નની અધિકતાનું વિધાન કરવાને વાસ્તે શ્રીભગવાન્ પુનઃ કથન કરે છેઃ—

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥**

શ્લોકાર્થઃ-જે વીર પુરુષ શરીરના નાશ પર્યંત સંભાવ્યમાન તથા કામક્રોધથી ઉત્પન્ન થયલા વેગને બાહ્ય ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પૂર્વે સહન કરવામાં સમર્થ હોય છે, તે જ પુરુષ યુક્ત છે, તે જ પુરુષ સુખી છે તથા તે જ એક પુરુષ છે. ૨૩

ટીકાઃ-હે અર્જુન! પ્રત્યક્ષ દેખેલાં, શ્રવણ કરેલાં તથા સ્મરણ કરેલાં જેટલાં આત્માને અનુકૂળ વિષયસુખનાં સાધન છે, તે સુખ સાધનોના સૌંદર્યાદિ ગુણોનું વારંવાર ચિંતન કરવાથી, વિષયસુખનાં સાધનોવિષે ઉત્પન્ન થયલી, રતિ નામની અભિલાષા અર્થાત્ તૃષ્ણા અથવા લોભ તે 'કામ' કહેવાય છે. જો કે, સ્ત્રી-પુરુષ ઉભયની-પરસ્પર વિષય-સંબંધવિષે-જે અભિલાષા તે અભિલાષા વિષે જ કામ શબ્દ નિરૂઢ છે. આ હેતુથી જ कामः क्रोधस्तथा लोभः એ વચનમાં ધનની તૃષ્ણાનું નામ લોભ છે તથા સ્ત્રીના સંસર્ગની તૃષ્ણાનું નામ કામ છેઃ એ પ્રકારે કામ અને લોભ એ બન્ને ભિન્ન ભિન્ન કહેલા છે, તો પણ અહીં તો કામ અને લોભ, બન્નેવિષે અનુગત તૃષ્ણારૂપ સામાન્યના હેતુથી કેવળ 'કામ' શબ્દ જ કથન કર્યો છે. આ કામ શબ્દથી પૃથક્ (જૂદો) 'લોભ' શબ્દ કહ્યો નથી.

અને પ્રત્યક્ષ દેખેલાં, શ્રવણ કરેલાં તથા સ્મરણ કરેલાં જેટલાં-આત્માને પ્રતિકૂળ-દુઃખનાં સાધનો છે, તે દુઃખનાં સાધનો વિષે-વારંવાર દોષોનું ચિંતન કરવાથી ઉત્પન્ન થયલો જે પ્રજ્વલનરૂપ દ્વેષ છે, જે દ્વેષને મન્યુ કહેવામાં આવે છે, તે ક્રોધ કહેવાય છે. આ કામ-ક્રોધ બન્નેની ઉત્કટ અવસ્થા, લોક-વેદના વિરોધ જ્ઞાનનો નાશ કરનાર હોવાથી, લોક-વેદથી વિરુદ્ધ અર્થવિષે પ્રવૃત્તિની ઉન્મુખતારૂપ છે. કામ-ક્રોધની ઉત્કટ અવસ્થા, પ્રસિદ્ધ નદીના વેગની સમાન હોવાથી, વેગ શબ્દવડે ઓળખવામાં આવે છે. જેમ લોક પ્રસિદ્ધ નદીનો વેગ વર્ષાકાળમાં અત્યંત પ્રબળતાવડે, લોક-વેદના વિરોધ જ્ઞાનથી ખાડાઆદિવિષે નહિ પડવાની ઇચ્છા કરનાર પુરુષને પણ બળાત્કારથી ખાડામાં નાંખીને ડુબાવી દે છે, તથા અધોદેશમાં લઈ જાય છે; તેમ કામ-ક્રોધનો વેગ પણ નિરંતર વિષયોના ચિંતનરૂપ વર્ષાકાળવડે અત્યંત પ્રબળતાને પ્રાપ્ત થઈ, લોક-વેદના વિરોધજ્ઞાનથી, વિષયોની નહિ ઈચ્છા કરનાર પુરુષને પણ વિષયરૂપ ખાઈમાં નાંખીને, સંસારરૂપ સમુદ્રમાં ડુબાવે છે તથા મહાન્ નરકરૂપ નીચેના દેશમાં લઈ જાય છે. આ સર્વ અર્થ શ્રીભગવાને वेगं શબ્દવડે સૂચિત કર્યો છે. આ સર્વ અર્થ अथ केन प्रयुक्तोऽयं पापं चरति પૂરુષઃ આ શ્લોકમાં પૂર્વે કથન કરવામાં આવેલ છે.

આ પ્રકારનો અંતઃકરણના ક્ષોભરૂપ જે કામનો વેગ છે તથા ક્રોધનો વેગ છે, જે કામ-ક્રોધનો વેગ અનેક પ્રકારના બાહ્ય વિકારરૂપ લિંગોવડે જાણવામાં આવે છે; તેમાં રોમાંચોનું ઉભું થવું, મુખની પ્રસન્નતા થવી તથા નેત્રોની પ્રસન્નતા થવી ઇત્યાદિ બાહ્ય ચિન્હોવડે કામના વેગનું અનુમાન કરવામાં આવે છે, અને શરીરમાં કમ્પ થવો, પરસેવાનું નીકળવું, પોતાના ઓષ્ઠોને દાંતોથી દબાવવા તથા નેત્રોની રક્તતા ઇત્યાદિ બાહ્ય ચિન્હોવડે ક્રોધના વેગનું અનુમાન કરવામાં આવે છે; આ કામક્રોધના વેગની શરીરના નાશ પર્યંત અનેક પ્રકારનાં નિમિત્તોની વચાતાથી, સર્વદા સંભાવના કરવામાં આવે છે. અંતર ઉત્પન્ન થયલા કામ-ક્રોધના વેગને, જે ધૈર્યવાન સંન્યાસી, બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારરૂપ ખાઈમાં પાત થયા પહેલાં જ વારંવાર વિષયોવિષે દોષચિંતનજન્ય વશીકાર નામના વૈરાગ્યવડે, (વેગને) સહન કરવાને સમર્થ થાય છે, અર્થાત્ જેમ તિમિંગિલ નામનો મત્સ્ય પોતાના બળવડે નદીના વેગને સહન કરે છે, તેમ જે ધૈર્યવાન પુરુષ વૈરાગ્યના બળથી કામ-ક્રોધના વેગને સહન કરે છે, (તેમાં કામ-ક્રોધના વેગવડે બાહ્ય અનર્થવિષે પ્રવૃત્તિ તે પ્રવૃત્તિરૂપ કાર્યને ન સંપાદન કરીને, કામ-ક્રોધના વેગને જે નિષ્ફળ કરવો તે જ કામ-ક્રોધના વેગને સહન કરવો કહેવાય છે), તે જ પુરુષ યોગી છે, તે જ પુરુષ સુખી છે તથા તે જ પરમ પુરુષાર્થના સંપાદક હોવાથી પુરુષરૂપ છે; તેથી ભિન્ન જેટલા

વિષયાસક્ત પુરુષો છે, તે સર્વ આહાર, નિદ્રા, ભય, મૈથુન ઇત્યાદિ પશુઓના ધર્મમાં પ્રીતિવાળા હોવાથી, મનુષ્યના આકારવાળા હોવા છતાં પણ પશુરૂપ જ છે. એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છેઃ—आह्लादरूपता यस्य सुषुप्ते सर्वसाक्षिकी। तत्रोपेक्षा भवेद्यस्य तदन्यः स्यात्पशुः कथम् ॥ અર્થાત્-જે આત્માદેવની આનંદરૂપતા સુષુપ્તિઅવસ્થાવિષે સર્વ પ્રાણીઓના અનુભવવડે સિદ્ધ છે, તે આનંદસ્વરૂપ આત્માવિષે જે વિષયાસક્ત પુરુષની ઉપેક્ષા જ રહે છે, તે બહિર્મુખ પુરુષથી મોટો બીજો કોણ પશુ છે? અર્થાત્ વિષયાસક્ત બહિર્મુખ પુરુષ જ પશુ છે.

કોઈ ટીકામાં તો प्राक्शरीरविमोक्षणात् એ વચનનો એવો અર્થ કર્યો છે કે, જેમ મરણની પછી વિલાપ કરતી સુંદર સ્ત્રીઓએ આલિંગન કરેલો છતાં પણ તથા પુત્રાદિએ અગ્નિમાં દગ્ધ કરેલો છતાં પણ, પુરુષ પ્રાણોથી રહિત હોવાથી કામ-ક્રોધના વેગને સહન કરે છે, તેમ મરણની પૂર્વે જીવન અવસ્થામાં પણ જે પુરુષ કામ-ક્રોધના વેગને સહન કરે છે, તે પુરુષ જ યુક્ત તથા સુખી છે. આ વાત વસિષ્ઠ ભગવાને પણ કથન કરેલી છેઃ—प्राणे गते यथा देहः सुखं दुःखं न विन्दति । तथा चेत्प्राणयुक्तोपि स कैवल्याश्रमे वसेत् ॥ અર્થાત્-જેમ પ્રાણો ચાલી ગયા પછી દેહ સુખ-દુઃખને પ્રાપ્ત થતો નથી, તેમ પ્રાણોવડે યુક્ત થયેલો પણ જે પુરુષ સુખ-દુઃખને પ્રાપ્ત થતો નથી, તે પુરુષ જ કૈવલ્ય મોક્ષમાં રહે છે. પરંતુ આ પ્રકારનું વ્યાખ્યાન ત્યારે સિદ્ધ થાય કે, જ્યારે મરણ અવસ્થાની પેઠે જીવન-અવસ્થામાં પણ કામ-ક્રોધની ઉત્પત્તિનો જ ન અંગીકાર કરીએ. આ પ્રસંગે કામ-ક્રોધના વેગની માત્ર અનુત્પત્તિ પ્રાપ્ત નથી, કિન્તુ અંતર ઉત્પન્ન થયલા કામ-ક્રોધના વેગનું સહન જ અહીં પ્રાપ્ત છે. તેથી કામ-ક્રોધની માત્ર અનુત્પત્તિને દૃષ્ટાંતરૂપતા સંભવે નહિ. તેથી પૂર્વોક્ત વ્યાખ્યાન જ સમીચીન છે.

કોઈ ટીકામાં તો प्राक्शरीरविमोक्षणात् એ વચનનો એ અર્થ કર્યો છે કે, શરીર શબ્દવડે શરીરને આશ્રિત રહેનાર ગૃહસ્થાશ્રમનો અર્થ સમજવો. ગૃહસ્થાશ્રમના પરિત્યાગરૂપ સંન્યાસની પૂર્વે જ જે અધિકારી પુરુષ, વિવેક-વૈરાગ્યવડે, કામ-ક્રોધના વેગને સહન કરવામાં સમર્થ હોય છે, તે જ પુરુષ પશ્ચાત્ (પછીથી) સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધનોવડે આત્મજ્ઞાનને સંપાદન કરીને, બ્રહ્મયોગયુક્ત થવાને તથા બ્રહ્માનંદી થવાને યોગ્ય થાય છે. જે પુરુષ સંન્યાસની પૂર્વે કામ-ક્રોધના વેગને સહન કરતો નથી અર્થાત્ કામ-ક્રોધને જિતતો નથી, તે અશુદ્ધ ચિત્તવાળો પુરુષ, સંન્યાસાશ્રમવડે શ્રવણાદિ કરવાં છતાં પણ, આત્મજ્ઞાનને તથા જ્ઞાનના ફળરૂપ મોક્ષરૂપ સુખને પ્રાપ્ત થતો નથી. (૨૩)

અવતરણિકાઃ-અધિકારી પુરુષ કેવળ કામ-ક્રોધના વેગને માત્ર સહન કરીને જ મોક્ષને પ્રાપ્ત થતો નથી, કિન્તુ તેથી અધિક પણ કિંચિત્ કર્તવ્ય છેઃ એ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ-

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

સુખનાં સાધનરૂપ સ્ત્રી-પુત્ર-ધનાદિ વિષયોમાં જેને ક્રીડારૂપ આરામ નથી, તે અંતરારામ કહેવાય છે. અર્થાત્ જે પુરુષ સર્વ પરિગ્રહથી રહિત હોવાથી બાહ્ય વિષયસુખનાં સાધનોથી રહિત છે તે અંતરારામ છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્! સર્વ પરિગ્રહથી રહિત જે વિરક્ત સંન્યાસી છે, તે સંન્યાસીને પણ યદચ્છાથી પ્રાપ્ત થયલા કોકિલાદિના મધુર શબ્દના શ્રવણવડે, મંદ મંદ પવનના સ્પર્શવડે, ચંદ્રમાના દર્શનવડે, મયૂર નૃત્યના દર્શનવડે, અત્યંત મધુર તથા શીતલ ગંગાજળના પાનવડે તથા કેતકી કુસુમની સુગંધીના ગ્રહણવડે સુખની ઉત્પત્તિ સંભવિત હોઈ શકે છે. તેથી સંન્યાસીને બાહ્ય સુખનો અભાવ તથા સુખનાં સાધનોનો અભાવ કહેવો કેવી રીતે સંભવે?

શ્રીભગવાને કરેલું સમાધાન:—તથાંતર્જ્યોતિરેવ યઃ-હે અર્જુન! જેમ વિદ્વાન્ પુરુષને અંતર આત્મા વિષે જ સુખ છે પણ બાહ્ય વિષયોવડે સુખ નથી; તેમ અંતર આત્માવિષે જ જેનું જ્યોતિઃ એટલે વૃત્તિરૂપ વિજ્ઞાન છે, બાહ્ય ઇંદ્રિયોવડે જેનું વિજ્ઞાનરૂપ જ્યોતિ નથી. તે અંતર્જ્યોતિ કહેવાય છે; અર્થાત્ જે પુરુષ શ્રોત્રાદિ ઇંદ્રિયથી ઉત્પન્ન થતા શબ્દાદિ વિષયોના જ્ઞાનથી રહિત છે તે અંતર્જ્યોતિ કહેવાય છે. તાત્પર્ય એ છે કે, વિદ્વાન્ પુરુષને સમાધિકાળે શબ્દાદિ વિષયોની પ્રતીતિ જ થતી નથી અને સમાધિમાંથી વ્યુત્થાનના કાળે યદ્યપિ વિદ્વાન્ પુરુષને શબ્દાદિની પ્રતીતિ થાય છે, તથાપિ વિદ્વાન્ પુરુષ શબ્દાદિ વિષયોને મૃગતૃષ્ણાના જળની માફક મિથ્યા જ જાણે છે. માટે વિદ્વાન્ પુરુષને બાહ્ય વિષયોવડે સુખની ઉત્પત્તિ સંભવતી નથી. હે અર્જુન! એ પ્રકારે જે પુરુષ અંતઃસુખવાળો છે, અંતરારામ છે તથા અંતર્જ્યોતિ છે, તે વિદ્વાન્ પુરુષ જ મનસહિત સર્વ ઇંદ્રિયોના નિરોધરૂપ યોગવાળો હોવાથી, યોગી છે. એવો યોગીપુરુષ જ તત્ત્વસાક્ષાત્કારવડે અવિદ્યારૂપ આવરણની નિવૃત્તિ કરીને પરમાનંદ સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. બ્રહ્મ નિર્વાણરૂપ છે અર્થાત્ કલ્પિત પ્રપંચની નિવૃત્તિરૂપ છે. કારણ કે કલ્પિત વસ્તુનો અભાવ અધિષ્ઠાનરૂપ જ હોય છે, પણ અધિષ્ઠાનથી ભિન્ન હોતો નથી. એવી રીતે દ્વૈત પ્રપંચરૂપ અનર્થની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષનું કથન કર્યું. એવા નિર્વાણ બ્રહ્મને પણ, વિદ્વાન્ પુરુષ પોતે અબ્રહ્મરૂપ થઇને, પ્રાપ્ત થતો નથી, કિન્તુ વિદ્વાન્ પુરુષ પોતે સર્વદા બ્રહ્મરૂપ થઇને જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અર્થાત્ નિત્યપ્રાપ્ત બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે, શ્રુતિ કહે છે કે-બ્રહ્મૈવ सन् ब्रह्माप्येति-અર્થાત્-વિદ્વાન્ પુરુષ જ્ઞાનની પૂર્વે જ વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ થયા છતાં પણ, અજ્ઞાનકૃત વિસ્મૃતિ થતાં, આત્મજ્ઞાનવડે પુનઃ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૨૪)

અવતરણિકા:—મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ આત્મજ્ઞાનનાં અનેક પ્રકારનાં સાધનો પૂર્વે કથન કર્યાં છે. હવે આત્મજ્ઞાનનાં બીજાં સાધનોનું પણ શ્રીભગવાન્ કથન કરે છેઃ—

लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

શ્લોકાર્થઃ-જે પુરુષ પાપથી રહિત છે, સંન્યાસ યુક્ત છે, સંશયથી રહિત છે, એકાગ્ર ચિત્તવાળો છે તથા સર્વ ભૂતોના હિતવિષે પ્રીતિવાળો છે, તે જ પુરુષ નિર્વાણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૨૫

ટીકાઃ—હે અર્જુન! જે પુરુષો પ્રથમ યજ્ઞ-દાનાદિ નિષ્કામ કર્મો કરીને પાપરૂપ કલ્મષોથી રહિત થયા છે, ત્યાર પછી અંતઃકરણની શુદ્ધિવડે જે પુરુષો ઋષિભાવને પ્રાપ્ત થયા છે અર્થાત્ સૂક્ષ્મ વસ્તુનો વિવેક કરવામાં સમર્થ એવા સંન્યાસી થયા છે, ત્યાર પછી જે પુરુષો વેદાંતશાસ્ત્રના શ્રવણ-મનનની પરિપક્વતાવડે છિન્નદ્વૈધા થયા છે અર્થાત્ પ્રમાણગત સંશય-

પ્રમેયગત સંશય ઈત્યાદિ સર્વ સંશયથી રહિત થયા છે, ત્યાર પછી નિદિધ્યાસનની પરિપક્વતાવડે યતાત્મા થયા છે અર્થાત્ વિપરીત ભાવનાની નિવૃત્તિપૂર્વક એક પરમાત્માવિષે જ એકાગ્ર ચિત્તવાળા થયા છે, ત્યાર પછી દ્વૈત દર્શનના અભાવવડે જે પુરુષો સર્વ ભૂતોના હિતમાં પ્રીતિવાળા થયા છે અર્થાત્ શરીરવડે, મનવડે તથા વાણીવડે સર્વ ભૂત પ્રાણીઓની હિંસાથી રહિત થયા છે, એવા બ્રહ્મવેત્તા પુરુષો જ સર્વ દ્વૈતની નિવૃત્તિરૂપ પરમાનંદસ્વરૂપ બ્રહ્મને અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે-यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः। तत्र को मोह कः शोक एकत्वमनुपश्यत इति ॥ અર્થાત્-જે જ્ઞાનાવસ્થામાં વિદ્વાન્ પુરુષને સર્વ ભૂત પોતાના આત્મારૂપ જ થઈ રહે છે, તે જ્ઞાનાવસ્થામાં, એક અદ્વિતીય આત્માને દેખનાર બ્રહ્મવેત્તા પુરુષને દ્વૈતદર્શનનો અભાવ થતાં, કોઈ મોહની પ્રાપ્તિ તથા કોઈ શોકની પ્રાપ્તિ, કદાચિત્ પણ થતી નથી. (૨૫)

અવતરણિકા:—પૂર્વે शक्नोतीहैव यः सोढुं એ શ્લોકમાં "ઉત્પન્ન થયલા કામ-ક્રોધના વેગને પુરુષે સહન કરવો" એ અર્થ કથન કર્યો હતો. હવે "અધિકારી પુરુષે કામ-ક્રોધની ઉત્પત્તિનો જ પ્રતિબંધ કરવો, અર્થાત્ કામ-ક્રોધને ઉત્પન્ન જ ન થવા દેવા" એ અર્થ શ્રીભગવાન્ કહે છે:-

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

શ્લોકાર્થ:—જે પુરુષ કામક્રોધની ઉત્પત્તિથી રહિત છે, ચિત્તના નિગ્રહવાળો છે તથા આત્મસાક્ષાત્કારવાળો છે તે જ સંન્યાસીને સર્વ અવસ્થામાં નિર્વાણરૂપ બ્રહ્મ પ્રાપ્ત થાય છે. ૨૬

ટીકા:—હે અર્જુન ! જે યત્નશીલ સંન્યાસીઓ કામ-ક્રોધ ઉભયની અનુત્પત્તિથી યુક્ત છે, અર્થાત્ જેમને કામ-ક્રોધ ઉત્પન્ન જ થતા નથી, એ કારણથી જે પુરુષો ચિત્તના સંયમથી યુક્ત છે તથા તત્પદાર્થરૂપ પરમાત્માદેવને જેમણે પોતાના આત્મારૂપવડે સાક્ષાત્કાર કરેલ છે; એવા વિદ્વાન્ સંન્યાસીઓને જીવનકાળે તથા મરણકાળે નિર્વાણ બ્રહ્મરૂપ મોક્ષ સર્વદા પ્રાપ્ત જ છે. કારણ કે બ્રહ્મરૂપ મોક્ષ નિત્ય છે અર્થાત્ તે સ્વર્ગાદિની પેઠે સાધ્ય નથી. તેથી વિદ્વાન્ પુરુષોને બ્રહ્મરૂપ મોક્ષ આગળ જતા પ્રાપ્ત થશે, એ પ્રકારનો ભવિષ્ય વ્યવહાર મોક્ષવિષે હોતો નથી. (૨૬)

અવતરણિકા:—પૂર્વે પ્રસંગે, એ વાત કહી હતી કે, જેણે સર્વ કર્મ ઈશ્વરવિષે અર્પણ કર્યાં છે, એવા અધિકારી પુરુષના અંતઃકરણની શુદ્ધિ નિષ્કામ કર્મયોગવડે થાય છે; અંતઃકરણની શુદ્ધિની પછી સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ થાય છે; સંન્યાસની પછી શ્રવણમનનાદિમાં તત્પર પુરુષને મોક્ષના સાધનરૂપ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. આ સર્વ વાત પૂર્વે કહી હતી. હવે, स योगी ब्रह्मनिर्वाणम् એ પૂર્વ વચનમાં શ્રીભગવાને સૂચિત કરેલો જે ધ્યાનયોગ છે, તે ધ્યાનયોગ જ તત્ત્વસાક્ષાત્કારનું અંતરંગ સાધન છે. એ અર્થનું વિસ્તારથી કથન કરવાને વાસ્તે શ્રીભગવાન્ સૂત્રરૂપ ત્રણ શ્લોકો કહે છે. આખો છઠ્ઠો અધ્યાય સૂત્રરૂપ ત્રણ શ્લોકોના જ વ્યાખ્યાનરૂપ છે. આ ત્રણ શ્લોકોમાં પણ પહેલા બે શ્લોકોવડે તો સંક્ષેપથી યોગનું કથન કર્યું છે અને ત્રીજા શ્લોકવડે ધ્યાનયોગના ફળરૂપ આત્મજ્ઞાનનું કથન કર્યું છે:—

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

શ્લોકાર્થ:—હે અર્જુન ! બાહ્ય રહેલ શબ્દાદિ વિષયોને ફરી બાહ્ય કરી, ચક્ષુને બે ભ્રુકુટીના મધ્ય વિશે રાખી તથા પ્રાણ અને અપાન બન્નેને સમાન નાસિકાની અંદર રોકી જેણે ઇન્દ્રિય, મન તથા બુદ્ધિને જિત્યાં છે, જેના ઇચ્છા, ભય તથા ક્રોધ નિવૃત્ત થયા છે તથા જે મનનશીલ સંન્યાસી સર્વ વિષયોથી વિરક્ત છે તે જ સંન્યાસી સર્વદા મુક્ત છે. ૨૭-૨૮

ટીકા:—હે અર્જુન ! સ્વભાવથી બાહ્ય દેશમાં રહેનારા શબ્દાદિ વિષયો બાહ્ય છતાં પણ, શ્રોત્રાદિ ઇંદ્રિયદ્વારા શબ્દાદિ આકારને પ્રાપ્ત થયલી અંતઃકરણની વૃત્તિને દ્વાર કરીને, અંતર ચિત્તમાં પ્રવેશ કરે છે. એવા શબ્દાદિ વિષયોને જે પુરુષ પુનઃ બાહ્ય જ કરે છે, અર્થાત્ જે પુરુષ ઉત્કૃષ્ટ વૈરાગ્યના પ્રભાવથી આ શબ્દાકારવૃત્તિને ઉત્પન્ન જ કરતો નથી, તેજ સંન્યાસી મુક્ત છે. અહીં શ્રીભગવાને શબ્દાદિ વિષયોનું જે बाह्यान् વિશેષણ કહ્યું છે, તેનો એ હેતુ છે કે, શબ્દાદિ વિષયો જો કદાચિત્ સ્વભાવથી જ અંતર હોત, તો સહસ્ર ઉપાયોવડે પણ વિષયોને પુનઃ બાહ્ય કરી શકાત નહિ; પણ જો સ્વભાવથી અંતરસ્થિત વિષયો બાહ્યરૂપે કરવામાં આવે, તો તે વિષયોના સ્વભાવની જ હાનિ થાય, પણ વસ્તુના સ્વભાવની હાનિ થશે નહિ. જેમકે અગ્નિના ઉષ્ણ સ્વભાવની કદાચિત્ પણ હાનિ હોતી નથી. શબ્દાદિ વિષયોનો જો સ્વભાવથી જ બાહ્ય અંગીકાર કરીએ, તો રાગની વશતાથી અંતર ચિત્તમાં પ્રવિષ્ટ થયલા શબ્દાદિ વિષયોનું, ઉત્કૃષ્ટ વૈરાગ્યની વશતાથી પુનઃ બહાર નીકળવું, સંભવિત હોઈ શકે છે. જેમકે સ્વભાવથી શુદ્ધ વસ્ત્રમાં બહારથી પ્રાપ્ત થયલી મૃત્તિકાને ક્ષાર અને જળના પ્રક્ષાલનથી નિવૃત્ત કરી શકાય છે. એવી રીતે શ્રીભગવાને વૈરાગ્યનું કથન કર્યું.

હવે અભ્યાસનું કથન કરે છે–चक्षुश्चैवांतरे भ्रुवोः इति–હે અર્જુન ! અધિકારી પુરુષે પોતાની ચક્ષુની દૃષ્ટિને બન્ને ભ્રુકુટીની મધ્યમાં સ્થિત કરવી. ભ્રુકુટીની મધ્યમાં ચક્ષુની સ્થિતિ ચક્ષુના અર્ધ નિમીલનવડે જ થાય છે. ચક્ષુના અત્યંત નિમીલનવડે તથા અત્યંત ઉન્મીલનવડે ભ્રુવોની મધ્યમાં સ્થિતિ થતી નથી. તાત્પર્ય એ છે કે, અભ્યાસ કરનાર પુરુષ જો કદાચિત્ પોતાની ચક્ષુનું અત્યંત નિમીલન કરે, તો પુરુષને નિદ્રારૂપ લયવૃત્તિ જ થશે; અને અધિકારી પુરુષ જો કદાચિત્ પોતાની ચક્ષુનું અત્યંત પ્રસારણ કરે તો પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, સ્મૃતિ એ ચાર પ્રકારની વિક્ષેપરૂપ વૃત્તિઓ ઉત્પન્ન થશે. નિદ્રાદિ પાંચે વૃત્તિઓ યોગાભ્યાસની વિરોધી જ હોય છે, તેથી અધિકારી પુરુષે આ પાંચે વૃત્તિઓનો નિરોધ કરવો જ યોગ્ય છે. પાંચે વૃત્તિઓનો નિરોધ ભ્રુવોની મધ્યમાં ચક્ષુને સ્થિત કરવાથી જ થાય છે. અધિકારી પુરુષે પોતાના પ્રાણ–અપાન બન્નેને સમ કરીને અર્થાત્ પ્રાણની ઉર્ધ્વ ગતિનો તથા અપાનની અધોગતિનો વિચ્છેદ કરીને કુંભકવડે પ્રાણ–અપાનને હૃદયાદિ સ્થાનમાં જ સ્થિત કરવો. આ પ્રકારના ઉપાયવડે જેનાં ઇંદ્રિય, મન અને બુદ્ધિ નિરોધને પ્રાપ્ત થયાં છે, એવો જે મોક્ષપરાયણ પુરુષ છે, અર્થાત્ સર્વ વિષયોથી વિરક્ત છે, તે પુરુષ મુનિ થાય છે અર્થાત્ મનનશીલ થાય છે. જે પુરુષ વિગતેચ્છાભયક્રોધવાળો છે અર્થાત્ ઇચ્છા, ભય અને ક્રોધ એ ત્રણેથી રહિત છે, (विगतेच्छाभयक्रोधः એ વચનનો અર્થ वीतरागभयक्रोधः એ વચનનાં વ્યાખ્યાનમાં પૂર્વે વિસ્તારથી કથન કરવામાં આવેલ છે,) એ પ્રકારનાં લક્ષણોથી યુક્ત જે સંન્યાસી સર્વદા હોય છે, તે સંન્યાસી મુક્ત છે. આ સંન્યાસીને મોક્ષ કર્તવ્ય નથી અથવા

સદા એ શબ્દનો मुक्त एव શબ્દની સાથે અન્વય કરવો. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આ પ્રકારનો સંન્યાસી જીવતાં છતાં પણ મુક્ત જ છે. (૨૭-૨૮)

અવતરણિકાઃ—"હે ભગવન્ ! આ પ્રકારના યોગે કરીને યુક્ત જે પુરુષ છે, તે અધિકારી પુરુષ કઇ વસ્તુને જાણીને મુક્તિને પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! સર્વ યજ્ઞના અને તપના ભોક્તારૂપ, સર્વ લોકના મહાન્ ઈશ્વરરૂપ તથા સર્વ ભૂત પ્રાણીઓના સુહૃદ્‌રૂપ એવો જે હું ભગવાન્ છું, તેમને આત્મારૂપ જાણવાથી યોગયુક્ત પુરુષ મુક્તિને પ્રાપ્ત થાય છે. ૨૯

ટીકાઃ-હે અર્જુન ! વેદવડે પ્રતિપાદિત જેટલા જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો છે તથા જેટલાં કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિ તપો છે, તે સર્વ યજ્ઞોના તથા સર્વ તપોના-યજમાનાદિ કર્તારૂપવડે તથા ઈંદ્રાદિ દેવતારૂપવડે-ભોક્તારૂપ તથા પાલન કરનાર જે હું પરમેશ્વર છું તથા સર્વ લોકોના મહાન્ ઈશ્વરરૂપ જે હું છુ અર્થાત્ હિરણ્યગર્ભાદિ ઈશ્વરોને પણ મારી આજ્ઞાનુસાર ચલાવનાર જે હું પરમેશ્વર છું તથા સર્વ પ્રાણીઓના સુહૃદ્‌રૂપ જે હું છુ અર્થાત્ પ્રત્યુપકારની અપેક્ષા વિના સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરનાર જે હું પરમેશ્વર છું, સર્વાંતર્યામી, સર્વના પ્રકાશક, પરિપૂર્ણ, સત્-ચિત્-આનંદસ્વરૂપ, એકરસ, પરમાર્થસત્ય, સર્વના આત્મારૂપ હું નારાયણને, પોતાના આત્મારૂપે કરીને સાક્ષાત્કાર કરવાથી યોગયુક્ત પુરુષ, સર્વ સંસારની નિવૃત્તિભૂત મોક્ષરૂપ શાંતિને પ્રાપ્ત થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! શંખ-ચક્ર-ગદા-પદ્મ એ ચારને ધારણ કરનારી જે આપની ચતુર્ભુજ વ્યક્તિ છે, જે વ્યક્તિ વસુદેવ-દેવકીથી ઉત્પન્ન થઈ છે તથા તે મારા રથમાં રહેલી છે, એવી આપની વ્યક્તિને જાણતાં છતાં પણ હું-અર્જુન મુક્તિને કેમ ન પ્રાપ્ત થાઉં ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—મેં આ કારણથી જ મારાં સ્વરૂપનાં यज्ञतपसां भोक्तारं, सर्वलोकमहेश्वर, सर्वभूतानां सुहृदम् એ ત્રણ વિશેષણો કથન કર્યાં છે; અર્થાત્ આ પ્રકારના મારા સ્વરૂપનું જ્ઞાન મુક્તિના કારણરૂપે છે; કેવળ આ મારી સ્થૂલ વ્યક્તિનું જ્ઞાન મુક્તિનું કારણ હોતું નથી.

આ પાંચમા અધ્યાયના સર્વ અર્થને સંક્ષેપમાં પ્રતિપાદન કરનારો નીચેનો શ્લોક છેઃ-अनेकसाधनाभ्यासनिष्पन्नं हरिणेरितम् । स्वस्वरूपपरिज्ञानं सर्वेषां मुक्तिसाधनम् ॥ इति ॥ અર્થાત્-અનેક પ્રકારનાં સાધનોના અભ્યાસવડે ઉત્પન્ન થયલું તથા સર્વ અધિકારી જનોની મુક્તિના સાધનરૂપ એવું જે સ્વસ્વરૂપનું જ્ઞાન છે, તે જ્ઞાન શ્રીભગવાને આ પાંચમા અધ્યાયમાં કથન કર્યું છે. ૨૯

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "સંન્યાસયોગ" નામના પંચમ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# ષષ્ઠ અધ્યાય

## અધ્યાત્મયોગ

શ્લોક:–योगसूत्रं त्रिभिः श्लोकैः पंचमांते यदीरितं। षष्ठ आरभ्यतेऽध्यायस्तद्व्याख्यानाय विस्तरात्॥

અર્થાત્–પાંચમા અધ્યાયના અંતમાં ત્રણ શ્લોકોવડે કથન કરેલું જે યોગસૂત્ર છે. તે યોગસૂત્રનું વિસ્તારથી વ્યાખ્યાન કરવાને વાસ્તે આ છઠ્ઠો અધ્યાય પ્રારંભવામાં આવ્યો છે. તેમાં સર્વ કર્મોના ત્યાગનું કથન કરીને શ્રીભગવાને યોગનું વિધાન કર્યું. તેથી સર્વ કર્મ ત્યાગવા યોગ્ય હોવાથી, સંન્યાસ કરતાં તથા યોગ કરતાં અત્યંત નિકૃષ્ટ હોવાં જોઇએ; એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ બે શ્લોકોવડે પુનઃ કર્મયોગની સ્તુતિ કરે છે, એ હેતુથી કે અર્જુનને તે શુદ્ધરૂપ કર્મમાં પ્રવૃત્ત કરવો.

श्रीभगवानुवाच–अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥ १॥

શ્લોકાર્થ:–હે અર્જુન! જે પુરુષ કર્મના ફળને નહીં ઇચ્છતો છતો અવશ્ય કરવા યોગ્ય નિત્ય કર્મને કરે છે, તે પુરુષ, જો કે અગ્નિથી રહિત નથી તથા ક્રિયાથી રહિત નથી, છતાં તે પુરુષ સંન્યાસી તથા યોગી છે. ૧

ટીકા:–ભગવાને કહ્યું:–હે અર્જુન! જે પુરુષ કર્મનાં સ્વર્ગાદિ ફળોની ઇચ્છાથી રહિત થઇને, શાસ્ત્રે કર્તવ્યતારૂપ વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ નિત્ય–નૈમિત્તિક કર્મોને શ્રદ્ધાપૂર્વક કરે છે, તે પુરુષ કર્મી હોવા છતાં પણ સંન્યાસી જ છે તથા યોગી છે. આ પ્રકારે કર્મી પુરુષની સ્તુતિ કરવામાં આવે છે. કારણ કે ત્યાગ સંન્યાસ કહેવાય છે અને ચિત્તમાં રહેલો વિક્ષેપનો અભાવ યોગ કહેવાય છે. આ પ્રકારનો સંન્યાસ તથા યોગ બન્ને નિષ્કામ પુરુષમાં વિદ્યમાન છે, અર્થાત્ નિષ્કામ પુરુષ ફળના ત્યાગવાળો હોવાથી સંન્યાસી છે તથા ફળની તૃષ્ણારૂપ વિક્ષેપના અભાવવાળો હોવાથી યોગી છે. અહીં સકામ પુરુષોની અપેક્ષાએ કરીને નિષ્કામ પુરુષવિષે શ્રેષ્ઠતા કથન કરવાને વાસ્તે, શ્રીભગવાને સંન્યાસ શબ્દની ગૌણી વૃત્તિનો અંગીકાર કરીને સંન્યાસ શબ્દવડે, કર્મના ફળના ત્યાગનું કથન કર્યું છે તથા યોગ શબ્દની ગૌણી વૃત્તિનો અંગીકાર કરીને યોગ શબ્દવડે ફળની તૃષ્ણાના ત્યાગનું કથન કર્યું છે. સંન્યાસ શબ્દનો, ફળસહિત સર્વ કર્મોના ત્યાગરૂપ, જે મુખ્ય અર્થ છે, તથા યોગ શબ્દનો, સર્વ ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ, જે મુખ્ય અર્થ છે; તે બન્ને આગળ જતાં નિષ્કામ પુરુષને અવશ્ય ઉત્પન્ન થનારાં છે. તેથી નિષ્કામ કર્મો કરનારો પુરુષ યદ્યપિ અગ્નિથી રહિત નથી અર્થાત્ અગ્નિવડે સિદ્ધ થનારા અગ્નિહોત્રાદિ શ્રૌત કર્મોના ત્યાગવાળો નથી તથા કર્મી પુરુષ ક્રિયાથી રહિત પણ નથી અર્થાત્ અગ્નિની અપેક્ષાથી રહિત સ્માર્તક્રિયાના ત્યાગવાળો પણ નથી, છતાં નિષ્કામ કર્મો કરનાર કર્મી પુરુષને સંન્યાસી જ જાણવો તથા યોગી જાણવો. અથવા स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः આ વચનનો એ અર્થ કરવો કે, શ્રૌત્ર અગ્નિથી રહિત પુરુષ કાંઈ સંન્યાસી કહેવાતો નથી તથા ક્રિયાથી રહિત પુરુષ કાંઇ યોગી કહેવાતો નથી; કિન્તુ શ્રૌત અગ્નિવાળો તથા ક્રિયાવાળો જે નિષ્કામ કર્મો કરનાર પુરુષ છે, તે કર્મી પુરુષને જ સંન્યાસી–યોગી જાણવો. આ પ્રકારે નિષ્કામ કર્મી પુરુષની સ્તુતિ કરવામાં આવે છે.

અહીં જો કે अक्रियः શબ્દવડે જ સર્વ કર્મોના સંન્યાસની પ્રતીતિ થઈ શકે છે, તેથી निरग्निः એ શબ્દ વ્યર્થ છે, તો પણ अग्नि શબ્દથી સર્વ કર્મોનો અર્થ ગ્રહણ કરીને निरग्निः શબ્દવડે સંન્યાસીનું કથન કર્યું છે. ક્રિયા શબ્દથી સર્વ ચિત્તની વૃત્તિઓનો અર્થ ગ્રહણ કરીને अक्रिय શબ્દવડે નિરુદ્ધ ચિત્તવૃત્તિવાળા યોગીનું કથન કર્યું છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, નિરગ્નિ પુરુષ સંન્યાસી કહેવાતો નથી તથા અક્રિય પુરુષ યોગી કહેવાતો નથી, કિન્તુ નિષ્કામ કર્મો કરનાર કર્મી પુરુષ જ સંન્યાસી તથા યોગી કહેવાય છે. (૧)

અવતરણિકા:–જેમ सिंहो देवदत्तः એ વચનમાં પશુરૂપ સિંહથી ભિન્ન મનુષ્યરૂપ દેવદત્ત વિષે સિંહની સદૃશ (સરખી) શૂરતા–ક્રૂરતા આદિ ગુણોનો અર્થ ગ્રહણ કરીને, સિંહ શબ્દ પ્રવૃત્ત થાય છે, તેમ અસંન્યાસ વિષે સંન્યાસ શબ્દની પ્રવૃત્તિના તથા અયોગ વિષે યોગ શબ્દની પ્રવૃત્તિના નિમિત્તરૂપ જે સમાન ગુણ છે, તે ગુણનું શ્રીભગવાન્ કથન કરે છે:—

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगो भवति कश्चन ॥ २ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! જેને શ્રુતિઓ સંન્યાસ એવા નામે કરી કથન કરે છે તેને તું યોગરૂપે જાણ. કારણ કે સંકલ્પના ત્યાગથી રહિત કોઈ પણ પુરુષ યોગી હોતો નથી. ૨

ટીકા:–न्यास एवात्यरेचयत्। ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरंति ॥ ઇત્યાદિ અનેક શ્રુતિઓ ફળસહિત સર્વ કર્મોના ત્યાગને સંન્યાસ કહે છે. આ સંન્યાસને જ તું–અર્જુન યોગરૂપ જાણ. ફળની ઇચ્છાનો તથા કર્તૃત્વના અભિમાનનો પરિત્યાગ કરીને શાસ્ત્રવિહિત શુભ કર્મોનું જે અનુષ્ઠાન તે યોગ કહેવાય છે, અર્થાત્ સંન્યાસને તું નિષ્કામ કર્મયોગરૂપ જાણ.

અર્જુનની શંકા:–"હે ભગવન્ ! જેમ અબ્રહ્મદત્તને "એ બ્રહ્મદત્ત છે" એ પ્રમાણે કોઈ કહે, તો તેમ કહેવાથી એમ જાણવામાં આવે કે, "તે બ્રહ્મદત્તના સદૃશ (જેવો) છે," કારણ કે કોઈ અન્ય વસ્તુના વાચક શબ્દનું–જ્યારે કોઈ અન્ય વસ્તુ જણાવવાને વાસ્તે–ઉચ્ચારણ થાય છે, ત્યારે તે શબ્દ, ગૌણ વૃત્તિવડે અથવા તદ્ભાવના આરોપવડે અન્ય વસ્તુ વિષે સ્વવાચ્યાર્થની સદૃશતાનું જ બોધન કરે છે. આ પ્રસંગે કયો સાદૃશ્ય ધર્મ છે ?"

શ્રીભગવાન તે સાદૃશ્ય ધર્મનું કથન કરે છે–न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन इति–ફળ સંકલ્પના ત્યાગથી રહિત કોઈ પણ પુરુષ યોગી થઈ શકતો નથી, કિન્તુ સર્વ યોગીજન ફળ સંકલ્પના ત્યાગવાળા જ હોય છે. આ કારણથી ફળના ત્યાગરૂપ સમાન ધર્મથી તથા તૃષ્ણારૂપ ચિત્તવૃત્તિના નિરોધની સમાનતાથી ગૌણી વૃત્તિવડે કર્મી પુરુષ જ સંન્યાસી તથા યોગી છે. તાત્પર્ય એ છે કે, સંન્યાસી શબ્દનો મુખ્ય અર્થ એ છે કે, 'ફળ સહિત સર્વ કર્મોનો ત્યાગી.' આ ત્યાગી વિષે જેમ સ્વર્ગાદિ ફળોનો ત્યાગ રહે છે, તેમ નિષ્કામકર્મી પુરુષવિષે પણ સ્વર્ગાદિ ફળોનો ત્યાગ રહે છે. તેથી સંન્યાસી શબ્દ ગૌણી વૃત્તિવડે કર્મી પુરુષવિષે પ્રવૃત્ત થાય છે તથા યોગી શબ્દનો મુખ્ય અર્થ 'સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધવાળો થાય છે. આ નિરોધી વિષે જેમ ફળની તૃષ્ણારૂપ ચિત્તવૃત્તિનો નિરોધ રહે છે, તેમ નિષ્કામ કર્મી વિષે પણ ફળની તૃષ્ણારૂપ ચિત્તવૃત્તિનો નિરોધ રહે છે. તેથી યોગી શબ્દ પણ ગૌણી વૃત્તિવડે કર્મી પુરુષવિષે પ્રવૃત્ત થાય છે.

હવે આ અર્થને યોગસૂત્રોવડે સ્પષ્ટ કરે છે:–योगश्चित्तवृत्तिनिरोधः ॥ प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः इति ॥ અર્થાત્–ચિત્તની સર્વ વૃત્તિઓના નિરોધનું નામ યોગ છે. ચિત્તની વૃત્તિઓ

(૧) પ્રમાણ, (૨) વિપર્યય, (૩) વિકલ્પ, (૪) નિદ્રા તથા (૫) સ્મૃતિ, એમ પાંચ પ્રકારની હોય છે. તેમાં પ્રમાના કારણને પ્રમાણ કહે છે. પ્રમાણ પણ પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ એમ છ પ્રકારનાં હોય છે; આમ વૈદિક પુરુષો અંગીકાર કરે છે. પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ત્રણે પ્રકારનાં પ્રમાણનો અંગીકાર યોગશાસ્ત્રવાળા કરે છે. આનું કારણ એટલું કે કેટલાંક પ્રમાણનો બીજા પ્રમાણવિષે અંતર્ભાવ હોય છે, તથા કેટલાંક પ્રમાણનો બીજા પ્રમાણથી બહિર્ભાવ હોય છે. એ પ્રમાણે પ્રમાણોનો પરસ્પર અંતર્ભાવ તથા બહિર્ભાવ અંગીકાર કરીને, કોઈ શાસ્ત્રમાં પ્રમાણોનો સંકોચ કર્યો છે અને કોઈ શાસ્ત્રમાં પ્રમાણોનો વિસ્તાર કર્યો છે. જેમ કે નૈયાયિકોના મત પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચાર જ પ્રમાણો હોય છે. તેમાં નૈયાયિકોએ અર્થાપત્તિ પ્રમાણનો કેવળ વ્યતિરેકી અનુમાનવિષે અંતર્ભાવ કર્યો છે અને અનુપલબ્ધિ પ્રમાણનો પ્રત્યક્ષ પ્રમાણવિષે અંતર્ભાવ કર્યો છે. એ પ્રમાણે અન્ય મતો પ્રમાણે પણ પ્રમાણોની ન્યૂનાધિકતા જાણી લેવી. યદ્યપિ નૈયાયિકાદિના મત પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાનાં કારણ હોવાથી, ઇંદ્રિયાદિ જ પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપે છે, તથાપિ યોગશાસ્ત્રના મત પ્રમાણે ઇંદ્રિયાદિવડે ઉત્પન્ન થયલી ચિત્તની વૃત્તિઓ જ પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપ છે. વૃત્તિઓમાં ચેતનનું પ્રતિબિંબ પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપે છે. તેથી પ્રત્યક્ષાદિ પ્રમાણોને ચિત્તની વૃત્તિરૂપે કથન કરેલ છે. (૧)

મિથ્યા જ્ઞાન વિપર્યય કહેવાય છે. વિપર્યય પણ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ એ ભેદવડે પાંચ પ્રકારનો હોય છે. અવિદ્યાદિ પાંચ ક્લેશોનું સ્વરૂપ પૂર્વે પાંચમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે. (૨) હવે શબ્દશ્રવણની પછી ઉત્પન્ન થનારી તથા અર્થરૂપ વસ્તુથી રહિત એવી ચિત્તવૃત્તિવિશેષ તે વિકલ્પ કહેવાય છે; જેમ કે વંધ્યાપુત્રઃ અસ્તિ, નરશૃંગઃ અસ્તિ ઇત્યાદિ શબ્દોના શ્રવણની પછી, શ્રોતા પુરુષની વંધ્યાપુત્ર વિષયક તથા નરશૃંગ વિષયક ચિત્તની વૃત્તિ અવશ્ય કરીને ઉત્પન્ન થાય છે. હવે વૃત્તિના વિષયરૂપ વંધ્યાપુત્ર તથા નરશૃંગ અત્યંત અસત્ છે. તેથી અસત્ અર્થ વિષયક વૃત્તિઓ વિકલ્પરૂપે કહેવાય છે. વિકલ્પવૃત્તિ વિષયરૂપ વસ્તુથી રહિત હોવાથી પ્રમારૂપ કહેવાતી નથી. વિકલ્પ, બાધજ્ઞાન વિદ્યમાન હોતાં પણ અવશ્ય ઉત્પત્તિવાળો હોવાથી તથા વ્યવહારના હેતુરૂપે હોવાથી, વિપર્યયરૂપે પણ નથી. જેમકે "ચૈતન્યરૂપે પુરુષ હોય છે." એ પ્રકારે ચૈતન્ય અને પુરુષ બન્નેના અભેદનો નિશ્ચય થતાં "પુરુષનું ચૈતન્ય છે" એ પ્રકારના શબ્દશ્રવણની પછી ચૈતન્યયુક્ત પુરુષના ભેદને વિષય કરનારું વિકલ્પજ્ઞાન થાય છે, તેથી વિકલ્પજ્ઞાન વિપર્યયરૂપે પણ નથી. બાધજ્ઞાન વિદ્યમાન હોતાં વિપર્યયજ્ઞાન ઉત્પન્ન થતું નથી, કિન્તુ વિકલ્પજ્ઞાન પ્રમાજ્ઞાનથી તથા ભ્રમજ્ઞાનથી વિલક્ષણ હોય છે. એ જ વિકલ્પનું સ્વરૂપ शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः આ સૂત્રમાં પતંજલિ ભગવાને કથન કરેલ છે. (૩)

પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, સ્મૃતિ એ ચાર પ્રકારની વૃત્તિઓના અભાવના કારણરૂપ તમોગુણને વિષય કરનારી વૃત્તિવિશેષ તે નિદ્રા છે. એટલા કથનથી "જ્ઞાનાદિના અભાવ માત્રનું નામ નિદ્રા છે." એ મતનું પણ ખંડન કર્યું. એ જ નિદ્રાનું સ્વરૂપ अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा આ સૂત્રમાં પતંજલિ ભગવાને કથન કર્યું છે. (૪) પૂર્વના અનુભવજન્ય સંસ્કાર માત્રથી ઉત્પન્ન થનારું જ્ઞાન સ્મૃતિ કહેવાય છે. સ્મૃતિ સર્વ વૃત્તિઓવડે ઉત્પન્ન થાય છે, તેથી પતંજલિ ભગવાને સ્મૃતિને સર્વ વૃત્તિઓના અંતમાં કથન કરેલ છે. ( ૫ ) યદ્યપિ લજ્જાદિ અનેક પ્રકારની વૃત્તિઓ હોય છે, તથાપિ લજ્જાદિ સર્વ વૃત્તિઓનો પ્રમાણાદિ પાંચ વૃત્તિઓમાં જ અંતર્ભાવ થાય છે. આ પ્રકારની સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધ યોગ તથા સમાધિ કહેવાય છે. વળી કર્મોના ફળનો સંકલ્પ પણ પાંચ પ્રકારના વિપર્યયમાં રાગ નામનો ત્રીજો વિપર્યયવિશેષ

છે. રાગરૂપ ફળસંકલ્પના નિરોધ માત્રને જ અહીં ગૌણી વૃત્તિવડે, યોગ તથા સંન્યાસ શબ્દથી કથન કરેલ છે. તેથી અહીં કિંચિત્ માત્ર પણ વિરોધ થતો નથી. (૨)

અવતરણિકાઃ-"હે ભગવન્! પૂર્વે આપે કર્મયોગની શ્રેષ્ઠતા કથન કરી તેથી એમ જાણવામાં આવે છે કે, શ્રેષ્ઠ હોવાથી કર્મયોગ જ અધિકારી પુરુષે જીવન-કાળ પર્યંત કરવા યોગ્ય છે. વળી यावज्जीवमग्निहोत्रं जुहोति એ શ્રુતિ પણ જીવનકાળ પર્યંત અગ્નિહોત્રાદિ કર્મોની કર્ત્તવ્યતાનું જ કથન કરે છે," એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે કર્મયોગની અવધિનું કથન કરે છેઃ-

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥

શ્લોકાર્થઃ-યોગવિશે આરૂઢ થવાની ઇચ્છાવાળા મુનિને યોગની પ્રાપ્તિમાં નિત્યકર્મ સમાધાનરૂપ કથન કર્યું છે તથા યોગવિશે આરૂઢ થયલા પુરુષને જ્ઞાન નિષ્ઠાની પ્રાપ્તિ માટે સંન્યાસને સાધનરૂપે કથન કર્યો છે. ૩

ટીકાઃ-અંતઃકરણની શુદ્ધિપૂર્વક, સર્વ વિષયસુખોમાંથી તીવ્ર વૈરાગ્ય, તે યોગ કહેવાય છે. આવા યોગમાં આરૂઢ થવાની ઇચ્છાવાળો પુરુષ આરુરુક્ષુ કહેવાય છે આરુરુક્ષુ પુરુષ અંતઃકરણની શુદ્ધિની પછી આગળ સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસવાળો થવાનો છે, તેથી તેને મુનિ કહ્યો છે. અથવા તો ફળની તૃષ્ણાથી રહિતને મુનિ કહ્યો છે આવા આરુરુક્ષુ મુનિની પ્રત્યે, યોગવિષે આરૂઢ થવાને વાસ્તે અર્થાત્ યોગની પ્રાપ્તિને વાસ્તે વેદવિહિત નિષ્કામવાળાં અગ્નિહોત્રાદિ નિત્ય-નૈમિત્તિક કર્મો મેં તથા વેદ ભગવાને સાધનરૂપે વિધાન કરેલ છે. તે જ કર્મી પુરુષ જ્યારે નિષ્કામ કર્મોવડે અંતઃકરણની શુદ્ધિરૂપ યોગને પ્રાપ્ત થાય છે, ત્યારે તે પુરુષ યોગારૂઢ કહેવાય છે. આવા યોગારૂઢ પુરુષને પુનઃ કર્મ કર્ત્તવ્ય નથી; કિન્તુ યોગારૂઢ પુરુષને, જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વાસ્તે, સર્વ કર્મોના સંન્યાસરૂપ શમ જ સાધનરૂપે વિધાન કર્યો છે. તાત્પર્ય એ છે કે, જેટલા કાળ સુધી અધિકારી પુરુષને અંતઃકરણની શુદ્ધિપૂર્વક વૈરાગ્યની પ્રાપ્તિ થઈ નથી, તેટલા કાળ સુધી અધિકારી પુરુષે વૈરાગ્યની પ્રાપ્તિવાસ્તે ફળની ઇચ્છાથી રહિત થઈને શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મો જ કરવાં. પણ જે કાળે અધિકારી પુરુષ નિષ્કામ કર્મો કરીને અંતઃકરણની શુદ્ધિપૂર્વક વૈરાગ્યને પ્રાપ્ત થાય, તે કાળે અધિકારી પુરુષે પુનઃ કર્મો કરવાં નહિ; કિન્તુ તે કાળે શ્રવણ-મનનાદિ દ્વારા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિવાસ્તે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ જ કરવો. તેથી અંતઃકરણની શુદ્ધિ પર્યંત જ કર્મ કર્ત્તવ્ય છે, પણ જીવનકાળ પર્યંત કર્મ કર્ત્તવ્ય નથી. વળી यावज्जीव એ શ્રુતિ તો વૈરાગ્યહીન પુરુષવિષે છે, પણ વૈરાગ્યવાન્ પુરુષવિષે એ શ્રુતિ નથી. (૩)

અવતરણિકા -"હે ભગવન્! યોગારૂઢ અવસ્થાને પ્રાપ્ત થયલો અધિકારી પુરુષ સર્વ કર્મોનો ત્યાગ કરવાને અધિકારી થાય છે. તે યોગારૂઢ અવસ્થાને અધિકારી પુરુષ કયે કાળે પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને શંકા થતા શ્રીભગવાન્ તે કાળનું નિરૂપણ કરે છેઃ-

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

શ્લોકાર્થઃ-જે કાળે અધિકારી પુરુષ શબ્દાદિક વિષય વિષે આસક્ત નથી થતો, તેમ કર્મ વિશે આસક્ત હોતો નથી તથા સર્વ સંકલ્પથી રહિત હોય છે તે કાળે તે યોગારૂઢ

ટીકાઃ–હે અર્જુન! ચિત્તના નિરોધના કાળે અધિકારી પુરુષ શ્રોત્રાદિ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં અનુષંગ કરતો નથી તથા નિત્યકર્મ, નૈમિત્તિકકર્મ, કામ્યકર્મ, લૌકિકકર્મ, પ્રતિષિદ્ધ-કર્મ ઇત્યાદિ કર્મોવિષે અનુષંગ કરતો નથી. અર્થાત્ શબ્દાદિ વિષયોવિષે તથા કર્મોવિષે મિથ્યા-ત્વબુદ્ધિવડે તેમ જ અકર્ત્તા–અભોક્તા–અદ્વિતીયરૂપ–પરમાનંદ સ્વરૂપ–આત્માના દર્શનવડે–વિષયોથી તથા કર્મોથી સ્વપ્રયોજનના અભાવનો નિશ્ચય અધિકારીએ કરેલ હોય છે. "કર્મોનો હું કર્ત્તા છું તથા મારે શબ્દાદિ વિષયો ભોગવવા યોગ્ય છે" એ પ્રકારનો અભિનિવેશરૂપ અનુષંગ અધિકારી કરતો નથી. આ કારણથી અધિકારી સર્વ સંકલ્પોના સંન્યાસીરૂપે છે. અર્થાત્ "એ કર્મ મારે કરવું છે, એ ફળ મારે ભોગવવું છે" એ પ્રકારના મનની વૃત્તિવિશેષ-રૂપ સંકલ્પોના વિષયભૂત નાના પ્રકારનાં કામોના સાધનરૂપ જેટલાં કર્મ છે, તે સર્વેનો તેણે ત્યાગ કર્યો છે. આવો આસક્તિથી રહિત પુરુષ સમાધિરૂપ યોગવિષે આરૂઢ હોવાથી યોગા-રૂઢ કહેવાય છે. તાત્પર્ય એ છે કે, શબ્દાદિ વિષયોમાં તથા કર્મોમાં અભિનિવેશરૂપ અનુષંગ તથા અનુષંગના કારણરૂપ સંકલ્પ આ બન્ને યોગારૂઢપણાના પ્રતિબંધકનો જે કાળે અભાવ થાય છે, તે કાળે અધિકારી પુરુષ યોગારૂઢ કહેવાય છે. (૪)

અવતરણિકાઃ–કિંવા, જે અધિકારી પુરુષ જે કાળે એ પ્રકારનો યોગારૂઢ થાય છે, તે અધિકારી પુરુષ તે કાળે પોતાના આત્માનો–આત્માવડે જ–આ સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરે છે; તેથી અધિકારી પુરુષે યોગારૂઢ થઇને પોતાના આત્માનો સંસારસમુદ્રમાંથી અવશ્ય ઉદ્ધાર કરવો. આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ–

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

શ્લોકાર્થઃ–અધિકારી પુરુષે પોતાના જીવાત્માને વિવેકયુક્ત મનવડે આ સંસારમાંથી ઉદ્ધાર કરવો; પણ જીવાત્માને સંસારસમુદ્રવિશે ડુબાવવો નહિ. કારણ પોતાનો આત્મા જ આત્માનો બંધુ છે તથા આત્મા જ આત્માનો શત્રુ છે. ૫

ટીકાઃ–હે અર્જુન! લોકપ્રસિદ્ધ સમુદ્રની પેઠે આ સંસારસમુદ્ર પણ સ્ત્રી, પુત્ર, ધન, મિત્ર ઇત્યાદિ પદાર્થોને વિષય કરનાર મહામોહરૂપ અનેક આવર્ત્તોવડે યુક્ત છે; કામ, ક્રોધ, લોભ, અહંકાર–મમકાર ઇત્યાદિ ચિત્તના વિકારરૂપ અનેક મહાગ્રાહોવડે યુક્ત છે, અનેક પ્રકારના મહારોગરૂપ તિમિંગલોવડે યુક્ત છે; અશનાયા–પિપાસાદિરૂપ મહાન્ કલ્લોલો-વડે યુક્ત છે, ત્રણ તાપરૂપ વડવાનલવડે યુક્ત છે, પ્રિય પદાર્થોના વિયોગથી ઉત્પન્ન થતા અનેક પ્રકારના પ્રલાપરૂપ મહાધ્વનિરૂપ શબ્દવડે યુક્ત છે, નિત્ય નિરંતર દુર્વાસના-રૂપ શૈવાલપટલવડે યુક્ત છે તથા વિષયરૂપ વિષવડે પરિપૂર્ણ છે. આ પ્રકારના સંસારસમુ-દ્રમાં નિમગ્ન થયેલ જીવાત્માને અધિકારી પુરુષે વિવેકયુક્ત શુદ્ધ મનવડે સંસારસમુદ્રમાંથી બહાર કાઢવો. અર્થાત્ વિષયાસક્તિનો પરિત્યાગ કરીને યોગારૂઢતાને સંપાદન કરવી, એજ જીવાત્માનું સંસારસમુદ્રમાંથી ઉદ્ધરણ છે. પરંતુ અધિકારી પુરુષે વિષયોમાં આસક્તિ કરીને પોતાના આત્માને સંસારસમુદ્રમાં નિમગ્ન કરવો નહિ. કારણ કે આત્મા પોતે જ પોતાનો હિતકારી બંધુ છે, અર્થાત્ સંસારબંધનમાંથી મુક્ત કરનાર છે. આત્માથી ભિન્ન બીજો કોઇ બંધુ આત્માનો હિતકારી નથી. કારણ કે આ લોકમાં પ્રસિદ્ધ સ્ત્રી–પુત્ર–ભ્રાતા આદિ બાંધવો પોતાવિષે સ્નેહની ઉત્પત્તિદ્વારા તથા ભરણપોષણની ચિંતાદ્વારા જીવના બંધનના જ કારણરૂપે થાય છે. તેથી તેઓ વિષે બંધુરૂપતા સંભવતી નથી. જેમ કોશકાર જંતુ પોતેજ પોતાનો

અહિતકારી થાય છે, તેમ વિષયરૂપ બંધનગ્રહમાં પ્રવેશ કરવાથી આત્મા પોતે જ પોતાનો અહિતકારી શત્રુ થાય છે. પણ બીજો કોઇ આત્માનો શત્રુ નથી. લોકપ્રસિદ્ધ બાહ્ય શત્રુ વિષે પણ આત્માએ જ શત્રુતા કરી છે, તેથી જીવાત્મા પોતે જ પોતાનો શત્રુ છે. (૫)

અવતરણિકાઃ-"હે ભગવન્! કયા પ્રકારનો આત્મા આપણો (પોતાનો) બંધુ થાય છે તથા કયા પ્રકારનો આત્મા આપણો શત્રુ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ બંધુરૂપ આત્માનાં તથા શત્રુરૂપ આત્માનાં લક્ષણો કહે છેઃ—

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

શ્લોકાર્થઃ-જે આત્માએ આ સંઘાત વિવેકયુક્ત મનવડે જિત્યો છે તે આત્માનું સ્વરૂપ જ આત્માના બંધુરૂપે છે, તથા અજિત આત્માનાં શત્રુભાવ વિશે બાહ્ય શત્રુની માફક પોતાનો આત્મા જ વર્તે છે. ૬

ટીકાઃ-હે અર્જુન! જે આત્માએ દેહ-ઇંદ્રિયાદિરૂપ સંઘાતને કેવળ વિવેકયુક્ત શુદ્ધ મનવડે જ પોતાને વશ કર્યો છે, બીજા કોઈ શસ્ત્રાદિ ઉપાયોવડે સંઘાતને વશ કર્યો નથી, તે આત્માનો બંધુ આપણો આત્મા જ છે. કારણ કે જેમ શૃંખલારૂપ બંધનયુક્ત પુરુષની યથા ઈચ્છાપૂર્વક પ્રવૃત્તિ થતી નથી, તેમ આત્માની પણ યથા ઇચ્છાપૂર્વક કયાંય પણ પ્રવૃત્તિ થતી નથી. જીવાત્માની નેત્રાદિ ઈંદ્રિયદ્વારા રૂપાદિ વિષયોવિષે પ્રવૃત્તિ જ આત્માના અનેક પ્રકારના અનર્થના હેતુરૂપે છે. પ્રવૃત્તિ દેહ-ઈંદ્રિયાદિને વશ કરવાથી નિવૃત્ત થઈ જાય છે. તેથી વિવેકયુક્ત મનવડે સંઘાતને વશ કરનાર આત્મા પોતે જ પોતાનો બંધુ છે. જે આત્માએ દેહ ઈંદ્રિયાદિરૂપ સંઘાતને વિવેકયુક્ત મનવડે પોતાને વશ કરેલ નથી તે આત્માનું પોતાનું સ્વરૂપ જ બાહ્ય શત્રુની પેઠે શત્રુભાવવિષે વર્ત્તે છે. તાત્પર્ય એ છે કે, જેમ શૃંખલારૂપ બંધનથી રહિત પુરુષ પોતાની ઈચ્છાપૂર્વક વિચરે છે, તેમ જે આત્માએ વિવેકયુક્ત મનવડે દેહ-ઈંદ્રિયાદિરૂપ સંઘાતને પોતાને વશ કરેલ નથી, તે આત્મા પણ યથા ઈચ્છાપૂર્વક શબ્દાદિ વિષયોમાં વિચરે છે. વિષયપરાયણ પ્રવૃત્તિવડે આત્મા પોતે જ પોતાનો શત્રુ થાય છે. (૬)

અવતરણિકાઃ-હવે સંઘાતને વશ કરનાર આત્માનું પોતાનું બંધુપણું સ્પષ્ટરીતે કથન કરે છેઃ—

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

શ્લોકાર્થઃ-શીત તથા ઉષ્ણતાવડે સુખ દુઃખને પ્રાપ્ત થવા છતાં તેમ જ માન અપમાનને પ્રાપ્ત થવા છતાં જે આત્મા જિતાત્મા તથા પ્રશાંત છે તે આત્માનો પરમાત્મા સમાધિના વિષયરૂપે છે. ૭

ટીકાઃ-હે અર્જુન! ચિત્તને વિક્ષેપની પ્રાપ્તિ કરનારા શીત-ઉષ્ણ, સુખ-દુઃખ ઇત્યાદિ દ્વન્દ્વ ધર્મો છે. છતાં દ્વન્દ્વ ધર્મો વિદ્યમાન ચિત્તને વિક્ષેપની પ્રાપ્તિ કરનાર પૂજારૂપ માન તથા પરાભવરૂપ અપમાન છે. વળી માન-અપમાન વિદ્યમાન છતાં પણ, શીત-ઉષ્ણાદિની પ્રાપ્તિ વિષે સમત્વબુદ્ધિવડે જે આત્મા જિતાત્મા છે અર્થાત્ શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોને જેણે પોતાને વશ કરી છે, તથા જે આત્મા પ્રશાન્ત છે અર્થાત્ સર્વત્ર સમ બુદ્ધિવડે રાગદ્વેષાદિ વિકારોથી રહિત છે, તે જીવાત્માનો, સ્વપ્રકાશ-જ્ઞાનસ્વભાવવાળો આત્મા, સમાહિત એટલે સમાધિના વિષયરૂપે થાય છે અર્થાત્ યોગારૂઢ થાય છે.

પરમાત્મા એ વચનમાં परं અને आत्मा એ બે શબ્દ પૃથક્ કરવા. તેમાં परं શબ્દનો 'કેવળ' અર્થ કરવો. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે આત્મા જિતાત્મા છે તથા પ્રશાંત છે, તે આત્માનો જ કેવળ આત્મા સમાહિત થાય છે. તેથી ભિન્ન આત્માનો આત્મા સમાહિત થતો નથી. તેથી જીવાત્મા જિતાત્મા તથા પ્રશાંત અવશ્ય કરીને થાય છે. (૭)

અને વળી—

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

શ્લોકાર્થઃ—જ્ઞાન તથા વિજ્ઞાનવડે જેનું ચિત્ત તૃપ્ત થયું છે, જે સર્વ ક્રિયાથી રહિત છે, જેણે પોતાની ઇન્દ્રિયોને જિતી છે તથા જેને મૃત્પિંડ પાષાણ તથા કાંચન સમાન છે તેવા યોગી પુરુષને યોગારૂઢ કહેવામાં આવે છે. ૮

ટીકાઃ—ગુરુના ઉપદેશથી ઉત્પન્ન થયલી તથા શાસ્ત્રોક્ત પદાર્થોને વિષય કરનારી બુદ્ધિ તે જ્ઞાન કહેવાય છે. વળી બુદ્ધિ વિષયક અપ્રામાણ્ય શંકાની નિવૃત્તનું ફળ તે વિચાર છે. વિચારવડે આ રીતે શાસ્ત્રોક્ત પદાર્થોનું પોતાના અનુભવ વડે અપરોક્ષ કરવું તે વિજ્ઞાન કહેવાય છે. એવા જ્ઞાન અને વિજ્ઞાન બન્નેવડે જેનો આત્મા એટલે જેનું ચિત્ત તૃપ્ત થયું છે, તે જ્ઞાન તથા વિજ્ઞાન તૃપ્તાત્માવાળો કહેવાય છે. આ કારણથી જ જે પુરુષ કૂટસ્થ છે અર્થાત્ જેમ લુહાર પુરુષનો ફૂટ ચલાયમાનતાથી રહિત હોય છે તેમ જે પુરુષ વિષયો સમીપ પ્રાપ્ત થતાં પણ તથા વિષયો ભોગવવામાં સમર્થ છતાં પણ ચલાયમાન થતો નથી, તે યોગારૂઢ કહેવાય છે. જે પુરુષ વિજિતેંદ્રિય છે, (વિજિતેન્દ્રિયનો અર્થ નીચે પ્રમાણેઃ– રાગ–દ્વેષપૂર્વક શબ્દાદિ વિષયોના ગ્રહણમાંથી જેણે પોતાની શ્રોત્રાદિ ઇંદ્રિયોને નિવૃત્ત કરેલ છે તે વિજિતેન્દ્રિય.) અને વિજિતેન્દ્રિય હોવાથી જ જે પુરુષ સમલોષ્ટાશ્મ કાંચન છે અર્થાત્ "એ વસ્તુ મારે ગ્રહણ કરવા યોગ્ય છે, એ વસ્તુ મારે પરિત્યાગ કરવા યોગ્ય છે" એ પ્રકારની ગ્રહણ ત્યાગબુદ્ધિથી રહિત હોવાથી જેને લોષ્ટ (મૃત્પિંડ) તથા અશ્મ (પાષાણ) તથા કાંચન (સુવર્ણ) સઘળાં સમાન છે, એવો પરમહંસ–પરિવ્રાજક–યોગી પરમવૈરાગ્યરૂપ યોગવડે યુક્ત થવાથી યોગારૂઢ કહેવાય છે. ૮

કિંવા, જે પુરુષની શત્રુ–મિત્રાદિવિષે સમબુદ્ધિ છે, તે પુરુષ તો સર્વ યોગી જનોથી શ્રેષ્ઠ છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

શ્લોકાર્થઃ—સુહૃત્, મિત્ર, અરિ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય તથા બંધુ આ સર્વ વિશે, સાધુઓ વિશે, પાપીઓ વિશે તથા અન્ય સર્વ પ્રાણીઓ વિશે સમ બુદ્ધિ કરનારો પુરુષ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે. ૯

ટીકાઃ—પ્રત્યુપકારની અપેક્ષા ન કરીને પૂર્વ સ્નેહ વિના જ તથા પૂર્વ સંબંધ વિના જ જે પુરુષ ઉપકાર કરે છે, તે સુહૃદ્ કહેવાય છે. પૂર્વ સ્નેહની અપેક્ષાએ કરીને જે પુરુષ ઉપકાર કરે છે તે મિત્ર કહેવાય છે. સ્વકૃત અપકારની અપેક્ષા ન કરીને કેવળ પોતાના ક્રૂર સ્વભાવથી જે પુરુષ અપકાર કરે છે, તે અરિ કહેવાય છે. વળી પરસ્પર વિવાદ કરનાર બે પુરુષોના હિતની તથા અહિતની નહિ ઇચ્છા કરનાર જે પુરુષ બન્નેની ઉપેક્ષા જ કરે છે, તે

ઉદાસીન કહેવાય છે. પરસ્પર વિવાદ કરનાર બન્ને પુરુષોના હિતની ઇચ્છા કરનાર જે પુરુષ હોય છે તે મધ્યસ્થ કહેવાય છે. સ્વકૃત અપકારની અપેક્ષાએ કરીને જ જે પુરુષ અપકાર કરે છે તે દ્વેષ્ય કહેવાય છે. કિંચિત્ સંબંધવડે જે પુરુષ ઉપકાર કરે છે તે બંધુ કહેવાય છે. જે પુરુષો શાસ્ત્રવિહિત શુભ કર્મો કરે છે તે સાધુ કહેવાય છે. જે પુરુષો શાસ્ત્રનિષિદ્ધ અશુભ કર્મો કરે છે તે પાપી કહેવાય છે. એ પ્રકારે સુહૃદ્, મિત્ર, અરિ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ તથા પાપી એ સર્વે વિષે તથા અન્ય સર્વ પ્રાણીઓ વિષે જે પુરુષ સમ બુદ્ધિ કરે છે, અર્થાત્ 'કયો પુરુષ કયા કર્મવાળો છે.' એ પ્રમાણે બુદ્ધિમાં ન લાવીને સર્વત્ર રાગદ્વેષથી રહિત છે, તેવો સમબુદ્ધિવાળો પુરુષ સર્વથી ઉત્કૃષ્ટ છે. કોઇ ગ્રંથમાં તો विशिष्यते એ શબ્દને સ્થાને विमुच्यते એમ પણ પાઠ છે. તે પક્ષવિષે એમ અર્થ કરવો કે, સર્વત્ર સમબુદ્ધિવાળો પુરુષ સંસારબંધનથી મુક્ત થાય છે. (૯)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકોમાં શ્રીભગવાને યોગારૂઢ પુરુષના લક્ષણનું તથા ફળનું કથન કર્યું. હવે શ્રીભગવાન્ योगी युंजीत सततम् એ વચનથી લઇને स योगी परमो मतः એ વચન સૂધીના ત્રેવીશ શ્લોકોવડે યોગારૂઢ પુરુષનાં અંગોસહિત યોગનું કથન કરે છેઃ-

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

શ્લોકાર્થઃ—યોગારૂઢ પુરુષે એકાંત દેશવિષે સ્થિત થઈ, એકાકી થઇ, યતચિત્તાત્માવાળા થઇ, નિરાશી થઈ તથા પરિગ્રહથી રહિત થઈ પોતાના ચિત્તને નિરંતર સમાહિત કરવું. ૧૦

ટીકાઃ—હે અર્જુન! યોગારૂઢ પુરુષે પોતાના ચિત્તને નિરંતર સમાહિત કરવું, અર્થાત્ ક્ષિપ્ત-મૂઢ-વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓનો પરિત્યાગ કરી એકાગ્ર-નિરોધ એ બે ભૂમિકાઓ-વડે ચિત્તને સમાહિત કરવું. ૧૦

અર્જુનની શંકાઃ—"કયા પ્રકારના યોગારૂઢ પુરુષે ચિત્તને સમાહિત કરવુ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-रहसि स्थितः इति-હે અર્જુન! યોગારૂઢ પુરુષે, યોગની સિદ્ધિમાં પ્રતિબંધ કરનારા દુર્જનાદિથી રહિત, કોઇ પર્વતની ગુહા વગેરે એકાંત દેશમાં રહેવું તથા એકાકી થવું અર્થાત્ ગૃહના સર્વ પરિજનોનો પરિત્યાગ કરીને સંન્યાસી થવું, તેમ જ યતચિત્તાત્મા થવું.

અહીં ચિત્તવડે અંતઃકરણને સમજવું અને આત્મ શબ્દવડે ઇંદ્રિયસહિત શરીર જાણવું. જેનાં ચિત્ત અને આત્મા યોગના પ્રતિબંધક વ્યાપારોથી રહિત થયાં છે, તે યતચિત્તાત્મા તથા નિરાશી કહેવાય છે. અર્થાત્ દોષદૃષ્ટિપૂર્વક વૈરાગ્યની દૃઢતાવડે સર્વ પદાર્થોની તૃષ્ણાથી રહિત થવું તથા અપરિગ્રહવાળા થવું અર્થાત્ યોગની સિદ્ધિમાં પ્રતિબંધ કરનારા પદાર્થોના સંગ્રહથી રહિત થવું. આ પ્રકારના થઈ યોગારૂઢ પુરુષે પોતાના ચિત્તને સમાહિત કરવું. અહીં सततं એ શબ્દવડે યોગાભ્યાસ કરવામાં નિરંતરતા કથન કરી છે અને निराशीः એ શબ્દવડે સત્કાર કથન કર્યો છે. અર્થાત્ નિરંતર સત્કારપૂર્વક કરેલ યોગાભ્યાસ જ ફળના હેતુરૂપ થાય છે. (૧૦)

અવતરણિકાઃ—યોગની સિદ્ધિ વાસ્તે પ્રથમ આસનનો નિયમ અવશ્ય જોઈએ, તેથી આસનના નિયમનું શ્રીભગવાન્ બે શ્લોકોવડે કથન કરે છેઃ—

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**

શ્લોકાર્થ—યોગારૂઢ પુરુષે પવિત્ર દેશવિશે પોતાનું નિશ્ચલ આસન સ્થાપન કરવું. આ આસન અત્યંત ઉંચું ન હોવું જોઇએ, તથા અત્યંત નીચું નહીં હોવું જોઇએ. કુશના ઉપર મૃગચર્મ અને તેની ઉપર વસ્ત્ર રાખવું જોઇએ. ૧૧

ટીકા:-હે અર્જુન! જે દેશ સ્વભાવથી જ શુદ્ધ હોય અથવા મૃત્તિકાદિના લેપનથી જે દેશ શુદ્ધ કરેલો હોય, જે દેશ જનોના સમુદાયથી રહિત હોય તથા ભયથી રહિત હોય, એવા ગંગાતટ અથવા પર્વતની ગુહા આદિ સમાન સ્થળમાં;અધિકારી પુરુષે પોતાના નિશ્ચલ આસનનું સ્થાપન કરવું.

અહીં સ્થિરં એ શબ્દવડે આસનની નિશ્ચલતા કથન કરી છે. આ નિશ્ચલતા મૃત્તિકામય સ્થલરૂપ આસનવિષે જ સંભવે છે, પણ કાષ્ઠમય આસનવિષે આવી નિશ્ચલતા સંભવતી નથી. તેથી સ્થિર એ આસનના વિશેષણવડે કાષ્ઠમય આસનની વ્યાવૃત્તિ કથન કરી. આસન અત્યંત ઉંચું પણ હોવું જોઇએ નહિ તથા અત્યંત નીચું પણ હોવું જોઇએ નહિ. કારણ કે અત્યંત ઉંચા આસનથી તો કદાચિત્ પરવશતાવડે નીચે પતન થઈ જાય છે અને અત્યંત નીચા આસનથી શીત-ઉષ્ણ, વર્ષાજળનો પ્રવેશ, પાષાણાદિનું ઘર્ષણ વગેરે થાય છે. તેથી કરીને યોગાભ્યાસમાં વિઘ્ન પ્રાપ્ત થાય છે, તેથી અત્યંત ઉંચું તથા અત્યંત નીચું આસન કરવું નહિ. કિન્તુ બન્નેથી વિલક્ષણ કરવું. મૃત્તિકામય સ્થલરૂપ આસનની ઉપર પ્રથમ કુશ બિછાવવું; કુશની ઉપર અત્યંત કોમળ મૃગનું ચર્મ અથવા વ્યાઘ્રનું ચર્મ બિછાવવું; મૃગાદિના ચર્મ ઉપર કોમળ વસ્ત્ર બિછાવવું.

યદ્યપિ વસ્ત્રં દારિદ્ર્યાય દારુ રોગાય ચોપલઃ એ સ્મૃતિવચનવડે વસ્ત્રનો નિષેધ કર્યો છે, તથાપિ તે નિષેધ કેવળ ગૃહસ્થવિષયક છે, પણ સંન્યાસીવિષયક આ નિષેધ નથી. અહીં आत्मनः એ શબ્દવડે અન્ય પુરુષકૃત આસનની નિવૃત્તિ કથન કરી છે, કારણ કે અન્ય પુરુષની ઇચ્છાનો કાંઈ નિયમ નથી. કદાચિત્ અન્ય પુરુષે ઇચ્છાથી કરેલું કાર્ય પોતાને અનુકૂળ પણ થાય છે અને કદાચિત્ પ્રતિકૂળ પણ થાય છે. તેથી અન્યપુરુષે કરેલું આસન યોગના વિક્ષેપના જ હેતુરૂપે થાય છે. તેથી અભ્યાસવાન્ પુરુષે પોતાનું આસન પોતાની મેળે જ સ્થાપિત કરવું. (૧૧)

અવતરણિકા:—"હે ભગવન્! આ પ્રકારના આસનને સ્થાપિત કરીને યોગાભ્યાસવાન્ પુરુષે શું કાર્ય કરવું?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તેની કર્તવ્યતા કથન કરે છેઃ-

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

શ્લોકાર્થ:—આવી રીતના આસનપર બેસી ચિત્ત તથા ઇન્દ્રિયોની ક્રિયાના જયવાળા પુરુષે પોતાના મનને એકાગ્ર કરી અંતઃકરણની શુદ્ધિમાટે સમાધિના વિષયનો અભ્યાસ કરવો. ૧૨

ટીકા:-હે અર્જુન! યોગાભ્યાસ કરનાર પુરુષે પૂર્વોક્ત આસન ઉપર બેસીને તથા ચિત્તની ક્રિયાનો અને શ્રોત્રાદિ ઇંદ્રિયોની ક્રિયાનો નિગ્રહ કરીને, સમાધિરૂપ યોગનો અભ્યાસ કરવો. શબ્દાદિ વિષયોનું સ્મરણ કરવું એ ચિત્તની ક્રિયા છે અને શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરવું તે શ્રોત્રાદિ ઇંદ્રિયોની ક્રિયા છે. આ બન્ને પ્રકારની ક્રિયા સમાધિરૂપ યોગને પ્રતિબંધક થાય છે. તેથી અભ્યાસવાન્ પુરુષે આ બેઉ ક્રિયાઓનો નિગ્રહ અવશ્ય કરવો જોઇએ.

અર્જુનની શંકા:-"હે ભગવન્! યોગના અભ્યાસવાળા પુરુષે કયા પ્રયોજનની સિદ્ધિવાસ્તે સમાધિનો અભ્યાસ કરવો?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–आत्मविशुद्धये इति. અહીં આત્મ શબ્દવડે અંતઃકરણનો અર્થ ગ્રહણ કરવો. અંતઃકરણની શુદ્ધિવાસ્તે અભ્યાસ કરવો. અહીં અંતઃકરણવિષે સર્વ વિક્ષેપોની નિવૃત્તિકૃત જે અત્યંત સૂક્ષ્મતા છે, તે સૂક્ષ્મતાવડે પ્રાપ્ત થયલી જે બ્રહ્મસાક્ષાત્કારની યોગ્યતા છે, તે જ અંતઃકરણની શુદ્ધિ જાણવી. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે–दृश्यते त्वग्रयया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः–અર્થાત્–સૂક્ષ્મદર્શી પુરુષે એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિવડે જ પ્રત્યક્–અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! અધિકારી પુરુષે શું કરીને યોગાભ્યાસ કરવો?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–एकाग्रं मनः कृत्वा इति–પૂર્વે કથન કરેલી જે રાજસ–તામસરૂપ ક્ષિપ્ત, મૂઢ તથા વિક્ષિપ્ત એમ વ્યુત્થાનરૂપ ત્રણ ભૂમિકા છે, તેનો પરિત્યાગ કરીને, વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત એક–પ્રત્યક્–બ્રહ્મવિષયક અનેક સજાતીય વૃત્તિઓના પ્રવાહવડે યુક્ત જે સત્ત્વગુણપ્રધાન મન છે, તેને એકાગ્ર મન કહે છે. એવી મનની એકાગ્રતાને દૃઢ ભૂમિકાયુક્ત પ્રયત્નથી સંપાદન કરીને, એકાગ્રતાની વૃદ્ધિવાસ્તે સંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગનો અભ્યાસ કરવો. બ્રહ્માકાર મનની વૃત્તિઓનો પ્રવાહ જ નિદિધ્યાસન કહેવાય છે.

એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છે–ब्रह्माकारमनोवृत्तिप्रवाहोऽहंकृतिं विना। संप्रज्ञातसमाधिः स्याद्ध्यानाभ्यासप्रकर्षतः॥ અર્થાત્–અહંકૃતિ વિના જ બ્રહ્માકાર મનની વૃત્તિઓનો જે પ્રવાહ તે સંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે. આ સંપ્રજ્ઞાતસમાધિ ધ્યાનાભ્યાસની અધિકતાવડે સિદ્ધ થાય છે. આ હેતુથી શ્રીભગવાને योगी युञ्जीत सततं, युंज्याद्योगमात्मविशुद्धये, युक्त आसीत मत्परः ઈત્યાદિ અનેક વચનોવડે ધ્યાનાભ્યાસની અધિકતાનું કથન કર્યું છે. (૧૨)

અવતરણિકાઃ–शुचौ देशे प्रतिष्ठाप્ય ઈત્યાદિ શ્લોકોવડે પૂર્વે યોગાભ્યાસને વાસ્તે બાહ્ય આસનનું કથન કર્યું. હવે બાહ્ય આસન ઉપર બેસીને યોગાભ્યાસવાન્ પુરુષે કેવા પ્રકારે પોતાના શરીરને ધારણ કરવું? એ અર્થ શ્રીભગવાન્ કથન કરે છેઃ–

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन्॥ १३॥

શ્લોકાર્થઃ–યોગાભ્યાસવાન્ પુરુષે દૃઢ પ્રયત્નવાળા થઈ, કાય, શિર તથા ગ્રીવા આ ત્રણને સમાન, અચળ તથા સ્થિર કરી, પોતાની નાસિકાના અગ્ર ભાગને જોવાવડે તથા દિશાઓને નહિ જોવાવડે સ્થિત થવું. ૧૩

ટીકાઃ–હે અર્જુન! યોગાભ્યાસવાન્ પુરુષે અત્યંત દૃઢ પ્રયત્નવાળા થઈ, પોતાના શરીરના મધ્યદેશરૂપ કાયને, શિરને તથા ગ્રીવા (ડોક)ને સમાન કરી, અર્થાત્ વક્રભાવથી રહિત દંડની પેઠે ઋજુતા ધારણ કરીને તથા શિરને અને ગ્રીવાને અચલ ધારણ કરીને અર્થાત્ કંપથી રહિત ધારણ કરીને રહેવું (સ્થિત થવું) યદ્યપિ કાય, શિર તથા ગ્રીવાને ઋજુ ધારણ કરવાથી વામ–દક્ષિણ ભાગમાં રહેલી તથા પૃષ્ઠદેશમાં રહેલી કોઈ પણ વસ્તુ જોવામાં આવશે નહિ, તેમ જ સ્પર્શ કરવામાં આવશે નહિ.

તથાપિ મશક (મચ્છર)–પિપીલિકા વગેરે જીવોએ કરેલા ઉપદ્રવથી કદાચિત્ શરીરની ચલાયમાનતાની સંભાવના હોઈ શકે છે. તેની નિવૃત્તિ કરવાને વાસ્તે શ્રીભગવાને अचलं એ વિશેષણ કથન કર્યું છે તથા યોગાભ્યાસવાન્ પુરુષે પોતાની નાસિકાના અગ્ર ભાગને ચક્ષુવડે દેખતા રહેવું. અહીં ચક્ષુવડે નાસિકાના અગ્રભાગનું જે દર્શન કથન કર્યું છે, તે ચક્ષુવડે રૂપાદિ વિષયોનું ગ્રહણ નહિ કરવું, એવા નિયમને વાસ્તે કથન કર્યું છે. કાંઈ નાસિકાના અગ્રભાગને

જોવાને વાસ્તે તે વચન કથન કર્યું નથી. જો કદાચિત્ તે વચનવડે નાસિકાના અગ્રભાગનું દર્શન જ ભગવાનને વિવક્ષિત હોય, તો મન તદાકારતાવડે નાસિકાના અગ્રભાગમાં જ સ્થિત થશે. તેમ કરવાથી ચિત્તની બ્રહ્મવિષે સ્થિતિ થશે નહિ અને બ્રહ્મવિષે જે ચિત્તનું સ્થાપન તે સમાધિ કહેવાય છે. એ જ સમાધિસ્વરૂપ શ્રીભગવાને आत्मसंस्थं मनः कृत्वा એ વચનવડે કથન કર્યું છે. તેથી નાસિકાના અગ્રભાગને દેખવો, તે રૂપાદિના અગ્રહણને દર્શાવે છે. તેમ જ ચક્ષુઇંદ્રિયની ચંચલતાની નિવૃત્તિ વાસ્તે છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જેમ संप्रेक्ष्य नासिकाग्रम् એ વચનવડે શ્રીભગવાનને, ચક્ષુવડે રૂપાદિ વિષયોનું અગ્રહણ, વિવક્ષિત છે, તેમ શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે શબ્દાદિ વિષયોનું અગ્રહણ પણ વિવક્ષિત છે. કારણ કે જેમ ચક્ષુઇંદ્રિયનો વ્યાપાર યોગનો પ્રતિબંધક છે, તેમ શ્રોત્રાદિ ઇંદ્રિયનો વ્યાપાર પણ યોગનો પ્રતિબંધક છે. યોગાભ્યાસવાન્ પુરુષે પૂર્વ-પશ્ચિમાદિ દિશાઓને નહિ જોતાં બેસી રહેવું. યદ્યપિ નાસિકાના અગ્ર ભાગને જોવાથી જ દિશા આદિ સર્વ પદાર્થો જોવાનો નિષેધ સિદ્ધ થાય છે, તેથી પૃથક્ દિશાઓને દેખવાનો નિષેધ કરવો સંભવતો નથી. તથાપિ કદાચિત્ પૂર્વ-પશ્ચિમાદિ દિશાઓવિષે કોઈ ભયાનક વિપરીત શબ્દ ઉત્પન્ન થતાં તે દિશાઓ તરફ જોવાની સંભાવના હોઇ શકે છે. એવા વિપરીત શબ્દો ઉત્પન્ન થતાં પણ દિશાઓને જોવી નહિ.

दिशश्च એ શબ્દોમાં રહેલો જે च કાર છે, તે च કારવડે પોતાના શરીરનો અર્થ ગ્રહણ કરવો. અર્થાત્ યોગાભ્યાસવાન્ પુરુષે તે કાળે પોતાના શરીરને પણ જોવું નહિ. કારણ કે દિશાઓને જોવી તથા શરીરને જોવું એ બન્ને યોગના પ્રતિબંધક જ છે. આ પ્રકારે સર્વ વૃત્તિઓનો નિરોધ કરીને યોગાભ્યાસવાન્ પુરુષે આસન ઉપર સ્થિત થવું અર્થાત્ બેસવું. (૧૩)

અને વળી

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।**
**मनः संयम्य मच्चितो युक्त आसीत मत्परः ॥ १४ ॥**

શ્લોકાર્થઃ—અભ્યાસવાન્ પુરુષે, પ્રશાંત આત્મા થઈ, ભયથી રહિત થઈ, બ્રહ્મચારીના વ્રત વિશે સ્થિત થઈ, મનનો નિગ્રહ કરી મારેવિશે ચિત્તવાળા થઈ, હું પરમેશ્વર વિશે પરાયણ થઈ તથા સંપ્રજ્ઞાત સમાધિવાળા થઈ સ્થિત થવું. ૧૪

ટીકાઃ—રાગ-દ્વેષાદિના કારણની નિવૃત્તિવડે જેનો આત્મા એટલે કે જેનું અંતઃકરણ પ્રશાંત થયું છે એટલે કે રાગ-દ્વેષાદિથી રહિત થયું છે, તે પ્રશાંતાત્મા કહેવાય છે. શાસ્ત્રના દૃઢ નિશ્ચયવડે જેનો ભય નિવૃત્ત થઈ ગયો છે, તે વિગતભી કહેવાય છે. તેમાં "સર્વ કર્મોનો ત્યાગ કરવો તે મને યુક્ત છે કે અયુક્ત છે?" એ પ્રકારની કર્મોના ત્યાગ વિષે જે શંકા તે ભય કહેવાય છે. જેનો શંકારૂપ ભય શાસ્ત્રના દૃઢ નિશ્ચયવડે નિવૃત્ત થઈ ગયો છે તથા બ્રહ્મચર્ય, ગુરુશુશ્રૂષા, ભિક્ષાભોજન ઈત્યાદિ જે બ્રહ્મચારીનાં વ્રતોવિષે સ્થિત થઇને, પોતાના મનને વિષયાકાર વૃત્તિઓમાંથી શૂન્ય કરીને, હું-પ્રત્યક્ ચૈતન્યરૂપ પરમેશ્વરના સગુણરૂપવિષે અથવા નિર્ગુણરૂપવિષે જેનું ચિત્ત છે, તે મચ્ચિત્ત છે, અર્થાત્ જે પુરુષ હું-પરમેશ્વરવિષયક જ ચિત્તવૃત્તિઓના પ્રવાહવાળો છે, તે મચ્ચિત્ત છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્! ચિંતન કરવાયોગ્ય સ્ત્રી-પુત્ર-ધનાદિ પ્રિય પદાર્થો વિદ્યમાન હોતાં મચ્ચિત્તપણું કેવી રીતે થાય?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—मत्परः इति-હું પરમેશ્વર જ પરમાનંદ સ્વરૂપ હોવાથી જેને પરમ પુરુષાર્થરૂપ હું અર્થાત પરમ પ્રિયરૂપ છું, તે મત્પર કહેવાય છે; આવો મત્પર

પુરુષ અન્ય પદાર્થોને પ્રિયરૂપ જાણતો નથી. શ્રુતિ કહે છે કે-तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादंतरं यदयमात्मा इति ॥ અર્થાત્-જે આનંદસ્વરૂપ આત્મા, દેહ-ઇંદ્રિય-પ્રાણ-મન-બુદ્ધિ આદિ સર્વ પદાર્થોથી અત્યંત અંતર છે, તે આત્માદેવ પુત્રથી પણ પ્રિય છે, ધનથી પણ પ્રિય છે તથા અન્ય સર્વ પદાર્થોથી પણ પ્રિય છે. આ પ્રકારે વિષયાકાર સર્વ વૃત્તિઓનો નિરોધ કરીને જેણે ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ એક ભગવત્ આકાર કર્યો છે, એવા સંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગવાળા પુરુષે યથાશક્તિપરિમાણ ત્યાં સ્થિત થવું. સ્વેચ્છાએ કરીને શીઘ્ર જ ત્યાંથી ઉઠવું નહિ.

અહીં मच्चित्तः અને मत्परः એ બન્ને શબ્દોનો ભાષ્યકારોએ એ અર્થ કર્યો છે કે, જેમ વિષયાસક્ત રાગીપુરુષ, પોતાના ચિત્તમાં નિરંતર સ્ત્રીનું ચિંતન કરવાથી સ્ત્રીચિત્ત હોય છે, પરંતુ તે રાગીપુરુષ તે સ્ત્રીને પરત્વરૂપ તથા આરાધ્યત્વરૂપે ગ્રહણ કરતો નથી (સમજતો નથી,) કિન્તુ તે રાગીપુરુષ મહારાજાને અથવા કોઇ દેવતાને પરત્વરૂપ તથા આરાધ્યત્વરૂપ ગ્રહણ કરે છે અને અધિકારી પુરુષ તો એક હું-પરમેશ્વરવિષે જ મચ્ચિત્ત થાય છે તથા મત્પર થાય છે. અર્થાત્ સર્વ આરાધ્યસ્વરૂપ મને અર્થાત્-પરમેશ્વરને જ માને છે. આ પ્રકારના ભાષ્યકારોના વ્યાખ્યાનથી કિંચિત્ વિલક્ષણ પૂર્વોક્ત વ્યાખ્યાન કરીને ટીકાકારે શ્રીભાષ્યકારોથી આ પ્રમાણે પોતાની ન્યૂનતા કથન કરી છેઃ—

શ્લોકઃ—व्याख्यातृत्वेपि मे नात्र भाष्यकारेण तुल्यता । गुंजायाः किं नु हेम्नैकतुलारोहेपि तुल्यता ॥

અર્થાત્-ગીતાનું વ્યાખ્યાન કરનાર તરીકે પણ મારી ભગવાન્ ભાષ્યકારોની સાથે તુલ્યતા થતી નથી. જેમ એક જ તુલા (ત્રાજવું)માં સુવર્ણની સાથે આરૂઢ થયલી ગુંજાઓની સુવર્ણની સાથે તુલ્યતા થતી નથી, તેમ એક જ ગીતાશાસ્ત્રનાં વ્યાખ્યાન કરવામાં પ્રવૃત્ત થયલા ભાષ્યકાર તથા ટીકાકાર એવા મારી શ્રીભાષ્યકારોની સાથે તુલ્યતા થતી નથી. (૧૪)

અવતરણિકાઃ-"હે ભગવન્! આ પ્રમાણે સંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગવડે સ્થિત થયલો જે પુરુષ છે, તે પુરુષને શું ફળ પ્રાપ્ત થાય છે?' એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ અધિકારી જનોને સમાધિરૂપ યોગમાં પ્રવૃત્ત કરવાને વાસ્તે-તેના ફળનું કથન કરે છેઃ—

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।**
**शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

શ્લોકાર્થઃ-પૂર્વે કહેલા પ્રકારે કરી પોતાના મનને સમાહિત કરનારો સર્વદા યોગાભ્યાસવાન્ પુરુષ, મનના નિરોધવાળો થઈ મારા સ્વરૂપભૂત નિર્વાણ-પરમ શાંતિને પ્રાપ્ત થાય છે. ૧૫

ટીકાઃ—હે અર્જુન! એકાંત દેશમાં સ્થિતિથી લઇને જેટલા નિયમ પૂર્વે કહ્યા છે તે સર્વ નિયમોવડે પોતાના મનને અભ્યાસ-વૈરાગ્યના બળથી સમાહિત કરતો સર્વદા યોગાભ્યાસમાં પરાયણ યોગી પુરુષ નિયતમાનસ થઇને શાંતિને પ્રાપ્ત થાય છે.

તેમાં અભ્યાસની દૃઢતાવડે જેણે પોતાનું મન નિરુદ્ધ કર્યું છે તે નિયતમાનસ કહેવાય છે. અથવા અભ્યાસની દૃઢતાવડે,જેણે મનના વૃત્તિરૂપ વિકાર નિવૃત્ત કર્યા છે, તે નિયતમાનસ કહેવાય છે. આવો નિયતમાનસ યોગી પુરુષ સર્વ વૃત્તિઓની ઉપરામતારૂપ પ્રશાંતવાહિતા નામની શાંતિને પ્રાપ્ત થાય છે. આ શાંતિ નિર્વાણપરમા છે, અર્થાત્ આ શાંતિ-તત્ત્વસાક્ષાત્કારની ઉત્પત્તિદ્વારા સર્વ કામના તથા કર્મરૂપ અવિદ્યાની નિવૃત્તિરૂપ મુક્તિવિષે પર્યવસાનવાળી છે. પુનઃ આ શાંતિ મત્સંસ્થા છે અર્થાત્ મારા પરમાનંદ સ્વરૂપની નિષ્ઠારૂપ છે. આ પ્રકારની શાંતિને જ યોગી પુરુષ પ્રાપ્ત થાય છે. અનાત્મ વસ્તુઓને વિષય કરનારાં સાંસારિક ઐશ્વર્યરૂપ સમાધિનાં

ફળોને યોગી પુરુષ પ્રાપ્ત થતો નથી; કારણ કે ઐશ્વર્યરૂપ સિદ્ધિઓ મોક્ષને ઉપયોગી સમાધિનાં વિઘ્નરૂપ જ થાય છે.

એ વાત પતંજલિએ પણ યોગસૂત્રોમાં-સમાધિની તે વ્યાવહારિક સિદ્ધિરૂપ ફળોનું કથન કરીને કહી છે:-તે સમાધાવુપસર્ગાવ્યુત્થાને સિદ્ધયઃ ॥૧॥ સ્થાન્યુપમંત્રણે સંગસ્મયાઽકરણં પુનરનિષ્ટપ્રસંગાત્ ॥૨॥ અર્થાત્-પૂર્વે કથન કરેલી અનેક પ્રકારની સિદ્ધિઓવડે જ યોગી પુરુષ કૃતકૃત્ય થશે: એવી આશંકા કરીને શ્રીપતંજલિ ભગવાન્ કહે છે-મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરનાર સમાધિમાં પ્રીતિમાન્ જે યોગી પુરુષ છે, તે યોગી પુરુષને પૂર્વોક્ત વ્યાવહારિક સિદ્ધિઓ વિઘ્નરૂપ જ થાય છે, તેથી મોક્ષની પ્રાપ્તિની ઈચ્છાવાળા પુરુષે પ્રતિબંધક સિદ્ધિઓની ઉપેક્ષા જ કરવી; કારણ કે આત્મજ્ઞાન વિના કોટી સિદ્ધિઓવડે પણ કૃતકૃત્યતા થતી નથી. જે યોગી પુરુષ મોક્ષના હેતુભૂત સમાધિ વિષે પ્રીતિમાન્ નથી, કિન્તુ વ્યુત્થાનવિષે જ પ્રીતિમાન્ છે તે યોગી પુરુષને તો વ્યાવહારિક સિદ્ધિઓ જ થાય છે. (૧) તેમાં અમુક સ્થાનના અધિપતિરૂપ મહેન્દ્રાદિ દેવતાઓ યોગી પુરુષની પ્રત્યે આ પ્રકારની પ્રાર્થના કરે છે-"હે યોગિન્! આ સ્વર્ગાદિ સ્થાનોમાં આપ આવીને નિવાસ કરો તથા રમણ કરો. જુઓ, આ દેવકન્યા કેવી રમણિક છે? તથા આ દિવ્ય ભોગ કેવા રમણિક છે? તથા આ રસાયન-અમૃતાદિ, જરા-મૃત્યુને નિવૃત્ત કરનારાં છે, તથા આ વિમાન કેવાં દિવ્ય છે? એવા દિવ્ય પદાર્થોને અહીં આવીને ભોગવો." આ પ્રકારે દેવતાઓ પ્રાર્થના કરતા હોવા છતાં પણ, યોગી પુરુષ તે પદાર્થો વિષે કામરૂપ સંગ કદાચિત્ પણ કરતો નથી. વળી "આ મારા યોગનો બહુ આશ્ચર્યરૂપ પ્રભાવ છે, જેથી કરીને સાક્ષાત્ દેવતા પણ મારી આગળ આ પ્રકારની પ્રાર્થના કરે છે," આ પ્રકારનો ગર્વરૂપ સ્મય પણ યોગી પુરુષે કદાચિત્ કરવો નહિ. કિન્તુ યોગી પુરુષે વિષયભોગો વિષે આ પ્રકારની દોષદૃષ્ટિ કરવી-"ઘણા કાળથી આ સંસારરૂપ અગ્નિમાં બળતા તથા જન્મમરણના પ્રવાહરૂપ ચક્રમાં આરૂઢ થયલા એવા મેં, કોઈ પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી તથા ઘણા પ્રયત્નથી આ ક્લેશકર્મરૂપ અંધકારનો નાશ કરનાર યોગરૂપ દીપક, પ્રજ્વલિત કર્યો છે. આ યોગરૂપ દીપકનો નાશ કરનાર, તૃષ્ણાને ઉત્પન્ન કરનાર, વિષયરૂપ વાયુ છે. એવા યોગરૂપ દીપકના પ્રકાશને પ્રાપ્ત થઈને હું, અનેકવાર આ વિષયરૂપ મૃગતૃષ્ણાના જળવડે વંચિત (ઠગાયલો) થયા છતાં પણ, પુનઃ વિષયોની પ્રાપ્તિ વાસ્તે, મને-પોતાને સંસારરૂપ અગ્નિના કાષ્ઠરૂપ શામાટે કરું? અર્થાત્ પુનઃ એમ કરવું તે મને યોગ્ય નથી. તેથી કૃપણ પુરુષોએ પ્રાર્થના કરવા યોગ્ય તથા સ્વપ્નપદાર્થોની પેઠે મિથ્યારૂપ એવા ભોગોમાંથી હું ઉપરામ થાઉં." આ પ્રમાણે ભોગોમાં દોષદૃષ્ટિ કરીને યોગી પુરુષે સમાધિને દૃઢ કરવી. કામનારૂપ સંગવિષે પતિવતા તથા ગર્વરૂપ સ્મયવિષે કૃતકૃત્યતા માનનાર પુરુષને યોગની સિદ્ધિ થતી નથી. સંગ-સ્મયની વશતાથી યોગભ્રષ્ટ પુરુષને પુનઃ અનિષ્ટરૂપ સંસારની પ્રાપ્તિ થાય છે, તેથી સંગ-સ્મય બન્ને ન કરવા; કારણ તે કેવળ મોક્ષના વિઘ્નની નિવૃત્તિનો ઉપાય છે. (૨)

તેમાં યુંજન્નેવં સદાત્માનં એ વચનવડે શ્રીભગવાને એકાગ્ર ભૂમિકાવિષે સંપ્રજ્ઞાત સમાધિ કહી અને નિયતમાનસઃ એ વચનવડે, નિરોધભૂમિકા વિષે સંપ્રજ્ઞાત સમાધિના ફળભૂત અસંપ્રજ્ઞાત સમાધિ કહી. શાંતિં એ શબ્દવડે નિરોધ સમાધિજન્ય સંસ્કારોના ફળભૂત પ્રશાંતવાહિતા કહી. નિર્વાણપરમાં એ વચનવડે ધર્મમેઘ નામે સમાધિને, તત્ત્વજ્ઞાનદ્વારા કૈવલ્યમુક્તિની હેતુતા કહી. અને મત્સંસ્થાં એ વચનવડે વેદાંત-સિદ્ધાંતમાં અંગીકૃત કૈવલ્યમોક્ષ કહ્યો. આ સમાધિઓનું યોગશાસ્ત્રમાં વિસ્તારથી નિરૂપણ કર્યું છે. આ પ્રકારના મહાન્ ફળની પ્રાપ્તિ કરનાર યોગ છે. તે કારણથી અધિકારી પુરુષે મહાન્ પ્રયત્નવડે પણ યોગ સંપાદન કરવો. (૧૫)

અવતરણિકાઃ—હવે શ્રીભગવાન્ બે શ્લોકોવડે યોગાભ્યાસવાન્ પુરુષના આહારાદિના નિયમનું કથન કરે છેઃ—

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! અત્યંત અન્નનું ભોજન કરનારાનો યોગ સિદ્ધ થતો નથી, છેક ભોજન નહિ કરનારાનો યોગ સિદ્ધ થતો નથી, અત્યંત નિદ્રાળુ પુરુષનો યોગ સિદ્ધ થતો નથી તેમ જ અત્યંત જાગવાવાળા પુરુષનો યોગ પણ સિદ્ધ થતો નથી. ૧૬

ટીકા—હે અર્જુન! જે અન્ન-ભોજન કરવાથી-જઠરાગ્નિવડે જીર્ણભાવને પ્રાપ્ત થઈ જાય છે તથા શરીરમાં કાર્ય કરવાની સમર્થતાને સંપાદન કરે છે, તે અન્ન શાસ્ત્રમાં આત્મસંમિત કહેવાય છે. આ આત્મસંમિત અન્નનું ભોજન ન કરીને જે પુરુષ લોભની વશતાથી અધિક અન્નનું ભોજન કરે છે, તે પુરુષને પણ સમાધિરૂપ યોગ સિદ્ધ થતો નથી; કારણ કે ભોજન કરેલું અધિક અન્ન અજીર્ણભાવને પ્રાપ્ત થઈને પુરુષવિષે ધાતુઓની વિષમતાદ્વારા નાના પ્રકારની જ્વર-શૂલાદિ વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. જ્વર-શૂલાદિ વ્યાધિઓવડે પીડિત થયેલા પુરુષથી યોગાભ્યાસ થઈ શકતો નથી.

વળી જે પુરુષ અત્યત અન્નનું ભોજન કરતો નથી અથવા અત્યંત અલ્પ અન્નનું ભોજન કરે છે, તે પુરુષનો પણ યોગ સિદ્ધ થતો નથી, કારણ કે અન્નનું ભોજન નહિ કરવાથી અથવા અત્યંત અલ્પ ભોજન કરવાથી રસાદિ ધાતુઓવડે શરીરનું પોષણ થતું નથી; તેમ કરવાથી શરીર કોઇ પણ કાર્ય કરવામાં સમર્થ થાય નહિ; તથા ક્ષુધાવડે પીડિત પુરુષની વૃત્તિ પણ એકાગ્ર થતી નથી. એવા અસમર્થ શરીરથી યોગાભ્યાસ સિદ્ધ થઈ શકે નહિ. એ વાત શતપથની શ્રુતિમાં પણ કહી છે—यदु ह वा आत्मसंमितमन्नं तदवति तन्न हिनस्ति यद्भूयो हिनस्ति तद्यत्कनीयो न तदवति इति ॥ અર્થાત્-જે આત્મસંમિત અન્નનુ ભોજન કરવામા આવે છે, તે અન્ન ભોક્તાપુરુષ વિષે, વેદ-અર્થના અનુષ્ઠાનની યોગ્યતા સંપાદન કરીને, અનુષ્ઠાનદ્વારા તે ભોક્તા પુરુષનું રક્ષણ કરે છે. આત્મસંમિત અન્ન ધાતુઓની વિષમતા કરીને, જ્વર-શૂલાદિ વ્યાધિઓની ઉત્પત્તિદ્વારા ભોક્તા પુરુષનું હનન કરતું નથી અને આત્મસંમિત અન્ન કરતા જે અધિક અન્નનું ભોજન કરવામાં આવે છે, તે અધિક અન્ન તો ધાતુઓની વિષમતાદ્વારા જ્વર-શૂલાદિ વ્યાધિઓને ઉત્પન્ન કરીને ભોક્તા પુરુષને હણે છે તથા તે પુરુષના ધર્મનો પણ નાશ કરે છે અને જો અલ્પ અન્ન ભોજન કરવામા આવે છે, તો તે અલ્પ અન્ન તો ભોક્તા પુરુષનું રક્ષણ કરતું નથી અર્થાત્ ક્ષુધાની નિવૃત્તિ કરવા વાસ્તે તથા ધર્મનો નિર્વાહ કરવા વાસ્તે સમર્થ થતું નથી. તેથી યોગાભ્યાસવાન્ પુરુષે અત્યંત અધિક અન્નનો, અત્યંત અલ્પ અન્નનો તથા અત્યત નહિ ભોજન કરવાનો પરિત્યાગ કરીને, આત્મસંમિત અન્ન જ ભોજન કરવુ. અથવા, पूरयेदशनेनार्द्धं तृतीयमुदकेन तु । वायो संचरणार्थाय चतुर्थमवशेषयेत् ॥ અર્થાત્-યોગાભ્યાસવાન્ પુરુષે પોતાના ઉદરના બે ભાગને અન્નવડે પૂર્ણ કરવુ, ત્રીજા ભાગને જળવડે પૂર્ણ કરવું અને પ્રાણવાયુના સુખપૂર્વક સંચારને વાસ્તે ચતુર્થ ભાગને ખાલી રાખવું. આ પ્રકારે યોગશાસ્ત્રમાં અન્નનું ભોજન કરવાનું પરિમાણ કથન કર્યું છે. આ પરિમાણથી ન્યૂન પરિમાણ અથવા અધિક પરિમાણ અન્નનું ભોજન કરવાથી યોગ સિદ્ધ થતો નથી, કિન્તુ યોગશાસ્ત્રોક્ત પરિમાણ અન્નના ભોજનથી જ યોગ સિદ્ધ થાય છે.

અને જે પુરુષ અત્યંત નિદ્રાવાળો હોય છે, તે પુરુષનો પણ યોગ સિદ્ધ થતો નથી; કારણ કે નિદ્રા યોગની પ્રતિબંધક જ છે. અને જે પુરુષ અત્યંત જાગરણ જ કરે છે, તે પુરુ-

पनो पण योग सिद्ध थतो नथी; कारण के अत्यंत जागरण करवाथी योगाभ्यासकाळे अवश्य करीने निद्रानी प्राप्ति थाय. नैव चार्जुन एमां रहेलो जे चकार छे, ते चकार अहीं नहि कथन करेला दोषोनुं ग्रहण कराववा वास्ते छे. ते दोष मार्कंडेय पुराणमां कथन करेल छेः—(नाध्मातः क्षुधितः श्रांतो न च व्याकुलचेतनः ॥ ) अर्थात्–हे राजेन्द्र ! अत्यंत अन्न खाईने शरीरमां फुलेला, अत्यंत क्षुधातुर थयला, अत्यंत श्रमयुक्त थयला तथा व्याकुळ चित्तवाळा योगी पुरुषे योग करवो नहि. १ अत्यंत शीतकाळे, अत्यंत उष्णकाळे तथा अत्यंत पवनकाळे ध्यानपरायण पुरुषे योग करवो नहि. (१६)

अवतरणिकाः—पूर्व श्लोकमां, आहारादिना नियमथी रहित पुरुषने योगनी प्राप्ति थती नथीः ए प्रकारना व्यतिरेकवडे, आहारादिना नियमविषे योगनी कारणता कथन करी. हवे, आहारादिना नियमवाळा पुरुषने योगनी प्राप्ति अवश्य थाय छे; ए प्रकारना अन्वयवडे पण आहारादिना नियमविषे, योगनी कारणतानुं श्रीभगवान् कथन करे छेः—

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

श्लोकार्थः—जेनो आहार तथा विहार नियमित छे, प्रणव जपादि कर्ममां जेनी प्रवृत्ति नियमित छे तथा जेनां निद्रा तथा जागवुं नियमित छे, एवा पुरुषनो समाधिरूप योग दुःखनो नाश करनारो सिद्ध थाय छे. १७

टीकाः—हे अर्जुन ! अन्नरूप जे आहार छे तथा गमनरूप जे विहार छे, ते आहार विहार बन्ने जेनां युक्त छे एटले नियमपूर्वक छे तथा प्रणवादि मंत्रोनो जप तथा उपनिषदोनो पाठ ईत्यादि जे कर्मो छे, ते कर्मोमां जेनी चेष्टा (प्रवृत्ति) युक्त छे एटले के काळना नियमपूर्वक छे, तथा निद्रारूप जे स्वप्न छे, अने जाग्रवरूप जे प्रबोध छे, ते बन्ने जेना युक्त छे, एटले के काळना नियमपूर्वक छे, एवा साधनसंपन्न पुरुषनो ज, साधनोनी दृढतावडे समाधिरूप योग सिद्ध थाय छे. आहार–विहारादिना नियमथी रहित पुरुषनो समाधिरूप योग सिद्ध थतो नथी.

अर्जुननी शंकाः—"हे भगवन् ! आ प्रकारना प्रयत्न विशेषवडे संपादन करेलो जे योग छे ते योगवडे योगी पुरुषने शुं फळ प्राप्त थाय छे?"

श्रीभगवाने करेलुं समाधानः—दुःखहा इति–हे अर्जुन ! संसार संबंधी सर्व दुःखोनुं कारण अविद्या छे, तेनो नाश करनारी जे ब्रह्मविद्या छे, ते ब्रह्मविद्याने उत्पन्न करनार योग छे. तेथी समाधिरूप योग, ब्रह्मविद्यानी उत्पत्तिद्वारा, मूळ अविद्यासहित सर्व दुःखोनी निवृत्तिनो हेतु छे. एवा महान् फळवाळा समाधिरूप योगने अधिकारी पुरुषे अवश्य संपादन करवो. तेमां आहारना नियमो तो पूर्व श्लोकमां यदु ह वा ए श्रुतिवचनवडे तथा पूरयेदशनेनार्द्धं ए योगशास्त्रना वचनवडे कथन करवामां आवेल छे अने गमनागमनरूप विहारना नियमो योजनान्न परं गच्छेत्–अर्थात् योजनपरिमाणथी अधिक न चालवुं किन्तु योजनपरिमाणनी अंदर अंदर चालवुं, ईत्यादि वचनो वडे कथन करेल छे. अने वाक् आदि इंद्रियोनी चपळतानो जे परित्याग छे, ए ज ते जपादि कर्मोविषे चेष्टानो नियम छे सूर्यना अस्तकाळथी लइने पुनः उदयकाळ पर्यंत जेटली रात्रि छे, ते संपूर्ण रात्रिना सरखा त्रण विभागमां जागरण करवुं अने मध्यविभागमां निद्रा लेवी; ए ज जागवानो तथा निद्रा लेवानो नियम छे. एवा एवा अनेक प्रकारना नियमो योगशास्त्रमां कहेला छे. (१७)

અવતરણિકા:-પૂર્વ પ્રસંગમાં, એકાગ્ર ભૂમિકાવિષે સંપ્રજ્ઞાત સમાધિનું કથન કર્યું. હવે નિરોધ ભૂમિકાવિષે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાનો પ્રારંભ કરે છે:-

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा॥ १८॥

શ્લોકાર્થ:-જે કાળે નિરુદ્ધ થયલું ચિત્ત આત્માવિશે સ્થિર થાય છે તથા સર્વ વિષયોથી નિઃસ્પૃહ થાય છે તે સમયે તેને યુક્ત એવા નામવડે કહેવામાં આવે છે. ૧૮

ટીકા:—હે અર્જુન! જે કાળે અંતઃકરણરૂપ ચિત્ત, પોતાના સ્વચ્છ સ્વભાવની વશતાથી, સ્વવિષયના આકારને ગ્રહણ કરવામાં સમર્થ હોતાં પણ પરવૈરાગ્યની વશતાથી સર્વ વૃત્તિઓના નિરોધવાળું થઈને તથા રજ-તમથી રહિત થઈને, પ્રત્યક્-ચૈતન્ય સ્વરૂપ આત્માવિષે જ સર્વદા અચલ સ્થિત થાય છે, તે સર્વ વૃત્તિઓના નિરોધકાળે સમાધિરૂપ યોગવડે યુક્ત કહેવાય છે.

અર્જુનની શંકા:—"કોણ યુક્ત કહેવાય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:—निःस्पृहः सर्वकामेभ्यः इति. આ લોકના તથા પરલોકના જેટલા વિષય છે, તે કામ કહેવાય છે. તે વિષયરૂપ સર્વ કામોમાંથી જેની તૃષ્ણારૂપ સ્પૃહા નિવૃત્ત થઈ છે, તે નિઃસ્પૃહ કહેવાય છે. એવો નિઃસ્પૃહ પુરુષ યુક્ત કહેવાય છે. એવી રીતે, દોષ-દૃષ્ટિપૂર્વક પરવૈરાગ્યવિષે અસંપ્રજ્ઞાત સમાધિની સાધનરૂપતા કથન કરી. (૧૮)

અવતરણિકા:—હવે, સમાધિવિષે સર્વ વૃત્તિઓથી રહિત થયલા ચિત્તના ઉપમાનનું કથન કરે છે:-

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः॥ १९॥

શ્લોકાર્થ:-જેમ વાયુથી રહિત દેશ વિશે રહેલો દીપક ચલાયમાન થતો નથી, તે જ પ્રમાણે નિરુદ્ધ ચિત્તવાળા તથા યોગનું અનુષ્ઠાન કરવાવાળા યોગી પુરુષનું અંતઃકરણ કથન કર્યું છે. ૧૯

ટીકા:-હે અર્જુન! દીપકના ચલનનો હેતુ જે વાયુ છે, તે વાયુથી રહિત દેશમાં રહેલો જે દીપક છે, તે દીપક જેમ ચલાવનાર વાયુનો અભાવ હોવાથી ચલાયમાન થતો નથી, તેમ જે યોગી પુરુષ એકાગ્ર ભૂમિકાવિષે સંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગવાળો છે તથા અભ્યાસની બાહુલ્યતાવડે જેણે ચિત્તની સર્વ વૃત્તિઓને નિરુદ્ધ કરી છે તથા જે યોગીપુરુષ નિરોધભૂમિકાવિષે અસંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગનું અનુષ્ઠાન કરનારો છે, એવા યોગી પુરુષનું અંતઃકરણ દીપકની પેઠે નિશ્ચલ તથા સત્ત્વગુણની અધિકતાવડે પ્રકાશક છે. તેથી યોગશાસ્ત્રવેત્તા પુરુષોએ, યોગીપુરુષના અંતઃકરણનું નિશ્ચલ દીપકરૂપે દૃષ્ટાંત કથન કર્યું; અર્થાત્ જેમ દીપક ચલાયમાનતાથી રહિત હોય છે તેમ યોગીપુરુષનું અંતઃકરણ પણ ચલાયમાનતાથી રહિત હોય છે.

કોઈ ટીકામાં તો आत्मनः એ શબ્દવડે અંતઃકરણનો અર્થ ગ્રહણ કર્યો નથી, કિન્તુ આત્મ શબ્દવડે પ્રત્યક્ આત્માનો અર્થ ગ્રહણ કર્યો છે. તેમાં आत्मनः योगं युंजतः એ પ્રકારે શબ્દોનો અન્વય કરીને, "આત્માવિષયક યોગને કરનાર જે યોગીપુરુષ છે" એ પ્રકારનો અર્થ કર્યો છે. તેથી એ વ્યાખ્યાનમાં દીપકરૂપ ઉપમાનનો કોઈ ઉપમેય સિદ્ધ થતો નથી. દૃષ્ટાંતનું નામ ઉપમાન છે અને દાર્ષ્ટાંતિકનું નામ ઉપમેય છે. કિંવા આ વ્યાખ્યાનમાં आत्मनः એ શબ્દ જ વ્યર્થ થાય છે; કારણ કે સર્વ અવસ્થામાં ચિત્તને આત્માકારતા સ્વભાવથી જ સિદ્ધ છે. કાંઈ

યોગને ચિત્તની આત્માકારતા સંપાદન કરતી નથી. કિન્તુ ચિત્તવિષે કર્મજન્ય કોઈ વખત થનારી જે અનાત્માકારતા છે, તે અનાત્માકારતા યોગને નિવૃત્ત કરનારી છે. એ વાત સંક્ષેપ-શારીરકમાં પણ કહેલી છેઃ—स्वाभाविकी हि वियदन्वितता घटादेः । क्षीरादि वस्तुघटना पुनरन्य हेतुः । एवं धियामपि चिदन्विततानिमित्तम् । शब्दादिवस्तुघटना खलु कर्महेतुः ॥

અર્થાત્—ઘટાદિનો આકાશની સાથે જે સંબંધ છે, તે તો સ્વાભાવિક જ છે, કોઈના પ્રયત્નવડે કરેલો નથી અને ઘટાદિનો ક્ષીરાદિ પદાર્થોની સાથે જે સંબંધ છે, તે સંબંધ સ્વાભાવિક નથી કિન્તુ કર્મજન્ય છે. તેમ જ બુદ્ધિઓનો જે ચેતનની સાથે સંબંધ છે તે સંબંધ કાંઈ કર્મજન્ય નથી કિન્તુ તે સંબંધ સ્વભાવસિદ્ધ છે; અને બુદ્ધિઓનો વિષયોની સાથે જે સંબંધ છે તે સંબંધ તો કેવળ કર્મજન્ય જ છે, સ્વભાવસિદ્ધ નથી. તેથી आत्मनः એ શબ્દ પ્રત્યક્ આત્માનો વાચક નથી, કિન્તુ અંતઃકરણરૂપ દાર્ષ્ટાંતિકનો બોધક છે. અથવા આ વ્યાખ્યાનમાં દાર્ષ્ટાંતિકના લાભને વાસ્તે यतचित्तस्य એ શબ્દવિષે "यतं च तत् चित्तं च—અર્થાત્—નિરુદ્ધ થયલું એવું જે ચિત્ત છે" એ પ્રકારનો કર્મધારયસમાસ અંગીકાર કરીને ચિત્તનો જ અર્થ ગ્રહણ કરવો. (૧૯)

અવતરણિકાઃ—આ પ્રકારે સામાન્ય રૂપથી સમાધિનું કથન કરીને, હવે અસંપ્રજ્ઞાત-નિરોધ-સમાધિનું વિસ્તારથી નિરૂપણ કરતાં શ્રીભગવાન્ પ્રારંભ કરે છેઃ—

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥**

શ્લોકાર્થઃ—યોગાભ્યાસના સેવનવડે જેમ પરિણામ વિશેષ ઉત્પન્ન થવાથી નિરુદ્ધ થયલું ચિત્ત ઉપશમને પ્રાપ્ત થાય છે તથા જે પરિણામને લીધે શુદ્ધ અંતઃકરણવડે પ્રત્યક્ ચૈતન્ય આત્માનો સાક્ષાત્કાર કરનારો પુરુષ આત્માને વિશે સંતોષને પ્રાપ્ત થાય છે તેને યોગ જાણવો. ૨૦

ટીકાઃ—હે અર્જુન! નિરંતર શ્રદ્ધાપૂર્વક યોગાભ્યાસનું સેવન કરીને, જે પરિણામવિશેષ ઉત્પન્ન થતાં, નિરુદ્ધ થયલું ચિત્ત, એક વસ્તુને વિષય કરનારી વૃત્તિઓના પ્રવાહરૂપ એકાગ્રતાનો પરિત્યાગ કરીને, ઇંધનોથી રહિત અગ્નિની પેઠે, ઉપશમને પ્રાપ્ત થાય છે; અર્થાત્—ચિત્ત સર્વ વૃત્તિઓથી રહિત હોવાથી સર્વ વૃત્તિઓના નિરોધરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે; તથા જે પરિણામવિશેષ ઉત્પન્ન થતાં રજ-તમવડે પરાભવને નહિ પ્રાપ્ત થયેલ શુદ્ધસત્ત્વમાત્રરૂપ અંતઃકરણવડે, પરમાત્માથી અભિન્ન સત્-ચિત્—આનંદઘન—અનંત—અદ્વિતીય—પ્રત્યક્ આત્માને, વેદાંત પ્રમાણજન્ય વૃત્તિવડે, સાક્ષાત્કાર કરીને પરમાનંદઘન આત્માવિષે જ તોષને પ્રાપ્ત થાય છે; આ આત્માથી ભિન્ન દેહ—ઇંદ્રિયાદિરૂપ સંઘાતવિષે તથા તે સંઘાતના ભોગ્ય પદાર્થોવિષે તુષ્ટિને પ્રાપ્ત થતું નથી. શ્રુતિ કહે છે કે—स मोदते मोदनीयं हि लब्ध्वा—અર્થાત્—બ્રહ્માથી લઇને સ્તંભપર્યંત સર્વ પ્રાણીઓને આનંદની પ્રાપ્તિ કરનાર જે પરમાત્માદેવ છે, તે પરમાત્માદેવને સાક્ષાત્કાર કરીને વિદ્વાન્ પુરુષ "હું કૃતાર્થ છું" એ પ્રકારના મોદને પ્રાપ્ત થાય છે. સર્વ વૃત્તિઓના નિરોધરૂપ અંતઃકરણના પરિણામને જ 'યોગ' શબ્દના અર્થરૂપ જાણવો. આ પ્રકારે तं विद्याद्दुःखसंयोग—એ ત્રેવીસમા શ્લોકની સાથે આ વીસમા શ્લોકનો તથા વક્ષ્યમાણ એકવીસમા અને બાવીસમા શ્લોકનો અન્વય કરવો.

અને કોઈ ટીકામાં તો यत्र उपरमते चित्तं એ વચનમાં રહેલા यत्र શબ્દનો "જે કાળ વિષે" એ પ્રમાણે અર્થ કર્યો છે; તે આ વ્યાખ્યાનમાં तं विद्यात् એ વક્ષ્યમાણ વચનમાં રહેલા तत्

શબ્દનો તે કાળની સાથે અન્વય સંભવતો નથી. કારણ કે કાળવિષે યોગ શબ્દની અર્થરૂપતા સંભવતી નથી, તેથી એ વ્યાખ્યાન સમીચીન નથી.'(૨૦)

અવતરણિકાઃ-આ પૂર્વ શ્લોકમાં, પ્રત્યક્ આત્માવિષે જ તોષને પ્રાપ્ત થાય છે, એ અર્થ કથન કર્યો. હવે તે અર્થની સિદ્ધિવિષે હેતુનું કથન કરે છેઃ-

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

શ્લોકાર્થઃ—જે સુખ અનંત છે, ઇન્દ્રિયનો અવિષય છે તથા કેવળ શુદ્ધ બુદ્ધિવડે ગ્રહણ થાય છે તે સુખનો, જે અવસ્થાવિશેષમાં યોગી પુરુષ અનુભવ કરે છે તથા જેને વિષે સ્થિત થયા પછી વિદ્વાન્ પોતાના આત્મસ્વરૂપથી કદાચિત્ પણ ચલાયમાન થતો નથી, તેને યોગ શબ્દના અર્થરૂપે જાણવો. ૨૧

ટીકાઃ—હે અર્જુન! જે સુખ આત્યંતિક છે, અર્થાત્ દેશ–કાલ–વસ્તુ પરિચ્છેદથી રહિત નિરતિશય બ્રહ્મરૂપ છે; જે સુખ અતીંદ્રિય છે, અર્થાત્ નેત્રાદિ ઇંદ્રિયોના સંબંધજન્ય જ્ઞાનનો વિષય નથી; તથા જે સુખ રજ–તમરૂપ મળથી રહિત કેવળ સત્ત્વપ્રધાન બુદ્ધિવડે જ ગ્રહણ કરવામાં આવે છે, એવા સ્વરૂપસુખને યોગી પુરુષ જે અવસ્થાવિશેષવિષે અનુભવે છે, તથા જે અવસ્થાવિશેષવિષે રહેલો વિદ્વાન્ પુરુષ પોતાના પરિપૂર્ણ–અદ્વિતીય આત્મસ્વરૂપથી કદાચિત્ પણ ચલાયમાન થતો નથી, તે નિરોધ પરિણામરૂપ અવસ્થાને જ 'યોગ' શબ્દના અર્થરૂપે જાણવી.

અહીં શ્રીભગવાને સ્વરૂપસુખનાં आत्यंतिकं, अतींद्रियं, बुद्धिग्राह्यं એ ત્રણ વિશેષણો કથન કર્યાં. તેમાં आत्यंतिकं એ વિશેષણવડે, બ્રહ્મરૂપ સુખનું यो वै भूमा तत्सुखं એ શ્રુતિવડે સિદ્ધ, દેશ–કાળ–વસ્તુ પરિચ્છેદથી રહિત–અનંત સ્વરૂપ કથન કર્યું. अतींद्रियं એ વિશેષણવડે બ્રહ્મરૂપ સુખવિષે વિષયજન્ય સુખોથી ભિન્નપણું કથન કર્યું, કારણ કે વિષયજન્ય સુખ અવશ્ય વિષયઇંદ્રિયના સંબંધની અપેક્ષા કરે છે. बुद्धिग्राह्यं એ વિશેષણવડે બ્રહ્મરૂપ સુખવિષે સુષુપ્તિના સુખથી ભિન્નપણું કથન કર્યું. કારણ કે સુષુપ્તિ અવસ્થામાં તો બુદ્ધિનો લય થવાથી સુષુપ્તિનું સુખ બુદ્ધિવડે ગ્રહણ થતું નથી અને સમાધિઅવસ્થામાં તો બુદ્ધિ સર્વ વૃત્તિઓથી રહિત થઈ રહે છે, તેથી સમાધિઅવસ્થામાં બ્રહ્મરૂપ સુખ બુદ્ધિવડે ગ્રહણ થાય છે, એ વાત ગૌડપાદાચાર્યે પણ કહી છે. लीयते तु सुषुप्तौ तन्निगृहीतं न लीयते–અર્થાત્ મન સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનમાં લયભાવને પ્રાપ્ત થાય છે, અને સમાધિમાં તે નિગૃહીત મન લયભાવને પ્રાપ્ત થતું નથી. એ વાત શ્રુતિમાં પણ કહી છેઃ–समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ॥ न शक्यते वर्णयितुं गिरा तदा यदेतदंतःकरणेन गृह्यते ॥ અર્થાત્–જેનો રજ–તમરૂપ મળ અથવા પાપરૂપ મળ સમાધિવડે નિવૃત્ત થઈ ગયો છે, એવું જે આત્માવિષે સ્થિત ચિત્ત છે, તે ચિત્તને તે કાળે જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખનું વાણીવડે વર્ણન થઈ શકતું નથી; કિન્તુ જેની સર્વ વૃત્તિઓ નિરુદ્ધ થઇ છે, એવા અંતઃકરણવડે જ તે સુખનું ગ્રહણ કરવામાં આવે છે. કિંવા સમાધિ અવસ્થાવિષે વૃત્તિઓવડે સુખનું આસ્વાદન કરવું તે શ્રીગૌડપાદાચાર્યે જ નિષેધ કરેલું છેઃ–नास्वादयेत्सुखं तत्र निःसंगः प्रज्ञया भवेत्–અર્થાત્–સમાધિમાં "હું આ મહાન્ સુખનો અનુભવ કરું છું" એ પ્રકારની સવિકલ્પક વૃત્તિનું નામ પ્રજ્ઞા છે; તે પ્રજ્ઞાવડે સુખનું જે આસ્વાદન છે, તે વ્યુત્થાનરૂપ હોવાથી સમાધિનું વિરોધી જ છે. તેથી પ્રજ્ઞાવડે સુખનું આસ્વાદન યોગી પુરુષે કદાચિત્ પણ કરવું નહિ. આ કારણથી યોગી પુરુષે પ્રજ્ઞાની સાથેના સંગથી રહિત થવું, અર્થાત્ વૃત્તિરૂપ પ્રજ્ઞાનો નિરોધ કરવો અને સર્વ વૃત્તિ

ओथी रहित चित्तवडे, स्वरूपसुखनो अनुभव, गौडपादाचार्ये ज स्वस्थं शांतं सनिर्वाणमकथ्यं सुखमुत्तमं इत्यादि वचनोवडे, प्रतिपादित कर्यो छे. आ अर्थ आगळ जतां स्पष्ट करवामां आवशे.(२१)

अवतरणिकाः—पूर्व श्लोकमां यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ए वचनवडे जे अवस्थाविशेषविषे स्थित थयलो योगी पुरुष पोताना अद्वितीय आत्मस्वरूपथी चलायमान थतो नथी, ए अर्थ कथन कर्यो. हुवे आ (नीचेना) श्लोकवडे ते अर्थनुं उपपादन करे छेः-

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते ॥ २२ ॥**

श्लोकार्थः—जे अवस्थाविशेषने प्राप्त थया पछी योगी पुरुष बीजा लाभने तेथी अधिक मानतो नथी तथा जे अवस्थामां स्थित थया पछी महान् दुःखथी पण चलायमान थवातुं नथी. २२

टीकाः-हे अर्जुन! निरतिशय-आत्मस्वरूप-नित्य सुखनी अभिव्यंजक, जे सर्व वृत्तिओथी रहित चित्तनी निरोधनामे अवस्थाविशेष छे, एवी जे अवस्थाविशेषने निरंतर योगाभ्यासनी परिपक्वताथी संपादन करीने योगी पुरुष जे अवस्थाविशेषथी मोटा बीजा कोई लाभने अधिक मानतो नथी, किन्तु ते अवस्थाविशेषनी प्राप्तिवडे ज योगी पुरुष पोताने कृतकृत्य माने छे तथा प्राप्तप्रापणीय माने छे. अनेक उपायोवडे प्राप्त थनारुं सुख जेने एकज काळे प्राप्त थाय तेने प्राप्तप्रापणीय कहे छे. स्मृति कहे छे के, आत्मलाभान्न परं विद्यते-अर्थात्-आनंदस्वरूप आत्माथी भिन्न जेटला स्वर्गलोक, वैकुंठलोक, गोलोक, ब्रह्मलोक इत्यादि लोक छे, ते सर्व सातिशयता, हीनता, नीचे पडवानो भय तथा इर्ष्या इत्यादि दोषोवडे सर्वदा ग्रस्त लोक छे, तेथी ते सर्व लोक अलाभरूप ज छे. यद्यपि वेदांत-सिद्धांतमां प्रत्यक्-अभिन्न ब्रह्मसाक्षात्कार ज परम लाभ कह्यो छे, तेथी चित्तनी निरोध अवस्थाने परम लाभरूपता संभवती नथी. तथापि जेम श्रुतिमां सत्य ब्रह्मनी प्राप्ति करनार महावाक्यजन्य वृत्तिरूप ज्ञानने पण सत्यरूप कथन करेल छे, तेम अहीं श्रीभगवाने पण परम लाभरूप आत्मसाक्षात्कारनी प्राप्ति करनारी चित्तनी निरोध-अवस्थाने परम लाभरूप कथन करेल छे. तेमां श्लोकना पूर्वार्द्धवडे "बाह्य विषयोनी वासनावडे योगी पुरुषनुं समाधिमांथी विचलन थतुं नथी" ए वात कथन करी. हुवे, शीत, आतप, वायुमशक इत्यादिए करेलो जे उपद्रव छे, "ते उपद्रवने निवृत्त करवाने वास्ते पण योगी पुरुषनुं समाधिमांथी विचलन थतुं नथी" ए अर्थ श्लोकना उत्तरार्द्धवडे कथन करे छेः-यस्मिन्स्थितः इति-जे आत्मस्वरूप सुखनी अभिव्यंजक-सर्व वृत्तिओथी रहित-चित्तनी अवस्थाविशेषविशे स्थित थयलो योगी पुरुष, शस्त्रप्रहारादि निमित्तजन्य महान् दुःखथी पण चलायमान थतो नथी, तो-शीतआतपादिना उपद्रवोथी उत्पन्न थतुं अल्प दुःख ते योगी पुरुषने केवी रीते चलायमान करी शकशे? अर्थात् ते दुःख तेने चलायमान करी शकशे नहि. (२२)

अवतरणिकाः-तेमां, यत्रोपरमते चित्तं ए श्लोकथी लईने त्रण श्लोकोवडे कथन करेली जे चित्तनी अवस्थाविशेष छे, ते अवस्थाविशेष विशे श्रीभगवान् 'योग' शब्दनी अर्थरूपतानुं कथन करे छे.

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥ २३ ॥**

શ્લોકાર્થ:-દુઃખના સંબંધથી રહિત આ નિરોધ અવસ્થાને જ યોગ શબ્દનો અર્થ જાણવો. આ યોગનો નિશ્ચય કરી તથા ઉદ્વેગથી રહિત ચિત્તવડે અભ્યાસ કરવા યોગ્ય છે. ૨૩

ટીકાઃ—यत्रोपरमते चित्तं એ વચનથી લઇને ઘણાં વિશેષણોવડે કથન કરેલી જે, સર્વ વૃત્તિઓથી રહિત તથા પરમાનંદના અભિવ્યંજક ચિત્તની નિરોધ નામે અવસ્થાવિશેષ છે, તે ચિત્તવૃત્તિઓનો નિરોધ [ચિત્તવૃત્તિમય સર્વ દુઃખોનો વિરોધી હોવાથી તે દુઃખોના સંબંધના વિયોગરૂપ જ છે. અર્થાત્ આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક જેટલાં દુઃખો છે, તે સર્વ દુઃખોના સંબંધનો જે નિરોધવિષે અભાવ છે, તેથી સર્વ વૃત્તિઓનો નિરોધ યદ્યપિ 'વિયોગ' એ નામે કહેવા યોગ્ય છે, તથાપિ વિરોધી લક્ષણવડે તે નિરોધને યોગ શબ્દનો અર્થ જાણવો. આ યોગ શબ્દના અનુસારે નિરોધ કિંચિત્ માત્ર પણ સંબંધને પ્રાપ્ત થતો નથી. આ અર્થ ભગવાન્ પતંજલિએ પણ કહેલો છેઃ-योगश्चित्तवृत्तिनिरोधः અર્થાત્-સર્વ ચિત્તવૃત્તિઓનો જે નિરોધ છે, તે યોગ કહેવાય છે. આટલા કથનથી, योगो भवति दुःखहा એ વચનવડે જે પૂર્વે યોગનું ફળ કથન કર્યું હતું, તેનો ઉપસંહાર કર્યો.

હવે નિશ્ચયવિષે તથા નિર્વેદથી રહિતપણાવિષે યોગની સાધનરૂપતાનું શ્રીભગવાન્ કથન કરે છેઃ-स निश्चयेन योक्तव्यः-આ પ્રકારના મહાન્ ફળની પ્રાપ્તિ કરનારો યોગ, અધિકારી પુરુષે નિશ્ચય કરીને અભ્યાસ કરવા યોગ્ય છે. અહીં "આચાર્યનાં વચનોના તથા શાસ્ત્રનાં વચનોના તાત્પર્યનો વિષયીભૂત જે જે અર્થ છે, તે સર્વ અર્થ સત્ય છે" એ પ્રકારની દૃઢ બુદ્ધિનું નામ નિશ્ચય છે. એવા નિશ્ચયવડે યોગાભ્યાસ કરવો તથા અધિકારી પુરુષે નિર્વેદથી રહિત થઇને પણ યોગાભ્યાસ કરવો. અહીં "આટલા કાળ સુધી અભ્યાસ કરતાં છતાં પણ મને યોગ-સિદ્ધ થયો નહિ, તો એથી આગળ કેવી રીતે સિદ્ધ થશે ?" એ પ્રકારના અનુતાપનું નામ નિર્વેદ છે. એવા નિર્વેદથી રહિત ચિત્તવડે યોગાભ્યાસ કરવો; અર્થાત્ "નિરંતર અભ્યાસ કરતાં કરતાં આ જન્મમાં અથવા જન્માંતરમાં અવશ્ય યોગ સિદ્ધ થશે. તેમાં અતિ શીઘ્રતા કરવાનું

સજાતીય પક્ષીઓનો દ્રોહ કરીને તમારુ જ અપમાન કરે છે.” આ પ્રકારનું વચન કહીને નારદમુનિએ ગરુડને ત્યાં મોકલ્યા. ગરુડની પાંખોના પવનવડે સુકાતો જતો સમુદ્ર પણ ભયભીત થઇને તે ઇંડાને ટિટિભ પક્ષીને પાછાં દેવા લાગ્યો. આ પ્રકારે જે યોગી પુરુષ ખેદથી રહિત થઇને મનના નિરોધરૂપ પરમ ધર્મમાં પ્રવૃત્ત થાય છે, તે યોગી પુરુષ ઉપર સાક્ષાત્ પોતે ઇશ્વર જ અનુગ્રહ કરે છે. ઇશ્વરના અનુગ્રહે કરીને, ટિટિભ પક્ષીની જેમ, યોગી પુરુષનો પણ મનના નિગ્રહરૂપ વાંચ્છિત અર્થ અવશ્ય સિદ્ધ થાય છે. એ ટિટિભ પક્ષીનું આખ્યાન આત્મપુરાણના અગીયારમા અધ્યાયમાં વિસ્તારથી કથન કરવામાં આવેલ છે. (૨૩)

અવતરણિકા:—“કયા ઉપાયવડે યોગ અભ્યાસ કરવા યોગ્ય છે?” એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ યોગના ઉપાયનું વર્ણન કરે છે:—

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

શ્લોકાર્થ:-અધિકારી પુરુષે સંકલ્પજન્ય સર્વ કામનો વાસના રહિત પરિત્યાગ કરી તથા મનવડે ઇન્દ્રિયોના સમૂહને વિષયોથી રોકી મનનો નિરોધ કરવો. ૨૪

ટીકા:—જે વિષયો આ લોકમાં તથા પરલોકમાં અનર્થના હેતુ હોવાથી અત્યંત દુષ્ટ છે, એવા દુષ્ટ વિષયોમાં રહેલા અશોભનપણાને ન જોઇને “એ વિષય બહુ રમણિક છે” એ પ્રકારનો વિષયોવિષે જે શોભનપણાનો અધ્યાસ છે, તે સંકલ્પ કહેવાય છે. આ સંકલ્પમાંથી ઉત્પન્ન થયલા જે “એ વિષય મને પ્રાપ્ત થાય” આ પ્રકારની વિષય અભિલાષારૂપ કામ છે, તે શોભન અધ્યાસજન્ય વિષયની અભિલાષારૂપ સર્વ કામોનો અશેષતઃ (બિલકુલ) પરિત્યાગ કરીને, અધિકારી પુરુષે શનૈઃ શનૈઃ (ધીમે ધીમે) મનનો નિરોધ કરવો. અર્થાત્ અધ્યાત્મશાસ્ત્રના વિચારથી ઉત્પન્ન થયલો જે વિષયોવિષે અશોભનત્વનો નિશ્ચય છે, તેનાવડે શોભનત્વઅધ્યાસનો બાધ થયા પછી, સક્-ચંદન-વનિતા આદિ દૃષ્ટિ વિષયોવિષે તથા ચંદ્રલોક-પારિજાત-અમૃત, અપ્સરા ઇત્યાદિ અદૃષ્ટ વિષયોવિષે શ્વાનના વમન કરેલા ગ્રાસની જેમ કામોનો-સૂક્ષ્મ વાસના સહિત પરિત્યાગ કરીને મનનો નિરોધ કરવો. વિષયની અભિલાષારૂપ કામપૂર્વક જ વિષયોવિષે નેત્રાદિ ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે; કામવિના ઇંદ્રિયોની પ્રવૃત્તિ થતી નથી. તેથી કામનો અભાવ થતાં વિવેકયુક્ત મનવડે ચક્ષુઆદિ ઇંદ્રિયોના સમૂહને રૂપાદિ સર્વ વિષયોમાંથી નિવૃત્ત કરીને અધિકારી પુરુષે શનૈઃ શનૈઃ પોતાના મનનો નિરોધ કરવો આ પ્રકારે આગલા શ્લોકની સાથે આ શ્લોકનો અન્વય કરવો.

અહીં अशेषतः એ શબ્દવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, જેમ કોઇ પાત્રમા તેલ નાંખીને તે પાત્રમાંથી પુનઃ તે તેલ કાઢી નાંખીએ, તેથી તે પાત્રમાં જે લેપરૂપ તેલ રહે છે, તે શેષ કહેવાય છે. તેમ વિષય અભિલાષારૂપ કામનો પરિત્યાગ કર્યા છતાં પણ જ્યાં સૂધી કામની વાસનારૂપ શેષ રહે, ત્યાં સૂધી વાસનાઓવડે આકર્ષણને પ્રાપ્ત થયલું મન સમાધિમાં સ્થિત થતું નથી. તેથી વાસનારૂપ શેષ જેમ બાકી ન રહે તેમ સર્વ કામોનો પરિત્યાગ કરવો. અને मनसैव એ વચનવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, આ નેત્રાદિ ઇંદ્રિયો મનના સંબંધ વિના કોઇપણ વિષયમાં સ્વતંત્ર રીતે પ્રવૃત્ત થતી નથી, કિન્તુ મનના સંબંધને પ્રાપ્ત થઇને જ નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થાય છે. તેથી નેત્રાદિ ઇંદ્રિયોની સાથે મનનો સંબંધ ન કરવો, તે જ નેત્રાદિ ઇંદ્રિયોનો નિયમ છે. (૨૪)

**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥**

શ્લોકાર્થઃ—યોગી પુરુષે ધૈર્યયુક્ત બુદ્ધિવડે ધીમે ધીમે મનનો નિરોધ કરવો તથા પ્રત્યક્ આત્માવિષે રહેલ મનવડે કિંચિત્ માત્ર પણ ચિંતન કરવું નહિ. ૨૫

ટીકાઃ—ધૈર્યરૂપ જે ધૃતિ છે, તે ધૃતિવડે અનુગૃહીત જે અવશ્યકર્ત્તવ્યતાના નિશ્ચયરૂપ બુદ્ધિ છે, અર્થાત્ "જે-તે (કોઈપણ) કાળે એ યોગ અવશ્ય કરીને સિદ્ધ થશે, તેમાં બહુ શીઘ્રતા કરવાનું શું પ્રયોજન છે?" એ પ્રકારના ધૈર્યવડે અનુગૃહીત જે બુદ્ધિ છે, તે બુદ્ધિવડે અધિકારી પુરુષે ગુરુ-ઉપદિષ્ટ માર્ગવડે ભૂમિકાના જય-ક્રમથી શનૈઃ શનૈઃ મનનો નિરોધ કરવો. આટલા કથનથી, પૂર્વે યોગના સાધનરૂપ કહેલા જે અનિર્વેદ તથા નિશ્ચય છે, તે બન્ને દર્શાવ્યા.

આ વાત શ્રુતિમાં પણ આ પ્રમાણે કહી છેઃ—यच्छेद्वाङ्मनसीप्राज्ञस्तयच्छेज्ज्ञानआत्मनि ॥ ज्ञानमात्मनिमहतिनियच्छेत्तयच्छेच्छांतआत्मनीति અર્થાત્—લૌકિક તથા વૈદિક જેટલી વાચા છે, તે વાચાનો બુદ્ધિમાન્ અધિકારીએ સવ્યાપાર મનવિષે લય કરવો; અર્થાત્ વાક્ઇંદ્રિયના સર્વ વ્યાપારનો પરિત્યાગ કરીને માત્ર મનના વ્યાપારવાળા થવું. શ્રુતિ કહે છે કે, नाहुध्यायाद्बहूञ्शब्दान्वाचोविग्लापनं हि तत्—અર્થાત્—અનાત્મ પદાર્થોના વાચક ઘણા શબ્દોનો અધિકારી પુરુષે ઉચ્ચાર કરવો નહિ, કારણ કે શબ્દો વાક્ઇંદ્રિયને કેવળ પરિશ્રમની જ પ્રાપ્તિ કરનારા છે અને વાક્-આદિ પાંચ કર્મેંદ્રિયો તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, એ દશ ઇંદ્રિયો જેની સહકારિણી છે, તથા નાના પ્રકારના સંકલ્પ-વિકલ્પોના સાધનરૂપ એવું જે કારણરૂપ મન છે, તેનો જ્ઞાનરૂપ આત્માવિષે લય કરવો. जानातीति ज्ञानं—અર્થાત્—જે વસ્તુને જાણવી તેનું નામ જ્ઞાન. આ પ્રકારની વ્યુત્પત્તિવડે જ્ઞાન શબ્દ જ્ઞાતાનો વાચક છે. એવા જ્ઞાતા આત્માવિષે મનનો લય કરવો; અર્થાત્ આત્માવિષે જ્ઞાતૃપણાની ઉપાધિ જે અહંકાર છે, તે અહંકારવિષે મનનો લય કરવો. તાત્પર્ય એ છે કે, મનના સંકલ્પવિકલ્પાદિ સર્વ વ્યાપારોનો પરિત્યાગ કરીને, માત્ર અહંકારને પરિશેષથી રાખવો. ત્યાર પછી જ્ઞાતૃપણાની ઉપાધિ અહંકારરૂપ જ્ઞાનને સર્વત્ર વ્યાપક—મહત્તત્ત્વ આત્માવિષે લય કરવો. અહંકાર બે પ્રકારનો હોય છે. એક તો વિશેષરૂપ અહંકાર અને બીજો સામાન્યરૂપ અહંકાર. "એ દેવદત્ત નામનો હું આ યજ્ઞદત્તનો પુત્ર છું" આ પ્રકારનું જે સ્પષ્ટ અભિમાન છે, તે વિશેષરૂપ અહંકાર છે. એ જ વિશેષરૂપ અહંકાર વ્યષ્ટિ અહંકાર કહેવાય છે. અને अहम् अस्मि માત્ર એટલું જે અભિમાન છે, તે અભિમાન સામાન્ય અહંકાર કહેવાય છે. સામાન્ય અહંકાર જ સમષ્ટિ અહંકાર કહેવાય છે. સમષ્ટિ અહંકાર સર્વત્ર અનુસ્યૂત હોવાથી હિરણ્યગર્ભ તથા મહાન્ આત્મા કહેવાય છે. બન્ને પ્રકારના અહંકારથી પૃથક્ કરેલો જે સર્વના અંતર ચિદેકરસ આત્મા છે, તે શાંત આત્મા કહેવાય છે. તે શાંત આત્માવિષે સમષ્ટિ બુદ્ધિરૂપ મહાન્ આત્માનો લય કરવો. આ પ્રકારે સમષ્ટિ બુદ્ધિરૂપ મહત્તત્ત્વના કારણરૂપ જે અવ્યક્ત છે તે અવ્યક્તનો પણ શાંત આત્માવિષે લય કરવો. આ પ્રકારે સર્વ કાર્યકારણરૂપ સંઘાતનો લય કર્યા પછી અધિકારી પુરુષને સર્વ ઉપાધિઓથી રહિત त्वं પદના લક્ષ્ય અર્થરૂપ શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર થાય છે. તેમાં શુદ્ધ-ચિદેકરસ-પ્રત્યક્ આત્માવિષે જડ શક્તિરૂપ અનિર્વચનીય અવ્યક્ત નામે પ્રકૃતિ ઉપાધિરૂપ છે. આ પ્રકૃતિ પ્રથમ સામાન્ય અહંકારરૂપ મહત્તત્ત્વ નામને ધારણ કરીને પ્રકટ થાય છે. ત્યાર પછી બાહ્ય-વિશેષ અહંકારરૂપ પ્રકટ થાય છે; ત્યાર પછી તેથી પણ બાહ્ય મનરૂપ પ્રકટ થાય છે. ત્યાર પછી તે મનથી પણ બાહ્ય વાક્ઇંદ્રિયરૂપ પ્રકટ થાય છે. એ સર્વ અર્થ સાક્ષાત્ શ્રુતિએ જ

કથન કરેલો છેઃ-इंद्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १ ॥ महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ २ ॥ અર્થાત્-શ્રોત્રાદિ ઇંદ્રિયો કરતાં શબ્દાદિ અર્થો પર છે, અર્થો કરતાં મન પર છે, મન કરતાં વ્યષ્ટિબુદ્ધિ પર છે, અને વ્યષ્ટિબુદ્ધિ કરતાં મહત્તત્ત્વ નામે સમષ્ટિબુદ્ધિ પર છે. આ મહત્તત્ત્વ કરતાં અવ્યક્ત પર છે, અવ્યક્ત કરતાં અધિષ્ઠાનરૂપ પરમાત્મા પુરુષ પર છે અને તે પુરુષ કરતાં પર કોઇ પણ પદાર્થ નથી. કિન્તુ તે પુરુષ જ સર્વની અવધિરૂપ છે તથા પરાગતિરૂપ છે.

જેમ ગૌ-મહિષાદિ પશુઓવિષે વાક્‌ઇંદ્રિયનો નિરોધ રહે છે, તેમ વાક્‌ઇંદ્રિયનો નિરોધ કરવો તે પ્રથમ ભૂમિકા કહેવાય છે. અને જેમ બાળકવિષે તથા મૂઢ પુરુષવિષે નિર્મનસ્ત્વ રહે છે, તેમ નિર્મનસ્ત્વવાળા થવું, એ બીજી ભૂમિકા કહેવાય છે. અને જેમ તંદ્રા-અવસ્થામાં "હું બ્રાહ્મણ છું" "હું મનુષ્ય છું" એ પ્રકારનો અહંકાર રહેતો નથી; તેમ સર્વદા અહંકારથી રહિત થવું તે ત્રીજી ભૂમિકા કહેવાય છે અને જેમ સુષુપ્તિમાં મહત્તત્ત્વ રહેતું નથી, તેમ મહત્તત્ત્વથી રહિતપણું તે ચોથી ભૂમિકા કહેવાય છે. આ ચારે ભૂમિકાઓની અપેક્ષાએ કરીને જ શ્રીભગવાને शनैःशनैरुपरमेत् એ વચન કહેલું છે. અહીં યદ્યપિ મહત્તત્ત્વ તથા શાંત આત્મા એ બન્નેની મધ્ય, इंद्रियेभ्यः परा ह्यर्थाः આ શ્રુતિએ મહત્તત્ત્વનું ઉપાદાન કારણ અવ્યાકૃત નામે તત્ત્વ કથન કરેલ છે, તથાપિ જેમ વાક્‌આદિ તત્ત્વોનો મનાદિ તત્ત્વોવિષે લય શ્રુતિએ કથન કર્યો છે, તેમ મહત્તત્ત્વ નામે તત્ત્વનો અવ્યાકૃત નામે તત્ત્વવિષે લય શ્રુતિએ કથન કર્યો નથી. એનું કારણ એ છે કે, જો કદાચિત્ મહત્તત્ત્વનો અવ્યાકૃતવિષે લય કરીએ, તો સુષુપ્તિની પેઠે સ્વરૂપ લયની જ પ્રાપ્તિ થશે અને અવ્યાકૃતવિષે મહત્તત્ત્વનો લય ભોગપ્રદ કર્મોનો ક્ષય થયા પછી પુરુષ પ્રયત્ન વિના સ્વત:જ સિદ્ધ છે તથા અવ્યક્તવિષે મહત્તત્ત્વનો લય તત્ત્વદર્શનવિષે ઉપયોગી પણ નથી. અને दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः એ પ્રકારનું વચન પૂર્વે કથન કરીને, તે સૂક્ષ્મતાની સિદ્ધિ વાસ્તે यच्छेद्वाङ्मनसी प्राज्ञः આ શ્રુતિએ નિરોધસમાધિનું વિધાન કર્યું છે. તેથી નિરોધ સમાધિ જિજ્ઞાસુ જનને તત્ત્વ સાક્ષાત્કારની પ્રાપ્તિ વાસ્તે અપેક્ષિત છે અને તત્ત્વવેત્તા પુરુષને સર્વ ક્લેશોની નિવૃત્તિરૂપ જીવન્મુક્તિની પ્રાપ્તિવાસ્તે અપેક્ષિત છે. તેથી જિજ્ઞાસુ જને તથા તત્ત્વવેત્તા પુરુષે નિરોધ-સમાધિ અવશ્ય કરી સંપાદન કરવી.

**અર્જુનની શંકા:**—હે ભગવન્! શાંત આત્માવિષે અવિરુદ્ધ જે ચિત્ત છે, તે ચિત્ત તે કાળે સર્વ વૃત્તિઓથી રહિત છે, તેથી સુષુપ્ત ચિત્તની પેઠે ચિત્તવિષે આત્મદર્શનની હેતુતા જ સંભવતી નથી.

**શ્રીભગવાને કરેલું સમાધાનઃ**—નિરોધકાળે સર્વ વૃત્તિઓનો અભાવ થતાં પણ નિરુદ્ધ ચિત્તવડે સ્વતઃસિદ્ધ જે આત્માનું દર્શન છે, તેને કોઇ પણ વાદી નિવૃત્ત કરવાને સમર્થ નથી. એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છેઃ-(आत्मानात्माकारं स्वभावतोऽवस्थितं सदाचित्तम् । आत्मैकाकारतया तिरस्कृता नात्मदृष्टिं विदधीत ॥ અર્થાત્-ચિત્ત પોતાના સવિષય સ્વભાવથી જ સર્વદા આત્માકાર અથવા અનાત્માકાર થયલું જ રહે છે. તેમાં અધિકારી પુરુષે ચિત્તની આત્મૈકાકારતાને સંપાદન કરીને અનાત્મદૃષ્ટિના પરિત્યાગવડે ચિત્તનો નિરોધ કરવો ) અહીં એ તાત્પર્ય છે કે, જેમ ઉત્પન્ન થયલો ઘટ સ્વતઃ આકાશવડે પૂર્ણ થઇને જ ઉત્પન્ન થાય છે, કાંઇ પુરુષ પ્રયત્નથી ઘટને આકાશવડે પૂર્ણ કરવામાં આવતો નથી અને ઘટવિષે જલ-તંદુલાદિ પદાર્થોનું જે પૂરણ હોય છે તે તો ઘટ ઉત્પન્ન થયા પછી પુરુષના પ્રયત્નવડે થાય છે. વળી ઘટમાંથી જલ-તંદુલાદિ કાઢી લેતાં છતાં પણ આકાશ તે ઘટમાંથી બહાર નીકળી જતું નથી તથા ઘટનું મુખ બંધ કર્યા છતાં પણ આકાશ ઘટની અંતર (અંદર) જ રહે છે. તેમ ચિત્ત

પણ ઉત્પન્ન થતાં જ ચૈતન્ય આત્માવડે પૂર્ણ જ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થયેલા ચિત્તવિષે પશ્ચાત્, મૂષામાં-કુલડીમાં નાંખેલા દ્રુતતામ્રની-પીગળાવેલા તામ્રની પેઠે, ઘટદુઃખાદિરૂપતા, ભોગના હેતુ ધર્મ-અધર્મ સહકૃત સામગ્રીની વશતાથી, પ્રાપ્ત થાય છે. યોગાભ્યાસના બળવડે ચિત્તમાંથી ઘટદુઃખાદિ અનાત્માકારતાને નિવૃત્ત કર્યા છતાં પણ, વિના નિમિત્તે ચિત્તવિષે જે ચિદાકારતા છે, તે ચિદાકારતાને ચિત્તમાંથી નિવૃત્ત કરી શકાતી નથી. તેથી નિરોધ-સમાધિવડે સર્વ વૃત્તિઓથી રહિત તથા માત્ર સંસ્કારરૂપ હોવાથી અત્યંત સૂક્ષ્મ એવું નિરુપાધિક ચેતન આત્માનું અભિમુખ ચિત્ત છે. આ નિરુદ્ધ ચિત્તવડે, વૃત્તિવિના જ નિર્વિઘ્ને આત્માનો અનુભવ સંભવિત થઈ શકે છે. એ પૂર્વોક્ત સર્વ અર્થનું શ્રીભગવાન્ કથન કરે છેઃ-आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् સર્વ ઉપાધિથી રહિત પ્રત્યક્ આત્માવિષે જેની સંસ્થા એટલે સમાપ્તિ છે તે આત્મસસ્થ કહેવાય છે. અર્થાત્ સર્વ પ્રકારની વૃત્તિઓથી રહિત સ્વભાવસિદ્ધ આત્માકાર માત્ર જે મન છે, એવા આત્મસંસ્થ મનને પૂર્વોક્ત ધૈર્યવડે અનુગૃહીત બુદ્ધિથી-સંપાદન કરીને, અસંપ્રજ્ઞાત સમાધિવિષે સ્થિત થયેલા યોગી પુરુષે કોઈ પણ વસ્તુનું ચિંતન કરવું નહિ. અર્થાત્ કોઈ અનાત્મ પદાર્થને અથવા પ્રત્યક્ આત્માને વૃત્તિવડે વિષય કરવો નહિ. કારણ કે અસંપ્રજ્ઞાત સમાધિ-કાળે જો કદાચિત્ અનાત્માકાર વૃત્તિને ઉત્પન્ન કરે, તો તે સમાધિમાંથી વ્યુત્થાનને જ પ્રાપ્ત થાય; અને જો કદાચિત્ આત્માકાર વૃત્તિને ઉત્પન્ન કરે, તો સંપ્રજ્ઞાત સમાધિ જ પ્રાપ્ત થાય; પણ અસંપ્રજ્ઞાત સમાધિ રહે નહિ. તેથી યોગી પુરુષે અસં-પ્રજ્ઞાત સમાધિની સ્થિરતા કરવાને વાસ્તે કોઈ પણ આત્માકાર વૃત્તિને અથવા અનાત્માકાર વૃત્તિને ઉત્પન્ન કરવી નહિ. (૨૫)

અવતરણિકાઃ-આ પ્રકારે નિરોધ સમાધિ કરનાર યોગી પુરુષે પોતાના મનને સર્વ બાજુએથી રોકીને અંતર આત્માવિષે નિરુદ્ધ કરવું: આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-જે જે નિમિત્તવડે વિક્ષેપને પામેલું તથા લયને અભિમુખ થયેલું મન વિષયાકાર વૃત્તિને ઉત્પન્ન કરે છે તે તે નિમિત્તથી મનને રોકી તેનો આત્માવિષે જ નિરોધ પ્રાપ્ત કરવો. ૨૬

ટીકાઃ-હે અર્જુન ! ચિત્તને વિક્ષેપની પ્રાપ્તિ કરનારા જે શબ્દાદિ વિષયો છે, તે શબ્દાદિ વિષયોની મધ્યે, જે જે શબ્દાદિ વિષયરૂપ નિમિત્તથી તથા રાગદ્વેષાદિ નિમિત્તથી વિક્ષેપના અભિમુખ થયેલું મન નિશ્ચરે છે, અર્થાત્ વિષયની અભિમુખ થયેલી જે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ તથા સ્મૃતિ, એમ સમાધિની વિરોધી ચાર પ્રકારની વૃત્તિઓ છે, તે વૃત્તિઓમાં કોઈ પણ વૃત્તિને ઉત્પન્ન કરે છે; તથા લયના હેતુરૂપ નિદ્રાશેષ, બહુ અન્નભોજન, પરિશ્રમ ઇત્યાદિ નિમિત્તોની મધ્યમાં જે જે નિમિત્તથી લયના અભિમુખ થયેલુ મન નિશ્ચરે છે, અર્થાત્ લીન થઇને સમાધિની વિરોધી નિદ્રારૂપ વૃત્તિને ઉત્પન્ન કરે છે, તે તે વિક્ષેપના નિમિત્તથી તથા તે તે લયના નિમિત્તથી મનને નિયમમાં રાખીને અર્થાત્ સર્વ વૃત્તિઓથી રહિત કરીને તેને સ્વપ્રકાશ-પરમાનંદઘન આત્માવિષે જ નિરુદ્ધ કરવું, કે જે આત્માવિષે નિરુદ્ધ થયેલું મન વિક્ષેપને પ્રાપ્ત થતું નથી તથા લયને પણ પ્રાપ્ત થતું નથી. એ સર્વ અર્થ શ્રીગૌડપાદાચાર્યે પણ કહેલો છેઃ—

उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः ॥ सुप्रसन्नं लये चैव यथा कामो लयस्तथा ॥ १ ॥
दुःखं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत् ॥ अजं सर्वमनुस्मृत्य जातं नैव तु पश्यति ॥ २ ॥

लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः ॥ सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् ॥ ३ ॥
नास्वादयेत्सुखं तत्र निःसंगः प्रज्ञया भवेत् ॥ निश्चलं निश्चरच्चित्तमेकीकुर्यात्प्रयत्नतः ॥ ४ ॥
यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः ॥ अनिंगनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥ ५ ॥

અર્થઃ-કામ અને ભોગ એ બન્નેવિષે વિક્ષિપ્ત જે મન છે, અર્થાત્ પ્રમાણુ-વિપર્યય-વિકલ્પ-સ્મૃતિ એ ચાર વૃત્તિઓમાં કોઈ પણ વૃત્તિરૂપ પરિણામને પ્રાપ્ત થયલા મનને યોગી પુરુષે વક્ષ્યમાણ વૈરાગ્યાભ્યાસરૂપ ઉપાયવડે પ્રત્યક્ આત્માવિષે જ નિરુદ્ધ કરવું. તેમાં શબ્દાદિ વિષયોની બે પ્રકારની અવસ્થા હોય છેઃ-એક તો ચિંત્યમાન અવસ્થા અને બીજી ભુજ્યમાન અવસ્થા. તેમાં શબ્દાદિ વિષયોનું ચિંતન કરવું તે ચિંત્યમાન અવસ્થા કહેવાય છે અને શબ્દાદિ વિષયોનો જે ભોગ કરવો તે ભુજ્યમાન અવસ્થા કહેવાય છે. આ બન્ને અવસ્થાઓનું બોધન કરવા વાસ્તે कामभोगयोः એ શબ્દોમાં દ્વિવચન કહેવામાં આવેલું છે. આ બન્ને અવસ્થાઓ મનના વિક્ષેપના જ હેતુ થાય છે અને જેમાં લય ભાવને પ્રાપ્ત થાય તેનું નામ લય છે તથા તે લયને સુષુપ્તિ કરી કહેવામાં આવે છે. આ સુષુપ્તિરૂપ લયવિષે મન સુપ્રસન્ન થાય છે, અર્થાત્ સર્વ આયાસથી રહિત થાય છે. એવા સુપ્રસન્ન મનનો પણ યોગી પુરુષે નિગ્રહ કરવો.

અર્જુનની શંકાઃ-"સુષુપ્તિમાં જો મન સર્વ વિક્ષેપરૂપઆયાસથી રહિત થાય છે, તો શા વાસ્તે મનનો નિગ્રહ કરવો?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—यथा कामो लयस्तथा इति જેમ કામ વિષયગોચર પ્રમાણાદિ વૃત્તિઓને ઉત્પન્ન કરીને સમાધિનો વિરોધી થાય છે, તેમ લય પણ નિદ્રારૂપ વૃત્તિને ઉત્પન્ન કરીને સમાધિનો વિરોધી જ થાય છે; કારણ કે સર્વ વૃત્તિઓના નિરોધને સમાધિ કહેવામાં આવે છે. તેથી જેમ મન કામાદિકૃત વિક્ષેપમાંથી નિરુદ્ધ કરવા યોગ્ય છે, તેમ પરિશ્રમાદિકૃત લયમાંથી પણ મનનો નિરોધ કરવો યોગ્ય છે. (૧) પહેલા શ્લોકમાં उपायेन निगृह्णीयात् એ વચનવડે સામાન્યતઃ ઉપાયનું કથન કર્યું. મનનો નિગ્રહ કરવાનો ઉપાય શું છે? એવી શંકા થતાં તે ઉપાયનું કથન કરે છેઃ-दुःखं सर्वमनुस्मृत्येति. "અવિદ્યાવડે રચિત જેટલા દ્વૈત પ્રપંચ છે, તે સર્વ દ્વૈત પ્રપંચ પરિચ્છિન્ન હોવાથી દુઃખરૂપ જ છે," આ પ્રકારનું નિરંતર ચિંતન કરીને, અર્થાત્, यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति अथ यदल्पं तन्मर्त्यं तद्दुःखम् इति-અર્થાત્ જે ચેતન દેશ-કાળ-વસ્તુ પરિચ્છેદથી રહિત છે તે જ સુખરૂપ છે, પણ પરિચ્છિન્ન પદાર્થોવિષે સુખરૂપતા હોતી નથી. જે જે પદાર્થો પરિચ્છિન્ન છે, તે તે પદાર્થો નાશવાન્ તથા દુઃખરૂપ છે, ઇત્યાદિ શ્રુતિઓના અર્થને ગુરુના ઉપદેશની પછી નિશ્ચિત કરીને, યોગી પુરુષે કામભોગોને પોતાના મનમાંથી નિવૃત્ત કરવા; અર્થાત્ ચિંત્યમાન અવસ્થાવાળા વિષયોને તથા ભુજ્યમાન અવસ્થાવાળા વિષયોને પોતાના મનમાંથી નિવૃત્ત કરવા, અથવા તે કામભોગોમાંથી પોતાના મનને નિવૃત્ત કરવું. આટલા કથનવડે, દ્વૈત પ્રપંચના સ્મરણકાળે વૈરાગ્યભાવનામાં મનની નિગ્રહી ઉપાયરૂપતા કહી.

હવે સર્વ દ્વૈત પ્રપંચના વિસ્મરણરૂપ પરમ ઉપાયનું કથન કરે છેઃ-अजं सर्वमनुस्मृत्य इति. "જન્મથી રહિત જે બ્રહ્મ છે, તદ્રૂપ જ આ સર્વ જગત્ છે, તે બ્રહ્મથી અતિરિક્ત કિંચિત્માત્ર પણ વસ્તુ નથી." આ પ્રમાણે ગુરુશાસ્ત્રના ઉપદેશની પછી, વિચાર કરીને અદ્વિતીય બ્રહ્મથી વિપરીત દ્વૈત માત્રને યોગી પુરુષ દેખતો નથી; કારણ કે અધિષ્ઠાનનું જ્ઞાન થતાં કલ્પિત વસ્તુનો અભાવ જ થાય છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થતાં, તેના વિષે કલ્પિત સર્પ-દંડાદિનો અભાવ જ થાય છે, તેમ અધિષ્ઠાન બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તેના વિષે કલ્પિત દ્વૈત પ્રપંચનો અભાવ જ થાય છે. તેમાં વૈરાગ્ય ભાવનારૂપ પૂર્વોક્ત ઉપાયની અપેક્ષાએ કરીને,

સર્વ દ્વૈતની નિવૃત્તિરૂપ ઉપાયવિષે વિલક્ષણતાનું બોધન કરવાને વાસ્તે શ્લોકમાં तु શબ્દ કહેવામાં આવ્યો છે.

(૨) આ પ્રકારે વૈરાગ્ય ભાવના તથા તત્ત્વદર્શન એ બન્ને ઉપાયોવડે વિષયોમાંથી નિવૃત્ત કરેલું ચિત્ત, જો કદાચિત્ દિવસે દિવસે લય થવાના અભ્યાસની વશતાથી લયનું અભિમુખ થાય, તો નિદ્રાશેષ, બહુ અન્નભોજન, અતિપરિશ્રમ ઇત્યાદિ લયનાં કારણોનો નિરોધ કરીને યોગી પુરુષે ઉત્થાનના પ્રયત્નવડે ચિત્તને લયથી પ્રબોધન કરવું. આ પ્રકારે લયથી પ્રબોધન કરેલું ચિત્ત, જો કદાચિત્ દિવસે દિવસે પ્રબોધનના અભ્યાસની વશતાથી પુનઃ કામભોગવિષે વિક્ષિપ્ત થાય, તો પૂર્વોક્ત વૈરાગ્ય ભાવનાવડે તથા તત્ત્વસાક્ષાત્કારવડે પુનઃ તે ચિત્તને નિરુદ્ધ કરવું. આ પ્રકારે પુનઃ પુનઃ અભ્યાસના બળથી, લયથી પ્રબોધન કરેલું તથા શબ્દાદિ વિષયોમાંથી નિવૃત્ત કરેલું ચિત્ત, બ્રહ્મરૂપ સમભાવને પ્રાપ્ત થતું નથી, કિન્તુ મધ્યમાં રહેલું તે ચિત્ત સ્તબ્ધ થઈ જાય છે. આ સ્તબ્ધભાવને કષાય દોષ કહે છે. કષાયદોષ રાગદ્વેષાદિની પ્રબળ વાસનારૂપ રાગની વશતાથી પ્રાપ્ત થાય છે. કષાયદોષથી યુક્ત જે ચિત્ત હોય છે, તે સકષાય કહેવાય છે. એવા સકષાય ચિત્તને યોગી પુરુષે સમાહિત ચિત્તથી વિવેકે કરીને જાણવું. ત્યાર પછી "એ મારુ ચિત્ત અત્યારે સમાધિત થયું નથી" એ પ્રકારના નિશ્ચયવડે યોગી પુરુષે, જેમ લયવિક્ષેપદોષથી ચિત્તને નિવૃત્ત કર્યું હતું, તેમ કષાયદોષમાંથી પણ ચિત્તને નિવૃત્ત કરવું. ત્યારપછી લય-વિક્ષેપ-કષાયદોષથી રહિત થયલું ચિત્ત પરિશેષથી સમરૂપ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. સમબ્રહ્મવિષે પ્રાપ્ત થયેલા ચિત્તને યોગી પુરુષે કષાયલયની ભ્રાંતિવડે ચલાયમાન કરવું નહિ, કિન્તુ ધૈર્યઅનુગૃહીત બુદ્ધિવડે લયકષાયની પ્રાપ્તિથી વિવેચન કરીને સમબ્રહ્મની પ્રાપ્તિવિષે જ અત્યંત પ્રયત્નવડે ચિત્તને સ્થાપન કરવું.

(૩) કિંવા નિરોધ સમાધિ યદ્યપિ પરમ સુખની અભિવ્યંજક છે, તથાપિ યોગી પુરુષે નિરોધ સમાધિવિષે સુખનું આસ્વાદન કરવું નહિ, અર્થાત્ "આટલા કાળ સૂધી હું સુખી થઇને રહેલો છું" એ પ્રકારની સુખના આસ્વાદનરૂપ વૃત્તિને યોગી પુરુષે ઉત્પન્ન કરવી નહિ. જો કદાચિત્ સુખાકાર વૃત્તિ કરવામાં આવે તો અસંપ્રજ્ઞાત સમાધિનો જ ભંગ થશે, એ વાત પૂર્વ કથન કરવામાં આવી છે. કિંવા "પ્રજ્ઞાવડે જે સુખ પ્રતીત થાય છે, તે અવિદ્યાવડે કલ્પિત હોવાથી મિથ્યા જ છે" આ પ્રકારની ભાવનાવડે યોગી પુરુષે સર્વ સુખોવિષે નિઃસંગ થવું, અર્થાત્ સુખની ઇચ્છાથી રહિત થવું. અથવા निःसंगः प्रज्ञया भवेत् એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવોઃ-સવિકલ્પ સુખાકાર વૃત્તિરૂપ પ્રજ્ઞાની સાથેના સંગનો યોગી પુરુષે પરિત્યાગ કરવો અને સર્વ વૃત્તિઓથી રહિત ચિત્તવડે જે સ્વરૂપસુખનો અનુભવ થાય છે, તેનો યોગી પુરુષે કદાચિત્ પણ પરિત્યાગ કરવો નહિ; કારણ કે વૃત્તિવિના સ્વભાવથી જ પ્રાપ્ત જે સ્વરૂપસુખનો અનુભવ છે તે નિવૃત્ત કરવો અશક્ય છે. આ પ્રકારે સર્વ બાજુએથી નિવૃત્ત કરીને પ્રયત્નના બળથી નિશ્ચલ કરેલું ચિત્ત જો કદાચિત્ પોતાના ચંચળ સ્વભાવથી વિષયોની અભિમુખતાવડે બાહ્ય ગમન કરે, તોપણ યોગી પુરુષે નિરોધના પ્રયત્નથી ચિત્તને પુનઃ સમબ્રહ્મ વિષે એકતાને પ્રાપ્ત કરવું.

(૪) "સમબ્રહ્મવિષે પ્રાપ્ત થયેલું ચિત્ત કયા પ્રકારનું થાય છે?" એવી જિજ્ઞાસા થતાં તેનું સ્વરૂપ કહે છેઃ-यदा न लीयते इति,-જે કાળે ચિત્ત લયને પ્રાપ્ત થતું નથી, સ્તબ્ધભાવરૂપ કષાયને પ્રાપ્ત થતું નથી, શબ્દાદિ વિષયાકાર વૃત્તિરૂપ વિક્ષેપને પ્રાપ્ત થતું નથી તથા સમાધિના સુખને પણ વૃત્તિવડે આસ્વાદન કરતું નથી, તે કાળે પણ ચિત્તનો નિરોધ કરવો. યદ્યપિ શ્લોકમાં લય અને વિક્ષેપ એ બેનું જ કથન કરવામાં આવ્યું છે, કષાય

એ એનું કથન કરવામાં આવ્યું નથી, તથાપિ લય-કષાય એ બન્ને દોષ તમોગુણનાં કાર્ય છે. તેથી તામસત્વ ધર્મની સમાનતાને લઇને લય શબ્દ કષાયનો પણ ઉપલક્ષક છે. એ પ્રકારે વિક્ષેપ અને સુખાસ્વાદ એ બન્ને દોષ રજોગુણનાં કાર્ય છે, તેથી રાજસત્વ ધર્મની સમાનતાને લઇને વિક્ષેપ શબ્દ સુખાસ્વાદનો પણ ઉપલક્ષક છે. આ સુખાસ્વાદને યોગશાસ્ત્રમાં રસાસ્વાદ પણ કહે છે. અને પૂર્વે જે ચારે દોષોને પૃથક્ પૃથક્ કથન કર્યા હતા, તે લયાદિ દોષોની નિવૃત્તિ કરવાને વાસ્તે પૃથક્ પૃથક્ પ્રયત્ન કરવાને વાસ્તે કથન કર્યા હતા. આ પ્રકારે લય-કષાય એ બન્ને દોષોથી રહિત તથા વિક્ષેપ-સુખાસ્વાદ એ બન્ને દોષોથી રહિત ચિત્તને અનિંગન કહેવામાં આવે છે. ઇંગન એટલે ચલન. જેમ વાયુમાં રહેલો દીપક લયની અભિમુખતારૂપ ઇંગનવાળો હોય છે, તેમ લયની અભિમુખતારૂપ ઇંગનથી રહિત જે ચિત્ત તે અનિંગન કહેવાય છે. અર્થાત્ વાયુથી રહિત દેશમાં રહેલા દીપકની પેઠે ચિત્ત ચલનરૂપ ઇંગનથી રહિત છે, તથા ચિત્ત અનાભાસ છે અર્થાત્ ચિત્ત કોઇપણ વિષયાકારે પ્રતીત થતું નથી. એ પ્રકારે જે કાળે ચિત્ત લય-કષાય-વિક્ષેપ-સુખાસ્વાદ એ ચારે દોષોથી રહિત થાય છે, તે કાળે તે સમબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

(૫) આ પ્રકારનો યોગ સાક્ષાત્ શ્રુતિએ પણ કથન કર્યો છેઃ—

यदापंचावतिष्ठंते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ १ ॥
तां योगमिति मन्यंते स्थिरामिंद्रियधारणाम् । अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ २ ॥

અર્થાત્-જે કાળે મનસહિત પાંચ જ્ઞાનેંદ્રિય નિરોધને પ્રાપ્ત થાય છે, બુદ્ધિ પણ કાંઇ ચેષ્ટા કરતી નથી તથા જે કાળે સ્થિર ઇંદ્રિયોની ધારણાને યોગશાસ્ત્રવેત્તા પુરુષ પરમગતિ તથા યોગ કહે છે, તે કાળે વિના પ્રયત્ને જ ચિત્ત બ્રહ્માકારતાને પ્રાપ્ત થાય છે. મૂળભૂત શ્રુતિનો અંગીકાર કરીને પતંજલિ ભગવાને योगश्चित्तवृत्तिनिरोधः એ સૂત્ર કથન કર્યું છે. તેથી ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् એવું વચન શ્રીભગવાને કથન કર્યું છે. આ શ્રુતિ-સૂત્રને અનુસરતી હોવાથી યથાર્થ છે. (૨૬)

અવતરણિકાઃ-આ પ્રકારે યોગાભ્યાસના બળથી યોગી પુરુષનું મન પ્રત્યક્ આત્માવિષે નિરોધને પ્રાપ્ત થાય છે. તેથી યોગી પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે, તેનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

શ્લોકાર્થઃ-જેનું મન પ્રશાંત છે, જેનો રજોગુણ નિવૃત્ત થયો છે, જેનો તમોગુણ નિવૃત્ત થયો છે તથા જે બ્રહ્મરૂપ છે, એવા યોગી પુરુષને નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

ટીકાઃ-જેનું મન પ્રશાંત થયું છે અર્થાત્ સર્વ વૃત્તિઓથી રહિતતાવડે સંસ્કાર માત્ર અવશેષ જેનું મન નિરુદ્ધ થયું છે, તે પ્રશાંતમનસ કહેવાય છે. એને શાસ્ત્રમાં નિર્મનસ્ક પણ કહે છે. હવે યોગી પુરુષની નિર્મનસ્કતાવિષે હેતુગર્ભિત બે વિશેષણ કહે છેઃ शांतरजसं अकल्मषं इति. જેનો વિક્ષેપનો હેતુ રજોગુણ શાંત થયો છે એટલે કે નિવૃત્ત થયો છે તે શાંતરજસ કહેવાય છે અર્થાત્ યોગી પુરુષ વિક્ષેપદોષથી રહિત છે. તથા જેનામાં કલ્મષ એટલે કે લયનો હેતુ તમોગુણ વિદ્યમાન નથી, તે અકલ્મષ કહેવાય છે અર્થાત યોગી પુરુષ લય-દોષથી રહિત છે. અહીં शांतरजसं એ શબ્દને જ જો તમોગુણનું ઉપલક્ષણ અંગીકાર કરીએ, તો अकल्मषं એ શબ્દનો આ પ્રમાણે અર્થ કરવો-સંસારના હેતુભૂત જે ધર્મ-અધર્માદિરૂપ

કલ્મષ છે, તે કલ્મષથી રહિત જે યોગી પુરુષ છે તે અકલ્મષ કહેવાય છે તથા જે યોગી પુરુષ બ્રહ્મભૂત છે અર્થાત્ "આ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે" એ પ્રકારનો નિશ્ચય કરીને સમબ્રહ્મને પ્રાપ્ત થયેલો જે જીવન્મુક્ત પુરુષ છે, તેવા યોગી પુરુષને નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે. તેમાં મન તથા મનની વૃત્તિ એ બંનેનો અભાવ થતાં પણ સુષુપ્તિવિષે સ્વરૂપસુખનો અનુભવ પ્રસિદ્ધ જ છે. આ પ્રસિદ્ધિનું બોધન કરવાવાસ્તે મૂળ શ્લોકમાં હિ શબ્દ કથન કર્યો છે. આ વાત सुखमात्यंतिकं यत्तद् એ શ્લોકમાં પૂર્વે કથન કરવામાં આવેલ છે. (૨૭)

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥**

શ્લોકાર્થ:—આ રીતે સર્વદા પોતાના મનને આત્માવિશે સમાહિત કરવા પછી ધર્મ-અધર્મથી રહિત યોગી પુરુષ, અનાયાસથી બ્રહ્મસ્વરૂપ અપરિચ્છિન્ન સુખનો જ અનુભવ કરે છે. ૨૮

ટીકા:—मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ઇત્યાદિ વચનોવડે પૂર્વે કથન કરેલા ક્રમવડે જે યોગી પુરુષ સર્વદા પ્રત્યક્ આત્માવિષે પોતાના મનને સમાહિત કરી રહે છે, તથા જે યોગી પુરુષ વિગતકલ્મષ છે અર્થાત્ સંસારની પ્રાપ્તિ કરનારો ધર્મ-અધર્મરૂપ કલ્મષ જેનો નિવૃત્ત થઇ ગયો છે, એવો યોગી પુરુષ ઇશ્વરના પ્રણિધાનથી સર્વ અંતરાયોની નિવૃત્તિ કરીને અનાયાસે જ સુખનો અનુભવ કરે છે.

હવે ઉત્પન્ન થયલા સુખની વ્યાવૃત્તિ કરવાને વાસ્તે સુખનાં બે વિશેષણ કહે છે—ब्रह्मसंस्पर्शं अत्यंतं इति. જે સુખવિષે વિષયના સ્પર્શથી રહિત બ્રહ્મના તાદાત્મ્યરૂપ સંસ્પર્શ છે, તે બ્રહ્મસંસ્પર્શ કહેવાય છે. અર્થાત્ સુખ બ્રહ્મરૂપ જ છે તથા જે સુખ અત્યંત છે. અહીં દેશ-કાળ-વસ્તુ-પરિચ્છેદનું નામ અંત છે. પરિચ્છેદરૂપ અંતને જે સુખ અતિક્રમણ કરીને વર્તે છે, તે સુખનું નામ અત્યંત છે. આ અપરિચ્છિન્ન બ્રહ્મરૂપ સુખને यो वै भूमा तत्सुखं એ શ્રુતિ પ્રતિપાદન કરે છે. એવા નિરતિશય બ્રહ્માનંદનો, યોગી પુરુષ સર્વ બાજુએથી નિર્વૃત્તિક ચિત્તવડે, લય-વિક્ષેપથી વિલક્ષણ અનુભવ કરે છે. તેમાં વિક્ષેપ વિદ્યમાન હોતાં વૃત્તિ અવશ્ય થાય છે, અને લય હોતાં મનના સ્વરૂપથી જ અસત્ત્વ થાય છે, તેથી સુખના અનુભવને લય-વિક્ષેપથી વિલક્ષણ કહ્યો છે અને સર્વ વૃત્તિઓથી રહિત સૂક્ષ્મ મનવડે સુખનો અનુભવ કેવળ અસંપ્રજ્ઞાત સમાધિમાં જ થાય છે, અન્યત્ર થતો નથી. અહીં सुखेन એ શબ્દવડે પ્રતિબંધક અંતરાયોની નિવૃત્તિ કથન કરી છે.

અંતરાયો યોગસૂત્રોમાં પતંજલિ ભગવાને નીચે પ્રમાણે કહેલા છે:—व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रांतिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेंऽतरायाः ॥ અર્થાત્-(૧) વ્યાધિ, (૨) સ્ત્યાન, (૩) સંશય, (૪) પ્રમાદ, (૫) આલસ્ય, (૬) અવિરતિ, (૭) ભ્રાંતિદર્શન, (૮) અલબ્ધ ભૂમિકત્વ, (૯) અનવસ્થિતત્વ; એ નવ પ્રકારના ચિત્તવિક્ષેપરૂપ અંતરાયો કહેવાય છે. જે ચિત્તને યોગથી વિક્ષિપ્ત કરે છે અર્થાત્ યોગથી બહિર્મુખ કરે છે તેથી તે ચિત્ત-વિક્ષેપ કહેવાય છે. ચિત્તવિક્ષેપ યોગનો વિરોધી હોવાથી તે અંતરાય કહેવાય છે. તેમાં પણ સંશય અને ભ્રાંતિદર્શન એ બે તો વૃત્તિનિરોધરૂપ યોગના સાક્ષાત્ જ વિરોધી થાય છે, અને વ્યાધિઆદિ બીજાં નિમિત્ત સર્વદા વૃત્તિના સહચરિત હોવાથી વૃત્તિના વિરોધી થાય છે. વાત-પિત્તાદિ ધાતુઓની વિષમતા જેમના વિષે નિમિત્ત છે, એવા જે જ્વરાદિ વિકારો છે, તે વ્યાધિ કહેવાય છે (૧). અકર્મણ્યતાનું નામ સ્ત્યાન છે, અર્થાત્ યોગશાસ્ત્રવેત્તા

ગુરુએ શીખવેલા શિષ્યમાં પણ જે આસનાદિ કર્મોની અયોગ્યતા છે, તે સ્ત્યાન કહેવાય છે (૨). "એ યોગ મારે સિદ્ધ કરવા યોગ્ય છે અથવા નથી," એ પ્રકારે ભાવ-અભાવરૂપ બે કોટિઓને વિષય કરનાર જે જ્ઞાન છે, તે સંશય કહેવાય છે. યદ્યપિ તત્અભાવવાળાવિષે તત્બુદ્ધિરૂપતા વિપર્યયની પેઠે સંશયવિષે પણ છે, તેથી સંશય વિપર્યયના અંતર્ભૂત જ થઈ શકે છે. તથાપિ સંશયવિષે તો બે કોટિઓનું ભાન થાય છે અને વિપર્યયવિષે એક જ કોટિનું ભાન થાય છે. આટલી અવાંતરવિશેષતાનો અંગીકાર કરીને અહીં સંશયને વિપર્યયથી ભિન્ન કહ્યો છે (૩). અને સમાધિનાં સાધનોનું અનુષ્ઠાન કરવાની સમર્થતા વિદ્યમાન હોતાં પણ સાધનોનું અનુષ્ઠાન કરવું, તે પ્રમાદ કહેવાય છે, અર્થાત્ બીજા વિષયોવિષે પ્રવૃત્તિપણાવડે યોગસાધનોવિષે જે ઉદાસીનતા છે તે પ્રમાદ કહેવાય છે (૪). આ ઉદાસીનતા નિવૃત્ત થવ કફાદિ ધાતુઓની વૃદ્ધિવડે અથવા તમોગુણની વૃદ્ધિવડે જે શરીરવિષે તથા ચિત્તવિષે ગુરુત્વ છે, તે આલસ્ય કહેવાય છે (૫). આ આલસ્ય વ્યાધિરૂપતાવડે અપ્રસિદ્ધ હોવા છતાં પણ યોગવિષે પ્રવૃત્તિનું વિરોધી જ છે. કોઇ વિષયવિશેષવિષે જે ચિત્તની નિરંતર અભિલાષા છે, તે અવિરતિ કહેવાય છે (૬). યોગનાં અસાધનોવિષે પણ જે યોગસાધનત્વ બુદ્ધિ છે, તે ભ્રાંતિદર્શન કહેવાય છે (૭). અને સમાધિની એકાગ્રતા ભૂમિકાનો જે અલાભ છે, અર્થાત્ ક્ષિપ્ત-મૂઢ-વિક્ષિપ્તરૂપ તેની જે પ્રાપ્તિ છે, તે અલબ્ધભૂમિકત્વ કહેવાય છે (૮). અને સમાધિની ભૂમિકાની પ્રાપ્તિ થતાં પણ પોતાના પ્રયત્નની શિથિલતાવડે જે ચિત્તની ભૂમિકાવિષે નહિ-સ્થિતિ છે, તે અનવસ્થિતત્વ કહેવાય છે (૯). આ નવ પ્રકારના ચિત્તવિક્ષેપ યોગમલ કહેવાય છે, યોગપ્રતિપક્ષ કહેવાય છે તથા યોગઅંતરાય પણ કહેવાય છે.

કિંવા, આથી પણ બીજા વિઘ્નરૂપ અંતરાય પતંજલિ ભગવાને કહેલા છેઃ—दुःखदौर्मनस्यांगमेजयत्वश्वासप्रश्वासाविक्षेपसहभुवः॥ અર્થાત્-૧ દુઃખ, ૨ દૌર્મનસ્ય, ૩ અંગમેજયત્વ, ૪ શ્વાસ, ૫ પ્રશ્વાસ, એ પાંચ અંતરાય સમાહિત ચિત્તને થતા નથી, કિન્તુ વિક્ષિપ્ત ચિત્તને જ થાય છે. તેથી એ પાંચે વિક્ષેપસહભુવઃ અંતરાય કહેવાય છે. તેમાં ચિત્તની બાધનારૂપ જે રાજસ પરિણામ તે દુઃખ કહેવાય છે. આ દુઃખો આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક એ ભેદે કરીને ત્રણ પ્રકારનાં થાય છે. તેમાં જ્વરાદિ વ્યાધિઓવડે ઉત્પન્ન થયલું જે શારીર દુઃખ છે તથા કામ-ક્રોધાદિ આધિઓવડે ઉત્પન્ન થયલું જે માનસ દુઃખ છે, તે બન્ને પ્રકારનાં દુઃખો આધ્યાત્મિક દુઃખ કહેવાય છે; અને વ્યાઘ્ર-સર્પ-ચોરાદિવડે ઉત્પન્ન થયલું જે દુઃખ તે આધિભૌતિક દુઃખ કહેવાય છે. અને ગ્રહપીડાદિવડે ઉત્પન્ન થયલું દુઃખ તે આધિદૈવિક દુઃખ કહેવાય છે. આ ત્રિવિધ દુઃખ દ્વેષરૂપ વિપર્યયનો હેતુ હોવાથી સમાધિનું વિરોધી જ છે. ૧. ઇચ્છાવિઘાત હિ બળવાન્ દુઃખના અનુભવવડે ઉત્પન્ન થયલું જે ચિત્તનું તામસપરિણામ વિશેષ છે, તેને ક્ષોભ, સ્તબ્ધીભાવ અથવા દૌર્મનસ્ય પણ કહેવામાં આવે છે. આ દૌર્મનસ્ય કષાયરૂપ હોવાથી લયની પેઠે સમાધિનું વિરોધી છે. ૨. હસ્ત-પાદાદિ અંગોનું જે કંપન તેને અંગમેજયત્વ કહે છે. અંગમેજયત્વ આસનની સ્થિરતાનું વિરોધી છે. ૩. પ્રાણવડે બાહ્ય વાયુનો જે અંતરપ્રવેશ તે શ્વાસ કહેવાય છે. આ શ્વાસ સમાધિના અંગભૂત રેચકનો વિરોધી થાય છે ૪. પ્રાણવડે અંદરના વાયુને જે બહાર કાઢવો તે પ્રશ્વાસ કહેવાય છે. પ્રશ્વાસ સમાધિના અંગભૂત પૂરકનો વિરોધી છે. ૫. પૂર્વોક્ત બે સૂત્રોવડે કથન કરેલા જે ચતુર્દશ વિઘ્નરૂપ અંતરાયો છે, તે અભ્યાસ-વૈરાગ્યવડે નિવૃત્ત થાય છે, અથવા ઈશ્વરપ્રણિધાનવડે નિવૃત્ત થાય છે. तीव्रसंवेगानामासन्नः એ સૂત્રમાં તીવ્ર વૈરાગ્યવાન્ પુરુષને અત્યંત સમીપ અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ કથન કરીને, ईश्वरप्रणिधानाद्वा એ સૂત્રમાં

પક્ષાંતર કરીને, પ્રણિધેય ઈશ્વરના સ્વરૂપને क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥ तत्र निरतिशयं सर्वज्ञबीजं ॥ स पूर्वेषामपि गुरुः–कालेनानवच्छेदात् ॥ આ ત્રણ સૂત્રોથી પ્રતિપાદન કરીને શ્રીપતંજલિ ભગવાન્ યોગસૂત્રોમાં તે ઈશ્વરના પ્રણિધાનને तस्य वाचकः प्रणवः ॥ तज्जपस्तदर्थभावनं ॥ આ બે સૂત્રોવડે કથન કરે છે. ત્યાર પછી તે પતંજલિ ભગવાન્ ततः प्रत्यक्चेतनाधिगमोप्यंतरायाभावश्च આ સૂત્રનું કથન કરે છે.

હવે ईश्वरप्रणिधानाद्वा ॥ १ ॥ क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥ २ ॥ तत्र निरतिशयं सर्वज्ञबीजं ॥ ३ ॥ स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ ४ ॥ तस्य वाचकः प्रणवः ॥ ५ ॥ तज्जपस्तदर्थभावनं ॥ ६ ॥ ततः प्रत्यक्चेतनाधिगमोप्यंतरायाभावश्च ॥ ७ ॥ આ સાત સૂત્રોનો યથાક્રમે અર્થ નિરૂપણ કરે છે. ઈશ્વરવિષે કાયિક-વાચિક-માનસ એ ત્રણ પ્રકારની ભક્તિવિશેષ ઈશ્વરપ્રણિધાન કહેવાય છે. આ ઈશ્વરપ્રણિધાનથી યોગીપુરુષને અત્યંત સમીપ અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે. પ્રથમ સૂત્રના અંતમાં રહેલો જે वा શબ્દ છે, તે वा શબ્દ, પૂર્વોક્ત તીવ્ર વૈરાગ્યરૂપ ઉપાયની સાથે ઈશ્વરપ્રણિધાનરૂપ ઉપાયના વિકલ્પનું બોધન કરવાને વાસ્તે છે. અર્થાત્ જેમ તીવ્ર વૈરાગ્યથી સમાધિનો લાભ થાય છે, તેમ ઈશ્વરપ્રણિધાનથી પણ સમાધિનો લાભ થાય છે. કારણ કે ભક્તિવડે પ્રસન્ન થયલો ઈશ્વર "ઇષ્ટ વસ્તુ ભક્તજનને પ્રાપ્ત થાઓ" એ પ્રકારનો અનુગ્રહ અવશ્ય કરે છે ૧. હવે, જે ઈશ્વરના પ્રણિધાનથી અંતરાયની નિવૃત્તિપૂર્વક સમાધિનો લાભ થાય છે, તે ઈશ્વરના સ્વરૂપનું ત્રણ સૂત્રોવડે વર્ણન કરે છે. ક્લેશ-કર્મ-વિપાક-આશય એ ચારેવડે, ત્રણે કાળમાં અસંબદ્ધ, જે પુરુષવિશેષ છે તેનું નામ ઈશ્વર છે. અવિદ્યા-અસ્મિતા-રાગ-દ્વેષ-અભિનિવેશ એ પાંચેનું નામ ક્લેશ છે. એ ક્લેશોનું સ્વરૂપ પૂર્વે પાંચમા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવ્યું છે અને વિહિત-પ્રતિષિદ્ધ ક્રિયાથી ઉત્પન્ન થતા ધર્મ-અધર્મનું નામ કર્મ છે. અને તે ધર્મ-અધર્મના ફળનું નામ વિપાક છે અને તે ફળભોગને અનુકૂળ સંસ્કારોનું નામ આશય છે. જેમકે એક પુરુષને જ્યારે પાપકર્મની વશતાથી ઉષ્ટ્ર (ઉંટ) નો જન્મ પ્રાપ્ત થાય છે ત્યારે તેમાં કંટક ભક્ષણ કરવાના સંસ્કાર ઉદ્ભવ થાય છે. આ પ્રકારે જીવ જે જે જાતિવાળા શરીરને પ્રાપ્ત થાય છે, તે તે જાતિવાળા શરીરના ભોગોવિષે પૂર્વના સંસ્કારોની વશતાથી જ પ્રવૃત્ત થાય છે. સંસ્કારોના ઉદ્ભવવિના તે તે શરીરનું, જીવન જ સંભવતું નથી. એવા ચિત્ત વિષે રહેલા ક્લેશાદિવડે સંસારી પુરુષ જ સંબદ્ધ થાય છે. ક્લેશાદિ ત્રણે કાળે જેનામાં છે નહિ, એવો પુરુષવિશેષ ઈશ્વર કહેવાય. અહીં સૂત્રમાં રહેલો જે विशेष શબ્દ છે તે "ત્રણે કાળમાં અસંબંધરૂપ" અર્થનો વાચક છે. એવા વિશેષ શબ્દે કરી ઈશ્વર વિષે મુક્ત પુરુષોથી વ્યાવૃત્તિ કથન કરી. જો કે મુક્ત પુરુષોવિષે તે કાળે ક્લેશાદિરૂપ બંધ નથી, તથાપિ તત્ત્વસાક્ષાત્કારના પૂર્વકાળમાં બંધ મુક્ત પુરુષોવિષે પણ વિદ્યમાન હતો. તેથી ત્રણે કાળમાં ક્લેશાદિના સંબંધનો અભાવ મુક્ત પુરુષોવિષે સંભવતો નથી; કિન્તુ यः सर्वज्ञः सर्वविद् ઇત્યાદિ શ્રુતિઓવડે પ્રતિપાદિત સર્વજ્ઞ ઈશ્વરવિષે જ તે સંભવે છે (૨). હવે ઈશ્વરની સર્વજ્ઞતાવિષે અનુમાન પ્રમાણનું કથન કરે છે. અસ્મદાદિ જીવોનું જ્ઞાન સાતિશય હોવાથી નિરતિશય જ્ઞાનવડે વ્યાપ્ત છે. સાતિશય પદાર્થ પોતાના સમાનજાતીય નિરતિશય પદાર્થવડે વ્યાપ્ત જ હોય છે. જેમ કે ઘટનું પરિમાણ સાતિશય છે, તેથી પરિમાણત્વરૂપથી પોતાના સમાનજાતીય વિભુપરિમાણવડે વ્યાપ્ત છે. એવું નિરતિશય જ્ઞાન કેવળ ઈશ્વર વિષે જ રહે છે, અન્ય કોઇમાં હોતું નથી. અને તે નિરતિશય જ્ઞાન જ સર્વજ્ઞતાનું જ્ઞાપક હોય છે, અર્થાત્ જ્યાં નિરતિશય જ્ઞાન હોય છે ત્યાં સર્વજ્ઞતા જ જાણવામાં આવે છે. આવું નિરતિશય જ્ઞાન ઈશ્વર વિશે હોવાથી તે સર્વજ્ઞ કહેવાય છે (૩). હવે ઈશ્વરવિષે બ્રહ્માદિ

દેવતાઓ કરતાં વિશેષતા કથન કરે છે. સૃષ્ટિના આદિકાળે ઉત્પન્ન થયેલા જે બ્રહ્માદિ દેવતાઓ છે, તે સર્વ કાળપરિચ્છેદવાળા છે. એવા કાળપરિચ્છિન્ન બ્રહ્માદિનો પણ ઈશ્વર ગુરુરૂપ છે. કારણ કે ઇશ્વર કાળવડે અપરિચ્છિન્ન છે, અર્થાત્ આદિઅંતથી રહિત છે. શ્રુતિ કહે છે કે–यो ब्रह्माणं विदधाति पूर्वं यो वेदांश्च प्रहिणोति तस्मै ॥ અર્થાત્–ઈશ્વર સૃષ્ટિના આદિકાળે હિરણ્યગર્ભરૂપ બ્રહ્માને ઉત્પન્ન કરે છે તથા જે ઈશ્વરે બ્રહ્માની પ્રત્યે સર્વ વેદ આપ્યા છે. ઇત્યાદિ શ્રુતિવચનોથી ઈશ્વર વિષે બ્રહ્માદિનું ગુરુપણું સિદ્ધ થાય છે (૪) પૂર્વે ત્રણ સૂત્રોવડે કથન કરેલો જે ઈશ્વર છે તે ઈશ્વરના પ્રણિધાનને હવે બે સૂત્રોવડે કથન કરે છે. પૂર્વોક્ત ઈશ્વરનો વાચક ૐકારરૂપ પ્રણવ છે (૫) આ ઈશ્વરના વાચક પ્રણવનો જે નિરંતર જપ તથા તે પ્રણવના અર્થરૂપ ઈશ્વરનું જે ધ્યાન તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે (૬) પ્રણવના જપરૂપ તથા પ્રણવના અર્થના ધ્યાનરૂપ ઈશ્વરપ્રણિધાનથી યોગી પુરુષને પ્રત્યક્ ચેતન આત્માનો સાક્ષાત્કાર થાય છે; તથા પૂર્વે व्याधिस्त्यान ઇત્યાદિ બે સૂત્રોવડે કથન કરેલા ચતુર્દશ વિઘ્નરૂપ અંતરાયોનો પણ અભાવ થાય છે (૭).

જેમ ઈશ્વરના પ્રણિધાનથી અંતરાયોની નિવૃત્તિ થાય છે, તેમ અભ્યાસ વૈરાગ્યવડે પણ અંતરાયોની નિવૃત્તિ થાય છે. તેમાં અભ્યાસ વૈરાગ્યવડે અંતરાયોની નિવૃત્તિ કરવામાં અભ્યાસની દૃઢતા કરવા વાસ્તે પતંજલિ ભગવાને આ બે સૂત્રો કહેલાં છેઃ–तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥ १ ॥ मैत्री करुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनं ॥ २ ॥ અર્થાત્–પૂર્વે કથન કરેલા વિઘ્નરૂપ અંતરાયોની નિવૃત્તિ કરવા વાસ્તે યોગી પુરુષે કોઈ એક ઇષ્ટ તત્ત્વવિષે ચિત્તના પુનઃપુનઃ નિવેશરૂપ અભ્યાસ કરવો. ૧. સુહૃદ્તાનું નામ મૈત્રી છે; કૃપાનું નામ કરુણા છે; હર્ષનું નામ મુદિતા છે; ઉદાસીનતાનું નામ ઉપેક્ષા છે; અને સુખદુઃખ તથા પુણ્ય–અપુણ્ય એ ચાર શબ્દો યથાક્રમે સુખવાળાના, દુઃખવાળાના, તથા પુણ્યવાળાના તથા અપુણ્યવાળાના વાચક છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, સુખભોગવડે સંપન્ન સર્વ પ્રાણીઓવિષે "આ મારા મિત્રોને જે સુખ પ્રાપ્ત થયું છે, તે સર્વદા રહ્યા કરે" એ પ્રકારની મૈત્રી અધિકારી પુરુષે કરવી. સુખી પુરુષોને જોઇને "આ સુખ તેમને કેમ પ્રાપ્ત થયું?" એ પ્રકારની ઇર્ષા અધિકારી પુરુષે કરવી નહિ અને આ લોકમાં દુઃખી પ્રાણીઓ વિષે અધિકારી પુરુષે "કોઈ પ્રકારે તેમનાં દુઃખની નિવૃત્તિ થાય તો શ્રેષ્ઠ છે–સારું છે" એ પ્રકારની કૃપા જ કરવી. પણ દુઃખી પ્રાણીઓવિષે ઉપેક્ષાબુદ્ધિ કરવી નહિ તથા ઇર્ષા પણ કરવી નહિ. અને પુણ્યવાન્ પુરુષો વિષે તો તેમનાં પુણ્યની સ્તુતિનું કથન કરતાં હર્ષ જ કરવો; પણ તેઓ વિશે દ્વેષ તથા ઉપેક્ષા કરવાં નહિ. પાપાત્મા દુષ્ટ પુરુષો વિષે ઉદાસીનતારૂપ ઉપેક્ષા જ કરવી; પાપીઓ વિષે હર્ષ તથા દ્વેષ કરવો નહિ. આ પ્રકારે મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા એ ચારેનું સેવન કરનાર પુરુષવિષે એક શુક્લ ધર્મ ઉત્પન્ન થાય છે. ધર્મવિશેષના પ્રભાવથી રાગદ્વેષાદિ મળથી રહિત ચિત્ત પ્રસન્ન થઈને એકાગ્રતાને યોગ્ય થાય છે. ૨.

અહીં મૈત્રિઆદિ ચારે ધર્મો બીજા દૈવીસંપત્‌રૂપ ધર્મોનાં પણ ઉપલક્ષણ છે. બીજા ધર્મો, अभयं सत्त्वसंशुद्धिः ઇત્યાદિ વચનવડે તથા अमानित्वमदंभित्वम् ઇત્યાદિ વચનવડે શ્રીભગવાન્ પોતે જ, આગળ કથન કરશે. તે સર્વ ધર્મો શુભ વાસનારૂપ હોવાથી મલિન વાસનાના નિવર્તક જ છે. તેથી સર્વ પુરુષાર્થના પ્રતિબંધક હોવાથી પરમ શત્રુરૂપ રાગદ્વેષાદિને અધિકારી પુરુષે મહાન્ પ્રયત્નવડે પણ નિવૃત્ત કરવા. પતંજલિ ભગવાને યોગશાસ્ત્રમાં ચિત્તના પ્રસાદનવાસ્તે જેમ મૈત્રી–કરુણાદિ ઉપાયો કથન કર્યા છે, તેમ પ્રાણાયામાદિ બીજા ઉપાયો પણ કથન કર્યા છે. આ પ્રમાણે ચિત્તનું પ્રસાદન ભગવાનના અનુગ્રહવડે જે પુરુષને ઉત્પન્ન થાય છે, તે ભગ-

વત્ અનુગૃહીત પુરુષની પ્રત્યે જ सुखेन એ શબ્દ ભગવાને કથન કર્યો છે. ભગવત્ અનુગ્રહના વિના મનનો નિગ્રહ થઈ શકતો નથી. (૨૮)

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

શ્લોકાર્થ:–યોગયુક્ત આત્મા સર્વ પ્રપંચમાં સમબુદ્ધિવાળો થવા પછી આત્માને સર્વભૂતો વિશે સ્થિત તથા સર્વ ભૂતોને આત્માવિશે સ્થિત જૂવે છે. ૨૯

ટીકા:–સ્થાવર-જંગમ શરીરરૂપ સર્વ ભૂતોવિષે ભોક્તારૂપ રહેલો એક-અદ્વિતીય-વિભુ-સચ્ચિદાનંદરૂપ-પ્રત્યક્ સાક્ષી આત્મા છે. તે પ્રત્યક્ સાક્ષી આત્માને અનૃત-જડ-પરિચ્છિન્ન-દુ:ખરૂપ-સાક્ષ્ય પદાર્થોથી પૃથક્‌રૂપે સાક્ષાત્કાર કરે છે તથા તે પ્રત્યક્ સાક્ષી આત્માવિષે આધ્યાસિક સંબંધવડે સ્થિત જે મિથ્યાભૂત-પરિચ્છિન્ન-જડ-દુ:ખરૂપ-સર્વ ભૂતો છે, તે સાક્ષ્યરૂપ સર્વ ભૂતોને પ્રત્યક્ સાક્ષી આત્માવિષે કલ્પિત રૂપવડે સાક્ષાત્કાર કરવામાં આવે છે. "કયો પુરુષ તેનો સાક્ષાત્કાર કરે છે?" એવી જિજ્ઞાસા થતાં કહે છે:-योगयुक्तात्मा सर्वत्र समदर्शनः इति ॥ જેનો આત્મા એટલે કે જેનું અંતઃકરણ, વસ્તુના વિચારની પરમ કુશળતારૂપ યોગવડે યુક્ત થયું છે એટલે કે પ્રસાદને પ્રાપ્ત થયું છે, તે યોગયુક્તાત્મા કહેવાય છે. આ યોગજન્ય ઋતંભર નામના પ્રત્યક્ષવડે એક જ કાળે સર્વ સૂક્ષ્મ વસ્તુઓને, વ્યવહિત વસ્તુઓને તથા વિપ્રકૃષ્ટ વસ્તુઓને તે તુલ્ય (સરખી)જ દેખે છે. આ પ્રકારે સર્વ વસ્તુઓવિષે જેને સમાન દર્શન છે તે સમદર્શન કહેવાય છે. એવો સમદર્શન થયલો યોગયુક્ત આત્મા, પ્રત્યક્ આત્માને તથા તેના વિષે કલ્પિત અનાત્મપ્રપંચને, પૂર્વોક્ત રીતિથી યથાવત્ જાણે છે, એ વાત યુક્ત છે.

અથવા, આ શ્લોકનો આ પ્રમાણે બીજો અર્થ કરવો:-જે પુરુષ યોગયુક્તાત્મા છે તથા જે પુરુષ સર્વત્ર સમદર્શન છે, તે પુરુષ જ પ્રત્યક્ સાક્ષી આત્માનો સાક્ષાત્કાર કરે છે. એટલા કથનથી, યોગી પુરુષ તથા સમદર્શી પુરુષ બન્નેને આત્મસાક્ષાત્કારના અધિકારી કહ્યા. તાત્પર્ય એ છે કે, જેમ ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ સાક્ષી આત્માના સાક્ષાત્કારનો હેતુ છે; તેમ જડ-પ્રપંચના વિવેકવડે, સર્વત્ર અનુસ્યૂત ચૈતન્ય આત્માનો, જડ-પૃથક્ કરવારૂપ વિચાર પ્રપંચથી પણ, સાક્ષી આત્માના સાક્ષાત્કારનો હેતુ છે. આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિવિષે કેવળ યોગજ અવશ્ય અપેક્ષિત નથી. આ હેતુના કારણથી શ્રીવસિષ્ઠ ભગવાને રામચંદ્રની પ્રત્યે આ વચનો કહેલાં છે:-

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव । योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥ १ ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः । प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः ॥ २ ॥

અર્થાત્–હે રામચંદ્ર! સાક્ષી આત્માના ઉપાધિભૂત ચિત્તને સાક્ષી આત્માથી પૃથક્ કરી જે સાક્ષી આત્માનું દર્શન તે જ ચિત્તનો નાશ છે. એવા ચિત્તનાશના બે ઉપાયો છે. એક તો યોગ ઉપાય છે અને બીજો જ્ઞાન ઉપાય છે. તેમાં સર્વ વૃત્તિઓના નિરોધરૂપ અસંપ્રજ્ઞાત સમાધિનું નામ યોગ છે. આ અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ સંપ્રજ્ઞાત સમાધિમાંથી થાય છે. સંપ્રજ્ઞાત સમાધિમાં એક આત્માકાર વૃત્તિઓના પ્રવાહયુક્ત અંતઃકરણસત્ત્વનો સાક્ષી ચૈતન્ય અનુભવ કરે છે; અને અસંપ્રજ્ઞાત સમાધિમાં તો સર્વ વૃત્તિઓના નિરોધયુક્ત અંતઃકરણસત્ત્વ ઉપશાંત હોવાથી સાક્ષી ચૈતન્ય તેનો અનુભવ કરતું નથી. આટલી જ બન્ને સમાધિઓમાં વિશેષતા છે અને "સાક્ષી આત્માવિષે કલ્પિત સાક્ષ્ય પ્રપંચ મિથ્યા હોવાથી ત્રણે કાળમાં નથી–એક સાક્ષી આત્મા જ પરમાર્થ સત્ય છે." આ પ્રકારના સમ્યક્ વિચારનું નામ જ્ઞાન

છે. ૧. તેમાં કોઈ અધિકારી પુરુષને તો યોગ કઠિન પડે છે તથા વિચાર સુગમ પડે છે અને કોઈ અધિકારી પુરુષને યોગ સુગમ પડે છે તથા વિચાર કઠિન પડે છે. આ કારણથી પરમાત્મા દેવ શિવ બન્ને પ્રકારોનું કથન કરે છે. ૨.

આ બે ઉપાયોમાં પ્રથમ યોગરૂપ ઉપાયનો પ્રપંચને પરમાર્થ સત્ય માનનારા હૈરણ્યગર્ભાદિ પુરુષ અંગીકાર કરે છે. તેમના મતમાં, પરમાર્થ સત્ય ચિત્તના અદર્શનવડે સાક્ષી આત્માના દર્શન વિષે ચિત્ત નિરોધથી અતિરિક્ત બીજો કોઈ ઉપાય નથી; કિન્તુ કેવળ ચિત્તનો નિરોધ જ સાક્ષી આત્માના દર્શનનો ઉપાય છે. શ્રીમત્ શંકરાચાર્યના મતને અનુસરનારા તથા પ્રપંચને મિથ્યા માનનારા ઔપનિષદ પુરુષો તો બીજા વિચારરૂપ ઉપાયનો જ અંગીકાર કરે છે. ઔપનિષદ પુરુષોને અધિષ્ઠાન ચેતનનો દૃઢ સાક્ષાત્કાર થવા પછી, અધિષ્ઠાનવિષે કલ્પિત ચિત્તના તથા દૃશ્ય પ્રપંચના અદર્શનનો સંભવ અનાયાસે જ હોઈ શકે છે. પ્રપંચના અદર્શનવિષે તેમને યોગની અપેક્ષા રહેતી નથી. આ કારણથી શ્રીમત્ શંકરાચાર્યે કોઈ પણ સ્થળે બ્રહ્મવેત્તા પુરુષોને યોગની અપેક્ષા પ્રતિપાદન કરી નથી. માટે ઔપનિષદ પરમહંસ સંન્યાસી બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિવાસ્તે બ્રહ્મવેત્તા ગુરુની સમીપમાં જઇને વેદાંતવાકયોના શ્રવણમનનરૂપ વિચારવિષે જ પ્રવૃત્ત થાય છે, પણ યોગવિષે પ્રવૃત્ત થતા નથી. કારણ કે યોગવડે જે ચિત્તના કામ-ક્રોધાદિ દોષો નિવૃત્ત કરવામાં આવે છે તે, જો કદાચિત્ યોગવિના અન્ય કોઈ ઉપાયવડે નિવૃત્ત ન થાય, તો તે યોગ જ અવશ્ય અપેક્ષિત થાત; પરંતુ ચિત્તના દોષો તો વિચારવડે પણ નિવૃત્ત થઇ શકે છે; તેથી ઔપનિષદ પુરુષોને બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ વાસ્તે યોગ અવશ્ય અપેક્ષિત નથી, કિન્તુ વેદાંત વાકયોનો વિચાર જ અવશ્ય અપેક્ષિત છે. આ કારણથી તૈત્તિરીય ઉપનિષદમાં વરુણ ઋષિ ભૃગુપુત્રની પ્રત્યે વારંવાર વિચારરૂપ તપનું જ વિધાન કરે છે. (૨૯)

અવતરણિકા:-આ પૂર્વ શ્લોકમાં શુદ્ધ ત્વં પદાર્થનું નિરૂપણ કર્યું. હવે નીચેના શ્લોકમાં શુદ્ધ તત્પદાર્થનું નિરૂપણ કરવામાં આવે છે:-

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

શ્લોકાર્થ:-જે યોગી પુરુષ સર્વ પ્રપંચમાં હું રૂપ પરમેશ્વરને જૂવે છે તથા સર્વ પ્રપંચને હું રૂપ પરમેશ્વરવિશે દેખે છે, તે યોગી પુરુષને હું પરમેશ્વર પરોક્ષ હોતો નથી. તેમ જ તે યોગી પુરુષ હું રૂપ પરમેશ્વરને પણ પરોક્ષ હોતો નથી. ૩૦

ટીકા:-હે અર્જુન! तत्त्वमसि આ વાકયમાં રહેલા તત્શબ્દના અર્થરૂપ જે હું પરમેશ્વર છું, તે હું માયાઉપાધિવાળો પરમેશ્વર સર્વ પ્રપંચના કારણરૂપ છું, વાસ્તવિક રીતે સર્વ ઉપાધિઓથી રહિત છું, પરમાર્થસત્ય આનંદઘન છું, દેશ-કાલ-વસ્તુપરિચ્છેદથી રહિત હોવાથી અનંતરૂપ છું તથા સર્વ પ્રપંચવિષે સત્તાસ્ફુરણરૂપવડે અનુસ્યૂત છું. એવા પરમેશ્વરને જે યોગી પુરુષ સર્વ પ્રપંચવિષે વ્યાપક દેખે છે અર્થાત્ યોગજન્ય પ્રત્યક્ષ જ્ઞાનવડે મને અર્થાત્ પરમેશ્વરને અપરોક્ષ કરે છે, તથા જે યોગી પુરુષ આ સર્વ પ્રપંચને મારે, અર્થાત્ પરમેશ્વરવિષે દેખે છે અર્થાત્ હું રૂપ જે પરમેશ્વર તેને વિષે માયાવડે આરોપિત આ સર્વ પ્રપંચને, હું અધિષ્ઠાન અર્થાત્ પરમેશ્વરથી પૃથક્ મિથ્યારૂપ જ દેખે છે; આ પ્રકારે હું અર્થાત્ પરમેશ્વરના સ્વરૂપને તથા પ્રપંચના સ્વરૂપને યથાર્થ જાણનાર જે યોગી પુરુષને હું તત્પદાર્થરૂપ પરમેશ્વર કદાચિત્ પણ પરોક્ષ થતો નથી અર્થાત્ "તે ઈશ્વર મારાથી ભિન્ન છે," એ પ્રકારે યોગી પુરુષના પરોક્ષ જ્ઞાનનો વિષય હું-પરમેશ્વર થતો નથી; કિન્તુ યોગી પુરુષના યોગજન્ય અપરોક્ષ જ્ઞાનનો

વિષયજ હું–પરમેશ્વર થાઉં છું યદ્યપિ તત્પદાર્થ ઈશ્વરવિષે જે વાકયજન્ય અપરોક્ષ જ્ઞાનની વિષયતા છે, તે ત્વં પદાર્થ જીવની સાથે અભેદરૂપ જ છે. કેવળ ઈશ્વરવિષે વાકયજન્ય અપરોક્ષ જ્ઞાનની વિષયતા સંભવતી નથી. છતાં યોગજન્ય અપરોક્ષ જ્ઞાનની વિષયતા કેવળ ઈશ્વર વિષે પણ સંભવિત હોઈ શકે છે. આ પ્રકારે યોગજન્ય પ્રત્યક્ષ જ્ઞાનવડે પરમેશ્વર એવા મને અપરોક્ષ કરનાર યોગી પુરુષ હું જે પરમેશ્વર તેને પણ પરોક્ષ થતો નથી, કારણ કે વિદ્વાન્ પુરુષ મને–પરમેશ્વરને પોતાના આત્મરૂપ જ છે તથા અત્યંત પ્રિય છે. આ વાત ज्ञानी त्वात्मैव मे मत ઇત્યાદિ વચનોવડે આગળ પણ સ્પષ્ટ થશે અને પોતાનો આત્મા કોઈને પણ પરોક્ષ થતો નથી, કિન્તુ સર્વને અપરોક્ષ જ થાય છે, તેથી વિદ્વાન્ પુરુષ સર્વદા મારા અપરોક્ષ જ્ઞાનનોજ વિષય થાય છે. એ સર્વ વાત ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहं આ ગીતાવચનથી જ સિદ્ધ છે અને આ વાત મહાભારતમાં યુધિષ્ઠિરની પ્રત્યે ભગવાને પણ કહી છેઃ–अविद्वांस्तु स्वात्मानमपि सतं भगवंतं न पश्यति अतो भगवान् पश्यन्नपि तं न पश्यति इति ॥ અર્થાત્ હે યુધિષ્ઠિર! આત્મજ્ઞાનથી રહિત અવિદ્વાન્ પુરુષ છે, પોતાના આત્મારૂપે કરીને વિદ્યમાન થયલા પરમેશ્વરને પણ દેખતો નથી. આ કારણથી પરમેશ્વર પણ પોતાના સર્વજ્ઞ સ્વભાવથી સર્વ પ્રપંચને દેખતા છતાં પણ અવિદ્વાન પુરુષને દેખતો નથી. આ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-स एनमविदितो न भुनक्ति અર્થાત્ પરમાત્મા દેવ યદ્યપિ આ જીવના આત્મારૂપ જ છે, તથાપિ અજ્ઞાત થયલો પરમાત્માદેવ જીવનું જન્મ–મરણરૂપ સસારમાંથી રક્ષણ કરતો નથી, કે જેવી રીતે ગૃહમાં રહેલો નિધિ, અજ્ઞાત હોવાથી એ ગૃહી પુરુષની દરિદ્રતાનુ નિવૃત્ત કરી શકતો નથી અને વિદ્વાન્ પુરુષ તો સર્વદા અત્યંત સમીપ ભગવાનના અનુગ્રહને પાત્ર છે. ૩૦

અવતરણિકા–પૂર્વના બે શ્લોકોવડે શુદ્ધ ત્વં પદાર્થનું તથા શુદ્ધ તત્પદાર્થનું નિરૂપણ કર્યું. હવે, આ નીચેના શ્લોકમાં શુદ્ધ तत्त्वं પદાર્થોના અભેદરૂપ तत्त्वमसि એ વાકયનો અર્થ નિરૂપણ કરે છેઃ–

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्त्तमानोऽपि स योगी मयि वर्त्तते ॥ ३१ ॥

શ્લોકાર્થઃ–જે યોગી પુરુષ સર્વ ભૂતોમાં સ્થિત હું રૂપ તત્પદાર્થને પોતાના ત્વંપદાર્થની સાથે અભેદનો નિશ્ચય કર્યા પછી તેને અપરોક્ષ કરે છે, તે યોગી પુરુષ કોઈ પણ પ્રકારથી વ્યવહાર કરતો છતો હુંરૂપ પરમાત્માવિશે અભેદરૂપે કરી વર્તે છે. ૩૧

ટીકાઃ–હે અર્જુન! સર્વ ભૂતોવિષે અધિષ્ઠાનરૂપ સ્થિત તથા સર્વ પ્રપંચવિષે સત્તા સ્ફુરણરૂપ અનુસ્યૂત જે સત્તામાત્ર તત્પદના લક્ષ્યાર્થરૂપ હું–ઈશ્વર છુ, તે હું–ઈશ્વરને, પોતાના ત્વંપદના લક્ષ્યાર્થરૂપ પ્રત્યક્ સાક્ષીની સાથે અભેદ નિશ્ચય કરનાર, અર્થાત્ જેમ ઘટરૂપ ઉપાધિનો પરિત્યાગ કરતાં ઘટાકાશ મહાકાશરૂપ જ છે, તેમ અવિદ્યા–અતઃકરણાદિ ઉપાધિઓનો પરિત્યાગ કરીને હું–પરમેશ્વરનો પોતાના આત્માની સાથે અભેદ નિશ્ચય કરનાર, જે અધિકારી પુરુષ હું–પરમેશ્વરને ભજે છે, અર્થાત્ अहं ब्रह्मास्मि એ વેદાંત વાકયવડે ઉત્પન્ન થતા સાક્ષાત્કારવડે જે પુરુષ હું–પરમેશ્વરને અપરોક્ષ કરે છે, તે અધિકારી પુરુષ કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિવડે જીવન્મુક્ત થઇને કૃતકૃત્ય થાય છે. આ જીવન્મુક્ત પુરુષને બાધિતાનુવૃત્તિવડે જેટલા કાળસુધી શરીરાદિનું દર્શન વિદ્યમાન છે, તેટલા કાળસુધી વિલક્ષણ પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી, બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષ યાજ્ઞવલ્કયાદિની પેઠે સર્વ કર્મોના પરિત્યાગવડે વર્ત્તમાન થતો, અથવા વસિષ્ઠ–જનકાદિની પેઠે અગ્નિહોત્રાદિ વિહિત કર્મોના અનુષ્ઠાનવડે વર્ત્તમાન

અથવા દત્તાત્રેયાદિની પેઠે પ્રતિષિદ્ધ કર્મોવડે વર્ત્તમાન થતો, કોઈપણ રૂપવડે વ્યવહાર કરતો છતો "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે જાણીને હું-પરમાત્માવિષે જ અભેદરૂપ વર્તે છે. મારા પરમાનંદસ્વરૂપથી તે વિદ્વાન્ પુરુષ કદાચિત્ પણ પ્રચ્યુત થતો નથી અર્થાત્ વિદ્વાન્ પુરુષને સર્વ પ્રકારે મોક્ષના પ્રતિબંધકની શંકા નથી એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-तस्य ह न देवाश्च नाभूत्या ईशत आत्मा ह्येषां स भवति ॥ અર્થાત્-મહાન્ પ્રભાવવાળા જે ઇંદ્રાદિ દેવતાઓ છે, તે ઇંદ્રાદિ દેવતાઓ પણ વિદ્વાન્ પુરુષના મોક્ષવિષે પ્રતિબંધ કરવામાં સમર્થ નથી. કારણ કે વિદ્વાન્ પુરુષ દેવતાઓના આત્મારૂપ જ છે, અને પોતાના આત્માની કાંઈ પણ હાનિ કરતો નથી. જ્યારે ઇંદ્રાદિ દેવતાઓ પણ પ્રતિબંધ કરવાને સમર્થ થતા નથી, ત્યારે અન્ય ક્ષુદ્ર જીવ તેનો પ્રતિબંધ ન કરી શકે, એમાં તો શું જ કહેવાનું? યદ્યપિ નિષિદ્ધ કર્મોવિષે પ્રવૃત્તિ કરનારા જે રાગદ્વેષ છે, તે રાગદ્વેષ બ્રહ્મવેત્તા પુરુષમાં નથી, તેથી વિદ્વાન્ પુરુષની નિષિદ્ધ કર્મોવડે પ્રવૃત્તિ સંભવતી નથી, તથાપિ બ્રહ્મવેત્તા પુરુષની નિષિદ્ધ કર્મોવિષે પ્રવૃત્તિનો અંગીકાર કરીને આત્મજ્ઞાનની સ્તુતિ કરવાવાસ્તે શ્રીભગવાને सर्वथा वर्त्तमानोपि એ વચન કથન કર્યું છે. જેમ પૂર્વે हत्वापि स इमाँल्लोकान् हंति न निबध्यते એ વચન જ્ઞાનની સ્તુતિવાસ્તે કથન કર્યું હતું. તેમ सर्वथा वर्त्तमानोऽपि એ વચન પણ જ્ઞાનની સ્તુતિવાસ્તે જ છે. દત્તાત્રેય ભગવાનની જે નિષિદ્ધ કર્મવિષે પ્રવૃત્તિ થઈ છે, તે કાંઈ રાગદ્વેષથી થઈ નથી, કિન્તુ બહિર્મુખ લોકોના સહવાસની નિવૃત્તિ કરવા વાસ્તે થઈ છે. એ સર્વ વાત આત્મપુરાણના અગીઆરમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે. (૩૧)

અવતરણિકાઃ-આ પ્રકારે બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થતાં કોઈક વિદ્વાન્ પુરુષ, મનોનાશ અને વાસનાક્ષય એ બન્નેના અભાવથી જીવન્મુક્તિના સુખને અનુભવતો નથી તથા ચિત્તના વિક્ષેપે કરીને દુષ્ટ દુઃખને અનુભવે છે. વિદ્વાન્ પુરુષ અપરમયોગી કહેવાય છે. તે આ દેહનો પાત થયા પછી વિદેહ કૈવલ્યને અવશ્ય પ્રાપ્ત થાય છે અને આ શરીરના વિદ્યમાન કાળપર્યંત તો વિક્ષેપવડે દુષ્ટ દુઃખનો અનુભવ કરે છે; માટે વિદ્વાન્ પુરુષ અપરમયોગી કહેવાય છે. અને જે વિદ્વાન્ પુરુષ તત્ત્વજ્ઞાન, મનોનાશ, વાસનાક્ષય એ ત્રણેનો એક કાળે અભ્યાસ કરવાથી, દુષ્ટ દુઃખની નિવૃત્તિપૂર્વક, જીવન્મુક્તિના સુખનો અનુભવ કરીને, પ્રારબ્ધ કર્મની વશતાથી સમાધિમાંથી વ્યુત્થાનના કાળે સર્વ પ્રાણીઓને પોતાના આત્માની તુલ્ય દેખે છે, તે જ વિદ્વાન્ પુરુષ પરમયોગી કહેવાય છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ-

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પુરુષ સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને દૃષ્ટાંત કરી સુખ તેમ જ દુઃખને તુલ્ય દેખે છે, તે બ્રહ્મવેત્તા યોગી પુરુષ શ્રેષ્ઠ માનવામાં આવે છે. ૩૨

ટીકાઃ-હે અર્જુન! વિદ્વાન્ પુરુષ સર્વ પ્રાણીમાત્ર વિષે સુખને અથવા દુઃખને પોતાના આત્માના દૃષ્ટાંતવડે તુલ્ય જ જાણે છે, અર્થાત્ વિદ્વાન્ પુરુષ દ્વેષથી રહિત હોવાથી જેમ પોતાના અનિષ્ટને સંપાદન કરતો નથી, તેમ અન્ય પ્રાણીઓના પણ અનિષ્ટને સંપાદન કરતો નથી. આ પ્રકારે વિદ્વાન્ પુરુષ રાગથી રહિત હોવાથી જેમ પોતાના ઇષ્ટને સંપાદન કરે છે, તેમ અન્ય પ્રાણીઓના પણ ઇષ્ટને સંપાદન કરે છે; તે નિર્વાસનતાવડે શાંત મનવાળો બ્રહ્મવેત્તા યોગી પુરુષ પૂર્વોક્ત અપરમ યોગીથી શ્રેષ્ઠ છે; અર્થાત્ મનોનાશ-વાસનાક્ષયથી રહિત કેવળ તત્ત્વવેત્તા પુરુષ કરતાં મનોનાશ-વાસનાક્ષયવાળો તત્ત્વવેત્તા પુરુષ શ્રેષ્ઠ છે. આથી

તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેનો યથાક્રમે અભ્યાસ કરવા વાસ્તે અધિકારી પુરુષે મહાન્ પ્રયત્ન કરવો.

હવે તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેનું સ્વરૂપ વર્ણવે છે. સર્વ દ્વૈત પ્રપંચ અદ્વિતીય-સચ્ચિદાનંદરૂપ પરમાત્મા દેવવિષે માયાવડે કલ્પિત હોવાથી મિથ્યાભૂત જ છે. એક પરમાત્મા દેવ જ પરમાર્થ સત્યરૂપ છે. "એવો અદ્વિતીય પરમાત્માદેવ હું છું," એ પ્રકારના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહે છે અને પ્રદીપની જ્વાળાઓના સંતાનની પેઠે વૃત્તિઓના સંતાનરૂપ પરિણામને પ્રાપ્ત થયલું અંતઃકરણરૂપ દ્રવ્ય છે, મનનરૂપતાવડે મન કહેવાય છે અને વૃત્તિરૂપ પરિણામના પરિત્યાગવડે સર્વ વૃત્તિઓનું વિરોધી જે નિરોધાકારવડે થતું પરિણામ છે, તે જ મનનો નાશ છે અને પૂર્વાપરના વિચાર વિના શીઘ્ર જ ઉત્પન્ન થયલી જે ક્રોધાદિ વૃત્તિવિશેષ છે, તેના હેતુભૂત જે ચિત્તમાં રહેલા સંસ્કારવિશેષ છે, તે સંસ્કારોનું નામ વાસના છે. તેમાં વિવેકવડે ઉત્પન્ન થયલી જે ચિત્તના પ્રકાશની દૃઢ વાસનાઓ છે, તેમની પ્રબળતાથી, ક્રોધાદિની ઉત્પત્તિ કરનારાં બાહ્ય નિમિત્તો વિદ્યમાન હોવાં પણ જે ક્રોધાદિની અનુત્પત્તિ છે, તે વાસનાક્ષય કહેવાય છે.

હવે ત્રણેનાં પરસ્પર કાર્યકારણભાવ દર્શાવે છે. તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયા પછી મિથ્યાભૂત જગત વિષે, નરવિષાણાદિની પેઠે, બુદ્ધિની વૃત્તિ ઉત્પન્ન થતી નથી અને તે કાળે આત્મા અપરોક્ષ છે. તેથી આત્મા વિષે પણ વૃત્તિનો કાંઇ ઉપયોગ નથી; ઇંધનોથી રહિત અગ્નિની પેઠે મન નાશને જ પ્રાપ્ત થાય છે. આ રીતિથી તત્ત્વજ્ઞાન મનોનાશનું કારણ છે અને તેમનો નાશ થયા પછી સંસ્કારોનાં ઉદ્બોધક બાહ્ય નિમિત્તોની પ્રતીતિ થતી નથી. તેથી સંસ્કારરૂપ વાસનાનો પણ ક્ષય થઇ જાય છે. આ રીતિથી મનોનાશ વાસનાક્ષયનો હેતુ છે. અને વાસનાઓનો ક્ષય થયા પછી કારણનો અભાવ થવાથી ક્રોધાદિ વૃત્તિઓ ઉત્પન્ન થતી નથી. તેથી મનનો પણ નાશ થઇ જાય છે. આ રીતે વાસનાક્ષય, મનોનાશ વિષે કારણ છે. અને મનનો નાશ થયા પછી શમ-દમાદિ સાધનોની સંપત્તિવડે તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ રીતે મનોનાશ તત્ત્વજ્ઞાનનું કારણ છે અને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયા પછી રાગદ્વેષાદિરૂપ વાસનાનો પણ ક્ષય થઇ જાય છે. તેથી તત્ત્વજ્ઞાન વાસનાક્ષયનો હેતુ છે, અને વાસનાઓનો ક્ષય થયા પછી પ્રતિબંધનો અભાવ થવાથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેથી વાસનાક્ષય તત્ત્વજ્ઞાનનો હેતુ છે. આ રીતે તત્ત્વજ્ઞાન, મનોનાશ, વાસનાક્ષય એ ત્રણેનો પરસ્પર કાર્યકારણભાવ છે.

આ વાત વાસિષ્ઠ ગ્રન્થવિષે વસિષ્ઠ ભગવાને શ્રીરામચંદ્રની પ્રત્યે કથન કરી છેઃ—

तत्त्वज्ञानं मनोनाशो वासनाक्षय एव च । मिथः कारणतां गत्वा दु साध्यानि स्थितानि हि ॥ १ ॥
तस्माद्राघव यत्नेन पौरुषेण विवेकिना । भोगेच्छां दूरतस्त्यक्त्वा त्रयमेतत्समाश्रयेत् ॥ २ ॥

અર્થાત્-તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણે પરસ્પર કાર્યકારણભાવને પ્રાપ્ત થઇને અહીં દુઃસાધ્ય થઈ રહેલાં છે. (૧) આ કારણથી હે રામચંદ્ર! વિવેકયુક્ત પૌરુષ પ્રયત્ન કરીને ભોગની ઇચ્છાનો દૂરથી પરિત્યાગ કરીને અધિકારી પુરુષે ત્રણેનું આશ્રયણ કરવું. "જે

અહીં એ હેતુ છે કે, બ્રહ્મવિદ્યાનો અધિકારી બે પ્રકારનો હોય છે; એક તો કૃતોપાસ્તિ છે અને બીજો અકૃતોપાસ્તિ છે. તેમાં જે પુરુષ ઉપાસ્ય દેવતાના સાક્ષાત્કાર પર્યંત ઉપાસના કરીને પશ્ચાત્ તત્ત્વજ્ઞાનને વાસ્તે પ્રવૃત્ત થયો છે, તે પુરુષ કૃતોપાસ્તિ કહેવાય છે. કૃતોપાસ્તિ પુરુષને મનોનાશ, વાસનાક્ષય એ બે તત્ત્વજ્ઞાનની પૂર્વે જ દૃઢ છે. તેથી તત્ત્વજ્ઞાનની પછી કૃતોપાસ્તિ પુરુષને જીવન્મુક્તિ સ્વતઃજ સિદ્ધ થાય છે. અને જે પુરુષે તત્ત્વજ્ઞાનની પૂર્વે ઉપાસના કરી નથી, તે પુરુષ અકૃતોપાસ્તિ કહેવાય છે. અત્યારના કાળના મુમુક્ષુજનો વિશેષે કરીને તો અકૃતોપાસ્તિ જ હોય છે. અકૃતોપાસ્તિ મુમુક્ષુ ઔત્સુક્યમાત્રથી શીઘ્ર જ વિદ્યામાં પ્રવૃત્ત થાય છે અને અસંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગ વિના જ માત્ર ચેતન–જડવસ્તુના વિવેકવડે જ તાત્કાળિક મનોનાશ–વાસનાક્ષયને સંપાદન કરીને, શમદમાદિ સંપત્તિવડે શ્રવણ–મનન–નિદિધ્યાસનને સંપાદન કરે છે. દૃઢ અભ્યાસ કરેલા શ્રવણાદિવડે સર્વ બંધોનો નાશ કરનારું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. તત્ત્વજ્ઞાનથી અવિદ્યાગ્રંથિ, અબ્રહ્મત્વ, હૃદયગ્રંથિ, સંશય, કર્મ, અસર્વકામત્વ, મૃત્યુ, જન્મ, અસર્વત્વ ઇત્યાદિ સર્વ બંધો નિવૃત્ત થાય છે.

શ્રુતિ કહે છે કેઃ—एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रंथिं विकिरतीति हे सोम्य ॥ ब्रह्म वेद ब्रह्मैव भवति ॥ भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ सत्यं ज्ञानमनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान्कामान्सह ॥ तमेव विदित्वाऽतिमृत्युमेति ॥ यस्तु विज्ञानवान् भवत्यमनस्कः सदाशुचिः । स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति ॥ હવે યથાક્રમે સર્વ શ્રુતિઓનો અર્થ નિરૂપણ કરે છે. "હે પ્રિયદર્શન! જે પુરુષ હૃદયરૂપ ગુહામાં રહેલા આત્માદેવનો સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ અવિદ્યાગ્રંથિનો નાશ કરે છે. અને જે પુરુષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ બ્રહ્મરૂપ થાય છે. પરમાત્માદેવનો સાક્ષાત્કાર થતાં વિદ્વાન્ પુરુષની હૃદયગ્રંથિ ભેદનને પ્રાપ્ત થાય છે, સર્વ સંશયો છેદનને પ્રાપ્ત થાય છે તથા પ્રારબ્ધકર્મથી અતિરિક્ત સર્વ કર્મો પણ નાશને પ્રાપ્ત થાય છે. પરમ વ્યોમરૂપ હૃદયગુહાવિષે રહેલા સત્ય–જ્ઞાન–અનંત બ્રહ્મનો જે પુરુષ સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ સર્વ કામોને પ્રાપ્ત થાય છે. આત્માનો સાક્ષાત્કાર કરીને પુરુષ મૃત્યુથી રહિત થાય છે. જે પુરુષ વિજ્ઞાનવાળો છે તથા મનના નિરોધવાળો છે તથા સર્વદા શુચિ છે, તે પુરુષ પરમપદને પ્રાપ્ત થાય છે, જેથી પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી. અને જે પુરુષ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે જાણે છે, તે પુરુષ આ સર્વ જગતનો આત્મા થાય છે." ઇત્યાદિ શ્રુતિઓ તત્ત્વજ્ઞાનવડે સર્વ બંધોની નિવૃત્તિનું પ્રતિપાદન કરે છે. આ પ્રકારના સર્વ બંધોની નિવૃત્તિરૂપ વિદેહમુક્તિ આ દેહ વિદ્યમાન હોતાં પણ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિના સમાન કાળ જ જાણવી. કારણ કે બ્રહ્મવિષે અવિદ્યાવડે આરોપિત જે પૂર્વોક્ત બંધો છે, તે સર્વ બંધો તત્ત્વજ્ઞાનની પૂર્વે જ રહે છે. તત્ત્વજ્ઞાનવડે અવિદ્યાનો નાશ થયા પછી બંધ પણ નિવૃત્ત થઇ જાય છે, અને તત્ત્વજ્ઞાનવડે એકવાર નાશને પ્રાપ્ત થયેલો અવિદ્યાસહિત બંધ પુનઃ ઉત્પન્ન થતો નથી. તેથી તત્ત્વજ્ઞાનની શિથિલતા કરનાર કારણના અભાવથી તત્ત્વજ્ઞાન વિદ્વાન્ પુરુષનું તે પ્રકારનું થઇ રહે છે. અને પૂર્વે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે જે તાત્કાલિક મનોનાશ–વાસનાક્ષય સંપાદન કર્યા હતાં, તે મનોનાશ અને વાસનાક્ષય દૃઢ અભ્યાસના અભાવથી તથા ભોગના દેનારા પ્રારબ્ધ કર્મવડે બાધ્યમાન હોવાથી, વાયુવાળા દેશમાં રહેલા પ્રદીપની પેઠે શીઘ્ર જ નિવૃત્ત થઇ જાય છે. આ કારણથી અત્યારના કાળના અકૃતોપાસ્તિ તત્ત્વજ્ઞાનવાળા પુરુષને પૂર્વસિદ્ધ તત્ત્વજ્ઞાનવિષે કિંચિત્ માત્ર પણ પ્રયત્નની અપેક્ષા નથી; કિન્તુ તે વિદ્વાન્ પુરુષને મનોનાશ અને વાસનાક્ષય એ બન્ને પ્રયત્ને કરીને સાધ્ય છે. તેમાં મનનો નાશ તો પૂર્વે અસંપ્રજ્ઞાત સમાધિના નિરૂપણવડે કથન કરવામાં આવ્યો છે."

તેથી હવે વાસનાક્ષયનું નિરૂપણ કરે છે. વાસનાને જાણ્યાવિના વાસનાનો ક્ષય કરી શકાય નહિ, તેથી પ્રથમ વાસનાનું સ્વરૂપ જાણવું જોઇએ. વાસનાનું સ્વરૂપ વસિષ્ઠ ભગવાને નીચે પ્રમાણે કહ્યું છેઃ–दृढभावनया त्यक्तपूर्वापरविचारणम् । यदादानं पदार्थस्य वासना सा प्रकीर्तिता ॥ અર્થાત્–દૃઢ ભાવનાવડે પૂર્વાપરના વિચારથી રહિત થઇને જે પદાર્થનુ ગ્રહણ કરવું છે, તેનું નામ વાસના છે. અહીં પોતપોતાના દેશના આચારવિષે, પોતપોતાના કુળના ધર્મવિષે, પોતપોતાના સ્વભાવવિષે તથા પોતપોતાના દેશાદિવિષે રહેલા અપશબ્દો તથા સાધુશબ્દો વિષે પ્રાણીઓનો જે અભિનિવેશ, તેનું નામ વાસના છે. એ પ્રમાણે સામાન્યતઃ વાસનાનું સ્વરૂપ કહ્યુ.

હવે વિશેષતઃ કહે છે. વાસના બે પ્રકારની હોય છે. એક તો શુદ્ધ વાસના છે અને બીજી મલિન વાસના છે. તેમાં અમાનિત્વ અદંભિત્વ ઇત્યાદિ વક્ષ્યમાણ દૈવીસંપત્ શુદ્ધવાસના તત્ત્વ-જ્ઞાનના સાધનરૂપ હોવાથી એકરૂપ જ હોય છે અને બીજી મલિન વાસના ત્રણ પ્રકારની હોય છે. પહેલી લોકવાસના, બીજી શાસ્ત્રવાસના અને ત્રીજી દેહવાસના "સર્વ લોકો મારી નિંદા ન કરે, કિન્તુ સ્તુતિ કરે, તે પ્રકારનાં આચરણ હું કરું" એ પ્રકારનો જે અશક્ય અર્થનો અભિનિવેશ છે, તેને લોકવાસના કહે છે. આ લોકવાસના સંપાદન કરવી અશક્ય છે. કારણ કે પૂર્વે જે રામકૃષ્ણાદિ અવતારો થયા છે, તેમની પણ સર્વ લોકોએ સ્તુતિ કરી નહિ, કિન્તુ કોઇ દુષ્ટ લોકો તેમની પણ નિંદા કરતા રહે છે. જ્યારે સાક્ષાત્ ઈશ્વરની પણ સર્વ લોકોએ સ્તુતિ કરી નહિ, ત્યારે અત્યારના કાળના જીવોની સર્વ લોકો સ્તુતિ કેમ કરે? અર્થાત્ ન જ કરે. તેથી લોકવાસના સંપાદન કરવી અશક્ય છે. તથા લોકવાસના પુરુષાર્થને ઉપયોગી પણ નથી,

વેકી પુરુષને ઉપાદેયરૂપ પ્રતીત થાય છે, તથાપિ એ ત્રણે વાસનાઓ જિજ્ઞાસુ પુરુષને તો જ્ઞાનની ઉત્પત્તિ વિષે વિરોધી છે, અને વિદ્વાન્ પુરુષને તો જ્ઞાનનિષ્ઠાની વિરોધી છે. તેથી જિજ્ઞાસુ પુરુષે જ્ઞાનની પ્રાપ્તિવાસ્તે એ ત્રણે વાસનાઓનો પરિત્યાગ કરવો યોગ્ય છે તથા વિદ્વાન્ પુરુષે પણ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિવાસ્તે એ ત્રણે વાસનાઓનો પરિત્યાગ કરવો યોગ્ય છે. આટલા કથનથી ત્રણ પ્રકારની બાહ્ય વિષય વાસના નિરૂપણ કરી.

હવે અંતર મલિન વાસના તો કામ–ક્રોધ–દંભ–દર્પ ઈત્યાદિ આસુર સંપત્રૂપ હોય છે, તે આસુર સંપત્રૂપ વાસના સર્વ અનર્થોના મૂળભૂત માનસવાસના કહેવાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના એ ત્રણે બાહ્ય વાસનાઓ તથા આસુર સંપત્‌રૂપ અંતર વાસના એ ચારે મલિન વાસનાઓનો અધિકારી પુરુષે શુભ વાસનાવડે નાશ કરવો. એ વાત વસિષ્ઠ ભગવાને પણ શ્રીરામચંદ્રની પ્રત્યે કથન કરી છેઃ–मानसीवासनाः पूर्वं त्यक्त्वा विषयवासनाः ॥ અર્થાત્–હે રામચંદ્ર ! લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના એ ત્રણે વાસનાઓનું નામ વિષયવાસના છે. એવી મલિન વિષયવાસનાઓનો પરિત્યાગ કરીને તથા કામ–ક્રોધ–દંભ–દર્પાદિ આસુર સંપત્રૂપ મલિન માનસ વાસનાઓનો પરિત્યાગ કરીને, મૈત્રી, કરુણા, મુદિતા ઈત્યાદિ શુભ વાસનાઓને તું ગ્રહણ કર. અથવા આ શ્લોકમાં રહેલા विषयवासनाः मानसीवासनाः એ બન્ને શબ્દોનો આ પ્રમાણે બીજો અર્થ કરવોઃ–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચે વિષયો કહેવાય છે. આ શબ્દાદિ વિષયોની બે દશા હોય છે. એક તો ભુજ્યમાનત્વદશા અને બીજી કામ્યમાનત્વદશા. તેમાં ભોગની વિષયતાનું નામ ભુજ્યમાનત્વ છે અને કામનાની વિષયતાનું નામ કામ્યમાનત્વ છે. શબ્દાદિ વિષયોની ભુજ્યમાનત્વદશાથી ઉત્પન્ન થતા સંસ્કારોનું નામ વિષયવાસના છે અને કામ્યમાનત્વદશાથી ઉત્પન્ન થતા સંસ્કારોનું નામ માનસવાસના છે. આ પક્ષમાં પૂર્વે કથન કરેલી ચાર પ્રકારની વાસનાઓનો આ બે વાસનાઓ વિષે જ અંતર્ભાવ છે; કારણ કે બાહ્ય અને આભ્યંતર એ બે પ્રકારની વાસનાઓથી ભિન્ન બીજી કોઈ વાસના નથી. સર્વ વાસનાઓનો એ બે વાસનાઓ વિષે જ અંતર્ભાવ છે. તેમાં મલિન વાસનાઓની વિરુદ્ધ મૈત્રી–કરુણાદિ શુભ વાસનાઓનું જે ઉત્પાદન છે, એ જ મલિન વાસનાઓનો પરિત્યાગ છે. મૈત્રીઆદિ શુભ વાસના પતંજલિ ભગવાને યોગસૂત્રોવિષે કહેલી છે.

યદ્યપિ મૈત્રી આદિ શુભ વાસનાનું પૂર્વે સંક્ષેપથી પ્રતિપાદન કરવામાં આવેલું છે, તથાપિ તે પૂર્વોક્ત અર્થની દઢતા કરવા વાસ્તે પુનઃ તે મૈત્રી આદિનું સ્વરૂપ કથન કરે છે. એક પુરુષના ચિત્તને રાગ–દ્વેષ–પુણ્ય–અપુણ્ય એ ચાર જ મલિન કરે છે. તેમાં કોઈ સુખનો અનુભવ થયા પછી તે સુખના સ્મરણવડે સુખનાં સજાતીય બીજાં સુખોવિષે તથા તે સુખોનાં સાધનો વિષે, આ પ્રકારની અંતઃકરણની રાજસ વૃત્તિ વિશેષરૂપ જે તૃષ્ણા થાય કે–"એ સાધનો સહિત સર્વ વિષયસુખ મને પ્રાપ્ત થાય," તે તૃષ્ણા રાગ કહેવાય છે. આ સર્વ સુખોની પ્રાપ્તિ કરનારી જે દષ્ટ–અદષ્ટરૂપ કારણ સામગ્રી છે, તે સામગ્રીનો અભાવ થવાથી સર્વ સુખોને સંપાદન કરવાં અત્યંત અશક્ય છે. તેથી વિષયની પ્રાપ્તિથી રહિત થયેલો રાગ, પુરુષના ચિત્તને મલિન કરે છે. અને અધિકારી પુરુષ જ્યારે સર્વ સુખી પ્રાણીઓ વિષે "એ સર્વ સુખી પ્રાણી મારાં જ છે" એ પ્રકારની મૈત્રી સંપાદન કરે છે, ત્યારે તે સર્વ પ્રાણીઓનું સુખ (તેનું) પોતાનું જ સિદ્ધ થાય છે. આ પ્રકારની ભાવના કરનાર પુરુષનો સુખો વિષેનો રાગ નિવૃત્ત થઈ જાય છે. જેમ કોઈ રાજાને પોતાને રાજ્યથી વૈરાગ્યની પ્રાપ્તિ થતાં પણ તે પોતાના પુત્રાદિનાં રાજ્યને જ પોતાનું રાજ્ય માને છે, તેમ પુરુષ પણ પોતાનાં સુખવિષયક રાગની નિવૃત્તિ થતાં બીજા પ્રાણીઓના સુખને જ પોતાનું માને છે. આ પ્રમાણે મૈત્રી ભાવનાવડે જ્યારે રાગની નિવૃત્તિ થાય છે, ત્યારે વર્ષા નિવૃત્ત થયા પછી જેમ જળ શુદ્ધ થાય છે તેમ ચિત્ત શુદ્ધ થાય છે.

અને કોઈ દુઃખનો અનુભવ થયા પછી તે દુઃખના સ્મરણવડે દુઃખનાં સજાતીય બીજાં દુઃખો વિષે તથા તે દુઃખોનાં સાધનો વિષે, આ પ્રકારની જે તમોગુણમિશ્રિત રજોગુણના પરિણામરૂપ અંતઃકરણની વૃત્તિ વિશેષ થાય કે "એ સાધનો સહિત સર્વ દુઃખો મને કદાચિત્ પણ પ્રાપ્ત થાય નહિ," તેનું નામ દ્વેષ છે. દુઃખના હેતુરૂપ શત્રુ વ્યાઘ્રાદિ વિદ્યમાન હોતાં દુઃખને નિવૃત્ત કરવું અશક્ય છે અને સર્વ દુઃખોના હેતુઓનું હનન કરવામાં પણ કોઈ સમર્થ નથી. તેથી દ્વેષ એ પુરુષના ચિત્તને સર્વદા દગ્ધ કરે છે. અને અધિકારી પુરુષ, જ્યારે પોતાની પેઠે "એ સર્વ પ્રાણીઓને એ દુઃખ પ્રાપ્ત થાય નહિ" એ પ્રકારની કરુણા સર્વ દુઃખી પ્રાણીઓ વિષે કરે છે, ત્યારે એ પુરુષનો વૈરી આદિ વિષેનો દ્વેષ નિવૃત્ત થઇ જાય છે. તે દ્વેષ નિવૃત્ત થયા પછી અધિકારી પુરુષનું ચિત્ત નિર્મળ થાય છે. એ વાત સ્મૃતિમાં પણ કહી છેઃ–

શ્લોકઃ ॥ प्राणा यथाऽऽत्मनोऽभीष्टा भूतानामपि ते तथा । आत्मौपम्येन भूतेषु दयां कुर्वन्ति साधवः ॥

અર્થાત્–જેમ એક પુરુષને પોતાના પ્રાણ અત્યંત પ્રિય હોય છે, તેમ સર્વ ભૂતોને પોતપોતાના પ્રાણ અત્યંત પ્રિય હોય છેઃ આ પ્રકારનો વિચાર કરીને શ્રેષ્ઠ મહાત્મા પુરુષ પોતાના આત્માની પેઠે સર્વ ભૂત પ્રાણીઓ વિષે દયા જ કરે છે. આ અર્થ શ્રીભગવાન્ અહીં आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन એ શ્લોકમાં કથન કરે છે અને પ્રાણી સ્વભાવથી જ પુણ્ય કર્મોનું અનુષ્ઠાન કરતો નથી, પણ પાપ કર્મોનું અનુષ્ઠાન કરે છેઃ એ વાત પણ શાસ્ત્રમાં કહેલી છેઃ—

पुण्यस्य फलमिच्छंति पुण्यं नेच्छंति मानवाः । न पापफलमिच्छंति पापं कुर्वंति यत्नतः ॥

અર્થ–મનુષ્ય પુણ્યકર્મના સુખરૂપ ફળની તો ઇચ્છા કરે છે, પરતુ પુણ્યકર્મ કરવાની ઇચ્છા કરતો નથી; અને મનુષ્ય પાપના દુઃખરૂપ ફળની ઇચ્છા કરતો નથી, પરંતુ પાપકર્મ તો પ્રયત્નથી કરે છે. પુણ્યકર્મ નહિ કરવાથી પુરુષને પશ્ચાત્તાપની પ્રાપ્તિ થાય છે અને પાપકર્મ કરવાથી પણ પુરુષને પશ્ચાત્તાપની પ્રાપ્તિ થાય છેઃ એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ–किमहं साधु नाकरवं किमहं पापमकरवम् અર્થાત્ જે પુરુષ પાપકર્મો કરતો નથી, તે પુરુષ બીજા પુણ્યવાન્ પુરુષોને સુખી થયેલા જોઇને "એવાં સુખની પ્રાપ્તિ કરનાર પુણ્યકર્મો મેં શા વાસ્તે ન કર્યાં?" એ પ્રમાણે પશ્ચાત્તાપ કરે છે; તેથી પુણ્યકર્મ નહિ કરવાથી પુરુષને પશ્ચાત્તાપની પ્રાપ્તિ થાય છે, અને જે પુરુષ પાપકર્મ કરે છે, તે જ્યારે પાપકર્મનાં દુઃખરૂપ ફળને પ્રાપ્ત થાય છે, ત્યારે "એવાં દુઃખની પ્રાપ્તિ કરનાર પાપકર્મો મેં શા વાસ્તે કર્યાં?" એ પ્રમાણે પશ્ચાત્તાપ કરે છે; તેથી પાપકર્મ કરવાથી પુરુષને પશ્ચાત્તાપની પ્રાપ્તિ થાય છે, અને અધિકારી પુરુષ જ્યારે પુણ્યવાન્ પુરુષો વિષે મુદિતા કરે છે, ત્યારે તે શુભ વાસનાવાળો થયલો પુરુષ પોતે પણ સાવધાન થઇને અશુક્લકૃષ્ણ નામે પુણ્ય વિશેષ વિષે પ્રવૃત્ત થાય છે. એ વાત યોગસૂત્રોમાં પતંજલિ ભગવાને પણ કહેલી છેઃ– कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ અર્થાત્ યોગી પુરુષોનાં કર્મો તો અશુક્લકૃષ્ણ હોય છે અને અયોગી પુરુષોનાં કર્મો તો શુક્લ, કૃષ્ણ, શુક્લકૃષ્ણ એ ત્રણ પ્રકારનાં હોય છે. તેમાં જે કર્મ કેવળ મન–વાણીવડે જ સાધ્ય થાય છે તથા એક સુખરૂપ ફળની જ પ્રાપ્તિ કરે છે, તે કર્મ શુક્લકર્મ કહેવાય છે. એવાં શુક્લકર્મો વેદાધ્યયનપરાયણ બ્રહ્મચારી પુરુષોનાં તથા તપસ્વી પુરુષોનાં હોય છે, અને જે કર્મ કેવળ દુઃખની જ પ્રાપ્તિ કરે છે, તે કર્મ કૃષ્ણકર્મ કહેવાય છે. એવાં કૃષ્ણકર્મો તો દુરાત્મા પુરુષોનાં હોય છે, અને જે કર્મ સુખ–દુઃખમિશ્રિત ફળની પ્રાપ્તિ કરે છે તથા વ્રીહિ–યવાદિ બાહ્ય સાધનોવડે સાધ્ય થાય છે, તે કર્મ શુક્લકૃષ્ણ કહેવાય છે. શુક્લકૃષ્ણ કર્મો તો સોમયાગાદિ વિષે પ્રીતિમાન્ પુરુષોનાં હોય છે; કારણ કે સોમયાગાદિ વિષે વ્રીહિ આદિને ખાંડવાથી પિપીલિકા જેવા જંતુઓને પીડાની પ્રાપ્તિ થાય છે અને દક્ષિણાઆદિ દેવાથી બ્રાહ્મણાદિની પ્રસન્નતા પણ થાય છે, તેથી યાજ્ઞિક પુરુષોનું કર્મ શુક્લકૃષ્ણ કહેવાય છે. એ

ત્રણ પ્રકારનાં કર્મો અયોગી પુરુષોનાં જ હોય છે, અને સંન્યાસી યોગી પુરુષે તો વ્રીહિ-યવાદિ બાહ્ય સાધનોવડે સિદ્ધ થનારાં યાગાદિ કર્મોનો પરિત્યાગ કરેલો હોય છે તેથી યોગી પુરુષોનું શુક્લકૃષ્ણ કર્મ હોતું નથી. યોગી પુરુષ અવિદ્યાદિ સર્વ ક્લેશોથી રહિત છે, તેથી યોગી પુરુષોનું કૃષ્ણકર્મ પણ હોય નહિ, તેમજ યોગી પુરુષ યોગજન્ય ધર્મનાં ફળની ઇચ્છા ન કરીને ધર્મને ઇશ્વરવિષે અર્પણ કરે છે, તેથી યોગી પુરુષોનું શુક્લ કર્મ પણ હોતું નથીઃ કિન્તુ ચિત્તની શુદ્ધિદ્વારા તથા વિવેકખ્યાતિદ્વારા એક મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ કરનાર અશુક્લકૃષ્ણ નામે પુણ્યકર્મ યોગી પુરુષોનું હોય છે. જે અધિકારી પુરુષ પાપાત્મા પુરુષો વિષે ઉપેક્ષા કરે છે, તે અધિકારી પુરુષ વાસનાવાળો થઇને પોતે પણ પાપકર્મોથી નિવૃત્ત થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, પુણ્યવાન્ પુરુષો વિષે મુદિતા કરનાર પુરુષને તથા પાપી પુરુષો વિષે ઉપેક્ષા કરનાર પુરુષને પુણ્યકર્મો ન કરવા નિમિત્તનો પશ્ચાત્તાપ તથા પાપકર્મો કરવા નિમિત્તનો પશ્ચાત્તાપ પ્રાપ્ત થતો નથી. પશ્ચાત્તાપનો અભાવ થતાં તે પુરુષનું ચિત્ત નિર્મળતાને પ્રાપ્ત થાય છે, કિંવા આ પ્રકારે સુખી પ્રાણીઓ વિષે મૈત્રીભાવના કરનાર પુરુષનો કેવળ રાગ જ એકલો નિવૃત્ત થતો નથી, કિન્તુ મૈત્રીભાવનાવડે અસૂયા-ઈર્ષ્યા વગેરે પણ નિવૃત્ત થઇ જાય છે. અન્ય પુરુષોના ગુણોવિષે જે દોષો પ્રકટ કરવા, તે અસૂયા કહેવાય છે અને પરના ગુણોને જે સહન ન કરવા, તે ઈર્ષ્યા કહેવાય છે. જ્યારે મૈત્રીભાવનાની વશતાથી અધિકારી પુરુષ સર્વ પ્રાણીઓના સુખને પોતાનું કરીને જ માને છે, ત્યારે પરગુણો વિષે તે પુરુષની અસૂયા તથા ઈર્ષ્યા કદાચિત્ પણ થતાં નથી. આ પ્રમાણે દુઃખી પ્રાણીઓ વિષે કરુણાની ભાવના કરનાર પુરુષનો, શત્રુઆદિનો વધ કરનારો દ્વેષ, જ્યારે નિવૃત્ત થઈ જાય છે, ત્યારે બીજાને દુઃખી જોઈને તથા પોતાને સુખી જોઇને જે દર્પ ઉત્પન્ન થાય છે, તે દર્પ પણ નિવૃત્ત થઈ જાય છે. એ પ્રકારે બીજા દોષોની નિવૃત્તિ પણ જાણી લેવી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અધિકારી પુરુષે જીવન્મુક્તિના સુખ વાસ્તે તત્ત્વજ્ઞાન, મનોનાશ, વાસનાક્ષય એ ત્રણેનો અભ્યાસ કરવો.

કોઈ પણ પ્રકારે પુનઃ પુનઃ જે તત્ત્વનું સ્મરણ છે, તેને તત્ત્વજ્ઞાનાભ્યાસ કહેવામાં આવે છે, એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છે;–तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् । एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥१॥ सर्गादावेव नोत्पन्नं दृश्यं नास्त्येव तत्सदा । इदं जगदहं चेति बोधाभ्यासं विदुः परम् ॥ २ ॥ અર્થ–અદ્વિતીય બ્રહ્મનું જે વારંવાર ચિંતન છે, બ્રહ્મનું જે વારંવાર કથન છે, પરસ્પર તેનું જે બોધન છે તથા જે નિરંતર એક બ્રહ્મપરતા છે, તેને વિદ્વાન્ પુરુષો બ્રહ્માભ્યાસ કહે છે. (૧) આ દૃશ્ય પ્રપંચ સૃષ્ટિના આદિકાળે જ ઉત્પન્ન થયો નથી, તેથી એ દૃશ્ય પ્રપંચ ત્રણે કાળમાં નથી. અને "હું સ્વયંજ્યોતિ અધિષ્ઠાન આત્મા સર્વદા વિદ્યમાન છું" એ પ્રકારનો જે નિરંતર વિચાર છે તેને બોધાભ્યાસ કહે છે. (૨) દૃશ્ય પ્રપંચના અવભાસનો વિરોધી જે યોગાભ્યાસ છે, તેને મનોનિરોધાભ્યાસ કહે છે. એ વાત પણ શાસ્ત્રમાં કહેલી છે;–अत्यंताभावसंपत्तौ ज्ञातुर्ज्ञेयस्य वस्तुनः । युक्त्या शास्त्रैर्यतंते ये तेऽप्यत्राभ्यासिनः स्थिताः ॥ અર્થ–જ્ઞાતા અને જ્ઞેય વસ્તુ એ બન્ને વિષે જે મિથ્યાત્વ બુદ્ધિ છે, તે અભાવ સંપત્તિ કહેવાય છે, અને તે બન્નેની જે સ્વરૂપથી જ અપ્રતીતિ છે, તે અત્યંતાભાવસંપત્તિ કહેવાય છે. આ અત્યંતાભાવ સંપત્તિને વાસ્તે જે પુરુષો યોગવડે તથા શાસ્ત્રોવડે પ્રયત્ન કરે છે, તે પુરુષો મનોનિરોધના અભ્યાસવાળા કહેવાય છે અને દૃશ્ય પ્રપંચના અસંભવ બોધવડે જે રાગદ્વેષાદિની ક્ષીણતા કરવી, તેને વાસનાક્ષયનો અભ્યાસ કહેવામાં આવે છે; એ વાત પણ અન્ય શાસ્ત્રમાં કહેલી છે;–दृश्यासंभवबोधेन रागद्वेषादितानवे । रतिर्घनोदिता याऽसौ ब्रह्माभ्यासः स उच्यते અર્થ–એ દૃશ્ય પ્રપંચના અસંભવ બોધવડે રાગ-દ્વેષાદિની ક્ષીણતા કરવામાં જે દૃઢ રતિ ઉત્પન્ન થાય છે, તે બ્રહ્માભ્યાસ

કહેવાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જે પુરુષ તત્ત્વજ્ઞાનના અભ્યાસવડે, મનોનાશના અભ્યાસવડે તથા વાસનાક્ષયના અભ્યાસવડે રાગ દ્વેષાદિ વિકારોથી રહિત થઇને, પોતાના તથા પરાયાં સુખ–દુઃખાદિ વિષે સમદૃષ્ટિવાળો છે, તે પુરુષ પરમયોગી છે; અને જે પુરુષ વિષમ દૃષ્ટિવાળો છે, તે પુરુષ તત્ત્વજ્ઞાનવાળો હોવા છતાં પણ અપરમ યોગી જ છે. (૩૨)

અવતરણિકાઃ—શ્રીભગવાને પૂર્વે વિસ્તારથી કથન કરેલો જે મનના નિરોધરૂપ યોગ છે, તેનો નિષેધ કરતાં અર્જુન પ્રશ્ન કરે છેઃ-

अर्जुन उवाच–योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥

શ્લોકાર્થઃ-અર્જુન કહે છેઃ-હે મધુસૂદન! તમે જે યોગને સમત્વ કરી કથન કર્યો છે, તે યોગની સ્થિર સ્થિતિને, મન અત્યંત ચંચળ હોવાથી, હું અર્જુન જોઈ શકતો નથી. ૩૩

ટીકાઃ-અર્જુને કહ્યું; હે મધુસૂદન! અર્થાત્ હે સર્વ વૈદિક સંપ્રદાયના પ્રવર્ત્તક! તેં–સર્વજ્ઞ ઈશ્વરે જે સર્વત્ર સમદૃષ્ટિરૂપ પરમયોગ, પૂર્વે સમભાવવડે કથન કર્યો છે, અર્થાત્ ચિત્તમાં રહેલા વિષમ દૃષ્ટિના હેતુભૂત જે રાગ–દ્વેષાદિ છે, તે રાગ–દ્વેષાદિના નિરાકરણવડે જે યોગ કથન કર્યો છે, તે સર્વ મનોવૃત્તિ–નિરોધરૂપ યોગની દીર્ઘકાળ પર્યંત રહેનારી વિદ્યમાનતારૂપ સ્થિતિને હું–અર્જુન દેખતો નથી. અર્થાત્ એવા સર્વ વૃત્તિઓના નિરોધરૂપ યોગની દીર્ઘકાળ પર્યંત સ્થિતિ થાય છે, એ પ્રકારની સંભાવના મને થતી નથી.

શ્રીભગવાન્:-"હે અર્જુન! એવી સંભાવના તને શા વાસ્તે થતી નથી?"

અર્જુનઃ-(चंचलत्वात् इति) હે ભગવન્! આ મન અત્યંત ચંચલ છે, એક ક્ષણમાત્ર પણ સ્થિર થતું નથી, એ કારણથી તે અર્થની સંભાવના મને થતી નથી. (૩૩)

અવતરણિકાઃ-હવે અર્જુન મનના ચંચલ સ્વભાવનું–સર્વલોકશાસ્ત્રની પ્રસિદ્ધતાવડે–ઉપપાદન કરે છેઃ-

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

શ્લોકાર્થઃ-હે કૃષ્ણ! આ મન જે પ્રસિદ્ધ રીતે ચંચળ છે, પ્રમાથિ છે, બળવાન્ છે તથા દૃઢ છે, તેના નિગ્રહને હું અર્જુન વાયુના નિગ્રહની માફક અત્યંત કઠિન માનું છું. ૩૪

ટીકાઃ-હે કૃષ્ણ ભગવન્! આ મન ચંચલ છે અર્થાત્ અત્યંત ચલનસ્વભાવવાળું છે, કદાચિત્ પણ સ્થિર થતું નથી. એવો મનનો ચંચલ સ્વભાવ સર્વ લોકોને અનુભવસિદ્ધ છે. હે ભગવન્! એ મન કેવળ ચંચળ જ નથી, કિન્તુ પ્રમાથિ પણ છે. શરીરને તથા ઇંદ્રિયોને ક્ષોભની પ્રાપ્તિ કરવાનો જેનો સ્વભાવ હોય છે, તે પ્રમાથિ કહેવાય છે. અર્થાત્ મન શરીર–ઇંદ્રિયોનું ક્ષોભક હોવાથી શરીર–ઇંદ્રિયોની વિવશતાનો હેતુ છે, તેથી પ્રમાથિ છે. હે ભગવન્! એ મન કેવળ ચંચલ તથા પ્રમાથિ નથી, કિન્તુ એ મન બળવાન્ પણ છે, અર્થાત્ મનને અભિપ્રેત વિષયથી કોઈ પણ ઉપાયવડે નિવૃત્ત કરવું અશક્ય છે. આ લોકમાં કોઈ કાર્યમાં પ્રવૃત્ત થયેલા જે પુરુષને કોઇ પણ અન્ય પુરુષ નિવૃત્ત કરવાને સમર્થ હોતો નથી, તે પુરુષને બળવાન્ કહેવામાં આવે છે; તેમ જ કોઈ વિષયમાં પ્રવૃત્ત થયલા મનને તે વિષયમાંથી નિવૃત્ત કરી શકાતું નથી, તેથી એ મન અત્યંત બળવાન્ છે. મન દૃઢ છે, અર્થાત્ અનેક જન્મોની અનેક સહસ્ર વિષયવાસનાઓવડે યુક્ત હોવાથી ભેદન કરવામાં અશક્ય છે,

તંતુનાગની પેઠે અચ્છેદ્ય હોવાથી એ મન દૃઢ છે. અહીં નાગપાશનું નામ તંતુનાગ છે. અથવા જળના મહાહ્રદવિષે રહેનારા કોઈ જંતુવિશેષનું નામ તંતુનાગ છે. (જે જંતુવિશેષને ગુર્જરાદિ દેશોમાં 'તાંતની' નામથી કહેવામાં આવે છે.)

અર્જુને चंचलं, प्रमाथि, बलवत्, दृढं એ ચાર વિશેષણો 'મન'ને માટે કથન કર્યાં છે. તે ચારે વિશેષણોમાં પૂર્વ-પૂર્વ વિશેષણની સિદ્ધિવિષે ઉત્તર-ઉત્તર વિશેષણ હેતુરૂપ છે. જેમ મન અત્યંત દૃઢ હોવાથી બળવાન્ છે તથા બળવાન્ હોવાથી મન પ્રમાથિ છે, તથા પ્રમાથિ હોવાથી તે અત્યંત ચંચળ છે. હે ભગવન્! જેમ મહામત્ત વનહસ્તી (જંગલી હાથી)નો, નિગ્રહ કરવો તે અત્યંત કઠિન હોય છે, તેમ મનના નિગ્રહને અર્થાત્ (મનને) સર્વ વૃત્તિઓથી રહિત સ્થિત કરવાને હું-અર્જુન દુષ્કર માનું છું, અર્થાત્ સર્વ પ્રકારે મનનો નિગ્રહ કરવો, તેને હું અશક્ય માનું છું. મનના નિગ્રહની અશક્યતાવિષે અર્જુન દૃષ્ટાંત કહે છે-वायोरिव इति-હે ભગવન્! જેમ આકાશવિષે ચલાયમાન થઇ રહેલો જે વાયુ છે, તે વાયુની નિશ્ચલતાને સંપાદન કરીને તે વાયુનો નિરોધ કરવો તે અત્યંત અશક્ય છે, તેમ સર્વથા ચંચલ મનની નિશ્ચલતાને સંપાદન કરીને મનનો નિરોધ કરવો તે પણ અત્યંત અશક્ય છે. એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છેઃ-अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि । अपि वह्न्यशनात् साधो विषमश्चित्तनिग्रहः ॥ અર્થાત્-હે સાધો! મહાન્ સમુદ્રનું પાન કરવા કરતાં, સુમેરુ પર્વતને મૂળમાંથી ઉખાડવા કરતાં તથા અગ્નિને ભક્ષવા કરતાં પણ, ચિત્તનો નિગ્રહ કરવો અત્યંત કઠિન છે.

અહીં हे कृष्ण એ સંબોધનવડે અર્જુને શ્રીભગવાનની પ્રત્યે એ અર્થ સૂચવ્યો છે કે-दोषान् कर्षति-निवारयतीति कृष्णः॥ અથવા पुरुषार्थानाकर्षयति-प्रापयतीति कृष्णः॥ અર્થાત્ ભક્તજનોના જે પાપાદિ દોષોને નિવૃત્ત કરવા અશક્ય છે, તે પાપાદિ દોષોને પણ જે નિવૃત્ત કરે છે, તેનું નામ કૃષ્ણ છે; અથવા ભક્તજનોને સર્વ પ્રકારે પ્રાપ્ત થવાને અશક્ય જે પુરુષાર્થો છે તે પુરુષાર્થોને પણ જે પ્રાપ્ત કરે છે, તેનું નામ કૃષ્ણ છે. એવા કૃષ્ણ નામવાળા આપ છો. તેથી પોતાના નામને સાર્થક કરવાને વાસ્તે મારા ચિત્તની દુર્નિવાર ચંચલતાને આપ અવશ્ય નિવૃત્ત કરશો તથા દુષ્પ્રાપ સમાધિસુખને પણ આપ અવશ્ય પ્રાપ્ત કરશો.

અહીં અર્જુનનો એ હેતુ છે કે,-તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થતાં પણ, પ્રારબ્ધ કર્મના ભોગ વાસ્તે જીવતા વિદ્વાન્ પુરુષના કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખ, દુઃખ, રાગ, દ્વેષ ઇત્યાદિ ચિત્તના ધર્મો બાધિતાનુવૃત્તિવડે વિદ્યમાન હોતાં પણ ક્લેશના હેતુ હોવાથી બંધરૂપ જ થાય છે અને સર્વ ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ યોગવડે જે બંધની નિવૃત્તિ છે, તેનું નામ જીવન્મુક્તિ છે, કે જે જીવન્મુક્તિને સંપાદન કરવાથી વિદ્વાન્ પુરુષ પરમ યોગી કહેવાય છે. એ વાત આપે પૂર્વે કથન કરી છે. આ અર્થ વિષે મારું કહેવું એમ છે કે, બંધ સાક્ષી ચેતનથી નિવૃત્ત કરો છો? અથવા ચિત્તથી બંધ નિવૃત્ત કરો છો? તેમાં પ્રથમ પક્ષનો જો અંગીકાર કરો, તો તે સંભવતું નથી. કારણ કે પૂર્વે ઉત્પન્ન થયેલા તત્ત્વજ્ઞાને જ સાક્ષીના બંધની નિવૃત્તિ કરી છે. બંધની નિવૃત્તિ વિષે યોગનો કિંચિત્ માત્ર પણ ઉપયોગ નથી. બંધ ચિત્તથી નિવૃત્ત કરાય છે, એમ બીજા પક્ષનો જો અંગીકાર કરો, તો તેમ પણ સંભવતું નથી. કારણ કે બંધ સાક્ષી ચેતન વિષે જેમ આરોપિત છે, તેમ જો ચિત્ત વિષે આરોપિત થાય, તો બંધ ચિત્તથી નિવૃત્ત કરી શકાય; પરંતુ બંધ એ ચિત્ત વિષે આરોપિત નથી, કિન્તુ બંધ ચિત્તનો સ્વભાવ જ છે; અને જે જેનો સ્વભાવ હોય છે, તે સ્વભાવની નિવૃત્તિ સહસ્ર ઉપાયોવડે પણ થતી નથી. જેમ જળનો સ્વભાવ આર્દ્રપણું છે તથા અગ્નિનો સ્વભાવ ઉષ્ણપણું છે, તે સ્વભાવ જળમાંથી તથા અગ્નિમાંથી અનેક ઉપાયોવડે પણ નિવૃત્ત કરી શકાતો નથી; તેમ ચિત્તનો સ્વભાવ પણ નિવૃત્ત કરી શકાતો

નથી, અને શાસ્ત્રમાં ચિત્તને ક્ષણે ક્ષણે પરિણામ સ્વભાવવાળું કથન કરેલું છે–प्रतिक्षणपरिणामिनो हि भावा ऋते चितिशक्तेः ॥ અર્થાત્–ચૈતન્ય આત્માથી ભિન્ન જેટલા અનાત્મ પદાર્થો છે, તે સર્વ અનાત્મ પદાર્થો ક્ષણે ક્ષણે પરિણામને પ્રાપ્ત થાય છે. કિંવા પ્રારબ્ધ કર્મરૂપ પ્રતિબંધ વિદ્યમાન હોતાં બંધની નિવૃત્તિ સંભવતી નથી. કારણ કે અવિદ્યાનો તથા અવિદ્યાનાં કાર્યનો નાશ કરવામાં પ્રવૃત્ત થયલું જે તત્ત્વજ્ઞાન છે તે તત્ત્વજ્ઞાનના પણ પ્રતિબંધવડે પ્રારબ્ધકર્મ પોતાનાં ફળો દેવાને વાસ્તે આ દેહ–ઈંદ્રિયાદિસંઘાતને સ્થિત કરે છે; અર્થાત્ તે સંઘાતને નિવૃત્ત થવા દેતું નથી અને ચિત્તની વૃત્તિઓ વિના પ્રારબ્ધકર્મ પોતાના સુખ–દુઃખના ભોગરૂપ ફળને સંપાદન કરી શકતું નથી. કારણ કે સુખાકાર તથા દુઃખાકાર ચિત્તની વૃત્તિને જ શાસ્ત્રમાં ભોગ કહે છે. ચિત્તની વૃત્તિ વિના સુખ–દુઃખનો ભોગ સંભવતો નથી. તેથી જો કે સ્વાભાવિક પણ ચિત્તનાં પરિણામોના યોગવડે યથા કથંચિત્ (જેમ તેમ કરીને) અભિભવ થઈ શકે છે, તોપણ જેમ તત્ત્વજ્ઞાન કરતાં પ્રારબ્ધકર્મ પ્રબળ છે, તેમ પ્રારબ્ધકર્મ યોગ કરતાં પણ પ્રબળ છે. એવો પ્રારબ્ધકર્મ વિદ્યમાન હોવાથી ચિત્તની ચંચલતા પણ અવશ્ય રહેશે. તેથી યોગવડે ચિત્તની ચંચલતાને નિવૃત્ત કરવાને હું–અર્જુન પોતાના જ્ઞાનથી અશકય માનું છું. તેથી "પોતાના આત્માની પેઠે સર્વત્ર સમદર્શી પુરુષ પરમયોગી છે" એ આપનું વચન અનુપપન્ન છે. એ અર્જુનનો આક્ષેપ બે શ્લોકોવડે સિદ્ધ થયો. (૩૪)

અવતરણિકાઃ–હવે, શ્રીભગવાન્ અર્જુનના આક્ષેપને નિવૃત્ત કરતાં કહે છેઃ—

**श्रीभगवानुवाच–असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥**

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છેઃ–હે મહાબાહુ! આ મન દુર્નિગ્રહ તથા ચંચળ છે, આ વાત સંશયથી રહિત છે. તેમ છતાં હે કૌન્તેય! આ મનનો નિગ્રહ, અભ્યાસ તથા વૈરાગ્યવડે થઈ શકે છે. ૩૫

ટીકાઃ–હે અર્જુન! તારાં વચનથી તારા ચિત્તનો વૃત્તાંત મેં સમ્યક્ (સારી પેઠે) જાણ્યો છે, પરંતુ "તું અર્જુન એ મનનો નિગ્રહ કરવાને સમર્થ છે" એ પ્રમાણે અર્જુનનો સંતોષ જાહેર કરવાને વાસ્તે શ્રીભગવાન્ અર્જુનનું સંબોધન કરે છેઃ–हे महाबाहो इति ॥ સાક્ષાત્ મહાદેવ સાથે પણ યુદ્ધ કરવાથી જેના બન્ને બાહુ મહાન્ છે તે મહાબાહુ કહેવાય છે. એટલા કથનથી ભગવાને અર્જુનવિષે નિરતિશય ઉત્કૃષ્ટતાનું સૂચન કર્યું. અર્થાત્ એવી નિરતિશય ઉત્કૃષ્ટતાવાળો તું અર્જુન મનનો નિગ્રહ કરવામાં અવશ્ય કરીને સમર્થ થઈશ. હે અર્જુન! પૂર્વે તેં વચન કહ્યું હતું કે–આ મન દુર્નિગ્રહ છે અર્થાત્ પ્રારબ્ધકર્મની પ્રબળતાથી અસંયતાત્મા પુરુષને મન દુઃખે કરીને પણ નિગ્રહ કરવું અશકય છે, તથા એ મન સ્વભાવથી જ ચંચલ છે. અહીં दुर्निग्रह એ જે મનનું વિશેષણ કથન કર્યું છે, તે પૂર્વોક્ત प्रमाथि, बलवत् અને दृढं એ ત્રણ વિશેષણોને એકઠાં કરીને કથન કર્યું છે. આ તારા કહેવામાં કિંચિત્ માત્ર પણ સંશય નથી અર્થાત્ તે તારું કહેવું સત્ય છે. તથાપિ સંયતાત્મા પુરુષ તો માત્ર સમાધિરૂપ ઉપાયવડે તથા યોગી પુરુષ અભ્યાસ–વૈરાગ્યરૂપ ઉપાયવડે મનનો નિગ્રહ કરે છે અર્થાત્ મનને સર્વ વૃત્તિઓથી શૂન્ય કરે છે. અહીં મનનો નિગ્રહ નહિ કરનાર અસંયતાત્મા પુરુષ કરતાં મનનો નિગ્રહ કરનાર સંયતાત્મા પુરુષવિષે વિશેષતાનું બોધન કરવાને વાસ્તે શ્લોકમાં तु શબ્દ કથન કર્યો છે. અને મનના નિગ્રહવિષે અભ્યાસ અને વૈરાગ્ય એ બન્નેના સમુચ્ચયનું બોધન કરવાને વાસ્તે च શબ્દ કથન કર્યો છે. અને हे कौंतेय એ સંબોધનવડે ભગવાને અર્જુનની

એ અર્થ સૂચવ્યો છે કે, મારા પિતાની ભગિનીનો તું પુત્ર છે. તેથી હું–ભગવાન્ તને અવશ્ય સુખની પ્રાપ્તિ કરીશ.

અહીં આ શ્લોકના પૂર્વાર્દ્ધવડે શ્રીભગવાને "ચિત્તનો હઠનિગ્રહ સંભવતો નથી" એ અર્થ કથન કર્યો, અને શ્લોકના ઉત્તરાર્દ્ધવડે "ચિત્તનો ક્રમનિગ્રહ સંભવે છે" એ અર્થ કથન કર્યો. અહીં ભગવાનનો એ હેતુ છે કે, મનનો નિગ્રહ બે પ્રકારથી થાય છે. એક તો હઠવડે મનનો નિગ્રહ થાય છે અને બીજો ક્રમવડે મનનો નિગ્રહ થાય છે. ચક્ષુ–શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાક્–પાણિ આદિ પાંચ કર્મેન્દ્રિયો, એ દશ ઇંદ્રિયોનો–જેમ–માત્ર ગોલકના નિરોધવડે હઠથી–નિગ્રહ કરવામાં આવે છે, તેમ "મનનો પણ હું હઠવડે નિગ્રહ કરીશ" એ પ્રકારની ભ્રાંતિ મૂઢ પુરુષોને થાય છે. પરંતુ ઇંદ્રિયોની પેઠે મનનો માત્ર હઠથી નિગ્રહ થઈ શકતો નથી. કારણ કે મનને રહેવાનું ગોલક જે હૃદયકમળ છે, તે હૃદયકમળનો નિરોધ કરવો અશક્ય છે. તેથી મનનો ક્રમે કરીને નિગ્રહ કરવો જ યુક્ત છે. એ વાત વસિષ્ઠ ભગવાને પણ કહેલી છેઃ—

उपविश्योपविश्यैव चित्तज्ञेन मुहुर्मुहुः । शक्यते न मनो जेतुं विना युक्तिमनिंदिताम् ॥१॥
अंकुशेन विना मत्तो यथा दुष्टमतंगजः । अध्यात्मविद्याधिगमः साधुसंगम एव च ॥२॥
वासनासंपरित्यागः प्राणस्पंदनिरोधनम् । एतास्ता युक्तयः पुष्टाः संति चित्तजये किल ॥३॥
सतीषु युक्तिष्वेतासु हठान्नियमयंति ये । चेतस्ते दीपमुत्सृज्य विनिघ्नंति तमोऽञ्जनैः ॥४॥

અર્થ-ચિત્તના સ્વભાવને જાણનારો પુરુષ ઉત્તમ યુક્તિવિના કેવળ વારંવાર આસન ઉપર બેસીને મનને જિતી શકતો નથી (૧). જેમ મહામત્ત દુષ્ટ હસ્તી અંકુશ વિના વશ થઈ શકતો નથી, તેમ મન પણ ઉત્તમ યુક્તિઓ વિના વશ થઈ શકતું નથી. આ યુક્તિઓ એ છે કે, એક તો અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ અને બીજો મહાત્મા જનોનો સમાગમ (૨). ત્રીજો વાસનાઓનો પરિત્યાગ અને ચોથો પ્રાણોના સ્પંદનો નિરોધઃ એ ચારે યુક્તિઓ જ ચિત્તના જયના ઉપાયરૂપ છે (૩). એ ચારે યુક્તિઓ વિદ્યમાન હોતાં પણ જે પુરુષો હઠથી ચિત્તનો નિગ્રહ કરે છે, તે પુરુષો દીપકનો પરિત્યાગ કરીને તમને અંજનોવડે નિવૃત્ત કરે છે (૪).

હવે એ જ અર્થને સ્પષ્ટતાથી નિરૂપણ કરવામાં આવે છે. ક્રમે કરીને મનના નિગ્રહ વિષે એક તો અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ ઉપાય છે, કારણ કે અધ્યાત્મ વિદ્યા દૃશ્ય પ્રપંચ વિષે તો મિથ્યાત્વનું જ બોધન કરે છે; અને દ્રષ્ટા સાક્ષી આત્મા વિષે પરમાર્થ સત્યરૂપતાનું તથા પરમાનંદ સ્વપ્રકાશતાનું બોધન કરે છે; એવો બોધ થયા પછી મન, પોતાના વિષયભૂત દૃશ્ય પદાર્થો વિષે મિથ્યાત્વ હેતુથી પ્રયોજનના અભાવને નિશ્ચય કરતાં તથા પ્રયોજનવાળા પરમાર્થ સત્ય પરમાનંદ સ્વરૂપ દ્રષ્ટા વિષે સ્વપ્રકાશતારૂપ હેતુથી પોતાની અવિષયતાનો નિશ્ચય કરતાં ઇંધનોથી રહિત અગ્નિની પેઠે (તે મન) પોતાની મેળે જ શાંતિને પ્રાપ્ત થાય છે. તેથી અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ મનના નિગ્રહના ઉપાયરૂપ છે. જે પુરુષ બોધન કરેલા તત્ત્વને પણ સમ્યક્ જાણી શકતો નથી, અથવા જે પુરુષ બોધન કરેલા તત્ત્વનું વિસ્મરણ કરી નાંખે છે, તે બંને પ્રકારના પુરુષોને મનના નિગ્રહવિષે સાધુસમાગમ જ ઉપાયરૂપ છે; કારણ કે મહાત્માજનો અધિકારી પુરુષને પુનઃ તત્ત્વનું બોધન કરે છે તથા પુનઃ પુનઃ તે તત્ત્વનું સ્મરણ કરાવે છે. જે પુરુષ વિદ્યામદાદિ દુર્વાસનાઓવડે પીડિત થઈને સાધુસમાગમ કરતો નથી, તે પુરુષને તો પૂર્વોક્ત વિવેકવડે વાસનાઓનો પરિત્યાગ જ મનના નિગ્રહવિષે ઉપાય છે. વાસનાઓ પણ અતિ પ્રબળ હોવાથી જે પુરુષ તે વાસનાઓનો ત્યાગ કરવાને સમર્થ નથી, તે પુરુષને પ્રાણોના સ્પંદનો નિરોધ એ મનના નિગ્રહનો ઉપાય છે. કારણ કે પ્રાણોનો સ્પંદ તથા વાસના

એ બન્ને ચિત્તનાં પ્રેરક છે. બન્નેનો નિરોધ થતાં ચિત્તની શાંતિ અવશ્ય થાય છે, એ વાત વસિષ્ઠ ભગવાને પણ કહેલી છે:—

द्वे बीजे चित्तवृक्षस्य प्राणस्पंदनवासने। एकस्मिंश्च तयोः क्षीणे क्षिप्रं द्वेपि विनश्यतः ॥ १ ॥
प्राणायामदृढाभ्यासैर्युक्त्या च गुरुदत्तया। आसनाशनयोगेन प्राणस्पंदो निरुद्ध्यते ॥ २ ॥
असंगव्यवहारित्वाद्भवभावनवर्जनात्। शरीरनाशदर्शित्वाद्वासना न प्रवर्त्तते ॥ ३ ॥
वसनासंपरित्यागाच्चित्तं गच्छत्यचित्तताम्। प्राणस्पंदनिरोधाच्च यथेच्छसि तथा कुरु ॥ ४ ॥
एतावन्मात्रकं मन्ये रूपं चित्तस्य राघव। यद्भावनं वस्तुनोऽतद्वस्तुत्वेन रसेन च ॥ ५ ॥
यदा न भाव्यते किंचिद्धेयोपादेयरूपि यत्। स्थीयते सकलं त्यक्त्वा तदा चित्तं न जायते ॥६॥
अवासनत्वात् सततं यदा न मनुते मनः। अमनस्ता तदोदेति परमात्मपदप्रदा ॥ ७ ॥

અર્થ—હે રામચંદ્ર! આ ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજો છે. એક તો પ્રાણોનો સ્પંદ અને બીજી વાસના. તે બન્ને બીજોમાં એકનો નાશ થતાં બન્નેનો નાશ થઈ જાય છે. (૧) તેમાં પ્રાણાયામના દૃઢ અભ્યાસવડે તથા ગુરુએ બતાવેલી યુક્તિવડે તથા આસન—ભોજનાદિના નિયમોવડે પ્રાણોના સ્પંદનો નિરોધ કરવામાં આવે છે. (૨) અને અસંગ વ્યવહાર રાખવાથી, પ્રપંચના ચિંતનના પરિત્યાગથી તથા શરીરને નાશવાન્ દેખવાથી અધિકારી પુરુષની વાસના પ્રવૃત્ત થતી નથી. (૩) વાસનાના પરિત્યાગથી તથા પ્રાણસ્પંદના નિરોધથી ચિત્ત અચિત્ત ભાવને પ્રાપ્ત થાય છે. આગળ જે તારી ઇચ્છા હોય તે કર. (૪) હે રાઘવ! બાહ્ય અનાત્મ પદાર્થોનું, વસ્તુત્વરૂપવડે તથા રાગવડે, જે અંતર ચિંતન છે, એટલું જ માત્ર હું ચિત્તનું સ્વરૂપ માનું છું. (૫) અને જે કાળે પુરુષ પરિત્યાગ કરવા કરવાયોગ્ય તથા ગ્રહણ કરવાયોગ્ય કિંચિત્માત્ર વસ્તુનું પણ ચિંતન કરતો નથી, કિંતુ સર્વનો પરિત્યાગ કરી રહે છે, તે કાળે તે ચિત્ત ઉત્પન્ન થતું નથી. (૬) જે કાળે મન સર્વ વાસનાઓથી રહિત હોવાથી કિંચિત્ માત્ર પણ વસ્તુનું મનન કરતું નથી, તે કાળે અમનસ્તા ઉત્પન્ન થાય છે, જે અમનસ્તા પરમાત્મપદને આપનારી છે. (૭) એટલા કથનથી આ બે ઉપાયો સિદ્ધ થયા. એક તો પ્રાણસ્પંદના નિરોધને વાસ્તે અભ્યાસરૂપ ઉપાય અને બીજો વાસનાના પરિત્યાગ વાસ્તે વૈરાગ્યરૂપ ઉપાય. અને સાધુ-સમાગમ તથા અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ, એ બે ઉપાયો તો અભ્યાસ અને વૈરાગ્ય એ બેના ઉપપાદક હોવાથી અન્યથા સિદ્ધ છે, તેથી એ બન્ને ઉપાયો અભ્યાસ અને વૈરાગ્ય એ બેમાં જ અંતર્ભૂત છે. આ કારણથી જ શ્રીભગવાને અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયો જ કથન કર્યા છે.

એ અર્થનું ભગવાન્ પતંજલિ પણ યોગસૂત્રોમાં કથન કરે છે:—अभ्यासवैराग्याभ्यां तन्निरोधः— અર્થાત્—પૂર્વે કથન કરેલી જે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ, એ પાંચ પ્રકારની વૃત્તિઓ છે, તે પાંચ વૃત્તિઓ અસુરત્વરૂપવડે ક્લિષ્ટ કહેવાય છે; અને દેવત્વરૂપવડે અક્લિષ્ટ કહેવાય છે. એવી સર્વ વૃત્તિઓનો જે નિરોધ છે, અર્થાત્ ઇંધનથી રહિત અગ્નિની પેઠે જે ઉપશમરૂપ પારણામવિશેષ છે, તે નિરોધ અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયોવડે થાય છે. એ વાત યોગભાષ્યમાં પણ શ્રીવ્યાસ ભગવાને કથન કરી છે:-चित्तनदीनामोभयतोवाहिनी, वहति कल्याणाय वहति पापाय च ॥ અર્થાત્ જેમ શ્રીગંગા—યમુનાદિ પ્રસિદ્ધ નદીઓ નિમ્ન (નીચી) ભૂમિવિષે ચાલીને સમુદ્રમાં જઈને પરિઅવસાનને પ્રાપ્ત થાય છે, તેમ જે ચિત્તરૂપ નદી વિવેકરૂપ નિમ્નભૂમિવિષે ચાલીને કૈવલ્યરૂપ ફલવિષે પરિઅવસાનને પ્રાપ્ત થાય છે, તે ચિત્ત-રૂપ નદી કલ્યાણવહા કહેવાય છે. અને જે ચિત્તરૂપ નદી અવિવેકરૂપ નિમ્નભૂમિવિષે ચાલીને સંસારવિષે પરિઅવસાનને પ્રાપ્ત થાય છે, તે ચિત્તરૂપ નદી પાપવહા કહેવાય છે. આ પ્રકારે ચિત્તરૂપ નદી બન્ને તરફ ચાલે છે. વિષયોવિષે વારંવાર દોષદૃષ્ટિ કરવાથી ઉત્પન્ન થયલું જે

વૈરાગ્ય છે, તે વૈરાગ્યથી તો ચિત્તરૂપ નદીનો વિષયોની તરફનો પ્રવાહ રોકાય છે; અને વિવેકદર્શનરૂપ અભ્યાસથી ચિત્તરૂપ નદીનો પ્રત્યક્ આત્માવિષે પ્રવાહ કરાય છે. આ પ્રકારે વૈરાગ્ય અને અભ્યાસ એ બન્નેને અધીન જ ચિત્તવૃત્તિઓનો નિરોધ છે. કેવળ વૈરાગ્યથી અથવા કેવળ અભ્યાસથી નિરોધ થતો નથી. તાત્પર્ય એ છે કે, જેમ તીવ્ર વેગવડે યુક્ત જે નદીનો પ્રવાહ છે, તે પ્રવાહને-કાષ્ઠમૃત્તિકાદિનો સેતુ બાંધીને-નિવૃત્ત કરીને ત્યાંથી ખાઈ-નહેર ખોદીને ક્ષેત્રની સન્મુખ બીજો એક વક્ર પ્રવાહ ઉત્પન્ન કરવામાં આવે છે, તેમ વૈરાગ્યવડે ચિત્તરૂપ નદીના વિષયાભિમુખ પ્રવાહને નિવૃત્ત કરીને સમાધિના અભ્યાસવડે પ્રત્યક્ પ્રવાહ ઉત્પન્ન કરવામાં આવે છે. આ પ્રકારે વૈરાગ્ય અને અભ્યાસ એ બન્નેનાં-ચિત્તના નિરોધવિષે-ભિન્ન ભિન્ન દ્વાર હોવાથી તે બન્નેનો સમુચ્ચય જ સંભવે છે. જો કદાચિત્ બન્નેનું એક જ દ્વાર હોય, તો જેમ એક જ હોમવિષે વ્રીહિ-યવ એ બન્નેનું એક જ દ્વાર હોવાથી વિકલ્પ છે. તેમ વૈરાગ્ય અને અભ્યાસ એ બન્નેનો પણ વિકલ્પ જ થશે.

શિષ્યઃ-"મંત્ર, તપ, દેવતાધ્યાન વગેરે ક્રિયારૂપ છે. તેથી તે મંત્રાદિનો પુનઃ પુનઃ આવૃત્તિરૂપ અભ્યાસ સંભવે છે, પરંતુ સર્વ વ્યાપારોના ઉપરમરૂપ જે સમાધિ છે, તેનો કાંઈ અભ્યાસ સંભવતો નથી." એ પ્રકારની શિષ્યની શંકાને નિવૃત્ત કરવાને વાસ્તે પતંજલિ ભગવાન્ આ પ્રકારનું અભ્યાસનું સ્વરૂપ કહે છે:-तत्र स्थितौ यत्नोऽभ्यासः ॥ અર્થાત્-સ્વસ્વરૂપમાં રહેલા દૃષ્ટ-શુદ્ધ-ચિદાત્માવિષે, સર્વ વૃત્તિઓથી રહિત ચિત્તની પ્રશાંત વાહિતારૂપ નિશ્ચલ સ્થિતિને વાસ્તે માનસ ઉત્સાહરૂપ યત્ન છે, અર્થાત્ પોતાના ચંચલ સ્વભાવથી બાહ્ય પ્રવાહવાળા ચિત્તનો "હું સર્વ પ્રકારે નિરોધ કરીશ" એ પ્રકારનો જે મનમાં ઉત્સાહવિશેષ છે, તે ઉત્સાહરૂપ યત્ન વારંવાર આવૃત્તિ કરેલો અભ્યાસ કહેવાય છે. બીજું સૂત્ર એ છે કે-स तु दीर्घकालनैरंतर्यसत्कारसेवितो दृढभूमिः ॥ અર્થાત્-પૂર્વોક્ત અભ્યાસનું, ઉદ્વેગથી રહિત હોઈને દીર્ઘ કાળ સૂધી સેવન કરવાથી, વ્યવધાનના અભાવવડે નિરંતર સેવન કરવાથી તથા શ્રદ્ધા અતિશયરૂપ સત્કારવડે સેવન કરવાથી તે દૃઢભૂમિવાળો થાય છે; અર્થાત્ અભ્યાસ વિષયસુખની વાસનાઓવડે ચલાયમાન થઈ શકતો નથી. અભ્યાસનું અદીર્ઘકાળ પર્યન્ત સેવન કરવાથી તથા દીર્ઘ કાળ પર્યંત સેવન કરતાં પણ વચમાં વ્યવધાન રાખીને સેવન કરવાથી તથા દીર્ઘકાળ નિરંતર સેવન કરતાં પણ શ્રદ્ધાઅતિશયનો અભાવ થતાં લય, વિક્ષેપ, કષાય, સુખાસ્વાદ એ ચારે નહિ નિવૃત્ત થવાથી, વ્યુત્થાનના સંસ્કારોની પ્રબળતાથી અદૃઢભૂમિવાળો થયેલો અભ્યાસ ફળની પ્રાપ્તિ વાસ્તે હોતો નથી. આ કારણથી પતંજલિ ભગવાને દીર્ઘકાળ, નૈરંતર્ય, સત્કાર એ ત્રણેનું કથન કર્યું છે, એટલા કથનથી અભ્યાસનું સ્વરૂપ કહ્યું.

હવે વૈરાગ્યનું સ્વરૂપ કથન કરે છે. વૈરાગ્ય બે પ્રકારનો હોય છે, એક તો અપર વૈરાગ્ય અને બીજો પરવૈરાગ્ય. તેમાં યતમાન, વ્યતિરેક, એકેંદ્રિય અને વશીકાર એ ભેદવડે અપરવૈરાગ્ય ચાર પ્રકારનો હોય છે. તેમાં પૂર્વ ભૂમિકાના જયે કરીને, ઉત્તર ભૂમિકાના સંપાદનની વિવક્ષાએ કરીને પતંજલિ ભગવાન્ ચોથા વશીકાર નામના વૈરાગ્યનું જ કથન કરે છે:-दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्-અર્થાત્-સ્ત્રી, અન્ન, પાન, મૈથુન, ઐશ્વર્ય ઈત્યાદિ વિષયો સર્વ લોકોને પ્રત્યક્ષ હોવાથી દૃષ્ટ વિષયો કહેવાય છે. અને સ્વર્ગ, વિદેહતા, પ્રકૃતિલય ઇત્યાદિ વિષયો કેવળ શાસ્ત્રપ્રમાણવડે ગમ્ય હોવાથી આનુશ્રવિક વિષયો કહેવાય છે. આ બન્ને પ્રકારના વિષયોની તૃષ્ણા થતાં પણ વિવેકની ન્યૂનાધિકતાવડે યતમાનાદિ તીવ્ર વૈરાગ્ય સિદ્ધ થાય છે. "આ જગતમાં કઈ વસ્તુ સાર છે તથા કઈ વસ્તુ અસાર છે, એ વાત હું ગુરુ-શાસ્ત્રથી નિશ્ચિત કરું" એ પ્રકારનો જે ઉદ્યોગ છે, તેને યતમાન વૈરાગ્ય કહે છે. અને પોતાના ચિત્તમાં પૂર્વે વિદ્યમાન જે દોષો છે, તે દોષોની

મધ્યે અભ્યસ્યમાન વિવેકવડે "આટલા દોષો પકવ થતાં આટલા દોષો બાકી રહે છે" એ પ્રકારે ચિકિત્સાની પેઠે જે વિવેચન છે, તેને વ્યતિરેક વૈરાગ્ય કહેવામાં આવે છે. અને દૃષ્ટ તથા આનુશ્રવિક વિષયોની પ્રવૃત્તિને દુઃખરૂપ જાણીને બાહ્ય ઇંદ્રિયોની પ્રવૃત્તિને નહિ ઉત્પન્ન કરતી પણ તૃષ્ણાનું જે માત્ર ઔત્સુક્યવડે મનવિષે અવસ્થાન છે, તે એકેંદ્રિય નામે વૈરાગ્ય છે. મનવિષે પણ તૃષ્ણાના અભાવવડે જે સર્વ પ્રકારથી વૈતૃષ્ણ્ય છે, અર્થાત્ તૃષ્ણાની વિરોધી જ્ઞાન-પ્રસાદરૂપ જે ચિત્તની વૃત્તિવિશેષ છે, તે વશીકાર નામે વૈરાગ્ય છે. આ વશીકાર નામે વૈરાગ્ય સંપ્રજ્ઞાત સમાધિનું અંતરંગ સાધન હોય છે, અને અસંપ્રજ્ઞાત સમાધિનું બહિરંગ સાધન હોય છે. અસંપ્રજ્ઞાત સમાધિનુ તો પરવૈરાગ્ય જ અંતરગ સાધન હોય છે. પરવૈરાગ્યનું સ્વરૂપ પતં-જલિ ભગવાને યોગસૂત્રોમા એમ કહ્યું છે કે, तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्–અર્થાત્–સંપ્રજ્ઞાત સમાધિની દૃઢતાવડે ત્રિગુણાત્મક પ્રધાનથી પૃથક્ કરેલા પુરુષનો સાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. તે પછી સંપૂર્ણ ત્રણ ગુણોના વ્યવહારોવિષે જે વૈતૃષ્ણ્ય થાય છે, તે પરવૈરાગ્ય કહેવાય છે, અર્થાત્ તે સર્વથી શ્રેષ્ઠ ફળભૂત વૈરાગ્ય કહેવાય છે. પરવૈરાગ્યની પરિપાકતાથી ચિત્તના ઉપશમની પરિપાકતા થઈને શીઘ્ર જ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. આ સર્વ હેતુને લઈને શ્રીભગવાને अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते એ વચન કથન કર્યું છે. (૩૫)

અવતરણિકાઃ–હે અર્જુન! પૂર્વે તેં એમ કહ્યુ હતું કે, તત્ત્વજ્ઞાનથી પણ પ્રબળ જે પ્રારબ્ધકર્મ છે, તે પ્રારબ્ધકર્મ પોતાનાં ફળ દેવાને વાસ્તે મનની વૃત્તિઓને અવશ્ય ઉત્પન્ન કરે છે. વૃત્તિઓ વિના ફળનો ભોગ બનતો નથી. આ રીતે મનની વૃત્તિઓ ઉત્પન્ન થતા વૃત્તિઓનો નિરોધ કરી શકાય નહિ. એનો ઉત્તર હવે તું શ્રવણ કર,–

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન! અસંયતાત્માવાળા પુરુષને આ યોગ દુ:ખે કરીને પણ પ્રાપ્ત થઈ શકતો નથી, આ વાત મને પણ સંમત છે. તેમ છતાં યતમાન વશ્યાત્મા પુરુષને ઉપાયવડે આ યોગ પ્રાપ્ત થવાને શક્ય છે. ૩૬

ટીકાઃ–તત્ત્વસાક્ષાત્કાર ઉત્પન્ન થવા છતાં પણ વેદાંત શાસ્ત્રના વ્યાખ્યાનાદિ વિષે ચિત્તની સંલગ્નતાથી અથવા આલસ્યાદિ દોષોથી અભ્યાસ–વૈરાગ્યવડે જેણે અંતઃકરણને નિરુદ્ધ કર્યું નથી, તે અસંયતાત્મા કહેવાય છે. એવો અસયતાત્મા પુરુષ યદ્યપિ તત્ત્વસાક્ષાત્કારવાળો હોય, તથાપિ તે અસંયતાત્મા પુરુષ પ્રારબ્ધકર્મકૃત ચિત્તની ચંચલતાથી મનની સર્વ વૃત્તિઓના નિરોધરૂપ યોગને દુઃખે કરીને પણ પ્રાપ્ત થઈ શકતો નથી. એ પ્રકારનું વચન જે તેં કહ્યું છે, તે તારું કહેવું મારે પણ સંમત છે, અર્થાત્ તે તારુ કહેવું યથાર્થ છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! અસંયતાત્મા પુરુષ જ્યારે યોગને પ્રાપ્ત થતો નથી ત્યારે બીજો કયો પુરુષ યોગને પ્રાપ્ત થાય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–वश्यात्मना तु इति–વૈરાગ્યના પરિપાકવડે વાસનાનો ક્ષય થતાં, જેનો આત્મા એટલે જેનું અંતઃકરણ વશ્ય થયું છે એટલે સ્વાધીન થયું છે, અર્થાત્ વિષયોની પરતંત્રતાથી શૂન્ય થયું છે, તેનુ નામ વશ્યાત્મા છે. અહીં वश्यात्मना तु એ વચનના અંતમા રહેલો જે तु શબ્દ છે, તે तु શબ્દ પૂર્વોક્ત અસંયતાત્મા પુરુષ કરતાં વશ્યાત્મા પુરુષવિષે વિલક્ષણતાનું બોધન કરવાવાસ્તે છે અથવા નિશ્ચયાર્થક છે. જે પુરુષ વૈરાગ્યવડે ચિત્તરૂપ નદીના વિષયાભિમુખ પ્રવાહને રોકીને, પ્રત્યક્ આત્માની અભિમુખ તેનો પ્રવાહ કરવાને વાસ્તે

પૂર્વોક્ત અભ્યાસ કરે છે, તેનું નામ યતત્ છે. એવો વશ્યાત્મા યતમાન પુરુષ જ ચિત્તની ચંચલતા કરનાર પ્રારબ્ધ કર્મનો અભિભવ કરીને, સર્વ ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ યોગને પ્રાપ્ત થવાને વાસ્તે સમર્થ થાય છે.

અર્જુનની શંકાઃ–"અત્યંત બળવાન્ જે પ્રારબ્ધ કર્મ છે, તે પ્રારબ્ધ કર્મનો અભિભવ કયા પ્રકારે થાય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-उपायत इति–હે અર્જુન! પુરુષ પ્રયત્નરૂપ ઉપાયથી જ પ્રારબ્ધ કર્મનો અભિભવ થાય છે. કારણ કે લૌકિક પુરુષપ્રયત્ન તથા વૈદિક પુરુષપ્રયત્ન પ્રારબ્ધ કર્મની અપેક્ષાએ કરીને પ્રબળ છે. જો કદાચિત્ પુરુષપ્રયત્નને પ્રારબ્ધ કર્મ કરતાં પ્રબળ ન અંગીકાર કરીએ, તો લૌકિક પુરુષોના કૃષિઆદિ પ્રયત્નને તથા વૈદિક પુરુષોના જ્યોતિષ્ટોમાદિ પ્રયત્નને વ્યર્થતા પ્રાપ્ત થશે અને સર્વ કાર્યવિષે પ્રારબ્ધ કર્મના સત્ત્વનો તથા અસત્ત્વનો વિકલ્પ જ પ્રાપ્ત થશે. તેમ કરવાથી કોઈ પણ કાર્યવિષે પ્રવૃત્તિ થશે નહિ, કારણ કે પ્રારબ્ધ કર્મની સત્ત્વતા થવાથી ફળની પ્રાપ્તિ થઈ જશે. ફળની પ્રાપ્તિવિષે પુરુષપ્રયત્નનું કાંઈ પ્રયોજન નથી. અને પ્રારબ્ધ કર્મની અસત્ત્વતા થવાથી સર્વ પ્રકારે ફળની પ્રાપ્તિ થવી અસંભવિત છે તેથી પુરુષ પ્રયત્નનું કાંઈ પ્રયોજન નથી. આ પ્રકારનો વિચાર કરીને કોઈ પણ પુરુષ કોઈ પણ લૌકિક–વૈદિક કાર્યવિષે પ્રવૃત્ત થશે નહિ.

અર્જુનની શંકાઃ-પ્રારબ્ધ કર્મ પોતે અદૃષ્ટરૂપ છે. જે અદૃષ્ટકારણ હોય છે, તે દૃષ્ટ કારણવિના કાર્યને ઉત્પન્ન કરનાર હોતું નથી. કિન્તુ દૃષ્ટ કારણની સહાયતાવડે જ તે અદૃષ્ટ કારણ કાર્યને ઉત્પન્ન કરનાર થાય છે. તેથી અદૃષ્ટ કારણરૂપ પ્રારબ્ધ કર્મ પણ દૃષ્ટસાધન-સંપત્તિવિના ફળની ઉત્પત્તિ કરવામાં સમર્થ થતું નથી. તેથી કૃષિઆદિ લૌકિક કાર્યોવિષે તથા જ્યોતિષ્ટોમાદિ વૈદિક કાર્યોવિષે પ્રારબ્ધ કર્મને પુરુષપ્રયત્ન અવશ્ય અપેક્ષિત છે.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-એ વાત તો યોગાભ્યાસવિષે પણ સમાન જ છે. કારણ કે યોગાભ્યાસવડે સાધ્ય જે જીવન્મુક્તિ છે, તે જીવન્મુક્તિને પણ સુખાતિશયરૂપતા હોવાથી પ્રારબ્ધ કર્મના ફળ વિષે જ અંતર્ભાવ છે. આ કારણથી અધ્યાત્મશાસ્ત્રોવિષે જીવન્મુક્તિને અનેક જન્મોનાં પુણ્ય કર્મોના ફળરૂપ કથન કરી છે. તેથી જીવન્મુક્તિરૂપ ફળની પ્રાપ્તિવાસ્તે દૃષ્ટકારણરૂપ યોગાભ્યાસને સંપાદન કરવો સંભવિત છે. અથવા તત્ત્વવેત્તા પુરુષના દેહ-ઇંદ્રિયાદિ સંઘાતની સ્થિતિને દેખી, જેમ પ્રારબ્ધ કર્મને તત્ત્વજ્ઞાન કરતાં પ્રબળ કલ્પવામાં આવ્યું છે, તેમ પ્રારબ્ધ કર્મ કરતાં પણ યોગાભ્યાસ પ્રબળ હોવો જોઈએ; કારણ કે શાસ્ત્રપ્રતિપાદિત યત્ન સર્વ કરતાં પ્રબળ જ જોવામાં આવે છે.

એ વાત વસિષ્ઠ ભગવાને કહી છેઃ–

सर्वमेवेह हि सदा संसारे रघुनन्दन । सम्यक्प्रयुक्तात्सर्वेण पौरुषात्समवाप्यते ॥ १ ॥
उच्छास्त्रं शास्त्रितं चेति पौरुषं द्विविधं स्मृतम् । तत्रोच्छास्त्रमनर्थाय परमार्थाय शास्त्रितम् ॥२॥
शुभाशुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासनासरित् । पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥३॥
अशुभेषु समाविष्टं शुभेष्वेवावतारय । स्वमनः पुरुषार्थेन बलेन बलिनां वर ॥ ४ ॥
प्रागभ्यासवशाद्याति यदा ते वासनोदयम् । तदाऽभ्यासस्य साफल्यं विद्धि त्वमरिमर्दन ॥ ५ ॥
संदिग्धायामपि भृशं शुभामेव समाहर । शुभायां वासनावृद्धौ तात दोषो न कश्चन ॥ ६ ॥
अव्युत्पन्नमना यावद्भवानज्ञाततत्पदः । गुरुशास्त्रप्रमाणैस्त्वं निर्णीतं तावदाचर ॥ ७ ॥
ततः पक्वकषायेण नूनं विज्ञातवस्तुना । शुभोऽप्यसौ त्वया त्याज्यो वासनौघो निराधिना ॥ ८ ॥

ભાવાર્થઃ-હે રઘુનન્દન ! આ લોકમાં સર્વ પુરુષ સારી રીતે કરેલા પુરુષપ્રયત્નથી સર્વે પદાર્થોને પ્રાપ્ત થાય છે. એવો કોઈ પણ પદાર્થ નથી કે, જે પુરુષપ્રયત્નવડે પ્રાપ્ત ન થાય. (૧) હે રામચંદ્ર! પુરુષપ્રયત્નરૂપ પૌરુષ બે પ્રકારનું હોય છે, એક ઉત્શાસ્ત્ર હોય છે અને બીજું શાસ્ત્રિત હોય છે. તેમાં શાસ્ત્રવડે પ્રતિષિદ્ધ પૌરુષને ઉત્શાસ્ત્ર કહ્યું છે અને શાસ્ત્રવડે વિહિત પૌરુષને શાસ્ત્રિત કહે છે. ઉત્શાસ્ત્ર પૌરુષ તો નરકની પ્રાપ્તિ વાસ્તે જ હોય છે અને શાસ્ત્રિત પૌરુષ અંતઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષની પ્રાપ્તિ વાસ્તે હોય છે. (૨) હે રામચંદ્ર! એ વાસનારૂપ નદી શુભ અને અશુભ એ બંને માર્ગોથી વહન કરે છે. તેમાં અધિકારી પુરુષે પુરુષપ્રયત્નવડે એ વાસનારૂપ નદીને અશુભ માર્ગથી રોકીને શુભ માર્ગવિષે પ્રવૃત્ત કરવી. (૩) હે સર્વ બળવાન્ પુરુષોવિષે શ્રેષ્ઠ રામચંદ્ર! અશુભ કર્મોવિષે પ્રવૃત્ત થયેલા તારા મનને તું પુરુષપ્રયત્નવડે અશુભ કર્મોમાંથી નિવૃત્ત કરીને શુભ કર્મોમાં પ્રવૃત્ત કર. (૪) હે શત્રુઓને નષ્ટ કરનાર રામચંદ્ર ! પૂર્વના અભ્યાસની વશતાથી જ્યારે તારી શુભ વાસના ઉત્પન્ન થાય, ત્યારે જ તારે પોતાના અભ્યાસની સફળતા જાણવી. (૫) વાસનાનો અનિર્ણય થતાં પણ તું નિરંતર શુભ વાસનાને જ સંપાદન કર. હે પુત્ર ! શુભ વાસનાની વૃદ્ધિ થતાં કિંચિત માત્ર પણ દોષ થશે નહિ. અશુભ વાસનાની વૃદ્ધિથી જ દોષની પ્રાપ્તિ થાય છે. (૬) હે રામચંદ્ર! જ્યાં સૂધી તું અવ્યુત્પન્ન મનવાળો છે તથા પરમ પદના જ્ઞાનથી રહિત છે, ત્યાં સૂધી ગુરુ-શાસ્ત્ર પ્રમાણવડે નિર્ણીત અર્થને જ તું શ્રદ્ધા-ભક્તિપૂર્વક અનુકરણ કર. (૭) હે રામચંદ્ર! આ પ્રકારના ઉપાયથી જ્યારે પાપરૂપ કષાય નિવૃત્ત થાય, આત્મવસ્તુનો નિશ્ચય થાય તથા મનનો નિરોધ થાય, ત્યારે તારે શુભ વાસનાનો પણ પરિત્યાગ જ કરવો. (૮) આવાં આવાં અનેક વચનોવડે વસિષ્ઠ ભગવાને પુરુષપ્રયત્નની પ્રબળતા કથન કરી છે. તેથી શાસ્ત્રીય પુરુષપ્રયત્ન સર્વ કરતાં પ્રબળ છે. પુરુષપ્રયત્નવડે પ્રારબ્ધ કર્મનો અભિભવ સંભવે છે. એટલા કથનથી પૂર્વોક્ત અર્જુનના પ્રશ્નનો ઉત્તર સિદ્ધ થયો. સાક્ષી આત્માવિષે રહેલા અવિવેક સિદ્ધ સંસારબંધની નિવૃત્તિ, વિવેક સાક્ષાત્કારથી થતાં, પ્રારબ્ધ કર્મે સ્થિત કરેલા ચિત્તની સ્વાભાવિક વૃત્તિઓને યોગાભ્યાસના પ્રયત્નવડે નિવૃત્ત કરનાર જીવન્મુક્ત પુરુષ પરમ યોગી કહેવાય છે. અને આ ચિત્તવૃત્તિઓનો નિરોધ નહિ કરવાથી પુરુષ તત્ત્વજ્ઞાનવાળો હોવા છતાં પણ પરમયોગી કહેવાતો નથી, પરન્તુ અપરમયોગી કહેવાય છે. (૩૬)

અવતરણિકાઃ-આ પૂર્વ ગ્રંથવડે એ વાત કહી કે, જે પુરુષને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે, પરંતુ જીવન્મુક્તિની પ્રાપ્તિ થઈ નથી, તે પુરુષ અપરમયોગી કહેવાય છે, તથા જે પુરુષને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે તથા જીવન્મુક્તિની પણ પ્રાપ્તિ થઈ છે, તે પુરુષ પરમયોગી કહેવાય છે. અપરમયોગી તથા પરમયોગી બન્નેના તત્ત્વજ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થતાં જ્યાંસૂધી પ્રારબ્ધ કર્મ વિદ્યમાન છે, ત્યાં સૂધી દેહ-ઇંદ્રિય સંઘાત થયા કરે છે. અને પ્રારબ્ધ કર્મનો જ્યારે ભોગથી નાશ થાય છે, ત્યારે તે બન્નેના દેહ-ઇંદ્રિય સઘાતનો નાશ થઈ જાય છે અને એક વાર નાશને પ્રાપ્ત થયલો સંઘાત પુનઃ કદાચિત્ પણ ઉત્પન્ન થતો નથી; કારણ કે તત્ત્વવેત્તા પુરુષોના સંઘાતનાં ઉત્પાદક અવિદ્યા-કામ-કર્મ નષ્ટ થઈ ગયાં છે. તેથી બન્ને પ્રકારના વિદ્વાન્ પુરુષોને વિદેહ કૈવલ્યની પ્રાપ્તિવિષે કિંચિત્ માત્ર પણ શંકા નથી. પરંતુ જે પુરુષ પૂર્વે કરેલાં નિષ્કામકર્મોવડે વિવિદિષા પર્યંત ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયો છે, ત્યાર પછી શાસ્ત્રવિધિપૂર્વક સર્વ કર્મોનો પરિત્યાગ કરીને વિવિદિષારૂપ પરમહંસ-સંન્યાસને પ્રાપ્ત થયો છે, ત્યાર પછી શ્રોત્રિય-બ્રહ્મનિષ્ઠ,-જીવન્મુક્ત-સંન્યાસી ગુરુની સમીપ જઈને, બ્રહ્મવેત્તા ગુરુથી વેદાંતમહાવાકયના ઉપદેશને પ્રાપ્ત થઈને, ઉપદેશવિષે અસંભાવના-વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ

अथातो ब्रह्मजिज्ञासा એ સૂત્રથી લઈને अनावृत्तिः शब्दात् એ સૂત્ર સુધી સમગ્ર ચાર અધ્યાયરૂપ ઉત્તર મીમાંસા શાસ્ત્રવડે શ્રવણ-મનન-નિદિધ્યાસન કરવાનો ગુરુના પ્રસાદથી આરંભ કર્યો છે, તે અધિકારી પુરુષ શ્રદ્ધાવાન્ છતાં પણ આયુષની અલ્પતાવડે અલ્પ પ્રયત્નવાળો હોવાથી આ જન્મમાં આત્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી, કિન્તુ શ્રવણ-મનન-નિદિધ્યાસન કરતાં કરતાં જ મધ્યમાં જો મરણને પ્રાપ્ત થઈ જાય તો તે પુરુષ આત્મજ્ઞાનથી રહિત હોવાથી અજ્ઞાનના નાશથી રહિત છે, તેથી તે મોક્ષને પ્રાપ્ત થતો નથી. તેમ જ તે પુરુષે પૂર્વે કર્મોનો તથા ઉપાસનાનો પરિત્યાગ કર્યો છે, તેથી તે પુરુષ અર્ચિરાદિ માર્ગવડે ઉપાસના સહિત કર્મના દેવલોકરૂપ ફળને પણ પ્રાપ્ત થતો નથી, તથા તે પુરુષ ધૂમાદિ માર્ગવડે કેવળ કર્મોના પિતૃલોકરૂપ ફળને પણ પ્રાપ્ત થતો નથી, કિન્તુ તે યોગભ્રષ્ટ પુરુષ, કીટ-પતંગાદિ ભાવની પ્રાપ્તિ કરીને, આત્મજ્ઞાનથી રહિત થયેલા દેવયાન પિતૃયાન માર્ગના અસંબંધવાળો હોવાથી વર્ણાશ્રમના આચારથી ભ્રષ્ટ થયેલા પુરુષની માફક, કષ્ટગતિને પ્રાપ્ત થશે. અથવા તે પુરુષ શાસ્ત્રનિષિદ્ધ કર્મોના અભાવવાળો હોવાથી વામદેવની પેઠે કષ્ટગતિને નહિ પ્રાપ્ત થશે; આ રીતના સંશયવડે જેનું મન વ્યાકુળ થયું છે, તેવો અર્જુન સંશયની નિવૃત્તિ કરવા વાસ્તે શ્રીભગવાનની પ્રત્યે પ્રશ્ન કરે છેઃ-

**अर्जुन उवाच-अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ-અર્જુન કહે છેઃ-હે કૃષ્ણ ભગવન્! જે પુરુષ અલ્પ પ્રયત્નવાળો છે, શ્રદ્ધાવડે યુક્ત છે તથા જેનું મન તત્ત્વ સાક્ષાત્કારથી ચલાયમાન થયું છે, તે પુરુષ તત્ત્વજ્ઞાનના ફળને પ્રાપ્ત નહિ થવાથી, મરણને પામ્યા પછી કઈ ગતિને પ્રાપ્ત થાય છે? ૩૭

ટીકાઃ-અર્જુન કહે છે; હે કૃષ્ણ ભગવન્! આયુષની અલ્પતાવડે જે પુરુષ અલ્પ પ્રયત્નવાળો છે તથા ગુરુ-વેદાંતવાક્યોમાં વિશ્વાસ બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે યુક્ત છે. અહીં શ્રદ્ધા પોતાના સહવર્તી શમ-દમાદિનું પણ ઉપલક્ષણ છે. આ શ્રદ્ધા સહિત શમ-દમાદિ शांतोदांत उपरतस्तितिक्षुः श्रद्धान्वितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति આ શ્રુતિમાં કથન કરેલા છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, નિત્યાનિત્ય વસ્તુનો વિવેક (૧) તથા આ લોક-પરલોકના ફળ ભોગો વિષે વૈરાગ્ય (૨) શમ-દમ-ઉપરતિ-તિતિક્ષા-શ્રદ્ધા-સમાધાન એ ષટ્ સંપત્તિ (૩) તથા મોક્ષની ઈચ્છારૂપ મુમુક્ષુતા (૪), એ ચાર સાધનોવડે સંપન્ન થયેલો જે પુરુષ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જઈને વેદાંત વાક્યોનાં શ્રવણ-મનનાદિ કરે છે, પરંતુ આયુષની અલ્પતાવડે તથા મરણકાળમાં ઇંદ્રિયોની વ્યાકુળતાવડે શ્રવણાદિ સાધનોના દૃઢ અનુષ્ઠાનના અસંભવથી, જે પુરુષ યોગથી ચલિત મનવાળો થાય છે. અહીં શ્રવણ-મનનાદિના પરિપાકવડે ઉત્પન્ન થયેલો જે તત્ત્વસાક્ષાત્કાર છે તેનું નામ યોગ છે. જેનું મન આ યોગથી ચલિત થયું છે, એટલે કે યોગના ફળને પ્રાપ્ત થયું નથી, એવો જે પુરુષ છે, તે પુરુષ યોગસંસિદ્ધિને પ્રાપ્ત ન થઈને અર્થાત્ તત્ત્વસાક્ષાત્કારરૂપ યોગવડે પ્રાપ્ત થનારી જે અપુનરાવૃત્તિ સહિત-કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ છે તે યોગ સંસિદ્ધિને પ્રાપ્ત ન થઈને, અતત્ત્વજ્ઞ થઈને જ, મધ્યમાં મૃત્યુ પામતાં કઈ ગતિને પ્રાપ્ત થાય છે? અર્થાત્ તે પુરુષ સુગતિને પ્રાપ્ત થાય છે, અથવા દુર્ગતિને પ્રાપ્ત થાય છે? તાત્પર્ય એ છે કે, તે પુરુષે નિત્યનૈમિત્તિક કર્મોનો પરિત્યાગ કર્યો છે તથા જ્ઞાનની ઉત્પત્તિ થઈ નથી, તેથી તે પુરુષને દુર્ગતિની પ્રાપ્તિની પણ સંભાવના છે. અને તે પુરુષે શાસ્ત્રોક્ત મોક્ષસાધનોનું અનુષ્ઠાન કર્યું છે તે તથા શાસ્ત્રપ્રતિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કર્યો છે, તેથી તે પુરુષને સુગતિની પ્રાપ્તિની પણ સંભાવના છે. (૩૭)

અવતરણિકાઃ-હવે આ પૂર્વોક્ત સંશયના બીજને સ્પષ્ટતાથી નિરૂપણ કરે છેઃ-

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

શ્લોકાર્થઃ-હે મહાન્ બાહુવાળા કૃષ્ણ! બ્રહ્મપ્રાપ્તિના જ્ઞાનરૂપ માર્ગવિષે વિમૂઢ તથા કર્મોપાસનાથી રહિત એમ ઉભય ભ્રષ્ટ પુરુષ, વિચ્છિન્ન થયેલ અભ્રની માફક, શું નાશને નહિ પ્રાપ્ત થશે? ૩૮

ટીકાઃ-હે મહાબાહો! અર્થાત્ સર્વ ભક્તજનોના સર્વ ઉપદ્રવોને નિવૃત્ત કરવામાં જેની ચારે ભુજાઓ સમર્થ છે અથવા સર્વ ભક્તજનોની પ્રત્યે ધર્મ-અર્થ-કામ-મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થો દેવામાં જેની ચારે ભુજાઓ સમર્થ છે, તે મહાબાહુ કહેવાય છે. અહીં हे महाबाहो એ સંબોધનના કથનવડે અર્જુને શ્રીભગવાનવિષે સ્વપ્રશ્ન નિમિત્તક ક્રોધનો અભાવ સૂચન કર્યો છે, તથા તે પ્રશ્નનો ઉત્તર દેવાનું સામર્થ્ય સૂચન કર્યું છે, અને कच्चित् શબ્દ અભિલાષાસહિત પ્રશ્નનો વાચક છે, તે હવે દર્શાવે છે.

હે ભગવન્! જે પુરુષ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિના આત્મજ્ઞાનરૂપ માર્ગવિષે વિમૂઢ છે અર્થાત્ બ્રહ્મઆત્માના ઐક્ય સાક્ષાત્કારની ઉત્પત્તિથી રહિત છે, તથા જે પુરુષ અપ્રતિષ્ઠ છે અર્થાત્ પિતૃયાન માર્ગવિષે ગમનના સાધનરૂપ જે કર્મ છે તથા દેવયાન માર્ગવિષે ગમનના સાધનરૂપ જે ઉપાસના છે, તે કર્મ-ઉપાસના બન્નેથી રહિત છે; કારણ કે ઉપાસનાસહિત સર્વ કર્મોનો તે પુરુષે પૂર્વે જ પરિત્યાગ કર્યો છે, એવો જે ઉભયભ્રષ્ટ પુરુષ છે અર્થાત્ કર્મમાર્ગથી તથા જ્ઞાનમાર્ગથી બન્નેથી ભ્રષ્ટ છે, એવો પુરુષ છિન્ન અભ્ર(વાદળું)ની પેઠે શું નાશને પ્રાપ્ત થશે નહિ? અર્થાત્ વાયુએ પૂર્વે મેઘથી પૃથક્ (જુદું) કરેલું જે અભ્ર છે, તે અભ્ર જેમ પૂર્વમેઘથી ભ્રષ્ટ થઇને તથા ઉત્તરમેઘને પ્રાપ્ત ન થઇને વૃષ્ટિને અયોગ્ય થતાં મધ્યમાં જ નાશને પ્રાપ્ત થાય છે, તેમ તે યોગભ્રષ્ટ પુરુષ પણ પૂર્વ કર્મમાર્ગથી વિચ્છિન્ન થઇને તથા ઉત્તર જ્ઞાનમાર્ગને પ્રાપ્ત ન થઇને મધ્યમાં જ શું નાશને નહિ પ્રાપ્ત થશે? એવો યોગભ્રષ્ટ પુરુષ કર્મના ફળને તથા જ્ઞાનના ફળને પ્રાપ્ત થવાને વાસ્તે અયોગ્ય નથી શું?

આટલા કથનથી જ્ઞાન અને કર્મ બન્નેના સમુચ્ચયનું નિરાકરણ કર્યું. એ સમુચ્ચયપક્ષમાં જ્ઞાનના ફળનો અલાભ થતાં પણ કર્મના ફળનો લાભ સંભવિત હોઈ શકે છે. તેથી તે સમુચ્ચયને કરનારા પુરુષવિષે ઉભયભ્રષ્ટપણું સંભવતું નથી. અહીં જો કોઇ એમ શંકા કરે કે, પુરુષને કર્મોનો સંભવ હોતાં પણ તે પુરુષે કર્મોના ફળની કામનાનો પરિત્યાગ કર્યો છે, તેથી કર્મ કરતાં છતાં પણ તે પુરુષવિષે ઉભયભ્રષ્ટપણું સંભવિત હોઈ શકે છેઃ તો તે શંકા પણ સંભવતી નથી. કારણ કે જેમ સકામ કર્મોનાં ફળ હોય છે તેમ નિષ્કામ કર્મોનાં પણ ફળ હોય છે, એ વાત પૂર્વે આપસ્તંબ ઋષિનું વચન પ્રમાણ દઇને કથન કરવામાં આવેલ છે. તેથી જ્ઞાન અને કર્મ બન્નેના સમુચ્ચયનું અનુષ્ઠાન કરનારા પુરુષ ઉપર એ પ્રશ્ન નથી, કિન્તુ સર્વ કર્મોના ત્યાગી સંન્યાસી ઉપર જ એ પ્રશ્ન છે. જે કારણથી અનર્થની પ્રાપ્તિની શંકા સર્વ કર્મના ત્યાગી સંન્યાસીવિષે સંભવિત હોઈ શકે છે. (૩૮)

અવતરણિકાઃ-હવે પૂર્વોક્ત સંશયને નિવૃત્ત કરવાને વાસ્તે અર્જુન અંતર્યામી શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રત્યે પ્રાર્થના કરે છેઃ-

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

શ્લોકાર્થઃ–હે કૃષ્ણ ભગવન્! આપ જ મારો આ સંશય પૂર્ણપણે નિવૃત્ત કરવાને યોગ્ય છો, કારણ આ સશયનુ છેદન કરનાર તમારાથી અન્ય કોઇપણ પુરુષનો સંભવ નથી. ૩૯

ટીકાઃ–હે કૃષ્ણ ભગવન્! પૂર્વના બે શ્લોકોવડે મેં દર્શાવેલો જે મારો સંશય છે, તે મારા સંશયને અશેષત નિવૃત્ત કરવાને અર્થાત્ તે સંશયના મૂળભૂત જે અધર્માદિ છે, તે અધર્માદિના ઉચ્છેદન પૂર્વક સંશયને નિવૃત્ત કરવાને એક આપ જ યોગ્ય છો.

"હે અર્જુન! મારાવિના અન્ય કોઇ ઋષિ અથવા કોઇ દેવતા તારા એ સંશયને નિવૃત્ત કરશે," એવું ભગવાનનું વચન સાભળીને અર્જુન કહે છેઃ–त्वदन्य इति–હે ભગવન્! સર્વજ્ઞ, સર્વ શાસ્ત્રોના કર્ત્તા, પરમગુરુરૂપ તથા પરમ કૃપાળુ એવા જે આપ પરમેશ્વર છો, તે આપથી ભિન્ન જેટલા ઋષિ છે તથા જેટલા દેવતા છે, તે સર્વ અનીશ્વર હોવાથી અસર્વજ્ઞ જ છે. તેથી કોઇ ઋષિ તથા કોઇ દેવતા યોગભ્રષ્ટ પુરુષની પરલોકગતિવિષે સમ્યક્ ઉત્તર આપીને મારા સશયનો નાશ કરે એમ સભવતું નથી તેથી સર્વના પરમગુરુ તથા સર્વ અર્થને પ્રત્યક્ષ દેખનાર આપ ઇશ્વર જ એ મારા સશયને નિવૃત્ત કરવાને યોગ્ય છો. (૩૯)

અવતરણિકાઃ–આ પ્રકારે અર્જુનની યોગી પુરુષના નાશની શકાને નિવૃત્ત કરવાને વાસ્તે શ્રીભગવાન્ ઉત્તર આપે છે –

श्रीभगवानुवाच– पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

શ્લોકાર્થઃ–શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે–હે પાર્થ! યોગભ્રષ્ટ પુરુષનો આ લોકવિષે કદાપિ પણ વિનાશ થતો નથી તથા પરલોકવિષે પણ વિનાશ થતો નથી. કારણ હે તાત! શાસ્ત્રવિહિતકર્મ કરનારો કોઇપણ પુરુષ દુર્ગતિને પ્રાપ્ત થતો નથી. ૪૦

ટીકાઃ–શ્રીભગવાન્ કહે છે.–હે અર્જુન! ઉભયભ્રષ્ટ થયલો યોગી પુરુષ નાશને જ પ્રાપ્ત થાય છે, એવું જે વચન પૂર્વે તેં કહ્યુ હતું, તે વચનનો શું અર્થ છે? શું તે પુરુષ વેદવિહિત કર્મોનો પરિત્યાગ કરવાથી, આ લોકમા કોઈ પ્રમાદી પુરુષની પેઠે, શ્રેષ્ઠ પુરુષોવડે નિંદા કરવા યોગ્ય હોય છે? અથવા તે પુરુષ પરલોકવિષે નિકૃષ્ટ ગતિને પ્રાપ્ત થાય છે? જે પરલોકવિષે નિકૃષ્ટ ગતિ શ્રુતિએ કહેલી છે –अथैतयो पथोर्न कतरेण च न ते कीटा पतगा यदिद दद्शूकम् ॥ અર્થાત્–દેવલોકની પ્રાપ્તિનો જે દેવયાન માર્ગ છે તથા પિતૃલોકની પ્રાપ્તિનો જે પિતૃયાન માર્ગ છે, તે બન્ને માર્ગોમા એક માર્ગવિષે પણ જે પુરુષો પ્રવૃત્ત થતા નથી, તે અજ્ઞાની પુરુષો કીટ–પતંગ–મશકાદિ ક્ષુદ્ર શરીરોને વારવાર પ્રાપ્ત થાય છે.

આ બેઉ પ્રકારનો નાશ યોગભ્રષ્ટ પુરુષને થતો નથી, એ અર્થ શ્રીભગવાન્ કહે છે. હે પાર્થ! જે પુરુષે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક સર્વ કર્મોના પરિત્યાગરૂપ સંન્યાસ કર્યો છે, જે સર્વથી વિરક્ત થયો છે, જે બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને વેદાત શાસ્ત્રનું શ્રવણ ઈત્યાદિ કરે છે, તથા જે શ્રવણમનનાદિ કરતા જ મધ્યમા મરણને પ્રાપ્ત થાય છે, એવા યોગભ્રષ્ટ પુરુષનો આ લોકમાં તથા પરલોકમા વિનાશ થતો નથી.

એ અર્થવિષે શ્રીભગવાન્ હેતુ કહે છે–न हि कल्याणकृत् इति–હે તાત! જે કોઈ પુરુષ કિંચિત્ માત્ર પણ શાસ્ત્રવિહિત અર્થનુ અનુષ્ઠાન કરે છે તે પુરુષ આ લોકમાં અપકીર્ત્તિરૂપ દુર્ગતિને પ્રાપ્ત થતો નથી, તેમ જ પરલોકમા કીટ–પતગાદિ શરીરોની પ્રાપ્તિરૂપ દુર્ગતિને પણ પ્રાપ્ત થતો નથી. જ્યારે સામાન્યતઃ શાસ્ત્રવિહિત અર્થનું અનુષ્ઠાન કરનારો પુરુષ દુર્ગતિને પ્રાપ્ત થતો નથી, ત્યારે સર્વથી ઉત્કૃષ્ટ યોગભ્રષ્ટ દુર્ગતિને પ્રાપ્ત નહિ થાય, એમાં તો શું જ કહેવું!

અહીં શ્રીભગવાને અર્જુનને 'હે તાત' એ સંબોધનવડે જે કથન કર્યું છે, તેનો એ હેતુ છે કે, तनोत्यात्मानं पुत्ररूपेणेति तातः–અર્થાત્ જે પુરુષ પોતાના આત્માને જ પુત્રરૂપે કરી વિસ્તાર કરે, તેને તાત કહે છે. આ રીતે तात શબ્દ पिताનો વાચક છે. તે પિતા જ પુત્રરૂપે થાય છે, તેથી પુત્રને પણ 'તાત' કહેવામાં આવે છે. અને શિષ્ય પણ પુત્રની સમાન જ હોય છે, તેથી પુત્રને સ્થાને શિષ્યનું જે तात સંબોધન છે, તે શિષ્ય ઉપરની કૃપાની અતિશયતાના સૂચન વાસ્તે છે.

તેમાં પૂર્વ પ્રશ્નવિષે જે એવું વચન કહ્યું હતું કે, યોગભ્રષ્ટ પુરુષ અજ્ઞાની હોઈને દેવયાન–પિતૃયાન માર્ગના અસંબંધવાળો હોવાથી સ્વધર્મથી ભ્રષ્ટ પુરુષની પેઠે કષ્ટગતિને પ્રાપ્ત થાય છે, એમ જે કહેવું તે અયુક્ત છે; કારણ કે યોગભ્રષ્ટ પુરુષ દેવયાન માર્ગના અસંબંધવાળો નથી, કિન્તુ તે દેવયાન માર્ગના સંબંધવાળો જ છે. તેથી અનુમાન વિષે તે હેતુ અસિદ્ધ છે અર્થાત્ યોગભ્રષ્ટ પુરુષવિષે આ હેતુ રહેતો નથી. પંચાગ્નિ વિદ્યામાં એવું વચન કહ્યું છે કે–य इत्थं विदुर्ये चामी अरण्ये श्रद्धां सत्यमुपासते तेऽर्चिरभिसम्भवंतीति ॥ આ શ્રુતિમાં પંચાગ્નિના જાણનારા પુરુષોની પેઠે શ્રદ્ધાવાળા તથા સત્યવાળા મુમુક્ષુ જનોને પણ દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકની પ્રાપ્તિ કથન કરી છે. અને શ્રવણ–મનનાદિ કરનારો જે યોગભ્રષ્ટ છે, તે યોગભ્રષ્ટ પુરુષને श्रद्धावित्तो भूत्वा આ પૂર્વોક્ત શ્રુતિવડે શ્રદ્ધા પણ પ્રાપ્ત જ છે; તથા शांतो दांतः એ શ્રુતિ વચનવડે, મિથ્યા ભાષણરૂપ જે વાક્ ઇંદ્રિયનો વ્યાપાર છે, તેના નિરોધરૂપ સત્ય પણ યોગભ્રષ્ટને પ્રાપ્ત જ છે, કારણ કે શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોના વ્યાપારનો જે નિરોધ છે તેને દમ કહેવામાં આવે છે, આ દમ પ્રાપ્ત થતાં સત્ય પણ પ્રાપ્ત જ છે. અથવા યોગશાસ્ત્રમાં યોગના અંગરૂપ કહેલા જે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ યમો છે તે પ્રાપ્ત થતાં સત્ય પણ પ્રાપ્ત જ છે. અને પૂર્વોક્ત સ્થિતિમાં રહેલા 'સત્ય' શબ્દવડે જો 'બ્રહ્મ'નો જ અર્થ ગ્રહણ કરીએ, તોપણ કાંઈ હાનિ નથી. કારણ કે વેદાંતશાસ્ત્રનાં શ્રવણાદિ પણ સત્ય બ્રહ્મના ચિંતનરૂપ જ છે. યદ્યપિ જે પુરુષની બુદ્ધિની જે વસ્તુ વિષે સ્થિતિ થાય છે, તે પુરુષ મરણની પછી તે જ વસ્તુને પ્રાપ્ત થાય છેઃ એ નિયમ શાસ્ત્રમાં કહેલો છે. તેથી સત્ય બ્રહ્મનું ચિંતન કરનારા પુરુષોને બ્રહ્મલોકની પ્રાપ્તિ કહેવી સંભવતી નથી, તથાપિ એ નિયમ સર્વત્ર સંભવતો નથી. કારણ પંચાગ્નિવિદ્યાવિષે આ નિયમનો વ્યભિચાર છે. તેથી જેમ પંચાગ્નિવિદ્યાવાળા પુરુષોને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, તેમ સત્ય બ્રહ્મનું ચિંતન કરનારા પુરુષોને પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ સંભવે છે. संन्यासाद्ब्रह्मणः स्थानम् એ સ્મૃતિએ સંન્યાસથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ કથન કરી છે અને પ્રતિદિન ભક્તિ–શ્રદ્ધાપૂર્વક જે વેદાંતશાસ્ત્રનો વિચાર છે, તે વિચારને અસીકૃચ્છ્રના ફળની તુલ્યતા સ્મૃતિમાં કથન કરેલી છે.

તેથી એ અર્થ સિદ્ધ થયો કે, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મવિચાર, સંન્યાસ એ ચારમાં એક એકને પણ બ્રહ્મલોકની પ્રાપ્તિની સાધનરૂપતા છે, જ્યારે એક એકને પણ બ્રહ્મલોકની પ્રાપ્તિની સાધનરૂપતા છે, ત્યારે યોગભ્રષ્ટ પુરુષવિષે રહેલા ચારેને બ્રહ્મલોકની પ્રાપ્તિની સાધનરૂપતા હોય એમાં શું જ કહેવું? આ કારણથી તૈત્તિરીય શાખાવાળા બ્રાહ્મણ तस्य ह वा एवं विदुषो यज्ञस्य ઇત્યાદિ વચનોવડે યોગી પુરુષના ચરિતને સર્વ સુકૃતરૂપ કહે છે. સ્મૃતિમાં પણ એ વાત કહી છે કે–("स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्ताऽवनिर्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च सपूजिताः । संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥ અર્થાત્)–જે પુરુષનું મન એક ક્ષણમાત્ર પણ બ્રહ્મવિચારવિષે સ્થિરતાને પ્રાપ્ત થયું છે, તે પુરુષે સંપૂર્ણ તીર્થોના જળમાં પણ સ્નાન કર્યું છે, તેણે સર્વ પૃથ્વી પણ દાન કરી છે, તેણે સહસ્ર યજ્ઞો પણ

બ્રહ્માદિ સર્વ દેવતાઓનું પૂજન પણ કર્યું છે, તેણે પોતાના પિતૃઓનો સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર પણ કર્યો છે તથા તે પુરુષ ત્રણે લોકોવડે પૂજ્ય છે. (૪૦)

અવતરણિકાઃ—"હે ભગવન્! આ પ્રકારે યોગભ્રષ્ટ પુરુષને, શુભકારિતાવડે બંને લોકમાં નાશનો અભાવ થતાં પણ બીજું શું ફળ પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં, શ્રીભગવાન્ કહે છેઃ-

प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! યોગભ્રષ્ટ પુરુષ પુણ્યાત્મા પુરુષોને પ્રાપ્ત થનારા લોકોને પ્રાપ્ત થઈ, ત્યાં ઘણા સંવત્સર પર્યંત નિવાસ કરી, ત્યારપછી પવિત્ર શ્રીમાન્ પુરુષોના ગૃહવિષે જન્મને પ્રાપ્ત થાય છે. ૪૧

ટીકાઃ-હે અર્જુન! જે પુરુષ યોગમાર્ગમાં પ્રવૃત્ત થયો છે, જે પુરુષે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ કર્યો છે તથા જે પુરુષ નિરંતર વેદાંતશાસ્ત્રનું શ્રવણ ઇત્યાદિ કરે છે. એ પ્રમાણે શ્રવણ-મનનાદિ કરતો જે પુરુષ મધ્યમાં જ મરણને પ્રાપ્ત થાય છે, તે સર્વને વિશે પણ કોઈ યોગભ્રષ્ટ પુરુષ તો પૂર્વે અનુભવેલા ભોગોની વાસનાના પ્રાદુર્ભાવથી વિષયોની ઇચ્છા કરે છે, અને કોઇ યોગભ્રષ્ટ પુરુષ વૈરાગ્ય ભાવનાની દૃઢતાથી વિષયોની ઇચ્છા પણ કરતો નથી. આ બે પ્રકારના યોગભ્રષ્ટોમાં પ્રથમ યોગભ્રષ્ટનું વૃત્તાંત આ શ્લોકમાં કહેલું છે. તેમાં ઉપાસનાસહિત અશ્વમેધાદિ યજ્ઞો કરનાર પુરુષોને પ્રાપ્ત થવાયોગ્ય બ્રહ્મલોકને, યોગભ્રષ્ટ પુરુષ અર્ચિરાદિ માર્ગદ્વારા પ્રાપ્ત થઇને, ત્યાં બ્રહ્માના આયુષ્પરિમાણ સંવત્સર પર્યંત નિવાસ કરીને, ત્યાર પછી પવિત્ર તથા વિભૂતિવાળા મહારાજ ચક્રવર્તી પુરુષોના કુળમાં ભોગવાસનાના શેષના સદ્ભાવથી અજાતશત્રુ-જનકાદિની પેઠે જન્મને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ભોગવાસનાની પ્રબળતાથી તે યોગ-ભ્રષ્ટ પુરુષ બ્રહ્મલોકના અંતમાં સર્વ કર્મોનો સંન્યાસ કરવાને અયોગ્ય મહારાજા થાય છે.

અહીં એક જ બ્રહ્મલોકમાં लोकान् એવું જે બહુવચન કથન કર્યું છે, તે બ્રહ્મલોકમાં રહેલાં ભોગસ્થાનોના ભેદને લઇને કથન કરેલું છે. અને શ્રીમાન્ પુરુષ ધનવડે અનેક પાપકર્મો કરવાથી અધોગતિને પ્રાપ્ત થાય છે, તેથી યોગભ્રષ્ટ પુરુષ પણ શ્રીમાન્ પુરુષોના ગૃહમાં જન્મ લઇને અધોગતિને જ પ્રાપ્ત થશેઃ એવી અર્જુનની શંકાનું નિવારણ કરવાને વાસ્તે શ્રીભગવાને શ્રીમાન્ પુરુષોનું शुचि એ વિશેષણ કથન કર્યું છે. અર્થાત્ જે પવિત્ર શ્રીમાન્ હોય છે, તેઓ પાપકર્મોમાં ધનાદિનું ખર્ચ કરતા નથી, કિન્તુ શુભકાર્યોમાં ધનાદિ ખર્ચે છે તથા પૂર્વ સ્થાનની અપેક્ષાએ કરીને અત્યંત મહાન્ સ્થાનને સંપાદન કરે છે. (૪૧)

અવતરણિકાઃ—હવે, વિષયોની ઇચ્છાથી રહિત બીજા યોગ—ભ્રષ્ટની મરણ પછીની ગતિનું કથન કરે છેઃ—

अथवा योगीनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

શ્લોકાર્થઃ-અથવા યોગભ્રષ્ટ પુરુષ બ્રહ્મવિદ્યાવાળા દરિદ્રી બ્રાહ્મણોના કુળવિષે જન્મ લે છે. કારણ કે આ લોકમાં આ પ્રકારનો જે જન્મ છે તે અત્યંત દુર્લભ છે. ૪૨

ટીકાઃ-હે અર્જુન! જે પુરુષ શ્રદ્ધા-વૈરાગ્યાદિ શુભ ગુણોની અધિકતાવડે વિષયભોગવાસનાથી રહિત છે, તે યોગભ્રષ્ટ પુરુષ મરણની પછી પુણ્યકારી પુરુષોના લોકોને પ્રાપ્ત ન

થઈને બ્રહ્મવિદ્યાવાળા તથા યોગાભ્યાસવાળા દરિદ્રી બ્રાહ્મણોના કુળમાં જન્મને પ્રાપ્ત થાય છે; શ્રીમાન્ રાજાઓના કુળમાં તે યોગભ્રષ્ટ પુરુષ જન્મને પ્રાપ્ત થતો નથી. હે અર્જુન! એવા બ્રહ્મવેત્તા દરિદ્રી બ્રાહ્મણોના કુળમાં જે યોગભ્રષ્ટ પુરુષનો જન્મ છે, તે જન્મ સર્વ પ્રમાદનાં કારણોથી રહિત હોવાથી દુર્લભતર છે.

તાત્પર્ય એ છે કે, આ લોકમાં પવિત્ર શ્રીમાન્ રાજાઓનાં ગૃહમાં જે યોગભ્રષ્ટ પુરુષનો જન્મ છે, તે જન્મ પણ અનેક સુકૃતોવડે પ્રાપ્ત થાય છે, તથા મોક્ષવિષે પરિઅવસાનવાળો છે, તેથી તે જન્મ પણ દુર્લભ છે. પવિત્ર તથા બ્રહ્મવિદ્યાવાળા એવા દરિદ્રી બ્રાહ્મણોના કુળમાં જે જન્મ છે, તે જન્મ પ્રમાદના હેતુભૂત ધનાદિ પદાર્થોથી રહિત હોવાથી, દુર્લભ જન્મ કરતાં પણ અત્યંત દુર્લભ છે, તેથી એ જન્મ દુર્લભતર છે. આ રીતે બીજો યોગભ્રષ્ટ પુરુષ સ્તુતિ કરવા યોગ્ય છે.

તાત્પર્ય એ છે કે, શ્રીમાન્ પુરુષોના ગૃહવિષે જન્મને પ્રાપ્ત થયલો જે પ્રથમ યોગભ્રષ્ટ પુરુષ છે, તેને ચિત્તનો વિક્ષેપ કરનારાં અનેક પ્રકારનાં નિમિત્તો પ્રાપ્ત છે; પણ આ સર્વ નિમિત્તો બીજા યોગભ્રષ્ટને સ્વભાવથી જ અપ્રાપ્ત છે. ચિત્તનો વિક્ષેપ કરનારાં નિમિત્તો શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યાં છેઃ—मनोहराणां भोज्यानां युवतीनां च वाससाम् । वित्तस्यापि च सान्निध्याचलेच्चित्तं सतामपि ॥ तत्सान्निध्यं ततस्त्यक्त्वा मुमुक्षुर्दूरतो वसेत् ॥ અર્થાત્—મનોહર ભોજન કરવા યોગ્ય પદાર્થોની સમીપતાથી, મનોહર સ્ત્રીઓની સમીપતાથી, મનોહર વસ્ત્રોની સમીપતાથી તથા ધનની સમીપતાથી શ્રેષ્ઠ પુરુષોનાં ચિત્તો પણ ચલાયમાન થઇ જાય છે. તે કારણથી મુમુક્ષુજને સર્વ પદાર્થોની સમીપતાનો પરિત્યાગ કરીને દૂર નિવાસ કરવો, સર્વ ભોગવાસનાઓથી રહિત થવાથી સર્વ કર્મોનો સંન્યાસ કરવાને યોગ્ય દ્વિતીય યોગભ્રષ્ટ પુરુષ પ્રથમ યોગભ્રષ્ટ કરતાં શ્રેષ્ઠ છે. (૪૨)

અવતરણિકાઃ—અર્જુનઃ—"હે ભગવન્! તે યોગભ્રષ્ટ પુરુષનો શુચિ શ્રીમાન્ રાજાઓના ગૃહવિષે જે જન્મ છે, તથા બ્રહ્મવિદ્યાવાળા દરિદ્રી બ્રાહ્મણોના ગૃહ વિષે જે જન્મ છે, તે બન્ને જન્મોને દુર્લભતા કયા હેતુથી છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે જન્મની દુર્લભતા વિષે હેતુ કહે છેઃ—

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! આ યોગભ્રષ્ટ પુરુષ બેઉ પ્રકારના જન્મમાં પૂર્વના દેહવિષે પ્રારંભ કરેલ જ્ઞાનના શ્રવણાદિ સાધનને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી મોક્ષની પ્રાપ્તિ નિમિત્તે પુનઃ અધિક પ્રયત્નને કરે છે. ૪૩

ટીકાઃ—હે અર્જુન! બ્રહ્મ આત્માના ઐકય સાક્ષાત્કારની પ્રાપ્તિ વાસ્તે, યોગભ્રષ્ટ પુરુષે પૂર્વ દેહમાં પ્રારંભ કરેલાં જે વિવેકાદિ સાધન ચતુષ્ટય, સર્વ કર્મોનો સન્યાસ, બ્રહ્મવેત્તા ગુરુની સમીપ ગમન તથા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન ઇત્યાદિ જે સાધનો છે, તે સાધનોની મધ્યે જે જે સાધનનું જ્યાં (જેટલે) સુધી અનુષ્ઠાન કરીને યોગભ્રષ્ટ પુરુષ મરણને પ્રાપ્ત થયલો હોય છે, તે તે સાધનને ત્યાં (તેટલે) સુધી જ તે યોગભ્રષ્ટ પુરુષ બન્ને પ્રકારના જન્મોમાં પ્રાપ્ત થાય છે; કાંઈ તે જન્મમાં યોગભ્રષ્ટ પુરુષ પુન આદિથી લઇને સાધનોનો પ્રારંભ કરતો નથી. જેમકે તીર્થ કરવાના ઉદ્દેશવડે પોતાના ગામથી નીકળેલો પુરુષ માર્ગમાં કોઈ સ્થાને રાત્રિએ શયન કરીને, પ્રાતઃકાળમાં તે સ્થાનથી આગળ ચાલે છે, કાંઈ પુનઃ પોતાના ગામથી ચાલતો નથી. તેમ હે અર્જુન! યોગભ્રષ્ટ પુરુષ જન્મને

કેવળ પૂર્વનાં સાધનોને જ પ્રાપ્ત થતો નથી, કિન્તુ પૂર્વનાં સાધનોની પ્રાપ્તિની પછી મોક્ષની પ્રાપ્તિ નિમિત્તે પૂર્વનાં સાધનો કરતાં પણ પુનઃ અધિક સાધનો સંપાદન કરવાને પ્રયત્ન કરે છે. અર્થાત્ યોગભ્રષ્ટ પુરુષે પૂર્વ જન્મમાં જે ભૂમિકા સંપાદન કરી છે, તેથી આગલી ભૂમિકાઓને જ ઉત્તર જન્મમાં મોક્ષની પ્રાપ્તિપર્યંત સંપાદન કરવી.

અહીં હે कुरुनन्दन એ સંબોધનના કથનવડે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એવો અર્થ સૂચવ્યો છે કે, લોકમાં મહાન્ પ્રભાવવાળો, અત્યંત શુદ્ધ તથા અત્યંત શ્રીમાન્ એવા કુરુરાજાના કુળમા તારો જન્મ થયો છે, તેથી એમ જાણવામાં આવે છે કે, તું અર્જુન પણ કોઈ યોગભ્રષ્ટ જ છે. તેથી પૂર્વ જન્મોના સંસ્કારની વશતાથી આ જન્મમાં તને થોડા જ પ્રયત્નથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ અવશ્ય કરીને થશે. એ સર્વ વાત વસિષ્ઠ ભગવાને પણ શ્રીરામચંદ્રની પ્રત્યે કથન કરી છે. તેમાં શ્રીરામચંદ્રે એવો પ્રશ્ન કર્યો છે કેઃ—एकामथ द्वितीयां वा तृतीयां भूमिकामुत । आरूढस्य मृतस्याथ कीदृशी भगवन् गतिः॥ અર્થાત્—હે ભગવન્! એક ભૂમિકાને, બીજી ભૂમિકાને અથવા ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત થઈને મરણને પ્રાપ્ત થયલો જે પુરુષ છે, તે પુરુષની મરણની પછી કયા પ્રકારની ગતિ થાય છે? સાત ભૂમિકાઓ આ ગીતાના તૃતીય અધ્યાયમાં વિસ્તારથી કથન કરવામાં આવી છે. રામચંદ્રના એ પ્રશ્નનો એ હેતુ છે કે, નિત્યાનિત્ય વસ્તુના વિવેકપૂર્વક તથા આ લોક–પરલોકના વિષયભોગોથી વૈરાગ્ય પૂર્વક, શમ–દમાદિ ષટ્ સંપત્તિપૂર્વક તથા સર્વ કર્મોના સંન્યાસપૂર્વક જે ઉત્કટ મોક્ષની ઈચ્છારૂપ મુમુક્ષુતા છે, તેનું નામ શુભેચ્છા છે. આ શુભેચ્છા પ્રથમ ભૂમિકા છે. એ શુભેચ્છા વિવેકાદિ સાધન ચતુષ્ટયરૂપ છે. ત્યાર પછી બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઈને વેદાંત વાક્યોનો વિચાર કરવો, એ વિચારણા નામે બીજી ભૂમિકા શ્રવણ મનનરૂપ છે ત્યાર પછી શ્રવણ–મનનથી સિદ્ધ થયલું જે તત્ત્વજ્ઞાન છે, તે તત્ત્વજ્ઞાન વિષે સંશયથી રહિત થવું, એ તનુમાનસા નામે ત્રીજી ભૂમિકા છે. આ ત્રીજી ભૂમિકા નિદિધ્યાસનરૂપ છે. ત્રણે ભૂમિકાઓ તત્ત્વ સાક્ષાત્કારના સાધનરૂપ છે અને સત્ત્વાપત્તિ નામે ચોથી ભૂમિકા તો તત્ત્વ સાક્ષાત્કારરૂપ જ છે. અસંસક્તિ નામે પાંચમી ભૂમિકા તથા પદાર્થાભાવની નામે છઠ્ઠી ભૂમિકા તથા તુરીયા નામે સાતમી ભૂમિકા. એ ત્રણ ભૂમિકાઓ તો જીવન્મુક્તિના જ અવાંતર ભેદ છે. તેમાં ચોથી ભૂમિકાને પ્રાપ્ત થઈને મરણને પ્રાપ્ત થયલો જે પુરુષ છે, તે પુરુષને જીવન્મુક્તિનો અભાવ થતાં વિદેહમુક્તિની પ્રાપ્તિ વિષે કિંચિત્ માત્ર પણ સંશય નથી. પાંચમી, છઠ્ઠી તથા સાતમી એ ત્રણ ભૂમિકાને પ્રાપ્ત થયલો જે પુરુષ છે, તે પુરુષ તો જીવતાં છતા પણ મુક્ત જ છે. જ્યારે પુરુષ જીવતાં છતાં પણ મુક્ત છે, ત્યારે તે પુરુષના વિદેહમોક્ષ વિષે શું કહેવું? તેથી ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી એ ચાર ભૂમિકાઓ વિષે તો કિંચિત્ માત્ર પણ શંકા નથી. પરંતુ પહેલી, બીજી અને ત્રીજી આ ત્રણ જે સાધન ભૂમિકા છે, તે ત્રણ ભૂમિકાઓ વિષે તો પુરુષે સર્વ કર્મોનો પરિત્યાગ કર્યો હોય છે તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ થયલી હોતી નથી, તેથી શંકા સંભવે છે આ કારણથી શ્રીરામચંદ્રે સાધનરૂપ ત્રણ ભૂમિકાઓ વિષે જ પ્રશ્ન કર્યો છે. એ પ્રશ્નનો વસિષ્ઠ ભગવાને એવો ઉત્તર આપ્યો છે કેઃ—

योगभूमिकयोत्क्रांतजीवितस्य शरीरिणः । भूमिकांशानुसारेण क्षीयते सर्वदुष्कृतम् ॥ १ ॥
ततः सुरविमानेषु लोकपालपुरेषु च । मेरुपर्वतकुंजेषु रमते रमणीसखः ॥ २ ॥
ततः सुकृतसंभारे दुष्कृते च पुराकृते । भोगक्षयात्परिक्षीणे जायंते योगिनो भुवि ॥ ३ ॥
शुचीनां श्रीमतां गेहे गुप्ते गुणवतां सताम् । जनित्वा योगमेवैते सेवंते योगवासिताः ॥ ४ ॥
तत्र प्राग्भावनाभ्यस्तं योगभूमिक्रमं बुधाः । दृष्ट्वा परिपतंत्युच्चैरुत्तरं भूमिकाक्रमम् ॥ ५ ॥

આ પાંચ શ્લોકોવડે કહ્યું છે કે, જે પુરુષ જ્ઞાનયોગની ભૂમિકાને સંપાદન કરીને મરણને પ્રાપ્ત થયો છે, તે પુરુષનાં પૂર્વનાં પાપકર્મ યોગભૂમિકાને અનુસરીને નાશને પ્રાપ્ત થાય છે. ૧. મરણની પછી પુરુષ મેરુપર્વતની કુંજોમાં તથા ઇંદ્રાદિ લોકપાલોની પુરીઓમાં તથા દેવતાઓનાં વિમાનોમાં આરૂઢ થઇને અપ્સરાઓની સાથે રમણ કરે છે. ૨. ત્યાર પછી પૂર્વે સંપાદન કરેલા સુકૃતોના સમૂહનો તથા દુષ્કૃતોનો ભોગવડે ક્ષય થતાં યોગભ્રષ્ટ પુરુષો પુનઃ ભૂમિલોકમાં જન્મને પ્રાપ્ત થાય છે. ૩. તેમાં આ ભૂમિલોકમાં જે પુરુષો પવિત્ર છે, શ્રીમાન્ છે તથા વિદ્યાદિ શ્રેષ્ઠ ગુણોવડે સંપન્ન છે, તેવા શ્રેષ્ઠ પુરુષોનાં શુભગૃહમાં યોગભ્રષ્ટ પુરુષો જન્મને પ્રાપ્ત થઇને પૂર્વના યોગભૂમિકાઓના સંસ્કારોની વશતાથી પુનઃ યોગભૂમિકાઓને જ સંપાદન કરે છે. ૪! પૂર્વ જન્મમાં અભ્યાસ કરેલો જે ભૂમિકાઓનો ક્રમ છે, તે ક્રમનો વિચાર કરીને બુદ્ધિમાન્ પુરુષો તે પછીની ભૂમિકાઓના ક્રમને પ્રયત્નથી સંપાદન કરે છે. ૫.

પૂર્વે વૃદ્ધિને પ્રાપ્ત થયેલી ભોગવાસનાઓની પ્રબળતાથી અલ્પકાળમાં અભ્યાસ કરેલી વૈરાગ્યવાસનાઓની દુર્બળતાવડે, પ્રાણોના ઉત્ક્રમણકાળે જેને ભોગોની સ્પૃહા પ્રાદુર્ભાવ પામી છે, એવો જે સર્વ કર્મોનો સંન્યાસી છે, તે જ યોગભ્રષ્ટ પુરુષ વસિષ્ઠ ભગવાને કહેલો છે, અને જે પુરુષ વૈરાગ્યવાસનાઓની પ્રબળતાથી, પ્રકૃષ્ટ પુણ્યકર્મોવડે પ્રાપ્ત પરમેશ્વરના પ્રસાદવડે તથા પ્રાણોના ઉત્ક્રમણકાળે ભોગોની સ્પૃહાથી રહિત છે, તે સન્યાસી તો વિષયભોગોના વ્યવધાન વિના જ બ્રહ્મવિદ્યાવાળા દરિદ્રી બ્રાહ્મણોના સર્વ પ્રમાદનાં કારણોથી રહિત કુળમાં જન્મને પ્રાપ્ત થાય છે. એવા યોગભ્રષ્ટ પુરુષને પૂર્વ સંસ્કારોની અભિવ્યક્તિ વિના પ્રયત્ને જ થાય છે. તેથી પૂર્વ યોગભ્રષ્ટ પુરુષની પેઠે આ દ્વિતીય યોગભ્રષ્ટ પુરુષને મોક્ષવિષે કિંચિત્ માત્ર પણ શંકા હોતી નથી. તેથી આ દ્વિતીય યોગભ્રષ્ટ પુરુષ વસિષ્ઠ ભગવાને કહ્યો નહિ. કિન્તુ પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ ભગવાને જ अथवा योगिनामेव આ પક્ષાંતરનો અંગીકાર કરી કથન કર્યો છે. (૪૩)

અવતરણિકાઃ—"હે ભગવન્! જે પુરુષ બ્રહ્મવેત્તા દરિદ્રી બ્રાહ્મણોના કુળમાં ઉત્પન્ન થાય છે, તે પુરુષને મધ્યમાં વિષયભોગોનું વ્યવધાન છે, તેથી વ્યવધાનથી રહિત પૂર્વના સંસ્કારોના ઉદ્બોધથી પુરુષને પુનઃ સર્વ કર્મોના સંન્યાસપૂર્વક જ્ઞાનનાં શ્રવણાદિ સાધનોનો લાભ થાય છે. પરંતુ જે પુરુષ શ્રીમાન્ મહારાજા ચક્રવર્ત્તીઓના કુળમાં બહુ પ્રકારના વિષયભોગોના વ્યવધાનવડે ઉત્પન્ન થયો છે, તે પુરુષને વિષયભોગોની વાસનાઓની પ્રબળતાથી તથા ધનાદિ પ્રમાદનાં કારણોનો સંભવ હોવાથી, વ્યવધાનથી રહિત પૂર્વના જ્ઞાન સંસ્કારોનો ઉદ્બોધ કેવી રીતે થાય? તથા ક્ષત્રિય રાજા હોવાથી સર્વ કર્મોનો સંન્યાસ કરવામાં અયોગ્ય એવા તે પુરુષને જ્ઞાનનાં સાધનોનો લાભ કેવી રીતે થાય? અર્થાત્ ન જ થાય." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

છે; અર્થાત્ પૂર્વના જ્ઞાનસંસ્કારો, અકસ્માત્ જ ભોગવાસનાથી નિવૃત્ત કરીને, યોગભ્રષ્ટ પુરુષને મોક્ષનાં સાધનોમાં પ્રવૃત્ત કરે છે.

હે અર્જુન! યદ્યપિ જ્ઞાનવાસના જો કે અલ્પ કાળની અભ્યાસ કરેલી છે તથા ભોગવાસના ઘણા કાળની અભ્યાસ કરેલી છે, તથાપિ જ્ઞાનવાસના વસ્તુવિષયક છે અને ભોગવાસના અવસ્તુ-વિષયક છે. તેથી અલ્પ કાળની અભ્યાસ કરેલી જ્ઞાનવાસના ઘણા કાળની અભ્યાસ કરેલી ભોગ-વાસનાઓ કરતાં અત્યંત પ્રબળ છે. આ પ્રબળ જ્ઞાનવાસનાઓવડે અપ્રબળ ભોગવાસનાઓનો અભિભવ સંભવે છે; જેમકે આકાશમાંની લતાજ્ઞાનજન્ય વાસના જો કે ઘણા કાળની અભ્યાસ કરેલી છે, તોપણ 'આકાશ રૂપરહિત છે' ઇત્યાદિ શાસ્ત્રજન્ય અલ્પકાળની અભ્યાસ કરેલી વાસનાઓ તે વાસનાઓનો અભિભવ કરે છે; તેથી ઘણા કાળના અભ્યાસની વિષયતા વાસના-ઓની પ્રબળતા વિષે પ્રયોજક નથી, તથા અલ્પકાળના અભ્યાસની વિષયતા વાસનાઓની દુર્બળતા વિષે પ્રયોજક નથી, કિન્તુ વસ્તુવિષયત્વ વાસનાઓની પ્રબળતા વિષે પ્રયોજક છે અને અવસ્તુ-વિષયત્વ વાસનાઓની દુર્બળતાવિષે પ્રયોજક છે. વસ્તુવિષયત્વ જ્ઞાનવાસનાઓમાં જ છે, પણ ભોગવાસનાઓમાં નથી, તેથી જ્ઞાનવાસના ભોગવાસના-કરતાં પ્રબળ છે.

હે અર્જુન! એ વાત તું અન્યત્ર ન દેખ, પરંતુ પોતાના વિષે જ દેખ. તું પૂર્વે કેવળ યુદ્ધ કરવામાં જ પ્રવૃત્ત થયો હતો, કાંઈ જ્ઞાનને વાસ્તે પ્રવૃત્ત થયો ન હતો. પરંતુ પૂર્વની જ્ઞાન-વાસનાઓની પ્રબળતાથી અકસ્માત્ જ તું આ રણભૂમિમાં યુદ્ધથી ઉપરામ થઈને જ્ઞાનમાં જ પ્રવૃત્ત થાય છે. આ કારણથી જ પૂર્વે મેં નેહાભિક્રમનાશોઽસ્તિ એ વચન તારી પ્રત્યે કથન કર્યું હતું. તાત્પર્ય એ છે કે, અનેક સહસ્ર જન્મોના વ્યવધાનવાળો થવા છતાં પણ જ્ઞાનસંસ્કાર સર્વ વિરોધીઓનો નાશ કરીને પોતાના કાર્યને અવશ્ય સિદ્ધ કરે છે. યદ્યપિ ક્ષત્રિય રાજાને સર્વ કર્મોનો સંન્યાસ કરવાનો અભાવ છે, તથાપિ ક્ષત્રિય રાજાને જ્ઞાનનો અધિકાર તો પ્રાપ્ત જ છે.

અહીં હ્રિયતે શબ્દવડે શ્રીભગવાને એ અર્થ સૂચન કર્યો છે કે, જેમ ઘણા રક્ષક પુરુષોની મધ્યે વિદ્યમાન જે ગૌઅશ્વાદિ દ્રવ્ય છે, તે દ્રવ્ય પોતે જવાની ઇચ્છા નહિ કરવા છતાં પણ કોઈ ચોર પુરુષ તે સર્વ રક્ષક પુરુષોનો અભિભવ કરીને પોતાના સામર્થ્યવિશેષથી જ હરણ કરી જાય છે, તેમ ઘણા જ્ઞાનના પ્રતિબંધકોમાં વિદ્યમાન જે યોગભ્રષ્ટ પુરુષ છે, તે યોગભ્રષ્ટ પુરુષ પોતે જ્ઞાનની ઇચ્છા નહિ કરવા છતાં પણ, પૂર્વ જન્મના બળવાન્ જ્ઞાનસંસ્કારો પોતાના સામર્થ્યવિશેષથી સર્વ પ્રતિબંધકોનો અભિભવ કરીને યોગભ્રષ્ટ પુરુષને પોતાને વશ કરે છે, અર્થાત્ પુનઃ જ્ઞાનવિષે પ્રવૃત્ત કરે છે. આ કારણથી જ સંસ્કારોની પ્રબળતાથી પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને જાણવાની ઇચ્છા કરતો અર્થાત્ શુભ ઇચ્છારૂપ પ્રથમ ભૂમિકા વિષે સ્થિત થયેલો જે સંન્યાસી છે, તે પ્રથમ ભૂમિકાવાળો સંન્યાસી પ્રથમ ભૂમિકા વિષે જ મરણને પ્રાપ્ત થઈને, મધ્યમાં ઘણા પ્રકા-રના વિષયોને ભોગવીને મહારાજા ચક્રવર્તીઓના કુળમાં ઉત્પન્ન થયલો તે યોગભ્રષ્ટ પુરુષ, પૂર્વે સંપાદન કરેલા જ્ઞાનસંસ્કારોની પ્રબળતાથી, તે જ જન્મમાં કર્મના પ્રતિપાદક વેદભાગનું અતિક્રમણ કરીને રહે છે, અર્થાત્ કર્મના અધિકારનો પરિત્યાગ કરીને જ્ઞાનનો અધિકારી થાય છે. આ કથનવડે પણ જ્ઞાન અને કર્મ બન્નેનો સમુચ્ચય ખંડન થયેલો જાણવો; કારણ કે જ્ઞાન-કર્મના સમુચ્ચયના પક્ષમાં જ્ઞાનવાન્ પુરુષને પણ કર્મનો પરિત્યાગ સંભવતો નથી. (૪૪)

અવતરણિકાઃ-જ્યારે આ પ્રકારે પ્રથમ ભૂમિકા વિષે મરણને પ્રાપ્ત થવા છતાં, અનેક ભોગવાસનાઓવડે વ્યવહિત થવા છતાં તથા નાના પ્રકારનાં પ્રમાદનાં કારણોવાળા મહારાજાના કુળમાં જન્મ પામવા છતાં યોગભ્રષ્ટ પુરુષ, પૂર્વે સંપાદન કરેલા જ્ઞાનસંસ્કારોની પ્રબળતાવડે કર્મના અધિકારનો પરિત્યાગ કરીને જ્ઞાનનો જ અધિકારી થાય છે; ત્યારે દ્વિતીય ભૂમિકામાં તથા તૃતીય ભૂમિકામાં મરણ પામીને ઉત્તમ લોકો વિષે નાના પ્રકારના ભોગો ભોગવીને

પશ્ચાત્ (પછી) મહારાજાના કુળમાં જન્મને પ્રાપ્ત થયેલો જે પુરુષ છે, તે યોગભ્રષ્ટ પુરુષ કર્મના અધિકારનો પરિત્યાગ કરીને જ્ઞાનનો જ અધિકારી થાય છે, એમાં શું કહેવું? અથવા જે પુરુષ તે ભૂમિકાઓમાં મરણ પામીને ઉત્તમ લોકોમાં ભોગો નહિ ભોગવીને જ બ્રહ્મવિદ્યાવાળા બ્રાહ્મણોના કુળમાં જન્મને પ્રાપ્ત થયો છે, તે નિસ્પૃહ યોગભ્રષ્ટ પુરુષ કર્મના અધિકારનો પરિત્યાગ કરીને, કેવળ જ્ઞાનનો જ અધિકારી થઈને, જ્ઞાનનાં શ્રવણાદિ સાધનોને સંપાદન કરીને, સાધનોના જ્ઞાનરૂપ ફળવડે સંસારબંધનથી મુક્ત થાય છે, એમાં શું કહેવું? આ પ્રકારના કૈમુતિક ન્યાયવડે સિદ્ધ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ-

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

શ્લોકાર્થઃ-જે યોગી પુરુષ પૂર્વના પ્રયત્નથી પણ અધિક પ્રયત્ન કરે છે, જેનાં પાપરૂપ કિલ્મિષ ધોવાઈ ગયાં છે તથા અનેક જન્મોના પુણ્ય કર્મને લીધે જેને અંત્ય જન્મ પ્રાપ્ત થયો છે તે યોગી પુરુષ સાધનોના પરિપાકથી પરમ મુક્તિને પ્રાપ્ત થાય છે. ૪૫

ટીકાઃ-હે અર્જુન! પૂર્વ જન્મમાં કરેલો જે પ્રયત્ન છે, તે પ્રયત્ન કરતાં પણ અધિક અધિક પ્રયત્ન કરતો જે યોગી પુરુષ છે અર્થાત્ પૂર્વજન્મમાં સંપાદન કરેલા જ્ઞાનસંસ્કારરૂપ યોગવડે યુક્ત જે પુરુષ છે, તથા તે યોગના પ્રયત્નરૂપ પુણ્યવડે જે પુરુષ સંશુદ્ધકિલ્બિષ છે, અર્થાત્ પુણ્યરૂપ જળવડે જેનો જ્ઞાનનો પ્રતિબંધક પાપરૂપ મળ ધોવાઈ ગયો છે, આથી જ્ઞાનસંસ્કારોની વૃદ્ધિથી તથા પુણ્યની વૃદ્ધિથી જે પુરુષ અનેક જન્મોવડે સંસિદ્ધ થયો છે અર્થાત્ પૂર્વના અનેક જન્મોના જ્ઞાનસંસ્કારોના પ્રભાવથી તથા પુણ્ય કર્મોના પ્રભાવથી જેને અંત્ય જન્મ પ્રાપ્ત થયો છે, એવો યોગભ્રષ્ટ પુરુષ શ્રવણાદિ સાધનોના પરિપાકથી બ્રહ્માત્મ ઐક્ય સાક્ષાત્કારને પ્રાપ્ત થઈને, પુનરાવૃત્તિથી રહિત પરમ મુક્તિને પ્રાપ્ત થાય છે. આ અર્થ વિષે કિંચિત્ માત્ર પણ સંશય નથી. (૪૫)

અવતરણિકાઃ-હવે, અર્જુનની પ્રત્યે શ્રદ્ધા અતિશયના ઉત્પાદનપૂર્વક પૂર્વોક્ત યોગનું વિધાન કરવાને વાસ્તે શ્રીભગવાન્ પૂર્વોક્ત યોગની સ્તુતિ કરે છેઃ-

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

શ્લોકાર્થઃ-આ તત્ત્વવેત્તા યોગી તપસ્વીઓથી પણ મને અધિક સંમત છે, પરોક્ષ જ્ઞાનીઓથી પણ અધિક સંમત છે તથા યોગી કર્મી પુરુષથી પણ અધિક સંમત છે; માટે હે

તે પરોક્ષજ્ઞાનીઓ કરતાં પણ અપરોક્ષ જ્ઞાનવાળો યોગી પુરુષ મારે અધિક સંમત છે. આ પ્રકારે આત્માના અપરોક્ષ જ્ઞાનવાળા જે પુરુષો છે કે જે અપરોક્ષ જ્ઞાનવાળા પુરુષો મનોનાશ–વાસનાક્ષયના અભાવથી જીવન્મુક્તિના સુખને પ્રાપ્ત થયા નથી, એવા જીવન્મુક્તિથી રહિત અપરોક્ષ જ્ઞાનીઓ કરતાં મનોનાશ–વાસનાક્ષયવાળો જીવન્મુક્ત યોગી પુરુષ મારે અધિક સંમત છે. તત્ત્વવેત્તા જીવન્મુક્ત યોગી પુરુષ મારે સર્વ કરતાં અધિક સંમત છે. તે કારણથી તું યોગભ્રષ્ટ અર્જુન આ કાળ વિષે અધિક પ્રયત્નના બળથી તત્ત્વજ્ઞાન–મનોનાશ–વાસનાક્ષય એ ત્રણેને સંપાદન કરીને જીવન્મુક્ત યોગી થા. આ જીવન્મુક્ત યોગી स योगी परमो मतः એ વચનવડે પૂર્વે મેં તારી પ્રત્યે કથન કર્યું છે. અહીં हे अर्जुन એ સંબોધનવડે શ્રી ભગવાને અર્જુનવિષે શુદ્ધતા બોધન કરી છે. તેમ કરીને અર્જુનવિષે યોગને સંપાદન કરવાની યોગ્યતા સૂચન કરી. (૪૬)

અવતરણિકાઃ–હવે, સર્વ યોગીઓથી શ્રેષ્ઠ યોગીઓનું કથન કરતાં શ્રીભગવાન્ આ છઠ્ઠા અધ્યાયનો ઉપસંહાર કરે છે.–

**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન! જે પુરુષ શ્રદ્ધાવાન્ થઈ મારે વિષે સ્થિત અંતઃકરણવડે હું રૂપ પરમેશ્વરને ભજે છે, તે પુરુષ સર્વ યોગીઓના કરતાં પણ અત્યંત શ્રેષ્ઠ હું એવા પરમેશ્વરને માન્ય છે. ૪૭

ટીકાઃ–હે અર્જુન! હું–ભગવાન્ વાસુદેવવિષે પુણ્યકર્મોના પરિપાકવિશેષથી ઉત્પન્ન થયેલી પ્રીતિની વશતાથી તથા મહાત્મા જનોના સત્સંગથી મારા ભજનમાં જ અત્યંત શ્રદ્ધાવાન્ થઇને મને–પરમેશ્વરને ભજે છે, અર્થાત્ ઈશ્વરોના પણ ઈશ્વરરૂપ મને–નારાયણને સગુણને અથવા નિર્ગુણને "એ કૃષ્ણ ભગવાન્ મનુષ્ય છે તથા બીજા ઈશ્વરોની સમાન છે" એ પ્રકારના ભ્રમનો પરિત્યાગ કરીને જે પુરુષ નિરંતર ચિંતન કરે છે, તે પુરુષ હું–પરમેશ્વરને વસુ–રુદ્ર–આદિત્યાદિ અન્ય દેવતાઓનું ભજન કરનારા સર્વ યોગીઓ કરતાં યુક્તતમરૂપે કરીને અભિમત છે, અર્થાત્ સંપૂર્ણ સમાહિત ચિત્તવાળા યુક્ત પુરુષો કરતાં તે પુરુષને હું પરમેશ્વર અત્યંત શ્રેષ્ઠ માનું છું. તાત્પર્ય એ છે કે, યોગાભ્યાસનો કલેશ સમાન હોતાં તથા ભજનનો આયાસ સમાન હોતાં છતાં મારી ભક્તિથી રહિત યોગી પુરુષો કરતાં મારો ભક્ત અત્યંત શ્રેષ્ઠ છે. અને તું અર્જુન પણ મારો પરમ ભક્ત છે, તેથી તું અર્જુન વિના–આયાસે જ યુક્તતમ હોવાને સમર્થ છે.

આ છઠ્ઠા અધ્યાયમાં શ્રીભગવાને આટલો અર્થ નિરૂપણ કર્યોઃ–તેમાં પ્રથમ ચિત્તશુદ્ધિના હેતુભૂત કર્મયોગની મર્યાદા કથન કરી; ત્યારપછી જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે એવા પુરુષે કરવા યોગ્ય અંગો સહિત યોગ કથન કર્યો; ત્યારપછી અર્જુનના આક્ષેપના નિરાકરણપૂર્વક મનના નિગ્રહનો ઉપાય કથન કર્યો; ત્યારપછી યોગભ્રષ્ટ પુરુષના પુરુષાર્થની શૂન્યતાની શંકાને શિથિલ કરી. એટલા સર્વ અર્થનું કથન કરીને શ્રીભગવાને પ્રથમ ષટ્કરૂપ કર્મકાંડને તથા त्वम् પદાર્થના નિરૂપણને સમાપ્ત કર્યું. હવે પછી श्रद्धावान् भजते यो माम् એ વચનવડે સૂચન કરેલો જે ભક્તિયોગ છે તથા તે ભક્તિયોગનો વિષય જે तत् પદાર્થરૂપ ભગવાન્ વાસુદેવ છે, તે બન્નેનું નિરૂપણ કરવા વાસ્તે આગલા ષટ્ અધ્યાયરૂપ ઉપાસના–કાંડનો આરંભ કરવામાં આવશે. ૪૭

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "અધ્યાત્મયોગ" નામના ષષ્ઠ અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

श्रीमत्स्वामी चिद्घनानन्दकृत

# श्रीमद्भगवद्गीता

## ( गूढार्थ दीपिका )

દ્વિતીય ષટ્ક—ઉપાસનાકાંડ



॥ तत्सत्परमात्मने नमः ॥

श्रीमत्स्वामी चिद्घनानंदकृत

# श्रीमद्भगवद्गीता

## ( गूढार्थदीपिका )

## દ્વિતીય ષટ્ક (૭ થી ૧૨ અધ્યાય) ઉપાસનાકાંડ

## સપ્તમ અધ્યાય

### જ્ઞાનયોગ



यद्भक्तिं न विना मुक्तिर्यः सेव्यः सर्वयोगिनाम् ।
तं वंदे परमानंदघनं श्रीनन्दनन्दनम् ॥

અર્થાત્ઃ-ભક્તજનોનો ઉદ્ધાર કરવા વાસ્તે શ્રીનન્દના પુત્રભાવને પ્રાપ્ત થયલા જે શ્રીકૃષ્ણ ભગવાન્ છે, જે કૃષ્ણ ભગવાનની ભક્તિ વિના અધિકારીજનોને મુક્તિની પ્રાપ્તિ થતી નથી, જે કૃષ્ણ ભગવાન્ સર્વ યોગી પુરુષોને સેવ્ય છે અર્થાત્ સર્વ યોગી પુરુષો જેનું સેવન કરે છે, તથા જે કૃષ્ણ ભગવાન્ પરમાનન્દઘન છે, તે કૃષ્ણ ભગવાનને હું વારંવાર વંદન કરું છું.

સર્વ કર્માના સંન્યાસરૂપ સાધન જેના વિષે પ્રધાન છે એવું જે પ્રથમ ષટ્ક છે તે પ્રથમ ષટ્કવડે શ્રીભગવાને યોગસહિત ત્વમ્પદના લક્ષ્યરૂપ જ્ઞેય વસ્તુનું પ્રતિપાદન કર્યું. હવે, ધ્યેય બ્રહ્મનું પ્રતિપાદન જેને વિષે પ્રધાન છે, એવું જે મધ્યનું દ્વિતીય ષટ્ક છે તે દ્વિતીય ષટ્કવડે શ્રીભગવાન્ તત્ પદાર્થરૂપ પરમાત્માનું પ્રતિપાદન કરશે. દ્વિતીય ષટ્ક વિષે પણ-

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना । श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

એ શ્લોકવડે પૂર્વે કહેલું જે ભગવદ્ભજન છે, તે ભગવદ્ભજનનું વ્યાખ્યાન કરવા વાસ્તે શ્રી ભગવાને આ સપ્તમ અધ્યાયનો પ્રારંભ કર્યો છે. ત્યાં "કયા પ્રકારનું ભગવતનું સ્વરૂપ ભજન કરવા યોગ્ય છે?" તથા "તે ભગવતના સ્વરૂપવિષે મન કયા પ્રકારે રહે?" એ

અર્જુને કરવા યોગ્ય હતા, પરંતુ એ બન્ને પ્રશ્નો અર્જુને શ્રીભગવાનની પ્રત્યે કર્યાં નથી, તો પણ પરમકૃપાળુ શ્રીભગવાન્ વિના પૂછ્યે અર્જુનની પ્રત્યે તે બન્ને પ્રશ્નોનો ઉત્તર કહે છેઃ-

श्रीभगवानुवाच—मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥

શ્લોકાર્થઃ-શ્રીભગવાન્ કહે છેઃ-હે અર્જુન! જેનું મન હું પરમેશ્વર વિશે આસક્ત છે, તથા હું એવા પરમેશ્વરનો જેને આશ્રય છે એવો તું પૂર્વોક્ત યોગને કરતો છતો, સંશયથી રહિતરૂપ તથા સર્વ વિભૂતિસંપન્ન હું પરમેશ્વરને જેવી રીતે જાણી શકે, તેવા પ્રકારને તું શ્રવણ કર. ૧

ટીકાઃ-હે અર્જુન! સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય વગેરે નાનાપ્રકારની વિભૂતિઓવડે યુક્ત હું પરમેશ્વર છું, તથા હું પરમેશ્વર વિષે જેનું મન આસક્ત છે એવો તું અર્જુન છે, એ કારણથી જ હું એક પરમેશ્વરના શરણને પ્રાપ્ત થયેલો તું છે. તાત્પર્ય એ છે કે, જેવી રીતે રાજાનો ભૃત્ય (નોકર) તે રાજાનો આશ્રિત તો હોય છે, પરંતુ તે રાજા વિષે આસક્ત મનવાળો હોતો નથી, કિન્તુ પોતાનાં સ્ત્રી પુત્ર ધનાદિ પદાર્થો વિષે જ આસક્ત મનવાળો હોય છે, એ પ્રકારનો તું અર્જુન નથી. કિન્તુ તું અર્જુન તો હું એવા એક પરમેશ્વરનો જ આશ્રિત છે તથા હું એવા એક પરમેશ્વર વિષે જ આસક્ત મનવાળો છે. મુમુક્ષુ એવો તું અર્જુન અથવા તારા સરખો બીજો કોઈ પણ મુમુક્ષુ છઠ્ઠા અધ્યાયમાં કહેલી રીતિથી મનના નિરોધરૂપ યોગ કરીને, જે પ્રકારે કોઈ પણ સંશય રહે નહિ તે પ્રકારે, બળ શક્તિ ઐશ્વર્યાદિ સર્વ વિભૂતિસંપન્ન હું પરમેશ્વરને જે રીતે જાણી શકાય, તે પ્રકારનું હું ભગવાન્ તારી પ્રત્યે કથન કરું છું, તે તું સાવધાન થઈને શ્રવણ કર. (૧)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં માં જ્ઞાસ્યસિ એ વચન શ્રીભગવાને કહ્યું. તે વચનથી એમ જણાવવામાં આવે છે કે-"ભગવત્‌વિષયકજ્ઞાન પરોક્ષ જ હોવું જોઈએ," એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરતાં શ્રીભગવાન્ શ્રોતા પુરુષને જ્ઞાનનો અભિમુખ કરવાને વાસ્તે જ્ઞાનની સ્તુતિ કરે છેઃ—

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! હું (પરમેશ્વર) તને (અર્જુનને) સાધન ફલાદિક સહિત આ વિજ્ઞાન સહિત જ્ઞાનનું કથન કરું છું, જે ચૈતન્યરૂપ જ્ઞાનને જાણી, અહીં પુનઃ કોઈ અન્ય પદાર્થ જાણવા યોગ્ય બાકી રહેતો નથી. ૨

ટીકાઃ-હે અર્જુન! મારા અદ્વિતીય પરિપૂર્ણ સ્વરૂપને વિષય કરનારું જે જ્ઞાન છે, તે જ્ઞાન, સ્વભાવથી અપરોક્ષ હોવા છતાં પણ અસંભાવના-વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની વશતાથી, પોતાનાં ફળને નહિ ઉત્પન્ન કરતું હોવાથી પરોક્ષ કહેવાય છે. અને શ્રવણ-મનનાદિરૂપ વિચારના પરિપાકવડે, તે અસંભાવનાદિરૂપ પ્રતિબંધની નિવૃત્તિ થયા પછી, વાક્યપ્રમાણવડે ઉત્પન્ન થયેલું જે જ્ઞાન, પ્રતિબંધકના અભાવથી પોતાના ફળને ઉત્પન્ન કરે છે, તે અપરોક્ષ કહેવાય છે. એ રીતે શ્રવણ-મનનરૂપ વિચારવડે ઉત્પન્ન થયેલું હોવાથી તેજ જ્ઞાન વિજ્ઞાન કહેવાય છે. એ પ્રકારના વિજ્ઞાનસહિત તથા મહાવાક્યથી ઉત્પન્ન થયેલા અપરોક્ષ જ્ઞાનનું હું યથાર્થ વક્તા શ્રીકૃષ્ણ ભગવાન્ તારી પ્રત્યે અશેષતઃ કથન કરું છું. અર્થાત્ અપરોક્ષ જ્ઞાનનાં

જેટલાં સાધન તથા ફળ છે, તે સાધન-ફળાદિ સહિત તે જ્ઞાનનું હું તારી પ્રત્યે કથન કરું છું. એ નિત્ય ચૈતન્યસ્વરૂપ જ્ઞાનને જાણવા પછી અર્થાત્ अहं ब्रह्मास्मि એ વેદાંતવાક્યજન્ય મનની વૃત્તિના વિષય પછી, વ્યવહારભૂમિવિષે પુનઃ બીજી કોઈ વસ્તુ તારે જાણવાયોગ્ય રહેશે નહિ.

શ્રુતિ કહે છે કે येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति ॥ कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ॥ ઇત્યાદિ શ્રુતિઓ વિષે એક પરમાત્મા દેવના જ્ઞાનવડે જ સર્વ જગતનું જ્ઞાન થવું કહેલું છે. તાત્પર્ય એ છે કે, જેમ અજ્ઞાનથી રજ્જુ વિષે પ્રતીત થયેલા જે સર્પ-દંડ-માલા-જલધારા વગેરે છે, તે કલ્પિત સર્પાદિકોનો રજ્જુરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થયા પછી, બાધ થઈ જાય છે, ત્યાર પછી એક રજ્જુ જ પરિશેષતઃ રહે છે; તેમ અધિષ્ઠાન સત્ બ્રહ્મ વિષે કલ્પિત જે સર્વ પ્રપંચ છે, તે પ્રપંચનો પણ અધિષ્ઠાન બ્રહ્મના જ્ઞાનની પછી બાધ થઈ જાય છે; ત્યાર પછી તે અધિષ્ઠાન બ્રહ્મ જ પરિશેષતઃ રહે છે. એવા અધિષ્ઠાન બ્રહ્મના સાક્ષાત્કારવડે જ તું અર્જુન કૃતાર્થ થઈશ. (૨)

અવતરણિકાઃ-હે અર્જુન! એવા મહાન ફળની પ્રાપ્તિ કરનારું મારા સ્વરૂપનું જ્ઞાન મારા-પરમેશ્વરના અનુગ્રહ વિના અત્યંત દુર્લભ છે; એ પ્રમાણે જ્ઞાનની દુર્લભતાનું કથન કરીને શ્રીભગવાન, અધિકારી જનોને જ્ઞાન વિષે પ્રવૃત્ત કરવાને વાસ્તે, જ્ઞાનની સ્તુતિ કરે છેઃ—

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! હજારો મનુષ્યોને વિશે કોઈ એક મનુષ્ય જ જ્ઞાનની ઉત્પત્તિ વાસ્તે પ્રયત્ન કરે છે તથા તે પ્રયત્ન કરવાવાળા અધિકારી મનુષ્યોના મધ્યમાં કોઇ એક મનુષ્ય જ મારા ( પરમેશ્વરના ) વાસ્તવ સ્વરૂપને જાણે છે. ૩

ટીકાઃ-હે અર્જુન! શાસ્ત્રે પ્રતિપાદન કરેલું જે જ્ઞાન તથા કર્મ છે, તે જ્ઞાનકર્મનું અનુષ્ઠાન કરવાને યોગ્ય, જેટલા બ્રાહ્મણાદિ અધિકારી મનુષ્યો છે, તેવા અનેક સહસ્ર મનુષ્યો વિષે કોઇ એક મનુષ્ય જ પૂર્વના અનેક જન્મોનાં પુણ્ય કર્મોની વશતાથી નિત્યાનિત્ય વસ્તુના વિવેકવાળો થઇને અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનની ઉત્પત્તિ વાસ્તે પ્રયત્ન કરે છે. એ પ્રમાણે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે પ્રયત્ન કરનારા પણ જે સાધક મનુષ્યો છે, તે સાધક મનુષ્યોમાંના અનેક સહસ્રો વિષે પણ કોઇ એક સાધક મનુષ્ય જ શ્રવણ-મનન-નિદિધ્યાસનના પરિપાકની પછી મારો-પરમેશ્વરનો સાક્ષાત્કાર કરે છે.

અર્જુનની શંકાઃ-" હે ભગવન્! વિષ્ણુને, રામને તથા આપ કૃષ્ણને દેવતા, અસુર, મનુષ્યાદિ અનેક પ્રાણીઓ જાણે છે, તેથી ' સહસ્ર મનુષ્યો વિષે કોઇ એક મનુષ્ય જ મને જાણે છે ' એ આપનું કહેવું સંભવતું નથી."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-तत्त्वत इति ॥ હે અર્જુન! યદ્યપિ શંખ-ચક્ર-ગદા-પદ્મ એ ચારેને ધારણ કરનારા આ મારા સ્થૂલ ચતુર્ભુજ સ્વરૂપને દેવતા-મનુષ્યાદિ ઘણા લોકો જાણે છે, તથાપિ એ મારું વાસ્તવિક સ્વરૂપ નથી, કિન્તુ માયાકૃત છે; તેથી સર્વ પુરુષો મારા વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી. અને જે પુરુષો બ્રહ્મવેત્તા ગુરુના ઉપદેશથી "હું બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે પોતાના પ્રત્યક્આત્માથી અભિન્નરૂપે કરીને મને-પરમેશ્વરને જાણે છે, તે પુરુષો જ મારા વાસ્તવિક સ્વરૂપને જાણે છે. આ પ્રમાણે વાસ્તવિક સ્વરૂપથી મને જાણનારો પુરુષ અનેક સહસ્ર મનુષ્યોવિષે કોઇ એક જ નીકળશે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, પ્રથમ તો અનેક મનુષ્યોમાં આત્મજ્ઞાનનાં સાધનોનું અનુષ્ઠાન કરનારો પુરુષ જ પરમ દુર્લભ છે અને જ્ઞાનસાધનોનું અનુષ્ઠાન કરનારા પુરુષોમાં પણ જ્ઞાનરૂપ ફળને પ્રાપ્ત થયેલો પુરુષ છે. એવા બ્રહ્મજ્ઞાનનું માહાત્મ્ય કોણ વર્ણવી શકે ? (૩)

અવતરણિકાઃ—એ પ્રમાણે આત્મજ્ઞાનની સ્તુતિવડે શ્રોતા પુરુષને જ્ઞાનનો અભિમુખ કરીને, હવે સર્વાત્મત્વરૂપ હેતુએ કરીને આત્માના પરિપૂર્ણત્વનું કથન કરવા વાસ્તે પ્રથમ શ્રીભગવાન્ અપર પ્રકૃતિનું કથન કરે છેઃ–भूमिरापः इति અથવા यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते એ વચનવડે શ્રીભગવાને એક બ્રહ્મના જ્ઞાનથી સર્વ પ્રપંચના જ્ઞાનની પ્રતિજ્ઞા કરી છે. જ્યારે બ્રહ્મને સર્વ જગતના કારણનું અંગીકાર કરીએ, ત્યારે તે પ્રતિજ્ઞા સિદ્ધ થાય. કારણ કે લોકવિષે ઉપાદાન કારણના જ્ઞાનવડે જ તેનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે. જેમકે એક મૃત્તિકારૂપ કારણનું જ્ઞાન થતાં જ મૃત્તિકાના કાર્યરૂપ ઘટશરાવાદિ સર્વનું જ્ઞાન થાય છે. કારણના જ્ઞાન વિના તેના સર્વ કાર્યનું જ્ઞાન થતું નથી, તેથી પૂર્વની પ્રતિજ્ઞાનું ઉપપાદન કરવા વાસ્તે શ્રીભગવાન્ भूमिरापः ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે, જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાથી જડ–અજડરૂપ સર્વ પ્રપંચની ઉત્પત્તિનું કથન કરે છેઃ–

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન ! પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર આ રીતની મારી (પરમેશ્વરની) પ્રકૃતિ આઠ પ્રકારના ભેદવાળી છે. ૪

ટીકાઃ–સાંખ્ય શાસ્ત્રવાળાઓ પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ, અવ્યક્ત આ આઠને પ્રકૃતિ કહે છે; અને પંચ મહાભૂત, પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેંદ્રિય, એક મન એ સોળને વિકાર કહે છે. આ આઠ પ્રકૃતિ તથા સોળ વિકાર બન્ને મળીને ચોવીસ તત્ત્વ કહેવાય છે. તેમાં ભૂમિ-આદિ 'પંચ' શબ્દવડે, લક્ષણાવૃત્તિથી, પૃથિવીઆદિ પંચ મહાભૂતોની સૂક્ષ્મ અવસ્થારૂપ ગંધાદિ પંચ તન્માત્રાઓનો અર્થ ગ્રહણ કરવો; અર્થાત્ ભૂમિ એ શબ્દવડે ગંધ તન્માત્રાનો અર્થ ગ્રહણ કરવો, आपः શબ્દવડે રસતન્માત્રાનો અર્થ ગ્રહણ કરવો, अनल શબ્દવડે રૂપતન્માત્રાનો અર્થ ગ્રહણ કરવો, वायु શબ્દવડે સ્પર્શ તન્માત્રાનો અર્થ ગ્રહણ કરવો અને खम् શબ્દવડે શબ્દ તન્માત્રાનો અર્થ ગ્રહણ કરવો. बुद्धि અને अहंकार એ બે શબ્દો પોતાના પ્રસિદ્ધ અર્થનું-જ બોધન કરે છે. मन શબ્દવડે પરિશેષતઃ રહેલા અવ્યક્તનો અર્થ ગ્રહણ કરવો, કારણ કે 'મન' શબ્દનું 'પ્રકૃતિ' શબ્દની સાથે સામાનાધિકરણ્ય છે, તેથી 'મન' શબ્દના સ્વાર્થનો પરિત્યાગ કરીને અવ્યક્તવિષે લક્ષણા કરવી ઉચિત છે; અથવા લક્ષણાવૃત્તિથી 'મન' શબ્દવડે મનના કારણરૂપ અહંકારનો અર્થ ગ્રહણ કરવો. કારણ કે પૂર્વે ગંધાદિ પંચ તન્માત્રાનું જે કથન કર્યું છે, તે તન્માત્રાઓની અહંકારથી જ ઉત્પત્તિ થાય છે, તેથી તન્માત્રાઓની સમીપતાથી અહીં 'મન' શબ્દવડે અહંકારનો જ અર્થ ગ્રહણ કરવો ઉચિત છે. 'બુદ્ધિ' શબ્દ અહંકારના કારણ-રૂપ મહત્તત્ત્વને શક્તિરૂપ મુખ્યવૃત્તિવડે જ કથન કરે છે. અને અહંકાર શબ્દની લક્ષણા-વૃત્તિવડે સર્વ વાસનાઓથી યુક્ત અવિદ્યારૂપ અવ્યક્તનો અર્થ ગ્રહણ કરવો. કારણ કે પ્રવર્ત્ત-કત્વાદિ અસાધારણ ધર્મ અહંકાર અને અવ્યક્ત બન્નેવિષે તુલ્ય જ રહે છે. તેથી અહંકાર શબ્દ-વડે અવ્યક્તનો અર્થ ગ્રહણ કરવો ઉચિત છે. એ પ્રકારે સાક્ષીઆત્માવડે ભાસ્યમાન હોવાથી અપરોક્ષરૂપ, પરમેશ્વરની શક્તિરૂપ, અનિર્વચનીય સ્વભાવવાળી તથા ત્રિગુણાત્મક એવી જે માયારૂપ પ્રકૃતિ છે, તે માયારૂપ પ્રકૃતિ પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ, અવ્યક્ત એ આઠ પ્રકારે કરીને ભેદને પ્રાપ્ત થયેલી છે. આ આઠ પ્રકારની પ્રકૃતિવિષે જ સંપૂર્ણ જડપ્રપંચ અંતર્ભૂત છે. એ વ્યાખ્યાન સાંખ્ય શાસ્ત્રની રીતિથી કથન કર્યું છે. વેદાંત શાસ્ત્રવિષે તો भूमिः आपः अनलः वायुः खम् એ પાંચ શબ્દોવડે અપંચીકૃત પૃથિવીઆદિ પંચ ભૂતોનો જ અર્થ ગ્રહણ કરવો, बुद्धि શબ્દવડે સૃષ્ટિના આદિ કાળવિષે પરમેશ્વરની માયાના પરિણામરૂપ ઇક્ષણનો અર્થ ગ્રહણ કરવો અને अहंकार શબ્દવડે માયાના પરિણામરૂપ સંકલ્પનો અર્થ ગ્રહણ કરવો. (૪)

અવતરણિકા:-પૂર્વ શ્લોકમાં કહેલી જે ક્ષેત્રરૂપ આઠ પ્રકારની પ્રકૃતિ છે, તે પ્રકૃતિવિષે અપરપણાનું કથન કરતા શ્રીભગવાન્ હવે ક્ષેત્રરૂપ પરાપ્રકૃતિનું કથન કરે છે –

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! આ પૂર્વોક્ત આઠ પ્રકારની પ્રકૃતિને અપરા કરી કહેવામાં આવે છે. હવે આ અપરા પ્રકૃતિથી વિલક્ષણ મારી (પરમેશ્વરની) પરાપ્રકૃતિને તું જીવરૂપે જાણ, જે પરાપ્રકૃતિએ આ સર્વ જગતને ધારણ કર્યું છે. ૫

ટીકા:-હે અર્જુન! પૂર્વ શ્લોકમાં કહેલી જે અચેતન વર્ગરૂપ ક્ષેત્ર નામે આઠ પ્રકારની પ્રકૃતિ છે, તે પ્રકૃતિ અપરા જાણવી, અર્થાત્ તે પ્રકૃતિ જડ હોવાથી, પરનો અર્થ હોવાથી તથા સસારના બધરૂપ હોવાથી નિકૃષ્ટ જ છે. આ અચેતન વર્ગરૂપ તથા ક્ષેત્રરૂપ અપરા પ્રકૃતિથી વિલક્ષણ તથા હું તત્પદાર્થરૂપ પરમેશ્વરના આત્મારૂપ, જે ચેતન જીવાત્મક ક્ષેત્રજ્ઞરૂપ પ્રકૃતિ છે, તે ક્ષેત્રજ્ઞરૂપ વિશુદ્ધ પ્રકૃતિને તું પ્રકૃતિ જાણ, અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ જાણ

અહીં इतस्तु માં રહેલા જે तु શબ્દ છે. તે तु શબ્દ પૂર્વોક્ત ક્ષેત્રરૂપ જડ પ્રકૃતિ કરતા આ ક્ષેત્રજ્ઞરૂપ ચેતન પ્રકૃતિવિષે અત્યંત વિલક્ષણતાનું બોધન કરવાવાસ્તે છે, અર્થાત્ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞરૂપ બન્ને પ્રકૃતિઓની કોઈ અશે પણ એકતા થઈ શકે નહિ. હે અર્જુન! સર્વ સઘાતોવિષે પ્રવિષ્ટ થયેલી જે ક્ષેત્રજ્ઞ નામે જીવરૂપ પરાપ્રકૃતિ છે, તે પરાપ્રકૃતિએ જ દેહ ઈંદ્રિયાદિરૂપ જડ જગત્ ધારણ કર્યું છે. શ્રુતિ કહે છે—अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि અર્થાત્ હું પરમાત્મદેવ આ પોતાના જીવરૂપે પ્રવેશ કરીને નામરૂપને પ્રકટ કરુ. એવી ક્ષેત્રજ્ઞ નામે જીવરૂપ પરાપ્રકૃતિએ જ આ સર્વ જગત્ ધારણ કર્યું છે. તે ચેતનજીવથી રહિત કોઈ પણ વસ્તુ કોઈ વસ્તુને ધારણ કરવા સમર્થ થતી નથી (૫)

અવતરણિકા:-પૂર્વે બે શ્લોકોવડે અપરા પ્રકૃતિ તથા પરા પ્રકૃતિ એ બે પ્રકારની પ્રકૃતિ કહી. હવે, તે બે પ્રકારની પ્રકૃતિવિષે કાર્યલિગક અનુમાન પ્રમાણને દર્શાવતા શ્રીભગવાન્ પોતાને તે પ્રકૃતિદ્વારા સર્વ જગતની ઉત્પત્તિ આદિકોની કારણતાનું કથન કરે છે –

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! આ સર્વ ભૂત આ બેઉ પ્રકૃતિના કાર્યરૂપ છે, આ પ્રકારનો તું નિશ્ચય કર કારણ કે હું-પરમેશ્વર જ સપૂર્ણ જગતની ઉત્પત્તિના તથા પ્રલયના કારણરૂપ છુ ૬

ટીકા:-હે અર્જુન! પૂર્વે અપરત્વરૂપે કરીને કથન કરેલી જે ક્ષેત્ર નામે પ્રકૃતિ છે, તથા પરત્વરૂપે કરીને કથન કરેલી જે ક્ષેત્રજ્ઞ નામે પ્રકૃતિ છે, તે બન્ને પ્રકૃતિઓ જેમનું કારણ છે, તે એતદ્યોનિ કહેવાય છે. એવી એતદ્યોનિરૂપે ઉત્પત્તિ ધર્મવાળા ચેતન અચેતનરૂપ સર્વભૂતોને તું જાણ તાત્પર્ય એ કે, સર્વ કાર્ય ચેતન અચેતનની ગ્રથિરૂપ છે. તેથી કાર્યરૂપ હેતુથી તેમની પ્રકૃતિરૂપ કારણને પણ ચેતન-અચેતનની ગ્રથિરૂપ અનુમાન કર. કારણ કે કાર્યકારણને સમાન સ્વભાવ જ લોકવિષે જોવામાં આવે છે. કારણથી ચેતન-અચેતનની ગ્રથિરૂપ કાર્યથી તેના ચેતન-અચેતનની ગ્રથિરૂપ કારણનું અનુમાન સંભવિત થઈ શકે છે. એ પ્રમાણે સર્વભૂતોના કારણરૂપ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ નામે બે પ્રકારની પ્રકૃતિ મારી-પરમેશ્વરની ઉપાધિરૂપ છે. તેથી સર્વજ્ઞ સર્વનો ઈશ્વર તથા અનંત શક્તિવાળો માયાઉપહિત હું-પરમેશ્વર જ પૂર્વોક્ત પ્રકૃતિ-

દ્વારા આ ચરાચરરૂપ સર્વ જગતની ઉત્પત્તિનું કારણ છું તથા સર્વ જગતના વિનાશનું કારણ છું, અર્થાત્ જેમ સ્વપ્નના પદાર્થોનું ઉપાદાન કારણ તથા દ્રષ્ટા એક જ હોય છે, તેમ માયાનો આશ્રયવિષય હોવાથી હું–માયાવી પરમેશ્વર જ પોતાના માયિક જગતનું ઉપાદાન કારણ છું તથા દ્રષ્ટારૂપ છું. (૬)

અવતરણિકા–હું–પરમેશ્વર જ પોતાની માયાશક્તિવડે સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનો હેતુ છું, તે કારણથી પરમાર્થથી કોઇ પણ પદાર્થ મારાથી અર્થાત્ પરમેશ્વરથી ભિન્ન નથી; આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:–मत्तः परतरं इति; અથવા यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते એ વચનવડે પૂર્વે એક આત્મવસ્તુના જ્ઞાનથી સર્વ જગતના જ્ઞાનની પ્રતિજ્ઞા કરી હતી. આ પ્રતિજ્ઞાનું ઉપપાદન કરવા વાસ્તે આત્માને સર્વ જગતનું ઉપાદાન કારણ કહ્યું. "ઉપાદાન કારણપણાવડે આત્માના નિર્વિકારિત્વ રૂપની હાનિ થશે" એવી શંકા થતાં શ્રીભગવાન્ કહે છે:–

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! મારાથી (પરમેશ્વરથી) અન્ય કોઈ પણ પદાર્થ પરમાર્થ સત્યરૂપે નથી. જેમ સૂત્ર વિષે મણિઓ પરોવવામાં આવેલાં હોય છે તેમ મારે વિષે અર્થાત્ પરમેશ્વર વિષે આ સર્વ જગત્ પરોવાયલું છે. ૭

ટીકા:–હે અર્જુન ! સર્વ દૃશ્ય પ્રપંચાકાર પરિણામને પ્રાપ્ત થયેલી માયાના અધિષ્ઠાનરૂપ, સર્વ જગતનો પ્રકાશક, સત્તાસ્ફુરણરૂપે કરીને સર્વ જગત્‌વિષે અનુસ્યૂત, સ્વપ્રકાશ–પરમાનંદ–ચૈતન્યઘન તથા પરમાર્થથી સત્યસ્વરૂપ એવો જે હું–પરમેશ્વર છું, તે મારાથી અર્થાત્ પરમેશ્વરથી ભિન્ન બીજો કોઇ પણ પદાર્થ પરમાર્થથી સત્ય નથી. જેમ સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન સ્વપ્નના પદાર્થો પરમાર્થથી સત્ય નથી તથા માયાવી પુરુષથી ભિન્ન માયિક પદાર્થો પરમાર્થથી સત્ય નથી તથા શુક્તિઅવચ્છિન્ન ચૈતન્યથી ભિન્ન કલ્પિત રજત પરમાર્થથી સત્ય નથી, તેમ મારે વિષે અર્થાત્ પરમેશ્વર વિષે કલ્પિત આ સર્વ જગત્ વાસ્તવિક રીતે મારાથી ભિન્ન નથી; એ સર્વે વાત तदनन्यत्वमारंभणशब्दादिभ्य. એ સૂત્રના વ્યાખ્યાનમાં શ્રીભાષ્યકારોએ વિસ્તારથી નિરૂપણ કરી છે અને વ્યવહાર દૃષ્ટિવડે તો આ સર્વ જડ પ્રપંચ, હું–સત્‌રૂપ તથા સ્ફુરણરૂપ પરમેશ્વરવિષે જ ગ્રથિત છે અર્થાત્ મારી–પરમેશ્વરની સત્તાવડે આ સર્વ જગત્ સત્‌ની પેઠે પ્રતીત થાય છે તથા મારા સ્ફુરણરૂપે કરીને સ્ફુરણની પેઠે પ્રતીત થાય છે.

"આ સર્વ પ્રપંચ ચૈતન્યવિષે ગ્રથિત છે" એટલાં અંશવિષે દૃષ્ટાંત કહે છે–सूत्रे मणिगणा इव इति–હે અર્જુન! જેમ સૂત્રવિષે મણિઓનો સમૂહ ગ્રથિત થાય છે તેમ સત્તાસ્ફુરણરૂપ મારે વિષે અર્થાત્ પરમેશ્વરવિષે આ સર્વ જગત્ ગ્રથિત છે. અથવા सूत्रे मणिगणा इव એ વચનનો આ પ્રમાણે અર્થ કરવો: હિરણ્યગર્ભરૂપ જે સ્વપ્નનો દ્રષ્ટા તૈજસ આત્મા છે તેનું નામ સૂત્ર છે. એવા સૂત્ર આત્માવિષે જેમ સ્વપ્નવિષે પ્રાપ્ત મણિઓનો સમૂહ ગ્રથિત થાય છે, તેમ મારે વિષે અર્થાત્ પરમેશ્વરવિષે આ સર્વ જગત્ ગ્રથિત છે. આ દ્વિતીય વ્યાખ્યાનવિષે કારણ–કાર્ય–ભાવ તથા દ્રષ્ટાદૃશ્યભાવ ઇત્યાદિ સર્વ અંશોવિષે દૃષ્ટાંતનો સંભવ હોઈ શકે છે; અને પ્રથમ વ્યાખ્યાનવિષે તો કેવળ ગ્રથિતપણાવિષે જ તે દૃષ્ટાંત સંભવે છે.

અને કોઈ ટીકામાં તો આ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છે.–હે અર્જુન ! સર્વજ્ઞ, સર્વ શક્તિવાળો તથા સર્વના કારણરૂપ એવો જે હું–પરમેશ્વર છું, તે મારાથી અર્થાત્ પરમેશ્વરથી ભિન્ન બીજું કાંઈ–આ જગતનાં ઉત્પત્તિ સંહારનું–સ્વતંત્ર કારણ પ્રસિદ્ધ નથી; કિન્તુ હું–પરમેશ્વર જ

આ જગતનાં ઉત્પત્તિ-સંહારનું કારણ છું. હું પરમેશ્વર જ આ સર્વ જગતનું કારણ છું, તે કારણથી સર્વ જગતના કારણરૂપ હું-પરમેશ્વરવિષે જ કાર્યરૂપ સર્વ જગત્ ગ્રથિત છે, મારાથી ભિન્ન અન્ય કોઇવિષે આ જગત્ ગ્રથિત નથી. જેમકે મણિઓનો સમૂહ સૂત્રવિષે ગ્રથિત હોય છે, અન્ય કોઇવિષે ગ્રથિત હોતો નથી. અહીં સૂત્ર-મણિઓનું દૃષ્ટાંત માત્ર ગ્રથિતત્વવિષે જ છે, કારણપણાવિષે એ દૃષ્ટાંત સંભવતું નથી, જેથી તે સૂત્ર મણિઓના કારણરૂપ નથી. આ કારણપણાવિષે સુવર્ણવિષે કુંડલ-કંકણાદિ ભૂષણોનું દૃષ્ટાંત સંભવે છે.

કોઈ ટીકામાં આ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છેઃ-વ્યવહાર કાળે મૃત્તિકાદિરૂપ કારણનો તથા ઘટાદિરૂપ કાર્યનો પરસ્પર ભેદ પ્રતીત થાય છે, તેથી મૃત્તિકાદિરૂપ કારણથી ઘટાદિરૂપ કાર્યપર છે અર્થાત્ પૃથક્ છે. જેમ ઘટાદિ કાર્યોનું મૃત્તિકા ઉપાદાન કારણ છે, તેમ ગૌ-અશ્વાદિ કાર્યોનું મૃત્તિકા ઉપાદાન કારણ નથી; તેથી ગૌ-અશ્વાદિ કાર્ય મૃત્તિકાથી પરતર છે. તેવી રીતે હું-પરમાત્માદેવથી કોઇ પણ કાર્ય પરતર નથી, અર્થાત્ હું-પરમેશ્વર જે કાર્ય-વસ્તુનું ઉપાદાન કારણ નથી, એવી કોઇ કાર્ય-વસ્તુ નથી. આટલા કથનથી પ્રપંચવિષે બ્રહ્મનું અન્વયતિરેકપણું દર્શાવ્યું. હવે, બ્રહ્મવિષે પ્રપંચના વ્યતિરેકપણાનું દૃષ્ટાંતસહિત કથન કરે છે. मयि सर्वं इति ॥ હે અર્જુન! જેમ પરસ્પર વ્યાવૃત્ત તથા સૂત્રથી વ્યાવૃત્ત જે મણિઓ છે, તે મણિઓ, સર્વ મણિઓવિષે અનુસ્યૂત સૂત્રવિષે ગ્રથિત થાય છે, તેમ સત્તારૂપે કરીને તથા સ્ફુરણરૂપે કરીને સર્વત્ર અનુસ્યૂત જે હું-પરમેશ્વર છું, તે હું પરમેશ્વરવિષે પરસ્પર વ્યાવૃત્ત પ્રપંચ ગ્રથિત છે. અને જેમ વ્યાવૃત્ત મણિઓથી સર્વત્ર અનુસ્યૂત સૂત્ર ભિન્ન હોય છે, તેમ આ વ્યાવૃત્ત પ્રપંચથી સર્વત્ર અનુસ્યૂત હું-પરમેશ્વર પણ ભિન્ન છું. એ પ્રમાણે સર્વ પ્રપંચથી રહિત હું-પરમેશ્વરવિષે વિકારીપણું સંભવતું નથી. આ વ્યાખ્યાનને અનુસરી શ્લોકના પ્રારંભવિષે 'અથવા' ઈત્યાદિ અવતરણ કહ્યું હતું. (૭)

અવતરણિકાઃ-"હે ભગવન! જળાદિકોનું તો રસાદિકોવિષે જ પ્રોતપણું પ્રતીત થાય છે. તેથી હું-પરમેશ્વરવિષે જ આ સર્વ જગત્ પ્રોત છે, એવું આપનું વચન કેવી રીતે સંગત થશે?" એવી અર્જુનને શંકા થતાં, "હું-પરમેશ્વર જ રસાદિરૂપે કરીને રહેલો છું, તેથી રસાદિકોવિષે જે જલાદિકોનું પ્રોતપણું છે, તે હું-પરમેશ્વરવિષે જ પ્રોતપણું છે," એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ પાંચ શ્લોકોવડે કહે છે.—

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જળ વિષે જે રસ છે તે રસ હું છું, ચંદ્ર સૂર્ય વિષે જે પ્રભા છે તે પ્રભા હું છું, સર્વ વેદો વિષે જે પ્રણવ છે તે પ્રણવ હું છું, આકાશ વિષે જે શબ્દ છે તે શબ્દ હું છું તથા સર્વ નરો વિષે જે પૌરુષ છે તે પૌરુષ હું છું. ૮

ટીકાઃ-હે અર્જુન! સર્વ જળવિષે રહેલો જે રસતન્માત્રારૂપ મધુરરસ છે, જે રસ સર્વ જલના સારભૂત; સર્વ જલના કારણભૂત તથા સર્વ જળવિષે અનુસ્યૂત છે, તે રસ હું છું અર્થાત્ હું-પરમેશ્વરવિષે જ એવું રસરૂપ સર્વ જળ પ્રોત છે. ચંદ્રમા તથા સૂર્ય વિષે જે પ્રભારૂપ પ્રકાશ છે, જે પ્રકાશવડે સર્વ લોકોનો વ્યવહાર સિદ્ધ થાય છે, તે પ્રકાશ હું છું અર્થાત્ તે સામાન્ય પ્રકાશરૂપ હું-પરમેશ્વરવિષે જ ચંદ્રમા તથા સૂર્ય પ્રોત છે. સર્વ વેદોવિષે અનુસ્યૂત જે ઓંકારરૂપ પ્રણવ છે, તે પ્રણવ હું છું અર્થાત્ તે પ્રણવરૂપ હું-પરમેશ્વર વિષે જ સર્વવેદ પ્રોત છે. શ્રુતિ કહે છે કે, तद्यथा शंकुना सर्वाणि पर्णानि संतृण्णानि एवमोंकारेण सर्वा वाक् संतृण्णा इति॥

અર્થાત્ જેમ સર્વ પર્ણ શંકુવડે ગ્રથિત છે, તેમ સર્વ વેદોનાં વચનો ૐકારવડે ગ્રથિત છે. સંપૂર્ણ આકાશવિષે અનુસ્યૂત તથા આકાશના કારણરૂપ જે શબ્દ તન્માત્રારૂપ પુણ્ય શબ્દ છે, તે શબ્દ હું છું, અર્થાત્ શબ્દરૂપ હું પરમેશ્વરવિષે જ આકાશ પ્રોત છે. સર્વ પુરુષોવિષે અનુસ્યૂત થઇને રહેલું જે પુરુષત્વ સામાન્યરૂપ પૌરુષ છે, તે પૌરુષ હું છું, અર્થાત્ પૌરુષરૂપ હું–પરમેશ્વરવિષે જ સર્વ પુરુષો પ્રોત છે. અહીં એ તાત્પર્ય છે કે, જેમ સર્વ શબ્દોવિષે અનુગત શબ્દત્વ સામાન્યવિષે દુંદુભિ શબ્દત્વ આદિ વિશેષ પ્રોત થાય છે, તેમ રસાદિ સામાન્યરૂપ હું–પરમેશ્વરવિષે જ જલાદિ સર્વ વિશેષ પ્રોત છે. આ પ્રકારની રીતિ આગળના ચારે શ્લોકોમાં પણ સર્વત્ર જાણવી. તેમાં દુંદુભિ, શંખ, વીણા એ ત્રણ દૃષ્ટાંત આત્મપુરાણના સાતમા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવેલાં છે. અહીં रसोऽहमप्सु ઈત્યાદિ પાંચ શ્લોકોવડે શ્રીભગવાને જે પોતાની વિભૂતિ કહી છે, તે કેવળ ધ્યાન કરવા વાસ્તે જ કહી છે. તેથી આ ધ્યેય સ્વરૂપવિષે અત્યંત અભિનિવેશ કરવો નહિ. (૮)

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! પૃથ્વી વિષે જે પુણ્ય ગંધ છે તે ગંધ હું છું, અગ્નિ વિષે જે તેજ છે તે હું છું, સર્વ ભૂતો વિષે જે જીવન છે તે હું છું તથા તપસ્વી પુરુષો વિષે જે તપ છે તે હું છું. ૯

ટીકા:–હે અર્જુન! સર્વ પૃથિવીવિષે સામાન્યરૂપ, સર્વ પૃથિવીવિષે અનુસ્યૂત તથા તે પૃથિવીના કારણરૂપ એવો જે તન્માત્રારૂપ પુણ્ય ગંધ છે અર્થાત્ વિકારભાવથી રહિત જે સુરભિગંધ છે, તે પુણ્યગંધ હું છું અર્થાત્ તે પુણ્યગંધરૂપ હું–પરમેશ્વર વિષે જ પૃથિવી પ્રોત છે. અહીં पुण्यो गंधः पृथिव्यां च એ વચનમાં જે ચકાર છે. તે ચકાર રસાદિકોવિષે પણ પુણ્યત્વનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે. તાત્પર્ય એ છે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચેવિષે સ્વભાવથી તો પુણ્યત્વ જ રહે છે. પ્રાણીઓના અધર્મવિશેષથી શબ્દાદિકોવિષે અપુણ્યત્વ હોય છે, સ્વભાવથી અપુણ્યત્વ શબ્દાદિ વિષયોવિષે હોતું નથી. અહીં અસુરભિઆદિ વિકારભાવથી રહિતપણાનું નામ પુણ્યત્વ છે.

અગ્નિવિષે જે તેજ છે, જે તેજ સર્વ પદાર્થોના દહન–પ્રકાશના સામર્થ્યરૂપ છે, ઉષ્ણ સ્પર્શ સહિત છે, શ્વેત ભાસ્વરરૂપ છે તથા સર્વ અગ્નિવિષે અનુસ્યૂત છે, તે તેજ હું છું અર્થાત્ તે તેજરૂપ હું–પરમેશ્વરવિષે જ અગ્નિ પ્રોત છે. અહીં तेजश्चास्मि એ વચનમાં રહેલો જે ચકાર છે, તે ચકારથી વાયુના સ્પર્શનો અર્થ ગ્રહણ કરવો, અર્થાત્ ઉષ્ણ સ્પર્શવડે આતુર પુરુષોને શીતલતાની પ્રાપ્તિ કરનારો જે વાયુનો શીત સ્પર્શ છે તે શીત સ્પર્શ પણ હું છું. શીત સ્પર્શરૂપ હું–પરમેશ્વરવિષે જ વાયુ પ્રોત છે.

સ્થાવર જંગમરૂપ સર્વ પ્રાણીઓવિષે રહેલું જે પ્રાણોના ધારણરૂપ તથા આયુષરૂપ જે જીવન છે, તે આયુષરૂપ જીવન હું છું, અર્થાત્ આયુષરૂપ હું–પરમેશ્વરવિષે સર્વ પ્રાણી પ્રોત છે. અથવા जीवत्यनेनेति जीवनं અર્થાત્ જે વડે જીવનને પ્રાપ્ત થાય તેનું નામ જીવન છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે 'જીવન' શબ્દ વિરાટ્‌રૂપ સમષ્ટિ અન્નનો વાચક છે. અન્નરૂપ હું પરમેશ્વર વિષે જ સર્વભૂત પ્રોત છે.

દિવસે દિવસે તપવડે યુક્ત જે વાનપ્રસ્થાદિ છે, તે વાનપ્રસ્થાદિ તપસ્વીઓવિષે રહેલો જે શીત ઉષ્ણ ક્ષુધા–પિપાસા ઈત્યાદિ દ્વન્દ્વોને સહન કરવાના સામર્થ્યરૂપ તપ છે, તે તપ હું છું અર્થાત્ તે તપરૂપ હું–પરમેશ્વરવિષે જ તપસ્વી પુરુષો પ્રોત છે. અહીં तपश्चास्मि એ વચનમાં

રહેલો જે ચકાર છે, તે ચકારવડે અંતર–બાહ્ય સર્વ તપોનો અર્થ ગ્રહણ કરવો. તેમાં ચિત્તની એકાગ્રતારૂપ અંતર તપ છે અને જિહ્વા–ઉપસ્થાદિ ઇંદ્રિયોના નિગ્રહરૂપ બાહ્ય તપ છે. (૯)

અવતરણિકા:–"હે ભગવન્ ! आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापः अद्भ्यः पृथिवी એ શ્રુતિએ આકાશમાંથી વાયુની ઉત્પત્તિ કહી છે, વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ કહી છે, અગ્નિમાંથી જળની ઉત્પત્તિ કહી છે, જળમાંથી પૃથિવીની ઉત્પત્તિ કહી છે; અને કાર્યનું પોતપોતાના કારણવિષે જ પ્રોતપણું થાય છે. તેથી સર્વ ભૂત પોતપોતાના કારણવિષે જ પ્રોત છે. અકારણરૂપ તમારાવિષે કોઇ પણ પદાર્થ પ્રોત નથી." એવી અર્જુનને શંકા થતાં, आत्मन आकाशः सम्भूतः यतो वा इमानि भूतानि जायन्ते ઇત્યાદિ શ્રુતિઓ હું–પરમેશ્વરથી જ સર્વ ભૂતોની ઉત્પત્તિનું કથન કરે છે, તેથી હું–પરમેશ્વર જ સર્વ ભૂતોનું કારણ છું, એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કથન કરે છે:—

## बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
## बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! મને ( પરમેશ્વરને ) ઉત્પત્તિથી રહિત સર્વ ભૂતોના કારણરૂપે જાણ. બુદ્ધિમાન્ પુરુષોની જે બુદ્ધિ છે તે બુદ્ધિ હું છું તથા તેજસ્વી પુરુષોનું જે તેજ છે તે તેજ હું છું. ૧૦

ટીકા:–હે અર્જુન ! સ્થાવર–જંગમરૂપ સર્વ ભૂતોનું જે એક સનાતન બીજ છે અર્થાત્ પોતાની ઉત્પત્તિવિષે બીજાંતરની અપેક્ષાથી રહિત જે સર્વ ભૂતોનું એક નિત્ય કારણ છે, જે કારણ દરેક–વ્યક્તિવિષે ભેદવાળું નથી તથા અનિત્ય નથી, એવા અવ્યાકૃત નામે સર્વ જગતના બીજ કારણરૂપ હું–પરમેશ્વરને જ તું જાણ. હું–પરમેશ્વરથી ભિન્ન બીજી કોઇ વસ્તુ સર્વ ભૂતોના બીજરૂપ નથી. શ્રુતિમાં આકાશાદિમાંથી જે વાયુઆદિકોની ઉત્પત્તિ કહી છે, તે પણ કેવળ જડ આકાશાદિમાંથી જ વાયુઆદિકોની ઉત્પત્તિ કહી નથી, કિંતુ આકાશાદિ ઉપહિત હું–પરમેશ્વરથી જ વાયુઆદિકોની ઉત્પત્તિ કહી છે. તેથી સર્વ ભૂતોના અવ્યાકૃત નામે બીજરૂપ હું–પરમેશ્વરવિષે સર્વ ભૂતોનું પ્રોતપણું યુક્ત છે. કિંવા તત્ત્વ–અતત્ત્વ, વસ્તુના વિવેકનું જે સામર્થ્ય છે, તેનું નામ બુદ્ધિ છે. બુદ્ધિવાળા પુરુષોનું નામ બુદ્ધિમત્ છે અને બુદ્ધિમાન્ પુરુષોની બુદ્ધિ તે હું છું અર્થાત્ બુદ્ધિરૂપ હું–પરમેશ્વરવિષે જ બુદ્ધિમાન્ પુરુષો પ્રોત છે. અન્ય શત્રુઓનો અભિભવ કરવાનું જે સામર્થ્ય છે, જે સામર્થ્યવડે પુરુષ અન્ય પ્રાણીઓવડે અભિભવને પ્રાપ્ત થતો નથી, તે સામર્થ્યનું નામ તેજ છે. એવા તેજવાળા પુરુષો તેજસ્વી કહેવાય છે. તે તેજસ્વી પુરુષોનું જે તેજ છે તે હું છું અર્થાત્ તે તેજરૂપ હું–પરમેશ્વરવિષે જ તેજસ્વી પુરુષો પ્રોત છે. (૧૦)

અને વળી—

## बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
## धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! બલવાન્ પુરુષોનું કામ–રાગથી રહિત જે બળ છે તે બ' તથા સર્વ પ્રાણીઓમાં અવિરુદ્ધ જે કામ છે તે કામ હું છું. ૧૧

ટીકા:–જે વિષય અપ્રાપ્ત છે તે વિષયની પ્રાપ્તિ કરનારા કારણનો અભાવ પણ "એ વિષય મને પ્રાપ્ત થાય" એ પ્રકારની જે ચિત્તની વૃત્તિવિશેષ છે તેનું

છે. જે વિષય પ્રાપ્ત છે તે વિષયનો નાશ કરનારું કારણ વિદ્યમાન હોવા છતાં પણ "એ વિષય નાશને પ્રાપ્ત ન થાય" એ પ્રકારની જે રંજનાત્મક ચિત્તની વૃત્તિવિશેષ છે તેનું નામ રાગ છે. એવા કામ-રાગથી રહિત જે બળ છે, અર્થાત્ સર્વ પ્રકારે કામ-રાગને નહિ ઉત્પન્ન કરનારુ તથા રજ-તમથી રહિત જે સ્વધર્મના અનુષ્ઠાન વાસ્તે દેહ-ઇંદ્રિયાદિકોના ધારણના સામર્થ્યરૂપ બળ છે, એવા સાત્ત્વિક બલવાળા પુરુષોનું નામ બલવત્ છે. આવા સંસારથી પરાઙ્મુખ બળવાન્ પુરુષોનું બળ હું છું. અર્થાત્ સાત્ત્વિક બળરૂપ હું-પરમેશ્વરવિષે જ બળવાન્ પુરુષો પ્રોત છે. તાત્પર્ય એ છે કે, કામ-રાગથી રહિત બળ જ હું પરમેશ્વરના સ્વરૂપ ભૂતે કરીને ધ્યાન કરવા યોગ્ય છે. કામ-રાગને ઉત્પન્ન કરનારું જે વિષયાસક્ત પુરુષોનું બળ છે, તે બળ હું પરમેશ્વરના સ્વરૂપ ભૂતે કરીને ધ્યાન કરવા યોગ્ય નથી અથવા कामरागविवर्जितम એ વચનમાં રહેલો જે राग શબ્દ છે, તે राग શબ્દવડે ક્રોધનો જ અર્થ ગ્રહણ કરવો, કિંવા ધર્મશાસ્ત્રનું નામ ધર્મ છે, તે ધર્મશાસ્ત્રથી અવિરુદ્ધ અર્થાત્ ધર્મશાસ્ત્રે નહિ નિષેધ કરેલો, અથવા ધર્મને અનુકૂળ એવો જે સર્વ ભૂત પ્રાણીઓવિષે શાસ્ત્રને અનુસારે સ્ત્રી-પુત્રાદિ પદાર્થ વિષયક અભિલાષારૂપ કામ છે, તે કામ હું છું, અર્થાત્ શાસ્ત્રથી અવિરુદ્ધ કામરૂપ મારે વિશે ( પરમેશ્વર વિશે ) કામયુક્ત સર્વ પ્રાણી પ્રોત છે. (૧૧)

અવતરણિકાઃ-"હે અર્જુન ! એ પ્રમાણે ઘણા પદાર્થોની ગણનાથી શું પ્રયોજન છે ? આ સર્વ જગત્ મારાથી (પરમેશ્વરથી) ઉત્પન્ન થએલું છે તથા મારે વિશે (પરમેશ્વરવિષે જ) પ્રોત છેઃ" આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

શ્લોકાર્થઃ-જે કાંઈ અન્ય સાત્વિક પદાર્થ છે, જે કાંઈ રાજસ પદાર્થ છે તથા જે કાંઇ તામસ પદાર્થ છે, તે સર્વ પદાર્થોની ઉત્પત્તિ પૂર્વોક્ત રીતે હું પરમેશ્વરથી જ જાણ. ૧૨

ટીકાઃ-હે અર્જુન ! પૂર્વોક્ત પદાર્થોથી ભિન્ન જે કોઇ બીજા પણ અંતઃકરણના પરિણામરૂપ શમ-દમાદિ સાત્ત્વિક ભાવો છે, હર્ષ-દર્પાદિ રાજસભાવો છે તથા શોક-મોહાદિ તામસભાવો છે, જે સાત્ત્વિક-રાજસ-તામસભાવ પ્રાણીઓને વિદ્યા-કર્માદિકોની વશતાથી ઉત્પન્ન થાય છે, તે સર્વ ભાવોને अहं कृत्स्नस्य जगतः प्रभवः ઇત્યાદિ વચનોક્ત રીતિથી મારાથી (પરમેશ્વરથી-ઉત્પન્ન થએલા જાણ. અથવા જેમને વિષે સત્ત્વગુણ પ્રધાન છે એવા જે સાત્વિક ભાવો છે) જેવા કે દેવ, ઋષિ, બ્રાહ્મણ, શર્કરા ઇત્યાદિ પદાર્થો છે, તથા જેમનેવિષે રજોગુણ પ્રધાન છે એવા જે રાજસ ભાવ છે જેવાકે ગંધર્વ, યક્ષ, ક્ષત્રિય, મરચું ઇત્યાદિ પદાર્થો છે, તથા જેમનેવિષે તમોગુણ પ્રધાન છે એવા જે તામસભાવો છે જેવાકે રાક્ષસ, ક્રવ્યાદ, શૂદ્ર, ગૂંજન ઇત્યાદિ પદાર્થો છે, તે સર્વે પદાર્થો હું પરમેશ્વરથી જ ઉત્પન્ન થયેલા જાણ. હે અર્જુન ! એ પ્રકારે સર્વ પદાર્થો હું પરમેશ્વરથી ઉત્પન્ન થએલા છે, તો પણ હું પરમેશ્વર તે જડ પદાર્થોવિષે આધેયરૂપે રહેલો નથી, અર્થાત્ જેમ રજ્જુરૂપ અધિષ્ઠાન કલ્પિત સર્પાદિકોના વિકલ્પોવડે દૂષિત થતું નથી, તેમ હું પરમેશ્વર પણ અનાત્મ પદાર્થોને વશવર્ત્તી વધા તેમના વિકારોવડે દૂષિત થતો નથી. જેમ સંસારી જીવ તેમને વશવર્ત્તી તથા તેમના વિકારોવડે દૂષિત થાય છે, તેમ હું પરમેશ્વર દૂષિત થતો નથી. સર્વ જડ પદાર્થો તો, જેમ રજ્જુવિષે સર્પાદિ કલ્પિત હોય છે, તેમ હું પરમેશ્વર વિષે જ કલ્પિત છે, અર્થાત્ હું પરમેશ્વરથી સત્તા સ્ફૂર્તિને પ્રાપ્ત થએલા તે સર્વ પદાર્થો મને (પરમેશ્વરને) અધીન છે. (૧૨)

અવતરણિકા:-"હે ભગવન્! रसोऽहमप्सु कौंतेय ઇત્યાદિ વચનોવડે આપે સર્વ જગતને પોતાનું સ્વરૂપ કહ્યું તથા પોતાને સ્વતંત્ર કહ્યા તથા નિત્ય-શુદ્ધ-મુક્તસ્વભાવવાળા કહ્યા. એવા સ્વતંત્ર નિત્ય-શુદ્ધ-મુક્તસ્વભાવવાળા આપ પરમેશ્વરથી અભિન્ન જે આ જગત્ છે, તે જગતવિષે સંસારીપણું કેવી રીતે સંભવશે ? અર્થાત્ સંભવશે નહિ. "મારા સ્વતંત્ર નિત્યશુદ્ધ તથા મુક્ત સ્વરૂપના અજ્ઞાનથી જ આ જગતવિષે સંસારીપણું થાય છે, પણ વાસ્તવિક રીતે થતું નથી" એવું વચન જો આપ કહો, તો પણ તે આપના સ્વરૂપનું અજ્ઞાન આ જગતમાં કયા કારણથી છે?" એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ પોતાના સ્વરૂપના અજ્ઞાનવિષેના કારણનું કથન કરે છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

શ્લોકાર્થ:-પૂર્વે કહેલા ગુણમય ત્રણ પ્રકારના ભાવોવડે આ સર્વ જગત્ મોહિત થયું છે. માટે આ સર્વ ગુણમય ભાવોથી પર તથા અવિક્રિયરૂપ મને (પરમેશ્વરને) કોઈ જાણી શકતું નથી. ૧૩

ટીકા:-હે અર્જુન! પૂર્વે કહેલા જે સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોના વિકારરૂપ ત્રણ પ્રકારના ભાવો-પદાર્થો જ સર્વ પ્રાણીમાત્રને મોહિત કરે છે, અર્થાત્ નિત્ય-અનિત્ય વસ્તુના વિવેકની અયોગ્યતાને પ્રાપ્ત કરે છે. આ કારણથી જ પ્રાણીઓ મને-પરમાત્માદેવને જાણતા નથી. હું-પરમેશ્વર ત્રણ પ્રકારના ભાવોથી પર છું અર્થાત્ સર્વ ભાવોની કલ્પનાના અધિષ્ઠાન-રૂપ છું તથા સર્વ ભાવોથી અત્યંત વિલક્ષણ છું. તે વિલક્ષણતાવિષે હેતુગર્ભિત વિશેષણ કહે છે-अव्ययं इति-અર્થાત્-જન્મ-મરણાદિ સર્વ વિકારોથી હું રહિત છું, દૃશ્ય પ્રપંચથી રહિત છું, આનંદઘન છું, પોતાના સ્વયંજ્યોતિરૂપે કરીને પ્રકાશમાન છું તથા સર્વ પ્રાણીઓના આત્મા-રૂપ છું, એવા અત્યંત સમીપ મને-પરમેશ્વરને પ્રાણી જાણતા નથી. તે પ્રત્યક્ અભિન્ન મારા (પરમેશ્વરના) અજ્ઞાનથી જ સર્વ પ્રાણીઓ વારંવાર જન્મ-મરણરૂપ સંસારને પ્રાપ્ત થાય છે, તેથી એ અવિવેકીજનોનું મોટું દૌર્ભાગ્ય છે.

સત્ત્વાદિ ગુણમય ભાવોથી સર્વ પ્રાણીઓ મોહને પ્રાપ્ત થાય છે, એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છે:—

શ્લોક:-इंद्रियाभ्यामजय्याभ्यां द्वाभ्यामेव हतं जगत्। अहो उपस्थजिह्वाभ्यां ब्रह्मादिमशकावधि ॥

અર્થાત્-અલ્પ યત્નવડે જય કરવાને અશક્ય જે ઉપસ્થ ઇંદ્રિય છે તથા જિહ્વા ઇંદ્રિય છે તે બે ઇંદ્રિયોએ જ બ્રહ્માથી લઇને મશક (મચ્છર) સુધીના આ સર્વ જગતને હણેલું છે, એ મોટું આશ્ચર્ય છે. યદ્યપિ પોતપોતાના વિષયોવિષે પ્રવૃત્ત થયેલી નેત્રાદિ સર્વ ઇંદ્રિયો પુરુષના અનર્થના હેતુઓ છે, તથાપિ સર્વ ઇંદ્રિયોવિષે ઉપસ્થ અને જિહ્વા (જીભ) એ બે ઇંદ્રિયો જ અત્યંત પ્રબળ છે, તેથી તે બે ઇંદ્રિયોનુ જ અહીં ગ્રહણ કર્યું છે. (૧૩)

અવતરણિકા:-"હે ભગવન્! પૂર્વે કહેલા જે અનાદિસિદ્ધ માયાના સત્ત્વાદિ ત્રણ ગુણો છે, તે ત્રણ ગુણોવડે સંબદ્ધ થયેલા આ જગતને સ્વતંત્રતાનો અભાવ હોવાથી, ત્રિગુણાત્મક માયાને નિવૃત્ત કરવાનું સામર્થ્ય નથી. તેથી કદાચિત્ પણ માયાની નિવૃત્તિ થશે નહિ, કારણ કે યથાર્થ વસ્તુના વિવેકનું જે અસામર્થ્ય છે, તે અસામર્થ્યના હેતુરૂપ ત્રિગુણાત્મક માયા સનાતન જ છે." એવી અર્જુનને શંકા થતાં, "અન્ય ઉપાયવડે યદ્યપિ માયાની નિવૃત્તિ થતી નથી તથાપિ એક ભગવતની શરણતાવડે પ્રાપ્ત થયેલા તત્ત્વજ્ઞાનથી માયાની નિવૃત્તિ સંભવે છે" આ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કહે છે:—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ १४ ॥

શ્લોકાર્થઃ-મારી-પરમેશ્વરની સત્ત્વાદિ ગુણરૂપ પ્રસિદ્ધ દૈવી માયા દુરતિક્રમા છે. જે પુરુષો મારો ( પરમેશ્વરનો ) સાક્ષાત્કાર કરે છે તે પુરુષો જ આ માયાનો નાશ કરે છે. ૧૪

ટીકાઃ-હે અર્જુન ! एको देवः सर्वभूतेषु गूढः ઇત્યાદિ શ્રુતિઓએ પ્રતિપાદન કરેલો જે સ્વપ્રકાશ-ચૈતન્ય-આનંદ સ્વરૂપ દેવ છે, જે દેવ જીવ-ઈશ્વર વિભાગથી રહિત છે, તે શુદ્ધ ચૈતન્ય માત્ર દેવના આશ્રયરૂપે કરીને તથા વિષયરૂપે કરીને જે માયા કલ્પવામાં આવે છે, તેનું નામ દૈવી છે; અર્થાત્ જેમ જે ગૃહને આશ્રિત રહે છે તે ગૃહને જ આવૃત્ત કરે છે, તેમ માયા પણ જે શુદ્ધ ચૈતન્યદેવને આશ્રિત રહે છે તે શુદ્ધ ચૈતન્યદેવને વિષય કરે છે. આ પ્રકારે ચૈતન્યદેવને આશ્રિત તથા ચૈતન્યદેવવિષયક હોવાથી માયા 'દૈવી' કહેવાય છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છેઃ-

श्लोकः-आश्रयत्वविषयत्वभागिनीनिर्विभागचितिरेव केवला ।
पूर्वसिद्धतमसो हि पश्चिमो नाश्रयो भवति नापिगोचरः ॥

અર્થાત્-જીવ-ઈશ્વરવિભાગથી રહિત કેવલ ચૈતન્યમાત્ર જ અનાદિસિદ્ધ અજ્ઞાનના આશ્રયત્વને તથા વિષયત્વને પ્રાપ્ત થાય છે, જે કારણથી તે અનાદિસિદ્ધ અજ્ઞાનનો પશ્ચાત્ ભાવી કોઈ પણ પદાર્થ-આશ્રય તથા વિષય થતો નથી. જે દૈવી માયા मामहं न जानामि અર્થાત્ 'હું પોતાને જાણતો નથી,' એ પ્રકારના સાક્ષીરૂપ પ્રત્યક્ષે કરીને સિદ્ધ હોવાથી, તેનો અપલાપ કરવામાં આવતો નથી; તથા જે માયા સ્વપ્નભ્રમાદિકોની અન્યથા અનુપપત્તિરૂપ અર્થાપત્તિ-પ્રમાણવડે સિદ્ધ છે, તે માયાની પ્રસિદ્ધિ एषा हि એ બન્ને શબ્દોવડે કહી છે. તેમાં एषा શબ્દવડે સાક્ષીપ્રત્યક્ષસિદ્ધતા કહી છે અને हि શબ્દવડે અર્થાપત્તિ પ્રમાણસિદ્ધતા કહી છે; તથા જે માયા ગુણમયી છે અર્થાત્ સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણરૂપ છે. તાત્પર્ય એ છે કે જેમ ત્રેવડું કરેલું દોરડું અત્યંત દૃઢ હોવાથી પુરુષોના બંધનનો હેતુ હોય છે, તેમ અત્યંત દૃઢ હોવાથી એ ત્રિગુણાત્મક માયા પણ જીવોના બંધનનો હેતુ છે. આ અર્થનું બોધન કરવાવાસ્તે જ શ્રીભગવાને માયાનું 'ગુણમયી' એવું વિશેષણ કહેલું છે. આવી જે મારી-પરમેશ્વરની માયા છે, અર્થાત્ સર્વ જગતના કારણરૂપ, સર્વજ્ઞ, સર્વ શક્તિસંપન્ન તથા માયાવી એવો જે હું પરમેશ્વર છું, તે મારા-ગૃહી પુરુષના ગૃહાદિકોની પેઠે-મમત્વની વિષયીભૂત જે માયા છે, જે માયા મને-પરમેશ્વરને અધીન હોવાથી આ જગતની ઉત્પત્તિ આદિકોનો નિર્વાહ કરનારી છે; તથા જે માયા તત્ત્વવસ્તુના ભાનના પ્રતિબંધવડે અતત્ત્વવસ્તુના ભાનના હેતુરૂપ આવરણ-વિક્ષેપશક્તિ-વાળી અવિદ્યારૂપ છે; તથા જે માયા સર્વ જગતની પ્રકૃતિરૂપ છે. જેમ કે શ્રુતિમાં કહ્યું છે કે मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्-અર્થાત્-માયા આ સર્વ જગતનું ઉપાદાન કારણ છે, અને માયાવાળો 'મહેશ્વર' કહેવાય છે

અહીં આ પ્રમાણે પ્રક્રિયા છેઃ જીવ, ઈશ્વર તથા જગત્ ઇત્યાદિ વિભાગથી રહિત જે શુદ્ધ ચૈતન્ય છે, તે શુદ્ધ ચૈતન્યવિષે અધ્યસ્ત જે અનાદિ માયારૂપ અવિદ્યા છે, જે અવિદ્યા સત્ત્વગુણની પ્રધાનતાવડે અત્યંત સ્વચ્છ છે, એવી સ્વચ્છ અવિદ્યા જેમ સ્વચ્છ દર્પણ મુખના આભાસને ગ્રહણ કરે છે, તેમ ચેતનના આભાસને ગ્રહણ કરે છે. જેમ દર્પણરૂપ ઉપાધિના શ્યામતાદિ દોષો મુખરૂપ બિંબને સ્પર્શ કરતા નથી, તેમ અવિદ્યારૂપ ઉપાધિના દોષોવડે અસંબદ્ધ હોવાથી પરમેશ્વર બિંબસ્થાનીય છે. અને જેમ દર્પણવિષે સ્થિત પ્રતિબિંબ દર્પણના શ્યામતાદિ દોષોવડે સંબદ્ધ હોય છે, તેમ તે અવિદ્યારૂપ ઉપાધિના દોષોવડે સંબદ્ધ હોવાથી

જીવાત્મા પ્રતિબિંબસ્થાનીય છે. બિંબરૂપ ઈશ્વરથી જ તે જીવના ભોગવાસ્તે આકાશાદિ ક્રમવડે, શરીર–ઇંદ્રિયાદિ સંઘાત તથા તે સંઘાતના ભોગ્યરૂપ સંપૂર્ણ પ્રપંચ ઉત્પન્ન થાય છે. આ પ્રકારની કલ્પના કરવામાં આવે છે. જેમ બિંબ અને પ્રતિબિંબ એ બન્નેવિષે શુદ્ધ મુખ અનુગત હોય છે, તેમ ઈશ્વર અને જીવ એ બન્નેવિષે અનુગત જે માયા ઉપહિતચૈતન્ય છે, તે ચૈતન્યસાક્ષી કહેવાય છે. સાક્ષીચૈતન્યથી જ પોતાના વિષે અધ્યસ્તમાયા તથા માયાના કાર્યરૂપ સર્વ પ્રપંચ પ્રકાશિત કરાય છે, તેથી સાક્ષીચૈતન્યના અભિપ્રાયવડે શ્રીભગવાને અવિદ્યારૂપ માયાને 'દૈવી' કહેલી છે, અને તે બિંબરૂપ ઈશ્વરના અભિપ્રાયવડે શ્રીભગવાને તે માયાને मम माया કહેલી છે. યદ્યપિ એક અવિદ્યા વિષે પ્રતિબિંબરૂપ એક જ જીવ સંભવે છે, તથાપિ એક અવિદ્યાવિષે રહેલા અંતઃકરણના સંસ્કારો ભિન્ન ભિન્ન છે. સંસ્કારોના ભેદે કરીને અંતઃકરણરૂપ ઉપાધિવાળા જીવનો આ ગીતા વિષે તથા શ્રુતિ વિષે ભેદ કહેલો છે. તેમાં આ ગીતા વિષે मामेव ये प्रपद्यन्ते, दुष्कृतिनो मूढा न प्रपद्यंते, चतुर्विधा भजंते माम् ઇત્યાદિ વચનોવડે જીવનો ભેદ કહ્યો છે; અને શ્રુતિ વિષે તો तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथा ऋषीणां तथा मनुष्याणाम् ઇત્યાદિ વચનોવડે જીવનો ભેદ કહ્યો છે. અંતઃકરણરૂપ ઉપાધિના ભેદનો વિચાર ન કરીએ, તો જીવત્વની પ્રયોજક અવિદ્યારૂપ ઉપાધિનું એકત્વ હોવાથી, આ ગીતા વિષે તથા શ્રુતિ વિષે જીવને પણ એકત્વરૂપ જ કહેલ છે. આ ગીતામાં–क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत। प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि। ममैवांशो जीवलोके जीवभूतः सनातनः॥ ઇત્યાદિ વચનોવડે જીવનું એકત્વ કહ્યું છે, અને શ્રુતિમાં–ब्रह्म वा इदमग्र आसीत्तदाऽऽत्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्सर्वमभवत्। एको देवः सर्वभूतेषु गूढः। अनेन जीवेनात्मनाऽनुप्रविश्य। वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च। भागो जीवः स विज्ञेयः स चानंत्याय कल्पते॥ ઇત્યાદિ વચનોવડે જીવનું એકત્વ કહ્યું છે. યદ્યપિ દર્પણ વિષે રહેલું જે ચૈત્ર નામે પુરુષનું પ્રતિબિંબ છે, તે પ્રતિબિંબ પોતાને તથા પરને જાણતું નથી, કારણ કે જડ–ચેતનના સમુદાયરૂપ જે ચૈત્ર નામે પુરુષ છે, તે ચૈત્ર પુરુષના શરીરરૂપ અચેતન અંશનું જ દર્પણ વિષે પ્રતિબિંબ હોય છે, પણ દર્પણ વિષે ચેતન અંશનું પ્રતિબિંબ હોતું નથી, તેથી તે પ્રતિબિંબ જડ હોવાથી પોતાને તથા પરને જાણતું નથી; તથાપિ અવિદ્યા વિષે જે ચેતનનું પ્રતિબિંબ છે, તે પ્રતિબિંબ ચેતનરૂપ હોવાથી પોતાને તથા પરને જાણે છે; કારણ કે પ્રતિબિંબ પક્ષ વિષે પ્રતિબિંબ મિથ્યા હોતું નથી. કિન્તુ તે બિંબ ચૈતન્ય વિષે માત્ર ઉપાધિસ્થત્વ જ કલ્પિત હોય છે, અને આભાસ પક્ષ વિષે યદ્યપિ ચિદાભાસ શુક્તિ–રજતાદિકોની પેઠે અનિર્વચનીય ઉત્પન્ન થાય છે, તથાપિ તે ચિદાભાસ ઘટાદિ જડ પદાર્થોથી વિલક્ષણ છે. તેથી ચિદાભાસ વિષે પણ પોતાનું જ્ઞાન તથા પરનું જ્ઞાન સંભવે છે. એવો પ્રતિબિંબરૂપ જીવ જ્યાં સુધી પોતાના પરમેશ્વરરૂપ બિંબની સાથે પોતાની એકતાને જાણતો નથી, ત્યાં સુધી જેમ જળમાં રહેલો સૂર્ય જળના કંપાદિ વિકારોને પ્રાપ્ત થાય છે, તેમ તે પ્રતિબિંબરૂપ જીવ પણ અવિદ્યારૂપ ઉપાધિના સહસ્ર વિકારોનો અનુભવ કરે છે: આ સર્વ અર્થ શ્રીભગવાન્ કહે છે: मम माया दुरत्यया इति॥ હે અર્જુન! બિંબભૂત મારા–પરમેશ્વરના ઐક્ય સાક્ષાત્કારવિના આ મારી માયા તરવી અશક્ય છે, તેથી આ માયા દુરત્યયા કહેવાય છે. આ વાત શ્રુતિમાં પણ કહેલી છે:—

यदा चर्मवदाकाशं वेष्टयिष्यंति मानवाः। तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति॥ જે કાળે, મનુષ્ય ચર્મની પેઠે આકાશને એકઠું કરી લેશે, તે કાળે "હું બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે પરમાત્માદેવને ન જાણીને પણ અવિદ્યાદિ સર્વ દુઃખોનો નાશ થશે. તાત્પર્ય એ છે કે જેમ ચર્મની પેઠે નિરવયવ આકાશનું એકઠું કરવું અત્યંત અશક્ય છે, તેમ બ્રહ્મસાક્ષાત્કારવિના અવિદ્યાદિ દુઃખોનો નાશ કરવો પણ અત્યંત અશક્ય છે. આ કારણથી જીવ અંતઃકરણાવચ્છિન્ન હોવાથી, અંતઃકરણથી સંબદ્ધ પદાર્થોને

નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા પ્રકાશિત કરતો હોવાથી, અલ્પજ્ઞ કહેવાય છે. આ કારણથી જ જીવ "હું જાણું છું, હું કરુ છું, હું ભોગવું છું." ઇત્યાદિ અધ્યાસરૂપ સહસ્ર અનર્થોને પાત્ર થાય છે, અને તે જ પ્રતિબિંબરૂપ જીવ જ્યારે પોતાના બિંબભૂત ઈશ્વરનું આરાધન કરે છે અર્થાત્ જે બિંબરૂપ ઈશ્વર અનંત શક્તિવાળો છે, અવિદ્યારૂપ માયાનો નિયંતા છે, સર્વ પ્રપંચને જાણનારો છે, સર્વ શુભ-અશુભ કર્મનાં ફળનો પ્રદાતા છે, પરિપૂર્ણ આનંદઘનમૂર્તિ છે, ભક્તજનોનો ઉદ્ધાર કરવાવાસ્તે અનેક અવતારો ધારણ કરે છે તથા સર્વનો પરમગુરુરૂપ છે, એવા બિંબભૂત પરમેશ્વરને પ્રતિબિંબરૂપ જીવ જ્યારે સર્વ કર્મોના સમર્પણવડે આરાધન કરે છે, ત્યારે બિંબ વિષે સમર્પણ કરેલા ગુણોના પ્રતિબિંબ વિષે ભાન થવાથી જીવ સર્વ પુરુષાર્થોને પ્રાપ્ત થાય છે.

એ વાત પ્રહ્લાદે પણ કહી છેઃ-नैवात्मन. प्रभुरयं निजलाभपूर्णो मानं जनादविदुषः करुणो वृणीते। यद्यज्जनो भगवते विदधीतमान तच्चात्मने प्रतिमुखस्य यथामुखश्री. ॥ અર્થાત્-દર્પણ વિષે પ્રતિબિંબિત મુખ વિષે જ્યારે તિલકાદિરૂપ શ્રી અપેક્ષિત હોય છે, ત્યારે બિંબભૂત મુખ વિષે જ તે તિલકાદિ ચિહ્નો કરવામાં આવે છે. તે બિંબભૂત મુખ વિષે કરેલાં તિલકાદિ ચિહ્નો જ પોતે પ્રતિબિંબ વિષે પ્રતીત થાય છે. બિંબભૂત મુખ વિષે તિલકાદિ કર્યા વિના પ્રતિબિંબ વિષે તિલકાદિકોને પ્રાપ્ત કરવાનો બીજો કાંઇ ઉપાય નથી. તેવી રીતે બિંબભૂત ઈશ્વર વિષે સમર્પણ કરેલા ધર્માદિ પુરુષાર્થોને જ પ્રતિબિંબરૂપ જીવ પ્રાપ્ત થાય છે. બિંબભૂત ઈશ્વર વિષે ધર્માદિકોને અર્પણ કર્યા વિના તે પ્રતિબિંબરૂપ જીવને પુરુષાર્થની પ્રાપ્તિ વિષે બીજો કાંઇ ઉપાય નથી. એ પ્રકારે સર્વત્ર પરિપૂર્ણ ભગવાન્ વાસુદેવનું આરાધન કરનારા અધિકારી પુરુષનું અંતઃકરણ જ્યારે જ્ઞાનનાં પ્રતિબંધક પાપોથી રહિત થાય છે તથા જ્ઞાનને અનુકૂળ પુણ્યોવડે યુક્ત થાય છે, ત્યારે જેમ અત્યંત નિર્મળ દર્પણ વિષે મુખ સ્પષ્ટ પ્રતીત થાય છે, તેમ સર્વ કર્મોના ત્યાગપૂર્વક તથા શમ-દમાદિપૂર્વક બ્રહ્મવેત્તા ગુરુની સમીપે જઇને કરેલાં શ્રવણ-મનન-નિદિધ્યાસનવડે સંસ્કૃત તથા અત્યંત સ્વચ્છ અંતઃકરણ વિષે "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારની સાક્ષાત્કારરૂપ વૃત્તિ ઉત્પન્ન થાય છે. જે સાક્ષાત્કારરૂપ વૃત્તિ બ્રહ્મવેત્તા ગુરુએ ઉપદેશ કરેલા तत्त्वमसि એ વેદાંત વાક્યવડે ઉત્પન્ન થયેલી છે, જે વૃત્તિ અનાત્માકારતાથી રહિત છે, તથા સર્વ ઉપાધિઓથી રહિત શુદ્ધ ચૈતન્યનો આકાર છે. એવી સાક્ષાત્કારરૂપ વૃત્તિ વિષે પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય, એ કાળે જેવી રીતે દીપક પોતાની ઉત્પત્તિના કાળે જ અંધકારનો નાશ કરે છે, તેમ સ્વઆશ્રય અવિદ્યાનો નાશ કરે છે. અવિદ્યાનો નાશ થયા પછી વૃત્તિસહિત સર્વ કાર્ય પ્રપંચનો નાશ થાય છે. કારણ કે ઉપાદાન કારણનો નાશ થયા પછી ઉપાદેય કાર્યના નાશનો સર્વ શાસ્ત્રવાળાઓ અંગીકાર કરે છે. આ સર્વ અર્થ શ્રીભગવાન્ કહે છેઃ-मामेव ये प्रपद्यंते मायामेतां तरति ते इति। आत्मेत्येवोपासीत। तदात्मानमेवावेत्। तमेव धीरो विज्ञाय तमेव विदित्वातिमृत्युमेति ॥ ઇત્યાદિ શ્રુતિઓમાં રહેલો જે एव શબ્દ છે, તે एवकार જેમ પ્રત્ય અભિન્ન બ્રહ્મ વિષે સર્વ ઉપાધિઓથી રહિતપણાનું બોધન કરે છે, તેવી રીતે मामेव ये प्रपद्यते એ ગીતાવચનમાં રહેલો एवकार પણ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મ વિષે સર્વ ઉપાધિઓથી રહિતપણાનું બોધન કરે છે; અર્થાત્ સ્થૂલ-સૂક્ષ્મ કારણરૂપ સર્વ ઉપાધિઓથી રહિત સચ્ચિદાનંદ-અખંડ-અદ્વિતીયરૂપ મને-પરમાત્માદેવને જે અધિકારી પુરુષો સાક્ષાત્કાર કરે છે, તે અધિકારી પુરુષો જ અવિદ્યારૂપ માયાનો નાશ કરે છે.

તાત્પર્ય એ છે કે, જે અંતઃકરણની વૃત્તિ तत्त्वमसि આદિ વેદાંતવાક્યોવડે ઉત્પન્ન થયેલી છે તથા નિર્વિકલ્પક સાક્ષાત્કારરૂપ છે તથા નિર્વચન કરવાને અયોગ્ય શુદ્ધ ચિદાકારત્વ ધર્મવડે વિશિષ્ટ છે, સર્વ સુકૃતોના ફળરૂપ છે, નિદિધ્યાસનના પરિપાકથી ઉત્પન્ન થયેલી છે તથા સર્વ કાર્યસહિત

અજ્ઞાનની વિરોધિની છે. આવી સાક્ષાત્કારરૂપ વૃત્તિવડે જે અધિકારી પુરુષો મને તત્પદાર્થરૂપ પરમાત્માદેવને પોતાના આત્મારૂપે કરીને સાક્ષાત્કાર કરે છે, તે અધિકારી પુરુષો જ મારી અવિદ્યારૂપ માયાનો વિના આયાસે જ નાશ કરે છે. "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના મારા સાક્ષાત્કારવિના બીજા અનેક ઉપાયોવડે પણ જે માયાનો નાશ કરી શકાતો નથી તથા જે માયા સર્વ અનર્થોના જન્મની ભૂમિરૂપ છે, એવી અવિદ્યારૂપ માયાને અધિકારી પુરુષો મારા-પર મા. ત્માદેવના સાક્ષાત્કારવડે સુખથી નષ્ટ કરી શકે છે, અર્થાત્ સર્વ ઉપાધિઓની નિવૃત્તિવડે પુરુષો સચ્ચિદાનંદઘનરૂપે કરીને જ રહે છે. એવા બ્રહ્મવેત્તા પુરુષોને કોઈ પણ પ્રતિબંધ કરી શકતું નથી. શ્રુતિ કહે છે કે-तस्य ह न देवाश्च ना भूत्या ईशत आत्मा ह्येषा स भवति-અર્થાત્ બ્રહ્મવેત્તા પુરુષનો અભિભવ કરવામાં ઇંદ્રાદિ દેવતાઓ પણ સમર્થ થતા નથી. કારણ બ્રહ્મવેત્તા પુરુષ સર્વ દેવતાઓના આત્મારૂપ જ છે. તેમાં યે તે એ બન્ને શબ્દોવિષે ઘણા પુરુષોનું વાચક જે બહુવચન ભગવાને કહ્યુ છે, તે બહુવચન, દેહ-ઇંદ્રિયરૂપ સંઘાતના ભેદે કરીને કલ્પના કરેલા આત્માના ભેદભ્રમનો અનુવાદ કરે છે, તે બહુવચન કાંઇ વાસ્તવિક રીતે આત્માના ભેદનું બોધક નથી.

मामेव ये प्रपद्यते એ વચનને સ્થાને मामेव ये प्रपश्यंति એ સાક્ષાત્કારવાચક વચન જ ભગવાનને કહેવું યોગ્ય હતું. કારણ કે સાક્ષાત્કારવડે માયાની નિવૃત્તિ થાય છે પણ કર્મ ઉપાસનાદિકોવડે માયાની નિવૃત્તિ થતી નથી. આ વચન ન કહી શ્રીભગવાને જે मामेव ये प्रपद्यते એવું વચન કહ્યુ છે, તે વડે એ અર્થ સૂચિત કર્યો છે કે, જે અધિકારી પુરુષો મારા-એક પરમેશ્વરના શરણને પ્રાપ્ત થઇને પરમાનંદઘન પરિપૂર્ણ ભગવાન્ વાસુદેવનું ચિંતન કરતાં દિવસોને વ્યતીત કરે છે, તે અધિકારી પુરુષો મારા-પરમેશ્વરના પ્રેમજન્ય મહાન્ આનંદસમુદ્રવિષે મગ્ન મનવાળા હોવાથી આ મારી માયાના સંપૂર્ણ ગુણવિકારોથી અભિભવ પામતા નથી. કિન્તુ ઉલટી તે મારી માયા, "આ ભગવત્ શરણ પુરુષ મારા વિલાસ વિનોદવિષે અકુશલ હોવાથી મારો નાશ કરવાને સમર્થ છે" એ પ્રકારની શંકા કરીને તે ભક્તજનોમાંથી પોતાની મેળેજ નિવૃત્ત થઈ જાય છે, જેવી રીતે ક્રોધવાન્ તપસ્વી પુરુષો પાસેથી વારાંગન નિવૃત્ત થઈ જાય છે. તેથી અધિકારી પુરુષે મારી માયાના તરણવાસ્તે મારુ-પરિપૂર્ણ ભગવાન્ વાસુદેવનું નિરંતર ચિંતન કરવું. (૧૪)

અવતરણિકા:—"હે ભગવન્! એ પ્રકારે આપ પરમેશ્વરને શરણાગત થઇને આપના નિરતર ચિન્તનથી જો માયાની નિવૃત્તિ થતી હોય, તો સર્વ અનર્થોના મૂળભૂત માયાનો નાશ કરવાવાસ્તે, સર્વ મનુષ્ય આપના શરણને શા વાસ્તે પ્રાપ્ત નથી થતા?" એવી અર્જુનને શંકા થતાં, "અનેક જન્મોવિષે સંચય કરેલા પાપરૂપ પ્રતિબંધની વશતાથી સર્વ મનુષ્યો મારા શરણને પ્રાપ્ત થતા નથી," એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ—

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

શ્લોકાર્થઃ—જે પુરુષો પાપકર્મવાળા છે, મૂઢ છે, નરોવિશે અધમ છે, જેઓનું જ્ઞાન માયાવડે નિવૃત્ત થયું છે તથા જેઓએ દંભદર્પાદિરૂપ આસુરભાવનો આશ્રય કર્યો છે તેવા પુરુષો મને (પરમેશ્વરને) ભજતા નથી. ૧૫

ટીકા:—હે અર્જુન! જે પુરુષો પાપકર્મોવડે નિત્ય જ યુક્ત છે, અર્થાત્ જેઓ યુક્ત છે તે પુરુષો સર્વ મનુષ્યોવિષે અધમ છે. આ પાપાત્મા પુરુષો આ

પોવડે નિંદા કરવા યોગ્ય હોય છે; અને પરલોકવિષે સહસ્ર અનર્થોને પ્રાપ્ત થાય છે, આ કારણથી તે પાપાત્મા પુરુષો સર્વમનુષ્યો વિષે અધમ છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! પુરુષો અનર્થની પ્રાપ્તિ કરનારાં પાપકર્મો જ સર્વદા શા કારણથી કરે છે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-મૂઢાઃ ઇતિ-હે અર્જુન! પુરુષો મૂઢ છે અર્થાત્ "આ કાર્ય મારા અર્થનું સાધન છે તથા આ કાર્ય મારા અનર્થનું સાધન છે." એ પ્રકારના ઇષ્ટ-અનિષ્ટના વિવેકથી શૂન્ય છે; તે કારણથી તે પુરુષો સર્વદા પાપ જ કરે છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! શાસ્ત્રપ્રમાણ વિદ્યમાન હોવા છતાં પુરુષો વિવેક શા વાસ્તે કરતા નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-માયયાઽપહૃતજ્ઞાનાઃ ઇતિ-શરીર-ઇન્દ્રિયાદિ સંઘાત વિષે તાદાત્મ્ય ભ્રાંતિરૂપે કરીને પરિણામને પ્રાપ્ત થયેલી જે માયા છે, તે માયાવડે જેમનું વિવેક કરવાના સામર્થ્યરૂપ જ્ઞાન, પ્રતિબદ્ધ થયું છે, તેઓ માયયાઽપહૃતજ્ઞાનાઃ કહેવાય છે. તે પુરુષો માયયાપહૃતજ્ઞાનાઃ છે, તેથી તેઓ કાર્ય-અકાર્યનો વિવેક કરતા નથી. આ કારણથી જ દંભો દર્પોઽભિમાનશ્ચ ક્રોધઃ પારુષ્યમેવ ચ ઇત્યાદિ વચનોવડે આગળ કહેવામાં આવનારો જે આસુરભાવ છે, તે હિંસા-અનૃતાદિરૂપ આસુર સ્વભાવનો જ જેમણે આશ્રય કર્યો છે, તે દુષ્કૃતી પુરુષો મારા-પરમાત્માદેવના સાક્ષાત્કારને અયોગ્ય હોવાથી મને-પરમેશ્વરને ભજતા નથી, તેથી તે દુષ્કૃતી પુરુષોનું કોઇ આશ્ચર્યરૂપ દૌર્ભાગ્ય છે.

કોઈ ટીકામાં તો આ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છેઃ તે પુરુષો દુષ્કૃતી છે. તે કારણથી ચિત્તની શુદ્ધિના અભાવથી પુરુષો મૂઢ છે. અર્થાત્ આત્મ-અનાત્મ વિવેકથી રહિત છે. આ કારણથી જ પુરુષો મનુષ્યોવિષે અધમ છે. એવા દુષ્કૃતી નરાધમ પુરુષો મને-પરમેશ્વરને ભજતા નથી. "તે પુરુષો દુષ્કૃતી કેમ છે?" એવી શંકા થતાં કહે છે-માયયાઽપહૃતજ્ઞાનાઃ ઇતિ-અવિદ્યારૂપ માયાવડે પુરુષોનું અખંડ સંવિદ બ્રહ્મરૂપ જ્ઞાન આચ્છાદિત થઇ ગયું છે, તે કારણથી તે પુરુષો દુષ્કૃતી છે. એટલા કથનથી માયાની આવરણશક્તિ કહી. જે પુરુષોએ આસુરભાવનો આશ્રય કર્યો છે અર્થાત્ "દેહ-ઇન્દ્રિયરૂપ સંઘાત જ આત્મા છે તેથી સંઘાતને જ સર્વ પ્રકારે તૃપ્ત કરવો" એ પ્રકારનો જે અસુરવિરોચનના ચિત્તનો અભિપ્રાય છે, તેનું નામ આસુરભાવ છે. એવા આસુરભાવનો જેમણે આશ્રય કર્યો છે, તેવા પુરુષો દુષ્કૃત કર્મ કરે છે. આટલા કથનવડે માયાની વિક્ષેપશક્તિ કહી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે માયાએ સ્વરૂપાનંદને આવરણ કરીને ઉત્પન્ન કરેલો જે દેહવિષે આત્મત્વબુદ્ધિરૂપ ભ્રમ છે, તે દેહાત્મ અભિમાનથી દેહાદિકોની પુષ્ટિ કરવાવાસ્તે પુરુષો અનેક પ્રકારનાં દુષ્કૃતો કરે છે. પાપકર્મોવડે મૂઢ થયેલા તથા સર્વ મનુષ્યોવિષે અધમ થયેલા તે પુરુષો મને-પરમેશ્વરને ભજતા નથી. તેથી અવિદ્યારૂપ માયા જ સર્વ અનર્થોના મૂળભૂત છે. (૧૫)

અવતરણિકા:-કિંવા જે પુરુષો આસુરભાવથી રહિત છે, સર્વદા પુણ્યકર્મવાળા છે તથા ઇષ્ટ-અનિષ્ટ વસ્તુના વિવેકવાળા છે, તે પુરુષો, પુણ્યકર્મની ન્યૂનાધિકતાવડે ચાર પ્રકારના થઇને, મને-પરમેશ્વરને ભજે છે, તથા યથાક્રમે કરીને કામનાથી રહિત થયેલા તે પુરુષો મારા-પરમેશ્વરના પ્રસાદથી માયાને તરે છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ-

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

શ્લોકાર્થ:–હે ભરતવંશવિષે શ્રેષ્ઠ એવા અર્જુન! આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી તથા જ્ઞાની આ ચાર પ્રકારના સુકૃતવાળા જનો મારું પરમેશ્વરનું ભજન કરે છે. ૧૬

ટીકા:–હે અર્જુન! જે પુરુષો સુકૃતી છે અર્થાત્ જે પુરુષોએ પૂર્વના અનેક જન્મોવિષે પુણ્યકર્મનો સંચય કર્યો છે, તે પુરુષો જ જનો છે અર્થાત્ સફળ જન્મવાળા છે. તેમનાથી ભિન્ન પુરુષો નિષ્ફળ જન્મવાળા છે. એવા સુકૃતી જનો જ મને–પરમેશ્વરને ભજે છે, અર્થાત્ મારું–પરમેશ્વરનું આરાધન કરે છે. મારું ભજન કરનારા જનો પણ આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ભેદે કરીને ચાર પ્રકારના હોય છે. તે ચારેમાં આર્ત્ત, જિજ્ઞાસુ તથા અર્થાર્થી એ ત્રણ સકામ હોય છે અને જ્ઞાની નિષ્કામ હોય છે. શત્રુ–વ્યાધ્યાદિરૂપ આપદાનું નામ આર્ત્તિ છે. તે આર્ત્તિવડે જે ગ્રસ્ત હોય તેનું નામ આર્ત્ત છે. એવો આર્ત્તજન આપદારૂપ આર્ત્તિને નિવૃત્ત કરવાવાસ્તે મારું–પરમેશ્વરનું આરાધન કરે છે. જેવી રીતે યજ્ઞના ભંગવડે ક્રોધને પ્રાપ્ત થયેલા ઈંદ્રે વ્રજભૂમિ વિષે ઘણો વરસાદ વરસાવ્યો અને તેવડે દુઃખી થયેલા વ્રજવાસી જનો મારું–પરમેશ્વરનું આરાધન કરવા લાગ્યા. જરાસંધ રાજાના બંધનગૃહ વિષે પ્રાપ્ત થયેલા સર્વ રાજાઓ આર્ત્ત થઈને મારું પરમેશ્વરનું આરાધન કરવા લાગ્યા તથા દુર્યોધનની સભા વિષે વસ્ત્રો ઉતારવાથી આર્ત્ત થયેલી દ્રૌપદી મારું–પરમેશ્વરનું આરાધન કરવા લાગી તથા ગ્રાહવડે ગ્રસ્ત થયેલો ગજેન્દ્ર આર્ત્ત થઈને મારું–પરમેશ્વરનું આરાધન કરવા લાગ્યો. એ વગેરે બીજા પણ અનેક જનો આર્ત્ત થઈને મારું–પરમેશ્વરનું આરાધન કરવા લાગેલા છે.

જે પુરુષને સર્વદા આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા છે તેને જિજ્ઞાસુ કહેવામાં આવે છે. જિજ્ઞાસુ પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિવાસ્તે મારું–પરમેશ્વરનું આરાધન કરે છે. જેવી રીતે મુચુકુંદ, જનકરાજા તથા ઉદ્ધવ ઇત્યાદિ જિજ્ઞાસુ જનો આત્મજ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે મારું–પરમેશ્વરનું આરાધન કરતા હવા.

આ લોકમાં રહેલાં તથા પર લોકમાં રહેલાં જે ધન, સ્ત્રી, પુત્રાદિ ભોગનાં સાધનો છે તે અર્થ કહેવાય છે. આ અર્થની ઇચ્છા કરનારા પુરુષો અર્થાર્થી કહેવાય છે. એવા અર્થાર્થી જનો પણ ધનાદિરૂપ અર્થની પ્રાપ્તિવાસ્તે મારું–પરમેશ્વરનું આરાધન કરે છે; જેવી રીતે સુગ્રીવ, વિભીષણ, ઉપમન્યુ ઇત્યાદિ અર્થાર્થી જનો આ લોકનાં ભોગસાધનોની ઇચ્છા કરીને મારું–પરમેશ્વરનું આરાધન કરતા હતા અને ધ્રુવાદિ અર્થાર્થી જનો પરલોકનાં ભોગસાધનોની ઇચ્છા કરીને મારું–પરમેશ્વરનું આરાધન કરતા હતા. જેમ તત્ત્વવેત્તા પુરુષો માયાને તરે છે, તેમ આર્ત્ત, જિજ્ઞાસુ તથા અર્થાર્થી એ ત્રણે પણ ભગવતના ભજનવડે માયાને તરે છે.

આ ત્રણેમાં પણ જિજ્ઞાસુ જન આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે સાક્ષાત્ માયાને તરે છે, અને આર્ત્ત તથા અર્થાર્થી એ બન્ને જિજ્ઞાસુપણાને પ્રાપ્ત થઈને માયાને તરે છે, એટલી તેમનામાં વિશેષતા છે. આર્ત્તને તથા અર્થાર્થીને જિજ્ઞાસુપણાનો સંભવ હોઈ શકે છે અને જિજ્ઞાસુને પણ આર્ત્તપણાનો તથા આત્મજ્ઞાનના સાધનરૂપ અર્થોના અર્થીપણાનો સંભવ હોઈ શકે છે. એ કારણથી શ્રીભગવાને આર્ત્ત અને અર્થાર્થી એ બનેની વચ્ચે જિજ્ઞાસુનું કથન કર્યું છે. એવી રીતે આર્ત્ત, જિજ્ઞાસુ તથા અર્થાર્થી એ ત્રણ સકામ ભક્તોનું કથન કર્યું.

હવે ચોથા નિષ્કામ ભક્તનું કથન કરે છે. જ્ઞાની ચ ઇતિ "સર્વત્ર પરિપૂર્ણ અદ્વિતીય પરમાત્માદેવ હું છું," એ પ્રકારનો જે ભગવત્‌ના વાસ્તવસ્વરૂપનો સાક્ષાત્કાર છે, તેનું નામ જ્ઞાન છે. આ રીતના જ્ઞાનવડે જે નિત્યયુક્ત હોય તે જ્ઞાની કહેવાય છે. જે જ્ઞાની જ્ઞાનવડે મારી માયાને તર્યો છે તથા સર્વ કામોથી રહિત છે, તે જ્ઞાની નિરંતર મારું–પરમાત્માદેવનું આરાધન કરે છે. અહીં જ્ઞાની ચ એ વચનમાં રહેલો જે ચ કાર છે, તે ચકાર, જ્ઞાની વિષે હરકોઈ

નિષ્કામ પ્રેમભક્તના અંતર્ભાવનું બોધન કરવાવાસ્તે છે, અર્થાત્ નિષ્કામ પ્રેમભક્તોનો જ્ઞાની વિષે અંતર્ભાવ છે. તેથી શ્રીભગવાનને પાંચ પ્રકારના ભક્તો કથન કરવા યોગ્ય હતા, એ પ્રકારની ન્યૂનતાશંકા સંભવતી નથી.

હે ભરતર્ષભ એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો કે-તું અર્જુન પણ જિજ્ઞાસુ ભક્ત છે અથવા જ્ઞાની ભક્ત છે, તેથી "તે ચારે ભક્તોમાં હું-અર્જુન કેવો ભક્ત છું?" એ પ્રકારની શંકા તારે કરવી નહિ. સનકાદિ, નારદ, પ્રહ્લાદ, પૃથુરાજ તથા શુકદેવ ઈત્યાદિ સર્વ નિષ્કામ જ્ઞાની ભક્તો થયેલા છે અને નિષ્કામ પ્રેમભક્ત તો વ્રજવાસી ગોપિકાઓ તથા અક્રૂર-યુધિષ્ઠિરાદિ છે. કંસ-શિશુપાલાદિ યદ્યપિ ભયથી અથવા દ્વેષથી નિરંતર ભગવતનુ ચિંતન કરતા રહે છે, તથાપિ તે કંસ-શિશુપાલાદિ ભક્ત કહેવાય નહિ. કારણ કે પરમેશ્વરવિષે કંસ-શિશુપાલાદિની ભગવત્ અનુરક્તિરૂપ ભક્તિ નથી, માટે દ્વેષ-ભયથી ભગવતનું ચિંતન કરતા હોવાથી કંસાદિ ભગવત્‌ભક્ત કહેવાઈ શકે નહિ. (૧૬)

અવતરણિકાઃ—પૂર્વ શ્લોકમાં આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, અને જ્ઞાની એ ચારેવિષે ભગવાને સુકૃતીપણું કહ્યુ, તેથી શ્રીભગવાનને તે ચારેની તુલ્યતા અભિમત હોવી જોઇએ, એવી અર્જુનને શંકા થતા, તે ચારેવિષે યદ્યપિ સુકૃતીપણું નિશ્ચિત જ છે, તથાપિ સુકૃતની અધિકતાવડે પ્રાપ્ત થયેલી નિષ્કામતાવડે "પ્રેમની અધિકતાથી જ્ઞાની સર્વ કરતાં શ્રેષ્ઠ છે." એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કહે છે.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

શ્લોકાર્થઃ-આ ચારના મધ્યમાં નિત્યયુક્ત તથા એકભક્તિવાળો જ્ઞાની ઉત્કૃષ્ટ છે, જેથી હું-પરમેશ્વર તે જ્ઞાનીને અત્યંત પ્રિય છું તથા તે જ્ઞાની મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે ૧૭

ટીકાઃ-હે અર્જુન! આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ભક્તોમાં, "સર્વત્ર પરિપૂર્ણ અદ્વિતીય બ્રહ્મરૂપ હું છું" એ પ્રકારના તત્ત્વજ્ઞાનવાળો જે જ્ઞાની છે, કે જે જ્ઞાની સર્વ કામનાઓથી રહિત છે, તે જ્ઞાની સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે. હવે જ્ઞાનીની ઉત્કૃષ્ટતાવિષે જ્ઞાનીનાં હેતુગર્ભિત બે વિશેષણો કહે છે-नित्ययुक्तः एकभक्तिः इति ॥ જ્ઞાની નિત્યયુક્ત છે અર્થાત્ સર્વ વિક્ષેપના અભાવથી પ્રત્યક્ અભિન્ન પરમાત્માદેવવિષે સર્વદા જેનું ચિત્ત સમાહિત છે તેવો છે. નિત્યયુક્ત હોવાથી જ્ઞાની એકભક્તિ છે અર્થાત્ તેની અનુરક્તિરૂપ ભક્તિ એક પ્રત્યક્ અભિન્ન પરમાત્માવિષે જ છે, અન્ય કોઇ વિષે તેની ભક્તિ નથી. એ પ્રકારે નિત્યયુક્ત હોવાથી તથા એકભક્તિ હોવાથી જ્ઞાનવાન્ સર્વ કરતા શ્રેષ્ઠ છે. હવે એકભક્તિપણાવિષે હેતુ કહે છે-प्रियो हि इति ॥ જ્ઞાનવાન્ પુરુષને હું-પ્રત્યક્ અભિન્ન પરમાત્માદેવ અત્યંત પ્રિય છું અર્થાત્ નિરુપાધિક પ્રીતિનો વિષય છુ. આ કારણથી જ્ઞાનવાન્ પુરુષ એકભક્તિ (એકને વિશે જ જેની ભક્તિ હોય તેવો) છે. આ કારણથી જ્ઞાનવાન્ પુરુષ પણ મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે.

પોતાનો આત્મા અત્યંત પ્રિય હોય છે, એ વાત શ્રુતિમાં તથા લોકમાં પ્રસિદ્ધ જ છે. કારણ કોઇ ટીકામાં તો આ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છેઃ—ચારેમાં એક જ્ઞાની જ શ્રેષ્ઠ છે. કારણ કે જ્ઞાની નિત્યયુક્ત છે અર્થાત્ સર્વદા મારા ભજનવિષે યુક્ત છે અને આર્ત્તાદિ સકામ ભક્તો તો જ્યાં સુધી કામનાની પૂર્ણતા ન થઇ હોય ત્યાં સુધી જ મારા ભજનવિષે યુક્ત થાય છે, કામનાની પૂર્ણતાની પછી મારા ભજનવિષે યુક્ત થતા નથી, તેથી આર્ત્તાદિ ભક્તો નિત્યયુક્ત કહેવાતા નથી. તથા જ્ઞાની એકભક્તિ છે અર્થાત્ મારુ-પરમેશ્વરનું જ એકભાવે કરીને

ભજન કરે છે, અન્ય કોઈનું ભજન કરતા નથી. આર્ત્તાદિકો એકભાવે કરીને ભજન કરતા નથી; રોગગ્રસ્ત આર્ત્ત પુરુષો સૂર્યનું ભજન કરે છે; જિજ્ઞાસુ જનો સરસ્વતીનું ભજન કરે છે અને અર્થાર્થી પુરુષો કુબેરાદિકોનું ભજન કરે છેઃ એ પ્રકારે આર્ત્તાદિકોવિષે અનેક પ્રકારની કામની પ્રાપ્તિ વાસ્તે અનેકોની ભક્તિ જોવામાં આવે છે.

હવે જ્ઞાની પુરુષના નિત્યયુક્તપણાવિષે હેતુ કહે છે–प्रियो हि इति ॥ હું–પરમેશ્વર જ્ઞાનવાન્ પુરુષને અત્યંત પ્રિય છું, કારણ કે હું–પરમેશ્વર જ્ઞાનવાન્ પુરુષના આત્મારૂપ જ છું અને પોતાનો આત્મા નિરુપાધિક પ્રીતિનો વિષય હોવાથી સર્વને પ્રિય જ હોય છે. તાત્પર્ય એ છે કે પ્રીતિ બે પ્રકારની હોય છે. સોપાધિક પ્રીતિ અને નિરુપાધિક પ્રીતિ. જે પ્રીતિ જે વસ્તુવિષે અન્ય વાસ્તે હોય છે, તે પ્રીતિ સોપાધિક પ્રીતિ કહેવાય છે; જેમકે પોતાના આત્માના સુખ વાસ્તે સ્ત્રી–પુત્રધનાદિકોવિષે પ્રીતિ છે તે અને જે પ્રીતિ જે વસ્તુવિષે કોઈ અન્યને વાસ્તે હોતી નથી, તે પ્રીતિ નિરુપાધિક પ્રીતિ કહેવાય છે, જેમકે પોતાના આત્માવિષે પ્રીતિ અન્ય કોઈ વાસ્તે નથી. તેથી આત્મા વિષયક પ્રીતિ નિરુપાધિક પ્રીતિ છે. શ્રુતિ કહે છે કે–तदेतत्प्रेयः पुत्रात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादंतरतरं यदयमात्मा इति ॥ અર્થાત્–બુદ્ધિઆદિ સર્વ સંઘાતની પછી જે આત્માદેવ છે તે આત્માદેવ પુત્ર કરતાં પણ અત્યંત પ્રિય છે, ધન કરતાં પણ અત્યંત પ્રિય છે, તથા અન્ય સર્વ પદાર્થો કરતાં પણ અત્યંત પ્રિય છે, અને એવો નિષ્કામ જ્ઞાની ભક્ત અત્યંત દુર્લભ છે તથા મારા (પરમેશ્વરના) આત્મારૂપ છે તેથી જ્ઞાની પુરુષ મને (પરમેશ્વરને) અત્યંત પ્રિય છે. ૧૭

**અવતરણિકાઃ**–"હે ભગવન્! स च मम प्रियः એ આપના વચનથી એમ જાણવામાં આવે છે કે, એક જ્ઞાની ભક્ત જ આપને પ્રિય છે, બીજા આર્ત્ત–જિજ્ઞાસુ–અર્થાર્થી એ ત્રણે ભક્તો આપને પ્રિય નથી." એવી અર્જુનને શંકા થતાં "આર્ત્તાદિ ભક્ત પણ મને પ્રિય જ છે, પરંતુ તે આર્ત્તાદિ ભક્ત મને અત્યંત પ્રિય નથી અને જ્ઞાનવાન્ ભક્ત તો મારા આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે." એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન કહે છેઃ—

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ–આ આર્તાદિ જે ત્રણ છે તે ઉત્કૃષ્ટરૂપ છે, પણ બ્રહ્મજ્ઞાની તો મારા આત્મારૂપ જ મારો આ પ્રકારનો પરમેશ્વરનો નિશ્ચય છે. માટે બ્રહ્મજ્ઞાની મારેવિશે–પરમેશ્વરવિશે સમાહિત ચિત્તવાળો થઈ, સર્વથી ઉત્કૃષ્ટ પરમ ફળરૂપ એવો મારો પરમેશ્વરનો જ અંગીકાર કરે છે. ૧૮

ટીકાઃ–હે અર્જુન! આર્ત્ત–જિજ્ઞાસુ–અર્થાર્થી એ ત્રણે મારા ભક્તો યદ્યપિ સકામ છે, તથાપિ મારી ભક્તિથી રહિત પ્રાણીઓ કરતાં તે ત્રણે ભક્તો ઉત્કૃષ્ટ છે. કારણ કે પૂર્વ જન્મોવિષે પુરુષોએ અનેક સુકૃતો કરેલાં છે, કે જેવડે આ જન્મવિષે તેમને મારી ભક્તિ પ્રાપ્ત થઈ છે. પૂર્વનાં સુકૃતો વિના મારી ભક્તિ પ્રાપ્ત થતી નથી. જો કદાચિત્ તેમના પૂર્વના જન્મોનાં અનેક સુકૃતો ન હોય તો તે પુરુષો મને (પરમેશ્વરને) કદાચિત્ પણ ભજે નહિ, જેવી રીતે આ લોકમાં મારાથી (પરમેશ્વરથી) બહિર્મુખ થયેલા કેટલાક આર્ત્ત તથા જિજ્ઞાસુ–અર્થાર્થી અન્ય ક્ષુદ્ર દેવતાઓનું જ ભજન કરતા જોવામાં આવે છે. તેથી આ જન્મમાં મારા (પરમેશ્વરના) ભજનથી પુરુષોના પૂર્વનાં જન્મોનાં સુકૃતોનું અનુમાન કરવામાં આવે છે. એવા પૂર્વજન્મોના પુણ્ય-

કર્મોના પ્રભાવથી મારૂં (પરમેશ્વરનું) ભજન કરનારા જે આર્ત્ત-જિજ્ઞાસુ-અર્થાર્થી પુરુષો છે, તે ત્રણે પણ મને પ્રિય જ છે. કોઇ પણ મારો ભક્ત જ્ઞાનવાન્ અથવા અજ્ઞાની મને અપ્રિય નથી. પરંતુ જે પુરુષની જે પ્રકારની મારા (પરમેશ્વર)વિષે પ્રીતિ છે, તે પુરુષવિષે તે પ્રકારની જ મારી (પરમેશ્વરની પણ પ્રીતિ થાય છે. એ વાત સર્વ લોક વિષે સ્વભાવસિદ્ધ જ છે. આર્ત્ત-જિજ્ઞાસુ-અર્થાર્થી એ ત્રણે સકામ ભક્તોને કેવળ હું(પરમેશ્વર) જ પ્રિય નથી, કિન્તુ કામનાના વિષય પદાર્થો પણ પ્રિય હોય છે તથા હું (પરમેશ્વર) પણ પ્રિય હોઉં છું, અને જ્ઞાનવાન્ પુરુષને તો મારા (પરમેશ્વર) વિના બીજો કોઇ પણ પદાર્થ પ્રિય હોતો નથી, કિન્તુ જ્ઞાનવાન્ પુરુષને એક હું-પરમેશ્વર જ નિરતિશય પ્રીતિનો વિષય છું. આ કારણથી નિષ્કામ જ્ઞાની ભક્ત મને (પરમેશ્વરને) નિરતિશય પ્રીતિનો વિષય છે. જો કદાચિત્ હું (પરમેશ્વર) જ્ઞાનવાન્ ભક્તવિષે નિરતિશય પ્રીતિ ન કરું, તો મારા (પરમેશ્વર)વિષે કૃતજ્ઞતા સિદ્ધ થતી નથી તથા કૃતઘ્નતા પ્રાપ્ત થાય. તેથી પોતાનાવિષે કૃતજ્ઞતાની સિદ્ધિ વાસ્તે તથા કૃતઘ્નતાની નિવૃત્તિ કરવાવાસ્તે હું (પરમેશ્વર) પણ જ્ઞાની ભક્ત-વિષે નિરતિશય પ્રીતિ કરું છું. આ કારણથી જ પૂર્વ શ્લોકવિષે અત્યર્થ એ વિશેષણ કહેલું છે.

જેમ यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति એ શ્રુતિમાં વિદ્યા શ્રદ્ધાદિકો-વડે કરેલા કર્મને વીર્યવત્તર કહેલ છે. અહીં वीर्यवत्तरं એ વચનના અંતમાં રહેલો જે तर પ્રત્યય છે, તેનો અતિશયતારૂપ અર્થ વિવક્ષિત છે. તેવડે એ અર્થ સિદ્ધ થાય છે કે, વિદ્યાદિકોવડે કરેલું કર્મ અતિશય વીર્યવાળું હોય છે અને વિદ્યાદિકો વિના કરેલું કર્મ પણ વીર્યવાળું હોય છે; તેમ જ્ઞાનવાન્ ભક્તને હું (પરમેશ્વર) અત્યંત પ્રિય છું.

अत्यर्थं प्रियः એ ભગવાનના વચનમાં રહેલો જે अत्यर्थं શબ્દ છે, તેનો અતિશયતારૂપ અર્થ વિવક્ષિત છે. તેવડે એ અર્થ સિદ્ધ થાય છે કે, જ્ઞાનવાન્ પુરુષ મને (પરમેશ્વરને) અતિ-શય પ્રિય છે અને જ્ઞાનથી રહિત આર્ત્તાદિ ભક્ત પણ મને (પરમેશ્વરને) પ્રિય તો છે જ. આ અભિપ્રાયે કરીને શ્રીભગવાને જ્ઞાનવાન્‌વિષે अत्यर्थं એવું વિશેષણ કહેલું છે તથા એ અર્થને શ્રીભગવાને પોતે જ ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् એ વચનવડે કથન કરેલ છે. આ કારણથી મને (પરમેશ્વરને) પોતાના આત્મારૂપ જાણનાર જ્ઞાનવાન્ ભક્ત મારા (પરમેશ્વરના) આત્મારૂપ જ છે. જ્ઞાનવાન્ ભક્ત હું પરમેશ્વરથી ભિન્ન નથી. શ્રુતિ કહે છે કે-ब्रह्म वेद ब्रह्मैव भवति અર્થાત્ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે પોતાના આત્માથી અભેદરૂપે કરીને બ્રહ્મને જાણનારો બ્રહ્મવેત્તા જ્ઞાની પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે. આ પ્રકારનો મારો (પરમેશ્વરનો) નિશ્ચય છે. અહીં ज्ञानी तु એ વચનમાં રહેલો જે तु શબ્દ સકામ તથા ભેદદર્શી આર્ત્તાદિ ત્રણ ભક્તોની અપેક્ષાએ કરીને જ્ઞાનવાન્ ભક્તવિષે નિષ્કામતારૂપ તથા અભેદ દર્શિત્વરૂપ વિશેષતાનું બોધન કરવાવાસ્તે છે.

હવે જ્ઞાનીની આત્મરૂપતાવિષે શ્રીભગવાન્ હેતુ કહે છે. स हि युक्तात्मा इति હે અર્જુન! જ્ઞાનવાન્ ભક્ત, યુક્તાત્મા થઇને અર્થાત્ "હું જ ભગવાન્ વાસુદેવ છું" એ પ્રકારના અભેદરૂપે કરીને મારા (પરમેશ્વરવિષે) સર્વદા સમાહિત ચિત્તવાળો થઇને, મને-આનંદઘન પરમે-શ્વરને જ સર્વ કરતાં ઉત્કૃષ્ટ પરમ ફળરૂપે કરીને અંગીકાર કરે છે. હું પરમાત્મા દેવથી ભિન્ન બીજા કોઈ ફળને જ્ઞાનવાન્ પુરુષ માનતો નથી, તેથી બ્રહ્મજ્ઞાની પુરુષ મારા પરમેશ્વરના આત્મારૂપ જ છે. (૧૮)

અવતરણિકાઃ-હે અર્જુન! જ્ઞાનવાન્ પુરુષ મને (પરમેશ્વરને) જ પરમ ફળરૂપ માને છે, તે કારણથી જ્ઞાનવાન્ મને (પરમેશ્વરને) અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે, તથા જ્ઞાનવાન્ પુરુષ જ અત્યંત દુર્લભ છે. આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ-

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

શ્લોકાર્થઃ-જે જ્ઞાનવાન્ પુરુષ ઘણા જન્મના અંત વિષે 'આ સર્વ જગત્ વાસુદેવ-રૂપ છે,' આ રીતના જ્ઞાનવાળો થઇ, મને (પરમેશ્વરને) અભેદરૂપે કરી ભજે છે, તે મહાત્મા અત્યંત દુર્લભ છે. ૧૯

ટીકાઃ-હે અર્જુન ! કિંચિત્ કિંચિત્ પુણ્યના સંપાદનના હેતુરૂપ જે પૂર્વે વ્યતીત થયલા ઘણા જન્મો છે, તે ઘણા જન્મોના અંતમાં અર્થાત્ સર્વ સુકૃતોના ફળભૂત અંત્ય જન્મમાં જ્ઞાનવાન્ પુરુષ "આ સર્વ જગત્ વાસુદેવરૂપ છે" એ પ્રકારના જ્ઞાનવાળો થઇને નિરુપાધિક પ્રીતિના વિષયરૂપ મને(પરમેશ્વરને) જ સર્વદા સંપૂર્ણ પ્રેમના વિષયરૂપે કરી ભજે છે. કારણ કે "હું તથા આ સર્વ જગત્ પરમેશ્વર વાસુદેવરૂપ જ છે" એ પ્રકારની દૃષ્ટિવડે જ્ઞાનવાન્ પુરુ-ષના સર્વ પ્રેમોનું મારા (પરમેશ્વર)વિષે જ પરિઅવસાન થાય છે. આ કારણથી જ્ઞાનપૂર્વક મારી ભક્તિ કરનારો વિદ્વાન્ પુરુષ મહાત્મા છે અર્થાત્ અત્યંત શુદ્ધ અંતઃકરણવાળો હોવાથી જીવ-ન્મુક્ત પુરુષ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે. જીવન્મુક્ત વિદ્વાનની સમાન બીજો કોઇ નથી. જ્યારે જીવન્મુક્ત પુરુષની સમાન પણ કોઈ થયો નથી, ત્યારે જીવન્મુક્ત પુરુષથી અધિક ક્યાંથી થાય ? આ કારણથી જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષ સુદુર્લભ છે અર્થાત્ વિદ્વાન્ પુરુષ અનેક સહસ્ર મનુષ્યોવિષે દુઃખવડે પણ પ્રાપ્ત થવાને અશક્ય છે. એવા વિદ્વાન્ પુરુષની દુર્લભતા मनुष्याणां सहस्रेषु એ વચનમાં શ્રીભગવાને સ્પષ્ટ રીતે કહી છે. તેથી જીવન્મુક્ત પુરુષ મને (પરમેશ્વરને) નિરતિશય પ્રીતિનો વિષય છેઃ એ પૂર્વોક્ત અર્થ યુક્ત જ છે. (૧૯)

અવતરણિકાઃ—तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते એ વચનવડે શ્રીભગવાને આર્ત્તાદિની અપેક્ષાએ કરીને જ્ઞાનવાન્ ભક્તની ઉત્કૃષ્ટતાની પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞા આટલે સુધી સિદ્ધ કરી અને સકામત્વ તથા ભેદદર્શિત્વ એ બન્ને સમાન હોવા છતાં પણ બીજા દેવતાઓના ભક્તોની અપેક્ષાએ કરીને મારા (પરમેશ્વરના) આર્ત્તાદિ ત્રણે ભક્તો ઉત્કૃષ્ટ છે, આ પ્રકારની જે પ્રતિજ્ઞા શ્રીભગવાને उदाराः सर्व एवैते એ વચનવડે પૂર્વે કહી હતી. હવે આ સાતમા અધ્યાયની સમાપ્તિ પર્યંત શ્રીભગવાન્ તે પ્રતિજ્ઞાની સિદ્ધિ કરે છે. અહીં પરમકૃપાળુ શ્રીભગવાનનો એ અભિપ્રાય છે કે, મારા આર્ત્તાદિ ત્રણ ભક્તોવિષે તથા અન્ય દેવતાઓના આર્ત્તાદિ ભક્તોવિષે યદ્યપિ આયાસ, સકામત્વ તથા ભેદદર્શિત્વ ઇત્યાદિ ધર્મ સમાન જ છે, તથાપિ મારા (પરમેશ્વરના) ભક્ત તો ભૂમિકાઓના ક્રમે કરીને સર્વથી ઉત્કૃષ્ટ મોક્ષરૂપ ફળને જ પ્રાપ્ત થાય છે અને ક્ષુદ્ર દેવતાના ભક્ત તો પુનઃ પુનઃ જન્મ-મરણની પ્રાપ્તિરૂપ ક્ષુદ્ર ફળને જ પ્રાપ્ત થાય છે; તેથી સર્વ આર્ત્ત ભક્ત, જિજ્ઞાસુ ભક્ત, તથા અર્થાર્થી ભક્ત મારા (પરમેશ્વરના) શરણાગતને પ્રાપ્ત થઇને વિનાઆયાસે જ સર્વ કરતાં ઉત્કૃષ્ટ મોક્ષરૂપ ફળને પ્રાપ્ત થાય છે. મોક્ષરૂપ પરમ પુરુ-ષાર્થરૂપ ફળની પ્રાપ્તિ કરનારાં મારાં (પરમેશ્વરનાં) ભજનની ઉપેક્ષા કરીને ક્ષુદ્ર ફળની પ્રાપ્તિ કર-નારા ક્ષુદ્ર દેવતાઓના ભજનવિષે જે લોકોની પ્રવૃત્તિ થાય છે, તે પ્રવૃત્તિવિષે પૂર્વના સંસ્કા-રરૂપ વાસનાવિશેષ અસાધારણ કારણ છે; એ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ-

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥

શ્લોકાર્થઃ—અનેક પ્રકારની કામનાઓને લીધે મારાથી (પરમેશ્વરથી) જેનું અંતઃકરણ વિમુખ થયું છે તેવો પુરુષ પોતાની પૂર્વ વાસનારૂપ પ્રકૃતિને વશ થયલો છતો તે તે નિયમનો આશ્રય કરી અન્ય દેવતાઓને ભજે છે. ૨૦

ટીકાઃ—હે અર્જુન ! મારણ, મોહન, ઉચ્ચાટન, સ્તંભન, આકર્ષણ, વશીકરણ, ઇત્યાદિને વિષયો કરનારા જે અભિલાષારૂપ કામો છે, જે કામોના મારણ–મોહનાદિ વિષયો ભગવતની સેવાવડે પ્રાપ્ત થવાને લોકો અશક્ય માને છે, એવા ક્ષુદ્ર અભિલાષારૂપ જે કામો છે, તે કામોવડે જેમનું જ્ઞાન એટલે કે જેમનું અંતઃકરણ અપહૃત થયું છે એટલે કે ભગવાન્ વાસુદેવથી વિમુખ કરીને મારણાદિ ફળના દાતારૂપ માનેલા ક્ષુદ્ર દેવતાઓને અભિમુખ કરેલું છે એવા મારાથી (પરમેશ્વરથી) બહિર્મુખ પુરુષ, મારાથી (પરમેશ્વરથી) અન્ય ક્ષુદ્રદેવતાઓને, તે તે દેવતાના આરાધનવિષે પ્રસિદ્ધ જે જપ–ઉપવાસ–પ્રદક્ષિણા–નમસ્કાર ઇત્યાદિ નિયમો છે તે તે નિયમોનો આશ્રય કરીને, મારણ–મોહનાદિ ક્ષુદ્ર ફળની પ્રાપ્તિની ઇચ્છાએ કરીને ભજે છે. તે ક્ષુદ્ર દેવતાઓમાં પણ કોઇક પુરુષ તો પૂર્વ અભ્યાસજન્ય પોતાની અસાધારણ વાસનાને વશ થઇને કોઇ અમુક દેવતાને જ ભજે છે. (૨૦)

અવતરણિકાઃ—"હે ભગવાન્ ! જે પુરુષો અન્ય ક્ષુદ્ર દેવતાઓનું ભજન કરે છે, તે પુરુષોને પણ દેવતાના પ્રસાદથી સર્વના ઇશ્વરરૂપ ભગવાન્ વાસુદેવ વિષે અવશ્ય ભક્તિ થશે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयाऽर्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! જે સકામ પુરુષ ભક્તિયુક્ત થઇ જે દેવતામૂર્તિનું શ્રદ્ધાવડે અર્ચન કરવા પ્રવૃત્ત થાય છે તે પુરુષની ભક્તિ હું–અંતર્યામી તે દેવતામૂર્તિપ્રતિ સ્થિર કરૂં છું. ૨૧

ટીકાઃ—હે અર્જુન ! અન્ય દેવતાઓનું ભજન કરનારા પુરુષોમાં જે સકામ પુરુષ ભક્તિવડે યુક્ત થઇને જે દેવતામૂર્તિને પૂર્વના જન્મની વાસનાઓના બળથી પ્રાદુર્ભૂત થયેલી શ્રદ્ધાવડે અર્ચન કરવા વાસ્તે પ્રવૃત્ત થાય છે, તે સકામ પુરુષની તે દેવતામૂર્તિવિષે જ પૂર્વ વાસનાઓની વશતાથી પ્રાપ્ત થયેલી ભક્તિરૂપ શ્રદ્ધાને હું–અંતર્યામી સ્થિર કરૂં છું. તે પુરુષની શ્રદ્ધા દેવતામાંથી હઠાવીને હું તેની શ્રદ્ધાને મારા–પોતાવિષે કરાવતો નથી.

કોઇ ટીકામાં તાં શબ્દવડે શ્રદ્ધાનો જ અર્થ ગ્રહણ કર્યો છે, પરંતુ આ વ્યાખ્યાનમાં પૂર્વે કહેલા યાં યાં એ દેવતાવાચક यत् શબ્દનો અન્વય થશે નહિ, અથવા तत् શબ્દના અધ્યાહારવડે यत् શબ્દનો અન્વય થશે. કારણ કે यत् શબ્દને तत् શબ્દની આકાંક્ષા અવશ્ય હોય છે. તેથી અહીં તાં શબ્દની આગળ प्रति શબ્દનો અધ્યાહાર કરીને તા શબ્દવડે પૂર્વના યાં યાં એ यत् શબ્દયુક્ત દેવતાનો પરામર્શ કર્યો છે. (૨૧)

અને વળી–

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२ ॥**

શ્લોકાર્થઃ—તે સકામ પુરુષ શ્રદ્ધાવડે યુક્ત થયલો છતો દેવતામૂર્તિનું પૂજન કરે છે તથા દેવતામૂર્તિથી મેં–પરમેશ્વરે રચેલ પૂર્વ સંકલ્પિત કામોને અવશ્ય પ્રાપ્ત થાય છે. ૨૨

ટીકા:—હે અર્જુન ! મારણ–મોહનાદિ અર્થોની પ્રાપ્તિની ઈચ્છા કરનાર સકામ પુરુષ, મારા (પરમેશ્વર દેવતા) વિષે સ્થિર કરેલી શ્રદ્ધાવડે યુક્ત થઈને, દેવતામૂર્તિનું જ પૂજન કરે છે, દેવતામૂર્તિ સિવાય મારૂં (પરમેશ્વરનું) પૂજન કરતો નથી. પૂજનવડે તે સકામ પુરુષ દેવતા-મૂર્તિથી જ પૂર્વે સંકલ્પ કરેલા મારણ–મોહનાદિ કામ્યમાન પદાર્થોને પ્રાપ્ત થાય છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્ ! જ્યારે અન્ય દેવતાઓ પણ પોતપોતાના ભક્તજનોની પ્રત્યે તે તે કર્મનાં ફળ દેવામાં સ્વતંત્ર જ થયા, ત્યારે આપ પરમેશ્વરવિષે સર્વ કર્મોનાં ફળનું દાતાપણું સિદ્ધ થશે નહિ."

શ્રીભગવાને કરેલું સમાધાન:—मयैव विहितान् इति ॥ હે અર્જુન ! સર્વ જીવોનાં પુણ્ય–પાપ કર્મોને જાણનારો, સર્વ કર્મોનાં ફળનો પ્રદાતા તથા સર્વ દેવતાઓનો અંતર્યામી એવો જે હું (પરમેશ્વર) છું, તે મેં (પરમેશ્વરે) જ કર્મના ફળવિપાક સમયવિષે મારણ–મોહનાદિ અર્થોને જ ઉત્પન્ન કર્યા છે. મારા (પરમેશ્વર) વિના દેવતાઓ તે તે અર્થોને ઉત્પન્ન કરવા સમર્થ નથી. એવા મેં (અંતર્યામી પરમેશ્વરે) ઉત્પન્ન કરેલા મારણ–મોહનાદિ અર્થોને જ સકામ પુરુષો દેવતાઓથી પ્રાપ્ત થાય છે. તેથી હું–અંતર્યામી પરમેશ્વર જ સાક્ષાત્ અથવા કોઈ અન્યદ્વારા સર્વ કર્મોના ફળનો પ્રદાતા છું. એટલા કથનવડે શ્રીભગવાને સર્વ દેવતાઓવિષે પોતાની આજ્ઞાનું વશવર્તીપણું બોધિત કર્યું અથવા મૂળ શ્લોકવિષે હિતાન્ એ એક જ પદ જાણવું અર્થાત્ વાસ્તવિક રીતે અહિતરૂપ હોવા છતાં પણ મારણ–મોહનાદિ અર્થ સકામ પુરુષોને હિતરૂપ પ્રતીત થાય છે. (૨૨)

અવતરણિકા:—યદ્યપિ સર્વે દેવતાઓ સર્વાત્મરૂપ મારી (પરમેશ્વરની) જ મૂર્તિ છે, તેથી દેવતાઓનું આરાધન પણ વાસ્તવિક રીતે મારૂં (પરમેશ્વરનું) જ આરાધન છે, તથા સર્વત્ર ફળપ્રદાતા પણ હું–અંતર્યામી ઈશ્વર જ છું, તથાપિ સાક્ષાત્ મારા (પરમેશ્વરના) ભક્તોને તથા અન્ય દેવતાઓના ભક્તોને જે વિષમ ફલની પ્રાપ્તિ થાય છે, તે વસ્તુના વિવેકવડે તથા વસ્તુના અવિવેકવડે જ થાય છે. મારા (પરમેશ્વરના) ભક્તોવિષે વસ્તુનો વિવેક રહે છે, અને અન્ય દેવતાઓના ભક્તોવિષે વસ્તુનો અવિવેક રહે છે. આ કારણથી જ તેમને વિષમ ફળની પ્રાપ્તિ થાય છે. આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:-

> अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
> देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥

શ્લોકાર્થ:-અલ્પબુદ્ધિવાળા પુરુષનું ફળ નાશવાન્ હોય છે, જેથી, દેવતાઓનું આરાધન કરનારો પુરુષ દેવતાઓને જ પ્રાપ્ત થાય છે તથા મારો (અર્થાત્ પરમેશ્વરનો) ભક્ત તો મને–(પરમેશ્વરને) જ પ્રાપ્ત થાય છે. ૨૩

ટીકા:-હે અર્જુન ! જેમની બુદ્ધિરૂપ મેધા અલ્પ છે અર્થાત્ મંદતાવડે યથાર્થ વસ્તુનો વિવેક કરવાવિષે જેમની બુદ્ધિરૂપ મેધા અસમર્થ છે, તેઓ અલ્પમેધસ્ કહેવાય છે, એવા જે દેવતાઓના ભક્તો છે, તે અન્ય દેવતાઓના ભક્તોને યદ્યપિ મેં (અંતર્યામી પરમેશ્વરે) જ દેવતાનાં આરાધનજન્ય ફળો પ્રાપ્ત કરાવ્યાં છે, તથાપિ તેમનાં ફળો નાશવાન્ હોય છે, અર્થાત્ પરમાર્થ વસ્તુનો વિવેક કરનારા મારા (પરમેશ્વરના) ભક્તોનાં મોક્ષરૂપ ફળ જેમ નાશથી રહિત હોય છે, તેમ અન્ય દેવતાઓના ભક્તોનું મારણ–મોહનાદિરૂપ ફળો નાશથી રહિત હોતું નથી, કિંતુ તે ફળ નાશવાન્ હોય છે. પરમાર્થ વસ્તુના વિવેકથી રહિત પુરુષોને કર્મોથી નાશવાન્

ફળની પ્રાપ્તિ થાય છેઃ એ વાત શ્રુતિમાં પણ કહેલી છે–यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिँल्लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यंतवदेवास्य तद्भवति ॥ અર્થાત્–હે ગાર્ગી ! જે પુરુષ અક્ષર પરમાત્માદેવને ન જાણીને આ લોકવિષે હોમ કરે છે, યજ્ઞ કરે છે તથા અનેક સહસ્ર વર્ષ પર્યંત તપ કરે છે, તે સર્વ કર્મ પુરુષને નાશવાન્ ફળની જ પ્રાપ્તિ કરે છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! અન્ય દેવતાઓના ભક્તોને તો નાશવાન્ ફળની પ્રાપ્તિ થાય છે અને તમારા ભક્તોને અવિનાશી ફળની પ્રાપ્તિ થાય છે, એનું શું કારણ છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–देवान्देवयजः इति ॥ હે અર્જુન ! મારા (પરમેશ્વર) સિવાયના બીજા ઇંદ્રાદિ દેવતાઓનું આરાધન કરનારા સકામ પુરુષો નાશવાન્ ઇંદ્રાદિ દેવતાઓને જ પ્રાપ્ત થાય છે, પણ મને (પરમેશ્વરને) તે પુરુષો પ્રાપ્ત થતા નથી. એ જ પ્રમાણે યક્ષ–રાક્ષસોના ભક્તો યક્ષ–રાક્ષસોનેજ પ્રાપ્ત થાય છે તથા ભૂત–પ્રેતોના ભક્તો ભૂત–પ્રેતોને જ પ્રાપ્ત થાય છે. ઇંદ્રાદિ દેવતા તથા તેમના ભક્તો બન્ને સાત્ત્વિક છે, અને યક્ષ–રાક્ષસો તથા તેમના ભક્તો બન્ને રાજસ છે, અને ભૂત–પ્રેત તથા તેમના ભક્તો એ બન્ને તામસ છે. જે પુરુષ જેનું આરાધન કરે છે, તે પુરુષ તેને જ પ્રાપ્ત થાય છે, એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ–कर्मणा पितृलोको विद्यया देवलोकः। देवो भूत्वा देवानप्येति ॥ અર્થાત્–પિતૃસંબંધી કર્મોવડે પુરુષને પિતૃલોક પ્રાપ્ત થાય છે અને દેવતાઓની ઉપાસનાવડે પુરુષને દેવલોક પ્રાપ્ત થાય છે. તે તે દેવતાનું આરાધન કરનારો પુરુષ તે તે દેવતાભાવને પ્રાપ્ત થઈને તે તે દેવતાના લોકને પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ શ્રુતિવચનો તે તે દેવતાનું આરાધન કરનારા પુરુષને તે તે દેવતાની પ્રાપ્તિનું કથન કરે છે. જે આર્ત્તાદિ ત્રણ ભક્તો સાક્ષાત્ મારૂં (પરમેશ્વરનું) જ આરાધન કરે છે, તે ત્રણે ભક્તો મને (પરમેશ્વરને) જ પ્રાપ્ત થાય છે.

અહીં मामपि માં રહેલો જે अपि શબ્દ છે. તે अपि શબ્દવડે શ્રીભગવાને એ અર્થ સૂચવ્યો છે કે, મારા આર્ત્તાદિ ત્રણ સકામ ભક્તો પ્રથમ તો મારા (પરમેશ્વરના) પ્રસાદથી મનવાંછિત પદાર્થોને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી મારી (પરમેશ્વરની) ઉપાસનાના પરિપાકથી મને (અનંત આનંદઘન પરમેશ્વરને) પ્રાપ્ત થાય છે, તેથી એ અર્થ સિદ્ધ થયો કે મારા (પરમેશ્વરના) આર્ત્તાદિ ત્રણ ભક્તોવિષે તથા અન્ય દેવતાઓના આર્ત્તાદિ ભક્તોવિષે સકામતા સમાન હોવા છતાં પણ નિત્ય ફળની પ્રાપ્તિવડે તથા અનિત્ય ફળની પ્રાપ્તિવડે બન્નેનો મહાન્ ભેદ છે. તેથી उदाराः सर्व एवैते એ પૂર્વોક્ત ભગવાનનું વચન યુક્ત છે. યદ્યપિ પરમેશ્વરના આર્ત્તાદિ ત્રણ સકામ ભક્તોને પોતપોતાની કામનાને અનુસારે જે દુઃખની નિવૃત્તિ તથા વાંછિત અર્થોની પ્રાપ્તિ ઇત્યાદિ સાંસારિક ફળ પ્રાપ્ત થાય છે, તે સાંસારિક ફળ અનિત્ય છે; તથાપિ પરમેશ્વરના આરાધનનું પરમ ફળ જે મોક્ષ છે તે નિત્ય છે. મોક્ષરૂપ ફળના હેતુએ કરીને પરમેશ્વરના ભક્તોને નિત્ય ફળની પ્રાપ્તિ કહી છે.

અહીં કોઈ ટીકા વિષે अल्पमेधसा એ વચનનો એ અર્થ કહ્યો છે કે–अल्पा मेधा येषां–અર્થાત્–શ્રુતિએ 'અલ્પ' શબ્દવડે કથન કરેલો જે આ દ્વૈત પ્રપંચ છે, તે અલ્પ દ્વૈત વિષે જેમની બુદ્ધિરૂપ મેધા છે, તેઓ અલ્પમેધસ કહેવાય છે, અર્થાત્ બાહ્ય અર્થોની અભિલાષા કરનારા પુરુષો અલ્પમેધસ્ છે. શ્રુતિ કહે છે કે–अथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोति अन्यन्मनुतेऽन्यद्विजानाति तदल्पं અર્થાત્–જે દ્વૈતભાવ વિષે પુરુષ અન્ય વસ્તુને દેખે છે તથા અન્ય વસ્તુનું શ્રવણ કરે છે તથા અન્ય વસ્તુનું મનન કરે છે તથા અન્ય વસ્તુને જાણે છે તે સર્વ દ્વૈત પ્રપંચ અલ્પ છે. (૨૩)

અવતરણિકાઃ–"હે ભગવન્ ! સાક્ષાત્ ભગવાનનું ભજન જો કદાચિત્ નાશથી રહિત ઉત્તમ ફળની પ્રાપ્તિ કરતું હોય, તો આ લોકમાં વિશેષે કરીને મનુષ્ય ભગવાનથી વિમુખ શા

કારણથી થાય છે?" એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ ઘણા મનુષ્યોની ભગવત્ વિમુખતા વિષે કારણ કહે છે:-

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

શ્લોકાર્થ:-વિવેકથી શૂન્ય પુરુષ મારા (પરમેશ્વરના) સર્વના કારણરૂપ તથા નિત્ય એવા સોપાધિક સ્વરૂપને તથા સર્વથી ઉત્કૃષ્ટ નિરુપાધિક સ્વરૂપને જાણતો નથી તથા અવ્યક્ત એવા મને-પરમેશ્વરને વ્યક્તિને પ્રાપ્તિ થયલો માને છે, માટે અવિવેકી પુરુષ મારાથી (પરમેશ્વરથી) વિમુખ રહે છે. ૨૪

ટીકા:-હે અર્જુન! વિવેકથી રહિત પુરુષ અવ્યક્તરૂપ મને (પરમેશ્વરને) વ્યક્તિભાવને પ્રાપ્ત થયેલો માને છે, અર્થાત્ આ દેહ ગ્રહણની પૂર્વે કાર્ય કરવાની અસામર્થ્યતારૂપ રહેલા મને (પરમેશ્વરને) અત્યારે આ સમયે વસુદેવના ગૃહ વિષે લૌકિક શરીરવડે કાર્ય કરવાના સામર્થ્યને પ્રાપ્ત થયેલો કોઈ જીવ વિશેષ જ માને છે. અથવા अव्यक्तं એટલે સર્વના કારણરૂપ મને (પરમેશ્વરને) व्यक्तिमापन्नं એટલે મત્સ્ય કૂર્માદિ અવતારરૂપે કરીને કાર્યભાવને પ્રાપ્ત થયેલો માને છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! મનુષ્યો તમારા સ્વરૂપનો વિવેક શા કારણથી કરતા નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-अबुद्धयः इति-હે અર્જુન! પુરુષો મારા સ્વરૂપનો વિવેક કરનારી બુદ્ધિથી રહિત છે, તે કારણથી તે પુરુષો અવ્યક્તરૂપ મને (પરમેશ્વરને) વ્યક્તિભાવને પ્રાપ્ત થયેલો માને છે. અવ્યક્તરૂપ પરમેશ્વરને વ્યક્તિભાવની પ્રાપ્તિ માનવા વિષે કહેલો જે अबुद्धयः હેતુ છે, તે હેતુને હવે સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છે. परं भावमजानन्त इति હે અર્જુન! મારો (પરમેશ્વરનો) જે પર અવ્યય ભાવ છે અર્થાત્ મારું (પરમેશ્વરનું) જે સર્વ જગતના કારણરૂપ તથા નિત્ય સોપાધિક સ્વરૂપ છે, તે મારા સોપાધિક સ્વરૂપને તે પુરુષો જાણતા નથી તથા મારો(પરમેશ્વરનો) જે અનુત્તમ ભાવ છે અર્થાત્ पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ઇત્યાદિ શ્રુતિઓએ કથન કરેલું જે સર્વથી ઉત્કૃષ્ટ, અતિશયતાથી રહિત, અદ્વિતીય પરમાનંદઘન તથા દેશ કાલ વસ્તુ પરિચ્છેદથી રહિત મારું (પરમેશ્વરનું) નિરુપાધિક સ્વરૂપ છે, તે મારા નિરુપાધિક સ્વરૂપને પણ તે પુરુષો જાણતા નથી. આ કારણથી વિવેકહીન પુરુષો અન્ય જીવોની પેઠે લીલારૂપી મારાં કાર્યને જોઇને મને પણ કોઈ જીવવિશેષ માને છે, પણ મને ઇશ્વરરૂપ માનતા નથી. આ કારણથી અવિવેકી પુરુષો મારો (પરમેશ્વરનો) પરિત્યાગ કરીને પ્રસિદ્ધ ઇંદ્રાદિ દેવતાઓનું જ આરાધન કરે છે. આ રીતે અન્ય દેવતાઓના આરાધનથી તે પુરુષો નાશવાન્ ફળને જ પ્રાપ્ત થાય છે. આજ વાત શ્રીભગવાન્ अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् એ વચનવડે આગળ પણ કહેશે. (૨૪)

અવતરણિકા:-"હે ભગવન્! આપ કેવા છો? આપના જન્મકાળે પણ સર્વ યોગીપુરુષોવડે ધ્યાન કરવા યોગ્ય તથા શ્રીવૈકુંઠવિષે રહેલાં એવાં દિવ્ય ઈશ્વર સંબંધી સ્વરૂપને આપ આવિર્ભાવ કરતા રહો છો. અત્યારે વર્તમાનકાળે પણ શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાલા, મુકુટ, કુંડલ ઇત્યાદિ દિવ્ય અલંકારોવડે આપ યુક્ત છો; શંખ-ચક્ર-ગદા-પદ્મ એ ચારેને ધારણ કરનારી ચાર ભુજાઓવડે યુક્ત છો; શ્રી ગરુડ આપનું વાહન છે; સર્વ સુરલોકોવડે સંપાદિત રાજ-રાજેશ્વર અભિષેકઆદિ મહાવૈભવવડે આપ યુક્ત છો; સર્વ સુર-અસુરોનો જય કરનારા છો; નાના

પ્રકારના દિવ્ય લીલાવિલાસો કરનારા છો; રામાદિ સર્વ અવતારોવિષે શિરોમણિ છો; સાક્ષાત્ વૈકુંઠ લોકના અધિપતિ છો; સર્વ લોકોનો ઉદ્ધાર કરવા વાસ્તે આ ભૂમિલોકવિષે અવતારને ધારણ કરનારા છો; બ્રહ્માની સૃષ્ટિવિષે નહિ ઉત્પન્ન કરનારી નિરતિશય સુંદરતાને ધારણ કરનારા છો તથા આપની બાળ લીલાવડે સાક્ષાત્ બ્રહ્માને પણ મોહની પ્રાપ્તિ કરનારા છો. વળી આપ સૂર્યનાં કિરણોની સમાન ઉજ્જ્વલ દિવ્ય પીતાંબરને ધારણ કરનારા છો; ઉપમાથી રહિત શ્યામસુંદર સ્વરૂપને ધારણ કરનારા છો; પારિજાતકને વાસ્તે સાક્ષાત્ ઇંદ્રને પણ પરાજય પમાડનાર છો; બાણયુદ્ધવિષે સાક્ષાત્ મહાદેવને પણ પરાજય પમાડનારા છો તથા સંપૂર્ણ સુરઅસુરોને જિતનારા દૈત્યોના પ્રાણપર્યંત સર્વ પદાર્થોને હરણ કરનારા છો. વળી આપ શ્રીદામાદિ પરમ રંકોની પ્રતિ મહાન્ વૈભવની પ્રાપ્તિ કરનારા છો; એકજ કાળે સોળ હજાર દિવ્યસ્વરૂપોને ધારણ કરનારા છો; અપરિમિત ગુણોવડે યુક્ત છો; મહાન્ મહિમાવાળા છો તથા નારદ–માર્કંડેય ઇત્યાદિ મહાન્ મુનિઓના સમુદાયવડે સ્તુતિ કરવા યોગ્ય છો; ઇત્યાદિ અનેક પ્રકારના દિવ્ય ગુણો આપનાવિષે છે કે જે દિવ્યગુણો કોઇપણ જીવવિષે સંભવતા નથી, કિન્તુ ઇશ્વર વિષે જ તે ગુણો સંભવે છે. એવા આપ પરમેશ્વરવિષે અવિવેકી પુરુષોની મનુષ્યત્વબુદ્ધિ તથા જીવત્વબુદ્ધિ કેવી રીતે થાય છે?" એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવા શ્રીભગવાન્ કહે છેઃ-

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥**

શ્લોકાર્થઃ-હું–પરમેશ્વર સર્વ લોકને પ્રત્યક્ષ થતો નથી, કારણ હું–પરમેશ્વર યોગમાયાથી આવૃત છું. આ કારણથી મૂઢ એવો આ લોક મને–પરમેશ્વરને જન્મથી રહિત તથા મરણથી રહિત જાણતો નથી. ૨૫

ટીકાઃ-હે અર્જુન! હું–પરમેશ્વર સર્વ લોકોને પોતાના સ્વરૂપે કરીને પ્રકટ થતો નથી. કિન્તુ મારા–પરમેશ્વરના જે કોઇ ભક્તો છે તે ભક્તોને જ હું–પરમેશ્વર પોતાના સ્વરૂપે કરીને પ્રકટ થાઉં છું. ૨૫

અર્જુને કરેલી શંકાઃ-"હે ભગવન્! સર્વ લોકોને આપ કેમ પ્રકટ થતા નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-योगमाया समावृतः इति મારી (પરમેશ્વરની) ભક્તિથી રહિત પ્રાણી મને (પરમેશ્વરને) વાસ્તવસ્વરૂપવડે ન જાણે, એ પ્રકારનો જે મારો (પરમેશ્વરનો) સંકલ્પ છે. તેનું નામ યોગ છે. આ યોગને વશવર્તી જે અનાદિ–અનિર્વચનીય અવિદ્યારૂપ માયા છે, તેનું નામ યોગમાયા છે. અર્થાત્ મારા (પરમેશ્વરના) સંકલ્પને અનુસારે વર્તનારી માયાનું નામ યોગમાયા છે. યોગમાયાવડે હું–પરમેશ્વર સમ્યક્ આવૃત થયેલો છું, અર્થાત્ મારા સ્વરૂપવિષયક જ્ઞાનનું કારણ વિદ્યમાન હોવા છતાં યોગમાયાથી જ્ઞાનની વિષયતાને અયોગ્ય થયેલો છું. આ કારણથી સર્વ લોકોને હું–પરમેશ્વર પોતાના વાસ્તવસ્વરૂપે કરી પ્રકટ થતો નથી. તેથી परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् એ વચનવડે જે પૂર્વે પોતાના સોપાધિક સ્વરૂપનું તથા નિરુપાધિક સ્વરૂપનું અજ્ઞાન, લોકોને કહ્યું હતું, તે સ્વરૂપના અજ્ઞાન વિષે મારો (પરમેશ્વરનો) માયાનો પ્રેરક સંકલ્પ જ કારણ છે. આ કારણથી મારી યોગમાયાવડે મૂઢ થયેલા અર્થાત્ આવૃત જ્ઞાનશક્તિવાળા થયેલા પૂર્વોક્ત આર્ત્તાદિ ચાર પ્રકારના ભક્તજનોથી વિલક્ષણ લોક, મારા (પરમેશ્વર) વિષયક જ્ઞાનનું કારણ વિદ્યમાન હોવા

છતાં પણ ઉત્પત્તિ-નાશથી રહિત મને (પરમેશ્વરને) જાણી શકતા નથી, કિન્તુ તે મૂઢ લોક વિપરીત દૃષ્ટિવડે મને (પરમેશ્વરને) કોઈ મનુષ્યવિશેષ જ માને છે. આ કારણથી જ તે વિપરીત દૃષ્ટિવાળા મૂઢ લોક મારો (પરમેશ્વરનો) પરિત્યાગ કરીને અન્ય ઇંદ્રાદિ દેવતાઓને જ ભજે છે. વસ્તુના વિદ્યમાન યથાર્થ સ્વરૂપને આવરણ કરીને વસ્તુના અવિદ્યમાન અયથાર્થ સ્વરૂપને દેખાડવું, એ માયાનો સ્વભાવ લૌકિક ઐન્દ્રજાલિક માયા વિષે પણ પ્રસિદ્ધ છે.

અહીં કોઈ ટીકામાં योगमाया એ વચનનો એ અર્થ કર્યો છે કે-પોતાની આવરણ શક્તિવડે પુરુષને જન્મ-મરણરૂપ દુઃખના પ્રવાહની સાથે જે જોડી દે, તેનું નામ યોગા છે એવી યોગા જે માયા છે તેનું નામ યોગમાયા છે; અને ભગવાન્ ભાષ્યકારોએ તો योगमाया એ વચનનો એ પ્રમાણે અર્થ કર્યો છે કે-સત્ત્વાદિ ત્રણ ગુણોનો જે સંબંધ છે તેનું નામ યોગ છે તથા તે યોગવાળી જે માયા છે તેનું નામ યોગમાયા છે, અને કોઈ ટીકા વિષે તો योगमायासमावृत. એ વચનમાં योग અને मायासमावृतः એ બે વિભાગો કરવામાં આવ્યા છે; તેમાં, જેને વિષે ચિત્તના નિરોધરૂપ યોગ વિદ્યમાન છે તેનું નામ યોગ છે, એ પ્રકારનો योग શબ્દનો અર્થ કરીને योगिन् શબ્દની પેઠે योग શબ્દને અર્જુનનું સંબોધન અંગીકાર કર્યું છે, અર્થાત્ હે योगिन्! માયાવડે આવૃત થયેલો હું-પરમેશ્વર સર્વ લોકોને પ્રકટ થતો નથી. (૨૫)

અવતરણિકાઃ-હે અર્જુન! એ પ્રકારે મને (પરમેશ્વરને) અધીન જે માયા છે, તે સ્વાધીન માયાવડે હું (પરમેશ્વર) સર્વ ભૂતોને મોહની પ્રાપ્તિ કરું છું, તથા હું-પોતે પરમેશ્વર પ્રતિબંધથી રહિત જ્ઞાનશક્તિવાળો છું, તેથી હું (પરમેશ્વર) સર્વ ભૂતોને જાણું છું, અને મને (પરમેશ્વરને) મારી ભક્તિથી રહિત કોઈ પણ પ્રાણી જાણતો નથી; આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**वेदाहं समतीतानि वर्त्तमानानि चार्जुन।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन॥ २६॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! હું-પરમેશ્વર પૂર્વે વ્યતીત થયેલા, હાલનાં વર્તમાન તથા હવે પછી થનારાં સર્વ ભૂતોને જાણું છું. પણ મને-પરમેશ્વરને તો કોઇપણ અભક્ત જાણતો નથી. ૨૬

*ટીકાઃ*—હે અર્જુન! પ્રતિબંધથી રહિત સર્વ વિષયક જ્ઞાનવાળો હું-પરમેશ્વર પોતાની માયાવડે સર્વ લોકોને મોહની પ્રાપ્તિ કરતો હોવા છતાં પણ લાંબા કાળ થયાં નષ્ટ થયેલા તથા હાલમાં વર્તમાન તથા ભવિષ્યમાં થનારા જેટલા ત્રણકાળવર્તી સ્થાવર-જંગમરૂપ ભૂતો છે, તે સર્વેને અપરોક્ષ જાણું છું. આ કારણથી જ "હું સર્વજ્ઞ પરમેશ્વર છું." એ અર્થ વિષે તારે કિંચિત્ માત્ર પણ સંશય કરવો નહિ. એવા સર્વદર્શી મને-પરમેશ્વરને મારી માયાવડે મોહિત થયેલા કોઇ પણ પ્રાણી જાણી શકતા નથી; અર્થાત્ જેમ લોકપ્રસિદ્ધ ઐન્દ્રજાલિક માયાવી પુરુષની માયાવડે મોહિત થયેલા લોક માયાવી પુરુષને જાણી શકતા નથી, કિન્તુ માયાવી પુરુષના અનુગ્રહના પાત્રભૂત જે માયાવી પુરુષના પુત્રાદિ છે તે પુત્રાદિ જ તે માયાવી પુરુષને જાણે છે, તેમ મારા-પરમેશ્વરના અનુગ્રહના પાત્રભૂત જે મારા ભક્તજનો છે તેમનાથી ભિન્ન બીજા સર્વ પ્રાણીઓ મારી યોગમાયાવડે મોહિત થવાથી મને-પરમેશ્વરને જાણી શકતા નથી, કિન્તુ ભક્તજનો જ મારી માયાવડે નહિ મોહિત થવાથી મને-પરમેશ્વરને વાસ્તવિકરૂપે જાણે છે. આ કારણથી મારા-પરમેશ્વરના વાસ્તવ સ્વરૂપના અજ્ઞાનથી ઘણા મનુષ્યો મને-પરમેશ્વરને પણ કોઈ જીવવિશેષ માનીને મારું-પરમેશ્વરનું આરાધન કરતા નથી, કિન્તુ ઇંદ્રાદિ દેવતાઓનું જ આરાધન કરે છે. અહીં मां तु એ વચનમાં રહેલો જે तु શબ્દ છે, તે

તુ શબ્દવડે શ્રીભગવાને અભક્ત પ્રાણીઓ વિષે પરમેશ્વર વિષયક જ્ઞાનનો પ્રતિબંધ સૂચિત કર્યો છે, અર્થાત્ કોઈ પ્રતિબંધની વશતાથી અભક્ત લોક મને-પરમેશ્વરને વાસ્તવિકરૂપે જાણી શકતા નથી. (૨૬)

અવતરણિકાઃ—પરમેશ્વરના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનનો જે પ્રતિબંધ છે, તે પ્રતિબંધવિષે પૂર્વની યોગમાયાને હેતુરૂપે કહી. હવે, પ્રતિબંધવિષે દેહ ઇંદ્રિયરૂપ સંઘાતના અભિમાનની અતિશયતાપૂર્વક ભોગો વિષે અભિનિવેશરૂપ બીજા હેતુને શ્રીભગવાન્ કથન કરે છે:—

## इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
## सर्वभूतानि संमोहं सर्वे यांति परंतप ॥ २७ ॥

શ્લોકાર્થઃ—હે ભારત! હે પરંતપ! આ સર્વ ભૂત પ્રાણી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થયા પછી ઇચ્છા તથા દ્વેષથી ઉત્પન્ન થયેલા શીત અને ઉષ્ણાદિ દ્વંદ્વ ધર્મના કારણરૂપ મોહે કરી સંમોહને પ્રાપ્ત થાય છે. ૨૭

ટીકાઃ—હે ભરતવંશ વિષે ઉત્પન્ન થયેલા તથા શત્રુઓનો નાશ કરનારા અર્જુન! અનુકૂળ વસ્તુને વિષય કરનારી જે "એ વસ્તુ મને પ્રાપ્ત થાય" એ પ્રકારની ઇચ્છા છે, તથા પ્રતિકૂળ વસ્તુને વિષય કરનારો જે "એ વસ્તુ મને પ્રાપ્ત ન થાય" એ પ્રકારનો દ્વેષ છે, તે ઇચ્છા તથા દ્વેષ બન્નેવડે ઉત્પન્ન થયેલો તેમજ શીત-ઉષ્ણ, ક્ષુધા-પિપાસા, સુખ-દુઃખ ઇત્યાદિ દ્વન્દ્વ ધર્મો જેની વિષે નિમિત્ત છે, એવો જે अहं सुखी अहं दुःखी ઇત્યાદિ વિપર્યયરૂપ મોહ છે, તે મોહવડે સર્વ ભૂતપ્રાણી સ્થૂલ શરીરની ઉત્પત્તિની પછી નિત્ય-અનિત્ય વસ્તુના વિવેકની અયોગ્યતારૂપ સંમોહને પ્રાપ્ત થાય છે. અહીં हे भारत એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુન વિષે કુલના મહિમાનું કથન કર્યું; અને हे परंतप એ સંબોધનવડે અર્જુન વિષે સ્વરૂપે કરીને શક્તિ કથન કરી. તેમ કહીને શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો કે, એવા કુળ મહિમાવડે તથા સ્વરૂપ શક્તિવડે યુક્ત તારો-અર્જુનનો દ્વંદ્વ મોહરૂપ શત્રુ પરાજય કરવા સમર્થ નથી. કિન્તુ તું અર્જુન જ તે દ્વંદ્વ મોહનો પરાજય કરવાને સમર્થ છે. અહીં શ્રીભગવાનનું એ તાત્પર્ય છે કે-ઇચ્છા-દ્વેષથી રહિત કોઇ પણ ભૂત-પ્રાણી નથી, કિન્તુ સર્વ ભૂત પ્રાણી ઇચ્છા-દ્વેષવડે વિશિષ્ટ છે, અને ઇચ્છા-દ્વેષવડે આવિષ્ટ પુરુષને બાહ્ય વસ્તુ વિષયક જ્ઞાન પણ સંભવતું નથી, તો તે પુરુષને અંતર આત્મવિષયક જ્ઞાન કેવી રીતે જ થાય? અર્થાત્ ન જ થાય. તેથી સર્વ ભૂત પ્રાણીઓ રાગ દ્વેષવડે વ્યાકુળ થયેલા અંતઃકરણવાળા હોવાથી મને-પરમેશ્વરને પોતાના આત્મારૂપ જાણતા નથી અને તેથી ભજન કરવા યોગ્ય મને-પરમેશ્વરને ભજતા નથી. (૨૭)

શંકાઃ—"હે ભગવન્! सर्वभूतानि संमोहं यांति એ વચનવડે પૂર્વે આપે સર્વ ભૂત પ્રાણીઓને સંમોહની પ્રાપ્તિ કહી અને એ વચનની પણ પૂર્વે चतुर्विधा भजंते मां એ વચનવડે આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, અને જ્ઞાની એ ચાર પ્રકારના ભક્તજનોને પરમેશ્વરના ભજનની પ્રાપ્તિ કહી. તે બન્ને વચનો પરસ્પર વિરુદ્ધ અર્થનું કથન કરે છે. તેથી चतुर्विधा भजंते मां એ વચનને જો પ્રમાણભૂત માનશો, તો सर्वभूतानि संमोहं यांति એ આપનું વચન અસંગત થશે; અને सर्वभूतानि संमोहं यांति એ વચનને જો આપ પ્રમાણભૂત માનશો, તો चतुर्विधा भजंते मां એ આપનું વચન અસંગત થશે" એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ એવા પ્રકારનો ઉત્તર આપે છે કે-"પુણ્યકર્મોની અતિશયતાવડે જે પુરુષોનાં સર્વ પાપકર્મ

નાશ પામી ગયાં છે, તે ભક્તજનો જ મારૂં–પરમેશ્વરનું આરાધન કરે છે; એવા ભક્તજનો જ चतुर्विधा भजंते मां એ વચનવડે પૂર્વે કહેલા છે; અને सर्वभूतानि संमोहं यांति એ વચનવડે તો પુણ્યવાન્ ભક્તજનોથી ભિન્ન પ્રાણીઓનું કથન કર્યું છે, તેથી બન્ને વચનોનો પરસ્પર વિરોધ થતો નથી.”

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥**

શ્લોકાર્થ:–વળી જે પુણ્યકર્મવાળા જનનું પાપ નાશને પ્રાપ્ત થયું છે તે પુરુષ દ્વંદ્વ ધર્મરૂપ મોહથી રહિત થવાથી તથા દૃઢ સંકલ્પવાળો થવાથી મને–પરમેશ્વરને જ ભજે છે. ૨૮

ટીકા:—હે અર્જુન ! પૂર્વે અનેક જન્મોવિષે જેમણે પુણ્ય કર્મોનો સંચય કર્યો છે અને એ કારણથી જ જેમનો જન્મ સફળ છે અને તેથી જ ઇતર સર્વ લોકોથી વિલક્ષણ એવા જે અધિકારી પુરુષોનાં જ્ઞાનનાં પ્રતિબંધક પાપ, પુણ્યકર્મોવડે નાશને પ્રાપ્ત થયાં છે, તે પુરુષો, પ્રતિબંધરૂપ પાપનો અભાવ થતાં દ્વંદ્વમોહ નિર્મુક્ત થઇને અર્થાત્ પાપ જેનું નિમિત્ત કારણ છે એવો જે રાગ–દ્વેષાદિજન્ય अहंसली अहंदुःखी ઇત્યાદિ વિપર્યયરૂપ મોહ છે એવા દ્વંદ્વ મોહથી રહિત પુરુષો દૃઢવ્રત થઇને એટલે કે અચલ સંકલ્પવાળા થઇને અર્થાત્ “સર્વ પ્રકારે પરમેશ્વર જ ભજન કરવાયોગ્ય છે તથા તે પરમેશ્વર આ પ્રકારનો જ છે” એ પ્રકારનું જે શાસ્ત્રપ્રમાણજન્ય તથા અપ્રામાણ્ય શંકાથી રહિત જ્ઞાન છે તે જ્ઞાનવાળા થઇને મારૂં–પરમેશ્વરનું આરાધન કરે છે, અર્થાત્, અનન્ય શરણ થઇને મારું–પરમેશ્વરનું જ સેવન કરે છે. એવા અધિકારી જનો જ चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन પૂર્વોક્ત વચન વિષે સુકૃતિ શબ્દવડે કહેલા છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે–सर्वभूतानि संमोहं यांति એ વચન તો ઉત્સર્ગરૂપ છે. સર્વ ભૂત પ્રાણીઓની મધ્યમાં જે પુરુષો પુણ્યકર્મવાળા છે, તે પુરુષો સંમોહથી રહિત થઇને મને–પરમેશ્વરને ભજે છે: એ અર્થનું બોધન કરનારું જે चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन પૂર્વોક્ત વચન છે તથા येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणां એ વચન છે, તે વચન ઉત્સર્ગના અપવાદરૂપ છે. સામાન્યતઃ સર્વત્ર જેની પ્રવૃત્તિ થાય તેને ઉત્સર્ગ કહે છે અને કોઇક સ્થાનવિશેષ વિષે જેની પ્રવૃત્તિ થાય તેને અપવાદ કહે છે. જે સ્થાને અપવાદની પ્રવૃત્તિ થાય છે તે સ્થાને ઉત્સર્ગની પ્રવૃત્તિ થતી નથી કિન્તુ સ્થાનથી ભિન્ન સ્થાનવિષે જ ઉત્સર્ગની પ્રવૃત્તિ થાય છે. જેમ કે न हिंस्यात्सर्वाणि भूतानि એ સર્વ ભૂતોની હિંસાનો નિષેધ કરનારૂં વચન ઉત્સર્ગરૂપ છે અને अग्नीषोमीयं पशुमालभते એ યજ્ઞવિષે પશુની હિંસાનું વિધાન કરનારૂં વચન અપવાદરૂપ છે. અપવાદસ્થાનવિષે ઉત્સર્ગની પ્રવૃત્તિ થતી નથી, કિંતુ તેથી ભિન્ન સ્થાનવિષેજ ઉત્સર્ગની પ્રવૃત્તિ થાય છે, અર્થાત્ યજ્ઞથી તથા યુદ્ધથી ભિન્ન સ્થાનવિષે કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી, એ પ્રકારનો ઉત્સર્ગવાક્યનો અર્થ સિદ્ધ થાય છે. તેવી રીતે सर्वभूतानि संमोहं यांति એ ઉત્સર્ગવચનની પણ આર્તાદિ ચાર પ્રકારના સુકૃતી જનો સિવાય અન્યત્ર જ પ્રવૃત્તિ થાય છે, અર્થાત્ મારા ભક્તોથી ભિન્ન અન્ય સર્વ પ્રાણી સંમોહને પ્રાપ્ત થાય છે એ પ્રકારનો ઉત્સર્ગ વચનનો અર્થ સિદ્ધ થાય છે. આ પ્રકારનો ઉત્સર્ગ પૂર્વે ॥ त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् । मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ આ શ્લોકવિષે કહ્યો હતો. તેથી सर्वभूतानि संमोहं यांति। चतुर्विधा भजंते मां ઇત્યાદિ વચનોનો

પરસ્પર વિરોધ થતો નથી. માટે અંતઃકરણની શુદ્ધિ કરનારાં પુણ્ય કર્મોનું સંપાદન કરવા વાસ્તે અધિકારી પુરુષે-સર્વદા પ્રયત્ન કરવો. (૨૮)

અવતરણિકા:-હવે અર્જુનના વક્ષ્યમાણ પ્રશ્નનું ઉત્થાપન કરવાવાસ્તે શ્રીભગવાન્ સૂત્રભૂત બે શ્લોકોનું કથન કરે છે. આગળનો અષ્ટમ અધ્યાય આ સૂત્રભૂત બે શ્લોકોના વ્યાખ્યાનરૂપ થશેઃ

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

શ્લોકાર્થ:-જે પુરુષ જરા મરણાદિકથી નિવૃત્ત કરવા માટે મારો-સગુણ પરમેશ્વરનો આશ્રય કરી પ્રયત્ન કરે છે તે પુરુષ તત્પદના લક્ષ્ય અર્થરૂપ નિર્ગુણ બ્રહ્મને, અપરિચ્છિન્ન ત્વંપદના લક્ષ્ય અર્થરૂપ આત્માને તથા સંપૂર્ણ શ્રવણાદિ સાધનોને જાણે છે. ૨૯

ટીકા:-હે અર્જુન! સંસારનાં જરા-મરણાદિ દુઃખોથી વૈરાગ્યને પ્રાપ્ત થયેલા જે અધિકારી જનો જરા-મરણાદિ નાના પ્રકારનાં દુઃસહ દુઃખોને નિવૃત્ત કરવા વાસ્તે, સર્વ દુઃખોને નિવૃત્ત કરનારા મારો-સગુણ પરમેશ્વરનો આશ્રય કરીને અર્થાત્ ઇતર સર્વથી વિમુખ થઇને, એક મારા-પરમેશ્વરના શરણને પ્રાપ્ત થઇને પ્રયત્ન કરે છે અર્થાત્ ફળની ઇચ્છાથી રહિત થઇને મારે વિશે-પરમેશ્વરવિષે અર્પણ કરેલાં શાસ્ત્રવિહિત શુભ કર્મો કરે છે, તે અધિકારી જનો ક્રમે કરીને શુદ્ધ અંતઃકરણવાળા થઇ બ્રહ્મને જાણે છે, અર્થાત્ આ સર્વ જગતના કારણરૂપ જે માયા છે તે માયાના અધિષ્ઠાનરૂપ, તત્ પદના લક્ષ્યાર્થરૂપ તથા સર્વ ઉપાધિઓથી પર એવા નિર્ગુણ શુદ્ધ બ્રહ્મને તે અધિકારી પુરુષો જાણે છે. શરીરનો આશ્રય કરીને પ્રકાશમાન થવાથી અધ્યાત્મસંજ્ઞાને પ્રાપ્ત થયેલો તથા ઉપાધિકૃત સર્વ પરિચ્છેદથી રહિત એવો જે ત્વંપદના લક્ષ્યાર્થરૂપ પ્રત્યક્ આત્મા છે, તે આત્માને પણ અધિકારીજનો જાણે છે. તેમ જ તત્ત્વંપદાર્થ વિષયક જ્ઞાનનાં જેટલાં, બ્રહ્મવેત્તા ગુરુની સમીપ નિવાસ-શ્રવણ-મનન-નિદિધ્યાસન ઇત્યાદિ સાધનો છે, કે જે સાધનો નિયમથી જ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ કરે છે, તે સંપૂર્ણ સાધનોને પણ અધિકારી પુરુષો જાણે છે. (૨૯)

અને વળી—

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

શ્લોકાર્થ:-જે અધિકારી જન અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞ સહિત મારું-પરમેશ્વરનું ચિંતન કરે છે તે અધિકારી પુરુષ મારે વિશે-પરમેશ્વર વિશે યુક્ત ચિત્તવાળો થઇ મરણકાળ વિશે પણ મને-પરમેશ્વરને જાણે છે. ૩૦

ટીકા:-હે અર્જુન! આ પ્રકારના મારા ભક્તજનોને મરણકાળે પણ ઇંદ્રિયાદિ કરણોની વિવશતાવડે મારા-પરમેશ્વરના વિસ્મરણની શંકા તારે કરવી નહિ; કારણ કે અધિભૂતસહિત, અધિદૈવસહિત તથા અધિયજ્ઞસહિત મારું (પરમેશ્વરનું) જે અધિકારી જનો સર્વદા ચિંતન કરે છે તે અધિકારી જનો સર્વદા મારે વિશે (પરમેશ્વરવિષે) સમાહિત ચિત્તવાળા થઇ પૂર્વ અભ્યાસજન્ય સંસ્કારોની દૃઢતાથી પ્રાણોના ઉત્ક્રમણકાળે પણ મારા રૂપ સર્વાત્મારૂપ (પરમેશ્વરને) જ જાણે છે,

અર્થાત્ મરણકાળે ઇંદ્રિયાદિ કરણો અસાવધાન હોવા છતાં પણ મારી (પરમેશ્વરની) કૃપાવડે તથા પૂર્વઅભ્યાસજન્ય સંસ્કારોની દૃઢતાવડે પુરુષોની ચિત્તની વૃત્તિ મમાકાર (પરમેશ્વરાકારજ) થાય છે, અન્ય કોઇ અનાત્મ પદાર્થાકાર થતી નથી. તેથી અધિકારીજનો મારા(પરમેશ્વરના) ભક્તિયોગથી કૃતાર્થ જ થાય છે. તેમાં અધિભૂત, અને અધિદૈવ, અધિયજ્ઞ એ શબ્દોના અર્થનો શ્રીભગવાન્ પોતાની મેળે જ આગળના અષ્ટમ અધ્યાયમાં, અર્જુનના પ્રશ્નપૂર્વક સ્પષ્ટ રીતે કહેશે; તેથી અહીં એ શબ્દોનો અર્થ કહ્યો નથી. આ સપ્તમ અધ્યાયમાં શ્રીભગવાને ઉત્તમ અધિકારીની પ્રતિ લક્ષણાવૃત્તિવડે तत् પદ પ્રતિપાદ્ય જ્ઞેય બ્રહ્મનું કથન કર્યું અને મધ્યમ અધિકારીની પ્રતિ શક્તિરૂપ મુખ્યવૃત્તિવડે तत् પદ પ્રતિપાદ્ય ધ્યેય બ્રહ્મનું કથન કર્યું. (૩૦)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે " જ્ઞાનયોગ " નામના સપ્તમ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# અષ્ટમ અધ્યાય

## અક્ષરબ્રહ્મયોગ

અવતરણિકા—પૂર્વે સાતમા અધ્યાયના અંતમાં ते ब्रह्म तद्विदुः कृत्स्नं ઇત્યાદિ સાર્દ્ધ શ્લોકવડે શ્રીભગવાને સાત પદાર્થોને જ્ઞેયત્વરૂપે સૂચિત કર્યા. સૂત્રરૂપ વચનવડે કથન કરેલા સપ્ત પદાર્થોના જ વ્યાખ્યાનરૂપ આ સમગ્ર અષ્ટમઅધ્યાયનો શ્રીભગવાને પ્રારંભ કર્યો છે. પૂર્વે સૂત્રરૂપ વચનવડે સામાન્યરૂપે જાણેલા સપ્ત પદાર્થોને પુન. વિશેષરૂપે જાણવાની ઇચ્છા કરતો અર્જુન બે શ્લોકોવડે સપ્ત પદાર્થોના સ્વરૂપનો પ્રશ્ન કરે છે—

**अर्जुन उवाच—किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥**
**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन् मधुसूदन ।**
**प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥**

શ્લોકાર્થઃ—અર્જુન પૂછે છેઃ—હે સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ મધુસૂદન! આ બ્રહ્મ કોણ છે? અધ્યાત્મ કોણ છે? કર્મ કોણ છે? કોણ અધિભૂતરૂપ કહેવાય? અધિદૈવ કોને કહેવામાં આવે છે? અધિયજ્ઞ કોણ છે? તે અધિયજ્ઞ કેવા પ્રકારવડે ચિંતન કરવા યોગ્ય છે? આ અધિયજ્ઞ આ દેહો વિષે વર્તે છે અથવા દેહથી બાહ્ય વર્તે છે? તથા મરણકાળ વિશે સમાહિત ચિત્તવાળા પુરુષને આપ પરમેશ્વર કેવા પ્રકારે કરી જાણવા યોગ્ય છો? ૧–૨

ટીકા—હે ભગવન્! પૂર્વે આપે જ્ઞેયરૂપ કહેલો જે બ્રહ્મ છે, તે બ્રહ્મ કોણ છે? અર્થાત્ બ્રહ્મ સોપાધિક છે કે નિરુપાધિક છે? એ પ્રથમ પ્રશ્ન. હે ભગવન્! આત્માના સંબંધવાળો હોવાથી आत्म શબ્દવડે પ્રતિપાદિત જે આ દેહ છે. તે દેહરૂપ આત્માનો આશ્રય કરીને જે રહે તેનું નામ અધ્યાત્મ છે. આ અધ્યાત્મ શું છે? અર્થાત્ શ્રોત્રાદિ કરણોના સમૂહનું

નામ અધ્યાત્મ છે કે પ્રત્યક્ ચૈતન્યનું નામ અધ્યાત્મ છે? આ દ્વિતીય પ્રશ્ન. હે ભગવન્! कर्म चाखिलं એ પૂર્વોક્ત વચન વિષે આપે કહેલું જે કર્મ છે, તે કર્મ શું છે? અર્થાત્ તે કર્મ યજ્ઞરૂપ છે કે યજ્ઞથી કોઈ અન્ય વસ્તુરૂપ છે? કે જેથી विज्ञानं यज्ञं तनुते कर्मांणि तनुतेपि च એ શ્રુતિમાં યજ્ઞ અને કર્મ એ બન્ને ભિન્ન ભિન્ન કહેલા છે? આ તૃતીય પ્રશ્ન. હે ભગવન્! ભૂતોનો આશ્રય કરીને જે રહે તેને અધિભૂત કહે છે, તે અધિભૂત આપ કોને કહો છો? અર્થાત્ તે 'અધિભૂત' શબ્દવડે આપને પૃથિવી આદિ ભૂતોનો આશ્રય કરી રહેલું યત્કિંચિત્ કાર્ય વિવક્ષિત છે કે સંપૂર્ણ કાર્ય વિવક્ષિત છે? આ ચતુર્થ પ્રશ્ન. હે ભગવન્! દેવનો આશ્રય કરીને જે રહે તેને અધિદૈવ કહે છે, તે અધિદૈવ આપ કોને કહો છો? અર્થાત્ દેવતાવિષય જે ધ્યાન છે તેને અધિદૈવ કહો છો કે દેવતાઓના આદિત્ય મંડલાદિકો વિષે અનુસ્યૂત જે ચૈતન્ય છે તેને અધિદૈવ કહો છો? આ પંચમ પ્રશ્ન. હે ભગવન્! યજ્ઞનો આશ્રય કરીને જે રહે તેનું નામ અધિયજ્ઞ છે. આ અધિયજ્ઞ અહીં શું છે? અર્થાત્ કયા દેવતાવિશેષનું નામ અધિયજ્ઞ છે અથવા પરબ્રહ્મનું નામ અધિયજ્ઞ છે? તે અધિયજ્ઞ પણ અધિકારી પુરુષે કયા પ્રકારે કરીને ચિંતન કરવા યોગ્ય છે? અર્થાત્ તાદાત્મ્યરૂપે કરીને ચિંતન કરવા યોગ્ય છે કે અત્યંત અભેદરૂપે કરીને ચિંતન કરવા યોગ્ય છે? તથા સર્વ પ્રકારે પણ અધિયજ્ઞ આ દેહ વિષે જ રહે છે કે આ દેહથી બહાર રહે છે? જો કહો કે આ દેહ વિષે રહે છે તો પણ આ દેહવિષે તે અધિયજ્ઞ કોણ છે? અર્થાત્ બુદ્ધિઆદિરૂપ છે કે તે બુદ્ધિઆદિકોથી ભિન્ન છે? આ ષષ્ઠ પ્રશ્ન. હે ભગવન્! મરણકાળે શ્રોત્રાદિ સર્વ કરણોનો સમૂહ સાવધાનતાથી રહિત હોય છે, તેથી તે કાળે ચિત્તની સાવધાનતા સંભવતી નથી. એવા મરણકાળે સમાહિત ચિત્ત-વાળા પુરુષોએ આપ પરમેશ્વરને કયા પ્રકારે કરીને જાણવા જોઇએ? આ સપ્તમ પ્રશ્ન. હે ભગવન્! સર્વજ્ઞ હોવાથી તથા પરમ કૃપાળુ હોવાથી આપ એ સર્વ અર્થ હું શરણાગત શિષ્યની પ્રત્યે કહો. અહીં અર્જુને શ્રીભગવાનનાં हे पुरुषोत्तम, हे मधुसूदन એ બે સંબોધનો કહેલાં છે. "હે અર્જુન! તું અને હું બન્ને સમાન છીએ, તેથી તું મને અધ્યાત્માદિકોનું સ્વરૂપ શા માટે પૂછે છે?" એવી ભગવાનની શંકાને નિવૃત્ત કરવા વાસ્તે અર્જુને हे पुरुषोत्तम એ સંબોધનવડે એ અર્થ સૂચિત કર્યો છે કે, સર્વ પુરુષો વિષે સર્વજ્ઞતાદિ ગુણોવડે જે ઉત્તમ હોય તેનું નામ પુરુષોત્તમ છે. એવા સર્વજ્ઞ પુરુષોત્તમ આપ જ છો, તેથી આપને કોઇ પણ પદાર્થ અજ્ઞાત નથી, કિન્તુ આપને કરામલકની પેઠે સર્વ પદાર્થો અપરોક્ષ જ છે; અને અલ્પજ્ઞતાવડે મને-અર્જુનને સર્વ પદાર્થોનું જ્ઞાન નથી, તેથી આપ જ તે સર્વ અર્થ મારી પ્રત્યે કહો. અને हे मधुसूदन એ સંબોધનવડે અર્જુને એ અર્થ સૂચિત કર્યો છે કે, આપ પરમ કરુણાવડે યુક્ત છો, તેથી મધુઆદિ દૈત્યોને હણીને મહાન્ આયાસવડે પણ સર્વ ઉપદ્રવોની નિવૃત્તિ કરો છો, એવા આપે વિના આયાસે જ આ મારા સંશયરૂપી તુચ્છ ઉપદ્રવની નિવૃત્તિ કરવી ઉચિત જ છે. (૧-૨)

અવતરણિકા:—એ પ્રમાણે બે શ્લોકોવડે અર્જુને કરેલા જે સાત પ્રશ્નો છે તે સાત પ્રશ્નોનો ઉત્તર શ્રીભગવાન્ યથાક્રમે ત્રણ શ્લોકોવડે કથન કરે છે:—

श्रीभगवानुवाच—अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

શ્લોકાર્થ:—શ્રીભગવાન્ કહે છે:—હે અર્જુન! બ્રહ્મને અક્ષર તથા પરમ કહેવામાં આવે છે, સ્વભાવને અધ્યાત્મ કહેવામાં આવે છે તથા ભૂતોની ઉત્પત્તિ તથા વૃદ્ધિ કરનારા યજ્ઞ-દાનાદિકને કર્મ કહેવામાં આવે છે. ૩

ટીકા:—જે ક્રમે કરીને શિષ્યે પ્રશ્ન કર્યા હોય, તે ક્રમે કરીને જ્યારે ગુરુ તે પ્રશ્નનો ઉત્તર કહે, ત્યારે અનાયાસે જ તે પ્રશ્ન કરનારા શિષ્યના ઇષ્ટની સિદ્ધિ થાય છે. આ અભિપ્રાયે કરીને શ્રીભગવાને પ્રથમ શ્લોકવિષે યથાક્રમે કરીને ત્રણ પ્રશ્નોના ઉત્તર કહેલા છે, દ્વિતીય શ્લોક વિષે પણ ત્રણ પ્રશ્નોના ઉત્તર કહેલા છે અને તૃતીય શ્લોક વિષે એક પ્રશ્નનો ઉત્તર કહેલો છે. અહીં ब्रह्म શબ્દવડે નિરુપાધિક બ્રહ્મ જ વિવક્ષિત છે પણ સોપાધિક બ્રહ્મ અહીં ब्रह्म શબ્દવડે વિવક્ષિત નથીઃ એ પ્રકારનો પ્રથમ પ્રશ્નનો ઉત્તર શ્રીભગવાન્ કહે છે. न क्षरति न नश्यतीति अक्षरम्—અર્થાત્-જ્ઞાનવડે, અજ્ઞાનવડે, દેશકાળવડે તથા કોઇ અન્યવડે જે નાશને પ્રાપ્ત ન થાય તેને અક્ષર કહે છે. અથવા, अश्नुते सर्वमिति अक्षरम्-અર્થાત્-જેમ અગ્નિ લોહના પિંડને અંદર અને બહારથી વ્યાપ્ય કરીને રહે છે, તેમ અવ્યાકૃતને તથા તેના સર્વ કાર્યને અંદર-બહારથી વ્યાપ્ય કરીને જે રહે તેને અક્ષર કહે છે, અર્થાત્ ઉત્પત્તિ-નાશથી રહિત તથા સર્વત્ર વ્યાપક વસ્તુનું નામ અક્ષર છે. એ અક્ષરને બૃહદારણ્યક ઉપનિષદ્‌વિષે પણ કથન કરેલ છે. યાજ્ઞવલ્ક્ય મુનિએ ગાર્ગીની પ્રત્યે એવું વચન કહેલું છે કે-तद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति अस्थूलमनण्वह्रस्वमदीर्घम्-અર્થાત્-હે ગાર્ગી ! બ્રહ્મવેત્તા બ્રાહ્મણ અક્ષરને સ્થૂલભાવથી રહિત, અણુભાવથી રહિત, હ્રસ્વભાવથી રહિત તથા દીર્ઘભાવથી રહિત કહે છે. આ પ્રકારના ઉપક્રમે કરીને મધ્યમાં યાજ્ઞવલ્ક્ય મુનિ ગાર્ગીને પ્રત્યે એવા પ્રકારનું વચન કહેવા લાગ્યા કે-एतस्याक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः नान्योतोऽस्ति द्रष्टा-અર્થાત્ હે ગાર્ગી ! અક્ષરના પ્રશાસનવિષે આ સૂર્ય-ચંદ્ર નિયમપૂર્વક રહે છે. એ અક્ષરથી ભિન્ન બીજો કોઈ દ્રષ્ટા નથી, કિંતુ એ અક્ષર જ સર્વનો દ્રષ્ટા છે. આ પ્રકારનું વચન મધ્યમાં કહીને અંતમાં યાજ્ઞવલ્ક્ય મુનિ એ પ્રકારનો ઉપસંહાર કરે છે કે-एतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाशश्च ओतश्च प्रोतश्च-અર્થાત્-હે ગાર્ગી ! અક્ષરવિષે અવ્યાકૃત આકાશ ઓતપ્રોત છે. એ પ્રમાણે તાત્પર્યનો નિશ્ચય કરાવનારા ઉપક્રમ-ઉપસંહારાદિ સર્વ ઉપાધિઓથી રહિત સૂર્ય-ચંદ્રાદિ સર્વ જગતના પ્રશાસિતા, અવ્યાકૃતરૂપ, આકાશપર્યંત સર્વ પ્રપંચના ધારક તથા આ શરીર-ઇંદ્રિયરૂપ સંઘાતવિષે વિજ્ઞાતા, એવું નિરુપાધિક ચૈતન્ય જ ' અક્ષર ' શબ્દનો અર્થ સિદ્ધ થાય છે. એવો ચૈતન્યસ્વરૂપ અક્ષર જ અહીં ब्रह्म શબ્દવડે વિવક્ષિત છે. એ અર્થને સ્પષ્ટ કરવા વાસ્તે અક્ષરનાં વિશેષણો કહે છે-परमं इति-અર્થાત્-અક્ષર સ્વપ્રકાશ પરમાનંદ સ્વરૂપ છે. તાત્પર્ય એ છે કે-સૂર્ય-ચંદ્રાદિકોનું શાસિતાપણું, સર્વ જડ જગતનું ધારકપણું તથા સર્વનું દ્રષ્ટાપણું ઇત્યાદિ જે લિંગ શ્રુતિવિષે અક્ષરનાં કહ્યાં છે, તે સર્વ લિંગ બ્રહ્મવિષે જ સંભવે છે, બ્રહ્મથી ભિન્ન બીજા કોઈ પદાર્થ વિષે તે લિંગ સંભવતાં નથી. તેથી અક્ષર બ્રહ્મરૂપ જ છે. આ વાત વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રોવિષે પણ કહેલી છેઃ-अक्षरमंबरांतधृतेः-અર્થાત્ બૃહદારણ્યક ઉપનિષદ્‌વિષે અક્ષરને, અવ્યાકૃત નામના આકાશ પર્યંત, સર્વ જગતનું ધારકત્વ કહ્યું છે. આ સર્વ જગતનું વિધારકપણું બ્રહ્મવિષે જ સંભવે છે, અન્ય કોઈ પદાર્થવિષે સંભવતું નથી. તેથી અક્ષર શબ્દવડે બ્રહ્મનો જ અર્થ ગ્રહણ કરવો.

અર્જુનની શંકા:—હે ભગવન્ ! ओमित्येतदक्षरं ઇત્યાદિ શ્રુતિવિષે તથા ओमित्येकाक्षरं ब्रह्म એ સ્મૃતિવિષે ૐકારરૂપ પ્રણવને જ અક્ષર કહેલ છે અને લોકવિષે પણ અક્ષર શબ્દ વર્ણોવિષે રૂઢ છે. रूढिर्योगमपहरति અર્થાત્ પદની રૂઢિશક્તિ પદની યોગશક્તિની બાધક થાય છે, એ ન્યાયે કરીને રૂઢિશક્તિની न क्षरतीति अक्षरम् આ રીતની યોગશક્તિ કરતાં પ્રબલતા સિદ્ધ થાય છે. તેથી અક્ષર શબ્દવડે ૐકારરૂપ પ્રણવનો જ અર્થ ગ્રહણ કરવો. અથવા संप्रकमेतत् क्षरमक्षरं )

च ઇત્યાદિ શ્રુતિઓ વિષે અવ્યક્તને પણ અક્ષર કહેલ છે. તેથી અક્ષર શબ્દવડે અવ્યક્તનો જ અર્થ ગ્રહણ કરવો.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—સર્વ જગતનું શાસિતાપણું, વિધારકપણું તથા દ્રષ્ટાપણું ઇત્યાદિ જે લિંગ પૂર્વે અક્ષરનાં કહ્યાં છે, તે લિંગ ૐકારરૂપ પ્રણવવિષે તથા માયારૂપ અવ્યક્તવિષે સંભવતાં નથી તથા तस्य प्रकृतिलीनस्य એ શ્રુતિએ પ્રણવનો પણ પ્રલય કહ્યો છે; તથા तरत्यविद्यां विततां એ સ્મૃતિએ માયારૂપ અવ્યક્તનો પણ નાશ કહ્યો છે; તેથી અહીં અક્ષર શબ્દવડે વર્ણાત્મક પ્રણવનો તથા માયારૂપ અવ્યક્તનો અર્થ ગ્રહણ કરવામાં આવતો નથી. શ્રુતિમાં તથા સ્મૃતિમાં પ્રણવને અક્ષર કહેલ છે તે તેના નિત્યપણાને લઇને અક્ષર કહેલ નથી કિંતુ જેવી રીતે સત્યબ્રહ્મની પ્રાપ્તિ કરનારા જ્ઞાનને શ્રુતિવિષે સત્ય કહેલ છે, તેવી રીતે અક્ષર બ્રહ્મનો વાચક હોવાથી પ્રણવને અક્ષર કહ્યો છે. એ જ પ્રમાણે અવ્યક્તને શ્રુતિવિષે જે અક્ષર કહેલ છે તે તેના નિત્યપણાને લઇને કહેલ નથી, કિન્તુ સ્વકાર્યની અપેક્ષાએ કરીને અવ્યક્ત ચિરકાલપર્યંત રહે છે, તેથી તેને અક્ષર કહેલ છે. માટે क्षरं प्रधानममृताक्षरं हरः એ શ્રુતિ પ્રધાનરૂપ અવ્યક્તને નાશવાન્ કહીને પરબ્રહ્મને જ અક્ષર કહે છે અને પૂર્વે કહેલા જગત્‌વિધારકત્વાદિ અક્ષરનું લિંગ વર્ણાત્મક પ્રણવવિષે સંભવતું નથી, તેથી અહીં અક્ષર શબ્દની યોગશક્તિ જ રૂઢશક્તિ કરતાં પ્રબલ છે. માટે અહીં અક્ષર શબ્દવડે ઉત્પત્તિ–નાશથી રહિત ચૈતન્યનો જ અર્થ ગ્રહણ કરવો, પણ પ્રણવનો તથા અવ્યક્તનો અર્થ ગ્રહણ કરવો નહિ. પ્રણવ–અવ્યક્તની વ્યાવૃત્તિ કરવા વાસ્તે જ શ્રીભગવાને અક્ષરને परमं એવું વિશેષણ કહેલું છે. આટલે સુધી किं तद्ब्रह्म એ પ્રશ્નનો ઉત્તર કહ્યો. ૧ હવે किमध्यात्मं એ દ્વિતીય પ્રશ્નનો ઉત્તર કહે છે–स्वभावोऽध्यात्ममुच्यते इति–હે અર્જુન ! જે ઉત્પત્તિ–નાશથી રહિત અક્ષરને પૂર્વે બ્રહ્મરૂપ કહ્યો છે, તે અક્ષર બ્રહ્મનો જે સ્વભાવ છે અર્થાત્ અક્ષર બ્રહ્મના સ્વરૂપભૂત જે પ્રત્યક્ ચૈતન્ય છે, તે પ્રત્યક્ ચૈતન્ય જ આ દેહરૂપ મિથ્યા આત્માનો આશ્રય કરીને ભોક્તારૂપે વર્તમાન થઇને અધ્યાત્મ શબ્દવડે કહેવામાં આવે છે, પણ ભોક્તા ચૈતન્યથી ભિન્ન શ્રોત્રાદિ કરણોનો સમૂહ અધ્યાત્મ શબ્દવડે કહેવામાં આવતો નથી. આ દ્વિતીય પ્રશ્નનો ઉત્તર કહ્યો. હવે किं कर्म એ ત્રીજા પ્રશ્નના ઉત્તરનું નિરૂપણ કરવામાં આવે છેઃ–विसर्गः कर्मसंज्ञितः इति ॥ હે અર્જુન ! ઇંદ્રાદિ દેવતાઓના ઉદ્દેશે કરીને દ્રવ્યના ત્યાગરૂપ જે યાગ છે, વૈદિક અગ્નિવિષે ઘૃત યવાદિ પદાર્થોના પ્રક્ષેપરૂપ જે હોમ છે તથા બ્રાહ્મણોની પ્રત્યે સુવર્ણગૌ આદિ પદાર્થોની દક્ષિણારૂપ જે દાન છે, તે યાગ–હોમ–દાન ત્રણેવિષે ત્યાગરૂપતા અનુગત છે. તેથી ત્યાગનો વાચક જે વિસર્ગ શબ્દ છે, તે વિસર્ગ શબ્દવડે યાગ–હોમ–દાન એ ત્રણેનો અર્થ ગ્રહણ કરવો. એવો યાગ–હોમ–દાનરૂપ વિસર્ગજ અહીં 'કર્મ' શબ્દવડે કથન કર્યો છે, કાંઇ ઉદાસીન ક્રિયા માત્ર અહીં 'કર્મ' શબ્દવડે કથન કરી નથી. ત્યાગરૂપ વિસર્ગ ભૂતભાવોદ્‌ભવકર છે, અર્થાત્ સ્થાવર–જંગમરૂપ ભૂતોનો જે ઉત્પત્તિરૂપ ભાવ છે તથા વૃદ્ધિરૂપ ઉદ્‌ભવ છે તે બન્નેને કરનારો છે. યજ્ઞ–હોમાદિ કર્મોવડે જ સર્વ ભૂતોની ઉત્પત્તિ તથા વૃદ્ધિ શ્રુતિ–સ્મૃતિવિષે પ્રસિદ્ધ જ છે. સ્મૃતિ કહે છે કે—( अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ અર્થાત્–વૈદિક અગ્નિવિષે શ્રદ્ધાપૂર્વક નાંખેલી જે આહુતિ છે, તે આહુતિ સૂક્ષ્મરૂપે કરીને આદિત્યમંડલવિષે રહે છે. આહુતિ વિશિષ્ટ આદિત્યથી જળની વૃષ્ટિ થાય છે, જળની વૃષ્ટિથી વ્રીહિ–યવાદિ અન્ન ઉત્પન્ન થાય છે, અન્નથી સ્થાવર–જંગમરૂપ પ્રજા ઉત્પન્ન થાય છે તથા અન્નથી પ્રજાની વૃદ્ધિ થાય છે. (આ પ્રકારની પરંપરાએ કરીને યજ્ઞ–હોમાદિ કર્મ જ સર્વભૂતોની ઉત્પત્તિ–વૃદ્ધિનું કારણ છે.)

આ અર્થને તે વા एते आहुती वरकामंतः ઇત્યાદિ શ્રુતિ પણ કથન કરે છે. કોઈ ટીકામાં તો भूतभावोद्भवकरः એ વચનનો એ અર્થ કર્યો છે કે-મનુષ્યાદિ ભૂતોના જે સાત્ત્વિક રાજસાદિરૂપ ભાવ છે તથા ઉત્પત્તિરૂપ ઉદ્ભવ છે, તે બન્નેને જે કરે છે તેનું નામ ભૂતભાવોદ્ભવકર છે. ભૂતોની યજ્ઞ-દાનાદિ કર્મોમાંથી ઉત્પત્તિ તો अग्नौ प्रास्ताहुतिः એ પૂર્વોક્ત સ્મૃતિ વચનવડે જ સિદ્ધ છે. એ પ્રમાણે ભૂતોના સાત્ત્વિકાદિ ભાવોની કર્મોમાંથી ઉત્પત્તિ પણ, बुद्धिः कर्मानुसारिणी અર્થાત્ પોતાનાં કર્મોને અનુસરીને જ, એક પુરુષની સાત્ત્વિક વા રાજસ બુદ્ધિ થાય છે, ઇત્યાદિ સ્મૃતિવચનોવડે સિદ્ધ છે.

કોઇ ટીકામાં તો भूतभावोद्भवकरः એ વચનનો એમ અર્થ કર્યો છે કે-ભૂતરૂપ જે ભાવ હોય તેમને ભૂતભાવ કહેવામાં આવે છે અર્થાત્ સ્થાવર જંગમરૂપ જે પદાર્થો છે તે ભૂતભાવ કહેવાય છે. એવા ભૂતભાવોની ઉત્પત્તિરૂપ ઉદ્ભવને જે કરે છે તેનું નામ ભૂતભાવોદ્ભવકર છે. આ રીતનો તૃતીય પ્રશ્નનો ઉત્તર છે. (૩)

અવતરણિકાઃ—પૂર્વ શ્લોકમાં किं तद्ब्रह्म, किमध्यात्मं, किं कर्म એ ત્રણ પ્રશ્નોના ઉત્તરો કહ્યા. હવે अधिभूतं किं, अधिदैवं किं, अधियज्ञः कः એ ત્રણ પ્રશ્નોના ઉત્તર નીચેના શ્લોકમાં શ્રીભગવાન્ કહે છે:—

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

શ્લોકાર્થઃ—હે સર્વ પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ અર્જુન ! નાશવાન્ પદાર્થ અધિભૂત કહેવાય છે, હિરણ્યગર્ભ નામનો પુરુષ અધિદૈવ કહેવાય છે તથા વિષ્ણુરૂપ અધિયજ્ઞ હું વાસુદેવ છું, જે અધિયજ્ઞ આ મનુષ્ય દેહવિષે રહે છે. ૪

ટીકાઃ—હે અર્જુન ! જે પદાર્થ વિનાશને પ્રાપ્ત થાય છે તેનું નામ ક્ષર છે, અને જે પદાર્થ ઉત્પત્તિને પ્રાપ્ત થાય છે તેનું નામ ભાવ છે, એવા ઉત્પત્તિ-નાશવાન્ જેટલા પદાર્થો હોય છે, તે પદાર્થો સર્વ પ્રાણીરૂપ ભૂતનો આશ્રય કરીને જ હોય છે. તેથી ઉત્પત્તિ-નાશવાન પદાર્થ માત્ર અધિભૂત કહેવાય છે, કાંઈ યત્કિંચિત્ પદાર્થ અધિભૂત શબ્દવડે કહેવાતો નથી. આ ચતુર્થ પ્રશ્નનો ઉત્તર.

હવે अधिदैवं किम् એ પંચમ પ્રશ્નનો ઉત્તર કહે છે-पुरुषश्चाधिदैवतं इति ॥ જેણે સર્વ કાર્યમાત્ર પૂર્ણ કર્યાં હોય તેનું નામ પુરુષ છે, અથવા શરીરરૂપ સર્વ પુરોવિષે જે નિવાસ કરે છે, તેનું નામ પુરુષ છે. એવો પુરુષ જે હિરણ્યગર્ભ સમષ્ટિ લિંગસ્વરૂપ છે, જે હિરણ્યગર્ભ સૂર્યાદિરૂપે કરીને ચક્ષુઆદિ સર્વ વ્યષ્ટિ કરણોની ઉપર અનુગ્રહ કરે છે તથા જે હિરણ્યગર્ભનું आत्मैवेदमग्र आसीत्पुरुषविधः। हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य ॥ ઇત્યાદિ શ્રુતિઓ કથન કરે છે, તથા જે હિરણ્યગર્ભનું—શ્લોકઃ— स वै शरीरी प्रथमः स वै पुरुष उच्यते ॥ आदिकर्ता स भूतानां ब्रह्माग्रे समवर्त्तत ॥ ઇત્યાદિ સ્મૃતિઓ કથન કરે છે, તે હીરણ્યગર્ભ પુરુષ આદિત્યાદિ દેવતોનો આશ્રય કરીને ચક્ષુઆદિ કરણોની ઉપર અનુગ્રહ કરે છે, તેથી હિરણ્યગર્ભ પુરુષ 'અધિદૈવ' કહેવાય છે. દેવતાવિષયક ધ્યાનાદિ 'અધિદૈવ' કહેવાતાં નથી. અહીં पुरुषश्च એ વચનમાં રહેલા च શબ્દવડે હિરણ્યગર્ભવિષે શ્રુતિ-સ્મૃતિવડે સિદ્ધ પ્રસિદ્ધતા કથન કરી. કોઇ ટીકામાં તો पुरुषश्च એ વચનમાં રહેલા ચકારવડે શ્રોત્રાદિ ચતુર્દશ કરણોના પ્રવર્ત્તક દિક્-વાત-

અહં આદિ ચતુર્દશ દેવતાઓનો અર્થ ગ્રહણ કર્યો છે, અર્થાત્ હિરણ્યગર્ભ પુરુષ તથા દિક્-વાત-અર્કાદિ દેવતાઓ સર્વે અધિદૈવ કહેવાય છે. આ પંચમ પ્રશ્નનો ઉત્તર.

હવે अधियज्ञः कः એ છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર કહે છે-"अधियज्ञोऽहं इति ॥ સર્વ યજ્ઞોના અધિષ્ઠાનરૂપ સર્વ યજ્ઞોનાં ફળનો પ્રદાતા તથા સર્વ યજ્ઞોના અભિમાનીરૂપ જે વિષ્ણુ દેવતા છે, તે વિષ્ણુદેવ પૂર્વોક્ત વિસર્ગરૂપ યજ્ઞનો આશ્રય કરીને રહે છે, તેથી વિષ્ણુ અધિયજ્ઞ કહેવાય છે. જે વિષ્ણુને यज्ञो वै विष्णुः એ શ્રુતિ પણ યજ્ઞરૂપ કહે છે. એવા અંતર્યામી વિષ્ણુરૂપ અધિયજ્ઞ હું વાસુદેવ જ છું, મારાથી (પરમેશ્વરથી) ભિન્ન કોઈ પણ વસ્તુ નથી. પૂર્વે છઠ્ઠા પ્રશ્નવિષે कथम એ શબ્દવડે કહેલો જે "અધિયજ્ઞ" તે તાદાત્મ્યરૂપે કરીને ચિંતન કરવા યોગ્ય છે અથવા અત્યંત અભેદરૂપે કરીને ચિંતન કરવા યોગ્ય છે?" એ પ્રકારનો સંદેહ હતો, તે સંદેહની પણ આટલા કથનવડે નિવૃત્તિ કરી અર્થાત્ પરબ્રહ્મરૂપ વિષ્ણુ અત્યંત અભેદરૂપે કરીને જ ચિંતન કરવા યોગ્ય છે. એવો અધિયજ્ઞરૂપ વિષ્ણુ આ મનુષ્યદેહવિષે જ યજ્ઞરૂપે વર્તે છે તથા તે વિષ્ણુ સર્વવ્યાપક હોવાથી પરિચ્છિન્ન બુદ્ધિઆદિકોથી ભિન્ન છે. આ અધિયજ્ઞ દેહવિષે વર્તે છે કે દેહની બહાર વર્તે છે અને દેહવિષે રહ્યા છતાં પણ તે અધિયજ્ઞ બુદ્ધિઆદિરૂપ છે કે બુદ્ધિઆદિકોથી ભિન્ન છે, એ સંદેહની આટલા કથનવડે નિવૃત્તિ કરી; અર્થાત્ અધિયજ્ઞરૂપ વિષ્ણુ યજ્ઞરૂપે કરીને મનુષ્ય દેહવિષે જ રહે છે તથા બુદ્ધિઆદિકોથી ભિન્ન છે એ ઉત્તર સિદ્ધ થયો.

અહીં, મનુષ્યદેહવડે જ યજ્ઞ સિદ્ધ થાય છે, અન્ય દેહવડે સિદ્ધ થતો નથી, તેથી મનુષ્ય દેહવિષે જ યજ્ઞની સ્થિતિ કથન કરી છે. देहे देहभृतांवर-અર્થાત્-હે સર્વ પ્રાણીઓવિષે શ્રેષ્ઠ અર્જુન! એવું જે અર્જુનનું સંબોધન ભગવાને કહ્યું છે, તે "ક્ષણે ક્ષણે મારા (પરમેશ્વરના) સંભાષણથી કૃતકૃત્ય થયેલો તું અર્જુન મારા બોધને યોગ્ય છે," એ પ્રકારનો ઉત્સાહ કરાવવા વાસ્તે કહ્યું છે. આ ષષ્ઠ પ્રશ્નનો ઉત્તર. (૪)

**અવતરણિકાઃ**-હવે, प्रयाणकाले कथं ज्ञेयोऽसि અર્થાત્ મરણકાળે સમાહિત ચિત્તવાળા પુરુષોએ કયા પ્રકારે આપ પરમેશ્વરને જાણવા જોઈએ? એ સાતમા પ્રશ્નનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ—

## अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
## यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પુરુષ મરણકાળે પણ મારું (પરમેશ્વરનું) જ ચિંતન કર્યા કરતો છતો પોતાના શરીરનો પરિત્યાગ કરે છે તે પુરુષ મારા (પરમેશ્વરના) સ્વરૂપને જ પ્રાપ્ત થાય છે, આ અર્થને વિશે કોઈ પણ પ્રકારનો સંશય નથી. ૫

ટીકાઃ-હે અર્જુન! જે અધિકારી પુરુષ અધિયજ્ઞરૂપ મારું (સગુણ બ્રહ્મનું) અથવા પરમ અક્ષરરૂપ મારું (નિર્ગુણ બ્રહ્મનું) સર્વ કાળે ચિંતન કરીને, તે ચિંતનના સંસ્કારોની દૃઢતાથી શ્રોત્રાદિ સર્વ કરણોની અસાવધાનતાવાળા મરણકાળવિષે પણ સ્મરણ કરીને, આ કલેવરનો પરિત્યાગ કરી અર્થાત્ આ શરીરવિષે अहं मम અભિમાનનો પરિત્યાગ કરી, પ્રાણોના વિયોગકાળવિષે ગમન કરે છે, તે પુરુષ મદ્ભાવને પ્રાપ્ત થાય છે અર્થાત્ નિર્ગુણ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. તેમાં, સગુણ બ્રહ્મના ધ્યાનપક્ષવિષે તો अग्निर्ज्योतिरहः शुक्लः ઇત્યાદિ વક્ષ્યમાણ શ્લોકવડે કથન કરેલો જે દેવયાન માર્ગ છે તે દેવયાન માર્ગવડે જે ઉપાસક પુરુષ બ્રહ્મ લોકવિષે જાય છે, તે ઉપાસક પુરુષ હિરણ્યગર્ભ લોકના ભોગોના અંતવિષે નિર્ગુણ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે; અને

નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપના સ્મરણપક્ષવિષે, "જે પુરુષ આ કલેવરનો પરિત્યાગ કરીને જાય છે" એ વચન કેવળ લોકદૃષ્ટિના અભિપ્રાયે કરીને જાણવું. કારણ કે "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનો નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર જે પુરુષને પ્રાપ્ત થયો છે, તે તત્ત્વવેત્તા પુરુષના પ્રાણોનું ઉત્ક્રમણ મરણકાળે આ શરીરમાંથી બહાર થતું નથી. શરીરમાંથી પ્રાણોના ઉત્ક્રમણવિના લોકાંતરવિષે ગમન સંભવતું નથી, એ વાત શ્રુતિમાં પણ કહી છે;—न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवलीयंते ॥ અર્થાત્–બ્રહ્મવેત્તા પુરુષના પ્રાણ આ શરીરમાંથી બહાર ઉત્ક્રમણ કરતા નથી, કિન્તુ આ શરીરની અંદર જ અધિષ્ઠાન ચૈતન્યવિષે લયભાવને પ્રાપ્ત થાય છે. એવો બ્રહ્મવેત્તા પુરુષ નિર્ગુણ બ્રહ્મભાવને સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે–ब्रह्मैव सन् ब्रह्माप्येति–અર્થાત્ તત્ત્વવેત્તા પુરુષ બ્રહ્મરૂપ થઇને બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. હે અર્જુન! દેહથી ભિન્ન આત્માવિષે તથા મારી (નિર્ગુણ બ્રહ્મની) પ્રાપ્તિવિષે કાંઇ પણ સંશય નથી; અર્થાત્ આત્મા દેહથી ભિન્ન છે કે નથી તથા દેહથી ભિન્ન હોવા છતાં પણ આત્મા ઇશ્વરથી અભિન્ન છે કે ભિન્ન છે, એ પ્રકારનો કાંઇ પણ સંશય અહીં નથી, જે કારણથી તત્ત્વસાક્ષાત્કારની પછી छिद्यंते सर्वसंशयाः એ શ્રુતિએ સર્વ સંશયોની નિવૃત્તિ કથન કરી છે.

અહીં कलेवरं मुक्त्वा प्रयाति એ વચનવડે શ્રીભગવાને જીવાત્માનું આ દેહથી ભિન્નપણું કથન કર્યું છે, અને मद्भावं याति એ વચનવડે જીવાત્માનું ઇશ્વરથી અભિન્નપણું કથન કર્યું છે. આ જીવ-ઇશ્વરના અભેદને तत्त्वमसि, अहं ब्रह्मास्मि ઇત્યાદિ મહાવાકયો પણ કથન કરે છે. આ સપ્તમ પ્રશ્નનો ઉત્તર. (૫)

અવતરણિકા:–અંતકાળવિષે પરમેશ્વરનું ધ્યાન કરનારા પુરુષને પરમેશ્વરની પ્રાપ્તિ અવશ્ય થાય છે, એ પૂર્વોક્ત અર્થને જ સ્પષ્ટ કરવા વાસ્તે શ્રીભગવાન્ બીજા દેવતાઓનું ધ્યાન કરનારા પુરુષને પણ નિયમે કરીને તે તે દેવતાભાવની પ્રાપ્તિનું કથન કરે છેઃ—

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

શ્લોકાર્થ:—હે અર્જુન ! સર્વ કાળવિશે દેવતાના વિષય ભાવવાળો પુરુષ મરણકાળે જે જે દેવતાવિશેષનું સ્મરણ કરતો છતો આ શરીરનો ત્યાગ કરે છે, તે પુરુષ તે તે દેવતાભાવને પ્રાપ્ત થાય છે. ૬

ટીકા:–હે અર્જુન! મરણકાળે મારું (પરમેશ્વરનું) સ્મરણ કરનારો અધિકારી પુરુષ મારા (પરમેશ્વરના) ભાવને જ પ્રાપ્ત થાય છે એ જ કેવળ નિયમ નથી, કિંતુ મરણકાળવિષે પુરુષ જે જે દેવતાવિશેષરૂપ ભાવને તથા અન્ય પણ કોઈ પ્રિય-અપ્રિય પદાર્થરૂપ ભાવને સ્મરણ કરતાં આ શરીરનો પરિત્યાગ કરે છે, તે પુરુષ મરણની પછી તે તે ભાવને જ પ્રાપ્ત થાય છે, તેથી અન્ય ભાવને પ્રાપ્ત થતો નથી. અહીં તાત્પર્ય એ છે કે–જે પ્રાણી જે વસ્તુનું નિરંતર ધ્યાન કરે છે, તે પ્રાણીને તે ધ્યાનના બળથી દેહાંતરની પ્રાપ્તિવિના આ જીવનકાળવિષે જ તે વસ્તુભાવની પ્રાપ્તિ કોઇ સ્થળવિષે જોવામાં આવે છે. જેમકે ભયની વશતાથી નિરંતર ભ્રમરનું ધ્યાન કરનારો જે કીટવિશેષ છે, તે કીટને ધ્યાનના પ્રભાવથી જીવતાં જ ભ્રમરરૂપતાની પ્રાપ્તિ થાય છે. અને નંદિકેશ્વર મહાદેવનું નિરંતર ધ્યાન કરીને દેહાંતરની પ્રાપ્તિવિના જ મહાદેવની સમાનરૂપતાને પ્રાપ્ત થયેલ છે, એ વાત શાસ્ત્રવિષે પ્રસિદ્ધ છે. જ્યારે તે તે વસ્તુનું ધ્યાન કરનારા પુરુષને જીવતાં જ ધ્યાનના પ્રભાવથી તે તે ધ્યેય વસ્તુભાવની પ્રાપ્તિ થાય છે,

ત્યારે તે તે દેવતાવિશેષનું સર્વદા ધ્યાન કરનારા પુરુષને મરણની પછી તે તે દેવતાવિશેષની પ્રાપ્તિ થાય છે, એમાં શું શંકા હોય?

મરણકાળે યદ્યપિ તે તે દેવતાવિશેષના સ્મરણનો ઉદ્યમ સંભવતો નથી, તથાપિ પૂર્વ કાળના અભ્યાસથી ઉત્પન્ન થયેલી જે સંસ્કારરૂપ વાસનાઓ છે, તે વાસનાઓ જ મરણકાળે સ્મરણનો હેતુ છે. આ અર્થ શ્રીભગવાન્ કહે છે-સદા तद्भावभावित इति ॥ મરણની પૂર્વે સર્વ કાળે તે તે દેવતાદિકોવિષે જે ભાવ છે અર્થાત્ ભાવનાજન્ય સંસ્કારરૂપ વાસના છે તેનું નામ તદ્ભાવ છે, તદ્ભાવ જે પુરુષે સંપાદન કર્યો છે તેનું નામ તદ્ભાવભાવિત છે, અર્થાત્ પુરુષ પૂર્વ ધ્યાનજન્ય સંસ્કારોવડે યુક્ત છે. આ પુરુષને મરણકાળે સંસ્કારોના બળથી જ દેવતાદિકોનું સ્મરણ થાય છે.

અહીં हे कौंतेय એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનવિષે પોતાના પિતાની ભગિનીની પુત્રરૂપતા કહીને સ્નેહની અતિશયતા સૂચિત કરી. એમ કરીને "હું-પરમેશ્વર અવશ્ય કરીને તારી ઉપર અનુગ્રહ કરીશ" એ અર્થ સૂચિત કર્યો; તેવડે "આ ભગવાન્ મારી સાથે વંચના કરે છે" એ પ્રકારની શંકાનો અભાવ સૂચિત કર્યો.

અહીં કોઈ ટીકાવિષે यं यं चापि એ પ્રકારનો મૂળ શ્લોકનો પાઠ કલ્પીને यं यं શબ્દવડે તે તે દેવતાવિશેષનો અર્થ ગ્રહણ કર્યો છે, અને च કારથી અન્ય પણ જે-તે વસ્તુનો અર્થ ગ્રહણ કર્યો છે. પરંતુ ઘણાં મૂળ પુસ્તકોમાં यं यं वापि એ પ્રકારનો જ પાઠ હોય છે, તેથી તે જ અહીં લીધો છે. (૬)

અવતરણિકા:—હે અર્જુન! પૂર્વ સ્મરણના અભ્યાસથી ઉત્પન્ન થયેલી મરણકાળની અંત્યભાવના જ મરણકાળે પરવશ પુરુષને દેહાંતરની પ્રાપ્તિવિષે કારણ થાય છે. માટે તું-અર્જુન તે અંત્યભાવનાની ઉત્પત્તિ વાસ્તે સર્વ કાળે મારુ(પરમેશ્વર)નું જ ચિંતન કર: આ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છે:—

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥**

શ્લોકાર્થ:—માટે સર્વ કાળે મારું (પરમેશ્વરનું) ચિંતન કર તથા યુદ્ધ કર. મારે વિશે (પરમેશ્વર વિશે) અર્પણ કરેલ છે મન તથા બુદ્ધિ તે જેણે એવો તું મને (પરમેશ્વરને) જ પ્રાપ્ત થશે, એમાં જરા પણ સંશય નથી. ૭

ટીકા:—હે અર્જુન! પૂર્વોક્ત પ્રકારે પૂર્વના અભ્યાસથી ઉત્પન્ન થયેલી અંત્યભાવના જ દેહાંતરની પ્રાપ્તિનું કારણ થાય છે. તે કારણથી મારા (પરમેશ્વર)વિષયક અંત્યભાવનાની ઉત્પત્તિ-વાસ્તે તું (અર્જુન) મરણની પૂર્વે જ સર્વ કાળે ઘણા આદરપૂર્વક નિરંતર મારું (સગુણ પરમેશ્વરનું) ચિંતન કર. જો કદાચિત્ પોતાના અંતઃકરણની અશુદ્ધિની વશતાથી નિરંતર મારુ (પરમેશ્વરનું) ચિંતન કરવાવિષે તું સમર્થ ન હોઈ શકે, તો અંતઃકરણની શુદ્ધિ કરવા વાસ્તે તું યુદ્ધ કર.

અહીં 'યુદ્ધ' શબ્દ સ્વવર્ણાશ્રમનાં સર્વ નિત્ય-નૈમિત્તિક કર્મોનું ઉપલક્ષણ છે. પ્રસંગ-વિષે પૂર્વ યુદ્ધ જ પ્રાપ્ત છે, તેથી શ્રીભગવાને અર્જુનની પ્રત્યે યુદ્ધ કરવાનું વિધાન કર્યું છે, અર્થાત્ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે તું યુદ્ધાદિ નિત્ય-નૈમિત્તિક કર્મો કર. એ પ્રકારે નિત્ય-

નૈમિત્તિક કર્મોના અનુષ્ઠાનવડે અંતઃકરણની શુદ્ધિ થયા પછી મારે વિશે (પરમેશ્વરવિષે) જે તેં સંકલ્પરૂપ મન તથા નિશ્ચયરૂપ બુદ્ધિ અર્પણ કરેલ છે એવો તું અર્થાત્ સર્વ કાળે મારા (પરમેશ્વરના) ચિંતનને પરાયણ થયેલો તું મને(પરમેશ્વરને) જ પ્રાપ્ત થઈશ, એ અર્થ વિષે કિંચિત્ માત્ર પણ સંશય નથી. સગુણ બ્રહ્મનું ચિંતન ઉપાસક પુરુષની પ્રત્યે જ ભગવાને કથન કર્યું છે, જે કારણથી ઉપાસક પુરુષને મરણકાળની અંત્યભાવનાની અપેક્ષા અવશ્ય રહે છે અને જે પુરુષોને નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે, તે તત્ત્વવેત્તા પુરુષોને તો બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિકાળે જ અજ્ઞાનની નિવૃત્તિરૂપ મુક્તિ સિદ્ધ છે, તેથી તત્ત્વવેત્તા પુરુષને અંત્યભાવનાની કિંચિત્ માત્ર પણ અપેક્ષા નથી. અહીં ધ્યેય વસ્તુના આકારરૂપ ચિત્તની વૃત્તિનું નામ ભાવના છે. (૭)

અવતરણિકાઃ—એ પ્રકારે અર્જુનના સાત પ્રશ્નોના ઉત્તર કહીને, મરણકાળે પરમેશ્વરના સ્મરણનું જે પરમેશ્વરની પ્રાપ્તિરૂપ ફળ કહ્યું છે, તેને વિસ્તારથી કહેવાનો શ્રીભગવાન્ આરંભ કરે છેઃ—

## अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
## परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! સર્વદા પરમાત્મા દેવનું ચિંતન કરનારો પુરુષ, અભ્યાસરૂપ યોગવડે યુક્ત તથા અન્ય વિષયમાં નહિ ગમન કરવાવાળા ચિત્તવડે પરમ દિવ્ય એવા પુરુષને પ્રાપ્ત થાય છે. ૮

ટીકાઃ—હે અર્જુન ! ગુરુ-શાસ્ત્રના ઉપદેશની પછી નિરંતર પરમાત્માદેવનું ધ્યાન કરનારો અધિકારી પુરુષ ચિત્તવડે પરમાત્માદેવને પ્રાપ્ત થાય છે. હવે ચિત્તવિષે પરમેશ્વરની પ્રાપ્તિ કરવાની યોગ્યતાનું બોધન કરવા વાસ્તે શ્રીભગવાન્ ચિત્તનાં બે વિશેષણો કહે છેઃ अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना इति ॥ મારે વિષે(પરમેશ્વર વિષે) વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત જે સજાતીય વૃત્તિઓનો પ્રવાહ છે તેનું નામ અભ્યાસ છે. જે અભ્યાસ પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવેલ છે. તે અભ્યાસ જ સમાધિરૂપ યોગ છે. એવા અભ્યાસરૂપ યોગવડે યુક્ત જે ચિત્ત છે અર્થાત્ અનાત્માકાર સર્વ વૃત્તિઓના પરિત્યાગવડે અભ્યાસયોગવિષે જ અત્યંત સંલગ્ન જે ચિત્ત છે તથા જે ચિત્ત નાન્યગામી છે અર્થાત્ નિરોધના પ્રયત્ન વિના પણ જે ચિત્તનો અનાત્મપદાર્થો વિષે જવાનો સ્વભાવ નથી, એવા સમાહિત ચિત્તવડે જ અધિકારી પુરુષ પરમાત્માદેવને પ્રાપ્ત થાય છે, પરમાત્માદેવ પરમ છે અર્થાત્ નિરતિશય આનંદરૂપ છે. વળી પરમાત્માદેવ પુરુષ છે અર્થાત્ સર્વત્ર પરિપૂર્ણ છે. વળી પરમાત્માદેવ દિવ્ય છે અર્થાત્ પ્રકાશરૂપ આદિત્યવિષે અંતર્યામીરૂપે રહેલો છે. यश्चासावादित्ये એ શ્રુતિ પરમાત્માદેવની આદિત્યવિષે સ્થિતિ કહે છે. એવા પરમ દિવ્ય પુરુષને અભેદરૂપે કરીને ચિંતન કરનારો પુરુષ નદી-સમુદ્રની પેઠે પરમાત્માદેવને પ્રાપ્ત થાય છે એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ—यथा नद्यः स्यंदमानाः समुद्रे अस्तं गच्छंति नामरूपे विहाय । तथा विद्वान् पुण्यपापे विधूय परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ અર્થાત્-જેવી રીતે શ્રી ગંગા-યમુનાદિ નદીઓ પોતાના નામરૂપનો પરિત્યાગ કરીને સમુદ્રવિષે એકતાભાવને પ્રાપ્ત થાય છે, તેવી રીતે વિદ્વાન્ પુરુષ પણ પુણ્ય-પાપ કર્મનો પરિત્યાગ કરીને સૂત્રાત્મા કરતાં પણ પર અંતર્યામી દિવ્ય પુરુષને અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે. (૮)

અવતરણિકા:-પૂર્વ શ્લોકમાં શ્રીભગવાને કહેલો જે, અધિકારી જનોએ ચિંતન કરવા યોગ્ય તથા પ્રાપ્ત થવા યોગ્ય, પરમ દિવ્ય પુરુષ છે, તે પરમ દિવ્ય પુરુષને પુનઃ અનેક વિશેષણોવડે શ્રીભગવાન્ હવે કથન કરે છેઃ—

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥**

શ્લોકાર્થ:—સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ, સર્વના ધારણ કરવાવાળા, અચિંત્યરૂપવાળા, આદિત્યની માફક પ્રકાશવાળા તથા અજ્ઞાનથી પર રહેલ એવા દિવ્ય પુરુષનું જે કોઈ ચિંતન કરે છે તે પુરુષ દિવ્ય પુરુષને જ પ્રાપ્ત થાય છે. ૯

ટીકા:-હે અર્જુન ! મોક્ષની કામનાવાળા અધિકારી જનોએ ચિંતન કરવા યોગ્ય તથા પ્રાપ્ત થવા યોગ્ય જે પરમ દિવ્ય પુરુષ છે, તે પરમાત્માદેવ કવિ છે અર્થાત્ ભૂત-ભવિષ્ય-વર્ત્તમાન સર્વ વસ્તુઓનો દ્રષ્ટા હોવાથી સર્વજ્ઞ છે. તે પરમાત્માદેવ પુરાણ છે અર્થાત્ આ સર્વ જગતનું કારણ હોવાથી અનાદિ છે. તે પરમાત્માદેવ અનુશાસિતા છે અર્થાત્ સૂર્ય-ચંદ્રાદિ સર્વ જગતને નિયમપૂર્વક ચલાવનારો છે અથવા સર્વ પ્રાણિઓનાં હૃદયવિષે રહીને પ્રાણીઓનાં કર્માનુસાર પ્રાણીઓને શુભ-અશુભ કાર્યવિષે પ્રવૃત્ત કરનારો છે. વળી તે પરમાત્માદેવ આકાશાદિ સર્વ પ્રપંચનું ઉપાદાન કારણ હોવાથી આકાશાદિ સૂક્ષ્મ પદાર્થો કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે. કાર્યની અપેક્ષાએ કરીને તેના ઉપાદાન કારણવિષે અત્યંત સૂક્ષ્મતા પટ-તંતુઆદિકોવિષે પ્રસિદ્ધ જ છે. અહીં સૂક્ષ્મતાવડે દુર્વિજ્ઞેયતા ગ્રહણ કરવી; નહિ તો महतो महीयान् એ શ્રુતિ અસંગત થશે. વળી પરમાત્માદેવ સર્વનો ધારણ કરનારો છે, અર્થાત્ પુણ્યપાપ કર્મોનાં જેટલાં ફળો છે, તે સર્વ ફળોને સર્વ પ્રાણીઓની પ્રત્યે પોતપોતાનાં પુણ્ય-પાપ કર્મોને અનુસરીને વિચિત્રરૂપે ભિન્ન ભિન્ન દેનારો છે. એ વાત फलमत उपपत्तेः એ સૂત્રના વ્યાખ્યાનવિષે શ્રીભાષ્યકારોએ વિસ્તારથી પ્રતિપાદન કરી છે. વળી પરમાત્માદેવ અચિંત્ય-રૂપ છે અર્થાત્ અપરિમિત મહિમાવાળો હોવાથી જેનું રૂપ નહિ ચિંતન કરવાને શક્ય છે, તેવો છે. વળી પરમાત્માદેવ આદિત્યવર્ણ છે; આદિત્યની પેઠે જેનો વર્ણ એટલે કે જેનો પ્રકાશ સર્વ જગતનો અવભાસક છે તે આદિત્યવર્ણ કહેવાય છે; અર્થાત્ પરમાત્માદેવ સૂર્યની પેઠે સર્વ જગતને પ્રકાશિત કરનારો છે અને પ્રકાશરૂપ હોવાથી જ પરમાત્માદેવ તમ કરતાં પર છે. અજ્ઞાનરૂપ જે મોહઅંધકાર છે તેનું નામ તમ છે. તે તમ કરતાં પર છે અર્થાત્ પ્રકાશરૂપ હોવાથી અજ્ઞાનરૂપ તમનો વિરોધી છે. એવા પરમાત્મારૂપ દિવ્ય પુરુષનું જે અધિકારી પુરુષ ચિંતન કરે છે, તે અધિકારી પુરુષ અભ્યાસની દૃઢતાથી પરમ દિવ્ય પુરુષને જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે આ શ્લોકનો પૂર્વના શ્લોકની સાથે અન્વય કરવો અથવા स तं परं पुरुषमुपैति दिव्यम् એ આગલા શ્લોકની સાથે અન્વય કરવો; અન્વય કરવો એટલે સંબંધ કરવો. (૯)

અવતરણિકા: અર્જુનની શંકા:—"હે ભગવન્ ! આપ વારંવાર પરમેશ્વરના સ્મરણ-વિષે પ્રયત્નની અધિકતા કથન કરો છો, તે કયા કાળવિષે પરમેશ્વરના સ્મરણ વિષયક પ્રયત્નની અધિકતા કથન કરો છો ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે કાળનું કથન કરે છેઃ—

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्त्या योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

શ્લોકાર્થઃ—જે પુરુષ મરણકાળવિશે એકાગ્ર મનવડે દિવ્ય પુરુષનું સ્મરણ કરે છે, જે ભક્તિવડે યુક્ત છે તથા જે યોગવડે યુક્ત છે તે પુરુષ બે ભ્રુકૂટીના મધ્યને વિશે પ્રાણને સારી રીતે સ્થાપન કરી પરમ દિવ્ય પુરુષને પ્રાપ્ત થાય છે. ૧૦

ટીકાઃ—હે અર્જુન! જે ઉપાસક પુરુષ મરણકાળે એકાગ્ર મન કરીને દિવ્ય પુરુષનું સ્મરણ કરે તથા જે પુરુષ ભક્તિવડે યુક્ત છે અર્થાત્ પરમેશ્વરવિષયક પરમ પ્રેમવડે યુક્ત છે, જે પુરુષ યોગબળવડે યુક્ત છે, (અહીં સમાધિનું નામ યોગ છે. આ સમાધિરૂપ યોગનું જે બળ છે અર્થાત્ સમાધિરૂપ યોગવડે ઉત્પન્ન થયેલો જે સંસ્કારોનો સમૂહ છે કે જે સંસ્કારોનો સમૂહ સમાધિમાંથી વ્યુત્થાન કરનારા સંસ્કારોનો વિરોધી છે, એવા યોગબળવડે જે પુરુષ યુક્ત છે), તથા જે પુરુષ પ્રથમ પોતાના હૃદય કમળવિષે પ્રાણોને વશ કરીને ત્યાર પછી હૃદયદેશમાંથી ઉર્ધ્વ ગમન કરનારી સુષુમ્ણા નાડીરૂપ માર્ગદ્વારા પૂર્વ પૂર્વ ભૂમિકાના જયક્રમે કરીને, બન્ને ભ્રુકૂટીની મધ્યમાં રહેલા આજ્ઞા ચક્રવિષે પ્રાણનું સ્થાપન કરીને સાવધાન થઇને દશમ દ્વારરૂપ બ્રહ્મરંધ્રમાંથી ઉત્ક્રમણ કરે છે, તે ઉપાસક પુરુષ જ કવિ-પુરાણ ઈત્યાદિ લક્ષણોવડે યુક્ત પરમ દિવ્ય પુરુષને પ્રાપ્ત થાય છે.

આધારચક્ર, સ્વાધિષ્ઠાનચક્ર, મણિપૂરકચક્ર, અનાહતચક્ર, વિશુદ્ધચક્ર, આજ્ઞાચક્ર, એ છ ચક્રોનું સ્વરૂપ તથા તેમનાં સ્થાન તથા તેમના દેવતા તથા તે છ ચક્રોવિષે પ્રાણનું સ્થાપન કરવાનો પ્રકાર, એ સઘળું આત્મપુરાણના અગીઆરમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે. (૧૦)

અવતરણિકાઃ—પૂર્વ પ્રસંગમાં પરમેશ્વર ભાવની પ્રાપ્તિ વાસ્તે શ્રીભગવાને પરમેશ્વરનું સ્મરણ વિધાન કર્યું. તે કથનથી સંશય પ્રાપ્ત થાય છે કે-ધ્યાનકાળે જે-તે નામે કરીને પરમેશ્વરનું સ્મરણ કરવું કે નિયમે કરીને કોઇ એક નામવડે જ પરમેશ્વરનું સ્મરણ કરવું? આ સંશયની નિવૃત્તિ કરવા વાસ્તે શ્રીભગવાન્—सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति ॥ ઈત્યાદિ શ્રુતિઓવડે પ્રતિપાદિત જે ૐકારરૂપ પ્રણવનામ છે, "તે પ્રણવનામવડે જ પરમેશ્વરનું સ્મરણ કરવું-અન્ય મંત્રાદિકોવડે કરવું નહિ," એ પ્રકારના નિયમનું હવે કથન કરે છેઃ—

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

શ્લોકાર્થઃ—વેદવેત્તા પુરુષ જે અક્ષરનું કથન કરે છે, નિઃસ્પૃહ સંન્યાસી જે અક્ષરને પ્રાપ્ત થાય છે તથા સાધુ પુરુષ જે અક્ષરને ઈચ્છતો છતો બ્રહ્મચર્યને કરે છે તે અક્ષરનું કથન હું તમને સંક્ષેપથી કહું છું. ૧૧

ટીકાઃ—હે અર્જુન! જે ૐકાર નામવાળા અવિનાશી બ્રહ્મનું વેદવેત્તા પુરુષો કથન કરે છે, અર્થાત् एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंति अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ઈત્યાદિ શ્રુતિવચનોવડે સ્થૂલાદિ સર્વ વિશેષ ધર્મોની નિવૃત્તિ કરીને જે અક્ષર બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, હે અર્જુન! તે અક્ષર બ્રહ્મને કેવળ પ્રમાણવિષે કુશલ વેદવેત્તા પુરુષોએ જ પ્રતિપાદન કરેલ નથી,

કિન્તુ મુક્ત પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય હોવાથી તે અક્ષર બ્રહ્મને મુક્ત પુરુષોએ પણ અનુભવેલ છે.

આ સર્વ અર્થ શ્રીભગવાન્ કથન કરે છે–विशंति इति ॥ હે અર્જુન ! સર્વ વિષય-સુખોની ઇચ્છાથી રહિત જે યત્નશીલ સંન્યાસીઓ છે, તે નિષ્કામ સંન્યાસીઓ પણ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના આત્મજ્ઞાનવડે જે અક્ષર બ્રહ્મને પોતાના સ્વરૂપભૂતે કરીને પ્રાપ્ત થાય છે, તે અક્ષર બ્રહ્મને તત્ત્વવેત્તા સિદ્ધ પુરુષોએ જ કેવળ અનુભવેલ નથી, કિંતુ સાધક મુમુક્ષુજનોનો પણ સર્વ પ્રયત્ન તે અક્ષર બ્રહ્મની પ્રાપ્તિવાસ્તે જ છેઃ

એ અર્થ શ્રીભગવાન્ કહે છે–यदिच्छंत इति ॥ હે અર્જુન ! જે અક્ષર બ્રહ્મને જાણવાની ઇચ્છા કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારી ગુરુકુળવિષે નિવાસ કરીને બ્રહ્મચર્યપૂર્વક વેદાંત શાસ્ત્રનાં શ્રવણ–મનનાદિ કરે છે, એવું અક્ષર બ્રહ્મરૂપ પદ હું ભગવાન્ તારી–અર્જુનની પ્રત્યે સંક્ષેપે કરીને કથન કરૂં છું અર્થાત્ જે પ્રકારે તને (અર્જુનને) અક્ષર બ્રહ્મનો સંશયથી રહિત યથાર્થ બોધ થાય, તે પ્રકારે હું તારી પ્રત્યે કથન કરૂં છું, તેથી "અક્ષર બ્રહ્મને હું અર્જુન કયા પ્રકારે જાણું ?" એ પ્રકારની ચિંતા કરીને તું વ્યાકુળ થા નહિ. એ ૐકારરૂપ પ્રણવ પરબ્રહ્મનો જ વાચક છે અથવા શાલગ્રામાદિ પ્રતિમાની પેઠે પરબ્રહ્મનો પ્રતીક છે, તેથી પરબ્રહ્મની વાચકતા-રૂપે કરીને તથા પ્રતીકતારૂપે કરીને શ્રુતિ ભગવતીએ મંદ–મધ્યમ બુદ્ધિવાળા પુરુષોની પ્રત્યે ક્રમમુક્તિરૂપ ફળવાળી પ્રણવની ઉપાસના કથન કરી છે. શ્રુતિ કહે છે કે–यः पुनरेतत् त्रिमात्रेणो-मित्यनेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तमधिगच्छति–અર્થાત્–જે પુરુષ અકાર–ઉકાર–મકાર એ ત્રણ માત્રાઓવાળા ૐ અક્ષરવડે પરમ પુરુષનું ચિંતન કરે છે, તે પુરુષ પરમ પુરુષને જ પ્રાપ્ત થાય છે. એ પ્રકારે શ્રુતિ વિષે કથન કરેલી જે પ્રણવની ઉપાસના છે, તે જ ઉપાસના અહીં ભગવાનને વિવક્ષિત છે. તેથી આ આઠમા અધ્યાયની સમાપ્તિ પર્યંત શ્રીભગવાને યોગધારણા સહિત ૐકારની ઉપાસના, તે ઉપાસનાનું સ્વસ્વરૂપની પ્રાપ્તિરૂપ ફળ તથા તે ફળમાંથી અપુનરાવૃત્તિ તથા તેનો માર્ગ એ સર્વ અર્થ કથન કરેલ છે. (૧૧)

અવતરણિકા:–तत्ते पदं प्रवक्ष्ये એ પૂર્વોક્ત વચનવડે પ્રતિજ્ઞા કરેલો જે અર્થ છે, એ અર્થને સાધનસહિત બે શ્લોકોવડે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

> सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
> मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥
> ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
> यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! જે ઉપાસક પુરુષ સર્વ ઇન્દ્રિયનાં દ્વારોને રોકી, મનને હૃદય વિષે નિરુદ્ધ કરીને તથા પ્રાણને મૂર્દ્ધા દેશવિષે સ્થિત કરી, આત્માવિષયક સમાધિરૂપ ધારણાને કરતો છતો, ૐ નામના બ્રહ્મરૂપ એક અક્ષરનું ઉચ્ચારણ કરતો છતો તથા પરમેશ્વરનું ચિંતન કરતો છતો, આ દેહનો પરિત્યાગ કરે છે તે ઉપાસક પુરુષ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૧૨–૧૩

ટીકા:–હે અર્જુન ! જે ઉપાસક પુરુષ શ્રોત્રાદિ ઇંદ્રિયરૂપ દ્વારોને પોતપોતાના શબ્દાદિ વિષયોથી રોકીને રહેલો છે, અર્થાત્ શબ્દાદિ વિષયોવિષે વારંવાર દોષ દર્શનના અભ્યાસથી વિષયોથી વિમુખતાને પ્રાપ્ત થયેલી શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે શબ્દાદિ વિષયોને નહિ ગ્રહણ કરીને રહેલો છે......

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોનો નિરોધ કરવા છતાં પણ અંદર મનવડે વિષયોનું ચિંતન જ થશે, તેનું કેમ ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-( मनो हृदि निरुध्य च ॥ ) હે અર્જુન ! પૂર્વે છઠ્ઠા અધ્યાયવિષે વિસ્તારથી કથન કરેલા જે અભ્યાસ તથા વૈરાગ્ય છે, તે અભ્યાસ તથા વૈરાગ્ય બન્નેવડે જે પુરુષ મનને હૃદયદેશવિષે સર્વ વૃત્તિઓથી રહિત કરીને રહેલો છે, અર્થાત્ જે પુરુષ અંતર પણ વિષયોની ચિંતા નહિ કરી રહેલો છે; એ પ્રકારે બાહ્ય અંતર જ્ઞાનનાં દ્વારભૂત મનસહિત શ્રોત્રાદિ ઇંદ્રિયરૂપ સર્વ દ્વારોનો નિરોધ કરીને જે પુરુષ ક્રિયાનાં દ્વારભુત પ્રાણને પણ સર્વ દિશાએથી નિગ્રહ કરીને, મૂર્દ્ધદેશવિષે સ્થાપન કરીને રહેલો છે, અર્થાત્ જે પુરુષ ગુરુએ દર્શાવેલ માર્ગવડે, પૂર્વ પૂર્વ ભૂમિના જયક્રમથી પ્રથમ પ્રાણને બન્ને ભ્રુકુટીઓની મધ્યમાં રાખીને, પશ્ચાત્ તેની ઉપરના મૂર્દ્ધદેશવિષે સ્થાપન કરીને રહેલો છે તથા જે પુરુષ પ્રત્યક્-આત્માવિષયક સમાધિરૂપ ધારણાને ધારણ કરી રહેલો છે, તેથી ( અહીંયા आत्मनः એ શબ્દ અન્ય દેવતાવિષયક ધારણાની વ્યાવૃત્તિ કરવા વાસ્તે છે, અને જે એક ॐ અક્ષર છે તે ॐ અક્ષર બ્રહ્મનો વાચક હોવાથી ) અથવા શાલગ્રામાદિ પ્રતિમાની પેઠે આત્મા બ્રહ્મનો પ્રતીક હોવાથી બ્રહ્મરૂપ છે; એવા બ્રહ્મરૂપ ॐ અક્ષરનું ઉચ્ચારણ જે પુરુષ કરી રહેલો છે.

અહીં યદ્યપિ ॐ इति व्याहरन् એટલાવડે જ નિર્વાહ થઈ શકે છે (ચાલી શકે છે), एकाक्षरं કહેવાથી કાંઇ અધિક અર્થ સિદ્ધ થતો નથી, તથાપિ एकाक्षरं એ વચન અનાયાસતાનું કથન કરીને પ્રણવના ઉચ્ચારણની સ્તુતિ વાસ્તે છે. અથવા ॐ इति व्याहरन् एकाक्षरं ब्रह्म मां अनुस्मरन् એ પ્રકારે શબ્દોનો અન્વય કરવો, અર્થાત્ જે પુરુષ ॐ એ પ્રણવમંત્રનું ઉચ્ચારણ કરી રહેલો છે, તથા જે પુરુષ ૐકારના અર્થરૂપ અદ્વિતીય-અવિનાશી-સર્વત્રવ્યાપક મારું (પરમેશ્વરનું) ચિંતન કરી રહેલો છે અને એ પ્રમાણે પ્રણવમંત્રનો જપ કરતાર તથા પ્રણવમંત્રના અર્થરૂપ મારું (પરમેશ્વરનું) ચિંતન કરનાર જે પુરુષ મરણકાળે સુષુમ્ણા નામક મૂર્દ્ધન્ય નાડીરૂપ માર્ગે કરીને, આ દેહનો પરિત્યાગ કરતાં ગમન કરે છે, તે ઉપાસક પુરુષ દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકવિષે જઇને બ્રહ્મલોકના દિવ્ય ભોગો ભોગવીને અંતમાં પરમભોગોને પ્રાપ્ત થાય છે, અર્થાત્ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના તત્ત્વસાક્ષાત્કારવડે સર્વથી ઉત્કૃષ્ટ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-( एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा सम्पदेषोऽस्य परम आनन्दः ) એ અદ્વિતીય આનંદસ્વરૂપ બ્રહ્મ જ વિદ્વાન્ પુરુષની પરમગતિ છે તથા પરમ સંપત્ છે તથા પરમ આનંદ છે. (૧૨-૧૩)

અવતરણિકાઃ-અર્જુન કહે છે કે; "હે ભગવન્ ! પૂર્વોક્ત રીતે જે પુરુષ મરણકાળે પ્રાણવાયુના નિરોધના અભાવથી બન્ને ભ્રુકુટીઓની મધ્યવિષે પ્રાણોને સ્થિત કરીને મૂર્દ્ધન્ય નાડીવડે આ દેહનો પરિત્યાગ કરવાને પોતાની ઇચ્છાવડે સમર્થ થતો નથી, કિન્તુ પ્રારબ્ધ કર્મોનો નાશ થતાં મરણકાળે પરવશ થયેલો જે પુરુષ આ દેહનો પરિત્યાગ કરે છે, તે પુરુષને શું ફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો." શ્રીભગવાન્ તે ફળનું કથન કરે છેઃ—

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! જે પુરુષ અનન્ય ચિત્તવાળો થઇ, નિરંતર-જીવનકાળ પર્યંત મારું (પરમેશ્વરનું) ચિંતન કરે છે તે સમાહિત ચિત્તવાળા યોગી પુરુષને હું જે પરમેશ્વર, તે અતિ સુલભ છું. ૧૪

ટીકા:-શ્રીકૃષ્ણ કહે છે:-હે અર્જુન ! મારા (પરમેશ્વર) સિવાય બીજા કોઈ પણ પદાર્થ વિષે જેનું ચિત્ત આસક્ત નથી, તેનું નામ અનન્યચેતા છે. એવો અનન્યચેતા થયેલો જે પુરુષ નિરંતર એટલે જીવનકાળ પર્યંત, મારું (પરમેશ્વરનું) ચિંતન કરે છે, એવો નિરંતર સમાહિત ચિત્તવાળો પુરુષ પૂર્વોક્ત રીતે સ્વાધીનતાવડે, આ દેહનો પરિત્યાગ કરે છે અથવા પરાધીનતાવડે આ દેહનો પરિત્યાગ કરે છે. સર્વ પ્રકારે એવા પુરુષને હું (પરમેશ્વર) અત્યંત સુલભ છું, અર્થાત્ ઇતર પુરુષોને અત્યંત દુર્લભ હોવા છતાં પણ, હું (પરમેશ્વર) તે પુરુષને સુખે કરીને જ પ્રાપ્ત થવા યોગ્ય છું. હે અર્જુન! તું પણ આ પ્રકારનો મારો અનન્ય ભક્ત છે, તેથી હું (પરમેશ્વર) તને પણ અત્યંત સુલભ છું. તેથી તું કોઈ પણ પ્રકારનો ભય કર નહિ.

અહીં अनन्यचेताः એ વચનવડે શ્રીભગવાને પરમેશ્વરના સ્મરણવિષે અતિ આદરરૂપ સત્કાર કથન કર્યો અને सततं એ શબ્દવડે નિરંતરતા કહી, અને नित्यशः એ શબ્દવડે દીર્ઘ કાલતા કહી. એમ કહીને શ્રીભગવાને स तु दीर्घकालनैरन्तर्यसत्कारसेवितो दृढभूमिः એ સૂત્રોક્ત પતંજલિના મતનું અનુસરણ કર્યું. યદ્યપિ આ સૂત્રવિષે सः શબ્દવડે પતંજલિએ અભ્યાસનું કથન કર્યું છે અને અહીં શ્રીભગવાને मां स्मरति એ વચનવડે સ્મરણનું કથન કર્યું છે, તથાપિ તે અભ્યાસનું પરમેશ્વરના સ્મરણવિષે જ પરિઅવસાન છે. એથી એ અર્થ સિદ્ધ થયો કે, બીજા સર્વ વિક્ષેપોથી રહિત થઈને અતિઆદરપૂર્વક, જીવનકાળ પર્યંત તથા વ્યવધાનથી રહિત નિરંતર પરમેશ્વરનું જે ચિંતન કરે છે, તે પરમેશ્વરનું ચિંતન જ મોક્ષરૂપ પરમગતિની પ્રાપ્તિનો હેતુ છે. એવા પરમેશ્વરના ચિંતનને પ્રાપ્ત થતાં પોતાની ઇચ્છાપૂર્વક સુષુમ્ણા નાડીદ્વારા પ્રાણોનું ઉત્ક્રમણ થાઓ અથવા ન થાઓ, તેના વિષે કાંઈ અત્યંત આગ્રહ નથી. સર્વ પ્રકારે પરમેશ્વરનું ચિંતન કરનારો પુરુષ પરમગતિને જ પ્રાપ્ત થાય છે. (૧૪)

અવતરણિકા:-"હે ભગવન્ ! એ પ્રકારે સર્વદા પરમેશ્વરનું ચિંતન કરીને પરમેશ્વરને પ્રાપ્ત થયેલા જે અધિકારી જનો છે, તે અધિકારી જનો પુનઃ આવૃત્તિને-જન્મ મરણને પ્રાપ્ત થાય છે કે નહિ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે:-"ના, તે અધિકારી જનો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી."

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।**
**नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥**

શ્લોકાર્થ:-ઉપાસક પુરુષ મને (પરમેશ્વરને) પ્રાપ્ત થઈ, પુનઃ સર્વદુઃખોના સ્થાનભૂત નાશવાન્ જન્મને પ્રાપ્ત થતો નથી, કારણ કે તે મહાત્મા જન સર્વથી ઉત્કૃષ્ટ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૫

ટીકા:-હે અર્જુન ! ઉપાસક પુરુષ, મને (પરમેશ્વરને) પ્રાપ્ત થઈને, પુનઃ મનુષ્યાદિ દેહના સંબંધરૂપ જન્મ-મરણને પ્રાપ્ત થતો નથી. કેમકે જન્મ એ જ દુઃખાલય છે; અર્થાત્ ગર્ભવાસ તથા યોનિદ્વારથી નિર્ગમન વગેરે જે ગર્ભઉપનિષદ્‌વિષે દુઃખો કહેલાં છે તે સર્વ દુઃખોનું સ્થાનક છે. વળી જન્મ અશાશ્વત છે; અર્થાત્ સ્થિરપણાથી રહિત છે તથા પોતાના દર્શનકાળે પણ નાશ થાય તેવો છે. એવા શરીરના સંબંધરૂપ જન્મને, મારૂં (પરમેશ્વરનું) સ્મરણ કરનાર પુરુષો પ્રાપ્ત થતા નથી-તે પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી.

હવે તે પુનરાવૃત્તિ નહિ થવાવિષે ઉપાસક પુરુષોનાં હેતુરૂપ બે વિશેષણો કથન કરે છે. महात्मानः संसिद्धिं परमां गताः હે અર્જુન ! તે પુરુષો મહાત્મા છે અર્થાત્ રજ-તમરૂપ મળથી રહિત શુદ્ધ અંતઃકરણવાળા છે; તેથી તે પુરુષો પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા છે. તે ઉપાસક

પુરુષો મારા (પરમેશ્વરના) લોકને પ્રાપ્ત થઈને ત્યાં અનેક પ્રકારના દિવ્ય ભોગો ભોગવીને તેના અંતવિષે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઈને સર્વથી ઉત્કૃષ્ટ કૈવલ્યમુક્તિને પ્રાપ્ત થયેલા છે. આ કારણથી તે પુરુષો પુનરાવૃત્તિને પ્રાપ્ત થતા નથી. ( અહીં, "મને (પરમેશ્વરને) પ્રાપ્ત થઈને તે પુરુષો મોક્ષને પ્રાપ્ત થયેલા છે" એ વચન કહીને શ્રીભગવાને ઉપાસક પુરુષોને ક્રમમુક્તિની પ્રાપ્તિ દર્શાવી છે. ) ઉપાસનાના બળથી દેવયાનમાર્ગદ્વારા બ્રહ્મલોકવિષે જઈ, ત્યાં દિવ્ય ભોગો ભોગવીને તેના અંતવિષે તત્ત્વજ્ઞાનવડે જે મુક્તિની પ્રાપ્તિ છે તેનું નામ ક્રમમુક્તિ છે. ( એ વાત સ્મૃતિમાં પણ કહેલી છે:-ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यांते कृतात्मानः प्रविशंति परं पदम् ) ઉપાસક પુરુષો બ્રહ્મલોકવિષે જઈને ત્યાં બ્રહ્માના પ્રલયની પ્રાપ્તિ થતાં તત્ત્વસાક્ષાત્કારવાળા થઈ, બ્રહ્માનો નાશ થયા પછી બ્રહ્માની સાથે જ વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે.

અહીં, "મને (પરમેશ્વરને) પ્રાપ્ત થઈને ઉપાસક પુરુષો મોક્ષને પ્રાપ્ત થાય છે" એ ભગવાનનાં વચનથી બ્રહ્મલોકથી ભિન્ન કાંઈ વિષ્ણુલોક જાણવો નહિ, કારણ કે જેમ પૌરાણિક બ્રહ્મલોક-વિષ્ણુલોક-રુદ્રલોક એ ત્રણ લોકોની ભિન્ન ભિન્ન ઉપર ઉપર કલ્પના કરે છે, તેમ વેદાંત સિદ્ધાન્તવિષે તે લોકોની ભિન્ન ભિન્ન ઉપર ઉપર કલ્પના નથી, કિંતુ વેદાંતસિદ્ધાંતવિષે તે સર્વ લોક 'સત્યલોક' નામે બ્રહ્મલોકવિષે જ અંતર્ભૂત છે. તેમાં વિષ્ણુના ઉપાસકોને તો બ્રહ્મલોક વિષ્ણુલોક થઈને પ્રતીત થાય છે અને રુદ્રના ઉપાસકોને બ્રહ્મલોક રુદ્રલોક થઈને પ્રતીત થાય છે. એ સર્વ વા पराद्दिसोपासनकर्मोजितैर्हिरण्यगर्भप्राप्यता એ બૃહદારણ્યક ઉપનિષદની શ્રુતિના વ્યાખ્યાનવિષે શ્રીભાષ્યકારોએ તથા ભાષ્યના વ્યાખ્યાન કરનારાઓએ સ્પષ્ટ રીતે કથન કરી છે. (૧૫)

અવતરણિકા:-પરમેશ્વરની ઉપાસનાથી પરમેશ્વરને પ્રાપ્ત થઈને, ત્યાં તત્ત્વસાક્ષાત્કારને પ્રાપ્ત થયેલા ઉપાસક પુરુષોની પુનરાવૃત્તિનું કથન કરી, પરમેશ્વરથી વિમુખ તથા તત્ત્વસાક્ષાત્કારથી રહિત એવા પુરુષોની બ્રહ્મલોકમાંથી પુનરાવૃત્તિ અર્થવડે જ સિદ્ધ થાય છે. એ અર્થ હવે શ્રીકૃષ્ણ ભગવાન્ કથન કરે છે:—

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! બ્રહ્મલોક સહિત સર્વ લોક પુનરાવૃત્તિવાળો છે. હે કૌન્તેય ! એક પરમેશ્વરને જ પ્રાપ્ત થવાથી પુનર્જન્મ થતો નથી. ૧૬

ટીકા:-હે અર્જુન ! મારાથી (પરમેશ્વરથી) વિમુખ તથા અસમ્યક્ દર્શનવાળા સર્વ પુરુષોને બ્રહ્મલોક સહિત સર્વ ભોગભૂમિરૂપ લોક પુનરાવૃત્તિવાળા જ હોય છે, અર્થાત્ મારાથી (પરમેશ્વરથી) વિમુખ પુરુષ બ્રહ્મલોકાદિ સર્વ લોકોથી નીચે પતન પામીને પુનઃ જન્મને પ્રાપ્ત થાય છે.

અર્જુન પૂછે છે:-"હે ભગવન્ ! આપને (પરમેશ્વરને) પ્રાપ્ત થયેલા અધિકારી જનોને પણ પુરુષોની પેઠે શું પુનરાવૃત્તિની જ પ્રાપ્તિ થાય છે ?" (શ્રીભગવાન્ પૂર્વે કહેલા અર્થને જ પુનઃ દઢ કરાવવા વાસ્તે કહે છે.)-( मामुपेत्य तु ) હે કૌંતેય ! મને એક (પરમેશ્વરને) જ પ્રાપ્ત થઈને પરમ આનંદને પ્રાપ્ત થયેલા જે અધિકારી પુરુષો છે, તે અધિકારી પુરુષોનો પુનઃ કદાચિત્ પણ જન્મ થતો નથી, અર્થાત્ તે પુરુષોની કદાચિત્ પણ પુનરાવૃત્તિ થતી નથી.

અહીં હે અર્જુન ! એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનવિષે સ્વભાવસિદ્ધ મહાનુભાવપણું કહ્યું અને હે કૌંતેય ! સંબોધનવડે માતાથી પણ મહાનુભાવપણું કહ્યું. એમ કહીને આત્મજ્ઞાનની સિદ્ધિવાસ્તે અર્જુનવિષે સ્વરૂપથી શુદ્ધિ તથા કારણથી શુદ્ધિ સૂચિત કરી છે.

વળી आब्रह्मभवनात् એ પ્રકારનો જો કોઇ પુસ્તકવિષે પાઠ હોય તોપણ પૂર્વોક્ત અર્થથી વિલક્ષણતા નથી; કારણ કે भवत्यत्रभूतानीति भुवनम्-અર્થાત્-જેને વિષે ભૂત વિદ્યમાન હોય તેનું નામ ભુવન છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે ભુવન શબ્દ લોકનો વાચક છે. અને નિવાસના સ્થાનનું નામ ભવન છે. ભવન શબ્દ પણ લોકનો જ વાચક છે.

અહીં आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन એ પૂર્વાર્દ્ધવડે શ્રીભગવાને બ્રહ્મલોકવિષે પ્રાપ્ત થયેલા પુરુષોની પુનરાવૃત્તિ કથન કરી; અને मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते એ ઉત્તરાર્દ્ધવડે બ્રહ્મલોકમાંથી અપુનરાવૃત્તિ કથન કરી. એ વિષે આ પ્રમાણે વ્યવસ્થા છેઃ-જેમનું ફળ ક્રમમુક્તિ છે એવી જે દહરાદિ ઉપાસનાઓ છે, તે ઉપાસનાઓવડે જે પુરુષો દેવયાનમાર્ગદ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા છે, તે ઉપાસક પુરુષોને જ ત્યાં ઉત્પન્ન થયેલા તત્ત્વસાક્ષાત્કારવડે બ્રહ્માની સાથે મોક્ષની પ્રાપ્તિ થાય છે; તેથી ઉપાસક પુરુષો પુનરાવૃત્તિને પ્રાપ્ત થતા નથી અને જે પુરુષો પંચાગ્નિ વિદ્યાદિકોવડે બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા છે, તે પુરુષોને ત્યાં તત્ત્વસાક્ષાત્કારની પ્રાપ્તિ થતી નથી; તેથી તે પુરુષો તો ભોગોને ભોગવીને અવશ્ય પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે, પરંતુ તે ઉપાસક પુરુષો પણ જે કલ્પવિષે બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા છે, તે કલ્પવિષે પુનરાવૃત્તિને પ્રાપ્ત થતા નથી, કિન્તુ બીજા કલ્પવિષે પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે. તેથી ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते ઇત્યાદિ શ્રુતિઓએ તથા अनावृत्तिः शब्दात् એ સૂત્રે, બ્રહ્મલોકવિષે પ્રાપ્ત થયેલા ઉપાસક પુરુષોની જે પુનરાવૃત્તિ કથન કરી છે, તે ક્રમમુક્તિવાળા ઉપાસક પુરુષોની અપુનરાવૃત્તિ કથન કરી છે અને જે શ્રુતિસ્મૃતિવચન બ્રહ્મલોકવિષે પ્રાપ્ત થયેલા પુરુષોની પુનરાવૃત્તિનું કથન કરે છે, તે વચનો તો પંચાગ્નિવિદ્યાદિકોવડે બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા પુરુષોની પુનરાવૃત્તિનું કથન કરે છે. તેથી, ઉપાસક પુરુષોની બ્રહ્મલોકવિષેથી અપુનરાવૃત્તિનું કથન કરનારાં વચનોનો તથા તે બ્રહ્મલોકમાંથી પુનરાવૃત્તિનું કથન કરનારાં વચનોનો, પરસ્પર વિરોધ થતો નથી. આ પંચાગ્નિવિદ્યાનું સ્વરૂપ આત્મપુરાણના છઠ્ઠા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવ્યું છે. (૧૬)

અવતરણિકાઃ—બ્રહ્મલોક સહિત સર્વ લોક કાળવડે પરિચ્છિન્ન હોવાથી પુનરાવૃત્તિવાળા જ છેઃ એ અર્થનું હવે શ્રીભગવાન્ કથન કરે છે—

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—જે પુરુષ બ્રહ્માના ચતુર્યુગ સહસ્ર પર્યંત દિવસને જાણે છે તથા ચતુર્યુગ સહસ્ર પર્યંત રાત્રિને જાણે છે, તે યોગીજન જ દિવસ તથા રાત્રિને જાણવાવાળો છે. ૧૭

ટીકાઃ-સત્તરલાખ અઠ્ઠાવીશ હજાર (૧૭૨૮૦૦૦) વર્ષ સત્યયુગનું પરિમાણ હોય છે; બારલાખ છન્નુ હજાર વર્ષ (૧૨૯૬૦૦૦) ત્રેતાયુગનું પરિમાણ હોય છે; આઠ લાખ ચોસઠ હજાર વર્ષ (૮૬૪૦૦૦) દ્વાપરયુગનું પરિમાણ હોય છે અને ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪૩૨૦૦૦) કલિયુગનું પરિમાણ હોય છે. એ ચારે યુગ જ્યારે એક હજાર વાર વ્યતીત થાય છે, ત્યારે પ્રજાપતિ નામે બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે. એ જ પ્રમાણે એ ચાર યુગ જ્યારે એક હજાર વાર વ્યતીત થાય છે, ત્યારે બ્રહ્માની એક રાત્રિ થાય છે. એ જ બ્રહ્માનું દિવસ–રાત્રિનું પરિમાણ चतुर्युगसहस्रं तु ब्रह्मणो दिनमुच्यते ઇત્યાદિ પુરાણનાં વચનોવિષે પણ કહેલ છે. એ પ્રકારના બ્રહ્માના દિવસને તથા રાત્રિને જે પુરુષો જાણે છે, તે યોગી જનો જ રાત્રિદિવસને જાણનાર કહેવાય છે અને જે પુરુષો, સૂર્ય–ચંદ્રની ગતિવડે દિવસ–રાત્રિને

જાણે છે, તે પુરુષો દિવસ-રાત્રિને જાણનારા કહેવાતા નથી, અને એ કારણથી તે પુરુષો અલ્પદર્શી છે. (૧૭)

અવતરણિકા:-આ પ્રકારના બ્રહ્માનાં દિવસ અને રાત્રિ જ્યારે પંદર થાય છે, ત્યારે બ્રહ્માનું એક પક્ષ (પખવાડીઉં) કહેવાય છે; એવાં બે પક્ષોનો એક માસ કહેવાય છે; એવા બાર માસનું એક વર્ષ કહેવાય છે; એવાં એક શત વર્ષ (૧૦૦) બ્રહ્માનું પરમ આયુષ્ થાય છે. તેમાં પ્રથમ પચાસ વર્ષ પ્રથમ પરાર્દ્ધ કહેવાય છે, અને બીજાં પચાસ વર્ષ દ્વિતીય પરાર્દ્ધ કહેવાય છે. એવાં શત વર્ષનું આયુષ ભોગવ્યા પછી બ્રહ્મા નાશને પ્રાપ્ત થાય છે. એ પ્રકારે બ્રહ્મા પણ કાળે કરીને પરિચ્છિન્ન હોવાથી અનિત્ય જ છે અને તેથી ક્રમમુક્તિથી રહિત પુરુષોની પણ બ્રહ્મલોકમાંથી પુનરાવૃત્તિ યુક્ત જ છે. અને ઇંદ્રાદિ દેવતાઓ તો બ્રહ્માથી પણ નીચે છે. આ ઇંદ્રાદિ દેવતાઓ તો બ્રહ્માના એક દિનરૂપ કાળે કરીને જ પરિચ્છિન્ન છે તેથી, ઇંદ્રાદિ દેવતાઓના લોકોમાંથી એ પુરુષોની પુનરાવૃત્તિ થાય છે, એમાં કહેવું જ શું? આ વાત હવે શ્રીભગવાન્ કહે છેઃ-

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥**

શ્લોકાર્થ:-બ્રહ્માના દિવસના આગમન વિશે અવ્યક્તથી આ સર્વ વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે તથા રાત્રિના આગમન વિશે તે સર્વ વ્યક્તિઓ અવ્યક્ત નામના કારણ વિશે જ લયભાવને પ્રાપ્ત થાય છે. ૧૮

ટીકાઃ-હે અર્જુન! પૂર્વે જે બ્રહ્માનો દિવસ કહ્યો, તે દિવસના આગમનવિષે અર્થાત્ બ્રહ્માના જાગ્રત કાળવિષે, એ સર્વ વ્યક્તિઓ અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે. યદ્યપિ અન્ય સ્થળવિષે 'અવ્યક્ત' શબ્દ 'અવ્યાકૃત અવસ્થા' નો જ વાચક હોય છે, તથાપિ અહીં 'અવ્યક્ત' શબ્દવડે 'અવ્યાકૃત' અવસ્થાનો અર્થ ગ્રહણ કરવો નહિ, કારણ કે આ પ્રસંગે બ્રહ્માના દિન-દિનવિષે સૃષ્ટિને તથા રાત્રિ-રાત્રિવિષે પ્રલયને કથન કરવા વાસ્તે જ પ્રારંભ કર્યો છે. એ બ્રહ્માની દિનસૃષ્ટિવિષે તથા રાત્રિપ્રલયવિષે આકાશાદિ ભૂતોની ઉત્પત્તિ તથા નાશ થતો નથી, કિન્તુ તે આકાશાદિ ભૂતો જેમનાં તેમ રહે છે, તેથી અવ્યક્ત શબ્દવડે આકાશાદિકોનો કારણરૂપ અવ્યાકૃત અવસ્થાનો અર્થ ગ્રહણ કરવો નહિ, કિન્તુ અવ્યક્ત શબ્દવડે બ્રહ્માની સુષુપ્તિ અવસ્થાનો અર્થ ગ્રહણ કરવો. અર્થાત્ સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયેલા પ્રજાપતિનું નામ અવ્યક્ત છે, એ અવ્યક્તથી શરીરવિષયાદિરૂપ ભોગની ભૂમિઓરૂપ વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે અર્થાત્ પૂર્વે સૂક્ષ્મરૂપે કરીને રહેલી વ્યક્તિઓ વ્યવહાર કરવામાં સમર્થતારૂપે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે અને પ્રજાપતિ નામે બ્રહ્માના રાત્રિના આગમનવિષે, અર્થાત્ બ્રહ્માના સુષુપ્તિકાળવિષે, સર્વ વ્યક્તિઓ, જે અવ્યક્તરૂપ કારણથી પૂર્વે પ્રાદુર્ભૂત થઇ હતી, તે અવ્યક્ત નામના કારણવિષે લયભાવને પ્રાપ્ત થાય છે. (૧૮)

અવતરણિકા:-આ પ્રમાણે આ સંસાર યદ્યપિ શીઘ્ર જ વિનાશને પ્રાપ્ત થાય છે, તથાપિ આ સંસારની નિવૃત્તિ થતી નથી. કારણ કે અવિદ્યા-કામ-કર્મ એ ત્રણવડે પરતંત્ર થયેલો આ સંસાર પુનઃ પુનઃ પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે તથા પ્રાદુર્ભાવને પ્રાપ્ત થયેલા આ સંસારનો-અવિદ્યાકામકર્મની વશતાથી-પુનઃ પુનઃ તિરોભાવ થાય છે. એવા આગમાપાયી સંસારવિષે વર્તમાન પ્રાણીઓ પણ અવિદ્યા-કામ-કર્મવડે પરતંત્ર જ છે. એવાં પરતંત્ર પ્રાણી-

આને જ જન્મ-મરણાદિ દુઃખોની પ્રાપ્તિ થાય છે. તેથી આ દુઃખરૂપ સંસારમાંથી નિવૃત્ત થવું, એજ શ્રેષ્ઠ છે. એ પ્રકારના વૈરાગ્યની ઉત્પત્તિ વાસ્તે તથા આ સંસારનો નામ તથા રૂપે કરી પુનઃ પુનઃ પ્રાદુર્ભાવ થવાથી કૃતનાશ-અકૃતાભ્યાગમરૂપ દોષની નિવૃત્તિ કરવા વાસ્તે શ્રીભગવાન્ કહે છેઃ-

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
राऽयागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જે પૂર્વકલ્પ વિશે થયો હોય છે તે જ આ પ્રાણીનો સમુદાય ઉત્તર ઉત્તર કલ્પવિશે અનેકવાર ઉત્પન્ન થઇ તથા પરતંત્ર થઇ, બ્રહ્માના દિવસના આગમન વિશે ઉત્પન્ન થાય છે તથા રાત્રિના આગમન વિશે લય થાય છે. ૧૯

ટીકાઃ-હે અર્જુન! જે સ્થાવર-જંગમ ભૂતોનો સમુદાય પૂર્વ કલ્પવિષે રહેલો હતો, તે જ ભૂતોનો સમુદાય, ઉત્તર-ઉત્તર કલ્પવિષે ઉત્પન્ન થાય છે. કલ્પ કલ્પવિષે અન્ય અન્ય નવીન ભૂતોનો સમુદાય ઉત્પન્ન થતો નથી, કારણ કે જેમ તાર્કિકો અસત્ કાર્યની ઉત્પત્તિનો અંગીકાર કરે છે, તેમ વેદાંત સિદ્ધાંતવિષે અસત્ કાર્યની ઉત્પત્તિનો અંગીકાર નથી. જો કદાચિત્ અસત્‌ની પણ ઉત્પત્તિ થતી હોય, તો શશશૃંગ ને વંધ્યાપુત્રની પણ ઉત્પત્તિ થવી જોઇએ. તેથી અસત્ કાર્યની ઉત્પત્તિ થતી નથી, કિન્તુ પોતાની ઉત્પત્તિની પૂર્વે પોતાના કારણવિષે સૂક્ષ્મરૂપે કરીને રહેલા કાર્યની જ કારણસામગ્રીની વશતાથી પુનઃ અભિવ્યક્તિ થાય છે.

જો કલ્પ કલ્પવિષે અન્ય અન્ય નવીન પ્રાણીઓની ઉત્પત્તિનો અંગીકાર કરીએ, તો પૂર્વ કલ્પના અંતવિષે પ્રાણીઓએ કરેલાં જે પુણ્ય-પાપ કર્મો છે, તે કર્મોનો આદિવિષે ભોગ-વિના જ નાશ થવો જોઇએ, અને આ કલ્પના આદિવિષે ઉત્પન્ન થયેલાં જે પ્રાણીઓ છે, તે પ્રાણીઓને પૂર્વે નહિ કરેલાં પુણ્ય-પાપ કર્મોનાં સુખદુઃખરૂપ ફળનો ભોગ થવો જોઇએ. આને જ શાસ્ત્રવિષે કૃતનાશ તથા અકૃતાભ્યાગમ કહે છે. આત્મજ્ઞાનથી રહિત પુરુષોને કરેલાં કર્મનો ફળના ભોગ વિના જ નાશ કહેવો તથા નહિ કરેલાં કર્મોના ફળનો ભોગ કહેવો તે શાસ્ત્રથી વિરુદ્ધ છે. શાસ્ત્રવિષે એમ કહ્યું છે કે-अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् । ना भुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥ અર્થ-આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરુષે જે શુભ કર્મ કર્યું છે અથવા અશુભ કર્મ કર્યું છે, તે શુભ અશુભકર્મ અવશ્ય કરીને તેને ભોગવવું પડે છે. અજ્ઞાની પુરુષનાં શુભ-અશુભ કર્મો ભોગવ્યાવિના શત-કોટી કલ્પોવડે પણ નાશને પ્રાપ્ત થતાં નથી. આ કારણથી પણ કલ્પ કલ્પવિષે નવીન પ્રાણીઓની ઉત્પત્તિ થતી નથી, કિંતુ પૂર્વ પૂર્વ કલ્પવિષે રહેલાં પ્રાણીઓની જ ઉત્તર ઉત્તર કલ્પવિષે ઉત્પત્તિ થાય છે. એ વાત કેવળ યુક્તિવડે જ સિદ્ધ નથી, કિંતુ સાક્ષાત્ શ્રુતિ ભગવતી જ એ અર્થનું કથન કરે છેઃ- सूर्याचंद्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चांतरिक्षमथोस्वरिति ॥ અર્થાત્-સૂર્ય-ચંદ્રમા-પૃથિવી-અંતરિક્ષ-સ્વર્ગ વગેરે આ સર્વ જગત્ જે પ્રકારના પૂર્વ પૂર્વ કલ્પવિષે હતું તે તે પ્રકારના ઉત્તર ઉત્તર કલ્પવિષે પરમેશ્વર રચતા હતા. તે જ સ્થાવર-જંગમરૂપ ભૂતોનો સમુદાય અવિદ્યા-કામ-કર્મવડે પરતંત્ર થઇને બ્રહ્માના દિનના આગમનવિષે પૂર્વોક્તરૂપ કારણથી પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે, અને બ્રહ્માના રાત્રિના આગમન વિષે અવ્યક્તરૂપ કારણ વિષે લયભાવને પ્રાપ્ત થાય છે. (૧૯)

અવતરણિકાઃ-એ પ્રકારે અવિદ્યાકામકર્મને અધીન પ્રાણીઓનો વારંવાર ઉત્પત્તિવિનાશ દર્શાવીને, आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन. એ પૂર્વોક્ત વચનનો અર્થ ત્રણ શ્લોકોવડે

ઉપપાદન કર્યો. હવે मामुपेत्य पुनर्जन्म न विद्यते, એ પૂર્વોક્ત વચનનો અર્થ બે શ્લોકોવડે શ્રીભગવાન્ ઉપપાદન કરે છેઃ—

**परस्तस्मात्तु भावोऽन्यो व्यक्ताव्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥**

શ્લોકાર્થઃ—જે સત્તારૂપ ભાવ આ અવ્યક્તથી પર છે, અત્યંત વિલક્ષણ છે, ઇન્દ્રિયનો અવિષય છે તથા નિત્ય છે તે સત્તારૂપ ભાવનો, સર્વભૂતોનો નાશ થવા છતાં પણ નાશ થતો નથી. ૨૦

ટીકાઃ—હે અર્જુન ! સર્વ કલ્પિત પ્રપંચવિષે અનુસ્યૂત જે સત્તારૂપ ભાવ છે, તે સત્તારૂપ ભાવ, પૂર્વે કહેલો જે ચરાચર સ્થૂલ પ્રપંચના કારણભૂત હિરણ્યગર્ભનામે અવ્યક્ત છે, તે અવ્યક્તથી પણ પર છે, અર્થાત્ તે અવ્યક્તથી વ્યતિરિક્ત છે અથવા તે અવ્યક્તથી શ્રેષ્ઠ છે; કારણ કે સત્તારૂપ ભાવ હિરણ્યગર્ભરૂપ અવ્યક્તના પણ કારણરૂપ છે.

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! સત્તારૂપ ભાવને અવ્યક્તથી વ્યતિરિક્તતા હોવા છતાં પણ અવ્યક્તની સાદૃશ્યતા હોવી જોઇએ, જેમકે ગવયને ગૌથી વ્યતિરિક્તતા હોવા છતાં પણ ગૌની સાદૃશ્યતા છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—(अन्य इति) "હે અર્જુન ! સત્તારૂપ ભાવ અવ્યક્તથી અન્ય છે, અર્થાત્ અત્યંત વિલક્ષણ છે—કોઈ પણ અંશે અવ્યક્તની સદૃશ નથી. શ્રુતિ કહે છે કે, न तस्य प्रतिमा अस्ति—અર્થાત્ સત્તારૂપ પરમાત્માની સદૃશ કોઇ પણ પદાર્થ નથી."

અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! એવો સત્તારૂપ ભાવ સર્વ લોકોને પ્રત્યક્ષ કેમ થતો નથી ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ—(अव्यक्त इति) "હે અર્જુન ! સત્તારૂપ ભાવ અવ્યક્તરૂપ છે, અર્થાત્ રૂપાદિ ગુણોથી રહિત હોવાથી ચક્ષુઆદિ ઇંદ્રિયોનો અવિષય છે. શ્રુતિ કહે છે કે, न चक्षुषा पश्यति कश्चिदेनम् આ આત્માદેવને ચક્ષુ આદિ ઇંદ્રિયોવડે કોઈ પણ દેખી શકતું નથી. વળી તે સત્તારૂપ ભાવ સનાતન છે, તે ઉત્પત્તિ-નાશથી રહિત હોવાથી સર્વદા નિત્ય છે. (અહીં तस्मात्तु ) એ વચનમાં રહેલો तु શબ્દ, પરિત્યાગ કરવા યોગ્ય અનિત્ય અવ્યક્તથી સત્તારૂપ નિત્ય અવ્યક્ત વિષે ગ્રાહ્યત્વરૂપ વિલક્ષણતાનું સૂચન કરે છે; અથવા તે तु શબ્દ નૈયાયિકોએ કલ્પેલી જાતિરૂપ સત્તાની વ્યાવૃત્તિનું બોધન કરે છે; કારણ કે તે જાતિરૂપ સત્તા દ્રવ્ય-ગુણ-કર્મ એ ત્રણ પદાર્થોવિષે અનુગત થયા છતાં પણ, સામાન્ય-વિશેષ-સમવાય-અભાવ એ ચાર પદાર્થોવિષે રહેતી નથી; અને ચૈતન્યરૂપ સત્તા તો સર્વ પદાર્થોવિષે અનુસ્યૂત થઇને રહે છે. આ પ્રકારનો જે સત્તારૂપ ભાવ છે, તે સત્તારૂપ ભાવ અવ્યક્ત નામે હિરણ્યગર્ભની પેઠે સર્વ ભૂતોનો નાશ થયા છતાં પણ, નાશ પામતો નથી, તથા તે સર્વ ભૂતો ઉત્પન્ન થયા છતાં પણ ઉત્પન્ન થતો નથી. અને અવ્યક્તનામે હિરણ્યગર્ભ તો પોતે કાર્યરૂપ છે. તથા ભૂતોનો અભિમાની છે, તેથી તે ભૂતોના ઉત્પત્તિ-નાશવડે હિરણ્યગર્ભના ઉત્પત્તિ-નાશ યુક્ત છે. અને ભૂતોનો અભિમાની નહિ એવો તથા ભૂતોના અકાર્યરૂપ જે સત્તારૂપ પરમાત્માદેવ છે, તે પરમાત્માદેવના, ભૂતોનાં ઉત્પત્તિ-નાશવડે, ઉત્પત્તિ-નાશ સંભવતાં નથી." (૨૦)

અને વળી—

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન ! જે સત્તારૂપ ભાવને અહીં અવ્યક્ત તથા અક્ષર નામે કરી કથન કર્યો છે, તે સત્તારૂપ ભાવને શ્રુતિ સ્મૃતિઓ પરમગતિ કહે છે. સત્તારૂપ ભાવને પ્રાપ્ત થઇ અધિકારીજન પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી. આ સત્તારૂપ ભાવ મારુ (પરમેશ્વરનું) સર્વથી ઉત્કૃષ્ટ સ્વરૂપ છે. ૨૧

ટીકા:-હે અર્જુન! જે સત્તારૂપ ભાવ (આ ગીતાશાસ્ત્રવિષે) ઇન્દ્રિયોનો અવિષય હોવાથી 'અવ્યક્ત' એ નામવડે મેં પૂર્વે કહેલ છે, તથા જે સત્તારૂપભાવ નાશથી રહિત હોવાથી અથવા સર્વત્ર વ્યાપક હોવાથી 'અક્ષર' એ નામવડે પૂર્વે કહેવામાં આવેલો છે, તથા અન્ય શ્રુતિસ્મૃતિઓવિષે પણ 'અવ્યક્ત'–'અક્ષર' એ નામવડે કહેવામાં આવેલ છે, તે સત્તારૂપ ભાવને શ્રુતિ-સ્મૃતિઓ પરમગતિરૂપ કહે છે. (અહીં પરમાં એ શબ્દવડે, ઉત્પત્તિ–નાશથી રહિત સ્વપ્રકાશ-પરમાનંદરૂપનો અર્થ ગ્રહણ કરવો.) મુમુક્ષુ જનોને એક આત્મજ્ઞાનવડે જ જે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે તેનું નામ ગતિ છે, અર્થાત્ સત્તારૂપ ભાવને શ્રુતિ-સ્મૃતિઓ સ્વપ્રકાશ-પરમાનંદ સ્વરૂપ-પરમપુરુષાર્થરૂપ કહે છે; અથવા બ્રહ્મલોકપર્યંત જે ગતિ છે તે ગતિ કાર્યરૂપ હોવાથી અપરમ છે, અને એ ચૈતન્ય સત્તારૂપ ગતિ તો કાર્ય-કારણભાવથી રહિત હોવાથી, પરમ છે. શ્રુતિ કહે છે કે,-"एषास्य परमा गतिः पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः- એ સત્-ચિત્-આનંદસ્વરૂપ પરમાત્માદેવ જ, વિદ્વાન્ પુરુષની પરમગતિ છે. એવા પરમાત્મા-દેવથી પર કોઇ પણ વસ્તુ નથી; તે પરમાત્માદેવ જ સર્વનો અવધિ છે, પરમગતિ છે." જે સત્તારૂપ ભાવને અધિકારીજન પ્રાપ્ત થઇને પુનઃ સંસારવિષે પતન થતો નથી-સંસારમાં પડતો નથી, અર્થાત્ પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી. તે સત્તારૂપ ભાવ મારૂં (પરમેશ્વરનું) પરમ ધામ છે. અર્થાત્ તે સત્તારૂપ ભાવ મારું (પરિપૂર્ણ વિષ્ણુનું) સર્વથી ઉત્કૃષ્ટ તથા સર્વ ઉપાધિઓથી રહિત વાસ્તવ સ્વરૂપ છે. શ્રુતિ કહે છે કે-तद्विष्णोः परमं पदं-જે સત્-ચિત્-આનંદ સ્વરૂપ અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મને अहंब्रह्मास्मि એ પ્રકારે અભેદરૂપથી પ્રાપ્ત થઇને, તત્ત્વવેત્તા પુરુષ પુનઃ જન્મ મરણરૂપ સંસારને પ્રાપ્ત થતો નથી. તે અદ્વિતીય નિર્ગુણ જ વિષ્ણુનું પરમ પદ છે, અર્થાત્ તે વિષ્ણુનું વાસ્તવ સ્વરૂપ છે.

(અહીં राहोः शिरः पुरुषस्य चैतन्यम् એ સ્થળે, જેમ રાહુશિરનો અભેદ હોવા છતાં તથા પુરુષચૈતન્યનો અભેદ હોવા છતાં પણ, ભેદની કલ્પનાવડે છઠ્ઠી વિભક્તિ છે. વાસ્તવિક રીતે રાહુશિરનો તથા પુરુષચૈતન્યનો અભેદ જ છે, તેમ मम धाम એ વચનવિષે પણ પરમેશ્વરનો તથા સત્તારૂપ ધામનો વાસ્તવિક રીતે અભેદ હોવા છતાં પણ ભેદની કલ્પનાવડે છઠ્ઠી વિભક્તિ છે, તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જે અક્ષર અવ્યક્તરૂપ ભાવને શ્રુતિઓ પરમગતિરૂપ કહે છે, તે પરમગતિ હું (પરમેશ્વર) જ છું. (૨૧)

અવતરણિકા:—अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः। तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥ એ શ્લોકવડે પૂર્વે કહેલો જે ભક્તિયોગ છે, તે ભક્તિયોગ જ પરમગતિની પ્રાપ્તિનો ઉપાય છે, એ અર્થ હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! આ પૂર્વોક્ત નિરતિશય પરમાત્મા પુરુષ અનન્ય ભક્તિવડે પ્રાપ્ત થાય છે, જે પરમાત્મા પુરુષનેવિષે સર્વ ભૂતો અંતર્વર્ત્તી છે તથા જે પુરુષે આ સર્વ જગતને વ્યાપ્ત કર્યું છે. ૨૨

# અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગ



अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥
धूमो रात्रिस्तथाकृष्णः षण्मासा दक्षिणायनम् । तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

ભાવાર્થ:—શ્રીભગવાન્ કહે છેઃ-અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ માસ-એ સર્વના અભિમાની દેવતાઓ જ્યાં છે, તે કાળમાં મરણ પામેલા બ્રહ્મવેત્તા ભક્તો પરબ્રહ્મને પામે છે. ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ-આ સર્વના અભિમાની દેવતાઓ જ્યાં છે, તે કાળમાં મરણ પામેલો કર્મકાંડી ચન્દ્રમાના તેજને પામી સ્વર્ગનું સુખ ભોગવી ફરી આ લોકમાં આવે છે. (અ. ૮, શ્લો. ૨૪-૨૫.)

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ.

ટીકા:—હે અર્જુન! નિરતિશય પરમાત્મા પુરુષ હું જ છું-એવો હું–પરમાત્માદેવ એક અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું. જેનેવિષે, મારા (પરમેશ્વર)વિના અન્ય વિષય વિદ્યમાન નથી, એવી જે પ્રેમલક્ષણાભક્તિ છે, તેનું નામ અનન્ય ભક્તિ છે.

અર્જુન પૂછે છે કે:–"એ નિરતિશય પુરુષ કોણ છે?"

શ્રીભગવાન્ કહે છે:–यस्यांतःस्थानि इति ॥ હે અર્જુન! જે કારણ પુરુષનાં સર્વ કાર્યરૂપ ભૂત અંતર્વર્ત્તી છે. કારણ કે આ લોકવિષે પણ જે જે કાર્ય થાય છે તે તે કાર્ય પોતાનાં ઉપાદાન કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે–જેમ ઘટ–શરાવાદિ કાર્ય મૃત્તિકારૂપ કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે; તેમ સર્વ કાર્યપ્રપંચ જે કારણરૂપ પુરુષનાં અંતર્વર્ત્તી છે, એ કારણથી જ જે પુરુષે એ સર્વ કાર્યપ્રપંચ વ્યાપ્ત કર્યો છે; જેવી રીતે મૃત્તિકારૂપ કારણે ઘટ–શરાવાદિ સર્વ કાર્ય વ્યાપ્ત કર્યાં છે.

શ્રુતિ કહે છે કે "यस्मात्परं ना परमस्ति किंचिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित्। वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ यच्च किंचिज्जगत्यस्मिन्दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥ જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ પર તથા અપર નથી; તથા જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ અત્યંત અણુ તથા અત્યંત મહાન્ નથી; તથા જે અદ્વિતીય પરમાત્માદેવ મહાન્ વૃક્ષની પેઠે ચલાયમાનતાથી રહિત છે; તથા પોતાના સ્વયંજ્યોતિ સ્વરૂપવિષે રહેલા છે; તે પરમાત્માદેવ પુરુષે જ આ સર્વ જગત પૂર્ણ કર્યું છે અને આ જગતવિષે જે કોઈ વસ્તુ જોવામાં આવે છે તથા શ્રવણ કરવામાં આવે છે, તે સર્વ જગતને અંદરથી અને બહારથી વ્યાપ્ત કરીને નારાયણ રહેલા છે," ઇત્યાદિ અનેક શ્રુતિઓ પરમાત્માદેવની વ્યાપકતાનું કથન કરે છે. એવો હું–પરમાત્માદેવ કેવળ અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું.

"હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જે તત્ત્વજ્ઞાન છે, તે જ પરમાત્માદેવની પ્રાપ્તિ છે. પરમેશ્વરની અનન્ય ભક્તિ જ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:–" यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥ જે અધિકારી પુરુષની પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, અને જેવી પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, તેવી જ ગુરુવિષે અનન્ય ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદાંતવડે પ્રતિપાદિત અર્થ અપરોક્ષ થાય છે, ભક્તિથી રહિત પુરુષને તે અર્થ અપરોક્ષ થતો નથી." તેથી જિજ્ઞાસુ જનને તે પરમેશ્વરની ભક્તિ અવશ્ય કર્ત્તવ્ય છે. (૨૨)

અવતરણિકા:–પૂર્વે એ વાર્ત્તા કહી હતી કે, જે સગુણ બ્રહ્મના ઉપાસકો સગુણ બ્રહ્મને પ્રાપ્ત થઇને પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, કિંતુ ક્રમમુક્તિને પ્રાપ્ત થાય છે; તેમાં સગુણ બ્રહ્મલોકના ભોગની પૂર્વે જેમને આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો નથી એવા જે ઉપાસક પુરુષો છે, તે ઉપાસક પુરુષોને બ્રહ્મલોકવિષે જવા વાસ્તે માર્ગની અપેક્ષા અવશ્ય કરીને રહે છે, તત્ત્વવેત્તા પુરુષોની પેઠે ઉપાસક પુરુષોને માર્ગની અનપેક્ષા નથી; તેથી ઉપાસક પુરુષોને બ્રહ્મલોકની પ્રાપ્તિ વાસ્તે શ્રીભગવાન્ દેવયાન માર્ગનું કથન કરે છે અને પિતૃયાન માર્ગનું જે અહીં કથન કર્યું છે, તે દેવયાન માર્ગની સ્તુતિ વાસ્તે કથન કર્યું છે.

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! જે માર્ગવિષે જવાવાળો ઉપાસક કર્મી પુરુષ, અનાવૃત્તિને તથા વૃત્તિને જ પ્રાપ્ત થાય છે તે માર્ગનું હું કથન કરું છું. ૨૩

ટીકા:—હે અર્જુન ! નિરતિશય પરમાત્મા પુરુષ હું જ છું-એવો હું-પરમાત્માદેવ એક અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું. જેનેવિષે, મારા (પરમેશ્વર)વિના અન્ય વિષય વિદ્યમાન નથી, એવી જે પ્રેમલક્ષણાભક્તિ છે, તેનું નામ અનન્ય ભક્તિ છે.

અર્જુન પૂછે છે કે:–"એ નિરતિશય પુરુષ કોણ છે ?"

શ્રીભગવાન્ કહે છે:-तस्यांतःस्थानि इति ॥ હે અર્જુન ! જે કારણ પુરુષનાં સર્વ કાર્યરૂપ ભૂત અંતર્વર્ત્તી છે. કારણ કે આ લોકવિષે પણ જે જે કાર્ય થાય છે તે તે કાર્ય પોતાનાં ઉપાદાન કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે–જેમ ઘટ–શરાવાદિ કાર્ય મૃત્તિકારૂપ કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે; તેમ સર્વ કાર્યપ્રપંચ જે કારણરૂપ પુરુષનાં અંતર્વર્ત્તી છે, એ કારણથી જ જે પુરુષે એ સર્વ કાર્યપ્રપંચ વ્યાપ્ત કર્યો છે; જેવી રીતે મૃત્તિકારૂપ કારણે ઘટ–શરાવાદિ સર્વ કાર્ય વ્યાપ્ત કર્યાં છે.

શ્રુતિ કહે છે કે "यस्मात्परं ना परमस्ति किंचिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित्। वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ यच्च किंचिज्जगत्यस्मिन्दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥ જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ પર તથા અપર નથી; તથા જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ અત્યંત અણુ તથા અત્યંત મહાન્ નથી; તથા જે અદ્વિતીય પરમાત્માદેવ મહાન્ વૃક્ષની પેઠે ચલાયમાનતાથી રહિત છે; તથા પોતાના સ્વયંજ્યોતિ સ્વરૂપવિષે રહેલા છે; તે પરમાત્માદેવ પુરુષે જ આ સર્વ જગત પૂર્ણ કર્યું છે અને આ જગતવિષે જે કોઈ વસ્તુ જોવામાં આવે છે તથા શ્રવણ કરવામાં આવે છે, તે સર્વ જગતને અંદરથી અને બહારથી વ્યાપ્ત કરીને નારાયણ રહેલા છે," ઇત્યાદિ અનેક શ્રુતિઓ પરમાત્માદેવની વ્યાપકતાનું કથન કરે છે. એવો હું-પરમાત્માદેવ કેવળ અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું.

"હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જે તત્ત્વજ્ઞાન છે, તે જ પરમાત્માદેવની પ્રાપ્તિ છે. પરમેશ્વરની અનન્ય ભક્તિ જ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:–"यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ જે અધિકારી પુરુષની પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, અને જેવી પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, તેવી જ ગુરુવિષે અનન્ય ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદાંતવડે પ્રતિપાદિત અર્થ અપરોક્ષ થાય છે, ભક્તિથી રહિત પુરુષને તે અર્થ અપરોક્ષ થતો નથી." તેથી જિજ્ઞાસુ જનને તે પરમેશ્વરની ભક્તિ અવશ્ય કર્તવ્ય છે. (૨૨)

અવતરણિકા:–પૂર્વે એ વાર્તા કહી હતી કે, જે સગુણ બ્રહ્મના ઉપાસકો સગુણ બ્રહ્મને પ્રાપ્ત થઈને પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, કિંતુ ક્રમમુક્તિને પ્રાપ્ત થાય છે; તેમાં સગુણ બ્રહ્મલોકના ભોગની પૂર્વે જેમને આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો નથી એવા જે ઉપાસક પુરુષો છે, તે ઉપાસક પુરુષોને બ્રહ્મલોકવિષે જવા વાસ્તે માર્ગની અપેક્ષા અવશ્ય કરીને રહે છે, તત્ત્વવેત્તા પુરુષોની પેઠે ઉપાસક પુરુષોને માર્ગની અનપેક્ષા નથી; તેથી ઉપાસક પુરુષોને બ્રહ્મલોકની પ્રાપ્તિ વાસ્તે શ્રીભગવાન્ દેવયાન માર્ગનું કથન કરે છે અને પિતૃયાન માર્ગનું જે અહીં કથન કર્યું છે, તે દેવયાન માર્ગની સ્તુતિ વાસ્તે કથન કર્યું છે.

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! જે માર્ગવિષે જવાવાળો ઉપાસક કર્મી પુરુષ, અનાવૃત્તિને તથા આવૃત્તિને જ પ્રાપ્ત થાય છે તે માર્ગનું હું કથન કરું છું. ૨૩

# અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગ



अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् । तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

ભાવાર્થ:—શ્રીભગવાન્ કહે છે:-અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ, ઉત્તરાયણના છ માસ-એ સર્વના અભિમાની દેવતાઓ જ્યાં છે, તે કાળમા મરણ પામેલા બ્રહ્મવેત્તા ભક્તો પરબ્રહ્મને પામે છે. ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ-આ સર્વના અભિમાની દેવતાઓ જ્યાં છે, તે કાળમા મરણ પામેલો કર્મકાંડી ચન્દ્રમાના તેજને પામી સ્વર્ગનું સુખ ભોગવી ફરી આ લોકમા આવે છે. (અ. ૮, શ્લો ૨૪-૨૫)

' ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ

ટીકા:—હે અર્જુન! નિરતિશય પરમાત્મા પુરુષ હું જ છું-એવો હું-પરમાત્માદેવ એક અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું. જેનેવિષે, મારા (પરમેશ્વર)વિના અન્ય વિષય વિદ્યમાન નથી, એવી જે પ્રેમલક્ષણાભક્તિ છે, તેનું નામ અનન્ય ભક્તિ છે.

અર્જુન પૂછે છે કે:-"એ નિરતિશય પુરુષ કોણ છે?"

શ્રીભગવાન્ કહે છે:-तस्यांतःस्थानि इति ॥ હે અર્જુન! જે કારણ પુરુષનાં સર્વ કાર્યરૂપ ભૂત અંતર્વર્ત્તી છે. કારણ કે આ લોકવિષે પણ જે જે કાર્ય થાય છે તે તે કાર્ય પોતાનાં ઉપાદાન કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે-જેમ ઘટ-શરાવાદિ કાર્ય મૃત્તિકારૂપ કારણનાં જ અંતર્વર્ત્તી હોય છે; તેમ સર્વ કાર્યપ્રપંચ જે કારણરૂપ પુરુષનાં અંતર્વર્ત્તી છે, એ કારણથી જ જે પુરુષે એ સર્વ કાર્યપ્રપંચ વ્યાપ્ત કર્યો છે; જેવી રીતે મૃત્તિકારૂપ કારણે ઘટ-શરાવાદિ સર્વ કાર્ય વ્યાપ્ત કર્યાં છે.

શ્રુતિ કહે છે કે "यस्मात्परं ना परमस्ति किंचिचस्मान्नाणीयो न ज्यायोस्ति कश्चित्। वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ यच्च किंचिज्जगत्यस्मिन्दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥ જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ પર તથા અપર નથી; તથા જે પરમાત્માદેવથી કોઈ પણ વસ્તુ અત્યંત અણુ તથા અત્યંત મહાન્ નથી; તથા જે અદ્વિતીય પરમાત્માદેવ મહાન્ વૃક્ષની પેઠે ચલાયમાનતાથી રહિત છે; તથા પોતાના સ્વયંજ્યોતિ સ્વરૂપવિષે રહેલા છે; તે પરમાત્માદેવ પુરુષે જ આ સર્વ જગત પૂર્ણ કર્યું છે અને આ જગતવિષે જે કોઈ વસ્તુ જોવામાં આવે છે તથા શ્રવણ કરવામાં આવે છે, તે સર્વ જગતને અંદરથી અને બહારથી વ્યાપ્ત કરીને નારાયણ રહેલા છે," ઇત્યાદિ અનેક શ્રુતિઓ પરમાત્માદેવની વ્યાપકતાનું કથન કરે છે. એવો હું-પરમાત્માદેવ કેવળ અનન્ય ભક્તિવડે જ પ્રાપ્ત થાઉં છું.

"હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જે તત્ત્વજ્ઞાન છે, તે જ પરમાત્માદેવની પ્રાપ્તિ છે. પરમેશ્વરની અનન્ય ભક્તિ જ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:-" यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ જે અધિકારી પુરુષની પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, અને જેવી પરમેશ્વરવિષે અનન્ય ભક્તિ છે, તેવી જ ગુરુવિષે અનન્ય ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદાંતવડે પ્રતિપાદિત અર્થ અપરોક્ષ થાય છે, ભક્તિથી રહિત પુરુષને તે અર્થ અપરોક્ષ થતો નથી." તેથી જિજ્ઞાસુ જનને તે પરમેશ્વરની ભક્તિ અવશ્ય કર્ત્તવ્ય છે. (૨૨)

અવતરણિકા:-પૂર્વે એ વાર્ત્તા કહી હતી કે, જે સગુણ બ્રહ્મના ઉપાસકો સગુણ બ્રહ્મને પ્રાપ્ત થઈને પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, કિંતુ ક્રમમુક્તિને પ્રાપ્ત થાય છે; તેમાં સગુણ બ્રહ્મલોકના ભોગની પૂર્વે જેમને આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો નથી એવા જે ઉપાસક પુરુષો છે, તે ઉપાસક પુરુષોને બ્રહ્મલોકવિષે જવા વાસ્તે માર્ગની અપેક્ષા અવશ્ય કરીને રહે છે, તત્ત્વવેત્તા પુરુષોની પેઠે ઉપાસક પુરુષોને માર્ગની અનપેક્ષા નથી; તેથી ઉપાસક પુરુષોને બ્રહ્મલોકની પ્રાપ્તિ વાસ્તે શ્રીભગવાન્ દેવયાન માર્ગનું કથન કરે છે અને પિતૃયાન માર્ગનું જે અહીં કથન કર્યું છે, તે દેવયાન માર્ગની સ્તુતિ વાસ્તે કથન કર્યું છે.

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! જે માર્ગવિષે જવાવાળો ઉપાસક કર્મી પુરુષ, અનાવૃત્તિને તથા આવૃત્તિને જ પ્રાપ્ત થાય છે તે માર્ગનું હું કથન કરું છું. ૨૩

ટીકા:-હે અર્જુન! આ શરીરમાંથી પ્રાણોના ઉત્ક્રમણની પછી જે કાળે જનારા યોગી પુરુષો, અર્થાત્ દિન–રાત્રિ આદિ કાળના અભિમાની દેવતાઓવડે ઉપલક્ષિત માર્ગવિષે જનારા યોગી પુરુષો, અનાવૃત્તિને તથા આવૃત્તિને પ્રાપ્ત થાય છે, તે કાળ હું તારી પ્રત્યે કથન કરૂં છું. અર્થાત્ તે કાળના અભિમાની દેવતાઓવડે ઉપલક્ષિત અનાવૃત્તિનો માર્ગ તથા આવૃત્તિનો માર્ગ હું તારા પ્રત્યે કથન કરૂં છું.

(અહીં योगिनः એ શબ્દવડે ઉપાસક પુરુષોનું તથા કર્મી પુરુષોનું–બન્નેનું ગ્રહણ કરવું, એમાં દેવયાન માર્ગવિષે જનારા ઉપાસક પુરુષો અનાવૃત્તિને પ્રાપ્ત થાય છે અને પિતૃયાન માર્ગવિષે જનારા કર્મી પુરુષો આવૃત્તિને પ્રાપ્ત થાય છે. યદ્યપિ દેવયાન માર્ગવિષે જનારા ઉપાસક પુરુષો પણ પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે, એ વાત आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन એ વચનવિષે પૂર્વે કથન કરી છે, તથાપિ પિતૃયાન માર્ગવિષે જનારા જેટલા કર્મી પુરુષો છે, તે સર્વે કર્મી પુરુષો, નિયમે કરીને આવૃત્તિને જ પ્રાપ્ત થાય છેઃ કોઈપણ કર્મી પુરુષ ક્રમમુક્તિને પ્રાપ્ત થતો નથી. દેવયાન માર્ગવિષે જનારા જે ઉપાસક પુરુષો છે, તે ઉપાસકોમાં યદ્યપિ કોઈક ઉપાસક પુરુષ બ્રહ્મલોકવિષે ભોગો ભોગવીને અંતવિષે પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થાય છે–જેમકે પંચાગ્નિ વિદ્યાદિ ઉપાસનાવડે, દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોક વિષે પ્રાપ્ત થયા છતાં પણ ઉપાસક પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થાય છે; તથાપિ જે ઉપાસક પુરુષો દહ્રર વિદ્યાદિ ઉપાસનાઓવડે દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા છે, તે ઉપાસક પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, કિંતુ બ્રહ્મલોકના ભોગોના અંતવિષે ક્રમમુક્તિને જ પ્રાપ્ત થાય છે અને તેથી જ દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોક વિષે પ્રાપ્ત થયેલા ઉપાસક પુરુષો, આવૃત્તિને પ્રાપ્ત થતા નથી. આ કારણથી જ પિતૃયાનમાર્ગ, નિયમે કરીને આવૃત્તિરૂપ ફળવાળો હોવાથી નિકૃષ્ટ છે અને દેવયાનમાર્ગ અનાવૃત્તિરૂપ ફળવાળો હોવાથી ઉત્કૃષ્ટ છે આ પ્રકારે દેવયાનમાર્ગની સ્તુતિ સંભવે છે. યદ્યપિ દેવયાન માર્ગદ્વારા ગયેલા કેટલાક પુરુષોની પુનઃ આવૃત્તિ થાય છે, તથાપિ દેવયાનમાર્ગદ્વારા ગયેલા કેટલાક ઉપાસક પુરુષોની પુનઃ આવૃત્તિ (જન્મમરણ) થતી નથી અને તેથી જ દેવયાનમાર્ગવિષે અનાવૃત્તિરૂપ ફલવત્તા સંભવે છે.)

( અહીં यत्र काले तं कालं એ વચનમાં રહેલો काल શબ્દ છે, તે काल શબ્દની–દિન-રાત્રિઆદિ કાળના અભિમાની દેવતાઓવડે ઉપલક્ષિત માર્ગવિષે જો લક્ષણાનો અંગીકાર કરીએ નહિ, કિન્તુ काल શબ્દના શ્રુત મુખ્ય અર્થનો જ અંગીકાર કરીએ, તો વક્ષ્યમાણ શ્લોકવિષે अग्निर्ज्योतिर्धूमः એ શબ્દોની અનુપપત્તિ થશે, જે કારણથી એ શબ્દોના અર્થ વિષે કાલરૂપતા નથી, તથા સ્પષ્ટ માર્ગના વાચક જે વક્ષ્યમાણ ગતિ સૃતિ આ બે શબ્દો છે, તેમની પણ અનુપપત્તિ થશે. આ કારણથી काल શબ્દની માર્ગવિષે લક્ષણાનો અંગીકાર કર્યો છે અને તે બન્ને માર્ગો વિષે કાળના અભિમાની દેવતા ઘણા છે. તેથી શ્રીભગવાને માર્ગનો ઉપલક્ષક કાળ શબ્દ કથન કર્યો છે.) (૨૩)

અવતરણિકાઃ—હવે પ્રથમ, ઉપાસક પુરુષોના દેવયાન માર્ગનું શ્રીભગવાન્ કથન કરે છેઃ–

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥**

શ્લોકાર્થ:—જે માર્ગવિષે જ્યોતિરૂપ અગ્નિ, દિવસ, શુક્લ પક્ષ તથા માસરૂપ ઉત્તરાયણ ઇત્યાદિ રહેલાં છે તે દેવયાન માર્ગવિષે ગમન કરવાવાળો સગુણ બ્રહ્મનો ઉપાસક પુરુષ, સગુણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૨૪

ટીકાઃ-હે અર્જુન ! એ દેવયાન માર્ગવિષે પ્રથમ જ્યોતિરૂપ અગ્નિ રહેલો છે. તેની પછી દિવસ રહેલો છે, તેની પછી શુક્લ પક્ષ રહેલું છે. તેની પછી ષટ્ માસરૂપ ઉત્તરાયણ રહેલું છે.

અહીં अग्निर्ज्योतिः એ શબ્દવડે અગ્નિના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો, અગ્નિને શ્રુતિવિષે अर्चिः એ શબ્દવડે કહેવામાં આવેલ છે. अहः એ શબ્દવડે દિનના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો. शुक्ल શબ્દવડે શુક્લપક્ષના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો. षण्मासा उत्तरायणं એ વચનવડે ષટ્ માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો. એ કહેલા દેવતાઓ શ્રુત્યુક્ત બીજા દેવતાઓના પણ ઉપલક્ષક છે. શ્રુતિ કહે છે કેઃ- "तेऽर्चिरभिसंभवंत्यर्चिषोऽहरन्ह आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षडुदङ्ङिति मासास्तान्मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यमादित्याच्चंद्रमसं चंद्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एतान् ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्त्तं नावर्त्तंते इति ॥ ઉપાસક પુરુષો પ્રથમ અર્ચિના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી દિનના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી શુક્લપક્ષના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી ષટ્ માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી સંવત્સરના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી આદિત્યને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી ચંદ્રમાને પ્રાપ્ત થાય છે; ત્યાર પછી વિદ્યુતને પ્રાપ્ત થાય છે. ત્યાંથી અમાનવ પુરુષ આવીને એ ઉપાસક પુરુષોને બ્રહ્મલોક વિષે લઇ જાય છે. આનું નામ દેવમાર્ગ છે તથા બ્રહ્મમાર્ગ છે. આ દેવયાનમાર્ગવડે બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા ઉપાસક પુરુષો, આ માનવ આવર્ત્તને પ્રાપ્ત થતા નથી." આ શ્રુતિવિષે બીજી શ્રુતિને અનુસરીને સંવત્સરની પછી દેવલોક દેવતા, તેની પછી વાયુદેવતા અને તેની પછી આદિત્ય દેવતાનો અર્થ ગ્રહણ કરવો, તથા વિદ્યુતની પછી વરુણ, ઇંદ્ર, પ્રજાપતિ એ ત્રણે દેવતાઓનો અર્થ ગ્રહણ કરવો. એ પ્રમાણે શ્રીભાષ્યકારે નિર્ણય કર્યો છે. તે ઉપાસક પુરુષને પ્રથમ તો અગ્નિદેવતા લઇ જાય છે; તે અગ્નિલોકમાંથી દિનનો અભિમાની દેવતા પોતાના લોકવિષે લઇ જાય છે. એ રીતિ આગળ પણ જાણી લેવી. વિદ્યુત્ લોકવિષે બ્રહ્મલોકવાસી અમાનવ પુરુષ આવીને ઉપાસક પુરુષને વરુણલોકવિષે લઇ જાય છે. તે ઉપાસક તથા અમાનવ પુરુષ બન્નેની સાથે વિદ્યુતનો અભિમાની દેવતા તે વરુણલોકપર્યંત જાય છે. ત્યારપછી તે વરુણદેવતા તે બન્નેની સાથે ઇન્દ્રલોકપર્યંત જાય છે. ત્યારપછી તે ઇન્દ્રદેવતા બન્નેની સાથે પ્રજાપતિલોકપર્યંત જાય છે. ત્યાર પછી પ્રજાપતિને બ્રહ્મલોકવિષે જવાનું સામર્થ્ય નથી, તેથી કેવળ અમાનવ પુરુષ જ તે ઉપાસકને બ્રહ્મલોકવિષે લઇ જાય છે. અહીં 'પ્રજાપતિ' શબ્દવડે 'વિરાટ્' નો અર્થ ગ્રહણ કરવો. તેમાં શ્રીભગવાને તો અગ્નિનો અભિમાની દેવતા, દિનનો અભિમાની દેવતા, શુક્લ પક્ષનો અભિમાની દેવતા, ઉત્તરાયણનો અભિમાની દેવતા, એ ચાર દેવતા જ અહીં કહેલા છે; સંવત્સર, દેવલોક, વાયુ, આદિત્ય, ચંદ્રમા, વિદ્યુત્, વરુણ, ઇન્દ્ર, પ્રજાપતિ એ સર્વ દેવતા અહીં કહેલા નથી. તો પણ શ્રુતિને અનુસારે તે સર્વ દેવતાઓનો અર્થ અહીં ગ્રહણ કરવો.

જે માર્ગવિષે અગ્નિઆદિથી લઇને પ્રજાપતિપર્યંત સર્વ દેવતા રહેલા છે. તે દેવયાનમાર્ગવિષે ગમન કરનારા સગુણ બ્રહ્મના ઉપાસક જનો હિરણ્યગર્ભરૂપ સગુણ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. તે સગુણ બ્રહ્મદ્વારા જ ઉપાસક પુરુષો નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. એ વાત कार्यं बादरिरस्य गत्युपपत्तेः એ સૂત્રવિષે ભગવાન્ ભાષ્યકારે વિસ્તારથી કહેલી છે. અહીં एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्त्तंनावर्त्तंते આ શ્રુતિમાં इमं વિશેષણ કહેલું છે. તે વિશેષણથી એ અર્થ પ્રતીત થાય છે

કે, આ કલ્પની પછી બીજા કલ્પવિષે કોઇ પંચાગ્નિવિદ્યાવાળા ઉપાસક પુરુષો બ્રહ્મલોકમાંથી પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થાય છે, તેમની જ આવૃત્તિ શ્રીભગવાને आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनः એ વચનવડે કહેલી છે. આ કારણથી અહીં શ્રીભગવાને ઉક્તમાર્ગનું શ્રુતિપ્રતિપાદિત માર્ગના કથનવડે જ વ્યાખ્યાન કર્યું છે. આ દેવયાન માર્ગનું સવિસ્તર કથન તો આત્મપુરાણના છઠ્ઠા અધ્યાયવિષે પ્રસિદ્ધ છે. (૨૪)

અવતરણિકાઃ—હવે પૂર્વોક્ત દેવયાન માર્ગની સ્તુતિ કરવાવાસ્તે શ્રીભગવાન્ પિતૃયાન માર્ગનું કથન કરે છેઃ

## धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
## तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

શ્લોકાર્થઃ—જે માર્ગવિષે ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા છ માસરૂપ દક્ષિણાયન ઇત્યાદિ રહેલાં છે, તે માર્ગવિશે ગમન કરવાવાળો કર્મી પુરુષ, ચંદ્રમાથી પ્રાપ્ત થયલા કર્મનાં ફળને પ્રાપ્ત થઇ, પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે. ૨૫

ટીકાઃ—હે અર્જુન ! પિતૃયાન માર્ગવિષે પ્રથમ ધૂમ રહેલો છે. ત્યારપછી રાત્રિ રહેલી છે, ત્યારપછી કૃષ્ણપક્ષ રહેલું છે, ત્યારપછી ષટ્માસરૂપ દક્ષિણાયન રહેલું છે.

અહીં પણ धूमः શબ્દવડે ધૂમના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો. रात्रिः શબ્દવડે રાત્રિના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો; कृष्णः શબ્દવડે કૃષ્ણપક્ષના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો; અને षण्मासा दक्षिणायनं એ વચનવડે ષટ્માસરૂપ દક્ષિણાયનના અભિમાની દેવતાનો અર્થ ગ્રહણ કરવો. અહીં પણ કથન કરેલા ધૂમાદિ ચાર દેવતા, શ્રુત્યુક્ત બીજા દેવતાઓના પણ ઉપલક્ષક છે. શ્રુતિ કહે છે કે ("ते धूममभिसंभवंति धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान् षड्दक्षिणेति मासांस्तान् मासेभ्यः ॥ पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसं तस्मिन् यावत्संपातमुषित्वाथैतमेवाध्वानं पुनर्निवर्तंते इति ॥) કર્મી પુરુષો પ્રથમ ધૂમના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી રાત્રિના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી કૃષ્ણપક્ષના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી ષટ્માસરૂપ દક્ષિણાયનના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી પિતૃલોકના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે, ત્યાર પછી આકાશના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી ચંદ્રમાને પ્રાપ્ત થાય છે. તે સ્વર્ગનામે ચંદ્રલોકવિષે પુણ્યકર્મોના ભોગ કાળપર્યંત નિવાસ કરીને પશ્ચાત્ પરિશેષ રહેલાં પુણ્ય–પાપ કર્મોની વશવાથી પુનઃ તે માર્ગદ્વારા નિવૃત્ત થાય છે." અહીં શ્રીભગવાને ધૂમનો અભિમાની દેવતા, રાત્રિનો અભિમાની દેવતા, કૃષ્ણપક્ષનો અભિમાની દેવતા, દક્ષિણાયનનો અભિમાની દેવતા એ ચાર દેવતા જ કહેલા છે. પિતૃલોકનો અભિમાની દેવતા, આકાશનો અભિમાની દેવતા, ચંદ્રમા દેવતા, એ ત્રણ દેવતા કહેલા નથી; તોપણ આ શ્રુતિને અનુસારે તે ત્રણે દેવતા પણ અહીં ગ્રહણ કરવા. આ પ્રકારે ધૂમના અભિમાની દેવતાથી લઇને ચંદ્રમાદેવતાપર્યંત કથન કરેલા સર્વ દેવતાઓ જે માર્ગવિષે રહેલા છે, તે પિતૃયાન માર્ગવિષે ગમન કરનારા ઇષ્ટ, પૂર્ત્ત, દત્ત એ ત્રણ પ્રકારનાં કર્મો કરનારા કર્મી પુરુષો, ચંદ્રલોકવિષે, ચંદ્રમાથી પ્રાપ્ત થયેલાં કર્મોનાં સુખરૂપ ફળને પ્રાપ્ત થઇને કર્મોના ક્ષયની પછી પુનઃ આ મનુષ્યલોકવિષે આવૃત્તિને પ્રાપ્ત થાય છે. તેથી આ પિતૃયાનનામે આવૃત્તિના માર્ગ કરતાં દેવયાનનામે અનાવૃત્તિનો માર્ગ અત્યંત શ્રેષ્ઠ છે.

અહીં અગ્નિહોત્રાદિ કર્મોનું નામ ઇષ્ટ કર્મ છે, વાપી–કૂપ–તળાવ–ધર્મશાળા ઇત્યાદિ કર્મોનું નામ પૂર્ત્ત કર્મ છે, અને સુપાત્રની પ્રતિ ગૌ–સુવર્ણાદિ પદાર્થોનું દાન કરવું એનું

નામ દત્ત કર્મ છે. એ ત્રણ પ્રકારનાં કર્મોનું સ્વરૂપ પૂર્વે પણ વિસ્તારથી કહેવામાં આવેલું છે. (૨૫)

**અવતરણિકાઃ**–હવે, આ પૂર્વોક્ત બન્ને માર્ગોનો ઉપસંહાર કરે છેઃ—

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥

**શ્લોકાર્થ**:–આ લોકના આ પ્રસિદ્ધ શુક્લ તથા કૃષ્ણ બેઉ માર્ગો અનાદિસિદ્ધ છે. આ બે માર્ગોવિશે શુક્લ માર્ગવડે કોઇક ઉપાસક પુરુષ અનાવૃત્તિને પ્રાપ્ત થાય છે. તથા બીજા કૃષ્ણમાર્ગવડે તો સર્વજન પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે. ૨૬

**ટીકાઃ**–હે અર્જુન! પૂર્વે બ્રહ્મલોકની પ્રાપ્તિના માર્ગરૂપ કહેલો જે દેવયાન માર્ગ છે, તે દેવયાન માર્ગ, જ્ઞાનરૂપ પ્રકાશની અધિકતાવાળા અગ્નિ આદિ દેવતાઓવડે યુક્ત છે, તથા પ્રકાશરૂપ સગુણ બ્રહ્મવિદ્યાવડે પ્રાપ્ત થાય છે, તથા પ્રકાશમય લોક પણ તે માર્ગવિષે ઘણા છે, તથા સ્વપ્રકાશ બ્રહ્મની પ્રાપ્તિનો હેતુ હોવાથી ઉત્કૃષ્ટ છે, તથા જ્ઞાનરૂપ પ્રકાશમય છે. આ કારણથી દેવયાન માર્ગ 'શુક્લ' કહેવાય છે.

પૂર્વે સ્વર્ગલોકની પ્રાપ્તિના માર્ગરૂપ કહેલો જે પિતૃયાન માર્ગ છે, તે પિતૃયાન માર્ગ જ્ઞાનરૂપ પ્રકાશથી રહિત હોવાથી તમોમય છે તથા અપ્રકાશરૂપ ધૂમ-રાત્રિ આદિકોવડે યુક્ત છે, તથા પુનઃ સંસારનો હેતુ હોવાથી નિકૃષ્ટ છે. આ કારણથી પિતૃયાન માર્ગ 'કૃષ્ણ' કહેવાય છે. એ પ્રકારે 'શુક્લ' 'કૃષ્ણ' નામવડે પ્રસિદ્ધ પૂર્વોક્ત બન્ને માર્ગો આ જગતના અનાદિસિદ્ધ છે, અર્થાત્ આ સંસાર પ્રવાહરૂપે કરીને અનાદિ છે, તેથી તે સંસારવિષે વર્તનારા બન્ને માર્ગો પણ અનાદિ જ છે.

યદ્યપિ जगत् શબ્દ પ્રાણી માત્રનો વાચક છે, તથાપિ અહીં जगत् શબ્દવડે, સગુણ વિદ્યાના અધિકારી તથા કર્મોના અધિકારી જે શાસ્ત્રજ્ઞ મનુષ્યો છે, તેમનો જ અર્થ ગ્રહણ કરવો, પ્રાણીમાત્રનો અર્થ ગ્રહણ કરવો નહિ. કારણ કે એ બન્ને માર્ગો સર્વ પ્રાણીને પ્રાપ્ત થતા નથી, કિન્તુ કેવલ ઉપાસક કર્મી પુરુષોને જ પ્રાપ્ત થાય છે. કર્મ ઉપાસનાથી રહિત પાપાત્મા અજ્ઞાની પુરુષોને તો અધોગતિને પ્રાપ્ત કરનારો તૃતીય સ્થાન નામનો માર્ગજ પ્રાપ્ત થાય છે, તેથી અહીં जगत् શબ્દવડે ઉપાસક પુરુષોનો તથા કર્મી પુરુષોનો જ અર્થ ગ્રહણ કરવો ઉચિત છે. હે અર્જુન! બન્ને માર્ગોવિષે પ્રથમ દેવયાનરૂપ શુક્લ માર્ગવડે, બ્રહ્મલોકવિષે પ્રાપ્ત થયેલા ઉપાસક પુરુષોમાં કોઇક ઉપાસક પુરુષ અનાવૃત્તિને જ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે न स पुनरावर्तते इति અર્થાત્ ક્રમમુક્તિવાળો ઉપાસક પુરુષ પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતો નથી અને બીજા પિતૃયાન નામે કૃષ્ણમાર્ગવડે સ્વર્ગમા પ્રાપ્ત થયેલા કર્મી પુરુષો તો સર્વે પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે–' प्राप्यांतं कर्मणस्तस्य यत्किंचेह करोत्ययं। तस्माल्लोकात्पुनरेति अस्मै लोकाय कर्मणे ॥ પુરુષ આ મનુષ્યલોકવિષે જે જે પુણ્યકર્મ કરે છે, તે પુણ્યકર્મની વશતાથી સ્વર્ગલોકવિષે જઇને પુણ્યકર્મોનો ભોગથી નાશ કરીને સ્વર્ગલોકમાંથી પુનઃ આ મનુષ્યલોકની પ્રાપ્તિ વાસ્તે આવે છે." (૨૬)

**અવતરણિકાઃ**—જેમ સગુણ બ્રહ્મની ઉપાસના બ્રહ્મલોકની પ્રાપ્તિનું કારણ છે, તેમ દેવયાન માર્ગનું ચિંતન પણ કારણ છે, તેથી માર્ગની ઉપાસના કરાવવા વાસ્તે શ્રીભગવાન્ માર્ગના જ્ઞાનની સ્તુતિ કરે છેઃ-

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

શ્લોકાર્થઃ—હે પાર્થ ! આ પૂર્વોક્ત બન્ને માર્ગોને જાણતો છતો એવો કોઇક ધ્યાન-પરાયણ પુરુષ મોહને પ્રાપ્ત થતો નથી, તેથી હે અર્જુન ! સર્વ કાળવિષે તું ધ્યાન–યોગ-પરાયણ થા. ૨૭

ટીકાઃ—હે અર્જુન ! દેવયાનનામે શુક્લમાર્ગ તો ક્રમમુક્તિની પ્રાપ્તિ કરનારો છે, અને પિતૃયાનનામે કૃષ્ણમાર્ગ તો પુનઃ સંસારની જ પ્રાપ્તિ કરનારો છે. આ પ્રકારે બન્ને માર્ગોને જાણનારો સગુણ બ્રહ્મના ધ્યાનને પરાયણ કોઇ પણ પુરુષ મોહને પ્રાપ્ત થતો નથી, અર્થાત્ "પિતૃયાન માર્ગની પ્રાપ્તિ કરનારાં જે ઇષ્ટ–પૂર્ત્ત કર્મો છે, તે કર્મો જ મારે કર્ત્તવ્ય–કરવા લાયક છે, અન્ય કાંઇ કર્ત્તવ્ય નથી" એ પ્રકારે કેવળ કર્મોને જ કર્ત્તવ્યતારૂપ નિશ્ચય કરતો નથી; પણ હે અર્જુન ! સગુણ બ્રહ્મના ધ્યાનરૂપ યોગ અપુનરાવૃત્તિરૂપ ફળની જ પ્રાપ્તિ કરનારો છે. આ કારણથી તું (અર્જુન) અપુનરાવૃત્તિરૂપ ફળ વાસ્તે યોગે કરીને યુક્ત થા, અર્થાત્ સમાહિત ચિત્તવાળો થા. (૨૭)

અવતરણિકાઃ–હવે ધ્યાનરૂપ યોગવિષે, અધિકારી જનોની વૃદ્ધિ કરાવવા વાસ્તે શ્રીભગ-વાન્ પુનઃ યોગની સ્તુતિ કરે છેઃ—

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

શ્લોકાર્થઃ—વેદોવિશે, યજ્ઞોવિશે, તપવિશે તથા દાનવિશે જે પુણ્યનું સ્વર્ગાદિ ફળ શાસ્ત્રે કથન કર્યું છે તે સર્વને ધ્યાનનિષ્ઠ પુરુષ પૂર્વોક્ત અર્થને જાણી, તેનું અતિક્રમણ કરે છે તથા સર્વથી ઉત્કૃષ્ટ કારણરૂપ સ્થાનને પ્રાપ્ત થાય છે. ૨૮

ટીકાઃ–હે અર્જુન ! (૧) વેદોના અધ્યયનકાળે શાસ્ત્રે જે બ્રહ્મચર્યાદિ નિયમો કહેલા છે તે નિયમોના પાલનપૂર્વક વ્યાકરણાદિ ષટ્ અંગો સહિત અધ્યયન કરેલા જે ઋગાદિ વેદો છે, તે વેદોનું અધ્યયન કરવાથી 'અધ્યયન કરનાર પુરુષને શાસ્ત્રે જે પુણ્યનું ફળ કહેલું છે (૨) અને અંગઉપાંગો સહિત તથા શ્રદ્ધાપૂર્વક સમ્યક્ અનુષ્ઠાન કરેલા જે અશ્વમેધાદિ યજ્ઞો છે, તે યજ્ઞો કરવાથી યજ્ઞ કરનાર પુરુષને શાસ્ત્રે જે પુણ્યનું ફળ કહેલું છે, (૩) અને મન–બુદ્ધિ આદિકોની એકાગ્રતાવડે શ્રદ્ધાપૂર્વક કરેલાં જે શાસ્ત્રવિહિત કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ છે, તે તપો કરવાથી તપ કરનાર પુરુષને શાસ્ત્રે જે પુણ્યનું ફળ કહેલું છે, (૪) અને ઉત્તમ દેશ–કાળ વિષે સુપાત્રની પ્રત્યે શાસ્ત્રવિધિપૂર્વક તથા શ્રદ્ધાપૂર્વક આપેલું જે ગૌ–સુવર્ણાદિ પદાર્થોનું દાન છે, તે દાન દેવાથી દાન આપનાર પુરુષને શાસ્ત્રે જે પુણ્યનું ફળ કહેલું છે; અર્થાત્ સાર્વભૌમના સુખથી લઇને વિરાટ્ લોકના સુખપર્યંત જેટલું તૈત્તિરીય શ્રુતિમાં સો સો ગણું કે અધિક સુખ કહેલું છે, તે સર્વ પુણ્યના સુખરૂપ ફળોને તે ધ્યાનપરાયણ પુરુષ અતિક્રમણ કરે છે.

અર્જુને કરેલી શંકાઃ–"કયા અર્થને જાણીને અતિક્રમણ કરે છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–इदं विदित्वा इति ॥ હે અર્જુન ! આ આઠમા અધ્યાય વિષે પૂર્વોક્ત સાત પ્રશ્નોના નિરૂપણદ્વારા કહેલો જે અર્થ છે, તે સર્વ અર્થનો સમ્યક્ નિશ્ચય કરીને તથા શ્રદ્ધાપૂર્વક તે અર્થનું અનુષ્ઠાન કરીને સગુણ બ્રહ્મનો ધ્યાનપરાયણ ઉપાસક પુરુષ સર્વ પુણ્ય કર્મોનાં ફળોનું અતિક્રમણ કરે છે.

અર્જુને કરેલી શંકાઃ--"હે ભગવન્ ! ઉપાસક પુરુષ કેવળ પુણ્યકર્મોનાં ફળોનું જ અતિક્રમણ કરે છે કે તેને કોઇ બીજું પણ ફળ પ્રાપ્ત થાય છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-परं स्थानमुपैति चाद्यम्-હે અર્જુન ! ધ્યાનપરાયણ પુરુષ કેવળ સ્વર્ગાદિ ફળોનું જ અતિક્રમણ કરતો નથી, કિંતુ સર્વથી ઉત્કૃષ્ટ તથા સર્વના કારણરૂપ જે ઈશ્વરસંબંધી સ્થાન છે, તે સ્થાનને પણ પ્રાપ્ત થાય છે, અર્થાત્ ધ્યાનનિષ્ઠ ઉપાસક પુરુષ સર્વના કારણરૂપ બ્રહ્મને પણ પ્રાપ્ત થાય છે.

(આ આઠમા અધ્યાયવડે શ્રીભગવાને ધ્યેયત્વરૂપે કરીને તત્પદાર્થનું નિરૂપણ કર્યું.) (૨૮)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "અક્ષરબ્રહ્મયોગ" નામના અષ્ટમ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# નવમ અધ્યાય

## રાજવિદ્યારાજગુહ્યયોગ

પૂર્વે આઠમા અધ્યાયવિષે એ વાત કહી હતી કે, જેનાવિષે સુષુમ્ણા નામે મૂર્ધન્યા નાડી ગમનનું દ્વાર છે, તથા જેનાવિષે હૃદય-કંઠ-ભ્રુઓનું મધ્ય ઈત્યાદિ સ્થાનોવિષે પ્રાણોની ધારણા છે, તથા જેનાવિષે સર્વ ઈન્દ્રિયદ્વારોના સંયમરૂપ ગુણ છે, એવો જે યોગ છે, તે યોગવડે પોતાની ઇચ્છાપૂર્વક આ શરીરમાંથી ઉત્ક્રમણને પ્રાપ્ત થયેલા જેના પ્રાણો છે, તથા અર્ચિરાદિ માર્ગવડે જેની બ્રહ્મલોકવિષે પ્રાપ્તિ થઇ છે, એવો જે ઉપાસક પુરુષ છે-જે ઉપાસક પુરુષને બ્રહ્મલોકવિષે દિવ્ય ભોગોના ભોગની પછી બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિવડે કલ્પના અંતવિષે પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ ક્રમમુક્તિની પ્રાપ્તિ થાય છે. એ વાત પૂર્વ અધ્યાયવિષે કહી હતી. તેપર પૂર્વે એવી શંકા પ્રાપ્ત થઇ હતી કે-અધિકારી પુરુષને પૂર્વોક્ત પ્રકારે જ મુક્તિની પ્રાપ્તિ થાય છે કે કોઇ અન્ય પ્રકારે પણ મુક્તિની પ્રાપ્તિ થાય છે ? એવી શંકા પ્રાપ્ત થવાથી તે શંકાની નિવૃત્તિ વાસ્તે-अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः । तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ ઈત્યાદિ વચનોવડે શ્રીભગવાનના વાસ્તવિક સ્વરૂપના વિજ્ઞાનથી અહીં જ સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ કહી હતી. સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિવિષે અનન્ય ભગવદ્‌ભક્તિ જ અસાધારણ કારણ છે, એ વાત પણ पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया એ વચનવડે કહી હતી. ઈત્યાદિ સર્વ વાત પૂર્વે આઠમા અધ્યાયમાં નિરૂપણ કરી છે. પૂર્વોક્ત ધારણાપૂર્વક પ્રાણોનું ઉત્ક્રમણ તથા અર્ચિરાદિ માર્ગવિષે ગમન તથા ઘણા કાળનો વિલંબ ઈત્યાદિ કલેશોવિના જ સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ વાસ્તે શ્રીભગવાનના વાસ્તવિક સ્વરૂપનું તથા તેની ભક્તિનું વિસ્તારથી નિરૂપણ કરવા વાસ્તે, આ નવમા અધ્યાયનો પ્રારંભ કરે છે. આઠમા અધ્યાયવિષે ધ્યેય બ્રહ્મનું નિરૂપણ કરીને ધ્યેય બ્રહ્મના ધ્યાનપરાયણ પુરુષોની ગતિ કહી છે. આ નવમા અધ્યાય વિષે જ્ઞેય બ્રહ્મનું નિરૂપણ કરીને જ્ઞાનનિષ્ઠ પુરુષોની ગતિ કથન કરવામાં આવી છે; તેમાં વક્ષ્યમાણ જ્ઞાનની સ્તુતિ વાસ્તે શ્રીભગવાને પહેલાં ત્રણ શ્લોકો કહેલા છેઃ—

श्रीभगवानुवाच-इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

શ્લોકાર્થ:-શ્રીભગવાન્ કહે છે:-હે અર્જુન! અસૂયાથી રહિત એવો એ (અર્જુન) હું આ અત્યંત ગુહ્ય તથા વિજ્ઞાનસહિત જ્ઞાનનું કથન કરુ છું, જે જ્ઞાનને પ્રાપ્ત થવાથી તું સંસાર-બંધનથી મુક્ત થશે. ૧

ટીકા:-હે અર્જુન! કેવળ મહાવાકયરૂપ શબ્દપ્રમાણવડે ઉત્પન્ન થયલું તથા પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને વિષય કરનારૂં જે "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જ્ઞાન છે, કે જે જ્ઞાન પૂર્વે પણ અનેકવાર મેં તને કહેલું છે તથા આગળ પણ કહીશ, તથા હમણાં પણ કહીશ, તે જ્ઞાન હું (પરમેશ્વર) તારી પ્રત્યે કથન કરુ છું, તે તું સાવધાન થઇને શ્રવણ કર.

(અહીં इदं तु એ વચનમાં રહેલો જે तु શબ્દ છે તે तु શબ્દ, પૂર્વ અધ્યાયવિષે કહેલા સગુણ બ્રહ્મના ધ્યાન કરતાં આ જ્ઞાનવિષે વિલક્ષણતા ભરેલું છે તેવું કથન કરે છે, અર્થાત્ આત્મજ્ઞાન જ સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિનું સાધન છે) એમ કહે છે. પૂર્વે કહેલું ધ્યાન સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિનું સાધન નથી, કારણ કે જેમ આત્મજ્ઞાન અજ્ઞાનની નિવૃત્તિ કરે છે તેમ ધ્યાન અજ્ઞાનની નિવૃત્તિ કરતું નથી; તેથી ધ્યાન સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિનું સાધન નથી, કિન્તુ ધ્યાન અંત:કરણની શુદ્ધિદ્વારા એ આત્મજ્ઞાનને સંપાદન કરીને જ ક્રમે કરીને તે મોક્ષને ઉત્પન્ન કરે છે. (એ વાત પૂર્વ અધ્યાયમાં કહેવામાં આવી ગઈ છે.) વળી જ્ઞાન ગુહ્યતમ છે, અર્થાત અતિરહસ્ય હોવાથી જ્ઞાન ગોપ્ય રાખવા યોગ્ય છે. હવે જ્ઞાનની ગોપ્યતાવિષે જ્ઞાનનું હેતુગર્ભિત વિશેષણ છે તે કહું છું-विज्ञानसहितं इति ॥ હે અર્જુન! જ્ઞાન વિજ્ઞાનસહિત છે, અર્થાત્ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું અપરોક્ષ અનુભવપર્યંત છે. આ કારણથી જ જ્ઞાન ગોપ્ય રાખવા યોગ્ય છે, એવું અતિ રહસ્યરૂપ હોવા છતાં પણ એ જ્ઞાન હું (ભગવાન્ વાસુદેવ) તારી પ્રત્યે કથન કરૂં છું.

હવે અર્જુનવિષે તે જ્ઞાનનો ઉપદેશ કરવાની યોગ્યતાનું બોધન કરવાવિષે શ્રીભગવાન્ અર્જુનનું વિશેષણ કહે છે. अनसूयवे इति॥ હે અર્જુન! તું અસૂયાથી રહિત છે, તેથી આ જ્ઞાનના ઉપદેશનો તું અધિકારી છે. ગુણવિષે દોષદૃષ્ટિ કરવી તેનું નામ અસૂયા છે. તે અસૂયાથી તું રહિત છે. (અર્થાત્ "આ કૃષ્ણ ભગવાન્ મારી સમીપ સર્વદા પોતાનાં ઐશ્વર્યનું કથન કરીને પોતાની જ સ્તુતિ કરે છે" એ પ્રકારની અસૂયાથી તું રહિત છે.) (અહીં અસૂયાથી રહિતપણું એ બીજાપણ આર્જવ-સંયમાદિ શિષ્યના ગુણોનું ઉપલક્ષક છે; અર્થાત્ શિષ્યના સર્વ ગુણોવડે સંપન્ન તું અર્જુનની પ્રત્યે હું એ જ્ઞાનનો ઉપદેશ કરું છું.)

અર્જુને કરેલી શંકા:-"હે ભગવન્! એવા જ્ઞાનની પ્રાપ્તિવડે મને શું ફળ પ્રાપ્ત થશે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-(यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्)-હે અર્જુન! એ આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇને તું શીઘ્ર જ આ સર્વ દુ:ખોના કારણરૂપ સંસારબંધનથી મુક્ત થશે. (૧)

અવતરણિકા:-હવે, તે આત્મજ્ઞાન વિષે અધિકારી જનોની અભિમુખતા કરાવવા વાસ્તે શ્રીભગવાન્ પુનઃ તે જ્ઞાનની સ્તુતિ કરે છે:-

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

શ્લોકાર્થ:-આ આત્મજ્ઞાન સર્વ વિદ્યાના રાજારૂપ છે, સર્વ ગુહ્ય પદાર્થોના રાજારૂપ છે, સર્વથી ઉત્તમ પવિત્ર છે, તેને વિશે પ્રત્યક્ષ પ્રમાણ રહેલ છે, તે સર્વ ધર્મના ફળરૂપ છે, સુખપૂર્વક જ કરવાને શકય છે તથા અક્ષય ફળવાળું છે. ૨

ટીકા:-હે અર્જુન! જેટલી લૌકિક તથા શાસ્ત્રીય વિદ્યાઓ છે તે સર્વ વિદ્યાઓનો રાજા આત્મજ્ઞાન છે, અર્થાત આત્મજ્ઞાન સર્વ વિદ્યાઓ કરતાં અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે

આત્મજ્ઞાન કાર્યસહિત સંપૂર્ણ મૂલરૂપ અવિદ્યાનો નાશ કરનારૂં છે. વળી આ આત્મજ્ઞાનથી ભિન્ન બીજી વિદ્યાઓ સંપૂર્ણ મૂલરૂપ અવિદ્યાનો નાશ કરતી નથી, કિંતુ તે વિદ્યાઓ મૂલ અવિદ્યાના કોઇ એક દેશની વિરોધી હોય છે, જે એક દેશને શાસ્ત્રમાં તુલ અવિદ્યા તથા અવસ્થાઅજ્ઞાન એ નામવડે કહેવામાં આવેલ છે.

વળી આત્મજ્ઞાન લોકશાસ્ત્રવિષેના સર્વ ગુહ્ય પદાર્થોનો રાજા છે અર્થાત્ સર્વ ગુહ્ય પદાર્થો કરતાં પણ અત્યંત ગુહ્ય છે. કારણ કે આત્મજ્ઞાન અનેક જન્મોવિષે કરેલાં નિષ્કામ પુણ્ય કર્મોવડે જ પ્રાપ્ત થાય છે. પુણ્યકર્મથી રહિત પુરુષો યદ્યપિ પોતાની બુદ્ધિના બળથી અનેક ગુહ્ય પદાર્થોને જાણે છે, તથાપિ આ આત્મજ્ઞાનને તે પુરુષો જાણી શકતા નથી. તેથી આત્મજ્ઞાન સર્વ ગુહ્ય પદાર્થો કરતાં અત્યંત ગુહ્ય છે.

વળી આત્મજ્ઞાન સર્વથી ઉત્તમ પવિત્ર છે, કારણ કે ધર્મશાસ્ત્રવિષે પાપની નિવૃત્તિ કરવાવાસ્તે જેટલાં પ્રાયશ્ચિત્ત કહેલાં છે, તે પ્રાયશ્ચિત્ત પુરુષનાં સર્વ પાપોની નિવૃત્તિ કરતાં નથી, કિંતુ પ્રાયશ્ચિત્ત કોઇ એક પાપની જ નિવૃત્તિ કરે છે. પ્રાયશ્ચિત્તવડે નિવૃત્ત થવા છતાં પણ એક પાપ પોતાના કારણવિષે સૂક્ષ્મરૂપ થઇને રહે છે, કે જે પાપવાસનાથી પુરુષ પુનઃ પાપ કરવામાં પ્રવૃત્ત થાય છે. તેથી પ્રાયશ્ચિત્ત સર્વથી ઉત્તમ પવિત્ર નથી અને આત્મજ્ઞાન તો, અનેક સહસ્ર જન્મોવિષે સંચય કરેલાં તથા સ્થૂલ સૂક્ષ્મ અવસ્થાવાળાં સર્વ પાપોનો તથા તે પાપોના કારણરૂપ અજ્ઞાનનો શીઘ્ર જ નાશ કરે છે. તેથી આત્મજ્ઞાન સર્વથી ઉત્તમ પવિત્ર છે અર્થાત્ શુદ્ધિ કરનારૂં છે.

અર્જુને કરેલી શંકાઃ–"હે ભગવન્! જેમ અતિ ઇંદ્રિય ધર્મવિષે લોકોને સંદેહ રહે છે, તેમ આ જ્ઞાનવિષે પણ લોકોને સંદેહ જ રહેશે તેનું કેમ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–"આત્મજ્ઞાન પોતાના સ્વરૂપથી તથા ફળથી પ્રત્યક્ષ જ છે"– प्रत्यक्षावगमं इति ॥ अवगम्यते अनेनेत्यवगमो मानं–અર્થાત્–જેવડે વસ્તુ જાણવામાં આવે છે તેનું નામ અવગમ છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે अवगम શબ્દ પ્રમાણનો વાચક છે. અને अवगम्यते प्राप्यते इत्यवगमः फलं અર્થાત્–અધિકારી પુરુષોને જે પ્રાપ્ત થાય તેનું નામ અવગમ છે. આ પ્રકારની વ્યુત્પત્તિવડે अवगम શબ્દ ફળનો વાચક છે. તેમાં પ્રથમ અર્થવિષે, જેનીવિષે અવગમ એટલે પ્રમાણ પ્રત્યક્ષ છે તેનું નામ પ્રત્યક્ષાવગમ છે. આ પ્રકારના બહુવ્રીહિ સમાસવડે વૃત્તિરૂપ જ્ઞાનવિષે સ્વરૂપથી સાક્ષી પ્રત્યક્ષ ગમ્યત્વ સિદ્ધ થાય છે. અને બીજા અર્થવિષે, જેનું અવગમ એટલે ફળ પ્રત્યક્ષ છે તેનું નામ પ્રત્યક્ષાવગમ છે. આ પ્રકારના બહુવ્રીહિ સમાસવડે વૃત્તિજ્ઞાનવિષે ફળથી પણ સાક્ષી પ્રત્યક્ષગમ્યત્વ સિદ્ધ થાય છે. "મેં એ વસ્તુ જાણી છે, એ કારણથી હવે મારૂં વસ્તુવિષયક અજ્ઞાન નષ્ટ થયું છે" એ પ્રકારનો સાક્ષીરૂપ અનુભવ સર્વ લોકોને થાય છે. આ સાક્ષીરૂપ અનુભવ વૃત્તિજ્ઞાનને, સ્વરૂપથી તથા અજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળથી વિષય કરે છે. આ પ્રકારે વિદ્વાન્ લોકોના સાક્ષીરૂપ અનુભવવડે સિદ્ધ થયેલું હોવા છતાં પણ આત્મજ્ઞાન સ્વધર્મની પ્રતિકૂળ નથી કિંતુ ધર્મ્યરૂપ છે, અર્થાત્ અનેક જન્મોવિષે સંચય કરેલા નિષ્કામ ધર્મના ફળરૂપ છે.

અર્જુને કરેલી શંકા–"હે ભગવન્! એવું આત્મજ્ઞાન અત્યંત દુઃખવડે સંપાદન થતું હોવું જોઇએ ખરૂં કેની?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–सुसुखं कर्तुं इति–હે અર્જુન! બ્રહ્મવેત્તા ગુરુએ કૃપા કરીને પ્રાપ્ત કરેલો જે વિચાર જેનો સહકારી છે એવું જે तत्त्वमसि આદિ મહાવાક્ય છે, તે

મહાવાકયવડે તત્ત્વજ્ઞાન સુખે કરીને જ સંપાદન કરવાને શકય છે. આ આત્મજ્ઞાન પોતાની ઉત્પત્તિવિષે દેશ-કાલાદિકોના વ્યવધાનની અપેક્ષા કરતું નથી, કારણ કે તે જ્ઞાન કેવળ વસ્તુ-પ્રમાણને જ અધીન હોય છે, પણ ધ્યાનની પેઠે જ્ઞાન પુરુષની ઇચ્છાને અધીન હોતું નથી. વસ્તુની સાથે પ્રમાણનો સંબંધ થયા પછી વસ્તુનું જ્ઞાન અવશ્ય ઉત્પન્ન થાય છે.

અર્જુન પૂછે છેઃ-"હે ભગવન્ ! આ પ્રકારે વિનાઆયાસે જો આત્મજ્ઞાનની સિદ્ધિનો અંગીકાર કરશો, તો અલ્પ આયાસવડે સાધ્યક્રિયાનું અલ્પ જ ફળ થાય છે, પણ મહાન્ ફળ થતું નથી. તેથી આત્મજ્ઞાનનું પણ અલ્પ જ ફળ થવું જોઈએ-મહાન્ ફળ થશે નહિ. કારણ કે મહાન્ આયાસવડે સાધ્ય જે કર્મો છે તે કર્મોનું જ મહાન્ ફળ જોવામાં આવે છે."

શ્રીભગવાન્ કહે છેઃ-अव्ययं इति-હે અર્જુન ! આત્મજ્ઞાન યદ્યપિ અનાયાસે જ સિદ્ધ થાય છે, તથાપિ આત્મજ્ઞાનના મોક્ષરૂપ ફળનો નાશ થતો નથી, તેથી આત્મજ્ઞાન અવ્યય છે અર્થાત્ આત્મજ્ઞાન મોક્ષરૂપ અક્ષય ફળવાળું છે. યદ્યપિ અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનવિષે અવ્યયરૂપતા સંભવતી નથી, તથાપિ જેમ શ્રુતિવિષે સત્ય બ્રહ્મની પ્રાપકતાવડે જ્ઞાનને સત્ય કહેલ છે, તેમ અહીં શ્રીભગવાને પણ મોક્ષરૂપ અવ્યય ફળની પ્રાપકતાવડે જ્ઞાનને અવ્યય કહેલું છે. અગ્નિહોત્રાદિ કર્મ યદ્યપિ મહાન્ આયાસવડે સાધ્ય છે તથાપિ તે કર્મોનું નાશવાન્ ફળ જ થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्मिंल्लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यंतवदेवास्य तद्भवति ॥ અર્થાત્-હે ગાર્ગી! જે પુરુષ અક્ષર પર-માત્મ દેવને ન જાણીને આ લોકમાં હોમ કરે છે, યજ્ઞ કરે છે તથા સહસ્ર વર્ષોપર્યંત તપ કરે છે, તે સર્વ કર્મ પુરુષને નાશવાન્ ફળની જ પ્રાપ્તિ કરે છે. એ પ્રકારે આત્મજ્ઞાન સર્વથી ઉત્કૃષ્ટ છે. તેથી આત્મજ્ઞાનવિષે મુમુક્ષુ જનોએ અત્યંત શ્રદ્ધા કરવી યોગ્ય છે. (૨)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! એ પ્રકારે આત્મજ્ઞાન જો કદાચિત્ અત્યંત સુગમ હોય, સર્વથી ઉત્કૃષ્ટ હોય તથા મહાન્ ફળનો હેતુ હોય, તો સર્વ પ્રાણી આત્મજ્ઞાનવિષે શાવાસ્તે પ્રવૃત્ત થતા નથી? અર્થાત્ સર્વ પ્રાણીઓ આત્મજ્ઞાનવિષે પ્રવૃત્ત થવાં જોઇએ. મહાન્ ફળવાળાં સુગમ-કાર્યવિષે તો સર્વલોક સ્વભાવથી જ પ્રવૃત્ત થાય છે, તેથી આત્મજ્ઞાનવિષે સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ થતાં કોઇ પણ પ્રાણી સંસારી થશે નહિ. તેથી સંસારમાર્ગનો જ ઉચ્છેદ થશે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! આ આત્મજ્ઞાનરૂપ ધર્મની શ્રદ્ધાથી રહિત પુરુષ મને (પરમેશ્વરને) પ્રાપ્ત નહિ થઇને મૃત્યુયુક્ત સંસારરૂપ માર્ગવિષે નિરંતર ભ્રમણ કરે છે. ૩

ટીકાઃ-હે અર્જુન ! આત્મજ્ઞાન યદ્યપિ સંપાદન કરવાને અત્યંત સુગમ છે, સર્વથી ઉત્કૃષ્ટ છે તથા મહાન્ ફળનો હેતુ છે, તથાપિ આત્મજ્ઞાનવિષે જે સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ થતી નથી, તેનાવિષે પ્રાણીઓની અશ્રદ્ધા જ કારણ છે. હે અર્જુન ! આત્મજ્ઞાનરૂપ ધર્મનું જે સ્વરૂપ છે, સાધન છે તથા ફળ છે, તે ત્રણે યદ્યપિ શાસ્ત્રવડે પ્રતિપાદિત છે, તથાપિ તેમનામાં જે શ્રદ્ધા નહિ કરનારા પુરુષો છે અર્થાત્ વેદના વિરોધી કુત્સિત હેતુ-ઓના દર્શનવડે દૂષિત અંતઃકરણવાળા હોવાથી જે પુરુષો આત્મજ્ઞાનનાં સ્વરૂપ, સાધન તથા ફળને અપ્રમાણરૂપ જ માને છે, તથા જે પુરુષો સર્વદા પાપકર્મો જ કરનારા છે, તથા જે પુરુષો પોતાની બુદ્ધિથી કલ્પના કરેલા ઉપાયવડે યથા કથંચિત્ પ્રયત્ન કરતા હોવા

છતાં પણ શાસ્ત્રવિહિત પ્રયત્નના અભાવથી મને (પરમેશ્વરને) પ્રાપ્ત થતા નથી તથા મારી (પરમેશ્વરની) પ્રાપ્તિનાં સાધનોને પણ પ્રાપ્ત થતા નથી. આ કારણથી જ શ્રદ્ધાહીન પુરુષો મૃત્યુયુક્ત સંસારરૂપ માર્ગવિષે ભ્રમણ કરે છે અર્થાત્ તે પુરુષો વારંવાર કીટ-પતંગાદિ નારકીય યોનિઓવિષે જ ભ્રમણ કરે છે. (૩)

અવતરણિકાઃ-પૂર્વે શ્રીભગવાને અર્જુનને કહેવા વાસ્તે પ્રતિજ્ઞા કરેલું જે આત્મજ્ઞાન છે, તે આત્મજ્ઞાનની-વિધિમુખવડે તથા નિષેધમુખવડે-સ્તુતિ કથન કરી. તેમાં પ્રથમ બે શ્લોકોવડે આત્મજ્ઞાનની વિધિમુખવડે સ્તુતિ કરી; અને अश्रद्दधाना पुरुषाः એ ત્રીજા શ્લોકવડે આત્મજ્ઞાનની નિષેધમુખવડે સ્તુતિ કરી. જે વસ્તુની પ્રાપ્તિથી જે મહાન્ ફળનું કથન છે, તે કથન તે વસ્તુની વિધિમુખ સ્તુતિ હોય છે અને જે વસ્તુની અપ્રાપ્તિથી જે મહાન્ અનર્થની પ્રાપ્તિનું કથન છે, તે કથન તે વસ્તુની નિષેધમુખ સ્તુતિ હોય છે. આ પ્રકારે ત્રણ શ્લોકોથી આત્મજ્ઞાનની સ્તુતિ કરીને આત્મજ્ઞાનને અભિમુખ કરેલા અર્જુનની પ્રત્યે શ્રીભગવાન્ હવે બે શ્લોકોવડે આત્મજ્ઞાનનું કથન કરે છેઃ-

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! અવ્યક્ત મૂર્તિવાળા મેં (પરમેશ્વરે) આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે. આથી સર્વભૂત મારેવિશે રહેલ છે, પણ હું (પરમેશ્વર) તે ભૂતોવિશે રહેલ નથી. ૪

ટીકાઃ-હે અર્જુન! ભૂત-ભૌતિકરૂપ તથા તે ભૂત-ભૌતિકોના પણ કારણરૂપ જેટલું આ દૃશ્ય જગત્ છે, કે જે જગત્ મારા (પરમેશ્વરના) અજ્ઞાનવડે કલ્પિત છે, તે સર્વ જગત્ મેં-અધિષ્ઠાનરૂપ તથા પરમાર્થ સત્સ્વરૂપે પરમેશ્વરથી સત્રૂપે કરીને તથા સ્ફુરણરૂપે કરીને વ્યાપ્ત કરેલું છે. જેમ રજ્જુવિષે કલ્પિત જે સર્પ-દંડ-જલધારા- માલા આદિ છે તે સર્પાદિ કે રજ્જુરૂપ અધિષ્ઠાનને પોતાના અંશે કરીને વ્યાપ્ત કરેલ છે, તેમ મેં એટલે કે અધિષ્ઠાનરૂપ પરમેશ્વરે પોતાના સત્તાસ્ફુરણરૂપે કરીને આ સર્વ જગત્ વ્યાપ્ત કરેલું છે.

અર્જુને કરેલી શંકાઃ-"હે ભગવન્! મારા રથવિષે રહેલા જે વસુદેવના પુત્ર આપ છો, તે આપ પરિચ્છિન્ન છો. એવા પરિચ્છિન્ન આપે આ સર્વ જગત્ કેવી રીતે વ્યાપ્ત કરેલું છે? અર્થાત્ વ્યાપ્ત કર્યું નથી, કારણ કે આ આપના કહેલામાં પ્રત્યક્ષ પ્રમાણનો વિરોધ થાય છે."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-अव्यक्तमूर्तिना इति જેની સ્વપ્રકાશ-અદ્વિતીય-સત્ચિત્ આનંદરૂપ મૂર્તિ નેત્રાદિ કરણોનો વિષય નથી, તેનું નામ અવ્યક્ત મૂર્ત્તિ છે. એવા અવ્યક્ત મૂર્ત્તિરૂપ મેં (પરમેશ્વરે) જ આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે. અને જે મારા સ્થૂલ શરીરને તું માંસમય નેત્રોવડે દેખે છે, તે શરીરવડે મેં કાંઈ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું નથી. તેથી મારા કહેવામાં પ્રત્યક્ષ પ્રમાણનો વિરોધ થતો નથી. મેં (પરમેશ્વરે) આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે, તે કારણથી જ આ સ્થાવર જંગમરૂપ સર્વ ભૂત મારા (પરમેશ્વરના) સત્તાસ્ફુરણરૂપે કરીને સતની પેઠે તથા સ્ફુરણની પેઠે રહેલાં છે. તથાપિ હું (પરમેશ્વર) તે કલ્પિત ભૂતોવિષે વાસ્તવિક રીતે રહેલો નથી. કારણ કે અકલ્પિતરૂપ જે હું (પરમેશ્વર) છું, તથા કલ્પિતરૂપ જે આ ભૂતો છે તે બન્નેનો કાંઇ સંબંધ જ સંભવતો નથી. સંબંધવિના ભૂતોવિષે વાસ્તવિક રીતે મારી સ્થિતિ સંભવતી નથી. આ કારણથી જ વેદવેત્તા પુરુષોએ એવું વચન કહેલું છે કે- यत्र यदध्यस्तं तत्कृतेन गुणेन दोषेण वाऽणुमात्रेणापि न स संबध्यते-અર્થાત્-જે અધિષ્ઠાનવિષે જે વસ્ત

કલ્પિત હોય છે, તે કલ્પિ વસ્તુકૃત ગુણની સાથે અથવા દોષની સાથે અધિષ્ઠાન કિંચિત્ માત્રપણ સંબંધને પ્રાપ્ત થતો નથી. (૪)

અવતરણિકા:–"હે ભગવન્ ! સર્વ વિકારોથી રહિત તથા સર્વત્ર પરિપૂર્ણ એવા જે આપ પરબ્રહ્મ છો, તે આપની ભૂતોવિષે વાસ્તવિક રીતે સ્થિતિ ભલે ન હોય, પરંતુ સર્વ ભૂતો તો આપ પરમેશ્વરવિષે વાસ્તવિક રીતે રહેલા હોવા જોઇએ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન ! આ સર્વ ભૂતો મારે વિશે (પરમેશ્વર વિશે) સ્થિત નથી. મારા (પરમેશ્વરના) અદ્ભુત પ્રભાવને તું જો. મારું (પરમેશ્વરનું) સચ્ચિદાનંદ સ્વરૂપ, જો કે ભૂતોને ધારણ કરે છે તથા ભૂતોને ઉત્પન્ન કરે છે, છતાં તે ભૂતોને વિશે સ્થિત નથી. ૫

ટીકા:–હે અર્જુન ! જેવી રીતે આકાશમાં રહેલા સૂર્યવિષે જળનું ચલન વગેરે વિકાર કલ્પિત હોય છે, તેવી રીતે મારે વિશે (પરમેશ્વરવિષે) કલ્પિત જે સર્વ ભૂતો છે, તે સર્વ ભૂતો વાસ્તવિક રીતે મારે વિશે (પરમેશ્વરવિષે) નથી. હે અર્જુન ! તું આ પ્રાકૃત મનુષ્યબુદ્ધિનો પરિત્યાગ કરીને સૂક્ષ્મ વિચાર દૃષ્ટિવડે મારા (પરમેશ્વરના) યોગ ઐશ્વર્યને દેખઃ અર્થાત્ જેમ લોકપ્રસિદ્ધ માયાવી પુરુષનો અઘટિત અર્થને બનાવવાની ચાતુર્યતારૂપ પ્રભાવ છે, તેમ મહા માયાવીરૂપ મારા (પરમેશ્વરના) આ અઘટિત અર્થને બનાવવાની ચાતુર્યતારૂપ પ્રભાવને તું દેખ. જો કે હું (પરમેશ્વર) વાસ્તવિક રીતે કોઈ વસ્તુના આધેયરૂપ પણ નથી તથા કોઇ વસ્તુના આધારરૂપ પણ નથી, તો પણ હું (પરમેશ્વર) સર્વ ભૂતોવિષે રહેલો છું તથા મારા વિષે (પરમેશ્વરવિષે) એ સર્વ ભૂતો રહેલા છે; એ મારી (પરમેશ્વરની) એક મોટી માયા છે. હે અર્જુન ! મારું (પરમેશ્વરનું) જે સચ્ચિદાનંદઘન–એકરસ પરમાર્થ સ્વરૂપ છે, તે મારું સ્વરૂપ જ ભૂતભૃત્ છે અર્થાત્ તે મારું સ્વરૂપ જ ઉપાદાન કારણતારૂપે કરીને સર્વ કાર્યરૂપ ભૂતોને ધારણ કરે છે તથા પોષણ કરે છે તેથી મારું તે સ્વરૂપ ભૂતભૃત્ કહેવાય છે અને મારું સ્વરૂપ જ કર્તારૂપે કરીને સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારૂં છે, તેથી મારું સ્વરૂપ ભૂતભાવન કહેવાય છે. એ પ્રકારે સર્વ ભૂતોના ઉપાદાન કારણરૂપ તથા નિમિત્ત કારણરૂપ હોવા છતાં પણ મારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ વાસ્તવિક રીતે અસંગ–અદ્વિતીય સ્વરૂપ હોવાથી ભૂતો વિષે રહેલું નથી, અર્થાત્ જેમ સ્વપ્નદ્રષ્ટા પુરુષ વાસ્તવિક રીતે કલ્પિત સ્વપ્ન પદાર્થોનો સંબંધી હોતો નથી, તેમ મારૂં સ્વરૂપ પણ વાસ્તવિક રીતે કલ્પિત ભૂતોનું સંબંધી હોતું નથી.

અહીં મમ આત્મા એ વચનમાં જે ષષ્ઠી વિભક્તિ છે, તે ભેદની કલ્પનાવડે છે, જેમકે राहोः शिरः એ વચનમાં રાહુ અને શિરનો અભેદ હોવા છતાં પણ ભેદની કલ્પનાવડે ષષ્ઠી વિભક્તિ છે. (૫)

અવતરણિકા:–પૂર્વ શ્લોકમાં શ્રીભગવાને એ અર્થ કહ્યો કે, "જો કે મારો (પરમેશ્વરનો) તથા સર્વ ભૂતોનો વાસ્તવિક રીતે કાંઇ પણ સંબંધ નથી તો પણ હું (પરમેશ્વર) એ ભૂતો વિષે રહેલો છું, તથા એ સર્વ ભૂતો મારાવિષે (પરમેશ્વર વિષે) રહેલા છે." આ ભગવાનના કહેવામાં અર્જુનને એ શંકા પ્રાપ્ત થઈ કે, "જો આપ પરમેશ્વરનો તથા ભૂતોનો વાસ્તવિક રીતે કાંઈ સંબંધ નથી, તો આપ–પરમેશ્વરનો તથા એ ભૂતોનો પરસ્પર આધાર આધેયભાવ કેવી રીતે હોય ?"

એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવા માટે શ્રીભગવાન્ વાસ્તવિક રીતે પરસ્પર સંબંધથી રહિત પદાર્થોના પણ આધાર આધેય ભાવને લોકપ્રસિદ્ધ દૃષ્ટાંતવડે કથન કરે છેઃ–

**यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥**

શ્લોકાર્થઃ–જેમ સર્વ દિશાઓમાં ગમન કરનાર, મહત્ પરિમાણવાળો તથા સદા ચલન સ્વભાવવાળો વાયુ આકાશ વિશે સ્થિત છે તેમ, આ સર્વ ભૂતો મારે વિશે–પરમેશ્વર વિશે સ્થિત છે, એ રીતનો તું નિશ્ચય કર. ૬

ટીકાઃ–હે અર્જુન! જેવી રીતે, પૂર્વાદિ સર્વ દિશાઓ વિષે ગમન કરનારો, મહત્ પરિમાણવાળો તથા ઉત્પત્તિ–સ્થિતિ–સંહાર કાળે ચલન સ્વભાવવાળો વાયુ, અસંગ સ્વભાવવાળા આકાશ વિષે રહે છે, પરંતુ તે વાયુ અસંગ આકાશની સાથે વાસ્તવિક રીતે કદાચિત્ પણ સંબંધને પ્રાપ્ત થતો નથી; તેવી રીતે અસંગ સ્વભાવવાળા મારે વિશે–પરમેશ્વર વિષે સંબંધ વિના આકાશાદિ સર્વ ભૂતો રહેલા છે. તાત્પર્ય એ છે કે–જેમ અસંગ સ્વભાવવાળા આકાશ વિષે વાસ્તવિક રીતે વાયુનો સંબંધ નથી, તો પણ વાયુ આકાશમાં રહેલો કહેવાય છે, તેમ અસંગ સ્વભાવવાળા મારે વિશે–પરમેશ્વર વિષે વાસ્તવિક રીતે આકાશાદિ ભૂતોનો સંબંધ નથી, તો પણ એ આકાશાદિ ભૂતો મારે વિશે–પરમેશ્વર વિષે રહેલા કહેવાય છે. એ પ્રકારે વાસ્તવિક રીતે સંબંધનો અભાવ હોવા છતાં પણ મારે વિશે–પરમેશ્વર વિષે આ કલ્પિત પ્રપંચની આધારતાને તથા આ કલ્પિત પ્રપંચ વિષે મારી–પરમેશ્વરની આધેયતાને તું આકાશના દૃષ્ટાંતથી વિચારીને નિશ્ચિત કર.

[કવા असंगो ह्ययं पुरुषः असंगो नहि सज्जते, ઈત્યાદિ અનેક શ્રુતિઓ પ્રત્યક્ અભિન્ન અસંગ બ્રહ્મ વિષે આકાશાદિ સર્વ ભૂતોના સંબંધનો નિષેધ કરે છે, શ્રુતિઓ વિષે અવિશ્વાસ કરીને જે વાદી બ્રહ્મવિષે આકાશાદિ ભૂતોના સંબંધને અંગીકાર કરે છે, તે વાદીને એમ પૂછવું જોઈએ કે–અસંગ બ્રહ્મ વિષે ભૂતો સંયોગ સંબંધ કરીને રહે છે, તે સમવાય સંબંધ કરીને રહે છે કે તાદાત્મ્ય સંબંધ કરીને રહે છે? તેમાં પ્રથમ સંયોગ પક્ષ વિષે પણ બ્રહ્મનો તથા ભૂતોનો સર્વ બાજુથી સંયોગ હોય છે અથવા એક દેશવડે સંયોગ હોય છે? તેમાંનો પહેલો સર્વ બાજુથી સંયોગ તો બને નહિ. કારણ કે બ્રહ્મ અપરિચ્છિન્ન છે અને ભૂતો પરિચ્છિન્ન છે. પરિચ્છિન્ન ભૂતોના અપરિચ્છિન્ન બ્રહ્મની સાથે સર્વ બાજુથી સંયોગ બને નહિ. તેમ જ એક દેશવડે સંયોગ છે, એ દ્વિતીય પક્ષ પણ સંભવતો નથી. કારણ કે જે પદાર્થો સાવયવ હોય છે, તે પદાર્થોનો જ આપસમાં એક દેશવડે સંયોગ થાય છે. જેમકે વૃક્ષ અને વાનર એ બન્નેનો આપસમાં એક દેશવડે સંયોગ થાય છે. અને બ્રહ્મ તો નિરવયવ છે, તેથી તે નિરવયવ બ્રહ્મનો તથા ભૂતોનો એક દેશવડે પણ સંભવ નથી. અને બ્રહ્મવિષે આકાશાદિ ભૂતો સમવાય સંબંધ કરીને રહે છે, એ દ્વિતીય પક્ષનો જો વાદી અંગીકાર કરે તો તે પણ સંભવતો નથી; કારણ કે ગુણ–ગુણીનો તથા જાતિ–વ્યક્તિનો તથા અવયવી –અવયવનો જ સમવાય સંબંધનો વાદીઓએ અંગીકાર કર્યો છે. અહીં ભૂતોનો તથા બ્રહ્મનો ગુણ–ગુણીભાવ તથા જાતિ–વ્યક્તિભાવ તથા અવયવી–અવયવ ભાવ નથી. તેથી બ્રહ્મવિષે ભૂતોની સમવાય સંબંધવડે પણ સ્થિતિ સંભવતી નથી અને બ્રહ્મવિષે ભૂતો તાદાત્મ્ય સંબંધ કરીને રહે છે, એ ત્રીજા પક્ષનો જો વાદી અંગીકાર કરે તો તે પણ સંયોગ

કારણકે બ્રહ્મ તો સત્ ચિત્ આનંદ પરિપૂર્ણ સ્વરૂપ છે અને આકાશાદિ ભૂતે

જડ દુઃખ પરિચ્છિન્નસ્વરૂપ છે. એવા વિરુદ્ધ સ્વભાવવાળા આકાશાદિ ભૂતોનો બ્રહ્મવિષે તાદાત્મ્ય સંબંધ સંભવતો નથી. તેથી પરિશેષતઃ આકાશાદિ ભૂતોના બ્રહ્મવિષે અધ્યાસરૂપ કલ્પિત સંબંધનો જ અંગીકાર કરવો પડશે. તે તો મારે પણ ઇષ્ટ છે. કારણકે જે અધિષ્ઠાનવિષે જે પદાર્થ અધ્યસ્ત હોય છે, તે કલ્પિત પદાર્થ તે અધિષ્ઠાનવિષે નામ માત્ર જ હોય છે– વાસ્તવિક રીતે હોતો નથી. જેમ રજ્જુવિષે કલ્પિત સર્પ તથા શુક્તિવિષે કલ્પિત રજત નામમાત્ર જ હોય છે, વાસ્તવિક રીતે હોતાં નથી, તેમ બ્રહ્મવિષે અધ્યસ્ત આકાશાદિ ભૂતો પણ નામમાત્ર જ હોય છે, વાસ્તવિક રીતે હોતાં નથી. એવાં કલ્પિત ભૂતોનો અધ્યાસરૂપ સંબંધ થવા છતાં પણ અધિષ્ઠાન બ્રહ્મની સ્વાભાવિક અસંગરૂપતા નિવૃત્ત થતી નથી.

કોઈ ટીકાવિષે તો આ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે–પૂર્વે આઠમા અધ્યાયમાં किं तद् ब्रह्म– અર્થાત્–તે બ્રહ્મ કોણ છે ? એ પ્રશ્નનો, अक्षरं परमं ब्रह्म–અર્થાત્–અક્ષર નામે શુદ્ધ ત્વં પદાર્થ જ નિરુપાધિક બ્રહ્મ છે, એમ જે ઉત્તર કહ્યો હતો, તે નિરુપાધિક બ્રહ્મ જ અહીં मया ततमिदं सर्वं ઇત્યાદિ શ્લોકવડે પ્રતિપાદન કર્યો છે. હવે તે નિરુપાધિક બ્રહ્મના અક્ષર નામે જીવની સાથેના અભેદનું દૃષ્ટાંતવડે કથન કરે છે–यथाकाशस्थितः इति । અહીં वायुः શબ્દવડે સૂત્રાત્માનું ગ્રહણ કરવું. કારણકે वायुर्वै गौतमसूत्रं એ શ્રુતિમાં સૂત્રાત્માને 'વાયુ' નામવડે કહેવામાં આવેલ છે. સૂત્રાત્મારૂપ વાયુ સર્વત્રગ છે, અર્થાત્ સમષ્ટિલિંગ દેહરૂપ હોવાથી સર્વત્ર વ્યાપક છે. વળી તે વાયુ મહાન્ છે અર્થાત્ આ બાહ્ય વાયુ કરતાં વિલક્ષણ છે. એવો સૂત્રાત્મારૂપ વાયુ જેમ નિત્ય જ સ્વકારણીભૂત અવ્યાકૃત નામે આકાશવિષે રહેલો છે, (અહીં नित्यं શબ્દવડે સૂત્રાત્માનો ત્રણ કાળવિષે અવ્યાકૃત નામે આકાશની સાથે સંબંધ કહ્યો) તેમ સર્વ ભૂતો મારે વિશે–પરમેશ્વરવિષે રહેલાં છે. અહીં भूत શબ્દવડે ઉપાધિથી રહિત ત્વં પદાર્થરૂપ જીવ ચેતનનો અર્થ ગ્રહણ કરવો. આ જીવ ચેતન યદ્યપિ વાસ્તવિક રીતે એક જ છે, તથાપિ લોકદૃષ્ટિવડે શ્રીભગવાને તે જીવ ચેતનનું બહુપણું કહ્યું છે. તાત્પર્ય એ છે કે જેમ સર્વ કાર્ય, પોતાની ઉત્પત્તિની પૂર્વે, નાશની પછી તથા પોતાની સ્થિતિના કાળવિષે, પોતાના ઉપાદાન કારણવિષે જ અભેદરૂપે રહે છે; તેમ સર્વ જીવ, અંતઃકરણાદિ ઉપાધિની ઉત્પત્તિની પૂર્વે, ઉપાધિના નાશની પછી તથા મધ્યવિષે પરબ્રહ્મથી ભિન્ન નથી, કિન્તુ અભિન્ન જ છે. જેવી રીતે ઘટાકાશ, ઘટરૂપ ઉપાધિની ઉત્પત્તિની પૂર્વે, ઘટરૂપ ઉપાધિના નાશની પછી તથા ઘટરૂપ ઉપાધિના વિદ્યમાનકાળવિષે, મહાકાશથી ભિન્ન નથી. કિંતુ તે ઘટકાશ ત્રણે કાળમાં મહાકાશરૂપ જ છે; તેવી રીતે જીવ પણ ત્રણે કાળે પરબ્રહ્મરૂપ જ છે. શ્રુતિ કહે છે કે–अयमात्मा ब्रह्म, अहं ब्रह्मास्मि અર્થાત્–આ પ્રત્યક્ આત્મા બ્રહ્મરૂપ છે, અને હું બ્રહ્મરૂપ છું. (૬)

અવતરણિકાઃ–પૂર્વ શ્લોકમાં આ પ્રપંચની ઉત્પત્તિના કાળે તથા સ્થિતિના કાળે પ્રપંચની સાથે અસંગ આત્માનો અસંબંધ કહ્યો. હવે, પ્રલયકાળે પણ પ્રપંચની સાથે અસંગ આત્માના અસંબંધનું શ્રીભગવાન્ કથન કરે છેઃ–

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

શ્લોકાર્થઃ–હે કૌંતેય ! પ્રલયકાળમાં આ સર્વ ભૂતો મારી–પરમેશ્વરની શક્તિરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિને પ્રાપ્ત થાય છે તથા પુનઃ સૃષ્ટિ કાળ વિષે હું પરમેશ્વર તે ભૂતોને ઉત્પન્ન કરું છું. ૭

ટીકા:–હે અર્જુન ! મારી પરમેશ્વરની શક્તિરૂપ કલ્પના કરેલી જે ત્રિગુણાત્મક માયા છે, કે જે માયાને मायां तु प्रकृतिं विद्यात् એ શ્રુતિએ સર્વ જગતની પ્રકૃતિરૂપ કહેલી છે. એવી કારણરૂપ માયા પ્રકૃતિને જ આકાશાદિ સર્વ ભૂતો પ્રલયકાળવિષે પ્રાપ્ત થાય છે, અર્થાત્ આકાશાદિ સર્વ ભૂતો પ્રલયકાળવિષે પોતાના કારણભૂત માયા નામે પ્રકૃતિવિષે જ સૂક્ષ્મરૂપે કરીને લયભાવને પ્રાપ્ત થાય છે. હે અર્જુન ! જે આકાશાદિ સર્વ ભૂતો પ્રલયકાળમાં પ્રકૃતિવિષે અવિભાગને પ્રાપ્ત થયાં હતાં, તે આકાશાદિ ભૂતોને જ હું–સર્વ શક્તિસમ્પન્ન સર્વજ્ઞ પરમેશ્વર સૃષ્ટિકાળવિષે ભિન્ન ભિન્ન રીતે ઉત્પન્ન કરું છું. (૭)

અવતરણિકા:–પરમેશ્વરની આ આકાશાદિ પ્રપંચની સૃષ્ટિ કયા પ્રયોજન વાસ્તે છે ? તે પરમેશ્વરના ભોગવાસ્તે છે કે અન્ય કોઇના ભોગવાસ્તે છે ? પરમેશ્વરના ભોગવાસ્તે તો એ સૃષ્ટિ સંભવતી નથી, કારણ કે સર્વનો સાક્ષીરૂપ તથા ચૈતન્ય માત્રારૂપ જે પરમેશ્વર છે, તે પરમેશ્વરવિષે સુખદુઃખનું ભોક્તાપણું સંભવતું નથી. જો કદાચિત્ પરમેશ્વરવિષે પણ સુખદુઃખના ભોક્તાપણાનો અંગીકાર કરીએ, તો પરમેશ્વરવિષે પણ અસ્મદાદિ જીવોની પેઠે સંસારીપણું જ પ્રાપ્ત થશે, તેથી પરમેશ્વરવિષે ઇશ્વરપણું રહેશે નહિ; કારણ કે જેનીવિષે સંસારીપણું રહે છે, તેનીવિષે ઇશ્વરપણું રહેતું નથી અને જેનીવિષે ઇશ્વરપણું રહે છે તેનીવિષે સંસારીપણું રહેતું નથી. તેથી પરમેશ્વરના ભોગવાસ્તે સૃષ્ટિ સંભવતી નથી. અને પરમેશ્વરવિના અન્ય કોઇ ભોક્તાવાસ્તે સૃષ્ટિ છે, એવો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે नान्योऽतोऽस्ति द्रष्टा ઇત્યાદિ શ્રુતિઓએ પરમેશ્વરથી ભિન્ન બીજા ચેતનનો અભાવ જ કહ્યો છે. અને જો કોઇ એમ કહે કે, પરમેશ્વરથી જીવચેતન ભિન્ન છે, તો તેમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि ઇત્યાદિ શ્રુતિઓએ પરમેશ્વરની જ સર્વત્ર જીવરૂપે કરીને સ્થિતિ કહી છે. આ કારણથી જ तत्त्वमसि, अहं ब्रह्मास्मि ઇત્યાદિ મહાવાક્ય જીવને બ્રહ્મરૂપ કહે છે. તેથી પરમેશ્વરથી ભિન્ન બીજો કોઇ ચેતન નથી કે જે આ જગતનો ભોક્તા હોય. યદ્યપિ ચૈતન્યસ્વરૂપ પરમેશ્વરથી જડ પદાર્થો ભિન્ન છે, તથાપિ તે જડ પદાર્થોવિષે સુખદુઃખનું ભોક્તાપણું સંભવતું નથી, કિંવા તે સર્વ જડ પદાર્થો ભોગ્યરૂપ જ છે. ભોગ્ય પદાર્થોને જો ભોક્તા માનીએ તો ભોક્તા અને ભોગ્યનો ભેદ સિદ્ધ થશે નહિ. તેથી જડ પદાર્થોના ભોગવાસ્તે પણ સૃષ્ટિ સંભવતી નથી. કિંવા જેમ સૃષ્ટિ કોઇના ભોગવાસ્તે સંભવતી નથી, તેમ સૃષ્ટિ કોઇના મોક્ષવાસ્તે પણ સંભવતી નથી, કારણ કે જો કોઇ બંધ વાસ્તવિક રીતે હોય તો તેના મોક્ષવાસ્તે સૃષ્ટિ સંભવે; પરંતુ વાસ્તવિક રીતે તેવું કાંઇ બન્ધન નથી. કિંવા સૃષ્ટિ મોક્ષની ઉલટી વિરોધિની છે. જે જેનો વિરોધી હોય છે તે તેની પ્રાપ્તિવાસ્તે હોય નહિ, તેથી કોઇના મોક્ષવાસ્તે પણ સૃષ્ટિ સમ્ભવતી નથી, ઇત્યાદિ અનેક પ્રકારની અનુપપત્તિઓ આ સૃષ્ટિવિષે પ્રાપ્ત થાય છે. આ અનુપપત્તિઓ જ આ સૃષ્ટિવિષે માયામયત્વની સિદ્ધિ કરે છે. તેથી અનુપપત્તિઓ અમો–સિદ્ધાંતીઓને પ્રતિકૂળ નથી, કિંતુ અનુકૂળ જ છે; કારણથી જ અનુપપત્તિઓ પરિહાર કરવાને યોગ્ય નથી. આ સર્વ અભિપ્રાયે કરીને શ્રીભગવાન્ આ પ્રપંચવિષે માયામયત્વહેતુથી મિથ્યાત્વ સિદ્ધ કરવાનો ત્રણ શ્લોકોવડે આરંભ કરે છેઃ—

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! હું–પરમેશ્વર પોતાની માયારૂપ પ્રકૃતિનો આશ્રય કરી માયાના પ્રભાવથી ઉત્પન્ન થયેલ આ સંપૂર્ણ આકાશાદિ ભૂતોના સમુદાયને ફરી ફરી ઉત્પન્ન કરું છું.૮

ટીકા:–હે અર્જુન ! મારે વિશે–પરમેશ્વરને વિષે કલ્પિત તથા મને–પરમેશ્વરને અધીન એવી જે માયાનામે અનિર્વચનીય પ્રકૃતિ છે, તે પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને અર્થાત્ તે પ્રકૃતિને પોતાની સત્તાસ્ફૂર્તિની પ્રાપ્તિદ્વારા દૃઢ કરીને હું–માયાવી પરમેશ્વર, પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે સિદ્ધ આ આકાશાદિ ભૂતોના સમુદાયરૂપ પ્રપંચને, જીવોનાં કર્મોને અનુસારે વિવિધ પ્રકારે ઉત્પન્ન કરું છું; અર્થાત્ જેમ સ્વપ્નદ્રષ્ટા પુરુષ સ્વપ્ન પ્રપંચને કલ્પનામાત્રે કરીને ઉત્પન્ન કરે છે, તેમ હું–પરમેશ્વર પણ આ આકાશાદિ પ્રપંચને કલ્પનાએ કરીને ઉત્પન્ન કરું છું. એ આકાશાદિ ભૂતોનો સમુદાય, પ્રકૃતિની વશતાથી જાયમાન છે અર્થાત માયારૂપ પ્રકૃતિનો જે અવિદ્યાદિ પંચ ક્લેશોના કારણભૂત આવરણ–વિક્ષેપ શક્તિરૂપ પ્રભાવ છે, તે પ્રભાવથી ઉત્પન્ન થયેલો છે.

કોઇ ટીકામાં તો अवशं प्रकृतेर्वशात् એ વચનનો એવો અર્થ કર્યો છે કે–પોતાના સ્વભાવનું નામ પ્રકૃતિ છે. આ સ્વભાવરૂપ પ્રકૃતિની વશતાથી પ્રપંચ અવશ છે, અર્થાત્ રાગ–દ્વેષાદિકોને અધીન છે. અને અન્ય કોઇ ટીકાવિષે એ વચનનો એ અર્થ કર્યો છે કે, અવિદ્યા–અસ્મિતા–રાગ–દ્વેષ–અભિનિવેશ એ પાંચ કલેશ અહીં 'પ્રકૃતિ' શબ્દવડે ગ્રહણ કરવા. અવિદ્યાદિ પંચ કલેશરૂપ પ્રકૃતિની વશતાથી એટલે કે સ્વભાવથી ભૂતસમુદાય અવશ છે અર્થાત્ અસ્વતંત્ર છે. (૮)

અવતરણિકા:–આ જગત્‌ની સૃષ્ટિ આદિ કર્મ સ્વપ્નની પેઠે મિથ્યાભૂત જ છે. તે કારણથી સૃષ્ટિઆદિ કર્મો સ્વપ્નદ્રષ્ટા પુરુષની પેઠે મને–પરમેશ્વરને બંધાયમાન કરતાં નથી: આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:—

न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! ઉદાસીન પુરુષની માફક રહેલ તથા કર્મો વિશે આસક્તિથી રહિત મને–પરમેશ્વરને સૃષ્ટિ આદિ કર્મો બન્ધાયમાન કરતાં નથી. ૯

ટીકા:–હે અર્જુન ! જેમ માયાવી પુરુષ પોતાની માયાવડે અનેક પદાર્થોની સૃષ્ટિ સ્થિતિ–લય કરે છે, પરંતુ તે સૃષ્ટિ–સ્થિતિ–લયરૂપ કર્મ તે માયાવી પુરુષને બન્ધાયમાન કરતાં નથી; અને જેમ સ્વપ્નદ્રષ્ટા પુરુષ સ્વપ્નવિષે અનેક પદાર્થોની સૃષ્ટિ–સ્થિતિ–લય કરે છે, પરંતુ તે સૃષ્ટિ–સ્થિતિ–લયરૂપ કર્મ તે સ્વપ્નદ્રષ્ટા પુરુષને બંધાયમાન કરતાં નથી; તેમ હું–પરમેશ્વર પણ પોતાની માયાશક્તિની વશતાથી આ આકાશાદિ પ્રપંચની સૃષ્ટિ, સ્થિતિ તથા લય કરું છું, પરંતુ તે સૃષ્ટિઆદિ કર્મો મને–પરમેશ્વરને બન્ધાયમાન કરતાં નથી, અર્થાત્ તે સૃષ્ટિઆદિ કર્મો અનુગ્રહે કરીને મને–પરમેશ્વરને સુકૃતનો ભાગી કરતાં નથી તથા નિગ્રહે કરીને મને દુષ્કૃતનો ભાગી કરતાં નથી, જે કારણથી તે સૃષ્ટિઆદિ કર્મો સ્વપ્નની પેઠે મિથ્યાભૂત જ છે.

અર્જુને કરેલી શંકા:–"હે ભગવન્ ! સૃષ્ટિ આદિ કર્મો આપને શાવાસ્તે બન્ધાયમાન કરતાં નથી ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:–उदासीनवदासीनम् इति–હે અર્જુન ! પરસ્પર વિવાદ કરનાર બે પુરુષોના જય–અજયરૂપ કર્મના સમ્બન્ધથી રહિત તથા બન્નેની ઉપેક્ષા કરનારો

જે કોઇ ઉદાસીન પુરુષ છે, તે ઉપેક્ષક ઉદાસીન પુરુષ જેમ વિવાદકર્ત્તા પુરુષોના જય-અજયકૃત હર્ષ-વિષાદથી રહિત થઇને નિર્વિકારરૂપે રહેલો હોય છે, તેમ હું અસંગ પરમેશ્વર પણ સર્વદા નિર્વિકારરૂપે રહેલો છું. યદ્યપિ અહીં પરમેશ્વરરૂપ દાર્ષ્ટાંતિક વિષે ઉદાસીન પુરુષરૂપ દૃષ્ટાંતની માફક વિવાદ કરનારા બન્નેનો અભાવ છે, તથાપિ તે દૃષ્ટાંતવિષે તથા દાર્ષ્ટાંતિક વિષે ઉપેક્ષકપણું સમાન જ છે. માત્ર ઉપેક્ષકપણાને લઇને અહીં उदासीनवत् શબ્દના અન્તમાં वत् પ્રત્યય કહેલો છે. હે અર્જુન! હું-પરમેશ્વર ઉદાસીન પુરુષની પેઠે હર્ષ-વિષાદાદિ વિકારોથી રહિત થઇને રહેલો છું, તેથી હું-પરમેશ્વર સૃષ્ટિ આદિ કર્મો વિષે આસક્ત છું. અર્થાત્ "હું આ કર્મ કરું છું" તથા "હું આ કર્મનાં ફળને ભોગવીશ" એ પ્રકારના કર્તૃત્વાભિમાનરૂપ તથા ફળની અભિલાષારૂપ સંગથી રહિત છું. આ કારણથી જ મને-પરમેશ્વરને સૃષ્ટિઆદિ કર્મો બંધાયમાન કરતાં નથી. આટલા કથનથી શ્રીભગવાને એ અર્થનું બોધન કર્યું કે, જેમ કર્તૃત્વાભિમાનથી રહિત તથા ફળની ઇચ્છાથી રહિત મને-પરમેશ્વરને સૃષ્ટિ આદિ કર્મો બંધાયમાન કરતાં નથી, તેમ બીજો પણ જે કોઇ અધિકારી પુરુષ કર્તૃત્વાભિમાનથી તથા ફળની ઇચ્છાથી રહિત થઇને કર્મો કરે છે, તે પુરુષને પણ લૌકિક-વૈદિક કર્મો બંધાયમાન કરતાં નથી. તે કર્તૃત્વાભિમાન તથા ફળની ઇચ્છા બન્ને વિદ્યમાન હોવાથી જ મૂઢ પુરુષ કોશકાર જંતુની પેઠે કર્મોવડે બંધાયમાન થાય છે. અહીં શ્રીભગવાને સ્વોપદિષ્ટ અર્થને ધારણ કરવામાં અર્જુનનો ઉત્સાહ કરવા વાસ્તે હે धनंजय એ સંબોધનવડે અર્જુનના મહાન્ પ્રભાવનું સૂચન કર્યું છે; અર્થાત્ યુધિષ્ઠિર રાજાના રાજસૂય નામે યજ્ઞ વાસ્તે તું સર્વ રાજાઓને જિતીને ધન લઇ આવ્યો છે, એ કારણથી તારું धनंजय એ નામ થયું છે, એવા મહાન્ પ્રભાવવાળો તું અર્જુન છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! કોઇ પ્રાણી સુખી છે, કોઇ પ્રાણી દુઃખી છે, કોઈ ધની છે, કોઇ દરિદ્રી છે, કોઇ બુદ્ધિમાન્ છે, કોઇ મૂર્ખ છે; એ પ્રકારની વિષમ સૃષ્ટિને કરનારા આપ ઈશ્વરને વિષમતાદોષની તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ અવશ્ય કરીને થવી જોઇએ."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-न च मां तानि कर्माणि इति ॥ હે અર્જુન! વિષમ સૃષ્ટિરૂપ કર્મો મને-પરમેશ્વરને બન્ધાયમાન કરતાં નથી. તે વિષે હેતુ કહે છે-उदासीनवदासीनं इति ॥ હે અર્જુન! જેમ મેઘ કોઇ બીજોવિષે દ્વેષ નહિ રાખીને ઉદાસીન થઇને જળની વૃષ્ટિ કરે છે, અને આગળ જતાં તે બીજોને અનુસારે ભિન્ન ભિન્ન ફળો ઉત્પન્ન થાય છે, તેમ હું-પરમેશ્વર પણ પુણ્યવાન પુરુષોવિષે રાગ નહિ રાખીને તથા પાપી પુરુષોવિષે દ્વેષ નહિ રાખીને આ જગતને ઉત્પન્ન કરું છું. આગળ જતાં પ્રાણીઓ પોતપોતાના પુણ્ય-પાપ કર્મોને અનુસારે સુખ દુઃખાદિરૂપ ભિન્ન ભિન્ન ફળને પ્રાપ્ત થાય છે. તેથી મને-પરમેશ્વરને વિષમતાદોષની પ્રાપ્તિ તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ થતી નથી. (૯)

અવતરણિકા:-"હે ભગવન્! પૂર્વે આપે भूतग्रामं सृजामि એ વચનવડે પોતાને સર્વ ભૂતોનું કર્ત્તાપણું કહ્યું; અને उदासीनवदासीनम् એ વચનવડે પોતાને ઉદાસીનપણું કહ્યું. એ બન્ને આપનાં વચનો પરસ્પર વિરુદ્ધ અર્થનાં બોધક હોવાથી અસંગત છે; કારણકે જેમાં કર્ત્તાપણું રહે છે તેમાં ઉદાસીનપણું રહેતું નથી અને જેમાં ઉદાસીનપણું રહે છે તેમાં કર્ત્તાપણું રહે નહિ." એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવા વાસ્તે શ્રીભગવાન્ આ પ્રપંચવિષે પુનઃ માયામયત્વનું જ કથન કરે છેઃ—

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

શ્લોકાર્થઃ-હે કૌંતેય ! પ્રકાશરૂપ મેં-પરમેશ્વરે પ્રકાશિત કરેલી માયારૂપ પ્રકૃતિ જ આ ચરાચર જગતની ઉત્પત્તિ કરે છે. આ પ્રકાશકત્વરૂપ નિમિત્તવડે આ જગત્ વિવિધ પ્રકારે પરિવર્તન પામે છે. ૧૦

ટીકાઃ-હે અર્જુન ! કેવળ દ્રષ્ટાસ્વરૂપ સર્વ વિકારોથી રહિત પોતાની સમીપતાવડે સર્વનો નિયંતા તથા સર્વનો પ્રકાશક એવો જે હું-પરમેશ્વર છું, તે મેં-પરમેશ્વરે પ્રકાશિત કરેલી જે માયારૂપ પ્રકૃતિ છે, તે પ્રકૃતિ સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણસ્વરૂપ છે; તથા જે પ્રકૃતિ સતરૂપે કરીને, અસતરૂપે કરીને તથા સત્-અસત્ ઉભયરૂપે કરીને કથન કરવામાં આવતી નથી, એવી માયારૂપ પ્રકૃતિ જ આ સ્થાવર-જંગમરૂપ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. જેમ માયાવી પુરુષે પ્રવૃત્ત કરેલી માયા કલ્પિત ગજ-તુરગાદિ પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેમ મેં-પરમેશ્વરે પ્રકાશિત કરેલી માયા જ આ કલ્પિત જગતને ઉત્પન્ન કરે છે. હું-પરમેશ્વર તો તે કાર્યસહિત માયાને કેવળ પ્રકાશિત જ કરૂં છું. કાર્યસહિત માયાના પ્રકાશમાત્રથી ભિન્ન બીજો કોઇ વ્યાપાર હું-પરમેશ્વર કરતો નથી. હે અર્જુન ! પ્રકાશકત્વરૂપ નિમિત્તે કરીને આ સ્થાવર-જંગમરૂપ સર્વ જગત્ વિવિધ પ્રકારે પરિવર્ત્તમાન થાય છે. અર્થાત્ આ જગત્ જન્મથી વિનાશ પર્યંત અનેક પ્રકારના વિકારોને નિરંતર પ્રાપ્ત થાય છે. તેથી भूतग्रामं सृजामि-અર્થાત્-હુંપરમેશ્વર આ સર્વ જગતને ઉત્પન્ન કરુ છું, એવું જે વચન મેં પૂર્વે કહ્યું હતું, તે જગતના કારણરૂપ માયાના માત્ર પ્રકાશકત્વરૂપ વ્યાપારે કરીને કહ્યું હતું. જેમ આ લોકમાં સૂર્યાદિકોના પ્રકાશવડે જ સર્વ કાર્યોની ઉત્પત્તિ થાય છે, પરંતુ પ્રકાશકત્વવડે સૂર્યાદિકોને કર્ત્તાપણું પ્રાપ્ત થતું નથી, તેવી રીતે કારણરૂપ માયાના પ્રકાશકત્વવડે મારેવિશે-પરમેશ્વરવિષે પણ કર્ત્તાપણું પ્રાપ્ત થતું નથી. આ અભિપ્રાયે કરીને જ પૂર્વે મેં उदासीनवदासीनं એ વચન કહ્યું હતું. તેથી પૂર્વોક્ત બન્ને વચનોનો પરસ્પર વિરોધ થતો નથી. એ વાત અન્યશાસ્ત્રમાં પણ કહેલી છેઃ-

अस्य द्वैतेंद्रजालस्य यदुपादानकारणम् । अज्ञानं तदुपाश्रित्य ब्रह्मकारणमुच्यते ॥

અર્થાત્-દ્વૈત પ્રપંચરૂપ ઇંદ્રજાળનું જે અજ્ઞાનરૂપ ઉપાદાન કારણ છે, તે અજ્ઞાનની પ્રકાશકતાવડે જ બ્રહ્મ જગતનું કારણ કહેવાય છે. વાસ્તવિક રીતે બ્રહ્મ જગતનું કારણ નથી. અને કોઈ ટીકાવિષે તો આ શ્લોકનો એ હેતુ કહ્યો છે કે-જેમ ચુંબક પાષાણ પોતાની સમીપતાવડે લોહને પ્રવૃત્ત કરતો હોવા છતાં પણ વાસ્તવિક રીતે ઉદાસીન જ રહે છે, તેમ હું-પરમેશ્વર પણ પોતાની સમીપતાવડે માયારૂપ પ્રકૃતિને જગતની ઉત્પત્તિ કરવામાં પ્રવૃત્ત કરતો હોવા છતાં પણ વાસ્તવિક રીતે ઉદાસીન જ રહું છું. તેથી भूतग्रामं सृजामि અને उदासीनवदासीनम् એ બન્ને વચનોનો પરસ્પર વિરોધ થતો નથી. (૧૦)

અવતરણિકાઃ—હે અર્જુન ! એ પ્રકારે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવવાળા તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ તથા આનંદઘન તથા દેશ-કાલ-વસ્તુપરિચ્છેદથી રહિત એવા મને-પરમેશ્વરને અવિવેકી લોકો મનુષ્ય માનીને આદર કરતા નથી અને ઉલટા નિંદા કરે છે. એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

શ્લોકાર્થઃ-અવિવેકી જનો મારા-પરમેશ્વરના સર્વ ભૂતોના મહાન્ ઈશ્વરરૂપ સર્વથી ઉત્કૃષ્ટ પારમાર્થિક તત્ત્વને જાણતા નહિ હોવાથી, આ મનુષ્ય મૂર્તિને ધારણ કરવાવાળા મારો-પરમેશ્વરનો અનાદર કરે છે. ૧૧

ટીકા:—હે અર્જુન ! વિચારથી રહિત જે મૂઢ પુરુષો છે, તે મૂઢ પુરુષો મારી—પરમેશ્વરની પણ અવજ્ઞા કરે છે. અર્થાત્ તે મૂઢ પુરુષો મને—પરમેશ્વરને "આ કૃષ્ણ ભગવાન્ સાક્ષાત્ ઈશ્વર છે" એ પ્રમાણે આદર કરતા નથી, અને ઉલટા મારી નિંદા કરે છે. હવે, તે મૂઢ પુરુષોએ કરેલી અવજ્ઞાવિષે મૂઢ પુરુષોની ભ્રાંતિરૂપ હેતુનું કથન કરે છે—मानुषीं तनुमाश्रितं इति ॥ હે અર્જુન ! મનુષ્યરૂપે પ્રતીત થતી જે આ મૂર્તિ છે, તે મૂર્તિને હું—પરમેશ્વર પોતાની ઈચ્છાવડે ભક્તજનોના અનુગ્રહવાસ્તે ગ્રહણ કરૂં છું, અર્થાત્ મનુષ્યરૂપે પ્રતીત થતા આ દેહવડે હું—પરમેશ્વર વ્યવહાર કરૂં છું. આ કારણથી જ "આ કૃષ્ણ પણ મારા સરખો કોઈ મનુષ્ય જ છે" એ પ્રકારની ભ્રાંતિવડે જેમનું અંતઃકરણ આવૃત થયું છે, એવા મૂઢ પુરુષો મારા—પરમેશ્વરના પરંભાવને નહિ જાણતા હોવાથી અર્થાત્ મારા—પરમેશ્વરના સર્વથી ઉત્કૃષ્ટ પારમાર્થિક તત્ત્વને નહિ જાણતા હોવાથી પરમેશ્વરનો આદર કરતા નથી તથા મારી—પરમેશ્વરની નિંદા કરે છે, આ રીતનો પ્રકાર મૂઢ પુરુષોવિષે સંભવે છે. હે અર્જુન ! મારા જે પરમભાવને નહિ જાણવાથી મૂઢ પુરુષો મારી અવજ્ઞા કરે છે, તે મારો પરમ ભાવ સર્વ ભૂતોના મહાન્ ઈશ્વરરૂપ છે અર્થાત્ સર્વ ભૂતોનો નિયંતારૂપ છે. (૧૧)

અવતરણિકા:—હે અર્જુન ! એ પ્રકારે મારી—પરમેશ્વરની અવજ્ઞાવડે ઉત્પન્ન થયેલું જે મોટું પાપ છે, તે પાપવડે જેમની બુદ્ધિ પ્રતિબદ્ધ થઈ છે, એવા મૂઢ પુરુષો નિરંતર નરકવિષે જ નિવાસ કરવાને યોગ્ય હોય છે: એ અર્થને હવે શ્રીભગવાન્ કહે છે:—

## मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
## राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

શ્લોકાર્થ:—જેમની આશા નિષ્ફળ છે, જેમનું કર્મ નિષ્ફળ છે તથા જેમનું જ્ઞાન નિષ્ફળ છે એવા વિચારહીન પુરુષો રાક્ષસી, આસુરી તથા મોહિની પ્રકૃતિનો જ આશ્રય કરે છે. ૧૨

ટીકા:—હે અર્જુન ! "અંતર્યામી ઈશ્વરવિના કેવળ કર્મ જ મને ફળની પ્રાપ્તિ કરશે" એ પ્રકારની જેમની ફળની પ્રાર્થનારૂપ આશા નિષ્ફળ જ છે, તેઓ મોઘાશ કહેવાય છે. તાત્પર્ય એ છે કે, અંતર્યામી સર્વજ્ઞ ઈશ્વરવિના જડકર્મોવિષે સ્વતંત્ર ફળ દેવાનું સામર્થ્ય નથી. એવાં અસમર્થ કર્મોમાંથી જ ફળની પ્રાપ્તિની ઇચ્છા કરવી તે નિષ્ફળ જ છે. આ કારણથી જ પરમેશ્વરથી વિમુખ હોવાથી જેમનાં અગ્નિહોત્રાદિ કર્મો મોઘ છે એટલે કે કેવળ પરિશ્રમરૂપ છે તેઓ મોઘકર્મા કહેવાય છે. અર્થાત્ પરમેશ્વરથી વિમુખ પુરુષોનાં અગ્નિહોત્રાદિ કર્મો કેવળ પરિશ્રમના જ હેતુ છે, બીજાં કાંઈ ફળની પ્રાપ્તિ કરતાં નથી. ઈશ્વરનું પ્રતિપાદન નહિ કરનારાં જે કુતર્કશાસ્ત્રો છે, તે શાસ્ત્રોવડે ઉત્પન્ન થવાથી જેમનું જ્ઞાન નિષ્ફળ છે તેઓ મોઘજ્ઞાન કહેવાય છે, અર્થાત્ જેમનેવિષે પરમેશ્વરનું પ્રતિપાદન છે એવાં જે અધ્યાત્મશાસ્ત્રો છે તે શાસ્ત્રોના વિચારથી ઉત્પન્ન થયેલું જ્ઞાન જ અધિકારી પુરુષને ફળની પ્રાપ્તિ કરે છે. જે શાસ્ત્રોવિષે પરમેશ્વરનું પ્રતિપાદન નથી અને ઉલટું પરમેશ્વરનું ખંડન છે, એવાં કુતર્કશાસ્ત્રોના વિચારથી ઉત્પન્ન થયલું જ્ઞાન પુરુષને કિંચિત્ માત્ર પણ ફળની પ્રાપ્તિ કરતું નથી, તેથી જ્ઞાન નિષ્ફળ જ છે. હવે પૂર્વોક્ત અર્થવિષે હેતુ કહે છે. विचेतसः इति। પરમેશ્વરની અવજ્ઞાવડે ઉત્પન્ન થયેલું જે મોટું પાપ છે તે પાપવડે જેમનું વિવેકવિજ્ઞાન પ્રતિબદ્ધ થયું છે તેઓ વિચેતસ્ કહેવાય છે. એવા વિચેતસ્ હોવાથી જ મૂઢ પુરુષો મોઘાશ, મોઘકર્મા, મોઘજ્ઞાન થાય છે. કિંવા મૂઢ પુરુષો મારી—પરમેશ્વરની અવજ્ઞાની વશતાથી

રાક્ષસી પ્રકૃતિનો, આસુરી પ્રકૃતિનો તથા મોહિની પ્રકૃતિનો આશ્રય કરે છે. શાસ્ત્રે અવિહિત હિંસાના હેતુભૂત જે દ્વેષ છે, તે દ્વેષ જેની વિષે પ્રધાન છે, એવી જે તામસી પ્રકૃતિ છે, તેનું નામ રાક્ષસી પ્રકૃતિ છે. શાસ્ત્રે અવિહિત વિષયભોગોના હેતુભૂત જે રાગ છે, તે રાગ જેની વિષે પ્રધાન છે, એવી જે રાજસી પ્રકૃતિ છે, તેનું નામ આસુરી પ્રકૃતિ છે. અને સત્‌શાસ્ત્રજન્ય જ્ઞાનથી ભ્રષ્ટ કરનારી જે પ્રકૃતિ છે તેનું નામ મોહિની પ્રકૃતિ છે. અહીં પ્રકૃતિનો અર્થ સ્વભાવ સમજવો. આ પ્રકારની રાક્ષસી-આસુરી-મોહિની પ્રકૃતિનો જ મૂઢ પુરુષો આશ્રય કરે છે. આ કારણથી જ મૂઢ પુરુષો નરકની પ્રાપ્તિનાં દ્વારોના ભાગી થવાથી નિરંતર નરકયાતનાનો જ અનુભવ કરે છે. તે નરકનાં દ્વાર શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલાં છેઃ-(त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः । कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ અર્થાત્ -કામ, ક્રોધ, લોભ એ ત્રણે પુરુષને નરકની પ્રાપ્તિનાં દ્વારભૂત થાય છે, તેથી પુરુષે તે ત્રણેનો પરિત્યાગ કરવો.) (૧૨)

અવતરણિકા:—પૂર્વે કહ્યું છે કે, જે પુરુષો પરમેશ્વરથી વિમુખ છે, તે પુરુષોની જે ફળની કામના છે, તથા તે ફળની કામનાવડે કરેલું જે નિત્ય-નૈમિત્તિક કામ્ય કર્મોનું અનુષ્ઠાન છે, તથા તે કર્મોના અનુષ્ઠાનવિષે ઉપયોગી જે શાસ્ત્રજન્ય જ્ઞાન છે, તે સર્વ વ્યર્થ જ થાય છે. તેથી પુરુષો પરલોકનાં ફળથી તથા તે ફળનાં સાધનોથી શૂન્ય જ થાય છે, અને પુરુષોને આ લોકનું પણ કાંઇ ફળ પ્રાપ્ત થતું નથી, જે કારણથી તે પુરુષો વિવેક-વિજ્ઞાનથી શૂન્ય થવાથી વિચેતસ્ જ છેઃ તેથી પરમેશ્વરથી વિમુખ દીન પુરુષો સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થવાથી સર્વ પ્રાણીઓને શોચ કરવા યોગ્ય છેઃ આ સર્વ અર્થ પૂર્વે કહ્યો છે. "સર્વ પુરુષાર્થોને પ્રાપ્ત થનારા તથા નહિ શોચ કરવા યોગ્ય એવા કયા પુરુષો છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં, "એક પરમેશ્વરના શરણાગતને પ્રાપ્ત થયેલા પુરુષો જ આ પ્રકારના છે" એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:—

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન! દૈવી પ્રકૃતિનો આશ્રય કરનાર તથા જેમનું મન મારાથી-પરમેશ્વરથી અન્ય વિષે નથી, એવા મહાત્મા પુરુષો તો મને-પરમેશ્વરને સર્વ ભૂતોના કારણરૂપ તથા નાશથી રહિત જાણી ભજે છે. ૧૩

ટીકા:—હે અર્જુન! જેમનો આત્મા મહાન્ છે એટલે કે જેમનું અંતઃકરણ મોટું છે તે પુરુષો મહાત્મા કહેવાય છે, અર્થાત્ અનેક જન્મોમાં કરેલાં પુણ્ય કર્મોવડે સંસ્કૃત તથા ક્ષુદ્ર કામાદિ વિકારોવડે નહિ અભિભવ કરેલું એવું જેમનું અંતઃકરણ છે, તેઓ મહાત્મા કહેવાય છે. તે પુરુષો મહાત્મા હોવાથી જ अभयं सत्त्वसंशुद्धिः ઇત્યાદિ વચનોવડે આગળ કથન કરવાની જે દૈવી નામે સાત્વિકી પ્રકૃતિ છે, તે દૈવી પ્રકૃતિનો તેમણે આશ્રય કરેલ છે અને તે કારણથી જ હું-પરમેશ્વર સિવાયની અન્ય વસ્તુવિષે જેમનું મન છે નહિ, એવા મહાત્મા પુરુષો તો મને-પરમેશ્વરને ગુરુ-શાસ્ત્રના ઉપદેશથી સર્વ જગતના કારણરૂપ જાણીને તથા અવિનાશીરૂપ જાણીને ભજે છે, અર્થાત્ મારુ-પરમેશ્વરનું સેવન કરે છે. અહીં महात्मानस्तु એમાં રહેલો જે तु શબ્દ છે, તે तु શબ્દ પૂર્વે કહેલા મૂઢ પુરુષો કરતાં મહાત્મા પુરુષોવિષે મોટી વિલક્ષણતાનું સૂચન કરે છે. (૧૩)

અવતરણિકા:—"હે ભગવન્ ! મહાત્મા પુરુષો આપ-પરમેશ્વરને કયા પ્રકારે કરીને ભજે છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ભજનના પ્રકારનું બે શ્લોકોવડે કથન કરે છે:—

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન ! તે મહાત્મા પુરુષ સર્વદા મારું (પરબ્રહ્મનું) કીર્તન કરતો છતો, પ્રયત્ન કરતો છતો, દૃઢવ્રતવાળો છતો, અને (પરમેશ્વરને) નમસ્કાર કરતો છતો તથા મારી (પરમેશ્વરની) ભક્તિવડે નિત્ય યુક્ત થઇ મારું (પરમેશ્વરનું) ચિંતન કરે છે. ૧૪

ટીકા:—હે અર્જુન ! મહાત્મા પુરુષો સર્વ કાળે મારું-પરમાત્માદેવનું જ કીર્તન કરે છે, અર્થાત્ સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદ્ય જે હું-નિર્ગુણ પરમાત્માદેવ છું, તે હું નિર્ગુણ સ્વરૂપનું મહાત્મા પુરુષો બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને વેદાંતવાક્યોના વિચારવડે કીર્તન કરે છે અને ગુરુની સમીપતાથી ભિન્ન કાળવિષે પ્રણવાદિ મંત્રોના જપવડે તથા ઉપનિષદોની આવૃત્તિવડે કીર્ત્તન કરે છે. તાત્પર્ય એ છે કે, મહાત્મા જનો મને-નિર્ગુણ બ્રહ્મને સર્વ કાળવિષે વેદાંતશાસ્ત્રના અધ્યયનરૂપ શ્રવણવ્યાપારનો વિષય કરે છે. આટલા કથનથી શ્રવણરૂપ સાધનનું નિરૂપણ કર્યું.

હવે મનનરૂપ સાધનનું નિરૂપણ કરે છે-यतंतः इति ॥ હે અર્જુન ! વળી મહાત્મા પુરુષો ગુરુની સમીપ અથવા અન્યત્ર વેદાંતથી અવિરોધી તર્કોના અનુસંધાનવડે ગુરૂપદિષ્ટ મારા-પરમેશ્વરના નિર્ગુણ સ્વરૂપના નિશ્ચયને અપ્રમાણ્ય શંકાથી રહિત કરવા વાસ્તે પ્રયત્ન કરે છે, અર્થાત્ શ્રવણવડે નિશ્ચય કરેલા અર્થનો બાધ કરનારી શંકાઓને નિવૃત્ત કરનારા તર્કોના અનુસંધાનરૂપ મનનપરાયણ થાય છે. આટલા કથનવડે મનનું નિરૂપણ કર્યું.

હવે શ્રવણમનનના અધિકાર વાસ્તે શમ-દમાદિ સાધનોનું નિરૂપણ કરે છે-दृढव्रताः इति ॥ હે અર્જુન ! મહાત્મા પુરુષો શ્રવણ-મનનના અધિકારની પ્રાપ્તિ વાસ્તે પ્રથમ દૃઢવ્રત થાય છે. જેમનાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ ઇત્યાદિ વ્રતો દૃઢ છે એટલે કે પ્રતિપક્ષીઓવડે ચલાયમાન કરવાને અશક્ય છે, તેઓ દૃઢવ્રત કહેવાય છે. અર્થાત્ મહાત્મા પુરુષો શમદમાદિ સાધનોવડે સંપન્ન હોય છે.

અહિંસાદિ વ્રતોવિષે દૃઢરૂપતા પતંજલિ ભગવાને પણ યોગસૂત્રોમાં કહી છે:-अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः। जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमाः महाव्रतं॥ અર્થાત્-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ પાંચ યમ કહેવાય છે. આ અહિંસાદિ પાંચ યમની ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓવિષે પણ સંભાવના કરવામાં આવે છે, તેથી પાંચ યમ સાર્વભૌમ કહેવાય છે. એવા અહિંસાદિ પાંચ યમ જાતિ-દેશ-કાળ સમય એ ચારવડે અનવચ્છિન્ન હોવાથી મહાવ્રત કહેવાય છે. અહીં 'જાતિ' શબ્દવડે બ્રાહ્મણત્વાદિ જાતિનું ગ્રહણ કરવું, 'દેશ' શબ્દવડે તીર્થાદિ ઉત્તમ દેશનું ગ્રહણ કરવું, 'કાળ' શબ્દવડે એકાદશી-અમાવાસ્યાદિ પવિત્ર દિનોનું ગ્રહણ કરવું અને 'સમય' શબ્દવડે પ્રયોજનવિશેષનું ગ્રહણ કરવું. "બ્રાહ્મણાદિ ઉત્તમ પ્રાણીઓને હું હણીશ નહિ" એ પ્રકારનો સંકલ્પ કરીને બ્રાહ્મણોને નહિ હણવારૂપ અહિંસા, જાતિવડે અવચ્છિન્ન કહેવાય છે. "તીર્થાદિ ઉત્તમ દેશવિષે હું કોઇ પણ પ્રાણીને હણીશ નહિ" આ પ્રકારનો સંકલ્પ કરીને તીર્થાદિકોવિષે કોઇ પણ પ્રાણીનું હનન

ન કરવારૂપ અહિંસા, દેશવડે અવચ્છિન્ન કહેવાય છે. "એકાદશી આદિ પવિત્ર દિવસોમાં હું કોઇ પણ પ્રાણીને હણીશ નહિ" એ પ્રકારનો સંકલ્પ કરીને એકાદશીઆદિકોવિષે કોઇ પણ પ્રાણીનું હનન નહિ કરવારૂપ અહિંસા, કાળવડે અવચ્છિન્ન કહેવાય છે. "યજ્ઞ યુદ્ધાદિ પ્રયોજન વિના હું કોઈ પણ પ્રાણીનું હનન કરીશ નહિ," એ પ્રકારનો સંકલ્પ કરીને યજ્ઞ-યુદ્ધાદિ પ્રયોજન વિના કોઇ પણ પ્રાણીનું હનન ન કરવારૂપ અહિંસા, સમયવડે અવચ્છિન્ન કહેવાય છે. આ પ્રકારે સત્યાદિકોવિષે પણ યથાયોગ્ય જાતિ આદિકોવડે અવચ્છિન્નતા જાણી લેવી. "કોઇ પણ દેશવિષે, કોઇ પણ કાળવિષે તથા કોઇ પણ પ્રયોજન વાસ્તે કોઇ પણ જાતિવાળા જીવનું હું હનન કરીશ નહિ" એ પ્રકારનો સંકલ્પ કરીને સર્વ પ્રકારે કોઇ પણ પ્રાણીનું હનન નહિ કરવારૂપ અહિંસા, જાતિઆદિ ચારેવડે અનવચ્છિન્ન કહેવાય છે. આ પ્રકારે સત્યાદિ યમોવિષે પણ જાતિઆદિકોવડે અનવચ્છિન્નતા જાણી લેવી. એ પ્રકારે જાતિ આદિકોવડે અનવચ્છિન્ન થયેલા અહિંસાદિ યમો 'મહાવ્રત' કહેવાય છે. આ બન્ને યોગસૂત્રોનો સવિસ્તર અર્થ તો આ ગીતાના ચોથા અધ્યાયમાં द्रव्ययज्ञास्तपोयज्ञाः એ શ્લોકના વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યો છે. એ પ્રકારે જેમનાં અહિંસાદિ વ્રતો દૃઢ છે, તેઓ દૃઢવ્રત કહેવાય છે. અને તે મહાત્મા જનો મને-પરમેશ્વરને જ નમસ્કાર કરે છે, અર્થાત્ તે મહાત્મા જનોના ઇષ્ટ દેવતારૂપે તથા ગુરુરૂપે રહેલો જે સર્વ શુભ ગુણોના નિધાનરૂપ હું-ભગવાન્ વાસુદેવ છું, તે હું ભગવાન્ વાસુદેવને જ મહાત્માજનો શરીર-મન-વાણીવડે નમસ્કાર કરે છે.

અહીં नमस्यंतश्च એ વચનમાં રહેલો જે ચકાર છે, તે ચકારવડે, શાસ્ત્રાંતરવિષે પ્રસિદ્ધ શ્રવણાદિકોનો અર્થ પણ ગ્રહણ કરવો. (श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम्॥ અર્થાત્-સર્વત્ર વ્યાપક વિષ્ણુનું શ્રવણ કરવું, કીર્તન કરવું, સ્મરણ કરવું, તેના પાદોનું સેવન કરવું, અર્ચન કરવું, વંદન કરવું, દાસભાવ કરવો, સખાભાવ કરવો તથા પોતાના આત્માનું સમર્પણ કરવું.) આ શ્લોકમાં વંદન પણ કહેલું છે. તે જ વંદન શ્રીભગવાને नमस्यंतश्च એ વચનવડે કહેલું છે. તેથી આ શ્લોકમાં વંદનની સાથે વર્તનારાં શ્રવણાદિકોનું ગ્રહણ ચકારવડે સંભવે છે. યદ્યપિ પુષ્પચંદન અક્ષતાદિકોવડે અર્ચન તથા પાદોનું સેવન સાક્ષાત્ ઈશ્વરનું સંભવતું નથી, તથાપિ ઈશ્વર જ ગુરુરૂપ હોઇને શિષ્યને ઉપદેશ કરે છે, એ વાત શાસ્ત્રમાં કહેલી છે, તેથી ગુરુરૂપ ઈશ્વરનું અર્ચન તથા પાદોનું સેવન સંભવે છે. અથવા (द्वे रूपे वासुदेवस्य चलं चाचलमेव च। चलं संन्यासिनो रूपमचलं प्रतिमादिकम्॥ અર્થાત્-સર્વત્ર વ્યાપક ભગવાન્ વાસુદેવનાં બે રૂપો છે. એક તો ચાલનારૂં રૂપ અને બીજું અચલરૂપ. તેમાં સંન્યાસીનું સ્વરૂપ એ ચલરૂપ છે અને પ્રતિષ્ઠા કરેલી પાષાણમય અથવા ધાતુમય પ્રતિમાદિ અચલરૂપ છે.) ઇત્યાદિ શાસ્ત્રવચનોમાં પ્રતિમાને પણ વિષ્ણુનું રૂપ કહેલ છે. તેથી પ્રતિમારૂપ વિષ્ણુનું અર્ચન તથા પાદસેવન બન્ને સંભવે છે. આ કારણથી જ શાસ્ત્રમાં બન્ને સ્વરૂપોને નહિ નમસ્કાર કરનારા પુરુષને નરકની પ્રાપ્તિ કહેલી છે:-( देवताप्रतिमां दृष्ट्वा यतिं दृष्ट्वा च दंडिनम्। प्रणिपातमकुर्वाणो रौरवं नरकं व्रजेत्॥ અર્થાત્-વિષ્ણુ શિવાદિ દેવતાઓની પ્રતિમાને દેખીને તથા દંડયુક્ત સંન્યાસીને દેખીને જે પુરુષ તેમને નમસ્કાર કરતો નથી, તે પુરુષ રૌરવ નરકને પ્રાપ્ત થાય છે. )

અહીં नमस्यंतश्च मां એ વચનમાં રહેલો જે मां શબ્દ બીજીવાર કહ્યો છે, તે સગુણરૂપનું બોધન કરવાવાસ્તે કહ્યો છે, જો એવો અંગીકાર ન કરીએ, તો कीर्तयंतो मां એ વચનમાં રહેલા मां શબ્દવડે જ અર્થની સિદ્ધિ થઇ શકે છે. વળી मां શબ્દ કહેવો વ્યર્થ જ થશે, તેથી પ્રથમ मां

શબ્દ નિર્ગુણ સ્વરૂપનો બોધક છે અને દ્વિતીય માં શબ્દ સગુણ સ્વરૂપનો બોધક છે, એ અર્થનો જ અંગીકાર કરવો ઉચિત છે. તથા મહાત્મા જનો સર્વદા હું-પરમેશ્વરવિષયક પરમ પ્રેમરૂપ ભક્તિવડે યુક્ત હોય છે, એટલા કથનવડે સર્વ સાધનોની પુષ્કલતા તથા પ્રતિબંધકનો અભાવ દર્શાવ્યો, અર્થાત્ જે અધિકારી પુરુષો સર્વદા પરમેશ્વરની ભક્તિવડે યુક્ત હોય છે તે અધિકારી પુરુષો ભક્તિના પ્રભાવથી સર્વ પ્રતિબંધકોથી રહિત થઈને શીઘ્ર જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે, એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:-(यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ અર્થાત્-જે અધિકારી પુરુષની પરમાત્મ દેવવિષે પરમ ભક્તિ છે, તથા જેમ પરમાત્મા દેવવિષે પરમ ભક્તિ છે, તેમ જ બ્રહ્મના ઉપદેષ્ટા ગુરુવિષે પરમભક્તિ છે, તે મહાત્મા અધિકારી પુરુષને જ વેદાંતપ્રતિપાદિત અર્થ બુદ્ધિવિષે પ્રકાશમાન થાય છે.)

એ વાત પતંજલિ ભગવાને પણ યોગસૂત્રોમાં કહેલી છે-ततः प्रत्यक् चेतनाधिगमोऽप्यंतरायाभावश्च ॥ અર્થાત્-પરમેશ્વરની અનન્ય ભક્તિરૂપ પ્રણિધાનથી અધિકારી પુરુષને પ્રત્યક્ ચેતનનો સાક્ષાત્કાર થાય છે, તથા સર્વ વિઘ્નોનો અભાવ પણ થાય છે. આ પ્રકારે મહાત્માજનો શમ-દમાદિસાધનોવડે સંપન્ન થઈને વેદાંતશાસ્ત્રના શ્રવણ-મનનને પરાયણ થઈને તથા પરમ ગુરુરૂપ પરમેશ્વરવિષે પરમ પ્રેમવડે તથા નમસ્કારાદિકોવડે સર્વ વિઘ્નોથી રહિત થઈને મારી-પરમેશ્વરની ઉપાસના કરે છે, અર્થાત્ શ્રવણમનનની પરિપકવતાથી ઉત્તર ભાવી જે અનાત્માકાર વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત પરમેશ્વરાકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ છે, તે વડે નિરંતર મારૂં-પરમેશ્વરનું ચિંતન કરે છે. આટલા કથનવડે શ્રીભગવાને તત્ત્વસાક્ષાત્કારના સમીપ થવાથી પરમ સાધનરૂપ નિદિધ્યાસન દર્શાવ્યું.

આ પ્રમાણે શ્રવણાદિક સાધનોની પુષ્કલતા થતાં, અધિકારી પુરુષવિષે, વેદાંતવાક્યજન્ય તથા અખંડ વસ્તુવિષયક તથા "હું-બ્રહ્મરૂપ છું" એવા સાક્ષાત્કારરૂપ જે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે સર્વ સાધનોના ફળભૂત આત્મજ્ઞાન, સંપૂર્ણ શંકારૂપી કલંકોથી રહિત થઈને કેવળ પોતાની ઉત્પત્તિવડે જ સંપૂર્ણ અજ્ઞાનનો તથા કાર્યરૂપ સર્વ પ્રપંચનો નાશ કરે છે. જેમ દીપક પોતાની ઉત્પત્તિવડે જ અંધકારનો નાશ કરે છે, પણ તે અંધકારનો નાશ કરવામાં બીજા કોઈ સાધનની અપેક્ષા કરતો નથી, કિંતુ તે દીપક પોતાની ઉત્પત્તિવિષે જ તેલદીવેટ આદિ સાધનોની અપેક્ષા કરે છે, તેમ આત્મજ્ઞાન પણ કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ કરવાવિષે બીજા કોઈ સાધનની અપેક્ષા કરતું નથી, કિંતુ આત્મજ્ઞાન પોતાની ઉત્પત્તિવિષે જ શ્રવણાદિ સાધનોની અપેક્ષા કરે છે. તેથી આત્મજ્ઞાન નિરપેક્ષ હોવાથી સાક્ષાત્ મોક્ષનો હેતુ છે.

મોક્ષની પ્રાપ્તિ કરવામાં આત્મસાક્ષાત્કાર ભૂમિકાઓના જયક્રમે કરીને ભ્રુકુટીઓની મધ્યમાં પ્રાણોના પ્રવેશની અપેક્ષા કરતું નથી, સુષુમ્ણા નામે મૂર્દ્ધન્ય નાડીવડે પ્રાણોના ઉત્ક્રમણની અપેક્ષા કરતું નથી તથા અર્ચિરાદિ માર્ગવડે બ્રહ્મલોકવિષે ગમન કરવાની પણ અપેક્ષા કરતું નથી તથા તે બ્રહ્મલોકના ભોગના અંતકાળપર્યંત વિલંબની પણ અપેક્ષા કરતું નથી. તેથી શ્રીભગવાને इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ज्ञानम् એ વચનવડે પૂર્વે જ્ઞાનના ઉપદેશની પ્રતિજ્ઞા કરી હતી, તે જ્ઞાન આ શ્લોકમાં શ્રીભગવાને કહ્યુ છે. અને એ આત્મજ્ઞાનનું જે અશુભ સંસારમાંથી મુક્તિરૂપ ફળ છે, તે ફળ તો શ્રીભગવાને પૂર્વે જ કહ્યું હતું, તેથી અહીં પુનઃ તે ફળ કહ્યું નથી. આ પ્રકારનો ગંભીર અભિપ્રાય શ્રીભગવાનના આ શ્લોકવિષે છે, અને આ શ્લોકનો ઉપરનો અર્થ તો પ્રકટ જ છે. (૧૪)

અવતરણિકાઃ—પૂર્વ શ્લોકમાં કહેલાં જે તત્ત્વજ્ઞાનનાં સાધનરૂપ શ્રવણ–મનન–નિદિધ્યાસન છે, તે શ્રવણાદિ કરવાને જે પુરુષો સમર્થ નથી, તે પુરુષો પણ ઉત્તમ–મધ્યમ–મંદ એ ભેદે કરીને ત્રણ પ્રકારના હોય છે. તે સર્વ પોત–પોતાની બુદ્ધિને અનુસાર મારૂં (પરમેશ્વરનું) જ ચિંતન કરે છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! અન્ય કોઈક ઉત્તમ અધિકારીજન તો જ્ઞાનરૂપ યજ્ઞવડે મારૂં પૂજન કરતો છતો કેવળ એકત્વરૂપે કરી મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે તથા કેટલાક મધ્યમ અધિકારીજન તો ભેદરૂપે કરીને જ ચિંતન કરે છે તથા કેટલાક મંદ જન તો અનેક પ્રકારવડે મારૂં વિશ્વરૂપ પરમેશ્વરનું ચિંતન કરે છે. ૧૫

ટીકાઃ—હે અર્જુન ! પૂર્વ શ્લોકમાં કહેલાં જે શ્રવણાદિ સાધનો છે તે શ્રવણાદિ સાધનોનું અનુષ્ઠાન કરવાને અસમર્થ જે કોઇ અધિકારીજનો છે, તે અધિકારીજનો મારૂં–પરમેશ્વરનું જ જ્ઞાનરૂપ યજ્ઞવડે ચિંતન કરે છે. આ અધિકારી જનોવિષે પણ કોઇ ઉત્તમ અધિકારીજનો, કેવળ એકત્વ જ્ઞાનયજ્ઞવડે જ ચિંતન કરે છે. અહીં શ્રુતિમાં કહેલી જે ઉપાસ્ય–ઉપાસકના અભેદ ચિંતનરૂપ અહંગ્રહ ઉપાસના છે તેનું નામ જ્ઞાન છે. શ્રુતિ કહે છે કે त्वं वा अहमस्मि भगवो देव ते अहं वै त्वमसि–અર્થાત્–હે ભગવન્ ! સગુણ દેવતા, નિર્ગુણ દેવતા તથા જે તું છે તે હું છું અને જે હું છું તે તું છે, તારા–મારામાં કિંચિત્ માત્ર પણ ભેદ નથી, આ પ્રકારની અહંગ્રહ ઉપાસનારૂપી જ્ઞાન જ પરમેશ્વરના યજનરૂપ હોવાથી યજ્ઞરૂપ છે.

અહીં ज्ञानयज्ञेन चाप्यन्ये એ વચનમાં રહેલા જે च અને अपि એ બે શબ્દો છે, તે બન્ને શબ્દોમાં પ્રથમ च શબ્દ एव કારના અવધારણરૂપ અર્થનો બોધક છે. તે च શબ્દનો માં શબ્દની સાથે અન્વય કરવો અને બીજો अपि શબ્દ તો બીજાં સાધનોની નિવૃત્તિનો બોધક છે; તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે કોઇ અધિકારીજનો તો બીજાં સાધનોની ઇચ્છાથી રહિત થઇને ઉપાસ્ય–ઉપાસકના અભેદચિંતનરૂપ અહંગ્રહ ઉપાસનારૂપ જ્ઞાન યજ્ઞવડે મારૂં–પરમેશ્વરનું ચિંતન કરે છે. આ પ્રકારે અહંગ્રહ ઉપાસનારૂપ જ્ઞાનયજ્ઞવડે મારૂં–પરમેશ્વરનું ચિંતન કરનારા પુરુષો ઉત્તમ કહેવાય છે. બીજા કોઈ મધ્યમ અધિકારીજનો તો પૃથક્ત્વરૂપે કરીને મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે, અર્થાત્ आदित्यो ब्रह्मेत्यादेशः मनो ब्रह्म ઇત્યાદિ શ્રુતિઓએ કહેલી જે ઉપાસ્ય–ઉપાસકના ભેદરૂપ પ્રતીક ઉપાસના છે, તે પ્રતીક ઉપાસનારૂપ જ્ઞાનયજ્ઞવડે મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે. આ અહંગ્રહ ઉપાસના કરવાને તથા પ્રતીક ઉપાસના કરવાને અસમર્થ જે કોઇ મંદ પુરુષો છે તે મંદ પુરુષો તો હરકોઇ અન્ય દેવતાની ઉપાસના કરીને તથા હરકોઇ કર્મો કરીને, બહુ–બહુ પ્રકારે પણ, વિશ્વરૂપ મારૂં–પરમેશ્વરનું જ તે તે દેવતાની ઉપાસનારૂપ જ્ઞાનયજ્ઞવડે ચિંતન કરે છે. આ જ્ઞાનવડે ઉત્તર ઉત્તર પુરુષોને ક્રમે કરીને પૂર્વ પૂર્વ ભૂમિકાનો લાભ અવશ્ય થાય છે.

કોઇ ટીકામાં તો આ શ્લોકનો અર્થ એ કર્યો છે કે, યોગશાસ્ત્રવાળા પાતંજલો તો નિર્વિકલ્પ સમાધિરૂપ જ્ઞાનયજ્ઞવડે મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે; અને ઔપનિષદ પુરુષો "હુંજ ભગવાન્ વાસુદેવસ્વરૂપ છું" એ પ્રકારે અભેદરૂપ એકત્વવડે મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે; અને વિચારહીન પ્રાકૃતજનો "એ ઇશ્વર મારો સ્વામી છે–હું એનો દાસ છું" એ પ્રકારે પૃથક્ત્વરૂપે કરીને મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે; અને બીજા કેટલાક જનો બહુ પ્રકારે

વિશ્વતોમુખ જેમ હોય તેમ મારૂં ચિંતન કરે છે. અર્થાત્ જે કોઈ વસ્તુ જોવામાં આવે છે તે વસ્તુ ભગવતનું જ સ્વરૂપ છે અને જે જે શબ્દ શ્રવણ કરવામાં આવે છે તે તે શબ્દ ભગવતનું જ નામ છે અને જે કોઇ વસ્તુ કોઇને આપવામાં આવે છે, તથા જે કોઇ પદાર્થ ભોગવવામાં આવે છે તે સર્વ ભગવતવિષે જ અર્પણ થાય છે, એ પ્રકારે સર્વદ્વારોવડે મારૂં–પરમેશ્વરનું જ ચિંતન કરે છે. (૧૫)

અવતરણિકા:–"હે ભગવન્ ! જ્યારે પુરુષો બહુ પ્રકારે ઉપાસના કરે છે, ત્યારે "તે સર્વ મારૂં–પરમેશ્વરનું જ ચિન્તન કરે છે" એ આપનું વચન કેવી રીતે સંગત થશે? એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે પોતાની વિશ્વરૂપતાનું વર્ણન કરે છે:–

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! હું–પરમેશ્વર જ ક્રતુરૂપ છું, હું જ યજ્ઞરૂપ છું, હું જ સ્વધારૂપ છું, હું જ ઔષધરૂપ છું, હું જ મંત્રરૂપ છું, હું–પરમેશ્વર જ આજ્યરૂપ છું, હું જ અગ્નિરૂપ છું તથા હું જ હવનરૂપ છું. ૧૬

ટીકા:–હે અર્જુન ! જે શ્રૌતકર્મ કહેવાય છે એવાં જે અગ્નિષ્ટોમાદિ કર્મો છે, તે ક્રતુ કહેવાય છે. તે ક્રતુરૂપ હું–પરમેશ્વર જ છું. જે સ્માર્ત કર્મ કહેવાય છે એવાં જે વૈશ્વદેવાદિ કર્મો છે કે જે વૈશ્વદેવાદિકોને શ્રુતિ–સ્મૃતિઓમાં મહા યજ્ઞરૂપ કહેલ છે, તે વૈશ્વદેવાદિક સ્માર્ત્ત કર્મોનું નામ યજ્ઞ છે; તે યજ્ઞરૂપ પણ હું–પરમેશ્વર જ છું. પિતરોની પ્રત્યે આપવામાં આવેલું જે અન્ન છે તે અન્નનું નામ સ્વધા છે, તે સ્વધારૂપ પણ હું–પરમેશ્વર જ છું. વનસ્પતિરૂપ ઔષધિઓમાંથી ઉત્પન્ન થયેલું જે અન્ન છે કે જે અન્નનું સર્વ પ્રાણીઓ ભોજન કરે છે, તે અન્નનું નામ ઔષધ છે; અથવા તો રોગની નિવૃત્તિના ઉપાયરૂપ જે ભેષજ છે તેનું નામ ઔષધ છે, તે ઔષધરૂપ પણ હું–પરમેશ્વર જ છું. 'સ્વાહા,' 'સ્વધા' એવા શબ્દો જેમના અંતમાં આવેલા છે એવાં જે વેદનાં વચનો છે, કે જે વચનોના ઉચ્ચારણવડે દેવતાઓની પ્રત્યે તથા પિતરોની પ્રત્યે હવિષ્ આપવામાં આવે છે, તે વેદવચનોનું નામ મન્ત્ર છે, જેમકે इंद्राय स्वाहा, पितृभ्यः स्वधा ઇત્યાદિ, મંત્રરૂપ પણ હું–પરમેશ્વરજ છું. એ મંત્રોવડે અગ્નિમાં નાંખવામાં આવેલું જે ઘૃત છે તે ઘૃતનું નામ આજ્ય છે. આ ઘૃતરૂપ આજ્ય જે વ્રીહિ–યવાદિ સર્વ હવિષ્ પદાર્થોનું ઉપલક્ષણ છે, તે ઘૃતાદિહવિષ્રૂપ પણ હું–પરમેશ્વર જ છું. ઘૃતાદિરૂપ હવિષ્ના પ્રક્ષેપના અધિકરણરૂપ જે આહવનીય આદિ અગ્નિ છે, તે અગ્નિરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અગ્નિવિષે ઘૃતાદિરૂપ હવિષ્ના પ્રક્ષેપરૂપ જે હવન છે તેનું નામ હુત છે, તે હવનરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અહીં યદ્યપિ એક જ अहं શબ્દના ઉચ્ચારણથી ઉક્ત અર્થની સિદ્ધિ થઇ શકે છે, તથાપિ એક એક ક્રતુયજ્ઞાદિ શબ્દની સાથે જે अहं શબ્દનું ઉચ્ચારણ કર્યું છે, તે "ક્રતુયજ્ઞાદિકોવિષે એક એકનું જ્ઞાન પણ મારી–પરમેશ્વરની જ ઉપાસના છે;" એ અર્થનું બોધન કરવા વાસ્તે ઉચ્ચારણ કર્યું છે. આ શ્લોકનો સારાંશ એ છે કે,–જેટલી ક્રિયાઓ છે, તે ક્રિયાની સિદ્ધિ કરનારા જેટલા કારકો છે તથા તે ક્રિયાવડે જે સાધ્ય ફળ છે, તે સર્વ ક્રિયાકારક–ફળ મારું–પરમેશ્વરનું જ સ્વરૂપ છે. મારાથી–પરમેશ્વરથી અતિરિક્ત કોઇ પણ ક્રિયાકારક–ફળ નથી. અહીં કોઇ શબ્દવડે દેવતાવિષયક ધ્યાનરૂપ સંકલ્પનો અર્થ ગ્રહણ કર્યો છે, તથા 'યજ્ઞ' સ્માર્ત્ત કર્મનો અર્થ ગ્રહણ કર્યો છે. (૧૬)

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! આ જગતના પિતારૂપ, માતારૂપ, ધાતારૂપ તથા પિતામહરૂપ હું–પરમેશ્વર જ છું. તેમ જ વેદ્ય વસ્તુરૂપ, પવિત્ર વસ્તુરૂપ, ૐકારરૂપ, ઋગ્વેદરૂપ, સામવેદરૂપ તથા યજુર્વેદરૂપ હું–પરમેશ્વર જ છું. ૧૭

ટીકા:–હે અર્જુન ! આ સર્વ પ્રાણીરૂપ જે જગત્ છે, તે જગતને ઉત્પન્ન કરનારા પિતારૂપ પણ હું–પરમેશ્વર જ છું; તથા આ જગતને ઉત્પન્ન કરનારી માતારૂપ પણ હું પરમેશ્વર જ છું; તથા આ જગતના ધાતારૂપ પણ હું–પરમેશ્વર જ છું અર્થાત્ આ જગતનું પોષણ કરનારો અથવા તો પુણ્ય–પાપરૂપ કર્મનાં સુખ–દુઃખરૂપ ફળ દેનારો પણ હું–પરમેશ્વર જ છું. પ્રાણીઓના પિતાનો પણ જે પિતા હોય તેનું નામ પિતામહ છે. આ પિતામહરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અહીં કોઇ ટીકામાં 'જગત્' શબ્દવડે આકાશાદિ સર્વ કાર્યપ્રપંચનું ગ્રહણ કરીને માયાવિશિષ્ટ શબલબ્રહ્મને જગતના પિતારૂપ કહ્યા છે. અને અવ્યક્ત નામે અપરા પ્રકૃતિને માતારૂપ કહેલ છે અને માયાવડે ઉપહિત અક્ષરને પિતામહરૂપ કહેલ છે. અધિકારી જનોએ જાણવા યોગ્ય જે પરબ્રહ્મ વસ્તુ છે તેનું નામ વેદ્ય છે. તે વેદ્ય વસ્તુરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અથવા સર્વ વડે જાણવા યોગ્ય જે શબ્દ–સ્પર્શ–રૂપાદિ વસ્તુઓ છે, તેમનું નામ વેદ્ય છે, તે વેદ્ય વસ્તુરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અધિકારી જનો જેવડે શુદ્ધિને પ્રાપ્ત થાય તેનું નામ પવિત્ર છે. એવી શુદ્ધિ કરનારાં ગંગાસ્નાન–ગાયત્રીજપાદિ જે પવિત્ર છે તે રૂપ પણ હું–પરમેશ્વર જ છું. જાણવા યોગ્ય બ્રહ્મના જ્ઞાનના સાધનરૂપ જે ઓંકાર છે, તે ઓંકારરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અગ્નિહોત્રાદિ કર્મોની સિદ્ધિવિષે ઉપયોગી તથા વેદ્ય બ્રહ્મવિષે પ્રમાણભૂત જે ઋગ્વેદ છે, સામવેદ છે તથા યજુર્વેદ છે, તે ઋગાદિ વેદરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અહીં यजुरेव च એ વચનમાં રહેલો જે ચકાર છે, તે ચકારવડે અથર્વણ વેદનું પણ ગ્રહણ કરવું. (૧૭)

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન ! હું પરમેશ્વર જ ગતિરૂપ છું, ભર્તારૂપ છું, પ્રભુરૂપ છું, સાક્ષીરૂપ છું, નિવાસરૂપ છું, શરણરૂપ છું, સુહૃતરૂપ છું, પ્રભવરૂપ છું, પ્રલયરૂપ છું, સ્થાનરૂપ છું, નિધાનરૂપ છું તથા નાશથી રહિત બીજરૂપ છું. ૧૮

ટીકા:–કર્મોવડે જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળનું નામ ગતિ છે. એવાં સ્વર્ગાદિ ફળો જે ગતિરૂપ છે, તે પણ હું–પરમેશ્વર જ છું, સુખનાં સાધનોની પ્રાપ્તિવડે જે પોષણ કરે છે તેનુ નામ ભર્ત્તા છે. આ ભર્ત્તારૂપ પણ હું–પરમેશ્વર જ છું. "આ પુત્રાદિ પદાર્થો મારા જ છે" આ પ્રકારે પુત્રાદિ પદાર્થોનો સ્વીકાર કરનારો જે સ્વામી છે તેનું નામ પ્રભુ છે. તે પ્રભુરૂપ પણ હું–પરમેશ્વર જ છું. સર્વ પ્રાણીઓનાં શુભાશુભ કર્મોને જે દેખનારો છે તેનું નામ સાક્ષી છે, જેવા કે સૂર્ય ચંદ્રાદિ છે, તે સાક્ષીરૂપ પણ હું–પરમેશ્વર જ છું. જેની વિષે વાસ કરીએ તેનું નામ નિવાસ છે. અર્થાત્ ભોગના સ્થાનનું નામ નિવાસ છે, તે નિવાસરૂપ પણ હું–પરમેશ્વર જ છું. જેની સમીપ દુઃખો વિનાશને પ્રાપ્ત થાય, તેનું

નામ શરણ છે અર્થાત્ શરણાગતને પ્રાપ્ત થયેલા જનોનાં દુઃખનો નાશ કરનારનું નામ શરણ છે, તે શરણરૂપ પણ હું–પરમેશ્વર જ છું. પ્રત્યુપકારની અપેક્ષા ન કરીને જે ઉપકાર કરે છે તેનું નામ સુહૃત્ છે, તે સુહૃતરૂપ પણ હું–પરમેશ્વર જ છું. ઉત્પત્તિ એટલે પ્રભવ અને વિનાશ એટલે પ્રલય અને સ્થિતિ એટલે સ્થાન, તે પ્રભવ–પ્રલય–સ્થાનરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અથવા જેવડે કાર્ય ઉત્પન્ન થાય તેનું નામ પ્રભવ છે અર્થાત્ સ્રષ્ટાનું નામ પ્રભવ છે અને તે કાર્ય લયભાવને જેવડે પ્રાપ્ત થાય તેનું નામ પ્રલય છે અર્થાત સંહર્તાનું નામ પ્રલય છે અને કાર્ય જેની વિષે રહે તેનું નામ સ્થાન છે અર્થાત્ આધારનું નામ સ્થાન છે. આ પ્રભવ–પ્રલય–સ્થાનરૂપ પણ હું–પરમેશ્વર જ છું. કાળે ભોગની અયોગ્યતાથી કાળાંતરવિષે ભોગવવા યોગ્ય વસ્તુ જેની વિષે રાખીએ તેનું નામ નિધાન છે, અર્થાત્ સૂક્ષ્મરૂપ સર્વ વસ્તુઓનું અધિકરણ જે પ્રલયસ્થાન છે તેનું નામ નિધાન છે, અથવા શંખ–પદ્માદિ નિધિનું નામ નિધાન છે. તે નિધાનરૂપ પણ હું–પરમેશ્વર જ છું. અને ઉત્પત્તિનું જે કારણ હોય તેનું નામ બીજ છે કે જે બીજ અવ્યય છે, અર્થાત્ જેમ વ્રીહિ–યવાદિ બીજ વિનાશને પ્રાપ્ત થાય છે તેમ જે બીજ વિનાશને પ્રાપ્ત થતું નથી, એવું ઉત્પત્તિ વિનાશથી રહિત સર્વના કારણરૂપ બીજ પણ હું–પરમેશ્વર જ છું. (૧૮)

અને વળી—

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! હું પરમેશ્વર જ તાપને કરું છું, હું પરમેશ્વર જ જળરૂપ રસનું આકર્ષણ કરું છું, તે રસનો ફરી ભૂમિ વિષે પરિત્યાગ કરું છું, હું પરમેશ્વર જ અમૃતરૂપ છું, મૃત્યુરૂપ છું, સતરૂપ છું તથા અસતરૂપ છું. ૧૯

ટીકાઃ-હે અર્જુન ! સર્વના આત્મારૂપ હું–અંતર્યામી પરમેશ્વર જ સૂર્યરૂપ થઈને આ લોકમાં તાપ કરું છું; અને તે તાપની વશતાથી સૂર્યરૂપ હું–પરમેશ્વર જ પૂર્વે કરેલી વૃષ્ટિરૂપી રસને,- કેટલાંક મારાં કિરણોવડે, કાર્તિકાદિ અષ્ટ માસોવિષે આ પૃથિવીમાંથી આકર્ષણ કરું છું. ત્યાર પછી તે સૂર્યરૂપ હું–પરમેશ્વર જ તે આકર્ષણ કરેલા રસને આષાઢાદિ ચાર માસો વિષે કેટલાંક મારાં કિરણોવડે આ પૃથિવીવિષે વૃષ્ટિરૂપે પરિત્યાગ કરું છું. દેવતાઓએ ભક્ષણ કરવા યોગ્ય જે અન્ન છે, કે જે અન્નનું ભક્ષણ કરીને દેવતાઓ મરણને પ્રાપ્ત થતા નથી, તે અન્નનું નામ અમૃત છે અથવા સર્વ પ્રાણીઓના જીવનનું નામ અમૃત છે, તે અમૃતરૂપ પણ હું–પરમેશ્વર જ છું. સર્વ પ્રાણીઓનો જે નાશ કરે છે તેનું નામ મૃત્યુ છે, અથવા સર્વ પ્રાણીઓનો જે વિનાશ છે તેનું નામ મૃત્યુ છે. આ મૃત્યુરૂપ પણ હું–પરમેશ્વર જ છું. જે વસ્તુ જે આધારના સંબંધવાળી હોઈને વિદ્યમાન હોય છે, તે વસ્તુ તે આધારવિષે સત્ કહેવાય છે, અને જે વસ્તુ જે આધારના સંબંધવાળી હોઈને વિદ્યમાન હોતી નથી, તે વસ્તુ તે અધિકરણવિષે અસત્ કહેવાય છે; જેમ કે રૂપ પૃથિવી–જલ–તેજરૂપ આધારના સંબંધવાળું હોઈને વિદ્યમાન હોય છે, તેથી તે રૂપ પૃથિવી–જલ–તેજરૂપ આધારવિષે સત્ કહેવાય છે, અને તેજરૂપ વાયુ–આકાશરૂપ આધારના સંબંધવાળું હોઈને વિદ્યમાન હોતું નથી, તેથી તે રૂપ વાયુ–આકાશવિષે અસત્ કહેવાય છે. એવી સત્ અસતરૂપતા અન્ય પદાર્થોવિષે પણ જાણી લેવી. સતરૂપ તથા અસતરૂપ પણ હું–પરમેશ્વર જ છું. કોઈ ટીકામાં તો સત્ અને અસત્ એ બન્ને શબ્દોનો એ અર્થ કર્યો છે કે, શાસ્ત્રવિહિત સાધુ કર્મનું નામ

સત્ છે અને શાસ્ત્રનિષિદ્ધ અસાધુ કર્મનું નામ અસત્ છે. અન્ય કોઈ ટીકામાં સત્-અસત્નો એ અર્થ કર્યો છે કે, જે વસ્તુ इदमस्ति, इदमस्ति એ પ્રકારે કરીને કહેવામાં આવે છે, તે વસ્તુ વ્યક્ત કહેવાય છે. એવા વ્યક્તરૂપ જે નામરૂપાત્મક કાર્યમાત્ર છે, તે વ્યક્ત નામે કાર્ય સત્ કહેવાય છે, અને તે કાર્યરૂપ વ્યક્તથી વિલક્ષણ તથા નામરૂપના કારણરૂપ જે અવ્યક્ત છે, તે અવ્યક્ત અસત્ કહેવાય છે. અથવા સ્થૂલરૂપ દૃશ્યનું નામ સત્ છે અને સૂક્ષ્મરૂપ અદૃશ્યનું નામ અસત્ છે. તે સત્રૂપ તથા અસત્રૂપ પણ હું-પરમેશ્વર જ છું. सदसच्च એ વચનમાં રહેલો જે चकार છે તે चकार, વ્યક્ત-અવ્યક્તરૂપ સત્-અસત્ બન્નેનો નિષેધ કરીને, તે નિષેધના અવધિરૂપે રહેલો તથા કાર્ય-કારણભાવથી રહિત જે નિર્વિશેષ પરબ્રહ્મ છે તે પણ હું જ છું, એ અર્થનું સૂચન કરવા વાસ્તે છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સર્વના આત્મારૂપ હું-પરમેશ્વરને જાણીને અધિકારી જનો પોતપોતાના અધિકારાનુસાર પૂર્વોક્ત ઘણે પ્રકારે કરીને મારુ-પરમેશ્વરનું જ ચિંતન કરે છે. (૧૯)

અવતરણિકાઃ-એ પ્રકારે અહંગ્રહ ઉપાસનારૂપ એક ભાવવડે, પ્રતીક ઉપાસનારૂપ પૃથક્ ભાવવડે તથા અન્ય ઘણા પ્રકારોવડે મારુ-પરમેશ્વરનું નિષ્કામ થઈને ચિંતન કરનારા જે પૂર્વોક્ત ઉત્તમ-મધ્યમ-મંદ એ ત્રણ પ્રકારના અધિકારીજનો છે તે અધિકારીજનો અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની ઉત્પત્તિદ્વારા ક્રમે કરીને મુક્તિને જ પ્રાપ્ત થાય છે. અને જે પુરુષો સકામ થઈને કોઈ પણ પ્રકારે મારુ-પરમેશ્વરનું ચિંતન કરતા નથી, કિંતુ પોતપોતાની કામનાના વિષયભૂત જે સ્વર્ગાદિ વિષયસુખો છે, તેમની પ્રાપ્તિવાસ્તે કામ્ય કર્મો જ કરે છે, તે સકામ પુરુષો અંતઃકરણની શુદ્ધિ કરનારાં નિષ્કામ કર્મોના અભાવવડે આત્મજ્ઞાનના શ્રવણાદિ સાધનોને અયોગ્ય થઈને વારંવાર જન્મ-મરણરૂપ સંસારને જ અનુભવે છે: આ અર્થનું હવે શ્રીભગવાન્ બે શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ-

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।**
**ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥**

શ્લોકાર્થઃ-જે ઋગાદિ ત્રણ વેદોને જાણવાવાળો પુરુષ કામ્ય યજ્ઞવડે મારું-પરમેશ્વરનું પૂજન કરી સોમરસનું પાન કરતો છતો તથા પાપથી રહિત થતો છતો, સ્વર્ગની પ્રાપ્તિને ચાહે છે તે સકામ પુરુષ પુણ્યના ફળરૂપ સ્વર્ગલોકને પ્રાપ્ત થઈ સ્વર્ગલોક વિષે રહેલા દિવ્ય દેવોના ભોગોને ભોગવે છે. ૨૦

ટીકાઃ-હે અર્જુન! યજ્ઞવિષે હોતાકૃત જે કર્મ છે, અધ્વર્યુકૃત જે કર્મ છે તથા ઉદ્ગાતાકૃત જે કર્મ છે, તે કર્મના જ્ઞાનના હેતુભૂત, ઋગ્વેદ-યજુર્વેદ-સામવેદ એ ત્રણ વિદ્યા જે પુરુષોની હોય છે, તે પુરુષો ત્રૈવિદ્ય કહેવાય છે. અથવા તે ઋગાદિ ત્રણ વિદ્યાઓને જેઓ સારી રીતે જાણતા હોય તેઓ ત્રૈવિદ્ય કહેવાય છે. ત્રણ વેદોક્ત કર્મ કરાવવાવિષે તથા પોતાની મેળે કરવાવિષે જે સામર્થ્ય છે, તે જ ત્રણ વેદોનું સારી રીતે જાણવું છે એવા ત્રણ વેદોને જાણનારા યાજ્ઞિક પુરુષો અગ્નિષ્ટોમાદિ કામ્ય યજ્ઞોવડે ઇંદ્ર-વસુ-રુદ્ર-આદિત્યરૂપ મારુ-પરમેશ્વરનું પૂજન કરીને, અર્થાત્ "પરમેશ્વર જ ઇંદ્રાદિરૂપ છે" એ પ્રકારે ઇંદ્રાદિરૂપે કરીને મને-પરમેશ્વરને નહિ જાણતા હોવા છતાં પણ સકામ પુરુષો વસ્તુગતિથી ઇંદ્રાદિ દેવતાઓના પૂજનથી હું-અંતર્યામી પરમેશ્વરનું જ પૂજન કરીને સોમપ થાય છે. સોમવલ્લીનો રસ કાઢીને રસરૂપ સોમને જ વૈદિક અગ્નિવિષે હવન કરીને પરિશેષ રહેલા સોમનુ જે પુરુષો પાન કરે છે તેઓ સોમપ કહેવાય છે. સોમના પાનવડે જ પૂતપાપ થયેલા અર્થાત્ સ્વર્ગભોગોનાં પ્રતિબન્ધક

પાપકર્મોથી રહિત થયેલા જે સકામ પુરુષો કેવળ સ્વર્ગલોકની પ્રાપ્તિની જ ઇચ્છા કરે છે, પણ અંતઃકરણની શુદ્ધિની તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિની જે પુરુષો ઇચ્છા કરતા નથી અર્થાત્ "સ્વર્ગલોકવિષે કિંચિત્ માત્ર પણ ભય હોતો નથી તથા સ્વર્ગવાસી દેવતા અમૃતભાવને પ્રાપ્ત થાય છે" એ પ્રકારનાં અર્થવાદવચનો શ્રવણ કરીને જે સકામ પુરુષો "સ્વર્ગલોક મને પ્રાપ્ત થાય" એ પ્રકારે કેવળ સ્વર્ગસુખની પ્રાપ્તિની જ ઇચ્છા કરે છે, તે સ્વર્ગની કામનાવાળા સકામ પુરુષો અગ્નિષ્ટોમાદિ પુણ્યકર્મોનાં ફળરૂપ દેવરાજ ઇંદ્રના સ્વર્ગલોકરૂપ સ્થાનને પ્રાપ્ત થઇને સ્વર્ગલોકવિષે દિવ્ય દેવભોગો ભોગવે છે. જે ભોગો મનુષ્યોને પ્રાપ્ત થતા નથી તે ભોગોને દિવ્ય ભોગો કહે છે, અને જે ભોગો કેવળ દેવતાદેહવડે જ ભોગવવામાં આવે છે તે ભોગોને દેવભોગો કહે છે અથવા સ્વર્ગવિષે દેવતાઓએ પ્રાપ્ત કરેલા જે ભોગો છે તે દેવભોગો કહેવાય છે. અહીં ભોગ શબ્દવડે વિષયસુખનો અર્થ ગ્રહણ કરવો અથવા ભોગ શબ્દવડે સુખનાં સાધનરૂપ વિષયોનો અર્થ ગ્રહણ કરવો. વિષયસુખનું નામ ભોગ છે, એ પક્ષવિષે अश्नंति એ શબ્દનો અર્થ अनुभवंति એવો કરવો. અને વિષયોનું નામ ભોગ છે, એ પક્ષવિષે अश्नंति શબ્દનો અર્થ भुञ्जते કરવો. અર્થાત્ સકામ પુરુષો સ્વર્ગલોકવિષે વિષયજન્ય દિવ્યસુખનો અનુભવ કરે છે, અથવા દિવ્ય વિષયોને ભોગવે છે. (૨૦)

અવતરણિકાઃ-"હે ભગવન્! સ્વર્ગલોકવિષે દિવ્ય ભોગો ભોગવવાથી સકામ પુરુષોને કયા અનિષ્ટની પ્રાપ્તિ થાય છે?" એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ સકામ પુરુષોને થતી મોટાં અનિષ્ટની પ્રાપ્તિનું કથન કરે છેઃ—

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥**

શ્લોકાર્થઃ-સકામ પુરુષ વિશાલ સ્વર્ગલોકને ભોગવી પુણ્યનો નાશ થવા પછી ફરી આ લોકને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પ્રસિદ્ધ વેદત્રયપ્રતિપાદિત કામ્ય કર્મનો પુનઃ નિશ્ચય કરતો છતો તથા દિવ્ય ભોગોની કામના કરતો છતો સકામ પુરુષ વારંવાર ગમન આગમનને પ્રાપ્ત થાય છે. ૨૧

ટીકાઃ-હે અર્જુન! સકામ પુરુષો કામ્યરૂપ પુણ્ય કર્મવડે પ્રાપ્ત થયેલા વિસ્તારવાળા સ્વર્ગલોકને ભોગવીને અર્થાત્ પોતપોતાનાં પુણ્ય કર્મની અધિકતાથી સ્વર્ગલોકના અધિક સુખનો અનુભવ કરીને, ભોગને ઉત્પન્ન કરનાર પુણ્યકર્મોનો નાશ થયા પછી દેવતાદેહનો નાશ થતાં પુનઃ દેહના ગ્રહણ વાસ્તે આ મનુષ્યલોકને પ્રાપ્ત થાય છે, અર્થાત્ પુન ગર્ભવાસ વગેરે અનેક પ્રકારનાં દુઃખનો અનુભવ કરે છે. જેમ પૂર્વે મનુષ્યદેહવિષે કર્મી પુરુષોએ ત્રૈધર્મ્યનો નિશ્ચય કર્યો હતો, તેમ આ મનુષ્યદેહવિષે પણ તે ત્રૈધર્મ્યનો જ નિશ્ચય કરે છે, અર્થાત્ ત્રૈધર્મ્યના અનુષ્ઠાનવિષે જ તત્પર થાય છે. ઋગ્, યજુષ્, સામ એ ત્રણ વેદોવડે પ્રતિપાદિત જે હોતાનો, અધ્વર્યુનો તથા ઉદ્ગાતાનો ધર્મવિશેષ છે, તે ત્રણ ધર્મોને યોગ્ય જે જ્યોતિષ્ટોમાદિ કામ્ય કર્મો છે, તે કામ્ય કર્મોનું નામ ત્રૈધર્મ્ય છે. एवं त्रयीधर्ममनुप्रपन्नाः એ પ્રકારનો જો મૂળ શ્લોકવિષે પાઠ હોય, તો પણ પૂર્વોક્ત અર્થ કરતાં વિલક્ષણ અર્થ સિદ્ધ થતો નથી, કિન્તુ પૂર્વોક્ત અર્થ જ સિદ્ધ થાય છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ એ ત્રણ વેદો ત્રયી કહેવાય છે. તે ત્રણવેદરૂપ ત્રયીવડે પ્રતિપાદિત જે જ્યોતિષ્ટોમાદિ કામ્ય ધર્મ છે, તેનું નામ ત્રયીધર્મ છે. હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા એ ત્રણે નામો, યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોનાં હોય છે,

અને અગ્નિષ્ટોમ, જ્યોતિષ્ટોમ એ યજ્ઞવિશેષ હોય છે. अत्तप्रपन्नाः એ વચનના આદિમાં રહેલો જે अत्त શબ્દ છે તે अत्त શબ્દ, ઉત્તર ઉત્તર જન્મના કર્મવિષયક નિશ્ચયવિષે પૂર્વ પૂર્વ જન્મના કર્મવિષયક નિશ્ચયની અપેક્ષાનું સૂચન કરે છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, त्रिकर्मकृत्तरति जन्ममृत्यू दक्षिणावंतो अमृतत्वं भजंते ॥ અર્થાત્-ત્રણે વેદોએ પ્રતિપાદન કરેલાં કર્મો કરનારા પુરુષો જન્મ-મૃત્યુથી રહિત થાય છે અને દક્ષિણાવાળા પુરુષો અમૃતભાવને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ સ્તુતિરૂપ અર્થવાદોના કથનપૂર્વક ઋગાદિ વેદોએ પ્રતિપાદન કરેલાં જે જ્યોતિષ્ટોમાદિ કામ્ય કર્મો છે, તે કામ્યકર્મો જ ભોગ-મોક્ષની પ્રાપ્તિવિષે પરમ કારણ છે. મનના નિગ્રહરૂપ શમ, ઇંદ્રિયોના નિગ્રહરૂપ દમ, સર્વ કર્મોનો સંન્યાસ, આત્મજ્ઞાન તથા ઈશ્વર એ સર્વેમાં કોઇ પણ સાધન, ભોગ-મોક્ષનું કારણ નથી. આ પ્રકારના પૂર્વ પૂર્વ જન્મના નિશ્ચયને લઇને ઉત્તર ઉત્તર જન્મવિષે પણ સકામ પુરુષો તે પ્રકારના નિશ્ચયને પ્રાપ્ત થાય છે. આ કારણથી જ સકામ પુરુષો પુનઃ પણ દિવ્ય ભોગોની ઇચ્છા કરીને ગતાગતને જ પ્રાપ્ત થાય છે. પુણ્યકર્મવડે આ મનુષ્ય લોકમાંથી સ્વર્ગલોકપ્રતિ જવું, તેનું નામ ગત છે અને પુણ્યકર્મનો ક્ષય થતાં સ્વર્ગલોકમાંથી પુનઃ આ મનુષ્ય લોકવિષે આવવું તેનું નામ આગત છે; અર્થાત્ સકામ પુરુષો કામ્ય કર્મો કરીને સ્વર્ગને પ્રાપ્ત થાય છે અને પુણ્યકર્મોનો ક્ષય થયા પછી સ્વર્ગલોકમાંથી મનુષ્યલોકવિષે આવીને તે સકામ પુરુષો પૂર્વના સંસ્કારોની વશતાથી પુનઃ કર્મો કરે છે. કર્મોના ભોગવાસ્તે પુનઃ સ્વર્ગમાં જાય છે. ત્યાંથી પુનઃ મનુષ્યલોકને પ્રાપ્ત થાય છે. આ પ્રકારે સકામ પુરુષોને ગર્ભવાસ વગેરે અનેક પ્રકારનાં દુઃખોનો પ્રવાહ નિરંતર થયા કરે છે. એ જ સકામ પુરુષોને મહાન્ અનિષ્ટની પ્રાપ્તિ છે. આ અનિષ્ટની પ્રાપ્તિ મુંડક ઉપનિષદ્‌ની શ્રુતિમાં પણ કહેલી છેઃ—प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म । एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥ અર્થાત્-સોળ ઋત્વિજ, યજમાન અને તેની સ્ત્રી એ અઢાર જેમના ચલાવનારા ધીવર છે, એવા જે કામ્ય કર્મરૂપ અદૃઢ પ્લવ છે, તે કામ્ય કર્મરૂપ પ્લવ પુરુષને મહાન્ સંસારસમુદ્રમાંથી પાર કરતા નથી. એવાં કામ્ય કર્મોને પોતાના શ્રેયનું સાધન માનીને જે મૂઢ પુરુષો હર્ષને પ્રાપ્ત થાય છે, તે સકામ પુરુષો પુનઃ પુનઃ જરા-મરણને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિનો અર્થ આત્મપુરાણના સોળમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે, તેથી અહીં સંક્ષેપથી નિરૂપણ કરેલ છે. અને યદ્યપિ ઘણાં મૂળ પુસ્તકોમાં एवं त्रयीधर्ममत्तप्रपन्नाः એ પ્રકારનો જ પાઠ હોય છે, તથા શ્રીશંકરાનન્દ સ્વામીએ અને શ્રીનીલકંઠ પંડિતે પણ આ પ્રકારના પાઠનો અંગીકાર કરીને વ્યાખ્યાન કર્યું છે, તથાપિ ગીતાભાષ્યનું વ્યાખ્યાન કરનારા શ્રીસ્વામી આનન્દગિરિએ તથા શ્રીસ્વામી મધુસૂદને एवं हि त्रैधर्म्यमत्तप्रपन्नाः એ પ્રકારના પાઠનો અંગીકાર કરીને જ વ્યાખ્યાન કર્યું છે. આ કારણથી આ ગ્રન્થમાં પણ एवं हि त्रैधर्म्यमत्तप्रपन्ना એ જ પાઠ રાખ્યો છે. (૨૧)

અવતરણિકાઃ-પૂર્વે બે શ્લોકોવડે સમ્યક્ જ્ઞાનથી રહિત સકામ પુરુષોની ગતિ કથન કરી. હવે સમ્યક્ જ્ઞાનવાળા નિષ્કામ પુરુષોની ગતિનું શ્રીભગવાન્ કથન કરે છેઃ-

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

શ્લોકાર્થઃ-જે અધિકારીજન અનન્ય થઇ ચિંતન કરતો છતો મારો-પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે તે નિત્યયુક્ત પુરુષના યોગક્ષેમને હું-પરમેશ્વર જ પ્રાપ્ત કરૂં છું. ૨૨

ટીકાઃ–હે અર્જુન ! અન્ય એટલે ભેદદૃષ્ટિનો વિષય જેમને વિદ્યમાન નથી તેઓ અનન્ય કહેવાય છે, અર્થાત્ જે પુરુષો સર્વત્ર અદ્વિતીય બ્રહ્મને જ દેખે છે તથા સર્વ વિષયભોગોની ઇચ્છાથી રહિત છે તથા "હું જ ભગવાન્ વાસુદેવ સર્વાત્મારૂપ છું, મારાથી ભિન્ન કિંચિત્ માત્ર પણ વસ્તુ નથી" એ પ્રકારનો નિશ્ચય કરીને પ્રત્યક્ આત્માને સર્વદા ચિંતન કરતાં જે સાધનચતુષ્ટયસંપન્ન વિરક્ત સંન્યાસી મને–પરબ્રહ્મને પોતાના આત્મારૂપે કરીને સાક્ષાત્કાર કરે છે, તે તત્ત્વવેત્તા પુરુષો મારા–પરિપૂર્ણ બ્રહ્મના અભેદ ભાવે કરીને કૃતકૃત્ય જ થાય છે. એવા તત્ત્વવેત્તા પુરુષોને પુનઃ સંસારની પ્રાપ્તિ થતી નથી.

અર્જુને કરેલી શંકાઃ–"હે ભગવન્ ! અદ્વૈતદર્શનવિષે જેમની નિષ્ઠા છે તથા અત્યંત નિષ્કામતાવડે યુક્ત તથા પોતાની ઇચ્છાપૂર્વક પ્રયત્ન નહિ કરનારા એવા જે તત્ત્વવેત્તા પુરુષો છે તે તત્ત્વવેત્તા પુરુષોનો આ શરીરના રક્ષણ વાસ્તેનો યોગક્ષેમ કયા પ્રકારે સિદ્ધ થશે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–तेषां नित्याभियुक्तानां इति ॥ નિરન્તર આદરપૂર્વક પરમેશ્વરના ધ્યાનવિષે જે તત્પર હોય તે નિત્યાભિયુક્ત કહેવાય છે. જે ધ્યાનનિષ્ઠ પુરુષો માત્ર પોતાના દેહની યાત્રાવાસ્તે પણ પ્રયત્ન કરતા નથી, એવા તત્ત્વવેત્તા પુરુષોના યોગને તથા ક્ષેમને હું–પરમેશ્વર જ પ્રાપ્ત કરું છું. પૂર્વે અપ્રાપ્ત અન્ન–વસ્ત્રાદિ પદાર્થોની જે પ્રાપ્તિ છે તેનું નામ યોગ છે અને પ્રાપ્ત થયેલા પદાર્થોનું જે પરિરક્ષણ છે તેનું નામ ક્ષેમ છે. યદ્યપિ તત્ત્વવેત્તા પુરુષો પોતાના શરીરની સ્થિતિવાસ્તે યોગક્ષેમની ઇચ્છા કરતા નથી, તથાપિ હું–અંતર્યામી ઈશ્વર પોતાની મેળે જ તેમના યોગક્ષેમને સિદ્ધ કરું છું. જેમ પોતાની ઇચ્છાથી રહિત બાળકના યોગક્ષેમને તેનાં માતા–પિતા જ સિદ્ધ કરે છે, તેમ હું–પરમેશ્વર જ તત્ત્વવેત્તા પુરુષનાં યોગક્ષેમને સિદ્ધ કરૂં છું. જે કારણથી प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥ ઇત્યાદિ વચનોવડે હું–પરમેશ્વર જ્ઞાનવાન્ પુરુષોને પોતાના આત્મારૂપ કથન કરાયલો છું તથા પોતાના આત્મારૂપ હોવાથી જ જ્ઞાનવાન્ પુરુષ મને–પરમેશ્વરને અત્યંત પ્રિય છે અને હું–પરમેશ્વર તે જ્ઞાનવાન્ પુરુષને અત્યંત પ્રિય છું. એવા આત્મારૂપ તથા અત્યંત પ્રિય જ્ઞાનવાન્ પુરુષના યોગક્ષેમને સિદ્ધ કરવો મને–પરમેશ્વરને ઉચિત જ છે. યદ્યપિ સર્વ પ્રાણીઓના યોગક્ષેમને હું–પરમેશ્વર જ પ્રાપ્ત કરું છું, કેવળ જ્ઞાનવાન્ પુરુષોના જ યોગક્ષેમને પ્રાપ્ત કરતો નથી, તથાપિ અન્ય પ્રાણીઓના યોગક્ષેમને જે પરમેશ્વર પ્રાપ્ત કરે છે, તે પ્રાણીઓના પ્રયત્નને પ્રથમ ઉત્પન્ન કરીને તે પ્રયત્નદ્વારા જ પ્રાણીઓને યોગક્ષેમની પ્રાપ્તિ કરે છે, પણ પ્રયત્નવિના પ્રાપ્તિ કરતા નથી. અને જ્ઞાનવાન્ પુરુષ તો યોગક્ષેમની પ્રાપ્તિવાસ્તે પ્રયત્ન ઉત્પન્ન નહિ કરીને જ યોગક્ષેમની પ્રાપ્તિ કરે છે. આટલી બન્નેવિષે વિશેષતા છે. અને કોઇ ટીકાવિષે તો યોગક્ષેમનો એ અર્થ કર્યો છે કે, પૂર્વે અપ્રાપ્ત યોગભૂમિકાની જે પ્રાપ્તિ છે તેનું નામ યોગ છે, અને પૂર્વે પ્રાપ્ત યોગભૂમિકાનું જે રક્ષણ છે તેનું નામ ક્ષેમ છે. કોઇ ટીકામાં योगस्य क्षेमं योगक्षेमं એ પ્રકારનો સમાસ કરીને તે 'યોગક્ષેમ' નો એ અર્થ કર્યો છે કે, નિરંતર બ્રહ્મનિષ્ઠાનું નામ યોગ છે. આ બ્રહ્મનિષ્ઠારૂપ યોગનો જે ક્ષેમ છે અર્થાત્ આધ્યાત્મિક આદિ ઉપદ્રવોવડે જે વિચ્છેદથી રહિતપણું છે તેનું નામ યોગક્ષેમ છે. એવા યોગક્ષેમને હું–પરમેશ્વર જ સર્વદા સિદ્ધ કરૂં છું. (૨૨)

અવતરણિકાઃ–"હે ભગવન્ ! આપ–પરમેશ્વરથી ભિન્ન બીજી કોઇ વસ્તુ નથી, કિન્તુ સર્વ પદાર્થ તમારૂં જ સ્વરૂપ છે, તેથી ઇંદ્રાદિ અન્ય દેવતાઓ પણ તમારૂં જ સ્વરૂપ છે. ઇંદ્રાદિ દેવતા તમારાથી જુદા નથી. તેથી જેમ સાક્ષાત્ તમારા ભક્તો તમને–પરમેશ્વરને જ ભજે છે, તેમ ઇંદ્રાદિ અન્ય દેવતાઓના ભક્તો પણ વસ્તુગતિથી તમને–પરમેશ્વરને જ ભજે છે.

આ રીતે તમારા ભક્તોવિષે તથા અન્ય દેવતાઓના ભક્તોવિષે કિંચિત્ માત્ર પણ વિશેષતા સિદ્ધ થતી નથી. તેથી ઇંદ્રાદિ અન્ય દેવતાઓના ભક્તો પુનઃ પુનઃ ગમન-આગમનને પ્રાપ્ત થાય છે અને મને-પરમેશ્વરને અનન્ય થઈને ચિંતન કરનારા જ્ઞાનવાન્ ભક્તો કૃતકૃત્ય થાય છે, એ પૂર્વોક્ત આપનું વચન કેવી રીતે સંગત થશે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

શ્લોકાર્થઃ-હે કૌન્તેય! અન્ય દેવતાઓના પણ જે ભક્ત શ્રદ્ધાયુક્ત થઈ પૂજન કરે છે તે ભક્ત પણ અજ્ઞાનપૂર્વક મારૂં-પરમેશ્વરનું જ પૂજન કરે છે. ૨૩

ટીકાઃ-હે અર્જુન! જેમ મારા (પરમેશ્વરના) ભક્તો મારૂં (પરમેશ્વરનું) જ પૂજન કરે છે, તેમ જે ઇંદ્રાદિ અન્ય દેવતાઓના ભક્તો પણ આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે યુક્ત થઈને જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો કરીને ઇંદ્રાદિ દેવતાઓનું પૂજન કરે છે, તે અન્ય દેવતાઓના ભક્તો પણ વસ્તુગતિથી તે તે દેવતારૂપે રહેલા મારૂં (પરમેશ્વરનું)જ પૂજન કરે છે. પરંતુ અન્ય દેવતાઓના ભક્તો મારૂં (પરમેશ્વરનું) અવિધિપૂર્વક જ પૂજન કરે છે, એટલે કે અજ્ઞાનપૂર્વક જ પૂજન કરે છે, અર્થાત્ "પરમેશ્વર જ સર્વના આત્મારૂપ છે" એ પ્રકારે મને (પરમેશ્વરને) સર્વના આત્મારૂપ ન જાણીને તથા ઇંદ્રાદિ દેવતાઓને મારાથી (પરમેશ્વરથી) ભિન્ન કલ્પીને અન્ય દેવતાઓના ભક્તો મારૂં (પરમેશ્વરનું) પૂજન કરે છે. આ કારણથી જ ઇંદ્રાદિ દેવતાઓના ભક્તો પુનઃ પુનઃ જન્મ-મરણરૂપ સંસારને પ્રાપ્ત થાય છે. કોઇ ટીકાવિષે અવિધિપૂર્વકં એ વચનનો એવો અર્થ કર્યો છે કે-અભેદબુદ્ધિનું નામ વિધિ છે. આ અભેદબુદ્ધિરૂપ વિધિથી પુરુષો રહિત હોય છે તેથી અન્ય દેવતાઓના ભક્તો વસ્તુગતિથી હું-સર્વાત્મારૂપ પરમેશ્વરનું પૂજન કરતા હોવા છતાં પણ તેમનું પૂજન અવિદ્યાપૂર્વક જ છે. અભેદબુદ્ધિપૂર્વક કરેલું મારૂં (પરમેશ્વરનું) પૂજન જ વિધિપૂર્વક પૂજન હોય છે. (૨૩)

અવતરણિકાઃ-હવે શ્રીભગવાન્ સકામ પુરુષોના ભજનવિષે અવિધિપૂર્વકપણાને સ્પષ્ટ કરીને સકામ પુરુષોની-સ્વર્ગાદિ ફળથી પણ-પ્રચ્યુતિનું કથન કરે છેઃ-

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**
**न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥**

શ્લોકાર્થઃ-હું-પરમેશ્વર જ સર્વ યજ્ઞોનો ભોક્તા છું તથા ફળપ્રદાતા છું, આ વાત પ્રસિદ્ધ છે. પરન્તુ સકામ પુરુષ મને-પરમેશ્વરને તે રૂપે કરી જાણતો નહિ હોવાથી પુનરાવૃત્તિને પ્રાપ્ત થાય છે ૨૪

ટીકાઃ-હે અર્જુન! અધિકારી જનોની પ્રત્યે શાસ્ત્રે વિધાન કરેલા જેટલા શ્રૌત તથા સ્માર્ત્ત યજ્ઞો છે, તે સર્વ યજ્ઞોનો હું-પરમેશ્વર જ ઇંદ્રાદિ દેવતારૂપે કરીને ભોક્તા છું, તથા હું-પરમેશ્વર જ પોતાના અંતર્યામીરૂપે કરીને અધિયજ્ઞરૂપ હોવાથી યજ્ઞોનાં ફળનો પ્રદાતા છું, એ વાત શ્રુતિ-સ્મૃતિઓવિષે પ્રસિદ્ધ જ છે. એવા મને-પરમેશ્વરને અન્ય દેવતાઓના સકામ ભક્તો તત્ત્વરૂપે કરીને જાણતા નથી. અર્થાત્ "ભગવાન્ વાસુદેવ જ ઇંદ્રાદિ દેવતારૂપે કરીને સર્વ યજ્ઞોના ભોક્તારૂપ છે અને પોતાના અંતર્યામીસ્વરૂપે કરીને યજ્ઞોનાં ફળનો પ્રદાતા છે, એવા સર્વાત્મારૂપ પરમેશ્વરથી ભિન્ન બીજો કોઇ આરાધન કરવા યોગ્ય નથી."

એ પ્રકારના સ્વરૂપે કરીને સકામ પુરુષો મને-પરમેશ્વરને જાણતા નથી. આ પ્રકારથી જ અન્ય દેવતાઓના સકામ ભક્તો ફળથી પ્રચ્યુતિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ મારા-પરમેશ્વરના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણીને સકામ પુરુષો મહાન્ આયાસવડે ઇંદ્રાદિ દેવતાઓનું પૂજન કરતા હોવા છતાં પણ મારે વિષે-પરમેશ્વરવિષે તે કર્મોનું અર્પણ નહિ કરીને કામ્ય કર્મોના પ્રભાવથી પૂર્વોક્ત ધૂમાદિ માર્ગવડે તે તે દેવતાના લોકોને પ્રાપ્ત થઇને તે લોકના ભોગના અન્તવિષે ત્યાંથી પ્રચ્યુત થાય છે. તાત્પર્ય એ છે કે, તે તે લોકના ભોગોનાં જનક જે પુણ્યકર્મો છે, તે કર્મોનો ભોગવડે નાશ થયા પછી સકામ કર્મી પુરુષો તે તે દેવતાના દેહાદિકોથી વિયોગવાળા થતાં પુનઃ દેહના ગ્રહણ વાસ્તે આ મનુષ્ય લોકને પ્રાપ્ત થાય છે. અને જે અધિકારીજનો ઇંદ્રાદિ સર્વ દેવતાઓવિષે સર્વ અન્તર્યામીરૂપ ભગવાનને જ દેખતાં યજ્ઞાદિ કર્મો કરે છે તથા સર્વ કર્મોને અંતર્યામી પરમેશ્વરવિષે જ અર્પણ કરે છે, તે નિષ્કામ પુરુષો ઉપાસનાસહિત કર્મના પ્રભાવથી પૂર્વોક્ત અર્ચિરાદિ માર્ગદ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થઇને, તેમાં આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇને બ્રહ્મલોકના ભોગોના અંતવિષે કૈવલ્યમોક્ષને પ્રાપ્ત થાય છે. આ પ્રકારે સકામ પુરુષોનાં ફળવિષે તથા નિષ્કામ પુરુષોનાં ફળવિષે મહાન્ ભેદ છે. (૨૪)

અવતરણિકા:-ઇંદ્રાદિ અન્ય દેવતાઓનું પૂજન કરનારા પુરુષોને અનાવૃત્તિરૂપ ફળનો અભાવ થવા છતાં પણ તે તે દેવતાના પૂજનને અનુસાર તે તે ક્ષુદ્રફળની પ્રાપ્તિ અવશ્ય કરીને થાય છેઃ આ અર્થનું કથન કરતાં શ્રીભગવાન્, સાક્ષાત્ પરમેશ્વરનું પૂજન કરનારા ભક્તજનોની અન્ય દેવતાઓના ભક્તોથી વિલક્ષણતાનું કથન કરે છેઃ—

**यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥**

શ્લોકાર્થ:-દેવતાઓનો પૂજક દેવતાઓને જ પ્રાપ્ત થાય છે, પિતરોનો પૂજક પિતરોને પ્રાપ્ત થાય છે, ભૂતોનો પૂજક ભૂતોને પ્રાપ્ત થાય છે તથા મારો-પરમેશ્વરનો પૂજક મને-પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે. ૨૫

ટીકા:-હે અર્જુન! અન્તઃકરણરૂપ ઉપાધિના સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોના ભેદવડે તે અવિધિપૂર્વક ભજન કરનારા પુરુષો પણ સાત્ત્વિક, રાજસ, તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારના હોય છે. તેમાં ઇંદ્રાદિ દેવતાઓનું બલિદાન, પ્રદક્ષિણા, નમસ્કાર ઇત્યાદિ પૂજનરૂપ જેમને વ્રત છે, તે પુરુષોનું નામ દેવવ્રત છે. એવા દેવતાઓનું પૂજન કરનારા પુરુષો ઇંદ્રાદિ દેવતાઓને જ પ્રાપ્ત થાય છે. દેવતાઓનું પૂજન કરનારા પુરુષો સાત્ત્વિક કહેવાય છે. શ્રાદ્ધાદિ કર્મોવડે અગ્નિષ્વાત્તાદિ પિતરોનું આરાધન કરનારા જે પુરુષો છે તેઓ પિતૃવ્રત કહેવાય છે. એવા પિતરોનું આરાધન કરનારા પુરુષો પિતરોને જ પ્રાપ્ત થાય છે. પિતરોનું આરાધન કરનારા પુરુષો રાજસ કહેવાય છે. યક્ષ, રાક્ષસ, વિનાયક, માતૃગણ ઇત્યાદિ ભૂતોનું પૂજન કરનારા જે પુરુષો છે, તેઓ ભૂતેજ્ય કહેવાય છે. એવા ભૂતોનું પૂજન કરનારા પુરુષો ભૂતોને જ પ્રાપ્ત થાય છે. આ ભૂતોનું પૂજન કરનારા પુરુષો તામસ કહેવાય છે. આટલા કથનવડે, પરમેશ્વરથી અન્ય દેવતાઓના આરાધનનું તે તે દેવતારૂપની પ્રાપ્તિરૂપ નાશવાન્ ફળ કહ્યું. હવે પરમેશ્વરના આરાધનનાં પરમેશ્વરરૂપતાની પ્રાપ્તિરૂપ અવિનાશી ફળનું કથન કરે છેઃ-यांति मद्याजिनोपि मां ॥ હે અર્જુન! મારું-પરમેશ્વરનું જ પૂજન કરવાનો જેમનો સ્વભાવ છે, તેઓ મદ્યાજી કહેવાય છે, અર્થાત્ જે પુરુષો ઇંદ્રાદિ

દેવતાઓવિષે મને-પરમેશ્વરને જ વ્યાપક દેખીને નિરંતર મને-પરમેશ્વરને જ આરાધનપરાયણ થાય છે, તે મારા ભકતો મને-પરમેશ્વરને જ અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે. જે જેનું આરાધન કરે છે તે તે ભાવને જ પ્રાપ્ત થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે. तं यथा यथोपासते तदेव भवति ॥ અર્થાત્ જે પુરુષ જે જે દેવતાની ઉપાસના કરે છે, તે પુરુષ મરણની પછી તે તે દેવતાભાવને જ પ્રાપ્ત થાય છે. આ શ્લોકમાં શ્રીભગવાનનો એ અભિપ્રાય છે કે-પરમેશ્વરનું આરાધન કરવાવિષે તથા ઇંદ્રાદિ અન્ય દેવતાઓનું આરાધન કરવાવિષે આયાસ સમાન હોવા છતાં પણ જીવ અવિનાશી ફળની પ્રાપ્તિ કરનારા અંતર્યામી પરમેશ્વરનું આરાધન ન કરીને અન્ય ઇંદ્રાદિ દેવતાઓનું આરાધન કરીને નાશવાન્ ફળને જ પ્રાપ્ત થાય છે. તેથી અજ્ઞાની જીવોના દષ્ટ અદષ્ટનો પ્રભાવ કાંઇ આશ્ચર્યરૂપ છે, કે જે દષ્ટ અદૃષ્ટના પ્રભાવથી અજ્ઞાની જીવ મુક્તિ કરનારા પરમેશ્વરના આરાધનનો પરિત્યાગ કરીને તુચ્છ ફળની પ્રાપ્તિ વાસ્તે ઇંદ્રાદિ દેવતાઓનું જ આરાધન કરે છે. (૨૫)

અવતરણિકાઃ-માટે પરમેશ્વરથી અન્ય દેવતાઓનો પરિત્યાગ કરીને અધિકારી જને કેવળ પરમેશ્વરનું જ આરાધન કરવું. જે કારણથી પરમેશ્વરનું આરાધન અધિકારી પુરુષને મોક્ષરૂપ અવિનાશી ફળની જ પ્રાપ્તિ કરે છે તથા અન્ય દેવતાઓનું આરાધન કરવાવિષે પુરુષને દ્રવ્યનું ખરચ વગેરે જેટલો આયાસ થાય છે, તેટલો આયાસ પરમેશ્વરનું આરાધન કરવામાં થતો નથી, કિન્તુ પરમેશ્વરનું આરાધન અત્યંત સુગમ છેઃ એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

શ્લોકાર્થઃ—જે કોઇ પુરુષ મને-પરમેશ્વરને ભક્તિવડે પત્ર, પુષ્પ, ફળ અથવા જળ આપે છે તે શુદ્ધ બુદ્ધિવાળા પુરુષના ભક્તિપૂર્વક અર્પણ કરેલ પત્ર પુષ્પાદિકનો હું-પરમેશ્વર અંગીકાર કરું છું. ૨૬

ટીકાઃ-હે અર્જુન! પત્ર, પુષ્પ, ફળ, જળ ઇત્યાદિ જે કોઇ વસ્તુ વિના પ્રયત્ને પ્રાપ્ત થાય છે, તે અત્યંત સુલભ વસ્તુઓમાંથી હરકોઇ પત્ર-પુષ્પાદિ વસ્તુને જે કોઇ મનુષ્ય અનંત મહાન્ વિભૂતિવાળા મારી-પરમેશ્વરની પ્રત્યે ભક્તિવડે અર્પે છે, અર્થાત્ "પરમેશ્વરથી પર બીજું કોઇ નથી" એ પ્રકારની બુદ્ધિપૂર્વક જે નિરતિશય પ્રીતિ છે તે પ્રીતિવડે જે પુરુષ ભૃત્યની પેઠે મારી-પરમેશ્વરની પ્રત્યે તે વસ્તુનું અર્પણ કરે છે; તાત્પર્ય એ છે કે, જેમ એક મહારાજાના રાજ્યમાં રહેલા જેટલા પદાર્થો છે તે સર્વ પદાર્થ વસ્તુગતિથી તે મહારાજાના જ છે. તે મહારાજાના પદાર્થોને જ ભૃત્યલોક પ્રીતિપૂર્વક મહારાજાની પ્રત્યે અર્પણ કરે છે. તેવડે તે મહારાજા પરિતોષને પ્રાપ્ત થાય છે; તેમ આ જગતમાં જેટલા પદાર્થો છે તે સર્વ પદાર્થો મારા-પરમેશ્વરના જ છે; એવો કોઇ પણ પદાર્થ આ જગતમાં નથી કે જે પદાર્થ મારો-પરમેશ્વરનો ન હોય; એવા મારા-પરમેશ્વરના પદાર્થોને જ જે પુરુષો પ્રીતિપૂર્વક મારી-પરમેશ્વરની પ્રત્યે અર્પણ કરે છે, તે પ્રીતિપૂર્વક અર્પણ કરેલાં શુદ્ધબુદ્ધિવાળા પુરુષોનાં પત્ર-પુષ્પાદિ અત્યંત તુચ્છ પદાર્થોને પણ હું-પરમેશ્વર ભોજન કરૂં છું; અર્થાત્ જેમ કોઇ પુરુષ અન્નનું ભોજન કરીને તૃપ્તિને પ્રાપ્ત થાય છે, તેમ હું-પરમેશ્વર પણ પત્ર-પુષ્પાદિ પદાર્થોનો પ્રીતિપૂર્વક સ્વીકાર કરીને જ તૃપ્તિને પ્રાપ્ત થાઉં છું. યદ્યપિ अश्नामि એ શબ્દનો મુખ્ય અર્થ ભોજન કર્તવ્ય જ છે, તથાપિ તે મુખ્ય અર્થનો પરિત્યાગ કરીને તે શબ્દની લક્ષણાવૃત્તિથી જે પ્રીતિપૂર્વક સ્વીકર્તૃત્વરૂપ અર્થનો અંગીકાર કર્યો છે, તે પ્રીતિની અતિશયતાની હેતુતાનું

બોધન કરવાવાસ્તે કર્યો છે. અર્થાત્ ભક્તિપૂર્વક અર્પણ કરેલાં પત્ર-પુષ્પાદિ પદાર્થોના સ્વીકાર માત્રથી જ હું-પરમેશ્વર અત્યંત પ્રસન્ન થાઉં છું. અને શ્રુતિમાં પણ દેવતાઓવિષે મનુષ્યોની પેઠે ભોજન કર્તૃત્વનો નિષેધ જ કર્યો છે. આ કારણથી પણ अश्नामि શબ્દની સ્વીકારરૂપ અર્થવિષે લક્ષણા કરવી ઉચિત છે. શ્રુતિ કહે છે કે-न ह वै देवा अश्नंति न पिबंति एतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति-અર્થાત્-જેમ એક મનુષ્ય અન્નાદિ પદાર્થોનું ભોજન કરે છે તથા જલાદિકોનું પાન કરે છે, તેમ દેવતા અન્નાદિકોનું ભોજન કરતા નથી તથા જલાદિકોનું પાન પણ કરતા નથી. કિંતુ દેવતાઓ કેવળ અમૃતદર્શનવડે જ તૃપ્તિને પ્રાપ્ત થાય છે.

અર્જુને કરેલી શંકા:-"હે ભગવન્! આપ સાક્ષાત્ પરમેશ્વર હોઇને એવી પત્ર-પુષ્પાદિ તુચ્છ વસ્તુઓનો શાવાસ્તે સ્વીકાર કરો છો ? મહાન્ પુરુષોએ તો મોટી વસ્તુનો જ સ્વીકાર કરવો ઉચિત છે."

શ્રીભગવાન્ તે તુચ્છ વસ્તુઓનો સ્વીકાર કરવાવિષે હેતુનું કથન કરે છે-भक्त्युपहृतं इति-પત્ર-પુષ્પાદિ વસ્તુઓ યદ્યપિ તુચ્છ છે, તથાપિ તે મુક્ત જનોએ પત્રપુષ્પાદિ અત્યંત પ્રીતિરૂપ ભક્તિવડે મારી-પરમેશ્વરની પ્રત્યે અર્પણ કરેલાં છે. એ કારણથી હું-પરમેશ્વર તે પત્ર-પુષ્પાદિ તુચ્છ પદાર્થોને પણ મહાન્ પદાર્થરૂપ માનીને તેમનો સ્વીકાર કરૂં છું; અર્થાત્ તે તે વસ્તુનો સ્વીકાર કરવાવિષે કાંઇ તે તે વસ્તુની સુંદરતા વા મહત્તા નિમિત્ત નથી, કિંતુ અત્યંત પ્રીતિપૂર્વક સમર્પણ જ તે વસ્તુનો સ્વીકાર કરવાવિષે નિમિત્ત છે. અહીં भक्त्या प्रयच्छति એ વચનમાં ભક્તિનું કથન કરીને, પુનઃ भक्त्युपहृतं એ વચનવિષે જે ભગવાને ભક્તિનું કથન કર્યું છે, તે એ અર્થનું સૂચન કરવાવાસ્તે કથન કર્યું છે કે-જે પુરુષ બ્રાહ્મણ છે તથા બહુ તપસ્વી છે, પરંતુ મારી-પરમેશ્વરની ભક્તિથી રહિત છે, તે તે ભક્તિહીન તપસ્વી બ્રાહ્મણે કોઇ મોટી વસ્તુ અર્પી હોવા છતાં પણ હું-પરમેશ્વર તે વસ્તુનો સ્વીકાર કરતો નથી. તેથી હું-પરમેશ્વરકૃત વસ્તુનો સ્વીકાર કરવાવિષે કાંઇ બ્રાહ્મણત્વાદિ ઉત્તમ જાતિ તથા તપસ્વીપણું નિમિત્ત નથી, કિંતુ દેનારા પુરુષની કેવળ પરમ પ્રીતિ જ તે સ્વીકાર કરવાવિષે નિમિત્ત છે. અથવા જેમ અત્યંત પ્રીતિપૂર્વક માતાએ આપેલા પદાર્થોને બાળક ભક્ષ્યાભક્ષ્ય વિચારથી રહિત થઇને ભક્ષણ કરે, તેમ ભક્ત જનોની અત્યંત પ્રીતિવડે જેનું ભક્ષ્યાભક્ષ્ય વસ્તુનું જ્ઞાન પ્રતિબદ્ધ થયું છે, એવો જે હું-પરમેશ્વર છું, તે હું-પરમેશ્વર ભક્તિપૂર્વક અર્પણ કરેલા ભક્તજનોના પત્ર-પુષ્પાદિ પદાર્થોને પોતાની લીલાના અવતારોવડે સાક્ષાત્ જ ભક્ષણ કરૂં છું; જેમકે શ્રીદામા બ્રાહ્મણે અત્યંત પ્રીતિપૂર્વક આપેલા તાંદુલને મેં-પરમેશ્વરે ભક્ષણ કરેલ છે તથા શબરીએ અત્યંત પ્રીતિપૂર્વક આપેલા બદરીફલોને મેં-પરમેશ્વરે ભક્ષણ કરેલ છે. તેથી કેવળ અનન્ય ભક્તિ જ મારા-પરમેશ્વરના પરિતોષનું નિમિત્ત છે. બીજા ઇંદ્રાદિ દેવતાઓનો પરિતોષ કરવાવિષે જેમ ઘણા દ્રવ્યનો ખર્ચ તથા શરીરનો આયાસ ઇત્યાદિ નિમિત્ત હોય છે, તેમ મારો-પરમેશ્વરનો પરિતોષ કરવાવિષે નિમિત્ત અવશ્ય અપેક્ષિત નથી; કિન્તુ કેવળ એક ભક્તિ જ અપેક્ષિત છે. તેથી અધિકારી જનોએ બીજા દેવતાઓનો પરિત્યાગ કરીને એક મારૂં-પરમેશ્વરનું આરાધન કરવું. અને કોઈ ટીકામાં તો पत्रं पुष्पं એ શ્લોકનો એ અર્થ કર્યો છે કે-(द्वे रुपे वासुदेवस्य चलं चाचलमेव च । चलं संन्यासिनो रूपमचलं प्रतिमादिरूम् ॥ અર્થાત્-પરમેશ્વર વાસુદેવનાં ચલ અને અચલ એ બે રૂપો હોય છે. તેમાં સંન્યાસી ચલરૂપ છે અને શાલિગ્રામ-પ્રતિમાદિ અચલરૂપ છે.) આ શાસ્ત્રનાં વચનવિષે સંન્યાસી તથા શાલિગ્રામ-પ્રતિમાદિ પરમેશ્વરનું રૂપ કહેલું છે. अभ्यागतः स्वयं विष्णुः-અર્થાત્-ભોજનને સમયે ગૃહવિષે પ્રાપ્ત થયેલો અતિથિ સાક્ષાત્ વિષ્ણુરૂપ હોય છે, આ સ્મૃતિમાં પણ અતિથિને વિષ્ણુરૂપ કહેલ છે, તેથી જે અધિકારી પુરુષ શાલિગ્રામવિષે અથવા પ્રતિમાવિષે ભક્તિપૂર્વક પત્રપુષ્પાદિ મારી-પરમેશ્વરની

પ્રત્યે અર્પણ કરે છે, તે ભક્તિપૂર્વક અર્પણ કરેલાં પત્ર-પુષ્પાદિકોનો હું-પરમેશ્વર અંગીકાર કરૂં છું. અથવા ભોજનકાળવિષે ગૃહવિષે પ્રાપ્ત થયેલો જે અતિથિ છે, તે અન્નાર્થી અતિથિની પ્રત્યે જે પુરુષ જેમ શાક-ફલાદિ ભોજન કરે છે તેમ, શાકફલાદિ ભક્તિપૂર્વક આપે છે, તે પુરુષનાં ભક્તિપૂર્વક આપેલાં પત્ર-પુષ્પાદિકોને હું-પરમેશ્વર સાક્ષાત્ તે અતિથિના મુખવડે ભોજન કરૂં છું. (૨૬)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! જે ભજનવડે આપ પ્રસન્ન થાઓ છો, તે આપનું ભજન કયા પ્રકારનું હોય છે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે ભજનના પ્રકારનુ કથન કરે છેઃ—

**यत्करोपि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

શ્લોકાર્થઃ-હે કૌન્તેય ! તું જે કરે છે, જે ભોજન કરે છે, જે હોમ કરે છે, જે દાન કરે છે તથા જે તપ કરે છે તે સર્વને તું મને-પરમેશ્વરને અર્પણ કર. ૨૭

ટીકાઃ-હે અર્જુન ! શાસ્ત્રની આજ્ઞા વિના જ કેવળ રાગવડે પ્રાપ્ત જે ગમન-આગમન-રૂપ લૌકિક કર્મને તું કરે છે, પોતાની તૃપ્તિ વાસ્તે અથવા કર્મોની સિદ્ધિ વાસ્તે જે અન્નનું તું ભોજન કરે છે તથા શાસ્ત્રના બળથી જે નિત્ય અગ્નિહોત્રાદિ હોમ તું કરે છે, (અહીં जुहोषि એ હોમનો વાચક શબ્દ શ્રૌત-સ્માર્ત્ત સર્વ હોમોનુ ઉપલક્ષણ છે) અર્થાત્ શ્રૌત-સ્માર્ત્તરૂપ જેટલા હોમો તું કરે છે, અતિથિ બ્રાહ્મણાદિકોની પ્રત્યે જે તું અન્ન-સુવર્ણાદિ પદાર્થો આપે છે, તથા પ્રતિવર્ષે અજ્ઞાત પાપોની અને પ્રમાદકૃત પાપોની નિવૃત્તિ કરવા વાસ્તે જે તું ચાંદ્રાયણ વ્રતાદિ તપ કરે છે, અથવા યથેચ્છાપૂર્વક પ્રવૃત્તિને નિવૃત્ત કરવા વાસ્તે શરીર-ઇંદ્રિ-યોના સંયમરૂપ તપ જે તું કરે છે, (એ તપ સર્વ નિત્ય-નૈમિત્તિક કર્મોનું ઉપલક્ષણ છે), તે સર્વ કર્મ તું મારે વિશે-પરમેશ્વરવિષે અર્પણ કર અર્થાત્ પોતાના પ્રાણીસ્વભાવની વશતાથી જે તારે શાસ્ત્ર વિના પણ અવશ્ય કરવા યોગ્ય ગમન-આગમનાદિ લૌકિક કર્મો છે, તથા જે તારે શાસ્ત્રના બળથી અવશ્ય કરવા યોગ્ય હોમદાનાદિ વૈદિક કર્મો છે, કે જે લૌકિક-વૈદિક કર્મો કોઈ અન્ય જ નિમિત્તવડે કરેલાં છે, તે સર્વ લૌકિક-વૈદિક કર્મો જેમ મારે વિશે-પરમે-શ્વરવિષે જ અર્પિત થાય તેમ તે સર્વ કર્મો તું કર. અહીં कुरुष्व એ શબ્દવડે શ્રીભગવાને એ અર્થ બોધિત કર્યો કે, આ પ્રકારે જે પુરુષ મારે વિશે-પરમેશ્વરવિષે જ સર્વ કર્મોનું સમર્પણ કરે છે, તે સમર્પણનું મોક્ષરૂપ ફળ સમર્પક પુરુષને જ પ્રાપ્ત થાય છે. તેવડે મને-પરમેશ્વરને કિંચિત માત્ર પણ ફળ થતું નથી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અવશ્ય કરવા યોગ્ય કર્મોનું જે પરમ-ગુરુરૂપ મારે વિશે-પરમેશ્વરવિષે અર્પણ છે તે અર્પણ જ મારૂં-પરમેશ્વરનું ભજન છે. આ ભજન વાસ્તે બીજો કોઇ જૂદો વ્યાપાર કરવા યોગ્ય નથી. (૨૭)

અવતરણિકાઃ-હવે, અધિકારી જનોને ભજનવિષે પ્રવૃત્ત કરવા વાસ્તે, પૂર્વોક્ત ભજનના ફળનું શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

શ્લોકાર્થઃ-આ રીતે ભજનને પ્રાપ્ત થયેલો તું અર્જુન ઇષ્ટ તથા અનિષ્ટ ફળવાળા કર્મબંધનનો પરિત્યાગ કરી શકીશ તથા સંન્યાસયોગયુક્તાત્મા થયેલો અને કર્મબંધનથી વિમુક્ત થયેલો તું મને-પરબ્રહ્મને પ્રાપ્ત થશે. ૨૮

ટીકાઃ-હે અર્જુન! પૂર્વોક્ત પ્રકારે વિના આયાસે સિદ્ધ થયેલું જે સર્વ કર્મોનું મારે વિશે-પરમેશ્વરવિષે અર્પણરૂપ જે ભજન છે, તે મારા ભજનને પ્રાપ્ત થયેલાં, જેમનાં ઇષ્ટરૂપ તથા અનિષ્ટરૂપ ફળ છે એવાં જે બંધનરૂપ લૌકિક વૈદિક કર્મો છે, તે કર્મોથી તું-અર્જુન પરિત્યાગને પામશે. અર્થાત્ તે સર્વ કર્મો મારે વિશે-પરમેશ્વરવિષે અર્પિત થવાથી તારો-અર્જુનનો કર્મોની સાથે સંબંધ જ સંભવતો નથી. તેથી કર્મોવડે તથા કર્મોનાં ઈષ્ટ-અનિષ્ટ ફળોવડે તું લિપ્યાયમાન થશે નહિ. ત્યાર પછી સંન્યાસયોગયુક્તાત્મા થયલો તું કહેવાશે. સર્વ કર્મોનું જે પરમેશ્વરવિષે અર્પણ છે તેનું નામ સંન્યાસ છે. આ સંન્યાસ જ યોગની પેઠે ચિત્તનો શોધક હોવાથી યોગરૂપ છે. જેનો આત્મા એટલે કે જેનું અંતઃકરણ એવા સંન્યાસ-યોગવડે યુક્ત છે એટલે કે શોધિત છે, તેનું નામ સંન્યાસયોગયુક્તાત્મા છે. અથવા જેનો આત્મા એટલે કે જેનું મન સંન્યાસયોગવિષે યુક્ત છે એટલે કે આસક્ત છે, તેનું નામ સંન્યાસયોગયુક્તાત્મા છે. અથવા ફળસહિત સર્વ કર્મોના પરિત્યાગનું નામ સંન્યાસયોગ છે. જેનું ચિત્ત સંન્યાસયોગવડે યુક્ત છે, તેનું નામ સંન્યાસ-યોગ-યુક્તાત્મા છે. એવો સંન્યાસ યોગયુક્તાત્મા થયેલો તથા જીવતાં જ બંધનરૂપ કર્મોથી વિમુક્ત થયેલો તું-અર્જુન મને-પરમેશ્વરને જ પ્રાપ્ત થઇશ, અર્થાત્ સમ્યક્ દર્શનવડે અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિ કરીને મારો-પરબ્રહ્મનો જ अहं ब्रह्मास्मि એ પ્રકારે તું સાક્ષાત્કાર કરીશ. ત્યારપછી ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવાથી આ શરીરનો પાત થતાં તું વિદેહ કૈવલ્યરૂપ મને-પરબ્રહ્મને પ્રાપ્ત થઈશ; અને આ વર્ત્તમાન કાળવિષે પણ હું-પરબ્રહ્મસ્વરૂપ થયેલો એવો તું સર્વ ઉપાધિઓની નિવૃત્તિ કરીને માયાકૃત ભેદ-વ્યવહારનો વિષય થશે નહિ (૨૮)

અવતરણિકાઃ—"હે ભગવન્! જ્યારે તમે પોતાના ભક્તો ઉપર જ અનુગ્રહ કરો છો, પણ અભક્તો ઉપર અનુગ્રહ કરતા નથી, ત્યારે અસ્મદાદિ જીવોની પેઠે તમે પણ રાગ-દ્વેષવાળા હોવાથી પરમેશ્વર કેવી રીતે હો? અર્થાત્ અસ્મદાદિ જીવોની પેઠે તમે પણ કોઈ જીવવિશેષ જ હોવા જોઇએ." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! હું-પરમેશ્વર સર્વ પ્રાણી વિશે સમાન છું, જેથી કોઈપણ પ્રાણી મારા-પરમેશ્વરના દ્વેષનો વિષય નથી તથા પ્રીતિનો વિષય નથી. તો પણ જે પુરુષ મારું-પરમેશ્વરનું ભક્તિવડે સેવન કરે છે તે પુરુષ જ મારે વિષે-પરમેશ્વરવિશે વર્તે છે તથા હું-પરમેશ્વર પણ તે પુરુષવિષે વર્તું છું. ૨૯

ટીકાઃ—હે અર્જુન! જેટલાં પ્રાણી મારા-પરમેશ્વરના ભક્તો છે તથા જેટલાં પ્રાણી મારાથી-પરમેશ્વરથી વિમુખ અભક્ત છે, તે સર્વ પ્રાણીઓવિષે હું-પરમેશ્વર સમાન જ છું. અર્થાત્ મારું-પરમેશ્વરનું બે પ્રકારનું રૂપ છે, એક તો સ્વાભાવિક રૂપ અને બીજું ઔપાધિક રૂપ. સત્તા, સ્ફુરણ, આનંદ એ ત્રણ મારાં સ્વાભાવિક રૂપો છે અને અંતર્યામીપણું એ ઔપાધિક રૂપ છે. આ સ્વાભાવિક સત્તારૂપવડે, સ્ફુરણરૂપવડે તથા આનંદરૂપવડે પણ હું-પરમેશ્વર સર્વ પ્રાણીઓવિષે સમાન છું તથા ઔપાધિક અંતર્યામીરૂપવડે પણ હું-પરમેશ્વર સર્વ પ્રાણીઓવિષે સમાન છું. આ કારણથી જ કોઇ પણ પ્રાણી મારા-પરમેશ્વરના દ્વેષનો વિષય નથી તથા કોઇ પણ પ્રાણી મારી-પરમેશ્વરની પ્રીતિનો વિષય નથી, અર્થાત્ કોઈ પણ પ્રાણીવિષે મારો-પરમેશ્વરનો દ્વેષ તથા પ્રીતિ નથી. જેમકે આ

વ્યાપક જે સૂર્યનો પ્રકાશ છે, તે પ્રકાશને કોઇ પણ પદાર્થવિષે દ્વેષ તથા પ્રીતિ નથી, કિંતુ સૂર્યનો પ્રકાશ સર્વત્ર સમાન જ હોય છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! જો કોઇ પણ પ્રાણીવિષે તમારો દ્વેષ તથા પ્રીતિ ન હોય, તો તમારા ભક્તોવિષે તથા અભક્તોવિષે ફળની વિષમતા ક્યાંથી હોય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–ये भजंति इति–હે અર્જુન! જે પુરુષો મારે વિષે–પરમેશ્વરવિષે સર્વ કર્મોના અર્પણરૂપ ભક્તિવડે મારૂં–પરમેશ્વરનું સેવન કરે છે, તે ભક્તજનો શ્રેષ્ઠ છે અહીં ये भजंति तु એ વચનમાં રહેલો જે तु શબ્દ છે તે तु શબ્દ અભક્તોની અપેક્ષાએ કરીને ભક્તોની વિશેષતાનું બોધન કરવા વાસ્તે છે.

અર્જુનની શંકાઃ–"તે વિશેષતા શું છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–मयि ते तेषु चाप्यहं इति હે અર્જુન! મારે વિશે–પરમેશ્વરવિષે અર્પણ કરેલાં નિષ્કામ કર્મોવડે જે પુરુષો શુદ્ધ અંતઃકરણવાળા થયેલા છે, તે પુરુષો જ મારે વિશે–પરમેશ્વરવિષે વર્ત્તે છે, અર્થાત્ જેનો રજ–તમરૂપ મળ નિવૃત્ત થઇ ગયો છે તથા સત્ત્વ ગુણની અધિકતાવડે અત્યંત સ્વચ્છ થયેલું એવું જે અંતઃકરણ છે, એવા અંતઃકરણની હું–પરમેશ્વરાકાર વૃત્તિને, ઉપનિષદ્રૂપ પ્રમાણવડે, ઉત્પન્ન કરનારા ભક્તજનો જ મારે વિશે–પરમેશ્વરવિષે વર્ત્તે છે. અભક્તજનો એ પ્રકારે મારે વિશે–પરમેશ્વર વિષે વર્ત્તતા નથી. અને હું–પરમેશ્વર પણ તે ભક્તજનોવિષે જ વર્તું છું અર્થાત્ હું–પરમેશ્વર પણ ભક્તજનોના અત્યંત સ્વચ્છ ચિત્તની વૃત્તિવિષે પ્રતિબિંબિત થઇને ભક્તોવિષે જ વર્તું છું; કારણ કે આ લોકમાં જે જે સ્વચ્છ દ્રવ્ય છે તે સ્વચ્છ દ્રવ્યનો એ જ સ્વભાવ હોય છે કે, જે પદાર્થની સાથે તે સ્વચ્છ દ્રવ્યનો સંબંધ થાય છે, તે પદાર્થના આકારને તે સ્વચ્છ દ્રવ્ય પોતાનાવિષે ગ્રહણ કરે છે. અને તે સ્વચ્છ દ્રવ્યના સંબંધવાળો જે પદાર્થ હોય છે, તે પદાર્થનો પણ એ જ સ્વભાવ હોય છે કે, તે સ્વચ્છ દ્રવ્યવિષે પ્રતિબિંબભાવને પ્રાપ્ત થવું. આ લોકમાં જે જે અસ્વચ્છ દ્રવ્ય હોય છે, તે અસ્વચ્છ દ્રવ્યનો પણ એ જ સ્વભાવ હોય છે કે, પોતાના સંબંધવાળા પદાર્થના આકારને પણ પોતાનાવિષે ગ્રહણ કરવો નહિ અને અસ્વચ્છ દ્રવ્યના સંબંધવાળા પદાર્થનો પણ એ જ સ્વભાવ હોય છે કે, તે અસ્વચ્છ દ્રવ્યવિષે પ્રતિબિંબભાવને પ્રાપ્ત ન થવું. જેમ સર્વત્ર સમાન વિદ્યમાન હોવા છતાં પણ સૂર્યનો પ્રકાશ સ્વચ્છ દર્પણાદિકો વિષે જ અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે, અસ્વચ્છ ઘટાદિકોવિષે અભિવ્યક્તિને પ્રાપ્ત થતો નથી, આટલેથી પ્રકાશનો દર્પણાદિકોવિષે કાંઇ રાગ સિદ્ધ થતો નથી તથા ઘટાદિકોવિષે કાંઇ દ્વેષ સિદ્ધ થતો નથી; તેમ સર્વત્ર સમાન હોવા છતાં પણ હું–પરમેશ્વર ભક્તજનોના અત્યંત સ્વચ્છ ચિત્તવિષે જ અભિવ્યક્તિને પ્રાપ્ત થાઉં છું પણ અભક્તજનોના અત્યંત અસ્વચ્છ ચિત્તવિષે અભિવ્યક્તિને પ્રાપ્ત થતો નથી. માત્ર એટલેથી જ મારો–પરમેશ્વરનો ભક્તજનોવિષે કંઇ રાગ સિદ્ધ થતો નથી તથા અભક્તજનોવિષે કાંઈ દ્વેષ સિદ્ધ થતો નથી. તેથી મારે વિષે–પરમેશ્વરવિષે કિંચિત્ માત્ર પણ વિષમતા નથી. તાત્પર્ય એ છે કે જેમ રાગ–દ્વેષથી રહિત હોવા છતાં પણ અગ્નિ પોતાની સમીપે રહેલા પ્રાણીઓના જ શૈત્યની નિવૃત્તિ કરે છે, પણ દૂર રહેલા પ્રાણીઓના શૈત્યની નિવૃત્તિ કરતો નથી; તથા જેમ રાગ–દ્વેષથી રહિત હોવા છતાં પણ કલ્પવૃક્ષ પોતાની સમીપે રહેલાં મનુષ્યોને જ મનવાંછિત પદાર્થોની પ્રાપ્તિ કરે છે, દૂર રહેલાં મનુષ્યોને મનવાંછિત પદાર્થોની પ્રાપ્તિ કરતું નથી; એટલેથી જ માત્ર અગ્નિવિષે તથા કલ્પવૃક્ષવિષે વિષમતા દોષની પ્રાપ્તિ થતી નથી; તેમ રાગ–દ્વેષથી રહિત છતાં પણ હું–પરમેશ્વર શરણાગતને પ્રાપ્ત થયેલા ભક્તજનોનાં જ બંધનને નિવૃત્ત કરું છું, પણ અન્ય

પ્રાણીઓનાં બંધનને નિવૃત્ત કરતો નથી. માત્ર એટલેથી જ મારે વિશે-પરમેશ્વરવિષે પણ વિષમતાદોષની પ્રાપ્તિ થતી નથી. (૨૯)

અવતરણિકા:—હે અર્જુન! મારી-પરમેશ્વરની ભક્તિનો જ એ પ્રભાવ છે કે, સર્વત્ર સમાન મારે વિશે-પરમેશ્વરવિષે પણ વિષમતા દેખાઇ આવે છે. તે મારી ભક્તિના પ્રભાવને તું હવે શ્રવણ કર:—

## अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
## साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

શ્લોકાર્થ:-જે કોઇ પુરુષ અત્યંત દુરાચારવાળો છતાં જો અનન્ય ચિત્તવાળો થઈ મને-પરમેશ્વરને ભજે છે તો તે પુરુષને સાધુ માનવો, કારણ તે પુરુષ સારા નિશ્ચયવાળો છે. ૩૦

ટીકા:—હે અર્જુન! જે કોઇ પુરુષ અજામિલાદિકોની પેઠે પૂર્વે, અત્યંત દુરાચરણવાળો હોવા છતાં પણ જ્યારે કોઇ પૂર્વનાં પુણ્ય કર્મના ઉદયથી અનન્યચિત્તવાળો થઈને મારૂં-પરમેશ્વરનું સેવન કરે છે ત્યારે તે પુરુષને પૂર્વે અસાધુ હોવા છતાં પણ ભજનકાળવિષે સાધુ જ માનવો. કારણ કે તે પુરુષ તે કાળે સાધુ નિશ્ચયવાળો જ છે. દુરાચારી પુરુષ પણ પરમેશ્વરના આરાધનથી સાધુ જ થાય છે, એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છે:–भतिपापप्रसक्तोऽपि ध्यायन्निमिषमच्युतम् । भूयस्तपस्वी भवति पंक्तिपावनपावनः ॥ १ ॥ प्रायश्चित्तान्यशेषाणि तपः कर्मात्मकानि वै । यानि तेषामशेषाणां कृष्णानुस्मरणं परम् ॥ २ ॥ અર્થાત્–અત્યંત પાપકર્મોવિષે પ્રસક્ત પુરુષ પણ જ્યારે અનન્યચિત્ત થઇને એક નિમેષ કાલપર્યંત પણ પરમેશ્વરનું આરાધન કરે છે, ત્યારે તે પરમેશ્વરના આરાધનના પ્રભાવથી તે પુરુષ સર્વ પાપોથી રહિત થઇને પુનઃ તપસ્વી થાય છે, તથા તે પુરુષ પંક્તિને પાવન કરનારા સદાચારવાળા પુરુષોને પણ પોતાનાં દર્શનથી પાવન કરે છે કિંવા પાપની નિવૃત્તિ કરવાવાસ્તે ધર્મશાસ્ત્રે વિધાન કરેલાં જે કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, મહાકૃચ્છ્ર, ચાંદ્રાયણાદિ તપરૂપ પ્રાયશ્ચિત્ત છે, તથા જે વાજપેયયજ્ઞ, રાજસૂયયજ્ઞ, અશ્વમેધ યજ્ઞ ઇત્યાદિ કર્મરૂપ પ્રાયશ્ચિત્ત છે, તે સર્વ પ્રાયશ્ચિત્તો કરતાં શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ અધિક છે. તાત્પર્ય એ છે કે, કૃચ્છ્રાદિ પ્રાયશ્ચિત્ત જે જે પાપની નિવૃત્તિ કરવાવાસ્તે કરવામાં આવે છે, તે તે પાપની જ તે નિવૃત્તિ કરે છે, અન્ય પાપની નિવૃત્તિ કરતાં નથી. અને પરમેશ્વરનું સ્મરણ તો શતકોટિ કલ્પોના પાપોનો નાશ કરે છે, એ વાત પણ શાસ્ત્રમાં કહેલી છે:–अहं ब्रह्मेति मां ध्यायन्नेकाग्रमनसासकृत् । सर्वं हरति पाप्मानं कल्पकोटिशतैः कृतम् ॥ અર્થાત્–જે પુરુષ એકાગ્ર મનવડે એકવાર પણ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે અભેદરૂપે કરીને મારૂં-પરમેશ્વરનું ચિન્તન કરે છે, તે પુરુષ શતકોટિ કલ્પોવડે કરેલાં સર્વ પાપોનો નાશ કરે છે. (૩૦)

અવતરણિકા:-અનન્યચિત્ત થઇને જે પરમેશ્વરનું સ્મરણ કરવું, તે સ્મરણ જ મોક્ષનું સાધન છે, એ પ્રકારના સમ્યક્ નિશ્ચયથી પુરુષ પૂર્વની દુરાચારતાનો પરિત્યાગ કરીને શીઘ્ર જ ધર્માત્મા થાય છે: આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:—

## क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
## कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

શ્લોકાર્થ:—તે પુરુષ શીઘ્ર જ ધર્માત્મા થાય છે તથા નિત્ય એવી શાંતિને પ્રાપ્ત થાય છે. હે કૌન્તેય! મારો (પરમેશ્વરનો) ભક્ત નાશને પામતો નથી, એવો તું નિશ્ચય કર. ૩૧

ટીકાઃ—હે અર્જુન! જે પુરુષ પૂર્વે ઘણા કાળનો અધર્માત્મા હોય છે, તે પુરુષ પણ મારા (પરમેશ્વરના) ભજનના પ્રભાવથી શીઘ્ર જ ધર્માત્મા થાય છે, અર્થાત્ તે પુરુષ ભજનના પ્રભાવથી પૂર્વના દુરાચરણપણાનો શીઘ્ર પરિત્યાગ કરીને ધર્મવિષે પ્રીતિવાળો થાય છે; કિંવા મારા ભક્તને કેવળ એટલું જ ફળ થતું નથી, કિંતુ એથી અધિક પણ ફળ થાય છેઃ એ અર્થ શ્રીભગવાન્ કહે છેઃ-शश्वच्छांतिं निगच्छति-હે અર્જુન! મારા ભજનના પ્રભાવથી પુરુષ નિત્યશાંતિને પણ પ્રાપ્ત થાય છે, અર્થાત્ મારા (પરમેશ્વરના) ભજનવડે શુદ્ધ અંતઃકરણવાળો થયેલો પુરુષ તીવ્ર વૈરાગ્યવાન્ થઈને સર્વ વિષયભોગોની ઇચ્છાથી રહિત થાય છે.

અર્જુને કરેલી શંકાઃ—"હે ભગવન્! પરમેશ્વરનું પૂજન કરનારો પણ ભક્ત, પૂર્વે અભ્યાસ કરેલા દુરાચારનો ત્યાગ નહિ કરીને ધર્માત્મા ન પણ થાય તેથી ભક્ત તો નાશને જ પ્રાપ્ત થવો જોઈએ."

શ્રીભગવાન્ ભક્ત જનોની ઉપર કરુણાની પરવશતાવડે ક્રોધવાન્ થયેલાની પેઠે અર્જુનની પ્રત્યે કહે છેઃ—कौंतेय इति ॥ હે અર્જુન! પૂર્વે દુરાચારી હોવા છતાં પણ પુરુષ મારા (પરમેશ્વરના) ભજનના પ્રભાવથી દુરાચારનો પરિત્યાગ કરીને શીઘ્ર જ ધર્માત્મા થાય છે તથા નિત્યશાંતિને પ્રાપ્ત થાય છે. આ વાતને તારે કાંઇ આશ્ચર્યરૂપ માનવી નહિ. કિન્તુ એ મારી ભક્તિનો પ્રભાવ નિશ્ચિત જ છે. તેથી હે અર્જુન! આ મારી ભક્તિના પ્રભાવવિષે વિવાદ કરનારા જે પ્રતિવાદી છે, તે પ્રતિવાદીઓની સન્મુખ ઉભા રહીને તથા ઉંચી ભુજા કરીને પ્રતિવાદીઓની અવજ્ઞાપૂર્વક તથા ગર્વપૂર્વક તું આ પ્રકારની પ્રતિજ્ઞા કર. મારો (પરમેશ્વરનો) ભક્ત અત્યંત દુરાચારી હોવા છતાં, પ્રાણસંકટને પ્રાપ્ત થયેલો હોવા છતાં તથા અત્યંત મૂઢ અને અશરણ હોવા છતાં પણ નાશને પ્રાપ્ત થતો નથી, અર્થાત્ દુર્ગતિને પ્રાપ્ત થતો નથી, કિન્તુ સર્વ પ્રકારે મારો ભક્ત કૃતાર્થ જ થાય છે. હે અર્જુન! આ મારા ભક્તિના પ્રભાવવિષે અજામિલ, પ્રહ્લાદ, ધ્રુવ, ગજેન્દ્ર ઇત્યાદિ અનેક દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે. તથા न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित्- અર્થાત્-પરમેશ્વરના ભકતોને કદાચિત્ પણ અશુભની પ્રાપ્તિ થતી નથી. આ વિષે અનેક શાસ્ત્રનાં વચનો પ્રમાણરૂપ છે. (૩૧)

અવતરણિકાઃ-"પૂર્વ શ્લોકમાં, આગંતુક દોષવડે દુષ્ટ પુરુષોનો ભગવદ્ભક્તિના પ્રભાવથી નિસ્તાર કથન કર્યો. હવે, સ્વાભાવિક દોષવડે દુષ્ટ પુરુષોનો પણ ભગવદ્ભક્તિના પ્રભાવથી નિસ્તાર કથન કરે છેઃ—

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! મારો (પરમેશ્વરનો) આશ્રય કરી જે પુરુષો પાપ યોનિવાળા હોય છે, સ્ત્રીઓ હોય છે, વૈશ્યો હોય છે તથા શૂદ્રો હોય છે તે સર્વ પણ પરમગતિને પ્રાપ્ત થાય છે, આ વાત નિશ્ચયપૂર્વક છે. ૩૨

ટીકાઃ-હે અર્જુન! મારા (પરમેશ્વરના) શરણાગતને પ્રાપ્ત થઈને જે પ્રાણીઓ પાપયોનિવાળા છે, અર્થાત્ જાતિદોષવડે દુષ્ટ જે ચાંડાલાદિ છે અથવા જે પ્રાણીઓ સર્પાદિ તિર્યક્યોનિવાળા છે, તથા વેદના અધ્યયનાદિકોથી રહિત હોવાથી અતિ નિકૃષ્ટ જે સ્ત્રીઓ છે, તથા કૃષિવાણિજ્યાદિ લૌકિક વ્યાપારોવિષે તત્પર જે વૈશ્યો છે, તથા શૂદ્રત્વ જાતિથી જ વેદના અધ્યયનાદિકોના અભાવવડે પરમગતિને અયોગ્ય જે શૂદ્રો છે, તે સર્વે મારી (પરમેશ્વરની) ભક્તિના

પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળા થઇને બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિદ્વારા મોક્ષરૂપ પરમગતિને જ પ્રાપ્ત થાય છે, એ વાત તારે નિશ્ચિત જ જાણવી. એમાં કિંચિત્ માત્ર પણ સંશય કરવો નહિ.

અહીં માં હિ એમાં રહેલો જે હિ શબ્દ છે, તે હિ શબ્દવડે આ અર્થવિષે શાસ્ત્રપ્રમાણની પ્રસિદ્ધિ બોધિત કરી છે. આ શાસ્ત્રપ્રમાણ આ પ્રમાણે છેઃ–किरातहूणांध्रपुलिंदपुल्कसा आभीरकंका यवनाः खशादयः। येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुद्ध्यंति तस्मै प्रभविष्णवे नमः॥ અર્થાત્–કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, યવન, ખશ ઇત્યાદિ જે નીચ જાતિવાળાં પ્રાણીઓ છે તથા જે અન્ય પણ પાપાચરણવાળાં છે, તે સર્વ પ્રાણીઓ જે પરમેશ્વરના શરણાગતને પ્રાપ્ત થઇને શુદ્ધિને પ્રાપ્ત થાય છે, તે પરમેશ્વરની પ્રત્યે મારા નમસ્કાર છે. અહીં તેऽપિ શબ્દો માંહેના अपि શબ્દવડે अपि चेत्सुदुराचारो એ પૂર્વ શ્લોકમાં કહેલા દુરાચારી પુરુષોનો અર્થ પણ ગ્રહણ કરવો. (૩૨)

અવતરણિકાઃ–આ પ્રકારનાં સ્ત્રી–શૂદ્રાદિ પ્રાણીઓ પણ જ્યારે પરમેશ્વરની ભક્તિથી પરમગતિને પ્રાપ્ત થાય છે, ત્યારે બ્રાહ્મણાદિ ઉત્તમ મનુષ્યો ભગવદ્‌ભક્તિથી પરમગતિને પ્રાપ્ત થાય, એમાં શું આશ્ચર્ય છે? આ પ્રકારના કૈમુતિકન્યાયવડે શ્રીભગવાન્, ઉત્તમ મનુષ્યોને ભક્તિવિષે પ્રવૃત્ત કરવાને વાસ્તે ભગવદ્ભક્તિના પ્રભાવનું વર્ણન કરે છેઃ—

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન! મારો ભક્ત જો ઉત્તમ જાતિવાળો બ્રાહ્મણ તથા ક્ષત્રિય હોય છે તો પરમગતિને પ્રાપ્ત થાય તેમાં તો શું જ કહેવું? માટે તું આ અનિત્ય તથા દુઃખયુક્ત મનુષ્યદેહને પ્રાપ્ત થઇ મારૂં–પરમેશ્વરનું આરાધન કર. ૩૩

ટીકાઃ–હે અર્જુન! જ્યારે પૂર્વોક્ત સ્ત્રી–શૂદ્રાદિ પ્રાણીઓ પણ મારી–પરમેશ્વરની ભક્તિવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા મોક્ષરૂપ પરમગતિને પ્રાપ્ત થાય છે, ત્યારે શ્રેષ્ઠ આચારવાળા તથા ઉત્તમ જાતિવાળા જે બ્રાહ્મણો છે તથા સૂક્ષ્મ વસ્તુનો વિવેક કરનારા જે ક્ષત્રિયો છે, તે બ્રાહ્મણો તથા ક્ષત્રિયો મારા–પરમેશ્વરના ભક્ત થઇને ભક્તિવડે મોક્ષરૂપ પરમગતિને પ્રાપ્ત થાય છે, એમાં શું આશ્ચર્ય છે? અર્થાત્ એ વાતમાં કોઇને પણ સંશય નથી. હે અર્જુન! મારી–પરમેશ્વરની ભક્તિનો મહાન્ પ્રભાવ છે. એ કારણથી સર્વ પુરુષાર્થો સિદ્ધ કરવાને યોગ્ય તથા અત્યંત દુર્લભ આ અધિકારી મનુષ્યદેહને પ્રાપ્ત થઇને તું, જ્યાં સુધી આ મનુષ્યદેહ નાશને પ્રાપ્ત થયો નથી તથા રોગાદિકોવડે ગ્રસ્ત થયો નથી, ત્યાં સુધી અતિ શીઘ્રતાથી મહાન્ પ્રયત્નવડે, મારા–પરમેશ્વરના શરણાગતને પ્રાપ્ત થા. હે અર્જુન! આ મનુષ્યદેહ અનિત્ય છે, અર્થાત્ શીઘ્ર નાશ પામનારો છે. વળી આ દેહ અસુખ છે અર્થાત્ ગર્ભવાસ ઇત્યાદિ અનેક પ્રકારનાં દુઃખોવડે ગ્રસ્ત છે. હે અર્જુન! આ શરીર અનિત્ય છે તથા અસુખરૂપ છે, તેથી તું મારા–પરમેશ્વરના ભજનવિષે વિલંબ ન કર તથા આ શરીરના સુખવાસ્તે ઉદ્યમ ન કર. હે અર્જુન! જેમ પૂર્વે શ્રેષ્ઠ આચારવાળા જનકાદિ રાજર્ષિઓએ મારા–પરમેશ્વરના ભજનવડે પોતાના જન્મને સફળ કરેલ છે, તેમ તું અર્જુન પણ મારા–પરમેશ્વરના ભજનવડે પોતાના જન્મને સફળ કર. જો તું આ અધિકારી મનુષ્યશરીરને પ્રાપ્ત થઇને મને–પરમેશ્વરને ચિન્તનપરાયણ નહિ થશે, તો આ તારૂં અધિકારી મનુષ્યશરીર [illegible]

આ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-इह चेदवेदीदथ सत्यमस्ति न चेदवेदीन्महती विनष्टिः-અર્થાત્-ભરતખંડ-વિષે અધિકારી મનુષ્યશરીરને પ્રાપ્ત થઈને પુરુષ જ્યારે પરમાત્માદેવને સાક્ષાત્કાર કરે છે ત્યારે પુરુષને મોક્ષરૂપ સત્ય ફળની જ પ્રાપ્તિ થાય છે. અને પુરુષ જયારે આ અધિકારી મનુષ્યશરીરને પામીને પરમાત્માદેવનો સાક્ષાત્કાર કરતો નથી, ત્યારે તે પુરુષને વારંવાર જન્મ-મરણરૂપ સંસારની જ પ્રાપ્તિ થાય છે. (૩૩)

અવતરણિકા:-હવે પૂર્વે, કહેલા ભજનના પ્રકારનું કથન કરતાં શ્રીભગવાન્ આ નવમા અધ્યાયની સમાપ્તિ કરે છેઃ-

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! તું મારે વિશે-પરમેશ્વર વિશે મનવાળો થા, મારો ભક્ત થા, મારા પૂજનવિષે પરાયણ થા તથા મને-પરમેશ્વરને નમસ્કાર કર. આ પ્રકારે મારા-પરમેશ્વરના શરણને પ્રાપ્ત થયેલો તું, તારા અંતઃકરણને મારેવિષે-પરમેશ્વરવિષે યોજવાથી, મને-પરમેશ્વરને જ પ્રાપ્ત થશે. ૩૪

ટીકા:-હે અર્જુન ! જે પુરુષનું મન કેવળ મારે વિષે-પરમેશ્વરવિષે જ સંલગ્ન છે, અન્ય પુત્ર-ભાર્યાદિકોવિષે સંલગ્ન નથી, તે પુરુષનું નામ 'મન્મના' કહેવાય છે; એવો મન્મના તું થા અને જે પુરુષ એક મારો-પરમેશ્વરનો જ ભક્ત છે, ધનાદિ પદાર્થોની પ્રાપ્તિવાસ્તે અન્ય રાજાદિકોનો ભક્ત નથી, તે પુરુષ 'મદ્ભક્ત' કહેવાય છે; એવો મદ્ભક્ત તું થા. તાત્પર્ય એ છે કે, આ લોકમાં રાજાદિકોનો જે ભૃત્ય હોય છે, તે ભૃત્ય ધનાદિ પદાર્થોની પ્રાપ્તિવાસ્તે રાજાદિકોનો ભક્ત હોવા છતાં પણ રાજાદિકોવિષે તે ભૃત્યનું મન સંલગ્ન થતું નથી. કિન્તુ તે ભૃત્યનું મન પોતાનાં સ્ત્રી-પુત્રાદિકોવિષે જ સંલગ્ન હોય છે. તેથી તે ભૃત્ય રાજાનો ભક્ત હોવા છતાં પણ તન્મના હોતો નથી અને પોતાનાં સ્ત્રી-પુત્રાદિકોવિષે તે ભૃત્ય તન્મના હોવા છતાં પણ સ્ત્રી-પુત્રાદિકોનો ભક્ત થતો નથી. તેમ તું અર્જુન મારે વિષે-પરમેશ્વરવિષે ભક્તિ-વાળો હોવા છતાં પણ અન્યમાં મનવાળો થા નહિ અને મારે વિષે-પરમેશ્વરવિષે મનવાળો હોવા છતાં પણ અન્યવિષે ભક્તિવાળો થા નહિ, કિન્તુ તું-અર્જુન મારે વિષે-પરમેશ્વરવિષે જ મનવાળો તથા ભક્તિવાળો થા તથા તું અર્જુન મદ્યાજી થા, અર્થાત્ એક મારે વિષે-પરમેશ્વરને વિષે જ પૂજનપરાયણ થા તથા શરીર-મન-વાણીવડે તું મને-પરમેશ્વરને જ નમસ્કાર કર. આ પ્રકારે મત્પરાયણ થયેલો તું અર્થાત્ મારા-પરમેશ્વરના એકના જ શરણાગતને પ્રાપ્ત થયેલો તું, તારા અંતઃકરણને મારા-પરમેશ્વરના ચિન્તન વિષે જોડીને, મને-પરમાનંદઘન-સ્વપ્રકાશ-સર્વ ઉપદ્રવોથી રહિત અભય બ્રહ્મને જ, ઘટાકાશ-મહાકાશની પેઠે તથા નદી સમુદ્રની પેઠે અભેદરૂપે કરીને પ્રાપ્ત થઈશ. તાત્પર્ય એ છે કે, જેમ ઘટરૂપ ઉપાધિની નિવૃત્તિ થતાં ઘટાકાશ અભેદરૂપે કરીને મહાકાશ ભાવને પ્રાપ્ત થાય છે તથા જેમ શ્રીગંગા-યમુનાદિ નદીઓ પોતાનાં નામરૂપનો પરિત્યાગ કરીને સમુદ્રવિષે એકતા-ભાવને પ્રાપ્ત થાય છે, તેમ તું-અર્જુન પણ મારી-પરમેશ્વરની ભક્તિથી ઉત્પન્ન થયેલા બ્રહ્મસાક્ષાત્કારવડે, અવિદ્યાદિ સર્વ ઉપાધિઓથી રહિત થયેલા અભેદરૂપે કરીને, મને-નિર્ગુણ બ્રહ્મને જ પ્રાપ્ત થશે.

શ્રુતિ કહે છે કેઃ—यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छंति नामरूपं विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ અર્થાત્-જેમ ગંગા-યમુનાદિ નદીઓ પોતાનાં નામરૂપનો

પરિત્યાગ કરીને, સમુદ્રવિષે જઈને એકતા ભાવને પ્રાપ્ત થાય છે, તેમ વિદ્વાન્ પુરુષ પણ નામરૂપથી રહિત થઈને, સર્વથી ઉત્કૃષ્ટ સ્વયંજ્યોતિ પરમાત્મા પુરુષને જ અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે. કોઈ ટીકામાં તો मामेव आत्मानं एष्यसि એ પ્રકારે શબ્દોની યોજના કરીને आत्मानं એ શબ્દવડે પરમાત્માનો અર્થ ગ્રહણ કર્યો છે. (૩૪)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "રાજવિદ્યારાજગુહ્યયોગ" નામના નવમા અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# દશમ અધ્યાય

## વિભૂતિયોગ

પૂર્વે સાતમા, આઠમા અને નવમા એ ત્રણ અધ્યાયોવડે તત્પદાર્થરૂપ પરમેશ્વરનું સોપાધિક સ્વરૂપ તથા નિરુપાધિક સ્વરૂપ દર્શાવ્યું. આ તત્પદાર્થરૂપ પરમેશ્વરની જે વિભૂતિઓ છે, તે વિભૂતિઓ સોપાધિક સ્વરૂપના ધ્યાનવિષે ઉપાયભૂત છે, અને તે વિભૂતિઓ નિરુપાધિક સ્વરૂપના જ્ઞાનવિષે ઉપાયભૂત છે. એવી પરમેશ્વરની વિભૂતિઓ પણ સાતમા અધ્યાયમાં रसोऽहमप्सु कौंतेय ઇત્યાદિ વચનોવડે અને નવમા અધ્યાયમાં अहं क्रतुरहं यज्ञः ઇત્યાદિ વચનોવડે સંક્ષેપથી કહેવામાં આવી. આ સંક્ષેપથી કહેલી વિભૂતિઓનો વિસ્તાર હવે અવશ્ય કરીને કહેવા યોગ્ય છે, કારણ કે કેટલાક બહિર્મુખ લોકોને પરમેશ્વરનું સ્વરૂપ ધ્યાન કરવા માટે પણ અત્યંત દુર્વિજ્ઞેય છે. એવા સ્વરૂપનું જે પુનઃ પુનઃ કથન છે, તે સ્વરૂપના જ્ઞાન વાસ્તે જ છે. આ કારણથી શ્રીભગવાને આ દશમા અધ્યાયનો પ્રારંભ કર્યો છે. તેમાં પ્રથમ, અર્જુનના ચિત્તવિષે ઉત્સાહ કરાવવા વાસ્તે પરમ કૃપાળુ શ્રીભગવાન્ વિના પૂછયે અર્જુનની પ્રત્યે કહે છેઃ—

**श्रीभगवानुवाच—भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

શ્લોકાર્થઃ—શ્રીભગવાન્ કહે છેઃ—હે અર્જુન! ફરીથી મારા—પરમેશ્વરના ઉત્કૃષ્ટ વચનને તું શ્રવણ કર, જે વચન હું—પરમેશ્વર તારા હિતની કામનાવડે પ્રીતિવાળા એવા તને કથન કરું છું.૧

ટીકાઃ—હે મહાન્ બાહુવાળા અર્જુન! તું પુનઃ મારું—પરમેશ્વરનું ઉત્કૃષ્ટ વચન શ્રવણ કર, કે જે વચન હું—પરમ આપ્ત પરમેશ્વર તારા ઈષ્ટની પ્રાપ્તિની ઇચ્છા કરીને તારી પ્રત્યે કહું છું.

કારી પુરુષની પ્રત્યે જ તત્ત્વવેત્તા પુરુષે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, પણ પ્રીતિથી રહિત પુરુષની પ્રત્યે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. અને તે વચનનું જે परमं એવું વિશેષણ કહ્યું છે, તે परमं વિશેષણવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, મારું વચન અત્યંત ઉત્કૃષ્ટ છે, માટે એ મારાં વચનના શ્રવણથી તને અવશ્ય ઇષ્ટ અર્થની પ્રાપ્તિ થશે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! એવાં વચનો તો પૂર્વે ઘણીવાર આપે મારી પ્રત્યે કહેલાં છે, તે જ વચનો પુનઃ અત્યારે શા વાસ્તે કહો છો?"

શ્રીભગવાને કરેલો ખુલાસોઃ-"દુર્વિજ્ઞેય વસ્તુનો પુનઃ પુનઃ ઉપદેશ કરવાથી જ બોધ થાય છે" એ પ્રકારના અભિપ્રાયવડે પોતાના સ્વરૂપની દુર્વિજ્ઞેયતાનું કથન કરે છે. (૧)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! મારી પ્રત્યે આપ પરમેશ્વરના સ્વરૂપનો ઉપદેશ કરનારા ઇંદ્રાદિક દેવતાઓ તથા ભૃગુઆદિ ઋષિઓ ઘણા છે; તેમનાં વચનો સાંભળવાથી જ મને આપના સ્વરૂપનું જ્ઞાન થશે; તો એવિષે આપને કહેવાનું શું પ્રયોજન છે?"

શ્રીભગવાને કરેલો ખુલાસોઃ-"જે ઇંદ્રાદિકોનાં વચનથી તું મારા સ્વરૂપનું જ્ઞાન ચાહે છે, તે ઇંદ્રાદિકોને જ મારૂં સ્વરૂપ દુર્વિજ્ઞેય છે." એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

શ્લોકાર્થઃ-મારા-પરમેશ્વરના પ્રભાવને ઇંદ્રાદિક દેવતા જાણતા નથી તથા ભૃગુઆદિ મહાન્ ઋષિઓ પણ જાણતા નથી, માટે હું-પરમેશ્વર તે દેવતાઓના તથા મહાન્ ઋષિઓના સર્વ પ્રકારે કારણરૂપ છું. ૨

ટીકાઃ-હે અર્જુન! મારા-પરમેશ્વરનો જે પ્રભાવ છે, અર્થાત્ આકાશાદિ સર્વ પ્રપંચની ઉત્પત્તિ-સ્થિતિ-સંહાર-પ્રવેશ-નિયમન-નિગ્રહ-અનુગ્રહ ઇત્યાદિ કરવાના સામર્થ્યરૂપ જે પ્રભાવ છે, અથવા અનેક વિભૂતિઓવડે આવિર્ભાવરૂપ જે પ્રભાવ છે, તે મારા પ્રભાવને ઇંદ્રાદિ દેવતાઓ તથા ભૃગુઆદિ મહાન્ ઋષિઓ સર્વજ્ઞ હોવા છતાં પણ જાણી શકતા નથી,

અર્જુને કરેલી શંકાઃ-"હે ભગવન્! ઇંદ્રાદિ દેવતા તથા ભૃગુઆદિ મહાન્ ઋષિઓ આપના પ્રભાવને શા કારણથી જાણતા નથી?"

શ્રીભગવાન્ તે ન જાણવાવિષે હેતુ કહે છે-अहमादिर्हि इति ॥ હે અર્જુન! હું-પરમેશ્વર ઇંદ્રાદિ દેવતાઓનું તથા ભૃગુઆદિ મહાન્ ઋષિઓનું સર્વ પ્રકારે કારણ છું, અર્થાત્ હું-પરમેશ્વર ઇંદ્રાદિ દેવતાઓના તથા ભૃગુઆદિ ઋષિઓના ઉત્પાદકપણાવડે તથા બુદ્ધિ આદિકોના પ્રવર્તકપણાવડે કારણ છું; અથવા હું-પરમેશ્વર તેમના ઉપાદાનરૂપે કરીને તથા નિમિત્તરૂપે કરીને કારણ છું; તેથી ઇન્દ્રાદિ દેવતા તથા ભૃગુઆદિ ઋષિઓ મારા-પરમેશ્વરના કાર્યરૂપ હોવાથી કારણરૂપ મારા-પરમેશ્વરના પ્રભાવને જાણી શકતા નથી, જેમકે પિતાના પ્રભાવને પુત્ર જાણી શકતો નથી. તેથી હું-પરમેશ્વર જ પોતાનો પ્રભાવ તારી પ્રત્યે કહું છું. પરમેશ્વરથી જ સર્વ દેવતાઓની તથા સર્વ ઋષિઓની ઉત્પત્તિ થાય છે, એ વાત तस्माच्च देवा बहुधा संप्रसूताः यस्मिन्प्रोक्ता महर्षयो देवताश्च ઇત્યાદિ શ્રુતિઓવિષે પ્રસિદ્ધ જ છે. (૨)

અવતરણિકાઃ-આ પરમેશ્વરના પ્રભાવનું જ્ઞાન મહાન્ ફળનો હેતુ છે. તેથી કોઇક અધિકારી જન જ પરમેશ્વરના પ્રભાવને જાણે છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે. અથવા, શંકા-હે ભગવન્! ઇંદ્રાદિ દેવતાઓ તથા ભૃગુઆદિ ઋષિઓ જો કદાચિત્ આપના-પરમેશ્વરના પ્રભાવનો ઉપદેશ કરવાને સમર્થ નથી, તો આપ જ મારી પ્રત્યે આપના પ્રભાવનો ઉપદેશ

કરો; પરંતુ આપના પ્રભાવને જાણવાથી મને શું ફળ પ્રાપ્ત થશે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે જ્ઞાનનું ફળ કહે છેઃ—

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

શ્લોકાર્થઃ–જન્મથી રહિત, કારણથી રહિત તથા સર્વ લોકોના મહાન્ ઈશ્વર એવા મને–પરમેશ્વરને જે પુરુષ જાણે છે તે પુરુષ સર્વ મનુષ્યોના મધ્યમાં સંમોહથી રહિત થયેલો છતો સર્વ પાપોનો પરિત્યાગ કરે છે. ૩

ટીકાઃ–હે અર્જુન ! હું–પરમેશ્વર જ સર્વ જગતનું કારણ છું; તેથી જેનો આદિ એટલે કે જેનું કારણ વિદ્યમાન નથી તેનું નામ અનાદિ છે; એવો અનાદિરૂપ હું–પરમેશ્વર છું. અને અનાદિ હોવાથી જ હું–પરમેશ્વર અજ છું, અર્થાત્ ઉત્પત્તિરૂપ જન્મથી રહિત છું તથા સર્વ લોકોનો મહેશ્વર છું. એવા મને–પરમેશ્વરને જે અધિકારી પુરુષ પોતાના આત્માથી અભિન્નરૂપે કરીને સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ સર્વ મનુષ્યોમાં અસંમૂઢ થઈને, અર્થાત્ અજ્ઞાનની નિવૃત્તિદ્વારા આત્મા–અનાત્માના તાદાત્મ્ય અધ્યાસરૂપ સંમોહથી રહિત થઈને, સર્વ પાપોથી મુક્ત થાય છે, અર્થાત્ બુદ્ધિપૂર્વક કરેલાં તથા અબુદ્ધિપૂર્વક કરેલાં ભૂત–ભવિષ્ય–વર્તમાન સર્વ પાપોથી તે તત્ત્વવેત્તા પુરુષ મુક્ત થાય છે.

અહીં प्रमुच्यते એ વચનમાં રહેલો જે प्र શબ્દ છે, તે प्र શબ્દવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, યદ્યપિ અજ્ઞાની પુરુષ પણ પાપકર્મોના ભોગવડે તથા પ્રાયશ્ચિત્તવડે પાપકર્મોથી મુક્ત થાય છે, તથાપિ અજ્ઞાની પુરુષ તેમ કરીને પાપકર્મોથી અત્યંત મુક્ત થતો નથી, કારણ કે સર્વ પાપકર્મોના કારણરૂપ જે અજ્ઞાન છે, તથા તે અજ્ઞાનકૃત જે દેહાદિકોવિષે અહંમમ અધ્યાસ છે, તે અજ્ઞાન તથા અધ્યાસ અજ્ઞાની પુરુષોવિષે વિદ્યમાન છે, તેથી પુનઃ પાપોની ઉત્પત્તિ થાય છે, અને ભોગવડે નિવૃત્ત થયા છતાં પણ પાપકર્મો સંસ્કારરૂપે તે અજ્ઞાની પુરુષોવિષે થયા કરે છે. એ કારણથી સંસ્કારોની વશતાને લીધે અજ્ઞાની પુરુષો પુનઃ પાપકર્મોવિષે પ્રવૃત્ત થાય છે અને તત્ત્વવેત્તા પુરુષ તો આત્મસાક્ષાત્કારવડે અજ્ઞાનરૂપ મૂળ કારણથી, તત્જન્ય અહંમમ અધ્યાસથી તથા સંસ્કારસહિત સર્વ પાપકર્મોથી નિઃશેષતઃ નિવૃત્ત થઈ જાય છે; તેથી તત્ત્વવેત્તા પુરુષ જ સર્વ પાપકર્મોથી અત્યંત મુક્ત થાય છે. આ અર્થવિષે–क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ ઇત્યાદિ અનેક શ્રુતિ–સ્મૃતિવચન પ્રમાણરૂપ છે. (૩)

અવતરણિકાઃ–પૂર્વ શ્લોકમાં लोकमहेश्वरं એ વચનવડે શ્રીભગવાને પોતાવિષે સર્વ લોકોનું મહેશ્વરપણું કથન કર્યું. હવે સર્વલોકમહેશ્વરપણાનું વિસ્તારથી પ્રતિપાદન કરે છેઃ—

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥**
**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥**

શ્લોકાર્થઃ–બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ભવ, ભાવ, ભય, અભય, અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન, યશ તથા અયશ આ લોકપ્રસિદ્ધ નાનાં પ્રકારનાં કાર્યવિશેષો, સર્વ પ્રાણીઓને મારાથી–પરમેશ્વરથી જ ઉત્પન્ન થાય છે. ૪-૫

ટીકા:-હે અર્જુન ! બુદ્ધિથી લઈને અયશ સૂધીનાં સર્વ પ્રાણીઓનાં કાર્યવિશેષ મારાથી-પરમેશ્વરથી જ ઉત્પન્ન થાય છે, અન્ય કોઈથી ઉત્પન્ન થતાં નથી. હવે તે બુદ્ધિ આદિકોના સ્વરૂપનું કથન કરે છે (૧) અંત:કરણવિષે જે સૂક્ષ્મ અર્થનો વિવેક કરવાનું સામર્થ્ય છે તેનું નામ બુદ્ધિ છે. (૨) આત્મા-અનાત્મારૂપ સર્વ પદાર્થોનો જે અવબોધ છે તેનું નામ જ્ઞાન છે. (૩) જ્ઞાતવ્યતારૂપે કરીને અથવા કર્તવ્યતારૂપે કરીને પ્રાપ્ત થયલા જે પદાર્થો છે, તે પદાર્થોવિષે-વ્યાકુળતાથી રહિત થઈને-જે વિવેકપૂર્વક પ્રવૃત્તિ છે અર્થાત્ તેના ઇષ્ટ-અનિષ્ટરૂપ ફળના વિચારપૂર્વક જે પ્રવૃત્તિ છે તેનું નામ અસંમોહ છે. (૪) કઠોર વાણીવડે અથવા દંડાદિકોવડે તાડન કરેલા પુરુષના ચિત્તનું જે નિર્વિકારપણું છે અર્થાત્ તાડન કરનારા પ્રાણીના અનિષ્ટનું ચિંતન નહિ કરવું, તેનું નામ ક્ષમા છે, અથવા આધ્યાત્મિક-આધિદૈવિક-આધિભૌતિક એ ત્રણ પ્રકારના ઉપદ્રવોને સહન કરવાનો જે સ્વભાવ છે તેનું નામ ક્ષમા છે. જ્વરાદિ રોગ આધ્યાત્મિક ઉપદ્રવ કહેવાય છે; અતિશીત-અતિતપ્ત-અતિવર્ષા ઇત્યાદિ આધિદૈવિક ઉપદ્રવ કહેવાય છે; અને વ્યાઘ્ર-સર્પ-શત્રુ ઇત્યાદિ આધિભૌતિક ઉપદ્રવ કહેવાય છે. (૫) પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે જે અર્થ જે પ્રકારે નિશ્ચય

ઉત્પન્ન થાય છે, પણ અન્ય કોઇથી આ બુદ્ધિઆદિ ઉત્પન્ન થતાં નથી. એવા સર્વના કારણરૂપ મારે વિશે–પરમેશ્વરવિષે સર્વ લોકોનુ મહેશ્વરપણું હોય, તેમાં કહેવુ શું ? (૪–૫)

અવતરણિકા:—હે અર્જુન! કેવળ બુદ્ધિઆદિકોનું કારણ હોવાથી મારે વિશે–પરમેશ્વર-વિષે સર્વ લોકોનું મહેશ્વરપણુ નથી, કિન્તુ ભૃગુઆદિ મહાન્ ઋષિઓનું તથા સ્વયંભુવાદિ મનુ-ઓનું કારણ હોવાથી પણ મારે વિષે–પરમેશ્વરવિષે સર્વ લોકોનુ મહેશ્વરપણું છેઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે.–

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

શ્લોકાર્થઃ–સૃષ્ટિના આદિ કાળવિષે ઉત્પન્ન થયેલા જે ભૃગુ આદિ સપ્ત મહા ઋષિઓ છે તથા સાવર્ણિ આદિ ચાર મનુ છે, જે ભૃગુ આદિ મારા–પરમેશ્વરના ચિન્તનપરાયણ છે, જે મનના સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા છે તથા જે ભૃગુ આદિકોની આ લોકમાં બ્રાહ્મણાદિ પ્રજા છે તે ભૃગુ આદિ પણ મારાથી–પરમેશ્વરથી જ ઉત્પન્ન થયા છે. ૬

ટીકા:–હે અર્જુન! પૂર્વે સૃષ્ટિના આદિકાળવિષે ઉત્પન્ન થયેલા ભૃગુઆદિ સપ્ત મહા ઋષિઓ વેદોના પાઠને તથા વેદોના અર્થને સારી રીતે જાણનારા છે, સર્વજ્ઞ છે તથા વેદવિદ્યાના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનારા છે. આ કારણથી જ ભૃગુઆદિ સપ્ત ઋષિઓને શાસ્ત્રવિષે મહાઋષિઓ કહેલા છે. આ ભૃગુઆદિ સપ્ત ઋષિઓનાં નામ તથા સૃષ્ટિના આદિ-કાળવિષે તેમની ઉત્પત્તિ પુરાણોવિષે પણ કહેલી છે. भृगु मरीचिमत्रिं च पुलस्त्यं पुलहं क्रतुम्। वसिष्ठं च महातेजाः सोऽसृजन्मनसा सुतान् ॥ અર્થાત્–ભૃગુ, મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ એ સપ્ત ઋષિરૂપ પુત્રોને મહાન્ તેજવાળા બ્રહ્માએ સૃષ્ટિના આદિ કાળવિષે પોતાના મનવડે ઉત્પન્ન કર્યા હતા.

તથા સૃષ્ટિના આદિ કાળવિષે ઉત્પન્ન થયેલા જે સાવર્ણિઆદિ નામવડે પ્રસિદ્ધ ચાર મનુઓ છે, અથવા महर्षयः सप्त એ વચનવડે ભૃગુઆદિ સપ્ત મહર્ષિઓનો અર્થ ગ્રહણ કરવો, અને पूर्वे चत्वारः એ વચનવડે ભૃગુઆદિ સપ્ત ઋષિઓ પણ પૂર્વે ઉત્પન્ન થયેલા સનકાદિ ચાર મહર્ષિઓનો અર્થ ગ્રહણ કરવો; અને मनवस्तथा એ વચનવડે સ્વાયમ્ભુવ આદિ ચતુર્દશ ૧૪ મનુઓનો અર્થ ગ્રહણ કરવો. ભૃગુઆદિ સર્વ મદ્ભાવ છે. મારેવિષે–પરમેશ્વર-વિષે જેમનો ભાવ એટલે કે જેમની ભાવના છે તેઓ મદ્ભાવ કહેવાય છે, અર્થાત્ મારા–પરમેશ્વરના ચિન્તનરૂપ ભાવનાની વશતાથી જેમને મારુ–પરમેશ્વરનુ જ્ઞાન, ઐશ્વર્ય તથા નાના પ્રકારની શક્તિઓ આવિર્ભૂત થયેલી છે, તેઓ મદ્ભાવ કહેવાય છે.

વળી ભૃગુઆદિ માનસ છે અર્થાત્ બ્રહ્માના મનના સંકલ્પમાત્રથી જ ઉત્પન્ન થયેલા છે, અન્ય મનુષ્યોની પેઠે યોનિથી ઉત્પન્ન થયેલા નથી. આ કારણથી જ વિશુદ્ધ જન્મવાળા હોવાથી ભૃગુઆદિ સર્વ પ્રાણીઓથી શ્રેષ્ઠ છે. શાસ્ત્રમા योनिं विना न शरीरं એવુ જે વચન કહેલું છે, તેમા योनि શબ્દ સ્ત્રીના યોનિનો વાચક નથી, કિન્તુ योनि શબ્દ કારણનો વાચક છે, અર્થાત્ કારણવિના શરીર ઉત્પન્ન થતું નથી. એવા ભૃગુઆદિ સપ્ત મહાઋષિઓ, સનકાદિ ચાર મહાઋષિઓ તથા સ્વાયંભુવાદિ ચતુર્દશ મનુ, એ સર્વ, સૃષ્ટિના આદિ કાળવિષે હિરણ્ય-ગર્ભરૂપ મારાથી–પરમેશ્વરથી જ ઉત્પન્ન થયેલ છે, કે જે ભૃગુઆદિ સપ્ત ઋષિઓની, સનકાદિ

ચાર મહાઋષિઓની તથા સ્વાયંભુવાદિ ચતુર્દશ મનુઓની, આ લોકવિષે જન્મવડે તથા વિદ્યાવડે, બ્રાહ્મણાદિ સર્વ પ્રજા સંતતિરૂપ છે.

કોઇ ટીકાવિષે તો लोक इमाः એ વચનવિષે लोक એમ પ્રથમા વિભકત્યન્તપદ ગ્રહણ કરીને એ અર્થ કર્યો છે કે, ભૃગુઆદિકોની જરાયુજાદિ ચાર પ્રકારની પ્રજા તથા તે પ્રજાના નિવાસના આધારભૂત આ લોક એ બન્ને સંતતિરૂપ છે. અથવા येषां એ છઠ્ઠી વિભક્તિ येभ्यः એ પચમી વિભક્તિના અર્થવિષે છે, તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે ભૃગુઆદિકોથી આ જરાયુજાદિ ચાર પ્રકારની પ્રજા તથા આ લોક ઉત્પન્ન થયું છે, એવા ભૃગુઆદિકોના પણ કારણરૂપ મારે વિષે-પરમેશ્વરવિષે સર્વ લોકોનું મહેશ્વરપણું હોય, એમાં શું આશ્ચર્ય? (૬)

અવતરણિકાઃ-આ કારણથી સોપાધિક પરમેશ્વરના પ્રભાવનું કથન કરીને હવે પ્રભાવના જ્ઞાનના ફળનું કથન કરે છેઃ—

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

શ્લોકાર્થઃ-જે પુરુષ મારી-પરમેશ્વરની આ પૂર્વોક્ત વિભૂતિને તથા યોગને યથાવત્ જાણે છે તે પુરુષ અચળ યોગે કરી યુક્ત થાય છે, આમા કોઈપણ રીતનો સંશય નથી. ૭

ટીકાઃ-હે અર્જુન! પૂર્વે बुद्धिर्ज्ञानं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે કહેલી જે બુદ્ધિથી અયશ સુધીની મારી-પરમેશ્વરની વિભૂતિ છે તથા ભૃગુઆદિ સપ્ત મહાઋષિરૂપ સનકાદિ ચાર મહાઋષિરૂપ તથા સ્વાયંભુવાદિ ચતુર્દશ મનુરૂપ જે મારી વિભૂતિ છે, અર્થાત્ તે તે બુદ્ધિઆદિરૂપે કરીને તથા તે તે મહાઋષિઆદિરૂપે કરીને જે મારી-પરમેશ્વરની સ્થિતિ છે, એવી મારી-પરમેશ્વરની વિભૂતિને જે અધિકારી પુરુષ ગુરુ-શાસ્ત્રના ઉપદેશથી યથાવત્ જાણે છે, તથા જે અધિકારી પુરુષ મારા-પરમેશ્વરના યોગને યથાવત્ જાણે છે (અહીં તે તે અર્થને ઉત્પન્ન કરવાના સામર્થ્યરૂપ જે પરમ ઐશ્વર્ય છે તેનું નામ યોગ છે, એવા પરમ ઐશ્વર્યરૂપ યોગને જે પુરુષ જાણે છે,) તે અધિકારી પુરુષ ચલાયમાનતાથી રહિત યોગવડે યુક્ત થાય છે, અર્થાત્ તે પુરુષ તત્ત્વજ્ઞાનની સ્થિરતારૂપ સમાધિવડે યુક્ત થાય છે. હે અર્જુન! આ મારી વિભૂતિને તથા યોગને જાણનારા પુરુષને સમાધિરૂપ યોગની પ્રાપ્તિવિષે કાંઇ પણ સંશય નથી, અર્થાત્ કોઇ પણ પ્રતિબંધ કરનારો નથી. (૭)

અવતરણિકાઃ-પરમેશ્વરના વિભૂતિ તથા યોગ એ બન્નેના જ્ઞાનવડે અધિકારી પુરુષને અચલ સમાધિરૂપ યોગની પ્રાપ્તિ થાય છે. આ જ્ઞાનના સ્વરૂપનું હવે શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે વર્ણન કરે છે —

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-હું પરમેશ્વર જ સર્વ જગતના ઉત્પત્તિ કારણરૂપ છું તથા મારાથી-પરમેશ્વરથી સર્વ પ્રવૃત્ત થાય છે. આમ માની બુદ્ધિમાન્ પુરુષ, પ્રેમરૂપ ભાવે કરી યુક્ત થયલો મારૂં-પરમેશ્વરનું આરાધન કરે છે. ૮

ટીકાઃ—હે અર્જુન! વાસુદેવ નામે હું-પરબ્રહ્મ જ આ સર્વ જગતની ઉત્પત્તિનું કારણ છું. અર્થાત્ હું-પરમેશ્વર જ સર્વ જગતના ઉપાદાન કારણરૂપ છું, નિમિત્ત કારણરૂપ છું તથા આ જગતના સ્થિતિ-નાશાદિ સર્વ વ્યવહાર પણ મારાથી-પરમેશ્વરથી જ પ્રવૃત્ત થાય છે,

અર્થાત્ સર્વ શક્તિસંપન્ન તથા સર્વજ્ઞ એવા હું–અંતર્યામી પરમેશ્વરવડે પ્રેરણા કરેલું આ સૂર્ય–ચંદ્રમાદિ સર્વ જગત્ પોતપોતાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરીને પ્રવૃત્ત થાય છે; અથવા પ્રત્યક્ સાક્ષીઆત્મારૂપ મારી–પરમેશ્વરની સત્તા–સ્ફૂર્તિને પામીને બુદ્ધિ–ઇંદ્રિયાદિ સર્વ પ્રપંચ નાના પ્રકારની ચેષ્ટા કરે છે. આ પ્રકારના મારા–પરમેશ્વરના સ્વરૂપને જાણીને જેમણે વિવેકવડે તત્ત્વવસ્તુને જાણેલ છે, એવા બુદ્ધિમાન્ પુરુષો પરમાર્થ તત્ત્વના ગ્રહણરૂપ પ્રેમરૂપ ભાવવડે યુક્ત થઇને મને–પરમેશ્વરને ભજે છે, અર્થાત્ નિત્ય નિરંતર મારૂં–પરમેશ્વરનું જ ચિન્તન કરે છે. (૮)

અવતરણિકાઃ–"હે ભગવન્! આપનું પ્રેમપૂર્વક ભજન કેવું હોય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ પ્રેમપૂર્વક ભજનના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥**

શ્લોકાર્થઃ—જેમનું ચિત્ત મારે વિશે–પરમેશ્વર વિશે છે, જેમનો પ્રાણ મને–પરમેશ્વરને પ્રાપ્ત થયો છે, પરસ્પર મારૂં–પરમેશ્વરનું જ બોધન કરે છે તથા નિત્ય મારૂં–પરમેશ્વરનું જ કથન કરે છે, તેવી રીતના મારા ભક્તો સંતોષને પામે છે તથા સુખનો અનુભવ કરે છે. ૯

ટીકાઃ–હે અર્જુન! મારે વિશે–પરમેશ્વરવિષે જ જેમનું ચિત્ત છે તેઓ મચ્ચિત્ત કહેવાય છે, અથવા હું–પરબ્રહ્મ જ જેમનાં ચિત્તવિષે છું તેઓ મચ્ચિત કહેવાય છે, અર્થાત્ જે પુરુષો ચિત્તવડે મારૂં–પરમેશ્વરનું જ સર્વદા ચિન્તન કરે છે તેઓ મચ્ચિત કહેવાય છે.

જેમના પ્રાણ એટલે કે જેમની ચક્ષુઆદિ ઇંદ્રિયો મને–પરમેશ્વરને જ પ્રાપ્ત થયેલી છે, તેઓ મદ્ગતપ્રાણ કહેવાય છે, અર્થાત્ મારા–પરમેશ્વરના ભજન વાસ્તે જ જેમને ચક્ષુઆદિ ઇંદ્રિયોનો વ્યાપાર છે તેઓ મદ્ગતપ્રાણ કહેવાય છે, અથવા બાહ્ય વિષયોથી નિવૃત્ત કરીને મારે વિષે–પરમેશ્વરવિષે જ જેમણે ચક્ષુઆદિ સર્વ કરણોનો લય કરેલો છે તેઓ મદ્ગતપ્રાણ કહેવાય છે અથવા જેમનો પ્રાણ એટલે કે જેમનું જીવન મારા–પરમેશ્વરના ભજનને અર્થે છે, અન્ય કોઇ પ્રયોજન વાસ્તે જેમનું જીવન નથી, તેઓ મદ્ગતપ્રાણ કહેવાય છે.

જે પુરુષો વિદ્વાન્ પુરુષોની સભાવિષે શ્રુતિવચનોવડે તથા શ્રુત્યનુકૂળ યુક્તિવડે અન્યોન્ય મારૂં–પરમેશ્વરનું જ બોધન કરે છે, તથા જે પુરુષો નિત્યમેવ પોતાના શ્રદ્ધાવાન્ શિષ્યોની પ્રત્યે મારો–પરમેશ્વરનો જ જ્ઞેયરૂપે કરીને તથા ધ્યેયરૂપે કરીને ઉપદેશ કરે છે. એ પ્રકારે મારે વિષે–પરમેશ્વરવિષે ચિત્તનું અર્પણ છે, બાહ્ય નેત્રાદિ કરણોનું અર્પણ છે, પોતાના જીવનનું અર્પણ છે, સ્વસમાન પુરુષોનું જે પરસ્પર મારૂં–પરમેશ્વરનું બોધન તથા પોતાથી ન્યૂન બુદ્ધિવાળા શિષ્યોની પ્રત્યે જે મારો–પરમેશ્વરનો ઉપદેશ કરવો છે, એ જ મારૂં–પરમેશ્વરનું ભજન છે. આ પ્રકારના મારા–પરમેશ્વરના ભજનવડે જ વિદ્વાન્ પુરુષો સંતોષને પ્રાપ્ત થયેલા છે, અર્થાત્ "પરમેશ્વરના ભજનની પ્રાપ્તિવડે જ અમે કૃતકૃત્ય થયા છીએ, આ ભગવદ્ભજનથી અન્ય કોઇ પણ પદાર્થ અમારા ઇષ્ટનું સાધન નથી" એ પ્રકારના જ્ઞાનરૂપ સંતોષને પ્રાપ્ત થયેલા વિદ્વાન્ જનો સર્વથી ઉત્તમ સુખનો અનુભવ કરે છે.

સંતોષવડે જ ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે, એ વાત પતંજલિ ભગવાને પણ કહી છેઃ– संतोषादनुत्तमः सुखलाभः इति–અર્થાત્–અધિકારી પુરુષને સંતોષથી જ સર્વથી ઉત્તમ સુ[illegible] પ્રાપ્તિ

થાય છે. એ વાત પુરાણમાં પણ કહેલી છેઃ-यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् । तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ અર્થાત્-આ લોકમાં જેટલાં વિષયજન્ય સુખો છે તથા સ્વર્ગાદિ લોકોવિષે જેટલાં વિષયજન્ય મોટાં દિવ્ય સુખો છે, તે સર્વ સુખો, તૃષ્ણાની નિવૃત્તિરૂપ સંતોષજન્ય સુખના સોળમા ભાગની તુલ્ય પણ થતાં નથી. (૯)

અવતરણિકાઃ—હે અર્જુન ! જે અધિકારી જનો પૂર્વોક્ત પ્રકારે મારું-પરમેશ્વરનું ભજન કરે છે, તે અધિકારી જનોને, હું-પરમેશ્વર પણ બુદ્ધિયોગની પ્રાપ્તિવડે પોતાના નિર્ગુણ સ્વરૂપની જ પ્રાપ્તિ કરું છું; આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ-

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥**

શ્લોકાર્થઃ—મારે વિષે-પરમેશ્વર વિષે જેમની એકાગ્ર બુદ્ધિ છે તેમને વિષે તથા જેઓ પ્રીતિપૂર્વક મારૂં-પરમેશ્વરનું ભજન કરે છે, તેમને વિષે જે બુદ્ધિયોગે કરી તે ભક્તજનો મને-પરમેશ્વરને પોતાના આત્મરૂપે કરી પ્રાપ્ત થાય, તે બુદ્ધિયોગ હું-પરમેશ્વર ઉત્પન્ન કરૂં છું. ૧૦

ટીકાઃ-હે અર્જુન ! પૂર્વે मच्चित्ता मद्गतप्राणाः એ શ્લોકવડે કહેલો જે મારા-પરમેશ્વરના ભજનનો પ્રકાર છે, તે પ્રકારવડે જે પુરુષો મારૂં-પરમેશ્વરનું ભજન કરે છે, તથા સર્વ કાળે મારે વિષે-પરમેશ્વરવિષે જેમની એકાગ્ર બુદ્ધિ છે અને એ કારણથી જે પુરુષો લાભ-પૂજા-ખ્યાતિ ઈત્યાદિ લૌકિક પ્રયોજનોની ઇચ્છા નહિ કરીને અત્યંત પ્રીતિપૂર્વક એક મારૂં-પરમેશ્વરનું જ ભજન કરે છે, તે ભક્તજનોના પૂર્વોક્ત બુદ્ધિયોગને હું-પરમેશ્વર જ ઉત્પન્ન કરૂં છું, અર્થાત् सोऽविकंपेन योगेन युज्यते એ વચનવડે પૂર્વે કહેલો જે મારા-પરમેશ્વરના વાસ્તવિક સ્વરૂપને વિષય કરનારો સમ્યક્ દર્શનરૂપ બુદ્ધિયોગ છે, તે બુદ્ધિયોગને હું-પરમેશ્વર જ ઉત્પન્ન કરૂં છું.

અર્જુને કરેલી શંકાઃ-"હે ભગવન્ ! બુદ્ધિયોગવડે અધિકારી જનોને શું ફળ પ્રાપ્ત થાય છે ?"

શ્રીભગવાન્ બુદ્ધિયોગનું ફળ કહે છે-येन मामुपयांति ते इति ॥ હે અર્જુન ! જે બુદ્ધિયોગવડે મારા ભક્તજનો મને-પરમેશ્વરને જ પોતાના આત્મારૂપે કરીને પ્રાપ્ત થાય છે, અર્થાત જેમ ઘટરૂપ ઉપાધિની નિવૃત્તિ થતાં ઘટાકાશ અભેદરૂપે કરીને મહાકાશને પ્રાપ્ત થાય છે તથા જેમ શ્રીગંગા-યમુનાદિ નદીઓ પોતપોતાના નામરૂપનો પરિત્યાગ કરીને સમુદ્રવિષે અભેદભાવને પ્રાપ્ત થાય છે, તેમ મારા ભક્તજનો પણ મારી ભક્તિવડે ઉત્પન્ન થયેલ તત્ત્વસાક્ષાત્કારવડે મને-પરમેશ્વરને અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે, અર્થાત્ મને-અદ્વિતીય નિર્ગુણ પરમેશ્વરને પોતાના આત્મારૂપ જ જાણે છે. (૧૦)

અવતરણિકાઃ-પોતાના ભક્તજનોની પ્રત્યે પરમેશ્વરે પ્રાપ્ત કરેલો જે તત્ત્વજ્ઞાનરૂપ બુદ્ધિયોગ છે, તે બુદ્ધિયોગ અજ્ઞાનની નિવૃત્તિરૂપ વ્યાપારવાળો થઈને આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિરૂપ ફળની પ્રાપ્તિ કરે છે. આ મધ્યવર્તી વ્યાપારનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

શ્લોકાર્થઃ-તે ભક્ત જનોના જ અનુગ્રહ અર્થે તેની આત્માકાર વૃત્તિ વિષે રહેલો છતો હું-પરબ્રહ્મ, ચિદાભાસયુક્ત વૃત્તિજ્ઞાનરૂપ દીપકેકરી તેઓનાં અજ્ઞાનજન્ય આવરણરૂપ તમનો નાશ કરું છું. ૧૧

ટીકાઃ-હે અર્જુન! પૂર્વોક્ત રીતે જે અધિકારી જનો મારૂં-પરમેશ્વરનું ભજન કરે છે, તે ભક્તજનોની જ અનુકંપાને અર્થે અર્થાત્ મારા ભક્તજનોનું કોઇ પણ પ્રકારે શ્રેય થાય એ પ્રકારના અનુગ્રહવાસ્તે હું-સ્વપ્રકાશ-ચૈતન્ય-આનંદ-અદ્વિતીયરૂપ-પ્રત્યક્ આત્મા, ભક્તજનોના આત્મભાવવિષે સ્થિત થઇને અર્થાત્ ભક્તજનોની મહાવાક્યજન્ય જે આત્માકાર અંતઃકરણની વૃત્તિ છે તે વૃત્તિવિષે વિષયતારૂપે કરીને સ્થિત થઇ, તે જ ચિદાભાસયુક્ત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનદીપકવડે અજ્ઞાનજન્ય તમનો નાશ કરૂં છું, અર્થાત્ જેનુ ઉપાદાન કારણ અજ્ઞાન છે એવો જે મિથ્યાજ્ઞાનરૂપ આત્માવિષયક આવરણરૂપ અંધકાર છે, તે આવરણરૂપ તમનો, તેના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનનો નાશ કરીને નાશ કરૂં છું. કારણ કે લોકપ્રસિદ્ધ સર્વે ભ્રમસ્થળવિષે ભ્રમનું ઉપાદાન કારણ જે અજ્ઞાન છે તે અજ્ઞાન અધિષ્ઠાનના જ્ઞાનવડે જ નિવૃત્ત થાય છે પણ અન્ય કોઈ ઉપાયવડે આ અજ્ઞાન નિવૃત્ત થતું નથી. જેમકે સર્પ-રજતાદિરૂપ ભ્રમનું ઉપાદાન કારણ જે અજ્ઞાન છે, તે અજ્ઞાન રજ્જુ-શુક્તિઆદિ અધિષ્ઠાનનાં જ્ઞાનવડે જ નિવૃત્ત થાય છે, અન્ય કોઇ ઉપાયવડે તે અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી; તથા સર્વ સ્થળે ઉપાદાન કારણના નાશવડે ઉપાદેયરૂપ કાર્યનો પણ અવશ્ય કરીને નાશ થાય છે, જેમકે મૃત્તિકા-તંતુઆદિ ઉપાદાન કારણના નાશવડે ઉપાદેયરૂપ ઘટાદિ કાર્યોનો પણ અવશ્ય કરીને નાશ થાય છે; તેમ આત્માકાર અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનવડે અજ્ઞાનરૂપ ઉપાદાન કારણનો નાશ થતાં તમરૂપ ઉપાદેયનો નાશ પણ અવશ્ય કરીને થાય છે.

અહીં જ્ઞાનદીપેન એ વચનવડે શ્રીભગવાને આત્મજ્ઞાનવિષે દીપકની સાદૃશ્યતારૂપ રૂપાલંકાર કહ્યો. આ રૂપાલંકારવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો કે, જેમ દીપકવડે અંધકારની નિવૃત્તિ કરવામાં કેવળ દીપકની ઉત્પત્તિ જ અપેક્ષિત હોય છે, પણ દીપકની ઉત્પત્તિથી ભિન્ન બીજા કોઇ કર્મની અથવા અભ્યાસની અપેક્ષા હોતી નથી અને તે દીપકવડે અંધકારની નિવૃત્તિ થયા પછી પૂર્વે વિદ્યમાન ઘટાદિ વસ્તુઓની જ અભિવ્યક્તિ થાય છે, પણ પૂર્વે નહિ ઉત્પન્ન થયેલી કોઇ વસ્તુની ઉત્પત્તિ થતી નથી; તેમ જ આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં આત્મજ્ઞાનની ઉત્પત્તિ જ અપેક્ષિત હોય છે, પણ આત્મજ્ઞાનની ઉત્પત્તિથી ભિન્ન બીજા કોઇ કર્મની અથવા અભ્યાસની અપેક્ષા હોતી નથી. આ આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી પૂર્વે વિદ્યમાન થયલા જ બ્રહ્મભાવરૂપ મોક્ષની અભિવ્યક્તિ થાય છે, કાંઇ પૂર્વે નહિ ઉત્પન્ન થયેલા મોક્ષની આત્મજ્ઞાનથી ઉત્પત્તિ થતી નથી કારણ કે ઉત્પત્તિવડે મોક્ષ વિષે પણ સ્વર્ગાદિ ફળોની પેઠે નાશવાન્‌પણું અથવા કર્માદિકોની અપેક્ષા થાય. भास्वता એ વચનવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, જેમ વાયુથી રહિત દેશવિષે રહેલા પ્રકાશમાન દીપકવિષે તીવ્ર પવનાદિ પ્રતિબંધક હોય નહિ, તેમ મારી-પરમેશ્વરની ભક્તિવડે પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાનવિષે અસંભાવનાદિ દોષ પ્રતિબંધક થતા નથી. (૧૧)

અવતરણિકાઃ-એ પ્રકારે પરમેશ્વરની વિભૂતિને તથા યોગને સામાન્યત શ્રવણ કરીને પુનઃ વિશેષે કરીને તે વિભૂતિ-યોગનું શ્રવણ કરવાની પરમ ઉત્કંઠાને પ્રાપ્ત થયેલો અર્જુન પ્રથમ શ્રીભગવાનની સ્તુતિ કરે છે.—

अर्जुन उवाच—परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

શ્લોકાર્થ:-અર્જુન કહે છે:-હે ભગવન્ ! પરમ બ્રહ્મ, પરમ ધામ તથા પરમ પવિત્ર આપ જ છો, જેથી ભૃગુઆદિ સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ, આ સર્વ મારી આગળ આપને પુરુષ, શાશ્વત, દિવ્ય, આદિદેવ, અજ તથા વિભુરૂપે કથન કરે છે તથા સાક્ષાત્ આપ પણ કથન કરો છો. ૧૨-૧૩

ટીકા:-હે ભગવન્ ! આપ પરબ્રહ્મરૂપ છો અર્થાત તત્ત્વવેત્તા પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય જે સર્વ ઉપાધિઓથી રહિત નિર્વિશેષ બ્રહ્મ છે તે આપ જ છો. અહીં परं એ વિશેષણવડે ઉપાસના કરવા યોગ્ય સોપાધિક અપર બ્રહ્મની વ્યાવૃત્તિ કથન કરી છે; કારણ કે तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते એ શ્રુતિ ઉપાસના કરવા યોગ્ય સોપાધિક અપર બ્રહ્મનો નિષેધ કરીને નિર્વિશેષ ચૈતન્યને જ બ્રહ્મ કહે છે. વળી આપ પરંધામ છો અર્થાત્ સ્થૂલથી અવ્યાકૃત સુધીના સર્વ પ્રપંચના આશ્રયરૂપ છો, અથવા પરમપ્રકાશરૂપ છો. અહીં પણ परं એ વિશેષણવડે વૃત્તિરૂપ અપર પ્રકાશની વ્યાવૃત્તિ કથન કરી છે. કારણ કે ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव આ શ્રુતિ વૃત્તિરૂપ જ્ઞાનને મનના પરિણામવિશેષ કહે છે. વળી આપ પરમપવિત્ર છો. અર્થાત્ લોકશાસ્ત્રવિષે પ્રસિદ્ધ જેટલાં પાવન કરનારાં તીર્થાદિ છે, તે સર્વ કરતાં આપ પરમ ઉત્તમ પાવન કરનારા છો, કારણ કે શ્રદ્ધાપૂર્વક કરેલાં તીર્થાદિ પુરુષના કેવળ પાપકર્મનો જ નાશ કરે છે, પણ પાપકર્મોના કારણરૂપ અજ્ઞાનનો નાશ કરતાં નથી, અને આપ પરબ્રહ્મ તો અધિકારી પુરુષોની વૃત્તિવિષે આરૂઢ થઈને અજ્ઞાનરૂપ કારણસહિત સર્વ પાપ કર્મોનો નાશ કરો છો. આ કારણથી જ पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ઇત્યાદિ સ્મૃતિવચન, આપને પવિત્ર કરનારાં તીર્થાદિ સર્વ પવિત્રોને પણ પવિત્ર કરનારા કહે છે તથા સર્વ મંગલોના પણ મંગલરૂપ કહે છે.

શ્રીભગવાનઃ-"હે અર્જુન ! તેં આવું મારૂં સ્વરૂપ કેવળ પોતાની (તારી) બુદ્ધિવડે નિશ્ચિત કર્યું છે કે કોઇ પ્રમાણથી નિશ્ચિત કર્યું છે?" એવી ભગવાનને શંકા થતાં અર્જુન તે ઉક્ત સ્વરૂપવિષે પરમ આપ્તરૂપ ઋષિઓનાં તથા સાક્ષાત્ શ્રીભગવાનનાં વચનરૂપ પ્રમાણનું पुरुषं शाश्वतं ઇત્યાદિ અર્દ્ધ શ્લોકવડે કથન કરે છે. હે ભગવન્ ! જ્ઞાનનિષ્ઠાવાળા ભૃગુવસિષ્ઠાદિ સર્વ ઋષિઓ તેમ જ દેવઋષિ નારદ, અસિત ઋષિ, દેવલ ઋષિ તથા સાક્ષાત્ વિષ્ણુના અવતારરૂપ જે વ્યાસ મુનિ છે, એ સર્વ ઋષિઓએ પણ મારી પ્રત્યે એ પ્રકારના તમારા સ્વરૂપનું કથન કરેલ છે.

"ભૃગુઆદિ સર્વ ઋષિઓએ કયા પ્રકારના મારા સ્વરૂપનું કથન કરેલ છે?" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છે. पुरुषं इति ॥ હે ભગવન્ ! ભૃગુઆદિ સર્વ ઋષિઓ પણ અનંત મહિમાવાળા આપ પરમેશ્વરને પુરુષ કહે છે, અર્થાત્ पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः એ શ્રુતિ વિષે 'પુરુષ' શબ્દવડે કથન કરેલ જે નિર્વિશેષ પરબ્રહ્મ છે તે પરબ્રહ્મરૂપ આપને કહે છે. તેમ જ તે ઋષિઓ આપને શાશ્વત કહે છે અર્થાત્ ભૂત-ભવિષ્ય-વર્તમાન એ સર્વ કાળવિષે એક રૂપ કહે છે. તે ઋષિઓ આપને દિવ્ય કહે છે. परमे व्योमन् सर्वा भूतानि એ શ્રુતિમાં 'પરમવ્યોમ' શબ્દવડે કહેલું જે સ્વસ્વરૂપ છે, તે સ્વસ્વરૂપનું નામ દિવ છે. આ દિવ વિષે જે વિરાજમાન થાય તેનું નામ દિવ્ય છે. એવા દિવ્યરૂપ આપને કહે છે, અર્થાત્ સર્વ પ્રપંચથી રહિત કહે છે તથા ઋષિઓ આપને

આદિદેવ કહે છે. સર્વ જગતના કારણનું નામ આદિ છે અને સ્વપ્રકાશનું નામ દેવ છે; જે આદિ હોય તથા દેવ હોય તેનું નામ આદિદેવ છે, અર્થાત્ ઋષિઓ આપને સર્વ જગતના કારણરૂપ તથા સ્વપ્રકાશરૂપ કહે છે. અહીં કારણની સ્વપ્રકાશતા કહીને, નૈયાયિકોએ કલ્પના કરેલા પરમાણુરૂપ કારણની તથા સાંખ્યોએ કલ્પના કરેલા પ્રધાનરૂપ કારણની વ્યાવૃત્તિ કરી. પ્રધાન પરમાણુઆદિ સર્વ જડ હોવાથી પરપ્રકાશ જ છે તથા ઋષિઓ આપને અજ કહે છે અર્થાત્ જન્મથી રહિત કહે છે. ઋષિઓ આપને વિભુ કહે છે અર્થાત્ સર્વત્ર વ્યાપક કહે છે. હે ભગવન્! કેવળ ભૃગુઆદિ ઋષિઓ જ મારી પ્રત્યે એ પ્રકારના તમારા સ્વરૂપનું કથન કરતા નથી, કિન્તુ આપ પરમેશ્વરનાં વેદરૂપ વચનોને અનુસરનારા ભૃગુઆદિ ઋષિઓનાં વચન પણ પ્રમાણરૂપ થાય છે, એવા સાક્ષાત્ ભગવાન જ મારી પ્રત્યે ભોક્તારं यज्ञतपसां सर्वभूतस्थितं यो मां ઇત્યાદિ વચનો વડે આ પ્રકારના આપના સ્વરૂપનું કથન કરો છો.

અહીં યદ્યપિ आहुस्त्वामृषयः सर्वे એ વચનમાં રહેલો જે सर्वे શબ્દ છે તે सर्व શબ્દવડે જ નારદાદિ સર્વ ઋષિઓનું ગ્રહણ થઇ શકે છે, તથાપિ નારદ-અસિત-દેવલ-શ્રીવ્યાસ એ ચારેનાં નામ લઇને અર્જુને જે પૃથક્ ગ્રહણ કર્યું છે, તે સાક્ષાત્ પરમેશ્વરના સ્વરૂપના વક્તાપણાવડે નારદાદિકોની અત્યંત શ્રેષ્ઠતાનું બોધન કરવા વાસ્તે છે, અને आहुस्त्वामृषयः सर्वे એ વચનવડે જે અર્જુને પોતાના નિશ્ચયવિષે ઋષિઓનાં વચનોની સંમતિ કહી છે, તેવડે એ અર્થ સૂચિત કર્યો છે કે, અધિકારી પુરુષોએ શાસ્ત્રદ્વારા પોતાની બુદ્ધિવડે નિશ્ચય કર્યો હોવા છતાં પણ આત્માના સ્વરૂપવિષે પુનઃ સંશયની અનુત્પત્તિ વાસ્તે બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષોની સંમતિ અવશ્ય ગ્રહણ કરવી. (૧૨-૧૩)

અવતરણિકા:-ગુરુ શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થવિષે અધિકારી પુરુષે કદાચિત પણ સંશય કરવો નહિ, કિન્તુ ગુરુએ-શાસ્ત્રે ઉપદેશ કરેલો સર્વ અર્થ સત્ય છે, એ પ્રકારની સત્યત્વ બુદ્ધિ જ કરવી. એ અર્થનું સૂચન કરતાં અર્જુન તે વચનોવિષે પોતાની સત્યત્વ બુદ્ધિનું કથન કરે છે-

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥**

શ્લોકાર્થ:-હે કેશવ! મારી-અર્જુનની પ્રત્યે જે વચન આપ કથન કરો છો તે સર્વ વચન સત્ય માનું છું. કારણ કે હે ભગવન્! દેવો તેમ જ દાનવો પણ આપના પ્રભાવને જાણી શકતા નથી. ૧૪

ટીકા:-હે કેશવ! મારી-અર્જુનની પ્રત્યે જે પૂર્વે આપે આપનુ સ્વરૂપ કહ્યું તથા ભૃગુ આદિ સર્વ ઋષિઓએ જે આપનું સ્વરૂપ કહ્યું છે, તે સર્વ વચનોને હું અર્જુન સત્ય જ માનું છું. હે ભગવન્! તમારાં વચનોવિષે મને કિંચિત્ માત્ર પણ અપ્રમાણપણાની શંકા નથી. આ મારા હૃદયની વાતને સર્વજ્ઞ હોવાથી આપ જાણો છો. (એ અર્થ અર્જુને 'કેશવ' એ સંબોધનવડે સૂચન કર્યો. केशौ वाति अनुकंप्यतया अवगच्छतीति केशवः-અર્થાત્-क એટલે બ્રહ્મા અને ईश એટલે રુદ્ર; તે બન્નેને અનુગ્રહવડે જે પ્રાપ્ત થાય તેનું નામ કેશવ છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે 'કેશવ' શબ્દ નિરતિશય ઐશ્વર્યનો જ પ્રતિપાદક છે. એવા કેશવ નામવાળા આપ પરમેશ્વર જ મારા હૃદયના વૃત્તાંતને જાણો છો.) તેથી હે ભગવન્! પૂર્વે આપે જે न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ઇત્યાદિ વચનો કહ્યાં હતાં, તે સર્વ આપનાં વચન યથાર્થ જ છે. હે ભગવન્! અર્થાત્ હે સમગ્ર ઐશ્વર્યાદિ ષડ્ભગસંપન્ન! તમારા પ્રભાવને બહુ બુદ્ધિમાન્ ઇંદ્રાદિ દેવતાઓ પણ જાણી શકતા નથી, તથા તમારા પ્રભાવને મધુઆદિદાનવ

પણ જાણી શકતા નથી તથા તમારા પ્રભાવને ભૃગુઆદિ મહાન્ ઋષિઓ પણ જાણી શકતા નથી. જ્યારે તમારા પ્રભાવને સર્વજ્ઞઇંદ્રાદિ દેવતા તથા મધુઆદિ દાનવ તથા ભૃગુઆદિ મહાન્ ઋષિ પણ જાણી શકતા નથી, ત્યારે વર્ત્તમાન કાળના અલ્પજ્ઞ મનુષ્યો આપના પ્રભાવને ન જાણે, એમાં શું આશ્ચર્ય છે ? (૧૪)

અવતરણિકા:-"હે ભગવન્ ! આપ પરમેશ્વર દેવતા-ઋષિઆદિ સર્વેના આદિકારણ છો તથા દેવતાઓ પણ આપને જાણવાને અશક્ત છે. આ કારણથી આપ જ આપના પ્રભાવને યથાવત્ જાણો છો" એ અર્થનું હવે અર્જુન કથન કરે છેઃ-

## स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
## भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

શ્લોકાર્થ:—હે પુરુષોત્તમ! હે ભૂતભાવન! હે ભૂતેશ! હે દેવદેવ! હે જગત્પતે! અન્ય કોઇના પણ ઉપદેશવિના શ્રીભગવાન્ એવા આપ પોતાના સ્વરૂપે કરી પોતાના આત્માને જાણો છો. ૧૫

ટીકા:—હે ભગવન્! અન્ય કોઇના ઉપદેશવિના જ આપ આપની મેળે પોતાના સ્વપ્રકાશ સ્વરૂપવડે પોતાના નિરુપાધિક સ્વરૂપને તથા સોપાધિક સ્વરૂપને જાણો છો. તેમાં પોતાના નિરુપાધિક શુદ્ધ સ્વરૂપને પ્રત્યક્રૂપે કરીને તથા અવિષયતારૂપે કરી જાણો છો અને પોતાના સોપાધિક સ્વરૂપને નિરતિશય જ્ઞાન-ઐશ્વર્યાદિ શક્તિમદ્રૂપે કરીને જાણો છો. અન્ય કોઇ દેવતા, ઋષિ, દાનવ વા મનુષ્ય આપના સ્વરૂપને જાણતા નથી.

શ્રીભગવાન:-"હે અર્જુન! અન્ય દેવતાઓવડે જાણવાને અશક્ય સ્વરૂપને હું-પરમેશ્વર પણ કેવી રીતે જાણી શકું?" એવી ભગવાનની શંકાને નિવૃત્ત કરતાં અર્જુન અત્યંત પ્રેમની ઉત્કંઠાવડે શ્રીભગવાનનાં ઘણાં સંબોધનો કહે છે. हे पुरुषोत्तम અર્થાત્ હે સર્વ પુરુષોવિષે શ્રેષ્ઠ! તાત્પર્ય એ છે કે, તમારી અપેક્ષાએ કરીને બીજા સર્વ પુરુષો અપકૃષ્ટ જ છે, તેથી બીજા પુરુષોને જે અર્થ જાણવાને અશક્ય છે, તે અર્થને સર્વથી ઉત્તમ આપ પરમેશ્વર જાણવાને શક્ત છો.

હવે પરમેશ્વર વિષે કહેલું જે પુરુષોત્તમપણું છે, તે પુરુષોત્તમપણાને પુનઃ ચાર સંબોધનવડે પ્રતિપાદન કરે છેઃ-हे भूतभावन इति ॥ સર્વ ભૂતોને જે ઉત્પન્ન કરે છે તેનું નામ ભૂતભાવન છે, અર્થાત્ હે સર્વ ભૂતોના પિતા! આ લોકમાં કોઇ પુરુષ પિતા હોવા છતાં પણ પુત્રાદિકોનો નિયંતા હોતો નથી, તેમ પરમેશ્વર પણ સર્વ ભૂતોના પિતા હોવા છતાં પણ સર્વ ભૂતોનો નિયંતા નહિ હોય, કિન્તુ પરમેશ્વરથી ભિન્ન જ કોઇ ભૂતોનો નિયંતા હોવો જોઇએ; એવી શંકાને નિવૃત્ત કરવાવાસ્તે અર્જુન પરમેશ્વરનું અન્ય સંબોધન કહે છે-हे भूतेश इति- અર્થાત્-હે સર્વ ભૂતોના નિયંતા! આ લોકમાં કોઈ રાજાદિ પુરુષ પોતાની પ્રજાદિકોનો નિયંતા હોવા છતાં પણ પ્રજાદિકોવડે આરાધન કરવા યોગ્ય હોતો નથી, તેમ પરમેશ્વર પણ તે સર્વ ભૂતોનો નિયંતા હોવા છતાં પણ સર્વ ભૂતોવડે આરાધન કરવા યોગ્ય નહિ હોય, કિંતુ પરમેશ્વરથી ભિન્ન જ કોઇ આરાધન કરવા યોગ્ય હોવો જોઇએ; એવી શંકાને નિવૃત્ત કરવાવાસ્તે અર્જુન પરમેશ્વરનું અન્ય સંબોધન કહે છે-हे देवदेव इति. સર્વ પ્રાણીઓવડે આરાધન કરવા યોગ્ય જે ઇંદ્રાદિ દેવતાઓ છે, તે ઇન્દ્રાદિ દેવતાઓવડે પણ જેનું આરાધન કરાય છે તેનું નામ દેવદેવ છે; અર્થાત્ દેવતાઓ ઇંત્યાદિ સર્વ પ્રાણીઓવડે આરાધન કરવા યોગ્ય હે દેવ! આ લોકમાં કોઇ પુરુષ આરાધન કરવા યોગ્ય હોવા છતાં પણ પાલનકર્ત્તારૂપે કરીને પતિ હોતો

નથી, તેમ પરમેશ્વર પણ આરાધન કરવા યોગ્ય હોવા છતાં પણ પાલનકર્ત્તારૂપે કરીને પતિ નહિ હોય, કિન્તુ પરમેશ્વરથી ભિન્ન જ કોઇ આ જગતનો પતિ હોવો જોઇએઃ એવી શંકાને નિવૃત્ત કરવા વાસ્તે અર્જુન તે પરમેશ્વરનું અન્ય સંબોધન કહે છે–હે जगत्पते इति–અર્થાત્ અધિકારી જનોની પ્રત્યે હિતનો ઉપદેશ કરીને શુભ કર્મોવિષે પ્રવૃત્ત કરનારો તથા અહિતનો ઉપદેશ કરીને અશુભ કર્મોથી નિવૃત્ત કરનારો એવો જે દેવ છે, તે દેવને સૃષ્ટિના આદિ કાળવિષે ઉત્પન્ન કરીને આપ જ આ સર્વ જગતનું પાલન કરો છો. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, આ પ્રકારનાં સર્વ વિશેષણોવડે વિશિષ્ટ આપ પરમેશ્વર જ સર્વ પ્રાણીઓના પિતા છો, સર્વ પ્રાણીઓના ગુરુ છો તથા સર્વ પ્રાણીઓના રાજા છો. આ કારણથી જ આપ સર્વ પ્રકારે કરીને સર્વ પ્રાણીઓને આરાધન કરવા યોગ્ય છો. એવા મહાન્ પ્રભાવવાળા આપવિષે પુરુષોત્તમપણું હોય, એમાં શું આશ્ચર્ય ? (૧૫)

અવતરણિકાઃ—હે ભગવન્ ! આપ પરમેશ્વરની વિભૂતિઓને અન્ય કોઇ પણ દેવતા, ઋષિ, દાનવ વા મનુષ્ય જાણી શકતો નથી, અને તે આપની વિભૂતિઓ મારે અવશ્ય જાણવી જોઈએ. તે કારણથી આપની વિભૂતિઓ આપ જ મારી પ્રત્યે વિસ્તારથી કહો. એ પ્રકારની પ્રાર્થના અર્જુન કરે છે–

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥**

શ્લોકાર્થઃ–હે ભગવન્ ! જે વિભૂતિઓવડે આ સર્વ લોકને વ્યાપી આપ રહેલા છો, તે વિભૂતિઓ દિવ્ય છે, માટે આપ જ તે સમગ્ર પોતાની વિભૂતિઓને કહેવા યોગ્ય છો. ૧૬

ટીકાઃ–હે ભગવન્ ! જે પોતાની વિભૂતિઓવડે આપ આ મનુષ્યલોકથી બ્રહ્મલોક સુધીના સર્વ લોકોને વ્યાપ્ત કરીને રહેલા છો, તે આપની અસાધારણ વિભૂતિઓ દિવ્ય છે અર્થાત્ અસ્મદાદિ અસર્વજ્ઞ પુરુષો પોતે જ તે જાણવાને અશક્ત છે તથા અવશ્ય તે જાણવી જોઇએ. આ કારણથી આપ સર્વજ્ઞ જ તમારી ( પોતાની ) તે સમગ્ર વિભૂતિઓ કહેવાને યોગ્ય છો. (૧૬)

અવતરણિકાઃ–"હે અર્જુન ! લોકવિષે પ્રયોજન વિના કોઇ પણ ચેતન પ્રાણીની પ્રવૃત્તિ થતી નથી, કિંતુ કોઇ પ્રયોજનના ઉદ્દેશવડે જ સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે. તેથી વિભૂતિઓના જાણવાથી તારૂં જે પ્રયોજન સિદ્ધ થતું હોય, તે પોતાનું પ્રયોજન તું પ્રથમ મારી પ્રત્યે કહે, પશ્ચાત્ હું તારી પ્રત્યે મારી વિભૂતિઓ કહીશ." એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન બે શ્લોકોવડે પોતાનું પ્રયોજન કહે છેઃ–

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।**
**केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया ॥ १७ ॥**

શ્લોકાર્થઃ–હે યોગિન્ ! હું સ્થૂલબુદ્ધિવાળો અર્જુન સદા ચિંતન કરતો છતો આપને કેવા પ્રકારે કરી જાણું ? હે ભગવન્ ! કઇ કઇ વસ્તુઓવિશે મારે–અર્જુને આપનું–પરમેશ્વરનું ચિન્તન કરવું યોગ્ય છે ? ૧૭

ટીકાઃ–હે યોગિન્ ! (અહીં નિરતિશય ઐશ્વર્યાદિ શક્તિનું નામ યોગ છે. આ યોગ જેની વિષે વિદ્યમાન હોય તે યોગિન્ કહેવાય છે ) અર્થાત્ હે નિરતિશય ઐશ્વર્યાદિ શક્તિવાળા કૃષ્ણ ભગવન્ ! અત્યંત સ્થૂલબુદ્ધિવાળો હું–અર્જુન, સર્વ કાળે તમારૂં ધ્યાન કરનારા દેવાદિકોવડે પણ જાણવાને અશક્ય એવા આપને–પરમેશ્વરને, કેવી રીતે જાણું ?

શંકાઃ-"હે અર્જુન ! મારી વિભૂતિઓવિષે મારૂં-પરમેશ્વરનું ધ્યાન કરનારો તું, મને-પરમેશ્વરને જાણીશ. એ જ મને જાણવાનો પ્રકાર છે." એવી શ્રીભગવાનને શંકા થતાં, "જે વિભૂતિઓવિષે સ્થિત એવા આપનું ધ્યાન કરતાં હું આપને જાણું, તે વિભૂતિઓ જ હું પ્રથમ જાણતો નથી." એ પ્રકારનો ઉત્તર અર્જુન કહે છે-केषु केषु च भावेषु इति-હે ભગવન્ ! તમારી વિભૂતિરૂપ કઇ કઇ ચેતન-અચેતનરૂપ વસ્તુઓવિશે મારાથી-અર્જુનથી આપ ચિન્તન કરવા યોગ્ય છો ? અર્થાત્ કઇ કઇ વિભૂતિઓવિષે હું-અર્જુન આપનું ચિન્તન કરૂં ? (૧૭)

અવતરણિકાઃ-હે ભગવન્ ! જે જે વિભૂતિઓવિષે આપ ચિંતન કરવા યોગ્ય છો, તે વિભૂતિઓને હું-અર્જુન જાણતો નથી. એ કારણથી આપ જ કૃપા કરીને આપની વિભૂતિઓનું કથન કરો. એ પ્રકારની પ્રાર્થના હવે અર્જુન કરે છેઃ-

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ--હે જનાર્દન ! આપ પોતાના યોગનો તથા વિભૂતિનો પુનઃ વિસ્તાર કરી કથન કરો. કારણ કે આપનાં વચનરૂપ અમૃતનું શ્રવણરૂપી પાન કરવાથી મને-અર્જુનને કદી તૃપ્તિ થતી નથી. ૧૮

ટીકાઃ-હે જનાર્દન ! સર્વજ્ઞપણું તથા સર્વશક્તિસંપન્નપણું ઇત્યાદિ ઐશ્વર્યરૂપ જે યોગ છે તથા અધિકારી જનોના ધ્યાનના આલંબનરૂપ જે વિભૂતિ છે, એવા પોતાના યોગનું તથા વિભૂતિનું આપ પુનઃ વિસ્તારવડે કથન કરો. યદ્યપિ આપના યોગનું તથા વિભૂતિનું આપે પૂર્વે સાતમા અધ્યાયમાં તથા નવમા અધ્યાયમાં સંક્ષેપથી કથન કર્યું છે. તથાપિ અત્યારે તે યોગનું તથા વિભૂતિનું વિસ્તારવડે કથન કરો. એ અર્થ અર્જુને भूयः એ શબ્દ કહીને સૂચિત કર્યો. અને हे जनार्दन એ સંબોધનવડે અર્જુને શ્રીભગવાનની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો કે, સર્વજનો સ્વર્ગાદિ સુખોની પ્રાપ્તિ વાસ્તે તથા મોક્ષની પ્રાપ્તિ વાસ્તે જેની પ્રત્યે યાચના કરે છે, તેનું નામ જનાર્દન છે. આવા જનાર્દનની આગળ મારી યાચના પણ ઉચિત છે.

શંકાઃ-"હે અર્જુન ! પૂર્વે કહેલા અર્થને પુનઃ કહેવાની યાચના તું શા વાસ્તે કરે છે ? પૂર્વે કહેલા અર્થનું પુનઃ કથન કરવું, તે દળેલા અન્નને પુનઃ દળવાની પેઠે સંભવતું નથી ?" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન પુનઃ કથન કરવાની યાચના વિષે કારણ કહે છે-तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतं इति ॥ હે ભગવન્ ! અમૃતની પેઠે દરેક પદવિષે સ્વાદુ એવાં જે આપનાં વચનો છે, તે આપનાં અમૃતમય વચનોને શ્રવણઇંદ્રિયરૂપ મુખવડે પાન કરતાં મારી-અર્જુનની તૃપ્તિ થતી નથી, અર્થાત્ "એ વચનો શ્રવણ કરીને અત્યારે હું તૃપ્ત થયો છું" એ પ્રકારની અલંબુદ્ધિવડે તે વચનોને શ્રવણ કરવાની મારી ઇચ્છા નિવૃત્ત થતી નથી. આ કારણથી આપના યોગને તથા વિભૂતિને પુનઃ મારી પ્રત્યે વિસ્તારથી કહો. (૧૮)

અવતરણિકાઃ-હવે અર્જુનના પૂર્વોક્ત પ્રશ્નનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ—

श्रीभगवानुवाच-हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥

શ્લોકાર્થઃ-શ્રીભગવાન્ કહે છેઃ-હે કુરુવંશવિષે શ્રેષ્ઠ અર્જુન ! હું હવે તને પ્રસિદ્ધ તથા દિવ્ય એવી વિભૂતિઓને પ્રાધાન્યપણાથી કથન કરું છું. કારણ મારી-પરમેશ્વરની વિભૂતિના વિસ્તારનો કદી પાર નથી. ૧૯

ટીકા:-અહીં हंत શબ્દ અત્યારના કાળનો વાચક છે, અર્થાત્ અત્યારે જ વિભૂતિઓ હું તારી પ્રત્યે કથન કરું છું; અથવા हंत શબ્દ અનુમતિનો વાચક છે, અર્થાત્ મારી-પરમેશ્વરની આગળ તેં જે અર્થ જાણવાની પ્રાર્થના કરી છે, તે અર્થ અવશ્ય હું તારી પ્રત્યે કહીશ; તું વ્યાકુળ થા મા. આ પ્રકારે અર્જુનને ધૈર્ય દઇને શ્રીભગવાન્ અર્થ કહેવાનો પ્રારંભ કરે છે. હે અર્જુન! મારી-પરમેશ્વરની જે અસાધારણ વિભૂતિઓ દિવ્યરૂપે કરીને પ્રસિદ્ધ છે, તે પોતાની વિભૂતિઓ હું-પરમેશ્વર તારી-અર્જુનની પ્રત્યે પ્રધાનતાએ કરીને કથન કરુ છું, અર્થાત્ દરેક મુખ્ય વિભૂતિઓનું હું કથન કરું છું.

શંકા:-"હે ભગવન્! જેટલી આપની પ્રધાનરૂપ તથા અપ્રધાનરૂપ વિભૂતિઓ છે, તે સર્વે વિભૂતિઓ આપ મારી પ્રત્યે કહો. કેવળ દરેક પ્રધાન વિભૂતિઓનું આપ શા માટે કથન કરો છો?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ પોતાની વિભૂતિઓની અનંતતાનું કથન કરે છે:-नास्त्यंतो विस्तरस्य मे इति ॥ હે અર્જુન! મારી-પરમેશ્વરની જેટલી પ્રધાનરૂપ તથા અપ્રધાનરૂપ સર્વે વિભૂતિઓ છે તે સર્વે વિભૂતિઓનું કથન કરવું અશક્ય છે. કારણ કે મારી-પરમેશ્વરની વિભૂતિઓના વિસ્તારનો કાંઇ અંત જ નથી, અર્થાત્ "સર્વ વિભૂતિઓ આટલી છે" એ પ્રકારની ઇયત્તા સંખ્યાથી રહિત છે, તેથી કેટલીક મુખ્ય મુખ્ય વિભૂતિઓ જ હું તારી પ્રત્યે કહું છું. (૧૯)

અવતરણિકા:-આ દરેક પ્રધાન વિભૂતિઓવિષે પણ જે પ્રથમ પ્રધાન વસ્તુ ચિન્તન કરવા યોગ્ય છે તેનું તું શ્રવણ કર:—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

શ્લોકાર્થ:-હે ગુડાકેશ અર્જુન! સર્વ ભૂતોના હૃદયદેશવિષે રહેલ ચૈતન્ય આનંદઘન હું જ છું તથા હું-પરમેશ્વર જ સર્વ ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશરૂપ પણ છું. ૨૦

ટીકા:-હે ગુડાકેશ અર્જુન! સર્વ પ્રાણીઓના હૃદયદેશવિષે અંતર્યામીરૂપે કરીને તથા પ્રત્યક્ આત્મારૂપે કરીને રહેલો જે ચૈતન્યસ્વરૂપ-આનંદઘન પરમાત્મા દેવ છે, તે પરમાત્મા વાસુદેવ હું જ છું. એ પ્રકારે અભેદરૂપે કરીને તારે મારૂં-પરમેશ્વરનું ધ્યાન કરવું. અહીં હે ગુડાકેશ એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સુચિત કર્યો કે, ગુડા એટલે નિદ્રા, તે નિદ્રાને જે પોતાને વશ કરે છે તેનું નામ ગુડાકેશ છે. એવા નિદ્રાદિ વિકારોને પોતાને વશ કરનારો તું અર્જુન અભેદરૂપે કરીને મારૂં-પરમેશ્વરનુ ધ્યાન કરવાને સમર્થ છે. એવી રીતે ઉત્તમ અધિકારી પુરુષોના ધ્યાનનો પ્રકાર કહ્યો.

હવે મધ્યમ અધિકારી પુરુષોના ધ્યાનના પ્રકારનું નિરૂપણ કરે છે:-अहमादिः इति ॥ હે અર્જુન! આ પ્રકારે અભેદરૂપે કરીને મારૂં-પરમેશ્વરનું ધ્યાન કરવાને જો તું સમર્થ ન હોય, તો આગળ કથન કરવા યોગ્ય ધ્યાન તારે કરવા યોગ્ય છે. વક્ષ્યમાણ ધ્યાનોવિષે પણ પ્રથમ જે વસ્તુ ધ્યાન કરવા યોગ્ય છે તેનું શ્રીભગવાન્ કથન કરે છે-अहमादिः इति ॥ હે અર્જુન! લોકવિષે ચેતનરૂપે કરીને પ્રસિદ્ધ જેટલા પ્રાણીઓ છે, તે સર્વ પ્રાણીઓની હું-પરમેશ્વર જ ઉત્પત્તિ છું, તથા હું-પરમેશ્વર જ તે સર્વ પ્રાણીઓની સ્થિતિ છુ, તેમ જ હું-પરમેશ્વર જ તે સર્વે પ્રાણીઓનો વિનાશ છું, અર્થાત્ તે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ-સ્થિતિ-નાશરૂપે કરીને તથા તે સર્વ પ્રાણીઓના કારણરૂપે કરીને હું-પરમેશ્વર જ તારે ધ્યાન કરવા યોગ્ય છું. એવી રીતે મધ્યમ અધિકારી પુરુષોના ધ્યાનનો પ્રકાર કથન કર્યો. (૨૦)

અવતરણિકાઃ—હે અર્જુન! એ પ્રકારનું ધ્યાન કરવાને પણ જો તું સમર્થ ન હોય, તો આગળ કરવા યોગ્ય બાહ્ય ધ્યાન જ તારે કથન કરવા યોગ્ય છેઃ] એ પ્રકારના અભિપ્રાયે કરીને શ્રીભગવાન્ મંદ અધિકારી પુરુષો ઉપર અનુગ્રહ કરીને બાહ્ય ધ્યાનોનું આ દશમા અધ્યાયની સમાપ્તિ પર્યંત વિસ્તારથી કથન કરે છે;

## आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
## मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! આદિત્યના મધ્યમાં વિષ્ણુ નામે આદિત્ય હું–પરમેશ્વર છું, પ્રકાશકોના મધ્યમાં વ્યાપક પ્રકાશવાળો રવિ હું છું; મરુદ્ગણોના મધ્યમાં મરીચિ નામનો મરુત્ હું છું, તથા નક્ષત્રોના મધ્યમાં ચન્દ્રમા હું છું. ૨૧

ટીકાઃ—હે અર્જુન ! દ્વાદશ આદિત્યોની મધ્યમાં વિષ્ણુ નામે આદિત્ય હું છું અથવા વિષ્ણુ કહેતા વામનાવતાર હું છું; તથા અગ્નિઆદિ જેટલા પ્રકાશ કરનારા છે તે સર્વ પ્રકાશકોની મધ્યે જેનો પ્રકાશ સર્વ વિશ્વવિષે વ્યાપક છે એવો જે સૂર્ય છે તે હું છું; તથા મરુત્ નામે જે ઓગણપચાસ દેવતાવિશેષ છે તે મરુતોની મધ્યે મરીચિ નામે મરુત્ હું છું; તથા અશ્વિની આદિ જેટલા આકાશવિષે રહેલા તારાગણરૂપ નક્ષત્રો છે, તે સર્વ નક્ષત્રોની મધ્યે સર્વ નક્ષત્રોના અધિપતિ ચંદ્રમારૂપ હું છું; તાત્પર્ય એ છે કે, દ્વાદશ સૂર્ય, અગ્નિઆદિ સર્વ જ્યોતિ, ઓગણપચાસ મરુદ્ગણ તથા અશ્વિની આદિ સર્વ નક્ષત્ર એ સર્વે યદ્યપિ સામાન્યરૂપે મારી–પરમેશ્વરની જ વિભૂતિઓ છે, તથાપિ તેઓની મધ્યે વિષ્ણુ નામે આદિત્ય, રવિ નામે જ્યોતિ, મરીચિ નામે મરુત્ તથા ચંદ્રમા નામે નક્ષત્ર, એ સર્વ પ્રભાવની અધિકતાવડે મારી વિશેષ વિભૂતિ છે. તેથી દ્વાદશ આદિત્યોવિષે વિષ્ણુ નામે આદિત્ય પરમેશ્વર જ છે, એ પ્રકારે મારી–પરમેશ્વની બુદ્ધિ કરીને વિષ્ણુ નામે આદિત્ય અધિકારી પુરુષોએ ધ્યાન કરવા યોગ્ય છે. આ પ્રકારે રવિ, મરીચિ, ચંદ્રમા એ ત્રણે હું રૂપે–પરમેશ્વરરૂપે કરીને ધ્યાન કરવા યોગ્ય છે. એ ધ્યાનની રીતિ આ દશમા અધ્યાયની સમાપ્તિપર્યંત સર્વ પર્યાયોવિષે જાણી લેવી.

અહીં યદ્યપિ વામન, રામ ઇત્યાદિ સાક્ષાત્ પરમેશ્વરના અવતાર જ છે તથા સર્વ ઐશ્વર્યવાળા છે, આદિત્યાદિકોની પેઠે પરમેશ્વરની વિભૂતિરૂપ નથી, તથાપિ જેમ વૃષ્ણીનાં વાસુદેવોઽસ્મિ એ વક્ષ્યમાણ વચનવિષે શ્રીભગવાને વાસુદેવરૂપથી પરમેશ્વરનું ધ્યાન કરાવવાવાસ્તે પોતાનું પણ વિભૂતિઓવિષે જ પઠન કર્યું છે, તેમ વામન–રામાદિકોનું પણ તે તે રૂપથી પરમેશ્વરનું ધ્યાન કરાવવા વાસ્તે શ્રીભગવાને પોતાની વિભૂતિઓવિષે જ પઠન કર્યું છે. (૨૧)

વળી—

## वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
## इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

શ્લોકાર્થઃ—વેદોના મધ્યમાં સામવેદ હું છું, દેવતાઓના મધ્યમાં ઇન્દ્ર હું છું, ઇન્દ્રિયોના મધ્યમાં મન હું છું તથા ભૂતોના મધ્યમાં ચેતના હું છું. ૨૨

ટીકાઃ—હે અર્જુન ! ઋગ્–યજુષ્–સામ–અથર્વણ એ ચાર વેદોની મધ્યે ગાયનની મધુરતાવડે અત્યંત રમણીય જે સામવેદ છે, તે સામવેદ હું છું; અગ્નિ–વાયુ આદિ સર્વ દેવતાઓની મધ્યે સર્વ દેવતાઓનો અધિપતિ જે ઇંદ્ર છે, તે ઇંદ્ર હું છું; ચક્ષુ–શ્રોત્ર–ત્વક્–રસન–ઘ્રાણ–વાક્–પાણિ–પાદ–ઉપસ્થ–પાયુ–મન એ એકાદશ ઇંદ્રિયોની મધ્યે સર્વ ઇંદ્રિયોનું પ્રવર્તક જે

મન છે, તે મન હું છું તથા સર્વ પ્રાણીઓનાં સંબધી જેટલાં પરિણામ છે તેઓનું નામ ભૂત છે, એવા પરિણામરૂપ ભૂતોની મધ્યે ચૈતન્યની અભિવ્યક્તિ કરનારી જે બુદ્ધિની વૃત્તિરૂપ ચેતના છે, તે ચેતના હું છું. (૨૨)

વળી—

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥**

શ્લોકાર્થ:–રુદ્રોના મધ્યમાં શંકરરૂપ હું છું, યક્ષ રાક્ષસોની મધ્યમાં કુબેર હું છું, વસુઓના મધ્યમાં અગ્નિ હું છું તથા રત્નવાળા પર્વતોના મધ્યમાં સુમેરુ પર્વત હું છુ. ૨૩

ટીકા:–હે અર્જુન! એકાદશ રુદ્રોની મધ્યે, પોતાના ભક્તજનોની પ્રત્યે નિરતિશય મોક્ષરૂપ આનંદની પ્રાપ્તિ કરનારા જે શંકર નામે રુદ્ર છે, તે શંકર હું છું; યક્ષોની અને રાક્ષસોની મધ્યે સંપૂર્ણ ધનના અધિપતિ જે કુબેર છે તે કુબેર હું છું; અષ્ટ વસુઓની મધ્યે અત્યંત શ્રેષ્ઠ જે અગ્નિ છે, તે અગ્નિ હું છું તથા નાના પ્રકારના રત્નરૂપ શિખરોવાળા જેટલા પર્વતો છે તે સર્વ પર્વતોની મધ્યે સુવર્ણમય અત્યંત રમણીય જે સુમેરુ છે, તે સુમેરુ પર્વત હું છું (૨૩)

વળી—

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**
**सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન! સર્વ પુરોહિતોના મધ્યમાં તું મને–પરમેશ્વરને સર્વથી શ્રેષ્ઠ બૃહસ્પતિરૂપે જાણ તથા સેનાપતિઓના મધ્યમાં સ્કંદરૂપ હું છું તથા જળાશયોના મધ્યમાં સાગરરૂપ હું છું. ૨૪

ટીકા:—સર્વ રાજાઓની વિષે ત્રિલોકીનો પતિ દેવરાજ ઇંદ્ર શ્રેષ્ઠ છે, એવા દેવરાજ ઇંદ્રનો પણ પુરોહિત જે બૃહસ્પતિ છે, તે બૃહસ્પતિ સર્વ રાજાઓના પુરોહિતોથી શ્રેષ્ઠ છે, માટે સર્વ પુરોહિતોની મધ્યમાં મને–પરમેશ્વરને તું બૃહસ્પતિરૂપે જાણ; તથા સર્વ સેનાપતિઓની મધ્યે દેવતાઓનો સેનાપતિ જે સ્કંદ છે તે સ્કંદ હું છુ તથા દેવતાઓએ ખોદેલાં જેટલા જળને રહેવાનાં સ્થાન છે તે જલાશયરૂપ સરોવરોની મધ્યે સગરના પુત્રોએ ખોદેલો જે સાગર છે, તે સાગરરૂપ હું છુ. (૨૪)

વળી—

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥**

શ્લોકાર્થ:–મહા ઋષિઓના મધ્યમાં ભૃગુ નામનો ઋષિ હું છુ, સર્વ વાણીઓના મધ્યમાં ઓંકારરૂપ એક અક્ષર હું છું, સર્વ યજ્ઞોના મધ્યમાં જપરૂપ યજ્ઞ હું છું તથા સર્વ સ્થાવરોના મધ્યમાં હિમાલય પર્વત હું છુ. ૨૫

ટીકા:–હે અર્જુન! બ્રહ્માના પુત્રરૂપ જેટલા મહાઋષિઓ છે, તે સર્વ મહાઋષિઓની મધ્યે અત્યંત તેજસ્વી જે ભૃગુઋષિ છે, તે ભૃગુઋષિ હું છું; અર્થના વાચક પદરૂપ જેટલી

વાણીઓ છે, તે સર્વ વાણીઓની મધ્યે બ્રહ્મના વાચક જે એક અક્ષરરૂપ ઓંકાર શબ્દ છે, તે ઓંકાર હું છું; અશ્વમેધ-જ્યોતિષ્ટોમ ઈત્યાદિ જેટલા વેદવિષે યજ્ઞો કહેલા છે, તે સર્વે યજ્ઞોની મધ્યે હિંસાદિ સર્વ દોષોથી રહિત હોવાથી અત્યંત શુદ્ધિ કરનારો જે જપરૂપ યજ્ઞ છે, તે જપરૂપ યજ્ઞ હું છું તથા આ લોકમાં ચલાયમાનતાથી રહિત જેટલા સ્થિતિવાળા સ્થાવર પદાર્થો છે, તે સર્વ સ્થાવર પદાર્થોની મધ્યે હિમાલય પર્વત હું છું. (૨૫)

વળી—

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

શ્લોકાર્થ:-સર્વ વૃક્ષોના મધ્યમાં પીપળાનું વૃક્ષ હું છું, સર્વ દેવર્ષિઓના મધ્યમાં નારદ હું છું, સર્વ ગંધર્વોના મધ્યમાં ચિત્રરથ નામનો ગંધર્વ હું છું તથા સર્વ સિદ્ધોના મધ્યમાં કપિલમુનિ હું છું. ૨૬

ટીકા:-હે અર્જુન ! વનસ્પતિરૂપ જેટલાં વૃક્ષો છે, તે સર્વ વૃક્ષો મધ્યે પીપળો નામનું વૃક્ષ હું છું; જેઓ દેવતા હોવાથી જ વેદમંત્રોના દર્શનવડે ઋષિભાવને પ્રાપ્ત થયેલા છે, તેઓ દેવઋષિ કહેવાય છે, એવા દેવઋષિઓની મધ્યે નારદનામે દેવઋષિ હું છું; ગાયન કરનારા જેટલા ગંધર્વો છે, તે સર્વ ગંધર્વોની મધ્યે ચિત્રરથ નામનો ગંધર્વ હું છું તથા જે પુરુષો વિનાપ્રયત્ને માત્ર જન્મવડે જ ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય-ઐશ્વર્ય ઇત્યાદિ ગુણોને પ્રાપ્ત થયેલા હોય છે તથા જેઓએ પરમાર્થ વસ્તુનો નિશ્ચય કર્યો હોય છે, તેવા પુરુષો સિદ્ધ કહેવાય છે; એવા સિદ્ધોની મધ્યે કપિલમુનિ નામે સિદ્ધ હું છું. (૨૬)

વળી—

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

શ્લોકાર્થ:-સર્વ અશ્વોના મધ્યમાં અમૃતનું મથન કરતી વખતે ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવસ્ નામનો અશ્વ તું મને જાણ, સર્વ ગજોના મધ્યમાં ઐરાવત નામનો ગજ તું મને જાણ તથા સર્વ નરોના મધ્યમાં રાજારૂપ તું મને જાણ. ૨૭

ટીકા:-હે અર્જુન ! સર્વ અશ્વોની મધ્યે અત્યંત શ્રેષ્ઠ જે ઉચ્ચૈઃશ્રવસ્ નામે અશ્વ છે, કે જે ઉચ્ચૈઃશ્રવસ્‌નામે અશ્વ અમૃતની પ્રાપ્તિ વાસ્તે દેવતાઓએ તથા દૈત્યોએ મથન કરેલા સમુદ્રમાંથી પ્રકટ થયેલો છે, એવો ઉચ્ચૈઃશ્રવસ્ નામે અશ્વ તું મને જાણ; સર્વ ગજોની મધ્યે ઐરાવત નામે ગજ તું મને જાણ, કે જે ઐરાવતનામે ગજ અમૃતની પ્રાપ્તિ વાસ્તે દેવતાઓએ તથા દૈત્યોએ મથન કરેલા સમુદ્રમાંથી પ્રકટ થયેલો છે તથા સર્વ નરોની મધ્યે સર્વ પ્રજાને ધર્મવિષે પ્રવૃત્ત કરનારો તથા અધર્મમાંથી નિવૃત્ત કરનારો જે રાજા છે, તે રાજા તું મને જાણ. (૨૭)

વળી—

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

શ્લોકાર્થ-સર્વ આયુધોના મધ્યમાં વજ્રરૂપ હું છુ, સર્વ ધેનુઓના મધ્યમાં કામધેનુ હું છું, સર્વ કામોના મધ્યમાં પુત્રની ઉત્પત્તિ અર્થે કામરૂપ હું છું તથા સર્વ સર્પોના મધ્યમાં વાસુકિ નામનો સર્પ હું છું. ૨૮

ટીકા:-હે અર્જુન! અસ્ત્રરૂપ જેટલાં આયુધો છે, તે સર્વ આયુધોના મધ્યમાં દધીચિનાં અસ્થિઓથી ઉત્પન્ન થયેલું જે વજ્ર છે, તે વજ્રરૂપ હું છું; દૂધની પ્રાપ્તિ કરનારી જેટલી ગાયો છે, તે સર્વ ગાયોની મધ્યે મનવાંછિત કર્મોની પ્રાપ્તિ કરનારી તથા સમુદ્રના મથનથી પ્રકટ થયેલી જે વસિષ્ઠની કામધેનુ છે, તે કામધેનુ હું છુ. મૈથુનની અભિલાષારૂપ સર્વ કામોની મધ્યે પુત્રની ઉત્પત્તિવાસ્તે જે કામરૂપ કંદર્પ છે, તે કામરૂપ કંદર્પ હું છું. અહીં प्रजनश्च એ વચનમાં રહેલો જે ચકાર છે, તે ચકાર પુત્રની ઉત્પત્તિવિના વ્યર્થ મૈથુનના હેતુરૂપ કામની નિવૃત્તિનું બોધન કરે છે. સર્વ સર્પોની મધ્યે સર્વ સર્પોનો રાજા જે વાસુકિ છે, તે વાસુકિ હું છું. (૨૮)

અવતરણિકા:-સર્પ જાતિથી નાગજાતિ ભિન્ન હોય છે. સર્પ વિષવાળા હોય છે અને નાગ વિષથી રહિત હોય છે, એટલો તે બન્ને વિષે ભેદ હોય છે તો પછી નાગજાતિ વિષે ભગવાનની શી વિભૂતિ છે એ જાણવાની અર્જુનની ઇચ્છા થતાં શ્રીભગવાન્ अनंतश्चास्मि नागानाम् એ વચનવડે સમાધાન કરે છે

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**
**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥**

શ્લોકાર્થ:-નાગોના મધ્યમાં અનંત નાગ હું છુ, જલચરોના મધ્યમાં વરુણ હું છુ, પિતરોના મધ્યમાં અર્યમા હું છું તથા નિયમ કરવાવાળાઓના મધ્યમાં યમરૂપે હું છું. ૨૯

ટીકા:-હે અર્જુન! સર્વ નાગોની મધ્યે સર્વ નાગોના રાજારૂપ જે શેષનામે અનંત નાગ છે ત અનંત નાગ હું છું; જળવિષે વિચરનારા સર્વ જીવોની મધ્યે સર્વ જલચારી જીવોના રાજારૂપ જે વરુણ છે તે વરુણ હું છું; સર્વ પિતરોની મધ્યે સર્વ પિતરોના રાજારૂપ જે અર્યમા નામે પિતર છે તે અર્યમા હું છું તથા ધર્મ-અધર્મના સુખ-દુઃખરૂપ ફળની પ્રાપ્તિવડે અનુગ્રહ-નિગ્રહરૂપ સંયમને કરનારા જેટલા સમર્થ પુરુષો છે, તે સર્વ નિયમન કરનારાઓની મધ્યમાં યમરૂપ હું છું. (૨૯)

વળી—

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥**

શ્લોકાર્થ-દૈત્યોના મધ્યમાં પ્રલ્હાદરૂપ હું છું, સંખ્યાની ગણત્રી કરનારાના મધ્યમાં કાળરૂપ હું છું, મૃગાદિ પશુઓના મધ્યમાં સિંહ હું છુ તથા સર્વ પક્ષીઓના મધ્યમાં ગરુડ હું છું. ૩૦

ટીકા:-હે અર્જુન! દિતિના વંશવિષે ઉત્પન્ન થયેલા જેટલા દૈત્યો છે, તે સર્વ દૈત્યોની મધ્યમાં, પોતાના સાત્વિક સ્વભાવવડે સર્વ પ્રાણીઓને અતિશય આનંદની પ્રાપ્તિ કરનારો જે પ્રલ્હાદ છે, તે પ્રલ્હાદ હું છુ; જેટલા સંખ્યાની ગણતી કરનારા છે, તે સર્વેના મધ્યમાં કાળરૂપ હું છું; મૃગાદિ જેટલાં પશુઓ છે તે મૃગાદિ સર્વ પશુઓની મધ્યે સર્વ પશુઓનો રાજા જે

સિંહ છે, તે સિંહ હું છું તથા સર્વ પક્ષીઓની મધ્યે સર્વ પક્ષીઓના રાજારૂપ તથા વિનતાનો પુત્ર જે ગરુડ છે તે ગરુડ હું છુ (૩૦)

વળી—

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥**

શ્લોકાર્થ:-વેગવાળાઓના મધ્યમાં વાયુરૂપે હું છું, શસ્ત્રધારીઓના મધ્યમાં રામ હું છું, મત્સ્યોના મધ્યમાં મગર હું છું અને નદીઓના મધ્યમાં ગંગાજી હું છું. ૩૧

ટીકા:—હે અર્જુન! જેટલા પાવન કરનારા પદાર્થો છે અથવા જેટલા વેગવાળા પદાર્થો છે તે સર્વની મધ્યે પવનરૂપ હું છું; યુદ્ધવિષે અત્યંત કુશળ જેટલા શસ્ત્રોને ધારણ કરનારા યોધા છે, તે સર્વની મધ્યે સર્વ રાક્ષસોના કુળનો નાશ કરનાર પરમ શૂરવીર જે દશરથનો પુત્ર શ્રીરામ છે, તે શ્રીરામરૂપે હું છું, સર્વ મત્સ્યોની મધ્યમાં મકર નામે મત્સ્ય હું છું તથા જેમની વિષે વેગવડે જળ ચલાયમાન છે એવી જે યમુના-ગોદાવરી આદિ સર્વ નદીઓ છે, તે સર્વ નદીઓના મધ્યમાં સર્વ નદીઓ કરતાં અત્યંત શ્રેષ્ઠ શ્રી-ગંગાજીરૂપે હું છું. (૩૧)

વળી—

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥**

શ્લોકાર્થ:—હે અર્જુન ! અચેતનરૂપ કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપે હું પરમેશ્વર જ છું, સર્વ વિદ્યાઓના મધ્યમાં અધ્યાત્મવિદ્યા હું છું તથા વિવાદકર્તા પુરુષોની કથાના મધ્યમાં વાદનામની કથા હું છું. ૩૨

ટીકા:-હે અર્જુન! અચેતનરૂપે કરીને પ્રસિદ્ધ જેટલાં ઉત્પત્તિમાન્ કાર્યો છે, તે સર્વ કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ હું-પરમેશ્વર જ છું. યદ્યપિ अहमादिश्च मध्यं च भूतानामंत एव च એ વચનવિષે પૂર્વે પણ શ્રીભગવાને પોતાને સર્વ ભૂતોની ઉત્પત્તિ-સ્થિતિ-લયરૂપ કહેલ હતા; તથાપિ પૂર્વે તો ચેતનરૂપે કરીને પ્રસિદ્ધ ભૂતોની જ ઉત્પત્તિ-સ્થિતિ-લયરૂપતા કહી હતી અને અહીં તો અચેતનરૂપે કરીને પ્રસિદ્ધ ભૂતોની ઉત્પત્તિ-સ્થિતિ-લયરૂપતા કહી છે. તેથી અહીં પુનરુક્તિદોષની પ્રાપ્તિ થતી નથી.

સર્વ વિદ્યાઓની મધ્યે મોક્ષની પ્રાપ્તિના હેતુરૂપ તથા જીવ-બ્રહ્મના અભેદની પ્રતિપાદક એવી જે ઉપનિષદ્રૂપ અધ્યાત્મવિદ્યા છે, તે અધ્યાત્મવિદ્યારૂપ હું છું. પરસ્પર વિવાદકર્તા પુરુષોની જે વાદ-જલ્પ-વિતંડા એ ત્રણ પ્રકારની કથાઓ છે, તે કથાઓની મધ્યે વાદ નામની કથા હું છું. અહીં યદ્યપિ प्रवदतां એ શબ્દ વિવાદકર્તા પુરુષોનો જ વાચક છે, પણ વિવાદકર્તા પુરુષોની કથાઓનો વાચક નથી, તથાપિ જેમ પૂર્વે भूतानामस्मि चेतना એ વચનવિષે भूतानां શબ્દની ભૂતસંબંધી પરિણામો વિષે લક્ષણાનો અંગીકાર કર્યો હતો, તેમ અહીં પણ प्रवदतां એ શબ્દની વિવાદકર્તા પુરુષસંબંધી કથાઓવિષે લક્ષણાનો અંગીકાર કરવો ઉચિત છે. પરસ્પર રાગદ્વેષથી રહિત, પરસ્પર જય-પરાજયની ઇચ્છાથી રહિત તથા પરસ્પર તત્ત્વબોધન કરવાની ઇચ્છાવાળા એવા એક ગુરુની પાસે અધ્યયન કરનારા જે બે શિષ્યો છે અથવા ગુરુ-શિષ્ય બન્ને છે, તે બન્નેની જે તત્ત્વનિર્ણય પર્યંત પરસ્પર પ્રશ્નોત્તરરૂપ કથા છે તેનું નામ વાદકથા છે. આ

વાદકથાના ફળરૂપ જે તત્ત્વનિર્ણય છે તે તત્ત્વનિર્ણયનું, પ્રતિવાદીઓના ખંડનવડે સંરક્ષણ કરવા વાસ્તે, પરસ્પર જિતવાની ઉચ્છાવાળા બે પુરુષોની જે જય-પરાજય પર્યંત પરસ્પર કથા છે, તેનું નામ જલ્પ તથા વિતંડા કથા છે. તેમાં છળ, જાતિ, નિગ્રહસ્થાન એ ત્રણવડે પરપક્ષને દૂષિત કરવો, એટલો અંશ તો જલ્પ કથાવિષે તેમ જ વિતંડા કથાવિષે સમાન જ હોય છે, તથાપિ વિતંડા કથાવિષે એક પુરુષ પોતાના પક્ષનું કેવળ સ્થાપન જ કરે છે, પણ પરપક્ષવિષે દૂષણ દેતો નથી, અને અન્ય પુરુષ તો પરપક્ષવિષે કેવળ દૂષણ જ દે છે અને પોતાના મતનું સ્થાપન કરતો નથી. જલ્પ કથાવિષે વિવાદકર્ત્તા બન્ને પુરુષો પોતપોતાના પક્ષનું સ્થાપન પણ કરે છે તથા બન્ને પરપક્ષને દૂષિત પણ કરે છે. એટલો જલ્પ-વિતંડાનો પરસ્પર ભેદ છે. અન્ય અર્થના અભિપ્રાયે કરીને ઉચ્ચારણ કરેલા વચનનો અન્ય અર્થ કલ્પીને વક્તા પુરુષને જે દૂષણ દેવું તેનું નામ છલ છે. અસત્ ઉત્તરનું નામ જાતિ છે અને પરાજયના હેતુનું નામ નિગ્રહસ્થાન છે. છલ-જાતિ-નિગ્રહસ્થાન એ ત્રણેનો વિભાગ તથા ઉદાહરણ ન્યાય ગ્રંથોવિષે પ્રસિદ્ધ છે. (૩૨)

વળી—

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥**

શ્લોકાર્થઃ-અક્ષરોના મધ્યમાં અકાર અક્ષર હું છું, સમાસ સમૂહના મધ્યમા દ્વંદ્વ સમાસ હું છું, હું-પરમેશ્વર જ ક્ષયથી રહિત કાળરૂપે છું તથા સર્વ ફલપ્રદાતાઓના મધ્યમાં સર્વ કર્મોનો ફલપ્રદાતા હું અંતર્યામી ઈશ્વર છું. ૩૩

ટીકાઃ-હે અર્જુન ! સર્વ વર્ણરૂપ અક્ષરોની મધ્યે अकारो वै सर्ववाक् એ શ્રુતિએ સર્વ વાક્રૂપ કહેલો જે 'અ'કાર અક્ષર છે, તે 'અ'કાર અક્ષર હું છું. સર્વ સમાસોનો જે સમૂહ છે તેનું નામ સામાસિક છે; એવા સમાસસમૂહની મધ્યે ઉભય પદાર્થપ્રધાન જે रामकृष्णौ એ દ્વંદ્વ સમાસ છે, તે દ્વંદ્વ સમાસ હું છું. उपकुंभं ઇત્યાદિ અવ્યયીભાવ સમાસમાં પૂર્વ પદાર્થ પ્રધાન હોય છે; राजपुरुषः ઇત્યાદિ તત્પુરુષ સમાસમાં ઉત્તર પદાર્થ પ્રધાન હોય છે; અને चित्रगु ઇત્યાદિ બહુવ્રીહિ સમાસમાં અન્ય પદાર્થ પ્રધાન હોય છે; એ પ્રકારે દ્વંદ્વ સમાસથી ભિન્ન કોઈપણ સમાસ વિષે ઉભયપદાર્થ પ્રધાન હોતા નથી; તેથી સર્વ સમાસો કરતાં દ્વંદ્વ સમાસ ઉત્કૃષ્ટ છે.

ક્ષણ જે ઘટિકાદિ નાશવાન્ કાળના અભિમાનીરૂપે છે તથા સર્વ કાળને જાણનારો જે પરમેશ્વર નામે અક્ષય કાળ છે કે જે પરમેશ્વરરૂપ અક્ષય કાળને कालकालो गुणी सर्वविद् ઇત્યાદિ શ્રુતિઓ કાળના પણ કાળરૂપ પ્રતિપાદન કરે છે, તે અક્ષય કાળરૂપ પણ હું-પરમેશ્વર જ છું. યદ્યપિ कालः कलयतामहं એ વચનવડે શ્રીભગવાને પૂર્વે જ પોતાને કાળરૂપતા કહી હતી, તથાપિ પૂર્વે શ્રીભગવાને પોતાને નાશવાન્ કાળરૂપતા કહી હતી અને અત્યારે અહીં અક્ષય કાળરૂપતા કહી છે. તેથી આ વચન વિષે પુનરુક્તિદોષની પ્રાપ્તિ થતી નથી. કરેલાં કર્મોનાં ફળની પ્રાપ્તિ કરનારા જે રાજાદિ છે, તે સર્વ ફળપ્રદાતાઓની મધ્યે સર્વ કર્મોનાં ફળનો પ્રદાતા જે ઈશ્વર છે, તે અંતર્યામી ઈશ્વર હું છું.

અહીં કોઈ ટીકા વિષે द्वंद्वः सामासिकस्य च એ વચનનો અર્થ કહ્યો છે કે, વેદ મંત્રોના અર્થનું કથન કરવા વાસ્તે જે વિદ્વાન્ પુરુષોનું અથવા ગુરુ શિષ્યનું એકત્ર અવસ્થાન છે તેનું નામ સમાસ છે. આ સમાસ વિષે સર્વએ જેટલો અર્થનિર્ણય કર્યો છે તે સર્વ અર્થનું નામ સામાસિક

છે. આ સર્વ અર્થની મધ્યે દ્વન્દ્વ એટલે કે રહસ્ય અર્થ હું છું. તેમાં દ્વંદ્વં રહસ્યં એ સૂત્ર વિષે શાબ્દિક પુરુષોએ દ્વંદ્વ શબ્દને રહસ્યાર્થનો વાચક કહ્યો છે. (૩૩)

વળી–

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ–તેમ જ સર્વ સંહાર કરનારાઓના મધ્યમાં મૃત્યુરૂપ હું છું, ભાવી કલ્યાણના મધ્યમાં ઉત્કર્ષરૂપ ઉદ્ભવ હું છું તથા સર્વ નારીઓના મધ્યમાં કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા આ ધર્મની સાત પત્નીરૂપે હું છું. ૩૪

ટીકાઃ–હે અર્જુન ! આ લોકમાં જેટલા સંહાર કરનારા છે, તે સર્વેની મધ્યે સર્વ જગતનો સંહાર કરનારો જે મૃત્યુ છે, તે મૃત્યુ હું છું. જેટલાં કલ્યાણ છે, તે સર્વ કલ્યાણની મધ્યે ઐશ્વર્યના ઉત્કર્ષરૂપ જે ઉદ્ભવ છે તે ઉદ્ભવ હું છું.

સર્વ નારીઓની મધ્યે ધર્મની પત્નીઓરૂપ જે કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા એ સાત નારીઓ છે, તે નારીરૂપ હું છું. (૧) જેને વિષે પુરુષનું ધર્મીપણું નિમિત્ત છે એવી જે પ્રસિદ્ધપણાવડે ચારે દિશાઓમાં રહેલા અનેક દેશોમાં રહેનારા લોકોના જ્ઞાનની વિષયતારૂપ જે પ્રખ્યાતિ છે તેનું નામ કીર્તિ કહેવાય છે. (૨) ધર્મ–અર્થ–કામ એ ત્રણનું નામ શ્રી છે, શરીરની શોભાનું નામ શ્રી છે અથવા ઉજ્જ્વલ કાન્તિનું નામ શ્રી છે. (૩) સર્વ અર્થને પ્રકાશિત કરનારી જે સંસ્કૃતવાણીરૂપ સરસ્વતી છે તેનું નામ વાક્ છે. (૪) પૂર્વે અનુભવેલા અર્થની ઘણા સમય પછી પણ સ્મરણ કરવાની જ શક્તિ છે તેનું નામ સ્મૃતિ છે. (૫) અનેક ગ્રંથોના અર્થ ધારણ કરવા જે શક્તિ છે, તેનું નામ મેધા છે. (૬) અનેક પ્રકારની પીડાને પ્રાપ્ત થવા છતાં પણ શરીર ઇંદ્રિયરૂપ સંઘાતની સ્થિરતા કરવાની જે શક્તિ છે, તેનું નામ ધૃતિ છે અથવા યથેચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરાવનારા કારણવડે ચપલતા પ્રાપ્ત થવા છતાં પણ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત કરવાની જે શક્તિ છે તેનું નામ ધૃતિ છે. (૭) હર્ષ–વિષાદ બન્નેવિષે જે ચિત્તની અવિકારતા છે તેનું નામ ક્ષમા છે. આ કીર્તિ આદિ સપ્ત નારીઓના માત્ર આભાસસંબંધવડે પણ જનો સર્વ લોકોવડે આદર કરવાયોગ્ય થાય છે, તેવી કીર્ત્તિઆદિ સપ્ત નારીઓનું સર્વ નારીઓ કરતાં ઉત્તમપણું અતિ પ્રસિદ્ધ છે. (૩૪)

**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥**

શ્લોકાર્થઃ–ગીતિવિશેષરૂપ સામના મધ્યમાં બૃહત્સામ હું છું, છંદોના મધ્યમાં ગાયત્રી છંદ હું છું, માસોના મધ્યમાં માર્ગશીર્ષ માસ હું છું તથા ઋતુઓના મધ્યમાં વસંત ઋતુ હું છું. ૩૫

ટીકાઃ–હે અર્જુન ! ઋગાદિ ચાર વેદોની મધ્યે સામવેદ હું છું, એ પ્રકારના વચનવડે સામવેદની ઉત્કૃષ્ટતા પૂર્વે મેં કહી હતી. આ સામવેદવિષે પણ અન્ય વિશેષતા એ છે કે ઋચાઓના અક્ષરોવિષે આરૂઢ જે ગીતિવિશેષરૂપ સામ છે, તે સર્વ સામોની મધ્યે ત્વામિદ્ધિ હવામહે એ ઋચાવિષે રહેલ ગીતિવિશેષરૂપ તથા સર્વના ઈશ્વરરૂપે કરીને ઇંદ્રની સ્તુતિરૂપક જે બૃહત્સામ છે, તે બૃહત્સામ હું છું. જેના અક્ષર તથા પાદ નિયમપૂર્વક છે, તેનું નામ છંદ છે. એવા છંદભાવે કરીને વિશિષ્ટ જે વેદની ઋચા છે તે સર્વ છંદોની મધ્યે દ્વિજપણાની

સંપાદક જે ચોવીસ અક્ષરોવાળી ગાયત્રી છે, જે गायत्री गायत्री वा इदं सर्वं भूतं ઇત્યાદિ શ્રુતિઓવડે પ્રતિપાદિત છે, એવો ગાયત્રી નામે છંદ હું છું; તથા બાર માસની મધ્યે અત્યંત શીતથી અને આતપથી રહિત હોવાથી સુખના હેતુરૂપ જે માર્ગશીર્ષ માસ છે તે માર્ગશીર્ષ માસ હું છું. તેમ જ ષટ્ઋતુઓની મધ્યે સર્વ સુગંધવાળાં પુષ્પોનો આકરરૂપ–ખાણુરૂપ હોવાથી અત્યંત રમણીય તથા वसंते ब्राह्मणमुपनयीत, वसंते ब्राह्मणोऽग्नीनादधीत, वसंते ज्योतिषा यजेत ઇત્યાદિ શ્રુતિઓવડે પ્રસિદ્ધ જે વસંત ઋતુ છે, તે વસંત ઋતુ હું છું. (૩૫)

વળી—

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ–છળ કરનારા પુરુષોના મધ્યમાં જુગારરૂપ છળ હું છું, તેજસ્વી પુરુષોનું તેજ હું છું, જય કરવાવાળા પુરુષોના મધ્યમાં જયરૂપ હું છું, વ્યવસાયવાળા પુરુષોમાં વ્યવસાયરૂપે હું છું તથા સત્ત્વવાળા પુરુષોના મધ્યમાં સત્ત્વવાળો હું છું.૩૬

ટીકાઃ—હે અર્જુન! પરના વચનરૂપ છળ કરનારા જે ધૂર્ત્ત પુરુષો છે, તે છળવાળા પુરુષોનો જે જુગાર (દ્યૂત)રૂપ છળ સર્વસ્વ–સર્વ સંપત્ હરણ કરવાનું કારણરૂપ છે, તે જુગારરૂપ છળ હું છું. અત્યંત ઉગ્ર પ્રભાવવાળા જે તેજસ્વી પુરુષો છે, તે તેજસ્વી પુરુષોનું જે અપ્રતિહત આજ્ઞારૂપ તેજ છે, તે તેજ હું છું. જય કરનારા પુરુષોનો, પરાજય પામેલા પુરુષોની અપેક્ષાએ કરીને, જે ઉત્કૃષ્ટતારૂપ જય છે, તે જય હું છું. તેમ જ વ્યવસાયવાળા પુરુષોનો નિયમથી ફળની પ્રાપ્તિ કરનારો જે ઉદ્યમરૂપ વ્યવસાય છે, તે વ્યવસાય હું છું. વળી સાત્ત્વિક પુરુષોનું ધર્મ–જ્ઞાન–વૈરાગ્ય–ઐશ્વર્યરૂપ જે સત્ત્વ છે અર્થાત્ સત્ત્વગુણનું કાર્ય છે, તે સત્ત્વ હું છું. (૩૬)

વળી—

**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ–યાદવોના મધ્યમાં વસુદેવના પુત્ર કૃષ્ણરૂપે હું છું, પાંડવોના મધ્યમાં ધનંજય હું છું, મુનિઓના મધ્યમાં વ્યાસમુનિ હું છું તથા કવિઓના મધ્યમાં શુક્ર કવિ હું છું. ૩૭

ટીકાઃ–હે અર્જુન! સર્વ યાદવોની મધ્યે વસુદેવના પુત્રરૂપે પ્રસિદ્ધ તથા તારી પ્રત્યે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારો કૃષ્ણરૂપ હું છું સર્વ પાંડવોની મધ્યે ધનંજય નામે જે તું અર્જુન છે તે હું છું; તેમ જ મનનશીલ મુનિઓની મધ્યે શ્રીવ્યાસમુનિ હું છું, તથા સૂક્ષ્મ અર્થનો વિવેક કરનારા કવિઓની મધ્યે શુક્ર નામે કવિ હું છું. (૩૭)

વળી—

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥**

શ્લોકાર્થઃ—શિક્ષા કરનારા પુરુષોના દંડરૂપે હું છું, જિતવાની ઇચ્છાવાળા પુરુષોની મધ્યે ન્યાયરૂપ નીતિ હું છું, ગુહ્ય અર્થોમાં મૌનરૂપે હું છું તથા જ્ઞાનવાળા પુરુષોના મધ્યમાં જ્ઞાનરૂપે હું છું. ૩૮

ટીકાઃ—હે અર્જુન! અશિક્ષિત દુષ્ટ પુરુષોને કુમાર્ગમાંથી નિવૃત્ત કરીને સુમાર્ગવિષે પ્રવૃત્ત કરનારા જે રાજાદિ પુરુષો છે, તે રાજાદિકોનો, દુષ્ટ પુરુષોને કુમાર્ગમાંથી નિવૃત્ત કરવાના હેતુરૂપ, જે દંડ છે તે દંડ હું છું; જિતવાની ઇચ્છાવાળા પુરુષોની, જયના ઉપાયના પ્રકાશક ન્યાયરૂપ જે નીતિ છે તે નીતિ હું છું; ગુહ્ય અર્થોને ગુપ્ત રાખવાના હેતુરૂપ વાક્ ઇંદ્રિયના નિગ્રહરૂપ જે મૌન છે, તે મૌન હું છું. તાત્પર્ય એ છે કે, જે પુરુષ વાક્ ઇંદ્રિયનો નિગ્રહ કરીને તૂષ્ણીંસ્થિત થાય છે, (મુંગો રહે છે,) તે પુરુષના અંતરના અભિપ્રાયને કોઇ પણ જાણી શકતું નથી; તેથી વાણીનો નિગ્રહ મૌન અર્થને ગુપ્ત રાખવાના હેતુરૂપ છે. અથવા તો એનો આ પ્રમાણે પણ અર્થ કરવોઃ-ગોપ્ય પદાર્થોની મધ્યે સંન્યાસરહિત શ્રવણ-મનનપૂર્વક જે આત્માના નિદિધ્યાસનરૂપ મૌન છે, તે મૌન હું છું તથા જ્ઞાનવાળા સર્વ જ્ઞાની પુરુષોનું વેદાંત શાસ્ત્રના શ્રવણ મનન નિદિધ્યાસનવડે ઉત્પન્ન થયેલું તથા સર્વ અજ્ઞાનનું વિરોધી "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનું જે આત્મજ્ઞાન છે, તે આત્મજ્ઞાન હું છું. (૩૮)

અને વળી—

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! વળી જે ચેતન સર્વ ભૂતોના કારણરૂપ છે તે કારણ પણ હું છું. મારા વિના-પરમેશ્વર વિના ચરાચરરૂપ જે વસ્તુ હોય છે તે વસ્તુ હોતી નથી. ૩૯

ટીકાઃ-હે અર્જુન! જેમ પ્રસિદ્ધ વૃક્ષોના પ્રરોહનું કારણ બીજ હોય છે, તેમ સર્વ ભૂતોના પ્રરોહના કારણરૂપ જે માયાથી ઉપહિત ચેતનરૂપ બીજ છે, તે બીજરૂપ કારણ પણ હું જ છું. હે અર્જુન! મારા-પરમેશ્વરના વિના કોઇ પણ ચર-અચરરૂપ વસ્તુ વિદ્યમાન હોતી નથી, કિન્તુ સર્વ ભૂતો મારાં પરમેશ્વરનાં બીજરૂપ કાર્યરૂપ હોવાથી સત્તાસ્ફુરણરૂપ મારાવડે-પરમેશ્વરવડે જ વ્યાપ્ત છે. (૩૯)

અવતરણિકાઃ—હવે આ વિભૂતિપ્રકરણના અર્થનો ઉપસંહાર કરતાં શ્રીભગવાન્ તે વિભૂતિને સંક્ષેપથી કહે છેઃ—

**नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥**

શ્લોકાર્થ -હે અર્જુન! મારી-પરમેશ્વરની દિવ્ય વિભૂતિઓનો કદી અંત હોતો નથી તથા મેં અહીં તારા પ્રતિ વિભૂતિનો જે વિસ્તાર કથન કર્યો છે તે એક દેશે કરી કથન કર્યો છે. ૪૦

ટીકાઃ-હે પરંતપ અર્થાત્ હે કામ-ક્રોધાદિ શત્રુઓને તાપ પમાડનારા અર્જુન! મારી-પરમેશ્વરની દિવ્ય વિભૂતિઓનો કાંઈ અંત નથી, અર્થાત્ તે સર્વ વિભૂતિઓ આટલી છે, એ પ્રકારની તે વિભૂતિઓની સંખ્યા નથી. તેથી સર્વજ્ઞ પુરુષો મારી વિભૂતિઓની સંખ્યા જાણવાને વા કહેવાને સમર્થ થતા નથી. (૪૦)

અવતરણિકાઃ-"હે ભગવન્! જ્યારે સર્વજ્ઞ પુરુષ પણ વિભૂતિઓ કહેવાને સમર્થ નથી, ત્યારે आदित्यानामहं विष्णुः ઇત્યાદિ વચનોવડે પોતાની વિભૂતિઓ આપ કેવી રીતે કહો છો?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે-एष तु इति-હે અર્જુન! આ જે મેં તારી પ્રત્યે મારી વિભૂતિનો વિસ્તાર કહ્યો છે, તે પણ કોઇ એક દેશવડે કહ્યો છે. (૪૦)

વળી—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

શ્લોકાર્થ:—જે જે પ્રાણી ઐશ્વર્યવાળું, લક્ષ્મીવાળું તથા બળવાળું હોય છે તે તે પ્રાણીને જ તું મારી–પરમેશ્વરની શક્તિના અંશે કરી ઉત્પન્ન થયલું જાણ. ૪૧

ટીકા:—હે અર્જુન ! આ લોકમાં જે જે પ્રાણી ઐશ્વર્યરૂપ વિભૂતિવડે યુક્ત છે તથા જે જે પ્રાણી શ્રીમાન્ છે અર્થાત્ લક્ષ્મીવડે, સંપદવડે, શોભાવડે વા કાંતિવડે યુક્ત છે તથા જે જે પ્રાણી અત્યંત બળાદિવડે યુક્ત છે, તે તે પ્રાણીને જ તું મારી–પરમેશ્વરની શક્તિના અંશવડે ઉત્પન્ન થયેલ જાણ. ભગવાનનું આ પ્રકારનું વચન પૂર્વે નહિ કહેલી વિભૂતિઓને -પણ સંગ્રહ કરાવવા વાસ્તે છે. (૪૧)

અવતરણિકા:—એ પ્રકારે એક દેશરૂપ અવયવવડે વિભૂતિનું કથન કરીને હવે સકલતા-રૂપે કરી તે વિભૂતિઓ કહેવામાં આવે છે:–

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

શ્લોકાર્થ:—અથવા હે અર્જુન ! આ પ્રકારના બહુ જ્ઞાનવડે તારું શું પ્રયોજન સિદ્ધ થશે ? આ સર્વ જગતને હું–પરમેશ્વર એક દેશવડે ધારણ કરીને રહેલો છું. ૪૨

ટીકા:—અહીં 'अथवा' શબ્દ, પૂર્વોક્ત વિભૂતિપક્ષથી ભિન્ન પક્ષનો વાચક છે. આ શબ્દ પક્ષાંતરનું કથન કરે છે:—હે અર્જુન ! आदित्यानामहं विष्णुः ઇત્યાદિ વચનોવડે મંદ અધિકારી પુરુષોના ધ્યાન વાસ્તે કહેલી મારી તે ઘણા પ્રકારની સાવશેષ વિભૂતિઓના જ્ઞાનવડે તને–ઉત્તમ અધિકારીને શું ફળ છે ? અર્થાત્–તેમાં તને કાંઇ પણ ફળ નથી. પૂર્વોક્ત યત્ કિંચિત્ વિભૂતિનું જ્ઞાન થવા છતાં પણ મારી સર્વ વિભૂતિઓનું જ્ઞાન થતું નથી, તેથી તારે–ઉત્તમ અધિકારીએ તો આ પ્રકારે મારું ધ્યાન કરવું જોઇએ. હે અર્જુન ! હું–પરમાત્માદેવ સર્વ જગતને માત્ર પોતાના એક દેશવડે ધારણ કરીને અથવા વ્યાપ્ત કરીને રહેલો છું. મારાથી–પરમાત્માદેવથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી. શ્રુતિ કહે છે કે–पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि–અર્થાત્–પરમાત્માદેવનું આ સર્વ વિશ્વ એક પાદ છે અને ત્રણ પાદ તો પોતાના નિર્ગુણ સ્વયંજ્યોતિસ્વરૂપ વિષે રહેલા છે. તેથી હે અર્જુન ! દ્વાદશ આદિત્યોવિષે વિષ્ણુ નામે આદિત્ય હું છું તથા નક્ષત્રોની મધ્યે ચંદ્રમારૂપ હું છું. ઈત્યાદિ પરિચ્છિન્ન દૃષ્ટિનો ત્યાગ કરી તું સર્વ જગતવિષે મને–પરમાત્માદેવને વ્યાપકરૂપે જો. જો કે નિરવયવ–નિરાકાર પરમાત્માનો અંશ તથા પાદ સંભવતા નથી, તથાપિ જેમ નિરવયવ આકાશની ઘટ–મઠાદિ ઉપાધિ-ઓવડે ઘટાકાશ–મઠાકાશ–મેઘાકાશ ઇત્યાદિક અંશોની કલ્પના થાય છે, તેમ નિરવયવ–નિરાકાર પરમાત્માદેવના પણ અવિદ્યાદિ ઉપાધિઓવડે અંશ તથા પાદ કલ્પવામાં આવે છે, પણ વાસ્તવિક રીતે તો તેને અંશ તથા પાદ હોતા નથી. (૪૨)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "વિભૂતિયોગ" નામના દશમા અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# એકાદશ અધ્યાય

## વિશ્વરૂપદર્શનયોગ

પૂર્વે દશમા અધ્યાયમાં શ્રીભગવાને નાના પ્રકારની વિભૂતિઓનું કથન કરીને તેના અંતવિષે विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् એ વચનવડે પરમેશ્વરના સર્વ વિશ્વાત્મક સ્વરૂપનું કથન કર્યું. તેનું શ્રવણ કરીને પરમ ઉત્કંઠાને પ્રાપ્ત થયેલો અર્જુન, પરમેશ્વરના સર્વ વિશ્વાત્મક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા કરતાં તથા પૂર્વોક્ત અર્થની પ્રશંસા કરતાં, આ પ્રકારનું વચન કહેવા લાગ્યોઃ-

**अर्जुन उवाच–मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥**

**શ્લોકાર્થ:**-અર્જુન કહે છે:-હે ભગવન્! મારા અનુગ્રહ અર્થે આપે પરમ ગુહ્ય તથા અધ્યાત્મ નામવાળું જે વચન કથન કર્યું છે, તે વચને કરી મારો-અર્જુનનો આ મોહ નષ્ટ થયો છે. ૧

**ટીકા:**-હે ભગવન્! આ મારા ભ્રાતા-પુત્રાદિ સર્વ બંધુઓ મરણને પ્રાપ્ત થાય છે, અને હું-અર્જુન તેમને હણું છું, એ પ્રકારના શોક-મોહરૂપ સાગરવિષે ડૂબેલો જે હું-અર્જુન છું, તેવા મારા-અર્જુનના અનુગ્રહ વાસ્તે અર્થાત્ શોક-મોહની નિવૃત્તિરૂપ ઉપકારવાસ્તે પરમ કૃપાળુ સર્વજ્ઞ આપે अशोच्यानन्वशोचस्त्वम् એ વચનથી લઇને છઠ્ઠા અધ્યાયની સમાપ્તિ પર્યંત त्वं પદાર્થના નિરૂપક જે વાકય કથન કર્યું છે, તે વાકય પરમ છે, અર્થાત્ નિરતિશય મોક્ષરૂપ પુરુષાર્થવિષે પર્યવસાનવાળું છે; અથવા પરમ એટલે શીઘ્ર શોક-મોહનું નિવર્તક હોવાથી ઉત્કૃષ્ટ છે. વળી તે વચન ગુહ્ય છે, અર્થાત્ શાસ્ત્રનિષિદ્ધ કર્મવિષે પ્રવૃત્ત, શ્રદ્ધાથી રહિત તથા વિષયોવિષે આસક્ત એવા અનધિકારી પુરુષોને આપવા યોગ્ય નથી. વળી તે વચન અધ્યાત્મસંજ્ઞિત છે, અર્થાત્ આત્મા-અનાત્માના વિવેકને વિષય કરનારું છે. આત્મા-અનાત્માનો વિવેક કરવાવાસ્તે જે શાસ્ત્ર છે તેનું નામ અધ્યાત્મ છે. જેની સંજ્ઞા એટલે નામ અધ્યાત્મ છે તે અધ્યાત્મસંજ્ઞિત છે. એવા આપનાં વચનવડે મારો-અર્જુનનો સ્વાનુભવસિદ્ધ મોહ નષ્ટ થયો છે, અર્થાત્ હું-અર્જુન ભીષ્મ-દ્રોણાદિકોને હણું છું તથા મારાથી-અર્જુનથી ભીષ્મ-દ્રોણાદિ હણાય છે, ઇત્યાદિ નાના પ્રકારનો વિપર્યયરૂપ મોહ આપનાં વચનવડે નષ્ટ થયો છે. પૂર્વોક્ત વચનવિષે 'नायं हंति न हन्यते, न जायते म्रियते वा कदाचित्, वेदाविनाशिनं नित्यं अच्छेद्योऽयमदाह्योऽयम्' ઇત્યાદિ વચનોવડે આત્માને આપે સર્વ વિકારોથી રહિત કહેલ છે, તે કારણથી મારો મોહ અત્યારે નષ્ટ થયો છે. આ શ્લોકના પ્રથમ પાદવિષે જે એક અક્ષર અધિક છે, તે આર્ષ છે, અર્થાત્ ઋષિપ્રણીત હોવાથી દોષયુક્ત નથી. (૧)

**અવતરણિકા:**-જેમ, જેનીવિષે त्वं પદાર્થનો નિર્ણય પ્રધાન છે, એવા છઠ્ઠા અધ્યાય પર્યંત આપનું કથન મેં સાંભળ્યું છે, તેમ જેનીવિષે तत् પદાર્થનો નિર્ણય પ્રધાન છે એવું સાતમા અધ્યાયથી દશમા અધ્યાય સુધીનું આપનું કથન પણ મેં સાંભળ્યું છે; એ વાત અર્જુન કહે છે:-

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

શ્લોકાર્થ:–હે કમલપત્રાક્ષ ! આપ ભગવાન્ તરફથી જ મેં આ ભૂતોનાં ઉત્પત્તિ તથા પ્રલય બન્ને શ્રવણ કર્યાં છે, તેમ જ આપના સોપાધિક માહાત્મ્યનું તથા નિરુપાધિક અવ્યયરૂપ માહાત્મ્યનું પણ મેં શ્રવણ કર્યું છે. ૨

ટીકા:–હે કમલપત્રાક્ષ શ્રીભગવન્ ! અહીં કમલપત્રની પેઠે દીર્ઘ, વિશાલ, કિંચિત્ રક્તતાયુક્ત તથા અત્યંત મનોરમ જેની અક્ષિ એટલે નેત્રો છે, તેનું નામ કમલપત્રાક્ષ છે. આ સંબોધનવડે અર્જુને ભગવાનની જે અત્યંત સુંદરતા કહી છે, તે પરમેશ્વરવિષયક પ્રેમની અતિશયતાથી કહી છે. અથવા हे कमलपत्राक्ष એ સંબોધનનો આ પ્રમાણે અર્થ કરવો:– कं मलति प्रकाशयति इति कमलं आत्मज्ञानम्–અર્થાત્–સ્વસ્વરૂપાનંદરૂપ જે બ્રહ્મસુખ છે તેનું નામ कं છે; તે બ્રહ્મસુખને જે પ્રકાશિત કરે છે, તેનું નામ कमल છે. એવું મહાવાક્યજન્ય આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાનવડે જ બ્રહ્મસુખનો પ્રકાશ થાય છે તથા पतनात् त्रायते इति पत्रं–અર્થાત્–અધિકારીનું જન્મ–મરણના પ્રવાહરૂપ સંસારસમુદ્રવિષે પતનથી જે રક્ષણ કરે છે તેનું નામ પત્ર છે; એવું પત્રરૂપ પણ આત્મજ્ઞાન જ છે; અર્થાત્ કમલરૂપ હોય તથા તે જ પત્રરૂપ હોય તેનું નામ કમલપત્ર છે. कमलपत्रेण अक्ष्यते प्राप्यते इति कमलपत्राक्षः અર્થાત્ કમલપત્ર એટલે આત્મજ્ઞાને કરી જે પ્રાપ્ત થાય તેનું નામ કમલપત્રાક્ષ છે.

અર્થાત્ આત્મજ્ઞાનવડે પ્રાપ્ત થવા યોગ્ય શુદ્ધ હે પરબ્રહ્મ ! આપ પરમેશ્વર પાસેથી જ આ સર્વ ભૂતોના ઉત્પત્તિ–પ્રલય મેં ( अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा अ. ७ श्लो. ६ ॥ प्रकृतिं स्वामवष्टभ्य० अ. ९. श्लो. ८ ॥ अहं सर्वस्य प्रभवः० अ. १० श्लो. ८ ॥) ઇત્યાદિ વચનોવડે વિસ્તારથી શ્રવણ કરેલ છે–કાંઇ સંક્ષેપથી એક જ વાર શ્રવણ કરેલ નથી. હે ભગવન્ ! આપની–પરમેશ્વરની પાસેથી આ સર્વ ભૂતોનાં ઉત્પત્તિ–પ્રલય જ કેવળ મેં શ્રવણ કરેલ નથી, કિન્તુ તમારું માહાત્મ્ય પણ ઘણીવાર શ્રવણ કરેલ છે.

મહાત્મારૂપ પરમેશ્વરનો જે નિરતિશય ઐશ્વર્યરૂપ ભાવ છે, તેનું નામ માહાત્મ્ય છે. આ માહાત્મ્ય નીચે પ્રમાણે છે:–આ લોકમાં જે કર્તા હોય છે તે વિકારી જ હોય છે અને પરમેશ્વર તો આ જગતની ઉત્પત્તિ આદિકોને કરનાર હોવા છતાં પણ અવિકારીરૂપ જ છે. આ લોકમાં જે પુરુષ બીજાઓને પ્રેરણા કરીને શુભ–અશુભ કર્મો કરાવે છે, તે પુરુષ વિષમતાના દોષવાળો જ હોય છે અને પરમેશ્વર તો જીવોને પ્રેરણા કરીને શુભ અશુભ કર્મો કરાવતો હોવા છતાં પણ વિષમતાના દોષથી રહિત છે. આ લોકમાં જે પુરુષ વિચિત્ર ફળનો પ્રદાતા હોય છે, તે પુરુષ અસંગ ઉદાસીન હોતો નથી અને પરમેશ્વર તો બંધ–મોક્ષાદિ વિચિત્ર ફળનો પ્રદાતા હોવા છતાં પણ અસંગ ઉદાસીન જ છે. ઇત્યાદિ બીજું પણ સર્વાત્મત્વ આદિ સોપાધિક માહાત્મ્ય મેં ઘણીવાર શ્રવણ કરેલ છે. હે ભગવન્ ! આપનું–પરમેશ્વરનું કેવળ સોપાધિક માહાત્મ્ય જ મેં શ્રવણ કર્યું નથી, કિન્તુ આપનું–પરમેશ્વરનું નિરુપાધિક અવ્યયરૂપ માહાત્મ્ય પણ શ્રવણ કર્યું છે. વ્યય એટલે નાશ, તે નાશથી જે રહિત હોય તેનું નામ અવ્યય છે. (૨)

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

શ્લોકાર્થઃ-હે પરમેશ્વર ! જેવી રીતે આપ આપના આત્માનું કથન કરો છો તે આપનું કહેવું યથાર્થ જ છે. છતાં હે પુરુષોત્તમ ! હું આપના ઈશ્વરસમ્બન્ધિ સ્વરૂપનું દર્શન કરવાની ઇચ્છા રાખું છું. ૩

ટીકાઃ-હે પરમેશ્વર ! જે સોપાધિક નિરતિશય ઐશ્વરરૂપે કરીને તથા જે નિરુપાધિક નિરતિશય ઐશ્વરરૂપે કરીને આપ પોતાના સ્વરૂપનું કથન કરો છો, તે આપનું કથન યથાર્થ જ છે. કોઈ પણ કાળે આપનું કથન અયથાર્થ નથી, અર્થાત્ તમારાં વચનવિષે ક્યાંય પણ મને અવિશ્વાસની શંકા નથી. હે પુરુષોત્તમ ! યદ્યપિ આપનાં વચનો વિષે મારો દૃઢ વિશ્વાસ છે, તથાપિ કૃતાર્થ થવાની ઇચ્છાવડે હું-અર્જુન તમારું ઐશ્વર રૂપ જોવાની ઇચ્છા કરું છું, અર્થાત્ જ્ઞાન-ઐશ્વર્ય-શક્તિ-બળ-વીર્ય-તેજ-ઇત્યાદિ ગુણોવડે સંપન્ન આપનું-ઈશ્વરનું જે અદ્ભુત સ્વરૂપ છે, તેનું નામ ઐશ્વર રૂપ છે. આ રૂપ જોવાની હું ઇચ્છા કરું છું.

સર્વ પુરુષો કરતાં સર્વજ્ઞતાદિ ગુણોવડે જે ઉત્તમ હોય તેનું નામ પુરુષોત્તમ છે. એવા 'પુરુષોત્તમ' સંબોધનવડે અર્જુને શ્રીભગવાનની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો કે, હે ભગવન્! તમારાં વચનવિષે મને અવિશ્વાસ નથી તથા આપનું તે ઐશ્વર રૂપ જોવાની ઇચ્છા મને બહુ છે; એ મારા હૃદયના વૃત્તાંતને આપ સર્વજ્ઞ હોવાથી તથા અંતર્યામી હોવાથી જાણો છો. (૩)

અવતરણિકાઃ—"હે અર્જુન ! તારાવડે દેખવાને અશક્ય જે મારું સ્વરૂપ છે, તે સ્વરૂપને દેખવાની ઇચ્છા કરવી તે ઉચિત હોય છે" એવી શ્રીભગવાનને શંકા થતાં અર્જુન કહે છેઃ—

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

શ્લોકાર્થઃ-હે પ્રભો ! આપનું ઐશ્વર સ્વરૂપ મારાવડે-અર્જુનવડે જોવા શક્ય છે એ પ્રકારે જો આપ માનતા હો તો હે યોગીઓના ઈશ્વર ! આપ મને નાશથી રહિત એવું ઐશ્વરરૂપવિશિષ્ટ આત્માનું દર્શન કરાવો. ૪

ટીકાઃ-સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, પ્રવેશ, પ્રશાસન એ પાંચે કરવાને જે સમર્થ હોય તેનું નામ પ્રભુ છે. હે પ્રભો અર્થાત્ હે સર્વના સ્વામિન્ ! આપનું ઐશ્વર રૂપ અર્જુનને જોવા માટે શક્ય છે, એવું જો આપ માનતા હો અર્થાત્ એવું જો આપ જાણતા હો, અથવા "એ અર્જુન આ મારું રૂપ દેખે" એવી જો આપ ઇચ્છા કરતા હો, તો હે સર્વ યોગીઓના ઈશ્વર ! આપની ઇચ્છાની વશતાથી મને-અત્યંત જિજ્ઞાસુ અર્જુનને પરમ કારુણિક આપ ઐશ્વરરૂપવિશિષ્ટ તથા નાશથી રહિત આત્માને દર્શાવો-દેખાડો. અર્થાત આપનાં સ્વરૂ-

દેખાડવાની ઇચ્છા કરશો તો હું-અર્જુન આપનાં સ્વરૂપને અવશ્ય દેખીશ. અથવા હે યોગેશ્વર એ સંબોધનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો. "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનો જે જીવ-બ્રહ્મનો એકત્વના દર્શનરૂપ જ્ઞાનયોગ છે, તેનું નામ યોગ છે. આ યોગનો જે ઇશ્વર હોય, અર્થાત્ અધિકારી જનોની પ્રત્યે જ્ઞાનયોગની પ્રાપ્તિ કરવાવિષે જે સમર્થ હોય તેનું નામ યોગેશ્વર છે. (૪)

અવતરણિકા:-આ પ્રકારે અત્યંત ભક્ત અર્જુને પ્રાર્થના કરવાથી, શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે પોતાનું સ્વરૂપ દેખાડવાની ઇચ્છા કરતાં કહે છેઃ—

**श्रीभगवानुवाच-पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥**

શ્લોકાર્થઃ—શ્રીભગવાન્ કહે છેઃ-હે પાર્થ! જેના નાના પ્રકારના વર્ણો તથા આકૃતિઓ છે, એવા મારાં-પરમેશ્વરનાં નાના પ્રકારનાં અદ્‌ભુત, સેંકડો તથા હજારો રૂપોને તું જો. ૫

ટીકાઃ—આ શ્લોકથી લઇને આગળના ચાર શ્લોકોવિષે ક્રમે કરીને पश्य એ શબ્દની આવૃત્તિ કરીને શ્રીભગવાને "મારૂં દિવ્યરૂપ હું તને દેખાડું છું, તું સાવધાન થા" એ પ્રકારે અર્જુનને અભિમુખ કરેલ છે. शतशः अथ सहस्रशः એ સંખ્યાવાચક બન્ને શબ્દોવડે શ્રીભગવાને આ રૂપોવિષે અપરિમિતિ રૂપતા કહી છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, હે અર્જુન! વિલક્ષણ નીલ-પીતાદિ વર્ણો જેમના છે તથા વિલક્ષણ અવયવોની રચનાવિશેષ-રૂપ જેમની આકૃતિઓ છે, એવાં જે અનેક પ્રકારનાં તથા અત્યંત અદ્‌ભુત તથા અપરિમિત સંખ્યાવાળાં મારાં-પરમેશ્વરનાં રૂપો છે, તે રૂપોને તું દેખ, અર્થાત્ તે રૂપોને દેખવાને તું યોગ્ય થા. (૫)

અવતરણિકા:-પૂર્વ શ્લોકવિષે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે પોતાનાં દિવ્ય રૂપો દેખાડવાની પ્રતિજ્ઞા કરી. હવે આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે શ્રીભગવાન્ અર્જુન પ્રત્યે બે શ્લોકોવડે પોતાનું યત્કિંચિત્ રૂપ કહે છેઃ-

**पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा ।**
**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! તું આદિત્યોને, વસુઓને, રુદ્રોને, અશ્વિનીકુમારોને તથા મરુતોને જો. તેમજ પૂર્વે નહિ જોયલાં એવાં અનેક અદ્‌ભુત રૂપોને તું જો. ૬

ટીકા:-હે અર્જુન! તું દ્વાદશ આદિત્યોને દેખ, અષ્ટ વસુઓને દેખ, એકાદશ રુદ્રોને દેખ, બે અશ્વિનીકુમારોને દેખ, ઓગણપચાસ મરુતોને દેખ તથા તે સિવાયના બીજા પણ દેવતાઓને તું દેખ. હે અર્જુન! જે રૂપો અર્જુને તથા કોઇ અન્ય પ્રાણીએ આ મનુષ્યલોકમાં ક્યારે પણ દેખેલ નથી, એવાં બહુ અદ્‌ભુત રૂપોને અત્યારે તું દેખ. તેમાં बहूनि એ વચન शतशोऽथ सहस्रशः એ પૂર્વોક્ત વચનના વ્યાખ્યાનરૂપ છે. आदित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा એ વચન नानाविधानि એ પૂર્વોક્ત વચનના વ્યાખ્યાનરૂપ છે. अदृष्टपूर्वाणि એ વચન दिव्यानि એ પૂર્વોક્ત વચનના વ્યાખ્યાનરૂપ છે-અને आश्चर्याणि એ વચન नानावर्णाकृतीनि च એ પૂર્વોક્ત વચનના વ્યાખ્યાનરૂપ છે. (૬)

અવતરણિકા:-હે અર્જુન! કેવળ એટલાં રૂપોને જ તું દેખવા યોગ્ય નથી, કિન્તુ આ સ્થાવર-જંગમરૂપ સર્વ જગત્ જ મારા દેહવિષે રહેલું તું દેખઃ આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે:-

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! મારા આ દેહવિષે એક અવયવવિષે રહેલા સ્થાવરજંગમ સહિત સમસ્ત જગતને તું આજે જો. તેમ જ અન્ય જે કોઇ જય પરાજય આદિક જોવાની ઇચ્છા કરે છે તેને પણ તું જો. ૭

ટીકા:-હે ગુડાકેશ! અર્થાત્ હે નિદ્રાને જિતનારા અર્જુન! આ મારા દેહવિષે કોઇ એક નખના અગ્રરૂપ અવયવવિષે રહેલા આ સ્થાવર જંગમ સહિત સમગ્ર જગતને તું અત્યારે દેખ, જે સર્વ જગત્, તે તે સ્થાનવિષે ભ્રમણ કરીને શત કોટિ વર્ષો પર્યંત પણ દેખાવાને અશક્ય છે, તે સર્વ જગતને તું અત્યારે એકત્ર રહેલું દેખ. હે અર્જુન! જે કોઇ પણ અન્ય પણ જય-પરાજયાદિકોને દેખવાની ઇચ્છા કરતો હોય, તે જય-પરાજયાદિકોને પણ તું પોતાના સંશયની નિવૃત્તિ કરવા વાસ્તે આ મારા દેહવિષે દેખ. (૭)

અવતરણિકા:-मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो-અર્થાત્ આપનું ઐશ્વર રૂપ મારાથી-અર્જુનથી દેખાવું શક્ય છે, આ પ્રમાણે જો આપ માનતા હો, તો તે રૂપ મને દેખાડો. એવું જે વચન પૂર્વે અર્જુને શ્રીભગવાનની પ્રત્યે કહ્યું હતું, તે રૂપ દેખાવાવિષે શ્રીભગવાન્ હવે કિંચિત્ વિશેષતા કહે છે:-

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥**

શ્લોકાર્થ:-વળી તું આ તારા (માનુષિક) ચક્ષુવડે દિવ્ય સ્વરૂપ એવા મને-પરમેશ્વરને કદાપિ પણ જોવાને સમર્થ નથી. આ કારણને લીધે હું-પરમેશ્વર તને દિવ્ય ચક્ષુ આપું છું, જે દિવ્ય ચક્ષુની સહાયતાથી મારા-પરમેશ્વરના ઐશ્વરરૂપ યોગને તું જો. ૮

ટીકા:-હે અર્જુન! આ સ્વભાવસિદ્ધ જે તારાં પ્રાકૃત ચક્ષુઓ છે, તે પ્રાકૃત ચક્ષુઓવડે દિવ્યરૂપવાળા મને-પરમેશ્વરને દેખવાને તું કદાચિત્ પણ સમર્થ નથી.

**અર્જુને કરેલી શંકા:**-"હે ભગવન્! ત્યારે હું અર્જુન આપના સ્વરૂપને કેવી રીતે દેખી શકીશ?"

**શ્રીભગવાને કરેલું સમાધાન:**-दिव्यं इति હે અર્જુન! મારાં-પરમેશ્વરનાં દિવ્ય રૂપને દેખવાવિષે સમર્થ એવું દિવ્ય એટલે અપ્રાકૃત ચક્ષુ હું-પરમેશ્વર તને આપું છું. તે દિવ્ય ચક્ષુવડે તું-અર્જુન મારા-પરમેશ્વરના યોગને અર્થાત્ ન બનતા અર્થને બનાવવાની સમર્થતારૂપ યોગને દેખ. આ યોગ ઐશ્વર છે, અર્થાત્ મારો-ઈશ્વરનો જ સાધારણ ધર્મ છે; અન્ય કોઈ-વિષે આ યોગ રહેતો નથી. અહીં કોઇ પુસ્તકમાં न तु मां शक्यसे એ પ્રકારનો પણ પાઠ હોય છે. તે પાઠનો આ પ્રમાણે અર્થ કરવો. તું-અર્જુન આ ચક્ષુવડે દિવ્યરૂપવાળા મને-પરમેશ્વરને દેખવાને સમર્થ થશે નહિ. (૮)

અવતરણિકાઃ–ત્યાં, શ્રીભગવાને અર્જુનની પ્રત્યે પોતાનું દિવ્ય રૂપ દેખાડ્યું. આ રૂપને જોઈને અત્યંત વિસ્મયને પ્રાપ્ત થયેલો અર્જુન શ્રીભગવાનની પ્રત્યે દેખેલા દિવ્ય રૂપને કહેવા લાગ્યોઃ આ વૃત્તાંત एवमुक्त्वा ઇત્યાદિ ૫૬ શ્લોકોવડે ધૃતરાષ્ટ્રની પ્રત્યે સંજય કહે છેઃ—

संजय उवाच–एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

શ્લોકાર્થઃ–સંજય કહે છેઃ–હે ધૃતરાષ્ટ્ર ! ત્યારપછી મહાન્ યોગેશ્વર એવા શ્રીકૃષ્ણ ભગવાન્, આ રીતનું વચન કહ્યા પછી અર્જુનને પોતાનું ઐશ્વર રૂપ દર્શાવવા લાગ્યા. ૯

ટીકાઃ–હે ધૃતરાષ્ટ્ર ! તે મહા યોગેશ્વર હરિ અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ, સર્વ યોગી જનોના ઈશ્વર તથા પોતાના ભક્તજનોના સર્વ ક્લેશોને હરનાર શ્રીકૃષ્ણ ભગવાન્, "આ પ્રાકૃત ચક્ષુવડે તું–અર્જુન દિવ્યરૂપ મને–પરમેશ્વરને દેખી શકીશ નહિ, તેથી હું તને દિવ્ય ચક્ષુ આપું છું" એ પ્રકારનું વચન અર્જુનની પ્રત્યે કહીને, દિવ્ય ચક્ષુઓ દીધા પછી અનન્ય ભક્ત અર્જુનની પ્રત્યે, દેખવાને અશક્ય હોવા છતાં પણ પોતાનું દિવ્ય ઐશ્વરરૂપ દેખાડવા લાગ્યા. (૯)

અવતરણિકાઃ–હવે, તે દિવ્યરૂપનું અનેક વિશેષણોવડે યુક્ત કથન કરે છેઃ–

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

શ્લોકાર્થઃ–હે રાજન્ ! જેને વિષે અનેક મુખો તથા નેત્રો છે, જેને વિષે અનેક અદ્‌ભુત વસ્તુઓનું દર્શન છે, જેને વિષે અનેક દિવ્ય ભૂષણો છે તથા જેને વિષે સજ્જ કરેલાં અનેક દિવ્ય આયુધો છે એવાં રૂપનું શ્રીભગવાન્ દર્શન કરાવવા લાગ્યા. ૧૦

ટીકાઃ–હે રાજન્ ! જે રૂપવિષે અનેક મુખો તથા નેત્રો છે, જે રૂપવિષે વિસ્મયની પ્રાપ્તિ કરનારી અનેક વસ્તુઓનું દર્શન છે, જે રૂપવિષે અનેક દિવ્ય ભૂષણો છે તથા જે સ્વરૂપવિષે ચક્ર–ગદાદિ અનેક દિવ્ય આયુધો સજ્જ કરેલાં છે, એવું સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનની પ્રત્યે દેખાડવા લાગ્યા. (૧૦)

વળી—

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

શ્લોકાર્થઃ—જેણે દિવ્ય માળા તથા વસ્ત્ર ધારણ કરેલાં છે, જેને વિષે દિવ્ય ગંધવાળી વસ્તુઓનું લેપન છે તથા જે સર્વ આશ્ચર્યમય, પ્રકાશરૂપ, અપરિચ્છિન્ન અને સર્વ તરફથી મુખવાળું છે એવાં સ્વરૂપને દેખાડવા લાગ્યા. ૧૧

ટીકાઃ–હે રાજન્ ! પુષ્પમય તથા રત્નમય એવી જે દિવ્યમાળાઓ છે, તે દિવ્યમાળાઓને જેણે ધારણ કરી છે, પીતાંબરાદિ દિવ્ય વસ્ત્રોને જેણે ધારણ કરેલ છે, જેને વિષે દિવ્યગંધવાળા કર્પૂર–ચંદનાદિકોનું લેપન છે, જે સર્વાશ્ચર્યમય છે અર્થાત્ તેજ–બળ–વીર્ય–શક્તિ–રૂપ–ગુણ–અવયવ–અવસ્થાન ઇત્યાદિ સર્વ વિશેષોવડે અનેક અદ્‌ભુતવાળું છે, જે રૂપ દેવ છે અર્થાત્ પ્રકાશસ્વરૂપ છે, જે રૂપ અનંત છે અર્થાત્ દેશ–કાળ–વસ્તુ–પરિચ્છેદથી રહિત

છે તથા જે રૂપ વિશ્વતોમુખ છે અર્થાત્ જેને વિષે સર્વ બાજુએથી મુખ રહેલાં છે, એવા પોતાના સ્વરૂપને શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે દેખાડવા લાગ્યા. આ પ્રકારે પૂર્વના આઠમા શ્લોકમાં રહેલા दर्शयामास શબ્દની સાથે આ બન્ને શ્લોકોનો અન્વય કરવો; અથવા अर्जुनो ददर्श એ શબ્દના અધ્યાહારવડે આ બન્ને શ્લોકોનો અન્વય કરવો. અર્થાત્ એવા સ્વરૂપને અર્જુન દેખવા લાગ્યો. (૧૧)

અવતરણિકા:—પૂર્વ શ્લોકવિષે વિશ્વરૂપનું देवं એ વિશેષણ કહ્યું હતું. હવે તે વિશેષણનું આ શ્લોકમાં વિસ્તારથી વર્ણન કરે છે:—

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥**

શ્લોકાર્થ:—આકાશવિષે એક જ કાળમાં જ્યારે સહસ્ર સૂર્યોની પ્રભા ઉત્પન્ન થાય છે ત્યારે તે પ્રભા વિશ્વરૂપની પ્રભાના તુલ્ય થાય છે. ૧૨

ટીકા:—હે રાજન્ ! આકાશવિષે સહસ્ર સૂર્યોની અર્થાત્ એક જ કાળે ઉદય પામેલા અપરિમિત સૂર્યોના સમૂહની પ્રભા એક જ કાળે જો કદાચિત્ ઉત્થિત થઇ હોય, તો તે પ્રભા વિશ્વરૂપની પ્રભાની તુલ્ય હોય અથવા તુલ્ય ન પણ હોય. અને હું તો એમ માનું છું કે, સૂર્યોની પ્રભા કરતાં પણ વિશ્વરૂપની પ્રભા અત્યંત ઉત્કૃષ્ટ છે; એથી પર બીજી કોઇ ઉપમા નથી. એક જ કાળે અપરિમિત સૂર્યોનો ઉદય થવો જ સંભવતો નથી, એ ઉપમા અભૂત છે. આ અભૂત ઉપમાવડે એ અર્થ સૂચિત કર્યો કે, સર્વ પ્રકારે વિશ્વરૂપની પ્રભાની ઉપમા સંભવતી નથી. (૧૨)

અવતરણિકા:—પૂર્વે इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् એ વચનવડે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે પોતાના દેહના કોઇ અવયવવિષે સર્વ જગતને દેખવાની આજ્ઞા કરી હતી. તથા અર્જુન તે અર્થનો અનુભવ કરવા લાગ્યો: એ વાત પણ સંજય ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છે:—

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

શ્લોકાર્થ:—આ સમયે અર્જુન દેવોવડે પૂજ્ય એવા ભગવાનના આ વિશ્વરૂપ શરીરવિષે કોઇ એક દેશવિષે રહેલ તથા અનેક પ્રકારે કરી ભિન્ન એવા સર્વ જગતને જોવા લાગ્યો. ૧૩

ટીકા:—હે રાજન્ ! જે કાળે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે આશ્ચર્યમય વિશ્વરૂપ દેખાડ્યું તે કાળે અર્જુન ઇંદ્રાદિ સર્વ દેવતાઓવડે પૂજ્ય ભગવાનના તે વિશ્વરૂપ શરીરવિષે કોઇ એક અવયવવિષે સર્વ જગતને દેખવા લાગ્યો. તે જગત્ દેવ-પિતર-મનુષ્ય ઇત્યાદિ અનેક પ્રકારોવડે ભિન્ન ભિન્ન છે. (૧૩)

અવતરણિકા:—હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રકારે અદ્ભુત વિશ્વરૂપનું દર્શન થવા છતાં પણ અર્જુન ભયને પ્રાપ્ત થયો નહિ, તે રૂપને દેખીને અર્જુને પોતાનાં નેત્રોને પણ સંકોચ્યાં નહિ, સંભ્રમની વશતાથી અર્જુન તે કાળે અવશ્ય કર્તવ્ય અર્થને વિસરી પણ ગયો નહિ તથા ભયભીત થઇને અર્જુન તે દેશમાંથી નાશી પણ ગયો નહિ, કિન્તુ મહાન્ ચિત્તક્ષોભને પ્રાપ્ત થવા છતાં પણ અત્યંત ધૈર્યવાળો હોવાથી અર્જુન તે કાળે ઉચિત વ્યવહાર જ કરવા લાગ્યો; એ સર્વ અર્થ સંજય ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છે:—

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

શ્લોકાર્થ– ત્યાર પછી વિસ્મયવડે વ્યાપ્ત તથા પુલકિત–રોમાંચવાળો ધનંજય નારાયણ દેવને પોતાના મસ્તકવડે નમસ્કાર કરી, બે હાથ જોડી નીચે પ્રમાણે કહેવા લાગ્યો. ૧૪

ટીકા:–હે રાજન્ ! યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞ વાસ્તે સર્વ રાજાઓને જિતીને અર્જુન ધન લઇ આવ્યો હતો, તેથી અર્જુનને ધનંજય કહ્યો છે; તથા અર્જુને સાક્ષાત્ મહાદેવની સાથે પણ યુદ્ધ કરેલું છે; એવો અત્યંત પ્રસિદ્ધ પરાક્રમવાળો, અગ્નિની પેઠે અત્યંત તેજસ્વી તથા અત્યંત ધૈર્યવાન્ અર્જુન વિશ્વરૂપનાં દર્શનની પછી વિસ્મયવડે આવિષ્ટ થયો અર્થાત્ અદ્ભુતરૂપના દર્શનથી ઉત્પન્ન થયેલો જે ચિત્તના કોઇ અલૌકિક ચમત્કારરૂપ વિસ્મય છે, તે વિસ્મયવડે વ્યાપ્ત થયો. આ કારણથી જ હૃષ્ટરોમા થયો અર્થાત્ વિસ્મયવડે તેનાં શરીરનાં સર્વ રોમાંચો પુલકિત થયાં. એવો અર્જુન વિશ્વરૂપને ધારણ કરનારા નારાયણ દેવને ભૂમિપર રાખેલા પોતાના મસ્તકવડે અત્યંત શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરીને તથા પોતાના બન્ને હાથો જોડીને નીચે પ્રમાણે વચનો કહેવા લાગ્યો. (૧૪)

અવતરણિકા:–શ્રીભગવાને મને જે વિશ્વરૂપ દેખાડ્યું છે, તે વિશ્વરૂપ યદ્યપિ સર્વ લોકોવડે દેખવું અશક્ય છે, તથાપિ શ્રીભગવાને પ્રાપ્ત કરેલાં દિવ્ય ચક્ષુવડે હું–અર્જુન તે વિશ્વરૂપને પ્રત્યક્ષ દેખું છું, તેથી મારું અહોભાગ્ય છેઃ એ પ્રમાણે પોતાનો અનુભવ પ્રકટ કરતાં અર્જુન શ્રીભગવાનની પ્રત્યે કહે છેઃ–

अर्जुन उवाच–पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

શ્લોકાર્થ:—અર્જુન કહે છેઃ–હે દેવ ! આપના આ વિશ્વરૂપ દેહવિષે હું–અર્જુન સર્વ દેવતાઓને જોઉં છું, સ્થાવર જંગમરૂપ ભૂતોના સમૂહને જોઉં છું, કમલરૂપ આસનવિષે રહેલ સર્વના નિયંતા ચતુર્મુખ બ્રહ્માને જોઉં છું, સર્વ ઋષિઓને જોઉં છું તથા દિવ્ય સર્પોને જોઉં છું. ૧૫

ટીકા:–હે વિશ્વરૂપને ધારણ કરનારા નારાયણ દેવ ! તમારા આ વિશ્વરૂપ દેહવિષે હું–અર્જુન વસુ–રુદ્ર–આદિત્ય ઈત્યાદિ સર્વ દેવતાઓને દેખું છું, અર્થાત્ હું આ દિવ્ય ચક્ષુજન્ય જ્ઞાનનો વિષય કરું છું. આ પ્રકારનો पश्यामि શબ્દનો અર્થ આગળ પણ સર્વ પર્યાયોવિષે જાણી લેવો. આ તમારા વિશ્વરૂપ દેહવિષે હું–અર્જુન સ્થાવર–જંગમરૂપ સર્વ ભૂતોના સમૂહને પણ દેખું છું. વળી સર્વ ભૂતોના નિયંતા જે ચતુર્મુખ બ્રહ્મા છે, કે જે બ્રહ્મા કમલરૂપ આસનવિષે રહેલા છે, અર્થાત્ પૃથિવીરૂપ કમલની કર્ણિકારૂપ જે સુમેરુ છે, તે સુમેરુરૂપ આસનવિષે રહેલા છે, અથવા ભગવાનના નાભિકમલરૂપ આસનવિષે રહેલા છે, એવા ચતુર્મુખ બ્રહ્માને પણ હું–અર્જુન તમારા આ વિશ્વરૂપ દેહવિષે દેખું છું. વળી વસિષ્ઠથી લઇને જે બ્રહ્માના પુત્રરૂપ નારદ–સનકાદિ ઋષિઓ છે, તે સર્વ ઋષિઓને પણ હું તમારા આ વિશ્વરૂપ દેહવિષે દેખુ છું તથા આ લોકવિષે અપ્રસિદ્ધ જે વાસુકિ આદિ સર્પો છે, તે સર્પોને પણ હું તમારા આ વિશ્વરૂપ દેહવિષે દેખું છું. (૧૫)

અવતરણિકા:–ભગવાનના જે વિશ્વરૂપ દેહવિષે અર્જુન પૂર્વોક્ત સર્વ પદાર્થોને દેખવા લાગ્યો, તે વિશ્વરૂપ દેહનું અર્જુન હવે અનેક અદ્ભુત વિશેષણોવડે વર્ણન કરે છેઃ–

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥**

શ્લોકાર્થઃ-હે સર્વ વિશ્વોના ઈશ્વર! હે સર્વ વિશ્વરૂપ! જેને વિષે અનેક બાહુ, ઉદર, મુખો તથા નેત્રો છે, જેનું રૂપ સર્વત્ર તથા અનંતરૂપે છે એવા તમોને હું-અર્જુન જોઉં છું, વળી આપના અંતને હું જોઈ શકતો નથી, આપના મધ્યને હું જોઈ શકતો નથી તેમ જ આદિને પણ હું જોઈ શકતો નથી. ૧૬

ટીકાઃ—હે સર્વ વિશ્વના ઈશ્વર તથા હે સર્વ વિશ્વરૂપ શ્રીભગવન્! જેને વિષે અનેક બાહુ છે, જેને વિષે અનેક ઉદર છે, જેને વિષે અનેક મુખો છે તથા જેને વિષે અનેક નેત્રો છે, એવાં તમારાં વિશ્વરૂપને હું-અર્જુન આ દિવ્ય ચક્ષુવડે દેખું છું તથા જેનાં રૂપો સર્વત્ર અનંત છે, એવા તમને હું દેખું છું. તમારા અવસાનરૂપ અંતને પણ હું દેખતો નથી. તમારા મધ્યને પણ હું દેખતો નથી, તેમ જ તમારા આદિને પણ હું દેખતો નથી. કારણ કે જે પદાર્થ દેશવડે અથવા કાળવડે પરિચ્છિન્ન હોય છે, તે પદાર્થના જ આદિ-મધ્ય-અંત હોય છે. પણ આપ તો સર્વ દેશવિષે તથા સર્વ કાળવિષે વિદ્યમાન છો, તેથી આપના આદિ-મધ્ય-અંત સંભવતા નથી. અહીં હે વિશ્વેશ્વર હે વિશ્વરૂપ એવાં જે બે સંબોધનો ભગવાનને અર્જુને લગાડેલાં છે, તે સંબોધનો તે સમયે અતિ સંભ્રમથી લગાડેલાં છે. (૧૬)

અવતરણિકાઃ—હવે, અર્જુન વિશ્વરૂપ ભગવાનને અન્ય પ્રકારે અનેક વિશેષણોવડે યુક્ત કહે છેઃ-

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્! કિરીટને ધારણ કરવાવાળા, ગદાને ધારણ કરવાવાળા, ચક્રને ધારણ કરવાવાળા, તેજના સમૂહરૂપ, સર્વ બાજુએથી પ્રકાશમાન, જોવાને અશક્ય, પ્રકાશમાન અગ્નિ તથા સૂર્યની પ્રભાની માફક પ્રભાવાળા તથા અપ્રમેય એવા આપને હું-અર્જુન સર્વ તરફથી જોઉં છું. ૧૭

ટીકાઃ-હે ભગવન્! આપનું વિશ્વરૂપ, મસ્તકઉપર મુકુટને ધારણ કરનારું છે, હસ્તવિષે ગદાને ધારણ કરનારું છે, ચક્રને ધારણ કરનારું છે, સર્વ દિશાએથી પ્રકાશમાન છે તથા સર્વ તેજના સમૂહરૂપ છે કે જેથી તે દુર્નિરીક્ષ્ય છે અર્થાત્ આ દિવ્ય ચક્ષુવિના કોઈ પણ દેખવાને અશક્ય છે. અહીં दुर्निरीक्ष्यं એ પ્રકારનો જો મૂળ શ્લોકવિષે પાઠ હોય, તો દુઃશબ્દ નિષેધનો વાચક જાણવો, અર્થાત્ આપનું સ્વરૂપ દેખવામાં આવતું નથી. વળી અત્યંત દીપ્તિમાન્ જે અગ્નિ-સૂર્ય છે, તે અગ્નિ-સૂર્ય બન્નેની પ્રભાની પેઠે પ્રભાવાળું એવું તે વિશ્વરૂપ છે. વળી તે વિશ્વરૂપ અપ્રમેય છે અર્થાત્ "આ પ્રકારનું એ સ્વરૂપ છે" એ પ્રમાણે નિશ્ચય કરવાને અશક્ય છે. એવા સ્વરૂપને ધારણ કરનારા તમને સર્વ બાજુએથી હું-અર્જુન આ દિવ્ય ચક્ષુવડે દેખું છું. યદ્યપિ दुर्निरीक्ष्यं એ વચનવડે અર્જુને વિશ્વરૂપનાં દર્શનનો નિષેધ કહ્યો હતો અને पश्यामि એ વચનવડે વિશ્વરૂપનું દર્શન કહ્યું છે; તેથી પૂર્વ તથા ઉત્તર વચનનો વિરોધ પ્રાપ્ત થાય છે, તથાપિ અધિકારીના ભેદથી તે બન્ને વચનો સંભવે છે. દિવ્ય ચક્ષુથી રહિત પુરુષને વિશ્વરૂપ દેખવું અશક્ય છે અને દિવ્ય ચક્ષુવાળા પુરુષને તે વિશ્વરૂપ દેખવું શક્ય છે. (૧૭)

અવતરણિકાઃ-હે ભગવન્! બુદ્ધિમાન્ પુરુષોવડે પણ તર્ક ન કરવાને અશક્ય એવું જે આપનું નિરતિશય ઐશ્વર્ય છે, તે ઐશ્વર્યના દર્શનથી હું-અર્જુન આપને-પરમેશ્વરને આ પ્રકારના માનું છું; એ વાત અર્જુન કહે છેઃ-

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

શ્લોકાર્થઃ-હે ભગવન્! આપ જ પરમ અક્ષરરૂપ છો, આપ જ જાણવા યોગ્ય છો, આપ જ આ જગતના પરમ આશ્રયરૂપ છો, આપ જ અવ્યય છો, અનાદિ ધર્મના પાલક છો તથા આપ જ સનાતન પરમાત્મા પુરુષ મને સંમત છો. ૧૮

ટીકાઃ-હે ભગવન્! एतद्वैतदक्षरं गार्गि ઇત્યાદિ શ્રુતિએ અક્ષરરૂપે કરીને પ્રતિપાદન કરેલો તથા अक्षरात्परतः परः ઇત્યાદિ શ્રુતિએ સર્વથી પરરૂપે કરીને પ્રતિપાદન કરેલો જે નિર્ગુણ બ્રહ્મ છે, તે નિર્ગુણ બ્રહ્મરૂપ પણ આપ જ છો. આપ નિર્ગુણ બ્રહ્મરૂપ છો, એ કારણથી આપ જ મુમુક્ષુજનોએ વેદાંત-શાસ્ત્રના શ્રવણાદિકોવડે જાણવા યોગ્ય છો, તથા આપ જ આ સર્વ જગતના પરમ આશ્રયરૂપ છો અર્થાત્ આ સર્વ કલ્પિત પ્રપંચના અધિષ્ઠાનરૂપ છો. એ કારણથી જ આપ અવ્યય છો અર્થાત્ નિત્ય છો. નિત્ય વેદવડે પ્રતિપાદિત હોવાથી શાશ્વત-રૂપ વર્ણાશ્રમના પણ આપ જ પાલન કરનારા છો. અથવા शाश्वत धर्मगोप्ता એ બે શબ્દો જાણવા. તેમાં शाश्वत શબ્દ શ્રીભગવાનનું સંબોધન છે, અર્થાત્ હે શાશ્વત! હે નિત્યરૂપ! આ પક્ષવિષે अव्ययः એ શબ્દનો વિનાશથી રહિત એમ અર્થ કરવો. આ કારણથી જ જે સનાતન પરમાત્માદેવરૂપ પુરુષ છે, તે પરમાત્મા પુરુષ પણ હું આપને જ માનું છું. (૧૮)

વળી—

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

શ્લોકાર્થઃ-હે ભગવન્! ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશથી રહિત, અનંત પ્રભાવવાળા, અનંત બાહુવાળા, જેને ચંદ્ર તથા સૂર્યરૂપી નેત્રો છે એવા, જેમનાં મુખવિષે પ્રજ્વલિત અગ્નિ છે એવા તથા પોતાના તેજે કરી આ સર્વ વિશ્વને તપાયમાન કરનારાં એવાં આપનાં સ્વરૂ-પને હું-અર્જુન જોઉં છું. ૧૯

ટીકાઃ-હે ભગવન્! વળી આપનું વિશ્વરૂપ ઉત્પત્તિથી રહિત છે, સ્થિતિથી રહિત છે, વિનાશથી રહિત છે, અપરિમિત વીર્ય એટલે પ્રભાવવાળું છે તથા અનંત બાહુવાળું છે. અહીં अनंतबाहुं એ શબ્દ મુખાદિ સર્વ અવયવોની અનંતતાનું ઉપલક્ષણ છે તથા સૂર્ય-ચંદ્ર એ બે જેનાં નેત્રો છે તથા જેનું મુખ પ્રજ્વલિત અગ્નિ છે અથવા જેનાં મુખોવિષે પ્રજ્વલિત અગ્નિ છે તથા જે પોતાના તેજવડે આ સર્વ જગતને તપાયમાન કરનારું છે, એવા તમારા આ વિશ્વરૂપને હું-અર્જુન આ દિવ્ય ચક્ષુવડે દેખું છું. (૧૯)

અવતરણિકાઃ-હવે અર્જુન ભગવાનના વિશ્વરૂપની સર્વત્ર વ્યાપકતાનું કથન કરે છેઃ—

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

જેઓ યુદ્ધને દેખવાવાસ્તે આવેલા છે, તેઓ સર્વ વિશ્વના વિનાશને નિવૃત્ત કરવાવાસ્તે, પરિપૂર્ણ અર્થનાં બોધક તથા ગુણોની ઉત્કૃષ્ટતાનું પ્રતિપાદન કરનારાં એવાં વચનોવડે આપની-પરમેશ્વરની સ્તુતિ કરે છે. (૨૧)

વળી—

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।**
**गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્! રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, વિશ્વેદેવ, અશ્વિનીકુમાર, મરુત્, ઉષ્મપા તેમ જ ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધોનો સમૂહ આ સર્વ જ આપને જુવે છે તથા વિસ્મયને પ્રાપ્ત થાય છે. ૨૨

ટીકાઃ-હે ભગવન્! જેમનું નામ રુદ્ર છે, એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ આદિત્ય છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ વસુ છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ સાધ્ય છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ વિશ્વ છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જે બે અશ્વિનીકુમાર છે, જેમનું નામ મરુત છે એવા જે ઓગણપચાસ દેવતાવિશેષ છે, જેમનું નામ ઉષ્મપા છે એવો જે પિતરોનો સમૂહ છે કે જે પિતર ऊष्मभागा हि पितरः એ શ્રુતિવિષે ઉષ્મપા નામવડે કહેવામાં આવેલ છે, ગંધર્વોનો જે સમૂહ છે, યક્ષોનો જે સમૂહ છે, અસુરોનો જે સમૂહ છે તથા સિદ્ધોનો જે સમૂહ છે, તે સર્વ સમૂહો આપ વિશ્વરૂપવાળા પરમેશ્વરને દેખે છે તથા અદ્ભુત રૂપનાં દર્શનની પછી તે સર્વે વિસ્મયને પ્રાપ્ત થાય છે. (૨૨)

અવતરણિકાઃ-પૂર્વે વીશમા શ્લોકવિષે लोकत्रयं प्रव्यथितं महात्मन् એ વચનવડે વિશ્વરૂપનાં દર્શનથી ત્રણ લોકોને ભયની પ્રાપ્તિ કહી હતી. હવે આ પૂર્વોક્ત અર્થનો ઉપસંહાર કરે છે-

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥**

શ્લોકાર્થ-હે મહાબાહુવાળા ભગવન્! અત્યંત મહાન્, ઘણાં મુખ નેત્રવાળાં, ઘણા બાહુ, ઉરુ તથા પગવાળાં, ઘણાં ઉદરવાળાં, તેમ જ ઘણી દંષ્ટ્રાઓવડે અતિ ભયાનક એવાં આપનાં આ વિશ્વરૂપને જોઈ, સર્વ પ્રાણી તથા હું-અર્જુન વ્યથાને પ્રાપ્ત થાઉં છું. ૨૩

ટીકાઃ-હે મહાન્ ભુજાવાળા વિશ્વરૂપ ભગવન્! તમારાં આ અદ્ભુત વિશ્વરૂપને દેખીને સર્વ પ્રાણી ભયવડે અતિવ્યથાને પ્રાપ્ત થવા લાગ્યાં છે તથા હું-અર્જુન પણ તે રૂપને દેખીને ભયવડે અતિ વ્યથાને પ્રાપ્ત થયો છું. તમારૂં આ વિશ્વરૂપ મહત્ છે અર્થાત્ અત્યંત મહત્ પરિમાણવાળું છે. વળી આપનું રૂપ ઘણાં મુખોવાળું, ઘણા નેત્રોવાળું, ઘણી ભુજાઓવાળું, ઘણી ઉરુઓવાળું, ઘણા પાદોવાળું, ઘણાં ઉદરોવાળું તથા ઘણી દંષ્ટ્રાઓવાળું હોવાથી અત્યંત ભયાનક છે. એવાં આપનાં રૂપને દેખવાથી જ હું સહિત સર્વ પ્રાણી, ભયવડે પીડિત થવા લાગ્યાં છે. (૨૩)

અવતરણિકાઃ-હવે અર્જુન પરમેશ્વરના વિશ્વરૂપવિષે ભયાનકપણું સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છેઃ-

શ્લોકાર્થઃ-હે મહાત્મન્! આપ એકલાએ જ સ્વર્ગ તથા પૃથ્વીના મધ્યવિષે રહેલ અંતરિક્ષને વ્યાસ કર્યું છે તથા સર્વ દિશાઓને વ્યાસ કરી છે. આપનાં આ અદ્ભુત તથા ઉગ્ર રૂપને જોઈ ત્રણ લોક અત્યંત ભયયુક્ત થાય છે. ૨૦

ટીકાઃ-હે મહાત્મન્ અર્થાત્ હે સાધુ પુરુષોને અભયની પ્રાપ્તિ કરનારા વિશ્વરૂપ ભગવન્! સ્વર્ગ અને પૃથ્વી એ બન્નેની મધ્યમાં રહેલું જે અંતરિક્ષ લોક છે, તે અંતરિક્ષ આપ એક પરમેશ્વરે જ વ્યાસ કર્યું છે તથા પૂર્વ-પશ્ચિમાદિ સર્વ દિશાઓ પણ આપ-વિશ્વરૂપે જ વ્યાસ કરેલ છે. અહીં અંતરિક્ષનું તથા દિશાઓનું ગ્રહણ સ્થાવરજંગમરૂપ સર્વ વિશ્વનું ઉપલક્ષણ છે, અર્થાત્ આ સ્થાવર-જંગમરૂપ સર્વ વિશ્વ આપ-વિશ્વરૂપ પરમેશ્વરે જ વ્યાસ કર્યું છે અને જે વસ્તુ જેનાથી વ્યાસ થાય છે, તે વસ્તુ તેનું સ્વરૂપ જ હોય છે. જેમ મૃત્તિકાએ વ્યાસ કરેલાં ઘટ-શરાવાદિ કાર્યો મૃત્તિકાસ્વરૂપ જ હોય છે, તેમ આપ-પરમેશ્વરે વ્યાસ કરેલું આ સર્વ વિશ્વ આપનું જ સ્વરૂપ છે અર્થાત્ સર્વ વિશ્વરૂપ આપ જ છો. શ્રુતિ કહે છે કે-ब्रह्मैवेदं सर्वम्-અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે. હે ભગવન્! તમારાં આ વિશ્વરૂપને દેખીને ત્રણ લોક ભયવડે અત્યંત વ્યથાને પ્રાપ્ત થયેલાં છે. હવે તે વિશ્વરૂપનાં દર્શનવિષે ભયની હેતુતા સિદ્ધ કરવાવાસ્તે વિશ્વરૂપનાં હેતુગર્ભિત બે વિશેષણો અર્જુન કહે છે-अद्भुतं रूपमुग्रं इति. હે ભગવન્! આપનું વિશ્વરૂપ અદ્ભુત છે અર્થાત્ પોતાના દર્શનથી અત્યંત વિસ્મયની પ્રાપ્તિ કરનારૂં છે. વળી તે રૂપ ઉગ્ર છે અર્થાત્ મહાન્ તેજસ્વી હોવાથી અત્યંત દુઃખવડે જાણવામાં આવે છે. તેથી હે ભગવન્! હવે આ આપના વિશ્વરૂપને અંતર્ધ્યાન કરો. (૨૦)

અવતરણિકાઃ-હવે, "હું-પરમેશ્વર જ સર્વ પૃથિવીના ભારનો સંહાર કરનાર છું." એ પ્રકારે પોતાવિષે સર્વ પૃથિવીના ભારનું સંહારકર્તાપણું પ્રકટ કરનારા ભગવાનને દેખીને અર્જુન કહે છે:—

**अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ।**
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્! આ દેવતાઓનો સમૂહ આપને વિષે જ પ્રવેશ કરે છે, કેટલાક ભયને પ્રાપ્ત થયલા પુરુષો બે હાથ જોડી આપની સ્તુતિ કરે છે તથા મહર્ષિઓ અને સિદ્ધ પુરુષો 'આ જગતનું કલ્યાણ થાઓ,' આ રીતનું વચન કહી, આપની-પરમેશ્વરની, પરિપૂર્ણ અર્થનાં બોધવાળાં વચનોવડે સ્તુતિ કરે છે. ૨૧

ટીકાઃ—હે ભગવન્! પૃથિવીના ભારને ઉતારવાને વાસ્તે મનુષ્યરૂપે કરીને અવતારને પ્રાપ્ત થયેલા તથા દુષ્ટ જનોનો વિનાશ કરવાવાસ્તે યુદ્ધ કરનારા, જે આ વસુ-આદિત્ય ઈત્યાદિ દેવતાઓનો સમૂહ છે, તે સર્વ દેવગણ તમારાવિષે જ પ્રવેશ કરતું મારા જોવામાં આવે છે. અહીં त्वा असुरसंघाः એ પ્રકારના પદચ્છેદવડે એ વચનનો આ પ્રમાણે બીજો પણ અર્થ કરવોઃ અસુરોના અંશરૂપ હોવાથી અસુરરૂપ જે આ દુર્યોધનાદિ છે, તે દુર્યોધનાદિરૂપ અસુરગણ પૃથિવીવિષે ભારરૂપ છે. માટે દુર્યોધનાદિ અસુરગણ, દુષ્ટ અદૃષ્ટોવડે પ્રેરણા કરેલા પોતાના મરણવાસ્તે તમારાવિષે પ્રવેશ કરે છે; જેમકે પતંગ પોતાના મરણવાસ્તે અગ્નિવિષે પ્રવેશ કરે છે. બન્ને સેનાઓની મધ્યે કોઇ પુરુષો ભીત થઇને અર્થાત્ ભાગવાને પણ અસમર્થ થઇને પોતાના બન્ને હાથ જોડીને દૂરથી જ તમારી સ્તુતિ કરે છે. આ પ્રકારે મહાન્ યુદ્ધથી પ્રાપ્ત થયેલા ઉત્પાતાદિકોના નિમિત્તોને દેખીને "આ સર્વ વિશ્વનું સ્વસ્તિ થાઓ અર્થાત્ રક્ષણ થાઓ." એ પ્રકારનાં વચનો કહીને, નારદાદિ સર્વ મહાઋષિ તથા કપિલાદિ સર્વ સિદ્ધ કે

જેઓ યુદ્ધને દેખવાવાસ્તે આવેલા છે, તેઓ સર્વ વિશ્વના વિનાશને નિવૃત્ત કરવાવાસ્તે, પરિપૂર્ણ અર્થનાં બોધક તથા ગુણોની ઉત્કૃષ્ટતાનું પ્રતિપાદન કરનારાં એવાં વચનોવડે આપની-પરમેશ્વરની સ્તુતિ કરે છે. (૨૧)

વળી—

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।**
**गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્! રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, વિશ્વેદેવ, અશ્વિનીકુમાર, મરુત, ઉષ્મપા તેમ જ ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધોનો સમૂહ આ સર્વ જ આપને જુવે છે તથા વિસ્મયને પ્રાપ્ત થાય છે. ૨૨

ટીકાઃ-હે ભગવન્! જેમનું નામ રુદ્ર છે, એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ આદિત્ય છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ વસુ છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ સાધ્ય છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જેમનું નામ વિશ્વ છે એવો જે દેવતાઓનો સમૂહ છે, જે બે અશ્વિનીકુમાર છે, જેમનું નામ મરુત છે એવા જે ઓગણપચાસ દેવતાવિશેષ છે, જેમનું નામ ઉષ્મપા છે એવો જે પિતરોનો સમૂહ છે કે જે પિતર ऊष्मभागा हि पितरः એ શ્રુતિવિષે ઉષ્મપા નામવડે કહેવામાં આવેલ છે, ગંધર્વોનો જે સમૂહ છે, યક્ષોનો જે સમૂહ છે, અસુરોનો જે સમૂહ છે તથા સિદ્ધોનો જે સમૂહ છે, તે સર્વ સમૂહો આપ વિશ્વરૂપવાળા પરમેશ્વરને દેખે છે તથા અદ્ભુત રૂપનાં દર્શનની પછી તે સર્વે વિસ્મયને પ્રાપ્ત થાય છે. (૨૨)

અવતરણિકાઃ-પૂર્વે વીશમા શ્લોકવિષે लोकत्रयं प्रव्यथितं महात्मन् એ વચનવડે વિશ્વરૂપનાં દર્શનથી ત્રણ લોકોને ભયની પ્રાપ્તિ કહી હતી. હવે આ પૂર્વોક્ત અર્થનો ઉપસંહાર કરે છેઃ-

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥**

શ્લોકાર્થઃ-હે મહાબાહુવાળા ભગવન્! અત્યંત મહાન્, ઘણાં મુખ નેત્રવાળાં, ઘણા બાહુ, ઉરુ તથા પગવાળાં, ઘણાં ઉદરવાળાં, તેમ જ ઘણી દંષ્ટ્રાઓવડે અતિ ભયાનક એવાં આપનાં આ વિશ્વરૂપને જોઈ, સર્વ પ્રાણી તથા હું-અર્જુન વ્યથાને પ્રાપ્ત થાઉં છું. ૨૩

ટીકાઃ-હે મહાન્ ભુજાવાળા વિશ્વરૂપ ભગવન્! તમારાં આ અદ્ભુત વિશ્વરૂપને દેખીને સર્વ પ્રાણી ભયવડે અતિવ્યથાને પ્રાપ્ત થવા લાગ્યાં છે તથા હું-અર્જુન પણ તે રૂપને દેખીને ભયવડે અતિ વ્યથાને પ્રાપ્ત થયો છું. તમારૂં આ વિશ્વરૂપ મહત્ છે અર્થાત્ અત્યંત મહત્ પરિમાણવાળું છે. વળી આપનું રૂપ ઘણાં મુખોવાળું, ઘણાં નેત્રોવાળું, ઘણી ભુજાઓવાળુ, ઘણી ઉરુઓવાળું, ઘણા પાદોવાળું, ઘણાં ઉદરોવાળું તથા ઘણી દંષ્ટ્રાઓવાળું હોવાથી અત્યંત ભયાનક છે. એવાં આપનાં રૂપને દેખવાથી જ હું સહિત સર્વ પ્રાણી, ભયવડે પીડિત થવા લાગ્યાં છે. (૨૩)

અવતરણિકાઃ-હવે અર્જુન પરમેશ્વરના વિશ્વરૂપવિષે ભયાનકપણું સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છેઃ-

શ્લોકાર્થઃ-હે મહાત્મન્ ! આપ એકલાએ જ સ્વર્ગ તથા પૃથ્વીના મધ્યવિષે રહેલ રિક્ષને વ્યાપ્ત કર્યું છે તથા સર્વ દિશાઓને વ્યાપ્ત કરી છે. આપનાં આ અદ્દભુત ત રૂપને જોઈ ત્રણુ લોક અત્યંત ભયયુક્ત થાય છે. ૨૦

ટીકાઃ-હે મહાત્મન્ અર્થાત્ હે સાધુ પુરુષોને અભયની પ્રાપ્તિ કરનારા ભગવન્ ! સ્વર્ગ અને પૃથ્વી એ બન્નેની મધ્યમાં રહેલું જે અંતરિક્ષ લોક છે, તે આપ એક પરમેશ્વરે જ વ્યાપ્ત કર્યું છે તથા પૂર્વ-પશ્ચિમાદિ સર્વ દિશાઓ પણ આ રૂપે જ વ્યાપ્ત કરેલ છે. અહીં અંતરિક્ષનું તથા દિશાઓનું ગ્રહણ સ્થાવરજંગમ વિશ્વનું ઉપલક્ષણ છે, અર્થાત્ આ સ્થાવર-જંગમરૂપ સર્વ વિશ્વ આપ-વિશ્વરૂપ પ વ્યાપ્ત કર્યું છે અને જે વસ્તુ જેનાથી વ્યાપ્ત થાય છે, તે વસ્તુ તેનું સ્વરૂપ જેમ મૃત્તિકાએ વ્યાપ્ત કરેલાં ઘટ-શરાવાદિ કાર્યો મૃત્તિકાસ્વરૂપ જ હોય છે, પરમેશ્વરે વ્યાપ્ત કરેલું આ સર્વ વિશ્વ આપનું જ સ્વરૂપ છે અર્થાત્ સર્વ વિ જ છો. શ્રુતિ કહે છે કે-ब्रह्मैवेदं सर्वम्-અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે. તમારાં આ વિશ્વરૂપને દેખીને ત્રણુ લોક ભયવડે અત્યંત વ્યથાને પ્રાપ્ત થયેલાં વિશ્વરૂપનાં દર્શનવિષે ભયની હેતુતા સિદ્ધ કરવાવાસ્તે વિશ્વરૂપનાં હેતુગર્ભિત અર્જુન કહે છે-अद्भुतं रूपं इति. હે ભગવન્ ! આપનું વિશ્વરૂપ અદ્દભુત છે અ દર્શનથી અત્યંત વિસ્મયની પ્રાપ્તિ કરનારું છે. વળી તે રૂપ ઉગ્ર છે અર્થાત્ ઉ હોવાથી અત્યંત દુ:ખવડે જાણુવામાં આવે છે. તેથી હે ભગવન ! હવે આ રૂપને અંતર્ધ્યાન કરો. (૨૦)

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

શ્લોકાર્થ:-હે વિષ્ણુ ભગવન્ ! સંપૂર્ણ આકાશવિષે વ્યાપક, અત્યંત પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, વિસ્ફારિત મુખવાળા તથા પ્રજ્વલિત વિશાળ નેત્રવાળા એવા આપને જોઈને જ જેનું મન વ્યથાને પ્રાપ્ત થયલું છે એવો હું-અર્જુન ધૈર્યને તથા શમને પ્રાપ્ત થતો નથી. ૨૪

ટીકા:-હે વિષ્ણુ અર્થાત્ હે સર્વત્ર વ્યાપક ભગવન્ ! હું-અર્જુન તમને દેખીને ભયવડે કેવળ વ્યથાને જ પ્રાપ્ત થયો નથી, કિન્તુ જેનો અંતરાત્મા એટલે કે જેનું મન ભયવડે અત્યંત વ્યથાને પ્રાપ્ત થયું છે, એવો હું-અર્જુન તમને દેખીને જ ધૃતિને પણ પ્રાપ્ત થતો નથી અર્થાત્ દેહ-ઇંદ્રિયાદિ સંઘાતને ધારણ કરવાના સામર્થ્યરૂપ ધૈર્યને પણ પ્રાપ્ત થતો નથી, તેમ જ મનની સ્થિરતારૂપ શમને પણ પ્રાપ્ત થતો નથી. આપનું સ્વરૂપ આ સંપૂર્ણ આકાશરૂપ અંતરિક્ષ લોકવિષે વ્યાપ્ત થઈ રહ્યું છે. અથવા આકાશની પેઠે સર્વ પદાર્થોને સ્પર્શ કરી રહ્યું છે. વળી આપનું સ્વરૂપ દીપ્ત છે અર્થાત્ મહાન્ અગ્નિની પેઠે અત્યંત પ્રજ્વલિત છે. વળી આપનું સ્વરૂપ અનેકવર્ણ છે અર્થાત્ ભયની પ્રાપ્તિ કરનારાં અનેક રૂપોવડે યુક્ત છે. વળી તે સ્વરૂપ વિસ્ફારિત મુખવાળું અર્થાત્ ફાડેલાં મુખવાળું છે. વળી તે સ્વરૂપ સૂર્યમંડળની પેઠે પ્રજ્વલિત તથા વિશાલ નેત્રોવાળું છે. એવાં આપનાં સ્વરૂપને દેખીને જ જેનું મન ભયવડે વ્યથાને પ્રાપ્ત થયું છે એવો હું-અર્જુન ધૃતિને તથા શમને પ્રાપ્ત થતો નથી. અહીં હે વિષ્ણો એ સંબોધનવડે અર્જુને વિશ્વરૂપ ભગવાનની વ્યાપકતા કહી. તેમ કરીને એ અર્થ બોધિત કર્યો કે, આપ વિશ્વરૂપ સર્વત્ર વ્યાપક છો તે કારણથી તમારાવડે યુક્ત ભયાનક દેશનો પરિત્યાગ કરીને હું-અર્જુન અન્યત્ર જવાને સમર્થ નથી. તેથી આ ભયાનક વિશ્વરૂપ આપે અંતર્ધાન કરવું જોઇએ. (૨૪)

અવતરણિકા:—હવે, આ પૂર્વોક્ત અર્થને જ પુનઃ બીજા પ્રકારે કથન કરતાં અર્જુન શ્રીભગવાનની પ્રસન્નતાની પ્રાર્થના કરે છે.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

શ્લોકાર્થ:-હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે ભયંકર તથા પ્રલયકાળના અગ્નિના સરખાં આપનાં મુખોને જોઇને હું-અર્જુન દિશાઓને પણ જાણતો નથી તથા સુખને પણ પ્રાપ્ત થતો નથી. માટે હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારાપર પ્રસન્ન થાઓ. ૨૫

ટીકા:-હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે અત્યંત વિકરાલ હોવાથી ભયની પ્રાપ્તિ કરનારાં તથા પ્રલયકાળના અગ્નિની તુલ્ય એવાં જે આપનાં મુખો છે, તે આપનાં મુખોવિષે યદ્યપિ હું-અર્જુન પ્રાપ્ત થયો નથી, તથાપિ તે આપનાં મુખોને કેવળ દેખીને જ ભયની વશતાથી હું-અર્જુન પૂર્વ-અપર ઇત્યાદિ ભેદવડે દિશાઓને પણ જાણતો નથી. આ કારણથી જ હું-અર્જુન તમારૂં દર્શન થવા છતાં પણ સુખને પ્રાપ્ત થતો નથી. તેથી હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ, કે જેથી ભયથી રહિત થઇ, હું-અર્જુન તમારા દર્શનજન્ય સુખને પ્રાપ્ત થાઉં. અન્ય કોઇની અપેક્ષા નહિ કરીને જે પોતાની મેળે જ પ્રકાશમાન થાય તેનું નામ દેવ છે અને માત્ર પોતાની સમીપતાથી જે સર્વને ચેષ્ટા કરાવે તેનું નામ ઈશ છે. જે દેવ હોય

## કાલાત્મા ભગવાન્-(સંહાર સ્વરૂપ)



अर्जुन उवाच–नभःस्पृशं दीप्तमनेकवर्णं, व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा, धृतिं न विन्दामि शमं च विष्णो ॥ અ. ૧૧, શ્લો. ૨૪.

ભાવાર્થ —અર્જુન કહે છે –હે વિષ્ણુ! આકાશને અડકેલા, પ્રકાશમાન, અનેક રંગવાળા, ફાડેલા મુખવાળા, અનેક પ્રકાશિત વિશાળ નેત્રવાળા એવા તમને જોઈને મારૂં મન ભયભીત થયું છે અને મને ધીરજ તથા શાન્તિ રહેતી નથી.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, ફોર્ટ, મુંબઈ

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

શ્લોકાર્થ:-હે વિષ્ણુ ભગવન્ ! સંપૂર્ણ આકાશવિષે વ્યાપક, અત્યંત પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, વિસ્ફારિત મુખવાળા તથા પ્રજ્વલિત વિશાળ નેત્રવાળા એવા આપને જોઈને જ જેનું મન વ્યથાને પ્રાપ્ત થયલું છે એવો હું-અર્જુન ધૈર્યને તથા શમને પ્રાપ્ત થતો નથી. ૨૪

ટીકા:-હે વિષ્ણુ અર્થાત્ હે સર્વત્ર વ્યાપક ભગવન્ ! હું-અર્જુન તમને દેખીને ભયવડે કેવળ વ્યથાને જ પ્રાપ્ત થયો નથી, કિન્તુ જેનો અંતરાત્મા એટલે કે જેનું મન ભયવડે અત્યત વ્યથાને પ્રાપ્ત થયું છે, એવો હું-અર્જુન તમને દેખીને જ ધૃતિને પણ પ્રાપ્ત થતો નથી અર્થાત્ દેહ-ઇંદ્રિયાદિ સંઘાતને ધારણ કરવાના સામર્થ્યરૂપ ધૈર્યને પણ પ્રાપ્ત થતો નથી, તેમ જ મનની સ્થિરતારૂપ શમને પણ પ્રાપ્ત થતો નથી. આપનું સ્વરૂપ આ સંપૂર્ણ આકાશરૂપ અંતરિક્ષ લોકવિષે વ્યાપ્ત થઈ રહ્યુ છે અથવા આકાશની પેઠે સર્વ પદાર્થોને સ્પર્શ કરી રહ્યુ છે. વળી આપનું સ્વરૂપ દીપ્ત છે અર્થાત્ મહાન્ અગ્નિની પેઠે અત્યંત પ્રજ્વલિત છે. વળી આપનુ સ્વરૂપ અનેકવર્ણ છે અર્થાત્ ભયની પ્રાપ્તિ કરનારાં અનેક રૂપોવડે યુક્ત છે. વળી તે સ્વરૂપ વિસ્ફારિત મુખવાળું અર્થાત્ ફાડેલાં મુખવાળું છે વળી તે સ્વરૂપ સૂર્યમંડળની પેઠે પ્રજ્વલિત તથા વિશાલ નેત્રોવાળું છે. એવાં આપનાં સ્વરૂપને દેખીને જ જેનું મન ભયવડે વ્યથાને પ્રાપ્ત થયું છે એવો હું-અર્જુન ધૃતિને તથા શમને પ્રાપ્ત થતો નથી. અહીં હે વિષ્ણો એ સંબોધનવડે અર્જુને વિશ્વરૂપ ભગવાનની વ્યાપકતા કહી. તેમ કરીને એ અર્થ બોધિત કર્યો કે, આપ વિશ્વરૂપ સર્વત્ર વ્યાપક છો તે કારણથી તમારાવડે યુક્ત ભયાનક દેશનો પરિત્યાગ કરીને હું-અર્જુન અન્યત્ર જવાને સમર્થ નથી. તેથી આ ભયાનક વિશ્વરૂપ આપે અંતર્ધાન કરવું જોઇએ. (૨૪)

અવતરણિકા:—હવે, આ પૂર્વોક્ત અર્થને જ પુનઃ બીજા પ્રકારે કથન કરતાં અર્જુન શ્રીભગવાનની પ્રસન્નતાની પ્રાર્થના કરે છે.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

શ્લોકાર્થ -હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે ભયંકર તથા પ્રલયકાળના અગ્નિના સરખાં આપનાં મુખોને જોઇને હું-અર્જુન દિશાઓને પણ જાણતો નથી તથા સુખને પણ પ્રાપ્ત થતો નથી. માટે હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારાપર પ્રસન્ન થાઓ. ૨૫

ટીકા:-હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે અત્યંત વિકરાલ હોવાથી ભયની પ્રાપ્તિ કરનારાં તથા પ્રલયકાળના અગ્નિની તુલ્ય એવાં જે આપનાં મુખો છે, તે આપનાં મુખોવિષે યદ્યપિ હું-અર્જુન પ્રાપ્ત થયો નથી, તથાપિ તે આપનાં મુખોને કેવળ દેખીને જ ભયની વશતાથી હું-અર્જુન પૂર્વ-અપર ઇત્યાદિ ભેદવડે દિશાઓને પણ જાણતો નથી. આ કારણથી જ હું-અર્જુન તમારૂં દર્શન થવા છતા પણ સુખને પ્રાપ્ત થતો નથી. તેથી હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ, કે જેથી ભયથી રહિત થઇ, હું-અર્જુન તમારા દર્શનજન્ય સુખને પ્રાપ્ત થાઉં. અન્ય કોઇની અપેક્ષા નહિ કરીને જે પોતાની મેળે જ પ્રકાશમાન થાય તેનું નામ દેવ છે અને માત્ર પોતાની સમીપતાથી જે સર્વને ચેષ્ટા કરાવે તેનું નામ ઈશ છે. જે દેવ હોય

## કાલાત્મા ભગવાન્-(સંહાર સ્વરૂપ)



अर्जुन उवाच—नभःस्पृशं दीप्तमनेकवर्णं, व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा, धृतिं न विन्दामि शमं च विष्णो ॥ અ. ૧૧, શ્લો. ૨૪.

ભાવાર્થ.—અર્જુન કહે છે –હે વિષ્ણુ! આકાશને અડકેલા, પ્રકાશમાન, અનેક રંગવાળા, ફાડેલા મુખવાળા, અનેક પ્રકાશિત વિશાળ નેત્રવાળા એવા તમને જોઇને મારૂં મન ભયભીત થયું છે અને મને ધીરજ તથા શાન્તિ રહેતી નથી.

**નભઃસ્પૃશં દીપ્તમનેકવર્ણં व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥**

શ્લોકાર્થઃ-હે વિષ્ણુ ભગવન્ ! સંપૂર્ણ આકાશવિષે વ્યાપક, અત્યંત પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, વિસ્ફારિત મુખવાળા તથા પ્રજ્વલિત વિશાળ નેત્રવાળા એવા આપને જોઈને જ જેનું મન વ્યથાને પ્રાપ્ત થયલું છે એવો હું-અર્જુન ધૈર્યને તથા શમને પ્રાપ્ત થતો નથી. ૨૪

ટીકાઃ-હે વિષ્ણુ અર્થાત્ હે સર્વત્ર વ્યાપક ભગવન્! હું-અર્જુન તમને દેખીને ભયવડે કેવળ વ્યથાને જ પ્રાપ્ત થયો નથી, કિન્તુ જેનો અંતરાત્મા એટલે કે જેનું મન ભયવડે અત્યંત વ્યથાને પ્રાપ્ત થયું છે, એવો હું-અર્જુન તમને દેખીને જ ધૃતિને પણ પ્રાપ્ત થતો નથી અર્થાત્ દેહ-ઇંદ્રિયાદિ સંઘાતને ધારણ કરવાના સામર્થ્યરૂપ ધૈર્યને પણ પ્રાપ્ત થતો નથી, તેમ જ મનની સ્થિરતારૂપ શમને પણ પ્રાપ્ત થતો નથી. આપનું સ્વરૂપ આ સંપૂર્ણ આકાશરૂપ અંતરિક્ષ લોકવિષે વ્યાપ્ત થઈ રહ્યું છે. અથવા આકાશની પેઠે સર્વ પદાર્થોને સ્પર્શ કરી રહ્યું છે. વળી આપનું સ્વરૂપ દીપ્ત છે અર્થાત્ મહાન્ અગ્નિની પેઠે અત્યંત પ્રજ્વલિત છે. વળી આપનું સ્વરૂપ અનેકવર્ણ છે અર્થાત્ ભયની પ્રાપ્તિ કરનારાં અનેક રૂપોવડે યુક્ત છે. વળી તે સ્વરૂપ વિસ્ફારિત મુખવાળું અર્થાત્ ફાડેલાં મુખવાળું છે. વળી તે સ્વરૂપ સૂર્યમંડળની પેઠે પ્રજ્વલિત તથા વિશાલ નેત્રોવાળું છે. એવાં આપનાં સ્વરૂપને દેખીને જ જેનું મન ભયવડે વ્યથાને પ્રાપ્ત થયું છે એવો હું-અર્જુન ધૃતિને તથા શમને પ્રાપ્ત થતો નથી. અહીં હે વિષ્ણો એ સંબોધનવડે અર્જુને વિશ્વરૂપ ભગવાનની વ્યાપકતા કહી. તેમ કરીને એ અર્થ બોધિત કર્યો કે, આપ વિશ્વરૂપ સર્વત્ર વ્યાપક છો તે કારણથી તમારાવડે યુક્ત ભયાનક દેશનો પરિત્યાગ કરીને હું-અર્જુન અન્યત્ર જવાને સમર્થ નથી. તેથી આ ભયાનક વિશ્વરૂપ આપે અંતર્ધાન કરવું જોઇએ. (૨૪)

અવતરણિકાઃ—હવે, આ પૂર્વોક્ત અર્થને જ પુનઃ બીજા પ્રકારે કથન કરતાં અર્જુન શ્રીભગવાનની પ્રસન્નતાની પ્રાર્થના કરે છે.

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે ભયંકર તથા પ્રલયકાળના અગ્નિના સરખાં આપનાં મુખોને જોઇને હું-અર્જુન દિશાઓને પણ જાણતો નથી તથા સુખને પણ પ્રાપ્ત થતો નથી. માટે હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારાપર પ્રસન્ન થાઓ. ૨૫

ટીકાઃ-હે ભગવન્ ! દંષ્ટ્રાઓવડે અત્યંત વિકરાલ હોવાથી ભયની પ્રાપ્તિ કરનારાં તથા પ્રલયકાળના અગ્નિની તુલ્ય એવાં જે આપનાં મુખો છે, તે આપનાં મુખોવિષે યદ્યપિ હું-અર્જુન પ્રાપ્ત થયો નથી, તથાપિ તે આપનાં મુખોને કેવળ દેખીને જ ભયની વશતાથી હું-અર્જુન પૂર્વ-અપર ઇત્યાદિ ભેદવડે દિશાઓને પણ જાણતો નથી. આ કારણથી જ હું-અર્જુન તમારૂં દર્શન થવા છતાં પણ સુખને પ્રાપ્ત થતો નથી. તેથી હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ, કે જેથી ભયથી રહિત થઇ, હું-અર્જુન તમારા દર્શનજન્ય સુખને પ્રાપ્ત થાઉં. અન્ય કોઇની અપેક્ષા નહિ કરીને જે પોતાની મેળે જ પ્રકાશમાન થાય તેનું નામ દેવ છે અને માત્ર પોતાની સમીપતાથી જે સર્વને શેષ કરાવે તેનું નામ ઈશ છે. જે દેવ હોય

## કાલાત્મા ભગવાન્-(સંહાર સ્વરૂપ)



अर्जुन उवाच–नभःस्पृशं दीप्तमनेकवर्णं, व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा, धृतिं न विंदामि शमं च विष्णो ॥ અ. ૧૧, શ્લો. ૨૪.

ભાવાર્થઃ—અર્જુન કહે છેઃ–હે વિષ્ણુ ! આકાશને અડકેલા, પ્રકાશમાન, અનેક રંગવાળા, ફાડેલા મુખવાળા, અનેક પ્રકાશિત વિશાળ નેત્રવાળા એવા તમને જોઇને મારૂં મન ભયભીત થયું છે અને મને ધીરજ તથા શાંતિ રહેતી નથી.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ.

તેમ જ ઈશ હોય તેનું નામ દેવેશ છે, અર્થાત્ સ્વપ્રકાશરૂપ સર્વના પ્રેરકનું નામ દેવેશ છે. અથવા ઇંદ્રાદિ સર્વ દેવતાઓનો જે ઈશ હોય તેનું નામ દેવેશ છે. આ સર્વ જગતનો જે નિવાસ હોય અર્થાત્ અધિષ્ઠાન હોય તેનું નામ જગન્નિવાસ છે. (૨૫)

અવતરણિકાઃ-પૂર્વે આ અગીઆરમા અધ્યાયના સાતમા શ્લોકમાં मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि એ વચનવડે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એ વાત કહી હતી કે, સર્વદા તારા જયને તથા દુર્યોધનના પરાજયને દેખાડવો, એ જ મને ઇષ્ટ છે. તે જય-પરાજયને પણ તું આ મારા દેહવિષે જ દેખ. હવે "પોતાના જયને તથા દુર્યોધનાદિકોના પરાજયને પણ હું દેખું છું" એ અર્થ અર્જુન પાંચ શ્લોકોવડે કહે છે.

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

શ્લોકાર્થઃ-હે ભગવન્! વળી આ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિક પુત્રો, સર્વે રાજાઓના સમૂહ સહિત જ અત્યંત શીઘ્રતાવાળા થઇ આપ પરમેશ્વરવિષે પ્રવેશ કરે છે. તેમ જ ભીષ્મ, દ્રોણ તથા કર્ણ આ ત્રણ, મારા સંબંધીરૂપ મુખ્ય યોધાઓની સાથે આપને વિષે પ્રવેશ કરે છે. હે ભગવન્! દંષ્ટ્રાઓવડે વિકરાળ તથા અત્યંત ભયાનક એવાં આપનાં મુખોવિષે આ દુર્યોધનાદિક સર્વે શીઘ્ર જ પ્રવેશ કરે છે. તેમાં મસ્તક જેઓનાં ચૂર્ણ થયલાં છે એવા કેટલાક યોધાઓ તો દાંતોની મધ્ય સંધિવિષે સંલગ્ન થયલા જોવામાં આવે છે. ૨૬-૨૭

ટીકાઃ-હે ભગવન્! એ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સર્વે પુત્રો, શલ્યરાજા ઇત્યાદિ સર્વે રાજાઓ સહિત જ અત્યંત શીઘ્રતાથી આપ પરમેશ્વરવિષે પ્રવેશ કરે છે. હે ભગવન્! કેવળ એ દુર્યોધનાદિક જ આપનેવિષે પ્રવેશ કરતા નથી, કિન્તુ સર્વ લોકોએ અજેયતારૂપે કરી સંભાવના કરેલા જે આ ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય તથા સર્વકાળે મારો દ્વેષી જે આ સૂતપુત્ર કર્ણ છે, એ ત્રણે પણ મારા સંબંધીરૂપ ધૃષ્ટદ્યુમ્નાદિ મુખ્ય યોધાઓ સહિત આપ વિષે-પરમેશ્વર વિષે પ્રવેશ કરે છે.

હવે વિશ્વરૂપ ભગવાનવિષે દુર્યોધનાદિકોના પ્રવેશનું દ્વાર કહે છે. वक्त्राणि इति-હે ભગવન્! જે આપનાં મુખો દંષ્ટ્રાઓવડે અત્યંત વિકરાળ છે અને એ કારણથી જ અત્યંત ભયાનક છે, એવાં આપનાં મુખોવિષે જ દુર્યોધનાદિ સર્વે અત્યંત શીઘ્રતાથી પ્રવેશ કરે છે. આ પ્રવેશ કરનારાઓવિષે પણ કેટલાક યોધાઓ તો ચૂર્ણભાવને પ્રાપ્ત થયેલાં મસ્તકોવડે યુક્ત થયેલા તથા આપના દાંતોના મધ્ય સંધિઓવિષે લાગેલા મને દેખાય છે.

કોઇ ટીકાવિષે આ બે શ્લોકોના પદોની अमी धृतराष्ट्रस्य पुत्राः त्वां विशंति भीष्मद्रोणादयः ते वक्त्राणि विशंति એ પ્રમાણે યોજના કરીને એ અર્થ કર્યો છે કે, ધૃતરાષ્ટ્રના અત્યન્ત પાપિષ્ઠ દુર્યોધનાદિ પુત્રો પણ ત્રણ લોકરૂપ શરીરવાળા આપ પરમેશ્વરવિષે જ પ્રવેશ કરે છે; અર્થાત્ તે દુર્યોધનાદિ પોતાના પાપકર્મોને અનુસારે આપ-વિશ્વરૂપ ભગવાનના પાયુ સ્થાનવિષે રહેલાં નરકોને જ પ્રાપ્ત થાય છે. અને એ ભીષ્મ-દ્રોણાદિ આપ-પરમેશ્વરના ભક્તો છે, તેથી એ ભીષ્મ-દ્રોણાદિ આપ-પરમેશ્વરનાં જે મુખોથી અગ્નિ-બ્રાહ્મણ-દેવતા

ઉત્પન્ન થયેલા છે તે મુખોવિષે પ્રવેશ કરે છે. આ પ્રકારે દુર્યોધનાદિકોની તથા ભીષ્માદિકોની ગતિની વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે આ પ્રમાણે પદોનો અન્વય કરવો યુક્ત છે. (૨૬-૨૭)

અવતરણિકા:-પૂર્વે શ્લોકવિષે, દુર્યોધનાદિ સર્વે રાજાઓનો ભગવાનનાં મુખોવિષે પ્રવેશ કહ્યો. તે પ્રવેશ બે પ્રકારનો હોય છે. એક પ્રવેશ અબુદ્ધિપૂર્વક હોય છે, બીજો પ્રવેશ બુદ્ધિપૂર્વક હોય છે. નહિ જાણીને જે પ્રવેશ કરવામાં આવે છે તે અબુદ્ધિપૂર્વક પ્રવેશ કહેવાય છે અને જાણીને જે પ્રવેશ કરવામાં આવે છે તે બુદ્ધિપૂર્વક પ્રવેશ કહેવાય છે. તેમાં ભગવાનનાં મુખોવિષે રાજાઓના અબુદ્ધિપૂર્વક પ્રવેશવિષે અર્જુન દૃષ્ટાંત કહે છે:-

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति ।**
**तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥**

શ્લોકાર્થ:-હે ભગવન્! જેમ નદીઓનો અતિશય પાણીનો વેગ સમુદ્રની અભિમુખ થઇ સમુદ્રને વિષે જ પ્રવેશ કરે છે તેમ આ મનુષ્યલોકના વીરો આપનાં સર્વ તરફથી પ્રકાશમાન એવાં મુખોને વિષે પ્રવેશ કરે છે. ૨૮

ટીકા:-હે ભગવન્! જેમ અનેક માર્ગોવિષે પ્રવૃત્ત થયેલી શ્રીગંગા-યમુનાદિ નદીઓના ઘણા જળના વેગવાળા પ્રવાહો સમુદ્રને અભિમુખ થઇને સમુદ્રવિષે જ અબુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે; તેમ આ મનુષ્યલોકવિષે શૂરવીર દુર્યોધનાદિ રાજાઓ આપ-પરમેશ્વરનાં સર્વ બાજુએથી પ્રકાશમાન મુખોવિષે અબુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે. કેટલાંક પુસ્તકોવિષે अभिविज्वलंति એ વચનને સ્થાને अभितो ज्वलंति એ પ્રકારનો પણ પાઠ હોય છે. એ પ્રકારનો પાઠ હોવા છતાં પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો. (૨૮)

અવતરણિકા:-હવે, શ્રીવિશ્વરૂપ ભગવાનનાં મુખોવિષે રાજાઓના બુદ્ધિપૂર્વક પ્રવેશવિષે અર્જુન દૃષ્ટાંત કહે છે:-

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ।**
**तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः॥२९॥**

શ્લોકાર્થ:-જેમ પતંગ અત્યંત વેગવાળું થઇ, પોતાના નાશને માટે પ્રજ્વલિત અગ્નિવિષે પ્રવેશ કરે છે તેમ જ આ દુર્યોધનાદિક પણ અત્યંત વેગવાળા થઇ, પોતાના નાશને માટે આપનાં મુખોવિષે પ્રવેશ કરે છે. ૨૯

ટીકા:-હે ભગવન્! જેમ પતંગિયાં અત્યંત વેગવાળાં થઇને પોતાનાં મરણવાસ્તે પ્રજ્વલિત અગ્નિવિષે બુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે, તેમ આ દુર્યોધનાદિ સર્વ રાજાઓ પણ અત્યંત વેગવાળા થઇને પોતાનાં મરણવાસ્તે આપનાં-પરમેશ્વરનાં મુખોવિષે બુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે. (૨૯)

અવતરણિકા:-પૂર્વે, યુદ્ધની કામનાવાળા રાજાઓના ભગવાનનાં મુખોવિષે પ્રવેશનો પ્રકાર કહ્યો. હવે પ્રવેશકાળે શ્રીભગવાનની પ્રવૃત્તિના પ્રકારને તથા ભગવાનના દીપ્તિરૂપ પ્રકાશોની પ્રવૃત્તિના પ્રકારને અર્જુન કહે છે:—

**लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान् वदनैर्ज्वलद्भिः ।**
**तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥**

શ્લોકાર્થઃ-હે વિષ્ણુ ભગવન્ ! સંપૂર્ણ લોકનો ગ્રાસ કરનારા એવા આપ પોતાના પ્રજ્વલિત મુખે કરી સર્વ તરફથી આસ્વાદન કરો છો. આપની દીપ્તિઓ સમગ્ર જગતને સર્વ તરફથી પૂર્ણ કરે છે, જેથી આપની આ ઉગ્ર દીપ્તિઓ સંતાપને ઉત્પન્ન કરે છે. ૩૦

ટીકા-હે વિષ્ણુ ! અર્થાત્ હે સર્વત્ર વ્યાપક વિશ્વરૂપ ભગવન્ ! આ પ્રકારે અત્યંત વેગવડે તમારાં મુખવિષે પ્રવેશ કરતા દુર્યોધનાદિ સર્વ રાજાઓને તમે ગ્રાસ કરતાં અર્થાત્ પોતાનાં મુખોદ્વારા પોતાનાં ઉદરવિષે પ્રવેશ કરાવતાં પોતાનાં પ્રજ્વલિત મુખોવડે સર્વ બાજુએથી આસ્વાદ કરો છો; અર્થાત્ જેમ કોઈ મનુષ્ય કોઈ સ્વાદુ વસ્તુનું ભક્ષણ કરીને પોતાની જિહ્વાવડે તાલુ-ઓષ્ઠાદિને ચાટે છે, તેમ તમે-પરમેશ્વર પણ દુર્યોધનાદિ રાજાઓને ભક્ષણ કરીને, પોતાના દીપ્તિરૂપ તેજોવડે આ સમગ્ર જગતને સર્વ બાજુથી પરિપૂર્ણ કરીને, પોતાની જિહ્વાવડે તાલુ-ઓષ્ઠાદિને ચાટો છો. હે ભગવન્ ! તમે પોતાની દીપ્તિઓવડે આ સર્વ જગતને સર્વ બાજુએથી પરિપૂર્ણ કરો છો, તે કારણથી તમારી અત્યંત તીવ્ર દીપ્તિઓ પ્રજ્વલિત અગ્નિની પેઠે સંતાપને ઉત્પન્ન કરે છે. (૩૦)

અવતરણિકાઃ—આ પ્રકારે ભગવાનની દીપ્તિઓવડે વ્યાકુળ થયેલો અર્જુન "આ સાક્ષાત્ પરિપૂર્ણ ભગવાન્ છે" એ પ્રમાણે ભગવાનના સ્વરૂપનું સ્મરણ ન કરીને ભગવાનની પ્રત્યે કહે છેઃ-

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।**
**विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥**

શ્લોકાર્થઃ-હે ભગવન્ ! આવા ઉગ્રરૂપવાળા આપ કોણ છો, તે આપ મને કથન કરો. હે સર્વ દેવતાઓવિષે શ્રેષ્ઠ ! આપને મારા નમસ્કાર હો. આપ મારાપર પ્રસન્ન થાઓ. હું-અર્જુન સર્વના કારણરૂપ એવા આપને જાણવાની ઇચ્છા રાખું છું, કારણ આપની ચેષ્ટાને હું જાણી શકતો નથી. ૩૧

ટીકા:-જેનું રૂપ એટલે જેનો આકાર ઉગ્ર છે એટલે અત્યંત ક્રૂર છે, તેનું નામ ઉગ્રરૂપ છે; અથવા પ્રલયકાળવિષે સર્વ જગતનો સંહાર કરનાર જે રુદ્ર છે, તેનું નામ ઉગ્ર છે. ઉગ્રના રૂપની પેઠે જેનું રૂપ એટલે જેનો આકાર છે, તેનું નામ ઉગ્રરૂપ છે; અથવા જેનું રૂપ ઉગ્ર છે એટલે સર્વ લોકોને ભયની પ્રાપ્તિ કરનારુ છે, તેનું નામ ઉગ્રરૂપ છે; અથવા જેનું રૂપ એટલે જેનું કર્મ ઉગ્ર એટલે ક્રૂર છે તેનું નામ ઉગ્રરૂપ છે. એવા ઉગ્રરૂપવાળા આપ કોણ છો ? અર્થાત્ પ્રલયકાળના રુદ્ર છો, પ્રલયકાળના અગ્નિ છો, મહાન્ મૃત્યુ છો, કાલાંતક છો, પરમ પુરુષ છો, કે આ સર્વથી કોઈ અન્ય છો ? જે અત્યારે આપનું સ્વરૂપ છે, તે સ્વરૂપ મારી-અર્જુનની પ્રત્યે આપ કૃપા કરીને કહો. આ કારણથી જ મારા-અર્જુનના આપને-સર્વ જગતના ગુરુરૂપ પરમેશ્વરને નમસ્કાર છે. હે સર્વ દેવતાઓવિષે શ્રેષ્ઠ ભગવન્ ! આપ મારી ઉપર પ્રસાદ કરો અર્થાત્ ક્રૂરતાનો પરિત્યાગ કરીને પ્રસન્ન થાઓ. હે ભગવન્ ! સર્વ જગતના કારણરૂપ આપને-પરમેશ્વરને હું-અર્જુન વિશેષરૂપે જાણવાની ઇચ્છા કરુ છું.

શંકાઃ—"હે અર્જુન ! મારું-પરમેશ્વરનું સ્વરૂપ તો મારી ચેષ્ટાના દર્શનથી જ જાણવાને શક્ય છે, તેથી को भवान् એવો તારો પ્રશ્ન સંભવતો નથી" એવી ભગવાનને શંકા થતાં અર્જુન કહે છે-नहि प्रजानामि इति-હે ભગવન્ ! હું-અર્જુન આપનો-પરમેશ્વરનો સખા

હોવા છતાં પણ આપની ચેષ્ટારૂપ પ્રવૃત્તિને જાણતો નથી. માટે આપ જ આપનું સ્વરૂપ મારી પ્રત્યે કહો. (૩૧)

અવતરણિકાઃ–આ પ્રકારે અર્જુનવડે પ્રાર્થના કરાયલા શ્રીભગવાન્, પોતાનું સ્વરૂપ તથા કાર્ય કરવા વાસ્તે પોતાની પ્રવૃત્તિ, આ સર્વ ત્રણ શ્લોકોવડે અર્જુનની પ્રત્યે કહે છેઃ—

**श्रीभगवानुवाच–कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः।**
**ऋतेपि त्वा न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥**

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છેઃ–હે અર્જુન! સર્વ લોકનો સંહારકર્તા તથા અત્યંત વૃદ્ધિને પ્રાપ્ત થયલો કાળરૂપ પરમેશ્વર હું છું. આ સમયે હું દુર્યોધનાદિકોને ભક્ષણ કરવા માટે પ્રવૃત્ત થયો છું, માટે પ્રતિપક્ષીઓની સેનામાં જે યોધાઓ, રહેલ છે તે સર્વ યોધાઓ, તારો યુદ્ધરૂપ વ્યાપાર નહિ હોય તોપણ, વિદ્યમાન રહેશે નહિ. ૩૨

ટીકાઃ–હે અર્જુન! ભૂમિવિષે ભારરૂપ જે દુષ્ટ પ્રાણીઓ છે, તે પ્રાણીઓનો નાશ કરનારો અથવા પ્રલયકાળવિષે સર્વ પ્રાણીઓનો નાશ કરનારો તથા મહાન્ વૃદ્ધિને પ્રાપ્ત થયેલો ક્રિયાશક્તિથી ઉપહિત કાળરૂપ પરમેશ્વર હું છું.

આ રીતે પોતાના સ્વરૂપનું કથન કરીને શ્રીભગવાન્ પોતાની પ્રવૃત્તિનું હવે કથન કરે છે-लोकान् इति । હે અર્જુન! જે કાર્ય કરવાવાસ્તે હું-ભગવાન્ અત્યારે પ્રવૃત્ત થયો છું, તેને તું શ્રવણ કર. ભૂમિવિષે ભારરૂપ દુર્યોધનાદિ લોકોને ભક્ષણ કરવાવાસ્તે હાલ હું પ્રવૃત્ત થયો છું.

અર્જુનની શંકા–"હે ભગવન્! મારી–અર્જુનની પ્રવૃત્તિવિના આપ એ દુર્યોધનાદિકોનો કેવી રીતે નાશ કરશો?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–ऋतेपि त्वा इति ॥ હે અર્જુન તારાવિના પણ અર્થાત્ તારા યુદ્ધરૂપ વ્યાપારવિના પણ, મારા–પરમેશ્વરના વ્યાપારવડે એ ભીષ્મ–દ્રોણ–કર્ણાદિ સર્વ યોધાઓ નાશને પ્રાપ્ત થશે. આ દુર્યોધનની સેનાવિષે ભીષ્મ–દ્રોણાદિકોથી ભિન્ન બીજા પણ જેટલા યોધાઓ રહેલા છે, તે સર્વે યોધાઓ મેં–પરમેશ્વરે જ હણવા રાખેલા છે. તેથી તેમને હણવાવિષે તારી–અર્જુનની યુદ્ધરૂપ વ્યાપારની કાંઇ અત્યંત જરૂર નથી; તારા વ્યાપારવિના પણ દુર્યોધનાદિ સર્વ નાશ પામતા જશે. (૩૨)

અવતરણિકાઃ–"હે ભગવન્! મારા યુદ્ધરૂપ વ્યાપારવિના જ જો કદાચિત્ એ દુર્યોધનાદિ નાશ પામતા હોય, તો આપ વારંવાર મને યુદ્ધ કરવાવિષે શા વાસ્તે પ્રવૃત્ત કરો છો?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्।**
**मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

શ્લોકાર્થઃ–માટે તું યુદ્ધને માટે ઉદ્યમવાળો થા, યશને પ્રાપ્ત કર તથા શત્રુઓને જિતી નિષ્કંટક રાજ્ય ભોગવ. હે સવ્યસાચી! આ તારા શત્રુઓને તારા યુદ્ધની પૂર્વે જ મેં–પરમેશ્વરે જ હનન કરી મૂકેલા છે, તું તો એક નિમિત્તમાત્ર જ થા. ૩૩

ટીકાઃ–હે અર્જુન! તારા યુદ્ધરૂપ વ્યાપારવિના પણ ભીષ્મ–દ્રોણાદિ અવશ્ય નાશને પ્રાપ્ત થશે. માટે તું–અર્જુન અત્યારે યુદ્ધ કરવાવાસ્તે ઉદ્યમવાળો થા. યુદ્ધવિષે ભીષ્મ–દ્રોણાદિકોને હણીને તું યશને પ્રાપ્ત કર, અર્થાત્ "જે ભીષ્મ–દ્રોણાદિ ઇંદ્રાદિ દેવતાઓવડે પણ દુર્જય હતા,

તે ભીષ્મ-દ્રોણાદિ અતિરથીને આ અર્જુને શીઘ્ર જિતી લીધા" એ પ્રકારના યશને તું પ્રાપ્ત થા. આ પ્રકારનો યશ મહાન્ પુણ્યકર્મોવડે પ્રાપ્ત થાય છે. માટે એવા યશની પ્રાપ્તિવાસ્તે તું આ યુદ્ધવિષે પ્રવૃત્ત થા, અર્થાત્ તને આ પ્રકારના મહાન્ યશની પ્રાપ્તિ કરવાવાસ્તે જ હું-ભગવાન્ તને આ યુદ્ધવિષે પ્રવૃત્ત કરૂં છું. કાંઇ તારા યુદ્ધવિના આ ભીષ્મ-દ્રોણાદિ નાશ નહિ પામશે, એવા કારણથી હું તને યુદ્ધવિષે પ્રવૃત્ત કરતો નથી. હે અર્જુન ! આ શત્રુઓને મારવાવડે તને કેવળ યશની જ પ્રાપ્તિ થશે નહિ, કિન્તુ આ દુર્યોધનાદિ શત્રુઓને વિના પ્રયત્ને જિતીને સર્વ ઐશ્વર્યસંપન્ન નિષ્કંટક રાજ્યને પણ તું ભોગવ.

અર્જુનની શંકાઃ-" હે ભગવન્ ! ભીષ્મ-દ્રોણાદિ અતિરથી યોધાઓ વિદ્યમાન હોતાં દુર્યોધનાદિ શત્રુઓને જિતવા અત્યંત દુર્લભ છે."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मयैवैते इति ॥ હે અર્જુન ! તારા યુદ્ધરૂપ વ્યાપારની પૂર્વે જ ભીષ્મ-દ્રોણાદિને કાળરૂપ મેં-પરમેશ્વરે આયુષથી રહિત કરી રાખ્યા છે, કેવળ તને લોકવિષે યશની પ્રાપ્તિ કરવાવાસ્તે ને ભીષ્મ-દ્રોણાદિ સર્વ યોધાઓને મેં રથની નીચે નાંખ્યા નથી. તેથી હે સવ્યસાચિન્ ! તું કેવળ નિમિત્ત માત્ર થા, અર્થાત્ "ભીષ્મ-દ્રોણાદિ યોધાઓને અર્જુને જ જિત્યા છે" એ પ્રકારનાં સર્વ લોકોનાં વચનોના આસ્પદરૂપ તું થા. વામ હસ્તવડે પણ શરોને ચલાવવાનો જેનો સ્વભાવ હોય તેનું નામ સવ્યસાચિન્ છે. તાત્પર્ય એ કે, એવા મહાન્ પરાક્રમવાળા તને-અર્જુનને ભીષ્મ-દ્રોણાદિકો જિતવા, એ કાંઇ અસંભવિત નથી, કિન્તુ સંભવિત જ છે. તેથી તારા યુદ્ધરૂપ વ્યાપારની પછી હું-પરમેશ્વર ભીષ્મ-દ્રોણાદિકોને રથથી નીચે નાંખીશ. તે દેખીને સર્વ લોક એવી કલ્પના કરશે કે, અર્જુને જ આ ભીષ્મ-દ્રોણાદિકોને હણેલ છે. (૩૩)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! દુર્યોધનની સેનામાં રહેલા દ્રોણાચાર્ય સર્વ બ્રાહ્મણો વિષે ઉત્તમ બ્રાહ્મણ છે, ધનુર્વેદના આચાર્ય છે, અમ-સર્વેના ગુરુ છે તથા દિવ્ય અસ્ત્રોવડે સંપન્ન છે. આ દુર્યોધનની સેનામાં રહેલા ભીષ્મપિતામહ પોતાની ઇચ્છાથી મરનારા છે તથા દિવ્ય અસ્ત્રોવડે સંપન્ન છે કે જે પિતામહનો પરશુરામે પણ પરાજય કર્યો નથી. દુર્યોધનની સેનામાં રહેલો જે જયદ્રથનો વૃદ્ધક્ષત્ર નામે પિતા "જે યોધો મારા પુત્રનું શિર ભૂમિપર પાડશે તે યોધાનું પણ શિર તે કાળે ભૂમિપર પડશે" એ પ્રકારનો સંકલ્પ કરીને તપ કરી રહેલો છે; તથા તે જયદ્રથ પોતે પણ સર્વદા મહાદેવને આરાધનપરાયણ છે તથા દિવ્ય અસ્ત્રોવડે સંપન્ન છે, એવો જયદ્રથ રાજા પણ જિતવાને વિષે અશક્ય છે. આ દુર્યોધનની સેનામાં રહેલો કર્ણ સાક્ષાત્ સૂર્યની સમાન છે તથા સૂર્ય ભગવાનના આરાધનવડે તેને દિવ્ય અસ્ત્ર પ્રાપ્ત થયું છે તથા ઇંદ્રે આપેલી જે એક પુરુષનો નાશ કરનારી તથા વ્યર્થ કરવાને પણ અશક્ય એવી શક્તિવડે યુક્ત છે. તે સિવાય બીજા પણ કૃપાચાર્ય, અશ્વત્થામા, ભૂરિશ્રવા ઇત્યાદિ જે મહાન્ પ્રભાવવાળા યોધાઓ છે, તે સર્વ યોધાઓ સર્વ પ્રકારે દુર્જય જ છે. એવા ભીષ્મ-દ્રોણાદિ મહાન્ યોધાઓ વિદ્યમાન હોતાં, હું-અર્જુન એ દુર્યોધનાદિ શત્રુઓને જિતીને નિષ્કંટક રાજ્ય કેવી રીતે ભોગવીશ ? તથા યશને કેવી રીતે પ્રાપ્ત થઇશ ?" એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરવા શ્રીભગવાન્ તે શંકાના વિષયભૂત યોધાઓનું સ્વસ્વવાચક નામોવડે કથન કરતાં કહે છેઃ—

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥**

શ્લોકાર્થ:—દ્રોણાચાર્યને, ભીષ્મ પિતામહને, જયદ્રથને, કર્ણને તથા એથી અન્ય પણ જે યોધાઓને મેં-પરમેશ્વરે જ હનન કરી રાખેલા છે તે સર્વ યોધાઓને તું અર્જુન હનન કર. તું વ્યથાને પ્રાપ્ત થા મા તથા યુદ્ધ કર. આ સંગ્રામમાં શત્રુઓને તું અવશ્ય જિતશે. ૩૪

ટીકા:—હે અર્જુન! દ્રોણાચાર્ય, ભીષ્મ પિતામહ, જયદ્રથ, કર્ણ તથા તેઓ સિવાયના બીજા પણ જેટલા મહાન્ યોધાઓ છે કે જે ભીષ્માદિ યોધાઓ, "આ ભીષ્માદિને કેવી રીતે જીતાશે?" એ પ્રકારની તારી શંકાના વિષયભૂત છે તે ભીષ્મ-દ્રોણાદિ સર્વ યોધાઓને કાલરૂપ મેં-પરમેશ્વરે તારા યુદ્ધની પૂર્વે જ હણી રાખ્યા છે. એવા ભીષ્મ-દ્રોણાદિ યોધાઓને તું-અર્જુન અત્યારે હનન કર. પૂર્વે હનન કરી રાખેલા યોધાઓનું હનન કરવાવિષે તને શું પરિશ્રમ પડશે? અર્થાત્ તેમને હનન કરવાવિષે તને કાંઈ પણ પરિશ્રમ પડશે નહિ, તું વ્યથાને પ્રાપ્ત થા મા. અર્થાત્ "એ ભીષ્મ-દ્રોણાદિ મહાન્ યોધાઓ કેવી રીતે હણાશે?" એ પ્રકારની ભયનિમિત્તક પીડારૂપ વ્યથાને તું પ્રાપ્ત થા નહિ. હે અર્જુન! ભયનો પરિત્યાગ કરીને તું યુદ્ધ કર. એ પ્રકારે ભયનો પરિત્યાગ કરીને જ્યારે તું યુદ્ધ કરીશ ત્યારે આ સંગ્રામવિષે થોડા જ કાળમાં દુર્યોધનાદિ સર્વ શત્રુઓને જિતીશ. તાત્પર્ય એ છે કે એમાંના દુર્યોધનની સેનાવિષે રહેલા ભીષ્માદિ યોધાઓવિષે કોઇ પણ યોધાથી તું તારી પોતાના પરાજયની શંકા મા કર તથા કોઈ પણ યોધાના હનનવડે ઉત્પન્ન થતા પાપની શંકા તું કર નહિ. (૩૪)

અવતરણિકા:—દુર્યોધનનો જય થવાની આશાના વિષયભૂત જે દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, જયદ્રથ તથા કર્ણ એ ચાર યોધાઓ છે, તે ચારેનું હનન થયા પછી નિરાશ્રય થયેલા દુર્યોધનનું પણ હનન જ થશેઃ એ પ્રકારના વિચારવડે ધૃતરાષ્ટ્ર, પોતાના જયની આશાનો પરિત્યાગ કરીને, જ્યારે પાંડવોની સાથે મિત્રભાવ કરીને યુદ્ધથી નિવૃત્ત થશે, ત્યારે પાંડવોની તથા કૌરવોની બન્નેની શાંતિ થશે. એ પ્રકારના અભિપ્રાયવાળો સંજય, "ત્યાર પછી શું વૃત્તાંત બન્યું?" એવી ધૃતરાષ્ટ્રને જિજ્ઞાસા થતાં, કહે છેઃ—

**संजय उवाच—एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।**
**नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥**

શ્લોકાર્થઃ—સંજય કહે છેઃ—હે ધૃતરાષ્ટ્ર! શ્રીભગવાનનાં આ પૂર્વોક્ત વચનને શ્રવણ કરી, બે હાથ જોડેલો, કંપાયમાન થયેલો તથા અત્યંત ભયયુક્ત થયલો અર્જુન, શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર કરી તથા અત્યંત નમ્ર થઇ ગદ્‌ગદિત વાણીવડે ફરીથી પણ કહેવા લાગ્યો. ૩૫

ટીકા:—હે ધૃતરાષ્ટ્ર! ભગવાનનાં પૂર્વોક્ત વચનને શ્રવણ કરી કિરીટી અર્જુન અર્થાત્ જેને ઇંદ્રે કિરીટ આપેલો છે એવો પરમ વીરરૂપે કરીને પ્રસિદ્ધ અર્જુન કંપાયમાન થયો, અર્થાત્ પરમ આશ્ચર્યના દર્શનથી ઉત્પન્ન થયેલા સંભ્રમવડે કંપાયમાન થયેલો તે અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર કરીને, જેમ સગદ્‌ગદ થાય તેમ, પુનઃ કહેવા લાગ્યો. ભયવડે અથવા હર્ષવડે નીકળેલા અશ્રુજળવડે નેત્રો પૂર્ણ થતાં, તેમ જ કફવડે અવરુદ્ધ થયેલા કંઠથી, વાણીનું જે મંદપણું તથા સકંપપણું ઇત્યાદિ વિકાર છે, તેનું નામ સગદ્‌ગદ છે. એવા સગદ્‌ગદથી યુક્ત અર્જુન, અત્યંત ભયવડે યુક્ત થવાથી પૂર્વે શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર કર્યો હતા

છતાં ફરી પ્રણામ કરીને અર્થાત્ અત્યંત નમ્ર થઈને, પુનઃ વક્ષ્યમાણ નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યો.

અહીં કોઈ ટીકાવિષે एवाह એ વચનવિષે एव आह એ પ્રકારનો પદચ્છેદ કરીને 'आह શબ્દને પ્રસિદ્ધિનો વાચક અવ્યય શબ્દ માન્યો છે; કારણ કે आह એ પ્રકારના પદચ્છેદવડે आह શબ્દને જો વચનરૂપ ક્રિયાનો વાચક માનીએ, તો પુનઃ अर्जुन उवाच એ વક્ષ્યમાણ વચન પુનરુક્ત થશે. તેથી प्रणम्य अर्जुन उवाच એ પ્રકારે જ પદોનો સંબંધ કરવો; પણ प्रणम्य आह એ પ્રકારે પદોનો સંબંધ કરવો નહિ. (૩૫)

અવતરણિકાઃ–હવે અગીઆર શ્લોકોવડે અર્જુન શ્રીભગવાનની પ્રત્યે તે વચન કહે છેઃ–

अर्जुन उवाच–स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः॥३६॥

શ્લોકાર્થઃ–અર્જુન કહે છેઃ–હે હૃષીકેશ ! આ યુક્ત જ છે કે, આપની પ્રકીર્તિવડે આ સર્વ જગત્ હર્ષને પ્રાપ્ત થાય છે, અનુરાગને પ્રાપ્ત થાય છે, રાક્ષસ ભયને પ્રાપ્ત થઇ સર્વ દિશાઓમાં નાશી જાય છે તથા સર્વ સિદ્ધોનો સમૂહ નમસ્કાર કરે છે. ૩૬

ટીકાઃ–હે હૃષીકેશ અર્થાત્ હે સર્વ ઇંદ્રિયોના પ્રવર્ત્તક ! તમે–પરમેશ્વર અત્યંત અદ્ભુત પ્રભાવવાળા છો તથા ભક્તવત્સલ છો, માટે તમારી પ્રકીર્ત્તિવડે અર્થાત્ તમારી નિરતિશય ઉત્કૃષ્ટતાના કીર્ત્તનવડે તથા શ્રવણવડે કેવળ હું–અર્જુન જ અત્યંત હર્ષને પ્રાપ્ત થતો નથી, કિન્તુ રાક્ષસોનું વિરોધી જેટલું ચેતનરૂપ જગત્ છે, તે સર્વ જગત્ પણ આપની પ્રકીર્ત્તિવડે મહાન્ હર્ષને પ્રાપ્ત થાય છે, એ વાત પણ યુક્ત જ છે. આપની પ્રકીર્ત્તિવડે આ સર્વ જગત્, આપ–પરમેશ્વરવિષયક જે અનુરાગને પ્રાપ્ત થાય છે, તે પણ યુક્ત જ છે. તમારી પ્રકીર્ત્તિવડે સર્વ રાક્ષસ ભયને પ્રાપ્ત થઈને, જે સર્વ દિશાઓવિષે ભાગી જાય છે, તે પણ યુક્ત જ છે. સર્વ કપિલાદિ સિદ્ધોનો સમૂહ આપની–પરમેશ્વરની પ્રત્યે જે શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરે છે, તે પણ યુક્ત જ છે.

અને કોઈ ટીકાવિષે તો स्थाने हृषीकेश એ શ્લોકનો એ અર્થ કર્યો છે કે, હે હૃષીકેશ ! कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः–અર્થાત્–ભૂમિવિષે ભારરૂપ જે દુષ્ટજનો છે, તે સર્વ દુષ્ટ લોકોનો સંહાર કરવા વાસ્તે હું–કાળરૂપ પરમેશ્વર પ્રવૃત્ત થયો છું, એ જે વચન આપે પૂર્વે કહ્યું હતું, તે આપની પ્રકૃષ્ટ વચનરૂપ પ્રકીર્ત્તિને શ્રવણ કરીને આ સાધુલોકરૂપ જગત, જે પરમ સંતોષને પ્રાપ્ત થાય છે, તે પણ યુક્ત જ છે. અર્થાત્ સાધુ લોકોના રક્ષણવાસ્તે પરમેશ્વરે સર્વ દુષ્ટ જનોનો સંહાર કરવાથી સાધુ લોકોને પરમ સંતોષની જ પ્રાપ્તિ થવી, તે યુક્ત જ છે; આપના–પરમેશ્વરના પ્રકૃષ્ટ વચનને શ્રવણ કરીને સાધુ લોક આપ–ભક્તવત્સલ તથા સર્વ ભૂતોના સુહૃદ્રૂપ પરમાત્માદેવવિષે જે અનુરાગ કરે છે, તે પણ યુક્ત જ છે અર્થાત્ સર્વ લોકોના ઉપદ્રવને નિવૃત્ત કરવા વાસ્તે ઉદ્યમવાળા તથા પરમકૃપાળુરૂપ એવા આપને વિષે–પરમેશ્વરવિષે સાધુ લોકોનો અનુરાગ થવો, તે યુક્ત જ છે. આપનાં–પરમેશ્વરનાં પ્રકૃષ્ટ વચનો શ્રવણ કરીને સર્વ રાક્ષસો ભયને પ્રાપ્ત થઈને જે પૂર્વાદિ દિશાઓના ખુણાઓવિષે ભાગી જાય છે તે પણ યુક્ત જ છે. આપનાં–પરમેશ્વરનાં પ્રકૃષ્ટ વચનો શ્રવણ કરીને સર્વ લોકોનાં સુખની ઇચ્છા કરનારા સર્વ સિદ્ધોનો સમૂહ આપને–પરમેશ્વરને જે નમસ્કાર કરે છે તે પણ યુક્ત જ છે. અહીં 'સિદ્ધ' શબ્દ માત્ર દેવજાતિનું ઉપ-

લક્ષણ છે, અર્થાત્ દેવ–ઋષિ–સિદ્ધ–ગંધર્વ–ચારણ ઇત્યાદિ સર્વ દેવત્વ જાતિવાળા પુરુષો, "હે સ્વામિન્ ! તમે દુષ્ટજનોનો સંહાર કરવાની જે પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞા અવશ્ય પૂર્ણ કરવી," એ પ્રકારની પ્રાર્થનાપૂર્વક આપની–પરમેશ્વરની પ્રત્યે જે પ્રણામ કરે છે, તે પણ યુક્ત જ છે.

સ્થાને હૃષીકેશ એ શ્લોક રક્ષોઘ્ન નામે મંત્રરૂપે કરીને મંત્રશાસ્ત્રવિષે પ્રસિદ્ધ છે. જે મંત્રના અનુષ્ઠાનવડે દુષ્ટ રાક્ષસોનું હનન થાય, તે મંત્રનું નામ રક્ષોઘ્ન મંત્ર છે. (૩૬)

અવતરણિકાઃ—પૂર્વ શ્લોકવિષે અર્જુને શ્રીભગવાન્ વિષે સર્વ લોકોના હર્ષની વિષયતા, અનુરાગની વિષયતા તથા નમસ્કાર્યતા કહી. હવે, તે અર્થની સિદ્ધિ કરવાવિષે અર્જુન હેતુ કહે છે.—

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
**अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ—હે મહાત્મન્ ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! બ્રહ્માના પણ ગુરુરૂપ તથા જનકરૂપ એવા આપને સર્વ દેવતા શામાટે નમસ્કાર નહિ કરે ? અર્થાત્ આપને નમસ્કાર કરે જ. હે ભગવન્ ! આપ જ સતરૂપ છો, અસત્રૂપ છો તથા સદસતથી પર જે અક્ષર બ્રહ્મ છે તે પણ આપ જ છો. ૩૭

ટીકાઃ—હે મહાત્મન્ અર્થાત્ હે પરમ ઉદાર ચિત્તવાળા ! હે અનંત અર્થાત્ હે દેશ–કાળ–વસ્તુ પરિચ્છેદથી રહિત ! હે દેવેશ અર્થાત્ હે હિરણ્યગર્ભાદિ સર્વ દેવતાઓના નિયંતા ! હે જગન્નિવાસ અર્થાત્ હે સર્વ જગતના આશ્રયરૂપ ! તમારી પ્રત્યે સર્વ સિદ્ધોનો સમૂહ તથા સર્વ દેવતા શાવાસ્તે નમસ્કાર નહિ કરે ? અર્થાત્ આપને જે સર્વ લોકો નમસ્કાર કરે છે તે ઉચિત જ છે. આપ સર્વ જગતના ગુરુરૂપ જે બ્રહ્મા છે તે બ્રહ્માના પણ અત્યંત ગુરુરૂપ છો. આ સર્વ જગતના જનક જે બ્રહ્મા છે તે બ્રહ્માના પણ આપ જનક છો. એવા આપની પ્રત્યે સર્વ સિદ્ધાદિકોના નમસ્કાર ઉચિત જ છે.

અહીં कस्माच्च એ વચનના અંતવિષે જે ચકાર છે, તે ચકારવડે અર્જુને એ અર્થ સૂચિત કર્યો કે–બ્રહ્માદિ દેવતાઓનુ પણ નિયતાપણું, ઉપદેષ્ટાપણું તથા જનકપણું ઇત્યાદિ હેતુઓમાનો દરેક હેતુ, આપ પરમેશ્વરવિષે સર્વ સિદ્ધોની નમસ્કાર્યતાનો પ્રયોજક છે. જ્યારે દરેક હેતુ આપવિષે નમસ્કાર્યતાનો પ્રયોજક છે, ત્યારે મહાત્માપણું, અનંતપણું તથા જગન્નિવાસપણું ઇત્યાદિ અનેક શુભ ગુણોવડે યુક્ત થયેલો હેતુ આપવિષે નમસ્કાર્યતાનો પ્રયોજક હોય, એમાં શું આશ્ચર્ય છે ? વળી આપ સત્રૂપ છો તથા અસત્રૂપ છો. अस्ति એ પ્રકારની વિધિમુખ પ્રતીતિવડે જે વસ્તુ પ્રતીત થાય છે તે વસ્તુનું નામ સત્ છે અને नास्ति એ પ્રકારની નિષેધમુખ પ્રતીતિવડે જે વસ્તુ પ્રતીત થાય છે તે વસ્તુનું નામ અસત્ છે. અથવા વ્યક્તનું નામ સત્ છે અને અવ્યક્તનું નામ અસત્ છે. આ સત્–અસત્રૂપ પણ આપ જ છો તથા તે સત્–અસત્થી પણ સૂક્ષ્મ, જે સર્વના મૂળ કારણરૂપ અક્ષર બ્રહ્મ છે તે અક્ષર બ્રહ્મ પણ આપ જ છો. આપથી–પરમેશ્વરથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી શ્રુતિ કહે છે કે–सर्वं ह्येतद्ब्रह्म– અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે. હે ભગવન્ ! આ પૂર્વોક્ત સર્વ હેતુઓવડે સિદ્ધાદિ સર્વ લોકો આપની–પરમેશ્વરની પ્રત્યે નમસ્કાર કરે છે તથા અત્યંત હર્ષ તથા અનુરાગ કરે છે, એમાં કાંઇ આશ્ચર્ય નથી. (૩૭)

અવતરણિકાઃ-હવે અત્યંત ભક્તિના વેગથી અર્જુન પુનઃ શ્રીકૃષ્ણભગવાનની સ્તુતિ કરે છેઃ-

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥**

શ્લોકાર્થઃ-હે અનંતરૂપ! આપ-પરમેશ્વર જ આદિ દેવ છો, પુરુષ છો, પુરાણ છો, આપ જ આ વિશ્વના પરમ નિદાનરૂપ છો, સર્વના જાણનારા છો. આપને સર્વ દૃશ્યરૂપ છે, આપ પરમ ધામરૂપ છો તથા આપે જ આ સર્વ વિશ્વ વ્યાપ્ત કર્યું છે. ૩૮

ટીકાઃ-હે અનંતરૂપ અર્થાત્ હે દેશ-કાળ-વસ્તુ પરિચ્છેદથી રહિત સ્વરૂપ! આ સર્વ જગતની ઉત્પત્તિના હેતુરૂપ હોવાથી તમે જ આદિદેવ છો તથા સર્વત્ર અસ્તિ-ભાતિ-પ્રિય-રૂપે કરીને પૂર્ણ હોવાથી તમે જ પુરુષ છો. સર્વ શરીરરૂપ પુરીઓવિષે શયનકર્તા હોવાથી તમે જ પુરુષ છો તથા તમે જ પુરાણ છો; અર્થાત્ અનાદિ છો અથવા આ શરીરનો નાશ થવા છતાં પણ આપનો નાશ થતો નથી તેથી પુરાણ છો. તમે જ આ સર્વ વિશ્વના પરમ નિદાન છો અર્થાત્ આ સર્વ વિશ્વના લયના સ્થાનરૂપ છો. અહીં आदिदेवः परं निदानम् એ બન્ને શબ્દોવડે અર્જુને શ્રીભગવાન્‌વિષે સર્વ જગતની ઉત્પત્તિનું હેતુપણું તથા લયનું સ્થાનપણું કથન કર્યું. આથી પરમેશ્વરવિષે સર્વ જગતનું ઉપાદાન કારણપણું કથન કર્યું. કારણ કે જેમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે તથા જેનેવિષે કાર્ય લય પામે છે તેને ઉપાદાન કારણ કહે-વામાં આવે છે. જેમકે ઘટરૂપ કાર્ય મૃત્તિકામાંથી જ ઉત્પન્ન થાય છે તથા મૃત્તિકાવિષે જ લય પામે છે તેથી તે મૃત્તિકા ઘટનું ઉપાદાન કારણ થાય છે.

આ પ્રકારે પરમેશ્વરવિષે સર્વ જગતનું ઉપાદાન કારણપણું કહીને, હવે સર્વજ્ઞતારૂપ હેતુવડે સાંખ્યશાસ્ત્રકલ્પિત જડપ્રધાનરૂપ કારણની વ્યાવૃત્તિ કરતાં અર્જુન પરમેશ્વરવિષે જગતનું નિમિત્ત કારણપણું પણ કહે છે-वेत्तासि इति ॥ હે ભગવન્! સર્વજ્ઞ હોવાથી આપ જ આ સર્વ જગતના જાણનારા છો અર્થાત્ આપ જ આ સર્વ જગતના કર્તારૂપ નિમિત્ત કારણ છો. આ સર્વ જગતને જો પરમેશ્વરથી ભિન્ન અંગીકાર કરીએ તો દ્વૈતભાવની પ્રાપ્તિ થશે. આ દ્વૈત-ભાવની નિવૃત્તિ કરવાવાસ્તે અર્જુન કહે છે-वेद्यं इति। હે ભગવન્! જે આ દૃશ્ય પ્રપંચ છે તે પણ તમે જ છો, અર્થાત્ જ્ઞાનસ્વરૂપ આપ-પરમેશ્વરવિષે આ જડરૂપ દૃશ્ય પ્રપંચનો કાંઈપણ વાસ્તવિક સંબંધ નથી. તેથી આ સર્વ દૃશ્ય પ્રપંચ આપ-પરમેશ્વરવિષે કલ્પિત જ છે; અને કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી પૃથક્ હોય નહિ, જેમકે કલ્પિત સર્પાદિ રજ્જુરૂપ અધિષ્ઠાનથી પૃથક્ હોતા નથી, તેથી દ્વૈતભાવની પ્રાપ્તિ થતી નથી. આ કારણથી જ આપ પરમધામ છો અર્થાત્ સત્-ચિત્-આનંદઘન તથા કાર્યસહિત અવિદ્યાથી રહિત જે વ્યાપક વિષ્ણુનું પરમપદ છે, તે પરમપદ પણ આપ જ છો. હે ભગવન્! સ્વતઃ સત્તા-સ્ફૂર્તિથી રહિત જે આ સર્વ વિશ્વ છે, તે આ સર્વ વિશ્વ, સ્થિતિ કાળવિષે માયિક સંબંધવડે આપ સત્તા-સ્ફુરણરૂપ કારણથી જ વ્યાપ્ત થયેલું છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનથી, પોતાના इदम् રૂપવડે, કલ્પિત સર્પ દંડાદિ વ્યાપ્ત કરાય છે, તેમ આપથી-પરમેશ્વરથી જ, પોતાના અસ્તિ-ભાતિ-પ્રિયરૂપવડે, આ સર્વ જગત્ વ્યાપ્ત કરાયું છે. (૩૮)

અવતરણિકાઃ-હવે અર્જુન શ્રીભગવાનની સર્વ દેવતારૂપે કરીને સ્તુતિ કરે છેઃ-

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

શ્લોકાર્થઃ—હે ભગવન્ ! વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્રમા, પ્રજાપતિ તથા પ્રપિતામહ ઈત્યાદિ સર્વ દેવતારૂપ આપ પરમેશ્વર જ છો. માટે આપને-પરમેશ્વરને મારા હજારો વાર નમસ્કાર થાઓ તથા આપને ફરીથી પણ વારંવાર નમસ્કાર થાઓ. ૩૯

ટીકા:-હે ભગવન્ ! તમે પરમેશ્વર જ વાયુરૂપ છો, યમરૂપ છો, વરુણરૂપ છો તથા તમે પરમેશ્વર જ ચંદ્રમારૂપ છો. અહીં शशांकः એ શબ્દ સૂર્યાદિ દેવતાઓનો પણ ઉપલક્ષક છે અર્થાત્ તમે-પરમેશ્વર જ સૂર્યાદિ દેવતારૂપ છો તથા તમે-પરમેશ્વર જ પ્રજાપતિરૂપ છો. અહીં प्रजापतिः શબ્દવડે વિરાટનો અર્થ ગ્રહણ કરવો, હિરણ્યગર્ભનો અર્થ ગ્રહણ કરવો અથવા દક્ષાદિકોનો અર્થ ગ્રહણ કરવો તથા તમે-પરમેશ્વર જ પ્રપિતામહરૂપ છો અર્થાત્ હિરણ્યગર્ભના પણ પિતારૂપ જે કારણબ્રહ્મ છે તે પણ આપ-પરમેશ્વર જ છો. હે ભગવન્ ! સર્વ દેવતારૂપ હોવાથી તમે-પરમેશ્વર સર્વ પ્રાણીઓવડે નમસ્કાર કરવા યોગ્ય છો. આ કારણથી મારા-અત્યંત અનાથ અર્જુનના પણ તમને અનેક સહસ્રવાર નમસ્કાર હો તથા પુનઃ પણ આપને નમસ્કાર હો, નમસ્કાર હો. અહીં પુનઃ પુનઃ નમસ્કારની આવૃત્તિવડે અર્જુને ભક્તિ-શ્રદ્ધાપૂર્વક ભગવતના નમસ્કારોવિષે અલંબુદ્ધિનો અભાવ સૂચિત કર્યો, અર્થાત્ આપને-પરમેશ્વરને શ્રદ્ધા-ભક્તિપૂર્વક પુનઃ પુનઃ નમસ્કારો કરવાથી મારી-અર્જુનની તૃપ્તિ થતી નથી. (૩૯)

વળી—

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

શ્લોકાર્થઃ—હે સર્વ ! આપના અગ્રભાગવિષે મારા નમસ્કાર થાઓ, પૃષ્ઠવિષે પણ નમસ્કાર થાઓ, આપને સર્વ દિશાઓમાં નમસ્કાર થાઓ. આપ-પરમેશ્વર અનંતવીર્ય તથા અમિત પરાક્રમવાળા છો. આપે સર્વ જગતને વ્યાપ્ત કર્યું છે, માટે આપને સર્વ પરમેશ્વર કરી કહે છે. ૪૦

ટીકાઃ—હે સર્વ અર્થાત્ હે સર્વાત્મારૂપ ભગવન્ ! આપને-પરમેશ્વરને મારા-અર્જુનના નમસ્કાર અગ્રભાગવિષે પણ હો. આપને-પરમેશ્વરને પૃષ્ઠભાગવિષે પણ મારા-અર્જુનના નમસ્કાર હો તથા આપ-પરમેશ્વરને સર્વ દિશાઓવિષે મારા-અર્જુનના નમસ્કાર હો. અહીં યદ્યપિ સર્વાત્મારૂપ વ્યાપક પરમેશ્વરના અગ્રભાગ-પૃષ્ઠભાગાદિ સંભવતા નથી, પરિચ્છિન્ન પદાર્થોના જ અગ્રભાગાદિ હોય છે, તથાપિ અર્જુને સર્વાત્મારૂપ પરમેશ્વરના અગ્રભાગાદિ કલ્પીને કથન કર્યું છે. વાસ્તવિક રીતે સર્વાત્મારૂપ પરમેશ્વરના અગ્રભાગાદિ નથી અને કોઈ ટીકાવિષે તો पुरस्तात् એ શબ્દનો "કર્મોના આદિવિષે" એવો અર્થ કહ્યો છે, અને पृष्ठतः એ શબ્દનો "કર્મોની સમાપ્તિવિષે" એવો અર્થ કહ્યો છે, અને सर्वतः એ શબ્દનો "કર્મોના મધ્યવિષે" અર્થ કહ્યો છે, અર્થાત્ કર્મોના આદિવિષે પણ આપને-પરમેશ્વરને મારા નમસ્કાર હો, કર્મોની સમાપ્તિવિષે પણ આપને-પરમેશ્વરને મારા નમસ્કાર હો તથા કર્મોના મધ્યવિષે પણ આપને-પરમેશ્વરને મારા નમસ્કાર હો. આ વ્યાખ્યાનવિષે સર્વાત્મારૂપ પરમેશ્વરના અગ્રભાગાદિ કલ્પવામાં આવવા નાહ જોઈએ.

હે ભગવન્ ! આપ અનંતવીર્ય-અમિતવિક્રમ છો. જેનું વીર્ય અનંત છે તથા જેનું વિક્રમ અમિત છે તેનું નામ અનંતવીર્ય- અમિતવિક્રમ છે. શરીરના બળનું નામ વીર્ય છે અને શિક્ષાશસ્ત્રોના પ્રયોગની જે કુશળતા છે તેનું નામ વિક્રમ છે. એક વિક્રમવડે જ અધિકતા તો ભીમ-દુર્યોધનાદિકોવિષે તથા અન્ય રાજાઓવિષે પણ વિદ્યમાન છે, પરંતુ અનંતવીર્યવડે અધિ-

વા તથા અમિત વિક્રમવડે અધિકતા આપ-પરમેશ્વરવિના બીજા કોઇવિષે નથી, કિંતુ મેક આપવિષે જ છે.

અથવા अनंतवीर्य अमितविक्रमः એ બે જુદાં પદો જાણવાં. अनंतवीर्य એ શબ્દ "હે મનંતવીર્ય" એ પ્રકારે શ્રીભગવાનનું સંબોધન છે. અર્જુને શ્રીભગવાનનું हे सर्व એ સંબોધન હ્યું હતું, તે सर्व શબ્દનો અર્થ હવે અર્જુન કહે છે-सर्व समाप्नोषि ततोसि सर्व इति-હે ભગવન્ ! મે-પરમેશ્વર આ સર્વ જગતને પોતાના સત્તા-સ્ફુરણરૂપે કરીને વ્યાપ્ત કરી રહ્યા છો. માટે તમે-રમેશ્વર सर्व કહેવાઓ છો, અર્થાત્ આપથી-પરમેશ્વરથી અતિરિક્ત કોઈ પણ વસ્તુ નથી.(૪૦)

અવતરણિકાઃ—હે ભગવન્ ! મેં-અર્જુને આપના-પરમેશ્વરના માહાત્મ્યના અજ્ઞાનથી આપના અનેક અપરાધો કરેલા છે, માટે પરમ કૃપાળુરૂપ આપને-પરમેશ્વરને ડવત્ પ્રણામ કરીને હું-અર્જુન મારા અપરાધોની ક્ષમા માગું છું: આ અર્થ હવે અર્જુન બે શ્લોકોવડે કહે છેઃ--

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥**

શ્લોકાર્થઃ–હે ભગવન્ ! આપનાં આ વિશ્વરૂપને તથા ઐશ્વર્યરૂપને નહિ જાણવાવાળા મેં-અર્જુને, 'આ કૃષ્ણ તો મારો સખા છે,' આ રીતે માની, ચિત્તના વિક્ષેપથી અથવા સ્નેહવડે પણ 'હે કૃષ્ણ, હે યાદવ, હે સખા,' આ રીતનાં અભિભવપૂર્વક જે વચનો કહ્યાં છે તે સર્વ આપ ક્ષમા કરો. ૪૧

ટીકાઃ–હે ભગવન્ ! "આ કૃષ્ણ ભગવાન્ મારો સખા છે અર્થાત્ સમાન વયવાળો છે અથવા મારા મામાનો પુત્ર છે" એ પ્રકારના તમને માનીને મેં પોતાના ચિત્તના વિક્ષેપરૂપ પ્રમાદથી અથવા સ્નેહવડે આપની પ્રત્યે જે અસભ્ય વચનો કહેલાં છે, અર્થાત્ પોતાની ઉત્કૃષ્ટતાના ખ્યાપનરૂપ અભિભવવડે જે અનુચિત વચનો કહેલાં છે, તે સર્વ મારા અપરાધો આપ ક્ષમા કરો.

ભગવાનની શંકાઃ–"હે અર્જુન ! એવાં અનુચિત વચન તેં કયા હેતુથી કહેલાં છે ?"

અર્જુને કરેલો ખુલાસોઃ-अजानता महिमानं तवेदं इति-હે ભગવન્ ! તમારા આ વિશ્વરૂપને તથા તમારા ઐશ્વર્યરૂપ મહિમાને હું જાણતો ન હતો, માટે મેં આપની પ્રત્યે અનુચિત વચનો કહેલાં છે.

ભગવાને કરેલી શંકાઃ-"હે અર્જુન ! તેં મને એવાં શું અનુચિત વચનો કહેલાં છે ?"

અર્જુને કરેલો ખુલાસોઃ– हे कृष्ण ! हे यादव ! हे सखा ! इति । હે ભગવન્ ! સર્વ જગતની ઉત્પત્તિ-સ્થિતિ-લય કરનારા તથા બ્રહ્માદિ સર્વ દેવતાઓના પણ ગુરુરૂપ એવા આપને-પરમેશ્વરને મેં-અર્જુને "હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા !" એ પ્રકારના સંબોધનવડે બોલાવેલ છે.

કોઇ મૂળ પુસ્તકમાં महिमानं तवेमं એ પ્રકારનો પણ પાઠ હોય છે. એ પ્રકારના પાઠવિષે महिमानं इमं એ બન્ને શબ્દોનું સામાનાધિકરણ્ય જ જાણવું, અર્થાત્ તમારા આ વિશ્વરૂપ મહિમાને હું-અર્જુન પૂર્વે જાણતો ન હતો. (૪૧)

વળી—

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ–તથા પરિહાસને અર્થે, હે અચ્યુત ! વિહારમાં, શય્યામાં, આસનમાં તથા ભોજનમાં, એકલો સ્થિત હતો ત્યારે અથવા કદાચિત્ સખાઓની સન્મુખ સ્થિત હતો ત્યારે આપનો-પરમેશ્વરનો મેં–અર્જુને જે પરાભવ કર્યો છે, તે સર્વ અપરાધને માટે, હું–અર્જુન આપની અપ્રમેયની ક્ષમા યાચું છું. ૪૨

ટીકાઃ–હે અચ્યુત અર્થાત્ હે સર્વદા નિર્વિકાર ! ક્રીડારૂપ જે વિહાર છે તે વિહારમાં, વસ્ત્ર–તૂલિકાદિકોવડે રચેલી જે શયન કરવાના સ્થાનરૂપ શય્યા છે તે શય્યામાં, સિંહાસનાદિરૂપ જે આસન છે તે આસનમાં તથા સજાતીય ઘણા પુરુષોની પંક્તિમાં, અન્નના ભક્ષણરૂપ જે ભોજન છે તે ભોજનમાં, સર્વ સખાઓસિવાય એકલા રહેલા આપનો અથવા પરિહાસ કરતા સખાઓની સમીપે રહેલા આપનો, મેં–અર્જુને ઉપહાસને વાસ્તે જે પરાભવ કર્યો છે, તે અનુચિત વચનરૂપ સર્વ અપરાધ અથવા અસત્કરણરૂપ સર્વ અપરાધ હું–અર્જુન તમારી પાસે ક્ષમા કરાવું છું. આપ અપ્રમેય છો અર્થાત્ અચિંત્ય પ્રભાવવાળા છો; તાત્પર્ય એ છે કે, અચિંત્ય પ્રભાવવાળા, સર્વ વિકારોથી રહિત તથા પરમ કૃપાળુરૂપ એવા આપે–પરમેશ્વરે, આપના પ્રભાવને ન જાણનારા મારા–અર્જુનના તે સર્વ અપરાધો ક્ષમા કરવા જોઇએ. (૪૨)

અવતરણિકાઃ–હવે અર્જુન શ્રીભગવાનની પ્રત્યે પૂર્વોક્ત અચિંત્ય પ્રભાવતાનું સ્પષ્ટ રીતે વર્ણન કરે છેઃ—

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥४३॥**

શ્લોકાર્થઃ– હે ઉપમાથી રહિત પ્રભાવવાળા ! આ ચરાચરરૂપ સર્વ લોકના તમે પિતારૂપ છો, પૂજ્ય છો, ગુરુરૂપ છો તથા ગુરુતર છો. આ લોકમાં તમારા સમાન કોઇ પણ અન્ય નથી તો પછી આપનાથી અધિક તો કયાંથી જ હોય ? ૪૩

ટીકાઃ–હે ભગવન્ ! આ સ્થાવર–જંગમરૂપ સર્વ જગત્ માત્રના આપ પિતા છો અર્થાત્ જનક છો. શ્રુતિ કહે છે કે, यतो वा इमानि भूतानि जायंते–અર્થાત્–જે પરમાત્મા દેવથી આ સર્વ ભૂત પ્રાણી ઉત્પન્ન થાય છે; ઇત્યાદિ શ્રુતિઓ આપને–પરમેશ્વરને સર્વ જગતના જનક કહે છે, સર્વના ઇશ્વર હોવાથી આપ જ પૂજ્ય છો તથા શાસ્ત્રનો ઉપદેશ કરનારા ગુરુરૂપ છો. આ કારણથી જ સર્વ પ્રકારે કરીને આપ ગુરુતર છો, અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ છો. આ કારણથી જ હે ભગવન્ ! ત્રણે લોકોમાં આપની–પરમેશ્વરની સમાન બીજો કોઇ નથી, તો તે ત્રણે લોકોમાં આપ પરમેશ્વરથી અધિક તો બીજો કયાંથી હશે ? અર્થાત્ કોઇ પણ અધિક નથી. તાત્પર્ય એ છે કે, આપની–પરમેશ્વરની સમાન બીજો કોઈ નથી. કારણ કે જો કદાચિત્ આપની–પરમેશ્વરની સમાન બીજા કોઇનો અંગીકાર કરીએ, તો તે બીજો પણ ઈશ્વર જ સિદ્ધ થાય. તેમાં એક ઈશ્વર આ જગતને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે અને બીજો ઈશ્વર તે કાળે આ જગતનો સંહાર કરવાની ઇચ્છા કરે, તેથી કોઇ પણ વ્યવહાર સિદ્ધ થાય નહિ, કિન્તુ સર્વ વ્યવહારોનો લોપ થાય. તેથી આપની–પરમેશ્વરની સમાન બીજો કોઇ નથી. જ્યારે ત્રણે લોકોમાં આપની–પરમેશ્વરની સમાન બીજો કોઇ નથી, ત્યારે આપથી અધિક તો કોણ હોય ? અર્થાત્ સર્વ પ્રકારે તમારાથી અધિક કોઇ નથી. શ્રુતિ કહે છે કે, न तत्समश्चाभ्यधिकश्च दृश्यते–અર્થાત્–પરમેશ્વરની સમાન કોઇ જોવામાં આવતો નથી તથા તે પરમેશ્વરથી અધિક પણ કોઇ જોવામાં આવતો નથી.

અહીં "આપ-પરમેશ્વરના સમાન પુરુષનો જ અસંભવ છે" એ પૂર્વોક્ત અર્થમાં અર્જુન હેતુ કહે છે: हे अप्रतिमप्रभाव इति। અહીં સાદૃશ્યનો અર્થ પ્રતિમા છે. સાદૃશ્યરૂપ પ્રતિમા જેને વિદ્યમાન નથી તેનું નામ અપ્રતિમ છે તથા જેનો પ્રભાવ એટલે જેનું સામર્થ્ય અપ્રતિમ છે તેનું નામ અપ્રતિમપ્રભાવ કહેવામાં આવે છે. (૪૩)

અવતરણિકા:—આપ એવા છો, તે કારણથી હું-અર્જુન પોતાના અપરાધોને ક્ષમા કરાવવા માટે આપની આગળ દંડવત્ પ્રણામ કરીને પ્રાર્થના કરું છું; આ અર્થ હવે અર્જુન કહે છે:—

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम्।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम्॥ ४४॥**

શ્લોકાર્થ:—હે ભગવન્! આ કારણથી આપને-પરમેશ્વરને નમસ્કાર કરી તથા મારા દેહને ભૂમિવિષે દંડની માફક ધારણ કરી, હું-અર્જુન, 'સર્વવડે સ્તુતિ કરવા યોગ્ય આપ-પરમેશ્વર પ્રસન્ન થાઓ' એવી પ્રાર્થના કરું છું. કારણ હે દેવ! પુત્રના અપરાધને પિતાની માફક, સખાના અપરાધને સખાની માફક તથા પ્રિયાના અપરાધને પતિની માફક આપ મારા અપરાધને ક્ષમા કરવા યોગ્ય છો. ૪૪

ટીકા:—હે ભગવન્! આપ-પરમેશ્વર આ સર્વ લોકના પિતારૂપ છો તથા સર્વના ગુરુ-રૂપ છો. માટે હું- અર્જુન આપને-પરમેશ્વરને નમસ્કાર કરીને તથા પોતાની કાયાને અત્યંત નીચે ધારણ કરીને અર્થાત્ દંડની પેઠે ભૂમિપર પડીને, આપની-પરમેશ્વરની પ્રસન્નતા થવા-માટે પ્રાર્થના કરું છું અર્થાત્ હું-અપરાધી અર્જુન મારા અપરાધોની ક્ષમા કરાવવાવાસ્તે "મારી-અર્જુનની ઉપર આપ પ્રસન્ન થાઓ" એ પ્રકારની પ્રાર્થના આપની આગળ કરું છું. આપ ઈશ છો અર્થાત્ આ સર્વ જગતના નિયંતા છો. વળી આપ ઈડ્ય છો અર્થાત્ બ્રહ્માદિ દેવતા-ઓવડે પણ સ્તુતિ કરવા યોગ્ય છો. આ કારણથી જ હે દેવ અર્થાત્ હે સ્વપ્રકાશરૂપ! જેમ પુત્રના અપરાધને પિતા ક્ષમા કરે છે, જેમ સખાના અપરાધને સખા ક્ષમા કરે છે તથા જેમ પતિવ્રતા પ્રિયાના અપરાધને પતિ ક્ષમા કરે છે, તેમ મારા-અર્જુનના અપરાધને પણ આપ-પરમેશ્વર ક્ષમા કરવાને યોગ્ય છો. હું-અર્જુન કેવળ તમારે જ શરણે છું-અન્ય કોઈને શરણ નથી. આ કારણથી આપ મારા અપરાધને ક્ષમા કરવા યોગ્ય છો.

ટીકા:-હે ભગવન્ ! મેં-અર્જુને પૂર્વે કદાચિત્ પણ નહિ દેખેલું એવું જે આપનું આ વિશ્વરૂપ છે, તે આપના વિશ્વરૂપને દેખી, હું-અર્જુન હર્ષને પ્રાપ્ત થયો છું; તથા તે વિકરાલ રૂપનાં દર્શનથી ઉત્પન્ન થયેલો જે ભય છે, તે ભયવડે મારૂં મન વ્યાકુળ થયું છે. તેથી હે ભગવન્ ! મારી-અર્જુનની પ્રત્યે પ્રાણોથી પણ પ્રિય આપનું પૂર્વનું રૂપ જ દેખાડો. હે દેવ અર્થાત્ હે સ્વપ્રકાશરૂપ, હે દેવેશ અર્થાત્ હે સર્વ દેવતાઓના નિયંતા તથા હે જગન્નિવાસ અર્થાત્ હે સર્વ જગતના આધારરૂપ ! મારી-અર્જુનની ઉપર પૂર્વનાં રૂપનાં દર્શનરૂપ પ્રસાદ કરો. (૪૫)

અવતરણિકા:-હવે, જે પૂર્વનાં રૂપનાં દર્શનની અર્જુને પ્રાર્થના કરી છે, તે રૂપનું અર્જુન વિશેષણોવડે કથન કરે છે:—

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।**
**तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

શ્લોકાર્થ:-હે ભગવન્ ! હું-અર્જુન કિરીટવાળા, ગદાવાળા તથા હાથમાં ચક્રવાળા આપને પૂર્વની માફક જોવાની ઇચ્છા રાખું છું, માટે હે સહસ્ર બાહુવાળા ! હે વિશ્વમૂર્તિ ! હવે આપ આપનાં પૂર્વનાં ચતુર્ભુજ સ્વરૂપે કરી પ્રકટ થાઓ. ૪૬

ટીકા:-હે ભગવન્ ! કિરીટને ધારણ કરનારા, ગદાને ધારણ કરનારા તથા જેના હસ્તમાં ચક્ર છે એવા આપને-પરમેશ્વરને હું-અર્જુન આ વિશ્વરૂપની પહેલાં જેમ દેખતો હતો, તે આપના સુંદર સ્વરૂપને અત્યારે હું-અર્જુન દેખવાની ઈચ્છા કરૂં છું, તેથી હે સહસ્રબાહો અર્થાત્ હે અનેક સહસ્ર ભુજાઓવાળા ! તથા હે વિશ્વમૂર્ત્તે અર્થાત્ હે સર્વ વિશ્વરૂપ મૂર્ત્તિને ધારણ કરનારા શ્રીભગવન્ ! અત્યારે આ સમયે આપના વિશ્વરૂપનો ઉપસંહાર કરીને આપ પૂર્વનાં ચતુર્ભુજ સ્વરૂપવડે પ્રકટ થાઓ. આટલા કથનવડે એ અર્થ સૂચિત કર્યો કે-અર્જુને સર્વ કાળે શ્રીભગવાનનું ચતુર્ભુજાદિ સ્વરૂપ જ જોયલું છે. (૪૬)

અવતરણિકા:-આ પ્રકારે અર્જુનવડે પ્રાર્થના કરાયલા શ્રીભગવાન્, અર્જુનને ભયવડે પીડિત થયલો જોઈ, તે વિશ્વરૂપનો ઉપસંહાર કરીને ઉચિત વચનોવડે અર્જુનને આશ્વાસન આપતાં કહે છે:–

**श्रीभगवानुवाच—मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।**
**तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

શ્લોકાર્થઃ—ભગવાન્ કહે છેઃ-હે અર્જુન ! પ્રસન્નતાવાળા મેં-પરમેશ્વરે મારા સામર્થ્યથી તને આ વિશ્વાત્મક શ્રેષ્ઠરૂપ દર્શાવ્યું છે. આ રૂપ તેજોમય છે, સર્વ વિશ્વરૂપ છે, અનંત છે તથા અનાદિ છે. આ રીતનું મારૂં સ્વરૂપ તારા સિવાય અન્ય કોઇએ પણ પૂર્વે જોયું નથી. ૪૭

ટીકાઃ-હે અર્જુન ! તું આ મારા વિશ્વરૂપને દેખીને ભયને પ્રાપ્ત મા થા; કાંઇ તને ભયની પ્રાપ્તિ કરવાવાસ્તે મેં આ વિશ્વરૂપ દેખાડ્યું નથી, કિન્તુ પ્રસન્નતાવાળા મેં-પરમેશ્વરે અર્થાત્ તારી-અર્જુનનીપર અતિશય કૃપાવાળા મેં-પરમેશ્વરે તારી અર્જુનની પ્રત્યે આ પોતાનું વિશ્વરૂપાત્મક શ્રેષ્ઠરૂપ પોતાના સામર્થ્યથી દેખાડ્યું છે, તે કેવળ તારી ઉપર કૃપાદૃષ્ટિવડે જ દેખાડ્યું છે. પરં એ વિશેષણવડે વિશ્વરૂપમાં કહેલું જે શ્રેષ્ઠત્વરૂપ પરત્વ છે, તે પરત્વને જ હવે સ્પષ્ટ રીતે કથન કરે છે-तेजोमयं इति । હે અર્જુન ! તે મારું વિશ્વરૂપ તેજોમય છે અર્થાત્

તેનો પ્રકાશ કોટી સૂર્યોના પ્રકાશસમાન છે. વળી તે રૂપ વિશ્વ છે અર્થાત્ સર્વ વિશ્વરૂપ છે. વળી તે રૂપ આદિ-અંતથી રહિત છે. એવું પોતાનું વિશ્વાત્મક રૂપ મેં-પરમેશ્વરે કેવળ તને-અત્યંત પ્રિય ભક્ત અર્જુનને જ દેખાડ્યું છે.

અર્જુનની શંકાઃ-" હે ભગવન્ ! 'એ વિશ્વાત્મક રૂપ મેં-પરમેશ્વરે પ્રસન્ન થઈને કેવળ તને-અર્જુનને જ દેખાડ્યું છે ' એ આપનું કહેલું સંભવતું નથી. કારણ કે ધૃતરાષ્ટ્રના ગૃહમાં ભીષ્માદિકોને પણ એ વિશ્વરૂપ આપે દેખાડ્યું હતું તથા બાલ્ય અવસ્થામાં યશોદા માતાને પણ એ વિશ્વરૂપ આપે દેખાડ્યું હતું તથા અક્રૂરને પણ એ વિશ્વરૂપ આપે દેખાડ્યું હતું."

ભગવાને કરેલું સમાધાનઃ-"હે અર્જુન ! ભીષ્માદિકોને જે મેં વિશ્વરૂપ દેખાડ્યું હતું, તે આ વિશ્વરૂપના એક અવાંતરરૂપ જ હતું, તેથી તે રૂપ સર્વથી ઉત્તમ નહિ હતું; અને આ જે વિશ્વાત્મકરૂપ મેં તને દેખાડ્યું છે, તે સર્વથી શ્રેષ્ઠ છે, બીજા કોઈએ પણ પૂર્વે એ રૂપ જોયું નથી." એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ-त्वमे इति ॥ હે અર્જુન ! જે આ મારૂં વિશ્વાત્મકરૂપ તારા સિવાય અન્ય કોઈએ પણ પૂર્વે જોયું નથી, તે આ વિશ્વાત્મક મારૂં સ્વરૂપ મેં-પરમેશ્વરે કૃપા કરીને તને-અર્જુનને જ અત્યારે દેખાડ્યું છે. (૪૭)

અવતરણિકાઃ-હે અર્જુન ! આ વિશ્વરૂપનાં દર્શનરૂપ જે અત્યંત દુર્લભ મારો પ્રસાદ છે, તે મારા પ્રસાદને પ્રાપ્ત થઈને તું-અર્જુન હવે કૃતાર્થ જ થયો છે. એ અભિપ્રાયે કરીને શ્રી-ભગવાન્ હવે વિશ્વરૂપની દુર્લભતાનું કથન કરે છેઃ—

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।**
**एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

શ્લોકાર્થઃ-હે કુરુવંશવિષે અતિ શૂરવીર અર્જુન ! આ મનુષ્યલોકમાં આ પ્રકારના વિશ્વ-રૂપવાળો હું-ભગવાન્ તારા સિવાય અન્ય પુરુષોથી વેદોના તથા યજ્ઞોના અધ્યયનવડે દેખવાને શકય નથી, દાને કરી દેખવાને શકય નથી, કર્મે કરી દેખવાને શકય નથી, તેમ ઉગ્રતપવડે કરીને પણ દેખવાને શકય નથી. ૪૮

ટીકાઃ-હે અર્જુન ! ઋગ્-યજુષ્-સામ-અથર્વણ એ ચાર વેદોનું જે ગુરુમુખથી અક્ષ-રોના ગ્રહણરૂપ અધ્યયન છે તથા પૂર્વ મીમાંસા-કલ્પસૂત્ર ઇત્યાદિકોવડે વેદબોધિતકર્મરૂપ યજ્ઞોનું જે અર્થવિચારરૂપ અધ્યયન છે, તે વેદોના અધ્યયનવડે, યજ્ઞોના અધ્યયનવડે તથા તુલાપુરુષદાન-કન્યાદાન-ગૌસુવર્ણદાન અન્નદાન ઇત્યાદિ દાનોવડે, અગ્નિહોત્રાદિ શ્રૌત-સ્માર્ત્ત કર્મો-વડે તથા કાયઇંદ્રિયોના શોષક હોવાથી કરવામાં અત્યંત કઠિન એવાં જે કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિ તપ છે એવાં તપોવડે, આ મનુષ્યલોકમાં આ પ્રકારના વિશ્વરૂપવાળા મને-પરમેશ્વરને તારા સિવાય અન્ય પુરુષો જોઈ શકે તેમ નથી; અર્થાત્ મારા-પરમેશ્વરના અનુગ્રહથી રહિત પુરુષ વેદોના અધ્યયનવડે, વેદપ્રતિપાદિત કર્મોના યથાર્થ જ્ઞાનવડે, દાનોવડે તથા ઉગ્ર તપોવડે મારા આ વિશ્વરૂપને (તેઓ) દેખી શકતા નથી. એવું અત્યંત દુર્લભ આ વિશ્વરૂપ મેં કૃપા કરીને તને દેખાડ્યું છે. આ રૂપનાં દર્શનથી અત્યારે તું કૃતાર્થ થયો છે.

મૂળ શ્લોકમાં शक्यः अहं એ વચનને સ્થાને યદ્યપિ शक्योऽहं એ પ્રકારનું વચન જ કરવું યોગ્ય હતું તથા शक्यः अहं એ વચનમાં જે शक्य શબ્દની પછી વિસર્ગનો લોપ છે તે છાંદસ છે. યદ્યપિ એક નકારના પઠનથી જ અધ્યયન, દાન, ક્રિયા, તપ એ સર્વેનો નિષેધ થઈ શકે છે, છતાં અધ્યયન, ક્રિયા, દાન તથા તપ એ ચારેની સાથે જે ભિન્નભિન્ન નકારનું

પઠન કર્યું છે, તે વિશ્વરૂપના દર્શનમાં, અધ્યયનાદિકોના નિષેધની દૃઢતા વાસ્તે કહ્યું છે અને न च क्रियाभि. એ વચનમાં રહેલો જે ચકાર છે, તે ચકાર અહીં નહિ કહેલાં બીજાં સાધનોનો પણ સમુચ્ચય કરાવવા માટે છે, અર્થાત્ મારા-પરમેશ્વરના અનુગ્રહવિના બીજા કોઈ પણ સાધનવડે મારુ વિશ્વરૂપ દેખવામાં આવતું નથી. (૪૮)

અવતરણિકાઃ—હે અર્જુન ! તારા અનુગ્રહ વાસ્તે મેં-પરમેશ્વરે પ્રકટ કરેલાં આ મારાં વિશ્વરૂપવડે જો કદાચિત્ તને ઉદ્વેગ પ્રાપ્ત થયો હોય, તો હું-પરમેશ્વર આ મારા વિશ્વરૂપનો હવે ઉપસંહાર કરુ છું, તું વ્યથાને પ્રાપ્ત મા થા. આ અર્થ હવે શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કહે છેઃ—

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

શ્લોકાર્થઃ-મારાં-પરમેશ્વરનાં આ ઘોર સ્વરૂપને જોઇ તને-અર્જુનને વ્યથા મા થાઓ તથા વિમૂઢભાવ પણ મા થાઓ. પણ ભયથી રહિત પ્રસન્ન મનવાળો થઇ તું અર્જુન, ફરીથી મારાં-પરમેશ્વરનાં પૂર્વનાં આ રૂપને જ જો. ૪૯

ટીકાઃ-હે અર્જુન ! અનેક બાહુ-મુખાદિકોવડે યુક્ત હોવાથી અત્યંત ભયાનક જે આ મારું વિશ્વરૂપ છે, તે મારા વિશ્વરૂપને દેખી રહેલા એવા તને વ્યથા પ્રાપ્ત મા થાઓ અર્થાત્ ભયરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલી પીડા પ્રાપ્ત ન થાઓ તથા મારા આ વિશ્વરૂપનું દર્શન થવા છતાં પણ જે તને વિમૂઢભાવ પ્રાપ્ત થયો છે અર્થાત્ ચિત્તની વ્યાકુલતા તથા અપરિતોષ પ્રાપ્ત થયાં છે, તે વિમૂઢભાવ પણ તને પ્રાપ્ત મા થાઓ, કિંતુ ભયથી રહિત થઇને તથા પ્રસન્નમન થઇને તું-અર્જુન પુનઃ મારાં ચતુર્ભુજ રૂપને દેખ, અર્થાત્ આ વિશ્વરૂપની પૂર્વે તું અર્જુન જે મારાં ચતુર્ભુજ વાસુદેવરૂપને સર્વદા દેખતો હતો, તે મારાં ચતુર્ભુજરૂપને તું અત્યારે ભયથી રહિત થઇને તથા સંતોષયુક્ત થઇને દેખ.

અહીં ભયથી રહિતપણું તથા સંતોષ એ બન્ને, શ્રીભગવાને प्रपश्य એ વચનમાં રહેલા प्र ઉપસર્ગવડે કહેલ છે. (૪૯)

અવતરણિકાઃ-હવે સંજય ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છેઃ-

**संजय उवाच--इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।**
**आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥**

શ્લોકાર્થઃ-સંજય કહે છેઃ-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને આ રીતનું વચન કહી, પોતાનું આ રીતનું ચતુર્ભુજ રૂપ ફરી દેખાડવા લાગ્યા તથા તે પરમ કૃપાળુ ભગવાન્ ફરીથી સૌમ્ય શરીરવાળા થઈ, અર્જુનનું આશ્વાસન કરવા લાગ્યા. ૫૦

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર ! વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનની પ્રત્યે એ પૂર્વોક્ત વચન કહીને, વિશ્વરૂપધારણની પૂર્વે જે પ્રકારના રૂપવાળા હતા, તે પ્રકારનું પોતાનું રૂપ અર્જુનની પ્રત્યે પુનઃ દેખાડવા લાગ્યા, અર્થાત્ મસ્તક ઉપર કિરીટને ધારણ કરનારૂં, કાનોમાં મકરાકાર કુંડલો ધારણ કરનારૂં, ચાર ભુજાઓમાં શંખ-ચક્ર-ગદા-પદ્મ એ ચારેને ધારણ કરનારૂં તથા શ્રીવત્સ-કૌસ્તુભ-વનમાલા-પીતાંબર-ઇત્યાદિકોવડે શોભાયમાન, એ પ્રકારનાં પોતાના પૂર્વનાં રૂપને અર્જુનની પ્રત્યે પુનઃ દેખાડવા લાગ્યા તથા તે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાન્ અર્થાત પરમ

કારુણિક, સર્વના ઈશ્વર તથા સર્વજ્ઞ ઈત્યાદિ કલ્યાણોના આકારરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ પુનઃ પુનઃ સૌમ્યવપુ થઇને, અર્થાત્ પરમ અનુગ્રહરૂપ શરીરવાળા થઇને, પૂર્વે વિશ્વરૂપનાં દર્શનથી ભયને પ્રાપ્ત થયેલા અર્જુનની પ્રત્યે ધૈર્યયુક્ત વચનોવડે આશ્વાસન આપવા લાગ્યા. (૫૦)

અવતરણિકાઃ–શ્રીકૃષ્ણ ભગવાનનાં પૂર્વનાં ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શનની પછી અર્જુન, ભયથી રહિત થઇને શ્રીકૃષ્ણ ભગવાનની પ્રત્યે આ પ્રકારનું વચન કહેવા લાગ્યોઃ—

अर्जुन उवाच–दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

શ્લોકાર્થઃ– અર્જુન કહે છેઃ–હે જનાર્દન! આપના આ માનુષ સૌમ્ય સ્વરૂપને જોઇ, હું–અર્જુન અવ્યાકુળ થયો છું તથા સ્વસ્થતાને પ્રાપ્ત થયો છું. ૫૧

ટીકાઃ–હે જનાર્દન! તમારાં આ સૌમ્ય માનુષ રૂપને દેખીને હું–અર્જુન અત્યારે સચેત થયો છું, અર્થાત્ પૂર્વે વિશ્વરૂપના દર્શનજન્ય ભયવડે થયેલા વ્યામોહના અભાવવડે અત્યારે હું ચિત્તની વ્યાકુલતાથી રહિત થયો છું; તેમ જ હું–અર્જુન અત્યારે પ્રકૃતિને પ્રાપ્ત થયો છું, અર્થાત્ ભયજન્ય વ્યથાથી રહિત હોવાથી સ્વસ્થ ભાવને પ્રાપ્ત થયો છું. (૫૧)

અવતરણિકાઃ–અર્જુનની ઉપર પોતે કરેલા વિશ્વરૂપના દર્શનરૂપ અનુગ્રહની દુર્લભતાનું શ્રીભગવાન્ હવે ચાર શ્લોકોવડે કથન કરે છેઃ—

श्रीभगवानुवाच–सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છેઃ–મારા–પરમેશ્વરનાં જે વિશ્વરૂપને તું હમણાં જોતો હતો તે મારૂં વિશ્વરૂપ અત્યંત દેખવાને અશક્ય છે. કારણ દેવતા પણ નિત્ય આ વિશ્વરૂપનાં દર્શનની ઇચ્છા કરે છે. ૫૨

ટીકાઃ–હે અર્જુન! મારા–પરમેશ્વરના જે વિશ્વરૂપને તું અત્યારે દેખી રહ્યો છે, તે મારૂં વિશ્વરૂપ અત્યંત દેખવાને અશક્ય છે. કારણ ઈંદ્રાદિ દેવતા પણ સર્વદા આ મારાં વિશ્વરૂપનાં દર્શનની ઇચ્છા જ કરતા રહે છે, પરંતુ જેમ તું–અર્જુન આ મારાં વિશ્વરૂપને દેખી રહ્યો છે, તેમ ઈંદ્રાદિ દેવતાઓ પૂર્વે આ મારા વિશ્વરૂપને દેખી શક્યા નથી અને ભવિષ્યમાં પણ દેખી શકશે નહિ. (૫૨)

અવતરણિકાઃ–"હે ભગવન્! ઇંદ્રાદિ દેવતાઓ આ આપનાં વિશ્વરૂપને શું કારણથી દેખી શક્યા નથી અને શામાટે ભવિષ્યમાં દેખશે નહિ?" એવી અર્જુનને શંકા થતાં, "મારી–પરમેશ્વરની અનન્ય ભક્તિથી રહિત હોવાથી તે દેવતાઓ આ મારાં વિશ્વરૂપને પૂર્વે દેખી શક્યા નથી, અને ભવિષ્યમાં દેખશે નહિ." એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ—

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

શ્લોકાર્થઃ–જે રીતનાં મારાં વિશ્વરૂપને તેં જોયું તે રીતનાં વિશ્વરૂપવાળો હું–પરમેશ્વર વેદના અધ્યયનવડે દેખાવા શક્ય નથી, તપે કરી દેખાવા શક્ય નથી, દાને કરી દેખાવા શક્ય નથી, તેમ અગ્નિહોત્રાદિ કર્મે કરી પણ દેખાવા શક્ય નથી. ૫૩

ટીકાઃ-મને-વિશ્વરૂપ પરમેશ્વરને જે પ્રકારે તેં-અર્જુને અત્યારે દેખેલ છે, એ પ્રકારનાં વિશ્વરૂપવાળો હું-પરમેશ્વર, ઋગાદિ ચાર વેદોના અધ્યયનવડે પણ દેખાવા શકય નથી; કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપવડે પણ હું દેખાવા શકય નથી; તુલાપુરુષ-કન્યા-ગૌ-સુવર્ણ-અન્ન ઇત્યાદિ પદાર્થોના દાનવડે પણ હું દેખાવા શકય નથી; તથા અગ્નિહોત્રાદિ શ્રૌત-સ્માર્ત કર્મોવડે પણ હું દેખાવા શકય નથી.

પૂર્વે न वेदयज्ञाध्ययनैः એ શ્લોકમાં જે અર્થ કહ્યો હતો, તે જ અર્થ नाहं वेदैर्न तपसा એ શ્લોકમાં અત્યારે પુનઃ કહ્યો છે, તે વિશ્વરૂપનાં દર્શનની અત્યંત દુર્લભતાનું બોધન કરવા વાસ્તે કહ્યો છે. તેથી આ શ્લોકમાં પુનરુક્તિદોષની પ્રાપ્તિ થતી નથી. (૫૩)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! આ પ્રકારના વિશ્વરૂપવાળા તમે જ્યારે વેદોના અધ્યયનવડે, તપવડે, દાનવડે તથા અગ્નિહોત્રાદિ કર્મોવડે દેખાવા અશકય છો ત્યારે બીજા કયા ઉપાયવડે તમે દેખાવા શકય છો ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ વિશ્વરૂપના દર્શનનો ઉપાય કહે છેઃ—

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન ! હે પરંતપ ! આ રીતના વિશ્વરૂપવાળો હું-પરમેશ્વર અનન્ય ભક્તિવડે જ જણાવા શકય છું, વાસ્તવ સ્વરૂપે કરી સાક્ષાત્કાર કરવા શકય છું તથા અભેદરૂપે કરી પ્રાપ્ત થવા શકય છું. ૫૪

ટીકાઃ-હે પરંતપ ! અર્થાત્ હે અજ્ઞાનરૂપ શત્રુનો નાશ કરનારા અર્જુન ! આ પ્રકારના દિવ્ય વિશ્વરૂપને ધારણ કરનારો હું-પરમેશ્વર એક અનન્ય ભક્તિવડે જ જણાવા શકય છું; અર્થાત્ સર્વ વિષયવાસનાના પરિત્યાગવડે એક હું-પરમેશ્વરવિષયક જે નિરતિશય પ્રીતિરૂપ અનન્ય ભક્તિ છે, તે અનન્ય ભક્તિવડે જ અધિકારી જનો શાસ્ત્રરૂપ પ્રમાણથી મને-પરમેશ્વરને જાણી શકે છે, અન્ય કોઇ પણ ઉપાયવડે જાણી શકતા નથી. હે અર્જુન ! અનન્ય ભક્તિવડે શાસ્ત્રપ્રમાણથી હું-પરમેશ્વર કેવળ જણાવા શકય નથી, કિન્તુ અનન્ય ભક્તિ સાથે હું-પરમેશ્વર વેદાંત વાકયોના શ્રવણ-મનન-નિદિધ્યાસનની પરિપાકતાવડે પોતાના વાસ્તવિક સ્વરૂપથી સાક્ષાત્કાર કરવાને (માટે) પણ શકય છું, અર્થાત્ અનન્ય ભક્તિવડે અધિકારી પુરુષ શ્રવણ-મનનાદિ સાધનોવડે મારો-પરમેશ્વરનો "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે સાક્ષાત્કાર કરે છે. આ સાક્ષાત્કારની પ્રાપ્તિની પછી સાક્ષાત્કારવડે અવિદ્યાની નિવૃત્તિ થતાં હું-પરમેશ્વર તત્ત્વવેત્તા ભક્તજનોને પોતાના વાસ્તવિક સ્વરૂપથી પ્રાપ્ત થવાને શકય છું, અર્થાત્ તત્ત્વવેત્તા ભક્તજનોને હું-પરમેશ્વર પોતાના આત્મારૂપે કરીને પ્રાપ્ત થાઉં છું.

અહીં હે परंतप એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનને અજ્ઞાનરૂપ શત્રુની નિવૃત્તિવડે પોતાના અદ્વિતીય નિર્ગુણ સ્વરૂપમાં અભેદરૂપે કરીને પ્રવેશની યોગ્યતા સૂચિત કરી; અને शक्यः अहं એ વચનને સ્થાને યદ્યપિ शक्योऽहम् એ પ્રકારનું વચન જોઇતું હતું, તથાપિ शक्य એ શબ્દની પછી જે વિસર્ગનો લોપ કર્યો છે, તે પૂર્વની પેઠે છાંદસ છે. (૫૪)

અવતરણિકાઃ-હવે શ્રીભગવાન્ સમગ્ર ગીતાશાસ્ત્રનો સારભૂત અર્થ મુમુક્ષુજનોના અનુષ્ઠાન વાસ્તે એકઠો કરીને કહે છેઃ—

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

શ્લોકાર્થ:-હે પાંડવ ! જે પુરુષ મત્કર્મકૃત્ છે, મત્પરમ છે, મારો ભક્ત છે; સંગથી રહિત છે તથા સર્વ ભૂતોમાં નિર્વૈર છે તે પુરુષ જ મને-પરમેશ્વરને અભેદરૂપે કરી પ્રાપ્ત થાય છે. ૫૫

ટીકા:-હે પાંડવ અર્થાત્ પાંડુરાજાના પુત્ર અર્જુન ! જે અધિકારી પુરુષ મત્કર્મકૃત્ છે. અર્થાત્ જે અધિકારી પુરુષ મારી-પરમેશ્વરની પ્રસન્નતા વાસ્તે જ વેદવિહિત અગ્નિહોત્રાદિ શ્રૌત-સ્માર્ત કર્મો કરે છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! સ્વર્ગાદિ ફળોની કામનાઓ વિદ્યમાન હોતાં અધિકારી પુરુષમાં મત્કર્મકૃતપણું કેવી રીતે સંભવશે ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-મત્પરમઃ ઇતિ ॥ હે અર્જુન ! જે અધિકારી પુરુષ મત્પરમ છે, અર્થાત્ જેને હું-પરમેશ્વર જ પ્રાપ્તવ્યરૂપે કરીને નિશ્ચિત છું, બીજાં સ્વર્ગાદિ ફળો જેને પ્રાપ્તવ્યરૂપે કરીને નિશ્ચિત નથી, તે પુરુષનું નામ મત્પરમ છે. તે અધિકારી પુરુષ મત્કર્મકૃત્ છે તથા મત્પરમ છે, તે કારણથી જ તે અધિકારી પુરુષ મદ્ભક્ત છે અર્થાત્ મારી-પરમેશ્વરની પ્રાપ્તિની આશાવડે તે અધિકારી પુરુષ સર્વ પ્રકારે કરીને મારા-પરમેશ્વરના ભજનવિષે પરાયણ છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! પુત્રાદિ પદાર્થોમાં સ્નેહ વિદ્યમાન હોતાં અધિકારી પુરુષમાં તમારું ભક્તપણું કેવી રીતે સંભવશે ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-સઙ્ગવર્જિતઃ ઇતિ। અધિકારી પુરુષ સંગથી રહિત હોય છે અર્થાત્ પુત્ર-સ્ત્રી-ધન-ગૃહ વગેરે જેટલા બાહ્ય અનાત્મ પદાર્થો છે તે સર્વ પદાર્થોની ઇચ્છાથી રહિત હોય છે.

અર્જુનની શંકા:—"હે ભગવન્ ! શત્રુઓમાં દ્વેષ વિદ્યમાન હોતાં તે અધિકારી પુરુષમાં સંગથી રહિતપણું પણ કેવી રીતે સંભવશે ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-નિર્વૈરઃ સર્વભૂતેષુ ઇતિ-હે અર્જુન ! અધિકારી પુરુષ સર્વ ભૂતોમાં વૈરથી રહિત હોય છે અર્થાત્ જે પ્રાણી પોતાનો અપકાર કરે છે એવા અપકારી પ્રાણીઓમાં પણ તે પુરુષ દ્વેષથી રહિત હોય છે. હે અર્જુન ! આ પ્રકારે જે અધિકારી પુરુષ મત્કર્મકૃત્ છે, મત્પરમ છે, મદ્ભક્ત છે, સંગથી રહિત છે તથા સર્વ ભૂતોમાં નિર્વૈર છે, તે અધિકારી પુરુષ જ મને-પરમેશ્વરને અભેદરૂપે કરીને પ્રાપ્ત થાય છે. હે અર્જુન ! આ જે સર્વ શાસ્ત્રોનો સારભૂત અર્થ, મેં તારી પ્રત્યે ઉપદેશ કર્યો છે, તે અર્થ જ તારે જાણવાયોગ્ય

તો ભેદબુદ્ધિવાળા અધિકારી પુરુષમાં નિર્વૈરતા જ સંભવશે નહિ. આ પ્રકારે આ શ્લોક સર્વ ગીતાશાસ્ત્રના સારભૂત અર્થનું કથન કરે છે. હે પાંડવ એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનનો વિશુદ્ધ વંશમાં જન્મ કહ્યો તેમ કરીને એ અર્થ સૂચિત કર્યો કે–તું–અર્જુન આ સર્વ શાસ્ત્રોના સારભૂત અર્થને જાણવામાં સમર્થ છે. (૫૫)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "વિશ્વરૂપદર્શનયોગ" નામના એકાદશ અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# દ્વાદશ અધ્યાય

## ભક્તિયોગ

અવતરણિકાઃ–પૂર્વે અગિયારમા અધ્યાયના અંતમાં–मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ॥ એ શ્લોકમાં શ્રીભગવાને વારંવાર મત્ શબ્દનું કથન કર્યું છે, તે મત્ શબ્દના અર્થમાં એ સંશય થાય છે કે–શ્રીભગવાને મત્ શબ્દવડે નિરાકાર વસ્તુનું કથન કર્યું છે કે સાકાર વસ્તુનું કથન કર્યું છે ? આ પ્રકારના સંશયની ઉત્પત્તિમાં શ્રીભગવાનનું પૂર્વોક્ત વચન જ કારણ છે. કારણ કે શ્રીભગવાને मत्कर्मकृत् એ શ્લોકની પૂર્વે નિરાકાર વસ્તુનું તથા સાકાર વસ્તુનું બન્નેનું મત્ શબ્દવડે કથન કર્યું છે. बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥ ઇત્યાદિ વચનોવડે શ્રીભગવાને મત્ શબ્દવડે નિરાકાર વસ્તુનું જ કથન કર્યું છે અને વિશ્વરૂપનાં દર્શનની પછી–नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥ ઇત્યાદિ વચનોવડે શ્રીભગવાને મત્ શબ્દવડે સાકાર વસ્તુનું જ કથન કર્યું છે. શ્રીભગવાનના બન્ને પ્રકારના ઉપદેશોની વ્યવસ્થા અધિકારી પુરુષના ભેદવડે જ કરવી પડશે. જો કદાચિત્ અધિકારી પુરુષના ભેદવડે બન્ને પ્રકારના ઉપદેશોની વ્યવસ્થા ન કરીએ, તો તે બન્ને પ્રકારના ઉપદેશોનો પરસ્પર વિરોધ પ્રાપ્ત થશે. "આ પ્રકારે અધિકારી પુરુષના ભેદવડે બન્ને પ્રકારના ઉપદેશોની વ્યવસ્થા પ્રાપ્ત થતાં મારે–મુમુક્ષુ અર્જુને નિરાકાર વસ્તુ ચિંતન કરવા યોગ્ય છે કે સાકાર વસ્તુ ચિન્તન કરવા યોગ્ય છે ?" એ પ્રકારે પોતાના અધિકારનો નિશ્ચય કરવા માટે સગુણ વિદ્યા તથા નિર્ગુણ વિદ્યા એ બન્ને વિદ્યાઓની વિશેષતા જાણવાની ઇચ્છા કરતાં અર્જુન શ્રીભગવાનની પ્રત્યે પ્રશ્ન કરે છેઃ–

**अर्जुन उवाच–एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥**

શ્લોકાર્થઃ–અર્જુન કહે છેઃ–હે ભગવન્ ! આ રીતે નિરંતર યુક્ત થયેલો તથા એક સાકાર વસ્તુને શરણે ગયેલો જે અધિકારી પુરુષ સાકાર પરમેશ્વરનું નિરંતર ચિંતન કરે છે તથા જે વિરક્ત પુરુષ અક્ષર તથા અવ્યક્તરૂપ નિર્ગુણ બ્રહ્મનું જ નિરંતર ચિન્તન કરે છે, તે બેઉના મધ્યમાં કોણ પુરુષ અતિશય યોગને જાણવાવાળો છે ? ૧

ટીકાઃ–હે ભગવન્ ! જે અધિકારી જનો मत्कर्मकृन्मत्परमः એ પૂર્વ શ્લોકોક્ત પ્રકારે કરીને સતતયુક્ત છે અર્થાત્ જે પુરુષો નિરંતર ભગવાનને અર્પણ કરેલાં કર્માદિકોમાં સાવધાનતાવડે

પ્રવૃત્ત થયલા છે તથા જે અધિકારી પુરુષો ભક્ત છે અર્થાત્ જે પુરુષો એક સાકાર વસ્તુના જ શરણને પ્રાપ્ત થયેલા છે, એ પ્રકારે સતતયુક્ત થયલા તથા ભક્ત થયલા અધિકારી પુરુષો સાકાર રૂપવાળા આપનું-પરમેશ્વરનું શ્રદ્ધાભક્તિપૂર્વક નિરંતર ચિન્તન કરે છે. આટલા કથનવડે સગુણ બ્રહ્મનું ચિંતન કરનારા ભક્તજનોનું કથન કર્યું.

હવે નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરનારા ભક્તજનોનું કથન કરે છે -ये चाप्यक्षर इति-હે ભગવન્! જે અધિકારી પુરુષો સર્વ સંસારથી વિરક્ત થઇને તથા સર્વ કર્મોના ત્યાગવાળા થઇને અક્ષર રૂપ તથા અવ્યક્તરૂપ આપનું-પરમેશ્વરનું નિરંતર ચિંતન કરે છે. न क्षरति अश्नुते वा इत्यक्षर- અર્થાત્-જે વસ્તુ કદાચિત્ પણ નાશને પ્રાપ્ત ન થાય તેનું નામ અક્ષર છે, અથવા જે વસ્તુ પોતાનાં સત્તાસ્ફુરણરૂપવડે આ સર્વ જગતને વ્યાપ્ત કરે છે તેનું નામ અક્ષર છે. એવા અક્ષર રૂપ નિર્ગુણ બ્રહ્મ છે. આ નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષરને, બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્કય મુનિએ ગાર્ગીની પ્રત્યે સ્થૂલ-સૂક્ષ્માદિ સર્વ ઉપાધિઓથી રહિત કહેલ છે -एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनण्वऱ्हस्वमदीर्घम्-અર્થાત્-હે ગાર્ગી! આ નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષરને બ્રહ્મવેત્તા બ્રાહ્મણ સ્થૂલભાવથી રહિત કહે છે, અણુભાવથી રહિત કહે છે, હ્રસ્વભાવથી રહિત કહે છે તથા દીર્ઘભાવથી રહિત કહે છે. આ નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષર સર્વ ઉપાધિઓથી રહિત છે, માટે તે નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષર અવ્યક્ત છે, અર્થાત્ નેત્રાદિ સર્વ કરણોનો અવિષય છે. એવા અક્ષરરૂપ તથા અવ્યક્તરૂપ આપનું-નિરાકાર નિર્ગુણ પરમેશ્વરનું જે અધિકારી પુરુષો શ્રદ્ધાભક્તિપૂર્વક નિરંતર ચિન્તન કરે છે, તે બન્ને પ્રકારના અધિકારીજનોની મધ્યે કયો અધિકારીજન યોગવિત્તમ છે અર્થાત્ કયો અધિકારીજન અતિશયત યોગને જાણનારો છે, અથવા કયો અધિકારીજન અતિશયત સમાધિરૂપ યોગને પ્રાપ્ત થયેલો છે?

સમાધિરૂપ યોગને જે પુરુષો જાણે છે અથવા પ્રાપ્ત થાય છે, તેઓ યોગવિત્ કહેવાય છે. યોગવિત્ પુરુષોના મધ્યમાં જે અત્યંત શ્રેષ્ઠ હોય તેઓ યોગવિત્તમ કહેવાય છે. અર્થાત્ આ પ્રકારના યોગવિત્ બન્ને પ્રકારના અધિકારીજનો છે, તો પણ બન્ને પ્રકારના અધિકારી જનોની મધ્યે કયા અધિકારી જનો અત્યંત શ્રેષ્ઠ યોગવિત્ છે અર્થાત્ કયા અધિકારી પુરુષોનું જ્ઞાન મારે-અર્જુને અનુસરણ કરવા યોગ્ય છે? તાત્પર્ય એ કે-સગુણ બ્રહ્મને જાણનારા પુરુષોનું જ્ઞાન મારે-અર્જુને અનુસરણ કરવા યોગ્ય છે કે નિર્ગુણ બ્રહ્મને જાણનારા પુરુષોનુ જ્ઞાન મારે અનુસરણ કરવા યોગ્ય છે, તે મને સમજાવો. (૧)

અવતરણિકા'-સર્વજ્ઞ શ્રીકૃષ્ણ ભગવાન્, સગુણ વિદ્યામા જ અર્જુનનો અધિકાર દેખતા, અર્જુનની પ્રત્યે સગુણ વિદ્યાનું જ વિધાન કરશે તથા યથાધિકારને અનુસારે તે વિદ્યાનાં ન્યૂનાધિક્તાવાળા સાધનોનું પણ વિધાન કરશે એ કારણથી પ્રથમ સાકાર બ્રહ્મવિદ્યામા અર્જુનની રુચિ કરવામાટે સાકાર બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરતાં "પ્રથમ સાકાર બ્રહ્મવિદ્યા જ શ્રેષ્ઠ છે" એ પ્રકારનો ઉત્તર કહે છે-

**श्रीभगवानुवाच-मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

શ્લોકાર્થ:-શ્રીભગવાન્ કહે છેઃ-હે અર્જુન! જે અધિકારી પુરુષ પોતાના મનને મારેવિષે-સગુણ બ્રહ્મવિષે એકાગ્ર કરી, નિત્યયુક્ત થયલો તથા સાત્વિક શ્રદ્ધાએ કરી યુક્ત થયલો મારુ-સાકાર બ્રહ્મનું ચિન્તન કરે છે તે અધિકારી જનને હું-પરમેશ્વર યુક્તતમ માનું છું. ૨

ટીકાઃ–હે અર્જુન! મારામાં–ભગવાન્ વાસુદેવરૂપ તથા પરમેશ્વરરૂપ સગુણ બ્રહ્મમાં પોતાના મનનો આવેશ કરીને અર્થાત્ અનન્ય શરણતાવડે તથા નિરતિશય પ્રિયતાવડે પોતાના મનનો મારામાં–સગુણ બ્રહ્મમાં પ્રવેશ કરીને, જેમ હિંગુલના રંગની સાથે મળીને લાખ તન્મય થઇ જાય છે તેમ પોતાના મનને હું–પરમેશ્વરમય કરીને, જે અધિકારી પુરુષો નિત્યયુક્ત થઇને અર્થાત્ નિરંતર મારા–પરમેશ્વરના ચિન્તનવિષયક ઉદ્યમવાળા થઇને તથા જે અધિકારી પુરુષો પરમશ્રદ્ધાવડે યુક્ત થઇને અર્થાત્ "આરાધેલા આ સગુણ પરમેશ્વર અવશ્ય મારો નિસ્તાર કરશે" આ પ્રકારની આસ્તિક્યબુદ્ધિરૂપ સાત્ત્વિકશ્રદ્ધાવડે યુક્ત થઇને, સર્વે યોગેશ્વરોના પણ ઈશ્વરરૂપ, સર્વજ્ઞ તથા સમર્થ કલ્યાણ ગુણોના સ્થાનરૂપ એવા સાકાર બ્રહ્મરૂપ મારું–પરમેશ્વરનું સર્વદા ચિંતન કરે છે, તે અધિકારી જનો જ મને–પરમેશ્વરને યુક્તતમરૂપે કરીને અભિમત છે. અર્થાત્ તે અધિકારી પુરુષો સર્વકાળે મારામાં–પરમેશ્વરમાં આસક્ત ચિત્તવાળા હોવાથી સર્વ વિષયોથી વિમુખ થઇને મારું–પરમેશ્વરનું ચિન્તન કરતાં સંપૂર્ણ દિન–રાત્રિઓને વ્યતીત કરે છે. તેથી તે સગુણ બ્રહ્મનું ચિંતન કરનારા અધિકારી-જનો જ મને–પરમેશ્વરને યુક્તતમરૂપે કરીને અભિપ્રેત છે અર્થાત્ હું–પરમેશ્વર અધિકારી-જનોને સર્વ યોગીજનોથી શ્રેષ્ઠ માનું છું. (૨)

અવતરણિકાઃ–"હે ભગવન્! નિર્ગુણ બ્રહ્મને જાણનારા પુરુષોની અપેક્ષાએ કરીને સગુણ બ્રહ્મને જાણનારા પુરુષોમાં શું અતિશયતા છે કે, જે અતિશયતાવડે સગુણ બ્રહ્મને જાણનારા પુરુષો જ આપને યુક્તતમરૂપે કરીને અભિમત છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે અતિશયતાનું કથન કરતાં, પ્રથમ અતિશયતાના નિરૂપક નિર્ગુણ બ્રહ્મના વેત્તા-ઓની સ્તુતિનું બે શ્લોકોવડે કથન કરે છેઃ—

> ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
> सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
> संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
> ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! વળી જે અધિકારી જન ઇંદ્રિયોના સમૂહને નિરુદ્ધ કરી, સર્વત્ર સમબુદ્ધિવાળો થઇ તથા સર્વભૂતોના હિતમાં પ્રીતિવાળો થઇ, અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વત્ર વ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચલ, ધ્રુવ એવા નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષરનું નિરંતર ચિંતન કરે છે તે અધિકારી પુરુષો પણ મને–નિર્ગુણ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. ૩–૪

ટીકાઃ–હે અર્જુન! જે અધિકારીજનો અક્ષરરૂપ મારું–નિર્ગુણ બ્રહ્મનું નિરંતર ચિંતન કરે છે, તે અધિકારી પુરુષો મને–અક્ષરરૂપે નિર્ગુણ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. જે અક્ષર-રૂપ નિર્ગુણ બ્રહ્મ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્ય મુનિએ ગાર્ગીની પ્રત્યે एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनण्वन्हस्वमदीर्घम् ઇત્યાદિ વચનોવડે કહેવામાં આવેલ છે.

અહીં ये तु એમાં રહેલો જે तु શબ્દ છે, તે तु શબ્દ પૂર્વે કહેલા સગુણ બ્રહ્મના ઉપા-સકોથી નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોમાં વિલક્ષણતાનું બોધન કરવા માટે છે. હવે અક્ષરમાં નિર્ગુણ બ્રહ્મરૂપતા સિદ્ધ કરવા માટે શ્રીભગવાન્ અક્ષરનાં સાત વિશેષણો કહે છે. હે અર્જુન! નિર્વિશેષ બ્રહ્મરૂપ અક્ષર અનિર્દેશ્ય છે અર્થાત્ તે અક્ષરબ્રહ્મ કોઇ શબ્દવડે કથન કરવાને અશક્ય છે.

શંકાઃ-"હે ભગવન્! અક્ષર બ્રહ્મ, શબ્દવડે કેમ કહેવામાં આવતો નથી ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ અનિર્દેશ્યપણામાં હેતુ કહે છે. अव्यक्तमिति-હે અર્જુન ! અક્ષર અવ્યક્ત છે, અર્થાત્ શબ્દની પ્રવૃત્તિના નિમિત્તભૂત જે જાતિ-ગુણ-ક્રિયાસંબંધ એ ચાર ધર્મો છે તે ચારે ધર્મોથી રહિત અક્ષર બ્રહ્મ છે. માટે અક્ષર બ્રહ્મ કોઇ પણ શબ્દવડે કહેવામાં આવતો નથી. તાત્પર્ય એ છે કે-લોકવિષે જે જે અર્થમાં જે જે શબ્દ પ્રવૃત્ત થાય છે, તે તે શબ્દ તે તે અર્થમાં જાતિને, ગુણને, ક્રિયાને અથવા સંબંધને દ્વારભૂતે કરી પ્રવૃત્ત થાય છે, જેમકે "બ્રાહ્મણ" ઇત્યાદિ શબ્દ બ્રાહ્મણત્વાદિ જાતિને લઇને જ સ્વ-સ્વ અર્થમાં પ્રવૃત્ત થાય છે, અને "શુકલ" "નીલ" ઇત્યાદિ શબ્દ શુકલ-નીલાદિ ગુણોને લઇને જ સ્વ-સ્વ અર્થમાં પ્રવૃત્ત થાય છે, અને "પાચક" "પાઠક" ઇત્યાદિ શબ્દ પાકાદિરૂપ ક્રિયાને લઇને જ સ્વ-સ્વ અર્થમાં પ્રવૃત્ત થાય છે. અને "પિતા પુત્ર" ઇત્યાદિ શબ્દ જન્ય-જનકભાવાદિ સંબંધને લઇને સ્વ-સ્વ અર્થમાં પ્રવૃત્ત થાય છે. આ પ્રકારે સર્વ શબ્દ જાતિ-ગુણાદિ નિમિત્તને લઇને જ પોતપોતાના અર્થમાં પ્રવૃત્ત થાય છે. નિર્વિશેષ અક્ષર બ્રહ્મમાં જાતિ-ગુણાદિ વિશેષ ધર્મ નથી, તેથી અક્ષર બ્રહ્મમાં કોઇ પણ શબ્દની પ્રવૃત્તિ થતી નથી.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! અક્ષર બ્રહ્મ જાતિગુણાદિ ધર્મોથી રહિત કયા હેતુથી છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-सर्वत्रगं इति । હે અર્જુન ! જે હેતુથી અક્ષરબ્રહ્મ સર્વત્રગ છે અર્થાત્ સર્વત્ર વ્યાપક છે તથા સર્વનું કારણ છે, તે હેતુથી અક્ષરબ્રહ્મ જાતિ-ગુણાદિકોથી રહિત છે. જે પદાર્થ પરિચ્છિન્ન હોય છે તથા કાર્યરૂપ હોય છે, તે પદાર્થ જાતિ-ગુણાદિ ધર્મવાળો હોય છે. યદ્યપિ નૈયાયિકો, આકાશ-કાલ-દિશા એ ત્રણેમાં અકાર્યપણાંનો તથા વ્યાપકપણાંનો અંગીકાર કરી, ત્રણેમાં જાતિ-ગુણાદિનો અંગીકાર કરે છે, તેથી પરિચ્છિન્ન કાર્યમાં જ જાતિ-ગુણાદિ રહે છે, એ નિયમ સંભવતો નથી, તથાપિ વેદાંત-સિદ્ધાંતમાં તો આકાશાદિકોવિષે પણ કાર્યપણાંનો તથા પરિચ્છિન્નપણાંનો અંગીકાર કર્યો છે. आत्मन आकाशः संभूतः અર્થાત્ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું, ઇત્યાદિ શ્રુતિઓએ આકાશાદિકોની આત્મામાંથી ઉત્પત્તિ કહી છે; અને यो वै भूमा तत्सुखं, नाल्पे सुखमस्ति ઇત્યાદિ શ્રુતિઓએ વ્યાપક આત્માથી ભિન્ન આકાશાદિ સર્વ પ્રપંચને પરિચ્છિન્ન કહેલ છે, માટે આકાશાદિકોમાં નિયમનો ભંગ થતો નથી.

અક્ષર બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, માટે અક્ષર બ્રહ્મ અચિંત્ય છે, અર્થાત્ અક્ષરબ્રહ્મ જેમ શબ્દની પ્રવૃત્તિનો વિષય નથી તેમ મનની પ્રવૃત્તિનો પણ વિષય નથી. શબ્દની પ્રવૃત્તિની પેઠે મનની પ્રવૃત્તિ પણ પરિચ્છિન્ન વસ્તુનો જ વિષય કરે છે. અક્ષર બ્રહ્મમાં પરિચ્છિન્નપણું નથી, તેથી અક્ષર બ્રહ્મમાં મનની પ્રવૃત્તિની પણ વિષયતા સંભવતી નથી. શ્રુતિ કહે છે કે-यतो वाचो निवर्त्तंते अप्राप्य मनसा सह इति । અર્થાત્ મનસહિત વાણી જે અક્ષરબ્રહ્મને ન પ્રાપ્ત થઇને જે અક્ષર બ્રહ્મથકી નિવૃત્ત થઇ જાય છે.

અર્જુનની શંકા-"હે ભગવન્ ! અક્ષર બ્રહ્મ જો કદાચિત્ વાણીનો તથા મનનો વિષય ન હોય તો શ્રુતિવચન તથા વ્યાસસૂત્ર બ્રહ્મમાં વાણીની વિષયતા તથા મનની વિષયતા શાવાસ્તે કહે છે ? શ્રુતિ કહે છે કે-तं त्वौपनिषदं पुरुषं पृच्छामि इति । दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः इति । मनसैवानुद्रष्टव्यं इति-અર્થાત્ હે શાકલ્ય ! કેવળ ઉપનિષદ્ પ્રમાણવડે જાણવા યોગ્ય જે પરબ્રહ્મ છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ હું યાજ્ઞવલ્કય તને પૂછું છું. સૂક્ષ્મદર્શી વિદ્વાન્ પુરુષોથી વિષયવાસનાથી રહિત એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિવડે જ આત્માદેવનો સાક્ષાત્કાર કરાય છે. આત્માદેવ કેવળ

શુદ્ધ મનવડે જ જોવામાં આવે છે. વ્યાસસૂત્ર કહે છે કે–शास्त्रयोनित्वात्–અર્થાત્–જેનીવિષે ઉપનિષદ્રૂપ શાસ્ત્ર યોનિ એટલે પ્રમાણ છે એવો પરબ્રહ્મ છે, ઇત્યાદિ શ્રુતિ–સૂત્રવચનો પરબ્રહ્મમાં પણ ઉપનિષદ્રૂપ વાણીની વિષયતા તથા શુદ્ધ મનની વિષયતા કથન કરે છે. બ્રહ્મને અવિષય માનવામાં સર્વ અસંગત થશે.'

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–હે અર્જુન! મહાવાકયરૂપ શબ્દપ્રમાણથી ઉત્પન્ન થયલી જે બુદ્ધિની અંત્યવૃત્તિ છે, તે બુદ્ધિની વૃત્તિમાં અવિદ્યાકલ્પિત સંબંધવડે પરમાનંદબોધરૂપ શુદ્ધ વસ્તુ પ્રતિબિંબિત થવાથી જ કલ્પિતરૂપ અવિદ્યાની તથા અવિદ્યાના કાર્યની નિવૃત્તિ થાય છે. આ કારણથી માત્ર ઉપચારથી પરબ્રહ્મમાં વાણીની વિષયતા તથા બુદ્ધિની વિષયતા કહી છે, અર્થાત્ મહાવાકયજન્ય શુદ્ધ બુદ્ધિની વૃત્તિ ચિદાભાસવડે યુક્ત થઇને બ્રહ્માશ્રિત તથા બ્રહ્મવિષયક અવિદ્યાની નિવૃત્તિ કરે છે.

જેને શાસ્ત્રમાં વૃત્તિવ્યાપ્તિ કહે છે, તેનો અંગીકાર કરીને જ શ્રુતિ–સૂત્રવચનોએ બ્રહ્મમાં વાણીની તથા મનની વિષયતા કહી છે. જેમ દેહાદિ અનાત્મ પદાર્થોમાં ફલવ્યાપ્તિરૂપ મુખ્ય વિષયતા છે, તેમ બ્રહ્મમાં કાંઇ મુખ્ય વિષયતા કહી નથી. આ સર્વ અભિપ્રાયે કરીને શ્રીભગવાન્ અક્ષર બ્રહ્મમાં કલ્પિત અવિદ્યાના સંબંધનું ઉપપાદન કરવા માટે કહે છે–कूटस्थं इति। જે વસ્તુ વાસ્તવિક રીતે મિથ્યાભૂત હોવા છતાં પણ સત્યરૂપે કરીને પ્રતીત થાય છે, તે વસ્તુને લોકમાં કૂટ કહેવામાં આવે છે. જેમ આ લોકમાં જે સાક્ષી પુરુષ વાસ્તવિક રીતે મિથ્યાવાદી હોવા છતાં પણ સત્યવાદી પુરુષની પેઠે પ્રતીત થાય છે તે સાક્ષીને કૂટ સાક્ષી કહે છે, તેમ માયા–અવિદ્યારૂપ અજ્ઞાન પણ પોતાના કાર્યપ્રપંચસહિત વાસ્તવિક રીતે મિથ્યાભૂત હોવા છતાં પણ વિચારહીન પુરુષોને સત્યરૂપે કરીને પ્રતીત થાય છે, તેથી કાર્યપ્રપંચસહિત અજ્ઞાન પણ 'કૂટ' કહેવાય છે. આ કાર્યપ્રપંચસહિત અજ્ઞાન નામના કૂટમાં જે વસ્તુ આધ્યાસિક સંબંધે કરીને અધિષ્ઠાનરૂપે રહે છે, તે વસ્તુનું નામ કૂટસ્થ છે, અર્થાત્ કાર્યપ્રપંચસહિત અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ જે પરબ્રહ્મ છે તેનું નામ કૂટસ્થ છે. આટલા કથનવડે પૂર્વોક્ત સર્વ અનુપપત્તિઓનો પરિહાર કર્યો. માટે સર્વ વિકારો અવિદ્યાવડે કલ્પિત હોવાથી અવિદ્યાના અધિષ્ઠાનરૂપ સાક્ષી ચૈતન્ય નિર્વિકાર છે.

આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે–अचलं इति। વિકાર એટલે ચલન. આ ચલનરૂપ વિકારથી જે રહિત હોય તેનું નામ અચલ છે. અચલ હોવાથી જ અક્ષર બ્રહ્મ ધ્રુવ છે અર્થાત્ પરિણામી ભાવથી રહિત હોવાથી નિત્ય છે. આ પ્રકારના અક્ષરશુદ્ધ પરબ્રહ્મરૂપ મારું–પરમેશ્વરનું જે અધિકારીજનો ચિંતન કરે છે, અર્થાત્ બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરીને પ્રમાણગત અસંભાવનાની નિવૃત્તિવડે તથા મનનવડે પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિ કર્યા પછી વિપરીત ભાવનાની નિવૃત્તિ કરવા માટે જે અધિકારી પુરુષો ધ્યાન કરે છે, અર્થાત્ અનાત્માકાર વિજાતીય વૃત્તિઓનો તિરસ્કાર કરીને તૈલધારાની પેઠે વિચ્છેદથી રહિત સજાતીય વૃત્તિઓના પ્રવાહરૂપ નિદિધ્યાસનભૂત ધ્યાનવડે અધિકારી પુરુષો મને નિર્ગુણ બ્રહ્મનો વિષય કરે છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! શ્રોત્રાદિ ઇંદ્રિયોનો પોત–પોતાના શબ્દાદિ વિષયોની સાથે સંબંધ છતાં વિજાતીય વૃત્તિઓનો તિરસ્કાર કેવી રીતે થશે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–संनियम्येंद्रियग्रामं इति–હે અર્જુન! અધિકારી જનો પોતાની શ્રોત્રાદિ ઇંદ્રિયોના સમૂહને પોતપોતાના શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરીને મારું–નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરે છે. એટલા કથનવડે શ્રીભગવાને શમદમાદિ ષટ્સંપત્તિનું કથન કર્યું.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! વિષયભોગની વાસના વિદ્યમાન હોતાં શબ્દાદિ વિષયોથી શ્રોત્રાદિ ઇંદ્રિયોની નિવૃત્તિ કેવી રીતે સંભવશે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–सर्वत्र समबुद्धयः इति–હે અર્જુન! જેમની બુદ્ધિ સર્વ વિષયોમાં સમ છે એટલે કે તુલ્ય છે, અર્થાત્ જેમની બુદ્ધિ હર્ષ-વિષાદથી રહિત તેમ જ રાગ-દ્વેષથી રહિત છે, તેઓ સર્વત્ર સમબુદ્ધિ કહેવાય છે. તાત્પર્ય એ છે કે–સમ્યક્ જ્ઞાનવડે જે પુરુષોનું હર્ષ-વિષાદાદિકોના કારણરૂપ અજ્ઞાન નિવૃત્ત થઈ ગયું છે તથા વિષયોમાં દોષદર્શનના અભ્યાસવડે જે પુરુષોની સર્વ વિષયોની ઇચ્છા નિવૃત્ત થઈ ગઈ છે, એવા તત્ત્વવેત્તા પુરુષો સર્વત્ર સમબુદ્ધિ કહેવાય છે.

એવા સર્વત્ર સમબુદ્ધિવાળા થયેલા જે અધિકારી પુરુષો મારૂં-નિર્ગુણ બ્રહ્મનું ચિન્તન કરે છે, એમ કહીને શ્રીભગવાને વશીકાર નામે વૈરાગ્યનું કથન કર્યું. આ કારણથી જ સર્વત્ર આત્મદૃષ્ટિવડે હિંસાના કારણરૂપ દ્વેષથી રહિત હોવાથી અધિકારી પુરુષો સર્વ ભૂતોના હિતમાં પ્રીતિવાળા છે, અર્થાત્ अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा એ મંત્રવડે સર્વ ભૂત પ્રાણીઓની પ્રત્યે અભયરૂપ દક્ષિણા આપેલી છે, એવા પરમહંસ સંન્યાસીઓ છે. કારણ સંન્યાસીઓએ સર્વ ભૂત પ્રાણીઓને અભયદાન આપવું, એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ अभयं सर्वभूतेभ्यो दत्त्वा संन्यासमाचरेत्–અર્થાત્–અધિકારી પુરુષે શરીરવડે તથા મનવડે સર્વ સ્થાવર જંગમરૂપ પ્રાણીઓને અભયદાન દઈને સંન્યાસ આશ્રમને ગ્રહણ કરવો. આ પ્રકારનાં સર્વ સાધનોવડે સંપન્ન થયેલા સર્વથી વિરક્ત અધિકારીજનો પોતે બ્રહ્મરૂપ હોવા છતાં પણ સર્વ સાધનોના ફળભૂત તથા સંશયથી રહિત એવા આત્મસાક્ષાત્કારવડે મને–અક્ષર બ્રહ્મરૂપને જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે તત્ત્વવેત્તા પુરુષો તત્ત્વસાક્ષાત્કારની પૂર્વે પણ હું-નિર્ગુણ બ્રહ્મરૂપ થતાં જ તત્ત્વસાક્ષાત્કારવડે અવિદ્યાની નિવૃત્તિ થતાં હુંરૂપ-નિર્ગુણ બ્રહ્મરૂપ થઈને જ રહે છે. શ્રુતિ કહે છે કે–ब्रह्मैव सन् ब्रह्माप्येति, ब्रह्मविद्ब्रह्मैव भवति અર્થાત્–અધિકારીજન બ્રહ્મરૂપ થઈને જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અને "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે પોતાના આત્મારૂપે કરીને બ્રહ્મને જાણનારો પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે. જ્ઞાનવાન્ પુરુષ બ્રહ્મરૂપ જ છેઃ એ વાત ज्ञानी त्वात्मैव मे मतं એ વચનવડે શ્રીભગવાને પોતે જ ગીતાશાસ્ત્રમાં કહી છે. (૩–૪)

અવતરણિકાઃ—હવે, નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરનારા અધિકારી જનો કરતાં પૂર્વે કહેલા સગુણ બ્રહ્મનું ચિંતન કરનારા અધિકારીજનોની અતિશયતા દર્શાવતાં શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કહે છેઃ—

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

શ્લોકાર્થઃ-જેનું ચિત્ત નિર્ગુણ બ્રહ્મમાં આસક્ત હોય છે તે પુરુષને અતિ અધિક કલેશ હોય છે; કારણ દેહાભિમાની પુરુષથી નિર્ગુણ બ્રહ્મ અત્યંત દુઃખે કરી પ્રાપ્ત થાય છે. ૫

ટીકાઃ–હે અર્જુન! સગુણ બ્રહ્મનું ચિન્તન કરનારા જે અધિકારી પુરુષો પૂર્વે કહ્યા હતા, તે અધિકારીજનોને પણ, સર્વ વિષયોથી પોતાના મનને નિવૃત્ત કરી, સગુણ બ્રહ્મમાં મનને જોડવાવિષે, નિરંતર પરમેશ્વરની પ્રસન્નતાને અર્થે નિષ્કામકર્મપરાયણ થવાવિષે તથા પરમ સાત્ત્વિક શ્રદ્ધાવડે યુક્ત થવાવિષે, જો કે અધિક કલેશ પ્રાપ્ત થાય છે; પરંતુ સગુણ બ્રહ્મનું ચિન્તન કરનારા પુરુષોને અધિકતર કલેશ પ્રાપ્ત થતો નથી; અર્થાત્ અત્યંત અધિક કલેશ પ્રાપ્ત થતો નથી. જેમનાં ચિત્ત નિર્ગુણ બ્રહ્મના ચિત્તને પરાયણ છે એવા જે પૂર્વોક્ત શ્રવ-

ણાદિ સાધનોવાળા અધિકારી જનો છે, તે નિર્ગુણ બ્રહ્મના ચિન્તનપરાયણ અધિકારી જનોને તો અધિકતર ક્લેશ પ્રાપ્ત થાય છે, અર્થાત્ અતિશય અધિક આયાસરૂપ ક્લેશ પ્રાપ્ત થાય છે.

હવે, આ પૂર્વોક્ત અર્થમાં શ્રીભગવાન્ હેતુ કહે છેઃ अव्यक्ता हि गतिर्दुःखम् इति ॥ અર્થાત્-દેહવિષે 'અહં મમ' અભિમાનવાળા પુરુષો અવ્યક્તરૂપ ગતિને બહુ દુઃખે કરીને પામે છે. મુમુક્ષુજનો તત્ત્વજ્ઞાનવડે જેને પ્રાપ્ત થાય, એવો જે ગંતવ્ય ફળરૂપ નિર્ગુણ બ્રહ્મ છે, તેનું નામ ગતિ છે. શ્રુતિ કહે છે કે-सा काष्ठा सा परा गतिः અર્થાત્-નિર્ગુણ બ્રહ્મ જ સર્વના અવધિરૂપ છે તથા પરાગતિરૂપ છે. નિર્ગુણ બ્રહ્મ નેત્રાદિ ઇંદ્રિયોનો વિષય નથી, તેથી નિર્ગુણ બ્રહ્મરૂપ ગતિને અવ્યક્ત કહી છે, અર્થાત્ દેહાભિમાની પુરુષો અક્ષર બ્રહ્મરૂપ ગતિને બહુ દુઃખવડે પામે છે. તેમાં પ્રથમ વિવેક-વૈરાગ્ય-શમદમાદિ ષટ્ સંપત્તિ-મુમુક્ષુતા એ ચાર સાધનોવડે સંપન્ન થવું, ત્યાર પછી વિધિપૂર્વક સર્વ કર્મોના સંન્યાસવડે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જવું, ત્યારપછી બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતવાક્યોનું શ્રવણ કરવું, ત્યાર પછી તે તે વાક્યના વિચારવડે ભ્રમની નિવૃત્તિ કરવી, ઈત્યાદિ સાધનો કરવામાં દેહાભિમાની પુરુષોને મહાન્ પ્રયાસની પ્રાપ્તિ પ્રત્યક્ષ સિદ્ધ છે. આ અભિપ્રાયે કરીને શ્રીભગવાને क्लेशोऽधिकतरस्तेषाम् એ વચન કહ્યું છે. યદ્યપિ સગુણ બ્રહ્મને જાણનારા પુરુષોને તથા નિર્ગુણ બ્રહ્મને જાણનારા પુરુષોને એક જ મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થાય છે, તેથી નિર્ગુણ બ્રહ્મવેત્તા પુરુષો કરતાં સગુણ બ્રહ્મવેત્તા પુરુષોમાં શ્રેષ્ઠતા કહેવી સંભવતી નથી, તથાપિ એક જ ફળને જે પુરુષો દુષ્કર ઉપાયે કરીને પ્રાપ્ત થાય છે, તે પુરુષોની અપેક્ષાએ કરી, તે જ ફળને જે પુરુષો સુગમ ઉપાયવડે પ્રાપ્ત થાય છે તે પુરુષો શ્રેષ્ઠ કહેવાય છે, એ ભગવાનનો અભિપ્રાય છે.

યદ્યપિ પૂર્વે નવમા અધ્યાયના બીજા શ્લોકમાં सुसुखं कर्तुमव्ययं એ વચનવડે શ્રીભગવાને અધિકારી પુરુષોને સુખે કરીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કહી હતી અને અહીં अव्यक्ता हि गतिर्दुःखं એ વચનવડે બહુ દુઃખવડે નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ કહી છે, તેથી પૂર્વ-ઉત્તર વચનનો પરસ્પર વિરોધ પ્રતીત થાય છે, તથાપિ શ્રીભગવાનનો એ અભિપ્રાય છે કે, વિવેકાદિ સર્વ સાધનોવડે સંપન્ન જે નિષ્કામ અધિકારી જનો છે, તે અધિકારી જનોને તો સુખે કરીને જ નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે; અને જે પુરુષોનું દેહાદિકોમાં 'અહંમમ' અભિમાન છે એવા સકામ પુરુષોને બહુ દુઃખે કરીને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ અભિપ્રાયે કરીને શ્રીભગવાને અહીં देहवद्भिः એ વચનવડે દેહાભિમાની પુરુષ જ કહેલા છે. એવા દેહાભિમાની પુરુષોને સગુણ બ્રહ્મનું ચિન્તન જ સુગમ છે, તેથી પૂર્વ-ઉત્તર વચનોનો વિરોધ આવતો નથી. (૫)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-'હે ભગવન્! સગુણબ્રહ્મવેત્તા પુરુષોને તથા નિર્ગુણબ્રહ્મવેત્તા પુરુષોને જો કદાચિત્ એક જ ફળની પ્રાપ્તિ થતી હોય, તો ક્લેશની અલ્પતાવડે સગુણબ્રહ્મવેત્તા પુરુષોમાં ઉત્કૃષ્ટતા થાય અને ક્લેશની અધિકતાવડે નિર્ગુણબ્રહ્મવેત્તા પુરુષોમાં નિકૃષ્ટતા થાય; પરંતુ બન્નેને એક ફળની પ્રાપ્તિ થતી નથી, કિન્તુ તે બન્નેને ભિન્ન ભિન્ન ફળની જ પ્રાપ્તિ થાય છે. તેમાં નિર્ગુણબ્રહ્મવેત્તા પુરુષોને, અવિદ્યાની તથા તેના કાર્યપ્રપંચની નિવૃત્તિપૂર્વક, નિર્વિશેષ-પરમાનંદ બ્રહ્મરૂપતાની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે; અને સગુણબ્રહ્મવેત્તા પુરુષોને અધિષ્ઠાનરૂપ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી, તેથી તેમની અવિદ્યાની નિવૃત્તિ થતી નથી. કિન્તુ સગુણબ્રહ્મવેત્તા પુરુષો હિરણ્યગર્ભરૂપ કાર્યબ્રહ્મના લોકમાં જઈને ત્યાં ઐશ્વર્યવિશેષરૂપ ફળને પ્રાપ્ત થાય છે. તેથી નિર્ગુણબ્રહ્મવેત્તા પુરુષોને, મોક્ષરૂપ અધિક ફળની પ્રાપ્તિ માટે જે આયાસની અધિકતા છે, તે આયાસની અધિકતા નિર્ગુણ-

બ્રહ્મવેત્તા પુરુષોમાં ન્યૂનતાની પ્રાપ્તિ કરતી નથી. અલ્પ ફળ માટે આયાસની અધિકતા જ ન્યૂનતાની પ્રાપ્તિ કરે છે."

શ્રીભગવાને કરેલું સમાધાન:-હે અર્જુન! સગુણ બ્રહ્મની ઉપાસનાવડે જેમના સર્વ પ્રતિબંધ નિવૃત્ત થઈ ગયા છે, એવા જે સગુણ બ્રહ્મના ઉપાસકો છે, તે ઉપાસક પુરુષોને બ્રહ્મલોકમાં કેવળ ઐશ્વર્યવિશેષની પ્રાપ્તિરૂપ ફળ જ પ્રાપ્ત થતું નથી, કિન્તુ તે ઉપાસક પુરુષોને બ્રહ્મલોકમાં ગુરુના ઉપદેશવિના જ તથા શ્રવણ-મનન-નિદિધ્યાસનાદિકોની આવૃત્તિરૂપ કલેશવિના જ, ઈશ્વરની પ્રસન્નતાવડે સહકૃત તથા પોતાની મેળે જ સ્ફુરણ પામેલા એવા વેદાંતવાકયોવડે તત્ત્વજ્ઞાનની પણ ઉત્પત્તિ થાય છે. તત્ત્વજ્ઞાનવડે કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ થતાં બ્રહ્મલોકવિષે જ ઐશ્વર્યભોગના અંતવિષે ઉપાસક પુરુષોને નિર્ગુણબ્રહ્મવિદ્યાના ફળરૂપ પરમ કૈવલ્ય મુક્તિ પ્રાપ્ત થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:-स एतस्माज्जीवघनात्परात्परं पुरीशयं पुरुषमीक्षते અર્થાત્-જેને હિરણ્યગર્ભનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે એવો ઉપાસક પુરુષ, બ્રહ્મલોકના ઐશ્વર્યભોગના અંતમાં, સર્વ જીવોના સમષ્ટિરૂપ તથા શ્રેષ્ઠ એવા હિરણ્યગર્ભ કરતાં પણ પર એટલે વિલક્ષણ તથા શ્રેષ્ઠ તથા હૃદયરૂપ ગુહામાં રહેલો તથા સર્વત્ર પરિપૂર્ણ એવો જે પ્રત્યક્-અભિન્ન દ્વિતીય પરમાત્માદેવ છે, તે પરમાત્માદેવનો સાક્ષાત્કાર કરે છે અર્થાત્ તે બ્રહ્મલોકવિષે ગુરુના ઉપદેશવિના પોતાની મેળે જ સ્ફુરણ પામેલું જે વેદાંતવાકયરૂપ પ્રમાણ છે, તે પ્રમાણવડે ઉપાસક પુરુષ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. આ સાક્ષાત્કારવડે ઉપાસક પુરુષ બ્રહ્મલોકમાં કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. આ પ્રકારે પૂર્વોક્ત કલેશવિના જ સગુણબ્રહ્મવેત્તા પુરુષોને ઈશ્વરના પ્રસાદથી નિર્ગુણબ્રહ્મવિદ્યાનું મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે:-આ સર્વ અર્થ શ્રીભગવાન્ બે શ્લોકોવડે કહે છે:—

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्त्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

શ્લોકાર્થ:-હે પાર્થ! વળી જે પુરુષો સર્વ કર્મોને મારામાં-સગુણ બ્રહ્મમાં અર્પણ કરી, મારા વિષે પરાયણ થઇ તથા અનન્ય સમાધિરૂપ યોગે કરી મારું-પરમેશ્વરનું જ ચિંતન કરતો છતો મારી ઉપાસના કરે છે તે મારામાં-પરમેશ્વરમાં આવેશિત ચિત્તવાળા પુરુષોનો, હું-પરમેશ્વર મૃત્યુયુક્ત સંસારસમુદ્રથી શીઘ્ર ઉદ્ધાર કરું છું. ૬-૭

ટીકા:-અહીં ये तु માં રહેલો જે तु શબ્દ છે, તે तु શબ્દ પૂર્વોક્ત અર્જુનની શંકાને નિવૃત્ત કરવા માટે છે. હે અર્જુન! અધિકારી જનો મારામાં-સગુણ પરમેશ્વરમાં નિત્ય-નૈમિત્તિક-સ્વાભાવિક ઈત્યાદિ સર્વ કર્મોને અર્પણ કરીને મત્પર થયેલા છે. અર્થાત્ જેમને હું-ભગવાન્ વાસુદેવ જ પર એટલે પ્રકૃષ્ટ પ્રીતિનો વિષય છું તેઓ મત્પર કહેવાય છે, અથવા હું-પરમેશ્વર જ જેમને પર એટલે સર્વ કર્મોવડે પ્રાપ્ય છું, તેઓ મત્પર કહેવાય છે અથવા હું-પરમેશ્વર જ જેમને પર એટલે ધ્યાનનો વિષય છું તેઓ મત્પર કહેવાય છે, અથવા હું-વિશ્વરૂપ પરમાત્મા જ જેમને પર એટલે પોતા સિવાયનો અન્ય જ્ઞાતવ્ય-દ્રષ્ટવ્ય પદાર્થ છું તેઓ મત્પર કહેવાય છે અર્થાત્ પોતા સિવાયની અન્ય વસ્તુમાં સર્વત્ર મને-પરમેશ્વરને દેખનારા પુરુષો મત્પર કહેવાય છે. એવા મત્પર થયેલા અધિકારી પુરુષો અનન્ય યોગવડે

મારૂં-પરમેશ્વરનું ચિંતન કરે છે. હું-ભગવાન્ વાસુદેવ સિવાય અન્ય આલંબન જેનામાં વિદ્યમાન નથી તેનું નામ અનન્ય છે. એવા અનન્ય સમાધિરૂપ યોગને શાસ્ત્રમાં એકાંત ભક્તિયોગ કહેવામાં આવેલ છે. આ અનન્ય યોગવડે મારૂં-પરમેશ્વરનું ચિન્તન કરનારા અર્થાત્ સર્વ સૌંદર્યના સારના નિધાનરૂપ, આનંદઘનરૂપ વિગ્રહવાળો તથા બે ભુજાઓવડે યુક્ત અથવા ચાર ભુજાઓવડે યુક્ત સર્વજનોના મનને મોહ પમાડનારી મુરલીને અતિ મનોહર સપ્ત સ્વરોવડે વગાડનારો તથા શંખ-ચક્ર-ગદા-પદ્મ એ ચારેને હસ્તોમાં ધારણ કરનારો એવો જે હું-ભગવાન્ વાસુદેવ છું તે મારૂં-ભગવાન્ વાસુદેવનું ચિંતન કરનારા, અથવા નરસિંહ-રાઘવ-વામન ઇત્યાદિરૂપ મારૂં-પરમેશ્વરનું ચિન્તન કરનારા અથવા પૂર્વે દર્શાવેલા વિશ્વરૂપ મારૂં-પરમેશ્વરનું ચિન્તન કરનારા જે અધિકારીજનો મારી-પરમેશ્વરની ઉપાસના કરે છે અર્થાત્ વ્યવધાનથી રહિત સજાતીય ચિત્તવૃત્તિઓના પ્રવાહને મારો-પરમેશ્વરનો વિષય અધિકારી પુરુષો કરે છે, અથવા ઉપાસતે એ શબ્દનો આ પ્રમાણે બીજો અર્થ કરવો; જે અધિકારીજનો મારા-પરમેશ્વરના સમીપવર્તીપણાવડે રહે છે, તેઓ મારામાં-પરમેશ્વરમાં આવેશિત ચિત્તવાળા પુરુષો છે, અર્થાત્ પૂર્વોક્ત મારામાં-સગુણ બ્રહ્મમાં જેમણે ચિત્તને આવેશિત કર્યું છે એટલે કે એકાગ્રતાવડે પ્રવેશિત કર્યું છે તેઓ મય્યાવેશિતચેતસ કહેવાય છે. એવા સગુણ બ્રહ્મના ચિન્તનવિષે પરાયણ પુરુષોનો હું-ભગવાન્ વાસુદેવ મૃત્યુરૂપ સંસારસાગરમાંથી સમુદ્ધર્ત્તા થાઉં છું. મૃત્યુવડે યુક્ત જે મિથ્યા અજ્ઞાન તથા તે અજ્ઞાનના કાર્યભૂત આ સંસાર જ પ્રસિદ્ધ સાગરની પેઠે દુસ્તર હોવાથી સાગરરૂપ છે. એવા મૃત્યુરૂપ સંસારસાગરમાંથી હું-પરમેશ્વર ઉપાસક પુરુષોનો સમુદ્ધર્ત્તા થાઉં છું અર્થાત્ ઉપાસક પુરુષોને હું-પરમેશ્વર જ્ઞાનરૂપ આશ્રયની પ્રાપ્તિ કરીને, વિના આયાસે તથા થોડા જ કાળમાં, સર્વ પ્રપંચના બાધના અવધિભૂત શુદ્ધ બ્રહ્મરૂપ ઊર્ધ્વસ્થાનમાં ધારણ કરનારો થાઉં છું.

અહીં હે પાર્થ એવું જે અર્જુનનું સંબોધન ભગવાને કહ્યું છે, તે " તું અર્જુન મારા પિતાની ભગિનીનો પુત્ર છે તથા મારો અનન્ય ભક્ત છે, તેથી આ મૃત્યુયુક્ત સંસારસાગરમાંથી તારો-અર્જુનનો પણ હું-પરમેશ્વર અવશ્ય ઉદ્ધાર કરીશ, તું ભય રાખ નહિ.' એ પ્રકારનું આશ્વાસન આપવા વાસ્તે કહ્યું છે. (૬-૭)

અવતરણિકાઃ—અહીં સૂધી સગુણ બ્રહ્મની ઉપાસનાની સ્તુતિ કરી. હવે સગુણ બ્રહ્મની ઉપાસનાનું વિધાન કરે છે.

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! તું તારા મનને મારામાં-સગુણ બ્રહ્મમાં જ સ્થિત કર તથા તારી બુદ્ધિને પણ મારામાં-સગુણ બ્રહ્મમાં જ સ્થિત કર. આમ કરવાથી આ દેહનો પાત થવા પછી તું મારામાં-શુદ્ધ બ્રહ્મમાં જ અભેદરૂપે કરી નિવાસ કરશે. આ વિષે તારે કોઈ પણ રીતનો સંશય કરવો નહિ. ૮

ટીકાઃ-હે અર્જુન ! તું પોતાના સંકલ્પવિકલ્પરૂપ મનને મારામાં-સગુણ બ્રહ્મમાં જ સ્થિત કર, અર્થાત્ મનની સર્વ વૃત્તિઓને સગુણ પરમેશ્વરનો વિષય કરઃ પણ મારાથી-પરમેશ્વરથી ભિન્ન બીજા શબ્દાદિ વિષયોને મનની વૃત્તિઓના વિષયરૂપ કર નહિ. પોતાની નિશ્ચયરૂપ બુદ્ધિને પણ મારામાં-સગુણ બ્રહ્મમાં જ સ્થિત કર, અર્થાત્ બુદ્ધિની સર્વ વૃત્તિ-

ઓને મારો–સગુણ બ્રહ્મનો વિષય કર. તાત્પર્ય એ છે કે, બીજા સર્વ વિષયોનો પરિત્યાગ કરીને તું સર્વ કાળે મારૂં સગુણ બ્રહ્મનું જ ચિંતન કર.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! એ પ્રકારે આપ સગુણ બ્રહ્મનું ચિંતન કરવાથી મને શું ફળ પ્રાપ્ત થશે ?"

**શ્રીભગવાને કરેલું સમાધાનઃ**–निवसिष्यसि इति । હે અર્જુન ! એ પ્રકારે જ્યારે તું નિરંતર મારૂં–સગુણ બ્રહ્મનું ચિન્તન કરીશ, ત્યારે "હું બ્રહ્મરૂપ છું," એ પ્રકારના આત્મજ્ઞાનને પ્રાપ્ત થઇને, તું આ દેહના પાતની પછી મારે વિષે–નિર્ગુણ શુદ્ધ બ્રહ્મવિષે જ અભેદરૂપે કરીને નિવાસ કરીશ. આ પ્રકારના સગુણ બ્રહ્મની ઉપાસનાના મોક્ષરૂપ ફળમાં તારે કિંચિત્ માત્ર પણ સંશય કરવો નહિ અર્થાત્ સગુણ બ્રહ્મના ઉપાસકને મોક્ષરૂપ ફળની પ્રાપ્તિમાં તારે કિંચિત્ માત્ર પણ પ્રતિબંધકની શંકા કરવી નહિ. અહીં યદ્યપિ एव अत ऊर्ध्वं એ વચનમાં एवात ऊर्ध्वं એ પ્રકારની સંધિ કરવી જોઇતી હતી, તથાપિ શ્રીભગવાને જે અહીં સંધિ નથી કરી, તે શ્લોકને પૂર્ણ કરવા માટે કરી નથી. (૮)

અવતરણિકાઃ–પૂર્વ શ્લોકમાં સગુણ બ્રહ્મના ધ્યાનનો પ્રકાર કહ્યો; હવે સગુણ બ્રહ્મનું ધ્યાન કરવામાં પણ અશક્ત જે અધિકારી જનો છે, તે અધિકારી જનોએ અશક્તિની તારતમ્યતાવડે પ્રથમ તો પ્રતિમાદિ બાહ્ય વસ્તુઓમાં ભગવાનના ધ્યાનનો અભ્યાસ કરવો અર્થાત્ પ્રતિમાદિકોવિષે ભગવતબુદ્ધિ કરવી. પ્રતિમાદિકોનું ધ્યાન કરવામાં પણ જે પુરુષો અશક્ત છે, તે અધિકારી જનોએ શ્રવણ–કીર્ત્તનાદિરૂપ ભગવાનના ધર્મોનું અનુષ્ઠાન કરવું અને ભગવાનના ધર્મોનું અનુષ્ઠાન કરવામાં પણ જે પુરુષો અશક્ત છે, તે અધિકારી જનોએ તો સર્વ કર્મોનાં ફળનો પરિત્યાગ કરવો અર્થાત્ ફળની ઇચ્છાથી રહિત થઇને કર્મો કરવાં: આ પ્રકારનાં ત્રણ સાધનોનું ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**

શ્લોકાર્થઃ—હે ધનંજય ! જો તું મારામાં–સગુણ બ્રહ્મમાં પોતાના ચિત્તને સ્થિર રીતે સ્થાપન કરવા અસમર્થ હોય તો અભ્યાસના યોગે કરી મને–પરમેશ્વરને પ્રાપ્ત થવાના અર્થની ઇચ્છા કર. ૯

ટીકાઃ–અહીં શ્લોકના આદિમાં રહેલો જે अथ શબ્દ છે, તે अथ શબ્દ પૂર્વોક્ત પક્ષની અપેક્ષાએ કરીને બીજા પક્ષના આરંભનો બોધક છે. હે ધનંજય ! જ્યારે તું મારામાં–સગુણ બ્રહ્મમાં જેવી રીતે ચિત્ત સ્થિર થાય તેમ પોતાના ચિત્તને સ્થાપન કરવામાં અશક્ત હોય, ત્યારે તું અભ્યાસયોગવડે મને–પરમેશ્વરને પ્રાપ્ત થવા માટે ઇચ્છા કર, અર્થાત્ પ્રયત્ન કર. સુવર્ણાદિ ધાતુમય અથવા પાષાણમય જે વિષ્ણુ–શિવાદિકોની પ્રતિમાઓ છે, તે બાહ્ય પ્રતિમાદિના આલંબનમાં સર્વ બાજુએથી નિવૃત્ત કરેલા ચિત્તનું જે પુનઃ પુનઃ સ્થાપન છે તેનું નામ અભ્યાસ છે. આ અભ્યાસપૂર્વક જે સમાધિરૂપ યોગ છે તેનું નામ અભ્યાસયોગ છે. એવા અભ્યાસયોગે કરીને મને–પરમેશ્વરને પ્રાપ્ત થવા માટે તું પ્રયત્ન કર.

અહીં શ્રીભગવાને हे धनंजय એ સંબોધન કહીને એ અર્થ સૂચિત કર્યો છે કે, યુધિષ્ઠિરરાજાના રાજસૂય યજ્ઞ માટે ઘણા શત્રુઓને જિતી કરીને તું ધન લઇ આવેલો છે, તેથી તારૂં 'ધનંજય' એ નામ થયું છે; એવા ધનંજય નામવાળા તારે–અર્જુને એક મનરૂપ શત્રુને જિતીને તત્ત્વજ્ઞાનરૂપ ધનને હરણ કરવું, એ વાત તારામાં કાંઇ આશ્ચર્યરૂપ નથી. (૯)

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! પૂર્વોક્ત અભ્યાસમાં પણ જો તું અસમર્થ હોય તો તું ભગવત્કર્મ-પરાયણ થા. મારે-પરમેશ્વરને અર્થે કર્મોને કરવા છતાં પણ, તું બ્રહ્મભાવને પ્રાપ્ત થશે. ૧૦

ટીકાઃ-હે અર્જુન! પૂર્વ શ્લોકમાં કહેલો જે અભ્યાસ છે, તે અભ્યાસ કરવામાં પણ જ્યારે તું અસમર્થ હોય ત્યારે તું મત્કર્મપરમ થા. મારી-પરમેશ્વરની પ્રસન્નતાને અર્થે જે કર્મો છે, તે કર્મો મત્કર્મ કહેવાય છે. ભગવાનની પ્રસન્નતા માટે ભજનરૂપ કર્મો શાસ્ત્રમાં નવ પ્રકારનાં કહ્યાં છેઃ- ( श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम्॥ અર્થાત્-સર્વત્રવ્યાપક વિષ્ણુ ભગવાનનાં રામ-કૃષ્ણાદિ નામોનું શ્રવણ કરવું (૧), વિષ્ણુનાં તે નામોનું પોતાના મુખવડે કથન કરવું (૨), પોતાના મનવડે તે વિષ્ણુનું સર્વદા સ્મરણ કરવું (૩), તે વિષ્ણુના પાદોનું સેવન કરવું (૪), ચંદન-અક્ષત-પુષ્પ-ધૂપ-દીપ ઇત્યાદિ પદાર્થોવડે તે વિષ્ણુનું અર્ચન કરવું (૫), શરીર-મન-વાણીવડે તે વિષ્ણુની પ્રત્યે નમસ્કારરૂપ વંદન કરવું (૬), તે વિષ્ણુનો દાસભાવ કરવો (૭), તે વિષ્ણુનો સખાભાવ કરવો (૮) તથા તે વિષ્ણુને પોતાના શરીરરૂપ આત્માનું અર્પણ કરવું (૯). યદ્યપિ સર્વત્રવ્યાપક વિષ્ણુના સાક્ષાત્ પાદોનું સેવન તથા અર્ચન સંભવતું નથી, તથાપિ-द्वे रूपे वासुदेवस्य चलं चाचलमेव च। चलं संन्यासिनो रूपमचलं प्रतिमा-दिकम्॥ ઈત્યાદિ શાસ્ત્રના વચનમાં વિષ્ણુનાં બે રૂપો કહેલાં છે. તેમાં સંન્યાસી એ વિષ્ણુનું ચલ-રૂપ છે અને સુવર્ણાદિ ધાતુમય તથા પાષાણમય પ્રતિમાદિ વિષ્ણુનું અચલરૂપ છે.) સંન્યાસીના અથવા વિષ્ણુની પ્રતિમાના પાદોનું સેવન તથા અર્ચન સંભવતું નથી. આ શ્રવણાદિ નવ પ્રકારના ભજનને શાસ્ત્રમાં ભાગવત ધર્મ કહ્યો છે. આ ભાગવત ધર્મનાં મત્કર્મો કરવામાં તું તત્પર થા. આ પ્રકારે મારી-પરમેશ્વરની પ્રસન્નતાવાસ્તે શ્રવણકીર્ત્તનાદિ ભાગવત કર્મોને કરતાં કરતાં, તું અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ સિદ્ધિને પ્રાપ્ત થઈશ. (૧૦)

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

શ્લોકાર્થઃ-જો તું પૂર્વોક્ત ભગવત્સંબંધી કર્મ કરવાને પણ અશક્ત હોય તો મારા-પરમેશ્વરના યોગને આશ્રય કરતો તથા યતાત્મવાન્ થયલો એવો તું સર્વ કર્મના ફળનો ત્યાગ કર. ૧૧

ટીકાઃ-હે અર્જુન! બાહ્ય વિષયોમાં પ્રીતિમાન્ એવું જે ચિત્ત છે, એવા બહિર્મુખ ચિત્તવાળો હોવાથી જ્યારે તું પૂર્વ શ્લોકોક્ત શ્રવણકીર્ત્તનાદિ ભાગવત ધર્મોને પણ સંપાદન કરવામાં અસમર્થ હોય, ત્યારે તું મદ્યોગને આશ્રિત થઈને અર્થાત્ એક મારી-પરમેશ્વરની શરણતાનો આશ્રય કરીને અથવા મારામાં-પરમેશ્વરમાં સર્વ કર્મોના અર્પણરૂપ મદ્યોગનો આશ્રય કરીને તથા યતાત્મવાન્ થઈને તું-અર્જુન પૂર્વોક્ત શ્રૌત-સ્માર્ત્તરૂપ સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કર અર્થાત્ કર્મોનાં ફળની ઇચ્છાનો તું પરિત્યાગ કર. જેણે શબ્દાદિ સર્વ વિષયોથી શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોને નિવૃત્ત કરી છે, તેનું નામ યત છે અને વિવેકીનું નામ આત્મવાન્ છે. જે યત હોય તેજ આત્મવાન્ હોય છે તથા તેનું નામ યતાત્મવાન્ છે અર્થાત્ શ્રોત્રાદિ સર્વ

ઇંદ્રિયોના નિરોધવાળો વિવેકી પુરુષનું નામ યતાત્મવાન્ છે. આવો યતાત્મવાન્ થયેલો તું અર્જુન પૂર્વોક્ત શ્રૌતસ્માર્તરૂપ સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કર અર્થાત્ કર્મોની ઇચ્છાનો પરિત્યાગ કર. (૧૧)

અવતરણિકાઃ–પૂર્વે સગુણ બ્રહ્મની ઉપાસના, અભ્યાસયોગ, ભાગવત ધર્મ, કર્મનાં ફળનો ત્યાગ, એ ચાર સાધનોનાં અધિકારીના ભેદથી વિધાન કર્યાં. તે ચાર સાધનોની મધ્યે અંતમાં વિધાન કરેલું જે કર્મોના ફળના ત્યાગરૂપ સાધન છે, તે ત્યાગરૂપ સાધનમાં જ પૂર્વોક્ત સાધનોના વિધાનનું પર્યવસાન છે. આ કારણથી શ્રીભગવાન્, તે કર્મોના ફલત્યાગરૂપ સાધનમાં અધિકારી જનોની પ્રવૃત્તિ કરવા માટે, સર્વ કર્મોના ફળના ત્યાગરૂપ સાધનની સ્તુતિ કરે છેઃ—

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥**

શ્લોકાર્થઃ–અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે તથા ધ્યાનથી કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; જે ત્યાગ થવા પછી મોક્ષરૂપ શાંતિ થાય છે. ૧૨

ટીકાઃ–હે અર્જુન! જ્ઞાનની પ્રાપ્તિ માટે કરેલો જે શ્રવણનો અભ્યાસ છે તે અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, અર્થાત્ શ્રવણવડે તથા મનનવડે ઉત્પન્ન થયલું જે આત્મવિષયક નિશ્ચયરૂપ જ્ઞાન છે, જે જ્ઞાનને શ્રવણજ્ઞાન તથા મનનજ્ઞાન કહેવામાં આવે છે તથા જે જ્ઞાન પ્રમાણગત અસંભાવનાનું તથા પ્રમેયગત અસંભાવનાનું નિવર્ત્તક છે, તે જ્ઞાન અભ્યાસ કરતાં શ્રેષ્ઠ છે. શ્રવણ–મનનજન્ય જ્ઞાનથી નિદિધ્યાસનરૂપ ધ્યાન અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે નિદિધ્યાસનરૂપ ધ્યાન વ્યવધાનથી રહિત હોવાથી આત્મસાક્ષાત્કારનો હેતુ છે અને શ્રવણજ્ઞાન તથા મનનજ્ઞાન નિદિધ્યાસનદ્વારા આત્મસાક્ષાત્કારનો હેતુ થાય છે. વ્યવધાનથી રહિત થયલું જ્ઞાન આત્મસાક્ષાત્કારનો હેતુ ન હોવાથી જ્ઞાન કરતાં નિદિધ્યાસનરૂપ ધ્યાનની શ્રેષ્ઠતા યુક્ત છે. આ પ્રકારે નિદિધ્યાસનરૂપ ધ્યાન યદ્યપિ સર્વ સાધનો કરતાં શ્રેષ્ઠ છે, તથાપિ અજ્ઞાની પુરુષે કરેલો સર્વ કર્મોનાં ફળનો ત્યાગ તેને ધ્યાન કરતાં પણ શ્રેષ્ઠ છે.

આ અભિપ્રાયે કરીને શ્રીભગવાન્ કર્મફળના ત્યાગની સ્તુતિ કરે છે–ध्यानात्कर्मफलत्यागः इति ॥ હે અર્જુન! અજ્ઞાની પુરુષે કરેલો કર્મોનાં ફળનો ત્યાગ અજ્ઞાની પુરુષને નિદિધ્યાસનરૂપ ધ્યાન કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ કે નિગૃહીત ચિત્તવાળા પુરુષ કરેલો જે સર્વ કર્મોનાં ફળનો ત્યાગ છે, તે ત્યાગથી અધિકારી પુરુષને અજ્ઞાનસહિત સર્વ સંસારના ઉપશમરૂપ શાંતિ વ્યવધાન વિના પ્રાપ્ત થાય છે. આ શાંતિ કાલાંતરની અપેક્ષા કરતી નથી. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે.–यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ અર્થાત્ આ જીવના હૃદયમાં રહેલા જે કામો છે, તે સર્વ કામો જે કાળે નિવૃત્ત થાય છે, તે કાળે જ જીવ અમૃત થાય છે તથા આ દેહમાં બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ શ્રુતિવચનોથી સર્વ કામોના ત્યાગમાં મોક્ષનું સાધનપણું જાણવામાં આવે છે. આ ગીતાશાસ્ત્રમાં પણ સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણોમાં प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् એ વચનવડે શ્રીભગવાને પોતે જ સર્વ કામોના ત્યાગમાં મોક્ષનું સાધનપણું કહ્યુ છે. યદ્યપિ શ્રુતિમાં તથા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોમાં સર્વ કામોના ત્યાગને જ મોક્ષનું સાધનપણું કહ્યુ છે તથા કર્મોનાં ફળના ત્યાગને મોક્ષનું સાધનપણું કહ્યુ નથી, તથાપિ કર્મનાં

પણ કામરૂપ જ છે. તેથી કર્મોનાં ફળોનો જે ત્યાગ છે તે ત્યાગ પણ કામનો ત્યાગ જ છે. કામત્યાગત્વરૂપ સામાન્ય ધર્મને લઈ, ભગવાને કર્મફળના ત્યાગની કામત્યાગના ફળવડે સ્તુતિ કરી છે. જેમ પૂર્વે અગસ્ત્ય બ્રાહ્મણે સમુદ્રનું પાન કર્યું હતું અને પરશુરામ બ્રાહ્મણે આ પૃથિવીને ક્ષત્રિય રાજાઓથી રહિત કરી હતી, તે બ્રાહ્મણપણું વર્ત્તમાન કાળના બ્રાહ્મણોમાં પણ છે, તેથી બ્રાહ્મણત્વરૂપ સામાન્ય ધર્મને લઈને, વર્ત્તમાન કાળના બ્રાહ્મણોની પણ અપરિમિત પરાક્રમપણાને લીધે સત્તાવડે સ્તુતિ કરવામાં આવે છે, તેમ કર્મનાં ફળના ત્યાગની પણ, કામત્યાગના ફળવડે સ્તુતિ કરવામાં આવે છે.

કોઈ ટીકામાં તો श्रेयो हि ज्ञानमभ्यासात् એ શ્લોકનો એ અર્થ કર્યો છે કે-નિદિધ્યાસનરૂપ અભ્યાસ કરતાં શ્રવણમનનજન્ય પરોક્ષજ્ઞાન શ્રેષ્ઠ છે અને પરોક્ષજ્ઞાન કરતાં વિષ્ણુનાં નામોના શ્રવણકીર્ત્તનરૂપ ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાન કરતાં કર્મોનાં ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે. કર્મોનાં ફળના ત્યાગની પછી વ્યવધાન વિના જ ચિત્તશુદ્ધિઆદિકોની ઉત્પત્તિદ્વારા મોક્ષરૂપ શાંતિ પ્રાપ્ત થાય છે.

અહીં યદ્યપિ નિદિધ્યાસનરૂપ અભ્યાસની અપેક્ષાએ કરીને પરોક્ષ જ્ઞાન બાહ્ય સાધન છે અને પરોક્ષ જ્ઞાનની અપેક્ષાએ કરીને શ્રવણ-કીર્ત્તનાદિરૂપ ધ્યાન બાહ્ય સાધન છે અને ધ્યાનની અપેક્ષાએ કરીને કર્મોનાં ફળનો ત્યાગ બાહ્ય સાધન છે, તેથી અંતર સાધનની અપેક્ષાએ કરીને બાહ્ય સાધનમાં શ્રેષ્ઠતા કહેવી અસંગત છે, તથાપિ અંતર સાધનની અપેક્ષાએ કરીને બાહ્ય સાધન કરવાને સુગમ હોય છે; અને સોપાન ક્રમે કરીને બાહ્ય સાધનોની પ્રાપ્તિ થાય છે, તેથી શ્રીભગવાને બાહ્ય સાધનોમાં અધિકારી જનોની પ્રવૃત્તિ કરાવવા માટે પૂર્વ પૂર્વ સાધનોની અપેક્ષાએ કરીને બાહ્ય સાધનમાં શ્રેષ્ઠતા કહી છે.

નિર્ગુણ અક્ષરબ્રહ્મની ઉપાસના મંદ અધિકારીને અતિ દુષ્કર હોવાથી તેની નિન્દા કરીને અતિ સુગમ સગુણ બ્રહ્મની ઉપાસનાનું પૂર્વે વિધાન કર્યું છે. સગુણ બ્રહ્મની ઉપાસના કરવામાં પણ જે પુરુષો અસમર્થ છે, તે પુરુષોની અશક્તિની તારતમ્યતાને અનુસારે બીજાં પણ અભ્યાસાદિ ત્રણ સાધનોનાં શ્રીભગવાને વિધાન કર્યાં. સગુણ બ્રહ્મની ઉપાસનાનું વિધાન કરવામાં તથા અભ્યાસાદિ ત્રણ સાધનોના કહેવામાં શ્રીભગવાનનો આ અભિપ્રાય છે કે, અધિકારીજને કોઈ પણ પ્રકારે કરીને સર્વ પ્રતિબંધકોથી રહિત થઈને તથા ઉત્તમ અધિકારી થઈને સર્વ સાધનોના ફળરૂપ નિર્ગુણ બ્રહ્મવિદ્યામાં પ્રવેશ કરવો. સાધનોનું જે વિધાન હોય છે, તે ફળની પ્રાપ્તિ વાસ્તે જ હોય છે. ફળ વિના સાધનોનું વિધાન હોય નહિ, તેથી અહીં શ્રીભગવાને જે સગુણ બ્રહ્મની ઉપાસના તથા અભ્યાસાદિ ત્રણ સાધનોનાં વિધાન કર્યાં છે, તે સર્વ સાધનોનાં નિર્ગુણ બ્રહ્મવિદ્યારૂપ ફળની પ્રાપ્તિ વાસ્તે જ વિધાન કર્યાં છે.

એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છેઃ-निर्विशेषं परं ब्रह्म साक्षात्कर्तुमनीश्वराः । ये मंदास्तेऽनुकम्प्यंते सविशेषनिरूपणैः ॥ १ ॥ वशीकृते मनस्येषां सगुणब्रह्मशीलनात् । तदेवाविर्भवेत्साक्षादपेतोपाधिकल्पनम् ॥२॥ અર્થાત્-જે મંદ અધિકારીજનો નિર્વિશેષ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને સમર્થ હોતા નથી, તે મંદ અધિકારીજનો સગુણ બ્રહ્મના નિરૂપણવડે અનુગ્રહનો વિષય થાય છે અર્થાત્ શ્રુતિ ભગવતીએ તથા બ્રહ્મવેત્તા પુરુષોએ મંદ અધિકારી પુરુષોની ઉપર અનુગ્રહ કરીને સગુણ બ્રહ્મનું નિરૂપણ કર્યું છે. (૧) સગુણ બ્રહ્મના ધ્યાનથી જ્યારે મંદ અધિકારી પુરુષોનું મન વશ થાય છે, ત્યારે અધિકારી જનોને સર્વ ઉપાધિઓની કલ્પનાથી રહિત નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. (૨) આ વાત પતંજલિ ભગવાને પણ યોગસૂત્રોમાં કહી છેઃ-समाधिसिद्धिरीश्वरप्रणिधानात् । ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यंतरायाभावश्च ॥ અર્થાત્-અધિકારી જનને ઈશ્વર

પ્રણિધાનથી સમાધિની પ્રાપ્તિ થાય છે. ઇશ્વરના પ્રણિધાનથી જ અધિકારી પુરુષને પ્રત્યક્ ચેતનનો સાક્ષાત્કાર થાય છે તથા વિઘ્નરૂપ અંતરાયોનો અભાવ થાય છે. તેથી પૂર્વે क्लेशोधिकतरस्तेषां ઇત્યાદિ વચનોવડે જે નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાની નિંદા કરી હતી, તે સગુણ બ્રહ્મની ઉપાસનાની સ્તુતિ વાસ્તે કરી હતી, કાંઈ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો નિષેધ કરવા વાસ્તે કરી હતી નહિ. જેમ ઉદિતહોમના વિધાનમાં જે અનુદિત હોમની નિંદા કરી છે, તે નિન્દા ઉદિત હોમની સ્તુતિ વાસ્તે જ કરી છે, કાંઇ અનુદિત હોમના નિષેધ માટે તે નિન્દા કરી નથી; (સૂર્યનો ઉદય થતાં જે હોમ કરવામાં આવે છે તેને ઉદિત હોમ કહેવામાં આવે છે અને સૂર્યનો ઉદય થયા પહેલાં જે હોમ કરવામાં આવે છે તેને અનુદિત હોમ કહેવામાં આવે છે); તેમ સગુણ ઉપાસનાના વિધાનમાં જે નિર્ગુણ ઉપાસનાની નિંદા કરી છે તે નિંદા પણ સગુણ ઉપાસનાની સ્તુતિ વાસ્તે છે, કાંઈ નિર્ગુણ ઉપાસનાના નિષેધવાસ્તે નથી; કારણ કે શાસ્ત્રકારોએ એ ન્યાય કહ્યો છે કે-नहि निंदा निंद्यं निंदितुं प्रवर्त्ततेऽपि तु विधेयं स्तोतुम्-અર્થાત્ શાસ્ત્રમાં જે નિન્દાવચન હોય છે, તે નિંદ્ય વસ્તુનું નિંદન કરવા માટે પ્રવૃત્ત થતાં નથી, કિન્તુ પ્રસંગવિષે પ્રાપ્ત વિધેય અર્થની સ્તુતિ કરવા માટે તે નિંદાવચન પ્રવૃત્ત થાય છે. તેથી નિર્ગુણ અક્ષર બ્રહ્મના ઉપાસકો જ વાસ્તવિક રીતે યોગવિત્તમ છે. એવા નિર્ગુણ બ્રહ્મવેત્તા પુરુષોને જ શ્રીભગવાને-प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः। उदाराः सर्वं एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥ ઇત્યાદિ વચનોવડે પુનઃ પુનઃ શ્રેષ્ઠતારૂપે કરી કહેલા છે. હે અર્જુન! તારે પણ અધિકારને સંપાદન કરીને નિર્ગુણ બ્રહ્મવેત્તા પુરુષોનું જ જ્ઞાન તથા સર્વ ધર્મ અનુસરણ કરવા યોગ્ય છે. (૧૨)




અવતરણિકાઃ-આ પ્રકારે અર્જુનની પ્રત્યે બોધ કરવાની ઇચ્છા કરતા તથા અર્જુનના પરમ હિતની ઇચ્છા કરતા શ્રીકૃષ્ણ ભગવાન્ સાત શ્લોકોવડે અભેદ દર્શનવાળા તથા કૃતકૃત્યભાવને પ્રાપ્ત થયેલા નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોની સ્તુતિ કરે છેઃ—

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

શ્લોકાર્થઃ-જે પુરુષ સર્વ ભૂતોનાપર દ્વેષથી રહિત છે, મૈત્રીવાળો છે, તેમ જ કરુણાવાળો છે, નિર્મમ છે, નિરહંકાર છે, જેને સુખ યા દુઃખ સરખાં છે તથા જે ક્ષમાવાળો છે. ૧૩

ટીકાઃ-હે અર્જુન! નિર્ગુણ બ્રહ્મવેત્તા પુરુષ સ્થાવર-જંગમરૂપ સર્વ ભૂતોને પોતાના આત્મારૂપ દેખે છેઃ તેથી જે પદાર્થ પોતાના દુઃખનો પણ હેતુ છે તે પદાર્થમાં પણ તત્ત્વવેત્તા પુરુષની પ્રતિકૂળ બુદ્ધિ થતી નથી, અને જે વસ્તુમાં "એ વસ્તુ મારા દુઃખનું સાધન છે" એ પ્રકારની પ્રતિકૂલ બુદ્ધિ થાય છે, તે વસ્તુવિષે દ્વેષ થાય છે; પણ પ્રતિકૂળ બુદ્ધિવિના દ્વેષ થતો નથી. પ્રતિકૂળ બુદ્ધિનો અભાવ થતાં તત્ત્વવેત્તા પુરુષ સર્વ ભૂતોનો દ્વેષ કરતો નથી, કિન્તુ તત્ત્વવેત્તા પુરુષ સર્વ ભૂતોમાં મૈત્રીવાળો જ થાય છે. અર્થાત્ સર્વ ભૂતોવિષે સ્નેહવાળો જ થાય છે.

હવે મૈત્રીભાવવિષે હેતુ કહે છે-करुणः इति। હે અર્જુન! તત્ત્વવેત્તા પુરુષ કરુણાવાળો છે! એ કારણથી તત્ત્વવેત્તા પુરુષ સર્વ ભૂતોવિષે મૈત્રીવાળો છે; દુઃખી પ્રાણીઓવિષે દયા કરવી તે કરુણા કહેવાય છે. એવી કરુણાવાળા પુરુષો કરુણ કહેવાય છે. અર્થાત્ તત્ત્વવેત્તા પુરુષ સર્વ ભૂતોને અભયદાન દેનારો પરમહંસ સંન્યાસી છે, તથા તે તત્ત્વવેત્તા પુરુષ નિર્મમ છે અર્થાત્ પોતાના દેહમાં પણ "આ દેહ મારો છે" એ પ્રકારની મમતા બુદ્ધિથી રહિત છે; તથા તે પુરુષ નિરહંકાર છે, અર્થાત્ જેમ અજ્ઞાની પુરુષ શ્રેષ્ઠ આચારવડે તથા વેદવિદ્યાદિકોવડે અહંકારને પ્રાપ્ત થાય છે તેમ તે તત્ત્વવેત્તા પુરુષ શ્રેષ્ઠ આચારવિદ્યાદિકોવડે અહંકારને પ્રાપ્ત થતો નથી, તથા દ્વેષ-રાગ એ બન્નેથી રહિત હોવાથી તેને દુ ખ-સુખ ઉભય સમ છે; એ કારણથી જ તત્ત્વવેત્તા પુરુષ ક્ષમાવાળો છે અર્થાત્ તાડનાદિકોવડે પણ વિક્રિયાને પ્રાપ્ત થતો નથી. (૧૩)

અવતરણિકા:—હવે, પૂર્વ શ્લોકમાં કહેલા નિર્ગુણ બ્રહ્મવેત્તા પુરુષનાં અન્ય પણ વિશેષણો કહે છે.—

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥**

શ્લોકાર્થ:-જે પુરુષ સર્વદા સંતુષ્ટ છે, સમાહિત ચિત્તવાળો છે, જેણે સંઘાતને વશ કર્યો છે, જેનો નિશ્ચય દૃઢ છે તથા જેણે મન તથા બુદ્ધિ મારામાં-પરમેશ્વરમાં અર્પણ કરી છે એવો જે મારો ભક્ત છે, તે ભક્ત મને-પરમેશ્વરને પ્રિય છે. ૧૪

ટીકા:-હે અર્જુન! જે પુરુષ સર્વ કાળે સંતુષ્ટ છે અર્થાત્ શરીરની સ્થિતિના કારણરૂપ અન્નવસ્ત્રાદિ પદાર્થોની પ્રાપ્તિમાં અથવા અપ્રાપ્તિમાં જે પુરુષ સર્વદા સંતોષવાળો છે, (અહીં सततं એ શબ્દનો સર્વ વિશેષણોની સાથે સંબંધ કરવો ), જે પુરુષ સર્વદા યોગી છે અર્થાત્ સર્વ કાળે જે પુરુષ સમાહિત ચિત્તવાળો છે, જે પુરુષ યતાત્મા છે અર્થાત જેણે શરીર-ઇંદ્રિયાદિરૂપ સંઘાત પોતાને વશ કર્યો છે, જે પુરુષ દૃઢ નિશ્ચયવાળો છે, ( જેનો નિશ્ચય એટલે કે " અકર્તા-અભોક્તા-સચ્ચિદાનંદ-અદ્વિતીય બ્રહ્મ હું છું " એ પ્રકારનું જેનું જ્ઞાન, દૃઢ છે એટલે કે કુતાર્કિક પુરુષો અભિભવ કરવાને અશક્ત હોવાથી જે પુરુષો સ્થિર છે, તેઓને દૃઢ નિશ્ચય કહેવામાં આવે છે અર્થાત્ સ્થિરપ્રજ્ઞ પુરુષ દૃઢનિશ્ચયી કહેવાય છે, ) તથા જેણે મારામા-નિર્ગુણ શુદ્ધ બ્રહ્મમાં સંકલ્પ-વિકલ્પાત્મક મન તથા નિશ્ચયાત્મક બુદ્ધિ સમર્પણ કરેલ છે, એ પ્રકારનો જે મારો ભક્ત છે અર્થાત્ સર્વ ઉપાધિથી રહિત શુદ્ધ અક્ષર બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણનારો જે તત્ત્વવેત્તા પુરુષ છે, તે બ્રહ્મવેત્તા પુરુષ મને-પરમેશ્વરને પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે. આ પ્રકારનો અર્થ આગલા શ્લોકોમાં જાણી લેવો. (૧૪)

અવતરણિકા:-હવે, પુનઃ તત્ત્વવેત્તા પુરુષનાં વિશેષણોનું નિરૂપણ કરે છે—

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

શ્લોકાર્થ:-જે પુરુષથી આ લોક સંતાપને પ્રાપ્ત થતો નથી તથા આ લોકથી જે પુરુષ સંતાપને પ્રાપ્ત થતો નથી તથા જે પુરુષે હર્ષ, અમર્ષ, ભય તથા ઉદ્વેગ આ ચારનો પરિત્યાગ કર્યો છે તે તત્ત્વવેત્તા પુરુષ મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે. ૧૫

ટીકાઃ—હે અર્જુન ! સર્વ પ્રાણીઓને અભયની પ્રાપ્તિ કરનારા જે પરમહંસ સંન્યાસીથી કોઈ પણ પ્રાણી સંતાપને પ્રાપ્ત થતો નથી અર્થાત્ જે તત્ત્વવેત્તા પુરુષ કોઈ પણ પ્રાણીને શરીર–મન–વાણીવડે પીડાની પ્રાપ્તિ કરતો નથી; તથા વિના અપરાધે જ સંતાપની પ્રાપ્તિ કરનારા જે દુષ્ટ પ્રાણીઓ છે, એવા દુષ્ટ પ્રાણીરૂપ લોકથી જે પુરુષો સંતાપને પ્રાપ્ત થતા નથી, જે કારણથી તત્ત્વવેત્તા પુરુષ સર્વત્ર અદ્વૈત આત્મદર્શી છે તથા પરમ કારુણિક હોવાથી ક્ષમા સ્વભાવવાળા છે; જે પુરુષનો હર્ષ–અમર્ષ–ભય–ઉદ્વેગ એ ચારેએ પરિત્યાગ કર્યો છે. અહીં ઈષ્ટ વસ્તુનો લાભ થતાં જે રોમાંચ–અશ્રુપાતાદિકોના હેતુરૂપ તથા આનંદની અભિવ્યંજક ચિત્તની વૃત્તિવિશેષનું નામ હર્ષ છે; બીજાની ઉત્કૃષ્ટતાના અસહનરૂપ ચિત્તની વૃત્તિવિશેષનું નામ અમર્ષ છે, વ્યાઘ્ર–ચોર–શત્રુ ઈત્યાદિ અનિષ્ટ વસ્તુઓના દર્શનથી ઉત્પન્ન થતી ત્રાસરૂપ ચિત્તની વૃત્તિવિશેષનું નામ ભય છે અને "જનોથી રહિત એકાંત સ્થાનમાં સર્વ પરિગ્રહથી શૂન્ય એકાકી (એકલો) રહેલો હું કેવી રીતે જીવીશ ?" એ પ્રકારની વ્યાકુળતારૂપ ચિત્તની વૃત્તિવિશેષનું નામ ઉદ્વેગ છે. એવા હર્ષ–અમર્ષ–ભય–ઉદ્વેગ એ ચારેએ જે પુરુષનો પરિત્યાગ કર્યો છે અર્થાત્ બ્રહ્મવેત્તા પુરુષ અદ્વૈતદર્શી હોવાથી હર્ષાદિકોને યોગ્ય નથી, તેથી હર્ષાદિકોએ પોતે જ તત્ત્વવેત્તા પુરુષનો પરિત્યાગ કરી દીધો છે, કાંઈ તે તત્ત્વવેત્તા પુરુષ પોતે હર્ષાદિકોના ત્યાગવાસ્તે વ્યાપારવાળો થયો નથી.

આ વાત સ્મૃતિમાં પણ કહેલી છેઃ—यथा पर्वतमादीप्तं नाश्रयंति मृगद्विजाः। तद्वद्ब्रह्मविदो दोषाना-श्रयंते कदाचन ॥ १ ॥ मंत्रौषधबलैर्यद्वज्जीर्यंते भक्षितं विषम् । तद्वत्सर्वाणि कर्माणि जीर्यन्ते ज्ञानिनः क्षणात् ॥ २ ॥ અર્થાત્—જેમ અગ્નિવડે દગ્ધ થયેલા પર્વતનો મૃગાદિ પશુઓ તથા પક્ષીઓ આશ્રય કરતા નથી, તેમ બ્રહ્મવેત્તા પુરુષનો રાગ–દ્વેષાદિ દોષ આશ્રય કરતા નથી(૧) અને જેમ ભક્ષણ કરેલું વિષ મંત્ર ઔષધિના બળવડે જીર્ણભાવને પ્રાપ્ત થઈ જાય છે તેમ જ્ઞાનવાન્ પુરુષનાં પુણ્ય–પાપરૂપ સર્વ કર્મો એક ક્ષણમાત્રમાં નાશને પ્રાપ્ત થાય છે. (૨) આ પ્રકારના ગુણોવાળો જે મારો–પરમેશ્વરનો ભક્ત છે, તે બ્રહ્મવેત્તા ભક્ત મને–પરમેશ્વરને પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે. (૧૫)

વળી—

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

શ્લોકાર્થઃ—જે પુરુષ નિરપેક્ષ છે, શુચિ છે, દક્ષ છે, ઉદાસીન છે, ગતવ્યથ છે તથા જેણે સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે, એવો ભક્ત મને–પરમેશ્વરને અત્યંત પ્રિય છે. ૧૬

ટીકાઃ—હે અર્જુન ! જે પુરુષ અનપેક્ષ છે અર્થાત્ વિના પ્રયત્ને જ યદૃચ્છા માનવડે પ્રાપ્ત થયેલાં સર્વ ભોગનાં સાધનોમાં જે પુરુષ નિસ્પૃહ છે; તથા જે પુરુષ શુચિ છે અર્થાત્ બાહ્ય અને આંતર બે પ્રકારના શૌચવડે યુક્ત થાય છે (જલ–મૃત્તિકાદિકોવડે શરીરનું પ્રક્ષાલન કરવું, તેનું નામ બાહ્ય શૌચ છે અને મૈત્રી–કરુણાદિકોવડે અંતઃકરણને રાગ–દ્વેષાદિકોથી રહિત કરવું, તેનું નામ આંતર શૌચ છે); તથા જે પુરુષ દક્ષ છે અર્થાત્ અવશ્ય જાણવા યોગ્ય તથા અવશ્ય કરવા યોગ્ય એવા અર્થો પ્રાપ્ત થતાં, જે પુરુષ તે અર્થને જાણવાને તથા કરવાને સમર્થ છે; તથા જે પુરુષ ઉદાસીન છે અર્થાત્ જે પુરુષ કોઈ પણ મિત્રાદિકોના પક્ષને ગ્રહણ કરતો નથી; વળી જે પુરુષ ગતવ્યથ છે અર્થાત્ કોઈ દુષ્ટ પુરુષોએ તાડન કરવા છતાં પણ જેને પીડારૂપ વ્યથા ઉત્પન્ન થઈ નથી; તથા જે પુરુષ સર્વારંભપરિત્યાગી છે. અહીં આ

લોકનાં ફળની પ્રાપ્તિ કરનારાં તથા પરલોકનાં ફળની પ્રાપ્તિ કરનારાં જેટલાં લૌકિક-વૈદિક કર્મો છે, તે કર્મો સર્વારંભ કહેવાય છે. એવા સર્વારમ્ભોનો જેણે પરિત્યાગ કર્યો છે, એવો જે પરમહંસ સંન્યાસી છે, તે સર્વારંભપરિત્યાગી કહેવાય છે. આ પ્રકારનો જે મારો-પરમેશ્વરનો ભક્ત છે, તે બ્રહ્મવેત્તા ભક્ત મને-પરમેશ્વરને પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે. (૧૬)

વળી—

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

શ્લોકાર્થ:-જે પુરુષ હર્ષને કરતો નથી, દ્વેષને કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી તથા જેણે શુભ અશુભ કર્મોનો પરિત્યાગ કર્યો છે એવો જે ભક્તિમાન્ પુરુષ છે, તે પુરુષ મને-પરમેશ્વરને પ્રિય છે. ૧૭

ટીકા:-પૂર્વે તેરમા શ્લોકમાં જે समदुःखसुखः એ વિશેષણ કહ્યું હતું, તે વિશેષણનું જ હવે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે:-હે અર્જુન! જે પુરુષ પ્રિય વસ્તુને પ્રાપ્ત થતાં હર્ષને પ્રાપ્ત થતો નથી તથા અપ્રિય વસ્તુને પ્રાપ્ત થતાં જે પુરુષ દ્વેષને પ્રાપ્ત થતો નથી, પ્રાપ્ત પ્રિય વસ્તુનો વિયોગ થતાં જે પુરુષ શોક કરતો નથી તથા જે પુરુષ ઇષ્ટ વસ્તુના સંયોગની તથા અનિષ્ટ વસ્તુના વિયોગની ઇચ્છા કરતો નથી. વળી અહીં सर्वारंभपरित्यागी એ પૂર્વોક્ત વિશેષણનું વર્ણન કર્યું છે-शुभाशुभपरित्यागी इति। હે અર્જુન! સુખની પ્રાપ્તિ કરનારાં જે શુભ કર્મો છે તથા દુઃખની પ્રાપ્તિ કરનારાં જે અશુભ કર્મો છે, તે બન્ને પ્રકારનાં કર્મોનો જેણે પરિત્યાગ કર્યો છે-એવો મારી-પરમેશ્વરની ભક્તિવાળો બ્રહ્મવેત્તા ભક્ત મને-પરમેશ્વરને પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે. (૧૭)

વળી—

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥**

શ્લોકાર્થ:-વળી જે પુરુષ શત્રુમાં તથા મિત્રમાં સમાન છે, માન તથા અપમાન બન્નેમાં સમાન છે, શીત ઉષ્ણ તથા સુખ દુઃખ આ સર્વમાં સમાન છે તથા જે સંગથી રહિત છે, તે મને પ્રિય છે. ૧૮

ટીકા:-હે અર્જુન! આ લોકમાં જે પ્રાણી કોઇનો અપકાર કરે છે તેને શત્રુ કહે છે, અને જે પ્રાણી કોઇનો ઉપકાર કરે છે તેને મિત્ર કહે છે. એવા અપકાર કરનારા શત્રુમાં તથા ઉપકાર કરનારા મિત્રમાં જે પુરુષ સમ છે, અર્થાત્ "પોતાનાં પાપપુણ્યરૂપ પ્રારબ્ધકર્મની વશતાથી જ આ દેહનો કોઈ પ્રાણી અપકારકર્તા શત્રુ થાય છે તથા કોઇ પ્રાણી ઉપકારકર્તા મિત્ર થાય છે," આ પ્રકારે મનમાં વિચાર કરીને જે પુરુષ શત્રુમાં તથા મિત્રમાં સમદૃષ્ટિ જ થાય છે; તથા જે પુરુષ સુહૃદ્રૂપ પુરુષોએ કરેલા પૂજનરૂપ માનમાં અને દુષ્ટ પુરુષોએ કરેલા તિરસ્કારરૂપ અપમાનમાં સમ છે, અર્થાત્ માન-અપમાનકૃત હર્ષવિષાદરૂપ વિકારને પ્રાપ્ત થતો નથી તથા પ્રારબ્ધ કર્મની વશતાથી પ્રાપ્ત થયેલા જે શીત-ઉષ્ણ, સુખ-દુઃખ ઇત્યાદિ દ્વંદ્વ ધર્મોમાં પણ જે પુરુષ સમાન છે તથા જે પુરુષ સંગથી રહિત છે અર્થાત્ આ લોકમાં ચેતનરૂપે કરીને પ્રસિદ્ધ તથા અચેતનરૂપે કરીને પ્રસિદ્ધ જેટલા પદાર્થો છે તે સર્વ પદાર્થોના "આ પદાર્થ અત્યંત રમણીય છે" એ પ્રકારના શોભન અધ્યાસથી રહિત છે, તે બ્રહ્મવેત્તા ભક્ત મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે. (૧૮)

વળી—

## तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
## अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

**શ્લોકાર્થ:**–જેને નિન્દા કે સ્તુતિ સરખી છે, જે પુરુષ મૌનવાળો છે, જે ગમે તેવાં વસ્ત્રાદિકોવડે સંતુષ્ટ છે, ગૃહથી રહિત છે તથા જેની મતિ સ્થિર છે, એવો ભક્તિમાન્ પુરુષ મને–પરમેશ્વરને પ્રિય છે. ૧૯

**ટીકા:**–હે અર્જુન! કોઇના દોષોનું કથન કરવું, એનું નામ નિન્દા છે અને કોઇના ગુણોનું કથન કરવું, એનું નામ સ્તુતિ છે. એવી નિન્દા તથા સ્તુતિ બન્ને જેને તુલ્ય છે અર્થાત્ જેમ અજ્ઞાની પુરુષ પોતાની સ્તુતિનું શ્રવણ કરીને સુખી થાય છે તથા પોતાની નિન્દાનું શ્રવણ કરીને દુઃખી થાય છે, તેમ જે પુરુષ પોતાની સ્તુતિ કે નિન્દાવડે સુખ–દુઃખને પ્રાપ્ત થતો નથી; તથા જે પુરુષ મૌની છે અર્થાત્ જે પુરુષે પોતાની વાક્ઇંદ્રિયનો નિરોધ કર્યો છે.

**અર્જુનની શંકા:**–"હે ભગવન્! પોતાની શરીરયાત્રાના નિર્વાહવાસ્તે તત્ત્વવેત્તા પુરુષને પણ વાક્ઇંદ્રિયનો વ્યાપાર અવશ્ય અપેક્ષિત હોવો જોઇએ."

**શ્રીભગવાને કરેલું સમાધાન:**–संतुष्टो येन केनचिद् इति–હે અર્જુન! પોતાના પ્રયત્ન વિના જ બળવાન્ પ્રારબ્ધ કર્મે પ્રાપ્ત કરેલાં જે શરીરની સ્થિતિના હેતુરૂપ હરકોઇ પ્રકારના અન્ન–વસ્ત્રાદિ પદાર્થોવડે જે પુરુષ સંતુષ્ટ છે અર્થાત્ તેથી અધિક પદાર્થોની ઇચ્છાથી રહિત છે; જે પુરુષ અનિકેત છે અર્થાત્ નિયમપૂર્વક એક સ્થાનમાં નિવાસથી રહિત છે, જે પુરુષ સ્થિરમતિ છે અર્થાત્ જેની મતિ એટલે કે બુદ્ધિની વૃત્તિ સ્થિર છે એટલે કે પરમાર્થ સત્ય વસ્તુના વિષયવાળી છે, તેનું નામ સ્થિરમતિ છે; આ પ્રકારનો જે ભક્તિમાન્ પુરુષ છે, તે ભક્તિમાન્ પુરુષ મને–પરમેશ્વરને પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય છે.

શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મની ભક્તિનું આ પ્રમાણે લક્ષણ કહ્યું છે:–एकांतभक्तिर्गोविंदे यत्सर्वत्र तदीक्षणम् । अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥ लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् । અર્થાત્–સર્વ પ્રપંચમાં અસ્તિ–ભાતિ–પ્રિયરૂપે કરીને જે પરમાત્માદેવનું દર્શન છે, એ જ પરમાત્માદેવમાં એકાંત ભક્તિ છે અર્થાત્ અનન્ય ભક્તિ છે, અને વિપરીત ભાવનાની નિવૃત્તિ આદિ પ્રયોજનથી રહિત તથા વિજાતીય વૃત્તિના વ્યવધાનથી રહિત એવી જે બ્રહ્મવેત્તા પુરુષોની પ્રત્યક્ અભિન્ન પરમાત્માદેવમાં અખંડાકાર વૃત્તિરૂપ ભક્તિ છે, એને જ વિદ્વાન્ પુરુષોએ નિર્ગુણ બ્રહ્મવિષયક ભક્તિનું સ્વરૂપ કહ્યું છે. આ પ્રકારની ભક્તિવાળા બ્રહ્મવેત્તા પુરુષને જ અહીં શ્રીભગવાને 'ભક્તિમાન્' તથા 'ભક્ત' કહેલો છે.

અહીં શ્રીભગવાને પુનઃ પુનઃ જે ભક્તિનું કથન કર્યું છે, તે "પરમેશ્વરની અનન્ય ભક્તિ જ મોક્ષની પ્રાપ્તિમાં મોટું કારણ છે" એ અર્થને દૃઢ કરાવવા માટે કથન કર્યું છે. આ વાત શ્રુતિમાં પણ કહેલી છે:–यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ અર્થાત્–જે અધિકારી પુરુષની પરમાત્મા દેવવિષે અનન્ય ભક્તિ છે તથા જેમ પરમાત્મા દેવમાં અનન્ય ભક્તિ છે તેમ જ બ્રહ્મવેત્તા ગુરુમાં અનન્ય ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદવડે પ્રતિપાદિત અર્થ પ્રકાશમાન થાય છે. (૧૯)

**અવતરણિકા:**–अद्वेष्टा सर्वभूतानां ઇત્યાદિ શ્લોકોવડે નિર્ગુણ અક્ષર બ્રહ્મનું ચિંતન કરનારા જીવન્મુક્ત પરમહંસ સંન્યાસીઓનાં લક્ષણરૂપ તથા સ્વભાવથી જ સિદ્ધ અદ્વેષ્ટૃત્વાદિ ધર્મ કહ્યા. એ વાત વાર્તિક ગ્રંથમાં સુરેશ્વરાચાર્યે પણ કહી છે:–उत्पन्नात्मावबोधस्य ह्यद्वेष्टृत्वादयो

गुणाः। अयत्नतो भवन्त्येव न तु साधनरूपिणः॥ અર્થાત્-જે પુરુષને ગુરુશાસ્ત્રના ઉપદેશથી "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનો આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, તે બ્રહ્મવેત્તા પુરુષના ભગવદ્‌ઉક્ત અદ્વેષ્ટૃત્વાદિ ગુણો વિના-પ્રયત્ને સ્વભાવથી જ સિદ્ધ થાય છે. જેમ મુમુક્ષુ જનમાં અદ્વેષ્ટૃત્વાદિ ગુણો પ્રયત્નવડે સાધ્ય થાય છે તથા સાધનરૂપ થાય છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષમાં અદ્વેષ્ટૃત્વાદિ ગુણો પ્રયત્નવડે સાધ્ય થતા નથી તથા સાધનરૂપ પણ થતા નથી. એ જે અદ્વેષ્ટૃત્વાદિ ધર્મો પૂર્વે કહેલા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણરૂપે કરીને કહ્યા હતા, તે જ અદ્વેષ્ટૃત્વાદિ પ્રયત્નવડે સંપાદન કીધેલા હોવાથી મુમુક્ષુ જનના મોક્ષના સાધનરૂપ થાય છે. આ અર્થનું પ્રતિપાદન કરતાં શ્રીભગવાન્ આ બારમા અધ્યાયની સમાપ્તિ કરે છે.

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

શ્લોકાર્થ:-વળી જે મુમુક્ષુજન શ્રદ્ધાવાન્ થઈ તથા મારામાં-પરમેશ્વરમાં પરાયણ થઈ આ પૂર્વોક્ત ધર્મરૂપ અમૃતને સંપાદન કરે છે, તે મુમુક્ષુ ભક્તજન પણ મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે. ૨૦

ટીકા:-હે અર્જુન! પૂર્વે કહેલા જીવન્મુક્ત પુરુષોથી વિલક્ષણ જે મોક્ષની ઇચ્છાવાળા સંન્યાસી શ્રદ્ધાવાન્ થઈને અર્થાત્ "અદ્વેષ્ટૃત્વાદિ ધર્મ જ મુક્તિનાં સાધન છે" એ પ્રકારની વિશ્વાસરૂપ શ્રદ્ધાવડે યુક્ત થઈને તથા જે મુમુક્ષુજનો મત્પરમ થઈને અર્થાત્ જેમને હું-અક્ષર નિર્ગુણ બ્રહ્મ જ પરમ છું એટલે કે પ્રાપ્ત થવા યોગ્ય નિરતિશય ગતિ છું, એવા મત્પરમ થઈને, આ પૂર્વોક્ત ધર્મરૂપ અમૃતને સંપાદન કરે છે અર્થાત્ મોક્ષરૂપ અમૃતમાં સાધન હોવાથી અમૃતરૂપ અથવા અમૃતની પેઠે આસ્વાદન કરવા યોગ્ય હોવાથી અમૃતરૂપ એવા જે अद्वेष्टा सर्वभूतानां ઇત્યાદિ વચનોવડે કહેલા અદ્વેષ્ટૃત્વાદિ ધર્મો છે, તે ધર્મરૂપ અમૃતને જે મુમુક્ષુજનો પ્રયત્નથી સંપાદન કરે છે, તે ભક્તજનો અર્થાત્ મારુ-નિરુપાધિક બ્રહ્મનું ભજન કરનારા પુરુષો મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે. એ શ્રીભગવાનનું વચન प्रियो हि ज्ञानिनोत्यर्थमहं स च मम प्रियः એ પૂર્વોક્ત વચનવડે સૂચન કરેલા અર્થના ઉપસંહારરૂપ છે. તેથી આ શ્લોકનો આ અર્થ સિદ્ધ થયો-અદ્વેષ્ટૃત્વાદિ ધર્મરૂપ અમૃતને શ્રદ્ધાવડે સંપાદન કરનારો અધિકારી પુરુષ પરમેશ્વરનો અત્યંત પ્રિય હોય છે, માટે સ્વભાવસિદ્ધ હોવાથી જ્ઞાનવાન્ પુરુષનાં લક્ષણરૂપ હોવા છતાં પણ અદ્વેષ્ટૃત્વાદિ ધર્મો, તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા તથા વિષ્ણુના પરમપદની પ્રાપ્તિની ઇચ્છાવાળા એવા મુમુક્ષુજનોએ, આત્મજ્ઞાનના ઉપાયરૂપે કરીને અત્યંત પ્રયત્નથી સંપાદન કરવા.

તેથી એ અર્થ સિદ્ધ થયો કે-પૂર્વોક્ત સોપાધિક સગુણ બ્રહ્મના ધ્યાનની પરિપક્વતાની પછી નિરુપાધિક નિર્ગુણ બ્રહ્મનું ચિન્તન કરનારો, અદ્વેષ્ટૃત્વાદિ ધર્મોવડે યુક્ત તથા નિરંતર શ્રવણ-મનન-નિદિધ્યાસન કરનારો એવો જે ઉત્તમ અધિકારી પુરુષ છે, તે ઉત્તમ અધિકારી પુરુષને વેદાંતવાક્યોના અર્થનો તત્ત્વસાક્ષાત્કાર અવશ્ય થાય છે. તત્ત્વસાક્ષાત્કારથી અધિકારી પુરુષને અવશ્ય મુક્તિની પ્રાપ્તિ થાય છે. તેથી મુક્તિના હેતુરૂપ જે વેદાંતમહાવાક્યોનો અર્થ છે, તે અર્થના અન્વયયોગ્ય જે તત્પદાર્થરૂપ પરમેશ્વર છે, તે તત્પદાર્થરૂપ પરમેશ્વરનું અધિકારી જનોએ અવશ્ય ચિંતન કરવું. આ અર્થ ઉપાસનાકાંડરૂપ આ મધ્યના ષટ્‌કવડે સિદ્ધ થયો. (૨૦)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "ભક્તિયોગ" નામના દ્વાદશ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

श्रीमत्स्वामी चिद्धनानन्दकृत

# श्रीमद्भगवद्गीता

## ( गूढार्थदीपिका )

તૃતીય ષટ્ક—જ્ઞાનકાંડ.



॥ तत्सत्परमात्मने नमः ॥

श्रीमत्स्वामी चिद्घनानंदकृत

# श्रीमद्भगवद्गीता

## ( गूढार्थदीपिका )



## તૃતીય ષટ્‌ક (૧૩ થી ૧૮ અધ્યાય) જ્ઞાનકાંડ



### ત્રયોદશ અધ્યાય

#### ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ



પ્રથમ અધ્યાયથી લઇને છઠ્ઠા અધ્યાય પર્યંત પ્રથમ ષટ્‌કમાં त्वं પદાર્થનું નિરૂપણ કર્યું અને સપ્તમ અધ્યાયથી લઇને દ્વાદશ અધ્યાય પર્યંત દ્વિતીય ષટ્‌કમાં तत् પદાર્થનું નિરૂપણ કર્યું. હવે શોધિત तत् અને त्वम् પદાર્થના અભેદરૂપ મહાવાકયના અર્થને સૂચવનારુ असि પદ તથા જેનામાં તત્ત્વજ્ઞાન પ્રધાન છે એવું ત્રયોદશ અધ્યાયથી લઇને અઢારમા અધ્યાય પર્યંત તૃતીય ષટ્‌ક છે. તે તૃતીય ષટ્‌કનો આ રીતે આરંભ કરવામાં આવે છે. પૂર્વે બારમા અધ્યાયમાં तेषामहं समुद्धर्त्ता मृत्युसंसारसागरात् । भवामि० (૧૨–૭) એ વચનવડે શ્રીભગવાને પોતામાં અધિકારી જનોનું મૃત્યુસંસારસાગરમાંથી ઉદ્ધારકર્ત્તાપણું કથન કર્યું. આ આત્મવિષયક અજ્ઞાનરૂપ મૃત્યુમાંથી અધિકારી જનોનું ઉદ્ધારણ આત્માના જ્ઞાનવિના સંભવતું નથી; કિન્તુ तरति शोकमात्मवित्, तरत्यविद्यां विततां हृदि यस्मिन्निवेशिते અર્થાત્ આત્માને જાણનારો શોકને તરી જાય છે; જેના હૃદયમાં આત્મા પ્રવેશ કરે છે અર્થાત્ બ્રહ્મજ્ઞાનવડે આત્માને જાણે છે તે અવિદ્યાને તરી જાય છે, ઇત્યાદિ શ્રુતિસ્મૃતિવચન આત્માના જ્ઞાનથી જ અવિદ્યારૂપ અજ્ઞાનની નિવૃત્તિ કથન કરે છે. તેથી જે પ્રકારના આત્મજ્ઞાનવડે મૃત્યુસંસારની નિવૃત્તિ થાય છે તથા જે તત્ત્વજ્ઞાનવડે યુક્ત અદ્વેષિપણું વગેરે ગુણોવાળો સંન્યાસી પૂર્વે બારમા અધ્યાયમાં વર્ણવેલો હતો તે આત્મતત્ત્વજ્ઞાન અત્યારે અવશ્ય કહેવા યોગ્ય છે, અને તે તત્ત્વજ્ઞાન અદ્વિતીય પરમાત્માની સાથે જીવાત્માના અભેદનો જ વિષય કરે છે. કારણ કે જન્મ–મરણથી લઇને સર્વ અનર્થોનું કારણ જીવ–

બ્રહ્મનો ભેદભ્રમ જ છે. શ્રુતિ કહે છે કે-मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति-અર્થાત્ જે પુરુષ આ અદ્વિતીય બ્રહ્મમાં દ્વૈતભાવને દેખે છે, તે પુરુષ વારંવાર જન્મમરણને પ્રાપ્ત થાય છે. એવા ભેદભ્રમની નિવૃત્તિ, જીવ-બ્રહ્મના અભેદજ્ઞાનવિના થતી નથી, કિન્તુ જીવ-બ્રહ્મના અભેદજ્ઞાનથી જ આ ભેદભ્રમની નિવૃત્તિ થાય છે.

અહીં શંકા થાય છે કે-હું સુખી છું, હું દુઃખી છું, હું કર્તા છું, હું ભોક્તા છું, એ પ્રકારનો અનુભવ સર્વ પ્રાણીઓમાં થાય છે; તેથી જીવાત્મા તો સુખ-દુઃખાદિરૂપ સંસારવાળો છે તથા દરેક શરીરમાં ભિન્ન ભિન્ન છે. જો કદાચિત્ સર્વ શરીરોમાં એક જ આત્મા હોય, તો એક શરીરમાં સુખદુઃખનો અનુભવ થતાં સર્વ શરીરોમાં સુખદુઃખનો અનુભવ થવો જોઇએ, જે થતો નથી; તેથી દરેક શરીરમાં આત્મા ભિન્ન ભિન્ન છે અને પરમાત્માદેવ તો સુખદુઃખાદિરૂપ સંસારથી રહિત છે તથા એક સ્વરૂપે છે. એવા અનેક સંસારી જીવોનો એક અસંસારી પરમાત્માની સાથે અભેદ સંભવતો નથી; એવી શંકા પ્રાપ્ત થતાં સુખદુઃખાદિરૂપ સંસાર તથા ભિન્નપણું અવિદ્યાકલ્પિત અનાત્મ વસ્તુના જ ધર્મ છે અને જીવાત્માનું સંસારીપણું તથા ભિન્નપણું એ ધર્મ નથી, એ પ્રકારનું વિવેચન અવશ્ય કરવું જોઇએ. આ વિવેચનનો અર્થ દેહ, ઇંદ્રિય, અંતઃકરણ, પ્રાણ ઇત્યાદિરૂપ ક્ષેત્રોથી ભિન્ન ક્ષેત્રજ્ઞ નામે જીવાત્મા પુરુષ સર્વ ક્ષેત્રોવિષે એક જ છે તથા નિર્વિકાર છે, એ અર્થનું પ્રતિપાદન કરવાને વાસ્તે આ તેરમા અધ્યાયમાં ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું વિવેચન કર્યું છે.

અવતરણિકાઃ-પૂર્વે સપ્તમ અધ્યાયમાં શ્રીભગવાને જે ભૂમિઆદિ આઠ પ્રકારની અપરા નામે પ્રકૃતિ ક્ષેત્રરૂપ સૂચન કરી હતી તથા જીવરૂપે પરાપ્રકૃતિ ક્ષેત્રજ્ઞરૂપે સૂચન કરી હતી, તે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞરૂપ બન્ને પ્રકૃતિઓના સ્વરૂપને ભિન્ન ભિન્ન નિરૂપણ કરતાં શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કહે છેઃ—

**श्रीभगवानुवाच—इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञमिति तद्विदः ॥ १ ॥**

શ્લોકાર્થઃ-શ્રીભગવાન્ કહે છેઃ-હે અર્જુન ! આ શરીરને ક્ષેત્ર એવા નામવડે કહેવામાં આવે છે. વળી આ ક્ષેત્રને જે જાણે છે તેને ક્ષેત્રના જાણવાવાળા પુરુષો ક્ષેત્રજ્ઞ એવે નામે કથન કરે છે. ૧

ટીકાઃ-હે કૌંતેય અર્થાત્ હે કુંતી માતાના પુત્ર અર્જુન ! શ્રોત્રાદિ ઇંદ્રિયો સહિત, ચાર અંતઃકરણ સહિત તથા પાંચ પ્રાણો સહિત જે આ સુખદુઃખના ભોગના આયતનરૂપ-આશ્રયરૂપ શરીર છે, તે શરીર "ક્ષેત્ર" કહેવાય છે.

હવે ક્ષેત્ર શબ્દનો અર્થ નિરૂપણ કરવામાં આવે છે. અવિદ્યાવડે જે આત્માનો ક્ષય કરે છે તથા વિદ્યાવડે આત્માનું જે રક્ષણ કરે છે તેનું નામ ક્ષેત્ર છે; અથવા રાગ-દ્વેષાદિ દોષોએ કરીને યુક્ત પુરુષ જે વડે ક્ષયને પ્રાપ્ત થાય, તેનું નામ ક્ષેત્ર છે; અથવા શમ-દમાદિ સાધનયુક્ત પુરુષનું જન્મમરણાદિ અનર્થરૂપ ક્ષયમાંથી જે રક્ષણ કરે છે, તેનું નામ ક્ષેત્ર છે; અથવા સર્વ કાળે દીપશિખા (દીવાની જ્વાલા )ની પેઠે જે પોતે ક્ષયને પ્રાપ્ત થતો જાય છે તેનું નામ ક્ષેત્ર છે; અથવા સુખદુઃખાદિરૂપ ફળની ઉત્પત્તિમાં, જે લોકપ્રસિદ્ધ ભૂમિરૂપ ક્ષેત્રની પેઠે આચરણ કરે છે, તેનું નામ ક્ષેત્ર છે.

એવા આ શરીરરૂપ ક્ષેત્રને જે જાણે છે અર્થાત્ આ શરીરરૂપ ક્ષેત્રમાં જે અહંમમ અભિમાન કરે છે તેને ક્ષેત્રજ્ઞ કહેલ છે. તાત્પર્ય એ છે કે, જેમ કૃષિ કરનારા કૃષિવાન્ (ખેડૂત), ભૂમિરૂપ ક્ષેત્રના ફળનો ભોક્તા થાય છે, તેમ જીવાત્મા પણ આ સંઘાતરૂપ ક્ષેત્રના સુખદુઃખરૂપ ફળનો ભોક્તા થાય છે, તેથી જીવાત્માને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! આ જીવાત્માને ક્ષેત્રજ્ઞ કોણ કહે છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–तद्विद इति–હે અર્જુન! આ ક્ષેત્ર અસત્ જડ દુઃખરૂપ છે અને ક્ષેત્રજ્ઞ આત્મા સત્–ચિત આનંદરૂપ છે. આ પ્રકારે ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ ઉભયના ભેદને જાણનારા જે વિવેકી પુરુષો છે, તે વિવેકી પુરુષો જ આ જીવાત્માને ક્ષેત્રજ્ઞ કહે છે.

અહીં કેટલાક મૂળ પુસ્તકમાં श्रीभगवानुवाच ॥ इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते આ શ્લોકની પૂર્વે અર્જુનના પ્રશ્નરૂપ આ શ્લોક છેઃ—

अर्जुन उवाच—प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥

અર્થાત્–હે કેશવ! (૧) પ્રકૃતિ શું છે, (૨) પુરુષ શું છે, (૩) ક્ષેત્ર શું છે, (૪) ક્ષેત્રજ્ઞ શું છે, (૫) જ્ઞાન શું છે તથા (૬) જ્ઞેય શું છે, એ સર્વ અર્થને જાણવાની હું ઇચ્છા રાખું છું. આપ કૃપા કરી તે સર્વ અર્થ મારી પ્રત્યે કહો. પરંતુ એ શ્લોક શ્રીભાષ્યકારોથી લઈને કોઈ પણ ટીકાકારે ગ્રહણ કર્યો નથી. તેથી એમ જાણવામાં આવે છે કે, એ અર્જુનના પ્રશ્નનો શ્લોક પાછળથી (પશ્ચાત્) કોઇ વિદ્વાને મેળવ્યો હશે. આ કારણથી આ તેરમા અધ્યાયના પ્રારંભમાં એ શ્લોક અમે લખ્યો નથી. (૧)

અવતરણિકાઃ–આ પ્રકારે દેહ–ઇંદ્રિય–અંતઃકરણાદિરૂપ ક્ષેત્રથી વિલક્ષણ સ્વપ્રકાશ ક્ષેત્રજ્ઞને કથન કરીને, હવે ક્ષેત્રજ્ઞ નામે જીવાત્માનું, અસંસારી પરમાત્માની સાથે એકતારૂપ પારમાર્થિક સ્વરૂપનું શ્રીભગવાન્ કથન કરે છેઃ—

## क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
## क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

શ્લોકાર્થઃ–હે ભારત! વળી સર્વક્ષેત્રમાં રહેલા ક્ષેત્રજ્ઞને તું મારારૂપ–અદ્વિતીય બ્રહ્મરૂપ જ જાણ. આવું ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે, તે જ્ઞાન જ મને–પરમેશ્વરને અભિમત છે. ૨

ટીકાઃ–હે ભારત! અર્થાત્ હે ભરત રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા અર્જુન! અથવા આત્માકારવૃત્તિ ભા કહેવાય છે. આ આત્માકાર અખંડ વૃત્તિમાં સર્વદા રમણ કરનારનું અથવા અખંડ વૃત્તિમાં સર્વદા પ્રીતિવાળાનું નામ ભારત છે. અર્થાત્ હે આત્મજ્ઞાનમાં પ્રીતિવાળા અર્જુન! પૂર્વોક્ત દેહ–ઇંદ્રિયાદિ સંઘાતરૂપ સર્વ ક્ષેત્રોમાં અધિષ્ઠાનરૂપે રહેલો જે એક ક્ષેત્રજ્ઞ છે, તે ક્ષેત્રજ્ઞ સ્વપ્રકાશ ચૈતન્યરૂપ છે, નિત્ય છે તથા અવિદ્યાવડે તેનામાં કર્તૃત્વ–ભોક્તૃત્વાદિ ધર્મ આરોપિત છે. આવા ક્ષેત્રજ્ઞને તું–અર્જુન અવિદ્યાકલ્પિત રૂપનો પરિત્યાગ કરીને હું–પરમેશ્વરરૂપ જાણ; અર્થાત્–અંતઃકરણાદિ સર્વ ઉપાધિઓથી રહિત પ્રત્યક્ આત્મારૂપ ક્ષેત્રજ્ઞને તું અસંસારી–અદ્વિતીય–બ્રહ્માનંદરૂપ જાણ. શ્રુતિ કહે છે કે–अयमात्मा ब्रह्म, अहं ब्रह्मास्मि, तत्त्वमसि, प्रज्ञानमानंदं ब्रह्म–અર્થાત્–આ જીવાત્મા બ્રહ્મરૂપ છે, હું બ્રહ્મરૂપ છું, તે સત્ બ્રહ્મ તું છે તથા એ આનંદરૂપ પ્રજ્ઞાન નામે જીવાત્મા બ્રહ્મરૂપ છે.

હે અર્જુન ! આ પૂર્વોક્ત ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે, તેજ જ્ઞાન મોક્ષનું સાધન છે. અર્થાત્ માયાવડે કલ્પિત હોવાથી ક્ષેત્ર નામનો રજ્જુ સર્પની પેઠે મિથ્યારૂપ છે; પણ ક્ષેત્રરૂપ ભ્રમનું અધિષ્ઠાન હોવાથી ક્ષેત્રજ્ઞ નામનો આત્મા પરમાર્થ સત્ય છે; એ પ્રકારે જે ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું જ્ઞાન છે, તે જ જ્ઞાન મોક્ષનું સાધન હોવાથી, મને-પરમેશ્વરને જ્ઞાનથી ભિન્ન બીજું જેટલું લૌકિક અને વૈદિક જ્ઞાન છે, તે સર્વ જ્ઞાન અવિદ્યાનું વિરોધી નથી. તેથી એ સર્વ જ્ઞાન, અજ્ઞાનરૂપે કરીને સંમત છે; અર્થાત્ તત્ત્વજ્ઞાનને હું-પરમેશ્વર અવિદ્યાના વિરોધી પ્રકાશરૂપ માનું છું, અર્થાત્ તે આ પ્રકારના જ્ઞાનરૂપ જ છે.

અહીં કોઇ ટીકામાં તો क्षेत्रज्ञं चापि એ વચનમાં રહેલા ચકારવડે પૂર્વોક્ત ક્ષેત્રનું પણ ગ્રહણ કર્યું છે. અર્થાત્ ક્ષેત્રજ્ઞરૂપ તથા ક્ષેત્રરૂપ મને-પરમેશ્વરને જ તું જાણ. તેમાં ક્ષેત્રજ્ઞ નામે જીવાત્માની બ્રહ્મરૂપતામાં તો પૂર્વે જ શ્રુતિરૂપ પ્રમાણ કથન કર્યું છે; અને ક્ષેત્રની બ્રહ્મરૂપતામાં તો ब्रह्मैवेदं सर्वम् । सर्वं खल्विदं ब्रह्म ઇત્યાદિ અનેક શ્રુતિવચનો પ્રમાણરૂપ છે. (૨)

અવતરણિકાઃ-પૂર્વના બે શ્લોકોવડે સંક્ષેપથી કથન કરેલા અર્થને હવે વિસ્તારથી કહેવાનો શ્રીભગવાન્ આરંભ કરે છેઃ-

**तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-આ શરીરરૂપ ક્ષેત્ર જેવા સ્વભાવવાળું છે, જેવા ઇચ્છાદિ ધર્મવાળું છે, જેવા ઇંદ્રિયાદિકના વિકારવાળું છે તથા ક્ષેત્રરૂપ કારણથી જે કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ જ ક્ષેત્રજ્ઞ જેવા સ્વભાવવાળો તથા જેવા પ્રભાવવાળો છે, તે ક્ષેત્રના તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપને મારા વચનથી તું સંક્ષેપે કરી શ્રવણ કર. ૩

ટીકાઃ-હે અર્જુન ! इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते એ પૂર્વોક્ત વચનવડે કથન કરેલું જે દેહ, ઇંદ્રિય, અંતઃકરણ ઇત્યાદિ જડ વર્ગરૂપ ક્ષેત્ર છે, તે ક્ષેત્ર પોતાના સ્વરૂપે કરીને જડ-દૃશ્ય-પરિચ્છિન્ન આદિ સ્વભાવવાળું છે; તે ક્ષેત્ર ઇચ્છા-દ્વેષાદિ ધર્મોવાળું છે; તે ક્ષેત્ર ઇંદ્રિયાદિ વિકારોવડે યુક્ત છે તથા જે ક્ષેત્રરૂપ કારણથી કાર્ય ઉત્પન્ન થાય છે; અથવા यतश्च यत् એ શબ્દોનો આ પ્રમાણે બીજો અર્થ કરવોઃ-તે ક્ષેત્ર પ્રકૃતિ-પુરુષના સંયોગથી ઉત્પન્ન થાય છે તથા સ્થાવર-જંગમાદિ ભેદવડે ભિન્ન ભિન્ન છે; એટલા કથનથી ક્ષેત્રના સ્વરૂપનો વિચાર કર્યો.

હવે ક્ષેત્રજ્ઞના સ્વરૂપનો વિચાર કરવામાં આવે છે. स च इति-હે અર્જુન ! एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः એ વચનવડે પૂર્વે કથન કરેલો ક્ષેત્રજ્ઞ પણ પોતાના સ્વરૂપથી સ્વપ્રકાશ-ચૈતન્ય-આનંદ સ્વભાવવાળો તથા ઉપાધિકૃત શક્તિરૂપ પ્રભાવોવાળો છે, તે સર્વ વિશેષણોવડે વિશિષ્ટ ક્ષેત્રના યથાર્થ સ્વરૂપને તથા ક્ષેત્રજ્ઞના યથાર્થ સ્વરૂપને તું-અર્જુન મારાં-પરમેશ્વરનાં વચનથી સંક્ષેપે કરી શ્રવણ કર, અર્થાત્ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને શ્રવણ કરીને તું નિશ્ચય કર. (૩)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! પૂર્વ શ્લોકમાં આપે એમ કહ્યું હતું કે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને તું મારાં વચનથી સંક્ષેપે કરી શ્રવણ કર. તે આપનું કહેવું ત્યારે સંભવે કે, જ્યારે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ પૂર્વે કોઇએ વિસ્તારથી કહેલું હોય. કારણ કે જે અર્થ પૂર્વે કોઇએ વિસ્તારથી કહેલો છે, તે અર્થ જ પશ્ચાત્ સંક્ષેપે કરીને કહેવામાં આવે છે. પૂર્વે વિસ્તારથી નહિ કથન કરેલા અર્થનું સંક્ષેપે કથન કરવું સંભવતું નથી. તો આ ક્ષેત્ર-

ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ પૂર્વે કોણે વિસ્તારથી કથન કર્યું છે કે, જે વિસ્તારથી કથન કરેલા અર્થનું આપ અત્યારે સંક્ષેપે કરીને કથન કરો છો ?

એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ શ્રોતા પુરુષોની બુદ્ધિમાં ક્ષેત્રજ્ઞના સ્વરૂપવિષયક પ્રીતિને ઉત્પન્ન કરવા માટે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપની સ્તુતિ કરતાં કહે છેઃ-

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

શ્લોકાર્થઃ-આ ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ વસિષ્ઠાદિક ઋષિઓએ અનેક પ્રકારે નિરૂપણ કર્યું છે, ઋગાદિક વેદોએ પણ બહુ પ્રકારની ભિન્ન ભિન્નતાવડે કથન કર્યું છે, તેમ જ યુક્તિઓવાળા તથા નિશ્ચય અર્થનાળાં બ્રહ્મસૂત્રનાં પદોએ પણ આ સ્વરૂપ અનેક પ્રકારે કથન કર્યું છે. ૪

ટીકાઃ-હે અર્જુન ! આ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ વસિષ્ઠાદિ ઋષિઓએ પણ યોગશાસ્ત્રમાં ધારણા-ધ્યાનના વિષયરૂપે કરીને ઘણા પ્રકારે નિરૂપણ કર્યું છે. એટલા કથનથી શ્રીભગવાને તે સ્વરૂપમાં યોગશાસ્ત્રે કરીને પ્રતિપાદ્યપણું કથન કર્યું; તથા વિવિધ છંદોએ પણ તે સ્વરૂપને પૃથક્ પૃથક્ નિરૂપણ કર્યું છે અર્થાત્ નિત્ય-નૈમિત્તિક કામ્ય કર્માદિને વિષય કરનાર ઋગાદિ વેદોના મંત્રોએ તથા બ્રાહ્મણોએ પણ ભિન્ન ભિન્ન રૂપમાં ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. એટલા કથનથી શ્રીભગવાને તે સ્વરૂપમાં કર્મકાંડવડે પ્રતિપાદ્યપણું કથન કર્યું તથા બ્રહ્મસૂત્રનાં પદોએ પણ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને અનેક પ્રકારે નિરૂપણ કર્યું છે.

તેમાં 'બ્રહ્મ' એ શબ્દનો 'સૂત્ર' શબ્દની સાથે અન્વય કરવાથી, તેમ જ તેનો 'પદ' શબ્દની સાથે અન્વય, કરવાથી 'બ્રહ્મસૂત્ર' તથા 'બ્રહ્મપદ' એ બે પ્રકારનાં વચનો સિદ્ધ થાય છે. તેમાં જે વાક્યોએ કિંચિત્ માત્ર વ્યવધાનવડે બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે તે વાક્યોનું નામ બ્રહ્મસૂત્ર છે; જેમકે, यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यत्प्रयंत्यभिसंविशंति तद्ब्रह्म ॥ અર્થાત્-જેથી સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલા સર્વ ભૂતો જેથી કરીને જીવે છે તથા વિનાશને પ્રાપ્ત થવા પછી તે સર્વ ભૂતો જેનામાં લયભાવને પ્રાપ્ત થાય છે તે જ બ્રહ્મ છે. આ ઈત્યાદિ બ્રહ્મના તટસ્થ લક્ષણને પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્વાક્યોનું નામ બ્રહ્મસૂત્ર છે, અને જે વાક્યોએ સાક્ષાત્ બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, તે વાક્યોનુ નામ બ્રહ્મપદ છે. આવાં બ્રહ્મનાં સ્વરૂપ લક્ષણને પ્રતિપાદન કરનારાં सत्यं ज्ञानमनंतं ब्रह्म ઈત્યાદિ ઉપનિષદ્વાક્યો છે. આ બ્રહ્મસૂત્રરૂપ વાક્યોએ તથા બ્રહ્મપદરૂપ વાક્યોએ પણ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ ઘણે પ્રકારે નિરૂપણ કર્યું છે.

આ બ્રહ્મસૂત્રપદરૂપ વાક્યો કેવા હેતુવાળાં છે ? તેઓ ઈષ્ટ અર્થનાં સાધક અનેક યુક્તિઓનાં પ્રતિપાદક છે. આ યુક્તિઓ નીચે પ્રમાણે છે. છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુ પુત્રની પ્રત્યે એમ કહ્યુ છે કે-सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं-અર્થાત્-હે પ્રિયદર્શન શ્વેતકેતુ ! આ દૃશ્યમાન જગત્ પોતાની ઉત્પત્તિની પૂર્વે સત્રૂપ હતું. તે સત્ એક-અદ્વિતીયરૂપ હતું. આ પ્રકારનાં ઉપક્રમ કરીને પશ્ચાત્ એમ કહ્યું છે કે-तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयं तस्मादसतः सज्जायेत-અર્થાત્-કોઈક વાદી તો એમ કહે છે કે, આ દૃશ્યમાન જગત્ પોતાની ઉત્પત્તિની પૂર્વે અસત્ હતું. તે અસત્ એક અને અદ્વિતીયરૂપ હતું. આ અસત્ કારણથી સત્ કાર્ય ઉત્પન્ન થયું. આ વચનવડે નાસ્તિકોના મતનું કથન કરીને ત્યાર-

પછી ઉદ્દાલક ઋષિએ એ પ્રકારનાં વચનો કહ્યાં કે–कुतस्तु खलु सोम्यैवं स्यादिति होवाच कथमसतः सज्जायेत ॥ અર્થાત્–હે પ્રિયદર્શન શ્વેતકેતુ ! નાસ્તિકોનું કથન કેવી રીતે સંભવશે અર્થાત્ સંભવશે નહિ, માટે અસત્ કારણથી સત્ કાર્યની ઉત્પત્તિ કદાચિત્ પણ થતી નથી. જો કદાચિત્ અસત્થી પણ સત્ની ઉત્પત્તિ થતી હોય, તો અસત્ વંધ્યાપુત્રથી પણ સત્પુત્રની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તે થતી નથી. ઇત્યાદિ અનેક પ્રકારની યુક્તિઓનું પ્રતિપાદન કરનારાં બ્રહ્મસૂત્રપદરૂપ વચનો છે.

પુનઃ આ બ્રહ્મસૂત્રપદરૂપ વચનો વિનિશ્ચિત છે, અર્થાત્ ઉપક્રમ-ઉપસંહાર વાક્યોની એકવાક્યતાવડે સંશયથી રહિત અર્થનાં પ્રતિપાદક છે. આ પ્રકારના બ્રહ્મસૂત્રપદરૂપ વાક્યોએ પણ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ અનેક પ્રકારે નિરૂપણ કર્યું છે. એટલા કથનથી શ્રીભગવાને ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપમાં જ્ઞાનકાંડવડે પ્રતિપાદ્યપણું નિરૂપણ કર્યું.

એ પ્રકારે પૂર્વે વસિષ્ઠાદિ ઋષિઓએ, ઋગાદિ વેદોના મંત્રોએ તથા બ્રહ્મસૂત્ર પદોએ અત્યંત વિસ્તારથી કથન કરેલું જે ક્ષેત્રક્ષેત્રજ્ઞનું યથાર્થ સ્વરૂપ છે, તે સ્વરૂપને હું કૃષ્ણ ભગવાન્ તારી–અર્જુનની પ્રત્યે સંક્ષેપે કરીને કથન કરું છું, તે તું શ્રવણ કર.

અથવા ब्रह्मसूत्रपदैः એ વચનમાં જે બ્રહ્મસૂત્ર હોય તે જ પદ હોય, એ પ્રકારના કર્મધારય સમાસનો અંગીકાર કરવો. તેમાં आत्मेत्येवोपासीत અર્થાત્–અધિકારી પુરુષે "સર્વત્ર વ્યાપક આત્મા હું છું" એ પ્રકારનું ચિંતન કરવું, ઇત્યાદિ વાક્ય વિદ્યાસૂત્ર કહેવાય છે અને न स वेद यथा पशुः અર્થાત્–પોતાના આત્માથી દેવતાને ભિન્ન માનીને જે પુરુષ દેવતાની ઉપાસના કરે છે, તે ભેદદર્શી પુરુષ પશુની પેઠે કિંચિત્ માત્ર પણ જાણતો નથી, ઇત્યાદિ વચન અવિદ્યાસૂત્ર કહેવાય છે. કોઇ ટીકામાં તો ब्रह्मसूत्रपदैः એ વચનવડે जन्माद्यस्य यतः ઇત્યાદિ વેદાંતસૂત્રોનો અર્થ ગ્રહણ કર્યો છે. (પણ તે સંભવિત નથી.) (૪)

અવતરણિકા:–આ પ્રકારે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને જાણવામાં અર્જુનની રુચિ ઉત્પન્ન કરીને, હવે શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે બે શ્લોકોવડે પહેલવહેલાં ક્ષેત્રનું સ્વરૂપ કહે છે:–

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! પંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ તથા અવ્યક્ત તથા દશ શ્રોત્રાદિ ઇંદ્રિયો તથા એક મન તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોના વિષયો, પાંચ શબ્દાદિકો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના તથા ધૃતિ આ સર્વને તેના વિકારસહિત ક્ષેત્રરૂપ કહેવામાં આવે છે. ૫–૬

ટીકા:–હે અર્જુન ! પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ એ જે પાંચ મહાભૂતો છે, આ પાંચ મહાભૂતોના કારણરૂપ જે અભિમાન લક્ષણ અહંકાર છે, અહંકારના કારણરૂપ જે અધ્યવસાયલક્ષણ મહત્તત્ત્વ નામે બુદ્ધિ છે તથા મહત્તત્ત્વ નામે બુદ્ધિના કારણરૂપ તથા સત્ત્વ-રજ-તમ ગુણાત્મક એવો જે પ્રધાનરૂપ અવ્યક્ત છે, જે અવ્યક્ત સર્વના કારણરૂપ છે, પણ કોઇના કાર્યરૂપ નથી, એ મહાભૂતોથી લઇને અવ્યક્ત પર્યંત આઠ પ્રકારની પ્રકૃતિ કહેવાય છે. એ અર્થ સાંખ્યમતને અનુસરીને કથન કર્યો.

હવે વેદાંત મતને અનુસરીને અર્થ કરે છે. તેમાં અવ્યક્ત શબ્દવડે અનિર્વચનીય અવ્યાકૃતનો અર્થ ગ્રહણ કરવો, કે જે અવ્યાકૃતને मम माया दुरत्यया એ વચનવડે શ્રીભગવાને માયા નામે પરમેશ્વરની શક્તિરૂપ કહ્યો છે. બુદ્ધિ શબ્દવડે, સૃષ્ટિના આદિકાળે સરજવાયોગ્ય પ્રપંચવિષયક માયાની વૃત્તિરૂપ ઈક્ષણનો અર્થ ગ્રહણ કરવો; તથા અહંકાર શબ્દવડે, ઈક્ષણની પછી થનાર માયાની વૃત્તિરૂપ બહુ હોવાના સંકલ્પનો અર્થ ગ્રહણ કરવો. સંકલ્પની પછી આકાશાદિ ક્રમવડે પંચમહાભૂતોની ઉત્પત્તિ ગ્રહણ કરવી. સાંખ્યશાસ્ત્રવડે સિદ્ધ જે અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર એ ત્રણ તત્ત્વો છે, તે ત્રણેનો વેદાંતસિદ્ધાંતમાં અંગીકાર કર્યો નથી. ઉલટાં ईक्षतेर्नाशब्दम् ઈત્યાદિ સૂત્રોના વ્યાખ્યાનમાં શ્રીભાષ્યકારોએ સાંખ્યશાસ્ત્રે કલ્પેલા પ્રધાનાદિ પદાર્થોનું બહુ વિસ્તારથી ખંડન કર્યું છે. તેમાં मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ એ શ્રુતિવડે પ્રતિપાદન કરેલી માયા નામે પરમેશ્વરની શક્તિ જ અહીં શ્રીભગવાને અવ્યક્ત શબ્દવડે કથન કરી છે. અને तदैक्षत એ શ્રુતિએ કથન કરેલું સ્રષ્ટવ્ય જગત્ વિષયક માયાની વૃત્તિરૂપ ઈક્ષણ જ અહીં શ્રીભગવાને બુદ્ધિ શબ્દવડે કથન કર્યું છે. અને बहु स्यां प्रजायेय એ શ્રુતિએ કથન કરેલો માયાની વૃત્તિરૂપ બહુ હોવાનો પરમેશ્વરનો સંકલ્પ જ અહીં શ્રીભગવાને અહંકાર શબ્દવડે કથન કર્યો છે. ત્યાર પછી तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः, आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापः, अद्भ्यः पृथिवी—એ શ્રુતિએ યથાક્રમે આકાશાદિ પાંચ મહાભૂતોની ઉત્પત્તિ કથન કરી છે. આ ઈત્યાદિ શ્રુતિના પ્રમાણે કરીને સિદ્ધ વેદાંતપક્ષ જ શ્રેષ્ઠ છે.

અને શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, એ જે પાંચ જ્ઞાનેંદ્રિયો છે; તથા વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, એ જે પાંચ કર્મેંદ્રિયો છે, એ બન્ને મળીને દશ ઈંદ્રિયો થાય છે; સંકલ્પ વિકલ્પસ્વરૂપ જે એક મન છે; શ્રોત્રાદિ દશ ઈંદ્રિયોના જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષયો છે, તેમાં શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોના શબ્દાદિ પાંચ જ્ઞાપ્યત્વરૂપ વિષયો છે અને વાગાદિ પાંચ કર્મેન્દ્રિયોના શબ્દાદિ પાંચ કાર્યત્વરૂપ વિષયો છે. એ રીતે પૂર્વે કથન કરેલી આઠ પ્રકારની પ્રકૃતિ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વિષયો અને એક મન, એ સર્વેને સાંખ્યશાસ્ત્રવાળા ચોવીસ તત્ત્વો કહે છે.

સુખમાં તથા સુખનાં સાધનમાં "એ સુખ મને પ્રાપ્ત થાય તથા એ સુખનાં સાધન મને પ્રાપ્ત થાય" એ પ્રકારની સ્પૃહારૂપ જે ચિત્તની વૃત્તિવિશેષ છે, જેને શાસ્ત્રમાં કામ પણ કહે છે તથા રાગ પણ કહે છે, તેનું નામ ઇચ્છા છે; દુઃખમાં તથા દુઃખનાં સાધનોમાં "એ દુઃખ મને પ્રાપ્ત ન થાય તથા દુઃખનાં સાધન મને પ્રાપ્ત ન થાય" એ પ્રકારની જે પૂર્વોક્ત સ્પૃહાની વિરોધી ચિત્તની વૃત્તિવિશેષ છે, જેને શાસ્ત્રમાં ક્રોધ પણ કહે છે તથા ઈર્ષ્યા પણ કહે છે, તેનું નામ દ્વેષ છે.

નિરુપાધિક ઇચ્છાના વિષયભૂત તથા જેનું અસાધારણ કારણ ધર્મ છે તથા પરમાત્મસુખની અભિવ્યંજક એવી જે ચિત્તની વૃત્તિવિશેષ છે તેનું નામ સુખ છે; નિરુપાધિક દ્વેષના વિષયભૂત તથા જેનું અસાધારણ કારણ અધર્મ છે, એવી જે ચિત્તની વૃત્તિવિશેષ છે તેનું નામ દુઃખ છે. પંચ મહાભૂતોના પરિણામરૂપ એવું જે ઈંદ્રિયો સહિત શરીર છે, તેનું નામ સંઘાત છે. સ્વરૂપજ્ઞાનનું અભિવ્યંજક તથા જેનું અસાધારણ કારણ પ્રમાણ છે, એવી જે પ્રમાજ્ઞાન નામે ચિત્તની વૃત્તિવિશેષ છે, તેનું નામ ચેતના છે. તથા વ્યાકુલતાને પ્રાપ્ત થતા દેહ–ઈંદ્રિયોને સ્થિત કરવાના હેતુરૂપ જે પ્રયત્ન છે તેનું નામ ધૃતિ છે.

અહીં ઇચ્છાદિનું ગ્રહણ અંતઃકરણના સર્વ ધર્મોનું ઉપલક્ષણ છે. અંતઃકરણના ધર્મો શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યા છે–कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव–અર્થાત્–ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, વૃત્તિજ્ઞાન, ભય એ સર્વ મનરૂપ જ છે. આ શ્રુતિવચન मृद्घटः એ વચનની પેઠે મનરૂપ ઉપાદાન કારણની સાથે કામાદિ કાર્યોનો અભેદ કથન કરીને, કામાદિ કાર્યોમાં મનનું ધર્મપણું કથન કરે છે.

આ પ્રકારે પાંચ મહાભૂતોથી લઇને ધૃતિપર્યંત પૂર્વે કથન કરેલા જેટલા જડ પદાર્થો છે, તે સર્વ જડ પદાર્થો ક્ષેત્રજ્ઞ નામે સાક્ષીવડે ભાસ્યમાન થવાથી, તેઓ ક્ષેત્રજ્ઞ સાક્ષીથી ભિન્ન છે. આ સર્વ જડ પદાર્થો સંક્ષેપે કરીને ક્ષેત્ર શબ્દવડે કથન કર્યા છે તથા તે ક્ષેત્રરૂપ સર્વ પદાર્થો ભાસ્ય અચેતનરૂપ છે.

**અર્જુનની શંકા:**–"હે ભગવન્! શરીર ઇંદ્રિયોનો સંઘાત ચેતનરૂપ હોવાથી ક્ષેત્રજ્ઞ છે, એ પ્રમાણે લોકાયતિકો માને છે, અને ચેતનરૂપ ક્ષણિક વિજ્ઞાન જ આત્મા છે, એ પ્રમાણે સુગત માને છે. ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ, જ્ઞાન એ સર્વ આત્માના લિંગ છે, એ પ્રમાણે નૈયાયિકો માને છે. તેથી પંચ મહાભૂતોથી લઇને ધૃતિપર્યંત સઘળું ક્ષેત્રરૂપ છે, એ આપનું કહેવું કેવી રીતે સંભવશે ?"

**શ્રીભગવાને કરેલું સમાધાન:**–હવે ક્ષેત્રનાં લક્ષણો કહે છે–सविकारं इति। જન્મથી લઇને વિનાશ પર્યંતનું જે પરિણામ છે, તેનું નામ વિકાર છે. જે વિકારસહિત હોય તેનું નામ સવિકાર છે અર્થાત્ ઉત્પત્તિ–નાશાદિ વિકારોવાળાનું નામ સવિકાર છે. પંચ મહાભૂતોથી લઇને ધૃતિપર્યંત જે પદાર્થો પૂર્વે કહ્યા છે, તે સર્વ પદાર્થો સવિકારરૂપ છે. માટે સર્વ પદાર્થો વિકારના સાક્ષી થઇ શકે નહિ. કારણ કે પોતાની ઉત્પત્તિ અને વિનાશ પોતાવડે જોવામાં આવતાં નથી. અને ઉત્પત્તિ નાશથી ભિન્ન બીજા પણ જેટલા આપણા ધર્મો છે, તે ધર્મોનું દર્શન પણ આપણાં દર્શન વિના સંભવતું નથી; જે કારણથી ધર્મીના દર્શનની પછી જ તેના ધર્મોનાં દર્શન થાય છે. જો કદાચિત્ આપણાવડે જ આપણું દર્શન માનીએ તો તે દર્શનરૂપ ક્રિયાનું કર્ત્તાપણું તથા કર્મપણું આપણામાં પ્રાપ્ત થશે. એક જ વસ્તુમાં એક જ કાળે એક જ ક્રિયાનું કર્ત્તાપણું તથા કર્મપણું અત્યંત વિરુદ્ધ છે. તેથી સવિકાર વસ્તુ ઉત્પત્તિ–નાશાદિ વિકારનો સાક્ષી હોઇ શકે નહિ, કિંતુ નિર્વિકાર વસ્તુ જ સર્વ વિકારોનો સાક્ષી સિદ્ધ થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, વિકારીપણું જ ક્ષેત્રનું ચિહ્ન છે, અર્થાત્ જે જે પદાર્થમાં વિકારીપણું છે તે તે પદાર્થ ક્ષેત્રરૂપ જ જાણવો; કાંઇ નામ લઇને કરવામાં આવેલી ગણના, ક્ષેત્રનું ચિહ્ન નથી. (૫–૬)

**અવતરણિકા:**–આ પ્રમાણે ક્ષેત્રના સ્વરૂપનું પ્રતિપાદન કરીને, ક્ષેત્રજ્ઞને ક્ષેત્રથી ભિન્ન ગણીને વિસ્તારથી પ્રતિપાદન કરવા માટે ક્ષેત્રજ્ઞના જ્ઞાનની યોગ્યતાને અર્થે શ્રીભગવાન્ પહેલ વહેલાં અમાનિત્વાદિ વીશ સાધનોનું પાંચ શ્લોકોવડે કથન કરે છે:–

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥**

**શ્લોકાર્થ:**–અમાનિપણું, અદંભિપણું, અહિંસા, ક્ષાંતિ, આર્જવ, આચાર્યની ઉપાસના, શૌચ, સ્થૈર્ય, આત્માનો નિગ્રહ આ સર્વ જ્ઞાનનાં સાધનો હોવાથી તેઓ જ્ઞાનરૂપ છે. ૭

ટીકાઃ-જે ગુણો આપણામાં વિદ્યમાન છે તથા જે ગુણો આપણામાં વિદ્યમાન નથી, એવા વિદ્યમાન ગુણોએ કરીને તથા અવિદ્યમાન ગુણોએ કરીને જે આપણી સ્તુતિ તેનું નામ માનીપણું છે. માનીપણાથી રહિત હોવું તેનું નામ અમાનિપણું છે (૧). લાભ-પૂજા-ખ્યાતિને વાસ્તે લોકોની આગળ આપણા ધર્મોનું પ્રકટ કરવું, તે દંભીપણું છે. આ દંભીપણાથી રહિત હોવું, તેનું નામ અદંભિપણું છે (૨). શરીર-મન-વાણીવડે પ્રાણીઓને પીડવાં, તેનું નામ હિંસા છે. આ હિંસાથી રહિત હોવું, તેનું નામ અહિંસા છે (૩). ચિત્તના ક્રોધાદિ વિકારોના કારણરૂપ દુષ્ટ પુરુષોએ કરેલો અપરાધ પ્રાપ્ત થતાં પણ જે ચિત્તના નિર્વિકારપણાથી અપરાધોને સહન કરવા, તેનું નામ ક્ષાંતિ છે (૪). જેવું આપણા હૃદયમાં હોય, તેવો જ બાહ્ય વ્યવહાર કરવો એ પ્રકારનું જે અકુટિલપણું તેનું નામ આર્જવ છે અર્થાત્ અન્ય પ્રાણીઓની વંચના કરવાથી રહિત હોવાનું નામ આર્જવ છે (૫). બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા આચાર્યનું શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજન-નમસ્કારાદિવડે જે સેવન તેનું નામ આચાર્યોપાસન છે (૬). શુદ્ધિનું નામ શૌચ છે. આ શૌચ બે પ્રકારના હોય છે. પહેલો બાહ્ય શૌચ અને બીજો આંતર શૌચ. જલ-મૃત્તિકાવડે શરીરના મળનું જે પ્રક્ષાલન તેનું નામ બાહ્ય શૌચ છે અને વિષયોમાં દોષદર્શનરૂપ વિરોધી વાસનાઓવડે મનના રાગદ્વેષાદિ મળની જે નિવૃત્તિ કરવી તેનું નામ આંતર શૌચ છે (૭). મોક્ષનાં સાધનોમાં પ્રવૃત્ત થયલા પુરુષને અનેક પ્રકારનાં વિઘ્નો પ્રાપ્ત થતાં પણ ઉદ્યમનો પરિત્યાગ ન કરીને પુનઃ પુનઃ પ્રયત્નની જે અધિકતા તેનું નામ સ્થૈર્ય છે (૮). અને દેહ-ઇંદ્રિયોના સંઘાતરૂપ આત્માની, મોક્ષથી પ્રતિકૂળમાં, સ્વભાવથી પ્રાપ્ત થતી પ્રવૃત્તિને વિરુદ્ધ કરી મોક્ષનાં સાધનોમાં જે વ્યવસ્થાપન તેનું નામ આત્મવિનિગ્રહ છે (૯). અમાનિત્વાદિ સર્વ, જ્ઞાનનાં સાધન હોવાથી જ્ઞાનરૂપ કહેવાય છે. આ શ્લોકનો તથા વક્ષ્યમાણ શ્લોકનો, અગીઆરમા શ્લોકના एतज्ज्ञानमिति प्रोक्तम् એ વચનની સાથે અન્વય કરવો. (૭)

વળી—

**इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-શ્રોત્રાદિક ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં જે વૈરાગ્ય, અહંકારથી જે રહિતપણું તથા જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ તથા દોષ, આ સર્વનું જે ફરી ફરી દર્શન છે; ૮

ટીકાઃ-હે અર્જુન ! શ્રોત્રાદિ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં તથા આ લોકના અને પરલોકના વિષયભોગોમાં રાગની વિરોધી, જે અસ્પૃહારૂપ ચિત્તની વૃત્તિવિશેષ છે, તેનું નામ વૈરાગ્ય છે (૧૦). લોકમાં પોતાની સ્તુતિનો અભાવ થવા છતાં પણ મનમાં પ્રકટ થયેલો જે "હું સર્વ કરતાં ઉત્કૃષ્ટ છું" એ પ્રકારનો ગર્વ છે, તેનું નામ અહંકાર છે. આ અહંકારનો જે અભાવ છે તેનું નામ અનહંકાર છે (૧૧).

માતાના ઉદરમાં નવમાસ પર્યંત નિવાસ કરીને યોનિદ્વારા જે બહાર નીકળવું તેનું નામ જન્મ છે અને પ્રાણોના ઉત્ક્રમણકાળે સર્વ મર્મસ્થાનોનું જે છેદન છે તેનું નામ મૃત્યુ છે. અને જે અવસ્થામાં બુદ્ધિની મંદતા, સર્વ અંગોની શિથિલતા, તથા સ્વજનાદિકૃત પરિભવ ઇત્યાદિ દોષ પ્રાપ્ત થાય છે તે અવસ્થાનું નામ જરા છે. જ્વર-અતિસારાદિ રોગોનું નામ વ્યાધિ છે. અધ્યાત્મ-અધિભૂત-અધિદૈવ એ ત્રણે ઉપદ્રવો જેનામાં નિમિત્ત છે, એવું જે ઇષ્ટ વસ્તુના વિયોગથી ઉત્પન્ન થયલું તથા અનિષ્ટ વસ્તુના સંયોગથી ઉત્પન્ન થયલું ચિત્તના પરિ-

તાપરૂપ પરિણામવિશેષ છે, તેનું નામ દુઃખ છે. વાત-પિત્ત-શ્લેષ્મ-મળ-મૂત્ર ઈત્યાદિવડે પરિપૂર્ણ હોવાથી જે આ શરીરમાં નિંદિતપણું છે તેનું નામ દોષ છે. એવી રીતે જન્મનું, મૃત્યુનું, જરાનું, વ્યાધિઓનું, દુઃખોનું તથા દોષોનું અનુદર્શન કરવું, અર્થાત્ પુનઃ પુનઃ વિચાર કરીને દેખવું, અથવા જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુઃખ એ પાંચેમાં દોષનું પુનઃ પુનઃ દર્શન કરવુ, અથવા જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ એ ચારમાં દુઃખરૂપ દોષનું જે પુનઃ પુનઃ દર્શન કરવું, અથવા જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ એ ચારમાં દુઃખનું તથા દોષોનું જે પુનઃ પુનઃ દર્શન કરવું. તેમાં જન્મવિષે માતાના ઉદરમાં નવ માસપર્યંત અત્યંત સંકુચિત થઈને સ્થિત થવું, માતાના મળવિષે રહેલા કૃમિઓવડે દંશિત થવું, માતાના જઠરાગ્નિવડે દગ્ધ થવું તથા જરાયુ ચર્મવડે વેષ્ટિત થવું; જન્મકાળે પ્રસવવાયુવડે આકર્ષિત થવું તથા અત્યંત અલ્પયોનિયંત્રથી નીકળવું તથા મળ-મૂત્રમાં રહેવું, વગેરે અનેક પ્રકારનાં દુઃખ તથા દોષ છે તેનું ફરી ફરી દર્શન કરવું તેમ જ મૃત્યુવિષે સર્વ નાડીઓનું આકર્ષણ થવું તથા મર્મસ્થાનોનું છેદન થવું, પ્રાણોનું આકુંચન થવુ, ઊર્ધ્વ શ્વાસ થવો, અત્યંત વ્યથાવડે મળ-મૂત્રાદિનું બહાર નીકળવું, વગેરે અનેક પ્રકારના દુઃખ તથા દોષ છે. જરા અવસ્થામાં સર્વ અંગોની શિથિલતા થવી, શ્રોત્રાદિ ઈંદ્રિયોની મંદતા થવી, શરીરવિષે કંપાદિ થવા, કાસશ્વાસ થવો, ઉઠતાં નીચે પડી જવું, આપણા સ્વજનોવડે નિરાદરને પ્રાપ્ત થવું, શરીરનાં દ્વારોથી મળ-મૂત્ર-લાળ વગેરેને પ્રાપ્ત થવું ઈત્યાદિ અનેક પ્રકારનાં દુઃખ તથા દોષ છે; અને જ્વરાદિ વ્યાધિઓવિષે શરીરમાં દુર્બળતા થવી, શીત જ્વરાદિના વેગવડે પરિતાપાદિ થવા, અત્યંત કટુ-કષાય ઔષધોનું પાન કરવું, દેહવિષે દુર્ગંધ થવી, સ્વેદાદિનું નીકળવું વગેરે અનેક પ્રકારનાં દુઃખ તથા દોષ છે. આ જન્મ-મરણાદિનાં દુઃખ તથા દોષ આત્મપુરાણના પ્રથમ અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવેલા છે, તેથી અહીં સંક્ષેપથી કહેલાં છે. આ પ્રકારનાં દુઃખ તથા દોષોનું દર્શન વિષયોમાંથી વૈરાગ્યનો હેતુ હોવાથી આત્મજ્ઞાનમાં ઉપકાર કરે છે, તેથી અધિકારી જનોએ દુઃખ-દોષોનું દર્શન અવશ્ય કરીને સંપાદન કરવું (૧૨) (૮).

**असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥**

શ્લોકાર્થ:-પુત્ર, સ્ત્રી તથા ગૃહાદિ પદાર્થોમાં આસક્તિથી રહિત થવું, અભિષ્વંગથી રહિત થવું તથા ઈષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્ત રહેવું. ૯

ટીકા:-હે અર્જુન! "એ પદાર્થો મારા છે" એટલા માત્ર અભિમાનવડે પદાર્થવિષે જે પ્રીતિ તેનું નામ સક્તિ છે. આ સક્તિથી રહિતતાનું નામ અસક્તિ છે (૧૩).

"એ પદાર્થ હું જ છું" એ પ્રકારની અભેદભાવનાવડે પદાર્થોમાં જે પ્રીતિની અતિશયતા છે, અર્થાત્ પદાર્થો સુખી-દુઃખી થતાં "હું જ સુખી-દુઃખી થાઉં છું" એ પ્રકારનો જે અત્યંત અભિનિવેશ છે તેનું નામ અભિષ્વંગ છે. આ અભિષ્વંગથી રહિત થવાનું નામ અનભિષ્વંગ છે.

અર્જુનની શંકા-"હે ભગવન્! સક્તિ અને અભિષ્વંગ આ બન્ને કયા પદાર્થોમાં પરિત્યાગ કરવા યોગ્ય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-पुत्रदारगृहादिषु इति। હે અર્જુન! પુત્રોમાં, સ્ત્રીઓમાં તથા ગૃહોમાં આસક્તિ તથા અભિષ્વંગ પરિત્યાગ કરવા યોગ્ય છે. અહીં पुत्रदारगृहादिषु એ વચનમાં રહેલા आदि શબ્દવડે એનાથી ભિન્ન બીજા પણ જેટલા સ્નેહના વિષય ધન ભૃત્ય વગેરે

પદાર્થો છે, તે સર્વનો પરિત્યાગ કરવાનો અર્થ ગ્રહણ કરવો; અર્થાત્ સ્નેહના વિષયરૂપ સર્વ પદાર્થોમાં સક્તિથી તથા અભિષ્વંગથી રહિત થવું; (૧૪) અને ઇષ્ટ-અનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્ત થવું અર્થાત્ પ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં હર્ષ નહિ કરવો અને અપ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં વિષાદ નહિ કરવો, એનું નામ સમચિત્તપણું છે (૧૫).-(૯)

અને વળી—

## मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
## विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

શ્લોકાર્થઃ-અનન્ય યોગે કરી અવ્યભિચારિણી એવી મારામાં-પરમેશ્વરમાં જે ભક્તિ છે, એકાંત દેશનું જે સેવન છે તથા વિષયી જનોની સભામાં જે અપ્રીતિ છે, ૧૦

ટીકાઃ-હે અર્જુન! મારામાં-ભગવાન્ વાસુદેવ પરમેશ્વરમાં ભક્તિ હોવી જોઇએ અર્થાત્ "પરમેશ્વર સર્વથી ઉત્કૃષ્ટ છે" એ પ્રકારના સર્વથી ઉત્કૃષ્ટતાના જ્ઞાનપૂર્વક મારામાં નિરતિશય પ્રીતિ હોવી જોઇએ. આ ભક્તિ કેવી હોવી જોઇએ? અનન્ય યોગે કરી અવ્યભિચારિણી હોવી જોઇએ. "ભગવાન્ વાસુદેવ સિવાય બીજો કોઈ દેવ નથી, તેથી ભગવાન્ વાસુદેવ જ અમારી ગતિ છે," એ પ્રકારના નિશ્ચયનુ નામ અનન્યયોગ છે. એવા અનન્યયોગે કરીને જે ભક્તિ અવ્યભિચારિણી છે અર્થાત્ કોઇ પણ પ્રતિકૂળ હેતુએ કરી નિવૃત્ત કરવાને અશક્ય છે, એવી ભક્તિ જ્ઞાનનો હેતુ હોય છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે. प्रीतिर्न यावन्मयि वासुदेवे न मुच्यते देहयोगेन तावत् અર્થાત્-જ્યાં સૂધી અધિકારી પુરુષની મારામાં-ભગવાન્ વાસુદેવમાં નિરતિશય પ્રીતિ નથી ત્યાં સૂધી અધિકારી પુરુષ દેહના સંબંધથી રહિત થતો નથી (૧૬).

વિવિક્ત દેશનું સેવવાપણું, એટલે જે દેશ સ્વભાવથી જ શુદ્ધ હોય અથવા સસ્કારોવડે શુદ્ધ કરવામાં આવ્યો હોય, અશુચિ સર્પ-વ્યાઘ્રાદિથી રહિત હોય તથા ચિત્તને પ્રસન્ન કરે તેવો હોય, તે દેશ વિવિક્ત દેશ કહેવાય છે. એવા નદી તીર, પર્વતની ગુહા વગેરે જે પ્રદેશ છે, તે વિવિક્ત દેશનું સેવન કરવાનો જે સ્વભાવ, તેનુ નામ વિવિક્તદેશસેવિત્વ છે (૧૭). આત્મજ્ઞાનથી વિમુખ તથા વિષયભોગ લંપટતાનો ઉપદેશ કરનારા એવા વિષયી બહિર્મુખ જનોની સભા કે જે તત્ત્વજ્ઞાનને અત્યંત પ્રતિકૂળ હોય છે, તે વિષયી પુરુષોની સભામાં અરતિ અર્થાત્ તે સભામાં જે નહિ રમણ કરવું તે અરતિ કહેવાય છે (૧૮). તત્ત્વજ્ઞાનને અનુકૂળ એવી મહાત્મા જનોની જે સભા છે તે સભામાં અધિકારી જને અવશ્ય કરીને પ્રીતિ કરવી એ વાત અન્ય શાસ્ત્રમા પણ કહી છે - संगः सर्वात्मना हेयः स चेत्त्यक्तुं न शक्यते । स सद्भिः सह कर्तव्य सतां संगो हि भेषजम् અર્થાત્-અધિકારી જને સર્વ પ્રકારે કરીને સંગનો પરિત્યાગ કરવોઃ અને જો કદાચિત્ સર્વ પ્રકારે સંગનો પરિત્યાગ કરવામાં ન આવે, તો પણ અધિકારી જને વિષયી એવા બહિર્મુખપુરુષોનો સંગ કદાચિત્ પણ કરવો નહિ, કિંતુ મહાત્મા જનોની સાથે તે સંગ કરવો; કારણ કે મહાત્મા જનોનો સંગ આ સંસારરૂપ રોગને નિવૃત્ત કરવાનું ભેષજ છે. (૧૦)

વળી—

## अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
## एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

શ્લોકાર્થઃ-અધ્યાત્મજ્ઞાનમાં જે નિષ્ઠા છે, તત્ત્વજ્ઞાનના પ્રયોજનનું જે દર્શન છે, આ અમાનિત્વાદિ સર્વ, જેને જ્ઞાન એવા નામે કરી કથન કરવામાં આવે છે; તેથી વિપરીત જે માનિત્વાદિ છે તે સર્વ અજ્ઞાનરૂપ જ છે. ૧૧

ટીકાઃ-હે અર્જુન! આત્માનો આશ્રય કરીને પ્રવૃત્ત થયલું આત્માનું તથા અનાત્માનું વિવેકજ્ઞાન તેનું નામ અધ્યાત્મજ્ઞાન છે. આ અધ્યાત્મજ્ઞાનમાં જે અત્યંત નિષ્ઠા તેનું નામ અધ્યાત્મજ્ઞાનનિત્યત્વ છે. વિવેકમાં નિષ્ઠાવાન્ પુરુષ જ મહાવાકયોના અર્થના જ્ઞાનમાં સમર્થ હોય છે માટે અધિકારી પુરુષે અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા અવશ્ય કરવી (૧૯).

વળી તત્ત્વજ્ઞાનના અર્થનું જે દર્શન છે એટલે अहं ब्रह्मास्मि, तत्त्वमसि ઇત્યાદિ વેદાંત વાકય જેનાં સાધન છે તથા અમાનિત્વાદિ સર્વ સાધનોના પરિપાકના ફળરૂપ એવા "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના સાક્ષાત્કારનું નામ તત્ત્વજ્ઞાન છે. એવા તત્ત્વજ્ઞાનનો જે અર્થ છે અર્થાત્ અવિદ્યાદિ સર્વ અનર્થોની નિવૃત્તિરૂપ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ જે મોક્ષરૂપ પ્રયોજન છે, તે તત્ત્વજ્ઞાનના મોક્ષરૂપ અર્થનું જે દર્શન છે અર્થાત્ પુનઃ પુનઃ વિચાર કરીને દેખવું, તે તત્ત્વજ્ઞાનાર્થદર્શન કહેવાય છે (૨૦). આવું તત્ત્વજ્ઞાનાર્થ દર્શન પણ અધિકારી પુરુષે અવશ્ય કરી કર્ત્તવ્ય છે. કારણ કે તત્ત્વજ્ઞાનના ફળનું દર્શન થયા પછી જ તેનાં સાધનોમાં પ્રવૃત્ત થવાય છે. ફળના જ્ઞાનવિના સાધનોમાં પ્રવૃત્તિ થતી નથી.

આ પ્રકારે અમાનિત્વથી લઇને તત્ત્વજ્ઞાનાર્થદર્શન પર્યંત કથન કરેલાં વીશ સાધનો આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુરૂપ હોવાથી તેમને "જ્ઞાન" કરી કહેવામાં આવે છે. આ અમાનિત્વાદિ સાધનોથી વિપરીત જે માનિત્વ-દંભિત્વ-હિંસા-અક્ષાંતિ-અનાર્જવ ઇત્યાદિ છે, તે માનિત્વાદિ આત્મજ્ઞાનના વિરોધી હોવાથી તેમને અજ્ઞાન કહેવામાં આવે છે. તેથી અધિકારી પુરુષોએ અજ્ઞાન નામના માનિત્વ-દંભિત્વાદિનો પરિત્યાગ કરી, જ્ઞાન નામના અમાનિત્વ-અદંભિત્વાદિ વીશ સાધનો અવશ્ય સંપાદન કરવાં. (૧૧)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ- "હે ભગવન્! અમાનિત્વથી લઇને તત્ત્વજ્ઞાનાર્થદર્શન પર્યંત પૂર્વે કથન કરેલાં જે જ્ઞાન નામે વીશ સાધનો છે, તે સાધનોવડે કઇ વસ્તુ જાણવા યોગ્ય છે?" અર્જુનની આ શંકાનું શ્રીભગવાન્ છ શ્લોકોવડે જ્ઞેય વસ્તુનું નિરૂપણ કરતાં તેનું સમાધાન કરે છે.

## ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
## अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

શ્લોકાર્થઃ-મુમુક્ષુ જનો જે વસ્તુ જાણવા યોગ્ય છે તે જ્ઞેય વસ્તુ હું તને કથન કરુ છું. આ જ્ઞેય વસ્તુને જાણી મુમુક્ષુ અમૃતભાવને પ્રાપ્ત થાય છે. તે જ્ઞેય વસ્તુ અનાદિમત્ પરબ્રહ્મ છે. આ બ્રહ્મને સત્ કહેવામાં આવતું નથી તેમ જ તેને અસત્ પણ કહેવામાં આવતું નથી. ૧૨

ટીકાઃ-હે અર્જુન! મુમુક્ષુજને પૂર્વોક્ત અમાનિત્વાદિ સાધનોવડે જે વસ્તુ જાણવા યોગ્ય છે, તે જ્ઞેય વસ્તુ, હું-ભગવાન્ તારી-અર્જુનની પ્રત્યે સ્પષ્ટતાથી કથન કરુ છું.

હવે શ્રીભગવાન્ શ્રોતા અર્જુનની પ્રત્યે જ્ઞેય વસ્તુને અભિમુખ કરવા માટે ઉત્તમ ફળવડે જ્ઞેય વસ્તુની સ્તુતિ કરે છે-यज्ज्ञात्वाऽमृतमश्नुते इति। હે અર્જુન! વક્ષ્યમાણ જ્ઞેય વસ્તુને જાણી અધિકારી પુરુષ અમૃતભાવને પ્રાપ્ત થાય છે અર્થાત્ અનર્થરૂપ સંસારથી મુક્ત થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! જે જ્ઞેય વસ્તુને જાણી અધિકારી પુરુષ મુક્ત થાય છે, તે જ્ઞેય વસ્તુ કેવી છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-परं ब्रह्म इति। હે અર્જુન! परं એટલે અતિશયતાથી રહિત તથા બ્રહ્મ એટલે દેશ-કાળ-વસ્તુપરિચ્છેદથી રહિત એવા પરમાત્મા દેવ જ જ્ઞેયરૂપ છે, અર્થાત્ મુમુક્ષુ જને પૂર્વોક્ત સાધનોએ કરીને જાણવા યોગ્ય છે. આ પરબ્રહ્મ અનાદિમત્ છે. ત્યાં કારણનું નામ આદિ છે અથવા ઉત્પત્તિનું નામ આદિ છે. આ પ્રકારની આદિ જે વસ્તુને હોય તે વસ્તુ આદિમત્ કહેવામાં આવે છે. આવા આદિમત્ દેહાદિ પદાર્થો છે. આદિમત્ પદાર્થોથી જે વિલક્ષણ હોય અર્થાત્ કારણથી તથા ઉત્પત્તિથી રહિત હોય, તેનું નામ અનાદિમત્ છે. અર્થાત્ સર્વ વિકારોથી વિલક્ષણ વસ્તુ અનાદિમત કહેવાય છે.

કોઈ ટીકામાં તો अनादिमत्परम् એ એક જ પદનો અંગીકાર કરીને એવો અર્થ કર્યો છે કે-કાર્ય એટલે આદિમત્, કારણ એટલે પર, અને તે કાર્ય-કારણ ઉભયથી જે અન્ય હોય, તેનું નામ અનાદિમત્પર છે. અને કોઈ ટીકામાં તો अनादि मत्परम् એ પ્રકારે બે શબ્દોનો અંગીકાર કરીને એવો અર્થ કર્યો છે કે-બ્રહ્મ અનાદિ છે અર્થાત ઉત્પત્તિથી રહિત છે તથા બ્રહ્મ મત્પર છે અર્થાત્ મારાથી-સગુણ બ્રહ્મથી પર નિર્વિશેષરૂપ છે. વળી કોઈ ટીકામાં તો मत्परम् એ શબ્દનો એવો અર્થ કર્યો છે કે-હું-ભગવાન્ વાસુદેવ જેની પરા શક્તિ છું, તે मत्परम् કહેવાય છે. આ વ્યાખ્યાન સમીચીન નથી, કારણ કે જે જ્ઞેય વસ્તુને જાણીને અધિકારી પુરુષ અમૃતભાવને પ્રાપ્ત થાય છે, તે જ્ઞેય વસ્તુ હું તારી પ્રત્યે કથન કરું છું. આ પ્રકારનું વચન શ્રીભગવાને પૂર્વે કહેલું છે. મોક્ષની પ્રાપ્તિ નિર્વિશેષ શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જ થાય છે, પણ શક્તિવાળા સવિશેષ બ્રહ્મના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. તેથી અહીં શ્રીભગવાને નિર્વિશેષ બ્રહ્મ જ કથન કરેલ છે. એવા નિર્વિશેષ બ્રહ્મમાં શક્તિમત્ત્વ કહેવું અસંગત છે.

હવે શ્રીભગવાન્ જ્ઞેય બ્રહ્મની નિર્વિશેષતાનું કથન કરે છે. न सत्तन्नासदुच्यते इति-જે વસ્તુ અસ્તિ એ પ્રકારે વિધિમુખે કરીને પ્રમાણનો વિષય હોય છે તે વસ્તુ सत् કહેવાય છે અને જે વસ્તુ નાસ્તિ એ પ્રકારે નિષેધમુખે કરીને પ્રમાણનો વિષય હોય છે તે વસ્તુ असत् કહેવાય છે. તેમ જ જ્ઞેય બ્રહ્મ તો નિર્વિશેષ તથા સ્વપ્રકાશ ચૈતન્યસ્વરૂપ છે, તેથી તે બ્રહ્મ સત્ અસત્ ઉભયથી વિલક્ષણ હોવાથી સત પણ કહેવાતો નથી તથા અસત્ પણ કહેવાતો નથી. શ્રુતિ કહે છે કે-यतो वाचो निवर्त्तते अप्राप्य मनसा सह-અર્થાત-મનસહિત વાણી નિર્ગુણ બ્રહ્મને ન પ્રાપ્ત થઈ, નિર્ગુણ બ્રહ્મથી નિવૃત્ત થઇ જાય છે. હે અર્જુન! આ જ્ઞેય બ્રહ્મ સત્ નથી અર્થાત્ ભાવત્વ-ધર્મનો આશ્રય નથી, તેમ જ અસત્ નથી અર્થાત્ અભાવત્વધર્મનો આશ્રય નથી. એ કારણથી જ્ઞેય બ્રહ્મનું કોઇ પણ શબ્દે શક્તિરૂપ મુખ્ય વૃત્તિવડે કથન કર્યું નથી. તાત્પર્ય એ છે કે, જાતિ, ગુણ, ક્રિયા, સંબંધ એ ચાર શબ્દની પ્રવૃત્તિ હેતુ હોય છે; કે જેવી રીતે ગૌ-અશ્વ ઇત્યાદિ શબ્દો ગોત્વ, અશ્વત્વ ઇત્યાદિ જાતિઓને લઇને પોતપોતાના અર્થવિષે પ્રવૃત્ત થાય છે; અને શુકલ-કૃષ્ણ ઇત્યાદિ શબ્દો શુકલ-નીલ ઇત્યાદિ ગુણોને લઇને પોતપોતાના અર્થમાં પ્રવૃત્ત થાય છે; અને પાચક-પાઠક ઇત્યાદિ શબ્દો પાક, પાઠ ઇત્યાદિ ક્રિયાઓને લઇને પોતપોતાના અર્થમાં પ્રવૃત્ત થાય છે અને ધની-ગોમાન ઇત્યાદિ શબ્દો સ્વસ્વામીભાવ આદિ સંબંધોને લઇ, પોતપોતાના અર્થમાં પ્રવૃત્ત થાય છે. અહીં ગુણ, ક્રિયા, સંબંધ એ ત્રણેથી ભિન્ન જાતિરૂપ તથા ઉપાધિરૂપ સર્વ ધર્મો જાતિ શબ્દવડે સમજી લેવા. તેમાં न सत्तन्नासदुच्यते આ વચનવડે શ્રીભગવાને જ્ઞેય બ્રહ્મમાં જાતિનો નિષેધ કથન કર્યો છે. આ જાતિનો નિષેધ ગુણ-

ક્રિયા-સંબંધ એ ત્રણેના નિષેધનું પણ ઉપલક્ષણ છે, અર્થાત્ જ્ઞેય બ્રહ્મમાં જાતિ-ગુણ-ક્રિયા-સંબંધ એ ચારે નથી. एकमेवाद्वितीयं આ શ્રુતિ બ્રહ્મને એક અદ્વિતીયરૂપ કહી, બ્રહ્મમાં જાતિનો નિષેધ કરે છે. કારણ કે અનેક વ્યક્તિઓમાં રહેનારો જે એક ધર્મ છે, તેને જાતિ કહેવામાં આવે છે; જેમ કે અનેક ગૌવ્યક્તિઓમાં રહેનારો જે એક ગોત્વ ધર્મ છે, તેને જાતિ કહેવામાં આવે છે. એવી જાતિ એક અદ્વિતીય બ્રહ્મમાં સંભવતી નથી અને निर्गुणं निष्क्रियं शांतं એ શ્રુતિ યથાક્રમે બ્રહ્મમાં ગુણ-ક્રિયા-સંબંધ એ ત્રણેનો નિષેધ કરે છે. તેમાં निर्गुणं એ શબ્દવડે ગુણોનો નિષેધ કરે છે. निष्क्रियं એ શબ્દવડે ક્રિયાનો નિષેધ કરે છે અને शांतं એ શબ્દવડે સંબંધનો નિષેધ કરે છે. असंगो ह्ययं पुरुषः અને अथात आदेशो नेति नेति એ બન્ને શ્રુતિઓ જ્ઞેયબ્રહ્મમાં સર્વ પ્રપંચ માત્રનો નિષેધ કરે છે. એવા જાતિ આદિ સર્વ ધર્મોથી રહિત નિર્ગુણ બ્રહ્મનું કોઇ પણ શબ્દ કથન કરી શકતો નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! નિર્ગુણ બ્રહ્મ જો કદાચિત્ કોઇ પણ શબ્દે કરી કથન કરી શકાતો નથી તો ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि અર્થાત્ જે જ્ઞેય વસ્તુ છે તેને હું તારી પ્રત્યે કથન કરું છું, એ આપનું વચન કેવી રીતે સંગત થશે? તથા शास्त्रयोनित्वात् અર્થાત્-જેનામાં ઉપનિષદ્‌રૂપ વેદાંત શાસ્ત્ર યોનિ એટલે પ્રમાણ છે એવો બ્રહ્મ છે. આ રીતનું વ્યાસ ભગવાનનું સૂત્ર પણ કેવી રીતે સંગત થશે?

શ્રીભગવાને કરેલું સમાધાન -હે અર્જુન! નિર્ગુણ બ્રહ્મને ઉપનિષદ્‌રૂપ શાસ્ત્ર જે પ્રતિપાદન કરે છે, તે શક્તિરૂપ મુખ્ય વૃત્તિવડે પ્રતિપાદન કરતું નથી, કિન્તુ યથાકથંચિત્ લક્ષણાવૃત્તિવડે તે શબ્દ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે આ પ્રતિપાદન કરવાનો પ્રકાર તો દ્વિતીય અધ્યાયમાં आश्चर्यवत्पश्यति कश्चिदेनं એ શ્લોકમાં વિસ્તારથી કથન કરવામાં આવ્યો છે, તેથી જ્ઞેયબ્રહ્મમાં શબ્દની પ્રવૃત્તિનો નિષેધ કરનારા न सत्तन्नासदुच्यते એ વચનની સાથે ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि એ મારા વચનનો તથા शास्त्रयोनित्वात् એ સૂત્રના વચનનો વિરોધ આવતો નથી.

અને કોઇ ટીકામાં તો न सत्तन्नासदुच्यते એ વચનનો એવો અર્થ કર્યો છે કે, જ્ઞેય બ્રહ્મને પ્રધાન પરમાણુ આદિની પેઠે સત્ કહેવામાં આવતો નથી તથા શુન્યની પેઠે અસત્ પણ કહેવામાં આવતો નથી. શ્રુતિ કહે છે કે-नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमापरो यदिति- અર્થાત્-આ સૃષ્ટિની પૂર્વે શૂન્ય પણ હતું નહિ, ત્રિગુણાત્મક પ્રધાન પણ હતું નહિ, પરમાણુઓ પણ હતાં નહિ તથા અવ્યક્ત પણ હતો નહિ. (૧૨)

અવતરણિકાઃ-પૂર્વના શ્લોકમાં न सत् उच्यते એ વચનવડે નિરુપાધિક શુદ્ધ બ્રહ્મમાં સત્‌શબ્દની તથા સત્‌શબ્દજન્ય જ્ઞાનની અવિષયતા કથન કરી. આ કથનથી એ શંકા પ્રાપ્ત થાય છે કે-જ્ઞેય બ્રહ્મને જો કદાચિત્ સત્‌શબ્દનો તથા સત્ શબ્દજન્ય જ્ઞાનનો અવિષય માનશો, તો બ્રહ્મ, વંધ્યાપુત્ર તથા શશશૃંગની પેઠે અસત્ જ થશે. આ પ્રકારની શંકાને શ્રીભગવાને नासदुच्यते એ વચનવડે સામાન્યત નિવૃત્ત કરી.

હવે અસત્‌પણાની શંકાને વિસ્તારથી નિવૃત્ત કરવા માટે શ્રીભગવાન્, સર્વ પ્રાણીઓનાં શ્રોત્રાદિ કરણરૂપ ઉપાધિદ્વારા, ચેતન ક્ષેત્રજ્ઞરૂપતાવડે, જ્ઞેય બ્રહ્મના અસ્તિપણાનું પ્રતિપાદન કરે છેઃ—

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

શ્લોકાર્થઃ–આ જ્ઞેય બ્રહ્મના હસ્ત પાદાદિ સર્વ દેહવિશે સ્થિત છે, તેનાં નેત્ર, શિર, મુખ સર્વ દેહમાં રહેલાં છે, તે સર્વ દેહોમાં શ્રવણેન્દ્રિયવાળો છે, તેમ જ તે સર્વ પ્રાણીઓના શરીરમાં સર્વ અચેતન વર્ગને વ્યાપી રહેલ છે. ૧૩

ટીકાઃ–હે અર્જુન ! પૂર્વે મેં કથન કરેલો જ્ઞેય બ્રહ્મ સર્વત પાણિપાદ છે. સર્વ દેહોવિષે રહેલા અચેતનરૂપ સર્વ પાણિ તથા પાદને જે ચેતનરૂપ ક્ષેત્રજ્ઞ પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કર્યા છે, તે ચેતનનું નામ સર્વતઃ પાણિપાદ છે. લોકમા જેટલી અચેતન પદાર્થોની પ્રવૃત્તિઓ છે, તે સર્વ પ્રવૃત્તિઓ ચેતનરૂપ અધિષ્ઠાન પૂર્વક જ થાય છે. ચેતનરૂપ અધિષ્ઠાન વિના જડ પદાર્થોની પ્રવૃત્તિ ક્યાંઇ પણ જોવામાં આવતી નથી. જેમ રથાદિ જડ પદાર્થોની પ્રવૃત્તિ ચેતન પુરુષપૂર્વક જ હોય છે, તેમ હસ્તપાદાદિ સર્વ જડ પદાર્થોની પ્રવૃત્તિઓ પણ ચેતન બ્રહ્મપૂર્વક જ હોય છે. એવી જ રીતે હસ્તપાદાદિ સર્વ જડવર્ગના પ્રવર્ત્તક ચેતન ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મમાં નાસ્તિકપણાની શકા કદાચિત્ પણ સંભવતી નથી. આ પ્રકારની યુક્તિ સર્વતોઽક્ષિશિરોમુખં ઇત્યાદિ સર્વ પર્યાયોમાં જાણી લેવી. અહીં પાણિપાદ એ બે ઇંદ્રિયોનું ગ્રહણ વાક્ આદિ સર્વ કર્મેન્દ્રિયોનું ઉપલક્ષણ છે.

પુનઃ–જ્ઞેય બ્રહ્મ સર્વતોક્ષિશિરોમુખ છે. સર્વ દેહોમાં જેટલાં (આંખ) અક્ષિ, શિર તથા મુખ છે, તે સર્વને જે ચૈતન્ય પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, તેનું નામ સર્વતોક્ષિશિરોમુખ છે. પુનઃ પરબ્રહ્મ સર્વતઃ શ્રુતિમત્ છે. સર્વ દેહોમાં રહેલી જેટલી શ્રવણેંદ્રિયો છે, તે સર્વને જે ચૈતન્ય પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, તેનું નામ સર્વતઃ શ્રુતિમત્ છે. અહીં અક્ષિ–શ્રોત્ર એ બે ઇંદ્રિયોનું ગ્રહણ, સર્વ જ્ઞાનેંદ્રિયોનું તથા મન–બુદ્ધિ આદિનું ઉપલક્ષણ છે.

વળી પરબ્રહ્મ સર્વ દેહોમાં એક જ, નિત્ય, વિભુ, ચેતન સર્વ જડવર્ગને આધ્યાસિક સંબંધવડે પોતાના સત્તા–સ્ફૂર્તિરૂપથી વ્યાપ્ત કરીને રહેલા છે અર્થાત નિર્વિકાર સ્થિતિને જ પ્રાપ્ત થયા છે. તાત્પર્ય એ છે કે, જેમ રજ્જુરૂપ અધિષ્ઠાન પોતામાં કલ્પિત સર્પાદિના ગુણોવડે તથા દોષોવડે લેપાતો નથી, તેમ પોતાવિષે અધ્યસ્ત જડપ્રપંચના દોષોવડે તથા ગુણોવડે ચેતનદેવ લેશમાત્ર પણ બંધાતો નથી સર્વ દેહોવિષે એક જ ચેતન છે. તે ચેતન નિત્ય છે તથા વિભુ છે; દરેક દેહવિષે ભિન્ન ભિન્ન ચેતન નથી; એ સર્વ વાત પૂર્વે વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવી છે. આ શ્લોકવડે શ્રીભગવાને આ બે અનુમાનો સૂચિત કર્યાં છેઃ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિયો, મન–બુદ્ધિ આદિ અંતઃકરણ ચતુષ્ટય એ સર્વ ચેતનશક્તિ નિમિત્તક સ્વ–સ્વ–વ્યાપારવાળાં છે. કારણ કે તેઓ ચર્મમય અથવા કાષ્ઠમય પ્રતિમાદિની પેઠે સ્વભાવથી જડ છે. બીજા ચેતન અધિષ્ઠાતાની બુદ્ધિપૂર્વક પ્રવૃત્તિવાળા હોવાથી રથાદિની પેઠે, દેહ–ઇંદ્રિયાદિ સર્વ સ્વભાવથી જડ છે. એ પ્રકારે સર્વ પ્રાણીઓની દેહ–ઇંદ્રિયાદિ ઉપાધિઓવડે જ્ઞેય બ્રહ્મના અસ્તિપણાનો નિશ્ચય કરવામાં આવે છે. (૧૩)

અવતરણિકાઃ–અધ્યારોપાપવાદાભ્યાં નિઃપ્રપચ પ્રપચ્યતે–અર્થાત્–પહેલાં શુદ્ધ બ્રહ્મમાં એ સર્વ પ્રપંચનો અધ્યારોપ કરીને, ત્યાર પછી સર્વ પ્રપંચના નિષેધરૂપ અપવાદવડે શુદ્ધ બ્રહ્મનું, શ્રુતિ ભગવતીએ તથા બ્રહ્મવેત્તા પુરુષોએ અધિકારી શિષ્યોની પ્રત્યે, આત્મારૂપે કરીને પ્રતિપાદન કર્યું છે. આ વૃદ્ધ પુરુષોના ન્યાયને અનુસરી, જ્ઞેય બ્રહ્મવિષે સર્વ પ્રપંચનો અધ્યારોપ કરીને અનાદિ મત્પરં બ્રહ્મ એ પૂર્વોક્ત વચનનું પૂર્વના શ્લોકમાં વ્યાખ્યાન કર્યું. હવે અધ્યારોપિત સર્વ પ્રપંચના અપવાદ કરી, ન સત્તન્નાસદુચ્યતે એ પૂર્વોક્ત વચનનું

(અધિકારી જનોની પ્રત્યે નિરુપાધિક સ્વરૂપ જણાવવાને વાસ્તે) વ્યાખ્યાન કરવાનો શ્રીભગવાન્ આરંભ કરે છેઃ—

વળી—

**सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥**

શ્લોકાર્થઃ—આ જ્ઞેય બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોથી રહિત છે, સર્વ ઇન્દ્રિયોના વ્યાપારવડે ભાસમાન છે, સર્વ સંબંધોથી રહિત છે, સર્વને ધારણ કરવાવાળો છે, સત્વાદિ ગુણોથી રહિત છે તથા તે સત્ત્વાદિ ગુણોનો ભોક્તા છે. ૧૪

ટીકાઃ—હે અર્જુન ! જ્ઞેય પરબ્રહ્મ પરમાર્થથી શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોથી રહિત છે તથા પોતાની માયાવડે સર્વ ઇંદ્રિયોના ગુણોએ કરીને ભાસમાન છે. તેમાં બાહ્યકરણરૂપ જે શ્રોત્રવાકાદિ દશ ઇંદ્રિયો છે તથા અંતઃકરણરૂપ જે મન-બુદ્ધિ છે, તે સર્વ ઇંદ્રિયોના જે ગુણ છે, અર્થાત્ શ્રવણ, વચન, સંકલ્પ, નિશ્ચય ઇત્યાદિ જે વ્યાપાર છે, તે સર્વ ઇંદ્રિયોના ગુણોએ કરી, જ્ઞેય બ્રહ્મ ભાસમાન થાય છે, અર્થાત્ પરબ્રહ્મ સર્વ ઇંદ્રિયોના વ્યાપારવડે વ્યાપારવાળાની પેઠે પ્રતીત થાય છે. શ્રુતિ કહે છે કે-ध्यायतीव लेलायतीव અર્થાત્ બુદ્ધિઆદિ ઉપાધિઓના સંબંધથી આત્માદેવ ધ્યાન કરતાની પેઠે તથા ચલાયમાન થતાની પેઠે પ્રતીત થાય છે. આ શ્રુતિમાં ध्यायति એ શબ્દવડે કથન કરેલું ધ્યાન સર્વ જ્ઞાનેંદ્રિયોના વ્યાપારોનું ઉપલક્ષણ છે અને लेलायति શબ્દવડે કથન કરેલું જે ચલનરૂપ લેલાયન છે, તે સર્વ કર્મેન્દ્રિયોના વ્યાપારોનું ઉપલક્ષણ છે; અર્થાત્ ઇંદ્રિયોના તાદાત્મ્ય અધ્યાસથી આત્માદેવ 'હું દેખું છું', 'હું શ્રવણ કરું છું', 'હું ચાલું છું' એ પ્રકારે તે તે ઇંદ્રિયોના વ્યાપારવિશિષ્ટ થતો પ્રતીત થાય છે, અને વાસ્તવિક રીતે તો તે સર્વ ઇંદ્રિયોથી રહિત છે. શ્રુતિ કહે છે કે-पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । अपाणिपादो जवनो गृहीता ॥ અર્થાત્—આત્માદેવ વાસ્તવિક રીતે ચક્ષુથી રહિત હોવા છતાં પણ દેખે છે, વાસ્તવિક રીતે શ્રોત્રેંદ્રિયથી રહિત હોવા છતાં પણ શબ્દને શ્રવણ કરે છે, વાસ્તવિક રીતે હસ્તઇન્દ્રિયથી રહિત હોવા છતાં પણ વસ્તુને ગ્રહણ કરે છે તથા વાસ્તવિક રીતે પાદઇન્દ્રિયથી રહિત હોવા છતાં પણ શીઘ્ર ગમનવાળો છે.

વળી પરબ્રહ્મ પરમાર્થ રીતે સર્વ સંબંધોથી રહિત છે. શ્રુતિ કહે છે કે-असंगो ह्ययं पुरुषः । असंगो नहि सज्जते ॥ અર્થાત્ પરમાત્મા પુરુષ સર્વ સંગથી રહિત હોવાથી અસંગ છે, તથા આ અસંગ આત્માદેવ કોઈપણ પદાર્થની સાથે સંબંધને પ્રાપ્ત થતો નથી. આ પ્રકારે પરમાર્થથી અસંગ હોવા છતાં પણ પરબ્રહ્મ પોતાની માયાશક્તિવડે સર્વભૃત છે. લોકમાં અધિષ્ઠાનવિના કોઈપણ ભ્રમ થતો નથી, કિંતુ રજ્જુશુક્તિઆદિ અધિષ્ઠાનમાં જ સર્પ-રજતાદિનો ભ્રમ થાય છે. તેથી ચૈતન્ય પોતાના સત્‌રૂપવડે સર્વ કલ્પિત પ્રપંચને ધારણ કરે છે તથા પોષણ કરે છે, તેથી તેનું નામ સર્વભૃત છે.

વળી જ્ઞેય બ્રહ્મ નિર્ગુણ છે અર્થાત્ પરમાર્થથી સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોથી રહિત છે તથા ગુણોનો ભોક્તા છે અર્થાત્ શબ્દ-સ્પર્શાદિ વિષયદ્વારા સુખ-દુઃખ-મોહના આકારવડે પરિણામને પ્રાપ્ત થયેલા જે સત્ત્વ-રજ-તમ એ ગુણોનો ભોક્તા તથા ઉપલબ્ધા છે. શ્રુતિ કહે છે કે-साक्षी चेता केवलो निर्गुणश्च અર્થાત્—પરમાત્માદેવ સર્વના સાક્ષી ચેતન અદ્વિતીય તથા સત્ત્વાદિ સર્વ ગુણોથી રહિત છે. (૧૪)

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥ १५ ॥

શ્લોકાર્થઃ–આ જ્ઞેય બ્રહ્મ જ સર્વ ભૂતોની બાહ્ય છે, અંતર છે, સ્થાવરરૂપ છે, જંગમરૂપ છે, સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે, તેમ જ આ જ્ઞેય બ્રહ્મ અત્યંત દૂર રહેલ છે તથા તે અત્યંત સમીપ છે. ૧૫

ટીકાઃ–હે અર્જુન! વળી આ જ્ઞેય બ્રહ્મ કેવો છે? ઉત્પત્તિ ધર્મવાળાં સર્વ કલ્પિત કાર્યોની બાહ્ય તથા અંતર તે એક જ અકલ્પિત અધિષ્ઠાનરૂપ બ્રહ્મ વ્યાપક છે; અર્થાત્ જેમ રજ્જુમાં કલ્પિત સર્પ–દંડ–માલા–જલધારા આદિની બાહ્ય તથા અંતર રજ્જુરૂપ અધિષ્ઠાન જ વ્યાપક હોય છે, તેમ સર્વ ભૂતોની બાહ્ય તથા અંતર અધિષ્ઠાનરૂપ એક બ્રહ્મ જ સર્વ પ્રકારે કરીને વ્યાપક છે. શ્રુતિ કહે છે કે–तदंतरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः–અર્થાત્–અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ જ સર્વ પ્રપંચની અંતર તથા બાહ્ય વ્યાપક છે.

સર્વત્ર વ્યાપક હોવાથી પરબ્રહ્મ જ સર્વ સ્થાવરભૂતરૂપ છે તથા સર્વ જંગમભૂતરૂપ છે. કારણ કે આ લોકમાં કલ્પિત પદાર્થ અધિષ્ઠાનથી ભિન્ન સત્તાવાળો હોતો નથી, કિંતુ કલ્પિત પદાર્થ અધિષ્ઠાનરૂપ જ હોય છે. જેમ રજ્જુમાં કલ્પિત સર્પાદિ અધિષ્ઠાન રજ્જુરૂપ જ છે, તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં કલ્પિત સ્થાવરજંગમરૂપ જગત્ પણ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન સત્તાવાળું નથી, કિન્તુ અધિષ્ઠાન બ્રહ્મરૂપ જ છે. તેથી સ્થાવર જંગમ પદાર્થોને અધિષ્ઠાન બ્રહ્મરૂપતા યુક્ત જ છે. શ્રુતિ કહે છે કે–सर्वं ह्येतद्ब्रह्म–અર્થાત્ આ સ્થાવર જંગમરૂપ સર્વ જગત્ બ્રહ્મરૂપ જ છે.

અર્જુનની શંકા–"હે ભગવન્! આ પ્રકારે જ્ઞેય બ્રહ્મ જો સર્વના આત્મારૂપ છે, તો સર્વ પ્રાણી પરબ્રહ્મને સ્પષ્ટ રીતે કેમ જાણતા નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–सूक्ष्मत्वात्तदविज्ञेय इति હે અર્જુન! પરબ્રહ્મ સર્વના આત્મારૂપ હોવા છતાં પણ અત્યંત સૂક્ષ્મ હોવાથી તથા રૂપાદિ ગુણોથી રહિત હોવાથી અવિજ્ઞેય છે; અર્થાત્–આ બ્રહ્મ આ જ પ્રકારનો છે, આ રીતે સ્પષ્ટ જ્ઞાનને યોગ્ય હોતો નથી. શ્રુતિ કહે છે કે, सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं–અર્થાત્–પરબ્રહ્મ આકાશાદિ સૂક્ષ્મ પદાર્થો કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે તથા નિત્ય છે. આ કારણથી જ પરબ્રહ્મ વિવેક–વૈરાગ્યાદિ સાધનોથી રહિત પુરુષોને સહસ્ર કોટી વર્ષોએ પણ પ્રાપ્ત થતો નથી. તેથી પરબ્રહ્મ બહિર્મુખ પુરુષોને દૂરસ્થ છે, અર્થાત્ લક્ષકોટી યોજન માર્ગના અંતરાયવાળા દેશની પેઠે અત્યંત દૂર છે, અને વિવેક–વૈરાગ્યાદિ સાધનોવડે સંપન્ન પુરુષોને પરબ્રહ્મ પોતાના આત્મારૂપ હોવાથી અત્યંત સમીપ છે. શ્રુતિ કહે છે કે–दूरात्सुदूरे तदिहांतिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् અર્થાત્–વિવેક–વૈરાગ્યાદિ સાધનોથી રહિત બહિર્મુખ પુરુષોને પરમાત્માદેવ અત્યંત દૂર આવેલા લોકાલોક પર્વત કરતાં પણ અત્યંત દૂર છે. અને વિવેક–વૈરાગ્યાદિ સાધનસંપન્ન થઈને બ્રહ્મવેત્તા ગુરુના શરણને પ્રાપ્ત થયેલા ઉત્તમ અધિકારી પુરુષોને પરબ્રહ્મ અત્યંત સમીપ હૃદય દેશમાં જ સાક્ષાત્કાર થઈ રહે છે. (૧૫)

અવતરણિકાઃ–પૂર્વે તેરમા શ્લોકમાં सर्वमावृत्य तिष्ठति એ વચનવડે એક જ પરમાત્માદેવ સર્વ જડ વર્ગને વ્યાપીને રહેલા છે, એ અર્થ સામાન્યતઃ કથન કર્યો હતો. હવે શ્રીભગવાન્ આ અર્થનું સ્પષ્ટ રીતે વર્ણન કરે છે. દરેક દેહમાં આત્માના ભેદ માનનારા વાદીઓનું ખંડન કરવાને વાસ્તે વર્ણન કરે છે.—

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

શ્લોકાર્થ:-વળી આ પરબ્રહ્મ સર્વ પ્રાણીઓમાં એક જ છે તથા ભિન્ન હોય તેમ સ્થિત છે. આ પરબ્રહ્મને સર્વ ભૂતોના ધારણ કરવાવાળા, સંહાર કરવાવાળા તથા ઉત્પન્ન કરવાવાળ તારે જાણવા. ૧૬

ટીકા:-હે અર્જુન! પરબ્રહ્મ સર્વ પ્રાણીઓમાં એક જ વ્યાપક છે; અર્થાત્ દરેક દેહમાં તે ભિન્ન ભિન્ન નથી, જે કારણથી પરબ્રહ્મ આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે. શ્રુતિ કહે છે કે-एको देवः सर्वभूतेषु गूढः-અર્થાત્-જેમ સર્વ કાષ્ઠોમાં અગ્નિ ગુહ્ય રીતે રહ્યો છે, તેમ એક જ પરમાત્માદેવ સર્વ ભૂતોવિષે ગુહ્ય રીતે રહ્યો છે. આ પ્રકારે વાસ્તવિક રીતે એક અદ્વિતીયરૂપ હોવા છતાં પણ પરબ્રહ્મ આ દેહોની સાથે તાદાત્મ્યવડે પ્રતીત થાય છે. તેથી પરબ્રહ્મ પ્રત્યેક દેહ વિષે ભિન્ન ભિન્ન હોવાની પેઠે રહે છે; અર્થાત્ જેમ એક જ આકાશમાં ઘટ-મઠાદિ ઉપાધિઓવડે મિથ્યા ભેદ પ્રતીત થાય છે, તે મિથ્યા ભેદ વાસ્તવિક રીતે આકાશની એકતાને નિવૃત્ત કરી શકતો નથી; તેમ એક જ પરમાત્મા દેવમાં દેહાદિ ઉપાધિઓવડે મિથ્યા ભેદ પ્રતીત થાય છે. આ મિથ્યા ભેદ પરમાત્મા દેવની વાસ્તવિક એકતાને નિવૃત્ત કરી શકતો નથી.

અર્જુનની શંકા:-"હે ભગવન્! આ પ્રકારે ક્ષેત્રજ્ઞ ચેતન સર્વ ભૂતોમાં વ્યાપક હોય, પરંતુ સર્વ જગતનું કારણ જે બ્રહ્મ છે, તે કારણબ્રહ્મ તો ક્ષેત્રજ્ઞ ચેતનથી ભિન્ન નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-भूतभर्तृ च इति-હે અર્જુન! બ્રહ્મ ભૂતભર્તૃ છે; અર્થાત્ જે બ્રહ્મ સ્થિતિકાળવિષે અધિષ્ઠાનતારૂપવડે ભૂતોને ધારણ કરે છે તથા પોષણ કરે છે, જે બ્રહ્મ પ્રલયકાળવિષે સર્વ ભૂતોનો સંહાર કરે છે તથા જે બ્રહ્મ સૃષ્ટિકાળવિષે સર્વ ભૂતોને ઉત્પન્ન કરે છે; જેમ રજ્જુઆદિ અધિષ્ઠાન માયાકલ્પિત સર્પાદિના ઉત્પત્તિ-સ્થિતિ-લયનાં કારણ હોય છે, તેમ આ સર્વ જગતની ઉત્પત્તિ-સ્થિતિ-લયનાં કારણરૂપ જે બ્રહ્મ છે, તે બ્રહ્મ જ સર્વ દેહોવિષે એક ક્ષેત્રજ્ઞરૂપ તારે જાણવો. આ બ્રહ્મથી ક્ષેત્રજ્ઞ ચેતન ભિન્ન જાણવો નહિ.

અર્જુનની શંકા:-"હે ભગવન્! સર્વત્ર વિદ્યમાન હોવા છતાં પણ જ્ઞેય બ્રહ્મ જ્યારે પ્રતીત થતો નથી, ત્યારે જ્ઞેય બ્રહ્મ જડ જ હોવો જોઇએ"

શ્રીભગવાને કરેલું સમાધાન:-"જ્ઞેય બ્રહ્મ નહિ પ્રતીત થવાથી જ જડ હોતો નથી, કારણ કે યદ્યપિ પરબ્રહ્મ સ્વયંજ્યોતિરૂપ છે તથા પરબ્રહ્મ રૂપાદિ ગુણોથી રહિત છે, તેથી પરબ્રહ્મવિષે નેત્રાદિ ઇંદ્રિયજન્ય જ્ઞાનની અવિષયતા સંભવિત હોઈ શકે છે." (૧૬)

અવતરણિકા:-પૂર્વ શ્લોકના ઉત્તરાર્દ્ધવડે જ્ઞેય બ્રહ્મનું, જગતની ઉત્પત્તિ-સ્થિતિ-લયકર્તૃત્વરૂપ તટસ્થ લક્ષણ કથન કર્યું હતું. હવે ज्योतिषामपि तज्ज्योतिः એ શ્લોકવડે જ્ઞેય બ્રહ્મનું સ્વરૂપલક્ષણ કહે છે:—

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥ १७ ॥

શ્લોકાર્થઃ-આ જ્ઞેય બ્રહ્મ સૂર્યાદિ જ્યોતિના પણ જ્યોતિરૂપ છે, તેને જડવર્ગરૂપથી પર કહ્યા છે, તે જ્ઞાનરૂપ છે, જ્ઞેયરૂપ છે, જ્ઞાને કરી પ્રાપ્ય છે તથા સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં સ્થિત છે. ૧૭

ટીકાઃ-હે અર્જુન! વળી જ્ઞેય બ્રહ્મ જ્યોતિઓનો પણ જ્યોતિ છે; અર્થાત્ અનાત્મ પદાર્થોને પ્રકાશિત કરનાર જે આદિત્ય, ચંદ્રમા, અગ્નિ, વિદ્યુત્ ઇત્યાદિ બાહ્ય જ્યોતિ છે, તથા મન-બુદ્ધિ આંતરજ્યોતિ છે, તે સર્વ બાહ્ય તેમજ આંતર જ્યોતિઓને પણ પરબ્રહ્મ પ્રકાશિત કરનાર છે. તેમાં ચૈતન્ય જ્યોતિવિષે સૂર્યાદિ જડ જ્યોતિઓનું પ્રકાશકપણું યુક્તિવડે પણ સબંન્ધિત હોઇ શકે છે. આ જ અર્થનું સાક્ષાત્ શ્રુતિ ભગવતી પણ કથન કરે છે કે-येन सूर्यस्तपति तेजसेद्धः। तस्य भासा सर्वमिदं विभाति ॥ અર્થાત્ સ્વયંજ્યોતિ પરમાત્માદેવના તેજવડે યુક્ત થઈ સૂર્ય તપાયમાન થાય છે, તથા પરમાત્માદેવના પ્રકાશવડે સૂર્ય-ચંદ્રાદિ સર્વ જગત્ પ્રકાશમાન થાય છે. આ વાત શ્રીભગવાન્ પોતે જ यदादित्यगतं तेजः ઇત્યાદિ વચનવડે કથન કરશે. તેથી ચૈતન્ય બ્રહ્મરૂપ જ્યોતિવડે સૂર્યાદિ જડ જ્યોતિઓનો પ્રકાશ સંભવે છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ સ્વભાવથી જડપણાથી રહિત હોવા છતાં પણ જડ પદાર્થોની સાથે સંબંધવાળો શી રીતે હોઇ શકે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-तमसः परमुच्यते इति-હે અર્જુન! પરબ્રહ્મને જડવર્ગરૂપ તમ કરતાં પર કહ્યો છે, અર્થાત્ અવિદ્યા તથા અવિદ્યાના કાર્યરૂપ સર્વ પ્રપંચ બન્ને અપારમાર્થિક છે, અને ચૈતન્યરૂપ જ્ઞેય બ્રહ્મ પારમાર્થિક છે. અસત્ જગતનો તથા સત્ બ્રહ્મનો કાંઇપણ સંબંધ સંભવતો નથી, તેથી શ્રુતિ ભગવતીએ તથા બ્રહ્મવેત્તા પુરુષોએ જ્ઞેય બ્રહ્મને અવિદ્યાના તથા તેના કાર્યરૂપ પ્રપંચના સંબંધથી રહિત કહેલો છે. શ્રુતિ કહે છે કે-अक्षरात्परतः परः। आदित्यवर्णं तमसः परस्तात्॥ અર્થાત્ આત્મજ્ઞાનવિના અન્ય ઉપાયવડે નહિ નાશ પામનારી તથા પોતાના કાર્યની અપેક્ષાએ કરીને પર એવી અવિદ્યાથી પણ પરબ્રહ્મ પર છે. આ પરબ્રહ્મ સૂર્યની પેઠે બીજા પ્રકાશની અપેક્ષા નહિ કરીને સર્વ પ્રપંચને પ્રકાશિત કરે છે તથા અવિદ્યારૂપ તમથી પર છે. એ વાત બ્રહ્મવેત્તા પુરુષોએ પણ કહેલી છે.

निःसंगस्यैव संगेन कूटस्थस्य विकारिणा। आत्मनोऽनात्मना योगो वास्तवो नोपपद्यते ॥

અર્થાત્-સર્વ સંગથી રહિત કૂટસ્થ આત્માનો, સંગવાન્ વિકારી અનાત્મ વસ્તુની સાથે વાસ્તવિક સંબંધ સંભવતો નથી. અથવા तमसः परमुच्यते એ વચનવડે શ્રીભગવાને જ્ઞેય બ્રહ્મવિષે જડવર્ગરૂપ તમથી ભિન્નપણું કથન કર્યું છે. આ ભિન્નપણાની સિદ્ધિ કરવા વાસ્તે, જ્ઞેય બ્રહ્મનું ज्योतिषामपि तज्ज्योतिः એ વચનવડે હેતુગર્ભિત વિશેષણ કથન કર્યું છે. તે વડે એવું અનુમાન સિદ્ધ થાય છે કે-જ્ઞેય બ્રહ્મ જડવર્ગરૂપ બ્રહ્મથી ભિન્ન હોવાને યોગ્ય છે, કારણ કે તે જ્યોતિઓની પણ જ્યોતિરૂપ છે જે પદાર્થ જડવર્ગથી ભિન્ન હોતો નથી, તે પદાર્થ જ્યોતિરૂપ પણ હોતો નથી, જેવા ઘટાદિ જડ પદાર્થો છે. જ્ઞેય બ્રહ્મ સ્વયંજ્યોતિરૂપ છે તથા સર્વ જડ પદાર્થોના સંબંધથી રહિત છે, માટે જ્ઞેય બ્રહ્મ જ્ઞાનરૂપ છે.

અર્જુનની શંકા -"હે ભગવન્! જેવી રીતે ચંદ્રરૂપ જ્યોતિને પ્રકાશિત કરનાર, તથા ભૌતિકત્વરૂપ વડે ચંદ્રના સજાતીય, સૂર્યરૂપ જ્યોતિ છે, એમ જ્યોતિષ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; તેવી રીતે સૂર્યાદિ જ્યોતિઓને પ્રકાશિત કરનાર તથા સૂર્યાદિના સજાતીય, કોઈ અલૌકિક જ્યોતિ શું નહિ હોવી જોઇએ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-ज्ञानं इति-હે અર્જુન! સૂર્યાદિ જ્યોતિઓને પ્રકાશિત કરનાર જ્ઞેય બ્રહ્મ છે; કે જે જ્ઞાનરૂપ છે; અર્થાત્ પ્રમાણજન્ય ચિત્તવૃત્તિવડે અભિવ્યક્ત સંવિત્‌રૂપ છે, પણ કોઇ અલૌકિક ભૌતિક જ્યોતિ નથી. આવો જ્ઞાનરૂપ હોવાથી જ પરબ્રહ્મ જ્ઞેયરૂપ છે, અર્થાત્ અજ્ઞાત હોવાથી પરબ્રહ્મ અધિકારી જનોએ જાણવા યોગ્ય છે. જ્ઞાનરૂપ બ્રહ્મથી ભિન્ન જડ પદાર્થોમાં અજ્ઞાતપણું રહેતું નથી, તેથી જડ પદાર્થ જાણવા યોગ્ય નથી.

અર્જુનની શંકા:-"હે ભગવન્! આવા જ્ઞેય બ્રહ્મને આ સર્વ પ્રાણીઓ શા વાસ્તે જાણતા નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-ज्ञानगम्यं इति-હે અર્જુન! પૂર્વે અમાનિત્વથી લઇને તત્ત્વજ્ઞાનાર્થ દર્શનપર્યંત કથન કરેલાં વીશ સાધનો જ્ઞાનના હેતુ હોવાથી જ્ઞાન શબ્દવડે કહેલા છે, એવાં જ્ઞાનરૂપ સાધનોવડે જ જ્ઞેય બ્રહ્મ પ્રાપ્ત થાય છે; બ્રહ્મ સાધનોવિના પ્રાપ્ત થતો નથી. તેથી અમાનિત્વાદિ સાધનસંપન્ન પુરુષ જ જ્ઞેય બ્રહ્મને પ્રાપ્ત થાય છે; સાધનોથી રહિત બહિર્મુખ પુરુષ જ્ઞેય બ્રહ્મને પ્રાપ્ત થતો નથી.

અર્જુનની શંકા:-"હે ભગવન્! યજ્ઞાદિ સાધનોવડે પ્રાપ્ત થવા યોગ્ય સ્વર્ગાદિ જેવી રીતે દેશકાળે કરીને વ્યવહિત હોય છે, તેવી રીતે અમાનિત્વાદિ સાધનોવડે પ્રાપ્ત થવા યોગ્ય જ્ઞેય બ્રહ્મ પણ દેશકાળે કરીને વ્યવહિત કેમ નહિ હોવો જોઇએ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-हृदि सर्वस्य विष्ठितं इति-હે અર્જુન! જ્ઞેય બ્રહ્મ સ્વર્ગાદિની પેઠે કાંઇ વ્યવહિત નથી, કિંતુ સર્વ પ્રાણીઓની બુદ્ધિવિષે જ સ્થિત છે; અર્થાત્ જ્ઞેય બ્રહ્મ સામાન્યતઃ સર્વ પ્રપંચવિષે સ્થિત હોવા છતાં પણ વિશેષરૂપે કરીને બુદ્ધિવિષે જ જીવરૂપવડે તથા અંતર્યામીરૂપવડે અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે. જેમ સામાન્યતઃ સર્વ પદાર્થોવિષે સ્થિત હોવા છતાં પણ સૂર્યનું તેજ, દર્પણ-સૂર્યકાંતમણિ ઇત્યાદિ સ્વચ્છ પદાર્થોવિષે વિશેષરૂપે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે; તેવી રીતે સ્થાવર-જંગમરૂપ સર્વ જગતમાં સામાન્યરૂપે હોવા છતાં પણ પરબ્રહ્મ બુદ્ધિમાં વિશેષરૂપે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે, પરબ્રહ્મ સર્વ પ્રાણીઓના પોતાના આત્મારૂપ હોવાથી, વાસ્તવિક રીતે અત્યંત અવ્યવહિત હોવા છતાં પણ, ભ્રાંતિવડે વ્યવહિતની પેઠે પ્રતીત થાય છે. તે જ જ્ઞેય બ્રહ્મ તત્ત્વજ્ઞાનવડે સર્વ ભ્રમનાં કારણરૂપ અજ્ઞાનની નિવૃત્તિ કરીને પોતાના આત્મારૂપે કરીને પ્રાપ્ત થાય છે. (૧૭)

અવતરણિકાઃ-પૂર્વે કથન કરેલા ક્ષેત્રાદિને, અધિકારીને તથા ફળને કથન કરતાં શ્રીભગવાન્ પૂર્વના પ્રસંગનો ઉપસંહાર કરે છે:—

## इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
## मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

શ્લોકાર્થઃ-મેં પરમેશ્વરે તને આ પૂર્વોક્ત પ્રકારે કરી ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેયનું સંક્ષેપે કરી કથન કર્યું. મારો કોઇ પણ ભક્ત આ ક્ષેત્રાદિ ત્રણને જાણવાથી મારા ભાવની પ્રાપ્તિ માટે યોગ્ય થાય છે. ૧૮

ટીકાઃ-પૂર્વોક્ત રીતે મેં-પરમેશ્વરે તારી પ્રત્યે મહાભૂતોથી લઇને ધૃતિ પર્યંત ક્ષેત્રનું સ્વરૂપ સંક્ષેપે કરીને કહ્યું, તથા અમાનિત્વથી લઇને તત્ત્વજ્ઞાનાર્થ દર્શન પર્યંત જ્ઞાન પણ સંક્ષેપે કરીને કથન કર્યું; તથા अनादि मत्परं ब्रह्म એ વચનથી લઇને हृदि सर्वस्य विष्ठितम् એ વચન પર્યંત જ્ઞેય બ્રહ્મનું પણ સંક્ષેપે કરીને કથન કર્યું. અર્થાત્ જે ક્ષેત્ર, જ્ઞાન, જ્ઞેય એ ત્રણે શ્રુતિ-સ્મૃતિમાં

અત્યંત વિસ્તારથી કહેલાં છે, તે ત્રણે શ્રુતિ-સ્મૃતિનાં વચનોથી આકર્ષણ કરીને મંદબુદ્ધિ પુરુષોના અનુગ્રહને વાસ્તે, મેં-પરમેશ્વરે સંક્ષેપે કરીને તારી અર્થે કથન કરેલાં છે. આટલો જ સર્વ વેદોનો અર્થ છે તથા આ ગીતાશાસ્ત્રનો અર્થ છે.

આ અર્થમાં, પૂર્વે બારમા અધ્યાયમાં કહેલાં જેનાં લક્ષણો હોય છે એવો જે મારો-પરમેશ્વરનો ભક્ત છે, તે મારો ભક્ત જ અધિકારી છે. આ અર્થ શ્રીભગવાન્ કહે છે-मद्भक्त इति-અર્થાત્-પરમ ગુરુરૂપ મારામાં-ભગવાન્ વાસુદેવમાં જેણે સર્વ કર્મો સમર્પણ કર્યાં છે એવો, તથા એક મારા-પરમેશ્વરના જ શરણને પ્રાપ્ત થયેલો એવો મારો-પરમેશ્વરનો ભક્ત જ પૂર્વોક્ત ક્ષેત્ર-જ્ઞાન-જ્ઞેય એ ત્રણે સારી રીતે જાણીને મારા ભાવની પ્રાપ્તિને વાસ્તે યોગ્ય થાય છે; અર્થાત્ સર્વ અનર્થોથી રહિત પરમાનંદ બ્રહ્મભાવરૂપ મોક્ષની પ્રાપ્તિવાસ્તે યોગ્ય થાય છે. પરમેશ્વરની ભક્તિવડે જ અધિકારી પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, એ વાત શ્રુતિમાં પણ કહેલી છે કે-

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥

અર્થાત્-જે અધિકારી પુરુષની પરમાત્મા દેવવિષે અનન્ય ભક્તિ છે અને જેવી પરમાત્માદેવવિષે અનન્ય ભક્તિ છે, તેવી જ બ્રહ્મવેત્તા ગુરુવિષે અનન્ય ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદાંતપ્રતિપાદિત અર્થ હૃદયમાં પ્રકાશમાન્ થાય છે અને તે અધિકારી પુરુષ જ્ઞેય બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણીને બ્રહ્મરૂપ થાય છે, આ વાત પણ શ્રુતિમાં કહેલી છે કે-ब्रह्म वेद ब्रह्मैव भवति ॥ અર્થાત્-અધિકારી પુરુષ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણીને બ્રહ્મરૂપ જ થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે પરમ પુરુષાર્થની પ્રાપ્તિની ઇચ્છાવાળા અધિકારી પુરુષે અત્યંત તુચ્છ વિષયભોગોની ઇચ્છાનો પરિત્યાગ કરીને સર્વ કાળે એક મને-પરમેશ્વરને શરણ થતાં આત્મજ્ઞાનનાં અમાનિત્વાદિ સાધનોને જ પ્રયત્નથી સંપાદન કરવાં. (૧૮)

અવતરણિકાઃ-આ પૂર્વોક્ત तत्क्षेत्रं यच्च यादृक्च ગ્રંથવડે એ વચનનું વ્યાખ્યાન કર્યું. હવે यद्विकारि यतश्च यत्, स च यो यत्प्रभावश्च એ વચનનું વ્યાખ્યાન કરવામાં આવે છે. તેમાં પ્રકૃતિ અને પુરુષ એ બન્નેને સંસારનું હેતુપણું કથન કરીને यद्विकारि यतश्च यत् એ વચનનો અર્થ प्रकृतिं पुरुषं चैव ઇત્યાદિ બે શ્લોકોવડે વિસ્તારથી કથન કરશે અને स च यो यत्प्रभावश्च એ વચનનો અર્થ पुरुषः प्रकृतिस्थो हि ઇત્યાદિ બે શ્લોકોવડે વિસ્તારથી કથન કરવામાં આવશે. તેમાં પૂર્વે સાતમા અધ્યાયમાં ક્ષેત્ર નામે અપરા પ્રકૃતિ તથા ક્ષેત્રજ્ઞજીવ નામે પરા પ્રકૃતિ, એ બન્ને પ્રકૃતિઓનું કથન કરીને एतद्योनीनि भूतानि એ વચનવડે બન્ને પ્રકૃતિઓવિષે સર્વ ભૂતોની કારણતા કથન કરી હતી. હવે બન્ને પ્રકૃતિઓવિષે અનાદિપણાનું કથન કરીને સર્વ ભૂતોવિષે બન્ને પ્રકૃતિઓના કાર્યપણાનું શ્રીભગવાન્ કથન કરે છે.—

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥ १९ ॥**

શ્લોકાર્થઃ-પ્રકૃતિને તથા પુરુષને આ બેઉને પણ તું અનાદિ જ જાણ તથા વિકારોને વળી ગુણોને આ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા તું જાણ. ૧૯

ટીકાઃ-હે અર્જુન! માયા, અજ્ઞાન, અવિદ્યા એવાં જેનાં નામ છે એવી, પરમેશ્વરની શક્તિ છે. માયાશક્તિ પૂર્વે સાતમા અધ્યાયમાં આઠ પ્રકારની કહી

અપરા પ્રકૃતિ એ નામે કરીને કથન કરી હતી. આ ક્ષેત્ર નામે અપરા પ્રકૃતિ અહીં પ્રકૃતિ શબ્દવડે ગ્રહણ કરવી-સમજવી; અને પૂર્વે સાતમા અધ્યાયમાં જે ક્ષેત્રજ્ઞરૂપ જીવ નામે પરાપ્રકૃતિ કથન કરી હતી, તે જીવ નામે પરાપ્રકૃતિ જ અહીં પુરુષ શબ્દવડે ગ્રહણ કરવી. એવાં પ્રકૃતિ-પુરુષ ઉભયને પણ તું અનાદિ જ જાણ. જેનો આદિ એટલે કારણ અવિદ્યમાન છે તે અનાદિ કહેવાય છે. આવાં અનાદિરૂપ જ બન્નેને તું જાણ. मायां तु प्रकृतिं विद्यात् એ શ્રુતિએ માયારૂપ પ્રકૃતિને જ સર્વ જગતનું કારણ કહ્યું છે. એવી સર્વ જગતના કારણરૂપ પ્રકૃતિવિષે અનાદિપણું યુક્ત છે; કારણ કે જો કદાચિત્ માયા નામે પ્રકૃતિને પણ અન્ય કોઇ કારણની અપેક્ષા માનીએ, તો પ્રકૃતિનાં કારણને પણ કોઇ અન્ય કારણની અપેક્ષા હોવી જોઇએ અને અન્ય કારણને પણ કોઈ અન્ય કારણની અપેક્ષા હોવી જોઇએ. એ પ્રકારે કારણોની અનવસ્થા પ્રાપ્ત થશે. તેથી માયારૂપ પ્રકૃતિવિષે અનાદિપણું જ માનવા યોગ્ય છે. કિંવા માયારૂપ પ્રકૃતિવિષે કેવળ યુક્તિવડે જ અનાદિપણું નથી, કિન્તુ अजामेकां लोहितशुक्लकृष्णां એ સાક્ષાત્ શ્રુતિ પણ પ્રકૃતિવિષે અનાદિપણાનું કથન કરે છે.

કિંવા જેમ માયારૂપ પ્રકૃતિવિષે અનાદિપણું યુક્તિવડે તથા શ્રુતિવડે સિદ્ધ છે, તેમ ક્ષેત્રજ્ઞ નામે જીવાત્મા પુરુષમાં પણ અનાદિપણું યુક્તિવડે તથા શ્રુતિવડે સિદ્ધ છેઃ તે આ પ્રમાણેઃ-સર્વ પ્રાણીમાત્રને જન્યકાળે જ હર્ષ, શોક, ભય, સુખ, દુઃખ, પ્રવૃત્તિ ઈત્યાદિ પ્રાપ્ત થાય છે. આ હર્ષ શોકાદિમાં આ જન્મનાં ધર્મ-અધર્મ-સંસ્કાર કારણ નથી, કિન્તુ જીવોને હર્ષ શોકાદિ, પૂર્વ જન્મના ધર્મ-અધર્મવડે તથા સંસ્કારોવડે જ પ્રાપ્ત થાય છે. આ ધર્મ-અધર્માદિ ધર્મ આશ્રયવિના સંભવતા નથી. તેથી આ જન્મની પૂર્વના જન્મોમાં પણ જીવાત્માની વિદ્યમાનતા અંગીકાર કરવી પડશે. આ પ્રકારે ધર્મ-અધર્માદિની આશ્રયતારૂપે કરી, આ જીવાત્મામાં અનાદિપણું સિદ્ધ થાય છે.

કિંવા આ જીવાત્માને જો કદાપિ અનાદિ ન માનીએ, કિન્તુ ઉત્પત્તિવાળો માનીએ, તો પૂર્વે કરેલાં પુણ્યપાપકર્મોનો, સુખદુઃખરૂપ ફળના ભોગવિના જ નાશ થશે; તથા પૂર્વે નહિ કરેલાં પુણ્ય-પાપરૂપ કર્મોનાં સુખદુઃખરૂપ ફળનો ભોગ થશે. આ રીતે કૃતનાશ તથા અકૃતાભ્યાગમ નામના બન્ને દોષો પ્રાપ્ત થશે. આ બન્ને દોષોની નિવૃત્તિવાસ્તે પણ જીવાત્માને અનાદિ જ માનવો જોઇએ અને अजो ह्येको जुषमाणोऽनुशेते ઇત્યાદિ શ્રુતિઓ પણ જીવાત્માને અનાદિ જ કહે છે.

હે અર્જુન ! માયા નામની પ્રકૃતિ અનાદિ છે, માટે માયા નામની પ્રકૃતિમાં જે પૂર્વે સર્વ ભૂતોનું કારણપણું કથન કર્યું, તે સંભવિત હોઈ શકે છેઃ એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે-विकारांश्चेति-હે અર્જુન ! આકાશ, વાયુ, તેજ, જળ, પૃથિવી આ જે પાંચ મહાભૂતો છે તથા શ્રોત્ર, વાક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, પાયુ, મન એ જે એકાદશ ઇંદ્રિયો છે, તે સોળેનું નામ વિકાર છે; તથા સુખ, દુઃખ, મોહરૂપ જે સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણો છે, તે સોળ વિકારોને તથા ત્રણ ગુણોને તું માયારૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. (૧૯)

અવતરણિકાઃ-હવે વિકારોમાં પ્રકૃતિજન્યત્વનું વિવેચન કરતાં શ્રીભગવાન્ ક્ષેત્રજ્ઞ પુરુષમાં સંસારનું હેતુપણું દર્શાવે છેઃ—

कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

શ્લોકાર્થઃ–કાર્ય તથા કરણના કર્તાપણામાં પ્રકૃતિ જ હેતુ કહેવાય છે, તેમ જ સુખ દુઃખના ભોક્તાપણામાં પુરુષ જ હેતુ કહેવાય છે. ૨૦

ટીકાઃ–અહીં શરીરનું નામ કાર્ય છે; અને શરીરમાં રહેલી જે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત આ તેર ઇંદ્રિયોનું નામ કરણ છે. આ દેહનો આરંભ કરનારા આકાશાદિ પંચભૂતો તથા શબ્દાદિ પાંચ વિષયો, એ સર્વ શરીરરૂપ કાર્યના ગ્રહણે કરી ગ્રહણ કરવાં–સમજવાં અને સુખ–દુઃખ–મોહરૂપ સત્ત્વ–રજ–તમ એ ત્રણે ગુણો, કરણના આશ્રિત હોવાથી કરણના ગ્રહણે કરીને ગ્રહણ કરવાં. એવાં કાર્યોનાં તથા કરણોનાં કર્તૃત્વમાં અર્થાત્ કાર્ય–કરણના આકારપરિણામમાં મહર્ષિઓએ માયારૂપ પ્રકૃતિ જ કારણરૂપ કહી છે. કોઇ પુસ્તકમાં कार्यकारणकर्तृत्वे એ પ્રકારનો પણ પાઠ છે. એ પ્રકારના પાઠમાં પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો.

એ પ્રમાણે માયારૂપ પ્રકૃતિમાં સંસારનું કારણપણું કથન કરીને હવે ક્ષેત્રજ્ઞ નામે પુરુષમાં પણ જે પ્રકારનું કારણપણું છે, તેનું શ્રીભગવાન્ કથન કરે છે. पुरुष इति–હે અર્જુન! જે ક્ષેત્રજ્ઞરૂપ જીવ નામનો પુરુષ પૂર્વે 'પરાપ્રકૃતિ' એ નામથી કહેવામાં આવ્યો હતો, તે ક્ષેત્રજ્ઞ પુરુષ સુખદુઃખના ભોક્તૃત્વમાં કારણ કહેવાય છે, અર્થાત્ સુખ–દુઃખ–મોહરૂપ સર્વભોગ્ય પદાર્થોના વૃત્તિયુક્ત અનુભવમાં કારણ કહેવાય છે.

કોઇ ટીકામાં તો कार्यकारणकर्तृत्वे એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે–ક્ષેત્રજ્ઞ પુરુષના કાર્યપણામાં, કરણપણામાં તથા કર્ત્તાપણામાં માયારૂપ પ્રકૃતિ જ, પુરુષની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થઈને કારણ થાય છે. જેમ અગ્નિની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયલું લોહ, અગ્નિના ચતુષ્કોણત્વ આદિનું કારણ થાય છે, તેમ પુરુષની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયેલી માયારૂપ પ્રકૃતિ જ પુરુષના કાર્યપણામાં, કર્ત્તાપણામાં, તથા કરણપણામા કારણ થાય છે. આ પ્રકારે પ્રકૃતિના સુખદુઃખોના ભોક્તાપણામાં ક્ષેત્રજ્ઞ પુરુષ જ પ્રકૃતિવિષે પોતાની આભાસરૂપ છાયાની પ્રાપ્તિવડે કારણ થાય છે. જેમ અગ્નિ, લોહમા પોતાની છાયાની પ્રાપ્તિ કરીને લોહના દાહકર્ત્તાપણાવિષે કારણ થાય છે, તેવી રીતે ક્ષેત્રજ્ઞ પુરુષ પણ પ્રકૃતિવિષે પોતાની છાયાની પ્રાપ્તિ કરીને, પ્રકૃતિના સુખદુઃખોના ભોક્તાપણાવિષે કારણ થાય છે. તે આ પ્રમાણે–કાર્યપણુ, કારણપણું, કર્ત્તાપણું, એ ત્રણે વાસ્તવિક રીતે પ્રકૃતિના વિકારરૂપ દેહ–ઇંદ્રિય–બુદ્ધિના ધર્મ હોવા છતા પણ ચેતન આત્માવિષે (તેમનું) આરોપણ કરવામાં આવે છે. જેવી રીતે "હું ગૌર છું," "હું આ મનુષ્યનો પુત્ર છું" "હું કાણો છું," "હું ખંજ છું," "હું કર્ત્તા છું" એ પ્રકારે દેહાદિના કાર્યત્વાદિ ધર્મ ચેતન આત્માવિષે આરોપિત થયેલા પ્રતીત થાય છે; અને તે ચેતન આત્માના આભાસરૂપ છાયાને પ્રાપ્ત થયલી બુદ્ધિ પણ "હું ચેતનતાવાળી છું" તથા "સુખ દુઃખાદિને હું જાણું છું" એ પ્રકારે ચેતન આત્માના ધર્મોને પોતાવિષે માને છે. આ પ્રકારનો જે પ્રકૃતિ પુરુષ બન્નેમાં પરસ્પર ધર્મોનો અધ્યાસ છે, તે અધ્યાસ જ આ સંસારનું કારણ છે, એમ સિદ્ધ થાય છે. આટલા કથનથી જે જે સાંખ્યવાદીઓએ કેવળ પુરુષવિષે જ ભોક્તાપણું માન્યું છે, તેનું પણ ખંડન થયેલું જાણવું. જો કદાચિત્ એમ અંગીકાર ન કરીએ, કિન્તુ પ્રકૃતિને કર્ત્તા માનીએ અને પુરુષને ભોક્તા માનીએ, તો કર્તૃત્વ–ભોક્તૃત્વ એ બન્નેનું એક અધિકરણ સિદ્ધ થશે નહિ, કિંતુ ભિન્નભિન્ન અધિકરણ સિદ્ધ થશે, જે અત્યંત વિરુદ્ધ છે તથા ભોક્તા પુરુષવિષે નિર્વિકારપણું પણ સિદ્ધ થશે નહિ. (૨૦)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते એ વચનવડે પૂર્વે આપે ક્ષેત્રજ્ઞ નામના પુરુષમાં સુખદુઃખના ભોક્તૃત્વરૂપ સંસારીપણું કથન કર્યું. આ પુરુષના સંસારીપણા વિષે કાંઇ નિમિત્ત છે અથવા નથી? કાંઇ નિમિત્તવિના જો પુરુષવિષે સંસારીપણું માનશો, તો મુક્તિકાળે પણ પુરુષવિષે સંસારીપણું હોવું જોઇએ. આ દોષની નિવૃત્તિ કરવાને વાસ્તે પુરુષના સંસારીપણાવિષે કાંઇ નિમિત્તનો અંગીકાર કરવો પડશે. તે નિમિત્ત શું છે?"

એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ તે નિમિત્તનું કથન કરે છેઃ—

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

શ્લોકાર્થઃ-આ ક્ષેત્રજ્ઞ પુરુષ માયારૂપ પ્રકૃતિમાં સ્થિત થઇને જ પ્રકૃતિજન્ય સુખ દુઃખાદિ ગુણોને ભોગવે છે, માટે સત્ તથા અસત્ યોનિના જન્મવામાં પુરુષનું, ત્રિગુણાત્મક પ્રકૃતિ સાથેનું તાદાત્મ્ય જ કારણ છે. ૨૧

ટીકાઃ-હે અર્જુન ! ક્ષેત્રજ્ઞ પુરુષ પ્રકૃતિવિષે સ્થિત થઇને જ અર્થાત્ માયારૂપ પ્રકૃતિની સાથે મિથ્યા તાદાત્મ્યભાવને પ્રાપ્ત થઇને જ, પ્રકૃતિજન્ય સુખદુઃખાદિ ગુણોને ભોગવે છે; અર્થાત્ અંતઃકરણની વૃત્તિવડે સુખદુઃખાદિનો અનુભવ કરે છે. તેથી પ્રકૃતિજન્ય સુખદુઃખાદિ ગુણોના ભોગના સ્થાનરૂપ, જે સત્ યોનિવિષે જન્મ છે તથા જે અસત્ યોનિવિષે જન્મ છે, તેમ જ સત્-અસત્ મિશ્ર યોનિવિષે જે જન્મ છે, તે જન્મોની પ્રાપ્તિવિષે ક્ષેત્રજ્ઞ નામના પુરુષનો ગુણસંગ જ કારણ છેઃ અર્થાત્ સત્ત્વ-રજ-તમ એ ત્રિગુણાત્મક માયારૂપ પ્રકૃતિવિષે પુરુષનું તાદાત્મ્ય અભિમાન જ કારણ છે. પ્રકૃતિના તાદાત્મ્ય અભિમાનવિના અસંગ પુરુષને સ્વભાવથી ફલભોક્તૃત્વરૂપ સંસાર સંભવતો નથી. તેમાં ઇંદ્રાદિ દેવતાશરીરો સત્ યોનિવિષે જન્મવાળાં છે, તેથી દેવતાશરીરોમાં સાત્વિક ઇષ્ટ ફળ જ ભોગવાય છે; અને પશુઆદિ, અસત્ યોનિવિષે જન્મવાળાં છે, તેથી પશુઆદિ શરીરોમાં તામસ અનિષ્ટ ફળ જ ભોગવાય છે; અને બ્રાહ્મણાદિ મનુષ્યશરીરો ધર્મ-અધર્મ ઉભયવડે મિશ્રિત હોવાથી સત્-અસત્ યોનિવિષે જન્મવાળાં છે, તેથી તે મનુષ્યશરીરોવિષે રાજસ ઇષ્ટ-અનિષ્ટ મિશ્રિત ફળ ભોગવાય છે.

અથવા ગુણસંગઃ એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો. સુખ-દુઃખ-મોહરૂપ શબ્દાદિ વિષયરૂપ ગુણોવિષે, પુરુષના અભિલાષારૂપ સંગને શાસ્ત્રમાં કામ કહેવામાં આવે છે. એવો ગુણસંગ જ પુરુષને સત્ અસત્ યોનિવિષે જન્મોનું કારણ થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ-स यथा कामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते तदभिसंपद्यते-અર્થાત્-પુરુષ જે વસ્તુવિષયક અભિલાષારૂપ કામવાળો થાય છે, તે વસ્તુ વિષયક જ નિશ્ચયવાળો થાય છે; અને જે વસ્તુવિષયક નિશ્ચયવાળો થાય છે, તે વસ્તુની પ્રાપ્તિ વાસ્તે જ કર્મ કરે છે; અને જે વસ્તુની પ્રાપ્તિ વાસ્તે કર્મ કરે છે, તે જ વસ્તુને પ્રાપ્ત થાય છે. આ પક્ષે પણ સંસારના મૂળ કારણરૂપે કરીને ત્રિગુણાત્મક પ્રકૃતિના તાદાત્મ્ય અભિમાનને જ અંગીકાર કરવું.

કોઇ ટીકામાં તો पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् એ વચનનો એવો અર્થ કર્યો છે કે-દેહ, ઇંદ્રિય, મન ઇત્યાદિ સંઘાતનું નામ પ્રકૃતિ છે. એવી પ્રકૃતિવિષે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયેલો પુરુષ પ્રકૃતિજન્ય સુખ-દુઃખ-મોહરૂપ ગુણોને ભોગવે છે. જે કાળે સુષુપ્તિ-

સમાધિ-મૂર્છાવિષે પુરુષનું પ્રકૃતિવિષે સ્થિતપણું નથી, તે કાળે સુષુપ્તિ-સમાધિ-મૂર્છાદિવિષે પુરુષ સુખદુઃખાદિને પ્રાપ્ત થતો નથી. તેથી સુખદુઃખાદિ કેવળ ઉપાધિવિષે જ સ્થિત છે. ઉપાધિનો અભાવ થતાં સુખદુઃખાદિ પ્રતીત થતાં નથી, એવો અર્થ સિદ્ધ થયો. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે કે-आत्मेंद्रियमनो युक्तं भोक्तेत्याहुर्मनीषिणः અર્થાત્ દેહ-શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે તથા મનવડે યુક્ત થયલો આત્મા ભોક્તા થાય છે, એ પ્રમાણે તત્ત્વવેત્તા પુરુષો કહે છે. એ શ્રુતિ દેહ-ઇંદ્રિય-મનના યોગથી જ આત્માવિષે ભોક્તાપણાને દર્શાવતાં કેવળ શુદ્ધ આત્માવિષે ભોક્તાપણાનો નિષેધ કરે છે.

કોઈ ટીકામાં તો पुरुषः प्रकृतिस्थो हि એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, દેહ-ઇન્દ્રિય-મન ઇત્યાદિ જડ પદાર્થોના સંઘાતરૂપ પ્રકૃતિવિષે રહેલો વિદ્વાન્ પુરુષ અથવા અવિદ્વાન્ પુરુષ પ્રકૃતિજન્ય સુખદુઃખાદિ ગુણોને સમાન જ ભોગવે છે. એ વાત બ્રહ્મસૂત્રોમાં શ્રીભાષ્યકાર ભગવાને પણ કહેલી છેઃ-पश्वादिभिश्चाविशेषात् અર્થાત્ વ્યવહારકાળે વિદ્વાન્ પુરુષની પશુ આદિની સાથે તુલ્યતા જ થાય છે, અર્થાત્ જેમ પશુ આદિ ઇષ્ટ વસ્તુને દેખીને પ્રવૃત્ત થાય છે અને અનિષ્ટ વસ્તુને દેખી નિવૃત્ત થાય છે, તેમ વિદ્વાન્ પુરુષ પણ ઇષ્ટ વસ્તુને દેખીને પ્રવૃત્ત થાય છે અને અનિષ્ટ વસ્તુને દેખીને નિવૃત્ત થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! પ્રકૃતિવિષે સ્થિત થઈને પ્રકૃતિજન્ય સુખદુઃખાદિ ગુણોના ભોગવિષે જો વિદ્વાન્ પુરુષની અને અવિદ્વાન્ પુરુષની સમાનતાનો જ અંગીકાર કરશો, તો જેવી રીતે વિદ્વાન્ પુરુષ મુક્ત છે તેવી રીતે અવિદ્વાન્ પુરુષ પણ કેમ મુક્ત થતો નથી? તથા જેમ અવિદ્વાન્ પુરુષ બંધાયમાન છે તેમ વિદ્વાન્ પુરુષ પણ કેમ બંધાયમાન થતો નથી?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु इति હે અર્જુન! દેહ-ઇંદ્રિય-વિષયરૂપ ગુણોવિષે જે પુરુષનો સંગ છે અર્થાત્ "એ હું છું," "એ મારૂ છે," એ પ્રકારનો જે અહંમમ અભિમાનરૂપ અભિનિવેશ છે, તે ગુણસંગ જ પુરુષના સત્ અસત યોનિવિષે જન્મોનું કારણ છે. વિદ્વાન્ પુરુષોવિષે જન્મના કારણરૂપ ગુણસંગ નથી, તેથી વિદ્વાન્ પુરુષ જન્માદિ બંધને પ્રાપ્ત થતો નથી; અને અવિદ્વાન્ પુરુષોવિષે જન્મના કારણ-રૂપ ગુણસંગ વિદ્યમાન છે, તેથી અવિદ્વાન્ પુરુષ મુક્તિને પ્રાપ્ત થતો નથી. તે વિષે દૃષ્ટાંતઃ-જેમ કોઈ પુરુષના દેહમાં પિશાચ પ્રવેશ કરે છે, તેમાં દેહવિષે પિશાચનો પણ સંબંધ છે તથા દેહપતિ જીવનો પણ સંબંધ હોય છે. આ દેહ વિષે બન્નેનો સંબંધ સમાન હોવા છતાં પણ જે કાળે પિશાચ દેહના અભિમાનને ધારણ કરે છે, તે કાળે તો પિશાચ જ દેહની પીડાવડે પીડિત થાય છે, પણ દેહપતિ જીવ દેહની પીડાવડે પીડિત થતો નથી; અને જે કાળે દેહપતિ જીવ જ દેહના અભિમાનને ધારણ કરે છે, તે કાળે તે દેહપતિ જીવ જ દેહની પીડાવડે પીડિત થાય છે; પણ પિશાચ દેહની પીડાવડે પીડિત થતો નથી. એ પ્રકારે અહં-મમ અભિમાનરૂપ સંગવિષે જ બંધકપણું પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે. માત્ર સમીપતા-વડે આ બંધકપણું જોવામાં આવતું નથી, માટે વિદ્વાન્ પુરુષમાં તથા અવિદ્વાન્ પુરુષમાં દેહસંબંધ જો કે સમાન હોવા છતા પણ અહંમમ અભિમાનરૂપ સંગવડે તથા સંગના અભાવવડે મહાન્ વિશેષતા છે. (૨૧)

અવતરણિકાઃ-પૂર્વે શ્લોકમાં, પ્રકૃતિના મિથ્યા તાદાત્મ્ય અધ્યાસથી જ પુરુષને સંસારની પ્રાપ્તિ થાય છે, પણ પ્રકૃતિના તાદાત્મ્યવિના સ્વરૂપથી પુરુષવિષે તે બન્નેમાં સંસાર નથી, એ વાત કહી. હવે, ક્ષેત્રજ્ઞ નામના પુરુષનુ કેવા પ્રકારનું વાસ્તવિક સ્વરૂપ છે, જે સ્વરૂપવિષે

સંસાર સંભવતો નથી, એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ ક્ષેત્રજ્ઞ નામના પુરુષના સ્વરૂપને સાક્ષાત્ દર્શાવતાં કહે છેઃ—

उपद्रष्टाऽनुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥

શ્લોકાર્થઃ—આ દેહવિશે વર્તમાન છતાં પણ પુરુષ સર્વથી ભિન્ન છે, માટે પુરુષ ઉપદ્રષ્ટા છે, અનુમંતા છે, ભર્તા છે, ભોક્તા છે, મહેશ્વર છે તથા તેને શ્રુતિમાં પરમાત્માના નામવડે કથન કરવામાં આવ્યા છે. ૨૨

ટીકાઃ—હે અર્જુન ! માયારૂપ પ્રકૃતિના પરિણામરૂપ દેહવિષે જીવરૂપે કરીને વર્તમાન હોવા છતાં પણ ક્ષેત્રજ્ઞ નામનો પુરુષ પર છે, અર્થાત્ પ્રકૃતિજન્ય ગુણોના સંબંધથી રહિત છે તથા પોતાના સ્વરૂપે કરીને પરમાર્થથી અસંસારી છે.

હવે, પુરુષના વાસ્તવિક અસંગપણાવિષે શ્રીભગવાન્ ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર, પરમાત્મા એ છ હેતુગર્ભિત વિશેષણોનું કથન કરે છે—उपद्रष्टा इति—હે અર્જુન ! ક્ષેત્રજ્ઞ નામે પુરુષ ઉપદ્રષ્ટા છે, અર્થાત્ જેમ યજ્ઞરૂપ કર્મની સિદ્ધિ કરવાને વાસ્તે વ્યાપારવાળા થયેલા ઋત્વિક્ અને યજમાનની સમીપવર્ત્તી કોઇ અન્ય પુરુષ પોતે, યજ્ઞના અનુકૂળ વ્યાપારથી રહિત હોવા છતાં પણ, યજ્ઞવિદ્યાવિષે કુશળ હોવાથી, ઋત્વિક્-યજમાનના વ્યાપારોમાં રહેલા ગુણદોષોને દેખે છે; તેમ ક્ષેત્રજ્ઞ નામનો પુરુષ દેહ-ઇંદ્રિયાદિના વ્યાપારમાં પોતે વ્યાપારવાળો નહિ હોવાથી, તથા દેહ ઇંદ્રિયાદિથી વિલક્ષણ હોવાથી, વ્યાપાર સહિત દેહ-ઇન્દ્રિયાદિની સમીપમાં સ્થિર થઇને (રહીને) દેખે છે. ક્ષેત્રજ્ઞ નામે પુરુષ દેહ-ઇન્દ્રિયાદિની પેઠે પોતે કર્ત્તા થતો નથી, તેથી આત્માદેવ ઉપદ્રષ્ટા કહેવાય છે. શ્રુતિ કહે છે કે-स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसंगो ह्ययं पुरुषः અર્થાત્ આત્માદેવ પુરુષ જાગ્રત્ સ્વપ્નાદિ અવસ્થાઓમાં જે જે પદાર્થને દેખે છે તે તે પદાર્થની સાથે સંબંધવાળો હોતો નથી, જે કારણથી આત્માપુરુષ અસંગ કહેવાય છે. અથવા દેહ, ચક્ષુ, મન, બુદ્ધિ, આત્મા એ પાંચ દ્રષ્ટાઓની મધ્યમાં બાહ્ય દેહાદિ ચાર દ્રષ્ટાઓની અપેક્ષાએ કરીને અવ્યવહિત દ્રષ્ટા આત્માપુરુષ ઉપદ્રષ્ટા કહેવાય છે. તેમાં 'ઉપદ્રષ્ટા' શબ્દમાં રહેલા 'ઉપ' શબ્દનો અર્થ 'સમીપતા' થાય છે. આ અવ્યવધાનરૂપ સમીપતા અર્થ પ્રત્યક્ આત્મામાં જ ઘટે છે; અન્ય કોઈ અનાત્મ પદાર્થમાં ઘટતો નથી. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે—આત્મા, ઉપદ્રષ્ટા હોવાથી દેહ ઇંદ્રિયાદિથી ભિન્ન છે. જેમકે યજ્ઞનો ઉપદ્રષ્ટા પુરુષ યજ્ઞના કર્ત્તા ઋત્વિક્ યજમાનથી ભિન્ન હોય છે.

વળી ક્ષેત્રજ્ઞ આત્માપુરુષ અનુમંતા છે, અર્થાત્ દેહઇંદ્રિયોની પ્રવૃત્તિવિષે પોતે નહિ પ્રવૃત્ત થવા છતાં પણ, પ્રવૃત્ત થવાની પેઠે, માત્ર સમીપતાએ કરીને તેમને અનુકૂળ હોવાથી ક્ષેત્રજ્ઞ પુરુષ અનુમંતા કહેવાય છે. અથવા પોતપોતાના વ્યાપારોમાં પ્રવૃત્ત થયેલા દેહઇંદ્રિયાદિને, જો કદાચિત્ પોતાના વ્યાપારમાંથી નિવૃત્ત કરતો નથી, તો તે દેહઇંદ્રિયાદિનો સાક્ષીરૂપ પુરુષ અનુમંતા કહેવાય છે. શ્રુતિ કહે છે કે अनुमंता साक्षी च उपद्रष्टाऽनुमंतैव आत्मा—અર્થાત્—આત્માદેવ અનુમંતા છે, સાક્ષી છે, ઉપદ્રષ્ટા છે તથા અનુમંતા છે. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે, આત્મા અનુમંતા હોવાથી દેહઇંદ્રિયાદિથી ભિન્ન છે; જેમકે વિવાદકર્ત્તા પુરુષથી તટસ્થ પુરુષ ભિન્ન હોય છે.

વળી ક્ષેત્રજ્ઞ પુરુષ ભર્ત્તા છે, અર્થાત્ ચૈતન્યના આભાસવડે યુક્ત તથા સંઘાતભાવને પ્રાપ્ત થયેલાં દેહ-ઇંદ્રિય-મન-બુદ્ધિને ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષ પોતાની સત્તાએ કરીને તથા સ્ફુરણે કરીને ધારણ કરનારો છે તથા પોષણ કરનારો છે. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે-આત્મા ભર્ત્તા હોવાથી દેહઇંદ્રિયાદિથી ભિન્ન છે. જેમ કે પુત્રાદિનું ભરણ કરનારો પિતા પુત્રાદિથી ભિન્ન હોય છે.

વળી ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષ ભોક્તા છે અર્થાત્ બુદ્ધિની સુખ-દુઃખ-મોક્ષરૂપ જે વૃત્તિવિશેષ છે, તે વૃત્તિઓને સ્વરૂપચૈતન્યે કરીને પ્રકાશિત કરતો આત્માદેવ નિર્વિકાર સુખાદિનો ઉપલબ્ધા છે. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે-આત્મા ભોક્તા હોવાથી બુદ્ધિ આદિથી ભિન્ન છે. જેમકે દેવદત્ત નામનો ભોક્તા પુરુષ અન્નાદિ ભોજ્ય પદાર્થોથી ભિન્ન હોય છે.

વળી ક્ષેત્રજ્ઞ પુરુષ મહેશ્વર છે. જે મહાન્ હોય તે જ ઈશ્વર હોય, તેનું નામ મહેશ્વર છે. સર્વના આત્મારૂપ હોવાથી ક્ષેત્રજ્ઞ પુરુષ મહાન્ કહેવાય છે અને સ્વતંત્ર હોવાથી ઈશ્વર કહેવાય છે. જેમ ચુંબકપાષાણની સમીપતાએ કરીને લોહ ચેષ્ટા કરે છે, તેમ જેની સમીપતાએ કરીને બુદ્ધિ આદિ સર્વ પદાર્થો નાના પ્રકારની ચેષ્ટા કરે છે, તે ક્ષેત્રજ્ઞ આત્મા ઈશ્વર કહેવાય છે. શ્રુતિ કહે છે કે-महतो महीयान् ईशानो भूतभव्यस्य-અર્થાત્-આત્માદેવ આકાશાદિ મહાન્ પદાર્થોથી પણ અત્યંત મહાન્ છે તથા ભૂત-ભવિષ્ય-વર્ત્તમાન સર્વ જગતને પ્રેરણા કરનારા ઇશાનરૂપ છે. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે, આત્મા, મહેશ્વર હોવાથી, પ્રકૃતિથી તથા તેના કાર્યથી ભિન્ન હોવાને યોગ્ય છે; જેમકે મહારાજા પોતાની પ્રજાથી ભિન્ન હોય છે.

પુનઃ ક્ષેત્રજ્ઞ પુરુષને શ્રુતિમાં પરમાત્મા કહેવામાં આવેલ છે; અર્થાત્ અવિદ્યાની વશતાથી આત્મત્વરૂપવડે કલ્પેલા, દેહથી લઇને બુદ્ધિપર્યંત, સર્વ જડ પદાર્થોથી જે ઉત્કૃષ્ટ હોય તેને પરમ કહે છે; એવો પરમ પૂર્વોક્ત ઉપદ્રષ્ટૃત્વાદિ વિશેષણવિશિષ્ટ જે આત્મા છે, તેનું નામ પરમાત્મા છે. એ વાત उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः એ વચનવડે શ્રીભગવાન્ પોતે જ આગળ કથન કરશે. એટલા કથનથી શ્રીભગવાને એવુ અનુમાન સૂચિત કર્યું છે કે, આત્મા પરમાત્મા હોવાથી દેહ ઇંદ્રિયાદિથી ભિન્ન છે. જે દેહ ઇંદ્રિયાદિ ભિન્ન હોતો નથી તે પરમાત્મા પણ હોતો નથી; જેમ કે દેહ-ઇંદ્રિયાદિ છે.

કોઇ ટીકામાં તો उपद्रष्टाऽनुमंता च શ્લોકનો આવો અર્થ કર્યો છેઃ પૂર્વે स च यो यत्प्रभावश्च એ વચનવડે ક્ષેત્રજ્ઞ તથા ક્ષેત્રજ્ઞનો પ્રભાવ એ બન્નેનું વર્ણન કરવાની પ્રતિજ્ઞા કરી હતી; તેમાં ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ તો પૂર્વે વર્ણવ્યું. હવે આ શ્લોકવડે ક્ષેત્રજ્ઞના પ્રભાવનું વર્ણન કરે છે. उपद्रष्टा इति પૂર્વ શ્લોકમાં, પુરુષનો દેહ-ઇંદ્રિય-મનઆદિ ગુણોની સાથેનો સંગ જ પુરુષના જન્મનું કારણ છે. એ વાત કહી હતી.

ગુણસંગ ચાર પ્રકારનો હોય છે. એક તો પુરુષનો નિષેધ કરીને ગુણમાત્રની પ્રધાનતાએ કરીને ગુણસંગ થાય છે. બીજો પુરુષને અંતરભૂત કરીને ગુણની પ્રધાનતાવડે ગુણસંગ થાય છે; ત્રીજો પુરુષની તથા ગુણોની સમપ્રધાનતાવડે ગુણસંગ થાય છે અને ચોથો ગુણોની અપ્રધાનતાવડે તથા પુરુષની પ્રધાનતાવડે ગુણસંગ થાય છે. તેમાં પ્રથમ ગુણસંગવિષે દેહ-ઇંદ્રિય-મનઆદિરૂપ ગુણોના સંઘાતને જ આત્મારૂપ દેખનાર પુરુષ ભોક્તા કહેવાય જેમકે દેહાદિને જ આત્મા માનનારા ચાર્વાકાદિઓ છે, બીજા ગુણસંગમાં દેહ

રૂપ ગુણોને જ પ્રધાનતા હોવાથી આત્માવિષે વાસ્તવિક કર્તૃત્વાદિ અભિમાનવડે પુરુષ કર્મના ફળનો ભર્ત્તા કહેવાય છે, જેના જેવા નૈયાયિકાદિઓ છે. ત્રીજા ગુણસંગમાં આત્માની સાથે ગુણોની સમપ્રધાનતાવડે ગુણમાં રહેલા ભોક્તાપણાને અસંગ આત્માવિષે માનનાર પુરુષ અનુમંતા કહેવાય છે, જેવા સાંખ્ય શાસ્ત્રવાળા પુરુષો છે અને ચોથા ગુણસંગમાં સર્વ પ્રકારે ગુણોના ધર્મોનો આત્માવિષે પ્રવેશ નહિ દેખતો છતાં ઉદાસીનની બોધરૂપતાએ કરીને સર્વ ગુણોના પ્રચારોને દેખનારો પુરુષ ઉપદ્રષ્ટા કહેવાય છે, જે અમારો-વેદાંતીઓનો સાક્ષી આત્મા છે.

પૂર્વે કહેલા જે ભોક્તા, ભર્ત્તા, અનુમંતા, ઉપદ્રષ્ટા એ ચાર ગુણોના સંગવાળા છે, તે ચારે ગુણસંગીઓમાં ઉપદ્રષ્ટા ઉત્તમ છે, અનુમંતા મધ્યમ છે, ભર્ત્તા અધમ છે અને ભોક્તા અધમ કરતાં પણ અધમ છે. અને જે ચૈતન્યદેવ ગુણોના સંગથી ભોક્તાદિ ભાવને પ્રાપ્ત થયો છે, તે જ ચૈતન્યદેવ જે કાળે સર્વ ગુણોને પોતાને વશ કરીને ક્રીડા કરે છે, તે કાળે મહેશ્વર કહેવાય છે. અને જે ચૈતન્યદેવ આ જગતનો ઉત્પત્તિ-સ્થિતિ-લયનો કર્તા પ્રભુ અંતર્યામી છે, તે જ ચૈતન્યદેવ સર્વ ગુણોનો પરિત્યાગ કરીને રહેલો પરમાત્મા કહેવાય છે. યદ્યપિ ઉપદ્રષ્ટા પણ ગુણોનો પરિત્યાગ કરીને ગુણોના સાક્ષી રૂપવડે સ્થિત થાય છે, તથાપિ સંઘાત ઉપહિત તે જ ઉપદ્રષ્ટાને બીજા સંઘાતના પ્રચારનું દ્રષ્ટાપણું નથી; અને પરમાત્મા-દેવ તો સર્વ સંઘાતોના પ્રચારોનો દ્રષ્ટા છે, તેથી સર્વથી ઉત્કૃષ્ટ હોવાથી પરમ આત્મા છે એવા પરમાત્માનું उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ આ શ્લોકે કરી શ્રીભગવાન્ આગળ કથન કરશે. તેમાં મહેશ્વર અને પરમાત્મા બન્ને ગુણસંગી જ છે.

તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે-આ દેહમાં વિદ્યમાન તથા સર્વ ગુણોનો પોતાને વિષે લય કરીને રહેલો, એવો જે સર્વ ગુણોથી રહિત, અખંડ, એકરસ, અદ્વિતીય આત્મા છે તે એક આત્માદેવ જ ગુણસંગવડે ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્ત્તા, ભોક્તા, મહેશ્વર, પરમાત્મા એ છ પ્રકારનો થાય છે. એ જ ક્ષેત્રજ્ઞ આત્માનો પ્રભાવ છે. તેમાં અનુમંતા, ભર્ત્તા, ભોક્તા એ ત્રણ રૂપોવડે આત્માદેવ બંધાયમાન થાય છે, અને ઉપદ્રષ્ટા, મહેશ્વર, પરમાત્મા એ ત્રણ રૂપો-વડે આત્માદેવ નિત્યમુક્ત-એક-અદ્વિતીયરૂપ જ થાય છે. (૨૨)

અવતરણિકા:-પૂર્વે स च यो यत्प्रभावश्च એ વચનનું વ્યાખ્યાન કર્યું, અર્થાત્ ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું તથા તેના પ્રભાવનું વર્ણન કર્યું: હવે यज्ज्ञात्वाऽमृतमश्नुते એવું જે વચન પૂર્વે કહ્યું હતું, તેનો ઉપસંહાર કરે છેઃ—

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥**

શ્લોકાર્થ:-જે અધિકારી પુરુષ આ પૂર્વોક્ત પ્રકારે કરી ક્ષેત્રજ્ઞ પુરુષને તથા પોતાના વિકારો સહિત અવિદ્યારૂપ પ્રકૃતિને જાણે છે, તે પુરુષ સર્વ પ્રકારે વર્તમાન છતાં પણ પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી. ૨૩

ટીકા:-હે અર્જુન ! જે અધિકારી પુરુષ આ પૂર્વોક્ત પ્રકારે કરીને ક્ષેત્રજ્ઞ નામના પુરુષને જાણે છે, અર્થાત્ "સર્વત્ર વ્યાપક પરમાત્માદેવ હું છું" આ પ્રકારે જે પુરુષ ક્ષેત્રજ્ઞ આત્માને ગુરુશાસ્ત્રના ઉપદેશથી સાક્ષાત્કાર કરે છે, તથા જે પુરુષ દેહાદિ વિકારો સહિત અવિદ્યારૂપ પ્રકૃતિને જાણે છે; અર્થાત્ "દેહાદિ વિકારો સહિત અવિદ્યારૂપ પ્રકૃતિ આત્મજ્ઞાનવડે બાધિત

હોવાથી મિથ્યાભૂત છે, અને આત્મજ્ઞાનવડે મારું અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યરૂપ પ્રપંચ એ બન્ને નિવૃત્ત થઇ ગયાં છે" એ પ્રમાણે જે પુરુષ ગુણસહિત પ્રકૃતિને જાણે છે, તે તત્ત્વવેત્તા પુરુષ સર્વથા વર્ત્તમાન હોવા છતાં પણ, અર્થાત્ અતિ પ્રબલ પ્રારબ્ધ કર્મે કરીને દેવરાજ ઇન્દ્રની પેઠે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને વર્તતો હોવા છતાં પણ, પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી; અર્થાત વિદ્વાન્ પુરુષને જે શરીરમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ તે શરીરનો પાત થયા પછી તત્ત્વવેત્તા પુરુષ પુનઃ દ્વિતીય દેહને ગ્રહણ કરતો નથી. કારણ કે અવિદ્યાવડે જ પુરુષને પુનઃ જન્મની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મવિદ્યાવડે અવિદ્યારૂપ કારણનો જ્યારે નાશ થાય છે, ત્યારે અવિદ્યાના જન્માદિ કાર્યોનો પણ અભાવ થઇ જાય છે. એ વાત પૂર્વે ઘણીવાર કહેવામાં આવેલી છે.

કિંવા પુણ્યપાપ કર્મોવડે પુરુષને પુનઃ જન્મની પ્રાપ્તિ થાય છે. પુણ્યપાપ કર્મ તત્ત્વવેત્તા પુરુષના આત્મજ્ઞાનવડે નાશ પામી જાય છે. આ કારણથી પણ તત્ત્વવેત્તા પુરુષને પુનઃ જન્મની પ્રાપ્તિ થતી નથી, એ વાત બ્રહ્મસૂત્રોમાં શ્રીવ્યાસ ભગવાને પણ કહેલી છે. તે સૂત્ર આ પ્રમાણેઃ तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्–અર્થાત–"હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારનો આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થતાં તત્ત્વવેત્તા પુરુષનાં પૂર્વનાં પુણ્ય પાપરૂપ સર્વે સંચિત કર્મ નાશને પ્રાપ્ત થાય છે અને આત્મજ્ઞાનની પછી કરેલાં કર્મોનો તત્ત્વવેત્તા પુરુષને સ્પર્શ જ થતો નથી; એ વાત અનેક શ્રુતિ-સ્મૃતિઓમાં કહેલી છે.

અહીં सर्वथा वर्त्तमानोपि એ વચનમાં રહેલા अपि શબ્દવડે શ્રીભગવાને એ કૈમુતિકન્યાય સૂચિત કર્યો છે કે, અતિ પ્રબળ પ્રારબ્ધ કર્મની વશતાથી દેવરાજ ઇન્દ્રની પેઠે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને વર્ત્તમાન થતો હોવા છતાં પણ તત્ત્વવેત્તા પુરુષ જ્યારે પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી, ત્યારે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન ન કરીને પોતાના શ્રેષ્ઠાચારમાં વર્ત્તમાન થતો તત્ત્વવેત્તા પુરુષ પુનઃ જન્મને પ્રાપ્ત ન થાય, એમાં શું શંકા હોઇ શકે ? દેવરાજ ઇન્દ્રે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને જેમ વિશ્વરૂપ નામે પુરોહિતને તથા અનેક સંન્યાસીઓને હણેલા છે, એ સર્વ વાત આત્મપુરાણના દ્વિતીય અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે. (૨૩)

અવતરણિકાઃ–પૂર્વે કહેલા ફળ સહિત આત્મજ્ઞાનવિષે, અધિકારી જનોના ભેદે કરીને, સાધનોના વિકલ્પોનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ–

## ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
## अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

શ્લોકાર્થઃ–કેટલાક અધિકારી જન તો ધ્યાનવડે પોતાની બુદ્ધિમાં ધ્યાનયુક્ત અંતઃકરણે કરી પ્રત્યક્ આત્માનો સાક્ષાત્કાર કરે છે, કેટલાક અધિકારી જન તો સાંખ્ય યોગે કરી આત્માનો સાક્ષાત્કાર કરે છે તથા અન્ય કેટલાક અધિકારી તો કર્મ યોગે કરી આત્માનો સાક્ષાત્કાર કરે છે. ૨૪

ટીકાઃ–આ લોકમાં ચાર ચાર પ્રકારના અધિકારી જનો હોય છે. તે પ્રકાર ઉત્તમ, મધ્યમ, મંદ અને મંદતર એ પ્રમાણે છે. આ ચારમાં પહેલા ઉત્તમ અધિકારી જનોના આત્મજ્ઞાનના સાધનોનું શ્રીભગવાન્ કથન કરે છે–ध्यानेन इति. દેહાદિ અનાત્મ પદાર્થાકાર વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત, આત્માકાર સજાતીય વૃત્તિઓના પ્રવાહરૂપ આત્મચિંતનને શાસ્ત્રમાં

નિદિધ્યાસન કહેલ છે; જે આત્મચિંતન શ્રવણ મનનના ફળરૂપ છે, તથા જે આત્મચિન્તન-વડે દેહાદિવિષે આત્મત્વ બુદ્ધિરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિ થાય છે, તે નિદિધ્યાસનરૂપ આત્મચિન્તનનું નામ ધ્યાન છે, એવા ધ્યાનવડે જ કોઈક ઉત્તમ અધિકારીજન પોતાની બુદ્ધિવિષે પ્રત્યક્ ચેતનરૂપ આત્માને ધ્યાનયુક્ત શુદ્ધ અંતઃકરણવડે સાક્ષાત્કાર કરે છે.

હવે મધ્યમ અધિકારી જનોના આત્મજ્ઞાનનાં સાધનોનું શ્રીભગવાન્ કથન કરે છે–अन्ये सांख्येन योगेन इति પૂર્વોક્ત નિદિધ્યાસનરૂપ ધ્યાનનું પૂર્વભાવી એવું જે શ્રવણમનનરૂપ આત્મ-ચિન્તન, નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્ સંપત્, મુમુક્ષુતા એ ચાર સાધ-નોની પાછી કરવામાં આવે છે તથા જે આત્મચિન્તન "ત્રિગુણાત્મક માયાના પરિણામરૂપ સર્વ અનાત્મ પદાર્થ મિથ્યાભૂત છે અને સર્વ મિથ્યા પદાર્થોના સાક્ષીરૂપ નિત્ય–વિભુ–નિર્વિ-કાર–સત્ય, સમસ્ત જડ પદાર્થોના સંબંધથી રહિત, એવો જે પ્રત્યક્ ચેતન આત્મા છે, તે હું છું" એ પ્રકારના વેદાંતવાક્યોના વિચારવડે ઉત્પન્ન થયેલું છે તથા જે આત્મચિન્તન પ્રમા-ણગત અસંભાવનાનું તથા પ્રમેયગત અસંભાવનાનું નિવર્ત્તક છે, તે શ્રવણમનનરૂપ આત્મ-ચિંતનનું નામ સાંખ્યયોગ છે. એવા સાંખ્યયોગવડે કોઈ મધ્યમ અધિકારી જન પોતાની બુદ્ધિવિષે પ્રત્યક્ આત્માને ધ્યાનની ઉત્પત્તિદ્વારા સાક્ષાત્કાર કરે છે.

હવે ત્રીજા મંદ અધિકારી જનોના આત્મજ્ઞાનનાં સાધનોનું શ્રીભગવાન્ કથન કરે છે–कर्मयोगेन चापरे इति–ફળની ઇચ્છાથી રહિત થઈને કેવળ ઇશ્વરાર્પણ બુદ્ધિવડે કરેલાં એવાં જે વર્ણાશ્રમને ઉચિત અગ્નિહોત્રાદિ કર્મોનું નામ કર્મયોગ છે. એવા કર્મયોગવડે કોઈ મંદ અધિકારી જન પોતાની બુદ્ધિવિષે પ્રત્યક્ આત્માને, અંતઃકરણની શુદ્ધિ, શ્રવણ, મનન, ધ્યાન એ ચારેની ઉત્પત્તિદ્વારા સાક્ષાત્કાર કરે છે. (૨૪)

અવતરણિકાઃ–હવે ચોથા મંદતર અધિકારી જનોના આત્મજ્ઞાનનાં સાધનોનું શ્રીભગ-વાન્ કથન કરે છેઃ–

अन्ये त्वेवमजानंतः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येवं मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

શ્લોકાર્થઃ–વળી અન્ય અધિકારીજનો તો પૂર્વોક્ત ઉપાયે કરી આત્માને નહિ ઓળખતાં છતાં અન્ય ગુરુઓના શ્રવણવડે આત્માનું ચિંતન કરે છે. આવા અધિકારીજનો પણ શ્રવણ-પરાયણ થઇ, આ મૃત્યુયુક્ત સંસારનું અવશ્ય અતિક્રમણ કરે છે. ૨૫

ટીકાઃ–અહીં अन्ये त्वेवं આ વચનમાં રહેલો तु શબ્દ પૂર્વ શ્લોકમાં કહેલા ત્રણ પ્રકારના અધિ-કારીઓ કરતાં આ મંદતર અધિકારીઓમાં વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. તે વિલક્ષણતા આ પ્રમાણેઃ હે અર્જુન ! પૂર્વ શ્લોકમાં કહેલા જે ધ્યાન, સાંખ્યયોગ, અને કર્મયોગ એ ત્રણ ઉપાયોમાં કોઇ પણ ઉપાયે કરીને આત્માને નહિ જાણનાર કોઇ મંદતર અધિકારીજન અન્ય પરમ કારુણિક આચાર્યથી શ્રવણ કરીને ઉપાસના કરે છે, અર્થાત્ "તમે આ આત્માનું આ પ્રકારે ચિન્તન કરો," એ પ્રમાણે કૃપાળુ આચાર્યોવડે ઉપદેશ પામીને તથા ગુરુઓનાં વચનોમાં અત્યંત શ્રદ્ધાવાળો થઇને, આ પ્રકારે આત્માનું ચિન્તન કરે છે. તેવા શ્રુતિપરાયણ પુરુષ પણ અર્થાત્ પોતાની બુદ્ધિવડે વિચારમાં અસમર્થ હોવા છતાં પણ, અત્યંત શ્રદ્ધાવાન્ થવાથી ગુરુના ઉપદેશને માત્ર શ્રવણ પરાયણ થતાંજ મૃત્યુયુક્ત આ સંસારનું અવશ્ય અતિક્રમણ કરે છે. તાત્પર્ય એ છે કે, ધ્યાનમાં પ્રવૃત્તિની અતિશયતાથી પુરુષોને ચિત્તની શુદ્ધિ વાસ્તે કર્મોની પણ

અપેક્ષા નથી; અને વેદોક્ત તત્ત્વવિષે દૃઢ નિશ્ચયથી પુરુષોને અસંભાવનાની નિવૃત્તિ વાસ્તે શ્રવણ મનનની પણ અપેક્ષા નથી.

અહીં તેऽપિ શબ્દોમાં રહેલા અપિ શબ્દવડે શ્રીભગવાને કૈમુતિક ન્યાય સૂચિત કર્યો છે કે, જે પુરુષ પોતે વિચાર કરવામાં સમર્થ નથી, કિન્તુ અન્ય ગુરુઓથી માત્ર શ્રવણ કરીને આત્માનું ચિન્તન કરે છે, તે પુરુષ પણ જ્યારે આ મૃત્યુયુક્ત સંસારનું અતિક્રમણ કરે છે, ત્યારે વિચારમાં સમર્થ પુરુષ પોતે આ મૃત્યુયુક્ત સંસારનું અતિક્રમણ કરે છે. એમાં શું શંકા હોઈ શકે ? આત્મજ્ઞાનવડે કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ કરવી, એ જ મૃત્યુયુક્ત સંસારનું અતિક્રમણ છે. (૨૫)

અવતરણિકાઃ-અધિષ્ઠાન બ્રહ્મને આશ્રિત રહેનારી તથા બ્રહ્મનો જ વિષય કરનારી એવી અનિર્વચનીયા અવિદ્યાવડે જ આ સર્વ સંસાર ઉત્પન્ન થયો છે. તેથી અધિષ્ઠાન બ્રહ્મનો વિષય કરનારી જે "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારની આત્મજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યાવડે, અવિદ્યામાંથી નિવૃત્તિ થવાં, અધિકારી પુરુષને મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે. આ અર્થનો નિશ્ચય કરાવવાને વાસ્તે આ તેરમા અધ્યાયની સમાપ્તિપર્યંત શ્રીભગવાને સંસારનું તથા સંસારના નિવર્તક આત્મજ્ઞાનનું એમ બન્નેનું વિસ્તારથી નિરૂપણ કર્યું છે. તેમાં कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु એવું જે વચન પૂર્વે કહ્યું હતું, તે વચનના અર્થનું જ હવે શ્રીભગવાન્ સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છેઃ—

**यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।**
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! જેટલી જેટલી સ્થાવર જંગમરૂપ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે સર્વને તું ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ આ એના સંયોગથી ઉત્પન્ન થયેલ જાણ. ૨૬

ટીકાઃ-હે અર્જુન ! ત્રણ લોકમાં કેટલીક વસ્તુ સ્થાવરરૂપ તથા કેટલીક જંગમરૂપ ઉત્પન્ન થાય છે. આ સર્વ વસ્તુઓને તું ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ બન્નેના સંયોગથી ઉત્પન્ન થયલી જાણ. તેમાં અવિદ્યા અને તેના કાર્યરૂપ જેટલા જડ અનિર્વચનીય ભાવ તથા અભાવરૂપ દૃશ્ય પ્રપંચ છે, તે સર્વ ક્ષેત્રરૂપ છે; અને ક્ષેત્રથી વિલક્ષણ, ક્ષેત્રનો પ્રકાશક, સ્વપ્રકાશ, પરમાર્થ સત, અસંગ, ઉદાસીન તથા સર્વ ધર્મોથી રહિત એવા અદ્વિતીય ચૈતન્યનું નામ ક્ષેત્રજ્ઞ છે. એવા ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ ઉભયનો જે માયાની વશતાથી પરસ્પર અવિવેક નિમિત્તક સત્ય-અનૃતના મિથુની કરણરૂપ મિથ્યા તાદાત્મ્ય અધ્યાસ છે, તે જ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનો સંયોગ છે. એવા ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સંયોગથી જ સ્થાવર જંગમરૂપ સર્વ કાર્ય ઉત્પન્ન થાય છે; આ પ્રકારનો નિશ્ચય તું કર.

એ કહેવાથી એ અર્થ સિદ્ધ થયો કે, પોતાના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી જ સંસાર પ્રતીત થાય છે તથા વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી સંસાર નાશને પ્રાપ્ત થાય છે; જેમ સ્વપ્નાદિ મિથ્યા પદાર્થો અધિષ્ઠાન વસ્તુના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનથી જ પ્રતીત થાય છે અને તે સ્વરૂપનું જ્ઞાન થવાથી નિવૃત્ત થઇ જાય છે. (૨૬)

અવતરણિકાઃ-આ પ્રકારે અવિદ્યારૂપ સંસારનું કથન કરીને હવે સંસારની નિવૃત્તિ કરનારી બ્રહ્મવિદ્યાનું કથન કરવા વાસ્તે य एवं वेत्ति पुरुषम् એ પૂર્વોક્ત વચનના અર્થનું શ્રીભગવાન્ સ્પષ્ટ રીતે કથન કરે છેઃ—

**समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥ २७ ॥**

શ્લોકાર્થઃ—નાશવાન્ એવા સર્વ ભૂતોમાં સમ, નિર્વિકારરૂપથી સ્થિત, વિનાશથી રહિ તથા પરમેશ્વરરૂપ એવા આત્માદેવને જે પુરુષ જુવે છે તે પુરુષ જ ખરો જોનારો છે. ૨૭

ટીકાઃ—હે અર્જુન ! ઉત્પત્તિ ધર્મવાળા જેટલા સ્થાવરજંગમ પ્રાણીરૂપ સર્વ ભૂત, અને પ્રકારના જન્માદિ પરિણામો સ્વભાવપણાએ કરીને તથા ગુણપ્રધાન ભાવની પ્રાપ્તિએ કર વિષમ સ્વભાવવાળા છે. આ કારણથી ભૂત અત્યંત ચંચળ છે અર્થાત્ ક્ષણ ક્ષણ વિં પરિણામી છે. તેઓ પરિણામને પ્રાપ્ત થઇને એક ક્ષણમાત્ર પણ રહેવા સમર્થ નથી આ કારણથી જ સર્વ ભૂત પરસ્પર બાધ્ય બાધક ભાવને પ્રાપ્ત થાય છે. આ કારણથી જ સર્વ ભૂત વિનાશવાન્ છે અર્થાત્ માયા–ગંધર્વ નગરાદિની પેઠે દષ્ટનષ્ટ સ્વભાવવાળા છે. પદાર્થ દેખતાં દેખતામાં જ નષ્ટ થઇ જાય છે, તે પદાર્થ દષ્ટનષ્ટ સ્વભાવવાળો કહેવાય છે એવા સર્વ સ્થાવર–જંગમરૂપ ભૂતોવિષે આત્માદેવ સમ છે, અર્થાત્ સર્વત્ર એકરૂપ છે.

સર્વ દેહોવિષે એક છે તથા જે આત્માદેવ તે સર્વ ભૂતોવિષે જન્માદિ પરિણામોથી રહિતતાવ નિર્વિકારરૂપે રહે છે, તથા જે આત્મદેવ પરમેશ્વર છે અર્થાત્ દેહાદિ સર્વ જડવર્ગની પ્ર સત્તા–સ્ફૂર્તિનો પ્રદાતા હોવાથી બાધ્ય બાધક ભાવથી રહિત છે. (નાશ થવા યોગ્ય વસ્તુ બાધ્ય કહે છે અને નાશ કરનાર વસ્તુને બાધક કહે છે) તથા જે સર્વ દોષોથી રહિત છે, આત્માદેવ અવિનાશી છે, અર્થાત્ માયા–ગંધર્વ નગરાદિની પેઠે દષ્ટનષ્ટ પ્રાય સર્વ દ્વૈ ભાવનો બાધ થવા છતાં પણ જેને બાધ પ્રાપ્ત થતો નથી, તેવા છે. શ્રુતિ કહે છે કે—અવિ નાશી વા અરેઽયમાત્મા–અર્થાત્–હે મૈત્રેયી ! આત્મા દેવ નાશથી રહિત છે. એ રીતે સર્વ પ્રકા કરીને જડ પ્રપંચથી વિલક્ષણ પ્રત્યક્ આત્માને જે અધિકારીજન વેદાંતશાસ્ત્રરૂપ ચક્ષુવ સર્વ જડવર્ગથી ભિન્ન દેખે છે, તે જ અધિકારીજન આત્માને દેખે છે. જેમ જાગ્રતના બોધ વડે સ્વપ્નભ્રમને નિવૃત્ત કરનાર પુરુષ જ સમ્યક્ દેખે છે. પણ જે પુરુષ એ પ્રકારે આત્મા દેખતો નથી, તે અજ્ઞાની પુરુષ તો સ્વપ્નદર્શી પુરુષની પેઠે ભ્રાંતિવડે વિપરીત દેખતાં છત પણ દેખતો જ નથી. કારણ કે જે જે ભ્રમ હોય છે, તે તે ભ્રમ અદર્શનરૂપ જ હોય છે ભ્રમમાં દર્શનરૂપતા સંભવતી નથી; જેમકે રજ્જુને સર્પરૂપે દેખાવા છતાં પણ ભ્રાંત પુરુ "એ દેખે છે" એમ કહેતો નથી, કિન્તુ "એ દેખતો નથી" એ પ્રમાણે જ કહે છે. કારણ કે કલ્પિત સર્પનું દર્શન રજ્જુના અદર્શનરૂપ જ છે. રજ્જુના અદર્શનથી સર્પનું દર્શન ભિન્ન નથી. તેથી સર્પને દેખતા છતાં પણ ભ્રાંત પુરુષ દેખતો જ નથી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, આ પ્રકારના–સર્વ ઉપાધિઓથી રહિત–શુદ્ધ આત્માના દર્શનથી, આત્માના અદર્શનરૂ અવિદ્યા નિવૃત્ત થઈ જાય છે. અવિદ્યારૂપ કારણની નિવૃત્તિની પછી તેના કાર્યરૂપ સંસા રની પણ નિવૃત્તિ થઇ જાય છે. એવું આત્મજ્ઞાન અધિકારી પુરુષે અવશ્ય સંપાદન કરવું.

આ શ્લોકમાં યદ્યપિ શ્રીભગવાને आत्मानं એ પ્રકારનું આત્મરૂપ વિશેષ્યનું વાચકપદ કથન કર્યું નથી, તથાપિ જ્યાં વિશેષણવાચક પદ હોય છે, ત્યાં વિશેષ્યવાચક પદની અર્થથી જ પ્રાપ્તિ થાય છે, એવો શાસ્ત્રવેત્તા પુરુષોનો નિયમ છે. વિશેષણ વાચક પદ અહીં પણ समं तिष्ठंतं परमेश्वरं अविनश्यंतम् એ વિદ્યમાન છે, તેથી આત્મારૂપ વિશેષ્યનો લાભ અહીં અર્થથી જ પ્રાપ્ત થાય છે. અથવા परमेश्वरं એ શબ્દ જ આત્મારૂપ વિશેષ્યનો વાચક જાણવો. (૨૭)

અવતરણિકાઃ—હવે, આત્મદર્શનવિષે અધિકારી જનોની રુચિ ઉત્પન્ન કરવા વાસ્તે આ પૂર્વ શ્લોકોક્ત આત્મદર્શનની, શ્રીભગવાન્ ફળવડે સ્તુતિ કરે છેઃ—

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥ २८ ॥

શ્લોકાર્થઃ–સર્વ ભૂતોમાં સમ, સમવસ્થિત તથા ઈશ્વરરૂપ એવા આત્માને જોનારો વિદ્વાન્ પુરુષ આત્માવડે આત્માનું હનન કરતો નથી, જેથી તે પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૨૮

ટીકાઃ–હે અર્જુન! સ્થાવરજંગમરૂપ સર્વ ભૂતો વિષે જે આત્મા સમ છે અર્થાત્ સર્વત્ર એકરૂપ છે, તથા જે આત્મા સમવસ્થિત છે અર્થાત્ જન્મથી લઇને વિનાશપર્યંત સર્વ ભાવ-વિકારોથી રહિત થઇને રહે છે, તથા જે આત્મા ઈશ્વરરૂપે છે અર્થાત્ સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિનું કારણ છે; એ પ્રકારનાં પૂર્વોક્ત સર્વ વિશેષણોવડે વિશિષ્ટ આત્માને દેખનાર અર્થાત્ "આ પ્રકારનો આત્માદેવ હું છું" એ પ્રમાણે શાસ્ત્રદૃષ્ટિવડે આત્માનો સાક્ષાત્કાર કરનાર વિદ્વાન્ પુરુષ પોતાના આત્માવડે પોતાના આત્માને હણતો નથી. આ કારણથી વિદ્વાન્ પુરુષ પરમ ગતિને પ્રાપ્ત થાય છે.

આ લોકમાં સર્વ અજ્ઞાની જનો, પરમાર્થથી સત્, એક, અદ્વિતીયરૂપ, અકર્ત્તા-અભોક્તારૂપ, પરમાનંદરૂપ, એવા આત્માને, અસ્તિભાતિરૂપ વસ્તુવિષે પણ नास्ति न भाति એ પ્રકારની પ્રતીતિ કરાવવામાં સમર્થ એવી અવિદ્યાવડે, પોતે જ તિરસ્કારને કરતો હોય અથવા ન કરતો હોય તેમ કરે છે. તેથી સર્વ અજ્ઞાની જન આત્માને હણે છે અથવા અવિદ્યાવડે આત્મત્વરૂપે કરીને ગ્રહણ કરેલા દેહઇંદ્રિયાદિના સંઘાતરૂપ પુરાતન આત્માને હણીને પુણ્ય-પાપ કર્મની વશતાથી પુનઃ નવીન સંઘાતરૂપ આત્માને ગ્રહણ કરે છે. આ કારણથી પણ અજ્ઞાની જનો આત્માને હણે છે. એ રીતે બે પ્રકારે સર્વે અજ્ઞાનીજનો આત્મહત્યારા જ છે.

એવા આત્મહત્યારા અજ્ઞાનીજનોને લક્ષ્ય કરીને જ આ શકુંતલાની વચનરૂપી સ્મૃતિ પ્રવૃત્ત થઇ છેઃ–किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा । योऽन्यथा संतमात्मानमन्यथा प्रतिपद्यते ॥ અર્થાત્–જે પુરુષ સત્ ચિત્ આનંદ વિભુ આત્માને અસત્ જડ દુ ખ પરિચ્છિન્નરૂપ માને છે, તે આત્માનું અપહરણ કરનાર ચોર પુરુષે કયું પાપ કર્યું નથી? અર્થાત્ તે પુરુષે સર્વ પાપો કર્યાં છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે–असुर्या नाम ते लोका अंधेन तमसावृता । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ અર્થાત્–દંભદર્પાદિ આસુરી સંપદવાળા પુરુષોને પ્રાપ્ત થનાર તથા અંધ તમવડે આવૃત એવા નરકાદિક લોકોને, આત્મહન્ પુરુષો મૂઆ પછી પ્રાપ્ત થાય છે. દેહાદિ અનાત્મ પદાર્થોવિષે જે પુરુષો આત્માભિમાન કરે છે તે પુરુષો આત્મહન્ કહેવાય છે તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જે પુરુષ ગુરુશાસ્ત્રના ઉપદેશથી આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ દેહાદિ અનાત્મ પદાર્થોમાં આત્માભિમાનને, શુદ્ધ આત્માના દર્શને કરીને નષ્ટ કરે છે. તેથી પોતાના વાસ્તવિક સ્વરૂપના લાભથી તત્ત્વવેત્તા પુરુષ પોતપોતાના આત્માનો પોતાના આત્માવડે નાશ કરતા નથી. એ કારણથી જ તત્ત્વવેત્તા પુરુષ પરા ગતિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મુક્તિને તત્ત્વવેત્તા પુરુષ પ્રાપ્ત થાય છે. (૨૮)

અવતરણિકા–અર્જુનની શંકાઃ–"હે ભગવન્! શુભ અશુભ કર્મો કરનારા દરેક દેહવિષે ભિન્ન ભિન્ન જ આત્મા છે, તથા સુખદુ ખાદિરૂપ વિચિત્ર ફળના ભોક્તા હોવાથી આત્મા વિષમ સ્વભાવવાળા પણ છે. તેથી સર્વ ભૂતોમાં રહેલા એક આત્માને સમ દેખનાર પુરુષ પોતાના આત્માવડે પોતાના આત્માને હણતો નથી, એવું આપનું વચન કેવી રીતે સંગત થશે?"

એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે—

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

શ્લોકાર્થઃ-'માયારૂપ પ્રકૃતિવડે જ સર્વ પ્રકારે કરી સર્વ કર્મ કરવામાં આવે છે,' આ પ્રકારે જ વિવેકી પુરુષ જૂવે છે તથા જે ક્ષેત્રજ્ઞ આત્માને અકર્ત્તા જૂવે છે તે જ પુરુષ સમ્યક્

તથા પૃથક્ભાવને સ્વપ્નમાયાની પેઠે વિચાર કરીને દેખે છે, તે કાળે સજાતીય-વિજાતીય ભેદદર્શનના અભાવથી સર્વ અનર્થોથી શૂન્ય એક બ્રહ્મરૂપ જ થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે:-

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

અર્થાત્-જે જ્ઞાનાવસ્થામાં વિદ્વાન્ પુરુષને સ્થાવર જંગમરૂપ સર્વ ભૂત પોતાના આત્મારૂપ જ થયેલ છે, તે જ્ઞાનાવસ્થામાં આત્માના એક અદ્વિતીય ભાવને દેખનાર તત્ત્વવેત્તા પુરુષને શોક તથા મોહ કદાચિત્ પણ થતાં નથી. તેમાં प्रकृत्यैव च कर्माणि એ પૂર્વ શ્લોકમાં તો શ્રીભગવાને ક્ષેત્રજ્ઞ આત્માના ભેદનો નિષેધ કર્યો હતો, અને यदा भूतपृथग्भावं એ શ્લોકમાં શ્રીભગવાને ક્ષેત્રરૂપ આત્મપદાર્થોના ભેદનો નિષેધ કર્યો છે. એટલી આ બન્ને શ્લોકમાં વિશેષતા છે. (૩૦)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! આત્માને સ્વભાવથી અકર્ત્તાપણું હોવા છતાં પણ શરીરના સંબંધરૂપ ઉપાધિવડે કર્ત્તાપણું હોવું જોઇએ" એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરતાં શ્રીભગવાન્ यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति એ પૂર્વોક્ત વચનના અર્થને હવે સ્પષ્ટ રીતે વર્ણવે છે:--

**अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।**
**शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી પરમાત્મા અવ્યય છે; આ આત્માદેવ આ શરીરમાં સ્થિત છતાં પણ કશું કરતા નથી તથા કશાથી લિપાયમાન થતા નથી. ૩૧

ટીકા:-હે અર્જુન ! પરમેશ્વરથી અભિન્ન હોવાથી પરમાત્મા જે અપરોક્ષ પ્રત્યક્ આત્મા છે, તે આત્મા અવ્યય છે. જન્મમરણાદિ વિકારોનું નામ વ્યય છે. વિકારરૂપ વ્યયને જે પ્રાપ્ત થતો નથી તે અવ્યય કહેવાય છે, અર્થાત્ જન્મમરણાદિ સર્વ વિકારો રહિત વસ્તુનુ નામ અવ્યય છે. વ્યય બે પ્રકારના હોય છે. એક તો ધર્મીના સ્વરૂપને જ ઉત્પત્તિવાળા હોવાથી, વ્યય હોય છે, અને બીજો ધર્મીના સ્વરૂપની અનુત્પત્તિ હોવા છતાં તેના ધર્મો ઉત્પત્તિવાળા હોવાથી, વ્યય થાય છે.

તેમાં શ્રીભગવાન્ આત્માવિષે પ્રથમ વ્યયનો નિષેધ કરે છે-अनादित्वात् इति તેમાં પૂર્વની અસત્વ અવસ્થાનું નામ આદિ છે. જેમકે ઘટાદિ પદાર્થોની-પોતાની ઉત્પત્તિની પૂર્વે-જે અસત્વ અવસ્થા હોય છે, તે અસત્વ અવસ્થા જ ઘટાદિની આદિ અવસ્થા છે. આ આદિ અવસ્થા જે વસ્તુને ન હોય તે વસ્તુ અનાદિ કહેવાય છે. એવા અનાદિ સર્વ કાળે સત્ય આત્મા છે. એવા અનાદિ હોવાથી આત્માદેવ કારણના અભાવવાળા હોવાથી જન્મને પ્રાપ્ત થતા નથી. કારણ કે જે વસ્તુ આદિવત્ હોય છે તે વસ્તુનો જ જન્મ થાય છે, જેમકે ઘટાદિ પદાર્થો આદિવાળા હોવાથી જન્મને પ્રાપ્ત થાય છે અને આત્માને આદિ નથી, તેથી આત્માનો જન્મ પણ થતો નથી અને જન્મની પછી જ મરણપર્યંત સર્વ ભાવવિકાર પ્રાપ્ત થાય છે; જન્મરૂપ આદિ વિકારનો અભાવ થતાં આત્માદેવને મરણપર્યંત સર્વ ભાવવિકાર પણ પ્રાપ્ત થતા નથી. તેથી આત્માદેવ પોતાના સ્વરૂપથી જન્માદિ વિકારરૂપ વ્યયને પ્રાપ્ત થતા નથી. શ્રુતિ કહે છે કે- न तस्य कश्चिज्जनिता न चाधिपः-અર્થાત્-આત્માદેવનું કોઇ પણ ઉત્પન્ન કરનારું કારણ નથી, તથા આત્માદેવના કોઇ પણ અધિષ્ઠાતા નથી.

હવે બીજા વ્યયનો નિષેધ કરે છે-निर्गुणत्वात् इति-હે અર્જુન ! આત્માદેવ સર્વ ધર્મોથી રહિત હોવાથી અવ્યય છે; કારણ કે આ લોકમાં રૂપરસાદિ સર્વ ધર્મોનું પોતાના ધર્મીની

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥**

શ્લોકાર્થ:-'માયારૂપ પ્રકૃતિવડે જ સર્વ પ્રકારે કરી સર્વ કર્મ કરવામાં આવે છે,' આ પ્રકારે જ વિવેકી પુરુષ જૂવે છે તથા જે ક્ષેત્રજ્ઞ આત્માને અકર્ત્તા જૂવે છે તે જ પુરુષ સમ્યક્ પ્રકારે જૂવે છે. ૨૯

ટીકા:-હે અર્જુન ! શરીરવડે, મનવડે તથા વાણીવડે આરંભ કરવા યોગ્ય લૌકિક તથા વૈદિક સર્વ કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિ જ કરે છે, અર્થાત્ દેહ ઇંદ્રિયાદિરૂપ સંઘાતના આકારપરિણામને પ્રાપ્ત થયલી તથા સર્વ વિકારોના કારણરૂપ એવી ત્રિગુણાત્મક ભગવતની માયારૂપ પ્રકૃતિ જ સર્વ કર્મો કરે છે. સર્વ વિકારોથી શૂન્ય ક્ષેત્રજ્ઞ નામનો પુરુષ કોઈ પણ કર્મ કરતો નથી. આ પ્રકારે જે વિવેકી પુરુષ શાસ્ત્રરૂપ ચક્ષુવડે દેખે છે, પ્રકૃતિરૂપ ક્ષેત્રે કરેલાં સર્વ કર્મોમાં જે પુરુષ ક્ષેત્રજ્ઞ આત્માને અકર્ત્તારૂપ દેખે છે, સર્વ ઉપાધિઓથી રહિત દેખે છે, સર્વત્ર એક દેખે છે તથા સર્વત્ર સમ દેખે છે, તે પુરુષ જ પરમાર્થદર્શી હોવાથી દેખતો છે. એવા આત્માના સ્વરૂપને ન જાણનાર સર્વ અજ્ઞાની જન અંધ જ છે.

તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જન્મ મરણાદિ વિકારવાળા ક્ષેત્રના, વિચિત્ર કર્મના કર્ત્તાપણાવડે, પ્રત્યેક દેહ વિષે ભેદ છતાં તથા વિષમતા છતાં પણ નિર્વિશેષ અકર્ત્તા આત્માના ભેદવિષે તથા વિષમતાવિષે કિંચિત્ માત્ર પણ પ્રમાણ નથી. જેમ ઘટમઠાદિ સર્વ ઉપાધિઓથી રહિત આકાશના ભેદવિષે તથા વિષમતાવિષે કિંચિત્ માત્ર પણ પ્રમાણ નથી, તેમ નિર્વિશેષ અકર્ત્તા આત્માના ભેદવિષે તથા વિષમતાવિષે કિંચિત્ માત્ર પણ પ્રમાણ નથી, એ વાત પૂર્વે અનેકવાર પ્રતિપાદન કરવામાં આવેલ છે. (૨૯)

અવતરણિકા:-પૂર્વે ક્ષેત્રના ભેદદર્શનનું કથન કરીને ક્ષેત્રજ્ઞના ભેદદર્શનનો નિષેધ કર્યો. હવે શ્રીભગવાન્ ક્ષેત્રના ભેદદર્શનનો પણ માયિકત્વરૂપ હેતુવડે નિષેધ કરે છે:-

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

શ્લોકાર્થ:-અધિકારી પુરુષ જે સમયે ભૂતોના પૃથક્ ભાવને એક આત્માવિશે સ્થિત દેખે છે, તથા એક આત્માથી જ ભૂતોના વિસ્તારને જુવે છે, તે સમયે તે એક બ્રહ્મરૂપ જ થઈ રહે છે. ૩૦

ટીકા:-હે અર્જુન! અધિકારી પુરુષ, જે કાળે સ્થાવરજંગમરૂપ સર્વ જડ ભૂતોના પરસ્પર ભિન્નત્વરૂપ પૃથક્ભાવને, એકમાં રહેલો દેખે છે, અર્થાત્ એક જ સત્રૂપ અધિષ્ઠાન આત્માવિષે ભૂતોના પૃથક્ભાવને કલ્પિત દેખે છે; તાત્પર્ય એ છે કે કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી; જેમકે રજ્જુવિષે કલ્પિત સર્પ દંડાદિ રજ્જુરૂપ અધિષ્ઠાનથી ભિન્ન હોતાં નથી, તથા જેમ કનકવિષે કલ્પિત કુંડલ કંકણાદિ ભૂષણો કનકથી ભિન્ન હોતાં નથી; તેમ સત્રૂપ આત્મામાં કલ્પિત સર્વ ભૂતોનો પૃથક્ભાવ પણ અધિષ્ઠાન આત્માથી ભિન્ન નથી; એ પ્રકારે ગુરુશાસ્ત્રનો ઉપદેશ થયા પછી જે પુરુષ પોતાના સ્વરૂપનો વિચાર કરે છે, અર્થાત્ "આ સર્વ જગત્ આત્મારૂપ જ છે, પણ આત્માથી ભિન્ન સત્તાવાળું આ જગત્ નથી" એ પ્રમાણે જે પુરુષ વિચાર કરીને દેખે છે, તથા અધિષ્ઠાન આત્માથી સર્વ ભૂતોના વિસ્તારને

તથા પૃથક્ભાવને સ્વપ્નમાયાની પેઠે વિચાર કરીને દેખે છે, તે કાળે સજાતીય-વિજાતીય ભેદદર્શનના અભાવથી સર્વ અનર્થોથી શૂન્ય એક બ્રહ્મરૂપ જ થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે–

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः। तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः॥

અર્થાત્–જે જ્ઞાનાવસ્થામાં વિદ્વાન્ પુરુષને સ્થાવર જંગમરૂપ સર્વ ભૂત પોતાના આત્મારૂપ જ થયેલ છે, તે જ્ઞાનાવસ્થામાં આત્માના એક અદ્વિતીય ભાવને દેખનાર તત્ત્વવેત્તા પુરુષને શોક તથા મોહ કદાચિત્ પણ થતાં નથી. તેમાં प्रकृत्यैव च कर्माणि એ પૂર્વ શ્લોકમાં તો શ્રીભગવાને ક્ષેત્રજ્ઞ આત્માના ભેદનો નિષેધ કર્યો હતો, અને यदा भूतपृथग्भावं એ શ્લોકમાં શ્રીભગવાને ક્ષેત્રરૂપ આત્મપદાર્થોના ભેદનો નિષેધ કર્યો છે. એટલી આ બન્ને શ્લોકમાં વિશેષતા છે. (૩૦)

અવતરણિકાઃ–અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! આત્માને સ્વભાવથી અકર્તાપણું હોવા છતાં પણ શરીરના સંબંધરૂપ ઉપાધિવડે કર્તાપણું હોવું જોઇએ" એવી અર્જુનની શંકાને નિવૃત્ત કરતાં શ્રીભગવાન્ यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति એ પૂર્વોક્ત વચનના અર્થને હવે સ્પષ્ટ રીતે વર્ણવે છેઃ–

**अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।**
**शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી પરમાત્મા અવ્યય છે; આ આત્માદેવ આ શરીરમાં સ્થિત છતાં પણ કશું કરતા નથી તથા કશાથી લિપાયમાન થતા નથી. ૩૧

ટીકાઃ–હે અર્જુન ! પરમેશ્વરથી અભિન્ન હોવાથી પરમાત્મા જે અપરોક્ષ પ્રત્યક્ આત્મા છે, તે આત્મા અવ્યય છે. જન્મમરણાદિ વિકારોનું નામ વ્યય છે. વિકારરૂપ વ્યયને જે પ્રાપ્ત થતો નથી તે અવ્યય કહેવાય છે, અર્થાત્ જન્મમરણાદિ સર્વ વિકારો રહિત વસ્તુનું નામ અવ્યય છે. વ્યય બે પ્રકારના હોય છે. એક તો ધર્મીના સ્વરૂપને જ ઉત્પત્તિવાળા હોવાથી, વ્યય હોય છે, અને બીજો ધર્મીના સ્વરૂપની અનુત્પત્તિ હોવા છતાં તેના ધર્મો ઉત્પત્તિવાળા હોવાથી, વ્યય થાય છે.

તેમાં શ્રીભગવાન્ આત્માવિષે પ્રથમ વ્યયનો નિષેધ કરે છે–अनादित्वात् इति તેમાં પૂર્વની અસત્વ અવસ્થાનું નામ આદિ છે. જેમકે ઘટાદિ પદાર્થોની–પોતાની ઉત્પત્તિની પૂર્વે–જે અસત્વ અવસ્થા હોય છે, તે અસત્વ અવસ્થા જ ઘટાદિની આદિ અવસ્થા છે. આ આદિ અવસ્થા જે વસ્તુને ન હોય તે વસ્તુ અનાદિ કહેવાય છે. એવા અનાદિ સર્વ કાળે સત્ય આત્મા છે. એવા અનાદિ હોવાથી આત્માદેવ કારણના અભાવવાળા હોવાથી જન્મને પ્રાપ્ત થતા નથી. કારણ કે જે વસ્તુ આદિવત્ હોય છે તે વસ્તુનો જ જન્મ થાય છે, જેમકે ઘટાદિ પદાર્થો આદિવાળા હોવાથી જન્મને પ્રાપ્ત થાય છે અને આત્માને આદિ નથી, તેથી આત્માનો જન્મ પણ થતો નથી અને જન્મની પછી જ મરણપર્યંત સર્વ ભાવવિકાર પ્રાપ્ત થાય છે; જન્મરૂપ આદિ વિકારનો અભાવ થતાં આત્માદેવને મરણપર્યંત સર્વ ભાવવિકાર પણ પ્રાપ્ત થતા નથી. તેથી આત્માદેવ પોતાના સ્વરૂપથી જન્માદિ વિકારરૂપ વ્યયને પ્રાપ્ત થતા નથી. શ્રુતિ કહે છે કે–न चास्य कश्चिज्जनिता न चाधिपः–અર્થાત્–આત્માદેવનું કોઇ પણ ઉત્પન્ન કરનારું કારણ નથી, તથા આત્માદેવના કોઇ પણ અધિષ્ઠાતા નથી.

હવે બીજા વ્યયનો નિષેધ કરે છે–निर्गुणत्वात् इति–હે અર્જુન ! આત્માદેવ સર્વ ધર્મોથી રહિત હોવાથી અવ્યય છે; કારણ કે આ લોકમાં રૂપરસાદિ સર્વ ધર્મોનું પોતાના ધર્મીની

સાથે તાદાત્મ્ય જ હોય છે. માટે રૂપાદિ ધર્મો પોતાના ધર્મીને વિકારભાવની પ્રાપ્તિ ન કરવાથી ઉત્પન્ન વા નષ્ટ થતા નથી, કિંતુ પોતાના ધર્મીને વિકારભાવની પ્રાપ્તિ કરીને જ ધર્મો ઉત્પન્ન થાય છે તથા નષ્ટ થાય છે. આત્મા તો સર્વ ધર્મોથી રહિત છે, તેથી આત્માદેવ ધર્મોના વ્યયવડે પણ વ્યયને પ્રાપ્ત થતા નથી. શ્રુતિ કહે છે કે–अविनाशी वा अरेऽयमात्मानुच्छित्ति धर्मा ॥ અર્થાત્–હે મૈત્રયી! આત્માદેવ સ્વરૂપથી પણ નાશાદિ વિકારોથી રહિત છે તથા ધર્મોના નાશાદિ વિકારોવડે પણ નાશાદિ વિકારોને પ્રાપ્ત થતા નથી. આત્માદેવ સર્વ ધર્મોથી રહિત છે.

હે અર્જુન! તેથી આત્માદેવ જન્મ, અસ્તિ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય, વિનાશ–એ છ ભાવવિકારોથી રહિત છે, માટે આત્માદેવ આધ્યાસિક સંબંધે કરીને, આ શરીરમાં સ્થિત હોવા છતાં, તેમ જ શરીર પ્રવૃત્ત થવા છતાં પણ આત્માદેવ કિંચિત્‌માત્ર પણ કરતા નથી. જેવી રીતે આધ્યાસિક સંબંધે કરીને જળમાં રહ્યા છતાં પણ સૂર્ય, જળના ચલાયમાન થવાથી ચલાયમાન થતા નથી, તેવી રીતે આધ્યાસિક સંબંધે કરીને આ શરીરમાં રહેતા છતાં પણ આત્માદેવ શરીરની પ્રવૃત્તિ થવા છતાં કિંચિત્‌માત્ર પણ કરતા નથી.

હે અર્જુન! આત્માદેવ કોઇ પણ લૌકિક કર્મ કરતા નથી. તે કારણથી આત્માદેવ કોઇ પણ કર્મનાં ફળવડે લિપાયમાન થતા નથી; કારણ કે આ લોકમાં જે પુરુષ જે શુભ અશુભ કર્મ કરે છે, તે પુરુષ જ તે કર્મનાં સુખ દુઃખરૂપ ફળવડે લિપાયમાન થાય છે. કર્મ નહિ કરનાર પુરુષ કર્મનાં ફળવડે લિપાયમાન થતો નથી અને આત્મા પણ કાંઇ કર્મ કરતો નથી, તેથી આત્માદેવ કોઇ પણ કર્મનાં ફલવડે લિપાયમાન થતો નથી. તેમાં इच्छा द्वेषः सुखं दुःखं ઇત્યાદિ વચનવડે ઇચ્છાદ્વેષાદિવિષે ક્ષેત્રનું જ ધર્મપણું કહેલું છે; અને प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि એ વચનવડે સર્વ કર્મોવિષે માયાનું જ કાર્યપણું કહેલું છે. અસંગ આત્માનો કોઇ ધર્મ નથી તથા કોઇ કાર્ય નથી. આ કારણથી જ પરમાર્થદર્શી વિદ્વાન્ પુરુષોને સર્વ કર્મોના અધિકારનો અભાવ પૂર્વે કહેવામાં આવ્યો છે. એ રીતે આત્માવિષે સર્વ ધર્મોથી રહિતપણાનું કથન કરીને સ્વગત ભેદ નિવૃત્ત કર્યો.

प्रकृत्यैव च कर्माणि એ શ્લોકમાં પૂર્વે સજાતીય ભેદ નિવૃત્ત કર્યો હતો અને यदा भूतपृथग्भावं એ શ્લોકમાં પૂર્વે વિજાતીય ભેદ નિવૃત્ત કર્યો હતો, અને अनादित्वात् निर्गुणत्वात् એ શ્લોકવડે સ્વગત ભેદ નિવૃત્ત કર્યો છે. તેથી સજાતીય ભેદ, વિજાતીય ભેદ તથા સ્વગત ભેદ–આ ત્રણ ભેદોથી રહિત હોવાથી આત્મા અદ્વિતીય બ્રહ્મરૂપ જ છે, એ અર્થ સિદ્ધ થયો.

સમાન જાતિવાળા પદાર્થોનો જે પરસ્પર ભેદ છે તે સજાતીય ભેદ કહેવાય છે; જેમકે એક વૃક્ષમાં બીજા વૃક્ષનો ભેદ છે. વિરુદ્ધ જાતિવાળા પદાર્થોનો જે પરસ્પર ભેદ છે, તેનું નામ વિજાતીય ભેદ છે; જેમકે વૃક્ષવિષે પાષાણનો ભેદ છે. એક જ વસ્તુવિષે પોતાના અવયવોએ કરીને ભેદ છે, તેનું નામ સ્વગત ભેદ છે; જેમ કે એક જ વૃક્ષવિષે શાખા–પત્ર પુષ્પ ફળ ઇત્યાદિ અવયવોએ કરીને ભેદ છે. एको देवः सर्वभूतेषु गूढः આ શ્રુતિ સર્વ ભૂતોવિષે એક જ આત્મા કહે છે. આત્માનો સમાન જાતિવાળો બીજો કોઇ આત્મા નથી, તેથી આત્માવિષે સજાતીય ભેદ સંભવતો નથી. अतोऽन्यदार्त्तं એ શ્રુતિ આત્માથી ભિન્ન સર્વ જગતને કલ્પિત કહે છે અને કલ્પિત વસ્તુના અધિષ્ઠાનથી ભિન્ન સત્તા હોતી નથી, તેથી આત્માવિષે વિજાતીય ભેદ પણ સંભવતો નથી; અને निष्कलं निर्गुणं निष्क्रियं शांतं એ શ્રુતિ આત્માને નિરવયવ નિર્ગુણ નિષ્ક્રિય કહે છે, તેથી આત્માવિષે સ્વગતભેદ પણ સંભવતો નથી. (૩૧)

અવતરણિકાઃ-શરીરમાં રહેલો પણ એ આત્માદેવ પોતે અસંગ હોવાથી, તે શરીરનાં કર્મો કરીને લિપાયમાન થતો નથી, એ અર્થ પૂર્વ શ્લોકમાં કથન કર્યો. હવે શ્રીભગવાન્ તે પૂર્વોક્ત અર્થવિષે દૃષ્ટાંત કહે છેઃ--

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥**

શ્લોકાર્થઃ-જેમ સર્વત્ર વ્યાપક આકાશ અસંગ સ્વભાવવાળું હોવાથી લિપાયમાન થતું નથી, તેમ સર્વ દેહવિષે આત્માદેવ સ્થિત હોવા છતાં, અસંગ સ્વભાવવાળા હોવાથી લિપાયમાન થતા નથી. ૩૨

ટીકાઃ-હે અર્જુન ! જેમ ઘટમઠથી લઇને જેટલા દુષ્ટ તથા અદુષ્ટ મૂર્ત્ત દ્રવ્યો છે, તે સર્વ દ્રવ્યો વિષે અંતર તથા બાહ્ય વ્યાપેલું વર્તમાન થતું આકાશ સૂક્ષ્મ હોવાથી અર્થાત્ અસંગ સ્વભાવવાળું હોવાથી મૂર્ત્ત દ્રવ્યોના સુગંધ, દુર્ગંધ, વર્ષા, આતપ, અગ્નિ, ધૂમ, રજ, પંક ઇત્યાદિ ગુણદોષોવડે લિપાયમાન થતું નથી; તેમ દેવ, મનુષ્ય, પશુ ઇત્યાદિ ઉચ્ચ-નીચ સર્વ દેહોવિષે અંતર-બાહ્ય સર્વત્ર વ્યાપી રહેલા આત્માદેવ અસંગ સ્વભાવવાળા હોવાથી દેહાદિકૃત શુભઅશુભ કર્મોવડે લિપાયમાન થતા નથી. શ્રુતિ કહે છે કે-असंगो न हि सज्जते અર્થાત્-આત્માદેવ અસંગ હોવાથી કોઇ પણ વસ્તુની સાથે સંબંધને પ્રાપ્ત થતા નથી. (૩૨)

અવતરણિકાઃ-વળી આત્માદેવવિષે કેવળ અસંગતારૂપ હેતુથી જ અલેપતા નથી, કિંતુ પ્રકાશકત્વરૂપ હેતુથી પણ આત્માદેવવિષે અલેપતા છે; આ અર્થનું હવે શ્રીભગવાન્ દૃષ્ટાંતવડે કથન કરે છેઃ—

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रक्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! જેમ એક જ સૂર્ય આ સર્વ લોકને પ્રકાશ કરે છે તેમ ક્ષેત્રજ્ઞ નામનો આત્મા આ સર્વ ક્ષેત્રોને પ્રકાશ કરે છે. ૩૩

ટીકાઃ-હે અર્જુન ! જેમ એક જ સૂર્ય આ રૂપવાન્ દેહાદિ સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે, પરંતુ પ્રકાશ્યરૂપ દેહાદિ સર્વ વસ્તુઓના ધર્મોવડે સૂર્ય લિપાયમાન થતો નથી, તથા પ્રકાશ્યરૂપ દેહાદિ વસ્તુઓના ભેદવડે સૂર્ય ભેદને પણ પ્રાપ્ત થતો નથી; તેમ એક જ ક્ષેત્રજ્ઞ આત્મા પૂર્વોક્ત સર્વ ક્ષેત્રને પ્રકાશિત કરે છે. આ કારણથી જ ક્ષેત્રજ્ઞ આત્મા પ્રકાશ્યરૂપ ક્ષેત્રના ધર્મોવડે લિપાયમાન થતો નથી, તથા પ્રકાશ્યરૂપ ક્ષેત્રના ભેદવડે તે ક્ષેત્રજ્ઞ આત્મા ભેદને પ્રાપ્ત થતો નથી. એટલા કથનથી શ્રીભગવાને એવું અનુમાન સૂચિત કર્યું કે, ક્ષેત્રજ્ઞ આત્મા ક્ષેત્રના ધર્મોવડે લિપાયમાન થતો નથી તથા ક્ષેત્રજ્ઞના ભેદવડે ભેદને પ્રાપ્ત થતો નથી; કારણ કે તે ક્ષેત્રનો પ્રકાશક હોય છે. જે જે વસ્તુનો પ્રકાશક હોય છે તે તે પ્રકાશ્ય વસ્તુના ધર્મોવડે લિપાયમાન થતો નથી તથા પ્રકાશ્ય વસ્તુના ભેદવડે પણ ભેદને પ્રાપ્ત થતો નથી; જેવો કે સૂર્ય છે.

કિંવા ક્ષેત્રજ્ઞ આત્મા ક્ષેત્રજ્ઞના ધર્મોવડે લિપાયમાન થતો નથી, એ વાત કેવળ અનુમાન પ્રમાણવડે જ સિદ્ધ નથી, કિંતુ સાક્ષાત્ શ્રુતિ ભગવતી પણ એ અર્થનું કથન કરે છે કેઃ-

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ અર્થાત્ જેમ સર્વ લોકના ચક્ષુરૂપ સૂર્ય, ચક્ષુના વિષયરૂપ બાહ્ય પદાર્થોના દોષોવડે લિપાયમાન થતા નથી, તેમ સર્વ જડ પદાર્થોને પ્રકાશિત કરનાર તથા દેહાદિ સંઘાતથી ભિન્ન એવો જે સર્વ ભૂતોનો અંતરાત્મા છે, તે એક અદ્વિતીય આત્મા પણ પ્રકાશસ્વરૂપ દેહાદિનાં દુઃખોવડે લિપાયમાન થતો નથી. (૩૩)

અવતરણિકાઃ—હવે શ્રીભગવાન્ આ તેરમા અધ્યાયના અર્થનો ફળસહિત ઉપસંહાર કરે છેઃ—

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ-જે પુરુષ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ આ બન્નેની વિલક્ષણતાને પૂર્વોક્ત પ્રકારે કરી જ્ઞાનરૂપ ચક્ષુવડે જાણે છે તથા ભૂતોના કારણરૂપ માયાના અત્યંતાભાવને જાણે છે, તે અધિકારી પુરુષ કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. ૩૪

ટીકાઃ—હે અર્જુન! પૂર્વે કહેલું જે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ છે, તે બન્નેની વિલક્ષણતાને જે પુરુષ જ્ઞાનરૂપ ચક્ષુવડે જાણે છે, અર્થાત્ "એ ક્ષેત્ર જડ છે, કર્ત્તા છે, વિકારી છે તથા પરિચ્છિન્ન છે" અને "ક્ષેત્રજ્ઞ આત્મા તો ચેતન છે, અકર્ત્તા છે, અવિકારી છે તથા અપરિચ્છિન્ન છે" એ પ્રકારની બન્નેની વિલક્ષણતાને જે અધિકારી પુરુષો ગુરુશાસ્ત્રના ઉપદેશજન્ય આત્મજ્ઞાનરૂપ ચક્ષુવડે જાણે છે, તથા જે અધિકારી પુરુષો ભૂતપ્રકૃતિના મોક્ષને જાણે છે, તે મુક્તિને પામે છે.

તેમાં આકાશાદિ સર્વ ભૂતોના કારણરૂપ જે માયા, અવિદ્યા, અજ્ઞાન ઇત્યાદિ નામોવાળી પરમેશ્વરની શક્તિ છે, આ માયાશક્તિનું मायां तु प्रकृतिं विद्यात् ઇત્યાદિ શ્રુતિઓ કથન કરે છે, તે માયાશક્તિ ભૂતપ્રકૃતિ કહેવાય છે. આ ભૂતપ્રકૃતિની, જે 'હું બ્રહ્મરૂપ છું,' એ પ્રકારની પરમાર્થભૂત આત્મવિદ્યાવડે, આત્યંતિક નિવૃત્તિ છે, તે ભૂતપ્રકૃતિમોક્ષ કહેવાય છે. એવા ભૂતપ્રકૃતિમોક્ષને પણ જે અધિકારી પુરુષો જ્ઞાનરૂપ ચક્ષુવડે જાણે છે, તે અધિકારી જનો જ પરમાર્થ આત્મવસ્તુ સ્વરૂપ કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. એવી કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થઈને અધિકારી જનો પુનઃ દેહને ગ્રહણ કરે નહિ. આથી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે પુરુષ પૂર્વોક્ત અમાનિત્વાદિ સાધનોએ કરીને સંપન્ન છે, તથા પૂર્વોક્ત ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ બન્નેની વિલક્ષણતાના જ્ઞાનવાળો છે, તે અધિકારી પુરુષને જ સર્વ અનર્થોની નિવૃત્તિવડે પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે; તેથી પરમ પુરુષાર્થની ઇચ્છાવાળા પુરુષે અમાનિત્વાદિ સાધનો અવશ્ય સંપાદન કરવાં, તથા ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ ઉભયનું વિવેકજ્ઞાન અવશ્ય સંપાદન કરવું. (૩૪)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ" નામના ત્રયોદશ અધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીની રચેલી 'ગૂઢાર્થદીપિકા' નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# ચતુર્દશ અધ્યાય

## ગુણત્રયવિભાગયોગ

અવતરણિકાઃ–પૂર્વે તેરમા અધ્યાયમાં—

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् । क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥

એ શ્લોકવડે શ્રીભગવાને ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ ઉભયના સંયોગથી સર્વ સ્થાવરજંગમ ભૂતોની ઉત્પત્તિ કહી હતી. તેમાં ઇશ્વરને નહિ અંગીકાર કરનાર નિરીશ્વર સાંખ્યમતના ખંડનવડે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સંયોગને ઇશ્વરનું અધીનપણું અવશ્ય કહેવું જોઇએ તથા તેરમા અધ્યાયમાં कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु એ વચનવડે શ્રીભગવાને ગુણોના સંગને જ જન્મનું કારણ કહ્યું હતું. તેમાં કયા ગુણવિષે કયા પ્રકારે કરીને સંગ થાય છે તથા તે ગુણ કેવો છે તથા તે ગુણ કેવા પ્રકારે કરી જીવને બન્ધન કરે છે, એ અર્થ પણ અવશ્ય કરીને કહેવો જોઇએ. भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् એ વચનવડે શ્રીભગવાને ભૂતપ્રકૃતિના મોક્ષનું કથન કર્યું હતું. તેમાં ભૂતપ્રકૃતિ નામવાળા સત્ત્વાદિ ગુણોથી અધિકારી પુરુષનો કયા પ્રકારે મોક્ષ થાય છે, તથા મુક્ત થયેલા પુરુષનાં કયાં લક્ષણો છે, એ અર્થ પણ અવશ્ય કહેવો જોઇએ. એ સર્વ અર્થ વિસ્તારથી કહેવાને વાસ્તે શ્રીભગવાને આ ચૌદમા અધ્યાયનો પ્રારંભ કર્યો છે. તેમાં શ્રોતા પુરુષોની રુચિ ઉત્પન્ન કરવા વાસ્તે શ્રીભગવાન્ વક્ષ્યમાણ અર્થની બે શ્લોકોવડે સ્તુતિ કરતાં કહે છેઃ—

**श्रीभगवानुवाच-परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

શ્લોકાર્થ–શ્રીભગવાન્ કહે છેઃ–હે અર્જુન ! જ્ઞાનના સાધનોની વિષે ઉત્તમ તથા શ્રેષ્ઠ એવા જ્ઞાનસાધનને હું ( ભગવાન્ ) ફરીથી પણ તારા પ્રતિ કથન કરૂં છું, જે સાધનના અનુષ્ઠાનવડે સર્વ મુનિઓ આ દેહબન્ધનથી પરમ કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. ૧

ટીકા–શ્રીભગવાને કહ્યું ज्ञायतेऽनेनेति ज्ञानं અર્થાત્ જે સાધનવડે આત્મવસ્તુ જાણવામાં આવે છે, તેનું નામ જ્ઞાન છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે અહીં જ્ઞાન શબ્દ પરમાત્મવિષયક જ્ઞાનનાં સાધનનો વાચક છે. આ જ્ઞાન પર છે અર્થાત્ પરમાત્મરૂપ પરવસ્તુવિષયક હોવાથી શ્રેષ્ઠ છે. વળી તે જ્ઞાન જ્ઞાનોની મધ્યમાં ઉત્તમ છે અર્થાત્ तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन એ શ્રુતિએ વિધાન કરેલાં જે યજ્ઞ-દાનાદિ જ્ઞાનનાં સર્વ બહિરંગ સાધનોની મધ્યમાં જ્ઞાન ઉત્તમ ફળનો હેતુ હોવાથી, જ્ઞાન ઉત્તમ છે. કાંઇ પૂર્વોક્ત અમાનિત્વાદિ સાધનોની મધ્યમાં જ્ઞાન ઉત્તમ નથી; કારણ કે અમાનિત્વાદિ સાધનો પણ અંતરંગ સાધનો હોવાથી ઉત્તમ ફળના જ હેતુઓ છે. તેમાં परम् એ વિશેષણવડે જ્ઞાનવિષે ઉત્કૃષ્ટ વસ્તુ વિષયકત્વ કથન કર્યું અને उत्तमम् એ વિશેષણવડે જ્ઞાનવિષે ઉત્કૃષ્ટ ફલપણું કથન કર્યું. તેથી બન્ને શબ્દોવિષે પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. એવા ઉત્કૃષ્ટ વસ્તુને વિષય કરનાર તથા ઉત્કૃષ્ટ ફળની પ્રાપ્તિ કરનાર આત્મજ્ઞાનના સાધનરૂપ જ્ઞાનને હું–શ્રીભગવાન્ તારી–અર્જુનની પ્રત્યે પુનઃ પણ કથન કરૂ છું; અર્થાત્ પૂર્વના અધ્યાયોમાં જે જ્ઞાન અનેકવાર મેં તારી

પ્રત્યે કથન કર્યું છે, તે જ જ્ઞાન અત્યારે પુનઃ પણ પૂર્વોક્ત રીતે કિંચિત્ વિલક્ષણ પ્રકારે કરીને, હું તારી પ્રત્યે કથન કરૂં છું, કે જે સાધનરૂપ જ્ઞાનને શ્રદ્ધા ભક્તિપૂર્વક અનુષ્ઠાન કરીને, સર્વે મનનશીલ સંન્યાસીઓ આ દેહબંધનમાંથી કૈવલ્યમોક્ષરૂપ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયેલા છે. (૧)

અવતરણિકાઃ—સાધનરૂપ જ્ઞાન પ્રાપ્ત થતાં પુરુષને મોક્ષરૂપ પરમ સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત થાય છે, એ પ્રકારના નિયમનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायंते प्रलयेन व्यथंति च ॥ २ ॥**

શ્લોકાર્થઃ—આ સાધનરૂપ જ્ઞાનના અનુષ્ઠાનવડે મારા—પરમેશ્વરના અદ્વિતીય નિર્ગુણ સ્વરૂપને અત્યંત અભેદે કરી પ્રાપ્ત થયેલો વિદ્વાન્ પુરુષ સૃષ્ટિકાળમાં ઉત્પન્ન થતો નથી તથા પ્રલયકાળવિષે પણ તેનો લય થતો નથી. ૨

ટીકાઃ—હે અર્જુન ! સાધનરૂપ જ્ઞાનનું શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાન કરી, મારા—પરમેશ્વરના અદ્વિતીય નિર્ગુણ સ્વરૂપને અત્યત અભેદરૂપે કરી, પ્રાપ્ત થનાર અર્થાત્ "હું જ અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મરૂપ છુ" એ પ્રકારે પોતાના આત્માને અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મરૂપ જાણનાર વિદ્વાન્ પુરુષ, સર્ગમાં ઉત્પન્ન થતો નથી તથા પ્રલયમાં લય પણ પામતો નથી, અર્થાત્ હિરણ્યગર્ભાદિ ઉત્પન્ન થતા પણ તત્ત્વવેત્તા પુરુષ ઉત્પન્ન થતો નથી તથા હિરણ્યગર્ભના વિનાશકાળરૂપ પ્રલયવિષે પણ તત્ત્વવેત્તા પુરુષ લયભાવને પ્રાપ્ત થતો નથી. (૨)

અવતરણિકાઃ—એ પ્રમાણે બે શ્લોકોવડે જ્ઞાનની પ્રશંસા કરીને શ્રીભગવાને શ્રોતા પુરુષોને જ્ઞાનના અભિમુખ કર્યા. હવે પરમેશ્વરને અધીન વર્તનાર પ્રકૃતિ અને પુરુષ બન્નેને જ સર્વ ભૂતોની ઉત્પત્તિનું કારણપણું છે, સાંખ્ય શાસ્ત્રની પેઠે સ્વતંત્ર રીતે તે પ્રકૃતિ—પુરુષ બન્નેમા સર્વ ભૂતોનું કારણપણું નથી, એ વિવક્ષિત અર્થનું શ્રીભગવાન્ બે શ્લોકોવડે કથન કરે છેઃ—

**मम योनिर्महद्‌ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

શ્લોકાર્થઃ—હે ભારત ! ત્રિગુણાત્મક માયા મારૂં—ઈશ્વરનું ગર્ભાધાનનું સ્થાન છે. આ માયાવિષે હું—ઈશ્વર સંકલ્પરૂપ ગર્ભને ધારણ કરૂં છું તથા આ ગર્ભાધાનથી જ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે ૩

ટીકાઃ—હે અર્જુન ! મારી—પરમેશ્વરની મહદ્‌બ્રહ્મ એ યોનિ છે. અહીં મહદ્‌બ્રહ્મ શબ્દવડે અવ્યાકૃતનો અર્થ ગ્રહણ કરવો, જે અવ્યાકૃતને શાસ્ત્રમાં અવિદ્યા, અજ્ઞાન, પ્રકૃતિ, ત્રિગુણાત્મિકા માયા ઇત્યાદિ નામોવડે કહેવામાં આવી છે. આ અવ્યાકૃત પોતાનાં આકાશાદિ સર્વ કાર્યોની અપેક્ષાએ કરી અધિક હોવાથી મહત્ કહેવાય છે, તથા પોતાનાં સર્વ કાર્યોની વૃદ્ધિનો હેતુ હોવાથી બ્રહ્મ કહેવાય છે, અથવા બ્રહ્મની ઉપાધિરૂપ હોવાથી તે અવ્યાકૃત બ્રહ્મ કહેવાય છે, અથવા મહત્તત્ત્વ નામના પ્રથમ કાર્યની વૃદ્ધિનો હેતુ હોવાથી, તે અવ્યાકૃત પણ મહદ્‌બ્રહ્મ કહેવાય છે. એવા મહદ્‌બ્રહ્મ નામવાળી ત્રિગુણાત્મિકા માયા મારી—પરમેશ્વરની યોનિ છે અર્થાત્ ગર્ભાધાન કરવાના સ્થાનરૂપ છે.

એવી માયારૂપ યોનિમાં હું–પરમેશ્વર ગર્ભને ધારણ કરૂં છું, અર્થાત્ સર્વ ભૂતોના જન્મના કારણરૂપ જે एकोऽहं बहुस्यां प्रजायेय એ પ્રકારનો ઈક્ષણરૂપ સંકલ્પ છે, તે સંકલ્પરૂપ ગર્ભને માયારૂપ યોનિમાં હું ધારણ કરૂં છું, અર્થાત્ તે સંકલ્પનો વિષય કરૂં છું. જેવી રીતે આ લોકમાં કોઇ પિતા, પુણ્યપાપવડે યુક્ત થયેલા તથા વ્રીહિયવાદિ આહારરૂપવડે પોતામાં લીન થયેલા એવા પુત્રનો સ્થૂલ શરીરની સાથે સંબંધ કરવા વાસ્તે, પોતાની યોનિવિષે વીર્યના સિંચનપૂર્વક ગર્ભને ધારણ કરે છે. આ ગર્ભાધાનથી પુત્ર સ્થૂલ શરીરની સાથે સંબંધવાળો થાય છે, તથા શરીરના સંબંધ વાસ્તે મધ્યમાં કલિલ, બુદ્બુદ આદિ અનેક અવસ્થાઓ થાય છે; તેવી રીતે પ્રલયકાળમાં મારે વિષે–પરમેશ્વરવિષે લીન થયેલા જે અવિદ્યા–કામ કર્મવાળા ક્ષેત્રજ્ઞ નામે જીવોને સૃષ્ટિકાળે કાર્યકારણના સંઘાતરૂપ ભોગ્ય ક્ષેત્રની સાથે સંબન્ધ કરવા વાસ્તે જ હું–પરમેશ્વર ચિદાભાસરૂપ વીર્યના સિંચનપૂર્વક માયાની વૃત્તિરૂપ ગર્ભને ધારણ કરૂં છું. શરીરના સમ્બન્ધ વાસ્તે મધ્યમાં આકાશ–તેજ–વાયુ–જલ–પૃથિવી ઇત્યાદિની ઉત્પત્તિરૂપ અવસ્થા થાય છે. માયારૂપ યોનિવિષે હું–પરમેશ્વરકૃત ગર્ભાધાનથી જ હિરણ્યગર્ભાદિ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. હું–પરમેશ્વરકૃત ગર્ભાધાનવિના સર્વ ભૂતોની ઉત્પત્તિ કદી પણ થતી નથી. (૩)

અવતરણિકાઃ–"હે ભગવન્ ! માયારૂપ યોનિવિષે આપ–પરમેશ્વરકૃત ગર્ભાધાનથી સર્વ ભૂતોની ઉત્પત્તિ કેવી રીતે સંભવશે ? કારણ કે દેવતાદિ દેહવિશેષોનાં બીજાં કારણો પણ સંભવિત હોઈ શકે છે" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**सर्वयोनिषु कौंतेय मूर्त्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

શ્લોકાર્થઃ–હે કૌન્તેય ! દેવાદિ સર્વ યોનિઓમાં ઉત્પન્ન થનારાં શરીરોની, માયા માતારૂપે છે તથા હું–પરમેશ્વર ગર્ભાધાનના કર્તા પિતારૂપ છું. ૪

ટીકાઃ–હે અર્જુન ! દેવ, પિતર, મનુષ્ય, પશુ, મૃગ ઇત્યાદિ સર્વ યોનિઓમાં ઉત્પન્ન થનાર મૂર્ત્તિઓ અર્થાત્ જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ એવા ભેદે કરીને વિલક્ષણ તથા નાના પ્રકારના આકારવાળાં ઉત્પન્ન થનાર શરીરરૂપ સર્વ મૂર્ત્તિઓની, મૂર્ત્તિના કારણભાવને પ્રાપ્ત થયેલી અવ્યાકૃત નામની માયા જ માતારૂપ છે; અને હું–પરમેશ્વર તો માયારૂપ યોનિવિષે ગર્ભાધાન કરનારો સર્વ શરીરોના પિતારૂપ છું. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, દેવાદિ શરીરોનાં પ્રતીત થનારાં લોકપ્રસિદ્ધ સર્વ કારણો અવ્યાકૃત નામે માયારૂપ બ્રહ્મના જ અવસ્થાવિશેષરૂપ છે. તેથી संभवः सर्वभूतानां ततो भवति भारत એ ભગવાનનું વચન યુક્ત જ છે. (૪)

અવતરણિકાઃ–પૂર્વે ઇશ્વરને નહિ અંગીકાર કરનારા નિરીશ્વરવાદી એવા સાંખ્ય શાસ્ત્રનું ખંડન કરીને, ક્ષેત્રક્ષેત્રજ્ઞના સંયોગને ઇશ્વરનું અધીનપણું કહ્યું. હવે, કયા ગુણોવિષે કયા પ્રકારે કરીને સંગ થાય છે, તથા તે ગુણો કયા છે તથા તે ગુણો કઇ રીતે પુરુષને બંધાયમાન કરે છે; એ સર્વ અર્થ, શ્રીભગવાન્ सत्त्वं रजस्तमः એ શ્લોકથી શરુ કરીને नान्यं गुणेभ्यः कर्तारं એ શ્લોકથી પ્રથમના ચૌદ શ્લોકોવડે કહે છે—

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

શ્લોકાર્થ:-હે મહાન્ બાહુવાળા અર્જુન! સત્ત્વ, રજ તથા તમ આ માયાથી ઉત્પન્ન થયલા ત્રણ ગુણો આ દેહ વિષે અવ્યય જીવાત્માને બંધાયમાન કરે છે. ૫

ટીકા:-હે અર્જુન! સત્ત્વ, રજ તથા તમ એ નામવાળા સત્ત્વાદિ ત્રણ ગુણો ચૈતન્ય પુરુષની પ્રત્યે નિત્ય જ પરતંત્ર છે, કદાપિ પણ સ્વતંત્ર હોતા નથી. કારણ કે સર્વ અચેતનરૂપ પદાર્થો ચૈતન્ય પુરુષને અર્થે જ હોય છે; જેમ ગૃહાદિ અચેતન પદાર્થો ચેતન ગૃહી પુરુષને અર્થે જ છે, તેમ સત્ત્વાદિ ત્રણ ગુણો પણ અચેતન હોવાથી ચેતન પુરુષને અર્થે જ છે. જેમ નૈયાયિકો રૂપાદિ ગુણોને પૃથિવીઆદિ દ્રવ્યના આશ્રિત માને છે, તેમ સત્ત્વાદિ ત્રણ ગુણો કોઇ દ્રવ્યના આશ્રિત નથી. જેમ નૈયાયિકો રૂપાદિ ગુણોને પૃથિવીઆદિ ગુણી દ્રવ્યથી ભિન્ન માને છે, તેમ આ સિદ્ધાંતમાં સત્ત્વાદિ ગુણોનું માયારૂપ પ્રકૃતિથી ભિન્નપણું વિવક્ષિત નથી, કારણ કે સિદ્ધાંતમાં તે માયારૂપ પ્રકૃતિ સત્ત્વાદિ ત્રણ ગુણોરૂપ જ છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્! સત્ત્વાદિ ત્રણ ગુણો જો કદાચિત્ પ્રકૃતિરૂપ જ હોય તો प्रकृतिसंभवाः એ વચનવડે ગુણોની ઉત્પત્તિ પ્રકૃતિથી શા માટે કહી છે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-प्रकृतिसंभवाः इति હે અર્જુન! સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણોની સામ્ય અવસ્થા, પ્રકૃતિ કહેવાય છે. આજ પ્રકૃતિને શાસ્ત્રમાં મારી-ભગવાનની માયા કહેવામાં આવી છે. આવી માયારૂપ પ્રકૃતિથી સત્ત્વાદિ ત્રણ ગુણો પરસ્પર અંગઅંગીભાવવડે વિષમતાએ કરીને પરિણામને પ્રાપ્ત થાય છે. આ કારણથી સત્ત્વાદિ ગુણોને प्रकृतिसंभवा એ નામવડે કહેવામાં આવ્યા છે. સત્ત્વાદિ ત્રણ ગુણો આ દેહમાં અર્થાત્ પ્રકૃતિના કાર્યરૂપ શરીરઇંદ્રિય સંઘાતવિષે અવ્યયરૂપ દેહીને જ અર્થાત્ વાસ્તવિક રીતે જન્મમરણાદિ સર્વ વિકારોથી રહિત હોવાથી અવ્યયરૂપ તથા અવિદ્યાવડે દેહની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયેલા જીવને બંધાયમાન કરે છે. અર્થાત્ વાસ્તવિક રીતે નિર્વિકારરૂપ-જીવાત્માને સત્ત્વાદિ ગુણો પોતાના વિકારોવડે યુક્ત થયેલાની પેઠે દર્શાવે છે. એ જ સત્ત્વાદિ ગુણોવડે કરવામાં આવતો જીવાત્માવિષે બંધ છે. આ પ્રકારનો निबध्नंति એ શબ્દનો અર્થ આગલા શ્લોકોમાં પણ જાણી લેવો. તેવિષે દૃષ્ટાંત:-જેમ જળથી ભરેલું પાત્ર આકાશમાં રહેલા સૂર્યને પ્રતિબિંબાધ્યાસવડે પોતામાં રહેલા કંપાદિ વિકારોવડે યુક્ત થયેલાની પેઠે દર્શાવે છે, તેમ સત્ત્વાદિ ત્રણ ગુણો પણ વાસ્તવિક રીતે નિર્વિકાર આત્માને પણ પોતામાં રહેલા વિકારોવડે યુક્ત થયેલાની પેઠે દર્શાવે છે-દેખાડે છે. આત્માવિષે વાસ્તવિક રીતે બંધ સંભવતો નથી, તેમ शरीरस्थोपि कौंतेय न करोति न लिप्यते એ વચનમાં પૂર્વ વિસ્તારથી કહેવામાં આવ્યું છે. (૫)

અવતરણિકા-પૂર્વ શ્લોકમાં સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણોવિષે જીવાત્માનું બંધકપણું કહ્યું. હવે, કયો ગુણ કોના સંગવડે જીવાત્માને બંધાયમાન કરે છે, એ અર્થ શ્રીભગવાન્ કહે છે.—

## तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
## सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

શ્લોકાર્થ:-હે સર્વ વ્યસનોથી રહિત અર્જુન! આ સઘળા ગુણોવિશે, સત્ત્વગુણ સ્વચ્છ હોવાથી પ્રકાશક તથા દુઃખથી રહિત છે તથા તે જીવાત્માને સુખના સંગવડે તથા જ્ઞાનના સંગવડે બંધાયમાન કરે છે. ૬

ટીકા-હે અર્જુન! પૂર્વે કહેલા સત્ત્વ-રજ-તમ, એ ત્રણ ગુણોમાં પહેલો સત્ત્વગુણ પ્રકાશક છે, અર્થાત્ ચૈતન્યના તમોગુણકૃત આવરણનો નાશ કરનાર છે. આ પ્રકાશવામાં શું

હેતુ છે તે કહે છે:–निर्मलत्वात् इति–અર્થાત્–પોતાની સ્વચ્છ સ્વભાવતાવડે ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરવા યોગ્ય હોવાથી સત્ત્વગુણ પ્રકાશક છે. કિંવા સત્ત્વગુણ કેવળ ચૈતન્યનો જ અભિવ્યંજક નથી કિંતુ અનામય પણ છે, અર્થાત્ દુઃખરૂપ આમયના વિરોધી સુખનો પણ સત્ત્વગુણ અભિવ્યંજક છે. એ પ્રમાણે ચૈતન્યનો તથા સુખનો સત્ત્વગુણ જીવાત્માને સુખસંગવડે તથા જ્ઞાનસંગવડે બંધાયમાન કરે છે.

અહીં સુખ શબ્દવડે તથા જ્ઞાન શબ્દવડે અંતઃકરણના પરિણામરૂપ સુખનો તથા જ્ઞાનનો અર્થ ગ્રહણ કરવો; સુખ તથા જ્ઞાનશબ્દવડે આત્મસ્વરૂપ સુખનો તથા જ્ઞાનનો અર્થ ગ્રહણ કરવો નહિ: કારણ કે इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः એ પૂર્વોક્ત શ્લોકમાં સુખને તથા ચેતનારૂપ જ્ઞાનને પણ ઇચ્છાદ્વેષાદિની પેઠે ક્ષેત્રના જ ધર્મરૂપ કહેલ છે. તેમાં અંતઃકરણના ધર્મરૂપ સુખ તથા જ્ઞાન એ ઉભયનો આત્માવિષે જે અધ્યાસ છે, જે અધ્યાસ "હું સુખી છું" "હું જાણું છું" એ પ્રકારની પ્રતીતિવડે સિદ્ધ છે, તેનું નામ સુખસંગ તથા જ્ઞાનસંગ છે. એવા સુખસંગવડે તથા જ્ઞાનસંગવડે સત્ત્વગુણ જીવાત્માને બંધાયમાન કરે છે. વિષયનો ધર્મ પ્રકાશકરૂપ વિષયી હોતો નથી. જેમકે ઘટાદિ વિષયોનો ધર્મ પ્રકાશક સૂર્યનો હોતો નથી. તેથી સર્વ બંધ માત્ર અવિદ્યા જ છે, એ વાત પૂર્વે અનેકવાર કહેવામાં આવી છે. (૬)

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

શ્લોકાર્થઃ–હે કૌન્તેય ! જેનાથી તૃષ્ણા તથા સંગની ઉત્પત્તિ થાય છે, એવા રજોગુણને તું રાગરૂપે જાણ. આ રજોગુણ દેહાભિમાની જીવને કર્મના સંગે કરી બંધાયમાન કરે છે. ૭

ટીકા:–પુરુષ શબ્દાદિ વિષયોમાં રંજનને પ્રાપ્ત થતો હોવાથી તેને રાગ કહેવામાં આવે છે. આ રાગ જ જેનો આત્મા એટલે સ્વરૂપ છે તે રાગાત્મક, કહેવાય છે. એવો રાગાત્મક તું રજોગુણને જાણ. યદ્યપિ રાગ રજોગુણનો ધર્મ છે, તથાપિ ધર્મ–ધર્મી બન્નેનું તાદાત્મ્ય થાય છે, તેથી રજોગુણને રાગરૂપ કહ્યો છે. આ કારણથી જ રજોગુણ તૃષ્ણા સંગવડે થનાર છે. અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિની અભિલાષા, તેનું નામ તૃષ્ણા કહેવાય છે અને પ્રાપ્ત વસ્તુનો વિનાશ થતાં પણ વસ્તુનું રક્ષણ કરવાની અભિલાષા, તેનું નામ આસંગ છે. જેથી તૃષ્ણા અને આસંગ ઉભયની ઉત્પત્તિ થાય છે, તેનું નામ તૃષ્ણાસંગસમુદ્ભવ (તૃષ્ણાના સંગથી થનાર) છે. એવો રજોગુણ વાસ્તવિક રીતે અકર્તારૂપ હોવા છતાં પણ કર્તૃત્વ અભિમાનવાળા જીવાત્માને કર્મસંગવડે બન્ધાયમાન કરે છે. આ લોકના ફળના હેતુરૂપ તથા પરલોકના ફળના હેતુરૂપ લૌકિક–વૈદિક કર્મોમાં "હું આ કર્મ કરુ છું, હું આ કર્મનાં ફળો ભોગવીશ" એ પ્રકારના અભિનિવેશવિશેષનું નામ કર્મસંગ છે. આ કર્મસંગવડે રજોગુણ જીવાત્માને બન્ધાયમાન કરે છે. જે કારણથી રજોગુણ કેવળ પ્રવૃત્તિનો જ હેતુ છે. (૭)

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

શ્લોકાર્થઃ–હે ભારત ! વળી તમોગુણને તું અજ્ઞાનજન્ય જાણજે. જે તમોગુણ સર્વ જીવને ભ્રાંતિની ઉત્પત્તિ કરે છે તે તમોગુણ પ્રમાદ, આલસ્ય તથા નિદ્રાવડે આ જીવને બન્ધાયમાન કરે છે. ૮

ટીકાઃ—तमस्तु એમાં રહેલો જે तु શબ્દ છે, તે तु શબ્દ, પૂર્વોક્ત સત્ત્વ–રજ એ બેની અપેક્ષાએ કરીને, તમોગુણવિષે વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. હે અર્જુન ! તમોગુણને, તું આવરણશક્તિરૂપ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું જાણ. આ કારણથી જ તમોગુણ સર્વ દેહાભિમાની જીવનું મોહન છે, અર્થાત્ અવિવેકરૂપતાવડે ભ્રાંતિનો જનક છે. આવો તમોગુણ દેહાભિમાની જીવને પ્રમાદવડે, આલસ્યવડે તથા નિદ્રાવડે બન્ધાયમાન કરે છે. વસ્તુના વિવેક કરવાના અસામર્થ્યનું નામ પ્રમાદ છે. આ પ્રમાદ સત્ત્વગુણના પ્રકાશરૂપ કાર્યનો વિરોધી હોય છે. પ્રવૃત્તિ કરવાના અસામર્થ્યનું નામ આલસ્ય છે. આ આલસ્ય રજોગુણની પ્રવૃત્તિરૂપ કાર્યનું વિરોધી છે. તમોગુણનું આલંબન કરનારી લયરૂપ વૃત્તિવિશેષનું નામ નિદ્રા છે. આ નિદ્રા સત્ત્વગુણના કાર્યની તથા રજોગુણના કાર્યની વિરોધવાળી છે. (૮)

અવતરણિકાઃ—અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! પૂર્વોક્ત કાર્યોની મધ્યમાં કયા કાર્ય વિષે કયા ગુણની ઉત્કર્ષતા છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા ઉત્પન્ન થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

શ્લોકાર્થઃ—હે ભારત ! સત્ત્વગુણ પુરુષને સુખવિષે યુક્ત કરે છે, રજોગુણ કર્મ વિષે યુક્ત કરે છે તથા તમોગુણ તો જ્ઞાનને આચ્છાદન કરી પ્રમાદ વિષે યુક્ત કરે છે. ૯

ટીકાઃ—હે અર્જુન ! પૂર્વોક્ત સત્ત્વગુણ, ઉત્કર્ષતાને પામવાથી થયેલા એ દેહાભિમાની જીવને સુખવિષે યુક્ત કરે છે અર્થાત્ દુઃખનાં કારણોનો અભિભવ કરીને પુરુષને સુખમાં જોડે છે. એ પ્રમાણે, રજોગુણ પણ ઉત્કર્ષતાને પામવાથી સુખનાં કારણોનો અભિભવ કરીને જીવાત્માને લૌકિક–વૈદિક કર્મોવિષે યુક્ત કરે છે, અને તમોગુણ જેટલા પ્રમાણમાં ઉત્કર્ષતાને પામે છે, તેટલા પ્રમાણમાં સત્ત્વગુણના કાર્યરૂપ જ્ઞાનને આવૃત્ત કરી, પુરુષને પ્રમાદવિષે યુક્ત કરે છે. જે વસ્તુનું જાણવું અવશ્ય કરીને પ્રાપ્ત થાય, તે વસ્તુને પણ જાણવી નહિ, તે પ્રમાદ કહેવાય છે. એવા પ્રમાદવિષે તમોગુણ પુરુષને જોડે છે.

અહીં संजयत्युत એ વચનમાં રહેલો उत શબ્દ अपि શબ્દના અર્થનો વાચક છે. તે વડે આલસ્ય અને નિદ્રા એ બેનો અર્થ ગ્રહણ કરવો. અર્થાત્ તમોગુણ જીવાત્માને આલસ્યવિષે તથા નિદ્રાવિષે જોડે છે. તેમાં જે કાર્ય અવશ્ય કરવા યોગ્ય છે, તે કાર્ય પણ ન કરવું, તે આલસ્ય કહેવાય છે અને લય નામની તામસી વૃત્તિવિશેષનું નામ નિદ્રા છે. (૯)

અવતરણિકાઃ—અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! આ પૂર્વ શ્લોકમાં કહેલાં સત્ત્વાદિ ત્રણ ગુણોનાં કાર્યોને સત્ત્વાદિ ત્રણ ગુણો કયે કાળે કરે છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છેઃ–

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

શ્લોકાર્થઃ—હે ભારત ! રજોગુણ તથા તમોગુણના અભિભવડે જ્યારે સત્ત્વગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે તથા રજોગુણ અને સત્ત્વગુણના અભિભવવડે જ્યારે તમોગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે તથા તમોગુણના અને સત્ત્વગુણના અભિભવવડે જ્યારે રજોગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે ત્યારે તે સત્ત્વાદિ ગુણો પોતપોતાનાં કાર્યો કરે છે. ૧૦

ટીકા:–હે અર્જુન ! જે કાળે રજ–તમ એ બન્ને ગુણોનો એક જ કાળે અભિભવ થવાવડે અર્થાત્ તિરસ્કાર કરવાથી સત્ત્વગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, તે કાળે સત્ત્વગુણ પૂર્વોક્ત પોતાના કાર્યને અસાધારણતારૂપવડે ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે જે કાળે સત્ત્વગુણનો તથા તમોગુણનો બન્નેનો એક જ કાળે અભિભવ કરી રજોગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, તે કાળે રજોગુણ પૂર્વોક્ત પોતાના કાર્યને અસાધારણતારૂપે કરીને ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે જ્યારે સત્ત્વગુણનો તથા રજોગુણનો બન્નેનો એક જ કાળે અભિભવ કરીને તમોગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, ત્યારે તમોગુણ પૂર્વોક્ત પોતાના કાર્યને અસાધારણતારૂપે કરીને ઉત્પન્ન કરે છે. (૧૦)

અવતરણિકા:–અર્જુનની શંકા:–"હે ભગવન્ ! સત્ત્વાદિ ત્રણ ગુણોની વૃદ્ધિ કયા લિંગવડે જાણી શકાય ? શું વૃદ્ધિનું જ્ઞાન થતાં જ પુરુષ તેને નિવૃત્ત કરવાને સમર્થ થઈ શકશે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ વૃદ્ધિને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણોનાં ચિન્હોનું ત્રણ શ્લોકોવડે કથન કરે છે:—

**सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! આ દેહ વિષે શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયોમાં જે સમયે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે તે સમયે સત્ત્વગુણ વૃદ્ધિને પ્રાપ્ત થયો છે, એમ તારે જાણવું. ૧૧

ટીકા:–હે અર્જુન ! જીવાત્માના સુખ–દુ:ખના ભોગના સ્થાનરૂપ દેહમાં રહેલાં, શબ્દાદિ વિષયોની ઉપલબ્ધિનાં સાધનરૂપ શ્રોત્રાદિ ઇંદ્રિયરૂપે સર્વદ્વારો છે, જેમ દીપક પોતાના વિષયરૂપ ઘટાદિ પદાર્થોના અંધકારરૂપ આવરણનો વિરોધી હોય છે. તેમ પોતાના શબ્દાદિ વિષયોના આવરણનું વિરોધી એવું જે, શબ્દાદિ વિષયાકાર બુદ્ધિની વૃત્તિરૂપ, પરિણામવિશેષ છે તેનું નામ પ્રકાશ છે. એવો જ્ઞાનરૂપ પ્રકાશ સર્વ ઇંદ્રિયરૂપ દ્વારોવિષે જે કાળે ઉત્પન્ન થાય છે, તે કાળે જ્ઞાનપ્રકાશરૂપ લિંગવડે પુરુષે "હવે હું પ્રકાશરૂપ સત્ત્વગુણની વૃદ્ધિને પ્રાપ્ત થયો છું" એ પ્રમાણે જાણવું.

અહીં विवृद्धं सत्त्वमित्युत એ વચનના અંતમાં રહેલો उत શબ્દ अपि શબ્દના અર્થનો વાચક છે. તેમ કરીને એવો અર્થ સૂચિત કર્યો કે–જેમ જ્ઞાનરૂપ પ્રકાશવડે સત્ત્વગુણની વૃદ્ધિ જાણવામાં આવે છે, તેમ સુખાદિ લિંગોવડે પણ પુરુષે સત્ત્વગુણની વૃદ્ધિને જાણવી. અને કોઇ ટીકામાં उत શબ્દનો એવો અર્થ કર્યો છે કે–સત્ત્વગુણની વૃદ્ધિની પેઠે પુરુષે જ્ઞાનરૂપ પ્રકાશવડે રજ–તમ એ બન્ને ગુણોની ક્ષીણતાને પણ જાણવી. (૧૧)

**लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।**
**रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**

શ્લોકાર્થ:–હે ભરતર્ષભ ! રજોગુણની વૃદ્ધિ થતાં લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશમ તથા સ્પૃહા આ સર્વ ઉત્પન્ન થાય છે. ૧૨

ટીકા:–હે અર્જુન ! રાગાત્મક રજોગુણ વર્દ્ધમાન થતાં પુરુષમાં લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશમ, સ્પૃહા, એટલાં રાગાત્મક લિંગ ઉત્પન્ન થાય છે, અર્થાત્ લોભાદિ લિંગોવડે પુરુષે રજોગુણની વૃદ્ધિને જાણવી. મહાન્ ધનાદિ પદાર્થો પ્રાપ્ત થતાં પણ દિવસે દિવસે વૃદ્ધિને પ્રાપ્ત થયેલી જે ધનાદિ પદાર્થોની પ્રાપ્તિની અભિલાષા, તેનું નામ લોભ છે. અર્થાત્ પોતાના વિષયની પ્રાપ્તિવડે પણ નહિ નિવૃત્ત થયેલી ઇચ્છાવિશેષનું નામ લોભ છે.

નિરંતર પ્રયત્નવાળા થવું તેનું નામ પ્રવૃત્તિ છે. બહુ ધનનો ખર્ચ કરવાથી સિદ્ધ થનારા તથા શરીરને આયાસની પ્રાપ્તિ કરનારા એવા કામ્ય-નિષિદ્ધ-લૌકિક-મહાગૃહાદિ વિષયક વ્યાપારો, તે કર્મ કહેવાય છે. એવાં કર્મોનો જે ઉદ્યમ, તેનું નામ આરંભ કહેવાય છે. "આ કાર્ય કરીને પુનઃ હું આ બીજું કાર્ય કરીશ" "આ બીજું કાર્ય કરીને પુનઃ હું આ ત્રીજું કાર્ય કરીશ" એ પ્રકારના સંકલ્પોના પ્રવાહની ઉપરમતા ન થવી, તેનું નામ અશમ છે પરધન જોવાથી જ ગમે તે ઉપાયે કરીને પરધન ગ્રહણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય તેનું નામ સ્પૃહા છે. એ પ્રમાણે લોભથી લઈને સ્પૃહા સૂધી કહેલાં લિંગોવડે પુરુષે વૃદ્ધિને પ્રાપ્ત થયેલા રજોગુણને જાણવો. (૧૨)

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! તમોગુણની વૃદ્ધિ થતાં જ અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ આટલાં ચિહ્નો ઉત્પન્ન થાય છે. ૧૩

ટીકાઃ-હે અર્જુન ! જે કાળે તમોગુણની વૃદ્ધિ થાય છે, તે કાળે અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ, મોહ, એટલાં લિંગો ઉત્પન્ન થાય છે, અર્થાત્ પુરુષે એટલાં અવ્યભિચારી લિંગોવડે જ તમોગુણની વૃદ્ધિને જાણવી. ગુરુશાસ્ત્રાદિ બોધનાં કારણો વિદ્યમાન છતાં પણ જે સર્વ પ્રકારે બોધની અયોગ્યતા છે, તેનું નામ અપ્રકાશ છે. પોતાના અર્થનો બોધ ઉત્પન્ન કરનાર એવા પ્રવૃત્તિના કારણરૂપ अग्निहोत्रं जुहुयात् ઇત્યાદિ શાસ્ત્ર વિદ્યમાન છતાં પણ સર્વ પ્રકારે અગ્નિહોત્રાદિ કર્મોવિષે પ્રવૃત્તિની અયોગ્યતા, તેનું નામ અપ્રવૃત્તિ છે. કોઈ કાળે કર્તવ્યતારૂપે પ્રાપ્ત થયેલા અર્થનું તે કાળે સ્મરણ નહિ થવું, તેનું નામ પ્રમાદ છે અને નિદ્રા તથા વિપર્યયનું નામ મોહ છે. (૧૩)

અવતરણિકાઃ-હવે, મરણકાળે વૃદ્ધિને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણોના ફળવિશેષનું શ્રીભગવાન્ બે શ્લોકોવડે કથન કરે છે.—

**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥**

શ્લોકાર્થઃ-વળી આ દેહાભિમાની જીવ જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ હોતાં મૃત્યુને પ્રાપ્ત થાય છે ત્યારે તે, ઉપાસક પુરુષોના મળરહિત લોકને પ્રાપ્ત થાય છે. ૧૪

ટીકાઃ-હે અર્જુન ! દેહાભિમાની જીવ જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થતાં મૃત્યુને પ્રાપ્ત થાય છે, ત્યારે જીવ ઉત્તમવિત્ પુરુષોના લોકોને પ્રાપ્ત થાય છે. હિરણ્યગર્ભાદિ દેવતાઓ ઉત્તમ કહેવાય છે. આવા ઉત્તમોને જે પુરુષો જાણે છે અર્થાત્ હિરણ્યગર્ભાદિ દેવતાઓની જે પુરુષો ઉપાસના કરે છે, તે પુરુષો ઉત્તમવિત્ કહેવાય છે. આ ઉત્તમવિત્ પુરુષોવાળો જે લોક છે અર્થાત્ જે લોક દિવ્ય સુખોના ભોગનાં સ્થાનવિશેષ છે, જે લોક અમલ છે અર્થાત્ રજ-તમરૂપ મળથી રહિત છે, એવા લોકોને સત્ત્વગુણી પુરુષ પ્રાપ્ત થાય છે. (૧૪)

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

શ્લોકાર્થઃ—આ દેહાભિમાની જીવ રજોગુણની વૃદ્ધિ હોતાં મૃત્યુને પ્રાપ્ત થઈ, કર્મના અધિકારી મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે તથા તમોગુણની વૃદ્ધિ હોતાં મરણને પ્રાપ્ત થઈ, પશ્વાદિક યોનિમાં ઉત્પન્ન થાય છે. ૧૫

ટીકાઃ—હે અર્જુન ! દેહાભિમાની જીવ જ્યારે રજોગુણની વૃદ્ધિ થતાં મૃત્યુને પ્રાપ્ત થાય છે, ત્યારે કર્મસંગીઓવિષે ઉત્પન્ન થાય છે; અર્થાત્ શ્રુતિસ્મૃતિએ વિધાન કરેલાં અગ્નિહોત્રાદિ કર્મો તથા શ્રુતિસ્મૃતિએ નિષેધ કરેલાં હિંસાદિ કર્મોવિષે તથા તે કર્મોના ફળોવિષે જે મનુષ્યો અધિકારી હોય છે, તે કર્મસંગી કહેવાય છે. એવા કર્મસંગી મનુષ્યોવિષે રજોગુણી જીવ જન્મે છે. એ પ્રમાણે તમોગુણની વૃદ્ધિ થતાં જીવ જ્યારે મૃત્યુને પામે છે, ત્યારે એ તમોગુણી જીવ કાર્યાકાર્યના વિચારોથી રહિત પશ્વાદિ મૂઢ યોનિઓમાં જન્મે છે. (૧૫)

અવતરણિકાઃ—હવે સત્ત્વાદિ ત્રણ ગુણોવિષે પોતાને અનુસાર કર્મદ્વારા વિચિત્ર ફળની હેતુતાનું શ્રીભગવાન્ સંક્ષેપે કરીને કથન કરે છેઃ—

**कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! મહર્ષિજનો સાત્વિક ધર્મનું સાત્વિક નિર્મળ ફળ કથન કરે છે, રાજસ ધર્મનું દુઃખરૂપ ફળ કહે છે તથા તામસ ધર્મનું અજ્ઞાનરૂપ ફળ કહે છે. ૧૬

ટીકાઃ—હે અર્જુન ! મહર્ષિજનો ઉત્તમ સાત્વિક ધર્મનું સાત્વિક તથા નિર્મળ ફળ કહે છે, અર્થાત્ સત્ત્વગુણવડે પ્રાપ્ત થયેલું તથા રજ તમરૂપ મળથી નહિ મિશ્રિત થયેલું એવું સુખરૂપ ફળ સાત્વિક ધર્મનું કહેવાય છે, પાપમિશ્રિત પુણ્યરૂપ રાજસ ધર્મનું મહર્ષિઓ રાજસ દુઃખરૂપ ફળ કહે છે; અર્થાત્ રજોગુણથી ઉત્પન્ન થયેલું, બહુ દુઃખવડે મિશ્રિત અલ્પ સુખ તે રાજસ ધર્મનું ફળ કહેવાય છે. કારણ કે જે જે કાર્ય થાય છે તે તે કાર્ય પોતાના કારણના સદૃશ જ હોય છે. તેથી પાપમિશ્રિત પુણ્યરૂપ રાજસ કર્મનું બહુ દુઃખવડે મિશ્રિત અલ્પ સુખરૂપ ફળ યુક્ત જ છે. મહર્ષિજનો તામસ ધર્મનું અજ્ઞાનરૂપ ફળ કહે છે, અર્થાત્ તમોગુણવડે ઉત્પન્ન થવાથી તામસરૂપ એવું અવિવેકયુક્ત દુઃખ એ તામસ ધર્મનું ફળ કહેવાય છે. તેમાં સાત્વિકાદિ કર્મોનું લક્ષણ તો नियतं संगरहितं ઇત્યાદિ વચનોવડે અઢારમા અધ્યાયમાં શ્રીભગવાન્ પોતે જ કહેશે. અહીં આ શ્લોકમાં શ્રીભગવાને રજ અને તમ એ બે શબ્દોનો, રજોગુણના કાર્યરૂપ કર્મવિષે તથા તમોગુણના કાર્યરૂપ કર્મવિષે જે પ્રયોગ કર્યો છે તે, કાર્ય અને કારણ એ બેના અભેદનો અંગીકાર કરીને કર્યો છે. (૧૬)

અવતરણિકાઃ—હવે શ્રીભગવાન્ આ પ્રકારના ફળની વિચિત્રતાવિષે પૂર્વોક્ત હેતુનું કથન કરે છેઃ—

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે તથા તમોગુણથી પ્રમાદ તથા મોહ બન્ને ઉત્પન્ન થાય છે, તેમ જ અજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. ૧૭

ટીકા:–હે અર્જુન ! શ્રોત્રાદિ ઇંદ્રિયો જેનાં દ્વાર છે, એવું જે શબ્દાદિ વિષયજ્ઞાન છે, તે પ્રકાશરૂપ જ્ઞાન કેવળ સત્ત્વગુણથી જ ઉત્પન્ન થાય છે. માટે પ્રકાશરૂપ જ્ઞાનનાં અનુસારી સાત્ત્વિક કર્મોના પ્રકાશની બાહુલ્યવાવાળું સુખરૂપ ફળ જ હોય છે. કોટી વિષયોની પ્રાપ્તિવડે પણ નિવૃત્ત કરવાને અશક્ય એવી અભિલાષાવિશેષ તેનું નામ લોભ છે. આવો લોભ રજોગુણથી જ ઉત્પન્ન થાય છે. નિરંતર વૃદ્ધિને પ્રાપ્ત થયેલા અને પૂર્ણ કરવાને અશક્ય એવા લોભને દુઃખનું હેતુપણું પ્રસિદ્ધ છે, તેથી લોભપૂર્વક કરેલા રાજસ કર્મનું પણ દુઃખ જ ફળ હોય છે. તમોગુણથી પ્રમાદ–મોહ એ બન્ને ઉત્પન્ન થાય છે, તથા અજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. અહીં અજ્ઞાન શબ્દવડે અપ્રકાશનો અર્થ ગ્રહણ કરવો અને પ્રમાદ તથા મોહ એ બે શબ્દનો અર્થ તો अप्रकाशोऽप्रवृत्तिश्च એ પૂર્વોક્ત શ્લોકમાં કહેવામાં આવ્યો છે. (૧૭)

અવતરણિકા:–હવે સત્ત્વાદિ ત્રણ ગુણોના વૃત્તમાં રહેલા પુરુષોનું यदा सत्त्वे प्रवृद्धे तु એ પૂર્વોક્ત શ્લોકમાં કહેલું જે ફળ છે, તે ફળનું ઉર્ધ્વભાવવડે તથા અધોભાવવડે કથન કરે છેઃ—

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥

શ્લોકાર્થ:–સત્ત્વવૃત્ત વિષે સ્થિત પુરુષ ઉપરના લોકમાં જાય છે, રજોવૃત્ત વિષે સ્થિત પુરુષ મનુષ્યલોક વિષે સ્થિત થાય છે તથા નિકૃષ્ટ તમોગુણના વૃત્ત વિષે સ્થિત તામસપુરુષ અધોગમન કરે છે. ૧૮

ટીકા:–ત્રીજા તમોગુણના અંતમાં 'વૃત્ત' એવો શબ્દ શ્રીભગવાને કથન કર્યો છે. તેથી સત્ત્વ અને રજ એ પહેલા બે ગુણોના અંતમાં પણ વૃત્ત શબ્દ શ્રીભગવાને વિવક્ષિત કર્યો છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સત્ત્વગુણનું જે શાસ્ત્રજન્ય જ્ઞાનરૂપ શુભ કર્મરૂપ વૃત્ત છે, તે સત્ત્વગુણના વૃત્તમાં રહેલા અર્થાત શ્રદ્ધાપૂર્વક વૃત્તને ધારણ કરનારા પુરુષો બ્રહ્મલોક પર્યંત ઉપરના દેવલોકોને પ્રાપ્ત થાય છે; અર્થાત્ જ્ઞાનકર્મની ન્યૂનતા–અધિકતાવડે પુરુષો ન્યૂનતા અધિકતાવાળા દેવતાઓવિષે જ ઉત્પન્ન થાય છે, પણ મનુષ્ય શરીરને તથા પશ્વાદિ શરીરને સાત્ત્વિક પુરુષો પ્રાપ્ત થતા નથી.

જે પુરુષો રજોગુણના લોભાદિપૂર્વક રાજસ કર્મરૂપ વૃત્તમાં રહેલા છે, અર્થાત્ જે પુરુષો રાજસ કર્મરૂપ વૃત્તને અત્યંત પ્રીતિપૂર્વક કરે છે, તે રાજસ પુરુષો પુણ્યપાપ મિશ્રિત આ મનુષ્યલોકમાં જ રહે છે. પણ રાજસ પુરુષો દેવશરીરને તથા પશ્વાદિ શરીરને પ્રાપ્ત થતા નથી; કિંતુ આ મનુષ્યોમાં જ રાજસ પુરુષો ઉત્પન્ન થાય છે.

સત્ત્વ–રજ એ બન્ને ગુણોની અપેક્ષાએ કરી પાછળથી થનારો તથા બન્નેથી નિકૃષ્ટ એવા તમોગુણના નિદ્રા–આલસ્યાદિરૂપ વૃત્તવિષે પ્રીતિવાળા તામસ પુરુષો અધોગમન કરે છે, અર્થાત્ પશ્વાદિ યોનિઓમાં ઉત્પન્ન થાય છે. તામસ પુરુષો મનુષ્યશરીરને તથા દેવતાશરીરને પ્રાપ્ત થતા નથી.

અર્જુનની શંકા:–"સાત્ત્વિક પુરુષ તથા રાજસ પુરુષ પણ કદાચિત્ તમોગુણના નિદ્રા આલસ્યાદિ વૃત્તવિષે રહે છે, તેથી તેમને પણ પશ્વાદિ શરીરોની પ્રાપ્તિ થવી જોઈએ"

આ શંકાને નિવૃત્ત કરવા શ્રીભગવાન્ તમોગુણના વૃત્તમાં રહેલા પુરુષોનું વિશેષણ કહે છે– तामसाः इति જે પુરુષોમાં સર્વ કાળે તમોગુણ જ પ્રધાન છે, તેઓ તામસ કહેવાય છે. એવા

તામસ પુરુષો જ પશ્વાદિ યોનિઓમાં જન્મે છે, અને જો કે સાત્વિક પુરુષ તથા રાજસ પુરુષ કદાચિત્ તમોગુણના નિદ્રાઆલસ્યાદિ વૃત્ત વિષે પણ રહે છે, તોપણ તેમનામાં તમોગુણ પ્રધાન હોતો નથી, કિંતુ અત્યંત ગૌણ હોય છે. તેથી સાત્વિક પુરુષ તથા રાજસ પુરુષ પશ્વાદિ યોનિઓવિષે ઉત્પન્ન થતા નથી. અત્ર કોઇ મૂળ પુસ્તકમાં जघन्यगुणवृत्तिस्थाः એ પ્રકારનો પણ પાઠ હોય છે, એ પાઠ વિષે પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો. (૧૮)

અવતરણિકા:-આ ચૌદમા અધ્યાયમાં શ્રીભગવાને ત્રણ અર્થો કહેવાની પ્રતિજ્ઞા કરી હતી. ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ બન્નેના સંયોગનું ઇશ્વરને અધીનપણું (૧), ત્રણ ગુણો કયા છે તથા તે ગુણો કયા પ્રકારે જીવાત્માને બંધાયમાન કરે છે (૨), એ ત્રણ ગુણોથી પુરુષનો કયા પ્રકારે મોક્ષ થાય છે તથા તે ગુણાતીત મુક્ત પુરુષનું શું લક્ષણ છે (૩), એ ત્રણ અર્થોમાં પહેલા બે અર્થો તો પૂર્વે વિસ્તારથી કહ્યા. હવે ત્રીજો અર્થ કહેવાનો બાકી રહ્યો. તેમાં પણ સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણો મિથ્યા જ્ઞાનરૂપ હોવાથી પુરુષનો સમ્યક્ જ્ઞાનવડે, આ ત્રણ ગુણોમાંથી મોક્ષ થાય છેઃ એ અર્થનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

શ્લોકાર્થ:-જે સમયે દ્રષ્ટા પુરુષ સત્ત્વાદિ ગુણોથી અન્ય કર્તાને દેખતો નથી તથા તે ગુણોથી આત્માને પર જાણે છે તે સમયે દ્રષ્ટા પુરુષ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૧૯

ટીકા:-હે અર્જુન ! કાર્ય, કારણ, વિષય એ ત્રણ આકારોવડે પરિણામને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણો સિવાય બીજા કોઇ કર્તાને વિચારમાં કુશળ થયેલો દ્રષ્ટા પુરુષ દેખતો નથી, અર્થાત્ વિચારની પૂર્વે, ગુણોથી અન્ય (બીજા) આત્માને કર્તારૂપ દેખતાં છતાં પણ જે પુરુષ, વિચારની પછી, સત્ત્વાદિ ગુણોથી અન્ય કર્તાને દેખતો નથી, કિંતુ સત્ત્વાદિ ગુણો જ અંતઃકરણ, બહિઃકરણ, શરીર, વિષય ઇત્યાદિ ભાવને પ્રાપ્ત થઇને સર્વ લૌકિક વૈદિક કર્મોના કર્ત્તા થાય છે. આ પ્રમાણે પુરુષ સત્ત્વાદિ ગુણોને જ કર્ત્તા દેખે છે; તથા તે તે અવસ્થાવિશેષરૂપે કરીને પરિણામને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ગુણો કરતાં આત્માને પુરુષ પર જાણે છે. અર્થાત્ જેમ આકાશમાં રહેલો સૂર્ય ભૂમિમાં રહેલા જળની સાથે તથા તે જળના કંપાદિ વિકારોની સાથે સંબંધવાળો હોતો નથી; તેમ આત્માદેવ સત્ત્વાદિ ત્રણ ગુણોની સાથે તથા તે ગુણોનાં કાર્યોની સાથે સંબંધવાળો થતો નથી; વળી તે કાર્યસહિત ગુણોનો પ્રકાશક છે તથા જન્મમરણાદિ સર્વ વિકારોથી રહિત છે, સર્વ પ્રપંચનો સાક્ષી છે તથા સર્વત્ર સમ છે. આવા એક અદ્વિતીયરૂપ ક્ષેત્રજ્ઞ આત્માને જ્યારે દ્રષ્ટા પુરુષ ગુરુશાસ્ત્રના ઉપદેશથી જાણે છે, ત્યારે તે મારા-પરમેશ્વરના ભાવને પ્રાપ્ત થાય છે; અર્થાત્ તે પુરુષ "હું જ બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે અભેદરૂપે કરીને મને-નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે-ब्रह्म वेद ब्रह्मैव भवति-અર્થાત્-"હું બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણનાર પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે. (૧૯)

અવતરણિકા:-અર્જુનની શંકા:-હે ભગવન્ ! "એ પ્રમાણે સત્ત્વાદિ ત્રણ ગુણોને જ કર્ત્તાપણું દેખનાર તથા આત્માને તે ગુણો કરતાં પર દેખનાર પુરુષ નિર્ગુણ બ્રહ્મભાવને કઇ રીતે પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે રીત કહે છેઃ-

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

શ્લોકાર્થ:-દેહની ઉત્પત્તિના બીજરૂપ આ સત્ત્વાદિ ત્રણ ગુણોનો પરિત્યાગ કરી, જન્મ, મૃત્યુ, જરા તથા દુઃખ આ સર્વથી વિમુક્ત થયલો વિદ્વાન્ પુરુષ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૨૦

ટીકાઃ-હે અર્જુન ! દેહની ઉત્પત્તિનાં બીજરૂપ એવા માયારૂપ સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણો છે. તે ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને અર્થાત્ જીવનકાળમાં જ તત્ત્વજ્ઞાનવડે તે ગુણોનો બાધ કરીને જન્મવડે, મૃત્યુવડે, જરાવડે તથા આધ્યાત્મિકાદિ દુઃખોવડે વિમુક્ત થયલો અર્થાત્ જીવનકાળમાં જ માયામય જન્મ મૃત્યુ આદિના સંબંધથી રહિત થયલો વિદ્વાન્ પુરુષ અમૃતભાવને પ્રાપ્ત થાય છે, અર્થાત્ સર્વ અનર્થોની નિવૃત્તિપૂર્વક બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. (૨૦)

અવતરણિકા:-આ સત્ત્વાદિ ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને વિદ્વાન્ પુરુષ જીવનકાળમાં જ મોક્ષરૂપ અમૃતને પ્રાપ્ત થાય છે. એ પૂર્વોક્ત અર્થનું શ્રવણ કરી, અર્જુન, ગુણાતીત પુરુષનાં લક્ષણો જાણવાની, આચાર જાણવાની તથા ગુણાતીતપણાના ઉપાય જાણવાની ઇચ્છા કરતાં શ્રીભગવાનની પ્રત્યે પ્રશ્ન કરે છે:—

अर्जुन उवाच—कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

શ્લોકાર્થ:-અર્જુન કહે છે:-હે પ્રભો ! આ સત્ત્વાદિ ત્રણ ગુણોનું અતિક્રમણ કરનારો પુરુષ કેવા ચિહ્નોવડે વિશિષ્ટ થાય છે, કેવા આચારવાળો હોય છે તથા આ ત્રણ ગુણોનું કેવા પ્રકારવડે અતિક્રમણ કરે છે ? ૨૧

ટીકાઃ-હે પ્રભો ! સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોનું અતિક્રમણ કરનાર ( ગુણાતીત ) તત્ત્વવેત્તા પુરુષ કયા લિંગોવડે વિશિષ્ટ હોય છે ? અર્થાત્ જે લક્ષણરૂપ લિંગોવડે તત્ત્વવેત્તા પુરુષ જાણવામાં આવે છે, તે લક્ષણરૂપ લિંગ આપ મારી પ્રત્યે કહો. આ રીતે પ્રથમ પ્રશ્નનું નિરૂપણ કર્યું.

ગુણાતીત તત્ત્વવેત્તા પુરુષનો કેવો આચાર હોય છે ? અર્થાત્ તત્ત્વવેત્તા પુરુષ શું યથેષ્ટ ચેષ્ટાવાળો હોય છે અથવા નિયમપૂર્વક ચેષ્ટાવાળો હોય છે ? તત્ત્વવેત્તા પુરુષનો તે સર્વ આચાર પણ આપ મારી પ્રત્યે કહો. એમ દ્વિતીય પ્રશ્ન પૂછયો.

તત્ત્વવેત્તા પુરુષ કેવી રીતે ત્રણ ગુણોનું અતિક્રમણ કરે છે ? અર્થાત્ ગુણાતીતપણાનો ઉપાય શું છે, તે ઉપાય પણ આપ મારી પ્રત્યે કહો, આમ ત્રીજો પ્રશ્ન પૂછયો.

અહીં હે પ્રભો એ સંબોધન કરીને અર્જુને શ્રીભગવાન્‌ની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો કે, દુઃખાદિને નિવૃત્ત કરવામાં જે સમર્થ હોય તે પ્રભુ કહેવાય છે. જેમ રાજાદિ સમર્થ પુરુષ પોતાના ભૃત્યોનાં દુઃખોને નિવૃત્ત કરે છે, તેમ સમર્થ હોવાથી આપ ભગવાને જ મારું-ભૃત્યનું દુઃખ નિવૃત્ત કરવું યોગ્ય છે. (૨૧)

અવતરણિકા:-યદ્યપિ આ ગીતાશાસ્ત્રના દ્વિતીય અધ્યાયમાં स्थितप्रज्ञस्य का भाषा ઇત્યાદિ વચનોવડે એ સર્વ અર્થ પૂર્વે જ અર્જુને પૂછયો હતો, તથા प्रजहाति यदा कामान् ઇત્યાદિ વચનોવડે મેં ભગવાને જ તેનો ઉત્તર પણ પૂર્વે જ કહ્યો હતો; તથાપિ આ પૂર્વોક્ત અર્થને

અર્જુન પુનઃ પ્રકારાંતર વડે જાણવાની ઇચ્છા કરીને અત્યારે પૂછે છે. આ પ્રકારના અર્જુનના અભિપ્રાયને જાણીને શ્રીભગવાન્, પૂર્વોક્ત પ્રકારથી વિલક્ષણ પ્રકારે કરીને તત્ત્વવેત્તા પુરુષનાં લક્ષણાદિનું પાંચ શ્લોકો વડે કથન કરે છે. તેમાં ગુણાતીત પુરુષ ક્યાં લક્ષણરૂપ લિંગોવડે વિશિષ્ટ હોય છે, એ પ્રથમ પ્રશ્નના ઉત્તરનું એક શ્લોકવડે કથન કરે છેઃ—

श्रीभगवानुवाच–प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति॥ २२ ॥

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છેઃ–હે અર્જુન! જે પુરુષ પ્રવૃત્તિવાળો છતાં પ્રકાશનો, પ્રવૃત્તિનો તથા મોહનો કદાપિ દ્વેષ કરતો નથી તથા નિવૃત્તિવાળો છતાં તેની ઇચ્છા કરતો નથી, તે પુરુષ ગુણાતીત કહેવાય છે. ૨૨

ટીકાઃ–હે અર્જુન! સત્ત્વ ગુણના કાર્યરૂપ જે પ્રકાશ છે, રજોગુણના કાર્યરૂપ જે પ્રવૃત્તિ છે તથા તમોગુણના કાર્યરૂપ જે મોહ છે, (અહીં પ્રકાશ, પ્રવૃત્તિ, મોહ એ ત્રણે કાર્યો સત્ત્વાદિ ત્રણ ગુણોનાં બીજાં પણ સર્વ કાર્યોનાં ઉપલક્ષણ છે) તે સત્ત્વાદિ ત્રણ ગુણોનાં પ્રકાશાદિ સર્વ કાર્યો પોતપોતાની કારણ સામગ્રીની વશતાથી ઉત્પન્ન થઇને યદ્યપિ દુઃખરૂપ જ હોય છે, તથાપિ વિદ્વાન્ પુરુષ દુઃખ બુદ્ધિવડે તે કાર્યોમાં દ્વેષ કરતો નથી; અર્થાત્ "એ દુઃખરૂપ ગુણોનાં કાર્યો શા માટે ઉત્પન્ન થયાં છે?" એ પ્રમાણે વિદ્વાન્ પુરુષ, તેમને વિષે દ્વેષ કરતો નથી; અને સત્ત્વાદિ ગુણોનાં પ્રકાશાદિ કાર્યો પોતપોતાના વિનાશની સામગ્રીની વશતાથી નિવૃત્ત થઇને યદ્યપિ સુખરૂપ જ થાય છે, તથાપિ વિદ્વાન્ પુરુષ સુખબુદ્ધિ વડે તેમની ઇચ્છા કરતો નથી, અર્થાત્ "સુખરૂપ ગુણોનાં કાર્યોની નિવૃત્તિ મને સર્વદા પ્રાપ્ત થાય" એ પ્રમાણે પુરુષ ઇચ્છા કરતો નથી; કારણ કે વિદ્વાન્ પુરુષ સત્ત્વાદિ ગુણોને તથા સત્ત્વાદિ ગુણોનાં કાર્યોને સ્વપ્નની પેઠે મિથ્યારૂપ જ જાણે છે અને મિથ્યારૂપ જાણેલો પદાર્થ પુરુષના રાગનો વા દ્વેષનો વિષય હોતો નથી; જેમકે મિથ્યારૂપ જાણવામાં આવેલ શુક્તિરજત પુરુષના રાગનો વિષય થતું નથી અને મિથ્યારૂપ જાણેલો રજ્જુસર્પ પુરુષના દ્વેષનો વિષય થતો નથી. એ પ્રમાણે સત્ત્વાદિ ત્રણ ગુણોનાં પ્રકાશાદિ કાર્યોની પ્રવૃત્તિ વિષે જે પુરુષ દ્વેષથી રહિત છે, તથા કાર્યોની નિવૃત્તિ વિષે જે પુરુષ રાગથી રહિત છે, તે વિદ્વાન્ પુરુષ ગુણાતીત કહેવાય છે. એ પ્રમાણે આ શ્લોકનો, ચોથા શ્લોકમાં (૨૫ મા શ્લોકમાં) રહેલા गुणातीतः स उच्यते એ વચનની સાથે, અન્વય કરવો.

શ્રીભગવાને જે ગુણાતીત પુરુષનું લક્ષણ કહ્યું છે તે લક્ષણ ગુણાતીત પુરુષને જ પ્રત્યક્ષ છે, બીજા કોઇને પ્રત્યક્ષ નથી. કારણ કે એક પુરુષના અંતઃકરણમાં રહેલો દ્વેષ, દ્વેષનો અભાવ, રાગ તથા રાગનો અભાવ છે, તે દ્વેષાદિને બીજો પુરુષ જાણી શકતો નથી. તેથી ગુણાતીત પુરુષનું લક્ષણ સ્વાર્થ લક્ષણ છે, પણ પરાર્થ લક્ષણ નથી. જે લક્ષણ કેવળ પોતાને જ જ્ઞાત થાય છે, તે લક્ષણ સ્વાર્થ લક્ષણ કહેવાય છે, અને જે લક્ષણ બીજાને પણ જ્ઞાત થાય છે, તે લક્ષણ પરાર્થ લક્ષણ કહેવાય છે. આ સ્વાર્થ લક્ષણને શાસ્ત્રમાં સ્વસંવેદ્ય કહે છે અને પરાર્થ લક્ષણને શાસ્ત્રમાં પરસંવેદ્ય કહે છે. (૨૨)

અવતરણિકાઃ–હવે, ગુણાતીત પુરુષ કેવા આચારવાળો હોય, એ બીજા પ્રશ્નના ઉત્તરનું શ્રીભગવાન્ ત્રણ શ્લોકોવડે વર્ણન કરે છેઃ–

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

શ્લોકાર્થઃ-જે પુરુષ ઉદાસીન પુરુષની માફક સ્થિત છે, જે સત્ત્વાદિ ગુણોવડે ચલાયમાન થતો નથી તથા ગુણો જ પરસ્પર વર્તનારા છે, આ રીતનો નિશ્ચય કરી જે પુરુષ સ્થિત થાય છે તથા કિંચિત્ માત્ર પણ વ્યાપાર કરતો નથી, તે પુરુષ ગુણાતીત કહેવાય છે. ૨૩

ટીકાઃ-હે અર્જુન ! પરસ્પર વિવાદ કરનારા બે પુરુષોની મધ્યમાં કોઈના પણ પક્ષનો જે પુરુષ અંગીકાર કરતો નથી, તે ઉદાસીન કહેવાય છે. ઉદાસીન પુરુષ કોઈ પુરુષવિષે રાગ પણ કરતો નથી તથા કોઈ પુરુષવિષે દ્વેષ પણ કરતો નથી. કિન્તુ ઉદાસીન પુરુષ રાગ-દ્વેષોથી રહિત થઈને રહે છે, તથા સુખદુઃખાદિરૂપ આકારવડે પરિણામને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણોથી પણ તત્ત્વવેત્તા પુરુષ પોતાના સ્વરૂપની સ્થિતિથી ચલાયમાન થતો નથી; કિન્તુ "દેહ, ઇંદ્રિય, વિષય" ઇત્યાદિરૂપ તથા આકારવડે પરિણામને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ગુણો જ પોતપોતાને વિષે સાધક-બાધક ભાવવડે, ગ્રાહ્ય-ગ્રાહક ભાવવડે, ઉપકાર્ય-ઉપકારક ભાવવડે વર્તે છે; પણ એ સર્વ ગુણોનો પ્રકાશક જે હું આત્મા છું, તે હું રૂપ આત્માનો કોઈ પણ પ્રકાશ્ય વસ્તુના ધર્મની સાથે સંબંધ નથી; જેમકે ઘટાદિ સર્વ પદાર્થોને પ્રકાશિત કરનાર સૂર્યનો કોઈપણ પ્રકાશ્યરૂપ ઘટાદિ પદાર્થોના ધર્મોની સાથે સંબંધ નથી, અને સર્વ પ્રપંચ દૃશ્યરૂપ છે, જડરૂપ છે તથા સ્વપ્નની જેમ મિથ્યા જ છે, અને હું આત્મા દ્રષ્ટા છું, સ્વયં-જ્યોતિસ્વરૂપ છું, પરમાર્થ સત્ય છું, સર્વ વિકારોથી રહિત છું તથા દ્વૈતભાવથી રહિત છું." એ પ્રકારનો નિશ્ચય કરીને જે પુરુષ પોતાના સ્વરૂપમાં જ રહે છે તથા કોઈપણ કાર્યની સિદ્ધિ વાસ્તે વ્યાપારવાળો થતો નથી, તે તત્ત્વવેત્તા પુરુષ ગુણાતીત કહેવાય છે. એ પ્રમાણે આ શ્લોકનો ત્રીજા શ્લોકમાં રહેલા गुणातीतः स उच्यते એ વચનની સાથે અન્વય કરવો.

અહીં योऽवतिष्ठति એ વચનના સ્થાને योऽनुतिष्ठति એ પ્રકારનો પણ કોઈ પુસ્તકમાં પાઠ હોય છે; એ પ્રકારના પાઠવિષે પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો. (૨૩)

વળી—

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

શ્લોકાર્થઃ-જેને સુખ તથા દુઃખ સમાન છે, જેની સ્થિતિ સ્વરૂપ વિષે છે, જેને લોઢું, પથ્થર તથા સોનું સમાન છે, જેને પ્રિય તથા અપ્રિય બેઉ સરખાં છે, જેને પોતાની નિન્દા તથા સ્તુતિ સરખાં છે, એવો ધીર પુરુષ ગુણાતીત કહેવાય છે. ૨૪

ટીકાઃ-હે અર્જુન ! તત્ત્વવેત્તા પુરુષને દુઃખમાં દ્વેષ નથી તથા સુખમાં રાગ નથી. સુખ દુઃખ બન્ને અનાત્મારૂપ અંતઃકરણના જ ધર્મો છે તથા સ્વપ્નની પેઠે મિથ્યારૂપ છે. તેથી રાગ-દ્વેષથી રહિતપણાવડે, અનાત્મ ધર્મપણાવડે, તથા મિથ્યાપણાવડે જે પુરુષને સુખ દુઃખ બન્ને સમ છે, તે પુરુષ સમસુખદુઃખ એટલે સરખા સુખદુઃખવાળો કહેવાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! તત્ત્વવેત્તા પુરુષને સુખ દુઃખ બન્ને કયા હેતુથી સમ છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-स्वस्थः इति-હે અર્જુન ! તત્ત્વવેત્તા પુરુષ સ્વસ્થ છે, અર્થાત દ્વૈતદર્શનથી રહિત હોવાથી તત્ત્વવેત્તા પુરુષ પોતાના આનંદસ્વરૂપ આત્માવિષે જ રહે છે,

એ કારણથી જ તત્ત્વવેત્તા પુરુષને સુખ દુઃખ બન્ને સમ છે. આત્માવિષે સ્થિતિથી રહિત બહિર્મુખ પુરુષને જ સુખ દુઃખ બન્નેવિષે વિષમતા હોય છે. હે અર્જુન ! તત્ત્વવેત્તા પુરુષ આનંદસ્વરૂપ આત્માવિષે જ રહે છે, તે કારણથી તત્ત્વવેત્તા પુરુષ સમ–લોષ્ઠાશ્મ–કાંચન છે. જેને લોષ્ઠ, અશ્મ, કાંચન એ ત્રણે સમ છે એટલે ગ્રહણ અથવા ત્યાગભાવથી રહિત છે, તે સમ–લોષ્ઠાશ્મકાંચન કહેવાય છે. તેમાં મૃત્તિકાના પિન્ડનું નામ લોષ્ઠ છે, પાષાણનું નામ અશ્મ છે અને સુવર્ણનું નામ કાંચન છે, અર્થાત્ તત્ત્વવેત્તા પુરુષ લોષ્ઠાદિ તુચ્છ વસ્તુઓવિષે ત્યાગબુદ્ધિથી રહિત છે, તથા સુવર્ણાદિ મહાન્ પદાર્થોવિષે ગ્રહણબુદ્ધિથી રહિત છે.

હે અર્જુન ! તત્ત્વવેત્તા પુરુષ સમ–લોષ્ઠાશ્મ–કાંચન છે, માટે જ તત્ત્વવેત્તા પુરુષ તુલ્ય-પ્રિયાપ્રિય કહેવાય છે. સુખના સાધનરૂપ પ્રિય તથા દુઃખના સાધનરૂપ અપ્રિય, એ બન્ને જે પુરુષને તુલ્ય (સરખા) છે, તે પુરુષ તુલ્યપ્રિયાપ્રિય કહેવાય છે. અર્થાત્ જે તત્ત્વવેત્તા પુરુષને "પ્રિય પદાર્થ મારા હિતનું સાધન છે" એ પ્રકારે પ્રિય પદાર્થ, હિતના સાધનપણાની બુદ્ધિનો વિષય થતો નથી, અને "અપ્રિય પદાર્થ મારા અહિતનું સાધન છે" એ પ્રકારે અપ્રિય પદાર્થ, અહિતના સાધનપણાની બુદ્ધિનો વિષય થતો નથી, કિન્તુ પ્રિય અપ્રિય ઉભય તત્ત્વવેત્તા પુરુષથી ઉપેક્ષા બુદ્ધિના જ વિષયો હોય છે.

તથા તે પુરુષ ધીર છે અર્થાત્ બુદ્ધિમાન્ છે અથવા ધૃતિમાન્ છે. હે અર્જુન ! તત્ત્વ-વેત્તા પુરુષ ધીર છે, એ કારણથી જ તત્ત્વવેત્તા પુરુષ તુલ્યનિન્દાત્મસંસ્તુતિ છે. પોતાના દોષોનું કથન તે નિન્દા કહેવાય છે, અને પોતાના ગુણોનું કથન તે સ્તુતિ કહેવાય છે. પોતાની નિન્દા તથા પોતાની સ્તુતિ એ બન્ને જે પુરુષને તુલ્ય છે, તે તુલ્ય–નિન્દાત્મસંસ્તુતિ કહેવાય છે. એવો તત્ત્વવેત્તા પુરુષ ગુણાતીત કહેવાય છે. આ પ્રકારે આ શ્લોકનો, બીજા શ્લોકમાં રહેલા गुणातीतः स उच्यते એ વચનની સાથે અન્વય કરવો. (૨૪)

વળી—

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

શ્લોકાર્થઃ—જે પુરુષ માન તથા અપમાન બેઉ વિષે સમાન છે, જે મિત્રપક્ષ તથા શત્રુપક્ષ બેઉ વિષે સમાન છે તથા જેણે સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે, તે પુરુષ ગુણા-તીત કહેવાય છે. ૨૫

ટીકાઃ—હે અર્જુન ! તત્ત્વવેત્તા પુરુષ માન અને અપમાન બન્ને વિષે તુલ્ય છે, (સત્કાર એટલે માન કે જે સત્કારને લોકોમાં આદર કહે છે, અને તિરસ્કાર એટલે અપમાન કે જે તિરસ્કારને લોકોમાં અનાદર કહે છે) અર્થાત્ માનની પ્રાપ્તિ વિષે વિદ્વાન્ પુરુષને હર્ષ થતો નથી તથા અપમાનની પ્રાપ્તિ વિષે તે પુરુષને વિષાદ થતો નથી. પૂર્વ શ્લોકમાં तुल्यनिंदात्म-संस्तुतिः એ વચનવડે કરેલી જે નિન્દા–સ્તુતિ છે તથા આ શ્લોકમાં કહેલું જે માનાપમાન છે, તે બન્નેમાં આટલો ભેદ છે. નિન્દા–સ્તુતિ એ બન્ને તો શબ્દરૂપ જ હોય છે, કારણ કે દોષોના કથનનું નામ નિન્દા છે અને ગુણોના કથનનું નામ સ્તુતિ છે. આ કથન કેવળ શબ્દરૂપ છે; અને માન અપમાન તો શબ્દ વિના શરીર તથા મનના વ્યાપારવિશેષરૂપ પણ હોય છે, એટલો બન્ને વિષે ભેદ છે. કોઈ મૂળ પુસ્તકમાં તો मानापमानयोस्तुल्यः એ પ્રકારનો પણ પાઠ હોય છે. એ પ્રકારના પાઠ વિષે પૂર્વોક્ત અર્થ જ જાણવો.

તત્ત્વવેત્તા પુરુષ મિત્રપક્ષ તથા શત્રુપક્ષ બન્ને વિષે તુલ્ય છે, અર્થાત્ તત્ત્વવેત્તા પુરુષ જેમ મિત્રપક્ષના દ્વેષનો અવિષય હોય છે તેમ શત્રુપક્ષના પણ દ્વેષનો અવિષય હોય છે, અથવા તત્ત્વવેત્તા પુરુષ મિત્રપક્ષ વિષે અનુગ્રહ કરતો નથી અને શત્રુપક્ષ વિષે વિગ્રહ કરતો નથી તથા તત્ત્વવેત્તા પુરુષ સર્વારંભ પરિત્યાગી છે, તે પુરુષ ગુણાતીત કહેવાય છે. અહીં શરીર, મન અને વાણી વડે જેમનો આરંભ કરવામાં આવે છે તે આરંભ કહેવાય છે. આવા લૌકિક વૈદિક કર્મોરૂપ સર્વ આરંભોનો જેણે પરિત્યાગ કર્યો છે, તેનું નામ સર્વારંભપરિત્યાગી છે, અર્થાત્ આ દેહની યાત્રામાં જ ઉપયોગી ભિક્ષાટનાદિ કર્મોથી ભિન્ન બીજાં સર્વ કર્મોનો જેણે પરિત્યાગ કર્યો છે, તેનું નામ સર્વારંભપરિત્યાગી છે.

આ પ્રમાણે उदासीनवदासीनः ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે કહેલા આચારોવડે યુક્ત તત્ત્વવેત્તા પુરુષ જ ગુણાતીત કહેવાય છે. તાત્પર્ય એ છે કે उदासीनवदासीनः ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે કહેલા જે ઉપેક્ષકત્વાદિ ધર્મો છે, તે ઉપેક્ષકત્વાદિ ધર્મો આત્મજ્ઞાનની ઉત્પત્તિની પૂર્વે પ્રયત્નસાધ્ય હોય છે, અર્થાત્ આત્મજ્ઞાનની ઇચ્છાવાળા અધિકારી પુરુષે આત્મજ્ઞાનનાં સાધનરૂપ ઉપેક્ષકત્વાદિ ધર્મોનું અનુષ્ઠાન કરવુ અને આત્મજ્ઞાનની ઉત્પત્તિ પછી ગુણાતીત જીવન્મુક્ત પુરુષે ઉપેક્ષકત્વાદિ ધર્મો વિના પ્રયત્ને જ સિદ્ધ લક્ષણરૂપ થઇને રહે છે. (૨૫)

અવતરણિકાઃ–હવે અધિકારી પુરુષ કયા ઉપાયવડે ગુણોનું અતિક્રમણ કરે છે, એ તૃતીય પ્રશ્નનો ઉત્તર શ્રીભગવાન્ કહે છેઃ—

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-વળી જે પુરુષ મારું–પરમેશ્વરનું અનન્ય ભક્તિ યોગે કરી ચિન્તન કરે છે, તે મારો ભક્ત પૂર્વોક્ત સત્ત્વાદિ ગુણોનું અતિક્રમણ કરી, બ્રહ્મ બનવા માટે સમર્થ થાય છે. ૨૬

ટીકાઃ–હે અર્જુન ! સર્વ ભૂતોનો અંતર્યામી તથા પોતાની માયાશક્તિવડે ક્ષેત્રજ્ઞભાવને પ્રાપ્ત થયેલા એવા મને–પરમાનંદઘન ભગવાન્ વાસુદેવને અધિકારી પુરુષ અવ્યભિચારી ભક્તિયોગવડે સેવન કરે છે. અહીં હું–પરમાત્માદેવ વિષય વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત તેલની ધારાની માફક સજાતીય વૃત્તિઓનો પ્રવાહ છું, આ રીતના પ્રવાહને અવ્યભિચારી ભક્તિયોગ કહેવામાં આવે છે. આ ભક્તિયોગ પૂર્વે બારમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરેલો છે. આવા પરમ પ્રેમરૂપ અનન્ય ભક્તિયોગવડે જે પુરુષ મારું–નારાયણનું સર્વદા ચિંતન કરે છે, તે મારો–પરમેશ્વરનો અનન્ય ભક્ત પૂર્વોક્ત સત્ત્વાદિ ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને અર્થાત્ અદ્વૈત દર્શનવડે સત્ત્વાદિ ત્રણ ગુણોનો બાધ કરીને નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષવાસ્તે સમર્થ થાય છે, તેથી સર્વ કાળે મારુ–પરમેશ્વરનું ચિન્તન જ ગુણાતીતપણાનો ઉપાય છે. (૨૬)

અવતરણિકા –મારુ–પરમાત્માદેવનું ચિન્તન કરનારો પુરુષ મોક્ષને જ પ્રાપ્ત થાય છે; એ પૂર્વોક્ત અર્થવિષે શ્રીભગવાન્ પોતાની મહત્તારૂપ હેતુનું કથન કરે છેઃ—

**ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥**

શ્લોકાર્થઃ–કારણ કે હું–નિરુપાધિક વાસુદેવ, પ્રતિષ્ઠારૂપ, અમૃતરૂપ, અવ્યયરૂપ, શાશ્વતરૂપ, ધર્મરૂપ તથા અવ્યભિચારી સુખરૂપ સોપાધિક કારણબ્રહ્મનું વાસ્તવસ્વરૂપ છું, માટે મારી–પરમેશ્વરની ભક્તિવડે મોક્ષની પ્રાપ્તિ યુક્ત છે. ૨૭

ટીકાઃ–હે અર્જુન! तत्त्वमसि એ વાક્યમાં રહેલો જે तत् શબ્દ છે, તે तत् શબ્દનો વાચ્યાર્થરૂપ તથા સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનાં કારણરૂપ એવા માયાવિશિષ્ટ સોપાધિક બ્રહ્મનો હું–નિર્વિકલ્પક વાસુદેવ પ્રતિષ્ઠા છું, અર્થાત્ પારમાર્થિકરૂપ, નિર્વિકલ્પકરૂપ તથા સત્‌ચિત્‌આનંદરૂપ એવો જે સર્વ ઉપાધિઓથી રહિત तत् શબ્દનો લક્ષ્ય અર્થ છે, તે લક્ષ્યાર્થરૂપ હું જ છું. प्रतिष्ठत्यत्रेति प्रतिष्ठा એ પ્રકારની વ્યુત્પત્તિવડે કલ્પિતરૂપથી રહિત અકલ્પિતરૂપ જ પ્રતિષ્ઠા શબ્દનો અર્થ સિદ્ધ થાય છે. હે અર્જુન! હું–નિરુપાધિક શુદ્ધ બ્રહ્મ સોપાધિક બ્રહ્મનું વાસ્તવિક સ્વરૂપ છું. માટે જે અધિકારી પુરુષ તારુ–નિરુપાધિક શુદ્ધ બ્રહ્મનું નિરંતર ચિન્તન કરે છે, તે અધિકારી પુરુષ મારી–નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષને વાસ્તે સમર્થ થાય છે, એ પૂર્વોક્ત અર્થ યુક્ત જ છે.

અર્જુનની શંકા–"હે ભગવન્! કયા પ્રકારના બ્રહ્મની આપ પ્રતિષ્ઠા છો ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–अमृतस्य इति હે અર્જુન! જે બ્રહ્મનો હું–પરમેશ્વર પ્રતિષ્ઠારૂપ છું, તે બ્રહ્મ અમૃત છે, અર્થાત્ વિનાશથી રહિત છે. શ્રુતિ કહે છે કે–एतदमृतमभयमेतद्‌ब्रह्म અર્થાત્ બ્રહ્મજ અમૃતરૂપ તથા અભયરૂપ છે. વળી બ્રહ્મ અવ્યય છે અર્થાત્ વિપરિણામથી રહિત છે. તે બ્રહ્મ શાશ્વત છે અર્થાત્ અપક્ષયથી રહિત છે. અહીં વિનાશ, વિપરિણામ તથા અપક્ષય આ ત્રણ વિકારોનો નિષેધ જન્મ, અસ્તિ તથા વૃદ્ધિ એ ત્રણ વિકારોના નિષેધનું ઉપલક્ષણ છે અર્થાત્ બ્રહ્મ ષટ્ વિકારોથી રહિત છે.

વળી તે ધર્મરૂપ છે અર્થાત્ જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મવડે પ્રાપ્ત થવા યોગ્ય છે. વળી બ્રહ્મ સુખરૂપ છે અર્થાત્ પરમાનંદરૂપ છે. હવે તે સુખ વિષે, વિષય અને ઈંદ્રિયના સંયોગવડે ઉત્પન્ન થયેલા સુખને નિવૃત્ત કરવાને તે સુખનું વિશેષણ કહે છે. एकांतिकस्य इति અર્થાત્ તે સુખ ઐકાંતિક છે, એટલે કે તે સુખ વિષયજન્ય સુખની પેઠે વ્યભિચારી નથી, કિંતુ સર્વ દેશમાં તથા સર્વ કાળમાં તે સુખ વિદ્યમાન છે. એ જ વ્યાપક સુખનું यो वै भूमा तत्सुखम् એ શ્રુતિ કથન કરે છે. એવા અમૃતાદિ સર્વ વિશેષણોવડે વિશિષ્ટ બ્રહ્મનું હું–પરમેશ્વર વાસ્તવિકરૂપ છું, માટે મારો–પરમેશ્વરનો અનન્ય ભક્ત આ સંસારબંધથી મુક્ત થાય છે.

આ પ્રકારનુ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ બ્રહ્માએ પણ શ્રીકૃષ્ણ ભગવાનની પ્રત્યે કહેલું છે. एकस्त्वमात्मा पुरुषः पुराणः सत्यः स्वयंज्योतिरनंत आद्यः । नित्योऽक्षरोऽजस्रसुखो निरंजनः पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः ॥ અર્થાત્–હે શ્રીકૃષ્ણ ભગવન્! આપ એક છો, અર્થાત્ સર્વત્ર એકરૂપ છો, સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો, પુરુષ છો અર્થાત્ સર્વ શરીરરૂપ પુરીઓવિષે અસ્તિ-ભાતિ-પ્રિયરૂપે રહો છો, પુરાણ છો અર્થાત્ આજથી પૂર્વે પણ વિદ્યમાન છો, સત્ય છો અર્થાત્ ત્રણે કાળમાં બાધથી રહિત છો, સ્વયંજ્યોતિ છો અર્થાત્ પોતાના પ્રકાશવાસ્તે ઈતર પ્રકાશની અપેક્ષાથી રહિત છો, અનંત છો અર્થાત્ દેશ–કાળ–વસ્તુ પરિચ્છેદથી રહિત છો, આદ્ય છો અર્થાત્ સર્વના આદિકારણ છો, નિત્ય છો અર્થાત ઉત્પત્તિ વિનાશથી રહિત છો, અક્ષર છો, વ્યાપકસુખસ્વરૂપ છો, નિરંજન છો અર્થાત્ અજ્ઞાનરૂપ અંજનથી રહિત છો, સર્વત્ર પરિપૂર્ણ છો, દ્વૈતભાવથી રહિત છો, સર્વ ઉપાધિઓથી રહિત છો તથા અમૃતરૂપ છો અર્થાત્

મોક્ષસ્વરૂપ છો. આ શ્લોકમાં શ્રીબ્રહ્માએ શ્રીકૃષ્ણ ભગવાનને સર્વ ઉપાધિઓથી રહિ આત્મારૂપ તથા બ્રહ્મરૂપ કહ્યા છે.

આ જ પ્રકારનું શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ શ્રીશુકદેવે પણ સ્તુતિપ્રસંગવિના કહ્યું છેઃ– सर्वेषामेव वस्तूनां भावार्थो भवति स्थितः । तस्यापि भगवान् कृष्णः किमतद्वस्तु रूप्यताम અર્થાત્ સર્વ કાર્યરૂપ વસ્તુઓનો જે ભાવાર્થ છે, એટલે સત્તારૂપ પરમાર્થ સ્વરૂપ તે ભાવાર્થ કાર્યરૂપે કરીને જાયમાન સોપાધિક બ્રહ્મ વિષે જ રહે છે. કારણ કે સિદ્ધાંત કારણની સત્તાથી પૃથક્ કાર્યની સત્તા અંગીકૃત નથી. જેવી રીતે કુંડલ કંકણાદિ ભૂષણરૂ કાર્યોની સત્તા સુવર્ણરૂપ કારણની સત્તાથી પૃથક્ નથી, તથા જેવી રીતે ઘટ શરાવાદિ કાર્યો સત્તા મૃત્તિકારૂપ કારણની સત્તાથી પૃથક્ નથી, તેવી રીતે આ પ્રપંચરૂપ કાર્યની સત્તા સો ધિક બ્રહ્મરૂપ કારણની સત્તાથી પૃથક્ નથી. આ વાત तदनन्यत्वमारंभणशब्दादिभ्यः આ સૂત્ર વ્યાખ્યાનમાં શ્રીભાષ્યકારેએ વિસ્તારથી કહી છે, અને તે કારણરૂપ સોપાધિક બ્રહ્મનો પ સત્તારૂપ ભાવાર્થ શ્રીકૃષ્ણ ભગવાન્ છે. કારણ કે સોપાધિક કારણબ્રહ્મ નિરુપાધિક બ્રહ્મવિ જ કલ્પિત છે. જે જે કલ્પિત વસ્તુ હોય છે, તે તે અધિષ્ઠાનથી પૃથક્ હોતી નથી. જે કે રજ્જુવિષે કલ્પિત સર્પ, રજ્જુરૂપ અધિષ્ઠાનથી પૃથક્ નથી. શ્રીકૃષ્ણ ભગવાન્ જ સ કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ હોવાથી પરમાર્થ સત્ય નિરુપાધિક બ્રહ્મરૂપ છે. તેથી નિરુપ ધિક બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ કારણરૂપ સોપાધિક બ્રહ્મના પરમાર્થ સત્તારૂપ ભાવા છે. એવા અધિષ્ઠાન બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ કારણરૂપ સોપાધિક બ્રહ્મનો પરમા સત્તારૂપ ભાવાર્થ છે. એવા અધિષ્ઠાન બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન સિવાય અન્ય કોઇ પ વસ્તુ પારમાર્થિક નથી, કિન્તુ પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ એક પારમાર્થિક છે. આ અર્થ શ્રીભગવાને અહીં ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ વચનવડે કથન કર્યો છે અથવા ब्रह्मणो प्रतिष्ठाहम् એ શ્લોકનો નીચે પ્રમાણે બીજો અર્થ કરવોઃ—

ઐકાંતિક સુખની પણ હું જ પરિઅવસાનરૂપ પ્રતિષ્ઠા છું, અર્થાત્ પરમાનંદ સ્વરૂપ હોવાથી હું પરમાત્માદેવ જ સર્વ મુમુક્ષુજનોને અભેદરૂપે કરીને પ્રાપ્ત થવા યોગ્ય છું. મારાથી-પરમાત્માદેવથી ભિન્ન બીજું કિંચિત્ માત્ર પણ સુખ પ્રાપ્ત થવા યોગ્ય નથી. શ્રુતિ કહે છે કે-यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति-અર્થાત્ દેશકાલ-વસ્તુ-પરિચ્છેદથી રહિત સર્વ વ્યાપક પરમાત્માદેવ જ સુખરૂપ છે, પરિચ્છિન્ન પદાર્થોવિષે કિંચિત્માત્ર પણ સુખ નથી. હે અર્જુન! હું-પરમાત્માદેવ આ પ્રકારનો છું, તે માટે મારો-પરમાત્માદેવનો અનન્ય ભક્ત બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે, એ પૂર્વોક્ત અર્થ યુક્ત છે.

કોઇ ટીકામાં તો ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ શ્લોકનો નીચે પ્રમાણે અર્થ કર્યો છે. જેમ ગીતાના ચતુર્થ અધ્યાયમાં एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे એ વચનમાં રહેલા ब्रह्म શબ્દવડે વેદનો જ અર્થ ગ્રહણ કર્યો છે, તેમ અહીં પણ ब्रह्म શબ્દવડે વેદનો જ અર્થ ગ્રહણ કરવો. એવા બ્રહ્મનામે વેદનો હું-પરમાત્મા જ પ્રતિષ્ઠા છું અર્થાત્ સર્વ વેદોના પરિઅવસાનનું સ્થાન હું-પરબ્રહ્મ જ છું. શ્રુતિ કહે છે કે-सर्वे वेदा यत्पदमामनंति અર્થાત્-કર્મ, ઉપાસના, જ્ઞાન એ ત્રણ કાંડરૂપ જે ઋગાદિ સર્વ વેદો સાક્ષાત્ વા પરંપરાએ કરીને પરબ્રહ્મરૂપ પદનું જ કથન કરે છે, તે વેદ અમૃત છે. અર્થાત્ વેદ એ કર્મ તથા બ્રહ્મ એ બન્ને પ્રતિપાદનદ્વારા મોક્ષરૂપ અમૃતનું સાધન છે. વળી આ વેદ અવ્યય છે અર્થાત્ ઉત્પત્તિ વિનાશથી રહિત હોવાથી તે અપૌરુષેય કહેવાય છે. અપૌરુષેય હોવાથી જ વેદ અપ્રામાણ્ય શંકારૂપ કલંકથી રહિત સ્વતઃપ્રમાણરૂપ છે. શાશ્વત ધર્મની પણ હું જ પ્રતિષ્ઠા છું, અર્થાત્ જેમ કામ્યધર્મ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિવડે નષ્ટ થઇ જાય છે, તેમ ભગવતવિષે અર્પણ કરેલો નિત્ય ધર્મ નાશ પામતો નથી, પણ વિવિદિષાદિની ઉત્પત્તિદ્વારા મોક્ષરૂપ શાશ્વત ફળનો હેતુ થાય છે. તેથી ભગવતવિષે અર્પણ કરેલો નિત્યધર્મ શાશ્વતધર્મ કહેવાય છે. એવા શાશ્વત ધર્મવડે પ્રાપ્ત થવા યોગ્ય પરમફળરૂપ પણ હું-પરમાત્માદેવ જ છું. વળી વિષયના સંબંધજન્ય સુખથી રહિત એવું જે સ્વરૂપભૂત મોક્ષ સુખ છે, તેનું નામ ઐકાંતિક સુખ છે. એવા ઐકાંતિક સુખની પણ હું-પરમાત્માદેવ જ પ્રતિષ્ઠા છું, અર્થાત્ પરાકાષ્ઠારૂપ છું. હે અર્જુન! હું-પરમાત્માદેવ આ પ્રકારનો [illegible] મારું-પરમાત્માદેવનું ચિંતન કરનારો અધિકારી જન બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે, એ [illegible]ર્થ યુક્ત જ છે. (૨૭)

મોક્ષસ્વરૂપ છો. આ શ્લોકમાં શ્રીબ્રહ્માએ શ્રીકૃષ્ણ ભગવાનને સર્વ ઉપાધિઓથી રહિત આત્મારૂપ તથા બ્રહ્મરૂપ કહ્યા છે.

આ જ પ્રકારનું શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ શ્રીશુકદેવે પણ સ્તુતિપ્રસંગવિના જ કહ્યું છે:– सर्वेषामेव वस्तूनां भावार्थो भवति स्थितः । तस्यापि भगवान् कृष्णः किमतद्वस्तु रूप्यताम् ॥ અર્થાત્ સર્વ કાર્યરૂપ વસ્તુઓનો જે ભાવાર્થ છે, એટલે સત્તારૂપ પરમાર્થ સ્વરૂપ છે, તે ભાવાર્થ કાર્યરૂપે કરીને જાયમાન સોપાધિક બ્રહ્મ વિષે જ રહે છે. કારણ કે સિદ્ધાંતમાં કારણની સત્તાથી પૃથક્ કાર્યની સત્તા અંગીકૃત નથી. જેવી રીતે કુંડલ કંકણાદિ ભૂષણરૂપ કાર્યોની સત્તા સુવર્ણરૂપ કારણની સત્તાથી પૃથક્ નથી, તથા જેવી રીતે ઘટ શરાવાદિ કાર્યોની સત્તા મૃત્તિકારૂપ કારણની સત્તાથી પૃથક્ નથી, તેવી રીતે આ પ્રપચરૂપ કાર્યની સત્તા સોપાધિક બ્રહ્મરૂપ કારણની સત્તાથી પૃથક્ નથી. આ વાત तदनन्यत्वमारंभणशब्दादिभ्यः આ સૂત્રના વ્યાખ્યાનમાં શ્રીભાષ્યકારેએ વિસ્તારથી કહી છે, અને તે કારણરૂપ સોપાધિક બ્રહ્મનો પણ સત્તારૂપ ભાવાર્થ શ્રીકૃષ્ણ ભગવાન્ છે. કારણ કે સોપાધિક કારણબ્રહ્મ નિરુપાધિક બ્રહ્મવિષે જ કલ્પિત છે. જે જે કલ્પિત વસ્તુ હોય છે, તે તે અધિષ્ઠાનથી પૃથક્ હોતી નથી. જેમ કે રજ્જુવિષે કલ્પિત સર્પ, રજ્જુરૂપ અધિષ્ઠાનથી પૃથક્ નથી. શ્રીકૃષ્ણ ભગવાન્ જ સર્વ કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ હોવાથી પરમાર્થ સત્ય નિરુપાધિક બ્રહ્મરૂપ છે. તેથી નિરુપાધિક બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ કારણરૂપ સોપાધિક બ્રહ્મના પરમાર્થ સત્તારૂપ ભાવાર્થ છે. એવા અધિષ્ઠાન બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ કારણરૂપ સોપાધિક બ્રહ્મનો પરમાર્થ સત્તારૂપ ભાવાર્થ છે. એવા અધિષ્ઠાન બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન સિવાય અન્ય કોઇ પણ વસ્તુ પારમાર્થિક નથી, કિન્તુ પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જ એક પારમાર્થિક છે. આ જ અર્થ શ્રીભગવાને અહીં ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ વચનવડે કથન કર્યો છે અથવા ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ શ્લોકનો નીચે પ્રમાણે બીજો અર્થ કરવો:—

અર્જુનની શંકા:–"હે ભગવન્ ! જે પુરુષ જે દેવતાનું ધ્યાન કરે છે, તે પુરુષ તે જ દેવતાભાવને પ્રાપ્ત થાય છે. તેથી તમારો ભક્ત તમારા ભાવને તો પ્રાપ્ત થશે, પરંતુ તમારો ભક્ત બ્રહ્મભાવને કેવી રીતે પ્રાપ્ત થશે? અર્થાત્ બ્રહ્મભાવને પ્રાપ્ત થશે નહિ. કારણ કે આપ બ્રહ્મથી જુદા જ છો."

શ્રીભગવાને કરેલું સમાધાન:–ब्रह्मणो हि प्रतिष्ठाहम् इति–હે અર્જુન ! સર્વ ઉપાધિઓથી રહિત પરમાત્માદેવરૂપ શુદ્ધ બ્રહ્મના પરિઅવસાનરૂપ પ્રતિષ્ઠા હું જ છું, અર્થાત્ મારાથી પરબ્રહ્મ ભિન્ન નથી. કિન્તુ હું જ પરબ્રહ્મરૂપ છું તથા અવ્યયરૂપ અમૃતની પણ હું જ પ્રતિષ્ઠા છું. સર્વ અનર્થની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષનું નામ અમૃત છે. આ મોક્ષરૂપ અમૃત કોઇ પ્રકારે પણ નષ્ટ થતું નથી, તેથી મોક્ષરૂપ અમૃત અવ્યય કહેવાય છે. એવા વિનાશથી રહિત મોક્ષરૂપ અમૃતનું પણ હું–પરમાત્માદેવ જ પરિઅવસાન છું, અર્થાત્ મારી–પરમાત્માદેવની અભેદરૂપ પ્રાપ્તિ એ જ મોક્ષ છે.

શાશ્વત ધર્મની પણ હું જ પ્રતિષ્ઠા છું. જેનું ફળ નિત્ય મોક્ષ છે એવો જે જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મ છે, તેનું નામ શાશ્વત ધર્મ છે. એવા મોક્ષરૂપ ધર્મની પ્રાપ્તિ કરનારો જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મ પણ મારે વિષે–પરમેશ્વરવિષે જ પરિઅવસાનવાળો છે, અર્થાત્ જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મવડે મારાથી–પરમાત્માદેવથી ભિન્ન બીજી કોઇ પણ વસ્તુ પ્રાપ્ત થતી નથી, કિન્તુ હું–પરમાત્માદેવ જ જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મવડે પ્રાપ્ત થાઉં છું.

ઐકાંતિક સુખની પણ હું જ પરિઅવસાનરૂપ પ્રતિષ્ઠા છું, અર્થાત્ પરમાનંદ સ્વરૂપ હોવાથી હું પરમાત્માદેવ જ સર્વ મુમુક્ષુજનોને અભેદરૂપે કરીને પ્રાપ્ત થવા યોગ્ય છું. મારાથી–પરમાત્માદેવથી ભિન્ન બીજુ કિંચિત્ માત્ર પણ સુખ પ્રાપ્ત થવા યોગ્ય નથી. શ્રુતિ કહે છે કે–यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति–અર્થાત્ દેશકાલ–વસ્તુ–પરિચ્છેદથી રહિત સર્વ વ્યાપક પરમાત્માદેવ જ સુખરૂપ છે, પરિચ્છિન્ન પદાર્થોવિષે કિંચિત્માત્ર પણ સુખ નથી. હે અર્જુન! હું–પરમાત્માદેવ આ પ્રકારનો છું, તે માટે મારો–પરમાત્માદેવનો અનન્ય ભક્ત બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે, એ પૂર્વોક્ત અર્થ યુક્ત છે.

કોઇ ટીકામા તો ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ શ્લોકનો નીચે પ્રમાણે અર્થ કર્યો છે. જેમ ગીતાના ચતુર્થ અધ્યાયમાં एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे એ વચનમાં રહેલા ब्रह्म શબ્દવડે વેદનો જ અર્થ ગ્રહણ કર્યો છે, તેમ અહીં પણ ब्रह्म શબ્દવડે વેદનો જ અર્થ ગ્રહણ કરવો. એવા બ્રહ્મનામે વેદનો હું–પરમાત્મા જ પ્રતિષ્ઠા છું અર્થાત્ સર્વ વેદોના પરિઅવસાનનું સ્થાન હું–પરબ્રહ્મ જ છું શ્રુતિ કહે છે કે–सर्वे वेदा यत्पदमामनंति અર્થાત્–કર્મ, ઉપાસના, જ્ઞાન એ ત્રણ કાંડરૂપ જે ઋગાદિ સર્વ વેદો સાક્ષાત્ વા પરંપરાએ કરીને પરબ્રહ્મરૂપ પદનુ જ કથન કરે છે, તે વેદ અમૃત છે. અર્થાત્ વેદ એ કર્મ તથા બ્રહ્મ એ બન્ને પ્રતિપાદનદ્વારા મોક્ષરૂપ અમૃતનુ સાધન છે. વળી આ વેદ અવ્યય છે અર્થાત્ ઉત્પત્તિ વિનાશથી રહિત હોવાથી તે અપૌરુષેય કહેવાય છે. અપૌરુષેય હોવાથી જ વેદ અપ્રામાણ્ય શકારૂપ કલંકથી રહિત સ્વત પ્રમાણરૂપ છે. શાશ્વત ધર્મની પણ હું જ પ્રતિષ્ઠા છું, અર્થાત્ જેમ કામ્યધર્મ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિવડે નષ્ટ થઇ જાય છે, તેમ ભગવતવિષે અર્પણ કરેલો નિત્ય ધર્મ નાશ પામતો નથી, પણ વિવિદિષાદિની ઉત્પત્તિદ્વારા મોક્ષરૂપ શાશ્વત ફળનો હેતુ થાય છે તેથી ભગવતવિષે અર્પણ કરેલો નિત્યધર્મ શાશ્વતધર્મ કહેવાય છે. એવા શાશ્વત ધર્મવડે પ્રાપ્ત થવા યોગ્ય પરમફળરૂપ પણ હું–પરમાત્માદેવ જ છું. વળી વિષયના સંબંધજન્ય સુખથી રહિત એવુ જે સ્વરૂપભૂત મોક્ષ સુખ છે, તેનું નામ ઐકાતિક સુખ છે. એવા ઐકાંતિક સુખની પણ હું–પરમાત્માદેવ જ પ્રતિષ્ઠા છુ, અર્થાત્ પરાકાષ્ઠારૂપ છું. હે અર્જુન! હું–પરમાત્માદેવ આ પ્રકારનો છુ, માટે મારુ–પરમાત્માદેવનુ ચિંતન કરનારો અધિકારી જન બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે, એ પૂર્વોક્ત અર્થ યુક્ત જ છે. (૨૭)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેની ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "ગુણત્રયવિભાગયોગ" નામના ચતુર્દશ અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# પંચદશ અધ્યાય



## પુરુષોત્તમયોગ

અવતરણિકા:–પૂર્વે ચૌદમા અધ્યાયમાં સંસારબંધનના હેતુભૂત સત્ત્વાદિ ત્રણ ગુણોનું કથન કરીને, અધિકારી પુરુષને મારા–પરમેશ્વરના અનન્ય ભક્તિયોગવડે સત્ત્વાદિ ત્રણ ગુણોના અતિક્રમણપૂર્વક બ્રહ્મભાવરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે, એ અર્થ શ્રીભગવાને–मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते । सगुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ ઈત્યાદિ વચનોવડે કહ્યો. તેમાં મનુષ્યના ભક્તિયોગવડે અધિકારી પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિ કેવી રીતે થશે ? અર્થાત્ નહિ થશે. એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાને પોતાવિષે બ્રહ્મરૂપતાનું બોધન કરવાને વાસ્તે–श्लो॰ ॥ ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च । शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ ઈત્યાદિ સૂત્રરૂપ શ્લોક કહ્યો. આ સૂત્રભૂત શ્લોકના અર્થનું વિસ્તારથી વર્ણન કરનારો આવૃત્તિરૂપ પંચદશ અધ્યાય શ્રીભગવાને પ્રારભ કર્યો છે. માટે શ્રીકૃષ્ણ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને જાણી, તેના નિરતિશય પ્રેમરૂપ ભજનવડે ગુણાતીત થયલો અધિકારી લોક કોઇ પણ પ્રકારે કરીને બ્રહ્મભાવરૂપ મોક્ષને પ્રાપ્ત થાય. ब्रह्मणो हि प्रतिष्ठाहं ઇત્યાદિ ભગવાંનનાં વચનને શ્રવણ કરી, મારી–અર્જુનની તુલ્ય મનુષ્યરૂપ આ કૃષ્ણ "બ્રહ્મનો પણ હું પ્રતિષ્ઠા છું." એ પ્રકારનું વચન કેવી રીતે કહે છે? એ પ્રકારના વિસ્મયવડે યુક્ત થયેલા તથા પૂછવા યોગ્ય અર્થની અસ્ફુર્તિરૂપ અપ્રતિભાવડે તથા લજ્જાવડે કિંચિત્ માત્ર પણ પૂછવાને અસમર્થ થયેલા એવા અર્જુનને જાણીને, કૃપા કરીને, અર્જુનની પ્રત્યે પોતાનું સ્વરૂપ કહેવાની ઇચ્છા કરતાં શ્રીભગવાન્ નીચે પ્રમાણે કહે છે.

સંસારથી વિરક્ત પુરુષને જ પરમેશ્વરના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનવિષે અધિકાર છે– વૈરાગ્યથી રહિત પુરુષને જ્ઞાનવિષે અધિકાર નથી, તેથી વૈરાગ્ય સંપાદન કરવું જોઇએ. પૂર્વ અધ્યાયમાં કહેલ પરમેશ્વરને અધીન વર્ત્તનાર પ્રકૃતિપુરુષના સંયોગના કાર્યરૂપ સંસારને, સંસારમાંથી વૈરાગ્યની પ્રાપ્તિવાસ્તે, વૃક્ષરૂપ કલ્પીને વર્ણન કરે છે, કારણ કે વૈરાગ્ય પણ પૂર્વોક્ત ગુણાતીતપણાના ઉપાયરૂપ જ છે.

श्रीभगवानुवाच–ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છે –શ્રુતિ તથા સ્મૃતિ વિષે આ સંસારવૃક્ષને ઊર્ધ્વ મૂળવાળું, અધઃ શાખાવાળું, અશ્વત્થ તથા અવ્યય કહેવામાં અવ્યું છે. આ સંસારવૃક્ષનાં કર્મ કાંડરૂપ વેદો પર્ણ છે. જે પુરુષ આ સંસારરૂપ વૃક્ષને જાણે છે, તે પુરુષ જ વેદવેત્તા છે. ૧

ટીકા–હે અર્જુન ! આ સંસારરૂપ વૃક્ષ ઊર્ધ્વમૂલ છે. સ્વપ્રકાશ પરમાનંદરૂપ હોવાથી તથા નિત્ય હોવાથી સર્વથી ઉત્કૃષ્ટ કારણરૂપ બ્રહ્મનું નામ ઊર્ધ્વ છે, અને એ જેને મૂળ અથવા કારણ છે, તેનું નામ ઊર્ધ્વમૂળ છે. અથવા સર્વ સંસારનો બાધ થતાં પણ બાધથી રહિત તથા સર્વ સંસારભ્રમનું અધિષ્ઠાન એવા બ્રહ્મનું નામ ઊર્ધ્વ છે. આ ઊર્ધ્વ પોતાની માયા નામની શક્તિવડે જેનું મૂળ અથવા કારણ છે, તેનું નામ ઊર્ધ્વમૂળ છે.

વળી આ સંસારરૂપ વૃક્ષ અધઃશાખ છે. અહીં अधः શબ્દવડે પશ્ચાત્ ઉત્પન્ન થયેલા કાર્યરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભાદિનો અર્થ ગ્રહણ કરવો અને જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષની શાખા પૂર્વ પશ્ચિમાદિ દિશાઓમાં પ્રસૃત થાય છે, તેમ હિરણ્યગર્ભાદિ પણ જૂદી જૂદી દિશાઓમાં પ્રસૃત થાય છે. તેથી હિરણ્યગર્ભાદિ પ્રસિદ્ધ શાખાઓની પેઠે જેની શાખા છે, તેનું નામ અધઃશાખ છે.

વળી સંસારરૂપ વૃક્ષ અશ્વત્થ છે. 'આ વસ્તુ હવે પછી રહેશે' એ પ્રકારના વિશ્વાસને અયોગ્ય જે વસ્તુ ન હોય તેનું નામ અશ્વત્થ છે. એ પ્રકારના વિશ્વાસને અયોગ્ય હોવાથી સંસારવૃક્ષ અશ્વત્થ છે. વળી સંસારરૂપ વૃક્ષ અવ્યય છે, અર્થાત્ અનાદિ અનંતરૂપ જે આ દેહાદિનો પ્રવાહ છે તેનો, આ સંસારરૂપ વૃક્ષ, આશ્રય છે તથા આત્મજ્ઞાનવિના અન્ય કોઈ ઉપાયવડે સંસારવૃક્ષનો ઉચ્છેદ થતો નથી, તેથી સંસારવૃક્ષ અવ્યય છે. એ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિઓ આ માયામય સંસારવૃક્ષને ઊર્ધ્વ મૂળવાળું, અધઃશાખાવાળું, અશ્વત્થરૂપ તથા અવ્યયરૂપ કહે છે.

શ્રુતિ કહે છે કે—ऊर्ध्वमूलोऽर्वाक्शाखएषोऽश्वत्थः—सनातनः અર્થાત્-સર્વથી ઉત્કૃષ્ટ જે બ્રહ્મ છે તેનું નામ ઉર્ધ્વ છે. ઉર્ધ્વ જેનું મૂળ અથવા કારણ છે, તેનું નામ ઉર્ધ્વમૂળ છે. અર્વાક્નો અર્થ નિકૃષ્ટ થાય છે. નિકૃષ્ટ કાર્યરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભાદિ છે, અથવા મહત્તત્ત્વ-અહંકાર-પંચતન્માત્રા ઈત્યાદિ છે. આ હિરણ્યગર્ભાદિ અથવા મહત્તત્ત્વ અહંકારાદિ પ્રસિદ્ધ શાખાની પેઠે જેની શાખા છે, તેનું નામ અર્વાક્શાખ છે. એવું ઉર્ધ્વમૂલ તથા અર્વાક્શાખ-વાળું આ સંસારરૂપ અશ્વત્થ વૃક્ષ સનાતન છે. ઇત્યાદિ શ્રુતિઓ કઠવલ્લી ઉપનિષદ્માં પઠન કરવામાં આવી છે. આ શ્રુતિમાં રહેલો જે अर्वाक्शाखः શબ્દ છે. તે શબ્દ મૂળ શ્લોકમાં રહેલા अधः शाखम् શબ્દના સમાન અર્થવાળો છે અને શ્રુતિમાં રહેલો જે सनातनः શબ્દ, છે, તે શબ્દ મૂળ શ્લોકવિશે રહેલ अव्ययम् શબ્દના સમાન અર્થવાળો છે.

આ પ્રકારના આ સંસારરૂપ વૃક્ષને સ્મૃતિવચન પણ કથન કરે છેઃ—अव्यक्तमूलप्रभवस्तस्यैवानुग्रहोत्थितः । बुद्धिस्कंधमयश्चैव इंद्रियांतरकोटरः ॥ १ ॥ महाभूतविशाखश्च विषयैः पत्रवांस्तथा । धर्माधर्मसुपुष्पश्च सुखदुःखफलोदयः ॥ २ ॥ आजीव्यः सर्वभूतानां ब्रह्मवृक्षः सनातनः । एतद्ब्रह्मवनं चैव ब्रह्म चिरतिष्ठतिवत् ॥ ३ ॥ एतच्छित्वा च भित्वा च ज्ञानेन परमासिना । ततश्चात्मगतिप्राप्यतास्मान्नावर्तते पुनः ॥ ४ ॥ અર્થાત્-જેનું નામ અવ્યાકૃત કહેવાય છે, એવા માયાવિશિષ્ટ બ્રહ્મનું નામ અવ્યક્ત છે. આ અવ્યક્ત જ મૂળ એટલે કારણરૂપ છે. એવા અવ્યક્તરૂપ મૂળથી જેનો પ્રભવ એટલે ઉત્પત્તિ છે, તેનું નામ અવ્યક્તમૂલ છે. એવું આ સંસારરૂપ વૃક્ષ છે. આ અવ્યક્તરૂપ મૂળના અનુગ્રહથી જ સંસારવૃક્ષ ઉત્થિત થયું છે, અર્થાત્ અવ્યક્તરૂપ મૂળના દૃઢપણાથી જ આ સંસારરૂપ વૃક્ષ મહાન્ વૃદ્ધિને પ્રાપ્ત થયું છે. જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષની શાખા-સ્કંધથી ઉત્પત્તિ થાય છે, તેમ બુદ્ધિથી જ આ સંસારનાં નાના પ્રકારનાં પરિણામો ઉત્પન્ન થાય છે. આ પ્રકારના સમાનધર્મપણાવડે બુદ્ધિ જ સ્કંધરૂપ છે. આ સંસારવૃક્ષ બુદ્ધિરૂપ સ્કંધવાળું હોવાથી બુદ્ધિસ્કંધમય કહેવાય છે અને જેમ વૃક્ષની ભીતરમાં છિદ્રરૂપ કોટર હોય છે, તેમ આ સંસારવૃક્ષમાં શ્રોત્રાદિ ઈંદ્રિયોનાં છિદ્ર કોટરરૂપ છે. (૧) જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષ અનેક શાખાઓવાળું હોય છે, તેમ આ સંસારરૂપ વૃક્ષ પણ આકાશાદિ પંચ મહાભૂતરૂપ વિવિધ પ્રકારની શાખાઓવાળું છે. અથવા 'વિશાખા' એ શબ્દ સ્તંભનો વાચક છે, તેથી મહાભૂતો જેના વિશાખ એટલે સ્તંભ છે, તેનું નામ મહાભૂત-વિશાખ છે. જેમ લોક-પ્રસિદ્ધ વૃક્ષ પત્રોવાળું હોય છે, તેમ આ સંસારરૂપ વૃક્ષ પણ શબ્દ-સ્પર્શાદિ વિષયરૂપ

પત્રોવાળું છે. જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષવિષે પુષ્પો હોય છે તથા તે પુષ્પોથી ફળ ઉત્પન્ન થાય છે, તેમ સંસારવૃક્ષ પણ ધર્માધર્મરૂપ પુષ્પોવાળું છે તથા ધર્માધર્મરૂપ પુષ્પોથી ઉત્પન્ન થયેલાં સુખદુઃખરૂપ ફળોવાળું છે. (૨) જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષ પક્ષી આદિનું ઉપજીવ્ય હોય છે. તેમ સંસારરૂપ વૃક્ષ પણ સર્વ ભૂત પ્રાણીઓનું ઉપજીવ્ય છે. જેમાંથી ઉપજીવન થાય તે ઉપજીવ્ય કહેવાય છે. આ સંસારરૂપ વૃક્ષને પરમાત્માદેવ બ્રહ્મે આશ્રિત કર્યું છે, તેથી સંસારવૃક્ષને બ્રહ્મવૃક્ષ કહે છે. એ સંસારવૃક્ષ આત્મજ્ઞાન વિના બીજા કોઈ પણ ઉપાયવડે છેદન કરી શકાતું નથી, તેથી તે સનાતન કહેવાય છે. એ સંસારવૃક્ષ જીવાત્મારૂપ બ્રહ્મનું ભોગ્ય છે, તેથી એ સંસારવૃક્ષને બ્રહ્મવન કહે છે. આવા સંસારરૂપ વૃક્ષ વિષે શુદ્ધ બ્રહ્મ, સાક્ષીની પેઠે વિરાજમાન છે અર્થાત્ આ સંસારના ગુણ દોષોવડે બ્રહ્મ લિપાયમાન થતો નથી. (૩) એવા સંસારવૃક્ષનું अहं ब्रह्मास्मि એ પ્રકારના દૃઢ આત્મજ્ઞાનરૂપ ખડ્ગવડે છેદન કરીને તથા ભેદન કરીને અર્થાત્ મૂળ સહિત તેનો નાશ કરીને અધિકારી પુરુષ આત્મારૂપ ગતિને પ્રાપ્ત થઇ, આત્મારૂપ મોક્ષમાંથી પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતો નથી. (૪) ઇત્યાદિ અનેક સ્મૃતિઓ આ સંસારનું વૃક્ષરૂપે કરીને વર્ણન કરે છે.

યદ્યપિ લોક વિષે એવું કોઈ વૃક્ષ પ્રસિદ્ધ નથી કે, જેનું મૂળ ઉપર હોય અને શાખા નીચે હોય, તથાપિ શ્રીગંગાજીના તરંગોવડે તુટેલા ગંગાજીના ઉંચા તીર ઉપરથી વાયુએ નીચે પાડેલા મહાન્ અશ્વત્થ વૃક્ષનું મૂળ ઉપર હોય છે અને શાખા નીચે હોય છે. આવા અશ્વત્થ વૃક્ષના ઉપમાનવડે શ્રીભગવાને આ સંસારરૂપ વૃક્ષને ઉર્ધ્વ મૂળવાળું અને અધઃશાખાવાળું કહ્યું છે, તેથી ભગવાનનાં એ વચન વિષે કિંચિત્ માત્ર પણ વિરોધની પ્રાપ્તિ થતી નથી.

વળી એ માયામય સંસારરૂપ અશ્વત્થ વૃક્ષ કેવું છે? વેદરૂપ છંદ જેનાં પર્ણો છે અર્થાત્ તત્ત્વ વસ્તુના આવરક હોવાથી અથવા સંસારરૂપ વૃક્ષના રક્ષક હોવાથી કર્મકાંડરૂપ ઋગ્, યજુષ્, સામ, અથર્વણ ચારે વેદો પ્રસિદ્ધ પર્ણો (પાંદડાં) ની પેઠે, સંસારરૂપ વૃક્ષનાં પર્ણરૂપ છે; તાત્પર્ય એ છે કે, જેમ પ્રસિદ્ધ પર્ણો વૃક્ષના પરિરક્ષણ વાસ્તે જ હોય છે, તેમ કર્મકાંડરૂપ વેદો પણ આ સંસારરૂપ વૃક્ષના પરિરક્ષણવાસ્તે જ છે. કારણ કે કર્મકાંડરૂપ વેદ ધર્મ, અધર્મ, તેમનાં કારણ તથા તેમનાં ફળ એ ચારેને પ્રકાશિત કરે છે. આ રીતે કર્મકાંડરૂપ વેદ આ સંસારરૂપ વૃક્ષનું પરિક્ષણ કરે છે, તેથી કર્મકાંડરૂપ વેદો વિષે સંસારરૂપ વૃક્ષની પર્ણરૂપતા યુક્ત જ છે.

હે અર્જુન! જે અધિકારી પુરુષ આ પ્રકારના મૂળ સહિત માયામય અશ્વત્થરૂપ સંસારવૃક્ષને જાણે છે, તે જ અધિકારી પુરુષ વેદવિત્ છે; અર્થાત્ કર્મકાંડરૂપ વેદનો જે કર્મરૂપ અર્થ છે તથા જ્ઞાનકાંડરૂપ વેદનો જે બ્રહ્મરૂપ અર્થ છે, તે કર્મરૂપ અર્થને તથા બ્રહ્મરૂપ અર્થને તે જ અધિકારી પુરુષ જાણે છે. આ સંસારવૃક્ષનું મૂળ બ્રહ્મ છે અને હિરણ્યગર્ભાદિ જીવો આ સંસારવૃક્ષની શાખારૂપ છે. એવું આ સંસારવૃક્ષ પોતાના સ્વરૂપવડે તો વિનાશવાન્ જ છે અને પ્રવાહરૂપવડે એ સંસારવૃક્ષ અનંત છે. એવું આ સંસારવૃક્ષ વેદોક્ત કર્મરૂપ જળવડે સિંચન કરવામાં આવે છે, અને બ્રહ્મ જ્ઞાનરૂપ ખડ્ગવડે છેદન કરવામાં આવે છે; એટલો જ સર્વ વેદોનો અર્થ છે. આ પ્રકારના વેદના અર્થને જે અધિકારી પુરુષ જાણે છે, તે અધિકારી પુરુષ જ સર્વ અર્થોને જાણે છે. એ પ્રમાણે મૂળસહિત સંસારવૃક્ષના જ્ઞાનની શ્રીભગવાન્ સ્તુતિ કરે છે, यस्तं वेद स वेदवित् (१)

અવતરણિકાઃ—હવે શ્રીભગવાન્ પૂર્વોક્ત સંસારવૃક્ષના અવયવોની બીજી પણ કલ્પના કરે છેઃ—

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

શ્લોકાર્થઃ-આ સંસારવૃક્ષની શાખા ઉપર તથા નીચે પથરાયલી છે, જે શાખા શબ્દાદિક વિષયરૂપ પલ્લવોવાળી છે તથા આ સંસારવૃક્ષનાં વાસનારૂપ મૂળો નીચે તથા ઉપર અનુસ્યૂત છે. આ મૂળો અધિકારી મનુષ્યના દેહ વિષે પુણ્ય-પાપરૂપ કર્મને ઉત્પન્ન કરે છે. ૨

ટીકાઃ-પૂર્વ શ્લોકમાં કાર્યરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભાદિ જીવોને આ સંસારવૃક્ષની શાખારૂપ કહ્યા હતા. હવે તે શાખાઓમાં પણ જે વિશેષતા રહેલી છે, તે વિશેષતાનું શ્રીભગવાન્ કથન કરે છે-अधश्चोर्ध्वं इति-હે અર્જુન ! આ શાખારૂપ જીવોવિષે નિષિદ્ધ આચરણવાળા દુષ્કૃતી જીવો આ સંસારવૃક્ષની નીચે પ્રસરેલી શાખાઓ છે, અર્થાત્ પાપી જીવો પશ્વાદિ નીચ યોનિઓમાં વિસ્તારને પ્રાપ્ત થયલી શાખાઓ છે. શાસ્ત્રવિહિત આચરણવાળા જે સુકૃતી જીવો છે, તે ધર્માત્મા જીવો આ સંસારવૃક્ષની ઉપર પ્રસરેલી શાખાઓ છે, અર્થાત્ ધર્માત્મા પુરુષો દેવાદિ યોનિઓવિષે વિસ્તારને પ્રાપ્ત થયેલી શાખાઓ છે. આ પ્રમાણે મનુષ્યલોકથી લઇને પશુ-પક્ષી-વૃક્ષ-નારકીય શરીર પર્યંત નીચેનાં સ્થાનોમાં તથા મનુષ્યલોકથી લઇને બ્રહ્મલોક પર્યંત ઉપરનાં સ્થાનોમાં સંસારરૂપ વૃક્ષની જીવરૂપ શાખાઓ વિસ્તારને પ્રાપ્ત થયલી છે.

આ શાખાઓ ગુણોવડે પ્રવૃદ્ધ થયેલી છે, અર્થાત્ જેમ એક વૃક્ષની શાખાઓ જળના સિંચનવડે સ્થૂલભાવને પ્રાપ્ત થાય છે, તેમ દેહ, ઇંદ્રિય, વિષય ઇત્યાદિ આકારોવડે પરિણામને પ્રાપ્ત થયલા સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણરૂપ જળવડે જીવરૂપ શાખાઓ સ્થૂલ ભાવને પ્રાપ્ત થયેલી છે. વળી તે શાખાઓ વિષયરૂપ પલ્લવોવાળી છે, અર્થાત્ જેમ એક વૃક્ષની શાખાઓના અગ્ર ભાગની સાથે કોમળ અંકુરરૂપ પલ્લવોનો સંબન્ધ હોય છે, તેમ પૂર્વોક્ત જીવરૂપ શાખાઓના અગ્રભાગને સ્થાને ઇંદ્રિયજન્ય વૃત્તિઓ છે, જે વૃત્તિઓની સાથે શબ્દાદિ વિષયોનો સંબંધ થાય છે. આ કારણથી શબ્દાદિ વિષયો તે શાખાઓના કોમળ પલ્લવરૂપ છે. પુનઃ એ સંસારરૂપ વૃક્ષ એવું છે કે, જે સંસારવૃક્ષનાં અવાંતર મૂળ નીચે તથા ઉપર અનુસ્યૂત થઇને રહ્યાં છે. પદાર્થના ભોગવડે ઉત્પન્ન થયેલી જે રાગદ્વેષાદિ વાસનાઓ છે, તે વાસનાઓ પુરુષની ધર્મ-અધર્મવિષે પ્રવૃત્તિ કરાવે છે, માટે રાગદ્વેષાદિ વાસનાઓ જ સંસારવૃક્ષનાં અવાંતર મૂળ છે. પૂર્વ શ્લોકમાં આ સંસારવૃક્ષનું જે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ મૂળ કહ્યું હતું, તે મુખ્ય મૂળ કહ્યું હતું અને અત્યારે વાસનારૂપ અવાંતર મૂળ કહ્યું છે. તેથી અહીં પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. આ વાસનારૂપ અવાંતર મૂળ કર્માનુબંધી છે. જેનાં ધર્માધર્મરૂપ કર્મ પશ્ચાદ્ભાવી છે, તેનું નામ કર્માનુબંધી છે, અર્થાત્ રાગદ્વેષાદિ વાસનારૂપ અવાંતર મૂળ પહેલાં પોતે ઉત્પન્ન થઇને પશ્ચાત્ ધર્માધર્મરૂપ કર્મને ઉત્પન્ન કરે છે.

**અર્જુનની શંકાઃ**-આ વાસનારૂપ મૂળ કયા સ્થાનમાં ધર્માધર્મરૂપ કર્મને ઉત્પન્ન કરે છે ?

**શ્રીભગવાને કરેલું સમાધાનઃ**- मनुष्यलोके इति ॥ જ્યાં મનુષ્યો રહેતા હોય તે લોકનું નામ મનુષ્યલોક છે અર્થાત્ અધિકારી બ્રાહ્મણાદિ દેહોનું નામ મનુષ્યલોક છે. એવાં અધિકારી બ્રાહ્મણાદિ શરીરોવિષે વાસનારૂપ મૂળ બાહુલ્યતાએ કરીને ધર્માધર્મરૂપ કર્મને ઉત્પન્ન કરે છે, જે કારણથી શાસ્ત્રમાં મનુષ્યને જ કર્મનો અધિકાર કથન કર્યો છે. (૨)

અવતરણિકા:–હવે, શ્રીભગવાન્ પૂર્વોક્ત સંસારવિષે અનિર્વચનીયતાનું કથન કરીને, તેના છેદનના ઉપાયનું કથન કરે છે:–

**न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा।**
**अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન ! આ સંસારવિષે રહેલાં પ્રાણીઓ આ સંસારવૃક્ષના આ પ્રકારના રૂપને જાણતા નથી, તેના અંતને જાણતા નથી, આદિને જાણતા નથી, તેમ જ તેના મધ્યને પણ જાણતા નથી. આવા દૃઢ મૂળવાળા અશ્વત્થરૂપ સંસારવૃક્ષનું અત્યંત દૃઢ વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદન કરી, તેઓએ બ્રહ્મ જાણવા યોગ્ય છે. ૩

ટીકા:–હે અર્જુન ! પૂર્વે વર્ણન કરેલું જે સંસારરૂપ વૃક્ષ છે, તે કેવું છે ? એ સંસારવૃક્ષનું, જે પ્રકારનું ઊર્ધ્વમૂલ–અધ શાખા ઇત્યાદિરૂપે પૂર્વે વર્ણન કર્યું છે, તે પ્રકારનું રૂપ આ સંસારમાં રહેલા પ્રાણીઓ જાણતા નથી કારણ કે જેમ સ્વપ્નના પદાર્થો, મૃગતૃષ્ણાનું જળ, માયારચિત પદાર્થો તથા ગંધર્વનગર એ સર્વ મિથ્યા હોવાથી દૃષ્ટનષ્ટ રૂપવાળા જ છે, તેમ સંસારવૃક્ષ પણ મિથ્યા હોવાથી દૃષ્ટનષ્ટરૂપવાળું જ છે. જે પદાર્થ જોતજોતામાં નષ્ટ થઈ જાય છે, તેનું નામ દૃષ્ટનષ્ટ છે. એવા દૃષ્ટનષ્ટ સ્વભાવવાળા સંસારવૃક્ષનાં પૂર્વોક્ત ઊર્ધ્વમૂળ અધઃશાખા ઇત્યાદિ રૂપો જીવોના દેખવામાં આવતાં નથી. એ કારણથી જ સંસારવૃક્ષનો અવસાનરૂપ અંત પણ પ્રતીત થતો નથી, અર્થાત્ "આટલો કાળ વ્યતીત થયા પછી સંસારવૃક્ષ સમાપ્તિને પ્રાપ્ત થશે" એ પ્રમાણે સંસારવૃક્ષનો અંત પણ જાણવામાં આવતો નથી. માટે એ સંસારવૃક્ષ પરિઅવસાનરૂપ અન્તથી રહિત છે. એ સંસારવૃક્ષનો આદિ પણ પ્રતીત થતો નથી, અર્થાત્ "અમુક કાળથી એ સંસારવૃક્ષ પ્રવૃત્ત થયું છે" એ પ્રમાણે સંસારવૃક્ષનો આદિ પણ જાણવામાં આવતો નથી, માટે એ સંસારવૃક્ષ અનાદિ છે. તથા એ સંસારવૃક્ષની સ્થિતિરૂપ પ્રતિષ્ઠા પણ પ્રતીત થતી નથી, અર્થાત્ મધ્ય પણ પ્રતીત થતો નથી. કારણ કે આદિ કે અન્ત ઉભયની અપેક્ષાએ કરી મધ્ય કહેવાય છે; તેનું આદિ–અન્ત અસિદ્ધ થતાં મધ્ય પણ સિદ્ધ થતું નથી.

એ પ્રકારનું સંસારવૃક્ષ દુશ્છેદ્ય છે તથા સર્વ અનર્થો કરનારૂં છે. તે કારણથી અનાદિ અજ્ઞાનવડે જેનું મૂળ અત્યન્ત દૃઢ બાઝયું છે, એવા આ પૂર્વોક્ત અશ્વત્થરૂપ સંસારવૃક્ષનું દૃઢ અસંગશસ્ત્રવડે અધિકારી પુરુષે છેદન કરવું. વિષયસુખની સ્પૃહાનું નામ સંગ છે અને તે સંગના વિરોધી વૈરાગ્યનું નામ અસંગ છે, અર્થાત્ પુત્રએષણા, વિત્તએષણા, લોકએષણા, એ ત્રણ એષણાઓના ત્યાગરૂપ વૈરાગ્યનું નામ અસંગ છે. જેમ લોકપ્રસિદ્ધ કુઠાર (કુહાડો) આદિ શસ્ત્રો લોકપ્રસિદ્ધ વૃક્ષનાં વિરોધી હોય છે, તેમ વૈરાગ્ય પણ રાગદ્વેષાદિરૂપ સંસારવૃક્ષનું વિરોધી છે, તેથી વૈરાગ્ય પણ શસ્ત્રરૂપ છે. એ વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્ર દૃઢ છે, અર્થાત્ "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના બ્રહ્મજ્ઞાનની ઉત્કટ ઇચ્છાવડે દૃઢ કરેલું છે. જેમ લોકપ્રસિદ્ધ શસ્ત્ર પાષાણવિશેષના ઘર્ષણથી તીક્ષ્ણ થાય છે, તેમ જે વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્ર પુનઃ પુનઃ વિવેકાભ્યાસવડે તીક્ષ્ણ થયું છે. એવા દૃઢ અસંગશસ્ત્રવડે અધિકારી પુરુષે પૂર્વોક્ત સંસારવૃક્ષનું મૂળસહિત ઉચ્છેદન કરવું. અર્થાત્ વૈરાગ્ય–શમ–દમ–ઇત્યાદિ સાધનસંપત્તિવડે સર્વ કર્મોનો સંન્યાસ કરવો, એ જ સંસારવૃક્ષનું છેદન છે. (૩)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્ ! એવા સંસારરૂપ અશ્વત્થ વૃક્ષનું અસંગ શસ્ત્રથી છેદન કરીને અધિકારી પુરુષને ત્યાર પછી પણ કાંઈ કર્તવ્ય છે કે એટલાથી જ કૃતકૃત્યતા થાય છે ?" એવી અર્જુનની જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ ત્યાર પછીની કર્તવ્યતાનું કથન કરે છે:—

## ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
## तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

શ્લોકાર્થ:-જે પદ વિષે સ્થિત થયલો વિદ્વાન્ પુરુષ પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી, એવા બ્રહ્મ પદને ત્યાર પછી જાણવા યોગ્ય છે તથા જે પુરુષથી આ સંસારવૃક્ષની પ્રવૃત્તિ અનાદિ પ્રસરેલી છે તે આદ્ય પુરુષને જ હું શરણ પ્રાપ્ત થયો છું. ૪

ટીકા:-હે અર્જુન ! અધિકારી પુરુષ વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્રવડે સંસારરૂપ વૃક્ષનું મૂળ-સહિત ઉચ્છેદન કરીને ત્યાર પછી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જઇને, સંસારરૂપ અશ્વત્થ વૃક્ષથી ઉર્ધ્વસ્થિત (ઉપર-ઉંચે રહેલું) જે શુદ્ધ બ્રહ્મરૂપ વૈષ્ણવપદ છે, જે પદ तद्विष्णोः परमं पदम् ઇત્યાદિ શ્રુતિઓએ પ્રતિપાદન કર્યું છે, તે શુદ્ધ બ્રહ્મરૂપ પદ જ અધિકારી પુરુષે શ્રવણ મનનરૂપ વેદાંતવાક્યોના વિચારવડે જાણવા યોગ્ય છે. શ્રુતિ કહે છે કે-सोऽन्वेष्टव्यः सः विजिज्ञासितव्यः-અર્થાત્-પરબ્રહ્મ જ અધિકારી પુરુષને અન્વેષણ કરવાને યોગ્ય છે તથા તે પરબ્રહ્મ જ અધિકારી પુરુષને જાણવાની ઈચ્છા કરવા યોગ્ય છે. માર્ગવડે (આંખોવડે જોઇને) વસ્તુને ખોળવી, તેનું નામ અન્વેષણ છે.

અર્જુનની શંકા:-હે ભગવન્ ! સર્વ કર્મોના સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધનોવડે અધિ-કારી પુરુષે જે પદ જાણવા યોગ્ય છે, તે પદ કયું છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-यस्मिन्गता न निवर्तंति भूयः इति-હે અર્જુન ! જે પદમાં अहं ब्रह्मास्मि એ પ્રકારના જ્ઞાનવડે પ્રાપ્ત થયેલા તત્ત્વવેત્તા પુરુષો પુનઃ સંસારની પ્રાપ્તિવાસ્તે આવતા નથી, અર્થાત્ પુનઃ જન્મને પ્રાપ્ત થતા નથી, તે અદ્વિતીય બ્રહ્મરૂપ પદ જ અધિકારી પુરુષે શ્રવણાદિ સાધનોવડે જાણવા યોગ્ય છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! નિર્ગુણ બ્રહ્મરૂપ પદ કયા ઉપાયવડે જાણવામાં આવે ?"

શ્રીભગવાન્ તે પદને જાણવાનો ઉપાય કહે છે:-तमेव चाद्यं पुरुषं प्रपद्ये इति- હે અર્જુન ! પૂર્વે જે અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મ-પદ શબ્દે કરીને કથન કરેલ છે "તે જ પરબ્રહ્મરૂપ આદ્ય પુરુષના શરણને હું અધિકારી જન પ્રાપ્ત થયો છું" એ પ્રમાણે એક પરબ્રહ્મની શરણતા-વડે જ પરબ્રહ્મરૂપ પદ જાણવામાં આવે છે. સર્વ જગતના આદિમાં જે વિદ્યમાન હોય છે, તે આદ્ય કહેવાય છે અને આ સર્વ જગત્ જેણે પોતાના અસ્તિ-ભાતિ-પ્રિયરૂપવડે પૂર્ણ કર્યું છે, તેનું નામ પુરુષ છે, અથવા આ શરીરરૂપ સર્વ પુરિયોમાં જે અધિષ્ઠાનરૂપે શયન કરે છે, તેનું નામ પુરુષ છે. એવા આદ્ય પુરુષરૂપ પરબ્રહ્મના નિરન્તર ચિન્તનરૂપ અનન્ય ભક્તિ જ પરબ્રહ્મરૂપ પદના સાક્ષાત્કારનો ઉપાય છે.

અર્જુનની શંકા:-"હે ભગવન્ ! તે પુરુષ કોણ છે કે જેના શરણને પ્રાપ્ત થઇને અધિ-કારી પુરુષ વૈષ્ણવપદને જાણે છે ?"

શ્રીભગવાને કરેલું સમાધાન:-यतः प्रवृत्तिः प्रसृता पुराणी इति-હે અર્જુન ! આદ્ય પુરુષથી માયાના યોગવડે આ માયામય સંસારવૃક્ષની અનાદિ પ્રવૃત્તિ ચાલી રહે છે. જેમ ઐંદ્ર-

જાલિક પુરુષથી માયામય હસ્તિઆદિની પ્રવૃત્તિ થાય છે, તેમ જે આદ્ય પુરુષથી આ માયામય સંસારવૃક્ષની પ્રવૃત્તિ થઇ છે, એવા આદ્ય પુરુષના શરણની પ્રાપ્તિ જ તે પદને જાણવાનો ઉપાય છે. (૪)

અવતરણિકાઃ–હવે, તે વૈષ્ણવપદના જ્ઞાનપૂર્વક તે વૈષ્ણવપદને પ્રાપ્ત થનારા અધિકારી પુરુષોનાં પદની પ્રાપ્તિ વાસ્તેનાં બીજાં સાધનોનું પણ શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**निर्मानमोहाजितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

શ્લોકાર્થઃ–જેનાં માન તથા મોહ નિવૃત્ત થયાં છે, જેણે સંગ તથા દોષને જિત્યા છે, જેઓ પરમાત્માના વિચાર વિષે તત્પર છે, જેઓની કામનાઓ નિવૃત્ત થઇ છે તથા જેણે સુખદુઃખ નામવાળા શીત ઉષ્ણાદિક દ્વંદ્વનો પરિત્યાગ કર્યો છે, એવો વિદ્વાન્ પુરુષ અવ્યય પદને પ્રાપ્ત થાય છે. ૫

ટીકાઃ–હે અર્જુન! ગર્વ અથવા અહંકારનું નામ 'માન' છે. અવિવેક મોહ કહેવાય છે અથવા વિપર્યય મોહ કહેવાય છે. માન અને મોહ બન્નેમાંથી નીકળેલા પુરુષો નિર્માનમોહવાળા કહેવાય છે, અથવા માન–મોહ બન્ને જેમનામાંથી નિવૃત્ત થયેલા છે, તેઓ નિર્માનમોહ છે. પ્રિય–અપ્રિય પદાર્થોની સમીપતા પ્રાપ્ત થતાં પણ જ્ઞાની પુરુષો રાગદ્વેષથી રહિત હોય છે. જેમણે સંગ તથા દોષને જિતેલા છે, તેઓ જિતસંગદોષ કહેવાય છે. અહીં 'સંગ' શબ્દવડે "હું કર્તા છું" એ પ્રકારના કર્તૃત્વ અભિમાનનો અર્થ ગ્રહણ કરવો અને 'દોષ' શબ્દવડે રાગદ્વેષાદિ દોષોનો અર્થ ગ્રહણ કરવો. એ પ્રકારના નિર્માનમોહ પુરુષો, જિતસંગદોષ પુરુષો તથા જે પુરુષો અધ્યાત્મનિત્ય છે અર્થાત્ જે પુરુષો પરમાત્માદેવના વાસ્તવિક સ્વરૂપના વિચારવિષે નિરંતર તત્પર છે, તેઓ પરબ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થાય છે. તેમ જ જે પુરુષો વિનિવૃત્તકામ છે અર્થાત્ વિશેષે કરીને જેમના વિષયભોગરૂપ કામ નિવૃત્ત થાય છે તેવા-અથવા જે પુરુષોએ વિવેક-વૈરાગ્યદ્વારા સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે તથા સુખદુઃખના હેતુ હોવાથી સુખદુઃખ નામવાળાં એવાં જે શીત, ઉષ્ણ, ક્ષુધા–પિપાસા ઈત્યાદિ દ્વન્દ્વોએ જે પુરુષોનો પરિત્યાગ કર્યો છે, તેઓ પરબ્રહ્મરૂપ પદને પામે છે.

કોઇ મૂળ પુસ્તકમાં सुखदुःखसंगैः એવો પણ પાઠ હોય છે, તેનો આ પ્રમાણે અર્થ કરવો. સુખદુઃખ બન્નેની સાથે જેમનો સંગ એટલે સંબંધ છે એવાં જે શીત–ઉષ્ણાદિ દ્વન્દ્વોએ જે પુરુષનો પરિત્યાગ કર્યો છે તેવા અમૂઢ પુરુષો અર્થાત્ વેદાંતપ્રમાણથી ઉત્પન્ન થયેલા સમ્યક્ આત્મજ્ઞાનવડે, જેમણે આત્માનું અજ્ઞાન નિવૃત્ત કર્યું છે, એવા તત્ત્વવેત્તા પુરુષો જ પૂર્વોક્ત અવિનાશી પરબ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થાય છે. (૫)

અવતરણિકાઃ–પૂર્વોક્ત સાધનોવડે પ્રાપ્ત થવા યોગ્ય જે અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મરૂપ વૈષ્ણવપદ છે, તે જ ગંતવ્ય પદનું હવે શ્રીભગવાન્ વિશેષણોવડે કથન કરે છેઃ—

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥**

શ્લોકાર્થઃ–જે પદને પ્રાપ્ત થઇ તત્ત્વવેત્તા પુરુષ આવૃત્તિને પ્રાપ્ત થતો નથી, તે પદને સૂર્ય ભગવાન્ પણ પ્રકાશિત કરી શકતા નથી, ચંદ્રમા પણ પ્રકાશિત કરી શકતા નથી તથા

તે પદને અગ્નિ દેવતા પણ પ્રકાશિત કરી શકતા નથી. માટે-મારું-વિષ્ણુનું સ્વરૂપભૂત આ પદ સર્વથી ઉત્કૃષ્ટ સ્વયંપ્રકાશરૂપ છે. ૬

ટીકાઃ-હે અર્જુન! પૂર્વોક્ત સાધનોવડે જે નિર્ગુણ અદ્વિતીય બ્રહ્મરૂપ વૈષ્ણવ પદને પ્રાપ્ત થઇને તત્ત્વવેત્તા પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, અર્થાત્ પુનઃ જન્મને પ્રાપ્ત થતા નથી, તે પરબ્રહ્મરૂપ પદને, સર્વ જગતને પ્રકાશિત કરવાની શક્તિવાળા સૂર્ય ભગવાન્ પણ પ્રકાશિત કરી શકતા નથી.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! સૂર્યનો અસ્ત થતાં પણ ચંદ્રમાકૃત પ્રકાશ જોવામાં આવે છે, તેથી ચંદ્રમા જ તે પદને પ્રકાશિત કરતા હશે તો?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-न शशांक इति હે અર્જુન! ચંદ્રમા પણ તે પદને પ્રકાશિત કરી શકતા નથી.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! સૂર્ય ચંદ્ર ઉભયનો અસ્ત થતાં પણ અગ્નિકૃત પ્રકાશ જોવામાં આવે છે, તેથી અગ્નિ દેવ તે પદને પ્રકાશિત કરતા હોવા જોઇએ."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-न पावकः इति। હે અર્જુન! અગ્નિ પણ તે પદને પ્રકાશિત કરી શકતા નથી.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! સૂર્ય-ચંદ્ર-અગ્નિ એ ત્રણે તે પદને પ્રકાશિત કરી શકતા નથી. એ પ્રકારની માત્ર પ્રતિજ્ઞાથી તે અર્થની સિદ્ધિ થઇ શકતી નથી. જો કદાચિત્ પ્રતિજ્ઞા માત્રથી જ અર્થની સિદ્ધિ થતી હોય, તો 'वंध्यापुत्रोऽस्ति' એવી માત્ર પ્રતિજ્ઞાથી જ વંધ્યાપુત્રની પણ સિદ્ધિ થવી જોઇએ, પરંતુ તે થતી નથી, તેથી પ્રતિજ્ઞા કરેલા અર્થની સિદ્ધિ વિષે કાંઇ હેતુ કહેવો જોઇએ. તે હેતુ શું છે?"

શ્રીભગવાન્ તેના વિષે પરબ્રહ્મની સ્વયંપ્રકાશતારૂપ હેતુનું કથન કરે છે. तद्धाम परमं मम इति હે અર્જુન! મારા-વ્યાપક વિષ્ણુના સ્વરૂપભૂત તે પદ ધામરૂપ છે અર્થાત્ સ્વપ્રકાશરૂપ છે, સૂર્ય-ચંદ્ર-અગ્નિ ઇત્યાદિ સર્વ જડ જ્યોતિઓને પ્રકાશિત કરનારૂં છે, તથા પરમ છે. અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ છે. તે માટે સૂર્ય-ચન્દ્રાદિ તે પદને પ્રકાશિત કરી શકતા નથી. આ લોકમાં પણ જે વસ્તુ જ્યોતિવડે ભાસ્યમાન થાય છે, તે ભાસ્ય વસ્તુ સ્વભાસક જ્યોતિને પ્રકાશિત કરી શકતી નથી. જેમ સૂર્યરૂપ જ્યોતિવડે ભાસ્યમાન ઘટાદિ પદાર્થો સ્વભાસક સૂર્યરૂપ જ્યોતિને પ્રકાશિત કરી શકતા નથી, તેમ સૂર્યચન્દ્રાદિ જડ જ્યોતિ પણ સ્વભાસક ચૈતન્ય પરબ્રહ્મરૂપ જ્યોતિને પ્રકાશિત કરી શકતી નથી.

એટલા કથનથી શ્રીભગવાને એ અનુમાન સૂચિત કર્યું કે, સૂર્ય-ચંદ્રાદિ પરબ્રહ્મના પ્રકાશરૂપ નથી; પરબ્રહ્મવડે ભાસ્યમાન હોવાથી જે વસ્તુ જે જ્યોતિવડે ભાસ્યમાન થાય છે, તે ભાસ્ય વસ્તુ તે સ્વભાસક જ્યોતિને પ્રકાશિત કરતી નથી. જેમકે ઘટાદિ પદાર્થો સૂર્યને પ્રકાશિત કરતા નથી. આ વાત શ્રુતિમાં પણ કહેલી છે. न तत्र सूर्यो भाति, न चंद्रतारकं, नेमा विद्युतो भांति कुतोऽयमग्निः। तमेव भांतमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति॥ અર્થાત્ પરબ્રહ્મરૂપ પદને સૂર્ય પણ પ્રકાશિત કરી શકતો નથી, ચન્દ્ર અને તારાગણ પણ પ્રકાશિત કરી શકતાં નથી તથા વિદ્યુત્ પણ પ્રકાશિત કરી શકતી નથી; તો એ અલ્પ પ્રકાશવાળો અગ્નિ પરબ્રહ્મને કેવી રીતે પ્રકાશિત કરી શકશે? અર્થાત્ પ્રકાશિત કરી શકે નહિ. વળી પરબ્રહ્મ પ્રકાશમાન થયા પછી જ આ સર્વ જગત્ પ્રકાશમાન થાય છે તથા પરબ્રહ્મની પ્રકાશરૂપ દીપ્તિવડે જ આ સર્વ જગત્ પ્રતીત થાય છે.

આ પરબ્રહ્મરૂપ પદની સ્વપ્રકાશરૂપતા કહીને શ્રીભગવાને એક શંકાની નિવૃત્તિ કરી કે–પરબ્રહ્મરૂપ વૈષ્ણવપદ વેદ્ય છે અથવા નથી? અથવા કોઇના જ્ઞાનનો વિષય છે અથવા નથી? જો કહો કે તે પદ વેદ્ય છે, તો જે વસ્તુ વેદ્ય હોય છે, તે વસ્તુ પોતાથી ભિન્ન વેદિતૃ–જાણનારા પુરુષની અપેક્ષા અવશ્ય કરે છે. જેમ ઘટાદિ વેદ્ય વસ્તુઓ પોતાથી ભિન્ન વેદિતૃ પુરુષની અપેક્ષા અવશ્ય કરે છે, તેમ વેદ્ય પદ પણ પોતાથી ભિન્ન કોઇ વેદિતૃ પુરુષની અપેક્ષા અવશ્ય કરશે, તેથી તમારા મતવિષે દ્વૈતભાવની પ્રાપ્તિ થશે. વળી આ પદ અવેદ્ય છે, એમ બીજા પક્ષનો અંગીકાર કરો, તો તે પદ વિષે અપુરુષાર્થરૂપતા પ્રાપ્ત થશે, જે કારણથી અવેદ્ય પદવિષે પુરુષાર્થરૂપતા સંભવતી નથી.

આ શંકાની નિવૃત્તિ કરતાં કહ્યું છે કે, પરબ્રહ્મરૂપ પદ અવેદ્ય હોવા છતાં પણ પોતે અપરોક્ષરૂપ જ છે. શ્રુતિ કહે છે કે-यत्साक्षादपरोक्षाद्‌ब्रह्म। અર્થાત્–બ્રહ્મ સાક્ષાત્ અપરોક્ષરૂપ છે, તેથી દ્વૈતભાવની પ્રાપ્તિ તથા પુરુષાર્થરૂપતાની હાનિ થતી નથી. તેમાં પરબ્રહ્મરૂપ પદ વિષે અવેદ્યરૂપતા તો શ્રીભગવાને न तद्भासयते सूर्यो એ શ્લોકમાં સૂર્યાદિવડે અભાસ્યમાનત્વરૂપ હેતુવડે કથન કરી છે અને સર્વની પ્રકાશકતાવડે સ્વયં અપરોક્ષપણું यदादित्यगतं तेजः એ વક્ષ્યમાણ શ્લોકમાં શ્રીભગવાન્ કથન કરશે. આ પ્રમાણે બન્ને શ્લોકોવડે શ્રીભગવાને न तत्र सूर्यो भाति એ પૂર્વોક્ત શ્રુતિના બન્ને વિભાગોનો અર્થ કથન કર્યો.

કોઇ ટીકામાં તો न तद्भासयते सूर्यो એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે–પરબ્રહ્મરૂપ પદને સૂર્ય પણ પ્રકાશિત કરતો નથી. કારણ કે તે પદ રૂપાદિ ગુણોથી રહિત હોવાથી ચક્ષુ ઇંદ્રિયનો વિષય નથી. જે રૂપવાન્ વસ્તુ ચક્ષુ ઇંદ્રિયનો વિષય થાય છે, તે રૂપવાન્ વસ્તુ જ ચક્ષુ ઉપર અનુગ્રહ કરનાર સૂર્યથી પ્રકાશિત કરાય છે, જેમ કે રૂપવાન્ ઘટાદિ પદાર્થો ચક્ષુ ઇંદ્રિયનો વિષય થવાથી સૂર્યથી પ્રકાશિત કરાય છે અને પરબ્રહ્મરૂપ પદ તો રૂપવાન્ હોવા છતાં ચક્ષુઇંદ્રિયનો વિષય નથી, તેથી એ પદને સૂર્ય પ્રકાશિત કરી શકતો નથી. न तत्र चक्षुर्गच्छति न चक्षुषा गृह्यते ઇત્યાદિ શ્રુતિઓ પરબ્રહ્મવિષે ચક્ષુઇંદ્રિયની અવિષયતાનું કથન કરે છે. એટલા કથનથી શ્રીભગવાને તે પદ વિષે સર્વ બાહ્ય ઇંદ્રિયોની નિવૃત્તિ કથન કરી.

હવે તે પદ વિષે મનની વ્યાવૃત્તિનું કથન કરે છે–न शशांक इति। હે અર્જુન! તે પદને ચંદ્ર પણ પ્રકાશિત કરી શકતો નથી, કારણ કે જે વસ્તુ મનવડે ગ્રહણ કરવામાં આવે છે, તે વસ્તુને જ મન ઉપર અનુગ્રહ કરનારો ચંદ્ર પ્રકાશિત કરે છે અને પરબ્રહ્મરૂપ પદ તો મનવડે ગ્રહણ થતું નથી, તેથી પરબ્રહ્મને ચંદ્ર પણ પ્રકાશિત કરી શકતો નથી. यन्मनसा न मनुते ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મરૂપ પદ વિષે મનની વિષયતાનો નિષેધ કરે છે.

અને પરબ્રહ્મરૂપ પદને અગ્નિ પણ પ્રકાશિત કરી શકતો નથી, કારણ કે જે વસ્તુ વાક્ ઇંદ્રિયનો વિષય હોય છે, તે વસ્તુને જ વાક્ ઇંદ્રિય ઉપર અનુગ્રહ કરનારો અગ્નિ પ્રકાશિત કરે છે. વાક્ ઇંદ્રિયની અવિષય વસ્તુને અગ્નિ પ્રકાશિત કરી શકતો નથી અને यद्वाचानभ्युदितम्। न चक्षुषा गृह्यते नापि वाचा ઇત્યાદિ શ્રુતિઓએ પરબ્રહ્મવિષે વાક્ ઇંદ્રિયની વિષયતાનો નિષેધ કર્યો છે. તેથી પરબ્રહ્મને અગ્નિ પ્રકાશિત કરી શકતો નથી. હે અર્જુન! પરબ્રહ્મરૂપ પદ ચક્ષુ–મન–વાક્ એ ત્રણેનો અવિષય છે, તે કારણથી પરબ્રહ્મરૂપ પદ સ્થૂલ–સૂક્ષ્મ કારણરૂપ સર્વ પ્રપંચથી રહિત પ્રત્યક્ અદ્વિતીયરૂપ છે. આ પ્રમાણે नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं अस्थूलमनण्वह्रस्वमदीर्घम्। ઇત્યાદિ શ્રુતિઓએ સર્વ ધર્મોથી રહિત, જે પ્રત્યક્ અભિન્ન અદ્વિતીય

બ્રહ્મ પ્રતિપાદન કર્યો છે, તે અદ્વિતીય બ્રહ્મ મારું–પરમેશ્વરનું પરમધામ છે, અર્થાત્ પરમભાવથી રહિત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનથી ભિન્ન ચિન્માત્ર જ્યોતિરૂપ છે.

અહીં राहोः शिरः એ વાક્યમાં 'રાહુ' શબ્દની પછી સંબંધવાચક ષષ્ઠી વિભક્તિ વિદ્યમાન હોવા છતાં પણ જેમ 'રાહુનું શિર છે' એ પ્રકારનો બોધ થતો નથી, કિન્તુ 'રાહુથી અભિન્ન શિર છે' એ પ્રકારનો અભેદ બોધ જ થાય છે, તેમ तद्धाम परमं मम એ વચનમાં मम શબ્દની પછી સંબંધવાચક ષષ્ઠી વિભક્તિ વિદ્યમાન હોવા છતાં પણ 'મારું પરમ ધામ છે' એ પ્રકારનો બોધ થતો નથી, કિન્તુ મારાથી–પરમેશ્વરથી અભિન્ન સ્વપ્રકાશ બ્રહ્મરૂપ ધામ છે, એ પ્રકારનો અભેદબોધ જ થાય છે. હે અર્જુન! અદ્વિતીય સ્વયંજ્યોતિ બ્રહ્મરૂપ પદ મારું–પરમેશ્વરનું સ્વરૂપ જ છે. એ કારણથી તે પદને 'अहं ब्रह्मास्मि' એવા જ્ઞાનપૂર્વક પ્રાપ્ત થઈને, વિદ્વાન્ પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી, અર્થાત્ પુનઃ જન્મને પ્રાપ્ત થતા નથી. કારણ કે પુનઃ આવૃત્તિના કારણરૂપ જે પુરુષોનું મૂળ અજ્ઞાન તે મારા–પરબ્રહ્મના અભેદ જ્ઞાનથી નિવૃત્ત થઇ ગયું છે, તે તત્ત્વવેત્તા પુરુષો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી.

આ પ્રમાણે આ શ્લોકનું વ્યાખ્યાન કરવાથી જ यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदते अथ सोऽभयं गतो भवति એ શ્રુતિના અર્થની તે શ્લોકવિષે અનુકૂળતા થાય છે. આ શ્રુતિનો એ અર્થ છે કે–જે કાળે અધિકારી પુરુષ આ અદૃશ્ય, અનાત્મ્ય, અનિરુક્ત, અનિલયન બ્રહ્મવિષે ભયથી રહિત સ્થિતિને પ્રાપ્ત થાય છે, તે કાળે અધિકારી પુરુષ પુનરાવૃત્તિના ભયથી રહિત બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિમાં અદૃશ્ય, અનાત્મ્ય, અનિરુક્ત, અનિલયન એ ચાર વિશેષણો બ્રહ્મને લગાડેલાં છે. તેમાં ચક્ષુની દૃષ્ટિનો જે અવિષય હોય તે અદૃશ્ય કહેવાય છે. આ 'અદૃશ્ય' વિશેષણવડે બ્રહ્મવિષે સૂર્યકૃત ભાસ્યત્વનો નિષેધ કર્યો. મનરૂપ આત્માનો જે વિષય હોય છે તે આત્મ્ય કહેવાય છે અને તેથી જે ભિન્ન હોય તે અનાત્મ્ય કહેવાય છે. આ 'અનાત્મ્ય' વિશેષણવડે બ્રહ્મવિષે મનની અવિષયતાનું કથન કરીને ચંદ્રમાકૃત ભાસ્યત્વનો નિષેધ કર્યો. સ્થૂલ–સૂક્ષ્મરૂપ સર્વ જગત્ જેનાવિષે લયને પ્રાપ્ત થાય તે નિલયન કહેવાય છે. આ એવું અવ્યાકૃત એવા કારણરૂપ નિલયનથી જે ભિન્ન હોય, તે અનિલયન કહેવાય છે. આ કારણથી જ બ્રહ્મ અનિરુક્ત છે અર્થાત્ કથન કરવાને અયોગ્ય છે. આ અનિરુક્ત વિશેષણવડે પરબ્રહ્મવિષે વાક્ ઇંદ્રિયની અવિષયતા કહીને અગ્નિકૃત પ્રકાશનો નિષેધ કર્યો.

કોઇ કોઇ ભેદવાદીઓ તો न तद्भासयते सूर्यो એ શ્લોકનો એવો અર્થ કરે છે કે–સૂર્ય–ચંદ્ર–અગ્નિ એ ત્રણેવડે અપ્રકાશ્ય, અર્ચિરાદિ માર્ગવડે પ્રાપ્ત થવા યોગ્ય, બ્રહ્મલોકથી પણ ઉપર રહેલ, અપ્રાકૃત તથા નિત્ય એવું વૈષ્ણવપદ દેશાંતરવિષે રહેલું છે. વૈષ્ણવપદને અર્ચિરાદિ માર્ગદ્વારા પ્રાપ્ત થઇને અધિકારી જનો પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતા નથી. ભેદવાદીઓનો આ અર્થ અત્યંત વિરુદ્ધ છે. કારણ કે न रूपमस्येह तथोपलभ्यते એ શ્લોકમાં સર્વ દૃશ્ય પદાર્થો મિથ્યારૂપ જ કહેલા છે અને अतोऽन्यदार्तं અર્થાત્ આ પરમાત્માદેવથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો મિથ્યા છે. આ શ્રુતિએ પણ પરમાત્માદેવથી ભિન્ન સર્વ દૃશ્ય પદાર્થોને મિથ્યા કહ્યા છે. આ દૃશ્યપણું જેમ આ લોકોમાં છે, તેમ વૈષ્ણવ લોકવિષે પણ દૃશ્યપણું તુલ્ય જ છે. તેથી દેશાંતરમાં આવેલ વૈષ્ણવ લોકવિષે પણ મિથ્યાપણું અવશ્ય હોવું જોઇએ. એવા મિથ્યા લોકવિષે પ્રાપ્ત થયેલા પુરુષોની પુનરાવૃત્તિ પણ અવશ્ય કરીને હોવી જોઇએ. આ ભેદવાદીઓનું વ્યાખ્યાન સમીચીન નથી, કિન્તુ પૂર્વોક્ત વ્યાખ્યાન જ સમીચીન છે.

અર્જુનની શંકાઃ–હે ભગવન્ ! यद् गत्वा न निवर्तन्ते એ આપનું વચન અસંગત લાગે છે. કારણ કે જો કદાચિત્ અધિકારી પુરુષો તે પદ વિષે જાય, તો તે પદથી અવશ્ય નિવૃત્ત પણ થવા જોઈએ. જેમકે સ્વર્ગમાં ગયેલા કર્મી પુરુષો સ્વર્ગમાંથી અવશ્ય પાછા આવે છે અને અધિકારી પુરુષો જો કદાચિત્ તે પદથી પાછા ન આવે, તો તે પદવિષે જાય પણ નહિ. તેથી અધિકારી પુરુષો તે પદવિષે જાય છે અને તે પદથી પુનઃ આવતા નથી, એ બન્ને વચનો પરસ્પર વિરુદ્ધ છે. જે જ્યાં જાય છે, તે ત્યાંથી અવશ્ય પાછો આવે છે, એ વાત શાસ્ત્રમાં પણ કહેલી છે–(सर्वे क्षयांता निचयाः पतनांता. समुच्छ्रया. । संयोगा विप्रयोगांता मरणांतं हि जीवितम् ॥ અર્થાત્–જે પદાર્થો વૃદ્ધિવાળા છે, તે પદાર્થો અંતમાં અવશ્ય ક્ષયવાળા થાય છે, જે પદાર્થો ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત થયેલા હોય છે, તે પદાર્થો અંતમાં અવશ્ય નીચે પડે છે, જે પદાર્થો સંયોગવાળા થયા છે, તે પદાર્થો અંતમાં અવશ્ય વિયોગવાળા થાય છે અને જે પદાર્થનો જન્મ થયો છે, તે પદાર્થ અંતમાં અવશ્ય મરણને પ્રાપ્ત થાય છે.) જો આપ એમ કહો કે, અનાત્મ વસ્તુની પ્રાપ્તિ જ અંતમાં પુનરાવૃત્તિવાળી થાય છે, પણ આત્માની પ્રાપ્તિ અંતમાં પુનરાવૃત્તિવાળી થતી નથી, તો એ આપનું કહેવું પણ સંભવતું નથી. કારણ કે सता सौम्य तदा संपन्नो भवति । એ શ્રુતિએ સુષુપ્તિ અવસ્થામાં સર્વ પ્રાણી માત્રને આત્મભાવની પ્રાપ્તિ કથન કરી છે, પરંતુ આત્મભાવની પ્રાપ્તિ અંતમાં પુનરાવૃત્તિવાળી જ છે. જો કદાચિત સુષુપ્તિવિષે આત્મભાવને પ્રાપ્ત થયેલા પ્રાણીઓની જાગૃતિવિષે પુનરાવૃત્તિનો અંગીકાર ન કરીએ, તો માત્ર સુષુપ્તિવડે જ સર્વ પ્રાણીઓ મુક્ત થવા જોઈએ માટે સુપ્ત થયેલા સુષુપ્ત પુરુષોનું પુનઃ ઉત્થાન થવું જોઈએ નહિ અને તે સુષુપ્ત પુરુષોની પુનરાવૃત્તિ તો જોવામાં આવે છે, તેથી પરબ્રહ્મરૂપ પદની પ્રાપ્તિવિષે यद्गत्वा એ વચન કહેવું સંભવતું નથી. જો આ ગમનને ગૌણ માનીએ, તો પણ તે પદથી અનિવૃત્તિ સમ્ભવતી નથી.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–હે અર્જુન ! બ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થનારો જે જીવાત્મા છે, તે જીવાત્મા ગંતવ્ય બ્રહ્મથી કાંઈ ભિન્ન નથી, કિન્તુ એ જીવાત્મા ગંતવ્ય બ્રહ્મથી અભિન્ન જ છે. એ જીવાત્મા બ્રહ્મરૂપ જ છે, એ અર્થને तत्त्वमसि, अहं ब्रह्मास्मि, प्रज्ञानमानंदं ब्रह्म, अयमात्मा ब्रह्म ઈત્યાદિ અનેક શ્રુતિઓ કથન કરે છે. તેથી यद्गत्वा न निवर्त्तन्ते એ વચનવડે કહેલી જીવાત્માને બ્રહ્મની પ્રાપ્તિ સ્વર્ગાદિની પ્રાપ્તિની પેઠે મુખ્ય નથી, કિન્તુ તે પ્રાપ્તિ ગૌણ છે, અર્થાત્ માત્ર અજ્ઞાનવડે વ્યવહિત બ્રહ્મની પ્રાપ્તિ अहं ब्रह्मास्मि એ પ્રકારના માત્ર જ્ઞાનરૂપ જ કહેવાય છે. તેમાં જે પક્ષપ્રમાણે અંતઃકરણવિષે અથવા અવિદ્યાવિષે બ્રહ્મનું પ્રતિબિંબ જીવ છે, તે પક્ષપ્રમાણે તો, જેમ જળમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ જળનો અભાવ થતાં બિંબભૂત સૂર્યની પ્રતિ ગમન કરે છે તથા તે બિંબભૂત સૂર્યથી તે પ્રતિબિંબની પુન. આવૃત્તિ થતી નથી, તેમ અંતઃકરણાદિ ઉપાધિઓનો અભાવ થતાં પ્રતિબિમ્બરૂપ જીવનું પણ નિરુપાધિક બિમ્બરૂપ બ્રહ્મની પ્રતિ ગમન થાય છે તથા બ્રહ્મથી એ જીવાત્માની પુનઃ આવૃત્તિ થતી નથી. જે પક્ષપ્રમાણે, બુદ્ધિ–અવચ્છિન્ન બ્રહ્મના ભાગનું નામ જીવ છે, તે પક્ષપ્રમાણે જેમ ઘટાકાશનું–ઘટરૂપ ઉપાધિ નિવૃત્ત થતા મહાકાશની પ્રતિ–ગમન થાય છે તથા મહાકાશથી ઘટાકાશની પુનઃ આવૃત્તિ થતી નથી, તેમ આ જીવાત્માનું પણ–બુદ્ધિરૂપ ઉપાધિ નિવૃત્ત થતાં બ્રહ્મની પ્રતિ–ગમન થાય છે તથા બ્રહ્મથી એ જીવાત્માની પુનઃ આવૃત્તિ થતી નથી. અહીં, જેમ વાસ્તવિક બિમ્બરૂપ સૂર્યથી અભિન્ન પ્રતિબિમ્બરૂપ સૂર્યનું બિંબરૂપ સૂર્યના તરફ ગમન તથા તેમાંથી અનાવૃત્તિ, એ બન્ને ગૌણ છે–મુખ્ય નથી, અને જેમ વાસ્તવિક રીતે મહાકાશથી અભિન્ન ઘટાકાશનું મહાકાશની તરફ ગમન તથા ત્યાંથી અના-

વૃત્તિ, એ બન્ને ગૌણ છે–મુખ્ય નથી, અને જેમ વાસ્તવિક રીતે મહાકાશથી અભિન્ન ઘટાકાશનું મહાકાશની તરફ ગમન તથા ત્યાંથી અનાવૃત્તિ, એ બન્ને ગૌણ છે–મુખ્ય નથી, તેમ વાસ્તવિક રીતે બ્રહ્મથી અભિન્ન જીવાત્માનું જે બ્રહ્મની તરફ ગમન છે તથા તે બ્રહ્મથી અનાવૃત્તિ છે, એ બન્ને પણ ગૌણ છે, પણ મુખ્ય નથી. પોતાથી ભિન્ન વસ્તુની પ્રતિ જે ગમન તથા તેથી અનાવૃત્તિ, તે ગમન તથા અનાવૃત્તિ બન્ને મુખ્ય કહેવાય છે. એ પ્રમાણે વાસ્તવિક રીતે જીવ–બ્રહ્મનો અભેદ હોવા છતાં પણ જે તેમનો ભેદભ્રમ થાય છે, તે ભેદભ્રમ કેવળ અન્તઃકરણાદિ ઉપાધિની વશતાથી જ થાય છે. જેમકે ઘટરૂપ ઉપાધિની વશતાથી ઘટાકાશનો મહાકાશથી ભેદભ્રમ થાય છે. આ અન્તઃકરણાદિ ઉપાધિ નિવૃત્ત થતાં ભેદભ્રમ પણ નિવૃત્ત થઇ જાય છે. અને સુષુપ્તિ અવસ્થાવિષે જીવના ઉપાધિભૂત સંસ્કાર, કર્માદિ વિશિષ્ટ અન્તઃકરણ પોતાના કારણરૂપ અજ્ઞાનવિષે સૂક્ષ્મરૂપે રહે છે. તેથી અજ્ઞાનરૂપ કારણથી જ અન્તઃકરણનો પુનઃ ઉદ્ભવ થાય છે. આત્મજ્ઞાનવડે જ્યારે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, ત્યારે અજ્ઞાનરૂપ કારણનો અભાવ થતાં અન્તઃકરણાદિ કાર્યોની ઉત્પત્તિ કેવી રીતે થશે ? અર્થાત્ ઉત્પત્તિ થશે નહિ.

તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે,–अहं ब्रह्मास्मि એ પ્રકારના વેદાંતવાક્યજન્ય જીવના સાક્ષાત્કારથી, "હું બ્રહ્મ નથી" એ પ્રકારના અજ્ઞાનની નિવૃત્તિ જ શ્રીભગવાને यद्गत्वा એ વચનવડે કથન કરી છે. આત્મસાક્ષાત્કારવડે નિવૃત્ત થયેલા અનાદિ અજ્ઞાનના પુનઃ ઉત્થાનના અભાવથી અજ્ઞાનના કાર્યરૂપ સંસારનો અભાવ હોય છે, તથા આ સંસારનો અભાવ જ શ્રીભગવાને न निवर्त्तंते એ વચનવડે કહ્યો છે. તેથી શ્રીભગવાનનાં વચનોવિષે કિંચિત્ માત્ર-પણ વિરોધની પ્રાપ્તિ થતી નથી. (૬)

અવતરણિકાઃ–વળી આ જીવનું પારમાર્થિકસ્વરૂપ બ્રહ્મ જ છે, એ વાત પૂર્વે અનેકવાર કહેવામાં આવેલ છે. એ પૂર્વોક્ત સર્વ અર્થ શ્રીભગવાન્ હવે પછી પ્રતિપાદન કરશે. જીવાત્મા વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ જ છે. માટે બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થતાં, બ્રહ્મરૂપતાને પ્રાપ્ત થયેલા જીવની બ્રહ્મરૂપતાથી પુનઃ આવૃત્તિ થતી નથી. એ અર્થ શ્રીભગવાન્ ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । એ અર્ધ શ્લોકવડે કહેશે અને સુષુપ્તિ અવસ્થાવિષે તો સર્વ કાર્યોના સંસ્કારસહિત અજ્ઞાન વિદ્યમાન છે, એ કારણથી જ જીવાત્માને સુષુપ્તિથી પુનઃ સંસારની પ્રાપ્તિ થાય છેઃ આ અર્થ શ્રીભગવાન્ मनः षष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ એ અર્ધ શ્લોકવડે કથન કરશે. ત્યાર પછી, વાસ્તવિક રીતે અસંસારી હોવા છતાં પણ માયાવડે સંસારીભાવને પ્રાપ્ત થયેલા તથા મન્દમતિ પુરુષોએ દેહની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત કરેલા જીવાત્માના દેહથી વ્યતિરેકપણાનું શ્રીભગવાન્ शरीरं यदवाप्नोति–એ શ્લોકવડે કથન કરશે અને શબ્દાદિ વિષયોવિષે શ્રોત્રાદિ ઇન્દ્રિયોને પ્રવૃત્ત કરનારા જીવાત્માનું શ્રોત્રાદિ ઇંદ્રિયોથી વ્યતિરેકપણું શ્રીભગવાન્ श्रोत्रं चक्षुः स्पर्शनं च–એ શ્લોકવડે કથન કરશે. "આ પ્રમાણે દેહ ઇંદ્રિયાદિથી વિલક્ષણ આત્માને ઉત્ક્રાંતિ આદિ અવસ્થાઓવિષે સર્વ પ્રાણીઓ શા વાસ્તે દેખતા નથી?" એવી શંકા થતાં શ્રીભગવાન્ उत्क्रामन्तं स्थितं वापि એ શ્લોકવડે એવો ઉત્તર આપશે કે, વિષયવાસનાવડે વિક્ષિપ્ત ચિત્તવાળા પુરુષો દર્શનયોગ્ય પણ આત્મદેવને દેખી શકતા નથી. उत्क्रामन्तं એ શ્લોકમાં રહેલા पश्यन्ति ज्ञानचक्षुषः ॥ એ વચનના અર્થનું શ્રીભગવાન્ यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् । એ અર્ધ શ્લોકવડે વર્ણન કરશે. અને विमूढा नानुपश्यन्ति–એ વચનના અર્થનું यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ એ અર્ધ શ્લોકવડે વર્ણન કરશે. એ પ્રમાણે વક્ષ્યમાણ પાંચ શ્લોકોની પરસ્પર સંબંધરૂપ સંગતિ સિદ્ધ થાય છે. હવે, આગળ પાંચ શ્લોકોના કેવળ અક્ષરોના અર્થનું વર્ણન કરવામાં આવશે.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनः षष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

શ્લોકાર્થઃ-આ સંસારમાં મારો-પરમાત્માનો જ અંશ સનાતન જીવરૂપ છે. જેને વિષે મન છઠ્ઠું છે એવી પ્રકૃતિને વિષે રહેલી શ્રોત્રાદિ ઇન્દ્રિયોનું આ જીવ આકર્ષણ કરે છે. ૭

ટીકાઃ-હે અર્જુન ! વાસ્તવિક રીતે અંશ તથા અંશી ભાવથી રહિત હું-પરમાત્માદેવ છું. આ મારૂં-પરમાત્માદેવનું અંશરૂપ, માયાવડે કલ્પિત અંશની પેઠે, આ સંસારમાં વિદ્યમાન છે; અર્થાત્ જેમ વાસ્તવિક રીતે અંશ-અંશી ભાવથી રહિત સૂર્યનું, જળવિષે રહેલા મિથ્યાભેદવાળા અંશની પેઠે અંશરૂપ પ્રતિબિમ્બ થાય છે તથા જેમ વાસ્તવિક રીતે અંશ-અંશી ભાવથી રહિત મહાકાશનું, ઘટમાં રહેલા મિથ્યાભેદવાળા અંશની પેઠે અંશરૂપ ઘટાકાશ થાય છે, તેમ વાસ્તવિક રીતે અંશ-અંશી ભાવથી રહિત મારો-પરમાત્માદેવનો પણ, આ સંસારવિષે મિથ્યાભેદવાળા અંશની પેઠે અંશ વિદ્યમાન છે. મારો-પરમાત્માદેવનો અંશ પ્રાણોના ધારણરૂપ ઉપાધિવડે જીવભૂત થયેલો છે, અર્થાત્ કર્ત્તા-ભોક્તા-સંસારી એ પ્રકારની મિથ્યા પ્રસિદ્ધિને પ્રાપ્ત થયેલો છે.

આ જીવરૂપ અંશ સનાતન છે એટલે નિત્ય છે, અર્થાત્ અન્તઃકરણાદિ ઉપાધિકૃત પરિચ્છિન્નતા હોવા છતાં પણ વાસ્તવિક રીતે જીવાત્મા પરમાત્મસ્વરૂપ જ છે. કારણ કે શ્રુતિમાં પરમાત્માદેવનો આ શરીરવિષે જીવરૂપે કરીને પ્રવેશ કહ્યો છે. શ્રુતિ કહે છે કે-स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः । तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥ અર્થાત્-પરમાત્મા દેવે જ આ સંઘાતવિષે નખના અગ્ર ભાગથી લઇને પ્રવેશ કર્યો અને પરમાત્માદેવે આ સંઘાતને ઉત્પન્ન કરી, પોતે જ જીવરૂપ થઇને આ સંઘાતવિષે પ્રવેશ કર્યો. તેથી, આત્મજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં જીવાત્મા પોતાના સ્વરૂપભૂત બ્રહ્મને પ્રાપ્ત થઇને બ્રહ્મથી પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતો નથી, એવો જે અર્થ પૂર્વે કહ્યો હતો, તે યુક્ત જ છે.

અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! સ્વસ્વરૂપને પ્રાપ્ત થયેલો આ જીવાત્મા સુષુપ્તિ અવસ્થાથી પુનઃ કઇ રીતે આવે છે ?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मनः षष्ठानि इति ॥ હે અર્જુન ! જેમનીવિષે મન છઠ્ઠું છે, એવી જે શ્રોત્ર-ત્વક્-ચક્ષુ-રસન-ઘ્રાણ નામની પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, અર્થાત્ ઇન્દ્રરૂપ આત્માના શબ્દાદિ વિષયોના ઉપલબ્ધિ કારણરૂપે કરી, લિંગરૂપ શ્રોત્રાદિ ઇન્દ્રિયો છે, આ શ્રોત્રાદિ ઇન્દ્રિયો જાગ્રત સ્વપ્નનાં ભોગજનક કર્મોનો ક્ષય થતાં પ્રકૃતિવિષે રહે છે અર્થાત્ અજ્ઞાનરૂપ પ્રકૃતિવિષે સૂક્ષ્મરૂપે કરી રહે છે. આ રીતે મનસહિત ઇંદ્રિયોને જીવાત્મા, પુનઃ જાગ્રત ભોગોનાં જનક કર્મોનો ઉદય થતાં, ભોગોને વાસ્તે આકર્ષણ કરે છે. અર્થાત્ જેમ કૂર્મ (કાચબો) નામે જન્તુ પોતાના શરીરવિષે લીન કરેલા શિરપાદાદિ અંગોને પુનઃ પોતાના શરીરથી બાહ્ય પ્રકટ કરે છે, તેમ જીવાત્મા પણ અજ્ઞાનરૂપ પ્રકૃતિથી મનસહિત ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોના ગ્રહણની યોગ્યતારૂપે કરીને પુનઃ પ્રકટ કરે છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, આત્મજ્ઞાનથી અનાવૃત્તિ થતાં પણ અજ્ઞાનથી પુનઃ આવૃત્તિ કાંઇ અનુપપન્ન નથી, કિન્તુ અજ્ઞાનથી જીવાત્માની પુનઃ આવૃત્તિ યુક્ત જ છે. (૭)

અવતરણિકાઃ- અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! જીવાત્મા કયે કાળે મનસહિત ઇંદ્રિયોનું આકર્ષણ કરે છે ? એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ–જે સમયે આ જીવાત્મા ઉત્ક્રમણ કરે છે, તે સમયે ઇંદ્રિયોનું આકર્ષણ કરે છે તથા જેમ પુષ્પાદિક સ્થાનથી વાયુ ગંધને ગ્રહણ કરી લે છે તેમ, જે સમયે તે બીજા શરીરને પ્રાપ્ત થાય છે તે સમયે મન સહિત ઇંદ્રિયોને ગ્રહણ કરીને જાય છે. ૮

ટીકાઃ–હે અર્જુન ! દેહ ઇંદ્રિયરૂપ સંઘાતનો સ્વામી હોવાથી, ઈશ્વરરૂપ જીવાત્મા જે કાળે ઉત્ક્રમણ કરે છે અર્થાત્ આ દેહમાંથી બહાર નિર્ગમન કરે છે, તે કાળે તે દેહમાંથી મનસહિત શ્રોત્રાદિ ઇંદ્રિયોનું આકર્ષણ કરે છે. હે અર્જુન ! જીવાત્મા મનસહિત ઇંદ્રિયોનું કેવળ આકર્ષણ જ કરતો નથી, કિન્તુ જીવાત્મા જે કાળે પૂર્વ શરીરમાંથી બીજા શરીરને પ્રાપ્ત થાય છે, તે કાળે તે મનસહિત શ્રોત્રાદિ ઇંદ્રિયોને ગ્રહણ કરીને જાય છે, પણ તે ઇંદ્રિયોને છોડીને જતો નથી. અર્થાત્ જેમ પરિત્યાગ કરેલા પૂર્વના શરીર વિષે પુનઃ આવી શકે નહીં તેમ તે ઇંદ્રિયોને ગ્રહણ કરીને જાય છે. એ અર્થ संयाति એ શબ્દમાં રહેલા सं ઉપસર્ગવડે શ્રીભગવાને સૂચિત કર્યો.

હવે, આ સ્થૂલ શરીર વિદ્યમાન હોતાં જ શરીરથી ઇંદ્રિયોનું ગ્રહણ કરવા વિષે શ્રીભગવાન્ દૃષ્ટાંત કહે છે–वायुर्गंधानिवाशयात् इति । હે અર્જુન ! જેમ પુષ્પાદિ સ્થાનોથી ગંધરૂપ સૂક્ષ્મ અંશોને ગ્રહણ કરીને વાયુ પૂર્વાદિ દિશાઓમાં ગમન કરે છે, તેમ જીવાત્મા પણ આ સ્થૂલ દેહમાંથી મનસહિત ઇન્દ્રિયોનું ગ્રહણ કરીને પરલોક વિષે ગમન કરે છે. (૮)

અવતરણિકાઃ–હવે, શ્રીભગવાન્ ઇંદ્રિયોનું કથન કરતાં, જે પ્રયોજન વાસ્તે જીવાત્મા ઇંદ્રિયોનું ગ્રહણ કરીને નિર્ગમન કરે છે, તે પ્રયોજનનું કથન કરે છેઃ—

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

શ્લોકાર્થઃ–આ જીવાત્મા મનના આશ્રયવડે શ્રોત્ર ઇંદ્રિયના, ચક્ષુ ઇંદ્રિયના, ત્વક્ ઇંદ્રિયના, રસન ઇંદ્રિયના તથા ઘ્રાણ ઇન્દ્રિયના શબ્દાદિક વિષયોને ભોગવે છે. ૯

ટીકાઃ–હે અર્જુન ! જીવાત્મા મનનો આશ્રય કરીને શ્રોત્રેન્દ્રિયવડે, ચક્ષુ ઇંદ્રિયવડે, ત્વક્ ઇંદ્રિયવડે, રસન ઇંદ્રિયવડે તથા ઘ્રાણેન્દ્રિયવડે શબ્દ–સ્પર્શાદિ વિષયોને ભોગવે છે. અહીં घ्राणमेव च એ વચનમાં રહેલા ચકારવડે વાગાદિ પાંચ કર્મેન્દ્રિયોનો તથા પ્રાણનો પણ અર્થ ગ્રહણ કરવો અને मनश्च એ વચનમાં રહેલા ચકારવડે બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ત્રણેનો અર્થ ગ્રહણ કરવો. અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પ્રાણ તથા અંતઃકરણ ચતુષ્ટય એ સર્વેનો આશ્રય કરીને જ જીવાત્મા, શબ્દાદિ વિષયોને ભોગવે છે. ઇન્દ્રિયાદિનો આશ્રય કર્યા વિના કેવળ શુદ્ધ આત્મા શબ્દાદિ વિષયોને ભોગવતો નથી, એ વાત શ્રુતિમાં પણ કહી છે– आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः । અર્થાત્ દેહ–શ્રોત્રાદિ ઇંદ્રિયોવડે તથા મનવડે યુક્ત થયેલો આત્મા ભોક્તા થાય છે, એ પ્રમાણે વેદવેત્તા બુદ્ધિમાન્ પુરુષો કહે છે. (૯)

અવતરણિકાઃ–એવા દર્શનયોગ્ય આત્માને મૂઢ પુરુષો દેખતા નથી, કિંતુ વિવેકી પુરુષો જ દેખે છે, એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुपः ॥ १० ॥

શ્લોકાર્થઃ–ઉત્ક્રમણને કરતા, દેહવિષે સ્થિત થયલા અથવા વિષયને ભોગવતા તેમ જ ગુણોવડે યુક્ત એવા આત્માને પણ મૂઢ પુરુષો દેખી શકતા નથી, પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા પુરુષો જ આ આત્માને દેખી શકે છે. ૧૦

ટીકાઃ–હે અર્જુન ! વાસ્તવિક રીતે ગમનાદિ સર્વ વિકારોથી રહિત હોવા છતાં પણ અંતઃકરણાદિ ઉપાધિના તાદાત્મ્ય અધ્યાસથી પૂર્વ શરીરને પરિત્યાગ કરીને, બીજા શરીરની પ્રતિ ગમન કરતો જે આત્મા છે, અથવા પૂર્વના શરીર વિષે જ રહેલો જે આત્મા છે, અથવા બીજા શરીર વિષે શબ્દાદિ વિષયોને ભોગવતો જે આત્મા છે, તથા સુખ–દુઃખ–મોહરૂપ સત્ત્વ–રજ–તમ એ ગુણોવડે યુક્ત જે આત્મા છે, તે ( આ પ્રકારની સર્વ અવસ્થાઓ વિષે દર્શનયોગ્ય ) આત્માને વિમૂઢ પુરુષો જોઇ શકતા નથી. આ લોકના વિષયભોગોની તથા સ્વર્ગાદિ લોકોના વિષયભોગોની વાસનાઓવડે જેમનાં ચિત્ત આકર્ષિત થયાં છે, એવા આત્મા-અનાત્માને વિવેક કરવામાં અયોગ્ય પુરુષો વિમૂઢ કહેવાય છે. એવા વિમૂઢ પુરુષો ઉત્ક્રમણાદિ અવસ્થાઓ વિષે આત્માદેવને દેહાદિથી ભિન્ન જાણી શકતા નથી, એ મોટું કષ્ટ છે; પણ જે પુરુષો શ્રુતિપ્રમાણજન્ય જ્ઞાનરૂપ ચક્ષુવાળા છે, તે વિવેકી પુરુષો તો ઉત્ક્રમણાદિ સર્વ અવસ્થાઓ વિષે આત્માદેવને દેહાદિથી ભિન્ન દેખે છે. (૧૦)

અવતરણિકાઃ–હવે, पश्यंति ज्ञानचक्षुषः ॥ એ વચનના અર્થને તથા विमूढा नानुपश्यंति–એ વચનના અર્થને યથાક્રમે સ્પષ્ટ રીતે વર્ણન કરે છેઃ—

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

શ્લોકાર્થઃ–પ્રયત્નને કરતા યોગી પુરુષો જ પોતાની બુદ્ધિવિષે સ્થિત આ આત્માને દેખે છે તથા પ્રયત્નને કરતા છતાં પણ અશુદ્ધ અંતઃકરણવાળા અવિવેકી પુરુષો, આ આત્માને દેખી શકતા નથી. ૧૧

ટીકાઃ–હે અર્જુન ! ધ્યાનાદિ ઉપાયોવડે પ્રયત્ન કરતા શુદ્ધ અંતઃકરણવાળા યોગી પુરુષો જ પોતાની બુદ્ધિ વિષે રહેલા આનંદસ્વરૂપ આત્માને સાક્ષાત્કાર કરે છે, પણ જેમણે યજ્ઞાદિ નિષ્કામ કર્મો કરીને પોતાનાં અંતઃકરણોને શુદ્ધ કર્યાં નથી, તેમ જ અશુદ્ધ અંતઃકરણવાળા હોવાથી જેઓ આત્મા અનાત્માના વિવેકથી રહિત છે, તે અશુદ્ધ અંતઃકરણવાળા અવિવેકી પુરુષો પ્રયત્ન કરતા છતાં પણ આત્માદેવનો સાક્ષાત્કાર કરી શકતા નથી.(૧૧)

અવતરણિકાઃ–સર્વ જગતને પ્રકાશિત કરવામાં સમર્થ હોવા છતાં પણ સૂર્ય–ચન્દ્રાદિ જે પરબ્રહ્મરૂપ પદને પ્રકાશિત કરવામાં સમર્થ થતા નથી તથા જે પદને પ્રાપ્ત થયેલા મુમુક્ષુજનો પુનઃ સંસારની પ્રાપ્તિને વાસ્તે આવતા નથી અને જેમ પ્રકાશમાંથી ઘટાદિ ઉપાધિકૃત ભેદવાળા થયેલા ઘટાકાશાદિ, મહાકાશના કલ્પિત અંશભાવને પ્રાપ્ત થાય છે, તેમ પરબ્રહ્મરૂપ પદના ઉપાધિકૃત ભેદને પ્રાપ્ત થઇને કલ્પિત અંશભાવને પ્રાપ્ત થયેલા જીવો મિથ્યા સંસારનો અનુભવ કરે છે અને ઘટાદિ ઉપાધિઓની નિવૃત્તિ થતાં, ઘટાકાશાદિ જેમ મહાકાશની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે, તેમ મહાવાક્યજન્ય સાક્ષાત્કારવડે અવિદ્યાદિ ઉપાધિઓની

નિવૃત્તિ થતાં જીવો, પરબ્રહ્મરૂપ પદની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે. આ પરબ્રહ્મરૂપ પદના સર્વાત્મપણાને દર્શાવી તથા સર્વ વ્યવહારોના સાધકપણાને દર્શાવી ब्रह्मणो हि प्रतिष्ठाहम् એ પૂર્વ અધ્યાયમાં કહેલા વચનના અર્થનું વર્ણન કરવા વાસ્તે, હવે ચાર શ્લોકોવડે શ્રીભગવાન પોતાની વિભૂતિઓનું સંક્ષેપમાં કથન કરે છેઃ—

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

શ્લોકાર્થઃ–આદિત્ય વિષે રહેલું જે તેજ છે, ચન્દ્રમામાં રહેલું જે તેજ છે, અગ્નિ વિષે રહેલું જે તેજ છે અર્થાત્ જે સર્વ તેજ અખિલ જગતને પ્રકાશ કરે છે, તે તેજને તું મારુ પોતાનું સ્વરૂપ જ જાણ. ૧૨

**ટીકાઃ**–न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भांति कुतोऽयमग्निः એ શ્રુતિના અર્ધભાગનું વ્યાખ્યાન પૂર્વે न तद्भासयते सूर्यः ઇત્યાદિ શ્લોકોવડે કર્યું હતું. હવે, तमेव भांतमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति એ શ્રુતિના અર્ધભાગનું વ્યાખ્યાન શ્રીભગવાન્ यदादित्यगतं तेजो આ શ્લોકવડે કરે છે. હે અર્જુન! આદિત્યમાં રહેલું જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે, ચન્દ્રમાં રહેલું જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે તથા અગ્નિમાં રહેલું જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે, અર્થાત્ જે ચૈતન્ય જ્યોતિરૂપ તેજ આ સર્વ જગતને પ્રકાશિત કરે છે, તે ચૈતન્યાત્મક જ્યોતીરૂપ તેજને તું–અર્જુન મારા–પરમાત્માના સ્વરૂપભૂત જ જાણ.

યદ્યપિ સ્થાવર–જંગમરૂપ સર્વ પદાર્થો ચૈતન્યાત્મક જ્યોતિસમાન જ છે, તથાપિ સત્ત્વગુણની ઉત્કર્ષતાવડે આદિત્યાદિ સર્વથી ઉત્કૃષ્ટ છે. આ કારણથી આદિત્યાદિ વિષે જ ચૈતન્યરૂપ જ્યોતિ બહુધા અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે. તમોગુણપ્રધાન તથા રજોગુણપ્રધાન અન્ય પદાર્થોમાં સ્વરૂપે કરી જો કે વિદ્યમાન છતાં પણ, ચૈતન્યરૂપ જ્યોતિ સ્પષ્ટ રીતે અભિવ્યક્તિને પ્રાપ્ત થતું નથી, તેથી તે પદાર્થોની અપેક્ષાએ કરીને આદિત્યાદિ વિષે વિશેષ્યતાનું બોધન કરવા વાસ્તે શ્રીભગવાને અહીં આદિત્ય–ચંદ્રાદિને ગ્રહણ કરેલ છે અર્થાત્ કથન કરેલ છે. જેવી રીતે મુખની સમીપતા તુલ્ય હોવા છતાં પણ કાષ્ઠભિત્તિ આદિ અસ્વચ્છ પદાર્થોમાં મુખ પ્રતિબિમ્બરૂપે કરીને અભિવ્યક્ત થતું નથી અને સ્વચ્છ તથા અતિસ્વચ્છ એવા દર્પણાદિ પદાર્થોમાં સ્વચ્છતાની ન્યૂનાધિકતા પ્રમાણે મુખ પણ ન્યૂનાધિક ભાવથી પ્રતિબિંબરૂપે અભિવ્યક્ત થાય છે, તેવી રીતે ચૈતન્યરૂપ જ્યોતિ પણ સ્વરૂપથી સર્વ પદાર્થોમાં વિદ્યમાન હોવા છતાં પણ સત્ત્વગુણપ્રધાન આદિત્યાદિમાં સ્પષ્ટ રીતે અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે; પણ તમોગુણપ્રધાન ઘટાદિ પદાર્થોમાં સ્પષ્ટ રીતે અભિવ્યક્તિને પ્રાપ્ત થતું નથી.

અથવા यदादित्यगतं तेजो એ વચનમાં 'તેજ' શબ્દનું કથન કરીને तत्तेजो विद्धि मामकम् એ વચનમાં જે પુનઃ 'તેજ' શબ્દનું કથન કર્યું છે, તેથી આ શ્લોકનો આ પ્રમાણે બીજો અર્થ પણ પ્રતીત થાય છે; આદિત્યમાં, ચન્દ્રમાં તથા અગ્નિમાં રહેલું જે પરને પ્રકાશિત કરવામાં સમર્થ શીત ભાસ્કરરૂપ તેજ છે, જે તેજ રૂપવાન્ સર્વ વસ્તુરૂપ જગતને પ્રકાશિત કરે છે, તે તેજ મારૂં–પરમેશ્વરનું જ તું જાણ, અર્થાત્ મારી–પરમેશ્વરની વિભૂતિરૂપ તે તેજવિષે તું મારી–પરમેશ્વરની બુદ્ધિ કર. આ પ્રમાણે પરમેશ્વરની વિભૂતિનુ કથન કરવા વાસ્તે એ બીજો અર્થ પણ સંભવિત હોઇ શકે છે. જો કદાચિત્ આ શ્લોકનો પરમેશ્વરની

વિભૂતિના કથનવડે અંગીકાર ન કરીએ, તો પુનઃ 'તેજ' શબ્દ કહ્યા વિના જ तन्मामकं विद्धि માત્ર એટલા વચનનું શ્રીભગવાન્ કથન કરત.

કોઈ ટીકામાં તો यदादित्यगतं तेजो એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, આદિત્ય-ચંદ્ર-અગ્નિ એ શબ્દોવડે ચક્ષુઆદિ કરણોના અધિષ્ઠાતારૂપ સૂર્યાદિ દેવતાઓનો તથા સૂર્યાદિ દેવતાઓવડે અનુગ્રહીત ચક્ષુઆદિ કરણોનો અર્થ ગ્રહણ કરવો. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે, ચક્ષુઆદિ બાહ્ય કરણોના અધિષ્ઠાતારૂપ સૂર્યાદિ દેવતાઓવડે અનુગ્રહીત ચક્ષુઆદિ બાહ્ય કરણો છે, તે બન્નેવિષે વિદ્યમાન રૂપાદિ વિષયોને પ્રકાશિત કરવાના સામર્થ્યરૂપ તેજને મારુ-પરમેશ્વરનું તેજ તું જાણ. શ્રુતિ કહે છે કે, येन सूर्यस्तपति तेजसेद्धः येन चक्षूंषि पश्यन्ति-અર્થાત્-જે ચૈતન્યરૂપ તેજવડે પ્રદીપ્ત થયેલો સૂર્ય તપે છે તથા ચક્ષુઓ રૂપાદિ પદાર્થોને દેખે છે, તે બ્રહ્મનું તેજ છે. આ પ્રમાણે મનવિષે તથા તે મનના અભિમાની ચંદ્રમા દેવતાવિષે જે જે અંતર પ્રપંચને પ્રકાશિત સામર્થ્યરૂપ તેજ છે, તે તેજને પણ તું મારુ-પરમેશ્વરનું જ તેજ જાણ. એ જ પ્રમાણે વાક્ઇંદ્રિયવિષે તથા વાક્ઇંદ્રિયના અભિમાની અગ્નિ દેવતાવિષે, જે અવ્યાકૃતઆદિ વિષયોને પ્રકાશિત કરવાના સામર્થ્યરૂપ તેજ છે, તેને પણ તું મારુ-પરમેશ્વરનું જ તેજ જાણ. (૧૨)

વળીઃ—

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥**

શ્લોકાર્થઃ-વળી પોતાના બળવડે, આ પૃથ્વીને અત્યંત દૃઢ કરી, હું-પરમેશ્વર જ સર્વ ભૂતોને ધારણ કરૂં છું તથા સર્વ રસસ્વભાવવાળા સોમરૂપે થઈ, સર્વ ઓષધિઓને હું-પરમેશ્વર જ પુષ્ટિવાળી કરૂં છું. ૧૩

ટીકાઃ-હે અર્જુન ! હું-પરમેશ્વર જ, પૃથિવીદેવતારૂપે કરી, આ પૃથિવીને સર્વ બાજુએથી વ્યાપ્ત કરી તથા વિખરાઈ જતી ધૂળની મૂઠીની જેવી આ પૃથિવીને પોતાના બળવડે અત્યંત દૃઢ કરી, આ પૃથિવી ઉપર રહેનારા સ્થાવરજંગમરૂપ સર્વ ભૂતોને ધારણ કરુ છું. જેમ વાયુ પોતાની શક્તિવડે મેઘમંડળમાં પ્રવેશ કરીને મેઘમંડળમાં રહેલા જળને ધારણ કરે છે, તેમ હું-પરમેશ્વર પણ પૃથિવી દેવતારૂપે કરી આ પૃથિવીમાં પ્રવેશ કરીને, પોતાની શક્તિવડે આ પૃથિવીને અત્યંત દૃઢ કરીને, સ્થાવર-જંગમરૂપ સર્વ ભૂતોને ધારણ કરુ છું. જો કદાપિ હું-પરમેશ્વર પોતાના બળવડે આ પૃથિવીને અત્યંત દૃઢ કરીને એ સર્વ ભૂતોને ધારણ કરતો ન હોઉં તો સિકતાની મુષ્ટિતુલ્ય આ પૃથિવી શીઘ્ર જ વિશીર્ણભાવને પ્રાપ્ત થાય અથવા આ પૃથિવી અધોદેશમાં ચાલી જાય. એ વાત શ્રુતિમાં પણ કહેલી છે-येन द्यौरुग्रा पृथिवी च दृढा । सदाधार पृथिवीम् અર્થાત્ પરમાત્માદેવે સ્વર્ગલોકને તથા મહાન્ પૃથિવીને અત્યંત દૃઢ કરેલ છે, જેથી ગુરુત્વધર્મવાળાં હોવા છતાં પણ સ્વર્ગ તથા પૃથિવી નીચે પડી જતાં નથી. વળી પૃથિવી સત્ય પરમાત્માદેવનો જ આધાર છે. સર્વ રસસ્વભાવવાળો સોમરૂપ થઈને હું-પરમેશ્વર જ પૃથિવીમાંથી ઉત્પન્ન થયેલી વ્રીહિ-યવાદિ સર્વ ઓષધિઓને પુષ્ટિમાન્ કરૂં છું તથા સ્વાદુ રસવાળી કરૂં છું. (૧૩)

વળી—

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

શ્લોકાર્થઃ–હું પરમેશ્વર જ જઠરાગ્નિરૂપ થઇ સર્વ પ્રાણીઓના દેહનો આશ્રય કરૂં છું તથા પ્રાણ અપાનવડે પ્રજ્વલિત થયેલા ચાર પ્રકારના અન્નનું પાચન કરૂં છું. ૧૪

ટીકાઃ–હે અર્જુન ! अयमग्निर्वैश्वानरो योऽयमंतःपुरुषे येनेदमन्नं पच्यते–અર્થાત્–જે અગ્નિ પુરુષના અંતરમાં રહેલો છે તથા જે અગ્નિથી ચાર પ્રકારનાં અન્ન પાચન કરાય છે, તે અગ્નિ વૈશ્વાનર છે. આ શ્રુતિએ વૈશ્વાનર નામવડે કથન કરેલો જઠરાગ્નિરૂપ થઇને હું–પરમેશ્વર જ સર્વ પ્રાણીઓના દેહોની અંદર પ્રવિષ્ટ થઇને તથા તે જઠરાગ્નિનું પ્રજ્વાલન કરનાર પ્રાણ અપાનવડે યુક્ત થઇને, પ્રાણીઓએ ભોજન કરેલા ભક્ષ્ય–ભોજ્ય–લેહ્ય–ચોષ્ય એ ચાર પ્રકારના અન્નને પાચન કરૂં છું.

દાંતોથી ભૂકો કરીને જે વસ્તુ ભક્ષવામાં આવે છે, તે વસ્તુ ભક્ષ્ય કહેવાય છે; જેવા કે ફળ–કંદ–સાકર વિગેરે પદાર્થો. આ ભક્ષ્યવસ્તુને ચર્વ્ય પણ કહે છે. જે વસ્તુને દાંતોના વ્યાપાર વિના જ કેવળ જિહ્વાથી હલાવીને અંદર ઉતારવામાં આવે છે, તે વસ્તુ ભોજ્ય કહેવાય છે; જેવા પાયસ સૂપાદિ છે. જે વસ્તુ જિહ્વાને પ્રાપ્ત થતાં જ રસનાસ્વાદ માત્રવડે અંદર ઉતરી જાય છે તથા કિંચિત્ દ્રવીભૂત થાય છે તે વસ્તુને લેહ્ય કહે છે; જેવા ગોળ–આમ્રરસ વગેરે પદાર્થો છે. જે વસ્તુને દાંતોથી નિષ્પીડન કરીને તેના રસાંશને અંદર ઉતારીને પરિશેષ રહેલા અસાર અંશનો બહાર પરિત્યાગ કરવામાં આવે છે, તે વસ્તુને ચોષ્ય કહે છે; જેવા ઇક્ષુદંડાદિ પદાર્થો.

કોઇ ટીકામાં તો पचाम्यन्नं चतुर्विधम् એ વચનનો એવો અર્થ કર્યો છે કે, હું–પરમેશ્વર જ જઠરાગ્નિરૂપ થઇને અને મનુષ્યાદિ સર્વ પ્રાણીઓના અંતરમાં રહીને પાર્થિવ–આપ્ય–તૈજસ–વાયવ્ય એ ચાર પ્રકારનાં અન્નને પાચન કરૂં છું. તેમાં મનુષ્યાદિ પ્રાણીઓનું વ્રીહિ–યવાદિ પાર્થિવ અન્ન છે, ચાતકાદિ પ્રાણીઓનું જળરૂપ આપ્ય અન્ન છે, વાલખિલ્યાદિ પ્રાણીઓનું અગ્નિરૂપ તૈજસ અન્ન છે અને સર્પાદિ પ્રાણીઓનું વાયુરૂપ વાયવ્ય અન્ન છે. તેમાં જે ભોક્તા છે, તે અગ્નિ વૈશ્વાનરરૂપ છે અને જે ભોજ્ય અન્ન છે, તે સોમરૂપ છે. એ પ્રમાણે અગ્નિ–સોમ બન્ને સર્વરૂપ છે. આ પ્રકારનું ધ્યાન કરનારા પુરુષોને અન્નના દોષનો લેપ થતો નથી. એ પ્રકારનું જે શાસ્ત્રમાં ફળસહિત ધ્યાન કહેલું છે, તે પણ અહીં જાણી લેવું. (૧૪)

વળી—

**सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

શ્લોકાર્થઃ–વળી હું–પરમાત્માદેવ જ સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં જીવાત્મારૂપ થઇ પ્રવિષ્ટ થયેલો છું, માટે મારાથી–આત્માદેવથી જ સર્વ પ્રાણીને સ્મૃતિ, જ્ઞાન, તેમ જ સ્મૃતિનો અને જ્ઞાનનો અભાવ થાય છે; સર્વ વેદોવડે હું–પરમેશ્વર જ જાણવા યોગ્ય છું, હું વેદાંતના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક છું તથા હું–પરમેશ્વર જ સર્વ વેદોના અર્થનો વેત્તા છું. ૧૫

ટીકાઃ–હે અર્જુન ! બ્રહ્માથી લઇને સ્થાવર પર્યંત ઉંચ–નીચ સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં હું–પરમાત્માદેવ જ જીવાત્મારૂપ થઈ પ્રવિષ્ટ થયેલો છું. શ્રુતિ કહે છે કે–स एव इह प्रविष्टः अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि અર્થાત્–પરમાત્મા દેવે જીવાત્મારૂપે કરીને આ સંઘાતવિષે પ્રવેશ કરી હું–પરમાત્માદેવ નામરૂપને સ્પષ્ટ કરૂં છું. આ ઇત્યાદિ અનેક શ્રુતિઓ સર્વ

સંઘાતોવિષે પરમાત્માદેવના જ જીવાત્મારૂપ પ્રવેશનું કથન કરે છે. એટલા કથનથી શ્રીભગવાને જીવ-બ્રહ્મનો અભેદ કહ્યો. એ જ જીવ-બ્રહ્મના અભેદને तत्त्वमसि, अहं ब्रह्मास्मि ઇત્યાદિ શ્રુતિઓ પણ કથન કરે છે. હે અર્જુન! હું-પરમાત્માદેવ જ સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં જીવાત્મારૂપ થઇને પ્રવિષ્ટ થયો છું, માટે એ સર્વ પ્રાણીઓને થનારાં સ્મૃતિ તથા જ્ઞાન મારાથી-આત્માદેવથી જ થાય છે. પૂર્વે અનુભવેલા અર્થનો વિષય કરનારી જે સંસ્કારજન્ય અંતઃકરણની વૃત્તિવિશેષ છે, તે સ્મૃતિ કહેવાય છે. આ સ્મૃતિ અયોગી પુરુષોને આ જન્મમાં પૂર્વે અનુભવેલા અર્થવિષયક પણ થાય છે, પણ યોગી પુરુષોને તો જન્માંતરે અનુભવેલા અર્થવિષયક પણ થાય છે. આ પ્રમાણે પ્રત્યક્ષજ્ઞાન પણ અયોગી પુરુષોને વિષયઇંદ્રિયના સંયોગજન્ય જ હોય છે અને યોગી પુરુષોને તો દેશકાળે કરીને વ્યવહિત વસ્તુનું પણ પ્રત્યક્ષજ્ઞાન થાય છે. આ બન્ને પ્રકારનાં જ્ઞાન તથા સ્મૃતિ મારાથી-આત્માદેવથી જ થાય છે. વળી કામ-ક્રોધ-મોહ ઇત્યાદિવડે જેમનાં ચિત્ત વ્યાકુળ થયેલાં છે, એવા પુરુષોને સ્મૃતિનું તથા જ્ઞાનનું અભાવરૂપ અપોહન પણ મારાથી-આત્માદેવથી જ થાય છે.

આ પ્રમાણે શ્રીભગવાન્ પોતાની જીવરૂપતાનું કથન કરીને હવે બ્રહ્મરૂપતાનું કથન કરે છેઃ वेदैश्च सर्वैः इति। હે અર્જુન! ઋગ્-યજુષ્-સામ-અથર્વણ એ ચારે વેદોવડે હું-પરમાત્માદેવ જ જાણવાયોગ્ય છું. શ્રુતિ કહે છે કે-सर्वे वेदा यत्पदमामनन्ति-અર્થાત્-કર્મકાંડ, ઉપાસનાકાંડ, જ્ઞાનકાંડ એ ત્રણ કાંડરૂપ ઋગાદિ સર્વ વેદો આ પરમાત્માદેવરૂપ પદનું કથન કરે છે. યદ્યપિ ઋગાદિ વેદોનાં કર્મકાંડ તથા ઉપાસનાકાંડ ઇંદ્રાદિ દેવતાઓનું જ કથન કરે છે, તથાપિ હું-પરમાત્માદેવ જ ઇંદ્રાદિ સર્વ દેવતાઓનો આત્મારૂપ છું. તેથી ઇંદ્રાદિ દેવતાઓનું કથન કરવા છતાં પણ કર્મ-ઉપાસનાકાંડ મારૂં-પરમાત્માપદનું જ કથન કરે છે. પરમાત્માદેવ જ ઇંદ્રાદિ સર્વદેવતારૂપ છે, એ અર્થનું (इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् । एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः । एष उ ह्येव सर्वे देवाः ॥ પરબ્રહ્મસ્વરૂપ જીવાત્માને જ આ ઇંદ્ર, મિત્ર, વરુણ, અગ્નિ, કહે છે. જ્ઞાનવેત્તા પુરુષો જે એક છે તેને બહુરૂપે કથન કરે છે, જેમ કે અગ્નિ યમ, વાયુ ઇત્યાદિ. પરબ્રહ્મ એ જ સર્વ દેવસ્વરૂપે છે. ઇત્યાદિ ) અનેક શ્રુતિઓ કથન કરે છે.

વળી હું-પરમાત્માદેવ વેદાંતકૃત્ છું, અર્થાત્ વેદવ્યાસાદિરૂપે કરીને હું-પરમાત્માદેવ જ ઉપનિષદ્‌રૂપ વેદાંતના અર્થના સંપ્રદાયનો પ્રવર્ત્તક છું. હે અર્જુન! કેવળ વેદાંતાર્થના સંપ્રદાયનો જ હું પ્રવર્તક નથી, કિન્તુ વેદવિત્ પણ હું જ છું, અર્થાત્ કર્મકાંડ, ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડ એ મંત્ર બ્રાહ્મણરૂપ ત્રણ કાંડરૂપ સર્વ વેદોના અર્થને જાણનારો પણ હું-પરમાત્માદેવ જ છું. તેથી ब्रह्मणो हि प्रतिष्ठाहं એવું જે વચન પૂર્વે અધ્યાયમાં કહ્યું હતું, તે યથાર્થ જ છે.

કોઈ ટીકામાં તો सर्वस्य चाहम એ શ્લોકનો એવો અર્થ કર્યો છે કે, સર્વ પ્રાણીઓની બુદ્ધિરૂપ ગુહામાં હું-પરમાત્માદેવ ક્ષેત્રજ્ઞ નામે જીવરૂપવડે અત્યંત સમીપ થઇને રહું છું, માટે સર્વ પ્રાણીરૂપ હું-પરમેશ્વર જ છું. એટલા કથનથી શ્રીભગવાને જીવ-બ્રહ્મમાં ભેદદષ્ટિ કદાચિત્ પણ કરવી નહિ, એ અર્થ સૂચિત કર્યો. આ સર્વ જગત્ પરમેશ્વરરૂપ જ છે, એ પ્રમાણે સર્વત્ર પરમેશ્વરબુદ્ધિ કરીને જે પુરુષો પરમેશ્વરની ઉપાસના કરે છે તથા જે પુરુષો ઉપાસના કરતા નથી, તે બન્ને પ્રકારના પુરુષોને જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળનું શ્રીભગવાન્ કથન કરે છે-मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च इति। હે અર્જુન! મારી-પરમેશ્વરની ઉપાસનાવડે જેમનાં અંતઃકરણ શુદ્ધ થયાં છે, એવા અધિકારી પુરુષોને તો મારાથી-પરમેશ્વરથી ગુરુશાસ્ત્રના

અનુગ્રહવડે સ્મૃતિ થાય છે. અર્થાત્ स आत्मा तत्त्वमसि એ વચનવડે ગુરુઓએ "ત્રિવિધ પરિચ્છેદથી રહિત નિર્વિશેષ આત્મા તું છે" એ પ્રકારનો જ બોધ કર્યો છે, તે "નિર્વિશેષ શુદ્ધ આત્મા હું છું" એ પ્રકારની આત્માવિષે સ્વાત્મપણાની સ્મૃતિ પણ અધિકારી પુરુષોને મારાથી-પરમેશ્વરથી જ થાય છે. તથા આ "સર્વ જગત્ બ્રહ્મરૂપ છે" અને "હું પણ બ્રહ્મરૂપ જ છું" એ પ્રમાણે સર્વ જગતમાં તથા પોતામાં બ્રહ્મમાત્રપણાનું જ્ઞાન પણ ઉપાસક પુરુષોને મારાથી-પરમેશ્વરથી જ થાય છે. જે પુરુષો મારી-પરમેશ્વરની ઉપાસનાથી રહિત છે, મલિન બુદ્ધિવાળા છે તથા રાગ દ્વેષાદિ દોષોવડે દુષ્ટ છે, એવા બહિર્મુખ પુરુષોને સ્મૃતિનું તથા જ્ઞાનનું અપોહન અર્થાત્ અપ્રાપ્તિ તે પણ મારાથી-પરમેશ્વરથી જ થાય છે.

હે અર્જુન ! વળી હું-પરમેશ્વર વેદાંતકૃત્ છું, અર્થાત્ હિરણ્યગર્ભરૂપ બ્રહ્માની પ્રત્યે વેદાંતની પ્રાપ્તિરૂપ અનુગ્રહકર્ત્તા હું-પરમેશ્વર જ છું. શ્રુતિ કહે છે કે-यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै અર્થાત્-પરમેશ્વરે પૂર્વે હિરણ્યગર્ભરૂપ બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે તથા તે પરમેશ્વરે તે બ્રહ્માની પ્રત્યે સર્વવેદો આપ્યા છે. અથવા वेदांतकृत् એ શબ્દનો આ પ્રમાણે અર્થ કરવોઃ-આ લોકમાં અધિકારી શિષ્યોની પ્રત્યે આચાર્યરૂપે વેદાંતના અર્થને પ્રકાશિત કરનારો હું-પરમેશ્વર જ છું.

વળી હું વેદવિત્ છું. વેદના અર્થરૂપ નિર્વિશેષ અદ્વિતીય બ્રહ્મને જે પુરુષ મારા-પરમેશ્વરના અનુગ્રહથી તથા બ્રહ્મવેત્તા ગુરુના અનુગ્રહથી પોતાના આત્મારૂપ જાણે છે, તે વેદવિત્ કહેવાય છે. એવો બ્રહ્મવેત્તા પુરુષ પણ હું પરમેશ્વર જ છું. એ વાત ज्ञानी त्वात्मैव मे मतम् એ વચનવડે પૂર્વે પણ કહેવામાં આવી છે. सर्वस्य चाहं हृदि संनिविष्टः એ વચનવડે સર્વ પ્રાણી માત્રને પોતાના આત્મારૂપ ગણીને શ્રીભગવાને "હું વેદાંતકૃત્ છું" તથા "વેદવિત્ છું" એવું જે વચન કહ્યું છે, તે આ અર્થનું બોધન કરવા માટે કહ્યું છે. મૂઢ પુરુષોએ તથા બુદ્ધિમાન્ પુરુષોએ વેદાંતશાસ્ત્રના ઉપદેશકર્ત્તા ગુરુઓમાં તથા અન્ય પણ બ્રહ્મવેત્તા પુરુષોમાં પરમેશ્વરબુદ્ધિ અવશ્ય કરીને કરવી.

यदादित्यगतं तेजो ઇત્યાદિ વચનોવડે મુમુક્ષુજનકૃત ઉપાસના વાસ્તે શ્રીભગવાને પોતાની વિભૂતિ કહી. આ વિભૂતિ જ પરમેશ્વરના પારમાર્થિકરૂપ હશે, એવી શંકાની પ્રાપ્તિ થતાં શ્રીભગવાન્ પોતાના યથાર્થ સ્વરૂપનું બોધન કરવા વાસ્તે કહે છે-वेदैश्च सर्वैरहमेव वेद्य इति- હે અર્જુન ! ઋગ્-યજુષ્-સામ-અથર્વણ એ ચારે વેદોમાં રહેલા ઉપનિષદ્‌રૂપ વેદાંતોવડે હું-પરમાત્માદેવ જ જાણવાયોગ્ય છું. અર્થાત્ सत्यं ज्ञानमनंतं ब्रह्म ॥ विज्ञानमानन्दं ब्रह्म ॥ आनन्दो ब्रह्म तदेतद्ब्रह्मापूर्वमनपरम् ॥ अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ॥ अप्राणममुखमश्रोत्रमवागमनोऽतेजस्कमचक्षुष्कमनामगोत्रमशब्दमस्पर्शमरूपमव्ययम् ॥ निष्कलं निष्क्रियं शांतं नित्यं शुद्धं बुद्धं मुक्तं सत्यं सूक्ष्मं परिपूर्णमद्वयं सदानन्दचिन्मात्रं शांतं चतुर्थं मन्यंते ॥ स आत्मा स विज्ञेयः ॥ तत्त्वमसि ॥ ઇત્યાદિ વચનોવડે મુમુક્ષુજનોએ જાણવાયોગ્ય જે નિર્વિશેષ-નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્તસ્વભાવ-સચ્ચિદાનંદ-એકરસ-અદ્વિતીય પરમાત્માદેવરૂપ જ હું પરમાર્થતઃ છું, પણ પૂર્વોક્ત માયોપાધિક સ્વરૂપ હું નથી (૧૫)

અવતરણિકાઃ-એ પ્રમાણે પોતાના સોપાધિક સ્વરૂપનું કથન કરીને, શ્રીભગવાન્ કૃપા કરીને અર્જુનની પ્રત્યે ક્ષર-અક્ષર નામે કાર્ય-કારણરૂપ બે ઉપાધિઓથી રહિત નિરુપાધિક શુદ્ધ એવું પોતાના સ્વરૂપનું ત્રણ શ્લોકોવડે હવે પ્રતિપાદન કરે છેઃ

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

શ્લોકાર્થ:–સંસાર વિષે બે જ પુરુષો છે, એક ક્ષર પુરુષ છે તથા બીજો અક્ષર પુરુષ છે. તેમ કાર્યરૂપ સર્વભૂતો ક્ષરપુરુષ કહેવાય છે તથા કારણરૂપ માયા અક્ષર પુરુષ કહેવાય છે. ૧૬

ટીકા:–હે અર્જુન! ચૈતન્ય પુરુષનું ઉપાધિરૂપ હોવાથી 'પુરુષ' શબ્દે કરીને કહેલા બે પુરુષો જ આ સંસારમાં છે. "આ બે પુરુષો કોણ છે?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે–क्षरश्चाक्षर एव च इति । હે અર્જુન! એક ક્ષર નામે પુરુષ છે અને બીજો અક્ષર નામે પુરુષ છે; અર્થાત્ ઉત્પત્તિ–વિનાશવાળો બધો કાર્યસમૂહ ક્ષર નામે પુરુષ છે અને આત્મજ્ઞાનવિના વિનાશથી રહિત તથા ક્ષર નામે પુરુષની ઉત્પત્તિના બીજરૂપ એવી ભગવાનની કારણઉપાધિરૂપ માયાશક્તિ અક્ષર નામે બીજો પુરુષ છે.

આ પ્રકારના બન્ને પુરુષોના સ્વરૂપનું શ્રીભગવાન્ પોતે જ સ્પષ્ટ રીતે કથન કરે છે:–क्षरः सर्वाणि भूतानि इति– હે અર્જુન! ઉત્પત્તિ–વિનાશવાળાં સર્વ કાર્યો ક્ષર, અને કૂટસ્થ અક્ષર કહેવાય છે. યથાર્થ વસ્તુનું આચ્છાદન કરીને અયથાર્થ વસ્તુનું જે પ્રકાશન છે, જેને વંચન તથા માયા પણ કહે છે, તેનું નામ કૂટ છે. આ કૂટરૂપે કરીને જે સ્થિત હોય, તે કૂટસ્થ કહેવાય છે અર્થાત્ આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ એ બન્ને રૂપોએ કરીને જે સ્થિત થાય, તેનું નામ કૂટસ્થ છે. એવા કૂટસ્થ નામવાળી ભગવાનની માયા શક્તિરૂપ કારણ ઉપાધિ છે. આ માયા શક્તિરૂપ કારણ ઉપાધિ સર્વસંસારના બીજરૂપ હોવાથી તથા આત્મજ્ઞાનવિના અન્ય ઉપાયે કરીને નહિ નાશ પામે તેવી હોવાથી અનંત છે. તેથી માયા શક્તિરૂપ કારણ ઉપાધિ અક્ષર કહેવાય છે.

કોઈ ટીકામાં તો ક્ષર શબ્દવડે સર્વ અચેતન વર્ગનો અર્થ ગ્રહણ કરીને कूटस्थोऽक्षर उच्यते એ વચનવડે ક્ષેત્રજ્ઞ નામે જીવાત્માનો અર્થ ગ્રહણ કર્યો છે. પણ તે વ્યાખ્યાન સમીચીન નથી. કારણ કે उत्तमः पुरुषस्त्वन्यः એ વક્ષ્યમાણ વચનવડે ક્ષેત્રજ્ઞ આત્માનું જ પુરુષોત્તમરૂપે કરીને પ્રતિપાદન કર્યું છે. તેથી અહીં ક્ષર અને અક્ષર એ બે શબ્દોવડે કાર્યઉપાધિ અને કારણઉપાધિ એ બે જડ ઉપાધિઓ જ ગ્રહણ કરવા યોગ્ય છે. (૧૬)

અવતરણિકા:–પૂર્વ શ્લોકમાં ક્ષર શબ્દવડે સર્વકાર્યરૂપ ઉપાધિનું કથન કર્યું અને અક્ષર શબ્દવડે ભગવાનની માયાશક્તિરૂપ કારણ ઉપાધિનું કથન કર્યું. હવે આ શ્લોકમાં ક્ષર–અક્ષરરૂપ બન્ને ઉપાધિઓથી વિલક્ષણ તથા બન્ને ઉપાધિઓના દોષોવડે અલિમ્પાયમાન એવો જે નિત્ય શુદ્ધ બુદ્ધ–મુક્તસ્વભાવ ઉત્તમ પુરુષ છે, તે ઉત્તમ પુરુષનું શ્રીભગવાન્ કથન કરે છે:—

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

શ્લોકાર્થ:–વળી અત્યંત ઉત્કૃષ્ટ ચેતન પુરુષ ક્ષર તથા અક્ષર બેઉથી ભિન્ન છે તથા તેને પરમાત્મા એવા નામવડે કહેવામાં આવે છે. આ ચેતન પુરુષ ત્રણ લોકોને સ્વાશ્રિત કરી તેને ધારણ કરે છે તથા તે અવ્યયરૂપ અને ઈશ્વરરૂપ છે. ૧૭

ટીકા:–હે અર્જુન! અત્યંત ઉત્કૃષ્ટ પ્રત્યક્ ચેતન આત્મારૂપ પુરુષ અન્ય જ છે, અર્થાત્ ક્ષર શબ્દવડે કથન કરેલો જે કાર્યસમૂહ તથા અક્ષર શબ્દવડે કથન કરેલી જે માયારૂપ કારણઉપાધિ છે, તે બન્ને જડ ઉપાધિઓથી અત્યંત વિલક્ષણ તથા તે બન્ને ઉપાધિઓને પ્રકાશિત કરનાર પ્રત્યક્ ચેતનસ્વરૂપ ઉત્તમ પુરુષ ત્રીજો જ છે. આ ચેતન પુરુષને વેદાંતશાસ્ત્રોમાં પરમાત્મા કહેલો છે અર્થાત્ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય

એવા જે પાંચ કોશોને વાદીઓ અજ્ઞાનવડે આત્મારૂપે કલ્પે છે, તે પાંચ કોશોથી પણ જે પરમ હોય છે તથા જે આત્મારૂપ હોય છે તેનું નામ પરમાત્મા છે. આ ચેતનરૂપ ઉત્તમ પુરુષ અકલ્પિત હોવાથી કલ્પિત પાંચ કોશોથી અત્યંત ઉત્કૃષ્ટ હોઇને પરમ છે; તથા ब्रह्म पुच्छं प्रतिष्ठा શ્રુતિમાં તેને સર્વના અધિષ્ઠાનરૂપ કહેલ છે; તથા તે સર્વ ભૂતોના પ્રત્યક્ચેતનરૂપ છે, એ કારણથી વેદાંતશાસ્ત્રોમાં આ ચેતનરૂપ ઉત્તમ પુરુષને 'પરમાત્મા' શબ્દવડે કથન કરેલ છે. હે અર્જુન! તે પરમાત્માદેવ ભૂર્લોક-ભુવર્લોક-સ્વર્લોક એ ત્રણ લોકરૂપ સર્વ જગતને પોતાની માયાશક્તિથી સ્વાશ્રિત કરીને, પોતાની સત્તાસ્ફૂર્તિ દઇને ધારણ કરે છે તથા પોષણ કરે છે. શ્રુતિ કહે છે કે-व्यक्ताव्यक्तं भरते विश्वमीशः અર્થાત્-કાર્યકારણરૂપ સર્વ જગતને પરમેશ્વર ધારણ કરે છે તથા ભરણ કરે છે.

વળી પરમાત્મા અવ્યય છે અર્થાત્ જન્મ-મરણાદિ સર્વ વિકારોથી શૂન્ય છે; ઈશ્વર છે અર્થાત્ સૂર્ય-ચંદ્રાદિ સર્વ જગતના નિયંતા નારાયણરૂપે છે. એવા ઉત્તમ પુરુષને વેદાંતોમાં 'પરમાત્મા' કહેલ છે. શ્રુતિ કહે છે કે स उत्तमः पुरुषः અર્થાત્-પરમાત્માદેવ જ ઉત્તમ પુરુષ છે. અહીં પ્રત્યક્ચેતનરૂપ આત્માનાં જે अव्यय ईश्वर એ બે વિશેષણો કહેલાં છે, તે બન્ને હેતુગર્ભિત વિશેષણો છે. તેમ કરવાથી આ બે અનુમાનો સિદ્ધ થાય છેઃ ચેતન આત્મા પૂર્વોક્ત ક્ષર-અક્ષર નામના બે પુરુષોથી ભિન્ન હોવાને યોગ્ય છે, કારણ તે અવ્યય છે. જે વસ્તુ ક્ષર-અક્ષર બન્નેથી ભિન્ન હોતી નથી, તે વસ્તુ અવ્યય પણ હોતી નથી, જેમ કે બુદ્ધિ વગેરે છે; તથા ચેતન આત્મા ક્ષર-અક્ષર બન્નેથી ભિન્ન હોવાને યોગ્ય છે, કારણ કે તે ઈશ્વર છે, જેમકે પ્રજાનો નિયંતા મહારાજા પ્રજાથી ભિન્ન જ હોય છે. (૧૭)

અવતરણિકાઃ-હવે, પૂર્વે કહેલા ક્ષર-અક્ષર બન્નેથી વિલક્ષણ પરમાત્મા દેવનું 'પુરુષોત્તમ' એવું પ્રસિદ્ધ નામ કથન કરીને, ब्रह्मणो हि प्रतिष्ठाहं, तद्धाम परमं मम ઇત્યાદિ વચનોવડે પૂર્વે કહેલા પોતાના મહિમાનો નિશ્ચય કરાવવા વાસ્તે, શ્રીભગવાન્, "એવો પરમાત્માદેવ હું જ છું," એ પ્રમાણે પોતાના સ્વરૂપને દર્શાવે છેઃ-

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ-મેં-પરમેશ્વરે ક્ષરનું અતિક્રમણ કરેલ છે તથા હું અક્ષરથી પણ અત્યંત ઉત્કૃષ્ટ છું; માટે આ લોક વિષે તથા વેદ વિષે હું પુરુષોત્તમ એવા નામવડે પ્રસિદ્ધ છું. ૧૮

ટીકાઃ-હે અર્જુન! કાર્યરૂપ હોવાથી વિનાશવાન્ તથા સ્વપ્નાદિની પેઠે માયામય એવા અશ્વત્થ નામે સંસારવૃક્ષરૂપ ક્ષરનું મેં-પરમેશ્વરે અતિક્રમણ કરેલું છે; તેમ જ માયા-અવિદ્યા-અજ્ઞાન-ભગવત્શક્તિ ઈત્યાદિ નામોવડે પ્રસિદ્ધ જે અવ્યાકૃતરૂપ કારણને अक्षरात्परतः परः એ શ્રુતિમાં અક્ષર એવા નામવડે કહેલ છે, તથા જે માયારૂપ અક્ષર આ સંસારવૃક્ષના બીજરૂપ છે, એવા સર્વ જગતના કારણરૂપ માયા નામે અક્ષરથી પણ હું-પરમેશ્વર ઉત્તમ છું, અર્થાત્ ચૈતન્યરૂપ હોવાથી હું-પરમેશ્વર જડરૂપ અક્ષરથી અત્યંત ઉત્કૃષ્ટ છું. આ કારણથી અર્થાત્ ચેતન પુરુષની ઉપાધિરૂપ ક્ષર-અક્ષર બન્ને ચેતન પુરુષના તાદાત્મ્ય અધ્યાસથી 'પુરુષ' કહેવાય છે, એવી ક્ષર અક્ષરરૂપ બન્ને ઉપાધિઓથી અત્યંત ઉત્કૃષ્ટ હોવાથી હું-પરમેશ્વર આ લોકમાં તથા વેદમાં 'પુરુષોત્તમ' એવા નામવડે પ્રસિદ્ધ થયો છું. કવિ પુરુષોએ રચેલાં કાવ્યાદિરૂપ લોકમાં हरिर्यथैकः पुरुषोत्तमः ઈત્યાદિ વચનોવડે હું-પરમેશ્વર પુરુષોત્તમ

નામવડે પ્રસિદ્ધ છું, અને વેદોમાં स उत्तमः पुरुषः ઇત્યાદિ વચનોવડે હું–પરમેશ્વર પુરુષોત્તમ નામવડે પ્રસિદ્ધ છું. (૧૮)

અવતરણિકાઃ–હવે, શ્રીભગવાન્ પૂર્વોક્ત અર્થસહિત પુરુષોત્તમ નામના જ્ઞાનના ફળનું વર્ણન કરે છેઃ—

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥**

શ્લોકાર્થઃ–હે અર્જુન ! જે પુરુષ સંમોહથી રહિત થઇ, મને પરમેશ્વરને આ રીતે પુરુષોત્તમરૂપે જાણે છે, તે પુરુષ જ સર્વજ્ઞ થાય છે તથા ભક્તિયોગે કરી મારું–પરમેશ્વરનું સેવન કરે છે. ૧૯

ટીકાઃ–હે અર્જુન ! જે અધિકારી પુરુષ અસંમૂઢ થઇને અર્થાત્ "એ કૃષ્ણ પણ કોઇ મનુષ્યવિશેષ જ છે" એ પ્રકારના સંમોહથી રહિત થઇને મને–પરમેશ્વરને પુરુષોત્તમ નામના અર્થના જ્ઞાનપૂર્વક પુરુષોત્તમરૂપ જ જાણે છે, પણ મનુષ્યરૂપે જાણતો નથી, તે અધિકારી પુરુષ જ મને–પરમેશ્વરને નિરતિશય પ્રેમલક્ષણા ભક્તિયોગવડે સેવન કરે છે તથા તે અધિકારી પુરુષ જ સર્વવિત્ છે, અર્થાત્ મને–પરમેશ્વરને સર્વના આત્મારૂપ જાણનારો પુરુષ જ સર્વજ્ઞ છે. તેથી–मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ॥ એવું જે વચન પૂર્વે કહ્યું હતું, તે વચન યુક્ત જ છે તથા ब्रह्मणो हि प्रतिष्ठाहम् એવું જે વચન પૂર્વે કહ્યું હતું, તે વચન પણ યુક્ત જ છે. (૧૯)

અવતરણિકાઃ–હવે, શ્રીભગવાન્ આ પંચદશ અધ્યાયના અર્થની સ્તુતિ કરતાં આ અધ્યાયનો ઉપસંહાર કરે છેઃ—

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

શ્લોકાર્થઃ–હે સર્વ વ્યસનોથી રહિત ભારત ! મેં–ભગવાને તને આ પૂર્વોક્ત પ્રકારે કરી અત્યંત રહસ્યરૂપ તથા સંપૂર્ણ શાસ્ત્રરૂપ આ પન્દર અધ્યાયો કથન કર્યો છે. આને જાણવાથી પુરુષ આત્મજ્ઞાનવાળો થાય છે તથા કૃતકૃત્ય થાય છે. ૨૦

ટીકાઃ–હે અનઘ ! અર્થાત્ સર્વ વ્યસનોથી રહિત ! તથા હે ભારત ! અર્થાત્ હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા અર્જુન ! મેં–ભગવાને તારી–અર્જુનની પ્રત્યે આ પંચદશ અધ્યાયમાં પૂર્વોક્ત પ્રકારે કરીને અત્યંત રહસ્યરૂપ સંપૂર્ણ શાસ્ત્ર જ સંક્ષેપે કરીને કથન કર્યું છે, અર્થાત્ અષ્ટાદશ અધ્યાયરૂપ સર્વ ગીતાશાસ્ત્રનો સંપૂર્ણ અર્થ મેં સંક્ષેપે કરીને આ પંદરમા અધ્યાયમાં તારી પ્રત્યે કથન કર્યો છે. તેથી આ પંચદશ અધ્યાયના અર્થનો બ્રહ્મવેત્તા ગુરુના મુખથી નિશ્ચય કરીને અધિકારી પુરુષ બુદ્ધિમાન્ થાય છે, અર્થાત્ 'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારના આત્મજ્ઞાનવાળો તેમ જ કૃતકૃત્ય પણ થાય છે. જે અધિકારી પુરુષે વર્ણાશ્રમમાં કરવા યોગ્ય સર્વે શુભ કર્મો કરેલાં છે અર્થાત્ જે પુરુષને પુનઃ કાંઇ પણ કર્મ કરવા યોગ્ય રહેતું નથી, તે પુરુષ કૃતકૃત્ય કહેવાય છે. તાત્પર્ય એ છે કે, શ્રેષ્ઠ કુળમાં જન્મને પ્રાપ્ત થયેલા બ્રાહ્મણે શાસ્ત્રવિહિત જે જે કર્મો કરવા યોગ્ય છે, તે સર્વ કર્મો તેને પરમાત્માદેવનો સાક્ષાત્કાર થતાં થઇ જાય છે. પરમાત્માદેવના સાક્ષાત્કાર વિના કોઇ પણ પુરુષનાં કર્ત્તવ્ય કર્મોની સમાપ્તિ થતી નથી.

અહીં હે અનઘ હે ભારત એ બે સંબોધનોવડે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો છે કે, આ પંદરમા અધ્યાયના અર્થને જાણીને જ્યારે સાધારણ પુરુષ પણ આત્મજ્ઞાનવાળો થઈને કૃતકૃત્ય થાય છે, ત્યારે તું અર્જુન તો મહાકુળમા જન્મ પામ્યો છે તથા પોતે સર્વ વ્યસનોથી રહિત છે, તેથી કુળના ગુણોવડે તથા પોતાના ગુણોવડે યુક્ત એવો તું-અર્જુન, આ પન્દરમા અધ્યાયના અર્થને જાણીને આત્મજ્ઞાનવાળો થઈને કૃતકૃત્ય થઈશ, તેમાં શું કહેવાનું હોય ? અને હે અનઘ એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ પણ સૂચિત કર્યો છે કે-સર્વવ્યસનોરહિત અધિકારી પુરુષની પ્રત્યે જ બ્રહ્મવેત્તા ગુરુએ અત્યત શુદ્ધ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો; પણ વ્યસનોવાળા પુરુષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. (૨૦)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "પુરુષોત્તમયોગ" નામના પંચદશ અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

# ષોડશ અધ્યાય

## દૈવાસુરસંપદ્વિભાગયોગ

અવતરણિકા:-પૂર્વના અધ્યાયમા अधश्च मूलान्यनुसततानि कर्मानुबन्धीनि मनुष्यलोके એ વચનવડે શ્રીભગવાને, મનુષ્યદેહમાં પૂર્વનાં પુણ્ય પાપ કર્મોને અનુસરીને, અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલી શુભ વાસનાઓને, સંસારવૃક્ષના અવાતર મૂળરૂપે કહી. આ વાસના જ પૂર્વે નવમા અધ્યાયમાં પ્રાણીઓની પ્રકૃતિરૂપે કરી દૈવી, આસુરી, રાક્ષસી એમ ત્રણ પ્રકારની સૂચિત કરી. વેદે બોધન કરેલાં જે નિત્ય-નૈમિત્તિક કર્મો છે તથા આત્મજ્ઞાનના શમ-દમાદિ ઉપાયો છે, તે બન્નેનુ અનુષ્ઠાન કરવામાં પ્રવૃત્તિ કરાવનારી સાત્ત્વિકી શુભ વાસના દૈવી પ્રકૃતિ કહેવાય છે અને વેદોક્ત નિષેધનુ ઉલ્લઘન કરીને સ્વભાવથી સિદ્ધ રાગ-દ્વેષને અનુસરતી તથા સર્વ અનર્થોના કારણરૂપ પ્રવૃત્તિના હેતુભૂત રાજસી-તામસીરૂપ અશુભ વાસના, આસુરી પ્રકૃતિ તથા રાક્ષસી પ્રકૃતિ કહેવાય છે. તેમાં વિષયભોગોની પ્રધાનતાવડે રાગની પ્રબળતાથી આ અશુભ વાસનામા આસુરી પ્રકૃતિપણું હોય છે અને હિંસાની પ્રધાનતાવડે દ્વેષની પ્રબળતાથી આ અશુભ વાસનામાં રાક્ષસી પ્રકૃતિપણું હોય છે આટલો બેઉમા અવાતર ભેદ છે.

હવે આ અધ્યાયમા એ વાત કહે છે કે-શાસ્ત્રને અનુસરવાવડે શાસ્ત્રવિહિત અર્થમાં પ્રવૃત્તિ કરાવનારી સાત્ત્વિકી શુભ વાસના દૈવીસંપદ્ કહેવાય છે અને શાસ્ત્રનું ઉલ્લઘન કરી શાસ્ત્રનિષિદ્ધ વિષયોમાં પ્રવૃત્તિ કરાવનારી રાજસી-તામસીરૂપ અશુભ વાસના રાક્ષસી અને આસુરી એ બન્નેની એકતાએ કરી આસુરી સંપદ્ કહેવાય છે. એ રીતે શુભરૂપતાવડે તથા અશુભરૂપતાવડે બે પ્રકારની વાસનાઓનો ભેદ છે. એ જ બે પ્રકારનો ભેદ द्वयाह प्राजापत्या देवाश्चासुराश्च ઇત્યાદિ શ્રુતિઓમા પણ કહેલો છે. તેમાં દૈવી સંપદ્રૂપ શુભ વાસના અધિકારી પુરુષના મોક્ષનો હેતુ છે અને આસુરી સપદ્રૂપ અશુભ વાસના પુરુષના બધનો હેતુ છે. તેથી દૈવી સંપદ્રૂપ શુભ વાસના અધિકારી પુરુષે અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય

છે અને આસુરી સંપદ્રૂપ અશુભ વાસના અવશ્ય પરિત્યાગ કરવા યોગ્ય છે. આ શુભ વાસનાઓનું ગ્રહણ અને અશુભ વાસનાઓનો પરિત્યાગ, શુભ વાસનાઓનું સ્વરૂપ જાણ્યા વિના થતો નથી. તેથી શ્રીભગવાને શુભ વાસનાઓનું ગ્રહણ કરાવવા વાસ્તે તથા અશુભ વાસનાઓનો પરિત્યાગ કરાવવા વાસ્તે શુભ વાસનાઓના સ્વરૂપનું કથન કરનારો આ સોળમા અધ્યાયનો પ્રારંભ કર્યો છે. તેમાં પહેલા ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ ગ્રહણ કરવા યોગ્ય દૈવી સંપદના સ્વરૂપનું કથન કરે છે.

**श्रीभगवानुवाच–अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

શ્લોકાર્થઃ–શ્રીભગવાન્ કહે છે.–હે અર્જુન ! અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાનને વિષે તથા યોગને વિષે સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ તથા આર્જવ આ સર્વ દૈવી સંપદ્રૂપ છે. ૧

ટીકાઃ–હે અર્જુન ! શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થવિષે સંશયથી રહિત થઈને તે અર્થનું અનુષ્ઠાન કરવામાં જે તત્પરતા છે તેનું નામ અભય છે; અથવા "સર્વ પરિગ્રહથી રહિત એકાકી રહેલો હું કેવી રીતે જીવીશ ?" એ પ્રકારના ભયથી જે રહિતપણું છે, તેનું નામ અભય છે (૧). અંતઃકરણની જે સમ્યક્ નિર્મળતા છે, તેનું નામ સત્ત્વસંશુદ્ધિ છે તથા અંતઃકરણની શુદ્ધિમાં પરમેશ્વરનું સ્વરૂપ જાણવાની જે યોગ્યતા છે, તે અંતઃકરણની શુદ્ધિમાં સમ્યક્‌પણું છે, અથવા પરવંચન, માયા, અનૃત ઇત્યાદિનો જે પરિત્યાગ છે, તેનું નામ સત્ત્વસંશુદ્ધિ છે. પોતાના અર્થની સિદ્ધિ કરવા માટે જે મિષ ( બ્હાનું ) કરીને પરને વશ કરવો, તે પરવંચન કહેવાય છે. હૃદયમાં અન્ય પ્રકારનો હેતુ રાખીને બહારથી અન્ય પ્રકારનો વ્યવહાર કરવો, તે માયા કહેવાય છે અને જેવું વૃત્તાંત દેખ્યું હોય, તેવું વૃત્તાંત મુખથી ન કહેવું, કિન્તુ તેથી અન્યથા કહેવું, તેનું નામ અનૃત છે. આ પરવંચન, માયા, અનૃત ઇત્યાદિથી રહિતપણું તે સત્ત્વસંશુદ્ધિ કહેવાય છે (૨). અધ્યાત્મશાસ્ત્રથી જે આત્માના સ્વરૂપનો નિશ્ચય છે, તેનું નામ જ્ઞાન છે અને ચિત્તની એકાગ્રતાવડે સ્વરૂપનું જે પોતાના અનુભવવિષે આરૂઢપણું છે, તેનું નામ યોગ છે. આ જ્ઞાન અને યોગ બન્નેમાં જે વ્યવસ્થિતિ છે અર્થાત્ સર્વ કાળમાં તત્પરતા છે, તેનું નામ જ્ઞાનયોગવ્યવસ્થિતિ છે (૩).

અથવા अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો. अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा–અર્થાત્–મારાથી સર્વ ભૂત પ્રાણીઓની પ્રત્યે અભય પ્રાપ્ત થાય, એ પ્રકારનું અભયદાન દેવાનો જે સંકલ્પ સંન્યાસના ગ્રહણકાળે થાય છે, તે સંકલ્પનું જે પરિપાલન છે અર્થાત્ શરીર–મન–વાણીવડે જે કોઇ પણ પ્રાણીને ભયની પ્રાપ્તિ નહિ કરવી, તેનું નામ અભય છે (૧). આ અભયરૂપ ધર્મ બીજા પણ પરમહંસોના સર્વ ધર્મોનું ઉપલક્ષણ છે. શ્રવણ–મનન–નિદિધ્યાસન એ ત્રણેની પરિપકવતાવડે, અંતઃકરણના અસંભાવના–વિપરીત ભાવનાદિ મલોથી જે રહિતપણું છે, તેનું નામ સત્ત્વસંશુદ્ધિ છે (૨). अहं ब्रह्मास्मि એ પ્રકારનો જે આત્મસાક્ષાત્કાર છે, તેનું નામ જ્ઞાન છે અને મનોનાશ તથા વાસનાક્ષય, એ બન્નેને અનુકૂળ જે પુરુષપ્રયત્ન છે, તેનું નામ યોગ છે. આ જ્ઞાન તથા યોગ બન્નેવડે જે સંસારી જનોથી વિલક્ષણ જીવન્મુક્તિરૂપ અવસ્થિતિ છે, તેનું નામ જ્ઞાનયોગવ્યવસ્થિતિ છે ( ૩ ). આ પ્રમાણે વ્યાખ્યાન કરેલી અભયાદિ દૈવીસંપદ્ ફળરૂપ જ જાણવી. તેમાં ભગવ-

ભક્તિ વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી, તેથી અંતઃકરણની શુદ્ધિના કથનવડે ભગવદ્ભક્તિ પણ કથન થયેલી જાણવી; કારણ કે–महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ॥ એ નવમા અધ્યાયના શ્લોકમાં દૈવી સંપદ્વિષે ભગવદ્ભક્તિનું પણ કથન કર્યું હતું અને તે ભગવદ્ભક્તિ અત્યંત શ્રેષ્ઠ છે, તેથી શ્રીભગવાને અહીં અભયાદિની સાથે ભગવદ્ભક્તિનું કથન કર્યું નથી.

આ પ્રમાણે મહાન્ ભાગ્યવાળા પરમહંસ-સંન્યાસીઓનાં ફળભૂત દૈવી સંપદનું કથન કરીને શ્રીભગવાન્ હવે સંન્યાસીઓથી અન્ય ગૃહસ્થાદિનાં સાધનભૂત દૈવી સંપદનું કથન કરે છેઃ दानं दमश्च इति ॥ પોતાના મમત્વઅભિમાનના વિષય જે અન્ન, સુવર્ણ, ગૌ, ભૂમિ, ગૃહ ઇત્યાદિ પદાર્થો છે, તે અન્નાદિ પદાર્થો, અતિથિ બ્રાહ્મણાદિની પ્રત્યે યથાશક્તિ પરિમાણ તથા શ્રદ્ધાભક્તિપૂર્વક આપવા, તેનું નામ દાન છે (૪); અને શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોનો સ્વસ્વવિષયથી નિવૃત્તિરૂપ જે સંયમ છે, તેનું નામ દમ છે. યદ્યપિ ગૃહસ્થ પુરુષોમાં સર્વ પ્રકારે ઇન્દ્રિયોનો સંયમ સંભવતો નથી, તથાપિ ઋતુકાળાદિથી અતિરિક્ત કાળમાં જે મૈથુનાદિ નહિ કરવું, એ જ ગૃહસ્થોનો ઇન્દ્રિયોનો સંયમ છે. અહીં दमश्च એ વચનમાં રહેલો ચકાર અહીં નહિ કહેલા બીજા પણ નિવૃત્તિરૂપ કર્મોનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે (૫). શાસ્ત્રવિહિત કર્મવિશેષનું નામ યજ્ઞ છે. આ યજ્ઞ બે પ્રકારનો હોય છે. એક શ્રૌતયજ્ઞ અને બીજો સ્માર્ત્તયજ્ઞ. અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, સોમયાગ ઇત્યાદિ શ્રૌતયજ્ઞ કહેવાય છે અને દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, એ ચાર સ્માર્ત્તયજ્ઞ કહેવાય છે. યદ્યપિ બ્રહ્મયજ્ઞ પણ સ્માર્ત્તયજ્ઞ જ કહેવાય છે, તથાપિ અહીં બ્રહ્મયજ્ઞનું 'સ્વાધ્યાય' પદે કરીને પૃથક્ કથન કર્યું છે. તેથી અહીં 'યજ્ઞ' શબ્દવડે ચારે સ્માર્ત્ત યજ્ઞનું ગ્રહણ કર્યું છે. અહીં यज्ञश्च એ વચનમાં રહેલો ચકાર અહીં નહિ કહેલા બીજા પણ પ્રવૃત્તિરૂપ ધર્મોનો સમુચ્ચય કરવા માટે છે (૬). દાન-દમ-યજ્ઞ એ ત્રણે ગૃહસ્થ પુરુષના જ દૈવી સંપદ્રૂપ છે. પુણ્યવિશેષની ઉત્પત્તિવાસ્તે જે ઋગાદિ વેદોનું અધ્યયન છે, તેનું નામ સ્વાધ્યાય છે. એ સ્વાધ્યાયને બ્રહ્મયજ્ઞ કહે છે. યદ્યપિ પૂર્વોક્ત યજ્ઞ શબ્દવડે પાંચ પ્રકારના સ્માર્ત્ત યજ્ઞનું કથન સંભવિત હોઇ શકે છે, તથાપિ તે સ્વાધ્યાયવિષે બ્રહ્મચારીનું અસાધારણ ધર્મપણું કથન કરવા માટે શ્રીભગવાને અહીં સ્વાધ્યાયનું પૃથક્ કથન કર્યું છે (૭). આગળ જતાં સત્તરમા અધ્યાયમાં કહેલો શારીર-વાચિક-માનસિક એ ત્રણ પ્રકારનો તપ પણ અહીં 'તપ' શબ્દવડે ગ્રહણ કરવો-સમજવો. આ તપ વાનપ્રસ્થનો અસાધારણ ધર્મ છે (૮).

આ પ્રકારે સંન્યાસ, ગૃહસ્થ, બ્રહ્મચર્ય તથા વાનપ્રસ્થ એ ચાર પ્રકારના આશ્રમોના અસાધારણ ધર્મોનું કથન કરીને હવે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ચાર વર્ણોના અસાધારણ ધર્મોનું કથન કરે છે–आर्जवं इति। તેમાં વક્રભાવનો જે પરિત્યાગ છે, તેનું નામ આર્જવ છે, અર્થાત્ શ્રદ્ધાવાન્ શ્રોતાઓની સમીપ નિશ્ચય કરેલા અર્થને જે ગુપ્ત નહિ રાખવો, તેનું નામ આર્જવ છે(૯). (૧)

વળી–

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

શ્લોકાર્થઃ– અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, સર્વ ભૂતો વિષે દયા, અલોલુપ્ત્વ, માર્દવ, હ્રી, તથા અચાપલ આ સર્વ દૈવીસંપદ્રૂપ છે. ૨

ટીકાઃ–હે અર્જુન ! પ્રાણીઓની જીવિકારૂપ વૃત્તિનું જે છેદન છે, તેનું નામ હિંસા છે. તે હિંસાથી જે રહિતપણું છે, તેનું નામ અહિંસા છે. અર્થાત્ જે જે પ્રાણીનું જે જે વૃત્તિથી જીવન થતું હોય, તે તે પ્રાણીની તે તે વૃત્તિનું કદાચિત્ પણ છેદન નહીં કરવું, તેનું નામ અહિંસા છે (૧૦). અનર્થનું અજનક એવું જે યથાર્થ અર્થનું બોધન વચન છે, તે વચનનું સર્વદા ઉચ્ચારણ કરવું, તેનું નામ સત્ય છે. જે યથાર્થ અર્થના બોધક વચનના ઉચ્ચારણથી બ્રાહ્મણાદિની હિંસા થતી હોય, તે વિષે સત્યતાની નિવૃત્તિ કરવા માટે અનર્થનું અજનક એવું વિશેષણ કહ્યું છે (૧૧). અન્ય પ્રાણીઓએ વાણીવડે નિરાદર કરવાથી તથા તાડન કરવાથી ઉત્પન્ન થયેલો જે ક્રોધ છે, તે ક્રોધનું તે કાળે જે ઉપશમન છે, તેનું નામ અક્રોધ છે (૧૨). શાસ્ત્રની વિધિપૂર્વક સર્વ કર્મોના જે સંન્યાસ છે, તેનું નામ ત્યાગ છે. યદ્યપિ કોઈવાર દાનને પણ ત્યાગ કહે છે, તથાપિ તે દાન પૂર્વ શ્લોકમાં કહેવામાં આવી ગયું, તેથી અહીં 'ત્યાગ' શબ્દવડે સર્વ કર્મોના સંન્યાસનો જ અર્થ ગ્રહણ કરવો (૧૩). અંતઃકરણનો જે ઉપશમ છે તેનું નામ શાંતિ છે (૧૪) તથા પરોક્ષકાળે અન્ય પુરુષના દોષોને અન્ય પુરુષની આગળ જે પ્રકટ કરવા, તેનું નામ પૈશુન છે. આ પૈશુનના અભાવનું નામ અપૈશુન છે (૧૬). દુઃખી પ્રાણીઓની ઉપર જે કૃપા છે, તેનું નામ દયા છે (૧૬). વિષયોની સમીપતા પ્રાપ્ત થતાં તથા ભોગની સમર્થતા વિદ્યમાન છતાં પણ, જે ઇંદ્રિયોનું અવિક્રિયપણું છે, તેનું નામ અલોલુપ્ત્વ છે (૧૭). ક્રૂર સ્વભાવથી રહિતપણાનું નામ માર્દવ છે, અર્થાત્ વ્યર્થ પૂર્વ પક્ષાદિને કરનારા શિષ્યાદિની પ્રત્યે પણ અપ્રિય વાણીથી રહિત થઈને, જે પ્રિય વાણીવડે બોધન કરવું, તેનું નામ માર્દવ છે (૧૮). નહિ કરવા યોગ્ય કાર્યવિષયક પ્રવૃત્તિના આરંભમાં તે પ્રવૃત્તિની પ્રતિબંધક જે લોકલજ્જા છે, તેનું નામ હ્રી છે (૧૯). પ્રયોજન વિના પણ જે વાક્, પાણિ, પાદ ઇત્યાદિ ઇંદ્રિયોના વ્યાપાર કરવો, તેનું નામ ચાપલ છે. આ ચાપલનો જે અભાવ તેનું નામ અચાપલ છે (૨૦). આર્જવથી લઈને અચાપલ પર્યંત પૂર્વોક્ત સર્વે, બ્રાહ્મણના દૈવી સંપદ્‌રૂપ અસાધારણ ધર્મો છે. (૨)

વળી—

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

શ્લોકાર્થઃ–હે ભારત ! તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ તથા અતિમાનિતાનો અભાવ, આ સર્વ સત્યગુણયુક્ત વાસનાના સંપાદનવડે જન્મને પામેલા પુરુષને પ્રાપ્ત થાય છે. ૩

ટીકાઃ–હે અર્જુન ! પ્રગલ્ભતાનો અર્થ તેજ થાય છે, અર્થાત્ સ્ત્રી બાલકાદિ મૂઢજનોવડે જે અભિભવને પ્રાપ્ત ન થવું, તેનું નામ તેજ છે (૨૧). સામર્થ્ય વિદ્યમાન હોવા છતાં પણ પરિભવ કરનારા પુરુષોની ઉપર જે ક્રોધ ન કરવો, તેનું નામ ક્ષમા છે. વ્યાકુળતાને પ્રાપ્ત થવા છતાં પણ, દેહ–ઇંદ્રિયોની સ્થિરતા કરવાનો જે પ્રયત્નવિશેષ છે, જે પ્રયત્નવિશેષવડે સ્થિર કરેલાં શરીર–ઇંદ્રિય, વ્યાકુલતાને પ્રાપ્ત થતાં નથી, તે પ્રયત્નવિશેષનું નામ ધૃતિ છે (૨૨). આ તેજ, ક્ષમા, ધૃતિ ત્રણે ક્ષત્રિયના દૈવી સંપદ્‌રૂપ અસાધારણ ધર્મો છે.

ધનાદિ અર્થોના સંપાદનાદિમાં જે માયા–અનૃતાદિથી રહિતપણું છે, તેનું નામ શૌચ છે. આ શૌચ તે અંતરનો શૌચ જ જાણવો (૨૩). મૃત્તિકા–જળાદિવડે થતો શરીરની શુદ્ધિરૂપ બાહ્ય શૌચનો અર્થ અહીં 'શૌચ' શબ્દવડે ગ્રહણ કરવો નહિ, કારણ કે શૌચને શરીરની શુદ્ધિરૂપતાવડે બાહ્યપણું હોવાથી અંતઃકરણની વાસનારૂપતા નથી; અને આ પ્રસંગે તો

સાત્ત્વિકાદિ ભેદોવડે ભિન્ન અંતઃકરણની વાસનાઓનું જ, દૈવી-આસુરી સંપદ્રૂપે કરીને, પ્રતિપાદન વિવક્ષિત છે. તેથી 'શૌચ' શબ્દવડે બાહ્ય શૌચનો અર્થ ગ્રહણ કરવો નહિ. સ્વાધ્યાયની પેઠે પણ કોઇ રૂપે કરી બાહ્ય શૌચનો પણ જો વાસનારૂપે અંગીકાર કરીએ, તો 'શૌચ' શબ્દવડે બાહ્ય શૌચનો પણ અર્થ ગ્રહણ કરવો. કોઇ પણ પ્રાણીને હણવાની ઇચ્છાવડે જે શસ્ત્રાદિનું ગ્રહણ કરવું છે, તેનું નામ દ્રોહ છે. આ દ્રોહમાંથી જે નિવૃત્તિ છે, તેનું નામ અદ્રોહ છે (૨૪). શૌચ, અદ્રોહ બન્ને વૈશ્યના દૈવી સંપદ્રૂપ અસાધારણ ધર્મો છે.

અત્યંત માનીપણાનું નામ અતિમાનિતા છે, અર્થાત્ પોતાવિષે પૂજ્યત્વાતિશયની જે ભાવના છે, તેનું નામ અતિમાનિતા છે. આ અતિમાનિતાનો જે અભાવ છે, તેનું નામ નાતિમાનિતા છે, અર્થાત્ પોતાવડે પૂજ્ય જે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણ વર્ણો છે, તેમની આગળ જે નમ્રભાવ છે, તેનું નામ નાતિમાનિતા છે (૨૫). એ નાતિમાનિતા શૂદ્રનો દૈવી સંપદ્રૂપ અસાધારણ ધર્મ છે. तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन ઇત્યાદિ શ્રુતિઓએ આત્મજ્ઞાનની ઇચ્છાના ઉપાયરૂપ કહેલા અસાધારણરૂપ તથા સાધારણરૂપ વર્ણાશ્રમના સર્વે ધર્મો અહીં દૈવીસંપદ્રૂપ ગ્રહણ કરવા.

આ પ્રમાણે અભય ધર્મથી લઇને નાતિમાનિતા ધર્મપર્યંત, ત્રણ શ્લોકોવડે કહેલા જે ભિન્ન ભિન્ન (૨૬) વર્ણાશ્રમના ધર્મો છે, તે ધર્મો આ પુરુષમાં ઉત્પન્ન થાય છે. "કયા પ્રકારના પુરુષમાં તે ધર્મો ઉત્પન્ન થાય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છે-संपदं दैवीं अभिजातस्य इति-હે અર્જુન ! આ શરીરના આરંભ કાળમાં પૂર્વનાં પુણ્યકર્મોવડે અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલો જે શુદ્ધ સત્ત્વગુણમય વાસનાઓનો સમૂહ છે, તે શુભ વાસનાઓના સમૂહનો પોતાના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થયેલો જોઇને જન્મને પ્રાપ્ત થયેલો જે પુરુષ છે, અર્થાત્ જે પુરુષને આગળ શ્રેયની પ્રાપ્તિ થવાની છે, તે પુરુષને જ અભયાદિ ધર્મો પ્રાપ્ત થાય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે-पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन-અર્થાત્-પૂર્વ પૂર્વ જન્મનાં પુણ્યકર્મોની વાસનાવડે પુરુષ ઉત્તર-ઉત્તર જન્મમાં પુણ્યવાન્ થાય છે; અને પૂર્વ પૂર્વ જન્મનાં પાપકર્મની વાસનાવડે પુરુષ ઉત્તર ઉત્તર જન્મમાં પાપવાન્ થાય છે.

અહીં हे भारत એ સંબોધન કહીને શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે-શુદ્ધ વંશમાં ઉત્પન્ન થવાથી તું-અર્જુન અત્યંત પવિત્ર છે, તેથી તું-અર્જુન પૂર્વોક્ત દૈવી સંપદ્રૂપ ધર્મોને સંપાદન કરવાને યોગ્ય છે. (૩)

અવતરણિકા:-પૂર્વ ત્રણ શ્લોકોવડે ગ્રાહ્યતારૂપે કરીને દૈવી સંપદનું કથન કર્યું. હવે શ્રીભગવાન્ પરિત્યાગતારૂપવડે આસુરી સંપદનું એક શ્લોકવડે સંક્ષેપમાં કથન કરે છેઃ-

**दम्भो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

શ્લોકાર્થઃ-હે પાર્થ ! રજોગુણમય તથા તમોગુણમય અશુભ વાસનાના સંપાદનવડે જન્મેલા પુરુષને, દંભ, દર્પ, અતિમાન, ક્રોધ, પારુષ્ય તથા અજ્ઞાન આ સર્વ દોષો પ્રાપ્ત થાય છે. ૪

ટીકાઃ-હે અર્જુન ! પોતાના મહાન્પણાની સિદ્ધિ વાસ્તે લોકોની સમીપમાં પોતાને અત્યંત ધર્માત્માપણાવડે પ્રસિદ્ધિ આપવી, તેનું નામ દંભ છે (૧). ધન, વિદ્યા, કુળ, સ્વજન, રૂપ, કર્મ ઇત્યાદિ જેની વિષે નિમિત્ત છે, એવો જે શ્રેષ્ઠ પુરુષોનું અપમાન કરવાનો હેતુ-

ભૂત ગર્વવિશેષ છે, તેનું નામ દર્પ છે (૨). પોતામાં જે અત્યંત પૂજ્યત્વરૂપ અતિશયતાનો આરોપ છે, તેનું નામ અતિમાન છે (૩). જે અતિમાનવડે અસુરો પરાભવને પ્રાપ્ત થયેલા છે. આ વાત देवाश्च वा असुराश्चोभये प्राजापत्याः पस्पृधिरे। ततोऽसुरा अतिमानेनैव कस्मिन्वयं जुहुयामेति स्वेष्वेवास्येषु जुह्वतश्चेरुस्तेऽतिमानेनैव पराबभूवुस्तस्मान्नातिमन्येत ॥ पराभवस्य ह्येतन्मुखं यदतिमानः इति। અર્થાત્–દેવ અને દૈત્ય આ બન્ને એક જ પ્રજાપતિ ( કશ્યપ ) નામના પિતાના પુત્રો થાય. પણ તે પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યા. દેવોએ અભિમાન છોડી વેદશાસ્ત્રોક્ત પદ્ધતિ પ્રમાણે અગ્નિદ્વારા જ હવનાદિ ક્રિયાઓ કરી, તેથી તેઓનો જય થયો, અને દૈત્યો મોટા અભિમાની હોવાથી કહેવા લાગ્યા કે, અમારે શા માટે હવન હોમ આદિ કર્મો કરવાં જોઈએ ? ( અગ્નિ દેવ જ છે, તેમાં શા માટે હોમ કરવો ? ) એવો વિચાર કરીને છેવટે દૈત્યોએ અભિમાનના ભોગ થઇ પડીને પોતપોતાના મુખમાં હોમ કર્યો. આ અભિમાનના યોગથી દૈત્યોનો પરાભવ થયો. એટલા માટે મનુષ્ય માત્રે કદિ પણ અભિમાન કરવું નહિ; કારણ કે અભિમાન જ પરાભવ થવાનું મુખ્ય કારણ છે. આ બાબત શતપથબ્રાહ્મણમાં કહેલી છે.

પોતાનું અનિષ્ટ કરવામાં તથા પરનું અનિષ્ટ કરવામાં પ્રવૃત્તિ કરાવનારી જે અભિજ્વલનરૂપ અંતઃકરણની વૃત્તિવિશેષ છે, જેને ક્ષોભ પણ કહે છે, તેનું નામ ક્રોધ છે (૪). પ્રત્યક્ષ અત્યંત રૂક્ષ વચનનું જે ઉચ્ચારણ છે, તેનું નામ પારુષ્ય છે (૫). અહીં पारुष्यमेव च એ વચનમાં રહેલો ચકાર, અહીં નહિ કહેલા જે ભાવરૂપ ચપલતાદિ દોષો છે, તે સર્વ દોષોનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે. "આ કાર્ય મારે કરવા યોગ્ય છે" તથા "આ કાર્ય મારે કરવા યોગ્ય નથી" એ પ્રકારનો જે કર્તવ્ય અકર્તવ્યવિષયક વિવેક છે, તે વિવેકના અભાવનું નામ અજ્ઞાન છે (૬). અહીં अज्ञानं च એ વચનમાં રહેલો ચકાર, અહીં નહિ કહેલા જે અભાવરૂપ અધૃતિ આદિ દોષો છે, તે દોષોનો પણ સમુચ્ચય કરાવવા માટે છે.

અર્જુનની શંકાઃ–"એવા દંભાદિ દોષો કયા પુરુષને પ્રાપ્ત થાય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–आसुरीं संपदं अभिजातस्य હે અર્જુન ! શરીરના આરંભકાળે પૂર્વનાં પાપ કર્મોવડે અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલો તથા અસુર પુરુષોની પ્રીતિનો વિષય એવો રજો–તમોગુણમય અશુભ વાસનાઓના સમૂહને પોતાના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થયેલો દેખીને, જન્મને પ્રાપ્ત થયેલા પુરુષનું આગળ અશ્રેય થવાનું હોય છે. એવા નિન્દિત પુરુષને દંભથી અજ્ઞાન સુધીના સર્વ દોષો પ્રાપ્ત થાય છે. પૂર્વોક્ત અભયાદિ ગુણો પુરુષને કદાચિત પણ પ્રાપ્ત થતા નથી.

અહીં हे पार्थ એ સંબોધન કહીને શ્રીભગવાને અર્જુનની પ્રત્યે એ અર્થ સૂચિત કર્યો છે કે-વિશુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલ પૃથા માતાનો તું પુત્ર છે. તેથી એ દંભ–દર્પાદિ આસુરી સંપદને તું યોગ્ય નથી. અહીં મૂળ શ્લોકમાં अतिमानश्च એ શબ્દને સ્થાને अभिमानश्च એ પ્રકારનો પાઠ યદ્યપિ ઘણાં પુસ્તકોમાં છે, તથાપિ શ્રીભાષ્યકારોએ તથા ભાષ્યના વ્યાખ્યાનકર્તા શ્રીસ્વામી આનંદગિરિએ તથા શ્રીસ્વામી મધુસૂદને अतिमानश्च એ પ્રકારના પાઠનો અંગીકાર કરીને જ વ્યાખ્યાન કર્યું છે. તેથી અહીં अतिमानश्च એ પ્રકારનો જ પાઠ લખ્યો છે. (૪)

અવતરણિકાઃ–પૂર્વે ચાર શ્લોકોવડે દૈવી સંપદ્ એમ તથા આસુરી સંપદ્ એમ બે પ્રકારની સંપદનું કથન કર્યું. હવે શ્રીભગવાન્ અધિકારી જનોને દૈવી સંપદમાં પ્રવૃત્ત કરવાને વાસ્તે તથા આસુરી સંપદથી નિવૃત્ત કરવાને વાસ્તે, એ બન્ને સંપદોના ભિન્ન ભિન્ન ફળનું કથન કરે છેઃ—

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥**

શ્લોકાર્થ:-દૈવી સંપત્ મોક્ષને અર્થે હોય છે તથા આસુરી સંપત્ બન્ધન માટે માનેલ છે. હે પાંડવ ! તું દૈવી સંપતને સંપાદન કરી જન્મ્યો છે, માટે તું શોક મા કર. ૫

ટીકા:-હે અર્જુન ! બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ચાર વર્ણોની મધ્યમાં તથા બ્રહ્મચર્ય-ગૃહસ્થ-વાનપ્રસ્થ-સંન્યાસ એ ચાર આશ્રમોની મધ્યમાં, જે જે વર્ણની પ્રત્યે તથા જે જે આશ્રમની પ્રત્યે વેદ ભગવાને જે જે ફળની ઇચ્છાથી રહિત, સાત્ત્વિકી ક્રિયા વિધાન કરી છે, તે તે ક્રિયા તે તે વર્ણની તથા તે તે આશ્રમની દૈવી સંપત્ કહેવાય છે. દૈવી સંપત્, સત્ત્વશુદ્ધિ, ભગવદ્ભક્તિ તથા જ્ઞાનયોગવ્યવસ્થિતિ સૂધી સિદ્ધ થતાં, અધિકારી પુરુષને સંસારબન્ધનમાથી વિમોક્ષ વાસ્તે જ ઉપયોગી થાય છે, અર્થાત્ દૈવી સંપત્ અધિકારી પુરુષને કૈવલ્ય મોક્ષની જ પ્રાપ્તિ કરે છે. તેથી પોતાના શ્રેયની ઇચ્છા કરનારા પુરુષોએ દૈવી સંપત્ જ ગ્રહણ કરવા યોગ્ય છે.

ચારે વર્ણોની મધ્યમાં તથા ચારે આશ્રમોની મધ્યમાં જે જે વર્ણની પ્રત્યે તથા જે જે આશ્રમની પ્રત્યે વેદ ભગવાને જે જે ફળની ઇચ્છાપૂર્વક તથા અહંકારપૂર્વક, રાજસી તામસી ક્રિયા નિષિદ્ધ કરી છે, તે તે નિષિદ્ધ ક્રિયા તે તે વર્ણની તથા તે તે આશ્રમની આસુરી સંપત કહેવાય છે. આ આસુરી સંપતમા જ રાક્ષસી પ્રકૃતિનો અન્તર્ભાવ થાય છે. આ આસુરી સંપત્ તો સંસારરૂપ બન્ધન વાસ્તે ઉપયોગી છે, એમ નિયમવડે જ શાસ્ત્રોને તથા શાસ્ત્રવેત્તા પુરુષોને સંમત છે, અર્થાત્ સર્વે શાસ્ત્રો તથા શાસ્ત્રવેત્તા પુરુષો, આસુરી સંપત્‌ને વારંવાર જન્મ-મરણરૂપ સંસારબન્ધનું જ કારણ કહે છે તેથી શ્રેયની પ્રાપ્તિની ઇચ્છાવાળા અધિકારી પુરુષોએ આસુરીસંપત્ અવશ્ય કરીને પરિત્યાગ કરવા યોગ્ય છે.

અર્જુનની શંકા:-"હું અર્જુન દૈવીસંપદ્‌વડે યુક્ત છું કે આસુરીસંપદ્‌વડે યુક્ત છું ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-મા શુચ ઇતિ-હે અર્જુન ! "હું અર્જુન આસુરીસંપદ્‌વડે યુક્ત છુ" એ પ્રકારની શંકાવડે તું શોકને પ્રાપ્ત થા નહિ. તું અર્જુન પણ, આ શરીરના આરંભકાળે, પૂર્વનાં પુણ્ય કર્મોવડે અભિવ્યક્તિને પ્રાપ્ત થયેલી સાત્ત્વિકી શુભ વાસનાઓનો પોતાના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થયેલો જોઇને જ, આ જન્મને પ્રાપ્ત થયેલો છે, અર્થાત્ આ જન્મની પૂર્વે તેં કલ્યાણ જ સંપાદન કર્યું છે અને આગળ તારુ કલ્યાણ જ થવાનુ છે. આ કારણથી પોતાનાવિષે આસુરીસંપદની શંકા કરીને તારે શોક કરવો ઉચિત નથી.

અહીં હે પાંડવ એ સંબોધનવડે શ્રીભગવાને એ અર્થ સૂચિત કર્યો છે કે, જ્યારે પાંડુરાજાના બીજા પુત્રોમાં પણ દૈવીસંપદ્ પ્રસિદ્ધ રીતે જ જોવામાં આવે છે, ત્યારે મારો-પરમેશ્વરનો અનન્યભક્ત એવા તારે વિષે-અર્જુનવિષે દૈવી સંપત્ હોય, તેમા શંકા શા માટે રાખવી ! (૫)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્ ! રાક્ષસીપ્રકૃતિનો આસુરીસંપત્‌વિષે અંતર્ભાવ થાય, કારણ કે શાસ્ત્રનિષિદ્ધ ક્રિયાની અભિમુખતા આસુરીસંપદ્‌વિષે તથા રાક્ષસી પ્રકૃતિવિષે તુલ્ય જ છે અને કોઇ સ્થળે આસુરીસંપત્ અને રાક્ષસીપ્રકૃતિ એ બન્નેનું જે ભિન્ન ભિન્ન કથન કર્યું છે, તે પણ વિષયભોગની પ્રધાનતાવડે તથા જીવહિંસાની પ્રધાનતાવડે સંભવિત હોઇ શકે છે; પરંતુ દૈવી સંપત્ અને આસુરી સંપત્ એ બન્નેથી ભિન્ન ત્રીજી માનુષીપ્રકૃતિ

તો જૂદી જ છે. કારણ કે શ્રુતિમાં માનુષીપ્રકૃતિ જૂદી જ કહેલી છે. શ્રુતિ કહે છે કે–त्रयः प्राजापत्याः प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या असुरा इति અર્થાત્–પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા દેવતા, મનુષ્ય, અસુર એ ત્રણે પ્રજાપતિ પિતાની સમીપ બ્રહ્મચર્ય કરતા હતા. તેથી ત્રીજી માનુષીપ્રકૃતિ પણ આસુરી સંપત્‌ની પેઠે હેય (ત્યાગ કરવા યોગ્ય) કોટિમાં કહેવી જોઇએ કે દૈવીસંપત્‌ની પેઠે ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) કોટિમાં કહેવી જોઇએ? એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છે:—

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥**

શ્લોકાર્થ:-હે પાર્થ ! આ લોકમાં બે પ્રકારના જ ભૂત સર્ગો છે. એક દૈવસર્ગ છે તથા બીજો આસુર છે. તેમાં દૈવસર્ગ તો મેં તને પૂર્વે વિસ્તારથી કથન કર્યો છે, હવે આસુર સર્ગના સંબંધમાં તું મારી પાસેથી શ્રવણ કર. ૬

ટીકા:-હે અર્જુન ! આ સંસારમાં બે પ્રકારના જ ભૂતસર્ગો છે અર્થાત્ બે પ્રકારની જ મનુષ્યોની સૃષ્ટિ છે. "બે પ્રકારના સર્ગો કયા છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છે–दैव आसुर एव च–હે અર્જુન ! એક દૈવસર્ગ અને બીજો આસુરસર્ગ છે. આ બન્ને સર્ગોથી ભિન્ન ત્રીજો કોઇ રાક્ષસસર્ગ અથવા માનુષસર્ગ નથી. જે મનુષ્ય જે કાળે શાસ્ત્રજન્ય સંસ્કારની પ્રબળતાવડે સ્વભાવસિદ્ધ રાગદ્વેષનો અભિભવ કરીને કેવળ ધર્મપરાયણ જ થાય છે, તે મનુષ્ય તે કાળે દેવ કહેવાય છે અને જે મનુષ્ય જે કાળે સ્વભાવસિદ્ધ રાગદ્વેષની પ્રબળતાવડે શાસ્ત્રજન્ય સંસ્કારોનો અભિભવ કરીને, કેવળ અધર્મપરાયણ જ થાય છે, તે મનુષ્ય તે કાળે અસુર કહેવાય છે. એ રીતે બે પ્રકારનો મનુષ્યસર્ગ સિદ્ધ થાય છે. જે કારણથી ધર્મ અને અધર્મ એ બન્નેથી ભિન્ન ત્રીજી કોઇ કોટિ નથી, કિન્તુ લોકમાં તથા વેદમાં ધર્મ અને અધર્મ એ બે કોટિ જ પ્રસિદ્ધ છે.

બે પ્રકારનો ભૂતસર્ગ છે, એ વાત શ્રુતિમાં પણ કહી છે. द्वयाह प्राजापत्या देवाश्चासुराश्च ततः कनीयसा एव देवा ज्यायसा असुराः ॥ અર્થાત્ પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા બે પ્રકારના જ ભૂતસર્ગો છે; દેવ અને અસુર. તેમાં અસુરોથી દેવતા નાના છે અને દેવતાથી અસુરો મોટા છે. દમ, દાન, દયા એ ત્રણેનો વિરોધ કરનારૂં જે त्रयः प्राजापत्याः ઇત્યાદિ વાક્ય છે, તે વાક્યમાં દમ, દાન, દયા એ ત્રણેથી રહિત મનુષ્ય જ અસુરભાવવાળા થઈ, કોઈ એક સમાન ધર્મવડે દેવ કહેવાય છે, મનુષ્ય કહેવાય છે તથા અસુર કહેવાય છે. તેથી તે વાક્યથી ત્રીજા ભૂતસર્ગની સિદ્ધિ થતી નથી. આ પ્રસંગે પ્રજાપતિએ એક જ द અક્ષરવડે દમથી રહિત મનુષ્યોની પ્રત્યે ઇંદ્રિયોના નિગ્રહરૂપ દમનો ઉપદેશ કર્યો છે, દાનથી રહિત મનુષ્યોની પ્રત્યે દાનનો ઉપદેશ કર્યો છે અને દયાથી રહિત મનુષ્યોની પ્રત્યે દયાનો ઉપદેશ કર્યો છે. એ પ્રમાણે એક મનુષ્ય જાતિવાળા મનુષ્યોની પ્રત્યે જ પ્રજાપતિએ અધિકારભેદથી દમ, દાન, દયા એ ત્રણેનો ઉપદેશ કર્યો છે; કાંઇ આ વચનમાં પરસ્પર વિજાતીય દેવ, અસુર, તથા મનુષ્ય એ ત્રણે વિવક્ષિત નથી, જે કારણથી શાસ્ત્રના ઉપદેશનો એક મનુષ્ય જ અધિકારી થાય છે, પણ દેવતા તથા અસુર શાસ્ત્રના ઉપદેશના અધિકારી થતા નથી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, રાક્ષસી પ્રકૃતિ તથા માનુષી પ્રકૃતિ એ બન્ને પ્રકૃતિઓ આસુરી સંપત્‌વિષે જ અંતર્ભૂત છે. આસુરી સંપત્‌થી તે બન્ને ભિન્ન નથી. તેથી દેવસર્ગ અને આસુરસર્ગ એ બે પ્રકારના જ ભૂતસર્ગ છે,

એવું જે વચન પૂર્વે કહ્યું હતું, તે યુક્ત જ છે. હે અર્જુન ! આ બે પ્રકારના ભૂતસર્ગોમાં પ્રથમ દૈવભૂતસર્ગ મેં તારી પ્રત્યે પૂર્વે વિસ્તારથી કહ્યો.

( હવે દ્વિતીય અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણોમાં દૈવભૂતસર્ગ કથન કર્યો છે. બારમા અધ્યાયમાં ભગવદ્ભક્તનાં લક્ષણોમાં દૈવભૂતસર્ગ કથન કર્યો છે; તેરમા અધ્યાયમાં જ્ઞાનનાં લક્ષણોમાં દૈવસર્ગ કથન કર્યો છે; ચૌદમા અધ્યાયમાં ગુણાતીત પુરુષનાં લક્ષણોમાં દૈવસર્ગ કથન કર્યો છે અને આ સોળમા અધ્યાયમાં अभयं सत्वसंशुद्धिः ઇત્યાદિ વચનોવડે દૈવસર્ગ કથન કર્યો છે. )

હવે, બીજા અસુરભૂત સર્ગનું હું વિસ્તારથી પ્રતિપાદન કરું છું, તે તું શ્રવણ કર. અર્થાત્ અસુરભૂત સર્ગનો પરિત્યાગ કરવા માટે પ્રથમ આ અસુરભૂત સર્ગનો તું નિશ્ચય કર; કારણ કે જે અનિષ્ટ પદાર્થનું સારી રીતે જ્ઞાન થાય છે, તે અનિષ્ટ પદાર્થ જ પરિત્યાગનામાં આવે છે. તે પદાર્થનું સ્વરૂપ જાણ્યાવિના તે પદાર્થનો પરિત્યાગ કરવામાં આવતો નથી.

હે પાર્થ એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનવિષે પોતાનું સંબંધીપણું કથન કર્યું; તેમ કરીને અર્જુનવિષયક ઉપેક્ષાનો અભાવ સૂચિત કર્યો, અર્થાત્ હું-પરમેશ્વર કદાચિત્ પણ તારી ઉપેક્ષા કરીશ નહિ. (૬)

અવતરણિકાઃ-હવે, શ્રીભગવાન્, तानहं द्विषतः क्रूरान् એ શ્લોકની પૂર્વે આવેલા બાર શ્લોકોવડે, પ્રાણીઓનાં વિશેષણરૂપે કરી, પરિત્યાગ કરવાયોગ્ય આસુરીસંપદનું કથન કરે છેઃ-

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥**

શ્લોકાર્થઃ-અસુર સ્વભાવવાળા મનુષ્યો ધર્મને તેમ જ અધર્મને જાણતા નથી, માટે આસુર મનુષ્યોમાં શૌચ રહેતો નથી, આચાર રહેતો નથી, તેમ સત્ય પણ રહેતું નથી. ૭

ટીકાઃ-હે અર્જુન ! દંભ-દર્પાદિરૂપ અસુરસ્વભાવવાળા મનુષ્યો પ્રવૃત્તિને પણ જાણતા નથી, અર્થાત્ પ્રવૃત્તિના વિષયભૂત ધર્મને પણ આસુર મનુષ્યો જાણતા નથી. અહીં प्रवृत्तिं च એ વચનમાં રહેલા ચકારવડે ધર્મના પ્રતિપાદક વિધિવાક્યનો અર્થ ગ્રહણ કરવો; અર્થાત્ ધર્મના પ્રતિપાદક વિધિવાક્યને પણ આસુર મનુષ્યો જાણતા નથી, તેમ જ આસુરમનુષ્યો નિવૃત્તિને પણ જાણતા નથી, અર્થાત્ નિવૃત્તિના વિષયભૂત અધર્મને પણ આસુરમનુષ્યો જાણતા નથી. અહીં निवृत्तिं च એ વચનમાં રહેલા ચકારવડે અધર્મના પ્રતિપાદક નિષેધવાક્યનો અર્થ ગ્રહણ કરવો. અર્થાત્ અધર્મના પ્રતિપાદક નિષેધવાક્યને પણ આસુરમનુષ્યો જાણતા નથી. આ કારણથી જ આસુર મનુષ્યોવિષે બાહ્ય શૌચ તથા આંતર શૌચ એ બે પ્રકારનાં શૌચ પણ રહેતાં નથી. જળ-મૃત્તિકાદિવડે જે શરીરની શુદ્ધિ છે, તેનું નામ બાહ્યશૌચ છે અને મૈત્રી કરુણાદિવડે જે રાગદ્વેષાદિથી રહિતપણું છે, તેનું નામ આંતરશૌચ છે. મનુ-આદિ શ્રેષ્ઠ પુરુષોએ ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર પણ આસુરમનુષ્યોમાં રહેતો નથી તથા પ્રિય-હિત-યથાર્થ ભાષણરૂપ સત્ય પણ આસુર પુરુષોમાં રહેતું નથી. એવા શૌચથી રહિત, આચારથી રહિત તથા મિથ્યાવાદી માયાવી આસુર મનુષ્યો આ લોકમાં પ્રસિદ્ધ જ છે. (૭)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! પ્રવૃત્તિના વિષયભૂત જે ધર્મ છે તથા નિવૃત્તિના વિષયભૂત જે અધર્મ છે, તે ધર્મ-અધર્મ બન્નેનું પ્રતિપાદક વેદરૂપ પ્રમાણ વિદ્યમાન જ છે. આ વેદરૂપ પ્રમાણ ભ્રમપ્રમાદાદિ સર્વ દોષોથી રહિત છે, સાક્ષાત્ પરમેશ્વરની

આજ્ઞારૂપ છે તથા સર્વ લોકોમાં પ્રસિદ્ધ છે. વેદનાં અનુસારી સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિ પણ તે ધર્મ-અધર્મનાં પ્રતિપાદક વિદ્યમાન છે. એવા પ્રમાણભૂત વેદો તથા સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિ વિદ્યમાન હોવા છતાં પણ આસુર પુરુષોને ધર્મ-અધર્મનું જ્ઞાન તથા તેના પ્રમાણનું અજ્ઞાન કયા કારણથી હોય છે ? અને તે પુરુષોને ધર્મ-અધર્મનું તથા તેના બોધક પ્રમાણનું જ્ઞાન હોવા છતાં, વેદરૂપ આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા પુરુષોને શાસન કરનાર પરમેશ્વર વિદ્યમાન હોવા છતાં, તેઓને, વેદોક્ત અર્થનું અનુષ્ઠાન ન કરવાથી થતું શૌચ આચારાદિથી રહિતપણું પણ કયા કારણથી હોય છે? કારણ કે દુષ્ટ જનોને શાસન કરનારો પરમેશ્વર, લોકવિષે તથા વેદવિષે પ્રસિદ્ધ જ છે, એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहेतुकम् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-આસુર પુરુષો જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર, અપરસ્પરસંભૂત તથા કામહેતુક કહે છે. તેમ જ તેઓ કહે છે કે, આ જગતનું બીજું કોઇ પણ કારણ નથી. ૮

ટીકાઃ-હે અર્જુન ! આસુર પુરુષો આ જગતને અસત્ય કહે છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે જેના તાત્પર્યનો વિષય બાધને પ્રાપ્ત થયેલો નથી, એવું જે તત્ત્વવસ્તુબોધક વેદરૂપ પ્રમાણ છે તથા તેને અનુસરતાં જે સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિ છે, તે સત્ય કહેવાય છે. જેના વિષે એવું સત્ય વિદ્યમાન નથી, તેનું નામ અસત્ય છે. આસુર પુરુષો આ જગતને અસત્યરૂપ કહે છે. યદ્યપિ ઋગાદિ ચાર વેદો, મનુસ્મૃતિઆદિ સ્મૃતિઓ, ભાગવતાદિ અષ્ટાદશ પુરાણો તથા મહાભારતાદિ ઇતિહાસો પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે તથા પ્રત્યક્ષ સિદ્ધ વેદાદિનો નિષેધ કરવો સંભવતો નથી, તથાપિ આસુર પુરુષો વેદોની તથા સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિની પ્રમાણતાનો અંગીકાર કરતા નથી. તેથી પ્રમાણતારૂપ વિશેષણના અભાવથી પ્રમાણતાવિશિષ્ટ વેદાદિનો અભાવ કહ્યો છે.

અસત્ય હોવાથી જ આ જગતને આસુર પુરુષો અપ્રતિષ્ઠ કહે છે. જેની વ્યવસ્થાનો હેતુ ધર્મ-અધર્મરૂપ પ્રતિષ્ઠા નથી, તેનું નામ અપ્રતિષ્ઠ છે. અર્થાત્ આસુર પુરુષો ધર્મ અધર્મને આ જગતની વ્યવસ્થાનો હેતુ માનતા નથી. આસુર પુરુષો આ જગતને અનીશ્વર કહે છે. શુભ-અશુભ કર્મોનાં સુખદુઃખરૂપ ફળ દેવામાં જેનો ઈશ્વર-નિયંતા નથી, તેનું નામ અનીશ્વર છે. તેઓ આ જગતને અનીશ્વર કહે છે. તાત્પર્ય એ છે કે, બળવાન્ પાપરૂપ પ્રતિબંધની વશતાથી આસુર પુરુષો વેદોને તથા સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિને પ્રમાણરૂપ માનતા નથી. આ કારણથી જ આસુર પુરુષો વેદ-સ્મૃતિ આદિવડે બોધિત ધર્મ-અધર્મનો તથા ઈશ્વરનો અંગીકાર કરતા નથી. આ કારણથી આસુર પુરુષો નિર્ભય થઇને નિષિદ્ધ આચરણ કરી, ધર્મરૂપ પુરુષાર્થથી તથા મોક્ષરૂપ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! કેવળ શાસ્ત્રપ્રમાણવડે જાણવા યોગ્ય ધર્મ-અધર્મની સહાયતાવડે, આ સર્વ જગતના કારણરૂપ પ્રકૃતિના અધિષ્ઠાતા પરમેશ્વરથી રહિત આ જગતનો આસુર પુરુષો જો અંગીકાર કરે, તો કારણનો અભાવ હોવાથી જગતરૂપ કાર્યની ઉત્પત્તિ તેમના મતવિષે કેવી રીતે થાય ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-अपरस्परसंभूतम् इति-હે અર્જુન ! આસુર પુરુષો આ જગતને ઈશ્વરથી ઉત્પન્ન થયેલું માનતા નથી, કિંતુ આ જગતને અપરસ્પરસંભૂત માને છે, અર્થાત

તેઓ માને છે કે વિષયસુખની અભિલાષારૂપ કામે પ્રેરિત કરેલા પુરુષ તથા સ્ત્રી બન્નેના સંયોગથી જ આ જગત્ ઉત્પન્ન થયેલું છે, તેથી આ જગત્ કામહૈતુક છે, અર્થાત્ કામ જ આ જગતનું કારણ છે, પણ કામથી ભિન્ન બીજું કાંઇ આ જગત્નું કારણ નથી.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! આ જગતની ઉત્પત્તિવિષે ધર્મ-અધર્મને પણ કારણ માનવું જોઇએ; કારણ કે જો કદાચિત્ ધર્મ-અધર્મને આ જગતનું કારણ ન માનીએ, તો આ જગતમાં કોઈ પ્રાણી દુઃખી છે, કોઈ પ્રાણી સુખી છે, કોઈ પ્રાણી મૂર્ખ છે, કોઈ પ્રાણી પંડિત છે, એ પ્રકારની વ્યવસ્થા હોય નહિ અને ધર્મ-અધર્મને આ જગતનું કારણ માનવાવડે તે વ્યવસ્થા સિદ્ધ થઇ શકે છે."

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-किमन्यत् इति-હે અર્જુન! આસુર પુરુષો ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટને આ જગતનું કારણ માનતા નથી, કારણ કે ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટનો અંગીકાર કરવા છતાં પણ અંતમાં તેનું સ્વભાવવિષે જ પર્યવસાન થશે. આ સ્વભાવવડે આ જગતવિષે સુખદુઃખાદિની વિચિત્રતા સંભવિત હોઈ શકે છે. આ વિચિત્રતાને વાસ્તે ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટની કલ્પના શા વાસ્તે કરવી? અને શાસ્ત્રવિષે પણ એ નિયમ કહ્યો છે કે-दृष्टे संभवति अदृष्टकल्पनाया अन्यायत्वात्-અર્થાત્-કાર્યની ઉત્પત્તિવિષે દૃષ્ટ કારણનો સંભવ થતાં અદૃષ્ટ કારણની કલ્પના કરવી અયુક્ત છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, કામ જ સર્વ પ્રાણીઓનું કારણ છે. કામથી ભિન્ન બીજું કાંઇ ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટ તથા ઈશ્વરાદિ આ જગતનું કારણ નથી. એ રીતે આસુર પુરુષો આ જગતને કેવળ કામહેતુક જ કહે છે. આ પૂર્વોક્ત દૃષ્ટિ દેહાત્મવાદી લોકાયતિક પુરુષોની કથન કરી છે. (૮)

અવતરણિકાઃ-અર્જુનની શંકા-"હે ભગવન્! આ પૂર્વોક્ત લોકાયતિક પુરુષોની દૃષ્ટિ પણ શાસ્ત્રીય દૃષ્ટિની પેઠે ઇષ્ટરૂપ જ હોવી જોઇએ" એવી અર્જુનને શંકા થતાં, શ્રીભગવાન્ મુમુક્ષુ જનોને આ દૃષ્ટિથી નિવૃત્ત કરવાને વાસ્તે, તે દૃષ્ટિમાં અનિષ્ટરૂપતાનું કથન કરે છેઃ—

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

શ્લોકાર્થઃ-આ પૂર્વોક્ત દૃષ્ટિના આશ્રયવડે નષ્ટાત્મા, અલ્પ બુદ્ધિવાળા તથા ઉગ્ર કર્મ કરવાવાળા શત્રુ પુરુષો, સર્વ પ્રાણીઓનો નાશ કરવા માટે વ્યાઘ્ર સર્પાદિરૂપે ઉત્પન્ન થાય છે. ૯

ટીકાઃ-હે અર્જુન! એ પૂર્વ શ્લોકમાં કહેલી લોકાયતિક પુરુષોની દૃષ્ટિનો આશ્રય કરીને આસુર પુરુષો નષ્ટાત્મા થાય છે. કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિરૂપ રજ-તમદોષવડે, જેમનો આત્મા, એટલે જેમની વિવેકબુદ્ધિ નષ્ટ થઇ છે એટલે કે આવૃત થઇ છે, તેઓ નષ્ટાત્મા કહેવાય છે; અર્થાત્ આસુર પુરુષો પરલોકનાં સાધનોથી ભ્રષ્ટ થયેલા છે.

વળી આસુર પુરુષો અલ્પબુદ્ધિ છે. અત્યંત તુચ્છ સક, ચંદન, વનિતા ઇત્યાદિ વિષયોના ભોગનું નામ અલ્પ કહેવાય છે. એવા વિષયભોગરૂપ અલ્પવસ્તુવિષે જેમની બુદ્ધિ છે, તેમનું નામ અલ્પબુદ્ધિ છે. અથવા મળ, માંસ, રુધિર, અસ્થિ, મજ્જા ઇત્યાદિ નિંદિત પદાર્થોના સમૂહરૂપ જે આ દેહ છે, તેનું નામ અલ્પ છે. એવા અલ્પ દેહવિષે જેમની અહંબુદ્ધિ છે, તેમનું નામ અલ્પબુદ્ધિ છે. અર્થાત્ દૃષ્ટ વિષયસુખના જ ઉદ્દેશવડે જેમની બુદ્ધિ પ્રવૃત્ત થઇ છે, તેમનું નામ અલ્પબુદ્ધિ છે.

વળી આસુર પુરુષો ઉગ્રકર્મા છે. જેમનાં કર્મો ઉગ્ર છે એટલે કે અત્યંત ક્રૂર છે, તેઓ ઉગ્રકર્મા કહેવાય છે; અર્થાત્ જેમનું પ્રયોજન દેહમાત્રનું પોષણ છે તથા જેમને વિષે જીવોની હિંસા પ્રધાન છે, એવાં શાસ્ત્રનિષિદ્ધ કર્મો જ આસુર પુરુષો સર્વદા કરે છે.

વળી આસુર પુરુષો અહિત છે, અર્થાત્ અપકાર કર્યા વિના જ સર્વ પ્રાણી માત્રના શત્રુઓ છે. એ પ્રમાણે પૂર્વોક્ત લોકાયતિક પુરુષોની દૃષ્ટિને આશ્રય કરીને નષ્ટાત્મા થયેલા, અલ્પબુદ્ધિ થયેલા, ઉગ્રકર્મા થયેલા તથા શત્રુ થયેલા આસુર પુરુષો, સર્વ પ્રાણી માત્રનો નાશ કરવા વાસ્તે, વ્યાઘ્ર-સર્પાદિરૂપે ઉત્પન્ન થાય છે. તેથી આ પૂર્વ શ્લોકોક્ત લોકાયતિક પુરુષોની દૃષ્ટિ જ અત્યંત અધોગતિનો હેતુ છે. આ કારણથી શ્રેયની ઈચ્છાવાળા પુરુષોએ સર્વ પ્રકારે કરીને આ દૃષ્ટિનો પરિત્યાગ કરવો યોગ્ય છે. (૯)

અવતરણિકા:–આ પ્રમાણે વ્યાઘ્ર–સર્પાદિ તામસી યોનિઓમાં ઘણા કાળ સૂધી ભ્રમણ કરતા આસુર પુરુષો જ્યારે કોઇ કર્મની વશતાથી પુનઃ મનુષ્યયોનિને પ્રાપ્ત થાય છે, ત્યારે પણ આસુર પુરુષો પોતાના શ્રેયના ઉપાયમાં પ્રવૃત્ત થતા નથી, કિન્તુ અશ્રેયના ઉપાયમાં જ પ્રવૃત્ત થાય છે; આ અર્થનું હવે શ્રીભગવાન્ કથન કરે છે:—

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः ॥ १० ॥**

શ્લોકાર્થ:–દુષ્પૂર એવી કામનાના આશ્રયવડે દંભ, માન તથા મદે કરી યુક્ત તથા અશુચિવ્રતવાળા આસુર પુરુષો, અવિવેકને લીધે અશુભ નિશ્ચયના ગ્રહણવડે વેદવિરુદ્ધ કર્મમાં પ્રવૃત્ત થાય છે. ૧૦

ટીકા:–હે અર્જુન ! શતકોટી વર્ષો પર્યંત પણ વિષયોના ભોગવડે નહિ પૂર્ણ થનારો એવો દૃષ્ટ વિષયોની અભિલાષારૂપ કામ છે. આવા દુષ્પૂર કામનો આશ્રય કરી આસુર પુરુષો દંભ, માન–મદ એ ત્રણવડે યુક્ત થાય છે. અંતરથી ધર્મનિષ્ઠાથી રહિત થઇ, બાહ્યપણાથી લોકોની આગળ પોતાનું ધર્માત્માપણું પ્રકટ કરવું, તેનું નામ દંભ છે; વાસ્તવિક રીતે પૂજ્ય ભાવને અયોગ્ય હોવા છતાં પણ જે લોકોની આગળ પોતાનું પૂજ્યપણું પ્રકટ કરવું, તેનું નામ માન છે. વાસ્તવિક રીતે અધિકતાથી રહિત હોવા છતાં પણ જે પોતાની વિષે અધિકતાનું આરોપણ કરવું, તેનું નામ મદ છે. જે મદ શ્રેષ્ઠ પુરુષોનું અપમાન કરવાના હેતુરૂપ છે. એવા દંભ, માન અને મદ એ ત્રણેવડે યુક્ત આસુર પુરુષો કેવળ અવિવેકથી અસત્ ગ્રાહોને ગ્રહણ કરે છે; અર્થાત "આ મંત્રવડે આ દેવતાનું આરાધન કરીને હું આ સ્ત્રીઓનું આકર્ષણ કરીશ." "આ મંત્રવડે આ દેવતાનું આરાધન કરીને હું મહાન્ નિધિઓને સંપાદન કરીશ" તથા "આ મંત્રવડે આ દેવતાનું આરાધન કરીને હું આ શત્રુને મારીશ" ઇત્યાદિ દુરાગ્રહરૂપ અશુભ નિશ્ચયોને કેવળ અવિવેકરૂપ મોહથી ગ્રહણ કરી, આસુર પુરુષો અશુચિવ્રતવાળા થાય છે. સ્મશાનાદિ દેશ, ઉચ્છિષ્ટત્વાદિ અવસ્થા તથા મદ્ય માંસાદિનું ભક્ષણ ઇત્યાદિ અશૌચની અપેક્ષાએ કરીને સિદ્ધ થનારાં વામતંત્રોક્ત મતો છે. આવાં અશુચિવ્રતો જેમનાં હોય તેઓ અશુચિવ્રત કહેવાય છે. એવા અશુચિવ્રત થયેલા આસુર પુરુષો કેવળ દૃષ્ટ ફળની પ્રાપ્તિ કરનારા ક્ષુદ્ર દેવતાઓના આરાધનરૂપ કોઇ પણ વેદવિરુદ્ધ કર્મમાં પ્રવૃત્ત થાય છે. એવા આસુર પુરુષો મરીને અશુચિ નરકમાં પડે છે. એ પ્રમાણે આ શ્લોકનો पतंति नरकेऽशुचौ એ વક્ષ્યમાણ વચનની સાથે અન્વય કરવો. (૧૦)

અવતરણિકા:–હવે, શ્રીભગવાન્, પૂર્વોક્ત આસુર પુરુષોનું જ, પુનઃ આસુરી સંપદ્‌રૂપ અનેક વિશેષણોવડે કથન કરે છે.

**चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

શ્લોકાર્થ:–તથા જેઓએ મરણ પર્યંત રહેલ અપરિમિત ચિન્તાનો આશ્રય કરેલ છે, જેઓનો શબ્દાદિક વિષયનો ભોગ જ પરમ પુરુષાર્થ છે તથા વિષયજન્ય દૃષ્ટ સુખ જ સુખરૂપ છે, એવો જેમનો નિશ્ચય છે તેઓ આસુર પુરૂષો છે. ૧૧

ટીકા:–હે અર્જુન ! અપ્રાપ્ત વસ્તુનો પ્રાપ્તિરૂપ જે યોગ છે તથા પ્રાપ્ત વસ્તુનું પરિરક્ષણ-રૂપ જે ક્ષેમ છે, તે યોગક્ષેમના ઉપાયની ચિન્તનરૂપ ચિન્તા અપરિમેય છે; અર્થાત્ પદાર્થ અસંખ્યાત વિષયક હોવાથી ચિન્તા પણ અસંખ્યાત છે. આ ચિન્તા આટલી સંખ્યાવાળી છે, એ પ્રમાણે નિશ્ચય કરવો અશક્ય છે. વળી તે ચિંતા પ્રલયાંત છે. અહીં મરણનો અર્થ પ્રલય છે. મરણરૂપ પ્રલય જેનો અંત છે, તેનું નામ પ્રલયાંત છે, અર્થાત્ જીવત્કાલપર્યંત વર્તમાન એવી અપરિમેય તથા પ્રલયાંત ચિંતાનો આસુર પુરુષો આશ્રય કરે છે. चिंतामपरि-मेयां च એ વચનમાં રહેલો ચકાર પૂર્વોક્ત અશુચિવ્રતનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે; અર્થાત્ આસુર પુરુષો કેવળ અશુચિવ્રતવાળા હોઇને જ વેદવિરુદ્ધ કર્મોમાં પ્રવૃત્ત થતા નથી, કિન્તુ આ પ્રકારની ચિન્તાનો આશ્રય કરીને પણ આસુર પુરુષો વેદવિરુદ્ધ કર્મોમાં પ્રવૃત્ત થાય છે.

હે અર્જુન ! આસુર પુરુષો સર્વ કાળે અનંત ચિન્તાવડે યુક્ત હોવા છતાં પણ કદાચિત્ પરલોકની ચિન્તાવડે યુક્ત હોતા નથી. કિન્તુ આસુર પુરુષો કામોપભોગપરમ જ હોય છે. કૃપણ પુરુષોની કામનાના વિષયભૂત જે શબ્દ–સ્પર્શાદિ દૃષ્ટ વિષયો છે, તે કામ કહેવાય છે. આ શબ્દાદિ વિષયરૂપ કામોનો ઉપભોગ જેમને પરમ છે એટલે કે પુરુષાર્થરૂપે છે, પણ જેમને ધર્માદિ પુરુષાર્થરૂપ નથી, તેઓ કામોપભોગપરમ કહેવાય છે. અર્થાત્ આસુર પુરુષો આ લોકના સક્–ચંદન–વનિતા આદિ વિષયોના ભોગને જ પરમ પુરુષાર્થરૂપ માને છે, પણ ધર્મને તથા મોક્ષને પુરુષાર્થરૂપ માનતા નથી.

**અર્જુનની શંકા:**–"હે ભગવન્ ! આસુર પુરુષો જેમ આ લોકનાં વિષયજન્ય સુખની કામના કરે છે, તેમ પરલોકનાં ઉત્તમ સુખની કામના શા વાસ્તે કરતા નથી ?"

**શ્રીભગવાને કરેલું સમાધાનઃ**–एतावदिति निश्चिताः ॥ આ લોકમાં શબ્દ–સ્પર્શાદિ વિષયોના ભોગથી ઉત્પન્ન થયેલું જે દૃષ્ટ સુખ છે, તે જ સુખ છે. એ દૃષ્ટ સુખથી ભિન્ન, આ શરીરનો વિયોગ થયા પછી, ભોગવવા યોગ્ય બીજું કોઇ સુખ નથી. કારણ કે આ સ્થૂલ શરીરથી ભિન્ન બીજો કોઇ ભોક્તા નથી, કે જે ભોક્તા પરલોકમાં જઇને ભોગવે; કિન્તુ આ સ્થૂલ શરીર જ ભોક્તા આત્મા છે. આ પ્રકારના નિશ્ચયવાળા આસુર પુરુષો પરલોકનાં સુખની કામના કરતા નથી.

આ આસુર પુરુષોનો મત બૃહસ્પતિએ પણ એમ કહ્યો છે કે–चैतन्यविशिष्टः कायः पुरुषः । काम एवैकः पुरुषार्थः ॥ અર્થાત્–ચૈતન્યરૂપ ધર્મવડે વિશિષ્ટ સ્થૂલ શરીર જ આત્મા છે અને આ લોકના સક્–ચંદન–વનિતાદિ વિષયોનો ભોગ જ પરમ પુરુષાર્થ છે. યદ્યપિ બૃહ-સ્પતિ વૈદિક પુરુષ છે, તથાપિ અસુરોને મોહ કરવા વાસ્તે બૃહસ્પતિએ આ પ્રકારનાં સૂત્રો રચ્યાં છે, આ કારણથી જ વૈદિક પુરુષો બૃહસ્પતિનાં સૂત્રોને પ્રમાણરૂપ માનતા નથી. (૧૧)

વળી—

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

શ્લોકાર્થઃ–જેઓ આશારૂપ પાશવડે બંધાયલા છે, જેઓને કામનો તથા ક્રોધનો આશ્રય છે, એવા આસુર પુરુષો જ વિષયભોગ માટે અન્યાયવડે ધનાદિ પદાર્થોની ઇચ્છા કરે છે. ૧૨

ટીકાઃ–હે અર્જુન ! જે વસ્તુની પ્રાપ્તિનો ઉપાય કરવો અશક્ય હોય તે વસ્તુની પ્રાપ્તિની પ્રાર્થનાનું નામ આશા છે; અથવા જે વસ્તુની પ્રાપ્તિનો ઉપાય પોતાને જ્ઞાત નથી, તે વસ્તુની પ્રાપ્તિની પ્રાર્થનાનું નામ આશા જ છે. આ આશા લોકપ્રસિદ્ધ પાશની પેઠે પુરુષના બંધનનો હેતુ હોવાથી પાશરૂપ છે એવા આશારૂપ પાશોના અનેક શતોવડે અર્થાત્ અનેક સમૂહોવડે આસુર પુરુષો બન્ધાયલા છે. અર્થાત્ જેવી રીતે લોકપ્રસિદ્ધ રજ્જુઆદિ પાશોવડે બંધાયલા ચોરાદિ દુષ્ટ પુરુષોને, રજ્જુઆદિ પાશો, તેમનાં ગૃહાદિ સ્થાનોમાંથી દૂર કાઢીને, જ્યાં ત્યાં ભ્રમણ કરાવે છે, તેવી રીતે આશારૂપ પાશોવડે બંધાયલા આસુર પુરુષોને પણ, આશારૂપ પાશો, શ્રેયરૂપ સ્વસ્થાનોમાંથી હાંકી કાઢીને, જ્યાં ત્યાં ભ્રમણ કરાવે છે.

વળી આસુર પુરુષો કામક્રોધપરાયણ છે. કામ અને ક્રોધ એ બન્ને જેમનું પર અયન કહેવાં જેમનો આશ્રય છે, તેઓ કામક્રોધપરાણ કહેવાય છે; અર્થાત્ પરસ્ત્રીઓના સંભોગની અભિલાષાવડે તથા પરનું અનિષ્ટ કરવાની અભિલાષાવડે આસુર પુરુષો સર્વદા યુક્ત છે. એવા આસુર પુરુષો કેવળ સક્-ચન્દન–વનિતાઆદિ વિષયોના ભોગવાસ્તે જ ધનાદિ પદાર્થોને એકઠા કરવાની ઇચ્છા કરે છે, પણ કાંઈ ધર્મને વાસ્તે આસુર પુરુષો ધનાદિ પદાર્થોને એકઠા કરવાની ઇચ્છા કરતા નથી.

વળી આ આસુર પુરુષો વિષયભોગ વાસ્તે જે ધનને એકઠું કરવાની ઇચ્છા કરે તે પણ શાસ્ત્રોક્ત માર્ગવડે ધનને એકઠું કરવાની ઇચ્છા કરતા નથી, કિન્તુ કેવળ અન્યાયવડે જ ધનને એકઠું કરવાની ઇચ્છા કરે છે. છળકપટથી અથવા બળાત્કારથી પારકાના ધનનું હરણ કરવું તે અન્યાય કહેવાય છે, અર્થાત્ શાસ્ત્રથી વિરુદ્ધ માર્ગે જે ધનનું સંપાદન કરવું, તેનું નામ અન્યાય છે.

અહીં अर्थसंचयान् એ બહુવચનવડે શ્રીભગવાને આસુર પુરુષોમાં લોભ દર્શાવ્યો છે, કારણ કે આસુર પુરુષોને ધનની પ્રાપ્તિ થવા છતાં પણ ધનની તૃષ્ણા નિવૃત્ત થતી નથી, કિન્તુ તે ધનની તૃષ્ણા દિવસે દિવસે વૃદ્ધિને પ્રાપ્ત થતી જાય છે. ધનાદિ વિષયો પ્રાપ્ત થવા છતાં પણ જે દિવસે દિવસે વિષયોની તૃષ્ણાની વૃદ્ધિ છે, તેને જ શાસ્ત્રમાં તથા લોકમાં લોભ કહે છે. (૧૨)

અવતરણિકા–અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! આસુર પુરુષોનાં ચિત્તમાં આ પ્રકારની ધનની તૃષ્ણા છે, એ વાત કેવી રીતે જાણવામાં આવે ?" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્, આસુર પુરુષોની આ પ્રકારની ધનની તૃષ્ણાને, આસુર પુરુષોનાં મનોરાજ્યોના કથનવડે, વર્ણન કરે છે:—

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

શ્લોકાર્થ:-આ ધન આ સમયે મને પ્રાપ્ત થયું છે, આ મનોરથને હું શીઘ્ર પ્રાપ્ત થઇશ, આ ધન પૂર્વે મારા ઘરમાં વિદ્યમાન છે તથા આ ધન ભવિષ્યમાં મને ફરી ઘણું થશે. ૧૩

ટીકા:-હે અર્જુન! આસુર પુરુષો નિરંતર ધનની તૃષ્ણાવડે યુક્ત છે. આ કારણથી જ આસુર પુરુષો આ પ્રકારનાં મનોરાજ્ય કરે છે-આ ધન મેં અત્યારે આ ઉપાયવડે પ્રાપ્ત કર્યું છે, અને આ ધન સિવાય બીજું પણ મનની તુષ્ટિ કરનારું ધન હું અત્યારે શીઘ્ર જ પ્રાપ્ત કરીશ. વળી આ ધન મારા ગૃહમાં પૂર્વે એકઠું કરેલું છે. આ ધન પણ આ ઉપાયવડે આગળનાં વર્ષમાં પુનઃ વધારે થશે. આ પ્રકારની ધનની તૃષ્ણાવડે યુક્ત થયેલા આસુર પુરુષો અશુચિ નરકમાં પડે છે. આ પ્રમાણે આ શ્લોકનો पतंति नरकेऽशुचौ એ વક્ષ્યમાણ વચનની સાથે અન્વય કરવો. (૧૩)

અવતરણિકા:-આ પ્રમાણે આસુર પુરુષોના તૃષ્ણારૂપ લોભનું વર્ણન કરીને, હવે આસુર પુરુષોના અભિપ્રાયના કથનવડે આસુર પુરુષોના ક્રોધનું ભગવાન્ વર્ણન કરે છે—

**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥**

શ્લોકાર્થ:-મેં આ શત્રુનો નાશ કર્યો, વળી બીજા શત્રુઓનો હું નાશ કરીશ, હું ઈશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ છું, હું બળવાન્ છું તથા હું સુખી છું. ૧૪

ટીકા:-અત્યંત દુર્જય જે દેવદત્ત નામે મારો શત્રુ હતો, તે શત્રુને મેં હણ્યો છે; તેથી હવે હું વિનાઆયાસે જ બીજા પણ શત્રુઓને હણીશ. મારાથી કોઈ પણ શત્રુ જીવનને પ્રાપ્ત થશે નહિ. અહીં हनिष्ये च એ વચનમાં રહેલા ચકારવડે એ અભિપ્રાય સૂચિત કર્યો છે કે, શત્રુઓને હું કેવળ હણીશ જ નહિ, કિન્તુ શત્રુઓના ધન-દારાદિ પદાર્થોનું પણ હું હરણ કરીશ.

**અર્જુનની શંકા**:-હે ભગવન્! આ આસુર પુરુષને બીજો કોઇ સામો પૂછે કે તારા સરખા અથવા તારાથી પણ અધિક બીજા શત્રુઓ વિદ્યમાન છે, તેથી સર્વ શત્રુઓનો નાશ કરવાનું સામર્થ્ય તારામાં કયા હેતુથી છે, તો એનો આસુર પુરૂષ શું જવાબ આપી શકશે?

**શ્રીભગવાન્ તેનો ખુલાસો કરે છે**:-હે અર્જુન! આવો સવાલ પૂછાયલો આસુર પુરૂષ આ પ્રમાણે કહે છે:-ईश्वरोऽहमिति હું ઈશ્વર છું, પણ કેવળ મનુષ્ય નથી, કે જે મનુષ્યપણાવડે મારા સરખા અથવા મારાથી અધિક કોઇ પુરુષો હોય. એ અત્યંત તુચ્છ બળવાળા દીન જનો મારી શું હાનિ કરશે? સર્વ પ્રકારે મારા સરખો કોઈ પણ પ્રાણી નથી. આ હેતુએ કરીને આસુર પુરુષ પોતાના ઈશ્વરપણાનું વર્ણન કરે છે કે-अहं भोगी इति-હું જ ભોગી છું અર્થાત્ વિષયભોગોનાં સર્વ સાધનોવડે હું જ યુક્ત છું, હું જ સિદ્ધ છું અર્થાત્ ભ્રાતા-પુત્ર-ભૃત્ય ઇત્યાદિ સહાયવડે હું જ સંપન્ન છું. સ્વતઃ પણ હું બળવાન્ છું અર્થાત્ અત્યંત ઓજસવાળો છું તથા હું જ સુખી છું અર્થાત્ સર્વ પ્રકારે નીરોગી છું. આ કારણથી હું ઈશ્વર જ છું. (૧૪)

અવતરણિકા:-"ધનવડે અથવા કુળવડે શું કોઇ પુરુષ મારા સરખો હશે?" એવી શંકાને નિવૃત્ત કરવા માટે આસુર પુરુષ કહે છે:-

**आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ–અહંકારનો, બળનો, દર્પનો, કામનો તથા ક્રોધનો આશ્રય કરનારો તથા પોતાના દેહમાં તેમ જ પારકાના દેહવિષે મારો–પરમાત્માનો દ્વેષ કરનાર તથા અસૂયાના દોષવાળો આસુર પુરુષ નરકમાં જ પડે છે. ૧૮

ટીકાઃ–હે અર્જુન! અહં અભિમાનરૂપ અહંકાર સર્વ પ્રાણીઓમાં સાધારણ છે, તેથી સાધારણ અહંકાર અહીં અહંકાર શબ્દવડે ગ્રહણ કરવો નહિ; કિન્તુ જે ગુણો પોતાવિષે નથી તે ગુણોનું પોતાવિષે આરોપણ કરીને આરોપિત ગુણોવડે જે પોતાના મહાનૂપણાનું અભિમાન છે, તેનું નામ અહંકાર છે.

આ પ્રમાણે, શરીરવિષે કાર્ય કરવાનું સામર્થ્યરૂપ બળ સર્વ પ્રાણીઓવિષે સાધારણ છે, તેથી સાધારણ બળ અહીં 'બળ' શબ્દવડે ગ્રહણ કરવું નહિ; કિન્તુ અન્ય પ્રાણીઓનો પરાભવ કરવાને વાસ્તે જે શરીરમાં રહેલું સામર્થ્યવિશેષ છે, તેનું નામ બળ છે.

અન્ય પ્રાણીઓની અવજ્ઞારૂપ તથા ગુરુ આદિ મહાન્ પુરુષોનું ઉલ્લંઘન કરવાના કારણરૂપ એવો જે ચિત્તનો દોષવિશેષ છે, તેનું નામ દર્પ છે. ઇષ્ટ વસ્તુવિષયક જે અભિલાષા છે, તેનું નામ કામ છે. અનિષ્ટ વસ્તુવિષયક જે દ્વેષ છે, તેનું નામ ક્રોધ છે. અહીં क्रोधं च એ વચનમાં રહેલા ચકારવડે, પર ગુણોને નહિ સહન કરવાના સ્વભાવરૂપ માત્સર્યનો તથા અન્ય પણ મહાન્ દોષોનો અર્થ ગ્રહણ કરવો. એવા અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ, માત્સર્ય ઇત્યાદિ મહાન્ દોષોનો આસુર પુરુષો સર્વદા આશ્રય કરે છે. માટે આસુર પુરુષો નરકમાં જ પડે છે.

અર્જુનની શંકાઃ–" હે ભગવન્! આ પ્રકારે પતિત હોવા છતાં પણ જો આસુર પુરુષો આપની–પરમેશ્વરની ભક્તિ કરે તો પાવન થતાં નરકમાં પડશે નહિ. "

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–હે અર્જુન! આસુર પુરુષોમાં ભગવદ્ભક્તિનો અસંભવ કહે છેઃ–मामात्मपरदेहेषु प्रद्विषन्तः इति ॥ અહીં देह શબ્દનો, आत्म શબ્દના અંતમાં તથા पर શબ્દના અંતમાં સંબંધ કરવાથી मां आत्मदेहेषु परदेहेषु प्रद्विषंतः એ પ્રકારનું વાક્ય સિદ્ધ થાય છે. आत्मदेहेषु એ શબ્દવડે આસુર પુરુષોના દેહોનો અર્થ ગ્રહણ કરવો. તેથી मामात्मपरदेहेषु प्रद्विषन्तः એ વચનનો એ અર્થ સિદ્ધ થાય છે કે, આસુર પુરુષોના પ્રેમના વિષયભૂત પોતાના દેહોમાં તથા પુત્રભાર્યાદિના દેહોમાં, તેમનાં બુદ્ધિ–કર્માદિના સાક્ષીરૂપે કરી વિદ્યમાન તથા નિરતિશય પ્રીતિનો વિષય એવો જે હું–પરમેશ્વર છું, તે મારો–પરમેશ્વરનો દ્વેષ આસુર પુરુષો કરે છે. મારી–પરમેશ્વરની આજ્ઞારૂપ શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્ર છે. આ શાસ્ત્રોક્ત અર્થના અનુષ્ઠાનથી રહિતપણાવડે જે શાસ્ત્રરૂપ આજ્ઞાનું ઉલ્લંઘન છે, એ જ હું–પરમેશ્વર વિષયક દ્વેષ છે. આ લોકમાં પણ રાજાદિ મહાન્ પુરુષોની આજ્ઞાનું જે પુરુષ ઉલ્લંઘન કરે છે, તે પુરુષ રાજાદિનો દ્વેષી કહેવાય છે. એવી રીતે મારો–પરમેશ્વરનો દ્વેષ કરનારા આસુર પુરુષોમાં મારી–પરમેશ્વરની ભક્તિ થવી, તે અત્યંત દુર્ઘટ છે.

અર્જુનની શંકાઃ–હે ભગવન્! એવા આસુર પુરુષોને તેમના ગુરુઆદિ મહાન્ પુરુષો કેમ શિક્ષા નથી કરતા?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–अभ्यसूयका. इति–હે અર્જુન! વેદપ્રતિપાદિત માર્ગમાં રહેલા ગુરુઆદિ વૃદ્ધ પુરુષોમાં રહેલ કરુણાદિ ગુણોમાં આસુર પુરુષો વંચનાદિ દોષોનું આરોપણ

કરે છે. અસૂયાદોષવાળા આસુર પુરુષોને ગુરુઓનાં વચનોમાં શ્રદ્ધા જ હોતી નથી. તેથી ગુરુ પણ આસુર પુરુષોને શિક્ષા કરતા નથી. એવી રીતે બહિરંગરૂપ તથા અંતરંગરૂપ સર્વ સાધનોથી શૂન્ય થયેલા આસુર પુરુષો કેવળ નરકમાં જ પડે છે.

અથવા मामात्मपरदेहेषु प्रद्विषन्तः એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો:-आत्मदेहेषु એ શબ્દવડે આસુર પુરુષોના દેહોનો અર્થ ગ્રહણ કરવો અને परदेहेषु એ શબ્દવડે પશ્વાદિના દેહોનો અર્થ ગ્રહણ કરવો. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે-આસુર પુરુષોના દેહોમાં તથા પશ્વાદિના દેહોમાં ચૈતન્ય અંશવડે રહેલો હું-પરમેશ્વરવિષયક દ્વેષ કરનારા આસુર પુરુષો યજન કરે છે. દંભપૂર્વક કરેલા યજ્ઞોમાં આસુર પુરુષોની શ્રદ્ધા નથી, તેથી શ્રદ્ધાહીન યજ્ઞોનું બીજું તો કાંઈ ફળ થતું નથી, કિન્તુ દીક્ષાદિ નિયમોવડે આસુર પુરુષોના આત્માને કેવળ વ્યર્થ જ પીડાની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે પશ્વાદિની પણ અવિધિપૂર્વક હિંસા કરવાથી બીજું કાંઈ ફળ થતું નથી, કિન્તુ હિંસાવડે કેવળ ચૈતન્યનો દ્રોહજ સિદ્ધ થાય છે. આ રીતે પોતાના દેહોમાં રહેલા તથા પશ્વાદિના દેહોમાં રહેલા ચૈતન્યરૂપ મારો-પરમેશ્વરનો દ્વેષ કરનારા આસુર પુરુષો યજન કરે છે.

અથવા मामात्मपरदेहेषु प्रद्विषन्तः એ વચનનો આ પ્રમાણે ત્રીજો અર્થ કરવો:-आत्मदेहेषु એ શબ્દવડે પરમેશ્વરના લીલા વિગ્રહરૂપ રામ--કૃષ્ણાદિ નામવાળા દેહોનો અર્થ ગ્રહણ કરવો અને परदेहेषु એ શબ્દવડે પ્રહ્લાદ-વિભીષણાદિ નામવાળા ભક્તજનોના દેહોનો અર્થ ગ્રહણ કરવો. તેમ કરવાથી આ પ્રમાણે અર્થ સિદ્ધ થાય છેઃ મારા-પરમેશ્વરના લીલા વિગ્રહરૂપ વાસુદેવાદિ નામવાળા દેહોમાં મનુષ્યત્વબુદ્ધિરૂપ ભ્રમવડે આસુર પુરુષો હું-પરમેશ્વરવિષયક દ્વેષ કરે છે તથા પ્રહ્લાદ-વિભીષણ ઇત્યાદિ નામોવાળા ભક્તજનોના દેહોમાં સર્વદા આવિર્ભાવને પ્રાપ્ત થયેલો જે હું-પરમેશ્વર છું, તે હું-પરમેશ્વરવિષયક દ્વેષને આસુર પુરુષો કરે છે. એ વાત પૂર્વે નવમા અધ્યાયમાં अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम्० ઇત્યાદિ બે શ્લોકોવડે કથન કરી છે. તથા એ જ વાત अव्यक्तं व्यक्तिमापन्नं मन्यते मामबुद्धयः એ વચનવડે પણ પૂર્વે કહી હતી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જે પરમેશ્વરની ભક્તિવડે અધિકારી જનો પાવન થાય છે, તે પરમેશ્વરમાં આસુર પુરુષોનો દ્વેષ હોય છે. એવા દ્વેષી પુરુષોમાં મારી-પરમેશ્વરની ભક્તિ થવી અત્યંત દુર્ઘટ છે. તેથી આસુર પુરુષો કોઈ પણ પ્રકારે પાવન થતા નથી. (૧૮)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! આપ પરમેશ્વરની કૃપાવડે આસુર પુરુષોનો પણ કદાચિત્ નિસ્તાર થશે." એવી અર્જુનને શંકા થતાં "આસુર પુરુષોનો કદાચિત્ પણ નિસ્તાર થવાનો નથી" એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

શ્લોકાર્થઃ-દ્વેષ કરનારા, ક્રૂર, નરોમાં અધમ તથા નિરંતર અશુભ કર્મને કરવાવાળા આસુર પુરુષોને હું-પરમેશ્વર નરક તરફ જવાના માર્ગમાં હડસેલું છું તથા પછી તેઓને અત્યત ક્રૂર વ્યાઘ્ર સર્પાદિ યોનિઓમાં નાંખું છું. ૧૯

ટીકાઃ-હે અર્જુન! શાસ્ત્રપ્રતિપાદિત સન્માર્ગના વિરોધી આસુર પુરુષો મારો-પરમેશ્વરનો તથા સાધુજનોનો સર્વદા દ્વેષ કરનારા છે. વળી આસુર પુરુષો ક્રૂર છે, અર્થાત્ સર્વદા જીવોની

હિંસામાં જ પ્રીતિવાળા છે. આ કારણથી આસુર પુરુષો સર્વ નરોમાં અધમ છે, અર્થાત્ અત્યંત નિંદિત છે. વળી આસુર પુરુષો અશુભ છે અર્થાત્ નિરંતર શાસ્ત્રનિષિદ્ધ અશુભ કર્મો જ કરનારા છે. એવા આસુર પુરુષોને, કર્મનાં ફળનો પ્રદાતા હું–પરમેશ્વર, નરકે જવાના માર્ગોમાં ધકેલું છું અને તે આસુર પુરુષો પોતાનાં પાપકર્મોની વશતાથી નરકોમાં ઘણા કાળ સુધી અનેક પ્રકારનાં દુઃખોનો અનુભવ કરીને જ્યારે નરકમાંથી બહાર આવે છે, ત્યારે હું–પરમેશ્વર તે આસુર પુરુષોને પૂર્વની કર્મવાસનાઓને અનુસરીને વ્યાઘ્ર-સર્પાદિ અત્યંત ક્રૂર યોનિઓમાં નાંખું છું. એવા મારા–પરમેશ્વરના દ્રોહી તથા સાધુ પુરુષોના દ્રોહી આસુર પુરુષોની ઉપર મારી–પરમેશ્વરની કદાપિ કૃપા થતી નથી.

આ પ્રકારના પાપાત્મા આસુર પુરુષો નીચ યોનિઓને જ પ્રાપ્ત થાય છે, એ વાત શ્રુતિમાં પણ કહેલી છેઃ–અથ કપૂયચરણા અભ્યાશો હ યત્તે કપૂયાં યોનિમાપદ્યેરન્ શ્વયોનિં વા શૂકરયોનિં વા ચણ્ડાલયોનિં વા इति અર્થાત્–શાસ્ત્રનિષિદ્ધ પાપકર્મો કરનારા પુરુષો શીઘ્ર જ નીચ યોનિઓને પ્રાપ્ત થાય છે. કોઇવાર શ્વાનયોનિને પ્રાપ્ત થાય છે, કોઇવાર શૂકર યોનિને પ્રાપ્ત થાય છે, કોઇવાર ચાંડાલયોનિને પ્રાપ્ત થાય છે, વગેરે અનેક નીચ યોનિઓને પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે જીવોનાં પૂર્વપૂર્વ કર્મોને અનુસરીને ફળની પ્રાપ્તિ કરનારા ઈશ્વરમાં વિષમતા-દોષની તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ થતી નથી; એ વાત બ્રહ્મસૂત્રોમાં શ્રીવ્યાસ ભગવાને પણ કહેલી છેઃ वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति ॥ અર્થાત્–આ લોકમાં કોઇ પ્રાણી દુઃખી છે, કોઇ પ્રાણી ધની છે, કોઇ પ્રાણી દરિદ્રી છે, કોઈ પ્રાણી પંડિત છે, કોઇ પ્રાણી મૂર્ખ છેઃ એ પ્રકારના વિષમ જગતની ઉત્પત્તિ કરનારા ઈશ્વરમાં વિષમતાદોષની તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ અવશ્ય થવી જોઇએ; એવી શંકાને નિવૃત્ત કરવા શ્રીવ્યાસ ભગવાન્ કહે છે–પરમેશ્વર, જીવોનાં પુણ્યપાપ કર્મોની અપેક્ષાએ કરીને, આ વિષમ જગતને ઉત્પન્ન કરે છે. પુણ્ય–પાપકર્મને અનુસરીને જ કોઇ પ્રાણી સુખી હોય છે તથા કોઈ પ્રાણી દુઃખી હોય છે, તેથી પરમેશ્વરમાં વિષમતાદોષની તથા નિર્દયતાદોષની પ્રાપ્તિ થતી નથી. આ પ્રકારનો અર્થ અથ કપૂયચરણા ઇત્યાદિ શ્રુતિઓ કથન કરે છે.

એવા સર્વ જગતના કારણરૂપ અંતર્યામી પરમેશ્વર આસુર પુરુષોને કેવળ પાપકર્મ જ કરાવે છે, પણ પુણ્ય કર્મ કરાવતા નથી; કારણ કે આસુર પુરુષોમાં કેવળ પાપકર્મોનું જ બીજ વિદ્યમાન હોય છે, પણ પુણ્યકર્મોનું બીજ તેમનામાં હોતું નથી અને બીજને અનુ-સરીને જ અંકુરની ઉત્પત્તિ થાય છે, અન્ય બીજથી અન્ય અંકુરની ઉત્પત્તિ થતી નથી; જેમ કે નીંબના બીજથી નીંબના અંકુરની જ ઉત્પત્તિ થાય છે, પણ નીંબના બીજથી આમ્રના અંકુરની ઉત્પત્તિ થતી નથી. યદ્યપિ પરમેશ્વર પરમ કૃપાળુ છે, તથાપિ પરમેશ્વર આસુર પુરુષોનાં પાપોનો નાશ કરતો નથી. કારણ કે પાપોનો નાશ કરનારાં પુણ્યકર્મો આસુર પુરુ-ષોમાં નથી, તેથી પરમેશ્વર આસુર પુરુષોનાં પાપોનો નાશ કરતો નથી અને આસુર પુરુષોમાં પુણ્યકર્મો કરવાની યોગ્યતા હોતી નથી, તેથી પરમેશ્વર આસુર પુરુષોને પુણ્યકર્મો કરાવતો પણ નથી, કે જે પુણ્યકર્મોવડે તેમનાં પાપોનો નાશ થાય; કારણ કે કાર્યની ઉત્પત્તિ કરવામાં સમર્થ હોવા છતાં પણ પરમેશ્વર જે વસ્તુમાં જે કાર્યની ઉત્પત્તિની યોગ્યતા હોય છે, તે વસ્તુથી જ તે કાર્યની ઉત્પત્તિ કરે છે, અયોગ્ય વસ્તુથી તે કાર્યની ઉત્પત્તિ કરતો નથી. જેમ પાષાણોમાં યવના અંકુરની ઉત્પત્તિની યોગ્યતા હોતી નથી, તેથી પરમેશ્વર પાષાણોમાં પણ યવના અંકુરની ઉત્પત્તિ કરતો નથી, કિંતુ યવનાં બીજોમાં જ યવના અંકુરની ઉત્પત્તિ કરે છે. તેમ પુણ્યકર્મની ઉત્પત્તિને અયોગ્ય આસુર પુરુષોમાં ઈશ્વર પણ પુણ્યકર્મોને ઉત્પન્ન કરતો નથી.

જો કોઇ વાદી એમ કહે કે, કાર્ય કરવાને, ન કરવાને તથા અન્યથા કરવાને જે સમર્થ હોય, તે જ ઈશ્વર કહેવાય છે અને એવો ઈશ્વર હોવાથી પરમેશ્વર પુણ્યકર્મોને અયોગ્ય પણ આસુર પુરુષોમાં પુણ્યકર્મની યોગ્યતાને સંપાદન કરવામાં સમર્થ જ છે. આમ કહેવું યદ્યપિ સત્ય છે; તથાપિ પરમેશ્વર સત્યસંકલ્પ છે, તેથી પરમેશ્વર, જો કદાચિત્ આસુર પુરુષોમાં પુણ્યકર્મની યોગ્યતા થાય, એ પ્રકારનો સંકલ્પ કરે, તો આસુર પુરુષોમાં પુણ્યકર્મની યોગ્યતા થઈ જાય; પરંતુ પરમેશ્વર આ પ્રકારનો સંકલ્પ જ કરતો નથી, કારણ કે પરમેશ્વરની આજ્ઞારૂપ શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રનું ઉલ્લંઘન કરનારા તથા પરમેશ્વરના ભક્તોના દ્રોહી એવા દુરાત્મા આસુર પુરુષો ઉપર પરમેશ્વરની પ્રસન્નતા હોતી નથી તથા પ્રસન્નતા વિના પરમેશ્વર સંકલ્પ કેવી રીતે કરે? અર્થાત્ કદાચિત્ પણ કરે નહિ. એ વાત શ્રુતિમાં પણ કહી છે: एष ह्येव साधु कर्म कारयति तं यमुन्निनीषते एष एवासाधु कर्म कारयति तं यमधो निनीषते અર્થાત્-એ પરમેશ્વર પ્રસન્ન થઈને જે પુરુષને ઉપરના સ્વર્ગાદિ લોકોમાં લઈ જવાની ઈચ્છા કરે છે, તે પુરુષને પુણ્યકર્મ કરાવે છે; અને પરમેશ્વર અપ્રસન્ન થઈને જે પુરુષને નરકાદિ અધોલોકોમાં લઈ જવાની ઈચ્છા કરે છે, તે પુરુષને પાપકર્મ જ કરાવે છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, પરમેશ્વરની પ્રસન્નતાના કારણરૂપ પરમેશ્વરની વેદરૂપ આજ્ઞાનું પાલન જે પુરુષોમાં વિદ્યમાન છે, તે પુરુષો ઉપર પરમેશ્વરની પ્રસન્નતા થાય છે; અને જે પુરુષોમાં પરમેશ્વરની આજ્ઞાનું પાલન નથી, તે પુરુષો ઉપર પરમેશ્વરની પ્રસન્નતા હોતી નથી. કારણ વિદ્યમાન હોવાથી જ કાર્યની ઉત્પત્તિ થાય છે, પણ કારણનો અભાવ હોવાથી કાર્યની ઉત્પત્તિ થતી નથી, એ વાત લોકમાં પણ પ્રસિદ્ધ જ છે. એમાં પરમેશ્વરને વિષમતા તથા નિર્દયતા કેવી રીતે પ્રાપ્ત થશે? અર્થાત્ પ્રાપ્ત થશે નહિ. (૧૯)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! એવા આસુર પુરુષોનું પણ ક્રમે કરીને ઘણા જન્મોના અંતમાં શ્રેય થતું હોવું જોઈએ" એવી અર્જુનને શંકા થતાં, "એવા આસુર પુરુષોનું કદાચિત્ પણ શ્રેય થવાનું નથી" એ પ્રકારનો ઉત્તર શ્રીભગવાન્ કથન કરે છેઃ-

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ २० ॥**

શ્લોકાર્થઃ-હે કૌન્તેય! જે પુરુષ કદાપિ આસુરી યોનિને પ્રાપ્ત થાય છે, તે પુરુષ દરેક જન્મમાં અવિવેકી હોવાથી વેદમાર્ગને પ્રાપ્ત થતો નથી, એટલું જ નહિ, પણ તે કરતાં વધારે અધમ ગતિને પ્રાપ્ત થાય છે. ૨૦

ટીકાઃ-હે અર્જુન! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા પુરુષો જન્મો જન્મ મૂઢ થઈને અર્થાત્ તમોગુણનાં બાહુલ્યવડે વિવેકથી શૂન્ય થઈને, મને પ્રાપ્ત ન થઈને અર્થાત્ મારાથી-પરમેશ્વરથી ઉપદિષ્ટ વેદમાર્ગને પ્રાપ્ત નથી થતા, એટલું જ નહિ પણ અત્યંત નિકૃષ્ટ ગતિને પ્રાપ્ત થાય છે. અહીં मामप्राप्यैव એ વચનના અંતમાં રહેલો एव શબ્દ તિર્યક્-સ્થાવરાદિ યોનિઓમાં વેદમાર્ગની પ્રાપ્તિની અયોગ્યતાનું બોધન કરે છે, અર્થાત્ તિર્યક્-સ્થાવરાદિ યોનિઓમાં વેદમાર્ગની પ્રાપ્તિની યોગ્યતા નથી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અત્યંત તમોગુણનાં બાહુલ્યવડે આસુર પુરુષો વેદમાર્ગની પ્રાપ્તિને અયોગ્ય થઈને પૂર્વ પૂર્વ નિકૃષ્ટ યોનિઓથી ઉત્તર ઉત્તર અત્યંત નિકૃષ્ટ અધમ યોનિઓને પ્રાપ્ત થાય છે. જેમકે વ્યાઘ્રયોનિથી સર્પયોનિ નિકૃષ્ટ છે, સર્પયોનિથી પણ કીટપતંગાદિ યોનિ નિકૃષ્ટ છે, કીટપતંગાદિ યોનિથી પણ વૃક્ષાદિ યોનિ નિકૃષ્ટ છે.

અહીં યદ્યપિ माम् अप्राप्य એ વચનમાં રહેલા माम् શબ્દવડે પરમેશ્વરરૂપ 'અર્થની જ પ્રતીતિ થાય છે, તથાપિ माम् શબ્દવડે પરમેશ્વરનો અર્થ ગ્રહણ કરવો નહિ, કિન્તુ माम् શબ્દવડે પરમેશ્વરે ઉપદિષ્ટ વેદમાર્ગનો જ અર્થ ગ્રહણ કરવો. કારણ કે જે વસ્તુમાં જે અર્થ કોઈ પણ પ્રકારે પ્રાપ્ત થાય છે, તે વસ્તુવિષે જે અર્થનો નિષેધ થાય છે,' પણ સર્વ પ્રકારે અપ્રાપ્ત અર્થનો તેમાં નિષેધ થતો નથી. આસુર પુરુષોમાં પરમેશ્વરની પ્રાપ્તિની કાંઇ શંકા માત્ર પણ થતી નથી, કે જે પરમેશ્વરની પ્રાપ્તિનો अप्राप्य શબ્દવડે નિષેધ થાય. યદ્યપિ આસુર પુરુષોમાં વેદમાર્ગની પણ પ્રાપ્તિ સંભવતી નથી, તથાપિ આસુર પુરુષોમા વેદમાર્ગની પ્રાપ્તિની શંકા માત્ર કદાચિત્ થઇ શકે છે. વેદમાર્ગની પ્રાપ્તિનો જ अप्राप्य શબ્દ નિષેધ કરે છે. તેથી माम् શબ્દની લક્ષણાવૃત્તિથી પરમેશ્વરવડે ઉપદિષ્ટ વેદમાર્ગનો જ અર્થ ગ્રહણ કરવો ઉચિત છે.

કોઇ ટીકામાં તો माम् શબ્દની લક્ષણાવૃત્તિવડે પરમેશ્વરની પ્રાપ્તિના સાધનરૂપ અધિકારી મનુષ્યદેહનો અર્થ ગ્રહણ કર્યો છે. તેથી આ શ્લોકનો એ સમુદાયઅર્થ સિદ્ધ થાય છે કે, એકવાર પણ આસુરી યોનિને પ્રાપ્ત થયેલા પુરુષોને તેથી ઉત્તરોત્તર નિકૃષ્ટતર તથા નિકૃષ્ટતમ યોનિઓની જ પ્રાપ્તિ થાય છે, અને અત્યંત તમોગુણનાં બાહુલ્યવડે આસુર પુરુષોમાં નિકૃષ્ટ યોનિઓમાંથી નિવૃત્ત થવાનું સામર્થ્ય હોય નહિ; તે કારણથી જેટલા કાળ સૂધી અધિકારી મનુષ્યદેહની પ્રાપ્તિ છે, તેટલા કાળ સૂધી, મહાન્ પ્રયત્ન કરીને, પરમ નિકૃષ્ટ આસુરી સંપદાઓને નિવૃત્ત કરવા વાસ્તે, શીઘ્ર જ શ્રેયની ઇચ્છાવાળા પુરુષોએ યથાશક્તિ-પરિમાણ દૈવી સંપદાઓનું સંપાદન કરવું જો કદાચિત્ આસુરી સંપદાઓને નિવૃત્ત કરવાને વાસ્તે પુરુષ દૈવી સંપદાઓનું સંપાદન ન કરે, તો આસુરી સંપદાઓની વશતાથી ,વ્યાઘ્ર-સર્પાદિ નીચ દેહોની પ્રાપ્તિ થયા પછી, શ્રેયના સાધનોનું અનુષ્ઠાન કરવામાં અયોગ્ય થવાથી, તે પુરુષનો કદાચિત્ પણ નિસ્તાર થતો નથી. એ પ્રમાણે પુરુષ મહાન્ સંકટોને પ્રાપ્ત થાય છે. એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છે -इहैव नरकव्याधेश्चिकित्सां न करोति यः। गत्वा निरौषधं स्थानं सरुजः किं करिष्यति ॥ અર્થાત્-આસુરી સંપતરૂપ નિમિત્તે કરીને ઉત્પન્ન થનારી નરકરૂપ વ્યાધિથી નિવૃત્ત કરનારી દૈવી સંપતરૂપ ચિકિત્સાને, જે પુરુષ, અધિકારી મનુષ્યશરીરમાં કરતો નથી, તે રોગી પુરુષ, દૈવી સંપદ્રૂપ ઔષધથી રહિત સ્થાનમાં જઇને, નરકરૂપ વ્યાધિને નિવૃત્ત કરવાને શું ઉપાય કરશે ? અર્થાત્ ત્યાં કાંઇ પણ ઉપાય કરી શકશે નહિ. (૨૦)

અવતરણિકાઃ-"હે ભગવન્ ! दंभो दर्पोऽभिमानश्च ઇત્યાદિ વચનોવડે પૂર્વે આપે કથન કરેલી આસુર સંપત્ અનેક પ્રકારની છે. તેથી સર્વ આસુર સંપતને, પોતાના આયુષની સમાપ્તિ-પર્યંત પ્રયત્ન કરીને પણ, પુરુષ નિવૃત્ત કરવાને અશક્ત છે" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ આસુર સંપતનું સંક્ષેપે કરી કથન કરે છેઃ-

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥**

શ્લોકાર્થઃ-આ પુરુષને અધમ યોનિની પ્રાપ્તિ કરનારાં ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે, જેવાં કે કામ, ક્રોધ તથા લોભ; માટે આ ત્રણે દ્વારોનો પરિત્યાગ કરવો જોઈએ. ૨૧

ટીકા-હે અર્જુન ! નરકની પ્રાપ્તિનું દ્વાર એટલે સાધન ત્રણ પ્રકારનું છે. એ ત્રણ પ્રકારનું દ્વાર જ પૂર્વોક્ત સર્વ આસુર સંપતનું મૂળભૂત છે તથા આત્માનો નાશ કરનારું છે;

અર્થાત્ ધર્મ મોક્ષાદિ સર્વ પુરુષાર્થોની અયોગ્યતાનું સંપાદન કરીને પુરુષોને અત્યંત અધમ યોનિઓની પ્રાપ્તિ કરનારું છે.

**અર્જુનની શંકા:**–આ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર કયું છે?

**શ્રીભગવાને કરેલું સમાધાન**–'काम क्रोधस्तथा लोभः इति–હે અર્જુન! કામ-ક્રોધ-લોભ એ ત્રણે પુરુષને નરકની પ્રાપ્તિ કરનારા છે તથા વ્યાઘ્ર-સર્પ-કીટ-પતંગ-વૃક્ષ ઇત્યાદિ અત્યંત અધમ યોનિઓની પ્રાપ્તિ કરનારા છે અને એ ત્રણે પ્રાપ્ત થયા પછી જ પુરુષને સર્વ આસુર સંપત્ પ્રાપ્ત થાય છે. હે અર્જુન! કામ-ક્રોધ-લોભ એ ત્રણે પુરુષને સર્વ અનર્થોના મૂળભૂત છે, માટે અધિકારી પુરુષે એ ત્રણેનો અવશ્ય પરિત્યાગ કરવો. એ ત્રણેના પરિત્યાગવડે જ પૂર્વોક્ત સર્વ આસુર સંપતનો પરિત્યાગ થાય છે. ચિત્તમાં ઉત્પન્ન થયેલા કામ-ક્રોધ-લોભનું જે અનર્થમાં પ્રવૃત્તિરૂપ કાર્ય છે, તે કાર્યનો વિવેકવડે જે પ્રતિબંધ છે તથા તે પછી તે કામાદિની જે અનુત્પત્તિ છે, એ જ કામાદિનો પરિત્યાગ છે. કામ-ક્રોધ-લોભ એ ત્રણેનું સ્વરૂપ આ અધ્યાયમાં પૂર્વે કહેવામાં આવ્યું છે. (૨૧)

**અવતરણિકા:**–"હે ભગવન્! કામ-ક્રોધ-લોભ એ ત્રણેનો ત્યાગ કરનારા પુરુષને શું ફળ પ્રાપ્ત થાય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છે—

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

**શ્લોકાર્થ**–હે કૌન્તેય! નરકના દ્વારભૂત કામ, ક્રોધ તથા લોભ આ ત્રણેનો જેણે પરિત્યાગ કર્યો છે, તે જ પુરુષ પોતાના શ્રેયને સિદ્ધ કરે છે તથા તેથી પરમગતિને પ્રાપ્ત થાય છે. ૨૨

**ટીકા:**–હે અર્જુન! નરકની પ્રાપ્તિનાં સાધનભૂત તથા અત્યંત અધમ યોનિની પ્રાપ્તિનાં સાધનભૂત કામ-ક્રોધ-લોભ એ ત્રણેથી રહિત થયેલો પુરુષ પોતાના શ્રેયને જ સિદ્ધ કરે છે, અર્થાત્ અધિકારી પુરુષની પ્રત્યે વેદ ભગવાને હિતરૂપ વિધાન કરેલા ભગવત્ ભજનાદિ અર્થોનું જ પુરુષ અનુષ્ઠાન કરે છે. હે અર્જુન! કામ-ક્રોધ-લોભ એ ત્રણેના પરિત્યાગની પૂર્વે કામાદિવડે પ્રતિબદ્ધ થયેલો પુરુષ પોતાના શ્રેયને સિદ્ધ કરતો નથી, કે જેથી એ પુરુષને મોક્ષરૂપ પુરુષાર્થની પ્રાપ્તિ થાય, પરંતુ ઉલટો પુરુષ પોતાના અશ્રેયને જ સંપાદન કરે છે, જેથી તે પુરુષ નરકમાં જ પડે છે. ત્યારે કામ-ક્રોધાદિરૂપ પ્રતિબંધથી રહિત થયેલો પુરુષ પોતાના અશ્રેયને સંપાદન કરતો નથી, કિન્તુ પોતાના શ્રેયને જ સંપાદન કરે છે આ શ્રેયના સંપાદનથી આ લોકનાં સુખોનો અનુભવ કરીને અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા મોક્ષરૂપ પરમગતિને અધિકારી પુરુષ પ્રાપ્ત થાય છે. તેથી મોક્ષની ઇચ્છાવાળા અધિકારી પુરુષોએ કામાદિ ત્રણેનો અવશ્ય પરિત્યાગ કરવો (૨૨)

**અવતરણિકા:**–અશ્રેયનું નહિ આચરણ કરવાનું તથા શ્રેયનું આચરણ કરવાનું, તેમાં કેવળ શાસ્ત્ર જ નિમિત્ત છે. કારણ કે અશ્રેયનું નહિ આચરણ તથા શ્રેયનું આચરણ એ બન્ને કેવળ શાસ્ત્રપ્રમાણવડે જ જાણવામાં આવે છે, અન્ય કોઇ પ્રમાણવડે જાણવામાં આવતા નથી, માટે શાસ્ત્રનો પરિત્યાગ કરીને પોતાની ઇચ્છાપૂર્વક વર્તનારો પુરુષ કોઇ પણ પુરુષાર્થને પ્રાપ્ત થતો નથી, આ અર્થ હવે શ્રીભગવાન્ કહે છે—

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ ।**
**ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્ ॥ ૨૩ ॥**

શ્લોકાર્થ:-જે પુરુષ શાસ્ત્રવિધિને પરિત્યાગ કરી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે પુરુષ અંતઃકરણની શુદ્ધિને પણ પ્રાપ્ત થતો નથી, આ લોકના સુખને પ્રાપ્ત થતો નથી, તેમ સ્વર્ગમોક્ષરૂપ ઉત્કૃષ્ટ ગતિને પણ પ્રાપ્ત થતો નથી. ૨૩

ટીકા:-હે અર્જુન ! અધિકારી જનોની પ્રત્યે અપૂર્વ અર્થને બોધ જેણે કર્યો છે, તે શાસ્ત્ર કહેવાય છે. એવા શાસ્ત્રરૂપ ઋગાદિ ચાર વેદો છે તથા તે વેદનાં અનુસારી સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, સૂત્ર ઇત્યાદિ પણ શાસ્ત્રરૂપ જ છે. આ શાસ્ત્રની પણ વિધિ છે, અર્થાત્ અધિકારી પુરુષે આ કાર્ય કરવું અને પેલું કાર્ય ન કરવું, એ પ્રકારના કર્તવ્ય-અકર્તવ્ય જ્ઞાનના હેતુભૂત પ્રવર્ત્તક-નિવર્ત્તક વિધિનિષેધવચનો હોય છે. તેમાં अहरहः संध्यामुपासीत અર્થાત્ ત્રૈવર્ણિક પુરુષે દરરોજ સંધ્યા કરવી, ઇત્યાદિ વચનો વિધિવચન કહેવાય છે; અને परदारान् गच्छेत् અર્થાત્ પુરુષે પરસ્ત્રીની સાથે મૈથુન કરવું નહિ, ઇત્યાદિ વચનો નિષેધવચન કહેવાય છે; એવી શાસ્ત્રવિધિને અશ્રદ્ધાવડે પરિત્યાગ કરીને જે પુરુષ માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તે છે, અર્થાત્ જે પુરુષ શાસ્ત્રવિહિત કર્મ પણ કરતો નથી તથા શાસ્ત્રનિષિદ્ધ કર્મ જ કરે છે, તે શાસ્ત્રવિધિને પરિત્યાગ કરનારો પુરુષ પુરુષાર્થની પ્રાપ્તિની યોગ્યતારૂપ અંતઃકરણની શુદ્ધિને, કર્મોને કરવા છતાં પણ, પ્રાપ્ત થતો નથી. આ પુરુષ આ લોકનાં સુખને પણ પ્રાપ્ત થતો નથી તથા સ્વર્ગરૂપ ઉત્કૃષ્ટ ગતિને અથવા મોક્ષરૂપ ઉત્કૃષ્ટ ગતિને પણ પ્રાપ્ત થતો નથી. કિન્તુ શાસ્ત્રની વિધિનું ઉલ્લંઘન કરનારો પુરુષ સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થાય છે.

અહીં शास्त्रविधिं એ વચનમાં ભગવાને જે વિધિ શબ્દ કહેલો છે, તે તે વિધિનિષેધવચનોથી અતિરિક્ત પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનાં પ્રતિપાદક "तत्त्वमसि-अहं ब्रह्मास्मि ઇત્યાદિ વેદાંતવચનો પણ શાસ્ત્રરૂપ જ છે" એ અર્થનું સૂચન કરવા માટે કથન કર્યો છે. (૨૩)

અવતરણિકા:-શાસ્ત્રથી વિમુખ થઇને પોતાની ઇચ્છાપૂર્વક પ્રવૃત્ત થનારા પુરુષો સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થાય છે, તે માટે અધિકારી પુરુષોએ શાસ્ત્રની વિધિવડે જ કર્મો કરવાં. આ અર્થનું કથન કરતાં શ્રીભગવાન્ આ સોળમા અધ્યાયનો ઉપસંહાર કરે છેઃ—

**તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ।**
**જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તં કર્મ કર્તુમિહાર્હસિ ॥ ૨૪ ॥**

શ્લોકાર્થ:-માટે તને-અર્જુનને કાર્યની તથા અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ પ્રમાણ છે, માટે કર્મના અધિકારયુક્ત ભૂમિમાં શાસ્ત્રના વિધાનવડે કથન કરાયલાં કર્મને જાણી, તું યુદ્ધાદિ કર્મ કરવા યોગ્ય છે. ૨૪

ટીકા.-હે અર્જુન ! શાસ્ત્રવિધિને પરિત્યાગ કરી, પોતાની ઇચ્છાપૂર્વક વર્ત્તનાર પુરુષ આ લોકના તથા પરલોકના સર્વ પુરુષાર્થોને અયોગ્ય હોય છે, માટે શ્રેયની ઇચ્છાવાળા તને-અર્જુનને કાર્ય-અકાર્યની વ્યવસ્થામાં કેવળ શાસ્ત્ર જ પ્રમાણરૂપ છે, અર્થાત્ "મારે શું કરવા યોગ્ય છે અને શું નહિ કરવા યોગ્ય છે" એ પ્રકારની કર્ત્તવ્ય-અકર્ત્તવ્ય અર્થની વ્યવસ્થામાં શ્રુતિ-સ્મૃતિ-પુરાણ-ઇતિહાસાદિરૂપ શાસ્ત્રપ્રમાણ જ બોધક છે, પણ પોતાની બુદ્ધિ તથા વૃદ્ધાદિનાં વાક્યો આ વ્યવસ્થામાં પ્રમાણરૂપ નથી. તેથી કર્મની અધિકારભૂમિમાં, "આ પુરુષે

આ કર્મ કરવું અને પેલું કર્મ ન કરવું" એ પ્રકારનાં પ્રવર્ત્તક-નિવર્ત્તકરૂપ શાસ્ત્રનાં વિધાને કથન કરેલાં વિહિત-પ્રતિષિદ્ધ કર્મોને સારી રીતે જાણી, શાસ્ત્રનિષિદ્ધ કર્મનો પરિત્યાગ કરી, પોતાના અંતઃકરણની શુદ્ધિ પર્યંત, શાસ્ત્રવિહિત પોતાનાં યુદ્ધાદિ કર્મો જ કરવાને તું યોગ્ય છે.

આ સોળમા અધ્યાયમાં શ્રીભગવાને આ પ્રમાણે અર્થ કથન કર્યોઃ પૂર્વોક્ત દંભદર્પાદિ સર્વ આસુર સંપતના મૂળભૂત, સર્વ અશ્રેયની પ્રાપ્તિ કરનારા તથા સર્વ શ્રેયના પ્રતિબંધક એવા કામ-ક્રોધ-લોભ એ ત્રણ મહાન્ દોષોનો પરિત્યાગ કરી, શ્રેયની પ્રાપ્તિની ઇચ્છાવાળા અધિકારી પુરુષે અત્યન્ત શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રશ્રવણપરાયણ થવું તથા શાસ્ત્રોપદિષ્ટ અર્થને અનુષ્ઠાનપરાયણ થવું; એ અર્થનો શ્રીભગવાને, દૈવી સંપત્ તથા આસુરી સંપત્, એ બે સંપ્રદાયોનું ભિન્ન ભિન્ન કથન કરીને, નિર્ણય કર્યો. (૨૪)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "દૈવાસુરસંપદ્વિભાગયોગ" નામના ષોડશ અધ્યાય ઉપર શ્રીચિદ્ઘનાનંદ સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# સપ્તદશ અધ્યાય



## શ્રદ્ધાત્રયવિભાગયોગ



અવતરણિકાઃ-કર્મનું અનુષ્ઠાન કરનારા પુરુષો ત્રણ પ્રકારના હોય છે. કેટલાક પુરુષો, શાસ્ત્રની વિધિને જાણીને પણ અશ્રદ્ધારૂપ દોષથી શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી, માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે, યત્કિંચિત્ કર્મોનું અનુષ્ઠાન કરે છે, એવા પુરુષો સર્વ પુરુષાર્થોને અયોગ્ય હોવાથી આસુર કહેવાય છે. કેટલાક પુરુષો, શાસ્ત્રની વિધિને જાણીને અત્યન્ત શ્રદ્ધાવાન્ થઇ, શાસ્ત્રવિધિને અનુસરીને જ નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરી, શાસ્ત્રવિહિત કર્મોનું અનુષ્ઠાન કરે છે, એવા પુરુષો સર્વ પુરુષાર્થોને યોગ્ય હોવાથી દેવ કહેવાય છે. એ અર્થનો પૂર્વે સોળમા અધ્યાયના અંતમાં નિર્ણય કર્યો. જે પુરુષો, આલસ્યાદિ દોષની વશતાથી શાસ્ત્રની વિધિનો પરિત્યાગ કરી, પોતાના પિતા-પિતામહાદિ વૃદ્ધ પુરુષોના માત્ર વ્યવહારે કરીને શ્રદ્ધાપૂર્વક નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરી, વિહિત કર્મોનું અનુષ્ઠાન કરે છે, તે પુરુષોમાં અસુરોનો ધર્મ ઘટે છે તથા દેવતાઓનો ધર્મ પણ ઘટે છે. શાસ્ત્રની વિધિનો પરિત્યાગ કરવો, એ અસુરોનો ધર્મ તેમનામાં ઘટે છે. એ પ્રમાણે અસુરોના ધર્મે કરીને તથા દેવતાઓના ધર્મે કરીને યુક્ત થયેલા પુરુષો શું અસુરોમાં અંતર્ભૂત છે? અથવા શું દેવતાઓમાં અંતર્ભૂત છે? એ પ્રમાણે બન્ને કર્મોનાં દર્શનથી તથા એક કોટિક નિશ્ચય કરાવનાર અર્થના દર્શનથી સંશયને પ્રાપ્ત થયેલો અર્જુન શ્રીભગવાનની પ્રત્યે પ્રશ્ન કરે છેઃ-

**अर्जुन उवाच—ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥**

શ્લોકાર્થઃ-અર્જુન કહે છેઃ-હે કૃષ્ણ! જે પુરુષ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી, શ્રદ્ધાવડે યુક્ત થઈ દેવપૂજનાદિક કરે છે, તે પુરુષની વળી કેવા પ્રકારની નિષ્ઠા હોય છે? સાત્વિકી હોય છે કે રાજસી હોય છે કે તામસી હોય છે? ૧

ટીકાઃ-હે કૃષ્ણ અર્થાત્ હે સત્ય આનંદરૂપ! જેમ દેવતા પુરુષો શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રને અનુસરનારા હોય છે, તેમ શાસ્ત્રને નહિ અનુસરનારા પુરુષો શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રની વિધિનો આલસ્યાદિ દોષની વશતાથી પરિત્યાગ કરી વર્તે છે. અને જેમ આસુર પુરુષો શ્રદ્ધાથી રહિત હોય છે તેમ જે પુરુષો શ્રદ્ધાથી રહિત નથી, કિન્તુ જે પુરુષો પોતાના પિતા-પિતામહાદિ વૃદ્ધ પુરુષોનાં વ્યવહારના અનુસરણ માત્રથી શ્રદ્ધાવડે યુક્ત થયેલા છે; એ પ્રમાણે આલસ્યાદિ દોષની વશતાથી શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને તથા પોતાના વૃદ્ધ પુરુષોના વ્યવહારના અનુસરણમાત્રથી શ્રદ્ધાવડે યુક્ત થયેલા જે પુરુષો દેવ-પૂજનાદિ કર્મો કરે છે, તે પુરુષોની કયા પ્રકારની નિષ્ઠા છે? અર્થાત્ શાસ્ત્રવિધિની ઉપેક્ષા પણ માત્ર વૃદ્ધ વ્યવહારથી રહેલી શ્રદ્ધા એ બન્નેવડે જે પુરુષો પૂર્વકથિતોક્ત દેવ-આસુર પુરુષોથી વિલક્ષણ છે, તે પુરુષોની, શાસ્ત્રવિધિની અપેક્ષાથી રહિત શ્રદ્ધાપૂર્વક દેવ-પૂજનાદિરૂપ ક્રિયાની વ્યવસ્થિતિ કયા પ્રકારની છે? સાત્વિકી છે કે રાજસી કે તામસી છે? તે પુરુષોની નિષ્ઠા જો કદાચિત્ સાત્ત્વિકી હોય તો સાત્ત્વિક સ્વભાવવાળા હોવાથી તે પુરુષો દેવતા જ હોવા જોઈએ; અને તે પુરુષોની નિષ્ઠા જો કદાચિત્ રાજસી-તામસી હોય તો રાજસ-તામસ સ્વભાવવાળા હોવાથી તે પુરુષો અસુર જ હોવા જોઈએ.

અહીં सत्त्वम् એ શબ્દવડે અર્જુને સંશયની એક કોટિ કથન કરી છે; અને रजस्तमः એ શબ્દવડે સંશયની બીજી કોટિ કથન કરી છે. આ વિભાગ જણાવવાને વાસ્તે તે બન્નેની મધ્યમાં आहो એ શબ્દનું કથન કર્યું છે, તેથી સાત્ત્વિકી, રાજસી, તામસી એ ત્રણ કોટિ અહીં ગ્રહણ કરવી નહિ. (૧)

અવતરણિકા-શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને શ્રદ્ધાપૂર્વક દેવપૂજનાદિ કર્મો કરનારા પુરુષો શ્રદ્ધાના ભેદે કરીને ભેદવાળા જ હોય છે. સાત્ત્વિકી શ્રદ્ધાવડે યુક્ત પુરુષો દેવ કહેવાય છે. એવા સાત્ત્વિક શ્રદ્ધાવાળા દેવ પુરુષો શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રોક્ત સાધનોવિષે અધિકારી ભાવને પ્રાપ્ત થાય છે તથા સાધનોથી ઉત્પન્ન થતા ફળને પણ પ્રાપ્ત થાય છે. રાજસી શ્રદ્ધાવડે તથા તામસી શ્રદ્ધાવડે યુક્ત પુરુષો અસુર કહેવાય છે. એવા અસુર પુરુષો શાસ્ત્રોક્ત સાધનોમાં અધિકારી ભાવને પ્રાપ્ત થતા નથી, તથા સાધનોથી ઉત્પન્ન થતા ફળને પણ પ્રાપ્ત થતા નથી; એ પ્રકારના વિવેકે કરીને, અર્જુનની શંકાને નિવૃત્ત કરવાની ઈચ્છાવાળા શ્રીભગવાન્ તે શ્રદ્ધાના ભેદનુ કથન કરે છેઃ—

**श्रीभगवानुवाच-त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥**

શ્લોકાર્થઃ-શ્રીભગવાન્ કહે છે-દેહાભિમાનવાળા પુરુષની સ્વભાવજન્ય શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી તથા તામસી-આ ત્રણ પ્રકારની જ થાય છે; આ શ્રદ્ધાને તું શ્રવણ કર. ૨

ટીકાઃ-હે અર્જુન! જે શ્રદ્ધાવડે યુક્ત થયેલાં પ્રાણી, શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી, દેવપૂજનાદિ કર્મો કરનારા દેહાભિમાની પુરુષોની સ્વભાવજન્ય શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. જન્માન્તરોમાં સંપાદન કરેલા ધર્માધર્મ આદિના જે સંસ્કારોએ આ જન્મનો આરંભ કર્યો

છે, તે સંસ્કારોનું નામ સ્વભાવ છે. જીવોનો સ્વભાવ સાત્ત્વિક-રાજસ-તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારનો હોય છે. ત્રણ પ્રકારના સ્વભાવવડે ઉત્પન્ન થયેલી શ્રદ્ધા પણ સાત્ત્વિકી-રાજસી-તામસી એ ભેદે કરીને ત્રણ પ્રકારની જ હોય છે; કારણ કે લોકમાં જે જે કાર્ય થાય છે તે તે કાર્ય પોતાના કારણના સરખું ( સદશ ) જ હોય છે; કારણથી વિલક્ષણ કાર્ય હોતું નથી. સાત્ત્વિકસ્વભાવજન્ય શ્રદ્ધા સાત્ત્વિકી શ્રદ્ધા કહેવાય છે; રાજસસ્વભાવજન્ય શ્રદ્ધા રાજસી કહેવાય છે અને તામસસ્વભાવજન્ય શ્રદ્ધા તામસી શ્રદ્ધા કહેવાય છે. એ પ્રમાણે સંસ્કારરૂપ સ્વભાવના ત્રિવિધપણાવડે શ્રદ્ધા પણ ત્રણ પ્રકારની જ હોય છે.

અહીં राजसी चैव એ વચનમાં રહેલા च-एव એ બે શબ્દોમાં પ્રથમ च શબ્દવડે શ્રીભગવાને એ અર્થનું બોધન કર્યું છે કે, આરંભ થયેલા જન્મમાં કેવળ શાસ્ત્રના સંસ્કારવડે જ ઉત્પન્ન થયેલી વિદ્વાન્ પુરુષોની શ્રદ્ધા, કારણની એકરૂપતાએ કરીને એક સાત્ત્વિકીરૂપ જ હોય છે, પણ રાજસીરૂપ તથા તામસીરૂપ હોતી નથી. બીજા एव શબ્દવડે શ્રીભગવાને એ અર્થનું બોધન કર્યું છે કે, શાસ્ત્રની અપેક્ષાથી રહિત, પ્રાણીમાત્રવિષે સાધારણ તથા પૂર્વોક્ત સ્વભાવવડે ઉત્પન્ન થયેલી શ્રદ્ધા જ સ્વભાવના ત્રિવિધપણાવડે ત્રણ પ્રકારની હોય છે. तामसी च એ વચનમાં રહેલો चકાર તે ત્રણે પ્રકારોનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે.

હે અર્જુન ! પૂર્વજન્મની વાસનારૂપ સ્વભાવનો અભિભવ કરનારું શાસ્ત્રજન્ય વિવેકવિજ્ઞાન, શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરનારા પુરુષોને નથી; માટે પૂર્વ વાસનારૂપ સ્વભાવની વશતાથી પુરુષોની શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે; આ ત્રણ પ્રકારની શ્રદ્ધાને તું શ્રવણ કર. આ શ્રદ્ધાનું શ્રવણ કરવાથી પુરુષોવિષેના દેવભાવનો અથવા આસુરભાવનો નિશ્ચય તું પોતાની મેળે જ કરીશ. (૨)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકવિષે, અંતઃકરણમાં રહેલી પૂર્વજન્મની વાસનારૂપ નિમિત્ત કારણની વિચિત્રતાવડે શ્રદ્ધાની વિચિત્રતા કહી. હવે, શ્રીભગવાન્ શ્રદ્ધાના ઉપાદાન કારણરૂપ અંતઃકરણની વિચિત્રતાવડે પણ શ્રદ્ધાની વિચિત્રતાનું કથન કરે છેઃ—

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-હે ભારત ! સર્વ પ્રાણીમાત્રને પોતાના અંતઃકરણને અનુસાર શ્રદ્ધા હોય છે. આ પુરુષ શ્રદ્ધામય હોય છે, તેથી જે પુરુષ જે શ્રદ્ધાવાળો હોય છે તે પુરુષ તે સદશ જ થાય છે. ૩

ટીકાઃ-હે અર્જુન ! જેમનામાં સત્ત્વગુણ પ્રધાન છે એવા ત્રિગુણાત્મક અપંચીકૃત પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલું અંતઃકરણ પ્રકાશસ્વભાવવાળું હોવાથી 'સત્ત્વ' કહેવાય છે. તે અંતઃકરણ કોઈ શરીરમાં તો ઉદ્‌ભૂત સત્ત્વગુણવાળું જ હોય છેઃ જેવું કે દેવતાઓનું અંતઃકરણ છે. કોઇ શરીરમાં તો તે અંતઃકરણ રજોગુણવડે અભિભૂત સત્ત્વગુણવાળું હોય છેઃ જેવું કે યક્ષાદિનું અંતઃકરણ છે અને કોઇ શરીરમાં તે અંતઃકરણ તમોગુણવડે અભિભૂત સત્ત્વગુણવાળું હોય છેઃ જેવું કે ભૂત-પ્રેતાદિનું અંતઃકરણ છે. મનુષ્યનું અંતઃકરણ બહુધા વ્યામિશ્રિત જ હોય છે. પણ મનુષ્યોનું અંતઃકરણ શાસ્ત્રજન્ય વિવેકજ્ઞાનવડે, રજો-તમો-ગુણના અભિભવવડે ઉદ્‌ભૂત સત્ત્વગુણવાળું કરવામાં આવે છે. જે પુરુષો શાસ્ત્રજન્ય વિવેકજ્ઞાનથી શૂન્ય છે, તે સર્વ પ્રાણીમાત્રની પોતપોતાનાં અંતઃકરણને અનુસાર જ શ્રદ્ધા હોય છે, અર્થાત્ અંતઃકર-

ણની વિચિત્રતાથી પ્રાણીઓની શ્રદ્ધા પણ વિચિત્ર જ હોય છે. જેમાં સત્ત્વગુણ પ્રધાન છે એવાં અંતઃકરણોમાં સાત્ત્વિકી શ્રદ્ધા થાય છે, જેમાં રજોગુણ પ્રધાન હોય છે એવાં અંતઃકરણોમાં રાજસી શ્રદ્ધા થાય છે અને જેમાં તમોગુણ પ્રધાન હોય છે એવાં અંતઃકરણોમાં તામસી શ્રદ્ધા થાય છે.

હે અર્જુન! પુરુષોની નિષ્ઠા કયા પ્રકારની હોય છે? એવો જે પ્રશ્ન પૂર્વે તેં કર્યો હતો, તે પ્રશ્નનો ઉત્તર હવે તું શ્રવણ કર. શાસ્ત્રજન્ય જ્ઞાનથી રહિત તથા કર્મનો અધિકારી ત્રિગુણાત્મક અંતઃકરણવિશિષ્ટ પુરુષ શ્રદ્ધામય હોય છે. જેનામાં શ્રદ્ધાનું બાહુલ્ય હોય છે તે શ્રદ્ધામય કહેવાય છે: જેમકે અન્નના બાહુલ્યવાળા યજ્ઞને અન્નમય યજ્ઞ કહે છે શ્રદ્ધામય થવાથી જ જે પુરુષ જે શ્રદ્ધાવાળો છે, અર્થાત્ જે પુરુષ જે સાત્ત્વિકી શ્રદ્ધાવાળો છે, રાજસી શ્રદ્ધાવાળો છે અથવા તામસી શ્રદ્ધાવાળો છે, તે પુરુષ તે પોતાની શ્રદ્ધાને અનુસરીને જ સાત્વિક કહેવાય છે અથવા રાજસ કહેવાય છે અથવા તામસ કહેવાય છે. તેથી એ પુરુષની શ્રદ્ધાવડે જ તે નિષ્ઠા જાણવામાં આવે છે.

મહાન્ ભરતકુળમાં જે ઉત્પન્ન થયેલો હોય તેનું નામ ભારત છે અથવા શાસ્ત્રજન્ય જ્ઞાનનું નામ भा છે, તેના વિષે જે પ્રીતિવાળો હોય તેનું નામ ભારત છે. આ भारत સંબોધનવડે શ્રીભગવાને અર્જુનમાં શુદ્ધ સાત્ત્વિકપણાનું સૂચન કર્યું છે. (૩)

અવતરણિકા:-અર્જુન પૂછે છેઃ-"હે ભગવન્! પુરુષની શ્રદ્ધા જ પુરુષની નિષ્ઠાને દર્શાવે છે, એવું વચન પૂર્વે આપે કહ્યું તે સત્ય છે; પરંતુ શ્રદ્ધા પોતે અજ્ઞાત હોવાથી નિષ્ઠાને જણાવશે નહિ; કિન્તુ પોતે જ્ઞાત થયેલી તે શ્રદ્ધા જ તે નિષ્ઠાને જણાવશે, તેથી એ પુરુષની તે શ્રદ્ધા કયા ઉપાયે કરીને જાણવામાં આવે?"

શ્રીકૃષ્ણ કહે છે કે, "દેવપૂજનાદિ કાર્યરૂપ લિંગવડે શ્રદ્ધાનું અનુમાન કરવામાં આવે છે."

**यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥**

શ્લોકાર્થ:-જે પુરુષો દેવતાઓનું પૂજન કરે છે તે પુરુષોને સાત્ત્વિક જાણવા, જે પુરુષો યક્ષરાક્ષસનું પૂજન કરે છે તે પુરુષોને રાજસ જાણવા, તથા જે પુરુષો પ્રેતોનું અને ભૂતગણોનું પૂજન કરે છે તે અન્ય પુરુષોને તામસ જાણવા. ૪

ટીકા:-હે અર્જુન! શાસ્ત્રજન્ય વિવેકજ્ઞાનથી રહિત જે પુરુષો સ્વભાવજન્ય શ્રદ્ધાવડે વસુ-રુદ્રાદિ સાત્ત્વિક દેવતાઓનું પૂજન કરે છે, તે સર્વ પુરુષોને સાત્ત્વિક જાણવા; શાસ્ત્રજન્ય વિવેક જ્ઞાનથી રહિત જે પુરુષો સ્વભાવજન્ય શ્રદ્ધાવડે રજોગુણવાળા કુબેરાદિ યક્ષોનું તથા નૈઋતાદિ રાક્ષસોનું પૂજન કરે છે, તે સર્વ પુરુષોને રાજસ જાણવા અને શાસ્ત્રજન્ય વિવેકજ્ઞાનથી રહિત જે પુરુષો સ્વભાવજન્ય શ્રદ્ધાવડે તમોગુણવાળા પ્રેતોનું તથા ભૂતગણોનું પૂજન કરે છે, તે સર્વ પુરુષોને તામસ જાણવા.

જે બ્રાહ્મણાદિ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે, તે બ્રાહ્મણાદિના શરીરનો પાત થયા પછી વાયુમય દેહને પ્રાપ્ત થઈને ઉલ્કામુખ-કટ-પૂતનાદિ નામવાળાં પ્રેત થાય છે; અથવા પિશાચવિશેષ પણ પ્રેત કહેવાય છે. સપ્તમાતૃક આદિનું નામ ભૂતગણ છે. અહીં भूतगणांश्चान्ये એ વચનના અંતમાં રહેલા अन्य શબ્દનો सात्त्विकाः राजसाः तामसाः એ ત્રણે શબ્દોની સાથે સંબંધ કરવો. તેમ કરવાથી સાત્ત્વિક, રાજસ, તામસ એ ત્રણ પ્રકારના પુરુષોમાં પરસ્પર વિલક્ષણતા સિદ્ધ થાય છે. (૪)

અવતરણિકાઃ-એ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રનો પરિત્યાગ કરનારા પુરુષોની સાત્ત્વિકાદિરૂપ નિષ્ઠા, દેવપૂજનાદિ કાર્યથી નિર્ણય કરી, તેમાં, કોઇ રાજસ-તામસ પુરુષ પણ પૂર્વનાં કોઇ પુણ્યકર્મના પરિપાકથી સાત્ત્વિક થઇને શાસ્ત્રોક્ત સાધનોમાં અધિકારીપણાને પ્રાપ્ત થાય છે; અને જે પુરુષો પોતાના દુરાગ્રહવડે તથા પૂર્વનાં કોઇ પાપકર્મના પરિપાકથી પ્રાપ્ત થયેલા દુર્જનસંગાદિ દોષોવડે રાજસ-તામસ ભાવનો પરિત્યાગ કરતા નથી, તે પુરુષો શાસ્ત્રપ્રતિપાદિત સન્માર્ગથી ભ્રષ્ટ થઇને શાસ્ત્રનિષિદ્ધ અસન્માર્ગના અનુસરણવડે, આ લોકમાં તથા પરલોકમાં કેવળ દુઃખના જ ભોગી થાય છેઃ આ અર્થનું હવે શ્રીભગવાન્ બે શ્લોકોવડે પ્રતિપાદન કરે છે.—

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

શ્લોકાર્થઃ-જે પુરુષ અશાસ્ત્રવિહિત ઘોર તપ કરે છે, દંભવડે અને અહંકારવડે સંયુક્ત છે, કામવડે, રાગવડે તથા બળવડે યુક્ત છે, શરીરમાં રહેલા ભૂતોના સમૂહને કૃશ કરે છે તથા અંતર શરીરમાં રહેલા મને-પરમેશ્વરને પણ કૃશ કરે છે, તેમ જ જેઓ વિવેકથી રહિત છે, તે પુરુષોને તું આસુર નિશ્ચયવાળા જ જાણ. ૫-૬

ટીકાઃ-હે અર્જુન! ઋગાદિ વેદોનું નામ શાસ્ત્ર છે. તે વેદરૂપ શાસ્ત્ર કેટલુંક અત્યારના કાળમાં પઠન-પાઠન કરવામાં પ્રસિદ્ધ છે તે તો પ્રત્યક્ષ છે, અને જે વેદનો ભાગ અત્યારના કાળમાં ક્યાંય પણ પઠન-પાઠન કરવામાં પ્રસિદ્ધ નથી, તે વેદના ભાગનું સ્મૃત્યાદિમાં કથન કરેલા અર્થના મૂળરૂપે કરીને અનુમાન કરવામાં આવે છે. એવા પ્રત્યક્ષરૂપ શાસ્ત્રે તથા અનુમેયરૂપ શાસ્ત્રે જે તપનું વિધાન કર્યું નથી, તે અશાસ્ત્રવિહિત તપ કહેવાય છે. અથવા વેદના વિરોધી બૌદ્ધાદિકોએ રચેલું જે આગમ છે તેનું નામ અશાસ્ત્ર છે. આ અશાસ્ત્રે વિધાન કરેલું જે તપ્તશિલારોહણ આદિ તપ છે, તેનું નામ અશાસ્ત્રવિહિત તપ છે તે તપ ઘોર છે. અર્થાત્ કર્ત્તા પુરુષને તથા અન્ય પ્રાણીઓને કેવળ પીડાની જ પ્રાપ્તિ કરનારું છે; એવું અશાસ્ત્રવિહિત ઘોર તપ જ જે પુરુષો સર્વદા કરે છે તેઓ આસુર કહેવાય છે.

જે પુરુષો દંભવડે અને અહંકારવડે સંયુક્ત છે, તેઓને આસુર નિશ્ચયવાળા જાણવા. તેમાં "સર્વ લોક મને ધર્માત્મા કહે" એ પ્રકારની ઇચ્છા રાખીને લોકોમાં જે પોતાનું ધાર્મિકપણું પ્રકટ કરવું તે દંભ કહેવાય છે અને "સર્વ ગુણોવડે હું જ સર્વથી શ્રેષ્ઠ છું" એ પ્રકારનું જે દુષ્ટ અભિમાન છે તે અહંકાર કહેવાય છે; એવા દંભ-અહંકાર બન્નેવડે જે પુરુષો સમ્યક્‌યુક્ત છે (દંભ-અહંકારના યોગમાં જે આયાસ વિના જ વિયોગની ઉત્પત્તિ કરવાનું અસામર્થ્ય છે, એ જ સમ્યક્‌પણું) તેઓ આસુર કહેવાય છે.

જે પુરુષો કામરાગબળવડે યુક્ત છે તેઓ આસુર કહેવાય છે. અહીં કામનાના વિષયભૂત શબ્દસ્પર્શાદિ વિષયો 'કામ' કહેવાય છે. આ વિષયરૂપ કામોમાં જે અત્યંત આસક્તિ છે તે રાગ કહેવાય છે; આ રાગ જેનામાં નિમિત્ત છે, એવું જે અતિ ઉગ્ર દુઃખોને સહન કરવાનું સામર્થ્ય છે તે બળ કહેવાય છે. એવા કામરાગબળવડે જે પુરુષો સર્વદા યુક્ત

અથવા શબ્દસ્પર્શાદિ વિષયોમાં જે અભિલાષા છે તે કામ કહેવાય છે અને સર્વદા તે વિષયોવિષે અભિનિવિષ્ટત્વરૂપ જે અભિષ્વંગ છે તે રાગ કહેવાય છે અને "એ વિષયને હું અવશ્ય સંપાદન કરીશ" એ પ્રકારને જે આગ્રહ છે તે બળ કહેવાય છે, એવા કામ-રાગ-બળ એ ત્રણેવડે જે પુરુષો સર્વદા યુક્ત હોય છે તેઓ આસુર કહેવાય છે.

આ કારણથી જ બળવાન્-મોટું દુખ જોઇને પણ નહિ નિવર્તમાન થતાં-જે પુરુષો શરીરમાં રહેલા ભૂતોના સમૂહને કૃશ કરે છે, અર્થાત્ દેહ ઇન્દ્રિયાદિરૂપ સંઘાતના આકારવડે પરિણામને પ્રાપ્ત થયેલ. પૃથ્વી આદિ પંચભૂતોના સમૂહને જે પુરુષો વ્યર્થ ઉપવાસાદિવડે કૃશ કરે છે તથા શરીરની અંદર ભોક્તારૂપે રહેલા હું પરમેશ્વરને પણ જે પુરુષો એક ભોગ્ય શરીરને કૃશ કરવાદ્વારા કૃશ કરે છે, અથવા અંતર્યામીરૂપે એક શરીરમાં રહેલો જે બુદ્ધિને તથા બુદ્ધિની વૃત્તિઓનો સાક્ષીરૂપ મને-પરમેશ્વરને જે પુરુષો મારી શાસ્ત્રરૂપ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને કૃશ કરે છે, તે પુરુષો અચેતસ્ છે અર્થાત્ વિવેકથી શૂન્ય છે;

એવા અશાસ્ત્રવિહિત ઘોર તપ કરનારા, તથા દમ્ભવડે અને અહંકારવડે સંયુક્ત, કામરાગબળ-યુક્ત, શરીરના ભૂતોના સમૂહને કૃશ કરનારા, મને-પરમેશ્વરને પણ કૃશ કરનારા તથા વિવેકથી રહિત આ લોકના સર્વ ભોગોથી વિમુખ તથા પરલોકમા અધમ ગતિને પ્રાપ્ત થનારા સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ પુરુષોને તું અર્જુન આસુર નિશ્ચયવાળા જાણ. જેમનો વેદાર્થનો વિરોધી નિશ્ચય આસુર છે એટલે કે વિપરીત ભાવનાયુક્ત છે, તેઓ આસુરનિશ્ચયવાળા કહેવાય છે. અર્થાત્ પુરુષો યદ્યપિ મનુષ્યરૂપે પ્રતીત થાય છે, તથાપિ તે પુરુષો અસુરોનાં જ કર્મો કરે છે, તેથી તે પુરુષોને તું-અર્જુન અસુરરૂપ જ જાણ, અર્થાત્ તે પુરુષોને અસુરરૂપ જાણીને તેમની ઉપેક્ષા કર.

અહીં आसुरनिश्चयान् એ વચનમાં પુરુષોના નિશ્ચયવિષે આસુરપણું કથન કર્યું, તેથી નિશ્ચયપૂર્વક પુરુષોના અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં પણ આસુરપણું જ જાણવું. અસુરત્વ-જાતિથી રહિત મનુષ્યોવિષે સાક્ષાત્ અસુરપણું રહેતું નથી, કિન્તુ દુષ્ટ કર્મો કરવાવડે જ મનુષ્યોવિષે અસુરપણું પ્રાપ્ત થાય છે. આ કારણથી જ શ્રીભગવાને तान्‌असुरान्विद्धि એ પ્રમાણે પુરુષોમાં સાક્ષાત્ અસુરપણું કથન કર્યું નથી, કિન્તુ આસુર નિશ્ચયવડે જ તેમનાવિષે અસુરપણું કથન કર્યું છે (૫-૬)

**અવતરણિકા:**-જે સાત્વિક છે તે દેવ છે અને જે રાજસ તથા તામસ છે તે વિપરીત બુદ્ધિવાળા હોવાથી અસુર છે, એ અર્થનો પૂર્વે નિર્ણય કર્યો. હવે શ્રીભગવાન્ સાત્વિકોનું ગ્રહણ કરાવવા વાસ્તે તથા રાજસ તામસોનો પરિત્યાગ કરાવવા વાસ્તે આહાર-યજ્ઞ-તપ-દાન એ ચારેના ત્રિવિધપણાનું કથન કરે છે.—

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥**

શ્લોકાર્થ:-વળી સર્વ પ્રાણીઓનો પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો જ હોય છે તથા યજ્ઞ, તપ, દાન, આ પણ ત્રણ પ્રકારના જ હોય છે. તું આહારાદિકોના આ સાત્વિકાદિ ભેદોને શ્રવણ કર. ૭

**ટીકા:**-હે અર્જુન! પૂર્વે કહેલી શ્રદ્ધા જ કેવળ ત્રણ પ્રકારની હોતી નથી, કિન્તુ સર્વ પ્રાણીઓનો પ્રિય આહાર પણ સાત્વિક-રાજસ-તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારનો હોય છે,

પણ ચાર પ્રકારનો હોતો નથી; કારણ કે સર્વ પદાર્થો ત્રિગુણાત્મક હોવાથી તેથી ભિન્ન કોઇ ચોથો પ્રકાર સંભવતો નથી. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય-એ જે ચાર પ્રકારનું અન્ન છે, તે આહાર કહેવાય છે. હે અર્જુન! ક્ષુધાની નિવૃત્તિરૂપ દૃષ્ટ અર્થની સિદ્ધિ કરનારો આહાર જેમ સાત્ત્વિકાદિ ભેદે કરીને ત્રણ પ્રકારનો છે, તેમ ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ અર્થની સિદ્ધિ કરનારા યજ્ઞ-તપ-દાન એ ત્રણે પણ, સાત્ત્વિક-રાજસ-તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારના જ હોય છે.

અગ્નિ આદિ દેવતાઓના ઉદ્દેશવડે જે ઘૃતાદિ દ્રવ્યોનો પરિત્યાગ છે તેનું નામ યજ્ઞ છે, શરીર-ઇંદ્રિયોનું શોષણ કરનારાં જે કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિ વ્રતો છે તેમનું નામ તપ છે અને પોતાના મમત્વના વિષયભૂત સુવર્ણ-ગૌ-અન્ન-ગૃહ ઇત્યાદિ પદાર્થો વિષે પોતાના મમત્વનો પરિત્યાગ કરીને જે બ્રાહ્મણાદિનું મમત્વ સંપાદન કરવું તેનું નામ દાન છે. એવા આહાર, યજ્ઞ, તપ, દાન એ ચારેનો જે સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારનો ભેદ છે, તે હું તારી પ્રત્યે સ્પષ્ટ રીતે કહું છું, તે ભેદને તું સાવધાન થઇને શ્રવણ કર. (૭)

અવતરણિકાઃ-હવે આહાર, યજ્ઞ, તપ, દાન એ ચારેના સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદનું શ્રીભગવાન્ પંદર શ્લોકોવડે કથન કરે છે. તેમાં પણ પ્રથમ આહારના સાત્ત્વિકાદિ ભેદનું ત્રણ શ્લોકોવડે કથન કરે છેઃ—

**आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**
**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-આયુષ્, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ તથા પ્રીતિ આ સર્વને વધારનાર તથા રસ્ય, સ્નિગ્ધ, સ્થિર, હૃદ્ય એવા આહાર સાત્વિક પુરુષને પ્રિય હોય છે. ૮

ટીકાઃ-ચિરકાળપર્યંત જીવનનું નામ આયુષ્ છે; બળવાન્ દુઃખ પ્રાપ્ત થવા છતાં પણ નિર્વિકારપણાના સંપાદક ચિત્તના ધૈર્યનું નામ સત્ત્વ છે, અથવા ઉત્સાહનું નામ સત્ત્વ છે; પોતાને કરવાના ઉચિત કાર્ય વિષે પરિશ્રમના અભાવનું પ્રયોજક જે શરીરનું સામર્થ્ય છે, તેનું નામ બળ છે; જ્વર-શૂલાદિ વ્યાધિઓના અભાવનું નામ આરોગ્ય છે; ભોજનની પછી જે અંતર આહ્લાદતૃપ્તિ છે, તેનું નામ સુખ છે; ભોજનકાળે જે અરુચિથી રહિતપણું છે અર્થાત્ તે ભોજનવિષયક ઇચ્છાની ઉત્કટતા, તેનું નામ પ્રીતિ છે. એવાં આયુષ્, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ, પ્રીતિ એ સર્વને જે આહાર વધારનારા છે, તે સાત્વિક કહેવાય છે. તથા જે આહાર રસ્ય છે, અર્થાત્ મધુર રસની પ્રધાનતાવડે જે આહાર અત્યંત સ્વાદુ છે; તથા જે આહાર સ્નિગ્ધ છે, અર્થાત્ સ્વભાવસિદ્ધ સ્નેહવડે તથા આગંતુક ઘૃતાદિરૂપ સ્નેહવડે જે આહાર યુક્ત છે; તથા જે આહાર સ્થિર છે, અર્થાત્ જે આહાર રસાદિ અંશવડે શરીરમાં ચિરકાળ પર્યંત સ્થાયી છે; તથા જે આહાર હૃદ્ય છે, અર્થાત્ દુર્ગંધ-અશુચિત્વાદિક દૃષ્ટાદૃષ્ટ દોષોથી રહિત હોવાથી જે આહાર પોતાના દર્શનવડે જ હૃદયની પ્રસન્નતા કરનારા છે, એ પ્રકારના ગુણોવડે યુક્ત ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય-એ ચાર પ્રકારના આહારો સાત્ત્વિક પુરુષોને જ પ્રિય હોય છે; અર્થાત્ પૂર્વોક્ત લક્ષણોવડે તે આહાર સાત્ત્વિક જાણવા તથા સાત્ત્વિકપણાની ઇચ્છા કરનારા પુરુષોએ પૂર્વોક્ત આહાર જ ગ્રહણ કરવા યોગ્ય છે. (૮)

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

શ્લોકાર્થ:-કટુ, અમ્લ, લવણ, અતિ ઉષ્ણ, તીષ્ણ, રૂક્ષ, દાહને કરવાવાળો તથા દુઃખ, શોક અને રોગ આ ત્રણની પ્રાપ્તિ કરવાવાળો આહાર રાજસ પુરુષોને પ્રિય હોય છે. ૯

ટીકા:-આ શ્લોકમાં अत्युष्ण વચનમાં રહેલા અતિ શબ્દનો कट्ठ આદિ સાત શબ્દોની સાથે અન્વય કરવો. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે જે આહાર અતિ કટુ છે, અતિ અમ્લ છે, અતિ લવણ (ખારો) છે, અતિ ઉષ્ણ છે, અતિ તીક્ષ્ણ છે, અતિ રૂક્ષ છે, અતિ દાહ કરનારો છે, તે આહાર રાજસ પુરુષોને પ્રિય છે.

એમાં નિમ્બાદિ (લીંબડો આદિનો) આહાર અતિ કટુ કહેવાય છે; લીંબુ આદિનો આહાર અતિ અમ્લ કહેવાય છે; સૈંધવાદિ આહાર અતિ લવણ (ખારો) કહેવાય છે; જે આહારનું ભક્ષણ કરતાં મ્હોં તથા હાથ દાઝે છે તે આહાર અતિ ઉષ્ણ કહેવાય છે; મરચાં વગેરેનો આહાર તે અતિ તીક્ષ્ણ કહેવાય છે; સ્નેહથી રહિત જે કંગુ (કાંગ) કોદ્રવ (કોદરા) આદિ આહાર તે અતિ રૂક્ષ કહેવાય છે; અને અત્યંત સંતાપની પ્રાપ્તિ કરનારા જે રાજિકાદિ (રાઈ) આહાર છે તે અતિ વિદાહી કહેવાય છે; તથા કેટલાક આહારો દુઃખ-શોક-આમય એ ત્રણેની પ્રાપ્તિ કરનારા છે. તાત્કાલિક પીડાનું નામ દુઃખ કહેવાય છે; પશ્ચ તુત્તાવિ (પાછળથી સંતાપ ઉત્પન્ન કરનાર) જે દૌર્મનસ્ય છે તે શોક કહેવાય છે અને જ્વરાદિ રોગો આમય કહેવાય છે; એવાં દુઃખ-શોક-આમયને જે આહાર વાતપિત્તાદિ ધાતુઓની વિષમતાદ્વારા પ્રાપ્ત કરે છે, તે આહારો-દુઃખશોકામયપ્રદ કહેવાય છે. એવા આહાર રાજસ પુરુષોને જ પ્રિય હોય છે, અર્થાત્ પૂર્વોક્ત લક્ષણોવડે તે આહાર રાજસ જાણવા. એવા રાજસ આહારનો સાત્વિક પુરુષોએ અવશ્ય પરિત્યાગ કરવો જોઈએ. (૯)

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥**

શ્લોકાર્થ:-જે આહાર અર્ધપકવ છે, જતા રહેલા રસવાળો છે, પૂતિ અર્થાત્ દુર્ગંધવાળો છે, પર્યુષિત અર્થાત્ રાત્રિના વ્યવધાને કરી ઉન્માદને કરનારો છે તથા અમેધ્ય અર્થાત્ અપવિત્ર છે, તેવો આહાર તામસ પુરુષોને પ્રિય હોય છે. ૧૦

ટીકા:-હે અર્જુન! અર્ધપકવ થયેલો આહાર અથવા અગ્નિવડે પકવ થયેલો જે ઓદનાદિ આહાર પ્રહરાદિ કાળના વ્યવધાનવડે શીતળતાને પ્રાપ્ત થયેલો હોય છે, તે યાતયામ કહેવાય છે. અત્યંત પાકવાથી અથવા રંધાઈ જવાથી રસરહિત થયેલો આહાર અથવા સારાંશ કાઢી લીધેલો આહાર ગતરસ કહેવાય છે; જેવું કે મથન કરેલું દુધ વગેરે. દુર્ગંધવાળો આહાર પૂતિ કહેવાય છે. એક રાત્રિના વ્યવધાનવડે ભોજન કર્તા પુરુષને તાત્કાલિક ઉન્માદ કરનારો આહાર પર્યુષિત કહેવાય છે. અહીં पर्युषितं च यत् એ વચનમાં રહેલો च શબ્દ એ પ્રકારના અત્યંત દુષ્ટપણાવડે પ્રસિદ્ધ અન્ય આહારોનો પણ સમુચ્ચય કરાવવા વાસ્તે છે.

ભોજન કર્યા પછી બાકી રહેલું જે (એઠું) અન્ન છે, તે અત્યંત ઉચ્છિષ્ટ આહાર કહેવાય છે. યજ્ઞને અયોગ્ય જે અશુચિ માંસ-મત્સ્યાદિ છે, તે આહાર અમેધ્ય કહેવાય છે. અહીં उच्छिष्टमपि चामेध्यम् એ વચનમાં રહેલો अपि च શબ્દ વૈદ્યક શાસ્ત્રમાં કથન કરેલા અપથ્ય આહારોનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે. એ પ્રકારનાં લક્ષણોવડે યુક્ત જે આહાર છે, તે આહાર તામસ પુરુષોને જ પ્રિય હોય છે, અર્થાત્ પૂર્વોક્ત લક્ષણોવડે આહારને તામસ જાણવો. એવો તામસ આહાર સાત્ત્વિક પુરુષોએ અત્યંત દૂરથી જ ત્યજી દેવો. એવા તામસ

આહારોવિષે દુઃખ શોકાદિની કારણતા અત્યંત પ્રસિદ્ધ જ છે, તે મે-શ્રીભગવાને સાક્ષાત્ મુખથી કથન કરી નથી,

અહીં શ્રીભગવાને યથાક્રમે કરીને ત્રણ પ્રકારના આહારવર્ગ કથન કર્યા છે, તેમાં रस्या. ઇત્યાદિ સાત્ત્વિક આહારવર્ગ કથન કર્યો છે, कट्वम्ल ઇત્યાદિ રાજસ આહારવર્ગ કથન કર્યો છે અને यातयामम ઈત્યાદિ તામસ આહારવર્ગ કથન કર્યો છે: એ પ્રમાણે ત્રણ પ્રકારના આહારવર્ગો કથન કર્યા છે. રાજસ આહારવર્ગ તથા તામસ આહારવર્ગ એ બન્ને વર્ગોમાં સાત્ત્વિક આહારવર્ગનું વિરોધીપણું જ જાણવું. આ પ્રકાર હવે નીચે પ્રમાણે દર્શાવે છે. અતિ કટુત્વાદિ રસ્યત્વના વિરોધી જ હોય છે, જે કારણથી અતિ કટુઆદિ આહાર અત્યંત સ્વાદુ હોય નહિ, એ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ જ છે; રૂક્ષપણું, સ્નિગ્ધપણાનું વિરોધી હોય છે; અતિ તીક્ષ્ણપણું તથા અતિ વિદાહકપણું એ બન્ને, ધાતુઓના પોષણના વિરોધી હોવાથી સ્થિરત્વના વિરોધી જ હોય છે; અતિ ઉષ્ણત્વાદિ હૃદ્યત્વાદિના વિરોધી હોય છે; આમયપ્રદત્વ, આયુષ-સત્ત્વ-બળ-આરોગ્ય એ ચારનું વિરોધી હોય છે અને દુઃખશોકપ્રદત્વ, સુખ તથા પ્રીતિ એ બન્નેનું વિરોધી હોય છે. એ રીતે રાજસ આહારવર્ગવિષે સાત્ત્વિક આહારવર્ગનું વિરોધીપણું સ્પષ્ટ જ છે.

એ જ પ્રમાણે તામસ આહારવર્ગવિષે પણ ગતરસત્વ, યાતયામત્વ, પર્યુષિતત્વ એ ત્રણે યથાયોગ્ય રસ્યત્વ, સ્નિગ્ધત્વ, સ્થિરત્વ એ ત્રણેનાં વિરોધી જ છે. પૂતિત્વ, ઉચ્છિષ્ટત્વ, અમેધ્યત્વ એ ત્રણે હૃદ્યત્વનાં વિરોધી છે અને તામસ આહારવર્ગવિષે આયુઃસત્ત્વાદિનું વિરોધીપણું તો સ્પષ્ટ જ છે. રાજસ આહારવર્ગવિષે કેવળ દૃષ્ટ વિરોધ જ હોય છે અને તામસ આહારવર્ગવિષે દૃષ્ટ વિરોધ તથા અદૃષ્ટ વિરોધ બન્ને હોય છે-એટલી બન્નેમાં પરસ્પર વિશેષતા છે. (૧૦)

અવતરણિકાઃ-પૂર્વે, आयुःसत्त्व ઈત્યાદિ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાને યથાક્રમે સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારના આહારનું કથન કર્યું. હવે, अफलाकांक्षिभिः ઈત્યાદિ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ યથાક્રમે સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના યજ્ઞોનું કથન કરે છે-

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

શ્લોકાર્થઃ-ફળની ઇચ્છાથી રહિત 'પુરુષે આ અવશ્ય કર્તવ્ય જ છે' આ પ્રકારે મનવડે નિશ્ચય કરી, જે શાસ્ત્રવિહિત યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવે છે, તે યજ્ઞ સાત્ત્વિક કહેવાય છે. ૧૧

ટીકાઃ-હે અર્જુન! અગ્નિહોત્ર, દર્શપૂર્ણ માસ, ચાતુર્માસ્ય, જ્યોતિષ્ટોમ ઇત્યાદિ યજ્ઞો કહેવાય છે. તે યજ્ઞો બે પ્રકારના હોય છેઃ કામ્યયજ્ઞ અને નિત્યયજ્ઞ. दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत ઈત્યાદિ વચનોએ સ્વર્ગાદિ ફળના સંયોગવડે વિધાન કરેલો યજ્ઞ કામ્યયજ્ઞ કહેવાય છે. તે કામ્યયજ્ઞનું સર્વ અંગોની સંપૂર્ણતાપૂર્વક, એ પુરુષ પોતે જ અનુષ્ઠાન કરે છે, બ્રાહ્મણાદિ પ્રતિનિધિદ્વારા અનુષ્ઠાન કરતો નથી. અને यावज्जीवमग्निहोत्रं जुहोति ઇત્યાદિ વચનોએ ફળના સંયોગ વિનાજ કેવળ જીવનાદિ નિમિત્તના સંયોગે કરીને વિધાન કરેલા યજ્ઞનું અનુષ્ઠાન, સર્વ અંગોની સંપૂર્ણતાનો અભાવ હોતાં, બ્રાહ્મણાદિ પ્રતિનિધિવડે પણ કરવામાં આવે છે, તે યજ્ઞ નિત્યયજ્ઞ કહેવાય છે. "સર્વ અંગની સંપૂર્ણતાનો અભાવ હોવા છતાં પણ પ્રતિનિધિનું ગ્રહણ

કરીને મારે અવશ્ય તે નિત્યકર્મ કરવા યોગ્ય છે, કારણ કે પ્રત્યવાયની નિવૃત્તિ કરવા વાસ્તે વેદ ભગવાને આવશ્યક જીવનાદિ નિમિત્તે કરીને તે નિત્ય કર્મનું વિધાન કર્યું છે" એ પ્રમાણે પોતાના મનમા નિશ્ચિત કરીને અંતઃકરણની શુદ્ધિની ઇચ્છાવાળા હોવાથી, કામ્ય કર્મોના અનુષ્ઠાનથી વિમુખ પુરુષો શાસ્ત્રપ્રમાણથી નિશ્ચય કરેલા જે યજ્ઞનું અનુષ્ઠાન કરે છે, તે શાસ્ત્રપ્રમાણથી અંતઃકરણની શુદ્ધિવાસ્તે અનુષ્ઠાન કરેલો નિત્યયજ્ઞ સાત્ત્વિક કહેવાય છે. (૧૧)

## अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
## इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

શ્લોકાર્થ–હે ભરતવંશમા શ્રેષ્ઠ અર્જુન ! વળી સ્વર્ગાદિ ફળના ઉદ્દેશવડે તથા દંભને માટે પણ જે યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવે છે, તે યજ્ઞને તું રાજસ યજ્ઞ જાણ. ૧૨

ટીકા:–હે ભરતકુળમા શ્રેષ્ઠ અર્જુન ! પુરુષોની કામનાના વિષયભૂત સ્વર્ગાદિ ફળના ઉદ્દેશે કરીને જે યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવે છે, પણ અંતઃકરણની શુદ્ધિના ઉદ્દેશે કરીને જે યજ્ઞનું અનુષ્ઠાન કરવામા આવતું નથી, તે રાજસ યજ્ઞ છે. "અને આ સર્વ લોક મને ધર્માત્મા કહે" એ પ્રકારની ઇચ્છાવડે જે, લોકો વિષે પોતાનું ધર્માત્માપણું પ્રકટ કરવું તે દંભ કહેવાય છે. એવા દંભ વાસ્તે પણ જે યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવે છે, તે રાજસ યજ્ઞ કહેવાય છે.

અહીં अपि चैव એ વચન વિકલ્પ અને સમુચ્ચય એ બન્નેના કથનવડે ત્રણ પક્ષોનું સૂચન કરવા વાસ્તે છે; કોઈ યજ્ઞ દંભને વાસ્તે નહિ કરવામાં આવતાં પારલૌકિક સ્વર્ગાદિ ફળના ઉદ્દેશે કરીને જ કરવામાં આવે છે; કોઈ યજ્ઞ પારલૌકિક સ્વર્ગાદિ ફળના ઉદ્દેશે કરીને નહિ કરવામાં આવતાં કેવળ દંભને વાસ્તેજ કરવામા આવે છે, એ પ્રકારના વિકલ્પવડે બે પક્ષ સિદ્ધ થાય છે; અને કોઈ યજ્ઞ પારલૌકિક સ્વર્ગાદિ ફળ વાસ્તે તથા આ લોકના દંભ વાસ્તે પણ કરવામાં આવે છે, એ પ્રમાણે બન્નેના સમુચ્ચયવડે એક પક્ષ સિદ્ધ થાય છે; એ પ્રમાણે દૃષ્ટ ફળના ઉદ્દેશે કરીને અથવા અદૃષ્ટ ફળના ઉદ્દેશે કરીને અથવા દૃષ્ટ–અદૃષ્ટ બન્ને ફળોના ઉદ્દેશે કરીને, શાસ્ત્રાનુસાર જે યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવે છે, તે યજ્ઞને તું રાજસ યજ્ઞ જાણ. અર્થાત્ તે યજ્ઞને તું રાજસ જાણીને તેનો પરિત્યાગ કર.

हे भरतश्रेष्ठ એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુન વિષે તે રાજસકર્મનો પરિત્યાગ કરવાની યોગ્યતા સૂચિત કરી અને अभिसंधाय तु એના અંતમાં રહેલો तु શબ્દ, પૂર્વશ્લોકોક્ત નિત્ય કર્મરૂપ સાત્ત્વિક યજ્ઞથી, આ કામ્ય કર્મરૂપ રાજસ યજ્ઞ વિષે વિલક્ષણતાનું સૂચન કરવા વાસ્તે છે. (૧૨)

## विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
## श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

શ્લોકાર્થઃ–જે યજ્ઞ શાસ્ત્રની વિધિથી રહિત છે, અન્નદાનથી રહિત છે, મંત્રથી રહિત છે, દક્ષિણાથી રહિત છે તથા શ્રદ્ધાથી રહિત છે, એવા યજ્ઞને વેદવેત્તા શિષ્ટ પુરુષો તામસ યજ્ઞ કહે છે ૧૩

ટીકાઃ–હે અર્જુન ! જે યજ્ઞ વિધિહીન છે અર્થાત્ જે પ્રકારે શાસ્ત્રે તે યજ્ઞ કરવાનું વિધાન કર્યું છે તે શાસ્ત્રોક્ત રીતિથી જે યજ્ઞ વિપરીત છે, તથા જે યજ્ઞ અસૃષ્ટાન્ન છે અર્થાત્ જે

યજ્ઞ વિષે બ્રાહ્મણાદિકોની પ્રત્યે અન્નદાન કરવામાં આવતું નથી; તથા જે યજ્ઞ મંત્રહીન છે અર્થાત્ ઉદાત્તાદિ સ્વરોવડે તથા કકારાદિ વર્ણોવડે મંત્રોથી રહિત છે; તથા જે યજ્ઞ દક્ષિણાથી રહિત છે; તથા ઋત્વિજ બ્રાહ્મણવિષયક દ્વેષાદિવડે જ જે યજ્ઞ શ્રદ્ધાથી રહિત છે, એવા યજ્ઞને વેદવેત્તા શિષ્ટ પુરુષો તામસ યજ્ઞ કહે છે.

વિધિહીનત્વ, અસૃષ્ટાન્નત્વ, મંત્રહીનત્વ, અદક્ષિણત્વ અને શ્રદ્ધાવિરહિતત્વ એ પાંચ વિશેષણોની વચ્ચે એક એક વિશેષણવડે યુક્ત થયેલો તે તામસયજ્ઞ પાંચ પ્રકારનો સિદ્ધ થાય છે, અને આ પાંચે વિશેષણોવડે યુક્ત થયેલો તે તામસયજ્ઞ એક પ્રકારનો સિદ્ધ થાય છે; એ પ્રમાણે છ તામસયજ્ઞ સિદ્ધ થાય છે; અને આ પાંચે વિશેષણોમાં બે વિશેષણોવડે યુક્ત થયેલો તે તામસયજ્ઞ ભિન્ન સિદ્ધ થાય છે, ત્રણ વિશેષણોવડે યુક્ત થયેલો તામસ યજ્ઞ ભિન્ન સિદ્ધ થાય છે અને ચાર વિશેષણોવડે યુક્ત થયેલો તામસ યજ્ઞ ભિન્ન સિદ્ધ થાય છે. એ પ્રમાણે તામસ યજ્ઞના ઘણા પ્રકારના ભેદો સિદ્ધ થાય છે. પૂર્વોક્ત રાજસ યજ્ઞમાં અંતઃકરણની શુદ્ધિનો અભાવ હોવા છતાં પણ સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિ કરનારો ધર્મરૂપ અપૂર્વ, અવશ્ય ઉત્પન્ન થાય છે. કારણ કે રાજસયજ્ઞનું અનુષ્ઠાન શાસ્ત્રની વિધિપ્રમાણે જ કરવામાં આવે છે અને તામસયજ્ઞનું અનુષ્ઠાન શાસ્ત્રની વિધિપ્રમાણે કરવામાં આવતું નથી. તેથી તામસયજ્ઞથી કોઈ પણ ધર્મરૂપ અપૂર્વ ઉત્પન્ન થતો નથી. એટલો તે બન્નેમાં પરસ્પર ભેદ છે. (૧૩)

અવતરણિકાઃ–अफलाकांक्षिभिः ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે, શ્રીભગવાને યથાક્રમે સાત્ત્વિક–રાજસ–તામસ એ ત્રણ પ્રકારના યજ્ઞનું કથન કર્યું. હવે, સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના તપનું કથન કરવા વાસ્તે શ્રીભગવાન્, પહેલા ત્રણ શ્લોકોવડે, યથાક્રમે શારીર, વાચિક, માનસ એ ભેદે કરીને તપની ત્રણ પ્રકારતાનું કથન કરે છેઃ—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥**

શ્લોકાર્થઃ–દેવ, દ્વિજ, ગુરુ તથા પ્રાજ્ઞ આ સર્વનું પૂજન, શરીરની શુદ્ધિ, આર્જવ, બ્રહ્મચર્ય તથા અહિંસા–આ સર્વ શારીર તપ કહેવાય છે. ૧૪

ટીકાઃ–હે અર્જુન! બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, અગ્નિ, દુર્ગા ઇત્યાદિ દેવ કહેવાય છે. એવા બ્રહ્માદિ દેવોનું જે પૂજન છે, સદાચારવડે યુક્ત ઉત્તમ બ્રાહ્મણોનું એટલે દ્વિજોનું જે પૂજન છે, પિતામાતા, આચાર્ય ઇત્યાદિ વૃદ્ધ પુરુષોરૂપ ગુરુઓનું જે પૂજન છે અને વેદોના પાઠને તથા વેદોના અર્થને જાણનારા પ્રાજ્ઞોનું જે પૂજન છે, તે શારીર તપ કહેવાય છે. વળી શાસ્ત્રની વિધિ પ્રમાણે શ્રદ્ધાભક્તિપૂર્વક યથાયોગ્ય જે દેવતાદિકોની પ્રત્યે પ્રણામ-શુશ્રૂષા-પ્રદક્ષિણા–અન્નદાન ઇત્યાદિ કરવું, એ જ દેવતાદિનું પૂજન કહેવાય છે.

મૃત્તિકાવડે અથવા જળવડે જે શરીરની શુદ્ધિરૂપ શૌચ છે અને જે આર્જવ છે, (તેમાં અન્તઃકરણની અકુટિલતારૂપ આર્જવને भावसंशुद्धिः એ શબ્દવડે શ્રીભગવાન્ આગળ માનસતપવિષે કથન કરશે, તેથી અહીં आर्जव શબ્દવડે અકુટિલતાનો અર્થ ગ્રહણ કરવો નહિ. કિન્તુ શાસ્ત્રવિહિત કર્મમાં જે પ્રવૃત્તિ છે તથા શાસ્ત્રનિષિદ્ધ કર્મથી જે નિવૃત્તિ છે, તે એકરૂપ પ્રવૃત્તિ-નિવૃત્તિનો જ અર્થ અહીં आर्जव શબ્દવડે ગ્રહણ કરવો) અને શાસ્ત્રનિષિદ્ધ મૈથુનથી નિવૃત્તિરૂપ જે બ્રહ્મચર્ય છે અને શાસ્ત્રનિષિદ્ધ પ્રાણીઓના પીડનના અભાવરૂપ જે અહિંસા છે. (અહીં अहिंसा च એમાં રહેલા ચકારવડે અસ્તેય અને અપરિગ્રહ એ બન્નેનો અર્થ ગ્રહણ કરવો), તે સર્વે (દેવપૂજનથી લઈને અહિંસા પર્યંતના અર્થે) શારીર તપ કહેવાય છે.

જેમના વિષે શરીર પ્રધાન છે એવા કર્ત્તાદિકવડે જે તપ સિદ્ધ થાય છે, તે શારીર તપ કહેવાય છે; પણ કેવળ શરીરવડે જે તપ સિદ્ધ થાય છે તે શારીર તપ કહેવાતું નથી; કારણ કે–श्लोक–अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम्० ઇત્યાદિ બે શ્લોકોવડે શ્રીભગવાન્ આગળ અઢારમા અધ્યાયમાં અધિષ્ઠાન, કર્ત્તા, કારણ, ચેષ્ટા, દૈવ એ પાંચે વિષે સર્વ કર્મોની કારણતાનું કથન કરશે. આ પ્રકારની રીતિ આગળ વાચિક તપવિષે તથા માનસ તપવિષે પણ જાણી લેવી.

કોઇ ટીકામાં તો प्राज्ञ શબ્દવડે બ્રહ્મવેત્તા પુરુષોનો અર્થ ગ્રહણ કર્યો છે. "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારની પ્રજ્ઞા જે પુરુષને પ્રાપ્ત થયેલી છે, તે પ્રાજ્ઞ કહેવાય છે. અહીં द्विज શબ્દવડે કથન કરેલા દ્વિજાતિ પુરુષોથી શ્રીભગવાને જે પ્રાજ્ઞ પુરુષોનું પૃથક્ કથન કર્યું છે તે આ અર્થનું સૂચન કરવા માટે કથન કર્યું છેઃ–પૂર્વનાં અનેક જન્મોનાં પુણ્યકર્મોવડે પ્રાપ્ત થયેલી ઈશ્વરની પ્રસન્નતાવડે બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞત્વ, દ્વિજાતિ પુરુષોથી ભિન્ન શૂદ્રાદિકોમાં પણ સંભવિત હોઇ શકે છે. જેમકે વિદુર–ધર્મવ્યાધ ઇત્યાદિકોમાં બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞત્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ જ છે. વળી स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् એ વચનવડે શ્રીભગવાને પોતે જ પૂર્વે કથન કરેલ છે. એવા બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞપણાવડે યુક્ત શૂદ્રાદિકો પણ પૂજન કરવા યોગ્ય છે, એ અર્થનું બોધન કરવા વાસ્તે શ્રીભગવાને, દ્વિજાતિપુરુષોથી પ્રાજ્ઞ પુરુષોનું પૃથક્ કથન કર્યું છે. (૧૪)

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

શ્લોકાર્થઃ–મનનો પ્રસાદ, સૌમ્યત્વ, મૌન, મનનો વિનિગ્રહ તથા હૃદયની શુદ્ધિ, આ રીતનું સર્વ તપ માનસ તપ કહેવાય છે. ૧૬

ટીકાઃ–હે અર્જુન ! વિષયોની ચિંતાકૃત વ્યાકુલતાથી રહિતતારૂપ જે મનની સ્વસ્થતા તેનું નામ મનઃપ્રસાદ છે. સર્વ લોકોના હિતની ઇચ્છા કરવી, તથા શાસ્ત્રનિષિદ્ધ પદાર્થોનું ચિંતન ન કરવું, એ પ્રકારના સૌમનસ્યનું નામ સૌમ્યત્વ છે. એકાગ્રતાવડે આત્માના ચિન્તનરૂપ જે નિદિધ્યાસન તે મુનિભાવ કહેવાય છે. આ મુનિભાવનું નામ મૌન છે, અથવા વાક્ઇંદ્રિયના સંયમના હેતુ ભૂત જે મનનો સંયમ તેનું નામ મૌન છે. એ પ્રમાણે ભાષ્યકારોએ 'મૌન' શબ્દનો અર્થ કર્યો છે. મનની સર્વ વૃત્તિઓનો જે વિશેષે કરીને નિગ્રહ છે, જેને અસંપ્રજ્ઞાત નામે નિરોધ સમાધિ કહે છે, તેનું નામ આત્મવિનિગ્રહ છે. હૃદયરૂપ ભાવની, કામ–ક્રોધ લોભાદિરૂપ મળની નિવૃત્તિરૂપ, જે સમ્યક્ શુદ્ધિ છે, તેનું નામ ભાવસંશુદ્ધિ છે. હૃદયમાં કામ–ક્રોધાદિરૂપ અશુદ્ધિની જે પુનઃ ઉત્પત્તિ ન થવી, એજ શુદ્ધિ વિષે સમ્યક્પણું છે; અથવા અન્ય પુરુષોની સાથે વ્યવહારકાળે જે છળકપટરૂપ માયાથી રહિતપણું છે, તેનું નામ ભાવસંશુદ્ધિ છે. એ પ્રકારનો અર્થ ભાષ્યકારોએ કર્યો છે. એ પ્રમાણે મનઃપ્રસાદથી લઇને ભાવસંશુદ્ધિ પર્યંત સર્વે તપ માનસ તપ કહેવાય છે. (૧૬)

અવતરણિકાઃ–देवद्विजगुरुप्राज्ञ–ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે શારીર–વાચિક–માનસ એ ભેદે કરીને ત્રણ પ્રકારનો તપ કહ્યો. હવે ત્રણ પ્રકારના તપના સાત્ત્વિક–રાજસ–તામસ એ ત્રણ પ્રકારના ભેદ શ્રીભગવાન્ ત્રણ શ્લોકોવડે કહે છેઃ—

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન ! ફળની ઇચ્છાથી રહિત એકાગ્ર ચિત્તવાળા પુરુષે પરમ શ્રદ્ધાવડે કરેલું જે પૂર્વોક્ત ત્રણ પ્રકારનું તપ છે, તે તપને શિષ્ટ પુરુષ સાત્વિક તપ કહે છે. ૧૭

ટીકાઃ–હે અર્જુન ! ફળની અભિલાષાથી રહિત એવા જે યુક્ત પુરુષો છે અર્થાત કાર્યની સિદ્ધિ–અસિદ્ધિ બન્નેમાં હર્ષ વિષાદરૂપ વિકારભાવથી રહિત જે સમાહિતચિત્તવાળા અધિકારી પુરુષો છે, એવા નિષ્કામ અધિકારી પુરુષોએ અપ્રામાણ્ય શંકારૂપ કલંકથી શુન્ય તથા આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે અનુષ્ઠાન કરેલા પૂર્વોક્ત શારીર–વાચિક–માનસ એવા ત્રણ પ્રકારના તપને વેદવેત્તા શિષ્ટ પુરુષો સાત્ત્વિક તપ કહે છે. (૧૭)

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ–વળી જે તપ, સત્કાર, માન તથા પૂજા માટે દંભવડે જ કરવામાં આવે છે તે તપને શિષ્ટ પુરુષો રાજસ તપ કહે છે. આ તપ આ લોકમાં જ ફળ દેવાવાળું છે, ચલ છે તથા અધ્રુવ છે. ૧૮

ટીકાઃ–હે અર્જુન ! "આ તપસ્વી બ્રાહ્મણ બહુ જ શ્રેષ્ઠ છે" એ પ્રમાણે અવિવેકી પુરુષોએ કરેલી સ્તુતિ સત્કાર કહેવાય છે. અવિવેકી પુરુષોએ કરેલાં અભ્યુત્થાનાદિ માન

જેમના વિષે શરીર પ્રધાન છે એવા કર્ત્તાદિકવડે જે તપ સિદ્ધ થાય છે, તે શારીર તપ કહેવાય છે; પણ કેવળ શરીરવડે જે તપ સિદ્ધ થાય છે તે શારીર તપ કહેવાતું નથી; કારણ કે-श्लोक-अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम्० ઇત્યાદિ બે શ્લોકોવડે શ્રીભગવાન્ આગળ અઢારમા અધ્યાયમાં અધિષ્ઠાન, કર્ત્તા, કારણ, ચેષ્ટા, દૈવ એ પાંચે વિષે સર્વ કર્મોની કારણતાનું કથન કરશે. આ પ્રકારની રીતિ આગળ વાચિક તપવિષે તથા માનસ તપવિષે પણ જાણી લેવી.

કોઈ ટીકામાં તો प्राज्ञ શબ્દવડે બ્રહ્મવેત્તા પુરુષોનો અર્થ ગ્રહણ કર્યો છે. "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારની પ્રજ્ઞા જે પુરુષને પ્રાપ્ત થયેલી છે, તે પ્રાજ્ઞ કહેવાય છે. અહીં द्विज શબ્દવડે કથન કરેલા દ્વિજાતિ પુરુષોથી શ્રીભગવાને જે પ્રાજ્ઞ પુરુષોનું પૃથક્ કથન કર્યું છે તે આ અર્થનું સૂચન કરવા માટે કથન કર્યું છે:-પૂર્વનાં અનેક જન્મોનાં પુણ્યકર્મોવડે પ્રાપ્ત થયેલી ઈશ્વરની પ્રસન્નતાવડે બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞત્વ, દ્વિજાતિ પુરુષોથી ભિન્ન શૂદ્રાદિકોમાં પણ સંભવિત હોઈ શકે છે. જેમકે વિદુર-ધર્મવ્યાધ ઇત્યાદિકોમાં બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞત્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ જ છે. વળી स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् એ વચનવડે શ્રીભગવાને પોતે જ પૂર્વે કથન કરેલ છે. એવા બ્રહ્મનિષ્ઠત્વરૂપ પ્રાજ્ઞપણાવડે યુક્ત શુકાદિકો પણ પૂજન કરવા યોગ્ય છે, એ અર્થનું બોધન કરવા વાસ્તે શ્રીભગવાને, દ્વિજાતિપુરુષોથી પ્રાજ્ઞ પુરુષોનું પૃથક્ કથન કર્યું છે. (૧૪)

## अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
## स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

શ્લોકાર્થઃ-દુઃખની નહિ પ્રાપ્તિ કરનારું, સત્ય તથા પ્રિય હિત એવું જે વાક્ય છે તથા વેદનો જે અભ્યાસ છે, તે સર્વ વાઙ્મય તપ કહેવાય છે. ૧૫

ટીકા-હે અર્જુન ! જે વાક્ય અનુદ્વેગકર છે અર્થાત્ જે વાક્ય કોઈ પણ શ્રોતા પ્રાણીને દુઃખની પ્રાપ્તિ કરતું નથી, તથા જે વાક્ય સત્ય અર્થાત્ કોઈ પ્રમાણમૂલક છે, જે વાક્યનો અર્થ કોઈ અન્ય પ્રમાણવડે બાધિત નથી, જે વાક્ય પ્રિય છે અર્થાત્ તેના ઉચ્ચારણકાળે જ શ્રોતા પુરુષની શ્રોત્રેન્દ્રિયને સુખની પ્રાપ્તિ કરનારું છે તથા જે વાક્ય હિત છે અર્થાત્ જે વાક્ય આગળ પરિણામવિષે પણ શ્રોતા પુરુષને સુખની જ પ્રાપ્તિ કરનારું છે, તે સર્વ વાઙ્મય તપ છે.

અહીં प्रियहितं च यत् એ વચનમાં રહેલો च શબ્દ અનુદ્વેગકરત્વ-સત્યત્વ-પ્રિયત્વ-હિતત્વ એ ચારે વિશેષણોનો સમુચ્ચય કરાવવા વાસ્તે છે, અર્થાત્ જે વાક્ય અનુદ્વેગકરત્વ આદિ ચારે વિશેષણોવડે વિશિષ્ટ છે-કોઈ એક વિશેષણવડે પણ ન્યૂન નથી, તે વાણીનું તપ કહેવાય છે. જેમકે शांतो भव वत्स स्वाध्यायं योगं चानुतिष्ठ तथा ते श्रेयो भविष्यति ઇત્યાદિ વાક્યો છે, અર્થાત્-હે પુત્ર! તું શાંત થા, વેદાભ્યાસ અને ચિત્તના નિરોધરૂપ યોગ તું કર કે જેથી તારું શ્રેય થશે. આ વચનમાં અનુદ્વેગકરત્વ-સત્યત્વ-પ્રિયત્વ-હિતત્વ એ ચાર વિશેષણો વિદ્યમાન છે, એવા વચનનું ઉચ્ચારણ વાઙ્મય તપ કહેવાય છે અર્થાત્ વાચિક તપ કહેવાય છે અને શાસ્ત્રે વેદોના અધ્યયનકાળે જે જે નિયમો કહેલા છે, તે શાસ્ત્રોક્ત નિયમપૂર્વક જે ઋગાદિવેદોનો અભ્યાસ છે, તે વેદોનો અભ્યાસ પણ વાચિક તપ કહેવાય છે. (૧૫)

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भवसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

શ્લોકાર્થઃ—મનનો પ્રસાદ, સૌમ્યત્વ, મૌન, મનનો વિનિગ્રહ તથા હૃદયની શુદ્ધિ, આ રીતનું સર્વ તપ માનસ તપ કહેવાય છે. ૧૬

ટીકાઃ—હે અર્જુન! વિષયોની ચિંતાકૃત વ્યાકુલતાથી રહિતતારૂપ જે મનની સ્વસ્થતા તેનું નામ મનઃપ્રસાદ છે. સર્વ લોકોના હિતની ઇચ્છા કરવી, તથા શાસ્ત્રનિષિદ્ધ પદાર્થોનું ચિંતન ન કરવું, એ પ્રકારના સૌમનસ્યનું નામ સૌમ્યત્વ છે. એકાગ્રતાવડે આત્માના ચિન્તનરૂપ જે નિદિધ્યાસન તે મુનિભાવ કહેવાય છે. આ મુનિભાવનું નામ મૌન છે, અથવા વાક્‌ઇંદ્રિયના સંયમના હેતુ ભૂત જે મનનો સંયમ તેનું નામ મૌન છે. એ પ્રમાણે ભાષ્યકારોએ 'મૌન' શબ્દનો અર્થ કર્યો છે. મનની સર્વ વૃત્તિઓનો જે વિશેષે કરીને નિગ્રહ છે, જેને અસંપ્રજ્ઞાત નામે નિરોધ સમાધિ કહે છે, તેનું નામ આત્મવિનિગ્રહ છે. હૃદયરૂપ ભાવની, કામ-ક્રોધ લોભાદિરૂપ મળની નિવૃત્તિરૂપ, જે સમ્યક્ શુદ્ધિ છે, તેનું નામ ભાવસંશુદ્ધિ છે. હૃદયમાં કામ-ક્રોધાદિરૂપ અશુદ્ધિની જે પુનઃ ઉત્પત્તિ ન થવી, એજ શુદ્ધિ વિષે સમ્યક્‌પણું છે; અથવા અન્ય પુરુષોની સાથે વ્યવહારકાળે જે છળકપટરૂપ માયાથી રહિતપણું છે, તેનું નામ ભાવસંશુદ્ધિ છે. એ પ્રકારનો અર્થ ભાષ્યકારોએ કર્યો છે. એ પ્રમાણે મનઃપ્રસાદથી લઈને ભાવસંશુદ્ધિ પર્યંત સર્વે તપ માનસ તપ કહેવાય છે. (૧૬)

અવતરણિકાઃ—देवद्विजगुरुप्राज्ञ-ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે શારીર-વાચિક-માનસ એ ભેદ કરીને ત્રણ પ્રકારનો તપ કહ્યો. હવે ત્રણ પ્રકારના તપના સાત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદ શ્રીભગવાન્ ત્રણ શ્લોકોવડે કહે છેઃ—

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! ફળની ઇચ્છાથી રહિત એકાગ્ર ચિત્તવાળા પુરુષે પરમ શ્રદ્ધાવડે કરેલું જે પૂર્વોક્ત ત્રણ પ્રકારનું તપ છે, તે તપને શિષ્ટ પુરુષ સાત્વિક તપ કહે છે. ૧૭

ટીકાઃ—હે અર્જુન! ફળની અભિલાષાથી રહિત એવા જે યુક્ત પુરુષો છે અર્થાત કાર્યની સિદ્ધિ-અસિદ્ધિ બન્નેમાં હર્ષ વિષાદરૂપ વિકારભાવથી રહિત જે સમાહિતચિત્તવાળા અધિકારી પુરુષો છે, એવા નિષ્કામ અધિકારી પુરુષોએ અપ્રામાણ્ય શંકારૂપ કલંકથી શૂન્ય તથા આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે અનુષ્ઠાન કરેલા પૂર્વોક્ત શારીર-વાચિક-માનસ એવા ત્રણ પ્રકારના તપને વેદવેત્તા શિષ્ટ પુરુષો સાત્વિક તપ કહે છે. (૧૭)

**सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—વળી જે તપ, સત્કાર, માન તથા પૂજા માટે દંભવડે જ કરવામાં આવે છે તે તપને શિષ્ટ પુરુષો રાજસ તપ કહે છે. આ તપ આ લોકમાં જ ફળ દેવાવાળું છે, ચલ છે તથા અધ્રુવ છે. ૧૮

ટીકાઃ—હે અર્જુન! "આ તપસ્વી બ્રાહ્મણ બહુ જ શ્રેષ્ઠ છે" એ પ્રમાણે અવિવેકી પુરુષોએ કરેલી સ્તુતિ સત્કાર કહેવાય છે. અવિવેકી પુરુષોએ કરેલાં અભ્યુત્થાનાદિ માન

કહેવાય છે. અવિવેકી પુરુષોએ કરેલું જે પાદોનું પ્રક્ષાલન તે અર્ચન છે તથા ધનાદિ પદાર્થોનું જે દાન તે પૂજા કહેવાય છે. એવા સત્કાર વાસ્તે, માન વાસ્તે તથા પૂજા વાસ્તે કેવળ દંભવડે જે તપ કરવામાં આવે છે, પણ આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે જે તપ કરવામાં આવતું નથી, તે તપને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષો રાજસ તપ કહે છે.

રાજસ તપ કેવળ આ લોકનાં ફળની જ પ્રાપ્તિ કરે છે, પણ પારલૌકિક ફળની પ્રાપ્તિ કરતું નથી. રાજસ તપ ચલ છે, અર્થાત્ અત્યંત અલ્પકાળ પર્યન્ત સ્થાયી છે. વળી રાજસ તપ અધ્રુવ છે અર્થાત્ ફળની જનકતાના નિયમથી રહિત છે, કારણ કે રાજસ તપ કરનારા સર્વ પુરુષોને નિયમવડે સત્કાર-માન-પૂજાદિ પ્રાપ્ત થતા નથી, કિન્તુ કોઇ કોઇ પુરુષને જ સત્કાર માનપૂજાદિ પ્રાપ્ત થાય છે. તેથી રાજસ તપ નિયમે કરીને આ લોકના ફળવિષે પણ હેતુ નથી. (૧૮)

## मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
## परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

શ્લોકાર્થઃ-જે તપ દુરાગ્રહવડે આ સંઘાતને પીડા ઉત્પન્ન કરીને કરવામાં આવે છે અથવા અન્ય પ્રાણીના વિનાશ કરવા માટે કરવામાં આવે છે, તે તપને શિષ્ટ પુરુષ તામસ તપ કહે છે. ૧૯

ટીકાઃ-હે અર્જુન ! અવિવેકની અતિશયતાવડે કરેલા દુરાગ્રહવડે દેહ-ઇંદ્રિયરૂપ સંઘાતની પીડાએ કરીને જે તપ કરવામાં આવે છે, અથવા અન્ય કોઇ પ્રાણીનો નાશ કરવા વાસ્તે જે તપ કરવામાં આવે છે, તે તપને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષોએ તામસ તપ કહ્યું છે. (૧૯)

અવતરણિકાઃ-પૂર્વે श्रद्धया परया तप्तं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે યથાક્રમે સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારનો તપ કહ્યો. હવે, दातव्यमिति यद्दानं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે યથાક્રમે દાનના સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદનું શ્રીભગવાન્ કથન કરે છેઃ—

## दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
## देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

શ્લોકાર્થઃ-'આ દાન અવશ્ય કર્તવ્ય છે,' આ પ્રકારનો નિશ્ચય કરી, જે દાન ઉત્તમ દેશમા, ઉત્તમ કાળમાં તથા અનુપકારી પાત્રને દેવામાં આવે છે, તે દાન સાત્વિક કહેવાય છે. ૨૦

ટીકાઃ-હે અર્જુન ! "શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રે આ દાન મારી પ્રત્યે વિધાન કરેલું છે, તેથી શાસ્ત્રની આજ્ઞાની વશતાથી એ દાન મારે અવશ્ય કરવા યોગ્ય છે" એ પ્રકારનો નિશ્ચય કરીને તથા તે દાનના ફળની ઇચ્છાથી રહિત થઇને, જે સુવર્ણ-અન્ન-ભૂમિ-ગૌ ઇત્યાદિ પદાર્થોનું દાન, ઉત્તમ દેશ વિષે તથા ઉત્તમ કાળ વિષે, અનુપકારી પાત્રની પ્રત્યે આપવામાં આવે છે, તે દાનને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષોએ સાત્ત્વિક કહ્યુ છે.

કુરુક્ષેત્રાદિ તીર્થભૂમિનું નામ ઉત્તમ દેશ છે. સૂર્યગ્રહણાદિ કાળોનું નામ ઉત્તમ કાળ છે. જે પુરુષ પોતાની ઉપર કદાચિત્ પણ કોઇ ઉપકાર ન કરતો હોય તેનું નામ અનુપકારી છે. વિદ્યા અને તપ બન્નેવડે જે પુરુષ યુક્ત હોય તેનું નામ પાત્ર છે અથવા પોતાનું તથા દાતા પુરુષનું જે રક્ષણ કરનારો છે તેનું નામ પાત્ર છે. શાસ્ત્રવચન એવું છે કે-विद्यातपोभ्यामात्मनो दातुश्च पातनक्षम एव प्रतिग्रहीता-અર્થાત્ જે બ્રાહ્મણ વિદ્યાવડે તથા તપવડે પોતાનું

રક્ષણ કરવામાં તથા દાતા પુરુષનું રક્ષણ કરવામાં સમર્થ હોય, તે બ્રાહ્મણે જ દાતા પુરુષ પાસેથી પ્રતિગ્રહને ગ્રહણ કરવું. જે બ્રાહ્મણ વિદ્યાથી રહિત છે તથા તપથી પણ રહિત છે, તે બ્રાહ્મણે કદાચિત્ પણ પ્રતિગ્રહ લેવો નહિ. એવા અનુપકારી પાત્રની પ્રત્યે, ઉત્તમ દેશ-કાળમાં નિષ્કામ થઈને, શાસ્ત્રની વિધિપૂર્વક આપેલું જે સુવર્ણાદિ પદાર્થોનું દાન તે સાત્ત્વિક કહેવાય છે. (૨૦)

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥**

શ્લોકાર્થઃ-વળી જે દાન પ્રત્યુપકાર વાસ્તે અથવા સ્વર્ગાદિ ફળના ઉદ્દેશે કરી તથા પશ્ચાત્તાપયુક્ત દેવામાં આવે છે, તે દાન રાજસ કહેવાય છે. ૨૧

ટીકાઃ-હે અર્જુન! જે દાન પ્રત્યુપકાર વાસ્તે આપવામાં આવે છે અર્થાત્ "આ બ્રાહ્મણને જો હું આ દાન આપીશ તો એ બ્રાહ્મણ કોઇ કાળે મારી ઉપર કાંઈ ઉપકાર કરશે" એ પ્રકારની બુદ્ધિવડે કેવળ દૃષ્ટ પ્રયોજનની સિદ્ધિ વાસ્તે જ જે દાન આપવામાં આવે છે, અથવા "આ દાનવડે મને સ્વર્ગાદિ ફળ પ્રાપ્ત થશે" એ પ્રમાણે સ્વર્ગાદિ ફળના ઉદ્દેશે કરી જે દાન આપવામાં આવે છે, તથા "આટલું ધન મેં શા વાસ્તે ખર્ચ્યું?" એ પ્રમાણે પશ્ચાત્તાપવાળા થઈને જે દાન આપવામાં આવે છે, તે દાનને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષોએ રાજસ દાન કહ્યું છે. અહીં यत्तु એમાં રહેલો तु શબ્દ, પૂર્વોક્ત સાત્ત્વિક દાનમાં વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. (૨૧)

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

શ્લોકાર્થઃ-વળી જે દાન અદેશકાળવિષે અપાત્રને સત્કારથી રહિત તથા અવજ્ઞાપૂર્વક દેવામાં આવે છે, તે દાનને શિષ્ટ પુરુષ તામસ દાન કહે છે. ૨૨

ટીકા-હે અર્જુન! સ્વભાવથી અથવા દુર્જન પુરુષોના સંબંધથી પાપના હેતુરૂપ જે અશુચિ સ્થાન છે તે અદેશ કહેવાય છે. પુણ્યના હેતુરૂપે કરીને અપ્રસિદ્ધ જે કોઈ કાળ છે, તે અકાળ કહેવાય છે અથવા અશૌચ કાળનું નામ અકાળ છે. એવા અદેશવિષે તથા અકાળવિષે વિદ્યાતપથી રહિત નટ-વિટાદિ અપાત્રોની પ્રત્યે જે સુવર્ણાદિ પદાર્થોનું દાન આપવામાં આવે છે, તે દાનને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષોએ તામસ કહ્યું છે અને ઉત્તમ દેશ, ઉત્તમ કાળ, ઉત્તમ પાત્ર એ ત્રણે પ્રાપ્ત થવા છતાં પણ જે દાન અસત્કૃત આપવામાં આવે છે, અર્થાત્ પ્રિય ભાષણ, પાદોનું પ્રક્ષાલન, ચંદન-પુષ્પ-અક્ષતાદિવડે પૂજન ઈત્યાદિરૂપ સત્કારથી રહિત જે દાન આપવામાં આવે છે, તે દાનને પણ શાસ્ત્રવેત્તા પુરુષોએ તામસ જ કહ્યું છે. (૨૨)

અવતરણિકાઃ-પૂર્વ પ્રસંગમાં, આહાર-યજ્ઞ-તપ-દાન એ ચારેના સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદ કહીને "સાત્ત્વિક આહારાદિ અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે અને રાજસ-તામસ આહારાદિ અવશ્ય પરિત્યાગ કરવા યોગ્ય છે" એ અર્થ કહ્યો. તેમાં આહાર કેવળ ક્ષુધાની નિવૃત્તિરૂપ દૃષ્ટ અર્થની જ સિદ્ધિ કરે છે, ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ અર્થની સિદ્ધિ કરતો નથી. તેથી કોઇ અંગની વિગુણતાવડે આહારના ફળના અભા-

વની શંકા થતી નથી. ધર્મની ઉત્પત્તિદ્વારા, અંતઃકરણની શુદ્ધિરૂપ અથવા સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારા યજ્ઞ-તપ-દાન એ ત્રણેનો, કોઈ મંત્રાદિરૂપ અંગની વિગુણતાથી, ધર્મરૂપ અપૂર્વ ફળ નહિ ઉત્પન્ન થતાં, તે ફળનો અભાવ જ થાય છે આ કારણથી સાત્ત્વિક હોવા છતાં પણ યજ્ઞ-તપ-દાનવિષે નિષ્ફળતા જ પ્રાપ્ત થાય છે, કારણ કે યજ્ઞ-તપ-દાનનું અનુષ્ઠાન કરનારા મનુષ્યોમા પ્રમાદનુ બાહુલ્ય હોવાથી, યજ્ઞાદિ કરતાં કોઈને કોઈ અંગની વિગુણતા અવશ્ય થાય છે. માટે તે વિગુણતાની નિવૃત્તિ કરવાને વાસ્તે ॐ तत्सत् એ ભગવતના નામના ઉચ્ચારણરૂપ સામાન્ય પ્રાયશ્ચિત્તને પરમકૃપાળુ શ્રીભગવાન્ અધિકારી જનોની પ્રત્યે, ઉપદેશ કરે છેઃ—

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

શ્લોકાર્થ.-'ॐ तत्सत्' આ રીતનું ત્રણ અવયવવાળું પરબ્રહ્મનુ નામ સ્મરણ કરવામાં આવ્યું છે. આ નામવડે સૃષ્ટિના આદિકાળમાં પ્રજાપતિએ બ્રાહ્મણાદિક કર્તા, કારણરૂપ વેદ તથા કર્મરૂપ યજ્ઞ ઉત્પન્ન કર્યા છે. ૨૩

ટીકાઃ-હે અર્જુન! જેમ અકાર, ઉકાર અને મકાર એ ત્રણ અવયવોવાળું એક જ પ્રણવ નામ પરબ્રહ્મનું હોય છે, તેમ જ ॐ, तत्, सत्, એ ત્રણેનાં અવયવોવાળું ॐ तत्सत् એ એક જ નામ (પરબ્રહ્મનું) વેદાવવેત્તા પુરુષોએ સ્મરણ કર્યું છે. હે અર્જુન! પૂર્વે વેદાતવેત્તા મહર્ષિઓએ પણ ॐ तत्सत् એ પરબ્રહ્મનું નામ અવશ્ય સ્મરણ કરવું, એવું કહેલું છે. એવા નામનું સ્મરણ કરવાથી અધિકારી પુરુષને યજ્ઞ-તપ-દાનાદિ કર્મોમા વિગુણતા દોષની પ્રાપ્તિ થતી નથી.

એ વાત સ્મૃતિમા પણ કહેલી છેઃ-प्रमादात्कुर्वतां कर्म प्रच्यवेताध्वरेषु यत् । स्मरणादेव तद्विष्णोः संपूर्णं स्यादिति श्रुतिः-અર્થાત્-યજ્ઞાદિ કર્મો કરનારા પુરુષના યજ્ઞાદિ કર્મોમાં કોઈ પ્રમાદની વશતાથી, જે કોઈ મત્રાદિરૂપ અંગનો ભંગ થઈ જાય છે, તે મંત્રાદિરૂપ અંગ વિષ્ણુ ભગવાનના સ્મરણથી જ પરિપૂર્ણ થાય છે, એ પ્રમાણે શ્રુતિ ભગવતી કથન કરે છે. વેદવેત્તા શિષ્ટ પુરુષો પણ જે જે વૈદિક કર્મનો આરભ કરે છે, તે તે કર્મના આરંભમાં ॐ तत्सत् એ નામનું સ્મરણ કરીને જ તે તે કર્મ કરે છે. તેથી શિષ્ટાચારપ્રમાણથી પણ તે નામના સ્મરણનું વિગુણતાદોષની નિવૃત્તિરૂપ ફળ સિદ્ધ થાય છે.

હવે, ॐ तत्सत् એ નામના સ્મરણમાં યજ્ઞાદિ કર્મોની વિગુણતા દોષની નિવૃત્તિ કરવાનું સામર્થ્ય કથન કરવાવાસ્તે શ્રીભગવાન્ બ્રહ્મના નામની સ્તુતિ કરે છે-ब्राह्मणास्तेन इति ॥ અહીં બ્રાહ્મણ-શબ્દ, બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણ વર્ણોનું ઉપલક્ષણ છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે-પૂર્વે સૃષ્ટિના આદિકાળે પ્રજાપતિ બ્રહ્માએ જે બ્રાહ્મણાદિ કર્મોના કર્ત્તા તથા કારણરૂપ વેદ તથા કર્મરૂપ યજ્ઞ ઉત્પન્ન કર્યા છે, તે ॐ तत्सत् એ બ્રહ્મના નામવડે જ ઉત્પન્ન કર્યા છે. તેથી યજ્ઞાદિ સૃષ્ટિનો હેતુ હોવાથી એ મહાન્ પ્રભાવવાળું બ્રહ્મનું નામ વિગુણતાદોષને નિવૃત્ત કરવા સમર્થ જ છે. (૨૩)

અવતરણિકાઃ-અકાર, ઉકાર, મકાર એ ત્રણ અવયવોના વ્યાખ્યાનવડે જેમ અકારાદિ ત્રણ અવયવોના સમુદાયરૂપ ॐકારનું વ્યાખ્યાન થાય છે, તેમ ॐ तत् सत् એ ત્રણ અવયવોના વ્યાખ્યાનવડે ॐકારાદિ ત્રણ અવયવોના સમુદાયરૂપ ॐ तत्सत् એ બ્રહ્મના નામનું વ્યાખ્યાન,

બ્રહ્મના નામની સ્તુતિની અતિશયતા વાસ્તે, શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે કથન કરે છે. તેમાં પ્રથમ ૐકાર શબ્દનું વ્યાખ્યાન કરે છેઃ-

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।**
**प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥**

શ્લોકાર્થઃ-માટે જ ૐ આ રીતના શબ્દનો ઉચ્ચાર કરી વેદવેત્તા પુરુષોની વિધિશાસ્ત્રોક્ત યજ્ઞ, દાન તથા તપરૂપ ક્રિયા નિરંતર પ્રવૃત્ત થાય છે. ૨૪

ટીકાઃ-હે અર્જુન ! ओमिति ब्रह्म ઈત્યાદિ શ્રુતિઓવિષે ૐ એ શબ્દ-બ્રહ્મનું નામ પ્રસિદ્ધ છે. તે કારણથી ૐ એ શબ્દના ઉચ્ચારણવડે જ વેદવેત્તા પુરુષોની વિધિશાસ્ત્રબોધિત યજ્ઞ-દાન-તપરૂપ સર્વ ક્રિયા નિરંતર પ્રવૃત્ત થાય છે, અર્થાત્ વેદવેત્તા પુરુષો જે જે શાસ્ત્રવિહિત યજ્ઞ-દાન-તપાદિરૂપ ક્રિયાઓ કરે છે, તે તે ક્રિયાની પૂર્વે ૐ એ શબ્દનું ઉચ્ચારણ કરીને જ પશ્ચાત્ તે તે ક્રિયાઓ કરે છે. ૐકારના ઉચ્ચારણના પ્રભાવથી વેદવેત્તા પુરુષોની યજ્ઞ દાનાદિરૂપ ક્રિયા વિગુણતાદોષથી રહિત થઈને સમાપ્ત થાય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, જે ૐ तत्सत् એ નામ માંહેના ૐ એવા એક અવયવના ઉચ્ચારણથી પણ જ્યારે સર્વ વિગુણતાદોષની નિવૃત્તિ થાય છે, ત્યારે સંપૂર્ણ નામના ઉચ્ચારણથી વિગુણતાદોષની નિવૃત્તિ થાય, તેમાં તે વળી શું કહેવાનું હોય ? (૨૪)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં, કામ્ય યજ્ઞાદિ કર્મોમાં તથા નિષ્કામ યજ્ઞાદિ કર્મોમાં સાધારણતારૂપે કરીને ૐ શબ્દનો ઉપયોગ કહ્યો. હવે, મુમુક્ષુજનકૃત કેવળ નિષ્કામ કર્મમાં तत् શબ્દના ઉપયોગનું કથન કરતાં શ્રીભગવાન્ तत् શબ્દનું વ્યાખ્યાન કરે છેઃ-

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥**

શ્લોકાર્થઃ-મોક્ષની ઇચ્છાવાળા પુરુષો तत् શબ્દનો ઉચ્ચાર કરી, ફળની ઇચ્છા નહિ રાખી, નાના પ્રકારની યજ્ઞ તથા તપરૂપ ક્રિયા તેમ જ દાનરૂપ ક્રિયા કરે છે. ૨૫

ટીકાઃ-હે અર્જુન ! तत्त्वमसि ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધ જે तत् એ બ્રહ્મનું નામ છે, તે तत् નામનું ઉચ્ચારણ કરીને જ ફળની ઇચ્છાથી રહિત થઈને, મુમુક્ષુ જનો પોતાના અન્તઃકરણની શુદ્ધિ વાસ્તે નાના પ્રકારની યજ્ઞરૂપ ક્રિયાઓ, નાના પ્રકારની તપરૂપ ક્રિયાઓ અને નાના પ્રકારની દાનરૂપ ક્રિયાઓ કરે છે. तत् શબ્દના ઉચ્ચારણના પ્રભાવથી મુમુક્ષુ જનોની યજ્ઞ-તપ-દાનાદિરૂપ સર્વ ક્રિયાઓ નિર્વિઘ્ને સમાપ્ત થાય છે, તેથી એ तत् શબ્દ પણ અત્યંત શ્રેષ્ઠ છે. (૨૫)

અવતરણિકાઃ-હવે, શ્રીભગવાન્ ત્રીજા सत् શબ્દનું બે શ્લોકોવડે વ્યાખ્યાન કરે છેઃ-

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-હે પાર્થ ! સદ્ભાવમાં તથા સાધુભાવમાં શિષ્ટ પુરુષે સત્ એ રીતના શબ્દનું ઉચ્ચારણ કર્યું છે તથા પ્રશસ્ત કર્મમાં પણ सत् શબ્દનું ઉચ્ચારણ કર્યું છે. ૨૬

ટીકાઃ-હે અર્જુન ! सदेव सौम्येदमग्र आसीत् ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધ જે सत् એ બ્રહ્મનું નામ છે, તે सत् શબ્દને શાસ્ત્રવેત્તા શિષ્ટ પુરુષો સદ્ભાવવિષે ઉચ્ચારે છે, અર્થાત્ જે વસ્તુના

અવિદ્યમાનપણાની શંકા થાય છે, તે વસ્તુના વિદ્યમાનપણાવિષે सत् શબ્દનું ઉચ્ચારણ થાય છે. શિષ્ટ પુરુષો સાધુભાવવિષે પણ सत् શબ્દનું ઉચ્ચારણ કરે છે, અર્થાત્ જે વસ્તુના અસાધુપણાની શંકા થાય છે, તે વસ્તુના સાધુપણાવિષે પણ सत् શબ્દનું ઉચ્ચારણ કરાય છે. તેથી सत् શબ્દ વિગુણતાદોષની નિવૃત્તિ કરીને યજ્ઞાદિ કર્મોનું સાધુત્વ કરવાને તથા યજ્ઞાદિ કર્મોનાં ફળની વિદ્યમાનતા કરવાને સમર્થ છે. હે અર્જુન ! જેમ સદ્ભાવ વિષે તથા સાધુભાવવિષે सत् શબ્દનું ઉચ્ચારણ કરાય છે, તેમ પ્રતિબન્ધથી રહિત થઇને શીઘ્ર સુખને ઉત્પન્ન કરનારાં વિવાહાદિ માંગલિક કર્મોમાં પણ શિષ્ટ પુરુષો सत् શબ્દનું ઉચ્ચારણ કરે છે; તેથી એ सत् શબ્દ, વિગુણતાદોષની નિવૃત્તિ કરીને, યજ્ઞાદિ કર્મો વિષે પ્રતિબન્ધથી રહિત શીઘ્ર ફળની જનકતા સંપાદન કરવા સમર્થ છે. આ કારણથી એ सत् શબ્દ અત્યંત શ્રેષ્ઠ છે. (૨૬)

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

શ્લોકાર્થ:-વળી યજ્ઞમાં, તપમાં તથા દાનમાં સ્થિતિ પણ સત્ એ રીતે કથન કરી છે તથા તદર્થીય કર્મ પણ સત્ એ પ્રકારે જ કથન કરવામાં આવ્યું છે. ૨૭

ટીકાઃ-હે અર્જુન ! યજ્ઞમાં, તપમાં તથા દાનમાં જે સ્થિતિ છે, અર્થાત્ તત્પરતાવડે જે અવસ્થિતિરૂપ નિષ્ઠા છે, તે નિષ્ઠારૂપ સ્થિતિને પણ વિદ્વાન્ પુરુષો सत् કહે છે તથા તદર્થીય કર્મને પણ सत् એ નામવડે જ કથન કરે છે. યજ્ઞ-તપ-દાનરૂપ અર્થોમા ઉત્પન્ન થયેલા જે યજ્ઞાદિકોને અનુકૂળ કર્મવિશેષ છે તેને તદર્થીય કર્મ કહે છે; અથવા જે બ્રહ્મનું सत् નામ કહેલું છે, તે બ્રહ્મ જેને અર્થ એટલે વિષય છે, તે તદર્થ કહેવાય છે. એવું શુદ્ધ બ્રહ્મવિષયક જ્ઞાન છે. બ્રહ્મજ્ઞાનને અનુકૂળ કર્મો તદર્થીય કર્મો કહેવાય છે; અથવા ભગવદર્પણ બુદ્ધિવડે કરેલું કર્મ તે તદર્થીય કર્મ કહેવાય છે. અથવા પરમેશ્વરની પ્રાપ્તિ વાસ્તે કરેલું કર્મ તે તદર્થીય કર્મ કહેવાય છે. એવા તદર્થીય કર્મને પણ વિદ્વાન્ પુરુષોએ सत् કહેલ છે. તેથી सत् એ નામ યજ્ઞાદિ કર્મોના વિગુણતાદોષની નિવૃત્તિ કરવામાં સમર્થ હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે. તેથી એ ભાવાર્થ સિદ્ધ થયો કે-જો ॐ तत्सत् એ બ્રહ્મના નામના એક-એક ॐકારાદિરૂપ અવયવનું પણ આ પ્રકારનું માહાત્મ્ય છે, તો ॐકારાદિ ત્રણ અવયવોના સમુદાયરૂપ ॐ तत्सत् એ નામનું અત્યંત અદ્ભુત માહાત્મ્ય હોય, એમાં શું કહેવાનું હોય ? (૨૭)

અવતરણિકા:-અર્જુનની શંકા-"હે ભગવન્ ! આલસ્યાદિ દોષવડે શાસ્ત્રીય વિધિનો પરિત્યાગ કરીને, શ્રદ્ધાવાન્ થઇને કેવળ વૃદ્ધ પુરુષોના વ્યવહારે કરીને યજ્ઞ-તપ-દાનાદિ કર્મો કરનારા પુરુષોને કોઇ પ્રમાદની વશતાથી તે કર્મોમાં વિગુણતાદોષ પ્રાપ્ત થતાં, ॐ तत्सत् એ બ્રહ્મના નામવડે જ્યારે વિગુણતાદોષની નિવૃત્તિ થાય છે, ત્યારે શ્રદ્ધાથી રહિતપણાવડે શાસ્ત્રીય વિધિનો પરિત્યાગ કરીને માત્ર પોતાની ઇચ્છાવડે યત્કિંચિત્ યજ્ઞાદિ કર્મો કરનારા આસુરી પુરુષોના પણ વિગુણતાદોષની નિવૃત્તિ ॐ तत्सत् એ નામવડે જ થશે. તેથી યજ્ઞાદિ કર્મોના સાત્ત્વિકપણાના હેતુભૂત શ્રદ્ધાનું કાંઇ પણ પ્રયોજન નથી" એવી અર્જુનને શંકા થતા શ્રીભગવાન્, શ્રદ્ધાવિના કરેલાં સર્વ કર્મોની નિષ્ફળતાનું કથન કરે છે—

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ ! અશ્રદ્ધાવડે જે હવન કરવામાં આવે છે, દાન કરવામાં આવે છે, તપ કરવામાં આવે છે તથા અન્ય પણ જે કાંઈ કર્મ કરવામાં આવે છે તે સર્વ અસત્ નામે કરી કહેવામાં આવે છે, માટે શ્રદ્ધારહિત કર્મ પરલોકમાં પણ ફળ દેતું નથી, તેમ આ લોકમાં પણ ફળ દેતું નથી. ૨૮

ટીકાઃ-હે અર્જુન ! પુરુષ અશ્રદ્ધાવડે અગ્નિમાં જે હવન કરે છે તથા બ્રાહ્મણોની પ્રત્યે જે સુવર્ણાદિ પદાર્થોનું દાન આપે છે તથા શારીર તપ, વાચિક તપ, માનસ તપ, એ ત્રણ પ્રકારનાં જે તપ કરે છે તથા બીજાં પણ જે સ્તુતિ-નમસ્કારાદિ કર્મો કરે છે, તે અશ્રદ્ધાવડે કરેલાં હવનાદિ સર્વે કર્મો असत् કહેવાય છે, અર્થાત્ તે સર્વે કર્મો અસાધુ જ કહેવાય છે. તેથી શ્રદ્ધાવિના કરેલાં તે કર્મોનો ॐ तत्सत् એ નામવડે સાધુભાવ કરવામાં આવતો નથી. તાત્પર્ય એ છે કે, જેમ પાષાણની શિલામાં અંકુરની ઉત્પત્તિની યોગ્યતા જ હોતી નથી, તેમ શ્રદ્ધાથી રહિત કર્મોમાં સર્વ પ્રકારે સાધુભાવની યોગ્યતા જ હોતી નથી. એવા સાધુભાવને અયોગ્ય કર્મોમાં ॐ तत्सत् એ નામવડે સાધુભાવ કદાચિત્ પણ સંભવતો નથી.

અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! શ્રદ્ધાથી રહિત કર્મો કયા હેતુથી असत् કહેવાય છે ?

શ્રીભગવાન્ તેના વિષે હેતુ કહે છેઃ-न च तत्प्रेत्य नो इह इति-હે અર્જુન ! અશ્રદ્ધાથી કરેલું કર્મ પરલોકમાં ફળની પ્રાપ્તિ કરતું નથી, કારણ કે શ્રદ્ધારહિત કર્મો વિગુણતાદોષવાળાં હોવાથી ધર્મરૂપ અપૂર્વનાં ઉત્પાદક થતાં નથી. ધર્મરૂપ અપૂર્વ વિના સ્વર્ગાદિરૂપ પારલૌકિક ફળ પ્રાપ્ત થતું નથી. વળી શ્રદ્ધાવિના કરેલું કર્મ આ લોકમાં પણ યશરૂપ ફળની પ્રાપ્તિ કરતું નથી. માટે શ્રદ્ધાહીન પુરુષની શિષ્ટ પુરુષો સ્તુતિ કરતા નથી, કિન્તુ નિન્દા જ કરે છે. તેથી શ્રદ્ધાથી રહિત થઈને કરેલું યજ્ઞાદિરૂપ કર્મ આ લોકનાં ફળની તથા પારલૌકિક ફળની પ્રાપ્તિ કરતું નથી. માટે અંતઃકરણની શુદ્ધિ વાસ્તે અધિકારી પુરુષે સાત્ત્વિકી શ્રદ્ધાવડે જ સાત્ત્વિક યજ્ઞાદિ કર્મો કરવાં. એમ શ્રદ્ધાપૂર્વક કરેલા સાત્ત્વિક યજ્ઞાદિકોમાં જો કદાચિત્ વિગુણતાદોષની શંકા પ્રાપ્ત થાય, તો અધિકારી પુરુષે ॐ तत्सत् એ પ્રમાણે બ્રહ્મના નામનું ઉચ્ચારણ કરીને યજ્ઞાદિ કર્મોને વિગુણતાદોષથી રહિત કરવું.

આ સત્તરમા અધ્યાયમાં નીચે પ્રમાણે અર્થનો નિર્ણય કર્યોઃ-આલસ્યાદિ દોષવડે જેમણે શાસ્ત્રવિધિનો પરિત્યાગ કર્યો છે, શ્રદ્ધાપૂર્વક પિતા-પિતામહાદિ વૃદ્ધ પુરુષોના વ્યવહાર પ્રમાણે યજ્ઞાદિ કર્મોમાં જેમની પ્રવૃત્તિ છે તથા "શાસ્ત્રની વિધિના પરિત્યાગરૂપ જે આસુર પુરુષોનો ધર્મ છે તથા શ્રદ્ધાપૂર્વક કર્મોના અનુષ્ઠાનરૂપ જે દેવોનો ધર્મ છે, તે બન્ને ધર્મોવડે યુક્ત હોવાથી પુરુષો શું અસુર છે ? અથવા શું દેવ છે ?" એ પ્રકારના અર્જુનના સંશયના વિષયભૂત પુરુષોમાં જે પુરુષો રાજસ-તામસ શ્રદ્ધાપૂર્વક રાજસ-તામસરૂપ યજ્ઞાદિ કર્મો જ કરે છે, તે પુરુષો અસુર કહેવાય છે. એવા અસુર પુરુષો શાસ્ત્રપ્રતિપાદિત જ્ઞાનસાધનોના અધિકારી નથી. અને જે પુરુષો સાત્ત્વિક શ્રદ્ધાપૂર્વક સાત્ત્વિક યજ્ઞાદિક કરે છે, તે પુરુષો દેવ કહેવાય છે. આ દેવ પુરુષો શાસ્ત્રપ્રતિપાદિત જ્ઞાનસાધનોના અધિકારી હોય છે; એ પ્રકારનો નિર્ણય, શ્રીભગવાને આ અધ્યાયમાં સાત્ત્વિક-રાજસ-તામસ-એ ત્રણ પ્રકારની શ્રદ્ધાના પ્રતિપાદનદ્વારા, આહારાદિકોના સાત્ત્વિકાદિ ત્રિવિધપણાવડે સિદ્ધ કર્યો. (૨૮)

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "શ્રદ્ધાત્રયવિભાગયોગ" નામના સપ્તદશાધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ સ્વામીના રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

# અષ્ટાદશ અધ્યાય



## સંન્યાસયોગ

અવતરણિકા:-પૂર્વે સત્તરમા અધ્યાયમાં શ્રદ્ધાના સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદનું કથન કરીને કર્મી પુરુષોના સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદ કહ્યા. સાત્ત્વિકોનું ગ્રહણ કરાવવા વાસ્તે તથા રાજસ-તામસોનો પરિત્યાગ કરાવવા વાસ્તે એ ભેદો કથન કર્યા. હવે, સંન્યાસના સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારના ત્રિવિધપણાનું કથન કરીને સંન્યાસીઓનું પણ સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારનું ત્રિવિધપણું અવશ્ય કહેવું જોઈએ.

આત્મસાક્ષાત્કારની પછી કરવા યોગ્ય જે ફળભૂત સર્વ કર્મોના સંન્યાસને શાસ્ત્રમાં વિદ્વત્સંન્યાસ કહે છે, તે ફળભૂત સંન્યાસનું પૂર્વે ચૌદમા અધ્યાયમાં ગુણાતીતરૂપે કરીને વ્યાખ્યાન કર્યું હતું. માટે તે ફળભૂત વિદ્વત્સંન્યાસ સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારના ત્રિવિધ ભેદને યોગ્ય નથી.

આત્મસાક્ષાત્કારની પૂર્વે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ અર્થે જે સર્વ કર્મોનો સંન્યાસ છે, જે સંન્યાસ આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળો પુરુષ વેદાંતવાક્યોના વિચાર વાસ્તે કરે છે અને જે સંન્યાસને શાસ્ત્રમાં વિવિદિષા સંન્યાસ કહે છે, તેનું પણ त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ઇત્યાદિ વચનોવડે પૂર્વે નિર્ગુણરૂપે કરીને વ્યાખ્યાન કર્યું હતું. માટે વિવિદિષા સંન્યાસ પણ સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારના ત્રિવિધપણાને યોગ્ય નથી.

કિન્તુ ફળભૂત વિદ્વત્સંન્યાસ તથા વિવિદિષા સંન્યાસ એ બન્ને સંન્યાસ ગુણાતીત સંન્યાસ કહેવાય છે અને જે પુરુષોને આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થઈ નથી તથા આત્મસાક્ષાત્કારની ઇચ્છારૂપ વિવિદિષાની પણ ઉત્પત્તિ થઈ નથી, એવા તત્ત્વવેત્તાપણાથી રહિત તથા જિજ્ઞાસુપણાથી રહિત પુરુષોના કર્મોના સંન્યાસનું વ્યાખ્યાન, પૂર્વે स संन्यासी च योगी च ઇત્યાદિ વચનોવડે, ગૌણ સંન્યાસરૂપે કરીને કર્યું હતું, તે સંન્યાસનું સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રિવિધપણું સંભવિત હોઈ શકે છે. તે જ સંન્યાસની વિશેષતા જાણવાની ઇચ્છા કરતો અર્જુન શ્રીભગવાનની પ્રત્યે પ્રશ્ન કરે છેઃ-

**अर्जुन उवाच-संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥**

શ્લોકાર્થઃ-અર્જુન કહે છેઃ-હે મહાબાહુ ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! સંન્યાસના તથા ત્યાગના સ્વરૂપને હું-અર્જુન પૃથક્ જાણવાની ઇચ્છા રાખું છું, માટે કૃપા કરી તે મને કહો. ૧

ટીકાઃ-હે મહાબાહુ ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ભગવન્ ! જે પુરુષોને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી તથા જે પુરુષોને આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષા પણ ઉત્પન્ન થઇ નથી, એવા કર્મોના અધિકારી પુરુષોએ કરેલો જે કિંચિત્ કર્મોના ગ્રહણવડે કિંચિત્ કર્મોનો પરિત્યાગ, તે ત્યાગ અંશરૂપ ગુણના યોગથી ગૌણી વૃત્તિથી સંન્યાસ કહેવાય છે. એ પ્રમાણે અંતઃકરણની શુદ્ધિ વાસ્તે અવિદ્વાન્ કર્મના અધિકારી પુરુષોએ કરેલો સંન્યાસ સર્વ પ્રકારે કર્મોના ત્યાગરૂપ નથી, કિન્તુ કાંઇક રૂપે કરીને કર્મોના ત્યાગરૂપ છે. એ પ્રકારના

સંન્યાસના સ્વરૂપને હું અર્જુન, સાત્ત્વિક-રાજસ-તામસ એ પ્રકારના ભેદવડે જાણવાની ઇચ્છા કરું છું તથા ત્યાગના સ્વરૂપને પણ હું સાત્ત્વિકાદિ ભેદે કરીને જાણવાની ઇચ્છા કરું છું.

તેમાં સંન્યાસ અને ત્યાગ એ બે શબ્દો ઘટ અને પટ એ બે શબ્દોની પેઠે ભિન્નભિન્ન જાતિવાળા અર્થના વાચક છે કે ઘટ અને કલશ એ બે શબ્દોની પેઠે એક જ જાતિવાળા અર્થના વાચક છે? એ બન્ને પક્ષોમાં જો પહેલા પક્ષનો અંગીકાર થાય તો ત્યાગના સ્વરૂપને સંન્યાસથી પૃથક્ કરીને હું જાણવાની ઇચ્છા કરું છું અને જો દ્વિતીય પક્ષનો અંગીકાર થાય તો સંન્યાસ અને ત્યાગ એ બન્ને શબ્દોની પ્રવૃત્તિના નિમિત્તભૂત અવાંતર ઉપાધિનો ભેદ માત્ર કહેવો જોઇએ. સંન્યાસ અને ત્યાગ એ બેમાં એકના વ્યાખ્યાનવડે જ બન્નેનું વ્યાખ્યાન સિદ્ધ થશે.

જેના બન્ને બાહુ મહાન્ છે તે મહાબાહુ કહેવાય છે. કેશિ નામના દૈત્યનો જેણે નાશ કર્યો છે તે કેશિનિષૂદન કહેવાય છે. એ બન્ને સંબોધનવડે અર્જુને શ્રીભગવાનના બાહ્ય ઉપદ્રવોને નિવૃત્ત કરવાનું સામર્થ્ય સૂચિત કર્યું. હૃષીક નામ ઇંદ્રિયોનું છે; તે ઇંદ્રિયોનો જે ઇશ હોય અર્થાત્ પ્રવર્તક હોય તે હૃષીકેશ કહેવાય છે. એ સંબોધનવડે અર્જુને શ્રીભગવાનને વિષે અંતરના કામ-ક્રોધાદિ ઉપદ્રવોને નિવૃત્ત કરવાનું સામર્થ્ય સૂચિત કર્યું. અહીં ભગવદ્વિષયક અત્યંત અનુરાગથી અર્જુને ભગવાનનાં ત્રણ સંબોધનો કર્યાં છે.

આ શ્લોકમાં અર્જુનના બે પ્રશ્નો સિદ્ધ થયા. કર્મના અધિકારી અવિદ્વાન્ પુરુષે કરેલા સંન્યાસવિષે પૂર્વોક્ત યજ્ઞાદિ કર્મોનું સાધર્મ્ય પણ રહે છે તથા પૂર્વોક્ત ગુણાતીતરૂપ બે પ્રકારના સંન્યાસનું સાધર્મ્ય પણ રહે છે. જેમ પૂર્વોક્ત યજ્ઞાદિ કર્મો કર્મના અધિકારી પુરુષથી જ કરાય છે, તેમ સંન્યાસ પણ કર્મના અધિકારી પુરુષથી જ કરવામાં આવે છે. એ જ એ સંન્યાસવિષે પૂર્વોક્ત યજ્ઞાદિ કર્મોનો સમાન ધર્મ છે અને જેમ પૂર્વોક્ત ગુણાતીત નામે બે પ્રકારનો સંન્યાસ, સંન્યાસશબ્દવડે પ્રતિપાદન કરવામાં આવે છે, તેમ એ સંન્યાસ પણ સંન્યાસશબ્દવડે પ્રતિપાદન કરવામાં આવે છે, એ જ આ સંન્યાસમાં પૂર્વોક્ત ગુણાતીત નામના બે પ્રકારના સંન્યાસનો સમાન ધર્મ છે. એ પ્રમાણે યજ્ઞાદિકોના સમાન ધર્મવડે તથા ગુણાતીત નામના બન્ને સંન્યાસોના સમાન ધર્મવડે સંન્યાસવિષે, ત્રિગુણવાના સંભવ-અસંભવ બન્નેવડે થનારો સંશય પ્રથમ પ્રશ્નના બીજરૂપ છે અને સંન્યાસ તથા ત્યાગ એ બન્ને શબ્દોને ઘટ તથા કલશ એ બે શબ્દોની પેઠે પર્યાયરૂપતા હોવાથી, કર્મોના ત્યાગરૂપે કરીને તથા કર્મ ફળના ત્યાગરૂપે કરીને તે બન્નેની વિલક્ષણતાના કથનથી ઉત્પન્ન થયેલો સંશય દ્વિતીય પ્રશ્નના બીજરૂપ છે. (૧)

અવતરણિકાઃ—જેમ લુહાર પુરુષ અતિ પ્રયત્ને કરીને સાધ્ય કટાહને છોડીને પહેલાં અલ્પ-પ્રયત્ન સાધ્ય સૂચીને બનાવે છે, તેમ બહુ વિસ્તારથી પ્રતિપાદન કરવા યોગ્ય અર્થને છોડી, પહેલાં થોડામાં પ્રતિપાદન કરવા યોગ્ય અર્થનું કથન કરવું, તે સૂચીકટાહન્યાય કહેવાય છે. આ સૂચીકટાહન્યાયવડે અંત્ય-પ્રશ્નને નિવૃત્ત કરવાને વાસ્તે શ્રીભગવાન્ ઉત્તર આપે છેઃ—

**श्रीभगवानुवाच—काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

શ્લોકાર્થઃ—શ્રીભગવાન્ કહે છેઃ—હે અર્જુન! કામ્ય કર્મના ત્યાગને સૂક્ષ્મદર્શી પુરુષો સંન્યાસ જાણે છે તથા વિચાર વિષે કુશળ પુરુષો સર્વ કર્મોના ફળના ત્યાગને ત્યાગ કહે છે. ૨

ટીકાઃ–હે અર્જુન ! स्वर्गकामो यजेत, पुत्रकामो यजेत, पशुकामो यजेत ઇત્યાદિ વિધિવચનોએ સ્વર્ગાદિ ફળની કામનાવાળા પુરુષોની પ્રત્યે વિધાન કરેલા જ્યોતિષ્ટોમાદિ કામ્યકર્મો અંતઃકરણની શુદ્ધિવિષે કિંચિત્‌માત્ર પણ ઉપયોગ કરતા નથી, એવાં કામ્યકર્મોના ત્યાગને કેટલાક સૂક્ષ્મદર્શી પુરુષો સંન્યાસરૂપ જાણે છે. કારણ કે तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति, यज्ञेन दानेन तपसानाशकेन એ શ્રુતિએ, પ્રતિબંધક પાપોની નિવૃત્તિદ્વારા, નિત્યકર્મોનો જ આત્મજ્ઞાન વિષે ઉપયોગ કહ્યો છે. આ શ્રુતિમાં वेदानुवचन શબ્દ બ્રહ્મચારીના સર્વ ધર્મોનું ઉપલક્ષણ છે અને यज्ञ તથા दान એ બે શબ્દો ગૃહસ્થના સર્વ ધર્મોનું ઉપલક્ષણ છે. તેમ જ तप તથા अनाशक એ બે શબ્દો વાનપ્રસ્થના સર્વ ધર્મોનું ઉપલક્ષણ છે. ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ઇત્યાદિ વચનોએ પણ પ્રતિબંધક પાપની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં નિત્ય કર્મોનો જ ઉપયોગ કહ્યો છે. તેથી આત્મજ્ઞાનમાં અથવા આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષામાં નિત્ય કર્મોનો જ ઉપયોગ છે, પણ કામ્યકર્મોનો આત્મજ્ઞાનમાં તથા વિવિદિષામાં કિંચિત્ માત્ર પણ ઉપયોગ નથી. તેથી અંતઃકરણની શુદ્ધિપૂર્વક તથા વિવિદિષાની ઉત્પત્તિપૂર્વક આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરુષે ભગવદર્પણ બુદ્ધિવડે નિત્ય કર્મોનું જ અનુષ્ઠાન કરવું અને કામ્ય કર્મનો ફળસહિત પરિત્યાગ કરવો. એ પ્રમાણે એક મત કહ્યો.

હવે બીજા મતનું કથન કરે છે. सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः इति ॥ હે અર્જુન ! સર્વે કામ્ય કર્મોના તથા સર્વે નિત્ય કર્મોના ફળનો જે ત્યાગ છે, અર્થાત્ અંતઃકરણની શુદ્ધિની ઇચ્છાવડે વિવિદિષાની પ્રાપ્તિ વાસ્તે જે કામ્ય અને નિત્યરૂપ સર્વ કર્મોનું અનુષ્ઠાન છે, તે સર્વ કર્મોના ફળના ત્યાગને વિચારવિષે કુશલ પુરુષો ત્યાગરૂપ કહે છે. યદ્યપિ स्वर्गकामो यजेत । पुत्रकामो यजेत । पशुकामो यजेत ઇત્યાદિ વચનોએ જ્યોતિષ્ટોમાદિ કામ્ય કર્મોનાં સ્વર્ગ–પુત્ર–પશુ ઇત્યાદિ ભિન્ન ભિન્ન ફળો જ કથન કર્યાં છે, તથાપિ અધિકારી પુરુષે સ્વર્ગાદિ ફળોની ઇચ્છા ન કરીને કામ્ય કર્મો પણ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે જ કરવાં; કારણ કે અગ્નિહોત્રાદિ કર્મોમાં સ્વભાવથી તો નિત્યપણું અથવા કામ્યપણું હોતું નથી, કિન્તુ કર્ત્તા પુરુષના અભિપ્રાયવિશેષે કરીને જ અગ્નિહોત્રાદિ કર્મોમાં નિત્યપણું અથવા કામ્યપણું સિદ્ધ થાય છે. જે અગ્નિહોત્ર સ્વર્ગાદિ ફળની ઇચ્છાપૂર્વક કરવામાં આવે છે, તે અગ્નિહોત્રમાં કામ્યપણું હોય છે, પણ જે અગ્નિહોત્ર સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી રહિત થઇને કેવળ ભગવદર્પણ બુદ્ધિવડે કરવામાં આવે છે, તે અગ્નિહોત્રમાં નિત્યપણું હોય છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષાવિષે કેવળ નિત્ય કર્મોનો જ ઉપયોગ હોય છે, પણ વિવિદિષામાં કામ્ય કર્મોનો કિંચિત્ માત્ર પણ ઉપયોગ હોતો નથી. તેથી મુમુક્ષુજને કામ્ય કર્મોનો ફળસહિત સ્વરૂપથી જ પરિત્યાગ કરવો. એ પ્રમાણે આ શ્લોકના પૂર્વાર્ધનો અર્થ સિદ્ધ થયો.

વિવિદિષાવિષે જેમ નિત્ય કર્મોનો ઉપયોગ હોય છે, તેમ ફળની ઇચ્છાથી રહિત કામ્ય કર્મોનો પણ ઉપયોગ હોય છે. તેથી વિવિદિષાની પ્રાપ્તિ વાસ્તે કામ્ય કર્મોનું તથા નિત્ય કર્મોનું સ્વરૂપથી અનુષ્ઠાન કરવા છતાં પણ અધિકારી પુરુષે કર્મનાં ફળની ઇચ્છા માત્રનો પરિત્યાગ કરવો. એ પ્રમાણે આ શ્લોકના ઉત્તરાર્ધનો અર્થ સિદ્ધ થયો. આ કહેવાવડે એ અર્થ સિદ્ધ થયો કે, ફળસહિત કામ્ય કર્મનો ત્યાગ 'સંન્યાસ' શબ્દનો અર્થ છે અને નિત્ય અને કામ્યરૂપ સર્વ કર્મોના ફળની ઇચ્છાનો જે પરિત્યાગ તે ત્યાગ 'ત્યાગ' શબ્દનો અર્થ છે. તેથી જેમ ઘટ અને પટ એ બન્ને શબ્દોનો ભિન્ન ભિન્ન જાતિવાળો અર્થ થાય

છે, તેમ સંન્યાસ અને ત્યાગ એ બે શબ્દોનો ભિન્ન ભિન્ન જાતિવાળો અર્થ નથી, કિંતુ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે સ્વરૂપથી કર્મોનું અનુષ્ઠાન થવા છતાં પણ કર્મનાં ફળની ઇચ્છાના પરિત્યાગરૂપ એક જ અર્થ બન્ને શબ્દોનો સિદ્ધ થાય છે. એ પ્રમાણે આ શ્લોકવડે એક પ્રશ્નનો નિર્ણય સિદ્ધ થયો. (૨)

અવતરણિકા:-હવે, દ્વિતીય પ્રશ્નનો ઉત્તર કહેવા વાસ્તે, સંન્યાસ શબ્દના અર્થમાં તથા ત્યાગ શબ્દના અર્થમાં ત્રિવિધપણાનું નિરૂપણ કરવા વાસ્તે પહેલા અર્થવિષે વાદીઓની વિપ્રતિપત્તિનું કથન કરે છેઃ—

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

શ્લોકાર્થઃ-રાગદ્વેષાદિ દોષની માફક કર્મ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે, આ રીતે કેટલાક બુદ્ધિમાન્ પુરુષો કહે છે તથા યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી, એ પ્રકારે અન્ય બુદ્ધિમાન્ પુરુષો કહે છે. ૩

ટીકાઃ-હે અર્જુન ! નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત ઇત્યાદિ સર્વે કર્મો પુરુષના બંધના હેતુ હોવાથી દોષવત્ છે અર્થાત્ સર્વે કર્મો દોષવાળા છે. તેથી અંતઃકરણની શુદ્ધિથી રહિત કર્મના અધિકારી પુરુષોએ પણ સર્વે કર્મો પરિત્યાગ કરવા યોગ્ય છે. એ પ્રમાણે કોઇ બુદ્ધિમાન્ પુરુષો કહે છે. અથવા એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો. જેમ અધિકારી પુરુષે રાગદ્વેષાદિ દોષ પરિત્યાગ કરવા યોગ્ય છે, તેમ જેમને આત્મજ્ઞાન ઉત્પન્ન થયું નથી તથા જેમને વિવિદિષા ઉત્પન્ન થઇ નથી, એવા કર્મોના અધિકારી પુરુષોએ પણ પોતાના બંધનો હેતુ જાણીને સર્વે કર્મો પરિત્યાગ જ કરવા યોગ્ય છે. આ પ્રમાણે શ્લોકના પૂર્વાર્ધવડે એક પક્ષ સિદ્ધ થયો.

હવે શ્લોકના ઉત્તરાર્ધવડે દ્વિતીય પક્ષ કહે છેઃ-यज्ञदानतपः कर्म इति ॥ હે અર્જુન ! અંતઃકરણની શુદ્ધિથી રહિત કર્મોના અધિકારી પુરુષોએ અંતઃકરણની શુદ્ધિદ્વારા વિવિદિષાની ઉત્પત્તિ વાસ્તે યજ્ઞ-દાન-તપરૂપ કર્મોનો કદાચિત્ પણ પરિત્યાગ કરવો નહિ; એ પ્રમાણે કોઇ બીજા બુદ્ધિમાન્ પુરુષો કહે છે. (૩)

અવતરણિકાઃ-એ પ્રમાણે કર્મોના પરિત્યાગવિષે વાદીઓની વિપ્રતિપત્તિનું કથન કરીને હવે શ્રીભગવાન્ પોતાના નિશ્ચયનું કથન કરે છેઃ—

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

શ્લોકાર્થઃ-હે ભરતકુળવિષે શ્રેષ્ઠ અર્જુન ! આ કર્મત્યાગમાં મારો જે નિશ્ચય છે, તે તું શ્રવણ કર. હે સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન ! ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે. ૪

ટીકાઃ-હે અર્જુન ! અંતઃકરણની શુદ્ધિથી રહિત કર્મોનો જે અધિકારી પુરુષ કર્તા છે તથા સંન્યાસ અને ત્યાગ એ બે શબ્દોવડે પ્રતિપાદન કરેલો એવો જે ફળની ઇચ્છાપૂર્વક કર્મોનો પરિત્યાગ છે, જે ત્યાગનું સ્વરૂપ પૂર્વે તેં મને પૂછ્યું છે. આ ત્યાગવિષે પૂર્વે આચાર્યોએ કરેલા નિશ્ચયને તું-અર્જુન મારા-પરમેશ્વરના વચનવડે શ્રવણ કર.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! આ ત્યાગવિષે એવી શું દુર્વિજ્ઞેયતા છે કે, જેને હું આપનાં વચનવડે શ્રવણ કરું ?"

શ્રીભગવાન્ તે ત્યાગની દુર્વિજ્ઞેયતાનું કથન કરે છે–त्यागो हि इति ॥ હે અર્જુન ! કર્મોનો અધિકારી પુરુષ જેનો કર્ત્તા છે, એવો જે ફળની ઇચ્છાપૂર્વક કર્મોનો ત્યાગ છે, તે ત્યાગ વેદવેત્તા પુરુષોએ ત્રણ પ્રકારનો કહ્યો છે. અર્થાત્ તામસ-રાજસ-સાત્ત્વિક એ ભેદે કરીને ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે.

અથવા त्रिविधः संप्रकीर्त्तितः એ વચનનો આ પ્રમાણે અર્થ કરવો. ફળની ઇચ્છારૂપ વિશેષણે કરીને વિશિષ્ટ કર્મનો જે ત્યાગ તે વિશિષ્ટાભાવરૂપ ત્યાગ, વિશેષણના અભાવથી અથવા વિશેષ્યના અભાવથી અથવા વિશેષણ–વિશેષ્ય બન્નેના વિશિષ્ટ અભાવથી ત્રણ પ્રકારનો કહ્યો છે. એ પ્રકાર આ પ્રમાણે.–ક્યાંક વિશેષણના અભાવથી વિશિષ્ટનો અભાવ હોય છે, ક્યાંક વિશેષ્યના અભાવથી વિશિષ્ટનો અભાવ હોય છે અને ક્યાંક વિશેષણ–વિશેષ્ય બન્નેના અભાવથી વિશિષ્ટનો અભાવ હોય છે; જેમ દંડરૂપ વિશેષણવડે વિશિષ્ટ દંડી પુરુષનો જે અભાવ છે તે વિશિષ્ટાભાવ કહેવાય છે. આ વિશિષ્ટનો અભાવ વિશેષણના અભાવથી અથવા વિશેષ્યના અભાવથી અથવા વિશેષણ-વિશેષ્ય બન્નેના અભાવથી થાય છે. જ્યાં પુરુષરૂપ વિશેષ્ય વિદ્યમાન હોવા છતાં પણ દંડરૂપ વિશેષણનો અભાવ હોય છે ત્યાં પણ "દંડી પુરુષ નથી" એ પ્રકારની વિશિષ્ટની અભાવવિષયક પ્રતીતિ થાય છે. એમાં દંડરૂપ વિશેષણના અભાવથી દંડવિશિષ્ટ પુરુષનો અભાવ થાય છે; અને જ્યાં દંડરૂપ વિશેષણ વિદ્યમાન હોવા છતાં પણ પુરુષરૂપ વિશેષ્યનો અભાવ હોય છે, ત્યાં પણ "દંડી પુરુષ નથી" એ પ્રકારની વિશિષ્ટાભાવવિષયક પ્રતીતિ થાય છે. એમાં પુરુષરૂપ વિશેષ્યના અભાવથી દંડવિશિષ્ટ પુરુષનો અભાવ થાય છે અને જ્યાં દંડરૂપ વિશેષણનો પણ અભાવ હોય છે તથા પુરુષરૂપ વિશેષ્યનો પણ અભાવ હોય છે, ત્યાં પણ "દંડી પુરુષ નથી" એ પ્રકારની વિશિષ્ટાભાવવિષયક પ્રતીતિ થાય છે. એમાં દંડરૂપ વિશેષણના તથા પુરુષરૂપ વિશેષ્યના–બન્નેના અભાવથી દંડવિશિષ્ટ પુરુષનો અભાવ થાય છે.

તેમ આ પ્રસંગવિષે, ફળની ઇચ્છારૂપ વિશેષણવડે વિશિષ્ટ જે કર્મ છે, તે વિશિષ્ટ કર્મના ત્યાગરૂપ વિશિષ્ટાભાવ પણ, ઇચ્છારૂપ વિશેષણના અભાવથી, કર્મરૂપ વિશેષ્યના અભાવથી, અથવા ઇચ્છારૂપ વિશેષણના તથા કર્મરૂપ વિશેષ્યના–બન્નેના અભાવથી ત્રણ પ્રકારનો થાય છે. તેમાં કર્મરૂપ વિશેષ્ય વિદ્યમાન હોવા છતાં પણ ફળની ઇચ્છારૂપ વિશેષણના પરિત્યાગથી જે ઇચ્છાવિશિષ્ટ કર્મનો ત્યાગ છે, તે ઇચ્છારૂપ વિશેષણના અભાવથી ઇચ્છાવિશિષ્ટ કર્મના અભાવરૂપ જે ત્યાગ છે તે પ્રથમ ત્યાગ છે; ફળનું ઇચ્છારૂપ વિશેષણ વિદ્યમાન હોવા છતાં પણ કર્મરૂપ વિશેષ્યનો જે પરિત્યાગ છે, તે કર્મરૂપ વિશેષ્યના અભાવથી ઇચ્છાવિશિષ્ટ કર્મના અભાવરૂપ જે ત્યાગ છે તે બીજો ત્યાગ છે અને ફળના ઇચ્છારૂપ વિશેષણના તથા કર્મરૂપ વિશેષ્યના બન્નેના પરિત્યાગથી જે ઇચ્છાવિશિષ્ટ કર્મનો પરિત્યાગ છે, તે વિશેષણ–વિશેષ્ય બન્નેના અભાવથી ઇચ્છાવિશિષ્ટ કર્મના અભાવરૂપ જે ત્યાગ છે તે ત્રીજો ત્યાગ છે.

તેમાં પ્રથમ કર્મનો ત્યાગ સાત્ત્વિક હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે, બીજો ત્યાગ રાજસ તામસ એ ભેદે કરીને બે પ્રકારનો હોય છે. આ બન્ને પ્રકારનો બીજો ત્યાગ પરિત્યાગ કરવા યોગ્ય છે. દુઃખબુદ્ધિવડે કરેલો કર્મોનો ત્યાગ રાજસ કહેવાય છે અને ભ્રાંતિરૂપ વિપર્યાસવડે કરેલો કર્મોનો ત્યાગ તામસ કહેવાય છે. એ પ્રકારનો કર્મના અધિકારી પુરુષોએ કરેલો જે કર્મોનો ત્યાગ છે, તે ત્યાગ જ અહીં અર્જુનના પ્રશ્નનો વિષય છે. શુદ્ધ અંતઃકરણવાળો હોવાથી

કર્મોનો અનધિકારી પુરુષ જેનો કર્ત્તા છે, એવો જે ત્રીજો ગુણાતીત નામે ત્યાગ છે, તે ત્યાગ અહીં અર્જુનના પ્રશ્નનો વિષય નથી.

ગુણાતીત નામે કર્મોનો ત્યાગ પણ બે પ્રકારનો હોય છે. એક સાધનરૂપ હોય છે અને બીજો ફળરૂપ હોય છે. ફળની ઇચ્છાના ત્યાગપૂર્વક કર્મોના અનુષ્ઠાનરૂપ સાત્વિક ત્યાગવડે જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે, આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષા જેને ઉત્પન્ન થઇ છે તથા આત્મજ્ઞાનનાં સાધનભૂત શ્રવણ-મનનરૂપ વેદાંત વિચારને વાસ્તે સ્વર્ગાદિ સર્વ ફળોની ઇચ્છાથી રહિત એવા અધિકારી પુરુષે અંતઃકરણની શુદ્ધિની પછી કરેલો શુદ્ધિનાં સાધનભૂત સર્વ કર્મોનો પરિત્યાગ પ્રથમ સાધનરૂપ ત્યાગ કહેવાય છે. આ સાધનરૂપ ત્યાગને શાસ્ત્રવેત્તા પુરુષો વિવિદિષા સંન્યાસ કહે છે. આ સાધનરૂપ વિવિદિષા સંન્યાસનું, શ્રીભગવાન્ આગળ नैष्कर्म्यसिद्धिं परमाम् એ વચનવડે, કથન કરશે. જન્માંતરોમાં કરેલાં શ્રવણાદિ સાધનોના અભ્યાસના પરિપાકથી આ જન્મમાં જેને પહેલવહેલો જ આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, એવા કૃતકૃત્ય વિદ્વાન્ પુરુષે સ્વતઃજ કરેલો જે ફળની ઇચ્છાનો તથા કર્મોનો પરિત્યાગ તે બીજો ફળરૂપ ત્યાગ કહેવાય છે. આ ફળરૂપ ત્યાગને શાસ્ત્રવેત્તા પુરુષો વિદ્વત્સંન્યાસ કહે છે. ફળભૂત વિદ્વત્સંન્યાસનું શ્રીભગવાને यस्त्वात्मरतिरेव स्यात् ઇત્યાદિ બે શ્લોકોવડે પૂર્વે વ્યાખ્યાન કરેલ છે તથા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણાદિકોવડે પણ પૂર્વે બહુ વિસ્તારથી કથન કર્યું છે.

હે અર્જુન ! આ પૂર્વોક્ત રીતે ત્યાગનું સ્વરૂપ અત્યંત દુર્વિજ્ઞેય છે અને તે त्यागस्य तत्त्वं वेदितुमिच्छामि એ વચનવડે પૂર્વે ત્યાગનું સ્વરૂપ જાણવાની પ્રાર્થના કરી છે, માટે મારાં-સર્વજ્ઞ પરમેશ્વરનાં વચનથી જ ત્યાગના યથાર્થ સ્વરૂપનો તું-અર્જુન નિશ્ચય કર.

અહીં हे भरतसत्तम ! हे पुरुषव्याघ्र ! એ બે સંબોધનોવડે શ્રીભગવાને અર્જુનમાં યથાક્રમે કુલ-નિમિત્તક ઉત્કર્ષ તથા સ્વપૌરુષનિમિત્તક ઉત્કર્ષનું કથન કર્યું. તેમ કરીને અર્જુનમાં ત્યાગનું સ્વરૂપ નિશ્ચિત કરવાની યોગ્યતા સૂચિત કરી. (૪)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-હે ભગવન્ ! त्याज्यं दोषवदित्येके એ શ્લોકમાં કહેલી વાદીઓની વિપ્રતિપત્તિના કોટીભૂત બન્ને પક્ષોમાં આપનો નિશ્ચય શું છે ? "પ્રથમ પક્ષ આપનો નિશ્ચય છે કે દ્વિતીય પક્ષ આપનો નિશ્ચય છે ? અથવા એ બન્ને પક્ષોથી ભિન્ન કોઇ ત્રીજા જ પક્ષ આપનો નિશ્ચય છે ?" એવી અર્જુનને શંકા થતાં यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे એ વચનવડે કહેલો જે દ્વિતીય પક્ષ છે, "તે દ્વિતીયપક્ષ જ મારો નિશ્ચય છે" એ પ્રકારનો ઉત્તર, શ્રીભગવાન્ બે શ્લોકોવડે કથન કરે છેઃ-

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

શ્લોકાર્થઃ-યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ નહિ ત્યાગ કરવા યોગ્ય છે, કિન્તુ તે કર્મ કરવા યોગ્ય છે. કારણ કે યજ્ઞ, દાન તથા તપ આ ત્રણ, ફળની ઇચ્છાથી રહિત પુરુષને પાવન કરનારા જ છે. ૫

ટીકાઃ-હે અર્જુન ! શ્રૌતસ્માર્ત્તરૂપ જે અગ્નિહોત્રાદિરૂપ યજ્ઞ છે, ઉત્તમ દેશકાળવિષે સુપાત્રની પ્રત્યે શાસ્ત્રની વિધિ પ્રમાણે જે ગૌ-સુવર્ણ-અન્નાદિ પદાર્થોનું દાન છે, તથા કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિરૂપ જે તપ છે, (અહીં યજ્ઞ-દાન-તપ એ ત્રણે કર્મો બ્રહ્મચારી-ગૃહસ્થ-વાનપ્ર"

એ ત્રણે આશ્રમોનાં શાસ્ત્રવિહિત સર્વ કર્મોનાં ઉપલક્ષણ છે) તે યજ્ઞ-દાન-તપરૂપ કર્મો, યજ્ઞાદિ કર્મોનાં સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી રહિત પુરુષોને પાવન કરનારાં છે, અર્થાત્ યજ્ઞ-દાન-તપરૂપ કર્મો, જ્ઞાનના પ્રતિબંધક પાપરૂપ મળની નિવૃત્તિ કરીને તથા જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ પુણ્યગુણનું આધાન કરીને, ફળની ઇચ્છાથી રહિત પુરુષોનાં શોધક જ થાય છે. (અહીં અંતઃકરણરૂપ ઉપાધિની શુદ્ધિવડે જ અંતઃકરણ ઉપહિત પુરુષોની શુદ્ધિ ભગવાનને અભિપ્રેત છે.) હે અર્જુન! યજ્ઞ-દાન-તપરૂપ કર્મો, ફળની ઇચ્છાથી રહિત પુરુષોનાં અંતઃકરણની શુદ્ધિ કરનારાં છે; માટે અંતઃકરણની શુદ્ધિની ઇચ્છાવાળા કર્મના અધિકારી પુરુષે ફળની ઇચ્છાથી રહિત યજ્ઞ-દાન-તપરૂપ કર્મોનો કદાચિત્ પણ પરિત્યાગ કરવો નહિ, કિન્તુ યજ્ઞ-દાન-તપરૂપ કર્મો અવશ્ય કરવાં.

યદ્યપિ न त्याज्यं એ વચનવડે શ્રીભગવાને યજ્ઞ-દાન-તપરૂપ કર્મનું જે અત્યાગપણું કથન કર્યું છે, તે અત્યાગપણાવડે અર્થથી યજ્ઞ-દાનાદિ કર્મોની કર્ત્તવ્યતા પ્રાપ્ત થાય છે, માટે પુનઃ कार्यमेव तत् એ વચનવડે યજ્ઞ-દાનાદિ કર્મોની કર્ત્તવ્યતા કથન કરવી સંભવતી નથી; તથાપિ યજ્ઞ-દાનાદિરૂપ કર્મોની કર્ત્તવ્યતાના અત્યંત આદર વાસ્તે શ્રીભગવાને પુનઃ कार्यमेव तत् એ વચન કથન કર્યું છે. અથવા यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવો; યજ્ઞ-દાન-તપરૂપ કર્મ 'કાર્ય' છે અર્થાત્ કર્ત્તવ્યતા-રૂપે કરીને વેદે વિધાન કર્યું છે, તે કારણથી યજ્ઞ-દાન-તપરૂપ કર્મનો અધિકારી પુરુષે કદાચિત્ પણ ત્યાગ કરવો નહિ. (૫)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! યજ્ઞ-દાન-તપરૂપ કર્મોનું જો કદાચિત્ અંતઃકરણની શુદ્ધિ કરવામાં સામર્થ્ય હોય, તો સ્વર્ગાદિ ફળની ઇચ્છાવડે કરેલાં યજ્ઞ-દાન-તપરૂપ કર્મો તે અંતઃકરણનાં શોધક હોવાં જોઇએ; તેથી ફળની ઇચ્છાનો પરિત્યાગ કરવો વ્યર્થ જ છે." એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ! વળી આ પૂર્વોક્ત યજ્ઞદાનાદિ કર્મ પણ કર્તૃત્વ અભિમાનના તથા સ્વર્ગાદિ ફળના પરિત્યાગવડે કરવા યોગ્ય છે, આ રીતનો મારો-પરમેશ્વરનો નિશ્ચિત શ્રેષ્ઠ મત છે. ૬

ટીકાઃ-અહીં एतान्यपि तु એ વચનમાં રહેલો तु શબ્દ પૂર્વોક્ત શંકાની નિવૃત્તિ કરવા વાસ્તે છે. હે અર્જુન! યદ્યપિ કામ્ય કર્મો પણ કર્મસ્વભાવથી પુરુષના અંતઃકરણની શુદ્ધિ કરે છે, તથાપિ તે કામ્યકર્મજન્ય અંતઃકરણની શુદ્ધિ, કામ્ય કર્મોનાં સુખરૂપ ફળના ભોગમાં જ ઉપયોગી હોય છે. પણ આવી અંતઃકરણની શુદ્ધિ આત્મજ્ઞાનમાં કિંચિત્ માત્ર પણ ઉપયોગી હોતી નથી.

એ વાત વાર્તિક ગ્રંથના કર્તા શ્રીસુરેશ્વરાચાર્યે પણ કહેલી છેઃ-काम्येऽपि शुद्धिरस्त्येव भोगसिद्ध्यर्थमेव सा। विड् वराहादि देहेन न ह्यैन्द्रं भुज्यते फलम्॥ અર્થાત્-કામ્ય કર્મો કરવા છતાં પણ અંતઃકરણની શુદ્ધિ તો થાય છે, પરંતુ કામ્ય કર્મજન્ય અંતઃકરણની શુદ્ધિ, કેવળ ભોગની સિદ્ધિ વાસ્તે જ થાય છે, જ્ઞાનની ઉત્પત્તિ વાસ્તે હોતી નથી, માટે ઇંદ્ર સંબંધી સુખરૂપ

ફળ મલિન અંતઃકરણવાળા વિટ્‌-વરાહાદિ દેહવડે ભોગવવામાં આવતું નથી, કિન્તુ શુદ્ધ અંતઃકરણ વાળા દેવદેહવડે જ તે ફળ ભોગવવામાં આવે છે.

અને જે યજ્ઞ-દાન-તપાદિ કર્મો જ્ઞાનવિષે ઉપયોગી અંતઃકરણની શુદ્ધિ કરે છે, તે સ્વર્ગાદિ ફળની ઈચ્છાપૂર્વક કરેલા બંધના હેતુરૂપ હોવા છતાં પણ, ફળની ઇચ્છા વિના કરેલા હોવાથી બંધના હેતુરૂપ થતા નથી. તેથી મુમુક્ષુજનોએ ફળની ઇચ્છાપૂર્વક યજ્ઞ-દાનાદિ કર્મો કરવાં નહિ, કિંતુ મુમુક્ષુજનોએ સંગનો તથા ફળોનો પરિત્યાગ કરીને જ કર્મો કરવાં યોગ્ય છે.

તેમાં "યૌવનાદિ અવસ્થા, બ્રાહ્મણાદિ વર્ણ તથા ગૃહસ્થાદિ આશ્રમ ઈત્યાદિ જેનામાં નિમિત્ત છે એવો હું આ કર્મોનો કર્તા છું, માટે આ કર્મો અવશ્ય કરવા યોગ્ય છે" એ પ્રકારનું જે કર્તૃત્વ અભિમાન છે તે સંગ કહેવાય છે; અને કામનાના વિષયભૂત જે કર્મવડે પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ પદાર્થો છે, તે ફળ કહેવાય છે. એવા સંગનો તથા ફળોનો પરિત્યાગ કરીને અધિકારી પુરુષે અંતઃકરણની શુદ્ધિ વાસ્તે જ યજ્ઞ-દાનાદિ કર્મો કરવા યોગ્ય છે. એ પ્રકારનો-ભગવાનનો નિશ્ચિત મત છે. આ કારણથી જ, હે પાર્થ! કર્મના અધિકારી પુરુષોએ યજ્ઞ-દાનાદિ કર્મો ત્યાગ કરવા યોગ્ય છે કે નહિ ત્યાગ કરવા યોગ્ય છે, એ બન્ને મતોવિષે "કર્મો નહિ ત્યાગ કરવા યોગ્ય છે" એ પ્રકારનો મારો-ભગવાનનો મત અત્યંત શ્રેષ્ઠ છે. શ્રીભગવાને પૂર્વે निश्चयं शृणु मे तत्र એ વચનવડે જે પોતાનો નિશ્ચય કહ્યો હતો, તે પોતાના નિશ્ચયનો આ શ્લોકવિષે ઉપસંહાર કર્યો. (૬)

અવતરણિકાઃ-यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे એ વચનવડે શ્રીભગવાને પૂર્વે કહેલો જે પોતાનો પક્ષ હતો, તે આટલે સુધી સ્થાપન કર્યો. હવે, त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः એ વચનવડે પૂર્વે કહેલા પરપક્ષનો, પૂર્વોક્ત ત્યાગના ત્રિવિધપણાનું વ્યાખ્યાન કરીને, નિષેધ કરવાનો આરંભ કરે છેઃ—

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

શ્લોકાર્થઃ-વળી નિત્ય કર્મનો ત્યાગ સંભવતો નથી, નિત્ય કર્મના મોહવડે કરેલા પરિત્યાગને તામસ ત્યાગ કહ્યો છે. ૭

ટીકાઃ-હે અર્જુન! સ્વર્ગાદિ ફળની ઇચ્છાપૂર્વક કરેલાં કામ્ય કર્મો અંતઃકરણની શુદ્ધિના હેતુ હોતાં નથી, ઉલટાં તે કામ્ય કર્મો પુરુષના બંધના જ હેતુ થાય છે. તેથી કામ્ય કર્મો દોષવાળાં જ છે, માટે બંધનની નિવૃત્તિના કારણરૂપ આત્મજ્ઞાનની ઇચ્છાવાળા પુરુષે કરેલો કામ્ય કર્મોનો ત્યાગ શાસ્ત્રવડે તથા યુક્તિવડે સંભવતો જ નથી. પરંતુ અંતઃકરણની શુદ્ધિનો હેતુ હોવાથી દોષરહિત એવાં જે શ્રુતિ-સ્મૃતિ રૂપ શાસ્ત્રવિહિત અગ્નિહોત્ર-સંધ્યોપાસનાદિ નિત્ય કર્મો છે, તે નિત્ય કર્મોનો ત્યાગ કરવો, તે અંતઃકરણની શુદ્ધિની ઇચ્છાવાળા મુમુક્ષુ જનોને શાસ્ત્રવડે તથા યુક્તિવડે સંભવતું નથી. કિન્તુ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે મુમુક્ષુ જનોએ નિત્ય કર્મોનું અવશ્ય અનુષ્ઠાન કરવું, એ અર્થ आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते એ વચનવડે પૂર્વે પણ પ્રતિપાદન કરવામાં આવેલ છે. હે અર્જુન! એવાં અંતઃકરણની શુદ્ધિ કરનારાં નિત્ય કર્મોનો જે મોહની વશતાથી પરિત્યાગ છે, તે તામસ ત્યાગ કહેવાય છે. વેદવિહિત નિત્ય કર્મોવિષે જે નિષિદ્ધપણાનું જ્ઞાન છે, અનર્થના અહેતુરૂપ કર્મોવિષે જે અનર્થના હેતુપણાનું જ્ઞાન છે.

ધર્મરૂપ કર્મોવિષે જે અધર્મપણાનું જ્ઞાન છે તથા અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મોવિષે જે નહિ અનુષ્ઠાનપણાનું જ્ઞાન છે, તે સર્વ ભ્રાંતિજ્ઞાનરૂપ વિપર્યાસને મોહ કહેવામાં આવે છે. એવા મોહની વશતાથી જે નિત્ય કર્મોનો પરિત્યાગ છે, તે તામસ ત્યાગ કહેવાય છે.

આ પ્રકારનો વિપર્યાસરૂપ મોહ સાંખ્યશાસ્ત્રવાળા પુરુષોને હોય છે. સાંખ્યશાસ્ત્રવાળાઓનો એ અભિપ્રાય છે કે, જેમ કામ્ય કર્મો દોષવાળાં હોય છે, તેમ અગ્નિહોત્ર-દર્શ-પૂર્ણમાસ-ચાતુર્માસ્ય-જ્યોતિષ્ટોમ-ઇત્યાદિ નિત્ય કર્મો પણ દોષવાળાં જ છે. કારણ કે નિત્ય કર્મોમાં પણ વ્રીહિ આદિકોને કૂટવાવડે, યજ્ઞશાળાના માર્જનવડે તથા અગ્નિવિષે હોમ કરવાવડે જીવોની હિંસા થાય છે તથા પશુઓની હિંસા થાય છે, તેથી નિત્ય કર્મો પણ હિંસારૂપ દોષવાળાં હોવાથી કામ્ય કર્મોની પેઠે દુષ્ટ જ છે અને न हिंस्यात्सर्वाभूतानि એ શ્રુતિએ સર્વ ભૂતોની હિંસાનો નિષેધ કર્યો છે, તેથી યજ્ઞવિષે પશુની હિંસા પણ નિષિદ્ધ જ છે અને અંતઃકરણની શુદ્ધિ તો હિંસા પ્રધાનવાળાં નિત્ય કર્મો વિના ગાયત્રી આદિ મંત્રોના જપવડે પણ થઇ શકે છે. એ વાત મહાભારતમાં પણ કહેલી છે.– ( जपस्तु सर्वधर्मेभ्यः परमो धर्म उच्यते । अहिंसया हि भूतानां जपयज्ञः प्रवर्तते ॥ અર્થાત્-ગાયત્રી મંત્રાદિનો જપ સર્વ ધર્મોથી પરમ ધર્મ કહેવાય છે, કારણ કે જપયજ્ઞથી ભિન્ન જેટલા જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો છે, તે સર્વે યજ્ઞો ભૂતોની હિંસાવડે જ પ્રવૃત્ત થાય છે; અને જપયજ્ઞ તો ભૂતોની અહિંસાવડે જ પ્રવૃત્ત થાય છે.) આ કારણથી જપયજ્ઞ સર્વ ધર્મોથી પરમધર્મ કહેવાય છે. એ વાત મનુએ પણ કહેલી છેઃ– ( जप्येनैव तु संसिद्ध्येद्ब्राह्मणो नात्र संशयः । कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ અર્થાત્-ગાયત્રી મંત્રાદિકોના જપવડે જ બ્રાહ્મણ અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થાય છે, એ અર્થ વિષે કિંચિત્‌માત્ર પણ સંશય નથી. અંતઃકરણની શુદ્ધિ વાસ્તે અધિકારી પુરુષ બીજાં કોઈ કર્મો કરે અથવા ન કરે, અહિંસારૂપ મૈત્રીવાળો પુરુષ જ બ્રાહ્મણ કહેવાય છે.) ઇત્યાદિ શાસ્ત્રનાં વચનોએ હિંસા દોષવાળાં નિત્ય કર્મોનો નિષેધ કરી, અંતઃકરણની શુદ્ધિવાસ્તે, ગાયત્રી મંત્રાદિકોના જપનું જે વિધાન કર્યું છે, તેથી અંતઃકરણની શુદ્ધિથી રહિત કર્મના અધિકારી પુરુષોએ પણ યજ્ઞાદિ નિત્ય કર્મોનો પરિત્યાગ જ કરવો.

આ પ્રમાણે સાંખ્યવાદીઓનું કહેલું અત્યંત વિરુદ્ધ છે, કારણ કે યજ્ઞમાં જે પશુઆદિકોની હિંસા પુરુષના અનર્થનો હેતુ નથી, કિન્તુ યજ્ઞવિના જે પશુઆદિકોની હિંસા જ પુરુષના અનર્થના હેતુ થાય છે અને न हिंस्यात्सर्वाभूतानि એ શ્રુતિવચન જે ભૂતોની હિંસાનો નિષેધ કરે છે, તે પણ યજ્ઞ-યુદ્ધાદિકોવિના જીવોની હિંસાનો નિષેધ કરે છે. જો કદાચિત્ न हिंस्यात्सर्वाभूतानि એ વચન સર્વ હિંસાનો નિષેધ કરતું હોય તો अग्नीषोमीयं पशुमालभेत ઇત્યાદિ વેદનું વચન કે જે યજ્ઞમાં પશુહિંસાનું વિધાન કરે છે, તે સર્વે વચનો વ્યર્થ હોવાં જોઇએ. વેદનાં વચનોને વ્યર્થ કહેવાં તે અત્યંત વિરુદ્ધ છે, તેથી બન્ને પ્રકારનાં વચનોનો પરસ્પર ઉત્સર્ગરૂપ, અપવાદરૂપ માનીને વ્યવસ્થા કરવી ઉચિત છે. न हिंस्यात्सर्वा भूतानि એ વચન ઉત્સર્ગરૂપ છે અને अग्नीषोमीयं पशुमालभेत એ વચન ઉત્સર્ગના અપવાદરૂપ છે. અપવાદ સ્થળ સિવાય અન્યત્ર ઉત્સર્ગ વચનની પ્રવૃત્તિ થાય છે, અર્થાત્ "યજ્ઞયુદ્ધાદિકો વિના પુરુષે કોઇ જીવની હિંસા ન કરવી" એ પ્રકારનો ઉત્સર્ગ વચનનો અર્થ સિદ્ધ થાય છે, તેથી શાસ્ત્રવિહિત યજ્ઞસંબંધી હિંસા દોષરૂપ નથી. પૂર્વોક્ત મહાભારતનું વચન તથા મનુનું વચન તો કેવળ જપયજ્ઞની સ્તુતિપર છે. કાંઇ તે વચન યજ્ઞસંબંધી હિંસાવિષે અધર્મપણાનું બોધન કરતું નથી. કારણ "યજ્ઞસંબંધી હિંસા અધર્મરૂપ છે" એ અર્થવિષે તે વચનનું તાત્પર્ય નથી, કિન્તુ કેવળ જપની સ્તુતિવિષે જ તે વચનનું તાત્પર્ય છે. જે વચનનું જે અર્થવિષે તાત્પર્ય હોય છે તે

વચનનો તેજ અર્થ થાય છે. તેથી સાંખ્યવાદીઓનું, વેદવિહિત અગ્નિહોત્ર-દર્શ પૂર્ણમાસ-ચાતુર્માસ્ય ઇત્યાદિ નિત્ય કર્મોવિષે જે નિષિદ્ધપણાનુ જ્ઞાન છે તથા અનર્થના અહેતુરૂપ તે કર્મોવિષે જે અનર્થના હેતુપણાનું જ્ઞાન છે તથા ધર્મરૂપ કર્મોવિષે જે અધર્મપણાનું જ્ઞાન છે તથા અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મોવિષે જે નહિ અનુષ્ઠાન કરવાનું જ્ઞાન છે, તે સર્વ વિપર્યાસરૂપ જ્ઞાન મોહરૂપ જ છે. એવા મોહની વશતાથી જે નિત્ય કર્મોનો પરિત્યાગ તે તામસત્યાગ કહેવાય છે; માટે મોહ તમરૂપ જ છે. (૭)

અવતરણિકા:-આ પ્રમાણે તામસત્યાગના સ્વરૂપનું કથન કરીને હવે શ્રીભગવાન્ રાજસત્યાગના સ્વરૂપનું કથન કરે છે —

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-આ કર્મ દુઃખરૂપ જ છે, એ રીતે માની, શરીરના ક્લેશના ભયથી નિત્ય કર્મનો જે ત્યાગ કરવામાં આવે છે તે ત્યાગ રાજસ છે. આવા રાજસ ત્યાગવડે પુરુષ ત્યાગના ફળને કદાચિત્ પણ પ્રાપ્ત થતો નથી. ૮

ટીકા:-હે અર્જુન! પૂર્વોક્ત મોહનો અભાવ હોવા છતાં પણ જે પુરુષનું અંતઃકરણ શુદ્ધ થયું નથી, એવો કર્મોનો અધિકારી પુરુષ, "આ અગ્નિહોત્ર સંધ્યોપાસનાદિ સર્વે નિત્ય કર્મો દુઃખરૂપ જ છે," એ પ્રમાણે નિત્ય કર્મોને દુઃખરૂપ માનીને તથા તે નિત્ય કર્મો કરવાથી શરીરવિષે થતા ક્લેશના ભયથી, નિત્ય કર્મોનો જે પરિત્યાગ કરે છે તે પરિત્યાગ રાજસત્યાગ કહેવાય છે. માટે તે દુઃખ રજોગુણરૂપ જ થાય છે. આ કારણથી પૂર્વોક્ત મોહથી રહિત થયેલો રાજસ પુરુષ રાજસ ત્યાગ કરીને ત્યાગના ફળને પ્રાપ્ત થતો નથી, અર્થાત્ વક્ષ્યમાણ સાત્વિક ત્યાગના જ્ઞાનનિષ્ઠારૂપ ફળને રાજસ ત્યાગવાળો પુરુષ પ્રાપ્ત થતો નથી (૮)

અવતરણિકા:-પૂર્વે બે શ્લોકોવડે નિત્ય કર્મોનો તામસત્યાગ તથા રાજસત્યાગ પરિત્યાજ્યતારૂપે કરીને દર્શાવ્યો. તેથી "તામસ-રાજસ ત્યાગના પરિત્યાગવડે અધિકારી પુરુષે ક્યાં કર્મોનો ત્યાગ અંગીકાર કરવા યોગ્ય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં "અધિકારી પુરુષે સાત્વિક ત્યાગ જ ગ્રહણ કરવા યોગ્ય છે" એ અર્થનું કથન કરતાં શ્રીભગવાન્ સાત્વિક ત્યાગના સ્વરૂપનું કથન કરે છેઃ—

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः ॥ ९ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! આ કર્મ કરવા યોગ્ય જ છે, આ પ્રકારે માની, જે નિત્ય કર્મ, સંગનો તથા ફળનો ત્યાગ કરી કરવામાં આવે છે, તે ત્યાગને શિષ્ટ પુરુષોએ સાત્વિક માન્યો છે. ૯

ટીકા:-હે અર્જુન! અગ્નિહોત્ર-સંધ્યોપાસના ઇત્યાદિ નિત્ય કર્મોનું વિધાન કરનારાં अग्निहोत्रं जुहोति । अहरहः संध्यामुपासीत ॥ ઇત્યાદિ વચનોમાં યદ્યપિ નિત્ય કર્મોનું ફળ કથન કર્યું નથી, તથાપિ "વેદવિહિત હોવાથી એ નિત્ય કર્મ મારે અવશ્ય કરવા યોગ્ય છે" એ પ્રકારનો નિશ્ચય કરીને, નિત્યકર્મોના કર્તૃત્વ અભિનિવેશરૂપ સંગનો તથા સ્વર્ગાદિ ફળનો પરિત્યાગ કરી, અધિકારી પુરુષ પોતાના અંતઃકરણની શુદ્ધિ પર્યંત, જો અગ્નિહોત્ર-સંધ્યોપાસનાદિ નિત્ય કર્મો કરે છે, તો તે ત્યાગને શિષ્ટ પુરુષોએ સાત્વિક માન્યો છે, અર્થાત્ ફળની ઇચ્છાના ત્યાગપૂર્વક તથા કર્તૃત્વ અભિમાનના ત્યાગપૂર્વક નિત્ય કર્મોના અનુષ્ઠાનરૂપ સાત્વિક ત્યાગ

શિષ્ટ પુરુષોને, અંતઃકરણની શુદ્ધિ વાસ્તે ગ્રાહ્યતારૂપે કરી, અભિમત છે, પણ પૂર્વોક્ત રાજસ-તામસ ત્યાગની પેઠે પરિત્યાજ્યતારૂપે કરી અભિમત નથી.

અર્જુનની શંકાઃ–स्वर्गकामो यजेत। पुत्रकामो यजेत। पशुकामो यजेत। ઇત્યાદિ વચનોએ જેમ સ્વર્ગ-પુત્ર-પશુઆદિ ફળોના ઉદ્દેશવડે કામ્ય કર્મોનું વિધાન કર્યું છે, તેમ નિત્ય કર્મોનું વિધાન કરનારાં વચનોએ સ્વર્ગાદિ ફળોના ઉદ્દેશવડે નિત્ય કર્મોનું વિધાન કર્યું નથી. તેથી એમ જાણવામાં આવે છે કે–નિત્ય કર્મોનું કાંઈ ફળ જ નથી. તેથી फलं त्यक्त्वा એવું વચન આપે શામાટે કહ્યું છે?

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–યદ્યપિ નિત્ય કર્મોનું વિધાન કરનારાં વચનોએ સ્વર્ગાદિ ફળોના ઉદ્દેશવડે નિત્ય કર્મોનું વિધાન કર્યું નથી, તથાપિ નિત્ય કર્મોનાં કાંઇ ફળનો અવશ્ય અંગીકાર કરવો જોઇએ. એ નિત્ય કર્મોનાં ફળનો અંગીકાર ન કરીએ, તો फलं त्यक्त्वा એ મારા-ભગવાનનું વચન જ અસંગત થાય. કારણ કે પ્રાપ્ત વસ્તુનો જ નિષેધ થાય છે, પણ અપ્રાપ્ત વસ્તુનો નિષેધ થતો નથી. જો કદાચિત્ નિત્ય કર્મોનું કાંઈ ફળ ન થતું હોય, તો फलं त्यक्त्वा એ વચનવડે હું–શ્રીભગવાન્ નિત્ય કર્મોના ફળનો નિષેધ કરત નહિ. તેથી નિત્ય કર્મોનું પણ કાંઇક ફળ છે, એ અર્થ फलं त्यक्त्वा એ મારા-ભગવાનના વચનથી જ જાણવામાં આવે છે.

કિંવા શાસ્ત્રકારોએ આ પ્રકારનો ન્યાય કથન કર્યો છેઃ–प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्त्तते અર્થાત્ ફળરૂપ પ્રયોજનના ઉદ્દેશ વિના મૂઢ પુરુષ પણ કોઈ કાર્યવિષે પ્રવૃત્ત થતો નથી, તો બુદ્ધિમાન્ પુરુષ પ્રયોજનના ઉદ્દેશ વિના કાર્યવિષે શા માટે પ્રવૃત્ત થાય? એટલે કે પ્રવૃત્ત ન જ થાય. તેથી નિત્ય કર્મોનાં જો કાંઇ પણ ફળનો અંગીકાર ન કરીએ, તો નિષ્ફળ એવાં નિત્ય કર્મો વિષે કોઇ પણ પુરુષ પ્રવૃત્ત થાય નહિ. આ કારણથી પણ નિત્ય કર્મોનાં કાંઇ ફળનો અંગીકાર કરવો જોઇએ.

કિંવા આપસ્તંબ ઋષિએ પણ નિત્ય કર્મોનું ફળ કહ્યું છે કે, तद्यथाम्रे फलार्थे निर्मितेच्छाया गन्ध इत्यनूत्पद्येते। एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यन्ते અર્થાત્–જેવી રીતે, જે પુરુષે આમ્રફળોની પ્રાપ્તિ વાસ્તે આમ્રનું વૃક્ષ વાવ્યું હોય છે, તે પુરુષને આમ્રવૃક્ષની છાયા-સુગંધરૂપ આનુષંગિક ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, તેવી રીતે જે પુરુષે સ્વધર્મ જાણીને નિત્ય કર્મોનું અનુષ્ઠાન કર્યું હોય છે, તે પુરુષને નિત્ય કર્મોનાં સ્વર્ગાદિરૂપ આનુષંગિક ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. મહાન્ ફળની પ્રાપ્તિની પૂર્વે ઇચ્છા વિના જ જે ફળ પ્રાપ્ત થાય છે, તે આનુષંગિક ફળ કહેવાય છે. અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે જે મોક્ષની પ્રાપ્તિ છે, તે જ નિત્ય કર્મોનું મહાન્ ફળ છે. મહાન્ ફળ આ પુરુષને જ્યાં સુધી પ્રાપ્ત થતું નથી, ત્યાં સુધી પુરુષને નિત્ય કર્મોની વશતાથી સ્વર્ગાદિ આનુષંગિક ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. આપસ્તંબ ઋષિના વચનથી પણ નિત્ય કર્મોનું ફળ સિદ્ધ થાય છે.

કિંવા અગ્નિહોત્ર-સંધ્યોપાસનાદિ નિત્ય કર્મો નહિ કરવાથી જે પ્રત્યવાય ઉત્પન્ન થાય છે, તે પ્રત્યવાય નિત્ય કર્મો કરવાવડે ઉત્પન્ન થતો નથી. તેથી પ્રત્યવાયની નિવૃત્તિ પણ નિત્ય કર્મોનું જ ફળ છે. નિત્ય કર્મો નહિ કરવાથી અધિકારી પુરુષને થતી પ્રત્યવાયની પ્રાપ્તિ શ્રુતિમાં તથા સ્મૃતિમાં પણ કહી છે. શ્રુતિ કહે છેઃ–अकुर्वन् वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः– અર્થાત્–વેદપ્રતિપાદિત અગ્નિહોત્ર-સંધ્યોપાસનાદિ નિત્ય કર્મો ન કરવાથી અધિકારી પુરુષને પાપરૂપ પ્રત્યવાય પ્રાપ્ત થાય છે. સ્મૃતિ કહે છે કે–(श्रौतं चापि तथा स्मार्त्तं कर्माण्यन्य द्विजः। तद्विहीनः पतत्येव ह्यवस्करहितांपवत् ॥ અર્થાત્ શ્રૌત એવા નિત્ય કર્મોનો તથા સ્માર્ત્ત

નિત્ય કર્મોનો આશ્રય કરીને દ્વિજે રહેવું જોઇએ. શ્રૌત-સ્માર્ત્ત કર્મોથી રહિત થયેલો દ્વિજ અવશ્ય અધોપતન પામે છે; જેવી રીતે યષ્ટિકા (લાકડી) આદિ આલંબનથી રહિત અંધ પુરુષ ગર્ત્તવિષે પતન પામે છે અર્થાત્ પડે છે). એક બીજી સ્મૃતિ કહે છે કે-(एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयम्। द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः॥ અર્થાત્-જે અધિકારી બ્રાહ્મણ એક દિવસ સૂધી જપથી રહિત રહે છે, તથા ત્રણ દિવસ સૂધી સંધ્યાથી રહિત રહે છે તથા બાર દિવસ સૂધી અગ્નિહોત્રથી રહિત રહે છે, તે બ્રાહ્મણને શૂદ્ર જ જાણવો, એમાં કિંચિત્ માત્ર પણ સંશય નથી.)-એક સ્મૃતિમાં કહ્યુ છે કે (त्र्यहं संध्याविरहितो द्वादशाहं निरग्निकः। चतुर्वेदधरो विप्रः शूद्र एव न संशयः॥ અર્થાત્-જે બ્રાહ્મણ ત્રણ દિવસ સૂધી સંધ્યોપાસનાથી રહિત છે તથા બાર દિવસ સૂધી અગ્નિહોત્રથી રહિત છે, તે બ્રાહ્મણ ચાર વેદોનો પાઠક હોવા છતાં પણ શૂદ્ર જ જાણવો, એ અર્થ વિષે કિંચિત્ માત્ર પણ સંશય નથી )-(तस्मान्न लंघयेत्संध्यां सायंप्रातः समाहितः। उल्लंघयति यो मोहात्स याति नरकं ध्रुवम्॥ અર્થાત્-સંધ્યાનું ઉલ્લંઘન કરવાથી બ્રાહ્મણવિષે શૂદ્રભાવની પ્રાપ્તિ થાય છે, માટે અધિકારી બ્રાહ્મણે સંધ્યાનું કદાચિત્ પણ ઉલ્લંઘન કરવું નહિ. કિન્તુ સાયંકાલવિષે તથા પ્રાતઃકાલવિષે બ્રાહ્મણે સાવધાન થઇને સંધ્યા કરવી. જે બ્રાહ્મણ પ્રમાદની વશતાથી સંધ્યાનો પરિત્યાગ કરે છે, તે બ્રાહ્મણ અવશ્ય નરકને પ્રાપ્ત થાય છે.) ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિવચનોએ, અગ્નિહોત્ર-સંધ્યોપાસનાદિ નિત્ય કર્મો નહિ કરવાથી, અધિકારી પુરુષને પ્રત્યવાયની પ્રાપ્તિ કથન કરી છે. धर्मेण पापमपनुदति तस्माद्धर्मं परमं वदन्ति-અર્થાત્-અધિકારી પુરુષ અગ્નિહોત્રાદિ નિત્ય ધર્મ કરીને પ્રતિબન્ધક પાપોને નિવૃત્ત કરે છે, માટે વેદવેત્તા પુરુષો નિત્યધર્મને પરમ ધર્મ કહે છે. ઇત્યાદિ શ્રુતિવચનોએ, જ્ઞાનના પ્રતિબંધક પાપોની નિવૃત્તિરૂપ તથા જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ પુણ્યની ઉત્પત્તિરૂપ આત્મસંસ્કારને જ, નિત્ય કર્મોનું ફળ કહ્યુ છે. કોઇ શાસ્ત્રવિષે તો સંધ્યોપાસનરૂપ નિત્ય કર્મનું બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ ફળ કહ્યું છે.— संध्यामुपासते ये तु सततं संशितव्रताः। विधूतपापास्ते यांति ब्रह्मलोकमनामयम्॥ અર્થાત્-જે અધિકારી પુરુષો દૃઢવ્રતવાળા થઇને સંધ્યાની ઉપાસના કરે છે, તે પુરુષો સર્વ પાપોથી રહિત થઇને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

એ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિઆદિ શાસ્ત્રોમાં નિત્ય કર્મોનું પણ ફળ કહ્યું છે. ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી અધિકારી પુરુષે નિત્ય કર્મો કરવાં. આ અભિપ્રાયવડે શ્રીભગવાને અહીં फलं त्यक्त्वा એ વચનવડે નિત્ય કર્મોનાં ફળનો પરિત્યાગ કહ્યો છે, તેથી શ્રીભગવાનનાં વચનવિષે કિંચિત્ માત્ર પણ વિરોધની શંકા સંભવતી નથી. કિંવા ત્યાગ અને સંન્યાસ એ બન્ને શબ્દો ઘટ અને પટ એ બન્ને શબ્દોની પેઠે ભિન્ન ભિન્ન જાતિવાળા અર્થના વાચક નથી, કિન્તુ ફળની ઇચ્છાપૂર્વક કર્મોનો ત્યાગ જ બન્ને શબ્દોનો અર્થ છે; માટે જે અર્થ પૂર્વે કહ્યો હતો, તે અર્થનું અહીં પણ વિસ્મરણ કરવું નહિ.

ફળની ઇચ્છા વિદ્યમાન હોવા છતાં પણ પૂર્વોક્ત મોહની વશતાથી અથવા શરીરના કલેશના ભયથી જે નિત્ય કર્મોનો પરિત્યાગ છે, તે ત્યાગ કર્મરૂપ વિશેષ્યના અભાવકૃત વિશિષ્ટાભાવરૂપ છે. વિશેષ્યાભાવ પ્રયુક્ત વિશિષ્ટાભાવરૂપ ત્યાગના તામસપણાવડે તથા રાજસપણાવડે પૂર્વે નિંદા કરી. હવે નિત્ય કર્મો વિદ્યમાન હોવા છતાં પણ કર્મોનાં ફળની ઇચ્છાનો જે પરિત્યાગ છે, તે ત્યાગ ફળની ઇચ્છારૂપ વિશેષણના અભાવકૃત વિશિષ્ટાભાવરૂપ છે. આ વિશેષણાભાવ પ્રયુક્ત વિશિષ્ટાભાવરૂપ ત્યાગની સાત્ત્વિકપણાવડે સ્તુતિ કરવામાં આવે છે. આ પ્રમાણે વિશેષ્યના અભાવકૃત વિશિષ્ટાભાવવિષે તથા વિશેષણના અભાવકૃત વિશિષ્ટાભાવ વિષે વિશિષ્ટાભાવપણું સરખું જ છે. તેથી શ્રીભગવાનનાં પૂર્વાપર વચનોમાં કોઇ પણ પ્રકારે

વિરોધ થતો નથી અને ફળની ઇચ્છારૂપ વિશેષણના તથા કર્મરૂપ વિશેષ્યના અભાવકૃત જે વિશિષ્ટાભાવરૂપ કર્મોનો ત્યાગ છે, તે ત્યાગ સત્ત્વાદિ ત્રણ ગુણોથી રહિત હોવાથી નિર્ગુણરૂપ જ છે. તેથી નિર્ગુણત્યાગ સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ત્યાગવિષે ગણવામાં આવતો નથી. એટલા કથનથી આ પ્રકારના અકુશળતારૂપ દોષની પણ નિવૃત્તિ કરી.

તે દોષ આ પ્રમાણેઃ–त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः એ વચનોવડે પહેલાં ત્રણ પ્રકારના ત્યાગની પ્રતિજ્ઞા કરીને, ત્યારપછી બે પ્રકારના કર્મત્યાગનું કથન કરીને, પશ્ચાત્ તે પ્રતિજ્ઞાને પ્રતિકૂળ કર્મના અનુષ્ઠાનરૂપ ત્રીજા પ્રકારનું શ્રીભગવાને કથન કર્યું છે, તેથી શ્રીભગવાનને પ્રકટ રીતે અકુશલતારૂપ દોષ પ્રાપ્ત થાય છે. જેમકે કોઇ પુરુષ 'ત્રણ બ્રાહ્મણોને ભોજન કરાવવું' એ પ્રકારનું વચન પ્રથમ કહે અને પછી એવું વચન કહે કે–બે કઠકૌંડિન્ય નામે બ્રાહ્મણો અને ત્રીજો ક્ષત્રિય. એ પ્રકારનું વચન કહેનારા પુરુષને પ્રકટ રીતે જ અકુશલતાદોષની પ્રાપ્તિ થાય છે. કારણ કે પહેલાં ત્રણ બ્રાહ્મણોને ભોજન કરાવવાની પ્રતિજ્ઞા કરીને પશ્ચાત્ બે બ્રાહ્મણો કહેવા અને ત્રીજો ક્ષત્રિય કહેવો, એ વાત પૂર્વ પ્રતિજ્ઞાની વિસ્મૃતિરૂપ અકુશલતાદોષથી જ થાય છે. તેવી રીતે પહેલાં ત્રણ પ્રકારના ત્યાગની પ્રતિજ્ઞા કર્યા પછી બે પ્રકારના કર્મોનો ત્યાગ કહેવો અને ત્રીજું કર્મોનું અનુષ્ઠાન કહેવું, એ વાત અકુશલતાદોષથી થાય છે. આ દોષ અહીં સંભવતો નથી, કારણ કે ત્રણ પ્રકારોવિષે વિશિષ્ટાભાવરૂપ ત્યાગ સામાન્યપણે કરીને એક જાતીયપણું પૂર્વે વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવેલ છે. તેથી શ્રીભગવાનવિષે અકુશલતાનું કથન કરવું, એ જ પુરુષોવિષે મહાન્ અકુશલતા છે. (૯)

અવતરણિકાઃ–હવે, પૂર્વોક્ત સાત્ત્વિક ત્યાગનું ગ્રહણ કરાવવા વાસ્તે શ્રીભગવાન્ સાત્ત્વિક ત્યાગની જ્ઞાનનિષ્ઠારૂપ ફળનું અંતઃકરણની શુદ્ધિદ્વારા કથન કરે છેઃ—

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

શ્લોકાર્થઃ–આ પૂર્વોક્ત સાત્ત્વિકત્યાગવાળો પુરુષ જ્યારે સત્વવડે વ્યાપી હોય છે ત્યારે તત્ત્વજ્ઞાનવાળો હોય છે, સર્વ સંશયથી રહિત હોય છે, અશોભન કર્મને પ્રતિકૂળ માનતો નથી તેમ જ શોભન કર્મમાં પ્રીતિ પણ કરતો નથી. ૧૦

ટીકાઃ–હે અર્જુન ! સાત્ત્વિક ત્યાગવડે યુક્ત અર્થાત્ પૂર્વ શ્લોકમાં કહેલા પ્રકારે કરીને કર્તૃત્વ અભિનિવેશનો તથા સ્વર્ગાદિ ફળની ઇચ્છાનો પરિત્યાગ કરીને, અંતઃકરણની શુદ્ધિવાસ્તે વેદવિહિત નિત્ય કર્મોનું અનુષ્ઠાન કરનાર ત્યાગી પુરુષ સત્વવડે સમ્યક્ આવિષ્ટ થાય છે. અહીં આત્મ–અનાત્મવિવેક જ્ઞાનના હેતુભૂત, ચિત્તમાં રહેલી–સમ્યક્ જ્ઞાનના પ્રતિબંધક રજ–તમરૂપ મળના રાહિત્યરૂપ જે અતિશયતા છે, તે સત્ત્વ કહેવાય છે. આ સત્ત્વવડે ત્યાગી પુરુષ સમ્યક્ વ્યાપ્ત હોય છે. ઉક્ત સત્ત્વની વ્યાપ્તિમાં જે નિયમવડે આત્મજ્ઞાનરૂપ ફળનું જનકપણું છે, એ જ સમ્યક્‌પણું છે. અર્થાત્ ભગવદર્પિત નિત્ય કર્મોના અનુષ્ઠાનથી પાપરૂપ મળના અપકર્ષરૂપ સંસ્કારવડે તથા જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ પુણ્ય ગુણના આધાનરૂપ સંસ્કારવડે જ્યારે અંતઃકરણ સંસ્કૃત થાય છે, ત્યારે ત્યાગી પુરુષ મેધાવી કહેવાય છે.

વિવેક, વૈરાગ્ય, શમ–દમાદિ ષટ્ સંપત્, મુમુક્ષુતા, સર્વ કર્મોનો વિધિવત્ પરિત્યાગ તથા બ્રહ્મવેત્તા ગુરુની સમીપે ગમન ઇત્યાદિ સાધનોવડે તથા બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ–મનન–નિદિધ્યાસન એ ત્રણ સાધનોવડે ઉત્પન્ન થયેલું તથા तत्त्वमसि આદિ વેદાંત મહાવાક્ય જેનું કરણ છે તથા જેમાંથી સર્વ અપ્રામાણ્ય શંકા નિવૃત્ત થઈ છે તથા

અખંડ-અદ્વિતીય-ચૈતન્ય વસ્તુને વિષય નહિ કરનારૂ એવું જે अहं ब्रह्मास्मि એ પ્રકારનું બ્રહ્માત્માનું ઐક્ય જ્ઞાન જેને મેધા કહેવામાં આવે છે, તે વડે જે પુરુષ નિત્ય જ યુક્ત હોય છે તે મેધાવી કહેવાય છે. આવો પુરુષ મેધાવી થાય છે અર્થાત્ સ્થિતપ્રજ્ઞ થાય છે. સ્થિતપ્રજ્ઞતાના કાળવિષે તે પુરુષ છિન્નસંશય થાય છે. આત્મસાક્ષાત્કારવડે જેના સર્વ સંશયો છિન્ન થયા છે, એટલે કે નિવૃત્ત થયા છે, તે છિન્નસંશય કહેવાય છે. તાત્પર્ય એ છે કે, अहं ब्रह्मास्मि એ પ્રકારની બ્રહ્મવિદ્યારૂપ મેધાવડે પુરુષની અવિદ્યા નિવૃત્ત થઈ જાય છે અને આ અવિદ્યા જ સર્વ સંશયોની ઉત્પત્તિવિષે કારણ છે. માટે કારણરૂપ અવિદ્યા નિવૃત્ત થયા પછી અવિદ્યાના કાર્યરૂપ સર્વ સંશયોથી તથા વિપર્યયોથી તત્ત્વવેત્તા પુરુષ રહિત થાય છે.

આત્મસાક્ષાત્કારવડે અવિદ્યાની નિવૃત્તિદ્વારા જે સંશયોની નિવૃત્તિ થાય છે, તે સંશયો આ પ્રમાણે છેઃ-સંચિત, આગામિ, વર્તમાન એ ત્રણ પ્રકારનાં કર્મોવડે મને કોઈ લેપ છે કે નથી? અને કર્તૃત્વ-ભોક્તૃત્વાદિ સંસાર આત્માને થાય છે કે અંતઃકરણાદિ અનાત્માને થાય છે? મોક્ષનો આ હેતુ યોગ છે, ઉપાસના છે, કર્મ છે કે આત્મસાક્ષાત્કાર છે? અને સાલોક્ય-સામીપ્ય-સારૂપ્ય-સાયુજ્ય એ જ મોક્ષ છે કે આ જન્મમાં બ્રહ્માત્મરૂપે સ્થિતિ મોક્ષ છે? આ સર્વ સંશયોવિષે અંત્યની કોટિ સિદ્ધાંતરૂપ જાણવી અને આદિની કોટિ પૂર્વ પક્ષરૂપ જાણવી. ઇત્યાદિ સર્વ સંશયોથી તથા દેહાદિકોવિષે આત્મત્વબુદ્ધિરૂપ સર્વ વિપર્યયોથી તત્ત્વવેત્તા પુરુષ જ્યારે રહિત થાય છે, ત્યારે સર્વ કર્મોથી રહિત હોવાથી તે તત્ત્વવેત્તા પુરુષ અકુશલ કર્મોવિષે દ્વેષ કરતો નથી અર્થાત્ અજ્ઞાની પુરુષોના બંધનનો હેતુ હોવાથી અશોભનરૂપ કામ્ય અર્થાત્ નિષિદ્ધ કર્મોને તત્ત્વવેત્તા પુરુષ પ્રતિકૂલતારૂપ માનતો નથી અને અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનનો હેતુ હોવાથી શોભનરૂપ નિત્ય કર્મોવિષે પણ તત્ત્વવેત્તા પુરુષ પ્રીતિ કરતો નથી, જેથી કર્તૃત્વ-ભોક્તૃત્વ અભિમાનથી રહિત હોવાથી તે તત્ત્વવેત્તા પુરુષ કૃતકૃત્ય જ છે. એવા કૃતકૃત્ય તત્ત્વવેત્તા પુરુષનો કોઈ કર્મમાં દ્વેષ તથા કોઈ કર્મમાં પ્રીતિ સંભવતી નથી. એ સર્વ અર્થ શ્રુતિમાં પણ કહ્યો છેઃ-भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ॥-અર્થાત્-'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારનો બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત થતાં તત્ત્વવેત્તા પુરુષની ચિત્‌ની જડગ્રંથિ ભેદિત થાય છે, પૂર્વોક્ત સર્વ સંશયો પણ છેદાય છે તથા પુણ્યપાપરૂપ સર્વ કર્મો પણ ક્ષય પામે છે. હે અર્જુન! સાત્ત્વિક ત્યાગનું આ પ્રકારનુ મહાન્ ફળ છે, માટે અધિકારી પુરુષે મહાન્ પ્રયત્નવડે પણ સાત્ત્વિક ત્યાગ જ સંપાદન કરવો. (૧૦)

અવતરણિકાઃ-કર્મવિષે પ્રવૃત્તિના હેતુભૂત જે રાગદ્વેષાદિ છે, તે રાગદ્વેષાદિ જ્ઞાનવાન્ પુરુષવિષે નથી; તેથી જ્ઞાનવાન્ પુરુષવિષે સર્વ કર્મોનો પરિત્યાગ સંભવિત હોઈ શકે છે. એ અર્થ પૂર્વ શ્લોકમાં કહ્યો. હવે, અજ્ઞાની પુરુષવિષે સર્વ કર્મોનો પરિત્યાગ સંભવતો નથી; એ અર્થવિષે શ્રીભગવાન્ હેતુ કહે છે.—

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

શ્લોકાર્થઃ-દેહાભિમાની પુરુષે નિઃશેષપણાથી કર્મત્યાગ કરવો શક્ય નથી, માટે જે અજ્ઞાની પુરુષ કર્મના ફળનો ત્યાગી છે તે અજ્ઞાની પુરુષ પણ ત્યાગી એવા નામવડે કહેવામાં આવે છે. ૧૧

ટીકાઃ-"હું મનુષ્ય છું," "હું બ્રાહ્મણ છું" "હું ગૃહસ્થ છું" એ પ્રકારના અબાધિત અભિમાનવડે જે પુરુષ દેહને ધારણ કરે છે અથવા પોષણ કરે છે, તેનુ નામ દેહભૃત્ છે

અર્થાત્ કર્મના અધિકારના હેતુભૂત જે બ્રાહ્મણાદિક વર્ણો છે તથા ગૃહસ્થાદિક આશ્રમોના આશ્રયરૂપ તથા કર્તૃત્વ-ભોક્તૃત્વાદિકોના આશ્રયરૂપ એવો જે સ્થૂલ-સૂક્ષ્મ શરીર-ઇંદ્રિયાદિકોના સંઘાતરૂપ દેહ છે, તે અનાદિ અવિદ્યારૂપ વાસનાઓની વશતાથી વ્યવહારની યોગ્યતારૂપે કરીને કલ્પિત હોવાથી અસત્ય છે, અને એવા અસત્ય દેહને સત્યરૂપ દેખનાર તથા પોતાથી ભિન્ન હોવા છતાં પણ તે દેહને પોતાથી અભિન્ન દેખનાર જે પુરુષ પૂર્વોક્ત અભિમાનવડે તે દેહને ધારણ કરે છે અથવા પોષણ કરે છે, તેનું નામ દેહભૃત્ છે. તાત્પર્ય એ છે કે, જેનું કર્મના અધિકારના હેતુભૂત દેહાભિમાન નિવૃત્ત થયું નથી, તેનું નામ દેહભૃત્ છે. આ દેહભૃત્ પુરુષ કેવો છે? કર્મોવિષે પ્રવૃત્તિના હેતુભૂત રાગદ્વેષાદિકોનાં બાહુલ્યવડે નિરંતર તે કર્મોવિષે પ્રવર્ત્તમાન છે. એવો વિવેક-જ્ઞાનથી શૂન્ય દેહાભિમાની પુરુષ તત્ત્વવેત્તા પુરુષની પેઠે નિઃશેષતઃ કર્મનો પરિત્યાગ કરી શકતો નથી; કારણ કે જ્યાં સુધી કારણ સામગ્રી વિદ્યમાન હોય છે, ત્યાં સુધી કાર્યનો પરિત્યાગ નિઃશેષતઃ કરવામાં આવતો નથી. રાગદ્વેષાદિરૂપ કારણ સામગ્રી અજ્ઞાની પુરુષવિષે વિદ્યમાન છે, તેથી જે અજ્ઞાની અધિકારી અંતઃકરણની શુદ્ધિ વાસ્તે કર્મો કરતો હોવા છતાં પણ, પરમેશ્વરની કૃપાની વશતાથી કર્મોનાં ફળનો પરિત્યાગ કરે છે, તે અધિકારી પુરુષ પણ ત્યાગી કહેવાય છે. અર્થાત્ કર્મકર્ત્તા અજ્ઞાની પુરુષ વાસ્તવિક રીતે અત્યાગી હોવા છતાં પણ સ્તુતિને વાસ્તે 'ત્યાગ' શબ્દની ગૌણી વૃત્તિવડે ત્યાગી કહેવાય છે તથા નિઃશેષતઃ સર્વ કર્મોનો પરિત્યાગ તો દેહાભિમાનથી રહિત પરમાર્થદર્શી પુરુષ જ કરી શકે છે. તેથી પરમાર્થદર્શી તત્ત્વવેત્તા પુરુષ જ 'ત્યાગ' શબ્દની મુખ્ય વૃત્તિવડે 'ત્યાગી' એ નામવડે કહેવામાં આવે છે.

અહીં યસ્તુ એ વચનમાં રહેલો તુ શબ્દ કર્મફલત્યાગી પુરુષની દુર્લભતાનું બોધન કરવા વાસ્તે છે, અર્થાત્ ફળની ઇચ્છાનો પરિત્યાગ કરીને અંતઃકરણની શુદ્ધિ વાસ્તે નિત્ય કર્મો કરનારો પુરુષ પણ દુર્લભ જ છે. (૧૧)

અવતરણિકાઃ–અર્જુનની શંકાઃ–હે ભગવન્! દેહાભિમાનવાળો તથા પરમાત્મજ્ઞાનથી રહિત એવો કર્મી પુરુષ પણ ફળની ઇચ્છાના પરિત્યાગ માત્રથી ગૌણ સંન્યાસી કહેવાય છે, અને દેહાભિમાનથી રહિત તથા પરમાત્મજ્ઞાનવાળો અને ફળસહિત સર્વ કર્મોનો ત્યાગ કરનારો તત્ત્વવેત્તા પુરુષ મુખ્ય સંન્યાસી કહેવાય છે. એ અર્થ પૂર્વ શ્લોકમાં આપે કહ્યો. તેમાં ગૌણ સંન્યાસીના ફળવિષે તથા મુખ્ય સંન્યાસીના ફળવિષે શી વિશેષતા છે, કે જે વિશેષતાના અલાભવડે એક સંન્યાસીવિષે ગૌણપણું હોય છે અને જે વિશેષના લાભવડે બીજા સંન્યાસીવિષે મુખ્યપણું હોય છે? કર્મનાં ફળનું ત્યાગીપણું તો બન્નેવિષે સરખું જ હોય છે. તેથી તેમ કરવાથી પણ વિશેષતા સંભવતી નથી, કિન્તુ એથી કોઇ બીજું જ વિશેષ કહેવું જોઇએ, એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥**

શ્લોકાર્થઃ–ગૌણ સંન્યાસીઓને તો મરણ પછી કર્મનું અનિષ્ટ, ઇષ્ટ તથા મિશ્ર આ ત્રણ પ્રકારનું ફળ પ્રાપ્ત થાય છે તથા મુખ્ય સંન્યાસીઓને તો કોઇપણ વખત ત્રિવિધ ફળ પ્રાપ્ત થતું નથી. ૧૨

ટીકાઃ–હે અર્જુન! કર્મોનાં સ્વર્ગાદિ ફળોના ત્યાગવાળા હોવા છતાં પણ કર્મોનું અનુષ્ઠાન કરનારા જે આત્મજ્ઞાનથી રહિત ગૌણ સંન્યાસીઓ છે, તેઓ અત્યાગી કહેવાય છે. આ

અત્યાગી પુરુષો આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષાની ઉત્પત્તિપર્યંત અંતઃકરણની શુદ્ધિ સંપાદન કરતાં પૂર્વે જ મરણને પ્રાપ્ત થયેલા હોય છે; માટે અત્યાગી પુરુષોને મરણની પછી, પૂર્વે કરેલાં કર્મોનાં શરીરના ગ્રહણરૂપ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે.

અહીં कर्मणः એ શબ્દવડે યદ્યપિ એક જ કર્મનું કથન કર્યું છે, તથાપિ એક કર્મવિષે ત્રણ પ્રકારનાં ફળની જનકતા સંભવતી નથી. તેથી कर्मणः એ શબ્દ, કર્મત્વજાતિવિશિષ્ટ પુણ્ય–પાપ–મિશ્રિત ત્રણ પ્રકારનાં જ કર્મોનો વાચક છે. શરીરના ગ્રહણરૂપ કર્મનું ફળ, કારણરૂપ કર્મોના ત્રિવિધપણાવડે અનિષ્ટ-ઇષ્ટ–મિશ્ર એ ત્રણ પ્રકારનું જ થાય છે. તેમાં પાપ કર્મનું અનિષ્ટ ફળ થાય છે, પુણ્ય કર્મનું ઇષ્ટ ફળ થાય છે અને પુણ્ય–પાપ બન્ને કર્મોનું મિશ્ર ફળ થાય છે. "આ શરીર મને પ્રાપ્ત ન થાય" એ પ્રકારના પ્રતિકૂલતાજ્ઞાનનાં વિષય નારકીય–તિર્યક્ શરીરોની પ્રાપ્તિ અનિષ્ટ ફળ કહેવાય છે, "આ શરીર મને પ્રાપ્ત થાય" એ પ્રકારનાં અનુકૂલતાજ્ઞાનનાં વિષય દેવાદિ શરીરોની પ્રાપ્તિ ઇષ્ટફળ કહેવાય છે અને પાપકર્મના ફળ-યુક્ત તથા પુણ્યકર્મના ફળયુક્ત મનુષ્યશરીરોની પ્રાપ્તિ મિશ્ર ફળ કહેવાય છે. યદ્યપિ अनिष्टमिष्टं मिश्रं च એ વચનવડે જ કર્મનાં ફળવિષે ત્રિવિધપણું સિદ્ધ થઇ શકે છે, તેથી પુનઃ त्रिविधं એ વચન કહેવું અસંગત છે, તથાપિ त्रिविधं એ વચનવડે જે પુનઃ ફળના ત્રિવિધપણાનો અનુવાદ કર્યો છે, તે ત્રિવિધ ફળનો પરિત્યાગ કરાવવા વાસ્તે કર્યો છે; અર્થાત્ મુમુક્ષુજને ત્રણે પ્રકારનાં ફળનો પરિત્યાગ કરવો. આટલા કથનથી એ અર્થ કહ્યો કે ગૌણ સંન્યાસીઓને મરણની પછી કર્મની વશતાથી શરીરની પ્રાપ્તિ અવશ્ય થાય છે.

હવે, શ્રીભગવાન્, મુખ્ય સંન્યાસીઓને બ્રહ્મસાક્ષાત્કારવડે કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ થતાં વિદેહ કૈવલ્યરૂપ મોક્ષ જ પ્રાપ્ત થાય છે, એ અર્થનું કથન કરે છે: न तु संन्यासिनां क्वचित् इति–હે અર્જુન ! જેમણે વિધિવત્ સર્વ કર્મોનો પરિત્યાગ કર્યો છે તથા "હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારના પરમાત્મસાક્ષાત્કારવડે યુક્ત એવા પરમહંસ પરિવ્રાજક મુખ્ય સંન્યાસીઓને, મરણની પછી, કર્મોના શરીરના ગ્રહણરૂપ અનિષ્ટ ફળ, ઇષ્ટ ફળ, અથવા મિશ્ર ફળ કોઇપણ દેશવિષે તથા કોઇપણ કાળવિષે પ્રાપ્ત થતું નથી; કારણ કે બ્રહ્મવેત્તા મુખ્ય સંન્યાસીઓનું અજ્ઞાન આત્મસાક્ષાત્કારવડે નિવૃત્ત થઇ ગયું હોય છે. અજ્ઞાનરૂપ કારણ નિવૃત્ત થતાં અજ્ઞાનના કાર્યરૂપ તેમનાં સર્વ કર્મો પણ નિવૃત્ત થઇ ગયાં હોય છે. જન્મની પ્રાપ્તિવિષે અજ્ઞાન તથા અજ્ઞાનજન્ય કર્મ જ કારણ છે. તેમની નિવૃત્તિ થતાં તત્ત્વવેત્તા મુખ્ય સંન્યાસીઓને પુનઃ જન્મની પ્રાપ્તિ થતી નથી.

આ વાત શ્રુતિમાં પણ કહી છે:–भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ અર્થાત્–"હું બ્રહ્મરૂપ છું" એ પ્રમાણે પરમાત્માદેવનો સાક્ષાત્કાર થતાં તત્ત્વવેત્તા પુરુષની ચિત્ જડગ્રંથિ ભેદાય છે, સર્વે સંશયો છેદાય છે તથા સર્વે કર્મો ક્ષય પામે છે. વળી એ વાત બ્રહ્મસૂત્રોમાં પણ શ્રીવ્યાસ ભગવાને કહી છે–तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्–અર્થાત્–પ્રત્યેક અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તત્ત્વવેત્તા પુરુષનાં પૂર્વનાં સંચિત કર્મો વિનાશ પામે છે અને તત્ત્વસાક્ષાત્કારની પછી કરેલાં કર્મોનો તત્ત્વવેત્તા પુરુષને સ્પર્શ જ થતો નથી. આ પ્રકારનો અર્થ શ્રુતિ–સ્મૃતિમાં પણ કહ્યો છે. ઇત્યાદિ શ્રુતિ–સૂત્ર-વચનો પરમાત્માના જ્ઞાનથી જ સર્વ કર્મોના નાશનું કથન કરે છે. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, પૂર્વોક્ત ગૌણ સંન્યાસીઓને, પૂર્વનાં પુણ્યપાપ કર્મોની વશતાથી, પુનઃ શરીરના ગ્રહણરૂપ સંસાર અવશ્ય પ્રાપ્ત થાય છે; અને તત્ત્વવેત્તા મુખ્ય સંન્યાસીઓને અવિદ્યા–કર્માદિકોના

પુણ્ય-પાપરૂપ કારણ વિદ્યમાન હોવાથી શરીરના ગ્રહણરૂપ કાર્ય અવશ્ય ઉત્પન્ન થવું જોઈએ. આત્મજ્ઞાનથી રહિત પુરુષ પુણ્ય-પાપ કર્મની વશતાથી અવશ્ય જન્મને પ્રાપ્ત થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહી છે-यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपण -અર્થાત્-હે ગાર્ગી ! જે પુરુષ અક્ષર બ્રહ્મને ન જાણીને આ મનુષ્ય લોકમાંથી ગમન કરે છે, તે પુરુષને કૃપણ જ જાણવો. તેથી અંતઃકરણની શુદ્ધિના ફળભૂત આત્મજ્ઞાનની ઉત્પત્તિવાસ્તે નિષ્કામ કર્મી પુરુષને અધિકારી શરીરની પ્રાપ્તિનો અવશ્ય અંગીકાર કરવો પડશે. આ કારણથી જ પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ઈત્યાદિ વચનોવડે આ અર્થનો નિર્ણય કર્યો હતો:-અંતઃકરણની શુદ્ધિની પછી શાસ્ત્રની વિધિપૂર્વક ફળસહિત સર્વે કર્મોનો જેણે પરિત્યાગ કર્યો છે તથા બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઈને બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિ કરતો જે પુરુષ આત્મજ્ઞાનને ન પ્રાપ્ત થઈને મધ્યમાં જ મરણને પ્રાપ્ત થયો છે, એવા યોગભ્રષ્ટ વિવિદિષા સંન્યાસીને ભોગેચ્છા વિદ્યમાન હોવાથી તે મરણની પછી પવિત્ર શ્રીમાન્ પુરુષોના ગૃહવિષે જઈને જન્મને પ્રાપ્ત થાય છે અને ભોગેચ્છા અવિદ્યમાન હોય તેવો યોગભ્રષ્ટ પુરુષ બ્રહ્મવેત્તા યોગી પુરુષોના ગૃહવિષે જઈને પ્રાપ્ત થાય છે. એ સર્વ અર્થ પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં કહ્યો હતો. એ કથનથી આ પ્રમાણે કૈમુતિક ન્યાય સિદ્ધ થાય છે:-જ્યારે આત્મજ્ઞાનથી રહિત સર્વ કર્મના ત્યાગી વિવિદિષા સંન્યાસીને પણ શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય છે, ત્યારે આત્મજ્ઞાનથી રહિત કર્મી પુરુષને શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય, એમાં તો શું જ કહેવાનું હોય ? તેથી અજ્ઞાની પુરુષને પૂર્વનાં કર્મની વશતાથી શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય છે. આ રીતનો અર્થ અર્થની મર્યાદાવડે સિદ્ધ થયો. તેથી न तु संन्यासिनां क्वचित् એ વચનમાં રહેલા 'સંન્યાસી' શબ્દવડે નિષ્કામ કર્મી પુરુષોનો જ અર્થ ગ્રહણ કરવો, એ રીતનું ભવિકવાદીઓનું વ્યાખ્યાન અત્યંત અસંગત છે, કિંતુ પૂર્વોક્ત ભાષ્યકારોનું વ્યાખ્યાન જ સમીચીન છે.

આ શ્લોકમાં શ્રીભગવાનનો એ અભિપ્રાય છે કે -અકર્તા-અભોક્તા-પરમાનંદ-અદ્વિતીય-સત્ય-સ્વપ્રકાશ એવો જે બ્રહ્મ છે, "તે બ્રહ્મ હું છું" એ પ્રકારનો બ્રહ્માત્મસાક્ષાત્કાર નિર્વિકલ્પ છે તથા વેદાંતનો મહાવાક્યવડે ઉત્પન્ન થયેલો છે તથા જેનું પ્રામાણ્ય વિચારવડે નિશ્ચિત કર્યું છે તથા સર્વ પ્રકારે અપ્રામાણ્ય શંકાથી રહિત છે, એવા બ્રહ્માત્મસાક્ષાત્કારવડે બ્રહ્માત્માના અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી અવિદ્યાના કાર્યરૂપ કર્તૃત્વ-ભોક્તૃત્વાદિ અભિમાનથી રહિત એવો જે વાસ્તવ મુખ્ય સંન્યાસી છે, તે અવિદ્યા સહિત સર્વ કર્મોના નાશથી કેવળ શુદ્ધ સ્વરૂપ થઈને, અવિદ્યાના કર્માદિનિમિત્તક પુનઃ શરીરના ગ્રહણને કદાપિ પણ અનુભવતો નથી. માટે તત્ત્વવેત્તા પુરુષના સર્વ ભ્રમોનો અવિદ્યારૂપ કારણના નાશવડે નાશ થઈ ગયો હોય છે. અને જે પુરુષ અવિદ્યાવાળો છે, કર્તૃત્વ-ભોક્તૃત્વ અભિમાનવાળો છે તથા દેહભૃત છે, તે અવિદ્યાવાન્, દેહભૃત્ તથા પુરુષ એમ ત્રણ પ્રકારનો હોય છે. રાગદ્વેષાદિ દોષોની પ્રબલતાથી માત્ર પોતાની ઈચ્છાથી કામ્યકર્મોને તથા નિષિદ્ધ કર્મોને કરનારો એવો જે મોક્ષશાસ્ત્રનો અનધિકારી પુરુષ છે, તે પ્રથમ છે. પૂર્વે કરેલા પુણ્યકર્મોની વશતાથી જેના રાગાદિ દોષો કિંચિત્માત્ર નષ્ટ થયા છે તથા વિધિપૂર્વક સર્વ કર્મોનો પરિત્યાગ કરવા વિષે અસમર્થ હોવા છતાં પણ જે પુરુષ નિષિદ્ધ કર્મોનો તથા કામ્ય કર્મોનો પરિત્યાગ કરીને અંતઃકરણની શુદ્ધિવાસ્તે ફળની ઈચ્છાનો પરિત્યાગ કરી, નિત્ય કર્મો તથા નૈમિત્તિક કર્મો જ કરે છે, એવો જે મોક્ષશાસ્ત્રનો અધિકારી ગૌણ સંન્યાસી છે, તે ગૌણ સંન્યાસી બીજો છે તેમ જ નિત્યનૈમિત્તિક કર્મોના અનુષ્ઠાનવડે અંતઃકરણની શુદ્ધિ થયા પછી આત્મજ્ઞાનની ઈચ્છારૂપ

અભાવથી પુનઃ તે સંસાર પ્રાપ્ત થતો નથી, કિન્તુ મોક્ષ જ પ્રાપ્ત થાય છે. તે બન્નેનાં ફળમાં આ પ્રકારની વિશેષતા છે.

અહીં કોઈક વાદી આ પ્રમાણે કહે છે—अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः । स संन्यासी ઇત્યાદિ વચનોમા કર્મોના ફળના ત્યાગવડે કર્મો કરનારા કર્મી પુરુષોમા પણ 'સંન્યાસી' એ શબ્દનો પ્રયોગ કર્યો છે; તેથી न तु संन्यासिनां क्वचित् એ વચનમા પણ સંન્યાસી શબ્દવડે કર્મફળનો ત્યાગ કરનારા કર્મી પુરુષોનો અર્થ જ ગ્રહણ કરવો અને न तु संन्यासिनां क्वचित् એ વચનમા જે પૂર્વોક્ત અનિષ્ટ-ઇષ્ટ- મિશ્ર એ ત્રણ પ્રકારના ફળનો સંન્યાસીઓવિષે નિષેધ કર્યો છે, તે પણ સાત્ત્વિક કર્મી પુરુષોવિષે સંભવિત હોઇ શકે છે. કારણ કે નિત્ય-નૈમિત્તિક કર્મો નહિ કરવાવડે તથા નિષિદ્ધ કર્મો કરવાવડે પુરુષોવિષે જે પાપની ઉત્પત્તિ થાય છે, તે સાત્ત્વિક કર્મી પુરુષોવિષે નિત્ય-નૈમિત્તિક કર્મો કરવાવડે તથા નિષિદ્ધ કર્મોના પરિત્યાગવડે થતી નથી. તેથી કર્મી પુરુષોને અનિષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી અને કર્મી પુરુષો કામ્ય કર્મો કરતા નથી તથા ઈશ્વરને અર્પણ કરવાની બુદ્ધિવડે તે કર્મી પુરુષોએ સ્વર્ગાદિ ફળોનો પરિત્યાગ કર્યો હોય છે, તેથી કર્મી પુરુષોને ઇષ્ટ ફળની પ્રાપ્તિ પણ થતી નથી. આ કારણથી જ કર્મી પુરુષોને મિશ્ર ફળની પ્રાપ્તિ પણ થતી નથી. એ રીતે સાત્ત્વિક કર્મી પુરુષોવિષે અનિષ્ટ-ઇષ્ટ-મિશ્ર એ ત્રણ પ્રકારનુ ફળ સંભવતુ જ નથી. આ કારણથી જ શાસ્ત્રમા એમ કહ્યું છે કે:—मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः । नित्यनैमित्तिके कुर्यात् प्रत्यवायजिहासया ॥ અર્થાત્—મોક્ષની ઇચ્છાવાળો અધિકારી પુરુષ કામ્ય કર્મોવિષે તથા નિષિદ્ધ કર્મોવિષે પ્રવૃત્ત થતો નથી, કિન્તુ નિત્ય-નૈમિત્તિક કર્મો નહિ કરવાથી જે પ્રત્યવાય પ્રાપ્ત થાય છે, તેના પરિત્યાગની ઇચ્છાવડે મોક્ષાર્થી પુરુષે નિત્ય-નૈમિત્તિક કર્મો જ કરવા. માત્ર એટલાવડે જ અધિકારી પુરુષને સંસારનો અભાવ થાય છે.

ઉપર પ્રમાણે એક ભવિકવાદની રીતિથી ભગવાનના વચનનું વ્યાખ્યાન કરનારા વાદીઓની પ્રત્યે એવો ખુલાસો કરવો જોઇએ કે, શબ્દની મર્યાદા તથા અર્થની મર્યાદા તમે નિર્ણય કરી નથી, માટે તમે શ્રીભગવાનનાં વચનોનુ આ પ્રકારનું વ્યાખ્યાન કરો છો. ગૌણ અર્થ તથા મુખ્ય અર્થ એ બન્ને અર્થોની મધ્યમા કોઇ બાધક અવિદ્યમાન હોવાથી, મુખ્ય અર્થવિષે જ શબ્દ બોધને ઉત્પન્ન કરે છે. એ શબ્દની મર્યાદા છે. તેમ જ આ પ્રસંગે 'ફળસહિત સર્વ કર્મોનો ત્યાગી પુરુષ' સન્યાસી શબ્દનો મુખ્ય અર્થ છે અને જેમ મુખ્ય સંન્યાસીવિષે કર્મોના ફળનું ત્યાગીપણું રહે છે, તેમ નિષ્કામ કર્મી પુરુષવિષે પણ ફળનુ ત્યાગીપણું રહે છે. તેથી ફલત્યાગિત્વરૂપ સમાન ગુણને લઇને સંન્યાસી શબ્દ કર્મી પુરુષવિષે પણ પ્રવૃત્ત થાય છે. તેથી કર્મી પુરુષ સન્યાસી શબ્દનો ગૌણ અર્થ છે. न तु संन्यासिनां क्वचित् એ વચનમાં રહેલા 'સન્યાસી' શબ્દના મુખ્ય અર્થને ગ્રહણ કરવામા કોઇ બાધક નથી. તેથી અહીં મુખ્ય અર્થનું જ ગ્રહણ 'સંન્યાસી' શબ્દવડે કરવું ઉચિત છે. એ અર્થ શબ્દની મર્યાદાથી જ સિદ્ધ થાય છે. કારણરૂપ સામગ્રી વિદ્યમાન હોવાથી કાર્યની ઉત્પત્તિ અવશ્ય થાય છે, એ અર્થમર્યાદા કહેવાય છે. આ અર્થમર્યાદાવડે પણ પૂર્વોક્ત અર્થ જ સિદ્ધ થાય છે તે પ્રકાર આ પ્રમાણે—જે પુરુષે ઈશ્વરાર્પણ બુદ્ધિવડે કર્મોના ફળનો પરિત્યાગ કર્યો છે તથા જે પુરુષ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે નિત્ય કર્મોનુ અનુષ્ઠાન કરે છે, તે પુરુષ અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત ન થઇને જયારે મધ્યમા જ મરણ પામે છે, ત્યારે તે પુરુષને-પૂર્વના પુણ્યપાપ કર્મોની વશતાથી-ત્રણ પ્રકારના શરીરના ગ્રહણરૂપ સંસારની પ્રાપ્તિ કોનાથી નિવૃત્ત કરી શકાય? અર્થાત્ કોઈ પણ પુરુષ તેને નિવૃત્ત કરવા સમર્થ નથી

પુણ્ય-પાપરૂપ કારણ વિદ્યમાન હોવાથી શરીરના ગ્રહણરૂપ કાર્ય અવશ્ય ઉત્પન્ન થવું જોઈએ. આત્મજ્ઞાનથી રહિત પુરુષ પુણ્ય-પાપ કર્મની વશતાથી અવશ્ય જન્મને પ્રાપ્ત થાય છે. એ વાત શ્રુતિમાં પણ કહી છે-यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपण--અર્થાત્-હે ગાર્ગી! જે પુરુષ અક્ષર બ્રહ્મને ન જાણીને આ મનુષ્ય લોકમાંથી ગમન કરે છે, તે પુરુષને કૃપણ જ જાણવો. તેથી અંતઃકરણની શુદ્ધિના ફળભૂત આત્મજ્ઞાનની ઉત્પત્તિવાસ્તે નિષ્કામ કર્મી પુરુષને અધિકારી શરીરની પ્રાપ્તિનો અવશ્ય અંગીકાર કરવો પડશે. આ કારણથી જ પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ઈત્યાદિ વચનોવડે આ અર્થનો નિર્ણય કર્યો હતોઃ-અંતઃકરણની શુદ્ધિની પછી શાસ્ત્રની વિધિપૂર્વક ફળસહિત સર્વે કર્મોનો જેણે પરિત્યાગ કર્યો છે તથા બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિ કરતો જે પુરુષ આત્મજ્ઞાનને ન પ્રાપ્ત થઇને મધ્યમાં જ મરણને પ્રાપ્ત થયો છે, એવા યોગભ્રષ્ટ વિવિદિષા સંન્યાસીને ભોગેચ્છા વિદ્યમાન હોવાથી તે મરણની પછી પવિત્ર શ્રીમાન્ પુરુષોના ગૃહવિષે જઇને જન્મને પ્રાપ્ત થાય છે અને ભોગેચ્છા અવિદ્યમાન હોય તેવો યોગભ્રષ્ટ પુરુષ બ્રહ્મવેત્તા યોગી પુરુષોના ગૃહવિષે જઇને પ્રાપ્ત થાય છે. એ સર્વ અર્થ પૂર્વે છઠ્ઠા અધ્યાયમાં કહ્યો હતો. એ કથનથી આ પ્રમાણે કૈમુતિક ન્યાય સિદ્ધ થાય છેઃ-જ્યારે આત્મજ્ઞાનથી રહિત સર્વ કર્મના ત્યાગી વિવિદિષા સંન્યાસીને પણ શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય છે, ત્યારે આત્મજ્ઞાનથી રહિત કર્મી પુરુષને શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય, એમાં તો શું જ કહેવાનું હોય? તેથી અજ્ઞાની પુરુષને પૂર્વનાં કર્મની વશતાથી શરીરનું ગ્રહણ અવશ્ય કરીને થાય છે. આ રીતનો અર્થ અર્થની મર્યાદાવડે સિદ્ધ થયો. તેથી न तु संन्यासिनां क्वचित् એ વચનમાં રહેલા 'સંન્યાસી' શબ્દવડે નિષ્કામ કર્મી પુરુષોનો જ અર્થ ગ્રહણ કરવો, એ રીતનું ભવિકવાદીઓનું વ્યાખ્યાન અત્યંત અસંગત છે, કિંતુ પૂર્વોક્ત ભાષ્યકારોનું વ્યાખ્યાન જ સમીચીન છે.

આ શ્લોકમાં શ્રીભગવાનનો એ અભિપ્રાય છે કેઃ-અકર્તા-અભોક્તા-પરમાનંદ-અદ્વિતીય-સત્ય-સ્વપ્રકાશ એવો જે બ્રહ્મ છે, "તે બ્રહ્મ હું છું" એ પ્રકારનો બ્રહ્માત્મસાક્ષાત્કાર નિર્વિકલ્પ છે તથા વેદાંતના મહાવાક્યવડે ઉત્પન્ન થયેલો છે તથા જેનું પ્રામાણ્ય વિચારવડે નિશ્ચિત કર્યું છે તથા સર્વ પ્રકારે અપ્રામાણ્ય શંકાથી રહિત છે, એવા બ્રહ્માત્મસાક્ષાત્કારવડે બ્રહ્માત્માના અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી અવિદ્યાના કાર્યરૂપ કર્તૃત્વ-ભોક્તૃત્વાદિ અભિમાનથી રહિત એવો જે વાસ્તવ મુખ્ય સંન્યાસી છે, તે અવિદ્યા સહિત સર્વ કર્મોના નાશથી કેવળ શુદ્ધ સ્વરૂપ થઈને, અવિદ્યાના કર્માદિનિમિત્તક પુનઃ શરીરના ગ્રહણને કદાપિ પણ અનુભવતો નથી. માટે તત્ત્વવેત્તા પુરુષના સર્વ કર્મોનો અવિદ્યારૂપ કારણના નાશવડે નાશ થઈ ગયો હોય છે. અને જે પુરુષ અવિદ્યાવાળો છે, કર્તૃત્વ-ભોક્તૃત્વ અભિમાનવાળો છે તથા દેહભૃત છે, તે અવિદ્યાવાન્, દેહભૃત તથા પુરુષ એમ ત્રણ પ્રકારનો હોય છે. રાગદ્વેષાદિ દોષોની પ્રબલતાથી માત્ર પોતાની ઈચ્છાથી કામ્યકર્મોને તથા નિષિદ્ધ કર્મોને કરનારો એવો જે મોક્ષશાસ્ત્રનો અનધિકારી પુરુષ છે, તે પ્રથમ છે. પૂર્વે કરેલા પુણ્યકર્મોની વશતાથી જેના રાગાદિ દોષો કિંચિત્માત્ર નષ્ટ થયા છે તથા વિધિપૂર્વક સર્વ કર્મોનો પરિત્યાગ કરવા વિષે અસમર્થ હોવા છતાં પણ જે પુરુષ નિષિદ્ધ કર્મોનો તથા કામ્ય કર્મોનો પરિત્યાગ કરીને અંતઃકરણની શુદ્ધિવાસ્તે ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી, નિત્ય કર્મો તથા નૈમિત્તિક કર્મો જ કરે છે, એવો જે મોક્ષશાસ્ત્રનો અધિકારી ગૌણ સંન્યાસી છે, તે ગૌણ સંન્યાસી બીજો છે તેમ જ નિત્યનૈમિત્તિક કર્મોના અનુષ્ઠાનવડે અંતઃકરણની શુદ્ધિ થયા પછી આત્મજ્ઞાનની ઇચ્છારૂપ

વિવિદિષા જેને ઉત્પન્ન થઇ છે તથા શ્રવણાદિ સાધનોવડે મોક્ષનાં સાધનરૂપ આત્મજ્ઞાનને સંપાદન કરવાની ઇચ્છાવાળો તથા શાસ્ત્રની વિધિપૂર્વક સર્વ કર્મોનો પરિત્યાગ કરીને વેદાંતશાસ્ત્રના વિચારવાસ્તે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુના શરણને પ્રાપ્ત થયેલો એવો જે વિવિદિષા સંન્યાસી છે, તે વિવિદિષા સંન્યાસી ત્રીજો છે. તેમાં પ્રથમ પુરુષને તો શરીરના ગ્રહણરૂપ સંસારીપણું સર્વને પ્રસિદ્ધ જ છે, બીજા પુરુષને સંસારીપણું अनिष्टमिष्टं मिश्रं च એ વચનવડે કથન કર્યું છે અને ત્રીજા પુરુષને સંસારીપણું છઠ્ઠા અધ્યાયમાં अयतिः श्रद्धयोपेतः ઇત્યાદિ વચનોવડે પ્રશ્નનું ઉત્થાપન કરીને નિર્ણીત કર્યું છે. તેથી અવિદ્યા-કર્માદિ કારણ સામગ્રી વિદ્યમાન હોવાથી અજ્ઞાની પુરુષને સંસારીપણું અવશ્ય પ્રાપ્ત થાય છે. તેમાં કોઇ અજ્ઞાની પુરુષને તો જ્ઞાનને પ્રતિકૂળ શરીરની પ્રાપ્તિ થાય છે અને કોઈ અજ્ઞાની પુરુષને જ્ઞાનને અનુકૂળ શરીરની પ્રાપ્તિ થાય છે; એટલી તેમનામાં વિશેષતા છે. તત્ત્વવેત્તા પુરુષને તો અવિદ્યા-કર્માદિ સંસારના કારણનો અભાવ હોવાથી સ્વતઃ જ કૈવલ્ય મોક્ષની પ્રાપ્તિ છે. એ પ્રમાણે શ્રીભગવાને આ શ્લોકમાં બે પદાર્થો સૂચિત કર્યા છે. (૧૨)

અવતરણિકાઃ-આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરુષના સંસારીપણામાં કર્મોના પરિત્યાગનો અસંભવરૂપ હેતુ, नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः એ વચનવડે પૂર્વે કહ્યો. તેમાં અજ્ઞાની પુરુષને કર્મોના ત્યાગના અસંભવવિષે શું હેતુ છે? અર્થાત્ ક્યા હેતુથી અજ્ઞાની પુરુષ કર્મોનો ત્યાગ કરી શકતો નથી? એવી અર્જુનને જિજ્ઞાસા થતા, "કર્મના હેતુરૂપ જે અધિષ્ઠાનાદિ પાંચ કારણો છે, તે પાંચેમાં અજ્ઞાની પુરુષોનુ તાદાત્મ્ય અભિમાન જ કર્મત્યાગના અસંભવવિષે હેતુ છે" એ અર્થ હવે શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે વર્ણવે છે. તેમાં અધિષ્ઠાનાદિ પાંચે વેદાંતશાસ્ત્રરૂપ પ્રમાણમૂલક છે. એવા અધિષ્ઠાનાદિ પાંચે પરિત્યાગ કરવા વાસ્તે અધિકારી પુરુષે અવશ્ય કરીને તે જાણવા યોગ્ય છે. એ અર્થ શ્રીભગવાન્ પહેલા શ્લોકવડે કહે છેઃ-

**पंचेमानि महाबाहो कारणानि निबोध मे ।**
***सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥***

શ્લોકાર્થઃ-હે મહાન્ બાહુવાળા અર્જુન! સર્વ કર્મોની સિદ્ધિ માટે આ વક્ષ્યમાણ અધિષ્ઠાનાદિ પાંચ કારણોનો તું મારા વચનવડે નિશ્ચય કર, જે પાંચ કારણો સર્વ કર્મોની સમાપ્તિવાળા વેદાંત શાસ્ત્રમાં કથન કર્યાં છે. ૧૩

ટીકા-હે મહાન્ બાહુવાળા અર્જુન! લૌકિક-વૈદિક સર્વ કર્મોની સિદ્ધિવાસ્તે, વક્ષ્યમાણ અધિષ્ઠાનાદિ પાંચ કારણોનો મારા-સર્વજ્ઞ-પરમાત્મા-પરમેશ્વરના વચનથી તું નિશ્ચય કર, અર્થાત્ અધિષ્ઠાનાદિ પાંચેનું સ્વરૂપ જાણવા વાસ્તે તું સાવધાન થા. અધિષ્ઠાનાદિ પાંચ કારણો કાંઇ અત્યંત દુર્વિજ્ઞેય નથી, કિન્તુ સાવધાન ચિત્તવાળો પુરુષ અધિષ્ઠાનાદિ જાણી શકે છે. એ પ્રમાણે પાંચે કારણોના જ્ઞાન વાસ્તે ચિત્તના સમાધાનનું વિધાન કરીને શ્રીભગવાને અધિષ્ઠાનાદિ પાંચ કારણોની સ્તુતિ કરી છે. हे महाबाहो એ સંબોધનવડે શ્રીભગવાને પાંચ કારણોની સ્તુતિ વાસ્તે એ અર્થ સૂચિત કર્યો છે કે, અધિષ્ઠાનાદિ પાંચ કારણો જાણવાવિષે મહાન્ પરાક્રમવાળા શ્રેષ્ઠ પુરુષો જ સમર્થ હોય છે, પણ અશ્રેષ્ઠ પુરુષો સમર્થ હોતા નથી. એવો મહાન્ પરાક્રમવાળો શ્રેષ્ઠ પુરુષ તું અર્જુન પણ છે, તેથી તું અર્જુન પણ એ પાંચે કારણો જાણવાવિષે સમર્થ છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! જે અધિષ્ઠાનાદિ પાંચ કારણો આપનાં વચનથી જાણવા યોગ્ય છે, તે અધિષ્ઠાનાદિ પાંચ કારણો કોઇ અન્ય પ્રમાણવડે સિદ્ધ છે કે કેવળ આપનાં વચનથી જ સિદ્ધ છે ?"

શ્રીભગવાન્ પોતાના વચનવિષે અર્જુનનો વિશ્વાસ બેસાડવા માટે પાંચ કારણોની સિદ્ધિવિષે વેદાંતશાસ્ત્રરૂપ પ્રમાણનું કથન કરે છેઃ-सांख्ये कृतांते प्रोक्तानि इति-હે અર્જુન! અધિષ્ઠાનાદિ પાંચ કારણો કૃતાંતરૂપ સાખ્યશાસ્ત્રવિષે કહેલાં છે. બ્રહ્માનંદરૂપ નિરતિશય પુરુષાર્થની પ્રાપ્તિવાસ્તે તથા જન્મ-મરણાદિ સર્વ અનર્થોની નિવૃત્તિ વાસ્તે અધિકારી પુરુષે જાણવા યોગ્ય જીવની અને બ્રહ્મની એકતાના બોધને ઉપયોગી શ્રવણમનનાદિ સાધનરૂપ સર્વે પદાર્થો જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા છે, તે શાસ્ત્રનું નામ સાંખ્ય છે. એવા સાંખ્ય નામવાળું ઉપનષદ્‌રૂપ વેદાંતશાસ્ત્ર છે. એવા સાંખ્ય નામના વેદાંતશાસ્ત્રવિષે અધિષ્ઠાનાદિ પાંચ કારણો પ્રતિપાદન કરેલાં છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! કેવળ આત્મવસ્તુના પ્રતિપાદક વેદાંતશાસ્ત્રમાં લોકપ્રસિદ્ધ અનાત્મરૂપ તથા અવસ્તુરૂપ પાંચ કર્મનાં કારણો શામાટે પ્રતિપાદન કર્યાં છે ?"

શ્રીભગવાન્ વેદાંતશાસ્ત્રનાં વિશેષણોનું કથન કરે છેઃ-कृतांत इति ॥ क्रियते इति कृतं અર્થાત્ પુરુષથી પ્રયત્નવડે જે કરાય છે તેનું નામ कृत છે. એ પ્રકારની વ્યુત્પત્તિવડે कृत શબ્દ સર્વ કર્મોનો વાચક છે. આત્મજ્ઞાનની ઉત્પત્તિ વડે જે શાસ્ત્રવિષે સર્વે કર્મોનો અંત છે એટલે કે પરિસમાપ્તિ છે, તે શાસ્ત્રનું कृतांत નામ છે અથવા निष्कलं निष्क्रियं शांतं ઇત્યાદિ વચનોવડે, જે શાસ્ત્રવિષે, कृत એટલે સ્પષ્ટ કર્યો છે अंत એટલે આત્મ-અનાત્મ બન્નેનો તત્ત્વનિશ્ચય જેને વિષે, તે શાસ્ત્રનું નામ कृतांत છે. અથવા વેદપ્રતિપાદિત નિત્ય-નૈમિત્તિક કર્મોનું નામ कृत છે. જે શાસ્ત્રના શ્રવણવાસ્તે (कृत) કર્મોનો અંત એટલે પરિત્યાગ છે, તે શાસ્ત્રનું નામ कृतांत છે. संन्यस्य श्रवणं कुर्यात् એ શ્રુતિએ, વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવા વાસ્તે સર્વ નિત્ય-નૈમિત્તિક કર્મોનો સંન્યાસ કથન કર્યો છે. એવા કૃતાંતરૂપ વેદાંતશાસ્ત્રવિષે અધિષ્ઠાનાદિ પાંચ કારણો કહેલાં છે. અર્થાત્ લોકવિષે પ્રસિદ્ધ તથા અનાત્મરૂપ એવાં અધિષ્ઠાનાદિ પાંચે કારણો મિથ્યા જ્ઞાનકૃત અધ્યારોપવડે લોકોએ આત્મારૂપ ગ્રહણ કરેલાં છે. એવાં પાચ કારણોને આત્મતત્ત્વના જ્ઞાનવડે બાધ કરવા વાસ્તે વેદાંતશાસ્ત્રમાં પરિત્યાજ્યરૂપ કહ્યાં છે. કાંઈ તે કારણોનું કથન કરવાવિષે વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય નથી, કિન્તુ અદ્વિતીય આત્માના પ્રતિપાદનવિષે જ વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય છે. અહીં એ હેતુ છે કે-દેહાદિ અનાત્મ પદાર્થોના ધર્મરૂપ કર્મ જ અસંગ આત્માવિષે અવિદ્યાવડે અધ્યારોપિત થાય છે, વાસ્તવિક રીતે આત્માવિષે તે કર્મ નથી. એ પ્રમાણે જ્યારે વેદાંતશાસ્ત્ર આત્માનું વાસ્તવિક સ્વરૂપ પ્રતિપાદન કરે છે, ત્યારે શુદ્ધ આત્માના જ્ઞાનવડે અધ્યારોપિત કર્મનો બાધ હોવાથી સર્વ કર્મોનો અંત કરવામાં આવે છે. અધિષ્ઠાન આત્માના જ્ઞાનવિના બીજા કોઈપણ ઉપાયે કર્મોનો અંત કરવામાં આવતો નથી. આ કારણથી અસંગ આત્માવિષે કર્મોના અસંબંધનું પ્રતિપાદન કરવા વાસ્તે માયાકલ્પિત અનાત્મભૂત પાંચ કર્મોનાં કારણોનો વેદાંતશાસ્ત્રમાં અનુવાદ કર્યો છે, પણ કાંઇ પાંચ કારણોનું પ્રતિપાદન કરવાવિષે વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય નથી. તેથી અદ્વૈત આત્મ માત્રવિષે જે વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય છે તે તાત્પર્યની અહીં હાનિ થતી નથી. તેથી कृतांते એ વિશેષણવડે શ્રીભગવાને વેદાંતશાસ્ત્રવિષે જે સર્વ કર્મોનું અંતપણું કહ્યું છે તે યુક્ત જ છે. આ અર્થ શ્રીભગવાને सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते એ વચનવડે પણ કહ્યો છે.

અત્ર કેટલાંક મૂળ પુસ્તકોમાં पंचेमानि એ પ્રકારનો પાઠ છે અને કેટલાંક મૂળ પુસ્તકોમાં पंचैतानि એ પ્રકારનો પાઠ છે. પરંતુ શ્રીભાષ્યકારોએ, શ્રીમધુસૂદને તથા નીલકંઠ પંડિતે पचेमानि એ પ્રકારના પાઠનો અંગીકાર કરીને વ્યાખ્યાન કર્યું છે, તેથી આ પુસ્તકમાં પણ पंचेमानि એ પ્રકારનો જ પાઠ રાખ્યો છે. (૧૩)

અવતરણિકાઃ-જેમનાવિષે વેદાંત-શાસ્ત્ર પ્રમાણ છે, એવાં કર્મનાં પાંચ કારણો આત્માના અકર્ત્તાપણાની સિદ્ધિવાસ્તે પરિત્યાજ્યરૂપ જાણવા યોગ્ય છેઃ-એ અર્થ પૂર્વે કહ્યો. આ પાંચ કારણો કયાં છે ? એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ બીજા શ્લોકવડે તે પાંચેનાં સ્વરૂપ કહે છેઃ-

**अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥**

શ્લોકાર્થઃ-અધિષ્ઠાન, કર્તા, નાના પ્રકારનુ કરણ, નાના પ્રકારની ભિન્ન ભિન્ન ચેષ્ટા તથા તેમાં પાંચમું દૈવ, આ પાંચ કર્મનાં કારણ છે. ૧૪

ટીકાઃ-હે અર્જુન ! ઇચ્છા-દ્વેષ-સુખ-દુઃખ-ચેતના ઇત્યાદિ ધર્મોની અભિવ્યક્તિના આશ્રયરૂપ, પંચીકૃત પંચભૂતોના કાર્યરૂપ સ્થૂલ શરીરનું નામ અધિષ્ઠાન છે (૧) "હું કર્ત્તા છું" એ પ્રકારના અભિમાનવાળો તથા જ્ઞાનશક્તિ પ્રધાન અપંચીકૃત પચમહાભૂતોના કાર્યરૂપ એવો અહકાર, જેને અંતઃકરણ-બુદ્ધિ-વિજ્ઞાન ઇત્યાદિ નામોવડે બોલવામાં આવે છે, તથા જે અહંકાર આત્માની સાથે તાદાત્મ્ય અધ્યાસવડે સ્વનિષ્ઠ કર્તૃત્વાદિ ધર્મોને આત્માવિષે આરોપણ કરનારો છે, તેનુ નામ કર્ત્તા છે. (૨) અહીં तथा कर्त्ता એ વચનમાં રહેલા तथा શબ્દવડે શ્રીભગવાને અહંકારરૂપ કર્ત્તાવિષે પૂર્વોક્ત શરીરરૂપ અધિષ્ઠાનની સાદૃશ્યતા કહી છે; અર્થાત્ જેમ શરીરરૂપ અધિષ્ઠાન અનાત્મારૂપ છે, આકાશાદિ પંચભૂતોના કાર્યરૂપ છે તથા સ્વપ્નના પદાર્થોની પેઠે માયાવડે કલ્પિત છે, તેમ અહંકારરૂપ કર્ત્તા પણ અનાત્મારૂપ છે, ભૂતોના' કાર્યરૂપ છે તથા સ્વપ્નપદાર્થોની પેઠે કલ્પિત છે. તાત્પર્ય એ છે કે, આ સ્થૂલ શરીરને યદ્યપિ લોકાયતિક પુરુષોએ આત્મારૂપ ગ્રહણ કર્યાં છે, તથાપિ અન્ય શાસ્ત્રવેત્તા પુરુષોએ તે સ્થૂલ શરીરને અનાત્મારૂપ જ નિશ્ચિત કર્યો છે. એવા સ્થૂલ શરીરને જ્યારે કર્ત્તા વિષે દૃષ્ટાંતરૂપ કથન કર્યું, ત્યારે તાર્કિક પુરુષોએ આત્મારૂપ ગ્રહણ કરેલા કર્ત્તાવિષે અનાત્મરૂપતાનો નિશ્ચય અત્યંત સુગમ થાય છે.

અપચીકૃત પંચમહાભૂતોથી ઉત્પન્ન થયેલી તથા શબ્દાદિ વિષયોની ઉપલબ્ધિના સાધનરૂપ એવી શ્રોત્રાદિ ઇંદ્રિયોનું નામ કરણ છે. (૩) આ કરણ પૃથગ્વિધ છે અર્થાત્ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો તથા મન અને બુદ્ધિ એ બાર ભેદે કરીને કરણો વિવિધ પ્રકારનાં છે. યદ્યપિ શાસ્ત્રમાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ ચાર જ અંતઃકરણના ભેદ કહ્યા છે, તથાપિ આ કરણ વર્ગમાં રહેલાં મન અને બુદ્ધિ એ બે અંતઃકરણરૂપ અહંકારના વૃત્તિવિશેષ ગણવા અને તે વૃત્તિઓવાળો અહંકાર કેવળ કર્ત્તારૂપ જ છે, પણ કરણરૂપ નથી. ચેતનનો આભાસ તો સર્વત્ર સરખો જ છે. અંતઃકરણરૂપ અહંકારવિષે કર્ત્તાપણું विज्ञानं यज्ञं तनुते ઇત્યાદિ શ્રુતિઓ વિષે પ્રસિદ્ધ જ છે. અહીં करणं च એમાં રહેલો चकार પૂર્વ વચનમાં રહેલા तथा શબ્દની અનુવૃત્તિ કરવા વાસ્તે છે; અર્થાત્ જેમ પૂર્વોક્ત શરીરરૂપ અધિષ્ઠાન તથા અહંકારરૂપ કર્ત્તા અનાત્મારૂપ છે, ભૌતિક છે તથા કલ્પિત છે, તેમ બાર પ્રકારનું કરણ પણ અનાત્મરૂપ છે, ભૌતિકરૂપ છે તથા કલ્પિત છે.

જેમનાવિષે ક્રિયાશક્તિ પ્રધાન છે, એવા અપંચીકૃત પંચ મહાભૂતોના કાર્યરૂપ, ક્રિયા પ્રધાનત્વરૂપ તથા વાયવીયત્વરૂપ કહેલા એવા ક્રિયારૂપ પ્રાણાદિકોનું નામ ચેષ્ટા છે. (૪) આ ચેષ્ટા વિવિધા છે. અર્થાત્ પ્રાણ-અપાન-વ્યાન-ઉદાન-સમાન એ ભેદે કરીને પાંચ પ્રકારની છે અથવા નાગ-કૂર્મ-કૃકલ-દેવદત્ત-ધનંજય એ પાંચેને મેળવીએ તો દશ પ્રકારની છે. આ નાગાદિ પાંચ, પ્રાણાદિ પાંચના અંતર્ભૂત જ છે, તેથી ઘણે સ્થળે પાંચ જ પ્રાણ કહ્યા છે. વળી પ્રાણરૂપ ચેષ્ટા પૃથક્ છે અર્થાત્ સ્થાનના ભેદથી તથા કાર્યના ભેદથી ભિન્ન ભિન્ન છે. અહીં विविधाश्च એ વચનમાં રહેલો चकार પૂર્વ વચનમાં રહેલા तथा શબ્દની અનુવૃત્તિ કરવા વાસ્તે છે; અર્થાત્ જેમ પૂર્વોક્ત અધિષ્ઠાન-કર્ત્તા-કરણ એ ત્રણે અનાત્મારૂપ છે, અભૌતિકરૂપ છે તથા માયાવડે કલ્પિત છે, તેમ પ્રાણરૂપ ચેષ્ટા પણ અનાત્મારૂપ છે, ભૌતિકરૂપ છે તથા માયાવડે કલ્પિત છે.

અહીં કોઈક વિદ્વાન્ પુરુષો એમ કહે છે કે-સુષુપ્તિ અવસ્થામાં કર્તારૂપ અંતઃકરણનો લય થવા છતાં પણ પ્રાણનો વ્યાપાર જોવામાં આવે છે અને જ્યાં ત્યાં પ્રાણને અંતઃકરણથી ભિન્ન કહ્યો છે, તેથી પ્રાણ અંતઃકરણથી અત્યંત ભિન્નની પેઠે છે; અને કોઇ સૂક્ષ્મદર્શી વિદ્વાન્ પુરુષ તો એમ કહે છે કે, ક્રિયાશક્તિવાળું તથા જ્ઞાનશક્તિવાળું એક જ અપંચીકૃત પંચ મહાભૂતોનું કાર્ય ચેતનનાં જીવપણાનો ઉપાધિ છે અને તે જીવપણાના ઉપાધિરૂપ એક જ કાર્ય ક્રિયાશક્તિની પ્રધાનતાવડે 'પ્રાણ' કહેવાય છે તથા જ્ઞાનશક્તિની પ્રધાનતાવડે અંતઃકરણ કહેવાય છે. કારણ કે स ईक्षांचक्रे कस्मिन्न्वहमुत्क्रांत उत्क्रांतो भविष्यामि, कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति स प्राणमसृजतः-અર્થાત્ કોણ ઉત્ક્રાંતિને પામે, તો હું ઉત્ક્રાંતિને પામીશ અથવા કોણ પ્રતિષ્ઠાને પામે, તો હું પ્રતિષ્ઠાને પામીશ વારુ? એવી રીતે તેણે જોયું અને પ્રાણ સરજ્યો. એ શ્રુતિમાં ઉત્ક્રાંતિ-સ્થિતિ આદિકોનું ઉપાધિપણું પ્રાણવિષે કથન કર્યું છે અને सधीः स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति मृत्यो रूपाणि ध्यायतीव लेलायतीव:-બુદ્ધિસહિત પ્રાણ સ્વપ્નરૂપ થઈને આ લોકનું અતિક્રમણ કરે છે અને જાણે કે મૃત્યુના રૂપોનું ધ્યાન કરતો હોયની અથવા તેમને ચાટતો હોયની એવો ભાસ થાય છે. ઈત્યાદિ શ્રુતિઓમાં ઉત્ક્રાંતિ આદિકોનું ઉપાધિપણું અંતઃકરણરૂપ બુદ્ધિવિષે કહ્યું છે. અહીં જો કદાચિત્ પ્રાણ અને અંતઃકરણ એ બન્ને ઉપાધિઓના સ્વતંત્ર જ ભેદનો અંગીકાર કરીએ તો જીવાત્માને પણ ભેદની પ્રાપ્તિ થશે. જીવનો ભેદ સિદ્ધાંતમાં અંગીકૃત નથી. તેથી અંતઃકરણ અને પ્રાણ એ બન્નેને, એકરૂપે કરીને જ ઉત્ક્રાંતિ આદિકોનું ઉપાધિપણું યુક્ત છે અને પ્રાણ તથા અંતઃકરણ એ બન્નેનો જે ભેદ કહ્યો છે, તે ભેદ તો તેમના એક ભાવવિષે પણ ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ બન્ને શક્તિઓના ભેદવડે સંભવિત હોઇ શકે છે. સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાનશક્તિભાગનો લય થવા છતાં પણ ક્રિયાશક્તિભાગનું જે દર્શન છે, તે દર્શન પ્રાણ અને અંતઃકરણના એક ભાવવિષે પણ વિરુદ્ધ નથી અને દૃષ્ટિ સૃષ્ટિ લયવિષે સર્વનો લય થવા છતાં પણ પ્રાણના વ્યાપારવાળા સુષુપ્ત પુરુષનું શરીર અન્ય પુરુષોથી "એ સૂતેલું છે" એ પ્રમાણે કલ્પના કરાય છે, તેથી બન્ને પ્રકારે પણ પ્રાણ અને અંતઃકરણ એ બન્નેના ભેદનું કથન સંભવિત હોઇ શકે છે.

પૂર્વોક્ત શરીરરૂપ અધિષ્ઠાન, અહંકારરૂપ કર્ત્તા તથા દ્વાદશ પ્રકારનું કરણ તથા પ્રાણાદિરૂપ ચેષ્ટા એ સર્વેની ઉપર યથાક્રમે અનુગ્રહ કરનારા દેવતાઓનું નામ દૈવ છે. (૫)તે દૈવ અહીં કારણવર્ગવિષે પંચમ છે, અર્થાત્ પંચત્વ સંખ્યાને પૂર્ણ કરનાર છે. અહીં दैवं च એ વચનમાં રહેલો चकार પૂર્વ વચનમાં રહેલા तथा શબ્દની અનુવૃત્તિ કરાવવા વાસ્તે છે. અર્થાત્ પૂર્વોક્ત અધિષ્ઠાનાદિકોની પેઠે દૈવ પણ અનાત્મરૂપ છે, ભૌતિક છે તથા માયાવડે કલ્પિત

છે. કર્ત્તા, કરણ, ચેષ્ટા એ ત્રણેનું અધિષ્ઠાન શરીર છે. આ શરીરરૂપ અધિષ્ઠાનનો પૃથ્વી દેવતા છે. કારણ કે यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति, वातं प्राणश्चक्षुरादित्यं, मनश्चंद्रं, दिशः श्रोत्रं, पृथिवीं शरीरं અર્થાત્ એ શ્રુતિમાં વાગાદિકોના અધિષ્ઠાતા અગ્નિ આદિકોની સાથે શરીરના અધિષ્ઠાતારૂપે કરી પૃથ્વીનું પઠન કર્યું છે, તેથી શ્રુતિપ્રમાણથી શરીરરૂપ અધિષ્ઠાનનો દેવતા પૃથિવી જ સિદ્ધ થાય છે. કર્ત્તારૂપ અહંકારનો દેવતા રુદ્ર છે, જે પુરાણાદિકોવિષે પ્રસિદ્ધ છે. એ પ્રમાણે શ્રોત્રાદિ કરણોના અધિષ્ઠાતા દેવતા પણ પ્રસિદ્ધ જ છે. શ્રોત્ર-ત્વક્-ચક્ષુ-રસન-ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના યથાક્રમે દિક્-વાત-અર્ક-પ્રચેતા-અશ્વિની આ પાંચ દેવતાઓ છે. વાક્-પાણિ-પાદ-પાયુ-ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયોના યથાક્રમે વહ્નિ-ઇંદ્ર-ઉપેંદ્ર-મિત્ર-પ્રજાપતિ એ પાંચ દેવતાઓ છે અને મન તથા બુદ્ધિ એ બેના યથાક્રમે ચંદ્ર અને બૃહસ્પતિ એ બે દેવતાઓ છે. પ્રાણ-અપાન-વ્યાન-ઉદાન-સમાન એ ચેષ્ટારૂપ પાંચ પ્રાણોના યથાક્રમે સદ્યોજાત-વામદેવ-અઘોર-તત્પુરુષ-ઈશાન એ પાંચ દેવતાઓ છે, જે પુરાણાદિકોવિષે પ્રસિદ્ધ જ છે. કોઈ ટીકામાં દૈવ શબ્દવડે ધર્મ-અધર્મનો અર્થ ગ્રહણ કર્યો છે. (૧૪)

અવતરણિકાઃ-પૂર્વ શ્લોકમાં અધિષ્ઠાનાદિ પાંચ કારણોનું સ્વરૂપ કહ્યું. હવે, આ ત્રીજા શ્લોકવડે શ્રીભગવાન્ પાંચેવિષે સર્વ કર્મોના કારણપણાનું કથન કરે છે.-

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

પ્રામતે શબ્દવડે ચેષ્ટાનો અર્થ ગ્રહણ કરવો તથા न्याय्यं वा विपरीतं वा એ વચનવડે ધર્મ-અધર્મરૂપ દૈવનો અર્થ ગ્રહણ કરવો. યદ્યપિ સર્વ કર્મોવિષે અધિષ્ઠાનાદિ પાંચે કારણોનો ઉપયોગ સમાન છે, કારણ કે પાંચે વિના કોઇ પણ કર્મ સિદ્ધ થતું નથી, તથાપિ શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રવિષે વિધિપ્રતિષેધરૂપ શારીર-વાચિક-માનસિક એ ત્રણ પ્રકારનું જ કર્મ પ્રસિદ્ધ છે. તેથી "એ કર્મ શારીર છે," "એ કર્મ વાચિક છે," "એ કર્મ માનસ છે" એ પ્રકારનું કથન તે તે કર્મવિષે તે તે શરીરાદિકોની પ્રધાનતાની અપેક્ષાયે કરીને છે, કાંઇ તે કથન શરીરાદિ કર્મોવિષે અધિષ્ઠાનાદિ પાંચેની હેતુતાને નિવૃત્ત કરતું નથી, તેથી કિંચિત્ માત્ર પણ અહીં વિરોધ આવતો નથી. (૧૫)

અવતરણિકાઃ–પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચેને સર્વ કર્મોનું કર્ત્તાપણું હોવાથી અસંગ આત્માને કર્મોનું કર્ત્તાપણું નથી, એ પ્રકારનું જે આત્માવિષે અકર્ત્તાપણાનું જ્ઞાન છે તથા અધિષ્ઠાનાદિ પાંચેવિષે કર્ત્તાપણાનું જે જ્ઞાન છે, તે જ્ઞાન અધિષ્ઠાનાદિ પાંચેના નિરૂપણનું ફળ છે. એવા ફળનું, હવે, શ્રીભગવાન્ આત્માને કર્ત્તા માનનારા મૂઢ પુરુષોની નિન્દાપૂર્વક આ ચોથા શ્લોકવડે કથન કરે છેઃ—

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**–આ સર્વ કર્મમાં અધિષ્ઠાનાદિ પાંચવડે ઉત્પન્ન થયેલો જે મૂઢ પુરુષ, અસંગ તથા ઉદાસીનરૂપ જ આત્માને કર્તારૂપ દેખે છે, તે દુર્મતિ પુરુષ શાસ્ત્રજન્ય વિવેકબુદ્ધિથી રહિત હોવાથી દેખતો નથી. ૧૬

ટીકાઃ–હે અર્જુન ! પૂર્વે કહેલા ધર્મ-અધર્મરૂપ સર્વ કર્મોવિષે પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચ કારણોવડે જન્યતા સિદ્ધ થવા છતાં પણ, વાસ્તવિક રીતે અસંગ ઉદાસીનરૂપ જ આત્માને મૂઢ પુરુષ કર્ત્તારૂપ દેખે છે; અર્થાત્ આત્માદેવ સર્વ જડ પ્રપંચનો પ્રકાશક છે, સત્તાસ્ફૂર્ત્તિરૂપ છે, સ્વપ્રકાશ-પરમાનન્દઘન છે, બાધથી રહિત છે, અસંગ ઉદાસીન છે, અકર્ત્તા છે, અવિક્રિય છે, અદ્વિતીય છે. આ રીતે ખરું જોતાં અસંગ-ઉદાસીન-અકર્ત્તારૂપ હોવા છતાં પણ આત્માદેવ અવિદ્યાવડે પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચે કારણોવિષે પ્રતિબિંબિત થાય છે; જેવી રીતે સૂર્ય જળમાં પ્રતિબિંબિત થાય છે. જલાદિને પ્રકાશિત કરનાર સૂર્ય યદ્યપિ જલાદિકોથી ભિન્ન છે, તથાપિ જલની સાથે તે સૂર્યનો તાદાત્મ્યભાવ કલ્પીને મૂઢ પુરુષ, જેમ જળના ચલનવડે સૂર્યને ચલાયમાન થતો માને છે, તેમ અધિષ્ઠાનાદિકોને પ્રકાશિત કરનાર અસંગ-અદ્વિતીય આત્માનો, અધિષ્ઠાનાદિકોની સાથે તાદાત્મ્યભાવ કલ્પીને, અધિષ્ઠાનાદિકોનાં કર્મોનું અસંગ આત્માવિષે આરોપણ કરીને મૂઢ પુરુષ "હું જ કર્મોનો કર્ત્તા છું" એ પ્રમાણે સર્વના સાક્ષીરૂપ આત્માને ક્રિયાના આશ્રયરૂપ દેખે છે. તાત્પર્ય એ છે કે, જેમ રજ્જુના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનારો પુરુષ રજ્જુને ભુજંગરૂપ કલ્પે છે, તેમ આત્માના અસંગ-અકર્ત્તારૂપ વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનાર જે પુરુષ અવિદ્યાવડે અસંગ આત્માને દેહાદિકોનાં કર્મના આશ્રયરૂપ માને છે, તે ભ્રાંત પુરુષ આ પ્રમાણે આત્માને દેખતો હોવા છતાં પણ દેખતો નથી. જેમ રજ્જુને સર્પરૂપ દેખતો હોવા છતાં પણ ભ્રાંત પુરુષ રજ્જુને દેખતો નથી, તેમ વાસ્તવિક રીતે અસંગ ઉદાસીન અકર્ત્તા આત્માને કર્ત્તારૂપ દેખતો હોવા છતાં પણ ભ્રાંત પુરુષ આત્માને દેખતો નથી.

છે. કર્ત્તા, કરણ, ચેષ્ટા એ ત્રણેનું અધિષ્ઠાન શરીર છે. આ શરીરરૂપ અધિષ્ઠાનનો પૃથ્વી દેવતા છે. કારણ કે यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति, वातं प्राणश्चक्षुरादित्यं, मनश्चंद्रं, दिशः श्रोत्रं, पृथिवीं शरीरं અર્થાત્ એ શ્રુતિમાં વાગાદિકોના અધિષ્ઠાતા અગ્નિ આદિકોની સાથે શરીરના અધિષ્ઠાતારૂપે કરી પૃથ્વીનુ પઠન કર્યું છે, તેથી શ્રુતિપ્રમાણથી શરીરરૂપ અધિષ્ઠાનનો દેવતા પૃથિવી જ સિદ્ધ થાય છે. કર્ત્તારૂપ અહંકારનો દેવતા રુદ્ર છે, જે પુરાણાદિકોવિષે પ્રસિદ્ધ છે. એ પ્રમાણે શ્રોત્રાદિ કરણોના અધિષ્ઠાતા દેવતા પણ પ્રસિદ્ધ જ છે. શ્રોત્ર–ત્વક્–ચક્ષુ–રસન–ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના યથાક્રમે દિક્–વાત–અર્ક–પ્રચેતા–અશ્વિની આ પાંચ દેવતાઓ છે. વાક્–પાણિ–પાદ–પાયુ–ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયોના યથાક્રમે વહ્નિ–ઇંદ્ર–ઉપેંદ્ર–મિત્ર–પ્રજાપતિ એ પાંચ દેવતાઓ છે અને મન તથા બુદ્ધિ એ બેના યથાક્રમે ચંદ્ર અને બૃહસ્પતિ એ બે દેવતાઓ છે. પ્રાણ–અપાન–વ્યાન–ઉદાન–સમાન એ ચેષ્ટારૂપ પાંચ પ્રાણોના યથાક્રમે સદ્યોજાત–વામદેવ–અઘોર–તત્પુરુષ–ઈશાન એ પાંચ દેવતાઓ છે, જે પુરાણાદિકોવિષે પ્રસિદ્ધ જ છે. કોઈ ટીકામાં દૈવ શબ્દવડે ધર્મ–અધર્મનો અર્થ ગ્રહણ કર્યો છે. (૧૪)

અવતરણિકાઃ–પૂર્વ શ્લોકમાં અધિષ્ઠાનાદિ પાંચ કારણોનું સ્વરૂપ કહ્યું. હવે, આ ત્રીજા શ્લોકવડે શ્રીભગવાન્ પાંચેવિષે સર્વ કર્મોના કારણપણાનું કથન કરે છેઃ–

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।**
**न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥**

શ્લોકાર્થઃ–આ પુરુષ શરીર, વાક્ તથા મન આ ત્રણવડે જે ધર્મરૂપ અથવા અધર્મરૂપ કર્મનો પ્રારંભ કરે છે, તે સર્વ કર્મનાં અધિષ્ઠાનાદિ પાંચ કારણરૂપ છે. ૧૫

ટીકાઃ–શારીર, વાચિક, માનસિક એ વિધિનિષેધરૂપ ત્રણ પ્રકારનાં કર્મ ધર્મશાસ્ત્રવિષે પ્રસિદ્ધ છે તથા प्रवृत्तिर्वाग्बुद्धिशरीरारम्भः–એ વચનવડે અક્ષપાદે પણ ત્રણ પ્રકારનાં જ કર્મ કહ્યાં છે. તેથી પ્રધાનતાના અભિપ્રાયે કરીને શ્રીભગવાન્ કહે છેઃ–હે અર્જુન ! અધિકારી પુરુષ શરીરવડે, વાક્વડે અથવા મનવડે જે ન્યાય્યરૂપ કર્મનો અથવા વિપરીતરૂપ કર્મનો પ્રારંભ કરે છે, તે સર્વ કર્મનાં, પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચ જ કારણરૂપ છે. શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્રવડે વિહિત જે અગ્નિહોત્રાદિ ધર્મો છે, તેને ન્યાય્ય કહે છે અને શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્રવડે નિષિદ્ધ જે હિંસાદિ અધર્મ છે, તેને વિપરીત કહે છે. જીવનના હેતુભૂત જે ઉચ્છ્વાસ–નિઃશ્વાસ–નિમેષ–ઉન્મેષ–ક્ષુત–જૃંભણ ઇત્યાદિ સ્વાભાવિક કર્મો છે તથા અન્ય પણ જે કોઇ વિહિત–પ્રતિષિદ્ધની સમાન કર્મો છે, તે સર્વે કર્મો પૂર્વે કરેલા ધર્મ–અધર્મ એ બન્નેનાં કાર્યરૂપ છે. તેથી સર્વે કર્મો ન્યાય્ય અને વિપરીત એ બે કર્મોવિષે જ અંતર્ભૂત છે. તેથી શ્રીભગવાનના વચનવિષે ન્યૂનતાદોષની પ્રાપ્તિ સંભવતી નથી. શાસ્ત્રનો તથા શાસ્ત્રોક્ત કર્મનો અધિકારી મનુષ્ય જ હોય છેઃ–એ અર્થનું બોધન કરવાવાસ્તે શ્રીભગવાને મનુષ્યનો વાચક नरः શબ્દ કથન કર્યો છે.

કોઈ ટીકામાં આ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે કર્યો છેઃ–

અર્જુનની શંકાઃ–"શરીર–વાક્–મન એવડે જે કર્મનો પ્રારંભ કરવામાં આવે છે" એ પ્રકારનું વચન કહીને પશ્ચાત્ "તે સર્વ કર્મનાં અધિષ્ઠાનાદિ પાંચ કારણો છે" એવું વચન કહેવું તે અત્યંત વિરુદ્ધ છે.

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–અહીં शरीर શબ્દવડે અધિષ્ઠાનનો અર્થ ગ્રહણ કરવો અને नरः શબ્દવડે કર્ત્તાનો અર્થ ગ્રહણ કરવો, वाङ्मनः શબ્દવડે કરણનો અર્થ ગ્રહણ કરવો,

પ્રાણ્મતે શબ્દવડે ચેષ્ટાનો અર્થ ગ્રહણ કરવો તથા ન્યાય્યં વા વિપરીતં વા એ વચનવડે ધર્મ-અધર્મરૂપ દૈવનો અર્થ ગ્રહણ કરવો. યદ્યપિ સર્વ કર્મોવિષે અધિષ્ઠાનાદિ પાંચે કારણોનો ઉપયોગ સમાન છે, કારણ કે પાંચે વિના કોઇ પણ કર્મ સિદ્ધ થતું નથી, તથાપિ શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રવિષે વિધિપ્રતિષેધરૂપ શારીર-વાચિક-માનસિક એ ત્રણ પ્રકારનું જ કર્મ પ્રસિદ્ધ છે. તેથી "એ કર્મ શારીર છે," "એ કર્મ વાચિક છે," "એ કર્મ માનસ છે" એ પ્રકારનું કથન તે તે કર્મવિષે તે તે શરીરાદિકોની પ્રધાનતાની અપેક્ષાએ કરીને છે, કાંઇ તે કથન શરીરાદિ કર્મોવિષે અધિષ્ઠાનાદિ પાંચેની હેતુતાને નિવૃત્ત કરતું નથી, તેથી કિંચિત્ માત્ર પણ અહીં વિરોધ આવતો નથી. (૧૫)

અવતરણિકાઃ-પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચેને સર્વ કર્મોનું કર્ત્તાપણું હોવાથી અસંગ આત્માને કર્મોનું કર્ત્તાપણું નથી, એ પ્રકારનું જે આત્માવિષે અકર્ત્તાપણાનું જ્ઞાન છે તથા અધિષ્ઠાનાદિ પાંચેવિષે કર્ત્તાપણાનું જે જ્ઞાન છે, તે જ્ઞાન અધિષ્ઠાનાદિ પાંચેના નિરૂપણનું ફળ છે. એવા ફળનું, હવે, શ્રીભગવાન્ આત્માને કર્ત્તા માનનારા મૂઢ પુરુષોની નિન્દાપૂર્વક આ ચોથા શ્લોકવડે કથન કરે છેઃ—

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

શ્લોકાર્થઃ-આ સર્વ કર્મમાં અધિષ્ઠાનાદિ પાંચવડે ઉત્પન્ન થયેલો જે મૂઢ પુરુષ, અસંગ તથા ઉદાસીનરૂપ જ આત્માને કર્ત્તારૂપ દેખે છે, તે દુર્મતિ પુરુષ શાસ્ત્રજન્ય વિવેકબુદ્ધિથી રહિત હોવાથી દેખતો નથી. ૧૬

ટીકાઃ-હે અર્જુન ! પૂર્વે કહેલા ધર્મ-અધર્મરૂપ સર્વ કર્મોવિષે પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચ કારણોવડે જન્યતા સિદ્ધ થવા છતાં પણ, વાસ્તવિક રીતે અસંગ ઉદાસીનરૂપ જ આત્માને મૂઢ પુરુષ કર્ત્તારૂપ દેખે છે; અર્થાત્ આત્માદેવ સર્વ જડ પ્રપંચનો પ્રકાશક છે, સત્તાસ્ફૂર્ત્તિરૂપ છે, સ્વપ્રકાશ-પરમાનંદઘન છે, બાધથી રહિત છે, અસંગ ઉદાસીન છે, અકર્ત્તા છે, અવિક્રિય છે, અદ્વિતીય છે. આ રીતે ખરું જોતાં અસંગ-ઉદાસીન-અકર્ત્તારૂપ હોવા છતાં પણ આત્માદેવ અવિદ્યાવડે પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચે કારણોવિષે પ્રતિબિંબિત થાય છે; જેવી રીતે સૂર્ય જળમાં પ્રતિબિંબિત થાય છે. જલાદિને પ્રકાશિત કરનાર સૂર્ય યદ્યપિ જલા-દિકોથી ભિન્ન છે, તથાપિ જલની સાથે તે સૂર્યનો તાદાત્મ્યભાવ કલ્પીને મૂઢ પુરુષ, જેમ જળના ચલનવડે સૂર્યને ચલાયમાન થતો માને છે, તેમ અધિષ્ઠાનાદિકોને પ્રકાશિત કરનાર અસંગ-અદ્વિતીય આત્માનો, અધિષ્ઠાનાદિકોની સાથે તાદાત્મ્યભાવ કલ્પીને, અધિષ્ઠાનાદિકોનાં કર્મોનું અસંગ આત્માવિષે આરોપણ કરીને મૂઢ પુરુષ "હું જ કર્મોનો કર્ત્તા છું" એ પ્રમાણે સર્વના સાક્ષીરૂપ આત્માને ક્રિયાના આશ્રયરૂપ દેખે છે. તાત્પર્ય એ છે કે, જેમ રજ્જુના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનારો પુરુષ રજ્જુને ભુજંગરૂપ કલ્પે છે, તેમ આત્માના અસંગ-અકર્ત્તારૂપ વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનાર જે પુરુષ અવિદ્યાવડે અસંગ આત્માને દેહાદિકોનાં કર્મના આશ્રયરૂપ માને છે, તે ભ્રાંત પુરુષ આ પ્રમાણે આત્માને દેખતો હોવા છતાં પણ દેખતો નથી. જેમ રજ્જુને સર્પરૂપ દેખતો હોવા છતાં પણ ભ્રાંત પુરુષ રજ્જુને દેખતો નથી, તેમ વાસ્તવિક રીતે અસંગ ઉદાસીન અકર્ત્તા આત્માને કર્ત્તારૂપ દેખતો હોવા છતાં પણ ભ્રાંત પુરુષ આત્માને દેખતો નથી.

અર્જુનની શંકા:–હે ભગવન્ ! મૂઢ પુરુષ ભ્રાંતિવડે આત્માને વિપરીત જ દેખે છે, પણ આત્માના વાસ્તવિક સ્વરૂપને દેખતો નથી, એ વિષે શું હેતુ છે ?

શ્રીભગવાન્ તે વિપરીત દર્શનવિષે હેતુ કહે છે–अकृतबुद्धित्वात् इति ॥ ગુરુશાસ્ત્રના ઉપદેશવડે જેણે વિવેકબુદ્ધિ ઉત્પન્ન કરી નથી, તેનું નામ અકૃતબુદ્ધિ છે. એવો અકૃતબુદ્ધિ હોવાથી પુરુષ આત્માને વિપરીત જ દેખે છે, અર્થાત્ વાસ્તવિક રીતે અસંગ–ઉદાસીન–અકર્ત્તારૂપ આત્માને ભ્રાંત પુરુષ કર્ત્તારૂપ જ દેખે છે. તાત્પર્ય એ છે કે, જેવી રીતે પુરુષને જ્યાં સૂધી રજ્જુના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર થયો નથી, ત્યાં સૂધી તે પુરુષ સર્પભ્રમને કોઇપણ ઉપાયે નિવૃત્ત કરી શકતો નથી, તેવી રીતે પુરુષને જ્યાંસૂધી સત્ય–જ્ઞાન–અનંત–અકર્ત્તા–અભોક્તા–પરમાનંદ–ત્રણ અવસ્થાઓથી રહિત–અસંગ–ઉદાસીન "એવો બ્રહ્મ હું છું" એ પ્રકારનો બ્રહ્માત્મસાક્ષાત્કાર ગુરુશાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયો નથી, ત્યાં સૂધી પુરુષ કર્તૃત્વભ્રમને કોઇ પણ ઉપાયે નિવૃત્ત કરી શકતો નથી.

અર્જુનની શંકા:–"હે ભગવન્ ! તે પુરુષ બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને વેદાંત વાક્યોના વિચારવડે એ પ્રકારના બ્રહ્માત્મસાક્ષાત્કારને શા વાસ્તે ઉત્પન્ન નથી કરતો ?"

શ્રીભગવાન્ તેનાવિષે હેતુ કહે છે:–दुर्मतिः इति ॥ વિવેકનાં પ્રતિબંધક પાપકર્મોવડે જેની મતિ મલિન થઇ છે તેનું નામ દુર્મતિ છે. એવો દુર્મતિ હોવાથી જ ભ્રાંત પુરુષ બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને વેદાંત વાક્યોનો વિચાર કરતો નથી. તાત્પર્ય એ છે કે, પાપકર્મોવડે અશુદ્ધ બુદ્ધિવાળો હોવાથી, નિત્ય–અનિત્ય વસ્તુ વિવેકાદિકોથી રહિતપણાવડે બ્રહ્માત્મજ્ઞાનને અયોગ્ય હોવાથી ભ્રાંત પુરુષ અવિદ્યાવડે, અકર્ત્તારૂપ આત્માની કર્તારૂપે કલ્પના કરે છે તથા કેવલરૂપ આત્માની અકેવલરૂપ કલ્પના કરે છે. તેમ જ કર્મના કર્ત્તારૂપ અધિષ્ઠાનાદિ પાંચેવિષે તાદાત્મ્ય અભિમાનને લીધે કર્મોનો ત્યાગ કરવાને અસમર્થ હોવાથી તે, સંસારી–કર્મનો અધિકારી–દેહભૃત્–અકૃતબુદ્ધિ–ઇત્યાદિ સંજ્ઞાને પ્રાપ્ત થઈ, સર્વ પ્રકારે જન્મ–મરણની પ્રાપ્તિ કરીને અનિષ્ટ–ઇષ્ટ–મિશ્ર એ ત્રણ પ્રકારનાં કર્મનાં ફળનો અનુભવ કરે છે. આ કથનથી, જે તાર્કિક દેહાદિકોવિના આત્માને જ કેવલ કર્ત્તા દેખે છે, તે તાર્કિકને પણ અકૃતબુદ્ધિ જ જાણવો, એ અર્થનું બોધન કર્યું

કોઈ વાદી તો तत्रैव सति कर्त्तारमात्मानं केवलं तु यः એ શ્લોકનો આ પ્રમાણે અર્થ કરે છે: આત્મા કેવલ કર્ત્તા નથી, કિન્તુ પૂર્વોક્ત અધિષ્ઠાનાદિકોની સાથે મળેલો આત્મા કર્ત્તા હોય છે. એ પ્રમાણે વાસ્તવિક રીતે અધિષ્ઠાનાદિકોની સાથે મળીને કર્ત્તાભાવને પ્રાપ્ત થયેલા આત્માને જે પુરુષ કેવળ કર્ત્તા દેખે છે, અર્થાત્ અધિષ્ઠાનાદિકોના સંબંધવિના કેવળ એક આત્માને જ કર્ત્તારૂપ દેખે છે, તે પુરુષ દુર્મતિ છે. આ પ્રકારનો અર્થ केवलं શબ્દના પ્રયોગથી સિદ્ધ થાય છે. વાદીઓનો આ અર્થ સમીચીન નથી, કારણ કે સર્વ ક્રિયાઓથી રહિત અસંગ આત્માનું અધિષ્ઠાનાદિકોની સાથે મીલન (મળવું)જ સંભવતું નથી. જળ–સૂર્યની પેઠે અધિષ્ઠાનાદિકોની સાથે અસંગ આત્માનાં જો આવિદ્યક (કલ્પના માત્ર) મીલનનો અંગીકાર કરીએ, તો તે આવિદ્યક મીલનવડે આત્માવિષે કર્તૃત્વ પણ આવિદ્યક જ હોવું જોઇએ અને અધિષ્ઠાનાદિ પણ સર્વ આવિદ્યક જ છે. એવા કલ્પિત અધિષ્ઠાનાદિકોની સાથે આત્માનું વાસ્તવિક સંબંધપણું સંભવતું નથી. केवलं એ શબ્દ તો સ્વભાવથી સિદ્ધ જ આત્માના અસંગ–અદ્વિતીયરૂપનો અનુવાદ કરે છે; આત્માને કર્ત્તા માનનારા પુરુષોમાં દુર્મતિપણાનું બોધન કરવા વાસ્તે केवलं શબ્દ ઉપયોગી થઇ પડે છે, તેથી केवलं શબ્દથી વાદીનો અર્થ સિદ્ધ થઈ શકતો નથી. (૧૬)

અવતરણિકાઃ—पञ्चैतानि महाबाहो ઇત્યાદિ ચાર શ્લોકોવડે अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ॥ भवत्यत्यागिनां प्रेत्य એ પૂર્વોક્ત શ્લોકનાં ત્રણ ચરણોનું વ્યાખ્યાન કર્યું. હવે, न तु संन्यासिनां क्वचित् એ ચોથા ચરણનું વ્યાખ્યાન શ્રીભગવાન્ એક શ્લોકવડે કરે છેઃ—

## यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
## हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबद्ध्यते ॥ १७ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! જે વિદ્વાન્ પુરુષની "હું કર્ત્તા છું" આ રીતની વૃત્તિ હોતી નથી તથા જે વિદ્વાન્ પુરુષની બુદ્ધિ લિપાયમાન થતી નથી, તે વિદ્વાન્ પુરુષ આ લોકનું હનન કરતો છતાં હનન કરતો નથી, તેમ બંધાયમાન પણ થતો નથી. ૧૭

ટીકાઃ—હે અર્જુન! પૂર્વ શ્લોકમાં કહેલા દુર્મતિ પુરુષથી અત્યંત વિલક્ષણ અધિકારી પુરુષ, પૂર્વનાં પુણ્ય કર્મોવડે વિવેકના વિરોધી પાપકર્મોનો ક્ષય થતાં, વિવેક–વૈરાગ્ય–શમાદિ ષટ્ સંપત્–મુમુક્ષુતા એ ચાર સાધનોને પ્રાપ્ત થયો છે તથા જેને ગુરુશાસ્ત્રના ઉપદેશથી "અકર્ત્તા–અભોક્તા–સ્વપ્રકાશ–પરમાનન્દ–અદ્વિતીય બ્રહ્મ હું છું" એ પ્રકારનો બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો હોય છે, તેમ જ જે વિદ્વાન્ પુરુષનો અહંકૃતભાવ નષ્ટ થઇ ગયો છે અર્થાત્ તત્ત્વસાક્ષાત્કારવડે કાર્યસહિત અજ્ઞાન બાધિત થતાં જે તત્ત્વવેત્તા પુરુષની "હું કર્ત્તા છું" એ પ્રકારની વૃત્તિ કદાચિત્ પણ થતી નથી, તે બંધાયમાન થતો નથી.

અથવા यस्य नाहंकृतो भावः એ વચનનો આ પ્રમાણે બીજો અર્થ કરવોઃ જે તત્ત્વવેત્તા પુરુષનો ભાવ એટલે કે સદ્ભાવ अहंकृतो न એટલે કે अहं એ પ્રકારના કથનને યોગ્ય નથી, તે બંધાયમાન થતો નથી; કારણ કે તત્ત્વસાક્ષાત્કારવડે અહંકારનો બાધ થતાં તત્ત્વવેત્તા પુરુષનું શુદ્ધ સ્વરૂપ જ પરિશેષ રહે છે. આ શુદ્ધસ્વરૂપવિષે મન–વાણીની વિષયતા નથી.

અથવા यस्य नाहंकृतो भावः એ વચનનો આ પ્રમાણે ત્રીજો અર્થ કરવોઃ જે તત્ત્વવેત્તા પુરુષને अहंकृतः એટલે અહંકારનો भाव અર્થાત્ તાદાત્મ્ય અધ્યાસ નથી, તે કશાથી બંધાતો નથી. કારણ કે તત્ત્વવેત્તા પુરુષનો તાદાત્મ્ય અધ્યાસ વિવેકવડે નિવૃત્ત થઇ ગયો હોય છે. યદ્યપિ વ્યવહારકાળે તત્ત્વવેત્તા પુરુષવિષે પણ બાધિતાનુવૃત્તિવડે કર્ત્તાપણું પ્રતીત થાય છે, તથાપિ તત્ત્વવેત્તા પુરુષ એક પ્રકારનો વિચાર કરીને પોતાના આત્માવિષે કર્ત્તાપણું માનતો નથી, કિન્તુ પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચવિષે જ કર્ત્તાપણું માને છે. તે શું વિચાર કરીને એમ માને છે તે નીચે પ્રમાણે છેઃ—સર્વાત્મા મારાવિષે માયાવડે કલ્પિત જે પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચ કલ્પિત સંબંધવડે હું–સ્વપ્રકાશ–અસંગ ચૈતન્યથી પ્રકાશિત કરાય છે, તે અધિષ્ઠાનાદિ પાંચ જ સર્વ કર્મોના કર્ત્તા છે, પણ હું–અસંગ આત્મા કદાચિત્ પણ તે કર્મોનો કર્ત્તા નથી; કિન્તુ હું–આત્માદેવ તો અધિષ્ઠાનાદિ પાંચ કર્ત્તાઓનો તથા તેમના વ્યાપારોનો સાક્ષીભૂત છું, ક્રિયાશક્તિવાળા પ્રાણરૂપ ઉપાધિથી અને જ્ઞાનશક્તિવાળા અંતઃકરણરૂપ ઉપાધિથી હું રહિત છું, હું શુદ્ધ છું, સર્વ કાર્ય–કારણોના સંબંધથી હું રહિત છું, કૂટસ્થ નિત્ય છું, હું સર્વ દ્વૈતથી રહિત છું તથા જન્મ–મરણાદિ સર્વ વિકારોથી રહિત છું; એ પ્રકારના મારા સ્વરૂપને असंगो अयं पुरुषः साक्षी चेता केवलो निर्गुणश्च अप्राणो ह्यमनाः शुभ्रो अक्षरात्परतः परः ॥ अजः आत्मा महान् ध्रुवः सलिल एको द्रष्टा द्वैतः अजो नित्यः शाश्वतोऽयं पुराणः निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ॥ ઇત્યાદિ શ્રુતિઓ પણ પ્રતિપાદન કરે છે; તથા એ પ્રકારના મારા સ્વરૂપને अविकार्योऽयमुच्यते प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ॥ अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते । तत्त्ववित्तु न सज्जते ।

ષ્ટરૂપ સર્વ કર્મોનો આરંભ કરે છે. એ ત્રણેના સમુચ્ચય વિના કોઇ પણ કર્મનો આરંભ થતો નથી. કારણ કે જ્ઞેય તથા જ્ઞાતા વિદ્યમાન હોવા છતાં પણ જ્ઞાનનો અભાવ થતાં પુરુષની પ્રવૃત્તિ થતી નથી; તેથી પ્રવૃત્તિવિષે જ્ઞાનને અવશ્ય હેતુ માનવો જોઈએ. જ્ઞાન તથા જ્ઞાતા વિદ્યમાન હોવા છતાં પણ દેશ-કાળવડે જ્ઞેય વ્યવહિત હોવાથી પુરુષની પ્રવૃત્તિ થતી નથી; તેથી તે પ્રવૃત્તિવિષે જ્ઞેયને પણ અવશ્ય હેતુ માનવો જોઇએ. સુષુપ્તિ અવસ્થાવિષે સંસ્કારરૂપ જ્ઞાન અને જ્ઞેય વિદ્યમાન હોવા છતાં પણ જ્ઞાતાના અભાવથી પુરુષની પ્રવૃત્તિ થતી નથી; તેથી તે પ્રવૃત્તિવિષે પરિજ્ઞાતાને પણ અવશ્ય હેતુ માનવો જોઇએ. તેથી જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણે પરસ્પર સમુચ્ચયભાવને પ્રાપ્ત થઈને જ સર્વ કર્મોના આરંભક થાય છે. આ અર્થ શ્રીભગવાન્ કહે છે –त्रिविधा कर्मचोदना इति ॥ અહીં 'ચોદના' નામ પ્રવર્ત્તકનું છે, અર્થાત્ જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ સમુચ્ચિત થયેલા ત્રણે કર્મના પ્રવર્ત્તક છે. યદ્યપિ પૂર્વ મીમાંસાવિષે ક્રિયાવિષે પ્રવર્ત્તક વચનને જ 'ચોદના' કહેલ છે, તથાપિ અહીં જ્ઞાનાદિકોવિષે વચનરૂપતા સંભવતી નથી; તેથી વચનપણાનો પરિત્યાગ કરીને માત્ર ક્રિયાના પ્રવર્ત્તકવિષે અહીં 'ચોદના' શબ્દની લક્ષણા કરવી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, અનાત્મ પદાર્થોવિષે જ પ્રેરણીયત્વ તથા પ્રેરકત્વ છે; પણ અસંગ આત્માવિષે પ્રેરણીયત્વ તથા પ્રેરકત્વ નથી. એવી રીતે ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना એ પૂર્વાર્દ્ધનો અર્થ કહ્યો.

હવે करण कर्म कर्त्तेति त्रिविध कर्मसग्रह એ ઉત્તરાર્દ્ધનો અર્થ કહે છે. (૧) જેના વ્યાપારની પછી ક્રિયાની સિદ્ધિ થાય છે, તેનું નામ કરણ છે. આ કરણ બાહ્ય અને અંતરના ભેદવડે બે પ્રકારનું હોય છે. તેમાં શ્રોત્રાદિ ઇંદ્રિય બાહ્ય કરણ છે અને મન-બુદ્ધિઆદિ અંતર કરણ છે. (૨) કર્ત્તા પુરુષને ક્રિયાવડે પ્રાપ્ત થવાને ઇષ્ટ જે કારક છે તેનું નામ કર્મ છે કર્મ ઉત્પાદ્ય, આપ્ય, સંસ્કાર્ય, વિકાર્ય્ય એ ભેદે કરીને ચાર પ્રકારનું હોય છે. જે વસ્તુ ઉત્પત્તિને યોગ્ય હોય છે તેને ઉત્પાદ્ય કહે છે, અથવા જે વસ્તુ પૂર્વે ન હોઇને પશ્ચાત્ ઉત્પન્ન થાય છે તેને ઉત્પાદ્ય કહે છે. જે વસ્તુ પૂર્વે સિદ્ધ થઇને જ પ્રાપ્ત થાય છે તેને આપ્ય કહે છે. ગુણાદાન મલાપકર્ષરૂપ સંસ્કારને યોગ્ય જે વસ્તુ છે, તેને સંસ્કાર્ય કહે છે. પૂર્વ અવસ્થાના પરિત્યાગવડે અવસ્થાંતરની જે પ્રાપ્તિ છે, તેનું નામ વિકાર છે. આ વિકારને જે વસ્તુ પ્રાપ્ત થાય તેને વિકાર્ય કહે છે. (૩) જે ઇતર કારકોવડે અપ્રયોજ્ય હોય તથા સકલ કારકોનો પ્રયોજક હોય, તેનું નામ કર્ત્તા છે. આ કર્ત્તા અહીં ચિત્-અચિત્ની ગ્રન્થિરૂપ લેવો. કરણ-કર્મ-કર્ત્તા ત્રણે પરસ્પર સમુચ્ચયભાવને પ્રાપ્ત થવાથી કર્મસંગ્રહ કહેવાય છે, અર્થાત્ કર્મોના આશ્રયરૂપ છે. તેમાં करणं कर्म कर्त्तेति એ વચનના અંતમાં રહેલા इति શબ્દથી સંપ્રદાન-અપાદાન-અધિકરણ એ ત્રણ કારકોનો પણ કરણાદિ ત્રણ કારકોવિષે જ અંતરભાવ ગ્રહણ કરવો. સમ્યક્ શ્રેયબુદ્ધિવડે જેની પ્રત્યે વસ્તુ આપવામાં આવે છે, તેને સંપ્રદાન કહે છે, જેમકે વેદવેત્તા બ્રાહ્મણની પ્રત્યે ગૌ આપવામાં આવે છે. અહીં વેદવેત્તા બ્રાહ્મણ સંપ્રદાન કારક છે. સંયોગપૂર્વક વિભાગવિષે જે અવધિ છે તેને અપાદાન કહે છે, જેમકે પર્વત (માં)થી શ્રી ગંગાજી ઉતરે છે. અહીં પર્વત અપાદાન કારક છે. આધારનું નામ અધિકરણ છે. આ પ્રકારના કર્ત્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અધિકરણ એ ષટ્ (છ) કારક વ્યાકરણમાં પ્રસિદ્ધ જ છે. સંપ્રદાન-અપાદાન-અધિકરણ એ ત્રણ કારકોના કર્ત્તાદિકોવિષે અંતરભાવવડે શ્રીભગવાને અહીં કર્ત્તા-કર્મ-કરણ એ ત્રણ પ્રકારના કારક કહ્યા છે. એ પ્રમાણે ત્રિવિધભાવને પ્રાપ્ત થયેલું કારકષટ્ક જ સર્વ ક્રિયાનો આશ્રય છે, પણ કૂટસ્થ આત્મા કોઇ પણ ક્રિયાનો આશ્રય નથી. તેથી આ શ્લોકવડે એ ભાવાર્થ સિદ્ધ થયો કે, જે જે કર્મના પ્રેરક હોય છે તથા જે જે કર્મના આશ્રય હોય છે, તે સર્વ

કારકરૂપ જ હોય છે તથા ત્રિગુણાત્મક જ હોય છે અને આત્માદેવ તો કારકભાવથી રહિત છે તથા ત્રણ ગુણોથી પણ રહિત છે, તેથી આત્માદેવ સર્વ કર્મોના સ્પર્શથી રહિત છે. (૧૮)

અવતરણિકા:-પૂર્વ શ્લોકમાં જ્ઞાન, જ્ઞેય, પરિજ્ઞાતા તથા કરણ, કર્મ, કર્તા એ બે ત્રિક (ત્રણ-ત્રણનો સમૂહ) કહ્યાં. હવે બન્ને ત્રિકોવિષે ત્રિગુણરૂપતા અવશ્ય કહેવા યોગ્ય છે; તેથી શ્રીભગવાન્ બન્ને ત્રિકોનું સંક્ષેપથી કથન કરીને બન્ને ત્રિકોવિષે ત્રિગુણરૂપતાની પ્રતિજ્ઞા કરે છે:—

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

શ્લોકાર્થ:-સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ તથા કર્તા સત્ત્વાદિ ત્રણ ગુણના ભેદથી ત્રણ પ્રકારના જ કથન કર્યાં છે. આ જ્ઞાનાદિકોનું તથા તેના ભેદોનું યથાવત્ તું શ્રવણ કર. ૧૯

ટીકા:-ज्ञानं ज्ञेयं परिज्ञाता એ પૂર્વોક્ત વચનવિષે કહેલું જે પ્રત્યક્ષાદિ પ્રમાણજન્ય વસ્તુના પ્રકાશરૂપ અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન જ અહીં ज्ञानं શબ્દવડે સમજવું. વસ્તુવિષે જે જ્ઞેયપણું હોય છે, તે જ્ઞાનરૂપ ઉપાધિકૃત હોય છે. જ્ઞાનવિના જ્ઞેયપણું હોતું નથી. તેથી પૂર્વોક્ત જ્ઞેયનો આ જ્ઞાનવિષે જ અંતર્ભાવ જાણવો.

કર્મ શબ્દવડે યજ્ઞાદિરૂપ ક્રિયાનો અર્થ ગ્રહણ કરવો, કે જે યજ્ઞાદિરૂપ ક્રિયા त्रिविधः कर्मसंग्रहः એ વચનવિષે પૂર્વે 'કર્મ' શબ્દવડે કહેલી છે. ज्ञानं कर्म च એ વચનમાં રહેલા ચકારથી પૂર્વે કહેલા કર્મ અને કરણ એ બન્ને કારકોનો પણ આ ક્રિયાવિષે જ અંતર્ભાવ જાણવો. કારણ કે વસ્તુવિષે જે કારકપણું હોય છે તે ક્રિયારૂપ ઉપાધિકૃત હોય છે. ક્રિયાવિના કારકપણું હોય નહિ; તેથી કર્મ અને કરણ એ બન્ને કારકોનો ક્રિયાવિષે અંતર્ભાવ યુક્ત જ છે.

પૂર્વ શ્લોકમાં करणं कर्म कर्तेति એ વચનમાં કહેલો જે ક્રિયાનો ઉત્પાદક કર્તા છે, તે જ કર્તાનો અર્થ અહીં કર્તા શબ્દવડે ગ્રહણ કરવો. कर्ता च એ વચનમાં રહેલા ચકારથી પૂર્વે કથન કરેલા પરિજ્ઞાતાનો આ કર્તાવિષે જ અંતર્ભાવ જાણવો. યદ્યપિ કરણ અને કર્મ એ બન્ને કારકોની પેઠે કર્તાવિષે પણ ક્રિયાનું ઉપાધિકપણું સરખું જ છે, તેથી કરણ અને કર્મ એ બન્ને કારકોની પેઠે કર્તાનું પણ અહીં પૃથક્ કથન કરવું જોઈએ નહિ, છતાં કર્તાવિષે જે ત્રિગુણરૂપતાનું પૃથક્ કથન છે, તે કુતાર્કિક પુરુષોના ભ્રમવડે કલ્પિત આત્માપણાને નિવૃત્ત કરવા વાસ્તે છે, માટે કુતાર્કિક પુરુષો કર્તાને જ આત્મા માને છે.

આવાં જ્ઞાન, કર્મ તથા કર્તા ગુણસંખ્યાનવિષે સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોના ભેદથી સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારનાં કહ્યાં છે. સત્ત્વ-રજ-તમ એ ત્રણે ગુણો કાર્યના ભેદે કરીને જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલાં છે, તે શાસ્ત્રનું નામ ગુણસંખ્યાન છે; એવું કપિલમુનિકૃત સાંખ્યશાસ્ત્ર છે. એવા સાંખ્યશાસ્ત્રવિષે જ્ઞાન-કર્મ-કર્તા એ ત્રણે સત્ત્વાદિ ગુણોના ભેદે કરીને સાત્ત્વિક-રાજસ-તામસ એમ ત્રણ પ્રકારનાં જ કહ્યાં છે. त्रिधैव એ વચનમાં રહેલો एव શબ્દ સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારથી ભિન્ન ચોથા પ્રકારને નિવૃત્ત કરવા વાસ્તે છે.

યદ્યપિ કપિલમુનિરચિત સાંખ્યશાસ્ત્ર પરમાર્થ બ્રહ્મની એકત્તાવિષે પ્રમાણભૂત નથી, માટે સાંખ્યશાસ્ત્રવિષે અનેક આત્માઓનો અંગીકાર કરેલો છે, તથાપિ તે સાંખ્યશાસ્ત્ર અપરમાર્થરૂપ સત્ત્વાદિ ગુણોના ગૌણ ભેદના નિરૂપણવિષે વ્યાવહારિક પ્રમાણ ભાવને પ્રાપ્ત થાય છે. આથી વક્ષ્યમાણ અર્થની સ્તુતિ કરવા વાસ્તે શ્રીભગવાને गुणसंख्याने प्रोच्यते એ વચન કહ્યું છે, અર્થાત્ જ્ઞાનાદિકોનું ત્રિવિધપણું કેવળ આ ગીતાશાસ્ત્રવિષે જ પ્રસિદ્ધ નથી, કિન્તુ કપિ-

લમુનિરચિત સાંખ્યશાસ્ત્રવિષે પણ પ્રસિદ્ધ છે. આ પ્રમાણે વક્ષ્યમાણ અર્થની સ્તુતિ કરવા વાસ્તે શ્રીભગવાને તે વચન કહ્યું છે. હે અર્જુન ! જ્ઞાનાદિ ત્રણેને તથા સત્ત્વાદિ ગુણકૃત જ્ઞાનાદિકોના ભેદને તું યથાવત્ શ્રવણ કર, અર્થાત્ શાસ્ત્રમાં જે પ્રકારનું તેમનું સ્વરૂપ કહ્યું છે, તે પ્રકારનાં તેમનાં સ્વરૂપને શ્રવણ કરવા વાસ્તે તું સાવધાન થા.

યદ્યપિ પૂર્વે ચૌદમા અધ્યાયમાં તથા સત્તરમા અધ્યાયમાં શ્રીભગવાને સત્ત્વાદિ ગુણોનું તથા ગુણકૃત સાત્ત્વિકાદિ ભેદનું કથન કરેલું છે, તેથી પુનઃ અહીં ગુણોનું તથા ગુણકૃત ભેદનું કથન કરવાથી પુનરુક્તિદોષની પ્રાપ્તિ થાય છે; તથાપિ તે વચનોની આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી પુનરુક્તિદોષની નિવૃત્તિ થાય છે. પૂર્વે ચૌદમા અધ્યાયમાં तत्र सत्त्वं निर्मलत्वात् ઇત્યાદિ વચનોવડે ગુણાતીત પુરુષોનું તથા જીવન્મુક્ત પુરુષોનું નિરૂપણ કરવા વાસ્તે, સત્ત્વાદિ ગુણોવિષે બંધના હેતુપણાનો પ્રકાર નિરૂપણ કર્યો હતો અને સત્તરમા અધ્યાયમાં यजंते सात्त्विका देवान् ઇત્યાદિ વચનોવડે સત્ત્વાદિ ગુણકૃત ત્રિવિધ સ્વભાવના નિરૂપણવડે નીચે પ્રમાણે અર્થ સિદ્ધ કર્યો હતો:-અધિકારી પુરુષે અસુરરૂપ રાજસ-તામસ સ્વભાવનો પરિત્યાગ કરી સાત્ત્વિક આહારાદિના સેવનવડે દૈવરૂપ સાત્ત્વિક સ્વભાવ જ સંપાદન કરવો અને આ અઢારમા અધ્યાયમાં, "સ્વભાવથી ગુણાતીત અસંગ આત્માનો ક્રિયા-કારક-ફળ એ ત્રણેની સાથે કિંચિત્માત્ર પણ સંબંધ નથી" એ અર્થનું બોધન કરવા વાસ્તે, "ક્રિયા-કારકાદિ સર્વેને ત્રિગુણરૂપતા જ છે, પણ તેથી ભિન્ન બીજું કોઇ સ્વરૂપ ક્રિયા-કારકાદિકોનું નથી, કે જેવડે ક્રિયા કારકાદિકોને આત્માનું સંબંધીપણું થાય," એ અર્થનું કથન કર્યું છે. આટલી ત્રણે અધ્યાયોનાં વચનોવિષે વિશેષતા છે. તેથી અહીં પુનરુક્તિદોષની પ્રાપ્તિ થતી નથી. (૧૯)

અવતરણિકા:-પૂર્વ શ્લોકમાં જ્ઞાન-કર્મ-કર્ત્તા એ ત્રણેનું સાત્ત્વિક-રાજસ-તામસરૂપ ત્રિવિધપણું જ્ઞાતવ્યરૂપે કરીને પ્રતિજ્ઞાત કર્યું. હવે, પહેલાં જ્ઞાનના ત્રિવિધપણાનું ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ નિરૂપણ કરે છે; તેમાં પણ સૌથી પહેલાં અદ્વૈત આત્મવાદીઓના સાત્ત્વિક જ્ઞાનનું કથન કરે છે:—

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥**

શ્લોકાર્થ:-પરસ્પર ભેદવાળા સર્વ ભૂતોમાં સર્વત્ર વ્યાપક એક અવ્યય સત્તારૂપ ભાવનો જે જ્ઞાનવડે પુરુષ સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનને તું સાત્વિક જાણ. ૨૦

ટીકા:-હે અર્જુન ! અવ્યાકૃત, હિરણ્યગર્ભ, વિરાટ્ એવાં જેમનાં નામો છે, એવા બીજ-સૂક્ષ્મ-સ્થૂલરૂપ સમષ્ટિ-વ્યષ્ટિરૂપ સર્વ ભૂતો છે. આ સર્વ ભૂતો વિભક્ત છે અર્થાત્ ભિન્ન ભિન્ન નામરૂપે કરીને પરસ્પર આવૃત થયેલ તથા અનેક પ્રકારના રસરૂપ છે આવાં ઉત્પત્તિ-નાશવાન્ દૃશ્યવર્ગરૂપ સર્વ જુદા જુદા ભૂતોવિષે સત્તારૂપ ભાવને, જે વેદાંતવાક્યોના વિચાર-જન્ય અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનવડે, અધિકારી પુરુષ સાક્ષાત્કાર કરે છે, અર્થાત્ સર્વ ભૂતોવિષે પરમાર્થ સત્તારૂપ સ્વપ્રકાશ-આનંદ આત્માને જે જ્ઞાનવડે અધિકારી પુરુષ સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનને તું સાત્વિક જાણ. સત્તારૂપ ભાવ એક છે અર્થાત્ સજાતીય ભેદ, વિજાતીય ભેદ, સ્વગત ભેદ એ ત્રણ ભેદોથી રહિત હોવાથી અદ્વિતીયરૂપ છે. વળી આ સત્તારૂપ ભાવ અવ્યય છે અર્થાત્ ઉત્પત્તિ-વિનાશાદિ સર્વ વિકારોથી રહિત છે તથા અદૃશ્ય છે. વળી આ

સત્તારૂપ ભાવ અવિભક્ત છે અર્થાત્ સર્વ જડ પદાર્થોના અધિષ્ઠાનરૂપે કરીને તથા સર્વ કલ્પિત પદાર્થોના બાધના અવધિરૂપે કરીને સર્વત્ર વ્યાપક છે. એવા સર્વત્ર વ્યાપક અદ્વિતીય આત્માદેવને અધિકારી પુરુષ જે વેદાંતવાક્યજન્ય જ્ઞાનવડે સાક્ષાત્કાર કરે છે, તે મિથ્યા પ્રપંચના બાધક આત્મજ્ઞાનને તું સાત્ત્વિક જ્ઞાન જાણ. આ અદ્વિતીય આત્માના સાક્ષાત્કારથી ભિન્ન જેટલાં દ્વૈત દર્શન છે, તે સર્વે દ્વૈત દર્શન રાજસ તથા તામસ હોવાથી સંસારનું જ કારણ છે. તેથી દ્વૈત દર્શનવિષે કદાચિત્ પણ સાત્ત્વિકપણું હોતું નથી. (૨૦)

અવતરણિકા:-હવે રાજસ જ્ઞાનના સ્વરૂપનું વર્ણન કરે છે—

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

શ્લોકાર્થ:-વળી પરસ્પર ભેદવડે સ્થિત દેહાદિ સર્વ ભૂતોમાં પરસ્પર વિલક્ષણ અનેક આત્માઓને જે જ્ઞાન જાણે છે, તે જ્ઞાનને તું રાજસ જાણ. ૨૧

ટીકા:-અહીં पृथक्त्वेन तु એમાં રહેલો तु શબ્દ પૂર્વ શ્લોકમાં કહેલા સાત્ત્વિક જ્ઞાન કરતા રાજસ જ્ઞાનવિષે વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. આ વિલક્ષણતા કહે છે:-હે અર્જુન! પરસ્પર ભેદવડે રહેલા દેહાદિ સર્વ ભૂતોવિષે જે જ્ઞાન પૃથગ્વિધ નાના ભાવો દેખે છે અર્થાત્ દરેક દેહવિષે સુખિત્વદુઃખિત્વાદિરૂપે કરીને પરસ્પર વિલક્ષણ ભિન્ન ભિન્ન આત્માઓને જે જ્ઞાન દેખે છે, તે જ્ઞાનને તું રાજસ જ્ઞાન જાણ. તાત્પર્ય એ છે કે, આ લોકમા કોઈ પ્રાણી સુખી છે, કોઇ પ્રાણી દુઃખી છે, કોઈ પ્રાણી પંડિત છે, કોઈ પ્રાણી મૂર્ખ છે, ઇત્યાદિ અનેક પ્રકારની વિલક્ષણતા જોવામાં આવે છે જો કદાચિત્ સર્વ દેહોવિષે એક જ આત્મા હોય તો એક પ્રાણી સુખી થતાં સર્વે પ્રાણીઓ સુખી થવા જોઇએ તથા એક પ્રાણી દુઃખી થતાં સર્વ પ્રાણીઓ દુઃખી થવાં જોઇએ. પણ તેવું જોવામા આવતું નથી. તેથી સર્વ દેહોવિષે એક આત્મા નથી, કિન્તુ દેહ દેહવિષે ભિન્ન ભિન્ન આત્મા છે. આ પ્રકારનાં કુતર્કોવડે ઉત્પન્ન થયલું જે જ્ઞાન દરેક દેહવિષે ભિન્ન ભિન્ન આત્માને દેખે છે, તે જ્ઞાનને તું રાજસ જ્ઞાન જાણ.

અહીં યદ્યપિ यज्ज्ञानं वेत्ति (જેને જ્ઞાન જાણે છે) એ વચનને સ્થાને येन ज्ञानेन वेत्ति (જે જ્ઞાનવડે જણાય છે) એ પ્રકારનું જ વચન કહેવું યોગ્ય હતું, તથાપિ यज्ज्ञान वेत्ति એવું જે વચન શ્રીભગવાને કહ્યું છે, તે જ્ઞાનરૂપ કરણવિષે કર્તૃત્વના ઉપચારથી કહ્યુ છે, જેમકે एधांसि पचति સર્પણવડે રધાય છે એ વચન પાકના કરણરૂપ કાષ્ઠોવિષે કર્તૃત્વના ઉપચારથી કહેવામાં આવે છે, અથવા તે જ્ઞાન કર્ત્તારૂપ અહંકારની વૃત્તિરૂપ છે, તેથી કર્ત્તારૂપ અહંકારની વૃત્તિરૂપ જ્ઞાનની સાથે અભેદ માનીને શ્રીભગવાને यज्ज्ञानं वेत्ति એવું વચન કહ્યું છે. અને यज्ज्ञान वेत्ति એ વચનવિષે પૂર્વે 'જ્ઞાન' શબ્દ કહીને तज्ज्ञानं એ વચનવિષે જે પુનઃ 'જ્ઞાન' શબ્દ કહ્યો છે, તે 'જ્ઞાન' શબ્દ આત્માના ભેદજ્ઞાનને તથા અનાત્માના ભેદજ્ઞાનને દર્શાવે છે તેથી એ અર્થ સિદ્ધ થયો કે, દરેક દેહવિષે આત્માઓનો પરસ્પર ભેદ, તે આત્માઓનો ઈશ્વરથી ભેદ, તે આત્માઓથી અચેતન વર્ગનો ભેદ, ઈશ્વરથી અચેતન વર્ગનો ભેદ તથા અચેતન વર્ગનો પરસ્પર ભેદ, એ પ્રકારના અનૌપાધિક પાચ ભેદોને વિષય કરનારું જે કુતાર્કિક પુરુષોનું જ્ઞાન છે, તે ભેદજ્ઞાન રાજસ જ જાણવું. (૨૧)

અવતરણિકા:-હવે, તામસ જ્ઞાનના સ્વરૂપનું વર્ણન કરે છે:—

# यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
# अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

શ્લોકાર્થ:-વળી જે જ્ઞાન કોઇ એક કાર્યમાં પરિપૂર્ણ અર્થની માફક અભિનિવેશવાળું છે, યુક્તિથી રહિત છે, પરમાર્થ આલંબનથી રહિત છે તથા અલ્પ છે, તે જ્ઞાનને શિષ્ટ પુરુષો તામસ કહે છે. ૨૨

ટીકા:-અહીં यत्तु માંહેનો तु શબ્દ પૂર્વ શ્લોકમાં કહેલા રાજસ જ્ઞાન કરતાં તામસ જ્ઞાનમાં વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. આ વિલક્ષણતા નીચે પ્રમાણે છે:-આકાશાદિ પંચભૂતોનાં ઘણાં કાર્યો વિદ્યમાન હોવા છતાં પણ, સર્વ કાર્યોની મધ્યમાં કોઇ એક દેહરૂપ કાર્યવિષે અથવા પ્રતિમાદિરૂપ કાર્યવિષે જે જ્ઞાન પરિપૂર્ણ અર્થની પેઠે સક્ત છે, અર્થાત્ "માત્ર આટલો જ આત્મા છે તથા માત્ર આટલો જ ઈશ્વર છે. એ સિવાય બીજો કોઇ આત્મા નથી તથા એ સિવાય બીજો કોઈ ઈશ્વર નથી" એ પ્રકારના અભિનિવેશવડે જે જ્ઞાન કોઇ દેહરૂપ એક કાર્યવિષે અથવા કોઇ પ્રતિમાદિરૂપ એક કાર્યવિષે જ સંલગ્ન થયું છે, તેને તામસ જ્ઞાન કહે છે.

જેમકે આત્મા સાવયવ છે તથા દેહ પરિમાણ છે. એ પ્રકારનું દિગંબરોનું જ્ઞાન છે તથા આ સ્થૂલ દેહ જ આત્મા છે એ પ્રકારનું ચાર્વાકોનું જ્ઞાન છે, પાષાણ-કાષ્ઠાદિરૂપ માત્ર પ્રતિમા જ ઈશ્વર છે, પણ તે સિવાય બીજો કોઇ ઈશ્વર નથી, એ પ્રકારનું શાસ્ત્રસંસ્કારોથી રહિત મૂઢ પુરુષોનું જ્ઞાન છે, તે તામસ જ્ઞાન છે. તથા જે જ્ઞાન અહૈતુક છે એટલે કે ઉપપત્તિરૂપ હેતુથી રહિત છે અર્થાત્ દેહથી અને પ્રતિમાથી ભિન્ન બીજાં જેટલાં ભૂતોનાં કાર્યો છે તે સર્વ કાર્યોવિષે આત્માપણાનો અભાવ હોવાથી તથા ઈશ્વરપણાનો અભાવ હોવાથી ભૂતોનાં કાર્યરૂપ દેહવિષે આત્માપણું કેવી રીતે સંભવે તથા ભૂતોના કાર્યરૂપ પ્રતિમાવિષે ઈશ્વરપણું કેવી રીતે સંભવે? અર્થાત્ સંભવે નહિ. એ પ્રકારના વિચારથી જે જ્ઞાનરહિત છે તે તામસ જ્ઞાન છે. એ કારણથી જે જ્ઞાન અતત્ત્વાર્થવત્ છે (જે અર્થ પ્રમાણાંતરવડે બાધિત થતો નથી, તે અર્થનું નામ તત્ત્વાર્થ છે તથા તત્ત્વાર્થ જે જ્ઞાનનો વિષય ન હોય તે જ્ઞાનનું નામ અતત્ત્વાર્થવત્ છે) અર્થાત્ જે જ્ઞાન અયથાર્થ અર્થવિષયક છે તથા જે જ્ઞાન અલ્પ છે અર્થાત્ આત્માના નિત્યત્વ વિભુત્વને વિષય નહિ કરવાથી જે જ્ઞાન અત્યંત અલ્પ છે: આ પ્રકારનું જે અનિત્ય-પરિચ્છિન્ન-દેહાદિકોવિષે આત્મત્વ અભિમાનરૂપ ચાર્વાકાદિકોનું જ્ઞાન છે, કે જે જ્ઞાન "આત્મા તથા ઈશ્વર બન્ને નિત્ય, વિભુ તથા દેહાદિ સંઘાતથી ભિન્ન છે:" એ પ્રકારના તાર્કિક પુરુષોના જ્ઞાનથી પણ અત્યંત વિલક્ષણ છે, તે જ્ઞાનને બુદ્ધિમાન્ પુરુષોએ તામસ જ્ઞાન કહ્યું છે. (૨૨)

અવતરણિકા:-એક અદ્વિતીય આત્માને વિષય કરનારું જે ઔપનિષદ પુરુષોનું સાત્ત્વિક જ્ઞાન છે, તે અદ્વિતીય, આત્મવિષયક સાત્ત્વિક જ્ઞાન મુમુક્ષુજનોએ ગ્રહણ કરવા યોગ્ય છે અને નિત્ય, વિભુ તથા પરસ્પર ભિન્ન એવા અનેક આત્માઓને વિષય કરનારું જે દ્વૈતદર્શી તાર્કિક પુરુષોનું રાજસ જ્ઞાન છે તથા અનિત્ય-પરિચ્છિન્ન દેહાદિરૂપ આત્માને વિષય કરનારું જે ચાર્વાકાદિકોનું તામસ જ્ઞાન છે, તે રાજસ-તામસ બન્ને જ્ઞાન મુમુક્ષુજનોએ પરિત્યાગ કરવા યોગ્ય છે. એ અર્થ सर्वभूतेषु येनैकं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે પૂર્વે કથન કર્યું. હવે, नियतं संगरहितं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ સાત્ત્વિક-રાજસ-તામસના ભેદે કરીને કર્મના ત્રિવિધપણાનું કથન કરે છે. તેમાં સૌથી પહેલાં સાત્ત્વિક કર્મનું સ્વરૂપ કહે છે:—

**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥**

શ્લોકાર્થઃ–ફળની ઇચ્છાથી રહિત પુરુષવડે, સંગથી રહિત તથા રાગદ્વેષથી રહિત જે નિત્ય કર્મ કરવામાં આવે છે, તે કર્મ સાત્વિક કહેવાય છે. ૨૩

ટીકાઃ–હે અર્જુન ! નિયત કર્મ એટલે કર્મનાં દ્રવ્ય–દેવતા–મન્ત્રાદિ સર્વ અંગોની પરિપૂર્ણતા કરવામાં અસમર્થ પુરુષોને પણ જે કર્મ પોતાના ફળની પ્રાપ્તિ અવશ્ય કરે છે, એવું અગ્નિહોત્ર–સંધ્યોપાસનાદિ નિત્ય કર્મ છે તે; તથા સંગરહિત કર્મ એટલે "હું જ મહાન્ યાજ્ઞિક છું–મારી સમાન બીજો કોઇ નથી" ઇત્યાદિ અભિમાનરૂપ તથા જેનું નામ અહંકાર છે એવો જે રાજસ ગર્વવિશેષ છે, તેનું નામ સંગ છે, તે સંગથી જે કર્મરહિત તે સંગરહિત કર્મ કહેવાય છે. અર્થાત્ જે કર્મ આવી રીતના અભિમાનપૂર્વક કરવામાં આવતું નથી, તે કર્મને સાત્વિક કહેવામાં આવે છે. જેટલા કાળ સુધી અજ્ઞાન હોય છે, તેટલા કાળ સુધી કર્તૃત્વ–ભોક્તૃત્વનો પ્રવર્તક અહંકાર સાત્વિક પુરુષવિષે પણ રહે છે; અને અજ્ઞાનથી તથા અહંકારથી રહિત તત્ત્વવેત્તા પુરુષને તો કર્મોનો અધિકાર જ નથી, એ વાત પૂર્વે અનેકવાર કહેવામાં આવી ગઇ છે. તેથી સાત્વિક પુરુષવિષે કર્તૃત્વ–ભોક્તૃત્વનો પ્રવર્તક સામાન્ય અહંકાર વિદ્યમાન હોવા છતાં પણ રાજસ ગર્વરૂપ વિશેષ અહંકાર રહેતો નથી. જે કર્મ નિયત છે, સંગરહિત છે તથા (જે કર્મ રાગદ્વેષથી કરવામાં આવે છે. "આ કર્મ કરીને હું રાજસન્માનાદિને પ્રાપ્ત થઇશ." એ પ્રકારના અભિપ્રાયનુ નામ રાગ છે, અને "આ કર્મવડે હું શત્રુનો પરાજય કરીશ" એ પ્રકારના અભિપ્રાયનું નામ દ્વેષ છે. આવા) રાગ–દ્વેષ બન્ને વડે જે કર્મ કરવામાં આવતું નથી તથા જે યજ્ઞ–દાન–હોમાદિરૂપ નિત્ય કર્મ, ફળની ઇચ્છાથી રહિત નિષ્કામ પુરુષ સ્વધર્મ જાણીને કરે છે, તે યજ્ઞ–દાન–હોમાદિરૂપ નિત્યકર્મ સાત્વિક કર્મ કહેવાય છે. (૨૩)

અવતરણિકાઃ–હવે, રાજસકર્મના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥**

શ્લોકાર્થઃ–વળી સકામ પુરુષવડે તથા અહંકારયુક્ત પુરુષવડે અનિયત તથા ઘણા ક્લેશોની પ્રાપ્તિ કરનારુ જે કામ્ય કર્મ કરવામાં આવે છે, તે કામ્ય કર્મને શિષ્ટ પુરુષો રાજસ કર્મ કહે છે.૨૪

ટીકાઃ–અહીં यत्तुમાં રહેલો तु શબ્દ પૂર્વોક્ત સાત્વિક કર્મ કરતાં રાજસ કર્મ વિષે વિલક્ષણતાનું બોધન કરવા વાસ્તે છે. તે વિલક્ષણતા આ પ્રમાણેઃ–હે અર્જુન ! સ્વર્ગાદિ ફળોની ઇચ્છાવાળો સકામ પુરુષ તથા પૂર્વોક્ત સંગરૂપ ગર્વયુક્ત પુરુષ જે કામ્યકર્મ કરે છે, જે કર્મ બહુ પ્રયાસવાળું છે અર્થાત્ સર્વ અંગોની સંપૂર્ણતાપૂર્વક કરેલું કામ્યકર્મ ફળની પ્રાપ્તિ કરે છે, પણ કિંચિત્ માત્ર અંગની વિગુણતા થતાં કામ્યકર્મ ફળનો હેતુ થતું નથી, માટે સર્વ અંગોની પરિપૂર્ણતા કરવાવડે જે કામ્યકર્મ કર્તા પુરુષને બહુ ક્લેશની પ્રાપ્તિ કરનારુ છે, તેને રાજસકર્મ કહે છે.

અહીં वा पुनः એમાં રહેલો पुनः શબ્દ આ રાજસ કર્મવિષે અનિયતપણાનું બોધન કરે છે. કારણ કે જેમ નિત્ય કર્મવિષે સર્વદા કર્તવ્યતા હોય છે, તેમ આ કામ્યકર્મ વિષે સર્વદા કર્તવ્યતા હોતી નથી. કિન્તુ જ્યાં સૂધી પુરુષવિષે ફળની કામના રહે છે, ત્યાં સૂધી જ કામ્ય

કર્મની કર્તવ્યતા રહે છે. કામનાની નિવૃત્તિ થયા પછી કામ્યકર્મની કર્તવ્યતા રહેતી નથી. તેથી કામ્ય કર્મવિષે અનિયતપણું યુક્ત જ છે. આ પ્રકારના કામ્યકર્મને શિષ્ટ પુરુષો રાજસકર્મ કહે છે. અહીં સર્વ વિશેષણોવડે રાજસ કર્મવિષે, પૂર્વ શ્લોકમાં કહેલા સાત્ત્વિક કર્મનાં સર્વ વિશેષણો કરતાં વિપરીતપણું કહ્યું છે. (૨૪)

અવતરણિકાઃ-હવે તામસ કર્મના સ્વરૂપનું વર્ણન કરે છેઃ-

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥**

શ્લોકાર્થઃ-વળી અનુબંધને, ક્ષયને, હિંસાને, તેમ જ પૌરુષને નહિ વિચાર કરી, કેવળ અવિવેકવડે જે કર્મનો આરંભ કરવામાં આવે છે, તે કર્મ તામસ કર્મ કહેવાય છે. ૨૫

ટીકાઃ-હે અર્જુન! આગળ થનારું જે અશુભ ફળ તેનું નામ અનુબંધ છે. શરીરના સામર્થ્યને, ધનને તથા સેનાને જે વિનાશ તેનું નામ ક્ષય છે. પ્રાણીઓને જે પીડા કરવામાં આવે છે, તેનું નામ હિંસા છે. પોતાનું જે સામર્થ્ય તેનું નામ પૌરુષ છે. એવા અનુબંધને, ક્ષયને, હિંસાને તથા પૌરુષને કર્મના આરંભની પૂર્વે ન વિચાર કરીને કેવળ અવિવેકરૂપ મોહની વશતાથી જે કર્મનો આરંભ કરાય છે, તે કર્મ તામસકર્મ કહેવાય છે. જેમકે આ દુર્યોધને અનુબંધાદિ ચારેનો વિચાર ન કરીને કેવળ અવિવેકરૂપ મોહથી આ યુદ્ધરૂપ કર્મનો આરંભ કર્યો છે. (૨૫)

અવતરણિકાઃ-नियतं संगरहितं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે પૂર્વે સાત્ત્વિક-રાજસ-તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારના કર્મનું નિરૂપણ કર્યું. હવે मुक्तसंगः ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે શ્રીભગવાન્ સાત્ત્વિક-રાજસ-તામસ ભેદે કરીને ત્રણ પ્રકારના કર્તાનું કથન કરે છે. તેમાં સૌથી પહેલાં સાત્ત્વિક કર્તાના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्विक उच्यते ॥ २६ ॥**

શ્લોકાર્થઃ-ફળની ઇચ્છાથી રહિત, અનહંવાદી, ધૃતિ, ઉત્સાહવડે યુક્ત તેમ જ સિદ્ધિ અને અસિદ્ધિ બેઉમાં નિર્વિકારી એવા કર્તાને સાત્વિક કર્તા કહેવામાં આવે છે. ૨૬

ટીકાઃ-કર્મફળની ઇચ્છાનો ત્યાગ કરનાર મુક્તસંગ કહેવાય. વળી હું આ કર્મનો કર્તા છું એમ અભિમાનપૂર્વક નહિ બોલનાર અથવા પોતાના ગુણોની પ્રશંસાથી રહિત અનહંવાદી કહેવાય. વિઘ્ન યાદ આવતાં છતાં આરંભ કરેલ કર્મનો ત્યાગ નહિ કરનાર ધૈર્યવાળો કહેવાય. હું આ કર્મ અવશ્ય કરીશ એ રીતની બુદ્ધિવાળો ઉત્સાહયુક્ત કહેવાય. કરેલ કર્મના ફળની પ્રાપ્તિમાં હર્ષ તથા અપ્રાપ્તિમાં શોક, તેમ જ હર્ષવડે મુખના પર થનાર વિકાસ તથા શોકવડે મુખપર થનાર ગ્લાનિ આ સર્વ દોષથી રહિત હોય તે નિર્વિકાર કહેવાય. વળી શાસ્ત્રના પ્રમાણવડે કર્મમાં પ્રવૃત્ત થનાર, પણ ફળ કે રાગવડે કર્મમાં પ્રવૃત્ત નહિ થનાર આમ ઉપર ઉપર કહેવા પ્રમાણે કર્મ કરનાર સાત્વિક કર્તા કહેવાય છે. (૨૬)

અવતરણિકાઃ-હવે, રાજસ કર્તાના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥**

• શ્લોકાર્થ:-જે પુરુષ રાગવાળો છે, કર્મના ફળની ઇચ્છાવાળો છે, લુબ્ધ છે, હિંસા સ્વભાવવાળો છે, અશુચિ છે તથા હર્ષ શોકે કરી યુક્ત છે, એવા કર્તાને શિષ્ટ પુરુષોએ રાજસ કર્તા કથન કર્યો છે. ૨૭

ટીકા:-હે અર્જુન! જે પુરુષ રાગી છે અર્થાત્ જેનું ચિત્ત કામાદિકોવડે યુક્ત છે. જે પુરુષ કર્મનાં સ્વર્ગાદિ ફળોની ઇચ્છાવાળો છે, તથા જે પુરુષ લુબ્ધ છે અર્થાત્ પરાયા ધનાદિ પદાર્થોની અભિલાષા કરનારો છે (અથવા ધનવાન્ હોવા છતાં પણ જે પુરુષ ધર્મને વાસ્તે ધનનું ખરચ કરવામાં અસમર્થ છે, તેનું નામ પણ લુબ્ધ છે), તથા જે પુરુષ હિંસાત્મક છે અર્થાત્ પોતાના અભિપ્રાયને પ્રકટ કરીને જે બીજાની જીવિકારૂપ વૃત્તિનું છેદન કરવું તેનું નામ હિંસા છે. આ હિંસા જેનો સ્વભાવ છે તેનું નામ હિંસાત્મક છે અને પોતાના અભિપ્રાયને ન પ્રકટ કરીને બીજાની વૃત્તિનું છેદન કરનારો પુરુષ નૈકૃતિક કહેવાય છે. એટલો હિંસાત્મક અને નૈકૃતિક બન્નેવિષે ભેદ છે. આ નૈકૃતિક કર્ત્તા આગલા શ્લોકમાં કહેવામાં આવશે તથા જે પુરુષ અશુચિ છે અર્થાત્ શાસ્ત્રોક્ત બાહ્ય અને અંતર એ બન્ને પ્રકારના શૌચથી રહિત છે (જળ મૃત્તિકાદિકોવડે શરીરની શુદ્ધિને બાહ્ય શૌચ કહે છે, અને મૈત્રી-કરુણાદિ શુભ વાસનાઓવડે ચિત્તને કામક્રોધાદિથી રહિત કરવું તેનું નામ અંતર શૌચ છે), તથા જે પુરુષ કર્મનાં ફળની સિદ્ધિવિષે તથા અસિદ્ધિવિષે હર્ષ-શોકવડે યુક્ત છે, તેવા પ્રકારના કર્ત્તા પુરુષને શિષ્ટ પુરુષો રાજસ કર્ત્તા કહે છે. (૨૭)

અવતરણિકા:-હવે તામસ કર્ત્તાના સ્વરૂપનું વર્ણન કરે છે:-

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥**

શ્લોકાર્થ:-વળી જે પુરુષ અયુક્ત છે, પ્રાકૃત છે, સ્તબ્ધ છે, નૈકૃતિક છે અર્થાત્ સ્વાર્થી છે, આળસવાળો છે, વિષાદવાળો છે અર્થાત્ અનુશોચન સ્વભાવવાળો છે તથા દીર્ઘસૂત્રી છે, તેવા કર્તાને તામસકર્તા કહેવામાં આવે છે. ૨૮

ટીકા:-હે અર્જુન! જે પુરુષ અયુક્ત છે અર્થાત્ સર્વ કાળે વિષયોવિષે ચિત્તની સંલગ્નતાવડે જે પુરુષ કરવાયોગ્ય કર્મવિષે ચિત્તની સાવધાનતાથી રહિત છે; જે પુરુષ પ્રાકૃત છે અર્થાત્ મૂઢ બાળકની પેઠે જે પુરુષ શાસ્ત્રસંસ્કારથી રહિત બુદ્ધિવાળો છે; જે પુરુષ સ્તબ્ધ છે અર્થાત્ ગુરુ-દેવવાદિકોની આગળ પણ જે પુરુષ નમ્રભાવથી રહિત છે; જે પુરુષ શઠ છે અર્થાત્ અન્ય પુરુષોની વંચના કરવાવાસ્તે જે પુરુષ એક પ્રકારે અર્થને જાણતો હોવા છતાં પણ અન્ય પ્રકારે જ તે અર્થનું કથન કરે છે; જે પુરુષ નૈકૃતિક છે અર્થાત્ "એ મારો બહુ જ ઉપકારી છે" એ પ્રકારનો ઉપકારિત્વભ્રમ પોતાનાવિષે બીજા પુરુષમાં ઉત્પન્ન કરીને તે પુરુષની જીવિકારૂપ વૃત્તિનું છેદન કરીને જે પુરુષ પોતાના સ્વાર્થની સિદ્ધિ કરનારો છે; જે પુરુષ અલસ છે અર્થાત્ અવશ્ય કરવાયોગ્ય કર્મવિષે પણ જે પુરુષ પ્રવૃત્ત થતો નથી; જે પુરુષ વિષાદી છે અર્થાત્ અસંતુષ્ટ સ્વભાવવાળો હોવાથી જે પુરુષ નિરંતર અનુશોચન સ્વભાવવાળો છે; તથા જે પુરુષ દીર્ઘસૂત્રી છે અર્થાત્ નિરંતર સહસ્ર શંકાઓવડે યુક્ત અંતઃકરણવાળો હોવાથી જે પુરુષ અત્યંત શિથિલ પ્રવૃત્તિવાળો છે, એટલે કે જે કાર્ય એક દિવસમાં કરવાયોગ્ય છે તે કાર્યને એક માસે કરે છે અથવા કરી શકતો પણ નથી, તેવા પ્રકારનો કર્ત્તા પુરુષ તામસ કર્ત્તા કહેવાય છે. (૨૮)

અવતરણિકાઃ- પૂર્વે ઓગણીશમા શ્લોકમાં ज्ञानं कर्म च कर्त्ता च ઈત્યાદિવચનવડે શ્રીભગવાને જ્ઞાન-કર્મ-કર્ત્તા એ ત્રણેના સત્ત્વાદિ ગુણોના ભેદે કરીને ત્રિવિધપણાનું વ્યાખ્યાન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. આ જ્ઞાનાદિકોનું ત્રિવિધપણું सर्वभूतेषु येनैकं ઈત્યાદિ નવ શ્લોકોવડે પ્રતિપાદન કર્યું. હવે, मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः એ પૂર્વોક્ત વચનવિષે સૂચવેલી બુદ્ધિના અને ધૃતિના ત્રિવિધપણાના કથનની પ્રતિજ્ઞાને શ્રીભગવાન્ કહે છે:-

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

શ્લોકાર્થઃ-હે ધનંજય ! ! બુદ્ધિના તથા ધૃતિના સત્ત્વાદિ ગુણે કરી ત્રણ પ્રકારના ભેદો મેં-પરમેશ્વરે તને સમગ્રપણાથી તેમ જ પૃથક્પણાવડે કહ્યા છે, તેને તું શ્રવણ કર. ૨૯

ટીકાઃ-હે અર્જુન ! નિશ્ચયાદિરૂપ વૃત્તિઓવાળી બુદ્ધિના તથા બુદ્ધિની વૃત્તિવિશેષરૂપ ધૃતિના સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણોના ભેદે કરીને સાત્ત્વિક-રાજસ-તામસ એ ત્રણ પ્રકારના ભેદ થાય છે. આ ત્રણ પ્રકારના ભેદને, આલસ્યાદિ દોષોથી રહિત તથા પરમ આપ્તરૂપ હું-પરમેશ્વર તારી-અર્જુનની પ્રત્યે, અશેષે કરીને તથા પૃથક્પણાએ કરીને કથન કરું છું અર્થાત્ સમગ્રરૂપે કરીને તથા ગ્રાહ્યાગ્રાહ્યના વિવેકે કરીને કથન કરું છું. એવા બુદ્ધિના ત્રણ પ્રકારના ભેદને તથા ધૃતિના ત્રણ પ્રકારના ભેદને તું શ્રવણ કર. અર્થાત્ તે ત્રિવિધ ભેદનું શ્રવણ કરવાને તું સાવધાન થા. હે धनंजय એ સંબોધનવડે, દિગ્વિજયવિષે અર્જુનના પ્રસિદ્ધ મહિમાનું સૂચન કરતાં શ્રીભગવાન્ અર્જુનને ત્રિવિધ ભેદનું શ્રવણ કરવામાં ઉત્સાહપ્રેરિત કરે છે.

અહીં એ સંદેહ પ્રાપ્ત થાય છે કે-बुद्धेर्भेदं એ વચનમાં શ્રીભગવાને કહેલા 'બુદ્ધિ' શબ્દવડે શ્રીભગવાનને કેવળ વૃત્તિ અભિપ્રેત છે, અથવા 'બુદ્ધિ' શબ્દવૃત્તિવાળું અંતઃકરણ અભિપ્રેત છે. તેમાં 'બુદ્ધિ' શબ્દવડે કેવળ વૃત્તિ અભિપ્રેત છે, એ પ્રથમ પક્ષવિષે વૃત્તિરૂપ બુદ્ધિથી જ્ઞાનનું સ્વરૂપ પૃથક્ કહેવું જોઇએ; અને 'બુદ્ધિ' શબ્દવડે વૃત્તિવાળું અંતઃકરણ અભિપ્રેત છે, એ દ્વિતીયપક્ષવિષે વૃત્તિવાળા અંતઃકરણથી કર્ત્તાનું સ્વરૂપ પૃથક્ કહેવું જોઇએ; નહિ તો પુનરુક્તિદોષની પ્રાપ્તિ થવી જોઇએ. કિંવા વૃત્તિઓવાળા અંતઃકરણને જ કર્ત્તાપણું હોવાથી જ્ઞાન અને ધૃતિ એ બન્નેનું પૃથક્ કથન કરવું તે વ્યર્થ જ છે. જો કોઇ એમ કહે કે, ઇચ્છાદિ વૃત્તિઓની પરિસંખ્યા વાસ્તે જ્ઞાન અને ધૃતિ બન્નેનું પૃથક્ કથન છે, તો એમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે વૃત્તિઓવાળા અંતઃકરણના ત્રિવિધપણાના કથનવડે જ અંતઃકરણની ઇચ્છાદિ સર્વ વૃત્તિઓનું ત્રિવિધપણું અહીં વિવક્ષિત છે. તેથી ઇચ્છાદિ સર્વ વૃત્તિઓની પરિસંખ્યા વાસ્તે પણ જ્ઞાન તથા પૃથક્ કથન સંભવતું નથી. આ પ્રમાણે સંદેહ પ્રાપ્ત થવા છતાં પણ અહીં આ પ્રમાણે નિર્ણય કરવો; પૂર્વે જે કર્ત્તાનું કથન કર્યું હતું, તે અંતઃકરણ ઉપહિત ચિદાભાસનું નામ કર્ત્તા છે અને અહીં તો ઉપહિત ચિદાભાસથી પૃથક્ કરેલી માત્ર ઉપાધિ જ કારણરૂપે કરીને વિવક્ષિત છે. સર્વત્ર કારણ ઉપહિતને જ કર્ત્તાપણું હોય છે. યદ્યપિ कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव એ શ્રુતિમાં કથન કરેલી કામાદિ સર્વ વૃત્તિઓનું ત્રિવિધપણું જ વિવક્ષિત છે, તથાપિ અહીં બુદ્ધિ અને ધૃતિનું જે પૃથક્પણું કથન કર્યું છે, તે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ એ બન્નેના ઉપલક્ષણ વાસ્તે કથન કર્યું છે; કાંઈ ઇચ્છાદિ વૃત્તિઓની પરિસંખ્યાવાસ્તે કથન કર્યું નથી. તેથી અહીં કિંચિત્ માત્ર પણ પુનરુક્તિદોષની પ્રાપ્તિ થતી નથી. (૨૯)

અવતરણિકાઃ-તેમાં, પ્રથમ प्रवृत्तिं च निवृत्तिं च ઈત્યાદિ ત્રણ શ્લોકોવડે બુદ્ધિનું ત્રિવિધપણું કથન કરે છે. તેમાં પણ સૌથી પહેલાં સાત્ત્વિક બુદ્ધિના સ્વરૂપનું કથન કરે છેઃ—

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ ! જે બુદ્ધિ પ્રવૃત્તિને, નિવૃત્તિને, કાર્યને, અકાર્યને, ભયને, અભયને તથા બંધને અને મોક્ષને જાણે છે, તે બુદ્ધિ સાત્વિકી કહેવાય છે. ૩૦

ટીકાઃ-કર્મમાર્ગનું નામ પ્રવૃત્તિ છે અને સંન્યાસમાર્ગનું નામ નિવૃત્તિ છે. આ પ્રવૃત્તિમાર્ગવિષે રહીને જે કર્મો કરવાં તેનું નામ કાર્ય છે અને નિવૃત્તિમાર્ગવિષે રહીને જે કર્મો ન કરવાં, તેનું નામ અકાર્ય છે. પ્રવૃત્તિમાર્ગવિષે જે ગર્ભવાસાદિ દુઃખ છે તેનું નામ ભય છે અને નિવૃત્તિમાર્ગવિષે જે ગર્ભવાસાદિ દુઃખોનો અભાવ છે તેનું નામ અભય છે. પ્રવૃત્તિમાર્ગવિષે મિથ્યાજ્ઞાનકૃત જે કર્તૃત્વાદિ અભિમાન છે તેનું નામ બંધ છે, અને નિવૃત્તિમાર્ગવિષે જે તત્ત્વજ્ઞાનકૃત અજ્ઞાનનો તથા તેના કાર્યનો અભાવ છે તેનું નામ મોક્ષ છે. એવી પ્રવૃત્તિને તથા નિવૃત્તિને, કાર્યને તથા અકાર્યને, ભયને તથા અભયને, બંધને તથા મોક્ષને જાણનારી પ્રમાણજન્ય નિશ્ચયવાળી બુદ્ધિ સાત્ત્વિકી બુદ્ધિ કહેવાય છે.

યદ્યપિ પ્રવૃત્તિ-નિવૃત્તિઆદિકોના જ્ઞાનવિષે બુદ્ધિને કરણરૂપતા જ છે-કર્ત્તારૂપતા નથી, કિન્તુ બુદ્ધિવાળા પુરુષને જ કર્ત્તારૂપતા છે. તેથી यया बुद्ध्या पुरुषः वेत्ति એ પ્રમાણે જ કહેવું ઉચિત હતું, તથાપિ કારણરૂપ બુદ્ધિવિષે કર્તૃત્વના ઉપચારથી શ્રીભગવાને या बुद्धिः वेत्ति એ પ્રકારનું વચન કહ્યું છે. આ પ્રકારની રીતિ આગળ પણ જાણી લેવી. આ શ્લોકમાં શ્રીભગવાને બંધ અને મોક્ષ એ બન્નેનું પ્રવૃત્તિ આદિકોના અંતમાં કથન કર્યું છે, તેથી અહીં બંધ-મોક્ષવિષયક જ પ્રવૃત્તિઆદિકોનું વ્યાખ્યાન કર્યું છે. (૩૦)

અવતરણિકાઃ-હવે, રાજસી બુદ્ધિના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ ! આ પુરુષ જે બુદ્ધિવડે ધર્મને તથા અધર્મને, કાર્યને તથા અકાર્યને, વિરુદ્ધ પ્રકારે જાણે છે, તે બુદ્ધિને રાજસી કહેવામાં આવે છે. ૩૧

ટીકાઃ-હે અર્જુન! શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રવડે વિહિત અગ્નિહોત્રાદિ કર્મોનું નામ ધર્મ છે. શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રવડે નિષિદ્ધ હિંસાદિ કર્મોનું નામ અધર્મ છે. આ ધર્મ અને અધર્મ બન્ને અદૃષ્ટ અર્થની જ પ્રાપ્તિ કરનારા છે. એવા અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારા ધર્મ અને અધર્મ બન્નેને તથા દૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં અકાર્ય અને કાર્ય એ બન્નેને, પુરુષ જે બુદ્ધિવડે અયથાવત્ જ જાણે છે, અર્થાત્ "એ શું છે ?" એ પ્રકારના અનિશ્ચયને અથવા "એ વસ્તુ આ પ્રકારની છે કે અન્ય પ્રકારની છે?" એ પ્રકારના સંશયને પુરુષ જે બુદ્ધિવડે પ્રાપ્ત થાય છે, તે બુદ્ધિ રાજસી બુદ્ધિ કહેવાય છે. (૩૧)

અવતરણિકાઃ-હવે તામસી બુદ્ધિના સ્વરૂપનું વર્ણન કરે છેઃ-

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

શ્લોકાર્થ:–હે પાર્થ! તમવડે આવૃત થયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને છે તથા બીજા પણ સર્વ અર્થોને વિપરીત માને છે, તે બુદ્ધિ તામસી કહેવાય છે. ૩૨

ટીકા:–હે અર્જુન! વિશેષ દર્શનનો વિરોધી તમરૂપ દોષ છે. આ તમરૂપ દોષવડે આવૃત થયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મરૂપ માને છે; અર્થાત્ અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં સર્વ કર્મોવિષે જે બુદ્ધિ વિપર્યયને પ્રાપ્ત થાય છે તથા દૃષ્ટ પ્રયોજનવાળા સર્વ જ્ઞેય પદાર્થોને પણ જે બુદ્ધિ વિપરીત જ માને છે અર્થાત્ સુખાદિકોના હેતુભૂત પદાર્થોને પણ જે બુદ્ધિ દુઃખાદિકોના હેતુભૂત જ માને છે, એવી વિપર્યયવાળી ( અવળી ) બુદ્ધિ તામસી કહેવાય છે. ( ૩૨ )

અવતરણિકા:–प्रवृत्तिं च निवृत्तिं च ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે બુદ્ધિનું ત્રિવિધપણું કહ્યું. હવે धृत्या यया ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે ધૃતિના ત્રિવિધપણાનું કથન કરે છે. તેમાં સૌથી પહેલાં સાત્ત્વિક ધૃતિના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**धृत्या यया धारयते मनः प्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी ॥ ३३ ॥**

શ્લોકાર્થ:–હે પાર્થ! યોગવડે વ્યાપ્ત જે ધૃતિવડે પુરુષ મન, પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાઓને નિરુદ્ધ કરે છે, તે ધૃતિને સાત્વિક કહેવામાં આવે છે. ૩૩

ટીકા:–હે અર્જુન! સમાધિરૂપ યોગવડે વ્યાપ્ત જે ધૃતિવડે અધિકારી પુરુષ મનની ચેષ્ટારૂપ ક્રિયાઓને, પ્રાણોની ચેષ્ટારૂપ ક્રિયાઓને તથા ઇન્દ્રિયોની ચેષ્ટારૂપ ક્રિયાઓને ધારણ કરે છે અર્થાત્ જે ધૃતિવડે અધિકારી પુરુષ મન–પ્રાણ–ઇન્દ્રિયોની ચેષ્ટારૂપ ક્રિયાઓને શાસ્ત્ર-નિષિદ્ધ માર્ગથી નિરુદ્ધ કરે છે તથા જે ધૃતિ વિદ્યમાન હોવાથી અધિકારી પુરુષને અવશ્ય સમાધિ થાય છે તથા જે ધૃતિવડે ધારણ કરેલી મન, પ્રાણ, ઇન્દ્રિયાદિકોની ક્રિયા શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને શાસ્ત્રપ્રતિપાદિત અર્થથી અન્ય અર્થને વિષય કરતી નથી, તે ધૃતિ સાત્ત્વિકી ધૃતિ કહેવાય છે ( ૩૩ )

અવતરણિકા:–હવે રાજસી ધૃતિના સ્વરૂપનું વર્ણન કરે છે—

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥**

શ્લોકાર્થ:–હે અર્જુન! વળી કર્તૃત્વાદિકના અભિનિવેશવડે ફળની ઇચ્છાવાળો પુરુષ જે ધૃતિવડે ધર્મ, કામ તથા અર્થ આ ત્રણને જ ધારણ કરે છે, તે ધૃતિ, હે પાર્થ! રાજસી કહેવાય છે. ૩૪

ટીકા:–અહીં यया तु માં રહેલો तु શબ્દ પૂર્વોક્ત સાત્ત્વિક ધૃતિ કરતાં રાજસ ધૃતિવિષે ભિન્નપણાનું કથન કરે છે. હે અર્જુન! કર્તૃત્વાદિ અભિનિવેશવડે સ્વર્ગાદિ ફળની ઇચ્છા કરનારો પુરુષ જે ધૃતિવડે ધર્મને, કામને તથા અર્થને ધારણ કરે છે, અર્થાત્ ધર્મ–કામ–અર્થ એ ત્રણ જ મારે અવશ્ય સંપાદન કરવાયોગ્ય છે, એ પ્રમાણે ધર્મ–કામ–અર્થને જ નિત્ય કર્ત્તવ્યતારૂપ નિશ્ચિત કરે છે, પણ કદાચિત્ મોક્ષને સંપાદન કરવાનો નિશ્ચય કરતો નથી, તે ધૃતિ, હે પાર્થ! રાજસી કહેવાય છે. અહીં યજ્ઞાદિ કર્મોથી ઉત્પન્ન થતા પુણ્યરૂપ અપૂર્વનું નામ ધર્મ છે, વિષયજન્ય સુખનું નામ કામ છે અને ધનાદિ પદાર્થોનું નામ અર્થ છે. (૩૪)

અવતરણિકા:–હવે, તામસી ધૃતિના સ્વરૂપનું વર્ણન કરે છે:—

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥**

શ્લોકાર્થઃ-હે પાર્થ ! દુર્બુદ્ધિ પુરુષ જે ધૃતિવડે સ્વપ્નનો, ભયનો, શોકનો, વિષાદનો તથા મદનો કદાપિ પણ પરિત્યાગ કરતો નથી, તે ધૃતિ તામસી કહેવાય છે. ૩૫

ટીકાઃ-અહીં નિદ્રાનું નામ સ્વપ્ન છે. પ્રતિકૂળ વસ્તુના દર્શનથી ઉત્પન્ન થતા ત્રાસનું નામ ભય છે. ઇષ્ટ વસ્તુના વિયોગથી ઉત્પન્ન થતા સંતાપનું નામ શોક છે. ઇંદ્રિયોની વ્યાકુળતાનું નામ વિષાદ છે. શાસ્ત્રનિષિદ્ધ વિષયોનું સેવન કરાવવાની અભિમુખતાનું નામ મદ છે. આ રીતના સ્વપ્નને, ભયને, શોકને, વિષાદને તથા મદને દુષ્ટ બુદ્ધિવાળો અવિવેકી પુરુષ જે ધૃતિવડે કદાચિત્ પણ ત્યજતો નથી, કિન્તુ જે ધૃતિવડે દુર્બુદ્ધિ પુરુષ સ્વપ્ન-ભયાદિકોને જ કર્તવ્યતારૂપ નિશ્ચિત કરે છે, તે ધૃતિને શિષ્ટ પુરુષોએ તામસી ધૃતિ કહી છે. (૩૫)

અવતરણિકાઃ-પૂર્વે, ક્રિયાઓનું તથા કર્ત્રાદિ કારકોનું, સત્ત્વાદિ ત્રણ ગુણોના ભેદે કરીને, સાત્વિક-રાજસ-તામસ એ ત્રિવિધપણું કહ્યું. હવે, ક્રિયા-કારકોવડે ઉત્પન્ન થતા સુખરૂપ ફળના ત્રિવિધપણાનું શ્રીભગવાન્ ચાર શ્લોકોવડે કથન કરે છે. તેમાં પ્રથમ અર્ધા શ્લોકવડે સુખરૂપ ફળના ત્રિવિધપણાની પ્રતિજ્ઞા કરીને બીજા અર્ધા શ્લોકવડે સાત્વિક સુખના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।**
**अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ-હે ભરતવંશવિષે શ્રેષ્ઠ અર્જુન ! હવે વળી તું મારી પાસેથી ત્રણ પ્રકારના સુખનું શ્રવણ કર. જે સમાધિસુખમાં પુરુષ અભ્યાસવડે રમણ કરે છે તથા દુઃખના અંતને પ્રાપ્ત થાય છે, તે સુખ સાત્વિક કહેવાય છે. ૩૬

ટીકાઃ-હે ભરતવંશવિષે શ્રેષ્ઠ અર્જુન ! હવે તું મારા પરમેશ્વરના વચનથી સાત્વિક-રાજસ-તામસ એ ભેદે કરીને સુખના ત્રિવિધપણાને શ્રવણ કર; અર્થાત્ "આ સુખ પરિત્યાગ કરવા યોગ્ય છે અને આ સુખ ગ્રહણ કરવા યોગ્ય છે" એ પ્રકારના વિવેક વાસ્તે તું અન્ય સંકલ્પોનો પરિત્યાગ કરી, તેના શ્રવણવિષે પોતાના મનને સ્થિર કર. અહીં હે भरतर्षभ એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનવિષે મનની સ્થિરતા કરવાની યોગ્યતા સૂચિત કરી. આ પ્રમાણે અર્ધા શ્લોકવડે સુખના ત્રિવિધપણાના કથનની પ્રતિજ્ઞા કરી.

હવે, अभ्यासाद्रमते यत्र ઇત્યાદિ અર્ધા શ્લોકવડે શ્રીભગવાન્ પ્રથમ સાત્વિક સુખના સ્વરૂપનું વર્ણન કરે છે. હે અર્જુન ! યમ-નિયમાદિ સાધનસંપન્ન અધિકારી પુરુષ સમાધિ સુખવિષે અભ્યાસથી રમણ કરે છે, અર્થાત્ અત્યંત પરિચયથી પરિતૃપ્ત થાય છે. જેમ વિષયજન્ય સુખવિષે પુરુષ શીઘ્ર તૃપ્ત થાય છે તેમ સમાધિસુખવિષે અધિકારી પુરુષ શીઘ્ર પરિતૃપ્ત થતો નથી, કિન્તુ નિરંતર દીર્ઘકાળ સુધી સત્કારપૂર્વક સેવન કરવાથી અત્યંત દૃઢ પરિચયરૂપ અભ્યાસથી જ પરિતૃપ્ત થાય છે; તેમ જ જે સમાધિસુખવિષે રમણ કરતો અધિકારી પુરુષ સર્વ દુઃખોના અવસાનરૂપ અંતને પ્રાપ્ત થાય છે, અર્થાત્ જેમ વિષયજન્ય સુખના અંતવિષે પુરુષ મહાન્ દુઃખોને પ્રાપ્ત થાય છે, તેમ જે સુખના અંતવિષે દુઃખની પ્રાપ્તિ થતી નથી, કિન્તુ સર્વ દુઃખોના પર્યવસાનરૂપ અંત જ થાય છે, તે સુખ સાત્વિક સુખ કહેવાય છે. (૩૬)

અવતરણિકાઃ-હવે, दुःखांतं च निगच्छति એ વચનના અર્થને સ્પષ્ટ રીતે વર્ણવે છેઃ—

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

શ્લોકાર્થઃ-જે સુખ પ્રથમ પ્રારંભમાં વિષની માફક હોય છે, પરિણામમાં અમૃતની તુલ્ય હોય છે તથા આત્મવિષયક બુદ્ધિના પ્રસાદવડે ઉત્પન્ન થયલું હોય છે, તે સુખને યોગી પુરુષ સાત્વિક સુખ કહે છે. ૩૭

ટીકાઃ-હે અર્જુન ! જે સમાધિસુખ અગ્રે વિષની પેઠે હોય છે, અર્થાત્ જ્ઞાન-વૈરાગ્યવડે ધ્યાનસમાધિના આરંભકાળે અત્યંત આયાસવડે સાધ્ય હોવાથી પ્રસિદ્ધ વિષની પેઠે જે સુખ દ્વેષવિશેષની પ્રાપ્તિ કરનારું છે, જે સુખ પરિણામે અમૃતની તુલ્ય છે, અર્થાત્ જ્ઞાન-વૈરાગ્યના પરિપાકવિષે જે અમૃતની પેઠે અત્યંત પ્રીતિનો વિષય થાય છે, તથા જે સુખ આત્મબુદ્ધિપ્રસાદ-જન્ય છે (અર્થાત્ તેમાં આત્માને વિષય કરનારી બુદ્ધિનું નામ આત્મબુદ્ધિ છે. આ આત્મ-બુદ્ધિનો જે પ્રસાદ છે અર્થાત્ નિદ્રા-આલસ્યાદિ દોષોથી રહિત થઈને જે સ્વસ્થતારૂપ સ્થિતિ છે, તેનું નામ આત્મબુદ્ધિપ્રસાદ છે. એવા આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખ આત્મબુદ્ધિપ્રસાદજન્ય છે;) તેમ જ રાજસ સુખની પેઠે જે સુખ વિષય ઇંદ્રિ-યના સંયોગથી ઉત્પન્ન થયલું નથી તથા તામસ સુખની પેઠે જે સુખ નિદ્રા-આલસ્યાદિકોવડે પણ ઉત્પન્ન થયલું નથી; એ પ્રમાણે અનાત્મબુદ્ધિની નિવૃત્તિવડે આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થતા સમાધિના સુખને યોગી પુરુષોએ સાત્ત્વિક સુખ કહ્યું છે.

અહીં કોઇક વિદ્વાન્ પુરુષ सुखं त्विदानीं એ શ્લોકનો એ પ્રમાણે અર્થ કરે છે કે, પુરુષ પુનઃ પુનઃ સેવનરૂપ અભ્યાસથી સાત્ત્વિક સુખવિષે અથવા તામસ સુખવિષે જે રતિને પ્રાપ્ત થાય છે તથા જે રતિવડે પુરુષ પુત્રશોકાદિરૂપ દુઃખના પણ અવસાનરૂપ અંતને પ્રાપ્ત થાય છે, તેનું નામ સુખ છે. આ સુખ સત્ત્વાદિ ગુણોના ભેદે કરીને ત્રણ પ્રકારનું હોય છે. તે ત્રિવિધ સુખને તું હવે શ્રવણ કર. એ પ્રમાણે तत् શબ્દનો અધ્યાહાર કરીને સંપૂર્ણ શ્લોકનો અન્વય કર્યો છે. તેમાં આ શ્લોકના ઉત્તરાર્દ્ધવડે તો સામાન્યતઃ સુખનું જ લક્ષણ કહ્યું છે અને આ શ્લોકના પૂર્વાર્દ્ધવડે સુખના ત્રિવિધપણાનું કથન કરવાની પ્રતિજ્ઞા કરી છે. यत्तदग्रे विषमिव એ શ્લોકવડે સાત્ત્વિક સુખનું લક્ષણ કહ્યું છે. શ્રીભાષ્યકારોનો પણ આ પ્રકારનો અભિપ્રાય છે. (૩૭)

અવતરણિકાઃ-હવે, રાજસ સુખના સ્વરૂપનું વર્ણન કરે છેઃ-

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

શ્લોકાર્થઃ-જે સુખ વિષય ઇંદ્રિયના સંયોગથી ઉત્પન્ન થયલું હોય છે; જે પ્રથમ આરંભમાં અમૃતસમાન છે તથા પરિણામે વિષતુલ્ય છે, તે સુખને રાજસ કહ્યું છે. ૩૮

ટીકા-હે અર્જુન ! જે સુખ શબ્દાદિ વિષયોના તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોના સંબંધથી જ ઉત્પન્ન થયેલું છે, પણ પૂર્વોક્ત આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું નથી; તેમ જ જે સુખ પ્રથમારંભમાં મન-ઇંદ્રિયોના સંયમાદિરૂપ કલેશના અભાવથી ભોક્તા પુરુષને અમૃ-તની સમાન થાય છે પણ પરિણામકાળે ભોક્તા પુરુષને આ લોકનાં દુઃખોનું અને પરલોકનાં દુઃખોનું પ્રાપક (પ્રાપ્ત કરનાર) હોવાથી વિષસમાન છે અર્થાત્ જેમ મરણના સાધનરૂપ વિષ લોકોને પ્રતિકૂળ હોય છે, તેમ જે વિષયસુખ પરિણામકાળે ભોક્તા પુરુષને અત્યંત

પ્રતિકૂળ થાય છે; ( જેવાં કે, અત્યંત પ્રસિદ્ધ સક્-ચન્દન-વનિતાના સંગાદિથી ઉત્પન્ન થતાં વિષયસુખો હોય છે. ) આવાં વિષયજન્ય સુખને શિષ્ટ પુરુષોએ રાજસ સુખ કહ્યુ છે. (૩૮)

અવતરણિકા:-હવે, તામસ સુખના સ્વરૂપનું વર્ણન કરે છે-

**यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

શ્લોકાર્થઃ-જે સુખ પ્રથમારંભમાં તથા પરિણામે બુદ્ધિને મોહ કરવાવાળું છે તથા નિદ્રાથી, આલસ્યથી અને પ્રમાદથી ઉત્પન્ન થયું છે, તે સુખને તામસ કહ્યુ છે. ૩૯

ટીકાઃ-હે અર્જુન ! જે સુખ પ્રથમારંભમાં તથા પરિણામમાં બુદ્ધિને મોહની પ્રાપ્તિ કરનારુ છે, તેમ જ જે સુખ નિદ્રા, આલસ્ય તથા પ્રમાદ એ ત્રણથી જ ઉત્પન્ન થયું છે ( તેમાં નિદ્રા તથા આલસ્ય એ બે તો પ્રસિદ્ધ જ છે અને કર્ત્તવ્ય અર્થના નિશ્ચય વિના જે કેવળ મનોરાજ્ય માત્ર છે તેનું નામ પ્રમાદ છે. એવાં નિદ્રા, આલસ્ય તથા પ્રમાદથી જે સુખ ઉત્પન્ન થયું છે) તથા જે સુખ સાત્વિક સુખની પેઠે આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી પણ ઉત્પન્ન થયેલું નથી તથા રાજસ સુખની પેઠે વિષય ઇંદ્રિયના સંયોગથી પણ ઉત્પન્ન થયેલું નથી, એવા નિદ્રા, આલસ્ય તથા પ્રમાદજન્ય સુખને શિષ્ટ પુરુષોએ તામસ સુખ કહ્યુ છે. (૩૯)

અવતરણિકા:-હવે, પૂર્વે સાત્વિક, રાજસ તથા તામસ એ ત્રિવિધપણાવડે નહિ કથન કર્યા છતાં પદાર્થોનો સંગ્રહ કરાવતાં, શ્રીભગવાન્ પૂર્વોક્ત પ્રકારના અર્થનો ઉપસંહાર કરે છેઃ-

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥**

શ્લોકાર્થઃ-જે પદાર્થ પ્રકૃતિજન્ય આ પૂર્વોક્ત ત્રણ ગુણોથી રહિત હોય, તે પદાર્થ આ પૃથિવીવિષે અથવા સ્વર્ગવિષે દેવોમાં વિદ્યમાન નથી. ૪૦

ટીકા:-હે અર્જુન ! સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણો છે, અર્થાત્ પ્રકૃતિથી વૈષમ્ય અવસ્થાને પ્રાપ્ત થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણો છે. ( સત્ત્વ-રજ-તમ એ ત્રણ ગુણરૂપ જ પ્રકૃતિ હોય છે, તેથી તે ગુણોવિષે સાક્ષાત્ પ્રકૃતિજન્યત્વ સંભવતું નથી, કિન્તુ ગુણોની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિથી જે સત્ત્વાદિ ગુણોની વૈષમ્ય અવસ્થા છે તે જ ગુણોની ઉત્પત્તિ છે); અથવા 'પ્રકૃતિ' શબ્દવડે અનિર્વચનીય માયાનો અર્થ ગ્રહણ કરતા માયારૂપ પ્રકૃતિવડે જન્ય એટલે કલ્પિત સત્ત્વાદિ ત્રણ ગુણો છે; અથવા 'પ્રકૃતિ' શબ્દવડે જન્માંતરના ધર્મ-અધર્મના સંસ્કારોનો અર્થ ગ્રહણ કરવાં સંસ્કારરૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ત્રણ ગુણો છે. એવા પ્રકૃતિજન્ય તથા બંધના હેતુરૂપ સત્ત્વાદિ ત્રણ ગુણોથી રહિત જે પ્રાણીરૂપ વા અપ્રાણીરૂપ સત્ત્વ એટલે પદાર્થ હોય, તે પદાર્થ આ પૃથિવીમાં રહેલા મનુષ્યાદિકોમાં તથા સ્વર્ગમાં રહેલા દેવતાઓમાં નથી, અર્થાત્ કોઇ પણ લોકવિષે સત્ત્વાદિ ત્રણ ગુણોથી રહિત કોઇ પણ અનાત્મ વસ્તુ છે જ નહિ. સર્વે અનાત્મ વસ્તુ ત્રણ ગુણોવડે યુક્ત હોય છે. (૪૦)

અવતરણિકા-સત્ત્વ-રજ-તમ એ ત્રિગુણાત્મક, ક્રિયા, કારક તથા ફળ સ્વરૂપ સર્વે સંસાર મિથ્યાજ્ઞાનવડે કલ્પિત અનર્થરૂપ જ છે. એ અર્થ પૂર્વે ચૌદમા અધ્યાયમાં કહ્યો હતો. આ પૂર્વોક્ત અર્થનો અહીં શ્રીભગવાને ઉપસંહાર કર્યો. પૂર્વે પંદરમા અધ્યાયમાં વૃ

કલ્પનાવડે અનર્થરૂપ સંસારનું કથન કરીને, अश्वत्थमेनं सुविरूढमूलम् ॥ असंगशस्त्रेण दृढेन छित्वा० ઇત્યાદિ શ્લોકવડે "વિષયો વિષે વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્રવડે સંસારવૃક્ષનું છેદન કરી અધિકારી પુરુષે પરમાત્મારૂપ પદ અન્વેષણ કરવા યોગ્ય છે" એ અર્થ કહ્યો હતો. તેમાં "સર્વ સંસાર ત્રિગુણાત્મક હોવાથી ત્રિગુણાત્મક સંસારવૃક્ષનું કેવી રીતે છેદન થશે ? અને જે અસંગ શસ્ત્રવડે સંસારવૃક્ષનું છેદન થાય છે તે અસંગ શસ્ત્રની પ્રાપ્તિ જ મહાદુર્ઘટ છે." એ પ્રકારની શંકા પ્રાપ્ત થતાં "પોત-પોતાના અધિકારને અનુસાર વેદ ભગવાને વિધાન કરેલા વર્ણાશ્રમના ધર્મોવડે પ્રસન્ન થયેલા પરમેશ્વરથી અધિકારી પુરુષને અસંગ શસ્ત્રની પ્રાપ્તિ થાય છે" એ અર્થ કહેવાને વાસ્તે, તથા "એટલો જ સર્વ વેદોનો અર્થ છે, તે અર્થ પરમ પુરુષાર્થની ઇચ્છાવાળા અધિકારી પુરુષે અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય છે" એ પ્રકારે આ ગીતાશાસ્ત્રમાં સર્વ વેદોના અર્થનો ઉપસંહાર કરવા યોગ્ય છે. એ અર્થ કહેવાને વાસ્તે એની પછીના પ્રકરણનો આરંભ કરે છે. તેમાં પહેલાં સૂત્રરૂપ શ્લોક કહે છેઃ—

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥**

શ્લોકાર્થઃ—હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણોનાં તથા શૂદ્રોનાં જે કર્મો, સ્વભાવજન્ય ગુણવડે પૃથક્ પૃથક્ વ્યવસ્થિત છે, તેમને તું શ્રવણ કર. ૪૧

ટીકાઃ—હે પરંતપ અર્થાત્ હે અંતર-બાહ્ય શત્રુઓને સંતાપની પ્રાપ્તિ કરનારા અર્જુન ! બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણેનાં તથા શૂદ્રોનાં કર્મો પરસ્પર ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. અહીં ब्राह्मणक्षत्रियविशां એ ત્રણે શબ્દોનો જે સમાસ કર્યો છે, તે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-એ ત્રણે વર્ણોવિષે દ્વિજપણાવડે વેદોનું અધ્યયન-અગ્નિહોત્ર ઇત્યાદિ તુલ્ય ધર્મોનું કથન કરવા વાસ્તે છે; અને शूद्राणां એ વચનવડે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણ વર્ણોથી શૂદ્રોનું જે પૃથક્ કથન કર્યું છે, તે તે શૂદ્રોવિષે એક જાતિપણાવડે વેદનું અનધિકારીપણું જણાવવા વાસ્તે છે.

(૧) આ વાત વસિષ્ઠ મુનિએ પણ કહી છેઃ—चत्वारो वर्णा ब्राह्मणक्षत्रियवैश्यशूद्रास्तेषां त्रयो वर्णा द्विजातयो; ब्राह्मणक्षत्रियवैश्यास्तेषां 'मातुरग्रेऽधिजननं द्वितीयं मौंजिबन्धने । अत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते' इति ॥ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણો કહેવાય છે. આ ચાર વર્ણોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજાતિ કહેવાય છે. એ માતા તથા પિતાથી જેનો જન્મ થાય તેને દ્વિજાતિ અર્થાત્ દ્વિજ કહે છે. બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોનો પ્રથમ જન્મ લોકપ્રસિદ્ધ પિતામાતાથી થાય છે અને બીજો જન્મ મૌંજિબન્ધન કર્મવિષે થાય છે. દ્વિતીય જન્મવિષે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની સાવિત્રી માતા હોય છે અને ઉપદેશકર્ત્તા આચાર્ય પિતા હોય છે. એ પ્રમાણે ઉત્પત્તિના સ્થાનવિશેષથી પણ ચાર વર્ણોનો વિભાગ જ સિદ્ધ થાય છે. (૨) શ્રુતિ કહે છે કે—ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ॥ ऊरुतदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत इति ॥ અર્થાત્—આ પરમેશ્વરના મુખસ્થાનથી બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે, બાહુસ્થાનથી ક્ષત્રિયો ઉત્પન્ન થયા છે, ઉરુસ્થાનથી વૈશ્યો ઉત્પન્ન થયા છે અને બન્ને પગોથી શૂદ્રો ઉત્પન્ન થયા છે. (૩) આ પ્રકારનો વર્ણોનો વિભાગ અન્ય શ્રુતિમાં પણ કહેલો છેઃ—'गायत्र्या ब्राह्मणमसृजत त्रिष्टुभा राजन्यं जगत्या वैश्यं न केनचिच्छन्दसा शूद्रम् इति ॥ અર્થાત્—પરમેશ્વરે ગાયત્રી નામના છંદવડે બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા, ત્રિષ્ટુભ્ નામે છંદવડે ક્ષત્રિયને ઉત્પન્ન કર્યા, જગતી નામના છંદવડે વૈશ્યને ઉત્પન્ન કર્યા અને શૂદ્રને કોઇ પણ

છંદવડે ઉત્પન્ન કર્યાં નથી. ' (૪) शूद्रश्चतुर्थो वर्ण एकजातिः-અર્થાત્-બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની અપેક્ષાએ કરીને શૂદ્ર ચતુર્થ વર્ણ કહેવાય છે. આ શૂદ્ર એક જ જન્મવાળો હોય છે. દ્વિતીય જન્મવાળો હતો નથી. આ પ્રમાણે ગૌતમઋષિએ પણ ચાર વર્ણોના વિભાગને કથન કરેલા છે. હે અર્જુન ! એ પ્રકારના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણોનાં કર્મો પરસ્પર ભિન્ન ભિન્ન થઈ રહેલાં છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! ચાર વર્ણોનાં કર્મો શાવડે ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે ?"

શ્રીભગવાન્ કર્મોના ભિન્ન ભિન્નપણાવિષે નિમિત્તનું કથન કરે છેઃ-स्वभावप्रभवैर्गुणैः इति ॥ હે અર્જુન ! બ્રાહ્મણત્વ-ક્ષત્રિયત્વાદિરૂપ સ્વભાવોના પ્રભવ એટલે હેતુભૂત સત્ત્વાદિ ગુણોવડે ચાર વર્ણોનાં કર્મો ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. બ્રાહ્મણસ્વભાવ પ્રશાંતરૂપ હોવાથી સત્ત્વગુણ જ તેના હેતુભૂત છે. ક્ષત્રિયસ્વભાવ ઈશ્વરસ્વભાવવાળો હોવાથી સત્ત્વ ગૌણયુક્ત રજોગુણ તેના હેતુરૂપ છે. વૈશ્યસ્વભાવ ઇચ્છા સ્વભાવવાળો હોવાથી તમ-ગૌણયુક્ત રજોગુણ તેના હેતુરૂપ છે અને શૂદ્રસ્વભાવ મૂઢ સ્વભાવવાળો હોવાથી રજ-ગૌણયુક્ત તમોગુણ તેના હેતુરૂપ છે.

અથવા, માયા નામે પ્રકૃતિનું નામ સ્વભાવ છે. આ માયારૂપ ઉપાદાન કારણથી જે ગુણોનો પ્રભવ છે, એટલે જે ગુણોની ઉત્પત્તિ છે, તે સત્ત્વાદિ ગુણોનું નામ સ્વભાવ-પ્રભવ-ગુણ છે. એવા સ્વભાવ પ્રભવ ગુણોવડે ચાર વર્ણોનાં કર્મો ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. અથવા, પૂર્વ જન્મનો સંસ્કાર આ વર્ત્તમાન જન્મવિષે, પોતાનાં ફળ દેવાની અભિમુખતાએ કરીને, અભિવ્યક્તિને પ્રાપ્ત થયો છે, તે સંસ્કારનું નામ સ્વભાવ છે. આ સંસ્કારરૂપ સ્વભાવ જે ગુણોનું નિમિત્તરૂપ કારણ છે, તે ગુણોનું નામ સ્વભાવપ્રભવગુણ છે. એવા સ્વભાવપ્રભવગુણો વડે ચાર વર્ણોનાં કર્મો ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. ધર્મોનું પ્રતિપાદક શાસ્ત્ર પણ પુરુષના સ્વભાવની અપેક્ષા અવશ્ય કરે છે; તેથી ચારે વર્ણોનાં કર્મો શાસ્ત્રવડે ભિન્નભિન્ન કરેલાં હોવા છતાં એમ કહેવાય છે કે, સ્વભાવપ્રભવ ગુણોવડે ભિન્ન ભિન્ન કરેલાં છે; માટે શાસ્ત્ર પુરુષના સંસ્કારરૂપ સ્વભાવની અપેક્ષા અવશ્ય કરે છે. આ કારણથી જ શાસ્ત્રકારોએ આ ન્યાય્ય કથન કર્યું છે કે, યજ્ઞાદિ કર્મોનું વિધાન કરનારાં વિધિવચનોની-અધિકારી પુરુષની શક્તિ સહકારી હોય છે. આ પ્રમાણે સ્વભાવ-પ્રભવગુણોવડે બ્રાહ્મણાદિ ચાર વર્ણોનાં કર્મો ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે.

(૧) ગૌતમ ઋષિએ પણ કહ્યું છે કેઃ-द्विजातीनामध्ययनमिज्यादानम् । ब्राह्मणस्याधिकाः प्रवचनयाजनप्रतिग्रहाः । पूर्वेषु नियमस्तु राज्ञोऽधिकं रक्षणं सर्वभूतानां न्याय्यदंडत्वम् । वैश्यस्याधिकं कृषिवणिक्पशुपाल्यं कुसीदं च । शूद्रश्चतुर्थो वर्ण एकजातिस्तस्यापि सत्यमक्रोधः शौचमाचमनार्थे पाणिपादप्रक्षालनमेवैकश्राद्धकर्मभृत्यभरणं स्वदारवृत्तिपरिचर्योत्तरेषां इति ॥ અર્થાત્-બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજાતિ કહેવાય છે. આ દ્વિજાતિ પુરુષોના સાધારણધર્મ વેદોનું અધ્યયન, અગ્નિહોત્રાદિ કર્મ, દાન એ ત્રણ છે. વેદોનું અધ્યયન કરાવવું, યજ્ઞ કરાવવો તથા પ્રતિગ્રહ લેવો, એ ત્રણ બ્રાહ્મણોના અધિકધર્મો છે. પણ ક્ષત્રિય તથા વૈશ્યના એ ત્રણ ધર્મો નથી. પૂર્વે કહેલા જે અધ્યયન-ઇજ્યા-દાન એ ત્રણ ધર્મો છે, તે ત્રણ ધર્મોની અવશ્ય કર્તવ્યતા, સર્વ ભૂતોનું રક્ષણ તથા દુષ્ટ પ્રાણીઓને નીતિપૂર્વક દંડ કરવો, એ ધર્મ ક્ષત્રિયના અધિક ધર્મો છે. અને કૃષિ વાણિજ્ય તથા ગૌઆદિ પશુઓનું પાલન તથા વૃદ્ધિને વાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ એ ધર્મો વૈશ્યના અધિક ધર્મો છે. એક જન્મવાળો જે શૂદ્ર છે, તે શૂદ્રના, સત્ય, અક્રોધ, શૌચ તથા

આચમનને વાસ્તે હસ્ત અને પાદનું પ્રક્ષાલન, એક શ્રાદ્ધ કર્મ, ભૃત્યોનું ભરણ તથા સ્વદારવૃત્તિ-ત્રણ વર્ણોની સેવા, ઇત્યાદિ ધર્મો છે. આ ગૌતમઋષિના વચનવિષે બ્રાહ્મણાદિ વર્ણોના સાધારણ ધર્મો તથા અસાધારણ ધર્મો કહ્યા છે.

(૨) એ પ્રકારના ચારે વર્ણોના ધર્મો વસિષ્ઠ મુનિએ પણ કહ્યા છે षट्कर्माणि ब्राह्मणस्याध्ययन-मध्यापनं यज्ञो याजनं दानं प्रतिग्रहश्चेति । त्रीणि राजन्यस्याध्ययनं यज्ञो दानं च शस्त्रेण प्रजापालनं स्वधर्मस्तेन जीवेत् । एतान्येव त्रीणि वैश्यस्य कृषिवणिक्पशुपाल्यं कुसीदं च । तेषां परिचर्या शूद्रस्य इति ॥ અર્થાત્-પોતે વેદોનું અધ્યયન કરવું, પુત્ર-શિષ્યાદિકોને વેદોનું અધ્યયન કરાવવું, પોતે યજ્ઞ કરવો, બીજા યજમાનની પ્રતિ ઋત્વિક્ થઇને યજ્ઞ કરાવવો, પોતે દાન દેવું અને બીજા પાસેથી દાન લેવું, એ ષટ્ કર્મ બ્રાહ્મણનાં જ હોય છે. વેદોનું અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા દાન દેવું, એ ત્રણ કર્મો ક્ષત્રિયનાં હોય છે. પરંતુ એ ત્રણે કર્મો બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યનાં સાધારણ છે. શસ્ત્રવડે પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયનો અસાધારણ સ્વધર્મ છે. આ અસાધારણ ધર્મવડે ક્ષત્રિયે પોતાનું જીવન કરવું. વેદોનું અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા દાન કરવું એ પૂર્વોક્ત ત્રણ કર્મો વૈશ્યનાં પણ છે, પરંતુ એ ત્રણે ધર્મો બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યના સાધારણ ધર્મ છે અને કૃષિ-વાણિજ્ય-પશુઓનું પાલન તથા વૃદ્ધિને વાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ (વ્યાજ વટદર) એ કર્મો વૈશ્યનાં અસાધારણ છે અને બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણે વર્ણોની સેવા કરવી, એ શૂદ્રનું કર્મ છે.

વૃદ્ધિને વાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ અને કૃષિ ઇત્યાદિ ધર્મો વૈશ્યના કહ્યા છે અને અસૂયાથી રહિત થઇને બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની શુશ્રૂષા કરવી, એ એક કર્મ શૂદ્રનું કહ્યું છે.' એ પ્રમાણે બ્રાહ્મણાદિ ચાર વર્ણોનાં કર્મો સત્ત્વાદિ ગુણોના ભેદે કરી ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. (૪૧)

અવતરણિકાઃ-તેમાં પ્રથમ બ્રાહ્મણના સ્વાભાવિક ગુણકૃત કર્મોનું કથન કરે છેઃ—

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जव एव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન! શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિક્ય-આ નવ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં બ્રાહ્મણનાં કર્મો છે. ૪૨

ટીકાઃ-અંતઃકરણનો જે નિગ્રહ છે, તેનું નામ શમ છે (૧). શ્રોત્રાદિ બાહ્ય કરણોનો જે નિગ્રહ છે, તેનું નામ દમ છે (૨). પૂર્વે સત્તરમા અધ્યાયમાં કહેલો શારીર-વાચિક-માનસ એ ત્રણ પ્રકારનો તપ જ અહીં तप શબ્દવડે સમજવો (૩). શૌચ બાહ્ય તથા અંતરના ભેદે કરીને બે પ્રકારનો હોય છે. મૃત્તિકા-જળવડે જે શરીરની શુદ્ધિ છે તેને બાહ્ય શૌચ કહે છે અને અંતઃકરણની શુદ્ધિને અંતર શૌચ કહે છે. આ બન્ને પ્રકારનો શૌચ અહીં શૌચ શબ્દવડે સમજવો (૪). કઠોર વચનોવડે નિરાદર કરવા છતાં પણ તથા દંડાદિકોવડે તાડન કરવા છતાં પણ પુરુષના મનમાં જે ક્રોધાદિ વિકારોથી રાહિત્યપણું છે, તેનું નામ ક્ષમા છે. આ ક્ષમાનો જ અર્થ અહીં क्षांति શબ્દવડે ગ્રહણ કરવો (૫). કુટિલતાથી રહિતપણાનું નામ આર્જવ છે (૬). ષટ્ અંગો સહિત વેદને તથા વેદના અર્થને વિષય કરનારી જે અંતઃકરણની વૃત્તિવિશેષ છે તેનું નામ જ્ઞાન છે (૭). કર્મકાંડવિષે યજ્ઞાદિ કર્મોનું જે કૌશલ છે તથા જ્ઞાનકાંડવિષે બ્રહ્મ આત્માની એકતાનો જે અનુભવ છે, તેનું નામ વિજ્ઞાન છે(૮). પૂર્વે કથન કરેલી જે સાત્ત્વિકી શ્રદ્ધા છે તેનું નામ આસ્તિક્ય છે (૯). એ પ્રકારના શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિક્ય-એ સત્ત્વગુણના સ્વભાવકૃત નવ ધર્મો બ્રહ્મકર્મ કહેવાય છે, અર્થાત્ બ્રાહ્મણ જાતિનાં કર્મ કહેવાય છે. યદ્યપિ સાત્ત્વિક અવસ્થાવિષે બ્રાહ્મણાદિ ચારે વર્ણના શમ-દમાદિ નવ ધર્મ સંભવિત હોઇ શકે છે, તથાપિ શમ-દમાદિ નવ ધર્મ બહુધા બ્રાહ્મણવિષે જ હોય છે, માટે બ્રાહ્મણ સત્ત્વસ્વભાવવાળો જ હોય છે.

અન્ય ક્ષત્રિયાદિવિષે સત્ત્વગુણની વૃદ્ધિની વશતાથી શમ-દમાદિ ધર્મ કદાચિત્ જ ઉત્પન્ન થાય છે, આ કારણથી જ અન્ય શાસ્ત્રવિષે એ શમ-દમાદિ ધર્મ બ્રાહ્મણાદિ ચાર વર્ણોના સાધારણ ધર્મરૂપ કહેલા છે. શમ-દમાદિ ધર્મ ચાર વર્ણોના સાધારણ ધર્મ છે, એ વાત વિષ્ણુ ભગવાને પણ કહી છેઃ—'क्षमा सत्यं दमः शौचं दानमिंद्रियसंयमः ॥ अहिंसा गुरुशुश्रूषा तीर्थानुसरणं दया ॥ १ ॥ आर्जवं लोभशून्यत्वं देवब्राह्मणपूजनम् ॥ अनभ्यसूया च तथा धर्मः सामान्य उच्यते ॥ २ ॥ અર્થાત્-ક્ષમા, સત્ય, દમ, શૌચ, દાન, ઇંદ્રિયોનો સંયમ, અહિંસા, ગુરુની શુશ્રૂષા, તીર્થોનું સેવન, દયા, આર્જવ, લોભથી રહિતપણું, દેવતા-બ્રાહ્મણોનું પૂજન, અસૂયા દોષથી રહિતપણું, એ સર્વ ધર્મ સામાન્ય ધર્મ કહેવાય છે, અર્થાત્ બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ચારે વર્ણોના તથા બ્રહ્મચર્ય-ગૃહસ્થ-વાનપ્રસ્થ-સંન્યાસ એ ચારે આશ્રમોના સાધારણ ધર્મ કહેવાય છે.'

આ પ્રકારના સાધારણ ધર્મો બૃહસ્પતિએ નવ શ્લોકવડે કહ્યા છે. 'दया क्षमाऽनसूया च शौचानायासमंगलम् ॥ अकार्पण्यमस्पृहत्वं सर्वसाधारणानि च ॥ १ ॥ परे वा बंधुवर्गे वा मित्रे द्वेष्टरि वा

આચમનને વાસ્તે હસ્ત અને પાદનું પ્રક્ષાલન, એક શ્રાદ્ધ કર્મ, ભૃત્યોનું ભરણ તથા સ્વદારવૃત્તિ-ત્રણ વર્ણોની સેવા, ઇત્યાદિ ધર્મો છે. આ ગૌતમઋષિના વચનવિષે બ્રાહ્મણાદિ વર્ણોના સાધારણ ધર્મો તથા અસાધારણ ધર્મો કહ્યા છે.

(૨) એ પ્રકારના ચારે વર્ણોના ધર્મો વસિષ્ઠ મુનિએ પણ કહ્યા છેઃ षट्कर्माणि ब्राह्मणस्याध्ययनमध्यापनं यज्ञो याजनं दानं प्रतिग्रहश्चेति । त्रीणि राजन्यस्याध्ययनं यज्ञो दानं च शस्त्रेण प्रजापालनं स्वधर्मस्तेन जीवेत् । एतान्येव त्रीणि वैश्यस्य कृषिवणिक्पशुपाल्यं कुसीदं च । तेषां परिचर्या शूद्रस्य इति ॥ અર્થાત્-પોતે વેદોનું અધ્યયન કરવું, પુત્ર-શિષ્યાદિકોને વેદોનું અધ્યયન કરાવવું, પોતે યજ્ઞ કરવો, બીજા યજમાનની પ્રતિ ઋત્વિક્ થઇને યજ્ઞ કરાવવો, પોતે દાન દેવું અને બીજા પાસેથી દાન લેવું, એ ષટ્ કર્મ બ્રાહ્મણનાં જ હોય છે. વેદોનું અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા દાન દેવું, એ ત્રણ કર્મો ક્ષત્રિયનાં હોય છે. પરંતુ એ ત્રણે કર્મો બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યનાં સાધારણ છે. શસ્ત્રવડે પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયનો અસાધારણ સ્વધર્મ છે. આ અસાધારણ ધર્મવડે ક્ષત્રિયે પોતાનું જીવન કરવું. વેદોનું અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા દાન કરવું એ પૂર્વોક્ત ત્રણ કર્મો વૈશ્યનાં પણ છે, પરંતુ એ ત્રણે ધર્મો બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યના સાધારણ ધર્મ છે અને કૃષિ-વાણિજ્ય-પશુઓનું પાલન તથા વૃદ્ધિને વાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ (વ્યાજ વટદર) એ કર્મો વૈશ્યનાં અસાધારણ છે અને બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણે વર્ણોની સેવા કરવી, એ શૂદ્રનું કર્મ છે.

(૩) આ ચારે વર્ણોના ભિન્ન ભિન્ન ધર્મો આપસ્તંબ ઋષિએ પણ કહેલા છેઃ-चत्वारो वर्णा ब्राह्मणक्षत्रियवैश्यशूद्रास्तेषां पूर्वपूर्वो जन्मतः श्रेयान् । स्वकर्मब्राह्मणस्याध्ययनमध्यापनं यज्ञो याजनं दानं प्रतिग्रहणं एतान्येव क्षत्रियस्याध्यापनयाजनप्रतिग्रहणानीति । परिहार्य्यंयुद्धदंडाधिकानि । क्षत्रियवद्वैश्यस्य दंडयुद्धवर्जं कृषिगोरक्षवाणिज्याधिकम् । परिचर्या शूद्रस्येतरेषां वर्णानाम् ॥ અર્થાત્-બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ચાર વર્ણો કહેવાય છે. આ ચાર વર્ણોમાં, ઉત્તર-ઉત્તર વર્ણની અપેક્ષાએ કરીને પૂર્વ-પૂર્વ વર્ણ જન્મથી શ્રેષ્ઠ હોય છે; જેમ કે, ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ત્રણેની અપેક્ષાએ કરીને બ્રાહ્મણ શ્રેષ્ઠ છે; વૈશ્ય અને શૂદ્ર એ બન્નેની અપેક્ષાએ કરીને ક્ષત્રિય શ્રેષ્ઠ છે; અને શૂદ્રની અપેક્ષાએ કરીને વૈશ્ય શ્રેષ્ઠ છે. અધ્યયન-અધ્યાપન-યજ્ઞ-યાજન-દાન-પ્રતિગ્રહ એ ષટ્કર્મો બ્રાહ્મણનાં હોય છે. આ ષટ્ કર્મોવિષે અધ્યાપન-યાજન-પ્રતિગ્રહ એ ત્રણ સિવાયના અધ્યયન-યજ્ઞ-દાન એ ત્રણે કર્મો ક્ષત્રિયનાં હોય છે અને યુદ્ધ તથા દુષ્ટ જનોને દંડ, એ બે કર્મો બ્રાહ્મણ કરતાં ક્ષત્રિયનાં અધિક છે. ક્ષત્રિયની પેઠે વૈશ્યનાં પણ યુદ્ધ અને દંડ સિવાયનાં અધ્યયન-યજ્ઞ-દાન એ ત્રણ કર્મો સાધારણ હોય છે અને કૃષિ-ગૌઆદિ પશુઓનું પાલન તથા વાણિજ્ય એ કર્મો ક્ષત્રિય કરતાં વૈશ્યનાં અધિક હોય છે અને બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણ વર્ણોની સેવા કરવી, એ શૂદ્રનું કર્મ છે.

એ પ્રકારના ચાર વર્ણોના ભિન્ન ભિન્ન ધર્મો મનુ ભગવાને પણ કહેલા છેઃ-'अध्यापनमध्ययनं यजनं याजनं तथा ॥ दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ १ ॥ प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥ विषयेष्वप्रसक्तिं च क्षत्रियस्य समादिशत् ॥ २ ॥ पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥ वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ ३ ॥ एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ॥ एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥४॥ અર્થાત્-સૃષ્ટિના આદિકાળે સર્વજ્ઞ પરમેશ્વરે બ્રાહ્મણોનાં અધ્યયન-અધ્યાપન-યજન-યાજન-દાન-પ્રતિગ્રહ એ ષટ્ કર્મો કથન કરેલાં છે. પ્રજાનું રક્ષણ-દાન-યજ્ઞ-અધ્યયન-વિષયોવિષે અપ્રસક્તિ ઇત્યાદિ ધર્મો ક્ષત્રિયના કહેલા છે. પશુઓનું રક્ષણ-દાન-યજ્ઞ-વેદોનું અધ્યયન-વાણિજ્ય-

વૃદ્ધિને વાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ અને કૃષિ ઇત્યાદિ ધર્મો વૈશ્યના કહ્યા છે અને અસૂયાથી રહિત થઇને બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની શુશ્રૂષા કરવી, એ એક કર્મ શૂદ્રનું કહ્યું છે.' એ પ્રમાણે બ્રાહ્મણાદિ ચાર વર્ણોનાં કર્મો સત્ત્વાદિ ગુણોના ભેદે કરી ભિન્ન ભિન્ન થઇ રહેલાં છે. (૪૧)

અવતરણિકાઃ-તેમાં પ્રથમ બ્રાહ્મણના સ્વાભાવિક ગુણકૃત કર્મોનું કથન કરે છેઃ—

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जव एव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિક્ય-આ નવ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં બ્રાહ્મણનાં કર્મો છે. ૪૨

ટીકાઃ-અંતઃકરણનો જે નિગ્રહ છે, તેનું નામ શમ છે (૧). શ્રોત્રાદિ બાહ્ય કરણોનો જે નિગ્રહ છે, તેનું નામ દમ છે (૨). પૂર્વે સત્તરમા અધ્યાયમાં કહેલો શારીર-વાચિક-માનસ એ ત્રણ પ્રકારનો તપ જ અહીં તપ શબ્દવડે સમજવો (૩). શૌચ બાહ્ય તથા અંતરના ભેદે કરીને બે પ્રકારનો હોય છે. મૃત્તિકા-જળવડે જે શરીરની શુદ્ધિ છે તેને બાહ્ય શૌચ કહે છે અને અંતઃકરણની શુદ્ધિને અંતર શૌચ કહે છે. આ બન્ને પ્રકારનો શૌચ અહીં શૌચ શબ્દવડે સમજવો (૪). કઠોર વચનોવડે નિરાદર કરવા છતાં પણ તથા દંડાદિકોવડે તાડન કરવા છતાં પણ પુરુષના મનમાં જે ક્રોધાદિ વિકારોથી રાહિત્યપણું છે, તેનું નામ ક્ષમા છે. આ ક્ષમાનો જ અર્થ અહીં ક્ષાંતિ શબ્દવડે ગ્રહણ કરવો (૫). કુટિલતાથી રહિતપણાનું નામ આર્જવ છે (૬). ષટ્ અંગો સહિત વેદને તથા વેદના અર્થને વિષય કરનારી જે અંતઃકરણની વૃત્તિવિશેષ છે તેનું નામ જ્ઞાન છે (૭). કર્મકાંડવિષે યજ્ઞાદિ કર્મોનું જે કૌશલ છે તથા જ્ઞાનકાંડવિષે બ્રહ્મ આત્માની એકતાનો જે અનુભવ છે, તેનું નામ વિજ્ઞાન છે(૮). પૂર્વે કથન કરેલી જે સાત્ત્વિકી શ્રદ્ધા છે તેનું નામ આસ્તિક્ય છે (૯). એ પ્રકારના શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિક્ય-એ સત્ત્વગુણના સ્વભાવકૃત નવ ધર્મો બ્રહ્મકર્મ કહેવાય છે, અર્થાત્ બ્રાહ્મણ જાતિનાં કર્મ કહેવાય છે. યદ્યપિ સાત્ત્વિક અવસ્થાવિષે બ્રાહ્મણાદિ ચારે વર્ણના શમ-દમાદિ નવ ધર્મ સંભવિત હોઇ શકે છે, તથાપિ શમ-દમાદિ નવ ધર્મ બહુધા બ્રાહ્મણવિષે જ હોય છે, માટે બ્રાહ્મણ સત્ત્વસ્વભાવવાળો જ હોય છે.

અન્ય ક્ષત્રિયાદિવિષે સત્ત્વગુણની વૃદ્ધિની વશતાથી શમ-દમાદિ ધર્મ કદાચિત્ જ ઉત્પન્ન થાય છે. આ કારણથી જ અન્ય શાસ્ત્રવિષે એ શમ-દમાદિ ધર્મ બ્રાહ્મણાદિ ચાર વર્ણોના સાધારણ ધર્મરૂપ કહેલા છે. શમ-દમાદિ ધર્મ ચાર વર્ણોના સાધારણ ધર્મ છે, એ વાત વિષ્ણુ ભગવાને પણ કહી છેઃ-'क्षमा सत्यं दमः शौचं दानमिंद्रियसंयमः ॥ अहिंसा गुरुशुश्रूषा तीर्थानुसरणं दया ॥ १ ॥ आर्जवं लोभशून्यत्वं देवब्राह्मणपूजनम् ॥ अनभ्यसूया च तथा धर्मः सामान्य उच्यते ॥ २ ॥ અર્થાત્-ક્ષમા, સત્ય, દમ, શૌચ, દાન, ઇંદ્રિયોનો સંયમ, અહિંસા, ગુરુની શુશ્રૂષા, તીર્થોનું સેવન, દયા, આર્જવ, લોભથી રહિતપણું, દેવતા-બ્રાહ્મણોનું પૂજન, અસૂયા દોષથી રહિતપણું, એ સર્વ ધર્મ સામાન્ય ધર્મ કહેવાય છે, અર્થાત્ બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર એ ચારે વર્ણોના તથા બ્રહ્મચર્ય-ગૃહસ્થ-વાનપ્રસ્થ-સંન્યાસ એ ચારે આશ્રમોના સાધારણ ધર્મ કહેવાય છે.'

આ પ્રકારના સાધારણ ધર્મો બૃહસ્પતિએ નવ શ્લોકવડે કહ્યા છે. 'दया क्षमाऽनसूया च शौचानायासमंगलम् ॥ अकार्पण्यमस्पृहत्वं सर्वसाधारणानि च ॥ १ ॥ परे वा बंधुवर्गे वा मित्रे द्वेष्टरि वा

सदा ॥ आपन्ने रक्षितव्यं तु दयैषा परिकीर्तिता ॥ २ ॥ बाह्ये बाह्यात्मिके चैव दुःखे चोत्पादिते क्वचित् ॥ न कुप्यति न वा हंति सा क्षमा परिकीर्तिता ॥ ३ ॥ न गुणान् गुणिनो हन्ति स्तौति मंदगुणानपि ॥ नान्यदोषेषु रमते सानसूया प्रकीर्तिता ॥ ४ ॥ अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिर्गुणैः ॥ स्वधर्मे च व्यवस्थानं शौचमेतत्‌ प्रकीर्तितम् ॥ ५ ॥ शरीरं पीड्यते येन शुभेनापि कर्मणा ॥ अत्यन्तं तत्र कर्तव्यमनायासः स उच्यते ॥ ६ ॥ प्रशस्ताचरणं नित्यमप्रशस्तविसर्जनम् ॥ एतद्धि मंगलं प्रोक्तं मुनिभिस्तत्त्वदर्शिभिः ॥ ७ ॥ स्तोकादपि प्रदातव्यमदीनेनांतरात्मना ॥ अहन्यहनि यत्किंचिदकार्पण्यं हि तत्स्मृतम् ॥ ८ ॥ यथोत्पन्नेन संतोषः कर्तव्यो ह्यर्थवस्तुना ॥ परस्यार्चितयित्वार्थं सास्पृहा परिकीर्तिता ॥ ९ ॥ જેમાં કહ્યું છે કે દયા ક્ષમા, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય, અસ્પૃહા, એ આઠ ધર્મો ચાર વર્ણોને તથા ચાર આશ્રમોના સાધારણ ધર્મો છે ૧. બીજા શ્લોકમાં દયાનું સ્વરૂપ કહ્યું છે. આપત્તિને પ્રાપ્ત થયેલો જે કોઇ અન્ય પ્રાણી છે, પોતાનો બંધુવર્ગ છે, પોતાનો મિત્ર છે અથવા પોતાનો દ્વેષકર્ત્તા શત્રુ છે, તે સર્વેનું આપત્તિમાંથી જે રક્ષણ કરવું તેનું નામ દયા છે ૨. ત્રીજા શ્લોકમાં ક્ષમાનું સ્વરૂપ કહ્યું છે. પોતાના આરબ્ધકર્મની વશતાથી બાહ્ય આધિભૌતિક દુઃખ પ્રાપ્ત થતાં, આધ્યાત્મિક દુઃખ પ્રાપ્ત થતાં, તે દુઃખોના ઉત્પાદક શત્રુ વગેરે પ્રાપ્ત થતાં, પુરુષ જે વડે ક્રોધ કરતો નથી તથા તેમને હણતો નથી, તે ક્ષમા કહેવાય છે ૩. ચોથા શ્લોકમાં અનસૂયાનું સ્વરૂપ કહ્યું છે. પુરુષ જે વડે ગુણી પુરુષોના ગુણોનું હનન કરતો નથી તથા અન્ય પુરુષના અલ્પ ગુણોની પણ સ્તુતિ કરે છે તથા અન્ય પુરુષોના દોષોના કથનવિષે પ્રીતિમાન્ થતો નથી, તે અનસૂયા કહેવાય છે ૪. હવે પાંચમા શૌચનું કથન કરે છે. માંસ-મદિરાદિ અભક્ષ્ય વસ્તુઓનો જે પરિત્યાગ છે, વિદ્યાદિ ગુણવાળા પુરુષોનો જે સમાગમ છે તથા પોતાના ધર્મવિષે જે સ્થિતિ છે, એને શૌચ કહે છે ૫. હવે છઠ્ઠા શ્લોકમાં અનાયાસનું સ્વરૂપ કહ્યું છે. જે શુભ કર્મવડે પણ શરીર અત્યંત પીડાને પ્રાપ્ત થાય, એવું શુભ કર્મ પણ પુરુષે કરવું નહિ, તે અનાયાસ કહેવાય છે ૬. હવે સાતમા શ્લોકમાં મંગલનું સ્વરૂપ કહ્યું છે. શાસ્ત્રવિહિત શ્રેષ્ઠ આચરણો જે સર્વદા કરવાં તથા શાસ્ત્રનિષિદ્ધ અશ્રેષ્ઠ આચરણોનો જે સર્વદા પરિત્યાગ છે, એને જ તત્ત્વવેત્તા મુનિજનો મંગલ કહે છે ૭. હવે આઠમા શ્લોકમાં અકાર્પણ્યનું સ્વરૂપ કહ્યું છે. પોતાના ગૃહવિષે જે અન્ન-ધનાદિ પદાર્થો અલ્પ પણ હોય, તે અલ્પ પદાર્થથી પણ દીનતાથી રહિત મનવડે દિવસે દિવસે અતિથિ-બ્રાહ્મણોની પ્રત્યે યત્કિંચિત્ અન્નાદિ પદાર્થો દેવા, એને અકાર્પણ્ય કહે છે ૮. હવે નવમા શ્લોકમાં અસ્પૃહાનું સ્વરૂપ કહ્યું છે. પરના અર્થનું ચિંતન ન કરીને પુરુષ, આરબ્ધની વશતાથી પ્રાપ્ત થયેલા ધનાદિ પદાર્થોવડે, જે સંતોષ પામે છે, તે અસ્પૃહા કહેવાય છે.'૯

દયાથી લઇને અસ્પૃહા સૂધીના આઠ ગુણો ગૌતમઋષિએ આત્માના ગુણરૂપે કહ્યા છેઃ- 'अथाष्टावात्मगुणाः दया सर्वभूतेषु क्षांतिरनसूयाशौचमनायासो मंगलमकार्पण्यमस्पृहा इति ॥ અર્થાત્-સર્વ ભૂતોવિષે દયા, ક્ષાંતિ, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય, અસ્પૃહા એ આઠ આત્માના ગુણો છે.'

આ પ્રકારના સાધારણ ધર્મ મહાભારતવિષે પણ કહેલા છે. જેમાં કહ્યું છે કેઃ-"सत्यं दमस्तपः शौचं संतोषो ह्रीः क्षमाऽर्जवम् ॥ ज्ञानं शमो दया ध्यानमेष धर्मः सनातनः ॥ सत्यं भूतहितं प्रोक्तं मनसो दमनं दमः ॥ तपः स्वधर्मवर्तित्वं शौचं संकरवर्जनम् ॥ २ ॥ संतोषो विषयत्यागो ह्रीरकार्यनिवर्तनम् । क्षमाद्वंद्वसहिष्णुत्वमार्जवं समचित्तता ॥ ३ ॥ ज्ञानं तत्त्वार्थसंबोधः शमश्चित्तप्रशांतता ॥ दया भूतहितैषित्वं ध्यानं निर्विषयं मनः ॥ ४ ॥ અર્થાત્-સત્ય, દમ, તપ, શૌચ, સંતોષ, હ્રી, ક્ષમા, આર્જવ, જ્ઞાન, શમ, દયા, ધ્યાન એ સર્વ બ્રાહ્મણાદિ ચાર વર્ણોના સાધારણ સનાતન ધર્મો છે ૧૦. હવે

ત્રણ શ્લોકોવડે યથાક્રમે સત્યાદિકોનું સ્વરૂપ કહ્યું છે. સર્વ ભૂતોનું જે હિત કરવું, તેનું નામ સત્ય છે; મનનો જે નિગ્રહ છે, તેનું નામ દમ છે; પોતાના ધર્મવિષે જે વર્ત્તવું તેનું નામ તપ છે, વર્ણસંસ્કારનો જે પરિત્યાગ તેનું નામ શૌચ છે૨. વિષયોનો જે પરિત્યાગ તેનું નામ સંતોષ છે, શાસ્ત્રનિષિદ્ધ કર્મમાંથી જે નિવૃત્તિ તેનું નામ હ્રી છે, શીત–ઉષ્ણાદિ દ્વન્દ્વ ધર્મોને સહન કરવાનો જે સ્વભાવ છે તેનું નામ ક્ષમા છે, સમચિત્તપણાનું નામ આર્જવ છે. ૩ તત્ત્વાર્થનો જે સમ્યક્ બોધ છે તેનું નામ જ્ઞાન છે, ચિત્તની જે પ્રશાંતતા છે તેનું નામ શમ છે, સર્વ ભૂતોના હિતની જે ઈચ્છા છે તેનું નામ દયા છે તથા વિષયોની વાસનાથી રહિત જે મન છે તેનું નામ ધ્યાન છે"

આ પ્રકારના સાધારણ ધર્મ દેવલ ઋષિએ પણ કહેલા છેઃ–" शौचं दानं तपः श्रद्धा गुरुसेवा क्षमा दया ॥ विज्ञानं विनयः सत्यमिति धर्मसमुच्चयः ॥ १ ॥ व्रतोपवासनियमैः शरीरोत्तापनं तपः ॥ प्रत्ययो धर्मकार्येषु तथा श्रद्धेत्युदाहृता ॥ २ ॥ नास्ति ह्यश्रद्दधानस्य कर्म कृत्यप्रयोजनम् ॥ यत्पुनर्वैदिकीनां च लौकिकीनां च सर्वशः ॥ ३ ॥ ॥ धारणं सर्वविद्यानां विज्ञानमिति कीर्त्यते ॥ विनयं द्विविधं प्राहुः शश्वद्दमशमाविति ॥ ४ ॥ અર્થાત્–શૌચ, દાન, તપ, શ્રદ્ધા, ગુરુસેવા, ક્ષમા, દયા, વિજ્ઞાન, વિનય, સત્ય એ સાધારણ ધર્મોનો સમુચ્ચય છે. તેમાં વ્રત, ઉપવાસ તથા નિયમોવડે જે શરીરનું શોષણ છે તેનું નામ તપ છે. ધર્મકાર્યોવિષે જે ચિત્તની સાવધાનતા છે તેનું નામ શ્રદ્ધા છે; શ્રદ્ધાથી રહિત પુરુષને કોઈ પણ કર્મનું ફળ પ્રાપ્ત થતું નથી, માટે જે જે કાર્ય કરવું તે શ્રદ્ધાપૂર્વક જ કરવું. લૌકિક સર્વ વિદ્યાઓનું તથા વૈદિક સર્વ વિદ્યાઓનું જે ધારણ છે તેનું નામ વિજ્ઞાન છે તથા શમ અને દમ એ બે પ્રકારનો વિનય કહ્યો છે." બીજા સર્વ ધર્મોનું વ્યાખ્યાન પૂર્વે કરવામાં આવી ગયું છે, તેથી તે ધર્મોનાં પ્રતિપાદક વચનો અહીં લખ્યાં નથી.

આ સર્વથી એ અર્થ સિદ્ધ થયો કે, શમ–દમાદિધર્મ જે પુરુષવિષે પ્રાપ્ત થાય છે, તે પુરુષ જાતિવડે શૂદ્ર હોવા છતાં પણ શમ–દમાદિ લક્ષણોવડે બ્રાહ્મણરૂપ જ જાણવા યોગ્ય છે અને શમ–દમાદિ ધર્મ જે પુરુષવિષે પ્રાપ્ત થયેલા નથી, તે પુરુષ જાતિવડે બ્રાહ્મણ હોવા છતાં પણ શમ–દમાદિ ધર્મોના અભાવવડે શૂદ્રરૂપ જ જાણવા યોગ્ય છે. આ કારણથી જ મહાભારતના આરણ્યક પર્વમાં સર્પભાવને પ્રાપ્ત થયેલા નહુષ રાજાની પ્રત્યે યુધિષ્ઠિરે આ વચનો કહ્યાં છેઃ–"सत्यं दानं क्षमा शीलमानृशस्यं तपो घृणा । दृश्यंते यत्र नागेंद्र स ब्राह्मण इति स्मृतः ॥ यत्रैतल्लक्ष्यते सर्पवृत्तं स ब्राह्मणः स्मृतः । यत्रैतन्न भवेत्सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥ અર્થાત્–હે નાગેન્દ્ર ! સત્ય, દાન, ક્ષમા, શીલ, ક્રૂર ભાવથી રહિતપણું, તપ, દયા એ સર્વ ધર્મ જે પુરુષવિષે જોવામાં આવે છે, તે પુરુષને બ્રાહ્મણ જ જાણવો. હે સર્પ ! આ સત્યાદિ ધર્મ જે પુરુષવિષે વિદ્યમાન નથી, તે પુરુષને શૂદ્ર જ જાણવો."

આથી એ અર્થ સિદ્ધ થયો કે, આ શ્લોકમાં જે શમ–દમાદિ ધર્મો કહ્યા છે, તે સર્વે ધર્મ દૈવી સંપત્‌રૂપ છે. દૈવી સંપત્ પૂર્વે સોળમા અધ્યાયમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવેલ છે. શમ–દમાદિરૂપ દૈવી સંપત્ બ્રાહ્મણને તો સ્વભાવસિદ્ધ છે અને ક્ષત્રિય વૈશ્યાદિકોને નૈમિત્તિક છે. તેથી અહીં કિંચિત્ માત્ર પણ વિરોધ થતો નથી અને બ્રાહ્મણના યજન–અધ્યાપન–પ્રતિગ્રહ ઇત્યાદિ અસાધારણ ધર્મ તો સ્મૃતિઓમાં પ્રસિદ્ધ જ છે. (૪૨)

અવતરણિકાઃ–હવે, ક્ષત્રિયના ગુણ સ્વભાવકૃત કર્મોનું કથન કરે છે —

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

શ્લોકાર્થઃ-શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષ્ય, યુદ્ધમાં પણ અપલાયન, દાન, તથા ઈશ્વરભાવ, આ સર્વ સ્વભાવજન્ય ક્ષત્રિય જાતિનાં વિહિત કર્મો છે. ૪૩

ટીકાઃ-અત્યંત બળવાન્ પુરુષોને પણ પ્રહાર કરવા વિષે પ્રવૃત્તિરૂપ જે વિક્રમ છે, તેનું નામ શૌર્ય છે. અન્ય શત્રુઓવડે પરાભવ નહિ પામવારૂપ જે પ્રાગલ્ભ્ય છે તેનું નામ તેજ છે. મહાન્ વિપત્તિ પ્રાપ્ત થવા છતાં પણ દેહ-ઈંદ્રિયરૂપ સંઘાતનો જે અવ્યાકુલીભાવ છે તેનું નામ ધૃતિ છે. શીઘ્ર ઉત્પન્ન થયેલાં કાર્યોવિષે પણ વ્યામોહથી રહિત થઈને પ્રવૃત્તિરૂપ જે દક્ષભાવ છે તેનું નામ દાક્ષ્ય છે. યુદ્ધવિષે મહાન્ શસ્ત્રોનો પ્રહાર થવા છતાં પણ યુદ્ધમાંથી જે પાછળ ન હઠવું, તેનું નામ અપલાયન છે. સંકોચથી રહિત થઈને સુવર્ણ-ગૌ-ગૃહ-અન્ન-ભૂમિ ઇત્યાદિ ધનવિષે પોતાના મમત્વનો પરિત્યાગ કરીને જે બ્રાહ્મણાદિકોના મમત્વનું આપાદન છે, તેનું નામ દાન છે. પ્રજાનું પાલન કરવા વાસ્તે પોતાના ભૃત્યાદિકોની સમીપ પોતાની પ્રભુશક્તિનું જે પ્રકટીકરણ છે, તેનું નામ ઈશ્વરભાવ છે, અથવા શાસ્ત્રનિષિદ્ધ માર્ગવિષે પ્રવૃત્ત થનારા દુષ્ટ પ્રાણીઓનું નિયમન કરવાની જે શક્તિ છે તેનું નામ ઈશ્વરભાવ છે. હે અર્જુન ! આ શૌર્યથી લઇને ઈશ્વરભાવ સુધીનાં સર્વ કર્મો ક્ષત્રિય જાતિનાં શાસ્ત્રવિહિત કર્મો છે. આ કર્મો સ્વભાવજ છે, અર્થાત્ જેનાવિષે સત્ત્વગુણ ગૌણ છે એવા પ્રધાનભૂત રજોગુણના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં છે. (૪૩)

અવતરણિકાઃ-હવે, વૈશ્ય અને શૂદ્ર એ એના ગુણસ્વભાવકૃત કર્મોનું કથન કરે છેઃ—

**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम्**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

શ્લોકાર્થઃ-કૃષિ, ગાયોનું રક્ષણ તથા વ્યાપાર આ સ્વભાવજન્ય વૈશ્યનાં કર્મો છે તથા શૂદ્રને દ્વિજ પુરુષોની સેવારૂપ સ્વભાવજન્ય કર્મ છે. ૪૪

ટીકાઃ-વ્રીહિ-યવાદિ અન્નોની ઉત્પત્તિ જે ભૂમિકાવિલેખન છે તેનું નામ કૃષિ છે. ગૌઆદિ પશુઓનું જે પાલન છે તેનું નામ ગોરક્ષા છે. અન્નાદિ પદાર્થોના ક્રયવિક્રયરૂપ જે વ્યાપાર છે તેનું નામ વાણિજ્ય છે. વૃદ્ધિવાસ્તે ધનના પ્રયોગરૂપ કુસીદ (વ્યાજવટાવ્હર) નો પણ વાણિજ્યવિષે જ અંતર્ભાવ જાણવો. એ ત્રણે વૈશ્ય જાતિનાં કર્મ છે. આ કર્મ સ્વભાવજ છે, અર્થાત્ જેનાવિષે તમોગુણ ગૌણ છે એવા પ્રધાનભૂત રજોગુણના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં છે.

હવે શૂદ્રના ગુણસ્વભાવકૃત કર્મનું કથન કરે છેઃ-परिचर्यात्मकं इति ॥ બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણે વર્ણોનું નામ દ્વિજાતિ છે. એવા દ્વિજાતિ પુરુષોની શુશ્રૂષારૂપ કર્મ શૂદ્ર જાતિનું સ્વભાવજન્ય કર્મ છે અર્થાત્ જેનાવિષે રજોગુણ ગૌણ છે એવા પ્રધાનભૂત તમોગુણના સ્વભાવથી ઉત્પન્ન થયેલું છે. (૪૪)

પૂર્વે शमो दमस्तपः शौचं ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે બ્રાહ્મણાદિ ચાર વર્ણોના સ્વભાવજન્ય ગૌણ ધર્મો કહ્યા. આ ગૌણ ધર્મોથી ભિન્ન બીજા પણ ધર્મો શાસ્ત્રોમાં કહેલા છે. તે ધર્મો ભવિષ્યપુરાણમાં આ પ્રમાણે કહેલા છેઃ-'धर्मः श्रेयः समुद्दिष्टं श्रेयोऽभ्युदयलक्षणम् । स तु पंचविधः प्रोक्तो वेदमूलः सनातनः ॥ १ ॥ वर्णधर्मः स्मृतस्त्वेक आश्रमाणामतः परम् । वर्णाश्रमस्तृतीयस्तु गौणो नैमित्तिकस्तथा ॥ २ ॥ वर्णत्वमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ॥ वर्णधर्मः स उक्तस्तु यथोपनयनं नृप ॥ ३ ॥ यस्त्वाश्रमं समाश्रित्य अधिकारः प्रवर्तते ॥ स खल्वाश्रमधर्मः स्याद्भिक्षादंडादिको यथा ॥ ४ ॥ वर्ण-

त्वमाश्रमत्वं च योऽधिकृत्य प्रवर्तते ॥ स वर्णाश्रमधर्मस्तु मौंजाद्या मेखला यथा ॥ ५ ॥ यो गुणेन प्रवर्तेत गुणधर्मः स उच्यते ॥ यथा मूर्धाभिषिक्तस्य प्रजानां परिपालनम् ॥ ६ ॥ निमित्तमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ॥ नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥ ७ ॥ઇત્યાદિ શ્લોકોનો અર્થ આ પ્રમાણે છેઃ–શાસ્ત્રવિહિત ધર્મ જ પુરુષના શ્રેયનું સાધન હોવાથી શ્રેયરૂપ કહ્યો છે. આં શ્રેય સ્વર્ગાદિ અભ્યુદયરૂપ છે. આ પ્રકારનો શ્રેયરૂપ ધર્મ શાસ્ત્રવેત્તા પુરુષોએ-પાંચ પ્રકારનો કહ્યો છે. જેનું મૂળ વેદ છે એવો તે ધર્મ છે. આ કારણથી જ ધર્મ સનાતન છે (૧). એક વર્ણધર્મ છે, બીજો આશ્રમધર્મ છે, ત્રીજો વર્ણાશ્રમધર્મ છે, ચોથો ગૌણ ધર્મ છે અને પાંચમો નૈમિત્તિક ધર્મ છે (૨). બ્રાહ્મણાદિરૂપ માત્ર એક વર્ણનો આશ્રય કરીને જે ધર્મ પ્રવર્ત્તક થાય છે, તે વર્ણધર્મ કહેવાય છે; જેમકે ઉપનયનરૂપ ધર્મ બ્રાહ્મણાદિરૂપ વર્ણમાત્રનો આશ્રય કરીને પ્રવર્ત્તક થાય છે, તેથી તે ઉપનયનરૂપ ધર્મ વર્ણધર્મ કહેવાય છે (૩). જે ધર્મ કેવળ આશ્રમનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તે આશ્રમધર્મ કહેવાય છે; જેમકે ભિક્ષા–દંડાદિરૂપ ધર્મ આશ્રમનો આશ્રય કરીને જ પ્રવૃત્ત થાય છે, તેથી તે ભિક્ષા દંડાદિરૂપ ધર્મ આશ્રમધર્મ કહેવાય છે (૪). જે ધર્મ વર્ણનો તથા આશ્રમનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તે ધર્મ વર્ણાશ્રમધર્મ કહેવાય છે; જેમકે મૌંજાદિ મેખલારૂપ ધર્મ વર્ણનો તથા આશ્રમનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તેથી તે મૌંજાદિ મેખલારૂપ ધર્મ વર્ણાશ્રમધર્મ કહેવાય છે (૫). જે ધર્મ કોઈ ગુણનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે તે ધર્મ ગૌણ ધર્મ કહેવાય છે; જેમકે રાજ્યાભિષેકને પ્રાપ્ત થયેલા ક્ષત્રિયનો પ્રજાઓના પાલનરૂપ ધર્મ ગુણનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તેથી તે પ્રજાના પાલનરૂપ ધર્મ ગૌણ ધર્મ કહેવાય છે (૬). અને જે ધર્મ કેવળ નિમિત્ત માત્રનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તે ધર્મ નૈમિત્તિક ધર્મ કહેવાય છે; જેમકે પાપની નિવૃત્તિ વાસ્તે કરેલો પ્રાયશ્ચિત્તરૂપ જે ધર્મ છે, તે ધર્મ પાપરૂપ નિમિત્તનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે, તેથી તે પ્રાયશ્ચિત્તરૂપ ધર્મ નૈમિત્તિક ધર્મ કહેવાય છે.'

હારીત ઋષિએ ચાર પ્રકારનો ધર્મ કહેલો છેઃ 'अथाश्रमिणां पृथक्धर्मो विशेषधर्मः समानधर्मः कृत्स्नधर्मश्चेति અર્થાત્–આશ્રમી પુરુષોનો એક તો પૃથક્ ધર્મ હોય છે, બીજો વિશેષ ધર્મ હોય છે, ત્રીજો સમાન ધર્મ હોય છે અને ચોથો કૃત્સ્ન ધર્મ હોય છે.' જે ધર્મનું એક જ આશ્રમવિષે પૃથક્ પૃથક્ અનુષ્ઠાન કરવામાં આવે છે, તે ધર્મ પૃથક્ ધર્મ કહેવાય છે; જેમકે બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શૂદ્ર એ ચાર વર્ણોનો પોતપોતાનો ધર્મ હોય છે.' જે ધર્મનું પોતપોતાના આશ્રયવિષે જ અનુષ્ઠાન કરવામાં આવે છે, તે ધર્મ વિશેષ ધર્મ કહેવાય છે. જેમકે બ્રહ્મચારી–ગૃહસ્થ–વાનપ્રસ્થ–સંન્યાસી એ ચારે આશ્રમીઓનો પોતપોતાનો ધર્મ છે. જે ધર્મ ચારે વર્ણોનો તથા ચારે આશ્રમોનો સમાન ધર્મ છે, તે ધર્મ સમાન ધર્મ કહેવાય છે.

ચારે વર્ણોના ધર્મ મહાભારતમાં આ પ્રમાણે કહ્યા છેઃ–'आनृशंस्यमहिंसा चाप्रमादः संविभागिता। श्राद्धकर्मातिथेयं च सत्यमक्रोध एव च। स्वेषु दारेषु संतोषः शौचं नित्यानसूयता ॥ आत्मज्ञानं तितिक्षा च धर्मः साधारणो नृप ॥२॥ અર્થાત્–ક્રૂરભાવથી રહિતપણું, અહિંસા, અપ્રમાદ, ભૂતોની પ્રત્યે અન્નાદિકોનો વિભાગ દેવો, શ્રાદ્ધ કર્મ, ગૃહવિષે પ્રાપ્ત થયેલા અતિથિનું સન્માન, સત્ય, અક્રોધ, સ્વસ્ત્રીઓવિષે સંતોષ, શૌચ, અસૂયાથી રહિતપણું, આત્મજ્ઞાન, તિતિક્ષા, એ ચારે વર્ણોના સાધારણ ધર્મો છે.' સર્વ આશ્રમોના સાધારણ ધર્મો તો પૂર્વે शमो दमस्तपः शौचम् એ શ્લોકનાં વ્યાખ્યાનવિષે કહેવામાં આવ્યા છે. મોક્ષના હેતુભૂત આત્મજ્ઞાનની ઉત્પત્તિના પ્રતિબન્ધક પ્રત્યવાયોની નિવૃત્તિ કરવા વાસ્તે જ નિષ્કામ કર્મોનું અનુષ્ઠાન છે. આ કૃત્સ્ન ધર્મ કહેવાય છે. એ પ્રમાણે હારિત ઋષિએ ચાર પ્રકારના ધર્મ કહ્યા છે.

શાસ્ત્રોવિષે જેમ ચાર જ વર્ણો કહ્યા છે, તેમ શાસ્ત્રોવિષે આશ્રમ પણ ચાર જ કહ્યા છે. ગૌતમ કહે છે કે तस्याश्रमविकल्पमेके ब्रुवते ब्रह्मचारी गृहस्थो भिक्षुर्वैखानस इति ॥ વેદવેત્તા પુરુષ અધિકારી પુરુષને બ્રહ્મચારી ગૃહસ્થ-ભિક્ષુ-વૈખાનસ એ ચાર પ્રકારનો આશ્રમ વિકલ્પરૂપે કહે છે. અહીં 'ભિક્ષુ' શબ્દવડે સંન્યાસીનો અર્થ સમજવો અને 'વૈખાનસ' શબ્દવડે વાનપ્રસ્થનો અર્થ સમજવો. આ પ્રકારના ચાર આશ્રમો, આપસ્તંબ ઋષિએ પણ કહેલા છેઃ चत्वार आश्रमा गार्हस्थ्यमाचार्यकुलं मौनं वानप्रस्थमिति तेषु सर्वेषु यथोपदेशमव्यग्रो वर्तमानः क्षेमं गच्छति इति ॥ અર્થાત્-ગાર્હસ્થ્ય, આચાર્યકુલ, મૌન, વાનપ્રસ્થ એ ચાર જ આશ્રમ હોય છે. એ ચારેથી ભિન્ન પાંચમો કોઇ આશ્રમ હોતો નથી. અહીં गार्हस्थ्यम् એ શબ્દવડે ગૃહસ્થ આશ્રમનો અર્થ ગ્રહણ કરવો. आचार्यकुलम् એ શબ્દવડે બ્રહ્મચર્યાશ્રમનો અર્થ ગ્રહણ કરવો. मौनम् એ શબ્દવડે સંન્યાસ આશ્રમનો અર્થ ગ્રહણ કરવો. આ ચાર આશ્રમોમાં જે જે આશ્રમની પ્રત્યે શાસ્ત્રે જે જે ધર્મો વિધાન કરેલા છે, તે તે આશ્રમવિષે રહીને અધિકારી પુરુષ, તે તે ધર્મોનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરી, શુભગતિને પ્રાપ્ત થાય છે. આ પ્રકારના ચાર આશ્રમો વસિષ્ઠ મુનિએ પણ કહેલા છે. चत्वार आश्रमा ब्रह्मचारिगृहस्थवानप्रस्थपरिव्राजका इति ॥ અર્થાત્-બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, તથા પરિવ્રાજક એ ચાર જ આશ્રમ હોય છે. અહીં परिव्राजक શબ્દવડે સંન્યાસીનો અર્થ ગ્રહણ કરવો.

આ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રોમાં જેમ ચાર વર્ણાશ્રમો કહ્યા છે, તેમ ચાર વર્ણોના-આશ્રમોના પૃથક્ પૃથક્ ધર્મો પણ કહ્યા છે. તેમ જ અજ્ઞાની પુરુષોની પ્રત્યે તે વર્ણાશ્રમ-ધર્મોનું યથાયોગ્ય ફળ પણ શાસ્ત્રોમાં કહ્યું છે. મનુ ભગવાને પણ વર્ણાશ્રમધર્મોનું ફળ કહ્યું છેઃ-'श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ અર્થાત્-શ્રુતિ-સ્મૃતિવડે વિધાન કરેલો જે વર્ણાશ્રમનો ધર્મ છે, તે ધર્મનું અનુષ્ઠાન કરનાર પુરુષ આ લોકવિષે કીર્તિને પ્રાપ્ત થાય છે અને મરણની પછી સ્વર્ગાદિ ઉત્તમ સુખને પ્રાપ્ત થાય છે.' ધર્મનું ફળ આપસ્તંબ ઋષિએ પણ કહ્યું છેઃ सर्ववर्णानां स्वधर्मानुष्ठानेन परमपरिमितं सुखं ततः-परिवृत्तौ कर्मफलशेषेण जातिं रूपं वर्णं बलं वृत्तं मेधां प्रज्ञां द्रव्याणि धर्मानुष्ठानमिति प्रतिपद्यन्ते ॥ અર્થાત્-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચારે વર્ણોને, પોતપોતાના ધર્મના અનુષ્ઠાને કરી, ઉત્કૃષ્ટ અપરિમિત સ્વર્ગાદિ સુખ પ્રાપ્ત થાય છે. આ સ્વર્ગાદિ સુખને ભોગવી જ્યારે કર્મી પુરુષોની પુનઃ આ ભૂમિલોકવિષે આવૃત્તિ થાય છે, ત્યારે બાકી રહેલા કર્મશેષવડે કર્મી પુરુષો આ લોકમાં જાતિને, રૂપને, વર્ણને, બળને, વૃત્તને, મેધાને, પ્રજ્ઞાને, દ્રવ્યોને તથા ધર્માનુષ્ઠાનને પ્રાપ્ત થાય છે. આ પ્રકારનું ધર્મનું ફળ ગૌતમ ઋષિએ પણ કહ્યું છેઃ-वर्णाश्रमाश्च धर्मनिष्ठाः प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्टदेशजातिकुलरूपायुःश्रुतवृत्तवित्तसुखमेधसो जन्म प्रतिपद्यन्ते विष्वंचो विपरीता नश्यन्ति ॥ અર્થાત્-બ્રાહ્મણાદિ ચાર વર્ણો, બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમો તથા પોતપોતાના ધર્મવિષે નિષ્ઠાવાળા થયેલા મનુષ્યો, મરણ પછી સ્વર્ગાદિ લોકોવિષે, કિંચિત્ કર્મોના સુખરૂપ ફળનો અનુભવ કરીને, ત્યાર પછી પરિશેષ રહેલા કર્મવડે શ્રેષ્ઠ દેશ, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, સુંદર રૂપ, આયુષ, વેદોનું અધ્યયન, વૃત્ત, વિત્ત, સુખ, મેધા ઇત્યાદિ ગુણોથી યુક્ત જન્મને પ્રાપ્ત થાય છે અને શાસ્ત્રનિષિદ્ધ માર્ગવિષે પ્રવૃત્ત થનારા પાપિષ્ઠ પુરુષો તો નરકાદિકોવિષે જન્મને પ્રાપ્ત થઇને વિનાશને જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ પાપી પુરુષો કૃમિ-કીટાદિ ભાવવડે સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થાય છે.

આ પ્રકારનું ધર્મનું ફળ હારીત ઋષિએ પણ કહ્યું છેઃ-'काम्यैः केचिद्यज्ञदानैस्तपोभिर्जित्वा लोकान्पुनरायांति जन्म ॥ कामैर्मुक्ताः सत्ययज्ञाः सुदानास्तपोनिष्ठा अक्षयान्यांति लोकान् ॥ અર્થાત્-કોઇ

સકામ પુરુષ, કામ્ય યજ્ઞ તથા દાનોવડે તેમ જ કામ્ય તપવડે સ્વર્ગાદિ લોકોને પ્રાપ્ત થઈને પુનઃ આ મનુષ્યલોકવિષે જન્મને પ્રાપ્ત થાય છે અને કામોવડે મુક્ત થયેલા, સત્યરૂપ યજ્ઞવાળા, શ્રેષ્ઠ દાનવાળા તથા તપવિષે નિષ્ઠાવાળા એવા કોઈ નિષ્કામ પુરુષો અક્ષય લોકોને પ્રાપ્ત થાય છે.' અહીં કામનાના સદ્ભાવથી તથા કામનાના અસદ્ભાવથી ફળનો ભેદ દર્શાવ્યો છે.

ભવિષ્યપુરાણમાં આ કર્મોનું ફળ નીચે પ્રમાણે કહ્યું છેઃ-'फलं विनाप्यनुष्ठानं नित्यानामिष्यते स्फुटम् ॥ काम्यानां स्वफलार्थं तु दोषघातार्थमेव तु ॥ १ ॥ नैमित्तिकानां करणे त्रिविधं कर्मणां फलम् ॥ क्षयं केचिदुपात्तस्य दुरितस्य प्रचक्षते ॥ २ ॥ अनुत्पत्तिं तथा चान्ये प्रत्यवायस्य मन्वते ॥ नित्यां क्रियां तथा चान्ये आनुषंगफलां विदुः ॥ ३ ॥ અર્થાત્-અગ્નિહોત્ર-સન્ધ્યોપાસનાદિ નિત્ય કર્મોનું ફળવિના પણ અનુષ્ઠાન કરવામાં આવે છે, જ્યોતિષ્ટોમાદિ કામ્ય કર્મોનું સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિવાસ્તે જ અનુષ્ઠાન કરવામાં આવે છે અને નૈમિત્તિક કર્મોનું દોષની નિવૃત્તિ વાસ્તે જ અનુષ્ઠાન કરવામાં આવે છે.' એ પ્રમાણે કર્મોનું ત્રણ પ્રકારનું ફળ હોય છે. કોઈ ઋષિઓ, કરેલાં પાપકર્મોના નાશને જ નિત્ય કર્મોનું ફળ માને છે અને બીજા કોઈ ઋષિઓ પ્રત્યવાયની અનુત્પત્તિને નિત્ય કર્મોનું ફળ માને છે. અન્ય કોઈ આપસ્તંબાદિ ઋષિ તો નિત્ય કર્મોના સ્વર્ગાદિરૂપ આનુષંગિક ફળનો જ અંગીકાર કરે છે. આ આનુષંગિક ફળ तद्यथाम्रे फलार्थे निर्मिते ઇત્યાદિ વચનવડે પૂર્વે કહેવામાં આવેલ છે. त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति, प्रथमस्तप एव, द्वितीयो ब्रह्मचर्याचार्यकुलवासी, तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन्निति ॥ આ શ્રુતિએ ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા બ્રહ્મચારી એ ત્રણ આશ્રમોનું કથન કરી, सर्व एते पुण्यलोका भवंति ॥ એ વચનવડે ત્રણે આશ્રમોનો તથા અન્તઃકરણની શુદ્ધિનો અભાવ થતાં, મોક્ષની અપ્રાપ્તિનું કથન કરી, તથા ત્યાર પછી શુદ્ધ અંતઃકરણવાળા ત્રણે આશ્રમોને પરિવ્રાજકભાવવડે જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ થતાં, મોક્ષની પ્રાપ્તિનું ब्रह्मसंस्थोऽमृतत्वमेति ॥ એ વચનવડે કથન કર્યું છે. (૪૪)

અવતરણિકાઃ-આ પ્રકારની વ્યાખ્યા સિદ્ધ થતાં, જે મોક્ષની ઇચ્છાવાળો બ્રહ્મચારી, ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી તથા ભગવદર્પણ બુદ્ધિવડે શાસ્ત્રવિહિત પોતાના વર્ણાશ્રમનાં કર્મો કરે છે, તે મુમુક્ષુ બ્રહ્મચારી, ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ અવશ્ય સંસિદ્ધિને પ્રાપ્ત થાય છે. એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥**

શ્લોકાર્થઃ-પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાન્ પુરુષ જે પ્રકારે કરી સંસિદ્ધિને પ્રાપ્ત થાય છે તે પ્રકારને તું શ્રવણ કર. ૪૫

ટીકાઃ-હે અર્જુન ! શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રે વર્ણાશ્રમની પ્રત્યે જે જે કર્મનું વિધાન કર્યું છે, તે તે પોતપોતાના કર્મવિષે અભિરત થયેલો પુરુષ અર્થાત્ પોતપોતાના કર્મના સમ્યક્ અનુષ્ઠાનને પરાયણ થયેલો વર્ણાશ્રમનો અભિમાની પુરુષ સંસિદ્ધિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ દેહ-ઇંદ્રિયરૂપ સંઘાતની અશુદ્ધિનો ક્ષય કરી સમ્યક્ જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. વેદોવિષે સર્વ કર્મકાંડનો, વર્ણાશ્રમનો અભિમાની મનુષ્ય જ અધિકારી હોય છે. દેવાદિકોવિષે આ વર્ણાશ્રમનું અભિમાન નથી, તેથી કર્મકાંડવડે પ્રતિપાદિત વર્ણાશ્રમના ધર્મોવિષે દેવાદિકોને અધિકાર નથી. આ અર્થનું બોધન કરવા વાસ્તે અહીં શ્રીભગવાને મનુષ્યનો વાચક નરઃ એ શબ્દ કહ્યો છે અને વર્ણાશ્રમના અભિમાનની અપેક્ષાથી રહિત સગુણ બ્રહ્મની

ટીકા:–હે અર્જુન ! પૂર્વોક્ત સ્વભાવવડે ઉત્પન્ન થયેલું સ્વવર્ણાશ્રમનું કર્મ સદોષ પણ હોય અર્થાત્ શાસ્ત્રવિહિત હિંસારૂપ દોષવડે યુક્ત પણ હોય, તો પણ એવા સદોષ હોવા છતાં પણ જ્યોતિષ્ટોમ–યુદ્ધાદિ સ્વકર્મનો, અંતઃકરણની શુદ્ધિની પૂર્વે, તારે–અર્જુને અથવા અન્ય કોઈ પુરુષે પરિત્યાગ કરવો નહિ કારણ કે આત્મજ્ઞાનથી રહિત કોઈ પણ અજ્ઞાની પુરુષ એક ક્ષણ માત્ર પણ કર્મો ન કરીને રહેવા સમર્થ થતો નથી, કિંતુ અજ્ઞાની પુરુષ યત્કિંચિત્ કર્મો કરતો જ રહે છે. હે અર્જુન ! પુરુષ સ્વધર્મનો પરિત્યાગ કરીને પારકા ધર્મનું અનુષ્ઠાન કરતો હોવા છતાં પણ દોષથી મુક્ત થતો નથી; કારણ કે જેમ લોકપ્રસિદ્ધ અગ્નિ ધૂમ્રવડે આવૃત થાય છે, તેમ જેટલા સ્વધર્મ છે તથા જેટલા પરધર્મ છે તે સર્વે ધર્મો સત્ત્વાદિ ત્રણ ગુણોરૂપ સામાન્ય દોષવડે વ્યાપ્ત છે; તેથી સર્વે ધર્મો દોષયુક્ત જ છે.

આ વાત પૂર્વે परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः એ યોગસૂત્રવડે કહેવામાં આવી છે. તેથી જેમ વિષથી ઉત્પન્ન થયેલું કૃમિ વિષનો પરિત્યાગ કરતું નથી, તેમ અનાત્મજ્ઞ પુરુષે અગતિથી કર્મો કરીને ત્રિગુણાત્મક સામાન્ય દોષવડે તથા બંધુવધાદિ નિમિત્તક વિશેષ દોષવડે યુક્ત સ્વભાવજન્ય યુદ્ધાદિ કર્મનો કદાચિત્ પણ પરિત્યાગ કરવો નહિ; કારણ કે અજ્ઞાની પુરુષ સર્વ કર્મોનો ત્યાગ કરવા સમર્થ નથી અને સર્વ કર્મોનો ત્યાગ કરવા વિષે સમર્થ શુદ્ધ અંતઃકરણવાળા પુરુષે તો સર્વ કર્મોનો પરિત્યાગ જ કરવો. (૪૮)

અર્જુનની શંકા:– અશુદ્ધ અંતઃકરણવાળો અનાત્મજ્ઞ પુરુષ જો સર્વ કર્મોનો ત્યાગ કરવાવિષે સમર્થ નથી, તો સર્વ કર્મોનો ત્યાગ કરવાવિષે કયો પુરુષ સમર્થ છે ?

શ્રીભગવાને કરેલું સમાધાન:–અધિકારી પુરુષ નિત્યાનિત્ય વસ્તુના વિવેકવાળો હોય છે. અર્થાત્ "એક આત્મા જ નિત્ય છે, આત્માથી ભિન્ન દેહાદિ સર્વ અનાત્મપદાર્થો અનિત્ય છે" એ પ્રકારના નિત્યાનિત્ય વસ્તુના વિવેકવાળો હોવાથી જે પુરુષ વૈરાગ્યવાળો છે અર્થાત્ આ લોકના તથા સ્વર્ગાદિ લોકોના સર્વ વિષયભોગોવિષે જે પુરુષ રાગથી રહિત છે; અને વૈરાગ્યવાળો હોવાથી જે પુરુષ શમ–દમ–ઉપરતિ–તિતિક્ષા–શ્રદ્ધા–સમાધાન એ ષટ્ સંપત્તિરૂપ સાધનવડે સંપન્ન છે: (વિષયોમાંથી મનને રોકવું એને શમ કહે છે, શ્રોત્રાદિ ઈંદ્રિયોને શબ્દાદિ વિષયોમાંથી રોકવી એને દમ કહે છે, સ્ત્રી–પુત્ર–ધનાદિ સાધનો સહિત સર્વ કર્મોનો જે પરિત્યાગ છે તેને ઉપરતિ કહે છે, શીત–ઉષ્ણ ક્ષુધા–પિપાસા ઈત્યાદિ દ્વંદ્વ ધર્મોનું જે સહન છે તેનું નામ તિતિક્ષા છે, વેદ–ગુરુઓનાં વચનોવિષે જે વિશ્વાસ છે તેનું નામ શ્રદ્ધા છે અને મનના વિક્ષેપની જે નિવૃત્તિ છે તેને સમાધાન કહે છે–એ પ્રકારના શમ–દમાદિ ષટ્ સંપત્તિરૂપ સાધનોવડે જે પુરુષ સંપન્ન છે) તથા જે પુરુષ ભગવદર્પિત નિષ્કામ કર્મોવડે અશુદ્ધિની નિવૃત્તિદ્વારા અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયો છે તથા જે પુરુષ શુદ્ધ બ્રહ્માત્મૈકયની જિજ્ઞાસાને પ્રાપ્ત થયો છે; એવા મુમુક્ષુ જને, સ્વેષ્ટ મોક્ષના હેતુભૂત બ્રહ્માત્મૈકય જ્ઞાનના સાધનરૂપ વેદાંતવાકયોનું શ્રવણાદિ કરવા વાસ્તે, સર્વ વિક્ષેપોની નિવૃત્તિદ્વારા, શ્રવણાદિકોના અંગરૂપ તથા શ્રુતિ–સ્મૃતિવડે વિહિત એવા સર્વ કર્મોના સંન્યાસને અવશ્ય કરવો.

આ વાત શ્રુતિમાં તથા સ્મૃતિમાં પણ કહી છે. શ્રુતિ કહે છે કે–तस्मादेवं विच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्येत्–અર્થાત્–શમ–દમાદિ સાધનોથી રહિત પુરુષને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, માટે અધિકારી પુરુષે શમયુક્ત થઈને, દમયુક્ત થઈને, ઉપરતિવાળો થઈને, તિતિક્ષાવાળો થઈને તથા સમાધાનવાળો થઈને પોતાના અંતઃકરણવિષે

આત્માનો સાક્ષાત્કાર કરવો. અહીં उपरतः એ શબ્દવડે સર્વ કર્મોનો સંન્યાસ કહ્યો છે. અર્થાત્ શમદમાદિ સાધનપૂર્વક સર્વ કર્મોના સંન્યાસવાળો થઇને અધિકારી પુરુષે આત્માના સાક્ષાત્કાર વાસ્તે વેદાંત-વાક્યોનો વિચાર કરવો. એ વાત અન્ય શ્રુતિવિષે પણ કહી છેઃ- संन्यस्य श्रवणं कुर्यात्-અર્થાત્-અધિકારી પુરુષે અંતઃકરણની શુદ્ધિની પછી વિધિપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ કરીને વેદાંતવાક્યોનું શ્રવણ કરવું. સ્મૃતિ કહે છે કે-सत्यानृते सुखदुःखे विद्वानिमं लोकममुं च परित्यज्यात्मानमन्विच्छेत्-અર્થાત્-અધિકારી પુરુષે સત્ય-અનૃત-સુખ-દુઃખ-આ લોક-પરલોક ઇત્યાદિ સર્વનો પરિત્યાગ કરીને આત્મસાક્ષાત્કાર વાસ્તે વેદાંતશાસ્ત્રનો વિચાર કરવો. આ પ્રકારનો પરમહંસ પરિવ્રાજક જ, ब्रह्मसंस्थोऽमृतत्वमेति એ શ્રુતિવડે, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, એ ત્રણે આશ્રમોથી વિલક્ષણરૂપ પ્રતિપાદન કર્યો છે. આ પ્રકારનો પરમહંસ સંન્યાસી જ પરમહંસ-પરિવ્રાજક-કૃતકૃત્ય ગુરુની સમીપે જઇને વેદાંતવાક્યોનો વિચાર કરવાવિષે સમર્થ થાય છે તથા આ મુમુક્ષુ પરમહંસ સંન્યાસીના ઉદ્દેશે કરી શ્રીવ્યાસ ભગવાને अथातो ब्रह्मजिज्ञासा ઇત્યાદિ ચાર અધ્યાયરૂપ ઉત્તર મીમાંસા શાસ્ત્રનો પ્રારંભ કર્યો છે.

અવતરણિકાઃ-આ પ્રકારના શુદ્ધ અંતઃકરણવાળા મુમુક્ષુ જનનું હવે શ્રીભગવાન્ કથન કરે છેઃ-

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥**

શ્લોકાર્થઃ-સર્વત્ર અસક્ત બુદ્ધિ, જિતાત્મા તથા વિગતસ્પૃહ અધિકારી પુરુષ પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને સંન્યાસવડે પ્રાપ્ત થાય છે. ૪૯

ટીકાઃ-હે અર્જુન ! આસક્તિના નિમિત્તરૂપ ધન-સ્ત્રી-પુત્ર-ગૃહ ઇત્યાદિ પદાર્થોવિષે પણ જે પુરુષ અસક્ત બુદ્ધિવાળો છે અર્થાત્ "હું આ ધનાદિ પદાર્થોનો છું તથા એ ધનાદિ પદાર્થો મારા છે" એ પ્રકારના અભિષ્વંગથી રહિત બુદ્ધિવાળો પુરુષ અસક્ત બુદ્ધિવાળો કહેવામાં આવે છે.

હવે, અસક્ત બુદ્ધિપણાવિષે હેતુ કહે છે-जितात्मा इति ॥ અહીં आत्मा શબ્દવડે અંતઃકરણ સમજવું. અંતઃકરણને સર્વ વિષયોમાંથી નિવૃત્ત કરીને જેણે પોતાને વશ કર્યું છે, તેનું નામ जितात्मा છે. એવો જિતાત્મા થવાથી જ પુરુષ સર્વત્ર અસક્ત બુદ્ધિવાળો થાય છે.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્ ! વિષયરાગ વિદ્યમાન છતાં તેમાંથી અંતઃકરણની નિવૃત્તિ કેવી રીતે સંભવે ?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-विगतस्पृहः इति ॥ હે અર્જુન ! દેહ જીવનના હેતુભૂત અન્નપાનાદિ ભોગો વિષે પણ ઇચ્છાથી રહિત, સર્વ દૃશ્ય પદાર્થો વિષે દોષદર્શનવડે તથા નિત્ય બોધ પરમાનંદરૂપ મોક્ષ ગુણોના દર્શનવડે સર્વ અનાત્મ પદાર્થોથી વિરક્ત શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ અથવા स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः એ પૂર્વોક્ત વચનવડે પ્રતિપાદિત કર્મજન્ય અપરમ સિદ્ધિને પ્રાપ્ત થયેલો અર્થાત્ આત્મજ્ઞાનના સાધનરૂપ વેદાંતવાક્યોના વિચારના અધિકારરૂપ તથા જ્ઞાનનિષ્ઠાની યોગ્યતારૂપ નિષ્કામ કર્મજન્ય અંતઃકરણની શુદ્ધિરૂપ અપરમ સિદ્ધિને પ્રાપ્ત થયેલો શુદ્ધ અંતઃકરણવાળો અધિકારી પુરુષ શિખા-યજ્ઞોપવીતાદિ સહિત સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસવડે પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે અધિકારી પુરુષ સંન્યાસપૂર્વક વેદાંત વિચારવડે પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે. निष्कलं निष्क्रियं शान्तं એ શ્રુતિએ બ્રહ્મને ક્રિયારૂપ કર્મથી રહિત કથન કરેલ છે, તેથી બ્રહ્મનું નામ

નિષ્કર્મ છે. આ નિષ્કર્મને વિષય કરનારું જે વેદાંત વિચારથી ઉત્પન્ન થયેલું આત્મજ્ઞાન છે, તે જ્ઞાનનું નામ નૈષ્કર્મ્ય છે અર્થાત્ अहं ब्रह्मास्मि એ પ્રકારના આત્મસાક્ષાત્કારનું નામ નૈષ્કર્મ્ય છે. એવી નૈષ્કર્મ્યરૂપ સિદ્ધિ પરમા સિદ્ધિ કહેવાય છે, અર્થાત્ પૂર્વોક્ત નિષ્કામકર્મજન્ય અંતઃકરણની શુદ્ધિ અપરમ સિદ્ધિના ફળરૂપ હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે. એવી આત્મસાક્ષાત્કારરૂપ પરમનૈષ્કર્મ્યસિદ્ધિને, અધિકારી પુરુષ સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધનોના પરિપાકવડે, પ્રાપ્ત થાય છે.

અથવા संन्यासेन એ શબ્દમાં રહેલી તૃતીયાવિભક્તિ આ રીતનાં લક્ષણવિષે છે. તેમ કરવાથી એ અર્થ સિદ્ધ થાય છે કે, સર્વ કર્મોના સંન્યાસરૂપ એવી જે નૈષ્કર્મ્યસિદ્ધિ છે અર્થાત્ બ્રહ્મસાક્ષાત્કારની યોગ્યતારૂપ જે નૈર્ગુણ્ય લક્ષણ સિદ્ધિ છે તે સિદ્ધિ પરમ છે, અર્થાત્ પૂર્વોક્ત અંતઃકરણની શુદ્ધિ સાત્ત્વિક સિદ્ધિના ફળરૂપ હોવાથી શ્રેષ્ઠ છે. એવી સર્વ કર્મોના સંન્યાસરૂપ પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને અસક્તબુદ્ધિવાળો જિતાત્મા પુરુષજ પ્રાપ્ત થાય છે. (૪૯)

અવતરણિકાઃ–પૂર્વે કથન કરેલાં સર્વ સાધનોવડે સંપન્ન સર્વ કર્મોના સંન્યાસીને બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિવિષે, હવે સાધનોના ક્રમનું શ્રીભગવાન્ કથન કરે છેઃ—

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।**
**समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥**

શ્લોકાર્થઃ–હે કૌન્તેય! સિદ્ધિને પ્રાપ્ત થયેલો પુરુષ જે પ્રકારે કરી બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, તે પ્રકારનો તું મારા વચનથી સંક્ષેપે કરી નિશ્ચય કર તથા તે સિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષની જે જ્ઞાનની પરા નિષ્ઠા છે, તેનો પણ તું નિશ્ચય કર. ૫૦

ટીકાઃ–હે અર્જુન! પોતાના વર્ણાશ્રમનાં કર્મોથી અંતર્યામી ઈશ્વરનું આરાધન કરીને ઈશ્વરના પ્રસાદથી ઉત્પન્ન થયેલી સર્વ કર્મોના ત્યાગ પર્યંત તથા જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતારૂપ અંતઃકરણની શુદ્ધિરૂપ સિદ્ધિને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ જેમ બ્રહ્મને પ્રાપ્ત થાય છે અર્થાત્ જે પ્રકારે કરીને પ્રત્યક્ અભિન્ન શુદ્ધ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, તે પ્રકારનું તું–અર્જુન, અનુષ્ઠાન કરવાને વાસ્તે મારા વચનથી નિશ્ચય કર.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! બહુ વિસ્તારવડે કથન કરેલો તે પ્રકાર મારી બુદ્ધિવિષે કેવી રીતે આરૂઢ થશે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–समासेनैव इति। હે અર્જુન! મારા–પરમેશ્વરના વચનથી સંક્ષેપે કરીને જ તું તે પ્રકારનો નિશ્ચય કર, બહુ વિસ્તારવડે નહિ.

અર્જુનની શંકાઃ–"હે ભગવન્! તે પ્રકારનો નિશ્ચય કરવાથી શું સિદ્ધ થશે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ–निष्ठा ज्ञानस्य या परा इति ॥ હે અર્જુન! શ્રવણ–મનનરૂપ વિચારવડે ઉત્પન્ન થયેલા આત્મજ્ઞાનની પરિસમાપ્તિરૂપ જે નિષ્ઠા છે તે નિષ્ઠા સિદ્ધ થશે. અર્થાત્ જે નિષ્ઠાની પાછી બીજું કોઈ સાધન અનુષ્ઠાન કરવામાં આવતું નથી, તથા જે નિષ્ઠા પરા છે, અર્થાત્ અત્યંત શ્રેષ્ઠ છે, અથવા સાક્ષાત મોક્ષનો હેતુ હોવાથી જે નિષ્ઠા સર્વના અંતમાં રહેલી છે, તેને જ્ઞાનનિષ્ઠા કહે છે. હે અર્જુન! તે પૂર્વોક્ત સિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષની બ્રહ્મની પ્રાપ્તિરૂપ પરા જ્ઞાનનિષ્ઠાને પણ તું મારાં વચનથી સંક્ષેપે કરીને નિશ્ચિત કર.

કોઇ ટીકામાં તો निष्ठा ज्ञानस्य या परा એ બ્રહ્મનું જ વિશેષણ કહ્યું છે. તેમાં या કહેતાં પ્રાપ્ય બ્રહ્મજ્ઞાનની પરા નિષ્ઠા છે, અર્થાત્ બ્રહ્મની અપેક્ષાએ કરીને બીજો કોઇ પદાર્થ

સર્વથી અંતર્જ્ઞેયરૂપ નથી, એવા જ્ઞાનની પરાનિષ્ઠારૂપ બ્રહ્મને શુદ્ધ અંતઃકરણવાળો મુમુક્ષુ જે પ્રકારે કરીને સાક્ષાત્કાર કરે છે, તે પ્રકારને તું મારા વચનથી સંક્ષેપે કરી નિશ્ચિત કર. ( ૫૦ )

અવતરણિકાઃ-હવે, શ્રીભગવાન્ તે પ્રકારસહિત જ્ઞાનનિષ્ઠાનું કથન કરે છે —

**बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥**

શ્લોકાર્થઃ-વિશુદ્ધ બુદ્ધિવડે યુક્ત થયેલો પુરુષ ધૈર્યવડે સંઘાતને નિયમમાં રાખી, શબ્દાદિ વિષયનો પરિત્યાગ કરી તથા રાગ દ્વેષનો પરિત્યાગ કરી બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૫૧

ટીકાઃ-હે અર્જુન! સર્વ સંશય-વિપર્યયોથી શૂન્ય હોવાથી વિશુદ્ધ એવી अहं ब्रह्मास्मि એ પ્રકારનાં વેદાંતવાક્યોથી ઉત્પન્ન થયેલી બ્રહ્માત્મૈક્યવિષયક બુદ્ધિની વૃત્તિવડે સર્વદા યુક્ત થયેલો અધિકારી પુરુષ ધૈર્યરૂપ ધૃતિવડે શરીર-ઇંદ્રિય સંઘાતરૂપ આત્માનું નિયમન કરીને અર્થાત્ સંઘાતને શાસ્ત્રનિષિદ્ધ માર્ગની પ્રવૃત્તિથી નિવૃત્ત કરીને અંતરાત્માપરાયણ કરી, બ્રહ્મભાવને પામે છે. (आत्मानं नियम्य च એમાં રહેલા च શબ્દવડે યોગશાસ્ત્રમાં કહેલાં બીજાં સાધનોનો પણ સમુચ્ચય કરવો.)

તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ શબ્દાદિ વિષયો પોતાના ભોગવડે ભોક્તા પુરુષને બંધન કરવાવિષે સમર્થ છે, પણ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિવાસ્તે માત્ર શરીરની સ્થિતિરૂપ પ્રયોજન વિષે ઉપયોગી નથી તથા શાસ્ત્રવડે પણ નિષિદ્ધ નથી, એવા શબ્દાદિ વિષયોનો પણ પરિત્યાગ કરનાર બ્રહ્મભાવને પામે છે. તેમ જ આ શરીરની સ્થિતિવિષે માત્ર ઉપયોગી શબ્દાદિ વિષયોવિષે પણ રાગદ્વેષનો પરિત્યાગ કરનાર બ્રહ્મભાવને પામે છે, ( અહીં रागद्वेषौ व्युदस्य च એ વચનમાં રહેલા च શબ્દથી, બીજા પણ જેટલા જ્ઞાનનો વિક્ષેપ કરનારા છે તે સર્વના પરિત્યાગનો અર્થ ગ્રહણ કરવો ) સારાંશ કે વિશુદ્ધ બુદ્ધિવડે યુક્ત થયેલા અધિકારી પુરુષે ધૃતિથી સંઘાતનું નિયમન કરીને, શબ્દાદિ વિષયોનો પરિત્યાગ કરીને તથા રાગદ્વેષાદિકોનો પરિત્યાગ કરીને વિવિક્તસેવી આદિ વિશેષણોવડે યુક્ત થવું. આમ કરવાથી અધિકારી પુરુષ બ્રહ્મસાક્ષાત્કારવાસ્તે સમર્થ થાય છે. આ રીતે આ શ્લોકનો તથા આગલા શ્લોકનો ब्रह्मभूयाय कल्पते એ તૃતીય શ્લોકના વચનની સાથે અન્વય કરવો. (૫૧)

**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**

શ્લોકાર્થઃ-જે પુરુષ એકાંત દેશનું સેવન કરનારો છે, પરિમિત ભોજન કરવાવાળો છે, જેણે વાણી, કાયા તથા મનપર જય મેળવ્યો છે, જે નિત્ય ધ્યાનયોગપરાયણ છે તથા જે વૈરાગ્યને પ્રાપ્ત થયેલો છે, તે પુરુષ બ્રહ્મસાક્ષાત્કારને માટે સમર્થ થાય છે. ૫૨

ટીકાઃ-જનોના સંસર્ગથી રહિત તથા પવિત્ર એવું જે કોઇ વન હોય અથવા પર્વતની ગુહાઆદિ હોય, તે વિવિક્ત દેશ કહેવાય છે. એવા વિવિક્ત દેશનું સેવન કરવાનો જેનો સ્વભાવ છે, તેનું નામ વિવિક્તસેવી છે, અર્થાત્ ચિત્તની એકાગ્રતાની સિદ્ધિવાસ્તે જે પુરુષ ચિત્તનો વિક્ષેપ કરનારા સર્વ પદાર્થોના સંસર્ગથી રહિત છે; વળી જે પુરુષ લઘ્વાશી છે ( એટલે કે

પરિમિત–હિત–પવિત્ર એવા અલ્પ ભોજન કરવાનો જેનો સ્વભાવ છે તેનું નામ લઘ્વાશી છે ) અર્થાત્ જે પુરુષ નિદ્રા–આલસ્યાદિરૂપ ચિત્તનો લય કરનારા આહારના સેવનથી રહિત છે, જે પુરુષ યતવાક્કાયમાનસ છે ( એટલે કે જેણે બહિર્મુખ પ્રવૃત્તિમાંથી વાક્, કાય, મન એ ત્રણેને નિરુદ્ધ કર્યાં છે, તેનું નામ યતવાક્કાયમાનસ છે ) અર્થાત્ જે પુરુષ યમ–નિયમ–આસન ઇત્યાદિ સાધનોવડે સંપન્ન છે; જે પુરુષ નિત્ય ધ્યાન–યોગપરાયણ છે ( એટલે કે ચિત્તવિષે આત્માકાર વૃત્તિઓની જે આવૃત્તિ છે તેનું નામ ધ્યાન છે અર્થાત્ વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત આત્માકાર સજાતીય વૃત્તિઓનો જે પ્રવાહ છે તેનું નામ ધ્યાન છે, અને આ ધ્યાનવડે ચિત્તનું જે સર્વ વૃત્તિઓથી નિરુદ્ધપણાનું સંપાદન છે તેનું નામ યોગ છે. આ પ્રકારનું યોગનું સ્વરૂપ યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ એ સૂત્રવડે પતંજલિ ભગવાને પણ કહ્યું છે. અર્થાત્ જે પુરુષ એ પ્રકારના ધ્યાનને તથા યોગને નિત્ય અનુષ્ઠાનપરાયણ હોય છે ) અને તે ધ્યાન–યોગને છોડીને જે પુરુષ કદાચિત્ પણ [illegible]–[illegible]ત્વાદિકોને અનુષ્ઠાનપરાયણ થતો નથી; તથા જે પુરુષ વૈરાગ્યને પ્રાપ્ત થયો છે, એટલે કે આ લોકના તથા પરલોકના વિષયોવિષે સ્પૃહાનું વિરોધી જે ચિત્તનું પરિણામવિશેષ છે તેનું નામ વૈરાગ્ય છે; એવા વૈરાગ્યને જે પુરુષ વિવેકપૂર્વક પ્રાપ્ત થયો છે, તે પુરુષ બ્રહ્મસાક્ષાત્કારને વાસ્તે સમર્થ થાય છે. ( પર)

છે, અર્થાત્ अहं ब्रह्मास्मि એ પ્રકારના બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે. પૂર્વે वैराग्यं समुपाश्रित એ વચનવડે વિષયોની અભિલાષારૂપ કામનો પરિત્યાગ કથન કરીને પુનઃ कामं परित्यज्य એ વચનવડે જે કામનો પરિત્યાગ કહ્યો છે, તે કામનો પરિત્યાગ કરવામાં પ્રયત્નની અધિકતાનું બોધન કરવાવાસ્તે કહ્યો છે. (૫૩)

અવતરણિકાઃ—અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! આ પ્રકારનો પરમહંસ સંન્યાસી કયા સાધનક્રમે કરીને બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે સાધનક્રમનું કથન કરે છેઃ—

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

શ્લોકાર્થઃ—જે પુરુષ બ્રહ્મભૂત છે, પ્રસન્નાત્મા છે, શોકથી તથા ઇચ્છાથી રહિત છે તથા સર્વ ભૂતોવિષે સમ છે, તે પુરુષ મારી પરા ભક્તિને પ્રાપ્ત થાય છે. ૫૪

ટીકાઃ—હે અર્જુન ! જે અધિકારી પુરુષ બ્રહ્મભૂત છે અર્થાત્ વેદાંતશાસ્ત્રના શ્રવણ–મનનના અભ્યાસથી अहं ब्रह्मास्मि એ પ્રકારના દૃઢ નિશ્ચયવાળો હોય છે તથા જે પુરુષ પ્રસન્નાત્મા છે અર્થાત્ શમ–દમાદિ સાધનોના અભ્યાસથી શુદ્ધ ચિત્તવાળો છે અને એ કારણથી નષ્ટ થયેલા પદાર્થનો શોક કરતો નથી, અપ્રાપ્ત થયેલા પદાર્થની ઇચ્છા કરતો નથી અને નિગ્રહ–અનુગ્રહના અનારંભથી સર્વ ભૂતોવિષે સમ છે અર્થાત્ જેમ પોતાને સુખ પ્રિય હોય છે તથા દુઃખ અપ્રિય હોય છે, તેમ પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણી માત્રના સુખને પ્રિય દેખે છે તથા દુઃખને અપ્રિય દેખે છે, તે મારી ભક્તિને પામે છે.

અથવા समः सर्वेषु भूतेषु એ વચનનો આ પ્રમાણે અર્થ કરવોઃ—ब्रह्मैवेदं सर्वं અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ છે, એ પ્રકારની બુદ્ધિવડે જે પુરુષ જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ એ ચાર પ્રકારના ભૂતોવિષે વિષમભાવથી રહિત છે, એવો જ્ઞાનનિષ્ઠ સંન્યાસી મારી–પરમાત્માદેવની ભક્તિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ હું–નિર્ગુણ શુદ્ધ બ્રહ્મવિષયક વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત સજાતીય ચિત્તવૃત્તિઓની આવૃત્તિરૂપ ઉપાસનાને પરિપક્વ નિદિધ્યાસન કહે છે તથા શ્રવણ–મનનના અભ્યાસના ફળરૂપ છે, એવી નિદિધ્યાસનરૂપ મારી ભક્તિને અધિકારી પુરુષ પ્રાપ્ત થાય છે. આ મારી ભક્તિ પરા છે અર્થાત્ વ્યવધાનથી રહિત બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળને ઉત્પન્ન કરનાર હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે. અથવા પરા એટલે चतुर्विधा भजन्ते मां એ શ્લોકમાં કહેલી ચાર પ્રકારની ભક્તિવિષે જ્ઞાનરૂપ અંત્ય ભક્તિ છે. આ રીતની પરા ભક્તિવાળા પુરુષ માટે શ્રીભાગવત વિષે પણ કહેલું છેઃ—सर्वभूतेषु येनैकं भगवद्भावमीक्षते ॥ भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ અર્થાત્—જે પુરુષ સ્થાવર–જંગમરૂપ સર્વ ભૂતોવિષે એક ભગવદ્ભાવને દેખે છે અર્થાત્ ब्रह्मैवेदं सर्वं એ શ્રુતિપ્રમાણથી સર્વ ભૂતો વિષે અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ બ્રહ્મને જ વ્યાપક દેખે છે, તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન્ પરબ્રહ્મ વિષે સર્વ ભૂતોને કલ્પિત દેખે છે, તે તત્ત્વવેત્તા પુરુષ જ સર્વ ભગવદ્ભક્તોવિષે ઉત્તમ ભક્ત છે. (૫૪)

અવતરણિકાઃ—અર્જુનની શંકાઃ—"હે ભગવન્ ! નિદિધ્યાસનરૂપ ભક્તિવડે અધિકારી પુરુષને કયા ફળની પ્રાપ્તિ થાય છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ ભક્તિના ફળનું કથન કરે છે.

પરિમિત–હિત–પવિત્ર એવા અન્નનું ભોજન કરવાનો જેનો સ્વભાવ છે તેનું નામ લઘ્વાશી છે ) અર્થાત્ જે પુરુષ નિદ્રા–આલસ્યાદિરૂપ ચિત્તનો લય કરનારા આહારના સેવનથી રહિત છે, જે પુરુષ યતવાક્‌કાયમાનસ છે ( એટલે કે જેણે બહિર્મુખ પ્રવૃત્તિમાંથી વાક્, કાય, મન એ ત્રણેને નિરુદ્ધ કર્યાં છે, તેનું નામ યતવાક્‌કાયમાનસ છે ) અર્થાત્ જે પુરુષ યમ–નિયમ–આસન ઇત્યાદિ સાધનોવડે સંપન્ન છે; જે પુરુષ નિત્ય ધ્યાન–યોગપરાયણ છે ( એટલે કે ચિત્તવિષે આત્માકાર વૃત્તિઓની જે આવૃત્તિ છે તેનું નામ ધ્યાન છે અર્થાત્ વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત આત્માકાર સજાતીય વૃત્તિઓનો જે પ્રવાહ છે તેનું નામ ધ્યાન છે, અને આ ધ્યાનવડે ચિત્તનું જે સર્વ વૃત્તિઓથી રહિતપણાનું સંપાદન છે તેનું નામ યોગ છે. આ પ્રકારનું યોગનું સ્વરૂપ योगश्चित्तवृत्तिनिरोधः એ સૂત્રવડે પતંજલિ ભગવાને પણ કહ્યું છે અર્થાત્ જે પુરુષ એ પ્રકારના ધ્યાનને તથા યોગને નિત્ય અનુષ્ઠાનપરાયણ હોય છે ) અને તે ધ્યાન–યોગને છોડીને જે પુરુષ કદાચિત્ પણ મંત્રજપ–તીર્થયાત્રાદિકોને અનુષ્ઠાનપરાયણ થતો નથી; તથા જે પુરુષ વૈરાગ્યને પ્રાપ્ત થયો છે, એટલે કે આ લોકના તથા પરલોકના વિષયોવિષે સ્પૃહાનું વિરોધી જે ચિત્તનું પરિણામવિશેષ છે તેનું નામ વૈરાગ્ય છે; એવા વૈરાગ્યને જે પુરુષ વિવેકપૂર્વક પ્રાપ્ત થયો છે, તે પુરુષ બ્રહ્મસાક્ષાત્કારને વાસ્તે સમર્થ થાય છે. ( ૫૨)

**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**

શ્લોકાર્થઃ–અહંકારનો, બળનો, દર્પનો, કામનો, ક્રોધનો તથા પરિગ્રહનો ત્યાગ કરી, જે પુરુષ મમતાથી રહિત થાય છે તથા વિક્ષેપથી રહિત થાય છે, તે પુરુષ બ્રહ્મસાક્ષાત્કારમાટે સમર્થ થાય છે. ૫૩

ટીકાઃ–"હું મહાન્ કુળવિષે ઉત્પન્ન થયો છું, મહાન્ પુરુષોનો શિષ્ય છું, હું અતિવિરક્ત છું તથા બીજા કોઈ મારા સમાન નથી" આ પ્રકારના અભિમાનનું નામ અહંકાર છે. શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્રથી વિરુદ્ધ જે અસત્ આગ્રહ છે તેનું નામ બળ છે. યદ્યપિ ઘણે સ્થળે શરીરના સામર્થ્યને બળ કહ્યું છે, તથાપિ અહીં 'બળ' શબ્દવડે શારીર બળ ગ્રહણ કરવું નહિ, કારણ કે શારીર બળ સ્વાભાવિક હોવાથી તેનો ત્યાગ કરવો અશક્ય છે તથા આત્મજ્ઞાનના સાધનોને સંપાદન કરવામાં અનુકૂલ છે.

હર્ષવડે ઉત્પન્ન થયેલો તથા ધર્મનો અતિક્રમ કરવાના કારણરૂપ એવો જે મદ છે તેનું નામ દર્પ છે. આ વાત સ્મૃતિમાં પણ કહી છેઃ दृप्तो दृप्यति दृप्तो धर्ममतिक्रामति અર્થાત્–દર્પને પ્રાપ્ત થયેલો પુરુષ મદરૂપ દર્પને પ્રાપ્ત થાય છે અને મદરૂપ દર્પને પ્રાપ્ત થયેલો પુરુષ ધર્મનું અતિક્રમણ કરે છે. આ લોકના અથવા પરલોકના વિષયોની જે અભિલાષા છે તેનું નામ કામ છે. દ્વેષનું નામ ક્રોધ છે. સ્પૃહાનો અભાવ થવા છતાં પણ શરીરના રક્ષણવાસ્તે બીજા લોકો પાસેથી પ્રાપ્ત કરેલાં જે બાહ્ય ભોગનાં સાધનો છે તેમનું નામ પરિગ્રહ છે. એવા અહંકારનો, બળનો, દર્પનો, કામનો, ક્રોધનો તથા પરિગ્રહનો પરિત્યાગ કરી, શાસ્ત્રની વિધિપૂર્વક શિખા–યજ્ઞોપવીતાદિકોનો પરિત્યાગ કરી તથા શરીરના નિર્વાહવાસ્તે શાસ્ત્રવિહિત દંડ, કમંડલુ, કૌપીન, કંથા આદિકોનું ગ્રહણ કરીને અર્થાત્ પરમહંસ–પરિવ્રાજક થઇને જે પુરુષ મમતા–અભિમાનથી રહિત છે અને એ કારણથી જ અહંકાર–મમકારના અભાવવડે હર્ષ વિષાદથી રહિત હોવાથી જે પુરુષ શાન્ત છે અર્થાત્ ચિત્તના સર્વ વિક્ષેપોથી જે રહિત છે, તે પરમહંસ સંન્યાસી જ જ્ઞાનસાધનોના પરિપાકક્રમે કરી બ્રહ્મસાક્ષાત્કારને વાસ્તે સમર્થ થાય

છે, અર્થાત્ अहं ब्रह्मास्मि એ પ્રકારના બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે. પૂર્વે वैराग्यं समुपाश्रितः એ વચનવડે વિષયોની અભિલાષારૂપ કામનો પરિત્યાગ કથન કરીને પુનઃ कामं परित्यज्य એ વચનવડે જે કામનો પરિત્યાગ કહ્યો છે, તે કામનો પરિત્યાગ કરવામાં પ્રયત્નની અધિકતાનું બોધન કરવાવાસ્તે કહ્યો છે. (૫૩)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્ ! આ પ્રકારનો પરમહંસ સંન્યાસી કયા સાધનક્રમે કરીને બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ તે સાધનક્રમનું કથન કરે છે:-

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

શ્લોકાર્થ:-જેપુરુષ બ્રહ્મભૂત છે, પ્રસન્નાત્મા છે, શોકથી તથા ઇચ્છાથી રહિત છે તથા સર્વ ભૂતોવિષે સમ છે, તે પુરુષ મારી પરા ભક્તિને પ્રાપ્ત થાય છે. ૫૪

ટીકા:-હે અર્જુન ! જે અધિકારી પુરુષ બ્રહ્મભૂત છે અર્થાત્ વેદાંતશાસ્ત્રના શ્રવણ-મનનના અભ્યાસથી अहं ब्रह्मास्मि એ પ્રકારના દૃઢ નિશ્ચયવાળો હોય છે તથા જે પુરુષ પ્રસન્નાત્મા છે અર્થાત્ શમ-દમાદિ સાધનોના અભ્યાસથી શુદ્ધ ચિત્તવાળો છે અને એ કારણથી નષ્ટ થયેલા પદાર્થનો શોક કરતો નથી, અપ્રાપ્ત થયેલા પદાર્થની ઇચ્છા કરતો નથી અને નિગ્રહ-અનુગ્રહના અનારંભથી સર્વ ભૂતોવિષે સમ છે અર્થાત્ જેમ પોતાને સુખ પ્રિય હોય છે તથા દુઃખ અપ્રિય હોય છે, તેમ પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણી માત્રના સુખને પ્રિય દેખે છે તથા દુઃખને અપ્રિય દેખે છે, તે મારી ભક્તિને પામે છે.

અથવા समः सर्वेषु भूतेषु એ વચનનો આ પ્રમાણે અર્થ કરવો:-ब्रह्मैवेदं सर्वं અર્થાત્ આ સર્વ જગત્ બ્રહ્મરૂપ છે, એ પ્રકારની બુદ્ધિવડે જે પુરુષ જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ એ ચાર પ્રકારના ભૂતોવિષે વિષમભાવથી રહિત છે, એવો જ્ઞાનનિષ્ઠ સંન્યાસી મારી-પરમાત્માદેવની ભક્તિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ હું-નિર્ગુણ શુદ્ધ બ્રહ્મવિષયક વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત સજાતીય ચિત્તવૃત્તિઓની આવૃત્તિરૂપ ઉપાસનાને પરિપક્વ નિદિધ્યાસન કહું છે તથા શ્રવણ-મનનના અભ્યાસના ફળરૂપ છે, એવી નિદિધ્યાસનરૂપ મારી ભક્તિને અધિકારી પુરુષ પ્રાપ્ત થાય છે. આ મારી ભક્તિ પરા છે અર્થાત્ વ્યવધાનથી રહિત બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળને ઉત્પન્ન કરનાર હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે. અથવા પરા એટલે चतुर्विधा भजंते मा એ શ્લોકમાં કહેલી ચાર પ્રકારની ભક્તિવિષે જ્ઞાનરૂપ અંત્ય ભક્તિ છે. આ રીતની પરા ભક્તિવાળા પુરુષ માટે શ્રીભાગવત વિષે પણ કહેલું છે:-सर्वभूतेषु येनैकं भगवद्भावमीक्षते ॥ भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ અર્થાત્-જે પુરુષ સ્થાવર-જંગમરૂપ સર્વ ભૂતોવિષે એક ભગવદ્ભાવને દેખે છે અર્થાત् ब्रह्मैवेदं सर्वं એ શ્રુતિપ્રમાણથી સર્વ ભૂતો વિષે અસ્તિ-ભાતિ-પ્રિયરૂપ બ્રહ્મને જ વ્યાપક દેખે છે, તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન્ પરબ્રહ્મ વિષે સર્વ ભૂતોને કલ્પિત દેખે છે, તે તત્ત્વવેત્તા પુરુષ જ સર્વ ભગવદ્ભક્તોવિષે ઉત્તમ ભક્ત છે. (૫૪)

અવતરણિકા:-અર્જુનની શંકા:-"હે ભગવન્ ! નિદિધ્યાસનરૂપ ભક્તિવડે અધિકારી પુરુષને કયા ફળની પ્રાપ્તિ થાય છે ?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ ભક્તિના ફળનું કથન કરે છે.

દેહનો પાત થયા પછી સર્વ ઉપાધિઓથી રહિત થયેલો બ્રહ્મવેત્તા પુરુષ નિર્ગુણ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિરૂપ વિદેહમોક્ષને જ પ્રાપ્ત થાય છે. જો કદાચિત્ તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થવા છતાં પણ દેહના પાત સુધી પ્રારબ્ધ કર્મોને વિદેહ કૈવલ્યના પ્રતિબંધક ન માનીએ, તો તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના કાળે જ દેહનો પાત થવો જોઇએ. જ્ઞાનના સમકાળે જ દેહનો પાત ન માનવામાં એક તો બ્રહ્મવિદ્યાના સંપ્રદાયનો ઉચ્છેદ પ્રાપ્ત થશે અને બીજું જીવન્મુક્તિનું પ્રતિપાદન કરનાર શ્રુતિ અસંગત થશે. એ શ્રુતિ આ પ્રમાણે છેઃ–विमुक्तश्च विमुच्यते । भूयश्चांते विश्वमायानिवृत्तिः ॥ અર્થાત્–તત્ત્વજ્ઞાનવડે મુક્ત થયેલો વિદ્વાન્ પુરુષ પ્રારબ્ધ કર્મના ભોગવડે દેહપાતની પછી પુન વિશેષે કરીને મુક્ત થાય છે. આ તત્ત્વવેત્તા પુરુષની અજ્ઞાનરૂપ માયા પૂર્વે તત્ત્વજ્ઞાનવડે નિવૃત્ત થયેલી હોવા છતાં પણ લેશરૂપ બાકી રહેલી માયા પુનઃ દેહપાતની પછી નિવૃત્ત થાય છે. આ બન્ને શ્રુતિઓ મુક્ત પુરુષની પુનઃ મુક્તિનું કથન કરીને તથા માયાની નિવૃત્તિ પછી પુનઃ મુક્તિનું કથન કરીને, વિદ્વાન્ પુરુષની જીવન્મુક્તિનું કથન કરે છે. માટે આ બન્ને શ્રુતિઓ અસંગત થશે, તેથી તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થવા છતાં પણ દેહના પાત સૂધી પ્રારબ્ધ કર્મોને વિદેહકૈવલ્યના પ્રતિબંધકપણાનો અંગીકાર કરવું ઉચિત છે

યદ્યપિ જેમ દીપક અંધકારનો વિરોધી હોય છે, તેથી દીપક પોતાની ઉત્પત્તિના કાળે જ અંધકારની નિવૃત્તિ કરે છે, તેમ તત્ત્વજ્ઞાન પણ અજ્ઞાનનું વિરોધી છે, તેથી તત્ત્વજ્ઞાન પણ પોતાની ઉત્પત્તિના કાળે જ અજ્ઞાનને નિવૃત્ત કરે છે અને અજ્ઞાનરૂપ ઉપાદાન કારણની નિવૃત્તિ થતાં તેના કાર્યરૂપ અહંકારદેહાદિ પણ એ જ કાળે નિવૃત્ત થવાં જોઇએ, તથાપિ તત્ત્વજ્ઞાનવડે ઉપાદાન કારણરૂપ અજ્ઞાનની નિવૃત્તિ થવા છતાં અજ્ઞાનના કાર્યરૂપ અહંકાર–દેહાદિ ઉપાદાન કારણવિના જ પ્રારબ્ધકર્મના ભોગપર્યંત રહે છે, માટે તત્ત્વવેત્તા પુરુષનાં અહંકાર–દેહાદિ પ્રત્યક્ષ જેવામાં આવે છે અને नहि दृष्टेऽनुपपन्नं नाम અર્થાત્ પ્રત્યક્ષ પ્રમાણસિદ્ધ અર્થવિષે કિંચિત્ માત્ર પણ અનુપપત્તિ થતી નથી, એ સર્વ શાસ્ત્રકારોનો નિયમ છે. એવા પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ તત્ત્વવેત્તા પુરુષનાં અહંકાર–દેહાદિ કોઈથી નિષેધ કરી શકાતાં નથી અને ઉપાદાન કારણની નિવૃત્તિ થયા પછી કાર્યની સ્થિતિ ક્યાંય પણ દેખાતી નથી, એવી જો કોઈ શંકા કરે, તો તે શંકા પણ સંભવતી નથી. કારણ કે સમવાયી કારણના નાશથી કાર્ય દ્રવ્યના નાશનો અંગીકાર કરનારા નૈયાયિકોએ પણ ઉપાદાન કારણથી રહિત એક ક્ષણમાત્ર કાર્યદ્રવ્યની સ્થિતિનો અંગીકાર કર્યો છે. નૈયાયિકોના મતવિષે નિત્ય પરમાણુઓવિષે સમવેત જે દ્વયણુકરૂપ કાર્યદ્રવ્ય છે, તે દ્વયણુકનો સમવાયી કારણના નાશથી નાશ થતો નથી, કિન્તુ બે પરમાણુઓના સંયોગરૂપ અસમવાયી કારણના નાશથી જ દ્વયણુકનો નાશ થાય છે. જે નૈયાયિકો સર્વત્ર અસમવાયી કારણના નાશને જ કાર્યદ્રવ્યના નાશવિષે હેતુ કહે છે, તે નૈયાયિકોના મતવિષે આશ્રયના નાશસ્થળવિષે ઉપાદાનથી રહિત થયેલું કાર્યદ્રવ્ય બે ક્ષણસૂધી સ્થિર રહે છે. આ પ્રમાણે નૈયાયિકોએ ઉપાદાન કારણનો નાશ થવા છતા પણ કાર્યદ્રવ્યની સ્થિતિનો એક ક્ષણપર્યંત વા બે ક્ષણ પર્યંત અંગીકાર કર્યો છે. તેમ સિદ્ધાંતમાં પણ અજ્ઞાનરૂપ ઉપાદાન કારણની નિવૃત્તિ થવા છતાં પણ પ્રારબ્ધ કર્મરૂપ પ્રતિબંધ વિદ્યમાન હોવાં અહંકાર–દેહાદિરૂપ કાર્યની બહુ કાળપર્યન્તની સ્થિતિ કોઇથી પણ નિવૃત્ત થઇ શકતી નથી અને તત્ત્વવેત્તા પુરુષનાં અહંકાર–દેહાદિની નિવૃત્તિવિષે પ્રારબ્ધકર્મોનું પ્રતિબંધકપણું છે; એ અર્થ કેવળ સ્વકલ્પનાથી જ સિદ્ધ નથી, કિન્તુ तस्य तावदेव चिरं એ પૂર્વોક્ત શ્રુતિવડે સિદ્ધ છે તથા તત્ત્વવેત્તા પુરુષનાં અહંકાર–દેહાદિકોની સ્થિતિની અનુપપત્તિરૂપ અર્થાપત્તિ પ્રમાણવડે

પણ સિદ્ધ છે. કિંવા, તત્ત્વવેત્તા પુરુષનાં અહંકાર–દેહાદિકોની નિવૃત્તિવિષે કેવળ તત્ત્વવેત્તા પુરુષનાં જ પ્રારબ્ધ કર્મ પ્રતિબંધક નથી, કિન્તુ તત્ત્વવેત્તા પુરુષના ઉપદેશવડે કૃતાર્થ થનારા શિષ્ય–સેવકાદિકોના અદૃષ્ટ પણ પ્રતિબંધક છે. આ પ્રારબ્ધ કર્મોના અભાવની અપેક્ષાએ કરી પૂર્વસિદ્ધ અજ્ઞાનનો નાશ અજ્ઞાનનાં કાર્યરૂપ અંતઃકરણ–દેહાદિકોનો નાશ કરે છે. તેથી અંતઃકરણ–દેહાદિકોનો નાશ કરવા વાસ્તે તત્ત્વવેત્તા પુરુષને પુનઃ જ્ઞાનની અપેક્ષા હોતી નથી.

એ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહેલી છેઃ–तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिरपि परित्यजन्देहम् ॥ ज्ञानसमकालमुक्तः कैवल्यं याति हतशोकः ॥ १ ॥ અર્થાત્–अहं ब्रह्मास्मि એ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિના કાળવિષે મુક્ત થયેલો તથા જેના સર્વ શોક નિવૃત્ત થયા છે એવો તત્ત્વવેત્તા પુરુષ શ્રીકાશી-આદિ તીર્થો વિષે દેહનો પરિત્યાગ કરીને, ચાંડાલના ગૃહવિષે દેહનો પરિત્યાગ કરીને અથવા સન્નિપાતાદિ રોગની વશતાથી શાસ્ત્રાર્થની સ્મૃતિથી રહિત થઈને દેહનો પરિત્યાગ કરી, સર્વ પ્રકારે વિદેહકૈવલ્યને જ પ્રાપ્ત થાય છે. અને अहं ब्रह्मास्मि એ પ્રકારના તત્ત્વજ્ઞાનવડે જેનું અજ્ઞાન નિવૃત્ત થયું છે એવા બ્રહ્મવેત્તા પુરુષને પણ न जानामि એ પ્રકારનો પ્રત્યય તો થાય છે; પરંતુ જેમ અજ્ઞાની પુરુષનો તે પ્રત્યય અજ્ઞાનથી થાય છે તેમ બ્રહ્મવેત્તા પુરુષનો તે પ્રત્યય અજ્ઞાનથી થતો નથી, કિન્તુ અજ્ઞાનના નાશવડે ઉત્પન્ન થયેલ, ઉપાદાન ભાવથી રહિત તથા સાક્ષાત્ આત્માને આશ્રિત, તત્ત્વજ્ઞાનના સંસ્કારોવડે નિવર્ત્ય તથા અંતઃકરણાદિકોની સ્થિતિના અવધિરૂપ એવા અજ્ઞાનના સંસ્કારથી જ તત્ત્વવેત્તા પુરુષને न जानामि એ પ્રત્યય થાય છે. આ પ્રમાણે વિવરણાદિ ગ્રંથોવિષે વ્યવસ્થા કરી છે. તાત્પર્ય એ છે કે अहं ब्रह्मास्मि એ પ્રકારના અંત્ય સાક્ષાત્કારની પછી अहं ब्रह्म न भवामि अहं ब्रह्म न जानामि અર્થાત્ હું બ્રહ્મ નથી તથા હું બ્રહ્મને જાણતો નથી, એ પ્રકારનો પ્રત્યય તો તત્ત્વવેત્તા પુરુષને કદાચિત્ પણ થતો નથી; પરંતુ તત્ત્વવેત્તા પુરુષને જો કદાચિત્ વ્યવહાર કાળે अहं घटं जानामि–હું ઘટને જાણતો નથી–ઇત્યાદિ પ્રત્યય થાય, તો તે પ્રત્યયની સિદ્ધિવાસ્તે અજ્ઞાનનો સંસ્કાર કલ્પવામાં આવે છે, તેથી અહીં કિંચિત્ માત્ર પણ અનુપપત્તિ થતી નથી. તત્ત્વજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી શાસ્ત્રકારોએ જે અજ્ઞાનના લેશનો અંગીકાર કર્યો છે, તે અજ્ઞાનલેશ શબ્દવડે પણ અજ્ઞાનનો સંસ્કાર જ વિવક્ષિત છે. આ સંસ્કારથી ભિન્ન બીજો કોઈ અવયવાદિરૂપ અર્થ ' અજ્ઞાનલેશ' શબ્દવડે વિવક્ષિત નથી. કારણ કે ઘટ–પટાદિ દ્રવ્યોની પેઠે અજ્ઞાન કાંઈ સાવયવ દ્રવ્ય નથી કે જે સાવયવતાવડે "તત્ત્વજ્ઞાનવડે કાંઈક અજ્ઞાન નિવૃત્ત થાય છે તથા કાંઈક અજ્ઞાન બાકી રહે છે" એ પ્રકારની કલ્પના થાય. પરંતુ અજ્ઞાન સાવયવ નથી અને અજ્ઞાન અનિર્વચનીય હોવાથી જો કદાચિત્ અજ્ઞાનના કોઈ એક દેશનો અંગીકાર કરીએ, તો અજ્ઞાનના એક દેશની નિવૃત્તિવાસ્તે પુનઃ अहं ब्रह्मास्मि એ પ્રકારના અંત્ય જ્ઞાનની અપેક્ષા અવશ્ય હોવી જોઇએ. એ પ્રકારનું જ્ઞાન મરણકાળવિષે દુર્ઘટ જ છે, તેથી અજ્ઞાનના એક દેશવિષે પણ પૂર્વે ઉત્પન્ન થયેલા તત્ત્વજ્ઞાનના સંસ્કારવડે જ નાશ્યતાનો અંગીકાર કરવો પડશે. તેમ કરવાથી, પૂર્વોક્ત સંસ્કારપક્ષ કરતાં આ એકદેશપક્ષવિષે કિંચિત્ માત્ર પણ વિશેષતા સિદ્ધ થશે નહિ. તેથી પૂર્વોક્ત અજ્ઞાન સંસ્કારોની કલ્પના જ શ્રેષ્ઠ છે. આ પ્રકારની જીવન્મુક્તિની અપેક્ષાએ કરીને જ પૂર્વે શ્રીભગવાને અર્જુનની પ્રત્યે उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः એ પ્રકારનું વચન કહ્યું હતું તથા તત્ત્વવેત્તા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણો કહ્યાં હતાં. તેથી ततनंतरं मां विशते એ વચનવડે તત્ત્વવેત્તા પુરુષને દેહપાતની પછી વિદેહ કૈવલ્યની જે પ્રાપ્તિ ભગવાને કહી છે તે યુક્ત જ છે.

કોઈ ટીકામાં ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरं એ ઉત્તરાર્દ્ધવિષે मां तत्त्वतः ज्ञात्वा ततः भवति अनंतरं तद् विशते એ પ્રમાણે भवति શબ્દના અધ્યાહારપૂર્વક શબ્દોની યોજના કરીને આ પ્રમાણે અર્થ કર્યો છેઃ–ततः શબ્દવડે સર્વત્રવ્યાપક માયાવિશિષ્ટ કારણ બ્રહ્મનો અર્થ ગ્રહણ કરવો. तदिति वा एतस्य महतो भूतस्य नाम भवति શ્રુતિમાં तद् એ નામ શુદ્ધ બ્રહ્મનું કહ્યુ છે. તેથી એ અર્થ સિદ્ધ થાય છે કે–"હું બ્રહ્મરૂપ છું" એ પ્રકારે મારો–પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને તત્ત્વવેત્તા પુરુષ પ્રથમ સર્વાત્મભૂત કારણ બ્રહ્મરૂપ થાય છે. શ્રુતિ કહે છે કે–य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति–અર્થાત્ જે તત્ત્વવેત્તા પુરુષ अहं ब्रह्मास्मि એ પ્રકારે આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે તત્ત્વવેત્તા પુરુષ સર્વરૂપ થાય છે. આ શ્રુતિએ તત્ત્વવેત્તા પુરુષને પ્રથમ સર્વાત્મરૂપ કારણબ્રહ્મભાવની પ્રાપ્તિ કહી છે, અને કારણ બ્રહ્મભાવની પ્રાપ્તિની પછી તત્ત્વવેત્તા પુરુષ શુદ્ધ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે અર્થાત્ મુક્ત પુરુષોને માયોપાધિક કારણ બ્રહ્મની પ્રાપ્તિદ્વારા જ નિર્ગુણ શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ પક્ષનું સવિસ્તર પ્રતિપાદન ગ્રંથાંતરો વિષે સ્પષ્ટ છે. (૫૫)

અવતરણિકા–અર્જુનની શંકાઃ–"હે ભગવન્ ! જે પુરુષ અનાત્મજ્ઞ છે તથા અશુદ્ધ અંતઃકરણવાળો છે તે પુરુષ અંતઃકરણની શુદ્ધિપર્યંત પોતાના વર્ણાશ્રમનાં કર્મોનો કદાચિત્ પણ પરિત્યાગ કરતો નથી અને જે પુરુષ શુદ્ધ અંતઃકરણવાળો છે, તે પુરુષ તો સર્વ કર્મોના સંન્યાસવડે જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. એ વાત પૂર્વે આપે કહી અને સર્વ કર્મોનો સંન્યાસ બ્રાહ્મણે જ કરવા યોગ્ય છે, ક્ષત્રિય–વૈશ્ય સર્વ કર્મોનો સંન્યાસ કરવા યોગ્ય નથી એ અર્થનું પણ આપ कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः એ વચનવડે કથન કરી રહ્યા છો. જેમનું અંતઃકરણ શુદ્ધ થયું છે, એવા ક્ષત્રિયાદિકોએ શું કર્મ અનુષ્ઠાન કરવા યોગ્ય છે ? અથવા શું સર્વ કર્મોનો સંન્યાસ કરવા યોગ્ય છે ? તેમાં શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય–વૈશ્યોએ કર્મ જ કરવા યોગ્ય છે, એ પ્રથમ પક્ષ તો સંભવતો નથી. કારણ કે–आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ॥ योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ઇત્યાદિ વચનવડે અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષને કર્મોના અનુષ્ઠાનનો નિષેધ પૂર્વે આપ કહી ગયા છો અને શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય–વૈશ્યોએ સંન્યાસ કરવા યોગ્ય છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી કારણ કે, स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ઇત્યાદિ વચનોવડે કેવળ બ્રાહ્મણના ધર્મરૂપ સર્વ કર્મોના સંન્યાસનો આપ ક્ષત્રિય–વૈશ્યની પ્રત્યે નિષેધ કરી ગયા છો અને કર્મોનું અનુષ્ઠાન તથા કર્મોનો ત્યાગ, એ બે પ્રકારો વિના ત્રીજો કોઈ પ્રકાર નથી કે જે ત્રીજા પ્રકારને શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય–વૈશ્યાદિકો કરે. તેથી કર્મોનું અનુષ્ઠાન તથા કર્મોના ત્યાગરૂપ સંન્યાસ એ બન્નેનો–શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય વૈશ્યોની પ્રત્યે પ્રતિષેધ થવાથી તથા અન્ય પ્રકારનો અભાવ હોવાથી, એક પ્રતિષેધનું અતિક્રમણ તો અવશ્ય કરીને પ્રાપ્ત થશે. શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય–વૈશ્યોને કર્મોના અનુષ્ઠાન કરતાં કર્મોનો ત્યાગ જ શ્રેષ્ઠ છે કારણ કે कर्मणा बध्यते जन्तुः ઇત્યાદિ વચનો વિષે કર્મોને બંધનું હેતુપણું જ કહ્યુ છે. એવા બંધના હેતુરૂપ કર્મોનો પરિત્યાગ કરવાથી પુરુષને મોક્ષના સાધનોની પુષ્કળતા જ પ્રાપ્ત થાય છે અને શુદ્ધ અંતઃકરણવાળા ક્ષત્રિય–વૈશ્યોએ કર્મો અનુષ્ઠાન કરવા યોગ્ય નથી. કારણ કે ચિત્તના વિક્ષેપના હેતુ હોવાથી કર્મો મોક્ષના સાધનરૂપ આત્મજ્ઞાનનાં પ્રતિબંધક જ છે." આ પ્રકારનો અર્જુનનો અભિપ્રાય જાણીને શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કહે છે.—

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

શ્લોકાર્થઃ—સર્વ કર્મોને સદા કરતો છતો પણ મને શરણ આવેલો પુરુષ, મારા અનુગ્રહથી શાશ્વત અવ્યય પદને પ્રાપ્ત થાય છે. ૫૬

ટીકાઃ—હે અર્જુન ! પૂર્વોક્ત નિષ્કામ કર્મો કરીને શુદ્ધ અંતઃકરણવાળો થયલો પુરુષ અવશ્ય ભગવત્ શરણને પ્રાપ્ત થાય છે. કારણ કે નિષ્કામ કર્મોવડે ઉત્પન્ન થયેલી અંતઃકરણની શુદ્ધિનું ભગવત્શરણની પ્રાપ્તિવિષે જ પર્યવસાન છે. આ પ્રમાણે નિષ્કામ કર્મજન્ય અંત-કરણની શુદ્ધિપૂર્વક ભગવત્શરણને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ, જો કદાચિત્ બ્રાહ્મણ હોય છે, તો સંન્યાસના પ્રતિબંધક ક્ષત્રિયત્વ-વૈશ્યત્વજાતિથી રહિત હોવાથી બ્રાહ્મણે નિઃશંક થઇને વિધિપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ કરવો અને અંતઃકરણની શુદ્ધિપૂર્વક તથા સર્વ કર્મોના સંન્યાસપૂર્વક ભગવત્શરણને પ્રાપ્ત થયેલા તે બ્રાહ્મણનો પણ આ જન્મ-મરણરૂપ સંસાર-માંથી મોક્ષ તો એક ભગવત્‌ના પ્રસાદથી જ થાય છે. ભગવત્ પ્રસાદવિના કેવળ કર્મોના ત્યાગ-માત્રથી અધિકારી બ્રાહ્મણનો સંસારમાંથી મોક્ષ થતો નથી.

નિષ્કામ કર્મોવડે અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ જો કદાચિત્ સંન્યા-સનો અનધિકારી ક્ષત્રિય-વૈશ્ય હોય, તો ક્ષત્રિય-વૈશ્ય અધિકારી પુરુષે તો અવશ્ય કર્મો કરવાં; પરતુ ક્ષત્રિય-વૈશ્યે મદ્વ્યપાશ્રય થઇને કર્મો કરવાં. હું-ભગવાન્ વાસુદેવ જ જેનો વ્યપાશ્રય એટલે જેનું શરણ છું તેનું નામ મદ્વ્યપાશ્રય છે, અર્થાત્ એક મારુ-પરમેશ્વરનું શરણ હોઇને જેણે મારે વિષે-પરમેશ્વરવિષે સર્વાત્મભાવ અર્પણ કર્યો છે, તેનું નામ મદ્વ્ય-પાશ્રય છે. એવો મદ્વ્યપાશ્રય થયેલો ક્ષત્રિય-વૈશ્યાદિ અધિકારી પુરુષ સંન્યાસનો અનાધ-કારી હોવાથી, સર્વદા સર્વ કર્મો કરતો હોવા છતાં પણ અર્થાત્ શાસ્ત્રવિહિત સ્વવર્ણાશ્રમના ધર્મરૂપ કર્મો, લૌકિક કર્મો અથવા પ્રતિષિદ્ધ કર્મો કરતો હોવા છતાં પણ, મારા-પરમેશ્વરના અનુગ્રહથી હિરણ્યગર્ભની પેઠે अहं ब्रह्मास्मि એ પ્રકારના બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિવડે શાશ્વત અવ્યય પદને પ્રાપ્ત થાય છે, અર્થાત્ तद्विष्णोः परमं पदं એ શ્રુતિવડે પ્રતિપાદિત જે મોક્ષરૂપ પદને પ્રાપ્ત થઈ તત્ત્વવેત્તા પુરુષ પુનઃ આવૃત્તિને પ્રાપ્ત થતો નથી, તે મોક્ષરૂપ પદને અધિકારી પુરુષ પ્રાપ્ત થાય છે. આ પદ શાશ્વત છે અર્થાત્ ઉત્પત્તિ વિનાશથી રહિત હોવાથી નિત્ય તથા અવ્યય છે અર્થાત્ પરિણામભાવથી રહિત છે. યદ્યપિ આ પ્રકારનો ભગવત્શરણને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ કદાચિત્ પણ પ્રતિષિદ્ધ કર્મો કરતો નથી, તથાપિ જો કદાચિત્ ભગવત્ શરણનો અધિકારી પુરુષ પ્રતિષિદ્ધ કર્મો કરે પણ ખરો, તો પણ મારા-પરમેશ્વરના અનુગ્રહથી પ્રત્યવાયની અનુત્પત્તિવડે अहं ब्रह्मास्मि એ પ્રકારના મારા સાક્ષાત્કારવડે અધિકારી પુરુષ મોક્ષને જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ભગવત્શરણતાની સ્તુતિ કરવા વાસ્તે શ્રીભગવાને सर्वकर्माण्यपि सदा कुर्वाण. એ પ્રકારનું વચન કહ્યું છે. (૫૬)

અવતરણિકાઃ—એક મારી-પરમેશ્વરની શરણતા જ આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા મોક્ષનું સાધન છે. તે સિવાય કર્મોનું અનુષ્ઠાન વા કર્મોનો સંન્યાસ મોક્ષનું સાધન નથી. માટે તું-ક્ષત્રિય અર્જુન કેવળ હું-પરમેશ્વરપરાયણ જ થા. એ અર્થ હવે શ્રીભગવાન્ કહે છેઃ—

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

શ્લોકાર્થઃ—ચિત્તવડે સર્વ કર્મોને મારેવિષે-પરમેશ્વરવિષે સમર્પણ કરી, મત્પર થયેલો તું બુદ્ધિયોગના સ્વીકારવડે સર્વદા મચ્ચિત્ત થા. ૫૭

ટીકાઃ–હે અર્જુન! આ લોકના દષ્ટ અર્થોની પ્રાપ્તિ કરનારાં તથા સ્વર્ગાદિ લોકોનાં અદષ્ટ અર્થોની પ્રાપ્તિ કરનારાં લૌકિક-વૈદિક સર્વ કર્મોને વિવેકયુક્ત બુદ્ધિવડે મારે વિષે-પરમેશ્વરવિષે અર્પણ કરીને, અર્થાત્–यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥ એ પૂર્વ શ્લોકોક્ત રીતે લૌકિક-વૈદિક સર્વ કર્મોને મારેવિષે-પરમેશ્વરવિષે અર્પણ કરીને મત્પર થયેલો તું, (હું-ભગવાન્ વાસુદેવ જ જેને અત્યંત પ્રિય છું તેનું નામ મત્પર છે) પૂર્વે કહેલો આ કર્મ ફળની સિદ્ધિ-અસિદ્ધિવિષે સમત્વબુદ્ધિરૂપ જે બુદ્ધિયોગ, બન્ધના હેતુરૂપ કર્મોવિષે મોક્ષના હેતુપણાનો સંપાદક છે, એવા બુદ્ધિયોગને અનન્ય શરણરૂપે સ્વીકાર કરીને સર્વદા (મત્પર થયેલો તું) મચ્ચિત્ત થા. મારે વિષે-ભગવાન્ વાસુદેવવિષે જ જેનું ચિત્ત છે, બીજા કોઈ રાજાવિષે વા કામિનીઆદિકોવિષે જેનું ચિત્ત નથી, તેનું નામ મચ્ચિત્ત છે. આ પ્રકારનો મચ્ચિત્ત તું-અર્જુન સર્વદા થા. અહીં કોઈ મૂળ પુસ્તકમાં बुद्धियोगमुपाश्रित्य એ પ્રકારનો પણ પાઠ હોય છે, એવા પાઠવિષે પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો. (૫૭)

અવતરણિકાઃ–અર્જુનની શંકાઃ–"હે ભગવન્! તેમ મચ્ચિત્ત થવાથી શું પ્રયોજન સિદ્ધ થાય છે?" એવી અર્જુનને જિજ્ઞાસા થતાં શ્રીભગવાન્ કહે છે અથવા પૂર્વોક્ત ભક્તિયોગ કરવામાં રહેલા ગુણનું તથા ન કરવામાં રહેલા દોષનું શ્રીભગવાન્ કથન કરે છેઃ–

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥**

શ્લોકાર્થઃ–મચ્ચિત્ત થયેલો તું મારા પ્રસાદથી દુસ્તર એવા કામ ક્રોધાદિને પણ તરી જશે. વળી જો તું કદાપિ અહંકારથી મારા વચનને નહી શ્રવણ કરશે તો તું નષ્ટ થશે. ૫૮

ટીકાઃ–હે અર્જુન! મચ્ચિત્ત થયેલો તું મારા પ્રસાદથી સર્વ દુર્ગોને તરી જઈશ. સંસાર-દુઃખનાં સાધનરૂપ જે અતિ દુસ્તર કામ ક્રોધાદિક છે તેમનું નામ દુર્ગ છે. એવા કામ ક્રોધાદિકરૂપ સર્વ દુર્ગોને તું-અર્જુન પોતાના પ્રયત્નવિના જ કેવળ મારા-પરમેશ્વરના અનુગ્રહથી સુખે અતિક્રમણ કરીશ. જો કદાચિત્ તું-અર્જુન મારાં-પરમેશ્વરનાં વચનોવિષે અવિશ્વાસ કરીને "હું પંડિત છું" એ પ્રકારના ગર્વરૂપ અહંકારથી મારાં વચનોને શ્રવણ કરીશ નહિ, અર્થાત્ જો કદાચિત્ તું મારાં વચનોના અર્થનું અનુષ્ઠાન કરીશ નહિ, તો તું અર્જુન નષ્ટ થઈશ અર્થાત્ પોતાની ઇચ્છાથી યુદ્ધાદિ સ્વધર્મનો પરિત્યાગ કરીને સંન્યાસાદિ પરધર્મના અનુષ્ઠાનથી તું સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થઈશ. (૫૮)

અવતરણિકાઃ–અર્જુનની શંકાઃ–"હે ભગવન્! યુદ્ધાદિ કર્મો કરવાવિષે અથવા નહિ કરવાવિષે હું-અર્જુન સ્વતંત્ર છું, તેથી તમારાં વચનના અર્થને હું કરીશ નહિ" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ—

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैव व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

શ્લોકાર્થઃ–તું "અહંકારનો આશ્રય કરી, હું યુદ્ધ નહિ કરું" આ પ્રમાણે જો માને છે તો તારો તે નિશ્ચય મિથ્યા જ છે. કારણ કે તને પ્રકૃતિ અવશ્ય યુદ્ધવિષે પ્રેરણા કરશે. ૫૯

ટીકાઃ–હે અર્જુન! "હું ધર્માત્મા છું, તેથી આ યુદ્ધરૂપ ક્રૂર કર્મ હું નહિ કરું" એ પ્રકારના મિથ્યા અભિમાનનો આશ્રય કરી "આ યુદ્ધ હું નહિ કરું" એ પ્રમાણે જે તું માને

છે, તે તારો નિશ્ચય નિષ્ફળ જ છે. ક્ષત્રિય જાતિના આરંભક રજોગુણ સ્વરૂપ જે પ્રકૃતિ છે, તે પ્રકૃતિ તને આ યુદ્ધરૂપ કર્મવિષે અવશ્ય પ્રવૃત્ત કરશે. માટે प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति એ વચનવડે પૂર્વે સર્વ જીવોની પ્રવૃત્તિ પોત-પોતાની પ્રકૃતિને અધીન કહેવામાં આવી છે, તેથી તું અર્જુન સ્વતંત્ર નથી, કિન્તુ પોતાની પ્રકૃતિને અધીન છે. (૫૯)

અવતરણિકા:-હવે, શ્રીભગવાન્ અર્જુનના સ્વપ્રકૃતિના અધીનપણાનું નિરૂપણ કરે છેઃ-

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! સ્વભાવજન્ય પોતાનાં કર્મે કરી વશીકૃત થયેલો તું મોહના વશથી જે યુદ્ધ કરવા માટે ઇચ્છતો નથી, તે યુદ્ધને તું અવશ થયલો અવશ્ય કરશે. ૬૦

ટીકા:-હે અર્જુન ! પૂર્વોક્ત ક્ષત્રિયસ્વભાવવડે ઉત્પન્ન થયેલાં શૌર્યાદિ અનાગન્તુક કર્મો-વડે વશીકૃત થયેલો તું-અર્જુન મોહની વશતાથી જે યુદ્ધ કરવાને ઇચ્છતો નથી, અર્થાત્ "હું અર્જુન સ્વતંત્ર છું તેથી જે જે અર્થની ઇચ્છા કરીશ તે જ અર્થને સંપાદન કરીશ," એ પ્રકારના ભ્રમરૂપ મોહની વશતાથી જે તું બન્ધુવધાદિકોના નિમિત્તભૂત આ યુદ્ધ કરવાને ઇચ્છતો નથી, તે યુદ્ધરૂપ કર્મ તું-અર્જુન અવશ થઇને પણ કરીશ, અર્થાત્ તે યુદ્ધરૂપ કર્મ કરવાની ઇચ્છા નહિ કરતો હોવા છતાં પણ તું પૂર્વોક્ત સ્વાભાવિક કર્મોને પરતંત્ર થઇને તથા અન્તર્યામી પરમેશ્વરને પરતંત્ર થઇને તે યુદ્ધ અવશ્ય કરીશ. (૬૦)

અવતરણિકા:-अवशः એ પૂર્વોક્ત વચનવડે શ્રીભગવાને અર્જુન વિષે સ્વભાવરૂપ પ્રકૃતિનું અધીનપણું તથા અંતર્યામી ઈશ્વરનું અધીનપણું સૂચિત કર્યું. તેમાં સ્વભાવરૂપ પ્રકૃતિનું અધીનપણું પૂર્વ શ્લોકમાં પ્રતિપાદન કર્યું. હવે અંતર્યામી ઈશ્વરનું અધીનપણું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છેઃ-

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન ! અંતર્યામી ઈશ્વર યંત્રવિષે આરૂઢ કાષ્ઠમય પ્રતિમાની માફક સર્વ પ્રાણીઓને માયાવડે જ્યાં ત્યાં ભ્રમણ કરાવતો છતો સર્વ પ્રાણીના હૃદયદેશવિષે સ્થિતિ કરીને રહેલો છે. ૬૧

ટીકા:-હે અર્જુન ! જીવોનાં પુણ્ય-પાપ કર્મોને અનુસરીને સર્વે જીવોને શુભ-અશુભ કર્મ વિષે પ્રવૃત્ત કરનાર અંતર્યામી નારાયણ છે. આ અંતર્યામી નારાયણ यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अंतरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमंतरोयमयति ॥ તથા यच्च किंचिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा ॥ ઇત્યાદિ શ્રુતિઓવડે પ્રતિપાદિત છે. આ બન્ને શ્રુતિઓનો આ અર્થ છે. જે અન્તર્યામી ઈશ્વર પૃથિવીવિષે સ્થિત થઈ પૃથિવીની અંતર છે, જે અંતર્યામી ઈશ્વરને પૃથિવી જાણતી નથી, જે અંતર્યામી ઈશ્વરનું પૃથિવી શરીર છે, જે અન્તર્યામી ઈશ્વર પૃથિવીને પ્રવૃત્ત કરે છે, તે જ અન્તર્યામી ઈશ્વર તારો આત્મા છે. જેટલું સર્વ જગત્ જોવામાં આવે છે તથા શ્રવણ કરવામાં આવે છે, તે નામરૂપાત્મક સર્વ જગતને અન્તર્બાહ્ય વ્યાપ્ય કરીને નારાયણ રહે છે. આ પ્રકારનો અંતર્યામી નારાયણરૂપ ઈશ્વર સર્વ પ્રાણીઓના અંતઃ-કરણરૂપ હૃદયદેશવિષે સ્થિત છે, અર્થાત્ જેમ સામાન્યતઃ સર્વત્ર વ્યાપક પણ સૂર્યનો પ્રકાશ

દર્પણાદિ સ્વચ્છ ઉપાધિઓવિષે વિશેષરૂપે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે તથા જેમ સર્વ દ્વીપોનો અધિપતિ શ્રીરામ ઉત્તર કોશલવિષે વિશેષરૂપે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે, તેમ સામાન્યતઃ સર્વત્ર વ્યાપક થયેલો અંતર્યામી ઈશ્વર અંતઃકરણોવિષે વિશેષે કરીને અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે. આ કારણથી અંતર્યામી ઈશ્વરની હૃદયદેશવિષે સ્થિતિ કહી છે.

અર્જુનની શંકાઃ-હે ભગવન્! આ અંતર્યામી ઈશ્વર શું કાર્ય કરીને સર્વ પ્રાણીઓના હૃદયદેશવિષે રહે છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-भ्रामयन् इति। હે અર્જુન! અંતર્યામી ઈશ્વર પોતાની માયાવડે સર્વ પ્રાણીઓને પોતપોતાના પુણ્ય-પાપ કર્મોને અનુસાર તથા પૂર્વના સંસ્કારોને અનુસાર જ્યાં ત્યાં શુભ-અશુભ કર્મવિષે પ્રવૃત્ત કરતો સર્વ પ્રાણીઓના હૃદયદેશવિષે રહે છે.

હવે એ અર્થવિષે દૃષ્ટાંત કહે છે-यंत्रारूढानि इति। હે અર્જુન! યંત્રવિષે આરૂઢ જે કાષ્ઠરચિત પુરુષ-અશ્વાદિરૂપ પ્રતિમાઓ છે કે, જે પ્રતિમાઓ અત્યંત પરતંત્ર છે, તે કાષ્ઠમય પ્રતિમાઓને જેમ સૂત્રધારી માયાવી પુરુષ ભ્રમણ કરાવે છે, તેમ અંતર્યામી ઈશ્વર પણ પોતાની માયાવડે સર્વ પ્રાણીઓને જ્યાં ત્યાં ભ્રમણ કરાવે છે. તેથી યુદ્ધ કરવાની ઇચ્છા નહિ કરતો હોવા છતાં પણ તું-અર્જુન અંતર્યામી ઈશ્વરની પ્રેરણાથી અવશ્ય આ યુદ્ધ કરીશ.

અહીં हे अर्जुन એ સંબોધનવડે શ્રીભગવાને અર્જુનવિષે શુદ્ધ અંતઃકરણવાળાપણું કથન કર્યું. તેમ કરીને એ અર્થનું બોધન કર્યું કે, શુદ્ધ અંતઃકરણવાળો તું-અર્જુન સર્વાંતર્યામી ઈશ્વરને જાણવાને યોગ્ય છે. (૬૧)

અવતરણિકાઃ-અર્જુનની શંકાઃ-"હે ભગવન્! પરતંત્ર સર્વ પ્રાણીઓને જો કદાચિત અંતર્યામી ઈશ્વર જ પ્રેરણા કરતો હોય, તો स्वर्गकामो यजेत परदारां न गच्छेत् ઇત્યાદિ વિધિ-નિષેધ શાસ્ત્રને તથા સર્વ પુરુષ પ્રયત્નને અનર્થકતા પ્રાપ્ત થશે" એવી અર્જુનને શંકા થતાં શ્રીભગવાન્ કહે છેઃ-

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

શ્લોકાર્થઃ-હે ભારત! સર્વ પ્રકારે કરી આ ઈશ્વરરૂપ આશ્રયનો જ તું આશ્રય કર. ઈશ્વરના પ્રસાદથી તું પરા શાંતિને તથા શાશ્વત સ્થાનને પ્રાપ્ત થશે ૬૨

ટીકાઃ-હે અર્જુન! જે અંતર્યામી ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયદેશવિષે રહીને સર્વ પ્રાણીઓને શુભ અશુભ-કાર્યવિષે પ્રવૃત્ત કરે છે, એવા સર્વના આશ્રયરૂપ અંતર્યામી ઈશ્વરનેજ આ સંસારસમુદ્રના ઉત્તરણ વાસ્તે તું સર્વભાવવડે આશ્રય કર અર્થાત્ શરીરવડે, મનવડે તથા વાણીવડે સર્વ પ્રકારે તે ઈશ્વરનો તું આશ્રય કર. એ પ્રમાણે જ્યારે તું અર્જુન સર્વ પ્રકારે કરીને અંતર્યામી ઈશ્વરનો જ આશ્રય કરીશ, ત્યારે અંતર્યામી ઈશ્વરના અનુગ્રહથી તું-અર્જુન પરા શાંતિને પ્રાપ્ત થઇશ અર્થાત્ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત ઈશ્વરના અનુગ્રહથી તું કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ પરા શાંતિને પ્રાપ્ત થઇશ તથા શાશ્વત સ્થાનને પ્રાપ્ત થઇશ. અદ્વિતીય-સ્વપ્રકાશ-પરમાનંદ બ્રહ્મરૂપે કરીને જે અવસ્થાન છે તેનું નામ સ્થાન છે. તે સ્થાન શાશ્વત છે અર્થાત્ ઉત્પત્તિ-નાશથી રહિત હોવાથી નિત્ય છે. એવા નિત્ય સ્થાનને તું પ્રાપ્ત થઇશ, અર્થાત્ ઈશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત થયેલા अहं ब्रह्मास्मि એ પ્રકારના તત્ત્વજ્ઞાનથી કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિરૂપ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષને તું પ્રાપ્ત થઇશ.

અહીં કોઇ ટીકામાં તો परां शांतिं એ વચનવડે 'સમાધિ'નો અર્થ ગ્રહણ કર્યો છે. આ સમાધિની પ્રાપ્તિ પુરુષને ઈશ્વરના અનુગ્રહથી જ થાય છે, એ વાત समाधिसिद्धिरीश्वरप्रणिधानात् એ સૂત્રવડે પતંજલિ ભગવાને પણ કહી છે. (૬૨)

અવતરણિકા:-હવે આ સર્વ ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરતાં શ્રીભગવાન્ અર્જુનની પ્રત્યે કહે છે:-

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન ! મેં-પરમેશ્વરે તને આ પૂર્વોક્ત પ્રકારે કરી, ગુહ્ય પદાર્થથી પણ અત્યંત ગુહ્ય આત્મજ્ઞાન કથન કર્યું છે. માટે આ ગીતાશાસ્ત્રનો આદિથી અંત પર્યંત વિચાર કરી, જે પ્રકારે તારી ઇચ્છા હોય તે પ્રકારે તું કર. ૬૩

ટીકા:-હે અર્જુન ! મારો અનન્ય ભક્ત તથા અત્યંત પ્રિય તું-અર્જુન પ્રત્યે મેં-પરમ આપ્ત સર્વજ્ઞ પરમેશ્વરે પૂર્વોક્ત પ્રકારે કરીને મોક્ષના સાધનરૂપ આત્મવિષયક જ્ઞાન કથન કર્યું છે. આ જ્ઞાન ગુહ્ય પદાર્થો કરતાં પણ અત્યંત ગુહ્ય છે, અર્થાત્ પરમ રહસ્યરૂપ એવો જે સંન્યાસ પર્યંત નિષ્કામ કર્મયોગ છે તે ગુહ્ય કર્મયોગ કરતાં પણ આ આત્મજ્ઞાન ગુહ્યતર એટલે અત્યંત રહસ્યરૂપ છે. માટે તે સંન્યાસ પર્યંત કર્મયોગના ફળરૂપ જ આ આત્મજ્ઞાન છે. સાધનની અપેક્ષાએ કરીને ફળવિષે રહસ્યરૂપતા યુક્ત જ છે અથવા આ લોકવિષે ગુહ્ય રાખવા યોગ્ય મંત્ર-તંત્ર-મણિ-રસાયનાદિ પદાર્થો કરતાં પણ આ આત્મજ્ઞાન અત્યંત ગુહ્ય છે. કારણ કે મત્ર-તંત્રાદિ પુરુષને કેવળ સાંસારિક અનિત્ય સુખની જ પ્રાપ્તિ કરે છે અને આત્મજ્ઞાન તો પુરુષને બ્રહ્માનંદરૂપ નિત્ય સુખની પ્રાપ્તિ કરે છે. તેથી મંત્ર-તંત્રાદિકો કરતાં આત્મજ્ઞાનવિષે અત્યંત ગુહ્યરૂપતા યુક્ત જ છે. તેથી હે અર્જુન ! મેં-પરમેશ્વરે તારી પ્રત્યે ઉપદેશ કરેલા ગીતાશાસ્ત્રને, પૂર્વ-ઉત્તર વાક્યોની એક વાક્યતાપૂર્વક, આદિ-અંતપર્યંત સમગ્ર વિચાર કરીને, પશ્ચાત્ પોતાના અધિકારને અનુસાર જે અર્થનું અનુષ્ઠાન કરવાની તું ઇચ્છા રાખતો હોય, તે અર્થનું અનુષ્ઠાન તું કર. પરન્તુ આ ગીતાશાસ્ત્રનો આદિ-અંત પર્યન્ત સારી રીતે વિચાર ન કરીને, કેવળ પોતાની ઇચ્છાવડે તારે કિંચિત્ પણ કાર્ય કરવા યોગ્ય નથી.

અહીં શ્રીભગવાનનો એ હેતુ છે કે, અશુદ્ધ અન્તઃકરણવાળા મુમુક્ષુ જનને તો, પહેલાં મોક્ષના સાધનભૂત આત્મજ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતાના પ્રતિબંધક પાપકર્મોનો નાશ કરવા વાસ્તે સ્વર્ગાદિ ફળની ઇચ્છાના પરિત્યાગવડે તથા ભગવદર્પણ બુદ્ધિવડે પોતાના વર્ણાશ્રમના ધર્મોનું જ અનુષ્ઠાન કરવા યોગ્ય છે. નિષ્કામ કર્મોના અનુષ્ઠાનવડે શુદ્ધ થયેલા અંતઃકરણવાળો અધિકારી પુરુષ જો કદાચિત્ બ્રાહ્મણ શરીર હોય, તો તે બ્રાહ્મણ અધિકારી પુરુષે આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષા ઉત્પન્ન થયા પછી બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઇને આત્મજ્ઞાનના સાધનરૂપ વેદાંતવાક્યોના વિચાર વાસ્તે, શાસ્ત્રપ્રતિપાદિત વિધિથી, શિખાયજ્ઞોપવીતના ત્યાગપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ જ કરવો. આ સંન્યાસનું ગ્રહણ કરવાનો વિધિ આત્મપુરાણના અગીઆરમા અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલ છે, તેથી અહીં લખ્યો નથી. આ સંન્યાસથી એક ભગવત્‌શરણતાવડે પૂર્વોક્ત, વિવિક્ત દેશસેવાદિ જ્ઞાન સાધનોના અભ્યાસથી શ્રવણ-મનન-નિદિધ્યાસનવડે, આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે અધિકારી પુરુષને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

સર્વ કર્મોનો સંન્યાસ કરવા વિષે અનધિકારી એવા મુમુક્ષુ ક્ષત્રિય-વૈશ્યાદિકોએ તો અંતઃકરણની શુદ્ધિની પછી પણ પોતાના વર્ણાશ્રમનાં કર્મો જ કરવાં. યદ્યપિ અંતઃકરણની શુદ્ધિ વાસ્તે જ કર્મોનું અનુષ્ઠાન હોય છે, પણ અંતઃકરણની શુદ્ધિની પછી કર્મોના અનુષ્ઠાનનું કાંઇ પ્રયોજન નથી, તથાપિ શ્રુતિ-સ્મૃતિરૂપ ભગવાનની આજ્ઞાના પાલનવાસ્તે તથા અન્ય લોકોને શુભ કર્મોવિષે પ્રવર્ત્તનરૂપ લોકસંગ્રહ વાસ્તે ક્ષત્રિય-વૈશ્યાદિકોએ અંતઃકરણની શુદ્ધિની પછી પણ કર્મો જ કરવાં. આ પ્રમાણે નિષ્કામ કર્મો કરવાથી ક્ષત્રિય-વૈશ્યાદિ મુમુક્ષુ જનોને, એક ભગવતશરણતાની પ્રાપ્તિવડે, પૂર્વ જન્મ વિષે કરેલાં સંન્યાસાદિ સાધનોના પરિપાકથી અથવા હિરણ્યગર્ભની પેઠે સંન્યાસની અપેક્ષા વિના જ કેવળ પરમેશ્વરના અનુગ્રહવડે अहं ब्रह्मास्मि એ પ્રકારના આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે. અથવા મુમુક્ષુ ક્ષત્રિય-વૈશ્યાદિકોને આગલા જન્મ વિષે બ્રાહ્મણ શરીરની પ્રાપ્તિ થઇને, ત્યાં સંન્યાસાદિ સાધનપૂર્વક આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે. હે અર્જુન! આ પ્રકારનો વિચાર કરવાથી અહીં મોહની પ્રાપ્તિનો અવકાશ હોતો નથી. (૬૩)

અવતરણિકાઃ-અત્યંત ગંભીર આ ગીતાશાસ્ત્રના આદિ-અંત પર્યંત સમગ્ર વિચાર કરવાથી ઉત્પન્ન થતા પરિશ્રમની નિવૃત્તિ કરવા વાસ્તે, પોતાની મેળે જ શ્રીભગવાન્ કૃપા કરીને સર્વ ગીતાશાસ્ત્રના સારાર્થનું સંક્ષેપે કરીને કથન કરે છેઃ—

**सर्वगुह्यतमं भूयः श्रुणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

શ્લોકાર્થઃ-સર્વથી અત્યંત ગુહ્ય મારા પરમ વચનને તું ફરીથી પણ શ્રવણ કર. તું મને અત્યન્ત પ્રિય હોવાથી હું તને તારા હિતનું કથન કરુ છું. ૬૪

ટીકાઃ-હે અર્જુન! પૂર્વે મેં સંન્યાસ સુધીના નિષ્કામ કર્મયોગને ગુહ્ય કહ્યો હતો તથા તે નિષ્કામ કર્મયોગ કરતાં જ્ઞાનને ગુહ્યતર કહ્યું હતું. હવે, નિષ્કામ કર્મયોગ કરતાં તથા તેના ફળભૂત જ્ઞાન કરતાં સૌથી ગુહ્યતમ તથા સૌથી ઉત્કૃષ્ટ એવાં મારાં વચનને તું પુનઃ પણ શ્રવણ કર, અર્થાત્ પૂર્વે તે તે પ્રસંગે વિસ્તારથી કથન કર્યું હોવા છતાં પણ, તે વચન કેવળ તારા અનુગ્રહ વાસ્તે હું ભગવાન્ પુનઃ સંક્ષેપે કરીને કથન કરુ છું, તે વચનને તું શ્રવણ કર. ( ગુહ્ય કરતાં જે અતિગુહ્ય પદાર્થ હોય છે તે 'ગુહ્યતર' કહેવાય છે અને 'ગુહ્યતર' પદાર્થ કરતાં પણ જે અતિગુહ્ય હોય છે તે 'ગુહ્યતમ' કહેવાય છે. )

હે અર્જુન! કોઈ પદાર્થના લાભ વાસ્તે, પોતાની પૂજા વાસ્તે અથવા પોતાની ખ્યાતિ વાસ્તે હું-પરમેશ્વર તે વચન તારી પ્રત્યે કહેતો નથી, કિન્તુ તું અર્જુન મને અતિશય પ્રિય છે, તે કારણથી તેં નહિ પૂછ્યા છતાં પણ હું-પરમેશ્વર કૃપા કરીને તારા પરમ શ્રેયરૂપ હિતનું કથન કરુ છું. (૬૪)

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

શ્લોકાર્થઃ-તું મારે વિષે મનવાળો, મારાપર ભક્તિવાળો તથા મારુ યજન કરનારો થા. તેમ જ મને-પરમેશ્વરને નમસ્કાર કર. આ પ્રમાણે કરવાથી તું મને-પરમેશ્વરને પ્રાપ્ત થશે. તું મને પ્રિય હોવાથી તારી આગળ આ સત્ય પ્રતિજ્ઞા કરી હું કહું છું. ૬૫

ટીકાઃ-હે અર્જુન! તું મન્મના થા. હું ભગવાન્ વાસુદેવ વિષે જ જેનું મન છે તેનું નામ મન્મના છે. એવો મન્મના તું થા, અર્થાત્ સર્વ કાળે મારુ-પરમેશ્વરનું જ તું ચિન્તન કર.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! કંસ-શિશુપાલાદિ પણ દ્વેષવડે સર્વદા તમારુ જ ચિન્તન કરી રહ્યા છે, એ પ્રકારે હું પણ તમારું ચિન્તન કરુ તો શુ ખોટું?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मद्भक्त इति । "હે અર્જુન! તું મારો-પરમેશ્વરનો ભક્ત થા. પરમ પ્રેમવડે મારે વિષે-પરમેશ્વરવિષે જે અનુરાગરૂપ અનુરક્તિ છે, તે મારી ભક્તિ કહેવાય છે, એવી મારી ભક્તિવડે તું યુક્ત થા. અર્થાત્ હું પરમેશ્વરવિષયક અનુરાગવડે સર્વદા તું હું-પરમેશ્વર વિષયક તારા મનને કર. યદ્યપિ કંસ શિશુપાલાદિ મનવડે સર્વદા મારુ-પરમેશ્વરનું ચિન્તન કરી રહ્યા છે, તથાપિ કંસ-શિશુપાલાદિ પરમ પ્રેમવડે મારે વિષે-પરમેશ્વરવિષે અનુરાગવાળા થઇને મારુ-પરમેશ્વરનું ચિન્તન કરતા નથી, કિન્તુ કેવળ દ્વેષવડે જ મારુ ચિન્તન કરી રહ્યા છે. તેથી કંસ-શિશુપાલાદિ મારા-પરમેશ્વરના ભક્ત કહેવાતા નથી અને તું અર્જુન તો મારો-પરમેશ્વરનો ભક્ત થઈ મારુ ચિન્તન કર.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! આપ-પરમેશ્વરવિષયક અનુરાગરૂપ ભક્તિ જ કયા ઉપાયવડે પ્રાપ્ત થાય છે?"

શ્રીભગવાન્ ભક્તિના ઉપાયનું કથન કરે છેઃ-मद्याजी इति। હે અર્જુન! હું-પરમેશ્વરવિષયક અનુરાગરૂપ ભક્તિની પ્રાપ્તિને વાસ્તે તું મદ્યાજી થા. હું ભગવાન્-વાસુદેવનું પૂજન કરવાનો જેનો સ્વભાવ છે તે મદ્યાજી કહેવાય છે અર્થાત્ સર્વ કાળે તું અર્જુન, મારો-પરમેશ્વરનો પૂજાપરાયણ થા.

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! પૂજન કરવાની સામગ્રીનો અભાવ થતાં અનુરાગરૂપ ભક્તિની પ્રાપ્તિ વાસ્તે શું ઉપાય કરવા યોગ્ય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मां नमस्कुरु इति। હે અર્જુન! પૂજાની સામગ્રીનો અભાવ થતાં મને-પરમેશ્વરને તું નમસ્કાર કર અર્થાત્ અત્યંત નમ્રતાપૂર્વક શરીર-મન-વાણીવડે તું મારુ પરમેશ્વરનું જ આરાધન કર. (અહીં मद्याजी એ શબ્દવડે કથન કરેલું જે પૂજારૂપ અર્ચન તથા नमः એ શબ્દવડે કથન કરેલું જે નમસ્કારરૂપ વંદન છે, તે અર્ચન-વંદન બન્ને ભાગવત ધર્મ, બીજા પણ ભાગવત ધર્મોનાં ઉપલક્ષણ છે. આ ભાગવતધર્મ શ્રીભાગવતવિષે આ પ્રમાણે કહ્યો છેઃ-श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् । અર્થાત્-વિષ્ણુ ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદોનું સેવન, અર્ચન, વંદન, દાસભાવ, સખાભાવ તથા આત્માનું અર્પણઃ એ નવ ભાગવત ધર્મ કહેવાય છે. એને જ નવધા ભક્તિ પણ કહે છે.) હે અર્જુન! આ પ્રકારના ભાગવત ધર્મના અનુષ્ઠાનવડે સર્વદા મારે વિષે-પરમેશ્વરવિષે અનુરાગની ઉત્પત્તિવડે મારા-પરમેશ્વરના ચિન્તનને પરાયણ થયેલો તું-અર્જુન મને-ભગવાન્ વાસુદેવને જ પ્રાપ્ત થઈશ, અર્થાત્ 'તત્ત્વમસિ' 'અહં બ્રહ્માસ્મિ' ઇત્યાદિ વેદાંતવાક્યોથી ઉત્પન્ન થયેલા આત્મસાક્ષાત્કારવડે તું અભેદરૂપવડે હું-અદ્વિતીય નિર્ગુણરૂપ પરબ્રહ્મને જ પ્રાપ્ત થઈશ. હે અર્જુન! એ ઉક્ત અર્થવિષે તું સંશય કર નહિ. હું-પરમેશ્વર તારી આગળ એ ઉક્ત અર્થવિષે સત્ય પ્રતિજ્ઞા કરુ છું. તું-અર્જુન મને-પરમેશ્વરને અત્યંત પ્રિય છે, માટે તારી-પ્રિય અર્જુનની સાથે વંચના કરવી, એ મને ઉચિત નથી.

અથવા मायते એ વચનવિષે मा इति અને એ પ્રકારનો પદચ્છેદ કરીને આ પ્રમાણે અર્થ કરવો. પ્રારબ્ધ કર્મનો નાશ થતાં તું-અર્જુન મને-પરમેશ્વરને પ્રાપ્ત થઈશ. પરન્તુ આ દ્વિતીય

વ્યાખ્યાન કરતાં પ્રથમ વ્યાખ્યાન જ સમીચીન છે. કારણ કે विशते तदनंतरं એ વચનવડે પૂર્વે, પ્રારબ્ધ કર્મનો નાશ થયા પછી તત્ત્વવેત્તા પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિ કહેવામાં આવી છે. मामेवैष्यसि सत्यते એ વચનવડે પૂર્વોક્ત અર્થનો જ અનુવાદનો અંગીકાર કરવો પડશે. આ અનુવાદની અપેક્ષાએ કરીને, અર્જુનના વિશ્વાસની દૃઢતા કરાવનારું પ્રથમ વ્યાખ્યાન જ સમીચીન છે. આ શ્લોકવડે- यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ॥ स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ એ પૂર્વોક્ત શ્લોકનું વ્યાખ્યાન કર્યું.

કોઈ ટીકામાં તો मन्मना भव એ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છેઃ-"હું જ પ્રત્યક્ આત્મા આનન્દઘન પરિપૂર્ણ બ્રહ્મરૂપ છું," એ પ્રમાણે જેનું મન પ્રત્યક્ અભિન્ન બ્રહ્માકાર છે, તેનું નામ મન્મના છે; "એવો મન્મના તું અર્જુન થા." (એટલા કથનવડે શ્રીભગવાને જ્ઞાનકાંડરૂપ તૃતીય ષટ્કનો જીવ-બ્રહ્મના અભેદરૂપ અર્થ સંક્ષેપે કરીને કહ્યો.)

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! આ પ્રકારની જ્ઞાનનિષ્ઠા કયા ઉપાયે કરીને પ્રાપ્ત થાય છે?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मद्भक्त इति ॥ હે અર્જુન! જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિવાસ્તે તું મારો-પરમેશ્વરનો અનન્ય ભક્ત થા. (એટલા કથનથી શ્રીભગવાને ઉપાસનાકાંડરૂપ દ્વિતીય ષટ્કનો ભગવદ્ભક્તિરૂપ અર્થ સંક્ષેપે કરીને કહ્યો.)

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! અલ્પ પુણ્યવાળા પુરુષને ભગવદ્ભક્તિ પણ કેવી રીતે ઉત્પન્ન થાય?"

શ્રીભગવાને કરેલું સમાધાનઃ-मद्याजी इति ॥ મારી-પરમેશ્વરની પ્રસન્નતા વાસ્તે, પોતાના વર્ણાશ્રમનાં કર્મો કરવાનો જેનો સ્વભાવ છે, તેનું નામ મદ્યાજી છે; એવો મદ્યાજી તું થા. અર્થાત્ મારી-પરમેશ્વરની પ્રસન્નતા વાસ્તે તું પોતાના વર્ણાશ્રમનાં કર્મો કર. (આટલા કથનવડે શ્રીભગવાને કર્મકાંડરૂપ પ્રથમ ષટ્કનો નિષ્કામ કર્મરૂપ અર્થ સંક્ષેપે કરીને કહ્યો.)

અર્જુનની શંકાઃ-"હે ભગવન્! યજ્ઞાદિ કર્મોના સાધનરૂપ ધનના અભાવથી તથા સ્ત્રીઆદિકોના અભાવથી જે પુરુષ યજ્ઞાદિ કર્મો કરવાવિષે અસમર્થ છે, તે પુરુષને ભગવદ્ભક્તિ દુર્લભ જ થશે. ભક્તિની દુર્લભતાથી બ્રહ્માકાર ચિત્તની વૃત્તિ અત્યંત દુર્લભ થશે."

શ્રીભગવાન્ અત્યન્ત સુલભ ઉપાય કહે છેઃ- मां नमस्कुरु इति ॥ હે અર્જુન! યજ્ઞાદિ કર્મો કરવાનું અસામર્થ્ય હોય, તો પ્રાકૃત ભક્તિવડે જ પ્રતિમાદિકોવિષે મને ભગવાનને ધૂપ દીપાદિ સર્વ ઉપચારોના સમર્પણપૂર્વક નમસ્કારાદિ કરીને તું આરાધન કર. यज्ञो वै नमः ઇત્યાદિ વચનવડે આશ્વલાયન ઋષિએ નમસ્કારને પણ યજ્ઞરૂપ કહ્યો છે.

હવે સોપાનક્રમથી નમસ્કાર, નિષ્કામ કર્મ, ભગવદ્ભક્તિ એ ત્રણ સાધનોની પ્રાપ્તિપૂર્વક જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયેલા પુરુષના ફળનું ભગવાન્ કથન કરે છે-मामेवैष्यसि इति ॥ હે અર્જુન! આ પ્રમાણે સાધન-સંપત્તિપૂર્વક જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયેલો તું, સર્વ જગતના કારણરૂપ, સર્વના ઈશ્વરરૂપ, સર્વ શક્તિસંપન્ન તથા અખંડ એકરસ એવા મને-તત્પદાર્થ પરમેશ્વરને જ પ્રાપ્ત થઈશ. જેમ દર્પણાદિ ઉપાધિઓની નિવૃત્તિ થતાં પ્રતિબિંબ બિંબભાવને પ્રાપ્ત થાય છે તથા જેમ ઘટરૂપ ઉપાધિની નિવૃત્તિ થતાં ઘટાકાશ મહાકાશભાવને પ્રાપ્ત થાય છે, તેમ તું-અર્જુન મને-પરમેશ્વરને જ પ્રાપ્ત થઈશ.

હવે આ ઉક્ત અર્થ વિષે અર્જુનનો દૃઢ વિશ્વાસ કરાવવા વાસ્તે શ્રીભગવાન્ શપથ કરીને કહે છે. सत्यं ते प्रतिजाने इति ॥ હે અર્જુન! अहं ब्रह्मास्मि એ પ્રકારની જ્ઞાનનિષ્ઠાવાળો થયેલો તું મને-પરમાત્મા દેવને જ અભેદરૂપે કરીને પ્રાપ્ત થઈશ, એ પ્રકારની સત્ય પ્રતિજ્ઞા

હું તારી પાસે કરું છું. તું-અર્જુન, મને પરમેશ્વરને અત્યન્ત પ્રિય છે, એ કારણથી વંચના કરવાને અયોગ્ય તારી-અર્જુનની પ્રત્યે હું-ભગવાન્ આ સત્ય પ્રતિજ્ઞા કરુ છું. (૬૫)

અવતરણિકાઃ-ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । तमेव सर्वभावेन शरणं गच्छ ॥ એ જે વચન પૂર્વે કહ્યું હતું, તે જ વચનના અર્થને હવે સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છેઃ—

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

શ્લોકાર્થ-હે અર્જુન ! સર્વ ધર્મોનો પરિત્યાગ કરી એક હું-પરમેશ્વરરૂપ શરણને તું પ્રાપ્ત થા. હું-પરમેશ્વર તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ તું શોક મા કર. ૬૬

ટીકાઃ-કોઈ ધર્મ વર્ણધર્મ હોય છે, કોઇ ધર્મ આશ્રમધર્મ હોય છે અને કોઇ ધર્મ સામાન્યધર્મ હોય છે. શ્રુતિ-સ્મૃતિરૂપ શાસ્ત્રે બ્રાહ્મણાદિ વર્ણોની પ્રત્યે જે ધર્મો વિધાન કર્યા છે, તે વર્ણધર્મો કહેવાય છે; શાસ્ત્રે બ્રહ્મચર્યાદિ આશ્રમોની પ્રત્યે જે ધર્મો વિધાન કર્યા છે, તે આશ્રમધર્મો કહેવાય છે અને શાસ્ત્રે વર્ણ-આશ્રમ બન્નેની પ્રત્યે સાધારણરૂપે વિધાન કરેલા ધર્મો સામાન્ય ધર્મો કહેવાય છે. આ ત્રણે પ્રકારના ધર્મો આ અધ્યાયમાં પૂર્વે વિસ્તારથી કહેવામાં આવ્યા છે. તે સર્વે ધર્મોનો પરિત્યાગ કરીને અથવા જેટલા વિદ્યમાન ધર્મો છે તથા જેટલા અવિદ્યમાન ધર્મો છે, તે સર્વે ધર્મોનો પરિત્યાગ કરીને, અર્થાત્ સ્વરૂપથી ધર્મો વિદ્યમાન હોવા છતા પણ " એ ધર્મો જ મારા શરણરૂપ છે" એ પ્રકારે સ્વશરણતારૂપે ધર્મોનો સ્વીકાર નહિ કરીને, તું અર્જુન સર્વ ધર્મોના અધિષ્ઠાનરૂપ તથા સર્વ ધર્મોના ફલપ્રદાતારૂપ હું-અદ્વિતીય ઈશ્વરરૂપ શરણને પ્રાપ્ત થા, અર્થાત્ "પૂર્વોક્ત ધર્મો હોય અથવા ન હોય, પણ અન્યની અપેક્ષાવાળા ધર્મોવડે શું પ્રયોજન સિદ્ધિ થાય છે? વળી અન્યની અપેક્ષાથી રહિત ભગવાનના અનુગ્રહથી જ હું કૃતાર્થ થઇશ," એ પ્રકારના નિશ્ચયવડે ધર્મોવિષે અતિ આદર ન કરીને હું પરમાનંદઘન મૂર્તિ શ્રીભગવાન્ વાસુદેવને જ તું નિરંતર ભાવનાવડે ભજ; અર્થાત્ "પરમાત્મા દેવનું ચિંતન જ પરમ તત્ત્વ છે, એ સિવાય બીજું કોઈ અધિક તત્ત્વ નથી" એ પ્રકારના વિચારપૂર્વક, પ્રેમની ઉત્કટતાવડે સર્વ અનાત્મ ચિંતનથી શૂન્ય તથા તેલની ધારાની પેઠે અનવચ્છિન્ન એવી મનની વૃત્તિઓવડે તું મારુ-પરમાત્મા દેવનું નિરંતર ચિંતન કર.

અહીં मामेकं शरणं व्रज એટલા વચનવડે જ સર્વ ધર્મોના ત્યાગનો લાભ લઇ શકે છે; તેથી પુન: सर्वधर्मान्परित्यज्य એ વચનવડે સર્વ કર્મોના નિષેધનો અનુવાદ, પરમેશ્વરવિષે સર્વ ધર્મકાર્યોની કારિતાના લાભ વાસ્તે કર્યો છે, અર્થાત્ મને-અન્તર્યામી પરમેશ્વરને જ સર્વ ધર્મકાર્યોની કારિતા હોવાથી, મારા-પરમેશ્વરના શરણે આવેલ પુરુષને અવશ્ય ધર્મોની અપેક્ષા થતી નથી. એટલા કથનવડે એક પ્રકારના વ્યાખ્યાનનું પણ ખંડન કર્યું આ વ્યાખ્યાન આ પ્રમાણે છે·-सर्वधर्मान्परित्यज्य એટલા કથનવડે કેવળ ધર્મનો જ પરિત્યાગ પ્રતીત થાય છે, અધર્મનો ત્યાગ પ્રતીત થતો નથી, અને અહીં ધર્મ-અધર્મ બન્નેનો પરિત્યાગ વિવક્ષિત છે, તેથી અહીં धर्म શબ્દ ધર્મ-અધર્મરૂપ કર્મમાત્રનો બોધક છે. એવા ધર્મ-અધર્મરૂપ કર્મ માત્રનો પરિત્યાગ કરી, હું-પરમેશ્વરરૂપ શરણને તું પ્રાપ્ત થા આ પ્રકારનું વ્યાખ્યાન સમ્યક્ નથી. કારણ કે सर्वधर्मान्परित्यज्य એ વચનવડે શ્રીભગવાને સ્વરૂપથી કર્મોનો ત્યાગ વિધાન કર્યો નથી, કિન્તુ સ્વરૂપથી કર્મો વિદ્યમાન હોવા છતાં પણ કર્મોવિષે અતિ આદર ન કરીને માત્ર એક ભગવદ્દ્શરણ. બ્રહ્મચારી-ગૃહસ્થ-વાનપ્રસ્થ-સંન્યાસી એ ચારે આશ્રમીઓની પ્રત્યે

સાધારણરૂપે વિધાન કર્યું છે. આ ચારે આશ્રમીઓના શાસ્ત્રપ્રતિપાદિત સ્વધર્મ વિષે તો અતિ આદર સંભવિત હોઇ શકે છે, તેથી કર્મોવિષે અતિ આદરની નિવૃત્તિ કરવાવાસ્તે શ્રીભગવાને सर्वधर्मान्परित्यज्य એ વચન કહ્યું છે અને અનર્થરૂપ ફળની પ્રાપ્તિ કરનારા અધર્મ વિષે કોઈ પણ બુદ્ધિમાન્ પુરુષનો આદર સંભવતો નથી તથા અધર્મોનો પરિત્યાગ બીજા પ્રતિષેધ શાસ્ત્રોવડે પણ પ્રાપ્ત છે, તેથી सर्वधर्मान्परित्यज्य એ વચનમાં રહેલા ધર્મ શબ્દને ધર્મ–અધર્મ સાધારણ કર્મમાત્રનું ઉપલક્ષણ માનીને એ વચનને અધર્મના ત્યાગનું બોધક અંગીકાર કરવું, તે સંભવતું નથી. તેથી એ અર્થ સિદ્ધ થયો કે, શાસ્ત્રપ્રતિપાદિત વર્ણાશ્રમના ધર્મોને જેમ સ્વર્ગાદિરૂપ અભ્યુદયની કારણતા શાસ્ત્રવિષે પ્રસિદ્ધ છે, તેમ ધર્મોને મોક્ષની કારણતા પણ હોવી જોઈએ: એ પ્રકારની શંકાને નિવૃત્ત કરવાવાસ્તે જ શ્રીભગવાને सर्वधर्मान्परित्यज्य એ વચન કહ્યું છે, કાંઈ સ્વરૂપથી કર્મોના પરિત્યાગવાસ્તે શ્રીભગવાને તે વચન કહ્યું નથી.

જો કોઈ વાદી એમ કહે કે, सर्वधर्मान्परित्यज्य એ વચનવડે શ્રીભગવાને સર્વ ધર્મ–અધર્મરૂપ કર્મોનો પરિત્યાગ જ વિધાન કર્યો છે, તો એ કહેવું સંભવતું નથી. કારણ કે શાસ્ત્રવિહિત સર્વ ધર્મોનો ત્યાગ તો સંન્યાસનાં વિધાયક વચનોવડે જ પ્રાપ્ત છે, તેમ જ અધર્મોનો ત્યાગ પણ પ્રતિષેધ શાસ્ત્રવડે જ પ્રાપ્ત છે. જે અર્થ પૂર્વે કોઈ પણ પ્રમાણવડે પ્રાપ્ત થતો નથી, તેજ અર્થનું વિધાન થાય છે, અન્ય પ્રમાણવડે પ્રાપ્ત અર્થનું વિધાન સંભવતું નથી. તેથી सर्वधर्मान्परित्यज्य એ વચનવડે શ્રીભગવાને ધર્મ–અધર્મરૂપ સર્વ કર્મોના ત્યાગનું વિધાન કર્યું નથી.

જો કોઈ વાદી એમ કહે કે, सर्वधर्मान्परित्यज्य એ ભગવાનનું વચન પણ સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસનું વિધાયક જ છે તો એમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે मामेकं शरणं व्रज એ વચનવડે શ્રીભગવાને એક ભગવત્શરણતા જ વિધાન કરી છે. તેથી सर्वधर्मान्परित्यज्य એ વચન કેવળ અનુવાદ જ છે, પણ કર્મોના ત્યાગનું વિધાયક નથી અને સર્વ શાસ્ત્રોનું પરમ રહસ્ય ઈશ્વરશરણતા જ છે. એ કારણથી શ્રીભગવાને ઈશ્વરશરણતાવિષે જ આ ગીતાશાસ્ત્રની પરિસમાપ્તિ કરી છે. તે ઈશ્વરશરણતાવિના પોતાના ફળવિષે સંન્યાસનું પણ પર્યવસાન થતું નથી, કિન્તુ ઈશ્વરશરણતાની પ્રાપ્તિવડે જ સંન્યાસનું પોતાના ફળ વિષે પર્યવસાન થાય છે.

કિંવા ક્ષત્રિય હોવાથી સંન્યાસના આશ્રમનો અનધિકારી જે અર્જુન છે, તે અર્જુનની પ્રત્યે सर्वधर्मान्परित्यज्य એ વચનવડે સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસનો ઉપદેશ સંભવતો પણ નથી. કારણ કે પુરુષ જે ધર્મ કરવાવિષે અધિકારી હોય છે તે પુરુષની પ્રત્યે જ તે ધર્મનો ઉપદેશ સંભવે છે, પણ તે ધર્મના અનધિકારી પુરુષની પ્રત્યે તે ધર્મનો ઉપદેશ સંભવતો નથી.

જો કોઇ વાદી એમ કહે કે, અહીં શ્રીભગવાને અર્જુનના વ્યાજવડે અધિકારી બ્રાહ્મણોની પ્રત્યે सर्वधर्मान्परित्यज्य એ વચનવડે સંન્યાસનું વિધાન કર્યું છે, તો એ કથન પણ સંભવતું નથી. કારણ કે वक्ष्यामि ते हितं त्वां मोक्षयिष्यामि सर्वपापेभ्यः त्वं मा शुचः એ પ્રકારના ઉપક્રમવાળા ઉપસંહારનાં વાકયોવિષે અર્જુનની પ્રત્યે જ આ ઉપદેશ પ્રતીત થાય છે. જો કદાચિત્ અર્જુનના વ્યાજવડે સંન્યાસના અધિકારી બ્રાહ્મણોની પ્રત્યે જ એ ભગવાનના ઉપદેશનો અંગીકાર કરીએ, તો તે ઉપક્રમ ઉપસંહારનું વાકય અસંગત થશે. તેથી सर्वधर्मान्परित्यज्य એ વચનવડે શ્રીભગવાને સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસ વિધાન કર્યો નથી, કિન્તુ વર્ણાશ્રમના ધર્મોની પેઠે સંન્યાસ ધર્મોવિષે પણ અનાદરવડે એક ભગવત્શરણતાવિષે જ શ્રીભગવાનનું તાત્પર્ય છે. હે અર્જુન ! સર્વ ધર્મોવિષે નહિ આદર કરીને તું એક મારા–પરમેશ્વરના શરણને પ્રાપ્ત

થયો છે. એ કારણથી સર્વ ધર્મ કાર્યોનો પ્રવર્ત્તક હું–પરમેશ્વર તને બન્ધુવધાદિનિમિત્તક તથા સંસારના હેતુભૂત એવાં સર્વ પાપોમાંથી પ્રાયશ્ચિત્ત વિના જ મુક્ત કરીશ.

તાત્પર્ય એ છે કે, धर्मेण पापमपनुदति એ શ્રુતિવિષે ધર્મને પાપનિવૃત્તિનો હેતુ કહ્યો છે. આ ધર્મરૂપ હું–પરમેશ્વર જ છું, તેથી પ્રાયશ્ચિત્તવિના જ હું–ધર્મરૂપ પરમેશ્વર તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ. આ કારણથી તું શોક કર નહિ અર્થાત્ "આ યુદ્ધવિષે પ્રવૃત્ત થતાં મારો અર્જુનનો બન્ધુવધાદિનિમિત્તક પ્રત્યવાયમાંથી કેવી રીતે નિસ્તાર થશે ?" એ પ્રકારનો તું શોક કર નહિ.

मामेकं शरणं व्रज એ વચનવડે શ્રીભગવાને ભગવત્‌શરણનું વિધાન કર્યું. આ ભગવત્‌શરણ શાસ્ત્ર ત્રણ પ્રકારનું કહ્યુ છેઃ–तस्यैवाहं ममैवासौ स एवाहमिति त्रिधा । भगवच्छरणत्वं स्यात्साधनाभ्यासपाकतः ॥ અર્થાત્–અધિકારી પુરુષને સાધનોના અભ્યાસના પરિપાકથી ત્રણ પ્રકારનું ભગવત્‌શરણ પ્રાપ્ત થાય છે. તેમાં એક તો "પરમેશ્વરનો જ હું છું" એ પ્રકારનું ભગવત્‌શરણ હોય છે, બીજું "પરમેશ્વર મારો જ છે" એ પ્રકારનું ભગવત્‌શરણ હોય છે, અને ત્રીજું "પરમેશ્વર હું જ છું" એ પ્રકારનું ભગવત્‌શરણ હોય છે. તેમાં પ્રથમ ભગવત્‌શરણ મૃદુ કહેવાય છે; જેમકે–सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् । सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ અર્થાત્–હે સર્વ જગતના નાથ પરમેશ્વર ! જેમ સમુદ્રનો તથા તરંગોનો ભેદ નથી, તો પણ સમુદ્રના તરંગો કહેવાય છે, કાંઈ સમુદ્ર તરંગોનો કહેવાતો નથી; તેમ તમારો તથા મારો યદ્યપિ ભેદ નથી, તથાપિ હું તમારો જ છું, તું–પરમેશ્વર મારો નથી, ઇત્યાદિ વચનોવિષે પ્રથમ ભગવત્‌શરણ કથન કર્યું છે. બીજું ભગવત્‌શરણ મધ્યમ કહેવાય છે; જેમકેઃ–हस्तमुत्क्षिप्य यातोसि बलात्कृष्ण किमद्भुतम् । हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामि ते ॥ અર્થાત્–હે કૃષ્ણ ભગવન્ ! બળાત્કારથી મારા હસ્તને છોડાવીને તું જાય છે, એથી તારુ કાંઈ અદ્દ્ભુત પૌરુષ સિદ્ધ થતું નથી. જ્યારે તું મારા હૃદયમાંથી નીકળી જઈશ, ત્યારે હું તારા પૌરુષને માનીશ. પણ મારા હૃદયમાંથી કદાચિત્ પણ તું જવાવાળો નથી. ઇત્યાદિ વચનોવિષે બીજું ભગવત્‌શરણ કહ્યુ છે અને ત્રીજું ભગવત્‌શરણ અતિમાત્ર કહેવાય છે, જેમકેઃ–सकलमिदमहं च वासुदेवः परमपुमान् परमेश्वरः स एक । इति मतिरचला भवत्यनन्ते हृदयगते व्रजतान्विहाय दूरात् ॥ અર્થાત્–આ સ્થાવર-જંગમરૂપ સર્વ જગત્ તથા હું વાસુદેવરૂપ જ છીએ. પરમપુરુષ પરમેશ્વર એક અદ્વિતીયરૂપ જ છે; આ પ્રકારની જે પુરુષોની અચલ મતિ, હૃદયદેશવિષે રહેલા પરમાત્મા દેવવિષે થાય છે, તેવા હે દૂત ! સર્વત્ર બ્રહ્મદષ્ટિવાળા પુરુષોની સમીપ તારે કદાચિત્ પણ જવું નહિ, કિન્તુ એવા તત્ત્વવેત્તા પુરુષોનો દૂરથી પરિત્યાગ કરીને તું ગમન કર. આ દૂતની પ્રત્યે યમરાજાનું વચન છે. ઇત્યાદિ વચનોવિષે ત્રીજું ભગવત્‌શરણ કહ્યું છે. આ પ્રકારની ભગવત્‌શરણરૂપ ભૂમિકાવિષે અમ્બરીષ-પ્રહ્લાદ-ગોપીઆદિ ઘણા ભક્તજનો દૃષ્ટાંતરૂપ કહ્યા છે. આ ત્રણે પ્રકારનું ભગવત્‌શરણ ભક્તિરસાયન નામના ગ્રન્થવિષે શ્રીમધુસૂદન સ્વામીએ વિસ્તારથી વર્ણવેલું છે.

આ ગીતાશાસ્ત્રવિષે શ્રીભગવાનને કર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા, ભગવદ્‌ભક્તિનિષ્ઠા, એ ત્રણે નિષ્ઠા પરસ્પર સાધ્ય-સાધનભાવને પ્રાપ્ત થયેલી વિવક્ષિત છે. આ ત્રણે નિષ્ઠા પૂર્વે ઘણા વિસ્તારથી કહેવામાં આવી છે અને આ અઢારમો અધ્યાય સર્વ ગીતાશાસ્ત્રના ઉપસંહારરૂપ છે; તેથી અહીં પ્રથમ સર્વ કર્મોના સંન્યાસ સૂધીની કર્મનિષ્ઠાનો તો स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः એ વચનવિષે ઉપસંહાર કર્યો છે, બીજી સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધનોના પરિપાકસહિત

જ્ઞાનનિષ્ઠાનો ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरं એ વચનવિષે ઉપસંહાર કર્યો છે; અને ત્રીજી ભગવદ્ભક્તિનિષ્ઠા ઉક્ત બન્ને નિષ્ઠાઓના સાધનરૂપ પણ છે તથા ફળરૂપ પણ છે. તેથી ત્રીજી ભગવદ્ભક્તિનિષ્ઠાનો શ્રીભગવાને અંતવિષે सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज એ વચનવિષે ઉપસંહાર કર્યો છે. શ્રીભાષ્યકાર ભગવાન્ તો सर्वधर्मान्परित्यज्य એ વચનવડે "શ્રીભગવાને સર્વ કર્મોના સંન્યાસનો અનુવાદ કરીને मामेकं शरणं व्रज એ વચનવડે જ્ઞાનનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે," એ પ્રકારનું વ્યાખ્યાન કરે છે તથા બીજા પણ અનેક પ્રકારના કુમંતોનું ખંડન કરે છે. તે સર્વ પ્રસંગ અહીં ગ્રન્થના વિસ્તારના ભયથી લખ્યો નથી. (૬૬)

અવતરણિકા:–શ્રીભગવાને सर्वधर्मान्परित्यज्य એ શ્લોક પર્યંત સર્વ ગીતાશાસ્ત્રનો અર્થ સમાપ્ત કર્યો. હવે શ્રીભગવાન્ આ બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રના સંપ્રદાયવિધિનું કથન કરે છેઃ—

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

શ્લોકાર્થઃ–તારા હિતને અર્થે મારાથી કથન કરાયલા આ ગીતાશાસ્ત્રનો ઇન્દ્રિયોના નિગ્રહથી રહિત પુરુષને કદાપિ પણ ઉપદેશ કરવો યોગ્ય નથી, ભક્તિથી રહિત પુરુષને ઉપદેશ કરવો યોગ્ય નથી, શુશ્રૂષાથી રહિત પુરુષને ઉપદેશ કરવો યોગ્ય નથી, તેમ જ જે પુરુષ હું–પરમેશ્વરવિષયક અસૂયા કરે છે તેને પણ આનો ઉપદેશ કરવો યોગ્ય નથી. ૬૭

ટીકા:–હે અર્જુન! તારા જન્મ–મરણરૂપ સંસારની નિવૃત્તિ કરવા વાસ્તે મેં–સર્વજ્ઞ પરમ આપ્ત પરમેશ્વરે સર્વ શાસ્ત્રોના અર્થના રહસ્યરૂપ જે આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો છે, તે આ ગીતાશાસ્ત્ર અતપસ્ક પુરુષની પ્રત્યે કદાચિત્ પણ ઉપદેશ કરવાયોગ્ય નથી. જે પુરુષ શબ્દાદિ વિષયોથી શ્રોત્રાદિ ઇંદ્રિયોના નિગ્રહથી રહિત છે, તેનું નામ અતપસ્ક છે. એવા ઇંદ્રિયોના નિગ્રહથી રહિત પુરુષોની પ્રત્યે આ ગીતાશાસ્ત્ર કોઈપણ અવસ્થાવિષે ઉપદેશ કરવા યોગ્ય નથી, અર્થાત્ મહાન્ સંકટ પ્રાપ્ત થવા છતાં પણ એવા અજિતેન્દ્રિય પુરુષોની પ્રત્યે આ ગીતાશાસ્ત્ર ઉપદેશ કરવા યોગ્ય નથી. (અહીં कदाचन એ શબ્દનો વક્ષ્યમાણ ત્રણે પર્યાયોવિષે સમ્બન્ધ કરવો).

હે અર્જુન! જે પુરુષ ઇંદ્રિયોના નિગ્રહવાળો છે, પરંતુ બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા ગુરુવિષે તથા ઈશ્વરવિષે ભક્તિથી રહિત છે એવા અભક્ત પુરુષોની પ્રત્યે પણ આ ગીતાશાસ્ત્ર કદાચિત્ પણ ઉપદેશ કરવા યોગ્ય નથી. હે અર્જુન! જે પુરુષ ઇંદ્રિયોના નિગ્રહવાળો છે તથા ભક્તિવાળો પણ છે, પરંતુ જે પુરુષ ગુરુની પાદપ્રક્ષાલનાદિ સેવારૂપ શુશ્રૂષાથી રહિત છે, એવા પુરુષની પ્રત્યે પણ આ ગીતાશાસ્ત્ર કદાચિત્ ઉપદેશ કરવા યોગ્ય નથી. હે અર્જુન! જે પુરુષ ઇંદ્રિયોના નિગ્રહવાળો છે, ભક્તિવાળો છે તથા શુશ્રૂષાવાળો પણ છે, પરન્તુ જે પુરુષ મને–ભગવાન્ વાસુદેવને મનુષ્ય માનીને તથા અસર્વજ્ઞત્વાદિક ગુણોવાળો માની અસૂયા કરે છે અર્થાત્ મારામાં–પરમેશ્વરમાં આત્મપ્રશંસાદિ દોષોનું આરોપણ કરીને મારા ઈશ્વરપણાને નહિ સહન કરતો જે પુરુષ મારો દ્વેષ જ કરે છે, એવા મારી–પરમેશ્વરની ઉત્કૃષ્ટતાને નહિ સહન કરનારા પુરુષની પ્રત્યે પણ આ ગીતાશાસ્ત્ર કદાચિત્ ઉપદેશ કરવા યોગ્ય નથી. કિન્તુ જે પુરુષ મનસહિત શ્રોત્રાદિ ઇંદ્રિયોના નિગ્રહરૂપ તપવાળો છે, ગુરુ ઈશ્વરમાં ભક્તિવાળો છે તથા ગુરુની સેવારૂપ શુશ્રૂષાવાળો છે તથા મારે વિષે–પરમેશ્વર વિષે અનુરાગવાળો છે, એવા અધિકારી પુરુષની પ્રત્યે જ આ ગીતાશાસ્ત્ર ઉપદેશ કરવા યોગ્ય છે.

આ શ્લોકમાં એક નકાર કહેવાથી જ ઉક્ત અર્થની સિદ્ધિ થઈ શકે છે, છતાં એક નકાર ન કહીને શ્રીભગવાને જે અહીં ચાર નકાર કહેલા છે, તે દરેક વિશેષણનો અભાવ હોવાં પણ આ ગીતાશાસ્ત્રના ઉપદેશની અયોગ્યતાનુ બોધન કરવા વાસ્તે જ કહેલા છે. मेधाविने तपस्विने वा विद्या देया અર્થાત્ શાસ્ત્રનો અર્થ ધારણ કરવાની શક્તિવાળા મેધાવી પુરુષની પ્રત્યે અથવા ઇંદ્રિયોના નિગ્રહવાળા તપસ્વી પુરુષની પ્રત્યે બ્રહ્મવિદ્યા દેવા યોગ્ય છે. આ વચનમાં વિદ્યાના અધિકારીનો વિકલ્પ જોવામાં આવે છે, તેથી શુશ્રૂષા–ગુરુભક્તિ–ભગવદનુરક્તિ એ ત્રણ વિશેષણોથી યુક્ત તપસ્વી પુરુષની પ્રત્યે વિદ્યા દેવા યોગ્ય છે. અથવા ત્રણ વિશેષણયુક્ત મેધાવી પુરુષની પ્રત્યે વિદ્યા દેવા યોગ્ય છે. તેમા વિદ્યાની પ્રાપ્તિવિષે મેધા અને તપ એ બન્નેને પાક્ષિકત્વ હોવા છતાં પણ ભગવદનુરક્તિ–ગુરુભક્તિ–શુશ્રૂષા એ ત્રણેનો સર્વત્ર નિયમ જ છે, આ પ્રકારે શ્રીભાષ્યકાર ભગવાન્ કથન કરે છે.

આ શ્લોકમાં શ્રીભગવાને કહેલો જે વિદ્યોપદેશના સંપ્રદાયનો પ્રકાર છે, તે પ્રકાર શ્રુતિમાં પણ કહ્યો છેઃ—

"विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ॥
असूयकायानृजवेऽयताय न मा ब्रूया अवीर्यवती तथा स्याम् ॥ १ ॥

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ २ ॥

અર્થાત્–એક કાળે અનધિકારી પુરુષોને પ્રાપ્ત થઈને ખેદને પ્રાપ્ત થયેલી વેદવિદ્યા વિદ્યાના ઉપદેષ્ટા બ્રાહ્મણોની સમીપમાં જઈને એમ કહેવા લાગી કે, 'હે બ્રાહ્મણો ! તમે મને ગુપ્ત રાખો. તેવડે હું–વિદ્યા તમને ભોગ તથા મોક્ષ બન્નેની પ્રાપ્તિ કરીશ અને જો કદાચિત્ લોકોની ઉપર કૃપાદૃષ્ટિ કરીને તમે મને ગુપ્ત ન રાખી શકતા હો, તોપણ જે પુરુષ ગુણોવિષે દોષોના આરોપણરૂપ અસૂયાવાળો છે, ઋજુભાવથી રહિત છે, મનસહિત ઇંદ્રિયોના નિગ્રહથી રહિત છે તથા ગુરુની સેવાભક્તિથી રહિત છે, એવા અનધિકારી પુરુષોની પ્રત્યે તમારે કદાચિત્ પણ મારો ઉપદેશ કરવો નહિ. જો તમે ધનાદિ પદાર્થોના લોભવડે એવા અનધિકારી પુરુષોની પ્રત્યે મારો ઉપદેશ કરશો તો હું વંધ્યા સ્ત્રીની પેઠે નિષ્ફળ જ થઈશ; કિન્તુ જે પુરુષ અસૂયા દોષથી રહિત છે, ઋજુભાવવાળો છે, ઇંદ્રિયોના નિગ્રહરૂપ તપવાળો છે, ગુરુની સેવાભક્તિવાળો છે તથા ઈશ્વરવિષે અનુરાગવાળો છે, એવા અધિકારી પુરુષોની પ્રત્યે તમારે મારો ઉપદેશ કરવો. કિંવા જે પુરુષની પરમાત્માદેવવિષે પરમભક્તિ છે તથા જેમ પરમાત્માદેવવિષે પરમ ભક્તિ છે તેમ જ બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા ગુરુવિષે પરમ ભક્તિ છે, તે મહાત્મા પુરુષને જ વેદાંતપ્રતિપાદિત અર્થ બુદ્ધિવિષે પ્રકાશમાન થાય છે." (૬૭)

અવતરણિકાઃ–આ પ્રકારે બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રના સંપ્રદાયવિધિનું કથન કરીને, હવે શ્રીભગવાન્ સંપ્રદાયના પ્રવર્ત્તક પુરુષના ફળનુ કથન કરે છે.

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

શ્લોકાર્થ–જે પુરુષ મારે વિષે–પરમેશ્વરવિષે પરા ભક્તિ કરી આ પરમ ગુહ્ય શાસ્ત્રને મારા ભક્તોમાં સ્થાપન કરે છે, તે પુરુષ મને–પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે, આ અર્થવિષે કોઈપણ પ્રકારનો સંશય નથી. ૬૮

ટીકા:–હે અર્જુન ! તારા તથા મારા સંવાદરૂપ આ ગીતાશાસ્ત્ર પરમ છે અર્થાત્ મોક્ષ-રૂપ નિરતિશય પુરુષાર્થનું સાધન હોવાથી સર્વથી ઉત્કૃષ્ટ છે. વળી આ ગીતાશાસ્ત્ર ગુહ્ય છે અર્થાત્ સર્વ શાસ્ત્રોના રહસ્યાર્થનું પ્રતિપાદક હોવાથી હરકોઈ પુરુષની પ્રત્યે ઉપદેશ કરવા યોગ્ય નથી. એવા આ પરમ ગુહ્ય ગીતાશાસ્ત્રને જે સંપ્રદાયનો પ્રવર્ત્તક વિદ્વાન્ પુરુષ મારા–પરમેશ્વરના ભક્તોવિષે સ્થાપન કરે છે અર્થાત્ મારે વિષે–પરમેશ્વરવિષે અનુરાગરૂપ ભક્તિ-વાળા પુરુષોવિષે જે વિદ્વાન્ પુરુષ આ ગીતાશાસ્ત્રને પાઠરૂપે તથા અર્થરૂપે સ્થાપન કરે છે, તે પુરુષ મને જ પ્રાપ્ત થાય છે. (અહીં मद्भक्तेषु એ વચનવડે જે પુનઃ ભક્તિનું ગ્રહણ કર્યું છે તે પૂર્વોક્ત તપસ્વી આદિ ત્રણ વિશેષણોથી રહિત પુરુષને પણ ભગવદ્ભક્તિવડે પાત્રરૂપતાનું સૂચન કરવા વાસ્તે છે.)

અર્જુનની શંકા:–"સંપ્રદાયનો પ્રવર્ત્તક વિદ્વાન્ પુરુષ શું બુદ્ધિવડે આ ગીતાશાસ્ત્રને ભક્તજનોમાં સ્થાપન કરે છે?"

શ્રીભગવાને કરેલું સમાધાન:–भक्तिं मयि परां कृत्वा इति અધિકારી ભક્તજનોની પ્રત્યે જે મેં આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો છે, તે મેં પરમ ગુહ્યરૂપ ભગવાનની શુશ્રૂષા કરી છે, આ પ્રકારનો નિશ્ચય કરીને જે વિદ્વાન્ પુરુષ મારા ભક્તજનોની પ્રત્યે આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરે છે, તે ઉપદેશકર્ત્તા પુરુષ મને–ભગવાન્ વાસુદેવને જ પ્રાપ્ત થાય છે અર્થાત્ તે વિદ્વાન્ પુરુષ આ જન્મમરણરૂપ સંસારમાંથી શીઘ્ર મુક્ત જ થાય છે. હે અર્જુન ! આ અર્થવિષે તારે કદાચિત્ પણ સંશય કરવો નહિ.

અથવા, भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः એ વચનનો આ પ્રમાણે અર્થ કરવો. મારે વિષે–પરમેશ્વરવિષે પરાભક્તિ કરીને સર્વ સંશયોથી રહિત થયેલો વિદ્વાન્ પુરુષ–મને પરમેશ્વ-રને અવશ્ય પ્રાપ્ત છે જ. અથવા વિદ્વાન્ પુરુષ મારે વિષે–પરમેશ્વરવિષે પરાભક્તિ કરીને મને–પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે, અન્ય કોઇ લોકને પ્રાપ્ત થતો નથી.

કોઇ ટીકામાં તો य इमं परमं गुह्यम् એ શ્લોકનો આ પ્રમાણે અર્થ કર્યો છે: જે પુરુષ ભગવદ્ભક્તિથી રહિત હોવા છતાં પણ કેવળ પોતાનાં માનપૂજાની ઇચ્છાવાળો થઈ, આ પરમ રહસ્યરૂપ ગીતાશાસ્ત્રને મારા–પરમેશ્વરના ભક્તોવિષે પ્રાપ્ત કરે છે, તે પુરુષ પણ પુણ્યવિ-શેષના પ્રભાવથી મારે વિષે–ચિદેકરસરૂપ પરમેશ્વરવિષે અદ્વૈત ભાવનારૂપ ઉપાસનારૂપ ભક્તિવડે, અર્થાત્ ઉપાસનારૂપ પરાભક્તિવિષે અતિ આદરને પ્રાપ્ત થઇને તથા પરમભક્તિનું અનુષ્ઠાન કરીને મને–પરમાત્મા દેવને જ પ્રાપ્ત થાય છે. અર્થાત્ अहं ब्रह्मास्मि એ પ્રકારના આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મુક્તિને જ પ્રાપ્ત થાય છે. હે અર્જુન ! આ અર્થવિષે કિંચિત્ માત્ર પણ સંશય નથી.

આટલા કથનવડે શ્રીભગવાને આ પ્રમાણે કૈમુતિક ન્યાય સૂચિત કર્યો: પરમેશ્વરની ભક્તિના લેશમાત્રથી પણ રહિત એવા અજામિલાદિ પોતાના પુત્રવિષે સ્નેહની વશતાથી પુત્રના "નારાયણ" નામવડે પરમેશ્વરનુ સ્મરણ કરવા રહેલા છે. તે નારાયણ નામના ઉચ્ચા-રણ માત્રથી પ્રસન્નતાને પ્રાપ્ત થયેલા પરમેશ્વરે તે અજામિલાદિકોની પ્રત્યે શુભ ગતિની પ્રાપ્તિ કરેલી છે. જ્યારે માત્ર નારાયણ નામના ઉચ્ચારણથી જ અજામિલાદિ શુભગતિને પ્રાપ્ત થયેલા છે, ત્યારે જે પુરુષ વાણીવડે આ ગીતાશાસ્ત્રના રહસ્યાર્થને પ્રતિપાદન કરે છે, તે પુરુષને ભગવદ્ભક્તિ લાભાદિના ક્રમવડે કૃતકૃત્યતા થાય, એમાં શુ જ કહેવુ ? અહીં કોઇક મૂળ પુસ્ત-કમાં य इमं परमं गुह्यम् એ વચનને સ્થાને य इदं परमं गुह्यम् એ પ્રકારનો પણ પાઠ હોય છે. આ પ્રકારના પાઠવિષે પણ પૂર્વોક્ત અર્થ જ જાણવો. (૬૮)

વળીઃ—

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥**

શ્લોકાર્થઃ–તેમ જ સર્વ મનુષ્યોના મધ્યમાં આ પુરુષથી અન્ય કોઈપણ મનુષ્ય મારા–પરમેશ્વરના પર અતિશય પ્રીતિવાળો નથી, થશે નહિ, તેમ જ મને–પરમેશ્વરને પણ બીજો કોઈપણ પુરુષ આ પૃથ્વીમાં અત્યંત પ્રિય નથી. ૬૯

ટીકાઃ–હે અર્જુન ! મારા–પરમેશ્વરના ભક્તોવિષે આ ગીતાશાસ્ત્રના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનારા વિદ્વાન્ પુરુષ સિવાયના સર્વ મનુષ્યોમાં કોઇ પણ મનુષ્ય હું–પરમેશ્વર-વિષયક પ્રીતિવાળો આ વર્ત્તમાનકાળે નથી, પૂર્વે કોઇ થયો નથી તથા આગળ કોઇ થશે પણ નહિ. કિન્તુ સંપ્રદાયનો પ્રવર્ત્તક વિદ્વાન્ પુરુષ જ હું–પરમેશ્વરવિષયક અતિશય પ્રીતિ-વાળો છે. હે અર્જુન ! કેવળ વિદ્વાન્ પુરુષ જ હું–પરમેશ્વરવિષયક અતિશય પ્રીતિવાળો નથી, કિન્તુ મને–પરમેશ્વરને પણ તે સંપ્રદાયપ્રવર્ત્તક વિદ્વાન્ પુરુષ સિવાય બીજો કોઈ પણ પુરુષ અતિશય પ્રીતિનો વિષય પૂર્વે થયો નથી, અત્યારે આ ભૂમિલોકવિષે છે નહિ તથા આગળ થશે પણ નહિ; કિન્તુ સંપ્રદાયનો પ્રવર્ત્તક વિદ્વાન્ પુરુષ જ મને–પરમેશ્વરને અતિશય પ્રીતિનો વિષય છે. (૬૯)

અવતરણિકાઃ–य इमं परमं गुह्यं ઇત્યાદિ બે શ્લોકોવડે શ્રીભગવાને આ બ્રહ્મવિદ્યારૂપ ગીતા-શાસ્ત્રના અધ્યાપકના ફળનું કથન કર્યું. હવે શ્રીભગવાન્ આ ગીતાશાસ્ત્રનું અધ્યયન કરનારા પુરુષના ફળનું કથન કરે છેઃ—

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥**

શ્લોકાર્થઃ–વળી જે પુરુષ તારા તથા મારા સંવાદરૂપ તથા ધર્મ્યરૂપ આ ગીતાશાસ્ત્રનું અધ્યયન કરશે, તે પુરુષવડે હું–પરમેશ્વર જ્ઞાનયજ્ઞવડે પૂજિત થાઉં છું, આ રીતનો મારો–પરમેશ્વરનો નિશ્ચય છે. ૭૦

ટીકાઃ–હે અર્જુન ! મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ અર્થાત્ આત્મજ્ઞાનરૂપ ધર્મનું કારણ હોવાથી ધર્મ્યરૂપ અથવા ધર્મથી અવિરુદ્ધ હોવાથી ધર્મ્યરૂપ તારા તથા મારા સંવાદરૂપ આ ગીતાશાસ્ત્ર છે, એનું જે અધિકારી પુરુષ અધ્યયન કરશે અર્થાત્ જપરૂપે પાઠ કરશે, તે પાઠ કરનારા પુરુષવડે હું–પરમેશ્વર જ્ઞાનયજ્ઞવડે પૂજિત થઇશ, અર્થાત્ આ ગીતાશાસ્ત્રના ચતુર્થ અધ્યાયમાં દ્રવ્ય યજ્ઞાદિ સર્વ યજ્ઞો કરતાં શ્રેષ્ઠરૂપ કહેલા જ્ઞાનરૂપ યજ્ઞવડે હું–પરમેશ્વર પાઠક પુરુષવડે પૂજિત થઇશ. આ પ્રકારનો મારો–પરમેશ્વરનો નિશ્ચય છે. યદ્યપિ પુરુષ આ ગીતાશાસ્ત્રના અર્થને નહિ જાણતો હોવાથી જ આ ગીતાશાસ્ત્રનો પાઠ કરે છે, તથાપિ પાઠને શ્રવણ કરનારા મને–પરમેશ્વરને, આ પુરુષ ગીતાના પાઠવડે મારું–પરમેશ્વરનું જ ચિન્તન કરે છે, એ પ્રકારની બુદ્ધિ થાય છે. આ કારણથી પાઠક પુરુષ પાઠ માત્રથી પણ જ્ઞાનયજ્ઞના ફળરૂપ મોક્ષને, અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની ઉત્પત્તિદ્વારા પ્રાપ્ત થાય છે. જ્યારે કોઇ પણ પુરુષ આ ગીતાશાસ્ત્રના પાઠ માત્રથી પણ પરંપરાએ કરીને મોક્ષરૂપ ફળને પ્રાપ્ત થાય છે, ત્યારે આ ગીતાશાસ્ત્રના અર્થના અનુસંધાનપૂર્વક આ ગીતાશાસ્ત્રનું

પઠન કરનારો પુરુષ સાક્ષાત્ જ મોક્ષરૂપ ફળને પ્રાપ્ત થાય છે, એમાં શું કહેવું ? श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप એ વચનવડે પૂર્વે ચતુર્થ અધ્યાયમાં દ્રવ્યમયાદિ સર્વ યજ્ઞો કરતાં, જ્ઞાનયજ્ઞની શ્રેષ્ઠતા કહેવામાં આવી છે. (૭૦)

અવતરણિકાઃ–પૂર્વે આ ગીતાશાસ્ત્રના વક્તા પુરુષના ફળનું તથા અધ્યયન કરનારા પુરુષના ફળનું કથન કર્યું. હવે શ્રીભગવાન્ આ ગીતાશાસ્ત્રના શ્રોતા પુરુષના ફળનું કથન કરે છેઃ–

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥**

શ્લોકાર્થઃ–જે પુરુષ શ્રદ્ધાવાન્ થઈ તથા અસૂયા દોષથી રહિત થઈ આ ગીતાશાસ્ત્રનું કેવળ શ્રવણ માત્ર જ કરે છે તે શ્રોતા પુરુષ પણ સર્વ પાપોમાંથી મુક્ત થઈ, પુણ્ય કર્મવાળા પુરુષોના શુભ લોકને પ્રાપ્ત થાય છે. ૭૧

ટીકાઃ–હે અર્જુન ! લોકો ઉપર કરુણા કરીને આ ગીતાશાસ્ત્રનું ઉચ્ચ સ્વરથી પઠન કરનારા એક પુરુષના મુખથી બીજો કોઈ પુરુષ આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધાવાળો થઈને તથા દોષના આરોપણરૂપ અસૂયાદોષથી રહિત થઈને આ ગીતાશાસ્ત્રનું કેવળ શ્રવણ જ કરે છે, અર્થાત્ "પુરુષ ઉચ્ચ સ્વરે આ ગીતાશાસ્ત્રનો પાઠ શા માટે કરે છે, અથવા પુરુષ આ ગીતાશાસ્ત્રનો અસંબદ્ધ પાઠ કરે છે" ઈત્યાદિ દોષોનું વક્તા પુરુષમાં આરોપણ નહિ કરનારો જે પુરુષ શ્રદ્ધાવાન્ થઈને, આ ગીતાશાસ્ત્રના કેવળ પાઠને પણ શ્રવણ કરે છે, તે કેવળ પાઠનો શ્રોતા પુરુષ પણ સર્વ પાપોથી મુક્ત થઇને, અશ્વમેધાદિ પુણ્યકર્મો કરનારા ધર્માત્મા પુરુષોના શુભ લોકોને પ્રાપ્ત થાય છે, અર્થાત્ અશ્વમેધાદિ પુણ્યકર્મો કરનારાને પ્રાપ્ત થનારા ઉત્તમ લોકોને જ ગીતાના માત્ર પાઠને જ શ્રવણ કરનારો પુરુષ પણ પ્રાપ્ત થાય છે.

અહીં शृणुयादपि તોપિ એ વચનમાં રહેલા अपि શબ્દવડે શ્રીભગવાને આ પ્રમાણે કૈમુતિક ન્યાય સૂચિત કર્યોઃ આ ગીતાશાસ્ત્રના અર્થજ્ઞાનથી રહિત કેવળ અક્ષર માત્રનો શ્રોતા પુરુષ પણ જ્યારે ઉત્તમ લોકને પ્રાપ્ત થાય છે, ત્યારે આ ગીતાશાસ્ત્રના અર્થજ્ઞાનપૂર્વક શ્રવણ કરનારો પુરુષ ઉત્તમ લોકોને પ્રાપ્ત થાય, એમાં શું જ કહેવું ? આ પ્રકારનું ફળ શ્રીભાગવતમાં પણ કહ્યું છેઃ–'वासुदेवकथाप्रश्नः पुरुषांस्त्रीन्पुनाति हि । वक्तारं प्रच्छकं श्रोतृंस्तत्पादसलिलं यथा ॥ અર્થાત્–પરમેશ્વરરૂપ વાસુદેવની કથાનો પ્રશ્ન પુરુષોને પાવન કરે છે, વક્તા પુરુષને પાવન કરે છે, પ્રશ્ન કરનારા પુરુષને પાવન કરે છે અને શ્રોતા પુરુષને પાવન કરે છે કે, જેવી રીતે વિષ્ણુના પાદનું ઉદક પાવન કરે છે.' (૭૧)

અવતરણિકાઃ–જ્યાં સૂધી શિષ્યને સંશય–વિપર્યયથી રહિત આત્મજ્ઞાનની ઉત્પત્તિ થાય ત્યાં સૂધી બ્રહ્મવેત્તા કૃપાળુ ગુરુઓએ ઉપદેશ કરવાનો પ્રયાસ કરવોઃ આ પ્રકારના ગુરુના, ધર્મની શિક્ષા કરવાને અર્થે સર્વજ્ઞ શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનની પ્રત્યે "હવે તારે ઉપદેશની અપેક્ષા નથી," એ અર્થ દર્શાવવા વાસ્તે પૂછે છેઃ—

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥**

શ્લોકાર્થઃ–હે પાર્થ ! તેં એકાગ્ર ચિત્તે આ ગીતાશાસ્ત્રમાંથી શું શ્રવણ કર્યું ? હે ધનંજય ! તારો અજ્ઞાનકૃત કયો સંમોહ નષ્ટ થયો, તે તું મને કહે. ૭૨

ટીકાઃ-હે અર્જુન ! મેં-પરમ આપ્ત સર્વજ્ઞ પરમેશ્વરે મારી પ્રત્યે ઉપદેશ કરેલા આ બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રમાંથી તેં એકાગ્રચિત્તે કરીને શું શ્રવણ કર્યું ? અર્થાત્ તેં આ ગીતાશાસ્ત્ર કયા અર્થ સહિત નિશ્ચિત કર્યું ? હે ધનંજય ! આ ગીતાશાસ્ત્રના શ્રવણવડે તારો અજ્ઞાનકૃત વિપર્યયરૂપ સંમોહ અજ્ઞાનરૂપ કારણસહિત શું નષ્ટ થયો ? તાત્પર્ય એ છે કે, અજ્ઞાનકૃત સંમોહ જો કદાચિત્ અત્યાર સુધી પણ નષ્ટ ન થયો હોય, તો હું-ભગવાન્ વાસુદેવ તારી પ્રત્યે પુનઃ પણ ઉપદેશ કરું. માટે તારા પોતાના ચિત્તનો વૃત્તાંત તું મારી આગળ કહે.

અહીં कत् તથા चित् એ બન્ને શબ્દો પ્રશ્નના વાચક છે. અનાત્મરૂપ દેહાદિકોવિષે જે આત્મત્વ બુદ્ધિ છે તથા સ્વધર્મરૂપ યુદ્ધવિષે જે અધર્મત્વબુદ્ધિ છે, તે વિપર્યય જ અહીં અજ્ઞાનકૃત સંમોહ જાણવો. (૭૨)

અવતરણિકાઃ-આ પ્રમાણે શ્રીભગવાનવડે પૂછાયેલો અર્જુન "હું હવે કૃતાર્થ થયો છું તેથી મને પુનઃ ઉપદેશની અપેક્ષા નથી" એ પ્રમાણે પોતાના અભિપ્રાયનું કથન કરે છેઃ—

**अर्जुन उवाच—नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

શ્લોકાર્થઃ-અર્જુન કહે છેઃ-હે અચ્યુત ! હું-અર્જુન તમારા પ્રસાદથી આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ પામ્યો છું, જેથી મારો મોહ નાશ પામ્યો છે. આ રીતે સર્વ સંશયથી રહિત થયેલો હું આપના શાસનવિષે સ્થિત થઈ આપના વચન પ્રમાણે કરીશ. ૭૩

ટીકાઃ-હે અચ્યુત અર્થાત્ "કૃષ્ણ ભગવાન્ મારા આત્મારૂપ જ છે" એ પ્રકારે આત્મારૂપ નિશ્ચિત થવાથી વિયોગ થવાને અયોગ્ય એવા હે કૃષ્ણ ! મારો અજ્ઞાનકૃત વિપર્યયરૂપ મોહ નષ્ટ થયો છે.

ભગવાન્ પૂછે છેઃ-"હે અર્જુન ! તે તારો વિપર્યયરૂપ મોહ શાવડે નષ્ટ થયો છે ?"

અર્જુન તે મોહનાશના કારણનું કથન કરે છેઃ-स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मया इति હે ભગવન્ ! મેં-અર્જુને તમારા આ બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રના ઉપદેશથી સર્વ સંશયોથી રહિત अहं ब्रह्मास्मि એ પ્રકારના આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ મેળવી છે. એ કારણથી સર્વ પ્રતિબંધથી શૂન્ય આત્મજ્ઞાનવડે મારો અજ્ઞાનકૃત વિપર્યયરૂપ મોહ નષ્ટ થયો છે.

स्मृतिलंभे सर्वग्रंथीनां विमोक्षः અર્થાત્ "હું જ પરબ્રહ્મરૂપ છું." એ પ્રકારની સ્મૃતિ પ્રાપ્ત થતાં પુરુષની સર્વ ચિત્ જડ ગ્રન્થિઓનો વિનાશ થાય છે; આ શ્રુતિના અર્થનો અનુભવ કરતો અર્જુન કહે છેઃ-स्थितोस्मि गतसंदेहः इति હે ભગવન્ ! આત્મજ્ઞાનરૂપ સ્મૃતિની પ્રાપ્તિવડે હું-અર્જુન સર્વ સંદેહોથી રહિત થઈને, તમારી યુદ્ધની કર્તવ્યતારૂપ શાસનાવિષે રહેલો છું. હે ભગવન્ ! જ્યાં સુધી મારુ જીવન છે, ત્યાં સુધી હું-અર્જુન તમારા વચનને સત્ય કરીશ અર્થાત્ આપ-પરમ ગુરુરૂપ ભગવાનની આજ્ઞાનું હું અવશ્ય પાલન કરીશ.

આ પ્રમાણે શ્રીભગવાન્કૃત ઉપદેશના પ્રયાસની સફળતાનું કથન કરીને અર્જુને શ્રીભગવાનને સંતુષ્ટ કર્યા. આટલા કથનવડે, આ ગીતાશાસ્ત્રનું અધ્યયન કરનારા પુરુષને શ્રીભગવાનના પ્રસાદથી મોક્ષરૂપ ફળપર્યંત આત્મજ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય છે. એ પ્રકારના આ ગીતાશાસ્ત્રના ફળનો ઉપસંહાર કર્યો. જેમકે तद्वास्यविजज्ञौ એ શ્રુતિમાં મોક્ષપર્યંત આત્મજ્ઞાનરૂપ ફળનો ઉપસંહાર કર્યો છે. અહીં गतसंदेहः એ વચનવડે અર્જુને દેહાદિ અનાત્મ પદાર્થો વિષે

આત્મત્વબુદ્ધિરૂપ મોહનો નાશ દર્શાવ્યો અને કરિષ્યે વચનં તવ એ વચનવડે અર્જુને સ્વધર્મરૂપ યુદ્ધ વિષે અધર્મત્વ બુદ્ધિરૂપ મોહનો નાશ દર્શાવ્યો. દેહાદિ અનાત્મ પદાર્થો વિષે આત્મત્વબુદ્ધિરૂપ મોહ તો સર્વ પ્રાણીવિષે વિદ્યમાન હોવાથી સાધારણ મોહ કહેવાય છે અને યુદ્ધરૂપ સ્વધર્મવિષે અધર્મત્વબુદ્ધિરૂપ મોહ તો કેવળ અર્જુન વિષે જ વિદ્યમાન હોવાથી અસાધારણ મોહ કહેવાય છે. આ બન્ને પ્રકારના મોહને નિવૃત્ત કરવા વાસ્તે જ શ્રીભગવાને અર્જુનની પ્રત્યે આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો છે, એ પ્રમાણે ગીતાશાસ્ત્રના દ્વિતીય અધ્યાયના આદિમાં કહેવાઈ ગયું છે. (૭૩)

અવતરણિકાઃ-આટલે સુધી આ ગીતાશાસ્ત્રના અર્થને સમાપ્ત કરીને, હવે સંજય પૂર્વોક્ત કથાના સંબંધનું અનુસંધાન કરતાં ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છે—

संजय उवाच—इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

શ્લોકાર્થઃ-સંજય કહે છેઃ-હે ધૃતરાષ્ટ્ર ! મેં સંજયે મહાનુભાવ વાસુદેવનો તથા અર્જુનનો આ અદ્ભુત રોમહર્ષ સંવાદ પૂર્વોક્ત પ્રકારે શ્રવણ કર્યો છે. ૭૪

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર ! મેં-સંજયે મહાનુભાવ શ્રીવાસુદેવના તથા અર્જુનના આ પૂર્વોક્ત ગીતાશાસ્ત્રરૂપ સંવાદને શ્રવણ કરેલો છે. એ સંવાદ અદ્ભુત છે અર્થાત્ ચિત્તને અત્યંત વિસ્મયની પ્રાપ્તિ કરનારો છે. વળી એ સંવાદ રોમહર્ષણ છે અર્થાત્ લોકવિષે અસંભાવ્યમાન હોવાથી તથા અદ્ભુત રસવાળો હોવાથી શરીરનાં રોમને ઉભાં કરનારો છે. (૭૪)

અવતરણિકાઃ-ધૃતરાષ્ટ્રની શંકાઃ-"હે સંજય ! દૂર દેશ વિષે રહેલા શ્રીકૃષ્ણ ભગવાન્ તથા અર્જુનના સંવાદને અહીં બેઠા તેં કેવી રીતે શ્રવણ કરેલો છે ? કારણ કે સમીપસ્થિત પુરુષનું જ વચન શ્રવણ કરવામાં આવે છે, એવી શંકા પ્રાપ્ત થતાં સંજય પોતાના વિષે રહેલ સંવાદને શ્રવણ કરવાની યોગ્યતાનું કથન કરે છેઃ—

व्यासप्रसादाच्छ्रुतवानिमं गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

શ્લોકાર્થઃ-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીવ્યાસના પ્રસાદથી મેં-સંજયે આ પરમ ગુહ્ય યોગને પોતે જ કથન કરતા એવા યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનથી, સાક્ષાત્ શ્રવણ કર્યો છે. ૭૫

ટીકાઃ-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીવ્યાસ ભગવાને મને પ્રાપ્ત કરેલાં જે દિવ્ય ચક્ષુ-શ્રોત્રાદિ છે, એ જ શ્રીવ્યાસ ભગવાનનો મારા ઉપરનો પ્રસાદ છે. તે વ્યાસ ભગવાનના પ્રસાદથી મેં-સંજયે એ સંવાદને, સાક્ષાત્ પોતાને પરમેશ્વરરૂપ કહેનારા સર્વ યોગીજનોના ઈશ્વરરૂપ શ્રીકૃષ્ણભગવાન્ પાસેથી સાક્ષાત્ જ શ્રવણ કરેલો છે. કાંઈ પરંપરાએ કરીને મેં તે સંવાદને શ્રવણ કરેલો નથી. આટલા કથનવડે સંજયે પોતાની અહોભાગ્યતા સૂચિત કરી.

આ સંવાદ ગુહ્ય છે અર્થાત્ સર્વ શાસ્ત્રોના રહસ્યરૂપ હોવાથી હરકોઈ પુરુષની પ્રત્યે દેવાયોગ્ય નથી. વળી તે સંવાદ પર છે અર્થાત્ મોક્ષનું સાધન હોવાથી સર્વ કરતાં શ્રેષ્ઠ છે. વળી તે સંવાદ યોગ છે અર્થાત્ નિયમપૂર્વક ચિત્તના નિરોધરૂપ યોગનો હેતુ હોવાથી યોગરૂપ છે અથવા જ્ઞાનયોગરૂપ છે. અહીં કોઈ મૂળ પુસ્તકમા श्रुतवानिमम् એ વચનને સ્થાને श्रुतवानेतद् એ પ્રકારનો પણ પાઠ હોય છે. આ પાઠ પણ સમીચીન જ છે. (૭૫)

અવતરણિકા:-હવે, સંજય તે સંવાદના સ્મરણથી ઉત્પન્ન થતા પોતાના આહ્લાદનું કથન કરે છે:—

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

શ્લોકાર્થ:-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણના તથા અર્જુનના આ પુણ્યરૂપ અદ્‌ભુત સંવાદનું વારંવાર સ્મરણ કરી હું હર્ષને પ્રાપ્ત થાઉં છું. ૭૬

ટીકા:-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ ભગવાનનો તથા અર્જુનનો આ ગીતાશાસ્ત્રરૂપ સંવાદ અદ્‌ભુત છે અર્થાત્ ચિત્તને વિસ્મયની પ્રાપ્તિ કરનારો છે. વળી આ સંવાદ પુણ્ય છે અર્થાત્ કેવળ શ્રવણ કરવાથી પણ સર્વ પાપોનો નાશ કરનારો છે. એવા અદ્‌ભુત સંવાદને હું સંજય કેવળ શ્રવણ જ કરી રહેલો નથી, કિન્તુ શ્રવણ કરેલા સંવાદને અત્યારે પુનઃ પુનઃ સંભારીને વારંવાર હર્ષને પણ પ્રાપ્ત થાઉં છું. અથવા हृष्यामि એ શબ્દનો આ પ્રમાણે અર્થ કરવો. આ સંવાદના પુનઃ પુનઃ સ્મરણવડે વારંવાર મારા શરીરના રોમ ઉભા થાય છે. તાત્પર્ય એ છે કે, પૂર્વે અનેક જન્મો વિષે મેં એવું શું પુણ્યકર્મ કર્યું હશે ? તથા એવો કેવો તપ કર્યો હશે ? અથવા એવું શું દાન કર્યું હશે ? કે જેના પ્રભાવથી કૃષ્ણ ભગવાન્‌ના અને અર્જુનના સંવાદરૂપ ગીતાશાસ્ત્રને મેં શ્રવણ કર્યું છે ? તે પુણ્યવિશેષને હું જાણી શકતો નથી. (૭૬)

અવતરણિકા:-શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનની પ્રત્યે, ધ્યાન કરવા વાસ્તે, જે પોતાનું વિશ્વરૂપ નામે સગુણ રૂપ દર્શાવેલું છે, તે વિશ્વરૂપનું સ્મરણ કરતાં સંજય ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છે:-

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

શ્લોકાર્થ:-હે ધૃતરાષ્ટ્ર ! વળી કૃષ્ણ ભગવાનના આ અતિ અદ્‌ભુત વિશ્વરૂપનું વારંવાર સ્મરણ કરી મને મહાન્ વિસ્મય થાય છે. આ કારણથી જ હું વારંવાર હર્ષને પ્રાપ્ત થાઉં છું. ૭૭

ટીકા:-હે ધૃતરાષ્ટ્ર ! શ્રીભગવાને અર્જુનની પ્રત્યે, ધ્યાન કરવા વાસ્તે દેખાડેલું જે પોતાનું વિશ્વરૂપ નામે સગુણ રૂપ છે, તે શ્રીકૃષ્ણ ભગવાનના અતિ અદ્‌ભુત વિશ્વરૂપ નામે સગુણરૂપના પુનઃ પુનઃ સ્મરણવડે મને મહાન્ વિસ્મય થાય છે. એ કારણથી જ હું સંજય પુનઃ પુનઃ હર્ષને પ્રાપ્ત થાઉં છું. (૭૭)

અવતરણિકા:-હે ધૃતરાષ્ટ્ર ! તું તારા દુર્યોધનાદિ પુત્રોની વિજયાદિની આશાનો પરિત્યાગ કરીને આ પાંડવોની સાથે મેળાપ કર, એ અર્થ હવે સંજય ધૃતરાષ્ટ્રની પ્રત્યે કહે છે:—

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

શ્લોકાર્થ:-હે ધૃતરાષ્ટ્ર ! જે પક્ષમાં યોગેશ્વર કૃષ્ણ ભગવાન છે તથા જે પક્ષમાં ધનુષને ધારણ કરનારો અર્જુન છે તે પક્ષવિષે શ્રી, વિજય, ભૂતિ તથા નીતિ અવશ્ય થશે, આ રીતનો મારો નિશ્ચય છે. ૭૮

ટીકાઃ–હે ધૃતરાષ્ટ્ર ! જે યુધિષ્ઠિરના પક્ષમાં સર્વ યોગસિદ્ધિઓનો ઈશ્વર, સર્વજ્ઞ, સર્વ-શક્તિસંપન્ન તથા ભક્તજનોનાં દુઃખને નષ્ટ કરનારા 'નારાયણ' નામવાળા શ્રીકૃષ્ણ ભગવાન્ રહેલા છે, તથા જે યુધિષ્ઠિરના પક્ષમાં ગાંડીવ નામે ધનુષને ધારણ કરનારો 'નર' નામે અર્જુન રહેલો છે, તે નર–નારાયણવડે આશ્રિત યુધિષ્ઠિરના પક્ષમાં શ્રી–વિજય–ભૂતિ–નીતિ એ ચારે અવશ્ય પ્રાપ્ત થશે. તેમાં રાજ્યલક્ષ્મીનું નામ શ્રી છે; શત્રુઓના પરાજય નિમિત્તક ઉત્કર્ષનું નામ વિજય છે; ઉત્તર ઉત્તર રાજ્યલક્ષ્મીની વૃદ્ધિનું નામ ભૂતિ છે; અને ન્યાયનું નામ નીતિ છે. હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રકારનો મારો નિશ્ચય છે. આ મારો નિશ્ચય યથાર્થ જ છે, તેથી તું તારા દુર્યોધનાદિ પુત્રોના વિજયની વ્યર્થ આશાનો પરિત્યાગ કરી, ભગવતવડે અનુ-ગૃહિત તથા લક્ષ્મી–વિજયાદિકોવડે યુક્ત એવા યુધિષ્ઠિરાદિ પાંડવોની સાથે મેળાપ જ કર. (૭૮)

काण्डत्रयात्मकं शास्त्रं गीताख्यं येन निर्मितम् ।
आदिमध्यांतषट्केषु तस्मै भगवते नमः ॥
कालकूटसमो दोषो यस्य कंठे लवायते ।
गुणोऽपि वा कलामात्रो यस्य भूपायते सतः ॥
तमहं पुरुषं वंदे विद्यादोषहरं परम् ।

આદિ, મધ્ય તથા અંત ષટ્કોમાં ત્રણ કાંડોવાળું ગીતાનામનું શાસ્ત્ર જેણે નિર્માણ કર્યું તે ભગવાનને નમસ્કાર હો.

કાલકૂટવિષસમાન દોષ જેના કંઠને વિષે લવ–અલ્પ થઇ જાય છે અથવા જેનો કલામાત્ર ગુણ પણ શોભાય છે તે વિદ્યાના દોષોને હરણ કરનારા પરમ પુરુષને હું નમસ્કાર કરું છું.

આ પ્રમાણે શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના યોગશાસ્ત્ર નામનાં પ્રકરણમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપે "સંન્યાસયોગ" નામના અષ્ટાદશાધ્યાય ઉપર શ્રીચિદ્‌ઘનાનંદ-સ્વામીની રચેલી "ગૂઢાર્થદીપિકા" નામની ટીકા સમાપ્ત થઈ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



# પરિશિષ્ટ--૧.

## ત્રણ ગુણો સંબંધી માહિતી.



શ્રીભગવાને ૧૪ મા અધ્યાયમા ત્રણ ગુણોનુ સ્વરૂપ સમજાવી, ૧૭ મા અધ્યાયમા શ્રદ્ધા, આહાર, યજ્ઞ, તપ અને દાન—એ પ્રત્યેક, અને ૧૮ મા અધ્યાયમા ત્યાગ, જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ અને સુખ—એ પ્રત્યેક ત્રણગુણવાળા કેવા હોય છે તે સમજાવ્યુ છે. આ વિષયો હસ્તામલકવત્ સમજાય તે માટે કોષ્ટકમા ગોઠવ્યા છે. આશા છે કે તેથી વાચનારની સુગમતા વધશે.

## ગીતાના ૧૪ મા અધ્યાયના ૫ મા શ્લોકથી ૧૮ મા શ્લોક સુધીના વિષયનું કોષ્ટક.



| ૧ | નામ. | સત્વગુણ (૫) | રજોગુણ (૫) | તમોગુણ (૫) |
|---|---|---|---|---|
| ૨ | સ્વભાવ અને સ્વરૂપ. | નિર્મળપણુ હોવાથી પ્રકાશક અને દુઃખરહિતપણુ (૬) | રાગાત્મક હોવાથી તૃષ્ણા અને આસંગ ઉપજાવે. (૭) | અજ્ઞાનથી ઉત્પન્ન થનાર મોહ ઉપજાવે. (૮) |
| ૩ | કેવી રીતે પુરુષને બાંધે છે? | સુખના સગવડે અને જ્ઞાનના સગવડે બાંધે છે (૬) | (સકામ) કર્મ સગવડે બાંધે છે (૭) | પ્રમાદ, આળસ અને નિદ્રાથી બાંધે છે. (૮) |
| ૪ | પુરુષને શેમાં જોડે છે? | સુખમા જોડે છે (૯) | કર્મ કરવામા જોડે છે. (૯) | જ્ઞાનને ઢાકી દઇને પ્રમાદમા જોડે છે. (૯) |
| ૫ | ગુણોની વૃદ્ધિના ચિહ્ન. | સર્વ દ્વારમા જ્ઞાનનો પ્રકાશ ઉત્પન્ન થાય ત્યારે સત્વગુણ વધ્યો જાણવો (૧૧) | લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશાંતિ, ને ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે રજોગુણ વધ્યો જાણવો (૧૨) | કંઇ સુઝે નહિ, કંઇ કરવાનું મન થાય નહિ, ગફલતી થયા કરે, મોહ થાય ત્યારે તમોગુણ વધ્યો જાણવો (૧૩) |
| ૬ | મરણ પામીને કેવી ગતિને પામે છે? | સત્વગુણવાળો ઉત્તમ જ્ઞાનીના નિર્મળ લોકને પામે છે (૧૪) | રજોગુણવાળો કર્મના સંગીઓમા ઉત્પન્ન થાય છે (૧૫) | તમોગુણવાળો મૂઢયોનિમા ઉત્પન્ન થાય છે. (૧૫) |
| ૭ | ગુણોનુ ફળ | પવિત્ર, ઉત્તમ, અને નિર્મળ કામ કરવાની બુદ્ધિ થાય (૧૬) અને જ્ઞાન થાય (૧૭) | દુઃખરૂપ ફળ મળે (૧૬) અને લોભ થાય (૧૭) | અજ્ઞાનરૂપ ફળ મળે (૧૬) પ્રમાદ, મોહ અને અજ્ઞાન થાય (૧૭) |
| ૮ | કયા લોકની યોનિને પામે? | ઉપરના દેવલોકને પામે. (૧૮) | મધ્યના મૃત્યુલોકને પામે (૧૮) | નીચ યોનિમા જાય (૧૮) |

# પરિશિષ્ટ--૨ જું.

ગીતાના ૧૭ મા અધ્યાયના ૨ શ્લોકથી તે ૨૨ મા શ્લોક સુધીના વિષયનું કોષ્ટક.



| અંક | નામ | સાત્વિક | રાજસ | તામસ |
|---|---|---|---|---|
| ૧ | શ્રદ્ધા (૨) | સાત્વિકી શ્રદ્ધાવાળો દેવોને પૂજે છે. (૪) | રાજસી શ્રદ્ધાવાળો યક્ષ અને રાક્ષસોને પૂજે છે (૪) | તામસી શ્રદ્ધાવાળો પ્રેતોને અને ભૂતોને પૂજે છે. (૪) |
| | | દૈવી સંપત્તિવાળો ગણાય છે. | આસુરી સંપત્તિવાળો ગણાય છે. (૫–૬) | આસુરી સંપત્તિવાળો ગણાય છે. (૫–૬) |
| ૨ | આહાર (૭) | આયુષ્ય, સત્વ, બળ, આરોગ્ય સુખ અને પ્રીતિ વધારનાર, સ્વાદવાળા, ચીકણાસવાળા, શરીરમાં ટકનાર, હૃદયને પ્રસન્નતા આપે એવો આહાર સાત્વિક ગણાય. (૮) | અતિકડુ, ખાટો, ખારો, ઉન્હો, તીખો, લુખો, દાહ કરનારો; દુઃખ, શોક અને રોગ કરનારો આહાર રાજસ ગણાય છે. (૯) | કાચો, પાકો, રસ વિનાનો, દુર્ગન્ધવાળો, ટાઢો, એઠો, યજ્ઞમાં હોમાવાને નાલાયક, પરમેશ્વરને સમર્પણ કર્યા વગરનો આહાર તામસી ગણાય છે. (૧૦) |
| ૩ | યજ્ઞ | ફળની ઇચ્છા રાખ્યા વગર માત્ર કર્તવ્યબુદ્ધિથી શાસ્ત્રે કહેલી રીતે કરેલો યજ્ઞ અથવા કોઇ પણ કાર્ય, એ સાત્વિક ગણાય છે. (૧૧) | અમુક ચોક્કસ ફળ મનમા રાખી તેની પ્રાપ્તિ માટે, દંભ માટે, ગોહથી પ્રેરાઇને કરેલો યજ્ઞ અથવા કોઇપણ કામ, એ રાજસ ગણાય છે. (૧૨) | વિધિ વિનાનો, અન્નદાન વિનાનો, મંત્ર અને દક્ષિણા વિનાનો, અને શ્રદ્ધા વિનાનો યજ્ઞ અથવા કોઇપણ કામ, એ તામસ ગણાય છે. (૧૩) |
| ૪ | તપના ભેદ | શરીરનું | વાણીનું | મનનું |
| ૫ | તપના ભેદનાં લક્ષણ | દેવ, બ્રાહ્મણ, ગુરૂ, અને પ્રાજ્ઞનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શરીરનું તપ કહેવાય છે. (૧૪) | કોઇને સંતાપ ન કરે એવું, સાચું, વ્હાલું, કલ્યાણ કરનારૂં, તેમજ વેદાદિનો અભ્યાસ, એ વાણીનું તપ કહેવાય છે. ૧૫ | મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન, મનનો નિગ્રહ અને અંતઃકરણની શુદ્ધિ, એ મનનું તપ કહેવાય છે ૧૬ |
| ૬ | તપ | ફળની આશા રાખ્યા વગર સ્થિર ચિત્તવાળા પુરૂષે ત્રણ પ્રકારનું કરેલું તપ, એ સાત્વિક કહેવાય છે. (૧૭) સ્થિર. | દંભવડે સત્કાર, માન કે પૂજા માટે કરેલું તપ, એ રાજસ તપ કહેવાય છે. (૧૮) ચળ અને અસ્થિર હોય છે. | વિવેક વગરના દુરાગ્રહ વડે પોતાને પીડા કરનારૂં અને પારકાનો નાશ કરનારૂં તપ, એ તામસ તપ કહેવાય છે. (૧૯) વ્યર્થ જાય છે. |
| ૭ | દાન | દેશ, કાળ વિચારી અને સામો ઉપકાર ન કરે એવા યોગ્ય પાત્રને દાન દેવુંજ જોઇએ, એ સાત્વિક દાન કહેવાય છે. (૨૦) | દાન લેનાર પાછો કોઇ દહાડો સામો ઉપકાર કરશે અથવા તેણે કરવોજ જોઇએ એવી ઇચ્છાથી અને કચવાતા મને આપેલુ દાન, એ રાજસ દાન કહેવાય છે. (૨૧) | અપવિત્ર દેશકાળમાં, જરા પણ સત્કાર કર્યા વગર અથવા તો દાન લેનારનો તિરસ્કાર કરીને, અથવા તો અપાત્રને દાન આપવું, એ તામસ દાન કહેવાય છે. (૨૨) |

# પરિશિષ્ટ ૩ જું.

## ગીતાના ૧૮ મા અધ્યાયના શ્લોક ૫ થી ૯ સુધીના અને શ્લોક ૧૯ થી તે ૩૯ સુધીના વિષયોનું વિગતવાર કોષ્ટક.



| અંક | નામ | સાત્વિક | રાજસ | તામસ |
|---|---|---|---|---|
| ૧ | ત્યાગ. | શાસ્ત્રે કહેલાં નિત્યકર્મ કર્તવ્ય બુદ્ધિથી કરતા, ફળ અને સંગનો ત્યાગ, તે સાત્વિક ત્યાગ. (૫–૬–૯) | કાયાને દુઃખ પડે છે એવા ભયથી નિત્યકર્મો છોડી દેવાં, તે રાજસ ત્યાગ. (૮) | મોહથી નિત્ય કર્મો કરવાન છોડી દેવાં, તે તામસ ત્યાગ (૭) |
| ૨ | જ્ઞાન (૧૯) | જેનાથી સર્વ જૂદાં જૂદાં પ્રાણીઓમાં એક અખંડ ભાવ જોવાય, એ જ્ઞાન સાત્વિક કહેવાય. (૨૦) | સર્વ પ્રાણીઓનાં જૂદાં જૂદાં બતાવનાર જ્ઞાન, એ રાજસ કહેવાય. (૨૧) | એકજ કાર્યમાં પરિપૂર્ણ અર્થની માફક નિશ્ચયવાળું, યુક્તિ વિનાનું, તત્ત્વાર્થ શૂન્ય અ અલ્પ એવું જ્ઞાન, તામસ કહેવાય. (૨૨) |
| ૩ | કર્મ (૧૯) | સંગ વિનાનું નિત્યકર્મ, રાગ દ્વેષ વિના ફળની ઇચ્છા નહિ રાખનારા પુરુષે કરેલું કર્મ સાત્વિક. (૨૩) | કામનાવાળાએ અને અહંકારવાળાએ બહુ ક્લેશ આપનારૂં કરાયલું કર્મ તે રાજસ. (૨૪) | બંધનકારક, નાશકારક, હિંસાત્મક, ગજાઉપરાંતનું મોહથી આરંભેલું કર્મ તે તામસ (૨૫) |
| ૪ | કર્તા (૧૯) | નિષ્કામ, કર્તા નહિ કહેવડાવનારો, ધીરજ અને ઉત્સાહવાળો, સિદ્ધિ અસિદ્ધિમાં નિર્વિકાર હોય તે કર્તા સાત્વિક. (૨૬) | મમતાવાળો, કર્મ ફળની ઇચ્છા રાખનાર, લોભી, પારકાને પીડા કરનારો, અપવિત્ર, હર્ષ શોકવાળો કર્તા રાજસ. (૨૭) | ચંચળ ચિત્તવાળો, નાદાન જડ, શઠ, પારકાને નુકસા કરનારો, આળસુ, રોતલ મંદ કર્તા તે તામસ. (૨૮ |
| ૫ | બુદ્ધિ (૨૯) | જેનાથી પ્રવૃત્તિ નિવૃત્તિ, કાર્ય અકાર્ય, ભય અભય, બંધ મોક્ષ જણાય તે બુદ્ધિ સાત્વિકી. (૩૦) | જેનાથી ધર્મ, અધર્મ, કાર્ય અકાર્ય ખોટી રીત જણાય તે બુદ્ધિ રાજસી. (૩૧) | અધર્મને ધર્મ માને તથ બીજા સર્વ અર્થોને ઉલટ માને તે બુદ્ધિ તામસી. (૩૨ |
| ૬ | ધૃતિ (૨૯) | જે ધૃતિવડે યોગથી અચલિત મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયા ધારણ કરાય તે સાત્વિકી. (૩૩) | જે વડે ધર્મ, કામ અને અર્થને પુરૂષ ધારણ કરે તે, પ્રસંગે ફળને ઇચ્છે છે તે ધૃતિ રાજસી. (૩૪) | જે વડે નિદ્રા, ભય, શોક વિષાદ અને મદને દુર્બુદ્ધિ પુરૂષ છોડતોજ નથી તે ધૃતિ તામસી. (૩૫) |
| ૭ | સુખ (૩૬) | આત્મબુદ્ધિ પ્રસાદથી ઉત્પન્ન થતું જે સુખ, આરંભમાં વિષ જેવું પણ પરિણામમાં અમૃત જેવું છે તે સુખ સાત્વિક. (૩૭) | વિષય અને ઇન્દ્રિયના સંયોગથી ઉપજેલું જે સુખ, આરંભમાં અમૃત જેવું પણ પરિણામે વિષ જેવું છે તે સુખ રાજસ. (૩૮) | જે આરંભમાં અને પરિણામમાં બુદ્ધિને મોહ ઉપજાવે એવું, તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉપજેલું છે તે સુખ તામસ. (૩૯) |

# श्रीमद्भगवद्गीतामां आवेला पारिभाषिक शब्दोनो अकारादि अनुक्रमथी कोश.

अकृताभ्यागम–નહિ કરેલા કર્મના ફળની પ્રાપ્તિ. શાસ્ત્રકારો એને એક જાતનો દોષ માને છે. જેઓ દેહને આત્મા માને છે અને કહે છે કે, 'भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ભસ્મ થયેલા દેહનો ફરીને જન્મ ક્યાંથી થાય ?' જો દેહને આત્મા માનીએ અને તેનો પુનર્જન્મ માનીએ નહિ તો એક જ દિવસે જન્મેલા બે બાળકોમાં એક સોનાના પારણામાં સુવે અને બીજાને સુવા માટે ગોદડી પણ ન મળે. આને કયા કર્મનાં ફળ માનવાં ? પુનર્જન્મ નહિ માનનારાના મત પ્રમાણે अकृत કહેતાં નહિ કરેલા કર્મનાં ફળનો अभ्यागम કહેતાં સન્મુખપ્રાપ્તિ નામનો દોષ અહીં આવે.

अग्निहोत्र–એક જાતનો અગ્નિમાં કરવામાં આવતો હોમ. આ હોમ સવારે તથા સાંજે પ્રત્યેક બ્રાહ્મણે કરવો જોઇએ અને તે હોમ હોમનારો અગ્નિહોત્રી કહેવાય છે.

अणुपरिमाण–આત્મા અણુના જેવડો છે, આમ માનનારાઓ આત્માને અણુપરિમાણ કહે છે. આ મત સાંખ્યનો અને વૈશેષિકનો છે.

अत्यन्ताभाव–ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં જેનો અભાવ હોય તે. જેમ વાયુવિષે રૂપનો, વંધ્યાવિષે પુત્રનો અને આકાશવિષે પુષ્પનો અત્યંત અભાવ છે–સર્વથા છે જ નહિ.

अदृष्ट –પરલોકસંબંધી ભય, શાસ્ત્રોક્ત કર્મ નહિ કરવાથી અને નિષિદ્ધ કર્મ કરવાથી નરકાદિકમાં પડવાનો ભય.

अदृष्टार्थ–પારલૌકિક અર્થ (સ્વર્ગાદિક લોક).

अधिकरण–આધાર; આશ્રય. 'પૃથ્વીપર ઘડો છે,' એ વાક્યમાં ઘડાનું અધિકરણ–આધાર–પૃથ્વી છે.

अध्यारोप–અમુકમાં અમુક ગુણનો આરોપ કરવો તે. ઉદાહરણ–નિર્ગુણ બ્રહ્મમાં અજ્ઞાનનો તથા તેનાં કાર્યરૂપ જગતનો આરોપ કરવો તે.

अध्यास–ભ્રાંતિ, જ્ઞાન, ભ્રમ. છીપમાં રૂપાનું જ્ઞાન–ભ્રાંતિ થવું તે. આ અધ્યાસ બે પ્રકારનો છેઃ જ્ઞાનાધ્યાસ અને અર્થાધ્યાસ. આમાં અર્થાધ્યાસના ૭ ભેદ છેઃ–૧ કેવળ સંબંધાધ્યાસ; ૨ સંબંધસહિત સંબંધીનો અધ્યાસ; ૩ કેવળ ધર્માધ્યાસ; ૪ ધર્મસહિત ધર્મીનો અધ્યાસ; ૫ અન્યોન્યાધ્યાસ અને ૬ અન્યતરાધ્યાસ, એમ ૭ ભેદ છે. અનિત્ય એવા દેહમાં આત્માનો અધ્યાસ થવો, તે કેવળ સંબંધાધ્યાસ કહેવાય છે. આત્મામાં અનાત્માનો તથા સ્વરૂપનો જે અધ્યાસ થવો, તે સંબંધસહિત સંબંધીનો અધ્યાસ કહેવાય છે. સ્થૂલ શરીરના ગૌરવપણાનો તથા ઇંદ્રિયોના દર્શનાદિ ધર્મનો આત્મામાં અધ્યાસ થવો, તેનું નામ કેવળ ધર્માધ્યાસ. અંતઃકરણના કર્તાપણા આદિક ધર્મનો અને સ્વરૂપનો બન્નેનો આત્મામાં ધર્માધ્યાસ થવો, તે ધર્મસહિત ધર્મીનો અધ્યાસ. લોઢું અને અગ્નિની પેઠે આત્માને વિષે દેહાદિક અનાત્માનો અને દેહાદિ અનાત્માને વિષે આત્માનો અધ્યાસ, તે અન્યોન્યાધ્યાસ છે. બેમાંથી એકનો બીજાને વિષે અધ્યાસ, તે અન્યતર અધ્યાસ કહેવાય છે. આ સિવાય બીજા પણ તેના ભેદ છે.

अनात्मा–આત્મા નહિ તે. મન, ઇંદ્રિય, શરીર વગેરે અનાત્મા કહેવાય છે.

अनिर्वचनीय–વચનથી કહી શકાય નહિ તે.

अनुगत–સર્વમાં વ્યાપીને રહેનારો પદાર્થ. ઘડો છે, ટોપ છે, તપેલું છે વગેરે પદાર્થોમાં અસ્તિત્વવાચક 'છે' શબ્દ અનુગત છે; તેમ ઈશ્વર પણ સર્વ પદાર્થોમાં વ્યાપક હોવાથી અનુગત કહેવાય છે.

अनुपपत्ति–અસિદ્ધિ.

अनुपलब्धि–ઉપલબ્ધિ કહેતાં જાણવું, દેખાવું, જ્ઞાન વગેરે અને તેનો અભાવ તે અનુપલબ્ધિ. જેમ કે ઘરો નથી. કારણ કે તે જોવામાં આવતો નથી. આનું નામ અનુપલબ્ધિ પ્રમાણ. વેદાન્તીઓ અને મીમાંસકો આને સ્વતંત્ર પ્રમાણ માને છે.

अनुमान–જેનાથી અનુમિતિ થાય તે અનુમાન કહેવાય. લિંગપરામર્શવડે અનુમિતિ થાય છે, માટે લિંગપરામર્શને અનુમાન કહેવામાં આવે છે. ધૂમાદિકનું જે જ્ઞાન તે લિંગપરામર્શ. કારણ કે ધૂમાદિકનું જ્ઞાન અનુમિતિમાં કારણરૂપ છે. માટે અગ્નિ વગેરેનું જ્ઞાન અનુમિતિ કહેવાય છે. અનુમિતિનું કારણ ધૂમજ્ઞાન છે. ધૂમ અગ્નિનું લિંગ છે. જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય, આવા સહચારી નિયમને અન્વયવ્યાપ્તિ કહે છે. મનુષ્ય પ્રથમ પાકશાળામાં અગ્નિને જુવે છે, તેથી જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ હોય એવા તેના સ્વાભાવિક સંબંધને જાણે છે. આ સંબંધ વ્યાપ્તિસંબંધ કહેવાય છે. રસોડામાં થયેલું ધૂમનું તે

પ્રથમ જ્ઞાન, પર્વતાદિક ઉપર થયેલું ધૂમનું જ્ઞાન બીજું જ્ઞાન અને પ્રથમ જાણેલી ધૂમાગ્નિની વ્યાપ્તિને સંભારીને પર્વત ઉપર ફરીને ધૂમાડાનો પરામર્શ કરે છે તે ત્રીજું જ્ઞાન. આ લિંગપરામર્શ અનુમિતિનું કારણ છે, માટે તે અનુમાન કહેવાય છે.

अनुवाद–જે વાત કહી હોય તેને જ ફરીથી કહેવી તે; અથવા તો જે વાત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોય તેને જ ફરીને કહેનારું વાક્ય. જેમ અગ્નિ ટાઢનો વિરોધી છે, એ વાત સૌ પ્રત્યક્ષ જાણે છે, છતાં તેને માટે કહેવામા આવે કે, 'अग्निर्हिमस्य भेषजम् અગ્નિ ટાઢનું ઔષધ છે,' આ અનુવાદ કહેવાય છે.

अनुष्ठान–વિધિપૂર્વક કર્મ કરવું, ક્રિયામાં લાવવું.

अन्तरङ्गसाधन–અન્દરનાં (સમીપનાં) સાધન. આત્મજ્ઞાનને માટે વિચાર, વૈરાગ્ય, ભક્તિ વગેરે સાધન અન્તરંગ સાધન છે.

अन्योन्यभाव–અન્યો અન્યમાં એક બીજાનો જે અભાવ તે. જેમ ઘટ (ઘડો) એ પટ (વસ્ત્ર) નથી અને પટ એ ઘટ નથી.

अन्वेषण–શોધન કરવું, શોધવું તે.

अपञ्चीकृतपञ्चमहाभूत–એકઠાં નહિ થયેલાં પંચમહાભૂતો. તે ઈશ્વરની ઈચ્છાથી પરસ્પર એકઠાં થાય છે, ત્યારે પંચીકરણ કહેવાય છે.

अपवाद–બ્રહ્મમાં અજ્ઞાનનો તથા તેનાં કાર્યનો આરોપ કરવામાં આવે છે, તેનો નિષેધ કરવો તે.

अपारमार्थिक–મિથ્યા, ખોટું વગેરે.

अपौरुषेय–પુરુષે નહિ રચેલો તે. વેદ કોઈ પણ પુરુષે રચેલો નથી, માટે અપૌરુષેય કહેવાય છે.

अप्रकाश–અંધકાર, અજ્ઞાન.

अप्रवृत्ति–કાર્યમાં પ્રવૃત્તિ કરવી નહિ તે. નિવૃત્તિ, શાંતિ.

अभिनिवेश–અમુક કાર્ય કરવા માટે મનનો આગ્રહ, મનની આસક્તિ.

अभिव्यंजक–જણાવનાર.

अभ्युदय–આ લોક તથા પરલોક સબંધી ઉન્નતિ.

अर्थवाद–નિંદા અથવા સ્તુતિને કહેનારાં વાક્ય

अर्थापत्ति–પ્રમાણનો એક પ્રકાર. જેનાથી કહ્યા વગર પણ અર્થની સિદ્ધિ થતી હોય તેવું પ્રમાણ જેમકે આ દેવદત્ત શરીરે જાડો છે, પણ દિવસે ભોજન કરતો નથી. અહિં જાડાપણું ભોજન કર્યા વગર સંભવતું નથી માટે તે (જાડાપણું) રાત્રિભોજનનો આક્ષેપ કરે છે અર્થાત્ જાડાપણું રાત્રિ ભોજનથી સિદ્ધ થાય છે.

अविद्या–મલિન સત્વગુણવાળી પ્રકૃતિ.

अव्याकृतब्रह्म–નામરૂપરહિત બ્રહ્મ.

अशना–ક્ષુધા (ભૂખ).

अश्वत्थ–પીપળાનું વૃક્ષ અથવા તો આવતી કાલે નહિ રહેનારો નાશવંત પદાર્થ.

असमवायि कारण–કાર્યની સાથે અથવા તો કારણની સાથે એક અર્થમાં સાથે રહીને જે કારણ હોય તે અસમવાયિ કારણ. જેમકે વસ્ત્રરૂપી એક કાર્યમાં તેના અવયવરૂપ તંતુઓનો (તાંતણાઓનો) સંયોગ તે વસ્ત્રનું અસમવાયિ કારણ છે. અર્થાત્ વસ્ત્રરૂપ કાર્યની સાથે એક પદાર્થમાં જ તંતુઓ સમવાયસંબધવડે રહેલા છે; છતાં વસ્ત્રરૂપી કાર્યમાં તંતુસંયોગાત્મક કારણ, અસમવાયિ કારણ કહેવાય છે. કારણની સાથે અસમવાયિ કારણ આ પ્રમાણે છેઃ- પટરૂપનું (વસ્ત્રના રૂપનું) તંતુરૂપ (તાંતણાઓનું રૂપ) અસમવાયિ કારણ છે. અહીં તંતુરૂપ કારણ છે અને પટરૂપ કાર્ય છે. પટરૂપમાં અસમવાયિ કારણભૂત પટની સાથે તંતુરૂપ એક અર્થમાં સમવેત છે, અર્થાત્ સમવાય સબંધથી જોડાયેલ છે, છતાં તંતુરૂપ, પટરૂપ પ્રતિ કારણ છે, માટે પટરૂપમાં તંતુરૂપ તે અસમવાયિ કારણ છે.

असाधारणधर्म–જે ધર્મ અમુક જાતિપરત્વે નિર્માણ કરેલો હોય તે. વેદ તથા શાસ્ત્ર ભણાવવાં, દાન લેવું અને યજ્ઞ કરાવવો, આ બ્રાહ્મણનો અસાધારણ ધર્મ છે; પ્રજાનું રક્ષણ કરવું, આ ક્ષત્રિયનો અસાધારણ ધર્મ છે; વ્યાપાર, ખેતીવાડી વગેરે કરવાં, એ વૈશ્યનો અસાધારણ ધર્મ છે અને ત્રણે વર્ણોની સેવા કરવી, આ શૂદ્રનો અસાધારણ ધર્મ છે.

आगमापायी–ઉત્પત્તિમાન તથા નાશવાન્ પદાર્થ.

आत्यन्तिक–અતિશય, ઘણું.

आधाराधेय–પૃથ્વીપર ઘડો છે, તેમાં પૃથ્વી આધાર છે અને ઘડો આધેય છે.

आधिदैविक दुःख–દેવતાઓના તરફથી ઉતરી આવેલી અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, વિજળીનો પાત, પૃથ્વીકંપ વગેરેથી થનારી પીડા.

आधिभौतिक दुःख–પોતાનાં શરીરથી ભિન્ન ચોર-શત્રુ તથા હિંસક પ્રાણીઓ તરફથી થનારી પીડા.

आध्यात्मिक दुःख–સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરમાં થયેલી વ્યાધિઓની અને આધિઓની પીડા

आवरण–બ્રહ્મ નથી અને તેનું જ્ઞાન પણ થતું નથી, આવા વ્યવહારનું જે કારણ તે આવરણ-અજ્ઞાનની બે પ્રકારની શક્તિ છે. એક અસત્વાપાદક અને બીજી

અભાનાપાદક. આ બન્નેને આવરણ કહે છે. 'વસ્તુ નથી' આવી પ્રતીતિ કરાવનારી શક્તિ અસત્વાપાદક કહેવાય છે અને 'વસ્તુનું જ્ઞાન થતું નથી' આવી પ્રતીતિ કરાવનારી અજ્ઞાનની શક્તિ અભાનાપાદક કહેવાય છે. અર્થાત્ 'બ્રહ્મ નથી' આવા વ્યવહારની હેતુભૂત અજ્ઞાનની અસત્વાપાદક શક્તિ છે અને 'મને બ્રહ્માનું જ્ઞાન નથી' એવી રીતના વ્યવહારની હેતુભૂત શક્તિ, અભાનાપાદક શક્તિ કહેવાય છે.

આ બન્ને શક્તિનું નામ આવરણ શક્તિ છે.

आवृत्ति–પુનર્જન્મ.

इषिका–સળી.

इष्टसाधनताज्ञान–સ્વર્ગાદિ ઈષ્ટ વસ્તુના સાધનપણાનું જ્ઞાન.

उत्क्रमण–ઉપરથી નિકળવું તે. પ્રાણોત્ક્રમણ–પ્રાણનું ઉપરથી (એટલે બ્રહ્મરંધ્રમાંથી) નિકળવું તે.

उत्पाद्य–ઉત્પન્ન કરવા યોગ્ય પદાર્થ. ઘટપટ વગેરે ઉત્પાદ્ય કહેવાય છે.

उत्सर्गवचन–સામાન્યવચન.

उपमान–પ્રમાણનો એક પ્રકાર. ઉપમિતિના કરણને ઉપમાન કહે છે. કોઈ નગરવાસીને પૂછે કે 'રોઝ' કેવો હોય? ત્યારે તે કહે કે ગાયના જેવો. પેલો નગરવાસી વનવાસીના વાક્યાર્થનું સ્મરણ કરતો કરતો વનમાં જાય અને ત્યાં ગાયના જેવા શરીરવાળા 'રોઝ'ને જોઈને રોઝનું જ્ઞાન સંપાદન કરે (અર્થાત્ રોઝને ઓળખે) તેનું નામ ઉપમાન જ્ઞાન.

उपलक्षक–જણાવનારો.

उपसर्जन–ગૌણ; વિશેષણ; મુખ્ય નહિ તે.

उपादानउपादेय–માટીનો ઘડો ઉપાદેય છે ને તેમાં માટી ઉપાદાન કારણ છે.

उपादानकारण–જે કારણ કાર્યને ઉત્પન્ન કરીને તે કાર્યની સાથે જ રહે તે. માટી ઘડાનું ઉપાદાન કારણ છે અને સુવર્ણ કડાં કુંડલ વગેરેનું ઉપાદાન કારણ છે.

उपाधि–એક રૂપમાં રહેલા પદાર્થને બીજા રૂપમાં પ્રકાશ કરનારો ધર્મ. ઈશ્વરની ઉપાધિ માયા છે. તે એક આપેક્ષિક ને વ્યાપક છે, તેથી ઈશ્વર એક અને વ્યાપક છે; અને જીવની ઉપાધિ અવિદ્યા છે, તે અનેક પ્રકારની છે અને પરિચ્છિન્ન (માપવાળી) છે, તેથી જીવ અનેક પ્રકારનો અને પરિચ્છિન્ન છે.

उपासनाकाण्ड–ઉપાસનાનો વિભાગ.

उपेयबुद्धि–ત્યાગ કરવાની બુદ્ધિ.

ऐकान्तिक–અવશ્ય થનારું, પોતાની સત્તાથી વ્યાપેલું

कर्म–ઉત્ક્ષેપણ (ઉંચે ફેંકવું), અપક્ષેપણ (નીચે ફેંકવું), આકુંચન (સંકેલી લેવું), પ્રસારણ (ફેલાવવું) અને ગમન (જવું), આ પાંચ કર્મ કહેવાય છે.

कर्मकाण्ड–કર્મકાંડનો વિભાગ.

काम्यकर्म–સ્ત્રી, પુત્ર, ધન વગેરેની કામના માટે કરવામાં આવતાં કર્મ.

कारण शरीर–અજ્ઞાનથી–અવિદ્યાથી થયેલું શરીર. જાગ્રત અવસ્થામાં 'હું ફલાણું જાણતો નથી,' 'મને ફલાણાનું જ્ઞાન નથી' વગેરે અનુભવનો જે વિષય, તેનું નામ અજ્ઞાન. સ્વપ્નમાં પણ અજ્ઞાન જ કારણ છે. સુષુપ્તિ અવસ્થામાંથી ઉઠયા પછી પણ 'હું ઘણો સમય સુતો,' 'મને કંઈ પણ જ્ઞાન ન હતું' વગેરે અજ્ઞાનનો વિષય છે. આ પ્રમાણે અજ્ઞાનથી થયેલું શરીર, કારણ શરીર કહેવાય છે.

कारयितृत्व–કરાવવાપણું.

कारीरीइष्टि–જળની વૃષ્ટિની કામનાથી કરવામાં આવતો યાગ.

कुसीद–વ્યાજ. પૈસા આપીને તેના ઉપર વધારો લેવો તે.

कृतविप्रणाश–કરેલાં કર્મનો નાશ. આ શાસ્ત્રમાં એક જાતનો દોષ કહેવાય છે. જો પુનર્જન્મ માનવામાં ન આવે તો કરવામાં આવતાં ધર્માધર્મરૂપ કર્મ નિષ્ફળ થઈ પડે અને તેથી ધર્માધર્મરૂપ કર્મનું પ્રયોજન રહે નહિ.

कैमुतिकन्याय–બ્રાહ્મણો પણ સ્નાન કરતા નથી તો શૂદ્ર શા માટે સ્નાન કરે? આવી રીતની કહેવત.

कोशकार–રેશમ બનાવનારો એક જાતનો જીવડો.

क्रियमाण–જ્ઞાન થયા પહેલાં તથા જ્ઞાન થયા પછી વર્તમાન શરીરવડે કરવામાં આવતાં કર્મ.

क्षणिकविज्ञानवादी–વિજ્ઞાનને ક્ષણિક માનનારા પુરુષો. તેઓ માને છે કે મનનો વ્યાપાર બુદ્ધિને આધીન છે, માટે બુદ્ધિ જ મનરૂપે થાય છે, અને બુદ્ધિ એજ આત્મા છે. જેટલા પદાર્થો જગતમાં છે તે સર્વે વિજ્ઞાનના આકાર છે અને વિજ્ઞાન પ્રકાશરૂપ છે તથા તેની ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા નાશ થયા કરે છે. પૂર્વ વિજ્ઞાનના જેવું જ બીજું વિજ્ઞાન ઉત્પન્ન થયું કે પૂર્વ વિજ્ઞાનનો નાશ થાય છે અને ત્રીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થયા પછી બીજા વિજ્ઞાનનો નાશ થાય છે. આ પ્રમાણે નદીના પ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા પણ ઉત્તરોત્તર વહ્યાજ કરે છે.

ख्याति–પાંચ પ્રકારની છે. ૧ असत्ख्याति, ૨ आत्मख्याति, ૩ अन्यथाख्याति, ૪ अख्याति, અને ૫ अनिर्वचनीयख्याति આ ખ્યાતિઓમાં ભિન્ન ભિન્ન મત છે. જ્યાં રજ્જુમાં સર્પ અને છીપમાં રૂપું છે, વગેરે ભ્રમ થાય છે, ત્યાં મત તરીકે ખ્યાતિઓ કહેવામાં આવે છે. ઉપર દર્શાવેલા ભ્રમને શૂન્યવાદી असत्ख्याति કહે છે; ક્ષણિકવિજ્ઞાનવાદી आत्मख्याति કહે છે; ન્યાય તથા વૈશેષિક મતવાળા अन्यथाख्याति કહે છે, સાંખ્ય અને પ્રભા-

કર મતાનુયાયીઓ [illegible] કહે છે અને વેદાંતીઓ [illegible] કહે છે.

શૂન્યવાદીઓ કહે છે કે સર્પ રજ્જુ દેશમાં જેમ અત્યંત અસત્ છે તેમ અન્ય દેશમાં (સ્થાનમાં) પણ અત્યંત અસત્ છે. આમ અત્યંત અસત્ એવા સર્પની રજ્જુ દેશમાં પ્રતીતિ થાય છે તેને અસત્-ખ્યાતિ કહે છે. અત્યંત અસત્ એવા સર્પની ખ્યાતિ નામ, ભાન અને કથન તે અસત્ખ્યાતિ કહેવાય છે.

ક્ષણિક વિજ્ઞાનવાદીઓ કહે છે કે, રજ્જુ દેશમાં તથા અન્ય દેશમાં બુદ્ધિની બહાર કોઈ પણ ઠેકાણે સર્પ નથી; સર્વ પદાર્થો બુદ્ધિથી ભિન્ન નથી; બુદ્ધિજ સર્વ પદાર્થના આકારને ધારે છે; અર્થાત્ બુદ્ધિ જ પદાર્થરૂપ થાય છે; તે બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપ છે. ક્ષણે ક્ષણે નાશને અને ઉત્પત્તિને પ્રાપ્ત થનારું જે વિજ્ઞાન (બુદ્ધિ) તેજ સર્પરૂપે પ્રતીત થાય છે; એને આત્મખ્યાતિ કહે છે. આત્મા એટલે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ. તેની સર્પરૂપે ખ્યાતિ કહેતાં ભાન અને કથન

ચિંતામણિકાર વગેરે નવીન નૈયાયિકો કહે [illegible] કેઃ-દોષવાળાં નેત્રથી રાફડામાં રહેલા સર્પનું જ્ઞા[illegible] થાય તો મધ્યના બીજા પદાર્થનું પણ જ્ઞાન થ[illegible] જોઈએ. પરંતુ એવું જ્ઞાન તો થતું નથી તેથી પ[illegible] દેશમાં રહેલા પદાર્થનું નેત્રથી જ્ઞાન થાય નહિ દોષસહિત નેત્રે કરીને રજ્જુનું રજ્જુરૂપે ભાન થા[illegible] નહિ. પરંતુ સર્પરૂપે ભાન થાય તેથી રજ્જુની [illegible] અન્યથા નામ બીજા પ્રકારે કરીને સર્પરૂપે જે ખ્યાતિ કહેતાં કથન, તેનું નામ અન્યથાખ્યાતિ કહેવાય છે.

અખ્યાતિવાદીઓ કહે છે કે;-જો અસત્ન[illegible] પ્રતીતિ થતી હોય તો વંધ્યાપુત્રની અને સસલાન[illegible] શિંગડાની પણ પ્રતીતિ થવી જોઈએ. પરં[illegible] તેવી પ્રતીતિ થતી નથી. માટે અસત્ખ્યાતિ અસંગત છે. ક્ષણિક વિજ્ઞાનનો જ આકાર સર્પાદિ હોય તો ક્ષણથી અધિક કાળ સ્થિર પ્રતીતિ હો[illegible] જોઈએ નહિ. પરંતુ તેમ થાય છે. માટે આત્મખ્યાતિ

મત પણ યુક્તિહીન છે. "આ સર્પ છે" એ જ્ઞાનમાં પ્રથમ અંશ 'આ' છે, તે રજ્જુનું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ છે, અને સર્પ છે આટલો અંશ પ્રથમ દીઠેલા સર્પનું સ્મરણજ્ઞાન છે, એ અખ્યાતિવાદીનું મત છે. ત્યાં પ્રથમ દીઠેલા સર્પનું સ્મરણ માનીએ નહિ તો સન્મુખ રજ્જુથી પુરુષને ભય થવો અને ભયથી નાસી જવું વગેરે બને નહિ, માટે સન્મુખ રજ્જુ પ્રદેશમાં જ સર્પની પ્રતીતિ થાય છે, પરંતુ પ્રથમ દીઠેલા સર્પની સ્મૃતિ નથી. અથવા તો રજ્જુનું વિશેષરૂપે કરીને યથાર્થ જ્ઞાન થયા પછી એવું જ્ઞાન થાય છે કે;-મને સર્પમાં રજ્જુની પ્રતીતિ મિથ્યા થઈ હતી. એ જ્ઞાનથી પણ રજ્જુમાંજ સર્પની પ્રતીતિ થાય છે, પરંતુ પ્રથમ જોયેલા સર્પની સ્મૃતિ થતી નથી અને "આ સર્પ છે." એમાં બે જ્ઞાન નહિ, પણ એક જ જ્ઞાન પ્રતીત થાય છે. કારણ કે એક સમયે અંતઃકરણથી સ્મૃતિરૂપ અને પ્રત્યક્ષરૂપ બે જ્ઞાન થવાનો સંભવ નથી. માટે અખ્યાતિ મત પણ અત્યંત અયોગ્ય છે. ખ્યાતિઓવિષે સ્વારાજ્યસિદ્ધિ વગેરે ગ્રંથોમાં વિસ્તારથી વિવેચન કર્યું છે.

अनिर्वचनीयख्यातिनું સ્વરૂપ આ પ્રમાણે છે.- અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા બહાર નિકળીને વિષયના સમાન આકારને ધારણ કરે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ ભંગ થઈને તે વિષયની પ્રતીતિ થાય છે. ત્યાં સૂર્યાદિકનો પ્રકાશ પણ સહાયક હોય છે; કારણ કે પ્રકાશ વગર પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યાં રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નિકળે છે અને તેનો રજ્જુ સાથે સંબંધ પણ થાય છે. પરંતુ તેમાં તિમિર વગેરે દોષ પ્રતિબંધક છે; તેથી, રજ્જુના સમાનાકાર વૃત્તિનું સ્વરૂપ થાય નહિ અને રજ્જુનું આવરણ થશે નહિ. આ રીતે આવરણ ભંગનું નિમિત્તવૃત્તિનો વિષયની સાથે સંબંધ થવાથી પણ જ્યારે રજ્જુનું આવરણભંગ થાય નહિ, ત્યારે રજ્જુ ચૈતનમાં રહેલી અવિદ્યામાં ક્ષોભ થઈને તે અવિદ્યા સર્પાકાર પરિણામને પામે છે. તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્ હોય, તો રજ્જુના જ્ઞાને તે સર્પનો બાધ થાય નહિ; અને રજ્જુનું જ્ઞાન થયા પછી તે સર્પનો બાધ થાય છે. તેથી અવિદ્યાનું કાર્ય સર્પ સત્ નથી; અને અવિદ્યાનું કાર્ય સર્પ અસત્ હોય તો વંધ્યાપુત્રની પેઠે તેની પ્રતીતિ થાય નહિ, પરંતુ પ્રતીતિ થાય છે માટે અસત્ પણ નથી, પરંતુ સત્થી તથા અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. છીપ વગેરેમાં રૂપા વગેરે પણ એ પ્રમાણે જ ઉત્પન્ન થાય છે, ને તે अनिर्वचनीयख्याति કહેવાય છે.

गुञ्जा—ચણોઠી.

ગુણ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહત્વ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ ને સંસ્કાર આ ચોવીશ ગુણ કહેવાય છે.

ગુણવાદ—પ્રત્યક્ષમાં વિરુદ્ધ જણાતાં છતાં ગુણનો આરોપ કરીને કહેવું તે. જેમ આ છોકરો સિંહ છે. આમાં સિંહને જેમ પૂછડું તથા શરીરે વાળ વગેરે હોય છે, તેમ છોકરાને પૂછડું તથા વાળ વગેરે હોતાં નથી, માટે પ્રત્યક્ષ રીતે આ વાક્યમાં બાધ છે. પરંતુ અહિં છોકરાને જે સિંહ કહ્યો છે તે સિંહના શૌર્ય, ક્રૌર્ય આદિ ગુણોનો છોકરામાં આરોપ કરીને છોકરાને સિંહ કહ્યો છે, માટે ગુણવાદ છે.

गोश्टङ्गग्राहिकान्याय—અકેકી ગાયનું શિંગડું પકડીને આ અમુક ગાય, આ અમુક ગાય, એમ કહીને પ્રત્યેક ગાય દેખાડવી તે.

चिदाभास—ચિત્ કહેતાં ચૈતન્યબ્રહ્મ, તેનાં સર્વ લક્ષણ જેનામાં હોય નહિ, છતાં જે ચિદ્ની (ચૈતન્યની) પેઠે ભાસે તે.

जाग्रदवस्था—ઇન્દ્રિય જ્ઞાનના સંસ્કારનો આધારકાળ.

जीवन्मुक्ति દેહાદિક પ્રપંચની પ્રતીતિ થયા છતાં પણ બ્રહ્મસ્વરૂપે રહેવું તે.

ज्ञानभूमिका—શુભેચ્છા, સુવિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયગા, આ સાત જ્ઞાનભૂમિકાઓ છે. પૂર્વ જન્મમાં અથવા તો આ જન્મમાં નિષ્કામ કર્મ કરવાથી તથા ઉપાસના કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય અને ચાર સાધનો સંપાદન કર્યા પછી આત્માના સ્વરૂપને જાણવાની શુભ ઇચ્છા કરવી, તે શુભેચ્છા. ગુરુના મુખથકી જીવની અને બ્રહ્મની એકતાને જણાવનારાં વેદાંતવાક્યો શ્રવણ કરીને તેના અર્થનું અનેક રીતે મનન કરવું, તે સુવિચારણા.

બ્રહ્મ અને આત્મા એક જ છે, એવી જાતનું નિત્ય નિદિધ્યાસન કરીને બહિર્મુખ થયેલા મનને અંતર્મુખ કરવું એટલે બ્રહ્મ તરફ વાળવું, તે **તનુમાનસા.** શ્રવણ મનનાદિકથી સ્વરૂપસાક્ષાત્કાર થયા પછી તત્વજ્ઞાનયુક્ત મનની જે શુદ્ધિ થવી, તેનું નામ **સત્વાપત્તિ.** દેહાદિકને વિષે સર્વથા સંસક્તિનો કહેતાં પ્રીતિનો જે અભાવ થઈ જવો, તેનું નામ **અસંસક્તિ.** નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી દેહાદિ સર્વ પદાર્થો અધિષ્ઠાન એવા બ્રહ્મરૂપે પ્રતીત થવા લાગે, પરંતુ દેહાદિકરૂપે પ્રતીત ન થાય, તેનું નામ **પદાર્થાભાવિની** તુરીયપદમાં મનની જે સ્થિતિ, તેનું નામ **તુરીયગા.**

કર મતાવલંબીઓ अख्याति કહે છે અને વેદાંતીઓ अनिर्वचनीयख्याति કહે છે.

શૂન્યવાદીઓ કહે છે કે સર્પરજ્જુ દેશમાં જેમ અત્યંત અસત્ છે તેમ અન્ય દેશમાં (સ્થાનમાં) પણ અત્યંત અસત્ છે. આમ અત્યંત અસત્ એવા સર્પની રજ્જુ દેશમાં પ્રતીતિ થાય છે તેને असत्‌ख्याति કહે છે. અત્યત असत्य એવા સર્પની ख्याति નામ, ભાન અને કથન તે असत्ख्याति કહેવાય છે.

ક્ષણિક વિજ્ઞાનવાદીઓ કહે છે કે, રજ્જુ દેશમાં તથા અન્ય દેશમાં બુદ્ધિની બહાર કોઈ પણ ઠેકાણે સર્પ નથી; સર્વ પદાર્થો બુદ્ધિથી ભિન્ન નથી; બુદ્ધિજ સર્વ પદાર્થના આકારને ધારે છે; અર્થાત્ બુદ્ધિ જ પદાર્થરૂપ થાય છે; તે બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપ છે. ક્ષણે ક્ષણે નાશને અને ઉત્પત્તિને પ્રાપ્ત થનારું જે વિજ્ઞાન (બુદ્ધિ) તેજ સર્પરૂપે પ્રતીત થાય છે; એને आत्मख्याति કહે છે. आत्मा એટલે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ, તેની સર્પરૂપે ख्याति કહેતાં ભાન અને કથન તે आत्मख्याति કહેવાય છે.

પ્રાચીન નૈયાયિકો અને વૈશેષિકો કહે છે કે;- રાફડા વગેરે સ્થળમાં સત્ય સર્પ રહે છે, તેને આંખથી જુવે છે અને આંખના દોષના પ્રભાવથી સન્મુખ તથા સમીપ રજ્જુમાં સર્પ પ્રતીત થાય છે કે સત્ય સર્પ અને નેત્રના મધ્ય ભાગમાં ભીંતિ વગેરે અંતરાય છે, તથાપિ દોષસહિત નેત્રે કરીને અંતરાય સાથે પણ સર્પ જોવામાં આવે છે. (કોઈ શંકા કરે કે, દોષથી તો સામર્થ્ય ઘટે છે, વધતું નથી. જેમ જઠરાગ્નિમાં પાચનશક્તિ વાતના, પિત્તના અને કફના દોષથી ઘટે છે; તેમ નેત્રમાં પણ તિમિર દોષથી શક્તિ ઘટવી જોઈએ અને વલ્મીક આદિ સ્થાનમાં રહેલા સર્પનું દોષસહિત નેત્રથી જ્ઞાન થાય છે. આમ કહ્યું. ત્યાં દોષરહિત શુદ્ધ નેત્રથી પરદેશમાં રહેલા સર્પનું પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ, પણ દોષસહિત નેત્રથી જ્ઞાન થાય. આ રીતે જોતાં તો દોષવાળાં નેત્રની શક્તિ વધે છે. કોઈ કહે કે, એમ માનવામાં કોઈ પ્રમાણ મળતું નથી, તેઓને એટલો જ ઉત્તર આપવાનો કે, કેટલાએકને પિત્તનો રોગ થાય છે તેથી જઠરાગ્નિમાં ચારગણી પાચનશક્તિ વધે છે અને એ રોગને ભસ્મક (જેવું ખાધું કે બળીને ભસ્મ થઇ જાય) કહે છે. આ રોગમાં ચારગણું ભોજન કર્યા છતાં પણ તૃપ્તિ થતી નથી. જેમ પિત્તદોષથી જઠરાગ્નિમાં પાચનશક્તિ વધે છે, તેમ નેત્રમાં પણ તિમિર દોષથી શક્તિ વધે છે. તેથી પરદેશમાં રહેલા સર્પને પણ પ્રત્યક્ષ જોવાની શક્તિ આવે છે.) આ રીતે રાફડા આદિ પ્રદેશમાં રહેલા સર્પની अन्यथाख्याति નામ બીજા પ્રકારથી સન્મુખ રજ્જુ પ્રદેશમાં જે ख्याति કહેતાં કથન તેનું નામ अन्यथाख्याति કહેવાય છે.

ચિંતામણિકાર વગેરે નવીન નૈયાયિકો કહે છે કેઃ-દોષવાળાં નેત્રથી રાફડામાં રહેલા સર્પનું જ્ઞાન થાય તો મધ્યના બીજા પદાર્થનું પણ જ્ઞાન થવું જોઈએ. પરંતુ એવું જ્ઞાન તો થતું નથી તેથી પરદેશમાં રહેલા પદાર્થનું નેત્રથી જ્ઞાન થાય નહિ, દોષસહિત નેત્રે કરીને રજ્જુનું રજ્જુરૂપે ભાન થાય નહિ. પરંતુ સર્પરૂપે ભાન થાય તેથી રજ્જુની જ अन्यथा નામ બીજા પ્રકારે કરીને સર્પરૂપે જે ख्याति કહેતાં કથન, તેનું નામ अन्यथाख्याति કહેવાય છે.

અખ્યાતિવાદીઓ કહે છે કે;-જો અસત્‌ની પ્રતીતિ થતી હોય તો વંધ્યાપુત્રની અને સસલાનાં શિંગડાની પણ પ્રતીતિ થવી જોઈએ. પરંતુ તેવી પ્રતીતિ થતી નથી. માટે અસત્‌ખ્યાતિ અસંગત છે. ક્ષણિક વિજ્ઞાનનો જ આકાર સર્પાદિક હોય તો ક્ષણથી અધિક કાળ સ્થિર પ્રતીતિ હોવી જોઈએ નહિ. પરતુ તેમ થાય છે, માટે आत्मख्याति યથાર્થ નથી. अन्यथाख्यातिની પ્રથમ રીત તો ચિંતામણિના મતથી દૂષિત થાય છે. તેમ ચિંતામણિની રીતિનું अन्यथाख्याति મત પણ અસંગત ( અયોગ્ય ) છે. કારણ કે જ્ઞેયાનુસાર જ્ઞાન હોય છે. તેમાં જ્ઞેય રજ્જુ, જ્ઞાન સર્પનુ કહેવું, એ અત્યંત વિરુદ્ધ છે. માટે આ રીતે માનવું યોગ્ય ગણાશેઃ—જ્યાં રજ્જુમાં સર્પનો ભ્રમ છે, ત્યાં રજ્જુની સાથે નેત્રનો, પોતાની વૃત્તિદ્વારા સંબંધ થાય છે અને રજ્જુનું इद ( आ ) રૂપથી સામાન્ય જ્ઞાન થાય છે અને સર્પની સ્મૃતિ થાય છે. “आ सर्प छे.” એમાં બે જ્ઞાન છે. ‘आ’ અંશ રજ્જુનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે અને सर्प छे એમ સર્પનું સ્મૃતિરૂપ જ્ઞાન છે. આ રીતે ‘आ सर्प छे’ એમાં બે જ્ઞાન રહેલાં છે. आ અંશ તો રજ્જુનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે અને सर्प छे એ જ્ઞાન સર્પની સ્મૃતિરૂપ જ્ઞાન છે. આ રીતે આ સર્પ છે, એમાં બે જ્ઞાન છે, પરંતુ પ્રમાતામાં (દ્રષ્ટામાં) ભયનો દોષ અને તિમિરનો દોષ છે. પ્રમાણમાં આ રીતે બન્ને દોષના બળથી પુરુષને એવો વિવેક નથી થતો કે, મને બે જ્ઞાન થયાં છે. જે કે आ અંશ રજ્જુનું સામાન્ય જ્ઞાન છે તે યથાર્થ છે અને પૂર્વે જોયેલા સર્પનું સ્મૃતિજ્ઞાન પણ યથાર્થ છે; તથાપિ મને બે જ્ઞાન થયાં છે, તેમાં રજ્જુનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે અને સર્પનું સ્મૃતિજ્ઞાન છે, એવો વિવેક થતો નથી. તેથી સાંખ્ય અને પ્રભાકર તેને ભ્રમ કહે છે.

આ ચાર ખ્યાતિથી જુદીજ પાંચમી અનિર્વચનીય ખ્યાતિ વેદાંતીઓ માને છે. તે કહે છે કે, ઉપર કહેલા ચારેય મત યુક્તિ વિનાના છે. તેમાં પ્રથમના ત્રણ મતનું અખ્યાતિ મતવાળાએ ખંડન કર્યું છે, માટે તેના વિવેચનની જરૂર નથી; પરંતુ ચોથો અખ્યાતિ

મત પણ યુક્તિહીન છે. "આ સર્પ છે" એ જ્ઞાનમાં પ્રથમ અંશ 'આ' છે, તે રજ્જુનું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ છે, અને સર્પ છે આટલો અંશ પ્રથમ દીઠેલા સર્પનું સ્મરણજ્ઞાન છે, એ અખ્યાતિવાદીનું મત છે. ત્યાં પ્રથમ દીઠેલા સર્પનું સ્મરણ માનીએ નહિ તો સન્મુખ રજ્જુથી પુરુષને ભય થવો અને ભયથી નાસી જવું વગેરે બને નહિ, માટે સન્મુખ રજ્જુ પ્રદેશમાં જ સર્પની પ્રતીતિ થાય છે, પરંતુ પ્રથમ દીઠેલા સર્પની સ્મૃતિ નથી. અથવા તો રજ્જુનું વિશેષરૂપે કરીને યથાર્થ જ્ઞાન થયા પછી એવું જ્ઞાન થાય છે કે;–મને સર્પમાં રજ્જુની પ્રતીતિ મિથ્યા થઈ હતી. એ જ્ઞાનથી પણ રજ્જુમાંજ સર્પની પ્રતીતિ થાય છે, પરંતુ પ્રથમ જોયેલા સર્પની સ્મૃતિ થતી નથી અને "આ સર્પ છે." એમાં બે જ્ઞાન નહિ, પણ એક જ જ્ઞાન પ્રતીત થાય છે. કારણ કે એક સમયે અંતઃકરણથી સ્મૃતિરૂપ અને પ્રત્યક્ષરૂપ બે જ્ઞાન થવાનો સંભવ નથી. માટે અખ્યાતિ મત પણ અત્યંત અયોગ્ય છે. ખ્યાતિઓવિષે સ્વારાજ્યસિદ્ધિ વગેરે ગ્રંથોમાં વિસ્તારથી વિવેચન કર્યું છે.

અનિર્વચનીયખ્યાતિનું સ્વરૂપ આ પ્રમાણે છે.–અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા બહાર નિકળીને વિષયના સમાન આકારને ધારણ કરે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ ભંગ થઇને તે વિષયની પ્રતીતિ થાય છે. ત્યાં સૂર્યાદિકનો પ્રકાશ પણ સહાયક હોય છે; કારણ કે પ્રકાશ વગર પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યાં રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નિકળે છે અને તેનો રજ્જુ સાથે સંબંધ પણ થાય છે. પરંતુ તેમાં તિમિર વગેરે દોષ પ્રતિબંધક છે; તેથી, રજ્જુના સમાનાકાર વૃત્તિનું સ્વરૂપ થાય નહિ અને રજ્જુનું આવરણ ટળે નહિ. આ રીતે આવરણ ભંગનું નિમિત્તવૃત્તિનો વિષયની સાથે સબંધ થવાથી પણ જ્યારે રજ્જુનું આવરણભંગ થાય નહિ, ત્યારે રજ્જુ ચેતનમાં રહેલી અવિદ્યામાં ક્ષોભ થઈને તે અવિદ્યા સર્પાકાર પરિણામને પામે છે. તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્ હોય, તો રજ્જુના જ્ઞાને તે સર્પનો બાધ થાય નહિ; અને રજ્જુનું જ્ઞાન થયા પછી તે સર્પનો બાધ થાય છે. તેથી અવિદ્યાનું કાર્ય સર્પ સત્ નથી; અને અવિદ્યાનું કાર્ય સર્પ અસત્ હોય તો વન્ધ્યાપુત્રની પેઠે તેની પ્રતીતિ થાય નહિ, પરંતુ પ્રતીતિ થાય છે માટે અસત્ પણ નથી, પરંતુ સતથી તથા અસતથી વિલક્ષણ અનિર્વચનીય છે. છીપ વગેરેમા રૂપા વગેરે પણ એ પ્રમાણે જ ઉત્પન્ન થાય છે, ને તે અનિર્વચનીયખ્યાતિ કહેવાય છે.

गुञ्जा–ચણોઠી.

गुण–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહત્વ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ ને સંસ્કાર આ ચોવીશ ગુણ કહેવાય છે.

गुणवाद–પ્રત્યક્ષમાં વિરુદ્ધ જણાતાં છતાં ગુણનો આરોપ કરીને કહેવું તે. જેમ આ છોકરો સિંહ છે. આમાં સિંહને જેમ પૂછડું તથા શરીરે વાળ વગેરે હોય છે, તેમ છોકરાને પૂછડું તથા વાળ વગેરે હોતાં નથી, માટે પ્રત્યક્ષ રીતે આ વાક્યમાં બાધ છે. પરંતુ અહિં છોકરાને જે સિંહ કહ્યો છે તે સિંહના શૌર્ય, ક્રૌર્ય આદિ ગુણોનો છોકરામાં આરોપ કરીને છોકરાને સિંહ કહ્યો છે, માટે ગુણવાદ છે.

गोशृङ्गग्राहिकान्याय–અકેકી ગાયનું શિંગડું પકડીને આ અમુક ગાય, આ અમુક ગાય, એમ કહીને પ્રત્યેક ગાય દેખાડવી તે.

चिदाभास–ચિત્ કહેતાં ચૈતન્યબ્રહ્મ, તેનાં સર્વ લક્ષણ જેનામાં હોય નહિ, છતાં જે ચિદ્‌ની (ચૈતન્યની) પેઠે ભાસે તે.

जाग्रदवस्था–ઇન્દ્રિય જ્ઞાનના સંસ્કારનો આધારકાળ.

जीवन्मुक्ति દેહાદિક પ્રપંચની પ્રતીતિ થયા છતાં પણ બ્રહ્મસ્વરૂપે રહેવું તે.

ज्ञानभूमिका–શુભેચ્છા, સુવિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયગા, આ સાત જ્ઞાનભૂમિકાઓ છે. પૂર્વ જન્મમાં અથવા તો આ જન્મમાં નિષ્કામ કર્મ કરવાથી તથા ઉપાસના કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય અને ચાર સાધનો સંપાદન કર્યાં પછી આત્માના સ્વરૂપને જાણવાની શુભ ઇચ્છા કરવી, તે **શુભેચ્છા**. ગુરુના મુખથકી જીવની અને બ્રહ્મની એકતાને જણાવનારાં વેદાંતવાક્યો શ્રવણ કરીને તેના અર્થનું અનેક રીતે મનન કરવું, તે **સુવિચારણા**.

બ્રહ્મ અને આત્મા એક જ છે, એવી જાતનું નિત્ય નિદિધ્યાસન કરીને બહિર્મુખ થયેલાં મનને અંતર્મુખ કરવું એટલે બ્રહ્મ તરફ વાળવું, તે **તનુમાનસા**. શ્રવણ મનનાદિકથી સ્વરૂપસાક્ષાત્કાર થયા પછી તત્વજ્ઞાનયુક્ત મનની જે શુદ્ધિ થવી, તેનું નામ **સત્વાપત્તિ**. દેહાદિકને વિષે સર્વથા સંસક્તિનો કહેતાં પ્રીતિનો જે અભાવ થઈ જવો, તેનું નામ **અસંસક્તિ**. નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી દેહાદિ સર્વ પદાર્થો અધિષ્ઠાન એવા બ્રહ્મરૂપે પ્રતીત થવા લાગે, પરંતુ દેહાદિકરૂપે પ્રતીત ન થાય, તેનું નામ **પદાર્થાભાવિની** તુરીયપદમાં મનની જે સ્થિતિ, તેનું નામ **તુરીયગા**.

तत्पदार्थ–સામવેદના છાન્દોગ્ય ઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકમાં ઉદ્દાલક મુનિએ પુત્ર શ્વેતકેતુને જે મહાવાકયનો ઉપદેશ કર્યો હતો, તેમાંનું પ્રથમપદ. એ તત્પદનો વાચ્ય અર્થ ઈશ્વર અને લક્ષ્ય અર્થ શુદ્ધ બ્રહ્મ છે.

तिरोधान–અદૃશ્ય થવું.

तूलपिण्ड–રૂનો ઢગલો.

तूष्णीभाव–મૂંગા રહેવું.

तृषा–તરસ

त्रिपुटी–અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એ ત્રણનો પુટ કહેતાં આકાર એકઠો થાય તે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને ચાર અન્તઃકરણ, એ ત્રણ મળીને ચૌદ ત્રિપુટી થાય છે. ઉદાહરણ–શ્રોત્ર ઇન્દ્રિય, અધ્યાત્મ છે, દિશા એ તેના અધિદેવતા છે અને શબ્દ તેનો અધિભૂત છે, વગેરે.

त्वंपदार्थ–ત્વં પદનો અર્થ જીવ અને લક્ષ્ય અર્થ કૂટસ્થ સાક્ષી છે.

दर्शपूर्णमास–અમાવાસ્યાએ તથા પૂર્ણિમાએ કરવામાં આવતા યાગ.

दिग्दर्शन–ટુંકામાં દેખાડવું, થોડામાં દેખાડવું તે.

दृष्टभय–લૌકિક ભય; લડવા માટે ચઢી આવનારા શત્રુઓને જોઈને થનારો ભય; અગ્નિ, પાણી તથા પ્રાણી તરફથી થનારો ભય.

दृष्टार्थ–પ્રત્યક્ષ લૌકિક વિષય.

देवयान–અર્ચિરાદિ માર્ગ, દેવમાર્ગ, બ્રહ્મમાર્ગ.

द्रव्य–પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા ને મન આ નવ દ્રવ્ય છે અને તે ગુણના આશ્રય છે.

नित्यकर्म–અવશ્ય કરવા યોગ્ય કર્મ. સન્ધ્યાવન્દન, પંચમહાયજ્ઞ, અગ્નિહોત્ર વગેરે કર્મ.

निमित्तकारण–જે સમવાયિ કારણ પણ ન હોય, તેમ અસમવાયિ કારણ પણ ન હોય, પરંતુ કાર્યમાં નિમિત્તરૂપ કારણ હોય તે. જેમ વસ્ત્ર વણવામાં તુરી વેમા વગેરે વણવાનાં ઓજારો; ઘડો બનાવવામાં ચાકડો, દંડ, કુંભારનો કટકો વગેરે નિમિત્ત કારણ છે.

नियमविधि–જ્યાં વિકલ્પની પ્રાપ્તિ હોય ત્યાં નિયમ કરવામાં આવે તેનું નામ નિયમવિધિ. જેમ યજ્ઞ કરનારાને સમ અને વિષમ બંને ભૂમિ ઉપર યજ્ઞ કરવાનો પ્રસંગ આવે, ત્યાં સમભૂમિ ઉપર જ યજ્ઞ કરવો, આ વિધિને નિયમવિધિ કહે છે.

निर्देश–આજ્ઞા.

निःश्रेयस्–મોક્ષ સુખ.

नैष्कर्म्यसिद्धि–મુક્તિ. પરબ્રહ્મ કર્મરહિત છે તેથી નિષ્કર્મ કહેવાય છે અને વેદાંતનો વિચાર કરવાથી થયેલું બ્રહ્મજ્ઞાન નૈષ્કર્મ્ય કહેવાય છે અને એ નૈષ્કર્મ્યરૂપ સિદ્ધિ તે મુક્તિ કહેવાય છે.

नैष्ठिकब्रह्मचारी–જીવતાં સુધી બ્રહ્મચર્યવ્રત પાળનાર.

पराज्ञाननिष्ठा–ઉત્તમોત્તમ જ્ઞાન વિષેની સ્થિતિ.

परिच्छिन्न–માપમાં આવે તેવું.

परिणामी–પરિણામ પામનારો પદાર્થરૂપ દૂધમાંથી દહિં અને દહિંમાંથી છાશ વગેરે થાય છે તે પરિણામ અને પરિણામવાળો પદાર્થ તે પરિણામી પદાર્થ.

परिपाक–સંપૂર્ણ રીતે પાકેલું.

परिसंख्या–આ એક વિધિ છે. ક્ષુધાતુર પુરુષ સર્વનું ભક્ષણ કરવા માટે તત્પર થાય છે. તેને વારવા માટે શાસ્ત્રમાં કહ્યું છે કે; पञ्च पञ्चनखा भक्ष्याः પાંચ નખવાળાં પાંચ જ પ્રાણીઓને ખાવાં. આ વાકયમાં જે અર્થ સાંભળવામાં આવે છે તેનો ત્યાગ કરવામાં તાત્પર્ય છે, ખાવામાં નથી. કારણ કે ભક્ષણ રાગથી જ પ્રાપ્ત થાય છે. માટે શ્રવણ થતા અર્થનો ત્યાગ કરીને બીજા અર્થની કલ્પના કરવી, એટલે જો પ્રાણીઓનું ભક્ષણ કરવું હોય તો પાંચ નખવાળાં પાંચ પ્રાણીઓ સિવાય બીજા કોઈ પણ પ્રાણીઓનું ભક્ષણ કરવું નહિ.

पितृयान–પિતૃઓને ચન્દ્રલોકમાં જવાનો માર્ગ, ધૂમમાર્ગ, કર્મમાર્ગ.

पुनरुक्ति–એકવાર કહેલી વાત ફરીથી કહેવી તે.

प्रकृति–સત્વ, રજ અને તમોગુણની સમાનાવસ્થા. પૂર્વ જન્મના કર્મના સંસ્કારોથી બંધાયેલો સ્વભાવ, માયા, અવ્યક્ત વગેરે.

प्रतिग्रह–દાન લેવું.

प्रतिबन्धक–અડચણકારક.

प्रतियोगी–જે પદાર્થનો અભાવ હોય–થાય તે અભાવ તે પદાર્થનો પ્રતિયોગી, જેમ ઘટાભાવનો ઘટ પ્રતિયોગી છે.

प्रत्यक्ष–નેત્રાદિક ઇન્દ્રિયો અને ઘટ વગેરે પદાર્થનો સંયોગ થવાથી જે જ્ઞાન થાય, તે પ્રત્યક્ષ જ્ઞાન.

प्रत्यभिज्ञाज्ञान–પ્રથમ એક પદાર્થને જોયો હોય અને પાછળથી તે જ પદાર્થને જોઈને 'તે જ આ છે' આવું જે જ્ઞાન તે. જેમ પ્રથમ હરિદત્તને કાશીમાં જોયો હતો અને તેને જ પાછો ઘણે કાળે મથુરામાં જોયો એટલે તરત જ્ઞાન થયું કે, તે જ આ હરિદત્ત છે કે, જેને મેં કાશીમાં જોયો હતો. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાનાં શરીર ભિન્ન ભિન્ન હોવા

છતાં તેમાં રહેનારો આત્મા હરિહસ્તની પેઠે એક જ છે, આવી રીતનું જ્ઞાન.

प्रत्यवाय–દોષ; પાપ.

प्रध्वंसाभाव–ઘડો ફૂટી ગયો વગેરે પ્રતીતિનો સાક્ષી અને ઉત્પત્તિમાન્ અભાવ. ઘડો ઉત્પન્ન થયા પછી ઘડાના કારણને વિષે ધ્વસ્ત–નાશ થયા પછી જે ઘટાભાવ થાય છે તે.

प्रमाज्ञान–યથાર્થ જ્ઞાન, ખરું જ્ઞાન, રૂપાને છીપ તરીકે નહિ, પણ રૂપાતરીકે જાણવું તે.

प्रमाता–અંતઃકરણયુક્ત ચેતન્ય; વિષયોનો ઉપભોગ કર્તા.

प्रागभाव–કોઇ પણ કાર્યની પૂર્વે કાર્યનો જે અભાવ તે. જેમકે, ઘટની પહેલાં ઘટનો જે અભાવ તે તેનો 'પ્રાગભાવ.' ઘટનો 'પ્રાગભાવ' ક્યારથી આરંભાયો છે તે કહી શકાતું નથી, તેથી તેને અનાદિ કહેવામાં આવે છે; પરન્તુ ઘડો ઉત્પન્ન થયા પછી ઘટના 'પ્રાગભાવ'નો અન્ત આવે છે, તેથી પ્રાગભાવ સાન્ત (અન્તવાળો) કહેવાય છે.

प्रादुर्भाव–પ્રકટ થવું.

प्राप्य–ગતિ ક્રિયાવડે પ્રાપ્ત કરવા યોગ્ય ગામ, નગર વગેરે.

प्रायश्चित्त–'પ્રાયસ' એટલે તપ અને 'ચિત્ત' એટલે નિશ્ચય. નિશ્ચયપૂર્વક તપ કરવું તે. શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્તનો અર્થ આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते । 'પ્રાયસ'ને તપ અને 'ચિત્ત'ને નિશ્ચય કહે છે. પાપનો નાશ કરવા માટે અવશ્ય કરવામાં આવનારાં વ્રતાદિક.

प्रारब्धकर्म–અનેક જન્મનાં એકઠાં થયેલાં કર્મમાંથી જે કર્મ, પાકી જઈને વર્તમાન દેહને ઉત્પન્ન કરે છે તે.

बन्धन–જન્મમરણના ફેરામાં બંધાવું તે.

बहिरङ्ग–બહારનાં સાધન. જેવાં કે યજ્ઞ, દાન વગેરે.

बाधितानुवृत्ति–કુંભારનો ચાકડો જેમ કુંભારના ફેરવ્યા વગર પણ પ્રથમના વેગને લીધે ફર્યા કરે છે તેમ જ્ઞાનથી પ્રપંચનો બાધ થયા છતાં પણ (મિથ્યા છે એવું જ્ઞાન થયા છતાં પણ) પ્રારબ્ધ કર્મના પ્રભાવથી દેહાદિ પ્રપંચનું જ્ઞાન થવું તે

बाह्यकरण–બાહ્યેન્દ્રિયો.

भिक्षाचर्या–ભિક્ષા માગવી; રાંધેલું અન્ન માગી લાવવા માટે ફરવું તે.

भूतार्थवाद–ખરી વાત કહેવી તે. જેમ ઇન્દ્રે વૃત્રાસુરને વજ્ર માર્યું. આ કથામાં કોઈને પણ વિરોધ નથી, માટે તે ભૂતાર્થવાદ.

भ्रान्ति–જન્માદિક રૂપ સંસારની પોતાના કૂટસ્થરૂપમાં જે પ્રતીતિ થવી તે.

मध्यमपरिमाण–જેવડું શરીર તેવડો આત્મા. આવો એક મત છે. જેવડું શરીર તેવડો આત્મા માનનારા ચાર્વાકાદિ કહે છે કે, કીડીના શરીરમાં આત્મા કીડીના જેવડો છે અને હાથીના શરીરમાં આત્મા હાથીના જેવડો છે.

माधुकरी वृत्ति–મધુકર (ભમરો) જેમ જૂદાં જૂદાં પુષ્પોમાંથી રસ ગ્રહણ કરીને આજીવિકા કરે છે, તેમ બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસીએ પણ પાંચ અથવા સાત ઘેરથી ભિક્ષા માંગી લાવીને જીવિકા કરવી તે.

माया–શુદ્ધ સત્વગુણી પ્રકૃતિ.

मूर्तद्रव्य–મૂર્તિમાન્; સાકાર પદાર્થ.

यदृच्छालाभ–દૈવેચ્છાથી થનારો લાભ.

लक्षणा–જેનાથી લક્ષ્યાર્થ જાણવામાં આવે છે તે. એ લક્ષણાના ત્રણ પ્રકાર છે. જ્યાં વાચ્ય અર્થનો સંપૂર્ણ રીતે ત્યાગ કરીને વાચ્ય અર્થના સમ્બન્ધીની પ્રતીતિ થાય ત્યાં जहतीलक्षणा. જેમ 'ગંગામાં ગામડું છે.' ત્યાં ગંગા પદની તીરમાં જહતી લક્ષણા છે; કારણ કે ગંગા પદનો વાચ્ય અર્થ ગંગાનો પ્રવાહ છે, તેમાં ગામડું રહી શકે નહિ. તેથી સર્વ વાચ્ય અર્થનો ત્યાગ કરીને તીરને વિષે ગંગા પદની જહતી લક્ષણા છે. અહીં ગંગા પદનો વાચ્ય અર્થ પ્રવાહ છે, તેનો તીર સાથે સંયોગ સમ્બન્ધ છે, તેથી ગંગા પદના વાચ્યનો તીરની સાથે જે સમ્બન્ધ તે लक्षणा અને સર્વ વાચ્યનો ત્યાગ માટે जहती.

વાચ્ય અર્થ સહિત વાચ્યના સમ્બન્ધીનું જે પદે કરીને જ્ઞાન થાય, તે પદમાં अजहती लक्षणा. જેમ શોણ (રાતા રંગવાળો) દોડે છે. ત્યાં શોણ પદની રાતા રંગવાળા ઘોડા વિષે अजहती लक्षणा છે. કારણ કે શોણ એ રાતા રંગનું નામ છે. તેને વિષે દોડવાની ક્રિયાનો અસમ્ભવ છે. તેથી શોણ પદનો અર્થ જે રાતો રંગ તે સહિત ઘોડાને શોણ પદની अजहती लक्षणा છે.

જ્યાં પદોના વાચ્ય અર્થમાંથી એક ભાગનો ત્યાગ કરવામાં આવે અને એક ભાગને ગ્રહણ કરવામાં આવે ત્યાં भागत्यागलक्षणा. આને જ जहर्त अजहती लक्षणा પણ કહે છે. જેમ પ્રથમ દીઠેલા પદાર્થને અન્ય પ્રદેશમાં જોઈને કહે કે 'તે આ છે,' ત્યાં ભાગત્યાગ લક્ષણા છે. કારણ કે ભૂતકાળમાં અને અન્ય પ્રદેશમાં રહેલા પદાર્થને 'તે' પદ કહે છે. ભૂતકાળસહિત અને અન્ય પ્રદેશસહિત પદાર્થને 'તે' શબ્દ કહે છે, માટે ભૂતકાળ-

સહિત અને અન્ય દેશ સહિત વસ્તુ 'તે' પદનો વાચ્ય અર્થ છે અને વર્તમાન કાળ તથા સમીપ સ્થાનમાં રહેલી વસ્તુને 'આ' પદ કહે છે, તેથી તે સર્વ 'આ' પદનો વાચ્ય અર્થ છે. માટે ભૂતકાળ-સહિત અન્ય દેશસ્થિત જે વસ્તુ તે જ વર્તમાન કાળ અને સમીપદેશસ્થિત વસ્તુ છે, આવો સમુદાયનો વાચ્ય અર્થ સંભવે નહિ. કારણ કે અતીત કાળનો અને વર્તમાન કાળનો વિરોધ છે. તેમ અન્યદેશ અને સમીપદેશ વચ્ચે પણ વિરોધ છે, માટે બન્ને પદમાં દેશ તથા કાળરૂપ વાચ્યને ભાગનો ત્યાગ કરવો પડે છે, માટે આ भागत्यागलक्षणा કહેવાય છે.

तत्त्वमसि એ મહાવાકયનું યથાર્થ જ્ઞાન भाग-त्यागलक्षणाथी થાય છે. મહાવાકયમાંના तत् પદનો વાચ્ય ઈશ્વર અને त्वं પદનો વાચ્ય જીવ છે; તેઓના પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો ત્યાગ કરીને શુદ્ધ અને અસંગ એવા ચેતનને લક્ષણાથી જાણવામાં આવે છે, એટલે બ્રહ્મના સ્વરૂપનુ જ્ઞાન થાય છે.

**लक्षणावृत्ति**–જે અર્થમાં જે પદની વૃત્તિ હોય છે, તે અર્થની તે પદે કરીને પ્રતીતિ થાય છે તે. शक्ति અને लक्षणा એમ બે પ્રકારની વૃત્તિ છે. ઈશ્વરની ઇચ્છા અથવા તો વાચ્યવાચકભાવ સંબંધમૂળક તાદાત્મ્ય અથવા તો પદાર્થ બોધ હેતુસામર્થ્યને शक्ति કહે છે. જે અર્થમાં પદની શક્તિ હોય, તે અર્થ પદનો શકયાર્થ કહેવાય છે. શકય સંબંધને लक्षणा કહે છે. જેમ કે, 'ગંગા' પદની શક્તિ પ્રવાહમાં છે, તેથી ગંગા પદનો શકયાર્થ પ્રવાહ છે. તે સાથે તીરનો સંયોગસંબંધ છે. એ રીતે પદનો અર્થની સાથે જે પરમ્પરાએ સંબંધ તે लक्षणा. જેમ ગંગા પદનો તીરની સાથે પરંપરા સંબધ છે, તે જ તીરમાં ગંગા પદની લક્ષણા કહેવાય છે. કારણ કે સાક્ષાત્સંબંધ-વાળાની સાથે જે સંબન્ધ તે પરંપરાસમ્બન્ધ કહેવાય છે. ગંગા પદનો શક્તિરૂપ સમ્બન્ધ પ્રવાહ સાથે છે અને તેની સાથે તીરનો સંયોગ છે, તેથી સ્વશકય સંયોગરૂપ ગંગા પદનો તીર સાથે પરંપરા સમ્બન્ધ છે, તે लक्षणा કહેવાય છે. આ સર્વ ઉપરથી એવું સિદ્ધ થાય છે કેઃ–જે અર્થની સાથે જે પદનો શક્તિરૂપ સાક્ષાત્સમ્બન્ધ હોય, તે અર્થ તે પદનો શકયાર્થ કહેવાય છે; અને જે અર્થની સાથે જે પદના શકયનો સમ્બન્ધ હોય છે તે અર્થ તે પદનો લક્ષ્યાર્થ કહેવાય છે. જેમ ગંગા પદનો શકય અર્થ જે પ્રવાહ, તેનો તીરરૂપી અર્થની સાથે સંયોગ સમ્બન્ધ છે, તેથી ગંગા પદનો શકયાર્થ પ્રવાહ છે ને લક્ષ્યાર્થ તીર છે. પદના શકયાર્થની સાથે જે સમ્બન્ધ તેને लक्षणा કહે છે, તેથી પદનો પરમ્પરારૂપ જે સમ્બન્ધ તેનું નામ લક્ષણા. કારણ કે પદનો સાક્ષાત્સમ્બન્ધ શકયની સાથે થાય છે અને શકયાર્થનો સમ્બન્ધ લક્ષ્યાર્થની સાથે થાય છે. આ રીતે શકયદ્વારા પદનો સમ્બન્ધ હોવાથી પરંપરા સમ્બન્ધરૂપ लक्षणावृत्ति છે

**लिङ्ग**–વેદવાકયના તાત્પર્યનો નિશ્ચય કરનાર. તે છ પ્રકારનું છે. ઉપક્રમોપસંહાર,–( આદિ તથા અન્તનું એકસ્વરૂપ ), અભ્યાસ (વારંવાર પાઠ), અપૂર્વતા, (અલૌકિકપણું), ફલ (મોક્ષ), અર્થવાદ (સ્તુતિ), ઉપપત્તિ, (અનુકૂળ દૃષ્ટાંત).

**लोकायतिक**–ચાર્વાક મતનો એક ભેદ.

**वाच्यार्थ**–શબ્દનો અર્થની સાથે જે સાક્ષાત્ સમ્બન્ધ તે. શબ્દની શક્તિ વૃત્તિ કહેવાય છે અને શક્તિ વૃત્તિથી જે અર્થ જાણવામાં આવે, તે વાચ્યાર્થ કહેવાય છે. તેને જ શકયાર્થ મુખ્યાર્થ પણ કહેવામાં આવે છે.

**विकार्य**–વિકાર પામવાને યોગ્ય. દૂધમાંથી બનેલાં દહિં વગેરે પદાર્થો.

**विक्षेप**–વિઘ્ન, વગેરે. વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધભૂમિકત્વ ને અનવસ્થિતત્વ,–આ નવ ચિત્તને વિક્ષેપ કરનારા છે. (૧) વાત, પિત્ત ને કફ નામની ત્રણ ધાતુઓમાંથી કોઈ એક ધાતુ કોપાયમાન થઈ ન્યૂનાધિક થઈ જવાથી શરીરમાં થનારો રોગ, વ્યાધિ (૨) મનની ઈચ્છા હોવા છતાં પણ કાર્ય કરવાનું અસામર્થ્ય સ્ત્યાન; (૩) હું યોગ સાધી શકીશ કે નહિ અથવા મારો યોગ સિદ્ધ થશે કે નહિ, આ રીતે બે કોટીમાં રહેનારું જ્ઞાન સંશયજ્ઞાન; (૪) સમાધિના સાધનોમાં ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરવી નહિ તે પ્રમાદ; (૫) શરીરના અને ચિત્તના ભારેપણાથી બેસી રહેવું તે આલસ્ય; કફના પ્રકોપથી શરીર ભારે થાય છે અને તમોગુણથી મન ભારે થાય છે. (૬) ચિત્તનો વિષયોની સાથે સમ્બન્ધ થવાથી વિષયોમાં તૃષ્ણા થવી તેનું નામ અવિરતિ (વૈરાગ્યનો અભાવ); (૭) એક વસ્તુમાં તેનાથી બીજા પ્રકારનું જ્ઞાન તેનું નામ ભ્રાંતિ; (૮) કોઈ કારણોથી યોગ ભૂમિનો લાભ ન થવો, તે અલબ્ધભૂમિકત્વ; (૯) કોઈ યોગની અવસ્થાનો લાભ થયાથી પોતાને કૃતકૃત્ય માની લેતાં સમાધિનો લાભ થતો નથી, તેથી ચિત્ત સ્થિર થતું નથી તે અનવસ્થિતિ. આ નવ ચિત્તને વિક્ષેપ કરનારા છે.

**विजातीयभेद**–વૃક્ષ અને પથ્થર વચ્ચેનો ભેદ. વૃક્ષની જાતિ અને પથ્થરની જાતિ ભિન્ન ભિન્ન છે, તેથી તે બન્ને વચ્ચેનો ભેદ વિજાતીય ભેદ કહેવાય છે.

**विद्वत्संन्यास**–જ્ઞાન થયા પછી વાસનાક્ષય, મનોનાશ

અને તત્ત્વજ્ઞાનના અભ્યાસદ્વારા જીવન્મુક્તિના આનંદ માટે લીધેલો સન્યાસ.

विधि–વેદવાક્યવિના બીજા કોઈ પણ પ્રમાણથી જેની પ્રાપ્તિ ન હોય, તેનું નામ અપૂર્વવિધિ. જેમ કે, अग्निहोत्र जुहुयात् અગ્નિહોત્રમાં હોમ કરવો. अहरहः सन्ध्यामुपासीत નિત્ય સન્ધ્યાવન્દન કરવું વગેરે કર્મ, આ વચનો શિવાય બીજા કોઈ પણ પ્રમાણથી પ્રાપ્ત થતાં નથી, માટે આનું નામ અપૂર્વવિધિ.

विपर्यय–ઉલટું જ્ઞાન; જેમ રૂપામાં છિપનું જ્ઞાન પડું તે.

विशेष–ભેદ; વ્યાવર્તક જે એકમાંજ રહે છે છતાં જાતિરહિત હોય છે તે. પોતાના સ્વરૂપોથકી સર્વથી ભિન્ન હોય છે; અર્થાત્ દરેક પદાર્થ પરસ્પર ભિન્ન હોવામાં તદ્ગત વિશેષ કારણરૂપે હોય છે.

वेदनिष्ठा–વેદઉપર શ્રદ્ધા.

व्यभिचारी–અન્યોન્યમાં અન્યોન્યનો અભાવ. જેમ ઘટ પટ નથી અને પટ ઘટ નથી. અહિં ઘટમાં પટનો અને પટમાં ઘટનો અભાવ છે, માટે તે વ્યભિચાર છે.

व्यवसायात्मिकाबुद्धि–નિશ્ચય બુદ્ધિ.

व्याकृत–નામનો તથા રૂપનો વિસ્તાર કરીને જગત્ રૂપે થયેલા પરમાત્મા.

व्याप्ति–જ્યારે હેતુ અને સાધ્ય બન્ને નિયમ પ્રમાણે એક ઠેકાણે રહે છે, ત્યારે તેઓની વચ્ચે વ્યાપ્તિ રહે છે. ઉદાહરણઃ-જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ પણ હોય. અહિં ધૂમ હેતુ છે ને અગ્નિ સાધ્ય છે. અગ્નિ હોય ત્યાં ધૂમ ન હોય પણ ધૂમ હોય ત્યાં તો અગ્નિ હોયજ. આ રીતે હેતુ અને સાધ્ય એક ઠેકાણે હોય ત્યાં વ્યાપ્તિ.

व्यावृत्ति–જુદું પાડવું.

व्यूहरचना–સેનાની ભિન્ન ભિન્ન આકારે ગોઠવણી. કમળ, સોઈ, શકટ (ગાડું), દંડ, ચક્ર વગેરેના આકારમાં સૈન્યની ગોઠવણ કરવી તે

शब्द–યથાર્થવક્તા. પુરુષનું વાક્ય શબ્દ કહેવાય છે અને તે પ્રમાણ ગણાય છે, પરંતુ તે વાક્ય આકાંક્ષા, યોગ્યતા, સન્નિધિ અને તાત્પર્યવાળા પદથી યુક્ત હોવું જોઈયે.

शिष्टाचार–શિષ્ટ એટલે સત્પુરુષ અને તેનો આચાર કહેતાં વર્તણુક, સત્પુરુષનું આચરણ.

शून्यवादी–શૂન્યને આત્મા માનનારા. બૌદ્ધ કહે છે આત્મા નિરંશ છે, એથી એક આત્માને પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ કહેવો એ ઠીક નહિ અને ખદ્યોતનો તો એક અંશ પ્રકાશરૂપ છે અને બીજો અંશ અપ્રકાશરૂપ છે, તેની પેઠે અંશરહિત આત્માવિષે ઉભયરૂપ કહેવું અસંગત છે. એથી ઉભયરૂપની સિદ્ધિને માટે આત્મા અંશ સહિત જ માનવો પડશે. જે અંશવાળા પદાર્થ ઘટાદિ છે તે ઉત્પત્તિ અને નાશવાળા હોય છે; તેમ આત્મા પણ અંશ સહિત હોવાથી ઉત્પત્તિનાશવાળો જ માનવો પડશે. જે ઉત્પત્તિનાશવાળો પદાર્થ હોય તે ઉત્પત્તિથી પૂર્વે અને નાશથી અનંતર અસત્ હોય છે. જે આદિઅંતમાં અસત્ હોય તે મધ્યમાં પણ સત્ હોય નહિ; કિંતુ મધ્યમાં પણ અસત્ જ હોય છે. એથી આત્મા અસત્ રૂપ છે. તેમ આત્માથી ભિન્ન પણ સંપૂર્ણ પદાર્થ ઉત્પત્તિનાશવાળા છે, એથી અસત્રૂપ છે. એ રીતિએ આત્મા અને અનાત્મા સમગ્ર વસ્તુ અસત્રૂપ હોવાથી શૂન્ય જ પરમતત્વ છે. એ શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધનું મત છે.

श्येनयज्ञ–જેમાં શકરાનું બળી અપાય છે તેવો યજ્ઞ. આ યજ્ઞ અભિચાર માટે કરવામાં આવે છે.

श्रुति–ઋષિઓએ સમાધિમાં શ્રવણ કરેલા મંત્રો-વેદ.

सङ्कर–સેળભેળ. એક જાતિના પુરૂષે બીજી જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા.

सङ्घात–ચોવીસ તત્ત્વથી યુક્ત દેહ.

सञ्चित–અનેક જન્મોમાં કરેલાં કર્મોનો સમૂહ; જેનાં ફળ મળ્યાં નથી તેવાં કર્મો.

सजातीय भेद–એક જ જાતિમાં જે ભેદ તે. જેમ એક વૃક્ષ બીજા વૃક્ષથી ભિન્ન (જુદું) હોય તે.

समलोष्टाश्मकाञ्चन–માટીના ઢેફાને તથા પથરાને અને સોનાને સમાન માનનાર-જ્ઞાની.

समवाय–મિશ્રસિદ્ધ આધારનો અને આધેયનો જે સંબંધ તે સમવાય સંબંધ કહેવાય છે. એક આધારી સદા રહે તે જોડાને મિશ્રસિદ્ધ કહેવામાં આવે છે. ગુણ અને ગુણીનો નિત્ય સંબંધ છે, ક્રિયા અને ક્રિયાવાનનો નિત્ય સંબંધ છે, જાતિ અને વ્યક્તિનો નિત્ય સંબંધ છે, ગંધ ગુણ અને પૃથ્વી ગુણી એ બન્નેનું જોડું મિશ્રસિદ્ધ છે. એમાં ગંધગુણનો આધાર પૃથ્વી છે અને આધારી ગંધગુણ છે. આ બન્નેનો સંબંધ મિશ્રસંબંધ કહેવાય છે. તેને સમવાય સંબંધ કહે છે.

समवायिकारण–કારણ સાથે રહીને કાર્યને ઉત્પન્ન કરે તે. તાંતણા, સાથે રહીને, વસ્ત્રરૂપી કાર્યને ઉત્પન્ન કરે છે, માટે તે વસ્ત્રનું સમવાયિકારણ.

समुच्चयवाद–કર્મ તથા જ્ઞાન એ બન્ને એકઠાં થઇને મોક્ષનાં સાધન છે, આવી રીતનો વાદ.

सम्पदा–સંપત્તિ સુખ.

संशय–સાયંકાળે અથવા તો રાત્રિએ દૂરથી ઝાડને જોઈને આ વૃક્ષ હશે કે પુરુષ હશે, આવા પ્રકારનું જે જ્ઞાન થવું તે.

संसर्ग–સમ્બન્ધ, સહવાસ

संस्कार्य–સંસ્કાર કરવા યોગ્ય.

साहृय–જ્ઞાન અથવા ઈશ્વરના સ્વરૂપને જાણનારો પુરુષ.

साधारण धर्म–બ્રાહ્મણથી લઈને ચંડાળસુધી સર્વથી પાળી શકાય તેવો ધર્મ. તે ધર્મ આ પ્રમાણે છે:-અહિંસા, સત્ય, ચોરી નહિ કરવી તે; બહાર અને અન્દરની શુદ્ધિ; ઇન્દ્રિયોનો નિગ્રહ; દાન, દમ, દયા અને ક્ષાંતિ.

सामान्य–સમાનોમાં રહેલો અનાગંતુક નિત્ય ધર્મ. જે નિત્ય હોય, એક હોય અને અનેકમાં હોય તે સામાન્ય કહેવાય જાતિ અને સામાન્ય શબ્દનો એક જ અર્થ છે.

सुषुप्ति–પુરુષ નિદ્રામાંથી જાગૃત થયા પછી અજ્ઞાનનું સ્મરણ કરીને કહે છે કે, હું સુખમાં સુતો હતો, શું બન્યું તેનું મને બિલકુલ જ્ઞાન નથી. આ રીતે જે અવસ્થામાં અજ્ઞાન પ્રકાશે છે અને બુદ્ધિનો લય થાય છે; અથવા તો જેમા સર્વ ઇન્દ્રિયોનો લય થાય છે તે.

सुषुम्णा–એક નાડીનું નામ.

सूक्ष्म शरीर–પાંચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ, એ સત્તર તત્ત્વોથી બનેલું શરીર. શ્રોત્ર, ત્વચા, ચક્ષુષ્, જિહ્વા અને નાસિકા–આ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા–આ પાંચ કર્મેન્દ્રિયો; પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન–આ પાંચ પ્રાણ; સંકલ્પ તથા વિકલ્પવૃત્તિરૂપ મન અને નિશ્ચય વૃત્તિરૂપ બુદ્ધિ–આ સત્તર તત્ત્વથી થયેલું શરીર, તે સૂક્ષ્મ શરીર.

सूचीकटाहन्याय–એક પુરુષ સોઈ ઘડાવવા માટે લુહારને ત્યાં ગયો અને બીજો પુરુષ તે જ સમયે કટાહ ( કડાઈયું ) ઘડાવવા ગયો. લુહારે તે બન્નેને એક સમયે આવેલા જોઈ પ્રથમ સોઈ ઘડી આપી અને પછી કડાઈયું ઘડી આપ્યું કારણ કે સોઇને ઘડતાં થોડીવાર લાગે તેમ હતું, અને કડાયાને ઘડતાં વિલંબ લાગે તેમ હતું. આ ન્યાયનો તાત્પર્ય એવો છે કે, એક સમયે બે કામ કરવાનાં હોય, ત્યારે જે કામ થોડા સમયમાં થઈ શકે તેવું હોય તે કાર્ય પ્રથમ કરવું અને જે કાર્યને માટે વિલમ્બ લાગે તેવું કાર્ય પાછળથી કરવું.

सौगत–જૈનમતનો એક ભેદ.

स्थूल शरीर–પંચમહાભૂતથી બનેલું શરીર. આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચ ભૂત. એ એકેક ભૂતના પાંચ પાંચ તત્ત્વ છે. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય-એ પાંચ આકાશનાં તત્ત્વ છે; ચલન, વલન, ધાવન, પ્રસારણ અને આકુંચન–આ પાંચ વાયુનાં તત્ત્વ; ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા અને કાંતિ–આ પાંચ તેજનાં તત્ત્વો છે; વીર્ય રુધિર, લાળ, મૂત્ર અને પરસેવો–એ પાંચ જળનાં તત્ત્વો છે; હાડકાં, માંસ, નાડી, ચામડી અને કેશ–આ પાંચ પૃથ્વીનાં તત્ત્વો છે. આ પાચ પાંચ તત્ત્વવાળાં પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલું શરીર તે સ્થૂલ શરીર.

स्फुरण–પ્રકાશવું, સ્ફુરવું.

स्मृति–શ્રોત્રઆદિ ઇન્દ્રિયોથી અનુભવેલા પદાર્થનો આત્મામા જે સંસ્કાર થાય અને તે સંસ્કારથી કાળાન્તરે ઉત્પન્ન થયેલું જે જ્ઞાન તે. સ્મૃતિના બે ભેદ છે:-યથાર્થ અને અયથાર્થ, જેમકે રૂપાંને જોઈને, ' આ રૂપું છે ' એવું જે જ્ઞાન થાય તે યથાર્થ જ્ઞાન અને છીપને જોઈને તેમાં રૂપાંની ભ્રાંતિ થવી, તે અયથાર્થ જ્ઞાન. ૨ ઋષિઓએ વેદોના અર્થ સંભારીને રચેલાં ધર્મશાસ્ત્ર.

स्रक्–પુષ્પની માળા.

स्वगतभेद–પોતાના અવયવોમાં રહેલો ભેદ. જેમ વૃક્ષનો પોતાનાં પાંદડાં, પુષ્પ. ફ્લ વગેરેમાં જે ભેદ તે.

स्वदारवृत्ति–પોતાની પરણેલી સ્રીપર પ્રીતિ રાખવી તે.

स्वप्नावस्था–જાગ્રદવસ્થામાં જે જોવામાં, સાંભળવામાં તથા ભોગવવામાં આવે તેનો સંસ્કાર હિતા નામની નાડીમાં રહી જાય છે. આ સંસ્કારને લીધે નિદ્રાસમયમાં તે તે પદાર્થનું ભાન થાય તે

हिरण्यगर्भ–બ્રહ્મા.

नवीन નવીન નવીન

જ્ઞાન-કર્મસહ ભક્તિના સિદ્ધાંતો સમજાવનારા નવા ગ્રન્થો

ચંદ્રકાંતમાં આવેલા દૃષ્ટાંતો જેવા જ અદ્ભુત અને સાથે સાથે બોધપ્રદ દૃષ્ટાંતો વાંચવા હોય તો ચંદ્રકાંતના લેખકના બાળમિત્રનાં નીચેનાં પુસ્તકો અવશ્ય વાંચો.

## શ્રીજ્ઞાનસૂર્યોદય અથવા ભક્તિયોગ

મનુષ્યના હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય એટલે ભગવાનનું ઐશ્વર્ય, માહાત્મ્ય જણાય અને તેથી તે તેની ભક્તિ કરવા લાગે છે. તેથી આ ગ્રન્થમાં ભગવાનની ભક્તિ કેવા પ્રકારે કરવી, કોણે કોણે અગાઉ ભક્તિ કરી છે, તેમને ભગવાન્ કેમ મળ્યા, મૂર્તિપૂજા, નવધાભક્તિનું સ્વરૂપ, ભક્તોના દૃષ્ટાંતો, સત્પુરુષ અને સત્સંગ વગેરે વિષયો દાખલા દલીલ અને પ્રમાણોથી એવી રીતે સમજાવ્યા છે કે આ પુસ્તક નાસ્તિકને આસ્તિક કરે, અને આસ્તિકનો ભાવ દૃઢ કરે તેવું છે. કીં. રૂ. ૨-૦-૦

# ધર્મજ્ઞાન દૃષ્ટાંતમાળા

અથવા

# ધર્મબોધ

આ ગ્રન્થમાં મનુષ્યને બ્રહ્મ, જગત્, જીવ, સાધન અને ફળ સંબંધી ઉત્તમ જ્ઞાન થવા માટે ભક્તરાજે સુંદર ઉપદેશ આપેલો છે. વાત વાતમાં ધર્મ વિષેના કૂટ પ્રશ્નો વેદાંતના સુંદર, સચોટ, મનનીય દાખલા દલીલોથી સમજાવ્યા છે. કીં. રૂ. ૧-૦-૦

---

# ભક્તરાજની પુષ્પમાળા